९५०७

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

વાર્ષિક લવાજમ રૂ. ત્રણ.

પુસ્તક ૪ — ભાદ્રપદ



અંક ૧ — ૧૯૮૪

માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબઈ

# વિષયાનુક્રમ.



---

## સૂચનાઓ—

૧ આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર છે.

૨ અભ્યાસ. મનન અને શોધખોળના પરિણામે લખાયેલા સર્વ લેખો, વાર્તાઓ અને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩ લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પરબારો પત્રવ્યવહાર કરવો.

૪ કોઇપણ લેખ પૂર્વે જાતે કે બીજાએ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન મોકલવો.

૫ લવાજમ સંબંધી તેમજ જૈનયુગ મંગાવવા કે ન પહોંચ્યાની ફર્યાદ કરવા વગેરે સર્વ બાબતનો પત્ર વ્યવહાર જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિસ, ૨૦ પાયધુની મુંબઇ નં. ૩ એ સરનામે કરવો. તે માટે તંત્રીને તસદી આપવી નહિ, તેમ તે પર તંત્રી ધ્યાન આપી શકશે નહિ.


**મોહનલાલ દલીચંદ દેશાઇ, B. A. LL. B.**
વકીલ હાઇકોર્ટ લોહારચાલ, મુંબઇ, માનદ તંત્રી.

# જૈન યુગ.



"અત્રક્ષણપર્યંત તમારો કંઇપણ અપરાધ કે અવિનય આ છવથી થયો હોય તે નમ્ર ભાવથી ખમાવું છું.

જે નિયમોમાં અતિચારાદિ પ્રાપ્ત થતા હોય તેનું યથાવિધિ કૃપાળુ મુનિશ્રીઓ પ્રત્યે પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરી આત્મશુદ્ધતા કરવી યોગ્ય છે, નહિ તો ભયંકર તીવ્ર બંધનો હેતુ છે. નિયમને વિષે સ્વેચ્છાચાર પ્રવર્તન કરતાં મરણ શ્રેય છે એવી મહાપુરૂષની આજ્ઞાએ વિચાર રાખ્યો નહિ, એવો પ્રમાદ આત્માને ભયંકર કેમ ન થાય?

'તું ધર્મ પામ્યો નથી,' 'હું ધર્મ કેમ પામીશ?' એ આદિ ખેદ નહીં કરતાં વીતરાગ પુરૂષોનો ધર્મ, જે દેહાદિ સંબંધીથી હર્ષ વિષાદવૃત્તિ દૂર કરી આત્મા અસંગ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ છે એવી વૃત્તિનો નિશ્ચય અને આશ્રય ગ્રહણ કરી તેજ વૃત્તિનું બળ રાખવું, અને મંદવૃત્તિ થાય ત્યા વીતરાગ પુરૂષોની દશાનું સ્મરણ કરવું; તે અદ્ભુત ચરિત્ર પર દૃષ્ટિ પ્રેરીને વૃત્તિને અપ્રમત્ત કરવી, એ સુગમ અને સર્વોત્કૃષ્ટ ઉપકારક તથા કલ્યાણસ્વરૂપ છે." S R

પુસ્તક ૪ વીરાત્ સં. ૨૪૫૪ વિ. સં. ૧૯૮૪ ભાદ્રપદ. અંક ૧

## શ્રીમદ્ યશોવિજયકૃત અપ્રકટ સ્તવનો.

### ઋષભજિન સ્તવન.

ઋષભદેવ સુખકારી, જગતગુરૂ ઋષભ૦
વરસી દાન દેઇને જગમેં, ઇલતિ ઇતિ નિવારી,
તૈસે કાહે કરત નહિ કરૂણા, સાહિબ વેર હમારી
જગત. ૧

માંગત નહિ હમ હાથી ઘોરે, ધન કન કંચન નારી,
દિઉ નિજ ચરણકમલકી સેવા, યાહી લગે મોહે પ્યારી. જગત. ૨

ભવલીલાવાસિત સુર ડારે, તો પરિ સબહી ઉવારી,
મૈં મેરો મન નિશ્ચલ કરિકે, તુમ આણા સિર ધારી.
જગત. ૩

દેવ નહિ દૂજો કોઇ જગમેં, યાસું હોઈ દિલ-યારી,
દિલહી દલાલ પ્રેમકે બીચિં તિહાં હઠ ખાંચિ ગમારી.
જગત. ૪

તુમ્હ હો સાહિબ મૈં હુ બંદા, યા મત દે વીસારી,
શ્રી નયવિજય વિબુધ સેવક કે, તુમ્હ હો પર ઉપગારી.
જગત. ૫

### અજિતનાથ સ્તવન.

અજિતદેવ મુઝ વાલ હો, જિઉં મોરા મેહા,
જિઉ મધુકર મનિ માલતી, પંથી મનિ ગેહા. અજિત. ૧

મેરે મુનિ તુહિ રચ્યો, પ્રભુ કંચન દેહા,
હરિહર બંભ પુરંદરા, તુઝ આ ગઇ કેહા. અજિત. ૨

ભેરિ અગોચરકા નહી, સજ્જન ગુન રેહા,
ચાહે તાકુ ચાહિઇ, ધરિ ધર્મ સનેહા. અજિત. ૩

જગતવત્સલ જગ તારનો, તું બિરૂદ વદેહા,
વીતરાગ હુઇ વાલહા, કિઉં કરિ હો છેહા. અજિત. ૪

જે જિનવર હઇ ભરતમે, ઐરવત વિદેહા
જસ કહે તુઝ પદ પ્રણુતિ થઇ, સબ પ્રણમે તેહા.
અજિત. ૫

—પાટણ ભંડાર.

# તંત્રીની નોંધ

## ૧ પર્યુષણ પર્વ.

खामेमि सव्व जीवे सव्वे जीवा खमंतु मे ।

मित्ति मे सव्व भूएसु वेरं मज्झं न केणइ ॥

(૧) સર્વ જીવોને હું ખમાવું છું-તેમને ક્ષમા આપું છું, (૨) સર્વે જીવો મને ખમો-ક્ષમા આપો. (૩) સર્વ ભૂત-પ્રાણીઓ પ્રત્યે મારી મૈત્રી છે અને (૪) કોઇ સાથે મારે વૈર નથી.

આવી ગાથા આપણે દર વર્ષે પર્યુષણ પર્વમાં સાંવત્સરિક પ્રતિક્રમણ કરતાં તો અવશ્ય બોલીએ છીએ; છતાં તેમાં રહેલ ચાર બાબતોનો કદિ પણ લક્ષ પૂર્વક-ઉપયોગ દઇ આપણે કોઇએ વિચાર કર્યો છે ? વિચાર જો બરાબર કરવામાં આવે તો તો તે પ્રમાણે અરસપરસનું વર્ત્તન પણ હોય-પૂર્ણપણે નહિ તો ઘણે અંશે હોય, અને એક બીજા વચ્ચેની મારામારી-પક્ષાપક્ષી-તડાતડી-વેર ઝેરને દેશવટો મળે તથા બધા નહિ તો વીરપ્રભુનાં સર્વ સંતાનો, વીરશાસનના એક છત્ર નીચે રહી સાચી શાંતિ અને પ્રગતિ મેળવે.

પરન્તુ એવું દેખાતું નથી. આ વર્ષે બે શ્રાવણ આવ્યા તેમાં અમુકોએ પહેલા શ્રાવણથી અને અમુકોએ બીજા શ્રાવણથી પર્યુષણ પર્વ આરાધ્યાં-તેમાં એકતા ન રહી. વિચારવાન્ સવાલ કરે છે કે આમ જૂદા જૂદા સમયે પર્યુષણ પર્વ કરવામાં બધા ગચ્છના આચાર્યો એકસંમત ન થઇ શકે ? બધા મળીને એક માર્ગ પર આવી શકાય તો તો તે ધન્ય દિવસ ગણાય. છતાંય જો એમ ન બની શકે તો સૌ સૌની માન્યતા અનુસાર દરેકે પોતાની માન્યતાના દૃઢ મમત્વને લીધે તે સાચી મનાવવાના ધમપછાડા સિવાય પોતપોતે માનેલા સમયે પર્વની સાચી આરાધના કરવી ઘટે.

અમુક ગચ્છના બીજા ગચ્છના સામે વિરોધક શબ્દો લખે, બીજા ગચ્છના સામા ગચ્છના સામે પ્રતિશબ્દો ફેંકે એ ચાલુ સમયને ઓળખવા બરાબર નથી એટલુંજ નહિ, પરન્તુ વીર પ્રભુના ઉપદેશને વિપરીતપણે વર્તનમાં ઉતાર્યા સમાન છે.

મતભેદ હોય તે અભિનંદનીય છે. મતભેદને લીધે હૃદયભેદ ન થવો જોઇએ. મતભેદનું પ્રકાશન દાબવું ન જોઇએ. દરેક વ્યક્તિને પોતાનો મત પ્રકટ કરવાનો જન્મસિદ્ધ હક્ક છે. તે હક્કને છીનવી લેવાનો પ્રયત્ન કરનાર આ જમાનાનો પવન લેતોજ નથી એમ સમજાય છે. મતભિન્નતા પ્રત્યે સહિષ્ણુતા હોવીજ જોઇએ. જૈન દર્શન તે અનેકાંત દર્શન છે તેમાં સર્વ દૃષ્ટિઓ-દૃષ્ટિબિંદુઓ-મતો-વાદોને સ્થાન છે. દરેક પ્રકારના મતને અમુક અપેક્ષાએ યોગ્ય અનુકૂલ સાધી શકાય; તો દરેક કાર્યકર્ત્તાએ આ વાત લક્ષમાં રાખી, મતભેદ પ્રત્યે ક્ષમતા, મતભેદીઓ પ્રત્યે મૈત્રી રાખનારૂં એવું અંતઃકરણ પોતાનું બનાવવું જોઇએ.

ટીકાકારોના બે પ્રકાર છે. ૧ સન્નિષ્ઠાવાળા, ૨ અસન્નિષ્ઠાવાળા. સન્નિષ્ઠાવાળા જો કાળજી રાખે તો વધારે વિશ્વસનીય ખબરો મેળવી તે પર સન્નિષ્ઠાથી ટીકા કરી શકે છે અને તેવાની સમાજને બહુ જરૂર છે. અસન્નિષ્ઠાવાળા તો સાચી વાતને-ખબરોને પણ છિન્નભિન્ન અને વિકૃત સ્વરૂપમાં મૂકી પોતામાં રહેલ સ્વાર્થ વૃત્તિ અને અધમતાને પોષે છે, અને નીચી ગતિનું ભાથું બાંધે છે. કાર્યકર્તાઓએ આવા બંને જાતના ટીકા કરનારા પ્રત્યે અડગ અને નિર્ભય રહેવું જોઇએ. જેના પર ટીકા થતી નથી તે જાહેર વ્યક્તિજ નથી.

કુટુંબમાં પિતા પુત્ર વચ્ચે, ભાઇ ભાઇ વચ્ચે, સાસુ વહુ વચ્ચે, જેઠાણી દેરાણી વચ્ચે, નણંદ ભાભી વચ્ચે રહેતા ઝઘડાઓ-વેરઝેર, વૈમનસ્ય બહુ સામાન્ય છે. ઘર ઘર હોળી છે. આ સ્થિતિ બતાવે છે કે ક્ષમા માગવાની, ક્ષમા આપવાની કલ્યાણ દિશા આપણે સમજ્યાજ નથી-સમજ સહિત તેનો વિચાર કર્યો નથી. શ્રી વીરપ્રભુનો ઉપદેશ કલ્પસૂત્રમાં એ રીતે ગૂંથેલો છે કેઃ—

खमियव्वं खमावियव्वं उवसमियव्वं उवसमवियव्वं । जो उवसमइ तस्स अत्थि आराहणा । जो न उवसमइ तस्स नत्थि आराहणा । तम्हा अपणा चेव उवसमियव्वं । से किमाह भंते ! । उवसमसारं खु सामण्णं ।

એટલે—ખમવું ઘટે, ખમાવવું ઘટે, ઉપશમવું ઘટે,

ઉપશમાવવું ઘટે. જે ઉપશમે છે તેને આરાધના (પ્રાપ્ત) થાય છે, જે ઉપશમતો નથી તેને આરાધના (પ્રાપ્ત થતી) નથી, માટે આત્માથી પોતેજ ઉપશમવું. ભગવન્! આ(કહ્યું તે)નું શું કારણ? (કારણ એ કે) ઉપશમ નિશ્ચે શ્રામણ્ય–સાધુત્વનો સાર છે.

સજ્જીવન–સાધુજીવન ગાળવામાં ઉપશમ–શાંતિ, વેર વિરોધનો ત્યાગ પ્રથમ પાયો છે. એવો ત્યાગ જે રીતે થાય તે સર્વ સાધનો મેળવી તેવી મનોદશા –ચિત્તદશા કરવી જોઇએ. પ્રભુએ બતાવેલો ધર્મ–માર્ગ સાંભળી વારંવાર વિચારવો–અવધારવો ને આચરવો ઘટે.

શ્રૂયતાં ધર્મ સર્વસ્વં શ્રુત્વા ચૈવાવધાર્યતામ્ ।
આત્મનઃ પ્રતિકૂલાનિ પરેષાં ન સમાચરેત્ ॥

એટલે ધર્મનું સર્વસ્વ સાંભળો, સાંભળીને તેનેજ અવધારો અને (પોતાના) આત્માને જે પ્રતિકૂલ હોય તે બીજાઓ પ્રત્યે આચરો નહિ.

'Without halting, without rest
Pushing better up to Best.'

એટલે કે 'અટકયા વગર, થાક ખાધા વગર–અવિરતપણે, અવિશ્રાંતપણે વધારે શુદ્ધને ઠેઠ સૌથી શુદ્ધ-શુદ્ધતમ–ઉત્તમ પ્રત્યે લેઇ જાઓ' એ એક અમેરિકનના શબ્દો ધ્યાનમાં લઇ આગળને આગળ કૂચ કરતા જઇએ.

આ ભાવના સહિત જૈન સમાજની અખંડ સુખ શાન્તિ અને હૃદયની પવિત્રતા ઇચ્છી તે સમાજ પ્રત્યે થયેલ અમ દોષ–દુષ્કૃત મિથ્યા થાઓ–તેનું પુનઃ પ્રવર્તન ન થાઓ એ હૃદયગત વાંછા પ્રકટ કરીએ છીએ.

**૨ સાંવત્સરી**—ભાદ્રપદથી જૈનોનું નવીન વર્ષ શરૂ થતું હતું અને તેથી પર્યુષણ પર્વ તે પહેલાના અને ભાદ્રપદથી શરૂ થતા દિવસોમાં રાખી છેલ્લા દિવસને સાંવત્સરી એ નામ રાખેલું એમ માનવાને કારણ મળે છે. અને તે 'ઇંડિયન એંટિક્વરી'ના વૉ. ૨૩ ના ૧૮૯૪ ના સપ્ટેંબર માસના અંકમાં પૃ. ૨૩૮–૨૪૯ સુધીમાં આવેલ 'Jacobi's Age of the Veda and Tilak's Orion–જેકોબીએ વેદનો માનેલો કાળ અને તિલકનો ઓરાયન નામનો ગ્રંથ' એ નામના લેખપરથી સ્પષ્ટ થાય છે. આ લેખમાં ઘણી ઉપયોગી બાબતો છે પરંતુ તે સર્વનો અનુવાદ કરવાનું ઘણું મન હતું, પરંતુ તે ગ્રંથ વાંચવા મેળવી આપનારે મંગાવી લેવાથી તેમાંથી જે ઉપયોગી અનુવાદ થોડો કરી રાખ્યો હતો તે નીચે આપીએ છીએઃ—

"પ્રોફે. જેકોબી અને પ્રોફે. તિલકનાં કથન પ્રમાણે અમુક ઉલ્લેખો પરથી જણાય છે કે વૈદિક કાલમાં ફાલ્ગુનની પૂર્ણિમાથી વર્ષનો આરંભ કરવામાં આવતો હતો. વળી પ્રોફે. જેકોબી જણાવે છે કે બીજા ઉલ્લેખો પરથી જણાય છે કે બીજું વર્ષ બરાબર છ મહિના પછી પ્રૌષ્ઠપદ એટલે ભાદ્રપદમાં શરૂ થતું હતું. તેજ પ્રોફેસર વિશેષમાં જણાવે છે કે ત્રીજી વર્ષની ગણત્રી માર્ગશીર્ષ (કે જેને ગૃહ્ય સૂત્રોમાં અને પાણિનીના વ્યાકરણમાં આગ્રહાયણ અથવા આગ્રહાયણિક કહેવામાં આવે છે તે) માસથી આરંભ કરી કરવામાં આવતી.

આ રીતે વૈદિક કાલમાં ત્રણ વર્ષો છેઃ ૧ ફાલ્ગુનવર્ષ, ૨ છ મહિના પછી પ્રૌષ્ઠપદ–વર્ષ, અને ૩ ત્રણ માસ પછી માર્ગશીર્ષ–વર્ષ. આમ જુદી જુદી વર્ષની શરૂઆતથી આશ્ચર્ય પામવા જેવું નથી એમ જેકોબી જણાવે છે, કારણ કે હિન્દુઓ ઐતિહાસિક કાલમાં જૂદા જૂદા પ્રારંભિક દિવસો પોતાની ગણત્રી માટે વાપરતા અને હજુ પણ વાપરે છે. એકજ પ્રાંતમાં કેટલીક વખત બે યા ત્રણ વાપરે છે. ઐતિહાસિક હિંદમાં વર્ષ, સાત જેટલા જુદા જુદા મહિનાઓથી શરૂ થતું યા થાય છે જેમકે (૧) ચૈત્ર (૨) વૈશાખ (૩) આષાઢ, (૪) ભાદ્રપદ, (૫) આશ્વિન, (૬) કાર્તિક અને (૭) માર્ગશીર્ષ; જ્યારે ફાલ્ગુનથી શરૂ થતું વર્ષ લંકામાં જોવામાં આવે છે એમ પ્રોફે. કર્ને બતાવ્યું છે. આ પૈકી પહેલા ત્રણ પ્રારંભિક માસો તેમજ પાંચમા અને છઠ્ઠા માસો ખગોળ શાસ્ત્રીઓના ગ્રંથો પરથી અને શિલાલેખો પરથી જણાયા છે. ચોથા નંબરનો (ભાદ્રપદ) બેરનીએ (જુઓ ઈંડિયા વૉલ્યુ. ૨, પૃ. ૮) સ્પષ્ટ રીતે જણાવ્યો છે અને તેજ પ્રમાણે સાતમા નંબરનો (માર્ગશીર્ષ) જણાવ્યો છે કે જે પોતાના વખતમાં ઉત્તર અને ઉત્તર–પશ્ચિમ હિંદના જુદા જુદા પ્રાંતોમાં વપરાતો હતો. આમ હોવાનું પ્રમાણ

ભગવદ્ગીતા ૧૦, ૩૫, મહાભારત ૧૩, ૧૦૬, ૧૧ અને અમરકોશ આપે છે. આમ બનવું એ હિંદ જેવા મોટા દેશ માટે સ્વાભાવિક છે કારણ કે તે દેશ અસંખ્ય રાજકીય અને બીજા ખંડોમાં વિભક્ત હતો. વૈદિક ગ્રંથોમાં પણ એવાં પ્રમાણ છે કે જે પરથી એ સંભવિત જણાય છે કે વર્ષના પ્રારંભની એક કરતાં વધુ રીતે ગણત્રી કરવામાં આવતી હતી, એટલે એક સરખી એકજ ગણત્રી નહોતી. (દાખલા તરીકે ઋતુઓની સંખ્યા એકબીજાથી જુદી જુદી ભિન્ન ભિન્ન સ્થળે બતાવી છે):

હવે જોઇએ કે પ્રાચીન આર્યો પોતાનાં વર્ષો ઉપરોક્ત ત્રણ જુદા જુદા માસથી આરંભી કેમ ગણતા હતા? આ બુદ્ધિમાં સહજ આવી શકે તેમ છે, કારણકે જો Winter Solstice ફાલ્ગુનમાં, Vernal Equinox જ્યેષ્ઠમાં, Summer Solstic પૌષ્ઠપદ-ભાદ્રપદમાં અને Autumnal Equinox માર્ગશીર્ષમાં પડે છે, તો પછી તે માસો પૈકી કોઇપણ એક માસથી વર્ષનો આરંભ લઇ શકાય. અને એ સમજમાં ઉતરે તેમ છે કે જુદી જુદી શાળાના ખગોળ શાસ્ત્રીઓ વર્ષને આ ચાર માસ પૈકી કોઈ એક જુદા જુદા લઇ તેનો આરંભ કરવાનું નક્કી કરે અને તે માટે અનુક્રમે હિમ, વસન્ત, વર્ષા યા શરદ્ વર્ષો પસંદ કરે. કારણકે તેમ કરતાં, ફાલ્ગુન અને પ્રૌષ્ઠપદ એ દરેક અયનના દ્વિતીય માસો છે, અને માર્ગશીર્ષ તે Autumnal Equinoxથી એક માસ પાછળ છે."

**૩. આગામી કૉન્ફરન્સની બેઠકમાં ખાસ કરવા યોગ્ય બાબતો**—આ સંબંધમાં કેટલાક ભાઇઓની આપસ આપસમાં નિમંત્રણા થતાં સામાન્ય રીતે એવું વિચારવામાં આવ્યું હતું કે: (૧) જૈન કૉન્ફરન્સનું જે બંધારણ મુંબઇમાં મળેલી બેઠકે પસાર કર્યું હતું ને હજુ સુધી ચાલ્યું આવે છે તેમાં તેનો પ્રદેશ વિશેષ વિસ્તૃત કરી અત્યાર સુધીના અનુભવથી જે કંઇ ખામીઓ યત્ર તત્ર દેખાય તે દૂર કરી બહોળા પ્રમાણમાં કાર્યકર થાય તેવું પુનઃ રચવું અને તે પાર પડી શકે તે દ્વારા સમાજહિતનાં કાર્યો સ્થલે સ્થલે કરી શકાય તે માટેની યોજના કરવી.

(૨) જૈન તીર્થોનું રક્ષણ-વિશેષપણે થઇ શકે અને તેના સંબંધીની સર્વ ઐતિહાસિક હકીકતો તથા હક્કોનાં પ્રમાણો મેળવી શકાય, ઝઘડાઓ ન ઉત્પન્ન થાય તેવા સર્વ ઇલાજ લેવા છતાં પણ કદાગ્રહ અને આસક્તિથી લઇને તે ઉપસ્થિત થાય તો તેની સામે બચાવ કરવો અને યોગ્ય પગલાં ભરવાં, કાયદા જાણનાર સર્વ વ્યક્તિઓનો લાભ લઇ શકાય, અને ઓછા ખરચથી વિશેષ કાર્ય થઇ શકે તે માટે સર્વ કરવું. શ્રી આણંદજી કલ્યાણજીના પ્રદેશ અને વહીવટને બાધ આવ્યા વગર ઉપરનાં સર્વ કામ કરવા માટે તીર્થરક્ષક કમિટી બને તો નીમવી કે જે આખા ભારતનાં તમામ શ્વેતામ્બર તીર્થોપર થતા આક્રમણને બને તેટલા બચાવે. તે માટે ફંડ કરે, તે સંબંધીનાં જૂનાં પુસ્તકો, શિલાલેખો, નકશાઓ, ઐતિહાસિક વિગતો પૂરાં પાડનાર સર્વ ભાષાનાં ગ્રંથો-રીપોર્ટો, ફોટાઓ, વગેરે એકઠાં કરે, તૈયાર રાખે વગેરે વગેરે.

(૩) ઔદ્યોગિક કમિશનની નિમણૂક-જૈનોના હાથમાંથી લોર્ડકર્ઝનના માનવા પ્રમાણે હિંદનું અર્ધું નાણું પસાર થતું હતું તેવી સ્થિતિ તો શું પણ તેની સોમા ભાગ જેવી સ્થિતિ રહી નથી, હાથમાં જે હુન્નર હતા તે ચાલ્યા ગયા છે, વેપાર હતા તે બીજાએ ખુંચવી લીધા છે. વ્યાજવટું, શરાફી, ઝવેરાત વગેરે ધંધા નહિવત્ થયા છે પૂર્વજોના ચાલ્યા આવતા વ્યવસાયોમાં સાર રહ્યો નથી અને આમ વર્ગ અને મધ્યમ વર્ગ દુઃખની અનેક પરંપરાઓથી પીડિત થતો જાય છે. નાણું જતું રહ્યું છે-કોઇ ધીરતું નથી, કમાણી થતી નથી-ખર્ચ ઓછાં કરી શકાતાં નથી-આવી ભયંકર રીતે દિનપ્રતિદિન થતી જતી સ્થિતિમાંથી માર્ગ શોધી તાત્કાલિક-ચાંપતાં ઉપાય નહિ લેવામાં આવે, તો ભવિષ્યમાં જૈનોની દશા શું થશે તે સમજી શકાય તેમ છે. પ્રભુ જેની લાજ રાખશે તેની રહે તેમ છે એમ અનેક સ્થળેથી પોકાર પડે છે. આ અધઃસ્થિતિ દૂર કરવા માટે-આવશ્યક ઉપાયો લેવા માટે એક જૈન ઔદ્યોગિક કમિશન નીમવામાં આવે અને તે દરેક ધંધાના અનુભવી જૈનોની જુબાની લઇ તે પર વિચાર કરી સાચા ઉપાયો સૂચવતો રીપોર્ટ ઘડી કાઢે તો તે પરથી ઘણું જાણવાનું મળી શકશે, અને ઉદયના ઉપાયો

પ્રાપ્ત થશે. (૪) આવુંજ કમિશન કેળવણી સંબંધી પણ નીમવાની જરૂર છે. જૈનોમાં વ્યવહાર શિક્ષણ ઓછું છે, ઉંચું શિક્ષણ તો ઘણુંજ ઓછું છે અને હુન્નર કૌશલનું ઉંચું શિક્ષણ તો પ્રાયઃ છે જ નહિ. વ્યવહાર્ શિક્ષણનો દાખલો લઇએ તો ૫ થી ૧૫ વરસના અભ્યાસ કરવા લાયક ૧૫૦૮૦૯ છોકરામાંથી ૫૨૧૭૬ છોકરાઓ શાળાઓમાં અભ્યાસ કરે છે એટલે ૧૦૦૦ છોકરામાંથી ૬૫૫ છોકરાઓ કેળવણીથી બેનસીબ રહે છે. તે જ પ્રમાણે ૫ થી ૧૫ વરસની અભ્યાસ કરવા લાયક ૧૩૬૫૬૦ કન્યાઓમાંથી ૧૩૨૨૨ કન્યાઓ અભ્યાસ કરે છે એટલે ૧૦૦૦ કન્યાઓમાંથી ૯૦૦ કન્યાઓને ભણતર મળતુંજ નથી. આવી અફસોસ કારક હકીકત છે છતાં જૈન શ્રીમંતો અને આગેવાનોની આંખ ઉઘડતીજ નથી. જૈન પાઠશાળાઓની સ્થિતિ–આર્થિક તેમજ શિક્ષણયોગ્ય બંને સ્થિતિ અતિ ખરાબ છે; કોઇ જાતની ઇષ્ટ વ્યવસ્થા નથી; તેને પણ ખૂબ ક્રાંતિકારક પગલાં ભરી નવીન આકારમાં પણ સુદૃઢ પાયા પર લાવવાની જરૂર છે. આ માટે કેળવણી કમિશન વિશેષ અજવાળું પાડી ફલદાયક માર્ગો સૂચવી શકે.

(૫) કાશી હિન્દુ યુનિવર્સિટીના સંબંધમાં થયેલ ફંડની વ્યવસ્થા હાર પાડવાની છે. આ ફંડ સંબંધે જૂદા જૂદા અભિપ્રાયો ધરાવવામાં આવે છે. ઘણાઓ એમ માને છે કે તેને 'ચેર' એટલે એક પ્રોફેસર નીમવા જેટલા કાર્યમાં વાપરવા માટે કાશીની હિન્દુ યુનિવર્સિટીને સોંપી દેવામાં આવે, તેના કરતાં દરેક યુનિવર્સિટીમાં જૈન સાહિત્ય શિક્ષણનો પ્રચાર થાય તે અર્થે સ્કોલરશિપ કાઢવામાં, તે શિક્ષણને યોગ્ય સાહિત્ય અંગ્રેજી નોટ્સ વગેરે સહિત રચાવવામાં તેનો ઉપયોગ કરવો વધુ ઇચ્છવાયોગ્ય છે. આ સંબંધી બાબુ સત્યેન્દ્રપ્રસાદ વગેરે કાશી યુનિવર્સિટીથી વાકેફ ને તેમજ બીજા વિદ્વાનો વગેરેને પૂછાવી–નિમંત્રણા કરી સર્વવ્યાપી યોજના તેમાંથી કરવાની જરૂર રહે છે. (૬) સામાજિક સ્થિતિ સુધારવા માટેના પ્રયત્નો–વસ્તીપત્રક દર દશ વર્ષે થાય છે ને દરેક વસ્તીપત્રકમાં જૈનો ઘટતા જાય છે, બાળકોનું જન્મપ્રમાણ વધતું રહે છે, જૈનો જૈનેતર થતા જાય છે, વિધવાઓ વધતી જાય છે (૨૩૮૮૦૮ પરણેલી સ્ત્રીઓમાં ૧૪૩૯૯૫ વિધવાઓ છે) એટલે કે સ્ત્રીની વસ્તીમાં અર્ધા કરતાં વધુ વિધવાઓ છે; સાધુઓનો વિહાર ભારતખંડના ચારે ખુણામાં થતો નથી, સમયને ઓળખાયો નથી, જૂના વિચારો અને પ્રણાલિકાઓ, કુરૂઢીઓ અને કુપ્રથાઓ, કુરિવાજોને ફજુલ ખર્ચો નાબુદ થયાં નથી. આવી શોચનીય સ્થિતિમાં ઉદ્ધારના ઉપાયો શોધી અમલમાં મૂકવાની જરૂર છે. વગેરે વગેરે. કૉન્ફરન્સ રૂપી મહાસંઘ એકઠો મળે તેમાં આવા ઠરાવો જે થાય તે કાગળપર ન રહેતાં તે દરેક અમલમાં મૂકવા માટે દરેક મોટાં સ્થળોએ સ્થાનિક કાર્યવાહક સમિતિ યા શાખાઓ ઉઘાડવાની જરૂર છે ને તે તે સ્થળના સર્વ પ્રશ્નોનો ઉકેલ કરવા તેમજ મુખ્ય–હેડઓફિસને ફંડથી સમૃદ્ધ કરવાને કેંદ્ર બનાવવા ઉપરાંત તેની ,પાસેથી પણ સમસ્ત ભારતના જૈનોને ઉપયોગી કાર્ય લેવાની જરૂર છે.

રાજકીય પ્રશ્નોમાં જૈનો એકલા પડી જાય અને ઉદાસીન રહે એ હવે પાલવે તેમ નથી. રાષ્ટ્રના ઉદ્ધાર માટે સર્વ કોમોએ ભારતીય રહી હાથમાં હાથ મિલાવી કાર્ય કરવાની જરૂર છે, કોમિક રહીએ તો Comic બનાય તેમ છે પણ જૈનોને રાજકીય જાગૃતિમાં વધુ ભાગ લેતા–સક્રિય કાર્ય કરતાં અને આગળ આવતા કરવાની જરૂર છે. આપણા જૈન બિરાદર રા. સારાભાઇ નેમચંદ હાજી કેટલું સુંદર કાર્ય કરી રહ્યા છે તે છેલ્લી વડી ધારાસભાની બેઠકમાંથી સારી રીતે જણાઇ ગયું છે. એવા અનેક બંધુઓને આગળ લાવવાની જરૂર છે.

આ બધી પ્રવૃત્તિઓને પોષક, તથા તેના સર્વ પ્રકારના પ્રચાર માટેના આ મુખપત્રને વિશેષ સંગીન, નિર્ભય, અને જીવનપ્રદ કરવું પડશે.

**૪. દ્રવ્યગુણપર્યાયરાસ**–શ્રીમદ્ યશોવિજયકૃત દ્રવ્યગુણપર્યાય રાસમાં જૈન તત્ત્વજ્ઞાનને ગૂજરાતી ભાષામાં મૂકવામાં આવ્યું છે અને તે ઉપર તેમનો પોતાનો કરેલો–સ્વોપજ્ઞ ગદ્ય બાલાવબોધ (ટબો) પણ છે, તે સહિત તે ગ્રંથ અભ્યાસ માટે અતિ ઉપયોગી અને મનનીય છે. આ સંબંધમાં એક પ્રસિદ્ધ જૈન સાક્ષરનું એવું વક્તવ્ય છે કેઃ—

"દ્રવ્યગુણ પર્યાયનો રાસ એ પ્રવચનસાર. દ્રવ્યસંગ્રહ અને તત્ત્વાર્થ સૂત્રના પંચમ અધ્યાય કરતાં પણ વધારે મહત્ત્વનો છે. કેટલીક દૃષ્ટિએ અને કેટલીક બાબતોમાં તે સંમતિ તર્કના મૂળનું સ્થાન લે છે, તેથી એનું સંસ્કરણ એટલું જ મહત્ત્વનું છે. એનું સંપાદન યોગ્ય રીતે થાય તો સર્વત્ર તાત્ત્વિક પાઠ્યક્રમમાં એ પ્રથમ સ્થાન લે. ભાષામાં હોવાથી ઘણા લોકોને ઘણો લાભ સહેજે થાય અને આપોઆપ વિવિધ ભાષાઓમાં પરિણમે. એ ગ્રંથ સેંકડો ગ્રંથોના દોહનરૂપ છે. તેમાં ઉલ્લેખો પણ એટલાજ છે અને ક્યાંક ઉલ્લેખો ન હોય છતાં પણ ઘણા જૈન જૈનેતર ગ્રંથોનાં સ્થળો મૂક્યાં છે. તે બંને સંપ્રદાય ઉપરાંત જૈનેતર વિશિષ્ટ ગ્રંથોનું એમાં માખણ છે. ભાષામાં આટલી બધી વિશિષ્ટ વસ્તુ હોય તેથી તે મારે મન સંમતિતર્કથી પણ વધારે મહત્ત્વનો ગ્રંથ છે. તેથી એનું સંપાદન ધૈર્યપૂર્વક ઉદારતાથી કરવું ઘટે. તેમ થતાં તત્ત્વાર્થની મુશ્કેલી દૂર થશે અને પાઠ્ય તત્ત્વગ્રંથનું નવુંજ પ્રસ્થાન શરૂ થશે.

(ક) આ માટે સર્વ ભંડારમાંથી આની પ્રતો જૂની મેળવવી. પાઠાંતરો પુષ્કળ અને મહત્ત્વનાં છે.

(ખ) પાઠાંતરો લીધા પછી જે પ્રત વધારે મૌલિક હોય તેને મૂળ માની બાકી પાઠાંતરો નીચે આપવાં અને ચાલુ ભાષા ટુંકામાં આપવી. ખાસ કઠણ સ્થળોએ સમજૂતી આપવી.

(ગ) જે જે ગ્રંથોનાં નામો ઉપાધ્યાયજીએ પદે પદે આપ્યાં છે તે બધાનાં અસલી સ્થળો નીચે આપવાં અને નામ ન છતાં જે ઉલ્લેખો છે તેનાં સ્થળો પણ આપવાં અને તે બધાં ગૂજરાતી અર્થ સાથે.

(ઘ) અંદર જે જે સંસ્કૃત પ્રાકૃત અવતરણો છે તેના નીચે અર્થો અને સ્થળો આપવાં.

(ङ) આ ગ્રંથ જૈન પરિભાષાનો ખાસ કોશ છે તેથી પાછળ શબ્દકોશ આપી પૃષ્ઠ સૂચવવાં એટલે પારિભાષિક શબ્દકોશની ગરજ સરે.

(ચ) ઘણે સ્થળે બૌદ્ધ વૈદિક દર્શનોના વિચારો અને પરિભાષાઓની તુલના કરવી.

(છ) ઉપોદ્ઘાતમાં ગ્રંથનો ટુંક સાર અને ગ્રંથકર્તાનું જીવન આપવાં.

આ સર્વ તદ્દન વિદ્વાન પાસે તૈયાર કરાવવામાં લગભગ એક હજાર અને છપાવવામાં રૂપીઆ એક હજાર એમ બે હજાર રૂપીઆ ખર્ચ થાય. તે આ ગ્રંથના મહત્ત્વ તરફ લક્ષ રાખતાં વિશેષ ન ગણાય. આટલી રકમ બહાર પડી કોઇ ખરચવા તૈયાર થાય તો તેથી એક ઉપયોગી તાત્ત્વિક ગ્રંથની જરૂર હાલના ઉધરતા વિદ્યાર્થીને પૂરી પાડી શકાય. જૈન શ્રીમંતો હજારો રૂપીઆ ગમે ત્યાં ગમે તે પ્રકારે ખરચે છે તો આવા એક મહા પ્રતિભાશાળી યશોવિજયજી જેવા સમર્થ વિદ્વાન્ અને શ્રુતધરની કૃતિની સુંદર આકારમાં સામાજિક આવૃત્તિ વિદ્વાનોના આશ્રયથી કાઢવામાં પણ ખરચે તો કેવું સારૂં!

**૫. શાહી ફરમાનો**—અમદાવાદ ગુજરાત કૉલેજના પ્રો. એમ. એસ. કોમિશરીઅટે ગૂજરાતના ઇતિહાસ સંબંધી પોતાની યુનિવર્સિટીની વ્યાખ્યાનમાળામાં પહેલું વ્યાખ્યાન તા. ૧૮ મી સપ્ટેંબરે ૧૯૨૮ ની સાંજે મુંબઇમાં યુનિવર્સિટી હૉલમાં આપ્યું હતું. તે વખતે તેમણે જૈનાચાર્ય શ્રીમદ્ હીરવિજયસૂરિના જીવન અને કાર્ય બતાવતા શત્રુંજયગિરિ પરના કેટલાક શિલાલેખો તેમજ અકબર બાદશાહે તેમની દ્વારા જૈનકોમને ગૂજરાતના પાંચ પવિત્ર પહાડો આપ્યાનાં ફરમાનો ચિત્રપટ પર બતાવ્યાં હતાં. આ વખતે તેમણે જૈનકોમની વ્યવસ્થાપક સંસ્થા (શ્રી આણંદજી કલ્યાણજીની પેઢીને) સૂચના કરી હતી કે ઉક્ત ફરમાનોનું ફરીવાર ભાષાંતર કરાવે કારણ કે હાલનાં ભાષાંતરો ઘણા પ્રમાણમાં અર્વાચીન ઐતિહાસિક વિકાસની દૃષ્ટિએ અધૂરાં-અપૂર્ણ છે. આ સંબંધી ૨૦ મીના 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' માં પૃ. ૭ પર નીચે પ્રમાણે જણાવ્યું છેઃ—

Prof. Commissariatt hen exhibited on the screen several Jain inscriptions on Palitana Hill commemorating the life and work of the Jain Saint, Hir Vijaya Suri, and also the Firmans

granted by the Emperor Akbar to the Jain community through their Saint giving them perpetual possession of the five sacred mountains of Gujarat. The lecturer suggested to the managing body of Jain community to get the Firmans retraslated because the ex-isting translations were to a large extent inadequate judged by modern historical developments.

શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી શ્રી શત્રુંજય તીર્થનો વહીવટ ઘણાકાળથી કરે છે, છતાં તેણે તે તીર્થ પરનાં સર્વ શિલાલેખોના રબિંગ્સ કે ઉતારા કે ફોટોગ્રાફ તૈયાર કરાવી સાચવ્યાં હોય એમ જણાતું નથી. તે શિલાલેખો માટે ડા. બુહ્લરે અને બીજાએ ત્યાં જઇ જે કંઇ ઉતારા કરી 'એપિગ્રાફિકા ઇંડિકા' માં છપાવ્યા હોય તેજ જાણવા માટે ઉપલબ્ધ છે. તે ઉપરાંત અમુદ્રિત અપ્રકટ અનેક છે અને અનેક તે લુપ્ત થયા છે અને લુપ્તપ્રાય થતા જાય છે. કેટલાક ઉપર તો અસાવધાનીમાં ચૂનાનાં પ્લાસટર ફરી ગયાં છે. હક પત્રો કે હકના દસ્તાવેજો જેટલીજ કિંમત શિલાલેખોની છે, છતાં તે સમજવા જેટલી શું બુદ્ધિ નથી? કે પ્રમાદ છે? આ શિલાલેખો પૈકી કેટલાક શ્રી જિનવિજયજીએ પોતાના પ્રાચીન શિલાલેખ સંગ્રહ ભાગ ૨ જામાં પ્રકટ કરાવ્યા છે.

શાહીફરમાનો ક્યાં છે, કેવી સ્થિતિમાં છે, તેનો ઉપયોગ અત્યાર સુધીમાં થયો છે કે નહિ, થયો હોય તો ક્યાં ક્યાં થયો છે? હાલ તે કેના કબજામાં છે વગેરે હકીકત હજુ અંધારામાં છે, તેનો કંઇ 'રીકૉર્ડ' રાખ્યો હોય તો આણંદજી કલ્યાણજીની પેઢી ગૂજરાતના ઇતિહાસના એક સાધન તરીકેની હકીકત પૂરી પાડી આભારી કરશે. અમે જે કંઇ આ સંબંધી જાણીએ છીએ તે નીચે પ્રમાણે છે:—

અકબર બાદશાહે આપેલાં ૭ ફરમાનો પૈકી (જુઓ કૃપારસ કોશ પ્રસ્તાવના પૃ. ૧૭) બે ફરમાનો શ્રી જિનવિજયજી સંપાદિત શાંતિચંદ્રકૃત કૃપારસકોશમાં ફોટો બ્લૉક તરીકે પ્રસિદ્ધ થયા છે. આ સંબંધમાં ઉક્ત સંપાદક જણાવે છે કે:-

'અકબરે જે ફરમાન જગદ્‌ગુરુ હીરવિજયસૂરિને આપ્યાં હતાં તેમાંથી કેટલાંક હજુ પણ વિદ્યમાન છે. આ ફરમાનોમાંથી બેનાં ચિત્ર આ પુસ્તકમાં જોડયા છે. પહેલું ચિત્ર એ ફરમાનનું છે કે જેમાં બાદશાહે પર્યુષણના ૧૨ દિવસોમાં જીવવધ ન કરવાનો હુકમ આપ્યો છે, અને તે માલવાના સૂબા પરનું ફરમાન છે. તે હાલમાં ઉજ્જૈનમાં રાખેલું છે. તેની લંબાઈ બે ફુટ અને પહોળાઇ ૧૦ ઇંચ છે. મોટા અને મજબૂત કપડા પર સોનાની શાહીથી લખાયેલ છે. સંરક્ષકની બેકદરીથી ઘણા સ્થળે જીર્ણ-શીર્ણ થવાથી કંઇક ફાટી પણ ગયેલ છે તો પણ મતલબ સારી રીતે સમજી શકાય છે. આ ફરમાનનો અંગ્રેજી અનુવાદ મેજર જનરલ સર જૉન માલકમે પોતાની Momoirs of Central India નામના પુસ્તકના બીજા વૉલ્યુમના પૃ૦ ૫૩૫-૬ પર આપેલ છે.' (તે અનુવાદ તથા તેનું હીંદી ત્યાં ટાંકેલ છે, પણ તે અંગ્રેજી અનુવાદ જોઇએ તેવો લાગતો નથી તેથી પુનઃ અનુવાદ કરાવવાની જરૂર છે એ નિઃશંક છે.)

'બીજો ફોટો જે ફરમાનનો છે તેમાં શત્રુંજયાદિ તીર્થોને હીરવિજયસૂરિને સ્વાધીન કર્યાનો છે. તે ફરમાન અમદાવાદમાં આણંદજી કલ્યાણજી નામની જૈન-તીર્થ સંરક્ષક સંસ્થાના કબજામાં છે. તે ૨ ફુટ લાંબુ ને ૧ ફુટ ૫ ઇંચ પહોળું છે. તે પણ સૌવર્ણાક્ષરોથી સફેદ વસ્ત્ર પર લખાયું છે. ઉપર ડાબી બાજુ શાહી મહોર લગાડી છે. (જેનો પણ જુદો ફોટો 'ઍન્લાર્જ' કરાવી પાઠકોને જોવા માટે જોઇયે છે) આ ફરમાનનો અંગ્રેજી અનુવાદ, રાજકોટ (કાઠિયાવાડ) ના રાજકુમાર કૉલેજના મુન્શી મહમ્મદ અબ્દુલ્લાહે કર્યો છે તે અત્ર આપવામાં આવ્યો છે (આ અનુવાદ પણ પુનઃ સંસ્કારિત કરવાની જરૂર છે.) આ બને ફરમાનોનાં છાયા-ચિત્ર અમોએ શાંતમૂર્ત્તિ શ્રીમાન્ મુનિ હંસવિજયજી મહારાજની કૃપાથી પ્રાપ્ત થયા છે. એમ સંભળાય છે કે આવા બીજા પણ કેટલાક બાદશાહી ફરમાન તપગચ્છના મુખ્ય ગાદીધર આચાર્યની પાસે મોજૂદ છે પરંતુ સંરક્ષકોમાં વર્ત્તમાન સમયની શિક્ષાનો અભાવ હોવાથી તે બીચારા હજુ સુધી, જુની પેઢીઓમાં, શોચનીય હાલતમાં કેદ પડયા છે. કોઇ સાહિત્ય-રસિક તેને સુંદર સ્વરૂપમાં તૈયાર કરી જગતના પ્રકાશિત પ્રદેશમાં સ્થાપન કરે તો જૈનધર્મની વિભૂતિમાં

"૬ **શાન્તિદાસ ઝવેરીનો રૂક્કો**—આ શાહજહાન અને ઔરંગઝેબ બાદશાહના વખતનો, અમદાવાદના નગરશેઠ શાન્તિદાસ ઝવેરીને તેમનાં હવેલી દેહરૂં દુકાન, બાગ વગેરેના ઉપભોગમાં કોઇએ હેરાનગતિ ન કરવી એ સંબંધી ફરમાનનો રૂક્કો છે. આ એક અગત્યનો દસ્તાવેજ છે."

૧૨ ચિંતામણિનો લેખ—આ સંખેડાના કંસારી ગામના ચિંતામણિ પાર્શ્વનાથના જૈન દેવળ માટે બાદશાહે આપેલી જમીનની સનદની નકલ છે. આ સનદ ઐતિહાસિક અગત્યની છે.

૧૩ **શાન્તિદાસ ઝવેરીને પરવાનો**—આ, શાહજહાન બાદશાહના વખતમાં ઔરંગઝેબના ફરમાનથી અમદાવાદના નગર શેઠ શાન્તિદાસ ઝવેરીનું જૈન દેવળ તોડી પાડી તે સ્થળે મસજીદ બંધાવ્યાથી તેણે દિલ્હી જઇ ફર્યાદ કરતાં શાહજહાને મહમ્મદ દારા શિકોહની સહીથી લખી આપેલો પરવાનો છે; એમાં અમદાવાદના હાકેમને એમ ફરમાવેલું છે કે તેણે પુનઃ દેવળ મસજીદને સ્થળે ઉભું કરી આપવું, મજકુર દેહરાના મુસલમાનોએ લઇ લીધેલા સામાન સરંજામનો પણ શેઠને પાછો કબજો સોંપાવવો અને હવે પછી કોઇએ તેમને એવી હેરાનગતિ કરવી નહિ, તેમ અમુક અમુક જૈન તહેવારોએ શહેરમાં જીવહિંસા કરવા દેવી નહીં. આ દસ્તાવેજ ઘણો ઉપયોગી છે અને શાહજહાન બાદશાહ પર્યંત હિન્દુઓનાં દેવળો, ધર્મ ભાવના આદિ માટે કેવી ચિંતાભરી લાગણી રખાતી હતી તેના દૃષ્ટાન્ત રૂપ છે.

૧૭ **જીવહિંસાની બંધીનો પરવાનો**—આ, શાહજહાન બાદશાહના વખતમાં જૈનોના પૂજ્ય શત્રુંજય પર્વતની આસપાસના પ્રદેશમાં તેમ પાલીતાણામાં જીવહિંસા નહિ કરવાનો પરવાનો છે. આ મહત્વનો લેખ છે.

**૧૮ જૈન ધર્મી ઉપાશ્રયો આદિની ...નગી**—આ, જહાંગીર બાદશાહે સમસ્ત દેશ... હિંસા અમુક અમુક પ્રસંગે નહીં કરવાનું ... અને જૈન ધર્મીઓના ઉપાશ્રયો આદિ સમરાવ... પરવાનગી આપવાનું ફરમાવેલું તેનું ફરમાન છે... હાસિક દૃષ્ટિથી તે ઘણુંજ ઉપયોગી છે.

૨૭ આ, બાદશાહ શાહઆલમના સમય... ગચ્છ અને ખરતર ગચ્છના જૈન ધર્મીઓ વ... હોમાંહે ઉઠેલા તંટાની પતાવટનો દસ્તાવેજ છે... હાસિક દૃષ્ટિથી આ મહત્વનો તેમ ઉપયોગી છે...

૩૦ આ, અમદાવાદના નગરશેઠ શાન્તિદા... જીવ હત્યા થતી અટકાવવાના સંબંધમાં મળેલ... સનદ છે. શાહજહાન બાદશાહના સમયમાં ગુ... સુબો એનો નાનો રાજકુમાર મુરાદબક્ષ હતો... ઔરંગઝેબ જોડે મળી દિલ્હી ઉપર હલ્લો લ... બાપને ગાદીએથી ઉઠાડવા જે પ્રયાસ કરેલ... નાણાંની મદદ આપ્યા બદલ શાન્તિદાસને આ... આપ્યો છે. એ મહત્વનો છે. સહી મોરાદબક્ષ... શાહી બંદદીન મહમદ સાહેબની છે." પૃ. ૩૭૭

આ બધી સનંદો ફાર્બસ ગુજરાતી સભા... છે; તેનો ઉકેલ કરવામાં ફારસી ભાષાના સ્... સા. શ્રી રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવે... A. LL. B, સ્મોલકોઝ કોર્ટ ચીફ જજને... હતી, પરંતુ સમયનો અભાવ, વિષયના મહત્વ... સ્ફોટન અર્થે વિશેષ સમયની અગત્ય આદિથી, સાવકાશે ટીપણી, ભાષાંતરાદિ સાથે આમાંની... પ્રકટ કરવાની ઇચ્છા હોવાના કારણે તેમણે આ... કમાં શી શી મુખ્ય બાબત છે તેની નોંધ કરાવે... તેને આધારે અતિ સંક્ષિપ્ત ટાંચણ અને અન્ય (ઉપર પ્રમાણે) આપીનેજ અત્રે સંતોષ માનવો... છે.' ઉક્ત સાક્ષરશ્રી ઝટ તેને પોતાના ધારેલા... પ્રકટ કરે એમ અમે ઇચ્છીશું.

---

# મૃગાંકલેખા

જૈનકવિ વચ્છનો મૃગાંકલેખારાસ હસ્તલિખિત પ્રતમાં વાંચતા વાંચતાં છેવટે આ પંક્તિઓ દીઠીઃ

મૃગાંકલેખા તાણું ચરિત્ર સમકિતસત્તરીમાહિ પવિત્ર
તેહથૂં કવિઉં સત્ત આધારિ અસત્ય તે મિછાદુકડ સારિ.

આ સમકિત સત્તરી તે હરિભદ્રસૂરિની સમ્યકત્વ-સપ્તતિ. સમ્યકત્વસપ્તતિમાં તો ફક્ત સીત્તેર પ્રાકૃત શ્લોકોજ છે, પરંતુ સં. ૧૪૨૨માં એજ સીત્તેર શ્લોકોના સદ્દષ્ટાન્ત અર્થ સમજાવતી એક બહોળી વૃત્તિ શ્રીમત્ સંઘતિલકાચાર્યે લખી. આ વૃત્તિના લખાણનો સમય કર્તાએ જાતેજ પુસ્તકના અંતમાં જણાવ્યો છે એટલે તે વિષે કોઇ પણ પ્રકારની સંદિગ્ધતાને અવકાશ છેજ નહિ. આ વૃત્તિમાં નીચેની દૃષ્ટાન્તરૂપે મૃગાંકલેખાની વાર્તા અપાયલી છેઃ

न चलन्ति महासत्ता भुज्जमाणा वि सुद्धधम्माओ
इयरेसि चलणभावे पइन्नभंगो न एएहिं ॥

(सम्यक्त्वसप्तति. ७४

"અદકા મનોબળવાળા જન બહુજ પીડાયા છતા શુદ્ધ ધર્મમાંથી ચળતા નથી, બીજા (મન્દ મનોબળવાળા)નું ચલન થાય પણ (અદકા મનોબળવાળાનો) આગ્રહ (એટલે છ આકાર પ્રયોગનથી) પ્રતિજ્ઞા ભંગ થતો નથી." છ આકાર નીચે પ્રમાણે ગણાવ્યા છે:

आगारा अववाया छ च्चिय वीरति भगवक्सट्ठा
रायगण बलसुरकम गुरुनिग्गहवित्ति कतार ॥

(એજન. ગાથા. ૫૧)

"એટલે મનની રક્ષામાં છ આકારોજ અપવાદ બને છે,–રાજા[1], ગણ[2], બલ[3], સુર[4] એમનો અભિયોગ, ગુરૂજનનો નિગ્રહ[5] અને અરણ્યમાં આજીવિકા[6]."

ઉપર ગણાવેલા છ આકાર એજ ગ્રંથની ૫૨ તથા ૫૩ મી ગાથા સમજાવે છે. આ ગાથાઓ આદિ ટાંકી તેનો અર્થ બતાવવા પ્રસ્તુત છે; કારણ કે મૃગાંકલેખાની વાર્તા આ ધર્મવચનના દૃષ્ટાન્તરૂપ હોઇ, છએ આકારો એટલે છએ પ્રકારનાં ધર્મપલનમાં અંતરાય-ભૂત સંકટો વર્તાતી નાયિકા અનુભવે છે. અને આ છએ સંકટોના તાપમાં તવાઇ, હેમની વિશુદ્ધિ પરખાઇ આવે છે. આ છ ડુંગર સરખાં દુઃખ વાર્તામાં કસોટીના પત્થરસમા છે, અને મૃગાંકલેખા કસોટીએ ચડી સોના જેમ શુદ્ધ નીકળી આવે છે. આ કારણે, વાર્તામા છએ આકારોની યથાર્થ સમજ જરૂરની છે અને તેથી જ ગાથા ૫૨ તથા ૫૩ નીચે ટાંકવામાં આવે છેઃ

राया पुराइसामी जणसमुदाओ गणो बलं बलिणो
कारंती वंदणाई कस्सवि एए तह सुरावि ॥
गुरुणो कुदिट्ठिभत्ता, जणगाई मिच्छदिट्ठिणो जेउ
कतारो ओनाई सीयणमिह वित्तिकंतारं ॥

"રાજા એટલે પુર ઇત્યાદિનો ધણિ, ગણ એટલે જનસમુદાય, બલ એટલે બળવાન પુરૂષની હઠ તથા સુરો (અન્ય ક્ષુદ્ર દેવો) પણ (कस्सवि=कस्यापि=ધર્મ-ધારણ એટલે સમ્યકત્વની દૃષ્ટિ પામતા માનવોને) વંદન ઇત્યાદિ કરાવે છે એ, ગુરૂજન એટલે પાખંડના ભક્તો બની, જેઓ મિથ્યા દૃષ્ટિવાળા થયા છે તે પિતા ઇત્યાદિ, અને વૃત્તિકાંતાર–અરણ્યમાં આજીવિકા-કાંતાર એટલે વન અને તેમાં ભુખ ઇત્યાદિથી પીડાવું."

નરસિંહ મહેતાએ એક સ્થળે ગાયું છે કે·

'પ્રેમરસ પાને તું મોરના પિચ્છધર
તત્વનું ટૂંપણું તુચ્છ લાગે.'

જૈનાચાર્યોને પણ બહુ વહેલું માલમ પડી આવ્યું કે શુષ્ક તત્વજ્ઞાન અને નીતિશાસ્ત્રના સિદ્ધાન્તો શ્રોતાના ગળામાં રેડવાથી, મ્હોડું રમણીય નહિ થાય પણ ગળું રૂંધાઇ જશે. એમણે આ વાત જાણી, મૂલ પરખ્યું અને જરાય પણ વિસારે મૂકી નહિ. એમણે ધર્મ સિદ્ધાન્તો જ્યાં જ્યાં ધરવાના આવ્યા, ત્યાં ત્યાં રસભરી વાર્તાઓના અમૃતપ્યાલા ભરી મૂક્યા. જ્યાં જ્યાંથી એમને વાર્તાઓ મળી ત્યાં ત્યાંથી તેમણે એકઠી કરી અને સિદ્ધાન્તોની સમજાવટના કામમાં જરૂરજોગ ફેરફાર કરી, ગોઠવી રજૂ કરી. એ બધી વાર્તાઓના મૂળ માટે જૈનેતર હિન્દના કથાસંગ્રહોમાં ઘણો ઊંડાણે

થયો છે; પણ વાદમાંથી હજુ કાંઇ નિર્ણય કાઢી શકાયો નથી, અને એ બાબતની પાંડિત્ય ચર્ચામાં ઉતરવાનું આંહિ વજૂદ પણ નથી. પણ એટલું તો નક્કીજ છે કે આ વાર્તા ધાર્મિક જનોને સ્ફૂર્તિદાયક નિવડશે; સાહિત્યના અભ્યાસકોને વચ્છકવિના ગૂજરાતી કાવ્ય તથા સંઘતિલકાચાર્યની સંસ્કૃત કથાનો તુલનાત્મક અભ્યાસ કરી રસિક વિવેચન જનસમાજને અર્પવા આ વાર્તાથી પ્રેરણા થશે; અને કથા રસભરપૂર છે એટલે સાધારણ વાંચનારને મઝા તો જરૂર પડશેજ. આમ અનેક રીતે આ વાર્તાની ઉપયોગિતા છેજ. ત્યારે પ્રસ્તાવમાં વખત શું કરવા ગુમાવવો ? ચાલો, ત્યારે હવે વાર્તાજ શરૂ કરીએ.

૨

શુભસ્થાન માલવદેશમાં ઉજ્જયિની નામે મહાનગરી હતી; પોતાની સંપત્તિના વિસ્તારે તેને અલકાનગરીને પણ જીતી લીધી હતી. ત્યાંનાં સ્ફટિકમણિનાં રચેલાં જિનમંદિરોના અગ્રભાગની દ્યુતિ સૂર્યનાં તેજને હણતી હતી અને દિવસના યૌવનકાલેય ત્યાં માણસોને ગગન પ્રદેશમાં ચઢેલી એ કમલમિત્ર સૂરજની મૂર્તિને નગરમાં બળતા આગરના ઉંચા ચઢતા ધૂમથી ઢંકાયલી જોઇ ચન્દ્ર ઉગ્યો હશે એમ ભ્રમણા થતી હતી. ત્યાં શત્રુચક્રે અણુગંજાએલી સેનાવાળો શ્રીમાન્ અવન્તિસેન નામે રાજા રાજ્ય કરતો હતો, તેને ત્યાં ધનસાર નામનો જિન વચનનો સાર સારી રીતે જાણતો એક વ્હેપારી રહેતો હતો. તેને રમ્ભા નામની ગૃહિણી હતી; પોતાના લાવણ્યે એ રમ્ભાનેય ઉપહાસપાત્ર બનાવતી; માગણજનોને દાન આપવાના સંરમ્ભમાં તે રોકાયલી રહેતી; અને એણે પાપનો વ્યાપાર આરંભ્યો ય ન હતો. તે બંન્નેને મૃગાંકલેખા નામે પુત્રી થઇ; અને એણે પોતાના શીલની કલાએ મૃગાંકલેખાને ઉતારી પાડી હતી; પોતાના સૌભાગ્યે પાર્વતીના ગર્વનેય તે કસોટીએ ચઢાવતી; અને પોતાના ડહાપણે ભાષાની અવજ્ઞા કરતી.

આ મૃગાંકલેખા બાલ્યાવસ્થાથીજ જિનધર્મનાં કર્મમાં રચીપચી રહેતી. એક વેળા તે આઠ પ્રકારની પૂજાનાં સાધનો લેઇ શ્રી વીતરાગદેવની પૂજા કરવા મંદિરે ગઇ. એ રત્ન–જડયું જિનમંદિર એના બાપે બાગની અંગે બંધાવ્યું હતું. એવામાં ત્યાં સાગરદત્ત શેઠનો દીકરો સાગરચન્દ્ર નામે પોતાના મિત્રો સાથે આવી પહોંચ્યો; અને એના મુખ ઉપર જુવાનીની નિશાનીઓ ફૂટી હતી. મૃગાંકલેખા પણ પુષ્પ ઇત્યાદિથી જિનની પૂજા કરી ભાવ–પૂજા કરવાની ઇચ્છાથી કાઉસગ્ગ ધારીને ઉભી હતી. એનું આખું શરીર આભરણથી શણગારયલું હતું; અને એની કાનની બુટીએ ઓપતી કુંડલની ઝુલતી જોડ ચંદ્ર સૂરજ સમી શોભતી હતી. આમ ઉભેલી એને જોઇ સાગરચંદ્રે ધાર્યું કે આ કોઇ દેવતાની પ્રતિમા હશે અને એણે તો પગે પડીને નમસ્કાર કર્યા. આ જોઇ હાથતાલી લેઇ બધા મિત્રો હસી પડયા; તોય સાગરચંદ્ર એમના પ્રતિ બોલ્યો: અરે કેમ...પણ બધાય દેવોને નમસ્કાર કરવા જોઇએ; તેમાં તે તમને આંહિ હાસના ઉલ્લાસ ક્યાંથી ઉછળે છે ?"

" પણ ભાઇ, એ ન્હોય દેવતાની પ્રતિમા " તેમણે પણ ઉત્તર આપ્યો, એ તો સર્વાંગસુંદર ધનસાર શેઠની સુતા મૃગાંકલેખા—

જો થઇ હોત એ પ્હેલી તો લક્ષ્મી કાજ કાં કૃતી
મંથવાનું મહાબ્ધિને ઇચ્છે ચતુર ચિત્તમાં ?

આથીજ અસાર સંસારની મરુભૂમિમાં અમૃત સરોવર સમી એને તું આંખ્યે બરોબર નિરખ કે તારો જન્મ સફલ બને. "

મિત્રોના વચને એણે મનમાં આદર્યું: " જો એ તિલોત્તમાસમી ઉત્તમની સાથે ભોગ ન ભોગવું, તો મારો જન્મ, જોબન અને ધન એ બધુંએ સાર વિનાનું. "

એ તો પોતાને ઘેર ગયો; અને પ્રબલ કામજ્વરથી એ ઝૂરવા લાગ્યો; અન્નમાં પણ એને અરૂચિ થઇ. નિરૂપાય થએલાં માબાપ વિગેરેએ પૂછ્યું પણ તે કાંઇ સ્પષ્ટ બોલ્યો નહિ. પણ એમણે એના મિત્રોને મુખે કારણ જાણ્યું અને બોલ્યાં, " વત્સ, ઉભો થા, ખા, અને નક્કી જાણું કે એ બાલા ત્હારા આશયરૂપી

કમલમાં શયન કરતી હંસી સખી થઇ જશે." આમ તો તેજ નગરમાં સાગરદત્તે શ્રી ચંદ્રપ્રભનાથનું રત્નમય ચૈત્ય બંધાવી, પ્રતિષ્ઠાપના કરી દશાહ્નિકા મહોત્સવને દશમે દિવસે ધનસાર શેઠને નોતર્યા. તેવામાં, અભયપ્રદાન, ગરીબજનને વિત્તદાન, જિનસંઘની પૂજા ઇત્યાદિ કાર્યોમાં લગભગ તે દિવસ પૂરો થવા આવ્યો હતો અને ધનસાર પણ પોતાના બહોળા માણુસના પરિવાર સાથે સાગરદત્તને ઘેર ગયો હતો. આ સમો બરોબર છે એમ સાગરદત્તથી પ્રેરાયલા જોશીઓ બોલ્યા—" ચંદ્રસૂરજનો યોગ આજ અપૂર્વ છે ને વળી પૂર્ણિમા છે; એટલે આજે પર્વનો દિવસ છે અને સંજોગેય ઠીક છે તમો બંન્ને એકત્ર મળ્યા; માટે અમારા વચને, એક બીજા સાથે કાંઇ સારો સુંદર સંબંધ બાંધો."

પછી સાગરદત્તે કહ્યું: ' મ્હારા પુત્ર સાગરચંદ્રને પાણિગ્રહણ કાજે યોગ્ય આપની કન્યા મૃગાંકલેખા છે." આ પછી સાગરચંદ્રનું અપ્રતિમ રૂપ જોઇને ધનસારે પણ પોતાની દીકરી આપી. લગ્ન વિધિને નક્કી કરેલે દિવસે બંન્નેયને ઘેર વિવાહ સામગ્રી તૈયાર થઇ ગઇ. વર વહુ બંન્નેયને લગ્ન પાસે આવ્યું એટલે વર્ણકગૃહમાં મૂકવામાં આવ્યાં. સાગરચંદ્ર મૃગાંકલેખાને જોવા કાજે ઘણો આતુર થયો અને પોતાના મિત્ર ધનમિત્ર પ્રતિ બોલ્યો "ભાઇ, તે દહાડે દેવાલયમાં મારા ઉપર તમે બહુ હસ્યા એટલે મ્હારાથી એ બરોબર જોવાઇ નહિ માટે હાલ પણ મારું એને અવલોકવાનું કુતૂહલ પૂર." મિત્રે કહ્યું. " આ પીઠી ચોળેલી છે અને એનો ભંગ કરી તું ત્યાં કેવી રીતે જવાની ઇચ્છા રાખે છે." મિત્રે રોકયો તોય એણે તો હઠ લીધી, " જે થવાનું હોય તે થાવ; મ્હારે તો એને જોઇને મ્હારાં નેણાંનો ઉત્સવ કરવોજ છે." આમ દુરાગ્રહની હઠે ચઢેલો એને જોઇ ચંદ્રિકાએ જેનાં અંધારાં નાશ કર્યાં હતાં એવી રાત્રિએ સિદ્ધાર્થ નામના સિદ્ધપુત્રે આપેલું અંધપટ ઓઢીને એ સુંદરી જ્યાં પીઠી ચોળીને બેઠી હતી ત્યાં જઇ પહોંચ્યા. આ અવસરે મૃગાંકલેખા, ચિત્રલેખા, પત્રલેખા વિગેરે સખીઓ સાથે પરમ આનંદ ભર્યા વાર્તાસૂત્રો કાંતતી ઉભી હતી. એટલામાં ચિત્રલેખા મૃગાંકલેખા તરફ બોલી:

"પ્રિય સખિ, આ પૃથ્વી ઉપર તુંજ ધન્ય છે કે જેણે સૌભાગ્યસાગરના ચંદ્ર સમા સાગરચંદ્રને પ્રિયતમ તરીકે મેળવ્યો. કારણ કે,

અનુરૂપ કલાશાલી વક્તા સવય ને સુધી
ધનવાન અને સ્નેહી પુણ્યે પામાય છે પતિ."

" પણ અલી ગાંડી, ચિત્રલેખે" પત્રલેખા એના વચનો વિરૂદ્ધ જતી બોલી, " તું તો ખરેખર ચિત્રમાં લિખિત જેવીજ છે; સારાસારનું તને ભાનજ નથી; મ્હારી સહિઅરને જુગતો, તારુણ્યને લીધે પવિત્ર લાવણ્યવાળો કામદેવ સમો કોડિયો ધનદેવનો પુત્ર અનંગદેવજ છે." એટલામાં વળી બીજી બોલી ઉઠી: "પત્રલેખે, તું પત્રલેખા જેવીજ છે; જરીકેય તને પાત્ર પરીક્ષાનું ભાન નથી. ખરેખર અનંગદેવને કોણ કામદેવ જેવો માનતું નથી ? પણ સંવર નામના જ્ઞાનીને આપણી સહિઅરના વર કાજે પૂછયું હતું ત્યારે જગત્ એકજ જેને બંધુરૂપ છે એવા તેણે કહ્યું: "એ અનંગદેવ મૃગાંકલેખાને ઉચિત વર છેજ નહિ કારણ કે એનું આયુષ્ય ફક્ત વિશ વર્ષનુંજ છે." આ પછી બીજી તરતજ બોલી ઉઠી: " થોડું પણ, અમૃત બહુ સુખ આપે, વિષનો ભાર જરીકેય ના આપે; એતો બ્હેન તને ખબર નથી." મૃગાંકલેખા શાણી હતી તોયે એને પોતાની સખીઓને આંખને ઇશારેય અટકાવી નહિ.

આ બાજુ સાગરચંદ્ર એમનો બધોય કર્ણકટુ આલાપ સાંભળતો હતો; કોપના આવેશથી એનો ભાલપ્રદેશ ઉત્કટ થઇ ગયો; અને જેવો તરવાર તાણી મૃગાંકલેખાને મારવા દોડતો હતો, એવોજ ધનમિત્રે એનો હાથ ઝાલી લીધો અને કહ્યું: " શું આ તે ત્હારા કોપનો અવસર છે ? વામા વામા હોય તોય વિનાશને પાત્ર નથી; અને વળી વિશેષમાં આ લજ્જાશીલ મૃગાંકલેખા મૃગાંકલેખા સમીજ અણીશુદ્ધ છે. તેની સાથે એની સખીઓ તો ફક્ત ઠઠ્ઠા મશ્કરીઓ કરે છે. એ કેમ વધને લાયક કહેવાય ?" આમ સંબોધી જેમ તેમ કરી ધનમિત્ર એને ઘેર લેઇ ગયો.

આ પછી પાણિગ્રહણ ઉપરથી એનું ચિત્ત ઉઠી ગયું; તોય પોતાના પિતાના વચન ભંગની બીકે એણે લગ્નવિધિ અટકાવ્યો નહિ. લગ્નવિધિના મુહૂર્તાન્તે

જનોને આશ્ચર્ય પમાડે એવો પાણિપીડનનો મહોત્સવ થયો. દશમો દિવસ પૂરો થયો એટલે સાગરદત્તે ખુશી થઇ નિવાસ કાજે મૃગાંકલેખાને એક મહેલ આપ્યો.

લગ્ન કરી પસ્તાયલો સાગરચંદ્ર તે દિવસથીજ સુખથી રહેતી મૃગાંકલેખાનું દુઃસ્વપ્નની પેઠે સ્મરણુ સરખુંય કરતો ન હતો, જરી બે શબ્દ પણુ બોલતો નહિ, અને આંખ સરખીય એના તરફ માંડે નહિ; પણુ ઉલટું જાણે પોતાનું કોઇ દુશ્ચરિત હોય એમ ભૂલેચૂકે એના નામસરખાનુંય સંભારણું કરતો નહિ.

મૃગાંકલેખાને તેની સાથે સંભાષણુ જેટલો પણ અવસર ન મળવાથી બહુજ ખેદ થયો; પોતાનો પણુ એને કોઇ પ્રકારનો દોષ દેખાયો નહિ. એને તો પોતાના દુષ્કર્મનુંજ આ પરિણામ લાગ્યું અને આમ એ તો પોતાની ડાબી હથેળી રુપી પલંગ પર પોતાના મુખચંદ્રને સુવાડી બેસીજ રહેતી. ચિત્રલેખાનાં આશ્વાસન વચનો એનાંથી સાંભળ્યાં જતાં ન્હોતાં; અને એ તો પોતાના હૈયે ઉઠતા વિરહદાહની શાંતિ કાજે આંખેથી આંસુનાં પૂર સારતી, ખાવું, પીવું, લેપ કરવો, શણુગાર સજવા વિગેરેને અંગારાના ઢગની જયમ ત્યાગતી; અને લગભગ પોતાના મરણુના શરણાતીજ સરણિ શોધતી; આમ અંધારીયાંની ચંદ્રલેખા સમી ભાનભૂલી મૃગાંકલેખા પોતાનો સમય ગાળતી હતી. અને એના વિરહના સંતાપને દૂર કરવાની ઇચ્છાએ એની સખીઓએ સરોવરોને કમલવિહોણાં કરી નાખ્યાં, અશોકવનોને પાનાં તોડી પલ્લવવિહોણાં કરી નાખ્યાં અને મલયગિરિને ચંદનવૃક્ષવિહોણો કરી નાખ્યો.

પણુ એના અંતરનો વ્યાધિ તો ભોગ તરફ અપ્રીતિ, નિસાસા અને મનમાં તાલાવેલી કરાવતો એનો પ્રિયતમ હતો; અને બીજે તો બ્હારનોજ ઉપચાર હતો ને ડહાપણુ અને વ્હાલ ભર્યો છતાંય એને તો ખારો બન્યો. કોઇ વેળા તો એ દુઃખની બળી સખીને આમજ કહેતી

> કામ દાહ બળ્યું જ્યાં મનડું ત્યાં
> ચન્દને તું ચર્ચે શીદ ગાત્રો?
> અંતરંગ બહિરંગ ઉપાયે
> અંતરંગ ઉપચાર બરોબર.

૩

આમ દુઃખ અનુભવતાં એકવિશ વર્ષો વહી ગયાં. એવામાં શ્રીમાન્ અવંતિસેન રાજા ચતુરંગ સેના લેઇ લાટ દેશના રાજાને છતવા અચલો સહિત અચલાને ચલિત કરતો ચાલ્યો. તે સમયે આદર સહિત રાજાએ સાગરદત્તને પૂછયુંઃ "તમારો પુત્ર સાગરચંદ્ર, સન્ધિ ઇત્યાદિ છ ગુણોના સાગરના ચંદ્ર સમો છે; અને ચારેય નીતિના ચાતુર્યમાં વાચસ્પતિ જેવો છે; એને મારી સાથે મોકલો; એના વિના મ્હારા અપાર સૈન્યમાં એનો બીજો કોણુ લવણુ; કર્પૂર વિગેરે વસ્તુના પૂરને પૂરો પાડવા સમર્થ હોઇ શકે?"

શેઠ પણુ આ રાજાનો આગ્રહ જોઇ ઇચ્છા ન્હોતી તોય પૃથ્વીપતિ તરફ બોલ્યાઃ "સ્વામિન્ આપ એને આપના પગ આગળ માનો; સર્વ સામગ્રી સાથે આપની સમક્ષ સાગરચંદ્રને મોકલીશ."

સાગરચંદ્રે પણુ પિતાના આદેશ પ્રમાણે દશમે દિવસે સમગ્ર સામગ્રી તૈયાર કરી દીધી; પોતાના મિત્રગણુને બોલાવી સત્કાર્યું; હાથી, પાડા, સાંઢ, ઘોડા, રથ, વેચવાની વસ્તુઓ ઇત્યાદિ સાથે લઇ જવાનાં સાધનો તૈયાર કર્યા; શુભ મુહૂર્તે એની માતા પ્રભાએ એના કપાલમાં તિલક કર્યું; અને પ્રસ્થાનની મંગલવિધિ પણુ થઇ ગઇ.

મૃગાંકલેખાએ વિચાર્યું કે, "સૈન્યમાં ગયા પછી હું મ્હારા પ્રિયતમને કયારે જોઇશ? માટે હાલ મ્હારાથી વિમુખ થયા છે છતાંય તેમને નિરખી લેવા જોઇએ–આમ વિમાસી સખી સાથે આવી સાગરચંદ્રને જોયો. સાગરચંદ્રે પણુ એને જેમ તેમ જોઇ, પણુ બહુ કામ હોવા છતાંય અને પોતાના નોકર સાથે કામકાજ વાતચિત કરવાની ઇચ્છા છતાંય એનો મૌનવ્રત ધારી ઉભો રહ્યો.

મૃગાંકલેખા એના ચરણુસરોજે પડી અને ગદ્ગદ વાણીએ બોલવું શરૂ કર્યુંઃ "પ્રિયતમ, તમે શા કાજે મ્હારી ઉપેક્ષા કરો છો? હું તમારામાંજ રચ્યીપચ્યી રહી છું; મ્હારામાં કોઇ રીતનો દોષ નથી; મ્હારાથી આ સહ્યું જતું નથી. કારણુ કે,

પારખ ના કીધી મ્હારી, કાલ નાથ આટલો વહ્યો તોયે
ત્યાગી કલ્પિત દોષે, એ મ્હારાં પાપ કેરૂં માહાત્મ્ય.

આવા પ્રયાણ સમયે સહુ દાસોની સાથ કરી વાતો,
બોલવું ત્યજ્યું મુજ સાથે, હા હા પાપિણી એકલી હું છું."

આમ બોલતી મૃગાંકલેખાની અવગણના કરી, પિતાને પગે પડી, પોતાનું બીજુંજ જાણે સૈન્ય હોય એવા રસાલા સાથે, પોતાના મિત્રો સહિત સાગરચંદ્ર ચાલ્યો. આ બાજુએ તો મૃગાંકલેખાનું દુઃખ અપમાનને લીધે સોગણું વધ્યું; અને કડડ ક્રાંસાતી ડાળીની પેઠે ખાટલા ઉપર પડી. ક્ષણમાં મૂર્છા પામતી, ક્ષણમાં જાગતી, કોઇક ક્ષણે પોતાના ભાગ્યને નિંદતી અને આમ એણે જેમ તેમ કરી લાખ વર્ષની પેઠે પોતાનો દિવસ ગૂજાર્યો.

આ બાજુએ સાગરચંદ્રે તો પોતાને વળાવવા આવેલાં માણસને વિદાય આપી દીધી. એટલામાં સંધ્યા કાળ થવા આવી; એટલે એણે પોતાના કાફલા સાથે નદીને કાંઠે મુકામ નાખ્યોઃ

એવે સમે વિરહિણી–જન–તીવ્ર–તાપ
હોલાલવા જયમ સરોજ તણો સુમિત્ર
ચોપાસથી કિરણજાલ હરી સ્ફુરન્તી
અન્ય દ્વીપે ઝટ અહો કરતો નિવાસ.
આકાશ–વાસગૃહમાં રજની પ્રિયાએ
સંભોગથી નવલ પ્રીતમ ચંદ્ર સાથે
રાગે ભરી સુખ થતું મલપન્તી લેવા
હોલાવીઓ શરમથી જયમ સૂર્યદીપ.
નિદ્રાભરી નયન પાંખડી દીર્ઘ મ્હોટી
નિસ્તેજ મુખ કમલા નલિની નવોઢા
બીડાયલા કમલમાં ભમરા સ્વરેથી
જાણે રડન્તી રવિનાથ વિયોગદુઃખે.
ને સંધ્યકાલ રૂપ દુષ્ટ જગતપતિએ
લેપી દીધી સકલ માનવ દૃષ્ટિ લોકે;
પાણી થઈ, મન ગમ્યું દ્રવવા રૂપી, ત્યાં
રાજ્યે જમાવટ થઇ અસતી જનોની
શીઝાં લઇ કિરણ ત્યાં તતખેવ ચંદ્ર
અંધારમાં નિજ કરે ધરી પૂર્વ ભાગ
સીમન્તિની–જન–કટાક્ષ શરે વિંધીને
જાણે કરન્ત જગ આ સહુ કામઘેલું.

આવા સમયે પોતાના સઘળા રસાલાની ચિંતા કરતો કરતો સાગરચંદ્ર પોતાના પલંગમાં સૂતો હતો. એટલામાં એને કોઇ રડતી કિંનરીનો સ્વર સાંભળ્યો. તરવાર કાઢીને એતો નિર્ભય અંતઃકરણે ઉઠયો. શબ્દની દિશા તરફ લક્ષ આપી જતાં જતાં એ એક પત્ર વીણવાના કુંજમાં આવી પહોંચ્યો. ત્યાં એણે પોતાની સામે પડેલી એક સ્ત્રી જોઇ; એનાં નયન મૃગલાસમાં હતાં; અને એનાં રત્નજડિત આભરણના તેજે દિગન્તમાં જ્યોતિ પ્રસરી હતી; એનાં ગાત્રો વિરહદાહે બળતાં હતાં; અને વારે વારે ગાઢ મૂર્છા ખાઇને પડતી અને પોતાનીજ મેળે શીળા પવનની લહેરે જાગી ઉઠતી; સાગરચંદ્ર એના તરફ બોલ્યોઃ 'કેમ, બ્હેન, તું મરવા આદરી બેઠી હો એમ દેખાય છે ?"

"જગતમાં, ભાઇ, કોઇ પણ એવો પુરૂષ નથી" એણે પણ જવાબ આપ્યો. "જે અમારાં દુઃખનો વિભાગી બને, પણ મને લાગે છે કે પરોપકારપ્રિય આપના જવાથી મારી ધારણા ફળીભૂત થશે; માટે મારૂં દુઃખ સાંભળવા આપ લાયક છો. મ્હારા પ્રાણપતિ એ હરિપ્રભ નામે એક કિંનરદેવ; તેમની હું હારાવલી નામે બહુજ વ્હાલી વલ્લભા. દૈવયોગે રસ્તે આવતાં આવતાં મ્હારે કાંઈ પણ કારણ વિના એમની સાથે કલહ થયો. એમણે કહ્યુંઃ 'કામિનિ, આપણે તો પેલા કેળના કુંજમાં વિલાસ ખેલીશું'; મેં કહ્યુંઃ 'ના મ્હારા વ્હાલા આપણે તો દેવગિરિનાં શિખરે રતિભોગ ભોગવિશું." આમ વિવાદ થયો ને મ્હારા કાન્ત રીસાઇ ગયા ને એ કેળકુંજે મુખ ફેરવી બેઠા. સંધ્યાકાળ સુધી, બે જામ વહી ગયા ત્યાં સુધી મેં એમને રીઝવ્યા; તોય પણ મ્હારા પ્રિયતમ રીઝયા નહિ."

એનું હૃદય આ કરૂણ વચનોએ ભીનું થયું. સાગરચંદ્ર એ કિંનર સમીપ ગયો અને મધુર આલાપથી એના ગુસ્સાનો વેગ કમી કર્યો.

કિંનર હસતાં હસતાં બોલ્યોઃ 'કેમ, તું મને પ્રિયા વિયોગે દુઃખી થયેલો માને છે; પણ તને વિરહે ઝૂરતી મૃગાંકલેખાનું ભાન નથી. એ બીચારીને તેં એકવિશ વર્ષ સુધી ત્યાગી તોય ત્હારામાં રચીપચી રહી છે...હા, મ્હારી પ્રિયતમાનું શું શું થયું હશે ! એમ બોલી સાગરચંદ્રના જોતજોતામાં પોતાની પ્રિયતમાને પોતાની ગોદમાં ઘાલી કિંનર આકાશમાં ઉડી ગયો.

એટલામાં કિંનરીની દાસી પ્રકટ થઇ અને સાગરચંદ્ર પ્રત્યે બોલવા લાગી, "મ્હારી સ્વામિની મ્હારી

સાથે ત્હમને કહેવડાવે છે કે: ત્હમારા ઉપકારનો બદલો જો કે વાળી શકાય એમ નથીજ તો પણ આ બે મૂળીયાં લઇ મ્હારૂં ઋણ ફેડો; એકનો લેપ ત્હમે પગે કરશો તો ત્હમે આકાશમાં ઉડી શકશો અને બીજાથી જો ત્હમે કપાળે તિલક કરશો તો તમારૂં રૂપ ફેરવાઇ જશે.' આમ બે મૂળીયાં આપતી ને એ પણ અંતર્ધ્યાન થઇ ગઇ.

સાગરચંદ્ર પોતાના સૈન્યમાં આવી કિંનરજોડના પ્રેમનો વિચાર કરતો બેઠો. મનમાં વિમાસવા લાગ્યો:
દેખે ઘણાય દોષો જલરેખા સમ તોય કોપ ધરે
ધન્ય ખરેખર જગમાં તેજ નરો નહિ ક્રૂર મુજ સરખા.
કાળજું કઠણ કણ કરી મેં દોષ ન જોયા તોય વ્હાલીને
તરછોડી પામ્યો હું સ્થાન અધમલોક-અગ્રણીનું.

આમ પોતાના મિત્ર ધનમિત્રને પોતાનો અભિપ્રાય જણાવ્યો. એણે પણ સાગરચંદ્રને ઉત્તર આપ્યો:—
વારે ન કોઇ તોયે, દોષવિહોણી લજ્જાયલી એને
દેહ તોય છોડયો ના એ માન તું ફલ પુણ્યનાં ત્હારાં.
આજ પણ તું-ત્યાગી એ જે રીતે દેહ અંત ના આણે
એમ દિલાસો એને દે તું જયમ મેહ સૂકી વેલડીને.

આમ એ બંન્નેએ વિચાર કર્યો; કિંનરીએ આપેલા મૂળને ઘસી એનો લેપ પગે કર્યો; અને દુષ્ટજનોના મન સમું શ્યામ ગગનતલ ઓળંગી મૃગાંકલેખાના રહેવાના ઘરને બારણે આવી પહોંચ્યો. ત્યાં પલંગ ઉપર દુઃખભર્યા ઘણાય ઉદ્‌ગારો કાઢતી વિરહઝૂરતી મૃગાંકલેખાને સાગરચંદ્રે જોઇ. અણુપૂરતા પાણીમાં પડેલી માછલી જયમ આમતેમ તે તડફડતી હતી; અને સખીજનો એને ફરી ફરી દિલાસો આપતાં હતાં તોય એના નિસાસાના તાપે શય્યાઉપર પાથરેલાં કમળો કરમાઇ જતાં હતાં અને દેહસરખોય તેનાથી સહી શકાતો નહતો.

સાગરચંદ્રના કહેવાથી ધનમિત્ર અંદરને ઓરડે પ્રવેશ કરતો હતો. એવામાં તો મૃગાંકલેખાએ બુમ મારી: 'અરે, કોણ છું-કયાંથી આવ્યો છે? કે પછી ત્હારા ઉપર કાળ કોપ્યો છે? હાલ જો કે તું સાગરચંદ્રની પ્રેયસીના ઘરે પેઠો છું પણ હજૂય જો ત્હારે જીવવાની ઇચ્છા હોય તો આંહિથી ઝટ ચાલ્યો જા; આંહિ આર્યપુત્રવિના, ઇન્દ્રસરખાનોય પ્રવેશ ન સંભવી શકે તો ત્હારો તો કયાંથીજ હોય? જો નહિ જાય તો મ્હારા શીલરૂપી અગ્નિએ ત્હને લાકડાની પેઠે ભસ્મસાત્ કરી નાખીશ...અરે ચિત્રલેખે. આ દુરાચારીને હાથે પકડી બ્હાર તાણી કાઢ."

પણ એટલામાં તો એણે ઉત્તર આપ્યો: "એ સતીશિરોમણિ, હું ત્હારા પ્રિયતમનો પ્રાણપ્રિય મિત્ર ધનમિત્ર: મિત્રના અરૂણુ જેમજ મને જાણો; માટે તમારે ઓરડેથી વિરહસૂચક દુઃખના કારણરૂપ સાધનો દૂર કરો; હવે તો તમને સંભારી ત્હમારા હૃદયસાગરના ચંદ્ર સાગરચંદ્ર આવી પહોંચ્યા છે."

મૃગાંકલેખા ખિન્ન થઇ એના પ્રત્યે બોલી: "ધનમિત્ર, અમિત્ર જયમ દુર્ભાગીયણુ તરફ શા સારૂં હસે છે? સમર્થ છતાંય મ્હારા તરફ ત્હારા મિત્રને ભાવભર્યો કેમ કરતો નથી?"

એવે એકદમ મૃગાંકલેખાનાં વચન રૂપી પ્રેમામૃત સારતી વાણી સૂણતાં સાગરચંદ્રે પ્રવેશ કર્યો. એ તરતજ લાજભરી સેજેથી સફાળી બેઠી થઇ ગઇ.

સાગર પછી પોતાની પ્રિયા પ્રત્યે બોલ્યો: 'જીવિતેશ્વરિ, હવે બ્હીશ નહિ; મ્હારા જેવા ઉતાવળીઆની ક્રૂરતાએ તું બહુ પીડાઇ; જોને ત્હારૂં શરીર કેટલું સૂકાઇ ગયું છે? ઉલટું મ્હારૂં નશિબ સારૂં કે, તું મને જીવતી મળી." આમ વદતાંજ એણે મૃગાંકલેખાને પોતાના કરકમલે હાથમાં લીધી (જાણે કે પોતે પોતાનું નવુંજ લગ્ન ઉજવતો હોય એમ.)

મૃગાંકલેખાએ ઉત્તર આપ્યો: 'નાથ, એમ મા વદશો; હું તો હંમેશ ત્હમારા અંકની દાસીજ છું.'

આમ દંપતી-જોડું વધારે નિકટના પ્રેમમાં પડયું જોઇ અને એમનું મન પારખી ધનમિત્ર બોલ્યો: "ભાઇ તું પણ આવજે; હું હવે આપણા કાફલામાં જઇશ." એમ બોલ્યો ન બોલ્યો એટલામાં તો તે ગગનને આંગણે ઉડયો. ચિત્રલેખા પણ બ્હાનું કાઢતીક ને બ્હાર જતી રહી. અને આમ લાંબા સમય સુધી એ ભેળા મળેલા યુગલે જે રતિસુખ અનુભવ્યું તે શેષનાગની અતિ ચપળ જીભો પણ વર્ણન કરવા સમર્થ નથી.

આ પ્રમાણે પ્રભાત થવા આવ્યું અને અરૂણના ઉદયની વેળા થવા આવી; તેવે ગાઢ સ્નેહથી સાગર મૃગાંકલેખા પ્રત્યે બોલ્યોઃ "પ્રિયે, હવે મને જવાદે; કારણ કે જો વિલંબ થશે તો પિતા તેમજ શ્રીમદ્ અવન્તિસેન રાજા બંન્નેય મ્હને સ્વચ્છંદી કહેશે."

મૃગાંકલેખાએ જવાબ આપતાં ધ્યાન ખેંચ્યું: 'નાથ, હું તો કાવધર્મિણી કહેવાઉં; અને જો કદાચ દૈવયોગે મ્હને ગર્ભ રહી જાય તો ત્હમારા વિરહમાં મ્હારૂં શું થાય? પણ હું દોષ વિનાની છું છતાંય મ્હને ઘરની બ્હાર કાઢી દેશવટો દેશે. ત્હમને ક્યાં ખબર નથી કે સાસુવહુને વેર એટલે કુતરાબિલાડા જેમ?"

સાગરે ઉત્તર આપ્યોઃ 'પ્રિયે, એ બાબતનો ઉકેલ કાઢવા મ્હારો સંકેત સૂચવતી, નામ કોતરેલી આ રત્નજડિત મુદ્રા લે અને ત્હારો હાર મ્હને આપ." આમ કરી, એની રજા લેઇ એ પોતાની છાવણી તરફ પવન માર્ગે ચાલ્યો ગયો. (સંપૂર્ણ)

**મધુસૂદન ચિમનલાલ મોદી. M. A.**

---

# નયચક્ર

પ્રાકૃત સાહિત્ય એ જૈન સાહિત્યનો મૂળ પાયો છે. પણ જેમ સર્વત્ર પાયા કરતાં ઇમારત મોટી હોઇ વધી જાય છે, તેમ કાળ જતાં સંસ્કૃત સાહિત્ય જૈનવાઙ્મયમાં બહુ વધી ગયેલું છે એ સંસ્કૃત સાહિત્ય કોઇ એકજ વિષય ઉપર નથી લખાયું: ભારતવર્ષમાં ચર્ચાયેલો અને ખેડાયેલો એવો તત્કાલીન એકે વિષય નથી કે જેના ઉપર જૈન વિદ્વાનોએ સંસ્કૃતમાં થોડું ઘણું લખ્યું ન હોય.

(૧) ન્યાયમાં તો જૈન સાહિત્ય લગભગ બધું સંસ્કૃતમાંજ લખાયેલું છે. જૈન ન્યાયની વિશેષતા એના અનેકાન્તદર્શનમાં છે. અનેકાન્ત દર્શન એટલે નય અને પ્રમાણોનો મેળ. જૈનેતર દર્શનોમાં ચર્ચાયેલી જે વસ્તુ જ્યારે જૈન દર્શન ચર્ચે છે ત્યારે ફક્ત મુખ્ય વિશેષતા અનેકાન્ત દષ્ટિની જ હોય છે. એજ વસ્તુને જ્યારે નય અને પ્રમાણથી એટલે એક એક દષ્ટિબિંદુથી તેમજ અનેક દષ્ટિબિંદુઓથી વિચારવામાં આવે છે, ત્યારે તે જૈન દર્શનની કસોટીમાં ઉતરી તેને માન્ય થાય છે. વિષય ગમે તે હોય પણ તેને જોવા અને વિચારવાની પદ્ધતિ જૈન દર્શનમાં એક છે અને તે પદ્ધતિ અનેકાન્ત વાદની. આ કારણથી અનેકાન્તજ જૈન તત્ત્વજ્ઞાનનો આત્મા છે. 'કઇ વસ્તુ માનવી, કઇ ન માનવી, માનવી તો કેવા રૂપમાં માનવી, દેશકાળ પરત્વે કયા અંશમાં પરિવર્તન કરવું અને કયા અંશમાં ન કરવું' એ બધું જો અનેકાન્ત દષ્ટિએ વિચારાય તો તે જૈન વિચાર.

(૨) આજ કારણથી અનેકાન્તનું મહત્વ સ્થાપનારા અને તેનું સ્વરૂપ વર્ણવનારા સેંકડો ગ્રંથો જૈન સાહિત્યમાં લખાયેલા છે. દસમા સૈકા પછી લખાયેલ તેવા ગ્રંથોને બાદ કરીએ તો તે વિષયના બે મહાન ગ્રંથો જૈન સાહિત્યમાં છે. એ બેમાં એક સન્મતિ તર્ક અને બીજો નયચક્ર. નયચક્રમાં તેના નામ પ્રમાણે મુખ્ય વિષય નયનો છે અને સન્મતિમાં નય ઉપરાંત જ્ઞાન અને જ્ઞેયનું પણ વર્ણન છે. સન્મતિ મૂળ પ્રાકૃતમાં છે. અને ટીકા સંસ્કૃતમાં છે; જ્યારે નયચક્ર મૂળ અને ટીકા બન્ને સંસ્કૃતમાં છે. સટીક સન્મતિનું પ્રમાણ પચીશ હજાર શ્લોક જેટલું છે, અને સટીક નયચક્રનું અઢાર હજાર જેટલું. સન્મતિ સૂત્ર મૂળ દિવાકર સિદ્ધસેન સૂરિનું રચેલું અને ટીકા તાર્કિક શ્રી અભયદેવસૂરિની છે. નયચક્ર મલ્લવાદિનું રચેલું અને ટીકા શ્રીસિંહ ક્ષમાશ્રમણની રચેલી છે. આ ચારે ધુરંધર ગ્રંથકારોના ઇતિહાસની ચર્ચા બીજા પ્રસંગ ઉપર રાખી અત્યારે એટલું જ કહેવું બસ છે કે આ ચારે વિદ્વાનોએ જૈન ન્યાયના વિકાસમાં અસાધારણ ફાળો આપ્યો છે. પ્રસ્તુત બે ગ્રંથોમાં સન્મતિ તર્ક

મૂળ ઉપલબ્ધ છે જ્યારે નયચક્ર મૂળ ઉપલબ્ધ નથી. માત્ર તેની ટીકા સુલભ છે.

(૩) અનેક વિશેષતાઓમાંની એક વિશેષતા આ બે ગ્રંથના સંબંધમાં પ્રતિઓ વિષેની પણ છે. અને તે એ કે સન્મતિ તર્કની લખેલી પ્રતિઓ જેટલી નયચક્રની પ્રતિઓ નથી. સન્મતિની પ્રતિઓમાં અપૂર્ણ પણ તાડપત્રની પ્રમાણમાં વિશેષ શુદ્ધ પ્રતિઓ મળે છે અને કાગળની પ્રતિઓ પણ ચારસોથી પાંચસો વર્ષની જુની મળે છે; જ્યારે નયચક્રની બાબતમાં એમ નથી. એની તાડપત્રની પ્રતિઓની વાત તો બાજુએ રહી પણ કાગળ સુદ્ધાંની પ્રતિઓ અઢીસો વર્ષથી જુની હજી જોવામાં નથી આવી. સન્મતિ તર્કની પઠન પાઠન પરંપરા ભલે અખંડ ન હોય છતાં તેની પરંપરા અખંડ રહી હોય એમ લાગે છે. જ્યારે નયચક્રમાં એ પરંપરા પણ ખંડિત થયેલી ભાસે છે. તેથી જ ગમે તેટલી અશુદ્ધિ અને પાઠનું ખંડિતપણું હોવા છતાં પ્રમાણમાં સન્મતિ તર્ક ખૂબ શુદ્ધ મળી આવે છે જ્યારે નયચક્રની બાબતમાં તદ્દન ઉલટું છે. ઉપાધ્યાય શ્રી યશોવિજયજીએ નષ્ટ ભ્રષ્ટ અને ખંડિતપ્રાય પ્રતિઓ ઉપરથી નયચક્રનો છેલ્લો આદર્શ તૈયાર કર્યો હોય તેમ તેની કોઇ કોઇ પ્રતિમાં મળતા છેલ્લા ઉલ્લેખથી દેખાય છે. તેઓશ્રીને મૂળ નયચક્ર મળ્યું હશે કે નહિ એ કહેવું કઠણ છે. પણ એની ટીકાની જેટલી અને જેવી પ્રતિઓ તેઓશ્રીને મળી હશે તે ઉપરથી તેમણે એક આવૃત્તિ તૈયાર કરી હશે અને અત્યારની ઉપલબ્ધ બધી પ્રતિઓ એજ આવૃત્તિના ઉતારા હોય એમ લાગે છે. તેઓશ્રીના પહેલાના વખતની એકે પ્રતિ કયાંય જોઇ કે સાંભળી નથી છતાં તે હોવાનો સંભવ છે. તેથી એ મેળવવા પણ પ્રયત્ન કરવો ઘટે. ઉપાધ્યાયજીશ્રીએ તૈયાર કરેલ અસલ આવૃત્તિની પ્રતિ કઇ અને તે કયાં છે, તે હજી જાણવું બાકી છે. છતાં તેના ઉપરથી લખાયેલ અત્યારની ઉપલબ્ધ બધી પ્રતિઓ જોતાં એમ માલુમ પડે છે કે તેમાં અશુદ્ધિનું રાજ્ય નહિ પણ સામ્રાજ્ય છે. એમાં ભાગ્યે જ એવું કોઇ વાકય હોય છે કે જે કોઇ પણ જાતની અશુદ્ધિ વિનાનું હોય. એક બાજુ મૂળ પ્રાપ્ય નહિ અને બીજી બાજુ આવી અશુદ્ધિઓ. તેથી એ ગહન વિષયનો ગહનતર ગ્રંથ ગહનતમ બની ગયો છે. અને એજ કારણથી તેનું મહત્વ ગાનારા અને સમજનારા સુદ્ધાં તેનાથી ભડકી દૂર ભાગે છે. વસ્તુસ્થિતિ પણ એવી જ છે. મૂળ નહી, વિષય, નયનો, ચર્ચા, સૂક્ષ્મ, પદ્ધતિ વિવિધ ભાંગા વાળી અને શાસ્ત્રાર્થો લાંબા અને દાર્શનિક, ભાષા સંસ્કૃત અને વધારામાં જેટલાં વાકયો તેટલી અશુદ્ધિઓ. આ સુમેરૂના ગહન નંદન વન ઉપર જવા ઇચ્છા છતાં તૈયાર કોણ થાય ?

આવી સ્થિતિમાં પણ એ ગ્રંથ સચવાઇ રહ્યો છે એ માત્ર જૈન સાહિત્યનું નહિ પણ ભારતીય સાહિત્યનું સુદ્ધાં સદ્ભાગ્ય છે. ઉપાધ્યાયજીશ્રી સાધન અને સમય પૂરતું પોતાનું કામ કરી ગયા પણ આજે નયચક્રની બાબતમાં આપણી ફરજ અનેક ગણી વધી જાય છે.

(૪) છાપાકળાનો વિકાસ, ઉપયોગી સાહિત્ય અને સાધનોની પૂરી સગવડ, દેશ દેશાંતરના વિદ્વાનોમાં જૈન સાહિત્યની અભિરૂચિ, કામ કરવાની અનેક પદ્ધતિઓ અને પ્રાચીન અર્વાચીન ભંડારોની સુગમતા ઉપરાંત લોકોની સાહિત્ય છપાવવા અને તૈયાર કરવા તેમજ શુદ્ધ કરવા તરફની અભિરુચી—આ બધી વસ્તુઓનો વિચાર કરતાં ઉક્ત મહાન ગ્રંથ તરફનું આધુનિક જૈન સમાજનું કર્તવ્ય અનેકગણું વધી જાય છે. સન્મતિનું સંશોધન તો ગૂજરાતની રાજધાની અને જૈન પુરી ગણાતા અમદાવાદમાં ગૂજરાત પુરાતત્વ મંદિરે પ્રારંભ્યું. લગભગ નવ વર્ષના તેના સંશોધન અને સંપાદન વિષેના અનુભવ પછી નયચક્રના સંશોધન અને સંપાદન માટે કેટલીક સુચનાઓ કરવી અગત્યની લાગે છે. તે અહિં કરવા ધારી છે. કેટલાક વર્ષ પહેલાં નયચક્રને પણ સન્મતિની પેઠે તૈયાર કરવાનો જે વિચાર હતો તે જો તાજો જ રહ્યો હોત તો આ સૂચનાઓ કરી સંતોષ માનતાં પહેલાં એને જ અમલમાં મુક્ત પણ હવે લાગે છે કે માત્ર સૂચના કરીને સંતોષ માનવો. સાહિત્ય પ્રકાશક સંસ્થાઓ અને તેમાં કાર્ય કરનારા વિદ્વાન મુનિઓ તેમજ ગૃહસ્થો જો આ સૂચનાઓને અનુભવસિદ્ધ તેમજ ઉપયોગી સમજે

તો તે ઉપર વિચાર કરે અથવા આમાંથી ફલિત થતી બીજી સૂચનાઓ વડે પ્રેરણા મેળવી નયચક્રનું કામ કોઇ શરૂ કરશે તો તેનું સંસ્કરણ ખરેખરો ઉપયોગી નમુનો બનશે.

(૫) જેવો ઉપયોગી નમુનો કલ્પનામાં આવે છે. અને જે પ્રમાણમાં ગ્રંથ અશુદ્ધ છે. તેનો વિચાર કરતાં તે માટે સવાલાખ રૂપીઆ અને દશ વર્ષ સમય આવશ્યક છે. આમાં જેટ જેટલા પ્રમાણમાં વિદ્વાન મુનિઓ જોડાશે તેટ તેટલા પ્રમાણમાં ખર્ચ અને સમય ઓછો થશે.

નીચે બતાવેલી પદ્ધતિઓ કાર્યનો આરંભ કર્યા પહેલાં બે વિશિષ્ટ વિદ્વાનો—જેઓ ન્યાય, વ્યાકરણ અને આગમશાસ્ત્રમાં નિપુણ હોય તેમજ લિપિશાસ્ત્રના અને ભાષાશાસ્ત્રના પારગામી હોય—મળીને કાર્યની ભૂમિકાને બાંધે. એ ભૂમિકા આ પ્રમાણે છેઃ

(અ) બેમાંના એક વિદ્વાને સમગ્ર નયચક્રનું અર્થ-વિચારણાપૂર્વક સાંગોપાંગ તલસ્પર્શી વાચન મનન કરી લેવું જોઇએ અને સાથે સાથે આ જાતની નોંધો કરી લેવી જોઇએ.

૧ મૂળ મૂળ પ્રતીકોની નોંધો કરી રાખવી.
૨ જે જે સંવાદક કે ખંડનીય અવતરણો આવે તે બધાં અકારાદિ ક્રમે જુદાં તારવી રાખવાં.
૩ આગમના જે જે પાઠોના ઉતારા આવે તે બધા મૂળ સ્થળોની નોંધ સાથે લખી રાખવા.
૪ વૈશેષિક, નૈયાયિક, મીમાંસક, બૌદ્ધ કે જૈન 'ન્યાય ગ્રંથોનાં' તથા વ્યાકરણ ગ્રંથોનાં જે જે અવતરણો આવે તે બધાં પણ અકારાદિ ક્રમે તારવી રાખવાં જોઇએ.
૫ આ બધા ઉતારાઓ કોઇ એક પ્રતિના પાનાના નંબર સાથે લખવા અને તેની જ કલમમાં જણાવ્યા પ્રમાણે વ્યવસ્થા કરવાની છે.
૬ વિષયવાર મથાળાં પણ પ્રતિના પાનાના નંબર સાથે નોંધી રાખવાં અર્થાત્ સમગ્ર નયચક્રના વિષયને દર્શાવતી એક સવિસ્તર અનુક્રમણિકા તૈયાર કરવી આ કામ તો એક વિદ્વાનનું.

બીજા વિદ્વાને જે તૈયારી કરવાની છે તે આ છે.

(આ) તેણે નેપાળી, તિબેટી અને ચીની ભાષાનો તથા લિપિનો સારો અભ્યાસ કરી લેવો જોઇએ. શ્રી મલ્લવાદીના ઇતિહાસ પ્રમાણેજ જોતાં નયચક્રમાં વધારેમાં વધારે બૌદ્ધ ગ્રંથોની સમાલોચના આવે છે. એ ગ્રંથોનો મોટો સમૂહ એ ત્રણે લિપિઓમાં અને ભાષાઓમાં છે, તેમાંનો ઘણો થોડોજ ભાગ મુદ્રિત છે પણ લિખિતજ અધિક ભાગ છે. પૂર્વોક્ત ત્રણે લિપિઓનાં અને ભાષાઓના અભ્યાસ વિના બૌદ્ધ ગ્રંથોનાં અવતરણો શોધવાં અસંભવ છે અને એ બધાં અવતરણો મૂળ ગ્રંથોમાંથી મેળવ્યા સિવાય નયચક્રની શુદ્ધિ સર્વથા સંભવિત નથી. નયચક્રમાં નાગાર્જુન, વસુબંધુ, સ્થિરમતિ, ગુણમતિ અને 'અસંગ વગેરે બૌદ્ધાચાર્યોના ગ્રંથોનાં અવતરણો આવે છે. અને આ બધા ગ્રંથો નાગરી લિપિમાં તો લભ્યજ નથી અને રોમન લિપિમાં પણ નહિવત્ છે. એ લિપિઓ અને ભાષાઓનો અભ્યાસ કર્યા પછી પણ તે તે દેશના જ્ઞાન ભંડારોના અધ્યક્ષો સાથે સાદર પત્રવ્યવહાર કરીને તે તે ગ્રંથો મેળવવામાં મોટી લાગવગની જરૂર પણ જરૂર રહેશે. બૌદ્ધ ગ્રંથોનાં મોટાં મોટાં સૂચી પત્રો તો છપાયાંજ છે અને એ કોઈ પણ વિદ્વાન્ પુરાતત્ત્વ મંદિર આદિમાં જઇને વાંચી શકે છે. આ જાતના અભ્યાસને પરિણામે બૌદ્ધભંડારોમાંથી અનેક મૂળ કે અનુવાદિત જૈન ગ્રંથો મળી આવવાનો પણ વધારે સંભવ છે.

આ પ્રકારે એકરસિયા બે વિદ્વાનો એ જાતનું કામ વહેંચી લઇ પૂરૂં કરે તે પછીજ અહીં જણાવેલી રેખા પ્રમાણે કાર્યની શરૂઆત થઇ શકે. અનુભવથી લાગે છે કે આ કાર્યની ભૂમિકાજ બાંધવા માટે એ બે વિદ્વાનોએ ચાર વરસ સુધી સતત પરિશ્રમ કરવો જોઇએ અને અસંત સ્થિરતા રાખવી જોઇએ.

## કામની રૂપરેખા.

(ક) મળી શકે તેટલી વધારેમાં વધારે પ્રતિઓ એકત્ર કરવી અને તે પ્રતિઓને અંદરો અંદર સરખાવવી. જે જે પ્રતિઓ સરખી લાગે તેનો એક વર્ગ અને તે રીતે મળેલી પ્રતિઓના પડી શકે તેટલા વર્ગ પાડવા.

(ખ) એક એક વર્ગમાં દાખલ થતી પ્રતિઓનું જુનાપણું તપાસી તેમાં જે જુની હોય તેને તે વર્ગમાં પ્રથમ સ્થાન અને બાકીની પ્રતિઓને તેના સમય પ્રમાણે અનુક્રમે તે વર્ગમાં સ્થાન આપવું આ રીતે છેવટે એકંદર બધા વર્ગોમાં સૌથી જુની પ્રતિ કઇ છે એ નક્કી કરવું અને કોના કોના ઉપરથી કઇ કઇ પ્રતિ લખાયેલી છે. અથવા કોની સાથે કઇ પ્રતિનો વધારે સંબંધ છે એ નક્કી કરવું; એટલે કે વર્ગવાર પાડેલી પ્રતિઓનું પૌર્વાપર્ય અને તે ઉપરથી એકંદર પ્રતિઓનું પૌર્વાપર્ય તેમજ તેઓનો અરસપરસ સંબંધ નક્કી કરી એક વંશવૃક્ષ તૈયાર કરવું.

(ગ) ઉપરની રીતે સૌથી જુની અગરતો અર્વાચીન છતાં સૌથી વધારે શુદ્ધ પ્રતિ ઉપરથી પ્રેસકોપી કરાવવી. એ કોપીમાં એક લીટી લખી નીચે બે લીટીઓ ખાલી મુકી વળી એક લીટી લખવી.

(ઘ) થયેલી કોપીને બાકીની વર્ગબદ્ધ પ્રતિઓ સાથે મેળવવી અને જેટ જેટલા પાઠાંતરો આવતાં જાય એ બધાને જુદા કાગળોમાંજ કોપીના નમ્બર પ્રમાણે નંબર રાખી લખતા જવાં અને તે તે પાઠાંતરને તે તે પ્રતિનું સંકેતિત નામ આપવું.

(ઙ) પાઠાંતર લેતી વખતે એકજણુ જે અતિ કુશળ હોય એટલે ભાષાશાસ્ત્રી અને અર્થજ્ઞ હોય તે કોપી રાખે અને ઓછામાં ઓછા પ્રતિઓના વર્ગ જેટલા બીજા માણસો સામે બેસે અને ભાગે આવેલ વર્ગવાર પ્રતિઓમાંથી આવતા પાઠાંતરો કહેતા જાય. એ બધા પાઠાંતરો મુખ્ય પુરુષ લખતો જાય. આ ક્રિયા એટલી વ્યવસ્થા, શાન્તિ અને કાળજી પૂર્વક થવી જોઇએ કે તેમાં એક પાઠાંતર રહેવા ન પામે અને લેવાયલા પાઠાંતરો આડા અવળા ન લખાય. પાઠાંતર લેતાં કોપીનું એક પાનું પૂરૂં થાય કે તુરતજ ત્યાં સુધીમાં આવેલ દરેક પ્રતિઓના પાના અને લીટી જુદા નોંધી લેવા. જેથી આગળ ઉપર અકસ્માત્ કામ પડતાં કોઇ પણ પ્રતિનું સ્થળ જલ્દી કાઢી શકાય.

(ચ) ઉપર પ્રમાણે કોપીના અંક મુજબ પાઠાંતરો લખાઇ ગયા પછી અગર લખાતા હોય ત્યારે સાથે જ મુખ્ય પુરુષ પાઠાંતરોને પસંદ કરે એટલે ઓછામાં ઓછા બે કુશળ વિચારકો મળી ભાષા અને અર્થ દૃષ્ટિએ ગ્રંથને વિચારે અને વિચારતાં તે સ્થળે આવતા પાઠાંતરોમાં વધારે શુદ્ધ કયો છે એ નક્કી કરે. જે વિશેષ શુદ્ધ જણાય તેને અંદર દાખલ કરી બચેલા પાઠાંતરોને શુદ્ધ અશુદ્ધિના તારતમ્ય પ્રમાણે જુદાજ કાગળમાં ગોઠવી દે અને સાથે પ્રતિઓનાં નામ આપે.

(છ) અશુદ્ધ જણાતાં પણ પાઠાંતરો નોંધવાં અને તેમાંથી છેવટે અશુદ્ધનો ક્રમ તેમજ તેનાં કારણો તારવવાં સુગમ પડે અને વધારે અનુભવ પછીજ તદ્દન અશુદ્ધ અને અનાવશ્યક પાઠાંતરોને કાઢી નાંખવાં હોય તો પછી શકાય.

(જ) ગ્રંથ વિચારતી વખતે અશુદ્ધિને લીધે વિષયની કઠીનતાના લીધે કે બીજા કોઇ કારણથી ગ્રંથ ન સમજાય ત્યારે એ વિષય બીજા કયા કયા ગ્રંથોમાં કયા કયા દર્શનોમાં આવેલો છે તે શોધી કાઢવું અને એ બધું સાહિત્ય વાંચી અને વિચારી જવું. શોધાતા ગ્રંથ ઉપરથી લખાયેલું પાછલું સાહિત્ય અને જેના જેના ઉપરથી શોધાતો ગ્રંથ લખાયો હોય તે બધું મૂળ સાહિત્ય તેમજ શોધાતા ગ્રંથ સાથે સહેજ પણ મળતું આવતું બીજું સાહિત્ય વાંચી લેવું અને ત્યાર બાદજ એ અશુદ્ધ ભાગ અગર નહિ સમજાતા ભાગને સમજવાનો પ્રયત્ન કરવો અને તેમ કરીનેજ પાઠાંતરોની શુદ્ધિ અશુદ્ધિનો વિવેક કરવો—તે પહેલાં નહિ.

(ઝ) શુદ્ધિ અશુદ્ધિના નિર્ણય માટે જોવામાં આવેલા ગ્રંથોને પૃષ્ઠ વાર ટિપ્પણમાં નોંધવા અને બીજા પણ ગ્રંથો જે માત્ર સરખામણી માટે જોયા હોય તે પણ ટિપ્પણમાં નોંધવા. જે જે ગ્રંથના જે જે પાઠ ઉપરથી શુદ્ધિ કરવામાં મદદ મળી હોય તે તે પાઠ ગ્રંથના નામ સાથે નોંધવો. કોપીમાં અશુદ્ધ જણાયેલ પાઠને કાયમ રાખી શુદ્ધ કલ્પેલ પાઠને ત્યાંજ કોષ્ઠકમાં નોંધવો.

(ઞ) અંદર આવતાં અવતરણો મૂળ ગ્રંથમાંથી શોધી કાઢવાં અને તે ગ્રંથના નામ સાથે જોડવાં. જે અવતરણોના મૂળ ગ્રંથો ન મળે ત્યાં કોષ્ટક ખાલી મુકવું છતાં એજ અવતરણો બીજે ઉતારેલાં મળે તો એ બીજા ગ્રંથોના નામે પૃષ્ઠ વાર ટિપ્પણમાં આપવાં અને તેમાં પાઠભેદ હોય તો પણ નોંધવો.

(૮) આ બધું કામ ચાલતું હોય ત્યારે વિષય પ્રમાણે મથાળાં બાંધતા જવા અને પેરેગ્રાફ પણ અર્થ દૃષ્ટિએ પાડતા જવા.

(૯) આ પ્રમાણે કોપીનું ખોખું તૈયાર થયા પછી જો જરાએ ચેકમચેકા થઇ હોય તો છેવટની તદન સુંદર પ્રેસ કોપી કરાવવી અને પછીજ છપાવવા આપવી. પ્રુફો વિશિષ્ટ વિદ્વાનજ જુએ અને તેજ છાપવાને રજા આપે.

ઉપરની પદ્ધતિએ આધુનિક સંશોધન પદ્ધતિનું ટુંકું અનુભવ ચિત્ર છે. એ પ્રમાણે નયચક્રનું કામ કરવા માટે એકંદર ત્રણ વિશિષ્ટ વિદ્વાનો જોઇએ. જેમાં એ તો સર્વ દર્શનના અભ્યાસીજ અગર અવલોકનકાર હોવા જોઇએ. તે ઉપરાંત પાઠાંતરો લેવા, કોપી કરવી, અને બીજું સાહિત્ય જોવું વિગેરે કામો માટે દશ માણસો ન રાખી શકાય તો છેવટે સાત વિના કામ નહિજ ચાલે. આ રીતે પહેલાં કાર્યકર્તાઓનો સંઘ જામવો જોઇએ. અને સતત્ કામ ચાલ્યા કરે તે માટેની બધી ગોઠવણ કરી લેવી જોઇએ.

મૂળ ગ્રંથના સંશોધન પછી કેટલાંક અતિ મહત્વનાં કામો તો રહેજ છે. જેમકે વિશેષ પરિભાષાઓનો કોશ, ખાસ ખાસ પરિશિષ્ટો, ગ્રંથનું ગુજરાતીમાં તારણ, ગ્રંથ અને ગ્રંથકારનો ઇતિહાસ વિગેરે; છતાં એને અહિ ગણાવવામાં નથી આવ્યાં તે એટલા માટે કે ગ્રંથ તૈયાર થાય તોય ઘણું છે.

જો કે ઉપર આપેલું રેખાચિત્ર તદન ટુંકું છે; છતાં એનો વિશિષ્ટ સાક્ષાત્કાર કરવા ઇચ્છનારે સન્મતિ તર્કના છપાયેલા ભાગો આ દૃષ્ટિએ જોઇ લેવા તેથી કાંઇક વધારે ખાત્રી થશે. ઉપર આળેખેલી પદ્ધતિ પ્રમાણેજ એ ભાગો તૈયાર થયેલા છે. જો કે એમાં ઉપર લખેલ મુદ્દા ઉપરાંત બીજા પણ અનેક કામના મુદ્દાઓ નજરે પડવાનાજ.

નયચક્રનું કામ સાધુ વર્ગમાંથી કોઇ આગેવાન થઇ હાથમાં લે તો નીચેનાં પરિણામો આવે.

(ક) પુસ્તકો છપાવવામાં થતો નિરર્ગલ ખર્ચ વ્યવસ્થિત પદ્ધતિ સર ગ્રંથમાં વપરાયાથી ગ્રંથ વિદ્વાનો સમક્ષ દીપી ઉઠશે. અને તે ગ્રંથો બહુ ઉપયોગી સિદ્ધ થશે.

(ખ) કામની નિર્દોષ હરીફાઇની વૃત્તિ જાગવાથી અભ્યાસ વધશે, વિચારનું ઉંડાણ વધશે. અને બહુશ્રુતતાને પરિણામે મધ્યસ્થપણું તેમજ પ્રમાણિકપણું આવશે. અને નવરાશથી નીપજતાં અગર ટુંકા આદર્શથી નીપજતાં માઠાં પરિણામોથી સંઘ અને સમાજ મુક્ત રહેશે. તેથી બીજા સમાજો સમક્ષ જૈનગુરૂઓનું ગૌરવ વધશે.

(ગ) ઘણા કાળથી નહી વપરાયેલા અને પ્રાચીન વારસામાં મળેલા વિવિધ વિષયના અનેક ગ્રંથો જોવાને પ્રસંગ મળવાથી ભંડારો સજીવન થશે, અને તેની ભરતી પાછી નિર્દોષપણે થશે. તથા નષ્ટ થતું કિંમતી સાહિત્ય સચવાયાનું ખરૂં જ્ઞાનતપ સધાશે.

સુખલાલજી અને બેચરદાસ.

[ મલ્લવાદી દ્વાદશાર નયચક્રની પ્રત પ્રવર્તક શ્રી કાન્તિવિજયજીના વડોદરાના ભંડારમાં નં. ૨૯ તેમજ ડોસાભાઇ અભેચંદ ભાવનગર સંઘના ભંડારમાં આં. ગુણનિધાન સૂરિ પટ્ટધર ધર્મમૂર્તિ સૂરિએ ( આચાર્યપદ સં. ૧૬૦૨ સ્વર્ગસ્થ સં ૧૬૭૦) લખાવેલી પ્રત વિદ્યમાન છે. તેમજ કહેવાય છે કે શ્રી સિદ્ધર્ષિએ આ ગ્રંથ પર વૃત્તિ રચી છે, અને શ્રી યશોવિજય ઉપાધ્યાય કૃત વૃત્તિ મુનિ મહારાજ શ્રી અમરવિજયજી પાસે પોતાના ડભોઇમાં રાખેલ પુસ્તક સંગ્રહમાં છે. આ ગ્રંથ ઘણો ઉપયોગી અને જૈન ન્યાય–તર્કના એક વિભાગ નામે નય પર પ્રકાશ પાડનારો છે છતાં તે કઠિન હોવાથી તેમજ તેનો વિષય પણ બુદ્ધિમા સરળતાથી ઉતરે તેવો ન હોવાથી તેનું પઠન–પાઠન રહ્યું નથી એ દુઃખદ બાબત છે; હવે તેનો ઉદ્ધાર કરવાની પૂરી જરૂર છે. અમને ખબર મળી છે કે પાદરાવાળા રા. મોહનલાલ હીમચંદ વકીલ આ માટે સર્વ જાતની વ્યવસ્થા કરવા ઉત્સુક છે તો તેઓ પોતાના મંડળ તેમજ શ્રીમાન્ જૈનોની સહાયથી આ મહાકાર્ય ઉપાડી લઇ મહાયશના ભાગી થશે એમ અમે તેમને વિનવીએ છીએ.

તંત્રી. ]

# પુત્ર પ્રથમનો છતાં જ્યેષ્ઠ નહિ.

## અંગ્રેજીપરથી અનુવાદિત વાર્તા—રા. ચિમનલાલ.

મુકુંદરાય ઘણાં વર્ષ પછી જ્યારે રંગુનથી પાછા મુંબઇ આવ્યા ત્યારે તેમનું સર્વથી પહેલું કાર્ય તેમના કૉલેજનાં મિત્ર શાંતિલાલને શોધી કાઢવાનું હતું. તેઓ વચ્ચે ભાઇઓ જેવો સ્નેહ હતો.

મુકુન્દરાય ઘણા દેશોમાં ફરી આવ્યા હતા, છતાં પણ લગ્નની જાળમાં ફસાયા ન હતા. પરંતુ શાંતિલાલે તો લગ્ન કરી મુંબઇમાંજ રહી પોતાનો ધંધો જમાવ્યો હતો. તેમને ત્રણ બાળકો થયાં હતાં.

શાંતિલાલનાં માલતી સાથે લગ્ન થયાં ત્યાર પછી રતજ મુકુંદરાય રંગુન જવા ઉપડી ગયા હતા. ત્યાર છી આજે બાર વર્ષ પછી પોતાના મિત્રને ત્યાં થોડા દેવસ રહેવાનું આમંત્રણ સ્વીકારતાં તેમને આનંદ થયો, તથા ભૂતકાળની યાદ તાજી થઇ આવી.

શહેરની ગીચ વસ્તીમાંજ રહેનાર મુકુંદરાયને શાંતિલાલનો સાંટાક્રુઝમાં આવેલો સુંદર બંગલો, દૂરનો સૂર્યાસ્તનો દેખાવ, બગીચામાં ખીલેલાં પુષ્પોની સુગંધ, તથા ત્યાં ફેલાઇ રહેલી શાંતિથી ઘણોજ સંતોષ થયો.

બંગલાના દરવાજા આગળ કંઇક અચકાયા, પણ તે એકજ ક્ષણ. બીજી ક્ષણે તો દરવાજો ઉઘડી ગયો, અને શાંતિલાલ સામા આવ્યા. 'આવો આવો મુકુંદભાઈ, આજે ઘણે વર્ષે મેળાપ થયો.'

મુકુંદરાયનું હૈયું ભરાઇ આવ્યું. ઘણા એકલા માણસોની માફક તેઓ પણ શાંત સુખી ઘરનું વાતાવરણ તરત પામી ગયા, અને તે સદા તેવું રહે તેમ ઇચ્છયું.

અંદર જતાંજ તેમને લાગ્યું કે તેઓ પોતાના કુંટુંબીઓમાં આવી પહોંચ્યા છે. શાંતિલાલનાં પત્નિના મુખ પર બાર વર્ષ પહેલાંના તનમનાટને બદલે કંઇક ઠરેલપણું જણાતું હતું. બે આઠ નવ વર્ષના સુંદર બાલકો તથા ચાર વર્ષની બાલિકા ત્યાં રમતાં હતાં.

જમ્યા પછી બાળકોએ તેમના કુતરા ટોમીની ઓળખાણ કરાવી. તે બાળકોનો ઘણો માનીતો હતો.

ત્યાર પછી ઘણી વાતચીતો થઇ. આગળ પાછળના રમુજી પ્રસંગો યાદ કરાયા.

હવે ઘણે વર્ષે મળેલા બંને મિત્રોને ઘણી વાતચીત કરવાની બાકી હશે એમ સમજી શાંતિલાલના પત્નિ બીજા ઓરડામાં ચાલી ગયાં.

શાંતિલાલે પોતાની પાઇપ સળગાવી. મુકુંદરાયે પણ એક સીગારેટ લીધી. થોડો સમય બંને જણા ઉંચે જતા ધુમાડાના ગોટાઓ જોઇ રહ્યા.

નાની બાળિકા ચંદ્રિકાને હાલરડાં ગાતાં શાંતિલાલનાં પત્નિના દૂરના ઓરડામાંથી આવતા અવાજ શિવાય આખા બંગલામાં તદન શાંતિ હતી.

થોડોક સમય બંને મિત્રોએ સાંભળ્યાં કીધું. મુકુંદરાયે શાંતિલાલ તરફ જોયું. તેઓ પાસેના કોચ પર ઉંઘતા પોતાના બે પુત્રો તરફ જોઇ રહ્યા હતા.

'બેમાંથી મોટું કોણ? મુકુંદરાયે પુછયું.'

શાંતિલાલ હજી પણ સ્વપ્નામાં હોય તેમ જોઇ રહ્યા, 'સુંદરલાલ અમારો પહેલો પુત્ર છે. પણ તે સૌથી મોટો નથી.' તેમનો અવાજ શાંત અને ગમગીની ભર્યો હતો.

આ વિચિત્ર જવાબથી મુકુંદરાય ચમકયા. 'હું સમજ્યો નહિ.' તેમણે કહ્યું.

શાંતિલાલે એક નિશ્વાસ નાખી પોતાની નજર ફેરવી. 'અલબત તમને ખબર નથી—ભાઇ—તમે મનુ વિષે કંઇપણ જાણતા નથી.'

'ના', મુકુંદરાય બોલ્યા. તેઓ તરત સીધા બેઠા. તેમને લાગ્યું કે કંઇ નવુંજ વૃતાંત છે. તેમજ બન્યું. પરંતુ શાંતિલાલે વાત શરૂ કરતાં પહેલાં દિલગીરી ભર્યા હાસ્ય સાથે મુકુંદરાય તરફ જોયું.

'અમે ઘણાં સુખી છીએ,—હું તથા માલતી,—આ ઘરમાં. પરંતુ અમારે પણ હમેશાં તેમ ન હતું. એક વખત અમારી સુખ નૌકા પણ કલહના ખડક પર નાશ પામવાની અણી પર હતી. તે એક નાના બાળકે બચાવી લીધી હતી. મારૂં તથા માલતીનું આ સુખ તેને આભારી છે. તેને અમે કદી ભૂલીશું નહિ. તે અમને માર્ગ બતાવી જેવો આવ્યો હતો તેવોજ અંધકારમાં અદૃશ્ય થઇ ગયો.'

શાંતિલાલનો અવાજ ધીમો થતો ગયો. તેમની આંખો ભીની હતી.

'સમય ચાલ્યો જાય છે, ભાઇ, અમારાં બાળકો મોટાં થશે. કદાચ પોતાનો ધાર્યો માર્ગ લેવા માટે અમને છોડી-જશે. પરંતુ તે તો સદા એવોને એવોજ અમારી પાસેજ રહેશે. અમારો વહાલો-પહેલો-બાળક મનુ !'

બંગલામાં સર્વત્ર શાંતિ પથરાઇ રહી હતી. હાલરડાંનો અવાજ પણ બંધ થઇ ગયો હતો. શાંતિલાલે ફરીથી પોતાની પાઇપ ભરીને સળગાવી.

મુકુંદરાય પણ નાના મનુની સુંદર પણ કરુણાજનક કથા સાંભળવા તૈયાર થઇ રહ્યા.

* * * *

અમને પરણ્યા પછી ત્રણ વર્ષ વીતી ગયાં હતાં. માલતી અને હું એક બીજાને ચહાતાં હતાં, અમારે ત્રણ વર્ષમાં એક વખત પણ તકરાર થઇ ન હતી, છતાં પણ મને જણાયું કે અમારાં હૃદય કંઇક જુદાં થતાં જતાં હતાં.

મારી આવક વધી હતી. એટલે માલતી બહાર ફરી શકતી, જાહેરમાં ભાગ લઇ શકતી. મેં તેને કદી અટકાવી નથી. જો કે મેં પોતે તેમ કરવા ના પાડી હતી.

આને લીધે તે ઘણી વખત વાંધો ઉઠાવતી, અને હું તેનો જરા પણ વાંક કાઢી શકતો ન હતો. પરંતુ મને ધામધુમનો કંટાળો આવતો, અને ઓફીસના સખત કામને લીધે થાકી ગયો છું, એવું કારણ આગળ ધરતો. અને ખરેખર હતું પણ તેમજ; તેથી માલતી તરફની થોડીક નિષ્ફળ ગયેલી દલીલો પછી, હું એકલો સાંજના ઘેર રહી વાંચતો, અને અમે બંને જુદાજ પ્રવાહોમાં તણાયાં જતાં હતાં એવો વિચાર કર્યા કરતો.

કેટલીક વખત હું ઇરાદાપૂર્વક તેના કાર્યક્રમમાં ભંગ પડાવતો. અને તેને ઘેર રહેવાને કહેતો. માલતી ઘણી વખત જરા પણ વાંધો ઉઠાવ્યા શિવાય તેમ કરતી. કેટલીક વખત તો મને મારા સ્વાર્થીપણા માટે શરમ આવતી.

મારી પાસે બેસીને તે કંઇ વાંચતી હોય. અગર હારમોનિયમ, કે સિતાર પર સુંદર અવાજથી ગાતી હોય ત્યારે હું સ્વર્ગનું સુખ અનુભવતો. પરંતુ માલતી તેટલાથીજ મનોષ માની શકતી નહતી, અને તેને લીધે મને પણ મારા સુખમાં કંઇક અપૂર્ણતા લાગતી. અમારા જીવનમાં શું અપૂર્ણતા હતી? તેનો જવાબ કુદરતે મારા માર્ગમાં મુકયો. તો પણ તેને સમજતાં ઘણો વખત ગયો.

એક દિવસ સવારના હું લોકલ ટ્રેનમાંથી બોરી-બંદરના સ્ટેશને ઓફિસમાં જવા માટે ઉતર્યો. ત્યાં મને પહેલી વખત મનુનો ભેટો થયો.

સ્ટેશનના પગથીઆ પર બેસતા એક લંગડા છોકરા પાસેથી હું રોજ છાપું ખરીદતો. મને તેની દયા આવતી.

વિચારમાં ને વિચારમાં રોજના નિયમ પ્રમાણે છાપાં-વાળાના હાથમાં એક સિક્કો મુકી છાપું લીધું. મારૂં ભાગ્યેજ ધ્યાન ખેંચાયું હશે કે રોજના લંગડા છાપા-વાળાની જગા એક નાના બાળકે તે દિવસે લીધી હતી.

છાપું લઇ હું આગળ વધ્યો.

'મિસ્તર! તમને પેલો છોકરો બોલાવી રહ્યો છે.' મારી સાથે ચાલતા એક ગૃહસ્થે મારૂં ધ્યાન ખેંચ્યું. 'શું છે !' એમ કહી કંઇક કંટાળાથી મેં પાછળ જોયું.

છાપાંવાળો છોકરો એક હાથમાં છાપાંનું બંડલ પકડી દોડતો મારા તરફ આવતો હતો.

'કેમ રે, શું છે ?' મેં પૂછ્યું.

છોકરાને દોડતાં શ્વાસ ચઢી ગયો હતો. તે જલ-દીથી બોલી શકયો નહિ. મને ઉતાવળ હતી.

'શેઠ, તમે બાકીનું પરચુરણ લેવાનું ભૂલી ગયા છો.' તેણે કહ્યું.

મને નવાઇ લાગી. આ છોકરો આવી શુદ્ધ ગુજ-રાતીમાં બોલી શકે તેવું મેં ધાર્યું ન હતું.

'તું ઘણો પ્રમાણિક છે.' મેં કહ્યું. તેની આંખ આનંદથી ચમકી, 'બાકીનું પરચુરણ તુંજ રાખ.'

તેણે લેવાની ના કહી.

'વાહ, તું પણ અજબ છોકરો છે,' તેની તરફ ધ્યાનપૂર્વક જોતાં, મેં કહ્યું. મને લાગ્યું કે તેને એક રખડતો છોકરો ધારી લેવામાં મેં ભૂલ કરી હતી. તેનાં કપડાં જૂનાં પણ બરોબર સાંધેલાં હતાં. (પાછળથી મને ખબર પડી કે તેની માતાને હાથે છેલ્લી વાર સંધાએલાં હતાં) તેના સુંદર વાંકડીઆ વાળ કાળજી પૂર્વક ઓળેલા હતા. તેનું મોઢું સુંદર હતું, તેની આંખો

તેની ચાલાકીની ગવાહી આપતી. મને લાગ્યું કે તેની ઉમર આઠ નવ વર્ષથી વધારે નહિ હોય.

મારી ઉતાવળ હું ભૂલી ગયો. મને તેની સાથે વધુ વાત કરી તેનો અવાજ સાંભળવા ઇચ્છા થઇ.

'હું કાલે જરૂર માધુને કહીશ, કે તારી બદલીવાળો છોકરો ઘણોજ પ્રમાણિક છે. છોકરા સાહેબજી.'

હું આગળ વધ્યો. પણ ફરીથી, 'શેઠ'–હું અટક્યો. તેની આંખમાંથી એક વધુ ચમકારો.

'આવતી કાલે માધુ અહીં આવશે નહિ. તે ગઇ કાલે મરણ પામ્યો છે. મેં તેની જગા લીધી છે. અને–

'અને–શું કહેવું છે બાપુ!' મેં કંઇક લાગણીથી પૂછ્યું.

'હવે હું અહીં છાપાં વેચીશ. માધુનાં બધા ઘરાકો મારી પાસેથી છાપાં લે તો સારૂં. સાહેબ તમે પણ–

'તું તો પાકો વેપારી છે,' હું હસ્યો, 'ચાલો, સારૂં નક્કી. અરે પણ તારૂં નામ શું છે?'

તેણે ડોકું ઉચું કર્યું. 'મનુ, સાહેબ. મનમોહનદાસ અમૃતલાલ' તેનું નામ સાંભળી મને વધુ નવાઈ લાગી. કેવું મધુરૂં નામ!

'પરંતુ, તારા મિત્રો તો તારૂં નામ ટુંકાવી નાંખતા હશે; ખરૂં ને? મેં પુછ્યું. તેણે મિત્રો શબ્દ પર ધ્યાન ન આપ્યું.

'ઘેર તો બધા મને કાળીઓ કહે છે કદાચ મારા લાંબા કાળાવાળને લીધે હશે. પણ મને તે ગમતું નથી' તેણે તરત મારી તરફ જોયું. તેને લાગ્યું કે કદાચ હું તેને હસી કાઢીશ. પણ તેવું કંઇ બન્યું નહિ.

તેણે આગળ ચલાવ્યું 'મારી મા મને મનુ કહી બોલાવતી.' છેલ્લુંનું વાકય તે ધીમા અવાજે બોલ્યો.

'જરૂર, ત્યારે તો હું તને મનુ કહીને બોલાવીશ' મેં કહ્યું. તેના મોઢા પર ખુશાલી પ્રગટી નકળી.

'સાહેબજી, મનુ.'

'સાહેબજી, શેઠ' તેણે મને સલામ કરી.

આ મારી મનુ સાથેની પહેલી મુલાકાત હતી. હજી ગઈ કાલેજ તે થઈ હોય તેવી તે મારા સ્મરણ પટમાં કોતરાઇ રહી છે.

તેજ દિવસે સાંજે માલતીને તેના કુતરા ટોમીને ગોદમાં લઇ વહાલથી બીસ્કીટ ખવડાવતી જોઇ મને કેટલો કંટાળો ઉપજ્યો હતો, તે મને હજી પણ યાદ છે.

'તમે શું વિચાર કરો છો?' તેણે પૂછ્યું. મને લાગે છે કે મારી મુખમુદ્રા જોઇ તે જરૂર ગુંચવાડામાં પડી હશે.

'હું વિચાર કરૂં છું કે, તારી પાસે આ કુતરાને બદલે વહાલ કરવા માટે એક બાળક હોય તો કેવું સારૂં?'

માલતીને કંઇક ખોટું લાગ્યું, છતાં પણ એક હાસ્યથી તેણે તે છુપાવ્યું. તેણે કુતરાને મુકી દીધો.

'આજે, તમે આમ કેમ બોલો છો? તેણે પૂછ્યું.

મેં તેને મધુર અવાજ તથા સુંદર આંખોવાળા નાના બાળક વિષે કહ્યું.'

તેણે ખભા ચઢાવ્યાં, મારો કુતરો જાતવાન છે, ત્યારે તમારો રસ્તાનો રખડતો છોકરો, કોણ જાણે કેવાએ કુળનો—

'ખબરદાર! તેની સરખામણી એક કુતરા સાથે કરતી નહિ, માલતી!' મને ગુસ્સો ચઢ્યો. તેણે તે જોયું.

'કેવું મૂર્ખાઇ ભરેલું!' કહી હસતાં હસતાં તે ઓરડો છોડી ગઇ.

* * * *

ત્યાર પછી લગભગ દરરોજ હું મનુને મળતો. મનુના કુળ સબંધી માહિતી પણ મને થોડા દિવસમાં તેનાજ મોઢેથી મળી ગઇ. શરૂઆતમાં તો મને પણ મુશ્કેલી પડી. કારણ કે મનુ ગપ્પાં મારવાનો શોખ ધરાવતો ન હતો. તો પણ તેને મારા પર ધીમે ધીમે વિશ્વાસ આવ્યો.

જ્યારે હું સાંજના ઓફિસમાંથી સ્ટેશન તરફ જવા નીકળતો, ત્યારે મનુ પણ તેની નિશાળે જવા તેની જગાએથી નીકળતો. રોજ થોડો સમય અમો બંને સાથે ચાલતા; કારણ કે તેની નિશાળ પણ તેજ દિશામાં હતી. અહા! તે થોડીક પળો પણ મને આખા દિવસની સખત મહેનત પછી, આનંદિત કરતી.

થોડા દિવસે મેં તેનો ટુંકો પણ કરૂણ ઇતિહાસ જાણી લીધો.

તે એક અનાથ બાળક હતો. તેના પિતાની તેને ઝાંખી યાદ હતી. પરંતુ તેની માતા! જ્યારે તે પોતાની માતા સંબંધી બોલતો, તે વખતનો તેનો અવાજ શબ્દોમાં હું ઉતારી શકું તો કેવું સારું! તેમાં શ્રદ્ધા અને પ્રેમ હતાં. મૃત્યુથી પણ જે પર તેવી શ્રદ્ધા; મૃત્યુને જે જાણતોજ નથી એવો પ્રેમ. તેની માતા છ માસ પૂર્વે સખત બીમારીને અંતે મૃત્યુ પામી હતી. તેના પિતાની થોડીક પુંજી પણ તે સાથે ખલાસ થઇ હતી.

મૃત્યુક્રિયા ખલાસ થયા પછી કોઇ સગાંઓ ફુટી નીકળ્યાં. તેમણે તે નાના બાળકનો કબજો લીધો; કે જેથી તેઓ બાકીની ચીજોનો પણ કાયદેસર રીતે કબજો લઇ શકે.

તે સગાંઓ-છોટુ કાકા-ચંચળ કાકીથી મનુ તદન અજાણ્યો હતો અને તેની માતાની યાદ તેનું દિલ વિંધી રહી હતી. તેને બહુ સુનું લાગતું.

એક દિવસ તેણે મને કહ્યું કે તેની માને જોવાને માટે તેની માંદગીના બિછાના પરથી તેને બોલાવતી હતી તે અવાજ ફરી સાંભળવાને માટે તે ગમે તેવો ભોગ આપવા તૈયાર હતો.

તેના કંપતા હોઠો, તથા તેની આંખમાંનાં આંસુ જોઇ મને હૃદયમાં સખ્ત આઘાત થયો. તેણે જલદીથી હું જોઉં નહિ તે ઇરાદાથી આસું લુછી નાખ્યાં. મેં તેને દિલાસાના શબ્દો કહ્યા.

'તમે બહુ ભલા છો, શાંતિ કાકા,' (મેં તેને તે નામથી મને બોલાવવાને કહ્યું હતું) તેણે કહ્યુ, 'પરંતુ બીજા તો હસીને મારી મશ્કરી કરે છે. તેઓ કહે છે તેણેજ મને રડતી સુરત બનાવ્યો છે, જ્યારે હું કહું છું કે મારી માતા તો સ્વર્ગમાં છે, ત્યારે તેઓ કહે છે કે તદન ગપ. તેઓ સમજતા નથી. તેઓ ન સમજી શકે'-તેણે એકદમ ઉંચું જોયું. 'પણ તમે તો સમજો છો, ખરૂંને? શાંતિ કાકા?'

'જરૂર' મેં તેને ખાત્રી આપી.

બીજાઓ અને તેઓ-એટલે તેના કાકાનાં છોકરાંઓ. મને પાછળથી ખબર પડી કે તેઓ અભણ અને તોફાની હતાં.

મને એક વિચાર આવતાં પૂછ્યું, 'મનુ! તારી મા તો ઘણી માયાળુ અને સુંદર હશે.' જવાબમાં તેની આંખોએ આભાર દર્શાવ્યો ને બોલ્યો,

'હા, શાંતિ કાકા, તમારે મારી માને જોવી છે?

'હા,' મેં કહ્યું.

તેના કોટના અંદરના ખીસાનું બટનં ઉઘાડ્યું. તેમાંથી કાગળમાં વીંટાળી તેના પર એક દોરી બાંધેલું એક બંડલ કાઢ્યું. જ્યારે તે ઉઘાડ્યું ત્યારે તેમાંથી એક રેશમી બુટાદાર રૂમાલ દેખાયો. જરૂર કોઇ સારા કુટુંબની ચીનો હોવો જોઈએ. તેણે આજુબાજુ જોયું તો કોઇ પાસે ન હતું. મને તેણે એક નાનો ફોટોગ્રાફ આપ્યો, ત્યારે આસપાસ સુવાસ પ્રસરી રહી.

તેની માતા! પહેલીજ નજરે કોઈ પણ તે કહી શકે તેમ હતું. ચહેરાના મળતાપણાથી મને જરા પણ નવાઇ ન લાગી. શ્વેત કંઠ ઉપર શોભી રહેલું ટટાર માથું, સુંદર વાળથી વીંટળાયેલો નાજુક ગોળ ચહેરો, એવુંજ સીધું નાક, નમ્ર છતાં પણ દ્રઢતાથી મુખની શોભામાં વૃદ્ધિ કરતું હાસ્ય. ખાસ ધ્યાન ખેંચનારી તો તેની તેજસ્વી અને ચમકતી આંખો હતી. તે આંખોની બીજી જોડી તો ફક્ત મારી બાજુમાં ઉભેલા બાળક તેના પુત્રનીજ હતી.

'તું ખરો છે, મનુ'-મેં કહ્યું. 'આ છબી તું કેટલાંમા વેચીશ?' મેં સ્હેજ પુછ્યું.

તેણે એક દિલગીરી અને ઠપકાભરી નજર ફેંકી, 'આખી દુનીઆની દોલત માટે પણ નહિ.'

'માફ કર મનુ, હું દિલગીર છું કે મે તને દુભવ્યો.'

ત્યાર પછી તો મનુ મારા રોજના કાર્યક્રમનો એક ભાગ થઇ ગયો. કામકાજ કરતાં પણ તેનો વિચાર આવતો. જ્યારે જ્યારે સાંજના માલતી ઘેર રહેતી ત્યારે હું તેને મનુ સબંધી વાતો કરતો.

જ્યારે તે બહાર જતી ત્યારે એકલો રહેતો હું મનુનાજ વિચારો કરતો. તે પણ કોઇ સ્થળે એકલો નિરાધાર હતો. તેણે મારી સાથે વાતચીત કરતાં, વગર ફરીઆદે સ્હેજ સ્વભાવે વર્ણવેલાં એવાં તેનાં બેદરકાર લાગણીહીન સગાંઓ સાથે તેનો વખત શી રીતે જતો હશે તેની હું કલ્પના કરતો.

મનુ તેના કાકા સાથે ભીંડી બજારમાં આવેલી એક નાની ચાલીમાં રહેતો. બાજુના લોખંડના કારખાનામાંથી ચાલુ ઘોંઘાટ થયાં કરતો. તેનો ગંજેરી કાકો, તથા તકરારમાં શુરી કાકી, પુરતાં ન હોય તેમ તેમનાં પાંચ તોફાની છોકરાંની સાથે રહેતાં મનુની શી દશા થતી હશે તેની તો કલ્પનાજ થઇ શકે. તે છોકરાંઓ તેને નિયમિત અભ્યાસ કરતો જોઇ તેની મશ્કરી કરતાં, તેની ચોપડીઓ છુપાવી દેતાં, કોઇક વખત છોટુ કાકાને મનુની દયા આવતી, અને પોતાનાં છોકરાંઓને ધમકાવતો પરંતુ ચંચળકાકી પાસે તેનું કંઇ ઉપજતું નહિ.

મનુને ઘણી અગવડો વેઠવી પડતી. ઘણી વખત તેને ખાધા વગર ચલાવી લેવું પડતું. કાકી કહેતી કે વાંચવાથી પેટ ભરાઇ ગયું હશે. કંઇ કામ પડે તો મનુનેજ મોકલવામાં આવતો. અને જ્યારે તે પાછો આવતો ત્યારે તેની ચોપડી ગમે ત્યાં ફેંકી દીધેલી માલુમ પડતી. આ ઉપરાંત તેના સગાંઓને ધર્મમાં જરા પણ શ્રદ્ધા ન હતી. તેને લીધે મનુ અને તેમની વચ્ચે મેળ ખાતો નહિ.

'તેઓ ધર્મને માનતાં નથી' તે ઘણી વખત મને કહેતો, 'તે કાકી કહે છે કે મારા છોકરાંઓનાં મગજમાં એવા નિર્માલ્ય વિચાર ભરવા નથી.'

એમ અઠવાડીઆંઓ નીકળી ગયાં. રોજ મનુ મને મળતો, અને પોતાના દિલની વાત કરતો. તેમાં મને ઘણો રસ પડતો.

એક વખત મેં તેને પુછ્યું કે તે મોટો થઇને શું કરશે ? એક પળ તો તેણે જવાબ ન આપ્યો. મેં ધાર્યું કે તેણે સાંભળ્યું નહિ હોય. મારા સવાલે તેના દિલમાં જે તોફાન ઉત્પન્ન કર્યું, તેનો મને ક્યાંથી ખ્યાલ આવી શકે ? તે ધીમે અવાજે શાંતિથી બોલ્યો, 'એક વખત મને સંગીતશાસ્ત્રી થવાનો વિચાર હતો, મારા પિતાશ્રી સારંગી ઘણી સારી વગાડી જાણતા, તે તમે જાણો છો.'

મને તેની ખબર નહતી, તેથી સ્હેજ અજાયબ થયો.

'ત્યારે તને સંગીતનો શોખ છે ?' મેં પૂછ્યું.

'ઘણોજ,' તે ઉત્સાહથી બોલવા લાગ્યો, 'વળી મેં વચન આપ્યું હતું કે હું મોટો સંગીતશાસ્ત્રી થઇશ. અલબત હવે તો તેનો ભંગ થયો છે.'

'ભંગ થયો છે ? શી રીતે ? તેં કંઇ સંગીત શીખવાનો ઇરાદો મૂકી દીધો નથી.' મેં પુછ્યું.

'તે વાત ખરી છે. પણ જુઓ, વાત આમ છે. એક દિવસ મારી મા પોતાની પેટીમાંથી કંઇ શોધી રહી હતી, ઘણા વખત પહેલાંની વાત છે. તે વખતે તો મારી મા તદ્દન તંદુરસ્ત હતી. પેટીને તળીએ એક સારંગી મુકેલી હતી. માએ કહ્યું કે આ તારા પિતાની સારંગી છે. તેની આંખમાં આંસુ હતાં. તેણે કહ્યું કે તને જોઇને મને તારા પિતા યાદ આવે છે. સારંગી હાથમાં કેમ પકડવી તે બતાવતાં તેના હાથ ધ્રુજતા હતા. પરંતુ મેં જ્યારે તેને કહ્યું કે હું પણ મારા પિતાની માફક બજાવતાં શીખી ખુબ ધન કમાઇશ ત્યારે તેની આંખમાં આંસું છતાં તે હસી. પછી મેં કહ્યું કે હું તને રેશમી, તથા જરીની સાડીઓ લાવી આપીશ. વળી એક સુંદર ગુલાબના બગીચા સાથેનું ઘર લઇ આપીશ. તેને ગુલાબનાં ફુલોનો ઘણો શોખ હતો. પણ અફસોસ ! હવે હું તેમ કરી શકું એમ નથી.

મેં તેને ખુશ કરવા યત્ન કર્યો, 'જરૂર મનુ તું તેમ કરી શકે. હજુ તું નાનો છે. ભવિષ્યમાં તને જરૂર ફતેહ મળશે.

તેણે મારી સામે જોયું. 'જરૂર, પણ મારી માને ખાતર તો નહિ ને ?' એક પુખ્ત માણસના જેટલીજ ગંભીરતાથી તે બોલ્યો.

તેનો હું શું જવાબ આપી શકું ? (અપૂર્ણ).

# અભ્યન્તર તપનું ટુંક સ્વરૂપ

'બાહ્યતપ'ના ઉપયોગ, હેતુ અને ફાયદાઓ હૃદયમાં ધારી આપણે **'અભ્યન્તર તપ'** પર આવવું છે. સ્થૂલ અથવા ઔદારિક શરીરનો કચરો દૂર કરવાને તથા ગુમાવેલી શારીરિક શક્તિ પાછી મેળવવાને જેમ 'બાહ્ય તપ' ઉપયોગી છે, તેમ સૂક્ષ્મ શરીરોને (તૈજસ અને કાર્મણ શરીરોને) લાગેલો કચરો દૂર કરી તે શરીરોને નિર્મળ અને વધારે ઉપયોગી બનાવવા માટે 'આભ્યંતર તપ'ની જરૂર રહે છે. આ પ્રકારના તપને જૈન ફિલસુફોએ ૭ પ્રકારમાં વહેંચી નાખ્યો છેઃ પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ.

(૧) ધારો કે મ્હેં કોઇ સજ્જનના સમ્બન્ધમાં ખોટી વાત ફેલાવી છે, અર્થાત્ ત્હેના સમ્બન્ધમાં લોકોમાં ખોટો મત બંધાય એવી નિંદા કરી છે. હવે જો હું મ્હારી આ ભૂલ જોઇ શકું—મ્હારૂં આ કૃત્ય ખૂની જેવું તિરસ્કારપાત્ર છે એમ સ્હમજવા પામું—તો મ્હને તે માટે મનમાં ઘણો પશ્ચાત્તાપ થાય; મ્હારૂં માનસિક સૂક્ષ્મ શરીર પશ્ચાત્તાપની સૂક્ષ્મ અગ્નિમાં બળે અને શુદ્ધિકરણની ક્રિયા બાદ તે માણસની બાબતમાં ખરી વાત લોકોને જાહેર કરવા સ્વયં બ્હાર પડું અને તે માણસની ખરા દીલથી ક્ષમા ચાહું, એટલું જ નહિ પણ પ્રસંગ આવે ત્યારે તે માણસની સેવા બજાવવા કે વાજબી રીતે ત્હેની કીર્તિ કરવા ચૂકું નહિ. આનું નામ **'પ્રાયશ્ચિત્ત તપ'** છે. પ્રાયશ્ચિત્ત અમુક મંત્રો બોલવાથી કે અમુક દંડ ભરવાથી થતું હોય તો ખુનીઓ અને વ્યભિચારીઓને નરકમાં જવાનો ડર જ રહેત નહિ! આપણાથી વડીલ જ્ઞાની કે ગુણી પાસે પાપનું સ્વરૂપ પ્રકાશવાથી તે માણસ આપણને જે જ્ઞાન આપે છે, તે પાપનું નિવારણ કરવામાં ઉપયોગી થઇ પડે છે; માટે ગંભીર, વિદ્વાન, પવિત્ર પુરૂષ પાસે પાપ જાહેર કરીને પ્રાયશ્ચિત્ત લેવાનું ફરમાન ધર્મ શાસ્ત્રોએ કર્યું છે. પરન્તુ ધ્યાનમાં રાખવાનું છે કે પ્રાયશ્ચિત્ત તપ બાહ્ય તપનો વિભાગ નથી, પણ **આભ્યંતર** તપનો છે; અને એટલા માટે એમાં બાહ્ય ક્રિયાનો નહિ પણ આભ્યંતર પશ્ચાત્તાપ, અને ભૂલ સુધારવા માટે બનતું કરવાનો નિશ્ચયઃ એ બે તત્ત્વો અવશ્ય હોવાં જ જોઇએ. ભાર મૂકીને કહેવું જોઇએ છે કે, જે માણસ પોતાથી થતા અપરાધો માટે આવો હાર્દિક ખેદ કરવાને તથા થયેલા અપરાધની અસરનું બને તેટલા પ્રમાણમાં નિવારણ કરવાનો ઉદ્યમ કરવાને તૈયાર થઇ શકતો નથી તે માણસ ધ્યાન કે કાયોત્સર્ગ જેવા ઉચ્ચ કોટિના તપ માટે હજી લાયક થયો નથી.

(૨) વહેમો અને સંકુચિત બુદ્ધિને જડમૂળથી ઉખેડી નાખવાની શક્તિવાળા સત્ય ધર્મ, તે ધર્મની ફીલસુફી, તે ધર્મનાં ફરમાન મુજબ જ વર્તનારા પવિત્ર હૃદયવાળા ધર્મગુરુઓ, તે ધર્મના શુદ્ધ સ્વરૂપનો પ્રચાર કરનારા પુરુષો, તે ધર્મના પ્રચાર અને રક્ષણ માટે સ્થપાયલી સંસ્થાઓ; ઇત્યાદિ તરફ માનની દૃષ્ટિ ધરાવવી અને સામાન્યતઃ ગુણીજનો પ્રત્યે નમ્રતા દાખવવી એ **'વિનય તપ'** છે. જ્હાં ગુણ–દોષ સ્હમજવાની શક્તિ અર્થાત્ 'વિવેક બુદ્ધિ' (discrimination) નથી, ત્હાં 'વિનય તપ' નું અસ્તિત્વ સંભવે જ નહિ. જ્હાં ગુણ–દોષ પીછાનવા જેટલી શક્તિ છે ત્હાં આપોઆપ ગુણી પ્રત્યે નમ્રતા કે વિનય બતાવવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે, અને એવા વિનયથી તે મનુષ્યનું હૃદય પોતામાં બીજાના સદ્ગુણોનું આકર્ષણ કરવાને લાયક બને છે.

(૩) ઉપર જે ધર્મ, ધર્મગુરુ, ધર્મ પ્રચારક, ધર્મરક્ષક ધાર્મિક સંસ્થાઓ વગેરેનો વિનય કરવાનું કહેવામાં આવ્યુ તે સર્વની તરફ વિનય બતાવીને જ નહિ અટકતાં, તેથી આગળ વધી યથાશક્તિ ત્હેમની સેવા કરવી અર્થાત્ ત્હેમને ઉપયોગી થવું એ **'વૈયાવૃત્ય તપ'** કહેવાય છે.

(૪) પશ્ચાત્તાપ, વિનય અને સેવાતત્પરતા એ ત્રણ ગુણો ધરાવતા માણસનું મગજ તેમજ હૃદય એટલું નિર્મળ થવા પામે છે કે ત્હેને જ્ઞાન મેળવતાં મુશ્કેલી પડતી નથી. તેથી ચોથે નંબરે **'સ્વાધ્યાય તપ'**

અથવા જ્ઞાનાભ્યાસને મૂકવામાં આવેલ છે. જ્ઞાન મેળવવું–અભ્યાસ કરવો–એ ફરજ્યાત તપ છે તે ભૂલવું જોઇતું નથી. અને હેને માટે પાંચ પગથીઆં સૂચવવામાં આવ્યાં છેઃ-(૧) 'વાચના' એટલે શિક્ષક અથવા ગુરૂ પાસેથી અમુક પાઠ લેવો, ધારવો અથવા ગુરૂનો જોગ ન હોય તો પોતાની મેળે પુસ્તકનો અમુક ભાગ વાંચી જવો. (૨) 'પૃચ્છના' એટલે તેટલા ભાગમાં જણાતી મુશ્કેલીઓ કે સંશયો ગુરૂને કે કોઇ અનુભવીને પુછી લેવા. (૩) 'પરાવર્તના' એટલે શિખેલો ભાગ ફરીથી યાદ કરી જવોઃ (૪) 'અનુપ્રેક્ષા' એટલે અભ્યાસ કરાયલા વિષય પર ઉંડું મનન કરવું. (૫) 'ધર્મકથા' એટલે મેળવેલું જ્ઞાન બીજાઓને કહેવું, સમજાવવું. વ્યાખ્યાન, વાતચીત, ગ્રંથરચના તથા શાસ્ત્ર ચર્ચા ઇત્યાદિ દ્વારા બીજાઓને જ્ઞાન આપવાનો ઉદ્યમ કરવાથી **પોતાનું જ્ઞાન વધે છે અને બીજાઓમાં જ્ઞાનપ્રચાર થાય છે,** જેથી વળી પોતાના જ્ઞાનાન્તરાયી કર્મ ઓછાં થઇ વિશેષ પ્રમાણમાં જ્ઞાન મેળવવાની લાયકાત આવે છે.

સઘળી શક્તિઓ એકજ વિષય ઉપર એક સાથે ઉપયોગમાં આવે છે, અને તેથી ઇપ્સિતાર્થ પ્રાપ્ત કરવામાં બહુ સરળતા થાય એ સ્વાભાવિક છે. અસાધારણ વિજયોને વરેલો મહાન નેપોલીઅન લશ્કરની તોપોના મારા વચ્ચે રાજ્યની કન્યાશાળાઓ માટે ધારાઓ ઘડતો, એટલી હદ સુધી તે એકાગ્રતા રાખી શકતો. વળી લાગલાગટ કેટલાક દિવસો અને રાત્રિઓ સુધી ઘણું કામ હોવાથી સુવાનો ટાઇમ તે લડાઇના તોફાન વચ્ચે ૧૦ કે ૧૫ કે ૨૦ મીનીટ સુધી ઇચ્છા મુજબ જ લઇ શકતો! આવા માણસો વિજયને મૂઠીમાં બાંધી રાખે એમાં શું આશ્ચર્ય! ગુમાવેલી ચિત્તશાન્તિ પાછી મેળવવાના કામ માટે, વ્યાપાર કે પરમાર્થના કામમાં આવતી ગુંચવણોના વ્યવહારૂ નિરાકરણ કે તોડ માટે, વસ્તુસ્વરૂપ ઓળખવા માટે, અને મોક્ષમાર્ગની પ્રાપ્તિ માટે પણ 'ધ્યાન'ની ઉપયોગિતા અનિવાર્ય છે.* શાસ્ત્રકારો વાજબી કહે છે કેઃ—

निर्जराकरणे बाह्याच्छ्रेष्ठमाभ्यन्तरं तपः ।
तत्राप्येकातपत्रत्वं, ध्यानस्य मुनयोः जगुः॥ १ ॥

"નિર્જરા કરવામાં (કર્મને નિર્જરવાના કામમાં) બાહ્ય તપ કરતાં **આભ્યન્તર તપ** શ્રેષ્ઠ છે; અને હેમાં પણ '**ધ્યાન તપ**'નું તો એકછત્રપણું છે; તે તપ 'ચક્રવર્તી' છે એમ મુનિઓ કહે છે." (કારણ કે-)

अन्तर्मुहूर्त्तमात्रं यदेकाग्रचित्ततान्वितम् ।
तद्ध्यानं चिरकालीनां, कर्मणां क्षयकारणम् ॥

"અન્તર્મુહૂર્ત્ત માત્ર જે એકાગ્ર ચિત્તપણું" તે 'ધ્યાન' કહેવાય છે; એવું ધ્યાન ઘણા કાળનાં બાંધેલાં કર્મોનો ક્ષય કરવામાં કારણભૂત છે."

जह चिअसंचिअमिंधणमणलो य
पवण सहिओ दुअं दहइ ।
तह कम्मिंधणममिअं खणेण झाणाणलो डहइ ॥

"જેમ ચિરકાળનાં એકઠાં કરેલાં કાષ્ટોને પવનની સાથે રહેલો અગ્નિ તત્કાળ બાળી નાંખે છે, તેમ અનન્ત કર્મ રૂપી પવનને એક ક્ષણમાત્રમાં જ 'ધ્યાન' રૂપી અગ્નિ બાળી નાખે છે."

सिद्धाः सिध्यन्ति सेत्स्यन्ति, यावन्तः केऽपि मानवाः
ध्यानतपोबलेनैव, ते सर्वेऽपि शुभाशयाः ॥

"જે કોઇ મનુષ્યો સિદ્ધ થયા છે, સિદ્ધ થાય છે અને હવે પછી સિદ્ધ થશે તે સર્વે '**શુભ આ-શયવાળા ધ્યાન' તપ વડે જ સિદ્ધપણું પામે** છે એમ જાણવું."

ધ્યાનમાં ભેદ, રસ્તા વગેરે સંબંધમાં ઘણું ઘણું જાણવા અને શિખવા જેવું છે, પણ તે સર્વનો આ એક લેખમાં સમાવેશ કરી શકાય નહિ 'ધ્યાન'ના સિદ્ધાંત ઉપર પાશ્ચિમાત્યોએ દરદો મટાડવાનું, કુટેવો સુધારવાનું, એક સ્થળે બેસી દૂરથી સદેશા મેળવવાનું

---

જરા પણ આધાર સિવાય કરે છે. જે પદાર્થની હયાતી લાંબા વખતથી બંધ થઇ હોય તેવા પદાર્થ પણ આત્મા સમક્ષ ખડા થાય છે. એક વાર ભૂલાઈ ગયેલો પદાર્થ પણ અગાઉ કરતાં વધારે સ્પષ્ટ રીતે તે યાદ કરી શકે છે; અને દેખાવો, કૃત્યો અને પ્રાણીઓની ગેરહાજરીમાં પણ તે દેખાવો, કૃત્યો અને પ્રાણીઓને તે, **બહારનું કોઈ પણ જાતનું કારણ ન મળવા છતાં,** જોઇ શકે છે.

"આત્મા યાદ કરવાનું, તર્ક કરવાનું, જોડવાનું અને સદસદ્‌નો નિર્ણય કરવાનું કામ કરે છે અને હેને લાગણી પણ થાય છે. અને **જો સર્વ દૃશ્યમાન પદાર્થોનો નાશ કરવામાં આવે તો પણ આત્મા હાલની માફક જ એ ક્રિયાઓ બજાવ્યાં કરશે.**

"આત્મા સમ્બન્ધી વિચાર કરનાર ગુંચવાઇ જઇને **બાહ્ય પદાર્થોમાં હેની સરખામણી શોધવા લલ-ચાય છે.** પરન્તુ આત્મા સમ્બન્ધી તત્વજ્ઞાન બીજા કરતાં જુદી જ જાતનું છે. કારણ કે જે સત્ય ઉપર તે શાસ્ત્ર હતું છે, તે સત્ય 'ચૈતન્ય' (Consciousness) માત્ર છે. જે શક્તિવડે તે ભુતકાળને યાદ કરી શકે છે અને ભવિષ્ય માટે સાધન સજે છે, જે શક્તિવડે તે એક દુનિ-યાથી બીજી દુનિયામાં અને એક પદ્ધતિથી બીજી પદ્ધતિમાં અવ્યાબાધ (નિષ્કંટક) ઘૂમે છે અને શાશ્વત કારણ (Eternal Cause)નું મનન કરે છે, તે શક્તિ–તે આત્મશક્તિને તે કયા જડ પદાર્થોની સાથે સરખાવી શક-વાનો હતો? તે તત્વ કે જે પ્રેમ કરે છે અને ડરે છે, આનંદમય બને છે અને ખેદિત થાય છે, આશામય અને નિરાશ બને છે: તે **તત્વને જડ–દૃશ્યમાન પદાર્થ સાથે સરખાવાય જ કેમ?** આ સ્થિતિઓને (પ્રેમ, આશા આદિને) બહારની અસર સાથે કે શરીરની સ્થિતિ સાથે પણ કાંઈ સમ્બન્ધ નથી. શરીરની સ્થિતિ તદ્દન શાન્ત હોય તેમ છતાં વિચાર, ખેદ કે ચિંતા અંદર ઘૂમી રહેલાં હોય; અને અત્યંત ભયંકર દરદથી રીબાતા શરીરમાંનો આત્મા શાન્તિ અને આશામાં મશગુલ પણ હોય. 'પ્રાણીગુણધર્મશાસ્ત્ર' (Physiology) ઉપરથી તે જાણે છે કે, હેના શરીરના દરેકેદરેક ભાગનું ક્ષણેક્ષણે રૂપાંતર થતું જાય છે અને અમુક મુદતની અંદર તે શરી-રનો દરેક પરમાણુ બદલાઇને નવો થવાનો છે; પણ આ ફેરફાર છતાં તે જાણે છે કે, તે આત્મા કે જ્હેને તે 'હું' કહે છે તે તો એનો એ જ રહેવાનો છે. આ પ્રમાણે તે સત્વ કે જ્હેને આપણે આત્મા કહીએ છીએ તે જ્યારે ઇન્દ્રિયોના પરિણામોથી આટલું બધું ભિન્ન છે ત્યારે જડની કોઇ ગોઠવણથી તે આત્માને કાંઈ અસર કરી શકાય એવું માનવાને આપણી પાસે શું કારણ છે?" (આ વિદ્વાન્ 'આત્મા' શબ્દ 'મનસ્'–Mind ના અ-ર્થમાં વાપરે છે. મનને ઉચ્ચ ભાવનામાં જોડવા માટે દૃશ્ય કે બાહ્ય અથવા જડ પદાર્થની મુદ્દલ જરૂર નથી એમ તે માનસશાસ્ત્રી સાબીત કરે છે.)

ઇત્યાદિ અદ્‌ભૂત ઉપયોગી કાર્યો સાધ્યાં છે, અને આર્ય વિચારકોએ એ જ ધ્યાનબળ વડે મુક્તિમાર્ગ સાધ્યો છે. એવું આ અદ્‌ભૂત શાસ્ત્ર, બુદ્ધિશાળીઓએ–ખાસ કરીને ધર્મગુરૂઓએ–લક્ષપૂર્વક અને ક્રમસર શિખવા જેવું છે.

(૬) ધ્યાનથી આગળ વધતી એક સ્થિતિ 'કાયોત્સર્ગ' ની છે. એમાં કાયાને–સ્થૂલ દેહને તદ્દન મુડદાલ બનાવી–'વોસીરાવી' સૂક્ષ્મ દેહો સાથે ઉચ્ચ પ્રદેશોમાં આત્માને લઇ જવાનું હોય છે. એ વખતે શરીર બળી જાય, છેદાઇ જાય તો પણ ત્હેનું ભાન ન રહે, કારણ કે જે 'મન'ને ભાન હોય છે, તે મન અથવા માનસિક શરીર આત્માની સાથે ઉચ્ચ પ્રદેશોમાં ઉપડી ગયું હોય છે. આને કોઇ 'સમાધિ' પણ કહે છે. આ વિષય એટલો ઉંડો છે, કે એમાં માત્ર વાચન કે તર્ક કામ કરી શકે નહિ; એ 'અનુભવ'નો વિષય છે; માટે એટલી યોગ્યતા વગરના મ્હારા જેવા પામરે આ બાબતમાં મૌન જ ભજવું જોઇએ છે.

—'સમયધર્મ'.

---

# 'મહાવીર જીવનનો મહિમા.'

## પં. બહેચરદાસનો રા. લાલનને ઉત્તર.

રા. રા. ભાઇશ્રી મોહનભાઇ, તા. ૪-૯-૨૮

મારો 'મહાવીર જીવનનો મહિમા' એ નામનો લેખ કે જે ગત ચૈત્ર માસના જૈનયુગના શ્રી મહાવીર જયંતી ખાસ અંકમાં વધારા તરીકે આપના તરફથી મૂકવામાં આવ્યો છે તે લેખ વાંચ્યા પછી પંડિત લાલને મને એક પત્ર લખેલો તે પત્ર મને મળતો નથી પણ તેનો સાર આ નીચેના બે મુદ્દામાં છે:—

૧ શ્રી મહાવીર જીવન લખવા માટે આટલા બધા અભ્યાસની જરૂર એ જ્ઞાનમોહ લાગે છે.

૨ ગાંધીજીની આત્મકથા પ્રમાણે, જીવન લખાવું જોઈએ અને એ કામ ગાંધીજી સરળતાથી કરી શકે.

આનો જવાબ આ સાથે છે. તે યુગમાં છાપવા મોકલું છું. —આપનો બહેચરદાસ.

આપનો પત્ર મળ્યો તેનો જવાબ નીચે પ્રમાણે છે.

ભગવાન મહાવીરનું જીવન એક પાનામાં પણ લખી શકાય અને એથી એક મહાભારત પણ ભરી શકાય. મારી કલ્પના એ બેમાંની એકે રીતે લખવાની નથી. મધ્યમ માર્ગ ઇષ્ટ છે. સાથે એમ પણ સમજું છું કે સૂચિત મુદ્દાઓમાંનો એકાદ પણ મુદ્દો ઉપેક્ષિત કરવામાં આવે તો જરૂર ભગવાનની અને ભગવાનના અનેકાંતવાદરૂપ શાસનની આશાતના થવાનો મને પોતાને ભય રહે છે.

મુદ્દાઓમાં સૂચવેલ સામગ્રી આપને સવિશેષ લાગી જણાય છે એથી જ આપની દૃષ્ટિએ એ કદાચ જ્ઞાનમોહ જેવું ભાસે એ સંભવિત છે. મારી દૃષ્ટિ તો આપનાથી જુદી અને પુરાતત્ત્વ તરફ અભિરૂચિવાળી છે તે, આ નીચેના લખાણ ઉપરથી આપના ખ્યાલમાં કદાચ આવી શકશે.

આપે મહાત્માજીના 'સત્યના પ્રયોગો' વિષે લખ્યું અને પ્રયોગો જે રીતે લખાય છે તે રીતે જ જો ભગવાનનું જીવન લખી શકાય તો પછી મારે કાંઇ કહેવાપણુંજ નથી.

આપની સ્મૃતિમાં હોવું જ જોઇએ કે, એ 'આત્મકથા'માં કયાંય અતિશયોક્તિ, કવિત્વ, કે આડંબરનો એક પ્રયોગ સુદ્ધાં નથી, વળી આત્મકથાનો નાયક સૌથી પ્રત્યક્ષ છે, કોઇ નવા ધર્મનો સ્થાપક નથી તેમ તેના અનુયાયિઓએ તેને હજુ સુધી તો જુદે જુદે રૂપે કલ્પેલો નથી, એ તો મનુષ્ય જ હોવાનો દાવો રાખે છે, અને મનુષ્યસહભૂ દોષનો પાત્ર હોવાનું પણ પોતામાં સ્વીકારે છે, એ આત્મકથામાં એકે એવી બાબત નથી કે જે સુજ્ઞ વાંચનારની સમજમાં ન આવી શકે.

ત્યારે ભગવાન્ મહાવીરની આત્મકથા જે વર્તમાન ગ્રંથોમાં ઉપલબ્ધ છે તેમાં પરંપરા ભેદને લીધે એવી

અનેક બાબતો આવે છે, જેનું સમાધાન આજના જિજ્ઞાસુઓને બહુ દુર્લભ છે.

દિગંબરો કહે છે કે, ભગવાન સ્વમુખે દેશના આપતા જ નહતા પણ એમના મસ્તકમાંથી હૂં..... એવો હુંકાર જ નીકળતો હતો અને એમના અતિશયને લીધે એ હુંકારને જ બધા શ્રોતાઓ પોતપોતાની ભાષામાં સમજી લેતા હતા. શ્વેતાંબરો કહે છે કે, ભગવાન્ અર્ધમાગધી ભાષામાં જ દેશના દેતા અને એમના પ્રભાવે ભિન્ન ભિન્ન પ્રાંતના કે દેશના શ્રોતાઓ એ ભાષાને સમજી લેતા.

શ્વેતાંબરો માને છે કે, ભગવાનની બે માતાઓ હતી. એક દેવાનંદા બ્રાહ્મણી અને બીજા ત્રિશલા ક્ષત્રિયાણી. ભગવાન અમુક સમય સુધી દેવાનંદા બ્રાહ્મણીના ઉદરમાં રહ્યા અને જ્યારે ઈંદ્રને ખબર પડી કે, ભગવાન તો નીચ કુળમાં અવતર્યા છે–આવ્યા છે ત્યારે તેણે પોતાના સેવક દ્વારા ભગવાનના ગર્ભને ત્રિશલા ક્ષત્રિયાણીના ઉદરમાં અપહરાવ્યો અર્થાત્ એ બન્ને સ્ત્રીઓના ગર્ભની અદલાબદલી કરવામાં આવી. દિગંબરો આ વાતને માનતા જ નથી.

શ્વેતાંબરો માને છે કે, ભગવાન વિવાહિત હતા અને તેમને એક પુત્રી પણ હતી. દિગંબરો એ હકીકતની સાફ ના ભણે છે.

આચારાંગમાં કહ્યું છે કે, ભગવાને બુદ્ધ થયા પછી તુરત જ સૌથી પહેલાં દેવોને ધર્મ કહ્યો અને પછી મનુષ્યોને કહ્યો. આજ વૃત્તાંત આચારાંગ પછીના ચરિત્ર ગ્રંથોમાં 'પ્રથમ દેશના નિષ્ફળ ગઈ અને એ પછીની દેશના સફળ થઇ' એ રીતે વર્ણવાએલો છે અને દિગંબરો કહે છે કે, કેવળજ્ઞાન થયા પછી એક પ્રહર સુધીમાં ભગવાનના મસ્તકમાંથી દિવ્યધ્વનિ નીકળ્યોજ નહિં પણ પછી જ્યારે ઇંદ્રે ગૌતમાદિકને તેમની પાસે મોકલ્યા ત્યારે જ એ દિવ્યધ્વનિ નીકળ્યો.

મેરુના કંપન વિષે સૂત્ર ગ્રંથો મૌન છે, નિર્યુક્તિ મૌન છે, અને આચાર્ય હરિભદ્ર પણ મૌન છે ત્યારે એ પછીના ચરિત્રોમાં એ વાત કેવી રીતે આવી ગઇ? મને યાદ છે ત્યાં સુધી દિગંબરો એ વાતને નથી માનતા. 'મહાવીર જીવનનો મહિમા'ના મારા લખાણમાં શ્રીબુદ્ધનો જન્મ પ્રસંગ આપે વાંચ્યોજ હશે. એમાં પણ પૌરાણિક રીતે પૃથ્વી કંપનો ઉલ્લેખ કરાએલો છે. એટલુંજ નહિ પણ ભગવાન્ મહાવીરને લગતા ઘણા ખરા દિવ્ય પ્રસંગો અને અતિશયો બૌદ્ધ ગ્રંથ લલિતવિસ્તર મહાપુરાણમાં શ્રી બુદ્ધના સંબંધે પણ વર્ણવાએલા છે.

અતિશયકારો કહે છે કે, કેવળી ભગવાન મહાવીર જ્યાં જ્યાં વિચરતા ત્યાં ત્યાં તેમની સાથે ઓછામાં ઓછા સાડા ત્રણ કોટિ દેવો તો રહેતાજ. આજનો મનુષ્ય પૂછે છે કે, એ દેવોને અવગાહવા કેટલું સ્થાન હોવું જોઇએ, કોઇ પણ પ્રાચીન નગરીને અડતાલીશ યોજનની માની લઇએ તો પણ સાડા ત્રણ કોટિ માટે કેટલી જગ્યા જાય? આવોજ પ્રશ્ન ભગવાનના સમવસરણ વિષે પણ છે. નવાંગી ટીકાકાર અભય દેવસૂરિના શિષ્ય આચાર્ય હરિશ્ચંદ્રે રચેલી પ્રશ્ન પદ્ધતિ (આત્માનંદ સભાદ્વારા મુદ્રિત)માં આવોજ એક રમુજ ઉપજાવે એવો પ્રશ્ન છે અને તે આ છેઃ ભગવાનનું સમવસરણ યોજન પ્રમાણ હોય તો જે નગરીમાં ભગવાન્ રહેલા હોય તે નગરીમાં યોજન પ્રમાણ જમીનમાં આવતાં ઘરો વગેરે શું પાડી નાખવામાં આવતાં હશે?

મોટે ભાગે ભગવાનનો વિહાર મગધ અને તેની આસપાસ થએલો છે, ભગવતીસૂત્રના ઉલ્લેખ પ્રમાણે ભગવાન સિંધુ સૌવીરમાં પણ વિહર્યા હોય, પણ ભગવાન સૌરાષ્ટ્રમાં તો આવ્યા જણાતા નથી અને આચાર્ય હેમચંદ્ર પણ પોતાના મહાવીર ચરિત્રમાં ભગવાનની સૌરાષ્ટ્રમાં આવ્યાની હકીકતનો ઇસારો સરખોય કરતા નથી તો પછી વઢવાણ (ઝાલાવાડ)માં શૂલપાણિ યક્ષની દેરી થવી એ કેવી વાત કહેવાય? પૂજ્યોની પૂજા જરૂર થવી જોઇએ પણ એમાં કશી બનાવટ શોભે ખરી? વળી, "નેમ વિના ત્રેવીશ પ્રભુ આવ્યા વિમલગિરિંદ" એ તથા "વીરજી આવ્યા રે વિમળાચળકે મેદાન" એ બધાં વચનો પ્રમાણ મૂલક કહેવાય ખરાં?

દિગંબરો શ્રી મહાવીરને નગ્ન વિહારી માને છે અને એમના સિદ્ધાંતને 'નગ્નવાદ' તરીકે જ ઓળખે છે, શ્વેતાંબરો અમુક સમય સુધી ચેલધારી માને છે અને પછી અચેલ વિહારી માનતા છતાંય એમના મતને 'ચેલવાદ' જ સમજે છે. શ્વેતાંબર મૂળ સૂત્રોમાં તો એકેય 'ચેલવાદ' જ મને મળતો નથી. સ્થાનક-

વાસી સંપ્રદાયના કોઇ માસિકમાં પ્રસિદ્ધ દશ શ્રાવકોમાંના કોઈ એકનું ચિત્ર આવેલું, તેમાં એ શ્રાવકને મુખે મુહપતી બાંધેલી ચિતરેલી, આ ઉપરથી ભગવાન મહાવીરના વેષ વિષે એ સંપ્રદાયની કેવી માન્યતા છે તે કળી શકાય ખરી.

વર્તમાનમાં સૂત્રોમાં જે જે હકીકતો ઉપલબ્ધ છે તે બધીને આપણે 'સર્વજ્ઞ પ્રણીત' રૂપે સમજીએ છીએ એથી એ વિષે કશી શંકાનો સંભવ ન હોવો જોઇએ પણ આધુનિક વિદ્વાને ભૂગોળ અને ખગોળ સંબંધે જે અનેક પ્રત્યક્ષ રૂપ શોધો કરી છે તેની સાથે આપણી હકીકતો લેશ પણ ન મળે એનું શું સમાધાન? **'સર્વજ્ઞ પ્રણીત સત્ય જ હોય'** એ એક સમાધાન છે પણ તેને આજનો માનવી સમજશે ખરો?

હિંદુધર્મના અને બૌદ્ધ ધર્મના ગ્રંથોમાં અને સર્વપ્રણીત એવા જૈન સૂત્રોમાં સ્વર્ગ અને નરકને લગતી જે જે હકીકતો આવે છે તેનો મેળ પણ બેસતો નથી એટલે એ હકીકતો પરસ્પર મેળ ખાતી નથી એનું શું? શું એમ માનવું કે, હિંદુ સર્વજ્ઞો, શ્રીબુદ્ધદેવ અને જૈનસર્વજ્ઞો એ ત્રણેનું સ્વર્ગ અને નરકનું દર્શન ભિન્ન ભિન્ન હતું? કપિલ જેવા મહામુનિ-કે જેને આચાર્ય હરિભદ્ર 'સર્વજ્ઞ'ના વિશેષણ સાથે સંબોધે છે-પોતાના સાંખ્યતત્ત્વજ્ઞાનમાં નરકની વ્યવસ્થા દર્શાવે છે, બુદ્ધ જેવા મહાપુરુષ-કે જેને આચાર્ય હરિભદ્ર 'ભવવ્યાધિભિષગ્વર' નું ઉપમાન આપે છે-અભિધમ્મપિટકમાં રૂપાવચર, કામાવચર વગેરે શબ્દોથી દેવલોકની હકીકત આપે છે અને આપણા સર્વજ્ઞ પુરુષ સ્વર્ગાદિ વિષે જે મત ધરાવે છે એ બધા સર્વથા ભિન્ન ભિન્ન કેમ છે? સિદ્ધપુરુષરૂપ કપિલ, બુદ્ધ અને ભગવાન મહાવીરની એ ભિન્ન ભિન્ન માન્યતાઓ વિષે કાંઇ વિચારણીય નથી લાગતું? અથવા તુલનાત્મા અભ્યાસ કર્યા વિના એ ત્રણમાંથી આપણે એકનેજ સાચા માનીએ એ સાહસ નથી? શું એમ બને ખરૂં કે, એ ત્રણે પુરુષો રાજગૃહનગરના પરિચિત હોઇને રાજગૃહનાં પરિમાણ, વસ્તી, લંબાઇ, પહોળાઇ, ઘેરાવો, વસ્તીનું માનસ, સમૃદ્ધિ વગેરેનું તદ્દન ભિન્ન ભિન્ન વર્ણન આપે? ભૂગોળ વિષે પણ આવોજ પ્રશ્ન ઉઠે છે.

ભગવાન મહાવીરની દેશનામાં આ બધી વિચારણા આવે છે માટેજ એ વસ્તુઓ વિચારવા અને દેશનાની સ્પષ્ટતા કરવા ભૂગોળ ખગોળ, સ્વર્ગ અને નરકને લગતા મુદ્દાઓ સૂચવેલા છે. ભગવાનની દેશનાની સ્પષ્ટતા ન થાય ત્યાં સુધી આપણાથી એમનું ઉપદેશક જીવન શી રીતે સમજાય?

કોઇ પેગંબરના જીવનવૃત્તાંતનું અવલોકન કરો તો જણાશે કે, દરેક પેગંબરના જીવનમાં જન્મથી તે અવસાનસુધીના પ્રસંગોમાં ઇંદ્રો, ઇંદ્રાણીઓ, દેવો, દેવીઓ, દેવદૂતો અને અપ્સરાઓના ચમત્કારો ભરેલા છે તો શું એ સ્થિતિ પણ ઓછી વિચારણીય છે? તમે તો યોગમગ્ન કહેવાઓછો એટલે તમને ગ્રંથની શી પરવા હોય પણ એકજ વાર યાસ્કાચાર્યનું નિરુક્ત જોશો તો વળી તેમાંથી ઇંદ્રાદિક વિષે કાંઇ જુદી જ સમજણ નીકળશે. **'મહાભારતની સમાલોચના'** (વૈદ્યની અને સાતવળેકરની) **'માનવેર આદિભૂમિ'** (કોઇ બંગાળી લેખકનું) **મૃગશીર્ષ** (ઓરાયન) (લોકમાન્યનું) એ વગેરે તમે કેટલાંક પુસ્તકો જોશો તો વળી નાગ, કિન્નર, અસુર અને દેવો વિષે સવિશેષ પ્રકાશ પડશે. એ બધા ગ્રંથોની હકીકતો સામે કોઈ જૈન પંડિતે જરૂર જરૂર ચર્ચા કરવી ઘટે.

'સર્વજ્ઞ' શબ્દના અર્થ વિષે પણ સવિશેષ વિચાર કરવા ઘટે છે, બુદ્ધે પોતે પોતાની જાત માટે એ વિશેષણ નથી વાપર્યું. પાતંજલ યોગસૂત્રમાં સર્વજ્ઞતાને આકાશગામિતાની જેવી લબ્ધિ ગણી છે એ તો આપના ખ્યાલ બહાર ન જ હોય.

અહિંસાનો માર્ગ તો વેદવેદાંગોમાં પણ છે ત્યારે એવા કેવા સંયોગોમાં ભગવાને અહિંસાના સિદ્ધાંતને પુનરુજ્જીવિત કર્યો? એ બાબત સમજવા માટે સમગ્ર હિંદુ સંસ્કૃતિને સૂક્ષ્મ રીતે અવલોકવી એ શું આવશ્યક નથી?

દુનિયાના અને અર્વાચીન બધા ધર્મગ્રંથોનું અવલોકન કર્યા વિના ભગવાનની અનેકાંતવાદશૈલી સમજી શકાય ખરી? સમ્મતિતર્ક પ્રકરણમાં (કાંડ ૩, ગા. ૭૦) *શ્રીમાન્ સિદ્ધસેન દિવાકર કહે છે કે,*

"भद्दं मिच्छद्दंसणसमूहमइयस्य अमयसारस्य।
जिणवयणस्य भगवओ ॥" ઇત્યાદિ

અર્થાત્ "ભદ્ર થાઓ તે જિનવચનનું કે જે અમૃતસારરૂપ છે, મિથ્યાદર્શનના સમૂહમય છે અને

ભગવદ્રૂપ છે." આ ઉપરાંત "ષડ્દર્શન જિન અંગ ભણી જે" "રામ કહો રહેમાન કહો કોઇ કાન કહો મહાદેવ રી, પારસનાથ કહો" ઇત્યાદિ જ્ઞાનિઓનાં વચનો આપની સ્મૃતિમાં જ હશે. મારા નમ્ર મત પ્રમાણે ભગવાનની અનેકાંતદૃષ્ટિ જેને આપણે વ્યાપકદૃષ્ટિ કહીએ છીએ તેજ છે. એ દૃષ્ટિએ ભારેમાં ભારે ભિન્ન ભિન્ન વિચારોમાં પણ કદી પણ ધર્મ નિમિત્તે અથડામણ થવાનો સંભવ જ નહોય; તેથી ઉલટું એકીકરણનો અવકાશ હોય. સંસારમાં જેમ ભિન્ન ભિન્ન શરીરોને પૂરતો અવકાશ છે, ભિન્ન ભિન્ન ચિત્તોનું પણ તેટલુંજ ઔચિત્ય છે તેમ એક લક્ષ્યનેજ અવલંબતા ભિન્ન ભિન્ન ધર્મવિચારો પણ તેટલા જ સમુચિત છે. વિચારક એ વિચારોના મૂળમાં રહેલો ઉદ્દેશ સમજીને તેનું એકીકરણ કરી શકે છે એટલે વિવેકદશામાં તો એ વિચારો અથડામણના નિમિત્ત ન જ હોઇ શકે. મને લાગે છે કે ભગવાનનો નયવાદ આપણને સમન્વયનું શિક્ષણ આપે છે. આ બધું સમજવા દુનિયામાં પ્રવર્તતા મુખ્ય મુખ્ય નયો(મતો)નું અવલોકન શું વધારે પડતું જણાય છે? નયવાદને સમજ્યા વિના શ્રી મહાવીરને આપણે કેમ સમજી શકીએ?

ભગવાનની પછી તેમણે પ્રરૂપેલા જૈન ધર્મની કેટલી કેટલી શાખા પ્રશાખાઓ થઇ, એ દરેક શાખાનો અનુયાયી પોતાની શાખાને ભગવાનની પ્રરૂપણા લેખે છે. અહીં એ વિચારવું આવશ્યક છે કે, એ શાખા પ્રશાખા થવાનાં શું શું કારણો હતાં? એ વાત બરાબર સમજ્યા વિના ભગવાનની મૂળ પ્રરૂપણા અને શાખાઓની પ્રરૂપણાનું પૃથકરણ કેમ થઇ શકે? એમ થયા સિવાય ભગવાનનું માનસ આપણાથી કેમ જાણી શકાય?

મારી એવી ઇચ્છા નથી કે, આ જમાનામાં મહાવીરની કથા લખાય; પણ બની શકે તેટલી સામગ્રીને એકત્રિત કરીને મહાવીરનો ઇતિહાસજ લખાય. આપના ખ્યાલમાં જ હશે કે, ઇતિહાસમાં 'नामूलं लिख्यते किंचित्' એ નિયમ બરાબર જાળવવો પડે છે.

આપે બાબુ બંકિમનું કૃષ્ણચરિત્ર તો જોયુંજ હશે. મૂળ બંગાળી છે અને અનુવાદ કૃષ્ણલાલભાઇ ઝવેરી મહાશયનો છે. તે જરૂર જોઇ લેશો.

ઉપરના લખાણથી મુદ્દાઓ વિષેની મારી દૃષ્ટિ આપના ખ્યાલમાં આવી જશે. મને પુરાતત્ત્વનો રસ છે અને મારી વર્તમાન પ્રવૃત્તિ પણ એ દિશાએ વહે છે એટલે આમાં મને 'જ્ઞાનમોહ' જેવું ન લાગે એમાં કાંઇ નવાઇ નથી. કદાચ આપની દિશા મારાથી જુદી હોય એથી આપને આ બધું જંજાળ જેવું પણ ભાસે. નરસિંહ મહેતાનું વાક્ય છે કે, "ગ્રંથ ગરબડ કરી વાત નહિ ખરી કહી" એ કાંઇ તદ્દન ખોટું જ છે એમ તો નથીજ.

શ્રી મ૦ જીવન લખનારનું આંતર કેવું હોય તે વિષે મારી સૂચનાઓને આપ મળતા હશો ખરા!!!

આપે લખ્યું કે, મહાત્માજી ભગવાનનું જીવન લખી શકે અને એઓ જ બરાબર લખી શકે, એ બાબતમાં હું પણ મળતોજ છું માત્ર એટલું જ કે, મહાત્માજીએ એ જીવન લખવા માટે કેટલોક સમય પોતાની દૃષ્ટિ ઇતિહાસ તરફ વાળવી પડે અને મહાવીર જીવનને અંગે ઉઠતા પૂર્વોક્ત તમામ પ્રશ્નોનાં સમાધાન જરૂર કરવાં પડે. એમ કર્યા સિવાય મહાવીરનો ઇતિહાસ તો નજ લખી શકાય.

મારા એ ટુંકા ચોપાનિયાના આદિના અને અંતના શ્લોકનો ભાવ આપ બરાબર સમજ્યાજ હશો. અન્યથા જરૂર સમજી લેશો.

સાધુઓ નિવૃત્ત છે, સામગ્રી મેળવી શકે એવા છે, માત્ર વ્યાપક દૃષ્ટિ નથી તે મેળવવા તૈયાર થાય અને અમુક મંડળ બની મંડળની જુદી જુદી વ્યક્તિ મહાવીર જીવનના ભિન્ન ભિન્ન પ્રશ્નો વિષે વિચારવા મંડે તો જરૂર. એ પ્રવૃત્તિનું સુંદર પરિણામ આવે; માટે આપ શ્રી મહાવીરના ભક્તો એ સાધુઓને જ ગમે આ કામને નાખો. આમ થવાથી જ એમનો તેમજ સમાજનો વિકાસ છે. તા. ૧૩-૫-૨૮

એજ લિ.—આપનો બેચરદાસ

તા. ક.—આ સિવાય "અભિષેકનો કળશ ૨૫ યોજન ઉંચો બાર યોજન પહોળો અને એક યોજનનું નાળચું" ઇત્યાદિ અનેક વર્ણકો પણ ભગવાનના જીવનમાં છે. ચોમાસાના સ્વાધ્યાય દરમિયાન કોઇ મુનિરાજ કે શ્રાવક બંધુ આ વિષે ઉહાપોહ કરી જણાવશે તો જરૂર કૃતકૃત્ય થઇશ. ૪-૬-૨૮. બેચરદાસ

# પ્રાચીન બંગાળ તથા તત્સંબંધી બીજા પ્રદેશોની ભૂગોળ

જે સ્થળે આર્યેતર બંગ લોકો ખાસ કરીને રહેતા તે સ્થળ નક્કી કરવા માટે મહાભારત અને પુરાણોમાં આપેલી પ્રાચીન સમયની ભૂગોળ તપાસીએ. મારો ચોક્કસ મત છે કે જે ભાગને પહેલાં 'કાલકવન' કહેતા તથા જે ભાગ આર્યાવર્તની પૂર્વ સીમા ગણાતો તેની પૂર્વ તરફનો મોટો પ્રદેશ લગભગ થોડાં વર્ષો પર 'ઝાડખંડ' ના નામથી ઓળખાવા લાગ્યો. વળી, એટલું તો ચોક્કસ છે કે ગયાની દક્ષિણે, શાહબાદની પૂર્વે, ભાગલપુરની દક્ષિણે તથા બાંકુરા અને મિદનાપુરની પશ્ચિમે જે પ્રદેશ આવેલો છે તેને 'ઝાડખંડ' કહેવામાં આવતો. બંગાળમાં ( હાલ બિહારમાં ) આવેલા દેવગઢ ગામનું વૈદ્યનાથનું મંદિર ઝાડખંડના પ્રદેશમાં આવેલું છે એમ હજુ પણ માનવામાં આવે છે, કારણ કે વૈદ્યનાથના પૂજારીઓ વૈદ્યનાથની પૂજામાં એક મંત્ર બોલે છે જેમાં આ ભૂગોળ વિષે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જૈન ગ્રંથો ઉપરથી જણાય છે કે ઝાડખંડના એક ભાગને 'રાઢ' અથવા 'લાઢ' કહેતા. જૈનોના આયારંગ સુત્તમાં બૌદ્ધ સમયનાં અને તે પહેલાંનાં વર્ણનો આવે છે તોપણ તે ગ્રંથને બહુ પ્રાચીન ગણી શકાય નહિ. તેમાં જણાવ્યા પ્રમાણે વૈદ્યનાથનું મંદિર રાઢ અગર લાઢ પ્રદેશમાં આવેલું છે, તથા તેમાં રહેનાર લોકો શ્યામ વર્ણના અને અસભ્ય હોઇ પવિત્ર જૈન પુરુષને લૂંટવામાં આનંદ માણતા. ભવિષ્ય પુરાણના બ્રહ્માંડ પ્રકરણમાં જણાવ્યું છે કે દ્વારકેશ્વર નદીની ઉત્તરમાં પંચકોટની ટેકરીઓ સુધીનો ભાગ રાઢ પ્રદેશ કહેવાય છે અને વૈદ્યનાથનું મંદિર તેમાં આવેલું છે.

### ગૌડ, રાઢ અને બંગ.

સખેદ જણાવવું પડે છે કે દસમા અને તે પહેલાના સૈકામાં ગૌડનો અર્થ બંગાળ થતો હતો એવું અનુમાન ઐતિહાસિક શોધખોળમાં રસ લેનાર કેટલાક બંગાળી વિદ્વાનોએ કર્યું છે. ગૌડ નામ ઘણું પ્રાચીન નથી, તથા ગુપ્ત રાજાઓના વખતમાં એ નામ વપરાએલું જોવામાં આવતું નથી એ વાત સર્વસંમત થવી જોઇએ. મત્સ્યપુરાણની કલકત્તાની પ્રતમાં ( પ્રકરણ ૧૨, ૩૦) એમ જણાવવામાં આવ્યું છે કે ઇક્ષ્વાકુ કુળના યુવનાશ્વના પુત્ર રાજા શ્રાવસ્તે ગૌડ દેશમાં શ્રાવસ્તિની સ્થાપના કરી.[1] આ વચનનો સમય જણાવામાં નથી, પરંતુ એટલું તો કહી શકાય કે જો પ્રખ્યાત શહેર શ્રાવસ્તિની સ્થાપના રાજાએ ગૌડ દેશમાં કરી હોય તો ગૌડ દેશ કોશલની ઉત્તરમાં અને મિથિલાની ઉત્તર-પશ્ચિમમાં હોવો જોઇએ. ઇ. સ. ના આઠમા સૈકામાં ગૌડની ભૌગોલિક સ્થિતિ આ પ્રમાણે હતી એ વાત કવિ વાકપતિના ગૌડવહો કાવ્યમાં સ્પષ્ટ જણાઈ આવે છે. આ કાવ્યનો નાયક પ્રથમતો મગધનો રાજા જે ગૌડનો પણ રાજા છે તેના તરફ કૂચ કરે છે, અને તેનો સંહાર કરીને બંગાળના રાજા ઉપર ચઢાઇ કરે છે. બંગાળનું રાજ્ય પૂર્વમાં સમુદ્ર પર્યંત પહોંચેલું હતું. ( શ્લોકો-૪૧૩, ૪૧૭, ૪૧૮, અને ૪૧૯.) યશોવર્મન્ બંગાળાના અન્ય કોઈ પ્રદેશ તરફ ગયા ન હતા, તેમજ ચઢાઇને અંતે ઘેર આવ્યા પછી મગધની જીતના સ્મરણાર્થે અયોધ્યામાં એક સ્તંભ ઉભો કરવાને તરતજ આજ્ઞા આપી હતી; આ વાતો ઉપર વિચાર કરતાં આપણે એટલો નિર્ણય કરી શકીએ કે આ વખતે ગૌડ મગધથી ઉત્તરમાં હતું.

ગૌડ શબ્દનો અર્થ સ્પષ્ટ રીતે સમજાય એમ નથી. ઓરિસ્સામાં ઢોર રાખનાર તથા દૂધ વેચનાર લોકોને ગૌડ કહે છે; અહીં ગૌડ શબ્દ 'ગોપાલ' શબ્દનો અપભ્રંશ હશે, અગર તો વૈદિક શબ્દ 'ગૌર' જેનો અર્થ જંગલી બળદ અથવા ભેંસ થાય છે તેનું રૂપાંતર હશે. જો ગૌડ શબ્દને ગોપાલ સાથે કાંઈપણ સંબંધ હોય તો આપણે ગૌડદેશ અને મહાભારતમાં આવેલા ગોપાલ કક્ષને એક ગણી શકીએ, કારણકે

---

૧ આ પુરાણમાં જોતાં એમ સ્પષ્ટ જણાશે કે તેમાં ઈક્ષ્વાકુ રાજાઓના પ્રાચીન કોશળનું વર્ણન આવે છે તથા આડધ અને તેની નજીકનાં સ્થળોની ખાસ ચર્ચા કરેલી છે. તેથી શ્રાવસ્તિનો આ ઉલ્લેખ આડધની બહાર આવેલા કોઈક બીજા પ્રાંતના શ્રાવસ્તિ માટે છે એમ અનુમાન કરવાને અવકાશ રહેતો નથી.

લગભગ કોશલની પાસે તથા કૌશિકી કચ્છ (કુશી નદીની ખીણ) થી થોડે દૂર ગોપાલકક્ષ આવ્યાનું જણાવેલું છે (મહા ભા૦ સભા૦ ૩૦, ૨) પુરાણોના પ્રમાણ ઉપરથી પણ આ એકતા સિદ્ધ થઇ શકે તેમ છે. માર્કંડેય પુરાણના ૫૭ મા અધ્યાયના ૪૪ મા શ્લોકમાં પૌર્વાત્ય જાતિઓની ગણત્રીમાં મગધના નામ પછી ગોમન્ત (ઢોર રાખનાર) લોકોનું નામ આવે છે. વાયુપુરાણમાં (૪૫, ૧૨૩) આસામ અને ઉત્તર બંગાળની જાતો ગણાવ્યા પછી વિદેહ તથા ઉત્તર બિહારની અન્ય જાતોનો ઉલ્લેખ આવે છે; આ ગણત્રીમાં મગધ પછી ગોવિન્દ જાતનું નામ આવે છે; માર્કંડેય પુરાણમાં ગોવિન્દને બદલે ગોમન્ત નામ આવે છે. ઉપર જણાવેલી ગૌડ દેશની ભૌગોલિક પરિસ્થિતિ, તથા ગૌડની નજીકમાં ગોમન્ત અગર ગોવિન્દ જાતિની હયાતી ઉપરથી હું એમ માની શકું છું કે ઢોર પાળનારી કોઇ જાતિના નામ ઉપરથી ગૌડ શબ્દ ઉત્પન્ન થયેલો છે.

જ્યારે આલ્બરૂની હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે થાણેશ્વર, ગૌડદેશમાં ગણાતું હતું. ગૌડ દેશના આ વિસ્તાર વિષે મી. જેક્સને સત્ય કથન કર્યું છે કે પવિત્ર સરસ્વતીના સારસ્વત બ્રાહ્મણોને ઉત્તમ ગૌડો માનવાનું, તથા ઈ. સ. ૮૧૨ ના વડોદરા લેખ (બરોડાગ્રાંટ)માં ગૌડો અને બંગોને જુદા જણાવવાનું આ જ કારણ છે. મી. એ. કે. આયરના "કોચીન ટ્રાઇબ્સ ઍન્ડ કાસ્ટ્સ" નામના પુસ્તકમાં જણાવેલું છે કે તે દેશના બ્રાહ્મણો જેઓ પોતાને ગૌડ બ્રાહ્મણ કહેવડાવે છે તથા જેઓને ઉત્તરહિંદની ભૂગોળ વિષે કોઇ જાતનું જ્ઞાન નથી તેઓ પોતાના વંશની દંતકથાના આધારે એમ જણાવે છે કે ત્રિહોત્રપુર નામનું સ્થળ તેમનું મૂળ રહેઠાણ હતું. આ ત્રિહોત્રપુર તેજ તિર્હુત્ અગર તેર્હોત્ હોવું જોઇએ, જે એક વખતે ગૌડદેશમાં ગણાતું હતું. મી. આયર જણાવે છે કે હજુ પણ આ બ્રાહ્મણો પોતાની ભાષામાં કેટલાક શબ્દો વાપરે છે જે મગધ અને મિથિલાની પ્રાકૃતમાંના છે. મેં પણ જાતે જોયું છે કે આ બ્રાહ્મણોની સ્ત્રીઓ મિથિલા અને બંગાળની સ્ત્રીઓ માફક એકલી સાડી પહેરે છે, પણ દક્ષિણ હિંદની અન્ય સ્ત્રીઓ માફક તેઓ વસ્ત્રો પહેરતી નથી.

ઇ. સ. ના આઠમા સૈકાના ઉત્તરાર્ધથી બારમા સૈકા સુધી, પાલ રાજાઓના સમયની રાજકીય પરિસ્થિતિનું વિશદ વર્ણન બાબુ રમાલદાસ બેનરજીએ બે પુસ્તકોમાં આપેલું છે તેથી તે સમયની જે જે બાબતો મારા વિષય સાથે અપરોક્ષ સંબંધ ધરાવે છે તે તે બાબતોનો સંક્ષેપમાં ઉલ્લેખ કરવા હું ઇચ્છું છું. આરંભના પાલ રાજાઓ ખાસ કરીને ગૌડ તથા મગધ પર રાજ્ય કરતા હોઇ, બિહારમાં રહેઠાણ રાખીને બંગાળ ઉપર અમલ ચલાવતા. ઉત્તર બંગાળ જે મિથિલા અને આસામની વચ્ચે આવેલો છે તે મગધ અને ગૌડનો *અંકીરો હોઇ આ વખતે ગૌડ અગર ગૌડના વિભાગ* તરીકે ઓળખી શકાય; પરંતુ, સાથે સાથે એટલું યાદ રાખવું જોઇએ કે પુરાણોમાં આપેલી ભૂગોળમાં ઉત્તર બંગાળને હંમેશાં ગૌડ તથા મિથિલાની બહારનો ગણેલો છે. આ વિગત વધારે સ્ફુટતાથી સમજાવવાને એક સદશ દાખલો ટાંકું છું. જ્યારે ઓરિસ્સા બંગાળ ઇલાકામાં ગણાતું ત્યારે ઇતિહાસ અને ભૂગોળના ગ્રંથોમાં બંગાળ શબ્દ ઓરિસ્સા તથા બંગાળ એમ બેઉ માટે ભેગો વપરાતો; અને જેમ બંગાળ ઇલાકામાં ઓરિસ્સા ગણાતો તોપણ તેમના ભિન્નપણા વિષે ગુંચવાડો ઉભો થતો નથી, તેમ દશમા સૈકાના અગર તે પહેલાના ગૌડ દેશને બરિન્દ દેશના કોઇ પણ ભાગ સાથે ભેળવી શકાય નહિ.

જ્યારે ગુર્જરો અને રાષ્ટ્રકૂટો પશ્ચિમથી આવીને આખા બિહારમાં ઉપરિપણું કરવા લાગ્યા, ત્યારે નારાયણ પાલના વંશજોએ ગૌડ અને મગધ ગુમાવ્યાં હતાં, અને એક મર્યાદિત પ્રદેશ જેને રાઢદેશ તરીકે માનવામા આવતો ત્યાં તેઓ રાજ્ય કરતા. જ્યારે નારાયણપાલના વંશજોએ આધિપત્ય ગુમાવ્યું ત્યારે ઉત્તરબંગાળ પ્રાંત એક મંગોલીઅન જાત જેને ઇતિહાસમાં કામ્બોજ કહે છે તેના હાથમાં આવ્યો. ઘણે ભાગે આ કામ્બોજ લોકો દૂર ઉત્તરમાંથી આવેલા હતા; પરંતુ એ વિષય અહીં અપ્રસ્તુત હોવાને લીધે તેની ચર્ચામાં આપણે ઉતરીશું નહિ. જ્યારે મહીપાલે ઉત્તર બંગાળ પુનઃ મેળવ્યો ત્યારે પોતાના વંશની પૂર્વ ખ્યાતિ સંભારીને તે પોતાને ગૌડેશ્વર કહેવા લાગ્યો. જો કે મહીપાલ અને તેના વંશજોએ મિથિલા અને મગધમાં પોતાનું પૂર્ણ

સ્થાન મેળવ્યું તો પણ પહેલાંનો સુખી સમય તેઓ પ્રાપ્ત કરી શકયા નહિ. પશ્ચિમ તરફથી બિહાર ઉપર વારંવાર હુમલા થતા, તેમજ એવા પાશ્ચાત્ય લોકોનું વારંવાર આધિપત્ય થવાથી બિહાર અને બંગાળમાં મહત્ત્વના ફેરફાર થયા હતા.

આપણે ઉપર જોયું કે રાઢ, પુંડ્રવર્ધન અને બંગ, એટલે કે આખા બંગાળમાં, ઘણા વખતથી માગધી સંસ્કૃતિ તેમજ માગધી ભાષા પ્રચલિત હતાં; અને હવે આપણે જોઇ શકીએ છીએ કે પાલ રાજાઓએ પોતાની રાજધાની મગધમાંથી કાઢી બંગાળમાં રાખવાથી, બંગાળમાં માગધી સંસ્કૃતિને ઉત્તરોત્તર વિકાસ પામવાને પૂર્ણ અવકાશ હતો. હાલ પણ જો આપણે પૂર્વની બિહારી ભાષાઓને બંગાળી સાથે તેમજ પશ્ચિમની ભોજપુરી સાથે સરખાવીએ તો આપણને જણાશે કે ઘરગતુ બિહારી ભાષાઓ ઘણી મુખ્ય મુખ્ય બાબતોમાં બંગાળી સાથે સામ્ય ધરાવે છે, અને ભોજપુરી સાથે વૈષમ્ય રાખે છે. હૉર્નેલ અને ગ્રીઅર્સને આ વિષયમાં ઉલ્લેખ કરેલોજ છે. આનું મુખ્ય કારણ એ છે કે પશ્ચિમના લોકોથી થયેલી ઘણી અસરને લીધે આધુનિક બિહાર મૂળ બિહાર કરતાં ઘણોજ ભિન્ન છે, પરંતુ બંગાળ મૂળ બિહારના પ્રતિનિધિ તરીકે ખરું છે.

જ્યારે કર્ણ-સુવર્ણમાં વિકાસ પામેલી સંસ્કૃતિ વંગ દેશની સીમાના પ્રદેશમાં પોતાની સત્તા જમાવતી હતી ત્યારે રાઢ દેશમાં મધ્યમ વર્ગમાં કયા લોકો હતા એ નક્કી કરવું અશકય છે, કારણ કે ત્યાં અનેક જાતો વારંવાર આવજા કરતી હતી. પુરાણોમાં પુંડ્ર વિષે બે વાર ઉલ્લેખ આવેલો છે; એકવાર સુહ્મોની સાથે, અને બીજીવાર આસામની સરહદ ઉપર ઉત્તર બંગાળમાં પ્રવિજ્યો અને ભાર્ગવો સાથે. એમ જણાય છે કે ઉત્તર બંગાળમાં પુંડ્ર લોકો સારી ઉન્નતિને પામ્યા હતા. પરંતુ રાઢમાં તેઓ સારી રીતે જામી શકયા નહિ. માર્કંડેય પુરાણમાં પ્રવંગ ( વંગ સરહદની જાતો ) એવા સામાન્ય નામ તળે, અગરતો માલ, માલ્લિશિક, અને માનબર્ત્તિક એવાં વિશેષ નામો તળે કેટલીક અન્ય જાતોનાં નામો આપેલાં છે. આમાંના માલ લોકોના વંશજો હાલ બાંકુરા અને માનભૂમમાં જોવામાં આવે છે. તથા માન અગર માનબર્ત્તિકો વિષે એટલુંજ અનુમાન કરવાનું કે તેઓ 'માનભૂમ' એ નામના ઉત્પાદક હતા.

દસમા અને અગીયારમા સૈકામાં ઓરિસ્સા તથા દક્ષિણ કોશળના કેટલાક ભાગના રાજકર્તાઓની વંશાવળી જોતાં બંગાળના ઇતિહાસમાં ઉપયોગી થઇ પડે એવી કેટલીક બાબતો હસ્તગત થાય છે. અન્ય સ્થળે મેં આ રાજકર્તાઓનું નામ 'કોસલેન્દ્ર' આપ્યું છે, કારણ કે તેમની રાજકીય ખટપટો ઘણુંખરું સંબલપુર જીલ્લામાં થતી હતી. જો કે આ કોશલ ગુપ્તો તેમના પૂર્વજ શબ્રિમ અને રતનપુરના ( છત્તીસગઢ જીલ્લો સેંટ્રલ પ્રોવીન્સીઝ ) શિવગુપ્તના વંશમાંથી અગર તો કોશલવંશની એક શાખામાંથી ઉતરી આવેલા હતા, તો પણ બંગાળના રાજકારભારમાં તેમનો હાથ હતો. આ વંશના બીજા રાજા યયાતિના તામ્રલેખોમાં એવો ઉલ્લેખ કરેલો જણાય છે (જુઓ જર્નલ ઑફ બિહાર ઍન્ડ આઉધ, માર્ચ ૧૯૧૬ માં મારો લેખ) કે તેનો પિતા જનમેજય, તથા તે પોતે કોશલેન્દ્રો અને ત્રિકલિંગ ( ઓરિસ્સા અને ગંજામ તરફનો સમુદ્રની બાજુનો પ્રદેશ) ના રાજાઓ હતા, તેમજ જે કુળના તેઓ હતા તે કુળ, રાઢ અને વરિન્દ જેટલું ખ્યાતિ પામેલું હોઈ, વંગદેશમાં કોઇક સ્થળે રાજ્ય કરતું હતું. આ કોશલ ગુપ્તોએ બંગાળી કાયસ્થોની એક મોટી સંખ્યા પોતાની સેવામાં રાખી હતી (જુઓ એપી૦ ઈંડિ૦ ૧૧, માં મારો લેખ); વળી, સંબલપુર પ્રદેશમાં તેમણે હુમલા કર્યા તે સમયમાં તેઓએ ઘણા બંગાળી લોકોને સમ્બલપુર, સોનેપુર તથા બોલાંગિરપાટનામાં કાયમ રહેઠાણ કરવામાં મદદ કરી હતી. જે સંખ્યાબંધ તેવર ( તિવર, ધિવર) લોકો બંગાળ છોડીને ગયા તેઓ પોતાને બોંગાલી કહેવડાવે છે, જોકે ભાષાની તથા અન્ય બાબતોમાં તેઓ ઓરીયા બની ગયા છે અને બંગાળ કયાં છે તે પણ તેઓ જાણતા નથી. જે સ્થળે તેવર લોકો રહે છે તે સ્થળને ઓરિયા લોકો બંગાલી પડા કહે છે. એક રમુજી વાત બહાર આવી છે કે જે તેવર લોકો હાલ બંગાળની સરહદથી ચારસો મૈલ દૂર રહે છે તેઓએ, બંગાળી ભાષાનો એક

અક્ષર પણ જાણતા નહી હોવા છતાં, ૧૯૧૧ ની વસ્તી ગણત્રી વખતે બોલાંગીર પાટના અફસરને પોતાની ભાષા બંગાળી હોવાનું જણાવ્યું હતું! ઉત્તર બંગાળમાં ઘણા કલિતા લોકો મળી આવે છે, તથા સંબલપુર પ્રદેશમાં ઘણા કુલ્તા લોકો રહે છે. આ કલિતા અને કુલ્તા લોકો ઘણાજ ભિન્ન હોવા છતાં વ્યવહારમાં ખૂબ મળતા આવે છે, તે ઉપરથી હું એવી એક સૂચના કરૂં છું કે પુંડ્ર લોકોની એક જાતનું ઉપકુંક્તા (તેવર) નામ હતું તથા તેમાંના જે લોકો ઉત્તર બંગાળ તરફ ગયા નહિ તેઓ કોશલેન્દ્રોના વખતમાં શુદ્ર ખેડુત તરીકે સંબલપુર પ્રદેશમાં ચાલ્યા ગયા. જંગલી જાતોથી ભરેલા દેશમાં નવા રાજાઓને સંખ્યાબંધ આર્ય લોકોની જરૂર હતીજ એ વાતની ના પાડી શકાય તેમ નથી.

સંબલપુરના પ્રદેશમાં ઓરિયા ભાષા ઉપર બંગાળી ભાષાની શી શી અસર થઇ તે હવે પછીના વ્યાખ્યાનમાં જુની બંગાળીનાં કેટલાંક રૂપો લઇને જણાવીશ. ખાસ બંગાળ, કોશલગુપ્ત તથા ચોલ રાજાઓનાં ભાષાવિષયક ઇતિહાસો ઉપરથી એટલું તો સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે પાછલા પાલ રાજાઓના વખતમાં બંગાળાના જુદા જુદા ભાગને વરેન્દ્ર, ઉત્તરરાઢ, દક્ષિણરાઢ અને વંગ એમ જુદાં જુદાં નામ મળ્યાં હતાં, જો કે વંગ એવું સામાન્ય નામ તો આખા દેશને લગાડવામાં આવતુંજ. વળી, એટલું યાદ રાખવા જેવું છે કે સુહ્મ નામ જે ઘણો વખત થયાં જતું રહ્યું હતું તે વંગદેશના એક ભાગ તરીકે ઓળખાવા લાગ્યું હતું, તથા કજ્જાઇ નામનો જે પ્રદેશ હતો તેને દંડભુક્તિ નામ મળ્યું અને તે વંગની ભુક્તિ (વિભાગ) તરીકે ઓળખાવા લાગ્યો.

પાલ અને સેન રાજાઓના વખતમાં બંગાળની પ્રજાકીય અવ્યવસ્થા દર્શાવનારી કેટલીક બાબતો જોવી જોઇએ, જે ઉપરથી બંગાળી પ્રજામાં કયા કયા લોકો ભળેલા છે તે જાણી શકાય. કોશલગુપ્તોની સેવામાં રહેલા બંગાળી કાયસ્થો વિષે મેં હમણાંજ ઉપર ઉલ્લેખ કર્યો હતો. આ કાયસ્થોને ઘોસ, દત્ત અને નાગ એવી અવટંકો હતી, તેઓ પોતાને રાઘુટો એટલે કે કોશલના રાજાઓનાં અનભિષિક્ત કુટુંબીજનોના વંશજો તથા ક્ષત્રિય તરીકે, ઓળખાવતા. કોશલગુપ્તો ક્ષત્રિયો હતા, જો કે તેમના ઘણા જુના પૂર્વજ શબર જાતિના હતા, કારણ કે આ વંશના શિવરદેવ પછીના રાજાઓ ઉત્તરહિંદના પ્રખ્યાત ક્ષત્રિય કુટુંબમાં લગ્ન સંબંધ બાંધતા હતા. કોશલના રાજાઓ અને તેમના વંશજોએ મગધગુપ્તો સાથે સંબંધ બાંધ્યા પછી 'ગુપ્ત' નામ ધારણ કર્યું. અહીં મારે જણાવવું જોઇએ કે ઓરિસ્સાનાં રાજકુટુંબોમાં એક એવો રિવાજ છે કે રાજકુળના અનભિષિક્ત જનોના વંશજોને 'બાબુ' કહેવામાં આવે છે, તથા તેમને રાજવ્યવસ્થામાં કારભારીઓ તરીકે નીમવામાં આવે છે.

આ કરતાં વધારે રસદાયક ઇતિહાસ બંગાળના વૈદ્યોનો છે, જેઓ કાયસ્થોની માફક બુદ્ધિ અને નીતિમાં બ્રાહ્મણોથી જરાપણ ઉતરતા નથી. આપણે જાણીએ છીએ કે 'વૈદ્ય' શબ્દ બંગાળમાં ખાસ 'જાતિ'ના અર્થમાં વપરાય છે; વૈદકીય પરિભાષામાં આ શબ્દનો અર્થ આખા હિંદુસ્તાનમાં સર્વે લોકો જાણે છે બંગાળમાં એક ઉચ્ચ જાતિનું નામ વૈદ્ય કેવી રીતે પડ્યું એ જાણવું બહુ રમુજી છે. સર્વે સ્થળે વૈદ્યો કુલપરંપરાગત દંતકથાના આધારે જણાવે છે કે તેઓ બંગાળના સેન રાજાઓમાંથી ઉતરી આવેલા છે; તેથી આપણે સેનોનું મૂળ તપાસવા ઇતિહાસ તરફ નજર કરીએ.

સેન લોકો પોતાને કર્ણાટ ક્ષત્રિયો, એટલે કે દ્રવિડ દેશના ક્ષત્રિયો તરીકે ઓળખાવે છે એ વાત વિશ્વ વિખ્યાત છે. આ સેનો અને તેમની જાતના અન્ય રાજ્યકર્તાઓ, જેઓ ઉત્તર મિથિલામાં એક વખતે આધિપત્ય ભોગવતા, તેઓ વિષે ઉલ્લેખ કરતાં આર. ડી. બેનરજી એશિયાટિક સોસા. બેંગાળ, પુ. ૫, નં. ૩ માં જણાવે છે કે-

ચોળ રાજાના હુમલાથી દેશના રાજકીય વિભાગમાં કાંઇ ફેરફાર થયો નહિ, પરંતુ તેની સાથેના કેટલાક માણસો ત્યાં ઘર કરીને રહ્યા અને પાલ રાજાઓના પાછલા દિવસોમાં તેઓ સેન અને કર્ણાટ વંશજો તરીકે બંગાળ અને મિથિલામાં રાજ્ય કરતા હતા (પા. ૭૩)

# જર્મનીથી આવેલા પત્ર.

૧

Hamburg, 14-8-28

પ્રથમ શ્રાવણ વદ ૧૪, મંગળવાર, સં. ૧૯૮૪.

પ્રિય......

લંડનમાં હું લગભગ પોણા બે મહિના રહ્યો. તે દરમ્યાન જગતના એ મહાનગરનું ઉપર ઉપરથી વિહંગાવલોકન ઠીક કરી લીધું. શહેરના ઘણા ખરા ભાગો અને ઘણાં મુખ્ય સ્થળો જોઇ લીધાં. અભ્યાસ અને ઉંડા અવલોકનની દૃષ્ટિએ તો પોણા બે મહિનાને બદલે પોણા બે વર્ષ પણ પુરતા નથી તેથી કોઇ પણ એક બાબત વિષે વધારે ઉંડાણથી ન જોતાં બધી વસ્તુઓનું માત્ર સ્વરૂપદર્શન કરી લેવાનુંજ વધુ પસંદ કર્યું. એમ કરવાથી મને મારા હવે પછીના વસ્તુદર્શનમાં ઘણી સરલતા અને સહાયતા મળી શકશે.

તા. ૨૬ મી જુલાઇએ લંડનથી નીકળી ૨૭ મીની સવારે એંટવર્પ પહોંચ્યો. ત્યાં વર્ધમાન સન્સ વાળા શેઠ શ્રી ચિમનલાલભાઇને પ્રથમથી લખી દીધું હતું તેથી તેઓ પોતાની મોટર લઇ બંદર પર તે ટાઇમે આવીને ઉભા હતા. ઉતરવા કરવા માટે બધી સગવડ તેમણે કરી રાખી હતી. ભાઇશ્રી ચિમનલાલ ઘણા ઉત્સાહી, સૌજન્યમૂર્તિ અને સદ્‌ભાવ પૂર્ણ જણાયા. તેમને મળીને મને ઘણોજ આનંદ થયો. તેમના પત્ની શ્રીમતી મણીબ્હેન પણ તેટલાજ સુશીલ, સરલ અને સહૃદયવાળા દેખાયા. એંટવર્પ હું ૬ દિવસ રહ્યો પણ એ બધા દિવસોમાં ઘણો વખત શ્રી ચિમનભાઈ સાથે ગયો, શેઠ જાતે મોટર હાંકવામાં બહુ શોખીન અને પ્રવીણ છે. તેમણે પોતાની મોટર દ્વારા આખા યુરોપની મુસાફરી કરી છે. પશ્ચિમમાં એંટવર્પથી લેઇ પૂર્વમાં ઠેઠ ઇટલીના કાંઠા સુધી તેઓ જાતેજ મોટર હાંકી ફરી આવ્યા છે. સારી પેઠે શ્રીમંત હોવા છતાં પણ, તેઓ મોટર હાંકવાની માફક જ બીજાં પણ ઘણાં કામો જાતેજ કરી લે છે અને તેમ કરી સમય અને શક્તિનો સદુપયોગ કરે છે. તે જેટલા સદુદ્યોગી જણાયા તેટલાજ સદાચારી પણ દેખાયા, જે યુરોપમાં વસનારાઓ અને ખાસ કરીને દ્રવ્યસંપન્ન એવા હિન્દી માણસોના વિષયમાં ઘણુંજ ઓછું જોવામાં આવે છે. રવિવારના દિવસે નાસ્તો વગેરે કરી ૧૧ વાગે મોટરમાં બેસી બહાર ફરવા નીકળી પડયા. એંટવર્પથી ૩૦-૩૨ માઇલ છેટે બેલ્જીઅમની રાજધાની બ્રુસેલ્સ છે ત્યાં થઇ જગ પ્રસિદ્ધ રણભૂમિ વાટરલૂના દર્શને ગયા. ૧૯૦૮ની સાલમાં, સરસ્વતી માસિક પત્રિકાના એક અંકમાં, મારા જીવનમાં સૌથી પહેલું મેં વાટરલૂનું નામ અને ચિત્ર જોયું હતું. ત્યાર પછી અનેક વાર એ સ્થળનું વાચન, શ્રવણ, મનન વગેરે થયેલાં હોવાથી એનું પ્રત્યક્ષ દર્શન એ એક ધન્ય દર્શન જેવું જ મને લાગ્યું. યુરોપની આધુનિક રણભૂમિની ભીષણતાએ ગતશતાબ્દીની એ રણભૂમિની મહત્તાને ઓછપ આણી છે એ વાત ખરી પણ જ્યાં સુધી જગતના ઇતિહાસમાં વીરવર નેપોલિયનનું નામ કાયમ છે ત્યાં સુધી વાટરલૂની વિશેષતા પણ રહેવાની જ છે. આજે પણ અસંખ્ય લોકો, એ સ્થળ જોવા આવે છે ને ઘડીભર ઉભા રહી ૧૦૦ વર્ષ પહેલાના યુરોપનું અંતર્દર્શન કરે છે. જ્યાં આગળ નેપોલિઅનની છેલ્લી હાર થઇ ત્યાં એક માટીનો લગભગ સો સવાસો ફીટ જેટલો ઉંચો બનાવટી ટેકરો કરી તે પર વિજયી સિંહની એક પ્રચંડ મૂર્તિ બનાવીને ખડી કરેલી છે. ફ્રાંસની ભૂમિ તરફ વિકરાળ આંખે અને તિરસ્કાર પૂર્ણ ભાવે એ સિંહ તાકી રહેલો છે. જે અંગ્રેજો અને જર્મનોએ મળીને એ વિજય સ્મારક સિંહ સર્જ્યો હતો તેઓ આજે પરસ્પર મહાન્ શત્રુ છે અને ૧૦૦ વર્ષ સુધી એ સિંહના તીવ્ર કટાક્ષો જોઇ જોઇ મનમાં બળી જતા ફ્રેંચો અને એજ ઈંગ્રેજો આજે મહાન્ મિત્રો છે. એ ટેકરાના મૂળમાં બે ચાર હોટેલો છે જ્યાં આગળ દર્શકો ચહા વગેરે લઇ ઘડી ભર વિશ્રાંતિ લે છે. અમે પણ ત્યાં ઘડી ભર થોભ્યા. સાથે લાવેલું ભાથું ખાઇને પેટ પૂજા કરી અને ટેકરીની યાત્રા કરી. કોઇ ૬૦-૭૦ વર્ષની એક બુઠી મા દક્ષિણાના લોભે ઠેઠ ટેકરી પર સાથે ચઢી અને જેમ કોઇ પ્રોફેસર નેપોલિઅનના યુદ્ધક્ષેત્ર પર વ્યાખ્યાન આપતો

હોય તેમ અર્ધો કલાક સુધી તેણે પોતાના વ્યાખ્યાન દ્વારા અમને આખી રણભૂમિનું સ્વરૂપ દર્શન કરાવવાની અમારી ઇચ્છા ન હોવા છતાં પણ, ઠીક ઠીક તસ્દી લીધી. એક બાજુના ખૂણા ઉપર ઉભા રહી ડોસી મા અમને બોલાવીને ઘણા ભાવ પૂર્વક કહેવા માંડે કે, જુઓ તે જે ઝાડો દેખાય છે ત્યાં આગળ નેપોલિઅન ઉભો હતો. તેની પાછળ જે ઝાડી દેખાય છે, ત્યાં આગળ તેનું અમુક લશ્કર ઉભું હતું. આ બાજુ પેલા જે ઘરો દેખાય છે ને રસ્તો જણાય છે ત્યાં ઇંગ્રેજોનો અમુક જર્નલ કે કમાંડર ઉભો હતો. પેલી બાજુએ જે ખેતર દેખાય છે. તેમાં અમુક જર્મન લશ્કર ગોઠવાયું હતું. આમ માઇલો સુધીનાં ગામડાંઓ, ખેતરો અને ઝાડીઓ વગેરે બતાવી બતાવી ડોસી માએ આખી રણભૂમિની તાદ્દશ પરિસ્થિતિનું સવિસ્તર બ્યાન કરી દેખાડયું. પણ જ્યારે અમે ટેકરી પરથી નીચે ઉતરી તેના તળમાં બાંધેલા મ્યુઝિઅમમાં ગયા અને રણભૂમિનું સંપૂર્ણ ચિત્રપટ જોયું ત્યારે જણાયું કે ડોશી માએ કહી બતાવેલી બધી વિગત આ ચિત્રપટને જ આભારી હતી. એ મ્યુઝિઅમમાં એક મોટો ગોળાકાર ઘુમ્મટ કરી તેમાં આખી રણભૂમિનો વિશાળ દેખાવ એવી રીતે ચિત્રિત કરેલો છે કે જે જોનારને, સિનેમાના ચિત્રપટની માફક સાક્ષાત્, તેજ ક્ષણની સર્વ ક્રિયાનું પ્રત્યક્ષભાન કરાવે છે. વાટરલુનું દર્શન કર્યા પછી ચિમનભાઇએ પોતાની મોટર બેલ્જીઅમના સુંદરતમ પ્રદેશ તરફ દોડાવી અને કલાકના ૪૦-૫૦ માઇલની ઝડપે આગળ વધતા અનેક પહાડો, ખીણો, જંગલો અને નદીઓનાં સૌંદર્યને સિનેમામાં જોતા હોઇએ તેમ જોતા થકા, આખા દેશના આ છેડાથી પેલા છેડા સુધી ફરી આવ્યા. લડાઇના દિવસોમાં બેલ્જીઅમનું ભૂગોળ ઠીક યાદ થઇ ગયું હતું અને લીજ, નામર, ડીના, માલીન વગેરે ગામો ને મથકો નકસામાં ઘણી વાર જોઇ રાખ્યા હતા તેમાંના ઘણા ખરાનું પ્રત્યક્ષ દર્શન એ દિવસે ચિમનભાઇએ કરાવી આપ્યું. લગભગ ૨૦૦ માઇલ જેટલી અસ્ખલિત ગતિએ મુસાફરી કરી રાતના ૧૨ વાગે પાછા મકાને પહોંચ્યા.

એંટવર્પમાં આપણા ભાઇ હવપતભાઇ અને તેમના વિદુષી પત્ની સૌ. ભાનુમતી પણ ત્યાં મળ્યા. એમના સિવાય બાકીના બધા આપણા જૈન ભાઇઓ છે અને વર્ધમાન સન્સવાળા સિવાય બધા હીરાના વ્યાપારી છે. એંટવર્પ એ હીરાનું મોટું મથક છે. ૧૪-૧૫ હજાર માણસો હીરાનું કટીંગ કામ કરે છે. તે સિવાય એંટવર્પ યુરોપનું એક મોટું બંદર ગણાય છે, ને રાજ્યને ને બેલ્જીઅન પ્રજાને એ બંદરથી ઘણી મોટી આવક મળે છે, ત્રણ-સાડા ત્રણ લાખ માણસની વસતી વાળું શહેર છે પણ એટલું બધું સ્વચ્છ, સુંદર અને ભવ્ય છે કે મુંબઇનો કોટનો ભાગ પણ તેની આગળ બહુ મહત્ત્વનો ન દેખાય. બેલ્જીઅનની બધી પ્રજા રોમન કેથોલિક ધર્મને માનનારી છે. ગામે ગામ સુંદર અને કળાપૂર્ણ જુનાં પ્રીસ્તી મંદિરો શોભી રહેલાં છે. સ્થાપત્ય અને કળાની દૃષ્ટિએ એ મંદિરોમાં ઘણું ઘણું જાણવા જેવું રહેલું છે. આ વખતની તો મારી મુસાફરી માત્ર રસ્તાની ઉડતી હતી તેથી હુ જોવા કરવાના લોભમાં પડી શકું તેમ ન હતું. મેં મારા અવલોકન અને અભ્યાસનો ક્રમ એ રીતે રાખ્યો છે કે પ્રથમ એકવાર કોઇ પણ સ્થળ કે વસ્તુને સામાન્ય રીતે જોઇ જાણી લેવી. પછી ફરી બીજીવાર તે વસ્તુને વિગતવાર જોવી જાણવી. આમ કરવાથી એ વસ્તુ વિષેનું જ્ઞાન સંપૂર્ણ અને ચોક્કસ થઇ જાય છે. એટલે જ્યાં જ્યાં અવકાશ હશે ત્યાં ત્યાં તો હું આવી રીતે મારી આ દ્વિઃપદ્ધતિઃ નો ઉપયોગ કરવા ઇચ્છીશ. જેમ સંસ્કૃતમાં કહેવત છે કે द्विर्बद्धं सुबद्धं भवति તેમ હું પણ માનું છું કે द्विर्ज्ञातं सुज्ञातं भवति. પછી તો ભાવિના હાથની વાત છે.

બેલ્જીઅમ યુરોપના બધા દેશો કરતાં પ્રમાણમાં સસ્તું પણ ઠીક કહેવાય. મારે તરત જર્મન ભાષાનો અભ્યાસ ચાલુ કરવાની આવશ્યકતા હતી અને તે જર્મન પ્રજાની વચ્ચે જ વધુ ઝડપથી થઇ શકે તેમ લાગતું હોવાથી હું એંટવર્પમાં વધુ ન રોકાયો અને અહિં હામ્બુર્ગ આવતો રહ્યો.

અહિં પણ ઘણા સારા મિત્રો મળ્યા છે અને બહુ આનંદમાં છું. તમારા બધાના શુભાશીર્વાદના

પ્રતાપે હજી સુધી જ્યાં જોઉં છું ત્યાં અણુકલ્પેલી સગવડ અને સહાયતા મળતી આવી છે, અહિં આવે આવતી કાલે એક પખવાડીયું થઇ જશે. પ્રો. યાકોબી અહિં જ મળી ગયા છે. મેં મારો જર્મન અભ્યાસ પણ સારી પેઠે ચાલૂ કરી દીધો છે. પ્રો. શુબ્રીંગ રજાના દિવસો હોવાથી બહાર ગયા છે પણ મારા માટે બધી જાતની ગોઠવણ કરી આપવાની બીજા સજ્જનોને ભલામણ કરતા ગયા છે. એ વગેરે બધું હવે પછીથી લખીશ.

૨

Hamburg, તા. ૮-૮-૨૮

હામ્બુર્ગ જર્મનીના લગભગ ઉત્તર કિનારા પર આવેલું છે. મુંબઇ જેવું શહેર છે. આખા જર્મનીનુંજ નહિ પણ લગભગ યુરોપના ઘણા ખરા ભાગનું વ્યાપારનું મુખ્ય મથક છે. દુનીઆના ઘણા ખરા ભાગનું વ્યાપારનું મુખ્ય મથક છે. દુનીઆમાં સૌથી મોટું બંદર ગણાય છે ને હજારો સ્ટીમરો આવે છે ને જાય છે. અહિંનાં બંદરની લંબાઇ લગભગ ૧૦ માઇલ જેટલી કહેવાય છે. દુનિઆંની સૌથી મોટામાં મોટી સ્ટીમરો અહિંજ બંધાય છે. શહેર સુંદર અને રળીઆમણું છે. આલ્બે અને આલ્સ્ટર આ નામની નદીઓ શહેરની વચ્ચે વહે છે ને એ નદીઓમાંથી કેટલીએ નહેરો શહેરના જુદા જુદા ભાગોમાંથી કાઢેલી છે જેમાં વહાણોની અને તે વડે માલની આવજાવ થયાં કરે છે. × ×

આ દેશમાં તો ગામડે ગામડે ને ખેતરે ખેતરે નવું જોવાનું ને જાણવાનું હોય છે. પ્રજાનો ઉત્સાહ, ઉદ્યોગ, સામર્થ્ય અને સંગઠન જોઇ જોઇને ચકિત અને દુઃખિત બંને થવાય છે. લડાઇના લીધે જર્મની પ્રમાણમાં ઘણું ગરીબ થઇ ગયું છે. દેશના માથે અબજો રૂપીઆનું દેવું છે એનું એકે એક મનુષ્યને અહિં ભાન છે અને તે માટે દરેક સ્ત્રી પુરૂષ પોત પોતાનું કર્તવ્ય ખંતથી બજાવી રહ્યું છે. વ્યાપારની દૃષ્ટિએ એંટવર્પ અને અહિં મેં કેટલોક વિચાર કર્યો છે ને હજી કર્યા કરૂં છું. × ×

૩

Hamburg તા. ૧૫-૮-૨૮

હાંબુર્ગ એ આખા યુરોપમાં વ્યાપારનું મોટું મથક છે. અહિંના બંદરેથી હજારો સ્ટીમરોની આવજા થાય છે ને લાખો ટન માલ અહિં ઉતરે છે. આપણે ત્યાંથી અહીં કોઇ માલ આવે છે કે કેમ?...વ્યાપારની પરિસ્થિતિ તો જેવી મુંબઇમાં છે તેવે બધે આખી દુનીઆમાં સમજવી. લંડનવાળા તો કહે છે કે મુંબઇમાં હજી સારૂં છે પણ ઇંગ્લાંડમાં વધુ ખરાબ છે. એમજ બધે યુરોપમાં છે. છતાં આ લોકો પુરૂષાર્થ અને ઉદ્યોગની પાછળ અખંડ મચ્યા રહે છે. તેથી એમને કશું જણાતું નથી. અત્યારે તો અમેરિકા સિવાય બધે ઠેકાણે નાણાંભીડ ઘણીજ મોટી છે અને ઘણી મહેનતે ખર્ચ પુરતું બધા પેદા કરે છે. આગળના જેવા નફાની વાતો અહિં પણ નથી જ. પણ અહિંના લોકો વર્તમાન કાળમાંજ વધુ માનનારા હોવાથી આજનું ખર્ચ આજે મળ્યું એટલે સંતુષ્ટ થઇ રહે છે. આવતી કાલની વાત આવતી કાલે થઇ રહેશે, એમ આ લોકો વર્તે છે. જર્મની અત્યારે તો કદાચ હિંદુસ્થાન કરતાં એ વધુ ગરીબ હશે પણ પ્રજાના આનંદ, વિલાસ, ઉત્સાહ અને ઉદ્યોગ ઇંગ્લંડ, ફ્રાંસ કે અમેરિકા કરતાં જરાએ ઉતરે તેમ નથી.

તમારો જિનવિજય.

No. B. 1996.

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

વાર્ષિક લવાજમ રૂ. ત્રણ.

પુસ્તક ૪ | આસો
અંક ૨ | ૧૯૮૪



માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબઈ

# વિષયાનુક્રમ.



---

## સૂચનાઓ—

૧ આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર છે.

૨ અભ્યાસ, મનન અને શોધખોળના પરિણામે લખાયેલા સર્વ લેખો, વાર્તાઓ અને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩ લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પરમારો પત્રવ્યવહાર કરવો.

૪ કોઇપણ લેખ પૂર્વે જાતે કે બીજાએ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન મોકલવો.

૫ લવાજમ સંબંધી તેમજ જૈનયુગ મંગાવવા કે ન પહોંચ્યાની ફર્યાદ કરવા વગેરે સર્વ બાબતનો પત્ર વ્યવહાર જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિસ, ૨૦ પાયધુની મુંબઇ નં. ૩ એ સરનામે કરવો. તે માટે તંત્રીને તસ્દી આપવી નહિ, તેમ તે પર તંત્રી ધ્યાન આપી શકશે નહિ.


**મોહનલાલ દલીચંદ દેશાઇ**, B. A. LL. B.

વકીલ હાઇકોર્ટ લોહારચાલ, મુંબઇ. માનદ તંત્રી,

# જૈનયુગ.



પુસ્તક ૪ | વીરાત્ સં. ૨૪૫૪ વિ. સં. ૧૯૮૪ | આસો અંક ૨


## નવસુન્દરીનું સૃજનવિધાન

### કવિ શ્રી ન્હાનાલાલનું વ્યાખ્યાન.

[ વિજયાદશમીને દિને શ્રી મુંબઈ માંગરોળ જૈનસભાનો ૩૭ મો વાર્ષિક મહોત્સવ ઉજવાયો હતો; તે વખતે તે સભાના સભ્ય શ્રીયુત સેવકલાલ તુલસીદાસ કરાણી એડવોકેટની પરીક્ષા પાસ થયા તે માટે તેમને અભિનંદન આપવામાં આવ્યું હતું આ ઉત્સવ નિમિત્તે ખાસ અમદાવાદથી આવી કવિ શ્રી ન્હાનાલાલ દલપતરામે પ્રમુખસ્થાન સ્વીકારી જે સુન્દર કાવ્યમય વાણીમાં વ્યાખ્યાન આપ્યું હતું તે અત્ર આપવામાં અમે ભાગ્યશાળી થયા છીએ.

—તંત્રી, જૈનયુગ. ]

જૈન સંસ્કૃતિનાં પ્રતિનિધિ નરનાર !

'સંસારને સ્ત્રી જેટલી નિર્મળી છાંટશે એટલો સંસાર નિર્મળ રહેશે' એ માત્ર ભારતવર્ષનું સત્ય નથી, સર્વદેશીય સત્ય છે.

જન્મામૃત ઝીલવનાર નારી ! તું નારાયણીઃ

કવિ કે સંસારશાસ્ત્રી જેવા મૂલ સુન્દરીનાં આંકશે, એવાં કવિનાં ને સંસારશાસ્ત્રીનાં મૂલ સંસાર આંકશે. નારીને નારાયણી ઉચ્ચરનાર કવિ આપણો મોંઘામૂલો ગુર્જરહીરો છે. સુન્દરીનાં સાચાં મૂલ પારખે છે એ આપો દેવકીઓને પામેલી જ છે.

દલપતરામ કહે છે કે ધન હો, વૈભવ હો, ઐશ્વર્ય હો, પણ 'ભાર્યા વિના અતિતના મઠ તુલ્ય ભાસે.'

નવલરામભાઈ કહે છેઃ

સંસારનું નૂર છે નાર,
સજન ! સંસારનું નૂર છે,

ખરેખર ! સંસારની સૌન્દર્યજ્યોત સુન્દરી છે.

સજ્જનો અને સન્નારીઓ ! શ્રી માંગરોળ જૈનસભાની પ્રધાન પ્રવૃત્તિઓ આજે બે છેઃ કન્યાશાળા કાજે સભા પ્રતિવર્ષે પાંચેક હજાર રૂપીઆ ખર્ચે છે, જૈન સંસ્કૃતિની રૂપપ્રતિમાઓ ઘડવા મથે છે. સુન્દરીની સૌન્દર્યપ્રતિમાના સૃજનવિધાનની કંઈક વિચારણા આજે આપણે કરીશું.

આજે આપના વાર્ષિક સમારંભમાં આચાર્યપદે મ્હને ન્હોતર્યો છે માટે આભારી છું. પ્હેલાં ન્હોતર્યો હતો, ન્હોતું અવાયું. બે-બે વર્ષનાં આમન્ત્રણોને માટે આજ આભારી છુ.

શ્રી માંગરોળ જૈનસભા મ્હારે અપરિચિત નથી. વર્ષોને વીતતાં કાંઇ વાર લાગે છે ? વીશેક વર્ષો ઉપર 'મહાગુજરાત'નું ભાષણ આપની સભામાં મ્હેં આપ્યું હતું. શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરી પ્રમુખપદે હતા. ત્હારથી ગુજરાત મહાગુજરાતને વિચારતું થયું. એ વર્ષમાં ઇન્દુકુમાર પ્રગટ થયો. એ વર્ષથી ગુજરાતને પાંખડી પશ નેપાળી જોગણનાં દર્શન થયાં. એકદા શ્રી મોતીચંદ કાપડિઆના ભાષણમા મ્હને પ્રમુખપદે બોલાવ્યો હતો. કેટલીક વેળા બોલાવ્યા છતાં નથી અવાયુ. છતાં આઘેથી આપની પ્રવૃત્તિઓનો અભ્યાસી રહ્યો છું. સન્નારીઓ ને સજ્જનો !

આગે વાના વણું'ધ્યા પાન, આવ્યાં કે વળી આવશું.

આપની સંસ્થા હવે પ્રૌઢાવસ્થાને પામી છે, આજે ૩૭ મી વર્ષગાંઠ છે. પ્રૌઢાવસ્થાનાં ડહાપણ ને દૂર અંદેશીને પ્રમાદની ધૂળ નહિ ન્હડવા દ્યો તો અનુભવનો પાક સરસ ઉતરશે. જૈન હાઇસ્કુલ ને જૈન પુસ્તકાલયનો ભાર હવે ત્હમારે માથેથી ઉતર્યો છે તો બચેલી શક્તિનો સદુપયોગ સાધજો. જૈન પંચાંગ, જૈન સંથાગાર, જૈન ધાર્મિક વર્ગો, અહિંસાધર્મપ્રચારણ, ગુણીજનોનો સત્કાર, જૈનોનું સર્વદેશીય કલ્યાણદર્શનઃ કોનફરન્સના કે પ્રતિનિધિસભાના ઝગડાઓથી નિરાળા રહીને યથાશક્તિ એ સહુ ત્હમે કર્યું છે. છતાં ઘણું કરવાનું હજી બાકી છે. ધનનો અભાવ ધનાઢ્યોને ન હોય. કન્યાશાળાનું મકાન તો ત્હમારી જ પુત્રીઓને કાજે છે. નિશ્ચય ને દૃઢતા કેળવશો તો હજી ઘણું સાધશો. ત્હમારા હિતસ્વીએ ને મ્હારા સદ્‌ગત મિત્ર સ્વ. રણજિતરામે આપના રજતમહોત્સવને પ્રસંગે કહ્યું હતું તે આજ સ્મરાવું છુંઃ 'ભૂલશો મા કે ત્હમે જૈનો છો, પણ હિન્દીઓ છો.'

ત્હમારા એક હિતચિન્તક તરીકે–ત્હમારા ગુરુ નહિ પણ ગોર તરીકે જૈન ઇતિહાસ ને જૈન વર્તમાનતા વિશે ઘણું ઘણું કહેવાનું મન થાય છે. ત્હમારૂં નાવ ઝોલે ચ્હડ્યું છે, બાહોશીથી સાગર ખેડશો તો તરાશે. સિદ્ધાચળના સમેતશિખરજીના કેસરિયાજીના તારંગાજીના ઝગડા હજી તાજા જ છે. ગોધરા શુકલતીર્થ વીરપુરની કથનીઓ ગઇ કાલે બની છે. દેવદ્રવ્ય ને દીક્ષાપ્રકરણ માંડમાંડ શાન્ત પડ્યાં છે. મુનિ મહારાજોમાં દેખાય તો છે સંપ. ત્રીસ કરોડમાં અગિયાર લાખ જૈન છો, ને પાંચ લાખ શ્વેતાંબર છો. ભોગવો છો એ પદને જાળવવું હોય તો શ્રેષ્ઠિ હતા એવા શ્રેષ્ટ રહેજો. ત્રણે ફિરકાઓમાં સંપ સાધજો. સંઘના ચારે ય અંગને પોષજો. ત્હમે ક્ષત્રિય હતાઃ સમશેરો ટીપી ગજ કીધા છેઃ હવે ગજને ટીપી ટીપી સમશેરો ઘડતા મા. અમારે વેદધર્મમાં સંન્યાસિનીઆશ્રમ હતોઃ આજે ત્હમારે ત્હાં જોગણોનાં ઝુંડ છે. અમારા સંન્યાસીઓ ગે પરિવ્રાજક હતાઃ ત્હમારા સંન્યાસીઓ આજ સાચા પરિવ્રાજક છે. ગુર્જર સાહિત્યને જૈનોએ જન્માવ્યું ને વૈષ્ણવોએ પોષ્યું. પંચાસરના રાજકુલને જૈનસૂરીએ ઉછેર્યું હતું, અણહિલપુર પાટણની પાટનગરીની સ્થાપનાને મહાઅવસરે સાચા આચાર્ય શ્રી શીલગુણસૂરી હતા. સૈકાઓ સુધી ગુજરાતની વૈદિક સંસ્કૃતિનું તીર્થ સિદ્ધપુર હતું, ગુજરાતની જૈન સંસ્કૃતિનું તીર્થ પાટણ હતું. પાટણના રાજસિંહાસને સૈકાઓ પર્યન્ત રાજછત્ર જૈનોએ ધર્યું હતું. વિમળશાહ જગડૂશાહ હેમચન્દ્રાચાર્ય હીરવિજયસૂરી ગુજરાતની જૈન અમરવેલનાં એ સર્વોત્તમ અમૃતફલ. કાળને ગે ભૂંસવા કપરા પડે છે એવા અમર અક્ષરે શત્રુંજયે ગિરનારે તારંગાજીએ અર્બુદાચળે–ગુજરાતના ગિરિગિરિને વજ્રહૈયે જૈન ઇતિહાસ આલેખાયેલો છે. જૈન સંસ્કૃતિની વિશેષતાઓ છે; ને એ ન સ્હમજનાર ઇતિહાસના અણસ્હમજુઓએ–વનરાજ ચાવડાની વાર્તાથી માંડીને ત્હમને વગોવ્યા છે. ગુજરાતી સાહિત્યમાં ને સાહિત્યના ઇતિહાસમાં ત્હમને અન્યાય થયો છે. કવિતાદેશમાં કલાશણગારમાં સંસ્કૃતિવિકાસમાં ગુર્જર ઇતિહાસે જૈનોનો ફાળો ન્હાનોસૂનો નથી. હમણાં હમણાં તો અહિંસા ધર્મ જગતધર્મ થતો જાય છે. જગતઇતિહાસમાં અપૂર્વ એવા અહિંસાના તહનામા ઉપર ચારેક આડવાડિયાં ઉપર જ મિં. કૂલીજે મહારાજ્યોની સહીઓ કરાવી. એ War against War ની મહાવિચારણાના જગતસમારંભમાં અધ્યક્ષપદે કો જૈનાચાર્ય હોત તો અધ્યક્ષપદ ખરેખર ! ઇતિહાસગૌરવવન્તું થાત.

આવાં આવાં ઇતિહાસફિલસુફી ચર્ચવાનો લોભ થાય છે, જતો કરૂં છું. અગમનિગમની વાતો મૂકીને આજનાં આપણાં આંગણાનાં જ પરમ પ્રશ્નને મિતાક્ષરી છાંટીશ.

પણ પહેલાં એ નૌજુવાનને–ભાઈ સેવકલાલને મ્હારા આશિષ ને અભિનન્દન આપી લઉં. ભાઇ સેવકલાલ ! બ્રહ્મચર્યાશ્રમની અવધો જય ફરકતા તરી ઉતર્યા તે પ્રસંગે મ્હારાં ત્હમને અન્તરનાં અભિનન્દન છે. ત્હમારે આજ જીવનની ગંભીર તિથિ છે; આજે ત્હમારો આશ્રમપલટો છે. બ્રહ્મચર્યાશ્રમ વટાવી આજ ત્હમે ગૃહસ્થાશ્રમની સીમમાં પગલાં માંડો છો. પણ ભણવાની વેળા સમાપ્ત થઇ માનવાની ભૂલ કરશો મા. જીવંતર

આખું અનુભવની નિશાળ છે. એક વેણ કહું છું, સારૂં લાગે તો સંઘરશો. એડવોકેટ એટલે એકપક્ષી પંખી, જડજ એટલે બેપક્ષાળો ગરૂડ. કેટલાકનું થાય છે એમ ધંધાની સંકોચિતતાથી જીવનને રંગાવા દેશો મા. સંસારમાં બે આંખે નિહાળતા વિચરજો. પૂરા શબ્દ ન્હડાવ્યા છેઃ સંસારસાગરે નૌકાને સાનન્દ ઝૂકાવો. ત્હમારી સંસારયાત્રા સફળ થાવ!

ઇનામ જીતનારી બાળાઓને, કન્યાશાળાની શિક્ષિકાઓને, અને પેલી ન્હાનકડી કોકિલકંઠીને પણ મ્હારાં અભિનન્દન છે. આજનો મેળાવડો એ જ ત્હમારા શ્રમની સફળતા દાખવે છે.

સજ્જનો! સ્ત્રીશિક્ષણપદ્ધતિના પાંચેક પ્રયોગો આપણે દેશે થયા છેઃ ૧ સરકારી સ્ત્રીશિક્ષણપદ્ધતિ; ૨ જાલંધર કન્યાગુરુકુલપદ્ધતિ; ૩ વનિતાવિશ્રામપદ્ધતિ; ૪ પ્રો. કર્વેની શારદાપીઠ; ૫ રાજકોટની હિન્દુ કન્યાશાળા.

પ્રથમ પગથિયે જ કહી લઉં છું કે આજે હવે એ પ્રશ્ન નથી કે સ્ત્રીકેળવણી આપવી કે નહિ? આજની પ્રજાચર્ચાનું મધ્યબિન્દુ તો એ છે કે કેવા પ્રકારની સ્ત્રીકેળવણી આપવી?

સરકારી પુરુષશિક્ષણપદ્ધતિથી જનતા સન્તોષાણી નથી, એમ સરકારી સ્ત્રીશિક્ષણપદ્ધતિથી યે જનતા અસન્તોષાણી છે એ કાંઇ આજની મ્હારી નવી શોધ આપને કહેતો નથી. પુરુષકેળવણી Clerk ઘડનારી કહેવાઇ છે. સ્ત્રીઓને એ જ ઉંચી કેળવણી આપી Clerk ઘડવી છે? એક જાણીતા નવલકથાકાર આજે કોલેજવિદ્યાર્થિનીને શરાબખાનામાં ખડી કરે છે; બીજા પ્રોફેસર કોલેજની કન્યાનું નાટક લખે છે; ત્રીજા પ્રોફેસર કોલેજ મેગેઝીનમાં જ લખે છે કે That strange moderu creature the New Woman. 'કોલેજની કન્યા'નું નાટક ત્હમે આજે જોયું હશેઃ the New Woman ના પ્રહસનનો ખેલ વિશુંધવિજય ને the New Man ના પ્રહસનનો ખેલ બેરિસ્ટર મ્હેં તો પચ્ચીશેક વર્ષ પ્હેલાં જોયા હતા. ભદ્રંભદ્ર છપાયો પછી તરત જ ભ્રમણચન્દ્ર છપાયો હતો. સનાતનીઓના ભદ્રંભદ્ર લખવાં ને હસવાં સહેલાં છેઃ સુધારાના ભદ્રંભદ્ર લખાય ત્હારે સેન્સૉર સંભારવા છે. કહેવું રહેલું છે, સાંભળવું એ જ કપરૂં છે.

છતાં પરદેશના કે આપણા નવસુન્દરીના ટીકાકારને મ્હારી વિનતિ એક જ છેઃ Halt; it is yet early to judge.

નવસુન્દરીને યે મ્હારી વિનતિ છેઃ એટલું તો હૈયામાં ઝીલજો કે ત્હમારી અતિશયતાઓ જનતાને ગમતી નથી. પુરુષોના બાયલાવેડા ત્હમને ન જ ગમે; સ્ત્રીઓના બાયડાવેડા પુરુષોને ગમતા નથી.

સરકારી સ્ત્રીકેળવણીમાં માત્ર પ્રાથમિક ધોરણોમાં બાલબાલિકાની શિક્ષણપદ્ધતિમાં થોડો ફેર છેઃ માધ્યમિક ને ઉચ્ચ કેળવણીના પ્રદેશે તો સરકારી સ્ત્રીકેળવણી તે સરકારી પુરુષકેળવણીનો યથાતથા પડઘો જ છે. Woman is not undeveloped man: સ્ત્રી તે અધકચરો બાયડો નથી. તેમ જ આભ ને પાતાળ એક કરો, પુરુષહૈયામાંથી દૂધ નીકળશે નહિ, ધવરાવી શકાશે નહિ.

સરકારી કેળવણીથી પ્રજા અસન્તોષાઇ છે, ઉલ્લાસતી નથી; છતાં હોંયે-નોંયે સરકારી સ્ત્રીશિક્ષણપદ્ધતિમાં જ એને ઉછરવું પડે છે. પચ્ચાસેક વર્ષો ઉપર સ્ત્રીકેળવણીના હિમાયતીઓએ પ્રજાને આપેલાં વચનો ફરીથી આજ વાંચી જોજો. પ્રજાને દીધા એ કોલ કેટકેટલા ફળ્યા છે?

સજ્જનો! ઘણાંખરાં વનિતાવિશ્રામોમાં તો મ્હોટે ભાગે Female Training Collegeનાં સરકારી ધોરણ દાખલ થયાં છે, એટલે શિક્ષણપ્રયોગો પરત્વે વનિતાવિશ્રામની વિશેષતા થોડી રહી છે. ને રાજકોટ હિન્દુકન્યાશાળાનો શિક્ષણપ્રયોગ તો બે-એક વર્ષ ચાલી બન્ધ પડ્યો, એટલે એ પણ વિચારવાનો આજ રહેતો નથી. 'બાલિકાઓનો બગીચો' નામના ઉષાના ત્રીજા પ્રકરણમાંની મ્હારી સ્ત્રીશિક્ષણપદ્ધતિની ભાવના જીવનમાં સંજીવન કરવાનો એ પ્રયોગ હતો.

તો હવે વિચારવાની સ્ત્રીશિક્ષણપદ્ધતિઓ બે જ રહે છે; જાલંધર કન્યાગુરુકુલપદ્ધતિ ને પ્રો. કર્વેની શારદાપીઠ. સરકારી સ્ત્રીશિક્ષણપદ્ધતિ સ્હામે એ બે જ બળવા આજ

ખડા છે. અસહકારે તો સ્ત્રીકેળવણીના કોયડાને આંગળી યે અડકાડી નથી. એમની રાષ્ટ્રીયતા તો નવપુરુષો સરજવાને હતી, નવસુન્દરી સરજવાને ન્હોતી. અસહકારને મન તો પ્રજા એટલે પુરુષસંઘ.

સાધુચરિત પ્રો. કર્વેએ એ જોયું કે નવસ્ત્રીશિક્ષણ એ એક Accomplishment થયું છે. સ્ત્રીશિક્ષણ માત્ર અલંકાર નથી, પ્રજાદેહનું અન્ન છે. સરકારી સ્ત્રીશિક્ષણ ગૃહિણીઓ સરજતું નથી; ને ગૃહિણીઓ વિના ગૃહ ન હોય, ગૃહસ્થાશ્રમ વિના સંસાર ન સંભવે. પ્રો. કર્વેના શારદાપીઠનો મન્ત્રોચ્ચાર જ એ છે કે નવયુગની નવગૃહિણીઓ ઘડો. એમની બી. એ. ની પદવી નથી, જી. એ. ની પદવી છે. પ્રો. કર્વે મનુ મહારાજનું યુગયુગસિદ્ધ સૂક્ત ઉચ્ચરે છે કે **गृहिणी गृहमुच्यते.** પ્રો. કર્વેની શારદાપીઠની શાખાઓ ગુજરાતે છે; પણ એ શિક્ષણપદ્ધતિમાં ગુજરાતને હજી શ્રદ્ધા નથી બેઠી. અમદાવાદમાં તો સ્વયં પ્રધાન સંચાલકની જ એકૂકે પુત્રી એ શાળામાં ભણી નથી.

Yerrow Unvisitedની પેઠે હો કે ડુંગરા દૂરથી રળિયામણા હો: મ્હને પક્ષપાત છે જાલન્ધર કન્યાગુરુકુલનો. પ્રો. કર્વે સમા લાલા દેવરાજ સાધુચરિત સન્ત છે; પણ શીખ ગુરુઓની પેઠે એ સન્ત વીરત્વવર્ણી છે: એમનું કન્યાગુરુકુલે વીરત્વવર્ણું છે. એ કહે છે: સંસારભારમાં દબાયેલી-દૂભાયેલી, દુઃખોને સહી લેનારી દ્રૌપદીઓ ને કુમુદો બહુ થઇ: વિલાસપંખાળી ઉર્વશીઓ ને અપ્સરાઓએ ઘર માંડયાં નહિ, સંસાર જીત્યા નહિ. માંડુની રૂપમતી રૂપાળી હતી; પણ અહમદનગરની ચાંદ જેવી ચાંદબીબીએ અકબરશાહને હરાવ્યો. Life is not a song; long or short, life is an epic. વીશત્રીશ વર્ષોથી ગુજરાતને હું તો એ કહું છું: સંસારને જીતનારી નેપાળી જોગણો જયાઓ ને ઉમાઓ મ્હારે તો નવગુજરાતે જોઇએ છીએ: શીલમૂર્તિ, બ્રહ્મવર્ચસ્વી, તપેશ્વરીઃ દુનિયાને એક મીટમાં માપે ને પાંખને પલકારે તરે. એમાંની એકે સંસારબન્ધનોને ગાંઠી નથી, એકેએ સંસારને અપમાન્યો નથી. સ્ત્રી એટલે આદ્યશક્તિ–the Primal Energy. એનાં આનન્દજ્યોત ને ભીષણજ્યોત બન્ને સ્વરૂપો, અંબા ને કાલિકા, આપણે દેશે તો પૂજાયાં છે. આદ્યશક્તિની અવતારરૂપિણી ભારતની નવસુન્દરી આનંદજ્યોત ને વીરત્વજ્યોત અવતરશે. શંકરને નચાવનારી, રાવણને થંભાવનારી; સરસ્વતીચન્દ્રને મોહનિદ્રામાંથી જગાડનારી, જગતજયન્તોની પ્રેરણા સમી નવસુન્દરી ઝગઝળશે. ભારત ! ત્હારાં ભાગ્ય મ્હોટાં છે.

શિક્ષણ માત્રનો હેતુ એક જ છે–આત્મવિકાસ. ને સ્ત્રીશિક્ષણનો હેતુ પણ છે આત્મવિકાસ.

ઇંગ્લાંડની પ્રધાન શારદાપીઠો ઓક્ષફર્ડ ને કેમબ્રીજ. ઓક્ષફર્ડકેમબ્રીજની વ્યુત્પત્તિ તો સ્હમજો છો ને ? કેમ નદી ઉપર જ્યહાં બ્રીજ છે ત્યહાં વસેલું ગામડું તે કેમબ્રીજ. એ શારદાપીઠ જગત્જાહ્નવીને ઓળંગાવે. અને ટેમ્સ નદીને તીરે એક ગામડું હતું, ને તે ગામડાને ધારે નદીનો ઉતાર હતો. વ્રજમાં ચરી જમના ઉતરી ધણ ગોકુળ આવતાં એમ સ્હામે તીરેથી ચરીને ધણ ટેમ્સ ઉતરી એ ગામડે આવતાં. ટેમ્સનો જ્યહાં ઉતાર હતો, ને એ ઉતારને આરે જે ગામડું હતું ત્હેનું નામ Ox-ford–બળદોનો ઉતારઘાટ. પં. મોક્ષમૂલરે એનું સંસ્કૃત નામસંસ્કરણ કીધું–ઉક્ષતરણ. સજ્જનો ! સાચું છે: બળદિયાને યે તરી ઉતરતાં શીખવે એ જ સાચી શારદાપીઠ: પછી એ ઇંગ્લાંડની હો કે શંકરાચાર્યજીની હો !

કેળવણીનું એ ધ્યેય: સંસારને તરી ઉતરતાં શીખવવું: જગને જીતતાં શીખવવું.

સંસારતરણ કાજે એક જ હોડી છે: આત્મબળ.

આત્મબળ ભારતનો જૂનો કીમિયો છે. મધ્યયુગમાં ભૂલાયો હતો, નવયુગમાં જગતે એ શીખવાનો છે.

જ્ઞાનમાતું જોઇએ છીએ: જ્ઞાનમાતા વિના સંસારયાત્રા ન મંડાય. સાગર ઓળંગવા ને શિખરો ચ્હડવાં, વાતાવરણમાં ઉડવાં ને સિન્ધુને તળિયે વિચરવાં, વીજળીને વશ કરવી ને વાયુને થંભાવવો, મેઘને ઉતારવો ને પૃથ્વીના સાત પેટાળના પટારા ઉઘાડવાઃ પાર્થિવતાનાં મહાબળોને જીતવાં ને વશ કરવાં: ભૂગોળ ખગોળ ને વિશ્વકુંજનાં પાંદડે પાંદડાં વાંચી વળવાં ને પુષ્પે પુષ્પના પરિમળ સંઘરવાઃ એ માનવબુદ્ધિનો ધર્મ છે: બ્રાહ્મણ વિશ્વનો જ્ઞાનભંડારી છે. વસીષ્ઠનો એ

ધર્મ છે એટલો જ અરુન્ધતીનો યે એ ધર્મ છે. પણ ધાનલક્ષ્મી તો રાવણને ઘેર ક્યહાં ઓછી હતી? એની મ્હેલાતોમાં મેઘ પાણી ભરતા, વાયુ વાશીદું વાળતા, વીજળી દીવા કરતી. એટએટલો ધાનભાર છતાં રાવણથી આત્મા યે જીતાયો ન્હોતો, તો સંસાર તો ક્યહાંથી જીતાય?

સંસાર તરવાની નૌકા આતમબળઃ ને શિક્ષણ માત્રનું ધ્યેય એ માનવીના માનવપણાનો વિકાસ, આત્મધારીના આતમબળનો વિકાસ.

ત્ય્હારે આતમબળ એટલે શું?

આત્મા હાથેળીમાં લઈ દેખાડાતો નથી, કે આતમબળે પીંગપોંગના ટેબલ ઉપર ઉછાળી દાખવાય નહિ. વાયુના વેગ અનુભવિયે છીએ એમ આતમબળે અનુભવાય ને સમજાય.

જૈનોની એક સઝ્ઝાય છેઃ રાહનેમીની સઝ્ઝાયઃ

દેવરિયા મુનિવર! ધ્યાનમાં રહેજે.

રાજુલ જોગણનાં એ વેણ તે આતમબળનો અખંડ ઝરો.

કથા મ્હારા કરતાં આપને સુવિદિત છે. પણ ગુફાના એકાન્તમાં રાહનેમીની આંખડી યે ફરકી ત્ય્હાં સંન્યાસિણીએ પડકાર કીધોઃ

દેવરિયા મુનિવર! સંયમમાં રહેજેઃ
સંયમથી હોય ભવનો પાર રે!
દેવરિયા મુનિવર! સંયમમાં રહેજે.

વિકટ વેળાએ ઉગારે એ બ્રહ્માસ્ત્ર. પુરુષોનાં પ્રલોભનોને, સંસારની મોહમાયાને, જગતના રાવણોને, પરાજય પમાડનાં વિશ્વસૈન્યોને **भो ! तिष्ठ त्वाम्**નો પડકાર સંભળાવે એ આતમબળ. પૂરને ખાળે કે પડતા પત્થરને ઝીલી ઉછાળેઃ પ્રારબ્ધનાં તીરની ઢાલ થાય કે માનવીના ભાગ્યાઓને ઉડતા ઝાલે, એ આતમબળ. સ્હામે પૂરે તરી ઉતરે, Struggle of Existence જીને, પૃથ્વીના ભીષણ ઘેરાઓને યે ફેડે, ચોમેર અખંડ વીંટળાતા, રૂંધાવતા મથના વાતાવરણને વિદારેઃ એ આતમબળ.

જગતને જીતવું, સંસારના Victor કે Victoria બના કે જયન્ત થવું એ માનવજીવનનું ધ્યેય ને માનવકેળવણીનું ધ્યેય.

આજે જ ગરબે ઝીલનારીઓએ ગાયુંઃ

ચાલ સખિ! ચાલ આજ ઉષાના તેજે ઝીલોળવાઃ કાયલો બોલે છે તે પોતે સ્હમજે, તો બાળાઓ પોતાનું બોલ્યું સ્હમજે. નિર્જીવ ગાયું બાળાઓ કાંઈક સ્હમજે તો દેશ ઉપર ઉષા આજે ઉઘડે.

સરી પડતા સરસ્વતીચન્દ્રને સચેત કરે, રાહનેમીનાં પોપચાંનાં પલકારને આણ દે, અશોક વનમાંથી રાવણને યે પાછો વાળે, જીવનની મહાવાર્તાને પ્રસંગે જયન્તને કહે ' હવે બહુ થયું ' પડતા તારાને યે થંભાવે એ કુમુદનું રાજુલનું સીતાનું જયાનું આતમબળઃ વિકટ વેળાનું તારણહાર ને અટપટા અવસરનું ઉદ્ધારક.

સજ્જનો! સંસારને સ્ત્રી નિર્મળી છાંટશે એટલો સંસાર નિર્મળ રહેશે.

સંસારને નિર્મળી છાંટતી, સંસારના અન્ધકાર અજવાળતી, ઉન્ટની બિયેટ્રિસની પેઠે ઉર્ધ્વગમનની પ્રેરણા પાતી, દ્રૌપદી જેવી મહાકર્મોની વિશ્વવિધાયિની નવસુન્દરી સરજવી એ નવસ્ત્રીશિક્ષણનું આદર્શ. શું સ્ત્રી કે શું પુરુષને કાજે અમારે તો એવું નવશિક્ષણ જોઇએ છીએ જે જગતને જીતતાં શીખવે.

સજ્જનો! પુરુષવર્ગને રૂચો કે ન રૂચો, આવતો જમાનો સ્ત્રીયુગનો છે. ઈંગ્લાંડમાં આજ પુરુષ મતાધિકારીઓ કરતાં સ્ત્રી મતાધિકારીઓ વધારે છે! કાલનો ઇતિહાસ સ્ત્રીસમાજ ઘડશે. સુન્દરી ઘરમાંથી બ્હાર નીકળી છે, શેરીનું નાકું વટાવી ગઈ છે, ચૌટાના ચોક વીંધી ચાલે છે, રાજદરબારમાં પ્રવેશે છે. પુરુષો! સન્માનજો; યુગવિધાતાના આદેશ ભૂલતા માઃ

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता

**Conservative** પ્રધાન બોલ્ડવીને ઈંગ્લાંડમાં વધાવી લીધીઃ ભારતના Conservatives! જવલન્ત દ્દષ્ટાન્ત સન્મુખ છે, ને સદ્બોધે છે.

સુન્દરી! તું યે સુન્દર રહેજેઃ પુરુષની વિકૃત પ્રતિમા બનતી મા. સુન્દરી સુન્દરી રહેશે તો Chivalry સજીવન રહેશે, જીવનની રસિકતા પાંગરશે, જગતની કવિતા જીવશે. તું વિલાસની પૂતળી નથી, તું મોહદીપનું ફૂદું નથી. તું મહામાયા છે. પ્રારબ્ધની

ઘડનારી, મહત્કાર્યોની પ્રેરણા, માનવકુલની પાંખ તું છે. પરબ્રહ્મની યોગમાયા, પુરુષની પ્રકૃતિ છે. Victor ને Victoria સંગાથે વિચરજો, 'જગત્જેતા થઇ સ-જોડલે સંચરજો. ભારતની નવસુન્દરી ! વિલાસવૈભવને હજી વાર છેઃ ભારતનાં ભાગ્ય હજી ઘડવાનાં બાકી છે. જગત્કલ્યાણના ઇતિહાસ ભારત હજી લખી રહ્યું નથી.

સ્ત્રીશિક્ષણના પ્રવર્તકોને કહું છું: ભાત તે કપડું નથી, પોત તે કપડું છે. ભાત જગત્મનોહરા પાડજો, પણ પોત વર્ષોનાં વર્ષો ટકે એવાં વણજો.

कीर्तिः श्रीर्वाक् च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा.
સ્ત્રીમાં હું કીર્તિ વાણી શ્રી સ્મૃતિ મેધા ધૃતિ ક્ષમા.
ભગવાનના વિભૂતિયોગનો એ ૩૪ મો શ્લોક.

નવસુન્દરી સંઘના ટીકાકારો ! જરા ધીરા થાવ. નવપુરુષોની પેઠે નવસુન્દરીનાં યે આજ પ્હેલાં પૂર છેઃ બન્ને યે નિર્મળાં નથી. સ્ત્રીશિક્ષણનો સાચો માર્ગ પ્રજાને લાધશે ત્હારે વીજળીઝબકન્તી જ્યોતીરૂપ જોગમાયાઓ કાલે સરજાશે. ઘડાતા ઇતિહાસનો મ્હારો અભ્યાસ કહે છે કે કાલે માનવકુલનું મહાકલ્યાણ ભારતવર્ષ ઘડશે. એ જગત્ઘડતર શું ભારતનો પુરુષવર્ગ એકલવાયો જ ઘડશે ? પરબ્રહ્મે મહામાયાવિહોણા તો સૃષ્ટિને સરજી શકતા નથી.

> प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः
> भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात्.
> આલંબી પ્રકૃતિ મ્હારી, પ્રકૃતિવશ થૈ સહી,
> ભૂતનો સંઘ આ સર્વે સર્જું છું હું ફરી ફરી.
> ગીતા, અ. ૯, શ્લો. ૮

સૃષ્ટિને સૃજતાં પરબ્રહ્મને યે યોગમાયાનાં અવલંબન આલંબવા પડે છે. તો એકલપંખાળો પુરુષ કેટલુંક ઘડવાનો હતો ? કે કેટલુંક સૃજવાનો હતો ? જગત્સંસ્કૃતિ ઘડતો ભારતનો નવબ્રાહ્મણ કાલે જન્મશે ત્હારે નવસુન્દરી યે શીલમૂર્તિ ને સૌભાગ્યમૂર્તિ અવતરશે. કોઇ કીર્તિમૂર્તિ કોઈ લક્ષ્મીમૂર્તિ કોઇ વાણીમૂર્તિ કોઇ સ્મૃતિમૂર્તિ કોઇ મેધામૂર્તિ કોઇ ધૃતિમૂર્તિ કોઇ ક્ષમામૂર્તિ કોઈ દયામૂર્તિ ભક્તિમૂર્તિ પ્રીતિમૂર્તિ, કોઈ વીરતામૂર્તિ રસમૂર્તિ પ્રેરણામૂર્તિ કવિતામૂર્તિ કલ્યાણમૂર્તિ નવસુન્દરી કુલે કુલે અવતરી હશે; ધાવને ધાવણે નહિ, પોતાનાં હૈયાનાં હીરે ભારતની મહાપ્રજાને ઉછેરતી હશે; પવિત્ર ને પાવનકારિણી કુલકુલને તારતી હશે; સંસારને નિર્મળી છાંટી નિર્મળો કીધો હશે. ભારતનો પુરુષસંઘ જગત્યોરી જેવો પૃથ્વીનાં પડ ખેડતો હશે. વિધિ લખાવે ને વિધાત્રી લખે એમ, ત્હારે ભારતનો પુરુષસંઘ માનવકુલનાં ભાગ્ય ઘડતો હશે, ભારતનો સુન્દરીસંઘ માનવકુલનાં ભાગ્ય ત્હારે લખતો હશે. પૃથ્વી અને આમ જેવો, લક્ષ્મી અને નારાયણ જેવો, પ્રકૃતિ અને પુરુષ જેવો, યોગમાયા અને પરબ્રહ્મ જેવો સ્ત્રીપુરુષનો પરસ્પર સંબંધ છે. પુરુષનાં બુદ્ધિ પુરુષાતન સરજશે ને નારીની હૃદયભાવનાઓ નવસંસ્કૃતિને ધવરાવશે. માનવકુલને મસ્તક વિના યે નહિ ચાલે, હૈયા વિના યે નહિ ચાલે. Super Woman વિના ભારતના Super Man ના જીવનકોડ વણપૂર્યા ને અધૂરા રહેશે. પાંખને આધારે પંખી ઉડે છે, નારીને આધારે નર ઉડે છે. નરના મહાકર્તવ્યોની પ્રેરણા નારી છેઃ ભીમસેનના ભીમ કર્મોની પ્રેરણા દ્રૌપદીની છુટ્ટી વેણી હતી. કુરુક્ષેત્રનો મહાસંગ્રામ એટલે વેણીસંહાર. જ્યહાં નારીપ્રેરણા નથી ત્યહાં નર નિષ્પંખાળો છેઃ ચાલી શકે, ઉડી ન શકે. પણ સજ્જનો ! શું ભારતમાં કે શું અન્ય દેશે ઇતિહાસસષ્ટા, કાળને ઘડનારાં, પડતા આભને ક્ષણેક થંભો દેતાં, પૃથ્વીસોહન્તાં Super Man કે Super Woman ધર્મના નીતિના સત્યના પરમેશ્વરના પરિત્યાગથી નહિ, પરિપાલનથી પાકશે. મન્દિરો તજનારાં નહિ, ફૂલઓને માત્ર સેવનારાં નહિ; મયદાનની મર્દાનગીને જીતનારા ને ધર્મનીતિની ભગવી પામરી ઓઢેલા દયાનન્દ, વિવેકાનન્દ ને રામતીર્થ નવભારતનો જગત્કલ્યાણનો મહાસન્દેશ માનવકુલને સંભળાવશે. ત્હારે નવ ભારતની શીલમૂર્તિ-સૌન્દર્યમૂર્તિ નવસુન્દરી ચન્દ્રની ચન્દ્રિકા સમી અમૃતઝરણી ને અન્ધકારઅજવાળણ હારિણી જગત્ઝરૂખે વિરાજતી હશે. એ ધન્ય તિથિઓનાં પ્રભાત પ્રભુ સત્વર પ્રગટાવે ! નવભારતની નવ સંસ્કૃતિના એ જગત્જય જોવાને જીવતાં હશે તે ત્હારે વિશ્વપડછન્દ શબ્દે ગાશે કેઃ—

જન્મામૃત ઝીલવનાર નારી ! તું નારાયણી.

---

# જૈનધર્મનાં ત્રણ તત્ત્વો.

પ્રાચીન કાળથી ચાલ્યા આવતા ધર્મ તરફ જોવાની અનેક દૃષ્ટિઓ છે. આજના જમાનામાં ઐતિહાસિક દૃષ્ટિ પ્રધાન પદ ભોગવે છે. તે પ્રમાણે અમુક ધર્મ ક્યારે પ્રચારમાં આવ્યો, કેવા સંયોગોમાં પ્રચારમાં આવ્યો, તે કેવા સ્વરૂપમાં આગળ ચાલ્યો, તેમાં કેવા કેવા ફેરફારો ક્યાં ક્યાં કારણોથી થયા ઇત્યાદિ બાબતોનો વિચાર કરવામાં આવે છે, પણ મારે કબુલ કરવું જોઇએ કે ધર્મને જોવાની આ ધાર્મિક દૃષ્ટિ નથી. ધાર્મિક દૃષ્ટિમાં આદરની મર્યાદાથી વિચાર કરવામાં આવે છે, જ્યારે ઐતિહાસિક દૃષ્ટિ આદર-અનાદરને-બાજુ રાખી વસ્તુસ્થિતિ તપાસવા ઇચ્છે છે. આ સિવાય બીજી એક દૃષ્ટિ છેઃ-આપણે જે કાંઈ કરીએ છીએ, આપણા વર્તમાન જીવનમાં જે પ્રશ્નો હોય છે તેનો ઉકેલ કરવાની દૃષ્ટિથી પણ ધર્મ તરફ જોઇએ છીએ. આ દૃષ્ટિને આપણે વ્યાવહારિક કહીએ. આપણો વહેવાર બરાબર ચાલે, આપણી મુશીબતો દૂર થાય તે માટે આપણને અમુક રીતે વર્તન કરવું દેશકાળને લીધે જરૂરી થઈ પડે છે. આ વર્તનનું સમર્થન આપણે આપણા ચાલતા આવતા ધર્મમાંથી થાય એમ ઇચ્છીએ છીએ તેથી ઐતિહાસિક દૃષ્ટિને બાધ આવે કે ન આવે એનો બહુ વિચાર કર્યા વિના આપણે કહીએ છીએ કે જે સિદ્ધાન્ત આપણી પરિસ્થિતિમાં આપણને અભિપ્રેત છે, તે તેજ પ્રાચીન સમયમાં પ્રચારમાં આવેલા ધર્મને અભિપ્રેત હતો. ઉદાહરણ તરીકેઃ-

શંકરાચાર્યને અમુક માયાવાદની દૃષ્ટિ ઇષ્ટ હોવાથી તે આપણને એમ સાબીત કરી આપવા પ્રયત્ન કરે છે કે ઉપનિષદ્ ગીતા અને બ્રહ્મસૂત્રોને પણ એજ દૃષ્ટિ અભિપ્રેત છે. અથવા આજે અહિંસાની અને પ્રવૃત્તિ-નિવૃત્તિની અમુક દૃષ્ટિ આપણને ઇષ્ટ હોય તો તે દૃષ્ટિ પ્રાચીન જૈન ધર્મને અભિપ્રેત છે એમ આપણે ઇચ્છીએ છીએ. આ બન્ને દૃષ્ટિમાં યા એકે દૃષ્ટિએ હું આપની સમક્ષ કંઇ કહેવા માગતો નથી, એનો અર્થ એવો નથી કે તે ખોટી છે, અથવા અમુક અમુક અંશે અભિપ્રેત નથી.

હું આ બન્ને દૃષ્ટિ બોગી કરી ધર્મ તરફ ધાર્મિક દૃષ્ટિએ એટલે કે ઇતિહાસને આદરની મર્યાદા આપી આપની સમક્ષ કાંઇ કહીશ. મારે એક પ્રસંગે મારી મા સમક્ષ કલ્પસૂત્ર વાંચવાની જરૂર પડી હતી. કલ્પસૂત્ર પુરૂં થયા પછી જૈનધર્મના રહસ્ય સંબંધી વાત શરૂ થઇ. કલ્પસૂત્રના છેવટના ભાગનું વાક્ય જૈનધર્મના રહસ્ય તરીકે મૂક્યું. "**उवसमसारं खु सामन्नम्**" અને એની પહેલાનું **जो उवसमइ तस्स अत्थि आराहणा, जो न उवसमइ तस्स नत्थि आराहणा.** શ્રામણ્યનો સાર ઉપશમ છે, જે ઉપશમ પામે છે તેને આરાધના થાય છે, જે ઉપશમ નથી પામતો તેને આરાધના થતી નથી. એટલે કે ઉપશમ શ્રામણ્યનું એટલે કે જૈન ધર્મનું પરમ ધ્યેય છે. અહિંસા ઉપશમનો અર્થ મારી સમજ પ્રમાણે મનના વિકારોનો ઉપશમ છે. આપણે જેને કામ, ક્રોધ, મોહ, આદિ નામો આપીએ છીએ તે વિકારોનો ઉપશમ. આનો વધારે ચોક્કસ અર્થ આગળ સમજાશે. આ ઉપશમને ધ્યાનમાં રાખી દેશકાળ પ્રમાણે જૈન મુનિઓએ પોતા માટે, તેમજ શ્રાવકો માટે આચાર ઘડાવ્યા છે. પંચ મહાવ્રતો તથા બીજાં અણુવ્રતો જેનાથી આપ બધા પરિચિત છો તેનું ધ્યેય પણ આ ઉપશમ સાધવાનું જ છે. પણ આ બધાં મહાવ્રતો અને અણુવ્રતોની પાછળ વિચાર કરતાં જણાઇ આવે છે કે અહિંસાનો પ્રધાન વૃત્તિ છે. બીજા શબ્દોમાં કહીએ તો અહિંસા એ ઉપશમ સાધવાનું પરમ સાધન છે. એને માનસિક સૃષ્ટિમાં સાધન અને સાધ્ય એક જ ક્રિયાના અંશો હોવાથી એમ કહી શકીએ કે અહિંસા એજ ઉપશમ છે. આ જૈન ધર્મનું બીજું મહાન તત્ત્વ-અહિંસા-વૃત્તિ બીજાને ખંડિત કરી પોતાના આત્માને ખંડિત થવા ન દેવો. હિંસા કરવાથી પોતાને હિંસા થાય છે, એ સર્વત્ર બુદ્ધિને થયેલું ઊંડું દર્શનઃ કારણ ઉપરની દૃષ્ટિએ ક્રોધ, મોહ આદિથી પ્રેરાઇને જ્યારે આપણે બીજાને ખંડિત કરીએ છીએ ત્યારે આપણને એમ લાગે છે કે આપણે સફળ થયા,

આપણો અર્થ સર્યો-પણ આમ થતાં આપણો આત્મા ખંડિત થયો-આપણા આત્માની હિંસા થઇ એની આપણને ખબર નથી પડતી, ન પડે એ સ્વાભાવિક છે, કારણ આપણાં આવરણો બહુ ઘન હોય છે, પણ પણ આ વાત સાચી છે એવી કોઇકવાર આપણને ઝાંખી થાય છે. કોઇવાર ક્રોધમાં આવી આપણે આપણા પ્રિય બાળકને માર્યો હોય ત્યાર પછી આપણે આપણી જાતનેજ જાણે મારી હોય એમ લાગે છે, કે કોઇ ચર્ચાના આવેશમાં પ્રિય મિત્રનો માનભંગ કર્યો હોય ત્યાર પછી જમીન ઉપર જોવાનું મન થઇ આવે છે. અરે શત્રુ ઉપર પુરેપુરૂં વેર લઈ લીધા પછી શું થાય છે? જાણે મન ઉપર વેર લેવાઇ ગયું. આપ જો મહાભારતમાંથી શાંતિપર્વમાંથી શરૂઆતનો ભાગ વાંચશો તો જોશો કે કૌરવોનો સંહાર કર્યા પછી યુધિષ્ઠિરને રાજ્ય અકારૂં લાગે છે. એટલે જો કે આપણને આપણા કષાયના પ્રમાણમાં અહિંસાનું અવિલક્ષણ સ્વરૂપ-પરની હિંસા કરતાં સ્વની હિંસા થઇ જાય છે એ બરાબર સમજાતું નથી, છતાં એની કાંઇક ઝાંખી તો આપણામાંના અધમને પણ થાય છે, અને તેથીજ પ્રત્યેક જીવને આપણે મુમુક્ષુ કહીએ છીએ. આ રીતે હિંસા નહિં કરવાના આગ્રહથી કામ ક્રોધાદિ ડંખ વિનાના થઇ જાય છે. અને એમ થતાં ચિત્તમાં ઉપશમ પેદા થાય છે. પણ એક બાજુ જેમ ઉપશમનો અભાવ-કામ ક્રોધાદિ એ કરાવેલી હિંસાથી હોય છે તેમ બીજી બાજુ બુદ્ધિ જે અનેક પ્રકારનાં જ્ઞાન રજુ કરે છે તેથી ઉત્પન્ન થતી મુંઝવણને લઇને પણ ઉપશમનો અભાવ થાય છે. ઇંદ્રિયોથી ઉત્પન્ન થતાં જ્ઞાનોમાં જે દોષો આવી જાય છે તેને દૂર કરવાનો પ્રયત્ન કર્યા પછી અને તર્કથી સાધ્ય જ્ઞાનના પણ દોષો દૂર કર્યા પછી બુદ્ધિ આગળ અનેક સામસામાં વિરૂદ્ધ જ્ઞાનો ઉત્પન્ન થાય છે, જેમાંના એકને સ્વીકારતાં બીજાનો ત્યાગ કરવો પડે છે. પણ એ ત્યાગ કરતી વખતે આપણને એમ લાગે છે કે આપણે કેટલાક સાચા અનુભવોને જતાં કરવાં પડે છે.

ઉદાહરણ તરીકેઃ—

જગત્‌માં જે વિવિધ ફેરફારો થતા દેખાય છે તે ઉપરથી આપણે એવી દૃષ્ટિ બાંધીએ કે બધું વિકારી છે. કશું સ્થિર નથી. બધું ક્ષણિક છે; પણ બીજી રીતે વિચાર કરતાં એમ લાગે છે કે મારા જ્ઞાનમાં ફેરફાર થયાં કરે છે. પણ હું જ્ઞાની તો એકજ છું, એનો એ છું. અને એ જ્ઞાતાની એકતાથી આગળ વધી જ્ઞેય પદાર્થોમાં પણ એકતા-સ્થિરતા દેખાય છે; નાનો છોડ મોટો થઇ ઝાડ થાય તો પણ તેનામાં એકતાનો આરોપ કરીએ છીએ. હવે પ્રશ્ન થાય છે કે જગતને વિકારી કહેવું કે અવિકારી? જે વિકારી છે તેને અવિકારી કહેતાં બુદ્ધિ હસે છે. અને છતાં એક પક્ષનો ત્યાગ કરતાં આપણી દૃષ્ટિ અધુરી લાગ્યા કરે છે. અમુક સાચા અનુભવોને ખોટા ગણી નાખી દેવા પડે છે. આ મુંઝવણમાંથી બુદ્ધિ એક એવો રસ્તો કાઢે છે કે બન્ને ખોટા છે; આપણે સત્ય જાણી શકતાજ નથી. તત્ત્વોપપ્લવનો લેખક જયરાશિ ભટ્ટ કહે છે કે તે પ્રમાણે 'અવિચારિતરમણીયાઃ સર્વે વ્યવહારાઃ ભાસન્તે'-બધી દૃષ્ટિઓ વિચાર ન કરવાથીજ રમણીય લાગે છે-એ જાતનો અજ્ઞેયવાદ જન્મે છે; અને અજ્ઞેયવાદમાંથી તો કોઇ પણ જાતનો ધર્મ ન જ જન્મી શકે. જ્યારે કંઇજ સાચું નથી ત્યારે આપણે જે કહીએ તે બધું સરખું છે. અથવા એવું કહેવું પણ યોગ્ય નથી. અજ્ઞેય વાદીને સર્વ મૂંક રહેવુંજ ઘટે. પણ આ મુંઝવણ દૂર કરવાનો બીજો રસ્તો પણ છે. અને તે દૃષ્ટિઓને સમજીને તેના ભેદ શાથી ઉત્પન્ન થાય છે તેનું કારણ શોધીને બધી દૃષ્ટિઓનો સમન્વય કરી લેવો એ છે. પ્રત્યેક જીવાત્મા એ ભિન્ન ભિન્ન વ્યક્તિ છે તેનામાં સંસ્કારની રુચિની પરંપરાની અને કેળવણીની ભિન્નતા હોય છે. તેથી નિઃસ્વાર્થ બુદ્ધિ-દોષોને દૂર કર્યા પછી પણ વ્યક્તિઓનાં જ્ઞાનગ્રહણમાં ભેદ દેખાય છે. આપણે જો આપણી વ્યક્તિત્વની મર્યાદા ઓળંગી સામા માણસની દૃષ્ટિ સમજવા જેટલી ઉદારતા કેળવી શકીએ તો તેની વાત બરાબર સમજાય અને એ સાચો લાગે; એટલે જો કે બધી દૃષ્ટિઓ -બધાં જ્ઞાનો છેવટે એક જ્ઞાન-એક દૃષ્ટિમય થઈ જાય છે તો પણ જ્યાં સુધી માણસને માણસ તરીકે કરવાનો વ્યવહાર હોય છે, ત્યાં સુધી અનેક દૃષ્ટિઓથી વ્યવહાર કરવો પડે છે. આ સ્થિતિ સ્વીકારી લઇ

(જુઓ પૃષ્ઠ ૮૯.)

# થાકના વિચારને દૂર કરો.

ઘણા લોકો જલદીથી થાકી જાય છે. તે શાથી? સહનશક્તિની ખામીથી. તેમનાથી કોઇ પણ કાર્યમાં મનને લાંબો સમય એકાગ્ર રાખી શકાતું નથી. તે શાથી? શારીરિક ત્રુટીઓથી.

ઘણા માણસો થાકી જવાની ફરીઆદ કરે છે; અને તેજ તેમની સફળતાના માર્ગમાં આડે આવનાર મુખ્ય વસ્તુ છે,

તમે કોઇ પણ કાર્યની સિદ્ધિ ઇચ્છતા હો તો તેને માટે સહનશક્તિ એ સર્વથી વધુ આવશ્યક વસ્તુ છે.

કાર્યસિદ્ધિ માટે અવિશ્રાંત પ્રયત્ન ચાલુ રાખવાની શક્તિ તમારે કેળવવી જોઇએ.

ઘણા લોકો દિવસનો કાર્યક્રમ પુરો કર્યા પહેલાં થાકી જાય છે. તેઓ તદ્દન શક્તિહીન બની જાય છે. એટલું તો નક્કીજ છે કે જેઓ હમેશાં આ પ્રમાણે થાકી જાય છે, તેઓને કાર્યસિદ્ધિના માર્ગમાં અનિવાર્ય મુશ્કેલીઓ આવે છે.

જીવનનું સાફલ્ય આવા લોકો માટે નથી. તેનું મૂલ્ય આપવાની આ લોકોમાં શક્તિ નથી.

આરોગ્ય અને તેનાથી ઉદ્‌ભવતી શક્તિનો કુદરતે આપણને વારસો આપેલો છે. આપણે સુદૃઢ અને શક્તિમાન થવું જોઇએ.

સાધારણ કામથી થાકી જવું એ સ્વાભાવિક નથી. કદાચ થાક લાગે તો તે તરત શમવો જોઇએ. થોડાજ સમયમાં પુર જોસથી આગળ વધવાની શક્તિ આપણામાં જોઈએ.

થાકની લાગણી વારંવાર જણાય તો તમારામાં કંઇક ખામી છે, એમ ચોક્કસ માનજો. તમારૂં આરોગ્ય ભયમાં છે.

કદાચ એમ બને કે આખા દિવસના શારીરિક શ્રમથી તમે તદ્દન થાકી જાઓ, અને તે થાક માત્ર નિદ્રાથીજ ઉતરે. સાધારણ રીતે આવું તો અસાધારણ મહેનતને લીને બને, અથવા તો શારીરિક અથવા માનસિક શક્તિઓની સખત કસોટી કરનાર કલાકોના કલાક સુધીના શ્રમને પરિણામેજ બને.

રોજનું સાધારણ કાર્ય કરતાં તમારી સર્વ શક્તિઓનો અંત આવી ન જવો જોઇએ. તમને એમ લાગવું જોઇએ કે સાંજના બીજું વધુ કામ હોય તો તે પણ પુરૂં કરવાની શક્તિ તમારામાં છે.

થાકી જવાનાં કેટલાંક કારણો છે. વધુ પડતા શારીરિક અથવા માનસિક શ્રમને લીધેજ સામાન્ય રીતે આમ બનતું નથી. તે શક્તિઓના દુર્વ્યયનું પરિણામ છે.

આખા દિવસના શ્રમ પછી પુરતી નિદ્રાની જરૂર છે, જો કે સામાન્ય રીતે ૭ થી આઠ કલાકની ઉંઘ પુરતી થઇ પડે.

પાંચથી ૭ કલાકની ઉંઘ પુરતી છે એમ કેટલાકો કહે છે. અને જો આટલો સમય ગાઢ નિદ્રામાં જાય તો તે બેશક પુરતો છે; કેટલાકોને માટે આટલો સમય પુરતો છે, છતાં ૬ થી આઠ કલાક ઉંઘવું વધારે ઠીક થઇ પડે.

ઉંઘ કરતાં, ખોરાક અને પાણી વગર તમે વધારે વખત ચલાવી શકો. કૃપાળુ નિદ્રાદેવી થાકેલાં શરીરની પુનર્રચના કરે છે. ક્ષીણ થયેલી શક્તિ પાછી બક્ષે છે. તે મનુષ્યને નવું જીવન આપે છે. જો તમે ધંધા અગર મોજશોખને ખાતર રાત્રિનો દિવસ બનાવી દઇ, તમારી નિદ્રાના સમય પર કાપ મુકો તો તમારી જીવન શક્તિ જરૂર ક્ષીણ થતી જશે. તમારામાંથી સહનશક્તિ જતી રહેશે, અને થાક તથા કંટાળો તમારા હંમેશના મિત્રો થશે.

આ ઉપરાંત અતિશય ખોરાકને લીધે કે શરીરને પોષણ આપનાર તત્વો રહિત ખોરાકને લીધે, પણ થાક તથા કંટાળાની લાગણી હમેશની ઉદ્‌ભવે છે. હદ ઉપરાંત ખાવાથી પાચનક્રિયા બરાબર ચાલતી નથી. જ્યારે તમે જરૂર કરતાં વધારે ખાઓ ત્યારે વધારો કાઢી નાખવામાં શારીરિક શક્તિનો ખોટો વ્યય થાય છે. આંતરડાઓમાંથી આ કચરાને બહાર કાઢી નાખવાનો બીનજરૂરી બોજો પાચનક્રિયા કરનારાં અંગો ઉપર પડે છે.

થાક અને કંટાળાની ફરીઆદ કરનાર લોકોમાંથી ઘણાઓ જો તેમનો ખોરાક ઘટાડે, તો તરત તેમની ફરીઆદ દુર થાય મતલબ કે પોતાનાથી સહેલાઇથી પાચન થઇ શકે તેટલુંજ ખાવું. ખરી ભૂખ લાગે ત્યારેજ ખાશો તો ખોરાકની ખરી લ્હેજત અનુભવશો.

પેટમાં જરા પણ વધુ ન સમાઇ શકે ત્યાં સુધી ખાવાની સાધારણ રીતે ઘણાને ટેવ હોય છે. આવા ગુન્હા કરનારે રોજનો થાક તથા કંટાળાની લાગણી રૂપી સજા ભોગવવી પડે છે.

પોષક તત્વોવાળો ખોરાક ખાવાની ખાસ જરૂર છે. માત્ર પેટને ભરી દેતા નિઃસત્વ ખોરાકથી જીવન-શક્તિ ક્ષીણ થાય છે. આ પ્રકારનો ખોરાક ખાનાર થાકેલોજ ઉઠે છે અને આખો દિવસ થાકેલોજ રહે છે. સંપૂર્ણ શાંતિ શું છે તે આવા માણસને માલમ પડતું નથી. શક્તિ અને ઉત્સાહ સાથે આગળ વધવાની મહત્વાકાંક્ષાઓ તેના સ્વપ્નમાં પણ આવતી નથી. આવો આનંદ જો ન મેળવી શકાય તો જીવન નિરર્થક છે.

જો જીવનસાફલ્ય કરવું હોય તો સર્વ પ્રકારના પ્રયત્નો કરવા ઘટે છે. પશુવત્ જીવન ગાળવાને આપણે જન્મ્યાજી પ્રભાવશાળી અને તેજસ્વી યૌવનનો મૂર્તિમંત આવિર્ભાવ-કુદરતનો મહાન વારસો-આપણામાં હોવો જોઇએ.

વ્યાવહારિક લાભ મેળવવા માટેની આપણી જવાબદારીઓ ચુકાવ્યા પછી પણ જીવનની લ્હાણુ લેવા માટે પુરતી શક્તિ આપણામાં હોવી જોઇએ.

આવા કૃતેહમંદ થયેલા મનુષ્યોને થાક તથા કંટાળાની લાગણી કદી થતી નથી.

જ્યારે આપણે આ નિયમોનું પાલન કરતા થઇ જઇશું ત્યારે શક્તિ હરી લેનારી થાક અને કંટાળાની લાગણીઓ વિષે આપણે સાંભળીશું નહિ. C.

---

# સમયસુંદર કૃત અપ્રકટ કાવ્યો.

**૧ ભૂદેવ પર સજ્ઝાય.** (નાગલાની સઝાય).

રાગ કેદારો.

ભૂદેવ ભાઇ ઘરિ આવિયારે, પ્રતિબોધવા મુનિરાયરે,
હાથે દેઇ ધીનો પાતરોરે,
વીરા મુહને આઘેરા વોલાવરે. ૧

અર્ધ મંડિત નાગલારે, ખટકે મોરા હયડલા માંહિરે,
સાલે મોરા હયડલા માંહિરે,
નવલ પરણિત ગોરિ નાગલારે
નવયૌવન ગોરિ નાગલારે-અર્ધ૦ ૨

ઇમ કહિ ગુરૂજી પાસે આવિયારે, ગુરૂજી પુછે દિક્ષાનો કાંઇ ભાવરે,
લાજે નાકારો નવ કીધોરે, દિક્ષા લીધી ભાઇને પાસરે- અર્ધ૦ ૩

ચંદ્રવદની મૃગલોયણીરે વલવલતી તે મુકી ઘરની નારરે,
ભૂદેવ ભાઇએ ગુરૂને ભોલવ્યોરે હવે કરસું કિરયા નિયરરે-અર્ધ૦ ૪

હા હા ગુરખ મેં સું કરોરે, કાંઇ પડિઉં કષ્ટ જંજાલરે,
બાર વરસ ઇણિપરિ ઉગિયારે, હેયે ધરતા નાગલાનો ધ્યાનરે. અર્ધ૦ ૫

ભૂદેવ ભાંગે ચિત્તે આવિઉરે, અણઓળખ્યા પુછે વાટરે,
કોહો કિણિ દીઠી ગોરી નાગલારે, અમ વ્રત છોડવાને - માટરે. અર્ધ૦ ૬

નારિ ભણે સુણો સાધુજીરે, વમ્યો કોઈ નવિ લીયે આહારરે,
હસ્તિ ચઢી ખર કો નવ ચડેરે, ચેતો ચેતો ચતુર સુજાણરે. અર્ધ૦ ૭

નાગલાએ નાહ સમઝાવીઓરે, વલી લીધો સંજમ ભારરે,
ભૂદેવ દેવલોક પામીઓરે, સમયસુંદર સુખકારરે. અર્ધ૦ ૮

---

### ૨ ૨૪ જિનસ્તવન.

રાગ લલિત.

જીવ જપે (૩) જિનવર અંતરજામી,
ઋષભ અજિત સંભવ અભિનંદન, સુમતિ પદ્મ પ્રભુ
શિવગતિ ગામી. ૧ જિન.
સુપાસ ચંદ્ર પ્રભૂ સુવિધ શીતલ શ્રેયાંસ વાસુપૂજ્ય
વિમલ અનંત હિતકામી.
ધર્મ શાંતિ કુંથુ અરિ મલ્લિ મુનિસુવ્રત નમી નેમિ
પાર્શ્વનાથ મહાવીર સ્વામી. ૨ જિન.
ચોવીસ તીર્થંકર ત્રિભુવન દિનકર, નામ ગ્રહણ જાકે
નવનિધિ પામી,
મનવાંછિત પૂરણ સુરતરૂ સમ પ્રણમત સમયસુંદર
શિરનામી. ૩ જિન.

---

### ૩ ધનાની સઝાય.

વીર જિણંદ સમોસર્યાજી, રાજગ્રહી ઉદ્યાન,
સમોસરણ સુરવર રચેજી, બેઠા ત્રિભુવનભાણ,
જગિ જીવન વીરજી કવણ તમારો શીષ,
આપ તરે ઓર તારવે ઉગ્ર તપ ધરે નિશદિસ—જગિ૦ ૧

પ્રભુ આગમ સુણી કરીજી, હરખ્યો શ્રેણિક રાય,
પ્રભુ પદવંદન આવીયોજી, હય ગય રથ પરિવાર—જગિ૦ ૨

શ્રેણિક પ્રભુ દેશના સુણીજી, પ્રશ્ન કરે સુવિચાર,
ચઉદમહસ અણગારમાંજી, કવણ અધિક અણગાર—જગિ.૩

કાકંદી નગરી વસેજી, ભદ્રા માત મલ્હાર
સંયમરમણી આદરીજી, જાણી અથિર સંસાર—જગિ૦ ૪

છઠ તપ આંબેલ પારણુંજી, ઉચિત લીએ આહાર
માયા મમતા પરહરીજી, દેહે દીએ આધાર—જગિ૦ ૫

શીખ દુર્વદ્ધિ પાવે ભલીજી, શમદમ સંયમસાર,
તપ જપ પ્રમુખ ગુણે કરીજી, અધિક ધનો અણગાર.
જગિ૦ ૬

ધનો નામ સુણી કરીજી; હરખ્યો શ્રેણિક રાય,
ત્રણ પ્રદક્ષણા દેઇ કરીજી, વાંદે મુનિવર પાય. જગિ૦ ૭

નવમે અંગે એહવેજી, ધનાનો અધિકાર,
સોહમ સ્વામી ઉપદેશીયુજી, જંબૂને હિતકાર. જગિ૦ ૮

એહવા મુનિવર વાંદીએ, ચરણકમલ ચિત્ત લાય,
સમયસુંદર ભગતે ભણેજી, નિરૂપમ શિવસુખ થાય.
જગિ૦ ૯

---

# પુત્ર પ્રથમનો પણ જ્યેષ્ઠ નહિ.

**અંગ્રેજીપરથી અનુવાદિત વાર્ત્તા—સ. ચિમનલાલ ગતાંક પૃ. ૨૪ થી સંપૂર્ણ.**

આ નાનકડો બાળક મારા હૃદયને કેટલું આકર્ષી રહ્યો હતો, તેનો મને શરૂઆતમાં ખ્યાલ ન હતો, પરંતુ જ્યારે માલતી બે અઠવાડીયા તેનાં સગાંઓને મળવા ગઇ હતી, ત્યારે મને તેનું ભાન થયું.

ઉનાળાના દિવસો હતા, ઓફિસમાં કામકાજ ઠંડું હતું. મનુના કાકાને ગમે તેમ સમજાવીને થોડા દિવસ તેને મારે ત્યાં આવવા દેવાની ગોઠવણ કરીહતી પરંતુ થોડા દિવસોને બદલે પુરાં બે અઠવાડીઆં થયાં.

આહા ! તે કેવા સુખી દિવસો હતા ? મેં નવું જીવન અનુભવ્યું. મનુનું હાસ્ય મને આનંદિત કરતું. તેના ચહેરાપરની દિલગીરી હવે અદૃશ્ય થઇ ગઇ હતી. તે હવે તો બહાદુર છોકરો બની ગયો હતો. હું તેને દરીએ તરવાનું શીખવવા લઇ જતો. તેને પાણીમાં ડુબકી મારવામાં તથા રેતીમાં કુદવામાં ઘણી મજા આવતી.

હુ તેને મેળામાં લઇ ગયો. 'જાયન્ટ વ્હીલ' (ફરતાં ચકડોળ) માં અમે બેઠા. જ્યારે અમે બેઠા હતા તે સીટ નીચેથી ઉપર આવતી ત્યારે અમારી આગળની સીટમાં બેઠેલા એક ગૃહસ્થ ગભરાઇને બુમ પાડી ઉઠયા તે જોઇ અમને ઘણું હસવું આવ્યું હતું. સાંજે ઘેર ગયા તો પણ મનુ તે યાદ કરીને હસ્યાં કરતો હતો.

રાત્રે સુતાં પહેલાં તેણે મારી પાસે આવીને કહ્યું હતુ કે, 'આવી મજા તો મેં જીંદગીમાં પહેલીજવાર અનુભવી છે.'

જેટલાં જેટલાં રમત ગમતનાં સ્થળો મારા ધ્યાનમાં આવ્યાં તે બધે સ્થળે હું મનુને લઇ ગયો. બાગ, બગીચા, મ્યુઝિયમ, સીનેમા, કંઇ બાકી રાખ્યું નહી. મારે સમય હતો, અને આ ત્યજાયેલા અનાથ બાળકને હું સુખી–કદાચ થોડા સમયને માટે–કરી શકું તેમ હતું. તેને ઘણો આનંદ થતો. તે જોઇ મને સંતોષ થતો. અહા! નાનાં બાળકને આનંદિત કરવાનું સદ્ભાગ્ય તો કેટલા થોડાને મળે છે! મને એમ થતું કે માલતી પણ આ આનંદિત બાળકને જુએ તો કેવું સારૂં! જો કે માલતીને મેં જ્યારે જ્યારે મનુ સંબંધમાં વાત કરી હતી, ત્યારે તેણે તો તેણે કદી ન જોએલા આ નાના અનાથ બાળક તરફ વગર કારણે જ સખત અણગમો બતાવ્યો હતો. અને જ્યારે તેને ખબર પડી કે હું આ 'રખડતા છોકરા'ને ઘેર લાવી મોજ કરાવતો હતો ત્યારે તેને ઘણું દુઃખ થયું.

છતાં મનુને દુઃખી જોઇ મને જે દુઃખ થતું હતું તેના હિસાબે તે કંઇજ ન હતું.

મનુ સાથે જ્યારે હું તેને ઘેર ગયો હતો ત્યારે, તેના કાકા, કાકી, વગેરેને જોઇને મને એમ થયું કે આ વાતાવરણમાંથી હું મનુને થોડા દિવસ પણ મુક્ત કરી શકું છું તે ઘણું ઇચ્છવા લાયક છે.

જ્યારે મનુને હું મારે ઘેર લઇ આવ્યો ત્યારે તેને ઘણો આનંદ થયો, પરંતુ કંઇ પણ નવાઇ ન લાગી, કારણ કે તેનો જન્મ પણ આવાજ સારા ઘરમાં થયો હતો. ફક્ત કમનશીબે, તથા તેના પિતાના મૃત્યુએ તેનો હક છીનવી લીધો હતો.

બધે ફર્યા પછી મેં તેને પુછ્યું કે 'મનુ તને અહીં ગમે છે?' 'ઘણુંજ, શાંતિકાકા, મને લાગે છે કે જાણે હું મારેજ ઘેર આવ્યો છું.' એમ બોલતાં તેની આંખમાં પાણી ભરાઇ આવ્યાં, તેનો અવાજ ધ્રુજતો હતો.

'શું છે, મનુ?' મેં પુછ્યું.

'કંઇ નહિ–ફક્ત મા અહીં નથી' તેણે હસવાને યત્ન કર્યો, બાજુના ટેબલ પર પડેલી માલતીની છબી તરફ તેનું લક્ષ ખેંચાયું. મેં તેની ઓળખાણ આપી.

'તે કેવાં ભલાં અને માયાળુ દેખાય છે!' પછી તે કંઈ વિચારમાં હોય તેમ બોલ્યો, 'મને તેમને મળવાનું મન થાય છે.'

તેના જવાબમાં મેં શું કહ્યું તે મને યાદ આવતું નથી, પરંતુ 'જરૂર એક દિવસ, જરૂર એક દિવસ,' એમ કંઇક હું બોલ્યો હતો. તે એક દિવસ કદી આવ્યોનહિ.

બે અઠવાડીઆં મેં સુખી કરવા બની શકે તેટલો યત્ન કર્યો હતો તે વિચારથી મને આજે દિલાસો મળે છે.

બે અઠવાડીઆંતો જલદીથી પુરાં થયાં, અને માલતીનો ઘેર આવવા સંબંધી પત્ર આવ્યો.

તે આવી ત્યારે ઘરમાં બધું વ્યવસ્થિત હતું. ઓશીકાંઓ ફેંકીને કરેલાં યુદ્ધ, તથા બ્લેંકેટ ઓઢીને કરેલા રીંછ વાંદરાના તમાશા, તથા, ખુરશીઓ ઉંધી મુકીને બનાવેલી આગગાડીની કંઈ પણ નિશાની હતી નહિ. તો પણ મેં મનુ સાથે કેવો આનંદમાં વખત ગાળ્યો હતો તે મેં તેને કહ્યું. તેની સારંગી પણ મનુએ કેવી સુંદર રીતે વગાડી હતી તે કહ્યું.

હું જાણતો હતો કે તે બધું માલતીને પસંદ નહિ આવે, પરંતુ તેથી જે તોફાન થયું તેનો તો મને સ્વપ્ને પણ ખ્યાલ નહતો.

મેં અમારા આ આબરૂદાર મકાનમાં એક રખડતા છોકરાને લાવી રાખ્યો હતો તે વિચારે તેને ઘણો ક્રોધ ચઢયો.

મેં તેને સમજાવવા યત્ન કર્યો. મેં કહ્યું કે હું ફરીથી એક વખત મનુને લઇ આવું, કે જેથી તે સુંદર બાળક માટે તેના મનનો ખોટો ખ્યાલ દુર થાય. પરંતુ તેને લીધે તો બળતામાં પાણી પડવાને બદલે ઘી હોમાયું.

'જે દિવસે તમે તેને અહીં લઇ આવશો, તે દિવસે હું આ ઘર છોડી, મારા પિતાને ત્યાં જઇ રહીશ, અને તે કાયમને માટેજ!' તેણે કહ્યું.

હું અજાયબ થઇ ગયો. માલતી વગર કારણે એક નાના અનાથ બાળકની અદેખાઈ કરતી હતી. માલતીએ મનુને રખડતો છોકરો કહેવાથી હું ઉશ્કેરાઇ ગયો.

'હું તેને લાવીશ, એટલુંજ નહિ પણ મારો દત્તક પુત્ર કરીને રાખીશ.'

માલતી ક્રોધથી લાલચોળ થઇ ગઇ. હું પણ કદી તેની વિરૂદ્ધ આટલો બધો ગયો ન હતો.

'તમે આ-આ-છોકરાને માટે એટલા બધા ગાંડા થઇ ગયા છો ?"

મેં નરમાશથી તેને સમજાવવા યત્ન કર્યો. 'માલતી! હું તેને ચાહું છું.' તે ખડખડાટ હસી પડી.

'જો તમે તેને મારા કરતાં વધારે—'

તે અમારી પહેલીજ તકરાર હતી. ત્યારપછીનાં અઠવાડીઆંઓમાં અમારૂં ઘર તે ઘર રહ્યું નહતું. તે તો ફક્ત એક મુસાફરખાનું હતું, કે જ્યાં અમે મળતાં, અને યંત્રવત્ સભ્યતાથી (અંતરમાંની કડવાશ છુપાવીને) બોલતા.

મારો તે વખત ઘણો દુઃખમાં ગયો. મારા માલતી માટેના પ્રેમ તથા મારા હૃદયમાં ઉત્પન્ન થયેલા આ નવા (બાળક માટેના) પ્રેમ વચ્ચે હું ખેંચાઇ રહ્યો હતો. હું મનુને પાળી શકું તેમ હતું, અને મારે તેની જરૂર હતી. મારે મારાં પોતાનાં બાળકો પણ જોઇતાં હતાં.

અમારા પરિણીત જીવનમાં શાની ઉણપ હતી તે એકાએક મારા લક્ષમાં આવ્યું. ઘરમાં બાળકોનો અવાજ; તેમનું હાસ્ય; દોડાદોડી કરતાં તેમનાં પગલાંનો અવાજ; તેની ઉણપ હતી, માલતી ધારતી કે જો હું તેનાં બાળકોને વધુ ચાહું તો મારો તેના પરનો પ્રેમ ઓછો થાય. મારે તેના વાંધા છતાં તેની ભૂલ તેને બતાવી આપવીજ જોઇએ.

હું ચોક્કસ માનું છું કે દરેક સ્ત્રીના હૃદયમાં માતૃત્વની લાગણી હોય છે. માલતી ભલી અને સ્નેહાળ પત્ની હતી, ફક્ત તેની માતૃત્વની લાગણી જાગૃત થઇ ન હતી. ફક્ત તે મનુને જાણતી હોત તો કેવું સારૂં. તેનો બાલિશ અવાજ, તેનું મધુરૂં હાસ્ય, તથા તેની આંખોની ચમક, જો માલતીએ જોઇ હોત તો, મારા ધારવા પ્રમાણે જરૂર તેનું હૃદય પીગળ્યા વગર ન રહેત. મારી માફક જ તે મનુને ચહાતાં શીખત. મારાં મગજમાં યોજના ઘડાતી હતી. મેં કંઇ માલતીને ખાલી ધમકી આપી ન હતી. તે અમલમાં મુકાવાને એક બનાવની જરૂર હતી.

ચોમાસાની એક સવારે મનુ તેની જગાએ છાપું વેચવા આવ્યો ન હતો. મને આખો દિવસ તેનોજ વિચાર આવ્યો. બીજે દિવસે પણ તે આવ્યો નહિ. તેની જગાએ ઉભેલા છોકરાએ મને જણાવ્યું કે મનુ માંદો હશે. નિશાળે પણ તે આવ્યો નહતો. તે દિવસે મને કામને લીધે ઓફીસમાં મોડું થઇ ગયું. પણ બીજે દિવસે તો જરૂર તેની ખબર કાઢવાનો મેં નિશ્ચય કર્યો.

બીજે દિવસે તો મેં આનંદ સાથે જોયું કે મનુ તેની જગાએ આવ્યો હતો. પણ, તે ઘણો દુઃખી દેખાતો હતો. તે મારા તરફ જોઇ હસ્યો. તેની ચોપડીઓ લઇ રોજના નિયમ મુજબ મારી સાથે નિશાળ તરફ ચાલ્યો.

'મનુ, દોસ્ત! તને શું થયું છે.' મેં પુછ્યું. તેણે નજર ફેરવી નાખી. 'હું માંદો હતો,' તેણે પોતાનો હોઠ દાંત નીચે દબાવી રાખ્યો.

'મનુ!' હું એકદમ ઉભો રહ્યો, તેનો ખભો પકડી તેને મારા તરફ ફેરવ્યો. તેણે મારા તરફ જોયું ત્યારે મને જણાયું કે તેની જમણી આંખ તથા ગાલ સુઝી આવ્યાં હતાં. તે સુકાયો પણ હતો.

'તેમણે તને શું કર્યું?' મેં પુછ્યું. તેણે તેની આંસુ ભરી આંખો નીચી કરી.

'કાકીએ-હા-મને માર્યો છે."

મને ગુસ્સો ચઢ્યો. 'કંઇ કારણ?' મેં પુછ્યું. જોકે કારણતો મારા લક્ષમાં આવી ગયું હતું.

'હમણાં થોડા દિવસથી છાપાં પુરતાં વેચાતાં નથી.' તેની આંખમાંથી અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો.

'શાંતિકાકા, આના કરતાં તો મને મોત આવે તો કેવું સારૂં.'

કેટલાક સમય પછી અમો બંને જ્યારે સ્વસ્થ થયા ત્યારે મારા મનમાં રમી રહેલો એકજ સવાલ મેં તેને પુછ્યો. તે મારા સામું જોઇ રહ્યો, રખેને તેની સમજ ફેર થઇ હોય.

'મને તમારો દિકરો થવાનું ગમે ?-તમારો દિકરો-શાંતિકાકા, ઘણુંજ સરસ! ઘણુંજ સરસ!'

'હું આજે સાંજે તારા કાકા, કાકીને મળવા આવીશ.' મેં કહ્યું.

'ખરેખર, તમે મને તમારે ત્યાં રાખશો?' કંઇક

ભૂલ થતી હોય તેમ ધારી તે બિચારો મને ફરી ફરીને પુછતો હતો. મને જરા હસવું આવ્યું.

'નહી, મનુ તું મને ઘણો ગમે છે,' તે એક પળ ચુપ રહ્યો. વળી તેના મગજમાં બીજો વિચાર આવ્યો.

'અને મેં ટેબલ ઉપર જેમની છબી જોઇ હતી, તે બાઇને પણ હું ગમીશ ?' મેં તેના સામું ન જોયું. 'જરૂર, તે તને જોશે ત્યારે તું તેને વહાલો લાગીશ.'

મેં મારૂં વચન પાળ્યું. સાંજના હું તેના કાકા કાકીને મળ્યો. તેનું વધુ વર્ણન નહિ કરૂં. ટુંકામાં એટલુંજ કે મને તેમને સમજાવતાં બહુ મુશ્કેલી પડી. મનુને તેઓ ચહાતાં હતાં, તેટલા માટે નહિ, પણ તેઓને તો રૂપીઆ કમાવા હતા. મેં તેઓને જણાવ્યું કે તેઓ બાળક તરફ ઘાતકી રીતે વર્તતાં હતાં, તેટલા માટેજ તેમની પાસેથી હું મનુને લઇ જઇ શકું તેમ હતું, પણ તકરાર કરવા ખાતર તેઓને થોડીક નાણાંની દદ કરવા તૈયાર હતો.

જ્યારે મેં મારૂં પાકીટ કાઢી તેમાંથી થોડીક નોટો ઢી, કે તેમના ચહેરા બદલાઇ ગયા. આખરે મનુના ક્ષા માટે તેઓ તેમનો વાલી તરીકેનો હક ઉઠાવી નુ મને સોંપવા તૈયાર થયા!! મનુને દત્તક લેવાનાં રીતસરનાં કાગળીઆં મારા વકીલને ત્યાં તૈયાર થતાં બીજા પાંચ છ દિવસ ગયા. હવે મનુ મારો-મારો જ થયો!

શનિવારે સવારે ચહા પીતાં પીતાં મારી પત્નીને મેં કહ્યું 'માલતી, મેં મનુને દત્તક લીધો છે. હું સાંજે સાંજના તેને આપણે ઘેર લઇ આવીશ.'

માલતીએ ચહા પી લીધી. તેણે અજબ ઠંડકથી જવાબ આપ્યો-'ખરેખર, સાચું કહો છો ?'

'બચીત,' મેં તેને કાગળીઆં બતાવ્યાં. શાંતિથી તેણે કહ્યું. 'ઠીક.' તરતજ એકાએક ઉઠી ચાલતી થઇ.

હું જરાવારતો મારાં આ પગલાંના પરિણામથી ગભરાઇ ગયો. શું તે ખરેખર મને છોડી જશે? મને તેની પાછળ દોડી, તેને સમજાવવાનો યત્ન કરવાનો વિચાર થયો. પણ નહિ-મારૂં સ્વમાન આડે આવ્યું. મેં શું ખોટું કર્યું છે? ફક્ત હું જેને ચહાતો હતો તેને મારી પાસે રાખવા માંગતો હતો. માલતી કુતરા બિલાડાંપર વહાલ કરતી તેને માટે મેં કદી વાંધો લીધો નહતો. મેં મન મજબુત કર્યું, અને ઓફીસમાં ગયો.

હું ઓફીસમાંથી વહેલો નીકળ્યો, અને મનુને મળવા અમારા રોજના સ્થાન તરફ ગયો.

'કેમ છે! અહીં તો આપણે છેલ્લીજ વખત મળીએ છીએ, ખરૂંને મનુ?' મેં કહ્યું. ત્યારે મને ખ્યાલ નહતો કે એક કરતાં વધુ અર્થમાં તે શબ્દો સાચા હતા. મનુ પણ ખુશમીજાજમાં હતો.

'આવો, શાંતિકાકા, હું પણ વખતસર આવી પહોંચ્યો છું.' તે આનંદથી બોલ્યો.

'મને શું કહીને બોલાવ્યો? લુચ્ચા?' જ્યારે તે મારા કહેવાનો મર્મ સમજ્યો ત્યારે તેના ચહેરાપર ગભરાટને બદલે હાસ્ય ફેલાઇ ગયું.

'એટલે કે-બાપુ'. મેં તને એકદમ ઉંચકી લીધો, તેના હાથ મારા ગળાની આસપાસ વિંટળાઇ ગયા. મારૂં માથું મેં તેના ખભા ઉપર મુક્યું. તે પળે આજુબાજુના લોકોની અમને જરાપણ દરકાર ન હતી. પછી મેં એક ટેક્ષી બોલાવી. હું મનુને કપડાં વિગેરે અપાવવા એક મોટી દુકાને લઇ ગયો. જ્યારે તે સુટ, ટોપી વગેરે પહેરીને તૈયાર થયો, ત્યારે તેને જોઇ મારૂં હૈયું હર્ષથી ઉભરાઇ જતું હતું.

અમે દુકાનમાંથી પાછા બહાર નીકળ્યા ત્યારે અમારા હાથમાં બંડલોનો પાર ન હતો. મનુને જોઇતી કોઇ પણ ચીજ પાછળથી ન મંગાવવી પડે તેવો મારો ઇરાદો હતો.

'મનુ તને ખબર છે કે આપણે ક્યાં જઇએ છીએ ? મેં પુછ્યું. 'ક્યાં ?' તે ગુંચવાઇ ગયો.

'આપણે ઘેર.' મેં કહ્યું. ફુટપાથની કીનારપર આવી મેં એક ટેકસી બોલાવી.

ટેકસી તરત ફુટપાથ પાસે આવી ઉભી રહી. પરંતુ મનુએ કદી પણ તેમાં પગ મુક્યો નહિ. નસીબ કેટલીક વખત કેટલું નિર્દય હોય છે! એક પળમાં તે બની ગયું. પવનથી મારી ટોપી ઉડીને રસ્તાપર જઇ પડી. મનુ તેના હાથમાંના બંડલો પડતાં મુકીને તે લેવા દોડ્યો, એક મોટરકારના ભુંગળાનો અવાજ, એક કારમી ચીસ; ધસી જતાં લોકોનાં ટોળામાં મનુ અદ્રશ્ય થઇ ગયો.

દિવાનાની માફક લોકોનાં ટોળામાંથી માર્ગ કરી હું આગળ ધસી ગયો તે મારા ખ્યાલમાં છે. ત્વરાથી મનુનું નાનું શરીર ઉચકી રીક્ષીમાં મુકી જલદીથી નજદીકની હોસ્પીટલમાં લઇ જવા ગભરાઇ ગયેલા ડ્રાઇવરને હું કહી રહ્યો હતો. મારી ખાતર મનુને આમ થયું તે વિચારે હું દુઃખથી દિવાના જેવો થઇ ગયો.

હોસ્પીટલમાં તરત તેના પર ઓપરેશન કરવામાં આવ્યું. મેં ડાક્ટરને પૈસા માટે જરા પણ પરવા ન કરવા જણાવ્યું. મને ખાત્રી છે કે તેમણે બધા પ્રયત્નો કર્યા. છતાં પણ તેમને કહેવું પડ્યું કે મનુના બચવાની આશા થોડી હતી, કદાચ તે રાત્રિ પસાર થઇ જાય તો કંઇક આશા રાખી શકાય.

મને મારી બીજી જવાબદારીનું ભાન આવે તે પહેલાં તો મનુના બિછાના પાસેજ મારા કેટલાક કલાક પસાર થઇ ગયા. માલતીને મારે ખબર આપવી જોઇએ. મને વિચાર આવ્યો કે તે ઘેર હશે કે કેમ? તેની મને તે વખતે ઝાઝી દરકાર ન હતી. ફક્ત હું મનુ પાસેથી દુર જવા માંગતો ન હતો.

મેં ટેલીફોન કર્યો. મારે કબુલ કરવું જોઈએ કે માલતીનો અવાજ ઓળખી મને કંઇક નિરાંત થઇ, અને તેના અવાજમાં ચિંતા હતી તેથી મને એક પ્રકારે આનંદ થયો.

'અરે, અત્યાર સુધી તમે ક્યાં રોકાયા છો?' મેં તેને જણાવ્યું કે હું હોસ્પીટલમાં છું. તેણે ગભરાઇને ચીસ પાડી. તેને ગભરાવવામાં મને સંતોષ મળતો હતો.

'દિવાની ન થા,' મેં કરડા અવાજે કહ્યું, 'જો મને કંઇ ઇજા થઇ હોય તો હું ટેલીફોનપર વાત ન કરી શકું. મનુ મોટર નીચે આવી ગયો છે. હું આજે રાત્રે ઘેર આવીશ નહિ.' એકદમ ટેલીફોન બંધ કરી મેં રીસીવર પાછું મુકી દીધું.

પાછો મનુવાળા ઓરડામાં જઇ તેની પાસે બેસી તેના ચહેરા સામું જોઇ રહ્યો. કેટલોક વખત પછી મને કહેવામાં આવ્યું કે બહાર કોઇ મને મળવા માંગે છે.

માલતી આવી પહોંચી હતી. તેની આંખો લાલ હતી, તેના ગોખાપર દિલગીરી છવાઇ ગઇ હતી.

'વહાલા, મારે આવવું પડ્યું છે, હું ઘણી દિલગીર છું.'

તે પછી તો મનુની આ દશા માટે મેં તેનોજ વાંક કાઢ્યો. તેને મનુ ઘરમાં જોઇતો નહોતો.

'તને અહીં આવવાનો કંઇ પણ હક નથી,' હું પીઠ ફેરવી ચાલવા લાગ્યો. તેણે મારો હાથ પકડ્યો.

'હું અહીંથી નહિ ખસું, શું તેને-તેને બહુ વાગ્યું છે?'

'વાગ્યું છે? તેતો મરણ પામવાની તૈયારીમાં છે,' મેં જણાવ્યું.

માલતીની આંખમાંથી આંસું વહી રહ્યાં.

'માલતી!' મેં તેના ખભાપર હાથ મુક્યો.

'મારે તેને જોવો છે,' ધીમા અવાજે તે બોલી, 'મને તમે આવવા દેશો?'

હું તેને મનુના ઓરડામાં લઇ ગયો. તે તેના બિછાના પાસે બેઠી.

'કેવો સુંદર બાળક! હું ધારતી હતી તેનાથી તદ્દન જુદાજ પ્રકારનો,' તે બોલી 'પહેલાંથીજ જો તે મનુને મારી માફક જાણતી હોત તો?' દુઃખી હૃદયે હું મનુની પાસે બેઠેલી માલતી તરફ જોઈ રહ્યો.

તે એકાએક વાંકી વળી, અને મનુના શ્વેત કપાળને તેના હોઠ અડાડ્યા.

મેં મારી ઘડીઆળ કાઢી. મધ્ય રાત્રિ થવા આવી હતી. મનુએ આંખો ઉઘાડી. આંખો કંઇક અવર્ણનીય તેજથી ચમકી રહી હતી. પણ તે એક પળને માટે, પાછી ઝાંખી થતી જતી હતી. હું ભયભીત થયો. ડાક્ટર તરફ જોયું. તેમણે ડોકું ધુણાવ્યું, અને નજર ફેરવી નાખી. હું વાંકો વળ્યો. -

'મનુ'. મહા મુસીબતે હું બોલી શક્યો, 'મનુ, દિકરા, મને તું ઓળખે છે?'

'હા-બાપુ,'

'અને મને પણ-' માલતીએ ધીમા અવાજે પુછ્યું. મનુએ માલતી તરફ નજર ફેરવી, તેની આંખો સ્થિર ન હતી, થાક્યો હોય તેમ ધીમેથી આંખો બંધ કરી. તેના ચહેરા પર એક ફીકું હાસ્ય ફેલાઇ રહ્યું.

'મને ફરીથી ચુંબન કરો-મા.'

તે ફરીથી વાંકી વળી, તેની આંખમાંથી મધુના ઉંચું જોઇ રહેલા ચહેરા પર ઉનાં આંસુઓની ધાર વહી રહી હતી. બાજુની ઘડીઆળમાં બારના ટકોરા થયા.

* * * * *

મુકુંદરાયે જોયું કે શાંતિલાલની આંખમાંથી એક આંસુનું ટીપું પડયું. તેમણે ચલાવ્યું, 'એક વર્ષ પછી સુંદરલાલનો જન્મ થયો. હવે મારાં પોતાનાં બાળકો છે તો પણ ઘણી વખત સ્વપ્નસૃષ્ટિમાં હું ભૂતકાળ પાછો અનુભવું છું.

---

# વ્યાપાર વિભાગ.

[ લેખક-રા. બબલદાસ કેશવલાલ મોદી. ]

## પ્રકરણ ૧ લું.

### વેપાર-કાચી ચીજોની બનાવટ.

વેપાર મુખ્યત્વે ત્રણ પ્રકારનો છે:—

(૧) વસ્તુનો, (૨) નાણાંનો, (૩) બુદ્ધિનો.

વસ્તુનો વેપાર એ વેપારનું મુખ્ય અંગ છે અને થી તેનો વિચાર પહેલો કરીએ. વસ્તુનો વેપાર ત્રણ ખ્ય પ્રકારમાં વહેંચાયલો છે:—

(૧) વસ્તુની બનાવટ (Production) (૨) સ્તુનું એક સ્થલેથી બીજે સ્થલે લઇ જવું. (Transport) (૩) વસ્તુની વહેંચણી Distribution.

વસ્તુની બનાવટના પણ મુખ્ય ત્રણ ભાગ છે:—

(૧) Collection of natural raw produce (Row Products) કુદરતી ચીજો જેવી પાકે છે તેવી અથવા પાકવામાં મદદ કરીને ભેગી કરી તે-કાચી ચીજો.

(૨) Manufacture in semi-finish products (Semi-finished) કુદરતી ચીજોને કારખાના અગર બજારને લાયક બનાવી તૈયાર કરી તે. અર્ધી બનેલી ચીજો.

(૩) Finished products as used by man (Finished products) તૈયાર ચીજો કે જે તરત માણસના ઉપયોગમાં આવી શકે છે તે, આખી બનેલી ચીજો.,

વસ્તુની બનાવટના પહેલા વિભાગમાં મુખ્યત્વે નીચેની ચીજોનો સમાવેશ થાય છે, જેવી કે માટી, રેતી, પથ્થર, ચુનો, કાંકરી, વનસ્પતી તેનાં મૂળીઆં છાલ, ફળ-ફૂલ પાન તથા તેમાં રહેલા રસાયણ સાથે. વનચર, ખેચર-જલચર પ્રાણી તથા તેમાંથી ઉત્પન્ન થતી ચીજો જેવી કે તેલ-અસ્થિ, મોતી, ચામડાં, વાળ, પોષક તથા વૈદક તત્ત્વો સાથે. તેમજ કુદરતી પાણી સાદાં તેમજ રસાયણ મિશ્રિત વિગેરે ચીજો. તેમજ જુદા જુદા પ્રકારનાં ખનીજ જેવાં કે કોલસા, લોઢું, સોનું વિગેરે ધાતુ. હીરા-પાનાં-અકીક વિગેરે કીંમતી પથ્થરો, જાતના જાતના ખનીજ તેલ વિગેરે. દુનીઆમાં ઘણો મોટો વેપાર આ પહેલા વિભાગમાં ચાલે છે. કારણકે માણસને જરૂરીઆતની ચીજોની બનાવટ આ કુદરતી તત્ત્વો શીવાય અશક્ય છે.

[ બીજો વેપાર અર્ધબનાવટી ચીજોનો છે. આ વેપાર ઘણાખરા ભાગે જથાબંધી જ ચાલે છે. અને તેથી મોટા મુડીદારોને આ જાતનો વેપાર કરવામાં ઘણીજ સરળતા પડે છે. ]

[ ત્રીજો વેપાર તૈયાર ચીજોનો છે. આ વેપાર જથાબંધ તથા છુટક બન્ને રીતે ચાલે છે; અને આ વેપાર ઘણાજ મોટા પ્રમાણમાં રહે છે. અને ઘણી સંખ્યામાં માણસનું રોકાણ આ પ્રકારના ધંધાઓ સમાવી શકે છે. ]

વસ્તુઓ તો દુનીઆમાં ચારે પાસ પડેલીજ છે પરંતુ તે વસ્તુઓને માણસોના ઉપયોગમાં કેમ લેવી, ઉપયોગમાં આવે તેવી કેમ બનાવવી અને ઘણા માણસો તેનો લાભ લઇ શકે તે ભાનથી બનાવવી એ જ્ઞાન ઉપરજ વેપારી ફાવી શકે છે અને નહિ ધારેલા લાભ મેળવી શકે છે.

વેપાર તે જ ચીજોનો થઇ શકે છે કે જે ચીજો સીધી અથવા આડકતરી રીતે મનુષ્યના ઉપયોગમાં આવી શકે છે. જે ચીજોને માટે તેવો ઉપયોગ શોધાયો નથી તેનો વેપાર પણ ચાલતો નથી, અને જ્યાં સુધી તેનો વેપાર ચાલતો નથી ત્યાં સુધી તે દ્રવ્યો મફત મળે છે. જે ચીજો મફત મળે છે તે ચીજોનો ઉપયોગ શોધી શકે અને તેનો વેપાર ચાલે, એ સ્થિતિમાં એ ચીજોને લાવે છે તેવા શોધકો ફક્ત પોતાનેજ દ્રવ્યનો લાભ કરે છે એટલું નહિ પરંતુ સમાજને પણ ઘણો લાભ કરે છે.

આપણો દેશ વિશાળ છેઃ અને તેમાં અનેક ઉપયોગી તત્વો હજુપણ ઉપયોગરહિત રહેલાં છેઃ જો હોંશીયાર વેપારી શોધકો દેશમાં હોય તો તેમાંના ઘણાખરા તત્વો ઉપયોગમાં લઇ વેપાર ચાલે એ સ્થિતિમાં એ તત્વોને મૂકે તો સ્વપ્ને પણ નહિ ધારેલું ધન ઉપાર્જન થઇ શકે તેમ છે. વસ્તુનો વેપાર ખીલવવાનું એકજ સાધન છે અને તે "વસ્તુનો નવો ઉપયોગ શોધવો," એ જ છે.

આ વિષયમાં ઘણા દાખલાઓ આપી શકાય તેમ છે. જો એરંડીઆને પાતળું અને બળતી વખતે કાજળ ના આપે એવું બનાવી શકીએ તો ઘાસલેટને કાયમની તિલાંજલી આપી શકીએ. આથી ઘાસલેટનો પરદેશીઓનો એક હથ્થુ રાખવાનો ઇજારો—એકો Monopoly વગર મુશ્કેલીએ તોડી શકીએ અને બાર મહીને આઠથી દશ કરોડથી પણ વધારે બચાવ કરી શકીએઃ

એરંડીઆમાંથી મોટરોને માટે તેમજ મશીનરીના વપરાસ માટે જોઇએ તેવા Lubricating oils બની શકે છે. જો આપણે તે બનાવી લઇએ તો દર વરસે ઓછામાં ઓછો બેથી ત્રણ કરોડનો ફાયદો લઇ શકીએ એટલુંજ નહિ પરંતુ દેશમાં ઘણા માણસોને રોજી આપી શકીએ.

Wakefild નું castrol oil એરંડીઆમાંથીજ બને છે. જો આપણે Vegetable oils ને fuel તરીકે ઉપયોગમાં આવે તેવા બનાવી શકીએ તો આપણે સાઉથ આફ્રીકાનો કોલસો ખરીદવાની ઉપાધિમાંથી બચી જઇએ અને દેશમાં પાકતી ચીજોનીજ વપરાશ finished પ્રોડક્ટરૂપે વધારી શકીએ એટલુંજ નહિ પણ ઘણુંખરૂં નકામું transoart અટકાવી શકીએ.

આપણા ગુજરાતમાંજ પંચમહાલ વિગેરે જીલ્લાઓમાં Flex અને Hemp પાકે છે. જો તેની પદ્ધતિસર ખેતી વધારી શકીએ, તેની ગાંસડીઓ બંધાવીએ અને તેમાંથી કંતાવી વણાવી શકીએ તો છેક બંગાળથી શણના કોથળા અને તાકા મંગાવવા ના પડે. અને તેથી નકામું રેલખરચ બચાવી લઇએ અને આપણી જરૂરીઆતો આપણી નજીકમાંથીજ ઉભી કરી શકીએ.

જો આપણે લાકડાની વળીઓ ઉંચી અને મજબુત થાય તેવી રીતે પાકવા દઇએ તો તાર તથા ટેલીફોનના થાંભલાઓ લોઢાના પરદેશથી ખરીદવા પડે છે તે ન ખરીદતાં આજ વાપરી શકીએ. યુરોપમાં બધે આ કામમાં લાકડાનાજ થાંભલા વપરાય છે.

જો ડુંગરપુર અને તેની આસપાસના જંગલમાં તથા બીજા જંગલોમાં થતા જંગલી સાગને પદ્ધતિસર વવરાવી શકીએ અને ઓછા ખરચે Transport કરી શકીએ તો તો આપણે ઇમારતી લાકડું લેવા વૉલકર્ટની ઓફીસમાં ના જવું પડે અને બરમામાંથી કે મયગારમાંથી ઉચકી લાવવાની ફરજ આપણે માથે ના પડે.

જો આપણે જોઇતા બટાકા આપણે જ વાવી લઇએ તો ઇટાલીના બટાકાની ભરેલી સ્ટીમરો મુંબાઇ આવતી અટકે અને મોસોને સેગો ફ્લોર લેવા પરદેશ ના જવું પડે.

ગુજરાતમાં ઘણી જ્ગ્યાએથી ચાઇના કલેની માટી મળી શકે છેઃ જો આપણે તે બરાબર સ્વચ્છ અને સફેતાઇવાળી તૈયાર કરી શકીએ તો ચાઇનાકલે હજારો ટન વિલાયતથી આવે છે તે અટકાવી શકીએ.

દેશમાં રબર તથા સુનર બન્ને પાકે છે; અને મોટર વિગેરેના ટાયર બનાવવામાં રબર તથા સુનર બે ચીજનોજ ઉપયોગ થાય છે. પરદેશીઓને ૨ તથા

રબર બન્ને અત્રેથી લઈ જવા પડે છે; ટાયર બનાવી પંદર ટકા જગાત ભરી મોટા નફો ગણી ફરી અત્રે વેચવા પડે છે. જો આપણે રબરની બનાવટો અત્રેજ તૈયાર કરીએ તો કુદરતી સંજોગ જેટલાં આપણને મદદ રૂપ છે તેટલાં કોઈને નથી. બધે કુદરત પ્રતિકૂળ છતાં ફાવી જાય છે, તો તે આપણને અનુકૂળ છતાં કેમ ના ફાવીએ? આપણને તો એક પણ ચીજ પરદેશ લેવા જવાની નથી અને વેચવાનું ક્ષેત્ર પણ દેશમાંજ છે. પરદેશમાં વેચવા જવાની જરૂર નથી. તો આ વિષયનો અભ્યાસ કરવા કરાવવાની અગત્ય છે.

ગિરનાર અને બીજા પ્રદેશમાં વાંસ પુષ્કળ થાય છે; અને વાંસના માવામાંથી કાગળ સારો બને છે; આપણે કદાચ ઉંચી ક્વોલીટીનો કાગળ ના બનાવી શકીએ પરંતુ મીલો અને બીજા ઉદ્યોગોમાં straw-board ની હજારો ગાંસડી ખપે છે તેવી તો જરૂર બનાવી શકીએ.

દેશમાંથી ચીંથરાની હજારો ગાંસડીઓ પરદેશ ચઢે છે. જો આ ચીંથરામાંથી અત્રેજ કાગળ બનાવી લઈએ તો ઘણીજ ઉંચી ક્વોલીટીનો કાગળ બની શકે. અને કાગળનો ખપ દેશમાં ઘણો છે. કારણ કે વિલાયતમાં જેટલી સંખ્યા ચોપડીઓની છપાય છે તેના કરતાં હિંદુસ્તાનમાં ઘણીજ વધારે છપાય છે.

બાવળનો ગુંદર ખાવાની આદત અમેરીકામાં ઘણી છે; આપણા દેશના બાવળમાંથી ગુંદર એકઠો કરાવી સાફ કરાવી સુંદર પેકેટો ભરી તૈયાર કરાવી શકીએ તો એ એક મોટો નીકાશનો વેપાર થઇ શકે તેમ છે.

દેશમાં ઘઉં વિગેરે પાકે છે. તેના ઠુંઠામાંથી સેલ્યુલોસ-રંગ-ખાંડ વિગેરે Bye products ઘણી નીકળી શકે તેમ છે; તે ઠુંઠા બાળી નાખવા કરતાં તેમાંથી આ ઉપયોગી તત્ત્વો કાઢી લીધા પછીજ બાળી નાંખીએ તો ઘણું ધન પેદા કરવાનું નવું સાધન પેદા કરીએ. તેમાં પણ સેલ્યુલોઝ તો મોટર વિગેરેના રંગ તૈયાર કરવામાં ઘણુંજ વપરાય છે.

દેશમાં આકડાનું રૂ ઘણું થાય છે. તેનું રીતસર વાવેતર નથી તેમજ તે ઘણું સસ્તું વેચી નાંખવું પડે છે, આ રૂનો મોટો ઘરાક જરમની છે; તે તેમાંથી Artificial silk તૈયાર કરે છે. હાલમાં આપણાં દેશમાં આ Artificial silk નો વપરાસ ઘણોજ વધી પડયો છે, જો આપણે આ રૂ અહીંજ કાંતી શકીએ તો બે રૂપીએ રતલનું આરટીફીશીયલ ચાર આને રતલના આકડાના રૂમાંથી બનાવી શકીએ.

દેશમાંથી તાંબા પીતળનો ઘણો ભંગાર પરદેશ ચઢે છે. આપણે તાંબા પીતળના પતરા પરદેશથી મંગાવવા પડે છે. જો આપણે આ ભંગારના પતરાં અત્રેજ બનાવી લઈએ તો આ ભંગાર ચઢાવી પતરાં લાવવાની કેટલીક ગાથાકુટ મટી જાય.

[આવા પતરાં બનાવવાનું કારખાનું મેં કાઢેલું હતું અને હું અનુભવથી કહી શકું તેમ છું કે આ કામ જરાય મુશ્કેલ નથી એટલુંજ નહિ પરંતુ સારૂં નફાકારક પણ છે.]

મહુડાં વિગેરે ઘણી ચીજોમાંથી Spirit બનાવી શકાય છે. જો આપણે fine spirit આમાંથી બનાવી લઈએ તો આપણે પરદેશથી Petrol ખરીદી લાવવાની અને તેના ઉપરની ભારે જગાત તથા પરદેશી કંપનીઓના હાથમાં આ વેપારની મોનોપોલી હોવાથી તેમના મોટા નફાઓ વિગેરે આપવાની જરૂર કેટલાક પ્રમાણમાં બચાવી લઇ શકીએ.

આપણને લાકડાના કોલસાની ભૂકી હજારો ટન ફેંકી દેવી પડે છે. જો આપણે તેમાંથી Compressed fuel બનાવીએ તો ઘણા ઘરગતુ ઉપયોગમાં તેને લઈ શકીએ અને કોલસાની તંગી કેટલાક પ્રમાણમાં ટાળી શકીએ.

જો આપણે જંગલોમાં soft woods ની પેદાશ પદ્ધતિસર કેળવીએ તો દીવાસળી, folding ફરનીચર, છત્રીઓની ફ્રેઈમ, પેન્સીલો વિગેરે ઘણી જરૂરીઆતની ચીજો માટે તેનો ઉપયોગ વધારી શકીએ તેમ છીએ. તે ઉપરાંત Packing Materials તરીકે પણ તેનો સારો ઉપયોગ થાય તેમ છે.

આપણા દેશમાં લાકડાનો વેર તદ્દન બીનઉપયોગી છે. જો તેના Binding cement સાથે steam

compressed કરીએ તો સુંદર નાજુક લાકડાનાં પાટીઆં સીલીંગ વિગેરે ઘણા કામમાં લઇ શકીએ.

એરંડીઆના કાજળ સાથે જુદા જુદા રંગો ભેળવી તૈયાર કરીએ તો આપણે ટાઇપરાઇટરની રીબનો અને કારબન પેપરોનો ગંજાવર જથો તૈયાર કરી દેશ તથા પરદેશમાં જથાબંધ વેચી શકીએ તેમ છીએ.

જાડાં વણેલાં કાપડ કે જે દેશમાં ઘણાંજ બને છે અને પહેરવા શીવાય બીજા ઉપયોગના અભાવે ઘણા જ સસ્તાં વેચી નાંખીએ છીએ. તેવાંજ પણ જરા closely woven કાપડ જો Rubberised કરી લઇએ તો સુંદર વોટરપ્રૂફ કપડું–મોટરના હુડ, ઓવરકોટ–અને મીણીઆ તરીકેના વપરાશનું બનાવી શકીએ અને સારો ભાવ ઉપજાવી શકીએ.

આપણે જરાક તસ્દી લઇએ તો રમવાનાં પત્તાં અહીંજ છાપી લઇ શકીએ. ધ્યાનમાં લેવા જેવો વિષય છે કે બાર મહીને હજાર કરતાં વધારે પેટી રમવાનાં પત્તાંની પરદેશથી આવે છે, કે જેના ઉપર સરકારી જકાત પણ સારી ભરવી પડે છે.

આપણે ચેસમાં રમવાની કુંકરી કે પાસાં જેવી ચીજ પણ પરદેશથી ત્રીસ ટકા જગાત ભરી લાવીએ છીએ કે જે ચીજો સહેલાઇથીજ અત્રે બનાવી લઇ શકીએ તેમ છીએ.

Bookbinder's ના ઉપયોગમાં આવતું Cloth આપણે ઘણી સહેલાઇથી બનાવી શકીએ તેમ છીએ. તે પરદેશથી લાવવાની જરાય જરૂર નથી છતાં આપણે લાવીએ છીએ. આપણે પરદેશ કરતાં ઘણુંજ સસ્તુ બનાવી શકીએ તેમ છીએ તે ભુલવું જોઇતું નથી. કારણ કે તે બનાવવાને જોઇતી દરેક સામગ્રી દેશમાં અને આપણી નજદીકમાંજ પડેલી છે. અને તેનો વપરાશ પણ દેશમાં સારા પ્રમાણમાં છે.

દેશમાં વાળ અને હાડકાં એટલાં બધાં છે કે આપણે એનો મોટો નીકાશ પરદેશ ખાતે કરીએ છીએ. છતાંય તે બેજ ચીજોથી તૈયાર થતાં Shaving Brush અને Tooth Brush એકનાં દશગણાં દામ આપી પરદેશી લેવાં પડે છે આળસ છોડી હિંદીઓ મહેનત કરે તો ઘણીજ સહેલાઇથી આ ચીજો બનાવી વેચી શકાય તેમ છે.

બનાવટી ગળીના ઉદ્યોગથી સાચી ગળીના વેપારને મોટો ધોકો લાગ્યો છે અને આપણે કપડાં રંગવાનો રંગ ઘણા મોટા પ્રમાણમાં પરદેશી લેવો પડે છે પણ તેથી દરેક રંગ પરદેશી લેવાની જરૂર નથી.

ધોળવાના કામમાં વપરાતા રંગ કે Confectionary મીઠાઇમાં વપરાતા રંગ હજુ પણ દેશમાં સસ્તા અને પરદેશી કરતાં વધારે સારા બનાવી શકીએ તેમ છીએ.

મગફળીના ખાલી ફોફાં જો ભેગાં કરી બાળવામાં આવે તો જ્યાં જ્યાં તેનો મોટો પાક છે ત્યાંની મ્યુનીસીપાલીઓના Water works માટે નજીવા પ્રમાણમાં કોલસો બાળવો પડે.

આ ઉપરાંત કુદરતી ચીજોના અનેક ઉપયોગો તે જેવી પાકે છે તેવીજ લગભગ વાપરીએ તો પણ નીકળી શકે છે. આ દિશામાં વિચાર કરી તે વિચારનો અમલ થાય તેવાં સાધનો અને સંયોગો તૈયાર કરીએ તો આપણી બેકારીમાં જાણવા જોગ સુધારો જરૂર થાય. શરૂઆતમાં મુશ્કેલીઓ જરૂર પડે પરંતુ માણસનું કામજ મુશ્કેલીઓમાંથી પાર નીકળવાનું છે. અને પ્રયાસ કર્યા વગર કયું કામ સિદ્ધ થઇ શકે? વિચાર કરતાં જેટલી મુશ્કેલીઓ જણાય છે, તેટલી મુશ્કેલીઓ કામ કરતી વખતે લાગતી નથી. અને એમ છતાં મુશ્કેલીઓ નડે તો તેમાંથી નીકળવાનો માર્ગ પણ જડે છે. શરૂઆતમાં કમાઇ થશે એવી આશા આપી શકાય નહિ. પરંતુ સતત પ્રયાસ ચાલુ રાખવાથી દેશમાં નવા ઉદ્યોગો એવા સ્થપાશે કે જે કદાચ આપણને લાભદાયક ન પણ નીવડે પરંતુ આપણી ભવિષ્યની પ્રજાને તો જરૂર આશીર્વાદદાયક થઇ પડે.

---

# લંડનથી આવેલા પત્ર.

લંડન તા. ૧૩-૬-૨૮

૧

પ્રિયશ્રી......

× × પરદેશમાં સાચેજ સ્નેહિઓના પત્ર એ અદ્દ્ભુત આશ્વાસન આપનાર વસ્તુ છે. આપના રાસાઓમાં ને કથાસાહિત્યમાં જે વિરહી અને વિરહિણીઓના પત્રો વિષેના ઉલ્લેખો આવે છે અને તેમાં જે ભાવ પ્રદર્શિત કરેલો હોય છે તેની કિંમત અહિં એઠાં સમજાય છે. દેશમાં ૭ ૭ મહિના કોઇને કાગળ નથી લખતો કે નથી કોઇનો કાગળ આવતો. તોયે કશું મનમાં ન આવતું; પણ અહિં તો કાગળની ઝંખના એટલી બધી થઇ રહી છે કે કાંઇ વાત ન પૂછો. મને રહી રહીને વિચાર આવે છે કે ઇગ્રેજોએ હિંદુસ્થાનનો મેલ ડેલી લાવવાનો કેમ પ્રબંધ ન કીધો. શામાટે આઠ દિવસમાં એકજ વાર ટપાલ આવે કે જાય. આટલા દૂર દેશ માટે તો વધારે જલ્દી જલ્દી ટપાલ આવે તેવી સગવડ થવી જોઇએ. મેલના દિવસે કાગળ નાંખવો ભુલી ગયા કે લેઇટ થયા તો બસ બની આવ્યું. ફરી આઠ દિવસના નિસાસા નાંખવા પડે. ×

તમારા બધાના સ્નેહભારથી અને આશીર્વાદથી ભરપૂર બનેલો હું સ્ટીમરમાં જેવો પેઠો કે નવા જગતનાં દર્શન થવા લાગ્યાં. ભાઇ ચિ........ઠેઠ સુધી કેબિનમાં હતા. સ્ટીમર ઉપડવાની તૈયારી થતાં તે નીચે ઉતર્યાં. હું ડેકપર ચઢયો અને એક દૃષ્ટિ સમુદ્ર તરફ ને એક દૃષ્ટિ જમીન તરફ એમ દર મિનિટે કાકના ડોળાની માફક આમ તેમ જોયાં કર્યું. સ્ટીમર ઉપડી મુંબઇનો કાંઠો છોડયો. ધીમે ધીમે દૂર થતી ગઇ અને બે ત્રણ કલાકમાં તો મુંબઇ મહાનગરીને તેની આસપાસનો પ્રદેશ પણ આંખો આગળથી અદૃશ્ય થયો. પછી દુરબીન લઇને જોયાં કર્યું. કલાક અડધો કલાક પછી તેની શક્તિ પણ ક્ષીણ થઇ ને છેવટે ઉપર આકાશ ને નીચે સમુદ્ર એ બેજ વસ્તુઓ દેખાવા લાગી ને એ બે અનંત વચ્ચે જગત્ જેવી કાંઇ વસ્તુ હોય તો તે માત્ર ૫૦૦-૭૦૦ માણસોને પોતાના પેટમાં બેસાડીને લઇ જનારી સ્ટીમર મોરેયાજ અમને જણાવા લાગી. પાંચમે દિવસે એડન આવ્યું ત્યારે ફરી જમીનના સ્ટીમર સિવાયના જગત્‌ના અસ્તિત્વનું ભાન થયું. + + +

એડન પછી પોર્ટ સૈયદને ત્યાંથી માર્સેલ્સ તા. ૨૫ મીએ સાંજે પહોંચ્યા. માર્સેલ્સ રાત રહી બીજે દિવસે સવારે ૬ વાગે નીકળ્યા ને સાંજના ૭ વાગે પેરીસ પહોંચ્યા. ભાઇ ન. એ અમને ત્યાં ખૂબ મદદ કરી. પેરીસમાં પછી તો આપણા બીજા બધા ભાઇઓ મળ્યા. રોજ જુદા જુદા ભાઇઓને ત્યાં જમવા કરવાનું થતું. પેરીસમાં તો મને મુંબઇ જેવુંજ લાગ્યું. ત્યાં ૧૦ દિવસ રહ્યા પછી તા. ૭ મી જૂને હું અહીં આવ્યો છું. + + +

પ્રથમ તો હાલ લંડનના લત્તાઓ ને મુખ્ય મુખ્ય રસ્તાઓનું વિહંગાવલોકન કરી રહ્યો છું. જગતનું મહાનગર છે. આના ગર્ભમાં શું શું સમાએલું છે તેની કોને ખબર. જમીનની ઉપર અને અંદર બધે સરખું પથરાએલું છે. + +

પણ આ દેશ ખરેજ બહુ ખર્ચાળ છે. + + સુતરાઉ કે શીલ્ક ખાદીનો અહીં કશોજ ઉપયોગ નથી. કેવળ ઊન ઊન ને ઊન જ અહિં તો કામની છે. થંડી ખૂબજ પડે છે. આપણા દેશવાળાઓને તો અહિંની થંડીની કલ્પનાયે પૂરી ન આવે. અત્યારે અહિં ઉનાળો કહેવાય છે પણ મને તો આપણા શિયાળા કરતાંએ આ વધારે થંડો લાગે છે. દેશમાં ભરશિયાળામાં પણ જ્યારે એટલાં કપડાં નથી પહેરવા પડતાં જેટલાં અહિં અત્યારે પહેરવાં પડે છે. મકાનના બારી બારણાં બીલ્કુલ બંધ કરીને સુવાનું અને વળી બે ત્રણ બ્લેંકેટ ઓઢવાના. ખરેજ વિચિત્રભૂમિ છે.

પણ ભારત કરતાં મને એ વધારે ગૌરવવાળી નથી લાગી. ભારત પર કુદરતની જે મહેરબાની છે તે અહિં નથી. ભારતની પ્રજામાં જે દૈવીપણું છે તે અહિંની પ્રજામાં નથી. પુરૂષાર્થ, સાહસ, ઉદ્યોગ, બુદ્ધિ વગેરે સર્વ કાંઇ આ લોકોના આજે શ્રેષ્ઠ છે પણ

ારતની અહિંસા, દયા, તિતિક્ષા અહિં નથી અને તે ંના આપણા અંતરને તૃપ્તિ થાય તેમ નથી. જો ભારત સ્વતંત્ર હોત ને તેના સપુતો તેની સેવા માટે ત્તુજ્જ હોત તો ખરેજ ભારત જગતનો સમ્રાટ્ હોત, પણ એ બધું અત્યારે ક્યાં લખું! હવે પછી જોવાશે. આજે તો પ્રથમ પત્ર છે. + + +

૨

લંડન તા. ૧૨-૭-૨૮

### બાળકોનો ઉછેર.

અહીં આવીને જે મેં બાળકો જોયાં ને તેમનું તેજ અને સ્ફુર્તિ વગેરે નિહાળ્યાં તેથી તો મારૂં કાળજુંજ ચીરાઇ જાય છે, પ્રભુએ આપણાં બાળકોમાં પણ એવીજ ચેતના પૂરેલી છે પણ આપણી બેદરકારી અને ઉપેક્ષાને લઇને એ ચેતના મૂર્ચ્છિત થાય છે પણ વધતી નથી. અહીંના ગરીબમાં ગરીબ કુટુંબના બાળકમાં પણ જે આનંદ ઉત્સાહ અને ચાંચલ્ય જોવામાં આવે છે તે આપણે ત્યાંના કરોડાધિપતિઓના બાળકોમાં પણ નથી. શું હું તમને અહીંની બાળસૃષ્ટિનું ભાન કરાવું. તમને તેની કલ્પના પણ આવવી કઠિણ છે. મેં જો કે ત્યાં ઘણું વાંચ્યું અને જાણ્યું હતું છતાં મને પણ, અહીં આવીને જોવાથી જે જણાયું તેની ત્યાં કલ્પના થવી કઠિણ હતી. અહિંના ૫ વર્ષના બાળકમાં જે તેજ છે તે આપણા જેવા ૪૦ વર્ષના યોધમાં પણ નથી. ૧૦ વર્ષનાં છોકરાં છોકરીઓ તો અહિં મોટરો દોડાવે છે ને તળાવોમાં હોડકાંઓ હલવે છે. અહીં હાઇડપાર્ક છે. તે લંડનનું સૌથી મોટું મેદાન છે, હજારો લાખો માણસો દરરોજ એમાં હરવા ફરવા આવે છે ને હજારો બાળકો આખો દિવસ રમે છે. હજારો માતાઓ પોતાનાં બાળકોને સાથે લાવીને બબ્બે ચચ્ચાર કલાક એ બગીચામાં ફેરવે છે. પગે ચાલી શકે એવા એક પણ બચ્ચાને કોઇએ ઉપાડીને ચલવતો મેં જોયો નથી. પગલાં ન જ માંડી શકે તેટલી નાની ઉમરના બચ્ચાને હાથગાડીમાં બેસાડીને માતાઓ જાતેજ આખા બગીચામાં ફેરવે છે, તે એટલે સુધી કે ૧ મહિનાના જન્મેલા બાળકને પણ અહિં એમજ બહાર ફેરવે છે. લક્ષાધિપતિઓની સ્ત્રીઓ પણ પોતાનાં બચ્ચાંઓની ગાડીઓ પોતેજ ચલવે છે. કોઇ સારી જગ્યા જોઇ મા કોઇ પેપર કે પુસ્તક લઇ વાંચવા બેસે છે ને છોકરાંઓને છૂટાં રમવા મૂકી દે છે. દસ દસ હજાર બાળકોને મેં એક સાથે એ બગીચામાં રમતા કૂદતા જોયા છે પણ હજુ સુધી કોઇને રડતો જોયો નથી. ઈંગ્રેજ જાતનાં છોકરાંઓ રડતાં કેમ હશે તે જોવાની મારી ઘણા દિવસની ઉત્કંઠા છે પણ તે હજી બરાબર પૂરી થઇ નથી. આ જાતનો અહીં બાળકોનો ઉછેર છે. મેં ઘણું ઘણું જોયું છે પણ તમને ક્યાં સુધી લખું?

### વ્યાપારપદ્ધતિ.

આવુંજ મેં વ્યાપારનું જોયું. અહિંના વ્યાપારની પદ્ધતિ અને માણસોની વ્યવસ્થા જોઇને લાગ્યું કે આપણે તો આ મોટી દુકાનોમાં કલાર્ક થવાને પણ લાયક નથી. શાકભાજી વેચનારની દુકાનમાં કામ કરનારી ૧૫-૧૬ વર્ષની છોકરીમાં જે હોંશિયારી, જે ઝડપ, જે માલ બતાવવાની રીતો, જે વાત કરવાની મીઠાશ, ગ્રાહકને ખુશ કરવાની તત્પરતા વગેરે જોવામાં આવે છે તે આપણે ત્યાંના કરોડાધિપતિમાં પણ દેખાતી નથી અને શી વ્યવસ્થાશક્તિ! એક એક દુકાનમાં પેસો અને જુઓ કે કેવી રીતે તેઓ પોતાનું કામ યંત્રની માફક નિયમિત અને વ્યવસ્થિત કરી રહ્યા છે. એક એક 'શૉપ'માં બબ્બે હજાર માણસો કામ કરતા હોય. એકી સાથે એકેક દુકાનમાં પાંચ પાંચ હજાર ગ્રાહક ઉભા હોય છતાં તમને એમ ખબર ન પડે કે અહિં કોઇ ધંધો ચાલે છે. સંવત્સરીના દિવસે ગોડીજીના ઉપાસરામાં પ્રતિક્રમણ કરવા માટે ભેગા થએલા બે હજાર પુરૂષો જ્યારે ૪૦ લોગસ્સનો કાઉસગ કરતા હોય છે તે વખતે પણ ત્યાં જેટલી અવ્યવસ્થા અને અસ્થિરતા દેખાય છે તેટલી અહિં મોટી માર્કેટ જેવી દુકાનમાં ૧૦ હજાર માણસોની લેવડદેવડ વચ્ચે પણ દેખાતી નથી. આ ઉદાહરણ ઉપરથીજ અહિંના લોકોની સર્વ જાતની રીતભાતનો તમને ખ્યાલ આવી શકશે. આનું નામ વ્યાપાર છે, આનું નામ ઉદ્યોગ છે, આનું નામ વ્યવસ્થાશક્તિ છે અને આનું નામ લોકોની સભ્યતા છે. આ બધું આપણે જાણવાનું છે અને શીખવાનું છે. એ જાણ્યા અને શીખ્યા સિવાય આપણો ઉદ્ધાર નથી–આપણી મુક્તિ નથી. સ્વરાજ્ય મળવાની કોઇ આશા નથી. ખેર આતો બહુ લખવાનું ને રડવાનું છે.

× × ×

૩
લંડન તા. ૧૯-૭-૨૮.

**બાળકોચિત પુસ્તકો.**

......માટે કેટલાંક નાનાં નાનાં ઇંગ્રેજી પુસ્તકો અને ચિત્રોની ચોપડીઓ વગેરેનું એક પાર્સલ આ મેલમાં રવાના કર્યું છે. તેની પહોંચ લખશો. બચ્ચાંઓના અભ્યાસ અને જ્ઞાન માટે અહિં જે જાતનાં વિવિધ સાધનો મળે છે તેની કલ્પના પણ આપણને ત્યાં થાય તેમ નથી. જે જાતની થોડીક ચોપડીઓ આજે મોકલી છે તે અહિં હજારો જાતની મળે છે. બાળકોને જન્મથી જ યંત્રકળાનું જ્ઞાન થાય તે માટે રેલ, બોટ, વિમાન, મોટર, કારખાનાંઓ વગેરેના લાખો 'મોડેલો' બનાવી રાખ્યા છે અને બચ્ચાંઓ રમતની સાથે આ બધી કળાઓનો પરિચય મેળવી લે છે. જે ચોપડીઓ મોકલું છું તેમાં જાતજાતની રચનાઓ પણ થાય છે. કેટલીક ચોપડીઓ એવી રીતે ગોઠવી શકાય છે કે જેથી ઘરનો દેખાવ થઇ આવે છે, તેવીજ રીતે બીજા પણ દેખાવો થાય છે. જરા ધીમેથી ખોલીને ગોઠવશો તો બરાબર સમજણ પડી જશે.

**મુસાફરીમાં સગવડતા.**

અહિં યુરોપમાં કોઇપણ ઠેકાણે પહોંચવા માટે લાંબી મુસાફરીની તકલીફ છે જ નહિં, અને દરેક ઠેકાણે એટલી બધી સગવડ છે કે તમારે એક નાની હેંડબેગ લઇને આખા મુલકમાં ફરી આવવું હોય તો ફરી આવો.

**આરોગ્ય-આનંદનાં સાધનો.**

અહિં ઇંગ્લાંડમાં એક પ્રખ્યાત દરિયા કાંઠે હવા ખાવાનું જે સ્થળ ગણાય છે તે જોઇ આવ્યો. જીવનનો આનંદ અને સમયનો સદુપયોગ કરવાની આ પ્રજાની જે રીત મેં એ સ્થળે જોઇ તેથી તો હું ચકિતજ થઇ ગયો. આરોગ્ય અને આનંદ મેળવવાનાં કાંઇ કાંઇ સાધનો એવા ઠેકાણે એ લોકોએ ઉભાં કરેલાં છે ને તેનો લાભ એકે એક સ્ત્રીપુરૂષ અને બાળક સરખી રીતે લે છે.

**સ્ત્રી જાતિની પ્રગતિ.**

સ્ત્રી જાતિની જે પ્રગતિ અહિં થઇ છે તેનું વર્ણન તો શી રીતે આપું. આપણી ત્યાંની રીત પ્રમાણે કહીએ તો, આપણી સ્ત્રીમાં અને ગાય ભેંસમાં જેટલો તફાવત આપણે ગણીએ તેટલોજ તફાવત અહિંની સ્ત્રી અને આપણા દેશની સામાન્ય સ્ત્રીમાં સમજવો. અહીંની સર્વ પ્રવૃત્તિમાં સ્ત્રી અને પુરૂષ સરખોજ ભાગ ભજવે છે, અને એમાં કોઇપણ જાતનો તફાવત નજરે પડતો નથી. આ બધું જોતાં સમજાય છે કે એક પ્રજાને મહાન્ થવું હોય તો તેણે કેટલી બધી પ્રગતિ કરવાની જરૂર છે.

**વ્યાપાર.**

વ્યાપારનું જ્ઞાન મેળવવાનાં અને માહિતી મેળવવાનાં અઢળક સાધનો અહિં તૈયાર છે. માણસ માત્ર ફરનાર જોઇએ-નજર નાંખનાર જોઇએ. પોતાનો રસ્તો શોધી કાઢનાર જોઇએ. માર્સેલ્સ આખા યુરોપ માટે 'બિઝનેસ'નું 'સેંટર' છે તેમજ હેંબર્ગ પણ તેવું છે. આ બે ઠેકાણે ધંધો ઘણો સારો ચાલે છે, પણ ધંધાર્થે આવનાર માણસમાં ચાલાકી ખૂબજ જોઇએ. અહિં મિનીટે મિનીટની કીંમત છે. સર્વ કામ વિજળીના વેગે ચાલે છે. ચારે બાજુ નજર રાખીને મોટરની ઝડપે ચાલવાનું છે.

૪
લંડન તા. ૨૫-૭-૨૮

**તે દેશના લોકોના રીતરીવાજો.**

આ દેશના લોકોના રીતરીવાજો ઘણાજ જુદા હોય છે, એટલે અહિં રસ્તે ચાલતે ઘણીજ થોડી ઓળખાણ થઇ શકે. મહિનાઓ સુધી આપણે સાથે રહીએ ને એકજ ટેબલ પર બેસીને જમીએ છતાં કોઇની સાથે આપણાથી વાત ન થાય. 'બિઝનેસમેન' ને મળવા માટે એના ટાઇમે એની ઑફિસમાં જવું જોઇએ. એને કાર્ડ વગેરે આપી મળવાનો વખત લેવો જોઇએ તે પછી ઘણીજ કળાપૂર્વક અને સાવચેતીપૂર્વક એની સાથે વાતચીત કરવી જોઇએ. આ લોકો ઘણા કુશળ અને બાહોશ હોય છે, વ્યાપાર અને વ્યવસાય કરવાની એમની અદ્‌ભુત શક્તિ અને બુદ્ધિ છે. કલાકોના કલાકો સુધી વાતો કરો છતાં આપણને એમ ન ખબર પડે કે એ આપણી સાથે કાંઇ લેવડદેવડ કરવા ઇચ્છે છે કે નહિં. લંડન કરતાંએ હેંબર્ગ અને માર્સેલ્સ એ બંને યુરોપના 'બિઝનેસ' નાં ઘણાં મોટાં મથકો છે ને ત્યાં જો કોઇ હોંશિયાર મનુષ્ય રહે તો ઘણું કરી શકે તેમ છે.

જિનવિજય.

# સમયપ્રમોદકૃત જિનચંદ્રસૂરિ નિર્વાણ કાવ્ય.

સમયપ્રમોદ એ જિનચંદ્રસૂરિના સમકાલીન હતા અને તે તેમના શિષ્ય જ્ઞાનવિલાસ ? ના શિષ્ય થાય એમ સમયપ્રમોદકૃત ૧૭ કડીનું વરકાણા પાર્શ્વનાથ સ્તવન મળી આવ્યું છે તેની છેલ્લી નીચેની કડી પરથી અનુમાન થાય છેઃ-

ઇમ ગુણીયઉ શ્રી પાસજિણંદ, વરકાણઈ જિણચંદરે,
જ્ઞાનવિલાસ નિપુણ નિરદંદ જંપઇ સમયપ્રમોદારે, ૧૭

પણ આ કાવ્યની પ્રથમ કડીમાં ગુણનિધાન ગુરૂ પાયનમી' એ શબ્દોપરથી તેમના ગુરૂનું નામ ગુણનિધાન હોય એમ પણ અનુમાનાય છે.

જિનચંદ્રસૂરિનો કેટલોક વૃત્તાંત વિસ્તારથી શ્રી કરમચંદ મંત્રિ-વંશ પ્રબંધ નામનો ગૂજરાતી પદ્ય પ્રબંધ તેમના શિષ્ય જયસોમના શિષ્ય ગુણવિનયે સં. ૧૬૫૫ માં રચ્યો તેમાંથી મળી આવે છે. (જુઓ શ્રી જિનવિજય સંપાદિત 'જૈનઐતિહાસિક ગૂર્જર કાવ્ય-સંચય' પૃ. ૧૦૬-૧૩૪ અને તે પ્રબંધનો મેં લખેલો સાર પૃ. ૪૨-૭૪.

ખરતરગચ્છ પટ્ટાવલીમાં ૬૧ મા જિનચંદ્રસૂરિ છે તે આ સૂરિ છે. તે સંબંધમાં ત્યાં જે કહેવામાં આવ્યું છે તે માટે જુઓ જૈન ગૂર્જર કવિઓ ભાગ ૨ જો પૃ. ૬૮૩-૬૮૪.

આ કાવ્યનો સાર એ છે કેઃ-'યુગપ્રધાન' જિનચંદ્રસૂરિનો જન્મ રીહડ કુલમાં (પિતા) શ્રીવંત અને (માતા) સિરિયાદેને ત્યાં સં. ૧૫૯૫ માં થયો. જન્મ નામ સુરતાણ હતું. શ્રી જિનમાણિક્યસૂરિના સ્વહસ્તથી સં. ૧૬૦૪ માં દીક્ષા લીધી. સં. ૧૬૧૨ માં તેમને જેસલમેરમાં રાઉલ માલ રાજાએ કરેલા ઉત્સવ પૂર્વક સૂરિપદ લીધું. ઉગ્રવિહાર કરતાં ગૂર્જર ખંડમાં આવી ઋષિમતિ (લોંકાઓ) સાથે વાદ કરી તેમને જીત્યા. આ પૂજ્યની મહિમા સાંભળી અકબરશાહે સન્માની લાહોરમાં 'યુગપ્રધાન' પદવી આપી અને તેના ઉત્સવમાં કર્મચંદ મંત્રીએ સવા ક્રોડ ધન ખર્ચ્યો ને તે વખતે આચાર્યપદ થયો (એટલે જિનસિંહને સૂરિપદ આપ્યું) સં. ૧૬૪૯. સં. ૧૬૫૨ માં જિનચંદ્રસૂરિએ પંચનદી સાધી અને કાશીમાં જય પ્રાપ્ત કર્યો. ઘણા રાજ રાજાઓ નમતા થયા. તેમણે સ્વહસ્તે ઘણાને દીક્ષા આપી અને પદવીઓ આપી. દોસી સોમ અને સિવાને સંઘવી કર્યા એટલે તેમની પાસે સંઘ કઢાવ્યો. અકબર પછી સલીમ (જહાંગીર) બાદશાહે પણ માન આપ્યું.

સલીમ પાદશાહને દરસણીયાં (સાધુઓ કે જેમાં જૈન તેમજ બીજા બધા સાધુઓનો સમાવેશ થતો હતો) પર ક્રોધ આવ્યો કે તેઓ કામણગારા, કામી હરામી છે માટે દેશમાંથી દૂર કરવા, તેમના પગ બાંધી મારો, પખાલી કરો, બંદીખાનામાં નાખો, દેશવટો દ્યો એમ શાહી હુકમ નીકળવા માંડયા. આથી ચારે બાજુ ત્રાસ વરતાયો. કોઇ ભાગી ગયા, કોઇ જંગલમાં ગયા, કોઇએ ગુફા સેવી, કેટલાકને ભાગી જતા પકડીને કેદમાં નાંખ્યા. આ શાસનહેલના સાંભળી જિનચંદ્રસૂરિ ગુજરાતમાંથી વિહાર કરી બાદશાહ પાસે આગ્રામાં પહોંચી મળી બંદીખાનેથી સર્વને છોડાવવાનો હુકમ મેળવ્યો. અને સર્વ સ્થળે સાધુઓ નિર્ભય વિચરી શકે ને કોઇ તેમને અટકાવે નહિ એવું વચન લીધુ.

મંડોવર દેશમાં બિલાડા ગામમાં ચોમાસું કરવા ત્યાંના સંઘે જઇ મેડતે શ્રીપૂજ્યને વિનતિ કરતાં બિલાડામાં ચોમાસું કર્યું. અને ત્યાં ૧૬૭૦ ના આસો માસમાં સ્વર્ગવાસ કર્યો. પછી પાલખીમાં લઇજઇ શબનો દાહ કર્યાનું વર્ણન છે. જિનસિંહસૂરિ તેમની ગાદીએ આવ્યા.

આ કાવ્ય માટે બે પ્રત સુરતમાં મારા જ્ઞાનપ્રવાસ દરમ્યાન મળી તેનો ઉપયોગ કર્યો છે. ત્યાંના જિનદત્તસૂરિ ભંડારમાંથી એક પ્રત સાલ વગરની મળી તે ઘણી અશુદ્ધ હતી તે પરથી પહેલાં ઉતારી લીધું પછી વડાચૌટાના ઉપાશ્રયમાંથી એક સારી પ્રત મળી તે સાથે તેને મેળવી લીધું.

તંત્રી.

રાગ આસાઉરી દૂહા.

ગુણનિધાન ગુરૂ પાય નમી, વાગવાંણિ આધારિ
યુગપ્રધાન નિરવાણની, મહિમા કહિસિ વિચાર. ૧

યુગપ્રધાન જંગમ જતિ, ગિરૂઆ ગુણે ગંભીર,
શ્રી જિનચંદ સુરિંદવર, ધુરિ ધોરી ધર્મધીર. ૨
સંવત **પંનરપચાનૂયે રીહડ** કુલ અવતાર,
શ્રીવંત સિરિયાદે ધર્યો, સુત સુરતાણ કુંમાર. ૩
સંવત **સોલચઉોત્તરે**, શ્રી જિનમાણિક્ય સૂર,
સૈં હથ સંયમ આદર્યો, મોટે મહંત પંડૂર. ૪
મહિપતિ જેસલમેરમેં, થાપ્યા રાઉલ માલ,
સંવત **સોલબારોત્તરે**, શત્રુ તણે સિર સાલ. ૫

ઢાલ જયતસિરી ૧ કરજોડી આગલિ રહી એહની

આજ વધાવો સિંધ મે દિન દિન વધતે વાનેરે,
પૂજ્યપ્રતાપ વાધે ધણો, દુસમન કીધા કાંનેરે. આ. ૬
સુવિહિ તપડ ઉજવાલીયડ, પૂજ્ય પરિહરઇ પા (!) યારે
ઉગ્રવિહાર વિહરતા પૂજ્ય, ગૂજ્જર ખંડ આયારે, આ. ૭
ઋષિ મતિયાંસું તિહાં થયો, અતિ જૂડી પોથી વાદેરે
પૂજ્ય વખત બલ કુમતીયાં પરગટ ગાલ્યા નાદેરે. ૮
પૂજ્યતણી મહિમા સુણી સન્માન્યા અકબર સાહિંરે.
'યુગપ્રધાન' પદ આપીયો, સહેર લાહોર ઉછાંહિરે. ૯
કોડી સવા ધન ખરચીયો, મંત્રી કર્મચંદ ભૂપાલેરે,
આચારિજ પદ તિહાં થયો, સંવત સોલ અડતાલેરે. ૧૦
સંવત **સોલબાવને** પૂજ્ય પંચનદી સાધીરે
જિત કાસી જય પામીયો કરી ગૌતમ જ્યું સિદ્ધિ
વાંધીરે. આ. ૧૧
રાજા રાણાં મંડલીક, આઇ નમેં નિજ ભાવેરે,
શ્રી જિનચંદસૂરીશ્વરૂ, પૂજ્ય સુસબ્દ નિત પાવેરે.
આ. ૧૨
સૈંહથકરિ જે દીખિયા, પૂજ્ય સીસતણા પરિવારો રે
આગમનિ અર્થે ભર્યા, મોટી પદવીધર સુવિચારોરે.
આ. ૧૩
દેસી સોમ સિવા સમા, પૂજ્ય કીધા સધવી સાચારે.
અવદાત સુગુરૂતણા, જાણે હીરા માણેક જાચારે. આ. ૧૪

દૂહા સોરઠા.

મહા મુનીસર મુગટમણિ, દરસણીયાં દીવાંણ,
ચોર્યાસી ગચ્છસેહરો, સાસણનો સુરતાણ. ૧૫
અતિશય આગર આદિલગિ, જૂડ કહૂં તો નેમ,
જિમ અકબર સનમાનીયો, તિમ વલિ સાહિ સલેમ. ૧૬

ઢાલ.

પતિસાહ સલેમ સટોપ, કીયો દરસણીયાં સોં કોપ,
એ કામણગારા કામી, દરબારથી દૂરિ હરામી. ૧૭-૧
એકનકું પાગ બંધાવો, +એકનકું નાસ અણાવો,
એકનકું દેસવટો જંગલદીજે, એકનકું પખાલિ
કીજે. ૧૮-૨
એસાહિ હુકમ સાંભલીયા, તસુ કોપ થકી ખલભલીયા,
જજમાન મિલી સંજતના, દરહાલ કરે ગુરૂ જતના. ૧૯-૩
કે નાસિ હીંદૂ પૂઠિ પડિયા, કેઇ મઇવાસેં જઇ ચઢીયા,
કેઇ જંગલ જાઇ બેઠા, કેઇ દોડી ગુફા જાઇ પઇઠા. ૨૦-૪
કેઇ નાસતજ વને ઝાલ્યા, તે આણિ ભાખસી ઘાલ્યા,
પાણી ને અન્ન જ પા(રા)લ્યા, વયરીડા વયરસું સાલ્યા.
૨૧-૫
ઇમ સાંભલી સાસનહીલા, જિનચંદસૂરીસ સુસીલા,
ગુજ્જરાતિ ધરાથી પધારે, જિનસાસન વાન વધારે.
૨૨-૬
અતિ આસતિ બલિંભાલી, અસુરાં ભય દૂરે પાલી,
ઉગ્રસેન પુર પાવધારે, પૂજ્ય સાહિ તણે દરબારે. ૨૩-૭
પૂજ્ય દેખિ દીદારે મિલીયા, પતિસાહ તણા કોપ ગલીયા,
ગુજ્જરાતિ ધરા કયું આએ, પતિસાહિ ગુરૂ વતલાએ.
૨૪-૮
પતિસાહિકું દેણ આસીસ, હમ આએ સાહિ જગીસ,
કાહે પાયા દુઃખસરીર, જાઓ જોપ કરો ગુરૂ પીર. ૨૫-૯
ઇક સાહિ હુકમ જઉ પાવાં, બંદીયડાં બંદિ છોડાવાં
પતિસાહી ખયરાતિ કરીજે, દરસણીયાં દૂઓ દીજે.
૨૬-૧૦
પતિસાહ હતો જે જૂડો, પૂજ્ય ભાગ્ય બલે અતિ તૂઠો,
જાઓ વિચરો દેસ હમારે, તુમ્હ ફિરતાં કોઇ ન વારે.
૨૭-૧૧
ધન ધન ખરતરગચ્છ રાયા, દરસણીયાં બંદિ છૂડાયા,
પૂજ્ય સુજસ કરી જગિ છાયા, ફિરિ સહૂ રમતે આયા.
૨૮-૧૨

ધન્યાસિરી દૂહા.

શ્રાવક શ્રાવિકા બહુ પરિઇં ભગતિ કરે સુવિશેષ,
આણ વહે ગુરૂરાંજની, ગોતમ સમવડિ દેખિ. ૨૯-૧

---

+ પા૦ એકનકું દેસવટો દિલાવડ, એકનકુ પખાલી કીજઇ, એકનકું બંદિખાને દીજે, ૧૮

ધરમાચારિજ ધર્મગુરૂ ધર્મ તણો આધાર,
હિવ ચોમાસો જિહાં કરે, તે નિસુણો સુવિચાર. ૨૯-૨
ધવલ ધન્યાસિરી ઢાલ ચિંતામણિ પાસ પૂજિયે.
દેસ મંડોવરિ દીપતો, તિહાં બિલાડા નામોરે
નગર વસે વિવહારિયા, સુખસંપદ અભિરામોરે.
ધોરી ધવલ જિહાં રહૈ, ખરતર સંઘ પ્રધાનોરે ૩૦ દેસ. ૧
કુલદીપક કટારીયા જિહાં ધરિ બહુ ધન ધાનોરે.
૩૧ દેસ. ૨

પંચ મિલી આલોચિયા ઇહાં પૂજ્ય કરે ચોમાસોરે
જનમ જીવિત સફલો હુવો સયણાં પૂજ્ય આસોરે.
૩૨ દેસ. ૩

ઇમ મિલિ સંઘ તિહાં થકી, આવે પૂજ્ય દીદારે રે,
મહિમા વધારે મેડતેં. પૂજ્ય વંદી જનમ સમારે રે.
૩૩-દેસ. ૪

જુગ વર ગુરૂ પાઉધારીયે, સંઘ કરે અરદાસોરે
નયર બિલાડે રંગસું, પૂજ્યજી કરે ચોમાસોરે. ૩૪
ઇમ સુણી પૂજ્ય પધારીયા. બીલાડે રંગરોલરે
સંઘ મહોત્સવ માંડીયો, દીજે તુરત તંબોલરે.૩૫ દેસ. ૫

દૂહા.

પૂજ્ય ચોમાસો આવીયા, શ્રી સંઘ હરખ ઉછાંહ,
વિવિધ કરે પરભાવના, લ્યે લખમીનો લાહ. ૩૬
પૂજ્ય દીયે નિત દેસના, શ્રી સંઘ સુણે વખાણ,
પાખી પોસહિતા જિમે, ધન જીવીત સુખ માણ. ૩૭
વિધિસું તપ સિદ્ધાંતના, સાધુ વહે ઉપધાન,
પૂજ્ય પજૂસણ પડિકમે, જંગમ યુગપ્રધાન. ૩૮
સંવત સોલે સતરે આસૂ, માસ ઉદાર,
સુર સંપદ સુહગુરૂ લહી, તે કહિસું અધિકાર. ૩૯

ઢાલ ભાવનરી.

નાણુંઇ નઇ નિહાલે હો પૂજ્યજી આઉખોરે તેડી
સંઘ પ્રધાન,
જુગવર આપે હો રૂડી સીખડીરે સુણજ્યો પુણ્ય
પ્રધાન. ૪૦ નાણુ.
ગુરૂકુલ વાસે હો વસિજ્યો ચેલણારે મત લોપો
ગુરૂ કાર સાર.
અનઇ વલિ સંયમ પાલજ્યોરે સૂધો સાધુ આચાર.
૪૧ નાણુ.
સંઘ સહૂનેં ધર્મલાભ કાગલેરે લિખિજ્યો દેસ વિદેસ,
ગચ્છ ધુરા જિનસંઘ નિરવાહિસ્યેરે કરજ્યો તસુ
આ દેસ. ૪૧.
સાધુ ભણી ઇમ સીખ દેં પૂજ્યજીરે, અરિંત સિદ્ધ સુસાખિ,
સેં મુખ અણુસણ પૂજ્યજી ઊચરેરે, આસૂ પહિલે
પાખી. ૪૪
જીવ ચઉરાસી લખ ખમાવિનેરે, કંચણ તૃણ સમનિંદ,
મમતા ને વલિ માયામોસો પરિહરીરે, ઇમ નિજ
પાપનિકંદ. ૪૫
વયર કુમાર જિમ અણુઅણ લીયોરે. પાલિ પહુર ચ્યાર,
સુખનેં સમાધેરે ધર્મનેરે પહુચે સરગ મઝાર. ૪૬
ઇંદ્રિ તણી તિહાં અપછર ઉલગેરે, સેવા કરે સુરવૃંદ,
સાધુ તણુ ધર્મ સૂધો પાલિયોરે, તિણ ફલિયા તે
આણંદ. ૪૭

ગોડી રાગઇ દૂહા.

ગંગોદક પાવન જલે પૂજ્ય પરવાલી અંગ,
ચોવા ચંદન અગરજા સંઘ લગાવે રંગ. ૪૮
વાજા વાજે જન મિલે, પાર વિહૂણા-પાત્ર,
સુરનર આવે દેખવા પૂજ્ય તણો સુભગ્ગ. ૩
વેસ વણાવી સાધુનો ધૂપિ સયલ સરીર,
બેસારી પાલખીયે, ઊપરિ બહુત અબીર. ૪૯

રાગ ગોડી—શ્રેણિક મન અચરિજ થયો. એ દેશી.

હાહાકાર જગત હુઓ મોટો પુરૂષ સમાંણોરે,
વડ વખતિ વિશ્રામીયો, દીવે જ્યું બુઝાણોરે,
પૂજ્ય પૂજ્ય મુખે ઉચરે નયણે નીર નવિ માયેરે;
સુહગુરૂ સાલે સાંભરે હીયડુ તિલ તિલ થાયેરે. પૂજ્ય. ૫૦
સંઘ સાધુ સહુ વિલ વિલે હા ખરતરગચ્છ ચંદોરે,
હા જિણસાસણ સામીયા, હા પરતાપ દિણિંદોરે.
પૂજ્ય. ૫૧
હા મરજાદ-મહોદધિ હા સરણાગત-પાલરે,
હા ધરણીધર ધારિયા, હો નરપતિ સમ ભાલરે. ૫૨
બહુ વન સોહે ભૂમિકા બાણ ગંગાનઇ તીરરે,
આરોગી ક્રિસણાગરઇ વાજઇ સુરભી સમીરરે,
બાવન્ના ચંદન કરી, સુરહા તેલની ધાર;
ધૃત વૈશ્વાનર તરપિનાઇ કીવઉ તસુ સંસ્કાર. ૫૪
વૈશ્વાનર કેહનઉ સગો. પિણ અતિ સઉરો યોગોરે,
નવી દાધી પૂજ્ય મુહપતી, દેવૈ સગલા લઉકોરે. ૫૫
પુરત રતન વિરહ કરી સાથિ નગરચો(પા૦ન મરવો)થાવેરે
સાંતિનાથ સમરણ કરી, સિંઘ સહુધરિ આવેરે. ૫૬

રાગ ધન્યાસરી.

સુવિચારી હો પૂજ્યજી તુમ્હ વિણુ ઘરીરે છ માસ,
દરસણ દિખાડો આપણો હો સેવક પૂજે આસ. ૫૭
એક રસૌ પાવ ધારીયે હો દીજે દરસણ રસાલ,
સિંઘ ઉમાહો અતિ ઘણો વંદણ ચરણ ત્રિકાલ. ૫૮
વાલ્હેસર રલીયામણા હો, જે જગિ સાચા મિત્ત,
તિણથી પાંગરો (પા૦ પધારો) પૂજ્યજીરે, મો મન એ પરતીત. ૫૯
ઇણ ભવિ ભવે ભવાંતરે હો તું સાહિબ સિરતાજ,
માત પિતા તું દેવતા હો, તું ગિરૂઓ ગચ્છરાજ. ૬૦
તું પૂજ્ય ચરણ નિત ચરચતાં હો, વંછિત વંછિત જોઈ
અસિય વિઘન અલગા ટલે હો, પગ પગ સંપદ હોય. ૬૧
સાંતિનાથ સુપસાઉલે હો, શ્રી જિનદત્ત સુરિંદ,
તિમ જુગવર ગુરસાંનિધે હો, સિંઘ સયલ આણુંદ. ૬૨
ગચ્છપતિ તું સિરતાજ.
મીઠા ગુણ શ્રી પૂજ્યના હો, જેહવી સાકર દ્રાખ,
રંચક કૂડ ઇંહાં નહી હો, ચંદ્ર સૂરિજ જિમ સાખ. ૬૩
તાસ પાટ મહિમા ગિરૂઓ હો સોહગ સુરતરૂ કંદ,
સૂર જેમ ચઢતિ કલા હો, શ્રી જિનસિંહ સુરિંદ. ૬૪
જુંગવર નામ જપે જય જયકાર, વંસ વધારે ચોપડા હો દિન દિન અધિકો વાન,
પાટોધર પૃથ્વીતિલો હો ચિરનંદો શ્રીમાન્. ૬૫
સુખકારી હો જુગવર નામે જય જયકાર,
યુગપ્રધાન ગુણ ગાવતાં હો નવ નવ રંગ વિનોદ,
એહનુ આસા ફુલે હો જંપે સમયપ્રમોદ. ૬૬

—શ્રી જિનચંદ્ર સુરિ નિર્વાણ અધિકાર સમાસં સં. ૧૮૫૩ રા લિ. રાજમદસ્ય હેનવે શ્રી સુરત બંદર મધ્યે ૪-૧૩ પો. નં. ૧૯ વડાચૌટા ઉ. સુરત.

તંત્રી.

---

# મૃગાંકલેખા.

[ લેખકઃ રા. મધુસૂદન ચિમનલાલ મોદી M. A. ]

ગતાંક પૃ. ૧૫ થી ચાલુ.

૪.

આ તરફ મૃગાંકલેખાની કૂખે લાખોનાં પેટભરે એવો કોઇક આત્મા સ્વર્ગથી ઊતર્યો; અને તેના અપજશની સાથેસાથ વધવા માંડયો. એટલે તો પદ્માનો ક્રોધ વધ્યો અને સાગરદત્તની સંમતિ લેઇ એણે મૃગાંકલેખાને તરછોડી કાઢી.

"અહહ પાપિણિ, ત્હારા બેય પક્ષરૂપી કક્ષને બાળનારી, કલંકકાદવે ખરડાયલી, આ શું તારામાં અણદીઠું ને અણસાંભર્યું ઉપન્યું છે ?"

મૃગાંકલેખા નમસ્કાર કરતી પગે પડી અને કરગરવા લાગી "માતાજી. તમારાજ પુત્ર, એમના મિત્રની સાથે પ્રયાણદિવસની રાત્રિએ આવ્યા હતા અને મારે સંગે રહ્યા હતા. અને એ સંકેતના ચિહ્ન તરીકે પોતાની નામ-કોતરેલી મુદ્રા આપી પોતેજ મારો મોતીનો હાર સાથે લેઇ અહિંથી ગયા છે. એ બધું ઉવેખી પછી જે દંડ તમને જુગતો લાગે તે ગૂજારો."

પણ કુટિલ હાસ્ય કરી વિષ વામતી નાગિણી સમી પદ્માએ ઉદ્ગાર કાઢયાઃ "ઓ ઊખડેલ, એમ પ્રપંચો કરવા અમનેય આવડે છેઃ સ્ત્રીચરિત્રમાં અમે પણ વિશારદ છીએઃ—અને વળી અમારા દીકરાની ગત અમે બરાબર જાણીએ છીએ; એટલે તારાં વચનમાં અમને ક્યાંથી પત પડે ? મેલા મનની સ્ત્રીઓ અચિંત્ય અને અવાચ્ય જેવી વસ્તુઓ કરતાં કાંઇ પાછી ફરતી નથીઃ કારણ કે

ધારવું જે નથી જુગતું બોલવું જે પણ યોગ્ય ના હોયે હતાશ બનતી નારી, ખરેજ તે પણ કરે અને કરાવે.

માટે જા, ચાલી જા, તારું મ્હોડું કાળું કર; હવે તો જો તારા જેવી દંભિલીને રમ્મા રહેવા દે તો."

પદ્માએ આમ મૃગાંકલેખાને ધૂતકારી કાઢી; ઘરબહાર કાઢી મૂકી; સખી સાથે દેશવટો દીધો; અને ધનસાર તથા રમ્ભાને દાસી મારફતે સંદેશો મોકલ્યોઃ 'તમારી દીકરીને બરાબર પારખજો; અને પછી ઘરમાં પેસવા દેજો; જો જો કાંઇ આડુંઅવળું ન કરી નાખો.'

એવામાં શિશિર-દગ્ધ પોયણી સમી મ્લાન-વદના, સૂર્ય-તાપે ઝાંખી મૃગાંકલેખાસમી મૃગાંકલેખા ચિત્રલેખા સખી સાથે પિયરનાં બારણે આવી પહોંચી.

મા-બાપને સાસુએ પ્રથમથીજ ભંભેરી મૂકયાં હતાં; એમણે એને ઘરમાં પેસતાંજ રોકી એટલે એનો બાઇ ધનંજય બાપ પ્રત્યે બોલ્યો:

"પિતાજી, સાસરવાસેથી દેશવટે કાઢેલી માટે બ્હેનને આપણે આમ તરછોડવી ઠીક નહિ. સાગરચંદ્ર સૈન્યમાંથી પાછા ફરે ત્યાં સુધી ઢાંકી કે ઉઘાડી રાખવી એજ મને તો બ્હેન કાજે ઉચિત લાગે છે. એની સાસુનાં વચન ઉપર વિશ્વાસ મૂકી તમે એને સ્વીકારતા નથી તેથી અપમાનની મારી ખરેજ એ પોતાના પ્રાણ છોડી દેશે. સાસરે તરછોડાયેલી બનેલી સુતાનો આધાર પિયરજ છે. કૃપા કરી એને મા કાઢી મૂકો; તમે પિતાજી છો માટેજ આમ મારાથી કહેવાય."

પુત્રની આજીજી છતાંય, અભાગિઓ, આવતી લક્ષ્મી જેમ પાછી વાળે તેમ સારવિહાણા ધનસારે એને કાઢી મૂકી. બાપના અપમાને અદકી દોહ્યલી મોતીસમાં સ્થૂલ આંસુ સારતી નગરની બ્હાર નીકળી પડી. એકલી ચિત્રલેખાજ સંગે હતી. દુર્જનો એના તરફ ઉપહાસ કરવા લાગ્યા, સજ્જનોએ એના તરફ અનુકમ્પા દર્શાવી; પૌરનારીઓએ એને આશ્વાસન આપ્યાં.

હંમેશ સાગરચંદ્રનો પન્થ પૂછતી, કરડા સૂરજના તાપે સંતપ્ત થઇ મધ્યાહ્ને સરોવર પાસે આવેલા તરુમૂલે ક્ષણભર વિસામો લેતી; અને પાછલે પહોર થતાંજ પાછી પ્રિયમાર્ગે પરવરતી. એના પગ અનેક સોયસમા તીક્ષ્ણ અણિઆરા દર્ભથી ચીરાઇ જતા હતા; અને આથી નીકળતી શોણિતની ધારાએ જાણે મહીમણ્ડલ અળતાથી રંગાતું હતું. આમ દુઃખી થતી એ આગળ જતી, દરેક નિર્ઝરમાં પાણી પીતી, વૃક્ષે વૃક્ષે વિસામો લેતી, કેટલાય દિવસ સૂના રાનમાં એ અટવાઇ. એક દિવસ તો એણે છૂટે મ્હોંએ રડવા માંડયું અને ગદ્ગદ વચને બોલવું શરુ કર્યું.

"અતિ આનન્દ-ભંડાર મેહશો દ્રુમરાજિને
સાગરેન્દો, જીવિતેશ, દેખાશે તું કદા મને ?

"પ્રાણપ્રિય, મેં કહ્યું છતાંય દીર્ઘદર્શી બની એ પ્રયાણરાત્રિએ તમે તમારા આગમનનું નિવેદન માત-પિતાને ન કર્યું; એ મારા જેવી પાપિણીના કુકર્મનાંજ વાનાં; ન્હોય એ તમારૂં દૂષણ ! હા, વનની, જલની અને ગગનની અધિષ્ઠાત્રી દેવીઓ, મારા સમી આમ દુઃખસાગરમાં ડૂબેલીનું કથન પ્રિયતમને કેમ કરતાં નથી ? ઓ તાત, અરે માતા, ભાઇએ તમને કહ્યુંય ખરૂં; ને તમે વ્હાલસોયાંય હતાં; પણ એ મારૂં પાપ કે તમે વજ્ર-થીય અદકાં કઠણ હૈડાં કર્યાં. હા દૈવ, તેં મને આખો જન્મારો એટલાં બધાં દુઃખની પાત્ર બનાવી છે કે તેટલા તરંગોય તરંગનાથ સમુદ્રના જલમાં નથી."

આમ ફરી ફરી વિલાપ કરતી પક્ષિઓના કોલાહ-લથી જાણે તરુરાજિઓને પણ રૂદન કરાવતી હતી. ત્રણ દિવસ સુધી આમ અરણ્ય મધ્યે એ નિરશના પડી રહી; એવે એની સખી ચિત્રલેખા બોલી:

"પ્રિય બ્હેન, આ વનમાં ભક્ષ્ય ફલાદિ મળે એમ નથી; જો તું કહેતી હોય તો કાંઇક કંદમૂલાદિ ખાઇને પ્રાણ ધારણ કરાય."

"સખિ, કન્દમૂલાદિ અનન્ત દેહોનાં બનેલાં છે; ને શ્રાવકાચાર પ્રમાણે અભક્ષ્ય છે; વનની વસમી આ-જીવિકામાં જો કે એ ખાવાની અનુજ્ઞા છે પણ આ અતિ અસાર પ્રાણના રક્ષણ કાજે એ ખાઇ નિયમભંગ હું નહિ કરૂં;" ભૂખે પીડાતી હતી તોય તેવે મૃગાંક-લેખા બોલી.

એટલામાં ચિત્રગુપ્ત નામે સાર્થવાહ ત્યાં આવી પહોંચ્યો; પોતાના સેવકોને મુખે એને ખરી વાત જાણી હતી એટલે એના દુઃખે દુઃખી થતો એ બોલ્યો: "બ્હેન, તું આમ કેમ મ્હોં મૂકીને રડે છે ? તું કયા સુભગ-શિરોમણિની પત્ની થાય ? તું જ્યાં મને કહેશે ત્યાં હું તને લઇ જઇશ."

એને પણ ચિત્રગુપ્તનું વચન સાંભળી સંતોષ કાંઇક થયો; અને એના આગળ પોતાની વાત કરી ને કહ્યું: "ઓ ભાઇ, તું મને શ્રીમાન્ અવન્તિસેન રાજાની સેના તરફ લઇ જા." એ પણ હા કહી, કુલદેવી પેઠે એને આરાધતો પોતાના કાફલામાં એને દોરી ગયો; અને તેને સાથે લેઈ તે આગળ ચાલ્યો. એને પણ એના સેવકજનોની સેવાથી કાંઇક શાંતિ વળી; પણ એટલામાં તો ચિત્રલેખા બળતણ ઇત્યાદિ આણવા કાફલા બહાર ગઇ કે એને ભિલ્લો પકડી ગયા. સાર્થવાહે એને સર્વત્ર શોધી પણ એ જડી નહિ. આમ પુનઃ તાજેતર દુઃખે સખી વિયોગથી એવું તો રડવા માંડયું કે આખોય કાફલો અતિશય ગ્લાનિમય થઇ ગયો.

"હા પ્રિયસખિ, કોની સાથે દુઃખડાંની વાત કરી

હવે હું મારા જીવને ઠળવા કરીશ? તારા વિના હવે મારા જેવી દેખાવીને કોણ દિલાસો દેશે? ને મારી સાથે દુઃખ કોણ સહેશે?" આમ વિલાપ કરતી એને જેમ તેમ કરી સાર્થવાહે શાંત કરી. પણ કેટલાક દિવસમાં એ નન્દિનપુરના પાદરે જેવો આવી પહોંચ્યો કે લાટદેશના અધિપતિ શ્રી શત્રુંજય રાજાના મિત્ર વિજયરાજે આ કાફલો માલવદેશથી આવ્યો છે એમ કહી આખોય રસાલો લૂંટી લીધો. આ સમયે પવનથી ચલાયમાન થતી ચંપકલતા સમી મૃગાંકલેખા આખા અંગે કાંપતી પલાયન કરી બાગમાં આવેલા દેવળના એક ખુણે સંતાઇ ગઇ. ત્યાં રાત્રે સિંહની ગર્જના સાંભળવાથી એ બહુ બ્હીતી; અને જેમ પૂર્વદિશા રવિને જન્મ આપે તેમ એને એક તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. તેના કુલરૂપી નભસ્તલના ચંદ્રમા એને જોઇ ચન્દ્ર પણ આકાશે ઉગ્યો;–અને વળી સત્પુરૂષના જન્મે કોણ ઉદય પામતું નથી? ચંદ્રની ચાંદનીએ પ્રકાશિત થએલા એ દેવભવનમાં મૃગાંકલેખા પુત્રજન્મના વિચાર કરતી દુઃખના ઓઘ વિસરી ગઇ અને હરખાવા લાગી. એણે એને ગોદમાં લીધો અને નારાભર્યું રડવા માંડ્યું:

"હે વત્સ, હું *નિર્ભાગ્યશિરોમણિ* છું; તારા જન્મે હું શા ઉત્સવ કરું? જો અત્યારે તારા બાપ પાસે હોત તો દેવોનેય આશ્ચર્યમાં નાખી દે એવો મોટો ઉત્સવ કરાવ્યો હોત. ઓ વત્સ, હીણી ભાગ્યરેખાવાળી મૃગાંકલેખાની કૂખે તું શેં અવતર્યો?" આમ વિલાપ કરતી હતી તેવામાં વનદેવી આવ્યાં અને એને ઉપદેશ દીધો:

"સમૃદ્ધિ કે હાનિ મોટાને નવ દીન હીનોને;
ઉદય ગ્રહણ વા હોયે ચન્દ્ર સૂરજને ન તારાને.
કપાએ શિરના કેશો, પાંપણો શું કપાય છે?
વધતા આત્મને નક્કી પ્રસંગે છે વિપત્તિઓ.

આમ આશ્વાસન આપી વનદેવતા અદ્રશ્ય થઇ ગઇ અને રાત્રિ પણ ધીમે ધીમે પૂરી થઇ. એટલે સા-

અન્યભવે કે આ ભવ શુભ અશુભ જે કાંઇ કર્યું તે એ જીવ પામે છે દેશાન્તરમાં જાય કદી તોયે અટકે કદી સાગર પણ કુલપર્વત જો ખોદતો મો[illegible] પણ નવ અન્ય જનમનાં નિજકર્મે બન્યાં દૈવપરિણા[illegible]

પછી એ બાળક, પાસે નદીતટે શૌચકાજે આ[illegible] વૈશ્રમણ શેઠની આગળ, એને જોતાંજ દૂતરાના મુખ પડી ગયું. એણે ત્યાં પ્રવાલદલસ્પીય કોમળ કમલન્ કરચરણવાળુ બાળક જોયું. એને ધનવતી નામે [illegible] હતી અને એનાં બાળક જીવતાં ન હતાં; તેથી [illegible] ઘણોજ આનંદ થયો અને આ બાળક એણે પોત પત્નીને આપી દીધું. એણે પણ તેજ સમયે જન્[illegible] પોતાનું મરેલું બાળક દાસી મારફતે ત્યાગી દઇ એ[illegible] સ્થાને આ નવીન બાળકને મૂકી દીધું. એ બંન્[illegible] માતપિતાની જેમ એનો જન્મમહોત્સવ કર્યો. બાર દિ[illegible] પૂરા થયા એટલે સુરેન્દ્રદત્ત નામ પણ પાડ્યું. એ માહાત્મ્યે વૈશ્રમણ યોગાજ સમયમાં વૈભવથી વૈશ્રમ એટલે કુબેર જેવો થયો; ધનવતીનો મરેલાં બાળક જન્મનો ગર્ભદોષ પણ જતો રહ્યો; અને વળી એ નરદેવ અને ધનદ નામે બે પુત્રો થયા. સુરેન્દ્રદત્ત પ[illegible] ધીમે ધીમે મોટો થવા લાગ્યો અને સુભગ તારુ[illegible] પહોંચ્યો; પિતાએ એને બત્રીશ વધૂઓ પરણાવી; [illegible] એણે ખરેખર દોગુન્દુકલીલા અનુભવી.

## ૫

મૃગાંકલેખા દેહ અને વસ્ત્રો ધોઇ જેવી સરોવ[illegible] પાછી આવી જુએ છે તેવો એણે પોતાની આન[illegible] કન્દલીના કન્દસમો પુત્ર ન જોયો. એ બેહોશ બની [illegible] અહા, કૂરવિધિથી લૂંટાયલી, મૂર્છા આવવાથી ચૈત[illegible] વિહોણી વજ્રથી હણાયી હોય એમ પડી ગઇ; [illegible] શિશિરઋતુની પવનલહરીએ એણે ચૈતન્ય પ્રાપ્ત અને વિલાપ કરવા માંડ્યો:

"વત્સ, શ્રીવત્સમત્સ્યાદિ-લક્ષણશ્રેણિ-લક્ષિત
સુવર્ણ વર્ણ રૂપે તું શી ગતે પડિઓ હશે?

હા, કેમ હું પુણ્યવિહોણી તને મૂકી જતી ર[illegible] પણ ખરેજ મને પ્રતિકૂલ વિધિએજ છેતરી. રે પ્રિયતમ, બાંધુ અને છેવટે પ્રિયસખીનો પણ વિ[illegible] વદના કરાવી તને સંતોષ ના વળ્યો? ઓ દુરાશય, આ ચિત્રે જોયતા પુત્રને પણ કષ્ટ આપે છે."

થયાણુંદિવસની રાત્રિએ આવ્યો મુદ્રાસનયુક્ત વસ્ત્રનો સગે રહ્યા હતા. અને એ સંકેતના ચિહ્ન ત[illegible] ખૂણે તાની નામ–કોતરેલી મુદ્રા આપી પોતેજ મારો મોતીનો હાર સાથે લેઇ અહિંથી ગયા છે. એ બધું ઉવેખી પછી જે દંડ તમને જુગતો લાગે તે ગૂજારો."

પણ કુટિલ હાસ્ય કરી વિષ વામતી નાગિણી સમી પદ્માએ ઉદ્‌ગાર કાઢ્યા: "ઓ ઊખડેલ, એમ

આમ વિલાપ કરતી હતી એવે લલિતા નામની ગોપવધૂએ એને જોઇ. મૃગાંકલેખાના દુઃખે દુઃખી થતી એણે એને કેમ કરી શાંત પાડી; અને એ પોતાના ગોકુલે લેઇ ગઇ. એણે એનું શરીર અતિ મધુર ગોરસથી સરસ બનાવ્યું. એક દિવસ એને એ ગોકુલના માલિક વસન્તે જોઇ. એનું શરીર સૂકાઇ ગયું હતું તોય એનું રૂપ સુરરમણીઓને પણ જીતી લે એવું હતું. મૃગાંકલેખામાં અત્યન્ત અનુરક્ત થએલા એણે લલિતાનાં ગોકુલમાં વસતા લોકોને મ્હોંએ બહુ જ વખાણ કરાવ્યાં. એણે પણ આવાં જનસમુદાયનાં આક્રમણો હતાં તોય એ વસન્તને શત્રુ જેમ જોવા માંડયો. એ સુલલિત લલિતાએ મૃગાંકલેખાનાં સુનિશ્ચલ શીલ-આચરણ જોઇ લલિત-વચને ગોકુલપતિ પ્રત્યે બોલીઃ "સ્વામિન્, બીજી કોઇ પણ સતી હોય તે પૂજ્ય છે—તો આનો આપના ઘરે આવેલી છે તેમ નહિ?" પણ કામની ઘેલછાએ ઘેલા બનેલા એણે મનમાં વિચાર્યુંઃ "ખરેખર, જ્યાં સુધી એ મારે ઘેર નહિ આવે, ત્યાં સુધી મારૂં વચન માનશે નહિ. અહિં મારી સમીપ જોરબળથી પણ હું એને આણીશ." પછી તો રાત્રે સુખે સૂતેલી એને ચોને પકડી ઘેર તાણી આણી; અને એને બહુ બહુ પ્રાર્થના કરી. તેના શીલના પ્રતાપે એ પાતકી ઝેરી ઉલટીથી ત્યાંનો ત્યાં મરી ગયો. માટેજ,

જરા ઊલટયો ગોકુલમાં ચંદ્રકિરણના મિત્રસમ એનો
કારણ, શું શું નિર્મલ શીલ જગતમાં ખરેજ ના સાધે?

વસન્તના પરિજનોએ એને સત્કારી લલિતાના ગૃહ તરફ મોકલી દીધી, રસ્તામાં તે ભૂલી પડી અને જંગલમાં આવી પડી. માર્ગના શ્રમે થાકેલી તે વડના ઝાડ નીચે બેઠી. પોતાનાં કર્મફલોને વિમાસતી એને મકરન્દ નામના એક તપસ્વીએ જોઇ. કરુણા—ભરપૂર એણે એની વસ્તુસ્થિતિ પૂછી અને પોતાના આશ્રમે એને લેઇ ગયો અને કુલપતિ સમક્ષ આણી એણે એને પુત્રી તરીકે ગણી તાપસો સાથે મોકલી. તાપસોએ એને મન્દાર નામના ગામને પાદરે છૂટી મૂકી. પણ જેવી એ સંધ્યાકાળે ગામમાં પ્રવેશતી હતી તેવે તે ગામના સુન્દર નામના મુખીનાં માણસોએ એને પકડી અને ભદ્રકાળીના મંદિરે ઓગણીશ કેદીઓની વચ્ચે છોડી દીધી. સુન્દરે બાધા લીધી હતી કે "મારે ઘેર પુત્રનો જન્મ થાય તો દશ પુરુષો અને દશ સ્ત્રીઓનું ચંડિકાને મારે બલિદાન કરવું." આ પ્રતિજ્ઞા પરિપૂર્ણ કરવાના હેતુથી એણે ભદ્રકાલીના મઠમાં બધાય કેદીઓને એકઠા કર્યા અને એ બોલ્યોઃ "રે રે બન્દિજનો સાંભરો, અમારો એ કુલ ધર્મ છે કે પુત્રજન્મ થયે વીશ કેદીનો ભોગ કાલીને આપવો; માટે જીવિત સીવાય જે કાંઇ તમારું ઇચ્છિત હોય તે માગો."

બન્દિવૃન્દે વિચાર્યું; "વજ્ર પડો આ કુલ ધર્મ ઉપર કે આવો જીવવધ આચરવો પડે; કહ્યું છે કે,

જે નિજ—જીવિત—કાજે ત્યાગે અમરાવતીનું પણ રાજ્ય
તોયે હિંસા—પાતક તેનું કયમ અન્યદાનથી ટીટે?
મેરુગિરિ કનકંદાન દ્રવ્યતણા દે કોટિ ઢગલાઓ
તેય દાનથી ન છૂટે મારે જો એક પણ જીવને."

મિત્ર એ સહજ બને એવી હતી. જેવી એ સમીપ આવી કે બાલાએ બોલવા માંડયુંઃ "હે રાક્ષસિ, જો મારા હૃદયમાં સાગરચંદ્ર એજ પતિ મેં એકાગ્રતાથી ધાર્યો હોય, તો તું અહિં એકદમજ હણાઇ જા." આમ બોલતા સાથે તો તે રાક્ષસી હાથણી જેમ બની ગઇ.

એ વડના ઝાડ નીચેજ એણે રાત્રિ ગાળી; અને સવારે મુસાફરી શરુ કરી, સિદ્ધાર્થપુરની બહારના બાગવાળા દેવળમાં માર્ગે થાકી જવાથી વિસામો લેવા બેઠી. દૈવયોગે કામસેના નામની ગણિકાએ નિરુપમ રૂપના ભંડારસમી આ બાલાને જોઇ; એટલે તો એણે એને ઉપાડી પોતાને ઘેર આણી. એ ગણિકાએ કહ્યું.

"ગણિકાધર્મનો અંગીકાર કર; અને તારુણ્યતરુનું ફલ પ્રાપ્ત કર; અને સ્મરદેવને પૂજ." આવાં કર્ણને ફાડતાં વચન સાંભરી તે બોલીઃ "ઓ રૂપજીવા, મેં મારા બાલપણથી શીલ પાળ્યું છે; અને મારાં બન્નેય કુલરૂપી પર્વતો ઉપર વજ્રસમું વેશ્યાત્વ હું નહિ સ્વીકારૂં." આથી તો એ દુષ્ટા ઘણીજ ગુસ્સે થઇ અને મૃગાંકલેખાને એણે સખત જકડી; તો પણ સતીમતમાં દૃઢ એવી મૃગાંકલેખા પોતાના આચરણમાંથી ભ્રષ્ટ ન થઇ. દૈવવશાત્ તેજ રાત્રે વેશ્યાએ કીનાશનિશાન્ત—વ્રત આદર્યું; પૂરેપૂરૂં પાપનું ફલ મળશેજ એમ જાણવા છતાંય ડાકિનીઓએ એને બળજોરીથી વેશ્યાના પગ

આગળ મૂકી; તોય પણ મૃગાંકલેખા ત્રિકરણ શુદ્ધિથી પોતાના શીલને પાળતી બેસી રહી; અને એમનું કહેવું કોઇ રીતેય માન્યું નહિ.

છેવટે ગણિકાએ શ્રી કનકધ્વજરાજાની આગળ એના રૂપસૌન્દર્યની અધિકતા વર્ણી. રાજાનું મન એની સાથે રતિ–વિલાસની લાલસાએ અતિ વિવશ બન્યું; અને એને આણવા કાજે પ્રતિહારને પાઠવ્યો. મૃગાંકલેખાએ તો એ પ્રતિહારને કોઢિઆ જેમ જરી કેય સત્કાર્યો નહિ; આલાપ સરખાથીય ગણકાર્યો નહિ. એ તો તેના તરફ ચપળ મધુરાં વચને બોલવા લાગ્યોઃ "હે સુભ્રુ, આ રાજાનો અભિયોગ છે; અને એની વિરૂદ્ધ જવું એ બરોબર નથી. તું જાતેજ વિચારચતુર છે." તો પણ એ મૌનધારીજ બેઠી; એટલે તો એ પ્રતિહારે તો એને જોરથી સુખાસનથી નીચે નાખી દીધી, મૃગાંકલેખાએ પણ યુક્તિ વાપરી; કપટથી એણે પણ ગાંડી હોય એમ વર્તવા માંડયું. સુખાસનથી નીચે પડી કે તે ભૂમિ ઉપર આળોટવા લાગી અને ગમે તેમ બોલવા મંડી; વસ્ત્રો ફાડવા લાગી અને જાણે કસ્તુરીનો લેપ હોય તેમ આખે અંગે કાદવ ચોળવા લાગી; અને પાસે બેઠેલાં માણસોને, ઢેફાં, લાકડી કે મૂઠી ઇત્યાદિથી મારવા લાગી. એટલે વેસ્યાઓએ એને પાછી વાળી ઘેર આણી. એ દુઃખી બનેલાં આમ જ્યારે સર્વે મૃત્યુના ભયથી મૌન ધારી બેઠા હતા તે વખતે મૃગાંકલેખા તેના પ્રત્યે બોલીઃ "ભાઇ, હું તને યાચના કરૂં છું કે તું મનેજ પ્રથમ માર; પછી તને જે રુચે તે કર. દેવતાના અને બલના આક્રમણને લીધે હું તને આ સીધું વચન કહું છું; નહિ તો સમકિત–ઇચ્છનારનો વ્રતભંગ થાય. કેમકેઃ પ્રાણિવધ જોનારને પણ મહાપાતક બેસેછે...માટે મને પ્રથમજ મારી નાખ કે તારાથી મરાતા અન્ય જીવો મારે જોવા ન પડે."

આ વચન સાંભરી સુન્દરને સારી બુદ્ધિ ઉપજી અને મનમાં દયા પરિણમી. એણે મૃગાંકલેખાને કહ્યુંઃ "બ્હેન, જા તું છૂટી છે–તું કે જેના મનમાં આવી અદ્દભુત મતિ ઉપની."

એણે પણ અવસર મળ્યો જાણી તેના તરફ બોલીઃ "ભાઈ, આ લોકને પાછળ મરતા રહેવા દઈ, હું એકલી જીવતી આંહિથી નહિ જાઉં; માટે એ બધાને મૂકી મનેજ મારી નાખ અને કૃપા કર; શા કાજે વિલંબ કરે છે?"

એટલે સુન્દરે પણ તેનાં કૃપા ભર્યાં વચનો સાંભરી વિસ્મયથી માથું ધુણાવ્યું; એના મનમાંય થયું કે–"શી ઉપકારભરી મતિ!" આમ વિચારતાં એના મનમાં એક સૂક્ત યાદ આવ્યુંઃ

નિજપ્રાણે પરપ્રાણો રક્ષે છે શ્રેષ્ઠ સજ્જનો,
અધમો પણ કરે જૂદું આથી મુજ સમાજનો.

પછી તેણે એને પૂછી, જીવવધ ત્યાગ કરવાનું વ્રત લીધું અને કેદીઓને છોડી મૂકયા. તેઓ પણ એને કુલદેવતા જેમ સ્તવી, છૂટી ગએલા હોવાથી, પોત પોતાને સ્થાનકે ગયા. પછી તે પણ આગળ ચાલી અને એવામાં માર્ગે લળતી જીભ વાળો અને દંષ્ટ્રાએ વિકરાલ મુખવાળો અને ચણોઠીના પુંજસમાં રકતનયનો વાળા સિંહને ભક્ષણ કાજે તરાપ મારતો જોયો. એનું અંગ ભયથી ધ્રૂજવા લાગ્યુંઃ એને લાગ્યુંઃ "હવે મારી શી ગતિ થશે?–અથવા આમ શે' વિમાસવું? મારા શીલની મોટપ એ મારા રક્ષણ કાજે મોટું અસ્ત્ર છે."

એટલે એ સિંહ તરફ બોલીઃ "ઓ સિંહ, જો મારા પતિ સીવાય મેં કોઇને પણ મનથી વિચાર્યો હોય તો મને તું ખાઇ જા; નહિ તો તું તારા સ્થાનેજ થંભી જા." એની વાચાથી ત્રસ્ત થઇ સિંહ તેજ સ્થાને થંભી ગયો.

તે પણ આ દુઃખથી મુક્ત બની આગળ ચાલવા લાગી; ગિરિ, નદી, સરોવર અને વનો ઓળંગવા લાગી; અને આમ કરતાં સંધ્યાકાળ સમયે એકવાર વિસામા કાજે વડના ઝાડ નીચે જતી હતી તેવામાં એણે એના ભક્ષણ કાજે દોડતી રાક્ષસીને જોઇ. એનું મુખ ફાટેલું હતું; અને એનો દેહ તમાલસમો શ્યામ હતો; કાલરાત્રિની વેસ્યાઓએ મંત્ર, જંત્રના વાદીઓને બોલાવ્યા. એણે તો એ પાસે આવ્યા કે એમને લાકડીથી મારવા લીધા. આથી છેવટે એ રાજાએ મહામંત્ર વિદ્યામાં નિશારદ એવા કનકબાહુ નામના પોતાના અંગરક્ષકને તેની દૈ.પ પરીક્ષા કરવા મોકલ્યો. એણે પણ એકાન્તમાં શ્રીચન્દ્રપ્રભસ્વામીની શાસનદેવતા જ્વાલામાલિનીને એ કન્યાના શરીરમાં ઉતારી અને મૃગાંકલેખાને

એના દોષ પૂછયા. દેવી પણ તેના મુખથી બોલીઃ "મહા સતીના શરીરે કદીય પણ દોષનો લવલેશ પણ હોતો નથી; અને આતો મહાસતીઓમાં આંક પામેલી સતી મૃગાંકલેખા છે. એ ભુવનપ્રસિદ્ધ સાગરચંદ્રની અતિ પ્રેમવતી પ્રિયતમા છે; અને એની મતિ જિન-મતના પાલનથી વિશુદ્ધ બનેલી છે. એ નિમિત્તશાત્ આદિ આવી પડી છે અને પોતાના શીલના પાલન-કાજે ઘેલી બનેલી છે. માટે તારે તો એને મૂર્તિમતી કુલદેવી જેમ રક્ષવી જોઇએ."

એણે પણ દેવીને વિસર્જન આપ્યું અને રાજાને ખરી વાત કહી. એ મૃગાંકલેખાને જગાડી લક્ષ્મીની પેઠે એને પોતાને ઘરે તેડી ગયો. એ પણ, જેને સુરલોકો પ્રતિહારસમા બન્યા હતા, જેનો શીલપ્રભાવ પ્રકટ થયો હતો—એવી એ પણ જનોની પૂજાતી ત્યાં રહી ચિંતન કરવા લાગીઃ

પુત્ર પડયો અન્ય સ્થળ, એમજ વલ્લભ અને દારી
સકલકુટુંબ બલિ જાયમ, વિછોદિયું એ ક્રૂર વિધાતાએ.

[ અપૂર્ણ. ]

---

# વિવિધ નોંધ.

(કાન્ફરન્સ ઑફિસ–પરિષદ્ કાર્યાલય તરફથી.)

**૧ સ્ટેન્ડીંગ કમિટીની બેઠકો.**

આ સભાની એક બેઠક દ્વીતીય શ્રાવણ શુદી ૧૧ સોમવારના રોજ (૨૭–૮–૨૮) રાતના મળી હતી. જે વખતે આવતાં અધિવેશન સબંધે રા. મોહનલાલ ખોડીદાસનો તા. ૨૩–૮–૨૮ નો આવેલ પત્ર રજુ કરવામાં આવ્યો હતો; અને ચર્ચાને અંતે સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું હતું કે ચાલુ સંજોગો અને તૈયારી માટેનો અવકાશ જોતાં ભાદ્રપદ શુદિ ૧૪–૧૫ ના દિવસોમાં શિવપુરી મુકામે અધિવેશન મેળવવાનો સમય અનુકૂળ નથી જેથી ક્રીસ્ટમસ જેવા બીજા અનુકૂળ સમયે કૉન્ફરન્સનાં અધિવેશન માટે ગોઠવણ થાય તો ઠીક એવો પત્ર વ્યવહાર કરવા રા. મોહનલાલ ખોડીદાસને જણાવવું.

૨ સંસ્થાનો આવક જાવકનો હિસાબ સમય તથા પુરતી સંખ્યાના અભાવે મુલતવી રાખવામાં આવ્યો.

૩ જૈનયુગ તથા સુકૃત ભંડાર ફંડના આવક જાવકના આંકડાઓ રજુ કરવામાં આવ્યા હતા.

તા. ૯–૯–૨૮ ના રોજ એક બીજી સભા મળી હતી જે વખતે આ સંસ્થાના એક રેસીડેન્ટ જનરલ સેક્રેટરી રા. શેઠ નગીનદાસ કરમચંદ તરફથી પોતાના હોદ્દાનું તા. ૨૭–૭–૨૮ ના પત્રથી આપેલું રાજીનામું રજુ કરવામાં આવતાં સદરહુ રાજીનામું ન સ્વીકારવા અને સ્વીકારેલી જવાબદારી ચાલુ રાખવા સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું હતું. બાદ સંવત ૧૯૮૪ ના અશાડ વદ ૦)) સુધીનો આવક જાવકનો હિસાબ તથા સરવાયું રજુ કરવામાં આવતાં તેની નોંધ લેવામાં આવી હતી. અને જૈનયુગ ખાતે રહેલી ખોટ કૉન્ફરન્સ નિભાવ ફંડ ખાતે લઇ જવા અને માંડી વાળવા ઠરાવવામાં આવ્યું હતું.

ચાલુ સાલનો હીસાબ તપાસવા માટે ઑડીટર તરીકે રા. શેઠ નરોત્તમદાસ ભગવાનદાસ શાહની સર્વાનુમતે નિમણુંક કરવામાં આવી હતી. બાદ સભાનું કામકાજ પૂરૂં થતાં સભા વિસર્જન થઇ હતી.

**૨ 'જૈન ચર્ચા' અને દીક્ષા પ્રકરણ.**

આ ચર્ચાના લેખકે પોતાની મુંબઇ સમાચારમાં એક અંકમાં જે ચર્ચા લખી છે તેથી કેટલીક ગેરસમજુતિ ઉત્પન્ન થવા પામી હતી. આ સબંધે અમને ઘણી લેખિત અને રૂબરૂ પૂછપરછ થતાં તે સબંધે બે ખુલાસા ઉત્તરોત્તર બહાર પાડવામાં આવ્યા છે જે આ નીચે આપીએ છીએ. પ્રથમ સામાન્ય ખુલાસો પ્રકટ કર્યા પછી પણ સાંજવર્તમાનમાં એક ભાઇએ તે સબંધે ઉલ્લેખ કરેલો હોઇ બીજો ખુલાસો તેના એક અંકમાં બહાર પાડવામાં આવ્યો હતો.

'જૈનચર્ચા' માં જણાવવામાં આવ્યું છે કે "વળી જૈન દીક્ષાના લેખ સબંધમાં પોતાની મનાતી બદનક્ષી કરનાર સામે કાયદેસર પગલાં લેનાર એક શ્રીમંત ગૃહસ્થ તે માટે આગેવાની લે અને ખરચ કરવા તૈયાર થાય તો એ બાબત કાયદેસર પગલાં ભરવા કેટલાકોએ ચર્ચા કરી હતી પણ પાછળથી તે બાબત પણ વધુ સંખ્યા ભેગી થાય તે સભા માટે

મુલતવી રહી હતી." આ હકીકત જણાવતાં વિસનગર વાળા રા. મહાસુખભાઇ ચુનીલાલ તરફથી અમને જે પત્ર લખવામાં આવ્યો હતો તે જાહેર પેપરોમાં પ્રકટ થયો છે જેથી અત્રે ટાંકવામાં આવતો નથી. સદરહુ પત્રનો અમારો જવાબ તેમણે પ્રકટ કરેલો ન હોઈ તેનો ઉલ્લેખ કરવા જરૂર રહે છે, તેમને જવાબમાં જણાવવામાં આવ્યું હતું કે 'જે હકીકતોનો ઉલ્લેખ મુંબઇ સમાચારમાં પ્રકટ થયાનું જણાવવામાં આવ્યું છે તેવી કોઇ જાતની ચર્ચા આ સંસ્થાની કમીટીમાં લાવવામાં આવી નહોતી તેમજ તે સબંધી ચર્ચા લાવવાનું સદરહુ મીટીંગના કાર્યક્રમ પર નહોતું.

કોઇ પણ બિન જવાબદાર વ્યક્તિ આવી જાતની હકીકતો પ્રકટ કરે તે ભરૂસાપાત્ર ગણાય નહિ.'

**જાહેર ખુલાસો**—મુંબઇસમાચાર તથા અન્ય સ્થળે પ્રકટ થએલો છે.

(૧) આ કોનફરંસ અને તેની કમીટીની કાર્યવાહી તેમજ તે અંગે ચાલતા ખાતાઓ સંબંધે કેટલીક બીનજોખમદાર વ્યકતીઓ તરફથી એવી હકીકતો પ્રકટ કરવામાં આવે છે કે જેથી જૈનસમાજ આડે રસ્તે દોરાવા દરેક સંભવ રહે છે. આવી પ્રકટ થએલી બીના સંબંધે કેટલીક રૂબરૂ અને લેખીત પુછપરછ કરવામાં આવે છે, જેથી જાહેર હીતના કારણે અમારે સ્પષ્ટ જણાવવું જોઇએ કે આ કોનફરંસ અને તેના કાર્યવાહી અગર તેને લાગતી વળગતી કોઇ પણ બાબતમાં 'જૈન ચર્ચા' ના લેખક અગર બીજી કોઇ પણ બીનજોખમદાર વ્યકતી પોતાને રૂચતી હકીકતો પ્રકટ કરે તેથી અવળે માર્ગ ન દોરાવા વીનંતી કરવામાં આવે છે. તેમાં પ્રકટ થએલી બીના સત્યથી બીલકુલ વેગળી છે. આવી બાબતોમાં અમારા તરફથી સત્તાવાર રીતે અગર અમારી સહીવાલી પ્રકટ થએલી ન હોય તે ભરસાપાત્ર ન ગણવા અમે જૈનસમાજને ચેતાવીએ છીએ.

(૨) અત્રેથી જણાવવામાં આવે છે કે "જૈન-ચર્ચા"માં પ્રકટ થતી આ કૉન્ફરન્સને અંગેની હકીકતો સત્તાવાર રીતે અમારા તરફથી પ્રકટ થએલી ન હોય તે તે બિન ભરોસાપાત્ર ગણી તે પર દુર્લક્ષ્ય કરવા સબંધે એક સામાન્ય ખુલાસો અમારા તરફથી જાહેર છાપાંઓ જોગો મોકલી આપવામાં આવતાં પ્રકટ થયો છે. તે તરફ જૈન સમાજનું અમે ફરીથી ધ્યાન ખેંચીએ છીએ; અને સદરહું ચર્ચા તેમજ અન્ય લખાણોમાં આ કૉન્ફરન્સના અંગે જે હકીકતોનો ઉલ્લેખ થયો છે અને થતો રહ્યો છે તેની બધી વિગતોમાં હાલ ઉતાર્યા સિવાય તેને માટે અમારી પ્રથમની ચેતવણી ધ્યાનમાં રાખવા કહીશું; પરંતુ દીક્ષા જેવા મહાન્ પ્રશ્નની ચર્ચા સાથે આ કૉન્ફરંસને સંડોવવા સદરહુ ચર્ચાના લેખકે જે પ્રયાસ કર્યો છે તેથી લોકો આડે રસ્તે દોરાવા સંભવ છે એટલુંજ નહિ પરંતુ આ બિન પાયાદાર હકીકત ઉપસ્થિત કરવામાં અને કૉન્ફરન્સને સાથે જોડવામાં સદરહુ લેખકની ગમે તે જાતની નેમ હોય પરંતુ અમારે સ્પષ્ટ કહેવું જોઇએ કે આવી જાતની અસત્ય હકીકતો તે જાહેરાત આપવાથી જૈન સમાજનું અને આ સંસ્થાનું હિત કરવા તેઓ ચાહતા હોય તો તેમાં તેમની ગંભીર ભુલ થાય છે, એટલુંજ નહિ પણ સમાજ અને સંસ્થાને દરેક હાનિ થવા સંભવ રહે છે.

અસત્ય અને બિનપાયેદાર હકીકતો લખી પ્રકટ કરાવવાની અધમ પ્રવૃતિથી—સમાજ હિત ખાતર પણ લેખક મહાશયને દૂર રહેવા જણાવવામાં આવે છે.

આ કૉન્ફરન્સની કમિટીની બેઠક વખતે જણાવવામાં આવેલી દીક્ષા સબંધે ચર્ચા બિલકુલ થઇ નથી એટલુંજ નહીં પરંતુ તે જાતનું કામ કમિટી બોલાવનારા સરક્યુલરમાં જણાવાએલા કાર્યક્રમમાં દાખલ કરવામાં પણ આવેલ નથી. જેથી આ પ્રકટ કરવામાં આવેલી હકીકત તદન અસત્ય છે.

શેઠ નગીનદાસ કરમચંદ જેઓ આ સંસ્થાના એક એ. રે. જનરલ સેક્રેટરી છે તેઓએ પોતાના ઓદ્દાનું રાજીનામું આપેલું હતું પરંતુ સદરહુ રાજીનામું કમિટીએ મંજુર કર્યું નથી. આ હકીકત સબંધે પણ એક ભાઇએ ગઇ કાલ તા. ૧૨-૯-૨૮ ના સાંજમાં ચર્ચા કરી છે. પરંતુ છાપાઓમાં પ્રકટ થએલી હકીકતો પરથી તેમના જાણવામાં આવ્યું હશે કે સદરહુ રાજીનામું મંજુર કરવામાં આવ્યું નથી.

છેવટે અમે જાહેર જનતાને ફરીથી ચેતાવીએ છીએ કે જે હકીકતો પ્રકટ થાય તે સત્તાવાર થએલી ન હોય તો તે પર વજન મૂકવું નહિ.

જૈનચર્ચાના—લેખકે ઉપરોક્ત ખુલાસાઓ પ્રકટ થયા પછી પોતાની સ્થીતિ સંભાળવા અને સુવ્યવસ્થિત કરવા એક મેસેંજ બહાર પાડી છે. જેનો ઉત્તર આપવા અમે જરૂર જોતા નથી કેમકે જાહેર પત્રો અને ખાનગી વ્યક્તિઓને એ સબંધે લખાણુ અને પૂછ પરછ કરવા જરૂર પડી છે એજ તેનો ઉત્તર હોઇ નિરર્થક કાળક્ષેપ કરવા અમે જરૂર જોતા નથી.

૩ ગોધરાનો અત્યાચાર—આ પણુ પરમ પવિત્ર સંવત્સરીના દિવસે ગોધરામાં વરઘોડાના પ્રસંગે ભયંકર અત્યાચાર ત્યાંના ઘાંચી મુસલમાનોએ કર્યો હતો જેને પરિણામે ઘણાઓને ઇજા થઇછે અને વીર પુરુષોતમદાસનું ખેદજનક અવસાન નિપજ્યું છે. આ વીર તેમજ ત્યાંના આગેવાન જૈન ડૉકટર માણેકલાલ અને મુંબઇ ધારાસભાના ગોધરાના સભ્ય શ્રી. વામનરાવ મુકાદમે આ રમખાણુ અટકાવવા અને લાગતા વળગતા અધિકારીઓનું ધ્યાન ખેંચી ઘટતું કરવા તનતોડ પ્રયાસો કર્યાં હતા. શ્રી મુકાદમને પણુ સખ્ત ઇજા થઇ હોવાથી તેઓ આ લખાતાં સુધી સીવીલ હૉસ્પીટલમાં પડ્યા છે. આ અત્યાચારની વિગતો અમને મલી કે તુરતજ ના. ગવર્નર તથા ગોધરાના કલેક્ટરને નીચે મુજબ તાર આપવામાં આવ્યા હતા. બાદ ગોધરાથી તા. ૨૨ મી શનિવાર (સપ્ટેંબર) ના રોજ એક ભય ઉપજાવે તેવો તાર મળતાં તે તારની વિગતોનો અક્ષરશઃ સમાવેશ કરી ના. વાઇસરૉય મુંબઇના ના. ગવર્નર તથા ઉત્તર વિભાગના કમિશનર (અમદાવાદ) અને ગોધરાના કલેક્ટરને નીચે મુજબ તાર. કરવામાં આવ્યા હતા. સદરહુ અમને મળેલ તાર અત્રેના સ્થાનિક અગ્રેજ ગુજરાતિ છાપાંઓમા પ્રસિદ્ધ થતાં પૂનામાં કાઉન્સીલ Council વખતે સદરહુ તારની ચર્ચા થઇ હતી અને ના. સરકારનું ધ્યાન ખેંચાયું હતું. વળી આ સંસ્થાના ઉત્સાહી પ્રાંતિક સેક્રેટરી શ્રી. મૂળચંદ આશારામ ઝવેરીને પણુ શનિવાર (તેજ દિવસે) એજ મતલબનો તાર આપતાં ઉ. વિ. કમિશનરને રૂબરૂ મળી અરજ કરવા તથા તાત્કાલિક ઉપાય યોજવામાં આવે એવી તજવીજ કરવા જણાવવામાં આવ્યું હતું. તેઓ અમારો તાર પોતાને મળતાં રાત્રેજ કમિશનરને મળવા શાહીબાગ ગયા હતા પરંતુ કમિશનર સાહેબ પૂને જવા ઉપડી ગએલા હોવાથી વળતે દીવસે સવારના કલેક્ટરને મલ્યા હતા અને તેમના મારફતે મુંબઇ સરકારને બ દોબસ્ત માટે સખ્ત ભલામણુ કરવામાં આવી હતી અમને મળેલી બધી વિગતો જાહેર પત્રોમાં પ્રકટ કરવામાં આવે છે જેથી અત્રે સ્થળ સંકોચને લઇ પુનરાવર્તન કરવામાં આવતું નથી. અમારા તરફથી એક ખાસ પ્રતિનિધિને પણુ મોકલવામાં આવ્યો હતો જેણે ઘણી હકીકતો મેળવી હતી. જે બધી અન્યત્ર પ્રકટ થએલી છે.

૧. On behalf of All India Jains beg respectfully to draw your Excellency's attention to recent Hindu muslim riot at Godhra on jain Samvatsari occasion and the reported official indifference. Request early searching inquiries and due justice for those who have suffered and to bring real offenders to book. (ToH. E. The Governor of Poona). અનુવાદઃ જૈન સંવત્સરી પ્રસંગે તાજેતરમાં થએલ હિંદુ મુસ્લીમ હુલ્લડ તરફ તેમજ કહેવાતી અમલદારોની બેદરકારી તરફ આપ નામદારનું સબહુમાન સમગ્ર હિંદના જૈનો વતી ધ્યાન ખેંચીએ છીએ, અને તાત્કાલિક અને પૂરતી તપાસ કરવા, જેઓને સહન કરવું પડ્યું હોય તેને ઘટતો ન્યાય આપવા, અને ખરા ગુન્હેગારોને સજા કરવા અરજ કરીએ છીએ. (મુંબઇના ના. ગવર્નર પૂના.)

૨ ગોધરાના કલેક્ટરને તેજ મતલબનો તાર કરવામાં આવ્યો હતો.

૩ નીચે મુજબ ના. વાઇસરૉય. ગવર્નર મુંબઇ, ઉ૦ વિ૦ કમિશનર ગોધરાના કલેક્ટરને તારો કારવામાં આવ્યા હતા. (૨૨–૯–૨૮)

Our Godhra Agent wires situation still grave last night sudden attack upon Jain temple and certain Hindu streets mohamadan fired shots people panic-stricken local authorities indifferent. Please expedite necessary steps and immediate police protection,

સાર—:અમારો ગોધરાનો આડતીઓ તારથી જણાવે છે કે સ્થીતિ હજુ ગંભીર છે. ગઇ રાતે એકાએક જૈન દેરાસરજી અને કેટલાક હિંદુ લત્તાઓમાં હુમલો થયો હતો. મુસલમાને ગોળીઓ છોડી. સ્થાનિક સત્તાવાળાઓ બેદરકાર છે. મેહરબાની કરી યોગ્ય પગલાં તાત્કાલિક ભરો અને પોલીસ સંરક્ષણ સત્વરે મોકલો.

શ્રી પુરૂષોત્તમદાસ, શાહના કુટુંબ ઉપર દિલસોજનો પત્ર લખવામાં આવ્યો હતો, તથા શ્રી. વામન મુકાદમે કરેલ સહાય બદલ ધન્યવાદ આપતાં તબીયતનો સુધારો ઇચ્છવામાં આવ્યો હતો. આ સિવાય જૈન આગેવાનો સાથે ઘટતો પત્રવ્યવહાર કરવામાં આવ્યો હતો.

**૪ વિરપુર**—(ગોધરા)માં જૈન દેરાસરમાં મ્હોટી ચોરી થયાનું ગોધરેથી જાણીતા આગેવાન શેઠ પાનાચંદ હલસુખભાઇ તરફથી જણાવવામાં આવતાં તે બદલ વાડાસીનોરના દિવાન સાહેબ સાથે પત્ર વ્યવહાર કરવામાં આવ્યો છે.

**૫ સંવત્સરીનો જાહેર તહેવાર**—આ પવિત્ર દિવસને જાહેર તહેવાર તરીકે પાળવા ના. મુંબઇ સરકાર તરફથી આપણી માંગણીને માન આપી ઠરાવ્યાનું અમે ગતાંકમાં જાહેર કરી ચુકયા બાદ આ તહેવાર દરેક સરકારી ખાતાંઓ હાઇકોર્ટ, શાળાઓ વગેરેએ પાળવા ના. સરકાર તરફથી સરકારી ગેઝેટમાં જાહેર થયા છતાં અત્રેની સ્થાનિક સ્મૉલ કૉઝ કોર્ટ Small Causes Court માં સદરહુ દિવસે કામ કરનાર હોવાનું અમને આ પત્રના માનદ તંત્રી શ્રી. મોહનલાલ દલીચંદ દેશાઇ તરફથી જણાવવામાં આવતાં મુંબઇ સરકાર સાથે પુનઃ પત્ર વ્યવહાર કરી સદરહુ કોર્ટ બંધ રખાવવા પ્રયાસ કરવામાં આવ્યો હતો. સદરહુ કોર્ટ તરફથી ના. ચીફ જજ સાહેબ શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી સાહેબ તરફથી આપણી માંગણીને અનુમોદન આપવામાં આવ્યું હતું. અને કોર્ટ તે દિવસે બંધ રાખવા ના. સરકારે હુકમ બહાર પાડયો હતો.

**૬ બનારસ હિન્દુ યુનિવર્સિટી.**

551

The Beneras Hindu University,
25th August 1928.

To,
Seth Chinubhai Lalbhai Esquire,
Acting Resident General Secretary,
Shri Jain Swetamber Conference.
20, Pydhoni, Bombay 3.

Dear Sir,

With reference to the correspondence ending with your letter No. 760 dated the 16th instant. I beg to inform you that we have already instituted courses in Jain Logic & Philosophy in the College of Oriental learning and the Central Hindu College. We have combined courses in Jain and Buddhist Philosophy as the two are best studied from a comparative standpoint. As a matter of fact, we teach, from a general historical point of view, Jain, Logic and Philosophy. Jain thought forms an integral part of Hindu thought. So at every stage where we have a course in Hindu logic & philosophy, *students have to study and appreciate* the Jain standpoint.

In addition to this. a special course in Jain philosophy combined with Buddhist philosophy is prescribed for the B. A. (Honours) and M. A. Examinations in philosophy. We have also an independent course in Jainism as an optional subject for the M. A. Examination in Sanskrit.

I understand that our Pro-Vice-Chancellor had a talk with your representative at Bombay *in July*. I trust that you will kindly expedite

the arrangements for the endowment of a chair in Jain Logic & Philosophy at the University.

Yours faithfully,
Sd/ I. D. Tiwary.
Acting Registrar.

અનુવાદ—આપના ચાલુ માસની તા. ૧૬ મીના પત્ર નં. ૭૬૦ થી પુરા થતા વ્યવહાર સંબંધી હું જણાવવાની રજા લઉં છું કે અમોએ 'ઓરીઅન્ટલ લર્નીંગ' અને 'ધી સેન્ટ્રલ હિન્દુ કોલેજ'માં જૈન તર્કશાસ્ત્ર અને તત્વજ્ઞાનનો અભ્યાસ દાખલ કર્યો છે. અમોએ જૈન અને બુદ્ધિસ્ટ તત્વજ્ઞાનના વિષયો સાથે રાખ્યા છે. કારણ કે તુલનાત્મક દૃષ્ટિએ બન્નેનો અભ્યાસ ઉત્તમ રીતે થઈ શકે. ખરી રીતે જૈન તર્કશાસ્ત્ર અને તત્વજ્ઞાન અમે સામાન્ય ઐતિહાસિક દૃષ્ટિએ શીખવીએ છીએ. 'જૈન દર્શન' એ 'હિન્દુ દર્શન'નું એક ખાસ અગત્યનું અંગ છે. તેથી અમોએ જ્યાં જ્યાં હિન્દુ તર્કશાસ્ત્ર અને તત્વજ્ઞાનના વિષયો દાખલ કર્યા છે તેમાં પણ વિદ્યાર્થીઓને જૈન દર્શન શીખવાનું અને તેની કદર કરવાનું હોય છે.

આ ઉપરાંત બી. એ. (ઓનર્સ) અને એમ. એ. ની તત્વજ્ઞાનની પરીક્ષાઓમાં પણ જૈન સાથે બુદ્ધિસ્ટ ફીલોસોફીનો ખાસ અભ્યાસક્રમ દાખલ કર્યો છે; અને એમ. એ. ની સંસ્કૃતની પરીક્ષામાં પણ ઐચ્છિક વિષય તરીકે 'જૈનીઝમ'નો સ્વતંત્ર અભ્યાસક્રમ યોજવામાં આવ્યો છે.

હું માનું છું કે અમારા પ્રો. વાઇસ-ચેન્સેલર તમારા પ્રતિનિધિઓને મુંબાઇમાં તા. ૧લી જુલાઇના રોજ મળ્યા હતા. હું આશા રાખું છું કે આ યુનીવરસીટીમાં જૈન તર્કશાસ્ત્ર અને તત્વજ્ઞાનના વિષયો માટે જૈનચેર રાખવા માટેનો ફાળો આપવા મહેરબાની કરશોજી.

**૭ જૈન ધર્મ, મુનિમહારાજો, તથા તીર્થો–** સંબંધે કેટલાક અણઘટતા આક્ષેપોવાળો 'સીનેમા અને રંગભૂમિ, નામના એક અત્રેથી પ્રકટ થતાં સાપ્તાહિકના અંક ૨૦ પુ. ૧ મા 'આડંબર બાદ અને જૈનો' એ મથાળા હેઠળ એક લેખ પ્રકટ થયો છે. સદરહુ લેખ પ્રકટ થતાં આ સાપ્તાહિકના 'પ્રીન્ટર' અને 'પબ્લીશર' ને એક સખ્ત પત્ર લખવામાં આવ્યો હતો જેમાં સદરહુ લેખના લેખક મી. 'કાપાલિક' તથા પત્રના તંત્રીનાં નામો માગવામાં આવતાં જણાવાયું હતું કે સદરહુ લેખથી જૈન કોમની લાગણી ઉશ્કેરાએલી છે અને આ બાબતમાં અમને સલાહ મળ્યા મુજબ પગલાં લેવા ઇરાદો ધરાવીએ છીએ માટે માગવામાં આવેલાં નામો સત્વરે પૂરાં પાડવાં. (પત્ર નં. ૨૨૨૧ તા. ૨૬–૯–૨૮). આ પત્ર લખ્યા પછી તા. ૨૮મી એ મુંબઇના જૈન બંધુઓની એક જાહેરસભા બોલાવવામાં આવી હતી જેનો અહેવાલ આ નીચે આપીએ છીએ.

મુંબઇથી પ્રગટ થતાં અઠવાડીક 'સીનેમા અને રંગભૂમી' પત્રના પોતાના તા૦ ૨૨ મી સપ્ટેમ્બર ૧૯૨૮ ના અંકમાં જૈન મુનીરાજો અને મહાન તીર્થો પર ગલીચ હુમલાઓ "કાપાલીક"ની ગુપ્ત સંજ્ઞાધારીની સહી હેઠળ કર્યા છે. આથી મુંબઇના જૈન સમાજમાં ભારે ખળભળાટ મચી રહ્યો છે. આ ગલીચ નીંદનીય અને તીરસ્કારણીય હુમલાઓ સામે સખત તીરસ્કાર જાહેર કરવા અને તે સામે ઘટતાં પગલાં લેવા માટે શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સના આશરા હેઠળ મુંબઇના જૈનોની જંગી જાહેર સભા તા૦ ૨૯–૯–૨૮ ના દિને સ્હવારના ૮–૩૦ કલાકે પાયધુની, શ્રી ગોડીજીના ઉપાશ્રયમાં મુનીમહારાજ શ્રી વીજયલબ્ધી સૂરીજીના પ્રમુખપણા હેઠલ મળી હતી, જે વેળાએ આખું સભાસ્થાન જૈન સ્ત્રી પુરૂષોથી ચીકાર ભરાઇ ગયું હતું અને કેટલાકોને તો જગાના અભાવે પાછા ફરવું પડયું હતું. અને દાદરપર અગાશીના બારણામાં માણસોને મોટી સંખ્યામાં ઉભા રહેવું પડયું હતું.

સભાનું કામકાજ શરૂ થતાં શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સના રેસીડેન્ટ જનરલ સેક્રેટરી મી૦ ચીનુભાઇ લાલભાઇ શેઠે આજની સભા બોલાવવાનું સરક્યુલર વાંચી સંભળાવ્યું હતું.

મી૦ છોટાલાલ પ્રેમજીએ જણાવ્યું કે 'સીનેમા અને રંગભુમી' નામના અઠવાડીક પત્રે પોતાના તા૦ ૨૨ મી સપ્ટેમ્બરના અંકમાં જૈન ધરમ ઉપર 'કાપાલીક'ની સહી સાથે ખરાબમાં ખરાબ, અણઘટતા અને ખોટા આક્ષેપો કરી આપણી લાગણી દુઃખાવી

જો ઉત્સાહ આપનાર હોય તો યુવાનભાઈ હીંદુજી સારૂ કાર્ય આ લતામાં કરી શકે તેવું છે. તો દરેક ગ્રહસ્થો જરૂર ધ્યાન આપશે. **નીપાણી** અહીં જૈનના પંદર વીસ ઘર છે, દેરાસરજીની વ્યવસ્થા ખાસ વખાણવા જેવી છે. અહીં વ્યાખ્યાનમાં 'જૈનોનું કર્તવ્ય' એ વિષય સમજાવ્યા બાદ કૉન્ફરન્સના ઉદ્દેશ અને સુકૃત ભંડારની યોજના સમજાવતા શેઠ આત્મારામ નેમચંદ ભાઈના પ્રયાસથી સારૂ ફંડ થયું હતું.

**તાસગામ** અહીં જૈનના દસ પંદર ઘર છે. દેરાસરજી ભવ્ય વિશાળ અને મનોરંજક છે. વ્યવસ્થા સારી છે. અહી મુનીરાજશ્રી રાજવિજયજીના વ્યાખ્યાનમાં કૉન્ફરન્સના ઉદ્દેશ અને સુકૃત ભંડાર ફંડની યોજના સમજાવતા અને મુનીરાજ શ્રીરાજવિજયજીએ પણ સારી પુષ્ટિ કરવાથી ફંડમાં સારી રકમ થઇ હતી અહીં શેઠ ભગવાન ઉમેચંદ તથા ભાઇ ચત્રભુજની ધર્મ લાગણી સારી છે. **રહેમતપુર** અહીં જૈનના આઠ દશ ઘર છે, દેરાસરજી પણ સારૂં છે અહીં રાત્રીના સંઘ (પંચ) મેળવતા "જૈનોની પરિસ્થિતિ" વિષે સમજાવ્યા બાદ સુકૃત ભંડાર ફંડની યોજના મુકતાં શેઠ મુલચંદ વેલાજીની પહેલથી સારૂ ફંડ થયું હતું. **કોરેગામ** અહીં જૈનના દશ ઘર છે એક સંપી સારી છે સુકૃત ભંડાર ફંડમાં શેઠ નેમચંદ લખમીચંદની આગેવાનીથી સારૂં ફંડ થયું હતું. **દહિઉર** અહીં જૈનના પંદરેક ઘર છે. દેરાસરજીની વ્યવસ્થા સારી છે સાંજના સંઘ (પંચ) મેળવી "જૈનોની ઘટતી જતી વસ્તી" વિષય ઉપર ભાષણ આપ્યા બાદ સુકૃત ભંડાર ફંડની યોજના સમજાવતા ઉત્સાહી શેઠ નેમચંદ ખાપુચંદભાઈની પહેલથી સારી રકમ થઇ હતી. **વાઈ** અહીં જૈનના આઠ નવ ઘર છે દેરાસરજી પુરાતની વખતનું હોવાથી સુધારવા જરૂર છે વળી અહીં નજીક પંચગીની જૈનોને હવા ખાવાનું સ્થાન હોવાથી ઘણા ભાઇઓ અહીંજ સેવા પુજા વીગેરેનો લાભ લઇ રહ્યા છે તો આ દેરાસરજી સુધારવા માટે શ્રીમંત ગ્રહસ્થોએ ધ્યાન આપવા જેવું છે અહીં રાત્રીના પંચ (સંઘ) મેળવતા "સંપ" ઉપર વિવેચન કર્યા બાદ સુકૃત ભંડાર ફંડ માટે સમજાવતા ધર્મ પ્રેમી શેઠ ધુલાજી લાધાજીના ઉત્સાહથી સારૂ ફંડ થયું હતું.

**એકસંબા** અહીં જૈનના દશ બાર ઘર છે દેરાસરજીની વ્યવસ્થા સારી છે. રાત્રે પંચ (સંઘ) મળતાં "માનવધર્મ" ઉપર વિવેચન કર્યા બાદ સુકૃત ભંડાર ફંડની યોજના સમજાવતા શેઠ ડુંગરચંદ અમથાચંદની સલાહથી સારી રકમ મળી હતી. **ઇચલકરંજી** અહીં જૈનના આઠ દશ ઘર છે દેરાસરજીની વ્યવસ્થા સારીછે. અહીં સાધારણ રીતે જોઇએ તેવી એકસંપી જોવાતી નથી માટે આગેવાનોએ તે તરફ ખ્યાલ લેવા જેવું છે. અહીં રાત્રીના સંઘ (પંચ) મળતા "આપણું જીવન" તે વિષય ઉપર ભાષણ કર્યા બાદ સુકૃત ભંડાર ફંડની હકીકત સમજાવતા સારૂ ફંડ થયું હતું. પુના-બારામતી-સુપા-મોરગામ વગેરે તેમજ ઉક્ત ગામોમાં ફરતા દરેક ઉત્સાહી ગ્રહસ્થોએ સુકૃત ભંડાર ફંડને લાગણી પૂર્વક વધાવવાથી સારી રકમ મળી હતી પૂનામાં સારૂં ફંડ થયું હતું.

## ૧૦ 'સીનેમા અને રંગભૂમિ'નો જૈનોને જવાબ. મી. કાપાલિક અને સુંદરજી પંડયા માફી માંગે છે.

તા. ૯-૧૦-૧૯૨૮

રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓ,

શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ; ૨૦, પાયધુની મુંબઇ, ૩.

વિશેષ આપના આગલા પત્રોના જવાબમાં જણાવવાનું કે 'સીનેમા અને રંગભૂમિ' ના અંક ૨૦ તથા ૨૧, પુસ્તક ૧ માં અનુક્રમે 'આડંબરવાદ અને જૈનો' તથા 'જડ પૂજાવાદી જૈનકોમને' એ મથાળાં હેઠળ જે બે લેખો 'કાપાલિક'ની સંજ્ઞા હેઠળ લખાએલા પ્રકટ થયા છે અને જેથી જૈનકોમની લાગણી અત્યંત દુઃખાઇ છે તે લખાણો લખવા તથા પ્રકટ કરવા માટે અમો અંતઃકરણથી દિલગીર છીએ. સદરહુ લેખો અમે બીનશરતે પાછા ખેંચી લઇએ છીએ.

સમગ્ર જૈનકોમની સદરહુ લેખો લખવા તથા પ્રકટ કરવા બદલ અમે માફી માંગીએ છીએ અને ખાત્રી આપીએ છીએ કે ભવિષ્યમાં જૈનકોમની લાગણી દુઃખાય તેવા લખાણો લખીશું અગર પ્રકટ કરીશું નહિં.

અમોને આશા છે કે જૈનકોમ અમારી આ ખુલ્લા દિલની માંગણી સ્વીકારશે.

આ પત્રની વધારે નકલો તૈયાર કરીને ઉપલી

છાપાઓમાં તથા જૈનકોમના છાપાંઓમાં પ્રગટ કરવા માટે મોકલવાને હું આપને અધિકાર આપું છું.

'કાપાલિક'

સુંદરજી પંડયા

નોટઃ—તા. ૨૮–૯–૨૮ ના રોજ આ કાર્યમાટે મળેલી જાહેર સભામાં ઠરાવ્યા અનુસાર નિમાએલ કમિટીએ પોતાની તા. ૩૦–૯–૨૮ ની બેઠકમાં કરેલા નિર્ણય અન્વયે, મી. સુંદરજી પંડયા–તંત્રી–પ્રકાશક–પ્રીન્ટર–ને એક પત્ર લખી જણાવવામાં આવ્યું હતું કે તમારા 'સિનેમા અને રંગભુમિ' અંક ૨૧ પુ. ૧માં પ્રકટ થએલ 'જૈનકૉન્ફરન્સને મારો જવાબ' એ લેખ એક સંપૂર્ણ માફી તરીકે અમે સ્વીકારી શકીએ નહિં. જેથી તમે જિનશાસને સદરહુ દિલ-દુઃખાવનારા તમારા લેખો પાછા ખેંચી લ્યો અને જૈનકોમની સંતોષકારક રીતે સ્પષ્ટ શબ્દોમાં માફી માગો તો તે સંબધે અમારી કમિટી વિચાર કરી શકે નહિંતો સલાહ મલ્યા મુજબ પગલાં લેશે. 'કાપાલિક'નું ખરૂં નામ જાણવા આગ્રહ બતાવવામાં આવ્યો હતો. જેના જવાબમાં જે જાતની માફી આપશે ચહાતા હોઇએ તેનો ખરડો મોકલી આપેથી તેપર સહી કરી આપવા તત્પરતા દેખાડવામાં આવતાં તેવો ડ્રાફ્ટ તૈયાર કરવામાં આવ્યો હતો કે જે સદરહુ કાર્યમાટે નિમાએલ કમિટીએ પોતાની તા. ૫-૧૦-૨૮ ની બેઠકમાં મંજુર કરવામાં આવતાં મી. સુંદરજી પંડયાને મોકલી આપવામાં આવતાં ઉપર મુજબ માફીપત્ર અમને મલી ગયો છે જે આ છપાતાં અગાઉ સ્થાનિક અને બહારગામના દૈનિક અને અન્ય પેપરોમાં પ્રકટ થયો છે.

'સીનેમા અને રંગભુમિ' માં પ્રકટ થએલ લખાણો તથા તેવા અન્ય કાર્ય માટે પગલાં લેવા વગેરે કામો માટે તા. ૨૮–૯–૨૮ ની સભામાં અપીલ થતાં થએલાં ફંડની ટીપઃ—

૨૦૧) શેઠ નગીનદાસ કરમચંદ
૨૦૧) ,, મોહનલાલ હેમચંદ ઝવેરી
૨૦૧) ,, જીવાભાઇ પ્રતાપશી
૧૦૧) ,, રણછોડભાઇ રાયચંદ
૫૧) ,, છોટાલાલ પ્રેમજી
૫૧) ,, લલ્લુભાઇ ગુલાબચંદ
૬૧) ,, લલ્લુભાઇ કરમચંદ દલાલ
૫૧) ,, હરખચંદ કપૂરચંદ માસ્તર
૫૧) ,, પોપટલાલ ધારશી
૫૧) ,, ચુનીલાલ વીરચંદ
૫૧) ,, કેશવલાલ મોહનલાલ
૫૧) ,, મણીલાલ સુરજમલ
૫૧) ,, સાકરચંદ નગીનચંદ ફુલચંદ
૫૧) ,, ચીમનલાલ પોપટલાલ
૫૧) ,, જેસંગભાઇ મંગલજી
૨૫) ,, પ્રેમજી નાગરદાસ
૨૫) ,, માવજી પરસોતમ
૨૫) ,, ભાઇચંદ અમુલખ
૨૫) ,, બેચરદાસ હરિચંદ
૨૫) ,, ઝવેરભાઇ પનાજી
૨૫) ,, સવચંદ કચરાભાઈ
૧૫) ,, પરસોતમ ઝવેરભાઈ

પરચુરણ—

શેઠ મુલચંદ હીરાચંદ ૧૧) મુલચંદ ઇચ્છાચંદ ૧૧) રતનજી જેચંદ ૧૧) મુલચંદ મોતીલાલ ૧૧) હરીચંદ મીઠાભાઇ ૧૧) મોતીચંદ અમરશી ૧૧) ત્રીકમલાલ ન્યાલચંદ ૧૧) રતિલાલ કસ્તુરચંદ ૧૧) હીરાચંદ ખુબ-ચંદ ૧૧) તીલોકચંદ ૧૧) કાલીદાસ પટેલ ૧૦) રીખ-વદાસ નિહાલચંદ ૧૧) નરોતમ મનસુખ ૧૧) હરજી-વન ગોપાલજી ૧૧) સોમચંદ જસરાજ ૧૧) ડી. શાંતિ-લાલ કાંતિલાલ ૧૧) મી. શાહ રોકડા ૧૦) જીવાભાઇ ચતુરભાઇ ૧૧) દલેલસીંહ દીલીવાલા ૧૧) ડાહ્યાભાઇ કાલીદાસ ૫) બાબુલાલ મનસુખ ૫) મોતીચંદ વસ્તા-ચંદ ૫) ભગુભાઇ રીખવચંદ ૫) ચંદ્રાજી ખુશાલચંદ ૫) હરિલાલ લાલચંદ રોકડા ૫) ચુનીલાલ ગુલાબચંદ રોકડા ૫) ફુલચંદ વેલજી રોકડા ૫) દલીચંદ મોતીજી ૫) રૂગનાથ જીવણ ૫) મોહનલાલ દીપચંદ ૫) વાડી-લાલ સાંકલચંદ ૫) રૂગનાથ કેવલ ૫) નવલચંદ સોમ-ચંદ ૫) હીરાભાઇ રામચંદ મલબારી ૫) પૂનમચંદ સુખલાલ ૫) લલ્લુભાઈ ચુનીલાલ ૫) નરોતમ કેવલ ૫) લેહરૂભાઇ ચુનીલાલ ૫) ત્રીભુવન વસરામ ૫) હીરાભાઈ ગોરધન ૫) ફુલચંદ (વલસાડવાલા) ૫) બાલુભાઇ જીવણચંદ ૫) ભોગીલાલ દેવચંદ ૫) જીવ-ણચંદ ધરમચંદ ૫) મંગળદાસ ત્રીકમલાલ ૫) પરચુરણ રોકડા ૧૬।

સૂચનાઃ—આ ફંડમાં રકમો ભરી આપનાર ગૃહસ્થોને વિનંતિ કરવામાં આવે છે કે પોતે ભરી આપેલી રકમ અમને મોકલી આપી ન હોય તો સત્વરે મોકલી આપવા મહેરબાની કરવી.

**૧૧ વાછરડાનો વધ—ખાસ મળેલી કમિટીની સભા.**

શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરંસની સ્ટેન્ડીંગ કમિટીની એક બેઠક ગઇ તા. ૧૬-૧૦-૨૮; આશ્વિન શુદ ૩ મંગળવારના રોજ રાતના ૭-૩૦ વાગતે સંસ્થાની ઑફીસમાં મળી હતી. સભાનું પ્રમુખ સ્થાન રા. શેઠ જીવતલાલ પ્રતાપશીએ સ્વીકાર્યું હતું, જે વખતે અમદાવાદ ખાતે પોતાના આશ્રમમાં વાછરડાના અકાલે પ્રાણ લેવા, વાંદરા વગેરેને મારી નાંખવા સબંધે અણુઘટતા વિચારો પ્રકટ કરી શ્રીયુત ગાંધીજીએ જૈન કોમની અહિંસાની ભાવના પર પોતાના વિચિત્ર વિચારો વડે જે પ્રચંડ આઘાત કર્યો છે તે બદલ સર્વાનુમતે નીચે મુજબ ઠરાવ કરવામાં આવ્યો હતો.

"શ્રીયુત ગાંધીજીએ પશુઓ, વાંદરાઓ વિગેરેના વધ સબંધે જાહેર કરેલા વિચારો તરફ શ્રી જૈનશ્વેતાંબર કૉન્ફરંસની સ્ટેન્ડીંગ કમિટીની આ સભા સખ્ત વિરોધ જાહેર કરે છે. કોઇ પણ પ્રાણીનો કોઇ પણ સંયોગોમાં વધ કરવો તેને હીંસા તરીકે આ સભા માને છે અને તેવી હિંસા કોઇ પણ સંયોગોમાં કરવી ઇષ્ટ નથી તેવું ભારપૂર્વક જાહેર કરે છે."

દરેક સ્થળના શ્રી જૈન સંઘોને વિનંતિ કરવામાં આવે છે કે ઉપરોક્ત ઠરાવ લક્ષમાં લઇ કમિટીએ કરેલા સદરહુ ઠરાવને અનુમતિ આપતાં શ્રીયુત ગાંધીજી પર વિરોધના ઠરાવો મોકલી આપવા ઇષ્ટ છે.

**૧૨ શ્રી સુકૃતભંડારફંડમાં આવેલી વસુલાત.**

(તા. ૧૮-૭-૨૮ થી ૬-૯-૨૮ સુધી.)

**મી. કરસનદાસ વનમાલી શાહઃ**—આરામતી ૮૯), સુપા ૫૩), બોરગામ ૧૯), તલેગાવ-ઢંઢેરા ૨૬), રહિમતપુર ૨૭ા), નિપાણી ૬૦), એકસંબા ૩૧), કોલ્હાપુર ૭૩), કોલ્હાપુર ૧૪ા), ઇચલકરંજી ૧૯), સાંગલી ૮૮), તાસગાંવ ૪૧), કોરેગાંવ ૩૦), દેઉર ૩૫), વાય ૫૫), કુલ રૂ. ૬૨૭-૪-૦

**મી. રાજમલ ભગવાનદાસ શાહઃ**—ખેડા ૭) ચામુડેરી ૧૫), વીજાપુર ૧૫), સેવાડી ૩૧), સુડાસા ૩૭), સીંદરૂ ૪), વાલી ૧૫), ગાંતી ૨), વાગોળ ૭), ડાયેલા ૧૧); ગંગરતલાવ ૫); પનોતા ૫), જોજાવર ૭), વાસણી ૨), દુરગાજીરો ગુડો ૪); ઘરલો ૮ા), ઇસાલી ૨), જાણુંદો ૫), દેવલીઆ ૭), આઉવા ૨૧), બાનારગનવિગઢ ૧૧), પાંચેડીઓ ૯), ભીમાલીઆ ૬), જેતસિંગજીરો ગુડો ૫), રાએપુરીઆ ૨), રૂગરી ૫), વણુદાર ૭), કુલ રૂ. ૨૫૬-૪-૦

**મી. વાડીલાલ સાંકલચંદઃ**—દેલવાડા ૧), મગુના ૭), મોટપ ૧૧ા), બાદોલા ૧), હુગોર ૪), બામણવાડા ૪), ખાંભેળ ૭ા), મણીઆરી ૬), મીઠીધારીઅલ ૭), આદાવાડા ૩ા), વણુપર ૪), સામાવાડા ૧ા), ડોડીવાડા ૬ા), સંખલપુર ૨૮ા), કાસરી ૧૬), બેચર ૪), બેચરાજી ૫), દેથલી ૬), ઉંડાણુ ૪ા), સીંણુજ ૪૧), ગુંજાલા ૧૦), રૂદાતલ ૪ા), ડાબસરા ૨), ચાણુસ્મા ૨૮ા), રાંતેજ ૧૯ા), આસજોલ ૧૭), નંદાસા ૬), બલોલ ૩૩ા), સાનથલ ૧૧ા), જોટાણા ૪૧), તેલાવી ૨ા), ભાંકણુજ, ૨૫ાા= કુલ રૂ. ૩૪૨-૨-૦

**૧૩. 'સીનેમા અને રંગભૂમિ' તથા તેના જેવા અન્ય લખાણો સંબંધે થએલ ફંડમાં** જે રકમો તા. ૨૮-૯-૨૮ ની જાહેરસભા વખતે શ્રી ગોડીજીના ઉપાશ્રયમાં ભરી આપવામાં આવી છે તે પૈકી નીચેની રકમો અમને મળી છે જેનો સાભાર સ્વીકાર કરીએ છીએ. શેઠ જીવતલાલ પ્રતાપશી ૨૦૧) શેઠ નગીનદાસ કરમચંદ ૨૦૧) શેઠ હરખચંદ કપૂરચંદ માસ્તર ૫૧) ચુનીલાલ હીરચંદ ૫૧) શેઠ પોપટલાલ ધારશીભાઇ ૫૧) શેઠ ભાઇચંદ અમુલખ ૨૫) શેઠ રતિલાલ કસ્તુરચંદ ૧૧) શેઠ પ્રેમજી નાગરદાસ ૨૫) શેઠ મોતીચંદ અમરશી ૧૧) શેઠ ઝવેરભાઇ પનાજી ૨૫) શેઠ રતનજી જેચંદ ૧૧) શેઠ ચુનીલાલ ગુલાબચંદ ૫) શેઠ હરિલાલ લાલચંદ ૫) શેઠ સાંકલચંદ વેલજી ૫) શેઠ કાલીદાસ પેટેલ ૧૦) શેઠ નવલચંદ સોમચંદ ૫) શેઠ મોહનલાલ સાંકલચંદ ૧૧) શેઠ નરોતમ મનસુખ ૧૧) શેઠ રૂગનાથ કેવલદાસ ૧૧) શેઠ ત્રભોવન વિશ્રામ ૫) હીરાચંદ ગોરધનભાઇ ૫) ડાહ્યાભાઇ કાલીદાસ ૫) શેઠ દલીચંદ મોતીજી ૫) હીરાચંદ ગીગાભાઇ ૧૧) ત્રીકમલાલ ન્યાલચંદ ૧૧) મોતીચંદ વરતાચંદ ૫) મુલચંદ હીરાચંદ ૧૧) પરશોતમ ઝવેર ૧૧) કેશવ પાચગજી ૧૬૧.

એકાન્ત દૃષ્ટિનો–એકાન્તનો આગ્રહ છોડી દેવો તેનું નામ અનેકાન્ત. આ અનેકાન્ત માણસને સંશય અને અજ્ઞેયવાદમાંથી મુક્ત કરી બુદ્ધિમાં એવી સમાનતા-મધ્યસ્થતા કેળવી શકે છે કે જેથી ઉપશમ શક્ય થાય. આપને યાદ હશે કે મેં શરૂઆતમાં ઉપશમનો અર્થ બરાબર સ્પષ્ટ નથી કર્યો, કારણ તેમ કરવા અમુક વિચારોથી પરિચિત થવું આવશ્યક હતું. હવે આપ જોશો કે ઉપશમમાં બે તત્વ દેખાય છે. એક કામ ક્રોધાદિનો અભાવ અને બીજું જગત તરફ સર્વગ્રાહી અનેકાન્ત દૃષ્ટિથી ઉત્પન્ન થતી પ્રજ્ઞાની સમતા. વાસ્તવિક રીતે આ બે તત્વો નથી. સમજવા માટે કરેલું પૃથક્કરણ છે. આત્માની ઉપશમ સ્થિતિમાં આ બન્ને ઉપશમના પ્રમાણમાં હોય છે. એક બાજુ અહિંસા–અને અંતે ઉપશમ. આ જૈન ધર્મનાં મુખ્ય ત્રણ તત્વો છે. અથવા એને ત્રણ તત્વો કહેવા કરતાં એક આધ્યાત્મિક તત્વના ત્રણ પાસા કહીએ. આપણે બધાને એક અહિંસાના નામથી સંબોધી શકીએ, કારણ જ્ઞાનની અનેક દૃષ્ટિઓમાં અહિંસા તે સ્યાદ્વાદ અને ઉપશમ એટલે વિકારોને અહિંસામય કરી નાખવાને અથવા ત્રણેને ઉપશમ કહી શકીએ. જ્ઞાનમાં ઉપશમ; વ્યક્તિની મર્યાદાથી ઉત્પન્ન થતાં એકાંત આગ્રહનો ઉપશમ; તે સ્યાદ્વાદ્ અને વિકારોનો ઉપશમ તે અહિંસા અથવા આપણે એમ કહીએ કે જ્ઞાનના પ્રદેશમાં જે મધ્યસ્થતાને અનેકાંત કહીએ છીએ તેને ભાવનાના પ્રદેશમાં અહિંસા કહીએ છીએ અને તેને ચારિત્રના પ્રદેશમાં ઉપશમ સાધકચારિત્ર કહીએ.

આ પ્રમાણે વિચાર કરતાં જૈન ધર્મનાં આ ત્રણ મુખ્ય તત્વો મને સમજાયાં છે. આ ત્રણ તત્વો આજે આપણને કામના છે કે નહિં? એ પ્રશ્નના ઉત્તરમાં જૈનધર્મ આજે કામનો છે કે નહિં એ પ્રશ્નનો ઉત્તર આવી જશે. આજે આપણને કામક્રોધાદિને વશ કરવાની જરૂર લાગે છે કે પોષવાની? આજે જગતમાં જે અનેક જાતનું માણસની બુદ્ધિને ગાંડી બનાવી દે છે એટલી વિવિધતાવાળું જ્ઞાન પ્રગટ થતું જાય છે, તેનો સમન્વય કરવાની આપણને જરૂર છે? અને આ બધાથી મોટો પ્રશ્ન એ છે કે આ જમાનામાં આપણને આપણો આત્મા અખંડિત, અહિંસિત રાખવાની ગરજ છે? જો ઉત્તર હા આવશે-તો જૈન ધર્મની જરૂર છે. જો ના આવશે તો નથી. આ ત્રણ તત્વો કેવી રીતે સાધવાં એ દેશકાલ અને વ્યક્તિની રુચિનો સવાલ છે. જુના જમાનામાં એ કેમ સધાતો તે કહેવું ઐતિહાસિક દૃષ્ટિનું કામ છે. મેં આજે ઐતિહાસિક દૃષ્ટિ ગૌણ રાખી છે, એટલે એના વર્ણનમાં અને ગુણદોષોમાં હું નહિં પડું, તેમ એમ પણ નહિં કહું કે આજે આપણા માથા ઉપર પરચક્ર–પારકું રાજ્ય–ઝઝુમે છે માટે જેના આત્માના સંસ્કારો એને સંસારના વ્યવહારથી બને તેટલા અસ્પષ્ટ રહી સાધવાની રુચિ કરે એવા હોય તે તે પ્રમાણે ન સાધે. હું તો ફક્ત જૈન ધર્મમાં ધાર્મિક વૃત્તિની દૃષ્ટિએ કયાં તત્વો મને શ્રદ્ધેય જણાયાં છે તે આપને જણાવું છું. આ વિચાર મેં કયા પ્રસંગે કરેલો તે આપને મેં જણાવેલો છે. તે જણાવવાનું કારણ એ છે કે મારી મા સમક્ષ વાત કરતાં બીજી મને વધારે સહજ દૃષ્ટિઓ રાખી શકું એમ હતું નહિં. મારે કબુલ કરવું જોઇએ કે એ ત્રણ તત્વો જીવનમાં ઉતારવા જેટલી ધાર્મિકતા હજી મને સહજ નથી.

—રસિકલાલ છોટાલાલ પરીખ.

[ અમદાવાદમાં પં૦ સુખલાલજીએ ગત પર્યુષણપર્વમાં જ્ઞાનસત્ર યોજ્યું હતું અને તેમાં જે વ્યાખ્યાનમાળા થઇ હતી તેમાં આ વ્યાખ્યાન રા. રસિકભાઇએ આપ્યું હતુ અને તે ત્યાંના જૈન વિદ્યાર્થીભુવનના એક વિદ્યાર્થીના હસ્તાક્ષરમાં અમને મળ્યું તેવું અત્રે નિવેદન કર્યું છે, અને તેનું મથાળું પણ અમે કરીને મૂક્યું છે. તંત્રી. ]

---

અમારા અમદાવાદના એજન્ટઃ—

રા. જગશીભાઇ મોરાર

ઠે. અંબાલાલ હીરાલાલ પટેલના ઘર પાસે,
માદલપુરા-અમદાવાદ.

આ માસિક અમદાવાદમાં તેમના મારફતે ગ્રાહકોને પહોંચાડવા ગોઠવણ કરવામાં આવી છે. અમદાવાદના અમારા ગ્રાહકોને તેમજ અન્ય બંધુઓને જણાવવાનું કે નીચેના પુસ્તકો પણ તેમની પાસેથી વેચાતા મલી શકશે.

"જૈન ગુર્જર કવિઓ" (પ્ર. ભાગ), "જૈન શ્વેતામ્બર મંદિરાવલિ",
"જૈન ડીરેક્ટરી" ભાગ ૧-૨, "જૈન ગ્રંથાવલિ", વિગેરે.

---

અમદાવાદના ગ્રાહકો પ્રત્યે વિજ્ઞપ્તિઃ—આપનું લવાજમ હજુ સુધી મોકલાયું ન હોય તો સત્વરે અમારા એજન્ટને આપી પહોંચ લેશોજી.

No. B. 1996.

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

વાર્ષિક લવાજમ રૂ. ત્રણ.

પુસ્તક ૪ — કારતક-માગશર



અંક ૩ ૪ — ૧૯૮૫

માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબઈ.

# વિષયાનુક્રમ.



## સુચનાઓ—

૧ આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર છે.

૨ અભ્યાસ, મનન અને શોધખોળના પરિણામે લખાએલા સર્વ લેખો, વાર્તાઓ અને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩ લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પરભારો પત્રવ્યવહાર કરવો.

૪ કોઇપણ લેખ પૂર્વે જાતે કે બીજાએ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન મોકલવો.

૫ લવાજમ સંબંધી તેમજ જૈનયુગ મંગાવવા કે ન પહોંચ્યાની ફર્યાદ કરવા વગેરે સર્વ બાબતનો પત્ર વ્યવહાર જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિસ, ૨૦ પાયધુની મુંબઇ નં. ૩ એ સરનામે કરવો. તે માટે તંત્રીને તસ્દી આપવી નહિ, તેમ તે પર તંત્રી ધ્યાન આપી શકશે નહિ.

**મોહનલાલ દલીચંદ દેશાઇ**, B. A. LL. B.
વકીલ હાઇકોર્ટ લોહારચાલ, **મુંબઇ. માનદ તંત્રી.**

# જૈનયુગ.



સંગ્રામ. સંગ્રામઃ સંગ્રામ-સંગ્રામ એ પ્રગતિનો પાયો છે. સત્ય ને અસત્ય વચ્ચે, સદ્‌ગુણ ને દુર્ગુણ વચ્ચે, પ્રામાણિકતા ને ચોટ્ટાઇ વચ્ચે, ઋજુતા અને ધાલમેલ વચ્ચે, આળસ અને ઉત્સાહ વચ્ચે, સાહસ અને ઉદાસિનતા વચ્ચે, સગવડીયા સ્વાર્થપરાયણતા અને સહૃદય નિઃસ્વાર્થતા વચ્ચે સંગ્રામ!—હા—ને એવા સંગ્રામ શિવાય કદિય કોઈ રાષ્ટ્ર ન મહાન્ બની શકે, ન બળવાન્ બની શકે એવા સંગ્રામમાં આપણે હવે ઝંપલાવ્યું છે.

× × × × × ×

સારા ભારતવર્ષમાં એકદેશીય ભાવના જાગ્રત કરવા માટે કોઇ પણ કોમને નાબુદ કરવાની જરૂર નથી હિંદી હોવા છતાં હિંદી મુસ્લીમ કે હિંદી ખ્રિસ્તી તરીકે સુખેથી રહી શકાય. એમ દરેક ધર્મને સ્વતંત્રતા એક અને અભેદ્ય દેશની ભાવના સંસ્થાપિત થાય નહિ ત્યાં સુધી, રાષ્ટ્રોન્નતિનો વિચાર પણ વૃથા આવા ઐક્યની સામે મને સારી દુનિયાની સંપત્તિ કે સત્તાની પરવાહ નથી.

× × × × × ×

ધાર્મિક અને સામાજિક વિષયો પરત્વે જો આપણે કેવળ ઉદાસીન રહીયે અને સંપૂર્ણ શાંતિ જાળવીયે તો આપણા રાષ્ટ્રને તલભાર પણ આપણે આગળ વધારી શકવાના નથી એવી શાંતિનો અર્થ તો એકજ હોયઃ રાષ્ટ્ર જીવનના સુકામણા ને આખરે સમૂળો વિનાશ!

—લાલા લજપતરાય.

પુસ્તક ૪ અંક ૩-૪ વીરાત્ સં. ૨૪૫૫ વિ૦ સં. ૧૯૮૫ કારતક-માગશર.

# "AT THE MOTHER'S FEET."

Mother Mine! "what should I offer thee? I own nothing that is worthy of thee I am poor indescribably poor. Yet, there is one thing that I can always place at thy altar as it knows no exhaustion That is LOVE. Oh, mother, wilt thou pardon my saying, I love thee, I adore thee, worship thee? It sounds presumptuous, impertinent, but you, who are inshrined in my heart, know whether it is true. If it is true, then I am certain thou wilt not reject my offering. Sweet Mother, it is perhaps foolish for me to say that I love thee. The word is so common. The sentiment is so cheap. People "Love" every thing for which they have a strong liking. They love books, flowers, pictures, candy and ice-cream. Boys love girls and girls love boys. Men and women love their sweethearts. Politicians love pride and power. To say I love thee sounds rather commonplace, but Mother Mine, I do love thee. Sometimes I feel that I love thee as I have never loved even

my God; as never did a Hindu Yogi, a Mahomedan Sufi, and a Christian Saint love his God. But thou art a goddess, not a god, and are not goddesses mothers of gods, worthy of greater homage than is paid to gods? In the whole range of creation there is nothing so beautiful, so sublime as woman, but to think of them as mother, beats all imagination. As mother, woman is the goddess of creation. Thou, Mother Mine, standest on a higher pedestal, as thou art the Mother of Mothers.

"Mother! Some critics find fault with me because sometimes I so act and speak as to hold you above humanity. They do not like it because they say it narrows one's sympathy and breeds international hatred and jealousy. But I do not agree with them. I see humanity in you and through you I can love humanity better, because of you. For me, there is no humanity without you. My love for you, my Mother, is not narrowing, because through you I can serve the whole universe. Your heart has always been in unison with the Universe. You have always thought in terms of universe. Humanity has been your family. And all mankind your children. Did not your sons, among them Buddha and Shankara, live and think and die for mankind? Did they make any distinction of colour and creed? Oh Mother, you are the source of all that is grand and beautiful in humanity—universal love, universal life, the life of the soul. Am I wrong then in loving you and thinking that through you I can love all nature, the whole of universe?

"Mother! I love every thing that is related to thee. I love thy mountains, hills, valleys, rivers, plains, streams, fruits, flowers, even thy deserts. Where else in creation has nature created such beauty as lies in thy bosom, on thy lap and in thy arms? I love your children too, Mother. Peeple say they are dark, unpatriotic, disunited superstitious and what not. Sometimes in moments of anger and disappointment I also feel like that but only momentarily, and because I feel sore at their forgetfulness of thee. At times they call me names. But I mind them not as they know not what they say. I love them because they are thine, because in their veins courses the same blood as in mine. I cannot hate them, I cannot think ill of them, I cannot forsake them. All what I am and all what I have is theirs. This is my New Year's offering to thee sweet and gracious Mother, accept it."

*Thy Humble Son* [ *Lajpatrai* ]

# માતાને ચરણે.

મારી મા ! હું તને શાની ભેટ ધરૂં ? તને અર્પણ કરવા યોગ્ય મારી પાસે કંઈ નથી. હું ગરીબ છું, મારી ગરીબાઈ અવર્ણનિય છે. છતાં, એક એવી ચીજ છે કે હું સદા તારા ચરણે ધરી શકું, કારણકે તે અખુટ છે, તે એમ છે. અહો, માતા, હું તને એમ કહું કે હું તને ચાહું છું, વંદુ છું, તો મને ક્ષમા કરીશ ? મારૂં કથન અહંકાર, તથા અવિનયભર્યું જણાય, તોપણ તું-મારા હૃદય મંદિરમાં વિરાજતી માતા-તે સત્ય છે કે નહિ તે જાણે છે. જો તે કથન સત્ય હોય તો, મને ખાત્રી છે કે મારી ભેટનો અસ્વીકાર કરીશ નહિ. મધુરી માતા, કદાચ હું તને ચાહું છું એમ કહેવામાં મારી મૂર્ખાઈ હોય; તે શબ્દો તદ્દન સામાન્ય છે. તે ભાવના સરતી થઇ પડી છે. પોતાને ઘણીજ પસંદ પડતી દરેક ચીજને મનુષ્યો ચાહે છે. તેઓ પુસ્તકોને ચાહે છે, પુષ્પો, ચિત્રો, અને મિઠાઈને પણ ચાહે છે. છોકરાઓ છોકરીઓને ચાહે છે, છોકરીઓ છોકરાઓને ચાહે છે. સ્ત્રીઓ તથા પુરૂષો, પોતાનાં પ્રિય પાત્રને ચાહે છે. રાજ્યદ્વારી પુરૂષો, માન તથા સત્તાને ચાહે છે. હું તને ચાહું છું એ શબ્દોજ તદ્દન સામાન્ય જણાય છે, છતાં પણ મારી મા! હું તને ચાહું છું. કોઈ વખત મને એમ લાગે છે કે મેં મારા પ્રભુને પણ કદી નહિ ચાહ્યા હોય તેવા ભાવથી હું તને ચાહું છું. તેટલા ભાવથી તો એક હિંદુ યોગી, અગર તો મુસલીમ સુફી કે ખ્રીસ્તી સંતે પોતાનો પ્રભુ પર પ્રેમ નહિ કીધો હોય. વળી તું તો દેવી છે, દેવ નથી. અને શું દેવીઓ સર્વ દેવોની માતા નથી ? તથા દેવોને અર્પણ થાય છે તેના કરતાં વધારે ભક્તિભાવ તથા પૂજનને યોગ્ય દેવીઓ નથી ? સમગ્ર સૃષ્ટિમાં સ્ત્રી જેવું સુંદર અને દીવ્ય બીજું કંઇ નથી, અને તેનામાં માતૃત્વનું આરોપણ સર્વથી શ્રેષ્ઠ કલ્પના છે. માતા તરીકે સ્ત્રી, સમગ્ર સૃષ્ટિની અધિષ્ઠાત્રિ છે. માતા મારી! તું પણ ઉચ્ચ આસને વિરાજે છે, કારણકે તું તો માતાઓની પણ માતા છે.

માતા! હું તને માનવજાતથી ઉચ્ચ ગણું છું, તેવું દર્શાવનારૂં કંઈક કરૂં અગર બોલું તો ટીકાકારો મારો દોષ કાઢે છે. તેઓ કહે છે કે તેનાથી મન સંકુચિત થાય છે, તથા આંતરરાષ્ટ્રિય ધિક્કાર અને ઇર્ષા ઉત્પન્ન થાય છે, તેને લીધે મારૂં કાર્ય પસંદ નથી કરતા. પરંતુ હું તેમની સાથે સહમત નથી થઈ શકતો. હું તો તારામાંજ અને તારા વડે સકળ માનવ જાતનું દર્શન કરી રહ્યો છું. હું તારે લીધેજ માનવજાતને વધારે ચાહી શકું.

મારે માટે તો, તારા શિવાય માનવજાત હોઈ શકેજ નહિ. મારી મા! તારા પરનો પ્રેમ મને સંકુચિત બનાવતો નથી, કારણ કે તારા વડે તો હું સકલ સૃષ્ટિની સેવા કરી શકું. તારૂં હૃદય તો સકલ સૃષ્ટિની સાથેજ એકતાનમાં છે. તેં સદા સકલ સૃષ્ટિ માટેજ વિચાર કીધો છે. સકલ સૃષ્ટિ તારૂં કુટુંબ છે. અને આખી માનવજાત તારાં બાળકો છે. શું તારા પુત્રોમાના બુદ્ધ અને શંકરે, માનવજાતને માટે જીવન અર્પ્યું ન હતું ? શું તેઓએ રંગ અને દરજ્જાનો ભેદ પાડયો હતો ? અહો માતા ! આ દુનીઆમાં જે કંઇ ભવ્ય અને સુંદર-વિશ્વબંધુત્વ, વિશ્વનું જીવન અને આત્માની જાગૃતી-છે તેનું મૂળ તુંજ છે. ત્યારે હું તને ચાહું, અને એમ ધારૂં કે તારા વડે હું સકળ કુદરત, તથા આખા વિશ્વને ચાહી શકું, તો તેમાં શું મારી ભૂલ છે ?

માતા! તારી સર્વ ચીજોને હું ચાહું છું, તારા પર્વતો, ટેકરીઓ, ખીણો, નદીઓ, મેદાનો, ઝરણાંઓ, ફળો, પુષ્પો, અને તારાં રણોને પણ હું ચાહું છું. તારા વક્ષઃસ્થળ, ખોળા, તથા હસ્તમાં જે સુંદરતા છે, તેવી સૃષ્ટિમાં કુદરતે બીજી ક્યાં સર્જી છે ? મા ! તારાં બાળકોને પણ હું ચાહું છું. લોકો કહે છે કે તેઓ કાળાં, દેશાભિમાનરહિત, કુસંપી, વહેમી, છે. કોઈ વખત ગુસ્સા અને નિરાશાની પળે, મને પણ તેમ લાગે છે, પણ તે તો તેમની તારા તરફની બેદરકારીના પરિણામે ઉપજતા ગુસ્સાને લીધે એકાદ

પળને માટે લાગે છે. કોઇક વખત તેઓ મને તિરસ્કારે છે. પરંતુ તેઓ શું કરી રહ્યા છે, તેનું તેમને ભાન ન હોવાથી (તેમ કહે છે તેથી) હું તેની દરકાર કરતો નથી. હું તેમને ચાહું છું, કારણ કે તેઓ તારાં છે, જે લોહી મારી નસોમાં વહે છે, તેજ લોહી તેમની નસોમાં વહી રહ્યું છે. હું તેમનો તિરસ્કાર કરી શકું નહિ, તેમનું અહિત ચિંતવી શકું નહિ, તેમનો ત્યાગ કરી શકું નહિ, હું જેવો છું તેવો તેમનો છું, તથા મારૂં સર્વસ્વ તેમનુંજ છે. નવા વર્ષની મારી આ તને ભેટ છે. પ્રિય કૃપાળુ માતા, તેનો સ્વીકાર કર.

તારો વિનીત પુત્ર [લજપતરાય.]

[ સને ૧૯૦૭ ના ન્યુયૉર્કના માસિક નામે Young India (તરૂણ ભારત)ના જાન્યુઆરીના અંકમાં 'તારો વિનીત પુત્ર' એ તખલ્લુસથી 'માતાને ચરણે' એ નામનો લેખ પ્રસિદ્ધ થયો હતો. તે લાલા લાજપતરાયે લખ્યો હતો એવું ડા. હર્ડીકર હમણાં તેમના સ્વર્ગવાસ પછી જાહેર કરે છે. તે હૃદયની ભાવનાથી પરિપ્લુત છે. દરેક શબ્દમાં ભારતમાતાના સંબંધી તેના અંતરમાં શી શી ઉર્મિઓ ઉછળતી હતી તેનું માપ સ્પષ્ટપણે નીકળે છે. આ નવીન વર્ષમાં તેમનું દેહાવસાન થાય છે તેથી આ નવીન વર્ષમાં તેમણે ઇસુના ૧૯૦૭ ના નવીન વર્ષ માટે લખેલો લેખ અહીં સાદર નિવેદિત કરવામાં આવે છે. **તંત્રી.** ]

## શ્રીમદ્ હેમચંદ્ર સ્તુતિ.

રાગ કલ્યાણ.

કલિસર્વજ્ઞ ! ત્રિકાલવંદન હો ! ! !
સિદ્ધ કુમાર નૃપ પ્રતિબોધી,
પ્રભાવ વધાર્યો, જૈનશાસન હો—કલિસર્વજ્ઞ ! ૧
અમારીપડહ વજડાવી પ્રાણી,
દાન અભય દીધું, હેમ સુધન્ય હો—કલિસર્વજ્ઞ! ૨
જ્ઞાનામૃત ભોજન જગ આપ્યું,
કોશ ને શબ્દાનુશાસન હો—કલિસર્વજ્ઞ ! ૩
ધવલકીર્તિગીત, ગાઈએ ત્હારાં,
ગૂર્જર બાલ થઈ સુપ્રસન્ન હો—કલિસર્વજ્ઞ ! ૪

—તંત્રી.

## આમંત્રણ-સ્વાગત.

માઢ.

આવો અમારે ઘેર, વ્હાલાં ! આવો અમારે ઘેર.
સ્વાગત કરિશું સુખ દર્શનનો લેશું મજાનો લ્હાવ,
તન મન ધનથી કરિશું બને જે, પૂરો બતાવી ભાવ
—વ્હાલાં ! ૧
વાતો કરીશું સુખદુઃખની ને જુગજુગની કંઈ ઓર,
હિતવચનો સાંભળશું સ્નેહે, મૂકી અમારો દોર—વ્હાલાં ! ૨
જૂનાં સ્મરણાં તાજાં કરીને હૈયું હલવશું પ્રેમ,
રસતરબોળ પિશું બહુ છોળે, અમૃત પ્યાલા હેમ—વ્હાલાં! ૩

—તંત્રી.

## શ્રીમદ્ યશોવિજયજીની સ્મૃતિ-સ્તુતિ.

ભીમપલાસી.

શ્રી જ્ઞાનપુંજ ! યશોવિજય ! પ્રણામ તું મહાત્મને—
ત્રિવર્ષ કાશીમાં અભ્યાસ, 'ન્યાયવિશારદ' ખાસ,
વાદીકલેશ જીતીને, ધ્વજા ચડાવી ધર્મને—શ્રી. ૧
ગુંથ્યા અનેક શાસ્ત્રગ્રંથ, અધ્યાત્મ ન્યાય વિકટ પંથ,
ચેતના જ્યોતિ જગાવી જૈન સનાતનને—શ્રી. ૨
શાસ્ત્ર માર્ગ દાખવી, પ્રમાણ સહુ નયે ભરી,
સ્ફુરાવી શક્તિ ને પ્રવેશી, ભવ્યતા સુશાસને—શ્રી. ૩
ભવ્યતા શાસનકાજ, અધ્યાત્મનું નહિ કલ્યાણ,
ભેટી અર્પી 'અષ્ટપદી', યોગી આનંદઘનને—શ્રી. ૪
સાઠ અધિક વર્ષ જીવી, પુણ્ય આત્મા સંચર્યો,
કીર્તિકોટ બાંધી કરી, સદા વિખૂટા અમને—શ્રી. ૫
નિશ્ચયે અમારા પ્રાણ, સાંધે સંધી આપની,
પ્રાર્થતાં રહો સદા, અપૂર્વ શાંતિ આપને—શ્રી. ૬
સ્મરીએ ગુણ સરતવી, પૂજ્યપાદ ! તુજ નામ,
હૃદય પ્રેમ પુષ્પથી, વધાવી ધર્મવર્તમને—શ્રી. ૭

—મોહનલાલ દલીચંદ દેશાઈ.

णमो महावीरस्स ।

# ' વીરની વીણા '

વાગી હો, વાગી વીણા મારા **વીર**ની,
સૂણજો જગત નરનારજો;
વાગી વીણા મારા **વીર**ની રે લોલ.
એની તે પર્ષદે ભેદ નહી જરી,
કુલ કે જાતિનો લગારજો;
વાગી વીણા મારા **વીર**ની રે લોલ.

દેવ દાનવ વલી માનવગણ ને,
તિર્યંચનો નહી પારજો. વાગી૦

વૈરો ભૂલ્યાં સહુ નૈસર્ગિક હો,
ભૂલ્યાં જાતિદ્વેષ જો. વાગી૦

એકાગ્રતાએ સૂણી રહ્યા સહુ,
**વીર**ની વીણાના વેણજો. વાગી૦
દૂર સુદૂર એના સૂર સુણાયજો,
યોજનગામિની વાણ જો. વાગી૦
એના તે સૂરે સૂરે સરે છે,
ત્યાગનાં અણમૂલ સૂત્ર જો. વાગી૦

ત્યાગ્યા'તા એણે એકજ ક્ષણમાં,
ક્ષણિક રાજ્યના મોહ જો. વાગી૦
અનંત દુઃખ ઉત્પાદક જાણી,
ત્યાગ્યા સ્વજનના સ્નેહ જો. વાગી૦

કાયાથી આત્મા પરમ નિરાળો,
દેહની કીધી નવ ચિંત જો. વાગી૦

રાગ ને દ્વેષની રાખ કરીને,
તોડયાં મોહનાં બંધ જો. વાગી૦
ગહન એના ગાને ઝરે છે,
દયાના દિવ્ય ઉપદેશ જો. વાગી૦

ભ્રાતૃત્વ સારા વિશ્વમાં વ્યાપ્યું.
પ્રત્યેક આત્મ પ્રદેશજો. વાગી૦

કર્ણ ભેદાયાં તિક્ષ્ણ કીલકથી,
તોયે ન રોષ લવલેશજો. વાગી૦

ચંડકોશીના ડંસને અવગણી,
શિખવ્યો ક્ષમાનો મંત્ર જો. વાગી૦

રત્નમયી એવાનેય દીધી,
અપકારી પ્રતિ ઉપકારજો. વાગી૦

દશે દિશામા એણે તો પ્રેર્યા,
અહિંસાના સંદેશ જો. વાગી૦

ત્યાગ, અહિંસા એ મહાસૂત્રો,
વરસ્યા વીરવાગ્ધાર જો. વાગી૦

ભાગ્યવતી મારી ભારત માતે,
ઝીલ્યા **વીર**તણાં વેણ જો. વાગી૦

ધન્ય માત ભારતી ' ધન્ય ઝીલ્યાં તે
વિશ્વમાહી સૌએ પ્રસારજે,
વાગી વીણા મારા **વીર**ની રે લોલ.

જ્ઞાનપંચમી ૧૯૮૫.
અમદાવાદ.

'નલીન'
સુંદરલાલ અંબાલાલ કાપડીઆ બી. એ.

# નયસુંદરકૃત શ્રી ગિરિનાર તીર્થોદ્ધાર રાસ.

## નિવેદન.

કવિવર નયસુન્દર એક નામી જૈન કવિ વિક્રમ સંવત્‌ની સત્તરમી સદીના પૂર્વાર્ધમાં થઇ ગયેલા છે, અને તેનું જીવન વિસ્તારથી આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૬ ઠામાં મારૂં લખેલું પ્રસિદ્ધ થઇ ચુક્યું છે. તે જોઇ જવા વાચકને વિનતિ છે. તેની અંદર તેમની ઉપલબ્ધ કૃતિઓનો નિર્દેશ કરેલો છે, પરન્તુ આ કૃતિ તે લખવાના સમયે ઉપલબ્ધ થઈ શકી ન હતી તેથી તેનો નામનિર્દેશ પણ થઇ શકયો નહોતો. હમણાં મુનિ મહારાજશ્રી બાલવિજયજીએ આ કૃતિની હસ્તલિખિત પ્રત તથા તેની કરેલી પ્રેસમાં મોકલવા માટેની નકલ મારા તરફ મોકલી આપી અને તેથી એક વિશેષ કૃતિ સાપડી, તે વાતથી મનમાં આનંદ થયો.

તે મુનિશ્રીની આજ્ઞાથી તે પ્રેસ કોપી એક પ્રત-પરથી કરાયેલી હોવાથી અશુદ્ધ હતી, તેથી નવીનજ પ્રેસ કોપી મેં તૈયાર કરી છે, અને આ પ્રસ્તાવના લખી છે. આ તક આપવા માટે તે મુનિશ્રીનો ઉપ-કાર માનું છું.

આ ગિરિનાર તીર્થોદ્ધાર સંબંધી નાનો રાસ કવિએ દધિગામ એટલે દધિસ્થલિ-હાલની દેથલી એ ગામમાં રચેલો છે, કે જે ગામ સિદ્ધપુર પાસે આવેલું છે, અને જે પરમાર્હત કુમારપાળ નરેશની જન્મભૂમિ તરીકે પ્રસિદ્ધ છે. આ રાસપરથી એ સિદ્ધ થાય છે કે, કવિએ સૌરાષ્ટ્રમાં આવેલા ગિરિનાર તીર્થની યાત્રા કરી છે. આવોજ ટુંકો રાસ કવિએ સોરાષ્ટ્રમાં આ-વેલા મહાતીર્થ નામે શત્રુંજય સંબંધે પણ રચ્યો છે,

કે જે સુપ્રસિદ્ધ છે. અને તે ઉપરોક્ત મૌક્તિકમાં પણ પ્રકટ કરવામાં આવ્યો છે. ને તેની રચ્યા સાલ સંવત્ ૧૬૨૮ આસો શુદ ૧૩ મંગળવાર છે. ગિરિનાર સંબંધીનો રાસ કયા વર્ષમાં રચવામાં આવ્યો, તેનો ઉલ્લેખ કવિએ કરેલો નથી, તેથી કવિની કૃતિઓ જ્યારે સં. ૧૬૨૮ થી સં. ૧૬૬૯ સુધીની મળી શકી છે, તો તે દરમ્યાન તે રાસ રચાયેલો હોય એ સંભવિત છે.

સાર.

જેના ચરણકમલમાં સર્વ ઇંદ્ર શિર ઝુકાવે છે, એવા ચોવીશ જિનવરને પ્રણામ કરી, તે પૈકીના બાવીસમા જિનવર શ્રી નેમિનાથ શીલરત્નભંડારના પદપંકજ જ્યાં બિરાજે છે, એવા ગઢ ગિરિનારનો મહિમા કવિ ગુરુની આજ્ઞા લઇ કિંચિત્ વર્ણવે છે.

કાશ્મીરના નવહુલ નામના નગરમાં નવહંસ નામનો રાજા હતો, અને તેને વિજયાદે નામની રાણી હતી. ત્યાં ચંદ્રશેઠ વસતો હતો, કે જેને ત્રણ પુત્ર નામે રત્ન, મદન અને પૂર્ણસિંહ હતા, આમાંના જ્યેષ્ઠ પુત્ર રત્નને પદ્મિની નામની સ્ત્રી હતી, અને તેણીથી કોમલ નામનો પુત્ર થયો હતો. આ રત્નશેઠના સમય સંબંધી ગ્રંથમાં એવો પાઠ છે કે, નેમિનાથના નિર્વાણ થયાને આઠ સહસ્ર વર્ષે તે શેઠ થયા. (જુઓ ચતુર્વિંશતિપ્રબંધ-રત્ન શેઠ સંબંધી ત્યાં ઉલ્લેખ છે.)

એક સમયે વનમાં એક જ્ઞાની મહામુનિ પધાર્યા. તેને વાંદવા રાજા, રત્નશેઠ વગેરે સર્વ ગયા. તે વખતે તેમણે દેશના આપતાં જિનપૂજાનો અધિકાર લઇ તેથી થતા લાભ બતાવી, તથા તે નિમિત્તે તીર્થ નામે શત્રુંજય અને ગિરિનારનો ઉલ્લેખ કરી ગિરિનાર સંબંધી વિશેષ મહિમા દાખવ્યો કેઃ-'ગિરિનાર તીર્થમાં નેમિનાથના ત્રણ કલ્યાણક (કલ્યાણ-દિવસો નામે નિષ્ક્રમણ-દીક્ષા, કેવલજ્ઞાન, અને નિર્વાણ-આ ત્રણે) થયેલ હોવાથી તેનો મહિમા અપાર છે. પરધર્મીય પ્રભાસપુરાણમાં પણ આ રૈવતાદ્રિ—ગિરિનારનું માહાત્મ્ય વર્ણવેલું છે. (તેના શ્લોકો પણ ટાંકયા છે.) હવે આ રૈવતગિરિ અને તે પરની નેમીશ્વરની મૂર્તિની ઉત્પત્તિ જીર્ણપ્રબંધપરથી કવિ ઉક્ત મુનિના મુખમાં મૂકે છે કેઃ-

"અતીત ચોવીશી (ચોવીશ તીર્થંકર) પૈકી ત્રીજા સાગર સ્વામીને ઉજેણી રાજા નરવાહને એવો પ્રશ્ન કર્યો કે, 'મારી મુક્તિ ક્યારે થશે?' આના ઉત્તરમાં જિનવરે જણાવ્યું કે, આગામી (આવતી ચોવીશીમાં નેમિ જિનના સમયમાં થશે. આથી રાજાએ દીક્ષા લીધી, અને અંતે પાંચમા કલ્પનો પ્ દેવતા થયો. (૩) તેણે અવધિજ્ઞાનથી નેમિનાથનું બિં વજ્રમય માટીનું બનાવ્યું, કે જેની દશ સાગરો સમય સુધી ઇંદ્રોએ પૂજા કરી, પછી પોતાનું આયુ ટુંકું જાણી તેણે તે પ્રતિમા રૈવતગિરિ કે જ્યાં ને નાથનાં ત્રણ કલ્યાણક થયાં છે ત્યાં આણી. એ ગુફામાં મનોહર ચૈત્ય બનાવી તેના ગર્ભગૃહમાં સુવર્ રત્ન અને મણિની એમ ત્રણ મૂર્તિ સ્થાપિત ક અને તે આખા ચૈત્ય-ભવનનું (શિખરનું?) ના 'કંચનબલાનક' આપી તેમાં ઉપરોક્ત વજ્રમૃત્તિકા મૂર્તિ સ્થાપી. પછી તે દેવ નેમિનાથના સમયમાં પુણ્યસાર નામનો રાજા થયો કે જે પોતાનો પૂર્વ નેમિના મુખેથીજ જાણી ગિરિનાર આવ્યો. પોતા પૂર્વભવમાં પોતાને હાથેજ બનાવેલ જિનપ્રતિમા પૂ પોતાના પુત્રને રાજ સોંપી, પછી નેમિ પાસેજ તે દીક્ષા લીધી. આ પ્રમાણે રૈવત તીર્થની ઉત્પત્તિ પૂ પુરૂષોએ જણાવી છે, અને તેવીજ રીતે શત્રુંજય મ હાત્મ્ય નામના ગ્રંથમાં દાખવેલ છે. (૧) ભરતાદ વિમલગિરિ-શત્રુંજયના ઉદ્ધાર કરાવ્યા તે વખતે રૈવ ગિરિના પણ ઉદ્ધાર કરાવ્યા છે. (૨) જ્યારે પાંડવોએ ઉદ્ધાર કરાવ્યો, ત્યારે તેમણે ઉત્તમ પ્રાસાદ બંધા તેમાં લેપ્યમય પ્રભુની મૂર્તિ સ્થાપી, એવો અધિકા આવે છે. આમ ગિરિનાર તીર્થનો મહિમા જાણી ભવિ લોકો! નેમિનાથની ત્યાં સેવા કરી અનં સુખ મેળવો."-આ પ્રમાણે દેશના પૂરી થઈ.

આ સાંભળી રત્ન શ્રાવકે હર્ષિત થઇ સભાની મધ્યમ એવો અભિગ્રહ (નિયમવિશેષ) લીધો કે, જ્યાં સુધી સંઘ લઈ ગિરિનાર નેમિજિનને ભેટું નહિ ત્યાં સુધી મારે આજથી પાંચ વિકૃતિ (વિગય) નો ત્યાગ છે ભૂમિપર શયન, બ્રહ્મચર્યનું સેવન, અને એક વખ આહારનું ગ્રહણ છે.

સંઘ લઇ જવાનું મુહૂર્ત લઇ કંકોત્રી સર્વત્ર મો કલાવી અશ્વ, ગજ, રથ અને સૈન્ય લઇ વાજતેગાજતે સંઘ લઇ, રત્ન શ્રાવકે પ્રયાણ કર્યું. સંઘ સાથે કોડા ધિપતિ વણિકો, અને દેરાસરો, ગંધર્વો, ભાટ, ચર્મત ભાવ એટલે પાણીની મસકો વગેરે સર્વ લઇ, ગુ સહિત માર્ગે ચાલતાં ચાલતાં રોલાતોલા ગિરિ કુશ લક્ષેમ તે આવી પહોંચ્યો. એવામાં એવું બન્યું કે

એક વિકાલ પ્રેત અતિશ્યામ રૂપનો,-અર્ધ મનુષ્ય અને અર્ધસિંહના દેહવાળો આવી, સર્વ લોકને બીવરાવવા લાગ્યો, અને મારી સરત પાળ્યા વગર જો કોઇ એક ડગ પણ ભરશે તો યમપુરિમાં પહોંચાડી દઇશ એમ બોલવા લાગ્યો. સંઘ ભયભીત બન્યો. સરત જાણવા માંગી તો પ્રેતે જણાવ્યું કે, 'મને જો સંઘમાંથી એક પ્રધાન પુરૂષ આપો તો સંઘને જવા દઉં.'-આ વાતની રત્ન સંઘપતિને ખબર પડી કે તુરતજ તેણે જણાવ્યું કે, 'કોઈ પણ ફિકર કરતા ના, હું આ સ્થાનકે રહી પ્રેતને મારૂં શરીર સોંપવા તૈયાર છું. તમે સૌ સંઘ સુખેથી જઇ નેમિ પ્રભુનાં દર્શન કરો.'-આથી સંઘના કેટલાક તે સરત પોતે બજાવશે, એમ કહેવા લાગ્યા. રત્નના નાના બે ભાઇ મદન અને પૂરણ પોતાને તે કાર્ય સોંપવાનુ વિનવવા મંડ્યા, સતી સ્ત્રી પદ્મિની વિલાપ કરી એ ઉપસર્ગ પોતે સહન કરવા તૈયાર છે એમ પુકારી કહેવા લાગી, ત્યારે પુત્ર કોમલ પિતાને બદલે પોતે પ્રાણ અર્પશે એવું બોલ્યો. આખરે શેઠ રત્ન, તેની પત્ની પદ્મિની અને સુત કોમલ એ ત્રણે તે સરત પાળવા અર્થે રહી, શેઠે ગમે તેમ સમજાવી સંઘને યાત્રા કરવા રવાના કર્યો.

પેલો પ્રેત સંઘપતિને મહાનાદ કરી એક ગુફામાં લઇ ગયો, જ્યારે તેની સ્ત્રી તથા પુત્રે કાયોત્સર્ગ ધ્યાન ધર્યું, અને મનમાં સંકલ્પ કર્યો, કે જ્યારે સંઘપતિ આ કષ્ટથી છુટશે, ત્યારે અમે અન્નપાન લઇશું. આવે સમે રૈવત પર્વતપર સાત ક્ષેત્રપાલ અંબાદેવીને વાંદવા જતા હતા, તેમણે આ ઉત્પાદ સાંભળ્યો, અને અંબાદેવીને વિનવ્યાં કે આ શું છે?-દેવીએ ધ્યાન ધરી જોતાં જાણ્યું કે, કોઇ મહાપુરૂષને કોઇ દુષ્ટ ઉપદ્રવ કરે છે, એટલે પોતે સાતે ક્ષેત્રપાળને સાથે લઇ પ્રેતના સ્થાનકે આવ્યાં. નારી અને કુમારને ધ્યાનસ્થ જોઇ દિલમાં કૃપાભાવ-ભક્તિભાવ જાગ્યો. પ્રેતને કહ્યું કે, હું નેમિ પાસે વસું છું, અને આ મારો સહધર્મી છે તેને મુક્ત કર, અગર તો મારી સાથે યુદ્ધ કર. બંને વચ્ચે યુદ્ધ થયું. તેમાં પ્રેતને પોતાના પગ નીચે ધરી નાંખ્યો, અને ઘણો અફાળ્યો. આખરે તે પ્રેતે પોતાની માયા સંવરી પોતે અસલ દીવ્ય કંચન કાય ધરી, વૈમાનિક દેવ તરીકે પ્રકટ થયો. સંઘવીપર પુષ્પવૃષ્ટિ કરી, તે કહેવા લાગ્યો, 'હે વ્યવહારી! તને અને તારી સ્ત્રી તથા પુત્રને ધન્ય છે. તેં ગુરૂમુખે જે નિયમ લીધો હતો, તે મરણાંતક કષ્ટ પડતાં છતાં પાળ્યો. તારા સાહસનું પારખું લેવાજ મેં આ સર્વ કીધું હતું.' પછી તે દેવતા સુરલોક સિધાવ્યો, અંબાદિક જિનસ્થાનકે ગયાં, અને સંઘપતિએ સંઘ સાથે ગિરિનાર પર્વતપર જઇ નેમિનાથનાં દર્શન કર્યાં. મૂર્ત્તિનું સ્નાત્ર કરતાં વિસ્મયકારક વાત એ બની કે, લેપમય બિંબ હતું તે ગળી ગયું. આથી રત્ન સંઘવી ખિન્ન થયો, અને પોતાની કંઇક આશાતના થઇ હશે તેથી તેમ બન્યું હશે, એમ ગણી પોતાને ધિક્ ગણવા લાગ્યો. પછી તેણે બાધા લીધી કે, જ્યાં સુધી તે બિંબને બદલે રત્નનું બિંબ ન સ્થાપું, ત્યાં સુધી જલ અન્ન લઇશ નહિ. સર્વ ચીજ તજી ઉપવાસ કરી તપ કરવા માંડયું, અને સાઠ ઉપવાસ થયા કે અંબાજી માતા પ્રત્યક્ષ થયાં. તેણી રત્નશ્રાવકને જ્યાં કંચનબલાનક નામનો પ્રાસાદ હતો ત્યાં લઇ જઇ નેમિનાથના સમયમાંજ શ્રીકૃષ્ણે વિનિર્મિત પ્રધાન બિંબ તથા સુવર્ણ, રત્ન, રૂપું મણિ એમ દરેકનાં અઢાર મળી ૭૨ બિંબોનાં દર્શન કરાવ્યાં. તેમાંથી કોઇ પણ લેવા માટે કહ્યું, રત્ને તો રત્નનું બિંબ લેવા વિચાર કર્યો. ત્યારે અંબાદેવીએ કહ્યું કે, આગળ કલિયુગ આવે છે, અને તે વખતના અતિ લોભી લોકો થતાં પ્રતિમાનું વિપરીત થાય, તેથી પાષાણ બિંબ લ્યો તો સારૂં. હવે તે બિંબ કેમ લઇ જવું? ત્યારે અંબાદેવીએ કહ્યું કે, કાચે તાંતણે વીંટી ચલાવશો તો એની મેળે ચાલી આવશે; પણ તેમ કરતાં પાછું ન જોવું, અને જોયું તો તરતજ તેજ સ્થાનકે સ્થંભી જશે. આથી શ્યામ પાષાણનું બિંબ લીધું, અને તે વિસ્મયકારક રીતે એમને એમ ચાલતાં ચાલતાં, આવે છે કે નહિ એમ વિમાસતાં રત્ને પાછું જોયું કે તુરતજ ત્યાં બિંબ સ્થિર થયું. ત્યાં પ્રાસાદ કરાવી, તેમાં તે બિંબને પ્રતિષ્ઠિત કર્યું. આજ લગી તે સ્થળે તે બિંબ પૂજાય છે.

સંઘ પાછો વળી શત્રુંજય આવી ઋષભ જિનેશ્વરને વાંદી પછી સ્વસ્થાનકે ગયો. રત્ન શ્રાવકે અનેક દ્રવ્ય ખર્ચી સુકૃત કર્યું. આ પ્રમાણે હકીકત જીર્ણ

પ્રબંધમાં જણાવેલી છે. આ કંચનબલાનક પ્રાસાદ તથા રત્નશ્રાવકે સ્થાપિત કરેલ બિંબના સંબંધમાં ગિરિનાર કલ્પમાં આ પ્રમાણે હકીકત છે:—

ગિરિના મધ્યમાં ઈંદ્રે વજ્રવડે વિવર કરીને (પોલો ભાગ કરીને) કાંચનબલાનકમય રજત ચૈત્ય બનાવ્યું. તે ચૈત્યના મધ્યમાં શ્રી નેમિપ્રભુની રત્નમયી મૂર્તિ પ્રભુના દેહમાન અને વર્ણ પ્રમાણે ઈંદ્રે સ્થાપિત કરી, અને તે ઉપરાંત બીજાં ત્રણ બિંબને ઈંદ્રે દેવતાઓ પાસે તે ચૈત્યના મધ્યમાં સમવસરણમાં સ્થાપિત કરાવ્યા. તે ગિરિના ચૈત્યમાં અવલોકનવાળા (ખુલ્લા) ઊપરના રંગમંડપમાં અંબાની મૂર્તિ અને બલાનકમાં શાંબની મૂર્તિ જેવું બીજું ચૈત્ય નેમિપ્રભુના નિર્વાણસ્થાને પૂર્વ સન્મુખ ઈંદ્રે નિર્માણ કર્યું હતું. ઈંદ્રે કરેલા ચોબારા બલાનકમાં રહીને મેઘઘોષ દેવ પ્રભુનું અર્ચન કરતા હતા. નેમીશ્વર પ્રભુની લેપમયી પ્રતિમા બે હજાર વર્ષ સુધી (ટકી) રહી. તે લેપમય મૂર્તિનો નાશ થયે સતે અંબા દેવીના આદેશથી અને રતન નામના શ્રાવકે જ્યાં પશ્ચિમ સામું (નવું) ચૈત્ય સ્થાપ્યું. કાંચન બલાનકની અંદરના સમવસરણમાંથી રતન શ્રાવકે કાચા સુતરના તાંતણા વડે ખેંચીને આ (આજ કાળે વિદ્યમાન) બિંબ અહીં આણ્યું.

ત્યાર પછી કલિકાલમાં જિનશાસનદીપક શ્રાવકો અનેક થયા છે, તે પૈકી ગુર્જર રાજા સિદ્ધરાજ જયસિંહનો પ્રધાન મંત્રી નામે સજ્જને બાર વરસની સોરઠની બધી કમાઇ ખર્ચી નાખી નેમિપ્રસાદનો ઉદ્ધાર કર્યો; રાજા સિદ્ધરાજે આખરે તે જોઇ પ્રશંસા કરી. (સરખાવો ગિરિનાર કલ્પનો ભાગઃ—'યાકુડી અમાત્ય અને સજ્જન દંડેશ પ્રમુખ અનેક ઉત્તમ જનોએ નેમીશ્વર પ્રભુના ચૈત્યનો ઉદ્ધાર કર્યો છે.)

પછી શ્રી વસ્તુપાલ અને તેજપાલ એ બે મંત્રીઓએ જૈન ધર્મને દીપાવ્યો અને એવાં કાર્યો કર્યા કે જે છએ દર્શનવાળાઓને ભાવ્યાં. શત્રુંજયપર અઢાર ક્રોડ અને બાણું લાખ, ગિરિનાર પર બાર ક્રોડ અને એંસી લાખ; આબુ ઉપર લુણગવસહી નામે પ્રાસાદ કરાવવામાં બાર ક્રોડ ત્રેપન લાખ દ્રવ્ય ખર્ચ્યાં, ૧૨૪ જિનપ્રાસાદ બંધાવ્યાં, ૨૩૦૦ જીર્ણ પ્રાસાદનો ઉદ્ધાર કર્યો, ૯૮૪ પૌષધશાળા (ઉપાશ્રય) બંધાવ્યાં, અને જૈન ભંડારો માટે પુસ્તકો લખવામાં ૧૮ ક્રોડ ખર્ચ્યા. ૫૦૦ સિંહાસન, ૫૦૦ સમોસરણ (ના પટ્ટ) કરાવ્યા, સવા લાખ બિંબ પ્રતિમાઓ કરાવી, ૨૧ ને સૂરિપદ અપાવ્યું. દર વર્ષે બાર સ્વામી વાત્સલ્ય (જમણ) આપી ત્રણ વાર સંઘ પૂજા કરી. આ સિવાય પરધર્મીઓ વાસ્તે પણ અનેક કાર્યો કર્યા—જેવાં કે. ૩૦૨ શિવાલય, ૭૦૦ બ્રહ્મશાળા બંધાવી. કાપાલિકો માટે એટલા મઠ બંધાવ્યા કે જેમાં હમેશાં એક હજાર જોગી જમતા; ૭૦૦ ધર્મશાળાઓ કરી, હજારો ગૌનું દાન કર્યું. ૭૦૫ વિદ્યામઠ; ૭૦૦ કુવાઓ બંધાવ્યા; ૪૬૪ વાવ, અને બ્રહ્મપુરી કરી, ૮૪ સરોવરો, ૩૨ પથ્થરના કિલ્લાઓ બંધાવ્યા. શત્રુંજયની બધી મળી ૧૨॥ યાત્રાઓ કરી. તેરમી વખતે યાત્રા કરતાં માર્ગમાં (વસ્તુપાલ) સદ્‌ગતિ પામ્યા. જૈનથી અન્ય ધર્મીઓ માટે પણ અનેક કાર્યો કરી સમદૃષ્ટિ દાખવી પોતાની નામના વધારી, અને તે એટલે સુધી કે દક્ષિણમાં શ્રી પર્વત, પશ્ચિમમાં પ્રભાસ પાટણ, ઉત્તરમાં કેદાર અને પૂર્વમાં વાણારશી (કાશી) સુધી તેની કીર્તિ પ્રસરી, ખર્ચેલાં સર્વ દ્રવ્યની સંખ્યા ત્રીસ કરોડ, ચૌદ લાખ, અઢાર હજાર, આઠસો ને ત્રણ થાય છે. આ સર્વ અઢાર વર્ષની અંદર ખરચ્યું.

( સરખાવો ગિરિનાર કલ્પ-ગિરિનારની મેખલા-કંદોરાને સ્થાને તેજપાલ મંત્રીશ્વરે ત્રણ કલ્યાણક સંબંધી ચૈત્ય કરાવ્યું, અને વસ્તુપાળે તે ગિરિપર શત્રુંજય, સમેતશિખર અને અષ્ટાપદ તીર્થોની રચના કરી.)

શ્રી રત્નાકર સૂરિના ઉપદેશથી શા પેથડશાહે બાણું જૈન વિહાર ( જિન ગૃહ ) બંધાવ્યા. સિદ્ધાચલ (શત્રુંજય) માં આદિભુવનમાં એકવીશ ઘટિકા સુવર્ણ આપ્યું, તેના સુત નામે ઝાંઝણે શ્રી શત્રુંજયથી આવી ગિરિનાર પર સુવર્ણ ધ્વજા સહિત નેમિપ્રાસાદ કરાવ્યો. ( સમરાવ્યો. )

શ્રી જયતિલકસૂરિના ઉપદેશથી શ્રીમાલી વંશીય હરપતિ શાહે વિક્રમ સંવત્ ૧૪૪૯ માં રેવતાચલ (ગિરિનાર) પર નેમિ પ્રાસાદનો ઉદ્ધાર કર્યો.

આમ અનેક મહાભાગ શ્રાવકો થઇ ગયા કે જેમણે ગિરિનાર તીર્થનો ઉદ્ધાર કર્યો છે. ઉપસંહારમાં જોઇએ તો અતિ પ્રાચીન-પૌરાણિક ઉદ્ધારો—૧ ભરતાદિકે, ૨ પાંડવોએ, ૩ કલ્પપતિ દેવતાએ અને ૪થો રત્ન શ્રાવકે કરેલા ગણાય, ત્યારપછી ગણાવેલા સર્વ ઐતિહાસિક છે, નામેઃ-(૧) સિદ્ધરાજ જયસિંહના વખતમાં *સજ્જન મંત્રીએ, (૨) વસ્તુપાલ તેજપાલ નામેના મંત્રીએ (૩) પેથડ સુત ઝાંઝણે અને (૪) સં. ૧૪૪૯માં હરપતિ શાહે કરેલા ઉદ્ધાર છે.

આટલો ટુંક સાર આ રાસનો છે.

**સંશોધન કાર્ય—**

એક હસ્તપ્રત ઉપરથી સંશોધન કાર્યમાં સંપૂર્ણ યા સંતોષકારક વિજય મેળવવો દુર્લભ નિવડે છે. પહેલાં એકજ પ્રત અને તે પણ ઘણી નવી-સં. ૧૯૩૭ માં લખાયેલી (નીચે જણાવેલી ઘ પ્રત) મુનિ મહારાજ શ્રી બાલવિજયજી તરફથી મળી, અને તે ઉપરથીજ કરેલી પ્રેસકૉપી પણ સાથે મળી. આ ઘણી અશુદ્ધ હોવાથી બીજી બે પ્રતો મેળવ્યા વગર આ કૃતિને પ્રસિદ્ધિ આપવી અયોગ્ય લાગવાથી બીજી પ્રતો મેળવવાને પ્રયાસ કરતાં ઉક્ત મુનિ મહારાજશ્રી બાલવિજયજીએ પોતાનાં પુસ્તક ભંડારમાંથી બીજી બે પ્રતો (ક તથા ખ) પ્રત મોકલાવી. મુંબઈ વિરાજતા મુનિ મહારાજશ્રી ઇંદ્રવિજયજી ઉપાધ્યાયે મુંબઇના એક દેરાસરના ભંડારમાંથી પ્રાપ્ત કરેલી એક પ્રત (ગ પ્રત) મને આપી. આ રીતે સર્વ મળી ચાર પ્રતમાંથી મેં મારી મેળે તદ્દન સ્વતંત્ર સંશોધિત પ્રેસકોપી કરી કે જેમાં જુનામાં જુની સં. ૧૬૯૭ માં લખાયેલી ક પ્રત પરજ ખાસ અને પ્રધાનપણે આધાર રાખેલો છે. જોડણી પણ તેનાજપરથી મૂકેલી છે. જે ફેરફાર કર્યો છે તે એટલોજ કે પહેલાં 'એ' પ્રત્યયને બદલે 'ઇ' લખાતો 'ઓ'ને બદલે 'ઉ' લખાતું, તો તે 'ઇ' અને 'ઉ' ને બદલે પ્રચલિત એ અને ઓ મૂકેલ છે. 'શ' ને બદલે પ્રાયઃ 'સ' વપરાતો તે બનતાં સુધી કાયમ રાખેલ છે જ ને બદલે ય લખાતો ત્યાં જ વાપરેલ છે. દાખલા તરીકે સંભારઇ-સંભારે, આપણુઈ-આપણું, પિહરિંનઇ-પેહરીને, પુરૂપનઇ-પુરૂપને, એહવઇ-એહવે; વડઉ-વડો, બીજઉ-બીજો, સાંભલુ-સાંભલો, પુહુચુ-પોહોચો, કાસમીર તે કાશ્મીરને બદલે હોવો જોઈ એ-પણ અત્ર કાસમીરજ રાખેલ છે, દેસ (દેશ), સેઠિ (શેઠ)-શેઠે; સુણયો-સુણજો. યવ-જવ, યમ-જમ; બાકી તે સિવાય જ્યાં બહુ અશુદ્ધતા હોય ત્યાં શુદ્ધના કરી જોડણી પ્રતનીજ મૂકી છે કે જેથી સંવત સત્તરમા સૈકાની ગુજરાતી ભાષાનો પરિચય થાય. કૃતિ સત્તરમા સૈકાનીજ છે અને તેજ સૈકામાં લખાયેલી પ્રત મળી છે, એ ઘટનાથી સંશોધન કાર્યમાં ઘણી અનુકૂળતા આવી છે. કડીઓ પણ તેના પ્રમાણે મૂકી છે.

**મળેલી પ્રતો.**

ક—આમાં પ્રથમ ૐ નમઃ સિદ્ધં એમ લખ્યું છે, અને છેવટે જણાવ્યું છે કે 'ઇતિ શ્રી ગિરિનારિ તીર્થોદ્ધાર મહિમા પ્રબંધ સંપૂર્ણઃ ॥ શ્રીઃ ॥ સંવત ૧૬૯૭ વર્ષે માગસર વદિ ૨ બુધે લપતં। શ્રીઃ શ્રીઃ શ્રીઃ

ખ—આમાં પહેલું પાનું નથી, તે ઘણાં છૂટાં પાન

---

*સંવત અગ્યાર ચોરાસીઈ, સાહ સાજણિં મોટા
નેમિપ્રાસાદ કરાવીઓ, શિવ વહુ સિર લોટા—
જગમાં જાગતા જસ કરી—૩૮
આજ ગિરનાર સિર જેઅ છિં, સુર ગિરિ જિમ ઝલકિં
મોહીઆ માનવી મુનિવરા, તિહાંથી નવિં સલકિં—
પંચવર કોડિ સોનઇઅડા, ઉપરિ અહોત્યરિ લાખ
રાય વિત વાવરતાં થયો, જિન ભવન રાન શાખ—
રાય ભંસેરિઓ અરિઅણે, રાએં મનમાંહી દુહવાણો
પેખ પ્રાસાદ વિસારીઓ, રાએ પૂર્ત પરિખાણો—
ધિન ધિન માત જેહનિં સુતિં એહવો ભવન કરાવ્યો
ધિન્ન મણયલ્લ દે માવડી, સુતિં એહ સમરાવ્યો—
સાજણ સુણિ ન મુઝ માવડી, ધિન ધિન કિમ જાણી,
રાય તુઝ દોકડે નીપનો, ભુવન એહ મુઝ વાણી—
એક દીનાર અહવા જિણભવણ, લિઓ પુણ્ય સિવ કાજિ
રાય કહઇ સુકૃત લો સોવિનઇ, મુઝ માવડી લાજઇ,—
જિણ ભવણ પુણ્ય રાઇ મહ્યું, સાહ સાજણિં દીધું,
ઇણિ ભવિં કીર્તિ સબલી હુઈ,આગઇ સંબલ કીધું,—
રાય જેસિંગ દે જગિ જયો ઘણું ભદ્રક ભાવી
જિણિં જિમ કરી કહ્યું તિમ કર્યું, એહવો સકલ સમાવી.
—એક જુની પ્રતમાંથી- જગ૦ ૪૬.

પર છે પણ તેમાં લખ્યા સંવત છેવટે મૂકેલ નથી. ક ની સાથે સરખાવતાં તે ખ પ્રત ક ની આબાદ અક્ષરશઃ નકલ છે.

ગ—આ પ્રતમાં પહેલાં પ્રથમ એ શબ્દો મૂકયા છે કે 'પં. શ્રી કમલવર્દ્ધન ગણિ ગુરૂભ્યો નમઃ' છેવટે લખ્યા સંવત કે લેખકનું નામ જણાવેલ નથી. આ પરથી એ સિદ્ધ થાય છે કે લેખક કમલવર્દ્ધનગણીનો શિષ્ય થાય છે. પાનાં જોતાં તે ૧૯મી વિક્રમ સદીના અંતમાં લખાયેલ છે.

ઘ—તેમાં પ્રથમ 'ૐ નમઃ શ્રી જિનાય અંબિકાયૈ નમઃ પૂજ્યારાધ્ય ધ્યેતમ પંડિત શ્રી કલ્યાણકુશલગણિ શિષ્ય પંડિત શ્રી તત્વકુશલગણિ સદ્ગુરૂ ચરણ કમલેભ્યો નમો નમઃ' એટલું જણાવી છેવટે 'સં. ૧૯૩૭ ના ભાદ્રવા શુદ ૧૧ ને વાર રવીઇ સંપૂર્ણ. લ. જોસી લાધા વ૦ મયારામ-ન્યાતી વણિક શ્રીમાલી શ્રાવકુ શેઠ શ્રી ૫ પ્રાગજીને અર્થે લખુ' છે, શ્રી શ્રી' એ પ્રમાણે લખ્યા સંવત ને લેખકના નામનો નિર્દેશ કરેલ છે. આ નવામાં નવી પ્રત છે ને તે ગ ની સાથે સરખાવતાં તેની આબાદ અક્ષરશઃ નકલ જ સિદ્ધ થાય છે. દેશી કયાંક વધુ (નવીન) મુકી છે અને કયાંક રાગમાં ફેરફાર કે રાગની સાથે તાલ મુકયો છે.

આ ઉપરાંત અઘરા શબ્દોની ટિપ્પણી પણ નીચે આપી છે કે જેથી અર્થ સમજવામાં સરલતા થાય. આવી રીતે સંશોધન અને ટિપ્પણી આપવાનું કાર્ય દરેક જૈન ગુર્જરકાવ્ય પ્રકટ કરતાં તેના પ્રકાશકો લક્ષમાં લેશે એમ ઇચ્છું છું.

તવા બિલ્ડીંગ, લોહાર ચાલ, મુંબઇ માસ ભાદ્રપદ ૧૯૭૫

મોહનલાલ દલીચંદ દેશાઈ, બી. એ. એલ એલ. બી. વકીલ હાઇકૉર્ટ.

ધાતુનો અર્થ સરજવું અને છોડવું એવો બે પ્રકારે થાય છે. આત્મા પોતાની બાહ્ય શક્તિવડે સરજે છે, અને આંતર શક્તિવડે તજે પણ છે.

આમ છતાં તે પોતાના નિત્ય સ્વરૂપને–જ્ઞાનાદિ સ્વરૂપને છોડતો નથી, કારણ કે જ્ઞાન કે વીર્ય, કે આનંદ એજ પોતે છે અને પોતે પોતાથી છોડાય નહિ, માટે આત્મા પરપુદ્ગલને છોડે છે અને પર એવા પરમાણુઓને જોડે છે.

કોઈ એવું માને છે કે Man can make a box, can he make a tree ?–માણસ પેટી બનાવે છે, પરંતુ તે વૃક્ષ બનાવી શકે ?' લેખક ઉત્તર આપે છે કે હા. જ્યારે આત્મા વૃક્ષરૂપે દેખાય છે, ત્યારે તે સજીવ વૃક્ષ કોણે રચ્યું ? એ વૃક્ષમાં રહેલ આત્માએ પોતાની પુદ્ગલ પરમાણુઓને પરિણમાવવાની બાહ્ય શક્તિથી વૃક્ષ રચ્યું અને એ વૃક્ષમાંથી આત્માએ જ પેટી બનાવી માટે વૃક્ષસ્વરૂપનો કર્તા જેમ આત્મા તેમ પેટીને આકાર આપનાર પણ આત્મા.

જડ પદાર્થો ભિન્ન ભિન્ન રૂપે બને છે તે આત્માની શક્તિ વડે જ જડ પદાર્થ માત્ર એ પ્રકૃતિનો સમૂહ છે. તેને પથ્થરરૂપ, પાણીરૂપ, મનુષ્યરૂપ, દેવરૂપ આપવું એ આત્મા આપે છે. અર્થાત્ તેમાંથી તેવાં તેવાં શરીરો રચવાં, બનાવવાં, સર્જવાં, એ આત્માવડે જ બને છે. હાં ! શક્તિ તો તેમાં પણ અસીમ છે, છતાં જે કાળે જેટલી શક્તિ ફોરવે, તેવો તે થાય છે. એટલે પથ્થરરૂપ કે મનુષ્યરૂપ બનાવું એ પોતાની ન્યૂન કે અધિક શક્તિવિશેષવડે થયું છે અને થાયછે. જેમ એકજ પદાર્થ હિમરૂપે, જળરૂપે કે બાષ્પરૂપે પ્રતીત થાય છે. આમાં માત્ર તે સ્વરૂપોમાં Forms માં આત્માની ન્યૂનાધિક શક્તિવિશેષનુંજ કારણ છે. જ્યારે આત્મા ઉંઘવાજેવી સ્થિતિમાં હોય છે ત્યારે તે પોતાનું પથ્થર જેવું બાહ્ય સ્વરૂપ ઘડેછે, જ્યારે સુસ્ત હોય છે ત્યારે માટીરૂપતા રચી લે છે. જ્યારે ઝોકા ખાતો હોય ત્યારે વનસ્પતિરૂપ બનાવી લે છે. જ્યારે શ્વાસ-ઉશ્વાસ લેતો હોય એવો જ માત્ર જણાય છે ત્યારે પશુરૂપ કરી લે છે. જ્યારે મનન કે વિચાર કરતો હોય ત્યારે મનુષ્યપણું ઉત્પન્ન કરે છે. જ્યારે પ્રકાશતો હોય ત્યારે દેવયોનિ રચે છે આમ એજ પરમાણુઓને પરિણમાવવાની થોડી યા ઘણી કે નાના પ્રકારની શક્તિવડે આત્મા નાનાપ્રકારનાં રૂપો ધારણ કરે છે, નાના પ્રકારનાં વસ્ત્રો અલંકારો ધરતો ચાલે છે.

એક માણસ પ્રથમ પર્ણકુટિ, પછી ઝુંપડી, પછી ઝુંપડું, પછી ઘર, પછી બંગલો, પછી મહેલ બનાવે છે. ઘણા ઘણા મળી ગામડું, શહેર, નગર, પ્રાંત, ઇલાકો, ખંડ પણ રચે છે. આ કોણે રચ્યાં ? આત્મા-એજ. તેમજ પૃથ્વી કોણે રચી? પૃથ્વીમાં રહેલા આત્માએ. આમ પૃથ્વીમાં રહેલા આત્માએ પૃથ્વીને રચી તેમજ પૃથ્વીમાંથી ખંડાદિ બનાવ્યા એ પણ માણસમાં રહેલા આત્માએ રચ્યા. આત્મારૂપી ઇશ્વરે પૃથ્વી રચી, આત્મારૂપી ઇશ્વરે શહેરો બનાવ્યાં માટે કર્તા તો આત્માઓ જ છે.

કર્મનો કર્તા પણ આત્મા છે, અને એ કર્મ-વડે પશુઆદિ શરીર પણ આત્મા જ રચે છે. દેવના દેવતાઇ કે મનુષ્યાદિ શરીરો જુદાં કર્મના ઘડેલાં કહેવાય છે. કર્મો પણ આત્મા જ કરે છે. દેવાદિ ઋદ્ધિ કે ચક્રવર્તિની ઋદ્ધિ પણ આત્માજ હાંસલ કરે છે.

જેમ એક સુતાર હથિઆર બનાવે, અને પછી હથિઆર વડે પેટી બનાવે, તેમ જીવ કરેલાં કર્મ રૂપી હથિઆર બનાવે, એટલે જડ એવા પરમાણુઓમાં પોતાની શક્તિ ફેલાવે એટલે એ પરમાણુઓ શક્તિવાળાં થઈ કર્મ બને. એ કર્મોવડે જ નાના પ્રકારનાં શરીર બનાવે, એ શરીરો વડે નાના પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત કરે, આ પ્રકારે સર્વકર્તા આત્માઓ જ જણાશે, મનુષ્યાદિ કે દેવાદિ શરીરોનો ખરો કર્તા કર્મ નથી પણ આત્મા છે. કારણ કે એતો આત્મા પ્રથમ કર્મ બનાવી પછી મનુષ્યાદિ શરીરો રચે છે, અને જેવા જેવાં કર્મ રચે, તેવાં તેવાં કર્મોથી સારાં, વિશેષ સારાં એવાં શરીરો રચી શકે.

### જન્મ અને મરણ.

આત્મા એક ક્રિયા કરે છે. 'ચાલવું, બોલવું, ફરવું, લેવું, દેવું, એ બધી એની ક્રિયા છે. તેમ

જન્મવું અને મરવું એ પણ ક્રિયા છે. એટલે અમર પ્રાણના પુદ્ગલોનો સંચય કરવો અર્થાત્ જન્મવું અને તે પુદ્ગલોને અમુક કાળે છોડી દેવાં એ કૃતિ પણ આત્માની જ છે.

જેમ સુથાર કે કડીઓ એક ઘર બાંધે, યા તેમાં રહે કે તોડે તો તેમાં સુથારમાં કે કડિયામાં વસ્તુત; ફેરફાર થતો નથી, તેમ શરીરરૂપી ઘર જીવ બાંધે, કે તેમાં રહે, કે તેને તોડી નાંખે, અર્થાત્ પાછો થવાને મરી જાય, કે નિરંતરને માટે મરી જાય એટલે પુદ્ગલને સર્વથા છોડી દે એટલે મોક્ષ પામે તેમાં જીવમાં કોઇ વસ્તુતઃ ફેરફાર નથી થતો. વસ્તુતઃ એટલે નિશ્ચય એટલી વાત લક્ષમાં રાખવાની છે. આજ પ્રકારે જન્મવું એટલે ડગલો બનાવી પહેરવો અને મરવું એટલે ડગલો જૂનો થતાં ફેંકી દેવો. અને ટાઢ ન વાય એટલે તજી દેવો, તેમાં હર્ષ શોક શો?

પ્રકારતી છે. પણ ઉગતા જૈન વર્ગમાં ધગશ ક્યાં છે? વ્યાપારમાં તલ્લીન વર્ગને ઓચ્છવ, મહોત્સવ કે જમણ કરતાં જ્ઞાનની કિંમત વધુ નથી સમજાઈ અને પશ્ચિમ અવસ્થામાં વર્તતા બુઝર્ગો આજે પોતાનો અવકાશ માત્ર સંઘ જ્ઞાતિના કે તેવા જ બીજા ઝગડામાં વ્યતિત કરી રહ્યાં છે.

આજે 'કલિકાળ સર્વજ્ઞ' હેમચંદ્ર સૂરિની 'ત્રિષષ્ટિ શળાકા પુરૂષ ચરિત્ર' રૂપ કૃતિને નિહાળવાનો અવકાશ ઘણા થોડાને છે. કેટલાકને જ્યાં ભાષાન્તરના પાનાં જોઈ થાક ચડે ત્યાં કાવ્યચમત્કૃતિ કે પ્રભાવપૂર્ણ વર્ણનશૈલીની વાત કોના આગળ કરવી? ઉપદેશથી ભરપૂર મહેલરૂપ એવો ઉપદેશ પ્રાસાદ એટલો બધો સરળ અને કથા સાહિત્યથી અલંકૃત ગ્રંથ છે કે વાંચક હોંશે હોંશે તેમાં પ્રગતિ કરી સમ્યક્ત્વ, દેશવિરતિપણું અને સર્વવિરતિપણું આદિ શ્રાવક સાધુ ધર્મ રૂપ અરિહંત પ્રભુના માર્ગનું સુંદર જ્ઞાન મેળવી શકે; પણ અફસોસ એટલો જ કે એ ધોરણમાં ભાગ્યે જ કોઈ વિદ્યાર્થી પણ નોંધાતા હોય! મુનિસુંદર સૂરિના અધ્યાત્મ કલ્પદ્રુમની કે દેવચંદ્રજીના આગમસારની કે યશોવિજયજીના જ્ઞાનસારની વાનકી તો પછી ચખાડવીજ કોને? ઉપર વર્ણવેલા ગ્રંથ બહુ સરળ તો નથી, પણ જ્યાં ઇતિહાસ કે કથાનક જેવા વિષયમાંથી રસ મેળવવાનું મુસ્કેલ જણાતું હોય ત્યાં આધ્યાત્મ, દ્રવ્યાનુયોગ કે જ્ઞાન વિષયમાં પ્રવેશ કરનાર જ વિરલ!

જ્ઞાનની અભિરૂચિ-લાલસા જેટલી મુખેથી બોલાય છે, ઉત્સવ સમારંભમાં પાનાં પોથી મૂકી શોભાવાય છે તેટલી ખરેખર વર્તનમાં નથી ઉતારી શકાઈ! તે વિના જૈન સમાજની આવી દશા ન જ સંભવે! હવે તો નિદ્રા, વા પ્રમાદ અવસ્થા છોડી જાગ્રત થવાની જરૂર છે. પ્રારંભિક જ્ઞાન કે તાત્વિક વિષયની કુંચીરૂપ પ્રકરણના જ્ઞાન વિના સૂયગડાંગ કે ભગવતીજીના મનોહર પણ ગૂઢ વ્યાખ્યાન યથાસ્થિત નહિ જ સમજાય. એજ્યુકેશન બોર્ડે તો નિરાશ થયા વિના સ્વકાર્ય ધપાવેજ જવું. અત્યારે વેરવામાં આવતા બીજોમાંથી કાળે કરી વૃક્ષો જન્મશે, ફળો બેસશે, ત્યારે જ તેની કિંમત અંકાશે. એને તો ફળની આશા વિના ખંતથી ઉદ્યમશીલ રહેવું એજ ધર્મ છે. Try Try again એજ મુદ્રાલેખ હોવો ઘટે.

મોહનલાલ દીપચંદ ચોકસી.

---

# શ્રી શત્રુંજય કરાર સંબંધી રાવસાહેબ સોમાભાઈનો અભિપ્રાય.

[ અમદાવાદના પ્રસિદ્ધ વકીલ અને પબ્લિક પ્રોસીક્યુટર રાવસાહેબ સોમાભાઈ ભાઇલાલની ઓળખાણ આપવાની જરૂર નથી તેમણે જે અભિપ્રાય અમારી વિનતિને માન આપી મોકલી આપ્યો તે રજુ કરીએ છીએ. ] —તંત્રી.

સુજ્ઞશ્રી,

૧. આપનો તા. ૫-૭-૨૮ નો પત્ર મળ્યો હતો. જવાબ કરવામાં ઢીલ થઈ છે તે બદલ ક્ષમા માગું છું. શ્રી શેત્રુંજય તીર્થ સંબંધી થયેલી સમજુતી તથા કરારો સંબંધમાં મારો અભિપ્રાય જાણવા આપ માગો છો. પણ આ સવાલની સમાધાની થઇ ગયા પછી એ પ્રશ્નની વિગતવાર ચર્ચા કરવાથી કંઇ ફળ થાય તેમ લાગતું નથી. આ સવાલના થયેલા ફડચાના પરીણામે જૈનો તથા પાલીતાણા દરબાર વચ્ચે શુભ લાગણી ઉત્પન્ન થઇ છે તે ટકાવી રાખવા બંને પક્ષે કાળજી રાખવાની જરૂર જણાય છે. અને આ સંતોષકારક વાતાવરણ ટકાવી રાખવા નામદાર ઠાકોર સાહેબ ઉદાર દીલથી ભવિષ્યમાં કામ લેશે એવી મને સંપૂર્ણ આશા છે કેમકે તેઓ સાહેબની ઉદાર વૃત્તિ તથા શુભ ઇચ્છા બાબત મેં ઘણું સાભળેલું છે. તોપણ આપની ઇચ્છાનુસાર થયેલા કરારોને લગતી એક બે બાબત સંબંધમાં મારો અભિપ્રાય આપને જણાવવાની મારી ફરજ સમજું છું.

૨. કરારનામાના કરાર નં. ૨ માં ઠરાવ્યું છે કે ગઢના અંદરના તમામ જમીન, ઝાડ, મકાનો વગેરેનો

૩. પાછલા ઠરાવ મુજબ આખા ગઢનો કબજો ભોગવટો જૈનોનો છે. પરંતુ નવા કરારના પાના કલમ ૯ મુજબ ગઢના અંદર આવેલા મહાદેવના દેવાલય ઉપરના કબજા ભોગવટાનો હક જૈનોનો છોડી દીધો છે. તે નામદાર ઠાકોર સાહેબની લાગણીને માન આપવા ખાતર થયું છે એમ લાગે છે તે વિરૂદ્ધ કંઈ કહેવા જેવું નથી. કેમકે રાજાની લાગણીને માન આપવું તથા રાજાનું તથા રાજ્યનું ભલું ઇચ્છવું તે દરેક જૈન પોતાની ફરજ સમજે છે.

૪. કરારનામાની કલમ ૧૪ માં પાલીતાણા દરબારને આપવામાં આવતી વાર્ષિક રકમ રૂ. ૧૫૦૦૦ ના વધારીને રૂ. ૬૦૦૦૦ જેટલી કરવામાં આવી છે. એ વધારો ઘણો મોટો છે એમ ઘણાનું કહેવું છે. પણ આ વધારેલી રકમમાં જાત્રાળુઓ પાસેથી લેવાતી જકાતનો પણ સમાવેશ થયો હોત તો રકમમાં થયેલો વધારો કોઈને ખટકત નહીં. સને ૧૯૨૬ માં ઉત્પન્ન થયેલી તકરારને લીધે યાત્રાત્યાગ શરૂ થયો તે પહેલાં જકાતને અંગે જાત્રાળુઓને જે હાડમારી તથા ત્રાસ વેઠવો પડતો હતો તે સઉ કોઈના જાણવામાં છે. અને એ જકાત લેવાની રીત પણ જૈનોની લાગણી દુખાવામાં એક કારણભુત હતી. અને આ વધારેલી રૂ. ૬૦૦૦૦)ની રકમથી સંતોષ માની પાલીતાણા દરબારે યાત્રાળુઓ પાસેથી લેવાતી જકાત મુકી દીધી હોત તો જૈનોની લાગણી દુખાવામાં એક મહત્વનું કારણ હતું તે હમેશને માટે નાશ પામત. આશરે પાંચેક વર્ષ ઉપર મારે પાલીતાણે જવું થયેલું ત્યારે યાત્રાળુઓ પાસેથી લેવાતી જકાતની ઉપજ પાલીતાણા સ્ટેઇટને કેટલી થાય છે તે બાબત પડપુછ કરતાં મને કહેવામાં આવેલું કે દર વર્ષ આશરે રૂ. ૧૦૦૦૦ ની ઉપજ થાય છે એ કંઈ ભારે નથી. કરારનામાની કલમ ૧૨ માં ઠરાવ્યું છે કે મૂર્તિઓને ચડાવવા માટે દાગીના આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી લાવવામાં આવશે તેના ઉપર જકાત અગર બીજો કોઈ કર પાલીતાણા દરબાર લેશે નહીં. તો હવે જાત્રાળુઓ પાસેથી લેવાતી જકાત નામદાર ઠાકોર સાહેબ જતી કરવાની ઉદારતા બતાવશે એવી આશા રાખી શકીએ. તેવું થશે તો વાર્ષિક રકમ રૂ. ૧૫૦૦૦ થી વધારીને રૂ. ૬૦૦૦૦ જેટલી કરવામાં આવી છે તેથી ઘણો મોટો વધારો કરવામાં આવ્યો છે એવું કોઈને કહેવાનું નહીં રહે, અને નામદાર ઠાકોર સાહેબની આ ઉદારતાને લીધે જૈનોની તેઓ સાહેબ તરફની માન ભરેલી લાગણીમાં વધારો થશે અને હમેશને માટે કાયમ રહેશે.

૫. શ્રી શેત્રુંજય તિર્થ સંબંધમાં પ્રસરેલું શાંતિમય વાતાવરણ ટકાવી રાખવા કાળજી રાખવાની જરૂર છે તથા બને તો તે દ્રઢ કરવાનો પ્રયાસ કરવાની જરૂર છે એમ હું માનું છુ તે વાત ધ્યાનમાં રાખવા આપને વિનંતિ છે.

આપનો વિનીત

**સોમાભાઈ ભાઈલાલ શાહ.**

---

# જર્મનીથી આવેલા પત્ર.

ગતાંક પૃ. ૪૦ થી ચાલુ

૪

Hamburg તા. ૨૨ ૪ ૨૮

**જર્મનપ્રજા**

આ શહેર બહુ મજાનો (નું) છે અને મને ઠીક ગમે છે. જર્મન લોકો સ્વભાવે ખુલ્લા મનના અને મળતાવડા છે. અંગ્રેજો બહુ અભિમાની અને અતડા હોય છે. જર્મનપ્રજા બહુ ઉદ્યગી અને વિદ્યાપ્રેમી છે. એ પ્રજાને પૈસા કરતાં જ્ઞાન અને સાહસની બહુ હોંસ હોય છે. અજબ પ્રજા છે. એકે એક સ્ત્રીપુરૂષ અને છોકરો છોકરી ઉત્સાહ અને ઉદ્યોગની સાક્ષાત્ મૂર્તિ જેવા છે. ભારે મહેનતુ છે. અને જેટલી મહેનત કરે તેટલોજ પાછો આનંદ પણ કરે. જે છોકરીઓ આખો દિવસ નોકરી કરતી હોય અને ઘરોમાંના જાજરૂઓ સાફ કરતી હોય તેજ છોકરીઓ સાંજના વખતે જાણે પ્રીંસેસ મેરીઓ નહિ હોય તેની થઇને બહાર ફરે હરે અને આનંદ લે, અને

આ રીતે કાંઇ ગરીબ છોકરીઓજ આવું કામ કરે છે એમ નહિ સમજવું. શ્રીમંત કુટુંબની છોકરીઓ પણ ઘરમાં એજ રીતે કામ કરે. અમારી સામેના રેસ્ટોરાંની માલેકની છોકરી પણ બીજી નોકર છોકરીઓની સાથે તેમના જેટલુંજ કામ કરતી હોય છે. ઘરમાં જેટલાં માણસો હોય તે દરેક આવી રીતે કામ કરે છે. કામની વખતે કામ અને આનંદની વખતે આનંદ એ આ પ્રજાના જીવનનો મૂળ સિદ્ધાંત છે. કોઇપણ માણસ ઉદાસીન કે મડદાલ ચેહરાવાળો દેખાતો નથી. સર્વનાં મન અને શરીર એક સરખાં તેજસ્વી દેખાય છે. ગરીબ માણસ જે રીતે જીવન વ્યતીત કરે તેજ રીતે કરોડાધિપતિ પણ કરે. સાધારણ માણસ જે ખાતો, પીતો, પહેરતો હોય તેજ મોટો અમલદાર કે શ્રીમંત પણ ખાતો, પીતો, પહેરતો હોય છે. આમ આ પ્રજાએ મનુષ્ય જીવન વચ્ચેની ઘણી વિષમતાઓ દૂર કરી નાંખી છે.

× × ×

૫

**પ્રિયભાઇશ્રી**

હાંબુર્ગ તા. ૧૨-૯-૨૮

બીજા શ્રાવણ વદ ૧૩ બુધવાર સં. ૧૯૮૪

### હિંદનો ડુબતો વેપાર

× × હિંદુસ્થાનનો વ્યાપાર દિવસે દિવસે ડૂબતો જાય છે અને હજી વધુ ડૂબશેજ. કારણ આ બધા દેશોની હરીફાઇમાં આપણી અજ્ઞાન અને નિરૂદ્યમી પ્રજા શી રીતે નભી શકે. યુરોપના લોકો જે વસ્તુઓ આજ સુધી પેદા નહોતા કરી શકતા તે બધી વસ્તુઓ હવે અહિં પેદા કરવાની ધમધોકાર તૈયારીઓ ચાલી રહી છે. અમેરિકા દિવસે દિવસે દુનિઆનો ધંધો પોતાના હાથ કરતું જાય છે. આપણે નથી જાણતા ખેતીવાડી, નથી જાણતા સાયન્સ, નથી જાણતા યંત્રકળા. આ દેશોની સર્વ દિશાઓમાં થતી પ્રગતિ અને હરિફાઇની શી તુલના કરી શકાય. આપણે તો સર્વરીતે પાછળ પડતા જઇએ છીએ અને દિવસે દિવસે સામર્થ્ય ખોતા જઇએ છીએ. પણ હવે એનાં રોદણાં રોવાથી કશું વળવાનું નથી. આપણને જો કાંઇ સમજવું હોય તો આપણે તે દિશામાં પ્રયત્ન કરવું (વો) અને આપણી જાતને તૈયાર કરવી. દેશ, સમાજ કે ધર્મના સામું જોયાં કરવાથી કશું વળવાનું નથી. ઉત્સાહ રાખીને ઉદ્યમ કર્યાજ કરવો. જ્યાં ઉત્સાહ અને ઉદ્યોગ છે ત્યાં સર્વકાર્યની સિદ્ધિ છેજ. કોણ શું કરે છે અને કોણ શું કહે છે એની દરકાર પુરૂષાર્થહીન મનુષ્ય કરી શકે છે. પુરૂષાર્થીને એની કશી પરવા હોતી નથી. પુરૂષાર્થી તો કોઇની દરકાર રાખ્યા વગર અને કોઇની દયા ઇચ્છયા વગર પોતાના અભિપ્રેત માર્ગે આગળ ધપવાનોજ પ્રયત્ન કરતો હોય છે. હજારો નિષ્ફળતાઓ પછી પણ એક એવી સફળતા મળી રહે છે જે બધી નિષ્ફળતાઓનો પૂરો બદલો વાળી આપે છે, માટે નિરૂત્સાહી ન થતાં પૂરા ઉત્સાહ સાથે પોતાનો ઉદ્યોગ કરતા રહેવું અને આગળ વધવાની ઇચ્છાને પોષ્યાં કરવી.

× × ×

૬

**પ્રિયભાઈ**

હાંબુર્ગ તા. ૨૫-૯-૨૮

### પુરૂષાર્થે કાર્યસિદ્ધિ

× × દુનિયા જે છે તે છેજ, તેમાં ફેરફાર થવાનો નથી. દુનિયામાં ફેરફાર થાય એટલે આપણામાં પણ ફેરફાર એવી આશા બાંધીને બેસનારની કયારે પણ કાર્યસિદ્ધિ થતી નથી. આપણે આપણું લક્ષ્ય નિશ્ચિત કરીને એ માર્ગે પ્રયાણ કરવું એટલે દુનિયા આપણને બદલાએલી દેખાશે. બધા પુરૂષાર્થીઓનો આજ ક્રમ રહ્યો છે અને ઉત્કર્ષનો એજ રાજમાર્ગ છે. બીજા વ્યાપારીઓ ગમે તે કરતા હોય આપણે તેની સામું જોઇને કાંઇ પગલું ભરવું તેમાં પુરૂષાર્થ નથી. આપણે આપણો ઉદ્યોગ આપણા લક્ષ્ય પ્રમાણે કર્યાં કરવો. ઇર્ષ્યા અને દ્વેષનાં કારણો દૂર કરવાં અને જે નિખાલસતાપૂર્વક પ્રામાણિકપણે ઉદ્યમ કરે છે તેને તેનું અવશ્ય સુંદર ફળ મળે છે. જેવી જેની સાધના હોય તેવી તેને સિદ્ધિ મળે છે જ.

### અંગત અને હવાના ખબર

મારો અભ્યાસ બરાબર ચાલે છે. શરીર હજી સુધી તો ઠીક રહ્યું છે. હવે શિયાળો આવે છે.

છેલ્લા ૪ દિવસથી મોસમ બદલાઇ છે. અને વાતાવરણ ઠંડું થતું જાય છે. આવતી પેલી તારીખથી તો અહિં બધાં ઘરોમાં ગરમી આપવાનું શરુ થશે. આપણા જેવા શરીરવાળાઓને ચંડી વધારે ભયકારક લાગ્યાં કરે. આપણે ત્યાં ભર શિયાળામાં જેવી તાઢ હોય છે તેવી તાઢ તો અહિં અત્યારેજ છે અને આતો અહિં ઉનાળો કહેવાય.

× × ×

૭

તા. ૨૯–૯–૨૮

......સંબંધમાં લખો છો તે હું તો આજે વર્ષોથી જાણતો આવ્યો છું અને મારાથી કરાય તેટલી સૂચનાઓ કરી ચુકયો છું. પછી તો જેવું જેવું ભાગ્ય તેવું તેવું કર્ત્તવ્ય બને છે. એમાં આપણે ઉદાસીન રહેવું એજ સંતોષકારક છે. જેવું જેવું કર્મ હશે તેવું તેવું ફળ મળશેજ. બાકી લોકોની વાર્તાનો વિચાર કરવાથી આપણો ઉદ્ધાર થવાનો નથી આપણા આત્માની વૃત્તિનો વિચારજ આપણો ઉદ્ધારક છે.

× × ×

૮

હાંબુર્ગ તા. ૧૦–૯–૨૮

## ભલે થોડું વિચારો પણ અમલમાં મૂકો

× × પર્યુષણામાં તમે અમદાવાદ ગયા હોત તો ઠીક થાત. ત્યાં આ વખતે એ લોકોએ બહુ સારી વ્યવસ્થા કરી હતી. આઠે દિવસ સાજના પ્રસિદ્ધ વક્તાઓનાં જાહેર ભાષણો આપણા મકાને રાખ્યાં હતાં અને ઘણો આનંદ આવતો હતો.

તમારી વાતો ઘણી ખરી તો મનોરથ રૂપે જ રહી જાય છે. અમલમાં તો ઘણીજ થોડી આવે છે. તમે ઘણીવાર ઘણા ઘણા વિચાર કરો છો અને બીજી ક્ષણે તે બધા માંડી વાળો છો એટલે સરવાળે તેમાં કશુંજ નથી રહેતું. ઘણા સારા અનુભવવાના અને જોવાના પ્રસંગો તમે નાહકના ગુમાવો છો અને પછી તેના માટે લાંબા સમય સુધી મુંઝાયા કરો છો. મનુષ્યે ભલે થોડું વિચારવું પણ જેટલું વિચાર્યું હોય તેટલું અમલમાં લાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. એક વિચાર આજે કર્યો ને આવતી કાલે પડતો મુકયો, બીજો વિચાર કાલે કર્યો ને પરમ દિવસે પડતો મુકયો એમ કરવામાં જીવનનો કોઇપણ ઉદ્દેશ પૂરો થતો નથી.

## આ દેશ અને આપણો દેશ.

આ દેશમાં ઉદ્યમ અને હિંમત એ બે વસ્તુજ મ્હોટી ગણાય છે. એના પ્રતાપેજ આ દેશો ઉન્નતિના શિખરે પહોંચ્યા છે. આપણને તો ક્ષણે ક્ષણે વૈરાગ્ય આવી જાય છે. જે ખરી રીતે વૈરાગ્ય નથી પણ અકર્મણ્યતાનો આવેશ છે. આવી કર્તવ્ય પરાઙ્મુખતાને આપણે સંતોષ અને શાંતિના નામે સમજી આપણા આત્માને છેતરીએ છીએ.

## 'આપ ભલા તો જગ ભલા'

જગત્ તો અનાદિકાળથી આવું ને આવું ચાલ્યું આવે છે. પહેલા સારૂં હતું અને હવે ખરાબ છે. પહેલા લોકો પ્રામાણિક હતા અને હવે બદલાઈ ગયા છે એ માન્યતાજ આપણી અજ્ઞાનતામાંથી જન્મી છે. આપણે જો બરાબર પુરૂષાર્થી હોઇએ અને આપણું જીવન જો ધારેલા લક્ષ્ય તરફ ચાલ્યું જતું હોય તો જગત્ વિષે આપણને કશું કહેવાનું રહેતું નથી. આજના જગતમાંજ મહાત્મા જન્મી શકે છે અને જગતને મહાન્ આદર્શ આપી શકે છે. તો પછી જગત્ ખરાબ થતું જાય છે એમ શામાટે આપણે માનવું જોઇએ. સારા નરસાની કસોટી તો ફક્ત આપણા પોતાનાજ આત્માને લક્ષીને છે. "આપણ ભલા તો જગ ભલા" એ સૂત્ર સદાથી ચાલ્યું આવે છે અને ચાલૂ રહેશે.

## અંગત

અહિં બધું ઠીક છે. અભ્યાસ સારી પેઠે ચાલે છે. કોઈ જાતની અગવડ નથી. અહિં પણ ઘણા મિત્રો મળી રહે છે અને સમય ખૂબ સરસ રીતે પસાર થાય છે. હમણાં તો એકલું ઈંગ્રેજી અને જર્મન વાંચવાનું ચાલૂ છે. બીજો અનુભવ તો ઘણોય મળતો જાય છે. અહિં તો ડગલે ને પગલે–માણસ

ાણુસ દીઠ નવું નવું જોવાનું ને જાણવાનું મળે છે. ાાપણને તે સમજવાની શક્તિ હોવી જોઈએ.

૯

ાય ભાઇશ્રી હાંબુર્ગ તા. ૧૭-૧૦૨૮

**અંગત**

અભ્યાસ બરાબર ચાલે છે. અનેક નવા નવા ર્દાનોની સાથે મુલાકાત થયાં કરે છે અને મારે જે નણવાની જરૂર છે તે બધું જાણતો જાઉં છું. પ્રો. ઝુબ્રીંગને ત્યાં તો અવારનવાર...વગેરેનું થાયજ છે. ાી રીતે બીજા બીજા વિદ્વાનોને ત્યાં પણ થાય છે. ાાવતી કાલે અહિંની એક પ્રસિદ્ધ સ્કૂલ જોવા જ્વાની ગોઠવણ થઈ છે અને તેના અધ્યાપકો વગેરે ાાથે મળવાનું છે. બીજાં પણ તેવાં સ્થળો વગેરે જોવા કરવાનું યથાયોગ્ય ચાલૂ છે. અહિંના વિદ્વાનો ઘણા મળતાવડા સ્વભાવના અને ઘણાજ આદર ભાવ-વાળા હોય છે. જ્યાં જવાનું થાય છે ત્યાં જાણે ઘણા દિવસોનો પરિચય હોય તેવીજ રીતે આદરભાવ મળ્યાં કરે છે. સ્ત્રિઓ તો વળી પુરૂષો કરતાંએ વધુ લાગણી બતાવતી હોય છે.

૧૦

હાંબુર્ગ તા. ૭-૧૧-૨૮ આસો વદ ૧૦

પ્રિયભાઈ બુધવાર સં. ૧૯૮૪

**ટાઇમસર થવું ઘટે.**

× × આપણે સૌથી પ્રથમ સમયને અનુસરવાનું શીખવાની જરૂર છે, પછી તે ગમે તો પાઈનું કામ હોય કે પચાસનું કામ હોય. જે માણસ નજીવાં અને નાનાં કામોમાં પણ પૂરતું લક્ષ્ય આપી શકે અને સમયને સાધી શકે તેજ માણસ મહાન્ કાર્યોમાં પણ સફળ થઈ શકે છે. આપણી પ્રજામાં સૌથી મોટી ખામી એજ બાબતની છે. ખાસ કરીને જ્યારે પર-દેશ સાથેનો વ્યવહાર હોય ત્યારે તો એક મિનિટનો પણ ફેર ન થવો જોઇએ. અહિં મને આવી ઘણી બાબતોનો અનુભવ મળ્યાંજ કરે છે અને આ લોકો વખતના કેટલા બધા કાયલ હોય છે તેનો પગલે પગલે અનુભવ થાય છે.

**અંગત**

અહિંની યુનિવર્સિટી ૧ લી તારીખથી ઉઘડી છે અને તેમાં પ્રોફેસરોના કલાસ જોવા અવારનવાર જાઉં છું. પ્રો. શુબ્રીંગ તો ઘણોજ આદર બતાવે છે અને ખૂબ કાળજી રાખે છે. એમણે આ વખતે પોતાના વિદ્યાર્થીઓને શીખવવા માટે મારૂં સંપાદન કરેલું कुमारपालप्रतिबोध નામનું પુસ્તક રાખ્યું છે. કલાસ વખતે મને હાજર રહેવાનું એમણે ખાસ આમંત્રણ કરેલું હોઈ હું જાઉં છું અને ઘણી વખતે તો હુંજ તે વાંચું છું ને કાંઈ ઈંગ્રેજી, કાંઈ જર્મન અને કાંઈ સંસ્કૃત ગમે તે ભાષા વડે સમજાઉં(વું) છું. ઘણી મજા પડે છે.

**જિનવિજય.**

---

# જૈનદૃષ્ટિએ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય અને વર્ત્તમાન જૈનો.

( પ્ર૦ સ્વ૦ શ્રી મનસુખભાઈ વિ. કિરતચંદ મહેતા. )

[ શ્રી મુંબઈની માંગરોળ જૈન સભામાં તા. ૧૪ મી જુલાઈ, ૧૯૦૭ રવિવારે રાત્રે શેઠ અગરચંદ તલકચંદના પ્રમુખપદ હેઠળ મોરબીવાળા મી૦ મનસુખભાઈ વિ. કીરતચંદ મહેતાએ ઉપરોક્ત વિષયપર આપેલું ભાષણ તેમના સ્વર્ગવાસ પછી હાલમાં તે અત્ર પ્રકટ કરીએ છીએ. તંત્રી. ]

ૐ

**મંગળાચરણ.**

**नमो दुर्वाररागादिवैरिवारनिवारिणे ।**
**अर्हते योगिनाथाय महावीराय तायिने ॥**

શ્રી યોગશાસ્ત્ર—

**શ્રીમન્ પ્રમુખ સાહેબ અને અન્યપ્રિય બંધુઓ,**

**વિષય અને હેતુ.**

મંગળાચરણમાં કરેલી પરમકૃપાળુ દેવાધિદેવ **શ્રમણ ભગવન્ શ્રી મહાવીર દેવની** સ્તુતિ જેમણે શ્રી યોગશાસ્ત્રના પ્રારંભમાં પ્રકાશી છે તે **"શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય અને વર્ત્તમાન જૈનો"** એ આજના ભાષણનો વિષય છે. આ વિષયનો શો હેતુ હશે, એની જિજ્ઞાસા સર્વને થાય એ સ્વાભાવિક છે. બંધુઓ! સર્વના મહાપુરૂષો પોતાની હરેક કૃતિ–ચાહે તો તે વાણી દ્વારા કે લેખિનીદ્વારા પ્રકાશ પામી હોય,–નો ગૌણ કે મુખ્ય હેતુ, સીધી કે આડકતરી રીતે પ્રકાશતા. તેઓની એક પણ કૃતિ અહેતુક, નિરર્થક, લક્ષ્ય વિનાના બાણ જેવી ન હતી. તેઓનું કિંચિત પણ કાર્ય નિષ્પ્રયોજન ન હતું. તેઓનું જીવન એકાંત ધાર્મિક હતું; અને ધર્મને અવલંબીને તેઓ પોતાની હરેક કૃતિ પ્રકાશતા. ગૃહસ્થો, આજે આપણે ધર્મના સ્વરૂપના સંબંધમાં કે આત્માના અસ્તિત્વ-નાસ્તિત્વ, કે તેની અનાદિ શાશ્વત-સ્થિતિ સ્વરૂપમાં ઉતરવા કે તેનું ઇહાપોહરૂપ નિરાકરણ કરવા માગતા નથી. આજનો એ આપણો વિષય પણ નથી, તેમ એટલો અવકાશ પણ નથી, પણ પ્રસંગવશાત્-આટલું તો કહેવા દ્યો, કે જીવ અનાદિ કાળથી પોતાનું સ્વરૂપ વિસરી ગયો છે, વિભાવ દશામાં પડ્યો છે; જે વસ્તુ પોતે નથી વા પોતાની નથી, તે પરપુદ્ગલાદિમાં પોતાપણું માની બેઠો છે; એ મમત્વને લઇને, એ પોતાપણાની બુદ્ધિને લઇને, એ મિથ્યા ભ્રમણાને લઇને એ ચતુર્ગતિમાં દેવ–મનુષ્ય–તિર્યંચ્–નારકી રૂપ સંસારમાં સંસરી–રઝળી રહ્યો છે; અવનવા દેહધારણ કરી રહ્યો છે; જન્મ–જરા–મરણ આદિનાં દુઃખ ભોગવી રહ્યો છે: સુખની વાંચ્છા કરી રહ્યો છે; પણ સત્સુખની ખબર નથી, અને એ કેમ પ્રાપ્ત થાય તેથી તો વિશેષ અજ્ઞ હોવાથી સુખ પામી શકતો નથી, દુઃખનાં કારણ કેવળ સ્વદોષ, અજ્ઞાન એ જાણી, ટાળી શકતો નથી. બંધુઓ, પ્રત્યેક સંસારી જીવની થોડે–ઝાઝે અંશે આવી દયામણી સ્થિતિ છે. આપણે પોતે આપણને સુખી બાહ્યદૃષ્ટિએ જાણતા–દેખતા–હોઈએ, પણ જો આપણે અંતર્ દ્રષ્ટિએ આપણી સ્થિતિનો વિચાર કરીયે તો અવશ્ય આપણી પણ દયામણી સ્થિતિ છે એમ લાગશે. એ દયામણી સ્થિતિ, દુઃખદ ભવ–ભ્રમણનાં કારણ શું છે, તે અને તે કેમ ટળે, એ દેખાડવા રૂપ હેતુ પ્રાયઃ પૂર્વ મહાપુરૂષોની પ્રત્યેક કૃતિમાં પ્રગટ કે ગર્ભિત રહેતો. અનંતર અને પરંપર એવા બે ભેદ તે પ્રયોજનના તેઓ પાડતા; અનંતર–તાત્કાલિક–વર્ત્તમાન (Immediate) અને પરંપર–પારિણામિક–ભાવિ (Re-mote). સંસાર શોકનું–ગતિ–ભ્રમણનું,–શું કારણ છે એ આદિનું જ્ઞાનબોધ થવા રૂપ તાત્કાળિક પ્રયોજન હતું, અને એ જ્ઞાન–બોધથી તે કારણો દૂર કરવાના પ્રયાસના પરિણામે પ્રગટતું નિવૃત્તિ–સુખ, સિદ્ધ–ગતિ,–એ પારિણામિક, પરંપર હેતુ–ભૂત હતું. બંધુઓ, આજના વિષય પરત્વે પણ આપણે ધારિયે તો એ અનંતર–પરંપર હેતુઓ ફેલાવી શકિયે. **શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય** તો એક યોગી મહાત્મા હતા, પણ સુજ્ઞ જીવને, જિજ્ઞાસુને તણખલું પણ બોધ આપે છે; લોક દૃષ્ટિએ સાવ નજીવી લાગતી ચીજ, તત્વપર્યેષકને પરમ બોધનું કારણ થઈ પડે છે.

શ્રી **કરકંડુ, નમિરાજર્ષિ** આદિ પ્રત્યેક બુદ્ધનાં ચરિત્રોથી આ સિદ્ધ થઈ શકે એમ છે. મરહુમ **શ્રીમદ્ રાજચંદ્રે** એક સ્થળે શતાવધાન કરતાં "કાંકરો" શું સૂચવે છે, એના પ્રત્યુત્તરમાં એક સદ્‌બોધક કાવ્ય કહ્યું હતું:—

"એમ સૂચવે કાંકરો, મનદૃગ્ ખોલી દેખ;
મનખા કેરા મજ સમા, વિના ધર્મથી લેખ."

બંધુઓ, શું કહ્યું ! તત્વજિજ્ઞાસુને કાંકરો બોધ આપે છે, કે હે ભાઈ! તું તારી મનરૂપી આંખો, વિચાર રૂપી આંખો, ઉઘાડી જો તો ખરો, કે જો આ તારો મનખો, મનુષ્ય અવતાર, ધર્મ વિના એળે જવા દઈશ, તો તારા અને મારામાં કાંઈ ફેર નથી. કાંકરો અને ધર્મ વિનાનો મનખો એ બંને તૂલ્ય છે. ગૃહસ્થો! જ્યારે કાંકરા જેવી જડ-નિર્જીવ વસ્તુમાં આવો અને આટલો બોધ શમાયો છે, તો પછી **શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય** જેવા મહાપુરૂષના ચરિત્ર વિચારપરથી આપણને તાત્કાલિક કેટલું બધું જાણવાનું મળે, અને એ ધડાપરથી આપણા વર્ત્તનમાં ફેરફાર થઈ પરિણામે કેવો અનહદ લાભ થાય ? આમ **શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય** સંબંધી વિષય આપણને સહેતુક છે.

**પ્રસ્તાવના.**

**શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય**નું આખું જીવનવૃત્ત આજે આપણે ચર્ચવાના નથી. એ વૃતાંત તો એટલું બધું વિશાળ છે, કે તે ચર્ચવાનો આપણને આજે અવકાશ નથી. આપણે તો તેના ચરિત્રપર થોડા દૃષ્ટિપાત કરીશું, અને એમાંથી આપણને ઘણું જાણવાનું મળી આવશે. આજના વિષયનો પ્રધાન ભાગ, મુખ્ય (prominent) ભાગ **શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય**ના ચરિત્ર વિચારનો રહેશે; અને **"વર્તમાન જૈનો"** અર્થાત્ એ ઉપરથી આપણે વર્તમાન જૈનો એના મુકાબલે શું છિએ અને આપણે શું ધડો લેવો એ ગૌણ-ગર્ભિત (of secondary importance) રહેશે. પ્રશંગવશાત્ એ મુકાબલો કરી બતાવવામાં આવશે, અથવા આપણે લેવાના ધડા સંબંધી ઈસારો કરવામાં આવશે, પણ કદાચ વખતના સંકોચને લઈ અથવા સ્મૃતિભ્રંશને લઇને ગૌણ ભાગ રજુ થવો રહી જાય, તોપણ અર્થાપત્તિન્યાયે (By implication) એ આપ ઉપજાવી કાઢશો; અર્થાત્ **શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય** તો જૈન દૃષ્ટિએ આવા હતા; એ જાણતાં આપણે એની અપેક્ષાએ શું છિએ, અને શું જોઈએ, એ આપોઆપ સમજાઈ જશે.

Hemchandracharya a Jesus of Jainism.

ગૃહસ્થો, આપને સહજ પ્રશ્ન થશે કે **શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય**ના ચરિત્રની શી જરૂર હતી ? બીજા ક્યાં ઓછા મહાપુરૂષો અને આચાર્યો થઈ ગયા છે, કે તેના ચરિત્રપરથી આપણને બોધ ન મળે? બંધુઓ, સત્ય વાત છે, ઘણા પ્રસિદ્ધ પ્રભાવક પુરૂષો થઇ ગયા છે. **શ્રી સિદ્ધસેન દિવાકર, શ્રી પાદલિપ્ત સૂરિ, નાગાર્જુન** આદિ અનેક મહાપુરૂષો **શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય** જેવા અને તેનાથી ચઢીયાતા થઈ ગયા છે. તે બધા પવિત્ર મહાપુરૂષોનાં ચરિત્ર અતીવ બોધક છે. વર્ત્તમાન શાસન નાયક **શ્રી મહાવીર પ્રભુ** આદિનાં ચરિત્રો તો પરમ કલ્યાણકારિ છે. એ બધાં ચરિત્રો ચર્ચવાનાં વિષયયોગ્ય છે; પણ આજે આપણને **શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય**નું ચરિત્ર પ્રસંગવશાત્ ઉપસ્થિત થયું છે. **શ્રમણ ભગવાન્ શ્રી મહાવીર પ્રભુ**ના નિર્વાણ અને કેવલ જ્ઞાનાદિ વસ્તુઓ વિચ્છેદ ગયા પછીથી આજ સુધીના વખતના અંતરાળમાં એક કાળે **શ્રીમદે** એવો ભાગ ભજવ્યો છે કે તે અંગે આપણે એના અત્યંત ઓશીંગણ છિએ. બંધુઓ ! એમ કહેવાય છે કે ખ્રીસ્તી ધર્મના મૂળ સ્થાપક ઈશુ ખ્રીસ્તે (Jesus Christ) લોકોના કલ્યાણ અર્થે, પાપ નિવારણ અર્થ પોતાનો દેહ અર્પ્યો હતો. પોતે શુલિયે ચડયા હતા. (Jesus was crucified); પણ મને કહેવા દ્યો કે શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જૈનશાસનના અનન્યજીસસ (Jesus of Jainism) થઈ ગયા; આત્માર્પણ કર્યો. (An Extra-ordinary self sacrificer), જૈન શાસનના અર્થે, લોકના અનુગ્રહ અર્થે, સ્વ

આત્માની ઉપેક્ષા કરી ઘણા ભવ વ્હોરી લીધા! "અમારૂં તો ગમે તેમ થાઓ, ભલે અમે હજી વધારે ભવ ભોગવી લેશું, પણ આ લોકનું, આ શાસનનું તો રક્ષણ અત્રે આવશ્યકજ છે.–" એમ કહી–વિચારી જેઓએ આત્માર્પણ કર્યું, અહો! તે કલિકાલ સર્વજ્ઞબિરુદધારી શ્રીમદ્ હેમચંદ્રાચાર્યને નમસ્કાર હો! નમસ્કાર હો! એઓનું ચરિત્ર આપણને બોધક કેમ ન થાય? એમાંથી આપણને પુરૂપાર્થની જાગૃતિની પ્રેરણા કેમ ન થાય? બંધુઓ! જૈનીઝમના આ ઉલ્લાસના ચરિત્રને આથી આપ અભિનંદશો. બંધુઓ! શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે

### ૩૩૦૦૦ ઘરને શ્રાવક કર્યા

હતા. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યને થઈ ગયા આજે લગભગ આઠસો વરસ થયાં, તે અંતરાળમા કોઇ બીજો એવો પ્રભાવશાળી પુરૂપ જાગવાની આ પવિત્ર જિન–શાસનના અંગે બહુજ જરૂર હતી. એવા પ્રભાવક પુરૂપના અભાવે વલ્લભી સંપ્રદાય આદિથી સીધી કે આડકતરી રીતે જૈન ધર્મને બહુ શોષવું પડયું છે. ગૃહસ્થો! પરમ જ્ઞાનીઓએ ભાવિકાળનું વાસ્તવિક સ્વરૂપ જેવું દીઠું છે, અને ભવિષ્ય ભાષ્યું છે, તે પ્રમાણે તો અલબત થવુંજ જોઇએ. પવિત્ર જિનશાસનપર અનેક વિપત્તિઓ આવવીજ જોઇએ; અને પૂર્વના મુકાબલે વર્ત્તમાન સ્થિતિ એના પુરાવા રૂપ છે. પણ પૂર્વનું સારૂં અને ત્યાર પછીનું ખરાબ એમ જોતાં તેની પર્યાલોચના રૂપ પૂર્વનાં સારાના અને પછીનાં નઠારાનાં કારણો શોધવાની તો આપણને જિજ્ઞાસા થાયજ.

**પૂર્વનું સારૂં, પછીનું ખરાબ, કારણ? નાયકની ખોટ.**

આ તો નિર્વિવાદ વાત છે કે પ્રત્યેક સંસદ્–ચાહેતો ધર્મની, કે રાજ્યની કે વ્યવહાર આદિની,–માં તે સંસદ્ના ઉપાસકોની બાહ્ય અને અંતર્ વૃત્તિ–દશા, સ્થિતિ જોઈ જાણી શકે, તેને દેશ–કાળાનુસાર, દ્રવ્ય–ક્ષેત્રકાળ–ભાવપૂર્વક,–(according to circumstances, time &c.), શ્રેય માટે યોગ્ય વલણ આપી શકે, તે બધાંને ઉચિત કાબુમાં રાખી તેઓનાપર અમલ કરી શકે, તેઓને "સારણ, વારણ, ચોયણ, પડિચોયણ" રૂપ શાસન કરી શકે, એવા નાયક–નેતાની તો આવશ્યકતા છે; ધર્મમાં આચાર્યની, રાજ્યમાં પ્રધાનની, વ્યવહારમાં શેઠ કે પટેલની ઈત્યાદિ. બંધુઓ! આ અવસર્પિણીના ત્રીજા આરાને છેડે પ્રથમ તીર્થંકર શ્રી રૂપભદેવે તીર્થ પ્રવર્તાવ્યું, ત્યારથી ચરમ તીર્થંકર શ્રી મહાવીર પ્રભુ સુધીના વખતમાં તો બહુ ભય જેવું ન હોતું. કેમકે મોક્ષની વાટ વહેતી હતી; પરમ કેવળ જ્ઞાનીયોની હૈયાતી હતી; કૈવલ્યને યોગ્ય શરીર બળ–મનોબળ આદિ સામગ્રી પણ સુલભ હતી. જો કે તે વખતે કાંઇ ધર્મને વિઘ્ન કરનારા બાહુલકપાયી, મિથ્યાત્વને અવલંબનાર, બાહુલ સંસારી, ભારેકર્મી જીવો ન હતા એમ નહોતું, તે વખતે પણ ભારેકર્મી જીવો આજની પેઠે હતા. કેમકે પ્રકૃતિ ફેરને લઇ પ્રત્યેક કાળમાં ભારેકર્મીઓનું તો જોર ઓછું–વધારે હોય છે. પણ તીર્થંકરાદિના વારામાં ભવભીરૂઓને, તત્વ જિજ્ઞાસુઓને, મુમુક્ષુઓને, ધર્મરૂચિ જીવોને, હળુકર્મી જીવોને અત્યંત લાભ–સુલભતા હોય છે. તીર્થંકરો, સામાન્ય કેવલીઓ, તીર્થંકરોના ગણધરો તથા અન્યશાસનાચાર્યો ધર્મનું ભાન ન હોય એવા હળુકર્મીઓને ધર્મનું ભાન કરાવે છે, તેઓમાં સદ્ધર્મનું બીજ રોપે છે, તેઓના આ ભવ પરભવના હિતરૂપ અને પરિણામે સિદ્ધગતિપ્રાપ્તિરૂપ વલણ તેઓની દશા અનુસાર તેમને આપી તેઓપર અનુગ્રહ કરે છે. જીવોને શાસનના રસિક કરી પોતે પરના હિતમાં પોતાનું હિત સાધે છે. બંધુઓ! કેવળજ્ઞાનિઓના વારામાં આમ થવું સાવ સુલભ છે અને શ્રી રૂપભદેવથી માંડી શ્રી જંબૂસ્વામી (ચરમકેવલી) સુધી તો મુમુક્ષુ જીવોને આવી સુલભતા હતી. પણ શ્રી જંબૂકેવલી પછી પરંપર આમ્નાય તુટી ગઇ, સિદ્ધિયોગ્ય ઉત્કૃષ્ટ સામગ્રીનો વિચ્છેદ થયો. હાલ એવા પરમકેવળજ્ઞાનિયોના વિરહરૂપ આ કાળ વર્તે છે, અને ધાર્મિક સ્થિતિ ઉત્તરોત્તર ક્ષીણપ્રાય થતી દેખી સહૃદયનાં અંતર રડે છે, દ્રવે છે. બંધુઓ! એવા કાળમાં તીર્થંકરોની, કેવળીઓની જરૂર! પણ તે આપણા હીન ભાગ્યે ક્યાંથી પુરી પડે! તેવા પવિત્ર પરમાત્મસ્વરૂપ પામેલા પુરૂ-

શ્રી **કરકંડુ, નમિરાજર્ષિ** આદિ પ્રત્યેક બુદ્ધનાં ચરિત્રોથી આ સિદ્ધ થઈ શકે એમ છે. મરહુમ **શ્રીમદ્ રાજચંદ્રે** એક સ્થળે શતાવધાન કરતાં "કાંકરો" શું સૂચવે છે, એના પ્રત્યુત્તરમાં એક સદ્‌બોધક કાવ્ય કહ્યું હતું:—

"એમ સૂચવે કાંકરો, મનદૃગ્ ખોલી દેખ;
મનખા કેરા મજ સમા, વિના ધર્મથી લેખ."

બંધુઓ, શું કહ્યું! તત્વજિજ્ઞાસુને કાંકરો બોધ આપે છે, કે હે ભાઈ! તું તારી મનરૂપી આંખો, વિચાર રૂપી આંખો, ઉઘાડી જો તો ખરો, કે જો આ તારો મનખો, મનુષ્ય અવતાર, ધર્મ વિના એળે જવા દઇશ, તો તારા અને મારામાં કાંઈ ફેર નથી. કાંકરો અને ધર્મ વિનાનો મનખો એ બંને તુલ્ય છે. ગૃહસ્થો! જ્યારે કાંકરા જેવી જડ-નિર્જીવ વસ્તુમાં આવો અને આટલો બોધ શમાયો છે, તો પછી **શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય** જેવા મહાપુરૂષના ચરિત્ર વિચારપરથી આપણને તાત્કાલિક કેટલું બધું જાણવાનું મળે, અને એ ધડાપરથી આપણા વર્ત્તનમાં ફેરફાર થઈ પરિણામે કેવો અનહદ લાભ થાય? આમ **શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય** સંબંધી વિષય આપણને સહેતુક છે.

**પ્રસ્તાવના.**

**શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનું** આખું જીવનવૃત્ત આજે આપણે ચર્ચવાના નથી. એ વૃતાંત તો એટલું બધું વિશાળ છે, કે તે ચર્ચવાનો આપણને આજે અવકાશ નથી. આપણે તો તેના ચરિત્રપર થોડા દષ્ટિપાત કરીશું, અને એમાંથી આપણને ઘણું જાણવાનું મળી આવશે. આજના વિષયનો પ્રધાન ભાગ, મુખ્ય (prominent) ભાગ **શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના** ચરિત્ર વિચારનો રહેશે; અને **"વર્તમાન જૈનો"**. અર્થાત્ એ ઉપરથી આપણે વર્તમાન જૈનો એના મુકાબલે શું છિએ અને આપણે શું ધડો લેવો એ ગૌણ-ગર્ભિત (of secondary importance) રહેશે. પ્રશંગવશાત્ એ મુકાબલો કરી બતાવવામાં આવશે, અથવા આપણે લેવાના ધડા સંબંધી ઈસારો કરવામાં આવશે, પણ કદાચ વખતના સંકોચને લઈ અથવા સ્મૃતિભ્રંશને લઇને ગૌણ ભાગ રજુ થવો રહી જાય, તોપણ અર્થાપત્તિ-ન્યાયે (By implication) એ આપ ઉપજાવી કાઢશો; અર્થાત્ **શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય** તો જૈન દષ્ટિએ આવા હતા; એ જાણતાં આપણે એની અપેક્ષાએ શું છિએ, અને શું જોઈએ, એ આપોઆપ સમજાઈ જશે.

**Hemchandracharya a Jesus of Jainism.**

ગૃહસ્થો, આપને સહજ પ્રશ્ન થશે કે **શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના** ચરિત્રની શી જરૂર હતી? બીજા કયાં ઓછા મહાપુરૂષો અને આચાર્યો થઈ ગયા છે, કે તેના ચરિત્રપરથી આપણને બોધ ન મળે? બંધુઓ, સત્ય વાત છે, ઘણા પ્રસિદ્ધ પ્રભાવક પુરૂષો થઇ ગયા છે. **શ્રી સિદ્ધસેન દિવાકર, શ્રી પાદલિપ્ત સૂરિ, નાગાર્જુન** આદિ અનેક મહાપુરૂષો **શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય** જેવા અને તેનાથી ચઢીયાતા થઈ ગયા છે. તે બધા પવિત્ર મહાપુરૂષોનાં ચરિત્ર અતીવ બોધક છે. વર્ત્તમાન શાસન નાયક **શ્રી મહાવીર પ્રભુ** આદિનાં ચરિત્રો તો પરમ કલ્યાણકારિ છે. એ બધાં ચરિત્રો ચર્ચવાના વિષયયોગ્ય છે; પણ આજે આપણને **શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનું** ચરિત્ર પ્રસંગવશાત્ ઉપસ્થિત થયું છે. **શ્રમણ ભગવાન્ શ્રી મહાવીર પ્રભુના** નિર્વાણ અને કેવલ જ્ઞાનાદિ વસ્તુઓ વિચ્છેદ ગયા પછીથી આજ સુધીના વખતના અંતરાળમાં એક કાળે **શ્રીમદે** એવો ભાગ ભજવ્યો છે કે તે અંગે આપણે એના અત્યંત ઓશીંગણ છિએ. બંધુઓ! એમ કહેવાય છે કે ખ્રીસ્તી ધર્મના મૂળ સ્થાપક ઈશુ ખ્રીસ્તે (Jesus Christ) લોકોના કલ્યાણ અર્થે, પાપ નિવારણ અર્થે પોતાનો દેહ અર્પ્યો હતો. પોતે શુલિયે ચડ્યા હતા. (Jesus was crucified); પણ મને કહેવા દ્યો કે શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જૈનશાસનના અનન્યજીસસ (Jesus of Jainism) થઈ ગયા; આત્માર્પણ કર્યો. (An Extra-ordinary self sacrificer), જૈન શાસનના અર્થે, લોકના અનુગ્રહ અર્થે, સ્વ

આત્માની ઉપેક્ષા કરી ઘણા ભવ વ્હોરી લીધા! "અમારૂં તો ગમે તેમ થાઓ, ભલે અમે હજી વધારે ભવ ભોગવી લેશું, પણ આ લોકનું, આ શાસનનું તો રક્ષણ અત્ર આવશ્યકજ છે.–" એમ કહી-વિચારી જેઓએ આત્માર્પણ કર્યું, અહો! તે કલિકાલ સર્વજ્ઞબિરુદધારી શ્રીમદ્ હેમચંદ્રાચાર્યને નમસ્કાર હો! નમસ્કાર હો! એઓનું ચરિત્ર આપણને બોધક કેમ ન થાય? એમાંથી આપણને પુરૂપાર્થની જાગૃતિની પ્રેરણા કેમ ન થાય? બંધુઓ! જૈનીઝમના આ ઉસસના ચરિત્રને આથી આપ અભિનંદશો. બંધુઓ! શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે

**૩૩૦૦૦ ઘરને શ્રાવક કર્યાં**

હતા. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યને થઈ ગયા આજે લગભગ આઠસો વરસ થયાં, તે અંતરાળમા કોઇ બીજો એવો પ્રભાવશાળી પુરૂપ જાગવાની આ પવિત્ર જિન–શાસનના અંગે બહુજ જરૂર હતી. એવા પ્રભાવક પુરૂપના અભાવે વલ્લભી સંપ્રદાય આદિથી સીધી કે આડકતરી રીતે જૈન ધર્મને બહુ શોપવું પડ્યું છે. ગૃહસ્થો! પરમ જ્ઞાનીઓએ ભાવિકાળનું વાસ્તવિક સ્વરૂપ જેવું દીઠું છે, અને ભવિષ્ય ભાખ્યું છે, તે પ્રમાણે તો અલબત થવુંજ જોઇએ. પવિત્ર જિનશાસંનપર અનેક વિપત્તિઓ આવવીજ જોઇએ; અને પૂર્વના મુકાબલે વર્ત્તમાન સ્થિતિ એના પુરાવા રૂપ છે. પણ પૂર્વનું સારૂં અને ત્યાર પછીનું ખરાબ એમ જોતાં તેની પર્યાલોચના રૂપ પૂર્વનાં સારાંના અને પછીનાં નઠારાંનાં કારણો શોધવાની તો આપણને જિજ્ઞાસા થાયજ.

**પૂર્વનું સારૂં, પછીનું ખરાબ, કારણ? નાયકની ખોટ.**

આ તો નિર્વિવાદ વાત છે કે પ્રત્યેક સંસદ્–ચાહેતો ધર્મની, કે રાજની કે વ્યવહાર આદિની,–માં તે સંસદ્ના ઉપાસકોની બાહ્ય અને અંતર્વૃત્તિ–દશા, સ્થિતિ જોઈ જાણી શકે, તેને દેશ–કાળાનુસાર, દ્રવ્ય–ક્ષેત્રકાળ–ભાવપૂર્વક,–(according to circumstances, time &c.), શ્રેય માટે યોગ્ય વલણ આપી શકે, તે બધાંને ઉચિત કાબુમાં રાખી તેઓનાપર અમલ કરી શકે, તેઓને "સારણ, વારણ, ચોયણ, પડિચોયણ" રૂપ શાસન કરી શકે, એવા નાયક–નેતાની તો આવશ્યકતા છે; ધર્મમાં આચાર્યની, રાજ્યમાં પ્રધાનની, વ્યવહારમાં શેઠ કે પટેલની ઈત્યાદિ. બંધુઓ! આ અવસર્પિણીના ત્રીજા આરાને છેડે પ્રથમ તીર્થંકર શ્રી રૂપભદેવે તીર્થ પ્રવર્તાવ્યું, ત્યારથી ચરમ તીર્થંકર શ્રી મહાવીર પ્રભુ સુધીના વખતમાં તો બહુ ભય જેવું ન હોતું. કેમકે મોક્ષની વાટ વહેતી હતી; પરમ કેવળ જ્ઞાનીયોની હૈયાતી હતી; કૈવલ્યને યોગ્ય શરીર બળ–મનોબળ આદિ સામગ્રી પણ સુલભ હતી. જો કે તે વખતે કોઇ ધર્મને વિઘ્ન કરનારા બહુલકપાયી, મિથ્યાત્વને અવલંબનાર, બહુલ સંસારી, ભારેકર્મી જીવો ન હતા એમ નહોતું, તે વખતે પણ ભારેકર્મી જીવો આજની પેઠે હતા. કેમકે પ્રકૃતિ ફેરને લઇ પ્રત્યેક કાળમાં ભારેકર્મીઓનું તો જોર ઓછું–વધારે હોય છે. પણ તીર્થંકરાદિના વારામાં ભવભીરૂઓને, તત્વ જિજ્ઞાસુઓને, મુમુક્ષુઓને, ધર્મરૂચિ જીવોને, હળુકર્મી જીવોને અત્યંત લાભ–સુલભતા હોય છે. તીર્થંકરો, સામાન્ય કેવલીઓ, તીર્થંકરોના ગણધરો તથા અન્યશાસનાચાર્યો ધર્મનું ભાન ન હોય એવા હળુકર્મીઓને ધર્મનું ભાન કરાવે છે, તેઓમાં સદ્ધર્મનું બીજ રોપે છે, તેઓના આ ભવ પરભવના હિતરૂપ અને પરિણામે સિદ્ધગતિપ્રાપ્તિરૂપ વલણ તેઓની દશા અનુસાર તેમને આપી તેઓપર અનુગ્રહ કરે છે. જીવોને શાસનના રસિક કરી પોતે પરના હિતમાં પોતાનું હિત સાધે છે. બંધુઓ! કેવળજ્ઞાનિઓના વારામા આમ થવું સાવ સુલભ છે અને શ્રી રૂપભદેવથી માંડી શ્રી જંબૂસ્વામી (ચરમકેવલી) સુધી તો મુમુક્ષુ જીવોને આવી સુલભતા હતી. પણ શ્રી જંબૂકેવલી પછી પરંપર આમ્નાય તુટી ગઇ, સિદ્ધિયોગ્ય ઉત્કૃષ્ટ સામગ્રીનો વિચ્છેદ થયો. હાલ એવા પરમકેવળજ્ઞાનિયોના વિરહરૂપ આ કાળ વર્તે છે, અને ધાર્મિક સ્થિતિ ઉત્તરોત્તર ક્ષીણપ્રાય થતી દેખી સહૃદયનાં અંતર રડે છે, દવે છે. બંધુઓ! એવા કાળમાં તીર્થંકરોની, કેવળીઓની જરૂર! પણ તે આપણા હીન ભાગ્યે ક્યાંથી પુરી પડે! તેવા પવિત્ર પરમાત્મસ્વરૂપ પામેલા પુરૂ-

પોના વિરહે પછી આધાર કોણ? તો કે તે તીર્થંકરાદિની આજ્ઞાએ ચાલનાર, આચરનાર, આચાર બતાવનાર પ્રરૂપનાર આચાર્ય.

" આથમતાં જગ કેવળ સૂરજ,
" ચંદે જે જગ દીવો,
" ભુવન પદારથ પ્રગટન પટુ તે,
" આચારજ ચિરંજીવો."

—"શ્રીમદ્ યશોવિજયજી-નવપદ પૂજા"

બંધુઓ! શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય એક એવા આચાર્ય થઇ ગયા. વીરભગવાનના વારા પછી સામાન્યપણે જૈનધર્મ પર બ્રાહ્મણધર્મ આદિના બહુ હુમલા થવા માંડયા હતા. શંકરાચાર્ય, કુમારિલ ભટ્ટ આદિએ મિમાંસા ધર્મ ફેલાવી, જૈન દર્શનનું જેમ ફાવ્યું તેમ ખંડન કરી, બ્રાહ્મણધર્મ અને જૈનધર્મમાં વિરોધનું જબરૂં બીજ રોપી દીધું હતું, ખુદ તીર્થંકરોના વારામાં પણ અનેક મતો ઉપસ્થિત થયા હતા, તો પછી તેઓના વિરહ કાળમાં તો તેમ થઈ તેઓના શાસનપર હુમલા થાય તેમાં નવાઈજ શું? એમ થવું તે સ્વાભાવિકજ છે. જીવની બુદ્ધિ પહોંચે ત્યાં સુધી તે વિચારી શકે.

**જીવને પરમપુરૂપની પ્રતીતિ કેમ નથી થતી?**

કોઈ જીવની બુદ્ધિ સામાન્ય જનસમૂહ કરતાં જરા વધારે હોય, લખવા-બોલવાની શક્તિનો ક્ષયોપશમ જરા વધારે વર્તતો હોય, તો તે મનમાં આવી જઇ પોતાને સર્વજ્ઞરૂપ માને-સ્થાપે-ધર્મ પ્રવર્તાવે; અને માનમાં આવી જતાં એની બુદ્ધિ-શક્તિ વિશેષ વિકાસ પણ ન પામે; માનરૂપી રાહુએ ગ્રસેલી હોવાથી એ વૃદ્ધિ પામતી અટકે; માનકોટ એને વિશેષ જાણવા-દેખવા ન દે; માન એના મનઃચક્ષુ આડો એવા પાટા રૂપ થઇ પડે કે એથી વિશેષ બુદ્ધિ-શક્તિ-જ્ઞાન હોઇ શકે કે નહીં, બીજામાં હોય કે નહિં, એપણ એ જોઈ જાણી શકે નહિં. ખુદ તીર્થંકરોના વારામાં આવા માનાવિષ્ટ જનો તીર્થંકરાદિ કેવલીયોનું મહત્વે જોઇ-જાણી ન શકે તો પછી તે તીર્થંકરાદિ ન હોય તેવા આ કાળમાં તો પુછવુંજ શું? ભગવાન્ મહાવીર દેવના મુખ્ય શિષ્ય ગણધર ગૌતમ સ્વામી પણ એવા માન-ગર્વથી અભિભૂત હતા; પરાભવ પામ્યા હતા; તેઓનાં ચક્ષુ પણ માનના પાટાથી ઢંકાઈ જઈ પોતાને સર્વજ્ઞ રૂપ માની શ્રી વીરને જાણી શકવા સમર્થ ન થયાં. એ તો શ્રી ગૌતમસ્વામી પરમ પુણ્યાત્મા હતા; તેઓની ભવસ્થિતિ પાકી રહી હતી, કે જેથી તેઓને ચિત્ત-વિત્ત-પાત્રનો યોગ થયો; પરમાત્મા શ્રી મહાવીર દેવનો પવિત્ર દર્શન-લાભ થયો, તેઓનું માન ગળી ગયું અને તેઓની સિદ્ધિ થઇ; પણ બધા બુદ્ધિશાળી પુરૂષો શ્રી ગૌતમસ્વામી જેવા ક્યાંથી થાય? આસ તીર્થંકરાદિના વારામાં પણ માનાવિષ્ટ જનો પોતાનો કલ્પિત ધર્મ પ્રવર્તાવતા; જૈનને દૂષણ આપતા. ચરમ તીર્થંકર શ્રી મહાવીર દેવના નિર્વાણ પછી જૈન દર્શનના વિરોધીઓ વધારે વધારે પ્રગટ થયા. એ વિરોધીઓના પંજામાંથી પવિત્ર શાસનને બચાવવા, તેને અપાતાં દૂષણમાંથી તેને છોડાવવા, નિરાધાર સ્થિતિમાં તેની વ્હારે ધાવા શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે સમય વર્ત્યો; આત્મભોગ આપ્યો; જૈન શાસનના Jesus નું કામ કર્યું. બંધુઓ! શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય દેવાધિદેવ મહાવીર દેવ પછી આશરે સોલસો વરસે થયા, તે અરસામાં શાસન રક્ષક-પ્રભાવક મહાન્ આચાર્યો નથી થયા એમ કહેવું નથી. શ્રી ભદ્રબાહુ આદિ પૂર્વધરો, શ્રી સિદ્ધસેન દિવાકરાદિ પ્રભાવકો; શ્રી પાદલિપ્તસૂરિ આદિ વિદ્યાચારણો ઘણા ઘણા થઈ ગયા છે અને તેઓએ તીર્થની યથાવસર રક્ષા પણ કરી છે;

**શ્રીમદ્‌ની પૂર્વના મહાપ્રભાવકો.**

પણ તે છતાં કાળદોષને લઇ જૈનના વિરોધીઓ બહુ થતા ગયા. ખુદ જૈનમાં પણ મતભેદો થવા માંડયા. શાસનની સ્થિતિ ધીમે ધીમે અસ્તદશામાં આવવા માંડી. વીર ભગવાન્ પછી આત્માર્થી અને શાસનની દાઝ જાણનારા ઘણા મહાનુભાવ પુરૂષો થયા. પણ વીર ભગવાન્‌નાં નિર્વાણ પછી અને કૈવલ્ય આદિ વસ્તુઓ પરંપરઆમ્નાયથી વિચ્છેદ ગયા પછી વીર ભગવાનના વિરહનો પ્રત્યાઘાત મુમુક્ષુ-

**વીરનો વિરહ**

આત્માર્થી-શાસનઆરાધકોના હૃદયમાં એવો સચોટ લાગ્યો, કે અહો! હવે શાસનનું શું થશે?

અહો ! **વીર** ભગવાનના નિર્વાણથી કુમતિ કુતર્ક ઉઠશે ! અહો ! શાસનની રક્ષા કોણ કરશે ?:-

" માતા વિહુણું બાળ જયુંરે,
"અરહો પરહો અથડાય.
" વીર વિહુણા જીવડારે,
" આકુળ વ્યાકુળ થાયરે—
—વીર પ્રભુ સિદ્ધ થયા—"
" સંઘ સકળ આધારેરે,
" હવે આ ભરતમાં,
" કરશે કોણ ઉપકારેરે,
" વીર પ્રભુ સિદ્ધ થયા—"
સંશય છેદક વીરનોરે,
વિરહ તે કેમ ખમાય, " ઇત્યાદિ.
—શ્રી દેવચંદજી—

આમ જેમ કોઇ ધનવાનના ઘરમાથી ધનનો નિધાન જતો રહે, અને તે શોકાવિષ્ટ થાય,-તેને કાંઈ ન સુઝે તેમ શ્રી **વીર**ના વિરહથી જબરો ઘા તેમના આરાધનારાના હૃદયમા લાગ્યો. શ્રી ગૌતમ સ્વામી જેવાને પણ એ ઘા કારી લાગ્યો હતો, અને થોડા વખત તેઓને પણ હા, હવે શું થશે ? **વીર** ગયો !-એમ શોકક્ષોભ થયો હતો. એમ કેવલદીપ જતાં ઘણા આત્માર્થી પવિત્ર મહામુનિઓને પરમ આલંબનનો વિરહશોક, વિરહવ્યથા ઉપજેલ-તે અંગે વીર્ય દમાઇ રહ્યું; અંતર્ દશાના પોષણ અર્થે વપરાયું, જૈનના વિરોધિઓ જાગ્યા હતા, કાળનું ઉગ્ર સ્વરૂપ પ્રકાશ પામતુ હતું. તેવા સમયે ઘણા પ્રતિભાશાળી મહાન્ આચાર્યો પણ હતા. શ્રી **ભદ્રબાહુ** સ્વામી, શ્રી કાલિકાચાર્ય, શ્રી સુરાચાર્ય, શ્રી જિનવિજયાદિ અનેક પુરૂષોએ યથાવસર શાસન રક્ષા કરી હતી કાલદોષને લઈ જિનકલ્પાદિ પરંપર આમ્નાયથી વિચ્છેદ ગયેલ, છતા શ્રી **સંમતભદ્રાચાર્ય** જેવા મુમુક્ષુ-આત્માર્થીઓ વનવાસી થયા હતા. (૧) એક તો વીરપરમાત્મા જેવાનો આ કાળે આ ક્ષેત્રે વિરહ; (૨) બીજું લોકોની બહિર્મુખ વૃત્તિ; (૩) ત્રીજું જૈનાભાસ, જૈન વિરોધિઓનું પ્રગટવું; નિન્હવોનું ઉપજવું; અને (૪) પવિત્ર શાસન પ્રતિ લોકોની બેકદર-આ બધા કારણોએ પરના હિતમા પોતાનું

**શ્રી સંમતભદ્ર, આનંદઘન આદિની વનચર્યા કારણ ?**

હિત સમજનારા શ્રી **સંમતભદ્રાચાર્ય** જેવા મહાન્ પરોપકારી પુરૂષોને પણ લોકાનુગ્રહ ત્યજી આત્મહિત અર્થે વનવાસ સેવવા વૃત્તિ થઈ હતી. મહાત્માઓની તો સદૈવ વૃત્તિ બધા જીવોનું કલ્યાણ થાઓ એવી હોય છે ! બધા જીવોનો સુખરૂપ થવામાં, તેઓને અનુગ્રહ કરવામાં એઓનું પ્રવર્તન હોય છે. એકાંત સ્વાર્થ-એકલપેટી વૃત્તિ એઓની હોતી નથી; અને એવી એકલપેટી વૃત્તિથી તેઓનું આત્મકલ્યાણ થાય પણ નહિં ! પણ એટલું ખરૂં કે લોકાનુગ્રહ કરવા જતા લોકને ઉપકાર થતો ન હોય અને ઉલટું વિપરીત પરિણામ આવતું હોય અને વધારામાં પોતાના આત્મકલ્યાણમાં પણ બાધા ઉપજતી હોય, તો તેવે વખતે સમય વિચારી તે સમયજ્ઞ (**समयन्नु**) પુરૂષો લોકાનુગ્રહને ગૌણ કરી દઇ આત્મહિતમાં પ્રધાનપણે પ્રવર્તતા. હમણાજ બે સૈકા પૂર્વે થઈ ગયલા શ્રીમાન્ **આનંદઘનજી**નો દાખલો બસ છે. શ્રી **આનંદઘનજી** એ નામે વિખ્યાત શ્રી **લાભાનંદજી**એ પ્રથમ તો લોકોને ઉપકાર થાય એમ પોતાનું વીર્ય ફેરવ્યું; પણ ધર્મક્ષીણતાનો કાળ આવી પહોંચ્યો હતો; લોકો શ્રી **લાભાનંદજી**ના એ અનુગ્રહ-પ્રસાદની કદર ન કરી શક્યાં; ઉલટા કાળ દોષને લઈ કંઇ વિપરીત આચરતાં. અત્રે શ્રીમદ્ **આનંદઘનજી**નું ચારિત્ર આપણે ચર્ચતા નથી, (એટલે ટુંકમા) શ્રી **આનંદઘનજી**એ જાણ્યુ કે આ તો બંનેથી પતિત થવાય છે; નથી થતું લોકોનું હિત અને એવા અફળ પ્રયાસમાં સ્વહિતને બાધા પહોચે છે. માટે બેમાંથી એક તો સાધવુંજ. એમ ધારી લોકાનુગ્રહવૃત્તિ ગૌણ કરી દઈ, જે પ્રકારે આત્મહિત સુલભ થાય એમ પ્રધાનપણે વનવાસ સેવન આદિમાં પ્રવર્ત્યા. આ શ્રી **આનંદઘનજી** તો શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય પછી છસો વરસે થયા; પણ એના જેવા કઇક આચાર્યો તેઓની પૂર્વે પણ થઈ ગયા છે. જૈનમાં મતમતાંતર ઉભવા માંડયાં હતાં; તેઓમા ગચ્છભેદની શરૂઆત થઈ ચુકી હતી. તેઓ પણ પરસ્પર ઝઘડામાં મંડયા હતા. બ્રાહ્મણો પણ બહુ ઇર્ષ્યા કરતા હતા. આમ જૈન શાસનપર વિપત્તિનું જબરૂં વાદળ આવી લાગ્યું હતુ. ધર્મક્ષીણતા પુરવેગે ચાલી હતી. તેવા સમયમાં શ્રીમદ્

હેમચંદ્રાચાર્ય જેવા પ્રભાવશાળી પુરૂષનું જન્મવું થયું. એ મહાયોગીએ રોગનું નિદાન કર્યું.

**જન્મતિથિ, ક્ષેત્ર લોકાનુગ્રહ જીવન**

વિક્રમ સંવત્ ૧૧૪૫ ની કાર્તિકી પૂર્ણિમાએ ધંધુકામાં મોઢ વણિગ્ ગ્રહસ્થ ચાચિગશેઠ પિતાને ત્યાં માતા ચાહરીની કુક્ષિએ જન્મેલા શ્રી ચાંગદેવ (અપર નામ હેમચંદ્રાચાર્ય) વિ. સં. ૧૧૫૪ ની સાલમાં નવ વરસની વયે શ્રી દેવચંદ્રસૂરિના પવિત્ર હસ્ત કમળથી શ્રી સોમચંદ્ર મુનિ એ નામે દિક્ષિત થયા. સં૦ ૧૧૬૨ માં સતર વરસની વયે શાસનાધિપ થયા. સં૦ ૧૨૨૯ માં ૮૪ વરસની વયે જૈનના અનન્ય ભક્ત કુમારપાળ જેવા રાજા વગેરેને શિષ્ય કરી જૈનશાસનની રક્ષા કરી ક્ષણભંગુર દેહ છોડી ગયા. બંધુઓ, એ મહાપ્રભાવક શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે જૈન શાસનપર વિપત્તિનું વાદળું દેખ્યું. **પોતે પરમસત્વશાળી હતા; વિદ્યાસિદ્ધ હતા; મંત્રસિદ્ધ** હતા; શાસનનો પ્રભાવ વર્તાવી શાસનની રક્ષા કરવા સમર્થ હતા. તત્ત્વદષ્ટિથી વિમુખ, વિદ્યા-મંત્ર આદિથી વ્યામોહ પામતા રાજા-મંત્રી વ્યાપારી શેઠો વગેરે અન્ય દર્શની વિદ્યા સિદ્ધિના વિદ્યા-મંત્રાદિના ચમત્કાર દેખી સ્વધર્મથી ચ્યુત થતા હતા-થાય એવો ભય હતો. એવા દાખલા બન્યા હતા. અન્ય કારણે તો સાધુ પુરૂષો પોતાને પ્રાપ્ત થયેલ લબ્ધિ-સિદ્ધિનો ઉપયોગ ન કરે, શાસન-હિત હેતુએ કરતાં પ્રાયશ્ચિત્ત આવે, તો પછી અન્ય હેતુએ તો પુછવું જ શું? બીજા કોઈ આચાર્યો કદાચ્ દુષમ કાળનો પ્રભાવ જાણી જ્ઞાનિઓએ દીઠેલું થશે, એમ ધારી, નિશ્ચિંત રહી આત્મોપયોગમાં સાવધાન રહી કદાચ્ આ સમયની ઉપેક્ષા કરતા; પણ શાસનની રક્ષા અર્થે જન્મેલા આ Jain Jesus શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય કાળના ઉગ્ર સ્વરૂપની ઉપેક્ષા ન કરી શકયા. લોકો બિચારા ગભરૂ ગાડર છે; તેઓને સત્યાસત્યની કદર નથી. તેઓ બિચારાં વિદ્યા-ચમત્કારથી પરાભૂત થઇ, મુગ્ધ થઈ, સત્યથી પતિત થઈ, અસત્ય ભણી વળે છે. અહો! સત્ય માર્યું જાય છે! નિર્દોષ સત્ય સ્વરૂપ જૈનને Advocate ની જરૂર છે. ગ્રહસ્થો! શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જૈનના એડવોકેટ થયા; તેની બાંહ્ય ધરી. અમારૂં તો ગમે તેમ થાઓ! અમે પાંચ પંચવિંશ ભવ વધારે કરી લેશું; પણ હાલ તો જૈનના ઉદ્યોત અર્થે, લોકના અનુગ્રહ અર્થે કોઈ રાજા-રાણા જૈનના ઉપાસક થાય, તો જૈનના પ્રભાવ વર્તે, લોકોને એ પવિત્ર શાસન ભણી ખેંચાણ થઈ સત્ય માર્ગ સાંપડે; પરિણામે તેઓનું હિત થાય. માટે અમે તો એવા કોઈ રાજાને જૈન સેવક બનાવવામાં અમારૂં વીર્ય ફેરવશું. એકાંત આત્મહિત અર્થે પ્રવર્તેલા, ઘરબાર ત્યાગેલા, સાધુ પથમાં પડેલા પુરૂષને આવો ભગીરથ પ્રયત્ન,-તે સાધુવૃત્તિને, ત્યાગ ધર્મને, સંયમમાર્ગને વિરોધરૂપ હતો. પણ **या गतिः सा मतिः** એ અનુસાર શ્રીમદ્ હેમચંદ્રાચાર્યને આ વિચાર સ્ફુર્યો હતો. હજી ભવ કરવા બાકી હતા. સાંભળ્યા મુજે તેઓએ શાસનદેવીની આરાધના કરી તેમને શ્રી મહાવિદેહે વર્ત્તતા શ્રી **સીમંધર** પ્રભુ પાસેથી પોતાનો મોક્ષકાળ પુછવા મોકલ્યા હતા. હજી ઘણા ભવ કરવા બાકી છે, એવો પ્રત્યુત્તર શ્રી શાસનદેવીદ્વારા જાણી, તેઓએ હવે એકાંત લોકાનુગ્રહમાં ઝીંપલાવ્યું. અમારૂં તો ગમે તેમ થાઓ પણ આ લોકનું અને આ પવિત્ર શાસનનું તો હિત અવશ્ય કર્ત્તવ્ય છે;—એમ ધારી પોતે અનેક ભવ—ભ્રમણ રૂપ જોખમ માથે વ્હોરી લઈ, આત્માર્પણ કરી *Jain* ના એક અનન્ય *Jesus* નું કામ સાર્યું,—તે શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનું ચરિત્ર, બંધુઓ આપણને કેવું બોધક થાય!

**પછી બીજા હેમચંદ્રાચાર્યની જરૂર.**

વારૂ, ગૃહસ્થો! આ પ્રસ્તાવનારૂપ સામાન્ય અવલોકન થયું. શ્રી કુમારપાળ રાજા વગેરેને જૈન કરી અહિંસા ધર્મનું જબરૂં પોષણ કર્યું. મંત્રથી, વિદ્યાથી, કળથી, બળથી, સારણાથી, વારણાથી, ચોયણાથી, પડિચોયણથી લોકોને શાસનાભિમુખ કર્યા; શાસનનો જય—ઘોષ વજડાવ્યો. તેત્રીશ હજાર નવાં ઘરને શ્રાવકો કર્યા—એવા એક બીજા હેમચંદ્રાચાર્યની આ આઠસો વરસના અંતરાળમાં બહુ જરૂર હતી. બંધુઓ! આપને જણાવ્યું તેમ ગૃહસ્થોમાં પ્રાયઃ

પોતાના ગૃહવ્યવહારને લઈ તત્વદષ્ટિની ન્યૂનતા હતી. એટલે તેઓ સહેજે બાહ્ય ચમત્કારાદિથી વ્યામોહ પામી, પોતાની વિભાવિક દશાને અનુકુળ ધર્મ-વ્યવહારથી તરત લલચાઇ, સત્ય ધર્મથી પતિત થાય, વિમુખ થાય એ સ્વાભાવિક હતું. વલ્લભી સંપ્રદાય વગેરેની જૈન સમુદાયપર પણ આવી અસર થઈ. જીવો મૂળે વિભાવિક દશામાં તો પડેલા છે; તેઓને રંગ—રાગ આદિમાંજ ધર્મ છે, એવું સમજાવવામાં આવે, જાણે—અજાણે એવું તેઓ સમજે, તો પછી તેઓ એવા ધર્મપ્રતિ કાં ન ખેંચાય ?

બંધુઓ ! એ વલ્લભી સંપ્રદાયથી ઘણા જૈનો અન્યધર્મી થયા; શિવાય જૈન આચાર—વિચારમાં પણ એની કેટલી અસર થઈ ! બંધુઓ ! જૈન દ**ર્શનના આચાર-વિચારપર મધ્યકાળના અન્ય દર્શનની શી શી અસર** થઇ, એ આજનો વિષય નથી, એટલે એ નિરાળો ચર્ચશું, પણ અસર થઈ એ સાચી વાત. હમણાંમાંજ સ્વામીનારાયણનો પંથ નિકળ્યો છે, તેમાં પણ ઘણાં જૈન કુટુંબો ભળ્યાં છે. નૃસિંહાચાર્યનો શ્રેયઃસાધક અધિકારીવર્ગ નિકળ્યો છે, તેમાં પણ ઘણા જૈનો ભળ્યા છે; બ્રહ્મજ્ઞાન નામક Theosophy નો રંગ કંઈ કંઇ જૈનોને લાગ્યો છે. કંઈ કંઇ આર્ય સમાજ તરફ ખેંચાયા છે. આમ વર્તમાનમાંજ આપણે દેખિયે છિએ, તો વલ્લભી સંપ્રદાયની સ્થાપના વખતે પણ તેમ થવું સહજ હતું. પ્રત્યેક નવો સંપ્રદાય ઉભો થતાં અસલ ધર્મના મર્મથી અનભિજ્ઞ જીવો પ્રાયઃ તે નવા સંપ્રદાય ભણી આકર્ષાય એ સ્વાભાવિક છે, પણ તે નવા સંપ્રદાયના સ્થાપકના જેવો તેનો સમોવડિયો કે વધારે શક્તિવાળો દ્રવ્ય—ક્ષેત્ર—ભાવ આદિ સમયજ્ઞ આચાર્ય તે અસલ ધર્મમાં તેજ વખતે કે તે આસપાસમાં થાય તો તે અસલ-ધર્મથી ચ્યુત થતા લોકોને તે અસલ ધર્મની ખુબી સમજાવી તેઓને પડતા અટકાવે છે, સન્માર્ગમાં મુકે છે, પ્રેરે છે; એટલુંજ નહિં બલ્કે નવા ઉપાસકો પણ ઉમેરે છે. વલ્લભી સંપ્રદાય આદિની સ્થાપનાના અરસામાં શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જેવા આચાર્યનું અસ્તિત્વ થયું હત, તો તે નવીન પંથની અનિષ્ટ અસરો બહુ ઓછી થાત, પ્રતિમાઉત્થાપક માર્ગ પણ અટકત. આમ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય અને આજના કાલના અંતરાળમાં એવા એક મહાપુરૂષની અવશ્ય જરૂર હતી, પણ તે કાળને પોષાતી વાત ન હતી. એટલે ગૃહસ્થો ! આપણે તો રડી બેશી રહેવાનુંજ.

બંધુઓ ! શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય સંબંધે આ સામાન્ય અવલોકન પછી આપણે એઓશ્રીના ચરિત્રપર થોડા વિશેષ દષ્ટિપાત કરશું. એઓનાં વર્તન પરથી આપણને આ બેચાર બાબતોપર બહુ શિખવાનું મળે છે.

**શ્રીમદ્દનું અખંડ બ્રહ્મચર્ય અને સત્વશીલ**

બંધુઓ ! શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય એક વખત પોતાના ગુરૂ **શ્રી** દેવચંદ્ર સુરિ અને અંગોપાંગની ટીકાના કર્તા **શ્રી** મલયગિરિ મહારાજ સાથે કાસ્મીરમાં વિચરતા હતા. ત્યાં એક કપડાંપર ભ્રમરો ભમતા હતા. સુગંધી તેમાંથી આવતી હતી. તે ત્રણે મહાત્માઓને એ પરિમલ આપતુ કોનું વસ્ત્ર હશે, તે જાણવા ઇચ્છા થઈ. ધોબીએ કહ્યું કે, અહીંના અમુક અધિકારીની સ્ત્રી પદ્મિની છે, તેનું આ વસ્ત્રચીર છે. તે મુનિયો ત્યાંથી ચાલતા ચાલતા તે અધિકારીના મકાને પધાર્યા; અને ત્યાં તેની આજ્ઞાપૂર્વક ચાતુર્માસ રહ્યા. દરમ્યાન તેને યથાવસર યથોચિત પ્રતિબોધતા. ચાતુર્માસના અંતે તેઓએ અધિકારીની રજા માગી. અધિકારીએ કાંઇ કામસેવા ફરમાવવા વિનય કર્યો. ત્રણે મહાત્માઓએ કહ્યું:—“ભાઇ, અમને તેં ઉપકૃત કર્યા છે. પણ તેં કંઈ કામ જણાવવા કહ્યું, તો અમે સંકોચાઈ એક બાબત તારી પાસે માગી લઇએ છીએ. એ વાત તને પણ સંકોચ ઉપજાવે એવી છે. તારી સ્ત્રી પદ્મિની છે, તે એકાંત નગ્ન અવસ્થામાં રહે અને અમારે તેની સમીપે વિદ્યા સાધવી છે. તું તલવાર ઉઘાડી રાખી અમારી સમીપે ઉભો રહે, અને તારી નવયૌવના નગ્ન પદ્મિણીને દેખી અમારૂં રોમાંચ પણ વિકારહેતુએ ખડું થયું દેખ, અથવા અમારા મન–વચન–કાયાના કોઈ યોગ વિકારહેતુએ ક્ષોભ પામ્યા લાગે, તો તે ઉઘાડી તલવાર

વડે અમારાં શીર ધડથી જુદાં કરજો. અધિકારિયે એમ કર્યું અને તે મહાયોગીઓએ વિદ્યા સાધી. બંધુઓ, આ આપણને શું શીખવે છે? ધન્ય છે, એ મહાપુરૂષોની સત્વશીલતાને, બ્રહ્મવૃત્તિને, નિર્વિકાર દ્રષ્ટિને! કેટલી તેઓની યોગપર શક્તિ! કેવો તેઓનો મનોયોગપર કાબુ! કેવી તેઓની ગુપ્તિ!—ગોપન શક્તિ! અહો! સત્ય વાત છે, કે અદ્દભુત વિદ્યા એવી નિર્વિકાર દ્રષ્ટિવિના, વ્યભિચાર રહિત યોગ—ત્રિકરણયોગ વિના સિદ્ધ નજ થાય! બંધુઓ! એમ કહેવાય છે, કે **શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે** સાડા ત્રણ ક્રોડ શ્લોક સંખ્યા લખેલ છે. આમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. અરે! આ તો સાડા ત્રણ ક્રોડની સંખ્યા છે, પણ એથી વધારે હોય તો તે પણ વાજબી લાગે એમ છે! એક નવયૌવના પદ્મિની સમીપે તે નગ્ન છતાં જેની દ્રષ્ટિ નિર્વિકાર રહી હશે, તે મહાનુભાવની યોગશક્તિ કેટલી પરાકાષ્ટાએ પહોંચેલી હશે! એવી અદ્દભુત યોગશક્તિવાળા, બ્રહ્મવ્રતલીન, સત્ત્વશાળી **શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે** સાડા ત્રણ ક્રોડ શ્લોક બલકે વધારે લખ્યા હોય તો તેમાં કાંઈ નવાઇ નથી, કાંઈ સંદેહ કરવા યોગ્ય નથી. બંધુઓ! આપણી બ્રહ્મચર્ય સ્થિતિ એવી અધોગતિએ પહોંચી છે, આપણી દ્રષ્ટિ એટલી બધી વિકારી થઈ ગઇ છે, આપણા મન—વચન—કાયાના ત્રિકરણ યોગો એવા વ્યભિચારી થઈ ગયા છે, કે આપણને યોગશક્તિનો, તેના માહાત્મ્યનો ખ્યાલ વરીક ન આવે! તો તે શક્તિની પ્રતીતિ તો કયાંથીજ હોય? બંધુઓ! બ્રહ્મચર્યનો નિરાલો વિષય ચર્ચવા યોગ્ય છે. મરહુમ **શ્રીમદ્ રાજચંદ્ર** એક સ્થળે પ્રકાશે છે કે:—

"નિરખીને નવ યૌવના,
"લેશ ન વિષય નિદાન;
"ગણે કાષ્ટની પુતળી,
"તે ભગવાન સમાન—"

શ્રી મોક્ષમાળા—

શું કહ્યું? તોકે નવયૌવનવંતી સ્ત્રી, તેને નિરખી નિરખીને, તાકીતાકીને તેનાં અંગોપાંગ બરાબર જોવા છતાં તે જેને લેશ માત્ર, જરાએ, વિષયના કારણરૂપ થતી નથી, તેને જોઇ જેને જરાએ કામવિકાર, પશુભાવ, પેદા થતો નથી, યાવત્ જે એને કાષ્ટની પુતળી પેઠે ગણે છે–કાષ્ટની–લાકડાની પુતળી દેખી કોઇને વિકાર થાય? નજ થાય,–તે ભગવાન્ સમાન છે.

નવયૌવના સ્ત્રીને તાકીતાકીને અંગોપાંગ નીરખવા છતાં, જે પુરૂષ–ભાવથી, આત્મસ્વરૂપથી પતિત થતો નથી, વિકાર પામતો નથી, તેમાં અને ભગવાનમાં ફેર નથી. બંધુઓ! **શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય** એવા ભગવાન સમાન હતા. અને એવા બ્રહ્મચર્યના પ્રભાવે એઓએ વિદ્યા સાધી હતી. વિદ્યામંત્ર આદિ એ આત્માનીજ અનંત શક્તિમાંની નમુનારૂપ પ્રસાદી છે. અને એ અનંત શક્તિનો ધણી–આત્મા જ્યાં સુધી પરવશ પડયો હોય, ત્યાં સુધી એ શક્તિઓ કયમ આવિર્ભાવ પામે? નજ પામે. પણ જ્યારે પરવશતા છાંડી, સ્વવશ આવે, ત્યારે એ શક્તિઓ સહેજે સ્ફુરે, કામવિકાર, વિષયવિવશપણું એ પરવશપણું છે, અને એ પરવશતામાં આત્મિક શક્તિઓ દબાઈ રહે, હણાઇ રહે, દબાતી જાય એ સ્વાભાવિકજ છે. માટે જ્ઞાનિઓ આત્મરિદ્ધિ પ્રાપ્ત કરવા બ્રહ્મચર્યનો ફરી ફરી ઉપદેશ આપે છે. એજ **શ્રીમદ્ રાજચંદ્ર** ફરી પ્રકાશે છે કે:—

"પાત્ર વિના વસ્તુ ના રહે,
"પાત્રે આત્મિક જ્ઞાન;
"પાત્ર થવા સેવો સદા,
"બ્રહ્મચર્ય મતિમાન—"

શ્રી મોક્ષમાળા—

કાણાવાળું–ફુટેલું વાસણ હોય તો તેમાંથી વસ્તુ ઢળી જાય, તેમ જીવપાત્રમાં વ્યભિચારરૂપ કાણું હોય તો આત્મિક જ્ઞાન ઢળી જાય. આત્મજ્ઞાનની પાત્રતા માટે બ્રહ્મચર્યની આવશ્યકતા છે. બંધુઓ! બ્રહ્મચર્યનો વિષય બહુ બહોળો છે, અને તેનો અલગ વિવેક થવો જોઈએ. પણ **શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનું** દ્રષ્ટાંત આપણને એતો અતિ અદ્દભુત બોધ આપે છે.

બંધુઓ! એઓની સત્ત્વશીલતા અંગે કહેવાયું. હવે એના બીજા બીજા ગુણો કહું છું. મરહુમ પ્રો. પીટરસન Prof. Peterson તો શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના નિસ્પૃહિપણા–નિષ્પક્ષપાતપણા પર ફીદા ફીદા થઈ ગયા હતા. તે વખત પરત્વે અમને કહેતા કે:—Among so many Sanskrit scholars whom I have had occasion to study, I find Hemachandra and Merutunga to be the most impartial. આટલા સંસ્કૃત વિદ્વાનોના લેખોનો અભ્યાસ કરવાની મને તક મળી છે, તેમાં મને હેમચંદ્ર અને મેરતુંગ બહુ પ્રામાણિક, નિષ્પક્ષપાતી લાગે છે. આમ કહેવાનું કાંઈ પ્રયોજન? શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના ચરિત્રના એક વર્ત્તનથી તેનાપર જાદુઇ અસર થઇ હતી. આજથી અગ્યાર બાર વરસપર એણે પુનામાં ડેકન કોલેજમાં હેમચંદ્રાચાર્ય સંબંધી ભાષણ પોતાના વિદ્યાર્થીઓ સન્મુખ આપ્યું હતું. એ ભાષણમાં એણે "ચાર સંજીવની" ન્યાયની યશોમતીની વાત કરી હતી. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે સિદ્ધરાજના પુછવાથી આ ચાર સંજીવનીન્યાય કહી સંભળાવ્યો હતો. આ ન્યાયે Prof. Peterson ને શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની નિષ્પક્ષપાતપણાની ખાત્રી કરી હતી. વાત એમ છે કે એક વખતે શ્રીમદ્ હેમચંદ્ર પ્રભુને ગુજરાતના રાજા સિદ્ધરાજે પ્રશ્ન કર્યો, કે સાહેબ! જગત્માં આટલાં બધાં મત–દર્શન છે, તેમાં કયો સાચો? સત્ય તત્ત્વ શામાંથી મળે? સિદ્ધરાજ પ્રાયઃ વિદ્યાવિલાસી હતો. મુસલમાની રાજ્યપૂર્વેના હિંદુ રાજા પ્રાયઃ વિદ્યાવિનોદી હતા. મુસલમાનોના એશઆરામની અસર એઓપર હજી નહોતી થઈ. સિદ્ધરાજના વખતમાં હજુ મુસલમાનોનું બહુ પરિબલ ન હતું; શરૂઆત હતી. સિદ્ધરાજ જુદા જુદા દર્શનવાળાઓને પોતાની સભામાં આમંત્રતો અથવા તેઓ સમીપે તે જતો અને વિધવિધ તત્વગવેષક પ્રશ્નો પુછતો. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનો સમાગમલાભ મળતાં, તેઓને આ ઉપલું પ્રશ્ન સિદ્ધરાજે કરેલ. શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય એક અનન્ય જૈન હતા; તેઓને જૈનમાં સંપૂર્ણ તત્વ માલમ પડયું હતું. સિદ્ધરાજ પણ જાણતા હતા કે શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય એક ચુસ્ત જૈન છે, અને એથી જૈન ધર્મ સંપૂર્ણ સત્યસ્વરૂપ છે, એમ અને કહેવામાં આવ્યું હત તો તેમાં તેને નુવાઈ કે કાંઇ ગેરવાજબી પણ ન ભાસત. પણ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે એમ ન કહેતાં ચાર સંજીવની ન્યાયની વાત કહી પ્રશ્નનો ઉત્તર આપ્યો શ્રીમદે આ શા માટે કર્યું હશે, એની કલ્પનાયુક્ત પર્યાલોચના આપણે હવે પછી કરશું પણ એ ઉપરથી Prof. Peterson તો તાજુબ થયો હતો. સિદ્ધરાજપર પણ તાત્કાલિક કંઇ અસર થઈ હતી.

**શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની નિસ્પૃહિતા–તેનું નિષ્પક્ષપાતપણું અને નિરપેક્ષપણું.**

**સિદ્ધરાજનો સમય તેનો પ્રશ્ન.**

**શ્રીમદે** પ્રકાશ્યું કે:—રાજન્ સિધ્ધરાજ! અમને તમારા આવા પ્રશ્નથી બહુ આનંદ થાય છે. રાજા આવા ધર્મ તત્વનાં પ્રશ્નો પુછે, તેની જિજ્ઞાસા રાખે, એ એક સારા પરિણામનું લક્ષણ છે. ધર્મ–જિજ્ઞાસુ રાજાની પ્રજા પણ તેવી થાય છે. **યથા રાજા તથા પ્રજા** તેમ. વારૂ, તમે જે પ્રશ્ન પુછ્યું છે તેના પ્રત્યુતર રૂપે તમને શંખ પુરાણમાંની યશોમતીની વાતજ સંભળાવિયે છિએ. તેનો ઉપનય—પરમાર્થ વિચારશો, ધારશો, તે પ્રમાણે વર્તશો તો તમને સત્ય સમજાઈ જશે. જુઓ કોઇ યશોમતી નામની સ્ત્રીએ સ્ત્રીબુદ્ધિએ–પ્રમદા બુદ્ધિ પાનિયે,–તુચ્છ દૃષ્ટિથી પોતાના પતિને બળદ કરી મુકયો હતો. એ સ્ત્રી હતી તો પતિપર પ્રેમવાળી, પણ મૂર્ખ અને ભોળી હતી. તેની બ્હેનપણીને મળવામાં વખ્તપર તેનો પતિ પ્રત્યવાય નાંખનો હશે,–એથી એ મુંઝાણી–રડી; તેના કોઈ અતિથિએ રડવાનું કારણ પૂછતાં કહ્યું. અતિથિએ અંતે એક ઔષધી આપી કહ્યું કે આ તારા પતિને આપજે એટલે એ બળદ થઈ જશે. સ્ત્રી પોતાનું ઇચ્છિત થવાની ઉત્સુકતામાં–આવેશમાં પરિણામ ન

**ચાર સંજીવની સત્યનો જિજ્ઞાસુ સત્ય પામે. જિજ્ઞાસા સાચી જોઇએ.**

વિચારી શકી. ઔષધીના પ્રયોગથી પતિને બળદ કર્યો, પણ પછી ભોળી પતિભક્તા સ્ત્રી પસ્તાઇ પતિને બળદ કર્યો પણ બળદમાંથી પુરૂષ કેમ કરવો એ શરૂઆતની ઉત્સુકતાને લઇ, આવેશને લઈ પુછી ન શકી. હવે તો હમેશ રડે અને બળદ થયેલા પતિને વનમાં ચરવા લઇ જાય. મનમાં તો ઘણી હોંસ કે પતિ પુરૂષરૂપ કેમ અને ક્યારે પામે? એમ કરતાં સાચા દીલની ભાવના ફળી **યાદૃશી ભાવના તાદૃશી સિદ્ધિ ર્ભવેત્.** જેવી ભાવના તેવી સિદ્ધિ; મોળી ભાવના હોય તો મોળી સિદ્ધિ; તીવ્ર હોય તો ફળ તીવ્ર! મંદ! હોય. તો મંદ જેવી ભાવના તેવું ફળ. બિચારી ભોળી બ્રાહ્મણીની ભાવના ઉત્કટ હતી, તો તેને તરતમાં એક વિદ્યાધરનું જોડલું ઝાડપર અંતરિક્ષમાં બોલતાં સાંભળ્યું. વિદ્યાધર પોતાની સ્ત્રીને કહે છે કેઃ—આ બળદ ચરે છે, એ સાચો બળદ નથી પણ પુરૂષમાંથી થઈ ગયેલો બળદ છે. આ ઝાડ નીચે એક ઔષધી છે તે એના ચરવામાં આવે તો તે પૂર્વનું પુરૂષ—રૂપ પામે. સ્ત્રીતો બિચારી આવી કોઈ ખબરની રાહજોઇને બેઠી હતી. તેને ઔષધીની ખબર નહતી, પણ પોતાના પતિ—વૃષભને ઝાડ હેઠળ ચરવા છુટો મુકી દીધો. ચરતાં ચરતાં વિદ્યાધરે સૂચવેલી ઔષધી ચરવામાં આવી ગઇ, અને એ પુરૂષ—વૃષભ તરત પૂર્વનું પુરૂષ—રૂપ પામ્યાં. હે! સિદ્ધરાજ! આ જગત્‌માં અનેક ધર્મ મતો છે, તેમાં સત્ય તત્વ શેમાં છે, તે જાણવું હોય તો તમે તે પુરૂષ—બળદની પેઠે વર્ત્તો—ઝાડ હેઠળ અનેક ઔષધીઓ હતી; કઇ ઔષધીથી પુરૂષ—વૃષભત્વ ટળે એ ખબર નહતી. એવી એક ઔષધી તો હતી એ ચોકસ હતું, માટે એ પુરૂષ—વૃષભ તે ઔષધી પામવાની ભાવના પૂર્વક ચરવા મંડયો, અને તે ઔષધી પામતાં પૂર્વ પુરૂષ રૂપ પામ્યો; તેમ રાજન્! આ બધાં દર્શનોમાં એક એવું સત્યસ્વરૂપ દર્શન છે, એ ચોકસ છે, બધાંમાં વિચારપૂર્વક, જિજ્ઞાસાપૂર્વક, ભાવનાપૂર્વક ગવેષણા કરો, અને તમને સત્ય પ્રાપ્ત થશે. **ખરી જિજ્ઞાસા જેને જાગી હોય, અને તે તે જિજ્ઞાસા પ્રમાણે પ્રયાસ કરે તો તેની જિજ્ઞાસા પુરી થાયજ થાય.** તે પ્રકારે તત્વમાર્ગ સુલભ છે.

સિદ્ધરાજને પરમાનંદ થયો; શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય પ્રતિ પ્રેમભાવ—ભક્તિ ભાવ સ્ફુર્યો. એઓ તો જાણતા હતા, કે જૈન ધર્મ સત્ય સ્વરૂપ છે એમ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય કહેશે, અને શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે તો જૈનને સંપૂર્ણ સત્યસ્વરૂપ ધારેલો—એટલે એમ કહેત તો કાંઇ ખોટું નહોતું, પણ એમણે એકાંત નિસ્પૃહી વૃત્તિથી, નિષ્પક્ષપાત વૃત્તિથી ઉપલી વાત કહી, એથી તો સિદ્ધરાજને બહુ આનંદ—પ્રેમ—ભક્તિ ઉલ્લસ્યાં. Prof. Peterson ને પણ એમજ થયું. બધા ધર્મમત—પંથવાળાઓ પોતાના ધર્મને સંપૂર્ણ સત્ય સ્વરૂપ કહી બોધે, લોકોને આકર્ષે.

"મત મત ભેદે હો, જો જઈ પુછિયે,
"સહુ થાપે અહમેવ"—શ્રી આનંદઘનજી—

અને આતો નિસ્પૃહતાથી કહે છે, કે સત્ય જિજ્ઞાસાથી ઢુંઢો અને સત્ય મળશે. અહો! ધન્ય છે! શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની નિસ્પૃહવૃત્તિને! સિદ્ધરાજને અને Prof Petersonને શ્રીમદ્ પ્રતિ પ્રેમ ઉપજ્યો તેમાં શું નવાઇ?

બંધુઓ! હવે આપણે આ વર્ત્તનની પર્યાલોચના કરિયે. પ્રથમ—શ્રીમદે લાગલુંજ કેમ કહી નહિં દીધું હોય, કે સત્યસ્વરૂપ જૈનદર્શન છે? બંધુઓ! આ સંબંધમાં એક કલ્પના મનમાં આવે છે. એ એક કલ્પના છે. સાચી ખોટી સર્વજ્ઞ જાણે. પણ જે મનમાં આવે છે, તે આપ આગળ રજુ કરૂં છું. જૈનદર્શન એ દૂધપાક રૂપ છે, તે જેમ કોઇ મંદ જઠરાગ્નિવાળાને આપિયે અને તેને ન પચે, ઉલટો અજીર્ણનું કારણ થાય, પણ થોડું થોડું સીજે એવું ખવડાવતાં, ખાવાનો પરિચય કરાવતાં જઠરાગ્નિ—વધરાવતાં પછી તેને દુધપાક પચે,—તેમ જેને ધર્મતત્વ—સત્ય—નીતિની ખબર ન હોય, અથવા ઓછી હોય એવા મંદ સત્વવાળાને સત્યની પરાકાષ્ઠાએ પહોંચેલ તત્વ કહી દેવું એ પરિણામ નહિ પામે, વિપરિણામ પામે. માટે પ્રથમ તો એને જિજ્ઞાસા કરાવવી; જિજ્ઞાસા હોય તો તે સતેજ કરાવવી; અને સત્ય ચાળી કાઢતાં શીખવવું; તો એમ સત્ય આપોઆપ પામશે. આમ વિચારી પાત્રભેદે

દાચ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે, તાત્કાલિક, જૈનની સ-ત્તા ન નિરૂપી હોય.

**સત્યને સીફારસ શી?**

વારૂ, બંધુઓ, બીજું એમ, કે જૈન દર્શન સંપૂર્ણ સત્ય સ્વરૂપ છે તો તે આપણા કહેવાથી સિદ્ધ થઈ નહિ જાય, એતો સ્વતઃસિદ્ધ છે. તત્વની ખરી જિજ્ઞાસા જેને જાગી હશે, તે તે માર્ગે વિચરશે, તો તેને તત્વ સ્વયમેવ મળી આવશે. સત્ય એ ત્રિકાળ સત્ય છે. એને સિફારસ કે Certificate ની જરૂર ન હોય. જૈન-દર્શન સત્યસ્વરૂપ છે, તો તે જૈનનેજ પ્રાપ્ત-સુલભ હોય અને બીજાને ન થાય,-એમ કાંઇ નથી. નામ-માત્રથી જૈન કઈકને એ સત્ય ન પ્રાપ્ત થાય અને કેવળ સત્યના ગવેષકો જૈન નહિ ગણાતાંઓને એ સુલભ થાય, માટે સત્યની જિજ્ઞાસાપૂર્વક ખોજ કરતાં-કરાવતાં સત્ય તત્વ, જૈન તત્વ, સર્વજ્ઞ વીત-રાગ ભાષિત તત્વ, તેઓએ અનુભવેલ તત્વ, સહેજે પ્રાપ્ત થશે; પરિણામ એકદમ કહી દઈએ સ્વાભાવિક ક્રમમાં પ્રત્યવાય ન નાંખવો એમ ધારી શ્રીમદે ચાર-સંજીવની ન્યાય કહ્યો હોય.

**તત્વગવેષણા તેના એકડે એકથી થવી ઘટે.**

વારૂ, ગૃહસ્થો! ત્રીજું, એક સંપૂર્ણ સત્ય તત્વ પામવા-જાણવા પૂર્વે પ્રાયઃ પ્રત્યેક મનુષ્યની વિચાર શક્તિ અમુક પ્રકારે કેળવાયલી-ખીલેલી-વિકસેલી હોવી જોઇએ અને એવી વિચારશક્તિ કેળવાયલી હોવાથી તે યથાર્થ ઊહાપોહ કરી સત્ય ચાળી કાઢી શકે. જો તેમ ન કરવામાં આવે અને બુદ્ધિ અપ-રિપક્વ હોય, તો તેને સત્યાસત્યની ગમ ન રહે; તેમ તે પોતાથી વિશેષ બુદ્ધિશાળીના કહેવાથી દબાઈ જાય; ભલે તે બુદ્ધિશાળી પછી ખોટું કહેતો હોય; પણ માણસ બુ-દ્ધિબળથી, તર્કશક્તિથી ખોટાને સાચું અને સાચાને ખોટું કરી બનાવે છે, એ પ્રત્યેક માણસનો હમેશનો થોડો-ઝાઝો જાતિઅનુભવ છે. પણ સત્ય પામવાના એકડે એકથી માંડી ક્રમપૂર્વક જેણે અભ્યાસ કર્યો હોય, સત્યની જિજ્ઞાસાપૂર્વક શોધ કરી હોય, તર્ક અનુમાન આદિનો જેને એ શોધ દ્વારા સીધી કે આ-ડકતરી રીતે પરિચય થયો હોય, તેવા માણસને ખબર પડે છે કે સત્ય પામવામાં કેટલાં વિઘ્નો રહેલાં છે, કેટલું બુદ્ધિબળ, વિચારબળ જોઈએ છીએ. તેવા પ્રકારે જેણે બુદ્ધિને, વિચારશક્તિને, કેળવી હોય છે, તે મનુષ્ય સત્યપ્રતિ સાચી ભાવના હોય તો અવશ્ય સત્ય પામે છે. બંધુઓ, વીતરાગ પરમાત્માએ શોધેલું અનુભવેલું તત્વ એ એવું પરમ તત્વ છે, કે તે તેમજ સત્ય સ્વરૂપ છે, તેમ માની લેતાં જીવ સહેજે આંચકો ખાય; પણ વિચારશક્તિ ખીલેલી હોય, તો તે તેનો તોલ કરી શકે; અને કદર કરી તેને એવી રીતે અં-ગીકૃત કરે કે તેથી ફરી કદી ચ્યુત ન થાય. કદાચ કોઇએ અંધશ્રદ્ધાએ અંગીકાર કર્યું હોય, તો પણ તેને કોઈ તર્ક વિતર્કવાળા વધારે પ્રજ્ઞાશીળની ખોટી સાચી દલીલથી પડી જવાનો, ઓસરવાનો ભય રહે છે. આમ ધારીને પણ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય તત્વજ્ઞાનના એકડે એક રૂપ, સર્વ દર્શનને જિજ્ઞાસાપૂર્વક ખોજવા રૂપ, બુદ્ધિ શક્તિને ખીલવવા રૂપ, કારણે ચારસંજી-ની ન્યાય બતાવ્યો હોય. કદાચ શ્રીમદ્‌ના કહેવાથી સિદ્ધરાજ કે અન્ય બીજો કોઈ, જૈનને સંપૂર્ણ સત્ય સ્વરૂપ તરીકે ગ્રહિ-અંગીકાર કરી લે,-પણ તેને તત્ત્વ-જ્ઞાનની જુદી જુદી school ની ખબર ન હોવાથી, તેમ પોતાની શક્તિ એ બધાંને ત્રીલી શકે એટલી ન હોવાથી, જુદા જુદા તત્ત્વજ્ઞાની-ઓની દલીલથી વીતરાગ દર્શનથી વિમુખ થવાનો પ્રસંગ આવે;

**પરીક્ષાની આવશ્યક્તા. પ્રાજ્ઞને દુર્ગમ તે અજ્ઞને સુગમ!!!**

અને એમ એક સંપૂર્ણ દર્શનથી પોતાની અયોગ્યતાને લઈ વિમુખ થતાં ફરી તે દર્શન સન્મુખ થવું ભારે વિકટ થાય છે. એક સર્વોત્કૃષ્ટ શ્લાધ્ય વસ્તુની તે શા માટે શ્લાધ્ય છે એ જાણ્યા વિના એકદમ પ્રશંસા કર્યા પછી, તેજ મનવાણીએ તે સર્વોત્કૃષ્ટ વસ્તુની પોતાની તેને કદર કરવાની કચાશને લઈ નિન્દા કરવાનો હાનિકારક પ્રસંગ આવે, તે કરતાં બંધુઓ, તે સર્વોત્કૃષ્ટ વસ્તુથી અજાણ રહેવું અથવા ક્રમે કરી તેના સન્મુખ થતું જવું, અથવા તે ભણી મધ્યસ્થ રહેવું પરમ હિતકર છે. તત્વની ખરી જિજ્ઞાસા

હશે, તો સહેજે પ્રયાસ કરતાં તત્વ પામશે, એમ ધારી શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે બધાં ધર્મ–મતોમાંથી સત્ય ચરી લેવા કહ્યું હોય. બંધુઓ! આ અંગે શ્રીમાન્ સિદ્ધસૂરિનો પ્રબંધ યાદ આવી જાય છે. તે આપને કહું છું. જે કામ આપણે સહેલું ગણિયે છીએ, તે કદાચ્ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યને બહુ ભારે, વિચારણીય લાગ્યું હોય. આપણે એમ માનિયે કે, અહો! આ જગતમાં સંપૂર્ણ તત્વ, સત્ય સ્વરૂપ એ જૈનનું છે. સત્ય વાત છે, કે સંપૂર્ણ સત્ય તત્વ, સત્ય સ્વરૂપ એ કેવળ સર્વજ્ઞ વીતરાગનુંજ બાંધેલું–અનુભવેલું છે, એ સત્ય સ્વતઃ સિદ્ધ છે; પણ તે છતાં એ આપણાથી સિદ્ધ થઈ શકે એમ નથી, એજ આપણી શોકપ્રદ ખામી છે. બંધુઓ, જૈન સિદ્ધાંત પ્રતિ આપણને ગમે તેટલું માન હોય, તે ભણી ગમે તેટલી ઓઘ શ્રદ્ધા હોય, પણ જ્યાં સુધી આપણે વિચારપૂર્વક, પરીક્ષાપૂર્વક, તત્વાવબોધના શ્રવણ–વાંચન–પઠન–મનન–નિદિધ્યાસનપૂર્વક, ઊહાપોહ-પૂર્વક તેની કદર કરતાં, તેનો તોલ કરતાં શિખ્યા નથી, ત્યાં સુધી ન્યાયમાં, દાખલા દલીલમાં, તર્ક એ આદિમાં, આપણાથી વધારે શક્તિવાળા અન્ય દર્શનીથી પણ, આપણે મ્હાત થવાના, ભોળવાવાના, સત્ય રસ્તાથી પતિત થવાના, ભયમાં છિયે, છિયે અને છિયે. સત્ય સ્વરૂપ પામતાં "કેટલી વીશે સો થાય છે" એ જે એ પંથે પળી એનો વિચાર કરવા મથે છે, તેને ખબર પડે છે. બંધુઓ. એ વિચારદશાની -ખામી આપણામાં પોણી સો (૯૯॥) ટકા વર્તે છે. જેની વિચારશક્તિ, મનનશક્તિ, તોલનશક્તિ, ન્યાયશક્તિ અગાધ વિકસી છે તેવા શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય -સાડાત્રણક્રોડ શ્લોક ગ્રંથ પુર્યા હશે? એવી આપણને શંકા થાય!! કાં ન થાય?

**આપણા વિચારબળને તાળું વસાયું છે; પૂર્વજોની મિલ્કતપર તાગડધીન્ના. કદર ક્યાં છે?**

આપણી તોલનશક્તિ ક્યાં છે? આપણે તો બાપદાદાની મિલ્કત-પર બેઠા છીએ. બાપદાદાને અ-ર્થાત્ આપણા પૂર્વાચાર્યોને એ પરમાર્થ સત્યરૂપ મિલ્કત પ્રાપ્ત કરતાં–શોધતાં–પામતાં કેટલો શ્રમ વેઠવો પડ્યો હશે, કેટલું લોહીનું પાણી થયું હશે, કેવો સૂક્ષ્મ ઉપયોગ રાખવો પડ્યો હશે, એની આપણને શી ખબર પડે? તો જે દ્રવ્ય આપણે સ્વજાતમહેનતે પેદા ન કરી શક્યા હઇએ તે દ્રવ્યની આપણને શી કદર હોય? તે વેડફી મારતાં શી વાર? તે અંગે ભોળવાઈ જઇ નિર્ધન થતાં શી વાર? આપણે તત્વજ્ઞાનના અંગે એકડે એકથી શરૂઆત કરવાની છે; આપણે સ્વતઃસિદ્ધ એવું વીતરાગ-કથિત પરમ તત્વ આપણને પોતાને સિદ્ધ કરી બતાવવાનું છે. જે તત્વ આપણે આપણને પોતાને સિદ્ધ કરી શક્યા નથી, તે આપણે બીજા પાસે કેવા પ્રકારે મુકી શકીશું, અને મુકી શકીશું તો બીજા કેવા પ્રકારે અંગીકાર કરી શકશે? ધ્યાનમાં રાખવાનું છે કે જે જે દર્શનો નિકળ્યાં તે બધાના પ્રણેતાની વિચારશક્તિ ઘણી ઘણી વિકસેલી હતી. પોતાના ક્ષયોપશમ બલ અનુસાર જ્યાં સુધી જેની બુદ્ધિ ખીલી ત્યાં સુધી તેણે વિચાર કરેલ, વસ્તુતત્વ નિર્ધારિલ; અને અજ્ઞાન તિમિરપટે વિવર નહીં આપવાથી તેઓ ત્યાં અટકેલ, અને તેટલી હદ તત્વની બાંધી સ્વોપદિષ્ટ માર્ગ સ્થાપેલ. બંધુઓ! બધાં દર્શન પંથવાળા ચાહે તો વેદાંત લ્યો, સાંખ્ય લ્યો, નૈયાયિક, વૈશેષિક, મિમાંસક લ્યો, પણ તે બધાના પ્રણેતા ઝાઝે–થોડે અંશે બુદ્ધિમાં વધેલા હતા. તેઓએ બોધેલ તત્વ એક દેશે જૈન તત્વજ છે. આપણી બુદ્ધિ તો એ જુદા જુદા પ્રણેતાઓથી પણ ન્યૂન છે. આપણે તો વિચારશક્તિને તાળું વાસેલું છે. આપણે તો એ જુદા જુદા દર્શનવાળા કરતાં પણ આગળ વધવાનું છે. સત્યની જિજ્ઞાસા–ભાવના પૂર્વક વિચારશક્તિને સન્માર્ગે પ્રવર્ત્તાવવાની જરૂર છે અને એમ કરતાં આપણે સંપૂર્ણ તત્વ પામીશું.

"આ ભવ વણ ભવ છે નહિં,
"એજ તર્ક અનુકૂળ,
"વિચારતાં પામી ગયા,
"આત્મજ્ઞાનનું મૂળ–"–શ્રીમદ્ રાજચંદ્ર–

**દર્શનોની ઉત્પત્તિ;**

આ ભવ વિના બીજો ભવ નથી, અર્થાત્ આ ભવમાં જીવ નવો ઉપજ્યો, અને મરશે, પંચભૂતમાં ભળી ગયો,

**વિચાર બળની જરૂર.** માટી સાથે માટી ભળી ગઈ, જીવ જેવું કાંઈ નથી એ આદિ નાસ્તિક વિચારને અનુકૂળ તર્ક કરતાં ઘણા મહાપુરૂષો આત્મજ્ઞાનનું મૂળ પામી ગયા. કેમકે નાસ્તિકતાથી વિચારશ્રેણી શરૂ કરતાં નાસ્તિકતાં સ્વીકારવામાં એમને અનેક વિરોધ આવતા ગયા; એથી જીવનું અસ્તિત્વ સ્વીકાર્યું; પણ તે જીવ ક્ષણિક વિચાર્યા, પણ એમ વિચારતાંએ અનેક વિરોધ આવ્યા એટલે જીવનું નિત્યત્વ સ્વીકાર્યું; પણ તે કૂટસ્થ આત્મા એમ નિર્ધાર્યું; કર્ત્તા–ભોક્તા નહિં; પણ આમ માનવામાં પુનઃ અનેક વિરોધ આવ્યા. એમ ક્રમે કરી છેવટ વિશ્વમાં વિચારતાં તેઓને આત્માનું કર્ત્તાભોક્તાપણું, તેનો મોક્ષ, અને મોક્ષનો ઉપાય એ બધું સ્વીકારવું પડયું. બંધુઓ! **ષડ્ દર્શન વિચાર અને તેની ઉત્પત્તિ**–એ રૂપ આ વિષય અલગ ચર્ચવા યોગ્ય છે. પણ કહેવાનું તાત્પર્ય એ કે, નાસ્તિત્વથી સમ્યગ્ વિચારશ્રેણી બાંધતાં ક્રમે કરી બધા વિરોધને દૂર કરતાં કરતાં તત્વગવેષકને આત્મવસ્તુ અને તેના મૂળ ધર્મ પ્રત્યે આવ્યા વિના ચાલે એમ નથી, નથી ને નથી. અને એ આપણને વિચારબળની આવશ્યકતા સૂચવે છે. બંધુઓ, એવા વિચારબળ વિના, વિરોધ અનુભવી તે ટાળવાના વિચારબળ વિના, સંપૂર્ણ સત્યસ્વરૂપ ભલે આપણને કહેવામાં આવે પણ તે ભેંસ આગળ ભાગવત્ અથવા ડુક્કર આગળ મુક્તાફળ (Pearls before the swine) જેવું છે, આપણા બાપદાદા પુંજી કેમ કમાણા એ આપણે શીખવાનું છે કે જે શીખવાથી આપણે બાપિકા ધંધાથી પડિયે નહિ.

બંધુઓ !શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે આ કારણે ચારસંજીવની કહ્યાં હોય. શ્રી સિદ્ધર્ષિ જેવા મહાન્ જૈન આચાર્ય, જે જૈન સિદ્ધાંતમાં સમ્યક્ પ્રકારે નિષ્ણાત થયા હતા, શ્રીમાન્ ગર્ગાચાર્ય જેવા જેના ગુરૂ હતા, તેવા સિધ્ધર્ષિસૂરિ પણ બે ત્રણ વખત બૌધ્ધમાં પલટાઇ ગયા હતા. શ્રી સિધ્ધર્ષિ સૂરિના નામથી આપ બધા પ્રાયઃ જાણિતા હશો. શ્રી ઉપમિતિભવપ્રપંચનો દાર્ષ્ટાંતિક ( concrete ) કથગ્રંથ એઓએ રચ્યો છે. એ આપે પ્રાયઃ વાંચેલ પણ છે. જૈન સિધ્ધાંતને વ્યવહાર પ્રકાશ ( practical light ) એમાં આપેલ છે.

**શ્રી સિદ્ધર્ષિપ્રબંધ; તેઓનાં હિંચોળા અને લલિત-વિસ્તરા.** એવા એક અપૂર્વ ગ્રંથના પ્રણેતા શ્રી સિધ્ધર્ષિ સૂરિ બૌધ્ધ આચાર્યોના દાખલા–દલીલથી ભોળવાઈ ગયા ! બૌધ્ધ મતની દિક્ષા લેવા પ્રવર્ત્યા. પોતાના જૈન ગુરૂ પાસે આવે, ત્યાં તે ગુરૂ દાખલા–દલીલથી જૈન સિધ્ધાંત ઠસાવે, તે બરાબર લાગતાં તે સ્વીકારે; પુનઃ બૌધ્ધ આચાર્ય પાસે જતાં તે સિધ્ધાંતોનું તે આચાર્યો. તર્ક આદિથી ખંડન કરી બતાવી બૌધ્ધ સિધ્ધાંતની એક બાજુ બતાવી બૌધ્ધમાં સ્નાત કરે. આમ શ્રી સિધ્ધર્ષિ સૂરિને ત્રણ વાર થયું. તેઓના ગુરૂ ગર્ગાચાર્યને તો બહુ ખેદ થતો, કે અહો! આવો વિચક્ષણ શિષ્ય કેવો ફસાય છે! સિધ્ધર્ષિ સૂરિને બંને સંપ્રદાયના પોતાના ગુરૂ પાસે પ્રતિજ્ઞાને લઇ જવું પડતું. અહિંયાથી અહિં આવે ત્યારે પહેલા ગુરૂ કહેશે કે, ત્યાંના અધિકારી–દિક્ષિત થાઓ, તે વખતે જરા અહીં આવી જશો. પ્રતિજ્ઞાપાલક શિષ્ય આમ આવે, ત્યાં ગુરૂ અનેક પ્રકારે તેને સમજાવી એક બાજુનું સત્ય ઠસાવે. છેવટ એમને એમ થયું કે હવે તે બૌધ્ધ-મતની દિક્ષા લેવી પણ તે પ્રથમ પ્રતિજ્ઞા સાચવવાનાં કારણે તેઓ પોતાના જૈન ગુરૂ ગર્ગઋષિ પાસે આવ્યા, અને ત્યાં કહી દીધું કે હું તો બૌધ્ધ દિક્ષા લેવાનો છું. આ તો આપની પાસે આવી જવા વચન આપેલ તે કારણે આપ સમીપે આવ્યો છું. ગુરૂએ કહ્યું, જેવી તમારી ઇચ્છા. ગર્ગઋષિને ખેદતો થયો, કે અહો ! આવો સત્ય જિજ્ઞાસુ શિષ્ય કેવો ફસાય છે! પણ હશે! ધર્મ કાંઈ પરાણે આપી શકાતો નથી. એતો સૌ કોઈની ખુશીનો સોદો છે. એમ વિચારી થોડીવારે વિચાર આવતાં સિદ્ધર્ષિને કહ્યું, મહાનુભાવ! જરા અત્રે બેસો, આ પુસ્તક વાંચો, અમે દેહચિંતાએ બહાર જઈ આવિયે ત્યાં સુધી રહેશે; એમ કહી શ્રીમાન્ હરિભદ્ર સૂરિકૃત **લલિતવિસ્તરા** કાઢી વાંચવા આપી. સમયના જાણ મહાત્મા શ્રીમદ્ ગર્ગાચાર્ય બહાર પધાર્યા.

**લલિતવિસ્તરા** વાંચતાં, વિચારતાં શ્રી સિધ્ધર્ષિનું અજ્ઞાનતિમિરપટ ખુલી ગયું; તેમને સત્યની બંને બાજુ સમજાઇ ગઈ; અને બૌધ્ધ થતાં તેઓ અટક્યા. આ વાર્તાનો સાર એકે, શ્રીમાન્ સિધ્ધર્ષિ સુરિ જેવા જૈન તત્વમાં નિષ્ણાત મહા પુરૂષને સમર્થ બૌધ્ધ અનુયાયીઓએ ભોળવી દીધા હતા, તો જૈન દર્શન સત્ય છે, અમારો જૈન ધર્મ સાચો છે, એમ કેવળ ઓઘશ્રધ્ધાએ માનનારા, બોલનારાએ તો કેટલું બધું સાવધ રહેવાનું છે. જૈન ધર્મ સ્વતઃ સાચો છે; આપણા કહેવાથી નહિ. પણ આપણે આપણને એ સિધ્ધ કરી બતાવવો જોઇયે છે. અશોક રાજા જૈન હતા; પણ આપણને પણ તે ફરી બૌધ્ધ થઈ ગયાનું સાંભળિયે છીએ. હમણાંજ વાત કરતાં આ આપની સામે બેઠેલા આપણા બંધુ મિ. ઉમેદચંદ બરોડીયાએ પુછ્યું કે બુધ્ધદેવ જૈન હતા તે તમે સાંભળ્યું છે? મેં કહ્યું, કેમ કહી શકાય? શ્રી દર્શનસાર નામના દિગંબરી ગ્રંથમાં એમ લખેલ છે, અને શ્રીમદ્ આત્મારામજી મહારાજે એ શાખ લીધી છે. સાચું ખોટું સર્વજ્ઞ જાણે; પણ કહેવાની મતલબ એ કે આપણે બહુ બહુ વાંચવા, અભ્યાસવા, વિચારવા, અવલોકવાનું છે, અને ત્યારેજ આપણે જૈનને સત્યસ્વરૂપ નિર્ધારિ શકશું. આપણે નિર્ધારી શકશું તો બીજાને બોધી શકશું; નહિં તો બીજાના પ્રવાહમાં ખેંચાશું.

**વીતરાગ દર્શન સ્વતઃ સત્ય છે; સ્વતઃ સિદ્ધ છે, પણ આપણને સિદ્ધ સ્વયં કરિ બતાવવું જોઈએ.**

**અશોક અને બુદ્ધ જૈન હતા?**

વાર, ગૃહસ્થો, ચોથું પ્રત્યક્ષ અને પરોક્ષ આ બે પ્રમાણથી અબાધિત વચન તે સંપૂર્ણ સત્યતત્વ, પ્રમાણ. પરોક્ષ તે તો આગમપ્રમાણ, શ્રુતજ્ઞાન, પરમશ્રુત કેવલીઓએ અનુભવેલું અને બોધેલું અને ઉત્તરોત્તર ઉતરી આવેલું તત્વ તે આગમ પ્રમાણ. પ્રત્યક્ષ પ્રમાણ તે એ તત્વ આમજ છે, એવો સ્વાનુભવ. બંધુઓ, શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે શ્રુત ઉપયોગ બળે જૈનદર્શન સંપૂર્ણ સત્યસ્વરૂપ છે એમ નિર્ધારેલ; સર્વજ્ઞ તવીરાગ પરમાત્માએ બોધેલ તત્વ સત્ય હોવું ઘટે,—એમ એ પરમાપ્ત પુરૂષોના આપ્તપણાને લઇ એઓએ નિર્ધારેલ. બાકી પોતાને હજી સંપૂર્ણ કૈવલ્ય અનુભવ નહિં થયેલ. અને જ્યાં સુધી એક વાતનો પોતાને સ્વાનુભવ ન થાય ત્યાં લગણ જીવ તે પર છેલ્લી ( Seal ) મોહર—છાપ મારી શકતો નથી, માટે એ યોગ્ય પણ નથી; આ આમજ છે એમ નિશ્ચયાત્મક કહી શકતો નથી; ભલે જેણે અનુભવ્યું છે, તેવા પુરૂષોનાં વચનને લઈ, તેઓ પરમ વિશ્વસનીય હોવાથી, તે અંગે નિઃસંદેહ રહે, પણ તે પોતાના અનુભવની વાત છે, એમ તો એ કહી શકેજ નહિં. સાકર ગળી છે કે નહિં,—એતો જે ચાખે—અનુભવે તેને ખબર પડે; તેમ આ વસ્તુ આમજ છે, તે તો જેને તેનો અનુભવ થાય તેને ખબર પડે. આ કારણે શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે વિચારેલ, કે આ જગત્માં સંપૂર્ણ સત્યસ્વરૂપ કોઇ દર્શન હોય તો તે વીતરાગ—કથિત માર્ગ હોવો ઘટે છે. સર્વજ્ઞવીતરાગના પરમાત્મપણા માટે આમ કહેલ. એક સ્થળે તેઓ કહે છે કેઃ—

**પ્રમાણ બે; પ્રત્યક્ષ ને પરોક્ષ; દષ્ટા-બાધિત વચન તે પ્રમાણ.**

" यथावदाप्तात्परीक्षया
॥ त्वामेव वीरप्रभुमाश्रिताः स्मः "

હે! વીર, તુંજ પ્રભુનો અમે આશ્રય કરી રહ્યા છિએ; કેમકે પરીક્ષા કરતાં યથાવત્ આપ્તપણું આપમાંજ ભાસે છે. આમ એઓની પરમ વિશ્વસનીયતાની કસોટી કરી તેઓનાં વચનપર પ્રતીતિરૂપ પરોક્ષ પ્રમાણભૂત નિર્ધાર કહેતા, પણ તે તેમજ છે, એમ જ્યાં સુધી સ્વાનુભવગોચર ન થાય ત્યાં સુધી ગૌણ રાખતા. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે આરસંજીવની બોધવામાં આ હેતુ જાળવ્યો હોય. સત્યસ્વરૂપ માટે પ્રવર્તનારની આ પ્રથા હોવી ઘટે છે. દૃષ્ટ **(પ્રત્યક્ષ) અને** ઇષ્ટ **(પરોક્ષઆગમ)**થી અબાધિત તે વચન તત્વ—પ્રમાણ. પૂર્વના મહા પુરૂષોની આ પ્રણાલિકા હતી; અને એ અનુકરણીય છે. વર્તમાનમાં એ પ્રકારે વિચારશ્રેણીએ ચડેલ મરહુમ શ્રીમદ્ **રાજચંદ્ર** આપણને પ્રતીત થાય છે.

ઘણા ઘણા વિચારને અંગે બધાં દર્શન—પંથીના, તેઓના પ્રણેતાઓના મુકાબલા કરી તેઓ પ્રકાશે છે, કે આ જગતમાં કોઈ સંપૂર્ણ સત્યદર્શન હોય તો તે શ્રીઋષભે કે મહાવીરે બોધેલું હોવું ઘટે છે. જો કે શ્રી રૂષભાદિ સર્વજ્ઞ વીતરાગના પરમાપ્તપણાનેલઈ તેઓએ આ નિર્ધાર કર્યો હતો, પણ તે છતાં જ્યાં લગણ પોતાને એ વાત સ્વાનુભવગોચર ન થાય ત્યાં લગણ એ એમજ છે, એમ છાપ મારતાં પ્રત્યક્ષ પ્રમાણને વિરોધનો પ્રસંગ આવે. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે સિધ્ધરાજના પ્રશ્નના ઉત્તરમાં કહેલ ચારસંજીવનીન્યાયની આ પર્યાલોચના થઈ. બંધુઓ! શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની નિષ્પક્ષપાત બુધ્ધિ, નિરપેક્ષ વૃત્તિ, નિઃસ્પૃહતા કેવળ ધન્યવાદને પાત્ર છે. આપણને એમાંથી બહુ બહુ શીખવાનું છે.

બંધુઓ, યુનીવર્સીટીમાં જૈન સાહિત્ય દાખલ કરવાનો ચર્ચાતો પ્રશ્ન પ્રસંગવશાત્ યાદ આવે છે. યુનીવર્સીટીએ જૈન સાહિત્ય આટલું બધું બહોળું છતાં તેને તેના અભ્યાસક્રમમાં દાખલ નથી કરેલ તે કેવળ જૈનને અન્યાય આપવા સરખું ગણાય, અને જૈન કોન્ફરંસે એ વિષય ઉપાડી લીધો છે, એ એણે ઘટતુંજ કર્યું છે. એ કાર્ય અતિ પ્રશંનીય છે. પણ એ દાખલ કરાવી દેવાની ઉતાવળ કરવા યોગ્ય નથી. યુનીવર્સીટીને અત્રે સ્થપાયાં ધારો કે પચાશ વરસ થવાં, તેમાં જૈન સાહિત્યને ન્યાય ન મળ્યો; તો હજી પાંચ-દશ વરસ ભીજાં જાય તો એટલી પ્રતીક્ષા કરવી કોઈ રીતે અયોગ્ય નથી. એ અરસામાં કોન્ફરંસે કે

**એક આડ કથા; યુનિવર્સિટી અને જૈન સાહિત્ય.**

વિચક્ષણ માતબર જૈનોએ સારો જૈન તત્વ જાણનારો કેળવાયલો વર્ગ ઉભો કરવો જરૂરનો છે. પાંચ સાત યોગ્ય જૈન ગ્રેજ્યુએટોને કે એવી કેળવણી લીધેલા ભાઈઓને સો સવાસોનો ઉદાર પગાર આપી પાંચ સાત વરસ સુધી તેઓને જૈન સાહિત્ય, તત્વજ્ઞાનનો અભ્યાસ કરાવવામાં આવશે, તો તે યુનીવર્સીટીમાં જૈન સાહિત્ય દાખલ કરવા માટે, તથા દાખલ થયા પછી ટેકાવી, ઉત્તરોત્તર વૃદ્ધિ કરવા માટે બહુ સહાયરૂપ થશે. હમણા વેદાંત દાખલ કરેલ છે, ન્યાયના ગ્રંથ દાખલ કરેલ છે, તેના અભ્યાસકો છે, છતાં વેદાંત કે ન્યાયપ્રતિ જોઈએ તેવો વિકાસ થયો નથી, થતો નથી. Intermediate માં સંસ્કૃત વિદ્યાર્થીઓને ન્યાયમાં રસ પણ પડતો નથી; એ તો નકામી વેઠ છે, એ રૂપ ભાસે છે, જોકે બહુ સારો વિષય છે, છતાં તેવા મલ્હાવનાર આદિની ખામીને લઇ નીરસ લુખો લાગે છે; તો પછી જૈન સાહિત્ય, કે જેના જાણકાર કેળવાયલા નથીજ, એમ કહીએ તો ચાલે, અને જે બાહ્ય સરળ દેખાતાં છતાં અંદર ગૂઢ રહસ્યથી ભરપુર છે, તે તેવા નિષ્ણાત કેળવાયલાના અભાવે નીરસ અથવા સામાન્ય ન થઇ જાય તેની શી ખાત્રી છે? તો જૈન સાહિત્યને ખરેખર ન્યાય આપવો હોય, તેનું ગૌરવ વધારી પ્રસાર પમાડવું હોય, તેનો યથાર્થ લાભ જનસમૂહને આપવો હોય, તો શ્રીમદ્ હેમચંદ્રાચાર્યાદિ મહાપુરૂષોએ રચેલ ગ્રંથોનો કેળવાયલા વર્ગને ખાસ અભ્યાસ કરાવવો પ્રથમ ઉચિત છે. અને એના પરિણામે પછી યુનીર્સીટીમાં જૈન સાહિત્ય દાખલ થશે, તો મોટા અને ઇષ્ટ લાભ ભણી થશે. અત્યારે તો વિચારદશા પણ તથાપ્રકારની જાગી નથી, તો વિશેષ શું થઈ શકશે, એ અગાઉ કહેવાઈ ગયું છે, ઉત્સુકતા કે આવેશમાં ખેંચાઇ જઈ થતું કાર્ય વિપરિણામ આપે છે, અથવા પરિણામ આપતું નથી. કદાચ મારી ભુલ થતી પણ હોય, પણ મને તો એમ લાગે છે, કે માન ખાટી જવાના આવેશને લઈ, ઉત્સુકતાને લઈ, સંપૂર્ણ યથાર્થ વિચાર થઈ શકતો નથી; કચાશ રહે છે, **કચાશ ત્યાં ખટાશ અને ખટાશ ત્યાં વિપરિણામ,**—આ સ્વાભાવિક છે. જ્યાં સુધી ઉંડા ઉતરી મર્મ-સમજવાનું ન થયું હોય ત્યાં સુધી બધું સહેલું છે, જાણું છું એમ લાગે છે, પણ ઉંડાં ઉતરતાં "નવ નેજે પાણી ઉતરે" છે. યોગીંદ્ર ભર્તૃહરિ કહે છે કેઃ—જ્યાં સુધી હું કાંઈ નહોતો જાણતો ત્યાં સુધી હું બધું જાણું છું એમ લાગતું, પણ હવે જ્ઞાનમાં ચાંચ બોળી ત્યાંજ માલમ પડે છે, કે, અરે, હું કાંઈ નથી જાણતો. બંધુઓ, શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની અપૂર્વ કૃતિઓના અંગે, યુનીવર્સિ-

[ઉપાધિ]માં જૈન સાહિત્ય દાખલ કરવા બાબતનો આ [પ્ર]સંગ સધાયો.*

બ્રહ્મચર્ય, નિષ્પૃહિતા, નિષ્પક્ષપાતતા, નિર્પક્ષપણું આદિ ગુણો વિષે યથોચિત કહેવાયું. હવે શ્રીમદ્‌ના બીજા ગુણો સંબંધી વાત કરિયે.

**શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની સરળતા-નિર્માનતા.**

શ્રીમદ્‌નું નિર્માનીપણું અનુકરણીય હતું. શ્રી સિદ્ધસેન દિવાકરે એના જેટલી કૃતિ લેખ રૂપે કરી નથી, છતાં તેઓના સંબંધી શ્રીમદ્ શું કહે છે?

**"क्व सिद्धसेनस्तुतयो महार्थाः**
**अशिक्षितालापकला क्व चैषा"**

ક્યાં મહા અર્થવાળી સિદ્ધસેનની સ્તુતિઓ, અને ક્યાં આ અશિક્ષિત એવો જે હું તેની આ આલાપકલા? અહો! કેવો લઘુત્વ ભાવ! કેવું નિર્માનીપણું!—એ લઘુત્વ ભાવેજ શ્રીમદ્‌નાં આવરણ ટાળી નાંખ્યાં અને શ્રીમદ્ અસંખ્ય શ્લોકો રચી લોકાનુગ્રહ કરી શકયા. **ગુરૂ પ્રતિ ભકિતભાવ ધરાવનાર શિષ્ય ગુરૂ કરતાં કેમ ન ચડે?**

શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે તેત્રીશ હજાર ઘરને શ્રાવક કર્યાં હતા. અને તેઓ ધારત તો એક મહાન્ પંથ પ્રવર્તાવી શકત, પણ નહિં, તેઓને શ્રી વીતરાગ માર્ગ હાડોહાડ વ્યાપ્યો હતો. તીર્થના પ્રવર્ત્તાવનારા તો ખરા સર્વજ્ઞ વીતરાગ તીર્થંકર. પોતે તો તેઓની આજ્ઞાએ વર્તનારા તેઓના એક ઉપાસક. બંધુઓ! આપ નથી જોતા, કે જનસમૂહથી બુદ્ધિબળમાં જરા વધારે આગળ વધેલો હોય, તો તેને તેઓના એક ધર્મનાયક થવાનો મનોરથ થઇ આવે છે? શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય તો અગાધ શક્તિના ધણી હતા. પણ એથી કાંઇક ઉતરતી શકિતના જીવ હોય, તેઓ પણ ધારે તો એક પંથ પ્રવર્ત્તાવે. તેત્રીશ હજાર ઘર જૈન કયાં! દરેક ઘરની સામાન્ય રાસ પાંચ માણસની લઈએ, તો લગભગ દોઢ લાખ માણસને ધર્મમાં પાવન કર્યા. અત્રે નવો નીકળેલો સ્વામીનારાયણનો પંથ માંડ એક લાખ ઉપાસકો ધરાવતો હોય તો કોણ જાણે? તો શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય પણ ધારત તો પોતાના નામે દોઢ લાખ માણસને પાવન કરી શકત, પણ નહિં, તેઓને માન જોઈતું નહતું.

**શ્રીમદ્‌ની દર્શનશુદ્ધિ તીર્થના નાથ તીર્થંકર.**

સર્વજ્ઞ વીતરાગ અરિહંતની, શુદ્ધ પરમાત્મપદ પામેલાની શક્તિનું એઓને ભાન હતું; તે પ્રતિ તેઓને માન હતું. પોતાને પ્રાપ્ત થએલ શક્તિઓ, વિદ્યા સિદ્ધિઓ, પરમાત્મપદ પામેલા વિશુદ્ધતમ આત્માની શક્તિઓ પાસે કાંઇ ગણત્રીમાં નથી, એમ એઓ જાણતા હતા. દેવ તો ખરા અરિહંત એવા નિઃશંકતા, નિરાકાંક્ષા આદિ દર્શનાચાર જાણનારા સેવનારા એ મહાપુરૂષ હતા. ચમત્કાર, વિદ્યાસિદ્ધિ, મંત્ર આદિ પ્રભાવ એ આત્માની અનંત શક્તિ પાસે કાંઈ નથી; સામાન્ય જીવો કદાચ એ શક્તિઓથી વ્યામોહ પામી શ્રીમદ્‌ને દેવતા તુલ્ય ગણી માનમાં ખેંચવાનો પ્રસંગ આણે; પણ એ માનથી ધર્મ આત્મધર્મ, આત્મ દ્રવ્યની રૂદ્ધિ હારી જવા જેવું છે, એવી સાવધતા શ્રીમદ્ હેમચંદ્રાચાર્યમાં હતી. અને આને લઇ તેઓએ જુદો પંથ ન પ્રવર્ત્તાવ્યો. પોતાને ગમે તેવી વિદ્યાદિ લબ્ધિ–સિદ્ધિ પ્રાપ્ત થઈ હોય, લોકમાં પૂજાઈ–મનાઈ શકે એવી લોક કરતાં પોતાને ગમે તેટલી વધારે શકિત પ્રાપ્ત થઇ હોય, પણ જો તે જીવને અરિહંત દેવની શક્તિનું ભાન હોય, તો તેનું પોતાની શક્તિનું ગુમાન ટળી જાય. જગત્‌માં જુદા જુદા મત–દર્શનો નિકળે છે એનું કારણ શું? એનું કારણ એ કે સર્વજ્ઞ વીતરાગ અરિહંતની શકિતની બેખબર, મુખ્ય વૃત્તિએ તો પોતાના ગુરૂત્વનો, માનનો અંકુરોજ પોતાથી વિશેષ શકિતવાળાને ઓળખવા દેવામાં પાટારૂપ–

* આ વિષય છપાતી વેળાએ "જૈન સાહિત્ય"ને મુંબઇ યુનિવર્સીટીએ ન્યાય આપી દાખલ કરવાનું કર્યું છે, એ સંતોષપ્રદ છે. હજી બે ચાર વરસ વધારે મુદત હત તો હરકત નહોતી, પણ દાખલ કર્યું એ ઘણું સારૂં થયું છે. પુસ્તકો પણ બહુ સારાં રાખ્યાં છે. હજી બે વરસની મુદત છે, તો ભવિષ્યના જૈન ગ્રેજ્યુએટોએ તે વિષયો B. A. M. A. માં લઈ તે વિષયનો સારો અભ્યાસ કરી જૈન સાહિત્યનું ગૌરવ વધારવા, પ્રસારવા અને "જૈન" શું છે એ પોતે જાણી બીજાને બતાવવા અત્યારથી તૈયાર થવું ઘટે છે. લી० મ ડી. મહેતા

હવે મુંબઇની યુનિવર્સિટી જૈન સાહિત્યને દાખલ કર્યુંજ ગઇ છે એ સંતોષકાર બિના છે. તંત્રી.

અંતરાયરૂપ થાય છે. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યને તો એ માન ગળી ગયું હતું, અને એથી તેઓ પોતાથી અગાધ શક્તિના ધણી અરિહંતને ઓળખી શકયા હતા. આવાં નિર્માનીપણાની આપણાપર અસર ખડુ થશે. **દર્શનાચારનો** વિષય પણ નિરાળો ચર્ચવા જેવો છે. બંધુઓ! દર્શનાચારનાં અંગ નિઃશંકતા આદિ શ્રીમદે આચર્યાં હતાં,–તે આપણે યથાવત્ અનુકરણ કરવાં યોગ્ય છે.

**શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનું "સાહામી વચ્છલ." સાધર્મિક વાત્સલ્ય એટલે શું?**

બંધુઓ! શ્રીમદે સ્વામીવાત્સલ્યનો પણ દૃષ્ટાંતરૂપ પ્રકાર બતાવ્યો હતો. સાહમી વચ્છલ શું? "સાહમી"–સાધર્મિક "વચ્છલ–" વાત્સલ્ય. જૈન શું કહે છે! સાધર્મી કોણ? પોતાના જેવા ધર્મવાળા. જીવ માત્ર જીવપણે કરી પોતાના ધર્મવાળા છે. અહો! તેઓ પ્રતિ વાત્સલ્ય; તેઓ પ્રતિ પ્રેમ; ખરેખર! આજ જૈન ધર્મનું વાત્સલ્ય અંગ. **मित्ति मे सव्वभूएसु.** બધા ભૂત જીવ પ્રતિ મારે મૈત્રી ભાવ એ પવિત્ર જૈનનો વાત્સલ્ય ભાવ. બંધુઓ! આ સ્વામી વાત્સલ્યનો વિષય નથી. પણ કહેવાનું તાત્પર્ય કે જીવ માત્ર પ્રતિ પ્રેમ ભાવ એ એનો પરમાર્થ. આવો **"સાહામી"** પ્રેમ, સાધર્મિક વાત્સલ્ય, જીવપણે એક ધર્મવાળા જીવ માત્ર પ્રતિ પ્રેમ!—જીવ માત્ર પ્રતિ સહોદર રૂપે મિત્ર રૂપે, વર્તે,–એ એનો હાર્દ! બંધુઓ! શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે આવું, **"સાહમી વચ્છલ"** પરિણામે કરવાનું થાય એવા સર્વ જીવ પ્રતિ દયાની નજરે જોનારા જૈન સમુદાય અર્થે સ્વામીવાત્સલ્યનો એક ચાનક આપનારો દાખલો શ્રી કુમારપાળ રાજાને આપ્યો હતો. ખરૂં સ્વામી વાત્સલ્ય તો પ્રથમ જે પરમાર્થ બતાવ્યો તેવું હોવું ઘટે છે. અને જીવ માત્ર અંગે એ પ્રમાણે વ્યવહારમાં વર્તે એમ ઇચ્છવું જોઈએ છે; જીવ માત્રની, આપણી, એનીજ ઇચ્છા હો; શક્તિ હો. વારૂ, પણ એટલી શક્તિ ન વર્ત્તતી હોય તો, જે સમુદાયથી એ વાત્સલ્ય સિધ્ધ થઇ શકે એમ હોય, તે સમુદાયમાં યથાશક્તિ વાત્સલ્ય કરવું ઘટે. Charity begins at home. સખાવતની શરૂઆત ઘરને આંગણેથી થાય છે. ખુદ જૈનિયોની સાર સંભાળ કરવામાં આવી હશે તો તેઓ પછી યથાશક્તિ બધાંની કરી શકશે, બધાંની સાર સંભાળ કરવા યોગ્ય શક્તિ તો કેવળ ઇષ્ટ છે; પણ તેમ ન હોય તો જેટલી શક્તિ હોય તે પ્રમાણે પરિણામ વિચારી, લાભ–હાનિ વિચારી, વણિગ્ બુદ્ધિ ગ્રહી, બધાંની સાર સંભાળ જે દ્વારા થઈ શકે એ દ્વારને પોષવાની આવશ્યકતા છે, શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય એ દ્વાર રૂપી જૈનીયોની સાર સંભાળ અર્થે એક અચુક પુરાવો પુરો પાડયો છે. એક વખત પોતે કોઇ ભક્ત ગ્રહસ્થ પાસેથી જાડી કામળ વ્હોરી લાવ્યા હતા, તે કામળ ઓઢી સમયના જાણ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય ઉપદેશ આપતા હતા. શ્રી કુમારપાળ રાજા ત્યા હાજર હતા. પોતાના ઉપદેષ્ટા ગુરૂ, પોતે તેનો આવો શ્રીમંત શિષ્ય છતાં, આવો સાદો કામળ ઓઢે, એ પોતાને હીણપત રૂપ છે, એમ ધારી શ્રી કુમારપાળે શ્રીમદ્‌ને પુછ્યું, કૃપાનાથ! આપ આવો કામળ ઓઢો છો, એ મને, આપના શિષ્યને, હીણું લગાડવા રૂપ છે. શ્રીમદે પ્રત્યુત્તર આપ્યું, રાજન્! અમે તો ઘરબાર ત્યાગી દીધેલ છે, સારી નરમી વસ્તુ પ્રતિ અમને મૂર્ચ્છા નથી. ઉંચી નીચી વસ્તુ સાથે અમને અપેક્ષા નથી. અમને કામળનો ખપ હતો, તારા ધર્મબંધુ અમુક સામાન્ય સ્થિતિના ગૃહસ્થને ભક્તિ સ્ફુરી; અમને પોતાની શક્તિ અનુસાર આ કામળ વ્હોરાવ્યો, એમાં તમને હીણપત શાની? હીણપત તો તમારે એ ગણવાની

**શ્રી કુમારપાળને મળેલો બોધ. ધર્મબંધુઓનું દારિદ્રય ટાળ્યું. ધર્મ-પ્રભાવના.**

છે, કે તમે આવા શ્રીમાન્ રાજા ધર્મબંધુ છતાં, તમારા ધર્મબંધુઓ કોઇ નિર્ધનતામાં, કોઈ અન્ય પ્રકારે રીબાય, દુઃખી થાય! તમારે એ હીણપત ટાળવું હોય, તો તમારા ધર્મબંધુઓની સાર સંભાળ કરો. શ્રીમદ્‌નાં આ વચનોની જાદુઇ અસર શ્રી કુમારપાળ રાજા ઉપર થઇ. અને પોતાના અનેક

ધર્મબંધુઓનું દારિદ્રય ટાળ્યું, શ્રી **કુમારપાળનાં ચરિત્ર** ઉપરથી આ પ્રતીત થાય છે. આવું વાત્સલ્ય શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે દાખવ્યું હતું. એ પ્રભાવક પુરૂષે ધર્મનો પ્રભાવ પણ આવા પ્રકારે પ્રવર્તાવ્યો હતો. ધર્મમાંથી પડતાને કોઈને ઉપદેશથી, કોઈને તે ધર્મમાંથી પડતો અટકે એવી બીજી સહાયથી, પડતા અટકાવી સ્થિર કરી સ્થિરીકરણ અંગ સાચવ્યું હતું. આવા વીતરાગ દર્શનની શુદ્ધિ કરનાર-આચરનાર-બોધનાર શ્રીમદ્ હેમચંદ્રાચાર્યને નમસ્કાર હો!

**શ્રીમદ્‌ની આલોચના.**

બંધુઓ! આ પ્રકારે શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય સંબંધી થોડા ગુણોનો ઉહાપોહ કર્યો. હવે એક વધારે ગુણ પર દૃષ્ટિપાત કરી આ વિષયને ઉપસંહરિશ. શ્રીમદ્ એક પરમ વિદ્યામંત્ર સાધક હતા, એતો નિઃસંશય છે. કહેવાય છે, કે શ્રીમદ્‌ની હયાતીની પછી યોગ્ય પાત્ર ન હોવાથી એ વિદ્યા-લબ્ધિ આદિ પરંપરાથી તૂટી ગઇ. છુટાછવાયા કોઇ એવા વિદ્યાસંપન્ન-જીવો સ્વાત્મબળે, નૈસર્ગિકપણે, વિદ્યા પ્રાપ્ત કરતા,-કરે; પણ પરંપરા-પૂર્વક, ગુરૂપર્વક્રમથી ચાલી આવતી વિદ્યાઓ તો વિચ્છિન્નપ્રાય થઈ. શ્રીમદ્‌ને એકવાર કુમારપાળ રાજાને ચમત્કાર દેખાડવાનો પ્રસંગ આવ્યો હતો. પાટણમાં કોઈ બ્રાહ્મણ આવેલ; તે વિદ્યાનિષ્પન્ન હતો; પણ બહુ અહંકારી હતો. શ્રીમાન્ કુમાળપાળ રાજા શ્રીમદ્ હેમચંદ્રાચાર્યને આધીન થતા દેખી એ બ્રાહ્મણને બહુ ઈર્ષ્યા-ખેદ ઉપજ્યાં. પોતે વિદ્યાબળે કુમારપાળને પુનઃ બ્રાહ્મણધર્મમાં આણે તો ઠીક એવી ઇચ્છા રાખતો હતો. એનું શરીર બહુ સ્થૂલ હતું; છતાં કેળના ડાંડાની પાલખીમાં, કાચા તાંતણે બાંધેલી પાલખીમાં, બહુ કિશોર વયના ચાર છોકરાએ ઉપાડેલી પાલખીમાં, પાછળ પુસ્તકોની પોઠો રાખી-એ બ્રાહ્મણે પાટણમાં પ્રવેશ કર્યો. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના બોધથી સુવાસિત શ્રાદ્ધવર્ગને તો આથી વ્યામોહ ન થયો; પણ બીજા આત્માની શક્તિથી અનભિજ્ઞ જીવો ચમત્કાર પામે તેમાં શું નવાઇ? એ બ્રાહ્મણે એકાદ પ્રસંગ જોઇ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય બહાર પધારેલા જોઇ, શ્રી કુમારપાળ રાજાને સંશયમાં નાખવા આરંભ કર્યો, વિદ્યાબળે ઇંદ્રજાળ વિકુર્વ્યું; તેમાં કુમારપાળને એમ દેખાડયું, કે તેના ઘણા વંશના વડિલો રડે છે; આક્રંદ કરે છે, નરકયાતના ભોગવી રહ્યા છે, અને કુમારપાળને ગાળો-શાપ દેતા .ઓલંભો દે છે, કે હે! કુમાળપાળ, તેં જ્યારથી આ શિવમાર્ગ છોડી જૈનમાર્ગ અંગીકાર કર્યો છે, ત્યારથી અમારી આવી અધોગતિ થઈ છે. શ્રી કુમારપાળ રાજાને તો શ્રીમદ્ હેમચંદ્ર પ્રભુ અતિ અનન્ય ભક્તિ વસેલી હતી. તેથી તેઓ ભોળવાયા નહિં, પણ શ્રીમદ્ હેમચંદ્રપ્રભુનો પુનઃ યોગ પામતાં એ સંબંધી વાત તેમને કહી બતાવી તેનો પરમાર્થ પુછ્યો. શ્રીમદે કહ્યું, હે! રાજન્! તમે કેમ આ મોહ પામો છો? તમોને બીજો ચમત્કાર દેખાડીએ? એમ કહી પોતે સાત બાજોઠ ઉપરાઉપર મંડાવી તે ઉપર ટોચે પોતે બિરાજ્યાં અને પછી બધા બાજોઠ કઢાવી લઈ પોતે અંતરિક્ષમાં અધર બિરાજ્યા હોય એમ દેખાડયું. તેમજ ચોવીશ તીર્થંકર ભગવાનનાં બિંબ પાસે જાણે શ્રી કુમારપાળનાં પૂર્વજો હર્ષપૂર્વક ભક્તિ કરે છે; અને રાજેંદ્ર કુમારપાળને આશિષ આપે છે, કે હે! ભાઈ, તેં અમારૂં કુળ અજવાળ્યું, ધન્ય છે તને; અમારી બધાંની તેં સદ્‌ગતિ કરાવી; જ્યારથી તેં શ્રી જૈન ધર્મ અંગીકાર કર્યો છે, ત્યારથી અમારો નર્કમાંથી છુટકારો થયો છે. ઇત્યાદિ પ્રકારે ચમત્કાર શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે શ્રી કુમારપાળને બતાવ્યા. અને છેવટે પુછ્યું કે, રાજન્! આમાંથી શું સાચું? પહેલો ચમત્કાર કે આ? રાજેંદ્ર! આમાં કાંઈ મોહ પામવા જેવું કે વિકલ્પવશ થવા જેવું નથી. આ બધી ઈંદ્રજાળની રચના છે. ઇંદ્રજાળથી તેના સાધક કંઈ કંઇ ચમત્કાર બતાવી મુગ્ધ જીવોને ભરમાવે છે. સુવિચિક્ષણ જીવો પણ એમાં ફસાતા નથી. તમને દર્શનાચારનું "અમૂઢ દૃષ્ટિ" અંગ બરાબર ધ્યાનમાં હશે. તમને દર્શનાચારનું "નિઃશંકતા" અંગ પણ

**ઇંદ્રજાળીઓ સંન્યાસી; ઇંદ્રજાળનાં કૌતક; શ્રી કુમારપાળની અચળ શ્રદ્ધા; પરમાર્થ.**

**અમૂઢ દૃષ્ટિ અંગ.**

ધ્યાનમાં હશે. સર્વજ્ઞ વીતરાગ અરિહંતથી કોઈ ઉત્કૃષ્ટ નથી. આ જે ચમત્કારો તમે જોયા તેથી દેવતત્વમાં પણ ભુલાવો ખાવો યોગ્ય નથી. પૂર્વે થઈ ગયેલા એક પરમ ધુરંધર આચાર્ય શ્રી સંમતભદ્રસૂરિ ભગવાનની સ્તુતિ કરતાં પ્રકાશે છે કેઃ—

" देवागमनभोयानचामरादिविभूतयः
मायाविष्वपि दृश्यंते नातस्त्वमसि नो महानः"

**શ્રી સંમતભદ્રસૂરિ; તીર્થંકરનું મહત્વ વધારે શાથી? બાહ્યવિભૂતિથી કે અંતર્ વિભૂતિ આપ્તપણાથી?**

શું કહ્યું?—હે! નાથ! દેવતાઓનું આગમન, ચામરાદિનું વિંઝાવું, એ વગેરે વિભૂતિઓ તો ઈંદ્રજાળીયા, માયા તંત્રીઓ પણ બતાવી શકે છે, તેનામાં પણ દેખાય છે; એટલે આપનામાં એ વિભૂતિ છે તેથી આપ અમારે મન મ્હોટા છો, એમ નથી. તાત્પર્ય કે આપના સર્વજ્ઞપણાને લઇને, આપના નિરાગીપણાને લઇને, આપના આપ્તપણાને લઇને આપને અમે પૂજિએ છીએ. રાજેંદ્ર! શ્રી સંમતભદ્રાચાર્યની આ સ્તુતિ બહુ મનનીય છે. માયાવિયોગના ફંદમાં ફસાવા જેવું નથી. સુજ્ઞ વિચિક્ષણ જીવોએ પરમ કૃપાળુ વીતરાગ સર્વજ્ઞ અરિહંત ભણીજ દૃષ્ટિ રાખવી ઘટે. અન્ય વિદ્યા આદિના ચમત્કારમાં મૂર્છિત થવું, મુગ્ધ થવું ન ઘટે. એ સ્વાત્મસિદ્ધિ પામેલા પરમાત્માઓની વ્યક્ત શક્તિ એટલી બધી અદ્ભુત હતી, કે લોકનો અલોક અને અલોકનો લોક કરી શકે; પણ એમ કરવાનું કાંઇ કારણ? આત્માની શક્તિ આત્મામાંજ છે, બહાર નથી. બહાર દેખાતા ચમત્કારો એ શક્તિનાજ કણ છે. ઇત્યાદિ પ્રકારે બહુ રૂડી રીતે શ્રી કુમારપાળ રાજાને શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે પ્રતિબોધ્યા હતા. એક વખત શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે પોતાના ગુરૂ શ્રીમદ્ દેવચંદ્રસૂરિને શ્રી કુમારપાળ રાજાને સુવર્ણસિધ્ધિ આપવા વિનંતિ કરી. વિનંતિ કરતાં

**સોના સિદ્ધિ અને પ્રાયશ્ચિત**

કહ્યું, કે કૃપાનાથ! આ રાજાને સુવર્ણસિધ્ધિ આપો, તો તેથી એ ઘણાને કલ્યાણનાં કારણિક થશે. શ્રી દેવચંદ્રસૂરિએ કહ્યું, ભો! હેમચંદ્ર! તમે કેમ તમારા ધર્મથી ચ્યુત થાઓ છો? શ્રમણ ધર્મને એવો વ્યવહાર કલ્પે? તમારા આવાં વિકલ્પવિજ્ઞાપન અર્થે તમારે પ્રાયશ્ચિત લેવું પડશે. સદ્દગુરૂ પ્રતિ અનન્ય ભક્તિવાળા, આત્મહિતના અપેક્ષી શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે સદ્દગુરૂનું વચન તહત્ કર્યું, માથે ચડાવ્યું; સમ્યગ્આલોચના પૂર્વક પ્રાયશ્ચિત્ત લીધું, ધન્ય છે શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની નિર્માનતાને; તેઓની સરળતાને; તેઓની ગુરૂભક્તિને; અગાધ શક્તિના ધણી છતાં ભુલ થએ તે કબુલ કરવી, તેના અર્થે પ્રાયશ્ચિત્ત કરવું, એ બંધુઓ! આ કાળના અલ્પ શક્તિવાળા, પણ અનલ્પ ગર્વવાળા ભુલ થયે પોતાની ભુલને કબુલ નહિં કરતાં, તેનો ઢાંક પીછોડો કરનારા, તે છુપાવવા બીજી અનેક ભુલો કરનારા પામર જીવોએ બહુ ગોર કરવા, મનન કરવા જેવું છે. બંધુઓ! ભુલ એ શલ્ય છે. તેમાં પણ આત્માર્થી જીવોને તો એ શલ્ય ક્ષણે ક્ષણે સાલે છે. વેદાય છે; બીજાઓ તો કદાચ સંમુર્છિમ પેરે એ ભોકાતાં છતાં જાણી શકતા નથી. પણ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જેવાને તો એ વેદાયજ; અને એ શલ્ય નીકળી જાય ત્યારેજ કળ વળે.

**ભુલ એ શલ્ય; નિશલ્યઆલોચનાથી નિવારો. લક્ષ્મણા સાધ્વીનો પ્રબંધ.**

માયા, નિદાન, મિથ્યાત્વ એ ત્રણ શલ્ય છે, તે જ્યાં સુધી અંતરમાં રહે, ત્યાં સુધી જીવ સિદ્ધિ ન પામે. લક્ષ્મણા સાધ્વીએ સ્વદોષરૂપ શલ્ય કાઢી નહોતો નાંખ્યો, એથી બીજો અનેક તપશ્ચર્યાદિ સાધનો સેવ્યાં છતાં, તેઓની સિદ્ધિ ન થયાની વાત શ્રી શ્રાદ્ધવિધિ આદિ સત્શાસ્ત્રમાં સુવિદિત છે. બંધુઓ! શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે સમ્યક્ પ્રકારે આલોચનાપૂર્વક પ્રાયશ્ચિત્ત કરી એવા ભુલ-દોષ-શલ્યને નિવાર્યું. આપણે બધાંએ, આપણા શ્રાદ્ધ વર્ગે, આપણા શ્રમણ વર્ગે, આ અવશ્ય ધ્યાનમાં લેવા જેવું છે. બીજે પણ એવો એક પ્રસંગ બન્યો હતો, અને તે વખતે પણ તેઓએ તથાપ્રકારે આલોચના પૂર્વક પ્રાયશ્ચિત્ત લીધું હતું. રાસમાળા, શ્રી કુમારપાળ ચરિત્ર આદિથી પ્રાપ્ત થતી આ વાત છે, કે એક વખત અમાવાસ્યાને દિવસે શ્રીમદ્દના કોઇ શિ-

બ્યને બહાર કોઇએ આજે શી તિથિ છે, એ પ્રશ્ન કર્યું, તેના પ્રત્યુત્તરમાં ભુલથી શિષ્યથી પૂર્ણિમા કહેવાઇ ગઇ. ઉપાશ્રયે આવતાં પોતાની ભુલ યાદ આવી અને શ્રીમદ્‌ને નિવેદન કરી. બહાર એમ બન્યું કે પોતે ભુલથી કહેલી તિથિ માટે જૈનના વિરોધીઓ હાસ્ય કરવા લાગ્યા. શ્રી કુમારપાળ રાજાએ શ્રીમદ્‌ સમીપે આવી પુછ્યું, સાહેબ! આજ ખરી તિથિ કઇ છે? શ્રીમદે કહ્યું જે હશે, તે રાત્રે ખબર પડશે. શ્રીમદે દેવીનું આરાધન સમ્યક્ પ્રકારે કર્યું, કે તે દેવીએ કહ્યું આજે રાત્રે બાર યોજનામાં ફરતો ચંદ્ર દેખાશે. રાત્રિએ જૈનનું હાસ્ય કરનારા વિરોધિઓ ચુપ થઇ ગયા.

**અમાસની ચાંદ-રાત અને પુનમીયા માસની ઉત્પત્તિ.**

શ્રીમદ્‌નું આ કૃત્ય ગમે તે હેતુને અવલંબી થયેલ હોય, ગમે તો શાસનનો મહીમા જાળવવા કે ગમે તો તેના વિરોધિયોને કજેબજે શાસન આપવા, પરાસ્ત કરવા, સારા હીણા ગમે તે હેતુએ થયું હોય, પણ તેનું તેઓએ આલોચનાપૂર્વક પ્રાયશ્ચિત્ત કર્યું છે. પુનમીયા મહીનાની શરૂઆત અહિંથી થઇ કહેવાય છે. શ્રીમદ્‌ના આલોચનાના સ્વદોષ જાણી ટાળવાના આ પ્રકારો આપણે લક્ષમાં રાખી અનુસરવા યોગ્ય છે. શાસનના હિતનાં કારણે શ્રીમદ્‌ને આવી અનેક યુક્તિ પ્રયુક્તિયો કરવી પડી હતી. તેમાં તેઓનો આશય એકાંત હિતરૂપજ હતો, એ તો નિઃસંશય છે. આ તો વાત ચોક્સ છે, કે બ્રાહ્મણોનો ઇર્ષ્યાઅગ્નિ, શ્રીમદ્‌ હેમચંદ્રાચાર્ય જેવા કુશળ શાંતિ કરનાર પાસે નહત તો, શ્રી જૈન શાસનને અનેક પ્રકારે બાળી નાખત. શ્રી સિદ્ધરાજના વખતમાં શ્રીમદે એક અદ્‌ભુત વ્યાકરણ રચ્યું. સિદ્ધરાજ બહુ પ્રસન્ન થયા, પણ તેણે બ્રાહ્મણોને પુછ્યું કે આ કેવો ગ્રંથ છે? ઇર્ષ્યાળુ બ્રાહ્મણો શ્રીમદ્‌નો ઉત્કર્ષ ન ખમી શક્યા. બ્રાહ્મણોએ કહ્યું આને તો નદીમાં બોળો અને સલામત રહે તો એ સાચું; સિદ્ધરાજ વિચક્ષણ હતા. એને તો બ્રાહ્મણોની ઇર્ષ્યાનું ભાન થયું; અને હવે એ પ્રયોગને વારત; પણ શ્રીમદે કહ્યું, ભલે ખુશીથી એને પાણીમાં બોળો; પાણીમાં બોળતાં એ સલામત રહ્યું.

**બ્રાહ્મણોની ઈર્ષ્યા અને સિદ્ધહેમ વ્યાકરણ.**

આમાં શ્રીમદ્‌ની શક્તિનો પ્રભાવ હતો, પણ કહેવાનું એ કે બ્રાહ્મણ આદિ વિરોધિઓના સમીપે શ્રીમદ્‌ને કળથી કામ લેવું પડયું હતું. સર્વ નીતિના જાણ શ્રીમદ્‌ને એ છાજતું હતું. શ્રી સોમનાથ પાટણ તરફ શ્રીમદ્‌ વિહાર કરતાં પધાર્યા હતા. શ્રી કુમારપાળ અગાઉથી ગયા હતા. ત્યાં શ્રી કુમારપાળને બ્રાહ્મણોએ અગાઉથી ભંભેર્યા કે શ્રી હેમચંદ્રાચાર્ય આપણા મહાદેવને નમશે નહિ. શ્રી કુમારપાળને હજી શ્રીમદ્‌નો પ્રતિબોધ સર્વવ્યાપી થયો નહોતો. પણ સમયના જાણ સુવિક્ષણ (સમયજ્ઞ) શ્રીમદે મહાદેવની મૂર્ત્તિ પાસે જઇ સાષ્ટાંગ નમસ્કાર કરી સ્તુતિ કરી કેઃ—

**भवबीजांकुरजनना रागाद्याः**
**क्षयमुपागता यस्य।**
**ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥**

બ્રહ્મા હો, વિષ્ણું હો, (હરશંકર મહાદેવ) હો, કે જિન હો, ગમે તે હો, પણ જો ભવ-સંસારના બીજનાં અંકુરાનાં કારણરૂપ જે રાગાદિ તે તેના નાશ થયા હોય,-અર્થાત્ જે વીતરાગ નિરાગી હોય તેને નમસ્કાર હો. આ સાથે મહાદેવ કેવા હોય,-વર્ણનાત્મક સ્તુતિ **મહાદેવાષ્ટક** નામે કરી. સમય સારીપણાને લઇ શ્રીમદ્‌ પર શ્રી કુમારપાળને બહુ આસ્થા બેઠી. ગૃહસ્થો!

**हस्तिना ताड्यमानोपि न प्रविशेत् जिनमंदिरं।**

ભલે હાથી મારતો હોય પણ પાસે જિન મંદિર હોય તોપણ ત્યાં રક્ષા અર્થે પ્રવેશ ન કરવોઃ આવો તીવ્ર વૈરભાવ, વિરોધ જે કાળે જૈન પ્રતિ અન્ય જીવોને વર્તતો હોય તે વેળા શ્રીમદ્‌ના જેવું આચરણ અતિ આવશ્યક છે. શ્રીમદે જૈનના એક અપ્રતિમ હીમાયતી (Pioneer)નું કામ કર્યું છે. શ્રીમદ્‌ હેમચંદ્રાચાર્યને નમસ્કાર હો!

બંધુઓ! આપને બહુ ખોટી કરી છે. શ્રીમદ્‌ના બ્રહ્મચર્ય, નિષ્પૃહ વૃત્તિ, નિષ્પક્ષપાતપણું, સરળતા,

**ઉપસંહાર.** ગુરૂ ભક્તિ, સાહામી વાત્સલ્ય, દૃઢસમ્યકત્વ, સમયસૂચકતા આદિ ગુણો આપણે અત્યંત ભક્તિ ભાવે વિચારવા-ગોર કરવા યોગ્ય છે. દરેક દર્શનનાં સિદ્ધાંતો કરતાં, તે દર્શનના ઉપાસકોનાં સદ્દવર્ત્તનની, આચરણાની સામાન્ય જીવોપર બહુ સારી અસર થાય છે. પવિત્ર જૈન દર્શન અતિ અદ્દભુત છે. એનાં સિદ્ધાંતો શ્રી સર્વજ્ઞ વિતરાગ કથિત અદ્દભુત છે. એવા અપ્રતિમ સિદ્ધાંતો છતાં આપણે એવા અપ્રતિમ સિદ્ધાંતો પ્રતિ જૈન સમૂહને રૂચિ આપણા વર્તનથીજ કરાવી શકિયે. મ્હોટો ભાગ સિદ્ધાંત અવગાહવા નથી જતો એતો આપણાં બાહ્ય વર્તનથી આપણા આવા ધર્મની તુલના કરે છે. આટલું વિચારી સારી રસ્તે ચાલવું, સમય ઓળખવો એમ શ્રીમદ્દનો આજનો વિષય આપણને શિખવે છે. બંધુઓ! હેય તેમ ઉપાદેય,–જાણવા યોગ્ય જાણવું. આદરવા યોગ આદરવું, છોડવા યોગ્ય છાંડવું, સારાસાર વિચારી, સાર ગ્રહવું અસાર ત્યજવું એ વિવેક ધર્મ સંબંધી ઇસારો કરી હું બેશી જવા રજા લઉં છું.

ૐ શાંતિઃ

---

# પૃથ્વીચન્દ્રચરિત્રનું ગુજરાતી સાહિત્યમાં સ્થાન.

લેખકઃ—રા. પ્રહલ્હાદ ચન્દ્રશેખર દીવાનજી. એમ. એ. એલ એલ. એમ.

[ નડીઆદ નવમી ગૂજરાતી સાહિત્ય પરિષદમાં વંચાયેલો નિબંધ. ]

**ગાયકવાડ પૌર્વાત્ય ગ્રન્થમાલા અને તેનો તેરમો મણકો.** વડોદરા રાજ્ય તરફથી લગભગ ૧૭–૧૮ વર્ષથી ગાયકવાડ પૌર્વાત્ય ગ્રન્થમાળામાં આપણી મધ્યકાલીન સંસ્કૃતિ ઉપર મહત્ત્વનો પ્રકાશ પાડે એવાં પુસ્તકો અવારનવાર પ્રસિદ્ધ થયાં કરે છે, તેમાંનો તેરમો મણકો તે સ્વ. ચીમનલાલ દલાલે સંશોધન કરીને તૈયાર કરેલો અને ઇ. સ. ૧૯૨૦ માં પ્રસિદ્ધિમાં આણેલો 'પ્રાચીન ગૂર્જર કાવ્ય-સંગ્રહ' છે. તેમાં જુની ગુજરાતી ભાષા જેને ડૉ. ટેસીટોરી 'જુની પાશ્ચાત્ય રાજસ્થાની' ભાષા કહે છે તેમાં લખેલાં ૧૪ કાવ્યો છે, અને જો કે એનું નામ 'કાવ્યસંગ્રહ' રાખવામાં આવેલું છે છતાં એમાં ૭ ગદ્ય લેખો અને ૧૦ પરિશિષ્ટોગાં પ્રશસ્તિઓ છે. સંશોધક મહાશયનો મૂળ વિચાર એવો હતો કે એ સંગ્રહોને એક વિદ્દત્તાપૂર્વક લખેલા ઉપોદ્દઘાત સાથે પ્રસિદ્ધ કરવા પરંતુ તેમના અકાળ-મૃત્યુને લીધે એ લેખોમાંના ઘણાના કાળ નિર્ણયનું કામજ અધુરૂં રહ્યું તો ઉપોદ્દઘાત તો લખાયજ શેનો? સંસ્કૃત પુસ્તકાલયના એમના પછીના અધ્યક્ષે રા. રા. કેશવલાલ ધ્રુવ જેવા પ્રાચીન ગુજરાતીના અભ્યાસી પાસે તે લખાવી લેવાનો પ્રયાસ કીધો હતો પરંતુ તે સફળ થયેલો નહીં એમ એ સંગ્રહની પ્રસ્તાવના ઉપરથી જણાય છે. તેથી છેવટે જેવી સ્થિતિમાં એ સંગ્રહ મળી આવ્યો તેવી સ્થિતિમાં એમણે તેને ઈ. સ. ૧૯૨૦ માં છપાવી નાંખીને પ્રસિદ્ધિમા મુક્યો હતો તેથી તેમાંના ઘણાખરા લેખોના રચનાકાળ તેમાં આપેલા નથી પરંતુ કેટલાકના આપેલા છે તે નીચે મુજબ છે:—

**તેમાંથી પૃથ્વીચન્દ્ર ચરિત્ર નિબંધ માટે પસંદ કરવાનું કારણ.** आराधना (સં. ૧૩૩૦), अतिचार (૧) (સં. ૧૩૪૦), सर्वतीर्थनमस्कारस्तवन (સં. ૧૩૫૮), अतिचार (૨) (સં. ૧૩૬૯) અને પૃથ્વીચન્દ્રચરિત્ર (સં. ૧૪૭૮).

જો કે એ સંગ્રહમાંના બધા લેખો લખવાનો ઉદ્દેશ દેખીતી રીતે જૈનધર્મનો બોધ કરવાનો છે તોપણ છેલ્લા લેખમાં વિશિષ્ટતા એ છે કે એના રચનારનો ઉદ્દેશ તે કરવા ઉપરાંત એક ઉંચી પંક્તિની સાહિત્યકૃતિ તૈયાર કરવાનો પણ હોય એવું લાગે છે. વળી તે આખા સંગ્રહમાં મોટામાં મોટો લેખ છે, તે ૯૩ થી ૧૩૦ પાના સુધીના વિસ્તારવાળો છે. તે વાં-

આથી તત્કાલીન ઐતિહાસિક, ભૌગોલિક, ધાર્મિક અને સામાજીક સ્થિતિનો ચિતાર કેટલેક અંશે ખડો થાય છે, એટલુંજ નહિ પરંતુ ઇ. સ. ના પંદરમા સૈકાની શરૂઆતમાં પ્રચલિત ગુજરાતી ભાષા વિષે તેમાંથી બહુ સારો ખ્યાલ આવી શકે છે માટે તે આ નિબન્ધ માટે પસંદ કરવામાં આવ્યો છે.

**ચરિત્રનો સાર.** એ ચરિત્રમાંની કથા એવી છે કે મરહટ્ટદેશ (મહારાષ્ટ્ર)માં પહુઠાણપુર પાટણ (પૈઠણ) નામનું નગર હતું. ત્યાં પૃથ્વીચન્દ્ર નામે એક પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો. તેને એક રાત્રે સ્વપ્ન આવ્યું. તેમાં તેને એક દેવીનાં દર્શન થયાં અને તેણે એના કંઠમાં એક વરમાળ આરોપી. તે એના કંઠમાં પડી એટલે એકદમ તે જાગી ઉઠયો.

પ્રાતઃકાળનું નિત્યકર્મ આટોપીને તે નિત્યનિયમ પ્રમાણે રાજ્યસભામાં બેઠો હતો પરંતુ તેના મનમાં રાત્રીના સ્વપ્નનો શો અર્થ હશે તેના વિચાર આવ્યાં કરતા હતા. થોડીકવારે પહેરેગીરે નિવેદન કર્યું કે કોસલદેશના રાજા તરફનો એક દૂત આવ્યો છે અને તે આપને મળવા માગે છે, તેને તેણે અંદર મોકલવાનું કહ્યું અને ખબર અંતર પુછ્યા પછી તેને આવવાનું પ્રયોજન પુછ્યું એટલે તેણે નીચે પ્રમાણે હકીકત કહીઃ–કોસલ દેશમાં અયોધ્યાનગરી છે ત્યાં શ્રી સોમદેવ નામે મહાપ્રતાપી રાજા રાજ્ય કરે છે. તેને કમલલોચના નામની એક પવિત્ર રાણી છે અને રત્નમંજરી નામે એક કન્યારત્ન છે. તે બોત્તેર કળામાં પ્રવીણ છે અને અતિરૂપવતી છે. તે રાજા આસો સુદ ૫ ને દિવસે એક સરોવરની પાળ ઉપર હવા ખાતો બેઠો હતો. ત્યાં ૧૮ પુરાણો અને ૧૮ સ્મૃત્તિઓમાં પારંગત બ્રાહ્મણો એકત્ર થયા હતા. ત્યાં રાજકુમારી રત્નમંજરી કૌતક જોવા આવી. તેને રાજાએ ઉંચકીને પોતાના ઉત્સંગ ઉપર બેસાડી. એટલામાં એક હંસ ઉડતો ઉડતો આવ્યો અને રાજાના હાથ ઉપર બેઠો. તે પક્ષીને જોઈ ને રાજકન્યાને તેને પોતાના હાથમાં લેવાનું કૌતક થઈ આવ્યું અને પોતાના પિતા પાસે તેની માંગણી કીધી. પિતાએ તેને તેના હાથમાં આપ્યું અને તેને કુમારી નિહાળીને જોય છે એટલામાં તે હંસે પાંખો પ્રસારી અને કુમારીને તેમાં ઘાલીને ઉડી ગયો. આ ચમત્કાર જોઇને સૌ અચંબો પામ્યા અને ગભરાટમાં પડયા. પછી તે પક્ષી જે દિશાએ ઉડી ગયું હતું તે દિશામાં રાજાએ માણસો મોકલ્યાં. તેમણે પક્ષીને લલચાવીને નીચે ઉતારવાના અનેક પ્રયત્નો આદર્યા પણ તે સર્વે નિષ્ફળ ગયા અને આખરે તે પક્ષી સરોવરમાંના એક કમળમાં ભરાઈ ગયું. તારાઓ સરોવરમાં પડયા પણ હંસ હાથ લાગ્યો નહીં તેથી તે નિરાશ થઇને પાછા આવ્યા. પછી શોકાતુર મુદ્રાએ રાજા અન્તઃપુરમાં ગયો. રાણીએ તે વાત જાણી એટલે તેને મૂર્છા આવી. રાજાએ તેને વાળવાના અનેક ઉપાયો કીધા અને કાંઇક સમય વીત્યા બાદ તે વળી અને રાણી પાછી સાવધ થઈ. પછી પુત્રીના શોકમાં ને શોકમાં તે યુગલે છ માસ વીતાડયા એટલે વસંતરૂતુ બેઠી. તે રૂતુમાં એક દિવસે રાજા ફરી પાછો તે સરોવર ઉપર આવ્યો એટલે તેને કુંવરી સાંભરી આવી. તે ત્યાં વિચાર કરતો બેઠો હતો એટલામાં એક પુરૂષે આવીને તેને એક કમળ આપ્યું. રાજાએ તેને હાથમાં લીધું એટલે તેમાંથી કુંવરી નીકળી અને રાજાના આનન્દ અને આશ્ચર્યનો પાર રહ્યો નહીં. રાણીને તે વાતની ખબર કરતાં તે પણ આવી પહોંચી અને માતાપિતાએ પ્રિય પુત્રીને આલિંગનો દીધાં. પછી બેઠો બેઠો રાજા કુંવરીનું સૌંદર્ય જોઇને વિચારમાં પડયો હતો તેવામાં એક આકાશવાણી થઈ કે એ કુંવરી હવે પરણાવવાને લાયક થઈ છે અને તેના સૌન્દર્યને અને ચાતુર્યને યોગ્ય એવો એક પતિ તૈયાર છે માટે તું તજવીજ કર. તે ઉપરથી રાજાએ પોતાના મન્ત્રીને બોલાવ્યો અને તેને સ્વયંવર રચવાની આજ્ઞા કીધી. મન્ત્રીએ નગરમાં જે તૈયારીઓ કરવાની તે કરવા માંડી અને દેશપરદેશના રાજાઓને આમંત્રણ મોકલ્યાં તેમાં આપને આમંત્રણ આપવા મને મોકલ્યો છે તેથી હું અત્ર આવ્યો છું માટે આપ ત્યાં પધારીને શ્રી સોમદેવના આનન્દમાં વધારો કરો.

આ સાંભળીને રાજા પૃથ્વીચન્દ્રે સ્વયંવરમાં જવાની તૈયારી કરવાની આજ્ઞા આપી. તૈયારી પૂરી

રોમાંચ ખડાં થયાં અને તેણે આવેશમાં આવી જઇને પોતાના હાથમાંની વરમાળ તે રાજાના કંઠમાં આરોપી દીધી.

ત્યાં એકઠા થયલા રાજાઓમાં જે ધૂમકેતુ નામે હતો તે ધૂમકેતુ દેવ જે ૮૮ ગ્રહમાંનો એક ગ્રહ છે તેનો સાધક હતો. જેવી કુંવરીએ રાજા પૃથ્વીચન્દ્રના કંઠમાં વરમાળ આરોપી તેવી તેને રીસ ચઢી, અને તેણે પોતાના ઇષ્ટદેવનો મન્ત્ર સંભાર્યો. તે મન્ત્ર એવો હતો કે તેથી માણસ જે ધારે તે કરી શકે. તેથી તેને સંભારીને ધૂમકેતુએ પોતાનું ખડ્ગ ઉછાળ્યું એટલે તે ખડ્ગ મટીને તેનો વેતાલ બની ગયો. તે વેતાલ નવતાલ ઉંચો હતો, તેના કંઠમાં રૂંઢમાળ હતી, હાથમાં કપાલ હતું, તેને શરીરે વિભૂતિ ચોળેલી હતી અને તેનો દેખાવ યમદૂત જેવો ભયંકર હતો. તેને જોઈને ત્યાં મળેલાં સર્વ માણસો ભયભીત થઈ ગયાં અને ગભરાટમાં પડયાં. એટલે ધૂમકેતુએ ઉડીને રાજકન્યાને ઉઠાવી લીધી અને પોતાના રથમાં બેસાડવા લઈ ગયો તેની પછવાડે ત્યાં જે રાયરાણાઓ બેઠા હતા તે ધસવા લાગ્યા. એટલે વેતાલ હતો તેણે ગાઢ અંધકાર પ્રસરાવ્યો. એ ગર્ભવાસના જેવો અંધકાર દિવસના બે પ્રહર અને રાત્રીના ચાર પ્રહર સુધી રહ્યો. તેને લીધે બધું મંડળ સ્તબ્ધ થઈ ગયું. કોઇને કાંઈ સુઝે નહીં અને તેથી બધા જડવત્ બેસી રહ્યા.

જ્યારે પ્રાતઃકાળ થયો અને સૂર્યનો પ્રકાશ પડયો ત્યારે બીજાં બધાં દેખાયાં પણ કુંવરી રત્નમંજરી દેખાય નહીં. તેના વગર સ્વયંવરમંડપ, લવણહીન રસવતી, વ્યાકરણહીન સરસ્વતી, ગન્ધરહિત ચન્દન, ઘૃતરહિત ભોજન, ખાંડરહિત પકવાન, માનરહિત દાન, લંકારહિત રાવણ, ફળરહિત વૃક્ષ, તપરહિત ભિક્ષુ, પ્રેમરહિત સંગમ, તામ્બુલરહિત ભોગ, વસ્ત્રરહિત શૃંગાર, કંકણરહિત બાહુદંડ, રાજ્યરહિત ભૂપાળ, અને પાણીરહિત સરોવર હોય તેવો દેખાવા લાગ્યો. તે જોઇને રાજા સોમદેવ, પૃથ્વીચન્દ્ર તથા અન્ય રાજાઓ બહુ દુઃખમાં પડી ગયા અને આ શું કૌતક થયું એમ વિચાર કરતા હતા એટલામાં ધરતિકમ્પ થયો. તેને લીધે સભા બધી ખળભળી ઉઠી, પૃથ્વી ફાટી અને તેમાં એક મોટું બાકું પડયું. તેમાંથી એક સિંહાસન ઉપર બેઠેલી સ્ત્રી અને તેના ઉત્સંગ ઉપર બેઠેલી રત્નમંજરી દેખાઈ, તે સ્ત્રીએ રત્નમંજરીને બે હાથવડે પકડીને સિંહાસન ઉપરથી નીચે જમીન ઉપર મુકી. તે જોઇને સૌ આશ્ચર્યચકિત નયને જોતા હતા તેવામાં તે સ્ત્રી અદૃશ્ય થઈ ગઈ અને પૃથ્વી પાછી હતી તેવી સપાટ થઈ ગઇ.

ત્યાર પછી રત્નમંજરીને મંગળસ્નાન વગેરે કરાવીને રાજા સોમદેવે પૃથ્વીચન્દ્રની સાથે તેનું પાણીગ્રહણ કરાવ્યું અને પછી તે તેને લઇને પોતાના ઉતારા ભણી ગયો. ત્યાર પછી બીજા રાજાઓ હતા તે પણ પોતપોતાના સ્થળે ગયા અને પછી પોતપોતાને ગામ ગયા.

વિવાહ થઈ ગયા પછી પણ રાજા પૃથ્વીચન્દ્ર શ્વસુરગૃહે કેટલોક વખત રહ્યો. એ દિવસે તેની સાથે રાજા સોમદેવ રાજસભામાં બેઠો હતો તેવામાં એક દૂતે આવીને ખબર આપી કે આપના ઉદ્યાનવનમાં શ્રી ધર્મનાથ તીર્થંકરદેવ પધાર્યા છે. તે **રત્નપુરના ભાનુ** નામના રાજા અને તેની **સુવ્રતા** નામની રાણીના પુત્ર થાય છે. તે સાંભળીને બન્ને રાજાઓ ઉદ્યાનમાં જવા નીકળ્યા. ત્યાં પહોંચીને તીર્થંકરદેવને પ્રણામ કરીને બેઠા. એટલે તીર્થંકરે રાજા પૃથ્વીચન્દ્રને સુકલત્ર, સુપુત્ર વગેરે કોને કહેવાં તે વિસ્તારથી સમજાવ્યું. પછી તે રાજાએ પ્રશ્ન કીધો કે હે મહારાજ! એક વનમાં, એક સંગ્રામમાં અને એક સ્વયંવરમાં એમ ત્રણ ચમત્કાર થયા હતા તેનું શું રહસ્ય છે તે સમજાતું નથી માટે તે બાબતનો મારો સંશય ટાળો.

તે ઉપરથી તીર્થંકર કહેવા લાગ્યા કે એ તારા પૂર્વજન્મના સમ્બન્ધનો અનુભવ હતો. તે એવી રીતે કે નર્મદાતીરે ભૃગુકચ્છ નામે નગર છે. તે પદ્મશ્રી નામના સરોવરથી સુશોભિત છે. ત્યાં દ્રોણ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને સાગર અને પૂરણ એ નામના બે દીકરા હતા. તેઓ નર્મદા નદીમાંથી માછલાં પકડીને મારતા હતા. તેમણે જે મચ્છાને પકડયા હતા તેમાંથી એક મચ્છ બોલી ઉઠયો કે હે દુરાચારી! તમે આ પાપ કરો છો તેથી તમને નર-

કમાં સંતાપ થશે અને તે કેમે કર્યું ટળશે નહીં. જો તમને આ બાબતની ખાત્રી ન થતી હોય તો તમારા પિતાને જઈને પુછી આવો. એ સાંભળીને કુમારો ભયભ્રાન્ત થયા. પછી તેમણે નદીને કાંઠે એક મુનીશ્વરને દીઠા એટલે હોડીમાંથી તેમને નમસ્કાર કીધા. પછી તે ઋષિએ કહ્યું કે આ મત્સ્ય પૂર્વજન્મમાં મારો એક શિષ્ય હતો. તેને તમે ઉદ્ધાર્યો એ બહુ પુણ્યનું કામ કીધું છે. પછી તેઓ પોતાને ઘેર ગયા અને ઘણું પુણ્યદાન કીધું. પછી કાંઈ કાળ વીત્યા બાદ રાજા હંસે પોતાના પુત્રોને રાજ્ય સોંપીને પોતાની રાણીને સાથે લઈને ચારિત્ર લીધું. તે પછી તે બલીન્દ્ર તરીકે અવતર્યો અને તેની રાણી ઇન્દ્રાણી તરીકે અવતરી. વળી પૂરણને પદ્મશ્રી નામની એક સચ્ચરિત્ર સ્ત્રી હતી. તે બન્ને તથા સાગર પુણ્યે કરીને પરલોક પામ્યાં ને ત્યાં સુખ ભોગવીને મનુષ્યલોકમા પાછાં અવતર્યા. તેમાંથી સાગર તે સોમદેવનો અવતાર છે, તું પૃથ્વીચન્દ્ર તે પૂરણનો અને રત્નમંજરી તે પદ્મશ્રીનો—એ ત્રણેનો હવે પાછો સમ્બન્ધ જોડાયો છે તે યોગ્ય થયું છે.

હવે તેં જે સંદેહ પુછ્યો છે તેનો ખુલાસો એવો છે કે જ્યારે રત્નમંજરી રાજાના ખોળામા બેઠી હતી ત્યારે તેને કોને આપવી તે બાબતની તેને ચિંતા પેઠી હતી. તે વખતે બલીન્દ્ર દાનવેશ્વરે હંસનું સ્વરૂપ ધારણ કર્યું અને તેને પૃથ્વીચન્દ્રને માટે અનામત રાખવાની હતી તેથી તેને લઈ ગયો અને પોતાને ત્યાં છ માસ રાખી અને યોગ્ય અવસર આવ્યો એટલે તેને પાછી મુકી ગયો. તેણેજ તને અટવીમાં અને સંગ્રામમાં મહાસાન્નિધ્ય કીધું હતું અને જ્યારે સ્વયંવરમાં ધૂમકેતુએ તાલાંધકાર વિસ્તારીને રત્નમંજરીને રથમાં ઘાલી હતી ત્યારે બલીન્દ્રતણી ઇન્દ્રાણીએ તેને છોડાવીને પાતાળમાં છ પ્રહર રાખી હતી અને સવારમાં પાછી પ્રકટ કરી દેખાડી હતી. એ રીતે તેણે પોતાનો પૂર્વજન્મનો સ્નેહ દેખાડયો હતો. આ વાત સાંભળીને રાજાઓના મનને સંતોષ થયો અને પછી સપરિવાર સ્વધામે ગયા અને તીર્થંકરે પણ વિહારક્રમ શરૂ કર્યો.

પછી કેટલાક દિવસ રહીને રાજા પૃથ્વીચન્દ્ર રત્નમંજરીને લઈને પઇઠાણપુર પાટણ' ગયો. ત્યાં તેઓ રાજ્યવૈભવ ભોગવતાં રહેતાં હતાં તેવામાં રત્નમંજરીને ગર્ભ રહ્યો અને પછી પૂરે માસે એક સુન્દર પુત્રનો જન્મ થયો. તેનું નામ મહીધર પાડયું. પૃથ્વીચન્દ્રને રાજ્ય કરતાં કરતાં ઘણાં વર્ષ વીત્યાં. ત્યાર પછી કાનડદેશનો રાજા સિંહકેતુ પઇઠાણપુર પાટણ ઉપર ચઢાઈ લઈને આવ્યો અને પ્રજાને ઘણો ત્રાસ આપવા લાગ્યો. રાજા પૃથ્વીચન્દ્રને તે વાતની ચરોની મારફતે ખબર પડી અને તે વિમાસણમાં પડયો. ચિંતા કરતાં કરતાં તેને શુક્લધ્યાન થયું અને તત્કાળ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, દેવ પધાર્યા તેની તેણે સેવા કીધી, દેવે વેરીને નરમ પાડયો, તે આવીને રાજા પૃથ્વીચન્દ્રને નમ્યો અને નગરમાં મહોત્સવ ઉજવાયો. પછી દેવે રાજાને વેષ દીધો, તે રાજર્ષિએ લીધો. ત્યારબાદ તેણે રાજાને ઉપદેશ કીધો. તે ઉપરથી રાજાએ પૃથ્વીમંડળ ઉપર વિહારક્રમ કરીને સિંહિસાઆત્ય લીધુ અને એના પુત્ર મહીધરે પઇઠાણપુરમા અખંડપ્રતાપી રાજ્ય કીધું.

આ ચરિત્રને છેડે નીચે પ્રમાણે અન્ત્ય લેખ છેઃ—

**श्रीमदञ्चलगच्छे श्रीगुरुमाणिक्यसूरिणा ।**
**पृथ्वीचन्द्रनरेन्द्रस्य चरित्रं चारुनिर्मितम्॥**
**संवत १४७८ वर्षे श्रावणसुदि ५ रवौ पृथ्वीचन्द्रचरित्रं पवित्रं पुरुपपत्तने निर्मितं समर्थितम् ।**

એને પાંચ ઉલ્લાસમાં વહેંચી નાંખવામાં આવેલું છે અને દરેક ઉલ્લાસને અન્તે નીચે પ્રમાણે લેખ છેઃ—

**इतिश्री अञ्चलगच्छे श्रीमाणिक्यसुन्दरसूरिकृते श्रीपृथ्वीचन्द्रचरित्रे......उल्लासः ।**

ઉપર જે આપ્યો છે તે તો માત્ર ચરિત્રનો સારજ છે. મૂળચરિત્રમાં તો ઠેકઠેકાણે ઘણાં લાંબાં વર્ણનો છે અને અનેક ઠેકાણે વિસ્તાર પણ ઘણોજ છે. જો આખા પુસ્તકનું ભાષાન્તર કીધું હોય તો એક ખાસું મધ્યમ કદનું પુસ્તકજ થાય. પરંતુ આ નિબન્ધને ઉપયોગી સર્વ બાબતોનો સમાવેશ આ સારમાં થઇ ગયો છે એટલે હવે એ ગ્રન્થનું અનેક દૃષ્ટિએ મહત્ત્વ કેટલું છે તે આપણે જોઈએ.

**એનું મહત્ત્વ, (અ) ઐતિહાસિક તથા ભૌગોલિક દૃષ્ટિએ.**

ઐતિહાસિક દ્રષ્ટિએ જોતાં આ ચરિત્રમાં અનેક રાજાઓનાં નામો આવે છે. તેમાંથી જેમનાં ઠામઠેકાણાં આપેલાં નથી તે સર્વનાં નામો બાદ કરીએ તોપણ બીજાં ઘણાં નામો છે કે જે ઉપરથી કર્તાના મતે તે પૃથ્વીચન્દ્રના સમકાલીન હતા એમ માની શકાય. તેમાં એક કોસલ (અયોધ્યા)નો સોમદેવ, બીજો પદ્મપુર (નાશક)નો સમરકેતુ, ત્રીજો મગધ (રાજગૃહ)નો મકરધ્વજ, ચોથો વારાણસી (કાશી)નો કર્મચન્દ્ર, પાંચમો વિદર્ભ (કુણ્ડીનપુર)નો મકરધ્વજ, છઠ્ઠો ગૌડ (હંસપુર પાટણ)નો સિંહરથ અને સાતમો અલવા (?અલવાર)નો સિંહરથ છે. વળી ભ્રગુકચ્છ (ભરૂચ)નો ક્રોણુ નામનો રાજા તેની પૂર્વે થઈ ગયો હશે એમ પણ જણાય છે.. વળી એમાંથી એમ પણ જણાય છે કે એ રાજા પૃથ્વીચન્દ્ર સોમદેવની દીકરી રત્નમંજરી જોડે પરણ્યો હતો અને તેમને મહિધર નામે પુત્ર થયો હતો. તે શિવાય પહિઠાણપુર (પૈઠણ) જેણે વસાવ્યું તે પૃથ્વીશેખરનો તે પુત્ર હતો એમ પણ જણાય છે. તેમ એના પિતામહનું નામ દેવાનીક હતું એ પણ સમજાય છે અને તે વંશના માણસો પોતાનો વંશ ભગીરથ રાજાના પુત્ર કુંતલથી ઉતરી આવેલો છે એમ માનતા હતા એમ પણ ધારી શકાય. એ કુંતલને એના બાપે પ્રથમ મરહઠ્ઠદેશ (મહારાષ્ટ્ર)માં રાજ્ય આપ્યું એમ પણ તેમાં કહેલું છે. નાનાઘાટના શિલાલેખ ઉપરથી એમ જણાય છે કે સિહુક અથવા શિમુક સાતવાહન જેણે આન્ધ્ર અથવા સાતવાહન વંશ સ્થાપ્યો તેની પછીના રાજા કૃષ્ણની રાજ્યધાની પૈઠણમાં હતી. સ્વ. ડૉ. રામકૃષ્ણ ભાંડારકર પણ લખે છે[1] કે સાતવાહનોની એક શાખાની રાજ્યધાની પૈઠણમાં હતી. પરંતુ સિહુકે પૈઠણ વસાવ્યું એવું કાંઈ કોઈ ઠેકાણેથી જણાતું નથી. ત્યારે આ ચરિત્ર ઉપરથી જણાય છે કે પૃથ્વીચન્દ્રના પિતા પૃથ્વીશેખરે પૈઠણ વસાવ્યું હતું. વળી દક્ષિણાપથમાં સાતવાહનોનું રાજ્ય થયું ત્યારથીજ વસતી થઈ એમ કાંઈ નથી. ઈ. સ. પૂર્વે આઠમા અગર સાતમા સૈકાના બૌધાયન ગૃહ્યસૂત્રમાંથી પણ જણાય છે કે દક્ષિણાપથ તે વખતે આર્યોને જાણીતું હતું. ઈ. સ. પૂર્વે પાંચમા અગર ચોથા સૈકામાં આપસ્તમ્બે પોતાનું ધર્મસૂત્ર દક્ષિણમાં રચ્યું હતું. ચન્દ્રગુપ્તના સમયમાં દક્ષિણમાં બીજાં રાજ્યો હતાં. વાલ્મીકિ રામાયણ-બાલકાંડમાં વશિષ્ટઋષિ દક્ષિણાપથના રાજાઓને દશરથના પુત્રેષ્ટિયજ્ઞ માટે બોલાવવાનું સુમન્ત્રને કહે છે. આ બધા ઉપરથી એવું અનુમાન થઈ શકે એમ છે કે આન્ધ્રો અથવા સાતવાહનોના પહેલા પૈઠણમાં કોઈ બીજો વંશ રાજ્ય કરતો હોવો જોઇએ અને જે અર્થે આમાં કહ્યું છે કે મરહઠ્ઠદેશનું રાજ્ય પૃથ્વીચન્દ્રના પૂર્વજ કુંતલને પ્રથમ મળ્યું હતું તે અર્થે એમ માનવાને કારણ છે કે પૃથ્વીચન્દ્ર રાષ્ટ્રીકો કે જેના નામ ઉપરથી મહારાષ્ટ્ર નામ પડયું છે તે વંશનો અગર આન્ધ્રોના પહેલાં રાજ્ય કરતા કોઈ બીજા વંશનો હશે. પરંતુ એ બાબતમાં વિશેષ સંશોધન કરવાની જરૂર છે. તેથી હાલ કાંઈ ચોક્કસ મત બાંધી શકાય એમ નથી.

**(આ) ધાર્મિક દૃષ્ટિએ.**

બીજું જો કે આ ગ્રન્થનો રચનાર જૈન સાધુ હતો તોપણ એને હિન્દુધર્મ અને બ્રાહ્મણો પ્રત્યે માન હતું એવું એ ઉપરથી દેખાય છે કે પૃથ્વીચન્દ્ર પાસે આવેલો દૂત રત્નમંજરીની હકીકત કહેતાં જણાવે છે કે રાજા સોમદેવ સરોવરની પાળે બેઠો હતો ત્યાં બ્રાહ્મણોનો સમૂહ એકત્ર થયલો હતો અને તેમાંનો દરેક અઢાર પુરાણો અને અઢાર સ્મૃતિઓમાં પારંગત હતો. તે પુરાણો અને સ્મૃતિઓનાં નામો નીચે પ્રમાણે જણાવે છેઃ—

પુરાણો—ભાગવત, ભવિષ્યોત્તર, મત્સ્ય, માર્કંડેય, વિષ્ણુ, વારાહ, શિવ, વામન, બ્રહ્મ, બ્રહ્માંડ, બ્રહ્મવૈવર્ત, આગ્નેય, પદ્મ, લિંગ, નારદ, સ્કંદ, કૂર્મ અને ગરૂડ.

સ્મૃતિઓ—માનવી, આત્રેયી, વૈષ્ણવી, હારીતકી, યાજ્ઞવલ્કી, શનૈશ્વરી, અંગીરા, આપસ્તમ્બી, સાંવર્તકી, કાત્યાયની, બૃહસ્પતી (?), પારાશરી, શંખી, લિખિતા, દાક્ષી, ગૌતમી, શાતતપી અને વાશિષ્ઠા.

1. History of the Deccan pp. 164-65.

આ ઉપરથી એ પણ ચોક્કસ થાય છે કે ઉપરોક્ત પુરાણો અને સ્મૃતિઓમાંથી કોઈપણ ગ્રન્થ સં. ૧૪૭૮ (ઈ. સ. ૧૪૨૨) પછીનો નથી.

**(ઇ) સામાજીક દ્રષ્ટિએ.** ત્રીજું પૈઠણનું વર્ણન કરતાં માણિક્યસુન્દરસૂરિ લખે છે કે ત્યાં બીજા ધંધાદારીઓ સાથે દોસી, નેસ્તી, સોનાર, ઘાંચી, મોચી, ભાડભૂંજા, સુખડીઆ, કંસારા વણકર, લોહાર, સાણગર, કંદોઈ, દાળીઆ વગેરે હતા. આગળ ચાલતાં હલકા જીવોમાં એ વાગુરી, ખાટકી, મદ્યપ, ઘાંચી, બાબરી, ભીલ, કોળી, માછી વગેરેને ગણાવે છે. વળી એક ઠેકાણે એ ચોર્યાશી જ્ઞાતિઓ ગણાવે છે. તેમાંની કેટલીકનાં નામો જોડણીમાંના ફેરફારની ઉપેક્ષા કરીએ તો આપણે હાલ જે કહીએ છીએ તેજ છે તે નામો નીચે પ્રમાણે છે:—

શ્રીમાળી, ઓસવાળ, વાઘેરવાળ, પુષ્કરવાળ, ડીસાવાળ, નાગર, ખડાયતા, વાયડા, મેવાડા, રાયકવાળ, અગરવાળ, શ્રીગઉડ, વાલ્મીકિ, ચિત્રઉડા, લોહાણા, ભાટીઆ, કાયત્થ અને ગોલા. આ ઉપરથી એમ જણાય છે કે હાલ જે જ્ઞાતિઓ તથા ધંધાદારીઓનાં નામ પ્રચલિત છે તે ઈ. સ. ૧૪૨૨ લગીમાંજ રૂઢ થઈ ગયલાં હતાં અને તે ઉપરથી એ અનુમાન થઇ શકે કે તે કાળ પહેલાં જ્ઞાતિઓના વાડા આજથી ૪૦–૫૦ વર્ષ ઉપર જેવા હતા તેવા બંધાઈ ગયલા હતા.

**(ઈ) સાહિત્યની દ્રષ્ટિએ.** ચોથું, ઉપલાં નામો ઉપરથી એવું અનુમાન થઈ શકે કે ગુજરાતી ભાષામાં વપરાય છે તેવા ઘણા શબ્દો હાલના સ્વરૂપમાં અગર તે પહેલાંના સ્વરૂપમાં તે વખત પહેલાંથી રૂઢ થઈ ગયલા હતા.

આ શિવાય નીચે જણાવેલા તળબદા ગુજરાતી શબ્દો તેમાંથી મળી આવે છે:—

ખાંડ, ઉતારો, રીસ ચડી, વાજઈ=વાજે=વાગે, માંડિઉં છઈ=માંડ્યું છે, સિરિ=સેરો, મહમહઈ છઈ=મઘમઘે છે, પુરિયા=પૂર્યા, ટાલઈ=ટાળે=ટાળતો, થાપિઉં=થાપીયું=થાપ્યું, ભરિયા છઈ=ભર્યાં છે, ઢલઈ=ઢળે, ઉછાલિઉં=ઉછાળીઉં=ઉછાળ્યું, લીધઉ=લીધો, દીધઉ=દીધો=આપ્યો, ઉપજાવિઉ-ઉપજાવ્યો, ચડી આવિઉં=ચઢી આવ્યું, ચિંતા પઈઠી=ચિંતાપેઠી, કંઠિ=કાંઠે.

આમાનાં કેટલાક શબ્દો તો એવા છે કે તે હજી કવિતામાં તેના તેજ સ્વરૂપમાં વપરાય છે.

ઉદાહરણાર્થ:—માંડિઉં, પુરિયા, થાપિઉં, ભરિયા, ઉછાળિઉં, ઉપજાવિઉં, આવિઉં=આવિયું, વાજઈ=વાજે.

છઠ્ઠી વિભક્તિના પ્રત્યય તરીકે હાલ કવિતામાં તણો–તણી–તણું અને તેના બહુવચનનાં રૂપ તણા–તણી–તણાં વપરાય છે તેમાંથી 'તણો,' 'તણઉ' એ સ્વરૂપમાં જોવામાં આવે છે. ઉદા.–'ધનદતણઉ અવતાર.' 'તણા' તથા 'તણી' તેના તેજ સ્વરુપમાં દેખાય છે, ઉદા–કૃષ્ણાગરજ બાધિતણા પરિમલ', 'મોતીતણી સિરિ'. ફેર માત્ર એટલોજ છે કે હાલ શબ્દને છેડે 'અ' અને 'ઈ' ની સંધિ કરીને 'એ' કરવામાં આવે છે જેમકે 'છઈ'='છે', 'વાજઈ'='વાજે.' પરન્તુ તે વખતે બન્ને સ્વરો જુદા જુદા લખવામાં આવતા હતા, સપ્તમ વિભક્તિનો પ્રત્યય હાલ 'માં' છે તેને બદલે હજી મૂળ સંસ્કૃત इ પ્રત્યયની છાયા કાયમ છે, ઉદા–'તીણી પાટણિ'=તે પાટણમાં.

પૂરતી ફુરસદના અભાવને લીધે હું આનાં ઘણાં ઉદાહરણ એકઠાં કરી શક્યો નથી પરંતુ આ ચરિતની ભાષામાં હજી 'જુની પશ્ચિમ રાજસ્થાનિ'ના અંશો કાયમ રહ્યા છે એ આટલા ઉપરથી પણ સ્પષ્ટ થાય એવું છે.

આ ચરિત્રના કર્તાની શૈલી જોરદાર અને ચિત્તાકર્ષક છે તથા બાણભટ્ટની કાદમ્બરીનું સ્મરણ કરાવે છે. તે ગદ્ય છે છતાં એમાં પદ્યનું લાલિત્ય છે. ઉદાહરણાર્થ:–પઇઠાણપુર પાટણની રાજસભાનું વર્ણન કરતાં એ લખે છે:—

**राजसभा किसी छइ! जीणी राजसभां कुंकुमजलि छटा दीधी छइं, विविध मुक्ताफलि चतुष्क पुरिया छइं, कर्पूरतणा शंख आलि-**

**ज्या छइं, कृष्णागरज वाधितणा परिमल महमहइं छइं, मोतीतणी सिरि लहलहइं छइं, फुलपगर भरिया छइं, कटिप्रमाण पायपीठ-संयुक्त पुरुषप्रमाण सुवर्णमय सिंहासन मांडिउं छइं । तिणि सिंहासणि राजा बइठा । किसउ राजा दीसइ छइ । मस्तकी श्वेतापत्र छइ, पासइं ढलइं चामर पवित्र, वाजइं विचित्र वादित्र. मस्तकि मुगट, कान्ति कुण्डल, हृदयि हारार्द्धहार, महा उदार, धनदतणउ अवतार रूपतणउ भण्डार.**

આ પ્રમાણે જો કે આ ચરિત્ર વસ્તુની દૃષ્ટિએ આપણને બહુ ચિત્તાકર્ષક લાગે એવું નથી તે પણ એમાં ભરેલી ઐતિહાસિક, ભૌગોલિક, ધાર્મિક અને સામાજીક માહિતીને લીધે તથા એની ભાષા અને શૈલીને લીધે એ વિદ્વજ્જનોને મનનીય ગ્રન્થ છે. વળી મારો તો એવો અભિપ્રાય પણ થઈ ચુક્યો છે કે મુગ્ધાવબોધ ઔક્તિકને રા. રા. હરિ હર્ષદ ધ્રુવે,[૧] સરજ્યૉર્જ ગ્રીઅરસને[૨] તથા ડૉ. ટેસીટોરીએ[૩] જે મહત્ત્વ આપ્યું હતું તે આ ચરિત્ર પ્રસિદ્ધિમાં આવ્યાથી જતું રહ્યું છે.

આ અભિપ્રાયના સમર્થન માટે મુગ્ધાવબોધ ઔક્તિક એ શું છે તથા આ ચરિત્રની તેની સાથે તુલના કરતાં તે કેમ હલકી પાયરીનો ગ્રન્થ ગણવા જેવો છે તે થોડું વિવેચન કરી સ્પષ્ટ કરવાની જરૂર છે.

**મુગ્ધાવબોધ ઔક્તિક એ શું છે?**

રા. ધ્રુવે જે પુસ્તકને "A Grammar for beginners of the Gujrati Language" એવું નામ આપ્યું છે. તેની પછવાડે પરિશિષ્ટો છે તેમાં "Advocate of India" માં પ્રસિદ્ધ કરેલા ૧૩ પત્રો છે. તેમાંથી ૭ એમણે લખેલા દેખાય છે. તેમાંના એક પત્રમાં પણ એમણે લખેલું[૧] છેઃ—"It is not simply a Collection of idioms of the language but it is an attempt at a grammar of the language too I am shortly to edit the work for the Gujarat Vernacular Society."

સર જ્યૉર્જ ગ્રીઅરસન આ પુસ્તકની નોંધ લેતાં લખે છે કે આ અભિપ્રાય ખોટો છે અને પોતે એવો અભિપ્રાય જણાવે છે[૨] કે "It is a very elementary Sanskrit grammar with explanations written in an old form of Gujarati." ડૉ. એલ. પી. ટેસીટોરી તે અભિપ્રાય માન્ય રાખે છે.[૩] ઉપર ઉપરથી જોતાં આ મત ખરો લાગે એવું છે પરંતુ બારિકાઈથી અવલોકન કરતાં એમ લાગે છે કે તે સત્ય નથી, કારણ શરૂઆતમાંજ જોઈએ તો પોતે આગળ શું લખવા માગે છે તેનો નિર્દેશ કર્તાએ પ્રથમના સંસ્કૃત શ્લોકમાં કીધો છે જે નીચે પ્રમાણે છેઃ—

**अर्हं प्रणम्य मुग्धानां बोधहेतोर्विधीयते ।**
**मायः प्राकृतउक्तीनां किञ्चिदाम्नायसङ्ग्रहः ॥**

આ ઉપરથી જણાય છે કે કર્તાનો ઉદ્દેશ સંસ્કૃત વ્યાકરણના નિયમો સમજાવવાનો તો નહોતોજ. ત્યારે શંકા એ ઉત્પન્ન થાય છે કે તેણે એમાં સંસ્કૃત વ્યાકરણના નિયમો કેમ દાખલ કીધા? સન્ધિ અને સમાસના નિયમો ઉપર ટીકા કરતાં રા. ધ્રુવ પણ એ Sanskritisms છે એવો અભિપ્રાય દર્શાવે છે.[૪] ગુજરાતીમાં "દ્વિવચન" અને "ભાવ લક્ષણિ સપ્તમિ" ન હોય એ પણ જાણીતી વાત છે. એમાં જે વાક્યોનાં ઉદાહરણો આપ્યાં છે તે પણ ઘણે ભાગે સંસ્કૃત છે અને જે પ્રાકૃત છે તેનાં પાછળથી સંસ્કૃત

૧. મુગ્ધાવબોધ ઔક્તિક App. P. II; ૨. Linguistic Survey of India, Vol; IX. Part II. P. 327. ૩. Indian Antiquary, Vol, XLiii (1914) P. 2

૧. મુગ્ધાવબોધ ઔક્તિક, App. P. II.
૨. Linguistic Survey of India Vol. IX. Part. II. p. 353.
૩. Indian Autiquary Vol. XL III (1914) P. 21.
૪. મુગ્ધાવબોધ ઔક્તિક પા. ૧૦ અને ૧૨ ઉપરનાં ટિપ્પણો.

રૂપો આપેલા છે. આનો ખુલાસો મને એવો લાગે છે કે હેમચન્દ્ર અને તેની પૂર્વના વૈયાકરણીઓ પણ પ્રાકૃત ભાષા માત્રને "संस्कृतयोनिः" એટલે કે સંસ્કૃતમાંથી ઉદ્‌ભવેલી માને છે.[૧] ડૉ. કૅાવેલ,[૨] પિઝલ,[૩] ડૉ. ભાંડારકર[૪] વગેરે આધુનિક વિદ્વાનો પણ તેમજ માને છે. વિકારો થતાં પણ સામાન્ય વાક્યરચનાની પદ્ધતિ તેમાં સંસ્કૃતના જેવીજ રહેલી હોવી જોઈએ અને તેથી ઔત્સર્ગિક ફેરફારો દરેક પ્રાકૃતમાં કેવી રીતે થયલા તે જે જાણતા હોય છે તે કોઈપણ પ્રાકૃતભાષાના વાક્યને મુળ સંસ્કૃત સ્વરૂપમાં ઝટ મુકી શકે છે. એટલે સંસ્કૃત વ્યાકરણના કેટલાક નિયમો પ્રાકૃતને લાગુ પડેજ અને તેથી તે આ પુસ્તકમાં સમજાવેલા છે અને કેટલાંક ઉદાહરણો પણ સંસ્કૃતમાંજ આપેલાં છે. પરંતુ તે ઉપરથી કાંઈ તે સંસ્કૃત વ્યાકરણ થઈ જતું નથી, ગ્રન્થકર્તાએ શરૂઆતમાં કહ્યું છે તેમ 'પ્રાકૃત ઉક્તિઓના નિયમોનો નાનકડો સંગ્રહ' જ રહે છે. એ સંસ્કૃત વ્યાકરણ નથી એ બાબત ઉપરથી પણ સ્પષ્ટ થાય છે કે એમાં ઉદાહરણો ઘણાં ખરાં પ્રાકૃતમાં આપ્યાં છે, દાખલા તરીકે–'**वीतराग वांछित दिइ,**' '**वृक्षतउ पान पडइ**'[૫], '**मेघि वरसतइ मोर नाचई**', '**गुरि अर्थु कहतइ प्रमादिउ उंघइ**'[૬], અને એક ઠેકાણે એમ પણ લખેલું જોવામાં આવે છે કે "**जइ हउं पढत तउ उभलउ हुंत इत्यादि उक्तौ क्रियातिपत्तिः ।**"

વળી સર જ્યૉર્જ ગ્રીઅરસન એમ કહે છે કે એમાં સમજુતીઓ જુના સ્વરૂપની ગુજરાતી ભાષામાં આપેલી છે તે પણ માત્ર અંશતઃજ ખરૂં છે. કારણ કે જો કે શરૂઆતમાં ૧–૧૨ મા પાના સુધી એમ છે ખરૂં તોપણ ૧૩ મા પાનાના બીજા કોષ્ટકથી માંડીને તે ૨૩ મું પાનું કે જ્યાં પુસ્તક પુરૂં થાય છે ત્યાં લગી સ્હેજ અપવાદ શિવાય સમજુતીઓ ઉદાહરણો વગેરે સર્વ સંસ્કૃત ભાષામાંજ આપેલાં છે. અપવાદ તરીકે માત્ર ૧૬–૧૭ મા પાના ઉપર કેટલાક પ્રાકૃત શબ્દો અને તેના સંસ્કૃત પર્યાય શબ્દો આપેલા છે. ઉદાહરણાર્થઃ—**तिहां, तत्र, तस्मिन्स्थाने वा, जिहां यत्र, यस्मिन्स्थाने वा; माहरउं, मम, मामकम् मामकीनम, मदीयम्; अम्हारउं, अस्माकम्, आस्माकम्, अस्माकीनम्, अस्मदीयम्; हेठउं, अधोमुखम्; केथउं, कुतोमुखम्; पहिलउं, प्रथमं, आदिमम, आद्यम्.** **પરંતુ તેમાં સમજુતીઓ સંસ્કૃતમાં છે એ ધ્યાનમાં લેવા જેવું છે. બીજા અપવાદ તરીકે ૨૧ મા પાનાના બીજા કોષ્ઠકમાં બે ત્રણ લીંટીમાં પ્રાકૃત ઉક્તિઓની સમજુત આપેલી છે જેમાંની એક ઉપર ટાંકેલી છે.**

**તેની સાથે આ ચરિત્રની તુલના અને તે ઉપરથી નિર્ણય.**

ઉપલા પૃથક્કરણ ઉપરથી એટલું સ્પષ્ટ થયું હશે કે 'મુગ્ધાવબોધ' નથી ધડ સંસ્કૃતનું વ્યાકરણ, કે નથી ધડ પુરૂં પ્રાકૃતનું વ્યાકરણ પરંતુ કેટલીક પ્રાકૃત ઉક્તિઓને લાગુ પડતા સંસ્કૃત વ્યાકરણના નિયમોનો સંગ્રહ છે; તેમ નથી એ સળંગ સંસ્કૃતમાં લખેલું કે નથી સળંગ પ્રાકૃતમાં લખેલું; વળી તેમાં એવો પણ દ્રઢ નિયમ સચવાયો નથી કે નિયમો માત્ર સંસ્કૃત વ્યાકરણમાંથી લીધેલા હોવાને લીધે તે સંસ્કૃતમાંજ લખવા અને ઉદાહરણો પ્રાકૃત ઉક્તિઓજ સમજાવવાનું માથે લીધેલું માટે પ્રાકૃતમાંજ લખવાં. "મુગ્ધોને બોધ આપવાના હેતુથી" એ પુસ્તક લખનાર પણ કોઈ[૧] 'મુગ્ધ'જ

૧. अपभ्रंशकाव्यत्रयी, (ગાયકવાડ પૌર્વાત્ય ગ્રન્થમાલા મ ૩૭) भूमिका पृ. ८१.

૨. તેજ.

૩. Grammatik der Prakrit Sprachen § 5.

૪. Journal of the Bombay Royal Asiatic Society, Vol. XVII Pt. I, (The Prakrits and Apabhramsha p. p. 1–48.

૫. મુગ્ધાવબોધ ઔક્તિક પા. ૬.

૬. તેજ પા. ૭

૧. ગુજરાતી સાહિત્ય ખંડ ૫ મો ભાગ ૩ જો વિભાગ ૪ થો પ્રકરણ ૧૧ માં ૧૨૮ મે પાને શ્રી. મોહનલાલ દ. દેસાઈ એનું નામ કુલમંડનસૂરિ છે એવું જણાવે છે.

લાગે છે. ઇ. સ. ૧૮૮૯ માં એ ગ્રન્થ શુ. વ. સોસાયટીના ગ્રન્થસંગ્રહમાંથી હાથ લાગ્યો તે વખતે નરસિંહ મ્હેતાની પહેલાંનો સાહિત્યદેશ નિરસ્તપાદપ મનાતો હતો એટલે એ એરંડો પણ વૃક્ષમાં ગણાયો. પરંતુ હવે તો જૈનો તેમજ જૈનેતરોની ખંત અને મહેનતને લીધે તે દેશ નાનાવિધ વૃક્ષોથી અલંકૃત થયલો છે.[૨] પૃથ્વીચન્દ્રચરિત્ર એ વૃક્ષોપૈકી એક સુપલ્લવિત અને સુવાસમય કુસુમોના પ્રાવરણથી સુશોભિત વૃક્ષ છે. એના અને 'મુગ્ધાવબોધ'ના કાળ વચ્ચે માત્ર ૨૮ વર્ષનોજ ફેર છે. બન્નેની ભાષા સરખાવી જોતાં તેમાં ખાસ નોંધવા જેવો ફેરફાર જણાતો નથી. તેથી આશા છે કે એ આર્યને જોઇને તે ભીલ કોઈ ગિરિકોતર કે જંગલમાં ભરાઈ જશે અને રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જેવા કોઈ ગુજરાતી સાહિત્યના ઇતિહાસના લેખકને નરસિંહ મ્હેતાની પૂર્વેના કાળના ગદ્યના નમુના આપવાની જરૂર પડશે ત્યારે તે વૈદ્યકના ગ્રન્થમાંથી **करंज मूल गाइ तणइं सुत्रसुं पीजइ हरस जाइ । छाससुउं पाकउं चीलुं पीजइ हरस जाइ**[૧] **।** એવાં ઉદાહરણો શોધીને ન આપતાં અંશતઃ પણ સાહિત્યની દૃષ્ટિએ લખાયલા આ શ્રી માણિક્યસુન્દરસૂરિકૃત પૃથ્વીચન્દ્રચરિત્ર તરફ વળશે અને તેમાંથી કોઈ શહેર કે સરોવર, ઉદ્યાન કે ઉપવન, મહેલ કે મંડપ, રાજા કે રાણી, કુંવર કે કુંવરીના વર્ણનમાંથી અન્તઃકરણને પ્રફુલ્લ કરે એવાં ઉદાહરણો શોધી કાઢી વાચકવર્ગને ગમ્મત સાથે જ્ઞાન આપશે.

**इति शिवम् ।**

૨. તેજ પ્રકરણ ૬ થી ૧૦.

૧. Milestones of Gujrati Literature Vol. I. ch. II.

## આપણો સંસાર અને કલા.

આ સંસારમાં શાંતિ અને સૌંદર્યની છાયા લાવવા મથતા દરેક જીવ કલાવૃત્તિ સરજવા ભાગીદાર હોય છે. સરિતા અને સંગમ આગળ ઉંચી ભેખડે દેવાલય કરનાર કે કરાવનાર કલાદાર છે. કબરની આગળ ફુલવેલા રોપનાર ફકીર પણ કલાદાર છે. સરિતા તટે જલ ભરવા જતી નારીઓ વિવિધરંગી વસ્ત્રોથી દૃશ્યમાં રંગની મનોહર લીલા ઉત્પન્ન કરે છે, તેઓના દિલમાં પણ કલાની અમોલ ભાવના હોય છે. સંસારને સુખ અને આનંદ આપવા તેઓ શણગારે છે. પોતાની બધી કુશળતા વાપરી તેઓ ઇંઢોણીઓ પંખાઓ વસ્ત્રો ભરે છે. સુંદરતાના સાજ વધારે છે. ચિત્રકાર તો એમનાં ચિત્રોજ કરે છે. પણ કળાસૃજન તો એ નારીહૃદયમાંથીજ થાય છે. કળાસૃજનમાં મમતા ન હોય તો તે ડોળ માત્ર રહેવાની. આપણે હાલ જેને ફેશન કહીએ છીએ તે ફેશન આવી મમતાહીન પ્રવૃત્તિમાંથીજ જન્મી છે. એક વાયરો આવે છે. જેમાં જાણે અજાણે બધાં ખેંચાય છે. અમુક જાતનો પોષાક કે અમુક જાતનું વર્તન અથવા ખાનપાન માત્ર દેખાદેખીથી પ્રચાર પામે છે. વળી બીજી ઋતુમાં તે લોપ પામે છે. આવા વાયરામાં સપડાએલી પ્રજા હંમેશાં અસંતુષ્ટ સ્પર્ધાખોર અને થાકેલી રહે છે. કોઈએ ઇંગ્રેજોની ઓફીસમાં જવાને પોશાક બદલ્યો કે તુરત તે પોશાકથી સુધરેલામાં ખપવા નગર આખાએ તે પહેર્યો. ઓફિસનાં પોશાક દુકાનોમાં ઘરમાં અથવા લગ્નમાં આવવા માંડયા તે દિવસથી આપણે આપણા સ્વાભાવિક સંસારને વિચિત્રતાના વાઘા પહેરાવ્યા. આપણી હુલતી ઝુલતી વસ્ત્ર સૃષ્ટિમાં માનવટોર્પીડો જેવા ઓળા જોતા થયા. Human Torpidoes એ શબ્દો મારા નથી, પણ દિલ્હીનો શાહી દરબાર ચીતરવા આવેલા એક અંગ્રેજ ચિત્રકારે પોતાનાજ દેશવાસીઓ માટે વાપર્યા છે. માત્ર પુરૂષો ઉપરજ આ ઝેરી પવન પસરીને અટકયો હોત તો આપણા ઉંબરાની અંદર આવતાંજ તે ઝેરનું નિવારણ થઈ જાત. પણ તેમની સાથે એ સીવાએલાં હાથપગનું ખોખું સરખું રાખવાને ખુરશીઓ ટેબલો અને કબાટોની કતાર ઘરમાં પેઠી. સાથે તેને અનુરૂપ શોભાનાં સાધન ફ્લાવર પોટ, ટ્રે, ચીમની વગેરે આવ્યાં. સ્વામીને રીઝવવાનીજ ચીવટ રાખનારી ગૃહિણીને માટે બીજો માર્ગ ન રહ્યો, તકીયા અને ગાદી ઉપાડી લીધાં. અંબર અને છાયલો આ સ્થાનમાં જુના લાગવા માંડયા. જર્મન ફ્રેંચ કે જાપાની સાડીઓ અને લેસ તથા જાળીવાળી ઝાલરોમાંથી હિંદનો નારી દેહ પંચરૂપી વિકૃતિનોજ આવનાર બન્યો. યુરોપી સીનેમા ફીલમોમાં આફ્રીકાના માણસોને યુરોપીયનો સામે ગોઠવાતા જેમણે જોયા હશે તેઓ આ ખીચડાપરિધાનથી મળતી શોભામાં માન લઈ નહિ શકે.

'ગાંડીવ'માંથી. —રા. રાવલ.

# ભાષા.

### પ્રાચીન ભાષા.

સર્વથી પ્રાચીન ભાષા કઈ છે એ જાણવું ઘણું કઠણ છે; પરંતુ જેટલા પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથો મળ્યા છે તે બધા પરથી પાશ્ચાત્ય વિદ્વાનો એ સંમતિપૂર્વક નિર્ણય પર આવ્યા છે કે સર્વથી પ્રાચીન વેદ છે. આથી એમ કહી શકાય છે કે જેટલી ભાષાઓની હયાતી આજ દિવસ સુધી જણાઇ છે તેમાં બધાંથી પ્રાચીન વૈદિકભાષા છે અને એક વખત ભારતવર્ષમાં આ ભાષા પણ બોલાતી હતી.

કોઇ એમ પૂછે કે જો કોઈપણ વખતે બધા ભારતવાસી વેદભાષા બોલતા હતા તો આજ બધા શબ્દો કેમ ભૂલી જવાયા ? અને નવી ભાષા ક્યાંથી શીખી લીધી ? જો વિજ્ઞાનની દૃષ્ટિથી જોઇએ તો આ કથન કોઈ અલ્પજ્ઞનું કહેલું સમજાય તેમ છે; કારણકે ભારતવાસી બધા શબ્દો ભૂલી ગયા નથી પણ ઉલટું અત્યારસુધી ભારતના ગામડાંમાં વસનારી ભીલડીઓ પણ વૈદિક ભાષાના હજારો શબ્દો જાણે છે અને નગરનિવાસી લખતાં વાંચતાં જાણનારા પુરુષોનું તો પૂછવુંજ નહિ. (પરમેશ્વર, દેવતા, જલ, આકાશ, તારા, ગ્રહણ, ઉત્તર, પાતાલ, કમલ, ચંદ્રમા, તિલક, વિવાહ, પિતા, માતા, ગર્ભ, પતિ, એક, હોમ, નદી, સમુદ્ર, ઘટા, તીર, સુખ, દુઃખ, આનંદ, બાલ, અર્થ, ધન, જન, દેહ, મન, સાધુ, રામ, ઘાસ, રથ, કાવ્ય, બાલક, ધર્મ, કર્મ, ગુરુ, મલ, ચિંતા, રોગ, વિપત્, દાન, ઉપકાર, વીર, રાજા, વગેરે શબ્દ કોઈ મૂર્ખ પાસે પણ કહીએ તો તેનો અર્થ સમજવામાં તેને વાર નહિ લાગે.) અને આવા શબ્દ તો હિંદની ભાષાઓમાં ઘણું કરી ઘણા હોય છે. આપરથી આટલું સૂચન થાય છે કે પૂર્વે વેદ ભાષાના બધા શબ્દ હતા, પણ કાલ જતાં ભગવતી પ્રાકૃત ભાષાની પરિવર્તિની –બદલી જનારી શક્તિથી બધાના કંઈ કંઈ આકાર બદલી ગયા છે.

### ભાષામાં ફેરફાર.

તત્વજ્ઞાનનાં શાસ્ત્રોથી એમ સિદ્ધ લગભગ થાય છે કે પ્રકૃતિના પરિણામો ક્ષણ ક્ષણ બદલાય છે. આકાશમંડળમાં દૂર હોવાને લઇને તારાઓ જ્યાં છે ત્યાં ને ત્યાં ભલે જણાતા દેખાય. પરંતુ જ્યોતિષ વિદ્યાથી જોતાં બધું ક્ષણ ક્ષણમાં જુદી જુદી દશામાં ફેરવાય છે. દૂરબીનોથી સૂર્ય જોનાર એવી સાક્ષી આપે છે કે સૂર્ય પણ પોતાની અવસ્થામાં ફેરફાર કરતો જણાય છે. આવડાં વિશાળ પૃથ્વી અને સમુદ્રની દશા આપણી આંખોથી જોઇ શકીએ છીએ. પૃથ્વીમાં જ્યાં એક દિવસ જલ હોય છે ત્યાં બીજે દિને રેતીનો પટ દેખાય છે, અને અનેક જલ જંતુનાં હાડકાં તે રેતીમાં એવાં મિશ્રિત જણાય છે કે તે પરથી જણાય છે કે પૂર્વે ત્યાં અથાગ જલ હોવું જોઇએ. કોઈ સ્થળે સમુદ્ર ફાટે છે અને ત્યાં પૃથ્વી ચઢી આવે છે, અને ક્યાંક પૃથ્વી ફાડી જલધારા નીકળે છે. કોઇ ઠેકાણે ઉંચા ઉંચા પહાડો પડીને પૃથ્વી સાથે મળી જાય છે, અને કોઈ સ્થળે પૃથ્વીમાંથી જબરો જ્વાળામુખી પહાડ અચાનક નીકળી આવે છે. કોઈ ઠેકાણે (હડતાલો પડી.) નગર ઉજડ બની જાય છે, અને કોઈ સ્થલે જંગલમાં મંગલ થાય છે. જેવી રીતે આ પ્રકૃતિસિદ્ધ ભેદ બધી સૃષ્ટિમાં થતા જાય છે, તેવી રીતે તે પ્રકૃતિ પોતાના મનુષ્યો અને હૃદયો પર, શરીરો અને વ્યવહારપર ભેદ બતાવતી રહે છે. જ્યારે આમ છે તો તે પ્રકૃતિ પોતાનું કામ ભાષાપર કરવાનું કેમ છોડશે ? જેમ વાયુ, પાણીના સ્વભાવમાં જેવું તારતમ્ય રહે છે, જેવી ઘટનાઓ થાય છે, જેવું સંઘર્ષણ થાય છે, અને જેવી દશા મુગ્ધ અને મુગ્ધતાની શિક્ષકો અને શિક્ષાના અધિકારની થાય છે તેવી રીતે ભાષાઓમાં પણ ફેરફાર થાય છે.

### ફેરફારનાં કારણ.

ભાષાના ફેરફારનું મુખ્ય કારણ સાંભળી નવાઈ લાગશે. તે એ છે કે નાનાં બાળકો પોતાના તોતળાપણાથી શબ્દોના આકાર બગાડી બોલે છે કારણકે તેમનાં કંઠ તાલુ આદિ દુર્બલ રહે છે અને શ્વાસ, જીભ તથા શબ્દજનક નાડીઓ પર તેઓનો પૂરો કાબુ હોતો નથી તથા સ્મરણશક્તિ, ધારણશક્તિ ઓછી રહેવાથી જે શબ્દ સાંભળવામાં આવે તેનો ઉચ્ચાર

કેમ કરવો તે સમજતાં નથી. આ બાળકોના શબ્દમાં ભૂલ પડતી જોઈ માતાપિતા વગેરે બહુ પ્રસન્ન થાય છે અને તેનું અનુકરણ કંઇને કંઈ તેઓ કરવા લાગી જાય છે. આજ રીતે મૂર્ખજન પણ ભણતર નહી હોવાને લીધે શબ્દભ્રંશ કરે છે અને બીજા તેનું અનુકરણ કરે છે તથા પોતાની પ્રકૃતિ સાથે તેની પ્રકૃતિનો આભાસ કંઈ જૂદુંજ ફલ દેખાડે છે. વિશેષ વિદ્વાન્ લોક હમેશાં એવા યત્નમાં રહે છે કે પુરાણી ભાષા એમને એમ રહે અને બગડે નહિ, તેથી મોટાં મોટાં વ્યાકરણ, અને કોશ બનાવી તેનો પ્રચાર કરી ભાષાને સ્થિર કરે છે. પરંતુ અણુઝ વર્ગના શબ્દોના ભ્રષ્ટ ઉચ્ચાર દિન દિન વધતા જાય છે અને તેથી બનેલા અપભ્રંશ શબ્દોનો એટલો બધો સમુદ્ર થઈ જાય છે કે તેનાં મોજાંથી કેળવાયેલાનાં ઘર પણ તેમાં ડૂબાડે છે. કેળવાયેલાને પણ હરહમેશ તે લોકો સાથે કામ પડે છે અને બોલવું પડે છે અને કોઈ વખત તો પોતાની શુદ્ધ ભાષામાં પણ અપભ્રષ્ટ શબ્દો ઘણા કાલથી પ્રચલિત થયા હોય તે ઘુસી જાય છે. આ રીતે અપભ્રંશોથી વિલક્ષણ ભાષા બની જાય છે.

**ભિન્ન ભાષા.**

જેમ જેમ આ અપભ્રષ્ટ ભાષા અધિકાંશે બોલાતી જાય છે તેમ તેમ તેના ચોક્કસ રૂપાંતરો એટલાં બધા પ્રબલ થઈ જાય છે કે શિક્ષકમંડલ તેનું મૂળ શોધવામાં અશક્ત થાય છે, ત્યારે તે ભાષાને એક જૂદી ભાષા સમજી અર્થાત્ મૂળભાષાનો એક પ્રકાર સમજી તેમાં કાવ્યાદિ રચના થાય છે અને તેના વ્યાકરણ વગેરે રચાતાં તેની યોગ્યસ્થિતિ ચિરસ્થાયી થાય છે.

આ રીતે વ્યાકરણ રચનારા બીજા ઘણા સારા ગ્રંથકર્તાઓ લોક સદા એક ભાષાને સ્થિરરૂપે સ્થાપન કરે તે માટે તેનું મૂળ બાંધે છે, પરંતુ મૂર્ખ વર્ગ તે ભાષાને સ્વચ્છંદરીતિથી નિરંકુશ બોલી બોલી વગર ઇચ્છાએ તેનું રૂપાંતર કરવામાં જબરો શ્રમ લેતા રહે છે. વિદ્વાન્ વર્ગની સંખ્યા થોડી હોય છે તોપણ તેમના લેખ અને સિદ્ધાંતોનું એ મહાત્મ્ય છે કે તેના ઉદ્દેશ્ય સદા રાજમાન્ય થાય છે અને તેમાં રહેલ સંદર્ભ ગામેગામ અને નગરે નગર સોટી મારી મારીને શીખવવામાં આવે છે. અહીં મૂ વર્ગ પાસે સારા લેખો નથી તેમ તેને એવી શ હોતી નથી કે પોતાના ભ્રષ્ટ ઉચ્ચારના ક્રમ બીજ શીખવવા માટે ભારે પ્રયત્ન કરે, પરંતુ પ્રકૃતિ સહાયતાથી એક બીજાના સંઘટ્ટનથી પ્રાયઃ તે ? તના રહેવાસીમાં ઘણોખરો મૂર્ખ વર્ગ હોવાથી તે અપભ્રંશોનો એટલો બધો પરિચય થઈ જાય છે આ પ્રમાણે હમેશાં બોલવા મંડી જાય છે, આ તેથી વિદ્વાનોની લિખિત ભાષા ફક્ત ગ્રંથોમાં ર જાય છે અને સર્વ સાધારણ એવી બોલાતી ભા થોડી થોડી જૂદી અને ફરકવાળી થાય છે.

**કુસંસ્કારોનો પ્રભાવ.**

વિદ્વાનોથી ભાષાનો તો મૂર્ખ ઉપર એટ બધો પ્રભાવ પડે છે કે બુદ્ધિમાન્ સભ્યોના સમ ગમથી તેની સાથે વાતચીત કરતાં પોતાની અપભ્રં ભાષા બોલતાં કોઈ વખત તેઓની શૈલીના બેચ વાક્ય બોલી દે છે અને તેઓની વાતો સમજ લાગે છે; પરંતુ નવી નવી ભાષા અને નવી ન બોલાચાલીથી વાકેફ રહેતા વિદ્વાન્ લોકની એ પ્રણાલી છે કે તેઓ પ્રાયઃ બીજાની બોલચાલ અનુકરણ કરવા લાગે છે અને તેથી ભ્રષ્ટ ભાષા સંસ્કાર તેમનાપર થાય છે. મૂર્ખનું હૃદય એટ બધું સ્વચ્છ નથી હોતું કે જે સભ્ય વિદ્વાનોના એ બે વાક્ય સાંભળીને તે પરથી સાધારણ નિયમ ઉ જાવી ગ્રહણ કરી શકે; પરંતુ વિદ્વાનવર્ગ પણ તેઓ બોલાચાલી સાંભળીને તેના નિયમોના અનુભવી થા છે, પણ કેટલીક વખત મૂર્ખમંડલીના સંગથ વિદ્વાનોને પણ કુસંસ્કાર લાગે છે.

આવી પ્રકૃતિસિદ્ધ ઘટનાને અનુસારે કોઈ સમ વેદભાષાનો પણ આકાર બદલતો ગયો અને તે ભા દેશભેદ તથા કાલભેદથી ભિન્ન થવા લાગી. તે સમ યના વિદ્વાનોએ જોયું કે આ ભેદ તેઓથી રોક શકાય તેમ નથી ત્યારે પોતાની પ્રકૃતિ અનુસાર એ વિચાર કર્યો કે જેટલા ભેદ થઈ ચૂકયા છે તે ભ તેટલાજ રહે, પણ ભેદ વધુ ન થાય તેટલા મા વ્યાકરણદ્વારા તે ભાષાના દૃઢ સંસ્કાર રહે તેમ કર આપવું જોઈએ. ત્યારપછી તેનું વ્યાકરણ થયું.

(એક ભાષાજ્ઞ વિદ્વાનના લેખ પરથી).

# જૂનાં સુભાષિતો.

પયપાની ઉપર મિલે અંતર મિલો ન હીર,
કિં ઉમરાલ નીરહ તજી કીઉ ગહી પીઈસુ ખીર. ૩૨
વાતિ કીઈ કવણ ગુણ જિહાં નવિ મલિઉં મન્ન,
મનવિહુણો પ્રેમરસ, જાણે અલુણો અન્ન. ૪૮
મનુતોલો તનુ રાજવી, હે સખી ! નેહ કેતામણ હોય,
લાંગતે લેખું નહી, ટૂટઈ ટાંક ન હોય. ૪૯

---

દીસઈ વિવિહ ચરિઅં જાણિજ્જઈ સજ્જણ દુજ્જણ વિસેસો,
અપ્પાણં ચ કલિજ્જઈ, હિંડિજ્જઈ તેણ પોહવીએ. ૬૬

---

સુખ ગયાં સવિ સાસરઈ, પીહર ટલીઉં માન,
કંતવિહૂણી ગોરડી, જિહા જાઈ તિહા રાન. ૮૬
હિયડા ! ઝૂર મ મુષ્ટિકર, ઝૂરત નયણે હાણિ,
કવણ સુણેસ્યઈ રાનમાં, રોયું કંઠ પરાણ. ૮૭
દૈવે કીધાં દૂરિ દોહિલું કેતું આણીઈ,
હીયડા કરિ સંતોસ, કરમ લિખ્યું ફલ પાઈઈ. ૮૮

ગોરી તેતો માન કરિ જેતો અંગ સમાય.
જો લખ્યણીયા નહી તો પહરીજ્જઈ પાય. ૨૪૭
ઘરઅં ગણંમિ મસાણં, જત્થ ન દીસતિ ધૂલિધૂ-
સરચ્છાયં,
અડંતિ પડંતિ રડંતડાઇ દો તિન્ન ડિંભાઇ ન
દીસંતિ. ૨૫૫
—ઋદ્ધિચંદ્રકૃત સંસ્કૃત મૃગાંકચરિત્રમ

ભાવણ ભાવઈ હરિણલો, નયણે નીર ઝરંત,
મુનિ વહરાવત કરિ કરી જઇ હું માણસ હુંત.
—સં. ૧૬૬૦ માં દેવવિજયકૃત સં. પાંડવચરિત્ર પૃ. ૪૯૪

કર ધદ્રા નહ પંકુરા સજ્જણ દુજ્જણ હૃથ,
સૂના દેઉલ સેવીઈ, તુજઝ પસાઈ જૂઅ(જૂગાર.)
એજન પૃ. ૧૩૫

સીઅલ ભોઅણ ધૂઅધણુ, રંગ વિહૂણ ઘરવાસ,
માણસ નઈ માયાવિઉં, એ ચિહું કેરી આસ.
એજન પૃ. ૧૬

—તંત્રી

---

# કવિ વીરવિજયના ગુરૂ શુભવિજય.

[ ઐતિહાસિક ટુંક નોંધ લખનાર તંત્રી. ]

[ વીરવિજય મહારાજ વિ. ૧૯મા સૈકાના અંતમાં ઘણા ઉત્તમ પ્રકારના જૈનગૂર્જર કવિ થઇ ગયા. તેમના ગુરૂ શુભવિજય સંબંધી તેમણે પદ્યમાં ' શુભવેલિ ' નામનું કાવ્ય રચેલ છે તેની થોડી નકલ છપાયેલી છે. તેમાંથી સારરૂપે ખાસ નોંધવા જેવી હકીકત અમે નોંધેલી તે નીચે પ્રમાણે છે : ]

શુભવિજય તે જશવિજયના શિષ્ય. મૂળ સોરઠમાં વીરમગામના શ્રીમાલી વણિક કુલના રહિદાસના ભાર્યા રાજકુંવરથી બે પુત્ર નામે મહિદાસ અને કેશવજી થયા. આ પૈકી કેશવજીનો જન્મ સં. ૧૭૮૮ ધનતેરસને દિને. સં. ૧૭૯૯ માં મહિદાસની સગાઇ થઈ. ને કેશવજીને સ્વપ્ન થયું. સં. ૧૮૦૪માં કેશવજી ખંભાત ગયા ને લાડુબાઈને ત્યાં ઉતર્યા. સં. ૧૮૦૬માં વળી ખંભાત આવ્યા. સત્યવિજયજી કે જેના 'વાચક જશ પક્ષી થયા' તે સુરલોકે સિધાવ્યા, તે સત્યવિજયજીના શિષ્ય ક્ષમાવિજય ને ક્ષમાવિજયના શિષ્ય જશવિજય ખંભાતમાં (ત્રંબાવતીમાં) માણેકચોક સમીપે ધર્મશાલામાં રહેતા હતા ત્યાં કેશવજી ગયા. ને તે કેશવજીએ સં. ૧૮૦૬ ચૈત્ર પાંચમે દીક્ષા લીધી ને શુભવિજય નામ રાખ્યું. તે શુભવિજયના ગુરૂભ્રાતા હર્ષવિજય હતા. સુરત ચોમાસું. ત્યાં શુભવિજયે ખાંતિવિજય પાસે યોગ વહ્યા. બે ચોમાસાં સિદ્ધાચલ-ઘોઘા બંદર. પછી ખંભાત ચોમાસું. શુભવિજય, મોહનવિજય પંન્યાસ પાસે પાટણમાં રહી ભણ્યા. સં. ૧૮૨૩માં ગુરૂ (જશવિજય)નો સ્વર્ગવાસ, ખંભાતમાં બે ચોમાસાં. ત્યાં પદ્મવિજય ખંભાત આવ્યા. સિદ્ધાચલ જાત્રા કરી ભાવનગર ચોમાસું કર્યું, સં. ૧૮૨૬. સિદ્ધાચલ ચોમાસું. બે ચોમાસાં લીંબડી, એક ચોમાસું વઢવાણ બે લીંબડીમાં કર્યાં. તિલકવિજય સાથે હતા. પછી રાજનગરમાં દોશીવાડાના ડેલે આવ્યા. સાથે મુનિ ભાણવિજય હતા. પછી પાટણ, વીસનગર, ને પછી ચૈત્ર શુદિમાં વિરમગામ, ત્યાંથી નવાનગર, ખંભાત, સુરત, સિદ્ધાચલ આવતાં ખંભાત. ત્યાં વીરવિજયને દીક્ષા આપી. વીરવિજય સારસ્વતાદિ ભણ્યા. પાંચ વરસ ભગવત્યાદિ અંગોનો ખંભાતમાં અભ્યાસ. પાદરામાં ઉપધાન. વડોદરા વગેરે ગમન. સં. ૧૮૫૭ માં ખેડા ચોમાસું. અમદાવાદમાં સં. ૧૮૬૦ માં ફાગણ શુ. ૧૨ બુધવારે સ્વર્ગવાસ થયો. અને આ શુભવેલી વીરવિજયે ચૈત્ર શુદિ ૧૧ ને દિને રાજનગરમાં રચી.

# પંડિત શ્રી વીરવિજયજીનો ટુંકો પ્રબંધ.

[અમદાવાદના શા. ગીરધરલાલ હીરાભાઈએ 'અથ પંડિત શ્રી વીરવિજયજી મહારાજનો ટુંકો પ્રબંધ' એ નામે એક નાની ૩૨ પાનાંની ચોપડી સં. ૧૯૭૬ માં અમદાવાદના જૈન વિદ્યાવિજય પ્રિંટિંગ પ્રેસમાં કિંમત 'શ્રી' રાખી પોતાના કાકા શા. લલ્લુભાઈ પુંજાસાના શ્રેયાર્થે છપાવી ભેટ તરીકે આપી હતી. આ ચોપડી હાલ મળતી નથી, પણ તેની એક નકલ રા. કેશવલાલ પ્રેમચંદ મોદી વકીલ અમદાવાદ તરફથી અમને પ્રાપ્ત થઈ અને તેનો ફેલાવો વિશેષ થાય તે ઇષ્ટ છે તેથી આ પત્રમાં છાપવામાં આવે તો વધારે સારૂં થશે અને તેમાં પોતાની સંમતિ આપી છે તેથી આમાં પ્રકાશિત કરવામાં આવે છે. શ્રી વીરવિજયજીનો નિર્વાણ રાસ શ્રી જિનવિજયજી સંપાદિત જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંચયમાં પ્રકટ થયો છે તે તેમની સાચી પ્રમાણિક હકીકત પૂરી પાડે છે. આ રાસ અમદાવાદમાં વીરવિજયના ઉપાસરાનાં તેમની તિથિને દિને વંચાય છે ને તે ઉપરાંત તે વખતે તેમના ગુરૂ શુભવિજયના સંબંધી પોતે રચેલ શુભવેલિ પણ વંચાય છે કે જેનો સાર અમોએ નોંધી આ અંકમાં ઉપર આપ્યો છે. આ સર્વ સામગ્રી શ્રી વીરવિજયના સંબંધમાં ઘણો પ્રકાશ પાડશે. **તંત્રી.**]

શ્રી **મહાવીર** પ્રભુના શાસનમાં સંવેગ પક્ષ મુનિ શ્રી **વીર**વિજયજી માહારાજ સાંપ્રત સમયમાં નામાંકિત થયા છે. એમના ચરિત્ર વિશે થોડીક હકીકત એમના ચેલા પંન્યાસ રંગવિજયજીએ કવિતામાં લખેલી છે. વળી શ્રાવક સુબાજી રવસંદભાઇ જેચંદે પુજાઓની નવી આવૃત્તિ છપાવેલી તેમાં એમની (વીરવિજયજીની) કાંઇક હકીકત દાખલ કરી છે. એ બન્ને લેખ, તથા વીરવિજયજીએ પોતાના ગુરૂ શુભવિજયજીના ચરિત્ર બાબત જે બીના કવિતામાં લખી, તેનું નામ **શુભવેલી** રાખેલું છે તેનો આધાર લેઇને તથા મારા જાણવામાં એમના વીશે જે કાંઈ આવેલું છે તે ઉપરથી આ ટુંકો પ્રબંધ હું લખું છું.

૨ ભરતખંડ (હીંદુસ્થાન) ના ગુજરાત દેશમાં અમદાવાદ શહેર છે. જૈન સંપ્રદાયમાં તેને રાજનગર કેહે છે. તેમાં પાનકોરને નાકેથી દીલ્હી દરવાજે જવાના રસ્તા ઉપર શેઠ મગનભાઈ કરમચંદ અને શેઠ ડાહ્યાભાઈ અનોપચંદની વાડીઓ આવેલી છે. તેના વચમાં કોઇકિ ઠેકાણે શાંતિદાસનો પાડો (મેહલ્લો) છે. પ્રથમના વખતમાં એ સ્થળના નજીક ઘીનો કાંટો હતો. એ શાંતિદાસના પાડામાં જગ્નેશ્વર નામે અવદીચ બ્રાહ્મણ અને તેમની સ્ત્રી વીજકોરબાઈ રહેતાં હતાં. તેમને ગંગા નામે દીકરી અને કેશવરામ નામે દીકરો હતો. કેશવરામનો જન્મ સંવત્ ૧૮૨૯ ના આસો સુદ ૧૦ ને રોજ થયો હતો. આશરે ૧૮ વરસના તેઓ થયા તે અગાઉ તેમને દેહગામ પરણાવ્યા હતા. તેમની વહુનું નામ રળીઆત હતું. એ અરસામાં એમના બાપ મરી ગયા હતા. અને તેવામાંજ કેશવરામ અને તેમનાં મા વીજકોરબાઇને કોઈ કારણને લીધે ખટપટ થઈ. તેથી ઘેરથી રીસાઇને કેશવરામ જતા રહ્યા. તેમની ખોળ કરવા વીજકોરબાઈ પોતાની બેહેનને જોડે લઇને અમદાવાદ નજીકના ગામોમાં ફર્યાં પણ કેશવરામની ભાળ મળી નહીં. આથી ધ્રબકના માર્યાં વીજકોરબાઈ કોઈ ગામે મરી ગયાં. અને આ માઠા સમાચાર કેશવરામની બેહેન ગંગાએ ઘેર સાંભળતાંજ મા તથા ભાઈના વિજોગના ધ્રાસકાને લીધે પ્રાણ ખોયા.

૩ અમદાવાદ તરફ આવા દુઃખદાયક બનાવ બન્યા ત્યારે કેશવરામ ધોળેરા નજીક ભીમનાથ ગામમાં કે સિદ્ધાચળ નજીક પાલીતાણામાં મુનિ મહારાજ શ્રી શુભવિજયજીના સમાગમમાં આવ્યા હતા. સંવેગ પક્ષિ મુનિરાજ મહારાજ સત્યવિજયજીની પાટ પરંપરામાં પન્યાસ જસવિજયજી થયા, તેમના ચેલા શુભવિજયજી મહા ગુણવાન હતા. હવે તે સમયમાં કેશવરામને કાંઈ માંદગી થએલી તે શુભવિજયજીની સહા-

યતાથી દૂર થઈ હતી. તેથી શુભવિજયજીના ઉપકાર તળે કેશવરામ આવેલ; એટલે શુભવિજયજીની અનુજ્ઞા લઈ અનુજ્ઞા રાખી તેઓ ઘેર પાછા ના ગયા. પણ શુભવિજયજીની પ્રેરણા પ્રમાણે તેમની સાથે પાલીતાણેથી ખંભાત ગયા; જ્યાં નજીકમાં પાનસર ગામ છે ત્યાં કેશવરામના આગ્રહથી શુભવિજયજીએ તેમને સં. ૧૮૪૮ ના કાર્તક વદમાં શુભ દિવસે દિક્ષા આપી વીરવિજયજી નામ પાડયું. આ ખબર ખંભાત ગઈ. ત્યાંથી સંઘે સામૈયું કર્યું અને સારા આડંબરથી ગુરુ ચેલાને ખંભાતમાં એક પોષધશાળામાં પધરાવ્યા. શુભવિજયજીને પ્રથમના બીજા બે ચેલા ધીરવિજય અને ભાણવિજય નામે હતા.

૪ આસરે પાંચ વરસ લગટ એટલે સંવત ૧૮૫૩ ના જેઠ સુદ ૫ સુધી શુભવિજયજી ખંભાતમાં રહ્યા અને વીર મુનિને સારી પેઠે ભણાવ્યા. એમ લાગે છે કે સંસ્કૃત ભાષા કોઈ અધ્યાપક પાસેથી વીરવિજયજી શીખ્યા હતા. પણ તેના નામ વિગેરેની કશી હકીકત માલમ પડી નથી. શુભવિજયજી મોટા વિદ્વાન હતા. જૈનાગમ વિગેરેનું જ્ઞાન વીરવિજયજીએ તેમના પાસેથી મેળવ્યું હતું. સંવત્ ૧૮૬૦ ના ફાગણ વદ ૧૨ ને રોજ શુભવિજયજી અમદાવાદમાં દેવંગત થયા. તે પેહેલાં ગમે તે સમયે તેમણે વીરવિજયજીને જોગ વેહેવરાવી પન્યાસપદ આપ્યું હતું. વીરવિજયજીનો ખુબ પ્રેમ શુભવિજય ઉપર હતો, ગુરૂની ભક્તિ અને ગુરૂનો વિનય કરવામાં વીરવિજયજીએ મણા રાખી નહોતી. તેમજ શુભવિજયજીનો ભાવ વીરવિજયજી ઉપર બહુ સારો હતો. શુભવેલીમાં વીરવિજયજીએ લખ્યું છે તેમાં નીચેનો દુહો જાણવા જેવો છેઃ—

" એ ગુરુના ગુણ જળનિધિ ॥
મુજ મતિએ ન કહાય ॥
ગુણનિધિ જળનિધિ જળ ભર્યો ॥
ગગ્ગરીમેં ન સમાય ॥ "

૫ શુભવિજયજીની સાથે વીરવિજયજી આશરે ૧૨ વરસ રહ્યા તે દરમીઆન ગુરુ પાસેથી જે જે શીખવા જેવું હતું તે વીરવિજયજી શીખી ગયા હતા. તેમજ જૈનમત અને પરમતનાં ઘણાંક પુસ્તકો ખુબ ધ્યાન દેઇને તેમણે વાંચ્યાં હતાં. જો એમ ના બન્યું હોત તો સંવત ૧૮૬૦ નું વરસ પુરૂં થતાં સુધીમાં એમણે પોતાના કર્મની નિર્જરા થવા અને પરને ઉપકાર કરવા માટે જે નાના મોટા ગ્રંથો કવિતામાં રચીને પોતાની કુશળતા દર્શાવી હતી તે થવું અશક્ય હતું.

૬ નીચે કહેલા નાના મોટા ગ્રંથો સંવત ૧૮૬૦ થતાં સુધીમાં એમણે રચ્યા હતાઃ—

(૧) ગોડીપાર્શ્વનાથજીનાં ઢાળીઆં સં. ૧૮૫૩
(૨) અઠ્ઠાણું બોલનું સ્તવન (આ સ્તવન શુભવિજયજીનું રચેલું છે.) સં. ૧૮૫૫
(૩) સુરસુંદરીનો રાસ સં. ૧૮૫૭
(૪) વીરપ્રભુનું ૩૫ વાણીનું સ્તવન સં. ૧૮૫૭
(૫) અષ્ટપ્રકારી પૂજા સં. ૧૮૫૪
(૬) શુભવિજયજીના અમદાવાદના મુખ્ય શ્રાવકોના નામસૂચક ગુંહળી સં. ૧૮૫૮
(૭) શુભવેલી સં. ૧૮૬૦

૭ દિક્ષા લીધા પેહેલાં વીરવિજયજી બ્રાહ્મણ હતા. તેથી મને લાગે છે કે એમણે કાંઈ પણ વિદ્યાભ્યાસ કર્યો હશે ખરો. અને તેમનું મન પણ કાંઈક કેળવાએલું હશે ખરૂં. તેમજ એમના મન તનની શક્તિઓ સારી અને બુદ્ધિ તીવ્ર હોવી જોઈએ. જો એમ ના હોત તો ઉપર જણાવેલી મુદત સુધીમાં તેઓ સારા કવિ અને ઉપદેશક નિવડવા અશક્ય હતા.

૮ શુભવિજયજી સાથે વીરવિજયજી અમદાવાદમાં આવેલ ત્યારે દોસીવાડાની પોળમાં ડેહેલાને અપાશરે કે લવારની પોળના અપાશરે રહેલા. શુભવિજયજી દેવગત થયા પછી વીરવિજયજી અમદાવાદમાં આવતા ત્યારે કોઈકવાર બીજે અપાશરે રહ્યા હશે પણ જ્યારથી ભઠ્ઠીની પોળમાં અપાશરો થયો ત્યારથી તેઓ ત્યાંજ રહેતા. એ અપાશરો સંવત્ ૧૮૬૫ માં લાલભાઈ કીકુ, ભવાનચંદ ગમાનચંદ, હરખચંદ ફરમચંદ તથા ગલાબચંદ જેચંદ વીગેરે શ્રાવકોએ મળીને બંધાવ્યો હતો.

૯ વીરવિજયજી ગુજરાતના ઘણાક શહેરો તથા ગામોમાં જાત્રા કરવા તથા ઉપદેશ કરવા માટે વખતો વખત ગયા હતા. મેવાડમાં કેસરીઆનાથજીની જાત્રા-કપડવણજવાળા કોઈ સાહુકારના સંઘ ભેળાં તેમણે કરી હતી; ત્યારે કેસરીઆનાથજીનુ તેમણે સ્તવન રચ્યું હતું, તે મેં વાંચેલું છે. પણ હાલ એ સ્તવનનો પત્તો મળતો નથી. આબુજીનું તેમણે સ્તવન રચેલું છે તેથી પંચતીરથની તેમણે જાત્રા કરી હશે એમ લાગે છે પરંતુ એ વીશેનો કાંઈ દાખલો નથી. સંવત ૧૮૯૯ માં અમદાવાદના શેઠ હીમાભાઈ વખતચંદ, હઠીસંધ કેસરીસંધ અને મગનભાઈ કરમચંદે મળી પંચતીરથનો સંઘ મોટા આડંબરવાળો કાઢ્યો હતો તેમાં વીરવિજયને વીનતી કરી સાથે લીધા હતા પણ ગુજરાતની સરહદ બહાર એ સંઘ જઈ શક્યો નહોતો. એમાં કોલેરાના ઉપદ્રવનો ત્રાસ થયાથી પાલનપુર રાજના ગીત્રાસણી ગામે તે પાછો ફરી અમદાવાદ આવ્યો હતો, એ સંઘ ઘણો મોટો હતો અને તેની શોભાનો પાર નહોતો. પણ તેમાં ભંગાણ પડયું ત્યારે તે તાંતર વાંતર થઈ ગયો હતો. જેમ જેને સવડ મળી તેમ ટોળીઓ થઈ ગઈ ને નાઠા. સંઘવીના આશ્રય નીચે બધા રહી શક્યા નહી. વીરવિજયજીના જે પરમ રાગી શ્રાવકો હતા તેમની ટોળી જુદી પડી. તેમાં મારા દાદા પુંજાસા પીતાંબરદાસ સહકુટુંબ હતા. વીરવિજયજીને સાથમાં લેઈ એ ટોળી સહીસલામત અમદાવાદ આવી પહોંચી હતી. જ્યાં એ ટોળીનો મુકામ રસ્તામાં થતો તેના ફરતુ, વીરવિજયજી મહારાજ મંત્રીને જે પાણી આપતા તે છાંટવામાં આવતું. સંઘના લોકને કેટલાક દિવસ સુધી સરકારે રોકી શહેર બહાર રાખ્યા હતા. તેથી લોકોને ઘણી આપદા પડી હતી; ને કાંઈક જણ ઘર ઘર કરતા મરી ગયા હતા. સરકારની સખ્તાઈ છતાં ઘણાક લોકો છાના છપના શહેરમાં પેશી પણ ગયા હતા.

૧૦ વીરવિજયજીની દેશના દેવાની કળા ઘણાજ ઉંચા પ્રકારની હતી. વ્યાખ્યાન વખતે સાંભળનારાઓની ઠઠ જામતી હતી. એમના ઉપદેશથી ઘણા લોકો પોતાનો મત છોડી દેઈ જૈનધર્મી થયા હતા.

સંવત્ ૧૮૭૧ માં અક્ષયનિધિ તપનું સ્તવન વીરવિજયજી સુરત ચોમાસું રહેલા ત્યાં બનાવ્યું હતું, તે વખતે ત્યાંના જતિઓએ કજીઓ મચાવ્યો હતો. વીરવિજયજીના લખાણથી એમ સમજાય છે કે તિ... બાબત કજીઓ થયો હતો. મારા સાંભળવા મુ... જતિઓની રજા વિના વીરવિજયજીએ શ્રાવકોને ઉ... ધાન વેહેવરાવ્યાં તેથી જતિઓએ કજીઓ મચા... હતો. ગમે તેમ હોય પણ જતિઓ કોર્ટે ચડ્યા ... અને તેમાં તેઓ ફાવ્યા નહોતા. આ સંબંધી સ... સ્તર બીનાનો લેખ મળ્યો નથી તેથી વધારે લ... ઉચિત નથી.

૧૧ સંવત્ ૧૮૭૮ માં અમદાવાદમાં ઢુંઢીય... કજીઆથી શ્રાવકોમાં મોટી ઉશકેરણી ફેલાઈ હ... અમદાવાદના ડીસ્ટ્રીકટ જજ સાહેબની કોર્ટમાં સા... દના કોઈ ઢુંઢીયાએ અમદાવાદના વીસાશ્રીમાળી શ્ર... કની નાત ઉપર દાવો કર્યો હતો, કામમાં જજ સાં... ઢુંઢીયા અને તપા પક્ષના વિદ્વાન સાધુ અને શ્ર... કોને બોલાવ્યા હતા, તેમાં વીરવિજયજી હતા. ચો... લેખની ગેરહાજરીમાં આ વીશે વધારે લખવું ... ઠીક લાગતું નથી. મગનલાલ વખતચંદ કેહેતા કે ... કેસનો રીપોર્ટ અંગ્રેજીમાં છપાયો હતો, અને ... વખતે સદર અદાલત સુરતમાં હતી. એ રીપોર્ટ ... આવે તો બધી બીનાનું સ્વરૂપ સમજાય.

૧૨ મુંબાઈવાળા શેઠ મોતીશાએ શત્રુંજયના ડુ... ઉપર નવી ટુંક બંધાવેલી તેની અંજનશલાકાનો ... છવ સંવત્ ૧૮૯૩ માં થયો હતો. વળી શેઠ હઠી... કેશરીસીંધે અમદાવાદમાં દીલ્હી દરવાજા બહાર ... બાવન જિનાલયી મોટું દેહરૂં બંધાવેલું તેની અંજ... શલાકાનો ઓછવ સંવત્ ૧૯૦૩ માં થયો હતો. બન્ને મોટા ઓછવોમાં પ્રતિષ્ટાનો વિધિ કરાવવા વીરવિજયજી અગ્રેસરી હતા. અને તેમની અનુમ... મુજબ બધું કામ થયું હતું. એ બન્ને ઓછવો... શોભા અને સઘળી હકીકતનુ વર્ણન વીરવિજયજી તેનાં ઢાળીયાં તેના તે વખતે રચીને કાયમ રાખેલ...

૧૩ સંવત્ ૧૯૦૫ ની સાલમાં ઉભી સોરઠ એટલે સિદ્ધાચળ અને ગીરીનારનો સંઘ અમદાવાદ

નગરશેઠ હીમાભાઈ વખતચંદની હયાતીમાં તેમના પુત્ર શેઠ પ્રેમાભાઇએ કહાડ્યો હતો તેના ભેગા વીરવિજયજી ગયા હતા. એ સંઘનાં ઢાળીયાં પણ તેમણે તેની તે વખતે રચીને સંઘની શોભા અને હકીકત જીવતી રાખી છે.

૧૪ વીરવિજયજીના ગ્રંથોથી તેમની વિદ્વત્તા અને કવિતા કરવાની શક્તિ પ્રદર્શિત થાય છે. એમની રચેલી પૂજાઓ ઠેર ઠેર હમેશાં ગવાય છે. એમના ગ્રંથોમાં નીતિ ધર્મનું શિક્ષણ બહુ સારી રીતે આપેલું છે; અને તે મનોજ્ઞ અને આનંદદાયક હોવાથી બહુ વાહાલું લાગે છે. બાળકને પુછીએ કે દરીઓ કેવડો, તો તે પોતાની વામ મોહોળી કરીને તેનું માપ બતાવે છે તેમજ વીરવિજયજીની આવડતની પરીક્ષા કરનારને જેનું જ્ઞાન હશે તેરી તે પરીક્ષા કરશે. વીરવિજયજીની વાણી, ગુજરાતી ભાષા એકલી જાણતો હોય તેને, મીરપ્રભુની વાણીનું ભાન કરાવવાને આ સાંપ્રત સમયમાં ઘણી ઉપયોગી છે, એટલુંજ નહીં પણ કવિ અને પંડિતાઈનું માન મેળવવાની હંશ ધરાવનારને પણ સારા નમુના તરીકે ગ્રહણ કરવા લાયક છે. મારાથી બની શકે તે મુજબ મેં વીરવિજયજીના લેખોનાં નામ એકઠાં કર્યાં છે અને તેની ટીપ મેં પરિશિષ્ટમાં દાખલ કરી છે. દીલગીરીની વાત છે કે એમના રચેલા તમામ ગ્રંથો—બલકે થોડા પણ, એમનો પુસ્તક ભંડાર જે કે ભઠીની પોળના અપાશરામાં છે તેમાં નથી.* એમણે જે પરચુરણ સ્તવનો–ગુંહલીઓ વિગેરે રચેલ તેનો સમાવેશ એક પ્રતમાં કરેલો હતો તેનુ નામ તેમની હેઆતીથીજ સ્તવનાવળી પાડેલું. એ સ્તવનાવળીમાં જે જે કડણ છે તેનો ટબો પોતે કરેલો છે પણ એવા ટબાવાળી પ્રત હાલ મળતી નથી. એ સ્તવનાવળી પ્રસિદ્ધ થયા પછી જે સ્તવન વિગેરે એમણે રચેલાં છે તેમાંના કોઈ કોઇ મારા જાણવામાં આવ્યાં તેના નામ મેં ટીપ અંદર દાખલ કર્યાં છે. સુરસુંદરીનો રાસ, ધમ્મીલ કુંવરનો રાસ, ચંદ્રશેખરનો રાસ અને પ્રશ્નચિંતામણી એ ચાર મોટા ગ્રંથો એમણે રચેલા છે. તેમાં પહેલા ત્રણે ગુજરાતી કવિતામાં છે અને ચોથો ગ્રંથ સંસ્કૃત ગદ્યમાં છે એમની પૂજાઓમાં ચોસઠપ્રકારની પૂજા સૌથી મોટી છે અને તે અનોપમ છે. કર્મગ્રંથ આવડના હોય, તેનાથી એ બરોબર સમજાય તેવી છે. પૂર્વે વીરવિજયજી પ્રત્યે જેમને બહુ ભાવ નહોતો એવા સખસોએ ચોસઠપ્રકારની પૂજા કર્મગ્રંથ ભણ્યા પછી વાંચી ત્યારે તેમને વીરવિજયજીની કાબેલીઅતની પ્રતિત થઇ હતી.

* લેખકે આ છપાયા પછી પ્રસ્તાવનામાં જણાવ્યું છે કે "પરંતુ આ પ્રબંધ રચાયા પછી તેમના ઘણા ખરા ગ્રંથો એકઠા કરી તે ભંડારમાં રાખવામાં આવ્યા છે સંવત્ ૧૯૬૬ ના આસો સુદ ૧૧ રવિવાર તા. ૨૩ માહે અક્ટોબર સને ૧૯૨૦ અમદાવાદ.

૧૫ રંગવિજયજીએ પોતાના ગુરૂ વીરવિજયજીની જે હકીકત લખી છે તેમાં વીરવિજયજીના અમદાવાદના મુખ્ય ભાવિક શ્રાવક અને શ્રાવિકાનાં નામ આપ્યાં છે તે આ પ્રમાણે છેઃ—શેઠ પ્રેમાભાઇ હીમાભાઈ, શેઠ ભુરાભાઇ (મોતીચંદ), દલીચંદ ભવાનચંદ, હીરાભાઇ પુંજાસા, ઉમાભાઈ રૂપચંદ, અને ત્રીકમદાસ નથુભાઈ તથા શેઠ હઠીસંઘ કેશરીસંઘની વિધવા શેઠાણી હરકુંવરબાઈ.

૧૬ સંવત્ ૧૯૦૮ ના શ્રાવણ માસમાં વીરવિજયજીને માંદગી થઈ. સંઘના લોકોએ એમની ઘણી વૈયાવચ્ચ કરી; અને દવા પણ બહુ કરી પરંતુ આરામ થયો નહીં. છેવટે ભાદરવા વદ ૩ ને ગુરૂવારે પાછલા પોહોરે તેઓ દેવગત થયા. આ સમાચાર અમદાવાદમાં ફેલાતાં તમામ શ્રાવક મંડળમાં અત્યંત શોક વ્યાપી ગયો. લોકોનાં ટોળે ટોળાં એમનાં શરીરનાં દર્શન કરવાને ગયાં. બીજે રોજ શહેરમાં હડતાલ પડી અને હજારો શ્રાવકો ભઠીની પોળમાં અપાસરે ભેળા મળ્યા. રાત્રે તાસથી મઢેલી શોભાયમાન શિબિકા તૈયાર કરાવેલી તેમાં વીરવિજયજીના શરીરને મુનિવેશ સહિત પદ્માસને પધરાવ્યું. પછી નાણાં ઉછાળવા અને ધુપની ઘટા સાથે શિબિકાને ચૌટા વચ્ચે થઇને સાબરમતી નદી ઉપર દુધેશ્વરને આરે લેઈ જવામાં આવી. ઉભે રસ્તે બન્ને બાજુએ હજારો લોકો વીરવિજયજીનાં છેલ્લાં દર્શન કરવાને કોઈ બેઠા કોઇ ઉભા હતા. શિબિકાની સાથે હજારો શ્રાવકો ચાલતા હતા અને એકઠા મળેલ લોકોમાં ભાગ્યેજ કોઇની

આંખ આંસું વિનાની રહી હશે. ચંદન વિગેરે કાષ્ટની રચેલી ચિતામાં જે વખતે શિબિકા પધરાવી તે વખતનો દેખાવ ઘણોજ ગંભીર અને કરૂણાજનક હતો. હજારો શ્રાવકોની આંખમાંથી આંસુ ધારાઓ વહેતી હતી.

૧૭. સંવત્ ૧૯૦૯ ના માહા સુદ ૬ ને સોમવારે વીરવિજયજીનાં પગલાં સંઘે-અમદાવાદમાં ભઠીની પોળના અપાશરાની વાડીમાં એક થુભ બંધાવીને તેમાં સ્થાપ્યાં. તે વખતે આશરે પંદર દિવસ સુધી-સ્વામીવછળ સાથે સારો એશ ઓછવ ચાલ્યો હતો.

૧૮ વીરવિજયજીની તિથિને દીવસે હર હમેશ માણેકચોકમાં હડતાલ પડે છે. અને ભઠીની પોળનાં અપાશરે ઘણા શ્રાવક શ્રાવિકાઓ પોસા કરે છે અને વ્યાખ્યાનમાં વીરવિજયજી અને શુભવિજયજીનો એહવાલ વંચાય છે અને થુભમાં આંગી રચાવવામાં આવે છે. અને બીજે દીવસે પૂજા ભણાવવામાં આવતાં પોસાતી જમાડવામાં આવે છે.

૧૯ કવિ દલપતરામ ડાહ્યાભાઇએ વીરવિજયજીની રચેલી શુભાભદ્રની શીયળવેલ વાંચીને વીરવિજયજીના કવિપણા માટે ઘણો સારો અભીપ્રાય બતાવ્યો હતો.

૨૦ એકવાર તપગચ્છના શ્રીપૂજ્ય દેવેંદ્રસૂરિએ વીરવિજયજીને ઉપાધ્યાયની પદવી આપવાને મરજી બતાવી પણ વીરવિજયજીએ નમ્રતાપુર્વક એવો જવાબ દીધો કે " હું એ પદવીને લાયક નથી. "

૨૧ એકવાર કોઈ ગામનો શ્રાવક આનંદઘનજી મહારાજના પદોનો અર્થ આનંદઘનજીના હેતુ પ્રમાણે કરે છે એવી વાત વીરવિજયજીને કોઇએ કહી ત્યારે તેઓ એવું બોલ્યા કે-પદનો અર્થ વિદ્વાન્ માણસ કરી શકે પણ કર્ત્તાના હેતુ મુજબ કરે છે એની ખાત્રી થાય નહી. બીજે રોજ એ શ્રાવકને વીરવિજયજીએ " શહેજાનંદી શીતળ સુખ ભોગીતો " એ પદથી શરૂ થએલુ પોતાનું બનાવેલું સ્તવન અર્થ કરવા આપ્યું. પેલા શ્રાવકથી એ સ્તવનનો અર્થ થઈ શક્યો નહી, એટલુંજ નહી પણ કીયા પ્રભુનું એ સ્તવન છે તે પણ તે બતાવી શક્યો નહી. પછી તેને વીરવિજયજીએ કહ્યું કે-" મારા રચેલા સ્તવનનો તમે અર્થ પણ ના કરી શક્યા તો-મારા હેતુની વાતતો તમારા સમજવામાં આવેજ શેની ? અને એજ રીતે આનંદઘનજીના પદનો અર્થ તમારી બુદ્ધિ અનુસારે તમે કરો ખરા, પરંતુ કર્તાના હેતુ મુજબ તમે એ અર્થ કર્યો છે એમ મનાય નહી.'

૨૨ ઉપરની ત્રણે વાતો* મગનલાલ વખતચંદને મોહોડેથી મેં સાંભળી હતી. તેઓ વીરવિજયજીના પરમ રાગી હતા અને એમના ચરિત્રની હકીકત સારી પેઠે જાણતા હતા એટલુંજ નહી પણ તે તેમણે લખી પણ હતી પરંતુ તે હવે હાથ આવતી નથી.

૨૩ મુનિરાજ મહારાજ વીરવિજયજી એક રત્નપુરૂષ અને સારા રસીલા કવિ હતા. એમની કવિતામાં પદ લાવણ્યતા ઘણી સરસ છે; અને વાંચનારના ચિત્ત રંજન કરી નાંખે છે.

૨૪ વીરવિજયજીને સંસ્કૃત-માગધી ( પ્રાકૃત ) અને ગુજરાતી ભાષાઓનું જ્ઞાન ઉત્તમ પ્રકારનું હતું. જૈન શાસ્ત્ર અને બ્રાહ્મણ શાસ્ત્રના તેઓ ઉંડા અભ્યાસી હતા. આગમ વિરૂદ્ધ એમણે પ્રરૂપણા કર્યાનું જણાયું નથી. એમના ગ્રંથોમાં સૂત્ર સિદ્ધાંત અને પ્રમાણિક પુરૂષોના વચનની સાખ્યો (સાક્ષીઓ) જરૂર પડે ત્યાં આપેલી છે. અને એ સાખ્યો ઉપરથી તુલના થઈ શકે છે કે એમણે ઘણા ઘણા ગ્રંથો વાંચેલા હતા. વિશેષાવસ્યકની મોટી ટીકા એમણે સભા સમક્ષ વ્યાખ્યાનમાં વાંચી હતી. અને તે વખતના શ્રોતાઓમાં કેટલાક સારી બુદ્ધિવાળા અને જૈનાગમના વાકેફગાર હતા તે વીરવિજયજીના જ્ઞાનની પ્રશંસા કરતા. વીરવિજયજી દીર્ઘ દૃષ્ટિવાળા અને વિશાળ વિચારના હતા. ખરેખાત તેઓ ગીતાર્થ હતા. સંઘમાં જઘડા રગડા પડે એવું કામ એમના હાથે થયું નથી. પૂર્વાચાર્યોની નીતિ રીતિ એમણે જાળવી રાખી હતી. એમની કારકીર્દીમાં મોટા મોટા ધર્મના કામ કરનારા શ્રીમંત શ્રાવકો એમની સલાહ બહુ કીમતી ગણીને

* આ મગનલાલ વખતચંદે અમદાવાદનો ઇતિહાસ લખી શિલાછાપમાં છપાવ્યો હતો તેની એક નકલ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની લાયબ્રેરીમાં છે. તંત્રી જૈનયુગ.

એમની તરફ પૂર્ણ પૂજ્યભાવ રાખતા હતા. વીરવિજયજીના સહકાળીક નામાંકિત પંડિત અને કવિ રૂપવિજયજી હતા. એ બન્ને એક બીજાના પ્રતિસ્પર્ધિ હતા ખરા; પણ બન્ને વિદ્વાન હોઇને એક બીજા તરફ વિવેક અને મર્યાદાથી વર્તતા હતા. વિચારધાથી મને એમ લાગે છે કે એ બન્ને મહાન પુરૂષોની પ્રતિસ્પર્ધાએ જૈન મંડળને ઘણો લાભ કર્યો છે. કોઈ જાતની ગ્રંથ રચના વીરવિજયજીની પ્રસિદ્ધ થઈ કે રૂપવિજયજીએ જાણે નવો ગ્રંથ બહાર પાડયોજ છે. આમ ઘણી ફેરાં બન્યું હતું. આ બંને પંડિતો પૂજાઓ વિગેરે ઓછવના પ્રસંગે અચાનક એકઠા મળતા તો ભ્રાતૃભાવથી વર્તતા. અને તેથી બહુ રળીઆમણું દેખાતું. અલ્પજ્ઞ સાધુ વિગેરે જેમ એક બીજાની અદેખાઈ કરે છે તેમ આ બન્ને પંડિતોએ કર્યું નથી.

મુનિ નેમસાગરજી મહારાજ જ્યારે પ્રસિદ્ધિમાં આવ્યા ત્યારે અમદાવાદ, પેથાપુર, મેસાણા, વીસનગર, વડનગર વિગેરે સ્થળના શ્રાવકોમાં બે તડ ઉભા થયા જેવું બન્યું હતું, એ મહારાજની પ્રકૃતિ બોલવામાં આકળી હતી અને તેઓ વીરવિજયજી વિગેરે સંવેગ પક્ષના કેટલાક સાધુઓનું જેમ તેમ ઘસાતું બોલતા તેથી એવો માઠો બનાવ શ્રાવક મંડળમા થયો હતો. હાલ તો એ નેમસાગરજી સંબંધીનું કાઇ દેખાતું નથી. નદીએ પુર આવ્યું અને વહી ગયું. એ વખતની બધી કહાણી યથાસ્થિત કહેવા જેવા સાધન નથી તેમ કહેવામાં માલ પણ નથી. નેમસાગરજી મહારાજના મુખ્ય ચેલા રવીસાગરજી મહારાજને એકવાર આ સંબંધી બધી બીના સંભળાવવા મેં વિનંતિ કરેલી ત્યારે પોતે ના કહી અને વધારે એમ કહ્યું કે ઢાંકયો અગ્નિ ઉઘાડવામાં કાંઈ સાર નથી. નેમસાગરજી મહારાજે જે કેટલીક બાબતોમાં ચાલતી રીતીથી ઉલટું ચલાવેલું તે વિશે વીરવિજયજી કહેતા કે તે નભવાનું નથી અને ખરે તેમજ બન્યું છે. આ બિના સુબાજી સ્વચંદભાઈ જેચંદના કહેવાથી હું જાણું છું.

૨૫ વીરવિજયજી મહારાજે બ્રાહ્મણ ધર્મ છોડી પોતાનો જન્મારો સફળ કર્યાની સાથે શ્રી મહાવીર પ્રભુનું શાસન દીપાવ્યામાં મણા રાખી નથી; અને ભવી પ્રાણીઓના લાભને અર્થે બહુ કીમતી વારસો પોતે મુકી ગયા છે. એ વારસો એમના અમૂલ્ય ગ્રંથોમાં સંક્રમેલું શ્રીકાર જ્ઞાન છે. તા૦ ૨૮ ઓકટોબર સને ૧૯૦૮ સંવત્ ૧૯૬૫ ના કાર્તિક સુદ ૩ વાર બુધ. મુકામ અમદાવાદ.

ગિરધરલાલ હીરાભાઈ.

---

## પરિશિષ્ટ ૧.

### શ્રી વીરવિજયજી મહારાજના રચેલા ગ્રંથો જેમાં સંવત છે તે.

૧ શ્રી ગોડીપાર્શ્વનાથજીનાં ઢાળીઆં. ત્રંબાવતિ (ખંભાત) સંવત ૧૮૫૩ જેઠ સુદ ૫ સોમવાર
૨ અઠાણું બોલનુ સ્તવન સં. ૧૮૫૫ માગસર વદ ૧૦
૩ વીરપ્રભુનું ૩૫ વાણીનું સ્તવન સં. ૧૮૫૭ આસો વદ ૦))
૪ સુરસુંદરીનો રાસ રાજનગર–અમદાવાદ સં. ૧૮૫૭ શ્રાવણ સુદ ૪ ગુરૂવાર.
૫ શુભવિજયજીના અમદાવાદમાં શ્રાવકનાં નામસૂચક ગુંહળી સંવત ૧૮૫૮ અસાડ સુદ ૧૪ થી તે સંવત ૧૮૫૯ ના કારતક સુદ ૧૪ ના વચેના સમયમાં રચેલી.
૬ અષ્ટપ્રકારી પૂજા. રાજનગર સં. ૧૮૫૮ ભાદરવા સુદ ૧૨ ગુરૂવાર
૭ નેમનાથજીનો વિવાહલો. રાજનગર સં. ૧૮૬૦ ના પોસ વદ ૮
૮ શુભવેલી–રાજનગર. સં. ૧૮૬૦ ચૈતર સુદ ૧૧
૯ સ્થુલીભદ્રની શીયલવેલ રાજનગર સં. ૧૮૬૨ પોસ સુદ ૧૧ ગુરૂવાર
૧૦ દશાર્ણભદ્રની સઝાય. લીંબડી સંવત ૧૮૬૩ ગેરતેરસ ગુરૂવાર પોસ સુદ ૧૩
૧૧ ચોમાશી દેવ. રાજનગર સં. ૧૮૬૫ અસાડ સુદ ૧
૧૨ અક્ષયનિધિ તપનું સ્તવન. સં. ૧૮૭૧ શ્રાવણ વદ
૧૩ સિદ્ધાચળનું સ્તવન સં. ૧૮૭૩

૧૪ ચોસઠ પ્રકારી પૂજા. રાજનગર સં. ૧૮૭૪ અક્ષયત્રીજ વૈશાક સુદ ૨
૧૫ શંખેશ્વર પાર્શ્વનાથનું સ્તવન. સં. ૧૮૭૭ માગસર વદ ૧
૧૬ શંખેશ્વર પાર્શ્વનાથનું સ્તવન. સં. ૧૮૭૮ ફાગણ વદ ૧૩
૧૭ પીસ્તાળી આગમની પૂજા. રાજનગર સં. ૧૮૮૧ મૌન અગીઆરસ માગસર સુદ ૧૧
૧૮ અધ્યાત્મસારનો ટબો. સં. ૧૮૮૧ ચૈતર સુદ ૧૫
૧૯ વિમળાચળનું સ્તવન નવાણું જાત્રાનું. સં. ૧૮૮૪ મહા સુદ ૧૧
૨૦ બાર વ્રતની પૂજા. રાજનગર સં. ૧૮૮૭ આસો વદ ૦))
૨૧ શેઠ મોતીસાના મુંબઈના ઢાળીયાં. સં. ૧૮૮૮ આસો સુદ ૧૫
૨૨ પંચકલ્યાણક પૂજા. રાજનગર સંવત ૧૮૮૯ ત્રીજ વૈશાક સુદ ૩
૨૩ શેઠ મોતીસાની અંજનસિલાકા. શેત્રુંજાનાં ઢાળીયાં સંવત ૧૮૯૩
૨૪ ધમ્મિલ કુંવરનો રાસ. રાજનગર સં. ૧૮૯૬ શ્રાવણ સુદ ૩
૨૫ મહાવીરસ્વામીનુ ૨૭ ભવનું સ્તવન સં. ૧૯૦૧ શ્રાવણ સુદ ૧૫
૨૬ ચંદ્રશેખરનો રાસ. રાજનગર સંવત ૧૯૦૨ આસો સુદ ૧૦
૨૭ શેઠ હઠીસંઘ કેસરીસંઘની અમદાવાદની અંજનશલાકાનાં ઢાળીયાં. સંવત ૧૯૦૩
૨૮ શેઠ પ્રેમાભાઈ હીમાભાઈના ઉજી સોરઠના સંઘનાં ઢાળીયાં. સં. ૧૯૦૫ માહા સુદ ૧૫ બુધવાર
૨૯ કુરણીકનું સામૈયું.
૩૦ પ્રશ્ન ચિંતામણી. (સંસ્કૃતમાં)

**સમજુતી**—ઉપર રાજનગર વગેરે શહેરોનાં નામ લખ્યાં છે, ત્યાં એ ગ્રંથ પૂરો રચાયેલા અને જે સંવત છે, તે ગ્રંથ પુરો થયાનો સમજવાનો છે.

---

## પરિશિષ્ટ ૨.

### શ્રી વીરવિજયજી મહારાજનાં રચેલાં પરચુરણ સ્તવનો વિગેરેની અનુક્રમણિકા—અને જેના અંતે સંવત નથી તે સઝાયો.

૧ શ્રી ગણધરની સઝાય—સ્તવનાવળી ગીરધરલાલની લખાવેલી તેનું પાનું ૧ ગાથા ૭
૨ દસ શ્રાવકની સઝાય ગાથા ૯ પાનુ ૧૫
૩ સદરહુ ગાથા ૯ પાનુ ૧૫-૧૬
૪ સહેજાનંદી આત્માની સઝાય. ગાથા ૧૧ પાનુ ૨૧-૨૨
૫ વૈરાગની સઝાય-"સુણુ સોદાગર બે દીલકી બાત હમેરી"—ગાથા ૬ પાનુ ૨૩-૨૪
૬ મુહપતીનાં ૫૦ બોલની સઝાય ગાથા ૬ પા. ૨૪-૨૫
૭ સમકીતની સઝાય—ગાથા ૧૧ પાનુ ૩૦ "સમકિતના પંચ ભેદ એ, સુણજ્યો સજ્જન લોકરે"
૮ સામાયકના ૩૨ દોષની સઝાય ગાથા ૯ પાનુ ૪૯-૫૦ "શુભ ગુરૂ ચરણે નામી સીસ"
૯ મિચ્છા દુક્કડ સઝાય ગાથા ૧૪ પાનુ ૫૯-૬૦ "ગુરૂ સનમુખ રહી વિનય વિવેક"
૧૦ રહેનેમી સઝાય ગાથા ૧૩ પાનુ ૬૨-૬૩ "રહેનેમી રાજુલ દીયર ભોજાઈ"

### ચૈત્યવંદન.

૧ માહાવીરસ્વામીનું ચૈત્યવંદન ગાથા ૩ પાનુ ૧-૨ "વર્ધમાન જગદીસરૂ"
૨ ચૌદસે બાવન ગણધરનું ચૈત્યવંદન ગાથા ૬ પાનુ ૧૭-૧૮ "ગણધર ચઉરાસી કહ્યા"
૩ સિદ્ધાચળ ચૈત્યવંદન ગાથા ૭ પાનુ ૩૨ "સિદ્ધાચળ શિખરે ચઢી"
૪ બાવન જિનાલય ચૈત્યવંદન ગાથા ૩ પાનુ ૬૨ "શુદિ આઠમ ચંદ્રાનન"
૫ પજુસણ ચૈત્યવંદન ગાથા ૯ પાનુ ૬૩ "પર્વ પજુસણ ગુણનિલો"

### સ્તવન.

૧ શ્રી સીમંધર જિન સ્તવન ગાથા ૧૨ પાનુ ૬ "ગુણનિધિ સાહેબ વંદીએ"

૨ સદરહુ ગાથા ૮ પાનુ ૧૦ "ગુણુ અનંત અનંત બિરાજે"
૩ ચોત્રીસ ૩૪ અતિશયાન્વિત સીમંધર જિન સ્તવન ગાથા ૧૫ ઢાળ ૩ કળસ પાનું ૧૯-૨૦ "સીમંધર તુજ મિલને"
૪ શ્રી સીમંધર જિન સ્તવન ગાથા ૮ પાનુ ૧૦ "ધ્યાનમાં ૩ રે જિનરાજ લિયા મે ધ્યાનમાં"
૧ સિદ્ધચક્ર સ્તવન ગાના ૧૧ પાનુ ૭-૮ "અતિશય ચઉતિસ શોભતા"
૨ સદરહુ ગાથા ૧૦ પાનુ ૮ "સકળ સુરાસુર વંદ નમીજે"
૧ સિદ્ધનું સ્તવન ગાથા ૫ પાનુ ૩૦ "સિદ્ધ જગત શિર શોભતા"
૧ શ્રી રીખવદેવ સ્તવન ગાથા ૫ પાનું ૮-૯ "નાભિનરેંદનો નંદન વંદિએરે"
૨ સદરહુ-ગાથા ૭ પાનુ ૩૫-૩૬ "ઉભો રહેને હો જીઉરા"
૧ સિદ્ધાચળજીનું સ્તવન ગાથા ૧૧ પાનુ ૨૮ "જિતારી અભિગ્રહ લીધો" સંવત ૧૮૭૩ ના માગશર વદ ૧૩ ને રોજ જાત્રા કર્યા મતલબનુ સ્તવન છે
૨ સિદ્ધાચળજીનું સ્તવન ગાથા ૯ પાનુ ૪૯ "મન તનના મેળા કરી લેજો"
૩ સિદ્ધાચળજીનું સ્તવન ગાથા ૧૧ પાનુ ૫૬-૫૭ "શીતળ વર સિદ્ધાચળ છાયા"
૧ સિદ્ધાચળજીનું સ્તવન ગાથા ૧૫ ગીરધરલાલના બાપ હીરાભાઈના હાથની લખેલી ચોપડીમા પાને ૪૫૦ "વિવેકી વિમળાચળ વસીએ"
૨ સદરહુ ગાથા ૯ સદર પાનુ ૪૫૯ "સુહંકર સિદ્ધાચળ શેરી"
૩ સદરહુ ગાથા ૭ સદર પા. ૪૬૩ "વિમળાચળ વિમળા પાણી"
૧ શ્રી સંભવજિન સ્તવન ગાથા ૫ પાનુ ૨૩ સ્તવનાવળીનું "મનમોહન લાગે છેલડીજી"
૧ શ્રી સુવિધિનાથજીનું સ્તવન ગાથા ૧૧ પાનુ ૨૧ સદર "ગુણવંત સલુણા સ્વામી"
૧ શ્રી વિમળજિન સ્તવન ગાથા ૮ પાનુ ૬૧ સ્તવનાવળીનું "સ્વામી વિમળ વિમળજિન નામે" ('સારંગ' શબ્દ આ સ્તવનમાં ઘણા છે)
૧ શ્રી શાંતિજિન સ્તવન ગાથા ૯ પાનુ ૧૭ સદર "તુમ દેખત અમ આસ્ય ફલીરી"
૧ શ્રી નેમી ગીત ગાથા ૩ પાનુ ૨૬ સદર "શ્રી નેમીનાથ વદનકી શોભા"
૨ સદરહુ ગાથા ૭ પાનુ ૨૬ સંદર "તોરણ આઇ કર્યું ચલેરે"
૩ સદરહુ સ્તવન ગાથા ૭ પાનુ ૩૦-૩૧ સદર "સુણો સખિ સજ્જન ના વિસરે"
૪ સદરહુ સ્તવન ગાથા ૮ પાનુ ૩૪ સદર "સખી શ્રાવણની છટ ઉજળી"
૫ સદરહુ સ્તવન ગાથા ૯ પાનુ ૩૫ સદર "દરસન દીઠે દીલડાં ઠરિયાં"
૬ સદરહુ સ્તવન ગાથા ૯ પાનુ ૫૮ સદર "પિઉજી ચાલ્યા પાછા વળીરે"
૭ સદરહુ સ્તવન ગાથા ૯ પાનુ ૬૧-૬૨ સદર "મત જાઓ મત જાઓ મત જાઓ રાજ"
૧ શ્રી પાર્શ્વનાથજી સ્તવન ગાથા ૬ પાનુ ૨૨-૨૩ સદર "મન મીઠડી મુરતી પ્યારી વશાયા"
૨ સદરહુ ગાથા ૯ પાનુ ૫૭ સદર "હીતકર પાસ જિનેસર દેવ સેવકરણ મન ઉલસ્યો"
૩ શ્રી સંખેશ્વર પાર્શ્વનાથનું સ્તવન ગાથા ૯ પાનુ ૪૦-૪૧ સદર "સહજાનંદિ શીતળ સુખ ભોગી તો, હરિ દુખ હરિ ઇશિતાવરી"
૪ શ્રી સંખેશ્વર પાર્શ્વનાથનું સ્તવન ગાથા ૭ પાનુ ૪૮ સદર "સારકર સારકર સ્વામી સંખેશ્વરા"
૫ ભાભાપાર્શ્વનાથનું સ્તવન ગાથા ૬ પાનુ ૧૦-૧૧ સદર "જ્ઞાનાગર અરિહા શંભુ નિરિહા"
૬ ગોડીપાર્શ્વનાથનું સ્તવન ગાથા ૫ પાનુ ૧૧ સદર "વામાનંદન જિનવર ગોડી"
૭ શ્રી ચિંતામણ પાર્શ્વનાથનું સ્તવન ગા૦ ૭ ગીરધરલાલના બાપ હીરાભાઇના હાથની લખેલી ચોપડીમા પાને ૭૪૮ (સંવત ૧૮૬૯ ના શ્રાવણ સુદ ૧૨ નુ લખેલુ તે ઉપરથી ઉતારેલુ

એવુ હીરાભાઈએ નુધી રાખેલુ છે ) "પ્રેમે ગાવોરે શ્રી ચીંતામણ પાસ"

૧ શ્રી વીરજિન સ્તવન ગાથા ૫ પા૦ ૧૩-૧૪ સ્તવનાવળીનું "રસિયા શ્રી અરિહંત પ્રભુ ભગવંત નમોસ્તુ તેરેલો"

૨ શ્રી વીરજિન સ્તવન-આમલકી ક્રીડાનુ ગાથા ૯ પા૦ ૩૬ "માતા ત્રિસલા નંદ કુમાર"

૩ શ્રી વીરજિન સ્તવન-જન્મ કુંડળીનું ગાથા ૧૦ પા૦ ૪૮-૪૯ "સેવધિ સંચ ઉધેરિયા"

૪ શ્રી વીરજિન સ્તવન-દીવાળીનું ગાથા ૭ પા૦ ૬-૭ "જય જિનવર જગ હિતકારીરે"

૫ સદરહુ સદર ગાથા ૭ પા૦ ૭ "સકળ સુરાસુર સેવિત સાહેબ"

૬ શ્રી વીરજિન સ્તવન-પીસ્તાળીસ આગમનુ ગાથા ૧૫ પા૦ ૧૪-૧૫ "મુજ વંદન નંદન ત્રિશલારો"

૭ શ્રી વીરજિન સ્તવન-સમોસરણનું ગાથા ૧૫ પા૦ ૫૮-૫૯ "દરશને નયન ઠરાવજો જિણંદજી"

૧ સાધારણ આંગી વર્ણન સ્તવન ગાથા ૫ પા૦ ૯-૧૦ "આંગી ચંગી આજની સુખ લહિએરે"

૨ વૈરાગનું સ્તવન ગાથા ૬ પા૦ ૨૯-૩૦ "કાયા ધરી છે કારમીરે પ્રભુ દિલમાં ધરીએ"

૩ સાધારણ ખ્યાલ સ્તવન વૈરાગનું ગાથા ૩ પા૦ ૨૫ "સાંઇસે દિલ્લગા પ્રાણી"

૧ વસંત સ્તવન-નેમેશ્વર રાજુલનું ગાથા ૧૧ પા૦ ૧૧-૧૨ "આયો વસંત હસંત સહેલી"

૨ વસંત સ્તવન-સુમતિનાથનું ગાથા ૭ પા૦ ૨૩ "સાચા દેવ ભજન મન કરહો"

૩ વસંત સ્તવન-વીરપ્રભુનું અલંકારીક ગાથા ૧૪ પા૦ ૩૨-૩૩ "ચૌદ સહસ મુનિ વણીજ વેપારી"

૪ સર્વાર્થસિદ્ધ સ્તવન ગર્ભિત રીષભદેવ સ્તવન વસંત ધુવાર ગાથા ૧૨ પા૦ ૫૫-૫૬ (મોતી વીશે) "સમકિત પામી દસ ભવ વામી"

૫ વસંત-વાસુપૂજ્ય સ્વામી સ્તવન ગાથા ૭ પા૦ ૫૬ "ચંપા બાગસી ચંપા વાસરી"

૬ વસંત-હોરી-નેમેશ્વર સ્તવન ગાથા ૯ પા૦ ૨૮-૨૯ "શીવાનંદનકું હરિ ગોરી"

૧ વીસ સ્થાનક સ્તુતિ ગાથા ૪ પા૦ ૧૮ "પુછે ગૌતમ વીર જિણંદા"

૨ શ્રી સીમંધર સ્તુતિ ગાથા ૪ પા૦ ૨૦-૨૧ "શ્રી સીમંધર દેવ સુહંકર"

૩ શ્રી સિદ્ધચક્ર સ્તુતિ ગાથા ૧ પા૦ ૨૧ "સિદ્ધચક્ર નમી પુછ થુણીએ"

૧ છપ્પનદિગકુમરી રાસક્રીડા ગાથા ૧૭ ઢાળ ૨ પા૦ ૫૩-૫૪ "માતાજી તુમે ધન્ય ધન્યરે"

૧ શ્રી પાર્શ્વનાથજીની લાવણી ગાથા ૧૦ પા૦ ૨૫-૨૬ "સુણો સયણ એસે સાંઈ સલુણો"

૨ શ્રી સ્થૂલીભદ્રજીની લાવણી ગાથા ૯ પા૦ ૩૪-૩૫ "સુણો સખારી રંગ મેહેલમાં મેં પ્રીતકી દીવાની"

૧ આરતી-પાર્શ્વનાથજીની ગાથા ૯ પા૦ ૨૯ "આરતી કીજે પાસકુમરકી"

૧ રગણાંકીત ૬૩૬ અક્ષરાત્મક કાવ્ય પા૦ ૩૩-૩૪

૧ નવ અંગ પુજાના દુહા ગાથા ૯ પા૦ ૩૬-૩૭

૨ સિદ્ધાચલ ખમાસમણ દુહા પા. ૪૫-૪૬-૪૭ ગા. ૩૯

૩ અક્ષયનિધિ તપ ખમાસમણવિધિ દુહા ગાથા ૨૬ પા૦ ૪૪-૪૫

૧ દીવાળી પુજનના દુહા

૧ સ્થૂલીભદ્ર નાટક પા૦ ૩૭-૩૮-૩૯ "પાડલિપુરનો રાજિયો, નંદ નરેસર નામ"

૧ વયર સ્વામીનાં ફુલડાં ગાથા ૮ પા૦ ૩૯ "સખિરે મેં કૌતક દિઠું"

૧ હરીઆળી ગાથા ૯ પા૦ ૩૯-૪૦ "ચેતન ચેતો ચતુર ચખોલા"

૧ નેમીનાથ રાજીમતી ૧૨ માસ ગાથા ૧૮ પા૦ ૫૦-૫૧ "સખિ તોરણ આઈ કંત ગયા નિજ મંદિરે"

૧ હિત શિક્ષા છત્રીસી ગાથા ૩૬ પા૦ ૫૧-૫૨-૫૩ "સાંભળજો સજ્જન નર નારી"

૧ સિદ્ધચક્ર ગુંહળી ગાથા ૧૨ પા૦ ૯ "આવો સખિ સંજમિયા ગાવા"
૨ ભગવતીસૂત્રની ગુંહળી ગાથા ૭ પા૦ ૧૬ "વીરજી આયા રે ગુણશિલ ચૈસ મોઝાર"
૩ ૨૮ લબ્ધિની ગુંહળી ગાથા ૯ પા૦ ૧૮-૧૯ "ગણધર શ્રી ગૌતમ પ્રભુરે"
૩ પર્યુસણની ગુંહળી ગાથા ૯ પા૦ ૨૦ છરે "લલિત વચનની ચાતુરી"
૫ ગુંહળી-મુનિની, ગાથા ૯ પા૦ ૨૬-૨૭ "મુનિવર મારગમા વસિયા"
૬ ગુંહળી ગુરૂની ગાથા ૫ પા૦ ૨૬-૨૭ "ચરણ કરણસ્યું શોભતા"
૭ ગુંહળી સુકૃતની ગાથા ૬ પા. ૨૭ "સુકૃત તરૂનીરે વેલિ વધારવારે."
૮ ગુંહળી સાધુજીની ગાથા ૬ પા૦ ૨૭ "જ્ઞાન-દિવાકર શોભતા"
૯ ગુંહળી દરદુરંકની ગાથા ૮ પા. ૪૭ "રાજ-ગૃહી વન ખંડ વિચાલ"
૧૦ ગુંહળી મુનિની ગાથા ૭ પા૦ ૪૭-૪૮
૧૧ અષ્ટાંગ યોગ ગુંહળી ગાથા ૭ પા. ૫૩ અથવા જયંતિ પ્રશ્નની ગુંહળી "મુદિતા મુની મંડલિએ વસ્યા"
૧૨ ગુંહળી અંબડ તાપસની ગાથા ૬ પા૦ ૫૪-૫૫ "અરિહા આયા રે ચંપા વનકે મેદાન"
૧૩ પજુસણની ગુંહળી ગાથા ૫ પા૦ ૫૫ "સખિ પર્વ પજુસણ આવિયા"
૧૪ ગુંહળી ગાથા ૬ પા. ૬૦-૬૧ "ચતુરા ચતુરી ચાલસ્યુરે ચલી ચોખે ચારે"
૧૫ જયંતી પ્રશ્ન ગુંહળી ગાથા ૯ પા૦ ૫૭-૫૮ "ચિતહર ચોવીસમો જિનરાજ"

---

# દીપવિજયકૃત સુરતની ગજ્જલ.

રચ્યા સંવત્ ૧૮૭૭ [ **સંપાદક તંત્રી** ]

'કવિ બ્હાદુર' એ નામથી પોતાને ઓળખાવતા **દીપવિજય** મુનિ વિક્રમ ૧૯ મી સદીમાં થઈ ગયા છે તેની ગૂ. ભાષામાં અનેક કૃતિઓ નામે સોહમકુલ પટ્ટાવલી આદિ છે કે જેની વિગત હવે પછી છપાનાર અમારો ગ્રંથ નામે જૈન ગૂર્જર કવિઓ ભાગ ત્રીજો બહાર પડશે તેમાં આવશે.

આ કવિના સમય પહેલાં મુસલમાન રાજ્ય ગૂજરાતમાં ઘણી સદીઓ થયા હોવાથી પર્સીયન શબ્દો ગૂજરાતી ભાષામા ખૂબ પ્રવેશ પામ્યા હતા અને પર્સીયન ભાષાના ખાસ જાણકાર હિન્દુઓમાં પણ મુનશીઓ અને મુસદ્દીઓ તરીકે કાર્ય કરી ગયા હતા. કેટલાક હિન્દુઓએ પર્સીયન ભાષામા ગ્રંથો પણ-કૃતિઓ પણ રચેલ છે. કવિના સમયમાં ઇસ્ટ ઇંડિયા કંપની બ્હાદુરનું રાજ્ય પણ ગૂજરાતપર શરૂ થયું હતું. આ કવિએ ગૂજરાતી ભાષામા પર્સીયન (ઉર્દુ) શબ્દોને સેળભેળ કરી એક વિચિત્ર જાતની 'ગઝલ' કરી છે; અને તે એક સૂરત પર નહિ પણ બીજાં શહેર નામે ખંભાત, જંબૂસર, ઉદેપુર પર પણ બતાવી છે. પ્રાસ લાવવા ગમે તે અક્ષરો ગમે તેમ મેળવી દીધા છે.

આ સુરતની ગઝલમા પહેલો દુહો છે તે પચમાં ત્રણ દુહા છે અને છેલ્લો છપ્પય છે. ૭૮ કડી ગઝલમાં છે કુલ ૮૩ ગાથા છે. રચ્યા સંવત્ ૧૮૭૭ માગશર શુદ ૫ છે. આ લખવાનો હેતુ કવિ જણાવે છે કે સુરત શહેર સુંદર અને વેપારનું મથક હોવાથી હું જોવા આવ્યો અને ગચ્છપતિ આચાર્યશ્રીને વિજ્ઞપ્તિ લેખ-ચિત્રલેખ મોકલવામાં આવે છે તે પ્રમાણે આ ચિત્રલેખ લખી મોકલવા માટે આ ગઝલ મેં બનાવી. આ કવિના પોતાના સ્વહસ્તાક્ષરમાં રચ્યા પછી ચોથે દહાડે લખેલી ૧૩ પંક્તિવાળું એક એમ પાંચ પાનાની પ્રત કે જે વિજયધર્મ સૂરિ પાસે હતી તે ઉપરથી આ ઉતારી છે.

વિક્રમ સં. ૧૬ (સો) માં સુરત નામની ગણિકાના નામ પરથી તેના પરની પાતસાહની મહેર થતાં સુરત શહેર વસ્યું. ગોપીશા નામના સાહુકારે ગોપીપુર વસાવ્યું અને ગોપી નામનું તળાવ તેમજ વાવ પથ્થરબંધ બંધાવ્યાં (તે) ગોપીદાસે સુરજમંડન શ્રી પાર્શ્વનાથની સ્થાપના કરી. પાતશાહે તાપી (નદી) પર મોટો કિલ્લો બંધાવ્યો. તેનો પાયો ઉંડો કરી અને સીસું ભરી મોટા બુરજ કરાવ્યા. કોટને ફરતી ખાઇ કરાવી ને કિલ્લામાં જાલ ગોળા–તોપ ગોળાનો સાજ રાખ્યો કે જે એવા હતા કે તેને છોડતાં જબરો અવાજ થતો હતો. અહીં દિલ્લીના પાતશાહે તે કિલ્લો બનાવ્યો ને ત્યાંથી મોટા સુબા–ખાન આવતા. કિલ્લાને બાર દરવાજા હતા. એ નીકા—સુંદર સુરત શહેર પર તાપી માતાની મહેર હતી. તાપી નદીમાં બે વખત વેળ ચઢતી હતી, ને તેમાં હોડી–ફતેમારી ચાલતી હતી. તે હોડીઓના પ્રકારનાં જુદાં જુદાં નામ આપ્યાં છે તે જાણવા જેવાં છે. દરિયા મહેલ હતો. લાખો રૂપીઆનો માલ સફરી જહાજમાં આવતો. ૭૨ જાતનાં કરિયાણાંનો વેપાર વેપારીઓ કરતા હતા. ફુરજામાં માલ આવતો તે પર દાણ લેવામાં આવતું.

આ વખતે નવાબ નસિરદ્દીન ખાન હતો અને તે પોતાની સવારી કાઢતો ત્યારે સારા ગજરાજ ઝૂલતા અને કાબુલી કનોજી કચ્છના ઘોડાઓ તેમાં ચાલતા હતા. વળી બક્ષી તરીકે બહારતેગ અને કાજી તરીકે મમદ હુસન હતા. અને તેઓ કંપની બહાદુરના હુકમથી હકમી ચલાવતા હતા. તે બહાદુર કંપનીનો સરદાર મિસ્તર વાન સાહેબ હતો અને સુરત પરગણાના અધિકાર વાળો કિલ્લેદાર માલેસન (નામનો સાહેબ) હતો.

નગરશેઠ લખમીદાસ નામનો હતો કે જેની પ્રભા શહેરમાં પડતી હતી; ઇમાની મિરજ્યાં, કાયદો જાણતા પિરોજશાહ, બુદ્ધિશાલી સણવી નામે નાજરશાહ અને મહેતા વલ્લભ અને ગિરધરલાલ બંને પુણ્યશાલી હતા. શાસ્ત્રી તરીકે આણંદરામ, મોટામકાનવાળા બાબા દૂમરો નામના હતા.

હવે શહેરના શાહુકારોમાં અગણિત લક્ષ્મીવાળા તરવારી નામની અટકના આતમારામ ભૂખણ નામના ભણશાલી હતા કે જેમનું પુણ્ય ઘણું હતું, નવલાખ લક્ષ્મી હતી. બીજા નામે લાલી બિરહ ચુનીલાલ લક્ષ્મીવાન્ હતા, કલાશાહ, શ્રીપત એ નામના શ્રીમંતો ઉપરાંત ક્ષત્રી જાતના દુલાચંદ, મોટરમલ્લ, જોયતાદાસ અને માધોદાસ હતા. મારવાડી શાહુકારો સુવિલાસી અને મોટી પેઢીઓ રાખી લાખોની હુંડી લખનારા અને ગુંડી પાઘડી બાંધનારા–એવા ઘણા શાહુકાર હતા. તેથી કેટલાંનાં વર્ણન કરૂં?

ગુજરીમાં જે ચીજ મળતી હતી તેનું વર્ણન કરૂં છું. ગુજરી કિલ્લા પાસેના મેદાનમાં ભરાતી. ત્યાં મશરૂ, હિમરૂ, કિનખાબ, જરબાબ દેશી વેચતા હતા. છાયલ, છિંટ રોકડ લઇ અપાતા, કાપડ બંગાલી સરસ્તા, બિલાતી, ચીન મધરાજી નગરી સોરઠી નવનવ જાતનાં પટકૂલ વેચાતાં દલાલ કજીયા મટાવતા. ધોતી–કિરમજી કોરા, દુપટા કસબવાળા, મશરૂ, મિસ ઝરડો [?], રંગીન વસ્ત્ર શોભતાં. પાઘડી બાંધી વેચતા, સાડી સાલ દુશાલા લહેરીલાલાઓ ખરીદતા.

ઘણી જાતના ચોક હતા. એક પાસ મુગલીસરા કે જ્યાં મુગલી લોકો રહેતા, બીજી બાજુ ચિનાઇ માલની દુકાનો, પટવા–રેશમ વેચનારનાં મકાનો હતાં. ઘણાં હજવાઇ [?] બેસી સુંદર માલ બતાવતા. નવ નવી ચીજો મળતી તેમાં કેટલી જોઇએ.

ફરીને નાણાવટમાં આવ્યા પછી કેલા પીઠમાં જવાનું મન થાય કે જ્યાં ભાત ભાતના મેવા, લાલાલોક લેતા. કમરખ, કમરખાં, બિરની, કિસમસ સ્વાદ આપે તેવા હતા. સીતા નામનાં ફળ–સીતાફળ, જાંબુ, ફન્નસ, નારંગી, દાડમ, ફાલસા, અનાસ, ની સુંદર મધુરી વાસ આવતી હતી. શેરડી, અંબા [?] એમ અનેક ભાતનું શી રીતે વરણાય?

ઘણા તંબોલી પાનની ચોળી લઇ બેસતા, અત્તરદાર સરૈયા થોકબંધ રહેતા. ઘણા કંદોઇઓ સારો માલ—બહુ જાતનાં પક્વાન કરી બેસતા. સુરત શહેરની એ 'સોગાત' (સારી ચીજ) જુદી-

જુદી જાતની બરફી હતી ગોખ પાટયા (?) ચકલા વાળા ગોપીપુરામાં મહેલો–મોટાં મકાન હતાં, કે જ્યાં બુજરગ–વૃદ્ધ લોકો કહે છે કે ગોપીશાહ રહેતો હતો તેના નામનું બજાર હતું ને ત્યાં આખી દુનિયાનો વેપાર ચાલતો, સં. ૧૬૭૯માં સેનસૂરિ (વિજયસેન સૂરિ)ના (હસ્તથી) ગોપીદાસે સુરજમંડન પાર્શ્વનાથ સ્થાપ્યા.

ઝવેરી લોક મોજ કરતા અને બીજી કંઇપણ શોધ–વાતમાં ન પડતાં હીરા નંગ પાંચે જાતનાં મોતી પરખતા હતા. પન્ના પીરોજા લાલ લઇને દલાલ ફરતા.

સર્વે પોતપોતાનો ધર્મ પાળી પોતાનાં ષટ્કર્મ સાધતા. કોઇ વેદપાઠી. હાકવાળી છાપાના રચનાર, જ્યોતીષી, નિમિત્તિયા, છંદ પઢનાર, વાદ કરનાર વાદી, ફૂલ લઇ ફરતા માલી, ફૂલ મૂલ દઇ લેનારા ભોગીઓ, ભાંગ ઘૂંટનાર ભંગી, અમલ લેનારા રંગી અમલીઓ (અફીણના અમલવાળા), કંસારા, ઘાટ ઘડનાર સોનીઓ, ગુંડા, મરજી પ્રમાણે સીવનારા દરજી, નંગને જડનારા જડિયા, ચૂડા કરનારા દંતારા, ચૂડીઓ પહેરનારી સ્ત્રીઓ એમ ચોરાશી બજારમા જુદા જુદા વેપાર વાણીઆઓ કરતા હતા. વળી બહુ પારસી લોક હતાં તે રોકડા દમડા લઇ વેપાર કરતા.

આમ સર્વલોક સુખીઆ હતા. કોઇ વાતનું દુઃખ નહિ હતું. અંગ્રેજી રાજ્યમાં શહેરના લોકને સર્વ સુખની સામગ્રી હતી. શહેરમાં ઘણા કમઠાન ? ઝરૂખા, અને ઉંચી ચાંદની વાળી હવેલીઓ હતી કે જેના ગોખમાં નરનારીઓ બેસતા.

દેવાલયોમાં અંબા બહુચરા માતાજીના સ્થાનો, કે જેને લોકો સન્માનતા, વિષ્ણુ ને શિવના પ્રાસાદો કે જ્યાં ઘેરા નાદો થતા, જૈનોના સુંદર પ્રાસાદો કે જે જોતાં આલ્હાદ થતો. જૈનોનાં દહેરામાં સુરતમંડન પાર્શ્વનાથનું ખાસ દેવલ, શંખેશ્વર (પાર્શ્વ)નું ઉબરવાડીમાં, ગોડી પાર્શ્વ, શાંતિનાથનું, આદિનાથનું, મહાવીરનું, ચિંતામણિ પાર્શ્વનાથ એમ ૭૨ દેવલ હતાં. વિજયદેવ (સૂરિ)નું આલય (ઉપાશ્રય) ઉંચા ગોખ ને માળવાળું હતું. વિજયાનંદ (સૂરિ)નું આલય ઉપરાંત સાગર ગચ્છનો, ખરતર ગચ્છનો, અંચલ ગચ્છનો, પાસચંદ, કમલ શાખા, કલશ શાખા, કત(પુરા) શાખા, આગમગચ્છ, પૂનમીઆગચ્છ, લુંકાગચ્છ એમ સહુ સહુ ગચ્છનાં સ્થાન હતાં. ચોરાસીગચ્છના પોતપોતાના ગચ્છવાસી હતા. સંવેગી સાધુઓ નિરૂપાધિક પણે આગમ વાંચતા, ને તાત્વિક ગ્રંથો પઢતા. દિગંબરોના સાત દેવલ હતાં. આમ જૈન (ધર્મ) વિખ્યાત હતો.

હવે પુરાઓ વર્ણવું છે. ગોપીપુરા, સાહપુર, હરિપુરા, રૂગનાથપુરા, મહિધર પુરા, મહેઝર (!) પુરા, રામપુરા, મંછરપુરા, બેગમપુરા, સલાતપુરા, સગરામપુરા, રૂસ્તમપુરા, સુલતાનપુરા, રૂદરપુરા, નાંનપુર, નવાપુરા, સઇયિદપુરા, ઇદરપુરા, એમ અઢાર પુરાં છે.

બાગ વન આરામમા મોજી વિશ્રાન્ત લેતા. ફૂલથી મહમહતા. હરીયાલી ભૂમિ હતી. બાગમાં ફરતા. કારંજ (!) ઉંચા ઉડતા, ખ્યાલીઓ શેતરંજ ખેલતા. ફિરંગી લોકના કમઠાનમાં રાગ તાન થતાં.

શહેરમાં અઢારે વર્ણ હતી. સુરત સુંદર શહેર હતુ ને તેનાપર પ્રભુની મહેર હતી. નવલાખ (!) ઘરો હતાં ને રાજ કુંપનીનું હતું. જેમ દેખ્યું તેમ વર્ણન કર્યું છે.

હે તપગચ્છભાનુ ! (આચાર્ય), અહીં કૃપા કરી શહેરને પોતાનું જાણી આવો. સંઘ પોતાનો માની અહીં પૂજ્યજી ! ચોમાસું કરવા આવો. સં. ૧૮૭૭ માગશર માસની (શુદ) બીજને દિને દીપ કવિરાજે શહેરમાં સમ્રાટ એવા સૂરતનું વર્ણન કર્યું છે.

જેવું દેખ્યું તેવું લખી ચિત્રલેખ દીપવિજયે ગચ્છપતિને મોકલ્યો.

**તંત્રી.**

શ્રી ગુરૂપ્રેમ પ્રતાપથેં ઉપતિ ઉપાઈ અવલ્લ
વરનું સૂરત સેહેરકી અભિનવ ખુબ ગજ્જલ. ૧

અથ ગજ્જલ.

સારદ ચરન ચિતલાઈકે શુદ્ધિ દેન મહમાઈકે
ગજ્જલ ખુબ અનુસર તુકે સૂરત મેહેરકું બરનુકે ૧
સૂરત સેહેર સુથાનાક બંદિર દીપતા દાનાક
ભાખું આદિસેં ઉતપત્ત, સુણિઈ ગુનિજના ઇકચિત્ત ૨

સંવત:સોલ વિક્રમરાજ, સૂરત નામ ગણિકાસાજ,
તાપર પાતસાહકી મેહેર, તાનેં વસ્યો સૂરત સેહેર. ૩
ફિરક ગોપિસા સહુકાર, ગોપીપુરા વાસ્યા સાર
ગોપી નામ સરવર વાવ, પથ્થર કેલબંધી સાવ. ૪
સુરજમંડલા શ્રી પાસ, થાપન કિયા ગોપીદાસ,
તાપિ છત્રાંસી પતસાહ, કિલ્લા કીન વડઉચ્છાંહ. ૫
કિલ્લા ખૂબ હેઉ આફ સીસાગારસેં સિચાફ
ગાડા વરૂસેં ચોડાફ ઉચા બુરજ હેં પ્રૌઢાફ. ૬
અલકા ભૂમ ઇથિ આઇફ ફિરનેં કોટ સેં ખાઇફ
કિલ્લે નાલ ગોલા સાજ, સખરે હોત હે અવ્વાજ. ૭
બુરજેં તાલકી પાંતાંક, નિરખણ હોત હે ખાતાફ
નવગજ બારગજકે માન, માનું જોગણીકા ધ્યાન. ૮
ઘણું બાજતી ઘંટાફ માનું મેઘકા ગડડાફ
કિલ્લે ફિરત ખાઇ ખૂબ, ભરિ હેં નીરસેં મહબુબ. ૯
તાપિ છત્રાંસી પતસાહ, કિલ્લા દિયા દિલ્લિસાહ,
કિલ્લા પાતસાહી માંન, ફરકે વાવટા અસમાન. ૧૦
જ્યા પર પાતસાહકા માન, આતે બડે સૂબે ખાંન,
સૂરત સેહેંર હેં નીકાફ માનું ધરનિ કાટી કાફ. ૧૧
નીકે બાર દરવાજેફ અલકાનયરકે લાજેફ
નીકા નાંમ સૂરત સેહેર, તાપી માતકી હે મહેર. ૧૨
ભટણી માન તાપી સાર, ચઢતી વેલ દોનું વાર,
ચઢતે પાંણિયાંકે પૂર, હોડી આતહેં સસતુર. ૧૩
બેડી બેડ વેગડ દોણ, ખાદર બખસ ફિરકેં સૌણ,
ગદબદ ફેર ફતમારીફ, જ્યાકી પવનગત ચારીફ. ૧૪
પીનસ કથથ પતસો ઇફ, વજૂપટલ હા હોઇફ
બતેલા પલ્લવારા નામ, ખેલણ પૌનગત અભિરાંમ. ૧૫
ઈસે બહોત નાવાં નામ જ્યાકા થંભ હેં અસમાંન,
સઢૂપેં દોર હે ખાસાફ ખેકુત દેતહ લેસાફ. ૧૬
અટવે ઉંબરે સેં હોય આવે જિહાજ સબહી કોય,
ગોલા નાલ સેં છોડીફ બંદિર આત હે હોડીફ. ૧૭
સુલ્લાં બારિનિ ચૌમાજ, છુટેં નાલ ગોલા વાજ
દરિયા મેહેલ નિચૌ આય, ફરકે વાવટા સમુદાય. ૧૮
લાયૌ માલ ચલ આવેફ, સફરિ જિહાજ ભર લાવેફ
બહોતર કિયાણાકે થોક, લેવે સાહુકારાં લોક. ૧૯
ફુરજેં આત હેં જબ માલ, સબકા લેત હેં સંભાલ,
દાંણિ કરત તીપર છાપ, જેંસો ડાલ તેંસા માપ. ૨૦

બરનું સેહેંરકો રાજાન, નેકી રાજ હેં ગુનપ
નસિરૂદ્દિન હેં નવ્વાપ, જ્યાકો દેસ દેસોં મ
અચ્છે ઝુલતે ગજરાજ, માનુ મેઘ જેંસો ગ
નવ નવ જાત ઘોડે વ્યાંહ, સોહેં સવારિકે મ
કાબિલ કનોજી કછીક, જિનકી જાસ હેં ચ
બંહારતેગ બખસી છક, મમદહસન હે કાછી
કુંપની હુકમ સેં આયાફ હાકમ હાકમી લ્ય
હાકમસેંહર હુકમીદાર બહાદર કૂંપની સરદાર.
મિસ્તર વાન સાહેંબ નાંમ સમઝણ બહોત હોઈ
માલેસન હે કિલ્લેદાર સુરત પરગણે અધિકા
નગરશેઠ લખમીદાસ જ્યાકો સેંહેંરમેં ઉજ્જાસ
મિરજ્યાં ઇમાંની બડનૂર માંનુ ભાગકો સસત
પિરોજસાહજી પુનવંત જ્યાકો કાયદો મહમં
સણુવી નામ નાજરસાહ જ્યાકી પ્રગલ બુદ્ધિ ચ
મેંહેંતા વલ્લભ ગિરધરલાલ દોનું પુન્ય થેં
સાસ્ત્રિ નાંમ આણંદરાંમ બાબા દૂમરો બડધ
બરનું સેહેંરકે સાહુકાર જ્યાકું લચ્છિકો અ
અગણિત લછમી ભારીફ જ્યાકી અટક તરવા
આતમારાંમ ભુપણનાંમ, પેસેં બહોત કોઈ
લછિ તેજ ભણસાલીફ, પરગટ પુન્ય પરના
લછમીવાસ નવલખાફ સબહી બાતસેં દરખા
લાલી બિરહ ચુંનીલાલ લછિ તેજ થેં વડભ
કલાસાહ હેં શ્રીપત્ત જ્યાકોં લછિ પરધલવિ
ખતરી જાત દૂલાચંદ મોટરમલ્લ કુલપેં ચંદ
જોયતાદાસ માધૌદાસ લછિ તેજકો ઉજ્જાસ
મરૂધરિ સાહુ સુવિલાસીફ પેઢયાં બડી હેં ખાસી
લિખતે લખૌ કી હુંડીફ પઘડી બાંધતે ગુંડી
ઇએ બહોત સાહૂકાર બરનું નાંમ કિતને સા
ગુજરી ચીજ જગો મિલતીફ તાકું બરનવુ ત
કિલ્લા પાસ હેં મેંદાન ગુજરી ભરત હેં બહોમા
સિસરૂ બેચતે કેઇ લાલ, કજિયા મેટતે દલ્લા
હિમરૂ વેચતે કિનખાબ, દોસી બેચતે જરબાબ
છાયલ છિંટકે લે તેફ રોકડ દાંમકું દેતેફ
કાપડ બંગાલી સરત્તાફ દોસી લોકહેં મરત્તાફ
બિલાતિ ગીન મધરાઝફ નગરી સોરઠી તાઝ
નવનવ જાતકે પટફૂલ, ચાહ્લ કરત તાકો મૂલ

કપડે બેચતે પડદેક રોકડ લેતહેં ખુદેક
જંદે અડતહેં અલમસ્ત અપને હાલસેં મદમસ્ત. ૩૯
ધોતી કિરમઝ કોરાંક દુપટે કસબકી લેહેરાંક,
મિસરૂ મિસ ઝરડો હો ધાક રંગત વસ્ત્ર સૌહો ધાક. ૪૦
પાથીં દોરિ એ વિકતેક, અદલ મૂલહી કરતેક
સાડી સાલ દોસાલાક ખરિદાં કરત હે લાલાક. ૪૧
બહોવિધ ચોકડીહેં ચીજ બરન જાત હેં તજવીજ
મુગલીસરા હે એક પાસ મુગલી લોકકે આવાસ. ૪૨
ચિનાઇ માલકી દુકાન પટવે રેસમી મકાન
બેઠે બહોત હજવાઇક નીકે માલ બતલાઇક. ૪૩
મિલતી નવનવી ચીજાંક દેખન હોત હેરી ઝીક
નાણાવટમેં ફિરઆય, કેલાપીઠમેં મન ભાય. ૪૪
ભાંતી ભાંતકે મેવેક લાલા લોક બહોલે એક
કમરખ કમરખાં બિરનીક કિસમસ સ્વાદસેં બરનીક ૪૫
સીતા જામકે ફલ ચંગ જાંબૂ ફનસે નારંગ
દાડમ ફાલસે અન્નાસ જ્યાકી મેંહેર મધુરી વાસ. ૪૬
ઇક્ષૂ ખંડ અરૂ અંબાક, ભરકે બેઠતે લંબાક
ઇસી બહોત ભાંતો જાત, બરનું કૌન વિધસેં ભાંત. ૪૭
બેઠે બહોત તંબોલીક, લેકર પાનકી ચોલીક
અત્તરદાર સરિયા લોક, બેઠે બોલ થોકા થોક. ૪૮
બેઠે બહોત કંદોઇક, અછે માલ વહાં હોઇક
બહોવિધ ભાંતકે પકવાંન, મિલતે બહોત થાનોથાન.૪૯
સૂરત સેંહેરકી સોગાત, બરરી હોત નવનવ જાત
અઝૌબ પાટ્યા ચકલાક, ગોપીપુરાકા મેહેલાક. ૫૦
ગોપી સાહ જિહાં રેહેંતેક ગુજરૂક લોક સો કેહેંતેક
ઉંનકા નામકા બાજાર કરતે ખલક વહાં વેપાર. ૫૧
**સંવત સોલ અગન્યાસીક** કાલા માસ ગુનરાસીક
**સૂરી સૈન** ગોપીદાસ, થાપે સૂરજમંડન **પાસ.** (૫૨)
ઝવેરી લોક કરતે મોજ, નાંહી કરત કિનકી ખોજ
હીરા પરખતે હેં નંગ, મોતીપન્ને પાંચો રંગ. ૫૨
પન્ના પિરોજા અરૂ લાલ, લેકર ફિરત હેં દલ્લાલ
સબહી માંનતે નિજ ધર્મ, અપને સાધતે ખટકર્મ. ૫૩
છેલી મર્દબીકે તેક, દાંની દાંનકું દેતેક
કિતને વેદકે પાઠીક, ભાષા રચત કે હાડીક. ૫૪
જોતપ જોતપી જોતેક, કેતે નિમિતિયે હોતેક
કેને છંદકું પઢતેક, વાદી વાદસેં ભીડતેક. ૫૫
માલી ફિરત હેં લે ફૂલ, ભોગી લેત હેં દે મૂલ
ભાંગાં ઘૂંટતે ભંગીક, અમલી અમલકે રંગીક. ૫૬
બેઠે સીખ કંસારાક, ઘાટી ઘડત સોનારાક
ગુંડે બહોત હેં દરજીક, સીવેં આપકી મરજીક. ૫૭
જડિયે જડત હે બહો નંગ, મોતી પના પાંચો રંગ
ચૂડે ચીરતે દંતાર, ચુડિયાં પેંહેંરતી બહો નાર. ૫૮
એેંસે ચોરાસી બાજાર, બણિયે કરત હે વ્યાપાર
ફિર કૈં પારસી બહો લોક, વણજાં કરત દમડે રોક. ૫૯
યૌં સબ લોક હેં સુખિયેક, નહિ કોઈ બાતસેં દુખિયેક
સેહેરમેં અંગરેજી રાજ, પાવત લોક સબ સુખ સાજ.૬૦
પુરમેં બહોત હેં કમઠાંન, ચાંદની પોહોચતી અસમાંન
ઉંચી હવેલ્યાં ભારીક બૈઠે ગોખ નરનારીક. ૬૧
અંબા બેહેંચરાકે થાન, આલમ કરત હેં સનમાંન
વિષ્ણુ સિવાંકા પરસાદ, વામેં ગાજે ગુહિરા નાદ. ૬૨
નીકે જૈનકે પ્રાસાદ, દેખત હોત હે આલ્હાદ
સૂરતમંડના શ્રી પાસ, ફિરકે ધર્મ દેવલ પાસ. ૬૩
સંખેસરા શ્રી જિનરાજ, ઉબરવાડિ શ્રી મહરાજ
ગોડીપાસ જિનવરદેવ, સારે ભક્ત જન પ્રભુ સેવ. ૬૪
સાંતીનાથકા દેહરાક, માનું સિવપુરીસેં રાક
આદીનાથ જિનવર **વીર**, તારે ભવાં સાગર તીર. ૬૫
ચિંતામની **પારસનાથ**, મેલે સિવપુરાંકો સાથ
દેવલ બડે બેહેંતાલીસ, વંદે સુરનરાંકા ઇસ. ૬૬
વિજયાદેવકા આલાક, ઉંચા ગોપ હેં માલાક
આલય ફેર વિજયાનંદ, **સાગરગચ્છ** ખરતરવૃંદ. ૬૭
લોઢી વડી હેં પોસાલ, પરગટ ધરમકી પરનાલ
અંચલગચ્છ **પાસચંદ** સૂર, કમ્મલ કલસ કેત પ્રભસૂર, ૬૮
આગમ પુનમે લુંકેક, સબ સબ ગચ્છકે સકેક
ઇસે ગચ્છ ચોરાસીક, અપને ગચ્છ મત વાસીક. ૬૯
ફિરકે સંવેગીકે સાધ, આગમ વાંચતે નિરૂપાધ
સાધુ સાધતે સિવપંથ, પઢતે તત્વકે બહુ ગ્રંથ. ૭૦
દેવલ દિગંબરાકે સાત, યાવિધ જૈનકો વિખ્યાત
બરનું પુરાકે અહિઠાન, જ્યામેં સહસ લાખો થાંન. ૭૧
પુરા ચુહિ કેહેંવત હોય, વસ્તિ સેહેર સરસિ સોય
ચ્યારો તરફ મિલકે સાર, વસ્તિ પુરાંકી અઢાર. ૭૨

દોહરા.

ગોપીપુરા ફિર સાહપુર, હરિપુરા રૂઘનાથ
મેહેંધર મેંહેઝર રામપુર, મંછર બેગમ સાથ. ૧-૭૩
સલાતપુરા સગરામપુર, રૂસ્તમપુર સુલતાન
રૂદરપુરા અરૂ નાંનપુર, નવાપુરા બડ થાંન. ૨-૭૪
સઈદપુરા ઈદરપુરા, પુરે અઢાર બખાંન
બડે બડે થાનક સરસ, ભૂમ સાત આરાંમ. ૩-૭૫

પુનઃ ગજ્જલ.

બરનુ બાગ વન આરામ, મોજી કરત હેં વિસરાંમ
દાયત ફૂલસેં ફૂલેક, નીકે રસભરે ઝૂલેક. ૭૬
ફિરતે બાગ બહો ફુજેક, માનુ સુરસકે કુંજેક
નીલી ભૂમ હરિયાલીક, નિરખત દૃષ્ટિ ભરભાલીક. ૭૭
ઉંચે ઊઠતે કારંજ, ખ્યાલી ખેલતે સેતરંજ
ફિરંગિ લોકકે કમઠાન, હોતે રાંગ છત્તિસ તાંન. ૭૮
પુરમેં અઢારૌં હી બરન, સબકે જૂજૂએ આચરન
સૂરત નયર ચાવા સેહેર, જ્યા પર દેવતાકી મેહેર. ૭૯
નવલખ ઘરાં વસ્તિમાંન જ્યાકો કુંપની રાજાન,
કીનો સેહેર બરનન એહ, અપની દૃષ્ટિ દેખ્યો જેહ. ૮૦
કરકે કૃપા તપગચ્છભાન, આંના સેહેર અપનો જાન
જાંણી સંઘ અપનો ખાસ આના પૂજ્યજી ચોમાસ. ૮૧
સતોતર સંવતાં અઢાર મગસિર માસ દ્વિતિયાં સાર
બરન્યો દીપશ્રી કવિરાજ સુરત સેહેરકો સાઝાજ. ૮૨

કલસ-છપ્પય.

બંદિર સુરત સેંહેર, તા બરનન ઇહ કીનો,
સબ સેહેરાં સિરતાજ, સુરત સેંહેર નગીનો;
નીકો સૂરત સેંહેર, લપ કોસાં લગ ચાવો,
દેખનકી જસ હૌંસ સો દેખનપેં આવો,
શ્રી ગચ્છપતિ મહારાજકું ચિત્ર લેખ લિખને લીઉ
દીપ વિજય કવિરાજનેં ઇહ સુરત સેંહેર બરનન કિઉ. ૧-૮૩

—ઇતિ શ્રી પં૦ દીપવિજય કવિરાજ બહાદરેણ વિરચિતાયા સૂરતકી ગજ્જલ.

સૂરતકી ગજ્જલ ૮૩ ગાથાકી ૧, ખંભાતકી ૧૦૩ ગાથાકી ૨, જંબૂસરકી ગજ્જલ ૮૫ ગાથાકી ગજ્જલ ૪, ઉદેપુરકી ગજ્જલ ૧૨૭ ગાથાકી ગજ્જલ ૫, એ પાંચ ગજ્જલ બનાઈ હે. સં. ૧૮૭૭ શાકે ૧૭૪૨ પ્રવર્ત્તમાને માગસિર સુદિ ૫ રવિવારે લિ. પં. દીપવિજય કવિરાજ બહાદરેણ.

—(કવિના હસ્તાક્ષરમાં વિજયધર્મસૂરિ પાસેની નકલ ૫-૧૩)

દીપવિજયનાં કવિત.

ઘોરેકું ઘોરા ગધેકું ગધા કેહેંસી
કાયરકું કાયર અરૂ સૂરનકું સૂર હેં
પૂતકું સપૂત કપૂતકું કપૂત કેહેંસી
ન્યાયકું ન્યાઈ અરૂ અન્યાઈકું દૂર હેં
સાહનકું સાહ ચોરનું ચોર કેહેંસી
મૂરખકું મૂરખ અરૂ પંડિતકું પૂર હેં
કહત કવિરાજ દીપ સુનિઓ સુજાંન લોક
કવિ તો દેખસી તેંસી કહેંસી જરૂર હેં. ૧

પુનઃ-

જતીકું જતી અરૂ સતીકું સતી કેહેંસી,
કપટીકું કપટી અરૂ ધ્યાંનીકું ધ્યાની હેં
મુંજીકું મુંજી અરૂ ધીરનકું ધીર કેહેંસી,
દાસીકું દાસી અરૂ રાંનીકું રાંની હેં
ગંડિએકું ગંડિએ અરૂ મરદકું મરદ કેસેંસી
સુંબનકું સૂંબ અરૂ દાંનીકું દાંની હેં
કહત કવિરાજ દીપ સુનિઓ સુજાન લોક
કવિતો દેખસી તેંસી કેહેંસી પ્રમાંની હેં. ૨

(સૂરતની ગજ્જલ પછી લખેલાં કવિના હસ્તાક્ષરમાં)

# બ્રહ્મચર્ય.

## [ વ્યાખ્યાતા—રા. પ્રાણજીવન મોરારજી શાહ, રાજકોટ ]

**વિષયનું મહત્વ**—આજકાલ જ્યાં જુઓ ત્યાં ગરીબાઇનો, નબળાઇનો, વેરઝેરનો, મંદબુદ્ધિનો, વિવિધ રોગોનો, અને માબાપને દુઃખ દેનાર સંતાન પેદા થાય છે તેનો પોકાર પડી રહ્યો છે. આ બધી ફરિયાદોનાં અને દુઃખોનાં કારણો શોધવા જઇએ તો ઘણાં એ મળી શકે; કારણકે કપાળે કપાળે જૂદી જૂદી બુદ્ધિ હોય છે, એટલુંજ નહીં પણ દરેક કારણ કોઈ ને કોઈ રીતે એ બાબતોને લાગુ પણ પડે; પરંતુ જે **આબાદ** કારણ હોય તેજ અગત્યનું તે શ્રેષ્ટ ગણાય છે. એ બધાં દુઃખોનું આબાદ કારણ, ખરેખર **સ્તંભરૂપ** કારણ તો બ્રહ્મચર્યની ખામી છે. બ્રહ્મચર્યની ખામીમાં બ્રહ્મચર્યની સાવ ગેરહાજરી, વીર્યનો થતો ગેરવ્યાજબી ખરચ, વીર્ય સંરક્ષણની બેદરકારી, વીર્ય જમાવવાની કુદરતી શક્તિનું અજ્ઞાનપણું, પરાણે વીર્ય જમાવવું વગેરે ઘણી બાબતોનો સમાવેશ થઈ શકે છે. એટલા માટેજ બ્રહ્મચર્યનો વિષય દુનીઆદારીના કામોમાં એકસરખો ઉપયોગી ને સરસાઈ ભોગવે છે. આ વિષય અતિ ગહન અને પ્રૌઢ છે જેમાં મારા જેવા સાધારણ માણસની મતિ ચાલી શકે નહીં, તોપણ મારી શક્તિ પ્રમાણે હું તેને ચર્ચીશ. કૃપા કરી આપ સૌ ભાઈઓ અને શ્રોતાઓ એક ચિત્તે સાંભળી મને દીપાવશો. હું નથી વિદ્વાન, નથી બહુ ભણેલો, કે નથી વક્તા, તો મારા બોલવામાં કે વિચારવામાં કે ધારણામાં કાંઈ ફેર લાગે તો તે દરગુજર કરશો અગર તો મને સુધારશો.

**બ્રહ્મચર્યનો અર્થ**—બ્રહ્મચર્યને ખાસ કરીને જૈન કોમમાં **શિયળ** એવા નામથી ઓળખાવવામાં આવે છે. બ્રહ્મચર્ય ને શિયળમાં કાંઇ ફેર નથી. પંચમહાભૂતો એટલે પૃથ્વી, પાણી, તેજ, વાયુ ને આકાશ, નો આપણે દરપળે ઉપયોગ કરીએ છીએ. દરપળે શ્વાસ લઇએ છીએ તે વાયુથી, પીએ છીએ તે પાણીથી, ખાઈએ છીએ તે ખોરાકથી, તથા બીજી ઉપયોગમાં લેવાતી વસ્તુઓથી શરીરમાં લોહી, માંસ, સ્નાયુ, હાડ, વગેરે બને છે. પરંતુ તે સૌ કરતાં જે શક્તિ ઉપર ચલન-હલન-વલન, અને બુદ્ધિનો મોટામાં મોટો આધાર છે તે ચીજ કે જેને વીર્ય કે ધાતુ કહે છે તે પણ બને છે. આ વીર્યનું સંરક્ષણ કરવું એટલે તેનો સદુપયોગ કરવો એજ ખરોપુરૂષાર્થ છે. મનને પરમાત્મા સાથે જોડવામાં એ વીર્ય ઉત્તમ સાધન છે. વીર્યનો અર્થ બ્રહ્મ પણ થાય છે, અને એ વીર્યનું શાસ્ત્રના નિયમ પ્રમાણે સંરક્ષણ કરવાથી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. બ્રહ્મ એટલે વીર્ય ને ચર્ય એટલે નિયમસર ઉપયોગ એમ બે શબ્દથી તે શબ્દ બન્યો છે. એ શબ્દ સંસ્કૃત ભાષાનો છે. જૈનધર્મમાં એજ શબ્દને **બંભ** વ્રત એમ કહે છે. બ્રહ્મચર્ય ખરોખર પાળનારને બ્રહ્મચારી કહે છે. અને એ બ્રહ્મચારીને પ્રભુતુલ્ય ગણેલ છે. જેમ જૈનમાં તેમ દરેક ધર્મમાં પોતાની વીર્ય શક્તિનો સદુપયોગ કરનારને અતિ ઉત્તમ દશાવાળો ગણવામાં આવેલ છે. બ્રહ્મચર્ય એ ગુણ બીજા બધા ગુણોમાં પ્રધાનરૂપે ગણાય છે. બધા ગુણોનું બીજ તે ગુણ છે એમ કહીએ તો જરા પણ અતિશયોક્તિ નથી. અહિંસા, સત્ય, સાચીદાનત, નિર્લોભ, ક્ષમા, પવિત્રતા, એ બધા ગુણોમાં આ ગુણ વૃક્ષતુલ્ય, મહાસાગરતુલ્ય છે, અને બીજા ગુણો ડાળીરૂપ અગર નદીનાળાંરૂપ છે. જૈન ધર્મનાં મુખ્ય પાંચ વ્રતોમાં આ ગુણનો નંબર ચોથો છે પણ તેનો પ્રભાવ, પેહેલે નંબરે છે. અખંડ બ્રહ્મચારીમાં બીજા બધા ગુણો સ્વાભાવિક રીતે હોય છે જ.

**વીર્યનો જમાખરચ**—આપણા ખાન-પાનનું છેવટનું પરિણામ એટલે છેવટનો ખરો સાર વીર્યની ઉત્પત્તિ છે. આપણે જે ખાઈએ છીએ તેમાંથી પ્રથમ હોજરીમાં રસ થાય છે, તે પછી રક્ત એટલે લોહી, તે પછી માંસ, મેદ, અસ્થિ, મજ્જા, અને

છેવટ વીર્ય થાય છે. વીર્ય એજ શરીરનું સત્વ, તત્ત્વ અને રાજા અરે શહેનશાહ છે. પ્રાચીન વૈદક આચાર્યો ખાધેલા ખોરાકનું ૧ માસ ને ૯ ઘડીમાં વીર્ય બને છે એમ જણાવે છે. શુદ્ધ અને સાદા ખાનપાન વિહારથી શુદ્ધ વીર્ય અને તેથી ઉલટી રીતે વર્તવાથી અશુદ્ધ વીર્ય ઉત્પન્ન થાય છે. શુદ્ધ વીર્યથી પ્રજા ઉત્તમ, શરીર નિરોગી તેમજ બળ-બુદ્ધિ-પરાક્રમ-અને આચાર ઉત્તમ બને છે. જેમ દુધમાં ઘી અને શેરડીમાં રસ ગુપ્તપણે છુપાયેલા છે તેવી રીતે આપણા શરીરમાં દરેક સ્થળે વીર્ય રહેલ છે. સ્ત્રી સમાગમ, સ્ત્રીના તર્કવિતર્ક, તેવાં નાટકો, સ્ત્રી ચિંતવન વગેરે સ્ત્રી સંબંધી સર્વ ચેષ્ટાઓથી, વીર્ય આખા શરીરમાંથી ખેંચાઈ એક સ્થળે એકઠું થઈ તેનો રેચ લાગે છે; એટલે બહાર નીકળી જાય છે. કાચી કળી તોડી નાંખવાથી જેમ ફુલ તેમાંથી ફળ ને તેમાંથી બીજ અને છેવટ વૃક્ષ થતું નથી તેમ નાનાં બાળકો, જો સ્ત્રી સંબંધી વિકારોમાં સપડાય છે તો તેનું પરિણામ તેવુંજ આવે છે; માટે નાનાં બાળકો, અને વીર્યની ઉત્પત્તિ ન હોય તેવાં માંદા અને વૃદ્ધ માણસોએ સ્ત્રી વિષયથી દૂર રહેવું. રોજ બશેર અન્ન ખાઇએ તો ૪૦ દિવસે ૨ મણ ખોરાક ખાવાથી ૨॥ રૂ. ભાર વીર્ય પેદા થાય છે. પણ તે ૪૦ દિવસોમાં માંદગી, ઉપાધિ વગેરેના દિવસોનો વિચાર કરવાનો છે. એ ૪૦ દિવસ સાંગોપાંગ ખોરાક લેવામાં આવે તો ૮૦ શેર અન્નમાંથી ૨॥ ભાર વીર્ય એટલે એકવાર સ્ત્રી સંસર્ગ થાય તેટલું વીર્ય પેદા થાય છે, માટે આ ઉપરથી વારંવાર સ્ત્રી સમાગમમાં શરીરને અને તે ઉપરથી મનને કેટલી હાની છે તે સિદ્ધ થાય છે. સ્ત્રી સમાગમ એ માત્ર પ્રજા એટલે છોકરાં ઉત્પન્ન કરવા માટે છે ને તે જો આ પ્રમાણે બરોબર રીતે ગયેલા ૪૦ દિવસે કરવામાં આવે તો ઉત્તમ સંતતિ પેદા થાય છે તેથી વિરૂદ્ધ વર્તનારને સંતતિ થતી નથી, થાય તો રોગી-દુર્બળ થાય છે અગર થઈને મરી જાય છે. ૪૦ દિવસથી ટુંકી મુદ્દતે સ્ત્રી સમાગમ થાય તો, દિવાળીઆની દુકાનો જેવું બને છે, કારણકે દર વખતે ૨ થી ૨॥ ભાર વીર્ય તો રેડાયજ, અને ઉત્પત્તિ એટલે પેદાશ તેટલી હોય નહીં. આથી જમા કરતાં ખર્ચ વધુ થાય છે, મૂડીમાં ટોટો પડે છે જેને લીધે આખા શરીરમાંથી વીર્ય નહીં થયેલો એવો પદાર્થ પરાણે ખેંચાઇ તે બહાર નીકળે છે તેથી કળતર, અર્ધાગવાયુ, નબળાઈ, મંદ અકલ વગેરે ઘણા રોગો થાય છે. રાજા વિના નગરીની જે દશા હોય તેવી દશા દેહ નગરીની થતાં સઘળા અવયવો અવ્યવસ્થિત બની જાય છે. અને મૃત્યુ સમીપ આણવા **ક્ષય** ઉત્પન્ન થાય છે. વીર્યનો ગેરવ્યાજબી ખરચ, વીર્યનું દિવાળું એજ ખરેખરો **ક્ષય** રોગ છે. આપણામાં ક્ષુદ્ર વીર્ય છે કે નહીં, આપણે તૈયાર છીએ કે નહીં તેની ખબર દરેકને હોય છે છતાં અવળે રસ્તે શોખને ખાતર, પ્રેમને ખાતર, જોર બતાવવા જેઓ મંડે છે તેઓ બધી રીતે હેરાન થયેલા આપણે જોયા છે ને સાંભળ્યા છે. જ્ઞાની પુરૂષો અને સાધુદશામાં આવેલા ત્યાગી પુરૂષો તેમ નહીં પરણેલા પુરૂષોએ આ બાબતમાં ઉત્પન્ન થયેલા વીર્યને શરીરમાં એવી રીતે ફેલાવી દેવું કે તેનો રેચ થતો અટકે. એ ફેલાવવા સારૂ, સ્ત્રી સંબંધી વિષયોથી દૂર રહેવું અને સત્સંગમાં, અભ્યાસમાં અને સત્પુરૂષોની સેવામાં તથા ભગવદ્ ભજનમાં તેમજ કળા વગેરેના કામમાં પોતાનો વખત ગાળવો; તેમજ વીર્યની મસ્તી ઉત્પન્ન કરનાર પદાર્થોનું સેવન કરવામાં વિવેકબુદ્ધિ રાખવાની છે. જેઓ ભગવદ્ સ્વરૂપમાં લીન છે, જેઓ સદાચારે રહેવામાં ચુસ્ત છે, જેઓ પોતાની તથા પોતાનાંઓની ધન ને ધર્મની દ્રષ્ટિએ ચડતી કરવામાં મંડયા છે તેવાં માણસોને વીર્યનો રેચ થાયજ એમ કહેનાર તેમજ તેવા મહત્ પુરૂષોને વીર્યને અટકાવવાથી રોગ થાય એમ કહેનાર એ બંને ઘણીજ ભૂલ કરે છે. દ્રઢ મનોબળ વાળા, પુરૂષોને માટે કોઈપણ કામ અશક્ય નથી.

**બ્રહ્મચર્ય શું સાધુનેજ પાળવાનું છે ?**

કેટલાક અજ્ઞાની જનો, કેટલાક વિષયવાસનામાં રચ્યા પચ્યા મનુષ્યો એમ બકે છે કે સાધુને સ્ત્રી ન હોવાથી તેમજ તેણે સંસાર ત્યાગ કર્યો હોવાથી તથા પ્રભુમાં ને તેના નિયમોમાં રહેવાનું હોવાથી તેમણેજ બ્રહ્મચર્ય પાળવાનું છે. આમ સાધુનેજ બ્રહ્મચર્ય પાળવાનું કહેનારાઓની મોટી ભૂલ થાય છે. બેશક ત્યાગી એટલે સાધુ અને રાગી એટલે ગૃ-

ગૃહસ્થ બંને એક સરખી રીતે બ્રહ્મચર્ય પાળી શકે નહીં. ત્યાગી મહાત્માઓ તો તમામ સ્ત્રીઓ, તેમજ પશુઓની સ્ત્રીઓ, અને દેવીઓ વગેરે સર્વ સાથે મન, વચન અને કાયાથી બ્રહ્મચર્ય એટલે શિયળ પાળી શકે. આવા શિયળને સંપૂર્ણ બ્રહ્મચર્ય કહે છે. ગૃહસ્થ તેટલે દરજ્જે પાળી શકે નહીં, તે સંસારમાં હોવાથી પંચની સાક્ષીએ-દેવોની સાક્ષીએ તેમજ બ્રાહ્મણની સાક્ષીએ જે સ્ત્રી પરણ્યો છે તે સિવાય તમામ સાથે તેને બ્રહ્મચર્ય હોવું જોઇએ. આવું બ્રહ્મચર્ય મર્યાદા વાળું ગણાય છે. પરણેલી સ્ત્રીમાં પણ તેણે ઘણી ઘણી રીતે વિવેક તેમજ સંતોષથી કામ લેવાનું છે; અને તેટલીજ છૂટ રાખીને બાકી તમામ સ્ત્રી જાત સાથે બ્રહ્મચર્ય પાળનાર ગૃહસ્થ પણ ઘણોજ વખાણને-માનને-અને પૂજ્વાને લાયક છે; પણ ગૃહસ્થને બ્રહ્મચર્ય હોયજ નહીં, ગૃહસ્થથી બ્રહ્મચર્ય પળાયજ નહીં, એમ કહેનાર, નરકના રાજ્યનો અધિકારી છે. ગૃહસ્થને બ્રહ્મચર્ય પાળ્યા વગર ચાલેજ નહીં, ન પાળે તો કુદરત તેની પાસે પરાણે પળાવે, મારી મચરડીને દુઃખી કરીને પળાવેજ. ગૃહસ્થ એટલે સંસારમાં રહેલો માણસ બ્રહ્મચર્ય ન પાળે તો કુદરત તેની પાસેથી તેની માલમતા (મનુષ્યનો અવતાર-શરીરનું સુખ-અખંડ અંગ ઉપાંગ-નિરોગીપણું વગેરે) છીનવી લેવાની સજા કરેજ. ટુંકામાં બ્રહ્મચર્ય વગર આ જગતની હયાતી રહેજ નહીં. મારી અક્કલ પ્રમાણે તો ત્યાગી તો શું, ગૃહસ્થ તો શું, પણ પશુએ, અરે સર્વ પ્રાણીએ, એ બ્રહ્મચર્યનો ગુણ સર્વાંશે, સર્વાંશે નહીં તો હદમાં, હદમાં નહીં તો કોઇને કોઈ રીતે પણ પોતાના શારીરિક, માનસિક તે આત્મિક લાભને અર્થે પાળ્યા વિના છૂટકો નથી. કુદરતના કાયદા વિરૂદ્ધ કદી કોઈ થઇ શક્યું નથી ને થઈ શકનાર પણ નથી. અને એ કુદરતની પરીક્ષા કરનાર પણ વિશાળ દૃષ્ટિવાળા મહાત્મા હોય તેજ કરી શકે. સાધારણ માણસોનું એમાં કામ નથી. સાધુઓ અખંડપણે બ્રહ્મચર્ય, સ્ત્રી સેવન કર્યા વગર પાળી શકેજ અને કોઇપણ રીતે વીર્યને, બ્રહ્મના સ્વરૂપમાં વાપરી શકેજ અને સ્રાવ (પડી જવું, સ્ખલિત થવું) થવા ન દેજ. તેને માટે સિંહ અને પારેવાનો દાખલો ઘણોજ અકસીર છે. સિંહ દરરોજ માંસાહાર કરે છે, અતિશય પૌષ્ટિક વસ્તુઓ ખાય છે, વનનાં પ્રાણીઓ, વનની ઉત્તમમાં ઉત્તમ વનસ્પતિઓ, હવા અને પાણીનો મહાન્ રાજા છે છતાં તે પોતાના વીર્યનું સંરક્ષણ એવું તો દ્રઢ મનથી કરે છે કે આખી ઉમરમાં એકજવાર સિંહણ સાથે કામવાસના તૃપ્ત કરે છે; અને તેથી પોતાનો વંશ આબાદ રાખે છે. પારેવું કાંકરા માત્ર ખાય છે છતાં રોજ સ્ત્રીસંગ કરે છે. આ ઉપરથી જણાશે કે સિંહ કરતાં મહાત્મા પુરૂષો ઘણાજ વિવેકવાળા ને ઉત્તમ આહાર વિહાર વાળા છે અને રોજ ઉત્તમ વિચારોમાં મસ્ત રહે છે તો તેઓને આખી જીંદગીમાં એકવાર પણ શા માટે સ્ત્રી વાસના થવી જોઇએ? ન જ થાય-અને પારેવા જેવા પુરૂષોને તો આજકાલ શોધવા જવું પડે તેમ નથી. કીડીની પેઠે ઉભરાઈ જાય છે.

ઉપરના દૃષ્ટાંત ઉપરથી બીજો સાર એ પણ લેવાનો છે કે, વીર્યની ઉત્પત્તિને માટે જાત જાતની દવાઓનું સેવન, ઉત્તમ રીતે રાંધેલા ખોરાકોનું ભોજન મોજ શોખની મસ્તી, અને કેફી પીણાં વગેરેની કાંઇ જરૂર જ હોય એમ ઠરતું નથી. નિયમ પ્રમાણે સાદો ખોરાક-હવા-પાણી સેવનાર પણ વીર્યની ઉત્પત્તિ કરી શકે છે. વીર્યને માટે તરફડીઆં મારનારા, દવા ને ટાપટીપમાં મરી રહેનારા, નાહક ઉપાધિ વહોરી ભોજન-પાણી-હવાને શોખના રસ્તામાં વાપરનારાઓએ, પારેવાનો દાખલો સદા નજરમાં રાખવાનો છે. અનેક સાધનોથી ભરપુર રાજા અને ટાઢા ટુકડામાં નભતો ખેતરમાં મહેનત કરતો ખેડુ બંને વિવેકબુદ્ધિ વાપરે તો વીર્યની પેદાશમાં સરખા ઉતરે. સાદી સમજની ગેરહાજરીમાંજ વીર્યની અને તેને લીધે બ્રહ્મચર્યની અધોગતિ થઇ છે.

સાધુદશામાં રહી બ્રહ્મચર્ય પાળનાર પુરૂષો બધા એવા હોતા નથી; માટે દ્રઢ મનોબળ ન થયું હોય ત્યાં લગી નીચે પ્રમાણેની રીતે વર્તવાનું છે.

૧. વસતિ—એટલે રહેઠાણ કેવું રાખવું ?

જે સ્થળમાં મનુષ્યની સ્ત્રી, દેવતાની સ્ત્રી અને પશુ સ્ત્રી એટલે બાઈડીઓ, દેવીઓ, તથા ગાય ભેંસ

છે. વિક્રમનો સોળમો અને સત્તરમો અઢારમો સૈકો કે જે આ સ્થિતિનો ઉત્પાદક હતો, તે કાળનું પ્રાકૃત જૈન સમાજને માટે લખાયલું-ચંદ રાજાનો રાસ અને એવું બીજું સાહિત્ય આ વાતનો યોગ્ય ચિતાર રજુ કરે છે.*

સારા હેતુપૂર્વક આદરાયેલા એ અનુષ્ઠાને તે વખતે યોગ્ય અસર ઉપજાવી હશે; અને એથી સારો યશ પ્રાપ્ત કર્યો હશે. પણ દરેક વાતમાં બને છે તેમ, એમાં પણ કાળના વ્હેવા સાથે વિકૃતિ દાખલ થઇ છે. અને 'આધુનિક જૈનોનું કળાવિહીન ધાર્મિક જીવન'ની વિવાદગ્રસ્ત× લેખમાળાના સમર્થ લેખકે કહ્યું છે તેમ-મનુષ્યની અસાવધાનતાએ પોતાના દોષોથી તેમાં મલીનતા દાખલ કરી છે.‡

જીવનકલહના પ્રવૃત્તિમય વ્યવહારમાંથી દિવસને અંતે પરવારીને, મનુષ્યનું મન આરામ અને વિનોદ શોધે છે. એમાં વિઘ્ન નાંખનારાં સાધનો રાત્રિકાળે ઉપશાંત હોવાથી, એની એ ઇચ્છા એ કાળે પરિતૃપ્ત થાય છે. જો મનુષ્ય સંસ્કારી હોય, આત્મકલ્યાણની લાગણી ધરાવતો હોય, સદ્અસદ્ વિવેકથી યુક્ત હોય, તો પોતાની એ ઇચ્છા, ઉચ્ચ સાધનોદ્વારા તૃપ્ત કરે છે. નહિતો બાકીનો વર્ગ એ કાળ અધમ રીતે વ્યતિત કરે છે. જેઓએ વર્તમાન કાળની અસર વગરનો કામદાર વર્ગ કારખાનાઓમાં રહેતો જોયો હશે, તેઓના કાને-રાત્રિના વખતમાં, તંબુરો મંજીરાં અને ઢોલકના વાદ્ય ધ્વનિ સાથે ભજનના સુરો અથડાયા હશે. આમાં આરામ અને વિનોદ સાથે ઇશ્વરને ઓળખવાનો સાત્વિક આનંદ હોય છે.×

* રાત્રિ જાગરણની પ્રથા પ્રાચિન કાળની હોવી જોઇએ, શ્રી હેમચંદ્ર ભગવાનના ત્રિ. શ. પુ. દશમા પર્વના મહાવીર ચરિત્રમાં સુલસાશ્રાવિકાએ રાત્રિ જાગરણ કર્યાનું જણાવ્યું છે. પણ તે કાળે તે કેવી પદ્ધતિથી આચરાતું હશે, તે વિચારનો વિષય છે.

× હું આ લેખકના બધાં વિચારો સાથે મળતો નથી.

‡ આ આક્ષેપ હું દરેક સ્થળે થતાં રાત્રિ જાગરણને માટે કહેતો નથી. જ્યાં આ દોષ પ્રવેશ છે તેટલા પુરતોજ છે.

× આથી ઇશ્વરનું યથાર્થ ઓળખાણ થાય છે કે કેમ એ જુદી વાત છે.

રાત્રિ જાગરણ આ વસ્તુનોજ પ્રકાશ કરે છે. સંગીતની આનંદજનક અસર નીચે સ્વાધ્યાયોના બોધ-પ્રધાન અંશોને હૃદયમાં ઉતારવા, અને આત્માની એ રીતે શુદ્ધિ સાધવી એ ઠીક પડે છે. વાણીની સરળતા અને સર્વભોગ્યતા, પદ્યોમાં વિવિધ રસ ને ભાવ સાથે ઋજુતાયુક્ત પ્રાસાદિકપણું અને ગીતમયતા-આથી આમાં સ્વાભાવિક આકર્ષકપણું રહેલું છે. અને વળી આ અનુષ્ઠાન પર્યુષણના દિવસોમાં, મોટી તપશ્ચર્યા કરતાં, કલ્પધર અને પારણાં ઘેર લાવી ઉત્સવ-આરંભમાં કરાતું હોવાથી, પ્રભાવનાની પણ યોજના તેમાં નિર્મેલી હોય છે તેથી પણ એ આકર્ષકતામાં વૃદ્ધિ થાય છે પણ જે વિષયમાં નિર્બંધપણે મનુષ્યો ભાગ લેઇ શકે, એવી સ્થિતિ તેની હોય છે ત્યાં સુવ્યવસ્થા, અને સુઘટના બન્ને ક્ષણ અંતર સિવાય તુટે છે. રાત્રિ જાગરણની પણ એજ સ્થિતિ થઇ છે. અને ઘણી જગ્યાએ એના મૂળ સ્થાનથી ઘણે દુર એનું સ્થાનાંતર થવા પામ્યું છે.

સંગીત વાદ્યો તરિકે જ્યાં કાંસીનો ઉપયોગ થાય છે, ત્યાં સ્વછંદ-ઉલ્લાસી બાળકો, અને તાલના અજાણ પુરૂષો-તાલ ભંગથી ત્રાસ આપે છે અને ગીતોની ઢાલોમાં ખાસ કલાવિધાન કે લાલિત્ય બતાવવાનું ન હોવાથી તેમાં રસ જામતો નથી; તો પછી તેમાં ઉપદેશ રંગથી હૃદયને રંગવાની શક્તિ તો ક્યાં રહી? અને પ્રભાવના! પ્રભાવનાની શું સ્થિતિ છે તે જૈનવર્ગથી ક્યારે અજાણી છે?

ધર્મ બંધુઓના ગુણાનુરાગને લેઈ, તેમના તરફ જે ભક્તિ કે વાત્સલ્યભાવ પ્રદર્શિત કરવાનો છે, તે પ્રદર્શિત કરતાં જે ચિત્ર ઉપસ્થિત થાય છે તે કેવું ઘૃણા ઉપજાવે છે! શિષ્ટાચાર અને સ્વમાનનો ભંગ, કંટાળો આપે તેવો કોલાહલ, ઉત્તેજીત થતી પરિગ્રહ તૃષ્ણા:-આ સઘળું જોઇ ક્યા વિચારવાન માણસે, દુ:ખમિશ્રિત ખેદના નિઃશ્વાસ નહિ મૂક્યા હોય?[1]

[1] પ્રભાવનાથી બીજું કાંઈ નહિ તો ધર્મનું બાહ્ય-અંગ સુંદર બને છે. અને તે વગર તેની ભવ્યતા અને ગૌરવતા નથ થાયછે. ગૌરવતા અને ભવ્યતાથી આંતરભાવના વિકસ્વર થાય છે. એ અને એવા બીજા લાભો અમારી જાણ બહાર નથી. એના દોષ ભાગનું દર્શન એટલા પુરતુંજ કરાવ્યું છે, કે ત્યાજ્ય ભાગ કોઇપણ ઉપાયે ત્યાજ્ય કરવો ઘટીત છે.

આથી વધારે શોકજનક સ્થિતિ–વર્તમાન જમાનાની અસરવાળો વર્ગ–કે જે વર્ગ ઉપરની પદ્ધતિના મેળાવડામાં વધારે પ્રમાણમાં ભાગ લેતો નથી, અને ઈંદ્રિયસંયમ રહિત બની શ્રેયાશ્રેયના વિચારથી તદ્દન અંધ હોય છે– તેઓના હાથે બની છે. કેટલીક વિદ્યાઓ જેમ અધમ કોટિના જનોના હાથમાં જઈ પડી છે તેમ સંગીતને માટે પણ બન્યું છે. એક કાળે એ વિદ્યા શિષ્ટ જનોના આદરને પાત્ર હતી, અને ઉત્તમ ચારિત્રશીલ મનુષ્યો તેનું સેવન કરતા. પ્રાચિન સાહિત્યમાં આ જાતના દાખલા પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે. કાલિદાસના **માલવિકાગ્નિમિત્રમાં**, **બાણની કાદંબરીમાં**, **ભાસની સ્વપ્નવાસવદત્તામાં**, તેમ મહાભારતમાં વિરાટ રાજાની પુત્રી ઉત્તરાને **અર્જુન** નૃત્યકળા શિખવતો, અને વળી આપણા સાહિત્યની વાત કરીએ તો–યુગાદિદેવ ઋષભદેવજીએ પોતાની પુત્રીઓને એ વિદ્યા શીખવ્યાનું, **રામાયણમા મંદોદરીએ અષ્ટાપદ** પર્વત પર નૃત્ય કર્યાનું, તથા ઉદયન રાજર્ષિની ભાર્યાએ જિનભુવનમાં નૃત્ય કર્યાનુ આપણે જાણીએ છીએ. પણ એ સ્થિતિ અત્યારે રહી નથી. દુ ચારિત્ર જનોજ એના વિશેષ ઉપાસકો બન્યા છે. આ કારણને લેઇને રાત્રિ જાગરણોમાં એ કોટિના મનુષ્યોનું સ્વભાવ–દર્શન બરાબર રીતે થાય છે. રાત્રિજાગરણમા પ્રધાન ભાગ સંગીતનો હોવાથી આ વર્ગ તેનો અધિષ્ઠાતા બને છે, અને ગાવાનાં ગીતો પ્રસંગસરના હોય કે પ્રસંગ બહારનાં, તે ઉપર મુદ્દલેય વિચાર થતો નથી. ઉદ્દેશઘાતક અને જૈન સંસ્કૃતિથી નિંદ્ય ગણાતુ રાત્રિ ભોજન–ચા દુધ અને અભક્ષ્ય તેમ ચા દિવસોમાં ત્યાગ કરવા યોગ્ય પાન આદિ તાંબુલનો છુટથી ઉપયોગ થાય છે, અને આવી રીતે આ રાત્રિ જાગરણો સંયમપ્રધાન વીતરાગ માર્ગથી ખસીને સંગીતના જલસામાં રૂપાંતર પામે છે.

આ ઉપરથી આપણે જોઈ શકીશુ, કે એને આથી જુદું રૂપ મળવું જોઇએ, અને તે એવું કે એમાં સર્વ કોટિના જીવો–પછી તે વિદ્વાન્ હો કે પ્રાકૃત જન હો, વૃદ્ધ હો કે તરૂણ હો: જ્ઞાનપ્રિય હો કે ભક્તિપ્રિય હો, પણ તે દરેકને એક સરખી રીતે આકર્ષક અને ઉપકારક હોય. આ સિવાય રાત્રિ જાગરણો આપણા ધર્મદેહનું મહત્વનું અંગ બનશે નહિ. આ સ્થિતિ લાવવા માટે તેનામાં ઉચ્ચ અંશો ભરવા જોઇએ, કે જેથી તેની યોગ્યપદ્ધતિ ઘડાઇ સર્વને તે આચરવી સુગમ થાય.

આ પદ્ધતિ ઘડવા માટે આપણે બહુ દૂર જવું પડે એમ નથી પણ તેને હસ્તગત કરવામાં મોટું કષ્ટ રહેલું છે. એ જાતની તૈયારી કરવામાં આપણા સંજોગો હજુ બધી રીતે અનુકૂળ નથી; પણ જો એ દિશાએ આપણે રસ લેતા થઇશું અને એ જાતની તૈયારી કરવા શ્રમ વેઠીશું તો, સ્વલ્પ કાળમાં આપણે એમા પારંગત થઈશું.

બ્રાહ્મણ ધર્મમા થતાં આખ્યાનો અને હરિકીર્તનો (હરદાસની કથા) કે જેનો દાક્ષિણ્યાત્યોમાં વિશેષ પ્રચાર હોઇ તેઓ તેને સારી રીતે કરી શકે છે, અને હવે ગૂજરાતમા પણ સારા સારા કીર્તનકારો છે–તે જેણે સાભળ્યા અને જોયાં હશે તેઓ આનંદપૂર્વક કહેશે કે આમાં કેવી સુંદર મધુરતા–પૂર્વક ઉપદેશ–યોજના છે!

શુ આ જાતની યોજના આપણે આપણા રાત્રિ જાગરણ માટે ન કરી શકીએ ? જો કરી શકીએ તો, તેની અધોગતિનું નિવારણ થઇ તેનામા ઉન્નતતા આવે; ગૌરવહીનતાને સ્થાને તે પ્રભાવશાળી બને, અને સુંદર કલાથી જ્ઞાનને પ્રદર્શિત કરનારના જ્ઞાનનો તેમ મનોહર વક્તૃત્વનો ઉત્તમ લાભ પ્રાપ્ત થાય.

આપણો પ્રાકૃત વર્ગ કે, કેળવાયલો વર્ગ ગમે તે વર્ગ લ્યો–અને જુઓ કે તેઓ આપણા કથા–સાહિત્યથી તે કેટલો પરિચિત છે ? અનુભવથી સમજાશે કે આપણી સ્થિતિ શોચનીય છે.

વિવિધતા અને ગુણની સમૃદ્ધિમા અસાધારણ એવા આપણાં કથારત્નો, સાહિત્યાગારમાં પુરા ભર્યા હોવા છતાં આપણો જૈન સમાજ એથી દરિદ્ર રહે એથી વધારે શોચનિય સ્થિતિ બીજી કઇ? જો આ ગ્લાનિકર સ્થિતિ નિવારવી હોય તો, રાત્રિ જાગરણોમાં, કથાસાહિત્યને આખ્યાનરૂપમા સ્થાન આપવું. સંભાષણ અને સંગીતનો એમાં સુભગ સંયોગ હોવાથી તે રૂચિ-

# મૃગાંકલેખા.

[ લેખક—રા. મધુસૂદન ચિમનલાલ મોદી M. A ]

ગતાંક પૃ. ૭૧ થી સંપૂર્ણ.

૬

સુરેન્દ્રદત્ત તો વ્યવહારકલામાં કૌશલ્ય મેળવવા લાગ્યો અને બહુજ ધન પેદા કરતો; એટલે પિતાને જીવિતથીય વ્હાલો થયો. એવા અવસરે એનો સર્વ કૃત્યમાં ઉત્કર્ષ દેખતી ધનવતીના મનમાં હલકી બુદ્ધિ ઉપની અને એણે વિચાર કર્યો કે જ્યાં સુધી સુરેન્દ્રદત્ત જીવે છે ત્યાં સુધી મારા બેય પુત્ર તો ખરેખર તૃણની જેમજ હલકા ગણાવાના. આમ શાકિની સમી એણે દુષ્ટ નિશ્ચય આદરી એને મારવા ખાતર એને માટે એક ઝેરનો લાડુ બનાવ્યો અને બીજા પુત્રોને માટે બે ઝેર વિનાના લાડુ બનાવ્યા; અને દાસી મારફતે પેઢી ઉપર મોકલાવ્યા અને કહ્યું કે મોટો લાડુ સુરેન્દ્રદત્તને આપવો અને બીજા બે નાના લાડુ નરદેવ અને ધનદેવને આપવા. એણે પણ જઈને તે પ્રમાણેજ કર્યું; પણ સુરેન્દ્રદત્તે, કામમાં રોકાયલો હોવાથી, તે લાડુને એક બાજુએ મૂકી દીધો. પેલા બે ભાઇઓએ તો નાના લાડુ ખાવા માંડયા. કામમાં બહુજ રોકાઈ જવાથી એ લાડુ ખાવાનો વખત તો મળ્યો નહિ એટલામાં તો બંન્નેય નાના ભાઇઓ ફરીથી ભૂખ્યા થયા. એટલે એણે તો લાડુને ભાગી વહેંચી આપ્યો; અને એ બન્ને ખાઈ પણ ગયા. આથી તરતજ એમને ઝેર વ્યાપી ગયું અને તે મરી ગયા. જે આપણે બીજામાટે કરીએ છીએ તે આપણા ઉપરજ આવી પડે છે.

આ વાતની વૈશ્રમણને ખબર પડી અને ધનવતીનો દુષ્ટ આશય જાણી તે ખિન્ન થયો અને સુરેન્દ્રદત્તને છાની રીતે કહ્યું "તારા સ્વાર્થની સિદ્ધિ કાજે તું તામલિપ્તી નામની નગરીએ જા; આંહિ ક્ષણ પણ ઉભો ના રહીશ; જ્યારે મા જાતેજ શાકિની બને ત્યારે કેટલો વખત જીવાય ?"

સુરેન્દ્રદત્તે વળી પૂછ્યું "હે તાત, કેવી રીતે એ બને ?"

એટલે શેઠે એ નગરસંબંધે પરેપૂરું વૃતાન્ત કહ્યું; અને સાગરચંદ્રના નામથી અંકિત બનેલું મુદ્રારત્ન પણ આપ્યું અને કાફલાની યોજના પણ ગોઠવી આપી. આમ સુરેન્દ્રદત્તને તામલિપ્તી નગરીએ મોકલી દીધો. તે પણ પોતાનાં માબાપને શોધવાની ચિન્તાથી ગામે ગામે પુરે પુરે સાગરચન્દ્રની ભાળ કાઢતો તામલિપ્તી નગરીએ આવી પહોંચ્યો. ત્યાં તેણે બહુજ ધનનું ઉપાર્જન કર્યું. અને એક દિવસ શ્રી ઋષભદેવના પ્રાસાદે પૂજા માટે ગયો; અને ત્યાં મહાપ્રભાવ-વાળી શાસનદેવતા શ્રીચક્રેશ્વરીને અષ્ટમ તપથી અને પૂજોપચારથી આરાધી. તે પણ પ્રકટ થઈ અને તેના પ્રત્યે બોલીઃ

"હે વત્સ, તારા પિતા સાગરચંદ્ર અને તારી માતા મૃગાંકલેખા સિદ્ધાર્થપુરમાં પ્રિયમેલક નામના બાગમાં તને મળશે માટે ખેદ મા કર. એમને ઓળખવા આ નિશાની-તને જોઈ તારી માતાના સ્તનેથી ધાવણની સેરો ફૂટશે; અને તારી માતા અને લોકો સાગરચંદ્રને જોઈ આ સુરેન્દ્રદત્તનો પિતા એમ બોલશે. આજના દિવસથી બરોબર એક માસ પછી તારો માબાપ સાથે મેળો થશે." આ પ્રમાણે બોલી દેવી અન્તર્ધ્યાન થઈ ગઇ.

પછી એ પરમ આનન્દના અમૃતથી ન્હવાઇ ગયો; શ્રીનાભેયપ્રભુની અર્ચના કરી પારણાં કર્યાં; અને મોટા કાફલા સાથે સિદ્ધાર્થપુર તરફ ચાલી નીકળ્યો.

૭

શ્રીમત્ અવન્તિસેન રાજાએ શત્રુંજય રાજાને હરાવ્યો; એટલે તરતજ પોતાની પ્રિયાના દર્શનકાજે ઉત્કણ્ઠિત થયેલો સાગરચંદ્ર સૈન્યમાંથી છૂટો પડી પોતાને ઘેર આવી પહોંચ્યો. પોતે પેદા કરેલા સર્વ દ્રવ્યનો સંચય એણે બાપને આપી દીધો. પ્રિયા-વિયોગ-રૂપી અગ્નિથી એનું અંગ બળતું હતું; અને મૃગાંકલેખાના વાસભવને ગયો ત્યાં તો એણે તે શૂન્ય

દીઠું જાણે નયન-વિહોણું વદન કે હિમાળાં કિરણ-વાળા ચંદ્ર વિનાનું ગગન; એણે વિચાર કરવા માંડયોઃ

'શું કોઇ કારણસર એ પિયર ગઈ? કે પછી એ ક્રૂર વિધિએ કાંઈ અવળાંજ ચેટક કર્યાં?'

પછી તો એ પોતાની મા આગળ ગયો અને વદ્યોઃ 'બા, મારા મનકુમુદને વિકસાવતી મૃગાંકલેખા સમી મૃગાંકલેખા હાલ ક્યાં છે?'

આ સાંભળી એને શંકા તો આવી પણ જરા ધીટ બની એ બોલીઃ "વત્સ, એ પાપિણીનું નામ પણ મા લેઈશ; તારા ગયા પછી તો એને ગર્ભ રહ્યો; અને કુલ પર કલંક આણ્યું; એટલે એને દેશવટો દેવો પડયો."

આવું સૂણવા અજુગતું સુણી-હા હા કરી મોટેથી રાઢ નાખી મૂર્છિત થઇ પડયો; આગળ પાછળના નોકર ચાકરોએ ઘણા ઠંડા ઉપચાર કર્યા તેથી જેમ તેમ કરી મૂર્છા ઊતરી કે પાછું એણે વિલપવા માંડયું: 'હે કૃશાંગિ, તેં કહ્યું છતાંય મેં માબાપ આગળ મારા આગમનનું નિવેદન ન કર્યું. એ મારા મનને મારા મોત-સુધી બાળશે.' આમ અનેકવાર રડતો રડતો મા પ્રત્યે બોલ્યોઃ 'મારા નામથી અંકિત થએલી, લાંબા કાળથી તારી પરિચિત, મારી વીંટી જોઈ, તોય એ મહાસતીને તેં શેં દેશવટો દીધો?' 'કે પછી કુપતિ સંતોખાય કે રોષ પામે તોય મારતોજ આવે એમ વિચારી હે વનદેવતાઓ, પિયર અને સાસરેથી કાઢી મૂકાયલી, સતીવ્રતને ધારતી મારી પ્રાણપ્રિયાનું રક્ષણ કરો, રક્ષણ કરો! હા, એ સૂના રાનમાં ગર્ભના ભારે લથડી ગયેલાં ગાત્રવાળી એનું શું થશે?' આમ પ્રલાપ કરતા એણે પિતા તેમજ સસરાના પક્ષના સર્વેનેય આકાશ-પૃથ્વી (શિદરી)નેય છલકાવે તેટલું રોવડાવ્યા.

પછી તો દુનિઆની રીતને સારી રીતે જાણતા કુટુંબના ઘરડાઓએ એને બહુ સમજાવ્યો તોય એનો શોક છૂટયો નહિ; ઉલટો એણે વિચાર કર્યો કે જ્યાં સુધી મૃગાંકલેખાને હું આંખે ન જોઉં ત્યાં સુધી હજાર વર્ષ વહી જાય તોય ઘેર નહિ આવું. આવી પ્રતિજ્ઞા લેઈ મિત્રોનેય પણ જણાવ્યા વિના એકદમ ભાથું અને ધનુષ્ય સાથે લેઈ સાગર નગરની બહાર નીકળી પડયો.

આમ આખી પૃથ્વી ઉપર ભમતો, પદે પદે મુસાફરને ભાળ પૂછતો, એકેએક ગિરિની ગુફાઓમાં તપાસ કરતો, દરેકે દરેક વૃક્ષે શોધતો, સર્વે નદીનાં તટ અને કોતરો નિરૂપતો, છેવટે હેડમ્બવનના એક ભાગમાં એ આવી પહોંચ્યો. ત્યાં હરિણી ઇત્યાદિ પશુસમૂહને જોઈ એણે બોલવા માંડયું: "કુરંગિ, મારી પ્રિયાનું સુરંગ આંખનું તેજ, હે કમલ, એના મુખકમલની શોભા, હે કલાપી, એના કેશકલાપની લીલા, હે અશોક, એના કર, ચરણ, અંગુલીરૂપી પલ્લવ-સૌન્દર્ય, હે ચંદ્ર એના ગાલની બાજુઓની શોભા હરી લેઇ જો કે તમે જુદાં જુદાં સ્થાને સંતાઈ ગયા છો તોપણ હાલ મારી પ્રિયાની જુદા જુદા સ્વરૂપે હરેલી કાન્તિ આપી દો નહિ તો યમરાજની જેમ કોપિત બની સર્વનો સંહાર કરીશ" આમ મોહ-પિશાચના ગ્રહે ઘેલો બની એ સર્વત્ર રખડતો હતો. ત્યારે એવા ઢંગમાં એને જોઈ હેડમ્બ નામનો રાક્ષસ કૌતુકને લીધે પ્રકટ થયો અને બોલ્યોઃ "અરે માનવ, કેમ આ મૃગાદિ ઉપર કોપે છે? કેમ આ બધાંને પ્રિયારૂપની પૂછપરછ કરે છે? એ સુલોચનાના ગળનાર મને એકલાનેજ પૂછ."

આ વચન સુણી સાગરચંદ્ર મહાક્રોધના આવેશમાં આવી ગયો; અને એનો વિનાશ કરવા તરવાર ખેંચી લડવા સામો થઈ ગયો. એટલે તો એ બંન્નેનું મહાયુદ્ધ જામ્યું. પરસ્પર પ્રહાર કરતાં બંન્નેની તરવાર ભાગી ગઇ. અને જેવો સાગરચંદ્ર ઝાડ ઉપાડી એના માથા ઉપર મારવા ગયો, એ વિકરાલ સ્વરૂપવાળો બેગણી, ત્રણગણી મોટી કાયાવાળો બની ગયો. આ વિકરાલ વેતાલ જોઈ સાગરચંદ્રે પંચપરમેષ્ઠિ-નમસ્કારનો મહામંત્ર સંભાર્યો; અને તે સંભાર્યો એટલામાં તો ઝેરસમો એ વેતાલ ક્યાંક શમી ગયો.

પછી તો સાગરચંદ્રે પણ ગિરિ, સરોવર અને સરિતાઓમાં શોધવા માંડી; પણ ક્યાંય એની વાયકામાત્રેય મળી નહિ. પોતાની પ્રિયાની પ્રાપ્તિના અભાવે એ મહાદુઃખે દોઃલો બન્યો. એણે લાકડાં

બેગાં કરી, અગ્નિ સળગાવી માંહ્ય ઝંપાપાત કરવાનો વિચાર કર્યો. તે પહેલાં તે પર્વતના શિખરે ચઢ્યો અને તાર-સ્વરે બોલવા લાગ્યો:

"રે સર્વ દેવો અને દેવીઓ! સાંભળો, આખો જન્મ મેં મારી નિર્દોષ પ્રિયપ્રણયિની અપાર દુઃખના ધરામાં નાખી દીધી છે' એવું એક પણ વચન માન્યું નથી. અને હાલ તેની કાંઇ પણ ભાળ મને મળતી નથી; એટલે દોષશતે મલિન હું સુપ્રગટેલ અગ્નિએ પ્રવેશ કરીશ." આમ બોલી જેવો એ માંહ્ય કુદવા ગયો કે સુયશ નામના સિદ્ધપુત્રે તેને એકદમ અટકાવ્યો અને કહ્યું: "તું આત્મઘાત મા કર; તને તારી પ્રિયા મળશે; અને બધાં કર્મોનું ઉન્મૂલન થઈ જશે અને તમો સુખી વધૂવર બનશો. વળી તું તારા પુત્ર સુરેન્દ્રદત્ત અને તારી પ્રિયાને સિદ્ધાર્થપુરમાં પ્રિયમેલકબાગમાં શ્રીઆદિદેવના મંદિરે મળીશ. આજેજ તને ભિલ્લના ગામડેથી નાશી આવી ચિત્રલેખા મળશે,—એ તારે કાજે ઓળખાણની નિશાની. એને સાથે લેઈ તું પહેલવ્હેલો સિદ્ધાર્થનગરે જા અને મને નંદીશ્વર નામના ઉત્તમ ટાપુ ઉપર આવેલા જિનમંદિરે નમસ્કાર કરવા જવાની અનુજ્ઞા આપ.' આમ બોલી એ નો આકાશમાર્ગે ઉડી ગયો.

સાગરચંદ્રે વિચાર કરવા માંડયો: 'ખરેખર હું ધન્યજ કે મને પુત્ર સાથે જીવતી મૃગાંકલેખા મળશે.' એણે મરવાનો વિચાર છોડી દીધો. ગિરિશૃંગથી ઉતરી થોડેક ગયો હશે એટલામાં તો દુઃખભર્યો વિલાપ કરતી કોઇક સ્ત્રીનો રુદનધ્વનિ સાંભળ્યો.—"હા દેવ, એ મારી પ્રિયસખી, પ્રિયથી છૂટી પડેલી, સાસરા તથા પિયરમાંથી કાઢી મૂકાયલી, ગર્ભભારે લથડેલા દેહવાળી મારા વિના એકલીનું શું થશે?" આ સાંભળી સાદ ઉપરથી આ ચિત્રલેખા છે એમ અનુમાન કરી સાગરચંદ્ર તેની સમીપ ગયો, એને આશ્વાસન આપ્યું, અને મૃગાંકલેખાની ખબર પૂછી. તે પણ સ્વામીને ઓળખી ગદ્ગદ વચને બોલી: 'દેવ, સાસરા અને પિયરમાં અપમાન પામી, તમને મળવા કાજે ચિત્રગુપ્ત નામના સાર્થવાહ સાથે તે જતી હતી તેવે હું કાફલામાંથી છૂટી પડી ગઇ અને દુષ્ટ શબરો ધનના લોભે પકડી એમના ગામડે લેઇ ગયા. એ ગામડું તો હવણાં શ્રીવિજયરાજના હાથીએ વલ્લરી જેમ ઉખેડી નાખ્યું; અને હું ત્યાંથી નાસી છૂટી આંહિં આવી અને તમને મળી.'

એણે પણ એને પોતાનું બધુ વૃત્તાન્ત કહ્યું; અને તેની સાથે સિદ્ધાર્થપુર પાસેના પ્રદેશે આવી પહોંચ્યો.

૮

સુરેન્દ્રદત્ત તો પ્રિયમેલકબાગના અલંકારરૂપ શ્રી આદિનાથના જિનભવને આવી પહોંચ્યો. એ ત્રણ સંધ્યા સમયે ભગવાનને પૂજવા લાગ્યો. એણે પોતાના કુલની સાધના કાજે અષ્ટાન્હિકા નામનો મોટો ઉત્સવ આરંભ્યો. સર્વજનને આશ્ચર્ય પમાડતા, દુરન્ત પાપને વિદારતા, બહુજ દ્રવ્યે આદરાયલા મહોત્સવમાં પૌરજનો સાથે મૃગાંકલેખા પણ આવી. ત્યાં એ યુગના આદિજિનના પાદયુગલે નમી વિકસતાં નેત્રપત્રે પુત્રની ભાવનાથી ફરી ફરી સુરેન્દ્રદત્તને જોતી હતી; તેવેજ તેના સ્તનોમાંથી દૂધની સેરો ફૂટી ધરાતલને સિંચતી હતી. સુરેન્દ્રદત્તે એને આ પ્રમાણે જોઈ અને એના ગાત્રે રોમાંચ થયાં. એણે ખરેખર આ મારી માતા છે એમ તર્ક કર્યો એટલામાં તો સુયશ નામનો સિદ્ધપુત્ર નદીશ્વરની યાત્રા ગોઠવી ત્યાં આવી પહોંચ્યો અને સુરેન્દ્રદત્તને આદેશ કર્યો: "વત્સ, શા કાજે સંશય કરે છે? શ્રી મરુદેવીના પુત્ર આનન્દ આપતા પદના પ્રસાદે આંહિ તારી માતા પોતેજ આવી પહોંચી છે; માટે માતાના ચરણને નમસ્કાર કર; હે સુભગ મૃગાંકલેખા, આ તારો પુત્ર કે જે તેં યશના મંદિરે મૂકયો હતો; એ તારા ભાગ્યે આંહિં આવી તને મળ્યો."

સુરેન્દ્રદત્ત પણ સત્વર તેની સમીપ આવ્યો; અને હરખને લીધે નયનથી સરતાં આંસુએ મોતીના હારની જેમ જનનીના પાદકમલને પૂજતા એણે એને નમસ્કાર કર્યા. માતાએ પણ એને પોતાના ઉત્સંગે લીધો અને નેત્રથી સરતાં આનન્દાશ્રુકણે જાણે એને ન્હવડાવી નાખ્યો, માથે ચુંબન કરી એણે એનું વૃતાન્ત પૂછ્યું. એણે પોતાની હકીકતનું નિવેદન માતાને કર્યું. આનંદના ભારે જેની છાતી ફૂલી હતી એવો સુયશ સુરેન્દ્રદત્ત પ્રત્યે બોલ્યો:

" હે વત્સ, આ પરમ ઉત્સવને લીધે તારો અભ્યુદય થાય છે. એકલો પોતાની પ્રિયાને વન ઇત્યાદિમાં શોધતો હાલ સાગરચંદ્ર આ નગરની નજીકજ આવી પહોંચ્યો છે. "

આ સાંભળી મૃગાંકલેખાની ચોળીની કસોના બંધ તૂટવા લાગ્યા; અને એનાં ગાત્ર રોમાંચે અંકિત થઈ ગયાં. સુરેન્દ્રદત્ત માતાની સાથે સુયશ તરફ બોલ્યો: " કહે, મારા પિતા ક્યાં ભેગા થશે ? " આમ બોલી સુરેન્દ્રદત્ત પૌરજન અને જનની સાથે પિતા સંમુખ ચાલ્યો. સુયશ આગળ ગયો અને સાગરચન્દ્રને પ્રિયા અને સુતનું આગમન નિવેદ્યું. ત્યાંજ પ્રિયમેલક ઉદ્યાનના છેડે તેમનો, વિયોગ દુઃખની રમતમાં અવહેલના કરતો મેળો થયો. સુરેન્દ્રદત્ત તે દિવસનેજ પોતાનો જન્મદિન માની પિતાના પગે પડ્યો. સાગરચંદ્ર પણ પોતાના પુત્રને ભેટ્યો અને પોતાના ઉત્સંગે એને લેઇ સોપારીના ઝાડ નીચે બેઠો. મૃગાંકલેખા પરમ આનન્દ રૂપી અમૃતરસના પૂરે તરબોળ પહોંચ્યો. અને ત્યાંથી તેને તેની પત્ની સાથે રાજહાથી ઉપર બેસાડી સુશોભિત કરાવેલા પોતાના પુરમાં પ્રવેશ કરાવડાવ્યો. એક માસ સુધી બરોબર સત્કાર સાથે રાખી સૈન્ય આપી સાગરચંદ્રને રસાલા સાથે ઉજ્જયનીએ મોકલી દીધો.

અવન્તીસેન રાજાએ સુયશને મ્હોંએ આ વૃત્તાન્ત જાણ્યું હતું. તે સાગરદત્ત સાથે સામો આવ્યો. ગૌરવ અને સ્પૃહા સહિત પૌરજનોથી અવલોકાતો સાગરચંદ્ર પુરમાં પ્રવેશ કરી અને માતાને નમ્યો. મૃગાંકલેખાને તો માએ ક્યારનીય ક્ષમા આપી દીધી હતી. મૃગાંકલેખા પણ ગુરુજનને નમી પોતાને આવાસે આવી ગઈ. સાગરચંદ્રે પણ પોતાના પુત્ર સાથે વિવિધ રીતે વિત્તનો વ્યય કર્યો; અને જિનમંદિરોની રચના ઇત્યાદિ ધર્મ-કાર્યોથી પોતાના આત્મા ઉપરથી પાપરૂપી પંકને દૂર કર્યો.

રહેતો હતો. આજ નગરમાં ઘોર તપ આચરતો લોક-પ્રસિદ્ધ શતકીર્તિ નામનો પરિવ્રાજક રહેતો હતો. નિ-ષ્કારણ ડસિલો પુરોહિત આનું ગૌરવ સહન કરી શક્યો નહિ. એણે રાજપુત્ર અનંગદેવ મારફતે કંદર્પ બ્રાહ્મણને 'તું આ શતકીર્તિને કોઇ રીતે અપવાદરૂપી મેંસથી મલિન કર' એમ કહેવડાવ્યું. કંદર્પને ભાન ન રહ્યું કે આ પ્રકારનો ગુરુનો અનુગ્રહ અને રાજાનું આક્રમણ દુઃખ આણે છે. એણે તો વચનનો સ્વીકાર કર્યો. હવે આજ શહેરમાં કમલા નામે પદ્મદેવની છોકરી હતી. એનું ચિત્ત લલિતાંગ શેઠના પુત્ર ઉપર લાગ્યું હતું. તે છાની રીતે કોઇને પણ પોતાનું વૃત્તાન્ત કહ્યા વિના ક્યાંક જતી રહી. દૈવયોગે તેજ દિવસે અર્થ-વિહોણું જીવતો એ શતકીર્તિ જનોને કાંઇ પણ કહ્યા વિના બીજે ગામ જતો રહ્યો. એટલે લોકોમાં આ પ્રમાણે વાતો ચાલી, કે કમલા કોઈ અનાડી માણસ સાથે ચાલી ગઈ. તેજ સમયે કંદર્પે, પોતાના પુરોહિત-ગુરુનું આજ્ઞાપાલન કરવા, અને રાજકુમારના આગ્રહથી જનોમાં ઘોષણા કરાવી. "કમલાને તો શતકીર્તિ લેઇનેજ ચાલ્યો ગયો; કારણ, તે તેને હંમેશ આરાધતી હતી; અને આથી એક બીજામાં લુબ્ધ થએલા બન્નેનો સંબંધ બંધાયો હોય એ સંભવિત છે." આ વચન માની ખરી વાત ન જાણનાર સર્વ ધર્મ વિહોણા થયા. એક દિવસ શતકીર્તિ બીજે ગામથી પાછો આવ્યો. કંદર્પને પોતાનાં વચન અસત્ય ઠરશે એવી બીક લાગી. આથી એણે તો એને દંડા અને મુક્કા વિગેરેથી લોકો સાથે જઈ મારવા માડ્યો. એણે તો આ સર્વ પોતાનો અંત આવ્યો ત્યાં સુધી સહ્યું. આ પછી સાતમે દિવસે કંદર્પની જીભ ઉપર એક ઘણોજ દુષ્ટ ફોલ્લો થયો. આ પીડાથી, આર્ત-ધ્યાન કરી તે મરી ગયો. ફરીથી તે કુતરાના અવતારમાં આવ્યો અને એવાજ દુઃખે તે મરી ગયો. આ પછી તે વૈશ્યારૂપે અવતર્યો. એ વેશ્યાને ચન્દન નામના ધનિકના પુત્ર સાથે સહવાસ થયો. આથી આ વેશ્યાને જિનધર્મમાં નિશ્ચલતા આવી. એના પરિચયથી વેશ્યામાં સૌભાગ્યનો ઉદય થયો. એ જેનાજેના તરફ કટાક્ષો ફેંકતી, તેને તેને એ કંદર્પરૂપી સર્પ ડસતો. એક દિવસ સરોવરને તીરે એ વિલાસ ભોગવતી હતી. ત્યાં તેણે રાજહંસનું જોડું ક્રીડા કરતું જોયું. કુતૂહલથી એણે હંસને પકડ્યો અને એના શરીરપર કંકુનો લેપ કરી એને છોડી દીધો. આથી હંસીએ હંસને ચક્રવાક તરીકે ધારી કરુણાભરી ચીસો પાડવા માંડી. એકવીશ ઘડી સુધી એને હંસની સાથે વિલાસ ન મળ્યો અને ત્યાં સુધી તે વિરહદુઃખે મૂર્છામાં પડી રહી. વેશ્યાને દયા આવી અને તેને પાણીથી કંકુ ધોઈ નાખ્યું. હંસ હતો તેવો ધવલ થયો અને હંસીએ એને પ્રેમથી આદર્યો. પછી તો વેશ્યા એ પ્રદેશથી પોતાને ઘેર ગઇ અને લાંબા કાળ સુધી ધર્મનું અનુપાલન કરી સમાધિ ધારણ કરી મરણ પામી. માયાના દોષને લીધે તે સૌધર્મ-ઇન્દ્રની પટરાણી બની. અને તે પછી શીલમાં જેણે રેખા પ્રાપ્ત કરી છે એવી તું મૃગાંકલેખા તરીકે એ અવતરી. તે અનંગદેવે પણ કંદર્પદ્વિજે કરેલા પાપને અનુમોદના આપી; એટલે તે પણ લાંબા કાળ સુધી ભમી ચિત્રલેખા તરીકે અવતર્યો. તે અનંગદેવ પણ તે વખતે કલંકિત હતો અને એનું પાપ ધોવાઇ ગયું નહતું એટલે તમને પણ એનું કલંક લાગ્યું. તમે તપસ્વીને માર્યો હતો તેથી તમે દુરન્ત દુઃખ પરંપરા અનુભવી. ચિત્રલેખાએ પાપમાં અનુમોદન આપ્યું હતું એટલે એને પણ તમારી સાથે દુઃખ અનુભવવું પડ્યું. તમે એકવીશ ઘડી હંસને હંસીથી વિખૂટો પાડ્યો હતો તેમ એકવીશ વર્ષ સુધી તમારો પણ પ્રાણેશ્વરથી વિરહ થયો. કહ્યું છે કે:

જે જે કર્મ કરે છે વિવિધ-ફલોએ તેહ કર્મતણા,
પરિણામ વરો પામે, ફલ નક્કી તે હજાર પણ જન્મે.

માટે દુષ્કર્મના સંહાર કાજે શ્રાવક યતિના ધર્મનું અનુપાલન કરો."

ત્યાર પછી સાગરચન્દ્ર ગૃહસ્થના ધર્મ પ્રમાણે પોતાની પ્રિયા સાથે તે જ્ઞાનીને નમસ્કાર કરી પોતાના ધામે ગયો. પૌરલોક પણ ત્યાર પછી ગયા. ત્યાર પછી કેટલોક સમય સુધી શ્રાદ્ધધર્મનું અનુપાલન કરી પરિવ્રાજ-ધર્મને સ્વીકાર્યો; અને સર્વ કર્મોને ઉચ્છેદી પરમસુખની સ્થિતિને પામ્યો.

---

# વિવિધ નોંધ.

## ( કૉન્ફરન્સ ઑફીસ-પરિષદ્ કાર્યાલય તરફથી )

### ૧ આપણી કૉન્ફરન્સનું બંધારણ:-

આ બંધારણ સુધારીને સમયાનુકૂળ બનાવવા માટે સં. ૧૯૮૧ માં મુંબઇ મુકામે મળેલાં કન્વેન્શન વખતે અમદાવાદ વાળા શેઠ કસ્તુરભાઇ લાલભાઈના પ્રમુખસ્થાન હેઠળ ઘણી ચર્ચાઓ થઈ હતી અને તેના પરિણામે કેટલાક સુધારા બહુ વિચાર પછી સૂચવવામાં આવ્યા હતા. એ સંબંધે ઠરાવો પણ કરવામાં આવ્યા હતા જે અન્યત્ર આ સાથે પ્રકટ કરવામાં આવ્યા છે. આપણાં ચાલુ બંધારણમાં શી શી ખામીઓ જણાય છે વગેરે પ્રશ્નો સંબંધી એક પ્રશ્નાવલિ મારફતે જાણીતા આગેવાનોના વિચારકોના અને અન્ય બંધુઓના અભિપ્રાયો માંગવામાં આવ્યા હતા. જેઓ તરફથી સુચનાઓ કરવામાં આવી હતી તે પર પુખ્ત વિચાર ચલાવી તે પર રિપોર્ટ કરવા નિમાએલી સમિતિએ વિચાર કર્યો હતો અને ત્યાર પછી સં. ૧૯૮૧ નાં કન્વેન્શને ઉપર જણાવ્યા મુજબ કેટલાક સુધારા માટે આગામી કૉન્ફરન્સના અધિવેશનને ભલામણ કરી હતી.

બંધારણ ગમે તેવું સમયને બંધ બેસતું ઘડાયું હોય અને તેના પાછળ ગમે તેટલી શક્તિઓ ખર્ચાઈ હોય છતાં કામના વહન સાથે કાંઈ ને કાંઇ નવું સૂઝે અને નવી જરૂરીઆત ઉભી પણ થાય એ સ્વાભાવિક છે. કન્વેન્શન વીત્યાને સારા જેવો સમય પસાર થઈ ગયો છે. અને તે પછીથી સુધરાયેલું બંધારણ સામાન્ય અધિવેશનમાં મૂકી પસાર કરાવવાનો સુયોગ અમને અદ્યાપિ સાંપડયો નથી એ એક કમનસીબીજ છે. પવિત્ર તીર્થાધિરાજ શ્રી શત્રુંજયના મહાન્ અને ગંભીર મામલાના ઉપસ્થિત થવા પ્રસંગે આ કૉન્ફરન્સનું જે ખાસ અધિવેશન યોજવામાં આવ્યું હતું તે તકે આ નવું બંધારણ રજુ કરી મંજૂર થવાની આશા રખાતી હતી પરંતુ દૈવવશાત્ શોકપ્રદ સંજોગોમાં સમયાભાવે એ પ્રશ્ન મુલતવી રાખવા જરૂર જણાઈ હતી.

પુનઃ કોઈ પણ સામાન્ય અધિવેશન સમક્ષ રજુ કરી ઘટતું કરવાની જવાબદારી સૌની અને અમારી પણ રહે છે. આવું અધિવેશન મેળવવા સંબંધીની તજવીજ એ અમારૂં પ્રથમ ધ્યેય છે અને તેવો સુયોગ પ્રાપ્ત થાય તે વખતે આ બંધારણ અને સુચવાએલા સુધારાથી કોમના દરેક અંગ પરિચિત થઇ પોતાને વ્યાજબી જણાતા સુધારા હજુ પણ સુચવે એ માન્યતા પર આપ સમક્ષ અગે પુનઃ બંધારણ વગેરે મોકલીએ છીએ. તે પર પુખ્ત વિચાર કરી આપની સુચનાઓ વગેરે અમને મોકલી આપવા આપ સૌને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

બંધારણ હવે એવા પ્રકારનું થવા જરૂર જણાય છે કે 'રાષ્ટ્રીય મહાસભા'ની માફક દરેક પ્રાન્ત, જીલ્લા, શહેર અને ગામમાં આ આપણી મહાસભાની શાખાઓ, પ્રાંતિક શહેરની અને ગ્રામ્ય મહાસભા સમિતિઓ દરેક સ્થળે સ્થપાય જેના દ્વારા સમાજના ઉત્કર્ષનું કાર્ય સહેલાઇથી થઈ શકે એટલુંજ નહિં પણ દરેક સ્થળ શહેર-ગામ-યા પ્રાન્ત અને જીલ્લા પોતાના સ્થાનિક પ્રશ્નો અને બાબતોપર ધ્યાન આપી શકે અને ઉપરાંતમાં 'મહાસભા'ની સમગ્ર સંસ્થા તરીકેની સંપૂર્ણ ઉન્નતિ, ઉત્કર્ષમાં ઘટતો ફાળો આપી, મહાસભા-કૉન્ફરન્સના કાર્યને ચેતનવન્તું જીવન્ત બનાવે. ભાગ્યેજ કહેવાની જરૂર હોય કે સમાજનું દરેક અંગ, દરેક વ્યક્તિ જો સમગ્ર કોમની, કૉન્ફરન્સની પ્રવૃત્તિ, કાર્ય દિશા વગેરેમાં ઉત્સાહપૂર્ણ ફાળો આપે તોજ આખી કૉન્ફરન્સ કામ કરી શકે. સમાજની દરેક વ્યક્તિનાં કાર્યનો સરવાળો એજ કૉન્ફરન્સનું કાર્ય.

આટલી હકીકત આપ સૌના ધ્યાનપર મૂકી ફરીથી જણાવવામાં આવે છે કે આપ આ ચાલુ બંધારણ પર પૂરો વિચાર કરી આવશ્યક સુધારાઓ અને તે સબંધે સૂચનાઓ જરૂર મોકલી આપશો કે

જેથી તે પર વિચાર કરી આવતા સામાન્ય અધિવેશન વખતે રજુ થઇ શકે.

**૨. કન્વેન્શન વખતે ભરાએલ શ્રી સુકૃત-ભંડારફંડની બાકી રહેલી ઉઘરાણી.**

રૂ.૧૦૦૧ શેઠ જીવાભાઈ મોહકમચંદ, ઠે. ઝવેરી બજાર, મુંબાઈ.
૧૦૦૧ શેઠ જેઠાભાઇ જેચંદ, ઠે. ઇઝરા સ્ટ્રીટ, કલકત્તા.
૧૦૦૧ શેઠ રાવબહાદુર બદ્રીદાસજી, હરીસનરોડ, કલકત્તા.
૭૫૧ શેઠ પ્રેમચંદ રતનચંદની કું૦ છીપીચાલ, મુંબાઈ.
૫૦૧ શેઠ ગુલાબચંદ વનાજી, ભીંડી બજાર, મુંબાઈ.
૫૦૧ શેઠ દલીચંદ વીરચંદ, કવીરોડ, સુરત.
૫૦૧ શેઠ દેવચંદ લાલભાઈ, ઝવેરી બજાર, મુંબાઈ.
૫૦૧ શેઠ વાડીલાલ સારાભાઇ, ઝવેરી બજાર, મુંબાઈ.
૧૫૧ શેઠ લાલભાઈ કલ્યાણભાઈ, મલબાર હિલ, મુંબાઈ.
૧૫૧ શેઠ ચુનીલાલ છગનચંદ શ્રોફ. દેશાઇપોલ, સુરત.
૧૦૦ ડૉક્ટર નાનચંદ કસ્તુરચંદ મોદી, મોતી બજાર; મુંબાઈ.
૧૦૧ શેઠ શિરચંદ નાનચંદ, ગુલાલવાડી, મુંબાઈ.
૧૦૧ શેઠ અંબાલાલ લલ્લુભાઇ પટવા, મહેસાણા.
૫૧ શેઠ મોતીચંદ દલીચંદ ઝવેરી, છીપીચાલ, મુંબાઈ.
૧૫ શેઠ ભોગીલાલ રતનચંદ, અમદાવાદ.
૧૧ શેઠ રાયચંદ લાલચંદ કોઠર, ફુલગલી, મુંબાઈ.
૧ બ્હેન શારદા મોતીલાલ (ઠેકાણું મળતું નથી).

રૂ. ૬૪૪૦)

**૩. શ્રી શત્રુંજય પ્રચારકાર્ય ફંડની બાકી રહેલી ઉઘરાણી.**

રૂ.૨૦૧ શેઠ લખમીચંદજી વૈદ, આગરાવાલા, મુંબાઈ.
૫૧ શેઠ દુલભજી ઉમેદચંદ. મુંબાઈ.
૫૦ બ્હેન માણેક બ્હેન મણીલાલ ઉતમચંદ ઝવેરી, સેન્ડહર્સ્ટ રોડ, મુંબાઈ.
૩૧ થી ટીટોઇ ગામના શ્રીસંઘના હા. શેઠ પુનમચંદ ગુલાબચંદ.
૨ાા શેઠ મેઘજી હીરજી જંગેઆલી, મુંબાઇ.
૨૫ શેઠ હેમા ખેતુની કંપની મુંબઈ.
૨૫ શેઠ મણીલાલ એમ શાહ, મુંબઈ.
૨૫ શેઠ મુલચંદ મોહકમચંદ. મુંબઈ.
૨૫ શેઠ ચતુરદાસ પુરશોતમ અમદાવાદ.
૧૫ શેઠ ગાંડાભાઈ ગુલાબચંદ, વલસાડ.
૧૧ શેઠ હીરાચંદ હકમાજી, કરજણ.
૧૧ શેઠ નવલચંદ હેમચંદ, સુરત.
૧૧ શેઠ વીરમ રાયસી, મુંબઈ.
૧૧ શેઠ ઉજમશી ભુરાભાઈ કોઠારી, મુંબઈ.
૧૧ શેઠ બી. બી. કોઠારી ઠે. ભીખાભાઇ ભુધરદાસ કોઠારી, ૮૭ અબ્દુલ રહેમાન સ્ટ્રીટ મુંબઈ.
૧૧ા શેઠ જેઠાભાઈ દેવજી નાગડા, મુંબઈ.
૧૦ શેઠ સવાઇચંદ જગજીવન, વડોદરા.
૧૦ શેઠ જગજીવન નથ્થુ, મુંબઈ.
૭ શેઠ કેશવલાલની કું૦ કંસારાચાલ, મુંબઈ.
૫ જતિ ગણપત સાગર–સોજત અને સિકંદરાબાદ.
૫ મોતી બ્હેન મણીલાલ, મુંબાઈ.
૫ શેઠ સખારામ બાગને લિંગ, ભિંડીબજાર, મુંબાઈ.
૫ શેઠ વીરજી કરસનદાસ, પુના લશ્કર.
૫ શેઠ બાપુલાલ મનસુખભાઇ મુંબાઈ.
૫ શેઠ મોતીચંદ નવલચંદ.
૫ શેઠ માણેકલાલ ધનજી.
૨ શેઠ મણીલાલ લલુભાઇ પારસીગલી, મુંબાઈ.
૧ શેઠ ગિરધરલાલ નાગોરી પ્રતાપગઢ, હાલ મુંબાઈ.
૧૧ શેઠ લાલજી હીરજી ઠે. મેઘજી હીરજી બુકસેલર્સ, પાયધોની, મુંબઈ.
૨૫ શેઠ ઉજમબાઈ મોતીલાલ નાનચંદ.

૬૪૦ાા

**૪. 'સીનેમા અને રંગભૂમિ' તથા તેનાં જેવાં અન્ય અણઘટતાં લખાણો સબંધે યોગ્ય કરવા થયેલ ફંડમાં નીચેની રકમો અમને મળી છે:—**

૫૧ શેઠ કેશવલાલ મોહનલાલ.
૫૧ શેઠ સાકરચંદ નગીનચંદ ફુલચંદ,
૫૧ શેઠ ચીમનલાલ પોપટલાલ.
૫૧ શેઠ જેસંગભાઈ મંગલજી.

૨૫ શેઠ માવજી પરશોતમ.
૧૧ શેઠ મૂલચંદ ઇચ્છાચંદ.
૧૧ શેઠ મૂલચંદ મોતીલાલ.
૧૧ શેઠ હીરાચંદ ખુબચંદ.
૧૧ શેઠ હરજીવન ગોપાલજી.
૧૧ શેઠ સોમચંદ જસરાજ.
૫ શેઠ ચંદાજી ખુશાલચંદ.
૫ શેઠ મોહનલાલ દીપચંદ.
૫ શેઠ લહેરૂભાઈ ચુનીલાલ.
૫ શેઠ માણેકલાલ પોપટલાલ.

સૂચનાઃ—આ ફંડમાં રકમો ભરી આપનાર ગૃહસ્થોને વિનંતિ કરવામાં આવે છે કે પોતે ભરી આપેલી રકમ અમને મોકલી આપી ન હોય તો સત્વરે મોકલી આપવા મહેરબાની કરવી.

**૫. 'સિનેમા અને રંગભૂમિ':**—આ સાપ્તાહિકના આદ્યતંત્રી. મી. સુંદરજી પંડયાએ જૈનકોમની લાગણીને આઘાત પહોંચાડનારાં જે લખાણો કર્યાં હતા તે સંબંધે આપણી કૉન્ફરન્સ દ્વારા જે પ્રવૃત્તિઓ કરવામાં આવી હતી તે જૈન યુગના ગતાંકમાં ઉલ્લેખવામાં આવી છે. ત્યાર પછીથી આવાં ચીથરીઆ પ્રવૃત્તિવાળાં પત્રો અને પત્રકારોની દશા થાય છે તેમ તેના તંત્રીજી જૈન સમાજની માફ માંગ્યા પછી કેટલીક મુશ્કેલીઓમાં સંડોવાયા અને મી. ભાનુશંકર નામના એક બીજા તંત્રી આ ગાલિપ્રદાનનું કાર્ય શરૂ કરવાનું માન (!) મેલવવા ભાગ્યશાલી બન્યા (!) જણાય છે. તેઓએ પણ પોતાના સાપ્તાહિકની નીતિ ચાલુ કરી જૈનસમાજ પર ઉતરી પડ્યા છે અને પોતાથી બને તેટલી ગંદી ભાષાના પ્રયોગો શરૂ કર્યા. આ તંત્રીજીના જૈનસમાજને ઉદ્દેશીને લખાએલા પ્રથમ લેખ તરફ અમારૂં ધ્યાન ખેંચવામાં આવતાં તેમને સદ્‌બુદ્ધિ ઉદ્‌ભવે અને આવી પ્રવૃત્તિઓથી દૂર રહેવા જણાવવા માટે અમારા તરફથી એક પત્ર લખવામાં આવ્યો હતો જેનો પ્રત્યુત્તર પત્રદ્વારા પાઠવવા સરખી પણ એમની લેખિની વિનયશીલ ન નિવડી એ એમનું સદ્‌ભાગ્યજ સમજવું? સામાન્યતઃ પરસ્પરનો વિનય જાલવવા ખાતર પણ એમણે અમારા પત્રની પહોંચ સરખી તો સ્વીકારવી જરૂર હતી. તેમ ન કરતાં તેમણે સ્વમતાગ્રહી બની પોતાની પ્રવૃત્તિમાં વિશેષ મક્કમતા દાખવતા હોય એવો એક પ્રત્યુત્તર પોતાના તેજ પત્રમાં પ્રકટ કર્યો છે. ત્યાર બાદ પણ આજ પદ્ધતિ ચાલુ રાખી જણાય છે. આ બાબતમાં વિચાર કરવા માટે આવાં કાર્યો માટે નિમાએલી ખાસ સમિતિની એક બેઠક બોલાવવામાં આવી છે જેનો નિર્ણય હવે પછી જણાવવામાં આવશે.

આવા લેખકો કોઇ પણ સમાજનું હિત કરી શકે નહિં એટલુંજ નહિં પણ સમાજ અને ધર્મ એ બન્નેને હીનદશાએ પહોંચાડવાના ભાગીદાર બને છે. તેઓએ પોતાની આવી પ્રવૃત્તિઓને અભરાઇપર ચડાવી શિષ્ટ રીત્યા પોતાના મતો વિચારો પ્રકટ કરવા જોઈએ, બીજાઓ પ્રત્યે દ્વેષ, ઇર્ષ્યા, કે અમર્યાદિત લખાણો પ્રકટ કરી બીજાઓની લાગણી પર આઘાત પહોંચાડવાનું કાર્ય સમેટી લેવું જોઈએ. અને એમાંજ ખરૂં ડહાપણ સમાએલું છે. પોતાના વિચારો પ્રકટ કરવામાં પણ ભાષાની શિષ્ટતા તો જરૂર સચવાવી જોઇએ. એમ અમારૂં માનવું છે.

---

# તંત્રીની નોંધ.

**૧ અમારો પ્રવાસ**—નડીઆદમાં નવમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્ ગત અકટોબરની ૨૬ થી ૨૮ મી તારીખે ભાગ લેવાની ઇચ્છાથી અહીંથી ૨૩ મી અક્ટોબરે રાત્રે ઉપડી વડોદરા સાક્ષર પંડિતશ્રી લાલચંદ ભગવાનદાસ ગાંધીને ત્યાં ૨૪ મીએ ઉતર્યો અને ત્યાં બે દિવસ તેમના જ્ઞાનસમાગમનો લાભ લીધો–પાટણભંડારની સૂચિનાં છપાયેલ ફૉર્મો જોયાં–તેમના કાર્યાલયમાં રહી ત્યાં રહેલ અનેક પુસ્તકો પૈકી જેની સહાય લેવાની હતી તેની લીધી–કોઠીની પોળની સામેના ઉપાશ્રયમાં મોહનવિજયસૂરિના ગુરૂની જયંતી હતી તેમાં આગ્રહ થતાં થોડું વ્યાખ્યાન આપ્યું. ૨૫ મીએ ત્યાં થવાની સાઠમારીનો કંઈક ખ્યાલ લેવાની ઇચ્છા થતાં અગડના મેદાનમા પંડિતજી સાથે અમો ગયા ને ત્યાં મલ્લોની કસરત, મલ્લકુસ્તી, ઘેટાંની કુસ્તી, અને હાથીની ને ગેંડાની સામાસામી થતી જોઈ. આવી સાઠમારી બ્રિટિશહિંદમાં ક્યાંય થતી નથી ને આ એક દેશી સંસ્થાનમાં થતી ચાલુ છે તેનું શું કારણ હશે એમ વિચારતાં કલ્પના એ પણ આવી કે દેશી સંસ્થાન અસલી અવશેષ જાળવી રાખવા સાથે યુરોપિયન અમલદારો–પરોણા વગેરેને એક મજાનું સાધન પૂરૂં પાડવાની મકસદથી તે સર્વેનું ખર્ચ નભાવ્યે જતું હોય એ બનવાજોગ છે. તે દિવસે અમારા સ્નેહી અને ત્યાંની કૉલેજમાં ઇતિહાસના પ્રોફેસર–અધ્યાપક કેશવલાલ કામદારે આતિથ્યસત્કાર કરી પોતાના જ્ઞાનનો–વિનોદગોષ્ઠીનો લાભ આપ્યો. તેઓ જૈન છે અને તેઓનો ઇતિહાસ અને અર્થશાસ્ત્ર વિષયપર ઘણો જબરો અભ્યાસ હોવા ઉપરાંત તેમણે અનેક પુસ્તક, લેખ વગેરે લખ્યા છે. શાળોપયોગી હિંદનો ઈતિહાસ ઘરગતુ સાદી ગુજરાતી ભાષામાં લખી વિદ્યાર્થીઓને રસમય ઈતિહાસ તેમણે પૂરો પાડ્યો છે, અંગ્રેજીમાં પણ એક બે પુસ્તકો બહાર પાડ્યાં છે, અને બીજા લખ્યે જાય છે. તેમની સેવાનો લાભ જૈનસમાજ લે એમ ઈચ્છીએ છીએ. પંડિત લાલચંદભાઈ 'સિદ્ધરાજ અને જૈનો' એ નામના લેખની હારમાળા 'જૈન'પત્રમાં આપ્યે જાય છે તે માટે તેમણે સાધનો સંગ્રહવામાં, તથા એક એક હકીકત તેના પ્રમાણસહિત મૂકવા ઉપરાંત ઘણી બાબતો ભેગી થતાં તેમાં તથ્યાંશનો, વિવેકદૃષ્ટિથી વિચાર કરી જણાવવા માટે જે શ્રમ લીધો છે તે જોતાં પ્રો. કામદારે કહ્યું તે પ્રમાણે તેવો લેખ યૂરોપના દેશમાં કોઈએ લખ્યો હોય તો તે જરૂર પી. એચડી. જેવી મોટી ડીગ્રી મેળવે એમ અમને પણ લાગ્યું. તેમને અમારા 'જૈનસાહિત્યના ઈતિહાસ' નાં હસ્તલિખિત પ્રકરણો બતાવ્યાં ને કેટલીક બાબતપર તેમની સાથે ઊહાપોહ કર્યો. વડોદરાનાં એ બે દિવસો તેમના સમાગમ માટે ખાસ લીધા હતા. તે સફલ થયા. પંડિતજી પરિષદમાં આવવા એટલા બધા ઉત્સુક નહોતા છતાં અમારી તથા રા. ભાઈશ્રી મંજુલાલની આગ્રહભરી વિનતિથી ત્યાં જવા અમોને સાથ આપ્યો તે માટે તેમના ઉપકૃત છીએ. પ્રો. કામદાર સાથે જ હતા. તેઓ અને અમે બંને તા. ૨૬મી એ સ્નેહી સ્વજન રા. હેમચંદ જસવીર મહેતા B. A. B. S. T. ને ત્યાં **નડીઆદમાં** ઉતર્યા. રા. હેમચંદભાઈ જૈન છે અને એક વખત મુંબાઈમાં હતા ત્યારે આપણી જૈનએજ્યુકેશન બોર્ડમાં થોડો વખત મંત્રીપદે કામ કરી ગયા હતા. હાલ તેઓ નડીઆદની હાઈસ્કૂલમાં શિક્ષક છે. તેમણે અમારા માટે સર્વ સાનુકુલતા કરી રાખી હતી. ત્યાં રા. ગોકુળદાસ નાનજી ગાંધી પણ અમારી સાથે જોડાઈ ગયા. સૂવાનું ત્યાંના મુખ્ય દેરાસર પાસેના તેના મકાનમાં હતું અને સવારમાં દેરાસરમાં ન્હાઈ દેવપૂજા–સેવા કરવાનો લાભ આનંદપૂર્વક મળતો અને રાત્રે દેવદર્શનનો લાભ મળતો. નડીઆદમાં ત્રણ દેરાસરની ચૈત્યપરિપાટી પણ કરી. મુખ્ય દેરાસરમાં સં. ૧૬૬૬ ની સાલની વિજયસેનસૂરિના પટ્ટધર વિજયદેવસૂરિએ નટપદ્ર (નડીઆદ) માં હીરવિજયસૂરિની પાદુકાની પ્રતિષ્ઠા કરાવી હતી તે છે, ને તે ઉપરાંત સં. ૧૫૦૫ ની તપાગચ્છના રત્નશેખરસૂરિ થી પ્રતિષ્ઠિત પંચતીર્થી તથા સં. ૧૪૯૫ માં વૃદ્ધ-

તપાગચ્છ લબ્ધિસાગરસૂરિથી પ્રતિષ્ઠિત ધાતુની પ્રતિમા છે. આ તેમજ અન્ય લેખો એક પંડિતદ્વારા લેવાયા હતા અને તે સ્વ. બુદ્ધિસાગરસૂરિના ધાતુપ્રતિમા સંગ્રહ બીજા ભાગમાં પ્રકટ થયા હતા એમ જણાવામાં આવ્યું. ત્યાં વિરાજતા સાધુઓનાં દર્શન કર્યાં ને જણાયું કે તેમની પાસે પાંચ હસ્તલિખિત જૈન પુસ્તકોની પ્રતો ક્યાંકથી આવી હતી. તે પણ જોઈ. (આના સંબંધી જાહેરખબર જૈનપત્રમાં આવી ગઈ છે). ત્યાં ભરાયેલી ગૂ૦ સા૦ પરિષદમાં (કે જેના સંબંધી અમે જુદી નોંધ કરી છે) ભાગ લીધા પછી સોમવાર તા. ૨૯મી અક્ટોબરે ખેડાના જૈન એન્જીનીયર રા. હરિલાલ દોશી પોતાની મોટરમાં અમોને તથા પ્રો૦ કામદારને લઈ જઈ સ્વામીનારાયણ સંપ્રદાયનું એક મોટું ધામ નામે **વડતાલ** બતાવ્યું. આ સંપ્રદાયનાં ત્યાંનાં મકાનો કાઠીઆવાડના મોટા રાજવંશીના દરબારગઢને ભૂલાવે તેવાં છે. તેમની વ્યવસ્થા, ત્યાં વસતા સાધુઓને રહેવા સૂવા વગેરેની ગોઠવણ, દરેક યાત્રાળુને પૂરી પાડવામાં આવતી સગવડો વગેરે જોતાં તે બીજા સંપ્રદાયોથી ચડી જાય એમ લાગ્યું. જે જે શહેર-ગામમાં તેમનાં મંદિરો છે ત્યાં ઉતરવા રહેવાની તેમના 'સત્સંગીઓ' માટે ઘણી સારી સગવડો ખરી જ. વડતાલમાં મુખ્ય પ્રણેતા સહજાનંદનાં લુગડાં, ચાખડી વગેરે અનેક વસ્તુઓ સંગ્રહવામાં આવી છે ને તેમની તથા તેમના પટ્ટધર આચાર્યોની છબીઓ પણ મૂકેલી છે. ત્યાં તેમના વ્યવસ્થાપકો તરફથી ચા પાણી લઈ આણંદ ચરોતર એજ્યુકેશન સોસાયટી જોવા ગયા. તે એક આદર્શ જ્ઞાનસંસ્થા છે. ત્યાંના એક કાર્યકર્તાએ સર્વ વ્યવસ્થા બતાવી, શિક્ષણ પ્રયોગો દાખવ્યા, અને જે પદ્ધતિથી ત્યાં કાર્ય થઈ રહ્યું હતું તેની વિગતો આપી. આથી અમે ખરેખર મુગ્ધ થઈ ગયા. આત્મભોગી કાર્યકર્તાઓ બહાર પડે તો સુન્દર નમુનેદાર કાર્ય થઈ શકે એમાં શક જ નથી. જૈનોમાં આવા નમુના પર એક જ સંસ્થા નીકળે તો જૈનસમાજ ધન્ય થઈ જાય! પણ એ દિવસો કોણ જાણે ક્યારે આવશે? તે સંસ્થા 'જ્ઞાનપ્રચાર' નામનું નાનું માસિક કાઢે છે તેમાં આવતા લેખો તથા તેના તરફથી બહાર પડતાં પુસ્તકો કેળવણીના કાર્યમાં અતિ માર્ગદર્શક હોય છે. આપણાં દરેક છાત્રાલય તે માસિક ને પુસ્તકોને મંગાવી તેનો સદુપયોગ કરશે એમ અમે ઇચ્છીશું. અહીંથી નડીઆદ મોટરમાં જઈ પછી અમે અમદાવાદ તરફ રાત્રે પ્રયાણ કર્યું.

અમદાવાદમાં પંડિત સુખલાલજીને ત્યાં ઉતર્યા. તેમને અમારા ઉપરોક્ત જૈન સાહિત્યના ઇતિહાસનાં પ્રકરણો વાંચી સંભળાવ્યાં. તેમાં તેમણે અત્રતત્ર સૂચના કરી તે નોંધી લીધી અને તેમણે તથા પંડિત બહેચરદાસજી ભેગા મળી જૈનપત્રના રજતોત્સવ નિમિત્તે લખેલો 'સન્મતિતર્કનું મહત્ત્વ' એ નામનો લેખ 'સિદ્ધસેન યુગ' નામના એક પ્રકરણ માટે ઉપયોગમાં લેવા અર્થે પૂરો પાડયો, તે માટે તેમના બંનેનો આભાર માનીએ છીએ. ૩૦ મી એ સાંજે 'મિજલસે ફિલસુફી'ની સંસ્થાનો પ્રગટપણે ઉદય સાક્ષરશ્રી આનન્દશંકરજીના મુબારક હસ્તે થવાની ક્રિયામાં પંડિત સુખલાલજી સાથે ભાગ લીધો, અને ત્યાંનું સુન્દર વ્યાખ્યાન પ્રમુખશ્રીનું સાંભળ્યું. પછી સ્યાદ્વાદમંજરીનું અંગ્રેજી ટિપ્પણી સહિત સંશોધનનું કાર્ય પ્રમુખશ્રીએ ઘણાં વર્ષો પહેલાંથી મુંબઈ ગવર્નમેંટ સંસ્કૃત સીરીઝ તરફથી લીધેલું તેનું શું થયું-કેટલેક આવ્યું એ સંબંધી એમને અમે પૂછતાં તેમણે જણાવ્યું કે મેં તો કરીને પ્રેસવાળાને આપી દીધું છે તો તમો ત્યાં (મુંબઈ) પ્રેસવાળાને પૂછો. તે પ્રેસવાળા કવચિત્ કવચિત્ પ્રુફો મોકલે છે ને બૂમ પાડે છે કે અક્ષર સારા નથી, પણ પ્રુફો બહુ સારાં આવે છે એટલે હું કાંઈ બોલતો નથી; અમે પૂછયું કે કયું પ્રેસ? તેમણે જણાવ્યું કે 'તત્ત્વ-વિવેચક' પ્રેસ. હવે આ પ્રેસમાં તજવીજ કરવાની રહી. આનન્દશંકરભાઈએ તો કાર્ય પૂરૂં કરી નાંખ્યું એ જાણી ઘણો આનન્દ થયો. ૩૧ મીએ પં. બહેચરદાસ સાથે તેમણે તૈયાર કરેલી અને ઉદારતાથી જૈનયુગમાં છાપવા આપેલી '**प्राकृत पाठावली**' (કે જે જૈનયુગના સં. ૧૯૮૩ ના કારતક-માગશરના અંકમાં પ્રગટ થઈ ગયેલ છે ને જેની જુદી

૫૦૦ નકલ કૉન્ફરન્સ ઑફિસ તરફથી કઢાવી છે) તેના ગૂજરાતી અનુવાદ તથા પ્રાકૃત-સંસ્કૃત શબ્દ-કોશને તૈયાર કરવા સંબંધી વાતચીત થઇ. તેમણે પુરાતત્ત્વમંદિર તરફથી **સન્મતિ તર્ક**ના સંશોધન કાર્ય તડામાર શીઘ્ર પૂરૂં કરવાનું હોવાથી તેમજ બીજા વ્યવસાયાદિના કારણથી અવકાશનો અભાવ હોવા છતાં તે વખતની રજામાં બનશે તો કરી આપવાની વિશાલચિત્તતા બતાવી. (રજામાં તાવ આવી જતાં તે કાર્ય ન બની શક્યું એટલે અમે અત્ર પાછા ફરતાં તેનો એ પાઠ સિવાય સર્વનો ગુજરાતી અનુવાદ કરી નાંખી હમણાં તેમનાપર તેને જોઇ સુધારવા માટે મોકલી આપ્યો છે. પ્રાકૃત શબ્દ-કોષને ગોઠવવાનું કાર્ય રા. શંભુલાલ જગસીએ કર્યું છે, હવે તેના સમાનાર્થી સંસ્કૃતશબ્દો મૂકવાનું બાકી છે, તે પણ પં. બહેચરદાસ કરી આપશે તો અતિ પ્રામાણિક અને વિશ્વસનીય બનશે, નહિ બને તો તે પણ અમે અમારી અલ્પશક્તિ અનુસાર કરી તેમને જોઇ જવા જેટલી તસ્દી આપીશું.) આ પ્રમાણે ગોઠી કર્યા પછી ડાયમંડ પ્રેસવાળા રા. પોપટભાઈને મળી તેમની સાથે વ્યવહારની તેમજ બીજી કેટલીક વાતો કરી. ત્યાં રા. મણિલાલ નથુભાઈ દોશી B. A. મળ્યા ને કેટલીક અદ્‌ભુત વાતો તેમજ પ્રોત્સાહપ્રેરક વિચારો સાંભળ્યા. અમદાવાદ બે દિવસો પૂરા ગાળી ૧લી નવેંબરે અમારા જન્મદેશ કાઠિયાવાડ પ્રત્યે પ્રયાણ કર્યું. રાજકોટમાં આત્મીયજનોને મળી આનંદ લેવા ઉપરાંત રા. ગોકુળદાસ નાનજી ગાંધી પાસેનાં હસ્તલિખિત પુસ્તકો પૈકી થોડાં જોઇ તેમાંથી મળી આવતી કોઇ ઉપયોગી પ્રશસ્તિઓ નોંધી લીધી. દીવાળીનું પર્વ રાજકોટ ગાળી ૧૬ મી નવેંબરે મુંબઇમાં દાખલ થઇ ગયા. ત્યાં એની એ અતિપ્રવૃત્તિ અને ધમાલ-ધમાચકડી-અશાન્તિ! આવા વાતાવરણમાં પણ હૃદય શાન્તિ મેળવી શકે એવું પ્રભુ પ્રત્યે પ્રાર્થીએ છીએ.

**૨ નવમી ગૂ૦ સા૦ પરિષદ્-નડીઆદ**— પ્રમુખસ્થાને સાક્ષર શિરોમણી વિદ્વન્માન્ય તત્ત્વચિંતક અને ઇતિહાસ-દૃષ્ટિથી નિષ્પક્ષ તોલ કરનાર અસાધારણ વિદ્વાન્ એવા પ્રો૦ આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ M. A. હતા, અને જુદા જુદા વિભાગના અધ્યક્ષો સાક્ષરશ્રી રામનારાયણ પાઠક, શ્રી નર્મદાશંકર દેવશંકર, રા. સા. ઓઝાજી, શ્રી કુંવરજી નાયક હતા તેથી પરિષદ્‌નો રંગ ઓર જામશે એમ અમને લાગ્યું હતું તેથી અમો અને અમારા જેવા કંઇક ત્યાં દોડયા હતા. ત્યાં પ્રમુખ અને અધ્યક્ષોનાં વ્યાખ્યાનોએ સંતોષ આપ્યો. પ્રમુખસાહેબ અને રા. પાઠકનાં તો પ્રતિભાથી ચમકતાં હતાં.

વિષયવિચારણી સમિતિમાં સભ્યોની ચુંટણીની ધમાલ થઈ તે વખતે બંધારણનો અમલ થતાં બંધારણ શું છે તે બધાને સમજાયું. અને પછી પરિષદ્ મોટી કે પરિષદ્ મંડળ મોટું એ પ્રશ્ન ઝઝુમ્યો ને તેની વિચારણા મુખ્યત્વે વિષયવિચારણી સમિતિમાં ઝુંબેસપૂર્વક ચાલી. અમારા જેવા તટસ્થ આ પરિસ્થિતિ-તે સંબંધમાં પડેલા પક્ષોની સભાઓ-વાદવિવાદ-સાક્ષરો વચ્ચે તડાફડી વગેરે જોઇ હૃદયથી દુઃખિત થયા. સાહિત્ય પરિષદ્‌માં 'સાહિત્ય'ને અતિ ગૌણ સ્થાન અપાયું અને 'પરિષદ્' તત્ત્વ અતિશય પ્રમાણમાં વધી ગયું. સાહિત્યના નિર્મલ, વિશાલ પવિત્ર અને લોકહિતસાધક પ્રદેશમાં 'સાહિત્યકો'ની લડાલડી થાય-અંગત હુમલા-ઈર્ષ્યાવચનોનો જન્મ થાય એ અતિ અનિષ્ટ અને વિઘાતક સ્થિતિ છે અને તે દાબી દેઈ-નિર્મૂલ કરી વાતાવરણને સ્વચ્છ ને નિર્મલ બનાવવા માટે સર્વે સાહિત્યરસિકોએ કટિબદ્ધ થવું ઘટે. પ્રમુખસાહેબનો તે પ્રત્યેજ અવિરત પ્રયાસ હતો. વિભાગપતિઓની પણ એ જ ઇચ્છા હતી. આખરે ઝઘડાનો નિકાલ પરિષદ્ મંડળના થયેલા બંધારણમાં ફેરફાર સુધારા કરવા માટે અને તેમ કરવામાં 'પરિષદ્'ને પ્રધાન પદ આપવા માટે એક કમિટીની નિમણુક દ્વારા કરવામાં આવ્યો.

આ ઝગડામાં આવેલા નિબંધો વાંચવા માટે પાંચ પાંચ મિનિટ અપાઇ, કે જેથી નિબંધકારો રસ ઉપજાવી શકયા નહિ, શ્રોતાઓ રસ લઈ શકયા નહિ. બંધારણના પ્રશ્નનો આખરી નિકાલ હવે નિમાયેલી કમિટીદ્વારા આવતી પરિષદ્‌માં કરવાનો રહ્યો છે

તપાગચ્છ લબ્ધિસાગરસૂરિથી પ્રતિષ્ઠિત ધાતુની પ્રતિમા છે. આ તેમજ અન્ય લેખો એક પંડિતદ્વારા લેવાયા હતા અને તે સ્વ. બુદ્ધિસાગરસૂરિના ધાતુપ્રતિમા સંગ્રહ બીજા ભાગમાં પ્રકટ થયા હતા એમ જાણવામાં આવ્યું. ત્યાં વિરાજતા સાધુઓનાં દર્શન કર્યાં ને જણાયું કે તેમની પાસે પાંચ હસ્તલિખિત જૈન પુસ્તકોની પ્રતો ક્યાંકથી આવી હતી. તે પણ જોઈ. (આના સંબંધી જાહેરખબર જૈનપત્રમાં આવી ગઈ છે). ત્યાં ભરાયેલી ગૂ૦ સા૦ પરિષદમાં (કે જેના સંબંધી અમે જુદી નોંધ કરી છે) ભાગ લીધા પછી ભુવાર તા. [illegible] ઝંટાલાલ પરિખ. પંડિત સુખલાલજી, અમે આદિની હાજરી હતી. તે પૈકી રા. ગાંધીએ બે નિબંધો નામે ૧ જૈનો અને ગુજરાતી ભાષા-સૈકા સૈકાના નમુના (આવો લેખ તો પોતે અગાઉ વિસ્તારથી ગુજરાતી શાળાપત્રમાં પ્રકટ કરાવ્યો હતો-જૈન શ્વે. કૉ. હેરલ્ડમાં પણ પ્રકટ થઈ ચૂક્યો છે) ૨ આચારાંગસૂત્ર (પ્રાકૃતભાષાનું સૌથી પ્રાચીન પુસ્તક-જૈનધર્મનું જૂનામાં જૂનું સૂત્ર), ડા. ત્રિભોવનદાસે હાલ કહેવાતા અશોકનાં શાસનો તે સંપ્રતિનાં છે એ પૂરવાર કરવા માટે લખેલો નિબંધ, પંડિત સુખલાલજીએ ગુજરાતનું દાર્શનિક સાહિત્ય એ વિષયપર અને રા. રસિકલાલે કળાનું સ્વરૂપ એવા વિષયપર નિબંધો પરિષદ માટે તૈયાર કર્યા હતા. અવકાશાભાવે રા. મોતીચંદભાઇ કે અમે કંઈપણ લેખ લખી મોકલી શક્યા નહિ. રા. પાદરાકરનો 'બુદ્ધિસાગરજીની સાહિત્યસેવા' એ નામનો નિબંધ પરિષદને યોગ્ય તે નિમિત્તની સમિતિએ ન ગણ્યો એમ જાહેર થતાં તે ભાઇ પરિષદમાં આવ્યા નહિ એમ ત્યાં સંભળાયું. આમ જણાતાં તે ભાઈને ખોટું લાગેલું દૂર કરવાના હેતુથી કે ગમે તેમ તે નિબંધને વાંચવા માટે મૂકેલો પણ તે વાંચનાર ભાઈ હાજર નહોતા એટલે વંચાયો નહિ. ડૉ. ત્રિભોવનદાસે અને રા. ગોકુળદાસે પોતાના નિબંધ વાંચવા અપાયેલી પાંચ પાંચ મિનિટનો ઉપયોગ કર્યો હતો જ્યારે પં. સુખલાલજીએ તેવો ઉપયોગ કર્યો જ નહિ. પાંચ મિનિટમાં નિબંધકાર શું સંભળાવે ને ખ્યાલ આપી શકે તે કંઈ સમઆવતા લેખો તથા તેના તરફથી બહાર પડતાં પુસ્તકો કેળવણીના કાર્યમાં અતિ માર્ગદર્શક હોય છે. આપણાં દરેક છાત્રાલય તે માસિક ને પુસ્તકોને મંગાવી તેનો સદુપયોગ કરશે એમ અમે ઇચ્છીશું. અહીંથી નડીઆદ મોટરમાં જઈ પછી અમે અમદાવાદ તરફ રાત્રે પ્રયાંણ કર્યું.

અમદાવાદમાં પંડિત સુખલાલજીને ત્યાં ઉતર્યા. તેમને અમારા ઉપરોક્ત જૈન સાહિત્યના ઇતિહાસનાં પ્રકરણો વાંચી સંભળાવ્યાં. તેમાં તેમણે અત્રતત્ર [illegible]ના—[illegible] જૈન [illegible] તથા પંડિત [illegible] વણિક ૪૫ વર્ષની પુખ્ત ઉમરે સંકટો વેઠીને પણ જાહેરસેવા અંતપર્યંત કરી સ્વાધીન ભારતવર્ષ રટતો રટતો સ્વર્ગે સિધાવ્યો. તેમના જીવનમાં ઉતરતાં જણાશે કે તે મહાન્ નર થવા સર્જાયેલો જ હતો. તેના ખમીરમાં ક્ષાત્રીય તેજ હતું-શુદ્ધ સેવાભાવ હતો. સામાજિક સુધારા કરવામાં, કેળવણીનો પ્રચાર કરવામાં, ધાર્મિક વલણ દેશની બદલી ધર્મને દેશહિતકાર્યમાં યુક્ત કરવામાં, અને રાજકીય રણાંગણમાં પ્રામાણિક આત્મબલિદાન આપવા તત્પર એવા સૈનિક-સેનાપતિ તરીકે નમ્રપણે સદોદિત કાર્ય કરવામાં તેણે પોતાનું સર્વસ્વ-તન મન ધન અર્પણ કરેલું હતું-વાપર્યું હતું. કીર્તિની ઘેલછા કે લોભ રાખ્યો નહોતો. ભારતમાતાના ચરણે એક ભક્ત પુત્ર તરીકે સદાકાલ ખડોજ રહ્યો.

'અહિંસા પરમો ધર્મઃ' ને સ્વીકારી ચાલનાર જૈનધર્મ પાળનાર કુળમાં પોતાનો જન્મ હતો, પરંતુ તે અહિંસા માત્ર નાના જન્તુ આદિની રક્ષા કરવા જેટલે દરજ્જે થઈ સમાપ્ત થઇ જાય એવી પોતાના દાદા-પિતાની રહેણી કરણીથી અસંતોષ થતાં તે અહિંસાના વિકૃત સ્વરૂપને તેણે તજી દીધું, અને શુદ્ધસ્વરૂપ તેણે તે ધર્મમાંજ રહી ફેલાવવાનું કાર્ય પોતાથી ન બની શક્યું, અને પોતે બ્રહ્મોધર્મના સિદ્ધાંત જોયા-બીજા ધાર્મિક વિચારો કર્યા અને છેવટે આર્યસમાજનો ક્ષાત્રધર્મ સ્વીકાર્યો. આર્યસમાજના એક સ્તંભ તરીકે-તેની ગુરૂકુલ અને તેવી બીજી સંસ્થાઓને જોસ દઇ પ્રફુલ્લિત કરી પોતાની વકીલાતની કમાણીનો મોટો ભાગ તેનાં તે કાર્યો

તથા બીજાં સાર્વજનિક હિતનાં કાર્યોમાં ખર્ચ્યો. ગાંધીજી અહિંસાને રાજકીય તત્ત્વમાં દાખલ કરવાની શરૂઆત કરતા હતા ત્યાં તેણે જણાવ્યું કે અહિંસા એ એક fad છે. આનો ઉત્તર ગાંધીજીએ સુન્દર શબ્દોમાં આપ્યો છે. આખરે લાલાજી શરીરબળમાં માનતા હોવા છતાં હાલના સંજોગમાં અહિંસા ધારી અસહકાર આદિ જેટલાં બીજાં બળો છે તે સર્વનો ઉપયોગ કરી ભારતની સ્વાધીનતાનું ધ્યેય પ્રાપ્ત કરવાના નિશ્ચયવાળા અડગ રહ્યા. તેમનું 'અહિંસા' પરનું વિધાન જે હતું તે સંબંધી પુસ્તક ૧ના સં. ૧૯૮૨ ના માઘના અંકમાં પૃ. ૨૦૧ પર કહી ગયા છીએ. સ્થાનકવાસી ભાઈઓની કૉન્ફરન્સ બીકાનેર ભરાઈ ત્યારે તેમણે જે તાર કર્યો હતો તે જૈનયુગના ૧૯૮૪ ના કાર્તિકના અંકમાં પૃ. ૬૩ પર મૂકેલ છે તે ફરી યાદ આપીએ છીએઃ—

As a grandson of a Sthanakwasi Jain I have fullest sympathy with the objects of your conference and wish it all success. Hope your conference will propagate true principles of Jainism :—Universal love, tolerance and purity of life '

—એક સ્થાનકવાસી જૈનના પૌત્ર તરીકે તમારી કૉન્ફરન્સના ઉદ્દેશો સાથે મારી સંપૂર્ણમાં સંપૂર્ણ સહાનુભૂતિ છે અને તેની સર્વથા ફત્તેહ ઇચ્છું છું. આશા રાખું છું કે તમારી કૉન્ફરન્સ જૈન ધર્મના મૂળતત્ત્વો-વિશ્વવ્યાપક પ્રેમ, મનસહિષ્ણુતા અને જીવનની પવિત્રતાનો પ્રચાર કરશે.'

જૈનધર્મનાં મૂળતત્ત્વો પોતે જણાવ્યાં તે પર પોતાનું સન્માન આમાં પ્રતીત થાય છે. તે ધર્મની ઉત્પત્તિ વગેરે સંબંધી તેમણે હિંદીમાં લખેલ 'ભારતીય ઈતિહાસ'માં અનેક હકીકતો રજુ કરી હતી તે ભ્રામક હતી-પૂરાં પ્રમાણ વગરની હતી એ સંબંધમાં જૈન એસોસિયેશન ઑફ ઈંડિયાએ એક મોટો લેખ તૈયાર કરાવી મોકલ્યો હતો તેનાપર ભવિષ્યમાં સંપૂર્ણ લક્ષ આપશે એમ તેમણે નિરભિમાનપણે જણાવ્યું હતું ને પોતે જે લખ્યું હતું તે અમુક આધારે લખ્યું હતું તે સ્પષ્ટ કર્યું હતું. મનસહિષ્ણુતાના પાઠ જૈનસમાજે જરૂર શીખવાના છે એમાં શક નથી.

તેમની સેવાઓ એટલી બધી છે કે તેનો ઇતિહાસ પૂરો લખાશે ત્યારે હવે પછી જણાશે. તેમના લેખો, પુસ્તકો વગેરે વાંચતાં જણાય છે કે તે એક મહાન્ વ્યક્તિ હતી. લજપત તે એકજ હતા. જ્યારે તેમનું મૃત્યુ થયાના સમાચાર જર્મનીમાં શ્રી જિનવિજયજીએ સાંભળ્યા ત્યારે તેમણે તુરતજ તા. ૨૧-૧૧-૨૮ ના પત્રદ્વારા એક ભાઈને જણાવ્યું તે અત્ર નોંધવા યોગ્ય છે :—

'ગઇ કાલે બપોરે જમતી વખતે સમાચાર સાંભળ્યા કે—લાલાજીનો સ્વર્ગવાસ થયો છે અને તે પણ સરકારી ગોળીબારના ભોગે, સાચી હકીકત શી છે તે તો દેશનાં છાપાંઓ મળશે ત્યારે સમજાશે, પરંતુ એ દુઃખદ સમાચાર સાંભળી દિલમાં બહુજ આઘાત થયો. ખાવાનું ન ભાવ્યું અને ખાધા વિના આમને આમ ઉઠી જવાયું. આંખમાંથી આંસુ પણ આવ્યાં જે આજસુધી કોઈપણ નેતાના તેવા સમાચાર સાંભળતાં નહોતું બન્યું. મને લાગ્યું કે દેશનો એક મહાન્—અતિ મહાન્ પુરુષ ચાલ્યો ગયો અને હિંદુસ્થાન વધુ અનાથ બન્યો. હું લાલાજીને હિંદુસ્થાનના એક સાચામાં સાચા અને ઉંચામાં ઉંચા નાયક સમજતો આવ્યો છું અને અમુક અંશમાં તે મારા મતે ગાંધીજી કરતાં પણ વધુ દેશ હિતૈષી લાગ્યા છે. આજે સાંજે અમે બધા હિંદીભાઇઓ ભેગા થઈ એમના અવસાન માટે દુઃખદભાવ પ્રકટ કરવાના છીએ.'

છેવટે અમે તે સ્વર્ગસ્થ મહાન્ આત્માને પરમાત્મા પરમપદ અર્પે અને આવતા ભવોમાં પણ ભારતમાતાની સેવા વિશેષ ઉત્કટ અને સાર્થક કરે એમ પ્રભુપ્રત્યે પ્રાર્થીએ છીએ.

**૪. આપણી સંસ્થાઓ અને દેશી રાજ્યો:-** હમણાં બટલર કમિટી નીમાઈ છે તે અંગ્રેજ સરકાર અને તેના ખંડિયા (કે મિત્ર) દેશી સંસ્થાનો વચ્ચેના અતિ જૂના સંબંધને વિશેષ વ્યવસ્થિત અને

નિશ્ચિત કરવા અને સામ્રાજ્યવાદને ખૂબ દૃઢ બનાવવા નીમાઇ છે એમ વિદિત થયું છે. આ દેશી સંસ્થાનોમાં મહિસુર જેવા આદર્શ સંસ્થાન તો કોઇક જ હશે. બીજી બાજુ સમસ્ત હિન્દના માટે પ્રજાકીય હિત સાચવતું બંધારણ ઘડવા માટે લોકનાયક પ્રસિદ્ધ વીરપુરૂષ મોતીલાલ નેહરૂના પ્રમુખપદે નીમાયેલી લોકસેવકોની કમિટીએ —નેહરૂ કમિટીએ પોતાનો રીપોર્ટ બહાર પાડયો છે તેમાં સંસ્થાનોનું સ્થાન નિર્દિષ્ટ કરેલ છે. દેશી સંસ્થાનો પૈકી કેટલાંક ભેગાં મળી અરસપરસ ગુફતેગો કરી પોતાના હિતને સાચવવા માટે પૂર્ણ મંથન કરી રહ્યા છે. આવી સ્થિતિમાં પ્રજાનો શું ધર્મ છે તે ખાસ જાણવાની જરૂર છે. હમણાં કાઠિયાવાડમાં રહી અનેક દુઃખો સહેવા છતાં પોતાની ટેક અને હૃદયગત સિદ્ધાન્તો નહિ છોડનારા એક વીર રા. મોહનલાલ પીતામ્બરદાસ સંઘવીએ સં. ૧૯૮૫ના કારતક વદ ૪નો શ્રી મુંબાઇની જીવદયા મંડળીને ખુલ્લો પત્ર બહાર પાડયો છે તેમાં તે મંડળીએ હાલના ધાંગધ્રા નરેશને ગત ૨૪મી નવેંબરે આપેલ માનપત્ર સંબંધી અનેક વિચારો કેટલીક વિગતો સહિત બહાર પાડયા છે અને તેની નકલ અમને પૂરી પાડવામાં આવી છે. અમે તેમાંની વિગતોમાં ઉતર્યા વગર તેમાં કેટલાક સર્વમાન્ય અને સામાન્ય રીતે વ્યાપક વિચારો અમને જણાયા છે તે ઉક્ત મંડળી તથા આપણી સંસ્થાઓ જરૂર ધ્યાનમાં લેશે એમ સમજી અત્ર રજુ કરીએ છીએઃ—

'આપણી જીવદયા કે અન્ય સંસ્થાઓ માનપત્રો જેવાં કાર્યો પછવાડે પોતાની શકિતનો વ્યય કરવામાં કૃતકૃત્યતા માને તેના કરતાં અનાથ દુખીઆરા મનુષ્યોની અનુકમ્પા આણી તેને શયતાનીયતના ભીષણ તાપથી રક્ષણમાં લેવાય તો તે વધારે ઇચ્છવા યોગ્ય અને કુદરતને વહાલ ઉપજે તેવું ગણાય એમ આપને નથી જણાતું?'

'જીવદયા જેવા પારમાર્થિક કાર્યમાં ઑનરરી સેવા અર્પનાર જગતની દૃષ્ટિએ માનનીય ગણાઇ શકે, વળી ઘણે ભાગે કુદરતની અનુકૂળતા અને વ્યવહારમાં સુખી આત્માઓનેજ એવા પરમાર્થ તરફ વળવાની ફુરસદ થાય એટલે તેઓ જો ચાહે તો પોતાની સ્વતંત્રતા. કે સત્ય રહેણી કરણી દીપાવી શકે છે. આશા રાખવાને કારણ છે કે વિશેષ ધન-સંપત્તિ કે રાજ્ય-સત્તાના મદમાં તણાઈ રહેલા રાજા મહારાજાના વૈભવ તેઓની સાચી રાહ ચુકાવી શકે નહીં.

'નિર્બળ પ્રજા પોતાનો રૂંધાયેલો અવાજ જે રીતે જગત સન્મુખ પહોંચાડવો જોઇએ તેટલા બળ પૂર્વક પહોંચાડી શકી નથી.

'હું પણ જગન્નિયંતા પરમેશ્વરની ભાવપૂર્વક પ્રાર્થના કરૂં છું કે પ્રજામાં સ્વમાનનું બળ રેડવા ઉપરાંત આત્મશ્રદ્ધા પ્રગટાવે અને રાજામાં સદ્બુધ્ધિ પ્રેરણાવી સાચા રાજા બનાવે કે જે વડે રાજા-પ્રજા ઉભય સુખમય જીવન ગુજારે.

'છેવટે મુંબઇના લક્ષ્મીનન્દનો પાસે એક પ્રાર્થના કરી લેવા લલચાઉં છું કે કોઇપણ દેશી રાજ્યની પ્રજાના સ્થિતિ-સંયોગોની સાચી કેફીયત જાણ્યા સિવાય આપ આપની મહોબત તરફ તણાઇ રાજાઓના મદમસ્ત અભિમાનમાં ઓર વધારો ન કરાવો. આથી બને છે એ કે રાજા પોતાની પ્રજાની પામરતા કલ્પી તે તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોયાં કરે છે અને એથી પ્રજાપર નવાં સંકટો મૂકાય છે આ સ્થિતિ અનુભવીજ જાણી શકે તેવું છે. દેશી રાજ્યની પ્રજાના દુઃખમાં સહાય કરવાનો આપનો ધર્મ છે એટલે આપ જો દેશી રાજ્યની પ્રજાને બીજી રીતે મદદ કરી ન શકો તો પણ જલસાના આવા તમાશાપરથી આપનું લક્ષ ઉઠાવી લેશો તો રાજાઓને પોતાની પ્રજાની મહોબતનો મોહ ઉત્પન્ન થશે, તે તરફ માનબુધ્ધિ જળવાશે ને કાંઈ નહિ તો એ પ્રજા તિરસ્કારથી મુક્ત રહેશે એવી મારી શ્રધ્ધા છે.'

**૫. સંમતિવય સમિતિ**—સંમતિવય શું રાખીને કાયદો ઘડવો એ માટે સરકારે જુદા જુદા પ્રાન્તોમાં જઈ સર્વ પ્રકારના અભિપ્રાયો મળે તે એકત્રિત કરી તેના પર રીપોર્ટ કરવા માટે એક કમિટી નીમી છે. આ સમિતિ પાસે રા. મકનજી જે. મહેતા બૅરિસ્ટર સિવાય બીજા કોઇ જૈન મહાશયે આવી પોતાના અભિપ્રાય રજુ કર્યા હોય એવું જોણ્યામાં નથી. રા. મકનજીભાઈએ મુંબઇમાં માંગરોળ જૈન સભાના માનદ મંત્રી તરીકે મુંબઈમાં તે સમિતિ પાસે ગત અકટોબર માસમાં અભિપ્રાય દર્શાવેલ હતા તેનો ટુંક સાર અમે નીચે આપીએ છીએઃ—.

પ્રમુખના પ્રશ્નના ઉત્તરમાં મી. મહેતાએ જણાવ્યું કે જૈનોમાં લગ્ન કરવા માટે યોગ્ય વય ધીમે ધીમે મોટી થતી જાય છે. અત્યારે ૧૪ વર્ષની વય સુધી તે પહોંચી ગયેલ છે. તેનો પોતાનો અભિપ્રાય એ છે કે લગ્ન વિષયક બાબતોમાં સંમતિ વયની હદ ૧૬ વર્ષની અને તે

સિવાયની બાબતોમાં ૧૮ વર્ષની નક્કી કરી શકાય. એ ખરૂં છે કે જૈન કોમમાં વિધુરોની મોટી સંખ્યા છે, અને જૂના વિચારના હિન્દુઓ લગ્ન માટેની ઉમર ૧૬ વર્ષપર ખેંચી જવામાં વિરોધ દર્શાવે છે. જાહેર મતનું સમાધાન કરવા માટે પહેલાં ૧૪ વર્ષની વયપર સંમતિ વય લઇ જવી અને લગભગ ચાર વરસ પછી તેને ૧૬ વર્ષ સુધી લઈ જવી. છોકરાઓ માટે પહેલા પગથિયા તરીકે ૧૮ વર્ષની લગ્ન માટેની ઉમર રાખવાનો પોતાનો અભિપ્રાય છે. સંમતિવય વધુ કરવા માટેના મી. શારદાના બિલની પધ્ધતિએ બ્રિટિશ હિંદમાં જુદો કાયદો થાય તે ઇંડિયન પીનલકોડમાં ફેરફાર કરી તેમ કરવા કરતાં વધારે સારૂં છે. એમ થશે તો હિંદનાં દેશી રાજ્યો પણ તે સુધારો દાખલ કરશે અને પછી હિંદના દેશી રાજ્યોની પ્રજા બ્રિટિશ હિંદમાં આવે તો કોઇ જાતનો ગુંચવારો ઉભો નહિ થાય.

પંડિત કનૈયાલાલના ઉત્તરમાં રા. મકનજીભાઇએ જણાવ્યું કે લગ્નનાં રજીસ્ટરો (નોંધણીપત્રક) રાખવાથી ઘણી મહેનત તથા ઘણા ખર્ચમાં ઉતરવું પડશે. ગ્રામ્ય પ્રદેશોમાં અવિશુધ્ધ ખરાં રજીસ્ટરો રાખવાં એ સહેલું નહિ થાય, કારણકે કેટલીક બાબતોમાં ઉમર સંબંધી સાચી હકીકત પૂરી ન પણ પડે. લગ્ન વિષયક કેસો સમાધાન કરી શકાય તેવા કરવાનો મત પોતાનો નથી. તેમાં કેસ ચલાવતા મેજીસ્ટ્રેટને મુનસફી આપવી જોઈએ. તે સિવાયના બીજા કેસોમાં બલાત્કાર આદિ ગુન્હામાં પોતાની સૂચના એ છે કે ગુન્હો કરનારને જાહેરમાં ફટકા મારવાની સજા કરવી. આવી શિક્ષાથી બીજા તેવો ગુન્હો કરતાં અટકશે. પોતાના પતિ સાથેના નાની ઉમરમાં થયેલા સંસર્ગ થયાના કેસો વિરલ મળશે.

મી. મિત્રના જવાબમાં પોતે કહ્યું કે સંમતિવય લગ્ન સિવાયના બીજા કેસોમાં ઘણી ઉંચી હોવી જોઇએ.

લગ્ન નાની ઉમરમાં કરવું જોઇએ એવું ધાર્મિક ફરમાન–શાસ્ત્રાજ્ઞા નથી. નાની વયમાં સુવાવડ આવે તેથી માતાઓની અને બાલકોની મરણ સંખ્યા વધુ આવે છે. લગ્નમાં અને લગ્ન સિવાયના સંસર્ગજન્ય ગુન્હાના કેસોમાં શ્રી. મહેતાએ એવી ભલામણ કરી હતી કે તે સામાન્ય રીતે ખુલ્લી કોર્ટ–અદાલતમાં ચલાવવા ન જોઇએ. લગ્નવિષયક ગુન્હાઓને 'સમન્સ કેસો' ગણવા ઘટે.

"મુખ જુબાનીમાં જણાવ્યું કે જૈન કોમમાં વિધુરો જુવાન–નાની કન્યાઓ પરણે છે એ ખરૂં છે. આવાં લગ્નોમાં ૧૫ વર્ષ નીચેની કન્યાને પ્રસૂતિ થવાનું જોખમ છે.

બાળલગ્ન સંબંધી જૈન કોમનું સામાન્ય વલણ શું છે એ પૂછવામાં આવતાં મી. મહેતાએ જણાવ્યું કે છેલ્લાં વર્ષોમાં ભરાયેલી જૈન કૉન્ફરન્સે બાળલગ્ન સામે ઠરાવો કરેલા છે. જો કે અમુક વયની મર્યાદા નક્કી કરી નથી પરન્તુ લગ્ન માટે લાયક ઉમરની હદ પોતાની કોમમાં વધી જવાની વધુ વધુ મોટી સામાન્ય વલણ છે." (જુઓ 'ટાઈમ્સ ઑફ ઇંડિયા' ૨૭ મી અને 'ઇંડિયન ડેઇલિ મેલ' ૨૬ મી અક્ટોબરનું)

બાળલગ્ન હવે ઘણાં ઓછાં થાય છે એ જૈન-સમાજનું સુભાગ્ય છે. જે રડયાં ખડયાં થતાં હોય તે તદ્દન નાબુદ થવાં–કરવાં ઘટે. ઘોડીઆમાં થતાં લગ્નો તો હવે થતાં નહિજ હોય. જેટલે અંશે બાળલગ્નો ઓછાં, તેટલે અંશે યા તેના ઘણે અંશે બાળવિધવાઓ ઓછી. વૃદ્ધ પુરૂષો નાની સુવાન્ કુમારિકાઓ પરણે છે એ પણ દૂર થવું ઘટે છે. અકાળે પ્રસૂતિ અને સુવાન્ વયમાં રંડાપો–એ અતિ તીવ્ર વિઘાતક મરણપ્રાય કષ્ટ છે. એના આપે સમાજ બળે છે–હીન અને દીન બને છે અને છેવટે મરણને શરણ થવા પ્રત્યે પ્રયાણ કરે છે. બીજી કોમો કરતાં જૈન કોમમાં નાની બાળવયે લગ્ન થતાં નથી એ માટે જૈનકોમને ધન્યવાદ દઈએ છીએ; પણ તેની સાથે બીજી હાનિકારક પ્રથાઓ દૂર થશે તો તેને પ્રગતિ કરવાની તક મળશે. નાતો ચેતશે? 'હવે તો ચેતો' એ પોકાર થઈ રહ્યો છે. ચેતવા જેટલી બુદ્ધિ કે દીર્ઘદૃષ્ટિ નહિ હોય તો જમાનો ચેતાવશે, કાયદો ચાબુક બનીને દંડશે. સામાજિક બાબતોમાં સુધારો કરવા કાયદો આવે એ એક રીતે અનિષ્ટ છે, પણ સમાજ કોઈ રીતે સમજતી ન હોય–સમજવા ન માગે તો પછી કાયદો એ અનિવાર્ય છે, કારણકે પછી કાયદો થાય તો જ શુધ બુધ ઠેકાણે આવે.

૬. **'આસ્તિકોનું કર્ત્તવ્ય'**—આ નામનું વ્યાખ્યાન અમદાવાદના ઉપાશ્રયમાં શ્રી સાગરાનંદ સૂરિએ આપી તેમાં જે વિચારો જણાવ્યા છે તેનાથી સમસ્ત જૈનકોમમાં ખળભળાટ જાગ્યો છે. તેમાં અમુક સાધુઓ પ્રત્યે આક્ષેપો છે તેમાં અમે ઉતરતા નથી. તે તેમનો વિષય છે તેથી તેમણે તે સંબંધી કરવાનું રહે છે. શ્રાવકો સંબંધમાં અને તેની સંસ્થાઓ

તેમજ તેમાંની કેળવણી સંબંધી જે ઉદ્દગારો ઉક્ત સૂરિ-મહારાજે કાઢયાં છે તે પર મૌન રાખવાની ઘણી અંતર્ગત ઇચ્છા હોવા છતાં અત્યારના જમાનાને અનુરૂપ પ્રગતિને આડે આવનાર હોવાથી તેમજ કૉન્ફરન્સના ઘણા સમયથી વ્યાવહારિક કેળવણીની ઉપયોગિતા તથા ઉત્તેજનાના કરેલા ઠરાવોથી વિરૂદ્ધ હોવાથી તે સંબંધી સ્પષ્ટ કથન યથાશક્તિ કરવાની ફરજ પ્રાપ્ત થાય છે. તે આચાર્યના સંબંધે અંગત કંઇપણ-એક અક્ષર પણ લખવાનું અત્ર અસ્થાને સમજી તેનો સ્પર્શ કર્યા વગર ખળભળાટ કરનાર તેમના ઉદ્દગારો તરીકે જે પ્રકટ થયેલ છે તે પહેલાં ઉતારી તે સંબંધી અમારે જે કહેવાનું છે તે કહીશું. તે ઉદ્દગારો નીચે પ્રમાણે છે:-

"**વૃક્ષ કે અંગારા?**-બોર્ડિંગો, સ્કુલો, સ્કોલરશિપો, પાછળ ૩૦ વરસ સુધી સંઘે પૈસા ખરચ્યા તેમાં એક વૃક્ષ પાકયું કે અંગારાજ પાકયા? ત્રીસ ત્રીસ વરસો સુધી ખરચેલા પૈસાનું ફળ અંગારાજ દેખીએ તો પછી પૈસા શા માટે હોમવા જોઈએ? આપણાં તીર્થો શત્રુંજય, ગિરનાર, સમેતસિખર, મક્ષીજી વગેરેના કામ માટે તેમાંથી એક ઘસી ચોપડવા જેવોએ કામ ન આવ્યો તો પછી એ સંસ્થાઓને અમારે શું ગણવી? અહીંઆ સવાલ એક છે. ધર્મનું પાલન કરીને શ્રાવકને પોષવાના છે. ધર્મનો નાશ કરીને નહી. ધર્મની ક્રિયાઓ જ્યાં ધુમાડો ગણાય તેને શા માટે પોષાય છે?

"**ધર્મક્રિયાથી ઘર્મ**-× ×વિદ્યાલયમાંથી ૧૦-૧૫ વર્ષમાં જે નીકળ્યા છે તેઓ કેટલીકવાર પૌષધાદિ વ્રતો કરે છે? શ્રાવક, શ્રાવિકા એ ક્ષેત્ર જરૂર પોષવા લાયક છે, પણ ધર્મના મુદ્દાથીજ. આપણે યતિઓને પોષતા નથી કેમકે તે મહાવ્રત પાળતા નથી. અહીંની ભોજનશાળા ધુમાડો ગણવાવાળાએ નથી કરી. શ્રાવક શ્રાવિકા તરીકે પોષવા તૈયાર છીએ પણ વિલાયતના સંઘ તરીકે પોષવાને તૈયાર નથી. સેંકડો કુટુંબો ધર્મી શ્રીમંતોની સહાયથીજ પોષાય છે. હું **બનતા સુધી નામ લઇને બોલતો નથી જેને લાગુ પડે તે સમજી લે**"

(મું. સ. ૧૯-૧૨-૨૮)

આટલા શબ્દો સમુચ્ચયે સર્વ છાત્રાલયો એટલે બોર્ડિંગો, તથા સર્વ સંસ્થાઓ જે અંગ્રેજી ભણતા વિદ્યાર્થીઓને સંઘરતી હોય યા સ્કોલરશિપ આપતી હોય તેને સામાન્ય રીતે લાગુ પડે છે અને ખાસ કરી શ્રી મહાવીર જૈન વિદ્યાલયને લાગુ પડે છે. 'જેને લાગુ પડે તે સમજી લે'. તેના ગર્ભમાં ઉતરતાં સામાન્ય રીતે સમસ્ત વ્યાવહારિક કેળવણી પર તેમજ તે કેળવણી લેનારાના પર આક્ષેપ છે. તેઓ ધર્મક્રિયા કરતા નથી-ખાસ કરી પૌષધાદિ વ્રતો કરતા નથી. વિલાયત વિદ્યાર્થીઓનો સંઘ-સમુદાય જાય તે પોષવાને તેઓ તૈયાર નથી. પોતે તો નથી, પણ બીજા તૈયાર હોય તો તેને પણ અટકાવવામાં આસ્તિકતા છે, અને છતાં બીજા પોષણ કરે તો તે નાસ્તિક છે.

હવે જેઓ વ્યાવહારિક કેળવણીને પોષે-અનુમોદે -ઉત્તેજે કે સહાય કરે તે પણ નાસ્તિક છે એવો આખા ભાષણનો અર્થ છે. તે નાસ્તિક છે એટલે આસ્તિકના શત્રુ છે. પોતે આસ્તિક રહ્યા એટલે આસ્તિકોએ નાસ્તિકો સામે શું કરવું? તેનો પણ પોતે સાધુ તરીકે જે ઉપદેશ આપ્યો છે તે અત્ર નોંધવા જેવો છે.

"શત્રુના જેવાંજ હથિયાર રાખો તો પ્રતિકાર થઈ શકે. નાસ્તિકો ભાષણ કરી, છાપાં છપાવી, લેખો લખી ચળવળ કરે છે તે વખતે આપણે 'કંઇ નહિ. જે કરશે તે ભરશે' એમ કહેવાથી નાસ્તિકોનો પ્રતિકાર નહિ થાય. **તેમનેજ** રસ્તે તેમની સામે થાઓ. **તે કાયિક પ્રયત્ન કરે તો કાયિક પ્રયત્ન કરો.** પ્રતિકાર નહિ કરવાની શક્તિવાળા તેવાં છાપાંઓનો અસહકાર કરો. તમારા મુખ્ય માણસોને તેમની સામેની ચળવળમાં મદદ કરો. નાસ્તિક છાપું છપાવે અને પાંચ રૂપીઆ ખરચે તે **ડુબવા અને ડુબાડવા માટે,** તો **તમે તરવા અને તરાવવા માટે** કેમ નહિ ખરચી શકો? તમે એમ નહિ માની લ્યો કે નાસ્તિકોમાં નૂર છે; અને તમારામાં નથી. આસ્તિકોએ હમેશાં કટિબદ્ધ રહી નાસ્તિકોનો અસહકાર અને શકિત હોય તો પ્રતિકાર કરી આસ્તિકોની વૃધ્ધિ કરવી જોઇએ."

આમાં હિંસાનો ઉપદેશ પણ ચોકખી રીતે કરવામાં આવ્યો છે. **शठं प्रति शाठ्यं**-જૈસાકું તૈસા એવો ઉપદેશ કાયિક પ્રયત્ન સામે કાયિક પ્રયત્ન કરવામાં અપાયો છે. જૈન સાધુ પોતે આવો ઉપદેશ કરી શકે એમાં કાલિકાચાર્યનું દૃષ્ટાન્ત આપી પોતાનો બચાવ કરશે, પરન્તુ એવા અપવાદ માર્ગમાં પણ થતી હિંસા અહિંસા બને કે કેમ તે એક સવાલ છે. તે દૃષ્ટાંતમાં તો પર રાજ્ય-જુલમી રાજ્ય-

સાધ્વીનું અપહરણ કરનાર રાજા સામે કાલકાચાર્યે અન્ય રાજાઓના સૈન્યથી લડાઇ કરાવી હતી. અહીં જૈનસમાજના એક અંગને જૂદા વિપરીત અર્થમાં 'નાસ્તિક'નું લેબલ આપી તે સામે પોતાના ભવિક શ્રોતાને-વર્ગને 'આસ્તિક' જણાવી-તે સમાજના બીજા અંગને અથડામણીમાં લાવી બઝાડવાનો-લડાવવાનો ઉપદેશ થયો છે. એ સમસ્ત સમાજને વિઘાતકરૂપે છે ને તે રૂપે પરિણમવાનો ભય છે.

જૂના વિચારનાઓ પોતાનો જમાનો ઓળખ્યા વગર પોતાને ચીલે શાંતિ અને સંયમપૂર્વક ચાલ્યાં જાય તેમાં એટલી પીડા નથી, જેટલી તે નવા વિચારવાળાની પ્રગતિ સામે થઇને તેને રોકવા કટિબદ્ધ થાય તેમાં છે. હાલની કેળવણી વગર હવે ચાલી શકે તેમ નથી. તાર આદિ કરવામાં પણ તેજ સૂરિને અંગ્રેજી ભાષાનો ઉપયોગ કરાવવો પડયો છે. તે અંગ્રેજી કેળવણીના લાભ શું હજુ સમજાવવાના રહે છે ?

'સર્વ મનુષ્યજાતિને, વિશેષતઃ વિદ્યાચારસંપન્ન અને પ્રગતિના ઈચ્છક દેશને શિક્ષણ જેટલો મહત્ત્વનો વિષય બીજો નથી. મનુષ્ય માત્રની બુદ્ધિની અને નીતિની દૃષ્ટિથી સ્વાભાવિક પ્રગતિ કરનારૂં એક ખરૂં સાધન શિક્ષણ જ છે, એટલું જ નહિ, પરન્તુ સર્વ પ્રકારની પ્રગતિનાં બીજ શિક્ષણમાં છે. અજાણ નિરક્ષર લોકો-હાલની કેળવણીથી બેનસીબ લોકો ધર્મ, નીતિ અને વ્યવહારમાં પૂરા પાધરા કુશલતાથી વધી શકતા નથી, તેઓમાં જડ ઘાલેલી કુપ્રથાઓ દૂર થઈ શકતી નથી અને તે અક્ષરશત્રુ લોકોને સંસાર-કે ત્યાગ દશામાં ઉન્નતિનો માર્ગ સાંપડતો નથી. આની સત્યતા દરેક દેશનો ઇતિહાસ સ્પષ્ટપણે બતાવે છે. યૂરોપમાં ધર્મક્રાન્તિ વેળાએ લ્યૂથર, ઝ્વિન્ડલી, કાલવ્હેન ઈત્યાદિ નાયકોને એજ પ્રતિત થયું અને પછી તેમણે ધર્મની સાથે સાથે શિક્ષણનો પુરસ્કાર કર્યો. આપણે ત્યાં ગમે તે બાબતમાં અત્યંત જરૂરી સુધારણાની વાત આવી એટલે અજાણ સામાન્ય જનસમૂહ તે કામમાં કેટલી નડતર નાંખે છે અને પ્રગતિનું કાર્ય કેટલું મંદ પાડે છે એ તે તે કામ કરનારા નાયકોથી પૂરી રીતે સમજવામાં આવ્યું છે.

એટલાજ માટે આજ આપણા દેશભરમાં પ્રત્યેક સારાસાર વિચાર કરનારા માણસ 'સાવત્રિક શિક્ષણ જોઇએ' એમ બધે સ્થલે પુકારી પુકારી કહે છે અને ભાષણોમાં, લેખોમાં, ધારાસભામાં, વાદવિવાદ દ્વારા તેજ એક તત્ત્વનો ઘોષ હિમાલયથી તે કન્યાકુમારી પર્યંત કરતા રહે છે. આનું સુપરિણામ આજ નહિ, પરંતુ કાલાંતરે ખાસ આવશે. દેશમાં શિક્ષણ સાર્વત્રિક થયાનો આનંદદાયક દિવસ ગમે ત્યારે પણ ઉગશે, એવી ખાસ કરી સુશિક્ષિતોની આશા છે. આ કામમાં આજ કરતાં હજારો ગણો વધારે શ્રમ લેવો જોઇશે, અધિક જોરથી ચળવળ કરવી પડશે, રાષ્ટ્રની મૂળ તળમાંથી જાગૃતિ થવી જોઇશે એ નિર્વિવાદ છે.'

આ દેશની સર્વ કોમો પોત પોતાની કોમમાં એક પણ શિક્ષણથી બેનસીબ ન રહે તે માટે પ્રયત્ન કરતી જાય છે. આપણી કોમે જો જીવવું હોય-જો વધવું હોય-જો આગળ આવવું હોય તો તેણે પણ તેજ નિર્ધાર કરી પ્રયત્ન કર્યો છે તેમાં અખંડ સદોદિત વધારો કર્યેજ જવાનો છે. આજ નિર્ધારથી શ્રીમતી કોન્ફરન્સના જુદા જુદા અધિવેશનોમાં વ્યાવહારિક કેળવણીની હિમાયત કરનારા ઠરાવો થયા છે. તે પૈકી એક નમુના તરીકે અત્ર મૂકીશું :—

"**સામાન્ય શિક્ષણ**"—જૈન સમાજમાં એક પણ જૈન, કેળવણીથી બેનસીબ રહે નહિ એવી સ્થિતિ લાવવાની ખાસ અગત્ય છે, તો તે માટે આ કૉન્ફરન્સ ભલામણ કરે છે કે:—

(૧) પ્રત્યેક જૈને પોતાની પુત્રી અને પુત્રોને વ્યાવહારિક શિક્ષણ આપવું.

(૨) દરેક સ્થળના આગેવાન જૈનોએ પોતાના સ્થાનિક જૈનવિદ્યાર્થીઓને શિક્ષણ લેવા માટેનાં દરેક સાધનો જેવાં કે ચોપડીઓ વગેરે પૂરાં પાડવા પ્રબંધ કરવો.

(૩) હિંદનાં મુખ્ય મુખ્ય શહેરો કે જ્યાં કેળવણી લેવાનાં સારાં સાધનો હોય ત્યાં જૈનવિદ્યાર્થીઓને માટે જૈન શ્રીમંતો, નેતાઓએ બોર્ડિંગ સ્થાપવી.

(૪) ઉચ્ચ શિક્ષણ લેવા ઉત્સુક જૈન વિદ્યાર્થીઓને અને ખાસ કરીને ગ્રેજ્યુએટ થયા પછી દેશ પરદેશ અભ્યાસ આગળ કરવા ઈચ્છનાર વિદ્યાર્થીઓને મોટી સ્કોલરશિપ જૈન શ્રીમંતો તથા જાહેર સંસ્થાઓએ આપવી."

આમાં બોર્ડિંગ–છાત્રાલયોનો ખાસ નિર્દેશ છે. આ કૉન્ફરન્સને ઉત્પન્ન થયાને ૩૦ વર્ષો થઇ ગયાં: તે દરમ્યાન તેણે વ્યાવહારિક શિક્ષણ સંબંધી ઊહાપોહ ચળવળ કરી વિચાર–વાતાવરણ ફેલાવ્યું છે. તેને પરિણામે તેમજ સ્વતંત્ર વિચારના પરિણામે તથા ભાઇબંધ દિગંબરકોમે સ્થાને સ્થાને છાત્રાલયો સ્થાપી પોતાની કોમની પ્રગતિ કરવા માંડી તે જોઇને આપણી કોમમાં ઘણે સ્થળે છાત્રાલયો ખોલાયાં છે–ખોલાતાં જશે–ખોલવાની અતિ જરૂર છે. મુંબઇ, પૂના, પાટણ, સુરત, અમદાવાદ, ભાવનગર, લીંબડી, રાજકોટ, જામનગર, પાલીતાણા ખોલાઇ ગયાં છે. મુંબઇમાં બાબુ પનાલાલ પુનમચંદના ટ્રસ્ટીઓએ જૈનહાઇસ્કુલ પણ ખોલ્યાંને ઘણાં વર્ષ થઈ ગયાં. અમદાવાદના ગ્રેજ્યુએટ વેપારી રા. સારાભાઈ મગનલાલ મોદી તરફથી લોન–સ્કોલરશિપ ફંડ માટે ૩૫૦૦૦ રૂ. ની નાદર રકમ શ્રી મહાવીર જૈન વિદ્યાલયને અર્પણ થઇ ગઇ છે. વળી ઉચ્ચ શિક્ષણ માટે જૈન વિદ્યોત્તેજક સહકારી મંડળ લિમિટેડ તે ભાઇના પ્રયાસથી સ્થાપિત થયેલ છે, અને તે પહેલાંનું સુરતના ઝવેરી ધરમચંદ ઉદયચંદનું ટ્રસ્ટફંડ અનેકને હિંદબહાર–વિલાયતમાં ઉચ્ચું શિક્ષણ લેવા માટે જૈનવિદ્યાર્થીઓને સહાય આપતું રહ્યું છે.

વિશેષમાં વ્યાવહારિક શિક્ષણ આપવા સાથે સાથે ધાર્મિક શિક્ષણનો અનાદર કે તેની ઉપેક્ષા કરવામાં આવેલી નથી. કૉન્ફરન્સે તેના પર તે વ્યા૦ શિક્ષણના કરતાં પણ વિશેષ ભાર આપ્યો છે, દરેક બોર્ડિંગમાં તે અપાય છે અને ધાર્મિક શિક્ષકો ખાસ તે માટે રાખી ધાર્મિક અભ્યાસ કરાવી તેની પરીક્ષા પણ લેવાય છે, ને વિશેષમાં દેવદર્શન–પૂજા આદિ ધર્મ ક્રિયાઓ પણ થાય છે.

આ સર્વને પરિણામે અનેક જૈનવિદ્યાર્થીઓ શિક્ષણ લઈ ડીગ્રીઓ લઈ પોતપોતાના ભાગ્યાનુસાર કમાણી પામી પોતાના કુટુમ્બનો ઉદ્ધાર કરી રહ્યા છે, ધર્મ–તત્વજ્ઞાનમાં રસ લઈ રહ્યા છે એટલું જ નહિ પરન્તુ પોતાથી બને તેટલી સેવા જૈનસમાજને આપી રહ્યા છે. ડૉક્ટરોએ સાધુઓની દવા–તે પર શસ્ત્રક્રિયા કરીને તેમની શરીરવ્યાધિ ટાળી છે. વકીલબેરિસ્ટરોએ પોતાની સલાહ લેવામાં આવે ત્યારે સલાહ આપીને–કામ લેવામાં આવે ત્યારે કામ આપીને યત્કિંચિત્ સેવા બજાવી છે. એકંદરે સૌ યથાશક્તિ યથામતિ સમાજસેવા કરી રહેલ છે; છતાં કોઈ તીર્થના કાર્યમાં ધસી ચોપડવા જેટલા કામમાં આવ્યા નથી એવું ઘસાતું બોલવું એમાં સત્યતા કે શિષ્ટતા નથી.

શ્રી શત્રુંજય તીર્થ સંબંધી જ્યારે જબરો મામલો ઉપસ્થિત થયો ત્યારે તેની ભારી ચળવળ કરવામાં અને કૉન્ફરન્સનું ખાસ અધિવેશન ભરવા–ભરાવવામાં કેળવાયલાઓનો મુખ્ય હાથ હતો અને તેમની સાથે અનેક શ્રીમંતો–નાયકોનો સાથ હતો. મુનિમહારાજાઓનું સંમેલન ભરવાનું તેવા મહાન્ પ્રશ્ન માટે પણ ન બની શક્યું. પૂર્વાચાર્યો જેવી મહાન્ શક્તિ ધરાવનારી કોઇપણ પ્રભાવશાળી વ્યક્તિ તેનો ફડચો સંતોષકારક લાવવા માટે ન જણાઈ અને આખરે વાઈસિરોયના તખ્ત પાસે વાટાઘાટ થઈ ને તેની દરમ્યાનગિરીથી નિકાલ આવ્યો તે આવ્યો. આ સર્વ સ્થિતિ હજુ તાજીજ છે. એ નિકાલ વખતે પણ જે જૈનો હતા તે કેળવણીવાળા હતા. બીજાં તીર્થો–અંતરીક્ષ આદિ સંબંધમાં પણ તેવીજ બીના છે. સમેતશિખરના કેસમાં વિલાયત દોડનાર જૈન વકીલ રા. મોદી પણ કેળવાયેલ જ છે. કેળવાયેલાજ તીર્થનું રક્ષણ કરી શકશે.

હાલની કેળવણી વગર યા કેળવાયલા વગર હવે ચાલવાનું નથી. વેપારવણજમાં–હુંડીપત્રના કે શરાફીના–મોતીના કે કરીઆણાના–ગાંધીના કે કાપડના, દેશી કે પરદેશી વસ્તુના વેપારમાં અંગ્રેજી કેળવણીની અવસ્ય જરૂર છે અને રહેશે.

અંગ્રેજી કેળવણીપર એવો આક્ષેપ છે કે તે ધર્મક્રિયાથી વિમુખ બનાવે છે. આ આક્ષેપ તદ્દન સત્ય નથી. ધર્મક્રિયામાં રહેલા શુભાશયો સમજાતાં તેનું ગ્રહણ–આચરણ થશે. આજકાલ થતી સામાયિક પૌષધાદિની ક્રિયાઓમાં સામાન્યરીતે ભાવશૂન્યતા જણાય છે તેનું કારણ ઉંડા સત્ય જ્ઞાનનો અભાવ છે. તે દૂર કરવા માટે તે ક્રિયાની દરેક પેટા ક્રિયામાં ઉંડા

ઉતરવાની બુદ્ધિ-તર્કબુદ્ધિને સંતોષ પમાડે તેવાં વિવરણ-વિવેચનોની અપેક્ષા સાધુ મુનિ મહારાજાઓ પાસેથી રહે છે. આવું વિવરણ સામાયિક સૂત્ર માટે કરવા અમે પ્રયત્ન કર્યો છે, તેવી રીતે અન્ય ક્રિયાઓનાં વિવરણો મુનિઓ પ્રકટ કરશે. અંગ્રેજી શિક્ષણ વાઘણનું દૂધ છે. તે દરેક બાબતમાં તર્કબુદ્ધિ લડાવવા અને તાગ મેળવવા તે મથશે. અંતર્દીપની સમાધાન કરવાની અપેક્ષા રાખશે. તેમ કરવામાં કદાચિત્ ઉદ્ધત પણ કંઇક અંશે કરાવશે, પણ છેવટે તેને રહસ્ય સમજાવતાં-ગર્ભમાં રહેલા તત્ત્વને પરખાવતાં તે નમી જશે. અને જ્ઞાનમૂલક સાચી આસ્તિકતા પ્રાપ્ત કરશે અને તેમની દ્વારા જૈનધર્મની ખૂબીઓનું ભાન સમસ્ત જગતને કાલાન્તરે થશે.

હવે આચાર્યોએ-મુનિઓએ સમયજ્ઞ બનીને ધર્મોપદેશ આપવાનો છે, સમયજ્ઞ થયા વગર ઉપદેશકનું મૂલ્ય અંકાવાનું નથી. સમય એટલે શાસ્ત્ર અને સમય એટલે જમાનો-વર્તમાન દ્રવ્ય ક્ષેત્ર કાળભાવ. એ બંનેને પૂરાં સમજ્યા પછી જ ધર્મોપદેશ સમાજને હિતાવહ થાય છે. હિંસાની સામે હિંસા, ને છાપાંની સામે છાપાં એ ધર્મોપદેશ નથી. એ દલીલને લંબાવીએ તો કૂડની સામે કૂડ, માયાની સામે માયા, ક્રોધની સામે ક્રોધ અને અભિમાનની સામે અભિમાન, ગાળની સામે ગાળ, પ્રહારની સામે પ્રહાર-એ જાતનો ઉપદેશ આવીને ઉભો રહે છે તે ખરેખરો ધર્મોપદેશ નથી. ઉત્સર્ગ માર્ગતો બળવાન્ હોવા છતાં વીરતાથી ક્ષમા આપવી અને માગવી એ છે. અપવાદ માર્ગતો સ્યાદ્વાદનાં અનેક દૃષ્ટિબિંદુઓથી ભરેલો છે

શ્રી સાગરાનંદસૂરિ પોતે જેને 'આસ્તિક' કહે છે તેવા 'આસ્તિકો' ઉત્પન્ન કરવા માટે શાળાઓ કાઢે-કઢાવે સંસ્થાઓ સ્થાપે સ્થપાવે તેમાં અમને વાંધો નથી. જૂના વિચારો અને શાસ્ત્રના પાંડિત્યજ્ઞાનને પણ અવશ્ય સ્થાન છે. માત્ર પ્રાકૃત-સંસ્કૃતના અભ્યાસીઓ પણ ગણ્યા ગાંઠયા છે, તેમાં પણ વધારો કરવાને મહાન્ પ્રયત્ન થયો નથી, તે થવાની જરૂર છે-તેથી લાભ છે. જૂની પદ્ધતિપરની વિદ્યા કામની છે પણ તેની સાથે સર પી. એસ. શિવસ્વામી આયરે હમણાંજ દક્ષિણમાં કોચીન રાજ્યમાં ત્રિપુનિત્તુરામાં સર રામવર્મા સંસ્કૃત કોલેજના વાર્ષિક સમારંભમાં પ્રમુખસ્થાનેથી જે નીચેનું જણાવ્યું છે તે પણ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે :—

The reasons for the neglect of the ancient learning and the disfavour into which it had fallen were obvious. The battle between the advocates of oriental learning and the champions of western learning was decided in favour of the latter nearly a century ago by the famous minute of Lord Macaulay. The speaker was not one of those who wished that the issue had been decided otherwise, nevertheless, he could not help regretting the reaction of that decision upon the orthodox type of scholarship × ×

We feel that in profundity of learning and insight into the spirit of the Shastras, the orthodox Pandit has merits which deserve to be encouraged in the interests of Sanskrit learning. It is gratifying to find that during the last 20 years a number of institutions have grown up for the intensive study of Sanskrit, especially shastras and that they have been abfiliated to the University.

One question which has to be faced at the very outset of our efforts is: what are the aims and ideals we should set before ourselves in seeking to revive the old learning. If knowledge of modern ideas and thoughts is good and necessary for other classes of community, it should be equally good for the professors of ancient learning. It is futile to think of reproducing learned fossils dead to all the quickening influences and condition of the society in which we live. The importation of an element of modornity in the course of instuction provi-

ded in these institutions is to my mind absolutely essential. An acquaintance with the critical methods of western scholarship cannot but be beneficial in the prosecution of research, in the discovery of truth and in promoting a better appreciation of our own achievements and those of other countries. The mentality of our pandits should be changed from one of credulity to one of inquiry. The question with him should be not what and why he should disbelieve but what and why he should believe."

Times of India. 3-1-29 p. 13

"પ્રાચીન સાહિત્યની ઉપેક્ષા અને તે પ્રત્યેના અનાદર થવાનાં કારણો ખુલ્લાં છે. પૂર્વના શિક્ષણના હિમાયતીઓ અને પાશ્ચાત્ય શિક્ષણના અગ્રણીઓ વચ્ચેના યુદ્ધનો નિર્ણય જ્યારથી લૉર્ડ મેકૉલેએ કેળવણી સંબંધી પોતાની પ્રસિદ્ધ 'મિનિટ' લખી ત્યારથી-લગભગ એક સદી પહેલાંથી પાશ્ચાત્ય શિક્ષણના લાભમાં થઈ ગયો છે. આ નિર્ણય બીજી રીતે (પૂર્વના શિક્ષણના લાભમાં) થયો હોત તો વધારે સારૂં હતું એવા અભિપ્રાય ધરાવનારામાંનો હું પોતે નથી, છતાં વિદ્વત્તાના જૂના વિચારના વર્ગપર તે નિર્ણયથી જે પ્રત્યાઘાત થયો છે તેથી પોતાને શોક થયા વગર રહેતો નથી.

અમને લાગે છે કે વિદ્યાના ઉંડાણમાં અને શાસ્ત્રોના ભાવની સમજમાં જૂનાવિચારના પંડિતમાં જે ગુણો રહ્યા છે તે સંસ્કૃત જ્ઞાનના લાભ માટે ઉત્તેજવા ઘટે છે. એ જાણીને ઉપકૃત છીએ કે છેલ્લાં ૨૦ વર્ષ થયાં સંસ્કૃતના અતિ પાકા અધ્યયન-ખાસ કરી શાસ્ત્રોના અધ્યયન માટે ઘણી પાઠશાળાઓ થઇ છે અને તે યુનિવર્સિટી સાથે સંબંધ પણ ધરાવે છે (જૈનોમાં તો કાશીની યશોવિજયજી પાઠશાળા ક્યારની બંધ થઇ ગઈ ને હાલ નામની માત્ર મહેસાણાની પાઠશાલા છે. નામચિંધ પાઠશાળાનું તો જૈનોમાં નામનિશાન નથી.)

જે એક પ્રશ્ન આવી શાળાઓ માટેના આપણા પ્રયત્નોના પ્રારંભમાં ઉઠે છે ને જેનો તોડ કરવાનો રહે છે તે એ છે કે જૂના શિક્ષણનું પુનરુજ્જીવન કરવામાં આપણી પાસે કયા ઉદ્દેશો અને આદર્શો છે? વર્તમાન વિચારો અને ખ્યાલોનું જ્ઞાન સમાજના બીજા વર્ગો માટે ઈષ્ટ અને આવશ્યક છે તો તે પ્રાચીન વિદ્યાના અધ્યાપકો માટે પણ સરખી રીતે ઇષ્ટ હોવું ઘટે. જે સમાજમાં આપણે રહીએ છીએ તેની બધી પ્રેરક અસરો તથા અવસ્થાઓથી અજાણ એવા પંડિતોના જૂના અવશેષો ફરી ઉત્પન્ન કરવાનું વિચારવું એ નકામું છે આવી પાઠશાળાઓમાં જે શિક્ષણ અપાય છે તેમાં **વર્તમાનતાનું** તત્ત્વ દાખલ કરવું એ મારે મન તદ્દન જરૂરનું છે. પાશ્ચાત્ય વિદ્વત્તાની વિવેચનાત્મક શોધખોળ કરવામાં સત્યને ખોળી કાઢવામાં અને આપણે કરેલી પ્રગતિઓ તથા બીજા દેશોમાં થયેલી પ્રગતિઓની વધારે સારી કદર કરવામાં લાભદાયક થયા વગર રહેશે નહિં. આપણા પંડિતોનું માનસ અંધશ્રદ્ધામાંથી વાળીને અન્વેષણમાં લાવવું જોઇએ. તેવા પંડિતોને તો પ્રશ્ન એ હોવો ન જોઇએ કે તેણે શું અને કેમ **ન માનવું** પણ શું અને શા માટે **માનવું** એ હોવો જોઈએ.

જૂની વિદ્યાના અધ્યયનમાં પણ વર્તમાન પદ્ધતિનો સ્વીકાર કર્યા વગર છૂટકો નથી. વર્તમાન તત્ત્વ એતો પ્રાણદાયી હવા છે ને તેથી જૂનાં અવશેષોમાં પ્રાણ પૂરાય છે. પ્રાણદાયી હવા સંબંધી જે એક દૃષ્ટાંત આપું છું તે સાગરાનંદજીએ આપેલાં દૃષ્ટાંતોથી ભાત પાડે તેવું છે.

"**પ્રાણદાયી હવા**—એક ગામડાના લોકો બહુજ ભોળા અને ભલા હતા. મોટેરાંનાં વચનને માન આપતા અને તેઓ કહે તેમ કરતા.

તે ગામમાં જૂના જમાનાનો એક ડોસો રહેતો હતો. તે હમેશાં કહેતો કે 'હેમંત ઋતુની હવા બહુજ નરવી હોય છે. તે જેટલી શરીરમાં જાય તેટલો માણસ વધારે તંદુરસ્ત અને બળવાન બને. હેમંતની હવા એટલે શુદ્ધ પ્રાણ."

કાળે કરીને ડોસો દેવલોક પામ્યો એટલે લોકો તેને વધારે સંભારવા લાગ્યા તેના શ્રાદ્ધને દિવસે સૌ ગામલોક ભેગા થતા અને તેનાં વચનો યાદ લાવતા.

એક વખત એક જણે કહ્યું 'ભાઇઓ, ડોસા કહેતા હતા તે પ્રમાણે ચાલીશું તોજ સુખી થઈશું. આપણે એમ કરીએ કે હેમંત ઋતુ પુરી થતા પહેલાં ઘરનાં બારી બારણાં બંધ કરી પ્રાણદાયી હવા સંઘરી રાખીએ. બીજી હેમંત આવશે ત્યાંસુધી તે પહોંચશે ઘરમાંથી બહાર જવાનું બનતા સુધી ઓછું રાખીએ, અને તે પણ એક નાનકડું બાકોરૂં રાખીને તેમાંથીજ પ્રસંગ પડયે જરા ઉઘાડયું કે તરત બંધ!'

આ સલાહ સૌને ગળે ઉતરી અને બધા તેમજ કરવા લાગ્યા પરિણામ શું આવ્યું તે કહેવાની જરૂર નથી.

રૂઢિ-ઉપાસક પુરાણપ્રિય સુસ્ત સનાતની હિન્દુ સમાજ તે પરિણામ હમેશાં અનુભવે જ છે."

કાકા કાલેલકર-મધપૂડો પૃ ૧૨૬.

આ દૃષ્ટાન્ત આપણી સમાજને પણ યથાસ્થિત લાગુ પડે છે. વર્ત્તમાન હવાની અસર પુરાણપ્રિય સાગરાનંદ સૂરિને પણ અવશ્ય થઈ છે તેના ઉદાહરણમાં તેમણે જૈન પવિત્ર આગમોનું મુદ્રાપણ કરાવ્યું તે છે, અને તે માટેની તેમની સેવાએ આખી જૈનસમાજને ઉપકૃત કરેલ છે એ સંબંધી અમે સં. ૧૯૮૨ના માગશરના અંકમાં પૃ. ૧૨૪ મે કહી ગયા છીએ. છતાં એ ઘટના બની તે પહેલા જે વિચારો એમના હતા તે જૂદાજ હતા. (૧) આગમોને છપાવામાં આશાતના છે અને તે છપાવવા ન ઘટે. (૨) તેનાં ભાષાંતર ન થવાં જોઇએ. (૩) તે શ્રાવકોથી વંચાય નહિ એવા વિચારો-વાંધાઓ ધીમે ધીમે ગળી ગયા, અને પહેલાં પ્રથમ એકદમ છપાવવાના કાર્ય કરવા પહેલાં 'આગમવાચના'નો પ્રબંધ કર્યો-આગમોદય સમિતિ સ્થાપી. દ્રવ્યફંડ એકઠું કર્યું. આગમો છપાવા લાગ્યાં. પછી 'વાચના' બંધ થઈ અને આગમોતો ટીકા વગેરે સહીત છપાયાં અને છપાયે જાય છે. વિશેષાવશ્યકનું ભાષાંતર છપાઈ ગયું. આ સમયજ્ઞતા માટે સાગરાનંદસૂરિને પુનઃ પુનઃ ધન્યવાદ આપીએ છીએ. એજ રીતે તેઓ છેદસૂત્ર મૂળ અને ટીકા સહિત તેમજ અંગો-ઉપાંગોનાં ભાષાન્તરો પ્રકટ કરાવશે. આ પ્રમાણે તે સૂરિ વર્ત્તમાન કેળવણીમાં પોતાને આવશ્યક લાગતા સુધારા સૂચવી તેને ઉત્તેજન, પ્રોત્સાહન, પ્રેરણા આપી પોતાની સમયજ્ઞતા બતાવે એમ અમે ઇચ્છીશું. શેઠ ગોકળભાઇ મૂળચંદની બોર્ડિંગની શરૂઆત થઇ ત્યારે તે સૂરિ મુંબઇમાં હતા. તેમાં ધાર્મિક શિક્ષણનો પ્રબંધ કરવા તેમજ ધાર્મિક અમુક નિયમોની સૂચનાઓ તેમણે કરી હતી અને ગાયકવાડ સરકારને તેના રાજ્યની દરેક સ્કૂલોમાં જૈન વિદ્યાર્થીઓ માટે ધાર્મિક શિક્ષણ પડે પાડવા માટે પોતે તૈયાર છે એવું શેઠ મણિભાઈ ગોકુળભાઈના તરફથી અરજી કરાવવામાં તેઓ નિમિત્તભૂત હતા એ અમને બરાબર યાદ છે. તો તે વિચારો તાજા કરી પ્રાણપ્રદ વિચારોને હંમેશાં વર્ત્તમાન દ્રવ્ય ક્ષેત્રકાળ ભાવને લક્ષમાં રાખી પ્રકાશતો રહેશે એમ ઇચ્છીશું. પોતે કરેલા ઉપરના વ્યાખ્યાનને ઘણા વિચારશીલ જૈનો ૫૦ વર્ષ પાછા પાડનારૂં લેખે છે કારણકે તેમાં અનેક જાતના ગર્ભિત આક્ષેપો છે એમ તેઓ માને છે; આ સાચી યા ખોટી સમજૂતી તેઓ ભવિષ્યમાં દૂર કરશે એ પણ સાથે સાથે ઇચ્છીશું. **'वितरति गुरुः प्राज्ञे विद्यां यथैव तथा जडे'** એ ભવભૂતિના શબ્દો તેમની પાસે રજુ કરી અમે અત્યારે અત્ર અટકીએ છીએ. **शुभं भवतु**-ધર્મલાભ સૌને.

**૭. ગોધરા પ્રકરણઃ**—આ સંબંધમાં પંડિત શ્રી દરબારીલાલ ન્યાયતીર્થ એક સુંદર લેખ 'જૈનપ્રકાશ' ના ૩૦-૧૨-૨૮ ના અંકમાં હિંદીમાં લખે છે તે અતિ મનનીય હોવાથી અત્ર અમે અનુવાદ કરી આખો ઉતારીએ છીએઃ—

"ગુજરેલી ઘટનાઓથી ગોધરાનું નામ જૈનો માટે મર્મભેદી પીડાનું કારણ થયેલ છે. હમણાં એક જૈન કુટુંબ સાથે મુસલમાનોએ જે ભયંકર પૈશાચી અત્યાચાર કર્યો હતો તેનું સ્મરણ કરતાં હૃદય ફાટે છે, પરન્તુ એથી પણ વધુ દુઃખ તો ત્યારે થાય છે કે જ્યારે અત્યાચારી, અત્યાચાર કર્યા પછી પણ ઉંચું માથું કરીને ચાલતા રહે છે.

આ પહેલાં ગોધરામાં એક જૈન વરઘોડા ઉપર જે આક્રમણ થયું હતું અને તેમાં ત્યાંના હિન્દુ નેતા વીરવર પુરૂષોત્તમદાસ મગનલાલનું મરણ થયું હતું તે કેસનો ફેસલો આવી ગયો. ૨૨ મુસલમાનોની ઉપર મુકદ્દમો ચલાવ્યો હતો પરંતુ કોઈ પ્રમાણ નહિ મળ્યું તેથી સર્વને છોડી દીધા. બસ! હવે વિશેષ શું જોઇએ? જૈનોની બેઈજ્જતી થઈ, એક વીરનું મરણ થયું પરંતુ અપરાધી કોઈ ઠર્યો નહિ. અમે માનીએ છીએ કે કદાચ એ ૨૨ આદમીઓમાં કોઈ પણ અપરાધી હશે નહિ, અથવા કોઇ હશે તો પણ સાબીતી ન મળતાં તેને છોડી દેવો પડ્યો હશે. પણ નવાઈ તો એ છે કે સાબીતી કેમ ન મળી? આ ઘટના કંઇ ચોરી છૂપીને કરેલી નહોતી. એક વરઘોડા પર આક્રમણ હતું અને એક આદમીનું ખૂન થયું હતું

એ છતાં એક આદમી પણ ન પકડાયો ? આ કેટલી વિચિત્ર વાત છે ?

સરકારની છૂપી-પોલીસ કે પ્રગટ પોલીસ શું કરે છે એ પ્રશ્નને બાજુએ મૂકીએ ! અમારે તો એ શબ્દ આપણા બંધુઓને કહેવાના છેઃ—

બીજાઓ પર આક્રમણ કરવું અનુચિત છે, પાપ છે, પરન્તુ પોતાના ઉપર થયેલા અત્યાચારને ચુપ-ચાપ સહી લેવો એ મહાપાપ છે. એક મુનિને માટે જે વાત ઉચિત છે તે વાત એક ગૃહસ્થને માટે પાપ બની શકે છે. હાય-હાય કરીને ચુપચાપ-મુંગે મોઢે અત્યાચારને ખમી લેવો એ એક ગૃહસ્થને માટે પાપ છે.

આત્મરક્ષાને માટે પૂર્ણ પ્રયત્ન કરવો એ પ્રત્યેક ગૃહસ્થનો જન્મસિદ્ધ અધિકાર છે. આત્મરક્ષાને માટે કરેલી હિંસા સંકલ્પી હિંસા નથી—એ વિરોધી હિંસા છે અને વિરોધી હિંસાનો તજનાર ગૃહસ્થ નથી, પરંતુ આજ તો આપણે આ ધર્મસૂત્રોને સાંભળવા સમજવાને માટે એક રીતે અધિકારી જ નથી. શું હિંસા કહેવાય, શું અહિંસા કહેવાય એ વાતનો વિચાર તે કરી શકે છે કે જે વીર હોય; કારણકે અહિંસા વીરોનો ધર્મ છે. આજ આપણામાં તે વીરતાજ નથી. તે માટે સાચા અહિંસક આપણે બનીજ શકતા નથી. હા, અહિંસાની ઓટમાં કાયરતાને છૂપાવી શકીએ છીએ.

આપણે સમજી લેવું જોઈએ કે જો આપણે સ્વાભિમાનપૂર્વક જીવવા ચાહતા હોઇએ તો આપણે વીરતાપૂર્વક મરવાનું શીખી લેવું પડશે. જે પોતાના પગના બલ પર ઉભા રહી શકે છે તેઓને બીજાની મદદ પણ મળી શકે છે. બકરાની પેઠે એં એં કરીને શિર કટાવવા વાળા જીવતા રહી શકતા નથી. જો આપણામાં બલ હશે તો પડોશી પણ સહાય કરશે અને સરકારને પણ પૂરો ખ્યાલ આવશે.

આજકાલ આપણા ભાઈ સર્વથી વધારે કમજોર છે તે છતાં તેના વરઘોડા નીકળે છે. અને વરઘોડામાં સોના ચાંદી ચમકે છે અને તે સર્વ કામ પ્રભાવના માટે કરવામાં આવે છે. પરંતુ જ્યારે ચાર ગુંડા આવી તમારી અને બ્હેન દીકરીઓની ઇજ્જત લૂંટી લે છે અને તમે પ્રતિકાર રહિત નિશ્ચેષ્ટ પડયા રહો છો ત્યારે તે પ્રભાવના આપણા ધર્મ અને જાતિને કલંકરૂપ બને છે. એક વાર સરકારનું બારણું ખખડાવ્યું અને પછી ન્યાય મળ્યો તો ઠીક, ને ન મળ્યો તોયે ઠીક, બસ એમાં કર્તવ્યની ઇતિ શ્રી—પરિસમાપ્તિ થઈ ગઈ. આવી દશામાં આપણા બંધુઓએ જુલુસ-વરઘોડા બંધ રાખવો જોઈએ અને એવી જાતના જીવતા બની જવું જોઈએ કે આપણા ઉપર કોઇ હાથ ઉઠાવે તો આપણે તેના હાથ તોડી નાંખીએ.

**ક્ષમા !** આપણા ઘણા ભાઇઓ આવા સમયે પણ ક્ષમાની વાત કરશે. પરંતુ શું આ રીતે અત્યાચાર સહન કરી લેવો, ધર્મ અને જાતિનું અપમાન કરાવવું તે ક્ષમા છે ? ક્ષમા અને અહિંસા એ વીરોનો ધર્મ છે. ક્ષમા વીરને માટે ભૂષણ છે પરન્તુ કાયરને માટે દૂષણ છે. જ્યારે અપમાનની જ્વાલાઓથી તમારૂં હૃદય બળી રહ્યું છે, અપરાધીને પોતાના પાપનો પશ્ચાત્તાપે નથી તેમ પ્રાર્થનાનો ભિખારી પણ તે નથી, ત્યારે આપણે પોતાને ક્ષમાશીલ કહેવડાવી શકતા નથી. હા, નિર્જીવ કહેવડાવી શકીએ છીએ.

પ્રત્યેક દેશની પ્રજા આ સમયે સૈનિક બની રહી છે. પ્રાચીન ભારતમાં ચારે વર્ણ સૈનિક થતા હતા. હા, સૈનિક બનીને આજીવિકા કરવાનું કામ ક્ષત્રિઓનું હતું પરંતુ આત્મરક્ષાના કામમાં પ્રત્યેક પુરૂષ સૈનિક હતો, એટલું જ નહિ પરંતુ સ્ત્રીઓ પણ આત્મરક્ષાને માટે વીરાંગના બનતી હતી.

આજ એ આવશ્યક છે કે આપણે એટલા વીર અવશ્ય બનવું કે જેથી સ્વયં આત્મરક્ષા કરી શકીએ. દેશરક્ષાને માટે તો આપણે એવા બનવાની જરૂર છે જ પરંતુ ધર્મ અને સમાજરક્ષાને માટે તો આપણે વીર બનવું જ જોઈએ. આપણા યુવકોમાં શારીરિક બલ, સંયમાનુસાર શસ્ત્રબલ, અને સર્વથી વધુ તો આત્મબલ અને સ્વાભિમાનપૂર્વક જીવનની અભિલાષા હોવી જોઇએ; ત્યારે ગોધરા પ્રકરણની આવૃત્તિ બનવાનું બંધ થઈ શકશે અને આપણે જીવતા છીએ એમ કહેવાઈ શકાશે. જ્યાં સુધી આપણે એવા નહિ બની શકીએ ત્યાં સુધી આપણી પ્રભાવનાની ચેષ્ટા બિલકુલ વ્યર્થ છે."

No. B. 1996.

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

વાર્ષિક લવાજમ રૂ. ત્રણ.

પુસ્તક ૪ | પોષ
અંક ૫ | ૧૯૮૫



માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબઈ

# વિષયાનુક્રમ.



## સૂચનાઓ—

૧ આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર છે.

૨ અભ્યાસ, મનન અને શોધખોળના પરિણામે લખાયેલા સર્વ લેખો, વાર્તાઓ અને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩ લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પરબારો પત્રવ્યવહાર કરવો.

૪ કોઇપણ લેખ પૂર્વે જાતે કે બીજાએ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન મોકલવો.

૫ લવાજમ સંબંધી તેમજ જૈનયુગ મંગાવવા કે ન પહોંચ્યાની ફર્યાદ કરવા વગેરે સર્વ બાબતનો પત્ર વ્યવહાર જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિસ, ૨૦ પાયધુની મુંબઇ નં. ૩ એ સરનામે કરવો. તે માટે તંત્રીને તસ્દી આપવી નહિ, તેમ તે પર તંત્રી ધ્યાન આપી શકશે નહિ.

મોહનલાલ દલીચંદ દેશાઇ, B. A. LL. B.
વકીલ હાઇકોર્ટ લોહારચાલ, મુંબઇ. માનદ તંત્રી.

# જૈનયુગ.




### નવયુગનો ધર્મ

'આપણા પુનરૂદ્ધારનો મૂળ મન્ત્ર-સિદ્ધ મન્ત્ર સ્વાધીનતા છે સ્વાધીનતામાં સૌ સુખ, પરાધીનતામાં સૌ દુઃખ પરાધીનતામાં-પાંજરામાં રહેવા, એવાં આપવા' સિવાય, એકેએક પશુ પંખી એટલાં બધાં નિરાનન્દ રહે છે, કે તે બચ્ચાં પણ જણી શક્તાં નથી આપણે અનેક પેઢીઓથી ગુલામીમાં રહ્યા છતાં પાર વિનાની ગુજરવટ જણીએ છીએ ને ભારત ભૂમિનો ભાર વધારી મૂકીએ છીએ પશુ પંખીથીએ આપણે નપાવટ! પણ આજે આપણને ભાન થયું છે કે સ્વાધીનતા એજ સાચી સ્વર્ગભૂમિ રાજ્યમાં, ધર્મમાં, સમાજમાં, સંસારમાં, સર્વમાં આજે આપણે સ્વાધીનતા સાધવી છે

"આપણે સ્વાધીનતા સાધવી છે ને બીજાને સાધવા દેવી છે બીજાની યોગ્ય સ્વાધીનતામાં આપણાથી પણ આડખીલી ના નખાય આપણે આપણા વિષયમાં સ્વાધીન હોઈએ, બીજાના વિષયમાં તેની સ્વાધીનતા ન ગણાય, એટલા માટે સંયમ રાખવો ઘટે સ્વાધીનતા અને સંયમ સહોદરની પેઠે રહે નદીને સ્વાધીનતા હોય તો સ્વચ્છ રહી કાંઠાના ગામની સેવા કરતી સાગર સંગમ પામે એની વહેવાની સ્વાધીનતા બન્ધ થઈ જાય તો એ ઉભરાઇ જાય ગામડાં બોળી કાઢે ને પછી એ તળાવ થઈ જઇ બન્ધાઇ પડે, એનું પાણી ગંધાઇ ઉઠે, માટે એને સ્વાધીનતા તો હોવીજ ઘટે પણ એ સ્વાધીનતા સંયમને ના ગાંઠે, બે બાજુના કાંઠાને ના ગાંઠે, તોય ગામડાંને બોળી કાઢે અને કરવાની સેવા ના કરી શકે માટે સ્વાધીનતા અને સંયમ સાથેજ રહેવા ઘટે"

નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ

---


| પુસ્તક ૪ | વીરાત્ ૨૪૫૫ વિ૦ સં. ૧૯૮૫ પોષ | અંક ૫ |
|---|---|---|


---

## માતુશ્રીનું મૃત્યુ.

ઓ! માત ર! અમ માત! નહીને સદા ચાલી ગઈ,
રે! શોકસાગરમાં સુવાડી જનની! ક્યાં? ચાલી ગઈ
પ્રત્યક્ષ સજીવન મૂર્તિ તુજ ભૂંસી ય ભૂંસાતી નથી,
દુઃખ દિન દિન થાતું અતિ એ! મૃત્યુ ભૂલાતું નથી
સાદ્યન્ત સ્વાશ્રય જીવન તારૂં, દુઃખ વમમાં તે સહ્યાં
પોષી કુટુંબી ભાવના વિષ ઘુંટડા પીધાં ક્યાં
ઉત્પાત માન કર્યો જતી મુજ દોષ મેં જાણ્યા નહીં,
પણ તેં સદા દિલ સદયથી મમ દોષ ઉર આણ્યા નહીં
તાજી અપાવે યાદ તાત અને અતિ પ્રિય બેનની,
અન્તસ્ય માતની જ્યોત થાતાં માર્ગ પણ જડશે નહીં
નાચાર સહુ જગના જીવો જ્યાં કાયદો છે કર્મનો
ભાઈ બધી આધીન એને શોચ ત્યાં શું કામનો
ગરદાર ઉંચા આત્મના તે દેવ ગતિમાં રાચશે
અન્તર ખપાવી કર્મ સહુ તુ મોક્ષ સ્થાને વિરમશે

મ. હ. દેશાઇ.

# એલોરા—અજન્ટા ગુફાનું આનન્દ પર્યટન.

(ગત નાતાલના દિવસોમાં શ્રી મહાવીર જૈન વિદ્યાલયના વિદ્યાર્થીઓ અજંટા ગુફા જોવા ગયા હતા તે મુસાફરીનું વર્ણન તે સંસ્થાનાજ ઈંટરમિજિયેટ કૉમર્સમાં અભ્યાસ કરતા વિદ્યાર્થી પત્રો રૂપે અમને મોકલી આપે છે તે અત્ર આપીએ છીએ. તેની સાથે હૈદરાબાદના પુરાતત્ત્વ વિભાગે તે ગુફાનાં પ્રકટ કરેલાં છબીપત્રો તેમણે મોકલ્યાં છે તે અન્યત્ર સુપ્રસિદ્ધ છે તેથી તેના બ્લૉક કરાવી પ્રકટ કરવાની જરૂર અમે જોતા નથી. તંત્રી.

શીત ઋતુનો એ પ્રાતઃકાળ. મંદ મંદ પવનની લ્હેરો અમારા વિદ્યાલયના સામેના મેદાન પરથી આવીને અમને સ્પર્શ કરતી હતી. પવનની ગતિ મંદ હોવા છતાં અમને ધ્રુજાવતી હતી. બીજી તરફ સવારમાં કામ ઉપર જતા માણસોથી ઉભરાઈ જતો રસ્તો અમને અમારા કામમાં પરોવવાને દિશા બતાવતો હતો. વળી એક તરફ મોટરોનાં છુટાં છવાયાં બ્યુગલો થોડા થોડા અંતરે વાગતાં હતાં. આવે સમયે પ્રાચી દિશામાં ભગવાન્ સૂર્યનારાયણ પોતાના ફારમજી અશ્વ ઉપર સ્વાર થઇને અમે જે ગુફાઓ જોવા જતા હતા તેમને વિદાયગીરી આપવાને આવ્યા હોય તેમ શોભતા હતા.

આશરે સવાસાતનો સુમાર હતો. અમારા સામાન માટે બે મોટરો આવી. તેમાં તેની વ્યવસ્થા કરી, અને અમે ટ્રામમાં બેસી વીક્ટોરીયા ટર્મીનસ સ્ટેશને આવી પહોંચ્યા. ગાડીના ઉપડવાનો સમય સાડા આઠ વાગ્યાનો હતો, અને અમે સ્ટેશને આઠ વાગે પહોંચ્યા હતા. એટલે તે અડધા કલાકમાં સામાનનું વજન કરાવી સ્ટેશનના પ્લેટફાર્મ ઉપર આવ્યા.

ગાડી ઉપડી. અમારો ઉત્સાહ પણ પુર વેગમાં વધવા લાગ્યો. મંદ મંદ વાર્તાલાપ શરૂ થયો.

* * *

### પત્ર ૨

અમે જે ડબ્બામાં બેઠા હતા તેજ ડબ્બામાં એલ્ફીસ્ટન કૉલેજનું એક સ્કાઉટ સપ્તક ગુફાઓ જોવાને માટે અમારા ઉત્સાહની સ્પર્ધા કરતું બેઠું હતું. થોડીક જ વારમાં અમે એના સમાગમમાં આવી ગયા. એનો આગેવાન પણ બહુ ભલો હતો. એની એક અધ્યાપક તરીકેની નમ્રતા, એક સજ્જન મનુષ્યને છાજે તેવી વચનપ્રિયતા, એક સ્કાઉટ-લીડરને શોભાવે તેવી અમારા પ્રત્યેની દિલસોજી, અને છેવટમાં એક લશ્કરના કમાન્ડરને યોગ્ય પોતાના વચનથી અને પ્રેમથી બીજાને વશ કરવાની શક્તિ—એ બધું અમને ભવિષ્યનો આછો આછો ખ્યાલ આપતું હતું. "સજ્જન માણસની મૈત્રી દેવને પણ દુર્લભ છે." એ આમાં સાક્ષીભૂત થાય છે.

એકાદ પ્રહર રમત ગમતમાં વીતી ગયો. અને સાડા અગ્યાર વાગ્યા એટલે ક્ષુધાએ પણ અમારી શારીરિક સંપત્તિ સાથે પાસા ખેલવાનું શરૂ કર્યું. વખત તો હવે વસમો થયો, અને થોડીક જ વારમાં 'ઇગતપુરી' આવી પહોંચી. ત્યાંથી થોડુંક ખાવાનું લઇને ભોજન શરૂ કર્યું.

ભોજન પછી અમે નિદ્રાદેવીની સોડ લીધી, કારણકે જ્યારે માણસને બહુજ થાક લાગ્યો હોય, કાંઈ કામ જડતું ન હોય, અથવા તો જ્યારે વાતો કરી કરીને થાકી ગયો હોય ત્યારે તે 'નિદ્રા'ની જ મદદ લે છે.

કહે છે કે 'વખતે' તો અનેક ચક્રવર્તિ રાજાઓનાં રાજ્ય ફેરવી નાખ્યાં, મોટા મહેલો અને ચીનની પ્રચંડ દિવાલો સરખી મનુષ્યની અજબ કૃતિઓને જમીનદોસ્ત કરી નાખી છે. તો પછી અમારા ચાર કલાક વીતી જવા એ કાંઈ મોટું કાર્ય નથી. પાંચેક વાગ્યા એટલે જલગાંવ આવ્યા.

* * *

### પત્ર ૩.

અમારી ગાડીની મુસાફરી દરમ્યાન અમે ઘણું જોયું. પૃથ્વી એટલે જ નવીન વસ્તુઓને નીરખવાની

સૃષ્ટિ. અને અમે પણ એક એવી પ્રથમ સારી રીતે નીરખેલી નહિ એવી સૃષ્ટિમાંથી પસાર થતા હોવાથી કેટલીક સુંદર વસ્તુઓ જોઈ. સામેના ડુંગરો અમને કુદરતની અજબ કૃતિનો ખ્યાલ આપતા હતા. પાસેના ખેતરોમા ઘઉંનો, લાંગનો, દીવેલીયાનો અને રૂનો પાક થતો હોય એમ લાગ્યું. મુખ્યત્વ કરીને રૂનો પાક બહુજ છે. ઘઉંનો તેના પ્રમાણમા થોડો છે. જલગાવ અને તેની આજુબાજુનો પ્રદેશ રૂ માટે પ્રખ્યાત છે. ભરૂચ જીલ્લાના રૂની સાથે પણ કદાચ સ્પર્ધા કરે. બીજું અમે ઢોર જોયા. અમને લાગ્યું કે તે પ્રદેશના ઢોર ગુજરાતના ઢોર કરતા કેટલાક પ્રમાણમા વધારે મજબુત, શરીરે સુંદર અને દેખાવડા છે. બળદના શિંગડા વાંકા નહિ પણ સીધા છે. પણ આતો જરા બારીક અવલોકનની વાત થઈ. તેના શિવાય બાહ્ય દૃષ્ટિથી તો સાધારણ મનુષ્યને તે પ્રદેશ વેરાન જ લાગે. મનુષ્યની વસ્તી ગુજરાતના કરતા ઘણી થોડી હોય એમ લાગ્યું. ચાલીસગાવ પછી દર વીસ ગાઉએ એકાદ જીનીંગ ફેક્ટરી માલમ પડતી. આ જીલ્લાનો મુખ્ય પાક રૂ, ઘઉં અને તેલી બીયા છે. અહિંઆ જમીન પણ ગુજરાતના કરતા જુદી છે. ગુજરાતની માટી જ્યારે કાળી હોય છે ત્યારે અહિંની લાલાશ પડતી હોય છે. વળી જ્યારે ગુજરાતની જમીન જરા પોચી હોય છે ત્યારે અહિંની કઠણ હોય છે.

ભાગ્યવાન્ મનુષ્યને પગલે પગલે નિધિ હોય છે જેવા અમે જલગાવ સ્ટેશને ઉતર્યા તેવા જ અમને એક સદ્ગૃહસ્થ મળ્યા. એઓએ અમને પોતાના ઘેર નોતર્યા. ત્યા અમને બધી જાતની સગવડ કરી આપી.

## પત્ર ૪

રાત્રિ થઈ ગઈ હતી. ચંદ્ર પણ સ્વચ્છ આકાશમા અમને જોવાને આવી લાગ્યો. બીજી તરફ ક્ષુધાએ પણ પોતાનું કામ શરૂ કરવા માડ્યું. વળી ત્રીજી તરફ આખા દિવસના શ્રમથી અમારૂં શરીર પણ કામ કરવાને અશક્ત થવા લાગ્યું. એટલે અમે જમવાની વ્યવસ્થા કરવા માડી. થોડીક વાર પછી જમવાનું થઈ ગયું. અને અમે બધા ખાણાને ઈન્સાફ આપવા બેઠા. કહે છે કે 'ભૂખ ન જુએ ભાખરી અને ઉંઘ ન જુએ સાથરો' જમણમાં હતો તો કેસરીયો ભાત અને એક શાક, પણ એ બન્ને અમને પકવાન્ન જેવા થઈ પડયા.

## પત્ર ૫

રાત્રિ વીતી ગઇ, પ્રાતઃકાળ થયો. અને અમે બીજા દિવસની મુસાફરી માટે તૈયાર થઈ ગયા. બે મોટરો ભાડે કરી લાવ્યા અને પછી અજન્ટા ગુફાઓ જોવા જવા માટે પ્રયાણ કર્યું. ગુફાઓ ત્યાથી આશરે પાત્રીસ માઈલ દૂર છે. એટલે અમને બે કલાક પહોચતા લાગશે એમ અમે ધાર્યું.

અમારી બેમાની એક મોટરને રસ્તામા બે પંકચર થયા. અને તે દરેકને સમારતા પોણો કલાક થયો. આથી અમને ગુફાએ પહોચતા ચારેક કલાક થયા. બારેક વાગ્યા એટલે અમે ટેકરીની તળેટીએ આવી પહોચ્યા. જતા વેંતજ ખાવાની તજવીજ કરવા માડી. કારણકે—

**शतं विहाय भोक्तव्यं सहस्रं स्नान माचरेत् ।**
**लक्षं विहाय दातव्यं कोटिं विहाय हरिं भजेत् ॥**

એક વાગ્યાના શુમારે અમે ટેકરી પર ચઢ્યા. સૂર્યનારાયણ તો માથા પર હતા. અને અમે ગુફાઓ જોવાનું શરૂ કર્યું એકંદરે અહિંઆ ૨૯ ગુફાઓ છે. તેમા ૪ ગુફાઓ ચિત્રમય છે અને બીજી ગુફાઓ ચિત્ર વગરની છે. સૌથી આકર્ષક અને મનરંજનીય ગુફાઓ તો પેલી ચાર ચિત્રમયી જ છે. તેમા બુદ્ધ જ્યારે રાજકુંવર હતા તે વખતે કેવા કેવા વિલાસ અને મોજશોખ કરતા હતા તેના ચિત્રો છે. વળી તેમા બુદ્ધને આત્મજ્ઞાન થયુ ત્યાર પછી તેઓ કેવી સ્થિતિમા વર્તતા હતા તે પણ સુંદર રીતે ચિત્રમા આલેખાયલુ છે. સાતમી સદીના ચિત્રો આજે વીસમી સદીમા પણ પુરતી રીતે જોઇ શકાય, ચિત્રમા રહેલા મનુષ્યો કોણ હતા અને કેવી રીતે રહેતા હતા તે પણ બરાબર રીતે કળી શકાય, અને તે વખતમાં હિંદુસ્થાને સાયન્સ વગેરેમા કેટલી નિપુણતા મેળવી

હતી અને તેની પાસે કેટલું અઢળક દ્રવ્ય હતું તે સર્વે બાબતોનો આ ચિત્રો જે સારો ખ્યાલ આપે છે એજ એક આશ્ચર્યજનક છે. સાતમી સદીમાં રંગથી આલેખાયેલાં ચિત્રો અત્યારનાં સુંદરમાં સુંદર ચિત્રો કરતાં ટપી જાય તેવાં છે.

કેટલાંક ચિત્રો ગ્રીક અને રોમન સ્ટાઇલથી દોરાયેલાં માલમ પડે છે. વળી કેટલાંક ચિનાઇ ચિત્રો જેવાં દીસે છે. પણ મુખ્યત્વે કરીને તો હિંદી ચિત્રો જ ત્યાં છે એમ પુરવાર થાય છે.

રંગો ઘણાજ પાકા અને ચકચકતા છે. ઈજીપ્તની કબરો કરતાં પણ વધુ સરસ છે. "કોઈ પણ સ્થાન દુનિયામાં એવું જણાતું નથી કે જ્યાં આવા રંગોથી દોરાયેલાં ચિત્રો આટલા વખત સુધી ટકી શકયાં હોય!"

પહેલી ગુફામાં બુદ્ધની પ્રતિમા છે. જો કે—અત્યારે તો એના ઉપરથી તેજસ્વિતા ઘણી જ નાબુદ થઇ છે છતાં પણ તે કળાની ઉત્કૃષ્ટતા છે એમ કેટલેક દરજ્જે લાગે છે. તે બુદ્ધની પ્રતિમાનું મુખારવિંદ ખૂબ આશ્ચર્યકારક છે. જે હાથમાં પુષ્પ છે તે હાથ સુંદરતાની અનુપમતાનો નમુનો છે. બીજી પ્રતિમાઓ પણ કદાચ તેવી નહિ તો તેથી જરા ઉતરતી, પણ આલ્હાદક જ છે. જાણે કે આપણે તેમને વારંવાર જોયાં જ કરીએ, તેમની સુંદરતાનું અહર્નિશ એક જ ધ્યાને અને એકી ટસે પાન કર્યાં કરીએ! એક ચિત્રકારને તો જરૂર લાગશે કે "અહા! આતો સાક્ષાત્ સ્વર્ગજ ઉતર્યું છે, અને એને તે એમ કહેતું હોય કે સ્વર્ગ એક નથી પણ બે છે. ગુફાઓ તે બીજું સ્વર્ગ." સત્તરમી ગુફામાં માતા અને બાળકીનું ચિત્ર અનુપમ સૌન્દર્યતાનો બીજો નમુનો છે. તેમાં માતા શ્રીબુદ્ધદેવ પાસે ભિક્ષા માગે છે. માતા પોતાની બાળકી તરફ આંગળી કરી કાંઇક યાચના કરે છે. હસ્તનો અંગુલિનિર્દેશ, અને મુખાકૃતિઓ ભવ્ય છે. આવાં આવાં ચિત્રો ઉપરથી દરેક મનુષ્યને એમ ખ્યાલ આવ્યા શિવાય રહેશે જ નહિ કે "જ્યારે ચિત્રોને જન્મ આપનાર મનુષ્યે ચિત્રો આલેખવામાં જ પોતાનું સઘળું ધન ખર્ચી નાખ્યું છે ત્યારે તેની પોતાની પાસે શું રહ્યું હશે? અને જ્યારે ચિત્રો જ આટલાં અનુપ સુંદરતાથી ભરપુર છે ત્યારે તેમની જનની કેટલી સુંદર હશે?"

સિલોનનું રામ રાવણ યુદ્ધ પણ જોવા લાયક છે.

સત્તરમી ગુફાનું પ્રવેશદ્વાર સઘળી ગુફાઓનું ચૈતન્ય છે, જેમ માણસના શરીરમાં રહેલો આત્મા માણસની કાન્તિ, બુદ્ધિની નિર્મળતા, પ્રચંડ બળની સમૃદ્ધિ વગેરેનો સારો ખ્યાલ આપી શકે છે તેમ સઘળી ગુફાઓ રૂપી શરીરમાં વ્યાપી રહેલો સત્તરમી ગુફાનો પ્રાણ તેમનો ખ્યાલ આપી શકે છે.

આવી દિવ્ય ગુફાઓને અતિશય ભૂખ્યાં વરૂઓની માફક પેટ ભરીને જોઈને અમે પાંચેક વાગ્યે ટેકરી પરથી નીચે ઉતર્યા. મનુષ્યનું મસ્તક એ ગુફાઓ હોય અને તેના પાદ તે ટેકરીની તળેટી જ હોય તેમ તે તળેટી પાસેનો ઝરો વિદેશગામી રવિના રક્ત કિરણોથી રંગાયેલો સુંદર રીતે શોભતો હતો. તેમાં જ અમે સ્નાન કર્યું, અને તેનાથી જ અમારા આત્માને કૃતકૃત્ય માની તે ગગનચુંબી ટેકરીઓને વિદાયગીરી આપી અને ત્યાંથી તરત જ રવાના થયા.

* * *

## પત્ર ૬

ઔરંગાબાદ ત્યાંથી ૬૦ માઇલ દૂર છે. ત્યાં જવાને અમે વિચાર રાખ્યો હતો. રસ્તો પણ સારો હતો. એટલે મોટરના પૈડામાં પંકચર પડે તેમ અમને પ્રથમ ન લાગ્યું પણ પચીસેક માઇલ ગયા હઇશું અને પંકચર પડયું. તેને સમારતાં ઘણો વખત ગયો. એટલે બાહુ મોડું થયું. વળી તે રાત્રે ઠંડી વધારે હતી. ફક્ત શાલ અથવા ગરમ ઓઢવાનું ન જ ચાલે. એટલે અમારે રસ્તામાં શિલોર નામના ગામડાની નજીક એક મુસાફરો વાસ્તે બંગલો છે તેમાં રાત્રી ગાળવી પડી. ટાઢે તો અમને એક બાજુએ મુશ્કેલીમાં નાંખ્યા હતા. અમારી પાસે ઓઢવાનાં સાધનો પુરતાં ન હતાં. એટલે એની તો મુંઝવણ હતી જ. પણ બીજી બાજુએ ભૂખ પણ કકડતી લાગી હતી. તેથી તેની શાંતિને અર્થે અમારે સગવડ કરવાની હતી. પાસે કોઈ જળાશય પણ ન હતું. એટલે આ બીજી મુંઝવણ થઈ. કેટલીક

વારે ખાવાનુ ગામમાથી લઈ આવ્યા, અને નાસ્તો કર્યો ટાઢ વધુ હતી એટલે એકદમ સુઈ ગયા.

### પત્ર ૭

સવારમા પાછી મુસાફરી શરૂ કરી. સૂર્યનારાયણ પ્રાચી દિશામા આવી ગયા હતા. અને અમારી મારફક મુસાફરી કરવાનુ શરૂ કરી દીધુ હતુ કેટલીક વારે અમે ઔરંગાબાદ પહોચ્યા, ત્યાનો મખબારો અને રોઝા જોવાનો અમારો વિચાર હતો.

ત્યારે અમે ઔરંગાબાદ પહોચ્યા ત્યારે સાડા દશ થયા હતા ત્યાથી અમારે દોલતાબાદ જવાનુ હતુ, પણ ત્યા જતા ત્રણેક વાગશે એમ લાગવાથી રસ્તામાજ કાઈક ખાઈ લેવાનો અમે વિચાર રાખ્યો આથી ઔરંગાબાદમાથી કેટલીક વસ્તુઓ લઈ આવ્યા. ઔરંગાબાદ કાઈ બહુ મોટું શહેર નથી નાનુ શહેર કહીએ તો બસ વસ્તી બધી મુસલમાનોની છે. શહેરમા રોઝા અને મખબારા શિવાય બીજુ કાઇ આકર્ષક અને જોવા લાયક વસ્તુ નથી. આશરે પાચસો ઘરની વસ્તી હોય એમ લાગ્યુ ત્યાના લોકો બહુ કેળવાયલા અને આગળ પડતો ભાગ લેનારા ન લાગ્યા

મખબારો જોવા લાયક છે ત્યા ઔરંગઝેબની બીબીને દાટવામા આવી છે. તાજમહાલને બધુ દરજ્જે અનુસરવાનો પ્રયત્ન કરવામા આવેલો છે સૌથી મોટો મિનારો ગોળાના આકારે છે તેના ઉપર અર્ધચંદ્ર રાખવામા આવેલો છે. બીજા ચાર નાના મિનારાઓ તેની આજુબાજુ ચારે દિશામા ચાર એ પ્રમાણે બાધવામા આવેલા છે. થોડેક છેટે વળી પાછા ચાર મિનારાઓ ચાર દિશાઓમા રહ્યા છે. મુખ્ય મિનારાની નીચે કબર છે કબર ચાર જાળીઓથી વિટળાયેલ છે તે જાળીયો બહુ સુદર રીતે કોતરેલ છે ફક્ત જાળીયો શિવાય બીજુ બધુ કામ પથ્થરનુ છે. જાળીયો આરસપહાણની છે કબરની પાસે ચારે દિશાઓમા ચાર ફુવારાઓ છે અને તે દરેકની નજદીક બાગ છે. આ મખબારો એકંદર રીતે દેખાવડો છે. તેની આજુબાજુ ડુંગર છે અને તેજ તેની સુંદરતામા ખુબ વધારો કરે છે, જાણે નિર્જન વનમા એક મહેલ ન હોય !

પછી અમે રોઝા જોયા. તે બહુ સુદર ન લાગ્યા નજીકમા ઓસમાનીયા કોલેજ છે. તેને પણ અમે જોઈ લીધી તેમા અમે એક વસ્તુ જોઈ જે વસ્તુ બીજી ઘણી કોલેજોમા અને શાળાઓ હોય એમ લાગતુ નથી. તે કોલેજના મુખ્ય હોલમા દરેક દિવાલે સુંદર ચિત્રો હિંદીકળાના અને હિંદીઓનાજ ટાગવામા આવેલા છે આ ઉપરથી એમ માલમ પડતુ કે આ કોલેજમા ચિત્રકળા ઉપર ખૂબ ધ્યાન આપવામા આવે છે. અને બીજુ કે કોલેજ ચિત્રોથી જ શણગારવામા આવે છે. વળી ત્યા શિક્ષણ પણ હિદુસ્થાનની કોઈ પણ એક ભાષા મારફત આપવામા આવે છે. આવુ બીજી કોલેજોમા હોય એમ માલમ નથી

આ જોયા પછી અમે દોલતાબાદ આવ્યા. ત્યા સાજે જમવાની વ્યવસ્થા કરી અને આખો દિવસ ફરવાથી થાકી ગયેલ હોવાથી તેજ દિવસે બીજુ કાઇ ન જોતા બાકીના વખતમા આરામ લીધો ગામની બહાર એક મુસાફરખાનુ હતુ ત્યા ઉતર્યા હતા.

### પત્ર ૮

સવારમા કિલ્લો જોવાને ઉપડયા આ કિલ્લો એક હિંદુરાજા રામદેવ કરીને હતો તેણે બધાવેલો છે કિલ્લો બહુ દેખાવડો અને ઘણો પ્રાચીન છે. તેની આજુ બાજુ ખાઈ છે અત્યારે પણ ખાઈમા પાણી છે. અંદર ગુપ્ત રસ્તાઓ, પ્રવેશદ્વારો, દુશ્મનથી છુપાઈ રહેવા માટેના અનેક સ્થાનો, તોપોને રાખવાને માટે બાકોરા વગેરે વગેરે ઘણુ છે કિલ્લો એક ટેકરી ઉપર આવેલો છે તેની ઉપર કોઈ ચઢી ન શકે માટે તેને એક બાજુએ કાપી નાખવામા આવ્યો છે કિલ્લાના અંદરના ભાગમા ચાંદ મિનાર, ચિન મહાલ, રામદેવનો રંગ મહાલ, સોનેરી મહાલ, નાનકડું જળાશય, જનારદન સ્વામિની પાદુકા વગેરે જોવા લાયક સ્થાનો છે. આ મહાલોમા રાજા

જ્યારે રહેતો હશે અને જ્યારે દોલતાબાદ અત્યારનું ગામડું નહિ પણ એક રાજધાનીનું શહેર હશે ત્યારે બધું કેટલું સુંદર અને સમૃદ્ધિવાળું હશે તેનો ખ્યાલ અહિં આવે છે. રામદેવનું શયનસ્થાન રંગમહાલમાં હશે એમ જણાય છે. સૌથી ઉંચે પણ એક મહેલ છે. તેના ઝરૂખામાં એક 'શ્રીદુર્ગે' નામની તોપ છે. જ્યારે અલ્લાઉદ્દીને રામદેવને હરાવ્યો ત્યારે અલ્લાઉદ્દીને મહેલની દુર્દશા કરવામાં પાછીપાની નથી કરી. બધુંયે મુસલમાનોને યોગ્ય બનાવવામાં આવ્યું. આજ કિલ્લામાં કરણઘેલાની પુત્રી દેવળદેવી અલ્લાઉદ્દીનથી પાછળ પડેલી એક ઘવાયેલી હરણીની માફક આવીને સંતાઈ હતી. અને તેણીના લીધે જ રામદેવને કિલ્લો છોડવો પડયો હતો એમ કહેવામાં આવે છે. આ કિલ્લો અમે બે કલાક સુધી જોયો અને પ્રાચીન કાળનાં મીઠાં મીઠાં સ્વપ્નોને મધની માફક ચાખ્યાં.

* * *

### પત્ર ૯

પછી એલોરાની ગુફાઓને નિહાળવાને થોડાક વખતમાં જ ત્યાંથી પ્રયાણ કર્યું. આશરે ત્રણ વાગે અમે ત્યાં પહોંચ્યા. આ ગુફાઓ એક રીતે એજન્ટા કરતાં ચઢી જાય છે. કોતરણી કામ ઘણુંજ મનમોહક અને ચિત્ત પ્રસન્ન કરનારૂં છે. આ પણ જો રીતે જોવી હોય તો દિવસો ના દિવસો નીકળી જાય. મુખ્ય ગુફા કૈલાસની છે. એ સૌથી શ્રેષ્ઠ છે. સુંદરતાની દૃષ્ટિએ કોતરકામની દૃષ્ટિએ અને ઘોર જંગલમાં ગગનચુંબી કૈલાસ હોય અને તેની કેટલી અપૂર્વ શોભા હોય તેની દૃષ્ટિએ ઘણીજ આલ્હાદદાયક છે. જાણે બ્રહ્માની નાભીમાં એક કમળ ઉત્પન્ન થયું હોય તેમ તે પ્રદેશની સર્વ ટેકરીઓ રૂપી બ્રહ્માના શરીરમાંથી જ કમળ રૂપી કૈલાસની ગુફા ન નીકળી પડી હોય તેમ લાગે છે. એક મોટી ખુલ્લી જગ્યામાં, જેમ વનરાજ ભયાનક જંગલમાં શોભે, તેમ મંદિર શોભે છે. અને તે વનરાજ પોતાની યાળના ગુચ્છથી ગર્વવંત લાગે તેમ આ મંદિર પણ દીસે છે. તેને સુંદર બારણાં છે. માળ ઉપર ચડવાને નીસરણીઓ છે. હવા, અજવાળા માટે બારીઓ છે. અને મહેલની માફક ઝરૂખા પણ છે. આ ખુલ્લી જગ્યામાં મંદિરની બાજુપર કૈલાસની ભવ્ય મૂર્તિ છે. જાણે સાક્ષાત્ શિવ જ ન હોય. અને જાણે દુનીઆની સઘળી એવી પ્રચંડ મૂર્તિઓની સાથે આ મૂર્તિ પણ દરેક બાબતમાં સ્પર્ધા કરતી ન હોય તેમ દેખાય છે. એક બાજુ ઉપર ઉત્તર દિશામાં હસ્તિ છે. તે જાણે ઈંદ્રનો ઐરાવત હસ્તિ! મંદીરની એક દિવાલ ઉપર સગળું રામાયણ મૂર્તિમંત રીતે આલેખાયેલું છે. આ તો કૈલાસની વાત થઈ પછી ત્યાં જૈનોની અને બુદ્ધની ગુફાઓ છે. તે પણ આકર્ષક છે. ત્યાંની મૂર્તિઓ સારી રીતે કોતરેલી છે. અને એઓ જાણે આપણને કહેતી ન હોય કે "અમે પણ સુંદરતા દેવીના ભકતો છે. અમે પણ એજન્ટા ગુફાવાસી મૂર્તિઓની માફક સ્વર્ગમાંથી આવેલી છીએ." અને વળી કહે છે કે "હે પન્થીજનો! અમે બધા મનુષ્યના હસ્ત જન્ય છે. અને કુદરતના ખોળામાં રમીયે છીએ જ્યારે તમને એમ થાય કે દુનીયા એટલે દુઃખનો સમુદ્ર ત્યારે અમારી પાસે આવજો, અમે તમને દુઃખીયાને આશરો આપશું અને તમારાં દુઃખોને દૂર કરશું."

* * *

### પત્ર ૧૦

સાતેક વાગ્યાના શુમારે અમે ટેકરી ઉપરથી ઉતર્યા તુરતજ મનમાડ તરફ પ્રયાણ કર્યું. મનમાડ અહિંઆંથી આશરે સીત્તેર માઈલ દૂર છે. એટલે કદાચ પંકચર ન પડે તોયે ત્યાં પહોંચતાં અગીયાર વાગે એમ અમે ધાર્યું. થોડે દૂર ગયા હઇશું અને પંકચર પડયું. એટલે અમે તાપણી કરી. અને પેલી નાની કવિતાની અનુસાર—

આવો આવો આજ, હળીયે તમામ,
રૂડી ભલી વાતમાં, તાપીએ અમાપ.

આનંદ કરવા માંડયો. પોણો કલાક લગભગ વીતી ગયો એટલે મોટર સાજી થઈ. ફરી થોડેક દૂર ગયા, અને બીજી મોટરને પંકચર પડયું. ત્યાં પણ પહેલાંની માફક તાપણી કરી—

સાર સાર ખાણુ લઇ તૃપ્ત થઇએ આજ,
મીઠું મીઠું ગાન કરી, સ્હેલ કરીએ આજ.

ત્રણેક વાગ્યા એટલે મનમાડની ધર્મશાળામા આવી પહોચ્યા. અહિંઆ અમને ધર્મશાળામા રહેવાની રજા ન મળી. એટલે રાત્રે બહાર ઓટલા પર જ સુઇ રહેવું પડયુ. સવાર થતા એક ભલા સદ્દગૃહસ્થે અમને અંદર રહેવાની સગવડ કરી આપી. દિવસના તો અમે ત્યાજ રહ્યા. અને મિષ્ટાન્ન જમ્યા પછી ત્યાથી ટાસા સરોવર જોવા જવાને રાતના સાડા ત્રણ વાગ્યાની ગાડીમા બેસી અડગાવ તરફ રવાના થયા.

× ×

## પત્ર ૧૧

અડગાવમા ગાડી દશ વાગે પહોચી ત્યાથી ટાસા સરોવર આઠ માઇલ દૂર એક ટેકરી ઉપર આવેલુ છે. તે જોવાને અમે ટેકરી ઉપર ચાલ્યા. આશરે દોઢ વાગે અમે સરોવરે પહોચ્યા.

સરોવર જે મુબઇના ત્રણ ભાગને પાણી પુરૂ પાડે છે, જેને બાધતા દોઢ ક્રોડ રૂપીઆ ખરચ થયો હતો, જે છ માઇલ પહોળું છે અને બે માઇલ ઉંડું છે તે કેટલુ સુદર હશે? આજુબાજુ ટેકરીઓ છે. ત્યાથી પંચાવન માઇલ લાબી નહેર બાધી છે, કે જે રસ્તે થઇને પાણી મુંબઈ શહેરમા લઈ જવાય છે એ સરોવર તો એક ટેકરીઓ રૂપી ઉદ્યાનમા ગુલાબના છોડ સમાન લાગતુ.

તે સરોવરને છોડીને અમે અડગાવ પાછા ફર્યા અને ગાડીમા બેસી કલ્યાણ આવ્યા.

× × ×

## પત્ર ૧૨

કલ્યાણમા એક ભલા અને દેશપ્રેમી ડીપ્ટી કલેકટર અમને રાત્રે રહેવાને સારી સગવડ કરી આપી. જમવાનું પણ સારી વીશીમા નક્કી કરી આપ્યું. સવારમા સ્નાન કરવાને માટે ગરમ પાણીની વ્યવસ્થા કરી આપી. ખરેખર, તે દિવસની મળેલી શાન્તિ માટે તો અમે તેના જ આભારી છીએ.

× ×

## પત્ર ૧૩

કલ્યાણથી સવારમા 'નેરલ' જવાને આઠ વાગે ગાડી ઉપડે છે. તેમા બેસી અમે નેરલ સ્ટેશને દશ વાગે આવ્યા. ત્યાથી અમારે માથેરાન જવું હતુ. માથેરાન અહિંથી સાત માઇલ દૂર છે. જો કે ટ્રામ અહિંઆથી ટેકરી ઉપર જાય છે છતા અમે તો પગે ચાલીને જ ઉપર જવાનુ પસંદ કર્યુ ત્રણેક કલાકમા તો અમે માથેરાનમા આવી પહોચ્યા.

× ×

## પત્ર ૧૪

માથેરાન એક સુદર હવા ખાવાનુ સ્થળ છે. એટલુ જ નહિ પણ એ ધનવાનોને પૈસાનો યતકિંચિત્ ઉપયોગ કરવાનુ ધામ છે. વળી એ કુદરતી શોભાથી ભરપુર છે. જેને કોઇને કુદરતી અનુપમ રસ ચાખવો હોય તો તે ત્યા જાય. જે મનુષ્ય પોતાના ધંધાને અંગે કંટાળી ગયો હોય તે પણ આવા કોઈ સ્થાનમા રહીને પોતાના કંટાળાને દૂર કરી શકે. અહિંઆ 'પોઇન્ટસ'–ઉચી ઉચી ટેકરીઓથી દૂર દૂરના દશ્યો–ઘણા સુદર અને જોવા લાયક છે. 'પેનોરામા,' 'ગારબટ,' 'અલેકઝાન્ડ્રા,' 'ચોક,' 'ઈકો,' 'લુઇસ', વગેરે. તેમાના સુદર પોઇન્ટસ છે ત્યા બે સરોવરો છે તે પણ ચિત્તરંજનીય છે તે શાર્લોટ અને ભીમ્સન લેક્સ બન્ને ટેકરીઓથી વીંટળાયેલા છે. અને બન્ને જાણે મોગરાના ફુલોની કલગીની અંદર અથવા તેમની માળાની અંદર જેમ ગુલાબ શોભે તેમ શોભી રહ્યા છે.

અહિંઆ અમે ત્રણ દિવસ રહ્યા, અને ચોથે દિવસે સવારે મુબઇ તરફ પાછા રવાના થયા

× * ×

ઝવેરચંદ નેમચંદ શાહ.

# સ્વીકાર અને સમાલોચના.

**આદર્શ જૈન**—લેખક શ્રી. બંસી પ્ર૦ જૈન-સસ્તું સાહિત્ય પ્રચારક કાર્યાલય કલોલ બીજી આવૃત્તિ—આદિત્ય મુદ્રણાલય અમદાવાદ પૃ. ૨૪+૮૪+૧૨=૧૨૦ કિંમત લખી નથી. લેખક રા. બંસી તે રા. પ્રભુદાસ મહેતા એક તરૂણ જૈન લેખક છે. તેનામાં કલ્પનાનાં ઉડ્ડયણ, શબ્દોની ગુંથણી કરવાની કલા, અને યૌવનનું જોમ છે. એના મિશ્રણથી તેનામાં એક વિશિષ્ટ શૈલી આવી છે કે જેમાં બંધમુક્ત કવિશ્રી ન્હાનાલાલનું અનુકરણ દેખાય છે. વિચારને સચોટરૂપ આપવાની ઝમક બતાવવાનો પ્રયત્ન નવીન દૃષ્ટિબિંદુઓ ખડાં કરે છે. ઘણા કાળથી રૂઢિપ્રધાન જૂને ચીલે ચાલનારી સમાજમાં કંઇ ઓર નવીન અને ચમકાવે તેવાં કિરણો લેખક ફેંકી જાણે છે. તેની થોડી વાનગી અમે આપીએ:—

(૧) 'જૈન'ને જાતિનું બંધન નથી, પ્રકૃતિજ જૈન (ને) 'ઘડી' શકે છે, કો દેશ, પંથ કે જાતિનો કોઇપણ જયવંત પુરૂષ તે 'જૈન'! (૨) એકાન્તમાં યોગ કરનારા યોગીઓ દુનિયામાં બહુ યે છે: સમુદાય વચ્ચે ઉભા રહી 'સામાયિક' કરનાર એકજ વીર જૈન છે: (૩) જૈનની પ્રકૃતિમાંથી આનંદ, શક્તિ ને પ્રેમગાંથી સર્વે 'શાસ્ત્રો' જગતમાં જન્મે છે: (૪) (આદર્શ જૈન) વર્ષે વર્ષે 'ત્રેટાંની' સુવાવડો કરવા કરતાં બાર વર્ષે એક સિંહને જન્માવે (૫) પત્થરના દેહને જૈન પૂજતો નથી, પણ પત્થરના ભીતરને—મૂર્તિના 'અંદર' ને પૂજે છે: ખૂબ શ્રદ્ધાથી, ખૂબ હેતથી એ મૂર્તિને—મૂર્તિના (ના) સ્થૂળ દેહને કાલ્પનિક આકૃતિને દૃષ્ટિ સમીપ રાખી 'વસ્તુ'ના ગર્ભને પૂજે છે. એ મૂર્તિની પ્રભુતાનું પ્રતિબિંબ પોતાની 'અંદર' ઉતારે છે. (૬) સંસારમાં રહીને—સંસારીના વેષ સજીને પણ—પ્રમોદભવનમાં વસીને પણ—આ મોહજાળો તોડીશ—વિરાગી રહીશ! 'સંસારી સાધુ' બનીશ—ને બતાવીશ કે આનું નામ 'વૈરાગ્ય'—આનું નામ પીરોચિત 'વૈરાગ્ય'. વૈરાગ્યનો આ પણ એક ઉજ્જ્વળ ફોટો છે. અને વૈરાગ્યનો સાચો આદર્શ જનસમાજને પૂરો પાડીશ. જળમાં રહેવા છતાં કમળ સમ નિર્લેપ જીવન જીવી બતાવીશ.'

ક્યાંક સબલ પ્રેરણાને બદલે શુષ્કતા દેખાય છે, અર્થ—ગાંભીર્યને બદલે માત્ર શબ્દજાળ દેખાય છે તે ધીમે ધીમે દૂર થઈ અંદરના અધ્યાત્મ—શબ્દો હૃદયમાં સોંસરા જઇ ઉંડો ધ્વનિ કરે એવું લેખક પાસેથી ઇચ્છીએ છીએ. છતાંઅમે આ પુસ્તક દરેક વિચારવાનને યા વિચારની પીછાન કરનારને વાંચી જવા ભલામણ કરીએ છીએ. તેથી અનેક દૃષ્ટિબિંદુઓ સાંપડશે અને વિવેકને કસોટીપર મૂકી શકાશે. લેખકને એમના શબ્દોમાં કહીશું કે જૈન યૌવનને પવિત્ર ધર્મ માને. ધર્મ જેટલી પવિત્રતાથી યૌવનને જાળવે, દોડતા યૌવનને સંયમની લગામથી જોતરી દોડાવે. × × × નસ નસમાં જીવંત લોહીના ધબકારા (ભલે) થાય, (પણ) જીભની મીઠાશે પત્થર પણ પીગળી જાય. સૌમ્ય શાંત અને વીરતા ભર્યાં સુવચનો સોંસરા ઉતરી જાય; (તથા) સ્વાર્પણની રોશની શ્વાસોશ્વાસમાંથી જ પ્રગટી રહો.' એવું જૈનસમાજ તમારી પાસેથી ઇચ્છે છે. શબ્દોની ફુલગુંથણીનાં લેખકનાં શબ્દ ચિત્રો અર્થગંભીર, પ્રસાદયુક્ત અને મધુર બને, અને તેઓ ખૂબ વાંચન અને સ્વાધ્યાયથી સાથે સાથે પરિપક્વ વિચારનો ફાલ વધુ વધુ આપે એમ અમે ઇચ્છીએ છીએ. નવીન વિચારોની પ્રણાલિકા શરૂ થઈ છે અને તેમાં આ લેખક ફાળો આપતા જાય છે એ તો અભિનંદનને યોગ્ય છે.

હવે પછી પોતાના દરેક આવાં પુસ્તકમાં દરેક વિચારકણિકા પર ટુંકું મથાળું મૂકવાની ને તેની અનુક્રમણિકા આપવાની લેખકને ભલામણ કરીએ છીએ. રા. ફતેચંદભાઇના આ મુખમાં 'સેયંબરોય'ની ગાથા અશુદ્ધ છપાઈ છે તેમજ તે શ્રીમદ્ આનંદઘનજીની જણાવેલ તે ભૂલ છે. તે ગાથા અમે રત્નશેખર સંગ્રહીત સંબોધ સત્તરીમાં જોઇ છે; તે તેમજ ક્યાંક જોડણીમાં ભૂલ રહી છે તે હવે પછીની આવૃત્તિમાં સુધારાશે. લેખક પોતાનો લેખનવ્યવસાય ચાલુ રાખી એક તેજસ્વી સાથે ગૌરવશાલી લેખક નિવડે એ અમારી ઇશ પ્રત્યે પ્રાર્થના!

# જૈન ચિત્રકળાનો વિકાસ.

[ અનુવાદક—ડૉ. મોતીલાલ છગનલાલ સંઘવી M.B.B.S. રંગુન ]

જૈન ચિત્રકલા એટલે જૈન વિષયો સંબંધી ચિત્ર કામ. હિંદી કળાના ઇતિહાસમાં જૈન ચિત્રકળાનું સ્થાન અનેરૂં છે. મુગલ ચિત્રકળા અને રાજપુત ચિત્રકળાના મુકાબલે હીંદી કળાના વિકાસમાં જૈનકળા વધારે પુરાણી છે છતાં તેના તરફ બહુજ ઓછું લક્ષ્ય આપવામાં આવ્યું છે. જૈનકળા ઉપર જણાવેલ બન્ને મુગલ અને રાજપુત ચિત્રકળાને તદ્દન લગતી છે. આ બીના અત્યાર સુધીમાં લોકોના લક્ષ્યમા આવી નથી.

હું અહિં જૈન ચિત્રકળાનો વિકાસ મૂળથી કેમ શરૂ થયો તેનું બ્યાન ટુંકમાં આપીશ. મારા ગ્રંથભંડારમાં વખતો વખત ઉમેરાતાં પુસ્તકો ચિત્રવાળા પુંઠાંઓ તેમજ ચિત્રામણ કરેલી હાથપોથીઓની સારી સંખ્યાના અભ્યાસના પરિણામે તેમજ જ્યાં જ્યાં મારો પ્રવેશ થઇ શકયો તેવા મંદીરો તેમજ ઉપાશ્રયોને લગતા જૈનભંડારો અથવા પુસ્તકાલયોમાંની ચિત્રવાળી પોથીઓના અભ્યાસને પરિણામે જે બન્યું છે તે અહીં આપવામા આવે છે. મારી પહેલાના કામ કરનારાઓએ તેમને મળેલી અથવા જ્ઞાત થયેલી એવી થોડી પ્રતોમાજ પોતાનું ક્ષેત્ર સંકુચિત કર્યું છે. પણ જૈન હસ્તલિખિત પ્રતોના ચિત્રમય પુંઠાઓ જૈન કળાના અભ્યાસ સારૂ બહુજ મહત્વની વસ્તુઓ છે અને તે કળાને જેમ અત્યાર સુધી છોડી દેવામા આવી છે તેમ તદ્દન લક્ષ્ય બહાર છોડી દેવાની જરૂર નથી.

× × × ×

વસ્તુતઃ જૈનકળાવિષયક મહત્વપૂર્ણ બહુજ જુના અવશેષો હાલ મળી આવતા નથી. સેન્ટ્રલ પ્રોવીન્સીઝ ( મધ્ય હિંદુસ્તાન ) માં આવેલ રામગઢના પર્વતમાંની જોગીમારાની ગુફાઓમાં ભિત્તિ ચિત્રોનાં અવશેષો મૂળે જૈન હોય એમ જણાય છે. ઓરીસામાં ભુવનેશ્વર નજીકની જૈન ગુફાઓમાંની એકમાં જૈન ચિત્રકળાના કંઇક અવશેષો હજી છે. મહાન્ પલ્લવરાજ મહેન્દ્રવર્મા પહેલો કે જે ઇ. સ ૬૦૦ થી ૬૨૫ આસપાસ થયો હતો અને જે પોતાને 'ચિત્રકારપુલિ'—એટલે ચિત્રકારોમાં વાઘ જેવો—અર્થાત ચિત્રકારોના રાજા જેવા ગણાવતો તેના વખતનાં એટલે સાતમી શતાબ્દિમાંના સીત્તનવસલના ભિત્તિ ચિત્રો પણ જૈન હોવાનું મનાય છે.

આ ભિત્તિ-ચિત્રો કળાનિરૂપણમાં ( technique) અજંટા અને બાઘના ભિત્તિચિત્રોને મળતા આવે છે પણ જૈનધર્મની હસ્ત લિખિત પ્રતોમાં આપેલા લઘુ પ્રમાણના ચિત્રો સાથે કંઈ સંબંધ ધરાવતા નથી. જૈન ચિત્રમય પ્રતોનો પ્રદેશ ગુજરાત અને રાજપુતાના છે. જ્યારે જૈન ચિત્રકળાનો વિકાસ અભિવૃદ્ધિમા હતો ત્યારે આ દેશોમાં તેના સંસ્કાર ( culture ) નું સેળભેળ-મિશ્રણ ( Interaction ) ઘણુંજ હતું, અને તેના ઉપર ઉંડી છાપ પણ પાડી હતી.

ચિત્રમય જૈન હસ્તપ્રતોમાં કલ્પસૂત્ર અને કાલકાચાર્ય કથા ખાસ ઉપયોગી છે. કાલકાચાર્ય કથા ઘણી વખત કલ્પસૂત્રની સાથે પણ આપેલી હોય છે. સૌથી જુનામાં જુની ચિત્રમય મળેલી હસ્ત પ્રત તાડપત્ર ઉપર છે અને તેની તારીખ ઇ. સ. ૧૨૩૭ આપેલી છે. દેવોની અને અર્ધદૈવિક ( વ્યંતર, અપ્સરાઓ આદિ ) પ્રતિકૃતિઓ—છબીઓના ચિત્રામણ સિવાય હિંદુસ્તાનના જુનામાં જુના છબી ચિત્રામણના નમુનાઓ તરીકે આપણને આ હસ્તપ્રતમા ઉપલબ્ધ થાય છે તે આ પ્રતનું બહુજ સુંદર લક્ષણ છે. આ છબીઓ હેમચંદ્રાચાર્ય નામના જૈનસૂરિની તેમજ મહારાજા કુમારપાલની છે. કાગળ ઉપર ચિત્રેલી હસ્ત પ્રતો પંદરમા સેકાની વિશેષ જાણીતી છે. ઇન્ડીયા ઓફીસ લાયબ્રેરીમાં ૧૪૨૭ ઇ. સ. ની હસ્તલિખિત પ્રત

એ જુનામાં જુની ચિત્રમય પ્રત છે. તેનાથી જુની પ્રત કે જે હાલ ખોવાયેલી છે તેના પુંઠાના કાગળ ઉપર ચિત્રમય છબી વાળી ઘોષ સંગ્રહમાં એક નકલ છે.

× × × ×

ઉપલબ્ધ થતાં સાધનોના સંપૂર્ણ પરીક્ષણને અંગે આપણે જૈન ચિત્રકળાના ત્રણ ભાગ પાડી શકીએ એમ છીએ:—

(૧) સૌથી પુરાણી શૈલી.

આ શૈલીને જૈનકળાના સાહિત્યમાં સૌથી જૂની પુરાણી પદ્ધતિ તરીકે વર્ણવીએ તો ચાલે. આ શૈલીનો કાળ ઇ.સ. ના ૧૩ મા સૈકાથી ઇ.સ. ના ૧૬ મા સૈકા સુધીનો ગણાય. આ કાળના પણ આપણે બે ભાગ પાડી શકીએ. એક પુરાતન–તેની અંદર આ લેખમાં આપેલ પ્રતના પુંઠા ઉપરના ચિત્રનો તેમજ ઉપર લખ્યા મુજબ પંદરમા સૈકાના વીશ વર્ષોમાં ચીત્રાયેલ બે હસ્ત પ્રતોનો સમાવેશ થઈ શકે. બીજો ત્યાર પછીનો જેમાં પંદરમા અને સોળમા સૈકામાં બનાવેલી ચિત્રમય હસ્તપ્રતોનો સમાવેશ કરી શકાય.

(૨) મુગલ કળાના સંસર્ગના સમયની શૈલી. જેનો કાળ લગભગ ૧૬ મા સૈકાના અંતથી તે સતરમા સૈકાની મધ્યનો ગણાય.

(૩) સતરમી સદીના ઉત્તરાર્ધની શૈલી. જ્યારે જૈન કળા રાજપુત કળાની અસર નીચે આવી હતી. અને અઢારમા સૈકામાં સમકાલીન રાજપુત કળા જે લગભગ નષ્ટ થવા આવી હતી તેમાં જૈન કળા સંપૂર્ણ પણે સમાઈ ગઈ હતી.

જૈન કળાના ઉપર ગણાવેલ ત્રણે વિભાગો તેના મુખ્ય મુખ્ય લક્ષણોમાં એક બીજાથી જુદા પડે છે. પ્રથમ પુરાતન શૈલી કળામાં આપણે વિચિત્ર અને ઢંગધડા વગરના પાર્શ્વચિત્રો–બાજુથી દેખીયે તેવાં ચિત્રો આવે છે, ત્યાર પછી મુગલ કાળમાં સુસ્પષ્ટ દોરેલાં અંગ પ્રત્યંગ બતાવતાં ચિત્રો આવે છે, અને છેવટે રાજપુત કળાની ચડતીના સમયે સુંદર લંબગોળ ચહેરા વાળી સ્ત્રીઓના અને મુછોના થોભીયા વાળા મોઢાં વાળા પુરૂષોનાં ચિત્રો આવે છે.

× × × ×

પ્રાચીન જૈન કળા એ ગંભીર કળા છે તેમજ શારીરિક અવયવોનું યથાર્થ દર્શન કરાવનારી કળા છે. તે કળા ઘણીજ સુંદર ચિત્રકળા રચના સારૂ પંકાયેલી છે એટલુંજ નહિ પણ કળાની નિપુણતા ઉપરાંત તેની અંદર અત્યંત હાર્દિક ખુબી છે. ઘણા ખરાં ચિત્રો જોકે કઠોર ને ભાવશૂન્ય છે તો પણ ક્યારેક ક્યારેક મુખમુદ્રાલેખન અને લાવણ્યમાં ચડી જાય છે. અને જાજરમાન સુવર્ણમય અથવા રક્તવર્ણ પૃષ્ટ ભુમિ ઉપર આળેખેલા આસમાની અને શ્વેત રંગો બહુજ આનંદ આપે છે. ખરેખર જૈન પ્રાચીન કળાનું કોઈ ખાસ મહત્ત્વનું લક્ષણ હોય તો તે ખાસ શોભાયમાન ચિત્રોથી છબીઓ શણગારવાનું હતું. ચળકતા સુવર્ણ રંગી અને વિધ વિધ રાતા રંગના સુંદર રંગથી રંગવાની કળા કળાકારની ખુબીમાં ગૌણ ન હતી પણ તે તો તેનો મુખ્ય પાયો હતો. વળી અલંકાર અને શરીર અવયવની દરેક ઝીણવટમાં બરાબર માપ અને આકારનું બરાબર જ્ઞાન ચિત્રકારની અલંકરણ કરવાની તીવ્ર લાલસાથી અંકાયેલ છે.

કળાનિર્માણ દષ્ટિથી પુરાણી જૈન છબી કળા બહુજ મજાનો વિષય છે. તેઓ બૌદ્ધ નાના ચિત્રો દોરવાની કળાનું અનુકરણ કરતા નથી. હીંદી ચિત્ર કળામાં સુંદર કળા નિર્માણ અર્થે આગળના એક પણ દષ્ટાંત વિના મૂળ બનાવટ સારૂ નહિ, પણ તેના ઉપયોગ સારૂ જૈન કળાને માન ઘટે છે. ચિત્રકારનો કામ કરવાનો રવૈયો નીચે પ્રમાણે હોવાનું સમજાય છે:—નાનાં ચિત્રો કાઢવાની પત્ર ઉપર ખાસ રાખેલી જગ્યામાં પ્રવાહી સુવર્ણ શાહી અથવા સુવર્ણના ઝીણામાં ઝીણા પાનાં જેટલી જગ્યામાં ચિત્ર દોરવાનું હોય તેટલી જગ્યામાં પ્રથમ લગાડવામાં આવતાં. તેની પાછળની પીઠિકા ઘેરા રાતા રંગની કરવામાં આવતી અને સોના ઉપર રંગની ભુકી એવી રીતે લગાવવામાં આવતી કે ચિત્ર પોતે સુવર્ણમયજ લાગે. બાહ્યરેખાઓ અને આંખો, આંખનાં પોપચાંઓ, કાનો, આંગળીઓ વિગેરે પછીથી કાળા

રંગમાં રંગવામાં આવતા હતા. જૈન છબી ચિત્રો આ રીતે દોરવાનું પરિણામ એ આવ્યું કે સ્ત્રી અને પુરૂષોની મુખાકૃતિઓ, તેમનાં વસ્ત્રો અને પુષ્પાદિથી રચેલાં બીજા અલંકારો જાણે સોનાથી સપાટ ચીતરેલાં હોય એમ જણાય છે. જ્યારે આપણે ચિત્રને બાજુ ઉપરથી ન તપાસતાં હોઇએ ત્યારે આવી છબીના ચેહરામાં નાકને કેટલીક વખત લાલ રંગવામાં આવતું હતું.

યદ્યપિ ચિત્રકારે તેજ અને છાયાનો ઉપયોગ ચિત્રને ઉઠાવવામાં–બાર પડતા દેખાડવામાં કર્યો નથી તો પણ એમ માની લેવું નહિ કે કળાકારે Plastic forms–જ્યામાં ત્રણ–લંબાઈ ઉંડાઈ ને પહોળાઈમાં અવગાહતી મૂર્તિઓ–ને દોરવાને જરાએ પ્રયત્ન કર્યો નથી. આ દેખાવ ભરાવદાર અંગો દોરીને વખતે દાઢી આદિના વળાકને પ્રમાણ કરતાં વધારી કરતા. અને જ્યારે ચિત્ર આપણે બાજુએથી જોતા હોઇએ તેવું બતાવતા કળાકાર બન્ને આંખોને એવી રીતે દોરતો કે આપણને છબી તદ્દન સપાટ ન લાગે.

આ રીતે ચિત્ર સંપૂર્ણ દોરાતું પણ હજી તેમાં રંગ પુરવાને પીછી ઉપર આસમાની રંગ લેવાતો અને વસ્ત્ર તથા બીજા ભાગો ઉપર જરૂર પુરતો મુકવામાં આવતો, તેમજ મનુષ્ય અને પ્રાણીઓના શરીરના ગોળ ભરાવદાર ભાગો જેવી કેટલીક જગ્યાઓએ જાડી પીછીથી રંગ પુરીને પ્રમાણથી ઘટ્ટ. સ્થૂળ દેખાય તેમ કરતો. શ્વેત ખાલી જગ્યાઓ કોઈક વાર ઇરાદાપૂર્વક રાખવામાં આવતી પણ કયારેક સુવર્ણના પાનાં ચોટાડતાં અકસ્માતથીપણુ રહી જતી. તેમજ મોતીના રંગ જેવો ધોળો રંગ કયારે કયારેક સાધુઓનાં કપડાં ચીતરવામાં વપરાતો.

બહુજ ઓછા પ્રસંગે એક પાંચમો રંગ વપરાશમાં લેવાતો. તે રંગ બહુજ સુંદર ઘેરો મોરથુથા જેવો લીલો રંગ. અસલી હસ્તપ્રતોના ચીતરનારાઓના રંગ સંભારમાં બીજા કોઈ પણ વધારે રંગો મળી આવતા નથી. પણ પછીના વખતની હસ્ત પ્રતોમાં કેટલીક વાર સુવર્ણ રંગની જગ્યા પીળા રંગે લીધી છે અને રાતા રંગની પાછલી ભૂમિકાની જગ્યા આસમાની રંગે લીધી માલુમ પડે છે.

× × × ×

જૈન કળામાં નાનાં ચિત્રો દોરવામાં શરીરના પ્રત્યેક અંગ પ્રત્યંગ દોરવાની રચના વાસ્તવિક તુલના ઉપર બાંધવામાં આવી હતી. શિલ્પ કળાના શૃંગાર આમાં મુખ્ય ભાગ ભજવે છે.

કોતર કામવાળી ઉપસેલી વેલો અને છોડવાઓ કાંતો એકજ શૈલીના બનાવાતા અગર કુદરત ઉપરથી પણ બનાવવામાં આવતા. પશુઓ અને પક્ષીઓનાં ચિત્રો, ખાસ કરીને બ્લુ રંગથી રંગીન રાજહંસો, કીનારીની ઉપર શોભા આપનારા પદાર્થો તરીકે યોજવામાં આવતા. તેમજ પવિત્ર આઠ નીશાનીઓ–(અષ્ટમંગળ–કળસ–સાથીયા આદિ) નો પણ તેવીજ જાતનો ઉપયોગ કરવામાં આવતો.

માર્ટીન સાહેબે જે હરીરી પ્રતોને સારૂ કહ્યું છે તે જૈન હસ્તપ્રતો સારૂ તેટલુંજ તથ્ય છે. તેઓની નાની છબીઓનાં ચિત્રો સિવાય 'આપણો તે જુના કાળનો પરિચય નહિંવત્ અથવા બહુજ અલ્પ હોત' આ પ્રતો તે સમયના જીવનનું અને સંસ્કારનું જે જ્ઞાન આપણને પુરૂં પાડે છે તે બહુજ કીંમતી છે. ખરેખર આપણે તે ઉપરથી જન્મથી માંડી મરણ પર્યંતના જીવનના દરેક ભાગોના બનાવોનું વિશ્વસનીય અને બહુવિધ ચિત્ર પ્રાપ્ત કરી શકીએ છીએ.

આવા નાના છબીના ચિત્રમાં ચિત્રાયેલ વ્યક્તિઓના ચારિત્રની તેમાં છાપ પાડવાની શક્તિ ચિત્રકારમાં હોય એમ ઇચ્છવું બહુજ પડતું ગણાય. વસ્તુતઃ સર્વ મહાપુરૂષો અને સાધુઓ, રાજા અને રાણીઓ, સુભટો, અને સ્ત્રી પુરૂષો જે જૈન ચિત્રકારે ચીતર્યા છે તે જાણે એક ચોકસ બીબામાંથી નીકળ્યા હોય તેમ જણાય છે. તે ચિત્રો એકજ ટાઇપના–તરાહના કહી શકાય પણ તે પ્રત્યેક વ્યક્તિત્વ દર્શક નહિંજ. વળી આવી આ સુંદર કળાને રૂપ વ્યક્ત કરનારી કળા સિવાય બીજું કાંઈ હોવાનું આપણે આશા રાખી શકીએ નહિ.'

હસ્તપ્રતની અંદરનાં નાનાં ચિત્રો જેમ એકજ હોય છે તેમ પ્રતના પુંઠાની ઉપરનાં ચિત્રો એકજ તરેહનાં તેજ દેખાવો રજુ કરે છે એવું કાંઈ પ્રાયશઃ હોતું નથી. ઘણે વખતે જુદા જુદા પુંઠાઓ ઉપર એક એકના વિષયો ફરી ફરીવાર કળા વિષયક ખાસ સુંદર ખુબીઓ અને સુંદર આલંકારિક અસર રંગમાં ઉપજાવવાના ઉમંગી હતા તેટલા નવીન શોધખોળથી નવું ઉપજાવવાની અસલ બુદ્ધિવાળા ન હતા. તો પણ અંદરનાં નાનાં ચિત્રો કરતાં પુંઠા ઉપરનાં ચિત્રોમાં વિષય અને તેના આલેખનની પસંદગીમાં જૈન ચિત્રકારોએ ઘણુંજ વ્યક્તિત્વ દર્શાવેલું છે. તેઓ હાર્દિક જીંદગી રજુ કરનારાઓ હોવાથી અને સમકાલીન જીવનમાંથી પ્રત્યક્ષ દેખીને ઉપયોગ કરતા હોવાથી જીવનના દૃશ્યો બતલાવવામાં ઘણીજ સારી સફળતા તેમને પ્રાપ્ત થઈ છે.

× × × ×

જૈન ચિત્રકળાનું ચોક્કસ મૂળ શોધી કાઢવું એ આપણા હાલના પરિમિત જ્ઞાનથી મુશ્કેલ છે. મારી દૃષ્ટિએ પંદરમાં સૈકાની મળી આવતી ધાર્મિક પોથીઓ અને ત્યાર પછીની પણ પ્રતો ઉપરથી આપણને જણાય છે કે જૈન કળા એ એક ખાસ કળા હતી અને તત્કાલીન પ્રજાની કલાવિષયક ભાવ રજુ કરતી સુંદર શૈલી હતી. સાધુઓની પરંપરાથી ચાલી આવતી ભાવવાહી કળા એકજ રૂપે ગોઠવાયેલી તે આ જૈન કળાનું એક વિશેષ છે. સ્ત્રી પુરૂષોના સાંકેતિક રૂપાલેખન અને દરેક પ્રતોમાં ફરી ફરી આવતાં ચિત્રોના રેખાલેખનની એકતા–સમાનતા એકપણ અપવાદ સિવાય એક પ્રતના ચિત્રોનું બીજી પ્રતોના ચિત્રો સાથે તદ્દન મળતા આવવું તે આ જૈન કળાની સંકુચિતતા દર્શાવે છે.

પ્રજાપ્રિય કળાલેખનને જ્યારે જૈન મહાપુરૂષોના જીવન પ્રસંગોજ આલેખવાને ખાસ વપરાય તેને આપણે જૈન કળા તરીકે ગણીએ. પંદરમા સૈકાના જૈન નાના ચિત્રાકૃતિઓ વચ્ચે અને મારા સંગ્રહમાં બંગાલમાંથી સમકાલીન ચિત્રેલા પ્રતોના પુંઠાઓ વચ્ચે શૈલીની બહુજ સમાનતા છે, તેનો એક અનન્ય દાખલો ઇ. સ. ૧૪૯૦ની સાલમાં બંગાળમાં લખાયલી વિષ્ણુપુરાણની હસ્તપ્રતના પુંઠાનો છે; મુખાકૃતિના બાજુથી દોરેલા ચિત્રો પ્રમાણ, બહારના કોણાકારો, કાન સુધી પોંચતી આંખોના આકારો, શરીરના જુદા જુદા આસનો અને છબી આળેખતાં ત્રાંસ આદિમાં વપરાતા રૂપાલેખનમાં બહુજ સામ્ય છે. દરેકનું રંગકામ જુદું જુદું છે પણ પાછલી પીઠિકા રંગવામાં સિંદૂરનો ઉપયોગ પંદરમા સૈકાના બંગાળી કળાકાર અને તેના સમકાલીન જૈન કળાકાર બન્નેને એકજ—સામાન્ય છે.

જૈન કળા ઘણા ભાગે સંપૂર્ણ રીતે ચિત્રમય છે. તે મુખ્યત્વે નાનાં છબીચિત્રો કરવાની કળા છે. આપણી પાસે જુના પ્રત સિવાયના ઘોર પાપના તથા નરક યાતનાઓનાં ચિત્રો છે તે બહુજ આધુનિક અને ઢંગધડા વગરનાં રંગીન છે તેમજ વસ્તુનું આલેખન તદ્દન ઉપરછલું છે. ક્યાંઇક સંભાળ પૂર્વક અને બારીકાઇથી ચિત્ર્યું હશે તો ત્યાં કળાની દૃષ્ટિએ તેની કાંઇ કીંમત નથી હોતી.

જૈન કળા એ નષ્ટ થયેલી કળા છે. હજી પણ જૈન દેવાલયોમાં ચિત્રકામ કરતા કેટલાક જૂજ ચિત્રકારો મળી આવે છે. પણ ભારતવર્ષમાંથી જૈન કળા કળાના વિશિષ્ટ રૂપે નાશ પામી છે જે હવે કદી પણ સજીવન થવાની નથીજ.

---

બાબુ અજીત ઘોષના સ્ટેટસમેન પત્રના તા ૨૬ ઓગસ્ટ ૧૯૨૮ ના લેખ નામે The Development of Jaina Painting નું ભાષાંતર

ખૂબ ઉત્સાહ વધ્યો. હાંબુર્ગમાં વસતા આપણા ભાઇઓએ તો મને સૌજન્યથી નવરાવ્યોજ હતો. વિદાય થતી વખતે બધા ભાઈઓ સ્ટેશને આવ્યા હતા અને પ્રો. શુબ્રીંગ પણ ખાસ.હાજર થયા હતા.

છેલ્લા મહિનામાં મારી તબીયત ત્યાં જરા બરાબર ન રહી. ખાવાની મુશ્કેલી તો છેજ. મારો નિર્વાહ તો, દૂધ, ફલા, બ્રેડ વગેરે પર થાય છે બપોરે સાધારણ રીતે કોઈ શાક ભાજી અને થોડા ભાત લઇ લઉં છું, હાંબુર્ગમાં બે ત્રણ વેજીટેરિયન રેસ્ટોરા હતા અને અહિં પણ કેટલાક છે તેથી વેજીટેરિઅન ખોરાક માટે ખાસ કરી સગવડ નથી. અહિં તો એક બંગાળી ઇસ્લામી બંધુ છે તેમણે મારા માટે શુદ્ધ શાકાહારની સરસ ગોઠવણ કરી આપી છે. એ બંધુ તથા જે જર્મન કુટુંબમાં એ રહે છે તે પણ મારા નિમિત્તે બપોરના ખાણામાં આપણને અભક્ષ્ય એવું કશું કરતા નથી.

અહિં આવીને તરત પહેલું કાર્ય તો અહિંની જે મુખ્ય લાઇબ્રેરી છે તેનો ગ્રંથ સંગ્રહ જોવા કરવાની વ્યવસ્થા કરવાનું હતું તે કર્યું. એ માટે પ્રો. શુબ્રીંગે અહિંના ઓરિએંટલ વિભાગના લાઇબ્રેરિઅનને બધું વિગતથી લખી મોકલ્યું હતું તેથી તરતજ તે માટે બધો પ્રબંધ થઇ ગયો, તે માટે ૫ માર્કની કિંમતનું એક કાર્ડ અને ૧૦૦ માર્ક ડીપોઝીટના એમ ૧૦૫ માર્ક આપવા પડયા. એ લાઇબ્રેરી અને એના ગ્રંથસંગ્રહાદિ વિષેતો તમને હવે પછી લખીશ. તે પછી પ્રો. લ્યુડર્સને પણ મળી લીધું અને તેમણે પોતાના યોગ્ય જે કાંઇ કાર્ય હોય તે કરવા બહુ ખુશી બતાવી છે. એમના ક્લાસોમાં પણ જવાનું શરૂ કર્યું છે.. એ હાલ પાલી सुत्तनिपात અને સંસ્કૃત **ऋग्वेद** વાંચે છે. એ વિષે પણ પછી લખીશ.

અહિં આવ્યા પછી જરા શરદી થઈ ગઈ છે અને સળેખમે હેરાન કર્યો છે. ઠંડીનો જોર ખૂબજ છે. વચ્ચે વચ્ચે બરફ પડવા માંડે છે અને જમીન વેંત વેંત ભર જેટલું થર જામી જાય છે.

વધુ હવે પછી લખીશ. કુશલ પત્ર લખશો. તમે તો હાલ હાંબુર્ગના ઠેકાણેજ કાગળ લખશો એટલે તે મને અહિં મળી જશે. અહિંનું ઠેકાણું હજી ચોક્કસ નથી.

તમારો.

જિનવિજય.

# વ્યાપાર–વિભાગ.

[ લેખક રા. બબલચંદ કેશવલાલ મોદી. ]

## પ્રકરણ ૨ જું.

કાચી ચીજોની બનાવટ (ચાલુ)

હવે વસ્તુની બનાવટના બીજા વિભાગનો વિચાર કરીએ. તે વિભાગ Semi-finished products નો છે. સારા પૈસાદાર માણસોને આ વિભાગમાં આવતી ચીજોનો વ્યાપાર કરવો વધારે સરળ હોય છે કારણ કે આ ચીજો જ્યાં મળે છે ત્યાં જથાબંધ મળે છે અને વેચવાની પણ ઘણેખરે ભાગે જથાબંધ હોય છે. માટી વેચવાને બદલે માટીના નળીઆં, પાઇપો વિગેરે બનાવીને વેચે તે Semi-finished products કહેવાય. તેવીજ રીતે રેતીના વડ પાડીને વેચી હોય. જેમકે કાચના ઉદ્યોગ માટે, સીમેન્ટના ઉદ્યોગ માટે, મકાનના ચણતર માટે તો તે પણ આ વિભાગમાં આવે તેવીજ રીતે પત્થરમાંથી કુંભી, જાળી, કોતર કામ વિગેરે તૈયાર કરીને વેચે કે પીસેલો ચુનો, ભાંગેલી કાંકરી કે સીમેન્ટ તૈયાર કરીને વેચવો તે પણ Semi-finished produce માં આવે. લોઢું, તાંબુ, જસત, પિત્તળ, એલ્યુમીનીયમ વિગેરે ધાતુઓની પાટો, સળીઆ, પાઇપો, ભરત વિગેરે તૈયાર કરી વેચવાં તે પણ Semi-finished માં આવે. તેવીજ રીતે સોના ચાંદી વિગેરે ધાતુઓ માટે પણ સમજવું. ખાણમાંથી નીકળતા કોલસામાંથી કોક કે કોલટાર બનાવીને વેચવો, જુદા જુદા ઉપયોગને માટેના રંગ તૈયાર કરવા, જુદા જુદા ઉદ્યોગો માટે રસાયણો તૈયાર કરવા, તેમજ ઘણાખરાં કારખાનાંઓ માટે ઉપયોગનો સ્ટોર તૈયાર કરવો તે પણ Semi-finished products માં આવે છે. આટાનો, તેલનો, કમાવેલા ચામડા વિગેરેનો વેપાર પણ Semi finished productsમાં જ આવે. કાંતેલા રેશમ ઊન, શણ, રૂ વિગેરે પણ Semi-finished products ગણાય છે.

આપણા દેશનો વિચાર કરતાં કારખાનાંઓનું પ્રમાણ એટલું બધું ઓછું છે કે આવો અગત્યનો વેપાર પણ ઘણાજ ઓછા માણસોને રોકી શકે છે. આ પ્રકારનો ધંધો ખીલવવા માટે આપણી પાસે બન્ને પ્રકારનાં કારખાનાંઓની જરૂર રહે છે. Raw products માંથી Semi-products બનાવનારાં કારખાનાં તેમજ Semi-finished માલ ખરીદી તેને તૈયાર કરનારાં કારખાનાં. Capital–મુડીના અભાવે આ પ્રકારનો ધંધો ખીલવવો ઘણોજ મુશ્કેલ થઈ પડયો છે; અને તેથીજ પરદેશી મુડીદારો આ પ્રકારના વેપારો એવી રીતે હાથ કરી બેઠા છે કે જેથી ફક્ત તેમની મુડીને રોકાણ મળે છે તેટલુંજ નહીં પરંતુ તેમનાં કારખાનાંઓને પણ કાયમને માટે વિકાસનું ક્ષેત્ર મળે છે.

ત્રીજા પ્રકારનો વ્યાપાર Finished Products નો છે. દરેક વ્યાપારનું કેંદ્રસ્થાન આ વ્યાપાર છે. આની અંદર આપણી જરૂરીયાતો તેમજ બીન જરૂરીયાતોનો સમાવેશ થઇ જાય છે. આ પ્રકારનો વ્યાપાર ઘણા મોટા પ્રમાણમાં employment–રોજી આપી શકે છે. કુદરતના દરેક તત્ત્વોને ઉપયોગમાં લેવા માટે માણસ મથી રહ્યો છે. એ તત્ત્વોને ઉપયોગમાં લેવાથી માણસને આરામ વધશે એવું માનવું છે. આરામ વધારવાનાં સાધનોને હાલના સમયમાં Progress of civilization તરીકે ઓળખીએ છીએ. આરામ વધારવાનાં એ સાધનો ઉત્પન્ન કરવાને માટે દુનિયા મથી રહી છે અને તેનો પ્રયાસ એટલો ભારે પડે છે કે આ જમાનામાં નિવૃત્તિમય જીવન મેળવવું મુશ્કેલ થઈ પડયું છે અને આ જમાનો પ્રવૃત્તિમય જીવન તરીકે ઓળખાય છે. સાધનો વધારવાથી સાચેજ આરામ વધશે કે કેમ એ પ્રશ્ન વિષે આપણા

દેશમાં બે મત છે; પરંતુ પશ્ચિમના દેશોમાં તો ચોક્કસ મત એવો છે કે સાધનો વધારવાથી આરામ વધી શકે છે અને તેથીજ સાધનો વધારવા માટે અતિશય પ્રયાસ ચાલુ છે. કુદરતના દરેક તત્ત્વો ખનિજ, વાયુ, વનસ્પતિ, પાણી કે પ્રાણી દરેકનો પુરતો ઉપયોગ કરવા મનુષ્ય મથે છે અને તે ઉપયોગ કરવાનો પ્રયાસ કરવાથીજ વેપાર જેવી ચીજ ઉપસ્થિત થાય છે. પરંતુ મનુષ્ય કુદરતી તત્ત્વોનો ઉપયોગ વધારવાનો પ્રયાસ, જ્યારે તેના વિચારો જડ તત્ત્વોમાંથી ખસીને આત્મ વિચારણામાં જાય છે ત્યારે ઓછો કરે છે તે સમજવું વેપારીને મુશ્કેલ પડે છે કારણકે તેવા વિચારો વેપારના મુખ્ય પાયાનેજ હચમચાવી નાંખે છે. વેપારની વૃદ્ધિ થવાથી જડવાદ પણ વધે છે એવી માન્યતા ફેલાએલી છે તેનું મુખ્ય કારણ આ જ છે કે મનુષ્ય દિવસે દિવસે જેમ અને તેમ કુદરતી તત્ત્વોનું પૃથક્કરણ કરતો જાય છે અને તેને પોતાના ઉપયોગમાં સીધી અથવા આડકતરી રીતે લખવા માટે પ્રયાસ વધારતો જ જાય છે. એ પ્રયાસ મનુષ્યના આરામનાં સાધનો વધે તે માટે કરવામાં આવે છે છતાં પણ એતો દેખીતી વાત છે કે એ સાધનો વધારવામાં જ આપણી શક્તિનો મોટો સંચય ખર્ચાઈ જાય છે અને તેથી એ પ્રયાસ આપણે આપણે માટે કરીએ છીએ કે ભવિષ્યની જનતા માટે એ સવાલ આગળ આવે છે.

સાગરનાં મોજાં અત્યાર સુધી કુદરતની મહાન ગતિ વિચારવા પુરતાં જ વપરાતાં હતાં. તે હવે વિજળીક બળ પુરૂં પાડવા માટે કેમ વાપરવાં તેનો વિચાર કરવા માટે વપરાય છે. વાયુદેવનો ઉપયોગ કુવામાંથી પાણી ખેંચી કાઢવા માટે થાય છે. ભગવાન સૂર્યનારાયણનાં કિરણોનો ઉપયોગ સ્ટીમ ઉત્પન્ન કરવા અથવા વિજળીક બળ ઉત્પન્ન કરવામાં થાય છે. જે જે તત્ત્વોને થોડાં વર્ષો પહેલાં મનુષ્ય, દેવ સમજીને પૂજતો હતો તે તે તત્ત્વો આજે મનુષ્ય પોતાના ઉપયોગમાં આવે તેમ વાપરવા મથે છે. તેમાં સફળ થાય છે કે કેમ તે પ્રશ્ન બાજુએ મુકીએ તો પણ મોક્ષ એટલે સંપૂર્ણ આરામની સ્થિતિ તે વસ્તુઓનો પૂરો ઉપયોગ કરવાથી પ્રાપ્ત થાય કે ઉપયોગ ન કરવાથી પ્રાપ્ત થાય તે પ્રશ્નનો જવાબ હિંદુઓ અને બીજી દુનિયા જુદી રીતે આપે છે કારણકે આપણે મોક્ષની સ્થિતિ સર્વ દ્રવ્યોનો સંપૂર્ણ ત્યાગ કરવાથીજ પ્રાપ્ત થાય તેવી માન્યતા કલ્પેલી છે જ્યારે પશ્ચિમવાસીઓ મોક્ષ એટલે સંપૂર્ણ આરામની સ્થિતિ; સર્વે તત્ત્વોનો સંપૂર્ણ ઉપયોગ કરવાથી જ પ્રાપ્ત થાય એમ માને છે અને તેથી જ જ્યારે તેમનો પ્રયાસ દિન પ્રતિદિન મનુષ્યોની માલકીની ચીજો વધારવા તરફ છે ત્યારે આપણી માન્યતા તે ઘટાડવાનું કહે છે. જો કે સાચું પૂછીએ તો આપણે તે ઘટાડી તો શક્તા જ નથી પરંતુ એમનો પ્રયાસ જોઈ આપણને આપણી કલ્પના વિરૂદ્ધનું પરિણામ અનુભવી ગુંચવાડો ઉત્પન્ન થાય છે અને તે ગુંચવાડો તે ઘરડાઓ અને નવા ઉગતા બાળકોના વિચારોના ભેદનું કારણ છે.

વ્યાપારનો વિચાર કરીએ તો વ્યાપારી તરીકે આપણું હિત, ત્યાગવૃત્તિ કેળવાય તેના કરતાં મનુષ્ય વસ્તુઓનો દિન પ્રતિદિન વધારે ઉપયોગ કરે તેમાં જ સમાએલું છે અને તેથી વેપારી તરીકે આપણે જાહેરાત કરીને સમાજને નવી નવી ચીજો ખરીદવાનું આમંત્રણ કરીએ છીએ. દેશના ધાર્મિક જીવનના વિચારોને લીધે આપણે ત્યાગને વધારે પડતું માન આપ્યું અને તેથી દેશના વેપારને જબરજસ્ત ફટકો પડયો. પરદેશીઓ જેમ વસ્તુઓનો વપરાશ કાયમ વધે તેવી રીતની જ જાહેરખબરો આપતા જાય છે ત્યારે આપણી શક્તિનો ઉપયોગ વસ્તુઓનો વપરાશ કેમ ઘટે તેનો જ વિચાર કરવામાં અને તેવા જ પ્રકારની જાહેરાત કરવામાં કર્યો છે અને તેથી જ આપણે ત્યાં Trade depression–વેપારની મંદતા કાયમ રહે છે.

આ પ્રકારનો Finished Productsનો વ્યાપાર મુખ્યત્વે કરીને નીચેની જરૂરીઆતની ચીજોનો છે. મનુષ્યના શરીરનું રક્ષણ કરવા માટે મકાન, કપડાં, દવાઓ અને Sanitation–આરોગ્યની ચીજો છે, મનુષ્યની ઈંદ્રિયોની તૃપ્તિ માટેની જરૂરીયાતો જેવી કે રસેંદ્રિય માટે ખાવાની પીવાની તથા હોકો બીડી પીવાની વસ્તુઓ, ઘ્રાણેંદ્રિય માટે સુગંધિક દ્રવ્યો, દવા તથા તમાકુ, શ્રોત્રેંદ્રિય માટે પ્રકાર પ્રકારના વાજિંત્ર, વાદ્ય, કવિતા, રેડિયો વિગેરે, આંખને માટે સુંદર ચિત્રો

નાટકો સીનેમાઓ, પ્રકાર પ્રકારના રંગો, કળાના નમુનાઓ, કુદરતી તેમજ પ્રાણીની સુંદરતા વિગેરે, સ્પર્શેંદ્રિય માટે ટોઇલેટ સાબુઓ, પાઉડરો અને બીજી અનેક ભોગની ચીજો મનુષ્યની ગતિ માટે પ્રકાર પ્રકારનાં વાહનો, રસ્તાઓ, પુલો, Safety signalls વિગેરે મનુષ્યની ધાર્મિક માન્યતાઓ માટે પ્રકાર પ્રકારની મૂર્તિઓ. દેવળો અને ચીજો મનુષ્યના હાસ્ય અને શરીરના આનંદ માટેની વસ્તુઓ તેમજ મનુષ્યના આનંદ અને જ્ઞાન માટેની ચીજો, મનુષ્યના સુવા બેસવાનાં સાધનો, મનુષ્યને જોઇતાં પ્રકાશ, હવા વિગેરે ઉત્પન્ન કરવાનાં સાધનો તેમજ મનુષ્યની જરૂરી વ્યવસ્થા કરવા માટેનાં અનેક સાધનો, મનુષ્યના કામ ક્રોધ, લોભ, માન મોહાદિક વાસનાઓને તૃપ્ત કરવાનાં જરૂરી તત્ત્વો તેમજ મનુષ્યને ઉપયોગી વનસ્પતિ, વિગેરે પ્રાણીના ઉપયોગની ચીજોનો વ્યાપાર છે. આપણો દેશ વિશાળ તેમજ બહોળી વસ્તીવાળો હોવાને લીધે આપણા આવી પ્રકારની વસ્તુઓના વ્યાપારનું પ્રમાણ ઘણા મોટા પ્રમાણમાં છે અને વધી શકે તેમ છે. ઘણો ઉંડો વિચાર કરતાં દરેક માણસને કાંઈ ને કાંઈ નવો વ્યાપાર સહેલાઈથી જડી આવે તેમ છે.

સનાતન કાળથી મનુષ્ય વધારે ને વધારે તત્ત્વો મનુષ્યના ઉપયોગમાં આવે તે માટે પ્રયાસ કરી રહ્યો છે અને શરૂઆતમાં જ્યારે જુગલીઆનો કાળ એટલે નિવૃત્તિકાળ હતો ત્યારે મનુષ્યો કુદરત જે તૈયાર ફળ આપે તેજ ખાઈ જીવતા, કુદરત સુવાડે ત્યાં સુતા. જીવનની સહચારી તરીકે પોતાનીજ બેનને માની લેતા અને કોઈ પણ પ્રકારનું કામ કર્યા વગરજ જીવન વીતાડતાં. એક મહાપુરૂષ ઉત્પન્ન થયા અને તેમને લાગ્યું કે જીવનનું ધ્યેય ખાવામાં અને સુવામાં જ સમાપ્ત થતું નથી પરંતુ આ અનેકવિધ દ્રવ્યો મનુષ્યની હાથવેંતમાં જ પડ્યા છે તેનો ઉપયોગ કરવામાં છે. તેમણે વિચાર કરી મનુષ્યની જરૂરીઆતો વધારવાના ઉદ્યોગો સ્થાપ્યા. અગ્ની કેમ સળગાવવો તે બતાવ્યું. વાસણ કેમ તૈયાર કરવાં તે સમજાવ્યું. સમાજવ્યવસ્થા કેમ કરવી તે સમજાવ્યું. વિધવાઓ થાય તેને ફરી પરણીને પણ સંસાર કેમ નભાવવો અને મનુષ્યની જરૂરીઆતો કેમ વધારી શકાય તેના જ માર્ગો પ્રજાને બતાવ્યા. ધીમે ધીમે દ્રવ્યનું માલકીપણું આખી પ્રજાનું નહિ પરંતુ વ્યક્તીઓનું છે તેવું બંધારણ કર્યું અને તેથી મનુષ્યને કામ કરવાને નવું પ્રોત્સાહન મળ્યું. અત્યાર સુધી બેસી રહેવામાંજ જીવન વીતાડનારને આ નવી દીશામાં ઘણોજ આનંદ આવતો થયો અને ઘણીજ નવી શોધો થઇ જેથી મનુષ્ય સોનું વિગેરે ધાતુઓ તેજ અરસામાં ઉત્પન્ન કરતો બની ગયો. મનુષ્ય જીવનને પ્રગતીના આ માર્ગ દર્શાવનાર મહાપુરૂષ ભગવાન આદીનાથ હતા.

ઉત્તરોત્તર આ માર્ગે પ્રગતી એટલી બધી વધી ગઈ કે પોતાની જરૂરીઆત કરતાં વધારે ઉત્પન્ન થયેલાં દ્રવ્યો પરદેશ મોકલાવી પોતાના શોખની ચીજો પરદેશથી લાવતો મનુષ્ય થઈ ગયો. અને ભગવાન બુદ્ધ અને ભગવાન મહાવીરના સમયમાં તો એવો કાળ આવી ગયો કે નીકાશ વેપાર વધી જવાથી પ્રજાની પાસે જરૂરી ઘણાં ખરાં દ્રવ્યો પુરતા પ્રમાણમાં હોવાથી મોજશોખ વધી પડ્યા. માંસાહાર તેમજ દરેક પ્રકારના માદ્ય પ્રકારનો ઉપયોગ વધી પડ્યો, જુગાર ઘણા મોટા પ્રમાણમાં રમાતો થઈ ગયો અને પૈસાનો લોભ વધવાથી જુઠું બોલવું. ચોરી કરવી. વિગેરે દુર્ગુણો ઘર કરી બેઠાં. મોજશોખમાં જ જીવન વીતાડવાથી લોકોનાં ચારીત્ર પણ શીથીલ થઇ ગયાં. અને ભગવાન આદીનાથે બતાવેલા શુદ્ધ વિધવાલગ્નમાંથી પ્રજાએ જીવનપર ઉતરી પડી કે સારામાં સારા ઉચ્ચ કુટુંબોમાં પણ હલકી સ્ત્રીઓનો પરીચય એ સંકોચનું સ્થાન ના રહ્યું.

આવા સમયમાં સમયના જાણ ભગવાનને લાગ્યું કે વસ્તુઓનો ઉપયોગ વધારતાં વધારતાં આપણે એવી સ્થીતિએ પહોંચ્યા છીએ કે સમાજનું બંધારણ જે ભગવાન આદિનાથે બાંધેલું અને ઉત્તરોત્તર ફેરફારો સાથે પણ મજબુત ટકી રહેલું તે ભાગી પડશે. અને સમાજ વ્યવસ્થા એજ મનુષ્ય જીવન આરામથી ટકાવવાનો મુખ્ય પાયો હોવાથી તેમણે ત્યાગની દેશના આપવાની જરૂર પડી અને તેથી વસ્તુઓનો ઉપયોગ જેમ બને તેમ ઓછો કરવાથી પણ મનુષ્યજીવન ટકી શકે છે અને સમાજવ્યવસ્થા વધારે સંગીન બને છે તે પોતાનાજ જીવનથી બતાવ્યું. પારકી માલીકીના

દ્રવ્યો પોતાનાં બનાવવાનો પ્રયત્ન કરવા કરતાં ઉદારતાથી દાન કરવામાં ઓર પ્રકારનો આનંદ છે તે પોતે દાન કરીને બનાવ્યું. સમાજવ્યવસ્થા વિશે પોતાને અનહદ ભાન છે તે ચતુર્વિધ સંઘ સ્થાપીને બતાવ્યું. દ્રવ્યોનો ઉપયોગ ફક્ત ખાવાપીવામાં નહિ પરંતુ દરેક રીતે ઓછો કરવાનો ઉપદેશ ચાલુ રાખી સમાજને નવા કાનુનો આપી ફરી વ્યવસ્થીત કરવાનો પ્રયત્ન આદર્યો. આ પ્રયત્નથી સમાજનું ચારીત્ર ઉત્તરોત્તર સુધરતું આવ્યું પરંતુ આ આદર્શોની એટલી હદ સુધી પાછળથી દેશના દેવાઈ કે પરીણામે નવી શોધો કરવાની ઈચ્છા મૃતપ્રાય થઇ ગઈ અને લોકોના વપરાશમાંથી કેટલીક ચીજો એવી ઘટી ગઈ કે તે બનાવવાની કળાઓ તેના કારીગરની સાથે મૃતપ્રાય થઈ ગઈ. આથી એક બીજા સમયના જાણ મહાપુરૂષની જરૂર ઉત્પન્ન થઇ. પરંતુ તે જરૂર પૂરનાર કોઈ નહિ પાકવાથી આપણા કરતાં વધારે સારાં સાધનો અને તેનો ઉપયોગ સમજનાર પરદેશીઓ આપણા ઉપર સત્તા જમાવી ગયા અને આપણી ગરીબાઈ ફક્ત દ્રવ્યોની તોટથીજ નહિ પરંતુ આપણી જરૂરીઆતોનો ઘટાડો કરવાના ચાલુ પ્રયાસોથી વધતી ગઇ. કારણકે નવી શોધ કરનારને ઉત્તેજન મળતું અટક્યું. અને તેથી પરદેશ સાથેના વેપારને ધોકો લાગ્યો એટલું નહી પરંતુ Internal tradeને પણ સખ્ત આંચકો લાગ્યો જે આંચકામાંથી હજુ પણ આપણા વેપારને મુક્ત કરી શક્યા નથી.

જ્યારે આપણે વસ્તુઓનો વપરાશ ઘટાડવાને મથીએ છીએ ત્યારે દુનીઆના બીજા ભાગો તે નવી શોધો કરવામાંજ ગુલ્તાન છે. મુખ્ય દ્રવ્યોનોજ વિચાર કરીએ તો પાણીનો ઉપયોગ ફક્ત પાણી તરીકે વરાળ તરીકે કે disinfectant તરીકે નહિ પરંતુ બીજી અનેક રીતે કરવાનો પ્રયાસ ચાલુ છે. તે ત્યાં સુધી કે પાણીમાંથી Hydrogen જુદુ પાડી તે હાઈડ્રોજનને Explode કરી તેનો શક્તિ તરીકે ઉપયોગ કરવો અને પાણીમાંથી છુટા પડેલા Oxygenને તે Explosion માં મદદરૂપ થવા માટે ઉપયોગ કરવો. આથી પાણી જેવી સહેલાઈથી મલી શકે તેવી ચીજનેજ શક્તિરૂપ બનાવી દેવી. અને તેમાં અગ્નિના ઉપયોગની જરૂર ના રહે.

---

॥ ॐ अर्हं ॥

# श्री वादिदेवसूरि कृत प्रमाणनयतत्त्वालोकालंकारः ।

## મૂલ–ગૂજરાતી અનુવાદસહિત.

અનુવાદક—મોહનલાલ ભગવાનદાસ ઝવેરી B. A (Hons). LL. B. Solicitor.

### प्रथमः परिच्छेदः ।

रागद्वेषविजेतारं ज्ञातारं विश्ववस्तुनः ।
शक्रपूज्यं गिरामीशं तीर्थेशं स्मृतिमानये ॥१॥

प्रमाणनयतत्त्वव्यवस्थापनार्थमिदमुपक्रम्यते ।१।

स्वपरव्यवसायिज्ञानं प्रमाणम् ।२।

अभिमतानभिमतवस्तुस्वीकारतिरस्कारक्षमं हि प्रमाणमतो ज्ञानमेवेदम् ।३।

न वै सन्निकर्षादेरज्ञानस्य प्रामाण्यमुपपन्नं तस्यार्थान्तरस्येव स्वार्थव्यवसितौ *साधकतमत्वानुपपत्तेः ।४।

न खल्वस्य स्वनिर्णीतौ करणत्वं स्तम्भादेरिवाचेतनत्वात् नाप्यर्थनिश्चितौ स्वनिश्चितावकरणस्य कुम्भादेरिव तत्राप्यकरणत्वात् ।५।

तद् व्यवसायस्वभावं समारोपपरिपन्थित्वात् प्रमाणत्वाद् वा ।६।

अतस्मिंस्तदध्यवसायः समारोपः ।७।

स विपर्ययसंशयानध्यवसायभेदात् त्रिधा ।८।

### ગૂજરાતી અનુવાદ.

#### અનુવાદકનું મંગલાચરણ.

ऐंदवं परमं ज्योतिर्विश्ववस्तुप्रकाशकं ।
हृदिसंस्थं चिरं ध्यात्वा कुर्वे बालावबोधकं ॥

—અંતરમાં રહેલ ચંદ્રસ્વરૂપ વિશ્વ વસ્તુને પ્રકાશ કરનાર પરમ જ્યોતિનું ચિરકાળ ધ્યાન કરી હું બાલાવબોધ કરૂં છું.

* साधकतमत्वाभावात्–इति पाठान्तरं ।

# પ્રથમ પરિચ્છેદ.

**ગ્રંથકર્તાનું મંગલાચરણ**—રાગ અને દ્વેષને જેણે જીત્યા છે (અર્થાત્ જે નિર્દોષ છે–ન્યાયશીલ છે) તથા જે વિશ્વના સર્વ પદાર્થોને જાણે છે (અર્થાત્ જે સર્વજ્ઞ છે–કોઈપણ પ્રકારના. અજ્ઞાનથી ભૂલને પાત્ર નથી) તથા જે ઇન્દ્રથી પૂજિત છે (પરમૈશ્વર્યને લઈને જે તદ્દન નિર્ભીક છે–અર્થાત્ જે ભયથી અસત્ય કથન કરે એમ નથી) તથા જેને વાણી વશવર્તિની છે (અર્થાત્ જે વાણીની ત્રુટિને લઈને અપૂર્ણ કે અસત્ય કહે એમ નથી) એવા શ્રી ચતુર્વિધ સંઘરૂપી તીર્થના નાયક—શ્રી મહાવીર સ્વામિ ભગવાન્‌નું હું સ્મરણ કરૂં છું. ૧

અત્ર ભગવાનના ચાર મૂળ અતિશય સૂચવ્યા છે

[ આ પ્રથમ પરિચ્છેદમાંનાં સૂત્રોમાં બીજરૂપે રહેલ નીચેની ચર્ચાઓ–વાદસ્થલો ટીકામાં વિસ્તારથી આપેલાં છેઃ આદિવાક્ય કરણ–અકરણ, બૌદ્ધ માન્યતા પ્રમાણે શબ્દાર્થના અસંબંધથી આદિ વાક્ય પ્રયોજનને કહી શકતું નથી એ મતનું ખંડન; નૈયાયિક મીમાંસક પ્રમાણવ્યાખ્યા ખંડન; જૈનપ્રમાણ લક્ષણ દૂષણ સમાધાન; સન્નિકર્ષ પ્રામાણ્ય નિરાસ; બૌદ્ધ સંમત નિર્વિકલ્પક પ્રત્યક્ષ પ્રામાણ્ય નિરાસ; વિવેકખ્યાતિ માનનાર પ્રાભાકરમતખંડન; શૂન્યવાદખંડન–અવયવિવાદ નિરાકરણ; બ્રહ્મવાદિ સમીક્ષા બાહ્યાર્થ–વ્યવસ્થાપના; ભાટ્ટમતનિરાકરણ; જ્ઞાનાન્તરવેદ્ય જ્ઞાનવાદી યૌગોનું ખંડન; સ્વતઃ પ્રામાણ્ય પરતઃ અપ્રામાણ્યવાદી મીમાંસકમતખંડન, સ્વમત–સ્થાપન. આવાં વાદસ્થળો–ચર્ચાઓનો સાર વાંચક સમજી રાખે તો ટીકામાં કરેલો વિસ્તાર સમજવામાં સુગમતા થાય એ હેતુથી તે સર્વનો અત્ર નામનિર્દેશ કરવામાં આવ્યો છે. ]

## સૂત્રો

**ગ્રંથપ્રયોજન**—પ્રમાણ, નય તથા તત્વ–પદાર્થની (પ્રમેયની) વ્યવસ્થા કરવા–સ્વરૂપનો નિર્ણય કરવા આ શાસ્ત્રનો પ્રારંભ કરવામાં આવે છે. ૧

ટીકાકાર તત્વનો અર્થ વિશિષ્ટ-અસાધારણ સ્વરૂપ એમ કરે છે.

**પ્રમાણવ્યાખ્યા**—પોતાના સ્વરૂપનો તેમજ અન્ય પદાર્થનો નિશ્ચય કરનારૂં જ્ઞાન તે પ્રમાણ. ૨

**સંનિકર્ષાદિનું અપ્રામાણ્ય**—ઇષ્ટ વસ્તુનો સ્વીકાર તથા અનિષ્ટ વસ્તુનો તિરસ્કાર કરવામાં જે સમર્થ હોય તેજ પ્રમાણ (થઇ શકતું) હોવાથી જ્ઞાન એજ પ્રમાણ છે. ૩

અત્ર પ્રમાણની વ્યાખ્યામાં આવતા જ્ઞાન શબ્દની સાર્થકતા દર્શાવી છે.

અજ્ઞાનરૂપ સન્નિકર્ષાદિકનું પ્રામાણ્ય યુક્તિસિધ્ધ નથીજ, કારણકે પોતાના સ્વરૂપના નિશ્ચયમાં અન્યપદાર્થની માફક તેનું વિશિષ્ટ સાધકપણું નથી. ૪

પ્રમાણ જ્ઞાનસ્વરૂપ છે એમ આ સૂત્રથી બીજા પ્રકારે સિદ્ધ કર્યું છે.

જેમ સ્તંભાદિ અચેતન હોવાથી સ્વનિશ્ચયમાં કરણ નથી, તેમ સંનિકર્ષાદિક પણ અચેતન હોવાથી સ્વનિશ્ચયમાં કરણ નથી. તેમજ સ્વનિશ્ચયમાં અકરણ (કરણ ન) હોવાથી–કુંભાદિની જેમ તેમાં પણ અકરણતા હોવાથી–સંનિકર્ષાદિ અર્થનિશ્ચયમાં પણ કરણ નથી. ૫

અત્ર ચોથા સૂત્રમાં કહેલા હેતુમાં અસિદ્ધિ દોષ નથી એ દર્શાવ્યું છે.

તે (જ્ઞાન) સમારોપનું વિરોધી હોવાથી અથવા પ્રમાણત્વના કારણથી (પ્રમાણત્વવાળું હોવાથી) નિશ્ચયાત્મક છે. ૬

અત્ર પ્રમાણની વ્યાખ્યામાં આવતા 'વ્યવસાયિ' શબ્દની સાર્થકતા સિધ્ધ કરી છે.

**સમારોપ અને તેના ભેદ**—જે વસ્તુ તેવા પ્રકારની નથી છતાં તેમાં તેવા પ્રકારનો નિર્ણય તે સમારોપ. ૭

તે (સમારોપ) વિપર્યય, સંશય તથા અનધ્યવસાય એવા ભેદે કરીને ત્રણ પ્રકારનો છે.

**विपरीतैककोटिनिष्टङ्कनं विपर्ययः ।९।**
**यथा शुक्तिकायामिदं रजतमिति ।१०।**
**साधकबाधकप्रमाणाभावादनवस्थितानेककोटिसंस्पर्शिज्ञानं संशयः ।११।**

यथायं स्थाणुर्वा पुरुषोवेति ।१२।

किमित्यालोचनमात्रमनध्यवसायः ।१३।

यथा गच्छतस्तृणस्पर्शज्ञानम् ।१४।

ज्ञानादन्योऽर्थः परः ।१५।

स्वस्य व्यवसायः स्वाभिमुख्येन प्रकाशनं बाह्यस्येव तदाभिमुख्येन करिकलभकमहमात्मना जानामीति ।१६।

कः खलु ज्ञानस्यालम्बनं बाह्यं प्रतिभातमभिमन्यमानस्तदपि तत्प्रकारं नाभिमन्येत मिहिरालोकवत् ।१७।

ज्ञानस्य प्रमेयाव्यभिचारित्वं प्रामाण्यम् ।१८।

तदितरत्त्वप्रामाण्यम् ।१९।

तदुभयमुत्पत्तौ परत एव ज्ञप्तौ तु स्वतः परतश्चेति ।२०।

॥ इति श्री देवाचार्यविरचिते प्रमाणनयतत्त्वालोकालंकारे प्रमाणस्वरूपनिर्णयो नाम प्रथमः परिच्छेदः ॥

ફના પ્રકાશને બાહ્ય વ્યવસાય-નિશ્ચય કહે છે તેવીજ રીતે પોતાની તરફના આંતર પ્રકાશને સ્વવ્યવસાય કહે છે:–જેમકે હાથીના બચ્ચાંને હું આત્મા વડે જાણું છું (એ જ્ઞાન સ્વપ્રકાશ છે અર્થાત્ સ્વવ્યવસાયિ છે–પોતાનો નિશ્ચય કરાવે છે. ૧૬

પ્રમાણની વ્યાખ્યામાં જ્ઞાનનું "સ્વ વ્યવસાયિ" વિશેષણ છે તે અત્રે સમજાવ્યું છે.

જેમ ઘટાદિ પદાર્થ જે સૂર્યના પ્રકાશનો વિષય છે તેને પ્રતિભાત-જ્ઞાત માનનાર પુરૂષ સૂર્યના પ્રકાશને પણ પ્રતિભાત-જ્ઞાત માને છે, તો કોણ એવો પુરુષ છે જે જ્ઞાનના બાહ્ય આલમ્બન વિષયને-ઘટપટાદિ પદાર્થને પ્રતિભાત માનતો હોવા છતાં જ્ઞાનને પણ તે પ્રકારનું પ્રતિભાત ન માને. ૧૭

આ સૂત્રમાં સ્પષ્ટ દૃષ્ટાન્તદ્વારા સ્વવ્યવસાયિત્વ દૃઢ કર્યું છે.

પ્રામાણ્ય અપ્રામાણ્ય—પ્રમેય જે ઘટપટાદિ પદાર્થ તેની સાથે જ્ઞાનની જે અવ્યભિચારિતા-નિયત

तद्द्विप्रकारं सांव्यवहारिकं पारमार्थिकं च ।४।
तत्राद्यं द्विविधमिन्द्रियनिवन्धनमनिन्द्रियनिवन्धनं च ।५।
एतद्द्वितयमवग्रहेहावायधारणाभेदादेकशश्चतुर्विकल्पकम् ।६।
विषयविषयिसन्निपातानन्तरसमुद्भूतसत्तामात्रगोचरदर्शनाज्जातमाद्यमवान्तरसामान्याकारविशिष्टवस्तुग्रहणमवग्रहः ।७।
अवगृहीतार्थविशेषाकाङ्क्षणमीहा ।८।
ईहितविशेषनिर्णयोऽवायः ।९।
स एव दृढतमावस्थापन्नो धारणा ।१०।
संशयपूर्वकत्वादीहायाः संशयाद्भेदः ।११।
कथंचिदभेदेऽपि परिणामविशेषादेषां व्यपदेशभेदः ।१२।
असामस्त्येनाप्युत्पद्यमानत्वेनासंकीर्णस्वभावतयानुभूयमानत्वादपूर्वापूर्ववस्तुपर्याय प्रकाशकत्वात् क्रमभावित्वाचैते व्यतिरिच्यन्ते ।१३।
क्रमोऽप्यमीषामयमेव तथैवसंवेदनात्–
एवं क्रमाविर्भूतनिजकर्मक्षयोपशमजन्यत्वाच्च१४
अन्यथा प्रमेयानवगतिप्रसंगः ।१५।
(तथाहि) न खल्वदृष्टमवगृह्यते न चानवगृहीतं सन्दिह्यते न चासन्दिग्धमीह्यते न चानीहितमवेयते नाप्यनवेतं धार्यते ।१६।

## બીજો પરિચ્છેદ.

करामलकवत्सर्वं प्रत्यक्षं येन दृश्यते।
वन्दे कैवल्यचिद्ज्ञानं सर्वाज्ञाननिवृत्तये ॥

જેનાથી હાથનાં કંકણુની જેમ સર્વ વસ્તુ પ્રત્યક્ષ દેખાય છે તેવા કેવલ આત્માના જ્ઞાનને-કેવલ જ્ઞાનને સર્વ અજ્ઞાનની નિવૃત્તિ માટે નમું છું.

[ આ પરિચ્છેદમાંની ચર્ચાઓ-વાદસ્થલો પ્રત્યક્ષ અને પરોક્ષ એ બે જ પ્રમાણુની સ્થાપના અને બીજાં પ્રમાણોનો તેમાં અંતર્ભાવ ૧, પ્રાપ્યકારિત્વ અપ્રાપ્યકારિત્વ ચર્ચા ૨, અંધકાર અને છાયાનું દ્રવ્યપણું સિદ્ધ કરવું ૩, સર્વજ્ઞસિદ્ધિ-મીમાંસકમત નિરાસ ૪, જગત્કર્તૃત્વ ખંડન ૫, કેવલિકવલાહાર સિદ્ધિ. દિગમ્બરમત ખણ્ડન. ૬. ]

**પ્રમાણસંખ્યા**—તે પ્રમાણુ પ્રત્યક્ષ અને પરોક્ષ એવા ભેદે કરીને

**પ્રત્યક્ષ વ્યાખ્યા**—સ્પષ્ટ જ્ઞાન તે પ્રત્યક્ષ. ૨

**સ્પષ્ટત્વ નિરૂપણુ**—વિશેષોનું અનુમાનાદિ (પરોક્ષ) પ્રમાણુ કરતાં અધિક પ્રકાશન તે જ્ઞાનનિષ્ઠ સ્પષ્ટત્વ. ૩.

**પ્રત્યક્ષ પ્રકાર**—(પૂર્વોક્ત) પ્રત્યક્ષ પ્રમાણુ સાંવ્યવહારિક તથા પારમાર્થિક એવા ભેદે કરીને બે પ્રકારનું છે. ૪,

**સાંવ્યવહારિક ભેદોપભેદ**—તેમાં પહેલું (સાંવ્યવહારિક પ્રત્યક્ષ પ્રમાણુ) તે ઇન્દ્રિયનિબન્ધન તથા અનિન્દ્રિય નિબન્ધન ભેદોને લઈને બે પ્રકારનું છે. ૫.

પૂર્વોક્ત ઇન્દ્રિય નિબન્ધન તથા અનિન્દ્રિય નિબન્ધન સાંવ્યવહારિક પ્રત્યક્ષ દરેક અવગ્રહ, ઇહા, અવાય, તથા ધારણા-એ ચાર ભેદોથી ચાર ચાર પ્રકારનું છે. ૬.

**અવગ્રહ લક્ષણુ**—(સામાન્ય વિશેષાત્મક) પદાર્થ તથા ચક્ષુ વગેરે વિષયિનો (ભ્રમોત્પાદક નહિ એવો) અનુકૂલ નિપાત (યોગ્ય દેશાદિમાં રહેવું) થયા પછી ઉત્પન્ન થતાં સત્તા માત્ર વિષયક દર્શનથી-સામાન્ય બોધથી ઉત્પન્ન થતા પહેલાં અવાન્તર સામાન્યવાળી (તેનાથી વિશિષ્ટ) વસ્તુનું ગ્રહણુ-જ્ઞાન તે અવગ્રહ.૭.

**ઈહાલક્ષણુ**—ઉક્ત અવગ્રહ તથા જ્ઞાનથી ગ્રહીત પદાર્થ સંબંધી વિશેષ આકાંક્ષા તે ઇહા ૮.

**અવાય લક્ષણુ**—ઇહાના વિષયભૂત પદાર્થના વિશેષ ધર્મનું યથાર્થ અવધારણુ તે અવાય. ૯.

**ધારણા લક્ષણુ**—તેજ અવાય અત્યંત નિશ્ચિત અવસ્થાને પ્રાપ્ત થતાં ધારણા કહેવાય. ૧૦.

**ઈહા સંશય પૃથક્ત્વ**—ઇહા રૂપ જ્ઞાન સંશયપૂર્વક થતું હોવાથી જુદું પડે છે. ૧૧.

**દર્શનાદિક ભેદની સાર્થકતા**—પૂર્વોક્ત દર્શનાદિકનો કથંચિદ્ (કોઈ અમુક પ્રકારે) અભેદ હોવા છતાં (દરેકમાં) પરિણામ વિશેષ ભિન્ન હોવાથી જુદો જુદો નામ-નિર્દેશ સાર્થક છે. ૧૨.

**દર્શનાદિક ભેદ હેતુ**—વળી એકી સાથેજ ઉત્પન્ન ન થતાં હોવાથી તથા ભિન્ન સ્વભાવવાળાં

વસ્તુ પર્યાયના પ્રકાશક હોવાથી તથા ક્રમભાવિ હોવાથી દર્શનાદિક પરસ્પર ભિન્ન છે. ૧૩.

[ એકી સાથેજ ઉત્પન્ન ન થાય; એટલે કોઇક વખત માત્ર એક કોઇક વખત માત્ર બે કોઇક વખત માત્ર ત્રણ એમ જુદાં જુદાં અનુભવાય. અહિંયાં વ્યાપ્તિ જ્ઞાનાર્થે પ્રયોગ આમ જાણવો:–જે પદાર્થ ભિન્ન સ્વભાવવાળા અનુભવાતા હોય અથવા અપૂર્વ અપૂર્વ વસ્તુપર્યાય પ્રકાશક હોય અથવા ક્રમભાવી હોય તે પરસ્પર ભિન્ન હોય છે, જેમકે સ્તંભાદિ, અનુમાનાદિ, અંકુર, કન્દલ, કાપડાદિ પૂર્વોક્ત હેતુવાળા હોવાથી પૂર્વોક્ત સાધ્યવાળા છે–ભિન્ન છે; તેમ દર્શનાદિક પણ ભિન્ન છે. ]

**દર્શનાદિક ક્રમનિશ્ચય**—દર્શનાદિકનો ક્રમ પણ એજ છે, (અર્થાત્ દર્શન પછી અવગ્રહ પછી ઈહા, અવાય, ધારણા એમ ઉત્તરોત્તર છે). તેજ રીતે અનુભવમાં આવતું હોવાથી, અને એમજ ક્રમથી આવિર્ભૂત નિજકર્મ ક્ષયોપશમથી ઉત્પન્ન થતા હોવાથી ૧૪.

**અન્યથા અસિદ્ધિ**—એમ ન માનીયે તો પ્રમેયની (પ્રમાણના વિષયભૂત પદાર્થની) અનવગતિ–અસિદ્ધિનો પ્રસંગ પ્રાપ્ત થશે. ૧૫.

**તેવોજ અનુભવ**–ખરેખર જે પદાર્થ દર્શનનો વિષય થયો નથી તે અવગ્રહ–ગ્રહણનો વિષય પણ થતો નથી; જે અવગ્રહનો વિષય થયો નથી તે ઈહાનો વિષય પણ થતો નથી; જે ઇહાનો વિષય થયો નથી તે અવાયનો પણ વિષય થતો નથી; અને જે અવાયનો વિષય થયો નથી તે ધારણાનો પણ વિષય થતો નથી. ૧૬.

क्वचित् क्रमस्यानुपलक्षणमेषामाशूत्पादादुत्पलपत्रशतव्यतिभेदक्रमवत् ।१७।

पारमार्थिकं पुनरुत्पत्तावात्ममात्रापेक्षम् ।१८।

तद् विकलं सकलं च ।१९।

तत्र विकलमवधिमनःपर्यायज्ञानरूपतया द्वेधा।२०

अवधिज्ञानावरणविलयविशेषसमुद्भवं भवगुणप्रत्ययं रूपिद्रव्यगोचरमवधिज्ञानम् ।२१।

संयमविशुद्धिनिबन्धनाद्विशिष्टावरणविच्छेदाज्जातं मनोद्रव्यपर्यायालम्बनं मनःपर्यायज्ञानम् ।२२।

सकलं तु सामग्रीविशेषतः समुद्भूत समस्तावरणक्षयापेक्षं निखिलद्रव्यपर्यायसाक्षात्कारिस्वरूपं केवलज्ञानम् ।२३।

तद्वानर्हन्निर्दोषत्वात् ।२४।

निर्दोषोऽसौ प्रमाणाविरोधिवाक्त्वात् ।२५।

तदिष्टस्य प्रमाणेनाबाध्यमानत्वात् तद्वाचस्तेनाविरोधसिद्धिः ।२६।

न च कवलाहारवत्त्वेन तस्यासर्वज्ञत्वं कवलाहारसर्वज्ञत्वयोरविरोधात् ।२७।

इति प्रत्यक्षस्वरूपनिर्णयोनाम द्वितीयः परिच्छेदः ॥२॥

**ક્વચિત્ ક્રમનું ભાન ન થવાનું કારણ**—કોઇક ઠેકાણે (દર્શનાદિકના પૂર્વોક્ત) ક્રમનું જ્ઞાન-ભાન નથી થતું તે આ દર્શનાદિકની શીઘ્ર ઉત્પત્તિને લઇને છે, જેમ સોકમલપત્રના ( એકી સાથે થયેલા ) ભેદમાં (દરેક પત્રના ભેદના) ક્રમનું જ્ઞાન થતું નથી.૧૭.

**પારમાર્થિક પ્રત્યક્ષ લક્ષણ**—પારમાર્થિક પ્રત્યક્ષ તો ઉત્પત્તિમાં માત્ર આત્માની અપેક્ષા કરે છે–આત્મદ્વારા થાય છે. (ઈન્દ્રિયાદિકની અપેક્ષા રાખતું નથી). ૧૮.

**તેના બે ભેદ**—પૂર્વોક્ત પારમાર્થિક પ્રત્યક્ષ વિકલ તથા સકલ એમ બે પ્રકારનું છે. ૧૯.

પદાર્થનો અપૂર્ણ પરિચ્છેદ કરનાર તે વિકલ,સંપૂર્ણ પરિચ્છેદ કરનાર તે સકલ.

**વિકલના બે ભેદ**—તેમાં વિકલ પારમાર્થિક પ્રત્યક્ષ અવધિ તથા મનઃપર્યાય જ્ઞાનરૂપ હોવાથી બે પ્રકારનું છે. ૨૦.

**અવધિજ્ઞાન લક્ષણ**—અવધિજ્ઞાનના આવરણના વિક્ષય વિશેષથી–ક્ષયોપશમ વિશેષથી ઉત્પન્ન થનારૂં તથા જન્મ અને સમ્યગ્ દર્શનાદિ કારણવાળું રૂપી દ્રવ્યને વિષય કરનારૂં જ્ઞાન તે અવધિજ્ઞાન. ૨૧.

**મનઃ પર્યાયજ્ઞાન લક્ષણ**—સંયમ વિશુદ્ધિ જેનું કારણ છે એવા વિશિષ્ટ આવરણવિચ્છેદ–ક્ષયો-

ત્રણ સૂત્રથી સાધ્યત્વ નિરૂપણ—વ્યાપ્તિના જ્ઞાનના સમયની અપેક્ષાએ સાધ્ય ધર્મજ છે, કારણકે બીજી કોઇ રીતે તેની સિદ્ધિ થઇ શક્તી નથી. ૧૮

જ્યાં જ્યાં ધૂમાડો છે ત્યાં ત્યાં અગ્નિની માફક પર્વત પણ સાથેજ હોતો નથી (પર્વતની અનુવૃત્તિ હોતી નથી,) ૧૯

માટે અહિંયાં અગ્નિ સાધ્ય છે પર્વત નહિ.

અનુમાન વડે થતાં જ્ઞાનની અપેક્ષાએ તો "પક્ષ" એવા બીજા પર્યાય-નામ વાળો વ્યાપ્તિજ્ઞાનના સમયનાં સાધ્ય ધર્મથી વિશિષ્ટ પ્રસિદ્ધ ધર્મી સાધ્ય હોય છે. ૨૦

ધર્મિપ્રસિદ્ધિપ્રકાર—ધર્મીની પ્રસિદ્ધિ કોઇક સ્થળે વિકલ્પથી-અધ્યવસાય માત્રથી, કોઇક સ્થળે પ્રમાણથી, તથા કોઇક સ્થળે વિકલ્પ અને પ્રમાણ બન્નેથી હોય છે. ૨૧

ત્રણ પ્રકારનાં ઉદાહરણ—જેમકે સમસ્ત વસ્તુને જાણનાર છે, આ પર્વતની ખીણ ધૂમાડાના ચિહ્ન વાળી છે, ધ્વનિ પરિણતિવાળો છે. ૨૨

पक्षहेतुवचनात्मकं परार्थमनुमानमुपचारात् ।२३।
साध्यस्य प्रतिनियतधर्मिसंबन्धिताप्रसिद्धये हेतोरुपसंहारवचनवत् पक्षप्रयोगोऽप्यवश्यमाश्रयितव्यः ।२४।
त्रिविधं साधनमभिधायैव तत्समर्थनं विदधानः कः खलु न पक्षप्रयोगमङ्गीकुरुते ।२५।
प्रत्यक्षपरिच्छिन्नार्थाभिधायि वचनं परार्थं प्रत्यक्षं, परप्रत्यक्षहेतुत्वात् ।२६।
यथा पश्य पुरः स्फुरत्किरणमणिखण्डमण्डिताभरणभारिणीं जिनप्रतिमाम् ।२७।
पक्षहेतुवचनलक्षणमवयवद्वयमेव परप्रतिपत्तेरङ्गं न दृष्टान्तादिवचनम् ।२८।
हेतुप्रयोगस्तथोपपत्त्यन्यथानुपपत्तिभ्यां द्विप्रकारः ।२९।
सत्येवसाध्ये हेतोरुपपत्तिस्तथोपपत्तिः, असति साध्ये हेतोरनुपपत्तिरेवान्यथानुपपत्तिः ।३०।
यथा कृशानुमानयं पाकप्रदेशः सत्येव कृशानुमत्त्वे धूमवत्त्वस्योपपत्तेः, असत्यनुपपत्तेर्वा ।३१।

પરાર્થાનુમાનનિરૂપણ—પક્ષ તથા હેતુ કથનારૂં વચન, તેને ઉપચારથી પરાર્થાનુમાન કહીએ. ૨૩

'ઉપચારથી' એટલા માટે કે પક્ષહેતુ વચન તો જડ છે પણ તેથી નીપજતું જ્ઞાન પરાર્થાનુમાન છે. અત્રે કારણમાં કાર્યનો ઉપચાર કરવામાં આવ્યો છે. ટીકાકાર કાર્યમાં કારણનો ઉપચાર પ્રતિપાદકના સ્વાર્થનુમાનના કાર્યરૂપે પક્ષહેતુ વચન હોવાનું કહી સિધ્ધ કરે છે.

પક્ષ પ્રયોગની આવશ્યકતા—સાધ્યનો ચોક્કસ ધર્મી સાથેનો સંબંધ સિધ્ધ કરવાને જેમ હેતુના ઉપસંહારવાળાં વચનનો પ્રયોગ કરવામાં આવે છે તેમ પક્ષપ્રયોગનો પણ અવશ્ય આશ્રય લેવો જોઇએ-પક્ષપ્રયોગ પણ કરવો જોઇએ. ૨૪

ઉપાલમ્ભપૂર્વક તેનુંજ સમર્થન—ત્રણ પ્રકારના હેતુને કહ્યા છતાં તે હેતુનું સમર્થન કરતો (અર્થાત્ અસિધ્ધિ આદિ દોષ દૂર કરીને હેતુનું સામર્થ્ય દેખાડતો)-એવો ખરેખર કોણ હોય જે પક્ષપ્રયોગનો અંગીકાર ન કરે. ૨૫

હેતુના ત્રણ પ્રકાર તે કાર્ય, સાધન, અને અનુપલંભ, પક્ષપ્રયોગ નહી કરનાર બૌધ્ધ મતનું ખંડન.

પરાર્થ પ્રત્યક્ષ લક્ષણ—પ્રત્યક્ષથી જ્ઞાત પદાર્થને કહેવાવાળું વચન, પરપુરુષને પ્રત્યક્ષમાં હેતુરૂપ હોવાથી, પરાર્થ પ્રત્યક્ષ સમજવું. ૨૬

પરાર્થ પ્રત્યક્ષ ઉદાહરણ—જેમકે સામે સ્ફુરતા કિરણોવાળા મણિઓના ખંડોથી શોભતાં આભૂષણથી શણગારેલી જિનેશ્વર ભગવાનની પ્રતિમાને જુઓ. ૨૭

બેજ અવયવની આવશ્યકતા—બીજાને બોધ કરાવવામાં પક્ષ હેતુ કથનરૂપ બે જ અવયવ કારણ છે, પરંતુ દૃષ્ટાંતઆદિ કથન (કારણ) નથી. ૨૮

હેતુપ્રયોગના બે પ્રકાર—સાધ્યના હોવાથી હેતુની ઉપપત્તિ તથા ન હોવાથી હેતુની અનુપપત્તિ રૂપ તથા-ઉપપત્તિ અને અન્યથા-ઉપપત્તિ વડે હેતુપ્રયોગ બે પ્રકારનો છે. ૨૯

પ્રકારદ્વય નિરૂપણ—સાધ્ય હોવાથીજ હેતુની ઉપપત્તિ તે તથોપપત્તિ, અને સાધ્યના ન હોવાથી હેતુની અનુપપત્તિ તે અન્યથાનુપપત્તિ. ૩૦

ઉદાહરણ—જેમકે આ પાકપ્રદેશ અગ્નિવાળો છે, કારણકે અગ્નિવાળો હોય તોજ ધૂમાડાવાળો સંભવે, અથવા અગ્નિવાળો ન હોય તો ધૂમાડાવાળો ન સંભવે. ૩૧

अनयोरन्यतर प्रयोगेणैव साध्यप्रतिपत्तौ द्वितीयप्रयोगस्यैकत्रानुपयोगः ।३२।

न दृष्टान्तवचनं परप्रतिपत्तये प्रभवति, तस्यां पक्षहेतुवचनयोरेव व्यापारोपलब्धेः ।३३।

न च हेतोरन्यथानुपपत्तिनिर्णीतये, यथोक्ततर्कप्रमाणादेव तदुपपत्तेः ।३४।

नियतैकविशेषस्वभावे च दृष्टान्ते साकल्येन व्याप्तेरयोगतो विप्रतिपत्तौ तदन्तरापेक्षायामनवस्थितेर्दुर्निवारः समवतारः ।३५।

नाप्यविनाभावस्मृतये, प्रतिपन्नप्रतिबन्धस्य व्युत्पन्नमतेः पक्षहेतुप्रदर्शनेनैव तत्प्रसिद्धेः।३६।

अन्तर्व्याप्त्या हेतोः साध्यप्रत्यायने शक्तावशक्तौ च बहिर्व्याप्तेरुद्भावनं व्यर्थम् ।३७।

पक्षीकृत एव विषये साधनस्य साध्येन व्याप्तिरन्तर्व्याप्तिरन्यत्र तु बहिर्व्याप्तिः ।३८।

यथाऽनेकान्तात्मकं वस्तु सत्त्वस्य तथैवोपपत्तेरिति, अग्निमानयं देशो धूमवत्त्वात् य एवं स एवं यथा पाकस्थानमिति च ।३९।

नोपनयनिगमनयोरपि परप्रतिपत्तौ सामर्थ्यं पक्षहेतुप्रयोगादेव तस्याः सद्भावात् ।४०।

समर्थनमेव परं परप्रतिपत्त्यङ्गमास्तां तदन्तरेण दृष्टान्तादिप्रयोगेऽपि तदसंभवात् ।४१।

मन्दमतींस्तु व्युत्पादयितुं दृष्टान्तोपनयनिगमनान्यपि प्रयोज्यानि ।४२।

प्रतिबन्धप्रतिपत्तेरास्पदं दृष्टान्तः ।४३।

स द्वेधा साधर्म्यतो वैधर्म्यतश्च ।४४।

यत्र साधनधर्मसत्तायामवश्यं साध्यधर्मसत्ता प्रकाश्यते, स साधर्म्यदृष्टान्तः ।४५।

यथा यत्र यत्र धूमस्तत्र तत्र वह्निर्यथा महानसः ।४६।

यत्र तु साध्याभावे साधनस्यावश्यमभावः प्रदर्श्यते, स वैधर्म्यदृष्टान्तः ।४७।

यथाऽग्न्यभावे न भवत्येव धूमो, यथा जलाशये ।४८।

हेतोः साध्यधर्मिण्युपसंहरणमुपनयः ।४९।

यथा धूमश्चात्रप्रदेशे ।५०।

साध्यधर्मस्य पुनर्निगमनम् ।५१।

यथा तस्मादग्निरत्र ।५२।

एते पक्षप्रयोगादयः पञ्चाप्यवयवसंज्ञया कीर्त्यन्ते ।५३।

એકજ પ્રયોગ પૂરતો છે—પૂર્વોક્ત બે પ્રયોગમાંથી (કોઈ પણ) એક પ્રયોગથીજ સાધ્યની પ્રતિપત્તિ–નિશ્ચય થતો હોવાથી એજ સ્થળે બીજો પ્રયોગ (કરવો) અનુપયોગી છે. ૩૨.

દૃષ્ટાન્તવચનની અનાવશ્યકતા—દૃષ્ટાંત કથન કંઈ અન્યને નિશ્ચય કરાવી શકતું નથી કારણ કે તે નિશ્ચય કરાવવામા તો પક્ષ તથા હેતુના કથનનીજ પ્રવૃત્તિ નજરે આવે છે. ૩૩.

દૃષ્ટાંતકથન હેતુની અન્યથાનુપપત્તિનો પણ નિશ્ચય કરાવી શકતુ નથી, કારણ કે તેના નિશ્ચયની ઉત્પત્તિ તો આગળ વર્ણવેલા સ્વરૂપવાળા તર્ક પ્રમાણથીજ થાય છે. ૩૪.

અગ્નિ આદિ સાધ્ય ન હોય ત્યાં ધૂમાદિ હેતુનું ન હોવું એ ધૂમાદિ હેતુની અન્યથાનુપપત્તિ.

અનવસ્થાદોષ—અમુક એક પ્રકારના સ્વભાવવાળા દૃષ્ટાંત હોવા છતાં વ્યાપ્તિ પૂરેપૂરી બનતી ન હોવાથી વિવાદ થતાં બીજા દૃષ્ટાંતની જરૂર પડતી હોય તો અનવસ્થા દોષ લાગતો અટકાવી શકાશે નહિ. ૩૫.

વ્યાપ્તિ સંબંધ નિશ્ચય માટે પણ દૃષ્ટાંત કથનની નિષ્ફળતા—વળી દૃષ્ટાંત વચન અવિનાભાવ (વ્યાપ્તિસંબંધ)ના સ્મરણ માટે પણ કાર્યકારી નથી કારણ કે પહેલાં જેને વ્યાપ્તિ જ્ઞાન થયું છે એવા બુદ્ધિમાન પુરુષને તો પર્વતરૂપ પક્ષ તથા ધૂમરૂપ હેતુ દેખાડવા માત્રથી તે અવિનાભાવ સંબંધનું સ્મરણ થાય છે. ૩૬.

**પરપ્રતિપત્તિમાં બહિર્વ્યાપ્તિ નિર્દેશ વ્યર્થતા**—અન્તર્વ્યાપ્તિદ્વારા હેતુ સાધ્યનો નિશ્ચય કરાવવાને શક્તિમાન હોય તો અને અશક્ત હોય તો પણ બહિર્વ્યાપ્તિનો નિર્દેશ વ્યર્થ છે. ૩૭.

**અન્તર્વ્યાપ્તિ બહિર્વ્યાપ્તિ લક્ષણ**—જેને પક્ષ કરવામાં આવ્યો છે તેમાંનાજ સાધ્ય સાથે સાધનની હેતુની વ્યાપ્તિ તે અન્તર્વ્યાપ્તિ પરંતુ બીજે સ્થળે બહિર્વ્યાપ્તિ. ૩૮.

**બન્ને વ્યાપ્તિનાં ઉદાહરણ**—જેમકે વસ્તુ અનેકાન્તવાળી છે, કારણ કે સત્તા માત્રમાં રહેલ સર્વની તેવીજ સિદ્ધિ-નિર્ણય-નિશ્ચય થાય છે; આ પ્રદેશ ધૂમાડાવાળો હોવાથી અગ્નિવાળો છે, જે એવો (ધૂમાડાવાળો) હોય છે તે એવો (અગ્નિવાળો) હોય છે જેમકે રસોડું. ૩૯.

**પરપ્રતિપત્તિમાં ઉપનય-નિગમનનું અસામર્થ્ય**—ઉપનય તથા નિગમન પણ અન્યને નિશ્ચય કરાવવા અર્થે નકામા છે. કારણ કે તે નિશ્ચય તો પક્ષ તથા હેતુના પ્રયોગથીજ સિદ્ધ છે. ૪૦.

**પરપ્રતિપત્તિમાં હેતુ સમર્થન મુખ્ય અંગ**—હેતુનું સમર્થનજ અન્યને નિશ્ચય કરાવવામાં મુખ્ય અંગ છે, કારણ કે તે સિવાય દૃષ્ટાન્તાદિકના પ્રયોગ કરવા છતાં પરપ્રતિપત્તિ અશક્ય છે. ૪૧.

**મન્દમતિ આશ્રિ પ્રયોગ**—ઓછી બુદ્ધિવાળાઓને બોધ કરાવવા માટે તો દૃષ્ટાંત, ઉપનય, અને નિગમનનો પણ પ્રયોગ કરવો. ૪૨.

**દૃષ્ટાંત લક્ષણ**—વ્યાપ્તિનું સ્મરણસ્થાન તે દૃષ્ટાંત. ૪૩.

**દૃષ્ટાંત પ્રકાર**—તે (દૃષ્ટાંત) સાધર્મ્યથી અને વૈધર્મ્યથી એવી રીતે બે પ્રકારે છે. ૪૪.

**સાધર્મ્ય દૃષ્ટાંત લક્ષણ**—જ્યાં સાધનરૂપ ધર્મના અસ્તિત્વથી સાધ્યરૂપ ધર્મનું અસ્તિત્વ પ્રકટ થાય તે સાધર્મ્ય દૃષ્ટાંત. ૪૫.

ઉદાહરણ—જેમકે જ્યાં ધૂમાડો હોય ત્યાં અગ્નિ હોય છે જેવું રસોડું (ધૂમાડાવાળું હોવાથી અગ્નિવાળું હોય છે.) ૪૬.

**વૈધર્મ્ય દૃષ્ટાંત લક્ષણ**—જ્યાં સાધ્યના અભાવથી સાધનનો અવશ્ય અભાવ દર્શાવવામાં આવે તે વૈધર્મ્ય દૃષ્ટાંત. ૪૭.

ઉદાહરણ—જેમકે અગ્નિના અભાવે ધૂમાડો થતોજ નથી, જેમ જલાશયમાં.

**ઉપનય લક્ષણ**—હેતુનું પક્ષમાં ફરીથી કથન કરવું તે ઉપનય. ૪૯.

**ઉપનય ઉદાહરણ**—જેમકે તે (વહ્નિ વ્યાપ્તિથી વિશિષ્ટ) ધૂમાડો આ પ્રદેશમાં છે. ૫૦.

**નિગમન લક્ષણ**—સાધ્યરૂપ ધર્મનું પક્ષમાં કથન કરવું તે નિગમન. ૫૧.

**નિગમન ઉદાહરણ**—જેમકે તેથી (વહ્નિવ્યાપ્ય ધૂમાડાવાળો હોવાથી) આ પ્રદેશ અગ્નિવાળો છે. ૫૨.

**પક્ષવચનાદિક પૂર્વસંજ્ઞા**—આ પૂર્વોક્તની પક્ષ પ્રયોગાદિ પાંચેને પણ અવયવ એવી સંજ્ઞા અપાય છે. ૫૩.

સૂત્રમાંના "અપિ"-પણ શબ્દથી પાંચ અવયવોથી જન્ય જ્ઞાનોને પણ અવયવ સંજ્ઞા અપાય છે એમ ટીકાકાર કહે છે.

**उक्तलक्षणो हेतुर्द्विप्रकार उपलब्ध्यनुपलब्धिभ्यां भिद्यमानत्वादिति ।५४।**

**उपलब्धिर्विधिनिषेधयोः सिद्धिनिबन्धनमनुपलब्धिश्चेति ।५५।**

**विधिः सदंश इति ।५६।**

**प्रतिषेधोऽसदंश इति ।५७।**

**હેતુના બે પ્રકાર**—પૂર્વોક્ત લક્ષણવાળો હેતુ ઉપલબ્ધિ અને અનુપલબ્ધિ એ પ્રકારથી ભેદવાળો હોવાથી બે પ્રકારનો છે. ૫૪.

**દ્વિપ્રકાર હેતુ સાધ્ય**—ઉપલબ્ધિ તથા અનુપલબ્ધિ એ બન્ને પ્રકારનો હેતુ વિધિ અને નિષેધની સિદ્ધિમાં સમર્થ છે. ૫૫.

**વિધિ નિરૂપણ**—વિધિ એટલે (વસ્તુનો) ભાવ રૂપ અંશ. ૫૬.

**પ્રતિષેધ નિરૂપણ**—નિષેધ એટલે (વસ્તુનો) અભાવરૂપ અંશ. ૫૭.

# આપણાં છાત્રાલયોને.

છાત્રાલયોના પ્રશ્નોની વિચારણા અને અભ્યાસ માટે ગુજરાતનાં છાત્રાલયોમાં સક્રિય કામ કરનાર ભાઇઓનું સંમેલન જન્માષ્ટમીના તહેવારોમાં આણંદ ચરોતર કેળવણી મંડળના મકાનમાં મળ્યું હતું. તેમાં થયેલી ચર્ચાને પરિણામે નીચેની વાતો ખાસ જાણવા જેવી હોઈ અત્ર ઉતારીએ છીએ.

૧. છાત્રાલય માટે ત્રણ ત્રણ ચાર ચાર વિદ્યાર્થીઓ એક ઓરડીમાં રહે તેવું કે ૧૫-૨૦ છાત્રો એક ડૉર્મેટરીમાં રહે તેવું મકાન ઇષ્ટ છે?

૨. ગૃહપતિઓ પરણેલા કે કુંવારા, ઘરડા કે જુવાન, વગેરે જોઇએ?

૩. ગૃહપતિએ છાત્રોના પત્રો વાચવા કે નહિ?

ચર્ચાને પરિણામે વધુ મત નીચેના નિર્ણયો તરફ હતો:—

૧. નાના છાત્રો માટે ૧૫-૨૦ છાત્રો રહી શકે તેવા મોટા ઓરડા વધારે અનુકૂળ પડે. એકાદ શિક્ષક દરેક ઓરડામાં રહે એ ઇષ્ટ છે. હાઇસ્કૂલના વિદ્યાર્થીઓ માટે એક ઓરડામાં ત્રણથી ઓછા છાત્રો રાખવા જોઇએ નહિ.

૨. ગૃહપતિ ઘરડો, જુવાન, પરણેલો, કુંવારો, કુટુમ્બવાળો વગેરે અનેક પ્રશ્નો ગૌણ છે. ગૃહપતિ તરીકે કામ કરવાની લાયકાતને જ પસંદગીમાં પ્રાધાન્ય અપાય એ ઇષ્ટ છે.

૩. છાત્રોની ખાનગી બાબતો જાહેર કરવાના અને તેમને બીજાઓ આગળ ઝાંખા પાડવાના અને દબડાવવાના હેતુથી પત્રો વાંચવા તે તો નિંદ્ય જ છે. પત્રો વાંચવામાં શુધ્ધ શુભ હેતુ પણ હોય છે. આ આખો પ્રશ્ન ઘણો જ મુશ્કેલ છે. તેનો નિર્ણય દરેક છાત્રાલય પોતાની મેળે જ કરી લે એ ઇષ્ટ છે

" છાત્રાલય મંડળ કોમી છાત્રાલયોને કેવી રીતે ઉપયોગી થઈ શકે?" એ પ્રશ્ન ચર્ચાયો. પરિણામે નક્કી થયું કે મંડળ તે છાત્રાલયોને નીચેની મદદ કરી શકે:—

૧. છાત્રાલય મંડળ કોમી છાત્રાલયોની મુલાકાત લેવાની વ્યવસ્થા કરે અને તેમના ચાલકોને છાત્રાલય વધારે સારૂં ચલાવવા માટે વ્યવહારૂ સૂચનાઓ કરે અને છતાં કાંઇ ન થાય તો વર્તમાનપત્રોમાં તે સંબંધી ઊહાપોહ કરી કોમના અગ્રેસરોનું તે તરફ ધ્યાન ખેંચે.

૨. છાત્રાલયોને યોગ્ય ગૃહપતિઓ મેળવી આપવામાં મદદ કરે અને ગૃહપતિ તરીકેની લાયકાતમાં સર્ટિફીકેટ આપવાની કાંઇક યોજના કરે.

**આદર્શ છાત્રાલયની રૂપરેખા** સંબંધી ચર્ચા થઇ અને પરિણામે નીચે પ્રમાણે રૂપરેખા દોરાઈ:—

**૧. ગૃહપતિ:**

(क) અધ્યાપનના અનુભવવાળો, બનતા સુધી આખા વખતનો.

(ख) કર્તા હર્તા પોતે થાય વા અન્ય સાથે મળીને કામ કરે તેવો. સંતોષ જેટલી આજીવિકા ન મળે તો જગા છોડવાની હિંમતવાળો.

(ग) સમયપત્રકનો આગ્રહ રાખનાર અને તેમાં સ્થિરતા જાળવનાર.

**૨. ગૃહપતિનું વ્યવસ્થામાં સ્થાન:** ગૃહની સઘળી આંતર્વ્યવસ્થામાં ગૃહપતિને પૂરેપૂરી સ્વતંત્રતા હોવી જોઇએ.

**૩. સંખ્યા:** ગૃહપતિની શક્તિ પ્રમાણે છાત્રોની સંખ્યા હોય કે જેથી કૌટુમ્બિક જેવું વાતાવરણ રાખી શકાય. એક ગૃહપતિની દેખરેખ નીચે ૩૦ થી વધારે વિદ્યાર્થીઓ ન હોય. વધારે ગૃહપતિઓની જરૂર હોય ત્યાં એક મુખ્ય ગૃહપતિ અને અન્ય મદદગારો હોય.

**૪. ખોરાક:** જે સમાજમાંથી છાત્રો આવતા હોય તેમના ખોરાકથી બહુ દૂર નહિ તેવો ખોરાક. ત્રીજી વખત હળવો ખોરાક આપવાની વ્યવસ્થા જરૂરની છે.

**૫. અભ્યાસ:** છાત્રાલયોમાં શાળાના પાઠોમાં મદદ કરવા કોચીંગની વ્યવસ્થા તો ન જ હોવી જોઇએ. સામાન્ય મદદની પ્રથા પણ ઓછી રહે તેટલું સારૂં. વિદ્યાર્થીઓની પરસ્પર મદદનું વાતાવરણ ઇષ્ટ છે.

૬. **પાલકો સાથેનો સંબંધ**: છાત્રાલયનું વાતાવરણ ઉત્તમ રહે અને કેળવણી સફળ થાય તે માટે ગૃહપતિઓએ પાલકોના ગાઢ પરિચયમાં આવવા પ્રયત્ન કરવો. માત્ર તેમના ઘરની વાતોમાં માથું નહિ મારવું.

૭. **સ્વચ્છતા**: દાતણ, કાગળના કડકા, પેશાબની જગા, જગા કોરી રાખવી, જાજરૂ ઉપર માટી નાખવી, ખાળ સાફ રાખવા, ગોળ, ઘી, દૂધ, ઉપર માખી ન બેસે તેવી વ્યવસ્થા, પીરસેલું ભાણું ઉઘાડું ન રાખવું, પથારી અને કપડાં તડકામાં રાખવાં, ઓરડામાં ફર્નિચરની વ્યવસ્થા દર અઠવાડિયે બદલવી, વગેરે.

પુસ્તકાલયની સ્વચ્છતા માટે પુસ્તકો ઉપરની ધૂળ ઉડાડવા નાની ધમણ રાખવી.

માટી, તાપ, પાણી, ખુલ્લી હવા અને દેવતા દ્વારા જ આ બધી સ્વચ્છતા થાય એ ઇષ્ટ છે.

૮. **આરોગ્ય**: ૭ થી ૮ કલાક પૂરી ઉંઘ, તાજો ખોરાક, સૂતા પહેલાં શૌચાદિ કરવું, ઠંડા પાણીથી આંખ સાફ કરવી, સવારમાં ઉઠીને તુર્ત શૌચાદિ ક્રિયા કરવી. રાત્રિએ મેડા ઉપર રહેનાર વિદ્યાર્થીઓ માટે ચેમ્બર પોટ (પેશાબ કરવાનું વાસણ)ની વ્યવસ્થા રાખવી.

૯. **વ્યાયામ અને રમતો**: વ્યાયામ અને શારીરિક શ્રમની આવશ્યકતા છે. શારીરિક મહેનતના વ્યસ્ત પ્રમાણમાં વ્યાયામ રાખવો. રમતોમાં મેદાની રમતો રાખવી. ઘરની રમતોને સ્થાન આપવું નહિ. વ્યાયામ અને રમતો બને તેટલી ઓછી ખર્ચાળ હોય. સરપંચ સિવાય રમત ન જ રમાય એવો આગ્રહ રાખવો. રમતોમાં out ! જેવા અંગ્રેજી શબ્દો નહિ વાપરતાં યોગ્ય ગુજરાતી શબ્દો વાપરવા પ્રયત્નો કરવા.

૧૦. **નવરાશનો ઉપયોગ**:—જ્યાં સ્વાવલંબન અને ઉદ્યોગ છે ત્યાં નવરાશ મળવી મુશ્કેલ છે. છતાં નિયમ કરતાં વધારે અવકાશ ન મળે તે તરફ લક્ષ આપવું. રજાના દિવસોમાં નવરાશનો ઉપયોગ ઉત્તમ રીતે કેમ કરવો તેની સૂઝ વિદ્યાર્થીઓને હોવી જોઈએ.

૧૧. **શારીરિક શ્રમનાં કામો**:—ઉદ્યોગ અને આવશ્યક ભણતરને આડે ન આવે તેટલું વધારેમાં વધારે સ્વાવલંબનઃ ખાસ કરીને પોતાની ઓરડી સાફ કરવી, કપડાં ધોવાં, થાળી વાડકા ઉટકવા, સંસ્થાના અંગનું કાંઇક કામ કરવું, માંદાની માવજત, અતિથિસેવા, સાર્વજનિક પ્રસંગો અને ઉત્સવોમાં સ્વયંસેવકનું કામ, વગેરે.

૧૨. **પ્રવાસ**:—ફક્ત પ્રેક્ષણીય સ્થળોનો જ ન હોય. વિભૂતિઓની મુલાકાતો અને ગરીબના ઉદ્યોગ ધંધા તપાસવા માટે પણ હોવા જોઈએ.

૧૩. **સજા**:—મુખ્ય સિદ્ધાન્તઃ સજા ન જ હોય. છાત્ર સમજી શકતો નથી વા ભણતો નથી તે માટે સજા કરવી એ શરમ ભરેલું છે.

ગૃહપતિ ઉપર ક્રોધ વા રીસ સવાર થઇ હોય તે વખતે તે અધિકારભ્રષ્ટ થયો છે એમ જ તેણે માનવું જોઈએ.

વિદ્યાર્થીઓને ઓરડીમાંથી કહાડી મૂકવા, કોઈ કાર્યમાં ભાગ લેતા અટકાવવાં, વા છાત્રાલયમાંથી રજા આપવી આવશ્યક જણાય તો તેમ કરવું એ સજા નથી, પણ વ્યવસ્થાની આવશ્યકતા છે.

૧૪. **વિદ્યાર્થી સ્વરાજ્યનો અવકાશ**:—સ્વરાજ્યના અધિકારની વાત સમજાવાને બદલે કામ કરવાની તક અને જવાબદારીનું ભાન ઉત્પન્ન કરવાના સાધન તરીકે આ ગણાવું જોઇએ.

૧૫. **ધાર્મિક શિક્ષણ**:—ધાર્મિક શિક્ષણ બુદ્ધિની વિરોધી નહિ પણ બુદ્ધિથી પર એવી શ્રદ્ધાનો વિષય છે. એવી શ્રદ્ધા જેનામાં હોય તે જ પોતાની આસપાસ ધાર્મિક વાતાવરણ રજુ કરી શકે. તેની પ્રાથમિક તૈયારી તરીકે વા ધાર્મિક માહિતી તરીકે નીચેની બાબતો આવશ્યક છેઃ—

(क) ધાર્મિક ઉત્સવો અને તહેવારો ઉજવવા.

(ख) ઉત્સવો અને તહેવારોનું રહસ્ય બતાવવું. અવતારો અને સાધુ પુરૂષોની વાર્તાઓ કહેવી. રામાયણ, મહાભારતમાંથી ફકરાઓ વાંચવા. ધાર્મિક સિદ્ધાન્તોની તાત્ત્વિક ચર્ચા કરવી. ધર્મ

સંકટના પ્રસંગો ચર્ચવા. ધર્મનો ઇતિહાસ કહેવો. ધાર્મિક યુદ્ધનાં કારણો તપાસવાં.

(ગ) અન્ય ધર્મોની આદરપૂર્વક માહિતી આપવી. તેમની પરસ્પર તુલના કરવી. વ્યવહારમાં ધાર્મિક સિદ્ધાન્તો ઘટાવવા. મનુષ્ય હૃદયમાં ધર્મતત્ત્વનું સ્વાભાવિક સ્થાન કેટલું છે તે તપાસવું. ધર્મના સ્થિત્યંતરો નોંધવા. ભિન્ન ભિન્ન વર્ગોના વિશિષ્ટ ધર્મો સમજવા અને નક્કી કરવા. ધાર્મિક સંપ્રદાયો અને સંસ્થાઓનું અધ્યયન કરવું. કાવ્ય, સંગીત અને કળામાં ધર્મ કેમ ઓતપ્રોત છે એ સમજાવવું. સામુદાયિક પ્રાર્થનાઓ ચલાવવી. એકાન્ત, મૌન અને શાન્તિનું રહસ્ય બતાવવું. પશુ, પક્ષિ, આદિ માણસના પોષ્યવર્ગ પ્રતિ ધર્મ સમજાવવો, ધર્મમાં ઘુસી ગયેલા વહેમો અને ખરાબ રૂઢિઓ વખોડવી. યાત્રાઓનાં સ્થળો અને મંદિરોનાં માહાત્મ્ય કહેવાં. ઉપનિષદ્, ગીતા, ધમ્મપદ, આદિ ગ્રંથોના ફકરાઓ મોઢે કરાવવા. ઉપવાસ, પૂજા, આદિ વિધિમાં ભાગ લેવો. ક્ષમાપના (પાપ કબૂલ કરવા) નું માહાત્મ્ય સમજાવવું.

'જ્ઞાનપ્રચાર.'

---

# લંડનનો પત્ર.

લંડન, તા. ૧૧-૬-૨૮.

પ્રિય—

હું ગયા ગુરુવારે એટલે ૭ મી જુને પેરીસથી નીકળી અહિં આવ્યો છું. તેના આગલા દિવસે જ્યારે અહિં આવવાનો વિચાર નક્કી કર્યો ત્યારે રાત્રિએ એક પત્ર લખી રાખ્યો અને સવારના નીકળતી વખતે ટપાલમાં નાંખી દઈશ એમ વિચારીને બેગમાં મુકયો. પણ સવારે નીકળવાની ધમાલમાં કાગળ પોષ્ટ કરવો રહી ગયો અને તે બેગમાંજ પડયો રહ્યો. સાંજે અહિં આવીને બેગ ઉઘાડતાં તે હાથમાં આવ્યો પણ મેલ નીકળી ગયો હોવાથી લાચારીએ તે રાખી મુકવો પડયો. તમારી પ્રતીતિની ખાતર તેને પણ આ સાથે મોકલું છું. પેરીસથી નીકળવાના સમાચાર એમાં છે તે ફરી નથી લખતો. હાર પછીના આ કાગળથી જાણશો.

આજે સોમવાર થયો. ગુરુવારે અહિંથી મેલ રવાના થાય. બે દિવસ વ્હેલા લખવાની શરૂઆત કરું છું કારણ વખતે વચ્ચે કાંઈ અંતરાય આવી જાય તો બધું વિગતથી ન લખાય અને પેરીસના કાગળની જેમ અવ્યવસ્થા થાય. મારા તો કાગળો તમને દર અઠવાડીએ મળ્યાંજ કર્યા હશે પણ તમારા સમાચાર કાંઇ નથી એટલે એ જાણવા મન કેટલું ઉત્સુક થઇ રહ્યું છે તે ભગવાનજ જાણે છે. અહિં આવ્યા પછી બે ત્રણવાર મન ભરાઇ આવ્યું છે અને આંખોમાંથી નીકળી પડનારા આંશુઓને મહામુસીબતે દાબી રાખવા પડયા છે. આજે પણ વારંવાર એમજ થયાં કરે છે. આવતી કાલે તમને મુકયાને ૧ મહિનો પુરો થશે. એ દરમ્યાન હું તો જગત્‌ના કયા ભાગમાંથી કયા ભાગમાં આવી પહોંચ્યો છું તેનો જો ઉંડાણથી વિચાર કરૂં છું તો મનમાં કાંઇ કાંઈ કલ્પનાઓ અને વિચારો આવે છે. એ દિવસોમાં જગત્‌ના બે મહાનગરો જોઈ લીધા. બે મહાપ્રજાઓ જોઇ લીધી. ત્રણ ચાર મહાસમુદ્રો જોઈ લીધા. હજારો પર્વતો, લાખો ક્ષેત્રો અને અસંખ્ય વનરાજી જોઈ લીધાં. ૩૦-૩૦ વર્ષથી જે પ્રદેશ, જે શહેર અને જે પ્રજાની પ્રગતિના શબ્દચિત્રો અતિ ઉત્સુક ભાવે જોવા સાંભળવા સજ્જ રહેતા હતા તે વસ્તુ આજે નરી આંખે જોઈ લીધી અને તેની વચ્ચે આવીને વાસ પણ કરી લીધો. જીવનમાં ન કલ્પેલી વસ્તુ પ્રત્યક્ષ થઈ રહી અને જાણે અતિ પરિચયવાળી હોઇને તે માટે કશી ઉત્સુકતા રાખ-

વાની જરૂર નથી એમ પણ લાગવા માંડયું. થોડા દિવસમાં કંટાળો પણ આવી જશે!

પેરીસથી સવારે ૧૦ વાગે નીકળી સાંજના ૫ વાગે અહિં પહોંચ્યો. મારા સાથીદાર ભાઈ કાલે ૪ દિવસ અગાઉ આવેલા તેમને તાર કરીને સ્ટેશને બોલાવ્યા હતા તે સામા આવ્યા અને આ હોટેલમાં ઉતારો કરાવી આપ્યો. હોટેલ ઘણા સારા લતામાં આવેલી છે આખા લંડનની વચ્ચો વચ્ચે જે હાઇડપાર્ક કરીને મોટો બાગ છે અને જે લંડનના જીવનના ફેફસારૂપે ગણાય છે તેના કંપાઉંડની પડોસમાંજ આ મકાન છે. એ બાગ બે અઢી માઇલ લાંબો અને માઇલભર પહોળો હશે. શહરના લોકોને ફરવા હરવા અને મોજમજા કરવાનું મુખ્ય સ્થળ છે, બાગમાંજ થોડાકજ પ્રકારના ઝાડો છે. બાકી બધી ખુલ્લી જગ્યા છે. વચ્ચે વચ્ચે ફરવાના પાકા બાંધેલા રસ્તાઓ છે. અત્યારે અહિં વસંત ઋતુ ચાલે છે. આખો બગીચો લીલોતરીથી લીલોછમ બનેલો છે. આપણે ત્યાં ભાદરવા માસમાં જે જાતનાં જંગલનો દેખાવ હોય છે તેવો દેખાવ અત્યારે અહિં છે. પણ ઠંડી તો પોષ માઘ જેવી છે. ખરી રીતે આપણને ત્યાં બેઠે આ દેશની ઠંડીની કલ્પના આવી શકે તેમ નથી. અત્યંત જ ઠંડો દેશ છે. હું અત્યારે મકાનમાં બેઠો છું. બારીબારણા સર્વથા બંધ છે. શરીરે પાંચ છ વસ્ત્રો લપેટયાં છે. ૪ ગરમ અને ૨ સુતરાઉ છતાં જાણે ઠંડી વાયા કરે છે. બહાર નીકળીએ છીએ ને ધ્રુજવા લાગીએ છીએ. આવી ઠંડી તો આ ઉનાળામાં છે. કોણ જાણે શીયાળામાં કેવીય પડતી હશે અને મારા જેવાના શા હાલ થશે. પેરીસમાંથી બે ઓવરકોટ લીધા. એક શીયાળાની મોસમ માટે અને એક આ ઋતુ માટે. ખરી રીતે અહિં કપડાં પુષ્કળ જ જોઇએ. ત્યાં જે ગણતરી કરી હતી તે નકામી હતી. સુતરાઉ કપડાનો અહિં કશોજ ઉપયોગ નથી એકાદું ગંજીફરાક સૌથી પ્રથમ પહેરવા માટે જોઇએ એટલુંજ. બાકી બધા ગરમજ કપડાં જોઈએ. ત્યાં જે ગરમ સુટ કરાવ્યો તે સાવ નકામા જેવો નીકળ્યો. કારણ અંદર આટલાં કપડાં પહેર્યા પછી તે ઉપર કામજ આપતો નથી. અહિં જે કપડાની સીલાઈ અને સફાઇ હોય છે તેની આગળ એ સર્વથા રદ્દી લાગે છે. પહેરીને બહાર નીકળું છું ને કપડાં જોઈ લોકો મનમાં ને મનમાં હસે છે. એટલે પેરીસમાં એક નવો સુટ તૈયાર કરાવા આપ્યો. તેની કીંમત ૭૫૦ ફ્રાંક એટલે લગભગ ૮૦ રૂપીઆ જેટલી થઈ છે. એક ઓવરકોટ પણ તેટલાનોજ લીધો. બીજો સાદો ઓવરકોટ ૩૦ રૂપીઆનો લીધો અને તેવોજ એક સાદો સુટ પણ તેટલામાં લીધો. અહિં આવીને આજે એક ડ્રેસીંગ ગાઉન લેવો પડયો એના ૨૫ શીલીંગ બેઠા.

દેશ બહુજ ખર્ચાળ છે. ત્યાં જે મહિને ૨૦૦ની ગણતરી કરી હતી તે પણ બરાબર નથી. અહિં ૩૦૦ પૂરા જોઇશે. એકલા હોટેલમાં રહેવાનાજ ઓછામાં ઓછા ૧૯૦ મહિને જોઇએ. આ હોટેલમાં મને જે રૂમ આપવામાં આવે છે તેના રોજના ૮ શીલીંગ ચાર્જ છે. આતો સાદામાં સાદી રૂમની વાત છે.

તા. ૧૩–૬–૨૮ બુધવાર.

ગઈકાલનો આખો દિવસ એક બે ઠેકાણે મળવા જવાનું હતું તેમાં ગયો આજે નાસ્તો કરીને અત્યારે ૧૦ વાગે આ લખવા બેઠો છું.

આજે સવારે ના વાગે ભાઈ હરગોવિંદદાસનો તા. ૨૬ મીનો લખેલો કાગળ પેરીસથી અહિં આવ્યો તે મળ્યો. કાગળ જોઇને અહિં કેટલો હર્ષ થાય છે તેનો શો ખ્યાલ આપું. બરાબર ૧ મહિને આજે સ્વજનના સમાચાર મળ્યા. એ કાગળથી જણાયું કે તમે મારા નીકળ્યા પછી ૫–૬ દિવસ મુંબઈ રહીને પાટણ, પાલણપુર તરફ નીકળી ગયા હતા. હું ધારૂં છું કે હવે તો મને દર મેઇલે તમારા પણ સમાચાર મળતાજ રહેશે. હવે આગળ—

પેરીસથી નીકળ્યો તે વખતે કશી અડચણ આવી નથી. ભાઇ નગીનદાસ નાણાવટી જે ત્યાંથીજ સાથે હતા, તેમની મદદ મને ઘણી ઉપયોગી થઇ પડી. સામાન વગેરે ગાડીમાં મુકાવાની સર્વ વ્યવસ્થા તેમણે કરી આપી. બરાબર ૧૦ વાગે ગાડી ઉપડી તે ૧૧ા વાગે સીધી કેલે બંદર ઉપર આવીને ઉભી રહી. વચ્ચે કયાંયે થોભી નહી ને કોઇ પેસેંજર લીધો નહિ.

દિવસનો ટાઇમ એટલે જોવાની પણ ખૂબ મજા પડી. કેલે ઉતરતાં જ કસ્ટમ ઑફીસમાં જઇને પાસપોર્ટ અને બેગ વગેરે બતાવવા પડે છે પણ કોઈ જાતની તકલીફ નહિ. પોર્ટર જે મળે છે તે એટલા બધા હોંશીયાર અને નમ્ર હોય છે કે આપણને બધી સૂચનાઓ આપતા જાય ને ક્યાં જવું ક્યાં બેસવું ક્યાં શું કરવું તે બધું સમજાવી દે છે. એ બંદર પર જ અંબાલાલ શેઠના કુટુંબનો ભેટો થઇ ગયો. એ પણ એ જ ટ્રેનમાંથી ઉતર્યા અને લંડન આવતા હતા. પછી તો શું પૂછવું. જાણે વિદ્યાપીઠ જ દેખાયું. કેલે બંદર પર ટ્રેનની અડોઅડ સ્ટીમર ઉભી હતી તેમાં જઇને બેઠા. ૧૦-૧૫ મિનીટમાં તો સ્ટીમર પણ ઉપડી. મારી ટીકીટ તો સેકંડકલાસની હતી. એટલે મારે એ બાજુ જવું પડ્યું અંબાલાલ શેઠ ફર્સ્ટકલાસમાં હતા. સ્ટીમર ચાલ્યા પછી થોડીક મિનીટે શેઠ અને તેમના મોટા પુત્રી બંને મારી પાસે આવ્યા. વાતોચીતો કરી. લંડનમાં મળવાનું કહી શેઠતો ચાલ્યા ગયા પણ લીના (?) બ્હેનતો આખો વખત ઉભા રહ્યા અમે ખૂબ વાતો કરી. વિદ્યાપીઠમાં આ વરસે આવવાનો એમનો નિશ્ચય જાણી મને ખૂબ આનંદ થયો. વાતોમાં ને વાતોમાં ઇંગ્લીશ ખાડી પસાર થઇ ગઇ. કલાક સવા કલાકમાં ઈંગ્લાંડનું ડોવર બંદર આવ્યું. સ્ટીમર થોભી ને ઝટપટ બધા ઉતર્યા. અહિંતો મેં કોઈ પોર્ટર કરવાનો વિચાર ન કર્યો. બે બેગ હતી તે બંને હાથમાં લઇ લીધી. કારણ બીજું સામાન તો લગેજમાં હતું એટલે તેની કશી ચિંતા ન હતી. તે તો ઠેઠ લંડનમાં જ જોવાનું હતું. અહિં પણ કસ્ટમ હાઉસ છે અને પાસપોર્ટ બતાવવો પડે છે. પણ તે માટે બધી જગ્યાઓ એવી રીતે ગોઠવી છે કે મુસાફર આમનો આમ ચાલ્યો જાય અને બધી ક્રિયાઓમાંથી વગર વિલંબે અને વગર હરકતે પસાર થઈ જાય. વ્યવસ્થા અને યોજના એ બે વસ્તુઓના પ્રતાપેજ આજે આ પ્રજા જગતપર સામ્રાજ્ય ભોગવી રહી છે. અહિં પણ ટ્રેન તૈયાર હતી. ફર્સ્ટકલાસ વાળાની જુદી અને સેકંડકલાસવાળાની જુદી એમ બે ટ્રેનો બે પ્લેટફોર્મ ઉપર સામસામે પડી હતી અને વચ્ચે એક મનુષ્ય ઉભો હતો જે પૂછતો જાય કે ફર્સ્ટ ઓર સેકંડ જેની જે ટીકીટ હોય તે બોલ્યાથી ઝટ તે આદરથી કહી દેતો કે આ બાજુ પધારો! બે મિનિટમાં આ બધી કાર્યવાહી થઇ રહી ને ગાડીમાં દાખલ થઇ ગયા. બરાબર ૩॥ ગાડી ઉપડી તે સીધી પાંચ વાગે લંડનના વિક્ટોરિઆ સ્ટેશને આવીને થોભી. બોરીબંદર જેવું જ આ સ્ટેશન છે. અહિં ભાઇશ્રી કાલે સામે લેવા આવ્યા હતા. લગેજના સામાનની જે રસીદ હતી તે એક પોર્ટરને આપી કે તરત ત્રણ મિનિટમાં તે સામાન લઈ આવ્યો. કસ્ટમવાળા પાસે લઈ જઇને તપાસરાવ્યો. અને પછી હોટેલમાં જવા માટે ટેક્ષી લઈ આવ્યો આપણે તો ફક્ત ઉભા ઉભા જોયા કરવાનું ને જે પૂછે તેનો જવાબ આપવાનું કામ જ બાકી રહે છે. આ બધું કરતાં તેને બે શિલીંગ આપ્યા તે લઇને ધન્યવાદ આપતો વિદાય થયો. આપણા ત્યાંના પોર્ટરોનો ત્રાસ અને અજ્ઞાનની શી કલ્પના કરીએ. મુંબઈ પૂના કે અમદાવાદમાં આટલું કામ કરવા-કરાવવા માટે પાંચ રૂપીઆ પણ પૂરતા ન થાય અને જાતે ત્રાસ સહેવો પડે તેની તો કિંમત જ નહિ. અહિં સ્ટેશને પાછા અંબાલાલ શેઠ મળ્યા. મને પોતાની હોટેલનું ઠેકાણું આપ્યું અને મળવા આવવા આગ્રહપૂર્વક કહેતા ગયા. સ્ટેશને શ્રીમતી અનસુયાબ્હેન પણ, ભાઇને લેવા આવેલા તેથી તેમનીયે મુલાકાત થઈ ગઈ.

ટેક્ષીમાં બેસીને હું આ હોટેલમાં આવ્યો ને પા॥ વાગે જગતના સૌથી મોટા નગરના એક મકાનમાં સામાન મુકી વિસામો લીધો. આજે અહિં આવે ૬ ઠો દિવસ છે. એ દિવસોમાં ખૂબ ફર્યો છું. લંડનના ઘણા ખરા રસ્તાઓ અને ભાગો જોઈ કાઢ્યા છે હજી તો રસ્તાઓ અને લતાઓ જ માત્ર જોયા છે. કારણ રસ્તાઓની બરાબર કલ્પના ન આવે અને દિશાનું બરાબર ખ્યાલ ન થાય ત્યાં સુધી કશું ધ્યાનથી જોવાનું ન બને માટે હાલ તો હું એ જ કામ કરૂં છું. તેની સાથે ઉપલક જોવા જેવા સ્થાનો હોય તે જોઇ પણ કાઢું છું. આ કરતાં કોઈ બીજી સસ્તી હોટેલ છે કે બીજી રીતે સસ્તું રહી શકાય તેમ છે કે નહિં તેની પણ તપાસ કરી રહ્યો છું.

અહિં મિસીસ નાઈટ કરીને એક બાઇ છે તે હિંદીઓ માટે નિરામિષ ભોજન અને રહેવા ફરવાની વ્યવસ્થા કરે છે. તેને ત્યાં ગયો હતો., ખાવાકરવાનું ઠીક હોય છે પણ રહેવાની જગ્યા બીલકુલ નથી. બધી ભરેલી છે. મહિના પછી જ્યારે રજા પડશે ત્યારે ૧-૨ જગ્યા ખાલી થશે એમ તે કહે છે. આ હોટેલથી નજીકજ તેનું મકાન છે. નજીક એટલે આપણા મકાનથી એલીસબ્રીજ સ્ટેશન જેટલું. એ સિવાય એક દક્ષિણી ગૃહસ્થે મને એક આપણા મારવાડી ભાઇની ઓળખાણ કરાવી છે. તે કલકત્તાના અગ્રવાળ છે અને શ્રી જમનાલાલજીના કાંઇ સગા થાય છે. તેમણે એક પોતાનું નવું મકાન તૈયાર કરાવ્યું છે અને તેમાં નિરામિષ ભોજીઓના માટે રહેવા-ખાવાની સગવડ કરનાર છે. હું ત્યાં જઇ આવ્યો. પણ હજી તૈયાર નથી. કહે છે ૧૦-૧૫ દિવસમાં થઈ જશે. જે લતામાં બિરલાએ પોતાનું હિંદુ મંદિર જેવું બાંધ્યું છે તે જ લતામાં એ પણ મકાન છે. તૈયાર થએથી ફરી જોઇ આવીશ. એ ઉપરાંત બીજી પણ તપાસ કરૂં છું જ.

પેરીસવાળા હીરાલાલના ભાઇ સોમચંદ શાહ પણ અહિં છે. ગઈ રાતે તેમની સાથે જ ખાણું લીધું હતું. તે પણ મને મદત કરે છે.

સર ચિંનુભાઇના ચી. પણ અહિં છે. પરમ દિવસે સવારે શ્રી માવલંકર મને મળવા આવ્યા હતા અને સાંજે સર ચિનુભાઇના ચી. સાથે ખાવા આવવાનું કહી ગયા હતા. પણ એ સ્થળ બહુ દૂર હોવાથી તેમ જ ઠંડાજો આવવાથી હું ન જઈ શક્યો. પણ આજકાલમાં જઈ આવીશ ને મળી આવીશ. દિવાનજી બહુ યાદ કરે છે.

રહેવાની જગ્યાની તપાસ કરતાં, આ કરતાં, એટલે જેમાં હું અત્યારે છું તે કરતાં વધારે સસ્તી જગ્યા મળવી કઠિણ છે એમ લાગે છે. સ્વતંત્ર રૂમ લઇને તેમાં જાતે કરી ખાવાની જે કલ્પના ત્યાં કરતા હતા તેની કશી સગવડ અહિં મળી શકે તેમ નથી. કારણ અહિં એવી પદ્ધતિના મકાન છે જ નહિં. આપણને મુંબઇની ચાલીઓમાં કે માળાઓમાં જે જાતની કોટડીઓ હોય છે તે જોઇને તેવી રીતે રહેવાની કલ્પના થાય પણ અહિંના મકાનોની પદ્ધતિ જ સાવ જુદી છે. અહિં આખું મકાન હોય તેમાં રસોડા વગેરે માટે નીચે ભોંયરામાં સગવડ હોય પાણી વગેરેની પણ નીચે જ ગોઠવણ હોય. સામાન સુમાન લાવવા-મુકવાની જગ્યા તેમજ રસ્તા વગેરે સાવ નોખા હોય છે અને ઉપર તો માત્ર સુવા બેસવાની જગ્યા જ બધી હોય છે. મકાનની જમીન બધી લાકડાની હોય છે. દાદર કે રૂમ બધે ઠેકાણે ગાલીચા પાથરેલા હોય છે. પેરીસની હોટલોમાં તો દરેક રૂમમાં પણ ગરમ ને થંડા પાણીના નળ અને હાથ મોઢું ધોવા કરવા માટે પાઇપવાળી કુંડીઓ હોય છે. પણ અહિં તેવી પદ્ધતિ નથી. અહિં રૂમમાં ફક્ત પાણી ભરીને એક મોટું ચિની માટીનું વાસણ મુકી દે છે. તેની સાથે એક મોટી ટબ હોય છે. હાથ મોઢાં ધોવા હોય તો તે ટબમાં ધોવા ને પછી તે પાણી પાસે પડેલી બાલદીમાં નાંખી દેવું. સવાર સાંજ નોકરડી આવીને તે બધું સાફ કરી જાય છે. આવી અહિં પદ્ધતિ છે. મને પેરીસની પદ્ધતિ બહુ ગમી. કારણ ત્યાં તો હું, રૂમ બંધ કરીને રૂમાલ કે નાનું મોટું કપડું જાતે ધોઈ પણ શકતો. અહિં તેમ બને તેમ નથી. પણ અહિં બીજી સગવડ છે તે વધુ સારી છે. ૫-૬ રૂમ વચ્ચે એક જાજરૂ અને બાથરૂમ છે. અહિંના જાજરૂ તે તો આપણા દેવમંદિર કરતાં પણ વધુ સાફ રહે છે તે તો સમજી જ લેવું. તેથી સાથે જ બાથરૂમ છે. તેમાં ગરમ ને થંડા પાણીના નળ છે હાથ મોઢું ધોવા માટે કુંડી છે તેમજ નાવા માટે મોટી ટબ છે. પાણીના બે મોટા નળ એમાં છોડવાથી ભરાઈ જાય છે અને વળી અંદર ખૂબ નાવાની મજા પડે છે. ગરમ પાણી તો ચોવીસે કલાક ઉકળતું આવ્યાં જ કરે છે. આમ રહેવા માટેનું મકાન તો ઠીક ફાવે તેમ છે. પણ ખાવાની ઘણી મોટી અગવડ હોય છે. હોટેલમાં સવારે ૮ થી ૯ વાગ્યા સુધીમાં નાસ્તાનો ટાઇમ હોય છે. એ નાસ્તો તો હોટેલમાં જ લેવો પડે છે. મેં મારા માટે વેજીટેરિયન ખોરાક બનાવવાનું કહી દીધું છે અને તે ઠીક થઈ પડે છે. એ ખોરાક હાલ તો આ

પ્રમાણે છે; પ્રથમ ચહાની એક કીટલી આવે છે આપણે ત્યાં જે નાની એક દોઢ કપ ચહાવાળી કીટલી છે તે જાતની એક કીટલી આવે છે. તેમાં ચહાના પાનડા નાંખી ગરમ પાણી રેડીને લાવે છે. પણ ચહા ઉંચા પ્રકારની હોય છે અને પાનડા પણ સારા પ્રમાણમાં નાંખે છે ? મોતીબાઇ નાંખે તેમ ચપટી ભરીને નહિં પણ હું નાંખતો હતો તેમ મુઠી ભરીને નાંખે છે એટલે એ કીટલીમાંથી લગભગ ૩ કપ ચહા થાય. કીટલી તો એકજ કપની હોય છે પણ સાથે બીજા એક જગમાં ગરમ પાણી પણ સાથે આવે એટલે જેમ જેમ આપણને જરૂર લાગે તેમ તેમ આપણે ચહા લેતા જઈએ અને બીજું એ ગરમ પાણી કીટલીમાં રેડતા જઇએ. આથી ચહા કડક પણ નથી થતો અને બગડતો પણ નથી. એની સાથેજ સાકરની એક પ્યાલી અને એક નાનકડા જગમાં દૂધ આવે. અહિં ચહા માટે સાકર આપણે ત્યાંની જેમ ભૂકીવાળી નથી હોતી પણ ચોરસ લંબચોરસ વગેરે આકારની ટીકડીઓ હોય છે. એ ટીકડીઓ ઉપાડીને જેટલી જોઇએ તેટલી કપમાં નાંખી લેવી. આ ચહા હોય છે, પાણીના ઠેકાણે વચ્ચે વચ્ચે ચહાજ પીવી પડે છે. પાણી અહિં કોઇ લેતુંજ નથી. આ લોકોતો હલકા પ્રકારનો, પાણી જેવો, વાઇનજ હંમેશાં લે છે.

'ચહા મુકીને' પછી તરત પીરસનાર જેને ઇગ્રેજીમાં વેઇટર કહે છે તે પોરીજ આપી જાય છે. પોરીજ એટલે જવની ઘેંસ. તેમાં થોડુંક દૂધ સાથે એક પ્યાલીમાં ભૂકીવાળી સાકર મુકી જાય. આપણને જરૂર હોય તેટલી સાકર લેવી ને ચમચાવતી પોરીજ ખાઈ જવી. તે રકાબી ઉપાડી જાય પછી એક રકાબીમાં બાફીને તળેલું શાક અને બીજી રકાબીમાં એક કડછી ઉકાળેલા ભાત મુકી જાય. કોક દિવસે એ ભાતમાં મરી અને થોડુંક મસાલું પણ નાંખે છે. આજે એવાજ ભાત આપ્યા હતા. લગભગ મસાલાવાળી ખીચડી જેવો એનો સ્વાદ હતો. મને તો ઠીક લાગ્યા. આપણે ત્યાંના કરતાં પણ સારા. એ સાથે પાંવના સેકેલા ૪ ત્રિકોણ કકડા આપે છે જેને ટોસ્ટ કહે છે. એ ટોસ્ટ આ બધું ખાતી વખતે વચ્ચે વચ્ચે ખાવા માટે હોય છે, એની સાથે માખણ હોય ને સંતરાનો મુરબ્બો હોય. છરીથી માખણ ને મુરબ્બો એના ઉપર ચોપડતા જવું અને ધીમે ધીમે ખાતા જવું. ઉપર ચહા પીતા જવું. આ પ્રમાણે નાસ્તાનો ક્રમ છે અને મને તે ઠીક ફાવી ગયો છે. નાસ્તો લઇને અહિં લોકો બહાર નીકળી જાય. બપોરે બારથી એક સુધીમાં જમવાના વખતે **લંચ** કહે છે. એ લંચ ગમે તે રેસ્ટોરામાં (રેસ્ટોરા એટલે ખાવાનું સ્થાન-ભોજનાલય-વીશી) જઈને લઈ શકાય. શેરીએ શેરીએ એમ અહિં અસંખ્ય રેસ્ટોરાં છે. લગભગ સર્વ લોકો રેસ્ટોરામાંજ બપોરે જમે છે. ઘેર કોઇ જમતું નથી. બપોરની ચહા પણ ગમે તે ઠેકાણે લઈ લેવાય. પછી સાંજના ૭ થી આઠ સુધીમા જમવાનું તેને **ડીનર** કહે છે. એ ડીનર કેટલાક લોકો પોતાની હોટેલમાં લે છે અને કેટલાક બહાર રેસ્ટોરામાં પણ લે છે. આ હોટેલો અને રેસ્ટોરાઓના ચાર્જ એટલા બધા જાતજાતના હોય છે કે કાંઇ કલ્પના નહિં કરાય. એક ઠેકાણે ચહાના કપની બે પેની બેસે અને બીજે ઠેકાણે તેનીજ બે શિલીંગ પણ બેસે! ગઈ સાંજે ભાઇ **સોમચંદ** સાથે એક મોટી હોટેલમાં જમવા ગયો ત્યા તેમણે બે પાઉંડ ચાર્જ આપ્યો! એનું વર્ણન તો પછીથી લખીશ. આમ સવારનું તો જાણે હોટેલમા ગોઠવાઇ ગયું એટલે પત્યું પણ હવે બપોર ને સાંજે ક્યા અને શું ખાવું તેની પંચાયત પડી. બે ત્રણ દિવસતો અથડાયો ને ભૂખે મર્યો. ચહા કાફી લઇને રહ્યો. પણ એમ ક્યાં સુધી રહેવાય. પછી એક ઠેકાણે એક રેસ્ટોરા નજરે પડયું. તેના દરવાજે એક છાપેલું લીસ્ટ લગાડેલું. તેમાં ચહા, કોફી, કેક વગેરે સર્વ ખાવાની વસ્તુઓના ભાવ લખેલા. વેજીટેબલ ફુડની પણ થોડીક ચીજો હતી. તેમાં ગયો. ટોમાટાની સૂપ લખેલી હતી તે મંગાવી. લગભગ અડધી વાટકી જેટલી સૂપ એક રકાબીમાં લાવીને આપી. તે ચમચાથી પીધી. સૂપનો ચાર્જ ૧૦ પેની. દરેક ચીજ અમુક પ્રમાણમાંજ આપે. વધારે જોઇતી હોય તો બીજીવાર લઇને આપે ને તેનો પણ તેટલો જ જુદો ચાર્જ કરે. પછી કોફી પીધી. એ બધું

મળીને લગભગ બે શીલીંગ જેટલું થયું. એટલે આપણા ૧।। રૂપીઓ થયો. મને એ ઠેકાણું જરા ઠીક લાગ્યું. પણ પેટ કાંઇ પૂરૂં ભરાય નહિં અને આમને આમ ક્યાં સુધી નભાવી શકાય. આ રીતે તો રોજના ૧૦ શીલીંગે પણ પૂરૂં ન પડે એટલે મહિને ૧૫ પાઉંડ તો ખાવાનાજ જોઈએ ! આફત લાગી. મુંઝાયો. બ્રેડ બટર વગેરે બજારમાં છુટા બહુ સારા ને સસ્તા મળે પણ હોટેલમાં તે શી રીતે લવાય ને કેમ ખવાય. હોટેલમાં ચહા મંગાવીએ તો એક કપનો અડધો શિલીંગ ચાર્જ કરે. પણ શોધતાં શોધતાં પરમ દિવસે જણાયું કે અમુક કંપનીના લંડનમાં હજારો રેસ્ટોરા છે અને તે સાધારણ વર્ગ માટે જ ખોલેલાં હોઈ ચાર્જ બહુ પ્રમાણસર છે. તપાસતો તપાસતો એ રેસ્ટોરામાં ગયો તો સાચેજ જણાયું કે ચાર્જમાં ઘણો ફેરફાર હતો. જે સૂપની મેં બે દિવસ ૧૦ પેની આપી તેજ સૂપની અહિં ૪ પેની કીંમત. જે ચહા કોફીની મેં ૬ પેની આપી તેની જ અહિં ૨-૩ પેની કિંમત. એક રતલ દૂધના ગ્લાસની ૩ પેની. આમ એ રેસ્ટોરામાં બધી ચીજો સસ્તી પડી. ૧ શીલીંગમાં રતલભર દૂધ, સૂપ ને બ્રેડ ખાવા મળ્યાં ને પેટ ભરાયું. ત્યારે કાળજે ટંડક પડી ને જીવ હેઠો બેઠો. હવે તો એ બધા રેસ્ટોરાં જોઇ લીધાં. લાયનસ કંપનીના એ રેસ્ટોરાં કહેવાય છે. લંડનના દરેક લત્તામાં આ ૧૦-૨૦ રેસ્ટોરાં છે અને બધે ઠેકાણે છાપેલા લીષ્ટ ટેબલપર પડેલા હોય છે. આપણને જે ચીજ જોઈએ તે માંગવાથી ૫ મિનિટમાં મળે છે. છેતરાવાનો કે બીજા કશાનો ભય નથી. અલબત્ત વેજીટેબલ ચીજો ગણી ગાંઠીજ હોય છે. પણ મને ઝાઝી ચીજોની જરૂરજ નથી હોતી એટલે હું તો હવે દૂધ સૂપ ને બ્રેડ કે કેક વગેરે લઈને તૃપ્ત થઇ જાઉં છું. દૂધનો ગ્લાસ પીતાં પંડિતજીનું ખૂબ સ્મરણ થાય છે. કારણ જે ગામના દૂધ માટે ત્યાં ઝંખવું પડે તે અહિં સર્વોત્કૃષ્ટ અને વળી સસ્તું મળે છે. કારણ આ આખા મુલકમાં ગાયનુંજ દૂધ હોય છે, ભેંસ તો અહિં છેજ નહિ. દૂધ બહુ સરસ, સ્વાદિષ્ટ અને સ્વચ્છ હોય છે, ને અમદાવાદનાજ ભાવે અહિં મળે છે. આ પ્રમાણે હાલ ક્રમ ગોઠવાયો છે.

ખાવાકરવા માટેની ગોઠવણ તો હવે હું વધુ અનુકૂળ કરી લઇશ. રહેવા માટેની તપાસમાં છું. જો આ કરતાં કાંઇક સસ્તું મળશે તો ત્યાં જઇશ, નહિં તો પછી અહિંજ રહીશ. કારણ આ સ્થાન બીજી બધી દૃષ્ટિએ ઘણું સારૂં છે. સામેજ હાઇડ-પાર્ક હોવાથી હરવા ફરવાનો ને ચોખી હવા લેવાનો ઘણો મોટો લાભ છે. લત્તો બહુજ ચોખો અને મધ્ય ભાગનો છે. બ્રીટીશ મ્યુઝીઅમ વગેરે સર્વ ભાગો અહિંથી વધુ નજીક છે. આજે કાગળો લખવામાં જ ટાઇમ પસાર કરવો છે, નહિં તો બ્રીટીશ મ્યુઝીઅમ જોવા જવાનો આજે વિચાર હતો.

અહિં એક તો રોજ સવારે ઉઠીને દાઢી કરવાનો મોટો ત્રાસ લાગે છે. આપણને તેનો અભ્યાસ નહિં ને વળી રોજ ઉસ્તરો ફેરવી ચામડીને આળી કરવી તે સહન થતી નથી. હજી તો એક એક દિવસના આંતરે દાઢી કરૂં છું પણ તે અહિં બહુજ ગ્રામ્ય લાગે છે. સવારે નાસ્તાના ટેબલપર જઈને બેસીએ તે વખતે બધાના મોંઢા સાફ ચકચકિત ધોએલા બેઠેલા હોય ત્યારે બીજા આપણું મોંઢું જોઇ મનમાં કોણ જાણે શું વિચાર કરતા હોય છે. બીજો ત્રાસ કપડા પહેરવાનો છે. ઓછામાં ઓછો એક કલાક લાગે છે ને કૉલર ને નેકટાઈનો તો હદ થાય છે. જો કે હવે બાંધતાં આવડી ગઈ છે પણ મનને ગમતી નથી. તે ન પહેરીએ તો બહુજ વિલક્ષણ લાગીએ, અખતરા ખાતર એક બે દિવસ દેશી ટોપી ને લાંબો કોટ પહેરીને બહાર નીકળ્યો તો બધા લોકો મારા સામું જોયાં કરે છે ને કેટલીક છોકરીઓ તો હસ્યા કરે ! આથી છેવટે મકાને આવી વળી પાછો તેવો ડ્રેસ પહેરૂં છું.

બીજું, આપણે ત્યાં જે કોટ પાટલુન કરાવ્યા તે સાવ નકામા નીવડ્યા. અહિં ઠંડીના લીધે અંદર ૫-૬ કપડાં પહેરવાં પડે છે ને તે ઉપર પછી ત્યાં કરાવેલા કોટ જાકીટ આવતા નથી. એથી એ આખો સૂટ નકામા જેવો થઇ પડ્યો છે અહિં પેરીસમાં

નીકળતી વખતે ૨૫ રૂપીઆનો એક સાદો સુટ લીધો તેજ હાલ પહેરવામાં કામમા આવે છે. બીજો જે સારો સુટ પેરીસમા નવો સીવડાવવા આપ્યો તે હજી મળ્યો નથી. કારણ પેરીસથી કોઈ આવશે ત્યારે તે આપશે. અહિંના લોકો કપડાની બાબતમા બહુજ કાળજી રાખનારા છે. કપડા પરથીજ સાધારણ રીતે સારા દરજ્જાનો સાધારણ દરજ્જાનો માણુસ સમજાય છે. આપણી રીત પ્રમાણે આપણે જો સાદાઈના આદર્શને વળગી ચાલવા પ્રયત્ન કરીએ તો અહિં રખડતા માણુસોમાં ખપવા જેવું બને છે. કોઇ માણુસ આપણી સામું પણ જોતું નથી. વાત પણ કરતું નથી. કોઈને મળવા જઈએ કે હોટેલમા ખાવા જઇએ તો ઉપેક્ષાની દષ્ટિએ જુએ. જો સારા ને ઉંચા કપડા હોય તો લોકો સભ્યતાથી વરતે. એ રીતે અહિં માત્ર કપડાં એજ એક જાતનું ઉંચા–નીચાનું ધોરણ થઈ પડયું છે. કારણ બાકી તો અહિં બધાનો ડ્રેસ એક જેવો છે. કોણ કોડાધીશ છે કોણ સત્તાધીશ છે અને કોણ મોટર હાકનાર કે ગટરો સાફ કરનાર છે તેની કશીજ ઓળખાણ બીજી રીતે પડે તેમ નથી.

અહિં ઋતુ બહુજ અનિયમિત હોય છે, ઘડીકમા વરસાદ આવી જાય ને ઘડીકમાં તાપ પડવા માંડે. તાપ એટલે સૂર્ય દેખાય. તાપનો અર્થ આપણે જે સમજીએ તે તો અહિ છેજ નહિં. બહાર નીકળીએ ત્યારે તો થંડી હવા ને થંડજ લાગ્યા કરે છે. રાત્રે બે ત્રણ ગરમ કપડાં પહેરીને સુઈ જવું પડે છે ને ઉપર બે બ્લેંકેટ ઓઢવા પડે છે. અત્યારે અહિં દિવસ બહુ મોટો હોય છે લગભગ સવારના પાંચ વાગે તો સૂર્યદેવ ક્ષિતિજ ઉપર આવી પહોંચે છે તે આખો દિવસ ફરતાં ફરતાં સાંજના નવ વાગે અસ્ત પામે છે. ૧૦ વાગ્યા સુધી પ્રકાશ રહે છે ને આમ પાછો ૪ વાગે પ્રકાશ દેખાવા લાગે છે. આજે આકાશ સાવ ચોકખો દેખાય છે. પણ હું આ કાગળ પૂરો કરવાના લોભે હજી બહાર નીકળ્યો નથી.

હવે આ કાગળ પૂરો કરૂં છું. ત્યાં બધા સ્નેહિઓને યથાયોગ્ય કહેશો— × × ×

હવે તો મને બધા વિગતથી કાગળો લખો એટલે જરા આશ્વાસન મળે. એજ

તમારો બધાનો,
**જિનવિજય.**

# જૈન ધર્મ મેં અહિંસા।

જો જન્મ લેતા હૈ વહ એક ન એક દિન મરતા અવશ્ય હૈ। યા તો એક પ્રાણી દૂસરે પ્રાણી કો માર ડાલતા હૈ અથવા પ્રકૃતિ હી ઉસકા જીવન સમાપ્ત કર દેતી હૈ। ઇનિમેં સેં પ્રાણી કો પ્રકૃતિ કી અપેક્ષા દૂસરે પ્રાણી કા ડર જ્યાદા હૈ। એક પ્રાણી દૂસરે પ્રાણી કે ખૂન કા પ્યાસા હૈ। ઇસી લિયે નીતિવાક્ય ભી બન ગયા હૈ-"જીવો જીવસ્ય જીવનમ્" અર્થાત્ એક જીવ દૂસરે જીવ કે જીવન કા આધાર હૈ। મનુષ્ય સબમેં શ્રેષ્ઠ પ્રાણી હૈ। બુદ્ધિમાન હોને સે બલવાન્ ભી હૈ। ઇસીલિયે યહ ઉપર્યુક્ત નીતિ વાક્ય કા સબસે જ્યાદા દુરૂપયોગ કર સકા હૈ। અપને સ્વાર્થ કે લિયે વહ ઐસી હિંસા ભી કરતા હૈ જો આવશ્યક નહીં કહી જા સકતી। પરન્તુ યહ કાર્ય પ્રાણિસમાજ ઔર મનુષ્ય સમાજ કી શાન્તિમેં બાધક હૈ। ઇસિમેં આત્મિક ઉન્નતિ ભી રૂક જાતી હૈ। ઇસિલિયે પ્રત્યેક ધર્મમેં થોડે બહુત રૂપમેં હિંસા કે ત્યાગકા ઉપદેશ દિયા ગયા હૈ ઔર ઇસિલિયે 'અહિંસા પરમોધર્મ:' પ્રત્યેક ધર્મ કા મૂલ મંત્ર બનગયા હૈ।

લેકિન જૈનધર્મને ઇસ મંત્ર કી જૈસી સૂક્ષ્મ વ્યાખ્યા કી હૈ વહ બેજોડ હૈ। જૈનધર્મ કી અહિંસા, અહિંસાકા ચરમ રૂપ હૈ। જૈનધર્મ કે અનુસાર મનુષ્ય, પશુ, પક્ષી, કીડે મકોડે આદિ કે અતિરિક્ત પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, ઔર વનસ્પતિ મેં ભી જીવ હૈં। મિટ્ટી કે ઢેલેમેં કીડ઼ આદિ જીવ તો હૈં હી, પરન્તુ મિટ્ટી કા ઢેલા સ્વયં પૃથ્વીકાયિક જીવોં કે શરીર કા પિંડ હૈ। ઇસિ તરહ જલબિન્દુમેં યન્ત્રોં કા દ્વારા દિખને વાલે અનેક જીવોં કે શરીરકા પિંડ હૈ। યહી બાત અગ્નિકાય આદિ કે વિષય મેં ભી સમઝની ચાહિયે।

ઇસિ પ્રકાર કા કુછ વિવેચન પારસિયોં કી ધર્મ પુસ્તક 'આવસ્તા' મેં ભી મિલતા હૈ। જૈસેં હમારે યહાઁ ભી પ્રતિક્રમણ કા રિવાજ હૈ ઉસી તરહ ઉનકે યહાઁ ભી 'પશ્ચાત્તાપ કી ક્રિયા' કરને કા રિવાજ હૈ। ઉસ ક્રિયા મેં જો મંત્ર બોલે જાતે હૈ ઉનમેં કુછ કા ભાવાર્થ ઇસ તરહ હૈ:—

"ધાતુ ઉપધાતુ કે સાથ જો મૈંને દુર્વ્યવહાર (અપરાધ) કિયા હો ઉસકા મૈં પશ્ચાત્તાપ કરતા હૂઁ"। "જમીન કે સાથ મૈંને જો અપરાધ કિયા હો ઉસકા મૈં પશ્ચાત્તાપ કરતા હૂઁ"। "પાની અથવા પાની કે અન્ય ભેદોં કે સાથ જો મૈંને અપરાધ કિયા હો ઉસકા મૈં પશ્ચાત્તાપ કરતા હૂઁ"। 'વૃક્ષ ઔર વૃક્ષ કે અન્ય ભેદોં કે સાથ જો મૈંને અપરાધ કિયા હો ઉસકા મૈં પ્રાયશ્ચિત્ત કરતા હૂઁ"। "મહતાબ આફ્તાબ, જલતી અગ્નિ આદિ કે સાથ મૈંને જો અપરાધ કિયા હો ઉસકા મૈં પશ્ચાત્તાપ કરતા હૂઁ।"

પારસિયોં કા વિવેચન જૈનધર્મ કે પ્રતિક્રમણ પાઠ સે મિલતા જુલતા હૈ જો કિ પારસી ધર્મ કે ઊપર જૈનધર્મ કે પ્રભાવ કા સૂચક હૈ। મતલબ યહ હૈ કિ જૈનધર્મ મેં અહિંસા કા બડા હી સૂક્ષ્મ વિવેચન કિયા ગયા હૈ। એક દિન થા જબ સંસાર ને ઇસિ સૂક્ષ્મ અહિંસા કો આશ્ચર્ય ઔર હર્ષ કે સાથ દેખા થા ઔર અપનાયા થા।

યહાઁ પર યહ પ્રશ્ન હોતા હૈ કિ જબ જૈનધર્મ કી અહિંસા ઇતની સૂક્ષ્મ હૈ તો ઉસકા પાલન કદાપિ નહીં હો સકતા—વહ અવ્યવહાર્ય હૈ। ઇસલિયે ઉસકા વિવેચન વ્યર્થ હૈ। પરન્તુ જૈનધર્મ ને હિંસા ઔર અહિંસા કા વિવેચન ઇતને અચ્છે રૂપ મેં કિયા હૈ કિ વહ જિતના હી ઉત્કૃષ્ટ હૈ ઉતના હી વ્યવહાર્ય ભી હૈ।

જૈનધર્મ કે અનુસાર અપને દ્વારા કિસી પ્રાણી કે મર જાનેસે યા દુઃખી હો જાને સે હી હિંસા નહીં હોતી। સંસાર મેં સર્વત્ર જીવ પાયે જાતે હૈં ઔર વે અપને નિમિત્ત સે મરતે ભી રહતે હૈં। ફિર ભી જૈનધર્મ ઇસિ પ્રાણીઘાત કો હિંસા નહીં કહતા। વાસ્તવમેં હિંસારૂપ પરિણામ હી હિંસા હૈ। દ્રવ્યહિંસા કો તો સિર્ફ ઇસીલિયે હિંસા કહા હૈ કિ

ઉસકા ભાવહિંસા કે સાથ સમ્બન્ધ હૈ। ફિર ભી યહ બાત યાદ રખના ચાહિયે કિ દ્રવ્યહિંસા કે હોને પર ભાવહિંસા અનિવાર્ય નહીં હૈ।

અગર દ્રવ્યહિંસા ઔર ભાવહિંસા કો ઇસ પ્રકાર અલગ ન કિયા ગયા હોતા તો જૈનધર્મ કે અનુસાર કોઈ ભી અહિંસક ન બન સકતા ઔર નિમ્નલિખિત શંકા ખડી રહતી—

જલે જંતુઃ સ્થલે જંતુરાકાશે જંતુરેવ ચ।
જંતુમાલાકુલે લોકે કથં ભિક્ષુરહિંસકઃ ॥

—જલ મેં જંતુ હૈં, આકાશ મેં જંતુ હૈં જબ સમસ્ત લોક જંતુઓં સે ભરા હુઆ હૈ તબ કોઈ ભિક્ષુ (મુનિ) અહિંસક કૈસે હો સકતા હૈ? ઇસ પ્રશ્ન કા ઉત્તર યોં દિયા ગયા હૈઃ—

સૂક્ષ્મા ન પ્રતિપીડયન્તે પ્રાણિનઃ સ્થૂલમૂર્તયઃ।
યે શક્યાસ્તે વિવર્જ્યન્તે કા હિંસા સંયતાત્મનઃ ॥

—સૂક્ષ્મ જીવ (જો અદૃશ્ય હોતે હૈં તથા ન વે કિસી સે રૂકતે હૈં ઔર ન કિસી કો રોકતે હૈં) તો પીડિત કિયે નહીં જા સકતે, ઔર સ્થૂલ જીવોંમેં જિનકી રક્ષા કી જા સકતી હૈ ઉનકી કી જાતી હૈ; ફિર મુનિ કો હિંસા કા પાપ કૈસે લગ સકતા હૈ? ઇસિમેં માલૂમ હોતા હૈ કિ જો મનુષ્ય જીવો કી હિંસા કરને કે ભાવ નહીં રખતા અથવા ઉનકો બચાને કે ભાવ રખતા હૈ ઉસકે દ્વારા જો દ્રવ્યહિંસા હોતી હૈ ઉસકા પાપ ઉસે નહીં લગતા। ઇસીલિયે કહા હૈ—

વિયોજયતિ ચાસુભિર્ન ચ વધેન સંયુજ્યતે।

—અર્થાત્ પ્રાણો કા વિયોગ કર દેને પર ભી હિંસા કા પાપ નહીં લગતા। ઇસ બાત કો શાસ્ત્રકારોં ને ઔર ભી અધિક સ્પષ્ટ કરકે લિખા હૈ—

ઉચ્ચાલ દમ્મિ પાદે ઇરિયા સમિદસ્સણિગ્ગમટ્ઠાણે।
આવાદેજ્જ કુલિંગો મરેજ્જ તજ્જોગ્ગ માસેજ્જ ॥
ણહિતસ્સ તણ્ણિમિત્તો બંધો સુહુમોવિ દેસિદો
સમયે।

અર્થાત્ જો મનુષ્ય દેખ દેખ કે રાસ્તા ચલ રહા હૈ ઉસકે પૈર ઉઠાને પર અગર કોઈ જીવ પૈર કે નીચે આજાવે ઔર કુચલ કર મર જાવે તો ઉસ મનુષ્ય કો ઉસ જીવ કે મરને કા થોડા સે ભી થોડા પાપ નહીં લગતા।

હિંસા કા પાપ તભી લગતા હૈ જબ કિ વહ યત્નાચાર સે કામ ન લેતા હો—

મરદુવ જિયદુવ જીવો અયદાચારસ્સણિચ્છિદા હિંસા।
પયદસ્સણત્થિ બન્ધો હિંસામેત્તેણ સમિદસ્સ ॥

અર્થાત્ જીવ ચાહે જિયે ચાહે મરે, પરન્તુ જો અયત્નાચાર સે કામ કરેગા ઉસે અવશ્ય હી હિંસા કા પાપ લગેગા। લેકિન જો મનુષ્ય યત્નાચાર સે કામ કર રહા હૈ ઉસે પ્રાણિવધ હો જાને પર ભી હિંસા કા પાપ નહીં લગતા। આશાધરજી ને ભી ઇસી વિષય પર અચ્છા પ્રકાશ ડાલા હૈ—

વિષ્વગ્જીવ ચિતેલોકે ક્વચરનકોપ્યમોક્ષ્યત।
ભાવૈકસાધનૌ બન્ધમોક્ષૌ ચેન્નાભવિષ્યતામ્ ॥

જબકિ લોક જીવોં સે ખચાખચ ભરા હૈ તબ યદિ બન્ધ ઔર મોક્ષ ભાવોં કે ઊપર હી નિર્ભર ન હોતે તો કૌન આદમી મોક્ષ પ્રાપ્ત કર સકતા।

જબ જૈનધર્મ કી અહિંસા ભાવોં કે ઉપર નિર્ભર હૈ તબ ઉસે કોઈ ભી અવ્યવહાર્ય કહને કા દુઃસાહસ નહીં કર સકતા। જૈનધર્મ કે સમાધિમરણ વ્રત કે ઊપર વિચાર કરને સે તો સાફ માલૂમ હોતા હૈ કિ મરને સે હી હિંસા નહી હોતી। ઇસ સલ્લેખના વ્રત કે મહત્વ ઔર સ્વરૂપ કો ન સમઝકર કિસી આદમી ને એક પત્ર મેં લિખા થા કિ જૈની લોગ મહીનોં ભૂખોં રહકર મરને મેં પુણ્ય સમઝતે હૈં। અગર ઇસ ભાઈ ને સલ્લેખના કા રહસ્ય સમઝા હોતા તો કભી ઐસા ન લિખતા, ઔર ન સલ્લેખના કો આત્મહત્યા કા રૂપ દેતા। સલ્લેખના ઐસી અવસ્થાઓં મેં કી જાતી હૈ—

ઉપસર્ગે દુર્ભિક્ષે જરસિ રુજાયાં ચ નિઃપ્રતીકારે।
ધર્માય તનુવિમોચનમાહુઃ સલ્લેખનામાર્યાઃ ॥

—જબ કોઈ ઉપસર્ગ, દુર્ભિક્ષ, બુઢાપા, ઔર રોગ ઐસી હાલત મેં પહુઁચ જાયઁ કિ ધર્મ કી રક્ષા કરના મુશ્કિલ હો તો ધર્મ કે લિયે શરીર છોડ દેના સલ્લેખના યા સમાધિમરણ હૈ।

સમાધિ લેલેને પર ઉપર્યુક્ત આપત્તિયોં કો દૂર કરને કી ફિર ચેષ્ટા નહીં કી જાતી-ઉપચાર બગૈરહ બંદ કરકે વહ અંત, મેં અનશન કરતે કરતે પ્રાણત્યાગ કરતા હૈ । સમ્ભવ હૈ કિ ઉપચાર કરને સે વહ કુછ દિન ઔર જી જાતા । પરંતુ જિસ કાર્ય કે લિયે જીવન હૈ, જબ વહી નષ્ટ હો જાતા હૈ તબ જીવન કા મૂલ્ય હી ક્યા રહતા હૈ । યહ યાદ રખના ચાહિયે કિ આત્મા કા સાધ્ય શાન્તિ ઔર સુખ હૈ । સુખકા સાધન હૈ ધર્મ ઔર ધર્મ કા સાધન હૈ જીવન । જબ જીવન ધર્મ કા બાધક બનગયા હૈ તબ જીવન કો છોડ કર ધર્મ કી રક્ષા કરના હી ઉચિત હૈ । હર જગહ સાધ્ય ઔર સાધન મેં વિરોધ હોને પર સાધન કો છોડકર સાધ્ય કી રક્ષા કરના ચાહિયે । સમાધિમરણ મેં ઇસી નીતિ કા પાલન કિયા જાતા હૈ । ઇસી બાતકો અકલંક દેવને સ્પષ્ટ કિયા હૈ:—

"યથા વણિજઃ વિવિધ પણ્ય દાનાદાન સંચય પરસ્ય ગૃહવિનાશોઽનિષ્ટઃ તદ્વિનાશકારણે ચોપસ્થિતે યથાશક્તિ પરિહરતિ દુષ્પરિહારે ચ પણ્યાવિનાશો યથા ભવતિ તથા યતતે । એવં ગૃહસ્થોઽપિ વ્રતશીલપુણ્યસંચય પ્રવર્તમાનસ્તદાશ્રયસ્ય શરીરસ્ય ન પાતમભિવાઞ્છતિ તદુપ્લવકારણે ચોપસ્થિતે સ્વગુણાવિરોધેન પરિહરતિ દુષ્પરિહારે ચ યથા સ્વગુણવિનાશો ન ભવતિ તથા પ્રયતતિ કથમાત્મવધો ભવેત્" ।

ભાવાર્થ—કોઈ વ્યાપારી અપને ઘર કા નાશ નહી ચાહતા । અગર ઘરમેં આગ જગજાતિ હૈ તો ઉસકે બુઝાને કી ચેષ્ટા કરતે હૈ । પરંતુ જબ દેખતા હૈ કિ ઇસકા બુઝાના કઠિન હૈ તબ વહ ઘરકી પર્વાહ ન કરકે ધનકી રક્ષા કરતે હૈ । ઇસી તરહ કોઈ આદમી શરીર કા નાશ નહીં ચાહતા । પરંતુ જબ ઉસકા નાશ નિશ્ચિત હોજાતા હૈ તબ વહ ઉસે તો નષ્ટ હોને દેતા હૈ ઔર ધર્મ કી રક્ષા કરતા હૈં । ઇસલિયે યહ આત્મવધ નહીં કહા જા સકતા ।

ઇસ પર કહા જા સકતા હૈ કિ સર્વજ્ઞ કે વિના યહ કૌન નિશ્ચિત કર સકતા હૈ કિ યહ મર હો જાયગા, ક્યોંકિ દેખા ગયા હૈ કિ જિસ રોગી કો અચ્છે, અચ્છે ચિકિત્સકોં ને આશા છોડ દી વહ ભી જીગયા હૈ; ઇસલિયે સંશયાસ્પદ મૃત્યુ કો સલ્લેખના કે દ્વારા નિશ્ચિત મૃત્યુ બના દેના આત્મવધ હી હૈ । દૂસરી બાત યહ હૈ કિ ચિકિત્સા સે કુછ સમય અધિક જીવન કી આશા હૈ, જબકી સલ્લેખના સે વહ પહિલે હી મર જાયગા । અતઃ યહ ભી આત્મવધ કહલાયા ઔર સલ્લેખના કરાને વાલે મનુષ્યઘાતક કહલાયે ।

નિઃસન્દેહ હમ લોગ સર્વજ્ઞ નહીં હૈં; પરંતુ દુનિયાઁ કે સારે કામ સર્વજ્ઞ કે દ્વારા નહીં કરાયે જા સકતે । હમ લોગ તો ભવિષ્ય કે એક ક્ષણ કી ભી બાત નિશ્ચિત નહીં જાન સકતે, પરંતુ કામ તો ઐસે ભી કિયે જાતે હૈં જિનકા સમ્બંધ ભવિષ્ય કે ક્ષણોં સે હી નહીં, યુગો સે હોતા હૈ । મનુષ્ય કે પાસ જિતના જ્ઞાન ઔર શક્તિ હૈ ઉસકા ઉચિત ઉપયોગ કરના ચાહિયે । સર્વજ્ઞતા પ્રાપ્ત નહીં ઔર થોડે જ્ઞાન કા ઉપયોગ નહીં કિયા જા સકતા, ઐસી હાલત મેં મનુષ્ય બિલકુલ અકર્મણ્ય હો જાયગા । ઇસલિયે ઉપલબ્ધ શક્તિ કા શુભ પરિણામોં સે ઉપયોગ કરને મેં કોઈ પાપ નહી હૈ । દૂસરી બાત યહ હૈ કિ ભૌતિકજીવન હી સબ કુછ નહીં હૈ—ભૌતિકજીવન કો સબ કુછ સમજને વાલે જીના હી નહીં જાનતે; વે જીતે હુએ ભી મૃતક કે સમાન હૈં । ઐસે ભી અનેક અવસર આતે હૈં જબ મનુષ્ય કો સ્વેચ્છા સે જીવન કા ત્યાગ કરના પડતા હૈ । યુદ્ધ મેં આત્મસમર્પણ કર દેને સે યા ભાગ જાને સે જાન બચ સકને પર ભી સચ્ચે વીર યે દોનોં કામ ન કરકે મર જાતે હૈં । વહ ચીજ, જિસકે લિયે વે જીવન કા ત્યાગ કર દેતે હૈં, અવશ્ય હી જીવન કી અપેક્ષા બહુમૂલ્ય હૈ । ઇસલિયે ઉનકા યહ કામ આત્મહત્યા નહીં કહલાતા । બહુત દિન હુએ કિસી પત્ર મેં હમને એક કહાની પઢી થી; ઉસકા શીર્ષક થા "પતિહત્યા મેં પાતિવ્રત્ય" । ઉસકા અંતિમ કથાનક યોં થા—યુદ્ધક્ષેત્ર મેં રાજા ઘાયલ પડા થા, રાની પાસ મેં બૈઠી થી । યવન સેના ઉન્હેં કૈદ કરને કે લિયે આ રહી થી । રાજા ને બડે કરૂણસ્વરમેં રાની સે કહા-

'દેવી ! તુમ્હેં પાતિવ્રત્ય કી કઠિનપરીક્ષા દેની પડેગી' । રાની કે સ્વીકાર કરને પર રાજા ને કહા કિ–"મેરા જીવિત શરીર યવનોં કે હાથ મેં જાવે ઇસકે પહિલે તુમ મેરે પેટ મેં કટારી માર દો ।" રાની ઘબરાઈ, કિન્તુ જબ શત્રુ બિલકુલ પાસ આગયે, તબ રાજા ને કહા–દેવિ ! પરીક્ષા દો ! સચ્ચી પતિવ્રતા બનો ' રાની ને રાજા કે પેટ મેં કટારી માર દી ઔર ઉસી કટારી સે અપને જીવન કા ભી અંત કર દિયા । યહ થા પતિહત્યા મેં પાતિવ્રત્ય । ઇસસે માલૂમ હોતા હૈ ઐસી ભી ચીજેં હૈં જિનકે લિયે જીવન કા ત્યાગ કરના પડતા હૈ । આત્મહત્યા કાયરતા હૈ પરન્તુ ઉપર્યુક્ત ઘટનાએઁ વીરતા કે જાજ્વલ્યમાન ઉદાહરણ હૈં । ઇન્હી ઉદાહરણોં કે ભીતર સમાધિમરણ કી ઘટનાએઁ ભી શામિલ હૈં ।

હાં, દુનિયાઁ મેં પ્રત્યેક સિદ્ધાન્ત ઔર પ્રત્યેક રિવાજ કા દુરુપયોગ હો સકતા હૈ ઔર હોતા ભી હૈ । બંગાલ મેં કુછ દિન પહિલે 'અંતક્રિયા' કા બહુત દુરુપયોગ હોતા થા । અનેક લોગ વૃદ્ધા સ્ત્રી કો ગંગા કે કિનારે લે જાતે થે ઔર ઉસસે કહતે થે–'હરિ બોલ' । અગર ઉસને હરિ બોલ દિયા તો ઉસે જીતે હી ગંગા મેં બહા દેતે થે । પરન્તુ વહ હરિ નહીં બોલતી થી ઇસસે ઉસે બાર બાર પાની મેં ડુબા ડુબા કર નિકાલતે થે ઔર જબ તક વહ હરિ ન બોલે તબતક ઉસે ઇસી પ્રકાર પરેશાન કરતે રહતે થે, જિસસે ઘબરા કર વહ 'હરિ' બોલ દિયા કરતી થી ઔર વે લોગ ઉસે સ્વર્ગ પહુઁચા દેતે થે । 'અંતિમ ક્રિયા' કા યહ કૈસા ભયાનક દુરુપયોગ થા ! ફિર ભી દુરુપયોગ કે ડર સે અચ્છે કામ કા ત્યાગ નહીં કિયા જાતા, કિન્તુ યથાસાધ્ય દુરુપયોગ કો રોકને કે લિયે કુછ નિયમ બનાયે જાતે હૈં । અપને ઔર પર કે પ્રાણત્યાગ કે વિષય મેં નિમ્નલિખિત નિયમ ઉપયોગી હૈં:—

( ૧ ) રોગ અથવા ઔર કોઈ આપત્તિ અસાધ્ય હો ।

( ૨ ) સબને રોગી કે જીવન કી આશા છોડ દી હો ।

( ૩ ) પ્રાણી સ્વયં પ્રાણત્યાગ કરને કો તૈયાર હો ! ( યદિ પ્રાણી કી ઇચ્છા જાનને કા કોઈ માર્ગ ન હો તો ઇસ ક્રિયા કે કરાને વાલે કો શુદ્ધ હૃદય સે વિચારના ચાહિયે કિ ઐસી પરિસ્થિતિ મેં યહ પ્રાણી ક્યા ચાહ સકતા હૈ ? )

( ૪ ) જીવન કી અપેક્ષા ઉસકા ત્યાગ હી ઉસકે લિયે શ્રેયસ્કર ( ધર્માદિ કી રક્ષા કા કારણ ) સિદ્ધ હોતા હો ।

ઇસકે અતિરિક્ત ઔર ભી બહુત સે કારણ હો સકતે હૈં જૈસે પરિચર્યા ન હો સકના આદિ; પરંતુ ઉપર્યુક્ત કારણ તો અવશ્ય હોના હી ચાહિયે । ઇસ કાર્ય મેં એક બાત સબસે અધિક આવશ્યક હૈ । વહ હૈ પરિણામોં કી નિર્મલતા, નિઃસ્વાર્થતા આદિ । જિસ જીવ કો પ્રાણ ત્યાગ કરના હૈ ઉસીકી ભલાઈ કા હી લક્ષ્ય હોના ચાહિયે । નિજી સ્વાર્થ કો પાસ ભી ન ફટકને દેના ચાહિયે । ઇસસે પાઠક સમઝેં હોંગે કિ પ્રાણત્યાગ કરને ઔર કરાને સે હી હિંસા નહીં હોતી–હિંસા હોતી હૈ તબ, જબ હમારે ભાવ દુઃખ દેને કે હોતે હૈં । મતલબ યહ કિ કોરી દ્રવ્ય-હિંસા, હિંસા નહીં કહલા સકતી । સાથ મેં ઇતના ઔર સમઝના ચાહિયે કિ કોરા પ્રાણવિયોગ હિંસા તો ક્યા, દ્રવ્યહિંસા ભી નહીં કહલા સકતા । પ્રાણ-વિયોગ સ્વતઃ દ્રવ્યહિંસા નહી હૈ પરન્તુ વહ દુઃખ-રૂપ દ્રવ્યહિંસા કા કારણ હોતા હૈ ઇસલિયે દ્રવ્ય-હિંસા કહલાતા હૈ । અકલંકદેવ કી નિમ્નલિખિત પંક્તિયોં મે યહ બાત ધ્વનિત હોતી હૈ—

'સ્યાન્મતં પ્રાણેભ્યોઽન્ય આત્મા અતઃ પ્રાણ-વિયોગે ન આત્મનઃ કિંચિદ્ભવતીત્ય ધર્માભાવઃ સ્યાત્ ઇતિ, તન્ન, કિં કારણં ? તદ્દુઃખોત્પાદકત્વાત્ પ્રાણવ્યપરોપણેહિ સતિ તત્સંબંધિનો જીવસ્ય દુઃખમુ-ત્પદ્યતે ઇત્યધર્મસિદ્ધિઃ ।'

આત્મા તો પ્રાણોં સે પૃથક હૈ ઇસલિયે પ્રાણોં કે વિયોગ કરને પર ભી અધર્મ ન હોગા । યહ ઠીક નહીં હૈ; ક્યોંકિ પ્રાણવિયોગ હોને પર દુઃખ હોતા હૈ ઇસલિયે અધર્મ સિદ્ધ હુઆ ।

ઇસસે માલૂમ હુઆ કિ દ્રવ્યહિંસા તો દુઃખરુપ હૈ। પ્રાણવિયોગ દુઃખ કા એક બડા સાધન હૈ ઇસલિયે વહ દ્રવ્યહિંસા કહલાયા। યહ દ્રવ્યહિંસા ભી ભાવહિંસા કે વિના હિંસા નહીં કહલા સકતી। જો લોગ બાહ્યરુપ દેખ કર હી હિંસા અહિંસા કી કલ્પના કર લેતે હૈં વે ભૂલતે હૈં। ઇસ વિષય મેં આચાર્ય અમૃતચંદ્ર કી કુછ કારિકાએં ઉલ્લેખનીય હૈં—

અવિધાયાપિ હિ હિંસાં હિંસાફલભાજનં ભવત્યેકઃ।
કૃત્વાપ્યપરો હિંસાં હિંસાફલભાજનં ન સ્યાત્॥
એકસ્યાલ્પા હિંસા દદાતિ કાલે ફલમનલ્પમ્।
અન્યસ્ય મહાહિંસા સ્વલ્પફલા ભવતિ પરિપાકે।
કસ્યાપિ દિશતિ હિંસા હિંસાફલમેકમેવ ફલકાલે।
અન્યસ્ય સૈવ હિંસા દિશત્યહિંસાફલં વિપુલં॥

હિંસા ફલમપરસ્યતુ દદાત્યહિંસા તુ પરિણામે।
ઇતિરસ્ય પુનર્હિંસા દિશત્યહિંસાફલં નાન્યત્॥
અવબુધ્યહિંસ્ય હિંસક હિંસા હિંસાફલાનિ તત્વેન।
નિત્યમવગૂહમાનૈર્નિજ શક્ત્યા ત્યજ્યતાં હિંસા॥

—એક મનુષ્ય હિંસા (દ્રવ્યહિંસા) ન કરકે ભી હિંસક હો જાતા હૈ અર્થાત્ હિંસા કા ફલ પ્રાપ્ત કરતા હૈ। દૂસરા મનુષ્ય હિંસા કરકે ભી હિંસક નહીં હોતા॥ એક કી થોડીસી હિંસા ભી બહુત ફલ દેતી હૈ ઔર એક કી બડી ભારી હિંસા ભી થોડા ફલ દેતી હૈ॥ કિસીકી હિંસા હિંસા કા ફલ દેતી હૈ ઔર કિસી કી વહી હિંસા, અહિંસા કા ફલ દેતી હૈ॥ કિસી કી અહિંસા, હિંસા કા ફલ દેતી હૈ ઔર કિસીકી હિંસા, અહિંસા કા ફલ દેતી હૈ॥ હિંસ્ય (જિસ કી હિંસા કી જાય) કયા હૈ? હિંસક કૌન હૈ? હિંસા કયા હૈ? ઔર હિંસા કા ફલ કયા હૈ? ઇન બાતોં કો અચ્છી તરહ સમઝકર હિંસા કા ત્યાગ કરના ચાહિયે॥

યહાઁ તક સામાન્ય અહિંસા કા વિવેચન કિયા ગયા હૈ જિસકે ભીતર મહાવ્રત ભી શામિલ હૈ। પાઠક દેખેંગે કિ ઇસ અહિંસા મહાવ્રત કા સ્વરૂપ ભી કિતના વ્યાપક ઔર વ્યવહાર્ય હૈ। અબ હમેં અહિંસા અણુવ્રત કે ઊપર ભી થોડાસા વિચાર કરના હૈ જિસકા પાલન ગૃહસ્થોંકે દ્વારા કિયા જાતા હૈ।

હિંસા ચાર પ્રકારકી હોતી હૈ—સંકલ્પી, આરમ્ભી, ઉદ્યોગી, ઔર વિરોધી। બિના અપરાધ કે, જાનબૂઝકર, જબ કિસી જીવ કે પ્રાણ લિયે જાતે હૈં યા ઉસે દુખ દિયા જાતા હૈ તો વહ **સંકલ્પી** હિંસા કહલાતી હૈ, જૈસે કસાઈ પશુબધ કરતા હૈ। ઝાડને બુહારને મેં, રોટી બનાને મેં, આને જાને આદિ મેં યત્નાચાર રખતે હુએ ભી જો હિંસા હો જાતી હૈ વહ **આરમ્ભી** હિંસા કહલાતી હૈ। વ્યાપારાદિ કાર્ય મેં જો હિંસા હો જાતી હૈ ઉસે **ઉદ્યોગી** હિંસા કહતે હૈં; જૈસે અનાજ કા વ્યાપારી નહીં ચાહતા કિ અનાજ મેં કીડે પડે ઔર મરેં પરન્તુ પ્રયત્ન કરને પર ભી કીડે પડ જાતે હૈં ઔર મર ભી જાતે હૈં। આત્મરક્ષા યા આત્મીય રક્ષા કે લિયે જો હિંસા કી જાતી હૈ વહ **વિરોધી** હિંસા હૈ।

ગૃહસ્થ સ્થાવર જીવોં કી હિંસા કા ત્યાગી નહીં હૈ, સિર્ફ ત્રસ જીવોં કી હિંસા કા ત્યાગી હૈ। લેકિન ત્રસ જીવોં કી ઉપર્યુક્ત ચાર પ્રકાર કી હિંસા મેં સે વહ સિર્ફ સંકલ્પી હિંસા કા ત્યાગ કરતા હૈ। કૃષિ, આદિ મેં હોનેવાલી હિંસા સંકલ્પી હિંસા નહીં હૈ, ઇસલિયે અહિંસાણુવ્રતી યે કામ કર સકતા હૈ। અહિંસાણુવ્રત કા નિર્દોષ પાલન દૂસરી પ્રતિમા મેં કિયા જાતા હૈ! ઔર કૃષિ આદિ કા ત્યાગ આઠવી પ્રતિમા મેં હોતા હૈ। કિસી ભી સમય જૈન સમાજ કા પ્રત્યેક આદમી આઠવીં પ્રતિમાધારી નહીં હો સકતા। વર્તમાન જૈન સમાજ મેં હજાર પીછે એક આદમી ભી મુશ્કિલ સે અણુવ્રતધારી મિલ સકેગા। આઠવીં પ્રતિમાધારી તો બહુત હી કમ હૈં। જૈનિયોં ને જો કૃષિ આદિ કાર્ય છોડ રકખા હૈ વહ જૈની હોને કે કારણ નહીં કિન્તુ વ્યાપારી હોને કે કારણ છોડા હૈ। દક્ષિણ પ્રાન્ત મેં જિતને જૈની હૈં, ઉનકા બહુભાગ કૃષિજીવી હી હૈ।

કુછ લોગોં કા યહ ખ્યાલ હૈ કિ જૈની હો જાને સે હી મનુષ્ય, રાષ્ટ્ર કે કામ કી ચીજ નહીં રહતા— વહ રાષ્ટ્ર કા ભાર બન જાતા હૈ। પરન્તુ યહ ભૂલ હૈ। યદ્યપિ ઇસ ભૂલ કા બહુત કુછ ઉત્તરદાયિત્વ વર્તમાન જૈનસમાજ પર હૈ, પરંતુ યહ ભૂલ હૈ।

રાષ્ટ્ર કી રક્ષા કે લિયે ઐસા કોઈ કાર્ય નહીં હૈ જો જૈની ન કર સકતા હો, અથવા ઉસ કાર્ય કે કરને સે ઉસકે ધાર્મિક પદ મેં બાધા આતી હો। જૈનિયોં કે પૌરાણિક ચિત્ર તો ઇસ વિષય મેં આશાતીત ઉદારતા કા પરિચય દેતે હૈં । યુદ્ધ કા કામ પુરાને સમય મેં ક્ષત્રિય કિયા કરતે થે । પ્રજા કી રક્ષા કે લિયે અપરાધિયોંકો કઠોર સે કઠોર દંડ ભી ક્ષત્રિય દેતે થે । ઇન્હીં ક્ષત્રિયોં મેં જૈનિયોં કે પ્રાયઃ સભી મહાપુરૂષોંકા જન્મ હુઆ હૈ। ચૌબીસ તીર્થંકર, બારહ ચક્રવર્તી, નવ નારાયણ, નવ પ્રતિનારાયણ, નવ બલભદ્ર, યે શલાકા પુરૂષ ક્ષત્રિય થે।.૨૪ કામદેવ તથા અન્ય હજારોં આદર્શ વ્યક્તિ ક્ષત્રિય થે । ઇન સભી કો યુદ્ધ ઔર શાસન કા કામ કરના પડતા થા। ધર્મ કે સબ સે બડે .પ્રચારક તીર્થંકર હોતે હૈં । જન્મ સે હી ઇનકા જીવન સાંચે મે ઢલા હુઆ હોતા હૈ । ઇનકા સારા જીવન એક આદર્શ જીવન હોતા હૈ । લેકિન તીર્થંકરોં મેં શાન્તિનાથ, કુંથુનાથ, અરનાથ ઇનને તો એક આર્યખણ્ડ ઔર પાંચ મ્લેચ્છખણ્ડોં કી વિજય કી થી । ભગવાન નેમિનાથ ભી યુદ્ધ મેં શામિલ હુએ થે । ઇસ યુગ કે પ્રથમ ચક્રવર્તી સમ્રાટ ભરત કા વૈરાગ્યમય જીવન પ્રસિદ્ધ હૈ । લેકિન પ્રાણ-દણ્ડ કી વ્યવસ્થા ઇન્હીં ને નિકાલી થી । જૈનિયોં કે પુરાણ તો યુદ્ધોં સે ભરે પડે હૈં; ઔર ઉન યુદ્ધોં મેં અચ્છે અચ્છે અણુવ્રતિયોં ને ભી ભાગ લિયા હૈ । પદ્મપુરાણ મેં લડાઈ પર જાતે હુએ ક્ષત્રિયોં કે વર્ણન મેં નિમ્નલિખિત શ્લોક ધ્યાન દેને યોગ્ય હૈ—

સમ્યગ્દર્શનસમ્પન્નઃ શૂરઃ કશ્ચિદણુવ્રતી ।
પૃષ્ઠતો વીક્ષ્યતે પત્ન્યાઃ પુરસ્ત્રિદશકન્યયા ૭૩ । ૧૬૮

અર્થાત્ કિસી સમ્યગ્દૃષ્ટિ ઔર અણુવ્રતી સિપાહી કો દેવકન્યાયેં દેખ રહી હૈં ।

અગર જૈનધર્મ બિલકુલ વૈશ્યો કા હી ધર્મ હોતા તો ઉસકે સાહિત્ય મેં ઐસે દૃશ્ય ન હોતે । ઇસલિયે યહ અચ્છી તરહ સમઝ લેના ચાહિયે કિ અપની, અપને કુટુમ્બિયોં કી, અપને ધન ઔર આજીવિકા કી રક્ષા કે લિયે જો હિંસા કરની પડતી હૈ વહ સંકલ્પી હિંસા નહી હૈ । જો હિંસા સંકલ્પી નહીં હૈ, ઉસકા ત્યાગી સાધારણ જૈની તો ક્યા અણુવ્રતી ભી નહી હોતા । ઇસસે સાફ માલૂમ હોતા હૈ કિ જૈનધર્મ કી અહિંસા ન તો અવ્યવહાર્ય હૈ, ન સંકુચિત હૈ, ન ઐહિક ઉન્નતિ કી બાધક હૈ। વર્તમાન કે અધિકાંશ જૈની અપની કાયરતા યા અકર્મણ્યતા કો છિપાને કે લિયે બડી બડી બાતેં મારા કરતે હૈ પરન્તુ વાસ્તવ મેં અહિંસા કે સાધારણ રૂપ કે પાલક ભી નહી હોતે; હાં, ઢોંગ કઈ ગુણા દિખલાતે હૈં । ઇન્હેં દેખકર જૈનધર્મ કી અહિંસા નહીં સમઝી જા સકતી ।

દરબારીલાલ ન્યાયતીર્થ.

## મહાત્માજીકા પત્ર.

**ભાઈ દરવારી લાલજી,**

આપકા પત્ર ઔર લેખ મીલા । લેખ પઢકર મુઝકો આનન્દ હુઆ. ઉસમેં બહોતસી બાતેં હૈં જિનસેં મેં સહમત હું । ક્યા જૈન જનતા આપકે અભિપ્રાય કો માન લેગી ।

સત્યાગ્રહ આશ્રમ આપકા
વર્ધા. તા. ૩૦-૧-૨૯. મોહનદાસ ગાંધી.

[ આ લેખ લખનાર દિગંબરી પંડિત છે. તેમણે દિગંબર જૈન ગ્રંથોમાંથી અવતરણો અને ઉદાહરણો આપી પોતાનો લેખ લખ્યો છે. શ્વેતાંબર જૈન ગ્રંથોમાંથી તે પ્રમાણે અવતરણો અને ઉદાહરણો આપી કોઈ વિદ્વાન્ શ્વેતામ્બર જૈન જૈનધર્મમાં અહિંસાનું ખરૂં સ્વરૂપ શું છે તે લખી જણાવશે તો અમે જરૂર પ્રકટ કરીશું. આ લેખના ઉત્તર રૂપે સૌમ્ય ભાષામાં કોઈ લેખ લખશે તેને પણ સ્થાન આપીશું. આ વિષયને અંગત હુમલા વગર સામ્યભાવે ખૂબ છણવા જેવો છે. ] તંત્રી.

---

# વિવિધ નોંધ.

## ( કૉન્ફરન્સ ઑફિસ તરફથી )

**૧. મંત્રીપદનું રાજીનામું:—**

આ સંસ્થાના એક એકટિંગ રેસીડેન્ટ જનરલ સેક્રેટરી શેઠ નગીનદાસ કરમચંદ સંઘવી તરફથી પોતાના હોદ્દાનું રાજીનામું તા. ૨૭–૮–૨૮ ના પત્રથી આવતાં તે સબંધે તા. ૯–૧૨–૨૮ ની સ્ટેન્ડીંગ કમિટીએ નિમેલા સભ્યોએ શેઠ નગીનદાસ કરમચંદને રૂબરૂ મળ્યા પછીની હકીકત તા. ૨૦–૧–૨૯ ના રોજ મળેલી સ્ટેન્ડીંગ કમિટીની મિટીંગ સમક્ષ રજુ કરી હતી. તે વખતે રાજીનામાં સબંધે પુનઃ વિચાર કરતાં સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું હતું કે "રા. શેઠ નગીનદાસ કરમચંદ જેઓએ આ કૉન્ફરંસના રેસીડેન્ટ જનરલ સેક્રેટરીના હોદ્દા ઉપર રહી અત્યાર સુધી જે સેવા બજાવી છે તેની આજની સભા નોંધ લે છે અને તેમની નાદુરસ્તીના કારણસર તેમનું રાજીનામું દિલગીરી સાથે સ્વીકારે છે."

**૨. કૉન્ફરંસના બંધારણ સબંધે સૂચના:—**

પ્રત્યેક ગામના શ્રી જૈન સંઘો, જૈન બંધુઓ અને બ્હેનો તેમજ જૈન સંસ્થાઓના કાર્યવાહકોને વિનંતિ કરવામાં આવે છે કે આપણી કૉન્ફરંસનું ચાલુ બંધારણ જે મુંબઈ મુકામે મળેલી દશમી બેઠક વેળાએ પસાર કરવામાં આવ્યું છે તેમાં યોગ્ય સુધારા વધારા થવાની આવશ્યકતા જણાતાં સદરહુ બંધારણની છાપેલી પ્રતો તૈયાર કરવામાં આવી છે, જે આ સંસ્થાના મુખપત્ર 'જૈનયુગ'ના તમામ ગ્રાહકોને ગત માસના અંક સાથે બાંધી પહોંચતી કરવામાં આવી છે. તેમજ કમિટીના ઠરાવ અન્વયે આપણી કોમની વસ્તીવાળાં લગભગ દરેક શહેર યા ગામના આગેવાન અને શ્રી સંઘ તરફ તથા મુનિ મહારાજાઓ અને આપણી સંસ્થાઓ જેઓનાં નામો અમને મળી શકયાં છે તેમને તેમજ ગ્રેજ્યુએટોને, જૈન પત્રોના અધિપતિઓ, અને અન્ય આગેવાનોને એક એક છાપેલી પ્રત મોકલી આપવામાં આવી છે. જેઓને આ પ્રતો મળી હોય તેમણે બંધારણ ઉપર પોતાની સૂચનાઓ અને ઘટતા સુધારાઓ સબંધે યોગ્ય હકીકત સત્વરે લખી મોકલવા વિનંતિ છે. આ પ્રતો લગભગ દરેક જગાએ મોકલવામાં આવી છે છતાં જેઓને જોઇતી હોય તેમણે મંગાવી લેવી.

**૩. શેઠ ફકીરચંદ પ્રેમચંદ સ્કોલરશિપ (પ્રાઇઝ)**

આ સ્કોલરશીપ (પ્રાઈઝ)ની શરતો મુજબ આવેલી અરજીઓ તપાસતાં મી. કાંતિલાલ નાથાલાલ શાહે (શ્રી મહાવીર જૈન વિદ્યાલયના વિદ્યાર્થીને) સંસ્કૃતના વિષયમાં સૌથી વધારે માર્કસ મેલવનાર તરીકે રૂ. ૪૦)નું ઇનામ આપવા ઠર્યું છે. સુરતનાં વતની અને કુલ્લે સૌથી વધારે માર્કસ મેલવનાર તરીકે અમોને કોઈ પણ વિદ્યાર્થીની અરજી ન મળવાથી બીજું ઇનામ કોઈને પણ આપવામાં આવેલ નથી. જાહેર થયેલ ઇનામ મેળવનારે માર્ક સંબંધી ખાત્રી આપી નક્કી થએલ ઇનામ લઈ જવું.

---

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

વાર્ષિક લવાજમ રૂ. ત્રણ.

પુસ્તક ૪

અંક ૬-૭-૮



માહ-ફાગણ-ચૈત્ર

૧૯૮૫

માનદ તંત્રી

**મોહનલાલ દલીચંદ દેશાઈ**

બી. એ. એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબઈ.

# વિષયાનુક્રમ.

# જૈનયુગ.



## DEGRADATION OF RELIGION.

The aim of all education and progress is to develop the collective instinct in man; to teach him to co-operate with his neighbour, and to make him feel that his individual good depends on the good of society as a whole Only thus can the selfish and individualistic instinct be suppressed and the energy of mankind be diverted from mutual competition to co-operation for the common good Religion as practised to-day is, however, the greatest separatist force. It puts artificial barriers between man and man and prevents the development of healthy and co-operative national life Not content with its reactionary influences on social matters, it has invaded the domain of politics and economics, and affects every aspect of our life Its association with politics has been to the good of neither. Religion has been degraded and politics has sunk into the mire Complete divorce of one from the other is the only remedy.

*—Pandit Motilal Nehru's Presidential Address Calcutta Congress. 1928.*

પુસ્તક ૪ વીરાત્ ૨૪૫૫ વિ૦ સં. ૧૯૮૫ માહ-ફાગણ-ચૈત્ર અંક ૪-૫-૬

## તંત્રીની નોંધ.

**૧ શ્રી મહાવીર જયન્તી વિષે કંઈક વક્તવ્ય.**

अर्हन् सिद्धः प्रबुद्धः प्रकटगुणगणः,
पारगोऽनङ्गभेदी
वीरो विश्वाधिनाथः किशलयतु स वो
ऽतुल्यमांगल्यमालाम् ।
व्योमैवाद्यापि यस्य प्रविदितमहिमोल्लासनं
शासनं तच्
चित्रं सूर्याद्यमप्युज्ज्वलसुशशिकुलं
भाति निस्तारकं यत् ॥
वर्द्धमान जिनेशस्य वचनाय नमोनमः
अज्ञानध्वान्तविध्वंसाद्येव दिवसायते ॥

—વિદ્યાત્રિવેણી.

—સૂર્યથી યુક્ત છતાં ઉજ્જ્વલ ચંદ્રકુલવાળું જે આકાશ નિસ્તારક ભાસે છે તેની પેઠે જેનું શાસન સૂર્ય ન છતા હજુ સુધી પ્રસિદ્ધ મહિમાના ઉલ્લાસવાળું જણાય છે કે જે એક વિચિત્ર વાત છે, તે અર્હન્, સિદ્ધ, પ્રબુદ્ધ, પ્રકટ ગુણના સમૂહવાળા, પારપામેલા, કામદેવને ભેદનારા વિશ્વાધિનાથ વીરપ્રભુ તમારી માંગલ્યમાલા અતુલપણે વિકસાવો.

જે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરીને પોતેજ દિવસરૂપ થાય છે એવા વર્ધમાન જિનેશના વચનનો નમોનમઃ

गंभीरचारुतरनाभिसुरांगनाभि,
रक्षोभि शोभितशम नं हि यस्य चेत ।
पीयूपपूप भरवृष्टिमम स्वदृष्टि,
मिष्टां मयि क्षिपतु वीरजिनेश्वरोऽसौ ॥

—ગંભીર અને સુંદર નાભિવાળી દેવતાની સ્ત્રીઓએ શમતાથી શોભિત એવા જેના ચિત્તમાં ક્ષોભ કર્યો ન હતો-કામવિકાર કર્યો નહતો. એવા શ્રી વીરપ્રભુ મારે વિષે અમૃતની વૃષ્ટિ સમાન પોતાની દૃષ્ટિ આરોપણ કરો.'

**श्रीवर्द्धमानः स जिनः प्रभूत**
**विभूतये स्तात्सुखकंदकंदः ।**
**यदागमः सद्हृदयंगमो ऽघ**
**दीपायते तत्त्वपथ प्रकाशे ॥**

—હૃદયને પ્રિય એવું જેનું આગમ-શાસ્ત્ર તત્ત્વમાર્ગને પ્રકાશ કરવામાં દીપક જેવું છે, અને જે સુખરૂપ વૃક્ષના અંકુરરૂપ છે એવા શ્રી વર્ધમાન પ્રભુ ઘણી વિભૂતિને અર્થે થાઓ!

—સોમસૌભાગ્ય ૧-૫; ૩-૧.

**હિંસા કો હિયે તેં હરિ, દયા કે ભરે ભવ્યભાવ**
**જગમેં જગાઈ જૈન જ્યોતિ જગમગન્તી હૈ.**
**માયા મદ લોભ મોહ રાગકે જટિલ જાલ**
**જપતેં જરાય ધારી વિજય વૈજયન્તી હૈ.**
**પાહન સે હિયે હુ પ્રાપિ અમૃત ઉપદેશનકોં**
**દયારસ ભીજે લહીં મોક્ષ સુખવન્તી હૈ**
**હિંસા કે નિવારક વ્રત અહિંસાકે પ્રચારક**
**જૈનધર્મકે ઉધારક મહાવીરકી જયન્તી હૈ.**

આવા શ્રીમન્પ્રભુ મહાવીરની જયન્તી તેના વારસ તરીકે આપણે જગે જગે ઉજવીએ તેમાં તેમના ચરિત્ર અને ઉપદેશના સ્મરણ કરવા ઉપરાન્ત કંઇ ન કરીએ, તો ખરૂં અને મોટું ફલ કેમ પ્રાપ્ત કરીએ? તે મહાત્મને પોતાના યુગનું કાર્ય બજાવ્યું. માતપિતાનો વિનય જાળવી ત્યાગી બન્યા-મસ્ત નિર્ગ્રન્થ થયા; ધર્મને નામે જડ નાખી બેઠેલી અનેક જૂઠી-પ્રપંચી પ્રથાઓ ઉખેડી ફેંકી દીધી, વિષમતાનું ઝેર ઉતારી નાંખી શુક્લ સમભાવની ધારા વહેડાવી, એક ચીજ સમાન ગણાતી સ્ત્રીની પ્રતિષ્ઠા અપરિગ્રહના એક વ્રતમાંથી ચોથા અને પાંચમા એ બે વ્રત કરી વધારી, સર્વ વર્ણોની ધર્મપ્રાપ્તિના સરખા હક્ક આપી એક 'સંઘ' માં દાખલ કર્યા, હિંસાને તોડી શુદ્ધ અહિંસાનો ધ્વજ ફરકતો કર્યો, અનેક પરિષહો વેઠી તે પરિષહો આપનાર પ્રત્યે ક્ષમા આપી એવા અનંત ગુણોના ધારક શ્રીમન્ ભગવાન્ મહાવીરનું ચારિત્ર અનેક બોધપાઠો આપણને આપે છે.

**જાગો ઉઠો જૈનિયો! જગાય દો જનોમેં જોશ**
**અબતો જગમાંહિ જાગિવે કો જુગ આયો હૈ.**
**આંખેં ખોલિ ડારો નેક ઘરકી નિહારો દશા**
**ફૂટ પાપિનીને તુમપે શાસન જમાયો હૈ;**
**ફૂટકો સુફારિ પેટ ભેટ ભેટિ આપુસમેં**
**સંગઠન સરાહો સંગઠનકો રાજ આયો હૈ.**
**ધર્મકી ગુદ્દોડ માંહિ મારો' મીર બાઝી વીરો!**
**તબ તો હમ જાનેં આજ 'સ્વર્ણદિવસ આયો હૈ'**

શ્રી મહાવીરના જન્મ થયાંને આપણી ગણનાના હિસાબે ૨૫૨૭ વર્ષ થયાં છતાં તેમનાં જીવન અને કથનને તેમના શાસને જ્યાં સુધી વીસાર્યાં નથી ત્યાં સુધી તેમનું શાસન અવસ્ય ચાલવાનું છે-ચાલ્યેજ જવાનું છે. મહાન્ કાલચક્ર પોતાનું કાર્ય કર્યે જાય છે, છતાં શ્રી વર્દ્ધમાનના ઉપદેશને તેનો અનુયાયી વર્ધમાન ન રાખે, તેમનો વાવટો-વિશ્વપ્રેમની જ્યોતિનું નિશાન અણનમતું નહિ રાખે તો તે પોતાનું કે અન્યનું કલ્યાણ સાધી નહિ શકે.

શ્રી મહાવીરના અનુયાયીઓને જીવંત પ્રજા તરીકે રહેવું હોય તો તે પ્રભુના આદર્શોને અમલમાં મૂકવા જોઇશે, તે આદર્શ મહાત્મની જયન્તીઓ ઉજવી સમાજમાં નવીન બલ વર્ધમાન કરવું પડશે, અને આપસ આપસની ફૂટ-સાધુઓ સાધુઓ વચ્ચેની, શ્રાવક શ્રાવકો વચ્ચેની, સંપ્રદાય સંપ્રદાય વચ્ચેની-દૂર કરી ઉદારતા, સહિષ્ણુતા અને અભેદવૃત્તિ ગ્રહણ કરવી પડશે; ત્યારેજ તેમની વિશ્વબંધુ ભાવની ફિલસુફીનો વિસ્તાર વિશ્વપટ પર ફેલાવી શકાશે. એ સુવર્ણદિન આવ્યો છે. લાભ લ્યો. તથાસ્તુ!

**૨ માનહાનિનો ખટલો**—રાધણપુરના વાસી અને મુંબઇમાં વ્યાપાર કરતા શેઠ જીવનલાલ પરતાપસી એક શ્રીમંત આગેવાન ગૃહસ્થ છે અને હમણાંજ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે શત્રુંજયનો સંઘ રાધનપુરથી કાઢી સંઘપતિ બન્યા છે. આ સંઘ કાઢ્યા પહેલાં ત્રીસનગરના પ્રસિદ્ધ શેઠ મહાસુખભાઈ ચુનિલાલે સાંજવર્ત્તમાનના તા. ૨૬-૬-૨૮ ના અંકમાં

'દીક્ષા માટે દોડધામ'–પોતાના કામ માટે પારકાનું બળીદાન બીચારી ડોશીને મળી આવેલો ગુમ થયેલો દીકરો' એવાં મથાળાંઓ નીચે એક લેખ પ્રકટ કરેલો તેમાંનું અમુક લખાણ પોતાને લાગુ પડે છે અને તેથી પોતાની માનહાનિ થઈ છે એ જાતની પોલીસકોર્ટમાં ફર્યાદ શેઠ જીવનલાલે શેઠ મહાસુખભાઈ સામે નોંધાવીને ૫૮૪–૧૯૨૮ નો સમન્સ કેસ તા. ૩૧–૭–૨૮ ને રોજ માંડેલો અને ત્યાર પછી તેની ઘણી-સુનાવણીઓ થઈ અને આખરે બંને પક્ષકારોએ સમજુતીપર આવી તે કેસની ઘરમેળે માંડવાળ કરી છે તેથી અમો તે બંનેને ધન્યવાદ આપીએ છીએ.

તે સમજુતી એ રીતે થઈ હતી કે શેઠ મહાસુખભાઇએ નીચે પ્રમાણે લખિતવાર ખુલાસો કર્યો કેઃ–

Having been satisfied that the information about the Complainant having taken a bow to produce five 'Chelas' by Kartik Vad 5th and on his' failure to do so, to become a **Sadhu** himself was not correct, the accused withdraws the allegations to that effect contained in the article and all comments based thereon. The allegations about "મનુષ્યહરણ" and "લુટફાટ" contained in the last paragraph of the article in question were never intended by the accused to apply to any particular individual, but were by way of general criticism. If, however they were understood to apply to the complainant the accused withdraws the same. The accused says that he had no intention to injure the feelings of the complainant. Bombay 2nd November 1928.

—"ફર્યાદીએ કાર્તિક વદ ૫ સુધીમાં પાંચ ચેલા ઉત્પન્ન કરવાની-કરી આપવાની પ્રતિજ્ઞા લીધી છે, અને તેમ કરવામા નિષ્ફળ તે જાય તો પોતે સાધુ થવાની પ્રતિજ્ઞા લીધી છે એવી ખબર સાચી નહોતી એમ પોતાને સંતોષ થયાથી જવાબદાર પોતાના લેખમાં તે જાતના કથન અને તે પર કરેલી સર્વ ટીકા ખેંચી લે છે. 'મનુષ્યહરણ' અને 'લુટફાટ' સંબધીનાં તે લેખના છેલ્લા પારામાં કરેલ કથનો કોઇ ખાસ વ્યક્તિને લાગુ પડે છે એમ કદીપણ જવાબદારે ઇચ્છેલ નહોતું પણ સામાન્ય ટીકા રૂપ તે કરેલાં હતાં. છતાં પણ જો ફર્યાદીને તે લાગુ પડે છે એવો તેનો ભાવાર્થ થતો હોય તો જવાબદાર તેને ખેંચી લે છે જવાબદાર કહે છે કે ફર્યાદીની લાગણી દુભવવાનો તેનો ઇરાદો હતો નહિ. મુંબઈ તા. ૨ જી નવેંબર ૧૯૨૮"

આ ખુલાસો એકે કર્યો અને બીજાએ સ્વીકાર્યો એ એકંદરે જોતા સંતોષકારક બિના છે અને બંને પક્ષકારોએ કોર્ટ દરબારે જઇ વધુ ખર્ચો કરવાનું અટકાવી પોતાના દ્રવ્યનો સદુપયોગ બીજી રીતેજ થઇ શકે છે એ બોધપાઠ પોતાને તેમજ જનતાને આપ્યો છે તે માટે અમે બંનેને મુબારકબાદી આપીએ છીએ. આ મુબારકબાદી આપવામાં અમે મોડા છીએ એ કબૂલ કરીએ છીએ, છતાં જે વખતે ઉપરનો મુકદ્દમો ચાલતો હતો તે વખતની અને તે માંડવાળ થયો તે વખતની જે જાતની ગરમ હવા હતી, તે હવે દૂર થઇ શાંતિના વાતાવરણમાં તે આપવાથી તેની કદર વધુ થશે એ પણ સાથે સાથે અમે માનીએ છીએ.

ઉપરના લેખની પુનરૂક્તિ નથી કરતા–કરવાથી શાન્તિનો ઉદ્દેશ સધાય તેમ નથી. આવા આવા લેખો તો શું છે, પણ હમણા હમણાં બીનજોખમદાર વ્યક્તિઓ તરફથી અનેકગણા તીખા અને ગલીચ લખાણો પ્રકટ થાય છે તેનો ઉપાય અમને તો તે પ્રત્યે તદ્દન દુર્લક્ષ આપવા સિવાય આ સમયમાં બીજો લાગતો નથી. આ માનહાનિના ખાટલામાંથી શું બોધ મળે છે તે આપણે ઠંડે પેટે હવે વિચારીએ. એકભાઇ બીજા માટે કંઇ લખે તેમા શું ઉદ્દેશ છે ને તરફ પહેલાં લક્ષ રાખી તે ઉદ્દેશ વ્યક્તિગત અપમાન કરવાનો નહિ, પણ જાહેર હિતના સવાલ ચર્ચવાનો હોય તો, અને લખનાર કંઈ સમજુ હોય તો તેની ગેરસમજુની દૂર કરવા માટેની અરસ્પરસ્

લાગે એવી ખાત્રી આપી હતી અને તે માટે પોતે પાંચ હજારની રકમ માંદાની પથારીઓ માટે આપવાનું જાહેર કર્યું એટલુંજ નહિ પણ હોસ્પિટલ કરવા માટે ખાસ સારા ગૃહસ્થોની સમિતિ તે વખતે નિમાવી તેમાં પોતે એક સભ્ય થઈ તે માટે સર્વ કરવા વચન આપ્યું હતું તે માટે અમો તેમને ધન્યવાદ આપીએ છીએ. હૉસ્પિટલનાં સ્વમાં ઝટ સફળ થાય અને સાથે સાથે સસ્તા ભાડાની ચાલીઓ જૈનો માટે ઉભી થાય એમ કરવામાં સર્વ શ્રીમંત જૈનોને પરમાત્મા પ્રેરણા કરે એમ અમે ઇચ્છીએ છીએ. બાબુ પનાલાલ પુનમચંદના નામથી ચાલતું જૈન દવાખાનું પણ આ યોજનામાં આમેજ થાય તો કેવું સારું!

**૪ હુલ્લડમાં જૈનોની દશા**—મુંબઇમાં ગયા ફેબ્રુઆરીમાં જે કોમી હુલડો થયાં તેમાં જૈનોની જે દશા થઇ હતી તે દયા અને ખેદ ઉપજાવે તેવી હતી. 'અહિંસા'ના વાતાવરણમાં નિષ્પ્રાણ રીતે ઉછરેલી જૈન કોમ હુલડ જેવા પ્રસંગની ખુમ પડતાં કે હુલડ થતું દેખવામાં આવતાં કાંપી ઉઠે છે, થરથરી જાય છે અને તેના પ્રાણ ઉડી જાય છે, ત્યારે હુલડમાં સપડાઇ જતાં તે કેવલ અસહાય રહી કાંઇ પણ હાથપગ હલાવ્યા ચલાવ્યા વગર તેના ભોગ બને તે સ્હેજે સમજી શકાય તેવું છે. એમ કહેવાય છે કે આવી ગરીબડી માયકાંગલી કોમને માટે તેના આગેવાનોએ તે વખતે કંઈ જીવ જેવું કર્યું નથી, અને ભાટીઆ તેમજ અન્ય ગૃહસ્થોએ અને ભાટીઆ સ્વયંસેવકોએ ભાટીઆની મહાજનવાડી ખુલ્લી કરી તેમાં બીકના મારેલા સર્વને—જૈન જૈનેતર સર્વ હિન્દુઓને સંગ્રહ્યા એ માટે તેમને ધન્યવાદ અમો આપીએ છીએ. સ્થાનકવાસી જૈન કુટુંબમાં ઉછરેલ રા. જગજીવન ઉજમશી તલસાણીઆએ ખાખી યુનિફૉર્મમાં બીજાઓની સહાયતા લઇ અનેક જૈન કુટુંબોને હુલડના લત્તાઓમાંથી મોટર લોરીઓ દ્વારા ખસેડી ભયમુક્ત કરેલ છે તેને માટે તે માન ખાટી ગયા છે.

જે પોતાનું રક્ષણ ન કરી શકે તે બીજાનું કેમ કરી શકશે? જે આગેવાનો પોતાની કોમના—સમાજના ભાઈબ્હેનોની વ્હારે ધાઇ આવા વખતમાં ન બચાવી શકે તે બીજું લીલું શું કરી શકવાના હતા એમ ઘણા પ્રશ્નો ઘણાઓ હવે પૂછે છે; કોઇ એમ કહે છે કે 'આપ આપકી સંભાલીઓ, મેં મેરી ફોડતા હૂં' એ સૂત્ર પરજ બધાએ આધાર રાખ્યો હશે; ગમે તેમ, પણ સર્વ આગેવાનો તદ્દન સૂઇ રહ્યા હતા એવું નથી. કેટલાએ પોતે મહાજનવાડીમાં જઈ ખબર અંતર પૂછી હતી, સહાય આપવાની માગણી કરી હતી, અને બીજી રીતે વ્યવસ્થા કરી હતી. જૈનોના સામાન્ય વર્ગમાં પણ બધો વર્ગ કાયર નહોતો બન્યો. તેમાંના કેટલાકે સ્વરક્ષણના ઉપાયો લીધા હતા એટલુંજ નહિ પણ અનેક સગાં સંબંધીઓ તેમજ સ્વધર્મી જ્ઞાતિ ભાઇઓ—ધર્મ ભાઇઓને તેમના કુટુંબ સહિત પોતાને ત્યાં લાવી તેમની ખાતર બરદાસ બને તેટલી કરી હતી. જૈન કોમ તદ્દન નિસ્તેજ ને નિષ્પ્રાણ છે એ પ્રકારના તે સમસ્ત કોમ પર નિંદાત્મક આક્ષેપ કરવા તે બહુ યોગ્ય નથી, છતાં એટલું તો કહેવું પડશે કે બીજી કોમો કરતાં આપણે વધુ દીન, અને અસહાય છીએ તો હવે પછી વધુ કંઇ કરી બતાવીએ, વીરત્વ દાખવી શકીએ, ક્ષાત્રતેજનો વારસો પ્રકટ કરીએ તોજ આપણા ઉપરના ઉપલા આક્ષેપો નિર્મૂળ થશે.

વ્યાયામ લેવી, દંડ પીલવા, કુસ્તી કરવી, અખાડા ખેલવા આદિથી શરીરને મજબૂત બનાવવા ઉપરાન્ત મનની શિથિલતા ને દુર્બલતા દૂર કરી હિંમતે બહાદૂર બનવું પડશે. બીજા કહે છે કે 'હિમ્મતે મર્દા તો મદદે ખુદા' તે પ્રમાણે એક હિંમતવાન્ પાતળો માણસ પણ નાહિંમત જાડા માણસોના ટોળાને મહાત કરી શકે છે. આ મહાન્ ચળવળના સમયમાં—કોમી ખોટી હિલચાલોના પરિણામે ઝેરી મામલામાં આપણે સ્વરક્ષણ કરવા જેટલાયે પ્રાણવાન્ નહિ હોઇશું તો જૈન કોમ તરીકે જીવતા રહેવાનું કેમ બની શકશે?

શ્રી મહાવીરના સંતાન જૈનો! હવે નહિ ચેતો તો ક્યારે ચેતશો? વીરના પુત્રો વીર હોય છે તે બતાવો. હિંમત કદિ પણ ખોશો નહિ, અને મરણની ભીતિ ટાળી નાંખશો. આત્મા તો કદી મરતો જ નથી, અને મનુષ્ય રૂપે ધરેલો દેહ એક વખત પડવાનો જ છે, માટે મવાલી બદમાશો કે જુલમી સામે નિડર રહી બધી શક્તિઓનો ઉપયોગ હિંમતપૂર્વક કરી તેમને હઠાવશો—પોતાનાં સ્ત્રી બાળકોની પહેલાં રક્ષા કરજો અને તેમ કરવામાં મરણ આવે તો તે વીરમરણને પ્રેમપૂર્વક ભેટશો. એથી સદ્ગતિજ થવાની છે. આ સલાહ આપણે સૌએ હૃદયમાં ધારી તેનો અમલ કરવાનો છે. હમણાં પણ પાછા હુલ્લડના પડઘાઓ સંભળાય છે, છમકલાં થાય છે ને હવે પછી પણ થવાના હશે તો થશે, તો તે માટે તૈયાર રહી બહાદુરી અને હિંમત દાખવશો એ પ્રભુ પ્રત્યે પ્રાર્થના!

# સ્વીકાર અને સમાલોચના.

**પ્રસ્થાન-નાટક અંક** ફાગણ ૧૯૮૫. તંત્રીઓ શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક અને શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ. આ અંકની કિંમત એક રૂપીઓ. માસિકનું વાર્ષિક લવાજમ રૂ. પાંચ. પ્ર૦ પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ.

પ્રસ્થાન નામનું માસિક નીકળ્યાં ને ૪ વર્ષ ને પાંચમો મહિનો ચાલે છે ને તે માસનો ખાસ અંક 'નાટક અંક' તરીકે બહાર પડયો છે. નાટક એ વિષય લેતાં નાટક, નાટક લખનાર, નાટક ભજવનાર—નટ, અને તે ભજવવાનું સ્થાન એટલે રંગભૂમિ,—તેમજ નાટ્યકલા એ સર્વનો સમાવેશ થાય છે. નાટક તરીકે 'રાઇનો પર્વત' એ નામનું સ્વ. સર રમણભાઇનું રચેલું નાટક લઇ તે પર સાક્ષર તંત્રી શ્રી રામનારાયણ પાઠકે સમીક્ષા—વિવેચન અતિ ઉંડી ગવેષણાપૂર્વક કર્યું છે, નાટક લખનાર તરીકે કવિ મૂલશંકર મૂલાણીને લઈ એક અજ્ઞાત લેખકે તેનાં રચેલાં કેટલાંક નાટકોમાંથી ઉતારા લઈ 'એમણે રંગભૂમિની ઉન્નતિ માટે કેટલો સતત, સબળ અને સખ્ત પ્રયત્ન કરેલો છે' તે સમજાવ્યું છે. સાથે સાથે તે વ્યાજબી ફરીઆદ કરે છે કે 'છતાં યે સાક્ષર વર્ગમાં એમની જોઈએ તેવી કદર થઇ નથી. પણ સાક્ષરોથી એમની મૌન સેવા સાવ અજાણી રહી છે એમ તો ન જ કહેવાય. સદ્‌ગત શ્રીયુત રણછોડભાઇએ એમનાં નાટકોમાંથી કેટલાક ભાગો પ્રસિદ્ધ કરવાની માગણી કરી હતી પણ દૈવયોગે થોડા વખત પછી એ ભાઇનો સ્વર્ગવાસ થયો.' એવા સમભાવી નિષ્પક્ષી રસગ્ર રણછોડભાઈની ગૂજરાતી સાહિત્યકારોમાંથી હજુ સુધી કોઇએ ખોટ પૂરી નથી. આ કાઠિયાવાડી કવિ મૂલશંકરનાં નાટકોમાંથી સુંદર સુંટણી કરેલા ભાગો પ્રસિદ્ધ થાય અને એ રીતે એની એટલી કદર થાય એમ સાહિત્યસંસ્થાઓ કરે તો સારૂં. આ વખતે સ્વર્ગસ્થ ડાહ્યાભાઈ ધોળશાજી, સ્વ. વાઘજી આશારામ સ્વ. નથુરામ સુંદરજી પણ સારા નાટકકારો થયા છે તે યાદ આવે છે. તેમનું મૂલ્ય હજુ પૂરૂં અંકાયું નથી. તેમના સંબંધમાં પણ તે પ્રમાણે થવું ઘટે. હરીન્દ્ર ચટ્ટોપાધ્યાય કલાનિપુણ અને અંગ્રેજી આદિમાં મનોહર નાટક લખનાર છે, તેમના સંબંધી રા. પ્રાણજીવન પાઠકે આછી દૃષ્ટિ ફેંકીને ઘણું જાણવા જેવું પૂરૂં પાડયું છે.

શ્રી ગજાનન પાઠકે 'આપણી પ્રાચીન નાટકશાળા' નો શ્રમ પૂર્ણ પુરાતત્ત્વના તત્ત્વથી યુક્ત લેખ લખ્યો છે તે લેખકની વિદ્વત્તા સાબીત કરે છે. પાઠક ભાઇઓની ત્રિપુટીને અમે અભિનંદન આપીએ બીજા વિદ્વાન તંત્રી રસિકલાલે 'જ્ઞાનગોચરી'. માં નાટકના જૂદાં જૂદાં તત્ત્વો પર, તેમજ બીજી તે સંબંધી હકીકતો પર જૂદા જૂદા લેખકો—જૂના તેમજ નવા, પૌર્વાત્ય તેમજ પાશ્ચિમાત્ય—ના ગ્રંથોમાંથી યોગ્ય ઉતારાઓ લઈ પોતાના ઉંડા મનનપૂર્વક સ્વાધ્યાયનું ફલ વાંચકો પાસે રજુ કર્યું છે. અન્ય લેખો નામે સાક્ષરશ્રી બ. ક. ઠાકોરનો 'મિતાક્ષરી,' કૌમુદીના તંત્રીથી વિજયરાયનો 'આ રંગભૂમિ ક્યારે સુધરે?' ને 'કોલેજની કન્યા' એ નાટકના લખનાર રા. ગજેંદ્રરાયનો 'આપણી રંગભૂમિ કેમ સુધરે?' રા. ડોલરરાય માંકડનો 'નાટયનાં તત્ત્વો,' રા. ઠક્કુરનો 'આપણી ગૂર્જર રંગભૂમિનાં વર્ત્તમાન અધોગતિનાં કેટલાંક વિશિષ્ટ કારણો' ડૉ. મચ્છરનો 'તરૂણીના તરંગ કે કૉલેજની કન્યા,' શ્રી મેઘાણીનો એક પારસીનાટક મંડળીની હિન્દી રંગભૂમિ અને બીજી બંગાળી રંગભૂમિ એ બે વચ્ચેનો 'એક મુકાબલો' સાક્ષર શ્રી દેરાસરીનો 'ગૂજરાતી રંગભૂમિ' અને રા. દિવાનનો 'રંગભૂમિ' એ સર્વ લેખો અને બંને તંત્રીની એકેક નોંધ વાંચવાથી આપણા નાટક અને રંગભૂમિ સંબંધી ઘણું જાણવા જેવું, આદરવા જેવું અને સમજવા જેવું મળે છે.

વર્ત્તમાન ગૂજરાતી નાટકો અને રંગભૂમિનું ક્ષેત્ર જોતાં તેમાં ઘણો સુધારો કરવા જેવું છે; પરંતુ હલકી ભાવના (taste) વાળા પ્રેક્ષકોની અતિ સંખ્યા છે ને તેના પર કમાણી કરવાનું નાટકસમાજોના માલેકોનું લક્ષ્ય છે અને સંસ્કારી શ્રીમંતોનું ઉત્તેજન નથી ત્યાં, શ્રી દેરાસરી કહે છે તેમજ થવાનું કે 'આવા માણસોને આનંદ આપવો અને ઊંચી કક્ષાએ

પહોંચવું એ એકકાળે બને એમજ નથી. માટેજ આપણી હાલની નાટકમંડળીઓ, ઇચ્છા ન હોય તો પણ, દિવસાનુદિવસ ઊંચી તો નહિ પણ નીચી કક્ષાએ જતી જાય છે.' છતાંયે તેમના શબ્દોમાં 'સમગ્ર જનમંડળની ભાવનાઓ ઉચ્ચ થાય, શિક્ષણ વધે, તો બધી બાબતમાં તેમ નાટકોમાં પણ સુધારો થવાની આશા રખાય.'

આવા અંકો બહાર પાડવામાં સમગ્ર જનમંડળની ભાવના ઉન્નત કરવાનો હેતુ છે અને તે હેતુ થોડે ઘણે અંશે સફળ થશેજ એમાં શંકા નથી. આ માટે આ માસિકના કાર્યવાહકો-લેખકોને અમે ધન્યવાદ આપીએ છીએ.

ગૂજરાતી માસિક-સાહિત્યમાં પ્રસ્થાનને અગ્રસ્થાને અમે મૂકીએ છીએ. તેનામાં ખાસ લક્ષણ એ છે કે તેમાં આવતા દરેક લેખ મુખ્ય વિષયને પરિશ્રમ પૂર્વક છણી તેનાં ઉંડા તત્ત્વમાં ઉતરી તેનું નવનીત આપતું સુસંસ્કારને પોષતું ગંભીર વાંચન પૂરૂં પાડે છે. આ માસિકને સર્વ સંસ્કારી જનો સર્વ પ્રકારનું ઉત્તેજન આપશે એમ તેમને અમે નમ્રપણે પણ આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ.

**અર્પણ**—લેખક રા. સુશીલ પ્ર. જૈન ઑફિસ ભાવનગર પૃ. ૧૬+૧૪૫ કિંમત સવારૂપીઓ. આનંદ પ્રિ. પ્રેસ ભાવનગર.] જૈનપત્રની ઇસુ સન ૨૮ની ભેટ છે ને તે આ વર્ષે સમાલોચના અર્થે મળી તેનો સાદર સ્વીકાર કરતાં અમને આનન્દ થાય છે. રા. સુશીલ એક સિદ્ધહસ્ત લેખક છે એમાં કંઇ પણ શંકા નથી, પરન્તુ 'જૈન' પત્રના અગ્રલેખો અને તેની નોંધો લખતાં તે એટલા બધા થાકી જાય છે કે વિશેષ કંઈ કરી-કંઈ ચિરસ્મરણીય કરી શકવાનું બુદ્ધિસામર્થ્ય છતાં તેવું કંઈ કરી બતાવવાના હોશકોશ તેમને રહેતા નથી એમ કહેવાય છે. અમે તે પોતે કહે છતાં પણ તે માનવા તૈયાર નથી. તે પોતે અપરિણીત છે, મસ્ત છે. તેનામાં ઉલ્લાસ છે, વિનોદ છે અને સાથે મૌલિકતા છે. આ છતાં પણ જૈન સમાજને તેની પાસેથી કંઈ ન મળે તો અમે કહીશું કે તેમનો એક પ્રમાદજ તેમાં નિમિત્તભૂત છે. આટલું મર્મવચન સુહૃદના દાવે તેમને કહીએ છીએ અને તેમાં સાક્ષર શ્રી ઝવેરચંદ મેઘાણી અમોને આની પ્રસ્તાવનામાં લખીને ટેકો આપે છે કે:—

'આજે એમના જીવનના એ આગ્રહી ક્રમમાં આ પુસ્તક એક અત્યંત આદરભર્યો અપવાદ નોંધાવે છે. સ્વતંત્રતા, મૌલિકતા અને ભાવ-ભાષાનો બંધનમુક્ત પ્રવાહ આજે પહેલીજવાર આ લેખકના આત્માની નજીકની કોઈ કંદરામાંથી છલ ! છલ ! કરતો છૂટયો છે. અને **પ્રમાદના પત્થરો કે મોજીલી પ્રકૃતિરૂપી** રેતીનાં રણ જો આડે નહિ નડે તો થોડા સમયમાંજ આપણે આજના એ ન્હાના શા નિર્ઝરણાને, બંને કાંઠે ભરપૂર બની ગંભીરનાદે વહેતા મહાનદનું સ્વરૂપ ધારણ કરતું નિહાળી શકીશું.'

આ કૃતિ તરફ વળીએ. જૈન કથાસાહિત્ય એક રત્નકોશ છે, તેમાં અનેક જાતનાં નાનાં મોટાં રત્નો પડયાં છે કે જેને કોઇ સર્જક લેખકની કલાવંતી કલમ પહેલ પાડી આપે, તો વિશેષ પ્રકાશવંતા થઈ અનેક આત્માઓના જીવનમાં સત્પથદર્શક નિવડે. આમાં દશ કથાખંડો લીધાં છે: તેનાં નામ ૧ ગૌતમ સ્વામીનો શિષ્ય ૨ નિ:શંક શ્રદ્ધા ( ) ૩ કદરૂપો નંદીષેણ (નંદિષેણ), ૪ સદ્દાલપુત્રનો નિયતિવાદ, ૫ હરિબળમાછી ૬ આર્દ્રકુમાર ૭ વાત્સલ્યઘેલી માતા ( ) ૮ હરિકેશીબળ ૯ કાલકકુમાર ૧૦ મિથિલાપતિ નમિરાજ છે. આ મથાળાંના બે પ્રકાર જોવામાં આવે છે. ક્યાંક વાર્તાના નાયકનાં નામ પરથી, અને ક્યાંક વાર્તાના વિશિષ્ટ બોધપરથી. આમાં સર્વત્ર એકજ પ્રકાર અનુસર્યો હોત તો ઠીક હતું, પણ વધુ સારૂં તો તે બંને પ્રકારનું અનુસરણ દરેક વાર્તાના શીર્ષક બાંધવામાં રાખવું અમને લાગે છે. 'સદ્દાલપુત્રનો નિયતિવાદ' એ એકજ મથાળામાં બંને પ્રકાર સચવાઈ જાય છે. વાત્સલ્ય ઘેલી માતાને બદલે અર્હન્નકની વાત્સલ્યઘેલી માતા યા ભદ્રા-વાત્સલ્યઘેલી માતા એમ મથાળું રાખી શકાયું હત. વગેરે. આ એક માત્ર સૂચન રૂપે છે.

કથા કહેવાની શૈલી મનોરમ્ય છે અને સિદ્ધહસ્ત લેખક રા. સુશીલના હાથે જૈન કથાઓ લખાઇ બહાર પડી છે તે દરેક જૈન સત્કારશે. અમે ઇચ્છીશું કે તેઓ સમસ્ત જૈન કથાસાગરને ડોળી તેના મન્થન રૂપે અનેક કથામૃત-બિંદુઓ કાઢી ગૂજરાત પાસે ધરશે અને એ રીતે પોતાની સંસ્મરણીય કૃતિઓથી સાહિત્યના ફાળામાં વૃદ્ધિ કરશે.

# દક્ષિણમાં જૈનધર્મ.

[ Jainism in South. India ]

**પ્રસ્તાવ:**—[Introductory]

દક્ષિણ ભારતે પોતાનું વ્યક્તિત્વ ધર્મ, સંસ્કૃતિ, રીતરીવાજો આદિપરત્વે આબાદ સાચવી રાખેલ છે. સાહિત્ય, કલા, ધર્મ વગેરે સંબંધે દક્ષિણભારતે ઉત્તર ભારત કરતાં વધુ ફાળો આપ્યો છે. ઉત્તર ભારતપર પરદેશીઓનાં જેટલાં અને જેવાં આક્રમણો થયાં છે તેટલાં ને તેવાં દક્ષિણ ભારત પર થયાં નથી, તેથી ઉત્તર ભારતની પ્રાચીન સંસ્કૃતિ, કલા, સંસ્થાઓ વગેરે સાચવી શકાઇ નથી, જ્યારે દક્ષિણભારતની ઘણે અંશે રક્ષિત રહી શકી છે.

દક્ષિણભારતમાં આર્ય સંસ્કૃતિ દ્રાવિડ સંસ્કૃતિને પોતાનામાં લઇને આગળ વધી છે. આર્ય તત્ત્વજ્ઞાનમાં વેદાન્તના સંબંધે દક્ષિણ ભારતનાજ સંતાનો શંકર, રામાનુજ, અને મધ્વની જબરી અસર ત્યાથીજ ઉદ્‌ભવી, તેમ બૌદ્ધનો મહાયાન પણ તેનાજ સંતાન નાગાર્જુને સ્થાપ્યો અને જૈનનો દિગંબર સંપ્રદાય શ્રીભદ્રબાહુ દક્ષિણમાં ગયા પછી વિસ્તૃત થયો. આ સર્વમાં જૈન વિદ્વાનોએ અતિ વિશાલ અસર પોતાની વિદ્વત્તાના પ્રભાવથી દક્ષિણની સંસ્કૃતિ પર કરી છે એ નિઃશંક છે. દ્રાવિડ સાહિત્ય પણ જૈનોના આશ્રય નીચે વિસ્તૃત થઈ ફાલ્યું.

કાનડી, તામિલ, તેલગુ એ સર્વ ભાષાનું પ્રાચીન સાહિત્ય જોશો તો તેમાં મહાન્ કૃતિઓ–શિષ્ટ સાહિત્યકૃતિઓ–classics જૈન ગ્રંથકારોથી રચેલી જોવામાં આવે છે.

કલા અને ધર્મ એ બે વચ્ચે ગાઢ સંબંધ છે, જે Iconography–શિલ્પકળા જૈનો અને બૌધ્ધોએ દક્ષિણમાં દાખલ કરી તેનું અનુકરણ બ્રાહ્મણ શિલ્પકારોએ કર્યું છે. જૈનોના સુંદર બસ્તિઓ (જૈન મંદિરોનું વિશિષ્ટ નામ) રચવામાં જૈનો પ્રથમ હતા કે જેમનું અનુકરણ હિંદુઓએ–લિંગાયત, શૈવ, વૈષ્ણવાદિએ પછી કર્યું. ફર્ગ્યુસન કહે છે કે દક્ષિણ કર્ણાટકમાં મુદબિદ્રિના મંદિરો જેવા શિલ્પના નમુના આખા હિન્દમાં નથી. કદાચ તેને નેપાલની શિલ્પકળા સાથે સરખાવી શકાય.

---

## પ્રકરણ ૧.

### પ્રાચીનતા. મહાપ્રયાણ.

[ Antiquity. The Great Migration ]

પાટલિપુત્ર કે ઉજ્જનમાં મૌર્ય ચંદ્રગુપ્ત રાજ કરતો હતો ત્યારે બાર વર્ષનો દુકાળ પડશે એમ ભદ્રબાહુ શ્રુતકેવલીએ અગાઉથી ભાખ્યું. તે કારણે (૧૨૦૦૦) જૈનોનો મોટો સમૂહ દક્ષિણમાં ઉતર્યો કે જેમા (ભદ્રબાહુ ? સહિત) ઘણા મરણ પામ્યા. આ બનાવ મહિસુરમાં શ્રવણ બેલગોલામાં બન્યો. ચંદ્રગુપ્ત ભદ્રબાહુની સાથે હતો.

મહિસુર શ્રવલબેલગોલાના શિલાલેખ આશરે ૬૦૦ ઇ. સ. ના છે તે આનો ઉલ્લેખ કરે છે. હરિષેણનો બૃહત્ કથાકોશ સન ૯૩૧ નો તેમજ બીજા પુસ્તક નામે ભદ્રબાહુ ચરિત પણ આનો ઉલ્લેખ કરે છે. આનો સ્મિથ સ્વિકાર કરે છે.

ભદ્રબાહુનું મરણ ૨૯૭ ઇ. સ. પૂર્વે થયું, ત્યારે જૈનો દક્ષિણમાં કયા ભાગ સુધી વધુમાં વધુ જઈ પહોંચ્યા હતા તે ચોક્કસ કહી શકાય તેમ નથી, પરંતુ તેની પહેલાં જૈનત્વ દક્ષિણમાં હોય કે નહોય પણ ભદ્રબાહુથી ને ત્યાર પછી જૈનત્વ દક્ષિણમાં વિશેષ ને વિશેષ વિસ્તાર પામતું ગયું એ નિર્વિવાદ છે.

---

## પ્રકરણ ૨.

### અશોક અને દક્ષિણમાં જૈનધર્મ.

[ Asoka & Jainism in the South ]

ચંદ્રગુપ્તજૈન–તેનો પુત્ર બિંદુસાર. તેનો અશોક.

દક્ષિણભારતમાં મહિસુરમાં તેના શિલાલેખ છે. તેના બધા શિલાલેખોમાં 'શ્રમણ'નો અર્થ બૌદ્ધ તેમજ

જૈન સાધુ બંને થાય છે. અને બંનેનો જુદો જુદો ઉલ્લેખ 'સંઘ' અને 'નિર્ગ્રંથ'થી કર્યો લાગે છે. દક્ષિણના લેખમાં શ્રમણોનો ઉલ્લેખ કર્યો છે ને તેમાં જૈનોનો સમાવેશ થાય છે. અશોકની દક્ષિણની રાજધાની સુવર્ણગિરિમાં હતી ત્યાં તેમજ ઉત્તરમાં તેના તરફથી ધર્મ-મહામાત્રો બૌદ્ધ, બ્રાહ્મણો, આજીવકો, નિર્ગ્રંથો, અને બીજા સંપ્રદાયો પર દેખરેખ રાખવા રહેતા. આપરથી જણાય છે કે તે સર્વ ધર્મોપર સમદૃષ્ટિ રાખતો. અશોકનો પૌત્ર સંપ્રતિ શ્વે૦ આર્ય સુહસ્તિથી જૈન થયો હતો. બંનેએ અનુક્રમે બૌદ્ધ અને જૈન ધર્મના પ્રચાર માટે ખૂબ પ્રયાસ કર્યો હતો. સંપ્રતિએ દક્ષિણમાં પણ જૈન પ્રચારકો મોકલ્યા હતા. આ પરથી દક્ષિણમાં શ્વેતાંબરીઓ તે વખતે હોવા જોઇએ અને ત્યાર પછી પણ થયા હશે એમ નિશ્ચિત થાય છે.

કથા પ્રમાણે ભદ્રબાહુના દિગંબરો ને સ્થૂલભદ્રના શ્વેતાંબરો. શ્વેતાંબરોમાં પણ વસ્ત્ર સંબંધી પ્રશ્ન હતો. આર્યમહાગિરિ જિનકલ્પ-નગ્નત્વના માટે, આર્યસુહસ્તિ સ્થવિરકલ્પ-વસ્ત્રધારિત્વ માટે હતા. આર્યમહાગિરિ પોતાના સિદ્ધાંતમાં ન ફાવ્યા એટલે દશાર્ણભદ્રમાં જઈ અનશન કરી પ્રાણત્યાગ કર્યો. આથી **સંપ્રતિ** શ્વેતાંબરના પ્રચાર માટે હતો એ નક્કી થાય છે. **તેણે દક્ષિણમાં પણ તેનો પ્રચાર કર્યો હતો.** ત્યાર પછી શ્વેતાંબરોનો પ્રચાર **કાલિકાચાર્યે** એક દક્ષિણના રાજા સાથે મુલાકાત લીધી તે પરથી જણાય છે. **પૈઠણ**ના રાજા-પજ્જુસણની કથા. પાંચમે ઈંદ્રનો ઉત્સવ કરવાનો હોવાથી તે સિવાયનો દિવસ હોય તો પોતે વ્યાખ્યાન સાંભળવા આવે માટે છઠનો દિવસ તે માટે રાખવો એવું રાજાએ કહ્યું. આચાર્યે ભાદ્રપદ ૪ નો રાખ્યો. તે રાજાએ કબૂલ્યું. આથી પાંચમને બદલે ચોથ.

અશોક પછી દક્ષિણમાં સાતવાહનો થયા. આમાંનો એક આ રાજા હશે. પહેલો સૈકો ઈ. સ. પૂર્વે.

અશોકના ફરમાન-શાસન મુજબ દરેક ધર્મ સાથે સહિષ્ણુતા રહી તેથી જૈનધર્મે પ્રગતિ પણ કરી.

---

## પ્રકરણ ૩.

### તામિલ શિષ્ટ સાહિત્યમાંથી પ્રકાશ.

### ( Light from the Tamil Classics. )

વિક્રમ સદીના પ્રારંભે દક્ષિણ હિન્દના જૈનોમાં સાહિત્ય અને ધર્મ સંબંધી ભારે હલચલ થઈ. મહા પુરુષો અનેક જન્મ્યા ને દક્ષિણ હિન્દનું સાહિત્ય-ખાસ કરી તામિલ સાહિત્યનું નવનીત ઉત્પન્ન કર્યું. તામિલ ભૂમિમાંજ નહિ પણ ત્રણ સૈકા સુધી જૈન ધર્મે દક્ષિણમાં સર્વ સ્થળે સુગંધ ફેલાવી.

પછીના ત્રણ સૈકા સુધીમાં તો જૈનધર્મ દક્ષિણ હિન્દનું હૃદય કબજે કરી સમર્થ રાજકુલોનો રાજવંશી ધર્મતરીકે સ્થાપિત થયો. આ આખા ૫૦૦ વર્ષના કાળમાં તેના પર બીજી સમર્થ ધાર્મિક હિલચાલોએ હુમલો કર્યાં છતાં તે વિદ્યમાન હતો.

આનું કારણ તેનામાં જીવનનું પુષ્કળ તત્ત્વ હતું અને તેમાંથી પ્રતિભામય સક્રિયતા જન્મી. સંસ્કૃતિમાં જૈન ધર્મનો ફાળો જુદા પ્રકરણમાં ચર્ચીશું. હાલ તત્કાલીન સાહિત્યમાંથી પડતા પ્રકાશ તરફ વળીએ.

મુખ્યત્વે તામિલ પ્રાંત ભૂમિમાં થયેલું સાહિત્ય હતું. બીજા પ્રાંતો પણ કંઈક કરી રહ્યા હતા. આંધ્ર રાજા-સાત વાહનનો **હાલ** કે જેને ગાથા સપ્તશતિ પ્રાકૃત ગાથાઓ એકત્રિત કરી પુસ્તકાકારે મૂકી છે તે જૈન હતો એમ અગાઉ કહેવાયું છે. **સામંતભદ્ર** કે જે કર્ણાટકમાં થયા તેણે આપ્તમિમાંસા રચી કે જેમાંનો સ્યાદ્વાદનો સિદ્ધાંત શાસ્ત્ર સમાન લેખાય છે. ડા. ભંડારકર કહે છે કે સામંતભદ્રનો અવતાર, 'marks an epoch not only in the annals of Digambar tradition, but also in the history of Sanskrit literature'

**લોકોની ભાષાનો** ઉપયોગ—તામિલ Classics નો સમય હજુ જોઈએ તેવો નિશ્ચિત નથી થયો. તો પણ સંગમ્ સાહિત્ય (Classical period of Tamil literature સંગમ્-મૂળ academy ના અર્થમાં) સંબંધમાં Scholars કંઇક

નિર્ણય પર આવ્યા છે. તેને ઈ. સ. ના પહેલા બે સૈકામાં તેઓ મૂકે છે.

જૈન Classic નામે સિલપ્પધિકરમ્ છે તેમાં ઉલ્લેખેલ સેન્ગુથવન-ચેરા સીલોનના ગજબાહુ પ્રથમના સમકાલીન હતા એ પરથી ઉપરનો કાલ મૂકયો છે.

આ યુગના સાહિત્યના મુગટરૂપ તો **કુરલ-તિરૂકુરલ (તિરૂ=પવિત્ર)** નામનું તિરૂવલ્લુવરનું કાવ્ય છે. આ પહેલા સૈકાનું ગણાય છે. તેમાં દરેક ધર્મને લાગુ પડે તેવી બાબતો-બોધ મૂકેલ છે. એક મહાશય તો તેના ગુરૂ કુંદકુંદાચાર્યનું રચેલ જણાવે છે, **તે જૈન કૃતિ છે એ નિર્વિવાદ છે.** તેમા યજ્ઞોનો નિષેધ, હિંસાનો ત્યાગ વગેરે બતાવેલ છે ને તે સુખ મેળવવાનું એક શાસ્ત્ર છે.

ત્યાર પછી બે વીરરસ કાવ્યો નામે સિલપ્પધિકરમ્ અને મણિમેખલઈ આવે છે તે પૈકીનું પ્રથમ તે જૈન ઇલંકો-અદિગલ કૃત છે ને બીજું કુલવનિકન સત્તનર નામના બૌદ્ધ કૃત છે. બંને મિત્રો હતા અને જૈન કર્તા રાજવંશી હતો. બૌદ્ધ કૃતિ જો કે પહેલી કૃતિ છે, છતાં તેમાં ઉક્ત જૈન કૃતિના નાયક અને નાયિકાનું છેલ્લું પ્રકરણ આવે છે. આ બૌદ્ધ કૃતિમાં પણ જૈન ધર્મ સંબંધી પણ ઉલ્લેખ છે. જૈન કૃતિમાં તો નિર્ગ્રંથો અને તેમના મઠોના પુષ્કળ ઉલ્લેખો છે. આ પરથી જણાય છે કે તે વખતે દક્ષિણ હિંદમાં જૈન ધર્મનો વિકાસ ઘણો થયો હતો. આ વખતે બૌદ્ધ અને આજીવક પંથ પણ ચાલતા હતા. જૈન કર્તા પોતાના ભાઇને રાજ્ય આપી નિર્ગ્રંથ સાધુ થયો. તે ભાઈએ બ્રાહ્મણ ધર્મી હોઈ રાજસૂય યજ્ઞ કર્યો અને પદ્નિ-દેવીનું મંદિર વંજીમાં બંધાવ્યું. તે વખતે સીલોનનો બૌદ્ધ રાજા ગજબાહુ પ્રથમ (૧૧૦-૧૪૦ ઇ. સ.) હાજર હતો તે પરથી આ રચનાનો સમય નિશ્ચિત થાય છે. એક માબાપના પુત્ર તથા એક બીજા મિત્રો જુદા જુદા સંપ્રદાયમાં હોવા છતાં એક બીજા પ્રત્યે સ્નેહ, સહિષ્ણુતા રાખતા હતા એ આ જમાનાનો પ્રભાવ હતો.

---

## પ્રકરણ ૪.

### તામિલ ઇતિહાસનું બીજું પૃષ્ઠ.

### (Another Page of Tamil History.)

**मंगलं भगवान् वीरो मंगलं गौतमो गणिः**
**मंगलं कुंदकुंदार्यो जैनो धर्मोस्तु मंगलं ।**

—જૈન પ્રાર્થના.

સ્કોલરો ગમે તેમ કહે, પણ હકીકતો પુરવાર કરે છે કે પહેલા પાંચ સૈકાજ નહિ પરંતુ, બીજીથી તે ૮મી સદી સુધી જૈન ધર્મ એ દક્ષિણ ભારતમાં predominant faith-ધર્મ હતો. જબરા રાજાઓનો-રાજવંશીઓનો તે કુલધર્મજ નહિ, પરંતુ સાધારણ લોકોમાં પણ તે પ્રચલિત ધર્મ હતો. અને તે એટલો બધો પ્રભાવશાળી અને dynamic force વાળો વધીને થઇ ગયો કે સ્થિતિચુસ્ત હિંદુ ધર્મને બધાં resources તેની સામે થવાને વાપરવા પડયાં. અને તેમ કર્યા છતાં પણ pyrrhic જીત મેળવી એટલે કે જૈન ધર્મના ખાસ આકર્ષક જે તત્ત્વો હતાં તે બધાં પોતાનામાં દાખલ કરી દેવાં પડયાં. આ પાંચસો વર્ષનો જૈન ધર્મનો પ્રભાવ હોવા છતાં તેને 'જૈનયુગ' ન કહીએ તો પછી મુગલ યુગ ને બ્રિટિશ યુગ પણ હિંદના ઇતિહાસમાં પાડી શકાય નહિ.

ચોથા પાંચમા સૈકાના સંબંધી records નથી મળતાં છતાં તામિલ ભૂમિમાં જૈન ધર્મ વધ્યો જતો હતો અને તેની સામે કોઇનો વિરોધ થયો નહોતો એ બાબતના પુરાવા મળે છે. આથી એક વિદ્વાન જે જણાવે છે કે બીજીથી ૧૧ મી સદી સુધીમાં રાજ્ય કરનાર મહિસુરના ગંગવંશી રાજાઓએ તામિલ ભૂમિમા જૈન ધર્મના પ્રચારમાં સહાય કરી હોવી જોઇએ એમ ધારવું સ્વાભાવિક છે. તામિલ ભૂમિમાં કુંદકુંદ એ મહા પુરૂષ થયા. તે Colossus છે. જે મહાચાર્યોએ જૈન ધર્મનો પ્રચાર કરી તેને યશસ્વંતો કર્યો તેમાં કુંદકુંદ પ્રથમ શોભે છે. શ્રવણ બેલગોલાના લેખમાં તેના સંબંધી ઉલ્લેખ જે છે તે જુઓ.

દિગંબરો ઉપલી પ્રાર્થના પણ કરે છે કે મંગલં ભગવાન્ વીરો=તેમાં કુંદકુંદનો ઉલ્લેખ છે.

મંત્રાદિક કરતાં છતાં સાજો ન થયો પણ તિરૂજ્ઞાન સંબંદર નામે શૈવ સંતે સાજો કર્યો, આથી આ અકસ્માતનો ઉપયોગ તેણે કરી રાજાની શ્રદ્ધા મેળવી શૈવ બનાવ્યો. તે વેદ વેદાંગમાં નિપુણ હતો અને તામિલ સાહિત્યમાં અનુપમ હતો. જૈન અને બૌધ્ધ પ્રત્યે કટ્ટો વિરોધ હતો. તે આખી તામિલ ભૂમિમાં ફરી ગીતો ગાતો ને દરેક ગીતમાં શૈવ બનવામાટે આગ્રહ હતો ને તે દરેક ગીતની ૧૦મી કડીમાં જૈનોની નિંદા હતી. રાજા શૈવ રાણી અને મંત્રી શૈવ, અને આ શૈવ સંતના પ્રયાસથી શૈવ ધર્મને ઘણો વિજય મળ્યો.

આજ પ્રમાણે પલ્લવભૂમિમાં રાજા મહેન્દ્રવર્મ પલ્લવ મૂળ જૈન, તે અપ્પરે શૈવ બની રાજાને શૈવ કર્યો. ને જૈનોને તે ભૂમિમાંથી કાઢ્યા. અપ્પર મૂળ જૈન હતો અને તેની બેન તિલકાવતિ શૈવ હતી તેણીએ તેને પછી શૈવ કર્યો. વળી અપ્પર પશ્ચાત્તાપ પામી જૈન બન્યો હતો-આથી શૈવોએ તેને મારી નાંખ્યો-રખેને જે તેણે કર્યું તે ન કર્યું કરી નાંખે.

આ બે શૈવ મહાપુરૂષો કરતાં બીજા પણ સંતો મળી ૬૩ હતા. (આ સંખ્યા જૈનોના ૬૩ શલાકા પુરૂષો-મહાપુરૂષોની સંખ્યા સાથેજ મળે છે તે જૈનોનું અનુકરણ છે.)

આ બ્રાહ્મણોના reaction-પુનર્વિધાનથી તામિલભૂમિમાં જુલમો થયા. કહેવાય છે કે સુંદર રાજાએ ૮૦૦૦ નિર્દોષ જૈનોને ફાંસીએ ચડાવ્યા. આ Zeal of a convert. અર્કોટના ત્રિવતુરના મંદિરમાં અપ્રકટ શિલાલેખોમાં આ ચિત્ર-કોરેલું છે. સ્મિથ આમાં અત્યુક્તિ હશે એમ કહે છે. આનો બરાબર કાલ મૂકી ન શકાય કારણકે સુંદર એ પાંડય રાજાઓનું સામાન્ય નામ હતું. અને ચોલા રાજેન્દ્ર (સુંદરની વહુનો ભાઇ) એક કરતાં વધુ થયેલ છે. અત્યુક્તિ હશે, કારણકે ત્યાર પછી ઘણો વખત જૈનો, જોકે ગૌણ સ્થિતિમાં, પણ વસવાટ કરી રહ્યા હતા. વળી જૈનાચાર્ય લક્ષ્મણસેન કુંદકુંદના મૂલ સંઘનાએ આખા દેશમાં ફરી જૈનધર્મના પુનરૂધ્ધાર અર્થે પ્રેમ અને શાંતિના સિધ્ધાંતોનો ઉપદેશ કરતા ફર્યા હતા. પોતાનું મિશન પોતા પછી પણ ચાલુ રહે તે માટે ચાર પિંતમ્-ધર્મકેન્દ્રો સ્થાપ્યાં તેમાં ત્રણ ભારત હિંદમાં-કોલ્હાપુર, પેન્ડકોંડા અને જિન કાંચીમાં હતાં. આ પૈકી કાલાનુક્રમે અસ્ત પામ્યાં પણ છેલ્લું ચિત્તમુરમાં દક્ષિણ આર્કોટ જિલ્લામાં લઇ જવામાં આવ્યું તે હજી વિદ્યમાન રહ્યું છે.

સુંદરપાંડયનો સમય શામશાસ્ત્રી ૭૨૦ અને ૮૨૦ સન વચ્ચે મૂકે છે. કે જે સમય તેના કહેવા પ્રમાણે તિરૂજ્ઞાન સંબંદર, અપ્પર, હરદત્ત અને બીજા શૈવ સંતોનો છે, પણ Dnrenil ૬૪૦-૬૫૫ સન માં સબંદરને મૂકે છે તે કંઇક યોગ્ય લાગે છે. આચાર્ય સુંદર પાંડયના **વાર્તિ**કોનો ઉલ્લેખ શંકરાચાર્યની બ્રહ્મસૂત્ર પરની ટીકામાં છે ને તે પાંડય તિરૂ...એ શૈવમાં લીધેલો તે હોય તો શામશાસ્ત્રીનો નિર્ણીત સમય અશકય બને.

આતો ચોક્કસ છે કે સુંદર પાંડય પછી જૈનધર્મ તામિલમાં ધીમે ધીમે ક્ષીણ થતો ગયો ને તે શૈવ થયો ત્યાં સુધીની જે પ્રતિષ્ઠા-સત્તાને પ્રાપ્ત કરી હતી તે કદી પણ પ્રાપ્ત ન થઇ. ઇ. સ. ૮મા સૈકામાં મહાન્ શંકરાચાર્યે પોતાના **એકાન્તવાદથી** જૈન ધર્મના પાયા હલાવ્યા. ક્લિસુરી સિદ્ધાંતો હવે પછી. વૈસણવ અલવરોચ શૈવ નયનરો સાથે. મળી જૈનો સામે invectives કાઢયા. આ જણાવે છે કે જૈનો બધે પ્રસરેલા હતા. નમ્મલવરના સમયમાં (કે જે વૈષ્ણવ છેલ્લો saint હતો) જૈન ધર્મ લગભગ તામિલ ભૂમિમાં મૃત્યુ વશ થયો કારણ કે તે તેના સંબંધી બહુ જ થોડા ઉલ્લેખ કરે છે.

દૂરના દક્ષિણમાં રાજકીય સત્તા જૈનદ્વેષી ચોલાના હાથમાં ગઇ. ચોલાએ વિરોધ જબરો કર્યો. મદુરા (પાંડય રાજધાનીમાં) જૈનોની પડતી થઇ. પલ્લવોની વિક્રમાદિત્ય ચાલુક્યના હાથે ઇ. સ. ૭૪૦ માં હાર થઈ ત્યારપછી ચોલાનું જોર ધીમે ધીમે વધતું ગયું.

નવમી સદી લગભગ વિજયલયે ગાદી પર આવી ૩૪ વર્ષ રાજ્ય કર્યું તેનો પુત્ર આદિત્ય ૮૮૦-૯૦૭ (ઇ. સ.) રાજ્ય કર્યું. અપરાજિત પલ્લને જીતી પલ્લવનો છેવટનો તદ્દન અંત કર્યો. તેના મહત્ત્વાકાંક્ષી પુત્ર

તરાધિકારી પરંથક પ્રથમની નીચે પાંડય રાજ્યની મધુરા લઇ લીધી અને તેના રાજાને દેશપાર યો. એક સદીમાં કુડલ સંગમની પ્રસિદ્ધ લડાઈ ૧૦૬૨-૬૩ ઇ. સ.) કૃષ્ણા ને તુંગભદ્રા નદીના સંગમ સ્થળે વીર રાજેંદ્ર ચોલાએ ચાલુક્યોને હરાવ્યા. (ભાઇભાઇની લડાઇમાં એકને મદદ કરવા જતાં.) આમ ૧૦ અને ૧૧મા સૈકામાં રાજકીય સત્તામાં ચોલાને કોઈ હરીફ ન હતો. આથી તેમની સત્તાતળે શૈવધર્મ વિસ્તાર પામ્યો એ સમજાય તેમ છે. કુલોટુંગ કે જેણે ૪૯ વર્ષ (૧૦૭૦ થી ૧૧૧૮) રાજ્ય કર્યું તેણે વૈષ્ણવો પર પણ જુલમ કર્યો અને ચિદંબ્રમમાં વિષ્ણુ મૂર્તિને દરિયામાં નાંખી. આ વખતે વૈષ્ણવ આચાર્ય રામાનુજ થયો. (બીજા પ્રકરણમાં). આ વખતે પણ તામિલમાં જૈનધર્મનો અસ્ત છેવટનો થયો ન હતો.

---

## પ્રકરણ ૬.

### વિસ્તારનું કેન્દ્રસ્થાન.

### ( Center of Radiation. )

મહિસુર-દિગંબરોની પહેલી જન્મભૂમિ. ભદ્રબાહુ, ચંદ્રગુપ્ત **શ્રવણ બેલગોલા**માં આવવું. ૨૦૦૦ વર્ષ પૂર્વે. ત્યાંજ હમણાં પણ દિગંબરોનો head-મુખી રહે છે. તે મહાતીર્થ (મક્કા, જેરૂસલેમ જેવું) પહેલું આ ને છેલ્લું refuge-આશ્રયસ્થાન પણ આ.

તામિલભૂમિમાં શું બન્યું તે જાણ્યું આંધ્ર અને મહારાષ્ટ્રમાં પણ તેમને-જૈનોને બહુ સારૂં ન હતું. જૈનોની પડતી થતી હતી ત્યારે કર્ણાટકમાં તેમને સારૂં હતું.

**આંધ્ર**—અતિ પ્રાચીન વંશ શતવાહનોનો પ્રસિદ્ધ થતો. પ્રાયઃ હિંદુ છતાં બૌદ્ધ અને જૈનોને સારો આશ્રય આપતા. પણ આનો હાલ તે જૈનો પોતાનો જૈન-વિદ્વાન રાજાઓ પૈકીનો માને છે. વળી બધા રાજા જૈનને માન આપતા. પાછેના કલિંગ રાજ્યમાં મહાવીરનો ધર્મ સ્થાપિત થયો હતો એમ **ખારવેલના** શિલાલેખો જણાવે છે. ખારવેલ પોતે જૈનધર્માનુયાયી કુટુંબમાં જન્મ્યો હતો. કાર્પેન્ટિયર પ્રમાણે જૈનધર્મ માટે તેણે ઘણો ઉત્સાહ બતાવ્યો કે જે ધર્મ હુએન્સ્થાંગની યાત્રા સુધી (૭મા સૈકાના મધ્ય સુધી) વધતો રહ્યો. આંધ્ર દેશમાં જૈનધર્મ મોર્યકાલ પહેલાનો હતો એમ શેષગિરિરાઓ ધારે છે. તેની પ્રાચીનતા ગમે તેટલી હોય પણ એક સાંકળ પૂરી પાડે છે. શાતવાહનની સત્તા દક્ષિણમાં પતન પામી અને ચાલુક્ય, ગાંગ, તથા પરિચ્છેદી પશુપતિએ (કે જેઓ વૈદિક ધર્મના પ્રચારક માટે હતા ) નો પૂર્વ દક્ષિણમાં ઉદય થયો તે બે વચ્ચેનો ગાળો પૂરો કરે છે.

બ્રાહ્મણ ધર્મના ઉદયનાં પગલાં જૈનનાં જબરાં કેન્દ્રસ્થાનોના નાશથી જણાય છે. 'આંધ્ર કર્ણાટ જૈન ધર્મ' અને પુસ્તકમાં જૈન પદુ-જૈનાવશેષની અનેક વાત છે. હમણા જ એક અંગ્રેજ એંજીનીયરે એક જૈન કેન્દ્રસ્થાન ગોદાવરી નદી પર **જૈનગાવ**ના ગામમા હોવાનું શોધી કાઢ્યું છે. ત્યાંથી ૭ મૈલ દૂર રામગુંડમ્મા એક સુંદર મંદિરનું દ્વાર છે તે જૈન લાગે છે, તેની સામેનું સિતારામ મંદિર પણ જૈન લાગે છે. જૈનગાંવમાં અનેક જૈન મૂર્તિઓ મળી આવે છે. કૂવા ઘણા સુંદર બનાવ્યા છે.

જૈનોનાં કલામંદિરા વગેરેનો, ૧૨ મા સૈકામાં વરંગલ પર આક્રમણ કરનાર મુસલમાનોએ નહિ, પણ હિંદુઓના કોઇ સંપ્રદાયના હાથથી નાશ થયો છે. ૧૧૬૨માં હનમકોન્ડાનું એક હજાર થાંભલાના શૈવમંદિરની શિલ્પકળા પરથી જણાય છે કે તે ૧૧૬૨ પહેલાં શૈવકલા ઉદયમાં આવી હતી.

આંધ્ર દેશમાં જૈન અસરના પતનનો પ્રારંભ, રાજમહેંદ્રીના રાજરાજ નરેન્દ્રના રાજ્યથી થયો એમ સામાન્ય રીતે કહેવાય છે. તે ૧૦૨૨ સનેમાં ગાદીએ આવ્યો તે વૈદિક ધર્મનો પહેલો પ્રચારક હતો એમ નહિ પણ તે પહેલાંના રાજાઓ પણ વૈદિક હતા, પરંતુ આપણને જણાય છે કે પંપા ને પોન્ના નામના બે મહાકવિઓ કર્ણાટકના થયા, તે પહેલાં બ્રાહ્મણ ધર્મી હતા અને પૂર્વના ચાલુક્યોની રાજધાની વેંગીના હતા તે પછીથી કર્ણાટકમાં જઇ જૈન થયા. બીજી બાજુ નન્નય જેવો કવિ બ્રાહ્મણ તેલગુ ભારત રચીને આંધ્રની રાજધાનીમાં આશ્રય પામ્યો. ત્રણ

સૈકામાં ફેરફાર ધીમે ધીમે થતો ગયો કારણકે ૪૫૮ સનમાં લોકવિભાગ-દિગંબર જૈન વિશ્વ રચના પરનો ગ્રંથ કકુલેરમાં રચાયો લાગે છે સિંહવર્મન-(બીજા) કાંચીના રાજાના રાજ્યમાં. બે સૈકા જતાં જૈન-ધર્મનેઃજે આશ્રયદાતા હતા તે બદલાઇને તેઓ કાંચીના રાજાઓ તેના પર જુલમ કરનારા થયા.

આ પછી આંધ્ર દેશમાં જે કંઇ જૈનધર્મની સત્તા હતી તે કર્ણાટકમાંથી આવી. છેવટે પૂર્વ ચાલુક્યોના પહેલા રાજાઓ જૈનધર્મને આશ્રય આપતા હતા. એમના દાખલાઃ—

પૂર્વ ચાલુક્યવંશના વિષ્ણુવર્દ્ધન (ત્રીજા)એ શક ૬૬૪માં કલિભદ્રાચાર્ય જૈનને એક ગામનું અપાયેલ દાન તાજું કરી આપ્યું.

કુબ્જ વિષ્ણુવર્ધન (૧)ની રાણીએ બિજવાડામાં જૈન બસ્તિને એક ગામનું દાન કર્યું. આમા (બીજા) એ જૈન મંદિરોને દાન આપ્યાં વગેરે.

પછીના રાજાઓ આંધ્રના શૈવ હતા; તેથી પૂર્વ પ્રાંતોમાં જૈન ધર્મ ચાલુ ન રહે તેમ પ્રયત્ન થયા. ધાન્યકટકના કોટા (બૌદ્ધનો નાશ કરનાર) એ મૂળ બૌદ્ધ કે જૈન મંદિર હતું તેને અમરેશ્વર મંદિરમાં ફેરવી નાંખ્યું. પરિચ્છેદી પશુપતિઓએ બેઝવાડામાં દુર્ગાની પૂજા સ્થાપી અને તેની પૂજાથી વૈદિક ધર્મ તરફથી યુદ્ધ કરતા ગયા. આ બધામાં જૈનો પરના જુલમો પૈકી ખાસ નોંધવા યોગ્ય તે વરંગલના કકટિય ગણપતિએ જુલમ કરેલ છે. પણ કર્ણાટકમાં આવું જોવામાં આવ્યું નથી. ત્યાં શાંતિ મૂળથી અનુભવાઇ છે. જો કે છેવટમાં લિંગાયત સંપ્રદાય જાગ્યો ને તેથી જૈન ધર્મ પર ફટકો પડયો. મહિસુર કે જે કર્ણાટકનું ખરૂં હૃદય છે ત્યાં એક હજાર વર્ષ સુધી જૈન ધર્મની ચાલુ ઇતિહાસ પરંપરા આબાદ ચાલી આવી છે. રામાનુજની અસરથી બિટ્ટિ દેવ બલ્લાલ ઉર્ફે વિષ્ણુવર્ધનનું ૧૨મા સૈકામાં ધર્માન્તરપણું થયું તેથી તામિલ અને તેલગુ રાજ્ય કરતાં ઓછું ખરાબ પરિણામ આવ્યું. વિષ્ણુવર્ધન વૈષ્ણવ થયા પણ તેની રાણી ને મંત્રીઓ તો જૈન જ રહ્યા. શ્રવણ બેલગોલા એ જૈન કેંદ્રિસ્થાન તે રહ્યું.

---

## પ્રકરણ ૭.

## ગંગાનો સુવર્ણયુગ.

### [The Golden Age of the Gangas]

બીજા સૈકાથી તે ૧૨ મા સુધીના ૧૦૦૦ વર્ષના ગાળામાં કર્ણાટકના ૭ મોટા રાજવંશો થયો. કદંબ, ગંગ, ચાલુક્ય, રાષ્ટ્રકૂટ, કલચુરી અને હોયશલ. આ પૈકી બેએ મહિસુરમાં રાજ્ય કર્યું ને બાકીનાએ દક્ષિણમાં (મુંબાઇના Kanarese Districts) માં કર્યું આ ઉપરાંત કોંકણના શિલહરો, સૌદત્તિના રટ્ટ, અને દક્ષિણ કનરાના તુલુવ રાજાઓ જેવા નાના નાના અનેક રાજાઓ-રાજવંશો થયા. આ બધાએ રાજકીય સત્તામાં ભાગ ભજવ્યો છે છતાં અહીં તો ધાર્મિક વિષય હોવાથી તેને લગતું ચર્ચીશું.

કર્ણાટકના ઇતિહાસમાં આ એક નોંધવા લાયક બિના છે કે આ રાજાઓ પૈકી મોટો ભાગ જૈન હતા યાતો જૈન ધર્મના મોટા મિત્ર હતા. બીજા પ્રાંતોમાં, આપણે જોયું છે, જૈનોને આશ્રય આપનાર ઘણા થોડા રાજા હતા અને જૈન ધર્મ સ્વીકારનાર રાજાઓના અપવાદ જેવા દાખલા છે.

કર્ણાટકમાં જૂદીજ વાત છે. દક્ષિણ હિંદમાં જૈનયુગ વર્તતો તો તે કર્ણાટકમાંજ વર્તતો હતો. ત્યાં બ્રાહ્મણ ધર્મી રાજાના યા જૈનધર્મપર જુલમ કરનાર (?) રાજાના દાખલા અતિ વિરલજ મળશે.

મુંબઇ ઇલાકાના Kanarese Districts માં ક્યારે જૈન ધર્મ દાખલ થયો તે નક્કી થયું નથી પણ એતો કહેવું ઉચિત છે કે તેમાં શ્રવણબેલગોલાની અસર થઇ છે. બીજી સદીમાં દક્ષિણના સારી આશા આપતા રાજા નામે કદંબોનો તે ધર્મ થયો હતો. અને તે તે વંશના ઉત્તરોત્તર રાજાઓએ જૈન ગુરુ અને મંદિરોને અનેક દાન પત્રો કરી આપ્યાં છે તે પરથી સિધ્ધ થાય છે. થોડા દાખલાઃ—

૧ કકુત્સ્થ વર્મા (તે વંશનો પહેલો) તેના સેનાપતિ શ્રુતકિર્ત્તિએ જૈનોને દાનપત્ર કર્યું.

૨ મૃગેશવર્મા (કકુત્સ્થનો પૌત્ર) એ પણ વૈજયંતિના જૈનોને જમીનો આપી.

૩ હરિવર્મા (મૃગેશનો પાત્ર). વીરસેનાચાર્યના સંઘના ચંદ્રક્ષાન્તને એક ગામ આપ્યું.

તદુપરાંત આ દાનોમાં ઘણા જૈન આચાર્યો જેવા કે દમકીર્તિ, જયકીર્તિ, બંધુસેન અને કુમારદત્ત જણાવ્યા છે. 'વૃત્ત વિલાસ'ના 'જૈન ધર્મ પ્રકાશ'માં વૈજયન્તિ હલસિના જૂના કદંબોની નીચે જૈનોનું અગત્યનું ધામ–કેન્દ્રસ્થાન હતું એમ જણાવેલું છે. શાંતિવર્મા (કકન્સ્થનો પુત્ર, મૃગેશનો પિતા) સમગ્ર કર્ણાટ ભૂમિનો અધિપતિ હતો ને રાજધાની પાલસિક (હલસિ) હતું. ૮મી સદી સુધીનો જૂનો પલ્લવ શિલાલેખ દન્તિદુર્ગનું લગ્ન કદંબવંશ મુગટમણિ એવા રાજાની પુત્રી વેરે થયું હતું. તેમ જણાવે છે. પરંતુ આ કાલ સુધીમાં તેઓની રાજકીય સત્તા દક્ષિણના બીજા જૈન રાજવંશ નામે મહિસુરના ગંગોએ ઝાંખી કરી નાંખી હતી. કદંબો ધર્મમાં પણ જૈન ધર્મથી ચ્યુત થયા કારણ કે તેઓના પછીના ઉત્તરાધિકારીઓ પ્રાયઃ બ્રાહ્મણધર્મી હતા.

મહિસુરના ગંગો જતા વખતે કર્ણાટકમા જૈન ધર્મના અનુયાયી તેમજ આશ્રયદાતા હતા. સ્મિથ કહે છે કે 'એક ખાસ નામીચો રાજવંશ ગંગોનો હતો કે જેમણે મહિસુરના મોટા ભાગ પર બીજીથી તે ૧૧મી સદી સુધી રાજ કરી મધ્યકાલીન જબરી લડાઈઓમાં અગત્યનો ભાગ ભજવ્યો. ઘણા વખત સુધી કદંબોના હરીફ ને શત્રુ રહ્યા ને તેમનું પતન કરવામાં નિમિત્તભૂત થયા. જો કે વખતોવખત સમાધાની થતી જતી હતી. મધવબીવના લગ્ન કદંબના કૃષ્ણવર્મા (બીજા!) ની બહેન સાથે થયા. બીજી સદી સુધીમાં જઈએ તો તેઓ ગેન્તુશુવન ચેરાએ પ્રસિદ્ધ ઉત્તર હિંદમાં ચડાઇ કરી ત્યારે તેના મિત્રો હતા તે પરથી તેમનું મહત્વ જણાય છે. અને પછી ૭મા સૈકામાં પણ ચાલુક્ય પુલકેશી બીજાએ પલ્લવ અને દક્ષિણના બીજા રાજ્યો સાથે લાંબી લડાઈઓ કરી તેમાં તે પુલકેશીના તેઓ મિત્રો હતા.

આ ગંગાના જૂના રાજાઓનો સમય નિર્ણીત થઈ શકે તેમ નથી છતાં એતો કહી શકાય તેમ છે કે ગંગ રાજ્યનો પાયો જૈનાચાર્ય નામે સિંહનંદીના પ્રભાવથી નંખાયો હતો. આ વાત ગોમટ સાર અને 'કોન્ગુદેસ–રાજક્કલ' પુસ્તકમાંથી મળી આવે છે. ચોથાથી તે ૧૨ મા સૈકાના અસંખ્ય શિલાલેખો એ વાત જણાવે છે કે જૈનમૂર્તિઓ, જૈન મંદિરો, જૈનગુફાઓ જૈન આચાર્યોને ગંગવંશીય રાજાઓએ દાન કરાવેલ, યા કરેલ છે. દાખલા–સિંહનંદીએ ગંગરાજાને આ કહેલ કે:–જો કહેલું પાળો નહિ, જૈનશાસ્ત્રનથી જુદા પડો, વિષયાસક્ત બનો, નીચનો સમાગમ કરો, ગરીબોને દાન કરો નહિ, યુધ્ધમાંથી નાસી જાઓ–તો તમારો વંશ નાશ પામશે. બાહુબલિચરિત્રમાં જણાવ્યું છે કે સિંહનંદી એ આ રાજાના પ્રથમાચાર્ય હતા અને તે રાજા જૈનમતના અભિવર્ધક હતા. આના દાખલા–મરસિંહ બીજો અને રચમલ્લ ચોથાનો મહાન્ (Glorious) મંત્રી ચામુંડરાય છે. મરસિંહ બીજો એક મોટો રાજા પરાક્રમી અને અનેક લડાઇઓ જીતનાર થયો અને છેવટે સંલ્લેખનાથી સ્વર્ગસ્થ થયો. તેણે ચેરા, ચોલા, પાંડય અને પલ્લવોનો પર વિજય મેળવ્યો હતો. ૯૭૧ નો કારગડા શિલાલેખ જણાવે છે કે મરસિંહે ઉચ્છંગીના રાજાદિત્ય ચાલુક્ય પર જીત મેળવી હતી અને શ્રવણબેલગોલાના શિલાલેખ પરથી જણાય છે કે જૈન રાષ્ટ્રકૂટ રાજા ઇંદ્ર ત્રીજાનો રાજ્યાભિષેક મરસિંહે કર્યો હતો. આથી શિલાલેખોમાં મરસિંહ માટે ભારે બિરૂદો વપરાયા છે જેવાં કે સત્યવાક્ય–કોંગુનિ–વર્મા–ધર્મમહારાજાધિરાજ, ગંગ ચૂડામણિ, ચલદત્તરંગ, મંડલિકત્રિનેત્ર, ગંગવિદ્યાધર, ગંગકદપ, ગંગવજ, અને ગંગસિંહ.

ચામુંડરાય. એ મરસિંહના પુત્ર રચમલ્લ સત્ય વાક્ય ૪નો (કદાચ મરસિંહનો પણ હશે) મંત્રી. તે 'રાય' એ ટુંકા નામથી શિલાલેખોમાં કહેવાયો છે. તે પરથી તે ઘણો લોકપ્રિય હોવો જોઇએ. તેનું સ્મરણ ઘણી રીતે થયેલ છે. ચામુંડરાય–પુરાણ છે કે જેમાં ૨૪ તીર્થંકરોનાં ચરિત્ર છે ને સાથે તેના જીવનવૃત્તની હકીકતો છે. તેના કર્તા તરીકે તે કહેવાય છે, પણ તે તેના આશ્રય નીચે કોઇએ બનાવેલું વધુ સંભવિત છે. તેણે ચામુંડરાય બસ્તિ નામનું જૈન મંદિર બંધાવેલ છે. પરંતુ વધારે ભવ્ય કાર્ય તો શ્રવણ બેલગોલામા મોટી અદ્ભૂત મૂર્તિ ગોમટ્ટની

તેણે શ્રવણ બેલગોલામાં બનાવી છે કે જે જૈન કલાનું આશ્ચર્ય છે અને તેની જૈન ધર્મપ્રત્યેની લાગણીનું મહાસ્મરણ છે. હજારો યાત્રિકો ત્યાં જાય છે અને પૂજા કરે છે ને અનેક મુસાફરો ત્યાં જઈ કૌતુકી બને છે. આ ઈજીપ્તની-મીસરની સ્ફીંક્સ કે પીરામીડ જેવું કૌતક ઉત્પન્ન કરે છે.

શ્રવણ બેલગોલાના અસંખ્ય શિલાલેખમાં ત્રણ મહાવ્યક્તિઓ દક્ષિણ હિંદમાં જૈન ધર્મના પ્રચારક તરીકે આપણી આગળ ખડી થાય છે:—

૧ 'રાય' (ચામુંડરાય) ઉપરોક્ત રજમલ્લ રાજાનો મંત્રી ૨ ત્યારપછી ગંગ (રાજ) તે હોયસાલ રાજા વિષ્ણુ (વર્ધન)નો મંત્રી ૩ ત્યારપછી હુલ્લ, તે હોયસાલ રાજા નૃસિંહ દેવનો મંત્રી.

નેમિચંદ્રે ચામુંડરાયના આશ્રય નીચે દ્રવ્યસંગ્રહ નામનો જૈન સિદ્ધાંત વિષયે ગ્રંથ રચ્યો. તેજ કર્ત્તાના ગોમ્મટસરની પર અભયચંદ્રે કરેલી ટીકાની પ્રસ્તાવનામાં જણાવ્યું છે કે તે ગ્રંથ ચામુંડરાયની ઇચ્છાથી જૈન સિદ્ધાંતો સમજવા માટે રચ્યો હતો. નેમિચંદ્રના ત્રીજા ગ્રંથ ત્રિલોક સારની એક જૂની સચિત્ર પ્રતમાં ચામુંડરાય પોતાના અનેક દરબારીઓ સહિત નેમિચંદ્રનો ઉપદેશ સાંભળવા બેઠો છે એવું એક ચિત્ર છે.

મહિસુરમાં ગંગોના મૂળથી તે અસ્ત સુધી તેનો ઇતિહાસ કર્ણાટકમાં અવિરત વધ્યે જતી જૈન પ્રગતિનો ઇતિહાસ છે. 'આંધ્રકર્ણાટ જૈનીઝમ' ના કર્ત્તા ૧૧૬ પૃષ્ઠે જણાવે છે કે 'ઈ. સ. ચોથા સૈકાના આસપાસ ગંગાવદિ દેશમાં બ્રાહ્મણધર્મ પોતાની સત્તા જૈન ધર્મ કે જેની મદદથી રાજ્ય સ્થપાયું તેની સામે જમાવવા માગતો હતો.' વળી તે કહે છે કે 'માધવ (તૃતીય ?) ની કીર્ત્તિ ઘણા વખતથી નષ્ટ પામેલા તેવા બ્રાહ્મણો પ્રત્યેના દાનને સજીવન કર્યાથી ઘણી વધી. આ બરાબર યોગ્ય કથન બ્રાહ્મણધર્મની પ્રબલતા સૂચવવા માટે લાગતું નથી. કારણકે રાજાઓ દરેક ધર્મને માન આપતા આવ્યા છે તે પ્રમાણે દાન કર્યાં હોય. બે વીસી પહેલાં માધવ બીજાએ દિગંબરોને દાન કર્યાં. માધવ તૃતીયનોજ ઉત્તરાધિકારી અવિનિત (૪૩૦-૪૮૨ સને) નો ગુરૂ વિજયકીર્ત્તિ નામનો જૈનાચાર્ય હતો. બાકીના બધા રાજાઓ જૈન હતા. અવિનિતનો પુત્ર અને ઉત્તરાધિકારી દુર્વિનિત પ્રસિદ્ધ વિદ્વાન ગ્રંથકાર પૂજ્યપાદ સ્વામીનો શિષ્ય હતો. તેના પુત્ર મુસ્કર યા મુખર નીચે જૈનધર્મ 'રાજધર્મ' બન્યો હતો. ૮મા સૈકામાં શ્રી પુરૂષની બક્ષીસોમાં ઘણા જૈન ગુરૂનાં નામોનો ઉલ્લેખ છે અને તેના પુત્ર શિવામરે જૂના ગંગ શિલાલેખ પ્રમાણે એક જૈન મંદિર બાંધ્યું હતું. ત્યાર પછી મરસિંહ અને રચમલ્લ તેમના પ્રસિદ્ધ મંત્રી અને સેનાધિપતિ ચામુન્ડરાય સહિત આવે છે. ચામુંડના પુત્રે પોતાના પિતા સમાન ચાલુ રાખ્યું ને તેના ગુરૂ જૈનાચાર્ય અજિતસેન હતા. ૧૬૦૪ સુધીના સમયમાં તિમ્મરાજે (ચામુંડરાયના વંશજે) દક્ષિણ કનરામાં વેનુરમાં મોટી વિશાળ જૈન મૂર્તિ (શ્રવણ બેલગોલા જેવી પણ તેનાથી ઘણી નાની) પ્રતિષ્ઠિત કરી. આ પરથી એક્હજાર વર્ષ સુધી જૈન ધર્મને રાજ્યાશ્રય મળ્યો જ ગયો એ સ્પષ્ટ છે.

ગંગ પછી આવેલ હોયસલ વંશના વિષ્ણુવર્ધન હોયશાલનો ઉત્સાહી સેનાપતિ ગંગરાજ હતો તે તેના નામ પરથી ગંગવંશીય છે. પોતાનો રાજા રામાનુજાચાર્યથી વૈષ્ણવ બન્યો છતાં પોતે જૈન ધર્મને વળગી રહ્યો હતો. આ પરથી ગંગવંશીય રાજાને જૈન ધર્મ પ્રત્યેની ભક્તિ અને વફાદારી સંપૂર્ણ હતી એમ જણાય છે. એક શિલાલેખ શ્રવણ બેલગોલાનો નં. ૬૯ માં જણાવ્યું છે કે ગોપનંદિએ પુનઃ જૈનધર્મની ઉન્નતિ 'જેવી ગંગોના વખતમાં હતી તેવી' કરી એ શબ્દો પરથી ઉપરની વાતને પુષ્ટી મળે છે.

આ પરથી નિર્વિવાદ છે કે કર્ણાટકમાં ગંગવંશીય યુગ તે દક્ષિણ હિંદમાં જૈનધર્મનો સુવર્ણયુગ હતો.

---

## પ્રકરણ ૮.

### મહાન્ ચાલુક્યો. Great-Chalukyas.

દક્ષિણમાં જે રાજ્યવંશો થયા તેમાં ચાલુક્યોએ પોતાની ખ્યાતિ અને છાપ જેવી પાડી તેવી કોઇએ પાડી નથી. તેઓ ધર્મ અને કલાના આશ્રયદાતા હતા એ અજંતાની ગુફા ને બદામીના મંદિરોપરથી

જણાય છે. અજંતામાં એક ચિત્ર પુલકેશી (બીજા) ને ઇરાનનો ખુશરૂ (બીજા)નો દૂત મળવા ગયો છે એમ જણાવ્યું છે. બદામીનાં મંદિરો વૈષ્ણવ હિંદુ ધર્મનાં ચાલુક્ય શિલ્પ કામો બતાવે છે. પરંતુ ચાલુક્યોએ બીજા હીંદુશાસક પેઠે સહિષ્ણુ બની જૈન અને શૈવ બંનેને આશ્રય આપ્યો.

તેના માંડલિકો પૈકી મોટા એવા ત્રણ-કોંકણના શિલહરો, હલસિના કદંબો અને મહિસુરના હોયશાલ-જૈનો હતો. ડા. ભંડારકરે બરાબર કહ્યું છે કે જૈન ધર્મ બદામીના જૂના ચાલુક્યોના સમયમાં અગ્રપદે આવ્યો. તે વખતે તેમને આશ્રય મળ્યો એ જૈન મંદિરોને કરેલાં દાનપત્રો પરથી જણાય છે. વૈદ્ય પણ એજ મતના છે કે જૈનો જૂના ચાલુક્ય વંશના પછીના રાજાઓના વખતમાં લોક અને રાજ્ય બંને તરફથી અગ્રપદ પામ્યો હતો. આમ બૌદ્ધ ધર્મ માટે નહોતું એ હુએન્સ્યાંગના તે પડતી દશામાં હોવાના કથન પરથી જણાય છે. પુલકેશી પહેલાએ અશ્વમેધ કર્યો તે પરથી હિંદુ ધર્મનું પુનર્જીવન થયું જણાય છે છતાં તે રાજા પણ જૈનોને આશ્રય આપતો હતો. ચાલુક્યોએ બૌદ્ધ ધર્મને આશ્રય આપ્યો એવું એક પણ લેખ પરથી જણાતું નથી, વળી બીજી બાજુએ હિંદુ મતશાસ્ત્રોનું સાહિત્ય તેમના રાજ્યમાં દક્ષિણ હિંદમાં ઉદ્ભવ્યું. છતાં ચાલુક્યો સહિષ્ણુ હતા.

શ્રવણ બેલગોલાનો ૬૯ મો લેખ જણાવે છે કે ગુણચંદ્ર નામના જૈનાચાર્ય બલિપુરમાં મલ્લિકમોદ શાંતિવ (ચાલુક્ય જયસિંહ ૧લાનું બિરૂદ)ના ચરણે પૂજક હતા. વળી તેજ લેખ જણાવે છે કે વસુચંદ્ર નામના પ્રસિદ્ધ આચાર્ય ચાલુક્ય રાજધાનીમાં 'બાલ સરસ્વતિ' નામનું બિરૂદ પામ્યા. તેજ લગભગ કાળના (૧૧૨૯ સન)ના લેખ પ્રમાણે વાદિરાજની ચાલુક્ય રાજધાનીમાં પ્રસિદ્ધી થઈ અને તેને જયસિંહ પહેલાએ આદરમાન આપેલું હતું. વાદિરાજે પોતાનું 'પાર્શ્વનાથ ચરિત્ર' ચાલુક્ય રાજસભામાં રચેલું એમ કહેવાય છે. આ પરથી જૈનોનો ચાલુક્ય રાજવંશ સાથે ગાઢ સંબંધ હોય તેમ જણાય છે. આ સંબંધ વધ્યો, તે જયસિંહના ઉત્તરાધિકારી પુલકેશી પહેલાએ અલક્ત નગરમાં જૈન મંદિર બંધાવ્યું એ પરથી જણાય છે. આ પુલકેશીએ અશ્વમેધ કર્યો, છતાં આમ કર્યું ને તદુપરાંત એક જૈન દાનપત્ર તેણે કર્યું હતું કે જેમાં સિદ્ધનંદી, જિનનંદિ, અને નાગદેવ એ જૈનાચાર્યોનો ઉલ્લેખ છે.

પુલકેશી પ્રથમ પ્રબલ રાજા પોતાના નામધારી પૌત્ર પુલકેશી બીજા (કનોજના હર્ષનો સમકાલીન) પેઠે હતો. તેણે પલ્લવો પાસેથી વાતપિ લઈને પોતાની રાજધાની તેને કરી. પલ્લવોની રાજધાની કાંચીમાં જઈને તેમના પર હલ્લો કર્યો. આવા રાજાનો આશ્રય હોય તેથી જૈન ધર્મને લોક અને રાજ્યમાં વધારે બળ મળે તે સ્વાભાવિક છે.

પુલકેશી પ્રથમ પછીના કીર્તિવર્મા પ્રથમના રાજ્યમાં તેવોજ રાજ્યાશ્રય જૈનધર્મને ચાલુ રહ્યો. તે રાજાના લેખોમાં પ્રભાચંદ્ર અને પરલુરના વિજયનંદી જૈનાચાર્યોના ઉલ્લેખ છે. તે રાજાએ પોતાનો રાજ્યવિસ્તાર નલો, મૌર્યો અને કદંબો પર જમાવ્યો. કદંબ રાજ્યના ગર્ભમાં-ધારવારમાં જૈન મંદિરને સહાય કરી હતી. છતાં તે ચુસ્ત વૈષ્ણવ હતો અને વિષ્ણુના નિમિત્તે બદામીમાં ત્રીજી ગુફા કોતરાવી હતી.

કીર્તિવર્મનનો ઉત્તરાધિકારી તેનો નાના ભાઈ મંગલેશ હતો કારણ કે તેનો પુત્ર સગીર હતો. મંગલેશના અનેક શિલાલેખો છે તે પૈકી એક પરથી જણાય છે કે પોતાના ભાઈએ આરંભેલી વૈષ્ણવ ગુફા બદામીમાં (૮૦૦ સન) પૂર્ણ કરી. પુલકેશી બીજો તેના પછી પ્રબલ રાજા થયો, કે જેણે જૈનોને આશ્રય આપ્યો. તેની નીચે રવિકીર્તિને સહાય મળી. તેનું બિરૂદ 'સત્યાશ્રય' હતું. ઉત્તરના હર્ષનો તે સમકાલીન હતો.

આ પુલકેશી પછી તેના રાજ્યની છિન્નભિન્નતા શરૂ થઈ. તેના રાજ્યમાં પલ્લવો બળવાન્ થયા હતા. તેણે હલ્લો કર્યો. વાતપી ચાલુક્યની રાજધાની પડી. પુલકેશીના પુત્ર વિક્રમાદિત્યે પલ્લવોની રાજધાની કાંચીપર હલ્લો કર્યો પણ આખર તે ન ફાવ્યો, છતાં મુખ્ય રાજ્ય ગયું પણ ચાલુક્યો ૧૧મી સદી સુધી વેંગીના પૂર્વ ચાલુક્યો ને કલ્યાણીના પશ્ચિમ ચાલુક્યો એમ બે શાખામાં પડી રાજ કરતા રહ્યા. જો કે

રાજસત્તા ઓછી થઇ ને વૈષ્ણવ ધર્મ પોતાનો હતો, છતાં તેમના રાજ્યમાં જૈનધર્મ વિસ્તરતો રહ્યો. જયસિંહ (તે નામનો બીજો)ને નિરવદ્ય પંડિત નામનો એક જૈન ગુરૂ હતો. તેના ઉત્તરાધિકારીઓએ કરેલ જૈન દાનપત્રો મળે છે જેવા કે વિનયદિત્યે મૂળ સંઘના દેવગણને દાન કર્યું. તેણે પલ્લવો સુધાં બધા દક્ષિણના રાજાઓપર જીત મેળવી ચાલુક્ય સત્તા પાછી મેળવી હતી. અને વાતપિને ફરી ચાલુક્ય રાજધાની કરી. તેના પુત્ર ઉત્તરાધિકારી વિજયાદિત્ય સત્યાશ્રયે તેજ સ્થિતિ કાયમ રાખી. તેણે પટ્ટદકલમાં સંગમેશ્વરનું હિન્દુ મંદિર બંધાવ્યું પરંતુ પોતાના પૂર્વજો પેઠે જૈન ધર્મનો આશ્રયદાતા બની રહ્યો. પ્રસિદ્ધ વૈયાકરણ ને વિદ્વાન્ પૂજ્યપાદના શિષ્ય ઉદયદેવ પંડિત ઉર્ફે નિરવદ્ય પંડિતને જૈન મંદિરના સાધન માટે એક આખું ગામ આપ્યું. આ જૈન ગુરૂ જયસિંહના ધાર્મિક ગુરૂ તરીકે અગાઉ જણાવેલ છે. વિજયાદિત્યના પુત્ર વિક્રમાદિત્ય બીજાએ જૈન મંદિરનો પુનરૂદ્ધાર કર્યો ને વિજય પંડિત કે જેણે બધા વાદીઓને મૌન કર્યાં અને જે ખાસ વાદી હતો તેને દાનપત્ર કરી આપ્યું. વિક્રમાદિત્ય જૈન કર્હટક કે કહાડના શિલહર રાજાની પુત્રી ચંદ્રલેખા પરણ્યો હતો.

તેના ઉત્તરાધિકારી કીર્તિવર્મા બીજાના વખતમાં ચાલુક્યોને રાષ્ટ્રકુટોએ હાલના મુંબઇના કાનરીસ પ્રાંતોમાંથી હાંકી કાઢયા. બીજે સ્થળે ચાલુક્ય રાજા હતા ને તેમણે જૈનોને મદદ કરી હતી. જેવા કે વિમલાદિત્ય ચાલુક્ય (યશોવર્મનનો પુત્ર અને બલવર્મનનો પૌત્ર). 'જૈન ભારત'ના કર્તા પંપાએ અરિકેસરી ચાલુક્યનો ઉલ્લેખ કરેલ છે કે જે તે કવિનો આશ્રયદાતા હતો.

રાષ્ટ્રકુટો બે સૈકા સુધી (૭૫૪-૯૫૪ સન) સત્તામાં રહ્યા. પછી છેવટના રાષ્ટ્રકુટોએ પોતાની સત્તા જવાથી જૈનધર્મ પ્રત્યેની વલણ બદલી નાંખી હોય તે સંભવિત છે કારણ કે દક્ષિણમાં વીર-શૈવ ધર્મ જાગ્યો. તૈલપ બીજાથી માંડી કેટલાક રાષ્ટ્રકુટોએ અતિ ચુસ્ત શૈવો રહી જૈનધર્મ પર જુલમ કર્યો કહેવાય છે છતાં ચાલુક્યના માંડલિકો જૈનધર્મને આશ્રય આપતાં બંધ નહોતા પડયા. સૌદત્તિ (બેલગામ પ્રાંત) ના એક જૈનમંદિરને તેમણે દાનપત્ર કર્યું હતું. તૈલપના પૌત્ર, જયસિંહ ત્રીજાએ પોતાની રાજધાનીઓ પૈકી પોટ્ટલકેરે કે જે જૈન કેન્દ્રસ્થાન હતું તેને એક રાજધાની બનાવી હતી. એમ પણ કહેવાય છે કે આ રાજા વીરશૈવમાં તેની રાણી સુગ્ગલદેવીની અસરથી ગયો. પછી તેણે જૈનોપર કરેલા જૂલમ બસવ અને ચન્નબસવ પુરાણોમાં બતાવ્યા છે, છતાં ત્યાર પછી થોડા વખતમાં જૈનોએ પોતાની પુનઃસત્તા જમાવી રાજ્યાશ્રય મેળવ્યો હતો. સોમેશ્વર પ્રથમ-ત્રૈલોક્યમલ્લે ઇંદ્રકીર્તિ નામના જૈનાચાર્યને બક્ષિસ આપી હતી. તેમ કરવામાં લોકોને તેણે સમજાવવા પડયા હતા તે પરથી જણાય છે કે જૈનધર્મ સામે લોકમાં વિરોધ હશે.

શૈવ સંપ્રદાયનું મોજું ચાલુક્ય પ્રાંતોમાં જ નહિ પણ આખા દક્ષિણ હિંદ પર આ વખતે પસાર થતું હતું એમ જણાય છે. સોમેશ્વર પ્રથમના વખતમાં ચાલુક્ય દેશપર ચડાઇ કરનાર ચોલા રાજાએ પેરમાદિગંગા (?) એ બંધાવેલ પુલિગેરે કે લક્ષ્મેશ્વરનાં જૈનમંદિરો નાશ કર્યા કહેવાય છે. શ્રવણ બેલગોલાના ૬૭ મા લેખ પ્રમાણે 'શબ્દ ચતુર્મુખ' એ નામનું બિરૂદ સ્વામી નામના જૈનાચાર્યે રાજા અહવમલ્લ (૧૦૪૨-૧૦૬૮) કે જે ચાલુક્ય સોમેશ્વર ત્રીજો હોવો જ જોઇએ તેના હાથથી મેળવ્યું. સોમેશ્વર બીજાના રાજ્યમાં તેના એક માંડલિકે ચોલા રાજાએ નાશ કરેલ પુલિગેરેનાં જૈનમંદિરોને સમરાવ્યાં. ને ત્યાર પછી લગભગ તરતજ જૈનધર્મ સામે દક્ષિણ હિંદમાં ભારેમાં ભારે વિરોધ થયો. તૈલ (ત્રીજા) ના રાજ્યમાં કલચુરી વંશના સેનાપતિ બિજ્જલે ચાલુક્ય સત્તા છીનવી લીધી. પોતે જોકે ચુસ્ત જૈન હતો છતાં તે ધર્મ સામેનાં બળો તેની રાજધાનીમાં જ જામતાં હતા અને જે વંશને સ્થાપવા માગતો હતો અને જે વંશ જૈનધર્મને રક્ષણ આપત તે વંશને તુરત નાબુદ કરવામાં આવ્યો. વીરશૈવધર્મની ભરતી ફરી વળી, રાજ્ય દરબારમાં પ્રપંચ વધ્યાં. આ પછી ચાલુક્યો સંબંધી વિશેષ મળી શકતું નથી. ઉત્તરના દેવગિરિના યાદવો અને દક્ષિણના દ્વારસમુદ્રના હોયશાલો તેમને ગળી ગયા.

---

## પ્રકરણ ૯.

## રાષ્ટ્રકૂટો અને કલિચૂરિઓ.

### Rastrakutas & Kalichuries.

રાષ્ટ્રકુટોના સારા વખતમાં જૈનધર્મે દક્ષિણ મહારાષ્ટ્ર અને મહિસુરમાં સાહિત્યમાં ઘણું ઉત્તમ કાર્ય કર્યું એમ ડા. ક્રિસ્ના સ્વામી કહે છે. છતાં સાહિત્ય પ્રદેશમાં જ નહિ પણ બીજી રીતે પણ પ્રગતિ કરી છે. ચાલુક્ય રાજાઓ પૈકી કેટલાકના ગુરૂઓ જૈનાચાર્યો હતા, છતાં તે ચુસ્ત જૈનજ હતા એવું જણાતું નથી. પણ રાષ્ટ્રકૂટોની વાત જૂદી છે. તેનો રાજા એક યા બીજો ધર્મ પાળતોજ. કૃષ્ણ બીજો જરૂર હિન્દુ હતો અને તેણે ઇલોરાના કૈલાસ મંદિરમાં કોતરણી ને શિલ્પકળામાં આશ્ચર્યચકિત કરે તેવી એક આખી ગુફા કરાવી હતી. ઈંદ્ર ચોથો ચુસ્ત જૈનજ હતો ને સંલેખનાપૂર્વક મૃત્યુ પામ્યો હતો. શૈવ અને જૈન એ બે ધર્મો લોકોમાં સમાન સત્તામાં હતા. આ રાજાઓની સંખ્યા પરથી જો વિચારીએ તો મુખ્ય ભાગે તેમાં જૈનોની સંખ્યા વધારે હતી. જ્યારે રાષ્ટ્રકુટોની પડતી પોતે કરી ત્યારે ચાલુક્યોએ લિંગાયત સંપ્રદાયને ટેકો આપ્યો છે તેમજ તૈલ બીજાએ અને તેના ઉત્તરાધિકારીઓએ જૈનોપર જુલમ કર્યા છે તે આ વાતને પુષ્ટિ આપે છે.

રાષ્ટ્રકુટોમાં જૈન હતા એમાં મહાપરાક્રમી બળવાન રાજા અમોઘવર્ષ પહેલો હતો. જોકે તેની પહેલાં ઘણા રાજાઓએ પણ જૈનોને આશ્રય આપ્યો હતો. જેમકે જિનસેને હરિવંશ રચ્યું તે અમોઘવર્ષના પૂર્વાધિકારી ગોવિંદ બીજાના સમયમાં રચ્યું હતું; અમોઘવર્ષ પહેલાના પિતા ગોવિંદ ત્રીજાના મોટાભાઈ કંબે વર્ધમાન નામના જૈનાચાર્યને એક ગામ બક્ષિસ કર્યું હતું. ગોવિંદ ત્રીજાએ પણ ગંગવંશીય ચગિરાજના કહેવાથી શનિની અસર તોડવા વિજયકીર્ત્તિના શિષ્ય અરિકીર્ત્તિને બક્ષિસ આપી હતી. આ રીતે અમોઘવર્ષ પહેલાના પૂર્વજોની જૈનધર્મ પ્રત્યે વલણ થઇ ગઈ હતી. વીરાચાર્યના સારસંગ્રહ ગણિતમાં ધર્માન્તર કરી ઉકત અમોઘવર્ષ જૈન થયો એમ કહેલું યોગ્ય નથી. જૈનના સંસ્કારો હતા ને જૈન થયો એમ કહેવું યોગ્ય થશે. તેણે પ્રશ્નોત્તર–રત્નમાલિકા નામનો ગ્રંથ રચ્યો. તેને જિનસેનના શિષ્ય તરીકે તેના શિષ્ય ગુણભદ્રે પોતાના ઉત્તર પુરાણમાં જણાવેલ છે. આ જિનસેને 'પાર્શ્વાભ્યુદય' નામના કાવ્યમાં અમોઘવર્ષ લાંબું રાજ્ય કરે એવા આશીર્વાદ આપ્યા છે 'જયધવલ' નો મહાગ્રંથ પણ અમોઘવર્ષના રાજ્યમાં રચાયેલ છે. રત્નમાલિકામાં જણાવેલ છે કે અમોઘવર્ષે વૈરાગ્યને લીધે પોતાના રાજ્યનો ત્યાગ કર્યો. આ હકીકત બીજા શિલાલેખથી મળે છે. તેમ ન હોય તો સૌદત્તિના કૃષ્ણરાજ બીજાનો (શક ૭૯૭) નો લેખ અને અમોઘનો કાન્હરી શિલાલેખ (૭૯૯ શક), બંને તારીખનું સમાધાન ન થઈ શકે. ૭૯૯ અમોઘવર્ષના રાજ્ય ત્યાગ પછી બે વર્ષે હોવી જોઇએ. અમોઘવર્ષે જૈનધર્મ સ્વીકાર્યો હતો તે નિર્વિવાદ છે.

અમોઘવર્ષનો પુત્ર ઉતરાધિકારી કૃષ્ણ બીજો ચુસ્ત શૈવ હતો એ જરા વિચિત્ર છે. તે કૃષ્ણે ઈલોરાની કૈલાસમંદિરની શૈવ ગુફા કોતરાવી હતી. આ અશોકથી તે અકબરે બતાવેલી મતમતાંતર ક્ષમાની સાબીતી છે. તેના પૂર્વજોમાં પણ તેમ જણાય છે. ગોવિંદ પ્રથમના રાજ્યમાં બ્રાહ્મણોએ ઘણા યજ્ઞો કર્યા કહેવાય છે. ગોવિંદ ત્રીજાએ રામેશ્વરના શિવમંદિરને દાન કર્યું કહેવાય છે. આ કેટલાક રાજાની શૈવ પ્રત્યેની વલણ છતાં જૈનધર્મ સામાન્ય લોકમાં પોતાની સત્તા જાળવતો ગયો. ડા. ભંડારકર કહે છે કે ઘણા નાના રાજાઓ ને ઉતરતી વર્ણના લોકો ખાસ કરી વૈસ્યો તેના અનુયાયી હતા. દાખલા તરીકે કૃષ્ણ બીજાના માંડલિક પૃથ્વીવર્માએ સૌદત્તિમાં પોતાના રાજ્યાભિષેક વખતે (શક ૭૯૭) જૈન મંદિરને દાન કર્યું. માલગુંડ ( ધારવાર જીલ્લા)ના જૈનમંદિરના એક લેખમાં એક વણિક્ કે વૈસ્યે શક ૮૨૪ માં ( કૃષ્ણ બીજાના રાજ્યમાં ) આવું દાન કર્યું હતું.

મી. વૈદ્ય કહે છે કે છેલ્લો રાષ્ટ્રકુટ રાજા ઈંદ્ર ચોથો તે પશ્ચિમના ગંગની કન્યાથી કૃષ્ણ ૩ જાનો

પુત્ર હતો. તે ચુસ્ત જૈન હતો. સંલેખના લઈ પ્રાણ ત્યાગ કર્યો. (૯૮૨ ઈ.સ). રાજાઓ માત્ર જૈનધર્મ માનતા એટલું જ નહિ, પણ તપ આદિ આદરી પાળતા.

### કલચૂરી—

તેમનું રાજ્ય થોડા વખત રહ્યું, પણ તે ઉપયોગી છે. વસ્તુતઃ તે જૈન અને લિંગાયત વચ્ચેના જીવન મરણની હોંસાતોશીનો સમય હતો. દક્ષિણમાં ચાલુક્યની પડતી થતાં ચોલાનો દૂરના દક્ષિણમાં ઉદય થતાં કલચૂરી, યાદવો, અને હોયશાલા જેવી સ્વતંત્ર સત્તાઓ આગળ આવી. આમાં કલચૂરીઓ ભાંડારકરનાં કથન પ્રમાણે એક વખત દક્ષિણ (Deccan) ના મોટા ભાગપર અને પશ્ચિમ કિનારાથી તે ઉત્તરમાં લાટદેશ સુધી રાજ્ય કરતા હતા. તેઓ લગ્નની ગાંઠથી દક્ષિણ હિંદના રાજકર્ત્તા રાજવંશી સાથે બંધાયા હતા. તે રાજવંશો પૈકી અગ્રપદ ધરાવતા રાષ્ટ્રકુટો પણ હતા. આવા સંબંધને પરિણામે અમોઘવર્ષ ૧ કે જે મહાન્‌માં મહાન્ જૈન ચાલુક્ય રાજા હતો તે ચેદિના કાલચુરી રાજા નામે કોક્કલ ૧લા નો પ્રપૌત્ર હતો. ચાલુક્ય મંગલેશના સમયમાં શંકરગણના પુત્ર બુદ્ધની સરદારી નીચે કલચૂરીઓને હરાવવામાં આવ્યા હતા. પણ પછીથી ચાલુક્યની સત્તા કલચૂરિએ તોડી અને કલચૂરીને સાથે દેવગિરિના યાદવો, વરંગલના કાંકટેયો, અને મહિસુરના હોયસાલા સામે લડવું પડયું હતું. મંગલેશનાં દાનો જણાવે છે કે જૂના કલચૂરિઓ શૈવ હતા યા વૈષ્ણવ હતા, પરંતુ તેઓ જૈન અને બૌદ્ધ બંને ધર્મને આશ્રય આપતા હતા. તેઓ ક્યારે જૈન થયા તેનો સમય નિર્ણીત થતો નથી, પણ બિજ્જલ કે જે ચાલુક્ય સત્તાનો નાશ કરનાર હતો તે જૈન ધર્મનો મહાન પક્ષ લેનાર હતો. જૈન ઉત્તરાધિકારીઓના વખતમાં થયેલ ઝઘડાનું વૃત્તાંત જ. રો. એ, સો. ૪, પૃ. ૧૯ ફુટનોટમાં આપેલ છે.

બિજ્જલના રાજકીય સત્તા પ્રભાવની વાત એક બાજુ રાખીશું. ધાર્મિક બાબતમાં તેણે લિંગાયતોપર કૃપા ત્યાં સુધી દર્શાવી હતી કે જ્યાં સુધી લિંગાયતો તેના તદ્દન વિરોધી થઈ ગયા. ને તેઓના હાથે તેનો અંત આવ્યો. ફ્લીટ કહે છે કે બિજ્જલના વખતમાં જૈનધર્મ એ પ્રજાપ્રિય ધર્મ હતો કે જ્યારે બસવે શૈવ ધર્મનું લિંગાયત સ્વરૂપ સ્થાપ્યું. બિજ્જલના જીવનનું વૃત્તાંત જૈન ગ્રંથ નામે 'બિજ્જલરાય ચરિત' માં છે. તેનું મરણ સન ૧૧૫૪-૫ માં જૈન વૃત્તાંત પ્રમાણે થયું જ્યારે શિલાલેખના પુરાવા ધ્યાનમાં લેતાં ૧૧૮૭-૮ ગણાય. તેણે દશ વર્ષ રાજ્ય કર્યું ને પછી પોતાના ચાર પુત્રોને ગાદી સોંપી. તે પુત્રોએ ૧૦ વર્ષથી ઓછા સમય સુધી રાજ્ય કર્યું. તેઓનું પતન લિંગાયત નેતા બસવ અને તેના અનુયાયીઓએ કર્યું. બસવે બિજ્જલના પગલે ચાલી પોતાની કારકીર્દી બિજ્જલના એક અમલદાર તરીકે શરૂ કરી અને છેવટે પોતાના માલેકના કુટુંબ સાથે રાજકીય ઉત્ક્રાંતિ કરી તેનો નાશ કર્યો. બિજ્જલનું મરણ એ લિંગાયતો માટે વિજયોત્સવ હતો જેને તેઓએ પોતાના ગ્રંથોમાં વર્ણવેલ છે.

ડા. કૃષ્ણ સ્વામી જણાવે છે કે વીર શૈવ સંપ્રદાયના બે સુધારકો નામે બસવ અને ચન્નબસવનો ઇતિહાસ અંધારામાં છે, તેનાં પુરાણોમાં દંતકથાઓ જ છે. 'વિજ્જલરાય' ચરિત' નામના જૈન ગ્રંથમાં બસવે બિજ્જલને શોધી રાજધાની બહાર કાઢી કૂવામાં નાંખી મારી નાંખ્યો એમ જણાવ્યું છે. બસવ પછી તેના ભાણેજ ચન્નબસવે તેનો ઝુંડો ઉપાડયો. પરંતુ રાજધાની કલ્યાણી જૈનધર્મનો કિલ્લો હોવાથી યા તો રાજવંશની અકૃપાથી લિંગાયતો માટે ભારે થઈ પડવાથી તેઓને રાજવંશના હાથ પહોંચે નહિ એવે સ્થળે પોતાના ધર્મને વિસ્તારવા જવાની ફરજ પડી. પરંતુ આ થોડા વખત માટે રહ્યું અને 'બિજ્જલના મરણ સાથે જૈનધર્મ કલચૂરિના રાજ્યમાંથી નિકળી ગયો.' બિજ્જલના પુત્ર સોમેશ્વર પછી કલચૂરી સત્તાનો અંત આવ્યો. ખરો ઘા તો તેમને વિરબલ્લાલ બીજાની સરદારી નીચે હોયશલા નામના દક્ષિણના હરિફો તરફથી પડયો. પરંતુ આ બન્યું તે વિચિત્ર છે, કારણકે કલચૂરીની પેઠે હોયશાલા પણ પ્રાધાન્યે જૈન હતા તેથી પોતાના સામાન્ય શત્રુ લિંગાયત સામે તો બંને સમાનધર્મી એકઠા થાય, પણ રાજકીય હરીફાઈ જ

એવી છે કે જે કોઈ પણ નિયમથી બંધાયેલી હોતી નથી.

મહિસુરમાં વૈષ્ણવ તરફનો પ્રત્યાઘાત મજબૂત થતો હતો. બિજ્જલનો ઉત્તરાધિકારી સોમેશ્વર પોતાના પિતાના ખૂની સિવાય બધા પ્રત્યે સહિષ્ણુ હતો. જેમકે તેણે બ્રાહ્મણોને તથા બેલગામના સોમેશ્વર મંદિરને દાન આપ્યા હતાં તે પરથી જણાય છે કે લિંગાયતોના પર આ વખતે થયેલા કહેવાતા જૂલમ જો સત્ય રીતે થયેલા હોય તો ભારે પડતી ધાર્મિક વલણને લઈને હોય. સોમેશ્વરનું રાજ્ય ૧૧૦૦ માં પૂરૂં થયું અને કલચૂરી સત્તા ત્યાર પછી લગભગ ચાર વર્ષ ચાલી ગઇ. થોડો વખત ચાલુક્ય સત્તામાં આવ્યા પણ આખરે આખું રાજ્ય યાદવોએ લીધું અને યાદવો પાસેથી પછી મુસલમાને લીધું. યાદવોની રાજધાની દેવગિરિ-દોલતાબાદના કિલ્લામાં હજુ જૈન મંદિરના અવશેષ છે કે જેમાંથી મૂર્તિભંજક ઔરંગજેબે મસીદ પછીથી બંધાવી હતી. પરંતુ યાદવો જૈન ધર્મ પ્રત્યે પક્ષપાતી જણાયા નથી અને તેથી એ સ્વાભાવિક છે કે જૈન મંદિર અને બચેલી નગ્ન મૂર્તિઓ તે કલચૂરીઓ તરફથી થયેલી હોય.

કલચૂરિ રાજ્યમાં જૈન ધર્મનો નાશ એકાંતડ-રામય્યા નામની વિચિત્ર વ્યક્તિને લીધે થયો એમ કહેવામાં આવે છે. ડા. કૃષ્ણાસ્વામી કહે છે કે જૂના શિલાલેખનો પુરાવો એકાન્તડ-રામય્યા નામના બ્રાહ્મણને લીધે વીરશૈવ સંપ્રદાય જન્મ્યો એમ ટેકો આપે છે. ધારવારમાં અબ્લુર શિલાલેખ પ્રમાણે આ રામય્યા પુરૂષોતમ ભટ્ટનો પુત્ર હતો અને જૈનધર્મનો અંત લાવવા શિવની ખાસ કૃપાથી જન્મ્યો હતો. તેમાં જણાવ્યું છે કે 'ઈશ્વરની સમક્ષ ખાનગી મુલાકાત લેવાનો હક્ક' તેને હતો. આના ઇતિહાસમાં ચમત્કારો ભર્યા છે. જેમકે એમ કહેવાય છે કે ઘણી વખત પોતાનું મસ્તક કાપી પોતાના પ્રભુ શિવની શક્તિ પોતાના સમકાલીન રાજાઓ પાસે બતાવી હતી. તેણે જૈનોને આવ્હાહન કર્યું પરંતુ આવી જાદુગરીથી દોરાવાની તેમણે ના પાડી. પણ જેમ વરૂને શિયાળની વાત છે તેમ પોતાનો વિજય જૈનોપર થયો જણાવ્યો. એવાં પણ વૃત્તાંત છે કે એકા-રામે જૈનોનો લખેલો કાગળ બિજ્જલ પાસે રજુ કરી જણાવ્યું કે જો જૈનો પોતાનાં ૭૦૦ મંદિરોની હોડ કરે તો તે બિજ્જલ પાસે ચમત્કાર ફરી કરી બતાવે. આ પછી એમ કહેવાય છે કે બિજ્જલે એકા-રામને 'જયપત્ર' આપ્યું અને સોમનાથની પૂજા માટે એક ગામ અર્પણ કર્યું.

ડા. કૃષ્ણસ્વામી ટીકા કરે છે કે 'બે બસવ પહેલાં થોડો વખત પહેલાં રામય્યા થયો કારણ કે બિજ્જલને રાજા નહિ પણ મહામંડળેશ્વર તરીકે વર્ણવવામાં આવ્યો છે' તે એમ કહે છે કે અબ્લુરના બ્રહ્મેશ્વરના મંદિરના શિલા લેખમાં રામનો આ ચમત્કાર કોતરવામાં આવ્યો છે પરંતુ તે ઐતિહાસિક બિના હતી એમ અનુમાન કરવું વાસ્તવિક નથી. છતાં લિંગાયત કે જે બે બસવ પહેલાં થયેલા જણાવાય છે તેના ચાર સંતો પૈકી રામનું નામ છે વળી તેના વિવિધ પ્રસંગોમાં એવી પ્રથા લિંગાયતોમાં છે કે ચાર જલપાત્ર ચારને (રેવન, મારૂલ, **એકોરામ** અને પંડિત આરાધ્ય) ને અર્ઘ્ય આપવા માટે વપરાય છે. તેથી ડા. કૃષ્ણસ્વામી કહે છે કે આ સંપ્રદાયને ખરી રીતે ઉત્પન્ન કરવામાં રામ હતો અને તે સંપ્રદાયના ઉપદેશને પદ્ધતિસર મૂકવાનું કામ તેનાં વધુ પ્રસિદ્ધ ઉત્તરાધિકારીઓએ કર્યું.

લિંગાયત સંપ્રદાયના જન્મનો આ ટુંકો અહેવાલ ૧૨ મા ઇ. સ. ના સૈકામાં કાનરીઝ બોલતા પ્રાંતોમાં જૈન ધર્મ કેવી રીતે નષ્ટ પામ્યો, એટલું બતાવવા માટે પૂરતો છે. આ હિંદુ પુનર્જીવનની ચળવળથી વેપારી અને ખેડૂત વર્ગ કે જે જૈનધર્મના ખરા અનુયાયીઓ હતા તે તેમાંથી નીકળી ગયા ને જૈન મૂર્તિઓની બદલીમાં શૈવ મૂર્તિઓ મૂકવામાં આવી. આજ પ્રમાણે વધુ દૂર દક્ષિણમાં પણ બન્યું. તામિલ અને આંધ્ર પ્રાંતોમાં નિરાશ થવા પછી અને સાથે સાથે દક્ષિણ (Deccan)માં લિંગાયત સંપ્રદાય સાથે ઝઘડા ઉપર જણાવ્યા તે કરીને ક્ષીણ પામતા જૈન ધર્મની છેલ્લી લડાઇઓ મહિસુર અને કનરા પ્રાંતોમાં લડાઈ. તંત્રી.

[આ એક બ્રાહ્મણ ગ્રેજ્યુએટ રા. શર્માએ સમભાવપૂર્વક લખેલા અંગ્રેજી નિબંધમાંથી ઉતારેલી ટુંક નોંધ છે. તેમાં બીજાં પણ પ્રકરણો છે. આ આખો નિબંધ દિગંબરો તરફથી પ્રગટ થવાની ખાસ જરૂર છે અને તેથી તેમના ધર્મ પર જબરો પ્રકાશ પડે તેમ છે. તંત્રી.]

# ખીમા કૃત ચૈત્ય પ્રવાડિ સ્તવન.

પહિલા પ્રણમું પ્રથમ નાથ, શ્રી આદિ જિણેસરઈ,
બીજા અજિય જિણંદ દેવ, વાંદું પરમે સરઇ. ૧

એ શ્રી સંભવ ભવસમુદ્ર, તિહુ (અ)ણુનો ઉતારણુઈ
અભિનંદણુ નઈ સુમતિનાથ, દુહ દુરગત વારણું. ૨

પદમપ્રભસિરિ સુપાસજિણું, સિરિ ચંદપ્પભ સામિ,
પિહિ ઉઠિનઇ પણુમસું, જિમ હુવઇ નવઈ નિધાન. ૩

વિધિસુ વંદુ સુવિધિનાથ, સીતલ સુખદાયકઈ,
શ્રીઆંસ નઇ વાસુપૂજિ, જીવન જગિ દાયકઇ. ૪

વંદું વિમલ અનંત ધરમ, એ અચિંત ચિંતામણિ,
શાંતિકરણુ શ્રી શાંતિ કુંથુ, અર મલ્લિ મુગટમણિ. ૫

શ્રી મનસુવ્રત વંદસાં એ, શ્રી નમિ નેમકુમાર,
પાસ વીર નિત પ્રણુમિય, જિમ હુય હરપ અપાર. ૬

ત્રિભુવનમાંહિં જે જ્યન પ્રસાદ, સાસતાં ઉસાસતાં,
તે સવિ વંદું વરતમાન, હું અતીત અણુાગતઇ. ૭

શ્રી સીમંદર વિહરમાન, તિહાં વીસ તીર્થંકરઈ,
અઢિઆં દીપાં માહિ સાધુ, જે મહા મનીસર. ૮

તે સવિ વંદુ ભગતિ ચરે, શ્રી જિણુ સાસણુ સાર,
અહનસિ જે આરાહસિં, તે તરસઈ સંસાર. ૯

શ્રી સેત્રુજઈ સિહર સ્વામિ, વંદુ ઊજલગિરે,
અષ્ટાપદ સમેતસિખિરિ, વંદુ નીં(સ)દીસ રે,
ઘોઘે નવખંડ કુલ પાસ, જે જિણુ જગતારઇ,
જીવત સામિ જયુગાદદેવ વંદુ સોપારઇ. ૧૦

ભરૂઅચિ વંદું મણુસુવએ, થંભણુ પરશ્રી પાસ,
પાટણુ શ્રી પંચાસરઉ, તે પૂરઇ પ્રભુ આસ. ૧૧

દહિઉદરઉ શ્રી સંતિનાથ, દુહ દુરિય વિહંડણુઉ,
નવપલ્લવ જુહારૂં વીર, સાચ્ચઉરો મંડણુઉ. ૧૨

ગઉડી જીરાઉલ પાસ, વંદુ વરકાણુઈ,
ફલવિધિ રાવણુનઉ પ્રતાપ, સહૂકો જગિ જાણુઈ. ૧૩

રાજગરિ વીભારગિરે, વંદું વીર જિણુંદ,
મુહર પાસ સ્વામી નમું, પામું પરિમાણુંદ. ૧૪

નલણી વિમાન સમાન, રાણુપર વંદુ ચઉમખે,
નવપલ્લવ નઈ ચિત્રકોટ જે જન દિવં સિખ્ય. ૧૫

મંડવ વંદુ શ્રી સુપાસ, મગસી નવસારી,
વિજાનગર ઇડર જુપારિ, વડનગર જુહારિ. ૧૬

આરાસણિ અરબદસિરે, વંદુ વિમલવિહારિ,
નાણુઇ નઇ વલી નાંદિય, જીવત સામિ જુહાર. ૧૭

શ્રી સેત્રુજ સમાનિ દલ, દેવ દીઠા લોટાણુઇ,
વંદુ બંભણુવાડ વીર, જિણુવર જે ઘાણુઇ. ૧૮

અવર જ કે છઈ ઠામિ ઠામિ, જે સવિ હું જણુાલે.
સીરાહી શ્રી આદિ પ્રમુખ, વંદું ત્રિહું કાલે. ૧૯

ઇમિ તીરથ ખીમઉ ભણુઈ, જે વંદે એક ચિત્તિ,
તે અજરામર પદ લહઈ, પ્રામઇ સુખ અનંત. ૨૦

जि किंय नाम तित्थं सग्गे पयाले माणसे लोए
जाइं जिणबिंबाइ, ताइ सव्वाइं वंदामि ॥२१॥

—ઇતિ શ્રી ચૈત્ય પ્રવાડિ તવન સ્તોત્રં.

—એક હસ્તલિખિત પાના પરથી ઉતારેલી છે. તંત્રી.

# 'અરણીક મુનિવર કાવ્ય.'

[ **કાવ્ય વિષે ટુંક નોંધઃ**—અરણીક મુનિનું ખરૂં નામ 'અર્હન્નક' છે. તેમના માતાપિતા ધનિક ને ધર્મી હતા. પાછલી અવસ્થામાં તેમને સંતાન-મુખ જોવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, અને તેજ કાવ્ય-નાયક અર્હન્નક. દંપતીએ કેટલાક કાળ પછી સંયમ સ્વીકાર્યો ત્યારે પુત્ર પ્રત્યેના સ્નેહને વશ થઇ પિતાએ, તેની લઘુવય છતાં પ્રવજ્જિત બનાવ્યો. અર્હન્નકની વય બાળકની છતાં બુદ્ધિ ઉંચા પ્રકારની હોવાથી અભ્યાસમાં તેણે ઠીક પ્રગતિ કરી. શાસ્ત્રમા અવગાહન કરી, આત્મા—કર્મ વિષેના ગુંચ ભર્યા કોયડાને ઉકેલવા લાગ્યો. પુત્રપ્રેમી પિતાએ એણે અધ્યયન અને સાધુ જીવનની ક્રિયા સિવાય બીજી બાબતમા નિષ્ણાત ન થવા દીધો. ગોચરી કેવી રીતે જવું? ક્યાં જવું? ક્યારે જવું? ઇત્યાદિ વિષયમાં તેની સ્થિતિ અજાણ્યા પથિક તુલ્ય રહી. કાળવશાત્ પિતા પંચત્વ પામ્યા. કેટલાક દિનો સુધી અન્ય સાધુઓએ ગોચરી લાવી આપી. એ પ્રથા લાંબી ન ચાલી. અજ્ઞાત એવા 'અર્હન્નક' જાતે એક વેળા સમય થઈ જવાથી નિકળ્યા. તે વેળાના પ્રસંગથી કાવ્ય શરૂ થાય છે. મધ્યાહ્ન કાળનું વર્ણન એમા ઠીક આલેખાયું છે. મુનિજીવનની રહેણી વિષેનો ચિતાર પણ છે. વસ્તી વિષે અજ્ઞાન એવા 'અર્હન્નક' વિલાસી લલનાથી વસાયલા એકાંત ભાગ પર આવેલા લતામાં આવી પહોંચે છે. બાલ્યકાળથી પરાભવ પમાડવાની તક જોઇ રહેલ મોહરાજ લાગ આવ્યો નિરખી શરસંધાન કરે છે. ગવાક્ષમાં રહેલ એક વિરહીણી વામા મુનિની દ્રષ્ટિએ પડે છે. ઉભયનાં હૃદય પુષ્પધન્વાની જાદુઈ અસરથી ઘવાય છે. મોદક વહોરાવવાના મિષે દાસી આવી તેડી જાય છે. માદક પદાર્થ મિશ્રિત લાડુઓ 'અરણિક'ના કિંમતી જીવનનો લાડવો વાળી નાંખે છે. સાધુજીવનથી પતિત બની સંયમી અર્હન્નક, વિલાસી ને વૈભવી બની મઝા લુંટતો વખત વીતાવે છે.

આ વાત પુત્રવત્સલ માતાને કાને પડતાંજ એના હૃદયના તાર ઝણઝણી ઉઠે છે. સંસારને ગળી પીધેલા એવા પોતાના જીવનસદ પુત્રના જીવનને એકદમ સંયમ માર્ગે લઇ જવામાં થયેલ ઉતાવળ પ્રતિ માતાનું લક્ષ્ય જાય છે છતાં થયું તે ન થયું થનાર નથી પણ 'એક વાર ગ્રહણ કરેલ પ્રતિજ્ઞાનું ખંડન જીવના ભોગે પણ ન કરાય' એ ઉમદા સત્ય, અચળ નિશ્ચય નારીહૃદયમાં—સાધ્વી જીવનમાં યથાર્થ પણે ઉતરેલ હોવાથી પોતે 'અરણીક'ની શોધમાં નિકળી પડે છે. નથી તે ક્ષુધા પિપાસાના પરિષહની દરકાર કરતી કે નથી તે જનતા પોતા પ્રત્યે કેવી નજરે નિહાળે છે તે તરફ લક્ષ આપતી. માત્ર દરેકને એકજ પ્રશ્ન કરતી કે 'મારો અરણીયો દીઠો છે'?

ખરેખર મોહરાજની અગમ્ય લીલાનો અહીં તાદૃશ ચિતાર રજુ થાય છે. એના પાશમાં વિંટાવેલા શ્રીરામ જેવા નીતિજ્ઞે 'સીતા, સીતા', કહી વનના પશુઓને અને જંગલના વૃક્ષોને શું પ્રશ્નો નહોતા કર્યા? નળની શોધમાં દમયંતીની પણ એજ દશા હતી. પ્રેમની ગતિ ન્યારી છે એ ઉપરના દ્રષ્ટાંતથી સહજ સમજાય તેમ છે.

ઝરૂખામા લલના સહ વિહરી રહેલ 'અર્હન્નક'ની અચાનક નજર ગાંડા સરખી ભમતી માતા પ્રત્યે પડી. અજ્ઞાન પડળ ખુલી ગયાં. પોતાની પહેલાની અવસ્થા નજર સન્મુખ ખડી થઈ. મોહમદિરાનો નિશો ઉતરી ગયો. પૂછવા પણ ન રહ્યો. તરતજ મંદિરના પગથીઆં ઉતરી માતાના ચરણમાં નમી પડ્યો. પોતાના અપરાધને ખમાવતો આચરેલ દુશ્ચરિતને નિંદવા લાગ્યો. એમાંથી પુનિત જીવન જીવવાનો માર્ગ પૂછવા લાગ્યો. માતાએ વીર બની શ્રી વીરના સાધુજીવનને જીવવાનો માર્ગ જ બનાવ્યો. પ્રાયશ્ચિત્ત લઇ પુનિત અર્હન્નક પુનઃ સાધુ થાય છે, અને તપ્ત શિલા પર અનશન આદરી સ્વજીવનનું શ્રેય સાધે છે. માતાનું પ્રેમાળ હૃદય પતિતનો કેવો ઉદ્ધાર કરે છે તેનો પૂર્ણ ખ્યાલ લઘુ કાવ્ય ઉપરથી મળી આવે છે.

'સુમન.' ]

# ખીમા કૃત ચૈત્ય પ્રવાડિ સ્તવન.

પહિલા પ્રણમું પ્રથમ નાથ, શ્રી આદિ જિણેસરઈ,
બીજા અજિય જિણંદ દેવ, વાંદું પરમે સરઇ. ૧

એ શ્રી સંભવ ભવસમુદ્ર, તિહુ (અ)ણનો ઉતારણઈ
અભિનંદણ નઈ સુમતિનાથ, દુહ દુરગત વારણું. ૨

પદમપ્રભસિરિ સુપાસજિણું, સિરિ ચંદપ્પભ સામિ,
પિહિ ઉઠિનઇ પણમસું, જિમ હુવઇ નવઈ નિધાન. ૩

વિધિસુ વંદું સુવિધિનાથ, સીતલ સુપદાયકઈ,
શ્રીઆંસ નઇ વાસુપૂજિ, જીવન જગિ દાયકઇ. ૪

વંદું વિમલ અનંત ધરમ, એ અચિંત ચિંતામણિ,
શાંતિકરણ શ્રી શાંતિ કુંથુ, અર મલ્લિ મુગટમણિ. ૫

શ્રી મનસુવ્રત વંદસાં એ, શ્રી નમિ નેમકુમાર,
પાસ વીર નિત પ્રણમિય, જિમ હુય હરષ અપાર. ૬

ત્રિભુવનમાંહિં જે જઇન પ્રસાદ, સાસતાં ઉસાસતાં,
તે સવિ વંદું વરતમાન, હું અતીત અણાગતઇ. ૭

શ્રી સીમંદર વિહરમાન, તિહાં વીસ તીર્થંકરઈ,
અઢિઆં દીપાં માહિ સાધુ, જે મહા મનીસર. ૮

તે સવિ વંદુ ભગતિ ચરે, શ્રી જિણ સાસણ સાર,
અહનસિ જે આરાહસિં, તે તરસઈ સંસાર. ૯

શ્રી સેત્રુજઈ સિહર સ્વામિ, વંદુ ઊજલગિરે,
અષ્ટાપદ સમેતસિખિરિ, વંદુ નીં(સ)દીસ રે,
ઘોઘે નવખંડ કુલ પાસ, જે જિણ જગતારઇ,
જીવત સામિ જયુગાદદેવ વંદુ સોપારઇ. ૧૦

ભરૂઅચિ વંદું મણસુવ્રએ, થંભણ પરશ્રી પાસ,
પાટણ શ્રી પંચાસરઉ, તે પૂરઇ પ્રભુ આસ. ૧૧

દહિઉદરઉ શ્રી સંતિનાથ, દુહ દુરિય વિહંડણઉ,
નવપલ્લવ જુહારૂં વીર, સાચ્ચઉરો મંડણઉ. ૧૨

ગઉડી જીરાઉલ પાસ, વંદુ વરકાણઈ,
ફુલવિધિ રાવણનઉ પ્રતાપ, સહૂકો જગિ જાણઈ. ૧૩

રાજગરિ વીભારગિરે, વંદું વીર જિણંદ,
સુહર પાસ સ્વામી નમું, પામું પરિમાણંદ. ૧૪

નલણી વિમાન સમાન, રાણપર વંદુ ચઉમખે,
નવપલ્લવ નાઈ ચિત્રકોટ જે જન દિઠં સિખ્ય. ૧૫

મંડવ વંદુ શ્રી સુપાસ, મગસી નવસારી,
વિજાનગર ઇડર જુપારિ, વડનગર જુહારિ. ૧૬

આરાસણિ અરબદસિરે, વંદુ વિમલવિહારિ,
નાણઇ નઇ વલી નાંદિય, જીવત સામિ જુહાર. ૧૭

શ્રી સેત્રુજ સમાનિ દલ, દેવ દીઠા લોદાણઇ,
વંદુ બંભણવાડ વીર, જિણવર જે ઘાણઇ. ૧૮

અવર જ કે છઈ ઠામિ ઠામિ, જે સવિ હું જણાલે.
સીરોહી શ્રી આદિ પ્રમુખ, વંદું ત્રિહું કાલે. ૧૯

ઇમ તીરથ ખીમઉ ભણઈ, જે વંદે એક ચિત્તિ,
તે અજરામર પદ લહઈ, પ્રામઇ સુખ અનંત. ૨૦.

जि किंय नाम तित्थं सग्गे पयाले माणसे लोए
जाइं जिणबिंबाइ, ताइं सव्वाइं वंदामि॥२१॥

—ઇતિ શ્રી ચૈત્ય પ્રવાડિ તવન સ્તોત્રં.

—એક હસ્તલિખિત પાના પરથી ઉતારેલી છે. તંત્રી.

# 'અરણીક મુનિવર કાવ્ય.'

[ **કાવ્ય વિષે ટુંક નોંધઃ**—અરણીક મુનિનું ખરૂં નામ 'અર્હન્નક' છે. તેમના માતાપિતા ધનિક ને ધર્મી હતા. પાછલી અવસ્થામાં તેમને સંતાન-મુખ જોવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, અને તેજ કાવ્ય-નાયક અર્હન્નક. દંપતીએ કેટલાક કાળ પછી સંયમ સ્વીકાર્યો ત્યારે પુત્ર પ્રત્યેના સ્નેહને વશ થઇ પિતાએ, તેની લઘુવય છતાં પ્રવ્રજિત બનાવ્યો. અર્હન્નકની વય બાળકની છતાં બુદ્ધિ ઉંચા પ્રકારની હોવાથી અભ્યાસમાં તેણે ઠીક પ્રગતિ કરી. શાસ્ત્રમા અવગાહન કરી, આત્મા—કર્મ વિષેના ગુંચ ભર્યા કોયડાને ઉકેલવા લાગ્યો. પુત્રપ્રેમી પિતાએ એણે અધ્યયન અને સાધુ જીવનની ક્રિયા સિવાય બીજી બાબતમા નિષ્ણાત ન થવા દીધો. ગોચરી કેવી રીતે જવું? ક્યાં જવું? ક્યારે જવું? ઇત્યાદિ વિષયમા તેની સ્થિતિ અજાણ્યા પથિક તુલ્ય રહી. કાળવશાત્ પિતા પંચત્વ પામ્યા. કેટલાક દિનો સુધી અન્ય સાધુઓએ ગોચરી લાવી આપી. એ પ્રથા લાંબી ન ચાલી. અજ્ઞાત એવા 'અર્હન્નક' જાતે એક વેળા મમય થઈ જવાથી નિકળ્યા. તે વેળાના પ્રસંગથી કાવ્ય શરૂ થાય છે. મધ્યાહ્ન કાળનું વર્ણન એમા ઠીક આલેખાયું છે. મુનિજીવનની રહેણી વિષેનો ચિતાર પણ છે. વસ્તી વિષે અજ્ઞાન એવા 'અર્હન્નક' વિલાસી લલનાથી વસાયલા એકાંત ભાગ પર આવેલા સ્થાનમાં આવી પહોંચે છે. બાલ્યકાળથી પરાભવ પમાડવાની તક જોઇ રહેલ મોહરાજ લાગ આવ્યો નિરખી શરસંધાન કરે છે. ગવાક્ષમાં રહેલ એક વિરહીણી વામા મુનિની દ્રષ્ટિએ પડે છે. ઉભયનાં હૃદય પુષ્પધન્વાની જાદુઈ અસરથી ઘવાય છે. મોદક વહોરાવવાના મિષે દાસી આવી તેડી જાય છે. માદક પદાર્થ મિશ્રિત લાડુઓ 'અરણિક'ના કિંમતી જીવનનો લાડવો વાળી નાંખે છે. સાધુજીવનથી પતિત બની સંયમી અર્હન્નક, વિલાસી ને વૈભવી બની મઝા લુંટતો વખત વીતાવે છે.

આ વાત પુત્રવત્સલ માતાને કાને પડતાંજ એના હૃદયના તાર ઝણુઝણી ઉઠે છે. સંસારને ગળી પીધેલા એવા પોતાના જીવનસર્વ પુત્રના જીવનને એકદમ સંયમ માર્ગે લઇ જવામાં થયેલ ઉતાવળ પ્રતિ માતાનું લક્ષ્ય જાય છે છતાં થયું તે ન થયું થનાર નથી પણ 'એક વાર ગ્રહણ કરેલ પ્રતિજ્ઞાનું ખંડન જીવના ભોગે પણ ન કરાય' એ ઉમદા સત્ય, અચળ નિશ્ચય નારીહૃદયમાં—સાધ્વી જીવનમાં યથાર્થ પણે ઉતરેલ હોવાથી પોતે 'અરણીક'ની શોધમાં નિકળી પડે છે. નથી તે ક્ષુધા પિપાસાના પરિષહની દરકાર કરતી કે નથી તે જનતા પોતા પ્રત્યે કેવી નજરે નિહાળે છે તે તરફ લક્ષ આપતી. માત્ર દરેકને એકજ પ્રશ્ન કરતી કે 'મારો અરણીયો દીઠો છે'?

ખરેખર મોહરાજની અગમ્ય લીલાનો અહીં તાદૃશ ચિતાર રજુ થાય છે. એના પાશમાં વિંટાયેલા શ્રીરામ જેવા નીતિજ્ઞે 'સીતા, સીતા', કહી વનના પશુઓને અને જંગલના વૃક્ષોને શું પ્રશ્નો નહોતા કર્યા? નળની શોધમા દમયંતીની પણ એજ દશા હતી. પ્રેમની ગતિ ન્યારી છે એ ઉપરના દ્રષ્ટાંતથી સહજ સમજાય તેમ છે.

ઝરૂખામા લલના સહ વિહરી રહેલ 'અર્હન્નક'ની અચાનક નજર ગાડા સરખી ભમતી માતા પ્રત્યે પડી. અજ્ઞાન પડળ ખુલી ગયાં. પોતાની પહેલાની અવસ્થા નજર સન્મુખ ખડી થઈ. મોહમદિરાનો નિશો ઉતરી ગયો. પૂછવા પણ ન રહ્યો. તરતજ મંદિરના પગથીઆં ઉતરી માતાના ચરણમાં નમી પડયો. પોતાના અપરાધને ખમાવતો આચરેલ દુશ્ચરિતને નિંદવા લાગ્યો. એમાંથી પુનિત જીવન જીવવાનો માર્ગ પૂછવા લાગ્યો. માતાએ વીર બની શ્રી વીરના સાધુજીવનને જીવવાનો માર્ગ જ બતાવ્યો. પ્રાયશ્ચિત્ત લઇ પનિત અર્હન્નક પુનઃ સાધુ થાય છે, અને તપ્ત શિલા પર અનશન આદરી સ્વજીવનનું શ્રેય સાધે છે. માતાનું પ્રેમાળ હૃદય પતિતનો કેવો ઉદ્ધાર કરે છે તેનો પૂર્ણ ખ્યાલ લઘુ કાવ્ય ઉપરથી મળી આવે છે.

'સુમન.' ]

### णमो महावीराणं.

હરિગીત.

નિઃસીમ ક્રોધ કુરીત ભાનુ, ગગનમંડળ ગર્જતો;
ને અગ્નિદાહક પરૂષ કરથી, વિશ્વ સઘળું બાળતો.
શત શત સહસ્ત્રશરો થકી, સહુ હૃદય તો વિંધાઈ ગયાં.
રે પથિકજનતનપટ પરે, પ્રસ્વેદવ્હેણો વહી રહ્યાં.
નભમંડળે નવ ખગ હતું, ચરતું ન ભૂમિપર પશુ;
સહુ કોઈ વિશ્રાંતિ સુખદ આવાસને યાચી રહ્યું.
વાણિજ્ય પ્રવૃત્તિવડે જનસમૂહ આકર્ષાય જ્યાં
ત્યાં દિવસનાથ પ્રકોપથી એ માર્ગ નિર્જન થઇ ગયાં.
સૂરતાપ ઉષ્ણીકૃત વાલુકા બહુ ધગધગી રહી.
વિણ ઉપાનહ જનારને શાંતિતણી આશાય નહી.
અવગણી ભાસ્વરદમનને શર એક ચાલી નીસર્યો
સુકુમાલવદન પ્રસ્વેદસ્નાપિત નગ્નપાદ જતો હતો.
શર તિક્ષ્ણ અધિક કર્યાં સૂરે શાસનતણાં ભંજક ભણી
વિણુ આતપત્ર-વિહીનમૂર્ધજ-શિર્ષ મુનિનું દીધું વિંધી.
સુકુમારમાલતી પુષ્પ સમ જે રાજતું મુખજ્યોતિથી
કરમાવ્યું ઉદ્ધતસૂરજે નિર્દય અને નિર્લજ્જ થઈ.
તપ તપી અતપ્ય મુનીશ ગોચરી માટ મધ્યાન્હે જતાં
વીરદેવસુવિહીતનિયમપાલન વીરપુત્ર ખરાં હતાં.
આતો સમય સંયમતણા વિશુદ્ધ પરિપાલન તણો
ભય હોય અરણિક મુનિને શું સૂર્ય કે સુરેશનો ?

( લગભગ શંકરા ભરણ )

એમ એ મુનિવરા માર્ગમાં ચાલતાં
એક પ્રાસાદની પાસ ઊભા.
જગતનાં દુઃખ સહુ ઊર વિચારતાં
સંયમીના ગુણોને સમરતાં.
વિભવપ્રેરીત વિલાસ આનંદનું
કેન્દ્રસ્થળ એ હતું હર્મ્ય રૂડું.
સપ્તભૂમિકથી શોભતું, સ્પર્શતું
ગગનસમ્રાટ એ દિવસકરને.

શિખરિણી.

ગવાક્ષસ્થા નારી જગતજન આકર્ષતી હતી.
તૃતીયા ભૂમિથી પથિક જનમન ક્રૂર હરતી.
ચપળ ચક્ષુઓથી સકળદિશ અટન કરી રહી.
અધઃ ઊભા રહેલા મુનિવર પરે દ્રષ્ટિય ફરી.

સ્વરૂપ નિહાળીને સુરવદન મુનીશ્વર તણું
મદનશર વિદ્ધ થયું ઊર તુરત એ માનિની તણું
ઋષિપણ ભેદાયાં રમણી ચક્ષુ કામ શરથી
ઘડીક સ્થિર સ્થંભ્યાં રસિલીરસમાં લુબ્ધ થઈ જઇ.

( લગભગ શંકરાભરણ જેવો ).

મુનિસુરૂપ મોહથી મુગ્ધ થઈ માનિની
તૂર્ત આજ્ઞા કરે કિંકરીને
"જા, સખી, કાલ નવ વ્યર્થ ગૂમાવતી
"આણ એ હૃદય આનંદકરને."
ભૂમિકાને ત્યજી ઉતરી ઊતાવલી
શ્રેષ્ઠિની ઉર્મિઓ ઊરકલ્પે
અચિર આવી ઉભી ઋષિજી જ્યાં હતાં,
વિદ્ધ દયિતાતણા દ્રષ્ટિબાણે.
"ગૃહ પાવન કરો મુનિવરા ! મુનિવરા !
"આજ અમ ભાગ્યવલ્લી ફલી છે"
એમ કહી કિંકરી ગોચરી કારણે
ગૌરીઆવાસ મુનિજીને લાવે.
ધન્ય ધન્ય ભાગ્ય હમારડાં ઋષિજી પધાર્યા
પૂનિત કીધાં આજ સદનો હમારાં
સારા સારા મોદકો પકવાન્નો તાજાં
રસવતીઓ રસપૂર મેવાં મીઠાં.
વ્હોરો વ્હોરો રાજ અનુગ્રહી દાસી ગણને
દ્યોને દરશનો લાભ નિત્યે હમને
પૂર્ણયૌવનમાં દેવ ! ત્યજીને સુખદ મહેલો
સંયમ ગ્રહીને કાં કરમું કાયા શિદ બાળો.
યૌવન જાશે વ્યર્થ ફરીથી માગ્યું ન મળશે
અનુભવો યૌવનસુમન રહો આવાસે
રંગાઓ રસરાજ ! સ્નેહથી મોજ વિલાસે
આજથી તમ અમ પ્રાણ આનંદો ઉલ્લાસે.
ચંદ્રવદની મનહારિણી મૃગાક્ષીથી લોભ્યો
નિરૂત્તર થઇ ઘડીક મુનિ તો થોભ્યો
અંતે રમણીરાગ આકર્ષિત થઈ મોહ્યો
ભવદુઃખતરણ-જહાજ-શુભસંયમથી ચૂકયો.
કંઇક ભવોમાં દુખ અસહ્ય સહીને
કંઇક પુણ્યના પુંજથકી સમકિતને પામે
કંઇક સમે સંયમની કાંક્ષા રાખી
પુણ્યોદયથી આજ સુખડી ચાખી.

વીરતણા શુભ માર્ગ પરે સદ્ભાવથી ચાલ્યો
પંચ મહાવ્રત યુક્ત ગોચરી જતો નિહાળ્યો
સંયમી ગુણ સુયુક્ત તપસ્વી એતો
માર્ગપતનસંદેહ દીલમાં ન્હોતો.
કૃપાણ કેરી ધાર તિક્ષ્ણ કદી નગ્ન કરીને
તે પર નિશ્ચયયુક્ત શર કો ચાલી શકશે
મીન વિનિર્મિત દશન મુખમાં રાખી
લોહચણાને ચાવી શકે શરવીર કોઇ.
શિર્ષ તણો કરી છેદ કદીક કો પાછું સાધે
મેરૂનેય ઉપાડી અખિલ ભૂમંડળ ચાલે
સકળ જળધિને પીવે એક ઘુંટડે કો'
તેથીય દુઃખતર વીરવિહીત સંયમને વહાવો.
દુષ્કર સંયમનેય સ્હેલથી જે પાળંતો
દઢ થઇ નિઃસંદેહ એમ પથમાં ચાલંતો
વિંધાયો પણ તેહ કામિની મદન શરોથી
ભુલ્યો બધુય ભાન અને હાર્યો સંયમથી.
કદીક હોય એ સ્હેલ મહાવ્રત લેવાં
નથી બાળના ખેલ વ્રતો અનુસરવાં
વ્રતરક્ષણસંદેહ જેહને જરીયે ન્હોતો
તેવો અરણિક આજ પંથને ખોતો.
એક પતનથી જેમ પતન ગંગાનું
શતમુખ થયું તુ તેમ થયું અરણિકનું
નયન કટાક્ષથી લુબ્ધ વચનથી હાર્યો
રૂપ સૌંદર્યથી મુગ્ધ મુનિ લોભાયો.

( રાગરાગ શંકરાભરણ )

રમણી સૌંદર્ય સુખ જનિત આહ્લાદમા
નિશદિન એ રહ્યો મુગ્ધ થઇને
ક્રીડતો કામિની સાથ ઉલ્લાસથી
ભૂતને ભાવિને ભૂલી જઇને.
દીલને ભાવતાં ભોજનો સ્વાદના
પ્રીતથી સાથ હિંચોળતાંતા.
વિલસતાં દિવસ કંઇ એમતો વહી ગયા
ખબર શી રીત પડે રતિ ક્રીડનમાં ?
પુત્રસંયમપતન વાત શ્રવણે થતા
માતનું હૃદય તો ચૂર્ણ થઈ ગયું
રખડી રઝળતી સ્થાન પરસ્થાનમા
એક બસ નામ મુખથી નિસરતું.
પથિકને પૃછતી વણિકને પૃછતી
પૃછતી સર્વ પુરવાસીઓને
સર્વને પ્રશ્ન બસ એક એ પૃછતી
છે દીઠો અરણિલો માહરો કે ?
એમ રખડંતી આવી ચઢી એક દી
પુત્ર વિલાસ કેરૂં સદન જ્યાં
રે ગવાક્ષે ચ્હડી સાથ લઇ માનિની
ક્રીડનોન્મત્ત થયલો કુંવર ત્યાં.
'અરણિલા' નામ ઉચ્ચારને સુણીને
જોયું તો ભાળી નિજ માત દુઃખે
તૂર્ત આવાસ ત્યજી અધઃ આવી અને
સાશ્રુનયને નમ્યો માત ચરણે.
માત ! ઓ માત ! હું દુષ્ટ છું, નીચ છું,
શુદ્ધ સંયમ ત્યજ્યું વિષય માટે
કોટિ ધિક્કાર હો મુજને માહરૂ
સર્વ કર્યું નષ્ટ એ વાસનાયે.
ધિક્ક મુજ જીવનને, વીરસંયમ ગ્રહી
ત્યજી દીધો ધિક્ક એ વાસનાને.
કઈ રીતે માત ! ગ્રહું વીરની વાટડી ?
લજ્જીતું આ અવિચારી કાર્યે.
વત્સ ! કોટિ ઘણા પુણ્યથી જે મળ્યું
તેજ તરછોડીયું ક્ષણ મહીં ત્હેં
ક્રીડન કંઇ એ નથી મુક બાલકતણું
કષ્ટથી પૂર્ણ વીરપંથ તો છે.
પાલવો પૂર્ણ અતિ-દુઃખકર એહ છે
ફલ મહાશિવપુરી ધામ સાચે
ના ધરે તેહથી ચૂકવું તાહરે
વીર થઈ માર્ગ ફરીથી ગ્રહી લે.
એમ સમજાવીને કંઇક રીતો થકી
માર્ગમા લાવી શકી માત સુતને
સદ્ગુરૂ સમીપ આણી શકી એહને
સત્ય ઉપદેશની પ્યાલી પાઈ.
સુદૃઢ વૈરાગ્યવાસિત વૃત્તિ થઈ
પુનઃ સંયમ અનુસરણ કીધું
અગ્નિ જ્વલતી શિલે અનશન આદરી
'નલીન' થઈ મુક્તિનું ધામ લીધું.

'નલીન.'

સુંદરલાલ એ. કાપડીઆ. બી. એ.
અહમદાબાદ.

# સ્ત્રીઓના હકકો વિષે સંવાદ.

[ આ સંવાદ બાબુ બંકિમચંદ્રના સમાનતાના લેખ પરથી ઘડવામાં આવ્યો હતો અને તે મુંબઈ માંગરોળ જૈનસભાની કન્યાશાળાની બાળાઓએ ભજવી બતાવ્યો હતો. ]

૧ શાન્તા—બધાં મનુષ્યો સરખા હક વાળાં છે. સ્ત્રીઓ પણ મનુષ્યો છે આથી સ્ત્રીઓ પુરૂષના જેટલા જ હક વાળી છે. જે જે કામમાં પુરૂષોનો અધિકાર છે, તે તે કામમાં સ્ત્રીઓનો અધિકાર હોય તે ન્યાય યુક્ત છે. કેમ બ્હેનો! તમને શું એમ નથી લાગતું?

૨ કાન્તા—મને તો એમ લાગે છે કે સ્વાભાવિક રીતે સ્ત્રી અને પુરૂષમાં અસમાનતા છે. પુરૂષ બળવાન છે સ્ત્રી અબળા છે. પુરૂષ સાહસિક છે અને સ્ત્રી ભીરૂ એટલે બીકણ છે; પુરૂષ સંકટ સહવા સમર્થ છે અને સ્ત્રી કોમળ પ્રકૃતિની છે.

૩ બાળા—જ્યાં આવું કુદરતી અસમાનપણું છે ત્યાં અધિકારની બાબતમાં અસમાનપણું રહે એ યોગ્ય છે કારણ કે જે બાબતમાં જે અશકત હોય તે બાબતમાં તે અધિકારી થઈ શકે નહિ. આનો ઉત્તર શાન્તાબ્હેન! તમારી પાસે શું છે?

૪ શાન્તા—તેનો એક નથી પણ અનેક ઉત્તર છે. કુદરતી અસમાનતા હોય તેથી શું અધિકારમાં અસમાનપણું રાખવું તે ન્યાયયુક્ત છે? એમ જો હોય તો સમાનતાનાં તત્વોનો નાશ થાય છે જુઓ તેનો દાખલો આપુ જેમ સ્ત્રી પુરૂષમાં કુદરતી અસમાનપણું છે તેવું વિષમપણું અંગ્રેજો અને ભારતવાસીઓમાં પણ છે. અંગ્રેજો બળવાન છે અને ભારતવાસીઓ નિર્બળ છે. અંગ્રેજો સાહસીક છે, અને ભારતવાસીઓ ભીરૂ છે અંગ્રેજો સંકટ સહવા સમર્થ છે અને ભારતવાસીઓ કોમળ પ્રકૃતિના છે. વગેરે. વગેરે. કુદરતી અધિકારમાં અસમાનપણું ન્યાયરૂપ હોય તો અંગ્રેજો અને ભારતવાસીઓનાં અધિકારનું અસમાનપણું જોઈને આપણે શી રીતે પોકાર કરી શકીએ?

૫ ઉષા—હા બ્હેનો! શાન્તા બ્હેન બરાબર કહે છે. જો સ્ત્રી દાસી છે અને પુરૂષ પ્રભુ છે એજ વિચાર યોગ્ય હોય તો પછી ભારતવાસીઓ દાસ અને અંગ્રેજો પ્રભુ એ વિચાર યોગ્યજ ગણાશે.

૬ વિમળા—એ વિચાર તો યોગ્ય નથી. ભારતવાસીઓએ બળવાળા નિર્ભય અને સાહસીક થવું જોઈએ અને થશે પણ તે જ્યાંસુધી તેવા થાય નહિ ત્યાંસુધી અંગ્રેજોએ હિંદીઓને સમાન અધિકાર આપવામાં અટકાવ કરવો ન ઘટે.

૭ શાન્તા—સ્ત્રી પુરૂષમાં બધી બાબતમાં જે અસમાનપણું દેખાય છે તે બધું સ્વાભાવિક નથી. પણ જે કાંઈ દેખાય છે, તે બધું સમાજના નિયમોના દોષોને લીધેજ દેખાય છે. એ બધા નિયમોનો સંશોધન કરવું. એ સમાનતાની નીતિનો ઉપદેશ છે.

૮ કાન્તા—બીજા દેશોમાં સ્ત્રીઓ પુરૂષોની દાસી છે. જે દેશમાં સ્ત્રીઓને પાંજરામાં પુરી રાખવાનો વહેવાર નથી ત્યાં પણ સ્ત્રીઓને પુરૂષોનીજ આશ્રીત બનાવેલી છે અને બધી રીતે પુરૂષની આજ્ઞાધીન થઈ રહે એવી વ્યવસ્થા કરેલી છે ખરૂંને ઉષા બ્હેન!

૯ ઉષા—હા. આ રીત સર્વ દેશમાં અને સર્વ કાળમાં લાંબા કાળથી ચાલુ છે છતાં પણ અત્યારે અમેરીકા અને ઇંગ્લાંડમાં એક પ્રકારના સમાજ તત્વવેત્તાઓ તેના વિરોધી છે. તેઓ સમાનતામાં માનનારા છે. તેમનો મત એવો છે કે સ્ત્રી પુરૂષમાં સર્વ પ્રકારે સમાનતા રહેવી જોઇએ. જ્યાં જ્યાં પુરૂષોનો અધિકાર છે ત્યાં ત્યાં સ્ત્રીઓનો અધિકાર હોવો યોગ્ય છે. પુરૂષો નોકરી કરે વેપાર કરે તો સ્ત્રીઓ તે કેમ ન કરી શકે? પુરૂષો રાજસભામાં સભાસદ થાય તો સ્ત્રીઓ શા માટે સભાસદ ન થાય? સ્ત્રીઓ પુરૂષની પત્ની છે—અર્ધાંગના છે તે માત્ર દાસી શા માટે થાય? આપણા પરાધીન દેશમાં શું સ્થિતિ છે?

૧૦ બાળા—જે દેશ પરાધીન છે ત્યાં બધી જાતની પરાધીનતાનાં બી મેરાઈ, જોરથી ઉગી નીકળે

એ બનવા જોગ છે. અહીંઆ જે રીતે પ્રજા રાજાને આધીન છે તેમ બીજા દેશોમાં નથી અહીં અશિક્ષિત લોકો જેવા આજ્ઞાધીન છે તેવા આજ્ઞાધીન બીજે કૈકાણે નથી. અહીં શુદ્રાદિક કોમો બ્રાહ્મણોની જેવી ચરણરજ બનેલી છે, તેવી કોઈ પણ પ્રજા ધર્માચાર્યોને આધીન બનેલી નથી. અને તેજ પ્રમાણે અહીંઆં સ્ત્રીઓ જેવી રીતે પુરૂષોની આજ્ઞાધારી છે તેવી બીજા દેશમાં નથી. વિમળા બ્હેન! તમારો શો વિચાર છે?

૧૧ વિમળા—આપણી રમણીઓ તો પાંજરામાં પૂરેલી મેનાઓ જેવી દશામાં છે. જે બોલી પઢાવે તે બોલી પઢે છે અને જે આહાર કરાવે તેજ આહાર કરે છે, નહિ તો ઉપવાસ કરે છે. આવી સ્થિતિમાં પતિ દેવનાસ્વરૂપ કાં ન હોય!

૧૨ શાન્તા—બ્હેનો! આર્યોનો પતિવ્રતા ધર્મ ઘણો સરસ છે એ નહિ ભૂલતા. એના વડેજ આર્યોના ઘરો સ્વર્ગ જેવા સુખમય છે એ વાત સાચી છે. સમજુ પતિવ્રતા ધર્મથી વિરૂદ્ધ હોયજ નહિ. પરંતુ સ્ત્રી પુરૂષની દાસી માત્ર છે અને સંસારના મોટા ભાગના કર્તવ્યોમાં તેમનો બીલકુલ અધિકાર નથી એટલીજ બાબતમાં મારો વિરોધ છે.

૧૩ બાળા—શાન્તા બ્હેન! આપણી સ્ત્રીઓ તો ઘરની રાણીઓ છે અને તેને ઘરનાં કાર્યોમાં વિશેપતા આપી છે. તમે બતાવશો કે સ્ત્રીઓને શું અસમાનતાઓ છે અને તેથી તેમને શું અન્યાય થાય છે?

૧૪ શાન્તા—બધી સમાજમા મોટે ભાગે સ્ત્રી પુરૂષમાં જે અસમાનપણું દેખાય છે તેમાં વડીલોપાર્જિત સંપત્તિના વારસાના નિયમો ભયાનક અને શોકજનક છે. દીકરો બાપની મીલ્કતનો સંપૂર્ણ હકદાર છે પરંતુ દીકરીને કશુંજ નહિ. પુત્રને પુત્રી બંને એકજ પિતા અને એકજ માતાથી જન્મેલાં હોય, બંનેને ઉછેરવામાં માતાપિતાને સરખોજ શ્રમ પડ્યો હોય તોપણ પિતાના મરણ પછી પુત્રને બાપની મેળવેલી કરોડો રૂપીઆની મીલ્કત મળે પરંતુ કન્યાને જરૂરના કામ માટે એક ફુટી બદામ પણ મળી શકે નહિ. આનું શું કારણ? આ-શું ઓછો અન્યાય છે?

૧૫ ઉષા—આનું કારણ મને તો એમ લાગે છે કે હિંદુ શાસ્ત્રમાં એમ કહ્યું છે કે અપુત્રની ગતિ નથી. અને પુત્રજ શ્રાધ્ધ આપી શકે. શ્રાધ્ધનો જે અધિકારી તેજ સંપત્તિનો અધિકારી.

૧૬ વિમળા—આપણે જૈનો તો તેવા સિધ્ધાંતો માનતા નથી. શ્રાદ્ધ શું ને અપુત્રની ગતિ ન થાય તે શું? તે કાંઈ મુએલાને પહોંચતા હશે? પુત્ર હોય કે પુત્ર ન હોય પણ જેવી કરણી કરે એવી ગતિ પામે એજ ખરો સિદ્ધાંત છે.

૧૭ શાન્તા—આડી વાત બાજુએ મુકો. શ્રાદ્ધનો અધિકારી તે સંપત્તિનો અધિકારી એ દલીલ તદ્દન લુલી અને એટલી બધી ખોટી છે કે અત્યારે તે વર્ણવવું નકામું છે. આવા કાયદાનું બીજું કંઇ કારણ હોય તો જણાવો.

૧૮ કાન્તા—એમ કહી શકાય કે સ્ત્રી તેના પતિની સંપતિમાં તેના પતિ જેટલીજ હકદાર છે. પતિને ઘેર ગૃહિણી થવાથી સ્વામિની સંપતિને ભોગવનારી છે. એટલે તેને પિતાની સંપતિમાં હકદાર થવાનું પ્રયોજન નથી.

૧૯ ઉષા—જો વારસાના કાયદાનું આજ ખરેખરૂં કારણ હોય તો પુછી શકાશે કે વિધવા પુત્રીનો સંપતિમાં હક થાય કે નહિ? અથવા જે પુત્રી ગરીબને પરણાવેલી છે તેનો કાંઇ હક ખરો કે નહિ?

૨૦ શાન્તા—હા બ્હેનો! ઉષા બ્હેનનું કહેવું બરાબર છે.

૨૧ વિમળા—આપણે ત્યાં તો એવું છે કે સ્ત્રીએ પતિની ચરણસેવા કરવી. પતિ દુષ્ટ હોય કટુભાષી હોય કે દુરાચારી હો પરંતુ બધુંજ સહન કરવું પડે છે. પુત્ર ગાંડો હોય કૃતઘ્ન હોય કે દુષ્ટાત્મા હોય છતાં પુત્રની મરજી સાચવવી; નહિ તો સંપતિ સાથે સ્ત્રી જાતિનો કશો સંબંધ ન રહે!

૨૨ શાન્તા—હાજી, પતિ કે પુત્ર તાડન કરે તોપણ સ્ત્રી જાતિએ સહન કરવું. સહનશીલતા વિના તેની પાસે કશો ઇલાજ નહિ. સહનશીલતા સિવાય તેની બીજી ગતિજ નહિ. આ બાજુ પુરૂષ સર્વત્ર હક-

દાર ગણાયો. સ્ત્રીનું ધન પણ તેનું ધન ગણાય. તેની મરજી થતાં તમામથી તે સ્ત્રીને અળગી કરી શકે. પુરૂષને સ્વતંત્ર હોવાથી કશીજ હરકત નહિ. આ અસમાનતા ન્યાય અને નિતી વિરૂધ છે.

૨૩ કાન્તા—અમને તો એમજ પઢાવ્યું છે કે હાલ જે વ્યવસ્થા છે તે અતિ ઉત્તમ છે. એ વ્યવસ્થાનેજ પ્રતાપે સ્ત્રીઓ સ્વામીને આધીન રહે છે અને તેથી જ ગૃહસ્થાશ્રમ સારો ચાલે છે.

૨૪ શાન્તા—હિંદુશાસ્ત્ર પ્રમાણે સ્ત્રી કદાચિત્ ધનની હકદાર થાય પણ તે ક્યારે કે પતિ અપુત્ર મરણ પામ્યો હોય ત્યારે! આટલી નાની નાની છુટો હોવાથી જ આર્યોનાં ધારાશાસ્ત્રોને કેટલાક અંશમાં હાલનાં સુધરેલાં યુરોપનાં ધારાશાસ્ત્રો કરતાં ઉત્તમ કહીને વખાણ્યાં છે. પરંતુ એમાં વડાઇ બહુ થોડી લેવાની છે. સંપત્તિની હકદાર સ્ત્રી ભલે રહી. પરંતુ દાન કરવાનો કે વેચવાનો તેનો કશોજ હક નહિ. કહો આ હક કેટલો છે? માત્ર પોતાનું ભરણ પોષણ કરી શકે એટલોજ. જીવન પર્યંત તે તેમાંથી કશુ કોઈને દઇ શકે નહિ. પુત્ર પાપી થાય ને બધું વેચી મોજ શોખમાં ઉડાવી દે, તેમાં હિંદુશાસ્ત્રને કશો વાંધો નહિ. સ્ત્રી મહા ધર્મનિષ્ઠ હોય, છતાં પણ કોઈને પ્રાણરક્ષા અર્થે એક કટકો પણ જમીન આપવા શક્તિવાળી માની નથી.

૨૫ વિમળા—હિંદુ કાયદા પ્રમાણે સ્ત્રી કદાચિત ધનની હકદાર થાય પણ તે ક્યારે? પતિ અપુત્ર મરણ પામે ત્યારે. આટલી બધી હિંદુ શાસ્ત્રની વડાઈ છે.

૨૬ શાન્તા—હાલની જે વ્યવસ્થા છે, તે પુરુષોએજ કરેલી છે. તમામ બંધનો વડે સ્ત્રીઓનાં હાથપગ બાંધી તેમને કચરવામાં આવે છે. ભલે મરજી પ્રમાણે પુરૂષ તેને લાતો મારે, ગરીબ નારી અવાજ પણ ન કરી શકે. સ્ત્રીઓના હાથપગ દોરીઓથી બાંધે છે. આ અધર્મ નહિ તો બીજું શું?

૨૭ કાન્તા—સ્ત્રી જાતિએ ઓછી અને અસ્થિર બુદ્ધિવાળી છે. સંપત્તિ સાચવવામાં અશક્ત છે. એકદમ બધું છિન્નભિન્ન કરી નાંખે છે. અને વારસ પુત્રાદિકને હાનિ પહોંચાડે એટલે તેનાથી મિલ્કત બીજાને અપાય નહિ. એથી એવો કાયદો કરવાનું યોગ્ય મનાયું હતું.

૨૮ શાન્તા—આ વાત હું સ્વીકારતી નથી. સ્ત્રીઓની બુદ્ધિ સ્થિરતામાં અને ચતુરાઇમાં કોઇ પણ અંશે પુરૂષો કરતા ઉતરે તેમ નથી. સંપત્તિ સાચવવા માટે જેટલી સમજણ જોઇએ તેટલી તેમાં નથી એ ખરૂં પરંતુ એમાં પણ પુરૂષોનોજ દોષ છે.

૨૯ ઉષા—હા પુરૂષોએજ પાંજરાપોળમાં ઢોર પુરે તેમ સ્ત્રીઓને પાંજરામાં પુરી રાખી આવી બાબતોથી તેમને અજાણ રાખી છે એટલે તેમનામાં એ બાબતનું જ્ઞાન હોય નહિ. પુરૂષોને અપરાધેજ સ્ત્રીઓ અશિક્ષિત છે અને તે છતાં અપરાધનો દંડ સ્ત્રી જાતિના ઉપરજ નાંખવામાં આવ્યો છે.

૩૦ કાન્તા, બાળા, ઉષા ને વિમળા—પણ શાંતા બ્હેન! આનો કંઈ ઉપાય?

૩૧ શાન્તા—આનો ઉપાય શિક્ષા-કેળવણી એ એકજ છે. જો સ્ત્રીઓ સુશિક્ષિત થાય, તો ઘરમાં ધન દાટી રાખવાની રૂઢી દૂર થાય. જેમ મુદ્દલ રકમ ધીરતાં વ્યાજ ઉત્પન્ન થાય, તેમ સ્ત્રીઓમાં વિશેષ શક્તિ આવે છે.

એવી રીતે આ દેશનાં તમામ સ્ત્રી પુરુષો વિદ્યામાં સુશિક્ષિત થાય તો વિદેશી વેપારીઓ, અને વિદેશી કારીગરો અહીંથી દ્રવ્ય તાણી જઇ શકે નહિ. તાત્પર્ય કે સુશિક્ષા જ સામાજિક અહિત અટકાવવાનો મુખ્ય ઇલાજ છે અને તેથીજ બધાંને માટે રસ્તો ખુલેલો રહેશે.

# જૈન ધર્મમાં સ્ત્રીઓને સ્થાન.

સ્ત્રીઓને સમાજમાં શું સ્થાન હોઇ શકે તે આજકાલ બહુ ચર્ચાનો વિષય થઇ પડયો છે. સ્ત્રી પુરૂષથી હલકી છે, સ્ત્રી સેવક છે, પુરૂષ સેવ્ય છે—આ ભાવનાએ જગતના લોકો ઉપર બહુ સામ્રાજ્ય ચલાવ્યું છે, અને વર્તમાન સંસ્કૃતિએ તે ભાવના સામે મોટો પોકાર ઉઠાવ્યો છે. સ્ત્રી વર્ગને અત્યારસુધી અપાયલા અન્યાયનું પુરૂષવર્ગને ભાન થવા લાગ્યું છે અને કાર્યક્ષેત્રો ભિન્ન હોવા છતાં સ્ત્રી અને પુરૂષ સમાન છે એ ભાવના પુરૂષ વર્ગમા પ્રચાર પામવા લાગી છે. જે ખાવા પીવાની કે સંસારમાં સુખ માણવાની એષણાઓ પુરૂષવર્ગ અનુભવે છે, તેવીજ એષણાઓ સ્ત્રીઓ પણ અનુભવે છે; જે જ્ઞાનપ્રાપ્તિના, સમાજસેવાના, આધ્યાત્મિક ઉન્નતિના ઉદિત આશયો પુરૂષ-હૃદયમાં ઉદ્‌ભવે છે તેવાજ મુદિત આશયો સ્ત્રી હૃદયમાં ઉદ્‌ભવે છે, અને જે શક્તિ પરાક્રમ તથા ઉપયોગિતા પુરૂષવર્ગ આ સંસારમાં દાખવે છે તેવીજ શક્તિ, પરાક્રમ તથા ઉપયોગિતા, જો અવકાશ તથા સગવડતા મળે તો સ્ત્રીવર્ગ પણ દાખવી શકે—આવા વિચારો, સ્ત્રી તેમજ પુરૂષવર્ગના સદ્‌ભાગ્યે, જનસમાજમાં સંચાર પામી રહ્યા છે અને સુભગ ભાવીની આશા આપી રહ્યા છે.

હિંદુધર્મનાં પ્રાચીન પુરાણો, સ્મૃતિઓ તથા કથાઓ વિચારીએ તો માલુમ પડે છે કે તેમા સ્ત્રીઓને પુરૂષ કરતાં ઉતરતું સ્થાન આપવામાં આવ્યુ છે. પુરૂષ કરતાં સ્ત્રીઓને હક્ક ઓછા અને ફરજો વધારે—આ હિંદુ ધર્મનો સારાંશ છે. **न स्त्री स्वातंत्र्यमर्हति** આ સૂત્રમાં પણ ઉપર્યુક્ત કથનનો ધ્વનિ છે. સતી થવાનો રીવાજ, ધર્મશાસ્ત્રોમાં વેદાધ્યયનનો સ્ત્રીઓને પ્રતિષેધ, સંસ્કૃત ભાષાના ઉપયોગની મના, સ્ત્રી સંન્યાસ લઈ ન શકે તેવી આજ્ઞા, પુરૂષ અનેક સ્ત્રીઓ કરી શકે તેવી પ્રચલિત રૂઢી અને તેને સ્મૃતિની સંમતિ, વારસામાં પણ સ્ત્રીને માત્ર ભરણ પોષણનોજ હક્ક તથા ફરજિયાત વૈધવ્ય—આવી અનેક બાબતો ઉપરથી હિંદુ ધર્મે સ્ત્રીઓને સમાજમાં શું સ્થાન આપ્યું છે તે સહજ સ્પષ્ટ થઇ શકે તેમ છે.

દયા અને ન્યાયના સિદ્ધાન્ત ઉપર રચાયેલ જૈન ધર્મે પ્રથમથીજ હિંદુ ધર્મની આવી ભાવનાનો પ્રતિપક્ષ કર્યો છે અને પ્રસંગેપ્રસંગે સ્ત્રી વર્ગને યોગ્ય ન્યાય આપવા પ્રયાસ કીધો છે. સ્ત્રીવર્ગ સંબંધી જૈન દર્શનની વિશાળ ભાવના અને હિંદુ ધર્મની સંકુચિત ભાવના વચ્ચે મહદ્ અન્તર રહેલું છે. પ્રથમ તો સ્ત્રી અને પુરૂષને જૈન દર્શન સમાન ધ્યેય પ્રાપ્ત કરાવે છે અને તે ધ્યેયને સર્વ લભ્ય બનાવે છે. મોક્ષ—સર્વજ્ઞત્વ—આત્મસાક્ષાત્કાર માત્ર પુરૂષને નહી પણ સ્ત્રીને પણ પ્રયત્ન કરતાં સ્ત્રીપણામાજ પ્રાપ્ત થઈ શકે એવું જૈન દર્શન પ્રતિપાદન કરે છે, અને આના અનુસંધાનમાં સ્ત્રીઓને ચરિત્ર—સંન્યાસ અંગીકાર કરવાની અનુજ્ઞા આપે છે. જૈનોના ઓગણીશમા તીર્થંકર મલ્લીનાથ સ્ત્રી હોઇને, સ્ત્રીઓ તીર્થંકર—પદને પણ ક્વચિત્ પ્રાપ્ત કરી શકે છે—આવો વિચાર જૈન દર્શન પ્રગટ કરે છે. જો સ્ત્રીઓ ધારે તો સ્વતંત્ર રીતે સ્વપ્રયાસથી પુરૂષોની માફક ઉંચામાં ઉંચી કોટિને પામી શકે છે—આ સિદ્ધાન્ત જૈન દર્શન સ્વીકારે છે એટલુંજ નહિ પણ ઉપદેશે છે. ચંદનબાલાનું દૃષ્ટાંત પણ એટલુંજ મનોહર તથા ઉપર જણાવેલી બાબતનું સમર્થક છે. ભગવાન મહાવીરે જે તીર્થનું સ્થાપન કર્યું, તેનું ભગવતી ચંદનબાલાએ અંગીકરણ કર્યું; તે ભગવાન મહાવીરની પ્રથમ શિષ્યા થઇ, અને તેમના સદુપદેશનું પાન કરી, કેવળજ્ઞાન સાધી, મોક્ષપદને પામી.

સ્ત્રી વર્ગ સંબંધી જૈન દર્શન હિંદુ ધર્મથી બહુ જુદા તથા વધારે વિશાળ ખ્યાલો ધરાવે છે—તે વાત 'સતી' શબ્દનો પ્રત્યેક ધર્મમાં શું અર્થ થાય છે તે વિચારવાથી વધારે સ્પષ્ટ થશે. હિંદુ ધર્મ

પ્રમાણે જે સન્નારીઓને 'સતી 'ની કોટિમાં મૂકવામાં આવી છે તેમનાં ચરિત્રો ધ્યાનમાં લઈએ તો માલુમ પડે છે કે જે સ્ત્રીએ અસાધારણ ધૈર્ય, સહનશીળતા, તથા ધર્મબુદ્ધિથી પોતાનાં શિયલનું પરપુરૂષથી રક્ષણ કર્યું હોય તેને 'સતી ' ગણવામાં આવે છે. સ્વપતિની વિચિત્રતાઓ જે સ્ત્રીએ માત્ર મૌન ભાવે સહન કરી હોય અને ગમે તેવા સંયોગો વચ્ચે 'હાય' એવી બુમ પણ જેણે પાડી ન હોય તેને 'સતી' તરીકે પુજવામાં આવે છે. સારાંશ કે કાં તો અસાધારણ સંકટો કે લાલચો વચ્ચે શિયળસંરક્ષણ કર્યું હોય અથવા તો સ્વપતિની વિટંબનાઓ, વિચિત્રતાઓ, તથા વિકૃતિઓ શાન્તિથી તથા મૌન ભાવે સહન કરી હોય તેવીજ સ્ત્રી હિંદુધર્મમાં 'સતી' પદ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઇ છે. આ ભાવના ઉત્તમ છે તથા તેમાં ઉત્કૃષ્ટ તપ તથા આત્મભોગ રહેલાં છે. જૈન દર્શન સતીત્વપદપ્રાપ્તિ અર્થે આ ભાવનાઓ સ્વીકારે છે, પણ તેટલાથી સંતોષ પામતું નથી. જૈન દર્શન તેથી પણ આગળ વધે છે અને સતીત્વપ્રાપ્તિ અર્થે અન્તદ્વારો ખુલ્લાં કરે છે. શિયળસંરક્ષણને તો જૈન દર્શન પણ સતીત્વ અર્થે એટલુંજ આવશ્યક ગણે છે. પણ સતીત્વની પ્રાપ્તિ અર્થે શિયળની કસોટી કરે તેવા અસાધારણ પ્રસંગો ઉત્પન્ન થવાજ જોઇએ એમ તે સ્વીકારતું નથી. અન્યક્ષેત્રોમાં મહત્તા દર્શાવનાર સ્ત્રીઓને હિંદુધર્મ 'સતી' પદથી અલંકૃત કરતું નથી. જૈન ધર્મમાં જે સતીની નામાવલી રચવામાં આવી છે તેમનાં ચરિત્ર નિહાળતાં માલુમ પડે છે કે શિયળસંરક્ષણના વિકટ પ્રસંગો પ્રાપ્ત થયા ન હોય, પતિ સંબંધી બહુ સહન કરવું પડયું ન હોય તોપણ અન્ય ક્ષેત્રમાં મનુષ્યત્વને છાજે તેવાં પરાક્રમ કે મહત્તા દર્શાવ્યાં હોય તો તેને પણ 'સતી' તરીકે ગણવામાં આવી છે. દાખલા તરીકે બ્રાહ્મી, સુંદરી, ચંદનબાળા, સુદર્શના, રાજીમતી, જયંતી, ઇત્યાદિ. આ દષ્ટિએ લીલાવતી, ચાંદબીબી, જોન ઓફ્ આર્ક, ફ્લોરેન્સ નાઇટીંગેલને પણ સતીની કોટિમાં મૂકી શકાય.

'સતી' શબ્દના પ્રયોગમાં આ પ્રમાણે ભેદ પડવાનું મૂળ કારણ પ્રત્યેક ધર્મની ભાવનામાં રહેલી ભિન્નતાનું પરિણામ છે. હિંદુ ધર્મ પ્રમાણે સ્ત્રી સેવક છે, પુરૂષ સેવ્ય છે; સ્ત્રીને પતિ ઇશ્વર સમાન છે તથા આ જગતમાં સ્ત્રીને પતિ સમાન અન્ય કોઇ તરણતારણ નથી. જૈન સિદ્ધાન્ત અન્ય પ્રકારે કહે છે. જૈન દષ્ટિએ સર્વ આત્માઓ-પછી તે પુરૂષદેહી હો કે સ્ત્રીદેહી હો-સરખા છે અને પોતપોતાની ઉન્નતિ સાધવાને હક્કદાર છે. પુરૂષની ઉન્નતિ માત્ર સ્ત્રીને અધીન નથી; તેમજ સ્ત્રીની ઉન્નતિ માત્ર પુરૂષનેજ અધીન નથી. એક અન્યના ઇષ્ટદેવ હોવાને બદલે એકમેકના સહચારી-સહાયકારી-છે અને ઉભયના ઇષ્ટદેવ તો પરમાત્મા જ છે કે જેની ઉપાસના કરીને પરમ પદને પ્રાપ્ત કરી શકાય છે. પુરૂષના પરમ પૌરૂષની સિદ્ધિ માત્ર સ્વસ્ત્રીઅનુશીલનનેજ અધીન નથી, તેમ સ્ત્રીનું સતીત્વ માત્ર સ્વપતિ-અનુશીલનનેજ અવલંબતું નથી. ઉભયનું દંપતી જીવન માત્ર મૈત્રીભાવ ઉપરજ રચાવું જોઈએ. કોઈ કોઇનું ગુલામ છે એવો વિચાર જૈન દર્શનને જરાપણ સંમત નથી. આ ઉપરથી જોઈ શકાશે કે સ્ત્રીને જૈન દર્શન પુરૂષ જેટલુંજ સ્વાતંત્ર્ય બક્ષે છે અને જેમ પુરૂષને, જો સ્ત્રી પોતાના માર્ગમાં અયોગ્ય રીતે આડી આવે તો, સ્ત્રીની અવગણના કરવાનો અધિકારી ગણવામાં આવે છે, તેવીજ રીતે સ્ત્રીને પણ એવા અપવાદજનક પ્રસંગો વચ્ચે પુરૂષની અવગણના કરવાનો અધિકાર મળે છે. આના સમર્થનમાં સુદર્શનાનું દષ્ટાંન્ત આપવું બસ છે. સુદર્શના ભગવાન્ મહાવીરની પુત્રી થાય. તેનું લગ્ન જમાલી સાથે કરવામાં આવ્યું હતું. જમાલી જ્યારે ભગવાન્ મહાવીર પાસે દીક્ષા લીધી ત્યારે સુદર્શના પણ જમાલીની શિષ્યા થઇને તેની સાથે રહેતી. આગળ જતાં જમાલીને ભગવાન્ મહાવીર સાથે અમુક સિદ્ધાન્તના વિષયમાં જબરો વિચારવિરોધ ઉભો થયો. આ ઉપરથી જમાલીએ ભગવાન્ મહાવીરના શાસનનો અનાદર કરી સ્વતંત્ર મત સ્થાપિત કર્યો. સુદર્શના કેટલોક વખત તો જમાલી સાથે રહી, પણ વિશેષ વિચાર, મનન તથા અવલોકનના પરિણામે ભગવાન્ મહાવીરના કથનમાં તેને સત્ય પ્રતીત થયું. આ ઉપરથી સુદર્-

નાએ જમાલીને બહુ સમજાવવા પ્રયત્ન કીધો તથા અન્તેએ ભગવાન્ મહાવીરના શરણે જવું એમ વિનંતિ કરી, પણ જ્યારે જમાલી પોતાના દુરાગ્રહથી ડગ્યો નહિ ત્યારે સુદર્શનાએ જમાલીનો ત્યાગ કીધો અને ભગવાન્ મહાવીરના શાસનને પુનઃ અંગીકાર કર્યું. આવી સ્ત્રીને હિંદુ ધર્મ કદાચ અસતી કહેશે. જૈન ધર્મ તેને સતી ગણે છે.

જૈન દર્શન સ્ત્રીઓને ફરજિયાત ગૃહસ્થાશ્રમનો આગ્રહ કરતું નથી. જૈન કથાઓમાં નૈષ્ઠિક બ્રહ્મચારિણીઓનાં દૃષ્ટાન્તો કાંઈ થોડાં નથી. બ્રાહ્મી, સુંદરી, રાજેમતી, ચંદનબાળા, આદિ અનેક સતીઓ નૈષ્ઠિક બ્રહ્મચારિણી હતી.

કેટલીક જૈન સતીઓનાં દૃષ્ટાન્તો ખરેખર બહુ મનોહર તથા વિચારણીય માલુમ પડે છે, અને સ્ત્રીત્વની ઉત્કૃષ્ટતાને સમજાવવામા બહુ સહાય કરે છે. મદનરેખાનુ દૃષ્ટાન્ત આવુંજ છે. મદનરેખા યુગબાહુની પત્ની થાય, યુગબાહુનો મોટો ભાઈ કેટલાક દુર્વિચારથી યુગબાહુને પ્રાણહર શસ્ત્રપ્રહાર કરે છે, અને તેથી તે મરણાવસન્ન દશામા બહુ પીડાય છે. તે વખતે મદનરેખા પોતાના પતિને સંસારની વિનશ્વરતા તથા જીવનક્ષણભંગુરતાનો ઉપદેશ કરે છે તથા પરમાત્મચિન્તનમાં પ્રેરે છે. તેના પરિણામે યુગબાહુ શાન્તિ પામી, સમાધિમરણ અનુભવી સ્વર્ગ લોકમાં સીધાવે છે. હવે આગળ ઉપર અમુક વિદ્યાધરની સહાયથી મદનરેખા નંદીશ્વરદ્વીપની યાત્રાએ જાય છે, અને ત્યા વસતા કોઈ જૈનાચાર્ય સમક્ષ બેસીને ધર્મ સાંભળે છે તેવામાં યુગબાહુ જે સ્વર્ગ લોકમાં દેવપદને પામેલ છે તે ત્યા આવી ચઢે છે અને પૂર્વભવની સ્વસ્ત્રીને જૈનાચાર્ય સમીપ બેઠેલી જોતાં, જૈનાચાર્યને પ્રથમ વંદન કરવાને બદલે પૂર્વ ભવની સ્વસ્ત્રી મદનરેખાને વંદન કરે છે. આવા અઘટિત આચરણથી ત્યા બેઠેલ વિદ્યાધર ચકિત થાય છે અને જૈનાચાર્યને આ બાબતમાં પ્રશ્ન પૂછે છે ત્યારે જૈનાચાર્ય તેના સંશયનું નિવારણ કરતાં કહે છે કે "આમાં યુગબાહુદેવે કાંઇ પણ અઘટિત કર્યું છે એમ માનવાનું કારણ નથી. જેનાથી પોતાને ધર્મપ્રાપ્તિ થઈ છે અને જે પોતાની સદ્‌ગતિનું નિમિત્ત બનેલ છે તેનેજ પ્રથમ વંદન ઘટે છે." સ્ત્રી હલકી એટલે પતિને કદિ પણ નમન યોગ્ય થઇ ન શકે એ વિચારનો આ દૃષ્ટાન્તથી સર્વથા બહિષ્કાર થાય છે અને **गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः।** એ ન્યાયપૂર્ણ સિદ્ધાન્તનું સચોટ રીતે સમર્થન થાય છે.

સતી થવાનો એટલે કે પતિ પાછળ બળી મરવાનો રીવાજ જૈન શાસ્ત્રથી સર્વથા અસંમત છે, અને તે માત્ર માનસિક નિર્બળતાનું પરિણામ હોઇને તેને 'આપઘાત'નીજ કોટિમાં જૈન શાસ્ત્ર મુકે છે. એક પણ જૈન સતી એવી નથી કે જેણે પતિમરણ પાછળ આવું આચરણ કર્યું હોય!

જ્ઞાનપ્રાપ્તિના વિષયમા સ્ત્રીઓને પૂર્ણ અધિકાર આપવામા આવ્યો છે તે બાબત, બ્રાહ્મણો જેમ વેદને સર્વશાસ્ત્રોનું મૂળ ગણે છે તેમ જૈનોમાં ગણાતા સર્વ શાસ્ત્રોના મૂળ સમાન આગમો વાંચવાની જૈન સાધ્વીઓને છૂટ આપી છે તે ઉપરથી સમજી શકાય તેમ છે. અનેક જૈન શ્રેષ્ઠીઓની પુત્રીઓના કળાવિભવ તથા શાસ્ત્રપારંગતતાનાં સુંદર વર્ણનો જૈન કથાઓમાં જ્યા ત્યા દૃશ્યમાન થાય છે. જયંતી અને ભગવાન્ મહાવીરની પ્રશ્નપરંપરા સૌ કોઇને સુવિદિત છે. ભગવાન્ મહાવીરને અનેક વિદુષી તથા કેટલીક તો સર્વજ્ઞત્વને પામેલી સાધ્વી શિષ્યાઓ હતી તે વાત મશહૂર છે; એટલુંજ નહિ પણ વર્તમાન સર્વ વિદ્યાઓનો મૂળ પ્રચાર પ્રથમ તીર્થંકર ભગવાન ઋષભદેવે પોતાની પુત્રી બ્રાહ્મીને અક્ષરવિદ્યા આપીને તથા સુંદરીને અંકવિદ્યા આપીને કર્યો છે એ જૈનોમા પ્રચલિત માન્યતા એટલીજ ઉપયોગી તથા રહસ્યપૂર્ણ છે. સ્ત્રીશિક્ષણના વિરોધીઓને અથવા તો સ્ત્રીઓને બહુ સંકુચિત શિક્ષણ આપવાના પક્ષકારોને આ દૃષ્ટાન્તમાંથી બહુ ધડો લેવા જેવું છે.

સ્ત્રીઓને કોઇ કોઈ બાબતમાં તો પુરૂષથી પણ ઉત્તમ પદવી આપેલી છે. સર્વ ધાર્મિક ક્રિયાઓમાં

સ્વસ્ત્રીને જમણું આસન આપવાની પદ્ધતિ જૈન દર્શને સ્વીકારી છે. આનું રહસ્ય વિચારવા લાયક છે.

લગ્ન સંબંધમાં જૈન દર્શને આગળ પડતું પગલું ભર્યું છે. રજસ્વલા થયા પહેલાં કન્યાને પરણાવી દેવાની સ્મૃતિકાર મનુ ભગવાનની આજ્ઞા વૈદ્યકીય નિયમથી વિરૂદ્ધ છે તથા બાળલગ્નાદિ અનેક હાનિકારક રીવાજોની મૂલક બનેલ છે. જૈનશાસ્ત્રમાં કન્યાની ઉમ્મર સંબંધી આવું કાંઇ પણ બંધન જોવામાં આવતું નથી. ઇચ્છાવરનાં તેમજ અન્ય અન્ય વર્ણો વચ્ચે થયેલાં લગ્નોનાં દૃષ્ટાન્તો કાંઇ જૈન કથામાં થોડાં નથી. આવી બીજી ઘણી બાબતો નવું અજવાળું પાડે તેવી મળી શકે તેમ છે, પણ સ્થળ-સંકોચના કારણે વિશેષ ઉલ્લેખ થઇ શકે તેમ નથી.

આ સર્વ ઉપરથી એમ કહેવાનો આશય નથી કે જૈન દર્શનકારો સ્ત્રીઓની સંસારમાં શું પદવી હોઇ શકે તે વિષે વર્તમાન ભાવનાને સર્વાંશે સ્વીકારે છે. સમયના બળે તથા પરિસ્થિતિના બળે જૈન શાસ્ત્રકારોએ પણ સ્ત્રીઓ સંબંધી કેટલીક સાધારણ બાબતોમાં અણઘટતા પ્રતિબંધો કર્યા છે અને પુરૂષોને વિશેષ સ્વાતંત્ર્ય આપ્યું છે પણ ઉપરની સર્વ વાતો ઉપરથી એટલું તો ચોક્કસ છે કે જૈન ધર્મનું મૂળથી વલણ સ્ત્રીઓને અયોગ્ય બંધનોથી મુક્ત કરાવવા તરફ તથા સમાનતા તરફ રહેલું છે અને તે દિશામાં જૈન શાસ્ત્રકારો યથાશક્તિ પ્રયાસ કરતા આવ્યા છે. જૈન ધર્મનું રહસ્ય આ પ્રકારે વિચારતાં જૈન સ્ત્રીઓની વર્તમાન હાલત ઉપર નજર ગયા વિના રહેતી નથી. વર્તમાન વસ્તુસ્થિતિ તેથી તદ્દન વિપરીત છે. તે જોઈ કોઇ પણ સુજ્ઞ જૈન વિચારકને ખેદ થયા વિના રહે તેમ નથી. કન્યાવિક્રય, વૃદ્ધવિવાહ તથા વિધવાબહુલતાનો અત્યારનો જમાનો કયાં અને દીર્ઘદૃષ્ટિ ધરાવતા અને સમયને અનુકૂળ ફેરફાર કરતા જૈન પૂર્વજોનો જમાનો કયાં? સ્ત્રીઓને અજ્ઞાન અંધકારમાં સદા સડવા દેવી એવો આગ્રહ ધરાવનાર કેટલાક આપણા બંધુઓ કયાં અને બ્રાહ્મી, સુંદરી, ચંદનબાળા, સેણા, વેણા, રેણા, જયંતી આદિ સર્વ વિદ્યાસંપન્ન સન્નારીઓનો યુગ કયાં? જો કોઇ પણ ધર્મ સ્ત્રીઓને પરાધીનતામાંથી મુક્ત કરવાના માર્ગમાં તથા પુરૂષ સમાન ઉન્નતપદે સ્થાપવામાં સહાય કરે તેવો હોય તો તે જૈન ધર્મજ છે અને તે ધર્મનાજ અનુયાયીઓ આ વિષયમાં અગ્રણી ન બનતાં હિંદુ ભાઇઓની પાછળ પાછળ ચાલે અને તે પણ મંદતરગતિએ—આ જૈનોને ખરેખર શરમાવા જેવું છે. આશા છે કે જૈનો આ વિષયમાં સ્વશાસ્ત્રરહસ્યને યથાર્થ રીતે સમજીને વિશેષ પ્રગતિમાન થશે અને સ્ત્રી જીવનના ભાવી ઉદ્ધારમાં બહુ ઉપયોગી ભાગ ભજવશે.

તા. ૧૪-૮-૧૮. ભાવનગર. } પરમાનન્દ કુંવરજી કાપડિયા. બી. એ. એલ્‌એલ્‌. બી.

# બ્રહ્મચર્ય.

( વ્યાખ્યાતા—રા. પ્રાણજીવન મોરારજી શાહ, રાજકોટ ).

પ્રિયવાચક—જ્ઞાની મહાત્માઓએ થોડા શબ્દોમાં કેવું ચમત્કારી સ્વરૂપ બતાવ્યું છે તે બ્રહ્મચર્યના નવ પ્રકાર પર જેમ જેમ વિશેષ વિચાર કરીએ છીએ તેમ તેમ સ્પષ્ટ જણાઈ આવે છે. આ નવ પ્રકારને જૈનધર્મમાં નવ વાડ કહે છે; અને તે નવવાડો બધા ધર્મના ત્યાગી મહાત્માઓને લાગુ પડે છે; એમાં જરા પણ સંશય જેવું નથી—જેમ આંબાના વૃક્ષને બરોબર ફળતો ફાલતો જોવાને રક્ષણ કરવાની જરૂર છે, જેમ રાજાના ખજાનાને સાચવવાને કિલ્લાઓની જરૂર છે, તેમજ આ બ્રહ્મચર્ય રૂપ ઉત્તમ વૃક્ષને અને સાક્ષાત્ કલ્પવૃક્ષને સાચવવા સારૂ આ નવવાડ રૂપ નવ કિલ્લા છે અને એ કિલ્લાઓ આબાદ હોય તોજ એ બ્રહ્મચર્યરૂપ કલ્પવૃક્ષ ટકી શકે છે અને તોજ અમૃત રૂપી મોક્ષફળ મેળવી શકાય છે, અને આ ભવમા જ્ઞાનમૂર્તિ બની અનેક સુગંધી ફેલાવી શકાય છે.

આ નવવાડો જો આપણે ગૃહસ્થની દૃષ્ટિએ જોઇએ તો એમ નહીં કહી શકાય કે તે માત્ર સાધુઓનેજ માટે છે. ગૃહસ્થને એમાનો ઘણોખરો ભાગ તદ્દન લાગુ પડે છે, માટે એક પત્નીવ્રત પાળવા, તેમજ સ્રીએ એક પતિવ્રત પાળવા આ નવવાડોનું શરણ લેવુંજ જોઇએ. નપુંસકનો સંગ—સ્રી પુરૂષોના બિભત્સ ચિત્રો જોવા, ઢોરોના સંભોગો નિહાળવા, ગુપ્ત અંગોપર તથા વિકાર ઉત્પન્ન થાય તેવા ભાગો પર નજર સરખી કરવી, નાટકોના શૃંગારિક દેખાવો, શૃંગારિક ગ્રંથો, આજકાલ વધી પડેલા જ્યાં ત્યાના વીર્યને પાણી કરી નાંખનાર દેખાવો, બીજાનું પછી પણ મા, બેન, દીકરીના આસનપર એક સાથે બેસવું, જેના તેના વિષયભોગ સંભારી સંભારીને લવારો કરવો, અગર મનમા નવા નવા વિચારવાયુના મહેલો રચવા, કુતર્કો કરવા, અતિપૌષ્ટિક દવાનું ખોરાકનું મદ્યમાસનું ને એવી બીજી ચીજોનું કેવળ વિષયસુખ માટે, જાડા રાતા પાડા જેવા થવા માટે સેવન કરવું, ખાનપાન ઊંઘ—આરામમાં હદ વટી જવી અને શરીરનો પહેરવેશ, શણગાર, વાળ, ચહેરા વગેરેમાં થતી ટાપટીપ વગેરે ઘણું ઘણું બ્રહ્મચર્ય જાળવવા માટે તજી દેવાની જરૂર છે, અને તેને બદલે વિવેકપુવક ઉપરની નવવાડો સેવવાની—કરવાની છે.

ગૃહસ્થ પણ અમુક અંશે સાધુ છે, બાળબચ્ચાંની નજર આગળ, તેનો પિતા ને માતા છે તે સાધુ છે, તેમજ ગૃહસ્થ પણ કોઈ દિવસ સંપૂર્ણ સાધુ દશામાં આવનારો છે, વગેરે કારણો જોતાં પણ ગૃહસ્થે ઉપરની નવવાડો પોતાના બ્રહ્મચર્ય રૂપી અમૂલ્ય રત્નના દાબડાને જાળવવા ને તેને કોઈ ચોર ચોરી ન જાય તે સારૂ ઉપરની વાડોથી સાચવવાની પૂરેપૂરી જરૂર છે. આજના ભાષણમાં એ સર્વસામાન્ય બ્રહ્મચર્યની વાડો લાવવાનો હેતુ પણ એજ છે.

## બ્રહ્મચર્યનો ખરો આધાર કોના ઉપર છે ?

બ્રહ્મચર્ય એટલે શિયળ પળાવવાનો ખરો આધાર માબાપ પર છે. માબાપજ બ્રહ્મચર્યનો મૂળ પાયો છે. જો માબાપ, સુશીલ, સદ્‌ગુણી, નીતિને રસ્તે ચાલનારા, હક્કનુ ખાનારા, પ્રભુપરાયણ અને આહાર વિહાર વ્યવહારમા શાસ્ત્ર પ્રમાણે વર્તન કરનારાં હોય તો તેના ફરજંદો બ્રહ્મચર્યના નમુનારૂપ ઉદ્‌ભવેજ. તેવા બાળકો તેજસ્વી, પૂરેપૂરા યોગ્ય અંગ ઉપાંગવાળાં, નિરોગી, રૂષ્ટપુષ્ટ, પરાક્રમી અને સુબુદ્ધિમાન્ હોય છેજ. બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા એ કહેવત પ્રમાણે માબાપે પોતે ભવિષ્યની તમામ પ્રજાના સુખ સારૂ પ્રામાણિકપણે પોતાની જીંદગી ગાળવી જોઈએ. એક નાનામાં નાના વડના બીજમાં જેમ હજારો વડો રહ્યા છે તેમ એક માતાના ઉદરમાં પિતાના સંસર્ગથી હજારો વંશ સમાયેલા છે. "બાળક એ પુરૂષોનો પિતા પણ છે, ભવિષ્યની દુનિયાજ બાળક છે, દેશનું જીવનર દેશનું જીવન બાળક છે" વગેરે મહાવાક્યો પર વિચાર કરવાથી

પણ માબાપોને બ્રહ્મચર્ય પાળવાની કેટલી બધી જરૂર છે તે સિદ્ધ થાય છે. એક માબાપ બગડે તો હજારો કુટુંબો અરે હજારો દેશ પણ બગડે છે, અગર નાશ પામે છે. મનુષ્ય તરીકે ગણાવવાની મુખ્ય ફરજ બીજા ગુણો કરતાં આ બ્રહ્મચર્ય ઉપર વધુ રહેલી છે; વધુ સગવડવાળાં અંગ ઉપાંગ મળવાથી કે મનુષ્યને પેટે જન્મવાથી કાંઇ મનુષ્યપણું હક થયું ગણાતું નથી.

જૈન શાસ્ત્રોમાં આણંદાદિ ૧૦ શ્રાવકો, સુદર્શન શેઠ, ૧૬ સતીઓ, વગેરેનાં જીવનચરિત્ર વાંચીએ છીએ તો સાફ જણાય છે કે તેઓ પોતાના શિયળવ્રતમાં મેરૂની માફક અડગ હતા અને ગૃહસ્થ ધર્મનું પાલન પણ બ્રહ્મચર્યને પ્રથમ જાળવીને ઉત્તમ પ્રકારે કરનારા તેઓ હતા. તેઓને બ્રહ્મચર્ય જાળવવામાં ઘણી ઘણી મુશ્કેલીઓ પડી, લાલચો મળી તો પણ કેવળ મોક્ષના અક્ષય સુખને માટે તેમણે પોતાની દૃઢતા ચળાવી નથી. માટે માબાપોએ પોતાના સ્વાર્થની સાથે, ભવિષ્યની પ્રજાના લાંબા કાળના સુખને વાસ્તે બ્રહ્મચર્યનો પાયો મજબૂત રાખવાની જરૂર છે. તેના જેટલો મજબૂત પાયો બીજો કોઈ પણ રોપી શકે નહીં; કારણ કે જગતમાં જે કંઇ મહાત્માઓ, સદ્‌ગુરૂઓ, ઉત્તમ વક્તાઓ, ઉપદેશકો, શોધકો, વીરપુરૂષો, સતીઓ, અરે ભગવાન્ તુલ્ય ગણાયેલા પુરૂષો અને સ્ત્રીઓ સર્વેનું મૂળ સ્થાન માતાનું ઉદર છે. બ્રહ્મચર્યનો પાયો રચવામાં સદ્‌ગુરૂ, ઉપદેશક, મિત્ર, પુસ્તકો, દુઃખ, સત્સંગ વગેરે ઘણું કામ બજાવી શકે પણ તે સૌ માબાપથી ઉતરતાં સાધનો છે. માબાપ નામ ત્યારેજ શોભે છે કે ભવિષ્યનાં બાળકોનાં સુખને માટે પોતે મુશ્કેલીઓ વેઠીને પણ સદાચાર તેમણે પાળ્યો હોય.

સાધુજી મહારાજનો નંબર માબાપ પછી આવે છે; કારણ કે સાધુજીને અનુસરનારો ઘણો વર્ગ હોય છે માટે સાધુ દશાવાળા મહાત્માઓએ, પોતાના પરલોકના કલ્યાણને વાસ્તે બીજા તમામ સાધુ મહાત્માઓને પણ દાખલો મળે તે સારૂ તેમજ શાસ્ત્રમર્યાદાને સત્ય ઠરાવવા ને અનુકુળ રહેવા સર્વથા બ્રહ્મચર્ય પાળવાનું છે. જૈન ધર્મમાં તેવા સાધુ દશાવાળા સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળનારનેજ સંયમી, મુનિમહારાજ, પૂજ્ય, સંયમી, સ્વામી, ઇત્યાદિ અનેક ઉત્તમ નામો આપણે લાગુ પાડીએ છીએ. ખરૂં સાધુપણું તેમાં રહેલા ગુણોને લીધે છે, કાંઇ વેશ, કે શુષ્કક્રિયામાં નથી. માટે સાધુજીએ પોતાના, પોતાના સેવકોના ભવ પરભવના કલ્યાણ અર્થે ઉત્તમ સંયમી બનવું. તેનું ફરવું હરવું દરેક સ્થળે થતું હોવાથી, તેના ઉપર બીજાઓ સુધરશે કે બગડશે તેનો ઘણો આધાર છે. એક માબાપ બગડે તો ઘણી પેઢીઓ બગડે છે તેમ એક સાધુ બગડે તો તેના સંસર્ગમાં આવનાર દેશ પરદેશ ગામના તમામ લોકો બગડે છે. કારણ કે લોકોનો ઘણો ભાગ ભોળો શ્રદ્ધાળુ ને ગાડરીઆ પ્રવાહ જેવો હોય છે માટે સાધુએ સ્ત્રી સંબંધી મન વચન કાયાએ સમાગમ વર્જવાનો છે. પોતાની ઈંદ્રિયો સ્હેજ પણ છકી જાય, મનમાં સ્હેજ પણ વિકાર થાય, તો તુરત ચેતી જઇ ઇંદ્રિયદમન કરવા, ઉપવાસ, પૌષ્ટિક વસ્તુઓનો ત્યાગ, નારી સાથે બેઠકઉઠક વાતચિત પણ બંધ, દેહદમન, દૃઢ પ્રતિજ્ઞાઓ, વગેરે અનેક પ્રયોગોનો અનુભવ લઈ ઈંદ્રિયો અને તેનો રાજા જે મન તેને મહાત કરી ઠેકાણે લાવવા ને સદ્‌ઉપયોગમાં વાપરવા, પોતાના વીર્ય—બળ—પરાક્રમ—પુરૂષાર્થને આખા શરીરમાં વ્યાપ્ત-માન કરી તેનો ઉપયોગ, જ્ઞાન લેવામાં, ક્રિયા જાળવવામાં, ઉપદેશ વગેરેથી જગતને માટે પોતાના માટે કલ્યાણકારક થવામાં, અને ધ્યાન વગેરેથી આત્માની એકાગ્રતા કરવાનો છે. વિષયવાસનાનો સ્હેજ પણ ભભુકો અંતરમાં ન ઉઠે તેવી દશામાં રહેવાનું છે. લોક કરતાં તેને પ્રભુપરાયણ રહી કુદરતના કાયદાથી વધુ ડરવાનું છે. જેમાં સૌ ખૂપ્યા છે, જેને સૌએ રમાડયા છે, જેમાં સૌ ભોળવાણા છે, જેમાં સૌ ભમ્યા છે, તે નારી, તે વડી મોહની, તે મહામાયા, તે વિષયપાશ,નો તો તેણે ધોળે દિવસે, ખૂબ સમજીને, ઇરાદાપૂર્વક, ગાજતે વાજતે રથ વગેરેમાં પૂર્ણ ધામધુમથી બેસીને ત્રિવિધે ત્રિવિધે ત્યાગ કર્યો છે. મન વચન કાયાથી તેનો સંગ કે ધ્યાન પણ

કરવું નહીં, કરાવવું નહીં ને કોઈ કરે તો તેથી પોતે રૂડું ન જાણવું એમ નવ પ્રકારે બરોબર ત્યાગ કર્યો છે તો પછી જેમ ઉલટીનો કોઇ આહાર કરે નહીં, અરે અડે નહીં-અરે નજરે નિહાળે પણ નહીં તેમ, વિષ્ટાની સામે તિરસ્કાર છૂટે અને ગ્રહણ કરે નહીં તેમ, મરેલાંને જેમ કોઈ ઘરમાં રાખે નહીં તેમ, ખાળનાં પાણી કોઈ પીએ નહીં તેમ, સાધુએ નારી તરફ રહેવાનું છે. વિષયની ખરેખરી પ્રૌઢ મૂર્તિ, વિષયનો અખૂટ ખજાનો, અને ફસાવનારી મહાજાળ રૂપી જે સ્ત્રી તેને સાધુએ કામવાસનાના લેશ પણ વિચારથી નિહાળવી નહીં, તો વાતચીત તો શાની થાય, સ્પર્શ તો બનેજ શી રીતે અને ભોગની તો વાતજ શી?

માબાપને સાધુજીની માફક, બ્રહ્મચર્ય બાબતનો બોજો, મહાજનોપર, વડીલોપર, આગેવાન ગણાતા પર પણ રહે છે માટે તેના કોઇને કોઇ રીતે આગળની હારમાં ગણાતા શેઠ, કે મહાજનોએ પણ પોતાના ને પોતાનો દાખલો લેનારાના સર્વોત્તમ સુખ વાસ્તે, પ્રમદાની જાળમાં ન ફસાઇને બધાં સુખનું મૂળ જે બ્રહ્મચર્ય તેને બરોબર પાળી પોતે શુદ્ધ વ્યવહાર આચરનારા છે એમ સિદ્ધ કરી બતાવવું. મોટા થવું ઘણું સહેલું છે, પણ મોટાઇનાં લક્ષણો, મોટાઇની સ્થિતિ જાળવી રાખવી ઘણીજ અઘરી છે. નહી તો ચતુરાઈ ચૂલે પડશે ને અકલમા આગ ઉઠનાં મોટાઇરૂપી મૂડીનું દેવાળું. ફુંકાશે.

## અમે શિયળ પાળવા રાજી છીએ પણ અમને સ્ત્રીઓ ફસાવે છે તેથી શું કરીએ?

સ્ત્રી એજ ગુણ ને અવગુણની ખાણ છે, પરસ્ત્રીઓ જેઓ પોતાના શરીર ને મન સંપત્તિઓનો દુરૂપયોગ કરે છે, અને પોતાની સ્ત્રી પણ પોતાના પતિની વિષયવાસના તૃપ્ત કરવા અનેક રીતે દુઃખી કરે છે તે તમામ નરકની ને અવગુણની ખાણ છે એમ જરૂર કહી શકાય; સતી-મહાસતી-પતિવ્રતા-જુગદંબા-ગંગા ભાગીરથી વગેરે ઉત્તમ નામોને જે લાયક છે, તે પોતાના પતિની ઇચ્છા પ્રમાણે વર્તી, કામવાસના ધર્મ અને ન્યાયપૂર્વક તૃપ્ત કરે છે, ધણીને અને આસપાસનાંને સુધારે છે તથા ઉત્તમ સંતાન રૂપ ફોટાઓ પોતાની પાછળ મૂકી જઈ અનેક રીતે જગતનું કલ્યાણ કરે છે. અને તેજ માતા જગતમાં વીરવિક્રમ, મહાવીર, ભરત, રામ, હનુમાન, વગેરે પેદા કરે છે. આવી માતાઓ જે દેશમાં હોય તે દેશમાં દળદર, રોગ, કુસંપ વગેરે નામમાત્રે પણ ન હોય, ત્યાંજ ચોથો આરો અથવા સત્યયુગ હોય. કુલટાઓ અનેક રીતે નીંદવા યોગ્ય છે પણ તે ઉપરથી એમ નથી ઠરતું કે પુરૂષોને તે રખડાવે છે. બ્રહ્મચર્ય-ભંગમાં, શિયળવ્રતની શિથિળતામાં તેવી કુલટાઓજ દોષિત છે એમ કહેનાર ખરેખર નિર્બળ છે. 'એ સ્ત્રીઓ સુધરે તો જ જગતમાંથી વ્યભિચારનું નામ નિશાન જાય; અમે તો ઘણા સદ્‌ગુણી થવા ચાહીએ છીએ પણ એવી સ્ત્રીઓજ અમને વ્યભિચારના કુવામાં ધકેલે છે'. આવી માન્યતા સાવ ખોટી છે. વ્યભિચાર કે ખરાબ રીતે કામતૃપ્તિમાં એકથી કાંઈ કામ સરતું નથી તે રીતે સ્ત્રીએ ભાગીદાર છે પણ મૂળ દોષ પુરૂષોનો જ છે. સ્ત્રીઓ કદાચ ખરાબ થઈ જાય પણ થાય કેની સાથે? ને પુરૂષો પરાક્રમી, બળવત્તર અને દૃઢ પ્રતિજ્ઞાવાળા હોય તો સ્ત્રીઓ એકલી બગડશે કેની સાથે? સ્ત્રીઓને બીજે વખતે આપણે, નમાલી, બેગમ, મૂર્ખ, રાંક, ગમાર, પગની પેનીએ બુદ્ધિવાળી, નિર્બળ ગણીએ, અને આવા કામમાં એ જ કુલટાઓ અમને નિર્બળ બનાવી ફસાવે છે આમ બોલતાં શરમ નથી આવતી? મહા સમર્થ અધિકાર તો શાસ્ત્રોમાં, વ્યવહારમાં, ધંધામાં, ને કામકાજોમાં પુરૂષોએ લીધો છે, છતાં ગમાર ઓરત તેને બગાડે એમ બનેજ શી રીતે? એતો સસલાને શીંગ આવવા જેવું, સિંહને હાથી હરાવે તેવું તથા ઘોડાથી ગધેડો આગળ જાય તેવું વિચિત્ર ને અસંભવિત છે. વિચાર તો કરો કે એવી બગડવા ચાહતી સ્ત્રીઓ, કંઈ આપણા પર જુલ્મ નથી કરતી, આપણને બાંધીને નથી લઈ જતી, માછલાની જાળ નથી પાથરતી, અરે એમ કરે તો સરકાર દરબારના કાયદા ખુલ્લા છે, પણ ખરી વાત તે નથી. આપણી મરજી જ ફસાવાની છે, આપણે નબળા-ઢીલા-રાંક-ઢળી જઇએ એવા છીએ, જેમ દૂધને થોડા મેળવણની જરૂર છે તેમ આપણા

## કુશીળીઆ માથે ત્રણ જાતના કોપ.

**આસપાસનાંઓનો કોપ**—સગાં સ્નેહી પાડોશી, વ્યભિચારી તરફ અવિશ્વાસની સાથે તિરસ્કાર દષ્ટિથી જુએ છે. કારણકે એવા વ્યભિચારીથી આમા કુળનું નામ ખોળાય છે અને સૌને પોતાની આબરૂ પણ, આ પાપીના પ્રતાપે થોડી ઘણી ગઇ એમ લાગે છે. સૌને નીચું જોવું પડે છે. નાતજાત-સગાં વેવાઇનાં મેણાં ખમવાં પડે છે ને છાતી કાઢી ચલાતું નથી. આથી આ બધાં સંબંધી તે વ્યભિચારીને અનેક રીતે ધિક્કારે છે. વ્યભિચારીને ત્યાં વિવાહ-સગપણ-મરણ -વગેરે અવસર હોય તો તથા તે રાજદરબારનાં કે એવાં કંઈ દુઃખમાં હોય તો કોઈ મદદ કરતું નથી અને એ રીતે તેની ટેવ સુધારવાને તેઓ કનડે છે. કેટ-લાક એના જેવા ખુશામતીઆ તેના ધનમાં અંજાઈ મદદ કરે છે તો, તેઓને પણ ખરા હિંમતવાન સદા-ચરણી માણસો ધિક્કારે છે. તે વ્યભિચારીનાં બાળ બચ્ચાંને પણ સંસારમાં અનેક વિપત્તિઓ પડે છે—તેની પોતાની સ્રીજ તેને ૨૪ કલાકમાં અનેક રીતે સમજાવીને અગર તો તિરસ્કારયુક્ત વચનો કહીને વીંખી ખાય છે. ફિટકાર પણ આપે છે. કદાચ તે સતી હોય, અગર રાંક હોય તો તેનું અંતર બળે છે ને તે નિસાસાની અસર, તે તિરસ્કાર બતાવે ને મેણાં મારે તેથી પણ વધુ થાય છે. અંતે એ નિસાસાથી એ વ્યભિચારીનાં દરેક કામો નિષ્ફળ જાય છે. વ્ય-ભિચારમાં તે તમામ ઉડાવી દે તો તેનાં બાલબચ્ચાંના નિસાસા પણ પડે છે. આ નિસાસાનું ફળ, તે સ્રી કે બાળબચ્ચાં નથી માગતા તોએ તે વ્યભિચારીને લાગે છે. કારણકે કુદરત સાંખી શકતી નથી. ઘણી કોઈ રીતે ન સુધરે ને સ્રી વગેરે મનનાં નિર્બળ હોય તો પછી સ્રી, પુત્રી, બેન ને છોકરાં સૌ વ્યભિચારી બની નાત વધે છે. અને સૌ બગડી ભૂમિતિ પ્રમાણે બીજાઓને બગાડે છે. એ બગાડનાર ૩ હોય તો થોડા વખતમાં ૩×૩×૩×૩ એમ ત્રણ ત્રણ ગણો બગાડો બીજા માણસોમાં ફેલાય છે. વડીલો-માબાપો ને સ્રી જાની રીતે તે પાપીને સુધારવા ઘણું ઘણું સમજાવે છે, લાલચ દેછે, છતાં તે સુધરતો નથી તો તો પછી મરી ગયો છે એમજ માને છે, અને તે વ્યભિચારી સાવ ઉધળી જાય છે.

**રાજકોપ**—રાજા, રાજાના નામને લાયક રાજા એવા વ્યભિચારીનો ખેધો છોડતો નથી. હરેક રીતથી તેમને પકડી પાડી સુધારે છે, દંડ લેછે, ઘરબાર હરરાજ કરાવે છે, કેદમાં નાંખે છે, અને તેથી એ ન સુધરે ને ખરાબી વધુ નીપજાવે તો તેવાં તમામને બીજાં બાકીનાંઓનાં ભવિષ્યનાં સુખને માટે એક યા બીજી રીતે (ફાંસીથી-તોપને ગોળે ઉરાડી) મારી નાંખે છે. નાણાંનો દંડ, માર, કેદ, હદપાર, હોદ્દા હક છીનવવા, વગેરે અનેક શિક્ષાની અસર ન થાય તોજ મોતની શિક્ષા કરે છે.

દયાળુ રાજા રાંડ ને રંડવા બંનેને તકપર તક આપે છે, પણ ઘણા રાજાઓ તો આ ચામચોરીના ગુન્હેગારને એવી તો સજા કરે છે કે તે માણસમાં રહ્યા છતાં માણસ તરીકે સદાને માટે તેને નાલાયક બનાવે છે. હાથ પગ જીભ કાન ઇંદ્રિ વગેરે કપા-વવાની શિક્ષા પણ આગળ થતી. આથી બીજાઓ પણ સુધરી જતા. દેશમાં ખરા વીર્યવાન પેદા કરવા, મનુષ્યત્વ જાળવી રાખવા, પરણેતર સ્રીઓને સંતો-પવા, દુઃખ દરદોનો નાશ કરવાને, રાજાઓએ એવા વ્યભિચારીઓનો નાશ કરવાની પૂર્ણ જરૂર છે. વ્યભિચારીઓમાં રહેલો દુર્ગુણ નાશ પામે એટલે તે નાશ પામ્યા છે એમ ગણવાનું છે પણ તેઓ જીંદગી સુધી અનેક-તક આપ્યા છતાં, અનેક નાની સજાથી ન સુધરે તો પછી દેહાંત પણ ન છૂટકે કરે જ. રાજાઓએ આવા હરામીઓને જરા પણ ઉત્તેજન આપ્યું તો ઘરમાં સાકરની ૧ કણી વેરાતાં હજારો કીડીઓ ઉભરાઇ જાય છે-ગમે ત્યાંથી ભેગી થઈ જાય છે તેમ હજારો રાંડ રંડવાઓ ભેગા થઇ જશે અને તેઓને લીધે હજારો દુર્ગુણો ને દુઃખ દરદો ઉપાધિઓ પણ જમા થશે. માટે રાજાઓએ આવા કામ તરફ જરા પણ આંખમીંચામણાં, બે-પરવાઇ, દયા રાખવાની નથી. પોતે કદાપિ તેવાં હોય તો પણ દયા રાખવાની નથી. પોતાની ફરજ ખરી રીતે તો રૈયતનાં છોકરાંને એટાબેટી સમાન ગણવાની

તો પોતે પણ શુદ્ધ ગૃહસ્થ થવું, નહી તો ગમે
આ સખ્ત કાયદા છતાં આ વ્યભિચારીઓનો દેટ-
ડો વધશે કારણ કે આ દુનીઆમાં, સૌ પ્રજા
ધે મોટામાં મોટો દેખીતો ડર રાજાનો છે, અને
જ ડરથી સૌ હદમાં-મર્યાદામાં રહે છે. કાયદા
ણ એવા બાંધવા જોઇએ કે તેથી તેવા વ્યભિચા-
ને ઉત્તેજન ન મળે, ને ઝટ પકડાઈ જાય. નહી
પછી રાજેશ્રી તે નરકેશ્રી એ કહેવત પ્રમાણે,
જાને માટે નરકખાનું તૈયાર છે. રાજાને જેમ
મૃદ્ધિ વધારે તેમ ફરજ પણ ઘણી મોટી છે. હ-
તરો છોકરાઓનાં દુઃખ દરદો, ગરીબાઇ, નિરૂદ્યમી-
ણું, વગેરેની તપાસ કરી ફિકર રાખવાની છે. કાય-
ની બારીકીમાં ગુન્હેગાર લાગના એવા વ્યભિચા-
ઓ છૂટી નજ જવા જોઇએ. ફરિયાદ કોઈ કરે
જ કામ ચાલે એમ પણ તે ગુન્હા માટે નજ
વું જોઇએ. રાજાએ પોતે ફરિયાદી થઇને વ્યભિ-
ારીનો નાશ કરવો, પોતાના રાજ્યમાં એવા વ્યભિ-
ારીની નાત ન વધવા દેવા, એક પણ દુકાન રાડની
ભડવાની કે કૂટણીઓની થવા ન દેવી. એ ઉપ-
ાંત કોઇ પણ બાળ, બાળા, સ્ત્રી, પુરૂષ, વિધવા,
વા વ્યભિચારને રસ્તે કોઇ પણ વખતે વળી ન
ાય તેમજ પોતાના રાજ્યમાં વાંઢાઓ કે વાઢીઓ
ભરાઇ ન જાય તેની બારીક તપાસ રાખી ઉપાય
રવા. આને માટે શાસ્ત્રના સંપૂર્ણ જ્ઞાનવાળા, વ્યવ-
ારમાં પૂરૂં જાણનારા, ઉત્તમ આચરણવાળા તેમજ
ખાસ કરીને બ્રહ્મચર્યને માટે ખૂબ અભ્યાસ કરેલો
એવા ઉત્તમ વકતાઓ બોલાવી પોતાના રાજ્યના એક
ડાથી બીજા છેડા લગી ઠામ ઠામ શિયળનો મહિમા,
બ્રહ્મચર્યના લાભ, વ્યભિચારનાં કડવાં ફળો, શિયળ
મ જળવાય વગેરે બાબતોનો બોધ કરાવવો
જોઈએ. અને રાજ્યના પૈસા તેમાં છૂટે હાથે વાપરી
ઉપજ વધારવી જોઇએ. ખેડૂત કરજે નાણાં
ાઢી પ્રથમ જમીન સુધારે છે પણ પછી ભવિષ્યમાં
દેવું દઈ પોતે પૈસાદાર બને છે તેવીજ રીતે તો
પાવા ઉપદેશકોથી, વ્યભિચાર રૂપી કાંકરા-ખડ
ગેરે કાઢ્યાથી રાજાને લાભ થશે. બાળલગ્ન અટ-
કાવવાં કે જેથી વિધવાઓ ઘણે ભાગે અટકશે, વાં-

ઢાઓ શા માટે વધે છે તેનું કારણ શોધી રસ્તો
કરવો અને દરેક નાતના પટેલીઆઓ સાથે મળી
વ્યભિચાર થવાના જે જે સૂક્ષ્મ સૂક્ષ્મ કારણો હોય
તે દૂર કરવાં. કન્યાની અછત નાત વરા વહેવારના
ખર્ચોને લીધે વાંઢાનો વધારો, વગેરે જે જે રિવાજો,
હોય તે દૂર કરવાં. કન્યા વિક્રયને તો સખ્ત કાયદો
બાંધી દેશવટે મોકલવો. મોટી ઉમરની કન્યાઓ
પૈસા સારૂ માબાપ ન કરે, લોફરોનો વધારો ન થઈ
જાય, દારૂખાનાં જુગારખાનાં, ચંડુલખાનાં, અને
એવી એવી છીનાળાં કલબોનું નિકંદન કાઢવું, રા-
જાના ખજાનાનો છૂટે હાથે ઉપયોગ કરવો ને લોકો
ધર્મને રસ્તે વળી પછી રાજીખુશીથી વ્યભિચારને
નિંદે તેમ કરવું. આ કામને માટે રાજાએ ખજાનો
ખાલી કરવાની સાથે લોકો સાથે હળી મળીને બાપ
છોરૂની પ્રમાણે રહેવાનું છે અને તેજ વ્યભિચાર
રૂપ વૃક્ષનું જડમૂળ કયાં છે તે જણાશે. અને પો-
તાનું રાજ સ્વર્ગતુલ્ય-રામરાજતુલ્ય થશે. દેશમાં
ધર્મના ઉંચા જ્ઞાન સાથે વિદ્યાનો વધારો કરાવવો.
વાચવા લખવાની જ ફકત વિદ્યા શીખવાથી કેટલેક
ઠેકાણે ઉલટાં દુઃખો વધે છે માટે લોકોને ધર્મપરા-
યણ કરવા અને તે પ્રયાસ કરવો. વિક્રમ, ભોજ,
અશોક, ધર્મ, રામ વગેરે પંકાઇ ગયા અને હાલ
પણ કાળજામાં કોરાણા છે તેનું કારણ તેઓ રૂપાળા
હતા તે નહીં પણ પોતાની પ્રજા એજ પોતાનું
ખરૂં જીવન, ખરૂં તેજ, ખરૂં બળ અને ખરો ખ-
જાનો તેઓ ગણતા ને તેઓના સુખે સુખી ને
દુઃખે દુઃખી તેઓ રહેતા. અરે ખાતા પણ નહીં,
ઊંઘતા પણ નહીં. માટે હજી સંભારે છે. સઘળા
અવયવો માંદાં-ઘવાયેલો રોગી હોય ને પેટમાં ૫ લા-
ડવા ખાધા હોય તેથી લાભ શો? જે બાપ પાસે
પુષ્કળ ધન, અને પુષ્કળ પરાક્રમ હોય પણ તેનાં
છોકરાં, નિર્ધન, નમાલાં, લોફર, રોગી, અને નિસ્તેજ
હોય તો બાપની સમૃદ્ધિ શા કામની? માટે રાજાએ
પોતાની પ્રજામાં વ્યભિચાર જેવા મહાન દુર્ગુણો
પર સખ્ત કોપ કરવો, તે જડમૂળથી નાશ કરવો કે
ફરી ન થાય. હાલના રાજાઓ તેવા થાય એમ પ્રભુ

પાસે માગીએ છીએ, અને દેશમાંથી વેશ્યાઓ દફે થાય એ પણ માગીએ છીએ.

**પ્રભુ કોપ, કુદરત કોપ કે કર્યાં કર્મનાં ફળ**-રાજાના કોપથી તે સૌથી મોટો કોપ પ્રભુનો થાય છે. પ્રભુના કોપને કેટલાક કુદરતી કોપ કહે છે, કેટલાક કર્મ પ્રમાણે શિક્ષા થવી જોઈએ એમ કહે છે. જેમ કહે તેમ પણ એ કોપ સૌથી મહાન છે. આ કોપ ઘણોજ ચોક્કસ, નિર્દોષ અને પૂરેપૂરો છે. કારણ કોણે વ્યભિચાર કર્યો છે, કોણ મદદગાર છે, મૂળ ગુન્હેગાર કોણ છે, હાલ ગુન્હેગારો કોણ છે, નિર્દોષ કોણ છે, વગેરે તમામ વાત બરોબર ને ક્રમ પ્રમાણે જાણી શિક્ષા થાય છે. સાક્ષી પૂરાવાની જરા પણ જરૂર નથી કારણ કે ન્યાયાધીશ પોતે તમામ વાત પોતાની નજર આગળ બનતી જુએ છે. આ કોપમાં શરીરમાં અનેક જાતનાં દરદો, જેવાં કે ચાંદી, પરમા, બદ, વિસ્ફોટક, રક્તપિત્ત, હાથ પગ આંખ વગેરેની ખોડ, નપુંસકપણું વગેરે થાય છે. વળી વાંઝીયાપણું, નરકનાં દુઃખો, અધમ યોનિમાં જન્મવું, પુત્ર વગેરે વહાલાંઓનાં મરણ, પોતાનાં ઘરનાંને પણ વ્યભિચારમાં લપટાયેલાં જોવાં, કમોતે મરણ અગર મરણ ટાણે ખરાબ વાસનાઓથી લપેટાતાં મરવું, વગેરે ઘણાં દુઃખો આવે છે. સગાં ને રાજાનો કોપ પણ આમાં લઇએ તો લેવાય છે. આ મહા સમર્થ પ્રભુના ડરથી જેઓ ડર્યા, જેઓ બીના, જેણે શેહ ખાધી, તેજ ખરેખરા બ્રહ્મચર્ય પાળનારા થઇ શકે છે. જોકે લોકલાજથી, કુળ મરજાદાથી, રાજથી થતા નુકસાનોની બીકથી, એક બીજાના ડરપથી, બહોળા કુટુંબની હાજરીથી તથા એકાંતવાસ ને સંજોગોની ગેરહાજરીથી બ્રહ્મચર્ય જેઓ પાળે છે તેને લાભ છે પણ સર્વ શક્તિમાન પ્રભુના ડરથી, આ ભવ પરભવના ઉત્તમ સુખને વાસ્તે પોતાની ફરજ સમજી જેઓ અટકે છે અને બ્રહ્મચર્ય પાળે છે, તેઓને જે લાભ થાય છે તેજ અનુપમ છે અને તેજ ઉત્તમ છે.

**કામીનું ચિત્ત ચકડોળે ચડે છે-હડકવા થાય છે**-વ્યભિચારમાં પડેલા માણસની આતુરતા લોભીઆને ધનની આતુરતા વધે છે તેમ દિન પ્રતિ દિન વધતીજ જાય છે. તેને પોતાને વિષય વાસનાની અતૃપ્તિ રહે છે-"ઝાઝો ભોગી તે ઝાઝો રોગી." એ કહેવત આપણામાં સામાન્ય છે. પોતાની બૂરી વાસના પાર પાડવા તેને મગજમાં અનેક કુતર્કો થયાં કરે છે, અનેક વિચારો નવા નવા રચે છે, ભાંગે છે ફરી રચે છે, આંહીથી આંહી ને ત્યાંથી ત્યાં એમ ઓખરીઆં ઢોરની પેઠે અનેક બાનાંઓ કાઢી જ્યાં ત્યાં બેસતો ફરે છે, જ્યાં ત્યાં આંટા મારે છે, અને જેમ પારધી જંગલમાંના નિર્દોષ પ્રાણીને સપડાવા અનેક કપટ રચી ફસાવે છે તેમ કોઇ નિરપરાધી નિર્દોષ બાળાને આ કામી પોતાની વાસના તૃપ્ત કરવા અનેક કુતર્ક રચે છે. તે પોતાનો વખત નકામો કાઢે છે. વખતે વખતે તો એવી એવી યુક્તિઓ રચે છે કે તેવી યુક્તિઓ ને અક્કલ તે પોતાના ધંધામાં વાપરે, પ્રભુ ભજનમાં વાપરે, પરોપકારમાં વિદ્યાભ્યાસમાં નવી શોધમાં વાપરે તો બેડો પાર થઈ જાય.

**દોહરો**

જેસી પ્રીત હરામસે, એસી હરસેં હોય,
ચલા જાઓ વૈકુંઠમેં, પલા ન પકડે કોય;

પણ તે વ્યભિચારીને, તે કાછડીછૂટને પોતાના વ્યભિચારનાં ફાંફાં સિવાય કાંઇ સુઝતું નથી. નથી ધંધો કરતો, ઘેર સૌ ભુખમાં દુઃખમાં મરે છે તેની પણ પરવા નથી કરતો. માત્ર એકજ નિશામાં તે રઘવાયો ફરે છે. શાસ્ત્રમાં આવા કામી પુરૂષને માટે જે કૂતરાના કાનમાં જીવડા પડ્યા હોય છે ને તેની જેવી દશા થાય છે તેની દશા વર્ણવી છે. કાનમાં જીવડાવાળા સડેલા કૂતરાને જરાપણ વિસામો નહીં, જે કાન ફફડાવતો જ જાય, ન ખાવું, ન પીવું, ન ઊંઘવું, માત્ર રઘવાયાની પેઠે અહીં તહીં આથડવું. ને પોતાનો જીવ માત્ર માથામાં ફોલીખાતા જીવડામાંજ. તે પ્રમાણે આ કામીને માટે પણ સમજવું. તેનો જીવ પોતામાં શક્તિ હોય ન હોય, પોતે માંદો હોય કે સાજો, આબરૂ જાય કે રહે, તો પણ પરસ્ત્રીમાંજ ધ્યાન રહે છે અને હડકાયાની પેઠે જ્યાં ત્યાં

વળગીને આબરૂના, ધનના, બળના, મનુષ્ય પણાના કાંકરા કરે છે.

'**કામી પુરૂષ દેશને ભારરૂપ છે, સ્વર્ગનાં બારણાં પણ તેને માટે બંધ છે**—કામી પુરૂષથી સંતતિ થતી નથી. કારણ કે તેણે પોતાની જુવાનીનું તત્વ ગમે ત્યાં હદ કરતાં વધુ વાપરી નાંખ્યું હોવાથી તેનામાં વીર્યનું બીજ બળી જાય છે, અને વખતે પુરૂષાર્થમાંથી પણ જઇ નપુંસક–હીજડો બને છે. પછી અનેક દવાઓ, અનેક ખોટી જાગૃતિના ઉપાયો કરે છે, તેથી પણ તે ગયેલી શક્તિ પ્રાપ્ત થતી નથી. આથી તેને ઘણો પશ્ચાત્તાપ થાય છે પણ તેવો પશ્ચાતતાપ કાંઇ બધાને થતો નથી. તેવા પશ્ચાતતાપથી હવે અવસર ગયા પછી શું વળે! આવા કામી જનોને સંતાન હોતાં નથી; હોય છે તો નિર્બળ, રોગી, ને અધૂરે આવખે મરી જાય છે. આથી દેશમાં રોગી અને નબળાં માણસોનો વધારો થાય છે જેથી દેશમાં નવા નવા હુન્નર ચલાવી શકે તેવા બુદ્ધિશાળી માણસો દિવસે દિવસે બંધ થાય છે અને તેની જગ્યાએ શંકા, બાયલા, બીકણ, બુદ્ધિશૂન્ય, કજીયાખોર, મા-બાપ જેવાજ કામવાસના વાળા પેદા થતાં દેશ, પરાધીન થાય છે ને તદ્દન કંગાળ નિર્બળ થાય છે. પરદેશીઓ તેના પર રાજ કરી તમામ ચૂસી જાય છે. માટે એક પણ વ્યભિચારી દેશને ઘણો બોજારૂપ છે.

વળી એવા વ્યભિચારીઓથી પ્રભુ પણ દૂર રહે છે. ઘડામાં જ્યાં લગી પાણી ભર્યું હોય ત્યાં લગી તેમાં ઘી સમાઈ શકે નહીં તેમ કામી પુરૂષના માથામાં પરસ્ત્રીઓનાં, ટાપટીપનાં અને એવા અધર્મી વિચારોનાં વાદળાં હોય ત્યાં લગી જ્ઞાન, ધ્યાન, પ્રભુ-ભક્તિ પૂજા, સેવા, તમામ સઈ જાય છે અને તેથી તે દિનપ્રતિદિન પ્રભુથી દૂરનો દૂર રહે છે. ધ્યાનમાં, માળામાં, દર્શનમાં, કથામાં, તેનું ચિત્ત ઠરતુંજ નથી. પરાણે ઠરે તો તે ફળદાયી થતું નથી. આવા મનુષ્યો જે દેશમાં હોય તે દેશમાં પ્રભુની અવકૃપા હશે કે કુદરતી કોપ હશે પણ દુકાળ–મરકી–ભૂખમરો–કજીયા–લડાઈ–ધરતીકંપ વગેરે આફતો વરસે છે કારણકે તે વિના એવા વ્યભિચારીઓનાં ઝુંડનાં ઝુંડને પૂરી શિક્ષા થતી નથી. હજુ એટલું સારૂં છે કે આ દેશમાં સત્પુરૂષો છે, સતી સ્ત્રીઓ છે, મહાત્માઓ છે; અને દેશનો ઘણો ભાગ લાજ–ભય–દંડ વગેરેથી પણ બ્રહ્મચર્ય પાળે છે. પણ હવે જો ખોટી ટાપટીપ; ખોટા ડોળ, આછકલાઇ, નહી મૂકાય, ને અધર્મ, પહેરવેશ, વગેરેમાં સુધારો નહીં થાય તો તેવી આફતો વરસશે.

**સંક્ષેપમાં**—વિષય ઘણો લાંબો થઈ ગયો હોવાથી ટુંકામાં એમ કહેવાનું જ; વ્યભિચાર દોષમાં પારાવાર નુકસાન છે. માટે પરસ્ત્રીનો દરેક ગૃહસ્થે ત્યાગ કરવો. અરે સિંહ જીંદગીમાં એકવાર, કૂતરાં પણ પોતાની ઋતુ આવ્યે જ, સ્ત્રી સાથે વ્યવહાર કરે છે તેમ આપણે પરસ્ત્રીનો તો ત્યાગજ કરવો પણ ઘરની સ્ત્રી તરફ ઋતુ સમયે જ વ્યવહાર કરવો તેમાં પણ સંતોષ રાખવો. દિવસે મૈથુન કરવું નહીં, પર્વની તિથિઓએ વિષય સેવવો નહીં, માંદગીમાં–મરણાંમાં, બહુ થાકેલ હોઈએ ત્યારે, વગેરે સમયે પોતાની સ્ત્રી પણ વર્જવાની છે. નહીં તો પોતાની સ્ત્રી સાથે પણ વ્યભિચાર કર્યાનો દોષ લાગે છે. અને આપણાં ઘરની સ્ત્રીઓ, બાળકો, વગેરેને આવી લુગડાંની ટાપટીપ, ઘણાં ઝીણાં વસ્ત્રો, નામનો તકલીદી પહેરવેશ, વાળની ખોટી શોભા. જાત જાતનાં ખોટાં ખાણાં પીણાં, નાટકોનાં બંધાણ વગેરેથી દૂર રાખવાં, નહીંતો તેઓ મોટપણે વ્યભિચારી બનશે અને નાનપણમાં તમે તેની સંભાળ ન રાખી તેથી એ સ્થિતિ થઈ તેનું પાપ માબાપને લાગશે. આપણા બાળબચ્ચાંની શરીર-સ્થિતિની બેશક સંભાળ રાખવી પણ કદાચ તેમાં ખામી લાગે તો હરકત નહીં પણ તેમનાં આચરણની તો પાકી દેખરેખ રાખવી અને ખાસ કરીને આપણાં ઊંચાં પ્રકારનાં વર્તનથી તેમના પર છાપ પાડવી. ઘરની સ્ત્રી કે દીકરી ઝીણું લુગડાં પહેરી માથે ૧ ધણી છતાં હજારો પુરૂષોને પોતાનું મોં ને છાતી ને વાંસો ને ચોટલો લુગડાંમાં છતાં દેખાડીને નખરાં કરતી જાય ને તે આપણે જાણતાં છતાં ન અટકાવીએ તો તે શામાટે વ્યભિચારી ન થાય. આવી ઘણી ભૂલો આપણે નબળા–બાઈડીવલા થઈને ચલાવીએ છીએ તે ભારે ભયંકર છે-ઘરડાંઓના રિવાજોને

એકદમ તરછોડા માં. એ રિવાજોના રહસ્યને સમજો. નહીતો વગર વિચારે એવા રિવાજો ઘરડાના છે એમ જાણી તરછોડી દીધાથી, તે નાબુદ થઈ જશે ને નવા ખોટા, તકલાદી ચાલથી આપણને અને આપણાં સંતાનોને ભવિષ્યમાં પારાવાર નુકશાન થશે, તેનું પાપ આપણા પર છે વળી તે નુકસાન ભોગવવા ટાણે ઘરડાનો મૂળ રિવાજ તેને છોડી દીધાં ઘણો વખત થઈ ગયો હોવાથી જડશે નહિ માટે ચેતો ને ઘરડાંને પગલે ચાલો.

આપણા મુંબઈગિરાઓ માટે દેશમાં જઈએ છીએ ત્યારે બે કલંક ચોંટે છે. એક શેઠની ચોરી ને બીજી રાંડો સાથે વ્યભિચારની ચોરી. આ બંને ચોરી છે. આપણામાં ઘણા ભાઇઓ અંદર અંદર મિત્ર થઇ પછી વ્યભિચારે ચડી જાય છે, અરે મિત્રની વહુને, બેન કે માતા બરોબર ગણવાને બદલે, તેના પર કુદૃષ્ટિ નાંખી અનેક રીતે ગેર રીતે વરતે છે ને મિત્રની આંખ આંજે છે. કેટલાક વ્યભિચાર સારૂ જ દોસ્તો થાય છે અને પાછળથી જુગારમાં બંધાંણમાં ચડી, શેઠની રોકડ ઉચાપત કરી ભાગી જાય છે ને દેશમાં જઈ, સોનાનાં બટન ને કડકડાટ વાળાં લુગડાં પહેરી ફરે છે પણ પાછળથી ભોપાળું ફૂટતાં કેદખાને જાય છે. આ પ્રમાણે આપણી આબરૂ પરદેશમાં તેમ દેશમાં બે પ્રકારે હલકી થઈ છે તે તે સાચું છે. ઘણા જણ તેમાં પાયમાલ થયા છે માટે આજનો શિયળનો મારો વિષય સાંભળી આપણા ભાઇઓમાં કાંઇક સુધારો થશે તો હું ઘણોજ રાજી થઇશ.

હવે છેવટે કહેવાનું કે મારા ભાષણમાં કાંઈ ભૂલ ચૂક હોય તો હું પ્રથમ કહી ગયો છું તેમ હું વિદ્વાન કે વક્તા નથી તેથી મારી આપી દરગુજર કરશો એમ બે હાથ જોડી કહી બેસી જાઉં છું.

---

# જૈન સમાજ મેં સ્ત્રિયોં કી કમી કા પ્રશ્ન.

## ( લેખકઃ—શ્રીમાન્ માઈદયાલજી જૈન બી. એ. ઑનર્સ સોનીપત. )

યહ બતાને કી આજ કોઈ આવશ્યકતા પ્રતીત નહીં હોતી કિ જૈન સમાજ બડે તીવ્ર વેગ કે સાથ કમ હો રહા હૈ, ક્યોંકિ ઇસે આજ જૈન બચ્ચા ૨ જાનતા હૈ । સમાજ ક્યોં કમ હો રહા હૈ, ઇસકે અનેક કારણ હૈં ઔર વે સબ કારણ પરસ્પર સમ્બન્ધિત (Inter-related) હૈં । વે સાદે simple) કારણ નહીં હૈં વરન વે એક દૂસરે કે આશ્રિત (complex) કારણ હૈં । એક કારણ કો દૂસરે સે અલગ કરના અત્યંત કઠિન હૈ । યહ બાત કોઈ જૈન-જન સંખ્યા સમસ્યા કે સાથ મેં હી નઈ નહીં હૈ, કિન્તુ જન સંખ્યા કી સમસ્યા હી ઐસી હૈ— ઐસા બડે ૨ વિદ્વાનોં કા મત હૈ* અસ્તુ । ચૂંકિ સબ કારણોં કે વિષય મેં એકદમ એક હી લેખ મેં લિખના અત્યંત કઠિન હૈ, મૈં આજ ઇસ લેખ દ્વારા અપને ભાઇયોં કા ધ્યાન એક ઐસે કારણ કી ઓર આકર્ષિત કરતા હૂઁ જિસ પર આજ તક અચ્છી તરહ વિચાર હી નહીં હુઆ યાયૂં સમઝિયે કિ જિસકી તરફ હમારા ધ્યાન પૂરી તરહ નહીં ગયા । કારણ જૈસા કિ લેખ કે શીષકસે જાના જાયગા ‘ જૈનસમાજ મેં સ્ત્રિયોં કી કમી ’ હૈ ।

અબ યહાઁ સંક્ષેપ સે ચાર પ્રશ્નોં પર બિચાર કરના હૈ-(૧) ક્યા જૈન સમાજ મેં સ્ત્રિયોં કમ હૈં? (૨) યદિ વે કમ હૈં, તો ક્યા ઉસકા ફલ હમારા હ્રાસ હૈ? (૩) સ્ત્રિયોં કી કમી કે કારણ ક્યા હૈં? ઔર (૪) ઉસ કમી કો કૈસે પૂરા કિયા જા સકતા હૈ? આઇએ પાઠક ગણ! અબ ઇન પર બારી ૨ સે બિચાર કરેં ।

* "This Population Problem is highly complex."—"Population" by Wright. Page 117-118.

કિસી સમાજ અથવા દેશ કી જનસંખ્યા વિષયક વાતોં કે જાનને કે વાસ્તે હમારે પાસ લે, દેકર એક હી વિશ્વાસપૂર્ણ (Reliable) સાધન હૈ ઔર વહ સરકારી મનુષ્યગણના કી રિપોર્ટ હૈ । અતઃઉનકી હી સહાયતાસે હમેં પહિલે પ્રશ્ન પર વિચાર કરને પડેગા । ઇસ સમય મેરે સામને સન્ ૧૯૧૧ ઔર ૧૯૨૧ કી મનુષ્ય ગણનાકી રિપોર્ટ હૈં, જિનકી સહાયતા સે મૈંને નીચે વાલા કોષ્ટક તૈયાર કિયા હૈ ।

| સન્ | —જૈન જનતા— | | | પ્રતિસહસ્ર | | વિધવાઓં કી+ સંખ્યા કમ કર દેને પર પ્ર૦ સ૦ |
|---|---|---|---|---|---|---|
| | જનતા | પુરૂષ | સ્ત્રિયોં | પુરૂષોં કે પીછે સ્ત્રિયોં | વિધવાએં | પુરૂષોં કે પીછે સ્ત્રિયોં |
| ૧૯૧૧ | ૧૨૪૮૧૮૨ | ૬૪૩૫૫૩ | ૬૦૪૬૨૯ | ૯૩૯.૬ | ૧૫૩૨૯૭ | ૭૦૧૫ |
| ૧૯૨૧ | ૧૧૭૮૫૯૬ | ૬૧૦૨૭૯ | ૫૬૮૩૧૭ | ૯૩૧ | ૧૪૩૯૯૫ | ૬૯૫ |

+ ૧૯૧૧ के वास्ते देखो—Census of India. 1911. vol.I part II. page 45 और ૧૯૨૧ के वास्ते. Census of India 1921 vol I. part II. page 47.

ઉપર કે કોષ્ટક કે પાંચવેં ખાને કો ધ્યાનપૂર્વક દેખને સે યહ સ્પષ્ટ રુપ સે વિદિત હો જાયગા કિ જૈનસમાજ મેં સ્ત્રિયોં કી અસાધારણ કમી હૈ ઔર વહ કમી ઇન દશ વર્ષોં મેં ઔર ભી બઢ ગઈ હૈ । ઔર ભવિષ્ય મેં ભી, યદિ સમાજ કી અવસ્થા ઐસી હી રહી તો, સ્ત્રિયોં કી સંખ્યા બરાબર કમ હી હોતી જાયગી, ક્યોંકિ પ્રથમ તો વહ અબ ભયંકર રુપસે કમ હોતી જારહી હૈ ઔર દૂસરે ઉસ કમી કો રોકને કે લિયે જૈનસમાજ કુછ પ્રયત્ન હી નહીં કર રહા હૈ । જબ કિ ૧૯૧૧ સે ૧૯૨૧ તક સમસ્ત જૈન સમાજ મેં ૫.૫૭ પ્રતિ શત કે હિસાબ સે હ્રાસ હુઆ હૈ વહાઁ ઇન હી દસ વર્ષોં મેં જૈન પુરૂષોં મેં ૫–૧૬૮ પ્રતિશત ઔર જૈન સ્ત્રિયોં મેં ૬ પ્રતિશત સે કુછ અધિક હ્રાસ હુઆ હૈ, અર્થાત પુરૂષોં સે સ્ત્રિયાઁ અધિક કમ હુઈ હૈં । યહ તો કમી સબ આયુ વાલોં મેં હુઈ હૈ । ૦ સે ૫ વર્ષ તક કે બચ્ચોં કી કમી કે અંકોં કો સુનકર કૌન સહૃદય સમાજબન્ધુ ન કાઁપ ઉઠેગા । ૦ સે ૫ વર્ષ કે પુરૂષ બચ્ચોં (Male children) મેં જબ ઇન્હીં દસ વર્ષોંમેં ૧૩.૪૭ પ્રતિશત કમી હુઈ હૈ તબ ઇસ હી સમય મેં ઇસહી આયુ કે સ્ત્રી બચ્ચોં (Female children) મેં ૧૩.૫૪ પ્રતિ શત કમી હુઈ હૈ । યદ્યપિ ઇન મેં કમી કા અંતર ( difference ) બહુત અધિક નહીં હૈ કિન્તુ જબ હમ ઇસ બાત પર વિચાર કરતે હૈં કિ હમારે દેશ મેં પુરૂષો કી અપેક્ષા સ્ત્રિયોં અધિક મરતી હૈં ઉસ સમય યહ અંતર બહુત બડા હો જાયગા । અતઃ ઉપર કે વિ-વેચન સે યહ નતીજા ભલી ભાંતિ નિકાલા જાસકતા હૈ કિ હમારે સમાજ મેં લગભગ ૩૦૦ પુરૂષ પ્રતિ સહસ્ર સદા કે વાસ્તે, વિવશતઃ ઔર અનિવાર્ય રુપ સે, સ્ત્રિયોં કી કમી કે કારણ કુઁવારે–ધીગાધીંગી કે બ્રહ્મચારી રહેંગે ઔર ઉનકી સંખ્યા મેં દિન પ્રતિ દિન વૃદ્ધિ હી હોતી હૈ ।

ક્યા સ્ત્રિયોં કી ઇસ કમી સે સમાજ પર કુછ પ્રભાવ પડતા હૈ ? ક્યા ઇસકે કુછ કડુ ફલ ભી સમાજ કો ચખને પડતે હૈં ? ક્યા જૈનસમાજ હ્રાસ મેં ઇસ કમી સે ભી કોઈ સહાયતા મિલ સકતી હૈ ? ઇત્યાદિ પ્રસ્ન હમારે હૃદય મેં ઉઠે બિના નહીં રહ-સકતે । કિસી સમાજ કે એક તિહાઈ ભાગ કે લગ-ભગ પુરૂષોં કા કુઁવારા રહના બડા હી ભયંકર હૈ । ઇસસે જો હાનિયાઁ હમ ઉઠા રહે હૈં, ઉનકા લિખના અત્યંત રોમાઞ્ચકારી હૈ, હૃદય કાઁપ ઉઠતા હૈ ઔર આઁખોં સે આઁસૂ ડબાડબ ગિરને લગતા હૈં । કિન્તુ એક હમ હૈ કિ આઁખેં બન્દ કિયે બૈઠે હૈં, ઔર

અપને આપ કો સર્વથા સુરક્ષિત સમઝતે હૈં । મૈંને અપને પિછલે લેખ× મેં બતાયા થા કિ કન્યાવિક્રય, અનમેલ વિવાહ, આઁટા સાઁટા (બેટી કા બદલા કરકે બેટા વિવાહના) ઔર વૃદ્ધ વિવાહ સ્વતઃ રોગ નહીં વરન એક ભયંકર રોગ કે ચિન્હ (Symptoms) હૈં । વહ રોગ સ્ત્રિયોં કી કમી હૈ । ઇન કુપ્રથાઓં કો ઔર ઇનસે હોને વાલી હાનિયોં કો આજ સબ જાનતે હૈં કહના વ્યર્થ હૈ । ઉપરોક્ત કુપ્રથાઓં દ્વારા ઉસ શ્રેણી કે પુરૂપ અધિકતયા બ્યાહે જાતે હૈં જો બલહીન, સંતાન ઉત્પાદન કે સર્વથા અયોગ્ય ઔર સમાજ કે વાસ્તે કલંક રૂપ હોતે હૈં । ઉનકે દ્વારા કૈસી સંતાન હૈ ઔર ઉસ સંતાન કે ભરોસે કબતક સમાજ કા ભવિષ્ય છોડા જા સકતા હૈ. ઇસ પર આપ સ્વયં વિચાર કરેં । ઇનિ મહાનુભાવોં કી ધર્મપત્નિયાઁ કિતની સુશીલાએં હો સકતી હૈં, ઇસપર લિખના જૈનસમાજ કા કલંકમય પરદા ફાશ કરતા હૈ । ઔર ઉન મહાત્માઓં કા હાલ જો ઇસ પ્રતિસ્પર્ધા (Competition) મેં અવિવાહિત રહ જાતે હૈં, કુછ ન પૂછિએ । ઉનકા નૈતિક જીવન કિતના પતિત હોતા હૈ ઉસકે વાસ્તે દૂર જાને કી આવશ્યકતા નહીં । આપ અપને ગલી મોહલ્લે ઔર શહર કે ઐસે આદમિયોં કે આંતરિક જીવન (Private life) સે જાન સકતે હૈં । વે કિસ પ્રકાર ભલે ઘરોં કી બહૂ બેટિયોં કી આબરૂ ખરાબ કરતે હૈં, કૈસે વેશ્યાઓં કે પવિત્ર (?) સ્થાનોં કી ગુપ્ત યાત્રાએં કરતે હૈં ઔર કિસ પ્રકાર સમાજ કે ઉઠતે ૨ નવયુવકોં કે જીવન કો અપને દુશ્ચારિત્ર સે પતિત કરતે હૈં ઇસકી ઝલક ભી આસાની સે પાઈ સકતી હૈ । ક્યા કોઈ સમાજ ઐસી અવસ્થા મેં ફૂલ ફૂલ સકતા હૈ ? વહ તો મિટા હી ચાહતા હૈ । હમારા સમાજ ભી ઇસ દશા કો પ્રાપ્ત હો ચુકા હૈ ઇસકે માનને કો મૈં હર સમય તય્યાર હૂં ।

હરએક કાર્યકા કુછ ન કુછ કારણ અવસ્ય હુઆ કરતા હૈ । હમારે યહાઁ સ્ત્રિયોં કે કમ હોને કે ભી કારણ હૈં । જૈનસમાજ મેં સ્ત્રી બચ્ચે (Female children) કમ પેદા નહીં હોતે । સન્ ૧૯૧૧ મેં ૫ વર્ષ તક કી આયુવાલી લડકિયાઁ ઉસહી આયુ વાલે પ્રતિ સહસ્ત્ર લડકોં પીછે ૧૦૨૩ થી ઔર સન્ ૧૯૨૧ મેં ૧૦૧૦ સે અધિક થી । અર્થાત્ દોનોં મનુષ્યગણનાઓં મેં લડકિયાઁ લડકોં સે અધિક થી । ઔર સબ આયુવાલી સ્ત્રિયાઁ પ્રતિ સહસ્ત્ર સબ આયુ વાલે પુરુષોં કે પીછે ઇન દોનોં મનુષ્યગણનાઓં મેં લડકિયાઁ લડકોં સે અધિક થીં । ઔર સબ આયુવાલી સ્ત્રિયાઁ પ્રતિ સહસ્ત્ર સબ આયુ વાલે પુરુષોં કે પીછે ઇન દોનોં મનુષ્ય ગણનાઓં મેં ક્રમ સે ૯૩૯૫ ઔર ૯૩૧ થીં જો બહુત કાફી હૈ । કિન્તુ વાસ્તવિક અંતર (Real difference) વિધવાઓં કે અંક નિકાલ દેને પર પડતા હૈ જિનકા કોષ્ટક ઉપર દિયા જા ચુકા હૈ। ઉપર કે અંકોં કી સહાયતાસે મૈં અપને વિચારવાન્ પાઠકોં કો સે નિમ્નલિખિત તીન નતીજોં (Conclusions) પર લા સકતા હૂઁ । પ્રથમ, જૈનસમાજ મે લડકોં સે લડકિયાઁ અધિક પૈદા હોતી હૈં । દૂસરે ઉનમેં સે ૮૫-૮૦ પ્રતિ સહસ્ત્ર, અર્થાત્ આઠ, સાઢે આઠ પ્રતિશત સ્ત્રિયાઁ પૂરી અવસ્થા તક પહુઁચતે ૨ કમ હો જાતી હૈં । ઔર તીસરે વાસ્તવિક કમી અત્યંત અધિક વિધવાઓં કે હો જાને સે હોતી હૈ । અબ દૂસરે ઔર તીસરે નતીજે પર વિચાર કરને સે હરએક બુદ્ધિમાન યહ સ્વીકાર કરને પર બાધિત કિયા જા સકતા હૈ કિ સ્ત્રિયોં કી કમી કે કારણ હમારી વર્તમાન સામાજિક અવસ્થા મેં હી કહીં પાએ જા સકતે હૈં । શ્રીયુત જાનકીનાથદત્ત બી. એ. સાહિત્ય ભૂપણ ને સન્ ૧૯૧૧ કી ગ્વાલિયર કી મનુષ્યગણના રિપોર્ટ મેં પૃષ્ઠ ૪૭ પર સ્ત્રિયોં કી કમી કે જો કારણ દિયે હૈં વે જૈનસમાજ પર ભી લાગૂ હોતે હૈં વે નિમ્નલિખિત કારણ દેતે હૈં (૧) લડકિયોં કો મારદેના (યહ કહીં નહીં પાયા જાતા) (૨) લડકિયોં કા ઉચિત પાલન પોપણ ન હોના; (૩) બાલવિવાહ ઔર બાલાવસ્થામેં હી બચ્ચે પૈદા હોને કા દુષ્પરિણામ, (૪) અધિક બચ્ચે હોના ઔર બચ્ચા જનાને કે પુરાને ઢંગ (૫) સ્ત્રિયોં વિશેષતયા

× જૈનજગત વર્ષ-૨. અંક-૨

વિધવાઓં કે સાથ કઠોર વ્યવહાર ઔર (૬) સ્રિયોં સે સખ્ત કામ લેના । વિધવાઓં કી સંખ્યા વૃદ્ધિ કે કારણ વહી ચિરપરિચિત બાલવિવાહ કન્યા-વિક્રયાદિ કુપ્રથાએં, અજ્ઞાન ( Ignorance ) ઔર સામાજિક હિતોં કી વ્યક્તિગત હિતોં ( જો વાસ્તવ મેં હિત નહીં હોતે ) કે સામને અવહેલના કરના હૈં । મૈં સમઝતા હૂઁ કિ સ્રિયોં કી કમી કે ઇન કારણોં કે અતિરિક્ત ઔર કોઈ પ્રધાન કારણ નહીં હૈં ।

અબ હમ લેખકે વાસ્તવિક કેન્દ્ર પર અથવા વિચારસ્થલ પર આગએ । પ્રશ્ન તો યહી હૈ કિ સ્રિયોં કી ઇસ કમી કો કૈસે પૂરા કિયા જાય ? ઇસી વિષય મેં આપકી સમ્મતિ કી આવશ્યકતા હૈ–જિસ પર વિચાર કે લિયે આપ સે પ્રાર્થના કી જાતી હૈ । યહ પ્રશ્ન એક દો સે નહીં બરન સબ સે હૈ । ઇસ પ્રશ્ન કા સમ્બંધ કિસી સમ્પ્રદાય અથવા જાતિ વિશેષ સે નહીં હૈ, વરન સબ સે હૈ । યદિ જૈનસમાજ વાસ્તવ મેં સંસાર મેં અપના અસ્તિત્વ ચાહતા હૈ, યદિ ઉસકે વર્તમાન કર્ણધાર વાસ્તવમેં ઉસે મૃત્યુ કે ગઢે સે બચાના ચાહતે હૈ, યદિ પ્રત્યેક જૈનધર્માવલમ્બી કુછ વર્ષ જીવિત રહને કા ઇચ્છુક હૈ તો ઉસે અનિવાર્ય રુપ સે ઇસ પ્રશ્ન પર વિચાર કરના પડેગા–આંખો પર ઠીકરી રખને સે કામ ન ચલેગા । સચ સમઝના કિ યદિ કિસી અન્ય જાગ્રત દેશ મેં એસી ભયંકર સમસ્યા આ જાતી તો આકાશ પૃથિવી એક કર દિયે જાતે, ઔર સ્વતન્ત્ર રુપ સે ઉન કારણોંકો ખોજને ઔર ઉનકે દૂર કરને કા પ્રયત્ન બડે જોર સે હોતા કિન્તુ એક હમ હૈં કિ એસે પ્રશ્નોં પર ભી ચુપ રહતે હૈં, જબાન ખોલતે નહીં ઔર લેખની ચલાતે નહીં । અસ્તુ ।

યહ સબ જાનતે હૈં કિ કિસી કાર્ય કે કારણ કો હટા દેને સે વહ કાર્ય બન્દ હો જાતા હૈ–જૈસે ભાપ કો બંન્દ કરને સે રેલકા થમ જાના । ઇસિસે યહ કહા જાસકતા હૈ કિ યદિ હમ ઉન કારણોં કો દૂર કર દેં કિ જિનસે હમારે સમાજ મેં સ્રિયાઁ કમ હૈં તો સમાજ મેં સ્રિયોં કી સંખ્યા બઢ સકતી હૈ । કિન્તુ યહ કહ દેના જિતના આસાન હૈ ઉતના હી કરના કઠિન હૈ । ઇસિ સમય–તક જૈન-સમાજ મેં ઇસ પ્રશ્ન પર કોઇ વિશેષ વિચાર નહીં હુઆ હૈ ઔર ઇસલિએ મેરે લિએ યહ બતાના કઠિન હૈ કિ કૌન ૨ મહાનુભાવ ઇસ સમસ્યાકા ક્યા હલ દેતે હૈ । ઇસ પ્રશ્ન કે હલ કરને મેં મૈં સ્વયં અસમર્થ હૂં ઔર કોઇ ભી અમલી ( Practical ) ઉપાય નહીં સોચ સકા । ફિર ભી જીસ નતીજે પર મૈં વિદ્વાનોં કે લેખ પઢને, ભાષણ સુનને ઔર સ્વયં વિચાર કરને સે પહુઁચા હૂઁ ઉનકો મૈં ત્રુટિપૂર્ણ સમઝતે હુએ ભી, સમાજ કે વિચાર કે વાસ્તે, ઉસકે સામને ઉપસ્થિત કરતા હૂં, ઔર સાથ હી ઉનકી ત્રુટિયાઁ ભી લિખતા હૂ । પ્રથમ ઉપાય, ઇસ કમી કે પૂરા કરને કા, યહ હો સકતા હૈ કિ સમાજ મેં સ્રિયોં કે ઉચિત પાલન પોષણ ઔર સંરક્ષણ તથા એસે કારણોં કો હટાને કા પ્રયત્ન કિયા જાના ચાહિએ જિનસે વિધવાએં ન બનેં । ઇસકો રચનાત્મક ( Construction ) કાર્યક્રમ કહા જા સકતા હૈ । કિન્તુ ઇસિમેં દો બડી ૨ બાધાએ હૈં–પ્રથમ યહ કિ ઇસકે પૂરા હોને મેં ઇતના સમય લગેગા કિ ઇતને સમાજ નષ્ટ ભી હો ચુકેગા; ઔર દૂસરે યહ કિ યદિ સમાજ બચા ભી રહા, ઔર સ્રિયોં કી સંખ્યા બઢગઇ તો જૈન-સમાજ કો ઉન કઠિનાઇયોં કા સામના કરના પડેગા જો કિ આજ ઉન દેશોં કો જહાઁ સ્રિયાઁ પુરુષોં સે અધિક હૈં કરના પડતા હૈ, ક્યોંકિ વિધવા સ્રિયોં કે અંક મિલા દેને સે ઉસ સમય જૈનસમાજ મેં ભી સ્રિયાઁ પુરુષોં સે અંતિ અધિક હોંગી । દૂસરા ઉપાય હૈ–વિધવા વિવાહ જિસકા નામ લેતે હુએ કાઁપતે હૈં । ઇસિકો મૈં વિઘાતક ( Destructive) કાર્યક્રમ કહતા હૂં ।

યાદ રહે કિ નામ લેના અથવા વિચાર કરના બુરા નહીં હૈ । વિષકા નામ લેને સે અથવા હથેલી પર રખને સે કોઇ નહીં મરતા, મરતા હૈ ઉસકો ખા લેને સે । આજ હમ ભી વિધવા વિવાહ કી ઉપયોગિતા ઔર ઇસસે હોને વાલી હાનિયોં પર વિચાર કરતે હૈં, ઇસિકો જારી કર દેને કા પ્રસ્તાવ

નહીં કરતે । કિન્તુ ક્યા વિધવાવિવાહ આસાની સે જારી કિયા જા સકતા હૈ ? ક્યા સમાજ હિત કે વાસ્તે સમાજ કી વિધવાઓં કો ઉસ કાર્ય કે વાસ્તે બાધિત કરના અથવા ઉસકી ઉનસે આશા કરના ઉચિત હૈ જીસે બુરા ઔર અપને આદર્શ કે વિપરીત સમઝતી હૈં ? સમાજ કી વર્તમાન સ્થિતિ ભી વિધવા વિવાહ કે અનુકૂલ નહીં હૈ । અતઃ મેરે વિચાર મેં ઉપર લિખે હુએ દોનોં હી ઉપાય શીઘ્ર ફલદાયક ઔર અમલી ( Practical ) નહીં હૈ । ફિર ક્યા કિયા જાય ? ક્યા કોઇ એસા માર્ગ હો સકતા હૈ જિસ પર ચલને સે સમાજ ઇસ વિપત્તિ સે નિકલ સકતા હૈ ?

અન્ત મેં મૈં સબ વિચારવાન્ મહાનુભાવો સે નમ્ર નિવેદન કરતા હૂં કિ વે ઇસ પર વિચાર કરેં ઔર અપને વિચારોં કો પત્રોં મેં પ્રકાશિત કરને કે અતિરિક્ત, મુઝે ભી લિખ દેં ક્યોંકિ મૈં એક પુસ્તક જૈન સમાજ કે વિષય મેં લિખા રહા હૂ । મૈં ચાહતા હૂં કિ ઇસકે લિખને મેં ઇસિ પ્રશ્ન કે વિષય મેં આપકે વિચારોં સે કુછ લાભ ઉઠાઊં । કિસી ભી મહાનુભાવ કા નામ ઉનકી આજ્ઞા બિના પ્રકાશિત નહીં કિયા જાયગા । મૈં ચાહતા થા કિ કિ ઇસ પ્રશ્ન કો એક જીતા જાગતા પ્રશ્ન બનાદૂં કિન્તુ મેરે વર્તમાન સાધન ઔર મેરી પરિસ્થિતિ ઇસકે અનુકૂલ નહીં હૈ । ફિર ભી યદિ આપ સબ સજ્જન ઇસ પર કુછ ૨ લિખેંગે તો કાફી આંદોલન હોજાયગા । મૈં પત્ર સમ્પાદકોં સે વિશેષ રુપ સે નિવેદન કરતા હૂં કિ ઉનસે અચ્છા સહાયક ઇસિ કામ મેં ઔર કોઇ નહીં હો સકતા અતઃ વે અપને ૨ પત્રોં દ્વારા અવશ્ય ઇસ પ્રશ્ન કો અપને પાઠકોં કે કાનોં તક પહુંચાએ ઔર પાઠક મુઝે અપને વિચાર લિખને કી કૃપા કરેં ।

---

# એક અત્યંત આવશ્યક યોજના

એ તો સૌ કોઇ કબુલ કરશે અને તે પણ ગૌરવપૂર્વક કે જૈન સિદ્ધાંત, જૈન સાહિત્ય ને જૈન તત્વજ્ઞાન અદ્વિતીય-સમૃદ્ધ અને વિશાળ છે. એવી કોઈ શાખા નથી, એવો કોઇ વિષય નથી, શું ન્યાય કે શું વ્યાકરણ શું વિજ્ઞાન કે શું અધ્યાત્મ, શું ઇતિહાસ કે શું ચરિત્ર, શું કથા કે શું નાટક, શું જ્યોતિષ કે શું વૈદક, શું વિધિ વિધાન કે શું ભજનાદિ કે જે વિષે જૈન સાહિત્યમાં પુસ્તકો નહોય. હજારો મહાન શાસ્ત્રવિદ્ ધર્મધુરંધર વિદ્વાનો વિવિધ વિષયોનાં જૈન સાહિત્યના અમૂલ્ય ખજાનાઓ તેના સાચા ખપને માટે ખુલ્લા છોડી ગયા છે. તે અમૃત રસ પીનારા તેને પચાવનારા તેનો પ્રચાર કરનારા મળે તો દુનિયાના ખૂણે ખૂણામાં શુદ્ધ-પરમશાંતિમય-અહિંસાનો ગગનભેદી સંદેશ ને સત્યમાર્ગનું જ્ઞાન પહોંચી શકે. પણ ક્યાં છે અભ્યાસકો, વિચારકો પ્રચારકો ?

આજે તો જૈનસાહિત્યને તત્વજ્ઞાનના અભ્યાસકો શોધ્યા નથી જડતા-હા, જે વિદ્વાનો આજસુધીમાં અમુક અમુક અભ્યાસ કરી સાહિત્ય સેવાના કામ કરે છે તે તો છેજ પણ નવા યુગના બાળકો-વિદ્યાર્થીઓને નવયુવકો-ભવિષ્યના સાચા શહેરીઓને-આ ખજાનાના વારસોને સુગમ સર્વશુદ્ધ અને બુદ્ધિગમ્ય રસિક સાહિત્યને માટે આપણી જૈનસમાજની જૈનદાનવીરોની જૈન સંસ્થાઓની શું તૈયારીઓ છે ?

આજે તો કેટલીએ જૈન સાહિત્યના વિદ્વાનોની જરૂર છે તે જાણો છો કે ? શાંતિનિકેતન કે વિશ્વભારતી હિંદુ યુનીવર્સીટી કે મહાવીર વિદ્યાલય, પંજાબી જૈન ગુરૂકુળ કે પાટણ બોર્ડીંગ, લીંબડી વિદ્યાર્થીભુવન કે જૈન બાળાશ્રમ-બધી સંસ્થાઓમાં જૈન સાહિત્યના ઉચ્ચ કોટીના વિદ્વાનોની જરૂર છે.

સમાજમાં તો મધ્યમ કોટીના વિદ્વાન કે નવીન પદ્ધતિએ શિક્ષણ આપનાર એકાદ બે ગણ્યા ગાંઠ્યા વિદ્વાનો સિવાય તે કામમાં ગીરફતાર રહીને પ્રેમપૂર્વક કામ કરનાર કોઇ નથીજ નથી.

સારામાં સારો પગાર અને ભવિષ્યની કારકીર્દી માટે ચાન્સ આપ્યા છતા પણ નથી મળતા—નથીજ તેનું શું ?

આજસુધીમાં લાખો રૂપીઆ સંસ્થાઓ પાછળ જૈન સમાજે આપ્યા છે છતાં આ સ્થિતિ છે તે ઓછું શોચનીય નથી.

જૈન સમાજના સદ્ભાગ્યે લગભગ આ વર્ષમાજ શ્રીયુત સારાભાઈ મોદીએ માધ્યમિક કેળવણી માટે શ્રી વિદ્યાલય હસ્તક અને પ્રાથમિક કેળવણી માટે શ્રી પાલીતાણા જૈન ગુરૂકુળ હસ્તક એક યોજના શરૂ કરાવી છે તે અત્યંત પ્રશંસનીય અને જરૂરી ગણાય—પણ તે સાથે દરેક સ્કોલર ને ધાર્મિક—વાંચન ફરજીઆત રાખી શકાય અને તે માટે ખાસ સ્કોલરશીપ રાખી હોત તો બન્ને રીતે બહુજ સારૂં પરિણામ આવી શકત—જૈન સાહિત્યના સ્કોલરો—વિદ્વાનોને માટે સમાજના અનેક દાનપાત્રોમાંથી કોઇ બીજા મોદી નહિ નીકળે શું ?

આવા અતિ ઉપયોગી કામ માટે એક સારામા સારી રકમ કાઢયેજ છુટકો—આ યોજનાના નજરે દેખાતાં ફળની કલ્પના કરતાં જૈન સમાજના દરેક હિતેચ્છુ આ વધાવી લેશે એમ મારી હાર્દિક પ્રાર્થના છે.

## રૂપરેખા.

૧ પાંચ ગ્રેજ્યુએટ (પાંચ ગ્રેજ્યુએટ ન મળે તો બે અન્ડરગ્રેજ્યુએટને યોગ્ય લાગે તો લેવા) ને જૈન સાહિત્યના તુલનાત્મક અભ્યાસ માટે પસંદ કરવા—

૨ દરેકને રહેવાના—ખાવા-પીવાનાં, અભ્યાસનાં સાધનો—પુસ્તકો વગેરેનાં સાધનો ફ્રી આપવા—

૩ એ ઉપરાંત દરેકને માસિક રૂ. ૨૫) સ્કોલરશીપ આપવી.

૪ પુરેપુરા ત્રણ વર્ષ સુધી અભ્યાસ કરવાને આ સ્કોલરોએ બંધાવું જોઇએ.

૫ તેઓની ભવિષ્યની કારકીર્દી વધારે ઉજ્વળ બને તે માટે છેલ્લી પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર દરેકને પાંચ વર્ષ સુધી માસિક રૂ. ૧૦૦) વેતન મળે તેવી ગોઠવણ કરી આપવી પણ તે માટે જે સંસ્થામાં કમીટી મોકલે ત્યાં કામ કરવાનું સ્વીકારવું પડશે.

૬ ગ્રેજ્યુએટ ફુરસદના વખતનો ઉપયોગ કરી એમ. એ. ની પરીક્ષા આપી શકશે.

૭ ત્રણ વર્ષમાં દરેક વર્ષની આખરે ખાસ પરીક્ષા લેવામાં આવશે અને છેલ્લી પરીક્ષામાં પાસ થનાર દરેક સ્કોલરને પ્રમાણપત્ર તથા જૈન—સાહિત્ય—રત્ન યા—Scholar of Jain Philosophy S. J. P. ની ડીગ્રી આપવામાં આવશે.

૮ આ માટેનો પાઠયક્રમ જૈન વિદ્વાનોની એક સમિતી નક્કી કરશે ને તે પદ્ધતિસર અને તુલનાત્મક દ્રષ્ટિએ આપી શકાય તે માટે કમીટી બંદોબસ્ત કરશે.

અભ્યાસમાં મુખ્યત્વે—જૈન તત્વજ્ઞાન—જૈન આગમ—જૈન સાહિત્ય—જૈન ઇતિહાસ—પ્રાકૃત—માગધી—જૂની ગુજરાતિ—હિન્દી વગેરે ભાષાજ્ઞાન—તુલનાત્મક દૃષ્ટિએ જૈન ધર્મ—જૈન પુરાતત્ત્વ વગેરેનો રહેશે—

પ્રસંગોપાત જૈન વિદ્વાનો તરફથી વ્યાખ્યાનો અપાવવાની ગોઠવણ રહેશે—તેમજ દરેકને અમુક નિબંધ અને વ્યાખ્યાનો તૈયાર કરવાના રહેશે.

---

રૂ. ૧૦૦૦૦) દશ હજારની રકમથી શરૂઆત થઈ શકે તેમ છે. અને ત્રણ વર્ષના અખતરા પછી આ યોજના મારી માન્યતા પ્રમાણે એવી તો ફળવતી બનતી જશે કે તે કાયમ રાખવા માટે પૈસાની ભીખ નહિ માગવી પડે પણ તે ફળ પૈસાને ખેંચી લાવી શકશે. આમાં સ્કોલરોની ભવિષ્યની કારકીર્દી માટેના પ્રશ્નનું પણ નિરાકરણ હોવાથી એક વધારે

સુગમતા છે. તેમ તેઓ બીજી રીતે સાહિત્યનાં પુસ્તકો લખી-સંશોધન કાર્ય કરીને પણ પોતાની પ્રતિષ્ઠા તેમજ આર્થિક સ્થિતિ વધારી શકે છે. તેમજ સારામાં સારા જૈન ફીલોસોફીનો માનનીય હોદ્દો ભોગવી શકશે.

વળી સંજોગો અનુકૂળ મળી આવે તો બે એક સ્કોલરોને જર્મની, કે અમેરિકા પણ એક વખત મોકલવાને તક લઈ શકાય.

સમાજને સંસ્થાઓને તેમજ સ્કોલરોને આમાં બધી રીતે હું પોતે તો સારામાં સારો લાભ જોઈ શકું છું.

આજે તો શ્રી મહાવીર વિદ્યાલય ધારે તો આ યોજના સ્વીકારીને અપનાવી શકે તેમ છે. અને તેનાં પાંચ વર્ષમાં વધારે સંગીન ફળ પણ આપણે જોઈ શકશું.

આશા છે કે શ્રી મહાવીર વિદ્યાલયના માનનીય સેક્રેટરી શ્રીયુત મોતીચંદભાઈ આ યોજના કમીટીમાં રજુ કરશે ને તેને પહેલામાં પહેલી તકે શરૂ કરવાના પૂરેપૂરા પ્રયત્નો કરશેજ કરશે.

ફુલચંદ હરિચંદ દોશી.

---

# લીલાવતી સતિ રાસ

## સંગ્રાહક મુનિ સંપતવિજયજી

॥૬૦॥ પહેલું લંબોદરવીનવુંને સુંડાળો દગહીરલો વરવીર
સુદ્ધબુદ્ધિ દીઉ મુને નિરમલી, ગુણસ્થાનક ગંભીર ૧
દેવ મહિસૂર કુલિહુયાને પારવતીનો પુત્ર
તમ સમરે રૂદ્ધિ પામીઈ અણુકલપ્યાં ઘરસત્ર ૨
પહિલું સમરૂ સારદાને એછે બાલ કુમારિ
બ્રહ્મા ઉદર કુલિ અવતરી ચ્યાર વેદ મુખમાંહી ૩
આદિનાથ સમરીએ ને અડવરીયાં આધાર
ગુણ તે ગાઉં લીલાવતી ને સરસો સુમતિ વિલાસ ૪
જંબૂદ્વીપ માંહી ભલુંરે ભરતક્ષેત્ર અતિ સાર
કોસંબી નયરી ભલી જોયણ બાર વિસ્તાર ૫
રાજ કરે તિહાં રાજીઓ કનકસેન ભુપાલ
સુખસુંદરી રાણી સમે ભોગવે ભોગ વિલાસ ૬
ઉજેણી અવંતીકા ને ચંપા નગરી જોએ
માયા ને મથુરાંપુરી તે સમ નહી કોય એ ૭
કવિ કહે હું કિમ વરણવું તે નગરતણો મંડાણ
વાવ સરોવર છે ઘણાં ફુલફુલાં આરામ ૮
ચોરાસી ચોહટાં ભલાં ને હાટતણો નહી પાર
વીસ સહિસ વિવહારીયાંમાં સેઠ સદાફલ સાર ૯
તસ ઘરણી અતિ રૂયડી ને સહિજલદે સુવિચાર
દાન પુને રે આગલી ઇદ્રાણી અવતાર ૧૦

ઢાલ

તેહ તણે ઘરિ પુત્રજ એક, થોડે વરસે ઘણો વિવેક;
નગર લોક રાજા બહુમાન, દીસંતો જાંણિ ગોકલ કાન-હ૧૧
દેહ દિસે જિમ સોવનસલા, ચંદ તણીપરિ ચડતી કલા
થોડા બોલો અંગિ નવિ રીસ, પૂરણપુરૂષ લક્ષણ બત્રીસ૧૨
નવમા વરસની પોહતી સીમ, સૂત્ર ભણવા મેહલો ધીર;
ભણવે ગુણવે અક્ષર લહે, ને ભણવાની પાતિજ લહે ૧૩
વ્યાકરણ એને હિયડે વસે, ચતુર વયણાં મન ઉલ્હસે;
રાણા માણસ ચપે પંથ, સને સને ભણીયા ગ્રંથ ૧૪
સાત સંઘાતી સાથે ફરે, દીધા વન્યાં ધાઈ ને કરે ગ્રહે
ચૂયા ચંદન કચોલા ભરી, સરપા સાથી ટોલે મલી ૧૫
જવ કુંવર સેરી સાંચરે, બેઠી ગણિકા નિરક્ષણ કરે
નારી પુછે સહીય વિમાસ, એ કહિયે કેહતો સુકમાલ ૧૬
ધવલગૃહે ધજા ફરહરે, અણુ અવારીએ ધરિ વરે;
સદાફલ કોસંબી વાસ, તેહનો કુંવર સુમતિવિલાસ; ૧૭
નારી હઇયે ન માએ રંગ, દીઠે હરિ વાલી સસંગ;
નાદે મોહ્યો જિમ મૃગલો ફરે, જાતી વલતાં બાંહે ધરે; ૧૮
તહિ સાયા નિત માંડિ ઘણી, એ લક્ષમીનો સેઠ તું ધણી
અવર પુરૂષ મુજ ભાઈ ને બાપ; લીહલો હુંતો વરસિ સાપ;
આલું-મહિલું ચંત નવિ ધરે, વિહવારીયો વરષંતે કરે;
જે બોલુ તે માને સાચ, જમણે હાથિ લીધી વાચ; ૨૦

ઢાલ

બીજી એકકર સાહિને ફાલીયને વલી ખેંચ સાહી કેસર
સુકડના છાટનાં મરતક ફુલ ભરીય ૨૧
ઢીલા તે સહીને બોલડે ને રહોને સારી રાતિ
કુંયર કહે જુગતુ નહી જુયે સહુ ધરે વાટ ૨૨
મંદિર રહી વમાસીયું સંસારનાં સુપ એહ
કાંમસેનને ધરિ જઇ રહીને વિલસુ તેહ ૨૩

ઢાલ ત્રીજી

એહવાત જે મનમાં ધરિ જે ગણિકાને ધરિ સંચરે;
ગાડે ટંકાઉલનો હાર, મન વંછિત પહિર્યો સણગાર; ૨૪
નિત લીલા નિત અધિકી કરો, સારસ પ્રીતે નિત સંવરો;
જિમ જલ બાંધ્યો મછો રહે,નિર નહી જિમ પ્રાણિ દહે;૨૫
અધિકો નેહ ગણિકાસુ, ધરે તાત વચન હાલાંહલ કરે;
સેઠ વિમાસે હિયડામાંહિ જઈ મહોલિ વીનવીયો રાય; ૨૬
સાવકસિરામણિ બેઠો પાટ વસ્તે ગણિકા પાડે વાટ;
અલીયર દેશ તણો તું ધણી અમરા અવધારે ધણી; ૨૭
અમરાવતુ વિત મનિ ધરેઈ એહનારિ દેસાવટો કરઈ;
રાજા કહિતુ સાભલિ સેઠ ગોલવોહ એની કીજે વેઠ;
અરતા ફરતા જઇ ભૂપં પિમાપણથી જાઇ ૬૫;
ઢોર પીયાર કરસણું ચરે ન્યાય હીડતાં રાય સુ કરે; ૨૯
ઉલંખાની કેડી પેરિ ચાલો જઈએ એહને ધરિ;
નગરલોક ભૂપતિ ભડરાય ગયા ગણિકાની તોરણ બાર;૩૦
સામી આવી મલતું કરે ચાર પદકલીઇ થાલી ધરે;
જોઈ ભેટને હેલી થાલ તુમ્હે કણે માગુ ભૂપાલ; ૩૧
પ્રથમીસુ તુ માંડે પ્રીન એ કુયર કાટે નવ નીત;
કેહનું કહૂં નવ માંનિ કોએ સરણ ઉપરિસું દોહિલું હોઈ.૩૨
રૂઠો રાય જિમ સુલી ધરે તે ઉપરિ કિસું કોહિ તું કરે;

દુહા

કાંમસેન કહિ રાજીઉ છોડો છુટયો કિમ થાય;
જિમ કાયા માહુ પ્રાણીઉ તે કિમ અલગો થાય ૩૩
પાંચ દાહા મોકલીને નારી દ્યો વરદાન
વર પરણાતુ રે મનિરલી રૂડી ને ભાવે જાંણ ૩૪

ઢાલ ચૌપાઇ

પાણીગ્રહણ કરાવા ભણી સેઠિ જાન વલાવી ઘણી
વાવધાટ ઉલંધ્યા દેસ જઈ ઉતરીયા નગર નરેસ ૩૪
સામું સેઠ સામહિયું કરે હાથી ઘોડા રથ જોતરે
વિવાહીઇ વેવાંઇમાંન પ્રથવી દીધાં ફોફલપાંન ૩૫
જાણીવા સાંમો કટક હુયાં, પાજા લાડઉ ખહોલાં લીયાં;
વિવાહતણી કીરતિ વિસ્તરી,ધનધન્ય કુમરી એઅવતરી ૩૬
વિહવાહ રલીઆઇતિ કાર સરવે ઓચાર ખંતે કરે
ચોરી બાંધી મંગળા રૂડિયા પડંત ઉપવીત ૩૭
સહુ કોઇયે ન માઈ રંગ વરને બાપે માઠીડો જંગ;
ચાલી જાણવી સામે રહી નગરલોક જમાવ્યાં સહી; ૩૮
તેજ દેસનો રાજા સુણી આવ્યો વરને જોવા ભણી
મેહેલા ચાઉલ દીધા માંન વર દીસે ઉગમતો ભાણુ ૩૯
રાજા વચન ઇસુ ઉચરે રંગે સેઠ ગર્વ ચિંતે ધરે
એહવા વચનસુણીને વલી સહુ પહિરાવ્યઉ મન નીરમલી૪૦
બહુવસ્ત્ર પહિરાવી જાણ દેસ વિદેસે થાવું નામ
નીચા નમીને દીધા માંન બહુ રંગે ચાલાવી જાંન ૪૧
વલતા સહુને કરે જુહાર
વસાસુને (સુ) કરો જુહાર કુસલે ધરિ પોહચો વરરાય
મંદીર ઉભી દે આસીસ જીવે જમાઈ કોડિ વરીસ ૪૨
ત્રણ પીયાણા(દહાડા)વાટે વહાં ચોથે દન કોસંબી ગયાં ૪૩

દુહા

કુયર પરણીને આવીયો વાંગા ઢોલ નીસાન
વર ગયો મંદિર પારકે નારિ વાદલ છાહો ભાંણુ ૪૪
નારી નીડે દીહરડાં ને રયણાં ઝુરે બાલ
નાણું દુધન લાવછી(ટી) તિહાં નહી નીર લગાર ૪૫
પીહરપનોતે સું કરૂં ને જિણિ સાસુપ નહોઈ
વમ્ને ઉજડ પેપીયે પ્રીઉતણો વિજોગ ૪૬

ઢાલ ચૌપાઈ

દનિ ઝુરંતિ પીહરિ ગઈ વાત અસંભમ માને કહિ
એકજ બેટી જાઈ તુમ્હો કિસા પાપ કર્યાના અમ્હો ૪૭
કેવર મોડી દાડેમકાલ કેવર ફોડી સગવર પાલિ
લક્ષણે લંપટ જાણે નહી થોલુ દીઠઉ દૂધને દહી ૪૮
કે પ્રાણી ધન પીરાંયા હર્યા એ ભરતારને શ્રી અવતર્યા
માય બાપ ન જાંણે ભેદ બોલુ તો કુયર લહે ભેદ ૪૯
કુયર હીયે નવાનસ દહે જાતુ વલતું કરવન વહે
નાહની હતી તારે મા (ધ)રેબાલ તુમ્હો પણાવી-
ભાં ખુસાલ ૫૦.

કાંઈ દોહિલું અમ્હોને કહો બેટી પુત્ર સમાંણા રહો
એણિ દુખડે વચુનું વેર ડચુસાપણિ થઈ ગણિયાને દસું ૫૧

દૂહા.

સદાફલ સાજણ જાંણી બોલે મીઠાં બોલ.
કીહાં ઉગો કીહાં આથિમો વાત વિમાસી જોએ ૫૨
પેહલું તે આણું આવીઉં મન વોહણા માંન
દોહિલું કાજ આવે નહી જિમ નાગરવેલી પાંન ૫૩

ચૌપઈ.

આણું પાછઉં વાલું સહી સેંડે નીસાસો મેહલ્યો વહી
કે ઉપરિયો કરી રીસ, ભાગણગડણ કરણ જગ દીસ ૫૪
વલી સુ (છુ) મીને (મહીને) આંણો જાય, પુછો વહુને કિસો ઉપાય
રલતાં રલતાં સાંપડે ધનિ ભણતાં ભણતાં આવે બુદ્ધિ
સેવતાં સેવતાં વાલે મન રહિતાં રહિતાં પાંમઈ સુખ
એહવી વાત હીયામાંહિ ધરી ઉડી (ઠા) મનસું ઉદ્યમ કરી ૫૬
ઘણા દિવસ જો ગયા પીહેર જઈ ગણિકાસું વાલુ વયર;

દૂહા

વરહે વરાસી જો નહી કુડો નહી કરતાર
દોસ કેહનઇ દીજીઈ અક્ષર લહે લલાડિ ૫૭

ઢાલ.

સંસાર (સાસર) વાસો સજ કર્યો માહરા, દાદાજી અવધારે
પ્રાણનાથઈ પ્રીતડી જઇને આડું માય ૫૮
આણો ચીર પટોલડાં આછાં છાઓલ સાર
ચ્યારવા સઉ કા ચલી રીતી દેહ સમાણ ૫૯
મેહ મુંદી માડવ (જવ) ઘણી વેગે લીતુ પીક
ભરચય કેરી પાટડી (સાડી) લીલી તે સમસેણ ૬૦
વીટી તે વલિયા પદ કીડીતે હઇડાં સોહિત હાર
ઊડતજહ વેરી સોપવે વતતે દેન સાર ૬૧
પાંચ વસ્ત્ર પેહરાવીયા માહેરાં, સસરાજીને સાર
નવરંગ ડોડો ઉડણો સોહે તે સોનાતાર ૬૨
સાજી પક રુએ ભરી ગાદી (છે) છો ગદંદ
દેહ ફરમાન દીપતો જાંણિ પુનિમ ચંદ ૬૩
વેહેલ ધોરી વેગડા કોટે ઘુઘરમાલ
સોવન ઓલી સીગડે ચાલે પવનને ચાલ ૬૪
છેડી (છોડી) વે (બે) વેહેલને સંચરી નગર તણે
ઘરથી નીસરિ સાસરે [ નરવેસ
નરવા નીસર સાસરે જોવઈ દેસ વિદેસ ૬૫

ઢાલ

પીહરડેથિ ચાલી પ્રથમ, સાહમી માલણી આય મલી
છાબ ભરી ચંપક તે જાય વેહલે બેઠી વંદે નારિ ૬૬
જમણો હણમંત ડાબો ઘર સાસી નંદણ માથો મોડ
ડાબા સારસ સંડ સીયાલ જમણે અંગે વરતા માલ ૬૭
ડાબી દુરગા દુરને ઘડે જમણી મેહલાલી બેઠી વડે
ડાબો વાયસકા-(કા) રવકરિ વલી જમણો વિસહર ઉતરે ૬૮
માસે તેડા બી માગી પરી, કુંભ સામો જિમણી ચીબરી;
તોરણ બાંધો લીલો વાસ, વલી સુપનાંતર દીઠો હંસ;૬૯
વલી વણાય જમણો જાણિ, સાચા સોહણા ફલ નીરવાંણિ;
એહવો સુહણો સદેવ છલહિયો, રણિ ભમંતો ધન્ય પામીયો; ૭૦
ખાધઇ પીધઇ સકને સહુ ભોલી થઇને પુછે વહુ
પંચ જાતિ પવન સું ફરે રાતિ દિવસ રણડે વસે ૭૧
એક ડાલી એક ગાલેવસું ભાખા સાવિજ કહિ છે
સસરો કહિ તું સાંભલિ માય સહી આપણને તુંઠે રાય ૭૨
લેહણું આપે લાપ સહલું, વેર દીધો ભાંજે ગણિકા તણુ
મુઢ મુરપિ જે અલીવર ભણિ વાંજ હોઇ તે બેટા જણે૭૩
તુસે દેવા હડસત નામ ત્રણ વાદાં ઉપરિ અનાંમ
કાલા કુકર લોહની છરી ઉપરિ આપે કોડી પરી ૭૪
એહવે સુકને કટકિ ચઢે પેડુ મુંકી રણમાં ભડે
સામિ કાજ પોતાનું વેર તે કીપાને આવિ ઘેરિ ૭૫
જેહનો પ્રિઉ ઠીચાઇ ગયો, બાર વરસ પટ માસી રહો
મંદિર જાંણિ પોલો પલે રાતિદિવસિ રણું આણો રલે ૭૬
સબલ સાંધી સકને સહી બેહુ જણાં આવ્યાં ધરિ વહી
એહવી વાત હિયાનું ધરે જગી કરીને બુદ્ધિ આદરે ૭૭
મનિ વીચાર કરી ઇમ સહી પેત્રહરાવઉ ગણિકા વહી ૭૮

દુહા.

સાસુ(સુ) તે સસરા મુજ ભણી વીનતડી અવધાર;
મેહ મુંચી છે મુજ ધણી જોડિ વસાવઉ ચાર; ૭૯

ઢાલ.

દુધદહીનો એક કર કાંઇ તણી બે મટકી ભર
એહવી વાત રચી મનમાંહિ પેહેલુ જોટ વસાવઉ ચ્યાર૮૦
સેરમાહ જે હોય સાર વલીય મનાવઉ રૂડો નાહ
સાસરો ગતને શ્રવણે સુણી ઉર થોડીને પાછલિ ઘણી ૮૧
લાબે આચલે ચોરે ખાય દેખી જોડિ વખાણે રાય
નાહને સીગે અતિ સાંમલીં પાતલચંખી ને
ભાભલી ૮૨
વેસે ડીલેકાંજલ સટી મહી માંપણને અતિ ચીકણી
જોય એહના ઘર માંડણી જોય એહના ઘરનો ધણી ૮૩
મુકી માને પુછેરે નણંદ તું દેપાડે ને માહરો કંદ (થ)
ગણિકામંદિર કેતે દૂર પ્રીઉ બેદુ ઉગમતે સૂર ૮૪
દાતન કરતાં દીઠો જસો સોલક સ-(સ) હરજસો
લોચણ દીસઈ મૃગનાં જસાં હીરા વરણ વદન મુખ
તસા ૮૫

દુહા.

વિણ અપરાધિરે હું તજીને એકલડી નિરધાર
પણવરસા સોરે પછી ગયો સખીએ વિણ ભરથાર ૮૬
પ્રિયવિણા નવ રહી સકુ ને ગેણ વરસારો થાઈ
તુમ્હે વિગોગે નીસરી રહિવું કેહને સુહાય ૮૭
રે સજ્જણ તુજ મહ ચખને દાહે મોરૂં મન
છવ કરિ તુજ પાપરિ ઉજ્જલ ચોરે સુનંગ ૮૮
સજ્જણ વસા સાઇ વછડાં ને વલીય વિંડો પ્રાણ
ગયા તે સાજ્જણ પાંપીયા પ્રાણ તે મરે સમાન ૮૯
અસ કરણા રો જાદનો નઉ પહિવું કા માડી પ્રીતિ
બોલે દેઇને પાલડીય એ નહી ઉત્તમ રીત ૯૦
પાછી તે આવી ચોહવટે ને કરે વસાણું જેહ
દીઠે નાહ ન ઉલખે કર નવયો વેસ ૯૧
અનોપમ ઉરણડી ને મરકી મુલ લહંત
આજ થયા મહીયારડી પ્રીઉને ભેટ કરંત ૯૨
ધોલી તે ધાબલ પિહરણે ઉઢણ આછા ચીર
કઠણ પ્રીઉ કમખે ગ્રહો દીસઇ સકલ સરૂપ ૯૩
મહીયારડી મહી વેચતી ને ગેરી પાડે સાદ
વેરણ પેલા ભવનણી તેસું કરવો વાદ ૯૪

ચોપાઇ

જવ દીઠી તવ બોલો અસું મુલ કહો મહીયારી કસું
મુલ કરંતા દીસઇ હીણ સર નામાને બોલાઈ દીણ ૯૫
મોહર એક જે મટકી લહે એ દીનારજ કાંઈ લહિ
આયો (છો) ઘુઘર પાછો પાંણ વાત કરે ને માં(નાં)
ગે આંણુ ૯૬
દેહ મોડેને વદને હસિ અધર રસજે દસણે ડસે

દુહા

દીઠી નારી મન ઉલસુ બેઠા ઉંચે ઠાંમ
કેહે મહીઆરી કિહાં વસે કેહે સું તાહરૂં નાંમ ૯૭
જાતિ હીણ ભરવારડી ને સીહ ઝલુંણી નાંમ
પાંતે પેટીરે કાંઈ કરિ માહરે ઘરે છે કાંમ ૯૮
પરછો તે લીઈ તિ કાંઈ કિહિ ને મ કરવકે વેવીસાલ
અહણુંયાંણી ગોરડી રાજપુરે મોરો વાસ ૯૯
હડાંલો હણુંવો જસાને વગડાં માંહિલું ભૂત
તુ લાપેણિરે ગોરડી તો કિમ આણુ ગુડ ૧૦૦
પગવ્યાગલિ પેપે નહી કરે પીયારી તાત
સ્ત્રી જાડી પ્રીઉ પાતલો અણમલતો ઘરવાત ૧૦૧
જાડી તે નારી સોહામણી મંદિર કેરૂં રૂપ
આછી નારી પાતલી નવિ માને કોઇ ભૂપ ૧૦૨

ચૌપાઇ

કદિ રે મહીયારીનાહરા મહીતણમુલ કાયાસકોમલ ચંપાફુલ
સંયસ પરે દોકુસાલનર તુ બાલિ સલુંણી નારિ ૧૦૩
મહોર એક જે મટકી લહે જે મહીયારી વાસો રહે
દસકો સો દીનારજ નાહ તો વાસાનો કિસો વિચાર ૪
કામસેન જે પ્રિઉને કહિ અવળુ વચન ટીયાસું દહે
વધુ તારીરે કેહની મુહ એણી જાણ્યાં સમહરે નવિ વેચુ
દૂધ ૫
લપ પીયારી લીયા સહી પાઈ કોઈ એક ન પરચે કહી
મનગમતા પુરપની નારિ મું પરચે દહીનો દીનારી ૬
જે મહિ તાર્ન ચલીચિત્ત ગમઈ કુંરમતી જે તુમ્હસુંરમઇ
ધાંચણી મોચણી.સઈ સુતાર ચ્યડકી ઉડીને હાલો હારિ ૭
ભરવાડિ ને માલવણી ધોગ્રે ડોવે સહી ગોકલી
જે ધરિ ભેસિ ન ગાડરૂં સું જાવે જીવિત બાપડું ૮
ભસે સરછ ભરવારડ નાર દૂધ દહીનો ચમકો સાર ૯

દૂહા

મન મલ્યું મહિયારડી ચંતે ચાલુ જાય
આજ રહરે તુમ્હ સમી જાય સેસઇ દિમ વિલાસ ૧૦
ચોર ચાકર બાનાં ભલાંને પ્રગટ ન કીની પ્રીત
મુજ ભરતાર જાણિ રખે તુમ્હ ધરિવસ તેહ ૧૧

ઢાલ ચોપઈ

લિખમી તણી જો આવી હાર ન મલે તારે શ્રી ભરતાર
ઘણા દિવસિ એણિ પરિ ગયા બારવરસ પટ માસી રહ્યા ૧૨
જે ઘરિ આવે સંવર દાન ભેટી નાર ન પરચિં દ્રામ
એહ કણે છે મોહન વેલિ એણી દહી સાથે કરી રૂપારેલિ ૧૩
વલી આવીને મટકી ધરી વેસ્યાએ દૃષ્ટિ વાંકી કરિ
નત બારૂં તું આવે કાય નરસગહિલી વાલે છાંહિ ૧૪
અંગ ઉઘારે મટકી સાર મેહેતો જી માંગે સુંવિચાર
પાછી વલીને પુછે નારિ એ મટકી કે લાવઉં ચ્યાર ૧૫
જમણી મહીયારી ગત કાંકરે વર પોતાનુ હિયડે ધરે
ઉધારે લેઇ પાઈય કિસું ગાંઠિ ગર્થ ન લોકાં હસું ૧૬
એ મટકી છે રાઉલ રાય ૫૫ હોઇતો આવો આજ
ઉધારાનું કસું લેષવઉં એણિ મસિ મંદિર દેષવઉં ૧૭
રીસ ભરી નારી ડલઝલી સું દેષો છો ઘરમાં વલી,
એ સમી નહી દાડિમ દ્રાષ, એહ સમી નહી આંબા સાપ ૧૮
એ સવાદની જાણે પેરિ નિત દીવાલી તેહને ઘરે
પેહરણ ચરણો ઉઢણ ઘાટ લેઈ પરણાંને લીઈ સાથ ૧૯
મનમોહનસું બાધી ગુજ મહેતા આસપુરો સવિ મુજ

દૂહા

સારૂ જોવન વિલસીયા ઘન સીયાલા રાત
હઈયાસું રહો, તે કહુ જાતિ હીણ ભરચાડિ ૨૦
મે જાંણું એ અવરકો મયામીનારો સાર
લાંવર ઉડણ ઉધકે અવણીયાનો સાથ ૨૧
બોલે બીહે બાપડો તો કિમ આવી બાસ ૨૨
લાજે દ્રાપડુ પહિરીઈ કીરતિ દેસ વિદેસ
લોક માહુ લજા વડી સાચુ કહિ સદીસ ૨૩
ચતુર ચણાયક જો હતો વે સામાકા જાંણુ
પાય પડોલાં તેલીને પાંત ઉઠે સાન ૨૪
લીલારે કીધ કચને તેથી અધિકી જાણ
તુ ગોવાલની ગોરડી તો સું કરૂ વખાંણ

ઢાલ

ઉચી દૃષ્ટિ નારી જાય નીચી દૃષ્ટિ સાથિ નાહ
એમ સાથે નહી આવઇ ઘાટ આડી અવલિ ન ધરો દ્રષ્ટ ૨૬
એક એકમના તુમ્હો ચાલો વાટ ચિંતા ચિતન કરો શેઠ
જો મહિતાજી વલ દમે એહનો પ્રોઉડો વનપંડિ ભમે ૨૭
તેહને તો થયા છમાસ જીહાં રાયુ તીહાં રહો આવાસ
અંગ અનોપમ કીધીપિર સામી આરસી સસી ધરિ ૨૮

ઢાલ

ફરતી સેરિય ફેરવો અણો પટકી માંહે
આધા પધારો ઉરડે સારી આવો કમાડ ૨૯
આજ અપૂરવ દીહડો હનુયો નાહી ઘરે
હનુચો ગયો ઢોર ચારવા આજહુઆ છમાસ; ૩૦
સાચું તે પુંછે સલુણડી સુણો મહિતાજી વાત
કેહે પરણી કે અણસરી કિહાં છે માયને બાપ; આજ૦ ૩૧
દાસીને લાધો શોધતો તેસું લાગુ છઇ વેર
આપરેસીલા આહેરડી કુણ જે કલહ મ માંડ ૩૨
અરથને ગરથ સવિ હણો તેહનો કેડો તું છોડિ
પરણી નારિ કાં પરહરી તેમાં સી છે રે ખોડિ; આજ૦૩૩
તેહને અહાં તેડાવીઇ તુમ સરખી છે જોડ
સોરંગપુરનો સે હીઉ તેહને આપું હુ દૂધ; આજ૦૩૪
આછો છાહિલ પહિરીને દીઠુ તુતનણુ મુધ
મહિતોજી કહિરે મહીયારડી આહા તેહનુ સુ કાંમ;૩૫
જેહને દાહડો પાધરો તેહને દૂધડે છે આભ આજ૦૩૬

ઢાલ ચોપઇ.

પરણીને ઉતારે ગયા કુર ચંપીને આગલિ થયાં
આપણ બેહુઈ ધલહલ ચઢાં હીલોલે તિહી ત્રિણિજ કડાં ૩૭
ચોથે પાવસ બાધૌ દોર વણ આભેકા ગાણા મોર

તે પણ બોલાં સુંરૂય(વ) સદમે જાણુ પ્રીઉ પડસે વાદ ૩૮
લષાં સંજોગ ને પડાં વજોગ કરમે મલીયાં સર્વ સંજોગ
અહવી વાત જો તમસે ગઈ નવિ જાણુ હું તુ વિસે થઈ ૩૯
ગણિકાને ઘરિ આવત વહી નાહ સું બોલુ માણુસસહી
મે જાણુ પ્રીઉ થોડો રહીરી જાણી ગણિકા અતિ વિકરાલ ૪૦
માનો બોલ ઉચારે વહી નાવ્યો નાહતો ઉટથી પડી
વેસ્યાના ઘરિબાર કોડિ - વેરણે પાધ પ્રીઉ તેડી ૪૧
વેસ્યા વીણુ ને વીજણો કરપસાય છે સુખ ઘણો
સુણિ મહિતાજી કહુઈકિવાન હાટે બેઠા જુરે તાત ૪૨
માતા મનસુ અતિ દુપ ધરે એકજ પુત્ર કહિ સાચું નવિ કરઇ
ફર છાંટણા ઢોલું વાય મનને હેજે ચાપું પાય ૪૩
દુધ દહીનાં ગોરસ ભરૂ એહવો વિનય સદાએ કરૂં
ખાંડ ગોલનાં કરૂ પકવાન જિમ શરીરિ આવે વાન ૪૪
પહિલે પહુરિ ભોજન કરો ઉપરિ ભલા પાન વાવરો

દુહા.

લીલાંવતી પુત્ર જનમીયો નામ લીધૂ વીરંવિલાંસ
અનુક્રમે તિહાં વધીયો હુયો બીજનો ચંદ ૪૫
સાત વરસ પરમાણહુને મહિલો મુત નિસાલ
સુત નિસાલિ ભણાવીઉં હુયો શાસ્ત્રનો જાણ ૪૬
જોબનવય હવે આવીયો પરણાવ્યો સુંદર નારિ
વીરવલાસ સુષ ભોગવે કોસંબી નયરી ઉદાંન ૪૭
ધરમઘોષ સમોસરૂ આ કોસંબી ઉદ્યાંન
બહુ પરવારિ પરવર્યો વાંદે સુમતિ વિલાસ ૪૮
સુમતિવિલાસ પરસ્ન પુછેયો મુનિ સામી અવધારિ
પ્રીઉ ભરથાર વજોગડે કહો સું લાગું પાપ ૪૯
પોપટ ઘાલ્યો પાંજરે ઘડી બે સાઢી બાર
તેહ તણે વિજોગડે તે તુમ લાગ્યુ પાપ ૫૦
સુમતિવિલાસ સંયમ લીયો પાલિ સૂદ્ધ આચાર
કર્મ (કરમ) પપી મુક્તિ ગયા પામઇ સુપ અપાર
હુયો તે જય જયકાર ૫૧

इति श्री लीलावती रास समाप्तः ॥

[ આ રાસની મોકલેલી નકલ ઘણી અશુધ્ધ અને યથાર્થ શબ્દછેદ કર્યા વગરની હતી તે અમે બને તેટલી સુધારી અત્ર મૂકી છે. તંત્રી ]

---

# સંસ્થાઓની ડીરેકટરી માટે જરૂરી નોંધ.

૧ સંસ્થાઓમાં—

અ જૈન સ્કૂલો (અંગ્રેજી ગુજરાતી), કન્યાશાળાઓ, સ્ત્રી ઉદ્યોગ શાળાઓ.

બ છાત્રાલય-ગુરૂકુળ. બાળાશ્રમ-વિદ્યાર્થી ભુવન. વિદ્યાર્થીઆશ્રમ વિદ્યાલય-વગેરે.

ક જૈન પાઠશાળાઓ-શ્રાવિકા શાળાઓ.

ડ જૈન સ્વયંસેવક મંડળ-યુવક મંડળ-જ્ઞાનોદય સભા-પુસ્તકાલયો.

ગ પુસ્તક પ્રકાશન સંસ્થાઓ......વગેરેનો સમાવેશ કરવો.

૨ મળી શકે તે બધાના રીપોર્ટ મંગાવવા-આછી-નાની નોંધ પ્રાંતેપ્રાંતમાંથી મંગાવવી—

૩ એક ફોર્મ છપાવવું જે જૈનપત્રોમાં છપાવી દેવું તે પ્રમાણે વીગત તથા હકીકતો ભરીને દરેક સંસ્થાના વ્યવસ્થાપકો મોકલી આપે ) તેમજ રીપોર્ટો પણ મોકલાવે—

૪ પહેલામાં પહેલી તકે એક **નિરીક્ષણ સમિતિ** વધારેમાં વધારે ત્રણ યા બે સભ્યોની નીમીને ઓછામાં ઓછા બે મહિના માટે મુંબઇ ઇલાકાથી શરૂ કરીને જ્યાં જ્યાં સંસ્થાઓ હોય ત્યાં-મુંબઇથી ભાવનગર સુધી-મારવાડ-યુ.પી-પંજાબ વગેરે જગ્યાએ ફરીને યોગ્ય નીરીક્ષણ કરી સંસ્થાની સ્થિતિ-જરૂરીઆત તથા સુધારો સૂચવે અને તેનું તારણ રીપોર્ટ રૂપે રજુ કરે ). આ સમિતિ બીજી પણ ઘણી વિગતો મેળવી શકશે.

આ માટે શિક્ષણના કામમાં રસ લેનાર અને યોગ્ય ગૃહસ્થોની નીમણુંક કરવી-મુસાફરી ખર્ચ બે સભ્યોનું કોન્ફરન્સ આપે-નિરીક્ષણ સમિતિને એક

યાદી દરેક સંસ્થામાંથી કઇ કઈ ખાસ વીગતો મેળવવી તેની આપવી.

૫ આ ઉપરાંત કોન્ફરન્સની બેઠકની સાથે જ સંસ્થાઓના વ્યવસ્થાપકોનું એક સંમેલન બોલાવીને સંસ્થાઓનું સંગઠન કરવાને જરૂરી માર્ગ તેમજ શિક્ષણના પ્રશ્નો ચર્ચવા પ્રયત્ન કરવો—

( આમાં અ-બ બે વિભાગના વ્યવસ્થાપકોની જ. મુખ્યત્વે જરૂરીઆત રહે ).

આ રીતે જૈન સંસ્થાઓની ડીરેકટરીનું કામ હાથ ધરવામાં આવે તો જ વધારે સંગીન ને અમલી કામ થશે.

ફુલચંદ હરિચંદ દોસી.

---

## જૈન-ડીરેકટરી.

### સંસ્થા-વિભાગ.

૧ સંસ્થાનું નામ. ગામ.

૨ સ્થાપના તિથિ અને જે સંજોગોમાં સંસ્થા શરૂ થઈ હોય તેની નોંધ.

૩ ઉદ્દેશ. ( પ્રથમ નક્કી કરેલ અને હવે પછીનો ) ને આદર્શ.

૪ સ્થાયી ફંડ-મકાન-તેમજ આજદિન સુધીમાં થએલ અંદાજ વાર્ષિક ખર્ચની નોંધ—

૫ સંસ્થાના આજદિન સુધીના કાર્યની ટુંકામાં ટુંકી રૂપરેખા—

( બની શકે તેટલી સાચી ને માહીતીવાળી બીના સહિત ).

૬ મુખ્ય સંચાલક અને અન્ય કાર્યકર્તાઓ-( નાના નોકરો સિપાઈ.

૭ જરૂરીઆતો-ફંડ માટે યોજના, શિક્ષકો અધ્યાપકોને માટે તેમજ બીજી કોઈ જાતની જરૂરીઆત.

સૂચના—૧ નં. ૪-૫-૭ ને માટે ટુંકામાં ટુંકી અલગ વીગતો લખીને આ સાથે જોડવી—

૨ જરૂરી વીગતો રહી જતી હોય તો જણાવવી—

૩ છેલ્લામાં છેલ્લો રીપોર્ટ આ સાથે જરૂર મોકલશો.

ફોર્મ મોકલવાનું ઠેકાણું.

---

---

---

# કે. ડૉ. ભાઉ દાજીનાં સંસ્કૃત જૈન પુસ્તકોની વીગતવાર હકીકત.

( લેખકઃ—રા. છગનલાલ વિદ્યારામ રાવલ—લુણાવાડા )

આપણા પ્રાંતમાં કે. ડૉ. ભાઉ દાજીનું નામ એકંદરે જુના શોધક તરીકે પ્રખ્યાત છે. તેમના પછી ભગવાનલાલ ઈંદ્રજી અને તે પછી રતીરામ દુર્ગારામ મહેતાજીએ તે દિશામાં સારો પ્રયત્ન કર્યો હતો. રાજકોટ વોટસન મ્યુઝીયમના કયુરેટર કે. વલ્લભરાય હરિદત્ત આચાર્યનો શોધ વખાણવા લાયક હતો તેમ હાલ તેમના ચિરં. ગિરિજાશંકરભાઈ આચાર્ય એમ. એ. આ વિષયમાં સારો રસ લે છે પણ મુંબઇના મ્યુઝીયમમાં તેમને કાયમી રહેવાનું હોવાથી બહારના દુર દુરના ભાગમાં તેમનાથી નવીન શોધ માટે જઈ શકાય તેમ નથી. ફાર્બસ અને કે. કવિ દલપતરામ ભાઈએ પણ આ દિશામાં ઘણી સારી મહેનત ઉઠાવી હતી. જેના ફળ રૂપે રાસમાળાનાં બે મોટાં દલદાર ઐતિહાસિક પુસ્તકો આપણને વારસા રૂપે મળેલાં છે.

ડૉ. ભાઉ દાજીનું અવસાન સન ૧૮૭૪ના મેની

તારીખ ૨૯ મી એ થયું હતું તે વખતે તેમના પ્રાચીન શોધ માટે મરાઠી તેમ ગુજરાતી માસિક પત્રોએ તેમ અઠવાડિક ને દૈનિક પત્રોએ ઘણી પ્રશંસા કરી હતી.

તેમણે પોતાનાં જુનાં પુસ્તકો અને વસ્તુઓ માટે કે. વિશ્વનાથ નારાયણ મંડલિકને ટ્રસ્ટી નીમ્યા હતા. તેમ છતાં તેમના સંગ્રહનો થોડોક ભાગ મુંબઈના તે વખતના પ્રખ્યાત બુકસેલર કે. જેષ્ઠારામ મુકુંદજી પંડિત અને કે. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી પાસે ગયો હતો તેમ સહજ ભાગ મુંબઇના પુરાતન વસ્તુઓના સંગ્રહસ્થાન માટે પ્રખ્યાત થયેલા રાજ્યરત્ન શેઠ પુરૂષોત્તમ વિશ્રામ મહાવજી જે. પી. પાસે પણ હતો.

શેઠ પુરૂષોત્તમ વિશ્રામ મહાવજી જે. પી. નો સંસ્કૃત પુસ્તકોનો સંગ્રહ તપાસતાં તેમાંનાં (ડૉ. ભાઉ દાજીના સંગ્રહમાંનાં) થોડાંક પુસ્તકો આ લેખકના જોવામાં આવ્યાં, તેમાંથી 'લેખપદ્ધતિ'નું પુસ્તક ઘણું જુનું અને છાપવા લાયક જણાતાં તે કામ શેઠે કે. મોગરે બી. એ. નામના (પ્રખ્યાત મરાઠી કવિ મોગરેના ભત્રીજા) એક સંસ્કૃતના જ્ઞાતા ગૃહસ્થને સોંપ્યું હતું. પણ તે પ્રત પુરેપુરી શુદ્ધ કરતાં પહેલાં તેમનો ક્ષયરોગથી કાળ થયો.

પાછળથી વડોદરા સેંટ્રલ લાયબ્રેરીના કયુરેટર કે. કુડાલકર પાસે પણ આ પુસ્તકની એક પ્રત હતી તે છપાવવાની હોવાથી તેમણે શેઠ પાસેની પ્રત મંગાવી હતી પણ તે વખતે શેઠની પ્રત તેમની પાસે ન હોવાથી મોકલી શક્યા ન હતા. છેવટે તે મોકલી આપવા માટે દીવાન સાહેબ શ્રી મનુભાઈ સાહેબનો પત્ર આવતાં આ પ્રત મોકલવામાં આવી હતી. જેનું પાઠાંતર મેળવતાં સેંટ્રલ લાયબ્રેરીની પ્રત કરતાં શેઠની પ્રતમાં આરંભનાં દશ પાનાં વધારે હતાં, તે બંને ઉપરથી આ પુસ્તક છપાઈ પ્રસિદ્ધ થયું છે. આ પુસ્તકમાં વનરાજ ચાવડાના રાજ્યાભિષેકથી એટલે વિ. સં. ૮૦૨ ની સાલથી તે આશરે વિ. સં. ૧૪૬૦ સુધીની હકીકત આપેલી છે. પુસ્તકમાં સંસ્કૃત સાથે કોઈ કોઈ સ્થળે જુની ગુજરાતી ભાષા પણ જોવામાં આવે છે.

શેઠ પુરૂષોત્તમ વિશ્રામ મહાવજી જે. પી. નો આ સંગ્રહ તપાસતાં તેમાંથી આશરે પાંચેક ઈંચ લાંબી અને આશરે ચારેક ઈંચ પહોળી જાડા કાગળની કાપલીઓની એક થોકડી હાથ આવી. જેને એક જાડી સુતરીના દોરે બાંધેલી હતી. આ દરેક કાપલી ઉપર સંસ્કૃત પુસ્તકનું અને તેના કર્તાનું નામ આપેલું હતું. એટલુંજ નહિ પણ શ્લોક સંખ્યા, રચ્યા ને લખ્યા સાલ તથા કર્તાની વિશેષ માહિતી પણ આપેલી હતી. તેથી તેને ઘણી ઉપયોગી જાણી. આ લેખકે તેની ઉપરથી એક પત્રક બનાવેલું. જે આ સાથે સામેલ કર્યું છે. (પણ તે અત્રે સ્થાનાભાવે પ્રકટ કરેલ નથી. તંત્રી).

આ પત્રક સ્વ. તનસુખરામભાઈ મનઃસુખરામ ત્રિપાઠી બી. એ, ને જોવા આપેલું તે ઉપરથી તેમણે કહેલું કે "પત્રકમાં સેંકડે નેવું ટકા જૈન શ્વેતાંબરીનાં પુસ્તકો છે ને દશ ટકા દિગંબરીનાં છે વળી તેમણે કહેલું કે આ પુસ્તક તમે રા. રા. ડૉ. વિશ્વનાથભાઈ પ્રભુરામ વૈદ્ય. બી. એ. બારીસ્ટરને બતાવશો તો ઘણું ઉપયોગી થઇ પડશે.

આ ઉપરથી આ પત્રક તેઓને બતાવતાં તેમણે વાંચીને કહ્યું કે "હાલ રોયલ એશિયાટિક સોસાઇટી પુસ્તકોની નવેસરથી યાદી થાય છે, માટે તમે ત્યાં જઇ પ્રોફેસર એચ. ડી. વેલણકરને આપશો તો તે મદદમાં લેશે.

તે ઉપરથી ત્યાં આપવા માટે ગયો, પણ પ્રોફેસર સાહેબ, ન મળવાથી ત્યાંના લાયબ્રેરીયનને પત્રક આપ્યું. ને તેમણે પ્રોફેસર સાહેબને આપ્યું. ફરી તે લેવા માટે બે ત્રણ વખત (બબે ત્રણ ત્રણ વરસના આંતરે) હું ગયો પણ તેઓ મળ્યા નહિ. છેવટે તેમના ઘરની તપાસ કરી ત્યાં ગયો ત્યારે તેમણે કહ્યું કે હજુ કામ ચાલે છે તેથી પત્રકની જરૂર છે. કામ પુરૂં થયે હું તમારી ઉપર રજીસ્ટર બુકપોસ્ટથી મોકલી આપીશ. તે પછી બીજે વરસે રૂબરૂ જઇ લઈ આવ્યો.

આ આપેલા પત્રકમાં બે જાતના અનુક્રમ નંબર છે. પહેલા અક્ષરવાર તે બીજા વરસવાર. અક્ષરવાર અનુક્રમમાં તો કાંઈ જાણવા જેવું રહેતું નથી. પણ

વરસવાર નંબર જોતાં તેનો આરંભ ૩૦મા નંબરથી થાય છે ને તે પુસ્તકની સાલ વિ. સં. ૧૦૪ કાર્તિક સુદિ ૧૪ આપેલી છે. તો તેના પહેલાંના એટલે ૧ થી ૨૯ મા નંબરનાં પુસ્તકો ક્યાં ગયાં તે કાંઇ સમજાતું નથી. જ્યારે ૩૦ મા નંબરનું વરસ વિ. સં. ૧૦૪ નું આપેલું છે તો ૧ થી ૨૯ મા નંબરનાં વરસ, તેની પહેલાંનાં હોવાં જોઇએ.

આ પત્રકનાં એક આસન (નવમું) ખાલી રાખ્યું છે તે જુદા જુદા જૈન ભંડારો અને શોધકો તરફથી ભરાઇ આવે તો તે બધાં પુસ્તકોનો શોધ નક્કી થયે તે બધાં લોકસમૂહને કામ આવે. તેટલા માટે આ પત્રકની અલાયદી નકલો છપાવી જુદે જુદે સ્થળે મોકલવાની જરૂર છે. આશા છે, કે આ કામ મુંબઈની રોયલ એશિયાટિક સોસાઈટી, ગુજરાતી ફાર્બસ સભા, ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી, કે આનંદ કાવ્ય મહોદધિના મૌક્તિક બહાર પાડનાર શેઠ જીવણચંદ સાંકરચંદ કે તેવી કોઈ જૈન સંસ્થા અથવા જૈન ગૂર્જર કવિઓના ભાગ બહાર પાડનાર મોહનલાલ દલીચંદ દેશાઇ બી. એ. એલ. એલ. બી. જેવા ઉત્સાહી વિદ્વાન ઉપાડી લેશે.

પત્રકનાં પુસ્તકો વાંચી જોતાં તેમાંનાં ઘણાં ખરાં પુસ્તકો જૈન ધર્મનાં છે. એટલે તે, તે ધર્મના લોકોને ઉપયોગી ગણાય. આ વાત ખરી, પણ તેવાં પુસ્તકો વિના પત્રકમાં અન્ય ધર્મના લોકોને પણ કામમાં આવે એવાં ઘણાંક છે. જેવાં કે વ્યાકરણ, પીંગલ, કોશ, નાટક, ને કાવ્યો. આ પુસ્તકો જડે તો તેનાં ભાષાંતર થયાથી હાલના આપણા ગુજરાતી સાહિત્યમાં સારો વધારો થાય. ભાસ કવિનાં ૧૩ સંસ્કૃત નાટકો જડવાથી તેનાં ભાષાંતર થયાં છે તે પ્રમાણે આ બધાંનાં થાય તો નિઃસંદેહ જનસમૂહને ઘણાંજ કામ લાગે.

આવાં પુસ્તકો કીયાં કીયાં છે તેની નંબરવાર યાદી આ નીચે આપવામાં આવી છે તેથી સહજ લક્ષમાં આવશે, કે પત્રકમાં જણાવેલાં પુસ્તકો ઘણાં જ કીમતી છે.

### કોશ

છન્દઃ કોશ. પ્રાકૃત (૬૪) ક્રિયા કોશ. (૭૬) શારદી નામમાલા. (૧૨૦) પ્રલમ્બ કોશ. (૧૫૬) વિશ્વનામાવલી. (૧૬૭) અને શબ્દપ્રકાશ. (૩૪૪).

### પીંગલ

છન્દઃ શાસ્ત્ર (૩) વૃત્તપાદ (૪) છન્દઃપ્રકાશ. (૫).

### અલંકાર શાસ્ત્ર

અલંકાર ચિન્તામણિ (૬).

### વ્યાકરણ

બૃહજ્જૈનેન્દ્ર વ્યાકરણ. (૧૧) શબ્દમણિ દર્પણસ્ય ટીકા. (૪૮) પાણિનીય સૂત્ર વૃત્તિ (૯૦) પાણિની સૂત્ર વૃત્તિ કારિકા (૧૪૯) જૈનેન્દ્ર વ્યાકરણ લઘુ ટીકા. (૧૫૨) પ્રક્રિયાબદ્ધ જૈનેન્દ્ર વ્યાકરણ (૨૬૬) અને ચિન્તામણિવ્યાકરણ ટિપ્પણ. (૩૧૩)

### નાટક

જીવંધર ચમ્પૂઃ (૧૮) મદનપરાજય નાટક (૨૨) જ્ઞાનસૂર્યોદય નાટક પ્રાકૃત (૩૭) જ્ઞાનોદય નાટક (૩૯) જ્ઞાન ભાનુદય નાટક (૧૩૫) જ્ઞાન સૂર્યોદય નાટક (૨૫૫) શ્રીમતી કલ્યાણી નાટિકા (૩૧૨) વિક્રાન્તકૌરવ પૌરવીય નાટક (૩૩૬) સુભદ્રા નાટિકા (૩૩૯) અંજના પવનંજય નાટક (૩૩૮) સુલોચના નાટક (૩૩૯) અને મદનપરાજય નાટક. (૩૪૨).

### કાવ્યો.

મુનિસુવ્રત કાવ્ય (૧૯) વર્દ્ધમાન કાવ્ય (૨૦) પ્રાકૃત ગાથા (૪૨) કુન્દેન્દુ પ્રકાશ (૫૫) ચંદ્રપ્રભ કાવ્યસ્ય ટીકા (૬૭) નેમિનિર્વાણ કાવ્ય ટીકા (૬૯) યશોધર કાવ્ય ટીકા (૭૦) પાર્શ્વ નિર્વાણ કાવ્ય ટીકા (૭૧) ચતુઃ સંધાન કાવ્ય-ટીકા (૭૬) વિવેક વિલાસ (૮૧)

વિવેક વિલાસ બીજો (૮૨) પાર્શ્વાભ્યુદયકાવ્ય ટીકા (૮૭) નેમિ નિર્વાણકાવ્ય પંજિકા (૯૧) નેમિ કાવ્ય (૯૨) દ્વિસંધાન કાવ્ય ટીકા (૧૦૪) દ્વિસંધાન કાવ્ય ટીકા (૧૨૫) નેમિદૂત કાવ્ય (૧૨૬) દ્વિસંધાન કાવ્ય બીજું (૧૨૭) નેમિદૂત કાવ્ય (૧૩૧)

યશસ્તિલક કાવ્ય-ટીકા (૧૪૬) સપ્તસંધાન કાવ્ય ટીકા (૧૪૭) દ્વિસંધાન કાવ્ય ટીકા (૧૪૮) પંચા-

રિતકાય ટીકા (૧૭૧) આત્મ સંબોધન કાવ્ય (૧૭૩) ચતુઃ સંધાન કાવ્ય (૧૯૦) નાગકુમાર કાવ્ય (૧૯૧) ધર્મશર્માભ્યુદય કાવ્ય (૧૯૬)

પ્રદ્યુમ્ન કાવ્ય (૧૯૭) દ્વિસંધાન કાવ્ય ટીકા (૨૦૩) દ્વિસંધાન કાવ્ય ટીકા (૨૦૭) ધર્મશર્માભ્યુદય કાવ્ય ટીકા. (૨૧૫) પ્રદ્યુમ્ન કાવ્ય ટીકા. (૨૧૬) નેમિનિર્વાણ કાવ્ય (૨૫૨) ક્ષત્ર ચૂડામણિ કાવ્ય (૨૫૬) જીવંધર કાવ્ય (૨૫૭) દ્વિસંધાન કાવ્ય–ટીકા. (૨૬૭)

ચંદ્રપ્રભ કાવ્ય (૨૭૫) માલ માલીન્દુ કાવ્ય (૨૭૭) ચતુઃ સંધાન કાવ્ય. (૨૯૩) નેમિ નિર્વાણ કાવ્ય પંજિકા (૨૯૮) પાર્શ્વાભ્યુદય કાવ્ય ટીકા. (૩૨૧) માઘ માલીંદુ કાવ્ય–ટીકા. (૩૨૮) યશસ્તિલક કાવ્ય (૩૭૦) અને રત્નમાલા કાવ્ય (૩૪૧)

આ પત્રકનો ઉપયોગ જૈન અને જૈનેતર વિદ્વાનો કંઇક પણ કરશે તો આ લેખક પોતાની લીધેલી મહેનત કંઇક સાર્થક થયેલી જોઇ ખુશી થશે.

અસલ પત્રક તૈયાર કર્યાની મીતિ વિ.સં. ૧૯૭૬ ના ભાદરવા સુદિ ૨ તેમાં સુધારો વધારો કરી ફરી તૈયાર કર્યું. વિ. સં. ૧૯૮૪ ભાદરવા સુદિ ૬

લુણાવાડા.

સાક્ષરોનો
ચરણરજ સેવક
**છગનલાલ વિદ્યારામ રાવળ.**

---

# વીર સંનિવેશ

**जय श्री मोहहन् महावीर ॥**

'ઉપજાતિ' છંદ.

(૧)

રે વીર! તેં તો જીતી કામવાસના
જીતીશ શું હું નહી એહને કદી ?
હું શિષ્ય તારો, કરૂં ભક્તિ ત્હારી,
વિચરી રહ્યો છુંય સુપંથ ત્હારા.
નિસ્વાર્થ ભક્તિ નથી માહરી પ્રભુ !
નથી ક્રિયા માહરી અર્થહીન.
તું જેમ સ્વાર્થી હુંય છું ખરો વીર !
મુજ ભક્તિમા એકજ સ્વાર્થ ગૂઢ.
તેં તે દિને જીતી લીધેલ કામને
તોડી, ભગાડી સહુ એની સેના.
અજેય થઇ તું જગમાહી સંચર્યો
ને સાધ્યું એ દુર્જય તારૂં સાધ્ય.
છે એજ સાધ્યભણી સર્વ પ્રયત્ન મારા.
થાવું અજેય જગમાં તુજ જેમ વીર!
દેજે અરિહન્! બલ એ અતુલ
રે કામનું ને વલી આત્મ કેરૂં.
તેના વડે સજ્જ થઇ હું યુદ્ધે
જીતીશ સહુ આંતર રીપુઓને
હણાવી એ સૌ દલ કામ કેરૂં
તું જેમ દુર્જય થઇને પછી જગે
સાધીશ એ અંતિમ સાધ્યને અને
આવી વસીશ હું તુજ પાસ વીર !

ઉપજાતિ છંદ

(૨)

શત્રુ હતો એક મહાન વીર!
પિછે જતો એ સહુને સમાન.
ફેલાવી સર્વ સ્થળ એની પાશ
સત્તાથી ઘેરેલું અખિલ વિશ્વ.
હતો અતિ કુશળ એની નીતિમાં
નિષ્ણાત ને કૂરય સૌ કળામાં
એ મોહ સમ્રાટનું સૈન્ય મોટું
એનાથી તો વિશ્વ બધુંય બ્હીતું.
સદાય રહેતું હતું શસ્ત્રસજ્જ
વલી હતા સૈન્યપતિ ઘણાં શૂર.
અનંત આકર્ષણ એહનાં હતાં
અસંખ્ય સુખોનીય આશ અર્પતાં.
લોલાઈને સુખથી તે લુંટાતાં
ને પાશથી બદ્ધ થઈ પિડાતાં

જીવો સહુ એમ પડયાં દુઃખોમાં
હા, મોહ! ત્હારી અતિવજ્ર ક્રૂરતા.
ક્ષત્રિ ખરો સાંખી શકે નહી કદી,
ખજે કે બાજે બધી શક્તિ શત્રુની.
જયહીં હજારોય થયા હતાશ
ત્યહીં થયો વિજયી તું જ **વીર**!
તેં તોડી ગ્રંથી બધી મોહજાળની
અજેય આકર્ષણથી રહ્યા વલી.
ને મોહિનીના અભિમાન ઓસર્યાં
સૌ કામસૈનિક હતાશ તેં કર્યાં
લક્ષ્મી હતી, રાજ્ય હતું મહાન,
યોષિત્ હતી સુરી થકીય રમ્યા,
યૌવન વલી ફાલતું, સુખ ત્હારા
ઝંખી રહ્યાં સુર ત્યજી વિમાન.
તેં જાણ્યું દુઃખોનું ખરૂં નિદાન,
હતું દુઃખોનું સુખ જેમ ભાન—
જેને મૂઢો સુખજ નામ દેતાં
જેને વલી તેઓ અધિક ચ્હાતાં.
જેનુંજ ધરતાં નિશદિન ધ્યાન
હતું દુઃખોનું ખરૂં એ નિદાન.
યૌવન્ હતું મહાન અનર્થકારી
લક્ષ્મી હતી વિપથકીય ઝેરી
સત્તાભિમાની ડુબતાં સ્વયં અને
ડુબાવતાં મૂર્ખ બધાંય સાથને.
છે કામ તો સૌથીય દુષ્ટ દાનવ
થાતાં બધાં વીર્યવિહીન માનવ
એનાથી ચૂંકેતો બળ એ બધાનું
કાયા તણું ને વલી આત્મ કેરૂં.
ત્યજી બધુંએ ક્ષણમાંહી નિસર્યો
નિર્ગ્રંથ થઈ તું જગમાંહી સંચર્યો
સહ્યાં સહુ કષ્ટજ મોહ મોકલ્યાં
તપો વલી ઉગ્ર ઘણાંય તેં તપ્યાં.
રે મોહની બાજી બધી ઉંધી વલી
સેના થઈ નિર્બલ ભાગી નિસરી.
એ મોહસમ્રાટ થયો નિરાશ ને
શોધી રહ્યો કોઈક ગુપ્ત સ્થાનને.
તેં **વીર**! એની હણી છેલ્લી આશા
સમરાંગણે ગર્જતી થઇ પતાકા.
તેં સત્યવસ્તુ કહી દીધ સર્વને
ને મુક્ત કીધા કંઇ પાશબદ્ધને.
પટહ વજાડીને જણાવી દીધો
મુમુક્ષુનો માર્ગજ શુદ્ધ સીધો
અનેક એ મારગ આવી નિકલ્યાં
ને **વીર**! આવી તુજને પછી મલ્યાં.
રે **વીર**! તે દિન હતો હું મૂઢ
સમજ્યો નહી સત્યજ તારૂં ગૂઢ
ગ્રહ્યો નહી એ પથ દીવ્ય તારો
રહ્યો વલી મોહસુખે હું રાચ્યો.
આજેજ આવ્યું પ્રભુ! ભાન મુજને
નિહાલી મારી ભૂત મૂર્ખતાને.
માગુંછું એ તારી ઉદાર સ્હાયને
હતી દીધી તેં ઘણી મોહદગ્ધને.
હા, દોષ મ્હારાથી થયાં ઘણાં હશે,
પાપો વલી દુષ્ટ કર્યાં ઘણાં હશે,
સર્વજ્ઞ! શું કહું? તુંજ જાણતો બધું
ઓ નાથ! ક્ષમજે હું ઘણો દુઃખી છું.
દેજે દયાપૂર્ણ હૃદે હવે મને
હે **વીર**! તારૂં બલ ઉગ્ર. એને
હું પામી ભેદીશ મહાન મોહના
બધાંય દુર્ગો–દુર્જય ભલે રહ્યાં.
નિર્ગ્રંથ થઇને પછી તુજ જેમ
હુંયે વરીશ મુક્તિ તણુંજ ધામ.

વસંત પંચમી, અમદાવાદ.

**નલીન.**
**સુંદરલાલ એ. કાપડિઆ.**
બીએ.

# વિદ્યાર્થી સંસ્થાને ચરણે.

## ૧ અધ્યાપક

અધ્યાપક એટલે મહર્ષિઃ સમાધિષ્ઠ યોગી—

તેના અંતરમાં સદા અખૂટ શાંતિ હોયઃ અપૂર્વ દક્ષતા હોયઃ સમાનતા–સમભાવ હોયઃ ગંભિરતા હોયઃ વિદ્યાર્થી ગમે તેવો જડ હોય, ગમે તેવો બુઠો હોય, ઘણીએ વાર શિખવ્યા છતાં ન આવડતું હોય છતાંય તે પોતાની ચિત્તસ્થિરતા ન ખુએઃ શાંતિનો ભંગ ન કરેઃ કંટાળે પણ નહિઃ ફરી ફરી પ્રસન્નતાપૂર્વક શિખવેઃ

અધ્યાપક એટલે પિતાઃ—

વિદ્યાર્થી ગમે તેવું ઉદ્ધત વર્તન ચલાવે, મર્યાદા મૂકે, છતાંય પોતાની ચિત્તસમાધિ ન ત્યાગે; શાંતિથી, દક્ષતાથી અને યુક્તિથી તેને પ્રસન્નતાપૂર્વક સમજાવે, માર્ગ બતાવે, માર્ગમાં લાવવા યત્ન કરેઃ તેનું કર્તવ્ય સમજાવે; તેની પર ક્રોધ ન કરે, તેને મારથી અગર બીકથી વશ ન કરે પરંતુ શાંતિ અને પ્રેમથી જીતે–વશ કરે, તિરસ્કારયુક્ત વચન ન કહે. પરંતુ અપૂર્વ શાંતિથી નીતરતાં બોધવચન કહે. પોતાના કોઈ દોષથી કે વાતાવરણના દોષથી—શાથી તેનું વર્તન ઉદ્ધત અને દુષિત બન્યું તે શોધે અને તે દોષનો જડમૂળથી કઈ રીતે નાશ થાય તે વિચારે અને તેને માટે પોતાથી બનતાં પગલાં લેઃ

અધ્યાપક એટલે માતાઃ—

કોઇ વિષય ફરી ફરીને શિખવ્યા છતાં બાળકને ન આવડે કંટાળે અને પોતાની અલ્પ શક્તિ અને જડતાનું ભાન થતાં તે નિરાશ થાયઃ તેનું અંતર રડે, તે વિષય પરત્વે અને પોતા પરત્વે પૂર્ણ કંટાળો આવે, દીશાશૂન્ય બની મુઝાય ત્યારે અધ્યાપક તેને સાંત્વના આપે અમીદષ્ટિથી નવરાવેઃ તેને આશ્વાસન આપવામાં માતા જેટલું સામર્થ્ય ધરાવે; તેની મુંઝવણ યુક્તિ પ્રયુક્તિથી ટાળેઃ અંતરથી આશિષ આપે.

અધ્યાપક એટલે મિત્રઃ—

વિદ્યાર્થીનો પૂર્ણ વિશ્વાસ મેળવી લેઃ પ્રેમથી વશ કરી લેઃ એવો મિત્ર અને સલાહકાર બની જાય કે વિદ્યાર્થી પોતાના જીવનની ગુંચો પણ તેની પાસે મૂકે; પોતાની ખાનગીમાં ખાનગી વાતો પણ વિના સંકોચે તેમની પાસે મૂકે, અર્થાત્ તેમનાથી કંઈ પણ ખાનગી ન રાખેઃ ગુંચવાડો ઉભો થાય ત્યાં સલાહ લેઃ અંતર ખોલી વાત કરેઃ જરૂર પડે તો હૃદય ખોલી રડી શકે અને પેટભરી હસી પણ શકે અને તે તે દરેક પ્રસંગે અધ્યાપક તેને એક સાચા મિત્ર તરીકે સાચા સલાહકારતરીકે યોગ્ય માર્ગ બતાવે.

અધ્યાપક એટલે માનસ શાસ્ત્રીઃ—

અધ્યાપક શિખવવાના વિષયમાં બરાબર રસ ઉત્પન્ન કરેઃ છેવટ સુધી રસ ટકાવી રાખવા યત્ન કરે છતાંય તે વિષયમાં કોને કોને રસ નથી પડતો તે તરત શોધી કાઢે. રસ ન પડવાનાં કારણ શોધે. તે વિષયને બદલે તેને કયો વિષય વધુ પસંદ છે–તેનું સ્વાભાવિક વલણ કયા વિષય તરફ છે તે શોધે વિદ્યાર્થીને કંટાળો ન આવે અને તે નિરુત્સાહી ન બને તે ખાસ લક્ષમાં રાખવા યત્ન કરેઃ કોને કોને ક્યાં ક્યાં કેટલો કંટાળો છે તે બરાબર સમજી લે.

વિદ્યાર્થીમાં અમુક અમુક શક્તિ ઓછી હોવાનાં કારણોની બારીકાઇથી તપાસ કરે; અને તે તે શક્તિ ખીલવવા શાસ્ત્રીય પદ્ધતિએ પગલાં ભરેઃ જરૂર પડે ત્યાં વાલી, વૈદ્ય અગર મિત્રોની મદદ લેઃ

એ બધું કરવા જતાં પણ વિદ્યાર્થીને કદી એમ ન લાગવા દે કે તે પોતે અશક્ત, જડ, બુદ્ધિવિહીન અને ઠોઠ છેઃ

અધ્યાપક એટલે બાળકઃ—

વિદ્યાર્થીને જે વિષયમાં રસ પડે, જ્યાં જ્યાં વિદ્યાર્થી ડોલે ત્યાં ત્યાં તેની સાથે પોતે પણ ડોલેઃ વિદ્યાર્થીના રસમાં રસ પુરેઃ

એકંદરે અધ્યાપક પોતાનું જીવન બાળક જેટલું નિર્દોષ અને સરળ, યુવાન જેટલું ઉત્સાહી અને ઉછાળા મારતું અને વૃદ્ધ જેટલું જ્ઞાની અને અનુભવયુક્ત બનાવવા યત્ન કરેઃ વિદ્યાર્થીના જીવન

સાથે એકમેક કરી નાંખેઃ એઉનો સૂર એકજ નીકળે. એક સરખાજ· તાલ પડેઃ પછી એવા અધ્યાપક તરફ વિદ્યાર્થીને ગુરૂભક્તિ ન ઉપજે ? !

## ૨ શિક્ષકોને—

[ મંદાક્રાન્તા ].

આવો માળી-સુવક મનની વાડીના, ઉન્નતિનાં,
વાવો બીજો જીવનપટમાં દિવ્ય એ અર્ભકોનાં.
સીંચી તેને પ્રણયરસથી પૂર્ણ ભાવે તમારા,
અર્પો શક્તિ, અડગ વિરતા, ધીરતા સત્ય વાચા...૧
રોપી તેના વિમળ ઉરમાં, નિશ્ચલી આત્મશ્રદ્ધા,
આપો તેને અવલ નવલા પાઠ કર્તવ્યતાના;
ના ઇચ્છે એ જીવન ચુસતા શુષ્ક પાઠો તમારા,
ના ઇચ્છે એ જડ હૃદયના ડોળ ખાલી તમારા...૨
ના ઇચ્છે એ વચન તમ જે ક્રોધથી ધુંધવાતા,
ના ઇચ્છે એ ફળ વગરના માર કૈં યષ્ટિકાના,
તે ઇચ્છે છે જીવન નવલું, હર્ષીલું વેગવન્તુ;
તે ઇચ્છે છે જગ નિરખવા પૂર્ણ ને પ્રેમવન્તુ...૩
પેસે તેના હૃદયપટમાં મિત્ર સાચા બનીને,
જાણે ભાવો ઉર ઉછળતા, પ્રેમ તેનો ગ્રહીને;
પુરે જે કો જીવન ગુરુઓ અંતરે શિષ્ય કેરા,
'શાન્તિ' શાન્તિ અજબ લહીને પાદ પૂજે ગુરૂના...૪

## ૩ ગૃહપતિ—

—તેનું જીવન અને કર્તવ્ય—

ગૃહપતિ એટલે બાળકોની રગેરગ અને નસેનસ જાણનાર હોંશીઆર હકીમ.

ગૃહપતિની પાસે બાળકો પોતાનાં હૃદય ખોલતાં જરા પણ સંકોચ કે શરમ નજ રાખે.

ગૃહપતિ એટલે બાળકોનો સાચો મિત્ર, સાચો સલાહકારઃ

ગૃહપતિ બાળકોને ઉદ્‌ભવતા વિવિધ પ્રશ્નોનું નિરાકરણ કરેજઃ

ગૃહપતિની પાસે બાળકો પોતાની મુસ્કેલીઓ જણાવતાં સંકોચ નજ પામેઃ

ગૃહપતિ એટલે આનંદમૂર્તિઃ—

ગૃહપતિ એટલે વાઘ તો નહિજ—તેને દેખતાં બાળકો બકરાં જેવાં બની આના ઉઠાવે તે બીલકુલ યોગ્ય નજ ગણાયઃ ગૃહપતિને દેખી બાળકો ત્રાસવાં ન જોઇએ. કિંતુ તેનો હાસ્યપૂર્ણ ચહેરો દેખતાંની સાથેજ બાળકોમાં માતાને દેખતાં ઉદ્‌ભવતા પ્રેમ અને આનંદ ઉદ્‌ભવવાં જોઇએઃ ગૃહપતિની આજ્ઞાનો ભયથી નહિ, પરંતુ પ્રેમથી અમલ થવો જોઇએ. ગૃહપતિનો સ્વભાવ હરેલ અને મળતાવડો જોઇએઃ

ગૃહપતિ એટલે સ્વચ્છતા અને વ્યવસ્થાનો આદર્શ નમુનોઃ

ગૃહપતિથી પ્રમાદ નજ સેવાયઃ બેદરકારી પણ નજ રખાયઃ તેણે પૂર્ણ સ્વચ્છ અને વ્યવસ્થિત રહેવું જોઇએ, જેથી બાળકો તેનું અનુકરણ કરી શકેઃ

ગૃહપતિ એટલે માનસશાસ્ત્રી—બાળમાનસશાસ્ત્રીઃ—

ગૃહપતિએ બાળકોના વિવિધ સ્વભાવો અને આશયોનું બારીકાઇથી પૃથક્કરણ કરવું અને અભ્યાસ કરવોઃ ગૃહપતિ પોતાના સ્વભાવને લીધે બાળકને નિરૂત્સાહી તો નજ કરેઃ બાળક અક્કલહીન અગર શક્તિવિહીન છે તેવું પણ તેને નજ કહે, અગર તેને તેમ માનવા પણ નજ દેઃ

ગૃહપતિ એટલે આદર્શ બાળકઃ ગૃહપતિએ એક આદર્શ બાળક બનીનેજ વિદ્યાર્થીઓ સાથે રહેવું ઘટે; પોતાની દરેક પ્રવૃત્તિમાંથી બાળકને નવા નવા પાઠ શિખવેઃ બાળકોની દરેક પ્રવૃત્તિમાં રસ લઈ શકેઃ તેમાં રસ ઉમેરી શકેઃ દોષ ટાળી શકેઃ બાળકોની પ્રવૃત્તિનું શાન્તિપૂર્વક નિરીક્ષણ કરી શકે અને તેને નવા માર્ગ બતાવી શકેઃ

ગૃહપતિએ સવારથી સાંજ સુધી વિદ્યાર્થીઓની વચ્ચેજ રહીને પોતાનું કાર્ય કરવું જોઇએ. ગૃહપતિને માથે વિદ્યાર્થીઓની જવાબદારી સિવાય બીજો બોજો નજ લદાવો જોઇએઃ ગૃહપતિના કાર્યમાં બીજા કોઇએ તેમની મરજી અને સંમતિ સિવાય આડે નજ આવવું જોઇએ. કારણ તેથી બાળકોપર ખોટી અસર પડેઃ

ગૃહપતિ બાળકોને નોંધપોથી રાખવા સૂચવે તેમાં બાળક આખા દિવસની પ્રવૃત્તિ, પ્રગતિ, નવા નવા અનુભવો અને અવલોકનોની નોંધ કરેઃ નવી સલાહ અને ઘટિત સૂચના આપેઃ તેમાંથી તારવવા

જેવા નિયમો, સ્ખલનાઓ, અને તેના ઉપાયો તથા તેની સારી બાજુઓને તારવી કાઢી બાળ ભાષામાં સુંદર રીતે લખીને સંસ્થામાં ચાલતા હસ્તલિખિત યા છપાતા માસિકમાં મૂકેઃ અન્ય ગૃહપતિઓ બાળકો કે સંસ્થાઓને ઉપયોગી થઇ પડે તેમ લાગતું હોય તો કોઇ જાહેર માસિકમાં મુકે.

ગૃહપતિ વિદ્યાર્થીઓની રમત ગમત વિગેરેમાં ભાગ લેઃ તેમની સાથે સાંજે ફરવા જાય, નવી નવી વાતો અને પ્રશ્નોના ઉકેલ કરે. વિદ્યાર્થીઓની ખાનપાન રહેણી કરણી વિગેરેપર પણ પૂર્ણ ધ્યાન રાખેઃ સ્વચ્છતા ને વ્યવસ્થાના પાઠ પોતાનાજ વર્તનથી શીખવેઃ

વિદ્યાર્થીઓ જ્યારે વર્ગમાં રોકાયેલ હોય ત્યારે ગૃહપતિ સુંદર સુંદર પુસ્તકો વાંચે, સાયકોલોજીનાં પુસ્તકો પણ વાંચેઃ બાળ કેળવણીને લગતું સાહિત્ય પણ વાંચે તેમાંથી બાળકોપયોગી નોંધ કરે...સ્વયં સ્ફુરણા થાય તો બાળકોપયોગી કાંઇક લખેઃ બાળ સ્વભાવનું પૃથક્કરણ કરેઃ તેમાંથી નિયમો તારવેઃ અલ્પશક્તિ, અલ્પબુદ્ધિ અને અનઆવડતવાળાં બાળકોના વિકાસનો માર્ગ શોધેઃ તે સંબંધી વિચારણા અને પદ્ધતિસરની યોજનાઓ ઘડેઃ

માંદા વિદ્યાર્થીઓની માવજતની વ્યવસ્થા કરેઃ વિદ્યાર્થીઓ સ્વાશ્રયી, આત્મશ્રદ્ધાળુ, આત્મસંયમી, સેવાભાવી અને નિડર બને તેવા દરેક ઉપાયો યોજેઃ

ગૃહપતિ વિદ્યાર્થીઓની વર્તણુક અને ચારિત્ર માટે દિનરાત પૂર્ણ ધ્યાન રાખે, જણાતા દોષો દૂર કરેઃ તેઓનું ચારિત્ર ઘડેઃ

ચારિત્ર બગડવામાં કારણભૂત ખાનપાન, નિવાસ, રીતભાત અને કાર્યક્રમ વિગેરેના દોષો ટાળેઃ

વિદ્યાર્થીઓને અસભ્ય ભાષા બોલતો અટકાવે, અને એમ બોલવાનો ફરી પ્રસંગ ન આવે તેવી યોજના ઘડેઃ પરસ્પર ભ્રાતૃભાવ કેળવાય તેવાં પગલાં લે.

વિદ્યાર્થીઓ પોતાના વિચારો સ્પષ્ટ મુદ્દાસર અને નીડરપણે જણાવી શકે તેવી વક્તૃત્વશક્તિ અને લેખનપદ્ધતિ તેઓમાં કેળવે. બની શકે તો ગૃહપતિ વિદ્યાર્થીઓના અભ્યાસકાર્યમાં પણ મદદગાર થાયઃ વિગેરે બાળ વિકાસનાં અનેક પગથીઆં ઘડે અને બાળ વિકાસની આખી સીડી તૈયાર કરી પોતાનાં બાળકોને-વિદ્યાર્થીઓને તે પર ચડતાં શિખવે.

ગૃહપતિ વિદ્યાર્થીઓને પદ્ધતિસર તાલ સાથે ખુલ્લે સ્વરે ગાતાં પણ શિખવે. એકંદરે બાળકોનો આત્મા કચરાઈ ન જાય, તેઓની શક્તિ દબાઇ ન જાય તેવી રીતે બાળવિકાસનાં દરેક પગલાં ભરે.

શ્રી જૈન વિદ્યાભુવન રાધનપુર,

**શાંતિલાલ મગનલાલ શાહ.**

# Ahimsa Anuvrata

or

## Ahimsa to be observed by the Jain laity

In this article, I propose to say something on the question of Ahimsa which a Jain layman or house-holder, accepting the first out of the twelve vows-laid down for his observance, is enjoined to observe.

Jainism recognizes two distinct classes, viz (1) Sadhus i. e. Ascetics, and (2) Grihasthas, i. e. laymen or house-holders. The final aim of both these classes is the attainment of **Moksha** or deliverance from the bondage **of Karmas** by treading the path laid down by **Tirthankaras** who have fought and conquered Death and destroyed the demon of Darkness.

This path mainly consists of observing five **Vratas** or vows. The

irst of these five **Vratas** is what is known as **Ahimsa** i. e. abstinence from injuring living beings.

The ***Sadhus*** are enjoined to observe **Ahimsa** withrespect to all living beings and from all points of view. The laymen are unable to keep pacewith their more advanced brethern the Sadhus, in the observance of the **Vratas** or vows, and so the vows paescribed for Sadhus are reduced to a milder form with respect to laymen, *the object being that by practising* these milder vows, they would by degrees be able to reach their ideal which consists of the full vows of Sadhus. Rules of conduct laid down for the guidance of laymen are thus tempered to the capacities of their less evolved souls, though they are enjoined always to keep before their minds' eye as their ideal the necessity of observing the strict rules laid *down for Sadhus, to have high regard* for those rules, and to yearn for the day when they would be able to get sufficient strength of mind and body to observe those rules. The rules laid down for laymen are thus a stepping stone to the attainment of strength to observe strictly the rules for ***Sadhus.***

The **Vratas** of **Sadhus** are called **Mahavratas** and those of laymen **Anuvratas**. These latter are twelve in number, and **Ahimsa Anuvrata** is the first of them.

It may be stated at the outset that Ahimsa includes not merely abstaining from taking away the life of a living being, but it includes abstaining from all sorts of injury that may be done to a living. In order to explain Himsa in all its aspects, several divisions and sub-divisions of it are mentioned in the Shastras. I refer to four divisions of Himsa here. They are these :—

(1). Dravya and Bhava Himsa i. e. physical and mental Himsa i. e. the Himsa of a deer by a hunter *who had' made up his mind to* do it.

(2). Only Dravya but not Bhava Himsa committed by a Sadhu *observing* ईर्यासमिति *i.* e. diligence in all his movements to avoid *doing injury to* any living being.

(3). Only *Bhava* but *not Dravya* Himsa i. e. mental though not physical *Himsa* e. g. *(1) Himsa* done by Angarmardaka (अंगारमर्दक) who was *treading* over coals believing them to be insects with the *intention of killing them* or (2). Himsa of a rope taken to be a serpant owing to dimess of light.

(4). Neither physical nor mental Himsa e. g. the action of a Sadhu perfectly pure in mind, speech and body.

**A Sadhu** is enjoined to avoid all ***Dravya*** and ***Bhava Himsa*** *in* all its three forms and by mind, speech and body. The three *forms* are:—

(1). करवुं actual commission of the harmful act by oneself (2) करावबुं its abetment when done by another (3) अनुमोदवुं the encouraging of those who have already committed it independently of oneself by expressing one's feeling or praise or satisfaction etc.

Compared to this vow of a Sadhu, the vow of a layman is milder and so the former is called **Maha Vrata**, while the latter is called **Anuvrata.** The scope of the former as compared to the scope of the latter is in proportion of a rupee to an anna. This proportion will be clearly understood from the following :—




From this table it appears at a glance that Ahimsa which a Sadhu can and is required to observe is one rupee, while that which can be observed by a layman is one anna only.

Jivas or living beings are divided into two main divisions, (1). Trasa Jivas i. e. those which can move or which possess 2, 3, 4, or 5 sense-organs and (2) Sthavara Jivas, i. e. those which cannot move or possess only one sense-organ viz that of touch. These Sthavara Jivas are subdivided into five parts (1) Prithvi Kaya Jivas i. e. lives in earth, (2) Apkaya Jivas i. e. lives in water (3) Tejask'aya Jivas i. e. lives in fire, (4) Vayu Kaya Jivas i. e. lives in air and (5) Vanaspati Kaya Jivas i. e. lives in vegetable world.

For a householder it is not possible to abstain from doing injury to **Sthavara Jivas** of the five sorts mentioned above. He is therefore enjoined to abstain from Himsa of Trasa Jivas. Thus out of the full rupee Ahimsa, only half remains for a layman. Eight annas are thus lost.

It should be stated at this stage that this does not mean that a layman is allowed full freedom to injure Sthavara Jivas. For doing Himsa of Sthavara Jivas, he has to suffer the necessary consequences. It is his own inability that comes in his way, and so he is expected to be always repentent for what he is unable to avoid and thus reduce to a minimum the consequences of his actions. The law of Karma is quite rigid and is no respecter of persons. All acts mental, physical, or vocal, have their

own effects on the soul. These effects vary according to the force with which the acts are done. So a layman should always in order to avoid the severest consequences of his acts be of a soft temperament and sorry for his inability, and have a desire to obtain sufficient strength to be able to observe full Ahimsa.

We have seen above that a layman on account of his inability is unable to abstain from Himsa of Sthavara Jivas and so loses half a rupee of Ahimsa. But this Sthavara Himsa, he is not able to avoid in all respects. This may be of two kinds. It may be done (1) with the object of injuring Jivas, or (2) without having a set purpose of doing so in the course of doing other actions. The first is called संकल्पजाहिंसा i. e. Himsa committed after a mental resolve to do it, while the second is called आरंभजाहिंसा i. e. Himsa which follows while doing other actions. In doing agricultural and other such work, it is possible that Himsa of lives having two or more sense-organs would be committed and without doing these acts it may not be possible for a layman to maintain one's body and family. A layman is thus unable to abstain from this आरंभजा Himsa. Out of half a rupee represented by त्रसजीव Himsa, half represented by आरंभजा is lost, and the other half संकल्पजा only remains for consideration of a layman. Thus the rupee is reduced to four annas.

Again a layman is not able to abstain wholly from संकल्पजा Himsa. This Himsa is of two kinds. It may be (1) with respect to living beings who are निरपराध i. e. who have done or are likely to do no offence or (2) with respect to those who are सापराध i. e. who have committed an offence or are likely to commit an offence. A layman is not able to abstain from doing injury to सापराध Jivas. He is however enjoined to discriminate while doing Himsa or injury to these beings. The injury should not exceed the magnitude of the offence. It should be always in proportion.

A householder can thus abstain from संकल्पजा त्रसजीवहिंसा only so far as निरपराध Jivas go and not in connection with सापराध Jivas. The four annas are thus reduced to two annas only.

Further निरपराध Jivas may be divided into (1). सापेक्ष and (2) निरपेक्ष. Those in regard to whom we have अपेक्षा i. e. necessity, or in whom we take interest are सापेक्ष, and those in regard to whom we have no अपेक्षा are निरपेक्ष. Even if a buffalo, a bullock, a horse or any like creature be quite निरपराध, one who has to take necessry service from it has to do some sort of injury to it as occasions arise. So also one has to chastise his children, pupils and others in whom he takes interest if they are found negligent or disobedient even though they may be निरपराध.

The only Himsa which a layman can thus avoid is संकल्पजा त्रसजीवहिंसा

with respect to निरपेक्ष निरपराध. Jivas and not with respect to सापेक्ष निरपराध Jivas. Out of the two annas, therefore half is lost, aad the Ahimsa which a layman can observe is reduced to one anna only as compared with the rupee Ahimsa which a Sadhu can and is required to observe.

It may be carefully observed again that a layman is not given a pass-port to commit Himsa other than संकल्पजा त्रसजीवहिंसा with respect to निरपेक्ष निरपराध Jivas, that he cannot do any Himsa with impunity and without being liable under the rigid law of Karma for his acts; and that therefore, in order that the liability may be as little as possible and such as could be removed with small efforts, he is asked to be always of a tender heart full of compassion in all his doings. He should keep himself away from all unnessary Himsa even of Sthavara Jivas; while for the necessary Himsa which he has to commit on account of his circumstances and inability to avoid, he is to feel repentant and by such repentance to lighten as far as possible the effect in the form of Karma Bandh produced on his soul by that Himsa. He should keep the ideal of Mahavratas where full Ahimsa could be observed before his mind's eye, so that in any of his future births, if not in this, he would be so circumstanced as to attain that ideal, and finally **Moksha** i. e. the pure, and real position and state of his soul.

This finishes what I have to say about Ahimsa Anuvrata of a Jain layman. As already stated above the Vratas of a Jain layman are twelve in number and Ahimsa tops them all. It may however be added that the acceptance and observance of all these Vratas have as their foundation what is called in Jain terminology सम्यक्त्व-Samyaktva which literally means right belief and is a stage in the development of a soul. Unless the Soul reaches that stage, it does not possess the true qualification of one who could accept and observe these Vratas. **Samyaktva** is called the basis or root **of Shravaka Dharma.** If it does not exist i. e. if the soul has not risen so high, the vows are almost like seeds sown in a barren land and bear no fruit or rather very scanty fruit. So it is necessary to make efforts to prepare the ground by developing the Soul at least so far that it reaches the stage which is known as Samyaktva.

In the end I may state that what I have said above is based on my very limited knowledge and so it is likely that there may have crept in it something which may not be quite in keeping with what is laid down in the Shastras. If this is so, it is due to my ignorance and I would tender my apology for it.

Ahmedabad.
Dated 31st March 1919. } **S. P. Badami.**

# जगद्गुरु श्री हीरविजयसूरि।

दया देवी के परम उपासक, जैनश्वेताम्बर सम्प्रदायके प्रभावक आचार्य श्री हीर विजय सूरि का नाम आजसमस्त जैनेतर समाजमें भी बड़े गौरव तथा आदर के साथ लिया जाता है। उनका जीवन सर्वतोभावेन ऐश्वर्यशाली तथा तेजोमय था। गुरु महाराज जी का ही प्रताप था कि अकबर जैसा मुगल सम्राट भी उनके व्रतों, नियमों तथा तपस्याओं को देखकर चकित हो गया था. और उसने सहर्ष उन्हें अपना धर्मगुरु बनाया था.

श्री हीरविजय सूरिजी महाराज की जीवन घटनायें अभी तक अविकल रूप से किसी भी पुस्तक पत्रिकादि में प्रकाशित नहीं हुई हैं। हम इस क्षुद्र लेखमें अपने पाठकों के सम्मुख उनके जीवन वृतान्त को रखते हैं। आशा है सज्जनवृन्द इस से लाभ उठायेंगे।

मुनिराज का सच्चा जीवनवृत्त मुख्यतया संस्कृत के तीन ग्रन्थों (१) जगद्गुरुकाव्य (२) हीरसौभाग्य काव्य (३) कृपारसकोश से मिलता है.

श्री हीरविजयजी महाराज का जन्म १५२६ म गुजरात देशके पालनपुर नगर में एक जैन के घर हुआ। अभी आप पूरातिया अपने पैरों पर भी खड़े न हुए थे कि एक विपत्तिशैल आप पर टूटा। माता पिता का प्रेममय सुख आपसे शीघ्र ही छिन गया। तेरहवर्ष की अवस्था में ही उनके माता पिता बालक को निःसहाय छोड़कर परलोक सिधार गये। अब मातृपितृ विहीन बालक ने स्वयं अपना मार्ग बताया। माता पिता के वियोग-दुःख को भूलने के लिये श्री सूरिजी पाटन पहुंचे, जहां उनकी बहिन विवाहित थी। यहां पर भी वे बहुत दिनों तक न रहसके क्यों कि वे एक अलौकिक जीवन की तैय्यारी कर रहे थे। संसार के आसार जीवन को देख कर आप इस क्षणभङ्गुर संसार से विमुख हुए। प्रबल वैराग्य का बीज आप की हृदयस्थली में अङ्कुरित होने लगा। ईसवी सन् १५३८ में १३ वर्ष की अवस्था में ही संसार को त्याग कर श्री विजयदान सूरीश्वर महाराज से निर्मल तप तथा संयम के भावों के साथ दीक्षा ली। इस जीवन में मुनिराज ने एकान्त जीवन बिताना प्रारम्भ किया और शास्त्रों के पठन पाठन तथा ध्यानमें ही चित लगाया। कुछ दिन पश्चात् 'देवगिरि' पहुंच कर उपाध्याय 'धर्मसागर'जी से न्याय शास्त्र का अध्ययन किया और उपाध्यायजी की कृपासे आप न्याय शास्त्र में प्रवीण हो गये। ईसवी सन १५५१ में अपनी मातृभूमि में गुजरात में आए और यहीं पर आप 'वाचक' तथा 'सूरि' की पदवी से विभूषित किये गये।

चन्दन की गन्ध छिपाने से छिप नहीं सकती। ठीक इसी प्रकार मुनि महाराजजी की ख्याति भी चहुं और फैलने लगी। बड़े २ यति, साधु, और महात्मागण उनके दर्शनार्थ दूरदूर से आने और उनसे अनेक प्रकार के उपदेशों को ग्रहण कर अपने जीवन को सफल बनाने लगे। भारतवर्ष के तात्कालीन सम्राट् अकबर ने भी उन की गुणगाथा सुनी और उनको बुलाया।

अकबर यद्यपि मुसलमान था तथापि वह एक धर्मजिज्ञासु पुरुष था। भारत के भिन्न भिन्न धर्मों का स्वाध्याय वह बड़े चावसे किया करता था अस्तु! मुनिराज की धर्म महिमा का किस प्रकार अकबर को पता लगा। इस की भी एक कथा जगद्गुरुकाव्य में लिखी है, जिस को हम यहां उध्धृत करते

हैं। सम्राट् अकबर एकवार फतहपुर के शाही महलमें बैठे हुए राज मार्ग का निरीक्षण कर रहे थे। कि इतने में एक जुलूस उनके दृष्टि-गोचर हुआ। उस में एक स्त्री पालकी में सवार होकर जा रही थी। उसके सामने फल पुष्पादि के थाल रक्खे हुए थे। बादशाह को पूछने पर पता लगा कि वह स्त्री एक जैन श्राविका है और आज अपने पर्वके दिन जैन मन्दिरों के दर्शनार्थ जारही है। उस की तपोमयी मूर्ति को देखकर सम्राट् का कुतूहल बढ़ा और उस ने उस के जीवन के रहस्य जानने की प्रबल इच्छा प्रकट की। राजा ने उस श्राविका को अपने महल में बुलाया और १½ महीने तक अपने पास रख कर उस के जीवन के रहस्यों को जानता रहा। अन्त में बादशाहने श्राविका से पूछा कि 'हैमात'! तू इतना कठिनतप क्यों और कैसे कर रही है? तपस्विनी ने कहा 'महाराज' मैं अपनी दोषमयी आत्मा को शुद्ध करने के लिये यह तप कर रही हूं। और यह धर्ममूर्ति, महात्मा हीरविजयसूरि जैसे धर्म गुरुओं की कृपा का एक मात्र फल है।

जैन श्राविका के मुख से श्री हीरविजय-जी महाराजका पवित्र नाम सुनते ही उसके चित्त में उन से मिलने की इच्छा अत्यधिक जागृत हुई। उसी समय अहमदाबाद के सूबे-दार शहाबुद्दीन अहमदखां के नाम एक फर-मान पत्र लिखकर अपने दो कर्मचारियों को गुजरात भेजा। सम्राट् ने सूबेदार को आज्ञा दी कि महाराज हीरविजयजी की कीर्ति और शिक्षा से समस्त उत्तर हिन्दुस्तान गूंज रहा है उनको शीघ्र ही मेरे दरबार में भेज दो।

आज्ञा पाते ही अहमदाबाद के सूबेदार ने प्रधान प्रधान श्रावकों को एकत्रित किया और श्री महाराज को उपस्थित करने की प्रार्थना की। उस समय श्री सूरिजी महाराज गुजरात में न थे।

वे गन्धारबन्दर पर चतुरमास कर रहे थे। श्रावक लोग वहीं पर पहुंचे और प्रार्थना की कि आप को सम्राट् अकबर ने याद किया है। महाराज ने भी देरी नहीं की और चलने को तय्यार हो गये। गन्धारबन्दर से चल कर आप अहमदाबाद पहुंचे। यहां पर श-हाबुद्दीन सूबेदारने उनका बड़ा आदर सत्कार किया और महाराज के सामने राज्य की बहुमूल्य वस्तुओं को रक्खा और ग्रहण करने की प्रार्थना की। सूरीश्वर ने संसार की इन समस्त चीजों से निःस्पृहता दिखाकर अपने उन्नत जीवन का परिचय दिया।

सत्य है जो मनुष्य संसार की माया के पीछे भागते हैं-माया उन से जल्दी ही परे हो जाती है और जो माया का त्याग करते हैं, माया उनके पीछे पीछे फिरती है। श्री स्वामी रामतीर्थजी ने ठीक ही कहा है-

भागती फिरती थी दुनिया,
जब तलब करते थे हम।
जब से नफरत हम ने की,
वह बे क़रार आने को है।

कुछ दिन अहमदाबाद ठहर कर मुनी-राजने अपने शिष्यों सहित पैदल ही फत-हपुर की तरफ प्रयाण किया और संवत १६३८ के ज्येष्ठ मास में अनेक कष्टों पर वि-जय पाते हुए फतहपुर पहुंचे। अकबर ने उनका आगमन सुनते ही अपने प्रधान शेख अबुलफजल को महाराजका यथायोग्य आदर-सत्कार करनेकी आज्ञा दी। आदेश पातेही उसने मुनीश्वरजी को शिष्य सहित अपने महलमें ठहराया। अबुलफ़ज़ल ने भी उसे एक उत्तम अवसर समझकर महाराजसे 'खुदा' तथा 'कुरान' पर अनेक प्रश्न किये, जिन का महाराज ने निर्भयतासे खण्डनात्मक उत्तर दिया। अबुल फ़ज़ल उत्तरों को सुनकर बड़ा प्रसन्न हुआ

और कहा कि 'आपके कथनसे यही सिद्ध होता है कि हमारे कुरान में बहुत सी तथ्येतर (असत्य) बाते लिखी हुई हैं।

अपने कार्यों से निवृत्त होकर सम्राट् अकबर दरबार में आये और महाराज को बुलाने के लिये अबुलफ़ज़ल के पास नौकर को भेजा। सूरि महाराज को आता देखकर सम्राट् ने अपना आसन छोड़ कर नम्र भाव से प्रणाम किया।

पाठको! प्राचीन समय में धर्मगुरुओं, सन्यासियों तथा साधुओं के सामने बडे बडे राजा भी झुका करते थे। मर्यादा पुरुषोतम श्रीरामचन्द्रजी अपने धर्मगुरु जी के सम्मुख झुकने में अपना अहोभाग्य समझते थे-यह थी धर्मगुरुओं की प्रतिष्ठा। अजकल धर्मगुरु ही (archbishop) राजा के सामने नतशिरस्क होते हैं। राजदरबार में धर्म का कितना मान तथा सत्कार रह गया है यह इस से स्पष्ट है।

परन्तु अकबर के चित्त में धर्मगुरुओं के प्रति अपार श्रद्धा व भक्ति थी। इस लिये वह ऐसे धर्मगुरुओं का यथायोग्य सत्कार करता था। अस्तु.

श्री महाराज का कुशलक्षेमादि पूछने पर अकबर ने उनकी यात्रा का हाल सुना और वह चकित रह गया कि महाराज ने इतने तपों से अपने शरीर को कैसे परिमार्जित कर लिया। उस समय मुनिराज के मुनिव्रतों और त्यागमय जीवन को देखकर सम्राट् के आश्चर्य की सीमा न रही। मुनिजी से सुशिक्षायें ग्रहण करने की उत्कट लालसा उत्पन्न हुई। महाराज को अपने एकान्त भवन में ले गया और कई प्रकार अपने सन्देहों को निवृत्त किया। समयानुकूल सूरिको ने उसे जैन धर्म के पांच व्रतों का उपदेश दिया जिन को साधु पालते हैं। वे व्रत यह हैं- अहिंसा, सत्य, अचौर्य, ब्रह्मचर्य और अपरिग्रह। सम्राट अकबर साधुओं के ५ व्रतों और ईश्वर, सुगुरु, सद्धर्म के विषयमें सूरिजी के विचारों को श्रवण कर बडा सन्तुष्ट हुआ। मुनिराज की विद्वत्ता, निःस्पृहता और पवित्रता की भूरि भूरि प्रशंसा की।

अब से उस के आत्मिक विचारों में हलचल पैदा हो गई और उस से जैन धर्म में अपनी असीम श्रद्धा दिखानी प्रारम्भ की।

अकबर के मन में मुनि महाराज को भेंट में कुछ जैन साहित्य की पुस्तकें देने का विचार हुआ। कहते हैं कि अकबर के पुस्तकालय में जैन साहित्य की बहुत सी पुस्तकें थीं जो कि उसने किसी ऐसे ही महात्मा को भेंट करने के लिये रख छोडी थीं। सम्राट् ने मुनिराज से इन पुस्तकों को गृहण करने की प्रार्थना की पर मुनिराज ने अपने "अपरिग्रह" व्रत की तरफ संकेत करते हुए उन पुस्तकों को ग्रहण करने का निषेध किया। अन्त में अबुलफ़ज़ल तथा सम्राट् के बहुत अनुपम, विनय करने पर सूरि महाराज ने उन को सादर स्वीकार किया। और उन पुस्तकों को तुरत ही आगरे आकर एक पुस्तकालय में " अकबरीय भाण्डागार " के नाम से रखवा दिया। यह था सचा मुनीश्वर का अपरिग्रह व्रत।

कुछ दिन फतहपुर ठहर कर मुनीश्वर चातुर्मास करने के लिये आगरे पधारे उस के पश्चात फिर फतहपुर आये। सूरि जी को शहर में आये हुए सुन कर अकबर ने पुनः उनके दर्शनों से लाभ उठाना चाहा। सूरि जी के दर्शन किये। भेंट में राज्य के बहु मूल्य वस्तुयें-हाथी, घोडे, रत्नादि ग्रहण करने की प्रार्थना की पर महाराज ने इन सब को तृणवत् छोड दिया और कहा कि "हे राजन्! यदि आप मुझे कुछ देना चाहते

हैं तो आप मेरे कहने से अपने सब कैदियों को और पिंजरों में बन्द किये हुए समस्त पक्षियों को मुक्त करदें। हमारे पर्युषणों के पवित्र दिनों में आप के सम्पूर्ण राज्य में कोई भी पुरुष किसी प्रकार के प्राणी की हिंसा न करे-ऐसे फरमान लिख कर आप मुझे दें। यही मेरे लिये भेंट है।"

अकबर ने इन आदेशों को सहर्ष स्वीकार किया। कैदी तथा पक्षी स्वतंत्र किये गये। और पर्युषणों के ही दिन नहीं पर उन के ४ दिन और भी बादशाह ने अपनी ओर मिलाकर १२ दिन तक जीववध न करने के फरमान लिख दिये।

मुनिराज के उपदेशों से अकबर के जीवन में एक आश्चर्यजनक परिवर्तन हुआ। उस ने महाराज को अपने ५ प्रकार के विद्वानों की श्रेणी में सिरमौर बनाया और महाराज को 'जगद्गुरु' की पदवी से सत्कृत किया।

महाराज के पीछे उपाध्याय भानुचन्द्र, विजयसेनसूरि, शान्तिचन्द्रादि जैन साधुओं ने अकबर के जीवन को बहुत सुधारा। अकबर जैन धर्म से स्नेह करता था, इस का कारण उसकी क्षणिक उत्तेजना नहीं थी। उस के जीवन का अन्तिम भाग ऐसे ही जैन साधुओं के उपदेशानुसार बीता था।

बादशाह का क्रियात्मक जीवन जैन ही था। अब इस में कोई भी सन्देह नहीं रहा है। इस की पुष्टि के लिये भाण्डारकर मेमोरियल (वोल्यूम प्रथम के २६६ पृष्ठ में प्रकाशित पट्टावलि को पढ़िये।

अकबर की राज्यपद्धति और फरमानों का अध्ययन करने से यही विदित होता है कि अकबर जैन धर्म का श्रद्धानी था। हमारे पास इतना यहां स्थान नहीं कि हम अकबर की कृतियों का उल्लेख कर अकबर की जैन धर्म श्रद्धा प्रमाणित करें।

अन्त में पाठक महोदयों से प्रार्थना है कि सूरीजी के जीवन को बार बार पढें और मनन करें।

सर्वे भवन्तु सुखिनः सर्वे सन्तु निरामयाः।

शशिभूषण शास्त्री
संस्कृत अध्यापक श्री आत्मानंद
जैन हाईस्कूल अंबालाशहर।

# જૈનકથાઓ અને પ્રાચીન સુભાષિતો.

[ લેખકઃ—શ્રી મંજુલાલ રણછોડલાલ મજમુદાર, બી. એ. એલએલ. બી. રિસર્ચ સ્કોલર, મુંબાઇ યુનિવર્સિટી. ]

કથાઓમાં બોધકહેતુ પ્રધાનપણે ઉપર તરી આવવો ન જોઈએ. એમાંનો ઉપદેશ પારદર્શક ભલે રહે, પરંતુ તે પ્રત્યક્ષ તો નજ હોવો જોઇએ; તેમજ વ્યંગ્ય હોય તે જ ઉત્તમ બોધ-તથા 'વાર્તાનો સાર કાઢવો એટલે વાર્તાનું વિષ કાઢવું'—એવા એવા સિદ્ધાંતો શિષ્ટ સમાજના વાંચકો અને શ્રોતાઓ માટે સમજવાના છે. પરંતુ સમાજના મધ્યમ વર્ગને અને નીચલા થરને માટે તો ફાડીફોડીને ખુલ્લો ઉપદેશ બતાવવામાં ન આવે તો તેમને તે શોધ્યો જડતો નથી. કારણ કે તેમનામાં, સંસ્કારી વાંચકના જેવી પરીક્ષણ શક્તિ તથા બોધ તારવવાની વિવેકબુદ્ધિ હોતાં નથી. તેથી તેવાઓને માટે સ્પષ્ટ ઉપદેશ આપવાની શૈલી કેટલાક લેખકો, ઉપદેશકો અને નીતિધર્મના પ્રશંસકો સ્વીકારે છે. એકલો નર્યો બોધ તો વૈદની આજ્ઞાની પેઠે કડવોજ લાગે. અને તેને ગ્રહણ કરનાર શ્રોતા મળવા પણ મુશ્કેલ; તેથી હિતકારક અને મનોહારી એવા ઉપદેશને વાર્તારસદ્વારા પાઇ દેવાની વૃત્તિ ધર્માચાર્યો અને સાહિત્યકારોએ યોજી છે. તેથી જ વાર્તાકારો, વચમાં વચમાં જ્યાં તક મળે ત્યાં સુભાષિત દ્વારા ઉપદેશ આપવાનું ચૂક્યા નથી; કારણકે સમય અને પાત્રતાનો વિચાર કરી આપેલો ઉપદેશ ભાવિક છતાં અજ્ઞાની શ્રોતાના હૃદયમાં તરત ખૂંપી જાય છે.

બોધાત્મક (Didactic) શૈલીમાં કવિતે કવિ મટી, વખત આવ્યે ઉપદેશક થઈ જવું પડે છે તે વાત સાચી છે. "રાસા" કાર જૈન સાધુઓનો—અથવા તો જૈન ધર્મના મિશનરીઓનો ઉદ્દેશ કેવલ વ્યવહારૂ હતો. ખાસ સાહિત્ય ઉત્પન્ન કરવું અથવા તો સાહિત્યને સમૃદ્ધ કરવું એવો ઘણા જૈન યતિઓનો ઉદ્દેશ નહોતો જ, એમ કહેતાં સંકોચ પામવાનું કારણ નથી. તેમનો એકાંતિક હેતુ સાંપ્રદાયિક ધર્મસાહિત્ય વધારવાનો હતો, જેમ હરિકીર્તન[illegible] નારાઓ અને પુરાણીઓ તથા બીજા કથા કર[illegible] રાઓ અમુક પ્રસિદ્ધ પ્રસંગ-પૌરાણિક કે ધાર્મિ[illegible] પસંદ કરી, તેને પોતાની સન્મુખ એકઠા મળે[illegible] શ્રોતાઓ આગળ વિવિધ રસની જમાવટ કરી, [illegible] સ્તારે છે: અથવા તો જેમ એક અંગ્રેજ પાદરી [illegible] બાઇબલમાંથી અમુક ભાગ, અમુક પ્રસંગ કે અ[illegible] વાક્યખંડ પસંદ કરી, તેના ઉપર પોતાનો ઉપદેશ sermon નિજ ધર્મીઓ આગળ વાંચી સંભળ[illegible] છે-તેવી જ કોઈ પદ્ધતિને અનુસરીને આ સાધુ[illegible] જિનશાસનમાંથી અથવા તો કોઈ પ્રચલિત લોકવા[illegible] કે આખ્યાયિકા અથવા તો સમકાલીન ઇતિહાસ મહત્ત્વનો (તેમની ધર્મપ્રચારની દૃષ્ટિએ) પ્રસંગ [illegible] પોતપોતાની શૈલી તથા શક્તિ અનુસાર પ્રબંધો [illegible] રાસાઓ રચતા હતા. ગુજરાતમાં જ્યાં સુધી સંસ્[illegible] સાહિત્યની મોહની રહી અને, સંસ્કૃત ભાષામાં લખે[illegible] તે શાસ્ત્ર એમ મનાતું રહ્યું, ત્યાં સુધી જૈનોએ પ[illegible] કથાઓ અને પ્રબંધોને સંસ્કૃતદ્વારા સમાજમાં ફેલાવ્[illegible] પરંતુ મૂળ ધર્મની ભાષા માગધી હોવાથી, અ[illegible] સિદ્ધરાજના વખતમાં અપભ્રંશ એ ગુજરાત[illegible] રાજભાષા અથવા તો લોકભાષા તરીકે જાહેર સ્વીક[illegible] પામી, ત્યારથી, એ ભાષામાં જૈન ધર્મનું સાહિ[illegible] ખીલવા માંડયું અને લોકગમ્ય થતું ગયું. પરંતુ જ્યા[illegible] સંસ્કૃતમાં કથાઓ રચાતી થઇ ત્યારે, પ્રાકૃત અ[illegible] અપભ્રંશ તેમજ અર્ધમાગધીમાં સુંદર, રોચક અ[illegible] સચોટ લાગનારાં સુભાષિતોને તેમાંથી બાતલ કર[illegible] તે ઠીક લાગ્યું નહી. એટલે એ લોકસાહિત્યની પે[illegible] ચલણી સીક્કા જેવાં બની ગયેલાં અપભ્રંશ અ[illegible] જૂની ગૂજરાતી ભાષાનાં સુભાષિતો કથાઓની વચ[illegible] વચમાં દાખલ કરવાનો પ્રથા ચાલુ રહ્યો. આ રી[illegible] ગૂજરાતનું દસમા શતકથી તે પંદરમા શતક સુધી[illegible]

લોકસાહિત્ય આવી જૈન કથાઓ, પ્રબંધો અને ચરિત્રોમાં સચવાઇ રહ્યું છે. તે ગુજરાતી ભાષા તેમજ સાહિત્યના વિકાસના અભ્યાસીને માટે ખૂબ કીમતી ખજાનો છે.

આ ટૂંકો લેખ લખવાનો ઉદ્દેશ હવે જણાવી દઉં. જ્યારે આવા સુભાષિત સાહિત્યની આટલી બધી કીમ્મત છે, અને એ સાહિત્યથી સામાન્ય–એટલે સાહિત્યને ઉત્પન્ન કરનારા નહી, પણ સાહિત્યના રસનો ઉપભોગ કરનારા–સમાજને પણ ખૂબ લાભ થવા સંભવ છે તો મારી નમ્ર સૂચના રજુ કરવાની આ તક હું લઉં છું કે દસમા શતકથી આરંભીને છેક સત્તરમા શતક સુધીના સંસ્કૃત પ્રાકૃત તેમજ ગુજરાતી જૈન ગ્રંથોમાંથી આવાં સુભાષિતોનો એક "સુભાષિત રત્ન ભાંડાગાર" અથવા તો "સદુક્તિ કર્ણામૃત" કે "સુભાષિત સંગ્રહ" જેવો વિષયવાર, સૈકાવાર અને ભાષાની દૃષ્ટિએ પ્રાચીનતા સાચવી રાખીને એક મોટો સંગ્રહ તૈયાર કરાવવાનું વિદ્યાપોષક જૈન સંઘ હાથમાં લે તો જૈનધર્મીઓ ઉપર તેમજ ગુજરાતી ભાષામાં રસ લેનાર, અને ગુજરાતી ભાષાને માતૃભાષા ગણનાર દરેક ગુજરાતી ઉપર ભારે ઉપકાર થયો કહેવાશે. તે માટે વિદ્વાન સાધુ મહારાજોનો, જૈન પંડિતોનો અને એવા જ બીજા નિષ્ણાત ભાઇઓનો સહકાર સાધવાની યોજના **જૈન-શ્વેતાંબર કોન્ફરન્સ** જેવી વગવાળી સંસ્થા ઉપાડી લે તો આ સૂચના કરનારનો શ્રમ કંઇક સાર્થક થશે; અને તેને પરમસંતોષ થશે.

---

# સંઘના એક યાત્રાળુની સૂચનાઓ.

છરી (છરી=પટ્રી) પાળતાં સંઘમાં ગયેલા એક યાત્રાળુની કેટલીક અંગત સુચનાઓઃ—

૧ અમદાવાદથી પાલીતાણે જતાં સામાન્ય રીતે સંઘોમાં ૧૮ મુકામ કરવામાં આવે છે.

| | માઇલ. |
|---|---|
| ૧ સરખેજ | ૬ |
| ૨ મોરૈયા | ૬ |
| ૩ બાવળા | ૮ |
| ૪ ધનવાડા. | ૮ |
| ૫ કોઠ | ૧૦ |
| ૬ ગુંદી | ૧૦ |
| ૭ ફદેરા | ૧૨ |
| ૮ ખડોળ | ૮ |
| ૯ ધંધુકા | ૪ |
| ૧૦ તગડી | ૬ |
| ૧૧ પોલારપર | ૫ |
| ૧૨ બરવાળા | ૭ |
| ૧૩ મુળધરાઇ | ૧૦ |
| ૧૪ વળા | ૧૦ |
| ૧૫ ઉમરાળા | ૮ |
| ૧૬ સનોસરા | ૮ |
| ૧૭ નવાગામ | ૮ |
| ૧૮ જમનવાવ અગર પાલીતાણા | ૧૦ |

ઉપરના મુકામો પૈકી કેટલાંક મુકામો સાધુ સાધ્વી વિગેરેને લાંબા પડે છે. તેથી ઓછામાં ઓછાં બે મુકામો વધારવાની જરૂર છે. કોઠથી ગુંદી મુકામ કરી ફદેરા જવાની હવે આવશ્યકતા નથી, કારણકે ગુંદીનું દેરાસર ઉપાડી નાંખવામાં આવ્યું છે, તેને બદલે કોઠથી જવારજ, જવારજથી ઉતેલીઆ અને ઉતેલીઆથી ફદેરા મુકામ કરવામાં આવે તો વધારે સગવડ ભરેલું છે. તેમજ બરવાળાથી વળા જતાં મુળધરાઇનું મુકામ કરવાને બદલે જો બરવાળાથી પાન્હવી અને પાન્હવીથી કાનપુર અને કાનપુરથી વચ્ચે પછેગામ દર્શન કરી વળે મુકામ કરવામાં આવે તો વધારે સગવડ થાય તેમ છે.

ખરી રીતે વળેથી પાલીતાણા જવાનો સીધો રસ્તો સોનગઢ થઇને છે. અને સોનગઢથી પાલીતાણા

સુધી સડક પણ છે. પણ દેરાસરોના અભાવે સનોસરાના રસ્તે સંઘો જાય છે. નવાગામથી પાલીતાણે સીધે ના જતાં જમણવાવ મુકામ કરીને જવું તે વધારે સગવડ ભર્યું છે.

સંઘમાં ખાસ જશ અપયશનો આધાર ઉકાળેલા પાણીની સવડ અને સાધુ સાધ્વીને ઉતરવાના પાલ તંબુની સગવડ ઉપર ખાસ છે. બને ત્યાં સુધી સંઘવી સંઘવણ તથા દેરાસર તથા સાધુ સાધ્વીઓને તરત આશ્રય મળે તેવા તંબુઓના ડબલ સટ રાખવામાં આવે અને એક દીવસ અગાઉ દરેક સટ ઠોકાય તો ઘણી સગવડ રહે.

છરીમાં સચિત્ત પરીહારી વાળી રી સામાન્ય રીતે શ્રાવકો સાચવી શકતા નથી. જો કે એકલહારી (એકાસણા) કરનાર હોય છે પણ સચિત્ત પાણી વીગેરેનો ઉપભોગ કરાય છે. તે તરફ સાધુ સાધ્વીઓએ શ્રાવક શ્રાવીકાઓનું વિશેષ ધ્યાન ખેંચવું જોઇએ.

પાલ તંબુ ઠોકવાની પદ્ધતિ સંબંધી ખાસ ધ્યાન અપાતું નથી. બને ત્યાં સુધી સાધુ સાધ્વીના તંબુ અગર પાલોનાં બારણાં એક એકની સામે પડતાં ના ઠોકવાં જોઇએ. બને ત્યાં સુધી દરેકનું બારણું ઉત્તર તરફ એટલે પેસતાં દક્ષીણ તરફ રાખવામાં આવે તો દરેક રીતે વધારે સગવડ પડતું થાય.

થાલી વાડકો દરેક યાત્રાળુ પોતાનો લાવે તો એઠું નહિ જેવું રહેવાનો અને તેથી જીવદયા સચવાવાનો ખાસ સંભવ છે. તા. ૩૧-૩-૧૯૨૯

એક યાત્રાળુ.

---

# વીર-સ્તોત્ર.

( અપભ્રંશ પરથી આધુનિક ગુજરાતીમાં અનુવાદ )

[ અનુવાદક-પં. લાલચંદ ભગવાનદાસ ગાંધી. ]

જૈનયુગ પુ. ૩, અં. ૮માં સં. ૧૯૮૪ ચૈત્રના મહાવીર જયંતી ખાસ અંક (પૃ. ૨૯૫)માં અપભ્રંશ ભાષામય એક મહાવીર સ્તોત્ર પ્રકાશિત થયેલ છે, તેની નીચે તંત્રીજીએ મ્હારા નામનો ખાસ નિર્દેશ કરી એ સ્તોત્રને ચાલુ ગુજરાતી ભાષામાં ભાષાંતર કરી મોકલવા સૂચન કરેલું, પરંતુ તે તરફ મ્હારૂં લક્ષ્ય બહુ મોડું ગયેલું અને એ પછી અન્યાન્ય પ્રવૃત્તિને લીધે તેનું રૂપાંતર મોકલાવી શકાયું ન હતું. તે હવે આ વર્ષના ખાસ અંક માટે મોકલાવું છું. ત્રીશ ગાથા (કડી) વાળા એ સ્તોત્રના કર્તા સંબંધમાં અથવા રચના સમય સંબંધી કંઈ સ્પષ્ટતા એ સ્તોત્ર પરથી થઇ શકતી નથી; તેમ છતાં એ સ્તોત્રમાં શ્વેતાંબર જૈનોની માન્યતા પ્રમાણે સંક્ષિપ્ત વીર-ચરિત્ર દર્શાવેલું હોવાથી એ સ્તોત્રના કર્તા શ્વેતાંબર જૈન હોય તેમ જણાય છે. એ સ્તોત્રને તંત્રીજીએ ક્યાંની કોની કેટલા વખતની જૂની પ્રતિ પરથી પ્રકટ કર્યું છે, એ પ્રતિમાં આવાં બીજાં સ્તોત્રો કોઈ છે કે કેમ? હોય તો કયા કયા કવિનાં અને કયા કયા સમયનાં? એ વિગેરે સંબંધમાં ખાસ કંઈ સૂચન કર્યું નથી; તેમ છતાં ભાષા પરથી વિચાર કરતાં એ સ્તોત્રની રચના તેરમી ચૌદમી સદીમાં કોઇ ગુજરાતના કવિએ કરી હશે એમ અનુમાન થાય છે. પ્રકટ થયેલ એ સ્તોત્રમાં પદચ્છેદ વિગેરે સંબંધી કેટલીક અશુદ્ધિયો મ્હને જણાય છે, મ્હારી મતિ પ્રમાણે તેમાં શુદ્ધ પાઠ કલ્પી મૂલ સ્તોત્રનાં પદો અને આશયને લક્ષ્યમાં રાખી ચાલુ ગુજરાતી ભાષામાં એજ પદ્યોમાં મેં અનુવાદ કરી મોકલ્યો છે; આશા છે કે સુજ્ઞોને એ આનંદ આપશે.

લા. ભ. ગાંધી.

**વીર-પ્રણામ.**
ઘરે સિદ્ધાર્થના જન્મ્યો જિન, ચોવીશમો જે વીર;
તે પ્રણમતાં ભવ્ય જનોનું, શીતલ થાય શરીર. ૧
જસ કારણે સંગમ સુરો, પડિયો ભવ સંસારે;
પ્રણમો વીર મ રતિ કરો, મૂઢા ઘર-વ્યાપારે. ૨

**ચ્યવન.**
અવતર્યો પુષ્પોત્તરથી, સ્વામી ચરમ જિનેંદ;
બ્રાહ્મણ-કુલે કર્મના વશે, ચિંતે એમ સુરેંદ. ૩

**ગર્ભાપહાર.**
આદેશે સેનાધિપતિ, કુંડગ્રામે જઇને;
તે ગર્ભથી અપહર્યો જિન, ત્રિશલા-ઉદરે મેલ્યો. ૪

**આશ્ચર્યો.**
સ્વામી! તુઝ આશ્ચર્યો, મહીતલે થયા એ ચાર;
પૂર્વકૃત કર્મના વશે, ન જ છૂટે સંસાર. ૫
તેમાં પહેલું [૧]ગર્ભાહરણ, પછી [૨]ઉપસર્ગ શતોય;
વીરના પ્રથમ સમોસરણે, [૩]ન પ્રતિબુદ્ધ જ કોઇ. ૬
ચંદ્ર સૂર્ય [૪]સ્વવિમાને ત્યાં, સહ સ્વપરિજન અવતીર્ણ;
અતિશયવંત જિનવરના, પ્રણમે પાય(દ) સુરેંદ. ૭

**જન્મ.**
નવ માસે આઠ દિને, જાયો (જન્મ્યો) ત્રિભુવન-નાથ;
પ્રસવી સિદ્ધાર્થની ગૃહિણી, ભવને મહોચ્છવ જાત.૮

**મેરુ પર.**
હરિણેગમેષી લઇને જિન, ત્રિશલા સ્વાપિની દઇને;
શક્ર-ઉત્સંગે નિવેશિયો, મેરુ-શિખરે જઇને. ૯

**શક્રની શંકા.**
પેખી બાલ અતિ લઘુતનુ, ચિંતે એમ સુરેંદ્ર;
કેમ સહેશે જલ-નિવદ?, એક કાયાએ પડંત. ૧૦

**મેરુ-કંપન.**
ચરણાંગુલે મેરુ પછી, જાણી શક્રનો ભાવ;
બાલપણે ચલાવીઓ, ચિંતે નિજ-મન રાય. ૧૧

**શંકા માટે શક્રનો પશ્ચાત્તાપ.**
પેખીને બાલ અનંતબલ, આશંકયો સુરેંદ્ર;
દુષ્ટ દુષ્ટ મેં ચિંતવ્યું, ફરી ફરી નમે સુરેંદ. ૧૨

**અભિષેક-નામકરણ.**
જિનને કરીને મજ્જન, પછી જનની-ઘર લઈ જાય;
સુરસ્વામી પરિતુષ્ટ થઈ, વીર નામ તસ દેય. ૧૩

**ગૃહવાસ-પ્રતિબોધ.**
ત્રીશ સંવત્સર દેવ! તેં, રાજલીલા પરિભુક્તા;
પ્રતિબોધ્યો દીક્ષા-સમય, લોકાંતિકો સંપ્રાપ્ત. ૧૪

**ત્યાગ-દીક્ષા.**
એક યશોદા વાલહી, અને પ્રિયદર્શના દુહિતા (પુત્રી);
નીકળ્યો મેલીને રાજશ્રી, વીરે દીક્ષા લીધી. ૧૫

**ઇંદ્રની પ્રાર્થના.**
સુર-રાયે વીનવ્યો જિન, તું તપ-ચરણ ચરીશ;
અતિ દારુણ ઉપસગ ત્યાં, બાર વરસ સહીશ. ૧૬
હું રહું તુઝ પાદ-તલે, તું પરિત્યક્ત નિઃસંગ;
સંગમાદિકથી થનારનો, જેમ હું ભાંગું માર્ગ. ૧૭

**પ્રભુનો પ્રત્યુત્તર.**
તબ બોલે ત્રિલોક-ગુરુ, ઇંદ! ન હોશે એમ;
અન્ય-નિશ્રાએ નહિ જીવ, કર્મ ખપાવશે એહ. ૧૮

**ઉપસર્ગો.**
સહસ્રનયન સૌધર્મે ગયો, જિન વિહરવા લાગ્યો;
સ્વામી ત્યાં પ્રવેશ કરે, જ્યાં દેખે ઉપસર્ગ. ૧૯
અનગાર પરમેશ્વરના, પાયે રાંધી ખીર;
ગોવાલીઆએ સહીને, તે પણ સહે શ્રીવીર. ૨૦
પરમ ધ્યાન ધ્યાયતા, ત્યાં આવ્યો આહીર;
બળદ ભળાવ્યા જિનવરને, તે નવિ જોયા વીર. ૨૧
આપણ ચરવા તે ગયા, ફરી આવ્યો આહીર;
પૂછે બળદ કયા ગયા?, ઉત્તર દેય ન વીર. ૨૨
તે અતિ રહ્યો નિજ મને, લઇને ખેરના ખીલ;
કાને ખોડે (ઘાલે) જિનવરના, આહીર એ નિર્ઘૃણ.૨૩

**નિશ્ચલતા.**
કાને ખીલા ખોડતા, વેદના થઈ અસંત;
તે અધ્યામે (સહે) વીરજિન, મન ન ચળે નખ માત્ર.૨૪
ભાર સહસ્ર ચક્ર શિલા, સંગમકે એ મૂકી;
સરસવ માત્ર ન મન ચલ્યું, જેણે જાનુ મહી ખુત્યા.૨૫
જિન રજની એક સમે, વીશ સહે ઉપસર્ગ;
તે અધ્યામી (સહી) વીરજિન, છેદે ચતુર્ગતિ-માર્ગ.૨૬

**કેવળજ્ઞાન.**
પાપકર્મ છેદી જિન, પછી ઉપાડયું (ઉત્પાદ્યું) જ્ઞાન;
લોકાલોક પ્રકાશિયો, ચતુર્દશ રજ્જુ પ્રમાણ. ૨૭

**સમવસરણ.**
બાર જોજન પૃથિવી ગયો, મગધમાં ગોબ્બર ગામે;
દેવોએ રચ્યું સમોસરણ, ત્યાં ઉપવિષ્ટ (બેઠો) સ્વામી.૨૮

**ગણધર-પરિવાર.**
અગીયાર ગણધર જિનના, અને ચાર સહસ;
ચારસોએ અધિકા વળી, વીરે દીક્ષા દઈ કર્યા શિષ્ય.૨૯

**ગૌતમ મોક્ષ.**
પૂરક મનોરથ જિનવરને, લાધ્યો ગૌતમ શિષ્ય;
બોધી મેદિની ભવ-જલધિ, શાશ્વત સુખ સંપ્રાપ્ત. ૩૦

# વિદ્યાર્થીઓને.

## વ્યાખ્યાતા-શ્રીયુત રેવાશંકર જાદવજી ઉદાણી.

[ રાજકોટની શ્રી દશા શ્રીમાળી અને વણિક જૈન વિદ્યાર્થીભુવનના તા. ૧૦-૩-૨૯ ને દિને ઇનામના મેળાવડાના પ્રસંગે પ્રમુખપદે આપેલું ભાષણ.]

કુમાર સાહેબો, ગૃહસ્થો, બ્હેનો અને વિદ્યાર્થી ભાઇઓ,

આ સંસ્થાની કાર્યવાહક સમિતિએ આજના આ મેળાવડા માટે પ્રમુખપદ લેવા મને આમંત્રણ મોકલ્યું ત્યારે પ્રથમ તો હું અચકાયો. જેણે જૈન ભાઇઓની કશી સેવા સાધી નથી તેવાને પ્રમુખ થવાનો શો અધિકાર? પણ મેં મનને મનાવ્યું કે મારે મારા વિદ્યાર્થીઓ પાસે આવવામાં શું વાંધો! મેં તમારા આમંત્રણને વધાવી લીધું:—

૨. આજે આ બોર્ડિંગમાં પગ મુકતાં મારા બોર્ડિંગ-જીવનના દિવસો મારી આંખ આગળ આવે છે. નાનીશી એ બોર્ડિંગમાં અમે ત્યારે એક કુટુંબ માફક રહેતા. મારામારી કરતા. લડતા, રમતા અને હસતા. શ્રીયુત ઠાકરશીભાઇ ત્યારે અમારા બોર્ડીંગ મંત્રી હતા. શ્રીયુત પુરૂષોતમભાઈ જેને અત્યારે સૌ કોઈ આ સંસ્થાના પિતા તરીકે ગણે છે તેનું સ્થાન તે વખતે પણ તેજ હતું. તે જુના સમયની એક વ્યક્તિ મને અત્યારે ખુબ યાદ આવે છે તે અમારો રસોયો તુલસી. અભણ છતાં પિતા જેટલું વ્હાલ બતાવી અમારી સંભાળ લેતો અને તે સેવાભાવી હતો.

૩. આવે વખતે શીખામણનાં વચનો બોલવાં એ એક જુનો શિષ્ટાચાર છે. મને તો તે ગમતું નથી. હું તમોને એવાં વચનો નથી કહેવા માગતો. આજ તો મારૂં હૃદય તમને જોઇને આપણા ઉજ્જવલ ભાવીની આગાહી કરે છે.

૪. હું તમને જગત્‌પર દૃષ્ટિ નાંખવા નથી કહેતો. હું તમને હિંદ પર દષ્ટિ નાંખવા નથી કહેતો, હું તો કહું છું, આપણી આસપાસ આ કાઠીઆવાડમાં ક્યાં અંધકાર ઓછો છે! જરા આંખો ખોલો. જમાનાથી ઘર કરી બેસેલ રૂઢિનાં બંધનો આજે આપણને કેદી બનાવી રહ્યાં છે. આજે આપણે રૂઢિચુસ્ત થઇ ગયા છીએ. પળે પળે આપણે તમારે, અને મારે, અત્યારના ઉછરતા યુવાનોએ મહાન્ ફેરફાર કરવાના છે.

૫. આટ આટલા યુવાનો છતાં આપણા જૈન ભાઇઓ બાળલગ્ન કેમ કરી શકે છે? તમે તમારા ઘરમાં કાં તોફાન નથી જગાવતા? આજે કન્યાઓ કેમ વેચાવા દ્યો છો? યૌવનમાં ઉછરતી નિર્દોષ બાલિકાને "વિધવા" નામ આપી કાં જીવનભર રડાવો છો? આપણી પાસે કયાં ઓછું કરવાનું છે? બાળ-લગ્ન હરામ કરો, તમે લગ્નની ઉમર ચોકસ કરો, અને એક નિશ્ચય ઉપર આવી જાઓ કે જ્યાં લગી તમે તમારા કુટુંબનું ગુજરાન ચલાવવા શક્તિમાન્ ન થાઓ ત્યાં સુધી સંસારની ધુંસરીમાં ન પડો. આપણેજ આ કરવાનું છે. વિધવાનાં આસુંઓ યુવકોએજ લુછવાનાં છે.

૬. તમારામાંના ઘણા-લગભગ બધા-બે ચાર વર્ષોમાં પરણશો. તમે ઘરોમાં કાં પડયા રહો છો? તમે યુવાનો બંડ જગાવશો તો બીજાઓની તાકાત નથી કે એ રિવાજો ચાલી શકે.

૭. આપણે સ્વરાજ્યની વાતો કરીએ છીએ, આપણા ઘરનો તમે વિચાર તો કરો. જે જીવન, પુરૂષમાં એજ સ્ત્રીમાં. ત્યારે ભેદ કેમ રાખો છો? આજે હજુ આપણે એમને સમાન હક કયાં આપ્યા છે? સ્ત્રીઓ ચેતન અને પ્રેરણા-દાતા છે. મને તો લાગે છે કે હિંદનું સ્વરાજ્ય સ્ત્રીઓની હથેલીમાં છે. પણ તમે એમને તક કયાં આપો છો? યુવાન્ ભાઇઓ, યાદ રાખજો કે આજે સ્ત્રીઓને સ્વાતંત્ર્ય નહિ આપો તો આવતી કાલે તેઓ શાંત પણ ભયંકર

બળવો જગાડવાનો છે. સૈકાઓના કાયદા અને ગેર-કાયદાના આંકડા મુકી પગલું ભરનાર ઘરડાઓ આ બધો ફેરફાર કરવાના નથી. એ માન તો આપણેજ લઈ શકશું. આપણે ધારીએ તો કાચી કલાકમાંજ આખા કાઠીઆવાડને બદલી શકીએ.

૮. જમાનાઓની ઘરેડમાંથી બહાર આવતાં હજુ આપણને આંચકો લાગે છે. મને લાગે છે કે તમે તોફાની થાઓ; અસત્ય, અસભ્ય એક પણ ચીજને સાંખતા નહિ. મુનિ મહારાજો ધારે તો મોટામાં મોટો સમાજ સુધારો કરાવી શકે પણ આજે એવા મુનિ મહારાજો કયાં છે? તેમને સંસાર સાથે સંબંધ નથી. આપણા જૈન ધર્મના સિદ્ધાંતો આજે જો કોઈ બીજા દેશ પાસે હોત તો તે જગતને કાંઈક નવુંજ બળ બતાવત. આજે આપણો ધર્મ દેશને અને જાતિને રીબાતી બચાવવાનો છે. લાખોનાં ઉના આંસુઓ આપણે લુછવાનાં છે.

૯. પણ આજે તો આપણને શરીરજ કયાં છે? વીસ વરસનો જુવાન, આજે "જુવાન" શબ્દને લજાવી રહ્યો છે. એના મોઢા પર પ્રાણ નથી, લાલાશ નથી, જીવનમાં આનંદ નથી; આપણે પહેલાં તો આપણાં શરીર ઘડવાનાં છે. આપણે મારશું નહિ, પણ બચાવ માટે મારતા શીખશું તો ખરાજ. લાકડી મારતા નહિં પણ ફેરવતા તો શીખોજ. તમે scout movemets મા ભાગ લ્યો. જગતની એ પ્રવૃત્તિ સાથે ભળો, દષ્ટિબિંદુ વિશાળ બનાવો. તમને ખબર હશે કે નામદાર સરકારે વિદ્યાર્થીઓ રાઈફલની પ્રેકટીસ કરી શકે એવો ઠરાવ સ્વીકાર્યો છે. આજે હું રાજકોટના નામદાર ઠાકોર સાહેબને વિનંતિ કરૂં છુ કે અહીંની શાળાઓમાં એવા પ્રયોગો થવા માંડે.

૧૦. આજે આપણે બાયલા છીએ; બીક પેસી ગઈ છે. બીકને લીધે પુરો શ્વાસ પણ લઈ શકતા નથી. મુસ્કેલ ધારી આપણે કામો નીચે મુકીએ છીએ. હું તો કહું છું કે તમે બીકની વાતજ ન કરતા. તમારી આંખમા નિર્ભયતાનો તોર રાખજો અને ઉંચું માથું કરી જગતમાં ચાલજો. તમે પોતે નિર્ભય બનો કે જેથી બીજા નિર્ભયતાથી જીવતાં શીખે. નિર્બળતાના વિચારે બાયલા ન બનવું. જેને પોતાને માટે ખુમારી છે તે ખુમારી જન્માવી શકે છે. તમે પાણીદાર હશો તો જ્યાં જ્યાં તમારાં પગલાં પડશે ત્યાં ત્યાં પાણી પ્રકટશે.

૧૧. તમોને યુરોપના યુવકોની સહેજ ઓળખાણ અત્રે કરાવું તો અસ્થાને નહિંજ ગણાય. ત્યાંનો યુવક એટલે તે પ્રદેશની ભવિષ્યની આશા. તેવીજ નજરથી તેના વડીલો તેને જુએ છે, તે બધા વિષયોમાં નાનપણથી રસ લેતો થાય; તેવા પ્રયોગો તેના વડીલો આદરે છે. નાનપણથી તેનો દેશ શું છે, તેનું તેને ભાન કરાવાય છે. સ્વદેશાભિમાની બને તથા સ્વદેશમાં બનતી ચીજો વાપરે, બધા કરતાં પોતાનો દેશ અને તેમાં રહેતાં પોતાના બાંધવો બીજા બધા દેશોથી શ્રેષ્ઠ છે તેવો ગર્વ તેનામાં પેદા થાય, તેના માટે વડીલો પગલાં લે છે. નિડરતાથી રહેવું તથા કોઈથી પણ ન દબાવું તેનો પાઠ તેને પહેલો શીખવવામાં આવે છે.

૧૨. તેના નિશાળના અને કોલેજના જીવનમાં તે ઉમંગભર રમત, ગમત, કસરત વિગેરેમાં ભાગ લે છે. Oxford, Cambridgeની કોલેજની ડીબેટિંગ સોસાઇટીઓ અને વિદ્યાર્થીઓની તેને અંગે "Political"—રાજદ્વારી કલબોમાંથી તો ભાવિના રાજકર્ત્તા અને અમલદારોની નિમણુંકો થાય છે. જાહેર જીવનમા તે રસભર ભાગ લે છે. હંમેશા ન્યુસપેપરો ઉમંગથી વાંચી તેના દેશમાં તથા દુનીઆમાં શું શું થાય છે તેનું ધ્યાન રાખે છે. તેઓની પરીક્ષાઓ એટલે આપણી પરીક્ષાઓ જેવી મગજને ચુસી લેનાર નહિં, પરંતુ તેના General knowledge (સામાન્ય જ્ઞાન) તથા તે પોતાના પગ ઉપર ઉભો રહી શકે તેમ છે કે કેમ તેની પરીક્ષાઓ.

૧૩. ત્યાંનો યુવક તે ભાવી પ્રજાનો ઉજ્વલ હીરો. રાજ્યદ્વારી બાબતમાં કે પોતાના દેશની સેવા કરવામાં ઉમંગથી ઝંપલાવવાવાળો. આપણો યુવક પણ આવો કાં ન બને? આપણા વડીલોના કહેવાથી દેશની સ્થિતિમાં કે રાજદ્વારી પ્રશ્નોમાં કે સંસાર સુધારામા ભાગ નહિં લ્યો તો આપણો ઉદ્ધાર કેમ થાય? હું કહું છું કે જે લોકો કહે છે કે યુવકોએ દેશની પરિ-

સ્થિતિ તથા રાજદ્વારી પ્રશ્નોમાં રસ નહિ લેવો તેઓ આપણા હિતેચ્છુ નથી. યુવકો રાજદ્વારી પ્રશ્નોમાં રસ નહી લે તો દેશનું ભાવિ કોણ ઘડશે ?

૧૪. હિંદના યુવકોએ હવે ખાસ કરીને રાજની કે સરકારની નોકરીઓ વાસ્તે ફાંફાં મારવા છોડી દઇને વેપાર ક્ષેત્રમાં ઝંપલાવવાની ઘણીજ જરૂર છે. કાઠીઆવાડ એવો તો પ્રદેશ છે કે જેનો હજી વેપાર-દૃષ્ટિએ વિકાસ થયો નથી. કાઠીઆવાડમાં આજે એવી એવી લાઈન દોરીઓ પડેલી છે કે જેથી વેપારની વૃદ્ધિ થઇ શકે તેમ નથી. વેપારને ક્રિકેટની રમત સાથે સરખાવીએ તો ક્રિકેટમાં ચાલાકી તથા એકાગ્રતાની જરૂર પડે છે અને જે તેનો વધારે ઉપયોગ કરે છે તે જીતી જાય છે, તેવીજ રીતે વેપારમાં પણ છે.

૧૫. વેપારમાં જેને પડવું હોય તેને ત્રણ જાતના ગુણો મેળવવાની જરૂર છે-સખ્ત કામથી ન ડરવાનું, સાચાઈ અને સીધાપણું અને ત્રીજું ધીરજ. જે માણસ આ ત્રણ જાણે છે તથા પોતાનો મીજાજ ગમે તેવા વિકટ પ્રસંગમાં આવી પડતાં છતાં ખોતો નથી તે છેવટે ફતેહમંદ થાય છે.

૧૬. આપણા જૂના રીત રિવાજો પ્રમાણે વેપાર હાલ થઇ શકે તેમ નથી. આથી જો હિંદુસ્થાનને આપણે સ્વરાજ્ય અપાવવું હોય તો પ્રથમ આપણે વેપારમાં સ્વરાજ્ય મેળવવાની જરૂર છે. તે આપણે જો પશ્ચિમ પદ્ધતિથી કામકાજ કરીએ તોજ તેમાં આગળ વધી શકીએ તેમ છીએ.

૧૭. હિંદુસ્થાનમાં અત્યારે એવા માણસોની જરૂર છે કે જે વિચારી શકે. જે બજારભાવમાં શું શું ફેરફાર થશે તે જાણી શકે. જે નફા તોટાનો હિસાબ બરાબર કરી શકે. જે પોતાની આબરૂ આંટ બરાબર જાળવી શકે. જો તમે તમારી નિરીક્ષણ શક્તિનો આવી રીતે વિકાસ કરી શકો તો તમે આ જગ્યા શા માટે ન લઇ શકો !

૧૮. કદી પણ સટ્ટો કરતા નહિ. સટ્ટો દેશને પાયમાલ કરવાનું એક સાધન છે. ઉતાવળે પૈસા ભેગા કરવાને લલચાતા નહિ. જે કામ કરો તે કામ પાકા પાયા ઉપર કરજો. હળવે હળવે આગળ વધજો. તમારા પોતાના પગ ઉપર ઉભાં રહેતાં શીખજો. હિંદુસ્તાનને અત્યારે મોટાં કારખાનાંની કે મોટી બેંકોની જરૂર નથી. કારણકે તેમ થવાથી આપણે પરદેશો સાથે હરીફાઈમાં પહોંચી શકતા નથી, અત્યારે તો ખરી જરૂર જાત મહેનતથી જમાવેલાં નાનાં નાનાં કારખાનાંઓ અને ગામડે ગામડે શરાફોની જરૂર છે.

૧૯. જર્મન યુવકોની માફક તમારા રજાના દહાડાઓમાં ગામડે ગામડે ફરતાં શીખજો અને ગામડાનાં રહેવાશીઓને સ્વચ્છતાથી રહેતાં શીખવજો. વાંચન તથા કેળવણીમાં રસ લેતા કરજો. દેશની પરિસ્થિતિથી વાકેફ કરજો. 'ફર્સ્ટ એઇડ'ના સિદ્ધાંતો શીખી તેનો અમલ કરી ગામડાનાં રહેવાશીઓને તે શીખવજો. તેઓનાં સુખ દુઃખના ભાગીદાર થવા પ્રયત્ન કરજો. તેઓનાં દુઃખો સમજી લઈ તે દુર કરાવવા પ્રયત્ન કરજો. રાજા મહારાજાઓને આવાં દુઃખોથી વાકેફ કરી તેઓને તેમના ધર્મનું ભાન કરાવજો. અને તેઓ હાલની પદ્ધતિ અનુસાર રાજ્ય કરે તેવાં પગલાં લેજો, પરંતુ જો રાજા મહારાજાઓ તમારી વિનતિનો અનાદર કરે તો સાફ સાફ કહી દેજો કે હવે આપખુદીનો યુગ નથી.

મે. કુંવર સાહેબો !

આપ અત્રે પધાર્યા છો: ત્યારે બે શબ્દો આપણને પણ કહી લઉં: આપ થોડા સમયમાં ગાદીનશીન થશો, ત્યારે આપ આપશ્રીની પ્રજા પ્રત્યેની ફરજ બરાબર અદા કરજો. પ્રજા આપની બાળક છે. પ્રાચીન હિન્દમાં ચાલ્યા આવતા રિવાજ મુજબ પિતા પુત્રનો સંબંધ આપ ફરીથી અસલ હતો તેવો દાખલ કરજો. સેવાભાવી થજો: પ્રજાને દુઃખે દુઃખી, અને સુખે સુખી થજો. પરદેશ-ગમન, ગાદી ઉપર આવ્યા બાદ કરતાં ચુકજો નહી. યુરોપ ઉત્તરાદી ફરી ત્યાં રાજ કેમ થાય છે તથા રાજધર્મ શું છે તે શિખી આવજો.

૨૦. તમને-બધા યુવાન ભાઈઓને જોઇને આજે મારૂં યુવાન લોહી ધગી ઉઠે છે. અને સર પ્રફુલ્લચંદ્ર રોયના ઢાકાના યુવકોને કહેલા શબ્દો યાદ આવે છે:-

'ચીનની અપમાન ભરી દુર્દશામાંથી થોડાજ વખતમાં ત્યાં જે ઉત્કર્ષ થયો છે, તેનો બધો યશ

ત્યાંની યુવક પ્રવૃત્તિને ધરે છે. જે સિદ્ધિ ત્યાંના યુવાનોમાં છે તે હિંદના યુવાનોમાં પણ છે. હિંદી વિદ્યાર્થી ચીની બંધુને પગલે ચાલે, ત્રણ વસ્તુ પાછળ પાગલ બને, તો કાલે જે ચીનમાં બન્યું તે આજે હિંદમાં બને, અને એ ત્રણ વસ્તુ કઇ? વિદેશ જઈ અનેક વિદ્યાઓ શીખવી, પરદેશી માલનો બહિષ્કાર કરવો, અને રાષ્ટ્રપણાને જાગ્રત કરવો."

"છેલ્લા ચીન અને જાપાનના યુદ્ધ પછી ત્યાંના હજારો ચીની વિદ્યાર્થીઓ અનેક યુરોપી દેશોમાં ઉપડેલા. હિંદીઓની માફક સિવિલિયન બનવાને નહિ પણ પાછા ફરી દેશનું પુનર્વિધાન કરવા. એ યુવાનોએ ચીનની જંજીર તોડી, અને આજે એ પ્રજા જગતમાં ઉન્નત મસ્તકે પોતાનો વિજય ગાઇ રહી છે."

૨૧. યુવાન્ ભાઇઓ! કાઠીઆવાડને જાગૃત મનાવવો આપણા હાથમાં છે. મને તો કહેવાનું મન થાય છે કે આ વખતે મોરબીમાંજ તમે "કાઠીઆવાડ યુવક સંમેલન" શું કામ ન ભરો? આગળ ધસો અને જાગૃતિના ડંકા ગજાવો. કાઠીઆવાડને આંગણે તમે યૌવન-મંગળ વર્તાવો; યૌવનમા આશિર્વાદ છે—

૨૨. અને મુરબ્બીઓ! આજે આ બોર્ડિંગમાં વર્ષો પહેલાં હતો એજ બાળભાવથી આપને બેચાર વિનંતિ કરી લઉં. આપે વિદ્યાર્થીઓ માટે ગૃહ બાંધ્યા છે પણ અભ્યાસ પર પુરતું ધ્યાન આપ્યું છે? તમો બધા ભેળા થઈ એક છાત્રાલય મંડળ શામાટે ન કાઢી શકો? આપની સલાહ-સમિતિમાં આપ ધારો તો જૈનેતરને લઇ શકો; તેમ થાય તો ઉલટું કામ સુંદર થશે.

૨૩. વિદ્યાર્થીઓ સહુ, યૌવનના નિર્દોષ પંખીડા છે. એમની રમતોમાં આડે ન આવના, એમનાં જીવનો ફાલવા દેજો. માનસિક શિક્ષણ આપવામાંજ નહિ રહેતાં. જીવનનું શિક્ષણ મળે એ જરૂરી છે. આજે બને તો કાઠીઆવાડમાં Technical Institute ની ખાસ જરૂર છે. આમ થાય તો યુવાનો પોતાના પગ ઉપર ઉભાં રહેતાં શીખે.

૨૪ અને મુરબ્બીઓ! બીજી એક પણ ભલામણ આપ રજા આપો તો કરી લઉં. મંત્રીજી તેના અહેવાલમાં સંસ્થામાં ગરીબ વિદ્યાર્થીઓને માફી તરીકે નિભાવવા બે પ્રકારની યોજના હોવાનું કહી ગયા છે. પહેલી યોજના તે કાયમી નિભાવ ફંડમાં રૂ. ૨૦૦૦ ની રકમ જે દાતા આપે તેના નામ ઉપર એક સ્કોલર નિભાવવો અને બીજી યોજના તે દર માસે રૂ. ૧૦ જેના તરફથી મળે તેના નામ ઉપર એક સ્કોલર નિભાવવો. મને તો બીજી યોજના બહુ સુંદર લાગે છે કારણ ઘણે ભાગે મોટા કાયમી નીભાવ ફંડો ધરાવતી જાહેર સંસ્થાઓ પ્રગતિશીલ મટી કાંતો સ્થિતિચુસ્ત થઈ જાય છે અગર તો ઉલટાની નીચે જાય છે. કારણ મોટું ભંડોળ હોય ત્યારે ઘણે ભાગે કાર્યવાહકો લોકમતથી બેપરવા અને બિનજવાબદાર બને છે એટલે મારા અંગત અભિપ્રાય પ્રમાણે તો જાહેર સંસ્થાઓએ સારૂં કાર્ય બતાવી લોકમત આકર્ષી તેને પરિણામે છુટક છુટક મળતી સહાય ઉપર નિભાવ ચલાવવો તે સંસ્થા માટે અતિ લાભદાયી છે. હું આપ મુરબ્બીઓને જાલંધરના 'કન્યા મહા વિદ્યાલય' ની 'પોલિસી' ટુંકામાં અત્રે દાખલ કરવા વિનતિ કરૂં છું. ત્યાંના કાર્યકર્તાઓને—તેમાં પણ લાલા હંસરાજને જોઇએ તેટલા રૂ. કાયમી ફંડ વાસ્તે મળતા હતા. પરંતુ તેઓ તેને નહોતા સ્વીકારતા. અહીંના મિત્રો, શુભેચ્છકોને કહું છું કે, કાયમી ફંડ થવાથી અમો આળસુ બનશું. અમારૂં કામ જુઓ અને જો યોગ્ય લાગે તો દર વર્ષે અમારા ખર્ચ પેટે મદદ કરો. તમો જ્યારે તમારી કાર્યસમિતિમાં એવા ઉત્સાહી; માણસો ધરાવો છો, ત્યારે તેની પદ્ધતિ અત્રે દાખલ કેમ ન કરો.

૨૫. ભાઈઓ! મને એક વાત જણાવતાં દુઃખ થાય છેઃ—આપણી જ્ઞાતિ ધનાઢ્ય હોવા છતાં જેટલો પૈસો ધર્મને નામે વપરાય છે તેટલો પૈસો કેળવણી પાછળ ખર્ચાતો નથી. હું જ્ઞાતિના ઉદાર શ્રીમંતોને વિનંતિ કરૂં છું કે કેળવણી પાછળ બને તેટલો પૈસો ખર્ચો અને આજીવિકા—શાળા સ્થાપો, જ્ઞાનમંદિરો

સ્થાપો, અખાડાઓ બાંધો તો પૈસો વપરાયો શોભશે.

૨૬. વિદ્યાર્થી ભાઇઓ ! માત્ર બોલી જવા માટે હું અહિં નથી આવ્યો. આપણે સૌ કાંઇક કરીએ એવી મારી ખાસ ઇચ્છા છે. આપણે આજથી જ સ્વદેશી ચીજો વાપરવાની પ્રતિજ્ઞા લઇએ. કસરતથી શરીર સુદૃઢ કરી આત્મ-રક્ષણની શક્તિ મેળવવાનો દૃઢ નિશ્ચય કરીએ. તમે કાઠીઆવાડને તમારા યૌવનથી, આનંદથી, નિર્ભયતાથી, રંગી નાંખો અને સર્વત્ર સૌંદર્ય અને સૌરભ પ્રસરાવો એ મારી અંતરની અભિલાષા છે.

---

# હિંદુ મહાસભા અને જૈનોનું કર્તવ્ય.

**લે. રા. છોગમલ નોપાજી શાહ, સુરત.**

સુરત ખાતે મળેલી બારમી અખિલ ભારતીય હિંદુ મહાસભા વખતે હાજર રહેવાનો શુભ પ્રસંગ પ્રાપ્ત થયો હતો. મહાસભાના ઠરાવો અને ઉદ્દેશો પરથી જે વિચારો ઉદ્‌ભવ્યા તે લખવા પ્રેરાયો છું.

હિંદુ મહાસભાની વિશાલ વ્યાખ્યા મુજબ 'હિંદુ ધર્મ' એટલે હિંદમાં ઉત્પન્ન થએલો કોઈ પણ ધર્મ. તે ન્યાયે હિંદુ, બૌદ્ધ, જૈન અને શીખ એ ધર્મો હિંદુ ધર્મમાં સમાઈ જાય છે. હિંદુ મહાસભાનું કાર્ય પણ એ વ્યાખ્યા પ્રમાણે જ થાય છે. તેના બધા ઠરાવો એ બધા ધર્મોને બાધક ગણી શકાય છે.

બધા ધર્મોના મુખીઓને હિંદુ મહાસભાની કાર્યવાહીમાં સરખોજ હક્ક છે. પછી તો મહાસભા માટે જે વધારે ભોગ આપે, મહાસભામાં જે વધારે રસ લે તેના હાથમાં તેની દોરી જાય એ સ્વાભાવિક છે.

મહાસભાની કાર્યવાહીમાં જૈનોનો આર્ય સમાજીઓ જેટલોજ હક્ક છે છતાં આજે આપણે શું જોઈએ છીએ ? આજે મહાસભા આર્યસમાજીઓ ચલાવે છે એમ કહીએ તો ખોટું નથી. અને તેટલુંજ સાચું એ પણ છે કે હિંદમાં હિંદુત્વના રક્ષણ ખાતર, વિધર્મીઓના જબરા ધસારાથી ખવાઈ જતી હિંદુ જાતિને અર્થે સમાજીઓ જેટલી આહૂતિ બીજા કોણે આપી છે ? આર્ય સમાજે હિંદુત્વની ખાતર સ્વામી શ્રદ્ધાનંદનો અને 'રંગીલા-રસુલ'ના લેખક મી. રાજપાલનો ભોગ આપ્યો, પંડિત માલવીયા અને ડૉ. મુંજે જીવને જોખમે હિંદુત્વનો હ્રાસ અટકાવવા ખૂબ પ્રયત્ન કરે છે.

હવે આપણે જૈનોએ શું કર્યું ? જૈનો હિંદુ હોવાનો દાવો કરે છે, હિંદુઓની સાથે હળીમળીને રહેવા ઇચ્છે છે અને મહાસભા પણ તેમને પોતાના ઉદરમાં માનપૂર્વક જગ્યા આપે છે. ગોધરાના છેલ્લા હુલ્લડ વખતે રા. પુરૂષોત્તમદાસ શાહનું મુસલમાન મવાલીઓના હાથે હલાઈ ખુન થયું. મી. શાહ હિંદુ સભાના પ્રમુખ હતા અને હુલ્લડ ગોધરાના જૈનોના વરઘોડાના કારણે થયું હતું. ગોધરાના હિંદુઓએ જૈનોના વરઘોડાને સમસ્ત હિંદુઓનો વરઘોડો માન્યો, અને તોફાનમાં જૈનોને સહાય આપી. મી. વામન મુકાદમ આદિ જૈનેતરોએ પણ હુલ્લડમાં માર ખાધો, અને મી. શાહે પ્રાણ બચાવવા ખાતર નાસવાની કાયરતા ન કરતાં હસતે મુખે મવાલીઓના હાથે માર ખાઈને વીરશ્રી વરવાનું પસંદ કર્યું.

આ પ્રસંગથી હિંદુઓ અને જૈનો વચ્ચે સ્નેહની સાંકળ મજબુત બની. જૈનોને માલમ પડયું કે હિંદુઓ તેમના દોસ્તો છે. જૈનોને મુસલમાનોની જેમ Non-Hindus તરીકે જીવવામાં લ્હાણ નથી; અને તેઓએ હિંદુ શબ્દની વિશાળ વ્યાખ્યા પ્રમાણે હિંદુ ગણાવવામાં માન લેવું ઘટે છે.

આટલું છતાં પણ દિલગીરીની વાત એ છે કે જ્યારે ગુજરાતને આંગણે મહાસભાનો મંડપ બંધાયો ત્યારે ગુજરાતના જૈનેતર હિંદુઓએ એમને ગોધરામાં સહાય કર્યા છતાં પણ એક જૈન આગેવાન સુરતની હિંદુ મહાસભામાં જણાતો ન્હોતો. ન્હોતો એક પણ જૈન આગેવાન કે ન્હોતો એક પણ સહાનુભૂતિનો

સંદેશ. પંજાબથી પન્નારાજ જૈન આવે પણ અમદાવાદ કે મુંબઇથી જૈન સદ્‌ગૃહસ્થ કોઈ ન આવે. મહાસભાના કાર્યમાં જૈનોનો ટેકો છે એવી લાગણી દર્શાવવાની આપણને ફુરસદ ન્હોતી મળી. મી. પુરુષોત્તમદાસ શાહનું સ્મારક કરવા મહાસભા ભલામણ કરે પણ જૈનોને તેમના કુટુંબની સેવા કરવાની પરવા ન મળે. ક્યાં લગીની બેદરકારી–એકદરપણું !

હવે મહાસભાના ઠરાવો વિચારીએ. મહાસભાનો એક ઠરાવ એ હતો કે હિંદ ભરના હિંદુ, બૌદ્ધ, જૈન વગેરે સઘળા હિંદુઓએ સંગઠિત થઈ વિધર્મીઓના હુમલાથી હિંદુત્વનો થતો નાશ અટકાવવો.

ઠરાવોને જો મૂળ સ્વરૂપમાં જૈનો અમલમાં મૂકી શકે તો સારી વાત પણ જો તેટલી હૃદયની ખીલવટ ન હોય તો આપણા પોતાના સમાજ પ્રત્યે એનો વિચાર જરૂર કરી શકીએ. મહાસભાનો એક એક ઠરાવ એવો છે કે જો આપણા આગેવાનો તેને ફક્ત સમાજના હિતની ખાતર પણ અમલમાં મૂકવા પ્રયત્ન કરે તો જૈન સમાજને ઘણો લાભ થશે અને મહાસભાનો ઉદ્દેશ પણ પાર પડશે.

આપણે સમસ્ત હિંદુ સમાજના સંગઠનમાં ફાળો ન આપી શકીએ તો આપણો સમાજ આજે મુખ્યતઃ શ્વેતાંબર, દિગંબર અને સ્થાનકવાસી એ ત્રણ ફિરકાઓમાં વ્હેંચાએલો છે. એ ત્રણ ફિરકાઓ છિન્ન ભિન્ન અવસ્થામાં સડી રહ્યા છે. આંતરિક કલહો, તીર્થના ઝઘડાઓથી આપણી શક્તિઓ મૃતપ્રાય થઇ રહી છે. જ્યારે ચૂસ્ત હિંદુઓ પણ **हस्तिना ताड्यमानोऽपि न गच्छेज्जैन मंदिरम्।** ની સંકુચિત ભાવનાને છોડીને વેદને ન માનનારાઓ સાથે સલાહસંપ અને સહકારથી વર્તવા તૈયાર થયા છે, ત્યારે આપણે એકજ **વીર**ના પુત્રો, એકજ વીતરાગને ભજનારા ત્રણે ફિરકાઓ શામાટે પરસ્પર સલાહ સંપથી ન વર્તીએ? આપણી માન્યતાઓમાં એટલી ભિન્નતા નથી કે જેટલી વેદધર્મીઓ અને આપણામા છે. અત્યારના બારીક સમયમાં આપણી આવી નાની અને સત્ત્વહીન કોમ જો સંગઠિત ન થાય તો United we stand and divided we fall–એ ન્યાયે આપણી અસ્તિ ભયમાં આવી પડે તો નવાઈ નથી. એકજ ખુદામાં માનનારા મુસલમાનોમાં જેટલો સંપ છે તેટલોજ એકજ **વીર**માં માનનાર જૈનોમાં કુસંપ છે. અંદર અંદર લઢી આપણે લાખો રૂપીયા વેડફીએ છીએ અને એ રીતે આપણી શક્તિનો દુર્વ્યય કરીએ છીએ. કહ્યું છે કે **संघशक्तिः कलियुगे।** માટે જે કોઇ કોમ આ વખતે જીવવા માંગતી હોય તેણે સંઘબળ વધાર્યેજ છૂટકો.

આપણે દર વર્ષે સેંકડાબંધ ઘટીએ છીએ તેનો આપણે ક્યારે યે વિચાર કર્યો છે? આપણા બાળમરણનું પ્રમાણ કેટલું છે? આપણી શારીરિક સંપત્તિ કેટલી ગરીબ છે? આ બધો વિચાર કરવો મૂકી આપણે બીજી દિશામાંજ શક્તિનો વ્યય કરીએ છીએ. એ વાત તો ચોક્કસ છે કે આપણે જગતમાં જૈન તરીકે જીવવું છે, જૈન ધર્મને જગતના ખૂણે ખૂણે પ્રસરાવવાના આપણા આદર્શો છે–આપણે સ્વપ્નાં સેવીએ છીએ; તે બધું ક્યારે બને? આમ અંદર અંદર લઢવાથી જૈન ધર્મ દિગંતવ્યાપી થશે કે? ના, ના, એમ કદી નહીં બને. ઉઠીને જાગવાથીજ સંઘબળ વધારવાથી સૌ થશે. **વીર**નું સંઘબળ જુઓ. ત્યારનો જૈન માત્ર 'જૈન' શબ્દ સાંભળીને હર્ષથી રોમાંચીત થતો, ત્યારનો જૈનસાધુ બીજા સાધુની ખાતર ગમેતેવાં જોખમો ખેડતો. આજે એ દશા છે કે? મહાવીરનું સંઘબળ એટલું અભેદ્ય હતું કે તેમના નિર્વાણ પછી સૈકાઓ સુધી એમના દુર્ગમાંથી કાંકરીએ ન્હોતી ખરી.

બાબુ રમાનંદ ચેટરજી બારમી હિંદુ મહાસભાના પ્રમુખપણે સંગઠન વિષે બોલતા કહે છે કે, " This would be possible if our social organizatins were such as would make every Hindu, whatever his birth or lineage, proud of the Hindu name."

બાબુજીના વિચારો આપણા જૈનોને પણ હિંદુઓ જેટલાજ લાગુ પડે છે. આજે આપણે 'જૈન' નામથીજ સંતોષ નથી થતો. આજે આપણને 'જૈન' શબ્દ પ્રત્યે તે પ્રેમ નથી કે જે અભેદ સંગઠન ઉત્પન્ન

કરી શકે. આપણે તો પૂછીએ છીએ કે, ભાઇ તમો કોણ છો?"

'જૈન.'

"કેવા જૈન."

"શ્વેતાંબર."

"પણ ઓસવાળ કે પોરવાડ"?

"ઓસવાળ"

"કેવા ઓસવાળ"?

"વીસા"

હં, એતો 'વીસા' ઓસવાળ છે. આપણે 'દશા' છીએ આપણે એની સાથે શું લેવા દેવા. એવી આપણી સ્થિતિ છે. એ સ્થિતિ જ્યાં લગી ન સુધરે ત્યાં લગી સંગઠન અશક્ય જેવુંજ છે.

હિંદુઓનું સંખ્યાબળ વધારવા માટે મહાસભાએ શુદ્ધિની ચળવળને જોશ ભેર ઉપાડી લેવાનો ઠરાવ કર્યો છે.

જૈનોની સંખ્યા દિન પ્રતિદિન ઘટે છે એ તદ્દન દેખીતી વાત છે. કરોડોમાંથી આપણે લાખો પર આવ્યા છીએ. જ્યારે મહાસભામાં એ ઠરાવ આવ્યો ત્યારે બ્રહ્મચારી શીતળપ્રસાદજીએ (જૈન) એ ઠરાવને શાસ્ત્રના પુરાવા સાથે અનુમોદન આપ્યું હતું. ખુદ મહાવીર પ્રભુએ રજપુત રાજાઓને જૈન ધર્મનો ઉપદેશ દીધો છે. રત્નપ્રભ સૂરિજીએ હજારો રજપુતોને જૈન બનાવ્યાનો દાખલો તદ્દન તાજોજ છે. અનેક આચાર્યોએ પોતાના શિષ્યો વિષયલંપટ બન્યા છતાં-સાધુધર્મથી ચ્યુત થયા છતાં શુદ્ધ બનાવી પાછી દિક્ષા આપી છે. શુદ્ધિ કરવી એટલે પ્રાયશ્ચિત્ત આપી શુદ્ધ બનાવવું. શુદ્ધિ તેનીજ કરીએ છીએ કે જે અશુદ્ધ છે—અપવિત્ર છે. દાખલા તરીકે એક કસાઇ છે, તેણે અનેક પાપો કર્યા છે; છતાં જો કોઇ મહાત્માના ઉપદેશથી તેનું હૃદય પલટો ખાય; તેને પોતાનાં કાર્યો માટે તિરસ્કાર છૂટે અને પોતે જૈન બનવા ચાહે તો શું આપણે તેને જૈન ન બનાવવો? તેને યોગ્ય પ્રાયશ્ચિત્ત આપી જરૂર જૈન બનાવી શકાય છે. વિષયલંપટ યતિને શુદ્ધ કરીએ, કસાઇને પણ શુદ્ધ કરીએ—શુદ્ધ થતી વખતે બન્નેનાં હૃદય શુદ્ધ થયાં છે. માટે બંન્નેને શુદ્ધ કરી શકાય. (હરિબલ માછીની જનકથા આ સંબંધે સુપ્રસિદ્ધ છે) મહાસભામાં એક સ્વામિજીએ કહ્યું હતું કે, "શાસ્ત્ર સાક્ષી આપે છે તેટલા ખાતર નહીં, ઇતિહાસ દાખલા પૂરા પાડે છે એટલા માટે નહિં પણ અત્યારના જીવનકલહના જમાનામાં કોઈપણ સમાજનું જીવન ટકાવવા માટે શુદ્ધિની હીલચાલની જરૂર છે માટે હું તેની હિમાયત કરૂં છું."

એજ પ્રમાણે આપણે પણ મોટા પાયા પર શુદ્ધિની ચળવળ ઉપાડી લઈ અનેક કહેવાતા હલકા હિંદુઓ જેઓ દિવસે દિવસે હિંદુ ધર્મ છોડી વિધર્મમાં જોડાય છે તેમને જૈનધર્મનું રહસ્ય બરાબર સમજાવી શામાટે જૈન ન બનાવીએ? પણ દિલગીરીની વાત તો એજ છે કે આપણા **વીર** ધર્મના ઉપદેશકો **વીર**શાસનને ઉન્નત કરવાનો દાવો કરનારાઓ માંહે માંહેના ઝઘડા કરતાં પરવારતા નથી. એમને અંગ્રેજ મીશનરીઓની જેમ અનાર્યોના પ્રદેશોમાં જઈ કાર્ય કરવાની ફુરસદ નથી. પ્રભુ **વીરે** જેમ અનાર્ય પ્રદેશમાં ઉપદેશ આપ્યો તેમ તેમની પાટ પર બેસનારા—તેમની ગાદી સાચવનારા નથી કરી શકતા.

એ બાબતમાં સાધુ કરતાં શ્રાવકોના દોષ ઓછા નથી. શુદ્ધિ કરવાની વાત તો દૂર ગઈ પણ જેઓ જૈનધર્મ પાળેજ છે-પ્રભુ **વીર**ને પૂજે છે એવા લાડવા શ્રીમાળી અને ભાવસાર જૈન ભાઇઓને આપણે અત્યારે નથી અપનાવી શકતા. સૂરતનો જૈન સંઘ સંઘ તથા સ્વામિવાત્સલ્ય જેવા પવિત્ર જમણવારોમાં એમને અસ્પૃશ્ય ગણી હડધૂતી કહાડે છે. જ્યાં સુધી સંઘ કે સ્વામિવાત્સલ્યનો ઉદ્દેશ ન સમજાય ત્યાં લગી તેમાં કરેલો દ્રવ્યવ્યય પૈસાનો ધૂમાડો છે. જ્યારે જૈન જૈનનેજ અસ્પૃશ્ય ગણી આઘો બેસાડે ત્યારે એનાથી વધુ હલકું શું હોઇ શકે? સુરતની જૈન ભોજનશાળામાં જમવા આવનાર લાડવા શ્રીમાળી ભાઇને દૂર બેસાડવામાં આવે છે એ સુરતના સંઘ માટે શરમાવાનું છે.

આપણી ઘટતી જતી સંખ્યા વખતે આપણી આવી વર્તણુક જૈન સમાજનો ધ્વંસ કરનારી છે. જો લાડવા શ્રીમાળી ભાઇઓ લાંબો વખત આવી

વર્તણુક સહન ન કરી શકે અને જ્યાં તેમને સારૂં માનભર્યું સ્થાન મળે ત્યાં જાય તો એ કાંઈ નવાઇ ભર્યું ન કહેવાય, અને તેને માટે સુરતનો જૈન સંઘજ જવાબદાર ગણાય. સુરત શહેરના કેટલાએ વૈષ્ણવ વણિકો થોડાજ વખત પર જૈન હતા. કેટલાએ 'શાહ' અટકધારી અત્યારે વૈષ્ણવ છે. હાંસોટના શ્રીમાળીઓએ થોડાજ સમય પર વૈષ્ણવ ધર્મ સ્વીકાર્યો છે. તેનું કારણ તેમની નાની સંખ્યા અને મળતું અપમાન.

મહાસભાનો એક એવો પણ ઠરાવ હતો કે હાલના હિંદુ યુવાનોની શારીરિક સ્થિતિ ઘણી નબળી છે, અને તે સુધારા માટે ઠેકાણે ઠેકાણે અખાડા ખોલવા અને લાઠી-છરા તથા રીવોલ્વરની તાલિમ આપવી.

આપણી સમાજના યુવાનોની શારીરિક દશાનું ચિત્ર દોરતાં કોઈપણ સહૃદયી માણસને આઘાત પહોંચ્યા વિના ન રહે. આજે વીરનો ધર્મ કાયરના હાથમાં જઈ રહ્યો છે. આજનો વાણીઓ એટલે મૂર્તિમંત કાયરતા. સાહિત્યમાં પણ વાણીઓ શબ્દ કાયરતા સૂચક થઈ પડયો છે. આપણને હજુ પણ શારીરિક બળની આવશ્યકતા જેટલા પ્રમાણમાં જોઇએ તેટલા પ્રમાણમાં નથી જણાઇ. આપણા ધર્માચાર્યો કસરતની આવશ્યકતા સ્વીકારતાં હજુ અચકાય છે. ગોધરાના હુલ્લડ વખતે શારીરિક બળ વધારવાની હિમાયત કરવાને બદલે મૈત્રીભાવના ખીલવવાનો ઉપદેશ અપાયો છે. હાલના જમાનામાં અને ખાસ કરીને મુસલમાન જેવી પ્રજા મૈત્રી ભાવનાથી કદીયે સુધરે એવી છે નહીં. દરેક પ્રજાએ પોતાના ધર્મના અને જાતના રક્ષણને અર્થે મજબુત થયેજ છૂટકો.

વિધર્મીઓના હુમલાને પહોંચી વળવા માટે આપણે શારીરિક સંપત્તિ મેળવ્યેજ છૂટકો. તેમાટે ગામે ગામ યુવકમંડળો સ્થપાવાં જોઇએ અને અખાડામાં કસરત તથા લાઠીનો ઉપયોગ શીખવવો જોઈએ તે પછી રાઈફલ અને છરાના દાવનું શિક્ષણ પણ આપવું જોઇએ.

દરેક હિંદુ કારખાનામાં હિંદુઓજ રોકવા જોઇએ અને હિંદુઓએ પોતાની દરેક જરૂરીયાત હિંદુઓ મારફતે પૂરી કરવી જોઈએ એ બાબત પર મહાસભાએ ધ્યાન ખેંચ્યું હતું.

આપણે કસરતનો ઉપદેશ કરીએ; પણ કસરત સાથે સારા ખોરાકની પણ તેટલીજ જરૂર છે. અત્યારના યુવાનોમાં બેકારી (Unemployment)ને લીધે ગરીબી પુષ્કળ વધી ગઈ છે. તેમને દૂધ, ઘી માટે પૈસા મળતા નથી. એ બેકારી દૂર કરવા માટે દરેકે દરેક જૈને પોતાના કોઇ પણ કાર્ય માટે જૈનનીજ પસંદગી કરવી જોઇએ. એમ કરવાથી અનેક જૈન યુવકો ધંધે વળશે. સેંકડો જૈન કુટુંબોને સુખે રોટલો મળશે. આપણા શ્રીમંત જૈનો ઘણીયે મીલો અને ફેકટરીઓ તથા પેઢીઓ ચલાવે છે. તેમાં સેંકડો જૈનેતરો કામ કરે છે. જો જૈન શ્રીમંતો તેમની જગ્યાએ જૈન યુવાનોને બરાબર કેળવણી આપી રાખે તો તેમના કાર્યમાં ઘણો લાભ થશે તે ઉપરાંત સાધર્મિ ભાઇઓનો આશિર્વાદ મળશે. પહેલાં ઉમેદવારોને Apprentice-શિખાઉ તરીકે કાર્ય શીખવી પછી તેમને પગારબંધ નોકરીપર ચઢાવવા. એમ થાય તો બેકારી ઘણી ઓછી થઈ જાય. પણ એ સર્વે ત્યારે બને કે જ્યારે 'જૈન મારો ભાઇ' પછી ગમે ત્યાંનો હોય, કચ્છ, કાઠીઆવાડ કે મારવાડ. તેનું દુઃખ તે મારૂં દુઃખ." એ ભાવના જ્યારે ખીલે-ખરૂં સાધર્મિ વાત્સલ્ય કરતાં આવડે ત્યારે.

હિંદુ મહાસભાનો એક ઠરાવ Intermarriages સંબંધમાં છે. તે ઠરાવ પ્રમાણે કોઈ પણ હિંદુ કોઈ પણ દેશ અગર ધર્મની કોઇ પણ વ્યક્તિ સાથે તેને હિંદુ ધર્મમાં ફેરવીને લગ્ન સંબંધથી જોડાઈ શકે છે.

શું આ ઠરાવ આપણને લાભદાયી નથી? આપણી સમાજમાં ડોકીયું કરતાં માલમ પડશે કે હજારો યુવકો અપરિણીતાવસ્થા ભોગવે છે. તેને પરિણામે અનેક માનસિક પાપો અને છૂપા અત્યાચારો થાય છે. આપણી નાતો પેટા નાતો અને વાડાઓમાં વિભક્ત છે. આપણે અમુક ગામોમાંજ કે અમુક ઘરોમાંજ લગ્નવ્યવહાર કરી શકીએ. કચ્છનો ઓસવાળ ગુજરાતના ઓસવાળ સાથે લગ્ન સંબંધે ન જોડાઈ શકે. આવા કુરિવાજો અને રૂઢીઓ આપણા સમાજમાં ઘર ઘાલી બેઠેલ છે.

શામાટે લાહોરમાં રહેતો જૈન લંકામાં ન પરણી

શકે ? શા માટે શુદ્ધ પ્રેમે બંધાયેલ એક જૈનયુવક એક નિર્દોષ ઉચ્ચ કોમની છોકરીને તેને જૈન બનાવી ન પરણી શકે ? એથી સમાજને ગેરલાભ શો ? આપણું ક્ષેત્ર વિશાળ બનશે. છૂપાં પાપો અટકશે. સમાજના ભાવી નાયકો-યુવકોની દશા સુધારશે. સમાજમાં નીતિ અને ચારિત્ર વધશે.

દિવસે દિવસે ઘટતી જતી સંખ્યાના સમયમાં આવા વાડાઓમાં ગોંધાઈ રહેવાથી આપણે ખુલ્લી હવાના અભાવે ગુંગળાઈ મરશું. હવે આપણે આપણું ક્ષેત્ર વિશાળ બનાવી રાજમાર્ગે ચાલવું જોઇએ. આ કાર્ય યુવાનોજ કરી શકશે. ભલે વૃદ્ધો તમને ઠપકો દે; તેને તમે શાંતિપૂર્વક સમજાવો અને ન માને તો એમની સલાહ ન સાંભળો. એ વાડાઓ આપણે તોડીને ફેંકીદો. એમ કર્યેજ આપણે જીવી શકીશું.

મહાસભાએ ડો. મુંજેનો નીચેનો ઠરાવ પસાર કર્યો હતો.

'જ્યાં સુધી મુસલમાનો ન્હેરૂરિપોર્ટ છે તે સ્વરૂપમાં ન સ્વીકારે ત્યાં લગી હિંદુઓએ તે ન સ્વીકારવો.'

હિંદ ભરના રાજકીય વાતાવરણમાં ન્હેરૂ રિપોર્ટ સૌથી વધારે ધ્યાન ખેંચે છે. હિંદ ભરની નાની મોટી બધી કોમોએ એ રિપોર્ટ સંબંધે પોતાના અભિપ્રાય આપ્યા છે. જ્યારે જૈન કોમ એ વિષય પર ચર્ચાજ નથી કરતી; જાણે કે રાજકીય બાબતોમાં માથુ મારવું એ જૈનોનો ધર્મજ ન હોય. મુસલમાનો પોતાને લઘુમતિમાં માની વધુ મતાધિકાર મેળવવા પ્રયત્ન કરી રહ્યા છે. તે સમયે હિંદુઓ પોતાની સલામતી ખાતર તેમની સામે વાંધો ઉઠાવે એ સહજ છે. જો જૈનોમાં વાંધો ઉઠાવવાની શક્તિ ન હોય, જો મુત્સુદીપણું સુકાઈ ગયું હોય તો જૈનો એટલું તો જરૂર કરી શકે કે તેઓ હિંદુ મહાસભાને ટેકો આપે. હિંદુ મહાસભા કે જે સમસ્ત હિંદુ કોમના રાજ્યદ્વારી હક્કો માટે ઝઝૂમે છે તેને કહેવું જોઇએ કે તમારી ઝૂંબેશમાં અમારો ટેકો છે.

જે જૈનોના પૂર્વજો અમાત્યપણું વારસામાં મેળવતા, જેમણે કટોકટીના પ્રસંગે પોતાના મુત્સુદીપણાથી મહા રાજ્યોનો બચાવ કર્યો તે જૈનોના વંશજોમાં અત્યારે રાજ્યદ્વારીપણું ક્યાં છે ?

જૈન કોમ તદ્દન નાની કોમ છે. તેજ પ્રમાણે શીખો પણ નાની કોમ છે. છતાં ન્હેરૂ રિપોર્ટમાં શીખો માટે સ્થાન હોય અને જૈનો માટે નહીંજ. એનું કારણ એજ કે આપણે રાજ્યદ્વારી બાબતમાં એવું કંઇ કરી નથી બતાવ્યું કે જે દેશના નેતાઓનું ધ્યાન ખેંચે. આપણે ફક્ત નામધારી સમાજ તરીકે રહીએ છીએ. આપણામાં શીખો જેવું આત્મબળ નથી. દેશને માટે શીખો જેટલો ભોગ આપણે નથી આપ્યો. આ સમયમાં તો 'બળીયાના બે ભાગ'ની નીતિ રાજ્ય કરે છે. લઘુમતિ કે બહુમતિનો સવાલ નથી. લઘુમતિમાં હોવા છતાં આત્મભોગ અને બળિદાન વધારે હોય તો આપણા હાથમાં સત્તા આવે એ સહજ છે.

વધુ વિસ્તાર ન કરતાં જો આપણે ઝઘડાના જમાનામાં એક જીવંત સમાજ તરીકે રહેવું હોય, જો આપણું અસ્તિત્વ લાંબો વખત ટકાવવું હોય તો આપણો ચીલો બદલ્યેજ છૂટકો. આપણે હિંદુ મહાસભા સાથે સહકાર કરવો જોઇએ. હું કદી પણ એમ નથી કહેવા માંગતો કે આપણે તેની દયા પર જીવવું. આપણને આપણું સ્વતંત્ર વ્યક્તિત્વ છેજ. પણ જે સંસ્થા સમસ્ત હિંદુ પ્રજાનું રક્ષણ કરવા તેની ખાતર લઢવા મથે છે, જે આપણને સંકટમાં મદદ કરે છે તે સંસ્થા સાથે આપણે સહકાર કરવો જોઇએ. એના ઠરાવો અમલમાં લાવવા પ્રયત્ન કરવા જોઇએ. મહાસભામાં આપણો અવાજ રહે એવું કાર્ય આપણે કરી બતાવવું ઘટે. મુસલમાનોના તોફાન વખતે આપણું મંદિર બચે એવી આશા રાખીજ ન શકાય. એ લોકો તો શૈવ કે જૈન બન્નેનાં મંદિરો ભાંગવાનાજ. આવી સ્થિતિમાં આપણે હિંદુઓ સાથેજ રહેવામાં ફાયદો છે. કોઈ પણ હિંદુ દેવળપર આફત આવે ત્યારે આપણે તેમને મદદ કરવી જોઇએ. જૈનો હિંદુઓથી અલગ રહી શકેજ નહીં, માટે હું ફરીથી હિંદુ મહાસભાના ઠરાવોને અમલમાં મૂકવા પ્રયત્ન કરવાની હિમાયત કરૂં છું. તેમ કરવાથી જૈન કોમને ખાસ અને હિંદુ સમાજને સામાન્યતઃ લાભ થશે. હું આશા વાળો છું કે આગેવાનો પોતાનું બનતું કરશે. પ્રભુ સૌને સદ્દબુદ્ધિ આપો.

ઓમ્ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

# એક—પ્રાર્થના.

*શિખરિણી.*

ભમ્યો છું ક્યાં ક્યાં હું
　　ખબર કંઈ એની નહિં, અને-
જવું છે ક્યાં તે યે
　　તમ મહિં કંઈ દેખી ન શકું;
ન જાણે કો' પુણ્યે
　　મનુજકુલમાં હું અવતર્યો:
વિભો દોરો દોરો
　　શિવભણી **મહાવીર** મુજને.

નવરત્ન સરસ્વતી ભવન,
ઝાલરાપાટણ રાજપુતાના. } **ગિરિધર શર્મા.**

---

# પરિણય—યાચના.

( હોરી. )

લાલ હવે કયમ કરશો, કરી છળ કેમ છટકશો—
એક દિન સરસ વસંત સમયમાં, વ્રજપતિની સહુ વામા,
**નેમ** પ્રભુને પરિવારિ લઇ ગઈ, લલિત લવંગ-લતામાં,
**નેમજી** કેમ નિસરશો ?—લાલ હવે—
કુંકુમ અબિર વતિ અતિ પ્રભુને, માનનીઓયે માર્યાં;
જોરભરી-જુવતિજન આગળ, હળધર બંધુ હાર્યાં !
હવે સ્થિર થઈ ઠીક કરશો—લાલ હવે—
કબુલ કરો, નટવર નાનડીઆ, વાત વિવાહતી આજે;
નહીંતર બાંધી અમે અહીં રાખશું, સુંદરીઓની સમાજે !
છેવટ હારી "હા" વદશો.—લાલ હવે—
મદન સદન સમ સહુ સ્યામાઓ, વિધવિધ વ્હાલ વધારે;
મન પ્રભુનું મન્મથવશ કરવા, રસભર રાગ ઉચારે !
રતિરસમાહિં વિહરશો.—લાલ હવે—
રતિપતિ અંક નિવાસ છતાં પણ, **રોમ** નથી રસવાળું,
તે પ્રભુ **નેમ** તણા નલીનીપદ, પ્રેમ ધરી શીર હાળું.
**હૃદયમમ એ બળ ભરશો**—લાલ હવે—

**સુશીલ [ ભીમજી હરજીવન ]**

---

॥ श्रीः ॥

# भावनासंधिप्रकरणम्.

## [ એક અપભ્રંશ કાવ્ય ]

પણમવિ ગુણસાયર ભુયણ દિવાયર,
જીણચઉવીસઈ ઇક્કમણિ;
અપ્પં પડિબોહઇ મોહ નિરોહઇ,
કોઇ ભવ્વ ભાવણ વિસણ. ૧

રે જીવ ! નિસુણિ ચંચલસહાવ,
મિલ્હેવિણુ સયલવિ વજ્ઝભાવુ;
નવભેય પરિગ્ગહ વિવહજાલ,
સંસારિ અત્થિ સહુ ઇંદિયાલુ. ૨

પિય પુણુ મિત્ત ઘરઘરણિ જાય,
ઇહલોઇય સવ્વિ વસુહુ સહાય;
નવિ અત્થિ કોઈ તુહ સરણિ મુક્ખ,
ઇક્કિલઉ સહસિ તઉ નરય દુક્ખ. ૩

અચ્છઉ તા દૂર ણિય વરગેહુ,
નિયદેહુ નવિ અપ્પણે એહુ;
ઇણ કારણિ મન કરિ મૂઢ ! પાવુ,
સિઉ નિવ જીમ હોસિઇ પત્થિયાણુ. ૪

મનરચ્ચિરમણિ રમણીય દેહિ,
વસમંસરુહિર મલમુત્તગેહ;
દઢદેવિસ્તુ માલવુ નરિંદ,
ગયરજ્જ પાણ્ડુય પુહવિચંદુ. ૫

ઇક્કેણવિ આ સવિ પુરિસમત્તુ,
અહ પડિઇ ઝત્તિ સિઢિલેવિ ગત્તુ;
પંચાસવ સત્તઉ જુન્નિજ હોઇ,
તસ કા ગઇત્તિ નવિ મણઇ કોઈ. ૬

પંચિંદિય વિસય પસંગ રેસિ,
મણ વયણ કાય નવિ સંવરેસિ;
તં વાહસિ કત્તીગલએ એસિ,
જં અટ્ઠકમ્મ નવિ નિજ્જરેસિ. ૭

અહ સત્ત નરય તિરિ મરુ પંચ,
અસ્સંખ દીવ સાયરપવંચ;
વારહ નવસગ્ગ પંચઉણુત્તરાઈ,
ઇહિ લોગંહ વિત્થર નયણુ જાણિ. ૮

ચઉવિહ કસાય વિસહર ણમંત,
જીણવયણ સુણઈ જે પુન્નવંત;
ધણ પુલઇય અંગમણિ સદ્દહંતિ,
સિવલચ્છિ વચ્છિ તે હારહંતિ. ૯

વર હરિ કરિ ભડ સજ્જુ પાવિજ્જ,
ઇભ વિભવિ ભુરિ ભજ્જ;
નવિ લબ્ભઇ દુલહઉ પુણ પવિત્તુ,
અરિહંત દેવગુરુ સાહુ તત્ત. ૧૦

ઇયિ બારહ ભાવણ સુવણસુહાવણ,
ભણવિ હેવ જીવ ! હું સરિસઉ;
દુલહુ મણુયત્તણુ ધમ્મપવિત્તણુ,
દસદિટ્ઠતિહિ વજ્જરિસુ. ૧૧

ઇઅ અણાયંમિ સંસાર તમણાઇઓ,
આસિગોલેસુ કમ્મેહિ મુચ્છાઇઓ;
તો અણંતઉ કાલઉ પાવટ્ટિઓ,
તં નિગોયાઉ ભવિયવ્વયા કટ્ટિઓ. ૧૨

પુઢવિકાયાઈ છક્કાય કાયટ્ઠિઓ,
સંખ કાલંમિ પુણ મરવિ તત્થટ્ઠિઓ;
તો અકામેણ નિજ્જરિય કમ્મંસઓ,
તંસિ ઉપ્પન્ન કહકહવિ માણુસ્સઓ. ૧૩

ચુલ્લગાઇય દિટ્ઠંત દસ્સ દુલ્લહે,
જીવ સંપત્તિ મણુયત્તણે વલ્લહે;
જં જીણધમ્મ સામગ્ગિ મુખંકરી,
સન્નિજ તુહ જાય સગ્ગોવરો મંજરી. ૧૪

પુણવિ રે જીવ ! સામગ્ગિ એવંવિહા,
અન્ન જમ્મંમિ મન્નામિ તુહ દુહલ્લહા;
તા પમાએણ સા કીસ વિહલિજ્જએ,
મણુયભવતરુહ ધમ્મફલં લિજ્જએ. ૧૫

દહઇ ગોસીસુ સિરિખંડ છારક્કએ,
છગલ ગહણટ્ઠ મેરાવણં વિક્કએ;
કપ્પતરુ તોડિ એરંડુ સો વવ્વએ,
જુન્નિજ વિસએહિ મણુયત્તણં હારએ. ૧૬

સુમિણુ પત્તંમિ રજ્જંમિ મો મુચ્છએ,
સલિલ સંકંસસિ ગિન્હિઉં વંછએ;
અવિય ખિત્તેસુ ધન્નાઈ સૌકંખએ,
જુજ્જિ ધમ્મેણુ વિણુ મુક્ખમાવિક્ખએ. ૧૭
કિં તુમં ઘોસિ કિં વાવિ ધન્નૂરિઓ,
અહવ કિં સન્નિવાએણુ આઉરિઓ;
અમીયસમ ધમ્મુ જં વિરૂવ્વ અવમન્તમે,
વિસયવિસ વિસમુ અમયં વ બહુમંનસે. ૧૮
તિજ્જિ તુહ નાણુ વિન્નાણુ ગુણુ ડંબરા,
જલણુ જાલાસુ નિવડંતુ જીય નિબ્ભરા;
પયઈ વામેસુ કામેસુ જં રજ્જિમે,
જેહિ પુણુપુણુવિ નરયાનવે પચ્ચસે. ૧૯
અસુરસુરરમણિ ભોગેહિં જં ન તુટ્ટઓ,
મણુયવિસએહિ તાકિ હોસિ જીય પુટ્ટઓ;
ઇત્થ ઇત્થંમિ જીણુ ભણિય સિદ્ધંતઓ,
સુણહં ઈંગાલ દાહસ્સ દિટ્ઠંતઓ. ૨૦
જિમ તુહમણુ રિધ્ધિહિં વિસય સમૃધ્ધિહિ,
તિમ જઈ ધંમિવિ હોઈ જીય;
તા સિવ ઉક્કંઠિય કરયલસંઠિય,
સુરનરસુહ અણુ સંમિ હુય. ૨૧
મો ધન્નઉ ધન્નઉ સાલિભદ્દ,
* * *
તે સરહં ભરહ સગરાઈ રાય,
ખયરિંદ નરિંદિહિં નમિય પાય. ૨૨
અપ્પેણુ વિ કારણિ ઝત્તિ જેહિં,
ચેરગ્ગા ઊરિય માણુમેહિં;
છંડેવિણુ ઘરપુરરમણિ સત્થ,
ચઉ ગિન્હિય સાહિય પરમઅત્થુ. ૨૩
તં પુણુ વિય પરભવ તાડિઓસિ,
દાલિદ્દરોગ સયપીડિઓસિ;
નોગ્ઘસિ ઘરિલ્લ કુક્કુરવ્વ,
જં અચ્છસિ ગહ્દા સૂયરવ. ૨૪
કિં લોહઇ ઘડિઉં હિયં તુજ્જ,
જનવિ મુણીઇ તુહ તુણઉં ગઈતુ;
જં પત્તાઇ પિયમરણાઇ દુક્ખિ,
નવિ ફુટ્ટઈ નવિ લટ્ટેઈ મુક્ખિ. ૨૫
પંચાસવિ અજ્જિય પઈજી દુક્ખ,
અણુહવસિ તાઇ તવેવ તિક્ખ;
જીણિ જીવિ કરંબઉ ખદ્ધએવ,
સહિસઈ સવિલંબઉ સયયમેવ. ૨૬
જં અંન જંમ કરણું રૂયંત,
પઇ મારિય નિગ્ઘણુ જંતુહંત;
તં રોગસોગ દુહ વિહુર દેહ,
અક્કાલવિ વચ્ચસિ મુચ્ચગેહિં. ૨૭
જં કૂડકવડ પયડવિ અસાર,
પર વંચિય કિઉ દવ્વાવહાર;
તિણિ તુજ્જ જડસડિય જીહ,
અનુહૃય દલિદ્દી મન્નિઝ લીહ. ૨૮
નવ જુવ્વણિ મયણુપરાવસેણુ,
પરદાર વિડંબિય તં નિજેણુ;
તં જયઉ કટ્ઠિણુ ગલિગત્તુ,
સોહગ્ગરૂવલાઇન્નવત્ત. ૨૯
ધરદાર પરિગ્ગહ વાવડેણુ,
પઈ ધમ્મ ચત્તુ ધણુલંપડેણુ;
હિ નરયપડંતા તુજ્જ મૂઢ !,
કો દેસઇ હત્થાલંબુ ગૂઢ. ૩૦
આરંભ કરેવિણુ જીવ વિહેવિણુ,
વિવિહ વાહિ કિમ સહસિ જીય !
સલસલંતા સંપઇ હિયડઉં કંપઇ,
વંકા પડિસિદ્ધ ડંભ તુહ. ૩૧
અપ્પરોગેહિં કિં હોસિ જીય ! કાયરો,
જેણુ તુહ પાસ નિયમાય પિયભાયરો;
કિં ન સંભરસિ નિગ્ગોઅ પુદ્દવાઇયં,
દુક્ખમણુ હૃય પુવ્વંત એ ણાઈયં. ૩૨
સમગમાહાર નીહાર કય વેયણો,
જુગવ ઉસાસ નીસાસ નિચ્ચેયણો;
તં નિગ્ગોએસુ અન્નુન ભવભીડિઓ,
આસિરે જીવ ! સીય તાવ પરિપીડિઓ. ૩૩
અદ્દ મૂલો અ સત્તાવરી પજ્જિરા,
ણુંતકાએસુ તં વિહિય સયજ્જરિા;
કિસલકન્નિ નવ વત્થલો સુરણો,
તિલ્લ તિલિઓસિ કઢિઓસિ કયપૂરણો. ૩૪

તો સમુપ્પન્ન પત્તે ય તરૂસંગઓ,
મૂલફલ બિંટદલ બીય પુપ્ફંગઓ;
જો કુહાડેહિ નો વઢ્ઢુઓ અઢ્ઢઓ,
તાવ હિમ જલણુ જાલાવલી દઢ્ઢુઓ. ૩૫
પુઢવિકાયં પીલિય પલિહોવલો,
લવણિમણિરયણ હરિઆલ હય હિંગુલો;
કુસયકુદ્દાલહલ ચુંચુચયચુન્નિઓ,
સપરસત્થેહિ તિક્ખેહિ તં તત્થિઓ. ૩૬

નીરનીરેણ તિક્ખેણ ખારેણ વા,
કુડુયકસાએણ અંબિલેણ મહુરેણ વા;
સિસિર ઉન્હેણ ઉન્હાવિ સિસિરેણ વા,
પવણ પવણેણ નિહિણિજ્જે ખલણેણવા. ૩૭
જલણ સલિલેણ અન્નેણ વા ખિજ્જિએ,
એવમિહ સપરસત્થેહિ જીય ભિજ્જિએ;
ઇત્થ ઉપ્પન્ન અન્નાણ તં તાડિઓ,
રોગ લેસેણ કિં મૂઅસિ આરાડિઓ. ૩૮
કહવિ બેઇંદિ તેઇંદિ ચઉરિંદિઓ,
તં જી જાઓસિ અસ્સન્નિ પંચિંદિઓ.
તત્થ સીય તાવચ્છુહ જલણ સંતાવિઓ,
ણેગહા જીવ! પંચત્તણું પાવિઓ. ૩૯
અસણપાણંમિ ખાઇમ તહ સાઇમે,
તં જી દલિઉ તલિઓસિ ઉગ્ગાહિમે;
થેવ દુક્ખેહિ મનિ હોસિ જીય! કાયરો,
તાસુ કોવિદ જો પીઇ કિર સાયરો. ૪૦

ધણકંમિહિં છાઇઉ પાણિયામોઈ,
તહ કાલ મિચ્છત્ત જીઅ;
જગિ નત્થિ ઠાઉં જીવહ કાઉ,
જહિં ન હૂય જંમણ મરણ. ૪૧
અહહુય પારદ્ધી પુહવિપાલ,
મચ્છઉ અનુ મચ્છિઉ ગુત્તિવાલુ;
અલિ વગ્ગસીલ ચિઉ વિચિત્ત,
મારેવિ જંતુ તં નરય પત્તુ. ૪૨

પનરહ પરહંમિય તત્થ હૂંતિ,
તા ધાઇયિ દિસિ દિસિ કિલકિલંત;
ધડિયાલા કઢ્ઢિઉ તેઉહિં તેમ,
નાલેર મજ્જિ ખડહડિય જેમ. ૪૩
તે ખંડિય તક્ખણિ મિલિયખંડ,
પારય જીમ નારહુય પિંડ;
ખર તાવ દાવ દહણેણ દીણ,
લૂણીપિંડઉ જિમ તાવિ લીણ. ૪

અસિપત્તિ ગહિણિ આરાીણ જાવ,
ઉવવિટ્ઠઉ પહરણ નિયરિ તાવ;
જાં સરઈ જંતુ વેયરણિ સિંધુ,
તા વેલુય ભગ્ગઉગલિ મુદ્ધ. ૪૫
અનુઢંકહિ ભુત્તઉ તડફડંત,
જંતેહિં નિપીડિય કડયડંત;
રહિ જુત્તઉ તુટ્ટઉ તડપડંતુ,
વજ્જાવલિ પક્કઉ કઢકઢંતુ. ૪૬

કત્થય ઘણ મુગ્ગર મારિઓસિ,
ખર સિંબલિ સૂલિય વિંધઓસિ;
કત્થ ય નિયમંસં ખાઇઓ સિ,
અન્નત્થ ય તઉઓ પાઇઓસિ. ૪૭
તહ ખંડો ખંડ વિખંડ ખંડ,
દિસિપાલહ વલિ કિય તં જી ભંડ;
ઇય કિત્તિ કહિજ્જઇ તરઈ દુક્ખ,
જં જીવ ! સહિય પઈ અઇવ તિક્ખુ. ૪૮
વહવાહણ બંધણ તજ્જણાઈ,
છુહ ઉન્હ તિન્હ દહણંકણાઈ;
આરંકુસ કુસલઇ તાડણાઇ,
સહિયાઈ જીવ ! તિરિએસું તાઈ. ૪૯
મણુએસુવિ દીહર રોગ સોગ,
દાલિદ્દ પરાભવ વિપ્પઓગ;
ધણહરણ મરણ ચારયનિરોહ,
સહિયાઇ પરચ્ચસિ વિવહદોહ. ૫૦

પરભવ પેસત્તણિ સુરદાસત્તણિ,
દેવત્તણિ પત્તાઇ સહિય;
તા જિણવર ધમ્મુ કુણહ સુરમ્મુ,
જિમ નવિ પામહ દુક્ખ જીવ ! ૫૧
ધંમુ ન કરેસિ ચિંતેસિ સુહ મુત્તિએ,
ચણુય વિક્કેસિ વંછેસિ વરમુત્તિએ;
જં જી વાવિજ્જએ તં જી ખલુ લુજ્જએ,
ભુજ્જએ જં જી ઉગ્ગાર તસ્સ કિજ્જએ. ૫૨

પુવ્વકય કમ્મદોસેણ વાહીગણો,
તા ન ધીરેણ દેયં વિસાએ મણો;
સુણિ સુણંકુમર ચક્કિસ્સ અહિયાસિયા,
૫૩

સુણવિ સિરિ વીરજિણુ સહિય ઉવસગ્ગએ,
કીસ તુહુ મૂઢ! ઉમ્મગ્ગિ મણુ લગ્ગએ;
સુહડચરિએણ સુણિએણ ઇહિ કાયરો,
હોસિ ખત્તુ જેણ સોડીર ગુણસાયરો. ૫૪

સુધ્ધ ઝાણેણ બહુ લહિય સિધ્ધાલઓ,
તહય સમરિજ્જિએસુ ગયસુકુમાલઓ;
જસ્સ સિર જલિય જલણેણ ચિરરૂઢયં,
અદ્દૂઘણકંમ કંતારમવિ દુટ્ટયં. ૫૫

ઝાણમદ્દં ચ રૂદ્દં ચ તાવજ્જિએ,
જેણ જોગેસુ મણસુધ્ધિ સહિ તિજ્જિએ,
ઇત્થ પુંડરિઅ મરૂદેવિ ભરહેસરો,
પસંનચંદો ય દિટ્ઠંત સમણોહરો. ૫૬

જા ન રોગેહિં સોગેહિં વાહિજ્જએ,
જા ન જરમરણદુક્ખેહિ ભક્ખિજ્જએ,
તવ મુણિધમ્મ ધરિઅ હવ ગેહિવ્વએ,
ધરિ જ પલિત્તંમિ ખણિ સક્કઈ કો કૂવએ. ૫૭

જાવ કરચરણે નયણેહિ તં સજ્જિઓ,
તાવ જીય હોસુ આવસ્સએ ઉજ્જુઓ;
કટ્ઠભાવંમિ પુણ મલિસિ નિયહત્થએ,
તુટ્ટિ ગુણિ જેમ ધારણ કરણ મત્થએ. ૫૮

છંડિ ઘરઘરણિ સુય ભાઈ ભત્તિજ્જએ,
દેહ દાણાણિ જીય! ધંમ સંચિજ્જએ;
એહિં સવ્વેહિં નવિ જમહ રિક્ખિજ્જએ,
ઇત્થ દિટ્ઠંત નંદોવિ નિસુણિજ્જએ. ૫૯

સરહ જીણ સિધ્ધ મુણિધમ્મ ચઉસરણયં,
જેણ નવિ હોઈ મોહાઉ પુણ મરણયં;
સુહડ એગોવિ સરણાગયં રક્ખએ,
કિં પુણ બહુરે જીવ' રિઉણો જએ. ૬૦

દુકય નિંદેસુ કરિ સુકય અણુમોયણં,
સયલ જીવેસુ મિત્તીય સુણિ ચોયણં;
જેણ ભત્તૂણ સુરસુક્ખ નીસલ્લયં,
લહસિ કેવલ્લ કલ્લાણ બાહુલ્લયં. ૬૧

નિમ્મલગુણભુરિહિં સિવદેવ સુરિહિં,
પઢમ સીસુ જયદેવમુણિ,
કિય ભાવણસંધી સિભાવુ સુગંધી,
નિસુણઉ અન્નવિ ધરઉ મણિ. ૬૨

**—ઇતિશ્રી ભાવના સંધિ પ્રકરણ.**

[ આઠ બાજુવાળા ચાર પાનાની એક પ્રત કે જેમાં દરેક બાજુમાં ૨૦ પંક્તિ છે અને દરેક પંક્તિમાં ૬૦ અક્ષર છે તેમાં ગુર્વાવલી રાસ ગાથા ૩૬, શ્રાવક વિધિપ્રકરણં ગા. ૨૨, પવજ્જા વિહાણં ગા. ૨૮, દાનકુલક ગા. ૨૦, શાંતિનાથ નમસ્કારાષ્ટકં ગા. ૮, ચારિત્ર મનોરથમાલા ગા. ૩૦ અને ભાવનાસંધિ ગા. ૬૨ એ સાત કૃતિઓનો સમાવેશ કરેલ છે. તે પૈકી અપભ્રંશ ત્રણ છે નામે શાંતિનાથાષ્ટક, ગુર્વાવલિ રાસ અને ભાવનાસંધિ. આ છેલ્લી કૃતિ ઉતારીને મુનિમહારાજશ્રી અમરવિજયજીના શિષ્ય ચતુરવિજયે મોકલી છે તે અત્રે મૂકી છે. બીજી તે હવે પછી અવસરે મોકલશે. આની મૂળ પ્રત સાથે સરખામણી થઈ શકી નથી બને તેટલી શુદ્ધ કરવા લક્ષ રાખ્યું છે. હવે પછી ઉક્ત મુનિ મૂળ પ્રત સાથે પોતાની કરેલી નકલ તેના ગૂ. ભાષાંતર સહિત મોકલે એવી અમારી વિનતિ છે.]

તંત્રી.

# श्री वादिदेवसूरि कृत प्रमाणनयतत्त्वालोकालंकारः

અનુવાદક:—મોહનલાલ ભગવાનદાસ ઝવેરી સોલિસિટર.

ગતાંક પૃ. ૨૦૪ થી ચાલુ.

स चतुर्द्धा प्रागभावः प्रध्वंसाभाव इतरेतराभावोऽत्यन्ताभावश्च ।५८।

यन्निवृत्तावेव कार्यस्य समुत्पत्तिः सोऽस्य प्रागभावः ।५९।

यथा मृत्पिण्डनिवृत्तावेव समुत्पद्यमानस्य घटस्य मृत्पिण्डः ।६०।

यदुत्पत्तौ कार्यस्यावश्यं विपत्तिः सोऽस्य प्रध्वंसाभावः ।६१।

यथा कपालकदम्बकोत्पत्तौ नियमतो विपद्यमानस्य कलशस्य कपालकदम्बकम् ।६२।

स्वरूपान्तरात् स्वरूपव्यावृत्तिरितरेतराभावः ।६३।

यथा स्तम्भस्वभावात् कुम्भस्वभावव्यावृत्तिः ।६४।

कालत्रयापेक्षिणी हि तादात्म्यपरिणामनिवृत्तिरत्यन्ताभावः ।६५।

यथा चेतनाऽचेतनयोः ।६६।

उपलब्धेरपि द्वैविध्यमविरुद्धोपलब्धिर्विरुद्धोपलब्धिश्च ।६७।

तत्राविरुद्धोपलब्धिर्विधिसिद्धौ षोढा ।६८।

साध्येनाविरुद्धानां व्याप्यकार्यकारणपूर्वचरोत्तरचरसहचराणामुपलब्धिः ।६९।

तमस्विन्यामास्वाद्यमानादाम्रादिफलरसादेकसामग्र्यनुमित्या रूपाद्यनुमितिमभिमन्यमानैरभिमतमेव किमपि कारणं हेतुतया यत्र शक्तेरप्रतिस्खलनमपरकारणसाकल्यं च ।७०।

पूर्वचरोत्तरचरयोर्न स्वभावकार्यकारणभावौ तयोः कालव्यवहितावनुपलम्भात् ।७१।

न चातिक्रान्तानागतयोर्जाग्रद्दशासंवेदनमरणयोः प्रबोधोत्पातौ प्रति कारणत्वं, व्यवहितत्वेन निर्व्यापारत्वात् ।७२।

स्वव्यापारापेक्षिणी हि कार्यं प्रति पदार्थस्य कारणत्वव्यवस्था, कुलालस्येव कलशं प्रति।७३।

न च व्यवहितयोस्तयो व्यापारपरिकल्पनं न्याय्यमतिप्रसक्तेः ।७४।

परम्पराव्यवहितानां परेषामपि तत्कल्पनस्य निवारयितुमशक्यत्वात् ।७५।

सहचारिणोः परस्परस्वरूपत्यागेन तादात्म्यानुपपत्तेः, सहोत्पादेन तदुत्पत्तिविपत्तेश्च, सहचरहेतोरपि प्रोक्तेषु नानुप्रवेशः ।७६।

અભાવના ચાર પ્રકાર—એ (પ્રતિષેધ) પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, ઇતરેતરાભાવ (અન્યોન્યાભાવ), તથા અત્યંતાભાવ એવા ભેદો વડે ચાર પ્રકારનો છે. ૫૮.

વિધિ-ભાવના પ્રકાર પૂર્વાચાર્યોએ બતાવેલા ન હોવાથી સૂત્રકારે કહ્યા નથી અને નિષેધના બતાવેલા હોવાથી દર્શાવેલ છે.

પ્રાગભાવ—જેની નિવૃતિ થતાંજ કાર્યની ઉત્પત્તિ થાય તે (પદાર્થ) એ કાયનો પ્રાગભાવ કહેવાય. ૫૯.

ઉદાહરણ—જેમકે માટીના પિંડા-ગોળાની નિવૃત્તિથીજ-મટી જવાથીજ ઉત્પન્ન થનાર ઘડાનો, માટીનો પિંડો પ્રાગભાવ છે. ૬૦.

પ્રધ્વંસાભાવ—જે (પદાર્થ)ની ઉત્પત્તિ થતાં જે કાર્યની નિયમે કરીને સ્વરૂપહાનિ-મટી જવું થાય તે પદાર્થ આ (કાર્ય)નો પ્રધ્વંસાભાવ કહેવાય. ૬૧.

ઉદાહરણ—જેમકે કપાલસમૂહ-ઠીંકરાના સમૂહની ઉત્પત્તિ થતાં અવશ્ય નાશ પામનાર ઘડાનો એ કપાલસમૂહ પ્રધ્વંસાભાવ છે. ૬૨.

ઇતરેતરાભાવ—એક સ્વરૂપનું બીજા સ્વરૂપથી જુદાપણું તે ઇતરેતરાભાવ (અન્યોન્યાભાવ) કહેવાય.૬૩.

અત્ર સ્વરૂપનું જુદાપણું ભિન્ન સ્વભાવથી સમજવું-પોતાના સ્વરૂપથી જુદાપણું નહિ, કારણ કે તેમ તો સ્વરૂપના અભાવનો પ્રસંગ પ્રાપ્ત થશે.

ઉદાહરણ—જેમકે સ્તંભસ્વભાવથી કુંભસ્વભાવનું જુદાપણું તે ઇતરેતરાભાવ (અપરનામ અન્યોન્યાભાવ). ૬૪.

ઇતરેતરાભાવને "અપોહ" પણ કહે છે.

**અત્યન્તાભાવ**—ભૂત ભવિષ્યદ્ અને વર્તમાન એ ત્રણે કાળમાં પણ એકતા રૂપ પરિણામની નિવૃત્તિ–એકસ્વરૂપ ન હોવું તે અત્યંતાભાવ. ૬૫.

ઉદાહરણ—જેમકે ચેતન અને અચેતનનો અત્યંતાભાવ. ૬૬.

ચેતન અને અચેતન કદાપિ એકસ્વરૂપ ન હોવાથી તે બેનો અત્યંતાભાવ છે.

**ઉપલબ્ધિના પણ બે પ્રકાર**—અવિરુદ્ધોપલબ્ધિ અને વિરુદ્ધોપલબ્ધિ એ બે ભેદને લઇને ઉપલબ્ધિના પણ બે પ્રકાર છે. ૬૭.

"પણ" શબ્દથી એમ સૂચવ્યું છે કે ઉપલબ્ધિ અને અનુપલબ્ધિ એવા બે ભેદથી માત્ર હેતુનાજ બે પ્રકાર છે એમ નહિ પણ ઉપલબ્ધિના પણ બે પ્રકાર છે. અનુપલબ્ધિના પણ તેમજ બે પ્રકાર છે તે હવે પછી કહેવાશે.

શ્રી હેમચંદ્રાચાર્યે પ્રમાણમીમાંસા—૧—૨—૨૨ स्वभावः कारणं कार्यमेकार्थ समवायि विरोधि चेति पञ्चधा साधनम् । એ સૂત્રથી પાંચ પ્રકારનો હેતુ વર્ણવ્યો છે. અત્ર બૌદ્ધો કહે છે કે ઉપલબ્ધિહેતુ માત્ર વિધિ–ભાવનોજ સાધક છે, અને અનુપલબ્ધિહેતુ માત્ર નિષેધ–અભાવનોજ સાધક છે. સૂત્રકાર દરેક ઉપલબ્ધિહેતુ અને અનુપલબ્ધિહેતુ ભાવ તેમજ અભાવનો, સાધક છે એમ સિદ્ધ કરે છે. તેમાં અવિરુદ્ધોપલબ્ધિહેતુ વિધિસાધક છે, અને વિરુદ્ધોપલબ્ધિહેતુ નિષેધસાધક છે; તથા અવિરુદ્ધાનુપલબ્ધિહેતુ નિષેધસાધક છે, અને વિરુદ્ધાનુપલબ્ધિહેતુ વિધિસાધક છે. પરીક્ષામુખસાર આ માટે ખાસ સૂત્ર આપે છે:–उपलब्धिर्विधिप्रतिषेधयोरनुपलब्धिश्च ૩–૫૮ । તેજ પ્રમાણે આ ગ્રંથકારે આજ પરિચ્છેદમાં ૫૬ મું સૂત્ર રચ્યું છે.

**અવિરુદ્ધોપલબ્ધિના છ પ્રકાર**—ઉક્ત બે પ્રકારની ઉપલબ્ધિમાંથી અવિરુદ્ધોપલબ્ધિ ભાવરૂપ નિશ્ચયમાં (કારણભૂત હોઇ) છ પ્રકારની છે. ૬૮.

**અવિરુદ્ધોપલબ્ધિ ભેદ નિર્દેશ**—સાધ્યથી અવિરુદ્ધ એવા વ્યાપ્ય, કાર્ય, કારણ, પૂર્વચર, ઉત્તરચર, તથા સહચરની ઉપલબ્ધિ એમ અવિરુદ્ધોપલબ્ધિના છ પ્રકાર છે.

વ્યાપ્યાવિરુદ્ધોપલબ્ધિ, કાર્યાવિરુદ્ધોપલબ્ધિ, કારણાવિરુદ્ધોપલબ્ધિ, પૂર્વચરાવિરુદ્ધોપલબ્ધિ ઉત્તરચરાવિરુદ્ધોપલબ્ધિ તથા સહચરાવિરુદ્ધોપલબ્ધિ એવાં એ છનાં નામ જાણવાં. અહિંયાં "શબ્દ પરિણામ ધર્મવાળો છે કારણ કે પ્રયત્નજન્ય છે." એવા અનુમાનમાં સાધ્ય તે શબ્દનું પરિણામિપણું તેનાથી અવિરુદ્ધ વ્યાપ્ય તે (નીચે વર્ણવેલા સ્વરૂપનું) પ્રયત્નાન્તરીયકત્વ અર્થાત્ પ્રયત્નજન્યત્વ તેની ઉપલબ્ધિ તે વ્યાપ્યાવિરુદ્ધોપલબ્ધિ. અત્ર બૌદ્ધો કહે છે કે ભાવરૂપ નિશ્ચયમાં સ્વભાવ અને કાર્યહેતુ જ યોગ્ય છે પણ કારણરૂપ હેતુ ઠીક નથી, શાથી જે, કારણમાં અવશ્ય કાર્ય ઉત્પન્ન કરવાપણાનો અભાવ છે, દાખલા તરીકે રોકાયલા અથવા નષ્ટ થયલા ધૂમાડાવાળો પણ અગ્નિ જોવામાં આવે છે; એવો અગ્નિ (કારણ) ધૂમાડા (રૂપ કાર્ય)ને ઉત્પન્ન કરતો નથી. બૌદ્ધો પ્રતિપક્ષીને કહે છે કે જો તમે કહેશો કે અપ્રતિબદ્ધ સામર્થ્યવાળો તથા ઉગ્ર સામગ્રીવાળો હેતુ સાધ્યનો બોધક થાય છે, તો એમ કહેવું તો ઠીક છે, પણ એવો નિશ્ચય બાહ્ય દૃષ્ટિથી થઈ શકે નહિ. સૂત્રકાર નીચેના સૂત્રથી એનો ઉત્તર આપે છે.

**કારણાવિરુદ્ધોપલબ્ધિનું ઉદાહરણ વડે સમર્થન**—અંધારી રાત્રિમાં ચખાતા આમ્રાદિફલના રસ પરથી (તેને ઉત્પન્ન કરનારી) અમુક સામગ્રીની અનુમિતિથી કેરીના રૂપની અનુમિતિ સ્વીકારનારા બૌદ્ધોને પણ કોઈ એક કારણ હેતુ તરીકે અભિમત છે જેમાં શક્તિની સ્ખલના ન થવાનો (અપ્રતિબન્ધનો) તથા અપર કારણમાં અપૂર્ણતા ન હોવાનો નિશ્ચય થાય છે. ૭૦.

આ રીતે બૌદ્ધોએ ઉઠાવેલો વાંધો ટકી શકે એમ નથી, અને કારણાવિરુદ્ધોપલબ્ધિનો જુદો નિર્દેશ યથાર્થ છે.

**પૂર્વચર-ઉત્તરચરના અન્ય પ્રકારના હેતુમાં અંતર્ભાવની અશક્યતા**—પૂર્વચર તથા ઉત્તરચર (હેતુ) સ્વભાવ કે કાર્યકારણ (હેતુ) રૂપ નથી કારણ કે સ્વભાવ તથા કાર્યકારણભાવ ભિન્નકાળમાં–સમયને આંતરે હોઈ શકતા નથી. ૭૧.

સરખાવો પરીક્ષામુખ ૩-૬૧ સૂત્ર, કે જેમાં કહે છે કે સાધ્ય સાથે પૂર્વચર-ઉત્તરચર હેતુનો તાદાત્મ્ય કે તદુત્પત્તિ સંબંધ નથી, કારણકે સમયને આંતરે તે બેઉ હોઇ શકતા નથી, (અને પૂર્વચર-ઉત્તરચર હેતુ તો સમયને આંતરેજ હોય છે.) એ રીતે પૂર્વચર તથા ઉત્તરચર હેતુનો અંતર્ભાવ સ્વભાવ હેતુ કે કાર્યકારણરૂપ હેતુમાં થઈ શકતો નથી. અત્ર બૌદ્ધો કહે છે કે સમયનો આંતરો હોય ત્યાં પણ કાર્યકારણભાવ હોય છે, જેમકે આગામી-ભવિષ્યમાં થનારૂં મરણ અરિષ્ટ-અપશુકનનું કારણ હોય છે, તથા અતીત ભૂતકાળનું જ્ઞાન ઉંઘીને ઉઠતાં થતા જ્ઞાનનું કારણ હોય છે. ઉત્તર એ છે કે ઉક્ત ઉદાહરણોમાં કાર્યકારણ ભાવજ નથી, શાથી જે, તે કાર્યકારણભાવ કારણમાં વ્યાપાર-ક્રિયાની અપેક્ષા રાખે છે જે અહિંયાં નથી. મરણ હજુ નથી તો તેનો વ્યાપારજ ન સંભવે; અને ભૂતકાળનું જ્ઞાન જ્યારે નષ્ટ થઇ ગયું ત્યારે તેનો પણ વ્યાપાર ન સંભવે. એજ વાત ઉદાહરણ સાથે સૂત્રકાર નીચેનાં બે સૂત્રથી કહે છે.

**સમયના આંતરે કાર્યકારણભાવનો અસંભવ**—અતીત જાગ્રદ્ દશાનું જ્ઞાન તથા અનાગત મરણ ક્રમે (ઉંઘીને ઉઠતાં થતા) જ્ઞાનનું તથા ઉત્પાતનું કારણ નથી કારણકે સમયનો આંતરો પડતો હોવાથી તે બેઉ (જાગ્રદ્ દશાનું જ્ઞાન અને મરણ) વ્યાપાર-યુક્ત-ક્રિયાયુક્ત નથી. ૭૨.

**કાર્યકારી થવામાં કારણને વ્યાપારની અપેક્ષા**—પદાર્થમાં કારણપણાની વ્યવસ્થા ( એવી છે કે ) પોતામાં ક્રિયાની અપેક્ષા રાખે છે, જેમકે ઘડારૂપ કાર્ય કરવામાં કુંભારમાં ઘડો બનાવવા રૂપ ક્રિયાની અપેક્ષા રહે છે. ૭૩.

**ભિન્ન સમયવર્તી પદાર્થમાં વ્યાપાર માનતાં અતિવ્યાપ્તિ**—ભિન્ન સમયવર્તી. તે બન્નેમાં વ્યાપારકલ્પના યોગ્ય નથી, નહિ તો અતિવ્યાપ્તિનો પ્રસંગ પ્રાપ્ત થશે. ૭૪.

**અતિવ્યાપ્તિદર્શન**—પરંપરાથી ભિન્ન એવા અન્ય પદાર્થોમાં પણ તેવી કલ્પના કરતાં રોકી શકાશે નહિ. ૭૫.

**ઉક્ત હેતુઓમાં સહચરહેતુના અંતર્ભાવની અશક્યતા**—તાદાત્મ્યમાં પરસ્પર સ્વરૂપ-ત્યાગ થતો હોઈ સહચારીઓમાં તાદાત્મ્ય ઘટતું ન હોવાથી, અને સહચારીઓની ઉત્પત્તિ એકી સાથે થતી હોવાથી તદુત્પત્તિ સંબંધ ઘટતો ન હોવાથી સહચરહેતુનો ઉક્ત (સ્વભાવ કે કાર્યકારણ) હેતુમાં અન્તર્ભાવ થઇ શકતો નથી. ૭૬.

ध्वनिः परिणतिमान् प्रयत्नानन्तरीयकत्वात्, यः प्रयत्नानन्तरीयकः स परिणतिमान्, यथा स्तम्भो, यो वा न परिणतिमान् स न प्रयत्नानन्तरीयको, यथा वान्ध्येयः, प्रयत्नानन्तरीयकश्च ध्वनिस्तस्मात्परिणतिमानिति व्याप्यस्य साध्येनाविरुद्धस्योपलब्धिः साधर्म्येण वैधर्म्येण च ।७७।

अस्त्यत्र गिरिनिकुञ्जे धनञ्जयो धूमसमुपलम्भादिति कार्यस्य ।७८।

भविष्यति वर्षं तथाविधवारिवाहविलोकनादिति कारणस्य ।७९।

उदेष्यति मुहूर्तान्ते तिष्यतारकाः पुनर्वसूदयदर्शनादिति पूर्वचरस्य ।८०।

उदगुर्मुहूर्तात्पूर्वं पूर्वफल्गुन्य उत्तरफल्गुनीनामुद्गमोपलब्धेरित्युत्तरचरस्य ।८१।

अस्तीह सहकारफले रूपविशेषः समास्वाद्यमानरसविशेषादितिसहचरस्य ।८२।

विरुद्धोपलब्धिस्तु प्रतिषेधप्रतिपत्तौ सप्तप्रकारा ।८३।

तत्राद्या स्वभावविरुद्धोपलब्धिः ।८४।

यथा नास्त्येव सर्वथैकान्तोऽनेकान्तस्योपलम्भात् ।८५।

प्रतिषेध्य विरुद्धव्याप्तादीनामुपलब्धयः षट् ।८६।

विरुद्धव्याप्तोलब्धिर्यथा नास्त्यस्य पुंसस्तत्त्वेषु निश्चयस्तत्र सन्देहात् ।८७।

विरुद्धकार्योपलब्धिर्यथा न विद्यतेऽस्य क्रोधाद्युपशान्तिर्वदनविकारादेः ।८८।

विरुद्धकारणोपलब्धिर्यथा नास्य महर्षेरसत्यं वचः समस्ति रागद्वेषकालुष्याऽकलङ्कितज्ञानसंपन्नत्वात् ।८९।

विरुद्धपूर्वचरोपलब्धिर्यथा नोद्गमिष्यति मुहूर्तान्ते पुष्यतारा रोहिण्युद्गमात् ।९०।

विरुद्धपूर्वचरोपलब्धिर्यथा नोद्गान्मुहूर्तात्पूर्वं मृगशिरः पूर्वफल्गुन्युदयात् ।९१।

विरुद्ध सहचरोपलब्धिर्यथा नास्त्यस्य मिथ्याज्ञानं सम्यग्दर्शनात् ।९२।

**વ્યાપ્યાવિરુદ્ધોપલબ્ધિનું ઉદાહરણ**—ધ્વનિ શબ્દ પરિણતિવાળો–પરિણામધર્મવાળો છે [પ્રતિજ્ઞા], કારણ કે પ્રયત્નજન્ય છે [હેતુ], જે પ્રયત્નજન્ય હોય તે પરિણતિવાળો હોય [અન્વય વ્યાપ્તિ], જેમકે સ્તંભ [સાધર્મ્ય દષ્ટાંત], અથવા જે પરિણતિવાળો ન હોય તે પ્રયત્નજન્ય ન હોય [વ્યતિરેક વ્યાપ્તિ], જેમકે વંધ્યાપુત્ર [વિધર્મ્ય દષ્ટાંત], અને ધ્વનિ પ્રયત્નજન્ય છે [ઉપનય], તેથી પરિણતિવાળો છે [નિગમન]; આ વ્યાપ્યની સાધ્યથી અવિરુદ્ધની ઉપલબ્ધિ સાધર્મ્ય તથા વૈધર્મ્યથી છે.

**કાર્યાવિરુદ્ધોપલબ્ધિનું ઉદાહરણ**—આ પર્વના નિકુંજમાં અગ્નિ છે, કારણકે ધૂમાડાનો યથાર્થ બોધ થાય છે; આ (સાધ્યની સાથે) કાર્યની અવિરુદ્ધોપલબ્ધિ છે. ૭૮.

**કારણાવિરુદ્ધોપલબ્ધિનું ઉદાહરણ**-(આજે) વરસાદ પડશે કારણ કે તેવાં વાદળાં દેખાય છે; આ (સાધ્યની સાથે) કારણની અવિરુદ્ધોપલબ્ધિ છે. ૭૯.

'તથાવિધ' એટલે વરસાદ વરસે એવાં ખાસ ગુણવાળાં-અતિશયયુક્ત.

**પૂર્વચરાવિરુદ્ધોપલબ્ધિનું ઉદાહરણ**-મુહૂર્ત પૂરું થતાં પુષ્ય નક્ષત્ર ઉગશે કારણ કે પુનર્વસુનો ઉદય નજરે પડે છે; આ (સાધ્યની સાથે) પૂર્વચરની અવિરુદ્ધોપલબ્ધિ છે. ૮૦.

**ઉત્તરચરાવિરુદ્ધોપલબ્ધિનું ઉદાહરણ**—મુહૂર્ત પૂર્વે પૂર્વફલ્ગુની નક્ષત્ર ઉગ્યું, કારણ કે ઉત્તર ફલ્ગુનીનો ઉદય નજરે પડે છે; આ (સાધ્યની સાથે) ઉત્તરચરની અવિરુદ્ધોપલબ્ધિ છે. ૮૧.

**સહચરાવિરુદ્ધોપલબ્ધિનું ઉદાહરણ**—આ આમ્રફળમાં વિશિષ્ટ રૂપ છે, કારણકે વિશિષ્ટ રસનો આસ્વાદ આવે છે; આ (સાધ્યની સાથે) સહચરની અવિરુદ્ધોપલબ્ધિ છે. ૮૨.

**પ્રતિષેધ જ્ઞાનમાં વિરુદ્ધોપલબ્ધિના સાત પ્રકાર**—અભાવરૂપ પ્રતીતિમાં વિરુદ્ધોપલબ્ધિ તો સાત પ્રકારની છે. ૮૩.

પરીક્ષામુખકાર માણિક્યનંદી છજ પ્રકાર કહે છે, સ્વભાવવિરુદ્ધોપલબ્ધિ દર્શાવતા નથી.

**પહેલી સ્વભાવ વિરુદ્ધોપલબ્ધિ**—તેમાં પહેલી સ્વભાવવિરુદ્ધોપલબ્ધિ છે. ૮૪.

પ્રતિષેધ્ય પદાર્થનો જે સ્વભાવ-સ્વરૂપ તેની સાથે સાક્ષાત્ વિરુદ્ધ તેની ઉપલબ્ધિ તે સ્વભાવવિરુદ્ધોપલબ્ધિ.

**સ્વભાવ વિરુદ્ધોપલબ્ધિનું ઉદાહરણ**—જેમકે સર્વથા એકાન્ત નથીજ, કારણકે અનેકાન્ત અનુભવમાં આવે છે. ૮૫.

સર્વથા એકાન્ત અને અનેકાન્તનો ભાવ અને અભાવ જેવો સાક્ષાત્ વિરોધ સ્પષ્ટજ છે. "જે કંઇ પ્રતિષેધ છે તે બધો અનુપલબ્ધિથી સિદ્ધ થાય છે" એવું વચન હોવાથી આ અનુપલબ્ધિરૂપ હેતુ છે એમ કહેવામાં આવે તો તે અજ્ઞાનમૂલક છે, કારણ કે અહિંયાં ઉપલંભાભાવ હેતુ તરીકે યોજ્યો નથી. હવે જો એમ કહેવામાં આવે કે વિરુદ્ધ એવા સર્વથા એકાન્ત અને અનેકાન્તનો વિરોધ વન્હિ અને શીતસ્પર્શની જેમ પ્રથમ સ્વભાવાનુપલબ્ધિથી માલમ પડે છે, તેથી અનુપલબ્ધિમૂલક હોવાથી સ્વભાવવિરુદ્ધોપલબ્ધિનું અનુપલબ્ધિપણું યોગ્યજ છે, તો અમે કહીશું કે સાધ્યધર્મી પર્વત વગ઼ સાધનરૂપ ધૂમાડો પ્રત્યક્ષ જોવાથી એ અનુમાન પ્રવર્તે છે તેથી પ્રત્યક્ષમૂલક હોવાથી તેને પણ પ્રત્યક્ષ કેમ ન કહેવાય? આ રીતે પૂર્વોક્ત કથન યુક્તિશૂન્ય હોવાથી સ્વભાવવિરુદ્ધોપલબ્ધિ અનુપલબ્ધિરૂપ નથી પણ સ્વતંત્ર છે એમ સિદ્ધ થયું.

**બાકીની છ વિરુદ્ધવ્યાપ્તાદિ ઉપલબ્ધિઓ**—જે પદાર્થનો નિષેધ કરવાનો છે તેથી (સાક્ષાત્) વિરુદ્ધ વ્યાપ્ય વગેરેની (બાકીની) છ ઉપલબ્ધિઓ છે. ૮૬.

૧ વિરુદ્ધવ્યાપ્તોપલબ્ધિ, ૨ વિરુદ્ધકાર્યોપલબ્ધિ, ૩ વિરુદ્ધકારણોપલબ્ધિ. ૪ વિરુદ્ધપૂર્વચરોપલબ્ધિ, ૫ વિરુદ્ધઉત્તરચરોપલબ્ધિ, ૬ વિરુદ્ધસહચરોપલબ્ધિ એ નામની છ ફક્ત સ્વભાવ વિરુદ્ધોપલબ્ધિ સાથે મળી સાત વિરુદ્ધોપલબ્ધિઓ છે.

**વિરુદ્ધવ્યાપ્તોપલબ્ધિ ઉદાહરણ**—વિરુદ્ધ વ્યાપ્તોપલબ્ધિ જેમકે આ પુરૂષને તત્ત્વનો નિશ્ચય નથી કારણ કે તેમાં (તેને) સન્દેહ છે. ૮૭.

જીવાદિ તત્ત્વવિષયક નિશ્ચય પ્રતિષેધ્ય છે; તેથી વિરુદ્ધ અનિશ્ચય તેથી વ્યાપ્ત સન્દેહની ઉપલબ્ધિ તે વિરુદ્ધવ્યાપ્તોપલબ્ધિ.

**વિરુદ્ધકાર્યોપલબ્ધિ** ઉદાહરણ—વિરુદ્ધ કાર્યોપલબ્ધિ જેમકે આને ક્રોધાદિનો ઉપશમ નથી, કારણકે મુખવિકાર (માલમ પડે) છે. ૮૮.

'મુખવિકાર' તે મોંપર લાલાશ. 'આદિ' શબ્દથી હોઠનું ફફડવું લેવાયું છે. અહિંયાં પ્રતિષેધ્ય ક્રોધોપશમ, તેથી વિરુદ્ધ અશાંતિ, તેનું કાર્ય મુખવિકારાદિની ઉપલબ્ધિ છે તે વિરુદ્ધકાર્યોપલબ્ધિ.

**વિરુદ્ધકારણોપલબ્ધિ** ઉદાહરણ—વિરુદ્ધ કારણોપલબ્ધિ જેમકે આ મહાત્માનું વચન અસત્ય નથી, કારણ કે તે રાગદ્વેષ રૂપ કાલુષ્યથી અકલંકિત જ્ઞાનવાળા છે. ૮૯.

પ્રતિષેધ્ય અસત્યથી વિરુદ્ધ સત્ય, તેનું કારણ રાગ દ્વેષરૂપ કાલુષ્યથી અકલંકિત જ્ઞાન, એ પ્રકારનું જ્ઞાન કોઈ સારી યુક્તિથી સિદ્ધ થતાં, સત્યને સિદ્ધ કરે છે, અને તે સિદ્ધ થતાં અસત્યનો નિષેધ કરે છે.

**વિરુદ્ધપૂર્વચરોપલબ્ધિ** ઉદાહરણ—વિરુદ્ધ પૂર્વચરોપલબ્ધિ જેમકે મુહૂર્ત પૂરું થતાં પુષ્ય નક્ષત્ર ઉગશે નહિ કારણકે રોહિણીનો ઉદય થયો છે. ૯૦.

અહિંયાં પ્રતિષેધ્ય પુષ્ય નક્ષત્રનો ઉદય છે, પુષ્યોદય વિરુદ્ધ મૃગશીર્ષોદય, પુષ્ય નક્ષત્રનું પૂર્વચર પુનર્વસુ અને મૃગશીર્ષનું પૂર્વચર રોહિણી; તેથી, વિરુદ્ધ એવાં મૃગશીર્ષનાં પૂર્વચર રોહિણી નક્ષત્રની ઉપલબ્ધિ તે વિરુદ્ધપૂર્વચરોપલબ્ધિ.

**વિરુદ્ધોત્તરચરલબ્ધિ** ઉદાહરણ—વિરુદ્ધોત્તર ચરલબ્ધિ જેમકે મુહૂર્ત પૂર્વે મૃગશીર્ષ નક્ષત્ર ઉગ્યું ન હતું કારણ કે પૂર્વાફાલ્ગુનીનો ઉદય થયો છે. ૯૧.

પ્રતિષેધ્ય મૃગશીર્ષોદય છે, તે મૃગશીર્ષોદયથી વિરુદ્ધ મઘોદય; મૃગશીર્ષનું ઉત્તરચર આર્દ્રા અને મઘાનું ઉત્તરચર પૂર્વાફાલ્ગુની; તેથી વિરુદ્ધ એવાં મઘા નક્ષત્રના ઉત્તરચર પૂર્વાફાલ્ગુની નક્ષત્રની ઉપલબ્ધિ તે વિરુદ્ધોત્તરચરોપલબ્ધિ.

**વિરુદ્ધ સહચરોપલબ્ધિ** ઉદાહરણ—વિરુદ્ધ સહચરોપલબ્ધિ, જેમકે આને મિથ્યાજ્ઞાન નથી કારણ કે (એને) સમ્યગ્ દર્શન છે. ૯૨.

પ્રતિષેધ્ય મિથ્યાજ્ઞાનથી વિરુદ્ધ સમ્યગ્જ્ઞાન, તેનું સહચર સમ્યગ્ દર્શન. તે સમ્યગ્દર્શન જીવદયા વગેરે એકાદ હેતુથી સિદ્ધ થતાં સહચર સમ્યગ્જ્ઞાન સાધે છે, અને તે સિદ્ધ થતાં મિથ્યાજ્ઞાનનો નિષેધ કરે છે.

આ સાતે પ્રકારની વિરુદ્ધોપલબ્ધિ સાક્ષાત્ વિરોધ આશ્રિ છે, પરંપરાથી વિરોધ આશ્રિને તો તે અનેક પ્રકારની સંભવે, પણ તે સર્વનો ઉક્ત પ્રકારોમાંજ અન્તર્ભાવ કરવો, જેમકે કાર્યવિરુદ્ધોપલબ્ધિ, વ્યાપકવિરુદ્ધોપલબ્ધિ, કારણવિરુદ્ધોપલબ્ધિ—એ ત્રણેનો અંતર્ભાવ સ્વભાવવિરુદ્ધોપલબ્ધિમાં તથા કારણવિરુદ્ધકાર્યોપલબ્ધિ આદિનો વિરુદ્ધકાર્યોપલબ્ધિમાં કરવો.

**अनुपलब्धेरपि द्वैरूप्यम्, अविरुद्धानुपलब्धिर्विरुद्धानुपलब्धिश्च ।९३।**

**तत्राविरुद्धानुपलब्धिः प्रतिषेधाववोधे सप्तप्रकारा ।९४।**

**प्रतिषेध्येनाविरुद्धानां स्वभावव्यापककार्यकारणपूर्वचरोत्तरचरसहचराणामनुपलब्धिः ।९५।**

**स्वभावानुपलब्धिर्यथा नास्त्यत्र भूतले कुम्भ उपलब्धिलक्षणप्राप्तस्य तत्स्वभावस्यानुपलम्भात् ।९६।**

**व्यापकानुपलब्धिर्यथा नास्त्यत्र प्रदेशे पनसः पादपानुपलब्धेः ।९७।**

**कार्यानुपलब्धिर्यथा नास्त्यत्राप्रतिहतशक्तिकं बीजमङ्कुरानवलोकनात् ।९८।**

**कारणानुपलब्धिर्यथा न सन्त्यस्य प्रशमप्रभृतयो भावास्तत्त्वार्थश्रद्धानाभावात् ।९९।**

**पूर्वचरानुपलब्धिर्यथा नोद्गमिष्यति मुहूर्तान्ते स्वातिनक्षत्रं चित्रोदयादर्शनात् ।१००।**

**उत्तरचरानुपलब्धिर्यथा नोदगमत् पूर्वभद्रपदा मुहूर्तात्पूर्वमुत्तरभद्रपदोद्गमानवगमात् ।१०१।**

**सहचरानुपलब्धिर्यथा नास्त्यस्य सम्यग्ज्ञानं सम्यग्दर्शनानुपलब्धेः ।१०२।**

**विरुद्धानुपलब्धिस्तु विधिप्रतीतौ पञ्चधा ।१०३।**

**विरुद्धकार्यकारणस्वभावव्यापकसहचरानुपलम्भभेदात् ।१०४।**

विरुद्धकार्यानुपलब्धिर्यथात्र शरीरिणि रोगातिशयः समस्ति, नीरोगव्यापारानुपलब्धेः ।१०५।

विरुद्धकारणानुपलब्धिर्यथा विद्यतेऽत्रप्राणिनि कष्टमिष्टसंयोगाभावात् ।१०६।

विरुद्धस्वभावानुपलब्धिर्यथा वस्तुजातमनेकान्तात्मकमेकान्तस्वभावानुपलम्भात् ।१०७।

विरुद्धव्यापकानुपलब्धिर्यथा अस्त्यत्रच्छाया, औष्ण्यानुपलब्धेः ।१०८।

विरुद्धसहचरानुपलब्धिर्यथा अस्त्यस्य मिथ्याज्ञानं, सम्यग्दर्शनानुपलब्धेः ।१०९।

॥ इति स्मरणप्रत्यभिज्ञानतर्कानुमानस्वरूपनिर्णयोनाम तृतीयः परिच्छेदः समाप्तः ॥

**અનુપલબ્ધિના પણ બે પ્રકાર**—અનુપલબ્ધિના પણ બે ભેદ છે; અવિરુદ્ધાનુપલબ્ધિ અને વિરુદ્ધાપલબ્ધિ. ૯૩.

જે પદાર્થનો પ્રતિષેધ કરવાનો છે તેથી અવિરુદ્ધની અનુપલબ્ધિ-અભાવ તે અવિરુદ્ધાનુપલબ્ધિ, અને પ્રતિષેધ્યથી વિરુદ્ધની અનુપલબ્ધિ તે વિરુદ્ધાનુપલબ્ધિ.

**પ્રતિષેધમાં અવિરુદ્ધાનુપલબ્ધિના સાત પ્રકાર**—તે બે ભેદમાં અવિરુદ્ધાનુપલબ્ધિ, પ્રતિષેધ-અભાવ સ્વરૂપ જ્ઞાનની પ્રાપ્તિમાં સાત પ્રકારની છે. ૯૪.

**સાત પ્રકાર નિર્દેશ**—જે પદાર્થનો પ્રતિષેધ કરવાનો છે તેથી અવિરુદ્ધ જે સ્વભાવ, વ્યાપક, કાર્ય, કારણ, પૂર્વચર, ઉત્તરચર, સહચર તેની અનુપલબ્ધિ ઉક્ત સાત પ્રકારની છે. ૯૫.

**અવિરુદ્ધસ્વભાવાનુપલબ્ધિનું ઉદાહરણ**—સ્વભાવાનુપલબ્ધિ જેમકેઃ—આ ભૂતલ-જમીન પર ઘટ નથી કારણ કે ઉપલબ્ધિ-જ્ઞાનના કારણભૂત ચક્ષુ આદિ ઇંદ્રિયના વિષયની યોગ્યતાને પ્રાપ્ત થયેલ તેનો સ્વભાવ (સ્વરૂપ) માલમ પડતો નથી. ૯૬.

સરખાવો શાસ્ત્રવાર્તાસમુચ્ચય સ્તબક ૫ શ્લોક ૩ उपलब्धिलक्षणप्राप्तोऽर्थोयन्नोपलभ्यते । ततश्चानुपलब्ध्यैव, तदभावोऽवसीयते ॥

જ્ઞાન કારણ ચક્ષુ વગેરે સામગ્રી હોવા છતાં ઘટાદિ પદાર્થ માલમ પડતો નથી તેથી એમ અનુપલબ્ધિથીજ તેનો અભાવ સિધ્ધ થાય છે. સરખાવો પ્રમાણમીમાંસા સૂત્ર ૧-૨-૨૨ ની ટીકા "नात्र घटो द्रष्टुं योग्यस्यानुलब्धेः" ।

**અવિરુદ્ધ વ્યાપકાનુપલબ્ધિનું ઉદાહરણ**—વ્યાપકાનુપલબ્ધિ જેમકેઃ—આ પ્રદેશમાં પનસ (વૃક્ષ-વિશેષ) નથી કારણ કે કોઈ પણ વૃક્ષ નથી. ૯૭.

અત્ર પ્રતિષેધ્ય પનસથી અવિરુદ્ધ વ્યાપક વૃક્ષની અનુપલબ્ધિરૂપ હેતુથી પનસરૂપ વ્યાપ્યનો નિષેધ કરવામાં આવે છે.

**અવિરુદ્ધકાર્યાનુપલબ્ધિનું ઉદાહરણ**—કાર્યાનુપલબ્ધિ જેમકે અણહણાઈ શક્તિવાળું બીજ નથી કારણ કે અંકુર માલમ પડતો નથી. ૯૮.

'અપ્રતિહતશક્તિક" એટલે કાર્યની પ્રતિ કારણનું જે અણરોકાયલા સામર્થ્યનું હોવાપણું તે. આ વિશેષણથી અંકુર ન હોવાથી બીજ માત્ર ન હોવાનું અનુમાન કરતાં જે વ્યભિચાર થાય તે અટકે છે.

**અવિરુદ્ધકારણાનુપલબ્ધિનું ઉદાહરણ**—કારણાનુપલબ્ધિ જેમકેઃ—આ પુરુષમાં પ્રશમ-શાંતિ આદિ ભાવો નથી કારણ કે એને તત્ત્વાર્થમાં શ્રદ્ધાનો અભાવ છે. ૯૯.

'પ્રશમઆદિ' એટલે પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, આસ્તિક્યરૂપ જીવના પરિણામવિશેષ. 'તત્ત્વાર્થશ્રદ્ધાન' એટલે સમ્યગ્દર્શન, જેનો અભાવ ટીકાકાર કહે છે કે દેવદ્રવ્યભક્ષણ આદિ પાપકર્મથી સિદ્ધ થતાં તેના પરથી તેના કાર્યરૂપ પ્રશમ આદિના અભાવનો બોધ થવો એ અવિરુદ્ધકારણાનુપલબ્ધિ.

**અવિરુદ્ધપૂર્વચરાનુપલબ્ધિનું ઉદાહરણ**—પૂર્વચરાનુપલબ્ધિ જેમકેઃ—મુહૂર્ત પૂરું થતાં સ્વાતિ નક્ષત્રનો ઉદય નહિ થાય કારણ કે ચિત્રા (જે હંમેશ સ્વાતિ પહેલાં ઉગે છે) તેનો ઉદય નજરે પડતો નથી. ૧૦૦.

**અવિરુદ્ધઉત્તરચરાનુપલબ્ધિનું ઉદાહરણ**—ઉત્તરચરાનુપલબ્ધિ જેમકેઃ—પૂર્વાભાદ્રપદા નક્ષત્ર મુહૂર્ત પૂર્વે ઉગ્યું ન હતું કારણકે ઉત્તરભાદ્રપદા (જે નિયમથી પૂર્વાભાદ્રપદાનું ઉત્તરચર-પછી ઉગનારૂં છે) તેનો ઉદય નજરે પડતો નથી. ૧૦૧.

**અવિરુદ્ધસહચરાનુપલબ્ધિનું ઉદાહરણ**—સહચરાનુપલબ્ધિ જેમકેઃ–આને સમ્યગ્ જ્ઞાન નથી કારણ કે સમ્યગ્ દર્શન માલમ પડતું નથી. ૧૦૨.

આ સાતે પ્રકારની અનુપલબ્ધિ સાક્ષાત્ અનુપલમ્ભથી કહી છે. **પરંપરાથી** પણ તે સંભવે છે, તેથી તેના તેવા અનેક ભેદનો આ સાતમાંજ અંતર્ભાવ કરવો. પરંપરાથી થતી વ્યાપકાનુપલબ્ધિનું ઉદાહરણ જેમકે એકાંત નિરન્વય દ્રવ્ય નથી કારણકે ક્રમાક્રમની અનુપલબ્ધિ છે. અત્ર અર્થક્રિયારૂપ જે નિરન્વય તત્ત્વકાર્ય છે તેનું વ્યાપક જે ક્રમાક્રમ છે તેનો અનુપલંભ છે તેથી તેનો વ્યાપકાનુપલબ્ધિમાંજ અંતર્ભાવ થાય છે.

**ભાવાત્મક જ્ઞાનમાં વિરુદ્ધાનુપલબ્ધિના પ્રકાર**—વિરુદ્ધાનુપલબ્ધિ ભાવાત્મક પ્રતીતિમાં તો પાંચ પ્રકારની છે. ૧૦૩.

પરીક્ષામુખકાર ત્રણજ પ્રકાર કહે છે. તેઓ વિરુદ્ધવ્યાપકાનુપલબ્ધિ તથા વિરુદ્ધસહચરાનુપલબ્ધિ એ બે પ્રકાર દર્શાવતા નથી.

**વિરુદ્ધાનુપલબ્ધિ પ્રકાર નિર્દેશ**—(વિધેય પદાર્થથી) વિરુદ્ધનાં કાર્ય, કારણ, સ્વભાવ, વ્યાપક, તથા સહચરની અનુપલબ્ધિ (એમ પાંચ પ્રકાર છે.) ૧૦૪.

**વિરુદ્ધકાર્યાનુપલબ્ધિનું ઉદાહરણ**—વિરુદ્ધકાર્યાનુપલબ્ધિ જેમકેઃ–આ દેહધારી–પુરુષને રોગનો અતિશય છે, કારણ કે (તેનામાં) નીરોગી પુરુષની ચેષ્ટા–ક્રિયા માલમ પડતી નથી. ૧૦૫.

**વિરુદ્ધકારણાનુપલબ્ધિનું ઉદાહરણ**–વિરુદ્ધકારણાનુપલબ્ધિ જેમકેઃ–આ પ્રાણિને કષ્ટ છે, કારણ કે (એને) ઇષ્ટ સંયોગનો અભાવ છે. ૧૦૬.

**વિરુદ્ધ સ્વભાવાનુપલબ્ધિનું ઉદાહરણ**—વિરુદ્ધ સ્વભાવાનુપલબ્ધિ જેમકેઃ–વસ્તુ માત્ર અનેકાંતસ્વરૂપ છે, કારણકે (વસ્તુનો) એકાંત સ્વભાવ પ્રતીત થતો નથી. ૧૦૭.

**વિરુદ્ધવ્યાપકાનુપલબ્ધિનું ઉદાહરણ**—વિરુદ્ધવ્યાપકાનુપલબ્ધિ જેમકેઃ–અહિંયાં છાયા છે કારણ કે ગરમી માલમ પડતી નથી. ૧૦૮.

અહિંયાં વિધેય છાયાથી વિરુદ્ધ તડકો તેની વ્યાપક ગરમી તેની અનુપલબ્ધિ હોવાથી વિરુદ્ધવ્યાપકાનુપલબ્ધિ થાય છે.

**વિરુદ્ધસહચરાનુપલબ્ધિનું ઉદાહરણ**—વિરુદ્ધસહચરાનુપલબ્ધિ જેમકેઃ–આ (પુરુષ)ને મિથ્યાજ્ઞાન છે, કારણ કે એનામાં સમ્યગ્દર્શન માલમ પડતું નથી. ૧૦૯.

વિધેય મિથ્યાજ્ઞાનથી વિરુદ્ધ સમ્યગ્જ્ઞાન તેનું સહચર સમ્યગ્દર્શન તેની અનુપલબ્ધિ હોવાથી વિરુદ્ધસહચરાનુપલબ્ધિ થાય છે.

॥ इति प्रमाणनयतत्त्वालोकालंकारगुर्जरभाषानुवादे स्मरणप्रत्यभिज्ञानतर्कानुमानस्वरूपनिर्णयोनाम तृतीयः परिच्छेदः समाप्तः ॥

बृहत्तपागच्छीय श्रीदेवसुन्दरसूरिशिष्य-श्रीजयचन्द्रसूरिविरचितं सावचूरिकं
समस्यान्तयापराभिधानं

# श्री वीरजिनस्तवनम् ।

(१)

तव गुणकणतुल्यां वीरतीर्थेश ! वाच-
स्पतिमतिरपि यस्यां देव ! कुण्ठत्वमेति ।
निविडजडिमभाजोऽप्यत्र यन्मे प्रवृत्तिः
प्रभवति स दृढस्ते भक्तिभूयोऽनुभावः ॥

(२)

सकलमचकलज् श्रीपद्म ! पद्मेशयाण्डो-
दरगतमिद विश्वं येऽन्ययूथ्या यथार्थम् ।
अवितथतममेतत् तीर्थनेतस्तदेवां
" तिलतुप तटकोणे कीटिकोष्ट्रं प्रसूता ॥ "

(३)

दशशतशतमानं योजनैर्लीलया त्वं
सुरगिरिमचिकम्पास्तद्दिनप्राप्तजन्मा ।
इति सुरवमपि नेतर्नाघटन्ते न जाने
"तिलतुपतटकोणे कीटिकोष्ट्रं प्रसूता "

(४)

अवितथपथनाथाऽपथः समथ त्वं
भुवनहितविधित्सुर्या दयां देववन्धः ।
जिनवर ! मयि नित्यं सा समानानुभावा
" तिलतुपतटकोणे काटिकोष्ट्रं प्रसूता ॥

(५)

जनजनितविवादाः शाक्यसाङ्ख्याक्षपादा
गलितसकलशस्ता अद्य यूय समस्ताः ।
विलसति जिनराजे युष्मदुन्मन्थहेतौ
" तिलतुपतटकोणे कीटिकोष्ट्रं प्रसूता ॥

(६)

हतमद ! भवदीयज्ञानदृष्टौ निविष्टं
सकलमपि सकर्णावर्ण्यनिर्वर्ण्य ! विश्वम् ।
सरभसमिदमूचुः कौतुकाक्रान्तचित्ता.
" तिलतुपतटकोणे कीटिकोष्ट्रं प्रसूता ॥

(७)

त्रिदशपतिपुरन्ध्यस्तत्पुरः सान्द्रहर्षाः
सरसविविधभङ्ग्या नाट्यमत्राक्षुरीश ! ।
इदमपि किल काचित् भक्तिमुग्धाऽत्र चक्रे
" तिलतुपतटकोणे कीटिकोष्ट्रं प्रसूता ॥ "

(८)

तव पदपरिचर्यासुस्थितानां जनानां
गतवृजिन ! समस्ता लब्धयः स्युः प्रशस्ताः ।
अपि रचयितुमेतद् यद्वशाद् शक्तं नो
" तिलतुपतटकोणे कीटिकोष्ट्रं प्रसूता "

(९)

कुमतमथन ! जन्मन्यन्यतीर्थास्त्वदीये
विविधिमिदमदर्शन्नेवमुत्पातजातम् ।
ज्वलदनलझलत्काग्रचन्द्रबिम्बादपत्त-
" स्तिलतुपतटकोणे कीटिकोष्ट्रं प्रसूता "

(१०)

प्रणमदमरनेतर्नैव चेतः प्रवृत्ति-
र्जगदुपकरणार्थं जायते त्वत्परेषाम् ।
इति जगति कदाचिद् दृश्यते केनचित् किं
" तिलतुपतटकोणे कीटिकोष्ट्रं प्रसूता "

(११)

अवगतगणनानां संस्तुतौ त्वद्गुणानां
विशदमति समेतास्तेऽपि नालं सुरेशाः ।
विलसति जिन ! येषां शक्तिरेवं विधातुं
" तिलतुपतटकोणे कीटिकोष्ट्रं प्रसूता "

(१२)

श्रेयःसर्जनसज्ज सज्जनमनो विश्रामकल्पद्रुमं
भक्त्येति प्रतिवासर जिनवर ! त्वां ये
स्तुवन्ति ध्रुवम् ।
कज्ञानप्रनृदेवसुन्दरयशः सङ्कीर्णविश्वत्रया-
ऽमीषामीश ! दवीयसी न पदवी निःश्रेयसश्रेयसः ॥

॥ इति समस्यास्तवः । सिद्धज्ञानगणिना
लिखितः ॥

—મુનિ ચતુરવિજય.

श्रीः

## ॥ वंचनाकी प्रगति यह मानवजीवनकी अधोगति है ॥

मुझे जहांतक विश्वासहै वहांतक यह कहनेका अधिकारहै कि वञ्चनाकी प्रगति यह मानव जीवन की अधोगति है। वञ्चनाको प्रवीणता कहना यह मानव जीवन का अपमान करना है। मानव जीवनकी सफलता या उत्कृष्टता उसकी बुद्धिमत्ता पर अवलम्बित है। बुद्धिमान वही है जिसके कुल व्यवहार निर्दोष होनेके कारण ऐहिक या आमुष्मिक बन्धनके कारण नहीं बनते। बुद्धिमान् मनुष्यका यह कर्तव्य नहीं है कि वह अपने व्यवहारोंको कलुषित रहने दे यह मानकर कि हमारी युक्ति दुर्गम है दूसरों के साथ वञ्चनाका प्रयोग करे। किसी की युक्ति दुर्बोध नहीं होती है। देश और काल निरवधिक पदार्थ हैं प्रकृतिके उदरमें बडे बडे बुद्धिमानोंका अस्तित्व संस्कार रूपसे विद्यमान है। ऐसा भी समय आता है कि वह दुर्बोधसे दुर्बोध विषयको सुबोध बना देता है आडम्बरका भण्डा फोड देता है वंचकको वंचक सिद्ध कर देता है उसकी कीर्तिको विपरीत रूपमें परिणत कर देता है। समयको भी पराधीनता ने अपना दास बनाया है उसको यह अधिकार नहीं है कि किसीके अनुरोधसे

वंचनासे सरलतासे कार्यकी सिद्धि होती है "सर्वैरुपायैः फलमेव साध्यम्" तो वंचनाकी प्रगति निन्द्य क्यों मानी जाय? इस प्रगल्भ सन्देहका उत्तर यह है कि वंचना की प्रगतिसे विश्वासका अस्तित्व नामशेष हो जाता है। प्रत्येक व्यक्तिको अन्यव्यक्ति वंचकही मालुम होने लगते हैं। पदे पदे सन्देहको स्थान मिलने लगता है। चिन्ताका साम्राज्य अजेयरूपसे बृद्धिगत हो जाता है। प्राणि मात्र चिन्तित होनेके कारण दुःखी बन जाते हैं उनके लिए सुख दुर्लभ हो जाता है, मानव जीवनका कर्तव्य सदाके लिए विस्मृत हो जाता है। अतः यह माननाकि वञ्चनासे सरलतासे कार्यकी सिद्धि होती है सर्वांशमें भूल है। जिसकी प्रबलतासे अपना स्वभाव अविश्वासु बने, माता पिता गुरु आचार्य पुत्र पत्नी आदिसे भी शंका बनी रहे, उस वंचनानीतिसे सुखकी आशाकरना निजकी विक्षिप्तता बताना है। 'सर्वैरुपायैः' इस वचनका यह आशय है कि किसी या सर्ववैध उपायोंके द्वारा कार्यको सिद्ध करलेना चाहिए नकि अवैध नीतिसे। इस नीति वाक्यका लक्ष्य भी समष्टिका हित है व्यष्टिका नहीं। समष्टि-

भांतिभांतिके उपायोंसे निर्धन बनाई जाती है, पापी स्वार्थ के उद्देशसे शिष्यगण पारस्परिक निन्दा स्तुतिके प्रचारक बनाए जाते हैं, दलालोंकी सहायतापर प्रसिद्धि अवलम्बित है, सत्यानृतका ज्ञान अलभ्य हो रहा है। इन सब अनर्थों का कारण एक मात्र वंचनाकी वृद्धि है। यह भी वञ्चनाहीका फल है कि उद्देशके समान होनें परभी धार्मिक जनता परस्पर द्वेष भावसे वर्तती है, रागद्वेषके परिणामसे निश्चिन्त हो जाती है. तत्तद्दर्शनोंके विषयोंसे नितान्त अपरिचित, ग्रन्थोंके नाम मात्र से भी अज्ञात व्यक्ति दार्शनिक बनने का साहस करता है—

वञ्चना नाम है वशीकरण के उपायका। निजके भावोंको छिपादेना, दूसरों को अनुकुल बनाने के लिए उसके स्वभावसे परिचित होकर अपने स्वभावको भी अल्प समय के लिए तदनुकूल परिवर्त्तित करदेना और सिद्ध साधक भावसे अग्रेसर बनना इस व्यवहारका नाम है वशीकरणका उपाय।

वंचनाका मूल दूरगामी हो गया है सहसा इसका अभाव होना संभावनासे बाहर है. इसका सर्वथा अभावतो असाध्य है तोभी इसके बढते वेगको स्थगित कर देना साध्य और समयसंगत है ॥ मुझे विश्वास है कि जनता जीवनको सार्थक बनानेके उद्देश से देशान्तर से आई हुई उच्छृङ्खलताके दुष्परिणाम पर दृष्टिपात करने लगेगी तो वंचनाका वेग स्थगित हो जायगा। प्रत्येक भारतवासीको यह जानने के लिए जागृत होना चाहिए कि भारतका स्वर्गीय जीवन दिनों दिन उच्छिन्न क्यों होता जाता है। अभय और सत्वसंशुद्धि इन दोनोंका साहचर्य नित्य है इस सिद्धान्तसे हम भारतवासी दूर क्यों होते जाते हैं। जहां वंचना रहती है वहां भय अवश्य रहता है अर्थात भय और वंचना का साहचर्य भी नित्य है इस सिद्धान्तको क्यों नहीं सादर अपने विचार में हम स्थान देते हैं।?

हिन्दु जनता आजभी संसारके सर्व जातीय जनतासे अधिक सुखी सुसन्तुष्ट है, उसका कारण यही है कि अन्य देशोंकी अपेक्षा यहां (भारतवर्षमें) वंचनाका वेग न्यून है। गरीब भारतवासी भी कुटुम्बी हैं, एक दूसरे से सात्विक हार्दिक सहानुभूतिकी समर्थक नीतिको पसन्द करते हैं। अन्य देशवाले श्रीमान और सभ्य कहानेके मिथ्या सन्मान से विभूषित होने परभी अधिकांशमें कुटुम्बी नहीं हैं, उनका ग्राम्यव्यवहार वेश्याओंसे और भोजनव्यवहार होटलोंसे निर्वहता है, ये विदेशी शास्त्री "पल्लवग्राहिपाण्डित्यं क्रयक्रीतं च मैथुनम्। भोजनं च पराधीनं तिस्रः पुंसां विडम्बनाः" में ओतप्रोत हो रहने परभी वंचनानीतिके समर्थनमें संलग्न हैं स्वयं क्लेशसागरमें पड़े हैं दूसरों को पडनेके लिए बाधित करते जाते हैं। भारतवासी जनसमुदाय विशेष कर जैन समुदायको सावधान कर देना आवश्यक मालूम होता है कि आपलोग श्री मल्लीनाथजीके इतिहास पर विशेष रूपसे ध्यान दीजिए। उक्त तीर्थङ्कर महाशयकी वंचनासे विशेष भयावह न होने परभी उनको स्त्री शरीर प्राप्त करने लिए बाधित कर दिया। स्त्री शरीर तीर्थङ्कर हो सकता है कि नहीं इस विचारवैषम्यको उपस्थित कर वह छोटी वंचना भी जैन जनतामें सिद्धान्त भेद उपस्थित करादी। अन्य भारतवासी समुदायों में भी मतभेद अवगत होते हैं उनमें भी किसी न किसी महा पुरुषकी वंचना ही हेतु है। वर्तमानकाल में भी जो जनता भावदुष्ट बन रही है इस अनर्थ में भी किसी न किसी अग्रगामी पुरुषकी या पुरुषोंकी वंचनाही

कारण है। शुद्ध हृदय से दर्शाए गए विचारोंसे बना : सिद्धान्तभेद केवल विद्वानों में रहता है वह पामरोंको नहीं विभक्त करता। इनको अलग करनेवाली केवल वंचना है अतः सप्रमाण कहा जा सकता है कि वञ्चना की प्रगति यह मानव जीवनकी अधोगति है॥ शुभम्

रमापति मिश्र

मोहनलालजी पाठशाला-अध्यापक.

---

# ધર્મગુરુઓનું જગત્‌ના કલ્યાણ માટે કર્તવ્ય.

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्त्तते॥

श्री. भ. गीता. अ. ३, श्लोक २१.

—જે પ્રમાણે શ્રેષ્ઠ પુરૂષો આચરણ કરે છે, તે પ્રમાણે બીજા માણસો આચરે છે. મોટા પુરૂષો જે કરે છે તે પ્રમાણ ગણાય છે, અને લોકો તે પ્રમાણે વર્તે છે.

હરકોઈ સજ્જન એટલું તો સ્વીકારશે કે શ્રેષ્ઠ પુરૂષોની ગણત્રીમાં ધર્મગુરૂઓ પ્રથમ પંક્તિમાં અને તે પણ પ્રથમ સ્થાનમાં આવી શકે; અને શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ઉપર જણાવેલા વચનાનુસાર ધર્મગુરૂઓનાં આચરણ પ્રમાણે તેઓના સેવકો આચરણ કરે, એ નિર્વિવાદ છે. માટે ધર્મગુરૂઓ જેઓ જગત્‌ના ઉદ્ધારક કહેવાય છે તેઓનું વર્તન સર્વ રીતે અનુકરણીય, નિર્મળ, પવિત્ર, નિષ્પાપ, નિર્દોષ, સરળ અને ચાહવા લાયક હોવું જોઇએ. જેવા ધર્મગુરૂઓ હશે તેવોજ સમાજ પેદા થશે, તેથી કોઈ પણ સમાજના કોઈ પણ પ્રજાના કલ્યાણ કે અકલ્યાણનું જોખમ ધર્મગુરૂઓના વર્તન ઉપર રહે છે. જેના વર્તન ઉપર આટલું બધું જોખમ રહે છે તેવા ધર્મગુરૂઓની લાયકાત કેવી હોવી જોઇએ તે માટે આપણે પ્રથમ 'ધર્મગુરૂ' શબ્દની વ્યાખ્યા વિચારીએ.

**'ધર્મગુરૂ' શબ્દનો અર્થ—**

'ધર્મગુરૂ' એ धर्म+गुरु એ બે શબ્દનો સમાસ છે. તેમાંથી 'ધર્મ' શબ્દ સંસ્કૃત ધાતુ धृ (ધારણ કરવું) ઉપરથી થયેલો છે તેથી 'ધર્મ' એટલે 'ધારણ કરનારો' અથવા 'ઉદ્ધાર કરનારો' અર્થાત્ જે પાપથી ઉગારે અને દુર્ગતિથી ઉદ્ધારે તે 'ધર્મ' કહેવાય.

'ધર્મ'ની બીજી વ્યાખ્યા એ થઈ શકે કેઃ—

यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः।

(વૈશેષિક દર્શન.)

—જેનાથી ઉન્નતિ અને પારલૌકિક કલ્યાણની સિદ્ધિ થાય તે 'ધર્મ'.

વળી ત્રીજી વ્યાખ્યા એ પ્રમાણે થઇ શકે કેઃ—

यं तु आर्याः क्रियमाणं प्रशंसन्ति स धर्मः।
यं तु गर्हन्ते सः अधर्मः।

(આપસ્તંબ ધર્મસૂત્ર.)

જે આચરણને આર્ય પુરૂષો વખાણે તે 'ધર્મ'; અને જેને આર્ય પુરૂષો નિંદે તે 'અધર્મ.'

ચોથી વ્યાખ્યા એ થાય છે કેઃ—

आरंभाद् न्याययुक्तो यः स हि धर्मः इति स्मृतिः।

(શ્રીમહાભારતાંતર્ગત વનપર્વ.)

—આરંભથીજ જેમાં ન્યાય નીતિ હોય તેનું નામ 'ધર્મ'.

વળી પાંચમી વ્યાખ્યા એવી થાય છે કે, वेदो प्रणिहितो धर्मः। વેદમાં કહ્યા પ્રમાણે આચરણ કરવું તે 'ધર્મ,' અથવા The service of the humanity is ધર્મ.

આ પ્રમાણે 'ધર્મ' શબ્દની વ્યાખ્યા કર્યા પછી હવે આપણે 'ગુરૂ' શબ્દની વ્યાખ્યા કરીએ.

गु शब्दस्त्वन्धकारोऽस्ति रु शब्दस्तन्निरोधकः।

"'गु' એટલે 'અંધકાર' અને 'रु' એટલે 'નાશ કરનાર' અર્થાત્ 'અંધકારનો નાશ કરે તે ગુરૂ'. મતલબ એ કે શિષ્યના અજ્ઞાનરૂપી અંધકારનો જે જ્ઞાન આપી નાશ કરે તે 'ગુરૂ'. गृणाति तत्त्वमीति गुरुः। જે તત્ત્વનો ઉપદેશ કરે તે 'ગુરૂ' કહેવાય.

संस्कृतैः प्राकृतैश्चैव गद्यपद्याक्षरैस्तथा ।
शिष्यं यो देशभाषाभिर्बोधयेत्स गुरुः स्मृतः ॥

અર્થાત્ સંસ્કૃત અને પ્રાકૃત ભાષાનાં ગદ્યપદ્ય વાક્યોથી તથા દેશી ભાષાથી જે શિષ્યને ઉપદેશ કરે તે 'ગુરૂ' કહેવાય અર્થાત્ ગુરૂને સંસ્કૃત, પ્રાકૃત અને દેશી ભાષાનું પણ સંપૂર્ણ જ્ઞાન હોવું જોઇએ.

## ધર્મગુરૂ કોને કહેવો?

ધર્મગુરૂની વ્યાખ્યા એક પ્રાસ્તવિક શ્લોકમા આ પ્રમાણે આપેલી છે;—

विदलयति कुबोधं बोधयत्यागमार्थं ।
सुगतिकुगतिमार्गौ पुण्यपापे व्यनक्ति ॥
अवगमयति कृत्याकृत्यभेदं गुरो यः ।
भवजलनिधिपोतस्त्वं विना नास्ति कश्चित् ॥

ભાવાર્થ—કુબોધને દળે છે, આગમના રહસ્યનો બોધ આપે છે, સન્માર્ગ અને કુમાર્ગ, પાપ અને પુણ્યનો વિવેક કરાવે છે, કરવા અને કરવા યોગ્ય કૃત્યોનો ભેદ દર્શાવે છે. એવા હે ગુરૂ ! ભવ તરવાની નૌકા તારા વિના કોઇ નથી.

ઉપર પ્રમાણે આ બંને શબ્દના મૂળ ઉપર વિચાર કરતાં ધર્મગુરૂમાં કેવી જરૂરી લાયકાત હોવી જોઈએ, તે સ્પષ્ટ થાય છે. લોકો હજુ એટલા બધા અજ્ઞાન દશામાં છે કે, ધર્મનો આવો નીતિયુક્ત વિશાળ અર્થ નહિ કરતાં તેનો ટીલાં ટપકાં, માળા, સ્નાન ઈત્યાદિ બાહ્યોપચારમાંજ સમાવેશ કરી દે છે, પરંતુ ઋષિમુનિઓ અને આર્ય વિદ્વાનોથી સ્થાપિત થએલી 'ધર્મ' અને 'ગુરૂ' શબ્દની ઉપર દર્શાવેલી વ્યાખ્યાઓથી સ્પષ્ટ થાય છે કે જેમાં કંઈ પણ અંધાધુંધી કે અનીતિ હોય તે ધર્મ કહેવાય નહી અને જે કોઇ અનીતિનો વા અનાચારનો ઉપદેશ કરે તે ધર્મગુરૂ કહેવાય નહી; પરંતુ જેનાથી શિષ્ય વર્ગનું આ લોક અને પરલોકનું કલ્યાણ થાય તેવો નૈતિક, પવિત્ર માર્ગ તે ધર્મ કહી શકાય અને ઐહિક અને પારલૌકિક સાધનો સંપાદન કરવાને જે ખરો માર્ગ બતાવે તે 'ધર્મગુરૂ' કહેવાય. વળી જેને જાહેર રસ્તામાં હજારો માણસોની વચ્ચે અથવા એક અંધારા ખુણામાં પણ શુદ્ધ અંતઃકરણથી અને નિર્મળ ભાવથી આચરી શકાય તે 'ધર્મ' અને એવા નિર્દોષ ધર્મને દર્શાવનાર તથા શિષ્યોને એવા ધર્મે દોરનાર 'ધર્મગુરૂ' કહેવાય. અજ્ઞાનથી માણસો અનેક લાલચોમાં સપડાય છે; અજ્ઞાનથી માણસો અનેક કુટિલ ધંધા આચરે છે અને અજ્ઞાનથી માણસો અત્યંત નિર્દય કામો કરે છે. તેવા અજ્ઞાનમાંથી શિષ્યને સદ્ઉપદેશથી જે છોડાવે તે 'ધર્મગુરૂ' કહેવાય. અજ્ઞાનમાં પડેલા લોકો ભૂત, પ્રેત, પિશાચ આદિ, તથા જાદુ, મંત્ર તંત્રના વહેમમાં સપડાઇને શાસ્ત્રમાં કહેલા ઇશ્વર અને જગત્પિતાનો આશ્રય લેવાનું છોડી અનેક મ્લેચ્છ વાંછનાવાળા ભુત પિશાચોને નિર્દોષ પ્રાણીના ભોગ ધરાવે છે, તેવા વહેમી અજ્ઞાનીઓ અને પાપાત્માના અંતઃકરણમાં એકજ જગત્પિતાનો આભાસ ઉત્તમ સત્ય તત્ત્વના ઉપદેશથી પ્રગટ કરી તેઓને ઇશ્વર પ્રત્યે જે વ્યક્તિ દોરે તે 'ધર્મગુરૂ' કહેવાય.

પરંતુ સેવકો પાસેથી ધન એકઠું કરી મોજમજા કરવી, નાચ તમાસા અને ખેલ જોવા, ઇન્દ્રિયોની દુર્વાસના સંતોષવી અને એવાજ બીજા અનાર્ય માર્ગ આચરવા, એમાંજ જો કોઇ ધર્મગુરૂઓ પોતાનું કર્તવ્ય સમાએલું સમજે અથવા એવાજ અનિષ્ટ માર્ગમાં પોતાની સત્તાનો દુરુપયોગ કરે તો તો તેને કોઈ પણ રીતે 'ધર્મગુરૂ' કહી શકાશેજ નહિ. ધર્મગુરૂઓને પરમેશ્વર ! એવે આડે રસ્તે ન વાળો ! જો તેઓ એવે આડે રસ્તે વળે તો જગત્ પણ ઉધું વળે, એ નિર્વિવાદ છે. ધર્મગુરૂઓ પોતાને ભગવાનના અવતારરૂપે મનાવા ઇચ્છે છે, અને ખરા ધર્મગુરૂઓ ભગવાનના અવતારરૂપજ છે, બલકે એથી વિશેષ પણ છે એમ કહી શકાય. પરંતુ પોતે અવતારરૂપે મનાવા માગતા હોય છતાં પ્રભુના અવતારના જેવા ગુણો પોતાનામાં લેશ પણ ન હોય અને કેવળ અવતારના નામે જગતને ભોળવી છેતરી ખાવા જેવું કર્મ કરે તો તેઓ પોતાના ધર્મગુરૂ પદને પાત્ર રહેતા નથી. જે ધર્મગુરૂઓ સદ્ગુણ, સદ્ધર્મ, અને સદ્વર્તનથી બહિર્મુખ થએલા હોય તે કાન ફુંકીને શિષ્યો સ્થાપે તો તેમના દિલમાં સદ્ધર્મ અને સદાચારની કેવી છાપ પડે, તે દરેક જણ વિચારી શકશે.

**ધર્મગુરૂઓમાં કેવા ગુણ હોવા જોઇએ ?**

ધર્માચાર્યોનું જીવનવૃત્ત તો સ્ફાટિક જેવું નિર્મળ અને ગંગાજળ જેવું પવિત્ર હોવું જોઈએ. ધર્મગુરૂઓ સત્યવક્તા, જીતેન્દ્રિય, દયાળુ, નિઃસ્પૃહ, સરળ વૃત્તિના અને ધર્મની મૂર્તિરૂપ હોવા જોઇએ. ધર્મગુરૂઓમાં શ્રી રામચન્દ્ર જેવું સદ્વર્તન, **ભીષ્મ**. હનુમાન કે લક્ષ્મણ જેવું બ્રહ્મચર્ય, ગુરૂ શ્રી દત્તાત્રય જેવો સમભાવ, યુધિષ્ઠિર જેવું સત્ય, વસિષ્ઠ જેવી શાન્તિ (ક્રોધનો અભાવ), વ્યાસ જેવી વિદ્વત્તા અને રાજર્ષિ જનક વિદેહી જેવું તત્ત્વજ્ઞાન હોવું જોઇએ. ટુંકમાં ધર્મગુરૂનું જીવન સર્વ રીતે પવિત્ર અને અનુકરણીય હોવું જોઈએ.

**ધર્મગુરૂઓની તુલના (સરખામણી)—**

ધર્મગુરૂઓમાં પણ અન્ય માણસોની પેઠે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર આદિ વાસો કરતાં હોય તો પછી તેમનામાં અને સામાન્ય મનુષ્યોમાં શો તફાવત રહે છે? નિર્મળ દર્પણનું પ્રતિબિંબ જેમ ઉજ્જવળ અને નિર્મળ પડે છે, તેમ સદ્વર્તનશીલ ધર્માચાર્યોની પવિત્ર રહેણી કરણીની છાપ શિષ્યોના અંતઃકરણમાં શુદ્ધ સ્વરૂપમાં પડે છે, અને સ્વાભાવિક રીતેજ શિષ્યવર્ગની તેવા ધર્મગુરૂઓ પ્રત્યે પૂજ્ય બુદ્ધિ થાય છે તથા તેઓ કૃતાર્થ થઈ અંતે ભવસાગર તરી જાય છે. એથી ઉલટું જેમ મલિન દર્પણનું પ્રતિબિંબ મલિન અને નિસ્તેજ પડે છે તેમ દુર્વાસનાથી ભરેલા ધર્મગુરૂની છાપ પણ શિષ્યોના અંતઃકરણમાં મલિન રૂપમાંજ પડે છે તેથી શિષ્યોનો ઉદ્ધાર થવાને બદલે તેઓ સદાકાળ દુર્ગતિની ખાડમાંજ રીબાયાં કરે છે, અને ચોર્યાસીના ફેરામાં અટવાયાંજ કરે છે. જ્યાં સુધી ધર્મગુરૂઓમાંથી રાગ (કામ ક્રોધાદિકના વેગ) ન જાય ત્યાંસુધી તેઓની લાયકાતના ટકા શૂન્યજ લેખાય અને ત્યાંસુધી તેઓ હરકોઇ સામાન્ય મનુષ્ય જેવાજ લેખાય. ઇશ્વર ધર્મગુરૂઓને ખરા ગુણ આપી સાચેસાચા દેવાંશી બનાવો ! કહ્યું છે કે-"निवृत्तरागस्य गृहं तपोवनम्। જે મનુષ્યનો રાગ શાંત થઈ ગયો છે, તેનું ઘરજ તપોવન છે." અર્થાત્ તે જાતેજ તપસ્વી જેવો છે. જો સામાન્ય મનુષ્યમાંથી કામક્રોધાદિ જતાં તે તપસ્વી જેવો બની શકે છે, તો પછી ધર્મગુરૂઓમાંથી કામ ક્રોધાદિ નીકળી જાય તો તેઓ સાક્ષાત્ દેવ કેમ ન બની શકે ? પરંતુ—

गुरवो बहवः सन्ति शिष्यवित्तोपहारकः।
गुरवो विरला सन्ति शिष्यचित्तोपहारकः॥

"શિષ્યનું વિત્ત હરણ કરી લે એવા તો જગતમાં ગુરૂઓ પુષ્કળ છે, પરંતુ શિષ્યનું ચિત્ત હરણુ કરી લે તેવા ગુરૂઓ વિરલ છે."

વિત્ત હરણુ કરવાનું કામ તો દરેકને આવડી શકે, પરંતુ ચિત્ત હરણુ કરવાનું કામ પુણ્યશીલ ગુરૂઓનેજ ભાગ્યે આવે છે. શિષ્યનું ચિત્ત હરણુ કરવાનો મહામંત્ર એજ છે કે પોતે જાતે સદ્ગુણ અને સદ્ધર્મના મૂર્તિરૂપ બની નિરંતર પ્રમાદ વિના સેવકોને સત્ય તત્ત્વોનો એટલે ખરા જ્ઞાનનો ઉપદેશ કર્યા કરવો. સત્ય વસ્તુના ઉપદેશથી હરી લીધેલાં છે ચિત્ત જેનાં એવા શિષ્યો પોતાના ધર્મગુરૂને ઇશ્વર રૂપજ ગણે છે, અને મહા પુરૂષોનું વાક્ય છે કે "ગુરૂ અને ગોવિંદની એકતા થવાનો ખરો આધાર ગુરૂના સદ્વર્તન ઉપર છે."

**ધર્મગુરૂઓનો ત્યાગ—**

ધર્મગુરૂએ ખાસ કરી કાયામોહ, કનક અને કાન્તાનો ત્યાગ કરવો જોઇએ, કોઈ પણ અન્ય ધર્મની નિંદાનો ત્યાગ કરવો જોઇએ. ટુંકામાં પરદ્રવ્ય, પરદાર અને પરદ્રોહથી ધર્મગુરૂઓએ નિરંતર છેટા રહેવું જોઇએ કહ્યું છે કેઃ—

वेधा द्वेधा भ्रमं चक्रे कान्तासु कनकेषु च।
तासु तेष्वप्यनासक्तः साक्षाद्भर्गो नराकृतिः॥

એટલે કે વિધાતાએ કાન્તા અને કનકરૂપી બે જાતના મોહપાશ રચેલા છે. તે બંનેથી જે વિરક્ત રહે છે તે માણસના આકારમાં રહેલો દેવ છે. આ વાત હરકોઇ મનુષ્યને પણ લાગુ પડે છે અને જે નિરંતર આ ઉમદા શિખામણ પ્રમાણે વર્તે છે, તે ત્રણે કાળે સુખી રહે છે, અને દેવતાની માફક જગતમાં પૂજાય છે. જો સામાન્ય મનુષ્ય પણ આ બે વસ્તુના ત્યાગથી આટલી ઉંચી કોટીએ પહોંચી શકે, છે તો ધર્મગુરૂઓ તે બંનેના ત્યાગથી સાક્ષાત્ દેવોજ બની શકે અને સાક્ષાત્ દેવોનુંજ કામ કરી શકે. બલ્કે દેવથી પણ વિશેષ કામ કરી શકે, કારણ કે

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણે અનુક્રમે ઉત્પત્તિ સ્થિતિ અને લય પૂરતું કામ કરી શકે છે, પણ ખરા ધર્મગુરૂઓ તો પ્રાણીઓને સદુપદેશ વડે તત્ત્વજ્ઞાન આપી ઇશ્વરના દિવ્ય સ્વરૂપમાં જોડે છે. ઇશ્વર એ પ્રાણીઓની નજરમાં રહેલા અગોચર દેવ છે પરંતુ ખરા ધર્મગુરૂઓ તો દૃષ્ટિગોચર દેવ છે. વળી અવ્યક્ત કરતાં વ્યક્તથી કાર્યની સાધના સહેલાઇથી થાય છે, તે ઉપર શ્રીમદ્ ભગવત્ગીતા સાક્ષી આપે છે કે अव्यक्ता हि गतिर्दुःखम् । પરંતુ ઇશ્વરનું અવ્યક્ત સ્વરૂપ ધર્મગુરૂના વ્યક્ત સ્વરૂપથી જાણી શકાય છે, માટે દુનિયાની હજારો ધાંધલ, હજારો ધમાલ, કરોડો વિટંબણા, અને કોટયાવધિ આપત્તિ, વચ્ચે આ લોક અને પરલોક શોધી શકાય એવો શ્રેયસ્કર માર્ગ બતાવનાર સદ્ગુરૂઓને હજાર હજાર વાર પ્રણામ હો! ધર્મગુરૂઓમાં બીજા નાના ગુણો ઘણા હોય પરંતુ પરદાર પ્રત્યે જો પોતાની ભગિની, પુત્રી અથવા માતા સમાન તેમની દૃષ્ટિ ન હોય તો તેમના અનેક નાના ગુણો આ એક મોટા દોષમાં ઢંકાઈ જાય છે.

अमीतगुणोऽपि पदार्थो दोषेणैकेन निंदितो भवति।
निखिलरसायनसहितो गंधोनोग्रेण लशुन इव ॥

અર્થાત્ 'લસણ' જો કે અનેક રાસાયણિક ગુણોથી ભરપુર છે, પરંતુ માત્ર એક દુર્ગંધના મોટા દોષથી તજાય છે તેની રીતે ધર્મગુરૂમાં અનેક ગુણો હોવા છતાં જો આ એક મોટો દોષ હોય તો તેઓ નિંદાય છે—તજાય છે—હલકા થાય છે, અને દુર્ગતિમાં જાય છે.

परिहरतुपराङ्गनानुषंगं इदमतिजीवितमस्ति वल्लभं चेत्।
हरिहरि हरिणीदृशो निमित्तं दशदशकंधरमौलयो लुठंति ॥

"જો તમને તમારૂં જીવિત વહાલું હોય તો તમે પરાંગનાનો સંગ તજી દો. કારણ કે દુષ્ટ બુદ્ધિથી સતી સીતાને મેળવવાનો પ્રયાસ કરતાં દશકંધરના (રાવણનાં) દશ માથાં અરેરે અહીં તહીં રખડવાં."

**કુમારપાળ અને સિદ્ધરાજનું દૃષ્ટાંત.**

માટે પોતાનું કલ્યાણ ઇચ્છતા ધર્માચાર્યોએ તેમ જ સર્વ અન્ય પુરૂષોએ પરસ્ત્રી પ્રત્યે પવિત્ર, સહોદર ભાવ નિરંતર રાખવો જોઇએ.

તે વિષે એક આખ્યાયિકા જાણવા જેવી છેઃ એક વખતે કુમારપાળ નામના રાજાએ પોતાના વૃદ્ધ મંત્રિઓને પૂછ્યું કે "મારા અને સિદ્ધરાજના ગુણદોષનો મુકાબલો કરો." વૃદ્ધ મંત્રિઓએ કહ્યું કે, "મહારાજ! અમે આપને જણાવીએ તે પૂર્વે અમને આપે અભયવચન આપવું જોઇએ." કુમારપાળે અભયવચન આપ્યું, એટલે વૃદ્ધ મંત્રિઓએ કહ્યું કે, "મહારાજ! સિદ્ધરાજમાં અઠ્ઠાણું ગુણ અને માત્ર બેજ દોષ હતા અને આપમાં માત્ર બેજ ગુણ અને અઠ્ઠાણું દોષ છે." આ જવાબ સાંભળી કુમારપાળે એકદમ પોતાની કટારી ખેંચી. મંત્રિઓ ગભરાયા, પરંતુ તેમને તેણે કહ્યું કે, તમારે ડરવાનું નથી હું પોતેજ મરવા ઇચ્છું છું. કારણ કે હું મારી રહેણી કરણી સિદ્ધરાજ કરતાં ઘણે દરજ્જે સારી રાખવા યત્ન કરૂં છું, છતાં તમો કહો છો કે સિદ્ધરાજમાં અઠ્ઠાણું ગુણ અને માત્ર બેજ દોષ હતા, અને મારામાં અઠ્ઠાણું દોષ અને માત્ર બેજ ગુણ છે. આ સાંભળી મંત્રિઓએ કહ્યું, "રાજાધિરાજ! અમારૂં કહેવું ખરૂં છે, પણ આપ તેનું રહસ્ય સમજ્યા નથી. સિદ્ધરાજમાં અઠ્ઠાણું ગુણ અને બે દોષ હતા પણ તે બે દોષ એવા મોટા હતા કે તેથી તેના એ અઠ્ઠાણુંયે ગુણ ઢંકાઈ જતા, કારણ કે 'સિદ્ધરાજ પરસ્ત્રીલંપટ તથા રણમાં પાછો હઠનાર હતો, અને આ બે દોષ પૈકી પહેલો દરેક માણસ માટે અને બીજો ખાસ ક્ષત્રિય માટે બહુ નિંદ્ય છે. પણ પરસ્ત્રી સાથે સહોદર ભાવ તથા રણમાં શૌર્ય, એ બે આપના ઉત્તમ ગુણોથી આપના બીજા નાના અઠ્ઠાણું દોષ ઢંકાઇ રહે છે.' અર્થાત્ તમે સિદ્ધરાજ કરતાં શ્રેષ્ઠ છો. તાત્પર્ય એ છે કે માણસમાં અનેક ગુણ હોય તથાપિ વ્યભિચાર જેવો એક ભયંકર દોષ જેનામાં હોય તો તે સર્વથા નિંદાય છે. આ વાત દરેક મનુષ્યે અને ખાસ કરીને ધર્મગુરૂઓએ સર્વદા પ્રત્યેક ક્ષણે ધ્યાનમાં રાખવી જોઇએ.

ત્યાં સુધી આભી દૃષ્ટિથી નિરખશે લોકો બધાં સ્નેહથી,
ત્યાં સુધી ચિતમાં અખંડ રમશે આનંદ, ઉલ્લાસથી;
કીર્તિવંત સુશીલ, ધીર નર તે લેખાય છે ત્યાં લગી,
જ્યાં સુધી પરદારસંગરસમાં લેવાય 'ના તે જરી. ૧

આ નીતિનું ધર્મગુરૂઓ સર્વદા પાલન કરતાં રહેશે તો તેઓ પોતે તરી પોતાના સેવકોને પણ અવસ્ય તારી શકશે.

એક વૈષ્ણવ

# ખેમરાજકૃત મંડપાચલ (માંડવગઢ) ચૈત્યપરિપાટી.

માલવામાં માંડવગઢ એ સુપ્રસિદ્ધ છે. ત્યાં મંડનમંત્રી થઈ ગયા ને તેણે અનેક સંસ્કૃત ગ્રંથો રચ્યા. જૈન શ્રીમંતો ત્યાં અઢળક સંપત્તિ વાળા, અને સારી સંખ્યામાં વસતા હતા. 'માંડવગઢનો રાજીઓ નામે દેવ સુપાસ' એ ઋષભદાસના સ્તવનમાં આપણે બોલીએ છીએ. ત્યાં જે જે જૈન ચૈત્યો અને બિંબો હતાં તેની પરિપાટી કરનારૂં સ્તવન સોમધ્વજગણિના શિષ્ય ખેમરાજગણિએ રચેલું, તેની એક ત્રણ પાનાની પ્રત મળેલી તેમાં આગળ પાછળ ટૂંકા સ્તવનો ને વચમાં આ સ્તવન પાનાં બે અને ત્રણ પર છે તેની નકલ મુનિ પુણ્યવિજયે કરેલી, તે બંને શ્રી જિનવિજય પાસે પોતે કરેલા સંગ્રહમાં હતી તે અમારી પાસે આવી. તે મૂળ સાથે પુનઃ જોઈ સુધારી અત્ર મૂકી છે. તેમાં બાવીસ દેહરાનો-મૂલનાયક ચોવીસ જિનની પ્રતિમાના અને તેમાં સર્વ મળી કુલ ૫૬૨ જિનબિંબોનો ઉલ્લેખ છે. તે ઉપરાંત જાવડે કરાવેલ રૂપાનાં, રત્નમય અને સુવર્ણનાં બિંબો ભંડારમાં મૂકેલાં હતાં તેનો પણ ઉલ્લેખ છે. આ જાવડ તે કોણ તેનો પત્તો હજી લાગ્યો નથી, પણ તે ઐતિહાસિક વ્યક્તિ થયેલ જણાય છે. ૨૨ દેહરામાં (૧) લું મોટામાં મોટા દેરાસરનું વર્ણન છે. તેમાં મૂલનાયક પાર્શ્વનાથ છે. તે ઉપરાંત ઋષભ, શાંતિ, અષ્ટાપદ અવતાર, સમવસરણ, બીજી બાજુ પાર્શ્વ, સુપાર્શ્વ, અજિતનાથ, નંદીશ્વર અવતાર છે. રળિયામણો રંગમંડપ છે કે જેમાં ઘંટ વાગ્યાં કરે છે વળી તેમાં રેવયગિરિ (ગિરનાર), અને પુંડરિક ગિરિના અવતાર, વીરપ્રભુના કલ્યાણક, અષ્ટાપદ, પાર્શ્વ કુમારના દશ ભવ, નેમિનાથ ભગવાનની જાન વગેરેનાં ચિત્રો ભીંત ઉપર ચીતરેલાં છે. એ ઇંદ્રવિમાન સમા જિનભુવનમાં પાર્શ્વનાથને નમવાનું છે. ૧૫૪ જિનબિંબ બીજાં છે. (૨) માં સુપાર્શ્વનાથની સ્યામ મૂર્તિ છે. ને ૯૫ જિનબિંબ છે. (૩) માં શાંતિનાથ (૪) માં સંભવનાથ (૫) માં આદિનાથ, (૬) માં સુપાર્શ્વનાથની મૂર્તિ છે. આ રીતે મૂલબિંબ ખાનપુરામાં છે. (૭) માં સીમંધર સ્વામી (૮) માં શાંતિનાથ (૯) માં ઋષભનાથ (૧૦) માં પણ ઋષભનાથ અને બીજાં ઘણાં બિંબો (૧૧) માં નેમિનાથ (૧૨) માં ચિંતામણિ પાર્શ્વનાથ (૧૩) માં સુમતિનાથ અને ૨૪ જિન સહિત અષ્ટાપદ (૧૪) માં જીરાવલી પાર્શ્વનાથ (૧૫) માં શાંતિનાથ (૧૬) માં પાર્શ્વનાથની સ્યામ મૂર્ત્તિ (૧૭) માં શાંતિનાથ, (૧૮) માં અજિતનાથ (૧૯) માં શાંતિનાથ, (૨૦) માં ઋષભનાથ અને મહાવીરની મૂર્ત્તિ છે. ફત્તેપુરી-ફત્તેપુરામાં (૨૧) માં શાંતિનાથની મૂર્ત્તિ છે અને (૨૨) માં હુસંગાબાદમાં નેમિનાથની પ્રતિમા છે. આમ ૨૩ દહેરામાં ૨૪ મૂલ બિંબ છે. સર્વ બિંબોની સંખ્યા ૫૬૨ છે.

કાવ્ય ફાગબંધમાં રચ્યું છે. દૂહા સિવાય બીજા છંદો રેખતાની પેરે ગાઈ શકાશે. [તંત્રી.]

---

ફાગ-ઢાલ.

પાસજિણેસર પય નમિય, કામિય ફલ દાતારો;
ફાગ બંધિ હઉં સથુણિસુ, જિણવર બિંબ અપારો. ૧
અછે માલવદેસ મઝારિસાર મંડવગઢ સોહઇ,
જિહિં જિણહર ઉત્તુંગવેગ ભવીઅણ મન મોહઈ;
નિર્મલ સીતલ વહઇ નીર નીઝરણુ અપારો,
ફલીય ફલીય અઢારભાર વનસપતી સારો. ૨

મૂલ ભવણિ શ્રી પાસનાહ અભિનવઉ વસંતો,
ચારહ માસ સુહામણુઉ સંજમ સિરિકંતો;
સુંદરિ કરિ સિંગાર ફાર જિણભવણિ હિ આવઈ,
કોઇલ જિમ અતિ મધુર કંઠિ જિનવરગુણ ગાવઈ. ૩

ભાસ.

રિસહેસર સિરિસંતિજિણા, અઠાપદ અવતારો;
રવિબિંબ તેજહિં ઝિગમિઝઇ, સમવસરણચઉબારો. ૪

અહે ઉલિહિં પાસસુપાસ અજિયજિણ મંડિય દીસઈ,
નંદીસરી બાવન્ન દેવત્રિથું(ર૯) ભવણિ સલીસજઈ;
રંગમંડપિ રલીયામણુઉ જયઘંટ નિનાદો,
જાણે કિરિ જિણુભવણુ કરઇ સરગહ સિઉં વાદો. ૫
રેવયગિરિ સિરિ પુંડરિક ગિરિવર અન(વ)તારો,
કલ્યાણિક જિણુ વીરતણા અષ્ટાપદ સારો;
દસ ભવ પાસકુમાર નેમિજિણુ જાન જોઇજઇ,
ભીતિ લિખી ચિત્રામ દેખિ જિહિં મન મોહીજઇ. ૬

ભાસ.

એરિસ ઇંદ્રવિમાણુ સમા, જિણુભવણિહિં જયવંતો;
પાસજિણેસર ગુણનિલઉ, નમિસ્યું હરખિ હસંતો. ૭
અહે કેસર ઘનઘનસાર સારચંદન ઘસિલેસો,
ઇકસઉ ચઉપન બિંબ સહિય પ્રભુ પૂજ કરિસો;
કુસુમ માલ સુચિ સોલ્લ કરી જિનકંઠિ ઠવેસો,
નામિય ગાઇય વિવિહ બંદિ ભાવન ભાવેસો. ૮

ભાસ.

બીજઇ જિણુહરિ હરિખ ભરિ, વંદિ સુસામિ સુપાસો;
સુરતરુજિમ અતિસય ગુણુહિં, જગ જન પૂરઇ આસો. ૯
અહે દીસઇ મુરતિ સામલીએ સોભાગિહિં ચંગી,
ઝગઝગ ઝગકઇ રતનજડિત જસુ અંગિહિં અંગી;
રાસ ભાસ ઉલ્લાસ ધરી નારી ગાવંતી,
જસુ ભવણિહિં પ્રભુ પૂજકાજિ મોદઈ આવંતી. ૧૦
સાલ પહીય સતીય સીત મૂરતિ જસુ થાપી,
દેસ વેદેસિહિં ઇસીય સામિકીરતિ જગિ વ્યાપી;
પંચાણુયઇ જિણિંદ બિંબ પરિવાર મનોહર,
કુસમકરંડ ભરેવિ રંગિ પૂજિસુ પરમેસર. ૧૧

ભાસ.

સંતિનાહ તીજઇ ભવણિ, ચઉથઈ સંભવ સામિ;
આદિજિણેસર પંચમઈ, પ્રણમઉ સુભ પરિણામિ. ૧૨
અહે છઠ્ઠઈ જિણુહરિ શ્રીસુપાસ આસા મન કેરી,
પૂરઈ ચૂરઇ દુખ્ખરાસિ વાજઇ જસ-ભેરી;
ખા(વા)નપુરિ હિ જિણુ મૂલબિંબ ઇણિપરિ જોહારઉ,
દ્રવ્ય ભાવ બિહુંભેદિ પૂજ કરિ દુરિય નિવારઉં. ૧૩
ધરમધુરંધર ધાર માંહિં સીમંધર સામી,
સત્તમ જિણુહરિ કણુધવન સેવઈ નિતુ ધાંમી;
ઉરિ મુગતાફલ હાર સાર બિહું કાનિહિં કુંડલ,
સિરિવર છત્ર વિસાલભાલ સોહઇ ભામંડલ. ૧૪

ભાસ

આઠમ જિણુહરિ સંતિજિણુ, નવમઈ રિસહ જિણંદો;
ભાવિક ચકોરહ રંજવઈ, જસુ મુખ પૂનિમચંદો. ૧૫
અહે દસમઈ દેઉલિ મલિય માણુ મરુદેવાનંદણુ,
અદ્ભુય બિંબરાઉ નમિસુ દેવજણમણઆણંદણ;
ઇગ્યારમઈ રમઈ અપારમતિ નેમિકુમારો,
યાદવકુલસિંગારહાર રાજલ-ભરતારો. ૧૬
બારમ જિણુહરિ હરિખ પૂરિ ચિંતામણિ પાસો,
ગાઇસુ ગહ્યઈ રંગિ અંગિ આણી ઉલ્લાસો;
સુમતિ તણુઉ દાતાર સુમતિ તેરમઇ જુહારઉં,
અષ્ટાપદિ ચઉવીસ દેવ સેવા નિતુ સારઉ. ૧૭

ભાસ.

ચઉદસમઈ જિણવર જયઉ, જિરાવલિ પ્રભુ પાસો,
પનરસ જિણુહરિ સંતિજિણુ, સેવઉ મહિમનિવાસો. ૧૮
અહે સોલમજિણુહરિ પાસનાહ સલહીયઈ અપારો,
સામલવન્ન પસન્ન જયઉ અસસેણમલ્હારો;
સંતિજિણેસર સતરમઇ એ નિય મણિ સમરેવઉ,
પૂજ્ય અજિય અઢારમઇએ છવિય ફલ લેવઉ. ૧૯
એગુણવીસમ દેવભાવણિ સંતીસર વંદઉ,
રિસહ દિલાવરિ વીસમઇ એ અરચીય વીર નંદઉ;
સુપરિ ફતેપુરિ સંતિનાહિ ઇકવીસમ જિણુહરિ,
નમિય હુગંગાબાદિ નેમિ ગાઇસું મધુરઈ સરિ. ૨૦
જગિ જયવંત જુહારીયઈ, મૂલબિંબ ચઉવીસ;
ભાવ ભગતિ પૂજા કરી, પૂરિસુ મનહ જગીસ. ૨૧
અહે સયલબિંબ સપરંચ અનઇ બાસઠિ નમીજઇ,
ભંડારિહિ જે અછઈ દેવસેવા નિતુ કીજઈ;
રૂપ્પરયણુ સોવન્ન બિંબથી જાવડકારીય,
નમિસુ અનેરી સયલ તિત્થ નિયમણિ સંભારીય. ૨૨
ઇણિપરિ ચૈત્યપ્રવાડિ રચી, મંડવગઢિ હરિસિહિં,
સિંચીય સુકૃતભંડાર સુગુરૂ સોમધજગણિ સીસિહિ,
કાગબંધિ જે પુન્યવંત નારી નર ગાવઈ;
ખેમરાજગણિ ભણઇ તેઇ યાત્રાફલ પાવઈ. ૨૩

॥ इती श्रीमण्डपाचलचैत्यपरिपाटी सम्पूर्णा ॥

# ખેમરાજકૃત મંડપાચલ (માંડવગઢ) ચૈત્યપરિપાટી.

માલવામાં માંડવગઢ એ સુપ્રસિદ્ધ છે. ત્યાં મંડનમંત્રી થઈ ગયા ને તેણે અનેક સંસ્કૃત ગ્રંથો રચ્યા. જૈન શ્રીમંતો ત્યાં અઢળક સંપત્તિ વાળા, અને સારી સંખ્યામાં વસતા હતા. 'માંડવગઢનો રાજીઓ નામે દેવ સુપાસ' એ ઋષભદાસના સ્તવનમાં આપણે બોલીએ છીએ. ત્યાં જે જે જૈન ચૈત્યો અને બિંબો હતાં તેની પરિપાટી કરનારૂં સ્તવન સોમધ્વજગણિના શિષ્ય ખેમરાજગણિએ રચેલું, તેની એક ત્રણ પાનાની પ્રત મળેલી તેમાં આગળ પાછળ ટૂંકા સ્તવનો ને વચમાં આ સ્તવન પાનાં બે અને ત્રણ પર છે તેની નકલ મુનિ પુણ્યવિજયે કરેલી, તે બંને શ્રી જિનવિજય પાસે પોતે કરેલા સંગ્રહમાં હતી તે અમારી પાસે આવી. તે મૂળ સાથે પુનઃ જોઈ સુધારી અત્ર મૂકી છે. તેમાં બાવીસ દેહરાનો-મૂલનાયક ચોવીસ જિનની પ્રતિમાના અને તેમાં સર્વ મળી કુલ ૫૬૨ જિનબિંબોનો ઉલ્લેખ છે. તે ઉપરાંત જાવડે કરાવેલ રૂપાનાં, રત્નમય અને સુવર્ણનાં બિંબો ભંડારમાં મૂકેલાં હતાં તેનો પણ ઉલ્લેખ છે. આ જાવડ તે કોણ તેનો પત્તો હજી લાગ્યો નથી, પણ તે ઐતિહાસિક વ્યક્તિ થયેલ જણાય છે. ૨૨ દેહરામાં (૧) લું મોટામાં મોટા દેરાસરનું વર્ણન છે. તેમાં મૂલનાયક પાર્શ્વનાથ છે. તે ઉપરાંત ઋષભ, શાંતિ, અષ્ટાપદ અવતાર, સમવસરણ, બીજી બાજુ પાર્શ્વ, સુપાર્શ્વ, અજિતનાથ, નંદીશ્વર અવતાર છે. રળિયામણો રંગમંડપ છે કે જેમાં ઘંટ વાગ્યાં કરે છે વળી તેમાં રૈવયગિરિ (ગિરનાર), અને પુંડરિક ગિરિના અવતાર, વીરપ્રભુના કલ્યાણક, અષ્ટાપદ, પાર્શ્વ કુમારના દશ ભવ, નેમિનાથ ભગવાનની જાન વગેરેનાં ચિત્રો ભીંત ઉપર ચીતરેલાં છે. એ ઇંદ્રવિમાન સમા જિનભુવનમાં પાર્શ્વનાથને નમવાનું છે. ૧૫૪ જિનબિંબ બીજાં છે. (૨) માં સુપાર્શ્વનાથની શ્યામ મૂર્તિ છે. ને ૯૫ જિનબિંબ છે. (૩) માં શાંતિનાથ (૪) માં સંભવનાથ (૫) માં આદિનાથ, (૬) માં સુપાર્શ્વનાથની મૂર્તિ છે. આ રીતે મૂલબિંબ ખાનપુરામાં છે. (૭) માં સીમંધર સ્વામી (૮) માં શાંતિનાથ (૯) માં ઋષભનાથ (૧૦) માં પણ ઋષભનાથ અને બીજાં ઘણાં બિંબો (૧૧) માં નેમિનાથ (૧૨) માં ચિંતામણિ પાર્શ્વનાથ (૧૩) માં સુમતિનાથ અને ૨૪ જિન સહિત અષ્ટાપદ (૧૪) માં જીરાવલી પાર્શ્વનાથ (૧૫) માં શાંતિનાથ (૧૬) માં પાર્શ્વનાથની શ્યામ મૂર્ત્તિ (૧૭) માં શાંતિનાથ, (૧૮) માં અજિતનાથ (૧૯) માં શાંતિનાથ, (૨૦) માં ઋષભનાથ અને મહાવીરની મૂર્ત્તિ છે. ફત્તેપુરી-ફત્તેપુરામાં (૨૧) માં શાંતિનાથની મૂર્ત્તિ છે અને (૨૨) માં હુસંગાબાદમાં નેમિનાથની પ્રતિમા છે. આમ ૨૩ દહેરામાં ૨૪ મૂલ બિંબ છે. સર્વ બિંબોની સંખ્યા ૫૬૨ છે.

કાવ્ય ફાગબંધમાં રચ્યું છે. દૂહા સિવાય બીજા છંદો રેખતાની પેરે ગાઈ શકાશે. [તંત્રી.]

---

ફાગ-ઢાલ.

પાસજિણેસર પય નમિય, કામિય ફલ દાતારો;
ફાગ બંધિ હઉં સથુણિસુ, જિણવર બિંબ અપારો. ૧
અહે માલવદેસ મઝારિસાર મંડવગઢ સોહઇ,
જિહિં જિણહર ઉતુંગવેગ ભવીઅણ મન મોહઈ;
નિર્મલ સીતલ વહઇ નીર નીઝરણુ અપારો,
ફૂલીય ફલીય અઢારભાર વનસપતી સારો. ૨

મૂલ ભવણિ શ્રી પાસનાહ અભિનવઉ વસંતો,
ચારહ માસ સુહામણઉ સંજમ સિરિકંતો;
સુંદરિ કરિ સિંગાર કાર જિણભવણિ હિં આવઈ;
કોઇલ જિમ અતિ મધુર કંઠિ જિનવરગુણ ગાવઇ. ૩

ભાસ.

રિસહેસર સિરિસંતિજિણા, અષ્ટાપદ અવતારો;
રવિજિમ તેજહિં ઝિગમિગઇ, સમવસરણચઉબારો. ૪

અહે ઉલિહિં પાસસુપાસ અજિયજિણુ મંડિય દીસઈ,
નંદીસરી બાવન્ન દેવત્રિયું(૨૯) ભવણિ સલીસજઈ;
રંગમંડપિ રલીયામણઉ જયઘંટ નિનાદો,
જાણે કિરિ જિણભવણ કરઇ સરગહ સિઉં વાદો. ૫
રેવયગિરિ સિરિ પુંડરિક ગિરિવર અન(વ)તારો,
કલ્યાણિક જિણ વીરતણા અષ્ટાપદ સારો;
દસ ભવ પાસકુમાર નેમિજિણ જાન જોઇજઇ,
ભીતિ લિખી ચિત્રામ દેખિ જિહિં મન મોહીજઇ. ૬

ભાસ.

એરિસ ઇંદ્રવિમાણ સમા, જિણભવણિહિં જયવંતો;
પાસજિણેસર ગુણનિલઉ, નમિસ્યું હરખિ હસંતો. ૭
અહે કેસર ઘનઘનસાર સારચંદન ઘસિયેસો,
ઇક્કસઉ ચઉપન બિંબ સહિય પ્રભુ પૂજ કરિસો;
કુસુમ માલ સુચિ મોલ કરી જિનકંઠિ ઠવેસો,
નાભિય ગાઇય વિવિહ બંદિ ભાવન ભાવેસો. ૮

ભાસ.

બીજઇ જિણહરિ હરિખ ભરિ, વંદિ સુસામિ સુપાસો;
સુરતરૂજિમ અતિસય ગુણહિં, જગ જન પૂરઇ આસો. ૯
અહે દીસઇ મુરતિ સામલીએ સોભાગિહિ ચંગી,
ઝલઝલ ઝલકઇ રતનજડિત જસુ અંગિહિં અંગી;
રાસ ભાસ ઉલ્લાસ ધરી નારી ગાવંતી,
જસુ ભવણિહિં પ્રભુ પૂજકાજિ મોહઈ આવંતી. ૧૦
સાલ પટ્ટીય સતીય સીત મૂરતિ જસુ થાપી,
દેમ વેદસિહિ ઇસીય સામિકીરતિ જગિ વ્યાપી;
પંચાણવઇ જિણિંદ બિંબ પરિવાર મનોહર,
કુસમકરંડ ભરેવિ રંગિ પૂજિસુ પરમેસર. ૧૧

ભાસ.

સંતિનાહ તીજઇ ભવણિ, ચઉથઇ સંભવ સામિ;
આદિજિણેસર પંચમઈ, પ્રણમઉ સુભ પરિણામિ. ૧૨
અહે છઠ્ઠઈ જિણહરિ શ્રીસુપાસ આસા મન કેરી,
પૂરઈ ચૂરઇ દુખ્ખરાસિ વાજઇ જસ-ભેરી;
ખા(વા)નપુરિ હિ જિણ મૂલબિંબ ઇણિપરિ જોહારઉં,
દ્રવ્ય ભાવ બિહુંભેટિ પૂજ કરિ દુરિય નિવારઉં. ૧૩
ધરમધુરંધર ધાર માંહિં સીમંધર સામી,
સતમ જિણહરિ કણયવન મેરઈ નિતુ ધ્યામી;
ઉરિ મુગતાફલ હાર સાર બિહું કાનિહિં કુંડલ,
સિરિવર છત્ર વિસાલભાલ સોહઇ ભામંડલ. ૧૪

ભાસ

આઠમ જિણહરિ સંતિજિણ, નવમઈ રિસઈ જિણંદો;
ભાવિક ચકોરહ રંજવઈ, જસુ મુખ પૂનિમચંદો. ૧૫
અહે દસમઈ દેઉલિ મલિય માણ મરુદેવાનંદણ,
બહુય બિંબસંઉ નમિસુ દેવજણમણઆણંદણ;
ઇગ્યારમઈ રમઈ અપારમતિ નેમિકુમારો,
યાદવકુલસિંગારહાર રાજલ-ભરતારો. ૧૬
બારમ જિણહરિ હરિષ પૂરિ ચિંતામણિ પાસો,
ગાઇસુ ગહ્યઈ રંગિ અંગિ આણી ઉલ્લાસો;
સુમતિ તણઉ દાતાર સુમતિ તેરમઇ જુહારઉં,
અષ્ટાપદિ ચઉવીસ દેવ સેવા નિતુ સારઉ. ૧૭

ભાસ.

ચઉદસમઈ જિણવર જયઉ, જિરાવલિ પ્રભુ પાસો,
પનરસ જિણહરિ સંતિજિણ, સેવઉ મહિમનિવાસો. ૧૮
અહે સોલમજિણહરિ પાસનાહ સલહીયઈ અપારો,
સામલવન્ન પસન્ન જયઉ આસસેણમલ્હારો;
સંતિજિણેસર સતરમઇ એ નિય મણિ સમરેવઉ,
પૂજ્ય અજિય અઢારમઇએ જીવિય ફલ લેવઉ. ૧૯
એગુણવીસમ દેવભવણિ સંતીસર વંદઉ,
રિસહ દિલાવરિ વીસમઇ એ અરચીય વીર નંદઉં;
સુપરિ ફતેપુરિ સંતિનાહિ ઇક્કવીસમ જિણહરિ,
નમિય હુમંગાબાદિ નેમિ ગાઇસું મધુરઈ સરિ. ૨૦
જગિ જયવંત જુહારીયઈ, મૂલબિંબ ચઉવીસ;
ભાવ ભગતિ પૂજા કરી, પૂરિસુ મનહ જગીસ. ૨૧
અહે સયલબિંબ સયપંચ અનઇ બાસઠિ નમીજઇ,
ભંડારિહિ જે અછઈ દેવસેવા નિતુ કીજઈ;
રૂપ્પરયણ સોવન્ન બિંબશ્રી જાવડકારીય,
નમિસુ અનેરી સયલ તિત્થ નિયમણિ સંભારીય. ૨૨
ઇણિપરિ ચૈત્યપ્રવાડિ રચી, મંડવગઢિ હરિસિહિં,
સિંચીય સુકૃતભંડાર સુગુરૂ સોમધજગણિ સીસિહિ,
ફાગબંધિ જે પુન્યવંત નારી નર ગાવઈ;
ખેમરાજગણિ ભણઇ તેઇ યાત્રાફલ પાવઈ. ૨૩
॥ इती श्रीमण्डपाचलचैत्यपरिपाटी सम्पूर्णा ॥

# ભાંડાગારિક નેમિચંદ્ર.

આ પરમશ્રુત શ્રાવક હતા. તેમણે પષ્ટીશત યા પષ્ટીશતક પ્રકરણ લખેલું છે કે જે પ્રાકૃત ભાષામાં ૧૬૦ ગાથામાં બદ્ધ છે અને જેનું નામ તે ગાથાની સંખ્યા પરથીજ અપાયું છે. આ ગ્રંથ હજુ સુધી **આ નામથી** અને **શુદ્ધ** છપાયો નથી, એમ તેની મૂળ પ્રત જોવાથી જણાય છે. (હાલમાં પંડિત હીરાલાલ હંસરાજ તરફથી છપાયો છે.) તેની હસ્તલિખિત પ્રત મુંબઇની શ્રી મોહનલાલજી સેંટ્રલ લાઇબ્રેરીમાં તે સંબંધે મારા મિત્ર શ્રીયુત નાથુરામ પ્રેમીને જોઇતી હતી તેથી પૂછપરછ કરતાં મળી આવી. તેમાં છેલ્લી ગાથામાં **एवं भंडारियणेमिचंद्र रइया विकइट्ठि गाहओ** એટલે એ રીતે ભંડારિક નેમિચંદે રચેલી કેટલીક ગાથાઓ એ કથન મળી આવે છે, તેથી તેના સમયનો નિર્ણય થઇ શકયો નથી. પરંતુ તેની અવચૂરિ તપાસતાં નીચે પ્રમાણે માલૂમ પડયું:—

**एवं पूर्वोक्त युक्त्या भांडागारिकः स वासौ नेमिचंद्रश्च सज्जनसुतः श्री जिनेश्वरसूरिपिता च तेन रचिताः कतिचिद् गाथाः १६० ॥ मानाः विधिमार्गरता भव्याः पठंतु सूत्रतो जानंत्वर्थं परिज्ञानेन तत्श्चितत्पाठया ।**

કે નેમિચંદ ભાંડાગારિક (ભંડારી)ના પિતાનું નામ સજ્જન હતું પણ તે કેવી રીતે જિનેશ્વરસૂરિના પિતા થઇ શકે તે સમજાયું નહિ એટલે મંગલાચરણ પર દૃષ્ટિ ફેંકતાં એવું જણાયું કેઃ-

**"इह प्राप्तसकलमानुष्यादिसामग्री- केन पुंसा ज्ञातचारित्राधारभूतेश्री सम्यक्त्व एव प्रयतितव्यमित्याकलय्य नेमिचंद्र नामा श्रावकस्तदुपदेष्टगीतार्थ संविग्न गुरुं परीक्ष्यन् चिराय परिभ्रम्य तत्कालवर्त्ति संवीग्नगीतार्थ मुनिजनाग्रण्यं श्री जिनपतिसूरि सुगुरुं लब्धवान् । ततस्तेभ्यो ज्ञातशुद्धदेवादितत्त्वपराश्च देवादितत्त्वेषु हृदयन्निदं प्रकरणं चक्रे ॥ "**

જિનપતિ સૂરિ નામના સુગુરુને પ્રાપ્ત કરી શુદ્ધ ગુરૂ, દેવ અને ધર્મના સંબંધી આ ગ્રંથ લખેલો છે. અને આ અવચૂરિ શ્રી ધવલચંદ્ર ગુરૂના કોઇ શિષ્યે લખેલી-રચેલી જણાય છે.

**स्वस्मृति बीजकमेतत् षष्ठीशितप्रकरणस्य सद्वृत्तेः । अखिललेखकवदयं शिष्यः श्री धवलचंद्र- गुरोः ॥**

હવે જિનપતિસૂરિ સંબંધી ક્લાટની ખરતર ગચ્છ પટ્ટાવલિ તપાસી તો જણાયું કેઃ—

તે ૪૬ મી પાટે હતા. તેમનો જન્મ સંવત્ ૧૨૧૦ ચૈત્ર વદિ ૮, પિતાનું નામ શાહ યશોવર્દ્ધન, માતાનું નામ સુહવદેવી; દીક્ષા સંવત્ ૧૨૧૮ ના ફાલ્ગુન વદિ ૮ ને દિને દિલ્હીમાં લીધી. સંવત્ ૧૨૨૩ ના ભાદ્રપદ વદી ૧૪ ને દિને મુખ્ય પટ્ટધર જિનચંદ્રનો સ્વર્ગવાસ દિલ્હીમાં થવાથી તેમને સૂરિપદ મળ્યું. ત્યાર પછી કાર્તિક શુદિ ત્રયોદશીએ તેમનું પટ્ટસ્થાન જયદેવાચાર્યે કર્યું અને સંવત્ ૧૨૭૭ માં ૬૭ વર્ષની વયે પાલણપુરમાં સ્વર્ગવાસ કર્યો. આના પટ્ટધર જિનેશ્વર (૪૭ મા) થયા કે જેનો જન્મ મરોટમાં સંવત્ ૧૨૪૫ માર્ગશીર્ષ શુદિ ૧૧ ને દિને થયો હતો. પિતાનું નામ **ભાંડાગારિક નેમિચંદ્ર** અને માતાનું નામ લક્ષ્મી હતું. મૂળ નામ અમ્બડ, દીક્ષા ખેડા નગરમાં સં. ૧૨૫૫ માં લીધી અને વીરપ્રભ નામ આપ્યું. સં. ૧૨૭૮ ના માઘ શુદિ ૬ ને દિને સર્વદેવાચાર્યે તેમનું જાલોર નગરમાં પટ્ટસ્થાપન કર્યું સંવત્ ૧૩૩૧ ના આશ્વિન વદિ ૬ ને દિને સ્વર્ગવાસ કર્યો. [આ આચાર્યના હાથથી સંવત ૧૨૯૯ માં શ્રાવક લાચનને ભણવા માટે તાડપત્ર પર લખેલી હરિભદ્રસૂરિ રચિત સમરાદિત્ય ચારિત્રની પ્રતિ હાલ પણ ખંભાતમાં મોજૂદ છે. વળી આ આચાર્યે ચંદ્રપ્રભ સ્વામિ ચરિત્ર નામના ગ્રંથ પર વિષમપદ વૃત્તિ રચી છે. આ આચાર્યના શિષ્ય અભયતિલક ગણિએ દ્વયાશ્રય કાવ્ય પર તથા દ્વયાશ્રયકોષ પર શ્લોકબદ્ધ ટીકાઓ રચેલી છે.]

આ બે પટ્ટધરનો ઇતિહાસ જોતાં તુરતજ જણાયું કે ૪૭ મા પટ્ટધર જિનેશ્વરસૂરિના પિતાનું જે નામ

ભાંડાગારિક નેમિચંદ્ર છે તેજ આ છે. ભાંડારી એ ઓસવાળ વણિકમાં તેમનો જન્મ સૂચવે છે. અને નેમિચંદ્રનાં પત્નિનું નામ લક્ષ્મી હતું. તેનો નિવાસ મરોટ ગામમાં હતો. તેની સંતતિથી પોતાના પુત્ર અંબડે દીક્ષા લઈ આખરે આચાર્ય થઈ પટ્ટધર પદ મેળવ્યું હતું. આ દીક્ષા સં. ૧૨૫૫ માં લેવાઇ, અને જિનપતિ સૂરિએ આચાર્યપદ સં. ૧૨૨૩ માં મેળવ્યું, તો આ એની અંતરાલમાં એટલે સં. ૧૨૨૩ થી સં. ૧૨૫૫ સુધીમાં નેમિચંદ્ર અવશ્ય વિદ્યમાન હોવા જોઈએ એ નિર્વિવાદ છે. આ રીતે સંવત્ તેરમા સૈકામાં નેમિચંદ્રનો સમય સ્પષ્ટ રીતે નિર્ણીત થાય છે, કે જેમાં તપાગચ્છની ઉત્પત્તિ જગચ્ચંદ્ર સૂરિએ કરી. (સં. ૧૨૮૫.)

હવે સને ૧૮૯૮માં જયચંદ્ર સીતારામ શ્રાવણે નામના વર્ધા નિવાસી સેનાવલ જૈને 'શ્રીમાન્ ભંડારી નેમિચંદ્ર આચાર્ય વિરચિત ઉપદેશ સિદ્ધાંત રત્નમાલા' નામનું પુસ્તક ગાથાના મરાઠી હીંદી અર્થ અને વિવેચન સહિત બહાર પાડ્યું છે તેની પ્રસ્તાવનામાં જણાવ્યું છે કે "અનુમાન હોતા હૈ કિ કિસી સમય રક્તામ્બર સ્વેતામ્બરાદિ મિથ્યા ભેષધારી પાખંડિયોંને જૈનસમાજકો બહકાકર અપના વ રાગદ્વેષી કુદેવો કે ભક્તવના જિનમતસે ઉલ્ટે માર્ગમેં લગા દિયા ઉનપર દયા દૃષ્ટિ કરકે શ્રીમાન્ પંડિતાર્ય નેમિચંદ્ર ભંડારીને યહ ઉપદેશસિદ્ધાન્ત રત્નમાલા નામક ગ્રંથ રચકર ભોલી ભાલી જૈનસમાજકા બહુત ઉપકાર કિયાહે. વર્તમાન સમયમેં ભી અનેક ભેષધારી પાખંડી હમારી જૈનસમાજમેં દેખે જાતે હૈ. જો કિ અપને કો ગુરૂ મનાકર ભોલે ભાઇયોંકે પાવ પુજા કર ધનાદિક ઠગતે ફિરતે હૈ ઔર જિનમતસે ઉલ્ટે માર્ગપર ચલા કર કુદેવોં કે ભક્ત બના અજ્ઞાનાંધકાર મેં ડબો દિયા હૈ. ઐસે ભાઇયો કો સુદેવ કુદેવ સુગુરૂ કુગુરૂ સમઝાનેકે લિયે યહ ગ્રંથ અતિશય ઉપયોગી સમઝ હમારે મિત્રવર્ય પંડિત પન્નાલાલજી બાકલીવાલ સુજાણગઢ નિવાસીને શ્રીમાન્ પંડિતવર્ય ભાગચંદજી કૃત વચનિકા ટીકા કે સહારેસે સરલ હિન્દી ભાષામેં અનુવાદ કર ઇસ ગ્રંથ કે છપા દેનેકી પ્રેરણા કરી..."

આ ઉપરથી કંઈક એવું સમજાય છે કે દિગંબરી પંડિત ભાગચંદ્રજી કે જેનું મરણશય્યાવાળું ચિત્ર જૈન પ્રભાતના હમણાજ પ્રસિદ્ધ થયેલા ભાદ્રપદના અંકમાં આપવામાં આવ્યું છે. તેણેજ વિક્રમ સંવત્ ૧૯૧૨માં વચનિકા કરી. નેમિચંદ્રને દિગંબરી લેખી તેના મૂળ ગ્રંથ ષષ્ટીશતકને ઉપદેશસિદ્ધાન્ત રત્નમાલાનું જૂદુંજ નામ આપી રક્તાંબર (દિગંબરી ભટ્ટારકો) શ્વેતામ્બર પર આક્ષેપ કરવાનો માર્ગ ગ્રહણ કર્યો છે અને તેથીજ પંડિત ભાગચંદ્રજી ન્યાય પ્રિય શ્રીયુત પન્નાલાલ બાકલીવાલ જેવા સજ્જનને તથા ઉક્ત જયચંદ્ર સીતારામને ભૂલથી દોરાવું પડ્યું હોય અને ઉપરની આક્ષેપાત્મક પ્રસ્તાવના લખવા પ્રગટ કરવાનો દોષ વહોરી લેવો પડયો હોય એવું કંઇ સારામાં સારો વિચાર કરીએ તો જણાય છે.

સ્વ. પંડિત ભાગચંદ્રે નિષ્કર્ષ રૂપે જે સવૈયો બનાવ્યો છે તે આ ગ્રંથને છેવટે આપેલ છે કેઃ—

રાગાદિક દોષ જામેં પાઇયે કુદેવ સોય,<br>
તાકો ત્યાગ વીતરાગ દેવ ઉર લાઇયે;<br>
વસ્ત્રાદિક ગ્રંથ ધાર કુગુરૂ વિચાર તિન્હૈં,<br>
ગુરૂ નિર્ગ્રંથકો યથાર્થરૂપ ધ્યાઇયે.<br>
હિંસામય કર્મ મો કુધર્મ ત્યાગ,<br>
દયામય ધર્મતાહિ નિશદિન ભાઇયે;<br>
સમ્યક દર્શ મૂલ કારણ પ્રધાન યેહિ,<br>
ઇનકે વિચારમેં ન કહું અલસાઇયે.

આમાં કુગુરૂ શ્વેતાબરાદિ વસ્ત્રધારી મુનિઓને જણાવ્યા છે અને તેથી તે પર આક્ષેપ કર્યો છે એ સ્પષ્ટ છે, અને વસ્ત્ર રહિતને નિર્ગ્રંથ કહી તેને સુગુરૂ તરીકે ધ્યેય ગણ્યા છે તેથી પોતાના પક્ષને ટેકો આપ્યો છે એ પણ સ્પષ્ટ છે. પરંતુ મલ ગ્રંથ શ્વેતાબરી હોવા છતાં તેને દિગંબરી ગણાવી તેના પર આવા કથનો કરવાં તેને બદલે કોઈ દિગંબરી ગ્રંથ પર ટીકા કરતા એવા કથનો કાઢ્યાં હોત તો કદાચ ક્ષંતવ્ય ગણાત. આ ઉપરાત શ્વેતાબર ગ્રંથની મૂળ ગાથાનો અર્થ કરતાં જ્યાં જ્યાં 'સુગુરૂ' શબ્દ આવેલ છે તેનો અર્થ પોતાનો પક્ષ સિદ્ધ કરવા નિર્ગ્રંથ ગુરુ, બાહ્યાભ્યંતર પરિગ્રહ રહિત શુદ્ધ ગુરૂ એવા

કરેલા છે. જુઓ ગાથા ૨૩ નો અર્થ, તેમજ બીજી ગાથાઓ દાખલા તરીકેઃ—

**सच्चो विअरहदेवो सुगुरु गुरुभणइ णाममत्तेण।**
**ते लिं सरुप सुहयं पुण्यविहूणां ण पावंति ॥२३॥**

**હિંદી અર્થ**—અર્હંત દેવ ઔર **નિર્ગ્રન્થ** ગુરૂ ઇસ પ્રકાર તો સભીનામ માત્ર કહતે હૈ પરંતુ ઉનકા યથાર્થ સ્વરૂપ ભાગ્યહીન જીવ હૈ વે નહિ પાતે. **ભાવાર્થ**—નામ માત્ર કર તો અર્હંત દેવ નિર્ગ્રન્થ ગુરૂ શ્વેતામ્બરાદિક ભી કહતે હૈ પરન્તુ યથાર્થ સ્વરૂપ નહિ જાનતે. ઇસ કારણ જિન વાણિકે અનુસાર અર્હન્તાદિકકા સચ્ચા સ્વરૂપ અવસ્યહી નિશ્ચય કરના ચાહિયે.

આમાં ખરો અર્થ એ છે કે વીતરાગ દેવ અને સુગુરૂ સર્વ નામ માત્ર કહે છે, પરંતુ તેનું સ્વરૂપ-સૌભાગ્ય પુણ્યવિહીન જનો પામતા નથી; છતાં તેને મારી મચડીને કેવો ખોટો ભાવાર્થ બેસાડી દે છે! આમ કરવાથીજ બંને સંપ્રદાયો વચ્ચે વિશેષ ને વિશેષ વિરોધ રહે તેમાં નવાઈ શું છે?

આવીજ રીતે એક ઠેકાણે કુગુરૂનો ભાવાર્થ કરતાં શ્વેતામ્બર સામે વિરોધમાં લખ્યું છે કે જે વાંચી વિવેચનકાર માટે ખેદ થાય છે.

**जइ केइ सुकुल वहुणो सीलं मइलंत लिंति कुलणामं ॥**
**मिच्छत मायरंत विवहंति तह सुगुरुकेरत्तं॥७२॥**

**હિં૦ અર્થઃ**—જૈસેં કુલવધૂ અપને શીલકો તો મલિન કરૈ—વ્યભિચાર સેવૈ ઔર કુલકા નામ લેય કહૈ કિ હમ કુલીન હૈ, તૈસેંહી કુગુરૂ હૈં તે મિથ્યાત્વકા આચરણ કરતે સન્તે ભી કહૈં હમ સુગુરનકે શિષ્ય હૈ. **ભાવાર્થ**—ઇસ કાલમેં **શ્વેતામ્બર રક્તામ્બર** આદિ જૈનમતમેં ભી ભેષી હો ગયે હૈ; ભગવાનકી આજ્ઞાકે વિરૂદ્ધ વસ્ત્રાદિ પરિગ્રહ ધારતે હુયે ભી અપને ભટ્ટારક આચાર્યાદિ પદ માનતે હૈં ઔર કહતે હૈં કિ હમ ગણધરાદિકે કુલકે હૈં ઉનકે કહા ગયા હૈ કિ અન્યથા આચરણ કરૈગા વહ મિથ્યાદષ્ટિ હી હૈ કુલસે કુછ સાધ્ય નહિ હૈ જૈસેં બડે કુલકી ભી સ્ત્રી હૈ ઔર વ્યભિચાર સેવૈગી તો વ્યભિચારિણી હી હૈ, કુલીન નહી હૈ.

(ઢુંઢીઆઓ કે જે મૂળ લેખકના સમયમાં વિદ્યમાન હતાજ નહિ તેને પણ વિવેચનકારે પોતાની ચુંગાલમાંથી છોડયા નથી. જુઓ વિવેચન ગાથા ૯૯.)

પોતાના દિગંબરી ગુરૂ જે માટે બડાઈ હાંકવા માટેનો અર્થ એવો ઘુસાડી દીધો છે કે જે પર હાસ્ય આવ્યા વગર રહે નહિ.

**अज्जवि गुरुणो गुणीणो सुद्धा दीसन्ति तडयडा केवि।**
**पहुजिणवल्लह सरिसो पुणो वि जिणवल्लहो चेव ॥१०७॥**

"**હિં૦ અર્થઃ—બાહ્ય લિંગરહિત,** જિનરાજહી હૈ. પરમ ઇષ્ટ જિનકો જિતેન્દ્ર ભગવાનકી સદશ **નગ્ન દિગમ્બર** ઐસે પવિત્ર ગુણોંકે ધારક કોઈ કોઈ ગુરૂ અબ ભી દેખનેમેં આતે હૈ.

**ભાવાર્થઃ**—યહાં પર કોઇ મિથ્યા ભેષધારી કહૈ કિ ઇસિ સમય ઇસ ક્ષેત્રમેં મુનિ તો દીખતેહી નહી ઐસા બચન કૈસે કહા? તો ઇનકો ઉત્તર હૈ કિ યહ બચન ફક્ત તુમારીહી અપેક્ષા નહી હૈં પરંતુ સબકી અપેક્ષા હૈ સો કિસીન કિસીકે પ્રત્યક્ષ હોં યહી હોંગે ક્યોંકિ **દક્ષિણમેં અબારભી મુનિયોંકા સદ્ભાવ શાસ્ત્રમેં કહા હૈ.**" (દિગંબર શાસ્ત્ર!)

**શ્વેતાંબરીય ગ્રંથ હોવાનાં આંતરિક પ્રમાણો.**

આ ૧૦૭ મી ગાથાનો અને આની પછીની ગાથા કે જે નીચે પ્રમાણે છેઃ—

**वयणे वि सुगुरु जिणवल्लहस्स किंसिण उल्लसइ सम्मं।**
**अह कह दिनमणि तेयं उलुयणं हरइ अंधत्तं ॥१०८॥**

તેને સાચો અર્થ એ છે કેઃ—"અદ્યપિ પણ કેટલાક ગુણી અને શુદ્ધ ગુરૂઓ જોવામાં આવે છે, પરંતુ જિનવલ્લભની સમાન તો જિનવલ્લભ સૂરિજ છે; પરંતુ જિનવલ્લભના વચનોથી જો કોઇને સમ્યક્ત્વ ઉલ્લસાયમાન થાય નહિ તો તેમાં તેનો શું દોષ?

જેવી રીતે સૂર્યનું તેજ ઘુવડનું અંધારૂં હરણ ન કરે તેમાં તેનો શું દોષ?

આ પર સંસ્કૃત વૃત્તિ આપેલી છે કે—"अस्मिन्नपि काले गुरवो गुणिनो ज्ञानादियुक्ताः शुद्धाः शुद्धप्ररूपकाः साक्षाद् वीक्ष्यन्ते, तडयडत्ति देवद्रव्यत्वात्क्रियाकठोराः केपि कियन्तोऽपि, परं जिनवल्लभसदृशः पुनरपि जिनवल्लभ यथा स हि जिनेश्वराचार्यदीक्षितोऽपि चैत्यकावासं सकटुविपाकं मत्वा संवेगात्सुविहित शिरोमणि श्रीमदभयदेवसूरि पार्श्वमुपसंपन्न वचनात्सुगुरु जिनवल्लभस्यापि केषांचित सम्यक्त्वं उल्लसति। अत्र दृष्टान्तमाह। अथेति पक्षान्तरे दिनमणितेज उलूकानामन्धत्वं कथं केन प्रकारेण हरति॥"

આમાં આ ગ્રંથ શ્વેતાંબરી હોવાનું આંતરિક પ્રમાણ મળી આવે છે કે જિનવલ્લભસૂરિએ પ્રથમ ચૈત્યવાસી જિનેશ્વરસૂરિ કૂર્ચપુર ગચ્છના પાસે દીક્ષા લીધી હતી, પરંતુ ચૈત્યવાસ એટલે સાધુઓને જિનમંદિરમાં વાસ કરવાનો મત અયોગ્ય સમજી પરમ સંવેગી સુવિહિતશિરોમણિ શ્રીમદ્ ×અભયદેવસૂરિની પાસે ઉપસંપદા-બીજી દીક્ષા લીધી હતી (અને પાછળથી તે તેમના પટ્ટધર ૪૩ મી પાટે થયા હતા.)

આ રીતે જિનવલ્લભના અર્થ જિનરાજ, જિન જેને વલ્લભ છે એવા કરી વિવેચન કરવામાં આવ્યું છે, પરંતુ ગાથાનું સ્વરૂપ જોતાં ઉપરના અર્થ—ઐતિહાસિક શ્વેતાંબરી સૂરિ જિનવલ્લભ સિવાય બીજો અર્થ છેજ નહિ. આનો બીજો ઉલ્લેખ ગાથા ૧૩૫માં કરેલ છે કે જે ગાથા આ લેખને અંતે આપેલ છે. આ ઉપરાંત બીજું પણ આંતરિક પ્રમાણ છે કે જે બતાવી આપે છે કે આ શ્વેતાંબરીય ગ્રંથ છે, તે આ પ્રમાણેઃ—

तिरि धम्मदासगणिणा रइयं उपएस-
मालसिद्धंतं।
सव्वेवि समण सड्ढामण्णन्ति पढन्ति पाढयन्ति ॥९६॥

હિં-અર્થઃ—શ્રી ધર્મદાસજી આચાર્યકર ઉપદેશકી હૈ માલા જિનમેં ઐસા યહ સિદ્ધાન્ત રચ ગયા હૈ તિસકો સમસ્ત હી મુનિ વ શ્રાવક શ્રદ્ધાનપૂર્વક માનતે હૈ, પઢતે હૈ. **ભાવાર્થઃ**—યહ ઉપદેશ પહિલે ધર્મદાસજી આચાર્ય મહારાજને રચા હૈ સો હી મૈંને કહા હૈ. કોઇ કપોલકલ્પિત નહી હૈ. ઇસી કારણ યહ પ્રમાણભૂત હૈ ઔર સમ્યક્ત્વાદિક કો પુષ્ટ કરનેમેં કલ્યાણકારી હૈ.

આમા ધર્મદાસ ગણિ કે જેને શ્વેતામ્બર આમ્નાય પ્રમાણે પ્રભુ મહાવીરના હસ્ત દીક્ષિત શિષ્ય ગણવામાં આવે છે તેમણે રચેલી ઉપદેશમાલા કે જે શ્વેતાંબરમાં સર્વત્ર પ્રસિદ્ધ અને માનનીય ગ્રંથ છે, તેનો ઉલ્લેખ ઉક્ત ગાથામાં સ્પષ્ટ રીતે કરવામાં આવ્યો છે, છતાં તેને ઉડાવી દઇ યા તો તે સમજમાં ન આવતાં ઉપદેશ જેમાં માલા છે એવું સિદ્ધાંતનું વિશેષણ બતાવી અર્થ કરવામાં આવ્યો છે. વળી ધર્મદાસ ગણિ (આચાર્ય નહિ) શ્વેતામ્બર સંપ્રદાયમાં પ્રસિદ્ધ છે, જ્યારે તેવા નામના કોઇ આચાર્ય દિગંબરમાં થયેલા જાણવામાં નથી.

આ રીતે ખરૂં શ્વેતામ્બર પ્રમાણ સમજવામાં આવ્યું નથી, અને સમજવામા આવ્યું હોય તો તેને ઉડાવી દીધું છે. આ બેમાંથી પાછલું વધારે યોગ્ય કોઇને લાગે અને તે એ રીતે કે શ્વેતામ્બરમાં ઉપદેશમાલા નામનો મુનિશ્રાવકને હિતશિક્ષા રૂપે અતિ ઉત્તમ, માન્ય અને પ્રમાણભૂત ગ્રંથ ગણાય છે કે જેના પર સં. ૯૬૨ માં વિદ્યમાન સિદ્ધર્ષિ (ઉપમિતિ ભવપ્રપંચ કથાના રચનાર) જેવા મહા વિદ્વાને ટીકા રચી છે, અને તે ઉપરાંત બીજી અનેક

× અભયદેવસૂરિ—(ખ૦ ગચ્છના ૪૨મા પટ્ટધર) તે ૪૧ મા જિનચંદ્રના લઘુ ભાઈ હતા. પિતાનું નામ ધારાનગરીના શ્રેષ્ઠી ધન અને માતાનું નામ ધનદેવી હતું. મૂળ નામ અભયકુમાર હતું. અતિશય આત્મપીડન કરવાથી તેનો કોઢ ગયો હતો. હાથ તૂટી પડયા હતા તે ચમત્કારથી સાજા કરી સર્વ રોગ નાશ પમાડયો હતો. તેમણે સ્તંભનક (ખંભાત) પાસે પાર્શ્વપ્રતિમાને જયતિહુયણ સ્તોત્રથી પ્રાર્થના કરી હતી તેમણે નવ અંગપર ટીકાઓ લખી અને ગુર્જર દેશમાં કપડવણિજ (કપડવંજ) ગામમાં મૃત્યુ પામ્યા. (ખરતર પટ્ટાવલિ) સ્વર્ગવાસ સમય સંવત્ ૧૧૩૫ (બીજાઓ ૧૧૩૯ જણાવે છે)—(તપગચ્છ પટ્ટાવલિ).

ટીકાઓ લખાઇ છે. તેવો ગ્રંથ શ્વેતામ્બરમાં હોય તો દિગમ્બરમાં શામાટે ન હોય? માટે તે બતાવવા (થઠાતઠા) આ ગ્રંથનું મૂળ નામ (ષષ્ટીશતક) પણ ઉડાવી દઇને તેનું નામ તે નામનેજ મળતું 'ઉપદેશ સિદ્ધાન્ત રત્નમાલા' એ આપી દીધું, એટલુંજ નહિ પરંતુ આ ગ્રંથના લેખક શ્વેતાંબરી શ્રાવક નેમિચંદ્રને* આચાર્ય નેમિચંદ્ર બનાવી તેને પોતાના દિગંબરી મહાપુરૂષ ગણાવી દીધા, પરંતુ નકલી ઢોળાવ ક્યાં સુધી ટકે? અસત્યતાના કેટલા દોષો થાય છે તે આ પરથી સમજી શકાશે.

**આ પુસ્તક લખવાનો હેતુ-સમયસ્થિતિ.**

આ પુસ્તક લખનારના સમયમાં દેશની ઘણી અસ્તવ્યસ્ત સ્થિતિ હતી; તેનો ઇતિહાસમાં નોંધેલો ચિતાર વિચારતાં એમ જણાય છે કે જૈન મુનિઓનો ભ્રમણકાળ અનેક વિઘ્નોથી પરિપૂરિત હશે, શ્રાવકો સીદાયેલા, ભાગતા નાસતા, અને જાનમાલના રક્ષણ માટે દુઃખી અને ધર્મહીન ગાળતા હશે; અને તેથી ઘણું ટુંકમાં ઉપદેશમાલાની ધાટી પર આ પુસ્તકનું નિર્માણ કરવું લેખકને યોગ્ય લાગ્યું હશે. દેશસ્થિતિ સંબંધે જોઇએ તો:—

"આ વખતે હિંદુસ્તાનના રાજાઓને માથે તેઓની માઠી દશાનું કાળચક્ર ફર્યા કરતું હતું, તેથી તેઓ પરસ્પર નજીવા કારણોથી ચોતરફ વેર પાથરી બેઠા હતા; પોતાના દેશના અને ધર્મના કટ્ટા શત્રુ મુસલમાન લોકો તેઓને માથે ઝુમી રહ્યા હતા; તેઓને અટકાવ કરવાને સર્વ એકત્ર થવાને બદલે ઉલટા શત્રુઓને એક બીજા સામે તેઓ મદદ કરતા; પણ આખર અમારી પણ એજ દશા થવાની છે એમ કોઇને સુઝતું નહિ."—ગુજરાતનો પ્રા૦ ઇ૦ પૃ. ૨૦૫.

આ વખતે ગુર્જર દેશમાં અણહિલપુર પાટણમાં પ્રખ્યાત ભોળો **ભીમ**દેવ રાજ્ય કરતો હતો. તેણે આબુના પરમાર રાજાપર તેની કુંવરી ઇચ્છિનીને માટે આક્રમણ કરી તેને હરાવ્યો અને પછી અજમેરના ચોહાણ પર ચડયો, ત્યાં તે હડયો. વળી ફરી ચડયો અને પૃથ્વીરાજના પિતા સોમેશ્વરને માર્યો. આથી પૃથ્વીરાજ અને ભીમ વચ્ચે વેર બંધાયું. ગુર્જર દેશમાં બંને વચ્ચે યુદ્ધ થયું. પૃથ્વીરાજની જીત થઈ. ત્યાં તો શાહબુદ્દીન મહમદ ગોરી ગિઝનીની સત્તા હાથમાં લઈ ફોજ લઈ આવ્યો. પ્રથમ દિલ્લી, અજમેર, કનોજ વગેરે તાબે કર્યા અને છેવટ ગુજરાતનો વારો આવ્યો. ઇ. સ. ૧૧૯૧ (વિ. સં. ૧૨૪૭)માં પૃથ્વીરાજે તેને હરાવ્યો, પણ બે વર્ષ પછીની લડાઇમાં પૃથ્વીરાજ હાર્યો. શહાબુદ્દીન ગોરી પછી અજમેર ગયો અને ત્યાં પણ ક્રૂર રીતે ઘણા હિંદુઓને મારી નાંખ્યા, પછી તે દેશ લુંટતો લુંટતો ઘર તરફ ચાલ્યો. પાછો બીજે વર્ષે (ઇ. સ. ૧૧૯૪) ફરી આવી જમના કાંઠે કનોજ તથા બનારસ શહેર લઇ ત્યાંની મૂર્તિઓ ભાગી નાંખી હિંદુ ધર્મ ઉપર ઘણો જુલમ કર્યો. પછી તુરતજ ગુજરાતમાં તેના સરદાર કુતબુદ્દીને અણહિલવાડ પાટણ ઉપર ફોજ લઈ ભીમનો સરદાર જીવણરાય મરતાં અને તેથી તેનું લશ્કર વિખરાતાં જીત મેળવી. ભીમ રાજ્ય મૂકી નાશી ગયો. પાછો ઈ. સ. ૧૧૯૬માં (વિ. સં. ૧૨૫૨) નાગોરના અને બીજા હિંદુ રાજા સામે લડાઈ કરી, પહેલાં હાર્યો, પછીથી બીજી ફોજ લઇ અજમેર પાસે તે ગુજરાતની સેનાને હરાવી કુતબુદ્દીન વાપી અને નાંદોલના કિલ્લા તાબે કરી પાટણ આવ્યો. પાછી વાલીન અને ધારાબરજ, પાટણના રાજા સાથે છાવણી કરી સિરોહી પ્રાંતમાં આબુગઢ પાસે પડયા છે અને ગુજરાતમાં પેસવાના રસ્તાનું રક્ષણ કરે છે. એ વાત સાંભળી ત્યારે કુતબુદ્દીને ત્યાં જઇ તેમને હરાવી મોટી લૂંટ મેળવી ગુજરાતમાં પાછા આવી દેશને ઉજડ કર્યો. આખરે પાટણમાં થાણું બેસાડી કુતબુદ્દીન અજમેર થઈ

* પોતે શ્રાવક હતા તેથીજ ૧૫૯ મી ગાથામાં આત્મનિન્દાથી પોતે જણાવ્યું છે કે—

जं जीवियमत्तं पिहु धरेमि णामंपि सावयाणं च।
तं पियहु महाचुज्जं इह विसमे दूसमे काले ॥

આ વિષમ પંચમ કાલમાં જે હું જીવિતમાત્ર ધારણ કરૂં છું અને શ્રાવકનું નામ ધારણ કરૂં છું તે હે પ્રભો! મહા આશ્ચર્ય છે!

વળી પોતાની અડક ભંડારી આપી છે છતાં તેને આચાર્ય કેમ કહેવામાં આવ્યા એ પણ મહા આશ્ચર્ય છે.

દિલ્લી પાછો ગયો; પરંતુ આ થાણું થોડા વખતમા ઉઠાડી મૂકયું હશે અથવા કાઢી મૂકયું હશે, કારણ તે રહ્યું હોય એમ બીજે કોઈ ઠેકાણે લખેલું જણાતું નથી.

વળી આ મામલામાં દેવાલયો, મંદિરો વગેરે ભાંગી–ફેરવી તેમાં મસીદો કરવામાં આવી અને મૂર્તિઓને તોડી નાંખવામાં આવી. વગેરે વગેરે વર્ણન જોતાં તેવા સમયમાં જૈન સમાજની સ્થિતિ કેવી દુઃખદાયક, અને શિથિલ થઈ હશે તે સહેજે કલ્પનામાં આવી શકે તેમ છે.

આ વખતે જૈનોમાં ચૈત્યવાસી સાધુઓનો કેવો દોર હતો તે સંઘપટ્ટક નામના છપાયેલા ગ્રંથને મનનપૂર્વક વાંચવાથી સ્પષ્ટ સમજી શકાય તેમ છે.

જિનવાણીથી વિરૂદ્ધ આચાર–મિથ્યાત્વનો તીવ્ર ઉદય હશે ક્યાં ? જ્યાં શુદ્ધ ઉપદેશ પણ વૃથા જતો હશે (ગા. ૧૭), મોહથી ગ્રસિત થઇ પુત્રાદિક સ્વજનોમાં ગ્રસ્ત, ગૃહવ્યાપારના પરિશ્રમથી ખિન્ન થઈ પેટ ભરતા અને સ્ત્રીમાં વિશ્રામસ્થાન લેતા, લોક હશે ( ગા. ૧૯, ૨૦), ધનનો વ્યય સુકાર્યમા નહિ કરતાં વિષયભોગોમાં થતો હશે. (૩૧). ગુરૂ ભટ્ટ–ભાટની માફક પૈસો રાખતા હશે–જેમ ચૈત્યવાસી પાછળથી કરતા હતા અને હાલ જતિઓ કરે છે તેમ (ગા. ૩૧) પરિગ્રહધારી અને મિથ્યાદષ્ટિઓને ગુરૂ માનવામા આવતા (૩૪–૩૫), આવા ગુરૂ બાહ્ય વેશ દેખાડી ભોળા જીવોને નરકમાં નાંખે છે. (૪૦), ષટકાય જીવોની રક્ષા થતી નહિ (૪૩) સમયના જાણનાર જ્યાં અસમર્થ હતા અને સમયના જાણકાર નહિ એવા સમર્થ હતા. (૪૯–આમાં શ્રાવક શબ્દ અર્થકારે ગોંગી દીધો છે), આડંબર, કીર્તિ, ખાતર ઉત્સૂત્ર ઉપદેશ અને તેથી ધર્મની હાંસી, અને મિથ્યાદષ્ટિઓના વિપરીત આચરણની પ્રશંસા, (૫૫--૬૧), હે ભાઈ! જ્યાં ગૃહવ્યાપારરહિત મુનિઓમાં પણ સમ્યકત્વ નથી તો ગૃહવ્યાપારમાં તત્પર એવા ગૃહસ્થોની તો વાતજ શું કરવી ? (૬૪) જિનવચનથી વિરૂદ્ધ આચરણ થાય તો પછી તપશ્ચરણાદિ વૃથા ધરાઈ છે. (૬૫) લોકપ્રવાહ (અર્થકારની લોકમૂઢતા ) રૂપ ઉત્કટ પવનની પ્રચંડ લહેરોથી દઢ સમ્યકત્વ મહાબળરહિત થાય છે અને ભારી પણ લઘુતા પામે છે--એટલે લોકપ્રવાહનું પ્રબળ ઘણું છે. (૬૮) કેટલાક કુલક્રમમાં આસક્ત છે. જેવા કે પાપનવમી (દશરા) વગેરે. જે પાપનવમીને દિન (દશેરાને દિન) લાખો પશુ પાડાનો હોમ થાય છે તે પાપી નવમીને જે પોતાને શ્રાવક કહેવડાવે છે એવા પૂજે છે તે સદા વીતરાગ દેવની નિંદા કરાવે છે. ( ૭૫--૭૬) એટલે કુંડા ચતુર્થી,–(ચૈત્ર ચોથ ), નવમી (ગોગા નવમી), બારસ ( વચ્છ બારસ ) શ્રાદ્ધ --પિંડદાન વગેરે વગેરે કે જેમાં મિથ્યાત્વ કષાયની ઉન્નતિ છે તેમાં સમ્યકત્વ નથી. આમ મિથ્યાદષ્ટિ હિંસામય પર્વોનું પાલન શ્રાવકોમાં થતું હતું. (૭૮) યથાર્થ જિનપૂજા નહોતી થતી–કુગુરૂ સેવન થતું હતું–લોક રીતિ દૂર કરી અન્ય દેવોનું પૂજન ત્યાગ કરી વીતરાગની પૂજા અને સુગુરૂ સેવન કરવાં યોગ્ય છે. જે જે જિન આજ્ઞા વિષે કહેલું છે તે તેને માને અને લોક પ્રવાહમાં તત્ત્વ નથી એમ જાણે તેજ તત્ત્વજ્ઞાની છે. (૯૦–૯૧–૯૨) જિનદીક્ષાનો હેતુ સંસાર પર વૈરાગ્ય અને પોતાથી અતિરિક્ત એવું શુદ્ધ આત્મા રૂપી પરમ તત્ત્વનું ધ્યાન છે. (૯૫) આગમ રહિત તપશ્ચર્યાદિ ક્રિયાનો આડંબર કરવામાં આવતો હતો. (૧૦૦) આ મારો ગુરૂ, આ બીજાનો એવું મમત્વ હતું–શ્રદ્ધાની છવો–શ્રાવકોને આ મારો આ પરાયો ગુરૂ એવું કદી હોતું નથી. જિનવચન રૂપ રત્નોના આભુષણથી કર મંડિત છે જેના તે સર્વ સુગુરૂ છે આમ ગચ્છમમત્વ, ગુરૂ મમત્વનો ત્યાગ કરવા સૂચવેલું છે (૧૦૫) આમાં અઠ્ઠાવીસ મૂલ ગુણ ધારક ગુરૂ તે સુગુરૂ એવું વિવેચનકારે લખેલું છે. ) વળી શ્રાવકોમાં સંસારાસક્તિ બહુ હતી. મરેલાં માટે ઉંચે સ્વરે રોવું, મસ્તક છાતી કૂટવાં એ બધું હાલની પેઠે પણ તે સમયે હતું, તો તે તાજ્ય છે. (૧૧૦) મૂળ લેખક પોતાના સમય માટે કહે છે કે આ દુઃખમકાલમાં ધર્માર્થી સુગુરૂ અને શ્રાવક દુર્લભ છે અને રાગ દ્વેષ સહિત નામ માત્રના ગુરૂ અને નામ માત્રના શ્રાવક ઘણા છે (૧૧૨) શુદ્ધ ચિત્તવાળા જિનવચનના જ્ઞાનાઓ (કહે છે કે) એકજ મહાદુઃખ છે અને તે એ છે કે અનેક મૂઢ જન ધર્મનું નામ લઈ પાપ સેવન કરે. (૧૧૪) ખરૂં જોતાં સમ્યક્ત્વ વગરનો આ

ધર્મ ઘટાટોપ છે. (૧૧૬) હમણાં પણ જે અતિપાપિષ્ટને શુદ્ધ ગુરૂ તરીકે જિનવર સમાન માને છે તે પવિત્ર ધર્મથી વિમુખ છે. (૧૨૦) જેમાં શ્રેષ્ઠ દુઃખી છે અને દુષ્ટોનો અભ્યુદય છે એવા આ પંચમકાલના દંડ સહિત લોકમાં જે ધન્યપુરૂષોનું સમ્યક્ત્વ ચલાયમાન થતું નથી તેને હું પ્રણામ કરૂં છું. (૧૩૩) હાલ જે ગુરૂ જોવામાં આવે છે તેની પૂજા શાસ્ત્રની પરીક્ષા કરીને કરવામાં આવતી નથી. પુનઃ એક શ્રદ્ધા કરવી કઠિન છે તો યાવજ્જીવ ચરિત્ર ધારણ કરવું એનું તો પૂછવુંજ શું? (૧૩૯) માટે એક યુગપ્રધાન-આચાર્ય-ગુરૂને મધ્યસ્થ, મનથી શાસ્ત્રદષ્ટિથી લોકદષ્ટિ-પ્રવાહ છોડી સમ્યક્ પરીક્ષા કરીને નિર્ણીત કરવો યોગ્ય છે. (૧૪૦-આમાં શાસ્ત્રને દિગંબરી રત્નકરંડ શ્રાવકાચારનું વિવેચનકારે નામ આપી ઓળખાવેલ છે) આ દુઃખમકાલમાં સંપ્રતિ નામપર્યાયમાત્રથી જનોમાં મોહ જનિત થયો છે તેથી નિપુણ પુરૂષો શુદ્ધ ધર્મથી ચલાયમાન થાય છે તો બહુ જનપ્રવાહનું શું? (૧૪૧) જગતમાં સુવર્ણ રત્નાદિ વસ્તુઓનો વિસ્તાર તો સુલભ છે, પરંતુ સુમાર્ગમાં પૂતનો મેળાપ નિત્યમેવ અતિ દુર્લભ છે. (૧૪૩) પ્રભુ પૂજા અને ગુરૂ સ્તવનમાં પણ માન સમજવામાં આવે તે પાપનો ઉદય છે (૧૪૪) અન્ય લોકાચાર સેવવામાં આવે છતાં પોતે જૈન કહેવડાવે એ શું? (૧૪૫--૮) સાધર્મી બંધુ પર જોઇએ તેવો બિલકુલ પ્રેમ નહિ પણ ઉલટું વૈર--જેને સાધર્મી ભાઇઓથી અહિત છે અને બંધુ, સુતાદિથી અનુરાગ છે તેને સિદ્ધાંતના ન્યાયે સમ્યક્ત્વ નથી. (૧૪૭) જે જિનેંદ્રને માનનાર તે ઇતર દેવને પૂજે છે તે મિથ્યાત્વ છે. (૧૪૮) હવે જિનદ્રવ્ય સંબંધી ઘણું ઉપયુક્ત કથન લેખક કરે છે તે ગાથા સહિત અહીં આપવું યોગ્ય છેઃ—

**एगो सुगुरु एगो वि सावगो चेइयाइ विविहाणि**
**तत्थय जं जिणदव्वं परप्परंतं ण विच्चंति**
**॥१५०॥**
**तेण गुरुणो सद्दाण पूउहोइ ते हि जिणणा ही।**
**मुढाणं मोह.ट्ठिई ताणं जइ समयणिउणेहि॥१५१॥**

અર્થ—સદ્ગુરૂ તે એક છે, શ્રાવક પણ એક છે, અને વિવિધ ચૈત્યો પણ એક છે, તો તે ઠેકાણે જે જિનદ્રવ્ય પરસ્પર તે કાર્યોમાં ખર્ચતા નથી તે ગુરૂ નથી તેમ શ્રાવક નથી અને તેણે જિનેંદ્રને પૂજ્યા પણ નથી. આવી તે મૂઢની મિથ્યા પરિણતિ-મોહ સ્થિતિ સમયનિપુણ-શાસ્ત્રમાં કુશલ પુરૂષો પાસેથી જાણી શકાય છે.

**सो ण गुरू जुगपवरो जस्स वयणम्मि वद्द**
**ए भेउ।**
**चियभवण सड्ढगाणं साहारण दव्व माईणं॥१५२॥**

—જેના વચનમાં ચૈત્યભુવન-જિનમંદિર, શ્રાવકો, અને સાધારણ દ્રવ્યઆદિમાં ભેદ વર્ત્તે છે તે યુગપ્રધાન ગુરૂ નથી.

[ આ ઉપરથી એમ શું સમજાતું નથી કે જિન દ્રવ્ય મંદિર, શ્રાવક, અને સાધુ માટે વાપરી શકાય તો તે શાસ્ત્રાધાર છે?-આ સંબંધી વિદ્વાન્ મુનિમહારાજાઓએ ખુલાસો કરવો યોગ્ય છે તેમને તેમ કરવાની વિનતિ છે.]

છેવટે શ્રી મન્નેમિચંદ્રના શબ્દો અહીં ઉતારી આ લેખ પૂરો કરૂં છું:—

**दिट्ठावि केवि गुरुणो हियए ण रमंति**
**मुणियतत्ताणं।**
**केवि पुण्णा अदिट्ठाविय रमंति जिणवल्लहो जेम**
**॥१२९॥**
**तह विहुणिय जडयाए कम्म गुरुत्तस्स णेव**
**वीससिमो.**
**धण्णाण कयत्थाणं सुद्ध गुरु मिलइ पुण्णोण**
**॥ १३५ ॥**
**अहवं पुण्णो ऊउत्तो ताजइपत्तो चरण पत्तोय।**
**तहविहुसो महसरणं संपइ जो जुग पहाण**
**गुरु ॥ १३६ ॥**

—કેટલાએક ગુરૂ દષ્ટિમાં આવ્યા છતાં તત્ત્વજ્ઞાનીના મનમાં રમતા નથી, અને કેટલાક વળી એવા ગુરૂ છે કે જે દષ્ટિમાં નથી આવ્યા છતાં જિનવલ્લભ સૂરિની પેઠે હૃદયમાં રમી જાય છે.

આ રીતે-તથાવિધ પરીક્ષા કર્યા છતાં કર્મના તીવ્રોદયથી અજ્ઞાનતાના કારણે-ગુરૂનો વિશ્વાસ પડતો નથી પરંતુ ધન્યવાન્ કૃતાર્થ પુરૂષોને શુદ્ધ ગુરૂ પુણ્યોદયથી મળી જ રહે છે.

જે ગુરૂ પુણ્યસ્વરૂપ, ત્યાગથી યુક્ત અને ચારિત્રથી સંયુક્ત હોય તેવા યુગ પ્રધાન ગુરૂ મારૂં શરણુ સંપાદન થાઓ એટલે તેજ ગુરૂ મારૂં શરણુ છે.

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ તા. ૨૭ સપ્ટેમ્બર ૧૫. } **મોહનલાલ દલીચંદ દેશાઈ.** બી. એ. એલ. એલ. બી.

---

# ઈડરગઢ ચૈત્યપરિપાટી.

ઇડર (સં. ઇલાદુર્ગ)નો ગઢ પ્રખ્યાત છે. 'ઇડરીઓ ગઢ જીત્યા' એ લોકગીત-સ્ત્રીગીત ગૂજરાતમાં જાણીતું છે. તેનો ઇતિહાસ ટૂંકમાં અમોએ લખેલો તે જૈનયુગમાં અંકમાં પણ પ્રકાશિત થઈ ગયો છે. આ ઈડરની એક ચૈત્યપરિપાટી રચેલી તે પણ પ્રકટ થઇ ગઈ છે આ બીજી ચૈત્યપરિપાટી તપાગચ્છના પ્રસિદ્ધ આચાર્ય સોમસુંદરસૂરિના શિષ્ય પરંપરાના સુધાનંદન સૂરિના શિષ્યે સં. ૧૫૩૩ મા લક્ષ્મીસાગરસૂરિએ ત્યાં પ્રતિષ્ઠા કરી તે પછી તુરતમાંજ રચેલી જણાય છે.

ઇડરમાં ભાણરાય રાજ્ય કરતો હતો. તેના ગઢની તલેટીમાં પાર્શ્વનાથનો પ્રાસાદ હતો. પછી 'ખમણ વસહી' આવતી, ને આગળ આદિજિન મંદિર હતું. તે મંદિર કુમારપાલ નરેશ્વરે બંધાવી તેમાં આદિનાથની પ્રતિમા સ્થાપિત કરી હતી. તેથી તે 'રાયવિહાર' (રાજાએ કરાવેલ વિહાર એટલે મંદિર) કહેવાતું. ઓસ વંશના સોની ધનરાજને સીતૂ નામની ભાર્યાથી ઉત્તમ ત્રણ પુત્રો નામે સોની ગોવિંદ, સોની પતરાજ, અને સોની ઇશ્વર થયા. તે ત્રણેએ સંઘસહિત તીર્થયાત્રા કરી. વડનગરમાં (ઋષભ)ની પ્રતિષ્ઠા કરાવી. આ ત્રણ પૈકી સોની ઇશ્વરને જિનપ્રાસાદ કરાવવાની હોંશ થતાં ઇડરગઢમાં 'કુમાર વિહાર'ની પાસે સં. ૧૫૩૦ માં દેવમંદિર બંધાવવાનો આરંભ કર્યો. કોરણીવાળા ને તોરણવાળા સ્થંભ યુક્ત મંડપ તેમાં કરાવ્યો અને આખું ધવલમંદિર ઘણું ઉંચું કરાવ્યું. તેમાં મમ્માણી ખાણમાંથી (આરાસણ પાસેની) એક ફલક લાવી તેમાંથી સુંદર અજિતનાથની પ્રતિમા ધોળા દૂધ જેવી ધવલ કરાવી સં. ૧૫૩૩ માં તેની પ્રતિષ્ઠાનો મહોત્સવ તેણે કર્યો. અમદાવાદથી ગાયકોને બોલાવ્યા. લક્ષ્મીસાગર સૂરિએ તે અજિતનાથના બિમ્બની પ્રતિષ્ઠા કરી. આ રીતે સોની ઇશ્વરે પોતાના કુલમા આગળ નરસિંહ શાહે આવાં કાર્યો કર્યા છે તેને અજવાળ્યાં.

છેવટે (તપાગચ્છના) લક્ષ્મીસાગર સૂરિ, સોમદેવ સૂરિ, સુધાનંદન સૂરિ, સોમજય સૂરિ, સુમતિસુંદર સૂરિનાં નામ ગણાવી કર્તાએ આ સ્તવન પૂરૂં કર્યું છે. કર્તા આ સૂરિઓ પૈકી સુધાનંદન સૂરિના શિષ્ય લાગે છે.

આ સ્તવનની હસ્તલિખિત પ્રત નવીન છે, તે અને તે પરથી મુનિ પુણ્યવિજયે કરેલી નકલ શ્રી જિનવિજય પાસેથી મળેલી તે બંને સરખાવી નકલમાં યથાયોગ્ય સંશોધન કરી અત્ર તે પ્રકટ કરીએ છીએ.

તંત્રી:—

સરસતિ સરસ ને વયણ દિઉ,મઝ સામિણિ સામિણિ;
ચિંતિઅપૂરણકપ્પ વેલિ, વરગય વરગામિણિ. ૧
ગાઇસ તાઇસ આઇસ લહીઅતાસ, ઈડરગઢ કેરી;
ચૈત્ર પ્રવાડિ કરઉ રસાલ, આણંદિ ન ચોરી. ૨
પોલિ પગાર વિસાલસાલ મોહઈ ચઉ ફેરી,
કૂઆવાવિ આરામઠામની ઝરણ નિ ફેરી;
વાજઇ ગાજઇ બાર માસ જિહાં મેઘાડંબર,
મોર કીંગારવ કરઇ નાવ અવલોઈ અંબર. ૩
તસ તલહટી અતિવિસાલ, જાણે ક્રિરિ કામી;
ધરમ ધનવંત અચ્છ, જિહા લોક નિવાસી. ૪

ગઢ મઢ મંદિર વરતવાલ જલ બારઇં માંસી:
પોલિ વિપુલ અતિહાટ, ઓલિ ચહુટાં ચઉરાસી. ૫
રાજ કરઈ તિહાં ભાણરાય, ભૂપતિ સપરાણઉ;
આણ ન ખંડઇ તસતણી એ, કોઈ રાઇ ન રાણઉ. ૬
વ્યવહારી બહુલા વસઈ એ, વ્યાપારી મહંતા;
વરણ અઢારઇ વિવિધ જાતિ, ધરમઇ ગહગહતાં. ૭
તલહટ્ટાઈ શ્રી પાસનાહ, પ્રાસાદ નિહાલઉ;
પૂજીઅ પણમીઅ પાસમાસિ, પાતગ સવિ ટાલઉ. ૮
'ખમણ વસહી' પેખિ હરખિ ગિરિસિરિ વરિવડીઆ;
આગલિ આદિ જિણંદ, ભવણ દીસઈ પાવડીઆ. ૯
ગઢ ઊપરિ ગિરિસમીસુઇ, પ્રાસાદ કરાવી;
કુમર નરેસરિ આદિનાહ, પડિમા સંઠાવી. ૧૦
જાણ અજાણ સહૂ કોઈ,
'રાય વિહાર' વિહાર કંતિ ઇણિ કારણિ કહીઈ. ૧૧

ચંપક વેલિ ગુલાબ ફૂલ, જાસૂલ અનોપમ;
જાઈ જૂહી મચકંદ કંદ, મંદાર મનોરમ. ૧૨
પાડલ પરિમલ મહમહંત, બહકંતઉ વાલઉ;
વાલઉ ખેવડી કેવડી એ કરિ લેઈ નિહાલઉ. ૧૩
વઉલસિરી બિસરીય માલ, મરૂઉ અનઈ દમણઉ;
સેવંત્રી સોવન્ન જાઈ જેહ પરિમલ બિમણઉ. ૧૪
ફૂલ અમૂલિક ઇસિઆં વેલિ, આદીસર પૂજઈ;
મનહ મનોરથ તેહ તણા સવિ સંપદ પૂજઇ. ૧૫

વસ્તુ.

કુમર નરવરઇ કુમર નરવરઈ, ગુરૂઅ વિહાર,
ગિરિ ઊપરિ કારવીઆ, આદિનાહ જિણબિંબ ઠાવિઅ;
સંઘ આવઇ દહદિસિ તણા, ભવિઅ લોક બહુ ભાવિ ભાવિઅ,
નિરમલ ધોવિ કરી અનઇ, પૂજઈ આદિ જિણંદ;
મનહ મનોરથ તાહં, ફલ પામઇ પરમાનંદ. ૧૬

કુમરનરિંદ વિહાર પૂઠિ પાસાય પઇઠ્ઠિઅ,
અજિઅ જિણેસર વન્નવેસુ અવ્વબ્ભુઅ તિઠ્ઠિઅ;
સિરિ જિયસત્તુ નરેસવંસ ગયણંગણ ભાસણ,
ભાણ સમાણ સમાંણ લોકમન્નિઅ બહુ સાસણ;
સોવન કંતિઈ ઝલકંતઉ, ગયવર લંછન જાસ,
સો સામીઅ કામીઅ કરણ, નિરમાલડીએ નિરમલ નાણ પયાસ. ૧૭

ઓસ વંસ વરકમલ વિમલ કલહંસ સમાણ,
માણ ન આણઈ નિયચિત્ત જિણ મન્નઈ આણ;
નિયકુલકૈરવ કમલખંડ ઉલ્લાસણ રાજ,
ધમ્મકર્જ્જિ બહુ બુદ્ધિ શુદ્ધિ સોની ધનરાજ;
સીતૂ ઘરણી તસતણી સીલઇ સીતાચાર,
વિનયવિવેક વિચાર પણઇં નિર લંચ્છિ તણઉ અવતાર. ૧૮

તાસ ઉયરિ અવતરિઆ તિન્નિ કુંઅર ગુણવંતા,
ધરમવંત ધનવંતપણઈ દિનિ દિનિ ઉદયવંતા;
ગોવિંદ ગોઇંદ પરિકરઇએ સોની પતરાજ,
ઈસર અલવિ ઉદારચિત્ત મનઈ નરરાજ;
કાજ કરઈ પુણ્યહ તણાં મહુતિ મેરુ સમાણ,
દાણ માણ દિઇ અતિ ઘણાએ નિર૦
જાણઈ જાણ અજાણ. ૧૯

વસ્તુ.

તિણિ બંધવ તિણિ બંધવ કરઈ શુભ કાજ,
સંઘ સહિત તીરથ તણી કરઇ જાત્ર સનાત્ર અનુપમ;
કલિયુગ કૃતયુગ પરિ કરઈ, વસ્તુપાલ તેજપાલ સમ,
વડઇનગરિ જિણ (સ્પ)ભની, કેરાવઈ પઈઠિ;
વિત્ત વેચઇ આદરઘણુ, ઉત્સવ કરઈ ગરિઠ. ૨૦

જિણ પ્રાસાદ કરાવિવા તુ ભ૦, સોની ઇસર અનિરંગ;
અભંગ ઠામ અવનિ અછઇ, તુ ભ૦ ઇડરગઢ ગિરિશૃંગ. ૨૧

તિહાં પ્રાસાદ કરાવિઉ તુ ભ૦, કુમરવિહારહ પાસિ;
અનુપમરૂપ નિહાલતાં તુ ભ૦ થાઇ મનિ ઉલ્લાસ. ૨૨
સંવત પનર ત્રીસોત્તરઇ તુ ભ૦ કીધઉ જસ આરંભ;
મંડપિ જનમન મોહિઉં તુ ભ૦ કોરણિ તોરણિ થંભ. ૨૩
ધવલપણઇ અતિ ઝલહલઇ તુ ભ૦, ઊચપણઇ કૈલાસ;
જસ રમણિ અચિત્ત કીઇ તુ ભ૦, સુરસુંદરિ રમઇ રાસ. ૨૪

અમ્માણી ખાણી તણી તુ ભ૦, આણી એક ફલહી સાર;
અજિતનાથ પ્રતિમા ઘડી તુ ભ૦ ધવલ પંપઇ દુધ ધાર. ૨૫

પનર તેત્રીસઇ સંવત્સરિ તુ ભ૦ ઉત્સવ કરઇ અપાર;
ચિહુ દિશિ આવઈ સંઘ ઘણા તુ ભ૦ ગણતાં ન લહઈ પાર. ૨૬

ઠાકિ ઠાહિણિ વાહિણિ ચડિઆ તુ ભ૦ ઠાકિ ઘોડે અસ્વાર

અહમ્મદાવાદ થિઆ સંચરઈ તુ ભ० ગામણુ જયજય કાર. ૨૭
લક્ષ્મીસાગર સૂરિ સુહગ રે તુ ભ० કીધઈ બિંબ પઇઠ;
ધન લોચન તીણુઇ તણા તુ ભ० જેહે ઉત્સવ દીઠ. ૨૮
સંગ ભગતિ પહિરામણી તુ ભ० મઢિસાવટૂઅ સુરંગ;
મગ્ગણુ કણુય કચ્ચાહિ દીઇ તુ ભ०ઈડર ગઢિ બહુ જંગ.૨૯
ઇસિઆ પુણ્ય ધણિ કુલિ આગઈ તુ ભ० કીધા નરસિંગ સાહિ;
તે સઘલાં અજૂઆલિઆં તુ ભ०ઈસરિ અધિક ઉત્સાહિ.૩૦
અજિતનાથ થિર થાપિઆ તુ ભ०કારિઅ ગુરુઅ વિહારી.
ઇડરગઢ ઊપરિં તુ ભ० મહિ મહિલા ઉરિ હાર. ૩૧
આદિ જિણેસર વીનવું એ મા० વીનતડિ અવધારિ;
કરમિ વિગોયઉ અતિઘણુઉંએ મા०સામી તું સાધારિ. ૩૨
ચિહુ ફપાએ ઘણુઉ રોલવિઉ એ મા०લાખ ચઉરાસી યોનિ;
અરહટઘટિકા પરિ ભમી એ મા०પામી માણુસ યોનિ. ૩૩
તું ઠાકુર તિહા પામીઇ, મા० કલ્પતરુ(રૂ) અવતાર;
મનવંછિત ફલ પૂરવઉ એ મા० સેવકની કરઉ સાર.૩૪
લક્ષ્મીસાગરસૂરિ સહગરૂએ મા० સોમદેવ, સૂરિરાય;
સુધાનંદનસૂરિ ગુરૂપવર મા० નરવર સેવઈ પાય. ૩૫
સિરિ સોમજયસૂરીસરૂ એ મા० સુમતિસુંદર સૂરીસ;
ધન ધન તે નરનારિ વર મા० જે વદઇ નિસિદીસ; ૩૬
ઇણિ પરિ બહુ ભગતિ કરી એ મા०બે કર કોડિ નિલાડિ;
ઈડરગઢ ગિરિવર તણી મા० કીધી ચૈત્ર પ્રવાડિ. ૩૭
ભણઇ ગુણઇ જે મંભલઇ એ મા०અન્નઇ જે નિસુણંતિ;
તીહં ઘરિ રિદ્ધિ વૃદ્ધિ સંપજઇ એ મા०વંછિત ફલ પામંતિ.૩૮

**इति श्री चैत्यपरिपाटी समाप्तः।**

---

ॐ

# કાર્યસિદ્ધિનું રહસ્ય.

**સ્વ० સાક્ષરશ્રી મનઃસુખલાલ કિરતચંદ મહેતા.**

## પુરૂષાર્થનું પ્રાબલ્ય.

"Men, be up and doing."

**"कालो सहाव नियई, पुव्वकयं पुरिसकारेण पंचा**
**"समवाए सम्मत्तं, एगंते होई मिच्छत ॥**

**શ્રી સમ્મતિ તર્ક.**

**અનેકાંત શૈલી**—સ્યાદ્વાદ અપર નામ અનેકાંતવાદ સદા જયવંત છે. વીતરાગ પરમાત્માએ ઉપદેશેલ અનેકાંતવાદનું જ્યાં સુધી જીવને ભાન નથી, ત્યાં સુધી એની સિદ્ધિ નથી. એકાંતને ભગવાન્ મિથ્યાત્વ કહે છે; સાપેક્ષ દષ્ટિએ ભગવાન્ સમકિત કહે છે. એકને એક પુરૂષ પિતા હોય, પુત્ર હોય, કાકો હોય, મામો હોય, પૌત્ર હોય, પ્રપૌત્ર હોય, દાદો હોય—આમ એક વ્યકિત અનેક સંબંધ અનેકાંત શૈલીને અવલંબી ધારે છે. કોઇ આવી શંકા કરે કે, અરે! એમ કેમ બને ? એકજ જન પિતા પુત્ર, પૌત્રાદિ કેમ હોઈ શકે ? આ એકાંતવાદી અજ્ઞાનને લઈ આવી શંકા કરે છે, પણ જ્યારે તેને સમજપૂર્વક અપેક્ષાઓ સમજાવવામાં આવે, ત્યારે તેને ખાત્રી થાય છે, કે અનેકાંત શૈલીજ તત્ત્વ પામવાને કુંચીરૂપ છે. હવે ઉપર બતાવેલ શંકા કરનારને ન્યાયપુરઃસર સમજાવિયે કે, ભાઇ ! એકજ પુરૂષ તેના પુત્રનો પિતા ખરો કે નહિં ? તેજ ફરી તેના પિતાનો પુત્ર ખરો કે નહિં ? તેના ભત્રિજાનો કાકો ખરો કે નહિ ? તેના ભાણેજની અપેક્ષાએ મામો કહેવાય કે નહિં ? તેના દાદા તરફ દષ્ટિ કરતા તેનો પૌત્ર ગણાય કે નહિ ? તેના બાપના બાપાવા તરફ જોતા તેનો પ્રપૌત્ર ગણાય કે નહિં ? તેના પૌત્રની અપેક્ષાએ દાદો ખરો કે નહિં ? તેના નાનાભાઇનો મોટોભાઈ ખરો કે નહિં ? તેના મોટાભાઇથી નાનોભાઇ ખરો કે નહિ ? આમ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ લઈ સમાધાન કરવામા આવે તો જવાબમા અનેકાંતવાદિથી 'હા' જ કહેવાય, તેમજ વસ્તુ માત્રનો જુદી જુદી અપેક્ષા, જુદા જુદા નય, જુદાં જુદાં પ્રમાણ, જુદા જુદા ભંગ, જુદા જુદા નિક્ષેપા ઇત્યાદિ જુદી જુદી ચિત્રવિચિત્ર પણ સમસંબંધ રીતિએ જ્ઞાનીઓએ નિર્ધાર કર્યો છે; આને **અનેકાંત** કહેવામા આવે છે; આ **સ્યાદ્વાદ** નામે ઓળખાય છે; આ **સાપેક્ષશૈલિ.**

સમ્યગ્દૃષ્ટિ જીવોના હૃદયમાં આ શૈલી રમી રહેલી હોય છે. જ્ઞાનાવરણીય કર્મના પ્રબળ ક્ષયોપશમવાળો સમ્યગ્દૃષ્ટિ જીવ હોય, અને તેનો વચનયોગ સતેજ હોય તો તેના મુખકમળમાંથી જે જે વચનામૃતો ઝરે છે, તેના પવિત્ર કરપલ્લવથી જે જે પવિત્ર અક્ષરો ધવળપત્ર પર આલેખાય છે-તે બધાં અપેક્ષાયુક્ત હોય છે. જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ મંદ હોય, છતાં સમ્યગ્દૃષ્ટિ જીવની ક્રિયા પણ સહજ સ્વભાવે અપેક્ષાયુક્ત હોય છે. સમકિતી જીવોના આ બધા,-વિચાર, ઉચ્ચાર, આચાર-મન, વચન, કાયાના યોગ, તેનાં કાર્યો સહજ સ્વભાવે સાપેક્ષ હોય છે; આમાં કારણભૂત તેઓનું સમ્યક્ત્વ છે. અનેકાંત શૈલીને ઓળખનાર કે આચરનાર, ઓળખનાર અને આચરનાર સમકિતી હોય છે. સમકિતી અનેકાંતશૈલીને ઓળખે છે કે આચરે છે; ઓળખે છે અને આચરે છે. આ બધા નય, બધી અપેક્ષા પરત્વે દૃષ્ટિ કર્યા વિના વસ્તુનું યથાર્થ જ્ઞાન થતું નથી; માટે જ્ઞાનિઓ અનેકાંતને અવલંબે છે.

**પંચસમવાય.** ભગવાન્ **સિદ્ધસેન દિવાકર** શ્રી **સમ્મતિતર્ક**માં કાર્યસિદ્ધિનાં પાંચ સમવાયકારણો દર્શાવતાં પ્રકાશે છે કેઃ—

"(૧) કાળ (૨) સ્વભાવ, (૩) નિયતિ (૪) પૂર્વકૃત અને (૫) પુરૂષકાર-આ પાંચ સમવાયનો સ્વીકાર તે સમકિત; આમાંથી એકજનું માનવું તે મિથ્યાત્વ" **સમવાય** એટલે **यत्समवत्ते कार्यमुत्पद्यते** "-જેના મળવાથી કાર્યનિષ્પત્તિ થાય, તે **સમવાય.** ત્યારે શું મળવાથી કાર્ય નિપજે? (૧) કાળ, (૨) સ્વભાવ, (૩) નિયતિ, (૪) પૂર્વકૃત, (૫) પુરૂષાર્થઃ-આ પાંચ મળે તો કાર્ય નિપજે. માટે એ પાંચને સમવાય કહ્યાં. આ પાંચમાંના કોઇ એકથી, બેથી, ત્રણથી, કે ચારથી કાર્ય સિદ્ધિ થાય, એમ માનવું નહિં; એમ માનનાર એકાંતિક છે; એકાંત ત્યાં મિથ્યાત્વ છે. કાર્યસિદ્ધિમાં પાંચેની પરમ આવશ્યકતા છે. આ વાત આપણે આગળ વિચારિયે છિએ; અને એ આપણને વાસ્તવિક અને ન્યાયયુક્તજ લાગશે.

**હાથિની આકૃતિ.** થોડા અંધ નેત્રવાળાઓને એક હાથિનો સમાગમ થયો. તેમાં એકને હાથિના પગનો સ્પર્શ થયો; બીજાને સુંઢનો સ્પર્શ થયો; ત્રીજાને કાનનો થયો, એમ જુદાં જુદાં અંગોનો જુદા જુદા અંધ નેત્રિયોને સ્પર્શ થયો. પછી હાથિના સ્વરૂપ વિષે પરસ્પર વિવાદ થતાં જેણે જેવું જોયું હતું, તેવુંજ હાથિનું સ્વરૂપ તેણે પ્રકાશ્યું. એક કહે હાથિ થાંભલા જેવો હોય; બીજો કહે નહિં, તે તો કેળના સ્થંભ જેવો; ત્રીજો કહે નહિં એતો સુપડા જેવો હોય; ચોથો કાંઇ જુદુંજ કહેવા લાગ્યો, આમ દરેક પોતપોતાની વાતને ખેંચતાં લડવા ઉપર આવી ગયા. એટલામાં એક નિર્દોષ દૃષ્ટિવાળો ભાઇ ત્યાં આવી ચડ્યો; તેણે કજીઆનું કારણ સમજી લઇ, તેમને સમજાવ્યા, કે ભાઇઓ! હાથિની આકૃતિ તમારામાંના કહેવા મુજબ નથી. એતો તમે કહોછો એવી જુદી જુદી આકૃતિના પિંડવાળા જુદા જુદા અવયવોનો બનેલો અજબ ભારે પ્રાણી છે. તમારી પ્રત્યેકની દૃષ્ટિમાં દોષ હોવાથી તમને દરેકને હાથિના જે અવયવનો સ્પર્શ થયો, તે મુજબ તેના સ્વરૂપની તમે કલ્પના કરી લીધી. હાથિને પગ છે; સુંઢ છે; કાન છે; ઇત્યાદિ અનેક અંગોપાંગ છે; તેમાંના એકજ અંગોપાંગને લઈ હાથિની આકૃતિની પરિકલ્પના કર્તવ્ય નથી. આ સદોષ દૃષ્ટિવાળાની લડાઈનું સમાધાન નિર્દોષ દૃષ્ટિવાળાએ કરી આપ્યું.

**સારબોધ**-એકાંત છે ત્યાં ખુવારી છે, ખુવારી છે ત્યાં મિથ્યાત્વ છે, તે ટાળવા વિવેક ખ્યાતિની પરમ આવશ્યકતા છે. પરમ પુણ્યયોગે, સદ્ગુરૂની સેવાથી, વીતરાગનાં વચનપર દૃઢશ્રદ્ધાથી, વીતરાગની ભક્તિથી, સત્સમાગમે એ વિવેક જાગૃત થાય છે, જ્ઞાનિયો એને સમ્યગ્ દૃષ્ટિ કહે છે, એને દિવ્ય નેત્ર કહેવાં યોગ્ય છે; એની નિર્વિકાર, નિર્દોષ, નિષ્પક્ષપાત, નિર્પક્ષ દૃષ્ટિમાં ગણના થાય છે. આપણને એ દૃષ્ટિ આરાધનીય છે; તે પ્રાપ્ત કરવા તેને અનુકૂળ સાધનો, સત્સમાગમ, સત્સેવા, વીતરાગ, ભક્તિ, પુણ્યોપાર્જન સતત કર્ત્તવ્ય છે. આપણને પ્રાપ્ત થએલ અમૂલ્ય મનુષ્ય ભવનું પરમ સાર્થક એ છે.

**સમવાય વિવેચન.**

**(૧) એકાંત કાળ કારણ.**

વસંત ઋતુ આવી; વૃક્ષો નવ પલ્લવિત થઈ ફળપ્રદ થયા. મધુમાસ આવ્યો. સહકારને સુંદર મોરો બેઠો હતો; તેમાંથી ધીમે ધીમે મિષ્ટ આમ્રફળ પાક્યાં. આવો ગ્રીષ્મનો મહિમા. શીતળ રૂતુમાં આંબા પાકે છે? ના. માટે ઉન્હાળોજ આંબાનું કારણ; કાળજ કાર્યનું કારણ. વરસાદ ઉન્હાળામાં આવે છે? ના, તે તો તેને વખતે તેની રૂતુએ આવે છે. કાળે કપણ; કાળે જનમ; કાળે મરણ; કાળે ગર્જ; માટે કાળજ કારણ. કાળનેજ લઈ બધી વસ્તુ થાય છે.

**(૨) એકાંત સ્વભાવ કારણ.**

વર્ષા રૂતુ આવી; પર્વતપરની ઔષધિઓ ફાલી ફળી; બીચારૂં "જવાસા" નું વૃક્ષ સુકાઈ ગયુ. કારણ? બીજી ઔષધિઓનો જલસિંચનથી ફાલીફુલી નીકળવાનો સ્વભાવ; બિચારા "જવાસા" માં એમ ફાલીફુલી નીકળવાપણાનો અભાવ માટે અમને તો **સ્વભાવ** કારણ લાગે છે, લીંબડો વાવિયે તો આંબો થાય? ના લીંબડાથી લીંબડો, આંબાથી આંબો; કારણ કે લીંબડામાં લીંબડાનો સ્વભાવ લીંબડાપણું, આંબામાં આંબાપણું છે. સ્વભાવનેજ લઇને બધી વસ્તુઓ થાય છે. ચુલા તળે હાંડલીમાં મગ બાફવા મૂક્યા; મગ બફાઇ ગયા, પણ મગ સાથે રહેલા "કોરડુ" ગમે તેવા ઉષ્ણ આંધણ છતાં કોરાને કોરા. કારણ? તાપ તપે ઉષ્ણોદકમાં મગનો ચડવાનો સ્વભાવ, કોરડુ સ્વભાવેજ એવા કે ગમે તેટલો વખત પચાવે, સીઝાવે, પણ સીઝેજ નહિ. માટી પાણીમાં નાંખી એકદમ પલળી ગઈ; પાષાણ (કાળમિંઢ પાષાણ) નદીમાં રાત દિવસ ઘણા વરસ રહ્યો, પણ એની એ સ્થિતિ; કડણને કઠણ. મીઠું પાણીમાં નાંખ્યુ; ઓગળી ગયું. સાકર પાણીમાં નાંખી; સાકરનું પાણી થઈ ગયું; પાણી સાથે એક મેક થઇ ગઈ. આ બધી વસ્તુનો જુદો જુદો સ્વભાવ; તે તે સ્વભાવે તે તે કાર્ય થયું; માટે સ્વભાવજ કાર્યનું કારણ છે.

**(૩) એકાંત નિયતિ કારણ.**

યોગાનુયોગ, યોગ પણ એવો બન્યો કે-મારા (Professor) શિક્ષાગુરૂએ મને બહુ સારી રીતે જે પ્રશ્નો આવવાના હતા, તેજ સમજાવી દીધા હતા; લાયબ્રેરી આદિનાં પુસ્તકોની યોગવાઈ પણ ઘણુ સારી મળી ગઇ હતી; બીજાને આ સહાય નહોતી. આ નિયત કારણથી-આ યોગવાઇથી હું મારી B. A. ની પરીક્ષામાં પાસ થયો. માટે હું તો માનું છું; કે જે કાંઈ થાય છે, તે નિયત ભાવિને લઇનેજ થાય છે, થવા યોગ્ય તે થાય છે, ભાવિવશે એવી યોગવાઈ મળી જાય છે. મેં વાત પણ સાંભળી છે, કે એક પક્ષીનું યુગલ વૃક્ષપર બેઠું હતું. તેનો શીકાર કરવા શિકારી બાણ તાકી હેઠળ ઉભો છે; એ પક્ષિઓની ઉપર ઉંચે બાજ પક્ષી ઉડી રહ્યો છે. આ પંખીના જોડકાને બચવાનો સંભવ નથી; કેમકે નીચે શીકારી છે; ઉપર બાજ છે; એટલે આ પક્ષીયુગલે જીવિતવ્યની આશા તો છોડી એટલામાં **યોગાનુયોગ,** તેઓનું **નિયતભાવિ, થવા કાળ** તે કોઇ અમોઘ વિષધરે શિકારીને ડંસ માર્યો; ડંખ લાગતાંજ શિકારી પ્રાણ રહિત થઇ ભૂમિપર લાંબો પડયો; તાકેલું બાણ સરકી જઈ ઉંચે જઈ બાજને લાગ્યું; બાજ મરણશરણ થયો; અને પક્ષીનું જોડકું **ભાવિના** ગુણ ગાતું, **ભવિતવ્યતાથી** બચી જઇ, ઉડી ગયું. આવા તો અનેક પ્રસંગો શ્રુત થયા છે; માટે મને તો **નિયતિજ** કાર્યનું કારણ લાગે છે.

**(૪) એકાંત પૂર્વકૃત કારણ.**

કોઈ માણસને અયોગ્ય વર્ત્તનથી શરીરમાં ગરમી વિકાર ઉભરી આવ્યો. યોગ્ય વૈદ્યક અભિપ્રાય મુજબ ઘટતા ઉપચાર કરવા માંડયા; રૂતુ શીતળ હતી; એટલે વિકારને સામાન્ય રીતે શામક હતી; તે માણસ ઔષધપાન યથાવિધિ લેતો; પથ્ય પણ વૈદ્યની આજ્ઞાપૂર્વક પાળતો. છતાં શારીરિક વિકાર ઉપશમવાને બદલે ઉલટો પ્રાણઘાતક થયો. આમાં તેનું કર્મ, પૂર્વકૃત, પ્રારબ્ધ તેને મૃત્યુનું કારણ થયું માટે અમે તો પરિકલ્પીએ છીએ કે **પૂર્વકૃતજ** બધાં કાર્યનું કારણ છે. પૂર્વકૃત અનુકૂળ હોય, તો

તરત કાર્ય સિદ્ધ થાય છે; પ્રતિકૂળ હોય તો વિલંબ લાગે છે, અથવા નથી પણ થતું; આવા અનેક દાખલા સાંભળ્યા છે; માટે **પૂર્વકર્મજ** કારણ લાગે છે.

**(૫) એકાંત પુરૂષકાર કારણ.**

હું હમણાં M. A. L L. B. થયો. હાલ મને ૨૪ વરસ થયાં. મેં એ ઉપાધિ (?) વહોરી; ડીગ્રી મેળવી. એમાં શું નવાઈ? મેં પુરૂષાર્થ કેટલો કર્યો? રાત્રિ-દિવસ મહેનતજ કરી ત્યારે પાસ થવાયું. ભાઈ! પુરૂષાર્થ વિના કાંઈ રેઢું પડયું છે? માટે પુરૂષાર્થજ બધાં કાર્યનું પરમ રાહસ્યિક કારણ છે. પુરૂષાર્થ કરનારનો જય થયો છે; પ્રમાદી નિષ્ફળ થયા છે. આવા અનેક દાખલા મોજુદ છે. માટે ઉદ્યમ કારણરૂપ છે.

**સમવાય શોધન, અનેકાંત નિરૂપણ.**

આમ પાંચે જણ પોતે માનેલા કાર્યસિદ્ધિના કારણનેજ એકાંત કારણ કહી હઠ કદાગ્રહમાં ખેંચાય છે, પણ તે અજ્ઞાનમૂલક છે. તેઓ બધાએ કલ્પેલાં બધાં કારણો જો એકત્ર થાય તો કાર્યસિદ્ધિ સહજ છે; જુઓ! આગળ સમજાશે.

**(૧) એકાંત કાળ કારણ માનનારનું સમાધાન.**

આંબો ગ્રીષ્મઋતુમાં પાકે છે, એ સત્ય વાત છે. પણ તેથી આપ કહોછો કે ગ્રીષ્મઋતુજ એવું કારણ, એના પરિપાકનું કારણ, એનો બંધબેસતી વાત નથી. તમે એમ કહો કે ગ્રીષ્મકાળ પણ આંબાને પાકવાનું એક કારણ છે, કાળે કરીને ખેતી, વરસાદ, જનમ, મરણ, ગર્ભ આદિ થાય છે, તો તે ઠીક; પણ તમે કહો કે ગ્રીષ્મકાળજ આમ્રના પરિપાકનું કારણ છે, અથવા વસ્તુ માત્રને ઉપજવાનું કારણ કાળજ છે, તો તે નહિ માની શકાય; તે કથન મિથ્યા છે, કાળ સિવાય બીજાં, જ્ઞાનિઓએ જોયેલાં અને આપણને બોધેલાં, અને હવે આપણને પણ સહજ સિદ્ધ થતાં નીચેનાં કારણો મળ્યાં, તેથી આંબો પરિપક્વ થયો, વરસાદ થયો, ખેતી પાકી, ગર્ભ રહ્યો, જન્મ થયો, મૃત્યુ થયું, એમ કહેવું યોગ્ય છે; જુઓ તે કારણ આ છે. આંબામાં આંબાપણું ન હત, તેની ગોટલી વંધ્યા-વાંઝણી હત તો આંબો પાકત કે? બીજ વાવ્યું. પણ તે દગ્ધબીજ હોય તો અંકુરો ફૂટે કે? બીજમાંથી બીજપણું, તેમાંનો બીજ સ્વભાવ, તેની ઉત્પાદક શક્તિ નાશ પામી હોય તો તે ઉગે કે? નજ ઉગે, વસ્તુ માત્ર વસ્તુ સ્વભાવે થાય છે. વંધ્યા સ્ત્રી પુત્રને જન્મ આપશે? નહિ આપે. યદ્યપિ અનુકૂળ કાળ હોય, અનુકૂળ રૂતુ હોય, જોઈતો વખત હોય, તથાપિ જો વસ્તુ નિપજવા માટે તે વસ્તુમાં સ્વભાવપણું ન હોય તો તે કદી નિપજેજ નહિ. ખેતી, જન્મ, મરણ, ગર્ભ આદિ માટે આમજ સમજવું. ગમે તેટલી ગ્રીષ્મઋતુ જાય, પણ લીંબોળી વાવી હોય તો તો તે પાકે કે? ગ્રીષ્મ છતાં કેરડાનું વૃક્ષ કેમ પાકતું નથી? કારણ કે તે કાળે તેનો ફળપ્રદ સ્વભાવ નથી; માટે પ્રિય ભાઈ! સ્વભાવ પણ કાળ સાથે મળ્યો ત્યારે આંબો પાકયો. આંબો પાકવાને તથાવિધ નિયતિ મળી હતી; તથાવિધ પાણી સિંચન, રૂતુની અનુકૂળતા, ભૂમિની અનુકૂળતા આદિ, જોગવાઈ મળી હતી, એ જોગવાઈ ન મળી હત, તો તો ગમે તેવો આંબાને પાકવાનો સ્વભાવ છતાં, ગમે તેટલાં વસંત, મધુમાધવી પસાર થવા છતાં તે પાકત નહિ. ગર્ભધારણને યોગ્ય નવયૌવના સ્ત્રી હોય, પણ ગર્ભોત્પાદક શક્તિવાળા પુરૂષની નિયતિ ન હોય તો તે સંતતિરૂપ ફળ કેમ આપે? ખેતી આદિ માટે પણ આમજ સમજવું. માટે કાળ, સ્વભાવ અને નિયતિ આ ત્રણે સાથે થયાં. હજી પણ બે બાકી રહ્યાં છે. આંબો એકેંદ્રિય સ્થાવર વનસ્પતિકાય જીવ છે. પૂર્વે એવું કર્મ ઉપાર્જ્યું છે, કે આંબારૂપે, એણે, એ જીવે, સ્થૂલદેહ ધારણ કર્યો. એ પૂર્વ કર્મ ન હત તો આંબારૂપે જન્મતજ નહિ; માટે પૂર્વ પ્રારબ્ધ પણ એના પરિપાકમાં તેમજ ગર્ભ આદિમાં કારણભૂત સમજવાં. જીવે જે પૂર્વે પ્રારંભેલું હોય, પ્રારબ્ધ હોય-તે તેને ઉદય આવી જુદા જુદા વિપાકનું કારણ થાયજ થાય. આમ આંબાના પરિપાકમાં, તેમજ ગર્ભ, જનમ, મરણ, કર્ષણ આદિમાં કારણરૂપે કાળ, સ્વભાવ, નિયતિ અને પૂર્વકૃત મળ્યાં. એતો ઠીક છે, પણ સ્થાવર એકેંદ્રિય સ્થૂલ જીવ છતાં પાણી આ-

દિની જે જે જોગવાઇ એને મળી હતી તે લેવામાં અવ્યક્ત પુરૂષાર્થ પણ જો એ છવે, એ વૃક્ષે, ન ફેરવ્યો હત, તો મારા વ્હાલા ભાઇ! તમે શું એમ ધારોછો કે, એ પૂર્વે કહેલાં ચાર કારણ એકત્ર છતાં આ મિષ્ટ ફળ આપત ? નહિંજ. ભલેને કાર્યપ્રાપ્તિને અનુકૂળ કાળ હોય, વસ્તુમાં કાર્ય નિપજાવવાનો સ્વભાવ હોય, તે કાર્યનિષ્પત્તિ માટે બીજી અનુકૂળ જોગવાઇ મળી હોય, તે માટેનું પૂર્વ પ્રારબ્ધ પણ અનુકૂળ હોય, છતાં જ્યા સુધી તે માટે તથાવિધ પુરૂષાર્થ ન થાય, ત્યાં સુધી તે કાર્ય પરિણામ નજ પામે. આપણા હાથમાં ખાવાનું પડ્યું છે, અથવા મોઢામા પણ પડ્યું છે; મોઢામા ક્યારે મુકાશે, અથવા પેટમાં ક્યારે ઉતરશે ? હાથમાંથી મોઢામાં મુકવારૂપ અથવા મોઢામાં પડેલ ચાવી ગળે ઉતારવારૂપ પુરૂષાર્થ ન થાય ત્યાં લગણ એ ધાર્યું નહિજ કરે. માટે મારા પ્રિય બંધુ ! આપે વિચારવું જોઇએ, અને વિચારી નિર્ધારવું જોઇએ, કે આમ્રના પરિપાકની નિષ્પત્તિ, અથવા કર્ષણ, ગર્ભાધાન, જન્મ, મરણાદિ એકલા કાળનેજ લઇને નથી, પણ આપને નિવેદન કરેલાં પાચે કારણોના મળવાથી થાય છે; આથી હું ધારૂં છું કે તમારા મનનું સમાધાન થશે.

**(૯) એકાંત સ્વભાવ માનનારનું સમાધાન.**

મારા વહાલા બંધુ ! તમે કાર્ય માત્ર સિદ્ધ થવામા સ્વભાવનેજ કારણ માની બેસો છો. અને બીજાને મનાવવા હઠ કરો છો, એ તમારી માનિનતા મને અસમંજસ અને હઠ અજ્ઞાનરૂપ લાગે છે. આંબો પાક્યો, કારણ કે તેમાં આંબાપણુ હતું, આંબારૂપે પાકવાનો સ્વભાવ હતો; મીઠું પાણીમાં ગળી ગયું; કારણ કે તેમાં તે પ્રકારે પરિણામ પામવાનો ગુણ હતો; માટી પાણીમા ભીંજાઇ ગઈ, કારણ કે તેમા દ્રવત્વ ગુણ હતો;—એ આદિ પોતપોતાના સ્વભાવને લઈ તે તે વસ્તુઓ સ્વભાવયોગ્ય પરિણામને પામી, એતો ખરૂ, અને સ્વભાવને લઈ એ કાર્ય થયાં એમ તમે કહો તો તે પણ ખરૂં; પણ તમે એમ કહો છો કે સ્વભાવનેજ લઈ એ કાર્ય નિપજ્યાં, અને સ્વભાવજ બધા કાર્યમાં કારણભૂત છે, તો તે ખોટું–મિથ્યા છે. આંબાપણું હતું તે ઠીક, પણ તે પાકવાને તથારૂપ કાળ ન હત તો પાકત કે ? વાવ્યો કે તરત ઉગત કે ? પાણી આદિ, અનુકૂળ ભૂમિ આદિ જોગવાઈ ન મળી હત તો ઉગત કે ? આંબારૂપે જન્મવાનું, સ્થૂલ એકેંદ્રિય વનસ્પતિકાય રૂપે જન્મવાનું પૂર્વકૃત ન હત તો તે ઉગત કે ? ફળ આપત કે ? પ્રમદાએ પુત્ર રત્ન જાયો, કારણ કે તે અવંધ્યા હતી; અમુક સ્ત્રીમાં પુત્ર આપવાનો સ્વભાવ હતો, માટે તેણે પુત્ર પ્રસવ્યો; પુત્રપ્રસૂતિનું એકાંત કારણ તે બાઈનું અવંધ્યત્વ: આમ કહો તો ચાલે કે ? નહિંજ. પુત્ર પ્રસવવા યોગ્ય ગમે તેવો તે બાઇનો સ્વભાવ છતાં, અકાળે અથવા અલ્પ કાળે, અથવા પ્રતિકૂળ કાળે તે પ્રસૂતા થાય કે ? નહિંજ. નિર્બીજ, અથવા શુષ્કબીજ, અલ્પબીજ અથવા યેનકેન પ્રકારેણ રોગીષ્ટ પતિની સેવારૂપ યોગ મળ્યો હત, એવા પતિની નિયતિ થઈ હત તો ગમે તેવી (Prolific) પુત્રદ સ્વભાવવાળી છતાં તે સ્ત્રી ગર્ભ ધારત કે ? નહિંજ. વારૂ, કાળ–સ્વભાવ ભવિતવ્યતા અનુકૂળ છતાં પૂર્વકૃત પ્રતિકૂળ હતતો તે ગર્ભ ધારણ કરત કે ? એ પણ અનુકૂળ સતે, તેમાં પુરૂષકૃત ઘટતો ઉદ્યમ તેમજ શુક્ર–શોણિતને ધારી રાખવારૂપ અવ્યક્ત ઉદ્યમ ન થયો હોય તો ગર્ભ ધારણ થાય કે ? નહિંજ. આમ સ્વભાવ છતાં, બીજાં કાળ, નિયતિ, પૂર્વકર્મ, ઉદ્યમરૂપ કારણો એકત્ર ન મળે તો મારા બંધુ ! કાર્ય નિષ્પત્તિ ન થાય. હું ધારૂં છું, તમે આ વાત અંગીકાર કરશો; અને આ પાંચે સમવાય સ્વીકારી હઠ ત્યજશો. કાંઈ વિશેષ પણ હું કહું છું. એકાગ્ર ચિત્તે શ્રવણ કરો.

**શ્રી મહાવીરનું નિર્વાણ.**

શ્રીમણ ભગવાન્ મહાવીર નિર્વાણ પામ્યા. ક્યારે? મોક્ષપ્રાપ્તિ ક્યારે થઈ? (૧) કાળલબ્ધિ થઈ ત્યારે; કાળ પરિપાક થયો ત્યારે; તથાવિધ કાળ આવ્યો ત્યારે. અનંતા ભૂતકાળમાં તથાવિધકાળ તેમને કોઈ વખત નહિ મળ્યો હોય ? મારા બંધુ ! અનંતા ભૂતકાળમા મોક્ષ આપે એવો અનુકૂળ કાળ એમને અને આપણને પણ અનંતીવાર મળ્યો હશે, પણ બીજાં કારણોની ઉત્પત્તિ નહિં થઈ હોય. તમે અસલી દેશી ફેશન (Fashion) ની અથવા હાલનાં

ઇંગ્રેજી ફૅશનનાં એક જાતનાં તાળાં જોયાં છે? તે તાળાં લાંબાં ગોળ હોય છે,-અને તેની સીલીંડર ઉપર ફરતાં ચાર, પાંચ કે વધારે ઓછાં એક બીજાને અડોઅડ ચક્કર હોય છે; તેમાં દરેકપર જુદા જુદા અક્ષર પાડેલા હોય છે-અમુક સાંકેતિક અક્ષરો જ્યારે સીધી લીટીમાં આવે ત્યારે તે તાળું ખોલી શકાય અથવા બંધ કરી શકાય, ત્યારે તે તાળાનું પાંખીયું ખેંચી શકાય અથવા અંદર નાંખી શકાય-આવી એમાં ગોઠવણ કરેલી હોય છે જેમકેઃ-એવા એક તાળામાં એવી યુક્તિ છે કે તેમાં બીજા ઘણા અક્ષરો છે પણ "ગૌતમ" એ ત્રણ અક્ષરો સીધી લીટીમાં આવે, ત્યારે તે તાળું ઉઘડી શકે છે, અથવા બીડી શકાય છે. જો કે આંક્ષ પાડેલ સીધી લીટીમાં "ગૌ" અનેકવાર આવે, પણ "ત" અને "મ" તેજ વખતે (Simultaneonsly) તેજ લીટીમાં આવ્યા વિના તે તાળું ઉઘડે અથવા બીડાય નહિં; તેમજ "ગૌ" અને "મ" અથવા "ગૌ" અને "ત" અથવા "ત" અને "મ" આમ એક અથવા બે પણ અનેક વખત સીધી લીટીમાં આવ્યા હોય, પણ જ્યાં સુધી એ ત્રણે એકી વખતે સાથે ન આવે ત્યાં લગણુ જેમ તાળું ઉઘડે યા બીડાય નહિં, તેમજ મારા બંધુ! એક, બે, ત્રણ, કે ચાર કારણો ભલે ભેગાં થયાં હોય પણ પાંચ જ્યાં લગણુ ભેગાં ન થાય ત્યાં લગણ કાર્યસિદ્ધિ ન થાય. **શ્રીમન્મહાવીરને** અનેક વખત નિર્વાણયોગ્ય કાળ પ્રાપ્ત થયો હશે. તેઓ ભવ્ય હતા; અર્થાત્ તેઓનો સ્વભાવ ભવ્યત્વ (મોક્ષ પામવા યોગ્ય) હતો; ભવ્યનેજ નિર્વાણ પ્રાપ્ત થાય. આમ ભવ્યત્વ અનાદિકાળનું હતું, પણ તથારૂપ યોગવાઈ, સદ્દેવ, સદ્ધર્મની પ્રાપ્તિ જ્યારે થઇ ત્યારે સમકિત પ્રાપ્ત કરી તેઓએ મોક્ષનું નિયત કારણ ઉપાર્જ્યું. પૂર્વકર્મ પણ પ્રારબ્ધ પણ, મોક્ષ પ્રાપ્તિ પ્રથમનું પૂર્વકૃત પણ, તીર્થંકર નામ કર્મરૂપ હતું; અર્થાત પૂર્વે અપૂર્વ ભાવદયા પરિણામે મોક્ષ આપે એવું પ્રારબ્ધ સંચ્યું હતું; એવું પુણ્યાનુબંધી પુણ્ય ઉપાર્જ્યું હતું-જ્યાં સુધી પૂર્વનું પ્રતિકૂળ પ્રારબ્ધ પ્રબળ હતું ત્યાં લગણુ મોક્ષ ન પામ્યા; અને અતિકૂળ પ્રારબ્ધ સતે પ્રબળ પુરૂષાર્થથી, ઉપશમ ભાવથી, વૈરાગ્યથી, શાંતિથી, ઉપસર્ગ પરિસહ સમભાવે વેદ્યા ત્યારે અનંતી અનંતી ઘાતિ કર્મની નિર્જરા કરી પરમસિદ્ધિ વર્યા.

આમ બંધુ! એઓને પણ પાંચે કારણ પ્રાપ્ત થયાં, ત્યારે તેઓ શીઘ્ર સિદ્ધ થયા. આપણને પણ, વિચારિયે તો, કાળ-અનુકૂળ છે.

**આપણું કર્તવ્ય.** આપણે એજ પરમાત્મા મહાવીરના શાસનની શીતળ, પવિત્ર, અનુપમેય છાયા તળે છિએ; એજ (એ પવિત્ર શાસનમાં હોવા રૂપ) આપણને પરમ અનુકૂળ કાળ છે. પંચમ આરો દુષમ કાળ છતાં આ આરાના છેડા લગણ એ પવિત્ર શાસન, એ પવિત્ર "ધર્મઆજ્ઞા" એ પવિત્ર ધર્મરાજ્ય, જયવંત વર્તવાનાં પરમ જ્ઞાનિયોનાં વચન છે. તેવા પવિત્ર કાળમાં આપણું હોવાપણું આપણને પરમ કલ્યાણનું કારણ છે. ભવ્યત્વ (મોક્ષ પ્રાપ્તિની યોગ્યતા) એ આપણો સ્વભાવ છે, કેમકે નહિં તો આપણને આવા પ્રશ્નોત્તર ઉદ્ભવતજ નહિં. અથવા તો હું ભવ્ય છું, કિંવા અભવ્ય છું? એ સવાલજ ભવ્ય હોવાનું પ્રાયઃ નિરાકરણ કરે છે. વારૂ દેવ, ગુરૂ, ધર્મ, દયામય ધર્મ, દયામય ઉત્તમકુળ, આર્ય ક્ષેત્ર, ઉત્તમ આર્ય આચાર વિચારાદિ રત્નત્રયીનાં અમોઘ કારણોની નિયતિ થઇ છે, પૂર્વ કર્મ પણ શુભ છે. ફક્ત આપણે યથાવિધિ અપ્રમત્તપણે પુરૂષાર્થ કર્તવ્ય છે; અશુભ કર્મનો ઉદય લાગતો હોય તો વિશેષ વિશેષ પુરૂષાર્થ કર્તવ્ય છે, આમ આપણને પણ પાંચે કારણો સિદ્ધ થાય એમ છે. ઉપર જણાવેલ તાળાના સાંકેતિક અક્ષરો એકજ લીટીમાં વખતો વખત સહેજે આવી પણ જાય છે; ફક્ત પાંખિયું ખેંચવા રૂપ પુરૂષાર્થ કર્તવ્ય છે. આ કાળે પણ આપણને એવી યોગવાઇઓ છે, તેનો લાભ વ્હાલા વીરા! આપણે પુરૂષાર્થ ફોરવી લેવો યોગ્ય છે-આપણને મળેલ આ અમૂલ્ય, દુર્લભ મનુષ્યભવનું, આ સમવાય કારણો જાણ્યાનું, ચર્ચ્યાનું, શ્રી સિદ્ધસેન સૂરિનાં પવિત્ર વચનોનું, એઓશ્રીએ પ્રણીત પવિત્ર-પ્રસાદીરૂપ **સમ્મતિતર્ક**ના પ્રારંભમાં લખેલી ગાથા વાંચ્યાનું સાર્થક ત્યારે છે. મારા વ્હાલા બંધુ! તમે કે હું, કે આ વિષયના વાંચનારા, ચર્ચનારા બધાએ ચોકસ સમજવાનું છે, કે આ પાંચ સમવાયનો વાદ

વાદ કરવા માત્ર હેતુએ કરાયો નથી; જીવને એ પાંચ સમવાય સુલભ છે કે દુર્લભ ? એ પાચમાંથી પોતે તત્કાળ કયા સાધી શકે એમ છે ? એ બધાં કેમ ભેગાં થાય ? પોતાના હાથમાં હોય તેતો તેણે ભેગાં કરવાં, બાકીના માટે સાધ્ય દૃષ્ટિથી ચોકસ રીતે સાવધ રહેવું. અનેક વખત આ કારણો ભેગાં થઈ જાય છે; પણ તેમાં વીર્યસ્ફુરણા ન હોવાથી તે નકામાં થઇ પડે છે. અરે ! એવું સાંભળેલ છે કે, કઇક કઇક મુનિઓએ તીર્થંકર નામકર્મ ઉપર્જવા જેટલાં દળીયાં ભેગાં કરેલાં, પણ તેમાં વીર્યસ્ફુરણા ન હોવાથી, તેમાં ( ભાવ રૂપ ) રસ ન હોવાથી, તે બધાં પ્રમાદરૂપ વાયરાથી વિખરાઇ ગયાં. અરે ! આપણને પણ અનંતકાળની ઉપેક્ષાએ કદાચ એ અનુભવ થયો હશે ! મારા વ્હાલા બંધુ ! પુરૂષાર્થ તો આપણા હાથમાં છે, તેથી કાર્ય સહજ સિદ્ધ થાય છે, ઉપર જણાવેલ તાળાના સાંકેતિક અક્ષરો એક લાઇનમા લાવવા આપણે પ્રયાસ કરિયે છિએ. એક અક્ષર મળતાં તેનાપર ચોકસ સાવધ રહી, જેમ બીજા અક્ષરો સાવધપણે શોધિયે છિએ, અને બધા અક્ષરો સીધી લીટીમાં આવતાં જેમ. એકદ સાવધાનીથી પાખીયું ખેંચી આપણે તાળું ઉઘાડિયે છિએ, તેમજ આ પાચે સમવાય કારણો જાણી, તે પ્રમાણે તે પ્રાપ્ત કરવાં, તે ભેગાં કરવાં, સાધક બાધક ટાળી, સાધક ગ્રહી, તે સાધ્ય કરવાં, તે ભેગાં થતાં જોવા, તે ભેગાં થએ તેનો તરત લાભ લઇ લેવા આપણે સાધ્ય દૃષ્ટિ રાખવી યોગ્ય છે. મારા વ્હાલા બંધુ ! આપણી સાધ્ય દૃષ્ટિ, સાવધપણું, એજ આપણો પુરૂષાર્થ. જેમ લાડુ કરવા માટે બધા જુદા જુદાં પુદ્ગળોનો સંચય થાય, પણ તેમાં ચીકાશ ન હોય તો બધા પુદ્ગળો વીખરી જાય, તેમ કાર્યસિદ્ધિ માટે પાચે સમવાય ભેગાં થાય, પણ ભેગાં થવાની સાથે **પ્રબળ પુરૂષાર્થ** રૂપ આત્મજાગૃતિ ન હોય તો કદી કાર્ય સિદ્ધિ ન થાય. આપણને આ સમવાયો જાણવાનો પરમ હેતુ, તેનું પરમ સાર્થક એજ છે, કે આપની અનંતકાળથી થએલ સંસરણગતિનો છેડો આવી આપણે સિદ્ધિ પામીયે. આ જો ન થાય તો પાંચ સમવાય જાણ્યા ન જાણ્યા બરોબર છે, ચર્ચ્યા ન ચર્ચ્યા બરોબર છે, મિથ્યા કાળક્ષેપ, વાગાડંબર, અને માનકષાય સેવવારૂપ છે. મારા વ્હાલા બંધુ ! કદાચ એમ કહિયે, કે અનુકૂળ કાળ નથી, તો તેથી એમ નથી ઠરતું કે બીજાં કારણો પ્રતિ અલક્ષ રહેવું. બીજાં કારણો પર તો ધ્યાન આપી તે સાધતા જઇએ, ત્યાં કાળ પરિપાક થશે; કાળલબ્ધિ પણ થશે અને દૃષ્ટિ સાધ્ય હશે, તો સહેજે સિદ્ધિ થઇ જશે. મારા વ્હાલા વીર ! મુક્તિ પામવી એ રાધાવેધ સાધવાથી પણ વિશેષ કઠણ છે. શ્રી મહાવીર ભગવાને કેટલી બધી સાધ્ય દૃષ્ટિ રાખી હશે ? અરે ! એમ કહેવાય છે, કે કૈવલ્ય પામ્યા પહેલાં ભગવાન્ સાડા બાર વરસ સુધી કષ્ટ, તપ, સમ્યક્ પ્રકારે સેવતા રહ્યા; તેમાં નિદ્રા માત્ર અરધો કલાક લીધી ! અને તે પણ શારીરિક પ્રકૃતિને લઇ, શારીરિક ધર્મના યોગે, આવી ગઇ ! તેમાં વળી પલાઠીવાળીને તો પ્રભુએ કદી સુખવૃત્તિ (-?) કરીજ નથી. નિદ્રા આવી ગઇ તે પણ કાયોત્સર્ગ મુદ્રાએ, અથવા ગોદોહાસને; વ્હાલા બંધુ ! કાર્ય સિદ્ધિ માટે, નિર્વાણપ્રાપ્તિ માટે, આત્મસાધન માટે, ભગવાનને આવી સજાગર અપ્રમત્ત સાધ્ય દૃષ્ટિ રાખવી પડી છે; તેવા પુરૂષાર્થે એ તો કૈવલ્યશ્રી વર્યા તેવોજ બલકે તેથી વિશેષ પુરૂષાર્થ આપણે કર્ત્તવ્ય છે.

> **"જબ લગ નેનમેં નિંદ ન આવે,**
> **"નર તબહિજ નારાયણ પાવે."**
>
> **સુંદરદાસ.**

ભગવાને જો જરાપણ પ્રમાદ કર્યો હત, તો તેઓને પણ કોણ જાણે કેટલો કાળ વધારે ભમવું પડત ? એ દૃષ્ટાંત આપણે વિચારવા યોગ્ય છે.

**વેદાંતનું દૃષ્ટાંત**

વેદાંતમા ચોરાશીલાખ ભવ ફેરા કલ્પ્યા છે. તેમાં એમ કલ્પ્યું છે કે, ચોરાશીલાખ ફેરા ફરતાં વચ્ચમાં ભીંતમાં એક સૂક્ષ્મદ્વાર આવે છે ત્યાં જે સ્પર્શે તે તરી જાય છે, તેને મોક્ષ મળે છે. હવે જોવાનું છે કે એ સ્પર્શ થવો કેટલો બધો મુશ્કેલ છે. પ્રબળ સાધ્ય દૃષ્ટિ હોય તોજ એ સ્પર્શ થાય. જીવ જાણે

કે ઓચિંતો મળી જાય તો ઠીક છે. કોણ જાણે કયા ભવે ક્યારે એ દ્વારનો સ્પર્શ થાય? માટે આંખો મીંચી ખાઓ, પીઓ, મજા કરો, આમ કર્યે કદી પણ એ દ્વારનો સ્પર્શ ન થાય. દ્વાર આવે ત્યાં તો મોહના પાટા આંખપર આડા આવી ગયા હોય, આમ અનંતીવાર ચોરાશીલાખ યોનિ ભમવું પડેજ. માટે મારા વ્હાલા બંધુ! આપણે જાગ્રત અવસ્થા રાખવી યોગ છે. ચાતક જેમ વર્ષારૂતુની મોં ફાડી રાહ જોતું બેસે છે, તેમ આપણે પુરૂષાર્થપૂર્વક સાધ્ય દૃષ્ટિથી કાળપરિપાકની રાહ જોવી ઘટે છે. પુરૂષાર્થ હશે, જાગૃતદશા હશે, તો પાંચ કારણો સહજ ભેગાં થઇ જશે. બંધુ અત્રે **શ્રી આનંદઘનજીનું** પદ યાદ આવે છે.

**"કાળલબ્ધિ લઇ પંથ નિહાળશું રે,**
**એ આશા અવલંબ;**
**"એ જન જીવેરે જીનજી જાણજોરે,**
**'આનંદઘન મતિ અંબ."**

અહો! શ્રી આનંદઘનજીનો કેટલો બધો પ્રબળ પુરૂષાર્થ હશે? તેઓશ્રીના સ્તવન મુજબ તેઓએ બધાં કારણો હાથતળે રાખી મુક્યાં લાગે છે; અર્થાત્ હવે તો તેઓ ચાતક વરસાદ માટે જેમ, તેમ મ્હોં ફાડી સાવધ થઇ બેઠા છે. કાલલબ્ધિ, કાળ પરિપાક થાય અને મોઢામાં અમૃત પડે! શીઘ્ર મોક્ષ પધારે! અર્થાત્ હવે તેઓએ કાળપરિપાક શિવાય બીજા કશાની વિશેષ આવશ્યકતા ગણી નથી; તેઓએ તો તથારૂપ કાળ પ્રાપ્ત થએ સતે સિદ્ધ થવાનું નીર્ધાર્યુંજ છે. શ્રી આનંદઘનજીનું એ પવિત્ર ચરિત્ર વ્હાલા વીર! આપણને પુરૂષાર્થનો બોધ આપે છે.

અત્રે એક બાબતનો ખુલાસો કર્ત્તવ્ય છે. સાધ્ય દૃષ્ટિમાંજ કદાચ આયુ કર્મ પૂર્ણ થયે દેહ પડી જાય, અને કર્મવશાત્ એકાદ બે ભવ કરવા બાકી હોય તોપણ જે કારણો સાધ્યાં હોય છે, તે તો કાર્યપ્રાપ્તિમાં સહાયભૂત રહેજ છે; કેમકે નાશ થયો તેતો દેહનો; કારણ પરત્વે દૃષ્ટિ રાખનાર, તેનો વિવેક કરનાર, તે પ્રતિ સાવધ રહેનાર તો અવિનાશી સદા ઉપયોગી ચૈતન્યાત્મક આત્મા છે. માટે એમ ન સમજવું કે આ દેહમાં સાધેલાં કાર્ય અથવા કારણ આ દેહ સાથેજ લય પામશે. જેટલા મહાત્માઓ તરી ગયા છે, તે બધા કાંઇ એકજ ભવના પુરૂષાર્થથી તરી ગયા છે એમ નથી; ઘણાઓને ઘણા ઘણા ભવ સુધી પ્રબળ પુરૂષાર્થ કરવો પડયો પણ છે; કેમકે પૂર્વકૃત પ્રબળ હોય તો તે સામે પુરૂષાર્થ—જાગૃતિ પણ પ્રબળ પ્રબળ જોઇએ. કાળાનુસાર હાલ પરમ જ્ઞાનનો વિચ્છેદ છે; તેમજ જાતિસ્મરણ જ્ઞાન પણ ઓછું જણાય છે; નહિતો આપણને આપણા પૂર્વ ભવના પુરૂષાર્થ આદિ સહેજે યાદ આવી જાય. મતિજ્ઞાનથી તથાપ્રકારની નિર્મળતા આપણામાં નથી. છતાં પરમકૃપાળુ વીતરાગદેવ પ્રતિ, તેઓનાં પવિત્ર વચન પ્રતિ શ્રદ્ધા ભક્તિથી આપણને કંઇ શીતલ આલ્હાદ થાય છે! કોઇ કોઇ મહાનુભાવ મહત્પુણ્યશાલીઓને અનુભવ પણ થતો હશે; તેઓ ધન્ય છે. નશ્વર દેહની અપેક્ષા કર્યા વિના આપણે તો સતત રૂડો ઉદ્યમ કર્યે જવો એ કહેવાના સંબંધમાં આ પ્રસંગ થયો.

હવે બંધુ! એક વ્યાવહારિક દૃષ્ટાંત લઇએ. આપણે B. A. ની પરીક્ષામાં પાસ થવું છે. તે માટે બધાં કારણો મળ્યાં છે. પણ પરીક્ષાનો કાળ હવે આવવાનો છે, ત્યાં સુધી સાધ્યપણે બીજાં કારણોમાં દૃષ્ટિ રાખી અભ્યાસ કરતા રહી પરીક્ષાના કાળે પરીક્ષા આપિયે, તો નક્કી ફતેહ પામીયે. બીજાં બધાં કારણો પ્રાપ્ત કર્યાં છતાં પરીક્ષાનો કાળ અસાવધપણે વીતિ જવા દઇએ તો જેમ વળી બીજા કાળના આગમન માટે શોચ કરતાં બેસી રહેવું પડે અને તે કાળ દરમ્યાન પણ જો વાંચવાનો અભ્યાસ ન રાખિએ તો જેમ વાંચેલું કટાઇ જાય અને પરીક્ષાનો કાળ આવ્યે તેમાં બેસતાં કદાચ નાપાસ પણ થવાય,—તેમ આપણી સિદ્ધિ માટે સમજવાનું છે. પ્રત્યેક કારણ ઉપર આપણે લક્ષ રાખવાનું છે; મારા વ્હાલા બંધુ! એકાંત સ્વભાવ કારણ માનનારાના સંબંધમાં તમારા મનનું સમાધાન કરતાં આ વિસ્તાર થયો, પણ આથી તમારૂં સમાધાન થશે. અને મારા વ્હાલા વાંચનારાઓ પુરૂષાર્થ ભણી વળશે; આ લેખની સાફલ્યતા થશે; અને લેખકને પુણ્ય તથા નિર્જરા પણ હાંસલ થશે.

કેમકે તેણે નિસ્વાર્થવૃત્તિથી, એકાંત હિતબુદ્ધિથી જેવું તે સમજ્યો છે તેવું આ લખ્યું છે, તેથી એ પોતા ઉપરાત બીજાનો પુણ્ય તથા નિર્જરાનો કારણિક છે. મારા વ્હાલા વાંચનારાઓ! તમે પણ સ્વપરને નિર્જરા તથા પુણ્યનાં કારણરૂપ થાઓ! પુરૂષાર્થ કરો, સંસાર તરી જાઓ.

**(૩) એકાંત નિયતિ માનનારનું સમાધાન**

મારા એકાંત નિયતિપ્રરૂપક વીર! પ્રત્યેક કાર્યસિદ્ધિમાં યોગવાઈ, નિયતિ, ભવિતવ્યતાની જરૂર છે, એ સાચીવાત; અને એવો યોગાનુયોગ સાધી, પામી તમે પરીક્ષા પસાર કરો એ સાચીવાત; સીંચાણાનું યુગલ પણ એવું "યથા યોગ્ય" પામી વ્યાધને થયેલ સર્પદંસના ભાવિયોગે, તત્કાળ તો મૃત્યુથી બચી ગયું. પણ તમે કેમ ભુલી જાઓ છો? કાળના પરિપાક વિના તમે પાસ થાત? તમે નાના હતા, ત્યારે ઝટ લઇ પાસ થઇ જાત કે? નહિજ. તમારૂં યોગ્ય વય, અભ્યાસમાં ગાળેલ કિંચિત્ પણ કાળ, આ પણ તમારી B. A. ની સાફલ્યતામાં કારણરૂપ છે. તમો પાસ થાઓ એવો સ્વભાવ તમારામાં હતો; જે વિના તમે ખંચીત નાપાસજ થાત. નિયત ભાવિ તો તમે કબુલ રાખો છો. તમારા પૂર્વ ઉપાર્જન કરેલ કર્મયોગે B. A. માટેનું સાધ્ય થયું. કાં તમે વેપારી યા બીજા ધંધાર્થી ન થયા? આમાં તો અમે પૂર્વકર્મ પ્રબળ માનિયે છીએ. એતો બધું ઠીક; પણ બધી સામગ્રી મળ્યા છતાં તમે અડગધારાથી અભ્યાસ ન કર્યો હત, તો તમે પાસ થાત? નહિજ. નહિંજ માટે મારા વ્હાલા ભાઇ! તમારે ચોક્કસ માનવું કે તમારી ફતેહનાં કારણમાં ફક્ત નિયતિજ નથી; પણ તે સાથે બીજા સમવાયિ કારણો પણ છે. હવે તમારૂં મન શાંત થયું? તમને સંતોષ થયો?

**(૪) એકાંત પૂર્વકર્મ માનનારનું સમાધાન.**

વ્હાલાભાઇ! તમે કેમ જાણ્યું, કે તેના વર્ત્તને તેના પ્રાણ લીધા? તેનો દેહ પડ્યો, તે પ્રથમ ઘણો વખત થયાં એવું વર્ત્તન ચલાવતો હતો, પણ જ્યારે કાળ પરિપાક થઇ તેના વર્ત્તનની અવધિ આવી રહી ત્યારે તે રોગ થયો, મારા વ્હાલા વાંચનારાઓ! આપણા વર્ત્તનનાં ફળ આપણને તત્કાળ મળે છે; કવચિત કાલાંતરે મળે છે. આપણે અયોગ્ય ચર્યા કરિયે તેનું ફળ, પુદ્ગળ ભેગા થઈ પાકવા ઉપર આવે, તે કાળે દારૂણ વિપાક આપે છે. હાલતો આપણે અજ્ઞાનયોગે વિષયાદિમાં આનંદ માનતા રહિયે પણ પરિણામ દારૂણ છે. આ scientific truth (પદાર્થ વિજ્ઞાનથી સિદ્ધ થતું સત્ય) છે, (વ્હાલા બંધુઓ! આ માટે આપણે કર્મગ્રંથાદિ દ્રવ્યાનુયોગ વિષય ખાસ અભ્યાસ કર્ત્તવ્ય છે) તેમજ આ ભાઇને કાળપરિપાક થયો. સ્વભાવ વિકાર યોગ્ય હતો. સામગ્રી, ખાનપાન, વિષયભોગ, એવા પ્રાપ્ત થયા, જોગવાઈ એવી મળી કે, બીજા સહકારી કારણો મળ્યે સતે તેને શારીરિક વિકાર થાયજ. પૂર્વ પ્રારબ્ધ પણ એવાં કે એ વિષયાદિનું ભાજન થયો. ઓછામાં પુરૂં અનાચાર સેવવા રૂપ એવો અશુભ ઉદ્યમ આદર્યો કે એ તેને શીઘ્ર મૃત્યુનું કારણ થયો, આમ પાંચે કારણ મળતાં તેનું મૃત્યુ થયું.

**(૫) એકાંત ઉદ્યમ માનનારનું સમાધાન.**

વ્હાલાભાઈ! તમે તો મને બહુ પ્રિય લાગો છો. તમારો સદા જય છે. આપણા બધાના હાથમાં કાર્યસિદ્ધિઅર્થે કોઈ પણ સ્વાધીન કારણ હોય તો તે પુરૂષાર્થ છે. પણ વ્હાલા વીર! એકલો ઉદ્યમ કાર્યસાધક નથી. તમારા પૂર્વેના બીજા ચાર ભાઇઓના મનનું સમાધાન કરેલ છે; તે તમારા ધ્યાનમાં આવ્યું હશે. એટલે મને ખાત્રી છે, કે તમે તમારો હઠ છોડી દેશો. કાર્યસિદ્ધિનાં કારણોમાં ઉદ્યમને પ્રધાન પદ આપવું યોગ્ય છે. છતાં એ એકજ કારણ છે, એમ નથી, કાર્યની નિષ્પત્તિ માટે પાંચ સમવાય જે ઉપર વિસ્તારથી જણાવ્યાં છે, તેની ખાસ જરૂર છે.

## જૈન ગ્રેજ્યુએટો તથા સંસ્થાઓ પ્રત્યે.

જૈન ગ્રેજ્યુએટો અને સંસ્થાઓનુ એક રજીસ્ટર ગત કન્વેન્શન વખતે થએલા ઠરાવ અન્વયે આ સંસ્થાની ઓફીસમાં રાખવામાં આવ્યું છે, જેથી વિનંતિ કરવાની કે પોતપોતાના નામો વિગત સાથે સત્વરે ઉક્ત રજીસ્ટરમાં નોંધાવવા માટે નીચેના સીરનામે લખી જણાવવું.

એસીસ્ટંટ સેક્રેટરી,

**શ્રી જૈન શ્વેતાંમ્બર કોન્ફરન્સ.**

૨૦, પાયધુની મુંબઇ ૩.

અમારા અમદાવાદના એજન્ટ:-

**રા. જગશીભાઈ મોરાર**

ઠે. અંબાલાલ હીરાલાલ પટેલના ઘર પાસે,

માદલપુરા-અમદાવાદ.

આ માસિક અમદાવાદમાં તેમના મારફતે ગ્રાહકોને પહોંચાડવા ગોઠવણ કરવામાં આવી છે. અમદાવાદના અમારા ગ્રાહકોને તેમજ અન્ય બંધુઓને જણાવવાનું કે નીચેના પુસ્તકો પણ તેમની પાસેથી વેચાતા મલી શકશે.

"જૈન ગુર્જર કવિઓ" (પ્ર. ભાગ), "જૈન શ્વેતામ્બર મંદિરાવલિ",

"જૈન ડીરેકટરી" ભાગ ૧-૨, "જૈન ગ્રંથાવલિ", વિગેરે.

અમદાવાદના ગ્રાહકો પ્રત્યે વિજ્ઞપ્તિઃ—આપનું લવાજમ હજુ સુધી મોકલાયું ન હોય તો સત્વરે અમારા એજંટને આપી પહોંચ લેશોજી.

# —વિના વિલંબે—

## વાંચો વિચારો અમલ કરો.

શ્રી શત્રુંજય અંગે ખાસ અધિવેશન ભરી તે સમયે શત્રુંજય પ્રચાર કાર્ય **સમિતિ નીમી,** સભાઓ ભાષણો પત્રિકાઓ દ્વારા, ઉક્ત સમિતિના સભ્યોના સતત પ્રવાસ દ્વારા કોન્ફરન્સે કોમમાં ઐકય, જોષ અને ચેતન ટકાવી રાખવા પ્રયાસ કર્યો છાપાઓ દ્વારા તેમજ ટપાલ દ્વારા દેશ વિદેશમાં આ પ્રશ્નને જાણીતો કરી પ્રગતિમાન કરવા સતત કાર્ય કર્યું તે કોન્ફરન્સના અસ્તિત્વનેજ આભારી છે.

—કોન્ફરન્સનું અસ્તિત્વ ચહાતા હોતો—

**એજ ખાસ અધિવેશનનો નીચેનો ઠરાવ વાંચો.**

૧૩ "શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું આ ખાસ અધિવેશન સમસ્ત હિંદના જૈન સંઘોને સુકૃત ભંડાર ફંડમાં પૈસા ભરવા આગ્રહ પૂર્વક ભલામણ કરે છે.

**વિજ્ઞપ્તિ.** આ ઠરાવ વાંચી આપ સંઘની સભા બોલાવી દર વર્ષે આપના સંઘનો ફાળો તુરતજ એકઠો કરી મોકલી આપો, અને પ્રતિવર્ષ મોકલતા રહો.

કેળવણી આદિ અનેક કાર્યો આ ફંડ ઉપરજ આધાર રાખે છે. જરૂર પુણ્ય કાર્ય કરો.

**નોટ.** આ ફંડની ઉત્પન્નમાંથી ખર્ચ જતાં અર્ધા નાણાં કેળવણીમાં ખર્ચાય છે. બાકીના અર્ધા નાણાં કો. નિભાવ ફંડમાં લઇ જવામાં આવે છે જેમાંથી સમાજ હિતના અનેક કાર્યો થઇ શકે.

શ્રી જૈન શ્વે. કોન્ફરન્સ.
૨૦, પાયધુની, મુંબઇ ૩.
તારનું સરનામું:-
**Hindsangh.**

લી૦ સેવકો,
ચીનુભાઇ લાલભાઈ શેઠ.
એ. રેસીડેન્ટ જનરલ સેક્રેટરી.

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

વાર્ષિક લવાજમ રૂ. ત્રણ.

પુસ્તક ૪ વૈશાખ

અંક ૯ ૧૯૮૫



માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબઈ

# વિષયાનુક્રમ.



---

## સૂચનાઓ—

૧. આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર છે.

૨. અભ્યાસ, મનન અને શોધખોળના પરિણામે લખાયેલા સર્વ લેખો, વાર્તાઓ અને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩. લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પરબારો પત્ર-વ્યવહાર કરવો.

૪. કોઇપણ લેખ પૂર્વે જાતે કે બીજાએ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન મોકલવો.

૫. લવાજમ સંબંધી તેમજ જૈનયુગ મંગાવવા કે ન પહોંચ્યાની ફર્યાદ કરવા વગેરે સર્વ બાબતનો પત્ર વ્યવહાર જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિસ, ૨૦ પાયધુની મુંબઇ નં. ૩ એ સરનામે કરવો, તે માટે તંત્રીને તસ્દી આપવી નહિ, તેમ તે પર તંત્રી ધ્યાન આપી શકશે નહિ.

મોહનલાલ દલીચંદ દેશાઇ, B. A. LL. B.
વકીલ હાઇકોર્ટ લોહારચાલ, મુંબઇ. માનદ તંત્રી.

# જૈનયુગ.



—જેઓ કપટપણાથી મિત્રને ઈચ્છે છે, મનના મલિનપણાથી ધર્મ કરવા ઇચ્છે છે, અન્યને પીડા ઉત્પન્ન કરી સમૃદ્ધિ મેળવવા ઇચ્છે છે, સુખ ભોગવીને વિદ્યા મેળવવા ઇચ્છે છે, અને કઠોરતાથી સ્ત્રીને આધીન કરવા ઇચ્છે છે, તે મનુષ્યો ખરેખર અપંડિત મૂર્ખજ છે.

—શ્રી શાંતિસૂરિકૃત ધર્મરત્નપ્રકરણ.

પુસ્તક ૪ વીરાત્ ૨૪૫૫ વિ૦ સં. ૧૯૮૫ વૈશાખ અંક ૯

## સમયસુંદરકૃત ગીતો—પદો.

૧

રાગ સારંગ.

પ્રીતડિયા ન કીજઇ હો નારિ પરદેસીયારે,
ક્ષણે ક્ષણે દાઝે દેહ.
વીછડિયા વહાલેસર મલવો દુહિલોજી,
સાલે સાથે અધિક સ્નેહ—
પ્રીતડિયા ન કીજે નારી પરદેસીઆ રે.
કાલ આવ્યા નેં આજ ઉઠી ચાલસો રે,
ભમર ભમતો જોઇ
સાજણિયા વળાવીને પાછા વળતાંજી,
ધરતિ ભાર ન હોઇ. પ્રીત૦
મનના મનોરથ સવિ મનમાં રહ્યાજી,
કહીએ કેહનિ સાથિ;
કાગલીઓ લખતાં ભીનો આસુએજી,
ચડિયો હો દુર્જન હાથ. પ્રીત૦
થૂલભદ્ર કોસા સુંદરીજી, પાલિ હો પુરવ પ્રેમ,
શીલ સુરંગી પેહરો ચુનડિજી, સમયસુંદર કહે એમ.પ્રી૦

૨

રાગ મારૂણી.

રીષભદેવ મેરા હો,
પુન્ય સંયોગેં પામીયા, મેં દરસણ તેરા હો—
રીષભદેવ મેરા હો. ૧
લખિ ચોરાસિ હું ભમ્યો, સ્વામી ભવકા ભેરા હો,
દુખ અનંતા મેં સહ્યા, સામી તીહાં બહોતેરા હો. ૨
ચરણ તુમારાં મેં ગ્રહ્યાં, સામી અબકી વેલાં હો,
સમયસુંદર કહે તુમહથી, સામી કોણ ભલેરા હો. ૩

૩

રાગ ગુજરી.

મેરા જીવ આરતિ (આર્તિ) કાહા ધરે,
જેસા વ ખાતમે લખિત વિધાતા, તિનમેં ઘટે ન બઢે.
મેરા. ૧
ચક્રવર્તિ શિર છત્ર ધરાવત, કેક ન મંગલ કરે,
એક સુખીયા એક દુખી દીસે, એ સબ કરમ કરે.
મેરા. ૨
આરતિ અબ છોર દે જીઉડા, ગેતે ન રાજ ચડે,
સમયસુંદર કહે જો સુખ વાંછે, કર ધરમ ચિત ખરે.
મેરા. ૩

# આપણું રક્ષણ.

લેખકઃ—પ્રોફેસર નગીનલાલ જગજીવનદાસ શાહ Ph. D.

[ સન ૧૯૨૯ના ગત માર્ચના અંતે અને એપ્રિલના આરંભમાં અમદાવાદમાં 'જૈનયુવકલીગ'ના સપ્તાહ દરમ્યાન રમતગમતના મેળાવડા પ્રસંગે વાંચેલું વ્યાખ્યાન. ]

આ ચાલુ સપ્તાહનો કાર્યક્રમ જોતાં, અમદાવાદના જૈન યુવકોને તેમનામાં થયેલ જાગૃતિ અને ઉત્સાહ માટે મગરૂર થવા ઉપરાંત જરૂર ધન્યવાદ આપવોજ ઘટે. સામાજિક અને ધાર્મિક પ્રવૃત્તિઓ સાથે, ધર્મના સાધનભૂત એવા શરીરના વિકાસને પણ તમોએ યોગ્ય સ્થાન તમારા કાર્યક્રમમાં આપ્યું છે તે યોગ્ય કર્યું છે. શુભ વિચારો અને ઉન્નત આત્મા, નિરોગી અને વિકસિત શરીરમાંજ વસે છે; જ્યારે રોગી અને નિર્બળ શરીરવાળા મનુષ્યો, પોતાને, પોતાના કુટુંબને તેમજ પોતાના સમાજને ભારરૂપ થવા સિવાય બીજું કાંઇ કરી શકતા નથી. તેમાં ખાસ કરીને આપણે વણિકો તો બીકણ તરીકેજ ઓળખાઈએ છીએ; આપણી પ્રકૃતિમાંજ ભીરૂતા પેસી ગઇ છે. કારણો ગમે તે હોય, પણ વસ્તુસ્થિતિ એટલી ગંભીર અને શોચનીય થઈ પડી છે કે જો એ પ્રશ્ન તરફ પુરતું લક્ષ નહિ આપવામાં આવે તો મને ખાત્રી છે કે આપણા સમાજને હાલના સંજોગોમાં અબાધિત જીવન અશક્ય થઈ પડશે.

હાલના કોમી રમખાણો પરથી જણાઈ ગયું છે કે આપણે પોતાનો તેમજ બૈરાં છોકરાં, માલ મિલકત વિગેરેનો બચાવ કરી શકતા નથી, તો પછી આપણામાં બીજાઓને બચાવવાની તાકાત તો ક્યાંથી જ હોઈ શકે? આવા સંજોગોમાં આપણાં મંદિરો, ત્યા તીર્થોની રક્ષા આપણે હાથે થશે કે કેમ એ શંકાભરેલી વાત છે. આપણે આપણા સ્ત્રીવર્ગની સ્થિતિ એવી દયાજનક અને નિરાધાર કરી મૂકી છે કે ન તો તેઓ પોતે પોતાનો બચાવ કરી શકે કે ન તો આપણા બચાવ ઉપર આધાર રાખી નિશ્ચિંત પણ રહી શકે. ટુંકમાં, મવાલીઓ—બદમાસોથી અને કોઇપણ પ્રકારની તકરારથી ડરનારી આપણી પ્રજાનો જીવવાનો હક પણ ભવિષ્યમાં ભયમાં આવી પડે તો અજાયબ થવા જેવું નથી.

હિંમત અને બળ ઘણે ભાગે શરીરના બંધારણ અને વિકાસ પર આધાર રાખે છે. ઘણાને કમનસીબે જન્મથીજ શારીરિક સંપત્તિ ઓછી મળેલી હોય છે. પછી વડિલોના સંકુચિત વિચારો, કેટલાક કુરિવાજો, કુમાન્યતાઓ, સાધનનો અભાવ, અથવા બીજા પ્રતિકુળ સંજોગોને લઇને તે ખીલવા પામતી નથી. જીવનસંગ્રામની તીવ્રતા તેમજ શિક્ષણના બોજારૂપ અનેક કારણોને લઇને પ્રથમથીજ શારીરિક બંધારણના પ્રશ્ન તરફ દુર્લક્ષ અપાયું છે. આપણા જીવનક્રમમાં તથા અભ્યાસક્રમમાં તેને યોગ્ય સ્થાન હજુ સુધી આપ્યું જ નથી. પરિણામે, આપણે એટલા બધા સત્વહીન થયા છીએ કે નથી આપણામાં શૌર્ય, નૈતિક હિંમત, આરોગ્ય, નૂર, કે લાવણ્ય.

આ બધુંય જોતાં, આપણે માટે બે મોટા સવાલો ઉભા થાય છે કે જેનો ફડચો બનતી ત્વરાયે કર્યેજ છૂટકો છે. પ્રથમ, શારીરિક ખીલવણી અને બીજો, સ્વરક્ષણ કરવાની શક્તિ અને તેના ઉપાયો. આ સવાલો માત્ર આપણી કોમના જ નથી પણ આખા દેશના છે એમ કહીએ તો કાંઈ ખોટું નથી. એ સબંધમાં માંહો માંહેના કલહને લઈને કે સ્વરાજનો ભારવહન કરવાની શક્તિ પ્રાપ્ત કરવાને દેશમાં અત્યારે ઘણો ઊહાપોહ થઇ રહ્યો છે; તે માટે અનેક પ્રવૃત્તિઓ શરૂ થવા લાગી છે, જુદી જુદી કોમોએ પોતપોતાની હીલચાલો ઉપાડી લીધી છે; અને એ પ્રશ્નને આજે રાષ્ટ્રીયરૂપ પણ આપવામાં આવ્યું છે. દરેક શાળાઓમાં અને કોલેજોમાં, શારીરિક તાલીમ ફરજીઆત કરવાનો આગ્રહ લોકો તરફથી સરકારને થઈ રહ્યો છે; એટલુંજ નહિ, પણ રાષ્ટ્રની દરેક વ્ય-

ક્તિને અપાતી કેળવણી દરમ્યાન લશ્કરી તાલીમ પણ ફરજીઆત રીતે અમુક મુદ્દત માટે આપાવી જોઇએ એ દિશામાં જાહેરમત કેળવાતો જાય છે.

એ વાત ચોક્કસ છે, કે જો આપણને મળનારા સ્વરાજ અને રાજતંત્ર સુખે ભોગવવા હોય, આપણા પાડોશીઓના સ્વાર્થી હુમલાઓથી બચવું હોય, અને આંતરરાષ્ટ્રીય સવાલો અને પ્રવૃત્તિઓમાં દેશનું માન અને હિત સાચવવું હોય, તો ઉપરની સૂચનાઓનો મોડે કે વ્હેલે અમલ કર્યા સિવાય છુટકો નથી. આપણામાં કહેવત છે કે ગરીબ ગાયના સૌ કોઈ દાત જોવા તૈયાર થાય, તેમ હિંદુસ્તાન જેવા નિરાધાર અને નિર્બળ દેશને ઘણી પરદેશી જાતો સ્વાર્થી સલાહ અને સ્વાર્થી રક્ષણ આપવાને તૈયાર થાય તેમા કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. પરંતુ એવી સલાહ કે રક્ષણ સ્વીકારવા જતા એટલું જરૂર યાદ રાખવું જોઇએ કે આપ મુઆ વિના સ્વર્ગે જવાવાનું નથી. ભાડુતી રક્ષણ ઉપર આધાર રાખીને ઉચ્ચ પ્રકારનું રાષ્ટ્રીયજીવન ઘડવાની કે બાહ્ય ભયથી સુરક્ષિત રહેવાની આશા ફોકટ છે.

એક લેખકે ખરેખર લખ્યું છે કેઃ—

"Neither the League of Nations nor the Locarno Pact nor the Kellog Anti-war Pact will ever save a country from attack if it appears to be defenceless." ટુંકમા દરેક રાષ્ટ્રે કે વ્યક્તિએ હંમેશાં પોતાના બચાવ પુરતા તૈયાર રહેવુંજ જોઇએ. નિર્ભયતા એમાંજ રહેલી છે. વ્યાવહારિક સુલેહશાંતિ પણ તેનાથી જ જળવાય છે.

આ તો રાષ્ટ્રની વાત થઇ. રાષ્ટ્રીય બચાવની તૈયારીઓ ક્યારે સંગીનપાયા ઉપર મુકાશે તે હાલમા કહી શકાતું નથી. તેનો કેટલેક અંશે સહાનુભૂતિ પર આધાર છે. તેમ છતાં તે બાબતમાં વ્યક્તિગત કે સામાજિક પ્રવૃત્તિઓ આપણે યોજી શકીએ છીએ. જે જે કેળવણીની સંસ્થાઓમાં જેવી કે શાળાઓ, કૉલેજો, છાત્રાલયોમાં આપણો વહીવટ હોય તેમા તો શરીરને ખીલવવાની અનેક પ્રકારની કસરતો અને તાલીમો ફરજીઆત કરી નાખવીજ જોઇએ, તેમજ આ બાબતમા રસ ઉત્પન્ન કરવાનું પ્રચારકાર્ય કરવાને કેટલીક જાહેર સંસ્થાઓ સ્થપાવી જોઇએ, તેને યોગ્ય વાતાવરણ ઉભું કરવું જોઇએ; અને તેને માટે સમાજે છુટથી દ્રવ્યનો પુરતો વ્યય પણ કરવો પડશે.

આપણી સમાજમાં થોડો વખત થયાં વ્યાયામશાળા વિગેરેનો પ્રયાસ ચાલુ થયો છે. પણ હજુ સુધી બહોળી સંખ્યામા તેનો લાભ લેવાતો હોય એમ લાગતું નથી. કેટલીક જગ્યાએ દ્રવ્યના અભાવે અથવા તો સામાજિક સહાનુભૂતિના અભાવે આવા પ્રયાસો મંદ થતા સંભળાય છે, તેવા વખતે અમદાવાદના જૈન યુવકોની મહેનતથી ઉદ્ભવેલો આજનો પ્રસંગ જરૂર બીજાઓને પ્રેરણારૂપ અને ઉત્તેજક થશે. અત્રે એકત્રિત થયેલા યુવકબંધુઓને મારી આગ્રહપૂર્વક વિનંતિ છે કે આટલેથી ન અટકતાં આ ચળવળને સંગીન પાયા પર મુકી વિશેષ લોકપ્રિય અને લોકોપયોગી બનાવશો.

આ પ્રસંગે આપણા સંજોગોને અનુકૂળ અંગ કસરતો અને રમતગમતો સંબંધી કેટલીક ચર્ચા કરૂં તો અસ્થાને નહિ ગણાય. આપણે અત્યારે વિચિત્ર સંજોગોમા મુકાયા છીએ. આપણને હથિઆરનો તો પ્રતિબંધ છે. લશ્કરી તાલીમનો હજુ યોગ્ય બંદોબસ્ત થયો નથી. સામાન્ય શારીરિક કેળવણી ફરજીઆત થઈ નથી. અને તેને લગતી સગવડો હજુ પુરતી નથી. સ્વરક્ષણ માટે આપણી પાસે હાથ પગ અને લાકડી સિવાય બીજાં સાધનો નથી. આપણું રક્ષણ બીજાના હાથમાં છે કે જે ખરે વખતે પુરતું નીવડતુ નથી. વળી આપણી પ્રજા મોટે ભાગે ગરીબ છે. આ બધા સંજોગોનો વિચાર કરતા જણાય છે કે આપણી અંગબળ ખીલવવાની પદ્ધતિ એવી હોવી જોઈએ કે જેમાં શારીરિક ખીલવણી અને રમતગમત ઉપરાંત સ્વ રક્ષણનો હેતુ પણ સમાતો હોય, અને તે બધાને સુલભ હોય. કેટલીક રમત ગમતો કે જે હાલમા બહુ પ્રચલિત થઈ પડી છે તે એવી છે કે જેમાં અંગબળની ખીલવણી, અથવા તો આનંદ સિવાય બીજો ઉદ્દેશ પાર પડતો નથી.

પરંતુ, આપણી પાસે વંશપરંપરાથી વારસામાં ચાલ્યા આવતા આપણા દેશી અખાડાઓમાં શરીર કેળવાની એવી એવી પદ્ધતિઓ છે કે જેથી આપણી હાલની બધી જરૂરીઆતો પુરી પડે છે. તેમાં ખાસ કરીને કુસ્તી, દંડ અને પટ્ટા મુખ્ય વસ્તુઓ છે. અને તેમાં જો જાપાનનો જુ-જુત્સુનો દાવ પેચ ઉમેરી એ તો આપણી વ્યક્તિગત રક્ષણની પદ્ધતિ જરૂર આદર્શરૂપ ગણાશે.

આ બધા વિચારો સ્ત્રી પુરુષ બંન્નેને સામાન્ય રીતે લાગુ પડે છે. છતાં મને લાગે છે કે આપણે આપણી સ્ત્રી–સમાજ માટે આ બાબતમાં વિશેષ વિચાર કરવો જોઇએ. સમાજબંધારણમાં સ્ત્રીવર્ગની એવી કફોડી સ્થિતિ થઇ પડી છે કે તેઓ શરીરને મજબુત બનાવી પોતાના રક્ષણ માટે સ્વાલંબી થઈ શકી નથી. તેમજ તેઓને એવા વર્ગ ઉપર આધાર રાખવો પડે છે કે જે પોતાના બચાવ વાસ્તે પણ પુરતો લાયક નથી. મને આશા છે કે તેઓ આવી દયાજનક સ્થિતિથી સંતોષ માની લાંબો વખત મૌન બેસી રહેશે નહિ. યુરોપ, અને અમેરિકા જેવા દેશોમાં એવી એકપણ રમતગમત કે કસરત નથી કે જેમાં સ્ત્રીઓ ભાગ ન લેતી હોય, કે પુરુષો સાથે હરિફાઈ ન કરતી હોય. તેઓની સાથે સરખાવતાં આપણો સ્ત્રીવર્ગ કેટલો પાછળ છે તેનો ખ્યાલ બાંધવો પણ મુશ્કેલ છે, આપણી જુની, ઘરગતુ કામકાજમાં રહેલી કસરતો ક્યારનીએ મુકાઈ ગઇ અને તેને બદલે હાલના જમાનાને અનુસરતી બીજી કોઈ કસરતો બહોળા પ્રમાણમાં દાખલ થઈ શકી નથી. આ બાબતમાં ખાસ ઊહાપોહ કરી તેમના સંજોગોને અનુકૂળ ઉપાયો યોજવાની જરૂર છે. ગૂજરાતમાં સ્ત્રીમંડળો ઘણાં થયાં છે. પરંતુ આ સવાલ ઉપર ક્યાંય પણ યોગ્ય ધ્યાન અપાયું હોય એમ જાણવામાં નથી. ભવિષ્યમાં આ પ્રશ્નનો ગમે તે નિકાલ થાય, પણ કન્યાશાળાઓમાં તો શારીરિક કેળવણી વિષયક યોગ્ય ઉપાયો યોજવામાં ખાસ મુશ્કેલીઓ આવે એમ દેખાતું નથી. મને આશા છે કે આ સપ્તાહના ઉત્સવમાં મળનારૂં સ્ત્રીમંડળ આ સંબંધમાં વિશેષ વિચાર કરશે અને કોઈ રચનાત્મક કાર્યક્રમ હાથ ધરશે.

છેવટે, આજની રમતગમતમાં ભાગ લેનારા બંધુઓને ઉદ્દેશીને ટુંકમાં એટલુંજ કહેવાનું રહે છે કે તમો સાચા ખેલાડી બનજો; અને જીંદગી પર્યંત વ્યવહારમાં પણ સાચા ખેલાડી રહેજો. ખરો ખેલાડી હંમેશાં ન્યાયપૂર્વક ખેલે છે, ખુબ ખેલે છે, અને ખરા મનથી ખેલે છે. વિજય પામે છે તોયે વિવેક ચૂકતો નથી. પરાજયને ખેદથી નહિ પણ હસતે મોઢે વધાવે છે, અને જીતેલાને અભિનંદન આપે છે. જો તમો આવા ચારિત્રવાન ખેલાડીઓ થશો તો જીવન સંગ્રામમાં પણ જીત તમારીજ છે.

---

# 'સુલસાખ્યાન': શ્રી દેવચન્દ્રસૂરિનું એક અપભ્રંશ કાવ્ય.

[ લેખક:–રા. મધુસૂદન ચિમનલાલ મોદી M. A. ]

કેટલીક વાર અમુક વસ્તુ સાથે પરિચય અને પ્રેમ વધવાનાં કારણો બે પ્રકારનાં હોય છે: વૈયક્તિક અને સર્વસામાન્ય. વૈયક્તિક કારણોની ઉપયોગિતા અન્યજનને ન હોય પણ સર્વસામાન્યની તો અખિલ જનતાને હોયજ; અને તે અમુક કાર્યમાં દીક્ષિત થએલી વ્યક્તિએ સ્ફુટ દર્શાવવાં જોઇએ. એ તો તે દીક્ષિત વ્યક્તિનું આદ્ય કર્તવ્ય. એ આદ્યવિધિ સિવાય કાર્યપ્રવૃત્તિ માથા વિનાના ધડસમી.

અપભ્રંશના અભ્યાસમાં હું જોડાયો મારા ભાષાશાસ્ત્રના પ્રેમે; અને એ પ્રેમ અદકો ને અદકો ઓજસ્વી થયો કારણકે અપભ્રંશમાં દૃષ્ટિપાત કરતાંજ સાશ્ચર્ય હર્ષ થયો કે ગુર્જરીની પૂણામાં નાખી મૂકેલી

ધરતી પણ તેજલી આંખવાળી માતા—આ અપભ્રંશ ભાષા જેની સગર્વ ઉપેક્ષા આપણા ગુર્જર ભાષા-શાસ્ત્રીઓ અને ભાષાશાસ્ત્ર-પ્રવિવિક્ષુઓ કરી રહ્યા છે ક ગદ્ય, સાહિત્ય-પરિષદ્‌ના પ્રમુખ-અધ્યાપકવર્ય આનંદશંકર ધ્રુવે આ અંધારામાં નાખી મૂકેલી ડોશીની સંભાળ લેવા કહ્યું'તું. પણ વચન બોલાયાં, સંભળાયાં, વંચાયાં અને ભૂલાયાંય ખરાં. માનવ વિસ્મૃતિશીલ છેઃ અને શ્રમ આપનારી વસ્તુ પ્રત્યે જરા વધારે વિસ્મૃતિશીલ. પણ મેં તો આ અભ્યાસ બે વર્ષથી શરૂ કર્યો અને સાધારણ ચંચુપ્રવેશ અત્યારે કરી શક્યો છું. જેમ જેમ અપભ્રંશસાહિત્યમાં હું વધારે આગળ જાઉં છું તેમ તેમ ભાષાશાસ્ત્ર સિવાય તેની ઐતિહાસિક ઉપયોગિતા મારી પ્રવૃત્તિમાં કરણાત્મક બને છે. ગૂજરાતમાં બારમી તેરમી સદીમાં સામાજિક સ્થિતિ શી હતી તેનું ભાન અપભ્રંશ કાવ્યોમાંથી ઠીક મળે છેઃ અને તેમાંય વણિક કોમના રીતરીવાજ અને મનોદશા તો એમાં અચ્છાં તરી આવે છે. જૈનધર્મનું જોર આ સૈકામાં કાંઈ ઓછું ન હતું; અને ઘણી ખરી વણિક્-જ્ઞાતિઓએ જૈનધર્મ અંગીકૃત કર્યો હતો. અને ઘણાય વણિકોએ દીક્ષા સ્વીકારી યતિત્વ લીધાં હતાં. ઘણા વણિક્ સાધુઓ અટલ વિદ્વાન્ હતા. ક્યા મોઢવણિક્-ચૂડામણિ અસ્પર્ધ્ય યતિચન્દ્ર હેમચંદ્રજી ગુર્જરી-ભોમને અજાણ્યા છે? અને આવા યતિઓના લૌકિક ભાષામાં અને ઘણાજ સાધારણ જનો માટે લખાયલાં અપભ્રંશકાવ્યોમાં એમના પૂર્વજન્મની યાદ અસ્ખલિત આવ્યે જાય એમાં કાંઈ અચંબા જેવું નથી. અને તેમાંય વળી સંસ્કૃત કાવ્યોની છૂટકબારી વિહોણી ઝીણી નિયંત્રણાના પાંજરે અપભ્રંશ કાવ્યોને પડવાનું ન હતું; એટલે નિસર્ગ-વિનિસૃત કવિની વાણી સીધીજ માનવહૈડે જાય. કદાચ સંસ્કૃતભાષાની દાક્ષિણ્ય ભરી છટા અપભ્રંશમાં નથી એમ કહેવાય; અને ઘણે મોટે અંશે એ ખરૂંય પણ છે; પણ તેથીજ આપણને તે વખતની વસ્તુસ્થિતિની ખબર ઉલટી ઝટ અને સારી રીતે પડે છે. સંસ્કૃતકાવ્યો ઉપરથી સામાજિક ઇતિહાસનાં બ્યાનો સાશંક રહે પણ અપભ્રંશ ઉપરથી લીધેલાં બ્યાનો નિઃશંકજ માની શકાય. આ બાબત ઉપર પ્રમાણ, પુરાવા આપી શકાય પણ એ અત્ર અપ્રસ્તુત છે; એટલે નિર્દેશથીજ બસ, જૈનધર્મની વાતો, ઉપદેશો તરીકે અપભ્રંશની ઉપયોગિતા ખરી; પણ બીજાં સાધનોથી તે વધારે સારી રીતે જાણી શકાય માટે એ તો ગૌણ. આ પ્રમાણે અપભ્રંશના અભ્યાસમાં પ્રવિવિક્ષા પ્રેરતાં કેટલાંક સર્વસામાન્ય કારણો.

થોડાક માસ થયાં મેં અપભ્રંશ કાવ્યો એકઠાં કરવાનો ધંધો હાથ લીધો છે; અને એ કાર્યના મેં વડોદરેજ ગણેશ માંડ્યા. પંડિત લાલચંદભાઈએ આ કાર્યમાં બતાવેલું પ્રોત્સાહક સૌજન્ય તો અનન્યજ છે. બે કાવ્યો તો મેં વડોદરા સેંટ્રલ લાયબ્રેરીના સંસ્કૃતવિભાગમાં સંઘરેલી હાથપ્રતો પરથી ઉતાર્યાં. આ પછી પ્રવર્તકશ્રી કાન્તિવિજયજી મહારાજના ભંડારની તાડપોથી ઉપરથી એક કાવ્યજ સમયના અભાવે ઉતારી શક્યો. બીજાં હજુ ઉતારવાં છે. પણ ત્યાં પાટણના ભંડારમાં સંઘરેલાં અપભ્રંશ કાવ્યોના મહાશ્રમે કરાવેલા ઉતારાઓની એક પોથી હતી. અને તે કાન્તિવિજયજી મહારાજની કૃપાએ મને મુંબાઈ મુકામે મળી. આ પ્રત મેળવી આપવામા પંડિત લાલચંદભાઈની સહૃદયતા ઉવેખાય નહિ. આ પોથીમાં ઉતારેલાં અપભ્રંશકાવ્યોમાંથી મેં કેટલાંક કાવ્યો ઉતાર્યાં છે અને હજી્ય કેટલાંક ઉતારવાં બાકી છે. આ ઉતારેલાં કાવ્યોમાં શ્રી દેવચન્દ્રસૂરિનું અપભ્રંશ કાવ્યઃ 'સુલસાખ્યાન,' એ એક.

આ સુલસાખ્યાનનો પરિચય કરાવતાં પહેલાં મારે 'અપભ્રંશ કાવ્યત્રયી'+ જે હાલજ ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝમાં પંડિત લાલચંદભાઇના વિદ્વત્તાભર્યા ઉપોદ્‌ઘાત અને વિવરણ સાથે પ્રસિદ્ધ થઇ છે તેનું સવિસ્તર વિવેચન કરવાનો વિચાર હતો. તે સંબંધી લેખનું ખોખું પણ તૈયાર કરી રાખ્યું હતું અને લખવાનો વિચાર પણ કરતો હતો તેવામાં આ દેવચંદ્રસૂરિનું આખ્યાન આવ્યું. આ સુંદર રસિક અને રોમાંચક કાવ્ય! કોનું મન વાંચ્યા પછી ઝાલ્યું રહે? શ્રેણિક રાજાની અને સુજ્યેષ્ઠા

+ જિનદત્તસૂરિનાં ત્રણ ધર્મ અને નીતિ પ્રબોધતાં કાવ્યોનો સંગ્રહ

ચેલણાની પ્રેમ, પરાક્રમ, પરિત્યાગના ઉદ્રેક ભરી વાત અને તેને જોડાયલી અન્ય ધર્મસિદ્ધિએ પહોંચેલી સુલસા-શ્રાવિકાની પુત્રપ્રાપ્તિ અને અંબડમદમર્દનની અપૂર્વ વાતો—આ પ્રમાણે બનેલું સુલસાખ્યાન; એના તરફ પ્રાકૃતજનસુલભ વાર્તાપ્રેમે ખેંચાઈ જવાયું એટલે અપભ્રંશકાવ્યત્રયીની સમાલોચના પૂરી ન થઈ અને તેની પૂર્વેજ આ વાર્તાની કથની થઇ ગઈ. એ ત્રણ કાવ્યોનો પરિચય તો હવે આવતી ફેરેજ. હાલ તો આ પ્રસ્તાવ કરી સુલસાખ્યાનમાંજ ડૂબકી દેવાની એટલે એક માનસ-તૃપ્તિ જાણે થઇ એટલે

'जातो ममाऽयंविशदः प्रकामं प्रत्यर्पितन्यास इयान्तरात्मा ।'

२

મેં હજુ મૂળ પ્રત પાટણ જઈ જોઈ નથી. હાલ જે પરિચય હું આપું છું તેનો આધાર કાન્તિવિજયજી મહારાજના ઉતારાની પ્રત ઉપરજ રાખીને આપું છું. જો કે ઉતારામાં લહિઆની ત્રુટીઓ તો ઘણીય છે; પણ ઘણે સ્થળે તો લહિઆએ કરેલી ભૂલોને સ્થળે ખરો પાઠ શો હશે તે કલ્પાય એમ છે. વળી વાર્તાપ્રવાહમાં ત્રુટીઓ ઝાઝી આડે આવતી નથી. આ કૃતિની પાટણમાં સંઘરેલી મળ પ્રતિ ઘણીજ જૂની છે એ નીચે ઉતારેલા અંતભાગ ઉપરથી માલમ પડશે.

इदं पुस्तकं श्रीमदणहिल्लपुरपत्तनस्थसंघवी पाटकचित्कोशगत संवत. ११९२ भाद्रपद शुदि ८ भौमे अद्येह धवलक्कके समस्त राजावलीविराजितमहाराजाधिराजपरमेश्वरा श्री त्रिभुवनगण्डसिद्ध चक्रवर्ति श्री जयसिंहदेव कल्याणविजय राज्ये । एवं काले वर्तमाने तत्पादप्रसादात् महं० श्री गांगिल श्री करणादौ व्यापारान् करोति । अद्येह श्री खेटकाधारमण्डले राज० सोभनदेवप्रतिपत्तौ । श्री खेटकास्थानात विनिर्गिहवास्तव्य पंडित वामुकेन गणिणिदेवसिरि योग्य पुष्पवती कथा लिखितमस्ति ।

આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે આ બારમા સૈકાની પ્રતમાં આ વાર્તા આપણને અત્યારે માલમ પડી શકે એવા સંજોગ-સિદ્ધ પૂરાવા ઉપર આધાર રાખી આપણે કહી શકીએ કે આ કાવ્ય હેમચન્દ્રસૂરિના ગુરૂ દેવચન્દ્રસૂરિએ લખ્યું છે. આ વાત માટે બીજો અપ્રતિહત સીધો પૂરાવો હોવાની મને માહિતી નથી. હેમચંદ્રાચાર્ય તો ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્રની છેવટની પ્રશસ્તિમાં તો ફક્ત પોતાના ગુરુ વિરચિત શાન્તિનાથ ચરિત્રનોજ[1] ઉલ્લેખ કરે છે. પણ કદાચ એમેય હોય કે સુલસાખ્યાન ન્હાનું કાવ્ય એટલે એનો ઉલ્લેખ ન કર્યો હોય. અને શાન્તિનાથચરિત્ર વિના કાંઈ અન્ય ગ્રંથ શ્રી દેવચંદ્રસૂરિએ નહિ લખ્યા હોય? પણ કોઈનોય કાંઇ ખાસ ઉલ્લેખ હેમચંદ્રસૂરિએ કર્યો નથી. આ હેમચંદ્રાચાર્યનો શ્લોક,

शिष्यस्तस्य च तीर्थमेकमवनेः पावित्र्यक्रुज्जंगमं
स्याद्वादत्रिदशापगाहिमगिरिर्विश्वप्रबोधार्यम ।

---

૧ લેખક જણાવે છે તેમ નથી. શાંતિનાથ ચરિત્ર ઉપરાંત સ્થાનક વૃત્તિનો પણ પોતે નીચે ટાંકેલા શ્લોકમાં ઉલ્લેખ છે. શાંતિનાથ ચરિત્ર ખંભાતમાં સં. ૧૧૬૦માં પ્રાકૃત ગદ્ય પદ્યમય રચ્યું તેમાં અપભ્રંશ ભાષા પણ વપરાયેલી છે. તેની તાડપત્રની પ્રત પાટણ ભંડારમાં છે. (પી. ૫, ૭૩ તથા પી. ૪, ૧૦). તે ઉપરાંત ઉક્ત સ્થાનક વૃત્તિ તે તેમના પ્રગુરૂ પ્રદ્યુમ્નસૂરિકૃત મૂલ શુદ્ધિ અપર નામ સ્થાનકાનિ, તેના પર ટીકા રચી (પી. ૫, ૧૬૫). આ બંને ઉપરાંત ત્રીજો ખાસ અપભ્રંશ ભાષામાંજ 'સુલસાખ્યાન' તેમણેજ રચ્યું અમને લાગે છે. તેમાં શંકા કરવા યોગ્ય બહુ નથી. વાર્તાના વળામાં તેની અને હેમચંદ્રે આપેલ સુલસા સંબંધીની હકીકતમાં કંઇ જરૂર ફેરફાર રહે તેમાં અસ્વાભાવિક જેવું કંઇ નથી. એક જ કથા જૂદા જૂદા ગ્રંથકારો જૂદી જૂદી રીતે સમકાલીન હોવા છતાં જણાવે તે સ્વાભાવિક છે. હેમચંદ્રસૂરિના ગુરૂ દેવચંદ્રસૂરિ થયા અને હેમચંદ્રના એક શિષ્યનું નામ પણ દેવચંદ્ર હતું કે જે શિષ્ય મુનિએ ચંદ્રલેખા વિજય પ્રકરણ રચ્યું હતું. જ્યારે આ સુલસાખ્યાનના રચનાર દેવચંદ્રની સાથે 'સૂરિ' પદ લગાડયું છે તેથી તે હેમચંદ્રના ગુરૂ દેવચંદ્રસૂરિ હોવા ઘટે એમ અમારું મંતવ્ય છે. તંત્રી.

कृत्वा स्थानकवृत्तिशान्तिचरिते प्राप्तः प्रसिद्धिं परां
सूरिर्भूरितपः प्रभाववसतिः श्रीदेवचन्द्रोऽभवत् ॥ त्रि. श. पु. च. प्रशस्ति १४

આ કાવ્યનો પ્રથમ ઉલ્લેખ શ્રી. ચિમનલાલ દલાલે આઠમી ગૂજરાત સાહિત્ય પરિષદ્ માટે તૈયાર કરેલા પાટણના ભંડાર વિષયક લેખમાં કર્યો હતો; અને ત્યાર પછી અને તે ઉપરથી પ્રો. ગુણે એ ભવિસયત્ત કહાના ઉપોદ્ઘાતમા અને શ્રી. મોહનલાલ દલીચંદ દેશાઈએ 'જૈન ગૂર્જર કવિઓ' ભાગ ૧ ના અપભ્રંશ ભાષા ઉપર લખેલા અગ્રનિબંધમાં કર્યો છે.

સુલસાખ્યાનની વાર્તાવસ્તુ શ્રી હેમચંદ્રાચાર્યના ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્રમાં પણ સવિસ્તર છે. મૂળેય સુલસાખ્યાનમાં સમાએલી શ્રેણિકરાજાની વાત તો જૈન કવિ વર્ગમાં ઘણીજ પ્રિય હતી અને થાય તેમા કાઇ નવાઇ પણ ન હોય. ઘણા જૈનકવિઓએ શ્રેણિકચરિત્ર લખ્યાં છે. હેમચંદ્રજીએ સુલસાખ્યાનમા કહેલી વાર્તા (ત્રિ૦ શ૦ પુ૦ ચરિત્ર પર્વ ૧૦. સર્ગ ૬ શ્લોક ૪૬–૯૩. સુલસાની પુત્રપ્રાપ્તિ અને બત્રીશ પુત્રોનું શ્રેણિકરાજના અનુયાયી થવું; એજન. પર્વ ૧૦. સર્ગ. ૬ શ્લોક. ૧૦૪–૨૦૦ સુજ્યેષ્ટા અને ચિલ્લણા સાથે શ્રેણિકની પ્રણયવાર્તા, ચિલ્લણા સાથે લગ્ન અને સુલસાના પુત્રોનું મરણ અને માબાપને અભયકુમારે આપેલું સાન્ત્વનઃ એજન. પર્વ ૧૦ સર્ગ ૯ શ્લોક. ૨૭૩–૩૧૧.) ત્રિપષ્ટિશલાકા પુરૂષચરિત્રમા જણાવી છે.

દેવચંદ્રના સુલસાખ્યાનમા ૧૭ કડવા છે. ૧–૭ કડવા સુલસાની પુત્ર પ્રાપ્તિ અને પુત્રોનું શ્રેણિરાજના અનુયાયી થવું: ૮–૧૩ શ્રેણિકની પ્રણયકથાઃ ૧૪–૧૭ અંબડની વાર્તા. આ પ્રમાણે વાર્તાવિભાગ આખા કાવ્યમાં છે.

હેમચંદ્રાચાર્યની સુલસાની વાર્તા અને દેવચંદ્રના સુલસાખ્યાનમાં અનેક પ્રસંગે ઘણા ઝીણા ફેરફાર જોવામાં આવે છે. મોટા અને ઉપલકવાંચને ય ધ્યાનમાં આવે એવો ફેરફાર તો શ્રેણિકરાજાની સાથે પ્રેમમાં પડેલી બે બ્હેનોના નામનો. હેમચંદ્રની વાર્તામાં નામ-ચિલ્લણા અને સુજ્યેષ્ટા છે; દેવચંદ્રજીની વાતમા-ચિલ્લણા અને જ્યેષ્ટા છે. આ બધા ફેરફારો લક્ષમાં લેતા સાધારણતઃ મનમાં સંશય પેદા થાયઃ હેમચંદ્રજીએ જ્યારે ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર લખ્યું હશે ત્યારે શું આ કાવ્ય તેમની દૃષ્ટિસમક્ષ હશે? આપણે આગળ જોયું છે કે ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રની છેલ્લી પ્રશસ્તિમાં કાંઈ દેવચંદ્રજીને નામે 'સુલસાખ્યાન' ચઢાવ્યું નથી. પણ એ તો કદાચ ઉપર જણાવેલા હેતુએ નાવ જણાવ્યું હોય. પણ શિષ્ય જ્યારે ગુરુએ લખેલાજ વિષય લખતો હોય ત્યારે શું પોતાના ગુરુનું લખેલું કાવ્ય સમક્ષ ન રાખે? તે યુગ તો ગુરૂને પ્રભુતુલ્ય માનતો હતો—અને ગુરવચન એટલે તો અબાધિત સત્ય એમ માનતો હતો. તો પછી જો આ કાવ્ય હેમચંદ્રજીના ગુરુ શ્રી દેવચંદ્રસૂરિએ લખ્યું હોય તો હેમચંદ્રજી તે કાવ્ય તે પોતાની નજર સમક્ષ રાખી શા માટે પોતાની વાર્તામા તેને ન અનુસરે? અને કદાચ ધારીએ કે કાવ્ય તેમની દૃષ્ટિ સમક્ષ હતુ તો આ અનેક ફેરફારો કેમ સમજાવવા? બીજું હેમચંદ્રજીની રચનામાં જેટલી સ્વાભાવિકતા છે તેટલી દેવચંદ્રજીના આખ્યાનમાં નથી. હેમચંદ્રજીની રચનામાં મહાવીરજીના ચરિત્રને વર્ણવતાં મહાવીરજીના ભકતોના તેમને સંબંધે બનેલા ભક્તજનોના જીવનના બનાવોની કહાણીઓ સ્વાભાવિક રીતેજ મહાવીરજીના ચરિત્રના પ્રવાહને કાંઇ પણ ક્ષતિ પહોંચાડયા વિના આવી જાય છે. જ્યારે દેવચન્દ્રજીની કૃતિની વાત જૂદીજ છે. સુલસાખ્યાન વાચતા એમ સાધારણ રીતેજ ચિત્તમા ઘટના થાય છે કે અમુક ગ્રંથમાથી સુલસાના સંબંધના બનાવો એકઠા કરી પોતે આ સ્વતંત્ર આખ્યાન બનાવવાની પેરવી કરી છે. અને કદાચ એમ પણ ધારી શકાય કે એ ગ્રંથ દેવચંદ્રજી અને હેમચંદ્રજી એ બન્નેનેય પોતાના લખાણમાં સહાયભૂત થયો હોય, સુલસાખ્યાન એ જૂનું અપભ્રંશ કાવ્ય છે એ ખરૂં પણ એના લખનાર દેવચંદ્રસૂરિ એ હેમચંદ્રજીના ગુરુજ અને બીજા નહિ —એ વિધાન માનવું એ સબળ પૂરાવાને અભાવે શંકાસ્પદ તો કહેવાય જ. નવી શોધખોળોને પરિણામે

બીજાં પ્રમાણો હાથ આવે અને પ્રસ્તુત શંકાનું નિરાકરણ થાય તો આ બાબત વિષે કાંઇ ચોક્કસ નિર્ણયપર આવી શકાય.

સુલસાખ્યાનમાં દેવચંદ્રસૂરિનો નામોલ્લેખ બે વાર આવે છે:

(૧) અંબડની એકાક્ષરા સ્તુતિ (કડવું. ૧૪) ની છેલ્લી પંક્તિમાં:—

**अखलियसासण भवभयसा(ना?) सण वीरनाह पहु विगलमल**
**दीणहं दय किज्जउ मह सिवु दिज्जउ देव- चंद नयपयकमल ॥**

"અસ્ખલિત શાસન ભવભયનાશન વીરનાથપ્રભુ વિગલિતમલ;
દીનપર દયા કરજો; મને શિવ દેજો; દેવચંદ્ર નવપદકમલ."

૨) કાવ્યના અંતભાગમાં: (કડવું ૧૭)

**पह संवि पुरिसत्थपसत्थिय देवचंदसूरिहिं समत्थिय**
**इय बहुगुणभूसिउ, जिणसुपसंसिउ सुलसच- रिय(य?) म्मत्थियहं**
**निसुणंत पढंतह सत्तणं दइ मोक्खुमोखयियहं ॥ १७**

"એહ સર્વ પુરૂપાર્થ–પ્રશસ્ત દેવચંદ્રસૂરિથી સમર્થિત આ બહુગુણભૂષિત જિન-સુપ્રશંસિત સુલસાચરિત્ર મંથનારને સુણનાર–પઢનારને સત્ત્વ દે મોક્ષ મોક્ષે ઉલાને ॥"

કાવ્ય તો ઘણું જૂનું છે; અને હેમચંદ્રજીની પહેલાંનુંય હોય. પણ આ કાવ્યના કર્તા દેવચંદ્રજી એ હેમચંદ્રજીના ગુરુ એમ કહેવું હજુ શંકાસ્પદ છે.

૩

દેવચંદ્રજીને મૂળથીજ શ્રેણિકની પ્રણયકથાની વસ્તુનો ખરેખરો ફાયદો; અને તેની સાથે ભળ્યો સુલસાની પુત્રપ્રાપ્તિ અને પતિપ્રેમનો અદ્ભુતરસ. અંબડની કથાનો પણ ગૌરવભર્યો ભક્તિરસ કાંઈ નાખી દેવા જેવો નથી. અને આ ત્રણેય સુલસાના ચરિત્રને સંબંધાયલાં ત્રણ વૃતાન્તો સુલસાના નામને દોરે દેવચંદ્રજીએ બાંધ્યાં. જો વાર્તા જે પ્રમાણે વસ્તુમાં રસભરી છે તે પ્રમાણે ન હોત તો કોઇ પણ રીતે, દેવચંદ્રજી શ્રોતાઓને મંત્રમુગ્ધ કરી શક્યા નહોત. આ વાર્તાના ટૂકડાઓને નામને દોરે બાંધી આણેલી એકતા જરૂર ભાગલાં હાંડલાંના તોરણ સમી દીસત. આવી સુંદર વાત સુંદર રીતે કહી છે છતાંય એકતાની ભાવના ઘણીય વાર વિસારે પડે છે. શ્રેણિકની વાર્તા વાંચતી વખતે સુલસા જરીય યાદ આવતી નથી. શ્રેણિકની વાર્તાનો સુલસા સાથે સંબંધ માત્ર એટલોજ કે સુલસાના બત્રીશ પુત્રો શ્રેણિકના અનુયાયી થયા અને ચિલ્લણા રથમાં નાખી નાસી જતા શ્રેણિકને સમય આપવા, સુરંગદ્વારે લડતાં તે બત્રીશે પુત્રો હણાયા; અને સુલસા અને નાગ રથિકને શ્રેણિકનો પુત્ર અભયકુમાર સાન્ત્વન આપે છે;–આટલોજ સંબંધ! અને વાર્તા સુલસાખ્યાનમાં આ પ્રમાણે આણેલી એકતા વાર્તા સુંદર ન હોય તો ઘણી બેડોળ લાગે. આખાય આખ્યાનની રસિકતા વસ્તુના મૂલસૌન્દર્યની છે; દેવચંદ્રજીએ આણેલી ત્રણ જૂદી જૂદી વાર્તાની એકતારી એકતાથી જો રસક્ષતિ નથી થઈ એમ માનીએ તો પણ વાર્તાની રસિકતા ને સૌન્દર્ય વધ્યાં એ ખચીત કબુલ કરી શકાય એવું નથીજ.

આવા પ્રાકૃતિક ગુણદોષોને બાદ કરીએ તો ભાષા અને રચનાના સૌન્દર્યને આણવા દેવચંદ્રજીએ ઘણોજ યત્ન લીધો જણાય છે. અને તે બાબતમાં સફલતાય પામ્યા છે એમ કહી શકાય. અર્વાચીન કાવ્યચર્ચાના માનદંડે કાવ્યની આંકણી કરવી અસ્થાને ગણાય. કવિની વૈયક્તિકતા કે માનસો-મથન આલેખવા કવિતાનો ઝાઝો ઉપયોગ હતો કે નહિ. એ તો કદાચ ભર્તૃહરિનાં મુક્તકોમાં કો'ક વેળા–કે કો'ક વાર કાલિદાસ, ભવભૂતિ કે બાણની કૃતિમાં વૈયક્તિકતા દેખા દેતી હોય તો;–પણ લગભગ બધાંય લખાણમાં અલંકારશાસ્ત્રના નિયમોથી શૃંખલિત રચના; વસ્તુસંકલના અને શબ્દ–ઝંકાર એ સર્વસાધારણ તત્ત્વો હતાં. સાહિત્યદર્પણના કર્તા વિશ્વનાથે કહ્યું છે:

काव्यं रसात्मकं वाक्यं दोषास्तस्यापकर्षकाः
उत्कर्षहेतवः प्रोक्ता गुणालंकाररीतयः ॥

—"કાવ્ય એ રસાત્મક વાક્યઃ તેને ઉતારી પાડનાર તે એના દોષ; ગુણ, અલંકાર, અને ઢબ એ તો તેના ઉત્કર્ષહેતુઓ કહેવાયા છે." પણ સંસ્કૃત સાહિત્યની કૃતિઓની સમીક્ષા કરીએ તો રીતિને જેટલું ધ્યાન આપવામાં આવ્યું છે તેટલું રસના પ્રાદુર્ભાવને નથી આપવામાં આવ્યું; અને રસના પ્રાદુર્ભાવ કાજેય બેડીઓ ઘડવામાં ક્યાં સાહિત્યાચાર્યો પાછા પડ્યા છે? શૃંગારરસના પ્રાદુર્ભાવનમા, અમુક વસ્તુસંભાર, અમુકજ મીલન-સ્થાન, અમુકજ પ્રકારના નાયકનાયિકાના હાવભાવ અને પ્રેમોદ્ગારો-તેવીજ શૃંખલાઓ વીરરસ કે શાન્તરસ કાજે. આવી શૃંખલાઓમાં બંધાઈ જે કાવ્ય લખાયું હોય તેજ કાવ્ય અને એનાથી અનિર્બદ્ધ રહી લખાયેલ હોય એ દૂષિત પ્રબંધ. કાલિદાસ અને ભવભૂતિ જેવાઓએ પણ આ બંધો સ્વીકાર્યા છે;-અને આ બંધોમાં રહી પ્રાસાદિક કૃતિઓ રચતા આ કવિઓની પ્રતિભાએ કેટલો મલ્લશ્રમ કર્યો હશે! ભવભૂતિ જેવાથી તો રહેવાયું નહિ અને એણે તો ચોકખું અને ચટ કહીજ દીધું:

संपत्स्यते च मम कोऽपि समानजन्मा
कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी ।

આ એની કૃતિઓની ચર્ચાચૂંથણી કરનારને રદિઓ! આ પ્રમાણે જોતાં તો જો આપણે સંસ્કૃત સાહિત્ય-ગ્રંથોનું પરીક્ષણ કરી અનુસૃત નિયમની સાધારણતા તારવવી હોય તો કાવ્યની વ્યાખ્યા કરતાં સર્વથી અનોખી વ્યાખ્યા આપતા વામનની સાથે કહેવાઈ જાય છે કે

"रीतिरात्मा काव्यस्य"-આ માન્યતા પ્રસ્તુત સુલસાખ્યાનનું (અપભ્રંશ કાવ્યને સંસ્કૃતકાવ્યની સાધારણતા કેમ લગાડવામાં આવી એ પ્રશ્ન અપેક્ષિતજ છે અને તે સંબંધે કહેવામાં આવશેજ; પણ જરા પાછળથી.) કાવ્ય તરીકે મૂલ્ય ઘડવામાં ધ્યાનમા રાખવી પડશે.

સાહિત્યશાસ્ત્રના મહારથીઓમાંથી એક ટાંચણની જરૂર પડશે. વૈયક્તિક જ્વાલામુખીનાં પ્રસ્ફોટન, વિસ્ફાલન કે ધગધગતા અનિયંત્રિત રસના વહનોમાં કે પ્રેમરાગના રંગીન પાટાઓના આલેખનમાં કવિતાસ્રોત વહડાવવાની રજા અલંકારશાસ્ત્રીઓએ આપી જાણવામા નથી. મમ્મટે કાવ્યનું પ્રયોજન બતાવતા કહ્યું છે કે,

काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये
सद्यः परनिर्वृतये कान्तासंमिश्रतयोपदेशयुजे ॥

વૈયક્તિક ઉભારણી કાજે કાવ્ય હોય-એમ જણાવ્યું નથી. અને સંસ્કૃત કવિઓ તેને અનુસર્યા. કવિતા આ પ્રમાણે ઢબ અને રીતિમાં રહી.

પ્રાકૃત અને અપભ્રંશ કવિઓએ અનિયંત્રિત અને અણઘડાયલી લૌકિક રીતિને મહત્ત્વ આપ્યું અને એ રીતે સંસ્કૃત કાવ્યથી પ્રાકૃત અને અપભ્રંશ કાવ્યોની રીતિ અને વિચારણા જૂદી પડી. પણ સુધરેલી, વિદ્વજ્જનમાન્ય સંસ્કૃતભાષાની અસર કાંઈ થયા વિના રહે?

महकव्वकईहु ताहंतणिय किर कवण कह ।
किं उइइ मयंकि जोयंगणउं म करउ पह ॥
(भविसयत्तकहा. १. २.)

"મહાકાવ્યના રચયિતા તે કવિઓની આગળ તે ખરેખર અમારી કથાનો શો હિસાબ? પણ શું ચંદ્ર ઉગ્યો હોય ત્યારે શું તારાઓએ ન પ્રભા કરવી?"-આમ પ્રાકૃત કવિઓ બોલતા ગયા અને સંસ્કૃત કવિઓની અજાણેય અસર લેતા ગયા. વૈયક્તિક ભાવના દર્શાવવા કાજે કાવ્યનો ઉપયોગ પ્રાકૃતમાં થયો નહિ, અપભ્રંશકાવ્યની સંધિઓમાં સંસ્કૃતકાવ્યના સર્ગ જેવા અવિચલ બંધો આવ્યા અને મોટા સમાસોનો ઉપયોગ પણ તેમાં આવ્યો. અને કાલાન્તરે લૌકિકતાની ભાવના અને રૂચિથી ઘડાયલી અને સંસ્કૃત રચનાની અસરથી મિશ્રિત એવી જૂદીજ રીતિથી અપભ્રંશકવિઓએ પોતાને બાંધ્યા. સાધારણ નિયમો નીચે પ્રમાણે જણાય છે:

૧. અપભ્રંશ કાવ્યોના લેખકો અત્યાર સુધીની શોધખોળ પ્રમાણે જૈનો કહી શકાય. જૈનસિદ્ધાંતોને કથામાં વીંટાળી કહેવા કાવ્યનો ઉપયોગ તેમણે કર્યો

છે. આથી અપભ્રંશકાવ્યો બે પ્રકારનાં છે: એક, કથાઓ; બીજાં ઉપદેશ–સીધા ઉપદેશ સંબંધી. ધર્મથી કે ઉપદેશથી કાવ્ય છૂટાં નથી પડયાં. જૈનેતર અપભ્રંશ કાવ્યો હશે એમ હેમચંદ્રજીના પ્રાકૃત વ્યાકરણનાં દૃષ્ટાન્તો ઉપરથી માલમ પડે છે. પણ હજુ કાંઇ તે હાથ આવ્યાં નથી. સુલસાખ્યાનનું વસ્તુ ધાર્મિક વાતજ છે. વૈયક્તિક હેતુ કાજે કાવ્યોનો ઉપયોગ થયો નથીજ.

૨. મોટાં કાવ્યોના વિભાગ સંધિમાં થએલા હોય છે. સંધિઓના વિભાગ કડવામાં હોય છે. અને દરેક કડવામાં દુવઈ કે ચૌપઇની કેટલીક ટુંક હોય છે અને છેવટે ઘત્તા હોય છે.

૩. કથા શરૂ કરતા પહેલાં કેટલીક વાર કવિ પોતાનો પ્રસ્તાવ આપી કાવ્ય શરૂ કરે છે કે પછી ઈશ્વર–સ્તવન કરી વાતથી શરૂ કરે છે. વાત કહેવાનો પ્રકાર ઘણોજ સીધો સટ છે દાખલા તરીકે:

**अत्थि समत्थदीवमज्झट्ठिउ जंबुदीवु अणाइ पइट्ठिउ**
**तसु दाहिणभरहेट्टिविसिट्ठउ मज्झिमखण्डु जिणिंदु दिट्ठउ ॥** (......सुलसा० २)

ધાહિલના પઉમસિરિ–ચરિયમાં

**इय भरहि अत्थि ऊजलसुवेसु, सुपसिद्धउनामीं मज्झदेसु** ઇત્યાદિ ( સંધિ ૧. ક. ૨. )

આજ પ્રમાણે ભવિસયત્ત કહામાં સંધિ. ૧ કડવક ૫ ની શરૂઆતમાં જોઈ લેવું.

૪. અમુક જાતનાં વર્ણનની છટા પણ બધેય રૂઢિગ્રસ્ત અને લગભગ એક સરખીજ છે:

अ) દેશ અને શહેરનું વર્ણન

**सुलसाख्यानः**

**मगहजेणवउ तहिं सुपसिद्धउ**
**बहुविहजणवणधन्नसमद्धिउ**
**गामागरगोउलेहिं रवन्नउ**
**नाणाविहतरुघरसंछन्नउ**
**मढविहारआरामेहिंमंडिउ**
**परचक्कागमभयण अखंडिउ**...ઇત્યાદિ.

ભવિસયત્તકહામાં પણ આજ ઢબનું વર્ણન છે જુઓ સંધિ. ૧. કડવાં ૫ અને ૬.

પઉમસિરિ ચરિયમાં પણ આ પ્રમાણે છે. કાવ્ય હજુ છપાયું નથી અને ઉતારા આ નિબંધમાં સ્થલ સંકોચને લીધે અપાય તેમ નથી.

**सुलसाख्यान** (શહેર વર્ણન).

**अत्थि नयरु रायगिहु पयासउं**
**रम्मतणि सुरपुरिसंकासउ**
**कूपतलावयाविवणसोहिउ**
**कणयविणिम्मिय सालपरोहिउ ॥**

( જુઓ ભવિસ. કહા સંધિ. ૧ કડવું ૬).

ब) નાયક અને નાયિકાનું વર્ણન, વર્ણનમાં શરીરસૌન્દર્યને વર્ણવતાં કામોત્તેજકતા પ્રેરવા પ્રાકૃત તેમજ અપભ્રંશ કાવ્યોનું વલણ વધારે છે. આ લૌકિકતાની અસર ભવિસયત્તકહાના વાંચનારને પણ ઝટ જણાશે. સુલસાખ્યાનમાં આખું બીજું કડવું આમાંજ રોકયું છે. દાખલા તરીકે ( સુલસાખ્યાન કડવું. ૨. )

**जीए सोहंति कुम्मुनया चलणया**
**नं महीवीढसंचारि माणलिणया**
**जीए जंघाजुयं रेहए सोहणं**
**नं रइनाहभवणंमिवरसोहणम् ।** ઇત્યાદિ....

क) કેટલાંક વર્ણનો કે જેને ગ્રામ્ય કહી સંસ્કૃત કવિઓએ કાઢી નાખ્યાં હોત, તેવાં વર્ણનો ઘણી વાર લૌકિકતાની અસરને લીધે આવે છે. સંસ્કૃત કવિઓની રૂઢિગ્રસ્ત વર્ણનશૈલીની જોકે અસર થએલી છે પણ બહુજનમાન્ય–ફકત પંડિતજનમાન્ય નહિ–રસોલ્લેખન અને વર્ણનશૈલી ઘણીવાર આવે છે. કેટલીકવાર વર્ણનો ઘરગથ્થુ (homely) પ્રકારનાં આવે છે.

આ પ્રમાણે અનેક પ્રકારની કાવ્યરૂઢિની સામાન્યતા અપભ્રંશ કાવ્યોમાં આવે છે. આપ્તજનના વાકયને અસંદિગ્ધ પ્રમાણ ગણતી પ્રજાનાં કાવ્યોમાં રૂઢિ ઝટ પ્રવેશ કરે તેમાં કાંઈ નવાઈ છેજ નહિ. નવા પ્રયોગો અને નવાં કીનારે ઊતારા કવિઓની અને સાહિત્યાચાર્યોની અવિશ્વાસુ દૃષ્ટિએ ડામાયા એટલે એમનું આગમન ઝટ થઈ શકતુંજ નહિ. સ-

ઘણું ભરત અને પિંગળને નામે ચઢતું;–કાંઈક સહજ નવું હોય અને એમને નામે ચઢે તો પ્રમાણભૂત લેખાય...પછી કાવ્યમાં અમુક રચના, છંદ, અને વર્ણનો–આ મૌલિક કાવ્યશૈલીના, અને કવિની તૃતીયનેત્રપ્રસાદીના યમદૂતો કાવ્યને રૂઢિપાસગ્રસ્ત કરી મૃત્યુપ્રદેશે વહી જાય તેમાં અસ્વાભાવિક શું હોઇ શકે?

એક વાત કહેવાની રહી ગઇ; સંસ્કૃત કાવ્યો કરતાં પ્રાકૃતકાવ્યોમાં સાધારણ રીતે ગેયતા વધારે છે. અલંકારશાસ્ત્રીઓએ પણ મહારાષ્ટ્રભાષાની ગેયતા સ્વીકારી છે. રાજશેખરે પણ કહ્યું છેઃ

**परुसा सक्कयबन्धा पाउअबन्धो वि होइ सुउमारो**
**पुरिसमहिलाणं जेत्तियमितरं तेत्तियमिमाणम्॥**

પ્રાકૃત અને અપભ્રંશ કવિઓને પણ આ ગેયતાનું તત્ત્વ માહિત હતું. દેવચંદ્રસૂરિએ ત્રણ સ્થળે સુલસાખ્યાનમાં ઝમકના તત્ત્વની પરાકાષ્ઠા બતાવી છે. બીજેય ઝમક તો છે. ત્રણ સ્થળોઃ ૧) સુલસાના તપથી પ્રેરિત સુરનું અવતરણ અને તેનું વર્ણન; ૨) પુત્રોત્સવવર્ણન; ૩) અંબડની એકસ્વર સ્તુતિઃ અંબડની એકસ્વર સ્તુતિમાં દેવચન્દ્રસૂરિએ હદ કરી છે; અને દેવચંદ્રસૂરિએ શબ્દાલંકૃતિ પોતાની કાવ્યપ્રતિભાનું ફલ છે એ જણાવવા માટે ૧૪ મા કડવાને છેડે પોતાનું નામ પણ ઘાલ્યું છે. એજ 'અંબડસ્તુતિમાંથી વાનગી—

**जय अमरनयचरण मयधरणकरचरण**
**गयमरण गयकलह हयम(र?)ण गयकलह (?)**
**जयकम्मरयसमण कयअणहगणसमण**
**जय भव्यजगसरण तव चरणयणसरण** ઇત્યાદિ.

આમ ૧૧ પંકિત સુધી ચાલ્યું જાય છે.

બીજા કડવામા સુલસાના સૌન્દર્યનું વર્ણન કરતાં વરસાવેલી અનેક ઉપમાની ઝડી અને છંદની ભિન્નતા પ્રાકૃતકાવ્યશૈલીની ઘણીજ દ્યોતક છે. આ બધું તો કાવ્ય પ્રસિદ્ધ થાય ત્યારેજ પરખાય. કોણ જાણે ક્યારે કાવ્ય પ્રસિદ્ધ થશે?

---

# સિદ્ધપુર ચૈત્ય પરિપાટી.

સિદ્ધરાજ જયસિંહે પોતાના નામથી આ સિદ્ધપુર વસાવ્યુ ને તે સરસ્વતીના કાંઠે ગૂજરાતની 'રાજધાની પાટણ પાસે, અહિં સિદ્ધરાજ જયસિંહે 'રૂદ્રમાળો' નામનું પ્રસિદ્ધ શિવાલય કર્યું તેના અવશેષો હાલ છે, પણ તેણે બીજાં કરાવેલા ધર્માલયો 'સિદ્ધવિહાર' 'રાજવિહાર' આદિ જૈન દેવાલયો વગેરેનો નાશ મુસલમાનો આદિથી થયો છે. આ સિદ્ધપુરમાં હીરવિજયસૂરિના સમયમા તેના શિષ્ય કુશલવર્દ્ધન ગણિએ જે જૈન ચૈત્યો હતાં તેનું કંઇક વર્ણન આ સ્તવન સં. ૧૬૪૧ ના ભાદ્રપદ શુદિ ૬ ને દિને રચી આપ્યું છે. તે વખતે બે પૌષધશાલા અને પાંચ જિણહર–જિનઘર–જિનગૃહો હતાં. તે પાંચ દેહરાં પૈકી (૧) મા નેમિનાથની મૂલનાયક તરીકે પ્રતિમા હતી. તે સિવાય બીજાં અનેક બિંબ હતાં; (૨) સુપાર્શ્વનાથની સ્વામમૂર્ત્તિ હતી (૩) માં ભોંયરામાં ઝાકઝમાલ હતું ને ચાર પ્રતિમાઓ હતી. ત્રણ વર્ધમાનજિનની અને ચોથી નેમિનાથની. ધાતુપ્રતિમામાં પીત્તલની શાંતિનાથની મૂર્ત્તિ હતી. ભોંયરાથી નમીને આવતાં સુપાર્શ્વનાથ અને નેમિનાથની મૂર્ત્તિ આવતી. (૪) માં ચંદ્રપ્રભની મૂર્ત્તિ હતી. પછી (૫) મું ખાસ–મોટું ભુવન હતું તેમાં ભમતી હતી ને પ્રદક્ષિણા કરી શકાતી. મૂલનાયક પાર્શ્વનાથ હતા. ફરતી દેહરીમાં ૨૪ જિનની મૂર્તિઓ હતી. ચોમુખ ચાર બાજુ જિનની પ્રતિમા પણ હતી. આ પાંચ દેરાસરો પાંચ મેરૂ સમાન, પંચતીર્થી જેવાં હતાં.

આની જૂની લખેલી પ્રત અને તે પરથી કરેલી મુનિ પુણ્યવિજયની નકલ બંને શ્રી જિનવિજય પાસેથી મળતા બંને પુનઃ સરખાવી નકલને સંશોધી–સુધારી અત્ર મૂકેલ છે.

તંત્રી.

ॐ नमः

સયલજિણેસર નમિય પાય સરસતિ સમરીજઇ,
શ્રીગુરૂચરણ નમી કરી મનિ હરખ ધરીજઇ;
દોય કર જોડી કસુ હેવ વએ ચિય પરિવાડી,
જિમ વાધઇ જિનધરમ પવર તરૂયર વનવાડી. ૧
જંબૂદીવિહિં ભરતખેત્ર મઝિમખંડ જાણું,
તે માહે છઈ નયર ઘણાં તે પાર ન જાણું;
નયર અનોપમ અતિવિસાલ વાડી વનરાજી,
કૂપ સરોવર વાવિતણી સોભા છઈ તાજી. ૨
રાજઈ જિહાં વરહાટશ્રેણિ મઢ મંદિર દીપઈ,
ન્યાયવંત ઠાકુર ભલુ વઇરી સબ જીપઈ;
વવહારી ધનવંત વસઇ દાનિં કરિ સૂરા,
માન મુહુત પાંમઈ ઘણાં બહુ સંપતિ પૂરા. ૩
સીધપુર નયર વખાણીઇ અવનીતલિ ચંગ,
શ્રાવક શ્રાવી બહુ વસઇ જિનધરમિ રંગ;
પોષધસાલા અતિભલી બેહૂ તિહાં સોહઈ,
જિણહર પંચ મનોહર દીઠઇ મનમોહઈ. ૪

ઢાલ.

ચઉવિહ સંઘ મિલી કરી હિયડઇ હરખ ઘણુ ધરી;
અતિખરી જિણવરભગતિ કરઈ સદાએ,
સહિએ અતિખરી જિનવર ભગતિ કરઇ સદાએ. ૫
પહિલઈ જિણહરિ સોહઇ એ, ભવિયણનાં મન મોહઈ એ;
આરોહઇ એ સમકિત તરૂયર દીપતુએ, સહિએ. ૬
નયર સુરીપુર જાણીઈ, જાદવવંસ વખાણીઇ;
જાણીઇ સમુદ્રવિજય તિહાં રાજિઉએ, સહિએ. ૭
તસ પટરાંણી સાંભલી, નામિ સિવારાણી ભલી;
નિરમલી સીલગુણે કરી સોભતી એ, સહિએ. ૮
લસતકૂખઇ જિન અવતરિઉ, નેમિનાથ બહુ ગુણ ભરિઉ;
જિનવરિઉ અનુક્રમિ સિવરમણી વરીએ, સહિએ. ૯
તે શ્રી નેમિ જિણંદૂએ, દીઠઇ અતિઆણંદૂએ
વંદુ એ ભાવ ધરી પહિલુ સદા એ. સહિએ. ૧૦
અવર બિંબ જે છઇ બહુ, પ્રહ ઉઠી પ્રણમઈ સહૂ;
તે લહૂ મનવંછિત સુખસંપદા એ, સહિએ. ૧૧

ઢાલ.

હિવ બીજઇરે, જિનમંદિરિ જવ જાઇઇ,
તવ દેખીરે શ્રીસુપાસ સુખ પાઈઈ;
જસ મૂરતિરે સૂરતિ દીપઈ અતિભલી,
મનમોહનરે નીલરયણ સસામલી.
સામલી મૂરતિ અતિહં સોહઈ શ્રી સુપાસ જિણંદ
ભવિલોક દેખી હરખ પાઈ સયલ વંછિય દાયિની.
વાણારસીરે નગરીના નાયક સુંદરૂં,
પ્રથલીપતિરે શ્રીસુપઇટ્ઠ નરેસ
તસ ધરણીરે પ્રથવી નામ મનોહરૂ,
તસ કૂખઇરે અવતરિઉ જગહિતકરૂ. ૧૪
હિતકરૂ જિણપર નમઈ સુરવર, પવર સત્વિય લંછણો;
ભવભીડીભંજણ મોહગંજણ, પાપતાપ વિહંડણો. ૧૫
જગજીવનરે શ્રીસુપાસજિન નાયકૂ,
તુમ મૂરતિરે ભવિયણનઇ સુખદાયકૂ;
ચિંતામણીરે કામકુંભ સામલખીઈ,
તુમ મૂરતિરે દેખીનઇ મનિ હરખીઇ; ૧૬
હરખીઈ તુમ મુખ દેખી જિનપતિ પવરભુયણ ચાહીઇ;
તુમ શ્રી સુપાસ જિણંદ વંદન ભવિયમન ઊમાહીઈ. ૧૭

ઢાલ.

હિવ ત્રીજું જિણમંદિર પેખું, ભુંહરામાંહિ અછઈ સવિસેખું;
દેખું ઝાક ઝમાલતુ જયુ જયુ દેખું ઝાકઝમાલતુ. ૧૮
તે માહિ છઈ પ્રતિમા ચ્યાર, રૂપતણુ નવિ લાભું પાર;
દીઠઈ હરખ અપાર તુ જયુ જયુ. ૧૯
જાણે સાસય જિણ અવતાર, સમચઉરસ ભલુ આકાર;
વંછિત ફલ દાતાર તુ જયુ० ૨०
દેસ દેસના ભવિયણ આવઈ, પૂજ કરી વર ભાવન ભાવઈ;
ગાવઈ ગીત રસાલ તુ જયુ० ૨૧
વરધમાન જિનનાયક કેરી, પ્રતિમા તીન અછઈ સુભલેરી,
ભેરી ભૂંગલ નાદ તુ જયુ० ૨૨
ચઉથી નેમિનાથની જાણું, પીતલમઇ શ્રી સંતિ વખાણું;
હિયઇ હરખજ આણુ તુ જયુ० ૨૩
ભાવિં ભગતિં જે તુમ વંદઇ, સયલ પાપ દુહ હરસિ નિકંદઇ;
નિંદઇ તે ચિરકાલ તુ જયુ० ૨૪
ઇણિપરિ ભુંહરઇ બિંબ નમીજઈ, શ્રી સુપાસ વલતા પ્રણમીજઇ;
નેમિનાથ સુખ દીજઈ તુ જયુ० ૨૫

હિવ ચઉથઇ જિણમંદિરિ જાસ્યું, શ્રી ચંદ્રપ્રભ
જિણવર ગાર્યું;
થાસ્યું સબલ સનાથ તુ જયુ૦ ૨૬

ઢાલ. માલંતડેની

તિહાથી આઘા વલિયાએ માલંતડે
અતિમોટઈમંડાણિ સુણિ સુંદરી અતિ મોટઈ મંડાણિ રે.
ભેરી ભૂગલ વાજતઈ એ માલંતડે, ઢોલને ફેરી જાણિ,
સુણિ સુંદરિ૦ ૨૭
કોકિલ કંઠ મનોહરુ એ માલંતડે, આવી દિઇ વરભાસ,
સુણિ૦
ગીત ગાન ગંધ્રવ કરઇ એ માલંતડે,
પુહુચઇ વંછિત આસ સુણિ૦ ૨૮
ઇણિપરિ ઉચ્છવ અતિઘણા એ માલંતડે,
શ્રી જિનશાસન રાજ સુણિ૦
વિધિસ્યું મારગિ ચાલતા એ માલંતડે,
સીઝઇ વંછિત કાજ સુણિ૦ ૨૯
ખાસ ભવનિ હિવ આવીઆ એ માલંતડે
મનિ આણી ઉચ્છાહ સુણિ૦
ત્રિણિ પ્રદખિણ દીજઇ એ માલંતડે
લીજઇ ભવનુ લાહ, સુણિ૦ ૩૦
મૂલ નાયક પ્રભુ પેખીઈ એ માલંતડે
પાસજિણેસર દેવ સુણિ૦
ફિરતી દેહરી ભેલના એ માલંતડે
ચઉવીસ જિણવર દેવ, સુણિ૦ ૩૧
ચઉમુખ પ્રમુખ અવર ભલી એ માલંતડે
શ્રીજિન પ્રતિમાસાર, સુણિ૦
ભાવ ધરી જે વાંદસિઇ એ માલંતડે
તે ઘરિ જયકાર, સુણિ૦ ૩૨

ઢાલ.

ઇણિપરિ ચઉવિહ સંઘમિલી તુ ભમરુલી,
કરવી ચિઇપરવાડિ, સા નવરંગી કરવી ચિઇપરવાડિ તુ
બોધિબીજ પામઇ ઘણા તુ ભમરુલી,
નાસઇ કુમતિ ધાડિ, સાહેલડી૦ ૩૩
પંચય જિણહર મનોહરૂ તુ ભમરુલી,
પંચય મેરૂ સમાન સાહેલડી૦
પંચય તીરથ અતિભલાં તુ ભમરુલી,
પંચમગતિ સુખથાન, સાહેલડી. ૩૪
ચિઇપરિવાડિ જે કરઇ તુ ભમરુલી;
પ્રહ ઉગમતઈ સૂર, સાનવરંગિ;
તે ઘરિ ઉછવ નવનવા તુ ભમરુલી,
વાજઈ નવનવ તૂર, સાહેલડી. ૩૫
તસ ઘરિં ચિંતામણી ફલિઉ તુ ભમરુલી,
તસ ઘરિ મોહણવેલિ, સાહે૦
ભાવ ધરઇ જે નિત કરઇ તુ ભમરુલી,
ચિઈપરિવાડી ગેલિ, સાનવરંગી ૩૬
આધિ વ્યાધિ નાવઈ કદા તુ ભમરુલી
તિહના નાસઇ રોગ, સાહે૦
ધણ કણ કંચણ માણિક તુ ભમરુલી,
તે પામઇ વરભોગ, સાહે૦ ૩૭
ચંદ્ર અનઇ રસ જાણીઈ તુ ભમરુલી,
વેદ વલી સસિ જોઈ, સાહેબ.
તે સંવછર નામ કહું તુ ભમરુલી,
ભાદ્રવ સુદિ છઠિ હોઇ. સાહેલ. ૩૮

કલસ

સીધપુર નયર મઝારિ કીધી ચઇતપરિપાટી ભલી;
જે ભણઇ ભવિયણ કહઈ કવિયણ તાસ ઘરિ સંપદ મિલી.
તપગચ્છમંડન દુરિયખંડન શ્રી હીરવિજય સૂરીસરૂ,
કવિ કુસલવર્દ્ધન સીસ એ ભણઈ સકલ સંઘ મંગલકરૂ.૩૯

इति सीधपुर जिनचैत्यपरिपाटी स्तोत्रं सम्पूर्णम्।
शुभं भवतु ॥

# જુના કવિઓએ રચેલાં વસન્ત વર્ણન

[લેખક—રા. છગનલાલ વિદ્યારામ રાવલ]

કવિતાના ચાર ભેદ થઈ શકે. સૃષ્ટિ સૌન્દર્યના દ્ભુત દેખાવોના વર્ણનનો, મનુષ્યના મનોભાવ માડનારો; સ્ત્રી પુરૂષના પ્રેમના વર્ણનનો, ને ચોથો શ્વરભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય તથા છુટક બોધનો.

આમાં સૃષ્ટિના કુદરતી બનાવોની કવિતા ઉત્તમ કારની ગણાય છે. કારણ કે તે વાંચતાં માણસનું મન તેમાં તલ્લીન થઇ જાય છે. હજારો વાર એકની એક કવિતા વાંચતાં છતાં તેનો જરા પણ અભાવ થતો નથી જ્યારે જ્યારે વાંચીએ ત્યારે ત્યારે આનન્દ થયા વિના રહેતો નથી. તેમાં કરેલું વર્ણન વાંચી એકાગ્ર ચિત્તે ચક્ષુ સમીપ ખડું કર્યું હોય તો તે ઘણું પ્રિય લાગે છે તેમ નજર આગળ પ્રત્યક્ષ દેખાઇ આવે છે.

આવી જ જાતની કવિતા ચિરસ્થાયી રહી શકે છે. કુદરતના દેખાવોમાં ઘણે કાળે, પણ ફેરફાર થતો નથી. દાખલા તરીકે મહાબળેશ્વરના કૅનાટપિક ઉપરથી અસ્ત પામતા સૂર્યનો જે અવર્ણનીય દેખાવ આજે દેખાય છે તેવોજ દેખાવ આજથી હજાર વરસ પહેલાં થઇ ગયેલા ત્યાંના મૂળ વતની દ્રાવિડોના જોવામાં આવ્યો હશે જ. જો તે વખતનાં કોઈ કવિએ તેનું વર્ણન કર્યું હોય તો તેમાં અને આજના કોઇ કવિએ કરેલા વર્ણનમાં જરા પણ ફેર પડે નહિ. આજ પ્રમાણે કવિ કાળીદાસના મેઘદૂત કાવ્યનું પણ સમજવું. ચોમાસાની એક અંધારી ઘોર રાત્રિએ એક અભિસારિકા નાયકા પોતાના પ્રિય તમને મળવા જતાં કવિ કહે છે કેઃ—

"શું અંધારૂં આ! સોય તો ખરે ખુંચી રહે રે;"
રખે વરસી કે ગરજી ખીવડાવતો, તે વ્યાકુળ છે રે;
હરે હો તો વ્યાકુળ છે રે.
(ન. લ. મેઘદૂતનું ભાષાંતર)

આ વાતને આજ સેંકડો વરસ થઇ ગયાં તેમ છતાં હજુ પણ આ ચાલતા અષાડ મહિનાની કૃષ્ણપક્ષની ચોમાસાની અન્ધારી રાત હજુ તેવીજ અંધારા વાળી છે. તમે જો એકાદ તેવી રાતે તમારા મેડાના કઠેરામાંથી જોશો તો જરૂર જરૂર તમને આ વિષેની ખાત્રી થશે. મુશળધાર વરસાદથી નેવામાં પાણી માતું નથી, રસ્તામાં ઘુંટણ ઘુંટણ સુધી વરસાદનું પાણી જોસબંધ વહી રહ્યું છે. જતાં આવતાં એક બીજાનું મોં બીલકુલ દેખાતું નથી. આકાશમાં સુરમા જેવાં કાળાં વાદળાં જોસભેર ચાલ્યાં જાય છે. પળે પળે વીજળીના ચમકારા થયાં કરે છે. તેવા વખતનું આ એક અભિસારિકા નાયકાનું કવિએ જે ચિત્ર આપ્યું છે તે આજે પણ તેવી એક નાયિકાને અક્ષરશઃ મળતું આવે છે.

તે પ્રમાણે આપણા ગુજરાતી જુના કવિઓએ આવાં વર્ણનની કેટલીક કવિતા રચી છે, તેનો ચિતાર આજે પણ તેવો ને તેવોજ જોવામાં આવે છે.

આવાં વર્ણનમાંથી થોડીક વસન્ત ઋતુના વર્ણનની કવિતા ચુંટી કાઢી આ નીચે આપવામાં આવી છે.

આમાં પહેલું 'વસન્ત વિલાસ' નું જુનું કાવ્ય આપ્યું છે. આ કાવ્ય આપણા વયોવૃદ્ધ સાક્ષર રા. બ. કેશવલાલ ભાઇ ધ્રુવે ગુજરાતશાળાપત્રમાં+ આપેલું તેમાંથી લેવામાં આવ્યું છે.

તે વિના જીવણદાસ, હરિદાસ, ગોતિરામ, રઘુનાથદાસ, ભવાન ભક્ત ને શોભણની કવિતા આપી છે.

આજ પ્રમાણે જુના કવિઓની રચેલી કવિતામાંથી શરદ અને વર્ષાઋતુનાં વર્ણનની કવિતા ચુંટી કાઢી હોય તો તે પણ વાંચવા લાયક છે. કેમકે બીજી બધી ઋતુઓ કરતાં આ ત્રણ ઋતુનાં વર્ણન વધારે જોવામાં આવે છે.

+ સન ૧૮૯૨ ના એપ્રેલ, મે, જુન, જુલાઇ અને અગષ્ટનાં ગુજરાત શાળાપત્રમાંથી થોડાક ભાગનો ઉતારો.

# જૂની ગૂજરાતી ભાષાનું વસન્ત વિલાસ

(૧)

( લેખક સાક્ષર શ્રી રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ બી. એ. )

**વસંતનો સમારંભ—**

મુનિ જનનાં મન ભેદઈ, છેદઈ માનિની માન;
કામી મનિ આણંદઇ, કંદઇ પથિક પરાણ. ૭

**મુનિ** ઇ—વસંત ઋતુ મુનિજનોનાં પણ મન ભેદી-વીંધી નાંખે છે. **ક્રંદ્ય** ઈ-પ્રવાસી પાનીથી વિખૂટા પડેલા પુરુષોના જીવ જતા રહે છે.

વનિ વિરચ્યા કદલીહર, દીહર મંડપ માલ;
તલીઆ તોરણ સુંદર, ચંદરવા ઝિ વિશાલ. ૮

**कदलीहर**—કદલીગૃહ, ચારે ખુણે ચાર કેળ રોપીને કરેલો માડવો. **दीहर** ઇ-માડવાની અર્થાત્ કદલીગૃહના માંડવાની લાંબી (**दीर्घ**) હાર શોભે છે. **तलीआतोरण**-તરિયાતોરણ, વરક ચઢાવેલા એ-યાંના ત્રિકોણોનું તારણ.

ખેલન વાવિ સુખાલી અ, જાલી અ ગુખ વિશ્રામ;
મૃગમદપૂરિ કપૂરિહિં પૂરિહિં જલ અભિરામ.

**खेलन**—જલક્રીડા કરવાને. વાપિ ( સં. **वापी**– ઉતરવા ચારે તરફથી પગથિયાં બાંધેલા હોય એવો કુંડ. **जाली** ઈ. વિશ્રામ લેવાને ગોખ અને જાળી-જાળી વાળી બારી છે. **मृगमद** ઈ-સુંદર નિર્મળ જળ કસ્તુરીના ચૂર્ણથી અને કપૂરથી પૂરાય છે. પુષ્કળ કપૂર અને કસ્તુરી મેળવી ખુશબોદાર કરાય છે.

રંગભૂમિ સજકારી અ, ઝારી અ કુંકુમ ઘોલ;
સોવન સાંકળ સાંધી અ, બાંધી અ ચંપકદોલ. ૧૦

**सजकारी**—સજ કરાવીને. ઝારી ઇ—કેસર (કુંકુમ) નો રસ(**घोल**)ઝારીને, કેસર છાંટણાં છાંટીને, **सोवन सांकळ** ઇ–સોનાની સાંકળ લટકાવી ચંપાની કળિયેનો હિંડોળો બાંધ્યો છે.

ચંદનવન અવગાહી અ, નાહી અ સરોવરિ નીરિ;
મંદ સુરભિ હિમ લક્ષણ દક્ષણ વાઈ સમીર. ૧૨

**अवगाही**—પેશીને, **मंद** ઈ-મંદ સુગંધિ (**सुरभि**) અને શીતળ (હમિ) એવાં શુભ લક્ષણવાળો દક્ષિણ દિશાનો-મલયાચળનો પવન (**समी**)**र** વાય છે.

અભિનવ પરિ શિણગારી અ, નારી અ રમઈ વિસેસિ;
ચંદન ભરઈ કચોલી અ ચોલી અ મંડન રેસિ. ૧૩

**अभिनव** ઈ—નવી જ તરેહે શણગાર સજેલી સ્ત્રિયો. ઈ **चंदन** ઇ—ના કચોલા (**कचोली**) માં ચંદન ભરે છે. **चोलि** ઈ–દોરિયાની જાતની (**रेसि**) ચોળી શણગાર રૂપે શોભે છે.

જયરનિ શોધીય તીવન જીવન તણુંઈ જુ વાન;
વાસભુવન તિહા વિલસઍ જલસઍ અલીઅલ આણ.

**जयरनि** ઈ—તે (ઉપર વર્ણી તેવી) સ્ત્રી (**तीवन**) પ્રાણજીવનનું શરીર જય પરાજયના યુદ્ધમાં આવરે છે. **जु सं. यावत्**ની પેઠે ક્ષેપક છે. **वास-भुवन**–રંગ ભુમિ. **विलसए**–શોભે છે. **जलसए**– જલાશય કે કમળમાં **अलीअल**–ભંમરા. **आण**–સમજ, જાણ.

નવયૌવન અભિરામ તિ રામતિ કરઇ સુરંગિ;
સ્વર્ગિં જિશાં સુર ભાસુર રાસુ રમઇ મન રંગિ. ૧૫

**नव** ઈ—નવા-ખીલતા જોબને મનોહર. **ति**–તે પુરુષ. **रामति**–રમત, ક્રીડા. **स्वर्गि**–મનમાં ઉલટ ધરીને દેદીપ્યમાન (**भासुर**) દેવ અને દેવાંગના (**सुर**) જેવાં સ્વર્ગમાં રાસ રમે છે. ૪

**વન વર્ણન.**

કામુક જનમન જીવન તીં વન નગર સુરંગ.
રાજું કરઇ અભંગિહિં રંગિહિં સઉ અનંગ. ૧૬

**कामुक** ઇ—વિલાસી જનોને શ્વાસ પ્રાણ વહાલો અનંગ-કામદેવ.**तीं**–તે **अभंगिहिं**–પરાજ્ય અથવા અંતરાય ભંગ વગર **सउ** (સં. **स्वयम्**) પોતે પડે.

અલિજન વસઇ અનંત, વસંત તિહાં પરધાન,
તકઅર વાસનિકેતન કેતન કિશલસંતાન. ૧૭

**वासनिकेतन** ઈ—રહેવાને ઘર, **केतन**-કેતુ, ધ્વજા. **किशल संतान**-કુંપળો (**किसल सं किशलय** )નો જથ્થો.

વનિ વિરચઇ શ્રી નંદન ચંદન ચંદસુ મીત;
રતિ પ્રીતિ શં **सोहए, मोहए** ત્રિભુવન ચીત. ૧૮

**वनि**-ચંદનો મિત્ર, અર્થાત્ ચંદ્ર સરખું ઉજળું ચંદન વૃક્ષ વનમાં નંદનવનની ખુબી પ્રગટાવે છે, ઉજ્જવળ ચંદન વૃક્ષથી નંદનવન સરખાં વન દીસે છે; અને ત્રણે ભુવનનાં પ્રાણીનાં મન વિલાસની ઇચ્છા (**रति**) યુક્ત તથા પ્રીતિયુક્ત શોભે છે, તથા મોહમાં ડુબે છે.

ગરૂઉ મદન મહીપતિ દીપતિ સહિણુ ન જાઇ;
કરઈ નવી પરિ જુગ તિ, જુગતિ પ્રતાપ ન માઇ.૧૯

**गरुउ**-ગરવો, મોટો. **मदन**-કામદેવ **दीपति** સં. **दीप्ति** ) તેજને લીધે, પ્રતાપે કરીને. **सहिणु** न **जाइ** સહ્યો જતો નથી; અર્થાત્ કામ દેવનો તાપ સહેવાતો નથી. **जुग**-જગત **जुगति**-જગતમાં.

કુસુમ તણું કરિ ધણુહ રે, ગુણુ હ ભમરલા-આલ;
લખ લાધવ નવિ ચૂકએ, મૂકએ સર સુકુમાલ. ૨૦

**कुसुम**-ફૂલ. **करि**-હાથમાં **धणह**-ધનુષ્ય. **गुण** દોરી પણછ, **भमरामाल**-ભમરાઓની હાર. **लख** નિશાન, લક્ષ્ય, **लाघव**-ચતુરાઇ, હુંશિયારીને લીધે. **सर सुकुमाल**-સુકોમળ ફૂલ રૂપી બાણ. **ह** તથા **र** ક્ષેપક છે.

ઇમ દેખી રિદ્ધિ કામની કામિની કિંનરકંઠિ
નેહગહેલી અ માનિની માનની મૂંકઈ ગંઠિ. ૨૨

**किंनरकंठि**-કિંનરના જેવા સાદ (**कंठ**) વાળી; કિંનરો દશ દેવયોનિ કિંવા ઉપદેવમાંના એક છે; તેઓ ગાયન કળામાં બહુ કુશળ કહેવાય છે, ને તેમનો કંઠ બહુ મધુર મનાય છે, **नेहगहेली**-વહાલઘેલી, પ્રેમથી ગાંડી બનેલી **गंठि**-ગાંઠ, વળ.

કોઈલિ આંબુડાલિહિં આલિહિં કરઇ નિનાદ;
કામ તણૂં કરઇ આયસ આ ઇસુ પાડઇ સાદ. ૨૩

સખિઓમાં—સખિઓ પ્રત્યે આંબાના ડાળ ઉપર રહીને કોયલ ટૌકા (**निनाद**) કરે છે; જાણે કામદેવની આણ ફેરવતી હોય તેમ તે સાદ પાડે છે. **आयस** ( **सं. आदेश** )-આજ્ઞા. **इसु**-એવો.

જં ભણુ થિર ન પયોહર મોહરચુ મગ મારિ,
માન રચુ કિશા કારણુ ? તારુણુ દીહ વિચ્યારિ. ૨૪

આ કોયલનું બોલવું છે. **जं भणु** ઇ-કહો વારૂ, તમે શા માટે માન કરો છો-રીસાઓ છો ? **पयोहर** -પયોધર, સ્તન, **मोहरचु** ઇ-તેમાં પછી, તેમાં વળી (**मग**) આંબાના મોરનો માર ચાલી રહ્યો છે. આંબાનો મોર કામદેવનું બાણ ગણાય છે.

નાહુ નિછિ છિ ગામટિ સામટિ મયણુ-અજાણિ;
મયણુ મહા ભડ અસહિઇ સહી ! હિઇઇ હણઇ બાણિ.
૨૫

**नाहु**-નાથ, સ્વામી, કંથ. **निछि**-નિશ્ચય, નક્કી. (?) **गामटि**-ગામડી, ભલો. **सामटि**-કુલ, કેવળ. **मयण अजाणि**-અરસિક, કામતંત્રમાં અણવાકેફ, કામની પીડાથી અ **असहिइ**-( **सं. असह्य** ) ન ખમાય એવાં ( બાણથી ) **हिइइ**-હૃદય વીંધે છે. આ વિરહિણીની ઉક્તિ છે.

ઈણ પરિ કોઇલિ કૂંજઇ, પૂંજઇ જુવતિ મણોર;
વિધુર વિયોગિની ધૂજઇ, કૂંજઇ મયણુ કિશોર. ૨૬

**इणपरि**-એ પ્રકારે, એ પ્રમાણે. **कूंजइ** (**सं.कूज्**) ટૌકા કરે છે. **पूजइ** ( **सं. पूंज** )-વધે છે. પ્રદીપ્ત થાય છે. **जुवतिमणोर**-જોબનવંતી સ્ત્રીઓના મનોરથ. **विधुर**-વ્યાકુળ. **कूजई** ઇ-બાળેરો કામ કિલકારી કરી મૂકે છે (?).

જિમ જિમ વિહસએ વિણસએ વિણસએ માનિની માન;
યૌવનમદિહિં ઊદંપ તી દંપતી થાઇ જુ વાન. ૨૭

**यौवनमदिहिं**-તે દંપતી જોબનના મદથી શરીરે ( **वान=वान्ति** ) મસ્ત (**ऊदंप सं. उद्दर्प**= ઉદ્દામ દર્પયુક્ત ) થાય છે. પૂર્વાર્ધ જરા અસ્પષ્ટ છે.

જે કિમઈ જગતિ ચાલઈ સાલઇ વિરહિણી અંગ;
બોલએ વિરહ કરાલી અ બાલી અ જે બહુ ભંગ.૨૮

પૂર્વાર્ધ અસ્પષ્ટ છે. **विरह करालो**-વિયોગથી ખીજાઇ રહેલી, બળીઝળી. **बहुभंग बोलए**-બહુ પ્રકારે બોલે છે.

ઘુમઇ મધુપ સકેસર કેસર મુકુલ અસેખ;
ચાલતઇ રતિપતિ સરઇ પૂરઇ સુભટ કિ રેખ. ૨૯

અસંખ્યાત (असंख) રેસાદાર (સકેસર) કેસની કળિયો (सुकुल) માં ભમરા (मधुप) ઘૂમે છે; ધ્રુમ અવાજ કરે છે, ગુંજારવ કરે છે; તે શું (किं) બહાદુર (सूर) કામદેવ (रतिपति) ચાલતાં અર્થાત્ કામદેવની સવારીમાં સુભટો શંખ પૂરે છે. વજાડે છે ? केसर–બોળસળીનું ઝાડ.

બુલશરીં ભીંભલ મહૂઅર બહૂ અ રચઈ ઝણુકાર;
મયણનઇ આણુંદિણુ વંદિણુ કરઈ કઈ વાર. ૩૦

बुलशली भींमल—બોરસળીના સુવાસથી વિકળ (भींमल) સં. विह्वल પ્રા. (विब्भलो) ભમરો (महूअर સં. મધુકર) બહુ ગુંજારવ કરે છે. તે શું (कइ) આ વારે કામદેવને આનંદયુક્ત વંદના કરે છે –કામદેવનો બંદિજન બની તેની આનંદયુક્ત સ્તુતિ કરે છે ?

ચાંપુલા તરૂઅરની કુલી નીકલી સોવનવાનિ;
માર માર હૌઆ દીપક દીપક જીઅ સમાન. ૩૧

चांपुला ઇ—ચંપાના ઝાડની સોનાના રંગની (सोवनवानि) કળી નીકળી છે. मार–કામદેવ.हौआ –થયા. ઉત્તરાર્ધ અસ્પષ્ટ છે.

બાંધઈ કામનિ કરકસ તરકસ પાડલ ફૂલ,
માંહિ રચ્યાં કિ રિ કેસરને શરનિકર સમૂળ.

पाडल फूल (સં. पाटला) પાડલનાં ફૂલ. પૂર્વાર્ધ અસ્પષ્ટ છે, તે પાડલના ફૂલમાં જે રેસા છે તે શું મૂળ સાથે (समूल) કામદેવનાં બાણોના સમૂહ રોપ્યાં છે ? અર્થાત્ રેસા રૂપે કામદેવનાં બાણો રોપ્યાં છે શું ? રિ ક્ષેપક છે.

આંબુલે માંજર લાગી અ, જાગી અ મધુકર માલ;
મૂંકઈ માર કિ વિરહી અ હીઈ એ ધૂમ વિરાલ. ૩૩

आंबुले ઈ— આંબાના ઝાડે મોર બેઠો છે, ત્યાં ભમરા હારબંધ જાગૃત બની ધૂમ મચાવી મૂકે છે તે શું કામદેવ વિયોગીના હૃદયના ધૂમાડાના ગોટા ઉડાડે છે; અર્થાત્ ભમરા ભમે છે તે શું કામાગ્નિએ દગ્ધ બનેલા હૃદયના ધૂમાડાના ગોટા ઉડે છે ?

કેસૂઆ કુલી અનિ વાંકુડી આંકુડી મયણુચી જાણિ
વિરહિણીનાં ઇણુ કાલિ જ કાલિજ કાઢઇ તાણિ ૩૪

केसूआ कुली -કેસુડાની કળી. मयणची–કામદેવની. जाणि–જાણે इणकालि–આ વખતે कालिज–ઇ.–કાળજાં તાણી કાઢે છે.

ધીર સુભટ કુસુમાયુધ આયુધ સાલ અશોક,
કિશલ જિશાં અસિ ઝબકઈ ઝબકંઈ વિરહિણી લોક. ૩૫

कुसुमायुध–જેનાં આયુધ–બાણ અરવિંદ (ધોળું કમળ) અશોક (=આસોપાલવનો ગુચ્છ) આમ્રમુકુલ (=આંબાનો મોર) નવમલ્લિકા, અને નીલોત્પલ (ભૂરું કમળ) એ ફૂલો છે તે, કામદેવ साल (સં. શલ્ય) -બાણ. किशल ઇ- કૂંપલો તે તરવાર સમાન જેના ઝબકારે (झबकई) વિજોગણી સ્ત્રીઓ ઝબકે (ઝબકઇ) છે.

વિરહિણી વર્ણન.

રહિ રહિ, તોરી અ જોઇ લિ કોઇલિ ! શું બહુ વાસ !
નાહુ અજી નવિ આવએ ભાવઇ મૂ ન વિલાસ. ૩૯

અરે તોરથી ભરેલી (तोरी ?) કોયલ! રહે રહે? શું બહુ ટૌકા કરે છે. (वास)? नाहु ઇ– નાથ–કંથ હજી આવતા નથી, અર્થાત્ વસંત બેઠા છતા ઘેર પાછા વળી આવ્યા નથી. તેથી મને સુખ ભોગ ગમતા નથી.

ઉર વરિ હાર તે ભાર મૂ; સઇરિ શૃંગાર અંગાર;
ચીંત હરઇ નવિ ચંદન, ચંદ નહીં મનોહાર. ૪૦

वरि (સં. उपरि મરાઠી वर)–ઉપર मू– મને, सइरि–હે સહિયરો ? शृंगार–શણગાર વસ્ત્ર આભુષણ વગેરે चीत–ચંદન ચિત્તને હરતું નથી. मनोहार–મનોહર, સારો.

સખિ દીહ દૂખ અ નીઠઉ, દીઠઉં ગમઈ ન ચીર !
ભોજન આજ અ બીઠઉં, મીઠઉં સદઇ ન નીર.૪૧

दीह–દહાડો दुःख–દુઃખદ नीठउ–ગળાયો, કહાયો. भोजनइ–આજ ભોજન બેસાયું છતાં અર્થાત્ હું ભોજન કરવા બેઠી છતાં, મીઠું પાણી સરખું ભાવ્યું નહિ (न सदइ. સં. स्वद्)

સખી વચન.

સકલ લતા તું નિશાકર કલા ! શા કરં સઇરિ સંતાપ !'
અબલા મ મારિ કલંકી અ શંકી અ બ્યા હવં પાપ.૪૨

હે સર્વ કળાએ સંપૂર્ણ ચંદ્ર (**निशाकर**)! તું અમારી સહિયરને સંતાપ શા માટે (**शा**) આપે છે, શા માટે બાળે છે? હે કલંકી! હવે પણ કાંઇ પાપથી ડરીને, ભાઇ, અબળાને ન માર, સ્ત્રી હત્યા ન કર.

ભમરલા! છાંડિ ન પાખલ? ખાંખલ થ્યાં અહ્ય સઇરિ;
ચાંદુલા! સઇર સંતાપણ? આપણ તાં નહીં વઇરિ.૪૩

હે ભમરા! અમારાં સહિયર છેક આશક્ત (**खांखल**) થયા છતાં તું કેમ કેડ (**पाखल**) મૂકતો નથી? સખીને બાળનાર ચંદ્ર! આપણે તો કાંઇ વેર નથી. તેમ છતાં તું કેમ બાળ્યા કરે છે?

### વિરહિણી વચન.

બહિન રહિ નહી મનમથ મન મથતુ દીહ રાતિ;
અંગ અનોપમ શોપએ પોપએ વઇરિણિ રાતિ. ૪૪

**मनमथ**–કામદેવ. (સં. **मन्मथ**) **मनमथतु**–હૃદય મથી નાખતો. **दीहराति**–રાત દહાડો. **अनोपमइ**–સરખાવી ન શકાય એવી રીતે બેસીતમ શરીર શોસે છે, અને વેરણ રાતને પોસે છે–લાંબી કરે છે. અર્થાત્ શરીર ધીકી જાય છે ને રાત કેમે નીકળતી નથી.

કહિ સખી મુઝ પ્રિય વાતડી, રાતડિ કેમ હિ ન જાઈ;
દોહિલુ મકરનિકેતન, ચેત નહીં મુઝ ઠાઈ. ૪૫

**प्रियवातडी**–વહાલા સંબંધી વાત. **किमहि**–કેમે **दोहिलु**–કપરો, દુઃખદ. **मकर निकेतन**=કામદેવ. **चेतइ**–મારૂં ચિત્ત ઠેકાણે (**ठाइ**) નથી, અર્થાત્ ભમે છે, વ્યાકુળ છે.

### શુભ શકુન.

સખી મુઝ ફરકઇ જં ઘરી, તાં ઘરી બિહું લગઇ આજ;
દૂખે સવે હવ વામિસું, પામિસું પિય તણું રાજ.૪૬

**तां घडी**–પગ[1] **विहुं**–બે **वामिसु**–વામીશ, ખોઇશ. **सवे** (સં. સર્વ) બધું.

વિરહ સહૂ તે ભાગલુ, કાગલુ કરલઉ પેખિ;
વાયસના ગુણ વરણુએ અરણુ એ ત્યજ્જ વિશેખિ.૪૭

કંથના હાથનો (કરલઉ) કાગળ જોઇ વિયોગનું બધું દુઃખ ભાગ્યું. **वायस**–કાગડો **वरणए**–વખાણે છે. **अरण**–(સં. **अरण्य**)–જંગલ, રાન. **विशेखि**–ખસૂસ કરીને. (સં. વિશેષ)

ધન ધન વાયસ તૂ સર, મૂં સરવસ તૂં દેઉ;
ભોજનિ કૂર કરાં બહુ આંબલુ જરિહૂં લહેઉ. ૪૮

હે કાગડા તારો સ્વર ધન્ય છે? તું મને સર્વસ્વ આપ, અર્થાત્ મારૂં તન મન અને ધન જે મારા કંથ તેમની સાથે તું મને મેળવ. સુંદર (**बहु?**) ભાતનું તું ભોજન કર (**करां**) અને જાૂનું (**जरहु**) આંબલું લે. મતલબ કે હું તને શાળ જમાડીશ અને પાકું આંબળું આપીશ, તું જરા વાશ, જેથી મને મારા પિયુ મલે.

દેસુ કપૂરચી[1] વાસિ રે, વાસિ વલી સર એઉ;
સવિન ચાંચ નિરૂપમ, રૂપમ પાંખુડી બેઉ.[2] ૪૯

**देसुइ**–કપૂરની ખુશબો આપીશ; તું એક વાર ફરીને એ તારો સ્વર વાશ. **सोवन**–સોનાની. **रुपम**–રૂપાની. **पांखुडी**–પાંખ.

### પ્રિય સમાગમ.

શકુન વિચારિ સંભાવિઆ આવિઆ તિહાં વાલંભ;
નિશિભરિ નિજ પ્રીય નિરખી અ હરખી અ દિઈ પરિરંભ. ૫૦

શકુન વિચારિ ઈ–શકુનના ભાવથી અટકળ પ્રમાણે વાલંભ (સં. **वल्लभ**)–પિયુ. **निशिभरि**–નિશ્ચય ભેર, નિશ્ચય પૂર્વક, ખાતરી સાથે. **परिरंभ**–આલિંગન.

રંગિ રમઇ અબલા-વનિ, લાવનિમય જસુ રંગ;
સહજિ સલીલ મદાલસ, આલસિયાં તાંહાં અંગ. ૫૧

**लावनिमय ई**–જેની (**जसु**) કાંતિ લાવણ્યમય છે; અને ગાત્રો (**अंग**) સ્વાભાવિક રીતેજ લીલાયુક્ત

---

૧ તે ઉપરથી 'ટંગડી'–પગ, થયું હશે.

૧ છઠ્ઠી વિભક્તિનો ચી, ચો, ચા, પ્રત્યય જે નરસિંહ મહેતાએ પોતાનાં પદોમાં વાપર્યો છે, તેનો આ બીજો દાખલો છે. બહુ જુના વખતથી એ પ્રત્યયો આપણી ભાષામાં વપરાતા આવ્યા છે. ૨. આજ પણ કેટલીક વાર પરદેશથી માણસ આવવાની વાટ જોતાં કહે છે કે "કાગડા, કાગડા તારી સોનાની ચાંચ, રૂપાની ચાંચ, મારો હલ્લાસ આવે તો ઉડી બેસજે" ઉપરનો દોહરો આને મળતો છે. છ. વિ. રાવળ.

અને ખુમારી (**મદ**)થી વિવશ (**અલસ**) અને નરમ (**आलसियां**) છે.

રંગિ રમઇં અતિ હરષી અ સરસી અ નિજ ભરતારિ;
દીસઇં તે ગયગમણી અ નમણી અ કુચ ફલ ભારિ.૫૧

ભરતારિ સરસી–ભરતાર સાથે **ગયગમણી**–હાથી (**ગય** સં. ગજ) સરખી ચાલ વાળી **कुचफल भारि नमणी**–કુચ ફળના ભારથી જરા લચકાતી.

કામિની નાહુલા જીં સુખ, તીં સુખ મુખ કહિણું ન જાઇ;
પામી નઈ પ્રીઅ સંગમ, અંગ મનોહર થાઈ. ૫૨

**मुख कहिणूं** ઈ–મુખે કહ્યું જાય નહિ, વર્ણી શકાય નહિ. **प्रीअ संगम**–પિયુનો સમાગમ.

ખૂપ ભર્યા શિર કેતકિ, સેત કિયા શિણગાર;
મિલીઆ મંડન સારી અ, નારી અ શ્ર ભરતાર.૫૩

માથે કેવડે ખૂંપ ભર્યો છતાં, શ્વેત શણગાર કર્યા છતાં, ઠાઠમાઠ કરી કંથ પત્નીને મળ્યા. **सेत** (સં. **श्वेत**) ધોળા.

સહજ સલીલ મદાલસ, આલસિયાં તેહ અંગ;
રાસ રમઈં અબલા વનિ, લાવનિ લહરિ સુરંગ. ૫૪

**लावनि सुरंग**–લાવણ્યને લીધે મનોહર કાંતિ વાળી.

**સ્ત્રી રૂપ વર્ણન.**

વીણિ ભણું કિ ભુઅંગમ, જંગમ જમ નવરંગ:
રાખડી જડી અ કિ માણિકિ, જાણિ કિ ફણિ મણિ ચંગ. ૫૫

**वीणि** (સં. **वेणी**) વેણ, ગૂંથેલો ચોટલો. હું એમ કહું છું. અર્થાત્ મને એમ લાગે છે, તે ઝૂલતી (**जंगम**) ભભકાદાર વેણ છે તે જાણે (**जम**) નાગ (**भूअंगम** સં. **भुजंगम**) છે; અને માણેકે જડેલી સુંદર (**चंग**) રાખડી તે જાણે કે એ નાગના માથાનો મણિ છે. **राखडी**–માથાનું રત્ન જડિત ઘરેણું; આવા અર્થમાંજ વલ્લભે શણગારના ગરબામાં તથા પ્રેમાનંદે નળાખ્યાનમાં એ શબ્દ વાપર્યો છે, પરંતુ ન સમજાયાથી 'હાથને પોંચે'બાંધવાની રાખડી' એવો કાંઇ અર્થ આપી ટીકાકારે ગોટાળો કર્યો છે. (જુઓ. રા. દામુભાઇ તથા છગનલાલે છપાવેલું નળાખ્યાન.)[1]

કાનિ ઝબકઉ વીજનું, બીજનુ ચંદ કિ ભાલિ!
ગલ્લ હસઈ સકલંક હ, મયંકહ બિંબ વિશાલ. ૫૬

કાને વીજળીનો ચમકાર જોવામાં આવે છે; અર્થાત્ મણિમય કુંડળ વીજળી સરખાં ચમકે છે. કપાળમાં (**भालि**) બીજનો ચંદ્ર શું પ્રકાશે છે; એટલે કે કપાળે હીરાની જે આડ (**ललाटिका**) ચોઢી છે તે બીજના ચંદ્ર જેવી ચળકે છે. તેના ગાલ (**गल्ल**) ચંદ્ર (**मयंक.** સં. **मृगांक**) ના સંપૂર્ણ (**विशाल**) બિંબને હસે છે; અને તે બરાબરજ છે, કેમકે ચંદ્ર તો કલંકવાળો (**सकलंक**) છે.

મુખ આગલિ તું મલિન રે, નલિન જઈ જલિ નાહિ;
દંતહ બીજ દિખાડિ મ દાડિમ તૂં મુખ માહિ. ૫૭

હે કમળ (**नलिन**)! તેના મુખ આગળ તું મલિન દેખાય છે, જા જા પાણીમાં જઈ મ્હો ધોઈ આવ. અરે દાડિમ! તેના મુખમાના દાંતના આગળ તારા દાણા દેખાડ માં.

મણિમય કુંડળ કાનિ રે, વાનિ હસઇ .હરીઆલ;
પંચમ આલવઇ કંઠઈ, કંઠઈ મુક્તાહાર. ૫૮

તેને કાને રત્ન જડિત કુંડળ છે. તે શરીરે કરીને હરિયાળીને હસે છે, એટલે કે તેના શરીરની રોમાવળી હરિયાળી કરતા પણ સુંવાળી ઘેરા રંગની છે; જુઓ પ્રેમાનંદનું નળાખ્યાન 'રામા અંગની રોમાવળી વનસ્પતિ હવે મરે બળી' તે કંઠથી પંચમ સ્વર અલાપે છે, એટલે કે પંચમ સૂરથી ગાનારી કોયલના જેવો તેનો સ્વર છે. વળી તેના ગળામાં મોતીનો હાર છે.

ભમહિ કિ મનમથ ધણુ હિ અ, ગુણ હિઅડઈ વર હાર;
બાણ કિ નયન કડાખલા, નાક રચ્યાં નલીઆર. ૫૯

---

[1] રા. બ. કે. હ. ધ્રુવનું લખવું ખરૂં છે. માથાના ચોટલાના અર્થમાં રાખડીનો અર્થ તેમના કહેવા પ્રમાણે યથાર્થ છે તેની સાથે રા. છગનલાલ મોદીનો અર્થ જે હાથના પોંચા પર બાંધવાનું ચાંદી કે સોનાનું બોર અર્થ કરે છે તે પણ ખરો છે. આજ પણ સીમંત (ખોળાભરણા) વખતે બેનને હાથે તે બાંધવામાં આવે છે તેને પણ રાખડીજ કહે છે. નણંદી બાંધે છે ને પ્રસવ થતા સુધી તેને રાખવામાં આવે છે. માથે બાંધવાની રાખડી 'શબ્દને ઠેકાણે 'બોર' બાંધવામાં આવે છે તે પણ રાખડીના 'બોર' જેવડું તે ભાતિક હોય છે. રાજપૂત કન્યાઓ વિશેષે કરી બાંધે છે. અન્ય વર્ણમાં તેનો ચાલ બહુજ કમી છે. પણ છે તો ખરોજ. છ. વિ રાવળ.

તેની ભમર (**भमहिं**) તે શું કામદેવનું ધનુષ્ય છે, છાતી ઉપર પહેરેલો સુંદર હાર તે તેની પણછ-દોરી છે, નેત્રના કટાક્ષ (**कडाखलां**) તે શું તીર છે, અને નાક તે ભાથો છે. **रच्यां**-રચ્યું-બનાવ્યું છે. **नलीआर** (સં. **नालीक** પુ. તીર. **अगार** પુ. ઘર )-ભાથો.

સીમંત સીંદુરિહિં પૂરિઉ, પૂરિઉ મોતી અ ચંગ;
રાખડી જડી અ કિ માણિકિ, જાણિ કિ ફણિમણિ ચંગ. ૬૦

પલ્લવ પેશલ પાણિરે, જાણિ કુસુમ સુકુમાલ;
સરલ તરલ ભુજદંડરે, દંડ કમલિની નાલ. ૬૧

સીમંત—સેંથો **पल्लव पेशल** ઇ-હાથ અર્થાત્ હાથેળી રંગે નવી કુંપળ સમાન મનોહર (**पेशल**) અને ફુલ (**कुसुम**) સમાન કોમળ જણાય છે. **सरल**-સીધા. **तरल**-હાલતા. **कमलिनी**-કમળનો છોડ, **नालदंड**-કમળનો દાંડો, મૃણાલ. **भुजदंड** જેના હાથ કમળના દાંડા સરખા છે.

હરિણ હરાવઈ જોતી અ, મોતી અ નાં શરિ જાલ;
રંગિ નિરૂપમ અધરરે, અધર જિશાં પરવાલ. ૬૨

તે દૃષ્ટિયે જોતાં હરણને હરાવે છે, અર્થાત્ હરણ કરતાં તેનાં નેત્ર વધારે મોહ ઉપજાવે એવાં છે. તેને માથે (**शरि**) મોતીની લટરો (**जाल**) છે. તેનાં ઓઠ (**अधर**) લાલાશમાં ઉપમા વગરના (નિરુપમ) છે. પ્રવાળ ઓઠ આગળ એટલાં ઝાંખાં જણાય છે કે પ્રવાળ ઓઠ જેવાં છે એમ કહેવું પડે છે.

**વિલાસ વર્ણન—**

અલવિહિં લોચન મીચઈ, હીંચઈ હીંડોલડે એકિ;
એક હણઇ પ્રીય કમલિરે; રમલિ કરઇ જલિ એકિ. ૭૧
એક દિં ઉપાલંભરે, વાલંભ રહઈ સુ વિચાર;
બાલઇ એકિ મહૂઅર બહૂં અ રચઇ ઝણકાર. ૭૨

**अलविहिं**-ઉતાવળથી, એકદમ. **रमलि**-રમત, ગમ્મત, ક્રીડા. **उपालंभ**-ઠપકો, મર્મવાક્ય. **वालंभ रहइं**-વલ્લભ પ્રત્યે, પ્રિયુજી પ્રત્યે. **वालइं ई**-ભમરો મુખ આગળ આવી ગુંજારવ કરી બાઝ્યાં કરતાં એક તેને ઉડાડી મૂકવા કંકણનો બહુ ઝણકાર કરે છે. (આવો કંઈક અર્થ હશે).

મુરકલઈ મુખ મચકોડઈ, મોડઈ લલવલ અંગ;
વાનિ સુવર્ણ વખોડઇ, લોડઇ નિતુ નવ રંગ. ૭૩

**मुरकलइ** ઇ-મરકલડું (સ્મિત હાસ્ય કરી) મ્હોં મચકોડે છે, અને સુકોમળ શરીર આમ તેમ લચકાવે છે. વપુના વાનથી જેનો વર્ણ ઉત્તમ મનાય છે એવા સુવર્ણ (હેમ)ને પણ વખોડે છે, મતલબ કે કુંદનથી પણ તેનું શરીર વધારે તેજસ્વી છે. નિત્ય પ્રતિ (નિતુ) તે નવનવા ખેલ ખેલે છે. (**लोडइ**).

**અન્યોક્તિ--**

કંટક સંકટિ એવડઈ, કેવડઇ પઇસી અ ભૃંગ,
છયણપણઈ ગુણ માણઇ, જાણઈ પરિમલ ચંગ. ૭૪

ભમરો કેવડામાં પેશીને એવડું ભારે કાંટા વાગવાનાં દુઃખ વેઠીને પણ વિલાસીપણા વડે તેની ખુબી (**गुण**) અનુભવે છે, કેમકે તે તેની ખુશબો જાણે છે. **छयण** (પ્રા. **छप्पण**)-વિલાસી. **छयणपण**-વિલાસીપણું.

પાડલ છઈ અતિ કૂંઅલી, તૂં અલીઅલ મ ધંધોલિ;
તૂં ગુણવેદ્ર તે સાચઉ કાચઉં મહીમ વિરોલિ. ૭૫

પાડલ (સં. **पाटली**) પાડળના ફૂલની કળી. **कूंअली**-કુમળી. **अलीअल**-ભમરો. **म धंधोलि**-ઢંઢોળ માં, બાઝ માં. **गुणवेद**-ગુણ જાણનાર, ખુબી પરખનાર. **काचऊं** ઈ-કાચું એટલે પૂરું ન જાગેલું દહિં વલોવ મા. (**म विरोलि**).

બુલશરી મદ ભીભલૂં ઇ ભલૂં અલિ તણૂં રાજ;
સંપતિ વિણ કુમાલતીમાલ તી વીસરી આજ. ૭૬

**बुलशरी** ઇ-બોરસલીના મદથી મસ્ત. **ई**-આ **संपत्ति** ઇ-ખુશબો વગેરે સમૃદ્ધિ. (**संपति**, સં. **संपत्ति**) વગરની ફૂટી માલતી ફૂલની માળાં તે (**ती**) આજે વીસરી. મતલબ કે આ વસંત ઋતુમાં બોરસલીની સુગંધથી મસ્ત બન્યાથી ભમરો ચોમાસાની ફીકી માલતી ભૂલી જાય છે.

બાલઇ વિલસિ વાવિ તર ભમર નિહાળએ માગ;
આવરિયાં ઈણ નીગુણ (નીગુણ) થ્યુ તુઝ લાગ. ૭૭

આ કડીના અક્ષર અસલમાં પૂરા વંચાતા નથી. અર્થ પણ બેસતો નથી.

બાલઇ નેહપરાણ, ન જાણ ભલુ સખી ભૃંગ;
અલગ થિકુ ગુણ બિમણુએ દમણુએ લિઈ રસરંગ. ૭૮

હે સખી, નેહ પરાયણ (नेह पराण सं.-स्नेह परायण) એટલે પ્રેમાળ માણસને ભમરો બાળે છે. તું રખે એને ભલો સમજતી. अलग थिकुं–અલગ છતાં. ઉત્તરાર્ધ અસ્પષ્ટ છે.

કેસૂઆ ગરવ મ તૂં ધરિ, મૂ શરિ ભમર બઇઠ;
માલતીવિરહ બહૂ વહઇ હૂં હવં ભણી અ પઇઠ. ૭૯

હે કેસૂડા ! મારે માથે ભમરો બેઠો હવે મારા વિષે ભમરો પેઠો એમ કરી તું ફૂલી જા માં. એ માલતીનો વિરહ બહુ ધારણ કરે છે એટલે કે માલતીને ઝંખ્યા કરે છે. માલતી હજુ તેને લગારે વીસારે પડી નથી.

સખી અલિ ચરણુ ન ચાંપઇ ચાંપઈ લિ નવિ ગંધ;
રૂડઈ દોહગ લાગઇ, આગઇ હશુ નિબંધ. ૮૦

હે સખી ! ભમરો આ ચંપાના ફૂલને પગે ચાંપતો પણ નથી, અને સુગંધ પણ લેતો નથી. અહો આવા રૂડા ફૂલ વિષે પણ દુહાગીપણું (दोहग सं. दौर्भाग्य) વસે છે ? અથવા પૂર્વે એવો નિબંધ હશે.

નિતુ નિતુ ચરીઅઈ મરૂઉ, ગરૂઉ ગંધ કુરંગિ;
ભમર ભમી ભમી રીણ ઊ લીણઉ તસ રસ રંગિ. ૮૧

रीण (સં. अरण्य)-જંગલ, હે ભમરા મરવો તો રોજ ખવાય છે (चरीअइ) પરંતુ કુરંગી (એળચીનો છોડ) બહુ ખુશબોદાર હોય માટે આખા જંગલમાં ભમીને પણ રંગલેર તેનોજ રસ લેવો. (लीणउ)

......ગુણ કરઈ અગરજા કરી અ જાઈ,
અછ અજ તીણું નમં સઇ વંશ વિભૂષણુ સોઇ. ૮૨

અસલમાં અક્ષર પુરા ઉકલતા નથી તેથી અર્થ બેસતો નથી.

મુરખા પ્રેમ સુહાતી અ જાતી ચ ગઇ મ ચીંતિ;
વિહસી અ નવ નીમાલી અ બાલી અ માંડિ ન પ્રીતિ. ૮૩

जाती (સં. जाति)-જાઈ. म चींति–મા વિચાર. विहसी वनि नवमाली अ वालि अ मांडि अ प्रीति. આવું જો બીજું ચરણ લઇયે તો 'વનમાં બાળેરી નવમાલિકા ખીલી છે. (विहसी) તેની સાથે પ્રીતિ જોડ' એવો અર્થ થાય.

ભમર પલાસ કરાં બલા, આંબલા આંબિલી છાંડિ;
કુચ ફૂલિ ફૂલિત કિ કરણી અ તરુણી અ શૃંરતિ માંડિ. ૮૪

હે ભમરા તું ખાખરાના ફૂલ (पलाश કેસૂડાં) ને બલા તરીકે ગણીને તજી દે (वला करां) તથા *આંબા અને આંબલી તજી દે, અને કુચ ફૂળથી* ફૂલેલી જોબનવંતી સ્ત્રી જાણે (कि) હોય તેવી ફૂલથી લચેલી કરણી સાથે પ્રીતિ જોડ.

દમણુ એ ગુણુ મદી માતઉ રાતઉ રૂપિહિં ભૃંગ;
કુંદ કુસુમ રમાડએ છાંડએ ચાંપલિ સંગ. ૮૫

કુંદના ફૂલના છોડ (दमणए સં. दमन કે दमनक) ના વિષે તેની ખુબીને લીધે મસ્ત બનેલો (मातउ), તેની ખુબસુરતીથી (रूपिहिं) આસક્ત બનેલો (रातउ) ભમરો કુંદ ફૂલને રમાડે છે, અને તે ચંપાના ઝાડ સાથે સમાગમ તજે છે.

**समाप्ति—**

ઇણું પરિ નિજ પ્રીય રંજવઈ મુંજવયણુ ઇણું ઠાઈ;
ધન ધન તે ગુણવંત वसंत विलास જે ગાઈ. ૮૬

એ પ્રમાણે આ ઠેકાણે (इणं ठाइ) અર્થાત્ આ પૃથ્વી ઉપર મીઠાબોલા પુરુષો (मंज वयण સં. मंजु वचन) પોતાની પ્રિયા (निज प्रीय)ને રંજન કરે છે. (रंजवइ) તેમના વસંત ઋતુના વિલાસ સંબંધી આ કાવ્ય જે ગાય તે ગુણવંત પુરુષને ધન્ય ?*

કે. હ. ધ્રુવ.

* સન ૧૯૮૨ ના માહે એપ્રેલ, મે, જુન, જુલાઇ અને અગષ્ટના ગુજરાત શાળાપત્રમાંથી ઉતારો.

છ. વિ. રાવલ.

---

[ આ વસંતવિલાસ અમને જૈન કવિનું લાગે છે. આને વધારે સંશોધી રા. ધ્રુવ સાહેબે 'પ્રાચીન ગૂર્જર કાવ્ય'ના પુસ્તકમાં બહાર પાડયું છે. વસંતનો અંક–વિશેષાંકમાં આને સ્થાન ન મળ્યું તેથી અત્ર પ્રકટ થાય છે. સુધારેલા અર્થ સહિત હાજી અલારખીઆના સ્મારક ગ્રંથમાં પ્રકટ થયું હતું. અહીં તો ઘણું જૂનું સંસ્કરણ રા. છગનલાલ રાવળે ગુ. શાળાપત્રમાંથી ઉતારી મોકલ્યું તે પ્રકટ કરવામાં આવ્યું છે એટલે તે સર્વની સરખામણી થઇ શકશે. તંત્રી. ]

# વિનયવિજયકૃત નેમિજિન બારમાસ સ્તવન.

## સં. સ્વ. મણિલાલ બકોરભાઈ વ્યાસ.

ર. સં. ૧૭૨૮.

"ઓધવ માધવ નઈ કહો" એ દેશી.

પંથીઅડા[1]રે સંદેસડો, કહયો[2] નેમને એમ;
છટકી છેહ ન દીજીઈ, નવ ભવનો પ્રેમ. પંથિઅડારે.૧
માગસિર માસઇ મોહિઉં, ગોહનીએ મન;
ચિતમાંહિં લાગી ચટપટી, ભાવઇ ઉદક ન અન. પં. ૨
ખેત્ર ફૂલ્યાં સવિ સાલિના,[3] ગાઈ ગોપી ગીત;
કામકલારસ કેલવઇ, પિઉ બાલો ચિત. પં. ૩
પોસઇ રોસ ન રાખીઈ, પ્રીયાસુ વિણદોસ;
એ દિન કાયા પોસીઈ, ન કરો તપ સોસ. પં. ૪
ટાઢઈ ગાઢ પરાભવ્યાં,[4] જઈઇ કુણ પાસ;
નાહ[5] નિઠર[6] મેહલી ગયો, સુનઈ[7] આવાસ. પં. ૫
નાહ વિના માહ માસની, રયણી ન વિહાય;[8]
સૂનિ સેજઈ તલપતાં, વરસા સો[9] થાય. પંથિ. ૬
પ્રહ[10] ઊઠી પિઉ પ્રેમસ્યું, જિમીઇ ઊન્હા અન્ન;
ધરિ આવો તો વાલહા, ઘણા કરૂ રે જતન્ન. પં. ૭
તેલ તંબોલ જઈ તલિકા,[11] તરૂણી તન તાપ;
સેજ સજાઈ સજ કરૂ, ન હોઈ સીત સંતાપ. પં. ૮
ફાગુણના દિન ફૂટડા, જો હોઇ પિઉ સંગ;
ખેલું લાલ ગુલાલ સું, ચઢતઈ ઉછરંગ. પં. ૯
ભોલી ટોલી સવિ મિલી, હોલી ખેલંત;
કંત વિછોહાં[12] માંણુસાં, એ દિન સાલંત. પં. ૧૦
ચૈત્રેં તરૂઅર ચિતર્યા, ફૂલી વનરાય;[13]
પરિમલ મહકઇ કુસુમના, મધુકર ગુણ ગાય. પં. ૧૧
જો પિઊ એહ વસંતમાં, ઘરિ આવઇ વસંત;
મુઝ હીઅડું હેજસ્યું,[14] પરિમલ વિહસંત. પં. ૧૨
વૈસાખઇ સાકર જિસી, પાકી આંબા સાખ;
પ્રીસું[15] હું કરિ કાતલિ,[16] પિઉડા રસ ચાખ. પં. ૧૩
જેઠઈ મિઠી છાંહડી, દેઇ પીઊ ગલબાંહિ,
વન વાડી આરામમાં, રમીઇ ઉચ્છાંહ. પં. ૧૪
ભરીઅ ખડોખલિ[17] ઢમકમઇ, કેસર કપૂર;
આવો હો નેમજી ઝીલીઇ, રીસ મુંકો દૂરિ. પં. ૧૫
આસાઢઈ આવી ઊનયો,[18] ચિહું દિસિ ઘનઘોર;
મંદિર આવો મોહનાં, કાં થાઓ કઠોર. પંથિ. ૧૬
ગયણ[19] ધડુકઇ ધૂંધલો,[20] મોર કરઇ કિંગાર;
વીજલડી ઝબ ઝબ કરઇ, અબલા કોણ આધાર. પં. ૧૭
શ્રાવણ શ્રવણે મઈ સુણ્યો, જગમાં વરસંત;
પીઉ યોવા નઈ[21] અલજ્યાં,[22] નયણાં નીર ઝરંત. પંથિ. ૧૮
નીલંબર ધરણી ધરઈ, જલધર પીઉ સંગ;
મુનઇ પટોલી લ્યાવયો, મનિ આની રંગ. પં. ૧૯
ભાદ્રવડઇ જલ ઊલટઈ. ભર્યાં નદી નિવાંણ;
પ્રાંણ વલભ મુઝ વેગલો, કિમ રાખું પ્રાણ. પં. ૨૦
રાતિ વિહાઈ દોહિલી, જપતાં તુંમ્હ નાંમ;
સાજન સાચુ માંનયો, નયણઇ નીદ હરામ. પં. ૨૧
આસો આસ્યો દોહિલો, જસ વાલિંભ દૂરિ;
પિઉ સાથઈ દીવાસડી, હઈ સુખ ભરપૂર. પં. ૨૨
નીર નીવાણઈ નીતર્યાં, થયાં મારગ સૂધ;
આવ્યાનો અવસર થયો, આણો હિત બુદ્ધિ. પં. ૨૩
કાતી માતી કામિની, રાતઈ પિઉસંગ;
દેખી મુઝ મન ઉલ્હસઇ, તુમ્હ સેવા રંગ. પં. ૨૪
એહવા સુણી સંદેસડા, નેમજી કહઇ ચંગ;
મુગતી મંદિરમાં આવયો, મિલસ્યું મન રંગ. પં. ૨૫
નેમિ રાજુલ બેહુ મિલ્યા, પામ્યા સુખ અનંત;
વિનય સદા સુખ પાંમીઇ, ભજતાં ભગવંત. પં. ૨૬
સંવત સત્તર અઠાવીસઈ, રહી રાંનેર ચોમાસ;
રાજુલ નેમિ સંદેસડો, ગાયો હરખ ઉલ્હાસ. પં. ૨૭

(૧) પંથી=મુસાફર જતા આવતા સાથે સંદેશા મોકલવાનો ચાલ હતો. કારણ કે ખાસ ખેપીઓ મોકલવો એ ઘણું ખર્ચાળ કામ હતું. (૨) કહેજ્યો જ તે સ્થાને ય લખવાના રિવાજને લીધે જે તે બદલે યો લખ્યો છે. જૂના વાંચનાર તો એને "જો જ" વાંચતા હતા. (૩) શાલિધાન્ય=ડાંગર. (૪) હરાવેલાં=થકવી નાખેલાં. (૫) નાથ. (૬) નિષ્ઠુર=દયા વગરનો. (૭) સુને. (૮) જાય. (૯) સો વર્ષ જેટલી. (૧૦) પ્રભાત. (૧૧) રજાઈ. (૧૨) વિખૂટાં. (૧૩) વનરાજિ. (૧૪) હેતથી. (૧૫) પીરસું. (૧૬) ચારિયાં. (૧૭) હોજ. (૧૮) ચઢી આવ્યો. (૧૯) ગગન. (૨૦) ઘેરાયેલા. (૨૧) જોવા માટે. (૨૨) અભિલાષાવાળા.

# નેમિનાથ દ્વાત્રિંશિકા.

[ એક અપભ્રંશ ટૂંકું કાવ્ય. ]

સંશોધક-તંત્રી.

સયલ જગ લલિય લાવન્ન સોભાવહં,
નમવિ સિરિ નેમિ જિણુ પાય પંકયમહં;
થુણુવિ નસુ ચરિય બહુ ભત્તિભર પરિઉં,
મણુ વયણુ કાય આણંદિ અંકૂરિઉં. ૧

નાણુ વિન્નાણુ ધણુ ઝાણુ દંસણુ ગુણા,
કરણુ દમચરણુ પરિચરણુ ધી ધારણા;
સયલ ફલવંત કિર હોઈ ભવિયણ જણે;
તાત તુહ થુણણુ રસ રસિય ભવિયણ ભણે. ૨

અયર તેતીસ અવરાજિ એ સુર ભવો,
કરિય સોરિયપુરે સમુદવિજયાહિવો;
તત્થ સિવદેવિ કુચ્છિ (કુખં) સિઉ વ વન્નુઉં,
નિહુયણાણંદ સોહગ્ગ સંપુન્નઉં. ૩

માસિ સાવણુ સિઐ પંચમી વાસરે,
નાહ તુહ જમ્મ જગિ મિલિય સચરાચરે;
દસ કુમરિય સુઈકિમ કરઇ રોમંચિયા,
ન્હવઈ સુરસેલિ ઈંદાઇ આણંદિયા. ૪

પનિમાચંદ જિમ નયણ આણંદિણો,
સંખ લંછણુ ચણો જણિય જગિ રંજિણો;
રૂવ લાવન્ન બલિ કુણઇ નહુ નામિઉં,
રમઇ રામેણુ ગોવિંદ સિઉ સામિઉ. ૫

મયણુ ભડ ભૂરિ ભડવાય ભર ભંજણો,
સંખ સદ્દિણુ જરા સિંધુ બલ ગંજણો;
વામ ભુય દંડ હરિ હેલિ હિંડાલણો,
ધરિય ધારિમ ધરા મેરૂ ગિરિતોલણો. ૬

ભોગ ભંગી ભુજંગી પુરી વજ્જણો,
સામિતણુ વિમલતણુ સિરિ સિવાનંદણો;
લલિય ગય લલીય મઈ લલિય સંવર ધરો.
તિન્નિસઈ વરિસ ધરિ રહિઉ નેમિસરો. ૭

મિલિય જદવંસ નરનારિ રજ્જગુકગો,
રાસયવિચ્છડિ વીવાહ વરિ ચલ્લ ગો;
પસુય ધણુ પિખિ કરૂણાપગે વલિયઉં,
સુરભિ કેણાવિ કિ બંધણે કલિયઉં. ૮

સમય જાણેવિ લોગંતીયા આગયા,
નમવિ સિરિ નેમિ જિણુ વન્નિવઇ દેવયા;
ધમ્મવર તિત્થ જગિનાહ તુમ્હિ પયટીઉ,
સૂરિ જિમ મોહ અંધાર ઉફેડઉં. ૯

તણુ જિણુ વરિસ દિણુ દાણુ દેઇ કરી,
માય પિયરાણુ પહુ અણુમયં અણુસરી;
પરમ સંવેગ રસ રસિય સાહસ પુરો,
બારઈ મજિઝ મજ્જેણુ જિણેસરો. ૧૦

મિલિય સુર અસુર નર કોડિકોડી ગુણા,
જય જયાકાર ભરિ કરઇ જિણુવર ગુણા;
માસ સાવણિ સીઐ છઠિ દિણિ સામીઉં,
ચડિય રેવંતગિરિ નેમિ શિવ ગામીઉં. ૧૧

રામયઈ રામયઇ રહિયઉં,
સહસ સહકારવણુ સહસજણુ સહિયઉં;
લેઈ સંજમ સિરિ નેમિ જિણેસરો,
છઠિ તપિ કિન્નરા સામિ પરમેસરો. ૧૨

નિય મનિ કસાય સંસાર સિવસમ મણો,
બીય દિણિ વહિય વરદત્ત ઘરિ પારણો;
દસ દિસાગંત બહુ જંત રકખણુકએ,
નેમિ જિણુ ધણુહ દસ માણુ કરિ સોહએ. ૧૩

માસ આસોય અમાવસી સુહદિણે,
દિવસ ચઉપન્ન હણિય ચૂરિ ભવરિઉગણે,
વિ(હિ)ન્નિ ઉવવાસ કરિ દિકખઠાણું ઠિઉ;
પરમ સંવેગ કેવલ સિરિં વરિયઉં. ૧૪

સયલ સુરવર સયલ સુરવર મિલિય બહુ ભત્તિ,
આણંદિય ઉલ્લસિયમણિ સમવસરણિ નિમ્મવઈ બહુપરિ;
સિંહાસણિ સિંહ જિમ નેમિનાહવ વસઈ તિહિ ગિરિ,
જય જયકાર સમુલ્લસિયઉ વહંસીય જિણુ ધમ્મ;
ગો જન વાણિય અમિય જિમ સામિય મહિમારંભ. ૧૫

ધમ્મ દેસણ સુણિય મુણીય ભવજંભયં,
કેવિ ચારિત્ત મહ કેવિ સાવયવયં;
કેવિ સમ્મત ગિણ્હંવિ ઉત્તમતમં,
નેમિ જિણુ પાસિ ગુરૂ ભાવિ વાસિહિ સમં. ૧૬

સહસ અટ્ઠાર સહસરિથ મુણિ દિક્ખિયા,
સહસ ચ્યાલીસ સાહુણિ સયં નમિયા;
ઇગુણહત્તરિ સહસ લક્ખ ઇગ સાવયા,
સહસ છત્તીસ સયલક્ખ તિનિ સાવીયા. ૧૭
નમિર સંથુણિર સુર અસુર નારી નરા,
વિન્નવઈ નાહ તુહ પાય સેવાપરા;
ઉલ્હસિર ભત્તિભર ભરિય રોમંચિયા,
મણ મણોરહં ભણઉં નાહ ચિર સંચિયા. ૧૮
દેવ ભાવારિ ગણ જેઉ તુમ્હિ જિત્તઉં,
તેહ હઉં જિત્ત છઉં નાહ તુહ ભત્તઉં;
કરિય સેવક દયા પસુય જિમ સામિઉં,
કમ્મ બંધાઉ મેલ્હાવિ ગો સામીઉં. ૧૯
અણંત પુગ્ગલ ફિરિય ચઉદ રજ્જગોચરે,
જીવ ચઉરાસી એ લક્ખ ઠાણંતરે;
તિરિય ગઈ મણુય ગઈ નરય ગઇ સુર ગઇ,
તુમ્હ દંસણ વિણા દુક્ખ મઈ અણુહઈ. ૨૦
નેમિ જિણવર નેમિ જિણવરમોહ માહપ્પઉં,
હીણઉ દીણ મણ ચઉકસાય વિપયહ વિગંજિય;
મિત્થત્ત ગહ ગણકુલિઉ કોડિ રૂવ પાખંડ રંજિય,
કુગુરૂ કુદેવ કુતિત્થ કુલ, કોડાકોડિ ભમંતુ
તુહ સરણાઈ હોઈ કરિ, હિવ હૂઉ નિશ્ચિંતુ. ૨૧
નયણમણિ વયણ તણ અમીય રસ રસીયઉ,
દેવ તરૂ ધેણ મણિ કુંભ કરિ વસીયઉ;
જમ્મ મહ દિવસ મહ પુણ્યતરૂ ફલિયઉ,
અજ્જ રેવંતગિરિ તુમ્હ જઉ મિલિયઉ. ૨૨
વય ગહણ નાણ સિવ ઠાણ ઇહિ પામિઉં,
તત્થ ગિરિ ચડવિ મઇ તુમ્હ સિરિ નામિઉં;
ધરિય ગરૂઅડિ ધણી સાર હિવ કિજ્જએ;
ઓગહુન્ન વિસ વેમ મવએ દિજ્જ એ. ૨૩
કમલ દલ ભમર જિમ લીણ છઉં તુમ્હ પએ,
એગ સંવાસિ હિવ વાસ દિઈ સિવ પએ;
રિદ્ધિ બહુ માણ દાણેણ સામી સયં,
કરઇ ગુરૂ આજઉ નિય સમં સેવયં, ૨૪
ગયણ દિય કરઇ રવિ કમલ પડિબોહણં
દૂર દિય તુજ્જ જ્ઝાણેણ તિમસોહણં;
ગુરૂય રેવંતગિરિ સોવિ સિવદાયગો,
ભેટિઉ કટરિ મહપુન્ન નર નાયગો. ૨૫

ધન્ન વાસર ધન્ન વાસર અજ્જમહં નાહ,
સિરિ રેવયગિરિ ચડિય નેમિનાહ નયણેહિ દિઠઉ,
અઇ ફલિઉં પુન્નતરૂ અમિય મેહ મહ દેહિ વૂઠઉ;
તુહ ગઈ તુહ મઈ તુહ જિ ગુરૂ, તુહ સામિય તુહ દેવ,
તિમ કરિ હિવ જિમ હોઇ મમ, ભવિ ભવિ તુમ્હ
પયસેવ. ૨૬
મયણ જિણ જિત્ત જગજંતુ જગદંતરે,
સોવિ મોહેણ સંહણિય હેલા ભરે;
એહ માહપ્પ તુહ સયલ જગિ ગજ્જએ,
જગહ દુજ્જણ જએ કવણ નહ છજ્જએ. ૨૭
વય પ્રાહણ જિણ ભુવણ બિંબ બાહુ સુંદરો,
સંબ પજ્જુન્ન અવલોય સિહરોવરો,
ગઇંદમય કુંડ કંચણ બલાણાણુઉં,
અંબિકા પમુહ બાહુ ઠાણ કંચણમઉં. ૨૮
એહુ રેવંતગિરિ સુકય જણ સલ્લહો
તિત્થ તિયલોય ગુરૂ નેમિ જગિવલ્લહો,
નમિય મણ રંગિ ગુણ રંગિ તસુ થુણિયઉં,
વરસ એ માસ દિણ ધન્ન કરિ મુણીયઉ. ૨૯
નાહ લહઉ નાહ લહઉ મણુઅ ભવ એહ,
કુલ નિમ્મલ સુગુરૂ ગુરૂ વીતરાગ જિણ ધમ્મ સંજમ,
તુહ દંસણ પૂયણ ન્હવણ ગુણહ ગાન ગિરનાર ઉત્તમ,
ઇત્તિય ચડિઉં ઇક્ક હિવ, હત્થાલંબણ દેહિ;
જિમ હેલાઈ હઉં ચડઉં, અઇ ગુરૂ આઇ સિવ
ગેહિ. ૩૦

પુહવિ પૂરિય પુહવિ પૂરિય સયલ વરિસાઉ,
સિરિ રેવયગિરિ ચડિય નાણ ઠાણ માસોપવાસિહિ,
આસાઢ અટ્ઠમિ રયણિ ધવલ પખિ મુણિગણ
વિભાસિય,
પંચ સયા છત્તીસ સઉં, ઉમ્મૂલિય ભવકંદ,
સોહગસુંદર સિદ્ધિપુરિ, પત્તઉ નેમિ જિણંદ. ૩૧
ઇય નેમિજિણવર ભવણદિણયર વાસુદેવ નમંસિઉ
ગોમેધ અંબિક જક્ખ જક્ખિણિ વિહિય
સાસણિ સંસિઉ,
ઇગવીસ ઠાણિ સુદ્ધ ઝાણિહિં વિનયલસિરિહિં સંથુઉં
જગિ જણીય રીજં બોધિબીજં દેહિ વંછિય
પૂરઉં. ૩૨

—ઇતિ શ્રી નેમિનાથ દ્વાત્રિંશિકા સ્તવન.

# પરલોકમાંથી સહાય કરતા મિત્રો.

[ એક સાચી બનેલી વાત. ]

કરોડપતિ, રેલ્વેઓ બાંધનાર, અને લેખક આર્થર એડવર્ડ સ્ટીલવેલ ૨૬ મી સપ્ટેમ્બર ૧૯૨૮ મા ૩૦૫ વેસ્ટ એન્ડ એવેન્યુ ન્યુયોર્કમાં મૃત્યુ પામ્યો. તે આધુનિક જમાનાના એક અદ્‌ભુત વૃત્તાંતનો મુખ્ય નાયક હતો. આ, હેન્રી ફોર્ડ, વેસ્ટીંગહાઉસ, અને સ્વેબ ( Sehwab ) નો અંગત મિત્ર, માનતો હતો કે તેની જીંદગીનું દરેક કાર્ય તેને અદ્રશ્ય આત્માઓ તરફથી સુચવવામાં આવતું હતુ, અને તે દ્દઢતાથી તેના મૃત્યુ સુધી કહેતો હતો કે તેની ફત્તેહ સર્વાંશે આ દોરવનાર આત્માઓને આભારી હતી.

આ વૃત્તાંતમાની સૌથી ધ્યાન ખેંચનાર બાબત તો એ છે કે સ્ટીલવેલના કથનને તેની વેપારતી કારકીર્દીની અદ્‌ભૂત વિગતો, આશ્ચર્યજનક રીતે ટેકો આપે છે. તેના કહેવા પ્રમાણે અસામાન્ય રીતે જે સલાહો તેને મળી તેનાથી તે પોતાને તથા બીજાને માટે અઢળક દ્રવ્ય કમાયો.

જીંદગીની શરૂઆતમાજ યુવાન સ્ટીલવેલને જણાયું કે તેના મિત્રો કરતાં જુદાજ પ્રકારના મિત્રો અને મહાન રક્ષકો તેને હતા. તે તેના પરલોક સાથેના મંબંધનું અસાધારણપણું સમજવા જેટલો મોટો થાય તે પહેલાં તો તે મંબંધ તેને માટે સામાન્ય થઈ પડયો. તે એક પ્રકારની સમાધિમાં પડી જતો, અને તેને સલાહ, ચેતવણી કે ભવિષ્યવાણી મળતી. તેના 'રક્ષકો' સાથે વાતચીત કરવાની રીતનું વર્ણન આગળ ઉપર આવશે.

તેના પંદરમા જન્મદિવસે તેને સંદેશો મળ્યો કે ચાર વર્ષમાં તે જેનીવીવ એ. એ. વુડ ( Genevìene A wood ) નામની એક બાળાને મળશે અને પરણશે. તે તેવી કોઈ બાળાને તે સમયે ઓળખતો પણ નહતો, તો પણ તેને પરલોકમાંથી આવના ધીમા અવાજ માટે શંકા ન થઇ. ફક્ત તેણે નામ તથા કહેલી તારીખની નોધ કરી લીધી.

ખરેખર ! તે ૧૯ વર્ષનો થયો પછી થોડાજ સમયમા તે જેની વુડને એક દેવળના મેળાવડામાં મળ્યો. અવનવી રીતે જે બનાવો બનતા જતા હતા તેનાથી તેને પણ પહેલાં તો આશ્ચર્ય થયું. પરંતુ તેનો મીસ વુડ સાથેનો પરિચય વધતો ગયો. પહેલેથીજ નિર્મિત થયું હતું તે મુજબજ તેઓ પરણ્યાં. ઇતિહાસમાં આના કરતાં વધુ અદ્‌ભુત ઐક્ય નોંધાયુ નથી, તો પણ આ સંબધ અને ઐક્ય સ્ટીલવેલના મૃત્યુ સુધી ચાલુ હતાં. અને......પછી પણ !

સન ૧૮૬૮ મા આર્થર સ્ટીલવેલ અને જેની સ્ટીલવેલનો ગૃહમંસાર શરૂ થયો. સ્ટીલવેલ ૪૦) ડોલરનો માસિક પગાર કમાનાર કલાર્ક હતો, અને દેખીતી રીતે દુનિયામાં તે ઘણો આગળ વધશે તેવું માનવાના કારણ હતા નહિ.

પણ અદ્રશ્ય મિત્રો સ્ટીલવેલને આમ પડી રહેવા દેવા તૈયાર ન હતા. સ્ટીલવેલના કહેવા મુજબ, તેને, પશ્ચિમ તરફ જઇ રેલ્વે લાઇન બાધવાની સલાહ આપ્યા કરતા હતા કેઃ—

'પશ્ચિમ તરફ જા, અને રેલ્વે લાઇન બાંધ.' સ્ટીલવેલ ગુંચવાઈ ગયો હતો. નાણાં સંબંધી વ્યવસ્થા કરવાનું તો તેને સારૂં જ્ઞાન હતું. પરંતુ રેલ્વે લાઇનનું એન્જીનીયરીંગ કેમ કરવું તેની કંઇ ખબર ન હતી. છતાં પણ ભેદી અવાજ તેને કાનમા સંભળાયાજ કરતો. આખરે તેણે ઘરબાર ઉપાડી લીધાં અને પશ્ચિમમાં કાન્સાસ (Kansas) શહેરમાં ગયો. તેણે શરાફી તથા બોન્ડઝ પાછળ પોતાનો થોડો સમય ગાળ્યો. પરંતુ ધીમે ધીમે તેનો વ્યાપાર વધતો ગયો, અને ૨૬ વર્ષની ઉમરે પોતાની પહેલી રેલ્વે લાઇનિ બાંધવી શરૂ કરી ત્યાં સુધી તે દેખાવમાં નાના છોકરા જેવો લાગતો હતો.

તેને એકલે હાથે મનીટ્રસ્ટ (Money Trust) નામની સીંડીકેટ સામે થવું પડયું હતું તે છતાં પણ

શરૂઆતથીજ તેની ફતેહ અદ્ભૂત હતી તે સમયે દેશનું નાણા પ્રકરણ એવા થોડા માણસોના હાથમાં હતું કે જેઓ બહારના કોઇને ફાવવા ન દે. આમ છતાં પણ તેના અદ્રશ્ય મિત્રોની મદદથી પોતાની યોજનામાં તે આગળ વધ્યે ગયો. વૉલ સ્ટ્રીટની લાલચો તથા ધમકીઓની પરવા કર્યા સિવાય તેણે કાન્સાસ સીટી બેલ્ટ લાઇન બાંધી અને આવજા કરવાની સગવડો વધારી. તેનો નિશ્ચય હતો કે તેની રેલ્વે લાઈન સટ્ટાને ઉત્તેજન નહિ આપે, તેમજ ભળતી ઉથલપાથલ કરી લોકોને સટોડીયાના ભોગ નહિ બનાવે.

આ સમયે લોકમતને રમાડી લઇને તથા પરલોકમાં મિત્રોની સલાહ લઇને સ્ટીલવેલ ફતેહમંદ થયો હતો.

આ અરસામાં જ્યારે તેને કંઈ મુશ્કેલ સવાલનો નિર્ણય કરવો પડતો ત્યારે રાત્રે તેના બિછાના પાસે લખવાનાં તથા નકશા દોરવાનાં સાધનો મુકીને એ-સતો; સવારે તે ઉઠતો ત્યારે અદ્રશ્ય મિત્રો સાથેની વાતચીત તેને સંપૂર્ણ યાદ રહેતી એટલુંજ નહિ પણ બાજુમાં મુકેલા કાગળો પર સંભાળપૂર્વક ગણિત કરીને દોરેલા રેલ્વે લાઇનને લગતા નકશા પણ તૈયાર થઇ જતા. તેની દરેક મુશ્કેલીનો જવાબ પણ લખાઈ જતો. અને તે તેના પોતાના હસ્તાક્ષરોમાં નહિ પણ તેના અદ્રશ્ય મિત્રોના હસ્તાક્ષરોમાં આવતો.

એક વખત તેના અદ્રશ્ય મિત્રો સાથે મંત્રણા કરતા સ્ટીલવેલને વિચાર આવ્યો કે તેની બીજી યોજના કાન્સાસ સીટીની દક્ષિણથી મેક્સિકોના અખાત સુધીની રેલ્વે મારફતે થવી જોઇએ. તેને ખ્યાલ ન હતો કે આ યોજના આધુનિક જમાનામાં 'પરલોકમાંની મદદ' નો એક સચોટ પુરાવો થઇ પડશે—તો પણ યોજના તેને ઠીક લાગી અને કાન્સાસ સીટી બેલ્ટ લાઇનનો ફાંટો દક્ષિણ તરફ લઈ જવા ધટતો ફેરફાર કર્યો. થોડાજ સમયમાં તેને માલુમ પડ્યું કે આ યોજના પશ્ચિમ તરફના વ્યવહારમાં અગત્યનો ભાગ ભજવશે.

પણ તેના માર્ગમાં ઘણી મુશ્કેલીઓ હતી. પહેલાં તો તે દેખાવમાં નાનો લાગતો તેથી લોકોને તેની યોજનાપર શ્રદ્ધા આવતી ન હતી. આથી સ્ટીલવેલે મોટી મૂછો ઉગાડી, જે પાછળથી ઘણી જાણીતી થઈ છે. મૂછોને લીધે તેનો દેખાવતો ફરી ગયો. પણ નાણાં બજારના સત્તાધિશો હજી પણ તેની વિરૂદ્ધ હતા. સ્ટીલવેલ ડર્યો નહિ; તેની મદદમાં સાચા, કસોટીએ ચઢેલા અને મનુષ્ય જાણી શકે તેના કરતાં વધુ જ્ઞાનવાળા મિત્રો તૈયાર હતા.

સાધારણ રીતે નવી રેલ્વે લાઇનનો છેડો ગેલવેસ્ટન બંદરે આવવો જોઇતો હતો. સ્ટીલવેલે પણ આ શહેર પસંદ કર્યું હતું. નવી લાઇનને લગતી નાણાંની વ્યવસ્થા કરવામાં તથા તેની યોજનાનો નાશ ઇચ્છતા તેના દુશ્મનોને હંફાવવામાં તે એટલો બધો રોકાઈ ગયો હતો કે તેના 'પરલોકના મિત્રો' સાથેનો તેનો સંબંધ બંધ થઈ ગયો હતો. તેનાજ શબ્દોમાં કહીએ તો, 'મેં મારે માટે હંમેશ તૈયાર રહેતી અદ્રસ્ય મદદ પર આધાર રાખવાને બદલે, મુશ્કેલીમાં, મારી જાત તથા નજરે જણાતી ચીજો પર આધાર રાખવાની સામાન્ય મનુષ્ય માફક ભૂલ કરી હતી.'

નવી લાઈન પર કામ આગળ વધતું હતું, જ્યારે એકાએક સ્ટીલવેલ માંદો પડી ગયો, અને તેની યોજના કેટલોક સમય પડતી મુકાઈ. રેલ્વે લાઇન પર કામ બંધ થઈ ગયું.

પણ સ્ટીલવેલ હાર કબુલ કરે તેમ ન હતું. તેણે થોડો સમય આરામ લીધો. તે અરસામાં તેના 'મિત્રો' સાથેનો સંબંધ ફરીથી ચાલુ થયો. તેની તબીઅત સુધરી. આરામનો ઘણો સમય તેણે પોતાના 'મિત્રો' સાથે સલાહ કરવામાં ગાળ્યો.

આ અદ્રસ્ય મદદ વિશે જાહેરમાં તે ચોક્કસપણે કંઈ કહેતો નહિ. કારણકે લોકોના મનમાં ગેરસમજુતી થાય તેવો આ વિષય હતો. તેને મન મૃત્યુ એટલે એક જુદાજ પ્રકારની જાગૃતિમાં જવા સમાન હતું. આપણે આપણી ફરજોથી વિમુખ ન થઇએ તેટલા ખાતર તે બીનાથી આપણને કુદરતે અજ્ઞાન રાખ્યા છે તેમ તે માનતો.

એક વખતે તેણે કહ્યું હતું કે તેના 'મિત્રો'નું મંડળ ત્રણ યંત્રશાસ્ત્રી (engineers) એક કવિ તથા બે લેખકોનું બનેલું હતું. પાછલાં વર્ષોમાં તેમાં થોડો ફેરફાર થયો હતો.

તેને મિત્રો સાથે વાતચીત કરવી હોય ત્યારે તે અંધારા ઓરડામાં બિછાના પર સુઈ રહેતો, અને જે પ્રશ્નનું નિરાકરણ કરવું હોય તેના પર પોતાનું ચિત્ત એકાગ્ર કરી પડી રહેતો. આ સમયે તેના મિત્રો જે કંઇ કહેતા તે તેના મનમાં જડાઇ જતું.

સ્ટીલવેલના કહેવા પ્રમાણે આ 'મંડળ' આ દુનીઆમાં રહીને અનુભવ લીધેલો હોય તેવાઓનું હતું. તેમનું જ્ઞાન સ્ટીલવેલને ઘણું ઉપયોગી થઈ પડ્યું હતું. આ જ અરસામાં તેના પુસ્તક નામે 'જીવો અને યુવાન થાઓ' (Live and Grow Young) માં લખેલી સલાહ તેને મળી હતી. તે હવે ફરીથી રેલ્વે લાઇન બાંધવાના કામમાં આગળ વધ્યો. ચળકતા લોખંડના પાટા દક્ષિણ તરફ આગળ વધવા લાગ્યા. જ્યારે ગેલવેસ્ટનથી ઉત્તરે આશરે પચાસ સાઠ માઇલ ડોસન ફાર્મ (Dawson farm) સુધી આવ્યા ત્યારે સ્ટીલવેલે એક વિચિત્ર દ્રશ્ય જોયું. એક રાત્રે તે ઝબકીને જાગ્યો અને તેના 'મિત્રો' તેના આસપાસ હતા. તેમના મોઢાં પર સખ્તાઈની છાપ હતી. "રેલ્વે લાઈન ગેલ્વેસ્ટન તરફ નજ જવી જોઇએ." તેઓએ ચેતવણી આપી. 'જો ગેલવેસ્ટન રેલ્વેનું છેલ્લું સ્ટેશન થશે તો તારી જીંદગીની મહેનત ધૂળમાં મળી જશે, હજારોના જાન જશે, કારણકે ગેલવેસ્ટનનો નાશ થશે.'

સ્ટીલવેલ બિછાનામાં બેઠો થઇ ગયો. 'નાશ થશે ?'

તેના મિત્રોએ ડોકાં ધૂણાવ્યાં. તેમાંના એક માયાળુ ચહેરા વાળાએ ઓરડાના એક ખુણા તરફ આંગળી કરી ત્યાં સ્ટીલવેલને તેના મિત્રો જેવુંજ ઝાંખું ધુમસનું વાદળ જોયું. તે સ્તબ્ધ બની જોઇ રહેલ. ધૂમસ દુર થઇને એક ચિત્ર દેખાયું. સૂર્યના પ્રકાશમાં એક શહેર દેખાયું, જેને તેણે તરતજ ગેલવેસ્ટન તરીકે ઓળખ્યું. લોકો રસ્તામાં પોતાના કામકાજે જતા હતા. ફેક્ટરીઓની ચીમનીઓમાં ધૂમાડા નીકળતા હતા. જે બંદર પર તેણે (મીડવેસ્ટ) પશ્ચિમનો પાક લાવવા ધાર્યો હતો ત્યાં વહાણો માલ લેતાં હતાં.

તે જોઇ રહેલ. એકાએક આકાશમાં વાદળાં ઘેરાઈ આવ્યાં. દરીઆમાં તોફાન થયું. દુર દુરથી એક મહાન મોજું ઉછળ્યું, અને શહેર પર અથડાયું. જ્યાં એક મોટું સુંદર શહેર હતું ત્યાં નાનાં ભાંગેલાં કાદવનાં ખંડેર રહ્યાં.

બીજેજ દિવસથી સ્ટીલવેલે દિશા બદલી. રેલ્વે લાઇન ગેલવેસ્ટન તરફ આગળ વધતી અટકાવી. કુદરતી રીતેજ ગેલવેસ્ટનના રહેવાસી, તથા તેના ધંધાના ભાગીદારોએ સખ્ત વાંધો ઉઠાવ્યો. સ્ટીલવેલે તેમનું કંઇ પણ સાંભળવા કે પોતાના વિચારનું કારણ દર્શાવવા ના પાડી. પોર્ટ આર્થર (સ્ટીલવેલના નામ પરથી) બાંધવામાં આવ્યું. તેની જગા તેના 'અદ્રસ્ય' મિત્રોએજ પસંદ કરી હતી.

રેલ્વે લાઇનનું કામ આગળ વધ્યું અને લાઇન મેકસીકોના અખાત સુધી પહોંચી ગઇ, અને નવું શહેર ઝડપથી વધી ગયું. જ્યાં એક ઉજ્જડ વેરાન હતું ત્યાં સૂએઝના જેવી મોટી કેનાલ બંધાઇ, અને ગાયોને ચરવાનું બીડ હતું ત્યાં નવું શહેર ઉભું થયું.

આ વૃતાંતનો પાછળનો ભાગ આખી દુનીઆ જાણે છે. સ્ટીલવેલની રેલ્વે લાઇન પુરી બંધાઇ ગયા પછી માત્ર ચાર દિવસ પછી પશ્ચિમે ટેક્સાસના અખાત તરફ દરીઆમાં મોટું તોફાન થયું. નજરે જેનારાઓએ સ્ટીલવેલે જણાવેલું મહાન મોજું દરીઆંમાંથી ઉછળતું જોયું. નાશ અને નુકસાનથી ગેલવેસ્ટનનું કમનસીબ શહેર ભાંગી પડ્યું.

જ્યારે ગેલવેસ્ટનના રસ્તાઓ મુડદાંઓ તથા ખંડીએરોથી ઉભરી જતા હતા ત્યારે પોર્ટ આર્થર તદન સલામત હતું. જ્યારે તોફાન પોર્ટ આર્થર સુધી પહોંચ્યું ત્યારે તેનું જોર તદન ઘટી ગયું હતું. પોર્ટ આર્થરમા રોજ માફક કામકાજ હતાં, અને આ શહેર બચી ગયું તેથીજ ગેલવેસ્ટનને જલદીથી મદદ મોકલી શકાઇ હતી.

મિત્રો સ્ટીલવેલને ઘેર વળ્યા અને તેના ડહાપણ અને દુરઅંદેશી માટે મુબારકબાદી આપવા લાગ્યા.

તેને લીધે તેના હજારો માણસોની જીંદગી તથા ભાગીદારોનાં નાણાં બચી ગયાં હતાં. પોર્ટ આર્થર બંધાયું અને તદન બચી ગયું એ એક અદ્દભૂત બનાવ હતો.

સ્ટીલવેલ માનતો હતો તે મુજબ તેના અદ્રશ્ય 'મિત્રો' ની ચેતવણી ખરી પડી હતી. પાછળથી તેણે કહ્યું હતું કે જો આ બનાવ ક્યારે બનવાનો છે તેની તેને ચોકસ ખબર હોત તો તેણે શહેરમાંના બધાને ચેતવણી આપી હોત. ગમે તેમ હોય, પણ તેણે ચેતવણી આપી હોત તો પણ તે કોઇ માનત નહિ. તેને સ્વપ્નમાં વિશ્વાસ મુકવા માટે બધા મૂર્ખ કહેત.

રેલ્વે બાંધવા ઉપરાંત બીજાં પણ ઘણાં કાર્યોમાં તેના મિત્રોએ તેને મદદ કરી છે. તેના દરેક ધંધામાં-બેંકીંગ-જમીનની ખીલવણી-ખાણોમાં-તેના 'મિત્રો' તેને સલાહ આપતા, અને તેથી તેના મૃત્યુ સુધી તેને ફત્તેહ મળી છે.

ધંધાના સાહસો ઉપરાંત સ્ટીલવેલે પુસ્તકો પણ લખ્યાં છે. કેટલાંક નાણાંપ્રકરણ, વ્યાપાર, અને આંતરરાષ્ટ્રિય પ્રશ્નો, તથા દુનીઆની શાંતિના વિષયો પર લખાયાં છે. વીસેક નવલકથાઓ પણ છે. તેમાંનું Light that never failed 'સદા વિજયી પ્રકાશ' સારી રીતે જાણીતું છે સ્ટીલવેલ કહેતો હતો કે તેણે જે કંઇ લખ્યું છે, તે તેના 'મિત્રો'એ તેને લખાવ્યું છે. તે તો સાધન માત્ર હતો. પુસ્તકો પ્રકટ થયાં પછી વર્ષો સુધી તે આખું પુસ્તક બોલી જઇ શકતો, અને ખુલાસામાં કહેતો કે એકજ રાતમાં ઘણું ગદ્ય તેને યાદ રાખવું પડતું હોવાથી તેના સ્મરણ પટમાં કોતરાઇ રહેતું.

ખરેખર તેનાં પ્રથમનાં પુસ્તકોમાં ભવિષ્યના બનાવોનું અદ્દભૂત વર્ણન છે. જો સ્ટીલવેલના કહેવા મુજબ તેના 'મિત્રો'એ તે લખાવેલાં ન હોય તો તે પોતે મહાન્ ભવિષ્યવેત્તા હોવો જોઇએ.

સન ૧૯૧૦ માં તેના 'મિત્રો'એ તેને મહાન્ લડાઇની આગાહી કરી હતી, અને વિશ્વની શાંતિ પર એક પુસ્તક લખવા કહ્યું હતું. તેમાં ત્રણ મહાન્ પ્રજાના બાદશાહો-ઈંગ્લાંડના રાજા જોર્જ-જર્મનીનો વીલ્હેમ અને રશિઆનો નીકોલાસ-દરેકને ઉદ્દેશીને એક એક પ્રકરણ લખવામાં આવ્યું છે. ખરેખર જો કોઈ લડાઈ અટકાવી શકે તેવા હોય તો તે આ ત્રણ માણસોજ હતા.

આ પુસ્તક લખાયા પછી તેને ન્યુયૉર્કની બેંકર્સ પબ્લીશીંગ કોરપોરેશને બહાર પાડ્યું હતું. અને આજે પણ ભયંકર લડાઈની ચોકસ આગાહી તરીકે મોજુદ છે.

સપ્ટેમ્બર ૧૯૧૪ માં સર્વીઆ અને ઓસ્ટ્રીઆ વચ્ચે આખી દુનિઆને લડાઇમાં ઘસડનાર યુદ્ધની શરૂઆત થઇ ત્યારે સ્ટીલવેલે 'To All the World Except Germany'-'જર્મની સિવાયની આખી દુનીઆ' એ નામનું પુસ્તક લખવું શરૂ કર્યું. જેમાં જર્મની તથા તેના મિત્રોની હાર, રશિઆની એક હાથની સત્તાનો નાશ-અને ફીનલેન્ડની સ્વતંત્રતા-વગેરેની આગાહી કરી હતી.

ત્રીજું પુસ્તક-'The great plan'-'મહાન યોજના'-૧૯૧૭ માં બહાર પડ્યું. જેમાં પ્રેસીડન્ટ વુડ્રો વિલસન (Woodraw Wilson) ની લીગ ઓફ્ નેશનની યોજનાનો સારાંશ આવી જાય છે, કે જે યોજના પુસ્તક બહાર પડ્યા પછી ઘણા મહિના પછી જાહેર થઇ હતી.

એવું લાગે છે કે સ્ટીલવેલની તેને મળતી 'મિત્રો' ની મદદની વાત ખાસ ન હોય તો તે પોતે મોટો ભવિષ્યવેત્તા અથવા તો બાહોશ, માણસ હોવો જોઇએ. વળી તેના 'અદ્રશ્ય મિત્રો' ની સાથેના સંબંધનું વર્ણન એવું ચોકસ છે કે કોઇને પણ તેનું વૃત્તાંત માનવાની ફરજ પડે.

પોતે વૃદ્ધાવસ્થામાં તંદુરસ્ત હતો અને તેની જીંદગીના તે પાછલા ભાગમાં સીનેમાની ફીલ્મો માટે સીનેરીઓ (વાર્તા) રોજના આઠ આઠ કલાક સુધી લખતો. તેના કહેવા પ્રમાણે આ બધું તેના 'પરલોકના મિત્રો' ને આભારી હતું.

તેની છેલ્લી માંદગી પહેલાં તેણે પોતાના એક મિત્રને લખ્યું હતું કે 'જો આમાંનું ઘણું ખરું મારે

માટે લખાઇને તૈયાર ન થતું હોય તો, મારા જેવો સીત્તેર વર્ષનો માણસ આ બધું લખવાની મહેનત શી રીતે ઉઠાવી શકે? 'હું તો સાધન માત્ર છું, અને છેવટ સુધી મારૂં કામ બજાવીશ.' અને તે પ્રમાણેજ તેણે કીધું. પણ સ્ટીલવેલના પરલોક સાથેના સંબંધમાં એક બિના અસાધારણ છે કે પરલોક સાથેની વાતચીતથી પુષ્કળ નાણાં મળ્યાં હોય એવો આ એકજ જાણીતો દાખલો છે. સ્ટીલવેલે પોતાને તથા બીજાને માટે લાખો મેળવ્યા. તે એક લાંબી સુખી જીંદગી જીવ્યો. આ બધાનો યશ તે તેના 'મિત્રો'ને આપતો. તે તેની ૬૮) વર્ષની પત્નીના હાથમાં હાથ રાખી પોતાના પરલોકમાંના મિત્રોને મળવાજ જતો હતો તેવી દૃઢ માન્યતામાં મૃત્યુ પામ્યો.

૯ મી ઓક્ટોબરે, સ્ટીલવેલના મૃત્યુ પછી પખવાડીઆની અંદરજ મીસીસ આર્થર સ્ટીલવેલ પણ પોતાના પતિની પાસે જઇ પહોંચી, (મૃત્યુ પામી) આગલેજ દિવસે તેણે પોતાના ભાઇને કહ્યું હતું કે 'આર્થર વિના જીંદગી સુની લાગે છે, પણ કોઈ વખત મને એમ લાગે છે કે તે અહીંજ છે......"

કેટલાકો કહે છે કે પરલોકમાંથી દુતો આવીને મીસીસ સ્ટીલવેલને તેને માટે વર્ષો પહેલાં પસંદ કરેલા પતિ (આર્થર સ્ટીલવેલ) પાસે લઇ ગયા હતા.

—ચીમનલાલ.

---

# રશિયાની શિક્ષણ–પદ્ધતિ.

રશિયા અને હિંદુસ્થાનની શિક્ષણ પદ્ધતિમાં શું ભિન્નતા છે, તે જાણવું આવસ્યક થઈ પડશે. રશિયા તેમજ હિંદની જરૂરીઆતો વચ્ચે સામ્ય છે. રશિયામાં મુખ્ય ઉદ્યોગ ખેતી છે, તેમજ હિંદમાં પણ છે. રશિયામાં ઝારના સમયમાં અજ્ઞાનતા ઘણી હતી, તે પ્રમાણે હાલ હિંદમાં છે. રશિયાએ પોતાનો શિક્ષણનો પ્રશ્ન શી રીતે ઉકેલ્યો તે હિંદની જનતાને ઉપયોગી થઇ પડશે.

પ્રથમ તો રશિયાનાં હાલનાં શિક્ષણ કામો યુવાન વર્ગને કેળવવામાં ખાસ ધ્યાન આપે છે. કારણ કે જ્યાં સુધી યુવાન વર્ગ કેળવાય નહિ ત્યાં સુધી જનતા ઉચી કક્ષાએ પહોંચે નહિ. તેથી યુવાન–વર્ગને કેળવવા ત્યાંના સારામાં સારા માણસોને ત્યાંની સરકાર રોકે છે. હજુ તો બળવાનો અંત આવ્યો નહોતો એટલામાં શિક્ષણનો કાર્યક્રમ ત્યાંની સરકારે બહાર પાડયો. દસ વર્ષમાં આખા રશિયામાંથી અજ્ઞાનતાનો નાશ કરવાનો ત્યાંની સરકારે નિશ્ચય કર્યો. અને કુદરત પ્રતિકૂલ હોવા છતાં, દુષ્કાળ છતાં, દેશમાં લડાઈ ચાલુ રહેવા છતાં તેમની આશા ઘણે ખરે અંશે સફળ થઇ.

તેમણે માત્ર યુવાનોને શિક્ષણ આપવાનું બીડું ઝડપ્યું નહોતું, પરંતુ પાકી ઉમ્મરના માણસોને પણ કેળવવાનું માથે લીધું છે.

ત્યાંની શિક્ષણ પદ્ધતિની નવાઈ એ છે કે ત્યાંનાં શિક્ષણકામો શિક્ષણ અને જીવન વચ્ચે જેમ બને તેમ ઓછો ભેદ રાખે છે. જે શિક્ષણ જીવનમાં કામ ન આવે તે નકામું છે, એમ તેઓ માને છે અને આવી માન્યતાઓને અમલમાં મૂકવા માટે શિક્ષકોને વારંવાર ખેતી ઉદ્યોગ વગેરે સાથે પ્રત્યક્ષ સમાગમમાં લાવવામાં આવે છે.

આથી શિક્ષણ માતૃભાષાદ્વારાજ રશિયામાં અપાય છે. રશિયામાં ભાષાઓ ઘણીજ છે. હિંદ કરતાં પણ વધારે છે. છતાં પણ ત્યાં દરેક પ્રાંતમાં તે પ્રાંતની ભાષાઓ દ્વારા શિક્ષણ અપાય છે. આ સિદ્ધાંતનો અમલ કેવી રીતે થાય છે તેનો એકજ દાખલો આપવો બસ થઇ પડશે. સાઇબિરિયાના ઇર્કુત્સ્ક પ્રાંતમાં એક કારાગ્રાસ નામની જાત છે. તેની સંખ્યા માત્ર ૪૦૫ છે. આ લોકો તર્કિશને મળતી ભાષા બોલે છે, અને શિકાર કરી પોતાનું જીવન નિભાવે

છે. આવા લોકોનાં બાળકો માટે પણ એક ખાસ શાળા ઉઘાડવામાં આવી છે. આ શાળા માત્ર શિયાળામાં ચાલે છે, કારણ કે ઉનાળામાં બાળકો પોતાના માબાપના વ્યવસાયમાં જોડાય છે. જીપ્સીઓને માટે પણ ત્રણ શાળા છે. બૌદ્ધ સંસ્કૃતિનો અભ્યાસ કરવાને લૅનિનગ્રેડમાં ખાસ પ્રબંધ કરવામાં આવ્યો છે. અને બુદ્ધિસ્ટ ઍન્સાઇક્લોપિડિયાં (જ્ઞાનચક્ર) પણ ત્યાંની સંસદ્ તૈયાર કરે છે.

બસ્કીર અને ટાટેરની સ્ત્રીઓ કે જેઓ અત્યાર સુધી બુરખા પહેરતી હતી તેમને પણ શિક્ષિકાઓ બનાવવામાં આવે છે.

રશિયાના શિક્ષણની બીજી વિશેષતા એ છે કે શિક્ષણ સમગ્ર જનતાને અપાય છે. બીજા સુધરેલા દેશોમાં ઉચ્ચ શિક્ષણ માત્ર ધનિકોને માટે હોય છે. અહિંઆં તેવું નથી. રશિયન શિક્ષણનો હેતુ માત્ર વ્યક્તિગત જ્ઞાન મેળવવું એટલુંજ નથી, પરંતુ તે જ્ઞાન બીજાને આપવાની શક્તિ તથા બીજા પાસેથી ગ્રહણ કરવાની શક્તિ કેળવવામાં છે. શિક્ષણ સમગ્ર જનસમાજ માટે તથા સમગ્ર જનસમાજનું સહકારિત્વ વધારવાવાળું હોવું જોઇએ.

ઝારના સમયમાં શિક્ષણ જૂના વિચારવાળા પાદરીઓના હાથમાં હતું, અને તેનો હેતુ ઝારમાં તથા પાદરીઓમાં ભક્તિ પેદા કરવાનો હતો—જેમ હિંદમાં શિક્ષણનો હેતુ સરકારને કલાર્કો પૂરા પાડવાનો છે. પછાત વર્ગની કોમોને શિક્ષણ આપવામાં નહોતું આવતું. ઝારના એક મંત્રીએ એવો સિદ્ધાંત રચ્યો હતો કે, ગાડીવાળા, નોકરો, રસોઇઆ, તથા ધોબી વગેરેનાં બાળકોને તેમના ધંધાથી આગળ જવા કંઇ પણ મદદ કરવી નહિ. બાળકોને નીચે પ્રમાણે શીખવવામાં આવતું.

પ્રશ્ન—આપણો ધર્મ—આપણા ઝાર માટે શી ફરજ શિખવે છે.

જવાબ—પ્રાર્થના, રાજભક્તિ, અને નિયમિત કરો આપવા.

હાલની રશિયાની સરકારે પ્રથમ પાદરીઓને કેળવણીમાંથી છૂટા પાડયા, પછી સહશિક્ષણ તથા બીન-રશિયન જાતોને પોતપોતાની ભાષામાં શિક્ષણ આપવાનો પ્રબંધ કર્યો. ત્રણથી સાત વર્ષના બાળક માટે એક પ્રકારનું શિક્ષણ, આઠથી બાર વર્ષના બાળક માટે પ્રાથમિક શિક્ષણ, અને તેરથી સોળના બાળક માટે માધ્યમિક શિક્ષણ. આ બધું શિક્ષણ મફત અને ફરજ્યાત છે.

આથી એવો સિદ્ધાંત ફલિત થાય છે કે પંદરથી સોળ વર્ષના બાળકના શિક્ષણનું કામ રાજ્યનું છે, નહિ કે પ્રજાનું; બલ્કે એથી પણ વિશેષતા એ છે કે ઉચ્ચ શિક્ષણ પણ દરેક રશિયન લઈ શકે.

હવે આ શિક્ષણ શી રીતે અપાય છે, તે વિગતે તપાસીએ.

જ્યારથી માતા ગર્ભવતી થાય છે; ત્યારથી રાજ્ય તેની સંભાળ રાખે છે. પ્રસૂતિના ચાર મહિના પહેલાં તથા પછી ચાર મહિના સુધી માતાઓને પૂરા પગારથી રજા આપવામાં આવે છે; અને દાક્તરી સલાહ મફત આપવામાં આવે છે. અને ત્યાર પછી પણ બાળકોને પયઃપાન કરવા કારખાનામાં ખાસ ગોઠવણ કરવામાં આવે છે. દરેક કારખાનામાં નાના બાળકોને રાખવા ખાસ ક્રેચિસ (creches) મૂકવામાં આવે છે અને તે કારખાનાવાળાઓ તેનો ખર્ચ નિભાવે છે.

ત્રણથી સાત સુધીનાં બાળકો માટે ખોરાક, ઉંઘ તથા સુઘડતા તરફ ખાસ ધ્યાન રાખવામાં આવે છે, અને શિક્ષણમાં રમતગમત, વાર્તાઓ, નાટક સંગીતનો સમાવેશ કરવામાં આવે છે. આ ઉમ્મરે પણ સહકારિત્વ વધારવા પર ખાસ ધ્યાન રાખવામાં આવે છે. અને થોડા સમયમાં લગભગ આવી ૧૦,૦૦૦ શાળાઓ ખોલવામાં આવી છે. પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણ સાથેજ અપાય છે. આ શાળાઓનો અભ્યાસક્રમ સાતથી નવ વર્ષનો છે. દાખલ થવા માટે ત્યાં પરીક્ષા લેવામાં આવતી નથી, અને આખા વર્ગના આખા વર્ષના અભ્યાસ જોઇ ઉપરના વર્ગમાં બાળકોને ચઢાવવામાં આવે છે. દરેક શાળામાં સહશિક્ષણ હોય છે. વખતોવખત દરેક વિદ્યાર્થીની તપાસ કરવામાં આવે છે. અને તેની શક્તિ પ્રમાણે તેનો અભ્યાસક્રમ યોજાય છે. ઘણી

ખરી શાળાઓમાં વિદ્યાર્થીઓનોજ વહીવટ હોય છે, અને તેમ કરવામાં તેમને ઉત્તેજન આપવામાં આવે છે. શાળાનો કાર્યક્રમ વિદ્યાર્થીઓ પોતેજ લગભગ ઘડી કાઢે છે. શિક્ષણમાં ભાષણનો ઉપયોગ થોડોજ કરવામાં આવે છે. વિદ્યાર્થીઓને વારંવાર મુસાફરીએ લઈ જવામાં આવે છે. તેમને પ્રદર્શન-વસ્તુ સંગ્રહાલય (મ્યુઝિઅમ), ઐતિહાસિક જગાઓ, કલાના સંગ્રહસ્થાનોમાં લઇ જવાય છે, અને જેમ બને તેમ કુદરતના અભ્યાસ તરફ વધારે ધ્યાન અપાય છે. લાંબી મુસાફરી માટે પૈસાની સગવડ ન હોય તો વિદ્યાર્થીઓ રસ્તામાં કમાય છે ને મુસાફરી કરે છે.

રશિયન શિક્ષણની બીજી વિશેષતા એ છે કે ત્યાં સમૂહશિક્ષણ હોય છે. દાખલા તરીકે ગ્રામ્ય સમૂહના શિક્ષણમાં ગ્રામ્યજીવન, ગ્રામ્ય પાક તથા લણણીનો સમય, ગામડાંઓની સુઘડતા, ગામડાંઓનું સામાજિક જીવન, ગામડાંઓ તથા શહેરો વચ્ચે અરસપરસનો સંબંધ, ગામડાંઓમા જે ખામીઓ હોય તેની સુધારણાના ઉપાય વગેરે ગામડાંને લગતી તમામ હકીકતોનો સમાવેશ થાય છે. આ વિષયો શીખતા વિદ્યાર્થીઓને ગામડાંમાં જઈ પોતાના સિદ્ધાંતોનો અમલ કરવામાં ઉત્તેજન અપાય છે. તેવીજ રીતે આરોગ્ય સમૂહશિક્ષણમાં વ્યક્તિગત આરોગ્ય, કૌટુમ્બિક આરોગ્ય તેમજ જનતાના આરોગ્યનો સમાવેશ થાય છે. અને વિદ્યાર્થીઓ ઉપર એવું ઠસાવવામાં આવે છે કે સમગ્ર જનતાના આરોગ્યમાંજ વ્યક્તિગત આરોગ્ય તેમજ કૌટુમ્બિક આરોગ્યનો આધાર રહેલો છે. આ પ્રમાણે બીજા સમૂહો લઇ શકાય. આ સમૂહશિક્ષણનો હેતુ એ છે કે મનુષ્યે વ્યક્તિગત સેવા કરતાં સમગ્ર જનતાની સેવા કરવી અને જે જ્ઞાન સંપાદન ન કરે તેનો સમગ્ર જનતાના ભલા માટે ઉપયોગ થાય. આ સમૂહો માટે મોટા વિગતવાર કાર્યક્રમ ઘડેલા હોય છે, પરંતુ શિક્ષકોને તે કાર્યક્રમમાં ફેરફાર કરવાની સંપૂર્ણ છૂટ છે. વિદ્યાર્થીઓને વિચાર કરવાનો સંપૂર્ણ અવકાશ હોય છે.

દરેક શાળામાં જ્યાં જ્યાં તે આવી હોય ત્યાં ત્યાંના નજીકનાં સ્થળો પ્રમાણે વિષયો શિખવાય છે. ગામડાંઓની શાળામાં ગ્રામ્ય વિષયો ખેતીવાડી ઇત્યાદિ, કારખાનાં નજીક શાળાઓમાં કારખાનાંને લગતા વિષયો શિખવાય છે.

રશિયાના ખેડુતો શિક્ષણમાં બહુ રસ લે છે, અને કેટલેક ઠેકાણે પોતાને ખરચે શાળાઓ બાંધે છે. વળી નવાઇની વાત તો એ કે શાસ્ત્રીય રીતે તપાસતાં એક ખેડુતનું બાળક એક શ્રીમંતના બાળક કરતાં વધારે હુશિયાર માલમ પડયું છે.

શિક્ષણ ઘણી ઝડપે રશિયામાં વધ્યે જાય છે. સન ૧૯૨૩ માં રશિયામાં ૨૮૦૦ ગ્રામ્ય પોસ્ટ-ઑફીસ હતી, અને ૧૯૨૬ માં ૧૪૦૦૦ પોસ્ટ ઑફિસ થઈ ગઈ છે. 'પેઝેન્ટ-ગૅઝેટ' (ખેડૂતપત્ર) નામના પત્રની દશલાખ નકલો ખપે છે. સિનેમાનો પણ શિક્ષણમાં ઉપયોગ થાય છે, અને ગ્રામ્યજીવનને લગતી ફિલ્મો દેખાડવામાં આવે છે.

ક્રાન્તિની શરૂઆત જો કે શહેરમાં થઈ, છતાં ખેડુતો હવે રાજકીય પ્રશ્નોમાં વધારે ને વધારે રસ લે છે. અને લેનિને ગ્રામ અને શહેર વચ્ચે સહકાર વધારવા બહુ પ્રયત્ન કર્યો છે. મજૂરોની મંડળી, કલબો વગેરે દ્વારા શિક્ષણ વધારવા પ્રયત્ન થાય છે. લાઇબ્રેરી-વાંચનાલયો વધતાં જાય છે. પુસ્તકો પણ વધારે ને વધારે છપાતાં જાય છે.

લશ્કર મુખ્યત્વે ખેડુતોનું બનેલું છે. અને લશ્કરી સિપાઇને અમુક શિક્ષણક્રમ બે વર્ષ સુધી લેવો પડે છે. આ રીતે પણ શિક્ષણ ઘણુંજ વધે છે, અને તે શિક્ષણ જ્યારે સિપાઈ લશ્કરમાંથી પાછો પોતાને ગામ જાય છે ત્યારે તેના જીવનમાં કામ આવે છે.

'રિસર્ચ'—શોધખોળ માટે તેમજ 'ટૅક્નિકલ'-ઔદ્યોગિક શિક્ષણ માટે પણ ખાસ સંસ્થાઓ છે. બહેરાં મૂગાંઓ માટે પણ સંસ્થાઓ છે. તેજ પ્રમાણે સંગીત, સાઈકૉલોજી (માનસશાસ્ત્ર) ને માટે પ્રખ્યાત સંસ્થાઓ છે. આ સંસ્થાઓમાં મોટા પ્રખર–તે તે વિષયોના અનુભવીઓ શિક્ષણ આપે છે, અને શોધખોળ કરે છે. તે ઉપરાંત ઉચ્ચ શિક્ષણ માટે

વિદ્યાપીઠો પણ છે. તેમાંના બે ખાસ વિદ્યાપીઠો મોસ્કોમાં છે.

ક્રાન્તિ થયા પછી તરત જૂના વિદ્વાન લેખકો તરફ અણગમો પેદા થયો હતો, પરંતુ ધીમે ધીમે તે અણગમો ઓછો થતો જાય છે. જો કે હાલમાં ધાર્મિક શિક્ષણ ઓછું છે છતાં રશિયન ખેડુતને કલા તરફનો પ્રેમ ઓછો થયો નથી. ખુદ લેનિનને પણ જૂના લેખકો ઉપર આદરભાવ હતો. હાલના શિક્ષણખાતાના વડાને કલાપ્રેમ એટલોજ છે. ક્રેમલિનનું પ્રખ્યાત સંગ્રહાલય તેના કબજામાં છે. બળવા વખતે ક્રેમલિનનું સંગ્રહાલય ભયમાં છે એમ સાંભળીને તેને ઘણો ખેદ થયો હતો, અને પોતે પોતાના હોદ્દાનું રાજીનામું આપવા પણ લેનિન તૈયાર થઇ ગયો હતો; પણ જ્યારે છેવટે તે સંગ્રહાલય તેના હસ્તક મૂકયું ત્યારેજ રાજીનામું પાછું ખેંચી લીધું લેનિનની વિધવા કૃપસ્કયા શિક્ષણમાં બહુ રસ લે છે, અને તેણીએ ઘણા પુસ્તકો બહાર પાડયાં છે. લેનિનના મરણ પછી કોન્ગ્રેસમાં તેણીએ જે ભાષણ કર્યું છે તેનો છેવટનો ભાગ નીચે મૂજબ છે.

'બંધુઓ! તમારી પાસે એક યાચના કરવા હું માગું છું-લેનિનને બાહ્ય આદરની જરૂર નથી ને તે તમે આપશો નહિ-તેના માનમાં તેનાં પૂતળાં બાવલાં ઉભાં કરશો નહિ-પૂતળાંની લેનિને દરકાર કરીજ નથી-આ દેશમાં ઘણી ગરીબાઇ છે-લેનિન માટે તમને માન હોય તો બાળકો માટે ગૃહો, કિન્ડરગાર્ટન શાળાઓ-શાળાઓ, વાંચનાલયો, દવાખાનાંઓ, પાંગળાંઓ માટે ગૃહો અને તેવીજ જાતની બીજી સંસ્થાઓ બાંધો-તૈયાર કરો.'*

—એક જૈન ગ્રેજ્યુએટ.

(अर्हम्)

# શલાકા પુરૂષોનો જન્મ ક્ષત્રિય કુલમાંજ કેમ થઈ શકે?

તથા

## અધ્યાત્મ જ્ઞાનનો વારસો શું ક્ષત્રિયોનોજ છે?

(લેખકઃ—શ્રી બાલચંદ્રાચાર્યજી—ખામગાંમ.)

કલ્પસૂત્રના મહાવીર ચરિત્રમાં એવો ઉલ્લેખ છે કે "ભગવાન્ મહાવીરદેવને હરિણગમેષિ દેવતાએ દેવાનંદાની કુક્ષિમાંથી ઉપાડીને ત્રિશલા ક્ષત્રિયાણીના કૂખમાં સંક્રમાવ્યા. આનું કારણ એ જણાવવામાં આવે છે કે-"**त चेवणं जोणि जम्म निक्खमणे णं**" અર્થાત્ ક્ષત્રિયકુલ સિવાય અન્ય કોઇ પણ કુલમાં શલાકા પુરુષો જન્મ લેતા નથી. મહાનથી મહાન્ પુરૂષ જ હોય તેને શલાકા પુરૂષ કહે છે. તેવા મહાપુરૂષોમાં ઉત્તમોત્તમ તીર્થંકર, ઉત્તમ મધ્યમ ચક્રવર્તી અને ઉત્તમ જઘન્ય વાસુદેવ પ્રતિ વાસુદેવ અને બલભદ્ર એમ ૬૩ મહાપુરૂષોને શલાકા પુરૂષ માનવામાં આવે છે. અત્રે આ વિચાર કરવાનો છે કે ક્ષત્રિય કુલમાં એવી શું વિશેષતા રહેલી છે કે જેના લીધે ક્ષત્રિય કુલ સિવાય અન્ય કોઇપણ કુલમાં શલાકા પુરૂષ જન્મ લેતા નથી?

મહાવીર ચરિત્રની આલોચના આજ સુધીમાં ઘણી થઇ ચુકી છે. શ્રીયુત્ સુશીલ અને મોહનલાલજી દેશાઇ જેવા ધુરંધર લેખકોએ ઘણો સારો પ્રકાશ પાડયો છે. છતાં મારા મત પ્રમાણે ઉપરના મુદ્દા ઉપર હજી કેટલોક વિચાર કરવાનો બાકી રહેલો છે. મારા સુહૃદ્ જૈનયુગના તંત્રીજીએ ચૈત્ર માસના અંક માટે લેખ મોકલવાની માંગણી કરેલી છે. માટે તેઓના આદેશને માન આપી આજે આ મુદ્દાપર લેખ લખવાની ફરજ પડી છે. અસ્તુ,

જે કુલને કોઇપણ દૃષ્ટિથી હલકાપણું આવેલું

* એક અંગ્રેજી લેખના સારરૂપે આ લેખ છે.

ન હોય અને જેની ગરિષ્ટતા નૈસર્ગિક હોય એવા વિશુદ્ધજાતિ કુલવંશમાં શલાકા પુરૂષ જન્મ લે છે. અંત પ્રાંતતુચ્છ દારૂક કૃપણ અને ભિક્ષાચરાદિ કુલોમાં શલાકા પુરૂષો જન્મ લેતા નથી. કારણ બ્રાહ્મણ કુલ નૈસર્ગતઃ ભિક્ષાચર કુલ છે. બ્રાહ્મણો બૌદ્ધિક કામ કરી શકે છે પણ શારીરિક કામ કરી શકતા નથી તેના લીધે–પુરોહિત કે દૂતકર્મ તથા ભિક્ષુકનો ધંધો કરી નિર્વાહ કરે છે. રાજ્યકર્તૃ પ્રજા નથી. હિંદુશાસ્ત્રોમા પણ એક ઠેકાણે આવો ઉલ્લેખ છે કે **"योग्या च, भिक्षायोग्या पुनः पुनः" (परशुराम)** માટે બ્રાહ્મણ કુલમા સર્વ પ્રકારની નૈસર્ગિક શ્રેષ્ટતા રહેલી નથી તેથી શલાકા પુરૂષ જન્મ લેતા નથી અને વૈસ્ય કુલમા કૃપણતા કાયરતા અને ભિરૂતાના દોષો નૈસર્ગિક રહેલા છે. તેમજ શુદ્ર કુલમાં દાસત્વ દોષ છે માટે ઉપર્યુક્ત કુલોમાં શલાકા પુરૂષો જન્મ લેતા નથી અને ક્ષત્રિય કુલ નિસર્ગતઃ બૌદ્ધિક અને શારીરિક કાર્યો કરવામા કુશલ હોય છે, પરાક્રમશાલી હોય છે, કર્મ કરવામાં અને ધર્મ કરવામા વીર હોય છે માટે પ્રભાવશાલી પુરૂષો આવા કુલોમાંજ જન્મે છે. પૃથિવીની રક્ષા કરવાની પણ શક્તિ ક્ષત્રિયોમાંજ રહેલી છે. માટે ક્ષત્રિય કહેવાય છે. વર્ણાશ્રમ ધર્મ માનનાર હિંદુઓના સ્મૃતિ ગ્રંથોમાં બ્રાહ્મણવર્ણ માટે ઘણો પક્ષપાત કરેલો છે તથાપિ ક્ષત્રિઓની વિશેષતા સ્મૃતિ ગ્રંથોને પણ માન્ય છે. હવે આપણે આ વાત્ જાણવાની જરૂર છે કે–કલ્પસૂત્રના ઉપલા મુદ્દાને હિંદુધર્મ શાસ્ત્રોમા ટેકો મળે છે કે કેમ ?

મારી જાણ પ્રમાણે તો હિંદુ ધર્મશાસ્ત્રો અધ્યાત્મ જ્ઞાનનો વારસો ક્ષત્રિઓમાં રહેલો માને છે. બ્રાહ્મણો આત્મવિદ્યા ક્ષત્રિયો પાસેથી ભણ્યા. છાંદોગ્ય ઉપનિષદમાં એવી એક કથા છે કે–આત્મવિદ્યા મૂલમાં ક્ષત્રિઓનેજ અવગત હતી. બ્રાહ્મણો આ વિદ્યા જાણતા પણ ન્હોતા.

પ્રાચીનમા પ્રાચીન કાલમાં મહાશાલ–મહાશ્રોત્રિય ઉપમન્યુનો પૌત્ર શ્વેતકેતુ નામનો બ્રાહ્મણ પંચાલદેશના રાજા પ્રવાહણ (જીવલ રાજાનો પુત્ર) પાસે ગયો ત્યારે પ્રવાહણે શ્વેતકેતુને આત્મવિદ્યાના સંબંધમા કેટલાક પ્રશ્નો કર્યા પણ શ્વેતકેતુ આ વિદ્યાનો અભ્યાસી ન હોવાથી ઉત્તર આપવામાં તેણે અશક્તતા દર્શાવી અને તરતજ તે ત્યાંથી નિકલી પોતાના બાપ પાસે ગયો. અને પ્રશ્ન કર્યો કે હે તાત ! તમોએ મને સર્વ વિદ્યાઓ ભણાવી પણ આત્મવિદ્યા કેમ ભણાવી નહી ? ત્યારે શ્વેતકેતુનો પિતા ઉદ્દાલક ઋષિ પોતે પ્રવાહણ રાજા પાસે ગયો અને કહેવા લાગ્યો કે હે રાજન્ ! મને આત્મવિદ્યા ભણાવો ત્યારે પ્રવાહણ બોલ્યો કે હે ગૌતમપુત્ર ! આજ સુધી આ વિદ્યા બ્રાહ્મણોને અવગત નથી. ફક્ત ક્ષત્રિઓજ આ વિદ્યા જાણે છે. પણ તું જિજ્ઞાસુ થઈ સરલ ભાવથી મને પુછે છે માટે હું તને કહું છું. એમ ઉત્તર આપી રાજાએ ઉદ્દાલક ઋષિને આત્મવિદ્યા ભણાવી. પછી બીજા ઘણા શ્રોત્રિય બ્રાહ્મણોને ખબર પડી કે ઉદ્દાલક ઋષિ આત્મવિદ્યા જાણે છે. ત્યારે અનેક મોટા મોટા શ્રોત્રિય બ્રાહ્મણો એકત્ર મળી ઉદ્દાલક પાસે ગયા. અને આત્મવિદ્યા ભણવાની જિજ્ઞાસા પ્રકટ કરી ત્યારે ઉદ્દાલક ઋષિએ વિચાર કર્યો કે હજી મને પૂર્ણ વિદ્યા આવડતી નથી માટે બરાબર સમજાવી શકીશ નહીં. એમ વિચાર કરી ઉદ્દાલક ઋષિ બોલ્યા કે હે બ્રાહ્મણો ! તમો કેકય પુત્ર અશ્વપતિ રાજા પાસે જાઓ, તે આ વિદ્યામાં નિષ્ણાત છે. ત્યારે તે બધા બ્રાહ્મણો અશ્વપતિ રાજા પાસે ગયા અને તે રાજાના વિદ્યાર્થિ બન્યા. રાજાએ તે બ્રાહ્મણોને આત્મવિદ્યા ભણાવી."

આ કથા પરથી એમ સાર નીકળે છે કે આત્મજ્ઞાનનો વારસો મૂલથી ક્ષત્રિયોનો હતો; અને તીર્થંકરો સવશ્રેષ્ટ ક્ષત્રિઓ હોય છે અને આત્મજ્ઞાનનો પૂર્ણ પ્રકાશ તીર્થંકરોમાં હોય છે. માટે કલ્પસૂત્રના કથનને ઉપરની કથા ટેકો આપે છે. મહાવીર પ્રભુ ક્ષત્રિય હતા અને ઈંદ્રિભૂત્યાદિ બ્રાહ્મણો મહાવીરના શિષ્ય બનીને આત્મવિદ્યા પ્રાપ્ત કરી ગણધરો થયા.

હિન્દુ સાહિત્યમાં અંબરીષ અને જનક આદિ અનેક ક્ષત્રિય રાજાઓ આત્મજ્ઞાની હોવાના દાખલાઓ મલે છે. શંકરાચાર્ય માટે જે દંતકથા પ્રચલિત છે તેમાં પણ શંકરાચાર્યે પણ કેટલીક વિદ્યા

જાણવા માટે ક્ષત્રિય રાજાના શરીરમાં પ્રવેશ કરી વિદ્યા પ્રાપ્ત કરી હતી એમ કહેવામાં આવે છે.

માટે શલાકા પુરૂષોનો જન્મ સર્વ શ્રેષ્ટ ક્ષત્રિય કુલમાંજ થાય છે. અને પૂર્ણ આત્મજ્ઞાનનો વારસો ક્ષત્રિઓનોજ છેઃ આ વાત સાચી ઠરે છે. "કમ્મેસૂરા તે ધમ્મેસૂરા" આ કથન સત્ય છે. અને એ દૃષ્ટિએ હિન્દુ સાહિત્ય પણ તીર્થંકરોની સર્વજ્ઞતાનો સ્વીકાર કરે છે.

---

# શ્રી મહાવીર પ્રભુની અનુપમેય સહનશીળતા.

મહાવીર પ્રભુને છદ્મસ્થાવસ્થાના બાર વર્ષમાં અનેક પ્રકારના ઉપસર્ગો થયા છે, તેમાં તેઓશ્રીએ જે સહનશીળતા બતાવી છે, તે અનુપમેય છે. કેમકે એવી સહનશીળતા બીજા કોઇએ બતાવી નથી.

જુઓ! ચંડકોશીયા સર્પનું પ્રથમ તો સૂર્ય સામે જોઇને દ્રષ્ટિનું ફેંકવું કે જેમાં અપાર ને અસહ્ય વિષ ભરેલું હતું. તે દ્રષ્ટિ પડતાં પ્રભુને પારાવાર વેદના થઈ છે. નથી થઇ એમ ન સમજવું, પણ તે તેઓશ્રીએ સમભાવે–દેહ ઉપરના વિરકત ભાવે સહન કરી છે. ત્યાર પછી તે સર્પે જાતે આવીને ડંશ માર્યો. તેની વેદના પણ ઓછી સમજવી નહિ. માત્ર ઉગ્ર સહનશીળપણું હોવાથી અને પ્રથમ સંઘયણ–તે પણ પ્રબળ હોવાથી સહન કરી શકયા છે. બીજા જીવોના તો તેની દ્રષ્ટિ પડતાં કે તેનો ડંશ થતાંજ પ્રાણ ચાલ્યા ગયા હોય–આવી સહનશીળતા રાખવી એ સહેલી વાત નથી.

એ પગના પોંચા ઉપર હાંડલી ગોઠવી, નીચે અગ્નિ સળગાવી ક્ષીર રાંધનાર ગોવાળીયાઓએ કાંઇ ઓછી વેદના આપી નથી. પરંતુ પ્રભુએ તે વેદના પણ સહન કરેલી છે.

સંગમ દેવના ઉપસર્ગ અગાઉ પૂર્વભવની અણુમાનીતી રાણી જે વ્યંતરી થઇ હતી, તેણે તાપસીનો વેષ કરી પાણી ભરેલી જટાવડે આચ્છોટ્ન કરી શીતવેદના પણ જેવી તેવી કરી નથી એમાં પણ સહનશીળતા અત્યંત રાખેલી છે

સંગમદેવે એક રાત્રીમાં કરેલા (૨૦) ઉપસર્ગો કે જે અકેક ઉપસર્ગ અન્ય મનુષ્યનો પ્રાણ લેવા માટે બસ છે તે તમામ સહન કર્યા એટલુંજ નહીં પણ તેણે એક હજાર ભારનું કાળચક્ર આકાશમાંથી પ્રભુના મસ્તક ઉપર પડતું મૂકયું કે જેના ભારના દબાણથી પ્રભુ ઢીંચણ સુધી જમીનમાં ખુંચી ગયા. આ ઉપસર્ગ કાંઇ જેવો તેવો કર્યો નથી પણ આ તો સમતાના સમુદ્ર, ક્ષમાના સમુદ્ર, દયાના સમુદ્ર ને સહનશીળતાના પણ સમુદ્ર, તેણે એ ઉપસર્ગ પણ સમભાવે સહન કર્યો. તેને પરિણામે સંગમદેવ ઉપર દ્વેષ કે ખેદ કરવો તો બાજુ ઉપર રહ્યો પણ ઉલટી દયા આણી–દયા આવી કે આ બીચારો નિમિત્તને પામીને અનંત ભવમાં પરિભ્રમણ કરશે ને મહાદુઃખ પામશે. આવું સહનશીળપણું, આવી ઉદાર ભાવના અને આવી અપરાધી ઉપર પણ દયાળુ વૃત્તિ જિનેશ્વર કે તેના માર્ગમાં વર્તતા મુનિવર શિવાય બીજે લભ્ય થઇ શકે તેમ નથી.

પ્રાંતે કાનમાં ખીલા નાખનાર ગોવાળના ઉપસર્ગ તો હદ વાળી. શરીરના કુદરતી ભાગને ભેદી કાસડાના બે ખીલાની અણીઓ મેળવી દીધી. ઉપરાંત બહારથી દેખાય તો કોઇક કાઢવા ધારે માટે અગ્રભાગ કાપી નાખીને ન દેખાય તેમ કરી દીધું. એમ છતાં પણ ખરક નામના પ્રવીણ વૈદે પ્રભુનું શરીર શલ્યવાળું જાણ્યું. અને તપાસ કરતાં કાનમાં ખીલા નજરે પડયા. એટલે તે કાઢવાનો પ્રયત્ન કર્યો. તેને પરિણામે શલ્ય તો કાઢી નાખ્યું. પણ તે વખતે પ્રભુને પીડા અસહ્ય થવાથી ચીસ પડાઈ ગઈ.

અહીં અધ્યવસાય પરત્વે પુન્ય ને પાપનો બંધ થાય છે તે જુઓ. વૈદે ખીલા કાઢવા તે વખતે ખીલા નાખતી વખતની પીડા કરતાં અત્યંત વધારે પીડા થયાં છતાં તેવી પીડા કરનારે શુભ કર્મનો બંધ

કર્યો. પુન્ય બાધ્યું અને સ્વર્ગના સુખ મેળવ્યા. પ્રથમનો ગોવાળ મરણ પામીને નરકના દુઃખનો ભાજન થયો.

આ પ્રમાણેના અસહ્ય ઉપસર્ગો વખતે પીડા નથી થઈ તેમ નથી. અસહ્ય થઈ છે, પરંતુ પરમાત્માનું આત્મવીર્ય પારાવાર હોવાથી તેને સહન કરી આત્મ–પરિણુતિ બગડવા ન દીધી એમા વજ્રઋષભ નારાચ સંઘયણ પણ કારણભૂત છે. પરંતુ જેમ સંઘયણ શ્રેષ્ઠ-શરીરશક્તિ વિશેષ તેમ ક્ષમાવાન ક્ષમા ધારણ કરી શકે. એટલે તે શ્રેષ્ટ સંઘયણ ઉત્તમ જીવોને ઉપગારી છે અને અધમ જીવોને પ્રબળ પાપ બાધવામા મદદગાર થાય છે.

આવી અનુપમેય સહનશીલતાને ધારણ કરનાર પરમાત્માને પગલે પગલે ચાલવું તે આપણું કામ છે. તેમજ ખરો મોક્ષનો માર્ગ છે. તેથી જ આત્માની સિદ્ધિ થવાની છે. તે વિના અન્ય માર્ગે કે તેથી વિપરીત માર્ગે આત્માની સિદ્ધિ થવાની નથી. આ વાત ચોકસ રીતે હૃદયમાં ધારણ કરવી.

મહાવીર પરમાત્માનું શાસન અત્યારે પણ તેમના આગમોથી તેમજ તે આગમોના ઉપદેષ્ટાઓથી જયવંતું વર્તે છે. પૂર્વ પુન્યના પ્રબળયોગથી તે શાસનની આ જીવને પ્રાપ્તિ થઈ છે. તો તેનો લાભ અવસ્ય લઈ લેવો. તેમા પ્રમાદ કરવો નહિ. ફરી ફરીને આ સ્થિતિ પામવી અતિ દુર્લભ સમજવી.

જે હળુકર્મી જીવ એ પરમાત્માના શાસનને આરાધશે–સેવશે, તેની ઉપાસના કરશે તે અલ્પ કાળમા આત્માનું હિત સંપાદન કરી પરમપદને પ્રાપ્ત કરશે. તથાસ્તુ.

કુંવરજી આણંદજી.

---

# સતત યૌવન.

લેખકઃ—સો૦ ગુલાબબ્હેન મકનજી મ્હેતા.

આખા દેશમા જ્યારે યુથ લીગ (Youth League)નું વાતાવરણ પ્રસરી રહ્યું છે, પ્રત્યેક યુવક પોતાની યથાશક્તિ યથામતિ સમાજ અને દેશસેવાના વ્રત લેવા તત્પર થાય છે;–દેશનેતાઓ કબુલ કરે છે કે રાજ્યક્રાંતિઓ અને રાજ્યવિપ્લવો યુવક વિના ક્યાએ સંભવ્યા નથી, અને આ દેશની ગુલામગીરી દૂર કરવામા સમજુ અને જવાબદાર યુવક મંડળની ખાસ જરૂર છે તેવે વખતે યૌવન ઉપર એક સાધારણ મનુષ્યની દૃષ્ટિએ થોડો વિચાર કરીએ તો અસ્થાને ન ગણાય.

તબીબ કે ફીલસુફની દૃષ્ટિએ આ લેખ લખવાનો ઇરાદો નથી. પરંતુ એક સામાન્ય મનુષ્ય જે જીવનમા ઉત્સાહ અને ઉલ્લાસ દેખે તો તેની યુવાવસ્થા એટલે કે તેની દેશની અને સમાજની સેવા કરવા યોગ્ય જીંદગી વીસથી ત્રીસ વર્ષ વધુ લંબાવી શકે.

અત્યારે ૧૮–૨૦ વર્ષનો યુવક યુથ લીગનો સભ્ય થઇ શકે છે. ૩૦ વર્ષે માણસ યુવાન મટી વૃદ્ધ બને એ મને તો કેવળ હાસ્યજનક લાગે છે. ત્રીસ વર્ષ પહેલા યુવકના સાધારણ ગુણો તેનામા હોય છે, પરંતુ તે વખતે તેની મહત્ત્વાકાંક્ષા માત્ર શેખશલ્લીની પણ હોઇ શકે. તેની કર્તવ્ય–પરાયણતા અણસમજુ બાળકના જેવી સંભવી શકે. તેની ભાવનાઓ બીજાની પણ બની શકે. તેના મનોવિકાસ હજી પૂર્ણ થયા નથી, તેના વિચારો હજી દૃઢ બન્યા નથી, હજી તે સારાસારમા સમજી શકતો નથી, હજી તેના જીવનની જવાબદારી જાણતો નથી, એટલે ત્યા સુધીની જીંદગીને તેના બચપણનો ઉત્તરાર્ધ કહીએ તો ખોટું ન કહેવાય. જ્યારે તેનાં વિચારો અને ભાવનાઓ અનુભવ અને શિક્ષણથી દૃઢ બને, અને કર્તવ્યમાં મુકવા તેનુ જીવનનું ધ્યેય બને, અને તે પાર પાડવાનું તેનામા બળ આવે, ત્યારેજ તે દેશની અને સમાજની સેવા કરવાની ખરેખરી લાયકાત મેળવે અને 'યુવક' શબ્દનો ખરો અર્થ ખરો કરે. એથી ઉલટું એક ચીમળાએલા–જીંદગીથી કંટાળેલા–કુટુંબી જંજા-

ળથી થાકેલા એક નિરાશાવાદી ૨૫-૩૦ વર્ષના કહેવાતા યુવકને યુવક કહેવામાં હું તો મોટી ભુલ દેખું છું. જો આપણે પશ્ચિમનાં દેશોના યુવાન તરફ નજર કરીશું તો તેના હરવામાં, ફરવામાં, પહેરવેશમાં અને રહેણીકહેણીમાં યૌવનની સ્ફુર્તિ દેખાય છે ત્યારે હિંદુસ્થાનનો ત્રીસ વર્ષનો ઉગતો યુવક નિર્માલ્ય, નિસ્તેજ, નિરાશાવાદી, કમરમાંથી વળી ગયેલો, મોઢે કરચલી પડી ગયેલો, અને હાથમાં પોતડી પકડીને એક બિચારો બુઢ્ઢા જેવો ચાલતો દેખાય છે. જો કે આને અપવાદો હશે તો પણ ખુલ્લા દિલથી વિચાર કરતાં દરેક નિષ્પક્ષપાતી માણસને સત્ય જણાશે. અને જો બારીકીથી કારણો તપાસીશું તો દોષ યુવકનો નહિં પણ દેશની આર્થિક અને સામાજિક અધોગતિનો લાગશે.

ટુંકમાં જો આપણે તેનાં કારણો તપાસીશું તો મને નીચેનાં કારણો મુખ્ય લાગે છેઃ—

પહેલું કારણ બાળલગ્નનું. આપણા ઋષિ મુનિઓ ૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળી શાસ્ત્રાભ્યાસ કરતા પણ આજ તો જ્યાં જોઇએ ત્યાં આ લોકગીતની ઝાંખી થાય છે.

શું બાર વર્ષે બાળકી કદાપિ માતા થઇ હતી ?
શું અગ્યાર વર્ષ પ્રજા લ્હાવો પુત્રનો લેતી હતી ?

આ વિષે મ્હારા કરતાં વધારે લાયક લેખકો અને લેખિકાઓએ બહુ લખ્યું છે; એટલે મ્હારે વધારે લખવાનું ન હોય. તો પણ આટલું તો કહ્યા વગર નજ ચાલે કે સમાજમાંથી આ રૂઢીને નાબુદ કર્યા વગર દેશનાં ભવિષ્યના સ્થંભો થનારા Strong and Healthy યુવકો કેવળ દુર્લભજ છે.

બીજું કારણ આજની પાશ્ચાત્ય કેળવણી માટે જાણીતી કરી ટાંકું તે ખોટું ન ગણાય.

મેટ્રીક થતાં માંદા પડીઆ, બી. એ. થયા બેહાલ;
એમ. એ. મરણ પથારીએ, એ વિદ્યાના હાલ.

પહેલાં મને આ કવિ માટે બહુ તિરસ્કાર હતો કે વિદ્યાને માટે લોકો આવું બોલે ! પણ હું જેમ એ લોકોના પરિચયમાં આવતી જાઉં છું તેમ તેમ મને એ પહેલાંની માફક હડહડતું જુઠાણું નથી લાગતું પણ કેટલેક અંશે સત્યજ દેખાય છે. એક નાનપણથી રાત દીન વાંચી આંખ અને શરીર તાવી નાંખી, ભાવના અને સંજોગો વચ્ચે અથડાતો આજનો ગ્રેજ્યુએટ શું દયાને પાત્ર નથી ? નથી એના જીવનમાં બ્રહ્મચર્યના ઔજસ કે આત્માના ઉલ્લાસ. એને બદલે એને તો પડી છે પરીક્ષા પાસ કરવાની અને કુટુંબનાં ભરણપોષણની પીડા. લાયકાત રૂ. ૩૦ કમાવાની, જરૂર રૂ. ૧૫૦ ખર્ચવાની, નસીબમાં ખાસડાં અને ઉમેદ દેશનેતા થવાની. એમાં દોષ કોનો ?

એ લોકોનો કેળવણીનો બોજો જેમ બને તેમ ઓછો કરવો, અને રમત ગમત અને આનંદોત્સવમાં ભાગ લેવા દેવો, જીવનનાં ઉલ્લાસ અને ઉર્મિઓ અનુભવવા દેવા યૌવન શક્તિઓ ખીલવા દેવી અને જરૂર પડયે જરૂર જેટલોજ ભાર મુકી એમની Natural growth વધવા દેવી. એવો એક યુવક પોતાને હમેશાં યુવાન માનશે અને મનાવશે.

ત્રીજું કારણ સાંસારિક અને સામાજિક બંધન.

આપણી સામાજિક અને સાંસારિક રૂઢીઓ દરેક જણને એવો તો જકડી લે છે કે તેમાંથી બહાર નીકળી શકવાની શક્તિ ભાગ્યેજ કોઇના જોવામાં આવે છે. જો આપણે યુવકની અને દેશની આબાદી ઇચ્છતા હોઇએ તો સમાજ સડો દુર કરવા તન, અને ધનથી મદદ કરવી જોઇએ. આ સડાઓ જન્મથીજ બાળકનાં ઉપર એવા દાબો મુકે છે કે તેની Natural grwoth બીલકુલ થતીજ નથી, અને બાળક યુવક થવા પહેલાં ઘરડો થઇ ગએલો જાતને માને છે.

ચોથું કારણ દેશની આર્થિક અધોગતિનું છે.

જો દરેક યુવક કરકસરથી રહેતાં શીખે, અને ઉંચા નીચાનો ભેદ ગણ્યા વિના શારીરિક મહેનત કરતાં શીખે, તો કેટલેક અંશે પોતાના પગ ઉપર ઉભો રહી શકે. ઘણી બાબતોમાં આપણા લોકો પશ્ચિમમાંના લોકોનું અનુકરણ કરે છે તો પછી આ બાબતમાં કાં નથી કરતા ? યુરોપ કે અમેરીકાનાં તવંગર કુટુંબનાં યુવકને પણ જો મોટર ડ્રાઇવર-

ખલાસી—એન્જીનીયર—કે મીલ મજુરનું કામ કરતાં શરમ નથી આવતી, તો આપણા ગરીબ દેશના લોકોને શા માટે આવવી જોઇએ ? આથી થતા આર્થિક ઉપરાંત શારીરિક લાભો પણ આપણા યુવક વર્ગે ભુલવા ન જોઇએ.

પાંચમું કારણ આપણી રાજકીય ગુલામગીરી.

કોઈપણ પરતંત્ર દેશની પ્રજા ઉપર અણઘટતો દાબ સહજ અને સ્વાભાવિક છે પરંતુ પંડિત મોતીલાલના શબ્દોમાં કહીએ તો સ્વતંત્રતાની લડત એક વખત શરૂ થયા પછી અટકતી નથી. જે આજે બારડોલીએ કરી બનાવ્યુ તે કાલે આખો દેશ કરી બતાવશે. યુવક મંધનો કાળો કોને અજાણ્યો છે ? અને આપણો સ્વતંત્ર યુવક વર્ગ પરદેશ જોડે હરિફાઈમાં ઉતરી શકશે.

આ તો આપણે યુવકના વિકાસનો વિચાર કર્યો, પણ યુવતિનું શું ? જો દેશનું એ અંગ સડેલું હશે તો ઉપલું સઘળું અશક્યજ છે. આજની ભારતવર્ષની યુવતી એટલે મોટે ભાગે કુટુંબજાળમા બંધાએલી, સાસુ સસરા નણંદના હાથે કચડાતી એક હીનભાગી બાળા—યા તો બાર ફુટ લાંબા અને ૧૪ ફુટ પહોળા ઓરડામાં ટુંકી આવકવાળા પતિને સંતોષતી એક અભાગી અબળા—યા તો—અંમાર અને સમાજના બંધનમાં રીબાતી એક નિર્ભાગી ગૃહલક્ષ્મી. યુવકને માટે જે કહ્યું તે યુવતિને માટે ઘણેજ મોટે ભાગે સત્ય છે. તેમને માટે નિર્દોષ આનંદ કરવો એટલે સમાજ રૂપી રાક્ષસને છુટો મુકવા જેવું છે. રમવું, હરવું, ફરવું એ વંઠી ગયા જેવું લાગે છે. આ જમાનામાં પણ ચાંદનીમાં ગરબા ગાઈ કલ્લોલ કરવા પણ કેટલાકને મન પાપ છે, તો પછી કેળવણીની તો વાતજ શી ? આવી યુવતિ જીવનમાં ક્યાં સુધી આનંદ અને ઉલ્લાસ અનુભવી શકે ? યુવકને માટે જે કાંઈ કહ્યું તે યુવતિને માટે પણ આવશ્યક છે.

જો સમાજમાં બળીદાન અટકાવવાં હોય અને એને સુદ્રઢ બનાવવો હોય તો યુવતિને પણ છુટથી હરવા ફરવા દો, હળીમળી વિચારોની આપ લે કરવા દો, જીવનના આનંદોલ્લાસ અનુભવવા દો. સમાજ અને સંસારની બેડી નાંખવા ઉતાવળ ના કરો; અને ભવિષ્યમાં આદર્શ ગૃહિણીઓની અને વીરાંગનાઓની ખોટ ન પડવા દો.

આબાલવૃદ્ધ યુવાન બનો. દેશની, સમાજની અને મનુષ્યત્વની સેવા કરો, જગતમાં આનંદ અને ઉલ્લાસ પ્રસારો, ઉર્ધ્વરમણ અને ઉર્ધ્વગમન જીવનના ધ્યેય રાખો ! અસ્તુ.

---

# એક પત્ર.

જુહુ.
તા. ૨૩-૪-૧૯૨૯.

મુરબ્બી શ્રી મોહનભાઇ,

તમને જાણીને આનંદ થશે કે હાથ ધરેલુ મારૂં કાર્ય હવે પુરૂં થયું છે—એમ. એ. ની ડીગ્રી માટેનું મારૂં Thesis મેં ગઈ કાલેજ યુનિવર્સીટીને સોપી દીધું છે. તૈયાર કરેલા આ પુસ્તકનું મથાળું એવું રાખ્યું છે કેઃ—

Jainism in North India–800 B. C. –526 A. D." "ઉત્તર હિંદુસ્તાનમા જૈન ધર્મ—ઇ. સ. પૂર્વે ૮૦૦ થી ઇ. ૫૨૬." ટુંકામાં, જૈનોનો દેવર્ધિગણી સુધીનો ઇતિહાસ મેં તપાસ્યો છે. પ્રથમ તો તમે જાણો છો તેમ મારો વિચાર વીસમી સદી સુધી પહોંચી જવાનો હતો, પરંતુ જેમ જેમ કાર્ય કરતો ગયો તેમ તેમ વિષયની વિશાળતાનું મને ભાન થતું ગયું, અને છેવટે એવાજ નિર્ણય ઉપર આવ્યો કે દેવર્દ્ધિ ગણીથી હાલ તુર્ત આગળ ન વધવું. એક વાર વલભીની છેલ્લી પરિષદ્ સુધીના જૈનોના ઇતિહાસની સારી રીતે સંકળના થઈ જાય તો પછી પાછલા ઈતિહાસની કંઇ ખાસ મુસ્કેલી નથી રહેતી. આથી વિશેષ મારા આ નજીવા પ્રયાસ બાબત મારે તમને કહેવાનું ન હોય. તમારા જેવા મુરબ્બીઓના

આશીર્વાદ અને મદદનું આ પરિણામ કહું તો કંઇ ખોટું નહિ.

આજ અઢી વર્ષે મે મારૂં આ કાર્ય પુરૂં કર્યું, છતાં તે કર્યા બદલ કોણ જાણે કેમ મને કંઇ સંતોષ નથી. આજ છેલ્લા ચાર છ મહિનાથી મને એમજ થાય છે કે હાલ બનેલા દેવાળીઆઓના (પૂર્વજોના) ઇતિહાસ શા લખવા? એવાઓની ભૂત કીર્તિનાં ગીતગાન કરવાથી શું વળે? કોઈ દેવાળીઓ પોતાના જીવનમાં આગલું દેવું આનો પાઈ ચૂકવી સાહુકાર થાય અને પછી એનું જીવનવૃત્તાંત લખીએ તો એમાં કંઇ અર્થ પણ ખરો? એવા જીવનવૃત્તાંતમાંથી વર્તમાન તથા ભાવી જનતાને કંઇ ચાર સારી બાબતો જાણવાની પણ મળે, પરંતુ જે દિન પ્રતિદિન વધુને વધુ ડુબતો જાય છે અને જે એ બાબત તદ્દન નષ્ટ થઈ ગયો છે તેના ભૂત જીવનનાં બણગાં કોને ગળે ઉતરે? મોહનભાઈ! આજનો આપણો સમાજ આવા એક દેવાળીઆથી કઈ રીતે ચઢતો છે? જ્યાં જુઓ ત્યાં ઘોર અંધકાર વ્યાપી રહ્યો છે. આપણા જીવનમાં એક પણ વસ્તુ એવી નથી રહી કે જેથી દુનીઆની બીજી પ્રજા યા સમાજોનું ધ્યાન આપણા તરફ ખેંચાય. આપણા સાધુ વર્ગ બાબત તો તમે જાણોજ છો. સમાજનો તે મૂળ આધાર હતો. તે લગભગ અસ્ત થતો જાય છે. દુઃખની વાત તો એ છે કે હવે તો નાના મોટાની કોઈ મર્યાદા પણ નથી જાળવતું. આજે જૈન સાધુઓ માટે ખરી ખોટી ગલીચ વાતો પણ આપણે સાંભળીએ છીએ. આવી ગલીચ વાતો કરનારા જૈનોમાંથી મળે છે. આમાં કેવળ જૈન સમાજે નહિ, પરંતુ સારાએ હિંદે નામોશી લેવાની છે, કારણ કે એક વખત એવો હતો કે જ્યારે જૈનોનો સાધુ વર્ગ આ દેશને એક ગૌરવ લેવા જેવી વસ્તુ ગણાતી. આ સિવાય જૈન જનતા તરફ નજર કરીએ છીએ તો ત્યાં પણ કંઈ આશાનાં ચિન્હ નથી દેખાતાં. જનતાંનો મોટો ભાગ તો એટલો બધો રૂઢિગ્રસ્ત અને સાંકડા વિચારનો છે કે અમારા જેવા બીન અનુભવી ઉગતા જુવાનીઆઓને તો મુંઝાઇને પાછાજ પડવું પડે. બીજી બાજુ કેળવાયેલો વર્ગ ઘણું ખરૂં ધાર્મિક બાબતો અને સંસ્થાઓ તરફ ઉદાસીન વૃત્તિ ધરાવતો હોય છે. આ બધું સકારણ છે. પરંતુ મૂળ પરિસ્થતિ ઇચ્છવા યોગ્ય તો નથીજ. વાતાવરણ એટલું બધું જડ અને પ્રતિકુળ હોય છે કે કોઈ પણ સમજુ માણસને થાકીને ઘેર બેઠેજ છુટકો.

ટુંકમાં આ સમાજની અત્યારની પરિસ્થિતિ. ઐતિહાસિક કયા કાળમાં એણે દેવાળુ ફુક્યું એનો અત્યારે વિચાર નથી કરવાનો. આપણે આપણો વારસો ગુમાવી બેઠા છીએ, અને હર હમેશ વધુને વધુ ડુબતા જઇએ છીએ એમાં મને તો કંઈ શંકા લાગતી નથી. આવી એક સમાજનો ગૌરવ ભર્યો ઇતિહાસ પણ એના કલ્યાણમાં સક્રિય પાઠ નથી ભજવી શકતો. તેથી એટલું થાય કે દુનિઆની બીજી સમાજો આગળ ખરી ખોટી બડાઈ મારવાનું સાધન હાથ આવે; વધુમાં ધર્મને અંગે અને એના ઇતિહાસને અંગે દુનિયામાં ચાલતી કેટલીક ગેરસમજો દૂર થાય. આટલું છતાં આવા પ્રયાસોની ખરી સફળતા તો હું ત્યારેજ જોઇ શકું કે જ્યારે સમાજ એવી મહોટાઇને છાજે તેવું સ્થાન ભોગવતો હોય. દુનિઆને એમ કહીએ કે પ્રભુ મહાવીરના અહિંસા વાદે માનવતાનું મહાન હિત સાધ્યું છે તો તેમાં મને કંઈ અર્થ નથી દેખાતો. ઘડી ઘડી "ખામેમિ સવ્વે જીવા..." બોલનારા આપણે બધા અને આપણા ગુરૂઓ અંદર અંદર લડતા હોઇએ, એકમેકનાં માથાં ફોડતા હોઈએ અને કોર્ટો દ્વારા લાખો રૂપીઆનું પાણી કરતા હોઈએ તો એ અહિંસાવાદના ગુણ ગાવાથી આપણા શા દહાડા વળ્યા? અત્યારે આપણને જૈનોની સંખ્યાની પરવા ન હોય, પ્રજા જીવનની આ સ્થિતિમાં પણ જો આપણી જ્ઞાતિ સંસ્થાઓ આપણે દૂર કરવા ન ઇચ્છતા હોઈએ, અને બીજી સમાજનાં જૈનધર્મ અંગીકાર કરી આવેલા સ્ત્રી પુરૂષોને પણ આપણે અપનાવી ન શકતા હોઈએ તો પછી મહાવીરના વખતમાં આટલા જૈનો હતા યા નંદ અને મૌર્ય સમયમાં જૈનોનું પ્રાધાન્ય હતું એવો વૃથા બકવાદ કરવાથી કોનું હિત સધાયું? હું તો કહું છું આપણે એક વખત સોના જેવા હતા, અને આપણો ઈતિહાસ દુનિઆની કોઈ પણ મહાન

પ્રજાને ગૌરવ આપે તેવો હતો. તો તેથી શું અત્યારની આપણી સાધુ સંસ્થામાં ( કે શ્રાવક સંસ્થામાં ) એક મોટું પરિવર્તન થોડુંજ થવાનું છે? એનું વધુ પડતું પ્રાધાન્ય આવા ગીત ગાવાથી થોડુંજ હેઠું પડવાનું છે? આવા પરિવર્તનો ઇચ્છનારાઓને માટે તમને નથી લાગતું કે એકજ રસ્તો હોઈ શકે અને તે એ કે પોતાનું બળ વધારવું અને એકનિષ્ઠાથી ઝુંબેશ ચલાવવી?

આજથી આઠેક દિવસ ઉપરજ એક સહૃદયી ભાઇએ મારા અભ્યાસ બાબત કંઇ પુછ પરછ કરેલી. જ્યારે એમને ઉપરના નિબંધ બાબત કહેવામાં આવ્યું ત્યારે એતો તુર્ત ભભુકી ઉઠયાઃ– "શાહ' તમને તે આવું શું સુઝ્યુ હશે? જ્યારે દેશમાં ચારે તરફ એક ભયંકર દાવાનળ સળગી ઉઠયો છે ત્યારે તમને જૈન ધર્મના ઇતિહાસની સંકળના કરવાનું સુઝે છે? હું તો તમને કહું છું કે એક વાર માની લો કે જૈનોના જેવો જ્વલંત અને ગૌરવ ભર્યો ઇતિહાસ બીજા કોઇ સંપ્રદાયનો નથી તો તેથી તેમા આપણા શા દહાડા વળ્યા? જો મર્યાદિત ક્ષેત્રમાજ કામ કરવું છે તો એવું કંઇ કરો કે જેથી તમારો સમાજ પણ દેશના સ્વાતંત્ર્યની લડાઇમાં પોતાનો પાઠ ભજવી છુટે. હિંદના ભાવી ઘડતરમા જો જૈનો પાછી પાની કરશે યા એ તરફ આંખમિંચામણાં કરશે તો પછી ઇતિહાસને પાને શું લખાશે તેનો કોઇએ વિચાર કર્યો છે?"

આવું આવું એ ભાઇએ બીજું પણ કેટલુંક સંભળાવ્યું, છતાં આ ગાડો ઘેલો પત્ર હવે અહિંજ બંધ વાળું છું. મુંબાઈ આવવાનું થશે ત્યારે તમને મળીશ. બાકી એકાદ રવિવારે તમે અહિં આવી ચઢો તોયે બે ઘડી આનંદ થશે.

લી. ચીમન શાહના
વંદેમાતરમ્.

—આ યુવક ગ્રેજ્યુએટનું હૃદય કેવા કેવા ઉછાળાઓ મારી રહ્યું છે તેનો ખ્યાલ તેનો આ પત્ર આપશે. અનેકાંત–સાપેક્ષ દૃષ્ટિથી વિચારીશું તો તેના વિચારબિન્દુમાં તથ્યાંશ છે; અને તેથી વર્ત્તમાન સ્થિતિ પર નજર રાખી તેને સુધારવા માટે કટિબદ્ધ થઈ ઉત્કટ પ્રયાસ કરવાના કર્ત્તવ્ય પ્રત્યે ઉપેક્ષા કરવાની નથી; પરંતુ બીજી દૃષ્ટિથી વિચારતા તે ભાઇને જણાશે કે સર્વ કોઇ વર્ત્તમાન સામાજિક કે રાજકીય પરિસ્થિતિને પહોંચી વળવા જેટલા બળવાળા–શક્તિવાળા–સંજોગવાળા હોતા નથી તેથી જેઓ તે બાબતમાં રસ લઈ પ્રબલ પુરૂષાર્થ સેવી ન શકે તે બીજા પોતાના રસપ્રદ વિષયમાં પડી તે વિષયને બહલાવી શકે. ઇતિહાસ વિષય તે ભૂતકાલની સામગ્રી ને સ્થિતિ પર પ્રકાશ નાંખે છે છતા તે પણ ધર્મ અર્થ કામ મોક્ષના ઉપદેશવાળો બની શકે છે એમ તેની સંસ્કૃતના એક શ્લોકમાં કરેલી વ્યાખ્યા જણાવે છે:–

**धर्मार्थकाममोक्षाणा मुपदेश समन्वितम् ।**
**पूर्ववृत्तं कथायुक्त मितिहासं प्रचक्षते ॥**

ભૂતકાલનું બાલક તે વર્ત્તમાન છે, અને વર્ત્તમાન તે ભવિષ્યકાલનું જનક છે, ભૂતકાલનું ગૌરવ કે અપ્રતિષ્ઠા–ગુણ કે દોષ વર્ત્તમાનને સુધારવામાં ખપ લાગે છે, અને વર્ત્તમાન પરથી વધુ સુંદર અને ગૌરવાન્વિત ભવિષ્ય જે ઉપાયોથી બની શકે તે ઉપાયો વર્ત્તમાનને સુધારવામાં ઉપયોગી નિવડે છે. જે પોતાની પુંજી શું હતી, જે પોતાનો વૈભવ ભૂતકાલમા કેવો હતો તે ભૂલી જાય છે, તે વર્ત્તમાનમાં પ્રગતિકરવાની ઇચ્છાશક્તિ કેળવી શકતો નથી. સર્વની જરૂર છે, તેથી જે જેનાથી બની શકે તે તે કર્યા કરે તેજ ઇષ્ટ છે. અમુક કરવું જોઇએ છતા તે ન બની શકે તો પછી બીજું જે કંઇ બની શકે તે ન કરવું ને હાથ જોડી ખેદ પામતા બેસી રહેવું તે યોગ્ય-ઇષ્ટ નથી. **यथाशक्ति यतनीयं शुभे ।** બાકી હાલનો જૈન કે હિન્દુ સમાજ જે જાતની નિર્બળતાઓ દેખાડી રહ્યો છે તેને ઘણા સમજુઓ કાયરતા–નિષ્પ્રાણતા એ નામ આપે છે. શ્રી મહાવીરના સિદ્ધાંતોનો વ્યવહાર અમલ તેના અનુયાયી સમાજમાં ન દેખાય તેમાં આપણો બધાનો વાંક છે અને સામાન્ય જનતાને દોરનાર આગેવાનો–ધર્મોપદેશકોના શિરે તેનો મોટામાં મોટો હિસ્સો છે. દેશનું

દારિદ્રય ફીટવાની મોટામાં મોટી ચાવી તે સ્વરાજ છે. તે મેળવવા માટે દેશની સર્વ કોમોએ (કે જેમાં જૈનોનો પણ સમાવેશ થાય છે,) પોતાની નિર્બળતા દૂર કરી પ્રગતિના પંથે વિચરવા પ્રબલ પુરૂષાર્થ કરવાની-કરીને કંઇક કાર્યરૂપે બતાવી આપવાની અતિ-અતિશય આવશ્યકતા છે, શ્રી મહાવીરનો પ્રબલ પુરૂપાર્થ સર્વને વીર થવા પ્રેરે એજ અત્યારે ટુંકમાં હૃદયની પ્રાર્થના! **તંત્રી.**

---

# સ્વીકાર અને સમાલોચના.

**પ્રાણપ્રેમ પુષ્પમાળા**—યોજક રા. પ્રાણસુખ માનચંદ નાયક, સં. ૧૯૮૩. ડા૦ જ્યુ. પ્રિ. પ્રેસ અમદાવાદ પૃ. ૨૪+૨૧૮ કિં. સવા રૂ૦] આમાં પ્રભુભક્તિ વૈરાગ્ય તથા નીતિનાં પદો-ગાયનોનો સંગ્રહ છે. શ્રીયુત પ્રાણસુખ એક સુંદર ગાયક હોવા ઉપરાંત હૃદયના ઉર્મિઓ ઉછાળી પ્રેરણા પામી કંઇ કવિતા પણ કરનાર છે, અને તે કવિતા જ્યારે પોતે સંગીત સાથે ગાઈ બતાવે છે ત્યારે .અતિ આલ્હાદ આપે છે. આ સંગ્રહની અંદર અનેક પ્રાચીન કવિઓનાં પદો અને ગીતો આપ્યાં છે અને તે ઉપરાંત સ્વરચિત ગાયનો મૂક્યાં છે અને તે દરેક પર રાગ અને તાલ આપ્યા છે. મુંબઇની જૈન સમાજમાં રા. પ્રાણસુખે એટલો બધો ભાવ પોતામાં ઉત્પન્ન કર્યો છે કે તેના પુસ્તકના અનેક ગ્રાહકો અગાઉથી મળી આવ્યા છે અને મળી આવશે એવી ખાત્રી છે. ભક્તિતત્ત્વ મૂર્તિપૂજક સમાજમાં બહુ ખીલ્યું ને વિકાસ પામ્યું છે, તેનો આનંદ કંઈ ઓર છે અને જ્યારે સંગીતના લય સાથે પ્રભુનાં સ્તવનો વૈરાગ્ય પદો અને નીતિની ઉપદેશક સઝાયો ગવાય છે ત્યારે તેના ગર્ભમાં રહેલ ભાવ તુરત સમજવામાં આવે છે અને શ્રોતાનું ચિત્ત-રંજન થાય છે. સંગીતનું શિક્ષણ જેમ બને તેમ વધુ પ્રચાર પામે તેમ કરવાની સમાજને જરૂર છે અને તેમાં રા. પ્રાણસુખ જેવા વધુ ભાગ આપે તેમ કરવું ઘટે છે. કર્ત્તાના પ્રયાસને સફળતા ઇચ્છીએ છીએ.

**ઠંડા પહોરની વાતો ભાગ ૧ લો.** લેખક શ્રીયુત છગનલાલ વિદ્યારામ રાવળ લુણાવાડા. પ્ર૦ શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી મુંબઈ પ્રી લક્ષ્મી ઇલેકટ્રીક પ્રિ. પ્રેસ. વડોદરા. પૃ. ૨૧૭) આમાં સાડેક ટૂંકી વાતો છે અને હાસ્યરસ ઠીક ઉત્પન્ન કરે તેવી છે. નાનાં બાળકો હાસ્યરસનો મધુરો લ્હાવ અને તેથી નિર્દોષ આનંદ લે એ ખાસ જરૂરનું છે. હિંદુ સમાજમાં મીઠી નિર્દોષ મસ્કરી કરી હસતા રહેવા અને રાખવાની ટેવ નથી. ધર્મના-અધ્યાત્મના વિચારોથી ઓતપ્રોત રહેલી હિંદુ સમાજમાં ભારેખમ પણું, ગંભીરતા, અને ઉદાસીનતા બહુ નજરે પડે છે; તેમાં રોજના સામાન્ય વ્યવહારમાં જીવનને ઉલ્લાસવન્તુ રાખવા માટે હાસ્ય ઉત્પન્ન કરે અને સાથે બોધક હોય એવી વાર્ત્તાઓનું અચૂક સ્થાન છે. તેવી વાર્તા પૂરી પાડવાના લેખકના પ્રયત્નને અમે અભિનંદીએ છીએ. લેખક વયોવૃદ્ધ છતાં હજુ પણ યુવકને શરમાવે એવું જોસ અને જોમ રાખીને કંઇને કંઈ લખતાજ રહે છે. પ્રાચીન ગૂજરાતી કવિઓની કવિતાઓ શોધી કાઢવાનો તેમનો પ્રયાસ જાણીતો છે; ને સાથે સાથે આવી વાતોનો સંગ્રહ તેમણે કર્યો છે. કિંમત ઘણી વધુ છે.

**જૈન દર્શન**—અનુવાદક મુનિ તિલકવિજયજી પંજાબી વિ. સં. ૧૯૮૪ પૃ. ૨૨૧ પ્ર૦ આત્મતિલક ગ્રન્થ સોસાયટી પુના. હનુમાન પ્રેસ.) મહાન્ દર્શન શાસ્ત્રી પરમ સુધારક નિષ્પક્ષ ધુરંધર વિદ્વાન્ શ્રીમન્ હરિભદ્ર સૂરિએ રચેલા ષડ્દર્શન સમુચ્ચય પર ગુણ-રત્નસૂરિની બૃહત્ ટીકા છે તેમાં છએ દર્શનો પૈકી જૈનદર્શન સંબંધીના ભાગનો પંડિત બહેચરદાસ જીવરાજે ગૂજરાતીમાં સુન્દર અને યથાર્થ અનુવાદ સ્વ. મનઃસુખલાલ રવજીભાઇ મહેતાની પ્રેરણાથી કરી તે સ્વર્ગસ્થ તરફથી બહાર પડી ગયો છે. તેનું હિંદી ભાષાંતર પંડિત સુખલાલજીની પ્રેરણાથી મુનિ તિલકવિજયે કરીને હિંદીભાષી જૈનો તેમજ જૈને-

તરોને જૈનદર્શનનો અચ્છો ખ્યાલ આપવાનું સાધન પૂરૂં પાડ્યું છે તે માટે તેમને ધન્યવાદ આપીએ છીએ. સાથે સાથે પં. બહેચરદાસે પ્રસ્તાવનામાં હરિભદ્રસૂરિ સંબંધી જે વક્તવ્ય કર્યું છે તેનો અનુવાદ આમાં આવ્યો હત તો ગ્રંથનું ગૌરવ વધત. શામાટે તેમ કરવાનું છોડી દીધું છે તે સમજાતું નથી. આ પુસ્તક હિન્દી ગ્રંથરત્નાકર કાર્યાલય હીરાબાગ, ગિરગામ મુંબઈ પાસેથી મળી શકશે. સુંદર કાગળો પર સુંદર છપાઇ છે, અને આ ગ્રંથ દરેક જૈન હિંદીભાષીને સંગ્રહવા લાયક અને મનનીય છે.

**ન્યાયાવતાર**—મૂલ પ્રણેતા શ્રી સિદ્ધસેન દિવાકર, તે પર દેવભદ્રસૂરિનું ટિપ્પન અને સિદ્ધર્ષિગણિની ટીકા. સં. ડા. પરશુરામ વૈદ્ય M, A. D. Litt. (Paris) સાંગલીની વિલિંગ્ડન કોલેજના સંસ્કૃત અને અર્ધમાગધીના પ્રોફેસર અંગ્રેજી પ્રસ્તાવના પૃ. ૪૩, મૂળ સંસ્કૃત ગ્રંથ પૃ. ૧૦૨. પરિશિષ્ટ અને અંગ્રેજી નોટ્સનાં પાનાં માત્ર ૯ પ્રકાશક શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ, મુંબાઇ સને ૧૯૨૮ મૂલ્ય રૂ. દોઢ) આ ગ્રંથ મુંબઈ યુનિવર્સિટીના કૉલેજના અભ્યાસક્રમમા નિર્ણીત થયેલ છે. મૂળ ગ્રંથ પાટણની શ્રી હેમચંદ્રાચાર્ય સભા તરફથી શ્રી હેમચંદ્રાચાર્ય ગ્રંથાવલી ગ્રંથાંક ૨ તરીકે પં. ભગવાનદાસથી સંશોધિત થઇને સં. ૧૯૭૩ માં પ્રસિદ્ધ થયો હતો પણ તેની નકલ બધી ખપી જવાથી કૉલેજમાં અભ્યાસ કરનારા માટે તે અલભ્ય હોવાથી તેનું આ બીજું સંસ્કરણ આપણી શ્રીમતી કૉન્ફરન્સ ઑફિસે બહાર પાડી તેમનાપર ઉપકાર કર્યો છે તે માટે તેના મંત્રીઓને ધન્યવાદ ઘટે છે. પ્રમાણ અને નયની વ્યવસ્થા કરવા માટે નવીન શાસ્ત્રરચના કરવાનું કાર્ય કરવામાં અગ્રણી તરીકે સિદ્ધસેન દિવાકર હતા. તેમણે સૌથી પહેલાં ન્યાયાવતાર નામના તર્કપ્રકરણની સંસ્કૃતમાં રચના કરીને જૈન પ્રમાણનો પાયો સ્થિર કર્યો, અર્થાત્ ન્યાયાવતાર એ સંસ્કૃત જૈન સાહિત્યમાં પદ્યબંધ આદિ તર્કગ્રંથ હોઇ સમસ્ત જૈનતર્ક સાહિત્યનો પ્રથમ પાયો છે-તેણે જૈન તર્ક પરિભાષાનું જે પ્રસ્થાન શરૂ કર્યું તે અત્યાર સુધી અખંડિત છે, તેથી, એના પ્રણેતા સિદ્ધસેન જૈન તર્કશાસ્ત્રના પ્રસ્થાપક છે. ડા. વૈદ્યની પ્રસ્તાવના ગ્રંથપર પ્રકાશ પાડે છે; ગૂજરાતી ભાષા જાણનારને આ ગ્રંથપર પંડિત સુખલાલે કરેલું વિવેચન વધારે ઉપયોગી અને પ્રકાશ પાડનારૂં નિવડશે. ટીકાકાર સિદ્ધર્ષિ ઉપમિતિ ભવપ્રપંચા કથાના સં. ૯૬૨ માં કરનાર પ્રસિદ્ધ છે, ટિપ્પનકાર દેવભદ્રસૂરિ તે સિદ્ધરાજ જયસિંહના રાજ્યમાં થયેલ પ્રસિદ્ધ મલધારી અભયદેવસૂરિના શિષ્ય હેમચંદ્રસૂરિના શિષ્ય છે. આ ગ્રંથના અભ્યાસથી જૈન ન્યાયના પ્રાચીનમાં પ્રાચીન સૂત્રબદ્ધ ગ્રંથનું જ્ઞાન થતા જૈનોએ ન્યાયસાહિત્યમાં પ્રાચીનકાળથી ફાળો આપ્યો છે એ સમજાશે, વિશેષમાં જૈન ન્યાયની વિશેષતાઓ ગૂજરાત પુરાતત્ત્વ મંદિર તરફથી આ મૂળ પ્રણેતા સિદ્ધસેનજીના સંમતિતર્ક પરની રાજગચ્છીય અભયદેવસૂરિની ટીકાના ભાગ પ્રકટ થતા ગયા ત્યારથી સમસ્ત જગતના વિદ્વાનોને સમજાવા લાગી છે. જૈનોમા ન્યાયનો આદર જોઇએ તેવો નથી બલ્કે તદ્દન છે જ નહિ એમ કહિયે તો ખોટું નથી. દિવસાનુદિવસ તે પ્રત્યે લક્ષ વિશેષ જાગ્રત્ થઈ જૈન ન્યાયના ગ્રંથોનું પ્રકટીકરણ વધુને વધુ થાય અને તે પરથી સ્વતંત્ર ગ્રંથો જૈન ન્યાયશાસ્ત્રના ઇતિહાસનું દિગ્દર્શન કરાવવા રૂપે તેમ જ સમસ્ત જૈન ન્યાયશાસ્ત્ર-પ્રમાણશાસ્ત્રનો સાંગોપાંગ ખ્યાલ આપનાર તરીકે રચાય એવું અમે હૃદયપૂર્વક ઇચ્છીએ છીએ.

---

## નીચેનાં પુસ્તકો વેચાતાં મળશે.

| | |
|---|---|
| શ્રી ન્યાયાવતાર | રૂ. ૧-૮-૦ |
| જૈન ડીરેકટરી ભાગ ૧ લો | રૂ. ૦-૮-૦ |
| જૈન ડીરેકટરી ભાગ ૧-૨ | રૂ. ૧-૦-૦ |
| જૈન શ્વેતામ્બર મંદિરાવળી | રૂ. ૦-૧૨-૦ |
| જૈન ગ્રંથાવળી | રૂ. ૧-૮-૦ |
| જૈન ગુર્જર કવીઓ ( પ્ર. ભાગ ) | રૂ. ૫-૦-૦ |
| પાઇઅલચ્છી નામમાલા ( પ્રાકૃત કોષ ) | રૂ. ૧-૦-૦ |

શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ
૨૦, પાયધુની મુંબઈ ૩

---

## જૈન ગ્રેજ્યુએટો તથા સંસ્થાઓ પ્રત્યે.

જૈન ગ્રેજ્યુએટો અને સંસ્થાઓનું એક રજીસ્ટર ગત કન્વેન્શન વખતે થએલા ઠરાવ અન્વયે આ સંસ્થાની ઓફીસમાં રાખવામાં આવ્યું છે, જેથી વિનંતિ કરવાની કે પોતપોતાના નામો વિગત સાથે સત્વરે ઉક્ત રજીસ્ટરમાં નોંધાવવા માટે નીચેના સીરનામે લખી જણાવવું.

એસીસ્ટંટ સેક્રેટરી,
શ્રી જૈન શ્વેતાંમ્બર કૉન્ફરન્સ.
૨૦, પાયધુની મુંબઇ ૩.

---

અમારા અમદાવાદના એજન્ટ:-

**રા. જગશીભાઇ મોરાર.**
ઠે. અંબાલાલ હીરાલાલ પટેલના ઘર પાસે,
માદલપુરા-અમદાવાદ.

આ માસિક અમદાવાદમાં તેમના મારફતે ગ્રાહકોને પહોંચાડવા ગોઠવણ કરવામાં આવી છે. અમદાવાદના અમારા ગ્રાહકોને તેમજ અન્ય બંધુઓને જણાવવાનું કે નીચેના પુસ્તકો પણ તેમની પાસેથી વેચાતા મલી શકશે.

"જૈન ગુર્જર કવિઓ" (પ્ર. ભાગ), "જૈન શ્વેતામ્બર મંદિરાવલિ",
"જૈન ડીરેકટરી" ભાગ ૧-૨, "જૈન ગ્રંથાવલિ", વિગેરે.

---

અમદાવાદના ગ્રાહકો પ્રત્યે વિજ્ઞપ્તિ:—આપનું લવાજમ હજુ સુધી મોકલાયું ન હોય તો સત્વરે અમારા એજંટને આપી પહોંચ લેશોજી.

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

વાર્ષિક લવાજમ રૂ. ત્રણ.

પુસ્તક ૪ | જ્યેષ્ઠ

અંક ૧૦ | ૧૯૮૫



માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબઈ

# વિષયાનુક્રમ.



## સૂચનાઓ—

૧. આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર છે.

૨. અભ્યાસ, મનન અને શોધખોળના પરિણામે લખાયેલા સર્વ લેખો, વાર્તાઓ અને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩. લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પરભારો પત્ર-વ્યવહાર કરવો.

૪. કોઇપણ લેખ પૂર્વે જાતે કે બીજાએ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન મોકલવો.

૫. લવાજમ સંબંધી તેમજ જૈનયુગ મંગાવવા કે ન પહોંચ્યાની ફર્યાદ કરવા વગેરે સર્વ બાબતનો પત્ર વ્યવહાર જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિસ, ૨૦ પાયધુની મુંબઇ નં. ૩ એ સરનામે કરવો, તે માટે તંત્રીને તસ્દી આપવી નહિ, તેમ તે પર તંત્રી ધ્યાન આપી શકશે નહિ.

મોહનલાલ દલીચંદ દેશાઇ, B. A. LL. B.
વકીલ હાઇકોર્ટ લોહારચાલ, મુંબઇ. માનદ તંત્રી.

# જૈનયુગ.




'મેં' આસપાસ જોયું અને મને જગત જાગતું જણાયું. જગતમાં નવો પ્રાણ આવ્યો હતો; નવું તેજ આવ્યું હતું. જગત અનેરા સ્વપ્નાં સેવી રહ્યું હતું. મેં ભવિષ્યમાં નજર કરી અને મને જણાયું કે ભાવી સૃષ્ટિ અદ્ભુત અને ભવ્ય બનશે. મેં જોયું કે જીવનના આ અન્યાયો સામે, હૃદય બાળનાર જગતના પાખંડો સામે લાલ આંખે જોનાર, જગતની આ સ્થિતિ સામે બળવો પોકારનાર એક નાનો—અતિ નાનો વિપ્લવવાદી વર્ગ ઉભો થાય છે; અને તે વર્ગ તે જગતનો યુવાન વર્ગ. બહુ જ બહુજ સાચા દર્દથી દુઃખી થતો, બહુ જ અલ્પ સમુદાય જગતમાં એક બીજાથી દૂર દૂર વિકસી રહ્યો છે. સ્વપ્ના સેવી રહ્યો છે. કલ્પનાચિત્રો ઘડી રહ્યો છે. ક્રાન્તિ કરવા જગત સામે તહોમતનામું પોકારવા તે અધિરો બન્યો છે. મે પ્રશ્નો કર્યા કે હું ક્યાં છું?' અત્યારે યુવક માનસ નવા અને જૂના વિચાર વચ્ચે ઝોલા ખાય છે. અંતરનો અવાજ આપખુદી સામે બાથ ભીડવા પ્રેરે છે. પણ જ્યાં સમાજ વચ્ચે તે આવીને ઉભો રહે છે ત્યાં અનેક પ્રકારની નબળાઈઓ તેના ઉપર સ્વાર થઈ બેસે છે. પણ એ નબળાઇઓ નાબૂદ કરવી જ જોઈએ; અને સમાજસીતમો સામે બાથ ભીડવી જ જોઈએ.

—સૌરાષ્ટ્ર


| પુસ્તક ૪ | વીરાત્ ૨૪૫૫ વિ૦ સં. ૧૯૮૫ જ્યેષ્ઠ | અંક ૧૦ |
|---|---|---|


# શ્રી આત્મારામ સ્તુતિ.*

## ( ભીમપલાસી ).

વિસમી સદીના પરમ સાધુ, આત્મારામજી અહો !
ફરકાવી ધર્મની પતાકા, સાધુ હો તો 'એવા' હો ! —વિસમી૦

બ્રહ્મ તેજ ક્ષત્રિય વીર્ય, પ્રખરતા હૃદય-ઔદાર્ય,
દાખવ્યું ગંભીર ધૈર્ય, સાધુ હો તો એવા હો ! —વિસમી૦

ધર્મરહિત જડ પ્રદેશ, પંજાબને કર્યો વિશેષ,
સુરત જૈન દે ઉપદેશ, સાધુ હો તો એવા હો ! —વિસમી૦

વીતરાગના સંદેશ, પાઠવ્યા રૂડા વિદેશ,
દિપાવ્યો જૈન મુનિ વેષ, સાધુ હો તો એવા હો ! —વિસમી૦

* સ્વ૦ શ્રી આત્મારામજીની સ્વર્ગવાસ તિથિ જ્યેષ્ઠ સુદિ ૮, સં. ૧૯૮૫ ને શુક્રવારને દિને તેમની જયંતી શ્રી મહાવીર જૈન વિદ્યાલયમાં શ્રી વિજયવલ્લભસૂરિના પ્રમુખસ્થાને ઉજવવામાં આવી હતી તે નિમિત્તે આ તથા આ પછીનું કાવ્ય રચવામાં આવેલ તે અત્ર મૂકેલ છે.

દુર્નિવાર શિથિલાચાર, નિવારી આત્મશ્લાઘાધાર,
વિપક્ષીને દીધા પડકાર, સાધુ હો તો એવા હો! —વિસમી૦

તત્ત્વાદર્શ આદિ ગ્રંથ, રચ્યા અનેક શાસ્ત્રપંથ,
આદર્શ જેનો છે નિર્ગ્રન્થ, સાધુ હો તો એવા હો! —વિસમી૦

શિક્ષિત દીક્ષિત શિષ્યવૃંદ, પ્રસારે જ્યોતિ જે અમંદ,
સમયવર્તી રહે પાવંદ, સાધુ હો તો એવા હો! —વિસમી૦

અપ્રમાદે કાર્યમસ્ત, સાઠ વર્ષ જીવન અસ્ત,
સૂરિ ગયા જબરદસ્ત, સાધુ હો તો એવા હો! —વિસમી૦

૧૧-૬-૨૯ તંત્રી.

---

## ગુરૂસ્તુતિ. (ઘઉલી)

(વ્હાલા! માસ અસાઢીલો મેઘ એ રતે વીનવું—એ ગરબાની રાહ.)

જેણે જ્ઞાનથી અંજન કરીને, નેત્ર ઉઘાડીયાં,
જેણે સમજાવ્યા સમયના ધર્મ, સદ્ગુરૂને વંદીએઃ
જેણે ક્રોધ માન ને લોભ, માયા ત્યાગીઆં,
એવા ત્યાગી સાચા સંત, સદ્ગુરૂને વંદીએ.

અંધાર છવાયું બધેય સ્થળે
હિત અહિત જણાય ન એક પળે
હૃદય્ડું અકળાય ઘણુંય બળે
ગુરૂ જ્યોતિ બતાવે તો કળ વળે

દ્રવ્ય ક્ષેત્ર તથા કાળ ભાવ, જોઈ વિચારતા,
અનેકાંતને કરતા સિદ્ધ, સદ્ગુરૂને વંદીએ—જેણે૦

ઉપદેશ મીઠી વાણીથી કરતા
સીંચી શાંતિને ક્લેશ સદા હરતા
અતિ દાઝ શાસનની દિલે ધરતા
જગહિતની ભાવના આદરતા

એવા ગુરૂની જપું જપમાળ, ક્યારે સાંપડશે ?
શોધ્યા મળીઆ તો મુઝ ધન્ય, સદ્ગુરૂને વંદીએ—જેણે૦

૧૧-૬-૨૯ તંત્રી.

# શ્રી આત્મારામજી જયંતી પ્રસંગે કંઈક વક્તવ્ય.

[ સં. ૧૯૮૫ના જ્યેષ્ઠ શુદ ૮ શુક્રવારે શ્રી મહાવીર જૈન વિદ્યાલયમાં શ્રી વિજયવલ્લભસૂરિના અધ્યક્ષપણા નીચે ઉજવાયેલી શ્રી આત્મારામજીની જયંતી પ્રસંગે તૈયાર કરેલ વક્તવ્ય. ]

આજે જે હું કહેવા ઇચ્છું છું તેની જવાબદારી બીજા કોઇ ઉપર નથી. શ્રદ્ધેય આચાર્યશ્રી વિષે બોલવાનો મારો અધિકાર જો કાંઈ હોય તો તે ફક્ત એટલો જ છે કે લગભગ ૨૫૦ વર્ષથી બંધ પડયા જેવા શ્રુત અભ્યાસનો જે વિશાલમાર્ગ ન્યાયાંભોનિધિ શ્રી આત્મારામજી મહારાજે શરુ કર્યો અને જેમાં સમયને છાજે એવું તેજ મૂકયું તે માર્ગનો હું સાધારણ પથિક છું. મહારાજશ્રીના જીવન વિષે ફક્ત બે બાબત ઉપર મુખ્યદષ્ટિ અત્યારે મેં રાખી છે. ૧ જૈન ઈતિહાસમાં મહારાજજીનો દરજ્જો અને તેનાં કારણો. ૨ તેમની જગ્યા કોણ લઇ શકે ?

## ૧ મહારાજજીનો દરજ્જો અને તેનાં કારણો.

૨૫૦૦ વર્ષના જૈન ઇતિહાસમાં શ્વેતાંબર દિગંબર બન્ને સંપ્રદાયે કેટલીક વિભૂતિઓ એવી જન્માવી છે કે ઇતિહાસના લેખક અને અભ્યાસીનું ધ્યાન તેની તરફ ગયા સિવાય રહેજ નહિ. એવી વિભૂતિઓમાં કેટલીક વિરલ વિભૂતિઓ છેલ્લા હજાર વર્ષમાં શ્વેતાંબર સંપ્રદાયે અર્પી છે તેમાં મહારાજશ્રીનું સ્થાન આવે છે. વાચક યશોવિજયજી પછી તો બસો વર્ષે બહુશ્રુતપણાનું સ્થાન મહારાજજીએ જ વાસ્તવિક રીતે સંભાલી લીધું છે. તેથી છેલ્લા અઢીસો વર્ષના ઇતિહાસમાં તો શ્વેતાંબર કે દિગંબર બન્ને પંથમાં એક મહાન વિભૂતિ તરીકે મહારાજજીજ નજરે આવે છે. તેમને આ દરજ્જો પ્રાપ્ત થયાનાં ખાસ વિશિષ્ટ કારણો છે. તેની ટુંકમાં નોંધ લઇએ.

### (૧) શ્રદ્ધા અને બુદ્ધિ.

મહારાજજીમાં ગમે તેટલી અડગ શ્રદ્ધા હોત અને ગમે તેટલો શાસન અનુરાગ હોત છતાં જો તેમણે બુદ્ધિદ્વાર ખુલું ન મૂકયું હોત અને મેળવી શકાય તેટલા સમગ્ર જ્ઞાનને મેળવવા અખંડ પુરુષાર્થ કર્યો નહોત તો તેઓ આચાર્ય પરંપરામાં માત્ર નામનાજ દાખલ થયા હોત. તેમણે પોતાની બુદ્ધિને શાસ્ત્રવ્યાયામની કસોટીએ જિંદગીભર કસી. અને જે વખતે છાપેલાં પુસ્તકો બહુજ ઓછાં હતાં તે વખતે અત્યારના જમાનાનો માણસ ન કલ્પી શકે તેટલાં જૈન જૈનેતર દર્શનોનાં અનેક વિષયોનાં સંખ્યાબદ્ધ પુસ્તકો વાંચી કાઢયાં. જે વખતે જૈન પરંપરામાં ઐતિહાસિક દષ્ટિ આવી ન હતી અને જૈન પુસ્તકો ઉપરાંત શિલાલેખો, તામ્રપત્રો, ભૂગોળ, ભૂસ્તર આદિ વિદ્યાઓને પણ બહુશ્રુતપણામાં સ્થાન છે એ કલ્પનાજ જાગી ન હતી તે વખતે મળેલાં બધાં સાધનો જાણી ઐતિહાસિક દષ્ટિએ જૈનદર્શનની પ્રાચીનતા અને મહત્તા સ્થાપિત કરવાનો પ્રયત્ન એમણેજ પહેલ વહેલાં કર્યો હતો. એમનું આશ્ચર્ય પમાડે એવું વિશાળ વાચન, અદ્દભૂત સ્મરણશક્તિ અને ઉત્તર આપવાની સચોટતા એમના સ્મરણીય પુસ્તકોમાં પદે પદે દેખાય છે. એજ બુદ્ધિયોગે તેમને વિશિષ્ટ દરજ્જો આપ્યો છે.

### (૨) ક્રાંતિકારિતા.

તેમનામાં બુદ્ધિયોગ ઉપરાંત એક બીજું તત્ત્વ હતું જે કે તત્ત્વે એમને મહત્તા અર્પી છે. તે તત્ત્વપરીક્ષકશક્તિનું અગર તો ક્રાંતિકારિતાનું. ઘણાં વર્ષ અપાર પૂજાના ભાર નીચે એક સંપ્રદાયમાં બદ્ધ થયા પછી તેને કાંચળીની પેઠે ફેંકી દેવાનું સાહસ એ તેમની ક્રાંતિકારિણી શક્તિ સૂચવે છે. એમના આત્મામાં કોઈ એવી સત્યશોધક શક્તિ હોવી જોઇએ કે જેણે તેમને રૂઢિના ચીલા ઉપર સંતુષ્ટ રહેવા ન દીધા. એમનું જીવન બીજાં ત્રીશેક વર્ષ લંબાયું હોત તો તેમની ક્ષત્રિયોચિત ક્રાંતિકારિણી પ્રકૃતિએ તેમને કઇ ભૂમિકાએ પહોંચાડયા હોત એની કલ્પના કરવી એ કઠણ છે પણ એટલું તો એમના તરવરતા જીવનમાંથી ચોખ્ખું દેખાય છે કે તેઓ એકવાર પોતાને જે સાચું લાગે તેને કહેવા અને આચરવામાં કોઈ મોટા ખાનખાનાની પરવા કરે કે પ્રતિષ્ઠાથી લલચાઈ જાય તેવા નહતા.

**(૩) વારસામાં ઉમેરો.**

જૈન શ્રુતનો જે વારસો મળ્યો તેજ વારસો સંભાળી બેસી રહ્યા હોત અને બહુશ્રુત કહેવાયા હોત તો પણ તેમનું આ સ્થાન નહોત. એમણે દેશકાળની વિદ્યાસમૃદ્ધિ જોઈ, નવાં સાધનો જોયાં અને ભાવિની જોખમદારી જોઇ, અને આત્મા તનમની ઉઠયો. તે સાથે જ તે માટે જેટલું પોતાથી થઈ શકે તે કરવા મંડયા. એમણે વેદો વાંચ્યા, ઉપનિષદો જોયાં, શ્રૌતસૂત્રો સ્મૃતિઓ અને પુરાણોનું પારાયણ કર્યું. સામયિક નવું ઉદ્દ્ભવતું સાહિત્ય જોયું. મૃત અને જીવતી બધી જૈનશાખાઓનું સાહિત્ય, તેમનો ઇતિહાસ અને તેમની પરંપરાઓ જાણી, અને ત્યારબાદ પોતાને જે કહેવું હતું તે કહ્યું. એમના કથનમાં શાસ્ત્રનો પ્રચંડ સંગ્રહ છે, વ્યવસ્થાની પ્રતિભા છે અને અભ્યાસની જાગૃતિ છે. એમણે મળેલ વારસામાં આટલો ઉમેરો કરી હવે પછી આચાર્યપદે આવનાર વ્યક્તિઓને સૂચવી આપ્યું કે જૈનશાસનની ખરી સેવા દત્તક લીધેલ ગ્રંથોથી અગર ખરીદેલ પદવીઓથી નહિ થાય.

**૨ એમની જગ્યા કોણ લઈ શકે?** એ પ્રશ્નનો ઉત્તર એજ આજની સમસ્યાનો ઉકેલ છે. જેનામાં સ્વતંત્ર બુદ્ધિ વિનાની શ્રદ્ધા એટલે આજકાલ ચાલતી વ્યાખ્યા પ્રમાણે આસ્તિકતા માત્ર હશે અને ચિકિત્સા કરવાની, દેશકાળ પ્રમાણે પૂરવણી કરવાની, નવાં બળો પચાવવાની અને કિંમતી જૂનાં બળો સાચવવાની, એક પણ બાધક બંધન સ્વીકાર્યા સિવાય-સંકુચિતતા રાખ્યા સિવાય બધી વિદ્યાઓને અપનાવવાની અને બદલાતા સંયોગો પ્રમાણે નવા નવા યોગ્ય ઇલાજો લેવાની નાસ્તિકતા જેનામાં નહિ હોય તે જો આચાર્ય પદે આવશે તો પણ ભાવિ ધર્મસમાજઘટનામાં તેનું સ્થાન કશું જ નહિ હોય. મહારાજશ્રીને પદે આવનારમાં લોકમાન અને ચાફેકી જેવી વિદ્યાનિષ્ઠા તથા ચિકિત્સાશક્તિ જોઇશે. આ. આનન્દશંકર ધ્રુવ કે ડૉ. શીલ જેવો તાત્ત્વિક અને તટસ્થ વિશાલ અભ્યાસ જોઇશે. કવિ ટાગોરની કલ્પનાશક્તિ જોઇશે અને ગાંધીજીની નિર્ભયતા તેમજ નિખાલસતા જોઇશે. આટલા ગુણો ઉપરાંત એમનું સ્થાન લેવા ઇચ્છનાર અને જૈનસમાજને જીવિત રહેવામાં ફાળો આપવા ઇચ્છનાર વ્યકિતમાં પંથનો નહિ પણ અંદરનો ત્યાગ જોઇશે. એનામાં ક્રાઇસ્ટની સેવાભાવનાની તપસ્યા અને એનીબિસેંટનો 'આગળ વધો' નો ઉત્સાહ જોઇશે. પોતાની પરિસ્થિતિમાં રહી નવા નવા માર્ગો યોજવાની અને તે દ્વારા જ્ઞાન અને ત્યાગની સમૃદ્ધિ વધારવાની શક્તિ જોઇશે.

જયંતીની પુષ્પાંજલિ માત્ર ગુણાનુવાદમાં પૂરી થાય છે પણ તેથી જે કૃત્રિમતા-અવાસ્તવિકતાનો કચરો એકઠો થવાનો સંભવ ઉભો થાય છે તે લાભના પ્રમાણમાં બહુજ મોટો છે. તેથી કોઈ પણ પૂજ્ય વ્યક્તિની જયંતી વખતે ગુણાનુવાદમાં ભાગ લેનાર ઉપર યથાર્થતા સામે દૃષ્ટિ રાખવાની ભારે જવાબદારી ઉભી થાય છે. એ વાત ધ્યાનમાં રાખી મારે કહેવું જોઇએ કે મહારાજશ્રીએ જે બહુશ્રુતપણાની ગંગા શરૂ કરી છે તે નવી પરિસ્થિતિજોતાં માત્ર ગંગોત્રી છે અને સંપ્રદાયની ભૂમિકા ઉપર ઉભા રહી તેમણે જે સંશોધનવૃત્તિ તેમજ ઐતિહાસિકવૃત્તિ દાખવી છે તે ભાવી સંશોધકો અને ઐતિહાસિકોને ઇતિહાસનો મહેલ બાંધવા માટે પાયામાં મૂકાતા એક પત્થરની ગરજ પૂરી પાડે છે. સંશોધનો, ઐતિહાસિક ગવેષણાઓ અને વિદ્યાઓ કયાં પૂરી થાય છે તે કોઇ ન જ કહી શકે. તેથી તે દિશામાં સમગ્ર પુરુષાર્થ દાખવી પગલું ભરનારનો નાનકડો શો ફાળો પણ બહુજ કિંમતી ગણાવો જોઇએ. આ દૃષ્ટિએ 'અજ્ઞાન તિમિર ભાસ્કર' ઉપર વિશેષ કામ કરવા ઇચ્છનાર પ્રૌઢ સંશોધક અને ઐતિહાસિકને પુષ્કળ અવકાશ છે.

—સુખલાલ

# સપ્તભંગી.

[ એમ. એ. ના પરીક્ષાર્થી એક દક્ષિણી વિદ્વાન મહાશયે 'સપ્તભંગી' એટલે શું તેનું દિગ્દર્શન આપવાની વિનતિ કરતાં પંડિત સુખલાલજીએ સારરૂપે-મુદ્દારૂપે નીચેનું જણાવેલ તે અત્ર ઉપયોગી ધારી પ્રકટ કરવામાં આવે છે. તંત્રી ]

૧ ભંગ એટલે વસ્તુનું સ્વરૂપ દર્શાવનાર વચનના પ્રકાર અર્થાત વાક્યરચના.

૨ એ સાત કહેવાય છે છતાં મૂળતો ત્રણ જ છે. બાકીના ચાર એ ત્રણ મૂળ ભંગોના પારસ્પરિક વિવિધ સંયોજનથી થાય છે.

૩ કોઇ પણ એક વસ્તુ વિષે એકજ ધર્મ પરત્વે ભિન્નભિન્ન વિચારકોની માન્યતામા ભેદ દેખાય છે. એ ભેદ વિરોધ રૂપ છે કે નહિ અને જો ન હોય તો દેખાતા વિરોધમાં અવિરોધ કેવી રીતે ઘટાવવો ? અથવા એમ કહો કે અમુક વિવક્ષિત વસ્તુ પરત્વે જ્યારે ધર્મવિષયક દૃષ્ટિભેદો દેખાતા હોય ત્યારે એવા ભેદોનો પ્રમાણપૂર્વક સમન્વય કરવો, તેમ કરી બધી સાચી દૃષ્ટિઓને તેના યોગ્ય સ્થાનમા ગોઠવી ન્યાય આપવો એ ભાવનામાં સપ્તભંગીનું મૂળ છે.

દાખલા તરીકે એક આત્મદ્રવ્યની બાબતમા તેના નિત્યત્વ વિષે દૃષ્ટિભેદ છે. કોઇ આત્માને નિત્ય માને છે તો કોઇ નિત્ય માનવા ના પાડે છે. કોઈ વળી એમ કહે છે કે એ તત્ત્વ જ વચન અગોચર છે. આ રીતે આત્મતત્ત્વની બાબતમાં ત્રણ પક્ષ પ્રસિદ્ધ છે. તેથી વિચારવું એ પ્રાપ્ત થાય છે કે શું તે નિત્ય જ છે, અને અનિત્યત્વ તેમાં પ્રમાણબાધિત છે ? અથવા શું તે અનિત્ય જ છે અને નિત્યત્વ તેમા પ્રમાણબાધિત છે. ? અથવા તેને નિત્ય કે અનિત્ય રૂપે ન કહેતાં અવક્તવ્ય જ કહેવું એ યોગ્ય છે ? આ ત્રણ વિકલ્પોની પરીક્ષા કરતા ત્રણે સાચા હોય તો એમનો વિરોધ દૂર કરવો જ જોઇએ. જ્યાંસુધી વિરોધ ઉભો રહે ત્યાસુધી પરસ્પર વિરુદ્ધ અનેક ધર્મો એક વસ્તુમા છે એમ કહી જ ન શકાય તેથી વિરોધપરિહાર તરફ જ સપ્તભંગીની દૃષ્ટિ પહેલવેલી જાય છે. તે નક્કી કરે છે કે આત્મા નિત્ય છે પણ સર્વ દૃષ્ટિએ નહિ; માત્ર મૂળતત્ત્વની દૃષ્ટિએ તે નિત્ય છે. કારણ કે ક્યારે પણ તે તત્ત્વ ન હતુ અને પછી ઉત્પન્ન થયુ એમ નથી તેમજ ક્યારેક એ તત્ત્વ મૂળમાંથી જ નાશ પામશે એમ પણ નથી. તેથી તત્ત્વ રૂપે એ અનાદિ નિધન છે તે જ તેનું નિત્યત્વ છે. આમ છતાં તે અનિત્ય પણ છે પરંતુ એનું અનિત્યત્વ તત્ત્વદૃષ્ટિએ ન હોતા માત્ર અવસ્થાની દૃષ્ટિએ છે. અવસ્થાઓ તો પ્રતિસમયે નિમિત્તાનુસાર બદલાતીજ રહે છે. જેમાં કાંઇ અને કાંઈ રૂપાંતર થતું ન હોય, જેમાં આંતરિક કે બાહ્ય નિમિત્ત પ્રમાણે સૂક્ષ્મ કે સ્થૂળ અવસ્થાભેદ સતત ચાલુ ન હોય એવા તત્ત્વની કલ્પના જ નથી થઈ શકતી; તેથી અવસ્થા ભેદ માનવો પડે છે એજ અનિત્યત્વ છે. આ રીતે આત્મા તત્ત્વ રૂપે-સામાન્ય રૂપે નિત્ય છતા, અવસ્થા રૂપે-વિશેષ રૂપે અનિત્ય પણ છે. નિત્યત્વ અને અનિત્યત્વ બન્ને એકજ સ્વરૂપે એક વસ્તુમા માનતા વિરોધ આવેઃ જેમ કે-તત્ત્વ રૂપે જ આત્મા નિત્ય છે એમ માનનાર તેજ રૂપે અનિત્ય પણ માને તો, એજ પ્રમાણે આત્મા નિત્ય અનિત્ય આદિ શબ્દ દ્વારા તે તે રૂપે પ્રતિપાદ્ય છતાં સમગ્ર રૂપે કોઈ પણ એક શબ્દથી કહી શકાય નહિ, માટે અસમગ્ર રૂપે તે શબ્દનો વિષય થાય છે છતાં સમગ્ર રૂપે એવા કોઇ શબ્દનો વિષય નથી થઇ શકતો માટે અવક્તવ્ય પણ છે. આ રીતે એક નિત્યત્વ ધર્મને અવલંબી આત્માના વિષયમાં નિત્ય અનિત્ય અને અવક્તવ્ય એવા ત્રણ પક્ષો-ભંગો વાજબી ઠરે છે.

એજ પ્રમાણે એકત્વ સત્ત્વ ભિન્નત્વ અભિલાપ્યત્વ આદિ સર્વસાધારણ ધર્મો લઇ કોઇપણ વસ્તુ વિષે એવા ત્રણ ભંગો બને, અને તે ઉપરથી સાત બને. ચેતનત્વ, ઘટત્વ આદિ અસાધારણ ધર્મો લઇને પણ સપ્તભંગી ઘટાવી શકાય. એક વસ્તુમાં વ્યાપક કે અવ્યાપક જેટજેટલા ધર્મો હોય તે દરેકને લઇ તેની બીજી બાજુ વિચારી સપ્તભંગ ઘટાવી શકાય.

પ્રાચીન કાળમાં આત્મા, શબ્દ આદિ પદાર્થોમાં નિત્યત્વ અનિત્યત્વ, સત્ત્વ અસત્ત્વ, એકત્વ બહુત્વ, વ્યાપકત્વ અવ્યાપકત્વ, આદિની બાબતમાં પરસ્પર તદ્દન વિરોધી

વાદો ચાલતા. એ વાદોનો સમન્વય કરવાની વૃત્તિમાંથી ભંગકલ્પના આવી. એ ભંગકલ્પનાએ પણ પાછું સાંપ્રદાયિકવાદનું રૂપ ધારણ કર્યું અને સપ્તસંગીમાં પરિણમન થયું.

સાતથી વધારે ભંગો સંભવતા નથી માટે જ સાતની સંખ્યા કહી છે. મૂળ ત્રણની વિવિધ સંયોજના કરો અને સાતમાં અંતર્ભાવ ન પામે એવો ભંગ ઉપજાવી શકો તો જૈનદર્શન સપ્તસંગીત્વનો આગ્રહ કરી જ ન શકે.

આનો ટુંકમાં સાર નીચે પ્રમાણે—

૧ તત્કાલીન ચાલતા વિરોધી વાદોનું સમીકરણ કરવું એ ભાવના સપ્તભંગીની પ્રેરક છે.

૨ તેમ કરી વસ્તુના સ્વરૂપની ચોક્કસાઈ કરવી અને યથાર્થ જ્ઞાન મેળવવું એ એનું સાધ્ય છે.

૩ બુદ્ધિમાં ભાસતા કોઇ પણ ધર્મ પરત્વે મૂળમાં ત્રણજ વિકલ્પો સંભવે અને ગમે તેટલા શાબ્દિક પરિવર્તનથી સંખ્યા વધારીએ તોયે સાત જ થઇ શકે.

૪ જેટલા ધર્મો તેટલી જ સપ્તભંગી છે. આ વાદ અનેકાંત દૃષ્ટિનો વિચારવિષયક એક પૂરાવો છે. આના દાખલાઓ જે શબ્દ, આત્મા વગેરે આપ્યા છે તેનું કારણ એ છે કે પ્રાચીન આર્ય વિચારકો આત્માનો વિચાર કરતા અને બહુ તો આગમ પ્રામાણ્યની ચર્ચામાં શબ્દને લેતા.

૫ વૈદિક આદિ દર્શનોમાં ખાસ કરી વલ્લભદર્શનમાં 'સર્વ ધર્મ સમન્વય' છે તે આનું જ એકરૂપ છે. શંકર પોતે વસ્તુને વર્ણવે છે છતાં અનિર્વચનીય કહે છે.

૬ પ્રમાણથી બાધિત ન હોય એવું બધું જ સંઘરી લેવાનો આની પાછળ ઉદ્દેશ છે પછી ભલે તે વિરુદ્ધ મનાતું હોય.

સુખલાલ.

---

# વ્યાપાર—વિભાગ.

## આપણી હાલની સ્થિતિ—અને તે કેમ સુધારવી ?

રા. બબલદાસ કેશવલાલ મોદી.

આપણી વ્યાપારીક અને આર્થિક પડતીનાં કારણો મુખ્ય નીચે પ્રમાણે છેઃ—

૧ અંગ્રેજોનું આપણા દેશ ઉપર આધિપત્ય થવાથી દેશના વેપારનો પ્રકાર ઘણે દરજ્જે ફર્યો. પરંતુ તે ફેરવાયલી સ્થિતિને અનુકૂળ તેટલીજ ઝડપથી આપણે ન થઇ શકયા તેથી.

૨ કેટલીક પ્રકારના રાજ્યના નિયમો અને કાયદાઓ થવાથી આપણા ઉદ્યોગને ફટકો લાગ્યો તેથી.

૩ કેટલાક વેપારો રાજ્યે પોતે હસ્તગત કરવાથી.

૪ કેટલાક પ્રકારની નોકરીઓની લાયકાત આપણે ગુમાવ્યાથી.

૫ વિજ્ઞાનની કેટલીક શોધોને પરિણામે આપણો મુખ્ય ધંધો પડી ભાગવાથી.

૬ અંગ્રેજોનું રાજ્ય થવાથી રાજકીય અને વેપારી ભાષા અંગ્રેજી બની. તે ભાષાનું જ્ઞાન આપણે ઝડપથી મેળવી ના શકયા તેથીઃ—

દેશનો મુખ્ય વેપાર (૧) ખેતી, (૨) કાપડ અને તેવી બનાવટો. (૩) જળ અને સ્થળના વહેવારનાં સાધનો (૪) શરાફી અને રાજ્યની ઓદ્દાવાળી નોકરીઓ.

ખેતીના ઉદ્યોગ ઉપર જૈનોનો મુખ્ય કાબુ હતો. ખેડુતને વગર અવેજે તેમજ અવેજથી તેની જરૂરીઆતના સમયે નાણાં ધીરવાનો મોટો વેપાર નભતો હતો. આ વેપાર સરકારના ખેડુત રક્ષક કાયદાઓથી નષ્ટ થયો. અને તે કાયદાઓથી ખેડુતને ફાયદો થશે તેમ પુષ્કળ સમજાવવામાં આવ્યું. કમનશીબે ધાર્યું

પ્રમાણે ખેડુતને ફાયદો ના થયો. અને આપણો વેપાર ગયો. આપણે ખેડુતને ખેતીની સામગ્રી ખરીદવા સારૂ તેમજ તેની સાંસારિક જરૂરીઆતોને પહોંચી વળવા યોગ્ય સમયે નાણાં ધીરતાં હતાં. સરકારના કાયદા થવાથી આપણાં નાણાંની સલામતી ગઈ, તેથી આપણે ધીરી શકતા અટકી ગયા. જ્યારે ખેડુતને સરકાર મોટો અવેજ જોઇતો હોય તોજ નાણાં ધીરતી થઈ. તેથી ઘણા ખેડુતો નાણાં વગર અકળાવા માંડયા અને મોટા વ્યાજની આશા આપતાં છતાં ખેડુતને નાણાં મળતાં અટકી ગયાં, કારણકે નાણાં પાછા મેળવવાની સલામતી ગઈ. આથી ખેડુતને યોગ્ય સમયે નાણાંની મદદ ગઇ અને તેથી તેની ખેતીવાડીને મોટો ધોકો પહોંચ્યો. તે ઉપરાત ખેડુતની marketic credit–પ્રચલિત આંટ નષ્ટ થઇ ગઈ અને સાધન છતાં પણ તેને નાણાં મળવા મુશ્કેલ થયાં.

બીજો વેપાર, કાપડ તથા તેવી બનાવટો, દાણા વિગેરે દેશની પેદાશોનો હતો, મોદીખાનાનો તેમજ ગાંધીઆટાનો વેપાર આપણા હાથમાં હતો.

સાંચા કામથી બનતું પુષ્કળ કાપડ થવાથી દેશનો હાથ બનાવટનો વેપાર ભાંગી પડયો અને તે બનાવવાનું કામકાજ જે આપણાં હાથમાં હતું તે બંધ પડયું. તે ઉપરાંત દેશપરદેશભર કાપડ વેચવાના ઉદ્યોગનું બંધારણ આપણું હતું તે પણ તૂટી ગયું. દાણા વિગેરે ચીજોની જરૂરીઆત પરદેશીઓને મોટા પ્રમાણમાં હોવાથી તેઓ જાતે અત્રે ખરીદના થયા અને તેથી આ વસ્તુઓનો વ્યવહાર ( Handling ) જે મોટા ભાગે આપણી મારફતે થતો તે પણ બંધ થયો.

ગળી વિગેરે કેટલીક અગત્યની ચીજો આપણા હાથમાં હતી તે પરદેશી બનાવટી ગળી બનવાથી વવાતી બંધ થઇ અને તે સાથે એક અગત્યનો વેપાર આપણે ગુમાવ્યો.

મીઠાનો અને અફીણનો એમ બે મુખ્ય વેપારો હતા તે સરકારે પોતે કબજે કરી લીધા અને ધીમે ધીમે તે વેપાર ઘટાડવાનોજ પ્રયત્ન કર્યો. અત્યારે એવી સ્થિતિ ઉભી થઇ કે મીઠું દેશને પરદેશથી આયાત કરવું પડે છે અને અફીણ ચોખ્ખું મેળવવું પણ મુશ્કેલ થઇ પડયું છે.

દરીઆમાં વહાણથી થતો મોટો વેપાર સ્ટીમરોના વપરાશથી તૂટી ગયો અને જમીન ઉપરના ટ્રાન્સપોર્ટનો–ચીજોની આવજા કરવાનો મોટો વેપાર રેલ્વે અને મોટરના વહેપારથી તૂટી ગયો. આ ધંધાઓ જવાથી અબજોનું નુકશાન વેઠવું પડયું. જમીન ઉપર ઉંટ ઘોડા વગેરે પ્રાણીઓ દ્વારા ત્રણ જાનનો જે વેપાર હતો તે પણ ગયો ને તે પ્રાણીઓનો વેપાર બીજાઓના હાથમાં ગયો.

ખનીજ પદાર્થોનો વેપાર (પરદેશમાં નવી શોધો થવાથી) આપણો જે હતો તે તદ્દન બંધ થઇ ગયો અને હીરા માણેક પાના જેવી કીંમતી ચીજો દેશમાં જડતી હતી તે Minerology–ખનીજશાસ્ત્રના જ્ઞાન વગર શોધાતી અટકી ગઇ. તેમજ તે ચીજોનો તેમ જ મોતીનો વેપાર આપણા દેશમાં હતો તે પણ ધીમે ધીમે પરદેશીઓના હાથમાં ઘણા જુદા જુદા સંજોગોને અંગે ચાલ્યો ગયો છે.

શરાફી વેપાર તે આપણો મુખ્ય વેપાર હતો અને તે વેપાર ઘણો ધમધોકાર ચાલતો હતો. આખાય દેશની શરાફી જૈનોજ કરતા હતા અને પાંચસો પાંચસો વરસની પેઢીઓ જામી ગયેલી મળી આવતી અને જેમ જૂની તેમ આબરૂદાર મનાતી હતી. કેટલીક પેઢીઓની હુંડીઓ દેશપરદેશ ખપતી હતી અને શરાફી વહેવાર તે વખતની જાણીતી આખી દુનીઆ ઉપર હતો.

આ રાજ્યના આવવાથી આ વેપારને મોટો ધોકો પહોંચ્યો અને પરદેશી બેંકોનો વહેવાર લાંબો જામ્યો. લોકોનો વિશ્વાસ Individuals–(શરાફી વ્યક્તિઓ)માંથી ખસી Corporationsમાં (શરાફી સંસ્થાઓમાં) ગયો. અને શરાફી વહેપાર વિશ્વાસ ઉપરજ નભતો હોવાથી મોટા પ્રમાણમાં ઘટી ગયો. અને જે રહ્યો તેમાં પણ ભાતભાતની પ્રજાએ હાથ ઘાલ્યો.

રાજ્યની ઓહ્દાવાળી નોકરીઓ પણ આપણા હાથમાંથી જતી રહી. પહેલાં તો એમ કહેવાતું કે વાણીઆ વિના રાવણનાં રાજ ગયાં. પરંતુ આ રાજ્યની નોકરી માટેની લાયકાત જુદા પ્રકારની હોવાથી અને તે પ્રકારની લાયકાત આપણે કેળવેલી નહી હોવાથી રાજ્યની સઘળી નોકરીઓ જૈનેતરોનાજ હાથમાં ગઇ.

આ સંયોગોમાં આપણે કેટલાક વેપાર તેમજ નોકરીઓ ગુમાવ્યાં. હાલમાં નીચેના ઉદ્યોગોમાં આપણે મુખ્યત્વે રોકાયલા છીએ.

શરાફી—ઘણા માણસો હજુ શરાફી વ્યાજ વટાવ આડત તથા દલાલીના ધંધાઓમાં રોકાયલા છે.

સટ્ટો:—વાયદાના વેપારો જુટ, શેર, ચાંદી, રૂ, અળસી, અફીણ, સોનું, ઘઉં, સાકર વિગેરેના વેપાર કરવામાં તથા તેવા વેપારોની દલાલી કરવામાં પણ ઘણા ભાઇઓ રોકાયલા છે.

માલના વેપારમાં:—રૂ, દાણા, ગાંધીઆટું, મીલસ્ટોર, મોટર તથા સાયકલ જેવાં વાહનનાં સાધનોમાં કાપડમાં, તથા પરચુરણ કેટલીક લાઇનોમાં રોકાયલા છે.

નોકરી:—કેટલીક વ્યાપારી નોકરીઓમાં તેમજ હલકા પ્રકારની સરકારી નોકરીઓમાં થોડાક ભાઇઓ રોકાયલા છે.

અન્ય ધંધાઓ:—વકીલાત બારીસ્ટરી-ડાકતરી વગેરે કેટલાક ધંધાઓ professionsમાં પણ થોડા પ્રમાણમાં જૈન ભાઇઓ રોકાયલા છે.

**માલની બનાવટ:**—કાપડની બનાવટમાં કેટલાક જૈન ભાઇઓની મીલો વિગેરે છે.

હાલની સ્થિતિ સંતોષકારક નથી એમ બધાને લાગે છે. સારી આવકવાળા કોઇ મુખ્ય ધંધાઓ આપણા હાથમાં નથી તેથી આપણને ખમવું પડે છે. દેશના ફેરવાયલા વેપારી સંજોગોને આપણે પહોંચી શકતા નથી.

રેલ્વે, ટ્રામ્વે, મોટરકારો, પેટ્રોલ, હાર્ડવેર, બીલ્ડીંગ મટીરીયલ્સ-બાંધકામ કરવાની ચીજો, કોન્ટ્રાકટર્સ, ચા, રબર; લાકડાં, કોલસા, પ્રોવીઝન્સ, દવાઓ, ફુટસ (ફળો), આઇસ તથા સોડા ફેકટરીઓ, જીન તથા પ્રેસો, તેલની મીલો, તંબાકુનો વેપાર, ઇલેક્ટ્રીકલ કન્સર્ન્સ વિગેરે નવા થતાં મોટા મોટા ઉદ્યોગોમાં આપણો જરાય ભાગ નથી. આ દરેક ધંધાઓ આપણી ધાર્મિક માન્યતાઓને લાંબો આંચકો આપ્યા વગર આપણે કરી શકીએ તેમ છીએ. અને તેથી આ બાજુ આપણે લક્ષ ખેંચવાની અગત્ય છે. પરંતુ તે તમામ પ્રકારના નવા ધંધાઓ કરવાને જોઇતી લાયકાત અને નાણાં આપણે ઉત્પન્ન કરવાનાં છે. અને તે શી રીતે ઉત્પન્ન કરવાં તે જોઇએ.

લાયકાત ઉત્પન્ન કરવા માટે આપણે થોડાક વખતથી કેળવણી આપવા ઉપર લક્ષ માંડયું છે, પરંતુ હજુય વ્યાપારી કેળવણી આપણને મળે તેવાં સાધનો આપણી પાસે નથી.

નાણાં ઉત્પન્ન કરવાનું એક જ રીતે બની શકે અને તે એક એવી સંસ્થા થાય કે જેના ઉપર સમાજનો દરેક ભાગ વિશ્વાસ રાખી શકે, અને પોતાની ફાજલ પુરાંત તે સંસ્થાને મજબુત બનાવવા તેમાં રોકે. આવી એક બેંક જેવી વ્યવસ્થાની જરૂર છે. અને તેના મોખરે વિશ્વાસપાત્ર અને લોકોના હિત ખાતરજ કામ કરનારાં પાત્રોની જરૂર છે. સંસ્થા તે પાત્રોના ચારિત્ર્ય ઉપર જ વિશ્વાસ સંપાદન કરી પગભર થાય; પછી સંસ્થા લોકોનો વિશ્વાસ પોતાની નાણાંની મજબુત સ્થિતિ ઉપર કેળવી શકશે. અને ભવિષ્યમાં સંચાલકો મોળા હશે તો પણ નભશે.

તેવીજ રીતે મજબુત વિશ્વાસપાત્ર વીમાકંપનીની પણ જરૂર છે.

બેંક થવાથી યોગ્ય માણસોને ઉદ્યોગો ખીલવવાને નાણાંની મદદ મળશે. વિમાકંપની થવાથી આપણી સાંસારિક જરૂરીઆતો, આફત સામેનું રક્ષણ તથા રહેવાનાં મકાનોની સગવડો ઉત્પન્ન થઇ શકશે.

આ ત્રણે તરફનું કામ આપણી કોમના આગેવાનો ક્યારે ઉપાડી લેશે અને આર્થિક સ્થિતિ સુધારવાનો પ્રયત્ન સાચી દીશામાં ક્યારે કરશે ?

થોડીક ધર્માદા સંસ્થાથી ઉદ્ધાર નથી થવાનો પરંતુ ઉંચી ઓદ્ધાદારી નોકરીઓ મેળવવાની લાયકાત કેળવ્યાથી અને અનેક પ્રકારના વેપારો હસ્તગત કરવાનાં સાધનો ઉત્પન્ન કર્યાથી જ આપણો ઉદ્ધાર થવાનો છે.

સંપ અણધાર્યા પરિણામ મેળવી શકે છે. આપણે પણ સંપથી ઘણું કરી શકીએ તેમ છીએ. સંપથી વેપાર વધારી શકીશું. અને સંપ હોવાથી આંટ વધશે. સારી આંટ એજ વેપારનો મુખ્ય પાયો છે. આપણી આંટ કેમ વધારીશું ?

આપણી લાયકાત, આપણાં ચારિત્ર, અને આપણાં સંપ ધાર્યું ફળ આપી શકશે, વાણીઓ પારકા પેસા ઘાલતો નથી પરંતુ તે બરાબર સાચવે છે એટલું નહિ પરંતુ તેમાંથી નફા રૂપ મીઠાં ફળ ઉત્પન્ન કરી પોતે ખાય છે અને ખવરાવે છે. તેવી આંટ સારાય દેશમાં આપણે ઉભી કરવાની અગત્ય છે.

---

# લંડનનો પત્ર.

## 'હોટેલપુરાણ'

લંડન. તા. ૧૭-૬-૨૮
જેઠ વદ ૩૦, રવિવાર. સં. ૧૯૮૪
( કેનસીંગ્ટન ગાર્ડન્સ હોટેલ, હાઇડપાર્ક.

પ્રિય પંડિતજી, મોતીબાઇ અને બાળકો,

આજે જેઠમાસ પૂરો થાય છે. આવતી કાલે આષાઢ બેસશે. અત્યારે **आषाढस्य प्रथम दिवसे मेघमाश्लिष्टसानुं** વાળી કાળીદાસની પંક્તિનું સહેજે સ્મરણ થાય છે. પણ એ પંક્તિની પ્રભુતા તો ભારત વર્ષની અંદરજ હોય. અહિં તો રોજે આવા દેખાવો થાય છે. રોજે વાદળ ચઢે છે ને વેરાય છે. રોજ વર્ષા પણ પડે છે અને સૂર્ય પણ નીકળે છે. આજે રવિવાર છે એટલે લંડનમાં ઘણા ભાગે સુનકાર છે. અહિં રવિવાર એટલે લોકોને પૂર્ણ વિશ્રાંતિનો દિવસ. શનિવારના બપોર પછી જ લગભગ મોટી ઑફિસો, દુકાનો વગેરે સર્વ બંધ થઇ જાય છે અને લોકોનો મોટો ભાગ લંડન છોડી બહાર ચાલ્યો જાય છે. અહિં આજે ટપાલ પણ બિલકુલ વ્હેંચાતી નથી એમ જણાય છે. અત્યારે જે રસ્તા ઉપર જાઓ તે રસ્તો જાણે શૂન્ય થએલો દેખાય છે. એજ રસ્તાઓ પર અઠવાડિઆના બીજા દિવસોમાં કીડીઓની કનારની માફક માણસો અને મોટરો દોડતી હોય છે અને આ બાજુથી સામે બાજુ જવું હોય તો ૫-૭ મિનિટ થોભ્યા સિવાય અને જીવને મુઠીમાં લઇ દોડયા સિવાય જવાતું નથી. અહિં કેટલાક સેંટરવાળા રસ્તાઓ એવા છે (કે) જ્યાં દિવસના બાર કલાકમાં લગભગ ૬૦-૯૦ હજાર મોટરો પસાર થાય છે. એવા રસ્તાઓ પાસ કરવા એ કેટલી બધી સંભાળની જરૂર રાખે એ સમજી શકશો. તેવા ઠેકાણે પણ આજે ઉંઘતા ઉંઘતા પસાર થઇ શકીએ એટલી ઓછી ધમાલ હોય છે.

આજે રવિવાર એટલે ખાવાના રેસ્ટોરાં પણ ઘણા ખરા બંધ હોય છે ને તેથી મારા જેવાને આજે ઊનોદરી તપ કરવાનું અનાયાસે પ્રાપ્ત થાય છે. સવારના ૧૦ વાગે નાસ્તો કરીને ફરવા માટે જરા બહાર નીકળ્યો. હાઇડપાર્કમાં ખૂબ ચક્કર લગાવ્યા. આજે પાર્ક માત્ર સ્ત્રી પુરષોથી ખૂબ ભરેલો હોય છે. શહેરના મુખ્ય ભાગ વાળી બાજુએ પબ્લીક લેક્ચર્સ કરવાની જગ્યા રાખેલી છે. એ જગ્યા એટલે સોએક ફૂટ પહોળી અને પા માઇલ જેટલી લાંબી રસ્તાની બાજુમાં ફૂટપાથ જેવી કરેલી છે. એના પર ઠેકઠેકાણે પાટલીઓ ઉભી કરી તે પર ઉભા થઈ માણસો લેક્ચર્સ આપી છે. અહિં ગમે તે માણસ લેક્ચર્સ આપી શકે છે.

પણ પાટલીઓપર ઉભો રહેનાર માણસ કોબ્ડન-ક્લબ સોસાયટી વગેરેનો મેંબર હોય અને તે કયા વિષય પર પોતાનું વ્યાખ્યાન આપે છે તે તેની પાટલી આગળ બૉર્ડ લગાડેલું હોય તે પર લખેલું હોય છે. ધાર્મિક, સામાજિક, રાજનૈતિક વગેરે દરેક વિષય પર એ જગ્યાએ વ્યાખ્યાનોની હારમાળા ગોઠવાએલી હોય છે, અને એક બીજી પાર્ટીના માણસો એક બીજાની બાજુમાંજ ઉભા રહીને પોતપોતાના વિચારો લોકો આગળ પ્રકટ કરે છે. આ વ્યાખ્યાનો ઉભા ઉભાજ સાંભળવાનાં હોય છે. કારણ બેસવા માટેની સગવડ નથી તેમજ ધોરી રસ્તાની બાજુમાંજ આ જગ્યા આવેલી એટલે હજારો લોકો ત્યાંથી પસાર થતા જાય અને કોઈ બે મિનિટ, કોઇ પાંચ મિનિટ કે જેને રસ પડે તો વધારે ટાઇમ ઉભો રહે અને ચાલતો થાય. શ્રોતાઓમાંથી જેની ઇચ્છા હોય તે વ્યાખ્યાનકારને પ્રશ્ન પૂછે અને લાંબી ચર્ચા પણ કરે. કેટલીકવાર ખૂબ પ્રશ્નાવળી થાય ત્યારે પૃચ્છક અને સમાધાનક વચ્ચે ટપાટપી પણ ચાલે. આજે મેં જોએલા એ ખેલમાં આ પ્રમાણે વિષયોપર વ્યાખ્યાનો ચાલતાં હતાં. (૧) સોશિયાલીજમ વિરૂદ્ધ પાર્ટી તરફથી, (૨) બ્રીટીશ એમ્પાયરની ઉદ્યોગ ખીલવણી કરનારી પાર્ટી તરફથી, (૩) મજુરવર્ગની પાર્ટી તરફથી, (૪) ક્રિશ્ચિયન સોસાયટી તરફથી, (૫) રોમનકેથોલિક ચર્ચ તરફથી એમ જૂદી જૂદી પાર્ટીઓ તરફથી જુદા જુદા માણસો વ્યાખ્યાનોનો વરસાદ વરસાવ્યે જતા હતા. આ વ્યાખ્યાનોમાં સ્ત્રીઓ અને પુરુષો બંને સરખી જ રીતે ભાગ ભજવતાં હતાં. એક જ પાટલી પર વખતે થોડી થોડી વાર પછી જૂદાં જૂદાં સ્ત્રી પુરુષો પણ આવી ચઢતાં.

એ સિવાય કેટલાક વ્યાખ્યાનો પાટલી સિવાય જમીન પર ઉભા ઉભા જ અપાતાં હતાં: એ કોઈ સભા કે સંસ્થાના પ્રતિનિધિ તરીકે નહિ હોય એમ મને લાગ્યું. એમાં એક ગૃહસ્થ સંતતિનિયમનના વિષય પર બોલી રહ્યા હતા ત્યારે તેની જ પડોશમાં એક પાદરી બાવા ઇશુખ્રીસ્તના ઉપદેશો સમજાવી રહ્યા હતા. એક બાજુ વળી કેટલીક સ્ત્રીઓ અને પુરુષો મળી ખ્રીસ્તી ધર્મને લગતાં ગીતો ગાતાં હતાં. આમ હાઇડ પાર્કના વ્યાખ્યાન મેદાન પર પ્રાયઃ હમેશાં આવી રીતે વ્યાખ્યાનોનો વાયરો ખૂબ વાયાં કરે છે.

બે ત્રણ કલાક આમ તેમ ફરી ફરી ૧-૧॥ વાગે ભૂખ લાગી એટલે ખાવાનાં સ્થાનો તરફ વળ્યો પણ જતાં જણાયું કે આજે તો રવિવાર એટલે કંપનીઓના રેસ્ટોરાઓ તો બંધ છે, આમતેમ ખૂબ ફરતાં એક પ્રાઇવેટ રેસ્ટોરા ઉઘાડો દેખાયો. તેમાં ચહા અને એક કેક લીધો. એક શિલીંગ અને એક પેની ચાર્જ આપ્યો, વિચાર કર્યો કે આજે સાંજે રેસ્ટોરામાં જવું નકામું છે તેથી સાંજ માટે થોડા ફ્રુટ લેવાના ઇરાદાથી એક ફ્રુટવાળાની દુકાનમાં પેઠો. બે કેળાં, બે સફરજંદ અને ૪-૫ નારંગી લીધી, તેના પૈસા થયા ૧ શિલીંગ અને ૭॥ પેની! તે લઇને હોટેલમાં આવ્યો ને વાંચવા બેઠો. ૭ વાગ્યા એટલે પેટમાં ભૂખ જણાઇ એટલે હોટેલની ચાકરડીને ચહા લાવવા કહ્યું, તો તે કહે કે હવે તો ડીનરનો એટલે વાળુનો વખત થયો છે માટે આ આ વખતે ચહા ક્યાંથી હોય. મેં કહ્યું કે આજે મારે બહાર ડીનર લેવા જવું નથી તેથી અહિં જ ચહા લેવાનો વિચાર છે. તેથી તેણીએ વિચારીને કહ્યું કે હું પૂછું છું અને હશે તો લાવું છું. તે નીચે ગઇ ને ૧૦ મિનિટમાં ચહા લાવી. ખરી રીતે અહિં ચહા માટે કશીજ નવી તૈયારી કરવાની હોતી નથી. ગરમ પાણી ચોવીસે કલાક નળમાં તૈયાર હોય છે તે કીટલીમાં ભર્યું ને તેમાં ચહાના પાનડા નાંખ્યા એટલે ચહા તૈયાર. પણ એ કામ પણ જે વખતે એ લોકો કરવા તૈયાર ન હોય એટલી એમની ખાવાપીવાની નિયમિતતા છે. જે વખતે જે ખાવાનું અને જે વખતે જે પીવાનું હોય તે તેજ વખતે નિયમસર બધું કરાય છે.

આપણે તો એ ચહા પીધી, એક કેળું ખાધું, અને શાંત થઇને ખુરસી પર બેઠા. ઠંડના લીધે બહાર જવાનું મન ન થયું. ઘડિયાળમાં નવના ટકોરા થયા તોએ સામેના મકાનોની ભીંતપર તડકો જણાયો તેથી વિચાર થયો કે લાવો આજ કાગળ લખવાની શરુઆત કરિએ, અને આ લખવા બેઠો. હવે ૧૦

વાગ્યા છે. સૂર્ય આથમે ૪૦ મિનિટ થઈ હશે. આ ૧૦ તે અહિં લંડનના છે, તમારે ત્યાંતો અત્યારે સોમવારની સવારના ૩–૩૫ થયા હશે અને તમે તો ભરઉંઘમાં પડયા હશો, પૃથ્વી ગોળ છે કે ચપટી છે? સૂર્ય ફરે છે કે પૃથ્વી ઘૂમે છે–એવા ભૂગોળ અને ખગોળ વિષયક પ્રશ્નોનો વિચાર કરનારને આ ટાઈમ ફેરનો વિચાર સૌથી પ્રથમ કર્તવ્ય છે. આપણા જૂના ગ્રંથોમાં કર્ક સંક્રાંતિના જે દિવસો વધારે લાંબા હોય તે ૧૮ મુહૂર્તના હોય, એમ લખેલું છે. પણ અહિં તો અત્યારે દિવસ લગભગ ૧૬ કલાક કરતાં એ વધારે મોટો હોય છે, એવું કેમ? આ વિગેરે ઘણા વિચારણીય પ્રશ્નો મનમાં આવે છે. પણ એ તો આગળ ઉપર જોવાશે.

સોમવારની સંધ્યા. તા. ૧૮–૬–૨૮

ઉપરનો ભાગ લખી રહ્યા પછી ઉંઘ આવવા લાગી એટલે સુઇ જવું પડયું. આજે બપોરે ૧૨ વાગ્યા પછી બહાર નીકળ્યો. એક જણ તરફથી સૂચના થઇ હતી કે ગાવરસ્ટ્રીટ તરફ કેટલીક હોટેલો સસ્તા ભાડાવાળી મળે છે. તેથી આજે એ બાજુ તપાસ કરવા નીકળી પડયો. બે ચાર હોટેલો તપાસી, તો કયાંએ જગ્યા નથી તો કયાંએ બીજી સવડ નથી એમ બધે જણાયું. અત્યારે લંડનની સીજન ગણાય છે અને તેથી ઘણી મોટી સંખ્યામાં બહારના માણસો આવીને અહિં રહે છે એટલે બધી હોટેલો લગભગ ભરાએલી હોય છે. અહિંની હોટેલો એટલે જગતના મુસાફરોના મોટા ધામો છે. જે મોટી મોટી હોટેલો છે તેમના ચાર્જ રોજના પાઉંડથી લઈને પાંચ પાઉંડ સુધી એકેક રૂમના હોય છે. હોટેલો આગળ રાજા મહારાજાઓના મહેલો પણ ઘણીક વખતે ઝાંખા પડે તેમ છે. કેટલીક હોટેલોના તો વર્ણનનાં સચિત્ર પુસ્તકો હોય છે. એ હોટેલોમાં, મોટા ભોજનભવનો હોય છે જેમાં એક સાથે હજાર હજાર માણસોને જમવા બેસવાની ટેબલ ખુરસીવાળી સગવડ હોય છે. મધ્ય ભાગમાં જાતજાતનાં વાજિંત્રો વાગતાં હોય છે અને જમનારાઓ નિરાતે વાતો અને વિનોદ કરતા બબ્બે કલાક સુધી બેઠા બેઠા ખાત્રી કરે છે અહિં મોટા મોટા અમીરો અને ઉમરાવો પણ ખાસ કરીને આવી હોટેલોમાંજ આવીને ખાય છે. ખાવાના માટે શી શી ચીજો તૈયાર કરેલી છે તેની યાદી દરેક વખતે છાપીને ટેબલ પર રાખી મુકવામાં આવે છે. એ યાદીઓ દરરોજ દિવસના ત્રણે વખતના ભોજન માટે જૂદી જૂદી છાપવામાં આવે છે. એ યાદી વાંચીને જેને જે ચીજ જોઈએ તે માંગી લે છે. આવી મોટી હોટેલોમાં એક વખતના ખોરાકનો ચાર્જ ઓછામાં ઓછો લગભગ એક પાઉંડનો તો સમજવોજ.

પેરીસવાળા ભાઇ સોમચંદ મને એક દિવસે સાંજના એક હોટેલમાં જમવા લઇ ગયા. એનું નામ મનિકો છે. દરવાજા આગળ જાણે ગવર્નરના અરદલી ઉભા હોય તેવા ડ્રેસમાં સજ્જ થએલા બે દરવાનો ઉભા હતા. અંદર પેસતાંજ બે ત્રણ છોકરાઓ, જે લગભગ ૧૨–૧૪ વર્ષના હશે તેવાજ ભપકાવાળા પોશાકમાં સામે આવ્યા. એમની ઉભા રહેવાની, બોલવાની, ચાલવાની, કામ કરવાની હોંશિયારીનું હું શું બ્યાન આપું. અમારા હાથમાં જે લાકડી હતી તે ઝટ લીધી પછી અમે ટોપી વગેરે ઉતારી તે લીધી ને સુરક્ષિત જગ્યાએ મુકી દીધી. અમારી જિનસો જે ઠેકાણે મુકવામાં આવી તેના નંબરનું એક ટેબ્લેટ અમારા ખાવાના ટેબલ ઉપર પાછળથી લાવીને મુકી દીધું. કારણ સેંકડો માણસોની આવી જાતની જિનસો ત્યાં મુકેલી હોય, એટલે આવા નંબર વિના તેનો પત્તો શી રીતે લાગે?

અમે અંદર જઈને નિરાંતે જમ્યા. (જમવા માટેની આ લોકોની કેવી વ્યવસ્થા હોય છે તે વિષે તો હવે પછી કયારેક લખીશ) શું જમ્યા? એક રકાબી ભરીને વટાણાની સૂપ, થોડીક ઘઉંના આટાની, સેવો જેવી ચીજ આ દેશમાં બનાવાય છે જેને મકારાની કહે છે તે, અને ટોમાટાના કકડા, વગેરે અને એક કપ કૉફી. જમીને પછી બીલ માંગ્યું ત્યારે જણ દીઠ લગભગ પાઉંડ ચાર્જ થયો! આની આજ ચીજો બીજા રેસ્ટોરામાં બે–ત્રણ શિલીંગમાં પણ મળી શકે છે. જમીને બહાર નીકળ્યા કે તરતજ દરવાજા

આગળ પેલા છોકરાઓ પાછા હાજર થયા. નંબરનું ટેન્કેટ આપ્યું કે બધી ચીજો હાજર થઇ. ઓવર કોટ પહેરવો હોય તો તે પણ જાતે ન પહેરવો પડે છોકરાઓજ તે પહેરાવે અને ગુડનાઇટ સર્ ગુડનાઇટ સર્ કરતા અદબવાળીને ઉભા રહે. અલબત્ત તેમને બક્ષીસ તો આપવીજ પડે ને ? ભાઇ સોમચંદે તેમને પણ એ શિલીંગ આપ્યા. દરવાજા ઉપરના દરવાનો ટેક્સી સર્ ! ટેક્ષી સર ! કરતા ઝટ ટેક્ષી લાવ્યા અને તેમાં બેસી અમે વિદાય થયા. આ તો એક થર્ડ ક્લાસ હોટેલની વાત છે. ફર્સ્ટ ક્લાસ હોટેલો વળી કેવીએ હશે તે તો ભગવાન જાણે. આમ લંડનની હોટેલોમાં જગતના મુસાફરોના પૈસાની નીકો વહે છે.

અત્યારે હોટેલ પુરાણુજ લખાઇ ગયું છે તેથી એક હિંદી હોટેલનું બયાન પણ લખી નાંખું છું જેની મુલાખાત પણ મેં આ અઠવાડિયામાંજ લીધી હતી. આનું નામ તાજમહાલ ઇન્ડિયા રેસ્ટોરા છે. કોઇ યૂ. પી. તરફના ગૃહસ્થ આ ચલાવતા હોય તેમ લાગે છે. મને ખબર મળી કે એ રેસ્ટોરામાં આપણા દેશ જેવો દાળ-ભાત રોટલીવાળો ખોરાક પણ મળે છે. તેથી એક સાંજે હું ત્યાં ગયો. રેસ્ટોરા બહુજ સાધારણ ઢબનો આપણા દેશ જેવોજ ગરીબ અને પામર લાગ્યો. છતાં દેશના દાળ ભાત અહિં ખાવા મળે એ ઘણા લ્હાવાની વાત હતી. એમાં પણ ઇંગ્લીશ પદ્ધતિ પ્રમાણે છાપેલું લીસ્ટ હતું પણ આપણા સ્વભાવ પ્રમાણે અડધું લખેલું, અડધું છાપેલું, વળી વચ્ચે કાગળની સ્લીપ ચોંટાડીને બીજું ઉમેરેલું આમ બધું હતું. પીરસનારા વગેરે બધા આપણા દેશીઓજ હતા, લીસ્ટમાં, દાળ, પૂરી, ભજીઆં, કચોરી, પકોડા, જલેબી, બુંદી, લાડુ, બરફી, મલાઇ, બાસુદી, કઢી, ખીચડી વગેરે સર્વ ચીજોનાં નામો હતાં. હિંદીઓ ઉપરાંત કેટલાક ઇંગ્રેજ સ્ત્રીપુરુષો પણ એ રેસ્ટોરામાં આવે છે ને આપણી ચીજો શોખથી ખાય છે. અલબત્ત આપણી ચીજો સાથે બીજી માંસ વગેરેની ચીજો પણ સાથે એમાં રાખેલી હોય છે, જેથી એ લોકોને તેવી ચીજ જોઇએ તો તે પણ પુરી પાડવાની હોય છે. આપણે તો લીસ્ટ વાંચીને સસ્તામાં સસ્તી વસ્તુઓ લેવાનો વિચાર કર્યો અને પીરસનારાને કહ્યું કે પુરી, ભજીઆં અને દાળ જોઇએ. એ દરેક ચીજના કાંઇક ચાર ચાર પાંચ પાંચ આના લખેલા હતા તેથી આપણે વિચાર કર્યો કે ચાલો રૂપીઆની કિંમતમાં આજે પેટ ભરીને જમશું. પણ તેમાં તો બીજીજ ધૂંચ નીકળી. વેટર કહે-પુરી વગેરે સાથે અમારે ત્યાં 'કરી' ફરજીઆત લેવાની હોય છે. અને એ કરીનો ચાર્જ દોઢ શિલીંગ રાખેલો છે. હું વિચારમાં પડી ગયો. દોઢ શિલીંગ એટલે, આપણો એક કલદાર, શું એક કલદારની કઢી હું એકલો ખાઈ જઈશ. દેશમાં તો એક રૂપીઆની કઢીમાં ૨૫ માણસો ધરાઇ રહે, ૧૦ મિનિટ તો સ્વસ્થ થઈને બેસી રહ્યો. ફરી પાછો તે વેટર પૂછવા આવ્યો, ત્યારે તેને લાચારીએ કરીને પરોંઠાનો ઓર્ડર આપ્યો. કરીના લીસ્ટમાં તુરિઆ, બટાટા, રીંગણા, ભીંડા વગેરેનાં નામો હતાં જેથી કહેવામાં આવ્યું કે તમને આમાંથી શાની કરી જોઈએ. ત્યારે આપણે ભીંડાની 'કરી' પસંદ કરી, કરી એટલે હું તો સમજ્યો હતો કે મજાના દહિંની ખાટી છાશની સરસ મસાલાદાર કઢી આજે ખાવા મળશે અને એક મહિનાનું પારણું થશે. ૧૦-૧૫ મિનિટ થઈને એક રકાબીમાં એક પરોંઠો અને એક પ્યાલામાં પાણીવાળું બેચાર ભીંડાનું શાક આવ્યું. તેમાં વળી કોણ જાણે કેવાયે પ્રકારનો મસાલો નાંખી તે પ્યાલો આખો ભરી દેવામાં આવ્યો જેથી ભીંડા ક્યાં છે તે તો પત્તોજ લાગે નહિં તેની તપાસ કરવા માટે ચમચા અને કાંટા બંનેને તેમાં ડૂબકી મારવાની ફરજ પાડવામાં આવી. મુસીબતે ભીંડા પકડાયા અને તેમને બહાર કાઢી પરોંઠાવાળી રકાબીમાં મુક્યા. છરી વતી પરોંઠાના કકડા કરતાં મુંઝવણ થતી હતી અને મનમાં આવતું હતું કે ઝટ દઈને હાથવતી કકડો લઇ ભીંડાની સાથે મોંઢામાં મુકી દઉં. પણ આસપાસ બીજા ખાનારાઓ બેઠા હતા તેથી સભ્યતાની ખાતર તેમ કરવું અનુચિત લાગ્યું. પરોંઠામાં, પુરણપોળીની માફક, ... સંભાર કરવામાં આવ્યો હતો અને લગભગ સમાન ભાર તેમાં મીઠું નાંખવામાં આવ્યું હતું. છતાં દેશની ચીજ હતી એટલે તેમાં ખૂબ સ્વાદ માન્યો અને તે

આનંદથી ખાધી. ભીંડાની બાકી રહેલી કરીમાં ભાત લીધા, અને પરમ હંસ જેમ જીભને અડાડયા વિના બધું ગળી જાય તેમ હું પણ તે ભાત ગળી ગયો. પીરસનારે વળી આવીને પૂછયું કે "ઔર કુછ સાબ?" મેં કહ્યું **"નહિં સાબ પેટ ભર ગયા–બીલ દે દીજીએ"** તો ઝટ દઇને પેન્સીલવતી કાગળના કકડા ઉપર બે શિલીંગ અને ૧૦ પેન્સ લખી આપ્યા. મારી પાસે ત્રણ શિલીંગ હતા તે કાઢીને આપ્યા અને આપણે ચાલતા થયા. આમ હજી હોટેલો અને રેસ્ટોરાઓના અખતરા ચાલે છે. આજે વળી આખા દિવસમાં ૧ શિલીંગનોજ ખોરાક લઇને કામ ચલાવ્યું છે. અહિં હોટેલમાં સવારનો નાસ્તો મળે છે તે જરાકીક હોય છે અને તેથી તે વખતે પેટ ભરાઇ જાય છે એટલે પછી દિવસના ભાગમા આમ અખતરા કરવામાં બહુ અગવડ નડતી નથી. પણ બધાને બધી વખત આમ કરવું અશકય છે અને તેથી લાંબો સમય રહેવા ઇચ્છનારા આપણા લોકો ધીમે ધીમે નિરામિષ ભોજનના નિયમને બાજુએ મુકી દે છે. મારા એક પરિચિત ભાઇ અહિં એક થિઓસોફિકલ કલબ છે તેમા ઉતર્યા છે. એ કલબ કહેવાય છે વેજીટેરિયન પણ તેમાં ઇંડાનો ખોરાક સ્વીકાર્ય છે. એ ભાઇ દેશમાં શુદ્ધ શાકાહારી હતા અહિં પણ તેમની તેમજ રહેવાની ઇચ્છા હતી પણ એ કલબના ખોરાકમાં ત્રણ વાનીઓમાંથી રોજ એક વાની ઇંડાવાળીજ હોય. બે ચાર દિવસતો તેમણે એ વાની કરી પણ તેમ કરવાથી તેમનું પેટ ભરાય નહિ અને બીજે વધારાના પૈસા અપાય નહિ! તેથી આખરે તેમણે ઇંડાવાળી વાની લેવી શુરુ કરી.

આપણા દેશવાળા જે ધર્મચુસ્ત ભાઇઓ દેશમાં સદાવ્રતો અને સામી વચ્છલો કરી કરી જેમ લ્હાવો લેવામાં આનંદ અને પુણ્ય માને છે તેમ જો આ દેશમા કોઈ એકાદું શુદ્ધ ભોજનાલય સારા પાયા ઉપર સ્થાપે તો તેમાં કેટલું પુણ્ય અને તેની સાથે દેશસેવા સાધી શકે છે! સાંભળવા પ્રમાણે કલકત્તાવાળા બીરલા બ્રધર્સે અહિં એક એવું મકાન બનાવ્યુ છે જેમાં શાકાહારીઓને શુદ્ધ ખોરાક મળી શકશે અને થોડા દિવસ રહેવાની સગવડ પણ મળી શકશે. આવતી તા. ૨૫ મીએજ એની ઉદ્દઘાટન ક્રિયા થનાર છે. મેં હજી પૂરી તપાસ કરી નથી. જઇશ અને તપાસ કરી આવીશ.

–જિનવિજય.

પણ અનંતજ હોવા જોઇયે, કારણકે વાચકની સંખ્યાનો આધાર વાચ્યની સંખ્યા પર છે, માટે સપ્તભંગીરૂપ સાતજ વચનપ્રકાર હોવાનું ઘટતું નથી-એના ઉત્તર રૂપે ઉક્ત સૂત્ર છે તેમાં હેતુ નીચેનાં સૂત્રથી સૂત્રકાર દર્શાવે છે.

હેતુ—વસ્તુમાં પ્રતિપર્યાય વિધિ નિષેધના પ્રકારોની અપેક્ષાએ અનંત પણ સપ્તભંગીઓજ સંભવતી હોવાથી (સપ્તભંગી અસંગત નથી). ૩૮

**સપ્તભંગીનો હેતુ**—(સપ્તભંગીજ સંભવે છે કારણ કે) પ્રતિપર્યાય પ્રતિપાદ્ય પ્રશ્નો સાતજ સંભવે છે. ૩૯

**સપ્તવિધ પ્રશ્ન હેતુ**—તે (પ્રશ્નો) પણ સાત જ (સંભવે) છે કારણ કે તે સંબંધી જિજ્ઞાસા નિયમથી સાતજ પ્રકારનીજ હોય છે. ૪૦

**સપ્તવિધ જિજ્ઞાસા હેતુ**—તે (જિજ્ઞાસા) પણ સાતજ (સંભવે) છે કારણ કે તે સંબંધી સંદેહ સાત પ્રકારનોજ હોય છે. ૪૧

**સપ્તવિધ સન્દેહ હેતુ**—તે (સન્દેહ) પણ સાત પ્રકારનો હોવાના નિયમનું કારણ સંદેહ-વિષયીભૂત વસ્તુધર્મો અસ્તિત્વાદિ સાત પ્રકારેજ ઘટે છે. ૪૨

**સપ્તભઙ્ગીના બે પ્રકાર**—આ સપ્તભંગી પ્રતિભંગ સકલાદેશસ્વભાવની તથા વિકલાદેશસ્વભાવની હોય છે. ૪૩

સપ્તભંગીનો એકેક ભંગ સકલાદેશ સ્વભાવનો તથા વિકલાદેશ સ્વભાવનો હોય છે.

**સકલાદેશ લક્ષણ**—પ્રમાણથી ગ્રહણ થયલી-પ્રતીત-માલમ પડેલી અનન્તધર્માત્મક વસ્તુનું કાલાદિથી (ધર્મ અને ધર્મી વચ્ચે) અભેદભાવના પ્રાધાન્યથી અથવા (ધર્મ અને ધર્મી વચ્ચે) અભેદના ઉપચારથી-અધ્યારોપથી (અનંતધર્માત્મક વસ્તુને) સમકાલે પ્રતિપાદન કરનારૂં વચન તે સકલાદેશ. ૪૪

કાલાદિ એટલે કાળ, આત્મરૂપ, અર્થ, સંબન્ધ, ઉપકાર, ગુણિદેશ, સંસર્ગ, અને શબ્દ એ આઠ. "कालात्मरूपसंबन्धाः संसर्गोपक्रिये तथा । गुणिदेशार्थशब्दाश्चेत्यष्टौ कालादयः स्मृताः ॥" એ પ્રત્યેક સંબંધી વિવેચન ટીકામાંથી જોઇ લેવું. પ્રમાણસપ્તભંગી સકલાદેશ સ્વભાવની હોય છે. અને નયસપ્તભંગી વિકલાદેશ સ્વભાવની હોય છે. સમગ્ર વસ્તુ સંબંધી વચન તે સકલાદેશ અને વસ્તુનાં અંશને પ્રધાનતાથી કહેનારૂં વચન તે વિકલાદેશ; પહેલું તે પ્રમાણવાક્ય અને પછીનું નયવાક્ય સરખાવો. अनेकान्तात्मकं वस्तु गोचरः सर्वसंविदाम् । एकदेशविशिष्टोऽर्थो नयस्य विषयो मतः ॥ न्यायावतार ॥२९॥

**વિકલાદેશ લક્ષણ**—તે (સકલાદેશ)થી વિપરીત તે વિકલાદેશ. ૪૫

નયના વિષયભૂત વસ્તુધર્મને ભેદભાવની પ્રધાનતાથી કે ભેદના અધ્યારોપથી ક્રમથી કહેનારૂં વાક્ય તે વિકલાદેશ. નયની ચર્ચામાં આનું વિવેચન કરવામાં આવશે. અત્ર ધ્યાનમાં રાખવું કે સ્યાદ્વાદમાં પણ સ્યાદ્વાદ હોઇ નય અત્ર સમ્યગ એકાન્તરૂપે છે. સપ્તભંગી તરંગિણી તથા સપ્તભંગી પ્રદીપ આદિમાંથી સ્યાદ્વાદનું વિશેષ વિવરણ જોઇ લેવું. જૈન દર્શનોમાં અનેકાન્ત છે તે વિષે "દર્શન અને અનેકાન્ત" નામના પં. હંસરાજકૃત ગ્રંથમાંથી જોઇ લેવું.

**પ્રમાણનું અર્થપ્રકાશન પ્રતિબન્ધક દૂર થવાથી છે**—તે (પ્રત્યક્ષ તથા પરોક્ષ એવા) બેઉ પ્રકારનું પ્રમાણ પોતાના જ્ઞાનાવરણવિશેષના ક્ષય કે ક્ષયોપશમથી પ્રતિબન્ધક દૂર થવાથી ઉદ્‌ભવતા સામર્થ્યથી પ્રતિનિયત પદાર્થને પ્રકાશે છે. ૪૬

**પ્રમાણનું અર્થપ્રકાશન તદુત્પત્તિ તદાકારતાથી નથી**—(પ્રમાણ) તદુત્પત્તિ-કાર્યકારણભાવ છે તથા તદાકારતા (તાદાત્મ્ય) વડે (પ્રતિનિયત પદાર્થને પ્રકાશતું નથી), કારણ કે બન્ને પૃથક્‌પણે તથા સમસ્તપણે લેતાં વ્યભિચાર માલમ પડે છે. ૪૭

**॥ इति प्रमाणनयतत्त्वालोकालंकार गुर्जरभाषानुवादे आगमस्वरूपनिर्णयो नाम चतुर्थः परिच्छेदः समाप्तः ॥**

---

## अथ पञ्चमः परिच्छेदः

तस्य विषयः सामान्यविशेषाद्यनेकान्तात्मकं वस्तु ।१।

अनुगतविशिष्टाकारप्रतीतिविषयत्वात्, प्राचीनोत्तराकारपरित्यागोपादानावस्थानस्वरूपपरिणत्याऽर्थक्रियासामर्थ्यघटनाच्च ।२।

सामान्यं द्विप्रकारं तिर्यक्सामान्यमूर्ध्वतासामान्यं च ।३।

प्रतिव्यक्तितुल्या परिणतिस्तिर्यक्सामा-

द्भिरभेदवृत्तिप्राधान्यादभेदोपचाराद्वा यौगपद्येन प्रतिपादकं वचः सकलादेशः ।४४।
तद्विपरीतस्तु विकलादेशः ।४५।
तद् द्विभेदमपि प्रमाणमात्मीयप्रतिबन्धकापगमविशेषस्वरूपसामर्थ्यतः प्रतिनियतमर्थमवद्योतयति ।४६।
न तदुत्पत्तितदाकारताभ्याम्, तयोः पार्थक्येन सामस्त्येन च व्यभिचारोपलम्भात् ।४७।

॥ इति आगमस्वरूपनिर्णयो नाम चतुर्थः परिच्छेदः समाप्तः ॥

**શબ્દના એકાંત વિધિપ્રધાનત્વ વિકલ્પનો નિષેધ**—ધ્વનિ-શબ્દ પ્રધાનપણે વિધિનેજ કહે છે એ કથન ઠીક નથી. ૨૨

સપ્તભંગીના પહેલા ભાંગાના એકાંતનો અત્ર નિષેધ છે.

**હેતુ**—(તેમ હોય તો) શબ્દથી નિષેધનું જ્ઞાન ન થવાનો પ્રસંગ પ્રાપ્ત થશે. ૨૩

**શબ્દ ગૌણપણે નિષેધ કહે છે, એમ નથી**—શબ્દ તે (નિષેધ)ને ગૌણપણેજ કહે છે એમ કહેવું પણ માલ વગરનું છે. ૨૪

**હેતુ**—કોઈક સ્થળે, કોઈક સમયે, કોઈક રીતે પ્રધાનપણે નહિ સમજાયેલા નિષેધનું ગૌણપણું ઘટી શકતું નથી. ૨૫

**શબ્દના એકાંતનિષેધપ્રધાનત્વવિકલ્પનું ખંડન**—શબ્દ પ્રધાનપણે નિષેધને જ કહે છે તે (કથન) પણ ઉપર ૨૨–૨૩ સૂત્રોમા કહી ગયા તે રીતે ખંડિત થઈ જાય છે. ૨૬

સપ્તભંગીમાં આવતા સાતે ભાંગા એકાંતરૂપે લગાડી શકાય નહિ તે ૨૨ મા સૂત્રથી માંડી ૩૬ મા સૂત્ર સુધીમાં દર્શાવ્યું છે, અને એકાંતે દરેક ભાંગા કેમ ઘટતા નથી તે હેતુ સહિત ક્રમે બતાવ્યું છે. અત્ર બીજા ભાંગાના એકાન્તનો નિષેધ છે.

**ત્રીજા ભાંગાના એકાન્તનો નિષેધ**—આ (શબ્દ) ક્રમે બન્ને વિધિ તથા નિષેધને પ્રધાનપણેજ કહે છે એ પણ વધારે ઠીક નથી. ૨૭

**હેતુ**—આ (શબ્દ)નો વિધિ તથા નિષેધમાથી એકના પ્રધાનપણાનો અનુભવ અબાધિત હોવાથી (ઉક્ત ભાંગો એકાન્તરૂપે ઠીક નથી.) ૨૮

**ચોથા ભાંગાના એકાન્તનો નિષેધ**—એ (શબ્દ) સમકાલે વિધિ નિષેધરૂપ અર્થનો અવાચકજ છે એમ (કહેવું) પણ યુક્તિયુક્ત નથી. ૨૯

**હેતુ**—કારણ કે અવક્તવ્ય પદ માત્રથી પણ તે (શબ્દ)ના અવાચ્યત્વનો પ્રસંગ ઉભો થાય. ૩૦

**પાંચમા ભાંગાના એકાન્તનો નિષેધ**—તે (શબ્દ) વિધિ સ્વરૂપ અર્થનો વાચક હોઈને ઉભય સ્વરૂપનો એકી સાથે 'અવાચકજ છે' એવો એકાંત પણ યોગ્ય નથી. ૩૧

**હેતુ**—શબ્દ નિષેધસ્વરૂપ અર્થનો વાચક હોઇ (વિધિ નિષેધરૂપ) ઉભયસ્વરૂપ અર્થનો (એકે સમે) અવાચક હોવાનું પણ માલમ પડે છે. ૩૨

ઉપર કહ્યા પ્રમાણે છઠ્ઠા ભાંગામાં માલમ પડતું હોવાથી પાચમા ભાંગાનો એકાન્ત ઠીક નથી.

**છઠ્ઠા ભાંગાના એકાન્તનો નિષેધ**—આ (શબ્દ) નિષેધસ્વરૂપ અર્થનો વાચક હોઇ (વિધિ નિષેધરૂપ) ઉભયાત્મક અર્થનો એકે સમે અવાચકજ છે એવો એકાંત નિશ્ચય પણ સુંદર નથી. ૩૩

**હેતુ**—બીજી રીતે પણ અનુભવ થતો હોવાથી (ઉક્ત ભાગો) એકાન્તરૂપે ઠીક નથી). ૩૪

શબ્દ પહેલા ભાગા વગેરેમાં વિધ્યાદિ પ્રધાનપણે કહેતો માલમ પડતો હોવાથી છઠ્ઠા ભાંગાનો એકાન્ત ઠીક નથી.

**સાતમા ભાંગાના એકાન્તનો નિષેધ**—શબ્દ, ક્રમથી કે ક્રમ સિવાય (અર્થાત્ એકી સાથે (વિધિ તથા નિષેધરૂપ) ઉભયાત્મક અર્થનો વાચક હોઇ અવાચક છે અને બીજી કોઇપણ રીતે (વાચક) નથી, એ (કથન) પણ ખોટું છે. ૩૫

ક્રમથી વિધિનિષેધનો વાચક અને યુગપત્ વિધિનિષેધનો અવાચક અને બીજી કોઈ પણ રીતે વાચક નહિ એ ઠીક નથી એમ સમજવું

**હેતુ**—એ (શબ્દ)ની કેવળ વિધિ આદિ (અર્થાત્ કેવળ નિષેધ) પણ પ્રધાનપણુ (કહે છે) એવી પ્રસિદ્ધિ હોવાથી (સાતમો ભાંગો એકાન્તપણે ઠીક નથી). ૩૬

**સપ્તભંગી અસંગત નથી**—એકજ વસ્તુમા વિધિ નિષેધરૂપે યોજના તથા નિષેધાતા અનંત ધર્મના સ્વીકારથી અનંતભંગીનો પ્રસંગ (પ્રાપ્ત થતો હોવા)થી સપ્તભંગી યુક્તિયુક્ત નથી એમ મનમાં ધારી લેશો નહિ. ૩૭

જીવાદિ પદાર્થમાં હોવા રૂપે તથા ન હોવારૂપે અનંત ધર્મોનો અંગીકાર કર્યો હોવાથી સ્યાદ્વાદિના વચન પ્રકારે

પણ અનંતજ હોવા જોઇયે, કારણકે વાચકની સંખ્યાનો આધાર વાચ્યની સંખ્યા પર છે, માટે સપ્તભંગીરૂપ સાતજ વચનપ્રકાર હોવાનું ઘટતું નથી—એના ઉત્તર રૂપે ઉક્ત સૂત્ર છે તેમાં હેતુ નીચેનાં સૂત્રથી સૂત્રકાર દર્શાવે છે.

હેતુ—વસ્તુમાં પ્રતિપર્યાય વિધિ નિષેધના પ્રકારોની અપેક્ષાએ અનંત પણ સપ્તભંગીઓજ સંભવતી હોવાથી (સપ્તભંગી અસંગત નથી). ૩૮

**સપ્તભંગીનો હેતુ**—(સપ્તભંગીજ સંભવે છે કારણ કે) પ્રતિપર્યાય પ્રતિપાદ્ય પ્રશ્નો સાતજ સંભવે છે. ૩૯

**સપ્તવિધ પ્રશ્ન હેતુ**—તે (પ્રશ્નો) પણ સાત જ (સંભવે) છે કારણ કે તે સંબંધી જિજ્ઞાસા નિયમથી સાતજ પ્રકારનીજ હોય છે. ૪૦

**સપ્તવિધ જિજ્ઞાસા હેતુ**—તે (જિજ્ઞાસા) પણ સાતજ (સંભવે) છે કારણ કે તે સંબંધી સંદેહ સાત પ્રકારનોજ હોય છે. ૪૧

**સપ્તવિધ સન્દેહ હેતુ**—તે (સન્દેહ) પણ સાત પ્રકારનો હોવાના નિયમનું કારણ સંદેહ-વિષયીભૂત વસ્તુધર્મો અસ્તિત્વાદિ સાત પ્રકારેજ ઘટે છે. ૪૨

**સપ્તભઙ્ગીના બે પ્રકાર**—આ સપ્તભંગી પ્રતિભંગ સકલાદેશસ્વભાવની તથા વિકલાદેશસ્વભાવની હોય છે. ૪૩

સપ્તભંગીનો એકેક ભંગ સકલાદેશ સ્વભાવનો તથા વિકલાદેશ સ્વભાવનો હોય છે.

**સકલાદેશ લક્ષણ**—પ્રમાણથી ગ્રહણ થયલી-પ્રતીત—માલમ પડેલી અનન્તધર્માત્મક વસ્તુનું કાલાદિથી (ધર્મ અને ધર્મી વચ્ચે) અભેદભાવના પ્રાધાન્યથી અથવા (ધર્મ અને ધર્મી વચ્ચે) અભેદના ઉપચારથી-અધ્યારોપથી (અનંતધર્માત્મક વસ્તુને) સમકાલે પ્રતિપાદન કરનારૂં વચન તે સકલાદેશ. ૪૪

કાલાદિ એટલે કાળ, આત્મરૂપ, અર્થ, સંબન્ધ, ઉપકાર, ગુણિદેશ, સંસર્ગ, અને શબ્દ એ આઠ. "कालात्मरूपसंबन्धाः संसर्गोपक्रिये तथा । गुणिदेशार्थशब्दाश्चेत्यष्टौ कालादयः स्मृताः ॥" એ પ્રત્યેક સંબંધી વિવેચન ટીકામાંથી જોઇ લેવું. પ્રમાણસપ્તભંગી સકલાદેશ સ્વભાવની હોય છે. અને નયસપ્તભંગી વિકલાદેશ સ્વભાવની હોય છે. સમગ્ર વસ્તુ સંબંધી વચન તે સકલાદેશ અને વસ્તુનાં અંશને પ્રધાનતાથી કહેનારૂં વચન તે વિકલાદેશ; પહેલું તે પ્રમાણવાક્ય અને પછીનું નયવાક્ય સરખાવો अनेकान्तात्मकं वस्तु गोचरः सर्वसंविदाम् । एकदेशविशिष्टोऽर्थो नयस्य विषयो मतः ॥ न्यायावतार ॥२९॥

**વિકલાદેશ લક્ષણ**—તે (સકલાદેશ)થી વિપરીત તે વિકલાદેશ. ૪૫

નયના વિષયભૂત વસ્તુધર્મને ભેદભાવની પ્રધાનતાથી કે ભેદના અધ્યારોપથી ક્રમથી કહેનારૂં વાક્ય તે વિકલાદેશ. નયની ચર્ચામાં આનું વિવેચન કરવામાં આવશે. અત્ર અત્ર ધ્યાનમાં રાખવું કે સ્યાદ્વાદમાં પણ સ્યાદ્વાદ હોઇ નય સમ્યગ એકાન્તરૂપે છે. સપ્તભંગી તરંગિણી તથા સપ્તભંગી પ્રદીપ આદિમાંથી સ્યાદ્વાદનું વિશેષ વિવરણ જોઇ લેવું. જૈન દર્શનોમાં અનેકાન્ત છે તે વિષે "દર્શન અને અનેકાન્ત" નામના પં. હંસરાજકૃત ગ્રંથમાંથી જોઇ લેવું.

**પ્રમાણનું અર્થપ્રકાશન પ્રતિબન્ધક દૂર થવાથી છે**—તે (પ્રત્યક્ષ તથા પરોક્ષ એવા) બેઉ પ્રકારનું પ્રમાણ પોતાના જ્ઞાનાવરણવિશેષના ક્ષય કે ક્ષયોપશમથી પ્રતિબન્ધક દૂર થવાથી ઉદ્ભવતા સામર્થ્યથી પ્રતિનિયત પદાર્થને પ્રકાશે છે. ૪૬

**પ્રમાણનું અર્થપ્રકાશન તદુત્પત્તિ તદાકારતાથી નથી**—(પ્રમાણ) તદુત્પત્તિ-કાર્યકારણભાવ છે તથા તદાકારતા (તાદાત્મ્ય) વડે (પ્રતિનિયત પદાર્થને પ્રકાશતું નથી), કારણ કે બન્ને પૃથક્પણે તથા સમસ્તપણે લેતાં વ્યભિચાર માલમ પડે છે. ૪૭

**॥ इति प्रमाणनयतत्त्वालोकालंकारे गुर्जरभाषानुवादे आगमस्वरूपनिर्णयो नाम चतुर्थः परिच्छेदः समाप्तः ॥**

---

## अथ पञ्चमः परिच्छेदः

**तस्य विषयः सामान्यविशेषाद्यनेकान्तात्मकं वस्तु ।१।**

**अनुगतविशिष्टाकारप्रतीतिविषयत्वात्, प्राचीनोत्तराकारपरित्यागोपादानावस्थानस्वरूपपरिणत्याऽर्थक्रियासामर्थ्यघटनाच्च ।२।**

**सामान्यं द्विप्रकारं तिर्यक्सामान्यमूर्ध्वतासामान्यं च ।३।**

**प्रतिव्यक्तितुल्या परिणतिस्तिर्यक्सामा-**

न्यम्, शबलशाबलेयादिपिण्डेषु गोत्वं यथा ।४।

पूर्वापरपरिणामसाधारणं द्रव्यमूर्ध्वतासामान्यं कटककङ्कणाद्यनुगामिकाञ्चनवत् ।५।

विशेषोऽपि द्विरूपो गुणः पर्यायश्च ।६।

गुणः सहभावी धर्मो यथात्मनि विज्ञानव्यक्तिशक्त्यादिः ।७।

पर्यायस्तु क्रमभावी यथा तत्रैव सुखदुःखादि ।८।

॥ इति प्रमेयस्वरूपनिर्णयो नाम पञ्चमः परिच्छेदः समाप्तः ॥

## પાંચમો પરિચ્છેદ.

[ આ પરિચ્છેદમાં મૂળ કે ટીકામાં આવતી ચર્ચાઓઃ- વસ્તુનું સામાન્યવિશેષાદિમય અનેકાન્ત સ્વરૂપ, એકાન્તવાદખણ્ડન; સામાન્યના ભેદનું નિરૂપણ, બૌદ્ધમતખંડન; વિશેષના પ્રકારનું નિરૂપણ, સ્યાદ્વાદપ્રતિપાદન.]

**પ્રમાણનો વિષય**—પૂર્વોક્ત પ્રમાણનો વિષય સામાન્ય વિશેષાદિ અનેકાન્ત સ્વરૂપવાળી વસ્તુ છે. ૧

માત્ર સામાન્ય-દ્રવ્ય કે માત્ર વિશેષ-પર્યાય એ પ્રમાણનો વિષય થતો નથી.

**પ્રમેય અનેકાન્તાત્મક હોવાના હેતુઓ**—અનુવર્તનારી–ચાલુ રહેનારી તેમજ વિશિષ્ટાકાર પ્રતીતિજ્ઞાનનો વિષય હોવાથી, તથા પૂર્વાકારના ત્યાગ તથા નવીન આકારના ગ્રહણ વડે (થતી) સ્થિતિ એવી પરતુસ્વરૂપની પરિણતિથી વસ્તુમાં અર્થ ક્રિયાનું સામર્થ્ય ઘટતું હોવાથી અનેકાન્તાત્મક વસ્તુ પ્રમેય છે–પ્રમાણનો વિષય છે. ૨

સરખાવો પરીક્ષામુખ ૪–૨જું સૂત્રઃ "अनुवृत्तव्यावृत्तप्रत्ययगोचरत्वात्पूर्वोत्तराकारपरिहारावाप्तिस्थितिलक्षणपरिणामेनार्थक्रियोपपत्तेश्च । દરેક ગાયમાં "ગાય," "ગાય" એવી અનુવર્તનારી–કાયમ રહેતી પ્રતીતિ તેમજ જુદાં જુદાં સ્વરૂપની ગાયમાં, "કાળી ગાય" "કાબરચિત્રી ગાય" એવી વિશિષ્ટ પ્રતીતિ–ભેદજ્ઞાનના વિષય થવા રૂપ હેતુથી તિર્યક્ સામાન્ય તથા ગુણનામક વિશેષ લક્ષણવાળી અનેકાન્તાત્મક વસ્તુસિદ્ધિ થાય છે; તેમજ ઉત્પાદવ્યયધ્રૌવ્યાત્મક વસ્તુના પરિણામથી વસ્તુમાં કાર્યકરણ ઘટવું એ હેતુથી ઊર્ધ્વતા સામાન્ય તથા પર્યાય નામક વિશેષ લક્ષણવાળી અનેકાન્તાત્મક વસ્તુસિદ્ધિ થાય છે. તેમજ ભાવાભાવરૂપ જ્ઞાનના વિષય થવા આદિ હેતુથી સદસદાત્મક વસ્તુસિદ્ધિ થાય છે. સૂત્રમાંના 'च' શબ્દથી એ પ્રમાણે વિવિધ હેતુથી અનેકાન્તસિદ્ધિ સમજવી.

**સામાન્યના બે પ્રકાર**—તિર્યક્ સામાન્ય તથા ઊર્ધ્વતા સામાન્ય ભેદોથી સામાન્ય બે પ્રકારનું છે. ૩.

**બે પ્રકારનાં ઉદાહરણ**—દરેક વ્યક્તિની અપેક્ષાએ જે સમાન પરિણતિ–પરિણામ તે તિર્યક્ સામાન્ય જેમકે કાબરચિત્રાં શરીર આદિ પિણ્ડોમાં ગોત્વ. ૪.

અત્ર ગોત્વ સમાન પરિણામ વાચક છે અને દરેક વ્યક્તિમાં ભિન્નતાથી રહેલું હોવાથી વ્યક્તિની સમાન તેની સંખ્યા છે, માત્ર એક નથી.

પૂર્વનાં અને પછીનાં પરિણામમાં–વિવર્તમાં જે સાધારણ દ્રવ્ય તે ઊર્ધ્વતા સામાન્ય જેમકે કડાં, કંકણમાં અનુવર્તનારૂં–ચાલુ રહેનારૂં સુવર્ણ. ૫.

**વિશેષના બે પ્રકાર**—ગુણ અને પર્યાય ભેદોથી વિશેષ બે પ્રકારનું છે. ૬.

પરીક્ષામુખમાં વિશેષના પર્યાય અને વ્યતિરેક એવા બે ભેદ કહ્યા છે, અને વ્યતિરેકની વ્યાખ્યા "अर्थान्तरगतो विसदृशपरिणामो व्यतिरेको गोमहिषादिवत्" એમ આપી છે. પરીક્ષામુખકારે એકજ દ્રવ્યમાં ક્રમભાવિ ન હોય અને સહભાવિ હોય એવા ધર્મ તે શું તે દર્શાવ્યું નથી; વાદિ દેવસૂરિ તે ગુણ છે એમ બતાવે છે, તેઓ ભિન્ન દ્રવ્યમાં વિસદૃશ પરિણામ તે શું તે દર્શાવતા નથી. બન્ને સૂત્રકારો સદૃશ પરિણામને તિર્યક્ સામાન્ય કહે છે પરીક્ષામુખકાર ગુણનો કોઇક રીતે અંતર્ભાવ કરતા હશે અથવા તેની વ્યાખ્યા જરૂરી નહિ સમજતા હોય અને પ્રમાણનયકારને વ્યતિરેકની પ્રરૂપણા બીનજરૂરી માલમ પડી હશે. બીજી દૃષ્ટિએ બન્ને સૂત્રકારો અરસ્પરસ પૂર્તિ કરે છે.

**ગુણની ઉદાહરણ સહિત વ્યાખ્યા**-(દ્રવ્યમા નિત્ય) સાથે રહેવાવાળો ધર્મ તેને ગુણ કહીયે, જેમકે આત્મામાં શક્તિ તથા વિજ્ઞાનનો આવિર્ભાવ વગેરે. ૭.

**પર્યાયની ઉદાહરણ સહિત વ્યાખ્યા**—(દ્રવ્યમાં) ક્રમથી થનારો ધર્મ તેને પર્યાય કહીયે, જેમકે આત્મામાંજ સુખદુઃખાદિ. ૮.

इति प्रमाणनयतत्त्वालोकालंकारगुर्जरभाषानुवादे प्रमेयस्वरूपनिर्णयो नाम पञ्चमः परिच्छेदः ॥

# બદામીની ગુફાઓ.

[ અનુવાદક-ડૉ. **મોતીલાલ સંઘવી.** M. B. B. S. રંગુન ]

હિંદુસ્તાનમાં પર્વતમાંથી કોતરી કાઢી બનાવેલાં મંદિરોમાંહેથી કેટલાંક બહુજ મશહૂર છે, કારણકે તેઓ રેલ્વે અગર મોટા શહેરોથી નજીદીક છે અથવા મુસાફરોએ ઘણીવાર તેમનું વર્ણન કરેલું હોય છે. પણ **બદામીની ગુફાઓ** સાધારણ મુસાફરોથી આટલી બધી જાણીતી નથી કારણકે તે જોવા જવા સારૂ વિશેષ જાણીતાં સ્થળોથી આઘે અને દુર્ગમ રસ્તે જવું પડે છે.

પુરાતત્ત્વની શોધ ખોળમાં રસ લેનારાઓએ **ભારતવર્ષ**માંના પર્વતમાંથી ઉપજાવેલાં ગુફા-મંદિરોના હેવાલનો સંપૂર્ણ ખ્યાલ લેવો હોય તો અહીં બદામીમાં આવેલી ચારે ગુફાઓથી સારી રીતે વાકેફ થવું જરૂરનું છે. દુર્ભાગ્યવશાત્ **બૌદ્ધ** લોકો દક્ષિણના આટલા દૂર પ્રદેશમાં પર્વત કોતરી મંદિરો બનાવનારા તરીકે આગળ વધ્યા હોય એમ જણાતું નથી. જેને પરિણામે આપણે માત્ર બ્રાહ્મણ ધર્મીય અથવા **જૈનધર્મીય** નમુનાઓ તપાસવાનું રહે છે. આ નમુના તપાસતાં બહુજ આનંદ થાય તેમ છે કારણકે આની અંદર દીવાલો ઉપરનું શિલ્પકામ બહુજ મોટા પ્રમાણમાં આવેલું છે.

આવી જાતની બીજી ગુફાઓ કરતાં આ ગુફાઓમાં એક વિશેષ વસ્તુ છે કે જે પુરાતત્ત્વ શાસ્ત્રીઓની નજરે આ ગુફાઓના સમૂહને અધિક મહત્વ પ્રાપ્ત કરાવે છે. આ ગુફા મંદિરોમાંના ત્રીજા નંબરના મંદિરમાં એક શિલાલેખ આવેલો છે. તે લેખમાં આ ગુફા ક્યારે બાંધવામાં આવી તેની સાલ આપવામાં આવી છે. દેશભરનાં ગુફામંદિરોના ઇતિહાસમાં ચોક્કસ સાલ આપી હોય તેવો આ પ્રથમ જ દાખલો છે. શિલાલેખ જણાવે છે કે **શક** સંવત્ શરૂ થયા પછી બરાબર પાંચસોમા વર્ષે રાજા **કીર્તિવર્મન્** (પહેલા)ના કાલમાં આ મંદિર પર્વતમાંથી કોતરી કાઢવામાં આવ્યું છે આ સાલ ઈ. સ. ૫૭૮ ની છે. આ બધી ગુફાઓ ભિન્ન ભિન્ન સંપ્રદાયોને લગતી છે છતાં બધી ગુફાઓમાં ઘણુંજ મળતાપણું છે. આને લીધે ફર્ગ્યુસન સાહેબે એવી અટકળ કરી છે કે આ બધી ગુફાઓ ઇ. સ. ૫૭૫ થી ૬૮૦ સુધીમાં પર્વતમાંથી કોતરી કાઢવામાં આવી છે.

ચાલો ! આપણે ગુફાઓ એક પછી એક ક્રમશઃ જોઇએ, પ્રથમ ગુફા શૈવધર્મને લગતી છે. અગાડીના ભાગમાં એક ૪૨ ફીટ પહોળો અને ૨૬ ફીટ ઉંડો હોલ છે જેની અંદર પાંચ ફીટ ઉંચી અને અઢાર હાથવાળી **શંકર** ભગવાનની મૂર્તિ છે. ડાબી બાજુ ઉપર અંદરની પડશાળમાં ૭ ફીટ અને નવ ઇંચ મોટી હરિહરની મૂર્તિ છે. ત્યાં શિવ તથા પાર્વતીનાં કેટલાંક શિલ્પમાં કોતરેલાં કાર્યો છે.

આ ગુફાનો પ્રવેશદ્વાર ઇલોરાની બૌદ્ધ ગુફાઓના પ્રવેશદ્વાર કરતાં કાંઇક પહોળો છે, પ્રવેશદ્વારમાં બે થાંભલાઓ પત્થરના છે તેથી પ્રવેશદ્વારના ત્રણ વિભાગ બને છે. થાંભલાઓની કુંભીઓ તદ્દન સાદી તથા ઉપરનો ભાગ સહેજ કોતરણી કામવાળો છે. ગુફા જમીનથી લગભગ ૫૦ ફીટ ઉંચે છે અને ત્યાં પહોંચવા સારૂ પત્થરમાં પગથીયાં કોતરી કાઢવામાં આવ્યાં છે.

હવે આપણે બીજી ગુફા તરફ વળીએ. ગુફાના પાયાની ઉપર કોતરી કાઢેલા ઠીંગુજીઓની હાર આપણું પ્રથમ ધ્યાન ખેંચે છે. પડશાળની બન્ને બાજુએ રાક્ષસી પત્થરની મૂર્તિઓ દ્વારપાલની છે. તેઓ લગભગ ઉંચાઇમાં ૭ ફીટ હશે. ગુફાનું પ્રવેશદ્વાર ચાર ચોરસ અને બહુજ કારીગીરી પૂર્ણ કોતરણીવાળા થાંભલાઓથી સુશોભિત છે. ડાબી બાજુએ વિષ્ણુ ભગવાનની વરાહાવતારની મૂર્તિ છે. પણ આ ગુફા, હવે આપણે હવે પછી જોઇશું તે ગુફાની જેમ, આપણા ઉપર ઉંડી અસર પાડી શકતી નથી.

હવે આપણે ત્રીજી ગુફા જોઇએ. ચોક્કસ તારીખ દર્શાવતો શિલાલેખ આ ત્રીજી ગુફામાં છે તેથી તેની મહત્તા સંબંધી આપણે ઉપર જણાવી ગયા છીએ

તદુપરાંત તે ગુફા શિલ્પકળાની દૃષ્ટિએ બહુજ ઉપયોગની છે. આગળની પડશાળ લગભગ ૭૦ ફીટ છે. અંદરની ગુફા ૬૫ ફીટ લાંબી અને ૫૦ ફીટ ઉંડી છે.

આ ગુફાની બહાર પર્વતમાંથી બહાર પડતા ખડકમાંથી કોતરી કાટેલ વિષ્ણુ ભગવાનની મોટી મૂર્તિ છે. તેનું સ્વરૂપ વામન અવતારમાં સ્વર્ગને એક પગલાંની અંદર ઓળંગી જવાનું છે અને તેની નીચે ઘણાં ભક્તોની મૂર્તિઓ આવેલી છે. પણ સુંદરમાં સુંદર મૂર્તિઓ પડશાળના જમણા તેમજ ડાબા ભાગ ઉપર છે. પૂર્વ બાજુએ ચાર હાથ વાળી વિષ્ણુભગવાનની મૂર્તિ છે ને તે મહા વાસુકિ અનંત નાગ ઉપર બેઠેલી છે. નાગરાજે પ્રભુજીના શરીર ઉપર ત્રણ આંટા લીધા છે અને મસ્તક ઉપર પાચ ફ- ણાઓ પ્રસારી છત્ર બનાવ્યું છે.

વિષ્ણુ ભગવાનનો આગલો ડાબો હાથ પગની પીંડી ઉપર આરામ લેછે ત્યારે પાછલો ડાબો હાથ શંખ ધારણ કરે છે. આગળના જમણા હાથમા ફળોનો ઝુમખો છે ને પાછલા જમણા હાથમા એક ભારી તલવાર છે. આવી તલવાર હીંદુઓ પોતાના શત્રુઓ તરફ ફેંકવામાં વાપરતા. વિષ્ણું ભગવાનની ડોક ઉપર ત્રણ હાર આવેલાં છે તેમજ કમર પર એક હીરાજડીત કટિબંધ છે. મુખ્ય મૂર્તિની આસપાસ નાની નાની કોતરેલી ઘણી મૂર્તિ શિલ્પની છે. પડશાલની જમણી બાજુએ વિષ્ણુભગવાનની નરસિંહ રૂપ ધારી બહુજ સરસ કોતરણી વાળી એક મૂર્તિ છે. તે મૂર્તિને ચાર હાથ છે તેમાંથી ડાબી બાજુના એક હાથમા મોટી ગદા (club) છે. તેમના ખભા ઉપર આકાશમાં રહેલી કેટલીક મૂર્તિઓના હાથમા ભેટો તથા પુષ્પહારો દેખાય છે. આ મૂર્તિના જુદા જુદા ભાગો ઉપર બહુજ સુંદર કારીગરી કરી છે પણ તેમાં બહુજ ધ્યાન ખેંચે તેવું તો ત્યાંના ઉત્તમ રીતે કોતરેલા થાંભલાઓ છે કે જેમાંથી કેટલાક તો કારીગરીના હીરાઓ સમાન છે. ઉપરની છતમાં પણ બહુ જ સારી કોતરણી કરી છે. આ ગુફામાં વિષ્ણુભગવાનની જુદા જુદા અવતારની જુદી જુદી મૂર્ત્તિઓ સુંદરતાથી વિરાજી રહી છે.

ચોથી ગુફા જૈનધર્મને લગતી છે અને તેના સર્વ લાક્ષણિક ચિન્હો જૈન સ્થાપત્યનાં છે. ઘણું કરીને તે ગુફાઓમાં આ ગુફા સહુથી પાછળથી બંધાયેલી છે. આની પડશાળ ૩૧ ફીટ લાંબી છે. અને તેમાં આગલા ભાગમાં ચાર ચોરસ સ્તંભશીર્ષ (capitals) આવેલાં છે, ને તે દરેકમાં ભીંતમાં ટેકવેલા સ્તંભશીર્ષો (bracket capitals) છે આની અંદર કેટલીક જૈન પ્રતિમાઓ આવેલી છે જેમાથી મુખ્ય મૂર્તિ ચોવીશીના છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર-ભગવાનની છે. ત્યાંની ભીંતોમાંથી સિંહ અને મગરમચ્છના મસ્તકનો દેખાવ બહાર પડતો કોતરી કાઢવામા આવ્યો છે. મુખ્ય સ્તંભો અને દીવાલોમા જૈનધર્મની નાની નાની મૂર્ત્તિઓ પણ બેસાડેલી છે.

બદામીમા ખાસ જોવા લાયક આ ગુફાઓ છે છતા પણ જાણવું જરૂરનું છે કે બદામીનું ઐતિહાસિક મહત્ત્વ પણ જુનું છે. પર્વત ઉપર મેદાનની સપાટીથી ૨૪૦ ફીટ ઉંચે બે કીલ્લાઓ આવેલા છે. બન્ને વચ્ચેનું અંતર ૩૦૦ વારનું છે. જુના કાળમાં શહેરમાં દાખલ થવાને બહુજ મજબુત દરવાજા હતા અને તેનું બહુજ સરસ રક્ષણ કરવામા આવતુ. ઉત્તર તરફનો કીલ્લો જુદા જુદા ટેકરાઓ ઉપર બાંધવામાં આવ્યો છે અને તેની આસપાસની ખાઇ ૩૦ ફીટથી ૧૦૦ ફીટ સુધીની છે. અને આના ઉપર બહુજ સંભાળ પૂર્વક મજબુત ચણતર કરવામાં આવ્યું છે.

દક્ષિણ તરફનો કિલ્લો ગુફાઓથી આગળ ઉંચે આવેલ ટેકરા ઉપર આવેલો છે. આ કીલ્લાનો ઇતિહાસ છઠ્ઠા સૈકાથી પલ્લવ રાજાઓના સમયથી માંડી ઘણોજ લંબાણ છે. તે એક રાજ્યકુળમાંથી બીજા રાજાઓના હાથમાં વખતો વખત આવ્યો હતો. સને ૧૭૪૬ માં તે પેશ્વા સરકારના હાથમાં આવ્યો હતો. ત્યારે મરાઠાઓની નીચે તે હતો. સને ૧૭૭૮ માં હૈદરઅલીએ તે જીતી લીધો પણ

આઠ વરસ પછી તે નિઝામ સરકારના હાથમાં આવ્યો. તે પછી ઘણા વરસ સુધી મરાઠાઓએ આ કિલ્લો લેવા સારૂ પ્રયત્ન કર્યા અને તેમ કરતાં આસપાસના ગામડાઓને બહુજ નુકસાન પોંચાડયું.

સને ૧૮૧૮ માં પાંચ દિવસના ઘેરા પછી તે બ્રીટીશ બહાદુરના હાથમાં આવ્યો પણ સને ૧૮૪૦ માં અંધ બ્રાહ્મણની સરદારી નીચે આરબ લશ્કરે ફરી ઘેરો ઘાલ્યો. છેવટે સીવીલ સરવીસ વાળા મી. બેટીંગટનની સરદારી નીચે બ્રીટીશ બહાદુરેએ પાછો કીલ્લાનો કબજો મેળવ્યો.

તા. ૨૬ ઓગસ્ટ ૧૯૨૯ ના સ્ટેટ્સમેન પત્રમાં The Rock Caves at Badami એ નામના અંગ્રેજી લેખનું ભાષાંતર.

---

# જૈન વિદ્યોત્તેજક સહકારી મંડળ લીમીટેડ.

## વ્યવસ્થાપક મંડળનો બીજા વર્ષનો રીપોર્ટ.

તા. ૩૧-૩-૨૯ ના રોજ પુરા થયેલા એક વર્ષનો મંડળનો રીપોર્ટ હિસાબનું સરવાયું તથા નફા તોટાનો હિસાબ ઓડીટરના દાખલા સાથે સભાસદો આગળ રજુ કરતાં વ્યવસ્થાપક મંડળને આનંદ થાય છે.

આ વર્ષમાં ૨૨ નવા સભાસદોના ૧૨૧ નવા શેરો ભરાયા છે; અત્યાર સુધીમાં કુલ સભાસદ ૨૧૪ અને એલોટ થયેલા કુલ શેરોની સંખ્યા ૩૭૯૮ થાય છે. એલોટ થયેલા શેરો પૈકી ૨૦૮ શેરોના એલોટમેંટના રૂ. ૨૦૮૦) પચીસ મેમ્બરો પાસેથી આવવાના બાકી છે. જ્યારે ૭ મેમ્બરોના ૪૫ શેરના કોલના રૂ. ૪૫૦) અગાઉથી આવેલા છે.

મંડળ તરફથી વિદ્યાર્થીઓને લોન આપવાની જાહેરાત જૈન, જૈનયુગ, મુંબઇ સમાચાર તથા વીરશાસનમાં આપવામાં આવી હતી. ચાલુ વર્ષમાં બહોળા પ્રમાણમાં જાહેરાત થાય તે માટે ઘટતું કરવામાં આવે છે.

વર્ષ દરમીયાન ઘણા ભાઇઓ તરફથી ધંધો કરવા ઉછીના પૈસા મેળવવા માટે પત્રો આવ્યા હતા, તેમજ આ ધલાકાની બહારના કેટલાક વિદ્યાર્થીઓ તરફથી પણ મદદ માટે પત્રો આવ્યા હતા; પરંતુ તેઓની અરજીઓ રીતસર નહિ હોવાથી તેમજ મંડળના ધારાધોરણ અનુસાર તેઓ લોન મેળવી શકે તેમ નહિ હોવાથી લોન આપવામાં આવી હતી નહિ. ગઇ સાલમાં ચાર સભાસદોને રૂ. ૬૬૫૦) ની લોન મંજુર કરવામાં આવી હતી. ચાલુ વરસમાં, જુના સભાસદો પૈકી બે સભાસદોને રૂ. ૯૨૧) ની વધારે લોન અને પાંચ નવા સભાસદોને રૂ. ૯૧૦૦) ની લોન મળી કુલ રૂ. ૧૦૦૨૧) ની લોન મંજુર કરવામાં આવી હતી. ગઇ સાલમાં મંજુર થયેલી લોન પૈકી રૂ. ૬૯૭-૧-૦ ગઇ સાલમાં આપવામાં આવ્યા હતા; ચાલુ સાલમાં જુની તથા નવી મંજુર થયેલી લોન પૈકી રૂ. ૫૭૧૯-૫-૦ આપવામાં આવ્યા છે; કુલે રૂ. ૬૪૧૬-૬-૦ ની લોન આપવામાં આવી છે.

લોન લેનાર ભાઇઓ પૈકી મી. મોતીચંદ દરજીવનદાસને રૂા. ૧૦૦૦) કરાંચીમાં બી. એ. માં અભ્યાસ કરવા; મી. મણીલાલ વાડીલાલ શાહને રૂ. ૫૭૧) અમદાવાદમાં હાઇકોર્ટ પ્લીડરની પરીક્ષાનો અભ્યાસ કરવા; મી. કાન્તીલાલ મણીલાલ ઘેલાણીયાને રૂ. ૬૦૦) મુંબઇમાં એમ. બી. બી. એસ. ના

છેલ્લા વર્ષમાં અભ્યાસ કરવા; મી. હિમ્મતલાલ કેશવલાલ શાહને રૂ. ૮૦૦) અમદાવાદમાં એલ. એલ. બી. માં અભ્યાસ કરવા અને મી. જીવાભાઇ મગનલાલ શાહને રૂ. ૭૦૦૦) માનચેસ્ટર (ઈંગ્લાંડ) માં વીવીંગનો આગળ અભ્યાસ કરવા માટે મંજુર કરેલા છે. એક ભાઈ જયન્તીલાલ ચુનીલાલ બી. એ. એલ. એલ. બી. ને રૂ. ૫૦૦) બોરસદમાં વકીલાતના ધંધાની શરૂઆત કરવા માટે, એક ભાઈ ગાંડાલાલ અંદરજી દોશી, એમ. બી. બી. એસ. ને રૂ. ૫૦૦) મુંબઇમાં વૈદકના ધંધાની શરૂઆત કરવા માટે અને એક ભાઇ દેવચંદ વનેચંદ પરમારને રૂ. ૫૦૦) મુંબઇમાં ઇન્કમટેક્ષ એક્ષપર્ટ થવા માટેની લોન આપવામાં આવી છે. એક ભાઇ કેશવલાલ મંગળદાસની એમ. એ. એલ. એલ. બી. ના અભ્યાસ માટે રૂ. ૨૦૦) ની લોન મંજુર કરવામાં આવી છે, પરંતુ વીમો ઉતરાવવાની કે જામીન મેળવવાની તજવીજ થવાની તેની તરફથી બાકી હોવાથી તેને લોન હજુ સુધી અપાઇ નથી.

મંડળનો આ વર્ષનો નફો રૂ. ૨૩૫૨-૬-૭ થાય છે, તેમાં ગઇ સાલના બાકી રૂ. ૭૪૪-૧૪-૮ ઉમેરતાં કુલ રૂ. ૩૦૯૭-૫-૩ થાય છે. જેની વહેંચણી નીચે પ્રમાણે કરવા વ્યવસ્થાપક મંડળ ભલામણ કરે છે.

| | | |
|---|---|---|
| રીઝર્વ ફંડ ખાતે લઇ જવા ... ... ... | | રૂ. ૫૮૮-૦-૦ |
| ૧૬૨ સભાસદોને તા. ૧-૪-૨૮ થી ૩૧-૩-૨૯ સુધી દર શેરે ભરાયેલા રૂ. ૧૫) ઉપર ૩⅓ ટકા લેખે એટલે દર શેર આઠઆનાના લેખે ૩૨૭૪ શેરો ઉપર ડીવીડન્ડ વહેંચવા. ... ... ... | ૧૬૩૭-૦-૦ | |
| ૨૭ સભાસદોના એલોટમેંટના પૈસા તા. ૧-૪-૨૮ પછીથી વ્યાજ વગર આવ્યા છે તેથી તેમને જે તારીખે એલોટમેંટના પૈસા આવ્યા છે તે તારીખથી તા. ૩૧-૩-૨૯ સુધી દર વરસે દર શેરે આઠ આના લેખે ૩૧૬ શેરો ઉપર ડીવીડન્ડ વહેંચવા. ... ... ... | ૧૧૯-૪-૦ | |
| | | ૧૭૫૬-૪-૦ |
| બાકી આવતી સાલમાં લઇ ગયા ... ... ... | | ૭૫૩-૧-૩ |
| | | ૩૦૯૭-૫-૩ |

**સારાભાઈ મગનભાઇ મોદી,** ઓનરરી સેક્રેટરી.

# અભિમન્યુ આખ્યાન.

( લેખક: પ્રોફેસર બલવંતરાય કલ્યાણરાય ઠાકોર. )

૧

રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની અને રા. રા. મંજુલાલ રણછોડદાસ મજમુદારે પ્રેમાનંદ જન્મ્યો તે અરસામાં ગુજરાત કાઠિયાવાડમાં કયા કયા કવિઓ પોતાનાં કવન કરી રહ્યા હતા અને પૂરાં કરવામાં હતા, તેનો સારો ચિતાર આપ્યો છે. રા. મંજુલાલે ભરૂચ જીલ્લામાં ગામ રહિયાદના તાપી બંધારાનું અભિમન્યુ આખ્યાન સંશોધીને પ્રકટ કર્યું છે, તેની પ્રસ્તાવનામાં પ્રેમાનંદ અને તાપીના અભિમન્યુ આખ્યાનો વચ્ચે કેટલું મળતાપણું છે તે પણ તપાસ્યું છે. તાપીએ પોતાનું આખ્યાન વિ. સ. ૧૭૦૮ અને શા. શાકે ૧૫૭૪ ના આશો માસમાં પૂરૂં કર્યું. નાકરે પોતાના અભિમન્યુ આખ્યાનમાં રચ્યા સાલ આપી નથી. પણ જૈમિનીય અશ્વમેધ, શિવપુરાણ, ભાગવત પુરાણ, મહાભારત, રામાયણ આદિ ઉપરથી એણે રચેલી કૃતિઓમાંથી કેટલીકમાં રચ્યા સાલો નોંધેલી છે, તેમાં સૌથી વહેલી વિ. સં. ૧૫૭૨ ની અને સૌથી મોડી વિ. સં. ૧૬૨૪ ની છે, તથા એની રચનાઓ મોટે ભાગે આ બાવન વર્ષના ગાળામાં મધ્ય ભાગે થયેલી છે, એટલે એના અભિમન્યુ આખ્યાનની રચ્યા સાલ માટે ચોકખો પુરાવો ન મળે તથાપિ તેને તાપીના આખ્યાનથી આશરે એક સૈકો જૂનું ગણી લેવામાં બાધ નથી. અને નાકરની કેટલીક કૃતિઓની પ્રતો સંખ્યાબંધ મળે છે એટલે એ કવિ લોકપ્રિય હતો, અને પ્રેમાનંદનો વધારે મોટો પ્રકાશ ફેલાતાં એના ફેલાવને--બીજા કેટલાયના ફેલાવને લાગ્યો તેજ રીતે--ધક્કો લાગ્યો, ત્યાંસુધીમાં એની પાંચપંદર કૃતિઓ ગુજરાતી પ્રજામાં સારી રીતે ફેલાઇ ગઇ હતી એમાં શક નથી. તાત્પર્ય કે પોતાથી આશરે સો વર્ષ જૂના લોકપ્રિય કવિનું અભિમન્યુ આખ્યાન તાપીએ સોવસા તો મેળવેલું વા સંભાળપૂર્વક સાંભળી લીધેલું હશે, એમ લાગે છે.

૨

અભિમન્યુ આખ્યાનને નામે જે વસ્તુ ગુજરાતી આખ્યાયકોએ વિસ્તાર્યું છે તેમાં એક વિશેષતા પણ છે. એ આખ્યાન લખતાં--કવતાં ગુજરાતી કવિઓ પોતાના મૂલ સંસ્કૃત આધારોમાંના વર્ણનને બહુ નથી વળગ્યા. મૂલમાંથી વસ્તુનું ખોખું જ ઉપાડી લઇને ગુજરાતી કવિઓએ તેને સ્વતંત્ર રીતે ખિલવ્યું છે. એક વસ્તુને લગતાં નવું અને જૂનું એમ આવાં બે આખ્યાનો હોય, તેમાં મળતાપણું જણાતાં, પછીના કર્તાએ આગલામાંથી જ તે લીધું એવો નિર્ણય કરવામાં વાંધો આટલો નડે છે, કે તે બે વચ્ચેની સમાનતા બંનેએ મૂળ સંસ્કૃતમાંથી જ તે લીધું હોય × તેમાંથી પણ ઉતરી આવેલી સંભવે. પરંતુ ખુલ્લું છે કે મૂળમાં નહીં એવી વિગતોમાં બંનેની સમાનતાઓ જણાય, તેમને માટે આપણને જુદું અનુમાન કરવું પડે છે; અને ગુજરાતી અભિમન્યુ આખ્યાનોમાં તો મહાભારતમાં નહીં એવી વિગતો ઘણી ઘણી છે, જેમાંની કેટલીક જુદી જુદી દૃષ્ટિએ મહત્ત્વની પણ છે. એટલે આવા દાખલામાં, એને એ નવીનતા બંને કવિમાં સ્વતંત્રપણે સ્ફુરી હોય, અથવા આપણને અજ્ઞાત એવા કોઇ જુદા મૂળમાંથી બંનેએ તે લીધી હોય, અથવા તો

× અથવા તો જે મૂળ ઉપરથી લીધેલું તેમાંથી બંનેમાં આવી હોય. દા.ત. નાકર તાપી અને પ્રેમાનંદ ત્રણેનાં આખ્યાનોમાંનું કેટલુંક ત્રણેએ "અભિમનવું ઊઝાણું" એ વિક્રમની સોળમી સદીના મધ્ય ભાગની કૃતિ ઉપરથી લીધેલું હોય. આ કવિ દેસળ કૃત "ઊઝણું" માટે જુવો રા. મંજુલાલની પ્રસ્તાવના પૃ. ૩૮, ૫૬-૯, વગેરે. નાકર કૃત કૃષ્ણ વિષ્ટિ, ભાલકૃત પાંડવ વિષ્ટિ, વિષ્ણુદાસ કૃત દ્રોણપર્વ, વીરજી કૃત સુરેખાહરણ, વગેરે માટે પણ જુવો એજ પ્રસ્તાવના અને જુવો નાકર અને વિષ્ણુદાસ માટે બૃહતકાવ્યદોહન ગ્રંથ ૮ માં રા૦ જાનીના નિબંધો (૧૯૧૩).

નવા (=પછીના) આખ્યાયક તે પોતાના પુરોગામીમાંથી લીધી, એ ત્રણમાંથી જ એક, જે બીજા પુરાવાથી વિશેષ સમર્થિત હોય, એવો નિર્ણય આપણે કુદરતી રીતે જ શોધિયે છિયે અને સ્વીકારિયે છિયે. મૂળ આધારોનાં કરતાં અર્વાચીન કવિઓની કળાએ સર્જેલું રૂપ જેટલું વધારે સ્વતંત્ર, તેટલી આ દલીલ, આંતર પ્રમાણ ઉપર જ અવલંબે છે તથાપિ, વધારે મજબૂત બને છે.*

૩

અનેક વર્ષ ચાલેલા વિગ્રહમાં કોઇ પણ એક વર્ષના બનાવોને માટે આગલા બનાવો કારણ અને પછીના કાર્ય રૂપે હોવાથી તેમના કાર્ય કારણ સંબંધની, તેમ આખા ઇતિહાસમાં સચ્ચરિતનો જય અને દુષ્ચરિતનો, ક્ષય, ન્યાયે ચડતી અને અન્યાયે પડતી, આદિ નીતિબોધક અને સૌંદર્યદ્યોતક સંકલના થઇ શકે છે. આગલી પાછલી છોડી દઇને એક જ વર્ષના બનાવોને જય પરાજયમાં પ્રવર્તતા નિયતિનિયમોના સ્વપર્યાપ્ત આખ્યાન રૂપે વર્ણવવા હોય, તો ઉપલી સંકલના કામ લાગતી નથી, નવી યોજવી પડે છે. આથી પણ વધારે સંકુચિત વસ્તુ, એક જ લડાઇને આમ સ્વપર્યાપ્ત એક વસ્તુ રૂપે વર્ણવતાં વળી જુદીજ સંકલના કરવી પડે છે. મહાભારતની આખી સંકળના જતી કરિયે, અઢાર દિવસ કુરૂક્ષેત્રમાં યુદ્ધ ચાલ્યું તેની સંકલના જ જોઇયે, તો (૧) ભીષ્મ સેનાપતિ નિવૃત્ત થતાં અગિયારમા દિવસથી અધર્મયુદ્ધ વધતાં જાય છે, (૨) દ્રોણ સેનાપતિ યુધિષ્ઠિરને પકડી લેવાના મહા સાધ્ય માટે મથે છે તેમા તો હારે છે, તેને મુકાબલે અભિમન્યુ પડે છે એ પાંડવ પક્ષને ગૌણ હાનિ છે, અને વળી (૩) કૌરવસેનામાં હાહાકાર વર્તાવી, કર્ણ દુઃશાસન જેવાના નાક વાઢીને, તથા કૌરવ નાયકો અને કૌરવકુટુંબમાં પણ પોતાનાથી ઓછી નહીં એવી પત્નીવાળાઓને પાડીને અભિમન્યુ પડે છે, જે પોતે માથે લીધેલું જ નહીં તે માથે આવી પડતાં જ પડે છે, વગેરે પરિવેષ્ટનોથી પણ અભિમન્યુનું મૃત્યુ વીરશોભન મૃત્યુ છે, અને તેના મોતનો ઘા ઓછો સાલે એવો બને છે. પરંતુ અભિમન્યુપતનના એકલ બનાવને આખું કાવ્ય બનાવવા ઇચ્છે તેવા કવિને આ મૂલ સંકેલનામાં પોતાના કાવ્યને વિશિષ્ટતા અને ઐક્ય (individuality અને unity) સમર્પે એવા આદિ કે અંત મળતાં નથી; કાવ્ય સ્વપર્યાપ્ત એકમ બનતું નથી, કોઇ વધારે મોટા તરૂવરની એક ડાળ જેવું જ રહે છે. અહિદાનવ પુત્ર અહિલોચન દાનવ તે જ પછીના અવતારમા અભિમન્યુ,—અહિ (કુંડલિની) માંથી જ મન્યુની "આસુરી માયા" ઉત્પને છે, તેને તો હણ્યે જ છુટકો છે, કેમકે તેના આવરણનો જોશ ચાલે ત્યાં લગી આત્માને પોતાના શુદ્ધ સ્વરૂપની પતીજ કે સ્થાયી અનુભૂતિ અશક્ય છે,—વગેરે પુરાણકથા કે આધ્યાત્મિક રૂપકમાલા ઉપજાવીને* આપણા કવિઓએ ડાળને જમીનમાં વાવી દઈ કલમક્રિયા વડે નવો નહી તથાપિ નવોતર સર્જ્યો છે. તાત્પર્ય કે ઉષાહરણ અને બીજાં દૃષ્ટાંત કાવ્યો જેવું અભિમન્યુનો ચકાવો× પણ દૃષ્ટાંતકાવ્ય છે, parable-poem છે, દૃષ્ટાતે છે, કાવ્યે છે.

અને રા. મજમુદાર જેવા વિશેષ વિચારણ ચલાવતાં ચલાવતાં આનો નાયક પરમાત્મા કહેવાય કે અહંકાર એવી શંકામા પડી જાય છે,+ તે અ-

* સરખાવો રા. મજમુદારની પ્રસ્તાવનામાં પૃ. ૭૦ "જ્યારે પ્રાચીન ગુજરાતી કવિઓ...અનુગામી કવિએ પહેલાનો આધાર લીધો હોવો જોઇએ. કવિ નાકરનું આખ્યાન દેહલ અને તાપીનાં કાવ્યોની સાંકળનો એક ખૂટતો મહત્વનો આંકડો છે..."

* કે કોઈ બીજા અન્વયમાં જોવામાં આવેલી તેને અપનાવી અહીં લાગુ પાડી દઈને—

× चक्रव्यूह માંથી ચકાવ્યોહ, જે શબ્દ વિ સં. સત્તરમા સૈકા લગી ચાલ્યો; અઢારમા સૈકામાં એ જ ઘસાઇને ચકાવો શબ્દ થયો. મતલબ કે ચકાવો શબ્દમાં ચો ગોળચો, માંકડો, લાડવો જેવા શબ્દોમાં છે એવો મહત્તાદર્શક પ્રત્યય નથી; ભડવો જેવા શબ્દોમાં છે એવો લઘુતાદર્શક પ્રત્યય નથી; વ્યૂહ શબ્દમાંથી રહેલો શેષજ છે.

+ જુવો એમની પ્રસ્તાવના પૃ. ૫૪; ચોપડીને અંતે પૃ. ૧૫૬.

# અભિમન્યુ આખ્યાન.

( લેખક: પ્રોફેસર બલવંતરાય કલ્યાણરાય ઠાકોર. )

૧

રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની અને રા. રા. મંજુલાલ રણછોડદાસ મજમુદારે પ્રેમાનંદ જન્મ્યો તે અરસામાં ગુજરાત કાઠિયાવાડમાં કયા કયા કવિઓ પોતાનાં કવન કરી રહ્યા હતા અને પૂરાં કરવામાં હતા, તેનો સારો ચિતાર આપ્યો છે. રા. મંજુલાલે ભરૂચ જીલ્લામાં ગામ રહિયાદના તાપી બંધારાનું અભિમન્યુ આખ્યાન સંશોધીને પ્રકટ કર્યું છે, તેની પ્રસ્તાવનામાં પ્રેમાનંદ અને તાપીના અભિમન્યુ આખ્યાનો વચ્ચે કેટલું મળતાપણું છે તે પણ તપાસ્યું છે. તાપીએ પોતાનું આખ્યાન વિ. સ. ૧૭૦૮ અને શા. શાકે ૧૫૭૪ ના આશો માસમાં પૂરૂં કર્યું. નાકરે પોતાના અભિમન્યુ આખ્યાનમાં રચ્યા સાલ આપી નથી. પણ જૈમિનીય અશ્વમેધ, શિવપુરાણ, ભાગવત પુરાણ, મહાભારત, રામાયણ આદિ ઉપરથી એણે રચેલી કૃતિઓમાંથી કેટલીકમાં રચ્યા સાલો નોંધેલી છે, તેમાં સૌથી વહેલી વિ. સં. ૧૫૭૨ ની અને સૌથી મોડી વિ. સં. ૧૬૨૪ ની છે, તથા એની રચનાઓ મોટે ભાગે આ બાવન વર્ષના ગાળામાં મધ્ય ભાગે થયેલી છે, એટલે એના અભિમન્યુ આખ્યાનની રચ્યા સાલ માટે ચોકખો પુરાવો ન મળે તથાપિ તેને તાપીના આખ્યાનથી આશરે એક સૈકો જૂનું ગણી લેવામાં બાધ નથી. અને નાકરની કેટલીક કૃતિઓની પ્રતો સંખ્યાબંધ મળે છે એટલે એ કવિ લોકપ્રિય હતો, અને પ્રેમાનંદનો વધારે મોટો પ્રકાશ ફેલાતાં એના ફેલાવને—બીજા કેટલાયના ફેલાવને લાગ્યો તેજ રીતે—ધક્કો લાગ્યો, ત્યાંસુધીમાં એની પાંચપંદર કૃતિઓ ગુજરાતી પ્રજામાં સારી રીતે ફેલાઇ ગઇ હતી એમાં શક નથી. તાત્પર્ય કે પોતાથી આશરે સો વર્ષ જૂના લોકપ્રિય કવિનું અભિમન્યુ આખ્યાન તાપીએ સોવસા તો મેળવેલું વા સંભાળપૂર્વક સાંભળી લીધેલું હશે, એમ લાગે છે.

૨

અભિમન્યુ આખ્યાનને નામે જે વસ્તુ ગુજરાતી આખ્યાયકોએ વિસ્તાર્યું છે તેમાં એક વિશેષતા પણ છે. એ આખ્યાન લખતાં--કવતાં ગુજરાતી કવિઓ પોતાના મૂલ સંસ્કૃત આધારોમાંના વર્ણનને બહુ નથી વળગ્યા. મૂલમાંથી વસ્તુનું ખોખું જ ઉપાડી લઇને ગુજરાતી કવિઓએ તેને સ્વતંત્ર રીતે ખિલવ્યું છે. એક વસ્તુને લગતાં નવું અને જૂનું એમ આવાં બે આખ્યાનો હોય, તેમાં મળતાપણું જણાતાં, પછીના કર્તાએ આગલામાંથી જ તે લીધું એવો નિર્ણય કરવામાં વાંધો આટલો નડે છે, કે તે બે વચ્ચેની સમાનતા બંનેએ મૂળ સંસ્કૃતમાંથી જ તે લીધું હોય× તેમાંથી પણ ઉતરી આવેલી સંભવે. પરંતુ ખુલ્લું છે કે મૂળમાં નહીં એવી વિગતોમાં બંનેની સમાનતાઓ જણાય, તેમને માટે આપણને જુદું અનુમાન કરવું પડે છે; અને ગુજરાતી અભિમન્યુ આખ્યાનોમાં તો મહાભારતમાં નહીં એવી વિગતો ઘણી ઘણી છે, જેમાંની કેટલીક જુદી જુદી દૃષ્ટિએ મહત્ત્વની પણ છે. એટલે આવા દાખલામાં, એને એ નવીનતા બંને કવિમાં સ્વતંત્રપણે સ્ફુરી હોય, અથવા આપણને અજ્ઞાત એવા કોઇ જુદા મૂળમાંથી બંનેએ તે લીધી હોય, અથવા તો

× અથવા તો જે મૂળ ઉપરથી લીધેલું તેમાંથી બંનેમાં આવી હોય. દા.ત. નાકર તાપી અને પ્રેમાનંદ ત્રણેનાં આખ્યાનોમાંનું કેટલુંક ત્રણેએ "અભિમન્યુ ઊઝણું" એ વિક્રમની સોળમી સદીના મધ્ય ભાગની કૃતિ ઉપરથી લીધેલું હોય. આ કવિ દેસળ કૃત "ઊઝણા" માટે જુવો રા. મંજુલાલની પ્રસ્તાવના પૃ. ૩૮, ૫૬-૯, વગેરે. નાકર કૃત કૃષ્ણ વિષ્ટિ, ભાઊકૃત પાંડવ વિષ્ટિ, વિષ્ણુદાસ કૃત દ્રોણપર્વ, વીરજી કૃત સુરેખાહરણ, વગેરે માટે પણ જુવો એજ પ્રસ્તાવના અને જુવો નાકર અને વિષ્ણુદાસ માટે બૃહત્કાવ્યદોહન ગ્રંથ ૮ માં રા૦ જાનીના નિબંધો (૧૯૧૩).

નવા (=પછીના) આખ્યાયકે તે પોતાના પુરોગામીમાંથી લીધી, એ ત્રણમાંથી જ એક, જે બીજા પુરાવાથી વિશેષ સમર્થિત હોય, એવો નિર્ણય આપણે કુદરતી રીતે જ શોધિયે છિયે અને સ્વીકારિયે છિયે. મૂળ આધારોનાં કરતાં અર્વાચીન કવિઓની કળાએ સર્જેલું રૂપ જેટલું વધારે સ્વતંત્ર, તેટલી આ દલીલ, આંતર પ્રમાણ ઉપર જ અવલંબે છે તથાપિ, વધારે મજબૂત બને છે.*

૩

અનેક વર્ષ ચાલેલા વિગ્રહમાં કોઇ પણ એક વર્ષના બનાવોને માટે આગલા બનાવો કારણ અને પછીનાં કાર્ય રૂપે હોવાથી તેમના કાર્ય કારણ સંબંધની, તેમ આખા ઇતિહાસમાં સચ્ચરિતનો જય અને દુશ્ચરિતનો, ક્ષય, ન્યાયે ચડતી અને અન્યાયે પડતી, આદિ નીતિબોધક અને સૌંદર્યદ્યોતક સંકલના થઇ શકે છે. આગલી પાછલી છોડી દઇને એક જ વર્ષના બનાવોને જય પરાજયમાં પ્રવર્તતા નિયતિનિયમોના સ્વપર્યાપ્ત આખ્યાન રૂપે વર્ણવવા હોય, તો ઉપલી સંકલના કામ લાગતી નથી, નવી યોજવી પડે છે. આથી પણ વધારે સંકુચિત વસ્તુ, એક જ લડાઇને આમ સ્વપર્યાપ્ત એક વસ્તુ રૂપે વર્ણવતા વળી જુદીજ સંકલના કરવી પડે છે. મહાભારતની આખી સંકળના જતી કરિયે, અઢાર દિવસ કુરુક્ષેત્રમાં યુદ્ધ ચાલ્યું તેની સંકલના જ જોઇયે, તો (૧) ભીષ્મ સેનાપતિ નિવૃત્ત થતાં અગિયારમા દિવસથી અધર્મયુદ્ધ વધતાં જાય છે, (૨) દ્રોણ સેનાપતિ યુધિષ્ઠિરને પકડી લેવાના મહા સાધ્ય માટે મથે છે તેમાં તો હારે છે, તેને સુકાબલે અભિમન્યુ પડે છે એ પાંડવ પક્ષને ગૌણ હાનિ છે, અને વળી (૩) કૌરવસેનામાં હાહાકાર વર્તાવી, કર્ણ દુઃશાસન જેવાના નાક વાઢીને, તથા કૌરવ નાયકો અને કૌરવકુટુંબમાં પણ પોતાનાથી ઓછી નહીં એવી પત્નીવાળાઓને પાડીને અભિમન્યુ પડે છે, જે પોતે માથે લીધેલું જ નહીં તે માથે આવી પડતાં જ પડે છે, વગેરે પરિવેષ્ટનોથી પણ અભિમન્યુનું મૃત્યુ વીરશોભન મૃત્યુ છે, અને તેના મોતનો ઘા ઓછો સાલે એવો બને છે. પરંતુ અભિમન્યુપતનના એકલ બનાવને આખું કાવ્ય બનાવવા ઇચ્છે તેવા કવિને આ મૂલ સંકેલનામાં પોતાના કાવ્યને વિશિષ્ટતા અને ઐક્ય (individuality અને unity) સમર્પે એવાં આદિ કે અંત મળતાં નથી; કાવ્ય સ્વપર્યાપ્ત એકમ બનતું નથી, કોઇ વધારે મોટા તરૂવરની એક ડાળ જેવું જ રહે છે. અહિદાનવ પુત્ર અહિલોચન દાનવ તે જ પછીના અવતારમાં અભિમન્યુ,–અહિ (કુંડલિની) માંથી જ મન્યુની "આસુરી માયા" ઉત્પન્ને છે, તેને તો હણ્યે જ છુટકો છે, કેમકે તેના આવરણનો જોશ ચાલે ત્યાં લગી આત્માને પોતાના શુદ્ધ સ્વરૂપની પ્રતીજ કે સ્થાયી અનુભૂતિ અશક્ય છે,–વગેરે પુરાણકથા કે આધ્યાત્મિક રૂપકમાલા ઉપજાવીને* આપણા કવિઓએ ડાળને જમીનમાં વાવી દઈ કલમક્રિયા વડે નવો નહી તથાપિ નવોતર સજર્યો છે. તાત્પર્ય કે ઉપાહરણ અને બીજાં દૃષ્ટાંત કાવ્યો જેવું અભિમન્યુનો ચક્રાવો× પણ દૃષ્ટાંતકાવ્ય છે, parable-poem છે, દૃષ્ટાંતે છે, કાવ્યે છે.

અને રા. મજમુદાર જેવા વિશેષ વિચારણ ચલાવતા ચલાવતાં આનો નાયક પરમાત્મા કહેવાય કે અહંકાર એવી શંકામા પડી જાય છે,+ તે અ-

* સરખાવો રા. મજમુદારની પ્રસ્તાવનામાં પૃ. ૯૦ "જ્યારે પ્રાચીન ગુજરાતી કવિઓ...અનુગામી કવિએ પહેલાનો આધાર લીધો હોવો જોઇએ. કવિ નાકરનું આખ્યાન દેહલ અને તાપીનાં કાવ્યોની સાંકળનો એક ખૂટતો મહત્ત્વનો આંકડો છે..."

* કે કોઈ બીજા અન્વયમાં જોવામાં આવેલી તેને અપનાવી અહીં લાગુ પાડી દઇને–

× चक्रव्यूह માંથી ચક્રાવોહ, જે શબ્દ વિ સં. સત્તરમા સૈકા લગી ચાલ્યો; અઢારમા સૈકામાં એ જ ઘસાઇને ચક્રાવો શબ્દ થયો. મતલબ કે ચક્રાવો શબ્દમાં વો ગોળવો, માંકડો, લાડવો જેવા શબ્દોમાં છે એવો મહત્તાદર્શક પ્રત્યય નથી; ભડવો જેવા શબ્દોમાં છે એવો લઘુતાદર્શક પ્રત્યય નથી; વ્યૂહ શબ્દમાંથી રહેલો શેષજ છે.

+ જુવો એમની પ્રસ્તાવના પૃ. ૫૪; ચોપડીને અંતે પૃ. ૧૫૬.

સ્થાને છે. શૃંગાર વીર કરુણ આદિ રસોનું ઇંદ્રજાળ જેની આસપાસ વીંટાતું હોય, તે જ નાયક.

૪

નથી, ન્હોતી, કદા, ક્યાં યે, વળી એકે થવી નથી વસ્તુત અત્યંત નિર્દોષ, વસ્તુ નિર્ગુણ કે નરી.

દરેક પ્રજામાં સ્વાભિમાન હોય છે, અને હોવું પણ જોઇએ. દરેક વ્યક્તિમાંય હોય, અને હોય તે ખોટું પણ નથી, જો તે યોગ્ય મર્યાદામાં રહે તો. યોગ્ય મર્યાદાથી વધુ પડતું સ્વાભિમાન આપવડાઈ ફુલાશ કે એથી પણ મોટો અવગુણ ગણાય. પ્રજાઓ વિશે પણ યોગ્ય અને વધુ પડતા આત્મગૌરવ વચ્ચે મર્યાદા છે જ, જો કે તે દેખાડવી અઘરી છે, અને એ પ્રજાનાં બાળકોને હાથે તે પળાવી વધારે અઘરી છે. આર્યોનું વર્ચસ્વ અને તેમની સંસ્કૃતિ, હિંદુઓની જાહોજલાલીના સમયની સંસ્કૃતિ, ગુજરાતીઓની વિશિષ્ટતા અને સંસ્કૃતિ, ગુજરાતી સાહિત્યની ખૂબીઓ, વગેરે વિષયો આથી કરીને એવા છે કે તેની કોઇ પણ ચર્ચામાં અતિશયોક્તિ અને એકતરફી પક્ષવાદ અને સમતોલપણાના અભાવ છેક જ સાધારણ હોય છે. પ્રજા પણ એવાં પ્રશસ્તિમય લખાણોને નરી ભાટાઇને ઠેકાણે નર્યું સત્ય ગણીને હોંસે હોંસે વાંચે, સત્કારે, અને ફેલાવે, એમાં નવાઇ નથી. અને વળી લખતાં આવડે એવી વ્યક્તિઓ વધતાં આમ લોકપ્રિયતાને જ વળગતા તથા સત્યપ્રીતિ અને શાસ્ત્રીયતાને નિંદા ગણી ગણાવીને વગોવનારા લોકોની સંખ્યા વધતી જાય, એમાં જરાયે નવાઈ નથી. પરંતુ—

**દેશના માનસની ઉન્નતિ તેજ દેશોન્નતિ, બીજું આળપંપાળ,—**

એ સત્ય પ્રતીતિ જેને રોમે રોમે છે, તેવા વિરલ સેવકો, લોકપ્રિયતાની પરવા રાખતા નથી એટલું જ નહીં પણ તેને તો વિકારપોષક પ્રલોભન અને વિમાર્ગી આકર્ષણ ગણીને તેનાથી ઉલટા ખસી જાય છે. ગુણના સ્વીકાર સાથે, ગુણની સમીચીન સ્તુતિ સાથે સાથે તેઓ પ્રજાસંસ્કૃતિ અને સાહિત્યના દોષો પણ જોવા મથે છે, એ દોષોનાં બળ અને મૂળ વિચારે છે, તે કેમ ઓસરે એ અતિ વિકટ કોયડાઓને અનેકાનેક રીતે સુંથે છે, અને અરધિયા પોણિયા કે કચુમરિયા જેવા જેવા જવાબ તેમને લાધે છે, તે આ વિનમ્ર દેશપ્રેમીઓ પોતાથી બની શકતી ઉત્કૃષ્ટ સેવા લેખે પ્રજાના ચરણમાં ધરે છે. તેમની ખંડનમંડનપટુ વાણીમાં વાકછટાનો ઉર્મિ—જાદુ હોય નહી; સંશય, શંકા, આધારોની પરીક્ષા, પ્રમાણોની તુલના, નકાર, અને પ્રવર્તમાન લોકમતના અસ્વીકાર જેવા અંશ વધારે હોવાના જ. તેમની કસોટીઓ પણ ઘણાને અતિ આકરી લાગે જ. અને આ સર્વને લીધે તેમની પ્રવૃત્તિની અસર તત્કાળ તો ન જેવી જ થાય, અને પછી પણ ધીમે ધીમે જ થવાની પરંતુ આમ બનવું કેટલું કુદરતી છે તે આવા દેશસેવકો સમજી શકે છે, અને પોતાની પ્રવૃત્તિને જ વળગી રહીને પોતે સ્વેચ્છાએ પસંદ કરેલાં કર્તવ્ય શાંતિથી બજાવ્યા કરે છે.

૫

ઋગ્વેદ આર્યસંસ્કૃતિનું પ્રાક્તન શિખર છે, તો અથર્વવેદ એજ શિખરની છાયા સરખું આર્યસંસ્કૃતિને વળગેલું કલંક છે. અથર્વવેદના જાદુ અને મેલાં કામણટુમણ તો અનાર્ય,—એમ ગણવા ગમે તેટલી ઇચ્છા થાય, તથાપિ એવા એકાક્ષ મતની પાછળ આધાર જ ન હોવાથી, એવી ઇચ્છા અનૈતિહાસિક અને અશાસ્ત્રીય ઠરે છે. પ્રાચીન આર્યો અગ્નિષ્ટોમ કરતા તેમ બત્રીસાને પણ વધેરતા અને મારણ મંત્રોને પણ સેવતા. ઐતિહાસિક આર્યોમાં નશાબાજી અને જુગટું કોઇ પણ સુધરેલી પ્રજાને કંપારી વછૂટે એટલાં બધાં હતાં. તેઓ બ્રહ્મચર્ય પાળતા તો ઘણી પત્નીઓને પણ પરણતા; અને આકરાં અતિ આકરાં તપ કરતા, પરંતુ એ તપશ્ચર્યાને જાદુ લેખે, માત્ર સ્થૂલ શક્તિસમૃદ્ધિઓની પ્રાપ્તિના અને દેવ અસુર ભૂત પ્રેત તમામની ચોટલી મૂઠીમાં આણવાના અમોઘ સાધન લેખે પણ તપશ્ચર્યા કરતા બલકે તેમની સૌથી આકરી તપશ્ચર્યાઓ આમ સ્થૂલ મહત્ત્વપણાથી પ્રેરાયલી જ હતી. કાલક્રમે ઘણી ઘણી અધમતા પાશવતા અને જંગલી લતો અનિષ્ટ મનાઇ નિંદાઇ અને વામમાર્ગ લેખે અથવા ગુપ્ત જાળ-

વીને જ સેવાતી થઇ, એટલે દરજ્જે આર્યોએ ચારિત્રવિજય સાધ્યો બેશક, અને તે વિજય મહામોટો હતો બેશક; એટલે દરજ્જે જૂતામાં જૂના આર્યોના કરતાં આ આપણા કીર્તિકાલના આર્યો વધારે સુધરેલા બન્યા હતા બેશક. પરંતુ ભાવનાઓ પ્રમાણેનું જ જીવન કોઇ યે સમાજમાં હોતું નથી, તેમ આર્યસમાજમાં યે કોઇ કાલે હતું નહીં. કીર્તિકાલમાં પણ આપણા આર્યો તો એમની ઉચ્ચ ભાવનાઓને પૂરેપૂરી પાળનારા આદમીઓ હતા, એવું દર્શન તે ઇતિહાસ નથી, નરી ભાટાઇ છે. અથવા તો એમ માની મનાવીને આપણે એમનાં સંતાનો અમારા પૂર્વજો તો દેવ રે દેવથી યે ઊંચા હતા, એવી ફુલાશ મારવાની કુદરતી નબળાઇને જ પોષિયે છિયે.

૬

ઉપાહરણ અને અભિમન્યુ આખ્યાન દૃષ્ટાંત કાવ્યો છે એ જોવાની સાથે તેમની અવળી બાજુ પણ આપણે છે એવી જોવાની છે. ઉપાહરણ આખ્યાનનું ઉત્તમ સ્વરૂપ–ગુજરાતી સાહિત્યમાં–પ્રેમાનંદનું ઉપાહરણ, તેનો અંત ભાગ વિચારો.

" મંત્ર ફુંક્યો ને કૃષ્ણ હુંક્યો, મુકયો કાળજ્વર;...
કૃષ્ણે મુક્યો એકાંતરો તેણે ખીજ્યા પંચવદન;
શિત્રે હૂંકાર્યો ટાઢિયો, વરસે જેમ હુતાશન.
તરિયો મુકયો ત્રીકમે, ... ... ...
પછ્યાપાળે મુકયો પિત્તજ્વર, વાતજ્વર મુકયો લક્ષ્મીવર;
સપ્તજ્વર સ્તુતિ કરે, તજો બંન્ધો છો મહારાજ.
જ્વરને વર હરિએ આપ્યો,–હરિકથા ન+ ભજે જેહ,
નિંદા કરે શિવજી તણી, પીડજો તેની દેહ.
ઓખાહરણ જે સાંભળે, અંતર આણી ન્હાલ,
કષ્ટ હોયે જ્વરતણું, મુકજે તેનો ખ્યાલ."

મતલબ કે ઉપાહરણનું આખ્યાન એવું ઓસડ કે જાદુ પણ છે, કે તેનાથી નઠારામાં નઠારો તાવ પણ ઉતરી જાય. અને ગુજરાત જેવા જ્વરપીડિત પ્રદેશમાં ઉપાહરણ આટલું લોકપ્રિય, તેનું એક કારણ બેશક તેના દૃષ્ટાંતકાવ્ય લેખે ઉંચા ગુણ; તેનું બીજું કારણ બેશક એ પણ હરિકથાનું એક રૂપ; તેનું ત્રીજું કારણ બેશક એ આખ્યાનના કાવ્ય લેખે ઉંચા ગુણ; તેનું ચોથું કારણ બેશક એ આખ્યાન લખ્યું તે કવિઓના ભાષાપ્રભુત્વ ઔચિત્ય પ્રસાદ મીઠાશ આદિ કવિ લેખે ગુણ; અને સાથે સાથે બેશક એ આખ્યાન તાવનો એક ઉતાર છે એવી અંધશ્રદ્ધા પણ એની લોકપ્રિયતાનાં અનેક કારણોમાંના એક લેખે ગણવું જ પડે છે.

ચકાવા આખ્યાનનો દાખલો આથી વધારે ચોકખો છે, કેમકે આ પ્રકારનું તેનું એક લક્ષણ તેનામાં માત્ર અંત ભાગે ઊમેરેલા અંશનું નથી,–તેમાંથી માત્ર કાતર વડે કહાડી નંખાય એવું નથી, પણ આખા આખ્યાનમાં આદિથી અંત લગી ઓતપ્રોત છે. ગર્ભિણી યુવતીને છેલ્લા જતા હોય ત્યારે વીણાચુંટા ઉપડે છે તો તે વેદના અસહ્ય બને છે, અને એ સમયે એ શરીરને શાતા આપવાની આપણી શક્તિ એટલી બધી પરિમિત છે, કે એ સંજોગ બધા જ માનવસમાજોમાં વહેમો ટુચકા આદિનું માનીતું ક્ષેત્ર છે. શારીરિક ઉપચાર લાગુ ન પડે ત્યાં માનસ ઉપચાર યોજવામાં આવે તેને અશાસ્ત્રીય વહેમીપણું પણ કહી શકાતું નથી. અને વળી માનસ ઉપચાર લાગુ પડી જવાનો આધાર વ્યક્તિની સરલતા અને શ્રદ્ધા ઉપર છે, તો વ્યક્તિનું વલણ ઘણું ખરૂં તો જે સમાજનું તે બાલક હોય તે સમાજમાં પ્રવર્તતી શ્રદ્ધાના બલાબલ ઉપર અવલંબે છે. દરેક સમાજમાં દાક્તરો (–વૈદ્યો–હકીમો)માં વહેમીના શિરોમણીઓ પણ હોવાના જ. ચકાવાનું કોઠાચિત્ર કરવું, તેની પૂજા કરવી, તેના ત્રાટક વડે મનોવૃત્તિ સ્થિર કરીને શારીરિક વ્યથા સહી લેવી, વગેરે શ્રદ્ધોપચાર આપણા પ્રદેશમાં સૈકાઓથી ચાલ્યો આવેલો છે. વળી આ આખ્યાનના આવશ્યક બનાવોમાં એક એવો આવે છે કે ગર્ભિણી સુભદ્રાને બીજા કોઈ ઉપાયે ચેન પડે નહીં ત્યાં પરમાત્મા જેવા સમર્થ ભાઇએ પણ બીજા ઉપાયો છોડી આને જ અમોઘ ઉપાય ગણી ચક્રવ્યૂહની રચના સુભદ્રાને સંભળાવવા માંડી, અને એ ઉપાયની ઝટ અસર પણ થઇ. સુભદ્રાને રસ પડયો, મનોવૃત્તિ સ્થિર થઇ, શાતા

+ બૃહત્ કાવ્યદોહન (ગ્રંથ ૧)માં અહીં ન નથી, તે મુદ્રણદોષ છે.

વળી, ઉંઘ પણ આવી ગઈ. અને એ ગાઢ નિદ્રામાં પડી એટલે શ્રીકૃષ્ણે કથા અધૂરી પણ મુકી દીધી. ગર્ભ રાક્ષસી અને વળી લોકોત્તર પરાક્રમી, તે ગર્ભ-વાસના બંદીખાનામાંથી મુક્ત થવાને ઉધમાત કરે, તેના વીણાચુંટા સાધારણ ન જ હોય, શ્રીકૃષ્ણ જેવા ઉપચાર કરે તે સફલ નીવડે જ, ગર્ભને પણ રસ પડી જાય (જંગલી માનસની શ્રદ્ધાને હદ જ હોતી નથી!) એવી યોજનાઓનાં વર્ણન ઉધમાત મુકી દઈને તે એકચિત્તે સાંભળવા માંડે એટલે ઉધમા-તની સાથે વીણાચુંટાને અંત પણ કુદરતી રીતે આવી જાય, અને નિદ્રા જામેલી જેવામાં આવતાં જ આખ્યાન અધુરૂં પણ રહે, રખે ને માત્ર અવા-જથી બીચારી જાગી જાય અને પાછી પીડામાં પડે એવી દહેશતે. આમ આ ગુંથણીનો દરેક અંશ બંધ-બેસતો છે, તો ગર્ભનું ચક્રવ્યૂહનું જ્ઞાન અપૂર્ણ રહી ગયું, જે અપૂર્ત્તિને લીધે સમય પરિપાકે અને સંજોગો આવી મળતાં એનું મોત પણ નીપજ્યું. કૃષ્ણને જે કર્તવ્ય હતું તે સધાયું પણ ખરૂં, અથવા ભાણેજ-ઘાતનું કલંક લાગવા ન પામ્યું ને સધાયું, એ રીતે આ છેલ્લો અંશ અભિમન્યુના કથાનકમાં પણ સંપૂર્ણ બેસતો આવે છે.

આ ટુચકાને આમ અભિમન્યુના ચક્રાવાનું રૂપ મળી ગયું તે પહેલાં એ કયા રૂપનો હશે વારૂ? આ સવાલનો જવાબ મેળવવાને માટે આપણી પાસે ન જેવાં જ સાધન છે, પણ છેક નથી એમ નથી. ટુચકાની અજમાયશ દરમિયાન થાળીમાં જે આ-લેખ કરવામાં આવે છે, તે માત્ર સાથિયાઓની ગુંથણી હોય છે, ભારતના ચક્રવ્યૂહને લગતા કોઠા-ઓની સપ્તવર્તુલી ભૂલભુલામણી જેવી આકૃતિ કરતાં તે છેક જુદી હોય છે. બીજું વ્યૂહ શબ્દ રણક્ષેત્રમાં લશ્કરોની ગોઠવણીના અર્થમાં પુષ્કળ વપરાય છે, પણ એનો મૂલ અર્થ ગોઠવણી જ છે, અને તે ગમે તે વસ્તુ વિષય વિચારણા આદિની ગોઠવણી માટે વાપરી શકાય છે, અને ત્રીજું ચક્ર શબ્દના પણ અનેક અર્થ છે, અને તે નાડીચક્ર, વેદનચક્ર (nerve-cell), રૂધિરચક્ર (blood-cell), વગેરે માટે પણ વપરાય છે. મ્હને લાગે છે કે ટુચકામાંનો મૂલ ચક્રવ્યૂહ તે વેદાંત-યોગમાં જેને પાંચ કે સાત કોષ કે ચક્ર કહે છે, ચિનાઈ દાબડાડુબડીની જેમ એકની અંદર એક, અને પાંચમા કે સાતમાનું મધ્ય-બિંદુ આખા વ્યૂહ (આખી વ્યવસ્થા)નું મધ્યબિંદુ તે શરીરના અંતર્યામી આત્માનું સ્થાન, એ પ્રમાણે વર્ણવે છે, તે જ આ સપ્તચક્રવ્યૂહ કે પંચચક્રવ્યૂહ હોવો જોઈએ. વળી અભિમન્યુ કથાનકમાંનો એક અંશ ભીમને માથે કલંક જેવો રહી જાય છે, ત્યારે ચક્રવ્યૂહ કે ચક્રાવો શબ્દ આ યોગદર્શનના અર્થમાં લેતાં, તે અંશ કથાનકના આ "વ્યૂહ" સાથે અજબ જેવી રીતે બેસતો આવે છે. પાંડવોમાં ભીમ વાયુ-કુમાર કે વાયુનો અવતાર ગણાય છે. ભીમે અભિ-મન્યુને ધારણ આપેલી,-હા છેલ્લો કોઠો હું ભેદીશ, અને ત્હને છૂટો થવામાં સાહાય્ય કરીશ. ભીમ આ વચન જે અર્થમાં—અભિમન્યુને ઉગારી લેવા અને વિજયી બનાવવાના અર્થમાં આપે છે, તે અર્થમાં પાળતો નથી. પણ જીવ ઊડી જાય, દેહમાંનું પોતાનું સ્થાનક છોડી આત્મા આ ચક્રોમાંથી મુક્ત થઈ શકે, માણસ મરી જાય, છેલ્લો શ્વાસ નીકળી જાય ત્યારે. આપણે મૃત્યુ કહિયે છિયે તે ક્રિયા છેલ્લો શ્વાસ નીકળી જવાની ક્રિયા છે. અર્થાત્ જીવ વાયુ આરૂઢ થઈને છેલ્લા કોઠામાંથી ઉડી જાય અને મુક્ત બને છે. ભીમ વખતસર આવી પહોંચ્યો હોત તો એની મદદે અભિમન્યુ ચક્રવ્યૂહ જીતીને જીવતો તેમાંથી પાછો નીકળત, એનો જીવ દેહનાં ચક્રોમાંથી સાચી મુક્તિ ન મેળવત. ભીમ ન આવતાં જ અભિમન્યુનો જીવ-સાચો અભિમન્યુ-વાયુ આરૂઢ થઈને મુક્ત થઈ શક્યો, એ પ્રમાણે વચનભંગ જ વચનના ઉંડા અર્થના પાલનનો પ્રકાર બન્યો. અભિમન્યુ આખ્યાન લખનાર આપણા એકે કવિને રૂપકનો આ અંશ સુઝેલો નથી; ચક્રવ્યૂહનો યોગદર્શનનો અર્થ પણ તેમની આખી રચનામાં ક્યાંય જેવામાં આવતો નથી. પ્રેમાનંદ તો વળી ગપાટા જ હાંકે છે.† મ્હને લાગે

† જુવો પ્રેમાનંદના આખ્યાનમાં શ્રીકૃષ્ણ સુભદ્રા વર્ણવે છે તે,-પહેલે કોઠે હાર આટલાં અને વાંકવળામણ આટલાં, વગેરે વગેરે. એ પંક્તિઓનો આખો "વ્યૂહ" બેસતો આવે એવો કશો અર્થ જ નથી. પ્રેમાનંદ આપણો

છે કે પુરાણો દર્શનો વેદાંત અને બોધક કથાઓના વાઙ્મય સાગરમાં કોઈક ઠેકાણે આ આખ્યાન એક ટુંકા દૃષ્ટાંત રૂપે, મહાભારતમાંના ઇતિહાસથી જુદી રીતે, નિરૂપેલું હોવું જોઈએ, અને ગુજરાતી આખ્યાનો આ રૂપનાં ઘડાયાં તે આપણા કવિઓ તે આધારને વળગ્યા તેથી, એમની કલ્પનાની સ્વતંત્ર સર્જક શક્તિ વડે નહીં.

૭

ત્યારે અભિમન્યુ આખ્યાન કાવ્ય છે, દૃષ્ટાંત છે, ટુચકો પણ છે. આપણી પ્રજામાં એની લોકપ્રિયતા આ ત્રણે લક્ષણનું એકઠું પરિણામ છે. અને ટુચકા લેખે તેમ દૃષ્ટાંત લેખે એનું મૂલ વસ્તુ ઉપાહરણ કરતાં બેશક ચડિયાતું છે. બંને કાવ્યોની લોકપ્રિયતામા કારણભૂત આથી ઉતરતા અંશો પણ છે. ફરીને પ્રેમાનંદ ઓખાહરણનો અંત ભાગ જુવો.

"પીઠી ચોળો પીઠી ચોળો પટરાણીરે,
મગ દળો મગ દળો હો રાણીરે......
પહેલે મંગલે ત્યાં સાર આપ્યા રથ સહિત તોખાર;
બીજે ધેનુ આપી અપાર, ત્રીજે કુંજર કેરી હાર;
છોરો તું તો કાળો ન કળિયો;
છોરા તું તો સીંગમાંથી સળિયો." વગેરે, વગેરે.

આ કવિતા કહેવાય ખરી? આને પદ્ય પણ કહેવાય ખરું? પ્રસંગે પ્રસંગે આપણા સંસારમાં આવાં જોડકણાં અને આમ ક્રિયાઓ કરતા કરતાં ગવાતાં રૂઢ પદો અને રાગ રાગડાને સ્થાન છે. વળી આપણા માણભટ્ટો માણ ઉપર વીંટીઓ ટકોરતા ટકોરતા મરદાની ઘટે ત્યાં મરદાની તથા બૈરક ઘટે ત્યાં બૈરક સ્વર અને લહેકા સાથે એક ઠંડા પ્હોરનો કેટલોક વખત આમ સાંસારિક રિવાજોની લાંબીટુંકી નકલો કરતા, એ ઐતિહાસિક હકીકત ઉપરથી આવાં જોડકણાં શું કવિતા ગણાવાને પાત્ર થઈ જાય? પ્રેમાનંદ કવિ હતો તેમ માણભટ્ટ પણ હતો; મોટો કવિ હતો, લોકપ્રિય માણભટ્ટ હતો. તાપી અને નાકર જાતે માણભટ્ટ ન્હોતા પણ એમની રચનાઓ એમણે માણભટ્ટોને આપવા માટે કરેલી, માણભટ્ટોએ ઉપયોગમાં લીધી તેટલે દરજ્જેજ તે સજીવન થઈ અને ફેલાઈ, કેમકે તે સમયમાં વાંચનારા અત્યંત થોડા હતા, કવિતાનું પ્રકાશન શ્રોતાઓને તે સંભળાવાય એ રીતેજ થતું. "વૈશમ્પાયન એણીપેરે બોચર્યા, સુણ જનમેજે રાયજી; વિસ્તારી તુજને સંભળાવું ભારતનો મહિમાયજી", એ માણભટ્ટી જોડકણાંના પરંપરા પ્રાપ્ત ડુંગર જેવા કે ખાણ જેવા નધણિયાતા ભંડારમાંથી જ કેટલાક ઉચ્ચ વિષયો ઉપર કેટલીક ઉચ્ચ કવિતા પ્રેમાનંદે અને બીજાઓએ સર્જી, જેથી એ વિષયો ઉપરનાં આગલાં અનેકાનેક કહેણા કવિઓના જોડકણાં અસ્ત થઈ ગયાં, અને એ વિષયો ઉપર નવાં રચાતાં ઓછાં થયાં કે બંધ પડી ગયાં. પ્રેમાનંદ અને આપણા બીજા આખ્યાનકવિઓની કવિ લેખે મહત્તા માપવાની ઐતિહાસિક કસોટી આ છે. પણ એ આખ્યાનકાવ્યોમાંની ઉંચી કવિતા પણ આ વાઙ્મય રાશિમાં અથવા રૂપક ફેરવીને બોલિયે તો આ કુટુંબમાં અને આ સંજોગોમાં જન્મી, તેમાં સાથે સાથે માણભટ્ટી અંશો અને બીજાં ઉતરતાં લક્ષણો વત્તાંઓછાં રહી ગયેલાં છેજ. આપણી ગુજરાતી કવિતામાં કાદમ્બરી અનુવાદ જેવી શુદ્ધ સંસ્કૃત કવિતાવંશની એટલે બ્રાહ્મણવંશની, કાન્હડદે પ્રબંધ જેવી વીરરસ રાસાઓના એટલે રજપૂત ચારણ વંશની, નરસીંને નામે ચાલતાં પ્રભાતિયા જેવી ભક્તિરસના એટલે સાધુસંતોના વંશની મુકાબલે ઓછી છે; આપણી જૂની કવિતામાં રાસ અને આખ્યાનોના વર્ગની એટલે વૈશ્ય શૂદ્ર વંશની સંતતિ–સંપત્તિ જ વધારે છે. આપણા સમાજની પદ્ધતી–વ્યવસ્થામાં પણ બ્રાહ્મણ અને બ્રાહ્મણવિદ્યાનું પદ એટલું ઉચું નથી; ઉજળિયાત વર્ગમાં કેટલીક નાત બ્રાહ્મણોની કહેવાય તથાપિ બહુ નીચી છે, બ્રાહ્મણની ઊંચી ગણાતી નાતોની વસ્તી ઘટી ગઇ છે, ઉજળિયાતમાં મુખ્ય વસ્તી વાણિયા પાટીદારની

મોટા કવિ "જ્યાં ન પ્હોંચે રવિ ત્યાં પહોંચે કવિ" એ કહેતી લાગુ પડે એવો બડો ગપ્પીદાસ પણ છે. એની કૃતિઓમાંથી એણે મનમોજે હાંકેલા ગપાટા ભેગા કરિયે તો એક સારો જેમો નિબંધ ભરાય માત્ર ગપોડાં છે એટલા કારણ ઉપરથી એની કૃતિના કોઇ ભાગને ક્ષેપક ગણી તેના ઉપર કાતર મુકવાને હું તો નથી તૈયાર.

જોવામાં આવે છે.* ગુજરાતી કવિતામાં પ્રેમાનંદ આદિ જે જે સમયે થયા તે ધ્યાનમાં લઈ તેમની કૃતિઓમાંના ઉતરતા અંશોની ઐતિહાસિક અને પર્યેષક સમીક્ષા કરીને તેમને છે એવા નિરૂપવા, અને એમની કૃતિઓમાંના કાવ્યની દૃષ્ટિએ શુદ્ધ અને ઉંચા અંશ જુદા પાડી આપવા, એજ એમની કીર્તિની અને વળી ગુજરાતી કવિતાના ભૂતકાલની સાથે તેના ભવિષ્ય માટેની પણ સાચી સેવા છે.

તાપી બંધારાનું આખ્યાન રા. મજમુદારે મળી આવતી પ્રતોનું સંશોધન કરીને છાપ્યું છે. તે ઉપ-રથી જોઈ શકાય છે કે એ પણ માત્ર માણભટ્ટી કે માત્ર જોડકણું નથી. એમાં કવિ ઠેકાણે ઠેકાણે આ-ખ્યાનની કવિતા બનાવી શકયો છે.

વૈશ્ય નાકરનું અભિમન્યુ આખ્યાન તાપીની કૃતિથી વ્હેલું છે તેમ ઉતરતું પણ છે. એની એક પ્રત ઉપરથી રા. જાનીએ નમૂના લેખે કેટલોક ભાગ પોતાના ઉપરોક્ત નિબંધમાં છાપ્યો છે, તે નિબંધ ઇ. સ. ૧૯૧૨માં પ્રકટ થયો, તે પછી આજ લગીમાં એ આખ્યાનની બીજી એકે પ્રત જાણવામાં આવી નથી. આ એકજ પ્રત છે તેના અક્ષર પાકા અને સુંદર છે, પણ તેમાં ભ્રષ્ટ ભાગ વિશેષ છે. વળી નાકરના વિરાટ પર્વ આદિ મહાભારતના પર્વોના સંક્ષેપોમાં એની જે કવિત્વશક્તિ જોવામાં આવે છે, તે ઉપ-રથી આશા બાંધિયે તે કરતાં એની આ કૃતિ ઉત-રતી જણાય છે. તથાપિ બીજી પ્રતિ-પ્રતિઓ મળે નહીં ત્યાં સુધી એ તો જે છે તે એ. અને રા. જાનીએ એનું એક કડવું ઉપલા નિબંધમાં પ્રકટ કર્યું છે, તો અહીં એમાંથી બીજું એક કડવું જરા પણ ફેરફાર વગર અક્ષરશઃ ઉતારીને આ ટુંકો નિબંધ સમાપ્ત કરૂં છું. રા. જાનીએ આ પ્રતનો અભ્યાસ કરવા અને ઉપયોગ કરવાની મ્હને પૂરેપૂરી સુગમતા આપી તે એમના સૌજન્ય અને સમભાવ માટે એમનો ઉપકાર માનું છું. ન્હાના ન્હાનાં સત્તાવીશ કડવાના આખ્યાનમાંથી સૌથી લાંબુંજ ઉતારૂં છું.

* કાઠિયાવાડ કચ્છમાં પાટીદાર નથી તો ભાટિયા લવાણા રજપૂત છે.

૮

## નાકર કૃત અભિમન્યુ આખ્યાન : કડવું ૫મું.

રાગ મારુ.

નગ્રભણી ભડ ડગલાં ભરે ।
મન સંઘાથે વીમાંસણ કરે ॥૧॥*
રખે જાણે દ્રાર્યકાંનો રાય ।
મુજ ભાગો રખે નાહાશી જાય ॥૨॥
અંતરયામિ દેવ અનંત ।
અરોગી[1] પોઢ્યા શ્રીકાંત્ય ॥૩॥
સુતા ઉઠી પગથી જાલ ।
ત્યજી નીંદ્રા ઉઠયા તત્કાલ ॥૪॥
જ્ઞાન દ્રષ્ટે જોયું જ્યુગદીશ[2] ।
અસુર તણૂં મેં છેદ્યૂં શીશ ॥૫॥
તેહ તણો સુત આવ્યો સહી ।
યુધે તો જીતાશે નહી ॥૬॥
જો આવશે નગ્ર મોઝાર ।
વર આપ્યો છે શ્રી ત્રીપુરાય[3] ॥૭॥
બીહશે લોક-પલભલશે ગાંમ ।
જે સાંહાંમા રીપૂ કીજે કામ ॥૮॥
પછે દ્વિજવેષ અસુરગુરૂ થઈ ।
સાંહાંમા આવ્યા શ્રીગુરૂ વહી ॥૯॥
ગંગા યમુના કર વીટી હાથ ।
તે[4] ધોતી પેહેરી જગતાત ॥૧૦॥
પજે[5] જનોઈ ને કર્યા ટીપણૂં ।
બ્રહ્મરૂપ લીધું છે ઘણૂં ॥૧૧॥
ક્રધ વીવરતા[6] ગલીત લોચન ।
હાથ પાગ[7] સુકું છે તંન ॥૧૨॥
આઘાં પાછાં ડગલાં ભરે ।
મન્ય કોહોની ચીંતા નવી કરે ॥૧૩॥
ત્યારે દ્રષ્ટે જોઈ રલીઆત્યજ થયા ।
આશીર્વાદ દેઈ ઉભા રહ્યા ॥૧૪॥

* લઘુગુરૂ ઇ ઈ ઉ ઊ નો મેળ નથી. ય હ અને અનુસ્વાર છુટે હાથે લખી નાંખ્યાં છે, કેટલેક ઠેકાણે લ-ખવાં રહી પણ ગયાં છે શાકખા લેખન દોષ પણ છે. ખ ષ ગમે એમ લખ્યા છે. આપણે યોગ્યતા પ્રમાણે વાંચી લેવાના છે.

હાથ પાગ સરષો છે વાન ।
મ્યેં જાણ્યૂં માહારો જજમાન ॥૧૫॥
પછે અસુર વદે સુણો દ્વિજરાજ ।
ઘો હોકારો પુછૂં આજ ॥૧૬॥
ક્યમ આવ્યા તમો આણે ગાંમ્ય ।
શું કાર્ય વસો કોણ ઠાંમ્ય ॥૧૭॥
હું અસુરગુર વીષ્ણ અવીધાન[૮] ।
કકુસ્થલી મહારુ સ્વસ્થાંન ॥૧૮॥
નદી ગોમતી સાગરસંગ્ય
નીત્ય સ્નાન કરૂં છૂં અંગ્ય ॥૧૯॥
નીત્ય સ્નાન કરૂં જેટલે ।
યાદવ કૃષ્ણ આવે તેટલે ॥૨૦॥
દૈત્ય તણો ગુર જાંણી કરી ।
હારી કાઢે શ્રી નરહરી ॥૨૧॥
શું કીજે જો નહી યનમાંન[૯] ।
હાકી ક્યમ કાઢે ભગવાંન ॥૨૨॥
વલતો અસુર વાંણી ઉચરે ।
માહારે હાથે ચઢે તો નીશ્ચે મેરે ॥૨૩॥
ભેદ કોહો તો સારુ અહ્યો ।
નીર્ભે સ્નાન કરો ને તહ્યો ॥૨૪॥
ત્યારેં કહતષેવ હરષ્યા ઋષિરાય ।
ગ્રહેશો ક્યમ તે કોહો ઉપાય ॥૨૫॥
તહ્મને વૈર શામાટે વશુ ।
એણે તહ્મારૂં વણસાડ્યું કશું ॥૨૬॥
કૃષ્ણે જીત્યો જગસંસાર ।
તમ કને તો નથી હથીઆર ॥૨૭॥
હવેં સાંભળો વીપ્ર કહું એક વાત ।
એહદાનવ તે માહરો તાત ॥૨૮॥
તે માર્યો એણે જગદીશ ।
કહું માતાએ મુન્હે અઢી છે રીસ ॥૨૯॥
હું માતાને ઉદર જ હતો ।
તાત મુએ થયો છૂં છતો ॥૩૦॥
માતાનું દુઃખ તે મનમાં ધરી ।
પછે પામ્યો વર શીવ અનુસરી ॥૩૧॥

વજ્રપંજર શીર માહારે જેહ ।
સાહુ કૃષ્ણબલ[૧૦] માહરૂં[૧૧] તેહ ॥૩૨॥
જે જન પેસે પેટી મોઝાર્ય ।
નાવે બાહારય આંણે સંસાર્ય ॥૩૩॥
વાત સુણી ને હરષ્યા ઘણૂ ।
મે બલ જાણ્યૂં અહીલોચન[૧૨] તણૂ ॥૩૪॥
તે તમ પીતા માહારો જજમાન ।
વલગા કંઠય અસુર ભગવાંન ॥૩૫॥
કંઠે વળગીને બેહુએ રડે ।
કપટી કૃષ્ણ ભોમંડલ પડે ॥૩૬॥
કૃષ્ણને ઉઠાડે દૈત્ય[૧૩]
મુજ સાથે ઋષિ આવો સત્ય ॥૩૭॥
પુત્ર આપણ જેએ જો તેણે ઠાર્ય ।
પેસવાને મુહને કહો પ્રકાર ॥૩૮॥
મુજ દેપાડો બલ તન્ય ધરી ।
પોતે પેહેલું પેસો નીસરી ॥૩૯॥
કહો ગુર કૃષ્ણ કેવડા ।
બાપ મુજ સરપા ને તુજ જેવડા ॥૪૦॥
તું માયે તો તે માયે સોય ।
પેશીને પ્રમાણૂં જોય ॥૪૧॥
પછે બીડી કાછ ને તત્પર થયો ।
પેટી મધ્યે પેશીને ગયો ॥૪૨॥
પેશીને પ્રમાણૂં લીધ ।
તવ નારાયણે તાલું દીધ ॥૪૩॥
હરી હાથે દેવ્યું તાં દ્વાર ।
માંહે રાષો રષે[૧૪] વઢી વાર ॥૪૪॥
બીડી દ્વાર ગુર ઉભા રહ્યા ।
પવન રૂંધાણો ત્યારેં વ્યાકુલ થયા ॥૪૫॥
હવો કાઢો ગુરજી માહારા જાયે છે પ્રાંણ ।
લગારે રાષો તો તમને શીવની આણ ॥૪૬॥
ગુરજી તહ્મો હસું[૧૫] કાં કરો ।
જો જોઈયે તે મુષ્ય ઉચરો ॥૪૭॥

૧ આરોગી. ૨ જગદીશ ૩ ત્રિપુરાર. ૪ (?) ને. ... ૧૦ (?) કૃષ્ણ અને બલરામ. અથવા એમાં કૃષ્ણને સાહુ એ મ્હારૂ બલ ૧૧ (?) મારૂં. ૧૨ (?) અહિદાનવ. ૧૩ દૈત્ય ઉપર કરી ૨૩ નો છેલ્લો શબ્દ મેરે

પાતાલ પેશી સંપાસુર નડયો ।
હસે તાં જરાસંધ પડો ॥૪૮॥
હસે માર્યો રાવણુરાય ।
નવ ગ્રહને શિર દેતો પાય ॥૫૦ ॥
તે હસુ મે તુજને કર્યું ।
અવધ[૧૬] પુરુપ તે હુ કયમ કરૂ ॥૫૧॥
કર્યું કપટે તપોતે ફલ્યું[૧૭] ।
એ વ્યાધ્યનુ એ ઓસડ મ્યલુ ॥૫૨॥
નહી ગુરૂ હું દેવ મોરાર્ય ।
અસુર તણો આણ્યો સંધાર ॥૫૩॥
હસી મુષ કેહે કમલાપતી ।
જીવતાં બાહાર્ય નીસરવું નથી ॥૫૪॥
ગુરૂજી મ્રત્યથો રાષો તો કરૂં હું લાડ ।
હવાં વાત જાયે છે હાડ ॥૫૫॥
શીદ ટલવલાં કહું છું કથી ।
જીવતાં તહ્મો નીસરવું નથી ॥૫૬॥
હવાં જીવાની શી કરે આસ ।
દારાવતીમાં માહારો વાસ ॥૫૭॥
દૈત્ય કપટી તે એ શું કરયું !
પેહેલાંતાંમ તે શે ન વીચરૂં ॥૫૮॥
સહી સંકટ તે રાખ્યો નાથ[૧૮] ।
નવ્ય દીઠા ત્યેં માહારા હાથ ॥૫૯॥
રેહે અણુબોલ્યો કરતોરતો રીસ[૧૮] ।
પીતાતણૂં સ્યે છેદ્યૂં શીશ ॥૬૦॥
ત્યારેં કેહેતાં ક્રોધ ભરાયો ધરી ।
મારી હાક ઉઠો ઉભરો ॥૬૧॥
પેટી જૈ ઉપતી આકાશ ।
ગ્રહ નક્ષત્ર પાંમ્યા સર્વ ત્રાસ ॥૬૨॥
પછે આવી પૃથ્વીમાંહ પડી ।
ત્યારે હરીયે ઉછાલી કર ધરી ॥૬૩॥
મંડલ જૈ ભેદ્યું વલી[૧૯] ।
સંકર્મા સીધ્ય[૧૮] ધરા પલભલી ॥૬૪॥

૧૬ (?) અવધ્ય પુરુષ. ૧૭ (?) કપટ તે પોતે. ૧૮ ?. . ૧૯ પંક્તિ આરંભે શબ્દ પડયો છે. અને કદાચ એક કડી પણ ઉતારવી રહી ગઈ છે; કડીઓના આંકડામાં ૬૨ લગી બરાબર છે, પણ ૬૩ થી ૭૨ જોઇએ તેને બદલે લહિયાએ ૬૪ થી ૭૨ લખેલ છે.

પાછી પેટે આવી પડી ।
ત્યારેં પ્રાંણ રહ્યા એક ઘડિ ॥૬૫॥
ગડયો મેરૂ બીહના દીગપાલ ।
છુટો સહી જમ મારે ફલ[૨૦] ॥૬૬॥
જાંણ્યૂ સર્વ થાશે તાં એક ।
વલો દૈત્ય વાલીને છેક ॥૬૭॥
દૈત્ય શરીર થયું શતપંડ ।
જાણું સઘળે જગત બ્રહ્માંડ ॥૬૮॥
ઉત્ર પડભઠી તે માહે રહ્યો ।
તવ નારાયણ પાસે ગયો ॥૬૯॥
રાય જનોજે[૨૧] પુછે છે એમ ।
કહો ભર્ગ[૨૨] રહ્યો તે કયંમ ॥૭૦॥
તે સંભલાવો મુહને ભાવે કરી ।
એક વાર બોલો શ્રીહરી ॥૭૧॥

કડવું ૫મું સમાપ્ત.

પ્રત વિ.સં. ૧૮૩૦ ની ઉતારેલી છે. નાકારની ભાષા મોટે ભાગે લહિયાના સમયની એટલે અર્વાચીન ઘાટની થઈ ગઇ છે; મૂલ ઉપરથી નહીં પણ મૂલની નકલની આ નકલ એટલે બીજા પગથિયાની નકલ એમ ધારૂં છું. દશમી કડીમાં ગંગા યમુના તે શું ? માળા ફેરવવાની ગૌમુખી ? ૧૩મી કડીમાં મન્ય=મુન્ય (મુનિ) લેતાં પણ બેસતું નથી. જૂની ભાષા લહિયાને ન સમઝાઈ ત્યાં એણે જે પ્રથમ સુઝ્યું તે લખી નાખી પ્રાસ મેળવી લીધો. આવો વહેમ બીજાં સ્થાનોમાં પણ પડે છે.

પરંતુ એક પછી એક દાનવ માર્યા તે મ્હારૂં હાસ્ય, મ્હારી લીલા, મ્હારાં લાડ, મ્હારૂં "હસું," એ હ્યૂમર (humour) ભક્તિરસના એ શાંત હ્યૂમરની કડીઓ ગુજરાતી આખ્યાનકવિતામાં કાયમ સાચવવા જેવી છે.

હ્યૂમર—હ્યૂમરિસ્ટ—હ્યૂમરસ માટે આપણામાં હજી રૂઢ શબ્દો નથી; સૌ જુદા જુદા શબ્દ વાપરિયે છિયે; એક લેખક પણ જુદે જુદે વખતે જુદા જુદા વાપરે છે. હસું-હસુંકાર-હસુંગુ, ચાલી શકે વારૂ ?

---

(આ લેખ ખાસ અંક માટે લખાયો હતો પણ તે મોડો આવવાને લીધે તેમાં દાખલ ન થયો તેથી આ અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. તંત્રી.)

૨૦ફાળ. છુટો સહી=જો છૂટયો તો, પણ આ પંક્તિ બરોબર બેસતી નથી. ૨૧ જન્મેજે. ૨૨ ગર્ભ.

# વિવિધ–નોંધ.

(કૉન્ફરન્સ ઑફીસ તરફથી.)

**શ્રીમાન્ શેઠ દેવકરણ મૂલજીનું ખેદજનક અવસાનઃ**—મર્હુમ શેઠ દેવકરણ મૂલજીનાં પ્રાથમિક જીવનની શરૂઆતથી જીવન્મુક્ત થતાં સુધીની તેમની સ્થીતિ ધનનો સચય અને સદ્‌વ્યય કેલવણી પ્રત્યેનો અગાધ પ્રેમ સામાજીક ઉન્નતિ પરત્વે તેમનો ફાળો વગેરે બાબતોથી સમાજ સુપરિચિત હોઇ એઓશ્રીના અવસાનથી જૈન સમાજને એક દાનવીર અને સમાજસેવકની ન પુરાય તેવી ખોટ પડી છે એ વાત સૌ કોઇ સમજી શકે તેવી છે. શેઠશ્રીના અવસાનની નોંધ લેતાં અમને દિલગીરી ઉપજે છે. આ કૉન્ફરન્સની કમિટીના તેઓ સભ્ય હતા અને પરિષદની દરેક પ્રવૃત્તિમાં એમણે સંપૂર્ણ સહાનુભૂતિ ભર્યો ભાગ દરેક પ્રસંગે ભજવ્યો છે. સંસ્થાની કમિટીની એક ખાસ સભા તા. ૨૩–૬–૨૯ ના રોજ બોલાવવામાં આવી હતી જે વખતે નીચેનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. " સ્ટેન્ડીંગ કમિટીની આજની બેઠક, શેઠ દેવકરણ મૂલજી કે જેઓએ આ સંસ્થાની તેમજ જૈનકોમની ઘણીજ કિંમતી સેવા બજાવી છે અને દરેક પ્રસંગે આ સંસ્થા પ્રત્યે પોતાની સહાનુભૂતિ દર્શાવી છે, તેમના જેવા ખરા ઉદાર, સમાજસેવાભાવી અને ઉત્સાહી આગેવાનના અવસાનથી જૈન સમાજને મ્હોટી ખોટ પડી છે; અને તેથી આ સભા પોતાનો શોક પ્રદર્શિત કરે છે, સદ્‌ગતના આત્માને પરમ શાંતિ ઇચ્છે છે, અને તેમના કુટુંબીજનો પ્રત્યે સંપૂર્ણ દિલસોજી ધરાવે છે."

**શ્રી પાવાપુરી અંગે નિમાએલ કમિશનઃ**— દિગંબરો સાથે ચાલતી આ તીર્થ અંગેની તકરારો માટે જુદા જુદા સ્થળોના સાક્ષીઓ તપાસવા માટે એક કમિશન દિગંબરોએ કઢાવેલું હતું. આ કમિશનમાં તપાસ દરમીઆન કેટલેક સ્થળે સંખ્યાબંધ સાક્ષીઓ દિગંબરો તરફથી રજુ કરવામાં આવ્યા હતા. આ કમિશનમાં પટણા કોર્ટ તરફથી નિમાએલ કમિશ્નર તથા બન્ને પક્ષના ધારાશાસ્ત્રીઓ દરેક સ્થળે ફરી સાક્ષીઓ તપાસી પુરાવા એકઠા કરવાનું કાર્ય કરતા હતા. આપણા તરફથી બે ધારાશાસ્ત્રીઓ સાક્ષીઓને ક્રોસ કરવા રોકવામાં આવ્યા હતા. આ બન્ને ધારાશાસ્ત્રીઓએ અત્રે આવીને બહુ કુનેહથી કામ બજાવ્યું હતું. આ કમિશન સાથે શ્રી પાવાપુરી તીર્થનો વહીવટ કરનાર- આત્મભોગી બાબુ ધનુલાલજી સુચન્તી પણ અત્રે આવ્યા હતા.

આ કમિશન અત્રે મુંબઈ આવવાની અમને અગાઉથી ખબર આપવામાં આવતાં બાબુસાહેબ, તેમના વકીલો તથા તેમના નોકરો માટે યોગ્ય મુકામ ઉતારાની ગોઠવણ માટે તજવીજ અમારા તરફથી કરવામાં આવી હતી. આ સ્થળે એટલું કહેવાનું જરૂરનું છે કે મુંબઇ જેવા સ્થળમાં આપણા તીર્થોના, સમાજના અગર અન્ય કાર્યો માટે બહારગામથી આવનાર ગૃહસ્થો માટે જાહેર ઉતારાનું એક પણ સાધન નથી એ ખરેખર ખેદની બિના છે. મુંબઈ જેવા સ્થળમાં કે જ્યાં આપણા શ્રીમન્તો પોતાનાં સુખસગવડ સચવાય તેવાં મકાનોમાં સુખસાધનો વગેરેની ગોઠવણ કરી નિવાસ કરી રહ્યા છે ત્યાં આવા ઉપયોગો માટે જૈનકોમ પાસે એક પણ સાધન ન હોય એ ખરેખર શોકજનક છે. જો આ સંબંધે મુંબઈ નિવાસી શ્રીમન્તો ધારે તો તુરતજ ઘટતી ગોઠવણ કરી શકે તેવું છે. અમે તેઓનું આ પરત્વે સાદર ધ્યાન ખેંચીએ છીએ.

અમને આવું સ્થળ મેળવવા ઘણીજ મુસ્કેલી ઉભી થઇ હતી પરંતુ અમદાવાદવાળા શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરીએ પોતાનું ખેતવાડીમાં આવેલું "ગ્રીન હાઉસ" નામનું મકાન આવા ઉપયોગ માટે આપવા ઉદારતા દર્શાવતાં અમારી મ્હોટી મુસ્કેલી દૂર કરી હતી, તે બદલ તેઓનો અમે આભાર

માનીએ છીએ. કમિશન લગભગ ત્રણ અઠવાડીઆ અત્રે રોકાયું હતું અને તે દરમિઆન આપણા વકીલોની અને બાબુસાહેબની તમામ સંગવડો સાચવવામાં આવી હતી.

આ કાર્ય દરમીઆન મેસર્સ મોતીચંદ અને દેવીદાસ સોલીસીટરોએ પોતાનો એક ટાઈપીસ્ટ આખો સમય કમિશનના કામકાજ માટે રોકયો હતો. તે બદલ તેમનો પણ આભાર માનીએ છીએ.

દિગંબરોએ કરેલ ગોઠવણ મુજબ ગુરમુખરાય સુખાનંદની ધર્મશાળામાં આ કમિશને સાક્ષીઓની જુબાની લીધી હતી.

રા. મોહનલાલ ભગવાનદાસ ઝવેરી, સોલીસીટર તથા આ સંસ્થાના રેસીડેન્ટ જનરલ સેક્રેટરીએ કાળજીપૂર્વક કમિશન દરમીઆન દેખરેખ રાખી હતી તથા પોતાની સલાહ સૂચના જરૂર પડયે આપી હતી. રા. મોહનલાલ બી. ઝવેરીએ પોતાનો કીંમતી સમયનો ભોગ આપી કમિશનના કામકાજમાં ભાગ લીધા બદલ અમો તેમનો આભાર માનીએ છીએ.

**શ્રી કેશરીઆજીના યાત્રાલુઓ માટે:—** રતલામ થઈ શ્રી કેશરીઆજી તીર્થની યાત્રાર્થે જતાં યાત્રાલુઓને ચિત્તોડ જંકશન ઉપર ટ્રેઇન બદલવામાં અનેક જાતની કઠિનાઈઓ વેઠવી પડતી હતી. વૈષ્ણવ લોકોનું તીર્થ શ્રી નાથદ્વારા પણ આ લાઈનમાં આવે છે, અને તેથી બન્ને મહાન્ તીર્થોની યાત્રાએ જનારાઓની સગવડતા સાચવવા, ધી પેસેંજર્સ ટ્રાફિક રિલીફ્ એસોસિએશન તરફથી રેલ્વે સત્તાવાળાઓ સાથે પત્રવ્યવહાર શરૂ કરવામાં આવ્યો હતો, તે બદલ અમોને ખબર આપવામાં આવતાં આ સંસ્થા તરફથી બી. બી. એન્ડ સી. આઇ રેલ્વેના અજમેર ખાતાના ટ્રાફીક સુપ્રિન્ટેન્ડેન્ટને એક પત્ર,—રતલામથી ઉદયપુર સુધી સીધી ગાડી દોડાવવાની ગોઠવણ કરવા, લખવામાં આવ્યો હતો. રેલ્વેવાળાઓએ આ બાબત ધ્યાનમાં લઈ રતલામથી ઉદયપુર સુધી સીધી ગાડી દોડાવવા પ્રબન્ધ કર્યો છે જેથી હવે યાત્રાલુઓને ચિત્તોડ ઉપર ગાડી બદલવા જરૂર રહેતી નથી. તે બદલ ઉપરોક્ત રેલ્વેકંપનીને ધન્યવાદ ઘટે છે.

**કૉન્ફરન્સનું બંધારણ—**આ સંસ્થાના બંધારણ સંબંધે વિચાર કરી સમયાનુકૂળ યોગ્ય સુધારાઓ સૂચવવા અનેક વિચારકો, પ્રત્યેક ગામના શ્રી સંઘો અને સંસ્થાઓને લખી જણાવવામાં આવ્યું હતું; પરંતુ ખેદની બિના છે કે હજુ સુધી ગણ્યા ગાંઠયા જુજ અભિપ્રાયોજ અમોને હસ્તગત થયા છે.

**જૈન શ્વે. એજ્યુકેશન બોર્ડ:—**આ સંસ્થા તરફથી લેવામાં આવતી '**શેઠ સારાભાઇ મગનભાઇ મોદી' પુરૂષવર્ગ** અને '**શ્રી જૈન શ્વે. કૉન્ફરન્સ સ્ત્રીવર્ગ**' ધાર્મિક હરિફાઇની પરીક્ષાઓમાં આ વર્ષે કુલ ૧૦૯૦ વિદ્યાર્થીઓ મુંબઇ, ગુજરાત, કાઠીયાવાડ, રાજપુતાના, પંજાબ, માલવા, મારવાડ આદિ પ્રાન્તોના જૂદા જૂદા સેન્ટરોમાં બેઠા હતા. તેમાંથી બન્ને વર્ગમાં એકંદર ૬૧૦ વિદ્યાર્થીઓ પાસ થયા છે, અને સારા માર્ક મેળવી ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીઓને શેઠ સારાભાઇ મગનભાઈ મોદી તરફથી રૂ. ૫૦૦)માંથી રૂ. ૪૨૭) અને આ સંસ્થા તરફથી રૂ. ૪૦૪–૮–૦ કુલ મલી રૂ. ૮૩૧–૮–૦ નાં ઇનામો આ વર્ષમાં જાહેર કરવામાં આવ્યાં છે. આ પરીક્ષાઓનો લાભ લેનાર વિદ્યાર્થીઓની સંખ્યા ઉત્તરોત્તર છેલ્લા વર્ષોમાં નિયમીત રીતે વધતી જાય છે અને સમસ્ત હિંદની જૈનકોમ દરેક સ્થળેથી લાભ લેતી થાય એ આશયથી દરેક સ્થળે સેંટરો ઉઘાડવાનાં છે. જાહેર થએલાં ઇનામો તથા ઉત્તીર્ણ થનારાઓને આપવામાં આવનાર પ્રમાણપત્રો હવે પછી જેનાં તેને મોકલી આપવામાં આવશે. પરીક્ષકો અને સેંટરો પર વ્યવસ્થા અને દેખરેખ રાખનારા કાર્યવાહકોનો આભાર માનવાની આ તક લઇએ છીએ, અને ઇચ્છીએ છીએ કે સમાજની કેળવણી વિષયક આ પ્રવૃત્તિમાં અમને હમેશાં મદદગાર નિવડે.

# શ્રી સુકૃતભંડાર ફંડની વસૂલાત.

## તા. ૬-૯-૨૮ થી ૧૦-૫-૨૯ સુધી.

## ઉપદેશક વાડીલાલ સાંકલચંદ શાહ.

શ્રી ભીપોર જૈન સંઘ રૂા. ૨૦) મ. ઑ. થી; **શ્રી વિસનગર જૈન સંઘ રૂા. ૨૦)** ઉણાદ, રૂા. ૫, ઉંટડી ૧૪ાા, ઉંડણી ૧૭ાા, પીપલદર ૭, દેત્રોજ ૧૫ાા, હડીપરા ૨, બાલસાસણ ૯ાા, સુંવાલા ૧ાા, મોટી રાંતેજ ૯ાા, મદરીસણા ૨, અંબાસણા ૫, નંદાસા ૨, **શ્રી વડનગર ૩૬-૪-૦**, ઉમતા ૫, ડાંગરવા ૫, છોટા ઉદેપુર ૨૨ા, દેકાવાડા, ૧૭, છનીઆર, ૨૧, માંડલ ૫૭ાા, ઉભડા ૨, દસલાણ ૮,–વાઘેડા ૬,–વરખડીઆ ૭ાા, ખાવડ ૫,–આગોલ ૩, અણુદેજ ૨,–કરમાલીઆ ૧, ડભોઈ ૧૫, આણંદપુર ૧, માલધર ૪, રામેશ્વરપુર ૧, ડભોઇ ૮૦ા, ખારેજ ૮; વેડા ૪, વડસમા ૧૨, **પાલેજ ૩૭ાા**, **આમોદ ૯ાા**, ખરચી ૧, **અંકલેશ્વર ૯, ઝઘડીઆ ૧૨**, શુકલતીર્થ ૮ાા, નિકોરા ૩, અંગારેશ્વર ૧, ઝણોર ૩ાા કાવીઠા ૫, મઢુવા ૬, બારડોલી ૫, વાંકાનેર ૧૬ા, એજવાડ ૭, અનુ ૫, વેસોડ ૨૨, **બુહારી ૩૯ા, બાજીપરા ૨૧ા વ્યારા ૧૬+૩૩ાા** મઢી ૧૨, તરસાલા ૧ાા, માંડવી ૧૮, કડોદ ૨૬, રૂઢી ૨, **બહુધાન ૩૪ાા** તડકેશ્વર, ૧૧, કુડસદ, ૩, કીમ ૧,- કઠોર ૧૩ાા, ઓલવડ ૬, કામરેજ ૬ાા, સાયણ ૨ાા **ઓરપાડ ૧૩ાા, રાંદેર ૩૪ાા**, વરીઆવ ૫ાા, કોસાડ ૨, **નવસારી ૧૪ાા** કુલ રૂ. ૯૨૮-૪-૦

**મી. કરસનદાસ વનમાળીદાસ શાહ.** તા. ૬-૯-૨૮ થી ૩૦-૪-૨૯ સુધી—કોલ્હાપુર ૮, (બાકી રહ્યા તે) સામગામ ૭, **પુના રૂ. ૨૯૮-૦-૦** સંગમનેર ૨૩ા, પીપલગાંવ ૨૫, નાસીક ૧ા, ચાકન ૩) અંતુલ ૨૫, જુન્નેર ૨૫ાા, મંચર ૮, ઘોડા ૧૫ સીનોલી ૧૧, આળેગામ ૩૩, કુલ રૂ. ૪૮૩-૦-૦.

**મી. રાજમલ ભગવાનદાસ** (મારવાડ)—ખીમાડા ૧૫) સીવાસ ૫) વિલવણી ૯) ગેનડી ૯ાા, રામાજીનો ગુડો ૫) નિવલ ૫) ખારલા ૭) દેવલી હરજી ૨૮) સાંવલ ૫) ભુઠારીઆ ૭) ઇટંદરા ૯) સોમેશ્વર ૩ાા, ભાદરલાઉ ૩) નિંબાડો ૧૦ાા, ખુસી ૧૫) ટેવાલી ૫) ગુંદોચ ૨૧) દંડો ૭) બાસો ૬ા, કુરણો ૫) ચાણોદ ૨૫) વિડોરા ૫) ઢીરવા ૭) જેતપુરા ૪) જવાલી ૭) સાલરીઆ ૩) કેનપુરા ૪) રાણીસ્ટેશન ૭) રાણીગામ ૨૬) કરેણવા ૧) પરથી રાજપુરોગુડો ૩) કુલ રૂ. ૨૭૩-૪-૦.

**પરચુરણ ઓફીસમાં આવ્યા તા.૬-૯-૨૮ થી ૩૦-૪-૨૯**—શેઠ. નરોતમ ભગવાનદાસ શાહ ૧, શ્રી ઢવાણા જૈન સંઘ, ૨ા, શ્રી વટાદરા સંઘ, ૧૫, શેઠ મોહનલાલ હાથીભાઈ તલાટી, ૨, શ્રી ડોલખાચ સંઘ, ૨૬, શ્રી બજાણા જૈન સંઘ ૨ા, શ્રી ધંધુકા જૈન સંઘ રૂા. ૧૫, શ્રી જીવદયા ખાતે; શ્રી મીઆગામ સંઘ રૂા. ૨૫, **શ્રી જામનગર સંઘ તરફથી** રૂા. ૨૦, શ્રી આમોદ સંઘ રૂા. ૧૦, શ્રી ગંભીરા જૈન સંઘ રૂા. ૨૦, શ્રી ઉના જૈન સંઘ ૯ાા, શ્રી ભાભેર સંઘ ૩૫, પ્રાંતિજ સંઘ ૪, શ્રી મોટી ભલસાણ સંઘ ૪ાા, **શ્રી દિહોલ જૈન સંઘ ૫૧ાા, શ્રી રાજકોટ સંઘ ૨૫**, પરચુરણ ૨ાના હા. ભાઈચંદ અમુલખ.

# તંત્રીની નોંધ.

**૧ શેઠ દેવકરણ મૂલજીનો સ્વર્ગવાસ—** 'દાનવીર' તરીકે તેમની પ્રસિદ્ધી યથાર્થ હતી. મહાભારતમાં કર્ણ 'દાનેશ્વરી' ગણાયો છે, આ દેવકર્ણ શેઠ પણ, જાતિબળથી વ્યાપારી કુનેહથી ગરીબાઇમાંથી–એક ફેરીઆની સ્થિતિમાંથી એક મોટા વેપારી તરીકે આગળ વધી શ્રીમંતાઈ પ્રાપ્ત કરવા ઉપરાંત મળેલા ધનનો સદુપયોગ દાન કરવામાં કરી જૈન કોમમાં અને પોતાની વીસા શ્રીમાળી વણિક જ્ઞાતિમાં 'દાની' તરીકે નામ કાઢ્યું છે એમાં કોઇ જાતનો શક નથી. તેમનું જીવનચરિત્ર અનેક બોધપાઠ આપણને શીખવે છે, અને તેવું ચરિત્ર યથાર્થ હકીકતો ભેગી કરીને લખનાર અને પ્રસિદ્ધ કરનાર સાંપડશે તો ભવિષ્યની પ્રજાને ઘણું જાણવાનું મળશે.

દશેક લાખની તો તેમની જાણીતી સખાવતો ગણાવી શકાય તેમ છે, વળી કોઇ પણ ફાળો આવ્યો તો તેમાં તેમની રકમ અમૂક હોયજ અને તે સિવાય છૂટક અને ગુપ્ત સખાવતો તો અનેક છે–એ સર્વનો સરવાળો તો તે સંબંધીની સર્વ સામગ્રી મળે ત્યારેજ થાય. દાન કરવામાં છૂટી છિન્નભિન્ન રકમો જ્યાં ત્યાં વેડફાઈ જાય છે તેને બદલે એક સારી રકમ સારી ઉપયોગી સંસ્થા માટે ખર્ચવામાં આવે તો તેનો લાભ વ્યવસ્થિત રીતે ઘણા લઇ શકે તેથી તેવી સખાવત વધુ ઉપયોગી છે એમ ઘણાનું માનવું છે. દેવકરણ શેઠે મોટી સખાવતો પણ કરી છે. જુનાગઢમાં જૈનવીસા શ્રીમાલી બોર્ડિંગ સ્થાપવામાં ઘણી મોટી રકમ આપવા ઉપરાંત મુંબઈના શ્રી મહાવીર જૈન વિદ્યાલયમાં પણ તેમણે આપેલ ફાળાઓ એકઠા કરતાં સારી રકમ તેમની જમા થયેલી છે. તે વિદ્યાલયના મકાનનો પાયો નાંખવાનું કાર્ય તેમના મુબારક હાથે થયું હતું. શ્રીમન્ મોહનલાલજી સેંટ્રલ લાયબ્રેરી ને પાઠશાળાનું ટ્રસ્ટ તેમની સહાય અને મહેનતને આભારી છે. પાલીતાણાનું સિદ્ધક્ષેત્ર બાલાશ્રમ પણ તેમની સહાયથી નભ્યું છે.

દાન આપી એક બાજુ રહેવું એક વાત છે. જ્યારે દાન આપવા સાથે બીજાં સ્થળો અને વ્યક્તિઓ પાસે જઇ બીજાં દાનો મેળવી આપવાં એ બીજી વાત છે, અને તે વધુ મુશ્કેલ વાત છે. શેઠજીએ વિદ્યાલય માટે સમયનો ભોગ આપીને તેના મંત્રી સાથે જઈ અનેક ધનવાનો અને ઉદારચિત્ત વ્યક્તિઓ પાસે જઇ સારી રકમો મેળવી આપી છે.

વિશેષમાં તેમણે માત્ર સખાવત કરવામાં મેળવી આપવામાંજ સંતોષ નથી માન્યો પણ જાહેર કાર્યો કરવામાં જાત મહેનતથી ઘણો ભોગ આપ્યો છે. અનેક સંસ્થાઓની સાથે તેમનો સંબંધ હતો, અનેક સંસ્થાઓના ખજાનચી હતા અને ટ્રસ્ટી પણ હતા. આવી જોખમદારીવાળાં કાર્યોથી કદી પણ તેઓ મુંઝાયા નથી, પણ કાર્ય ધપાવ્યેજ ગયા છે. દરેક સંસ્થાનાં પોતાની પાસેનાં ફંડોનો અણિશુદ્ધ હિસાબ રાખી વ્યાજ સહિત મૂળ રકમ વધાર્યે ગયા હતા અને તેમનો ચોખ્ખો વહિવટ રાખ્યો હતો. મુંબઇ લાલબાગના દેરાસરનો વહીવટ ઘણાં વર્ષો સુધી સંભાળ્યો, વળી મુંબઇ ભાયખલાના દેરાસરનો વહીવટ રીસીવર તરીકે કર્યો. ભાયખલા દેરાસરમાં તેમણે પોતાને ખાતેના નાણાંનું રીતસર વ્યાજ આપ્યું, પણ કાયદાની રૂએ પોતાને ખાતેનાં નાણાં ન લેતાં તે નાણાં સારી જામીનગીરીઓમાં રોકવાં જોઈએ, તેથી તે કાયદાના ભંગ માટે તેમણે રીસ્તસર તરીકે નીકળી જવું પડ્યું. આમાં નૈતિક રીતે તેઓ પ્રમાણિક અને શુદ્ધ હોવા છતાં કાયદાની ભૂલને લઇને થયેલ પરિણામથી તેમને ઘણો આઘાત લાગ્યો. આ પ્રસંગથી સર્વ દેવદ્રવ્ય કે જાહેરખાતાના દ્રવ્ય તેમજ મિલ્કતના વહીવટદારોને એક મોટો ધડો મળ્યો છે અને તે ધડો જો લેવામાં આવે તો ઘણી અવ્યવસ્થા મટી જાય અને તે તે ખાતાના લાભાધિકારીઓને વિશેષ ને વિશેષ હિત સાંપડે-સમુચ્ચયે આખી કોમનો ઉદ્ધાર થઇ શકે.

તેઓ શ્રીમંત હતા છતાં તેમનામાં કાર્ય કર-

વાની પૂરી વ્યવસ્થા હતી. સવારમાં વ્યાખ્યાનશ્રવણ અને પ્રભુપૂજા મુંબઈ લાલબાગના દેરાસરમાં કરી આખા દિવસમાં જે જે કાર્ય કરવાનું હોય તે નિયમિતપણે કરતા અને અનેક સંસ્થાઓની સભાઓમાં પણ બરાબર ભાગ લેતા હતા. વળી કાર્ય કરવામાં તેમની જ્વાંમર્દી અને ચિવ્વટથી કામ ધપાવ્યે જવાની અજબ ધીરજ એટલી બધી હતી કે ગમે તેવા તરૂણ યુવકને પણ શરમાવે. કોઇ પણ કાર્ય હાથમાં લેતા તેમાં દત્ત ચિત્ત રહી તેને ફત્તેહમંદ બનાવતા; આવા પુરૂષાર્થને વિજય મળે તેમાં શક નથી. તેથી તે પુણ્યશાળી મનાયા છે. તેમના આ વિરલ ગુણોથી તેમણે અપૂર્વ લોકપ્રિયતા મેળવી હતી અને તેનું એક ન્હાનું ઉદાહરણ તેમના સ્વર્ગવાસને અંગે પ્રદર્શિત કરવાના શોકનો જંગી મેળાવડો મુંબઇની ૩૩ સંસ્થાઓના આશ્રય નીચે ૨૫-૬-૨૯ તારીખે કરવામાં આવ્યો હતો તે છે.

સાઠી પૂરી કર્યા પછી તેમને નાસુરનું અસાધ્ય દરદ થયું એટલે હવે વહેલા મોડા પણ આ ફાની શરીરનો ત્યાગ કરવાનો છે એ નિશ્ચિત કરી લઇ પોતાની દુનિયાદારીની સર્વ વ્યવસ્થા કરી લીધી. જાહેર સંસ્થાઓ કે વ્યક્તિઓનાં નાણાં સૌને ઘેર બોલાવી ચુકતે ચુકાવી આપ્યાં, પોતાને ટ્રસ્ટ કરવાનાં હતાં તે કરી લીધાં, વસિયતનામું કરી લીધું, સખાવતો આપવાની હતી તે આપી દીધી, પોતાના જીવન બાદ જે સખાવતો આપી શકાય તેમ હતું તે આપવાનું પોતાના વસિયતનામામાં ટ્રસ્ટીઓને સોંપી દીધું અને શાંતિથી પરલોકગમન કર્યું.

વસીયતનામામાં મહાવીર વિદ્યાલયાદિ સંસ્થાઓને વિસારી નથી એટલુંજ નહિ પરંતુ ચાર લાખની રકમ જૈનો અને ખાસ કરી કાઠિયાવાડના વીસા શ્રીમાળીઓ માટે સસ્તા ભાડાની ચાલ કરવા તેમજ એ લાખની રકમ ચાલુ હોસ્પિટલોમાં જૈન દરદીઓ માટે બિછાનાંઓ કરવા કાઢી ગયા છે.

જનસમાજમાં કેળવણીનો પ્રચાર થાય અને પોતાની કોમના આગળ વધે એ તેમનું ધ્યેય હતું તે યથાશક્તિ સારી રીતે પાર પાડયું. તે પોતાની કોમનો કેમ ઉત્કર્ષ થાય તે પરજ નજર રાખી પોતાના દ્રવ્યનો વ્યય કર્યો છે. તે ઉપકાર તે ન ભૂલે અને તેમનું શુભ સ્મારક કરી કંઈ કદર કરે એમ ઇચ્છીશું.

જૈન વિદ્યોત્તેજક સહકારી મંડળ લિમિટેડની સંસ્થા થઇ ને તેમાં જૈન શ્વે. મૂર્તિપૂજક કોમના વિદ્યાર્થીઓને હિંદ તેમજ હિંદની બહાર અભ્યાસ કરવા માટે તેમજ અભ્યાસ કર્યા પછી તેમના ધંધાને ખીલવવા માટે ઉછીનાં નાણાં મળી શકે એવી યોજના થઈ, ત્યારે તેમને એમ થયું હતું કે આવીજ યોજના બેકાર અને ગરીબ જૈનો માટે વેપાર આદિમાં નાણાંની સગવડ કરી આપવાની થવી જોઇએ. આ માટે ઊહાપોહ તેમણે કર્યો હતો, પણ તે મનમાં ને મનમાં રહ્યો ને શેઠ તો સ્વર્ગસ્થ થયા! કોઈ શેઠીઓ હવે નહિ નીકળે કે જે આવી યોજના હાથમાં લઈ તેને ફત્તેહમંદ બનાવે!

એ આપકર્મી ઉદાર શિક્ષણપ્રેમી સમર્થ આગેવાનની ખોટ ટૂંક સમયમાં પૂરી પડે તેમ અમને લાગતું નથી, છતાંય ઇચ્છીએ છીએ કે પરમાત્મા તેવી ખોટ જલ્દી પૂરી પાડે અને તે મહા ભડ દાનવીર શેઠ દેવકરણનો આત્મા વધુને વધુ ઉચ્ચ અને કલ્યાણકારી ગતિ મેળવે એમ અમે પ્રાર્થીએ છીએ! આમીન!

---

**૨ અમારી ગિરનાર તીર્થની યાત્રા**— ગયા મે માસની ૨૨ મી તારીખે રાજકોટથી નીકળી અમારા મિત્ર રા. રમણિકલાલ કેશવલાલ ઝવેરી સોલિસિટર તથા તેમના પત્ની સહિત અને અન્ય મંડળી સહિત ગિરનારની યાત્રાએ ગયા હતા અને ત્યાં મૂળ શેઠ કેશવજી નાયકના બંધાવેલ-કારખાનાની પાસેના-ગઢમાં પ્રવેશદ્વાર ઉપર કરેલ 'મકાન' કે જે હાલ જૂનાગઢ રાજ્યના 'ગેસ્ટહાઉસ' તરીકે વપરાય છે તેમાં ૨૩ મીએ સવારે ઉતર્યા. ત્યાં જીર્ણોદ્ધાર ખાતામાં કાર્યકર્તા રા. તારાચંદભાઈની સહાયથી જોઈતી ચીજો વગેરે મળી શકતી હતી, તેથી ખાવાપીવાની ગોઠવણ બહુ સારી રીતે થઇ હતી. એટલે ત્યાં ૭ દિવસ રોકાયા. સર્વ જિનાલયોમાં પ્રભુદર્શન કર્યાં. પ્રભુપૂજા કરતા અને ગિરનારની આરોગ્યદાયી

હવાનો લાભ લેતા. ત્યાં આરોગ્ય માટે આવેલ અનેક વ્યક્તિઓ પૈકી જુનાગઢવાસી અમદાવાદના વકીલ રા. ફુલશંકરભાઈ, સિંધવાસી અને પંઢરપુરમાં પ્રેક્ટીસ કરતા ડા. મોતીરામ આલમચંદાની, જાફરાબાદની હાઇસ્કુલના હેડમાસ્તર રા. દવેના સમાગમનો લાભ પણ મળ્યો હતો અને તેઓ દ્વારા વર્તમાનપત્રો પણ વાંચવા મળતાં. પાણીનું ભારે દુઃખ હતું, કુંડો ગળાવવા માટેની જૈન કારખાનાની મહેનત અફળ ગઇ હતી અને જૈનો જ્યાં સુધી સાર્વજનિક વપરાશ માટે તેમનાં કુંડો છે એવું જાહેર કરી અરજી ન આપે ત્યાં સુધી જુનાગઢ રાજ્ય તે કુંડોને ગળાવવા નહિ આપે, એવી સ્થિતિ છે એમ સાંભળી બહુ દુઃખ થયું. જુનાગઢ રાજ્યનું તંત્ર મુસલમાન રાજ-કર્તાના હાથમાં છે. તે દરમ્યાન ગિરનાર તીર્થ સંબંધી અનેક સવાલો ઉપસ્થિત થતાં તેનું સમાધાન શાંતિથી થયેલ છે. ડા. ત્રિભુવનદાસ મોતીચંદ જૈન હતા અને તે રાજ્યમાં ચીફ મેડિકલ ઑફિસર હતા તે દરમ્યાન રાજ્ય તરફથી અનેક સગવડતાઓ મળી હતી અને ગિરનાર ગિરિપર પાંચે ટુંક સુધી પથ્થરનાં પગથિયાં બંધાવવા માટે નિકળેલ લોટરીથી અને બીજી અનેક સગવડોથી તે મહુંમ ડાક્ટર સાહેબે પોતાની દેખરેખ નીચે તે પગથીઆં બંધાવ્યાં છે અને તે માટે તે મહુંમનો તેમજ રાજ્યનો ઉપકાર થયો છે. હમણાં શ્રી વિજયનીતિસૂરિની પ્રેરણાથી થયેલ ગિરનાર તીર્થ જીર્ણોદ્ધાર ફંડમાંથી સર્વ જિનાલયોનું સમારકામ ચુનાથી અને સીમેંટથી તેમજ રંગરોગાનથી થયેલું છે અને તેમાં પણ રાજ્યની અમીદૃષ્ટિ હતી. હજુ પણ ઝીણું ઝીણું સમાર કામ ત્યાં ચાલે છે અને સલાટો અને કડીઆઓ ત્યાં રહી કાર્ય કર્યે જાય છે. એકલો ભીમકુંડ એવડો મોટો છે કે તે ગળાવવામાં આવે તો આખા વર્ષ સુધી તેનું પાણી જરૂર કામ આપે એમ છે. વણથલીના ભીમકુંડલીઆ નામના જૈને તે બંધાવ્યો હતો અને તે જૈન માલીકીનો છે. તે તેમજ બીજા કુંડો જૈનમાલેકીના છતાં તે સાર્વજનિક ઉપયોગમાં જતા લે છે અને તેમાં જૈનોએ કોઈ દિવસ પ્રતિબંધ કર્યો નથી. તો રાજ્ય પોતાનો પ્રતિબંધ દૂર કરી પાણીની સગવડતા જૈનો કરાવે તેમાં પોતાની સંમતિજ રાખશે એમ ઇચ્છી શું.

સાંના સાતપુડાનું વહેણ છે તેનું પાણી અખંડ રહે છે અને આરોગ્યદાયી તરીકે તે વખણાય છે, પણ તે ઘણું દૂર અને લઈ આવવાની મુશ્કેલી છે તેથી તેના એક ડબાના ચાર આના આપવા પડે છે. હમેશનો લગભગ એક રૂપીઓ પીવાના તેમજ વાપરવાના પાણી માટેજ અમારે ખરચવો પડતો. આ સ્થિતિ બધાને પોષાય નહિ, એટલા માટે આટલું લખવું પડયું છે.

ગિરનાર એ સુંદર 'હિલસ્ટેશન'–ગિરિસ્થાન છે, અને સખત ઉનાળો છતાં તળેટીમાં આવેલા શહેરમાં ઉગ્રતાપ હોય છતાં ગિરનાર પર ગયા તો ત્યાં તેવા તાપનું નામ નિશાન હોતુંજ નથી, વળી ત્યાંની હવા દરદીઓને પ્રાણદાયી છે અને ત્યાં રહેનાર વ્યક્તિ જરૂર પોતાનું આરોગ્ય વધારીને આવે છે, જૈનોની એક જૂની ધર્મશાળા છે તેમાં અમુક બે ઓરડીઓ 'સ્ટેટે' રાખેલ છે ને બાકીના રસોડા કરવા જેવી અંધારી ઓરડીઓ છે. આ સિવાય જૈનો ત્યાં વધુ વખત રહી શકે તેવી ગોઠવણ છેજ નહિ. આ ધર્મશાલાને સુધારીને સારામાં સારી ધર્મશાલા ગિરિ ઉપર કરવામાં આવે અને આરોગ્યના નિયમો બરાબર સાચવીને ઓરડાઓ કરાવી શકાય એ ખાસ જરૂરનું છે. આમાં પણ રાજ્યનો વાંધો આડો આવે છે એમ કહેવાય છે. અમે ધારીએ છીએ કે આવો વાંધો હોઈ ન શકે. છતાં શેઠ આ૦ ક૦ ના પ્રતિનિધિ સાહેબો રાજ્યના મુત્સદ્દીઓને મળી તેનો તોડ કરાવી શકે. રાજ્ય જૈનો પાસે પુષ્કળ દ્રવ્ય છે તે પર નજર રાખી બેઠું હોય એમ માનવાને પ્રત્યક્ષ કારણ નથી. રાજ્યમાં લોભવૃત્તિ સામાન્ય રીતે હોય છે, પણ જુનાગઢના સમૃદ્ધ રાજ્યને એવો લોભ લાગ્યો હોય એમ માનવાને મન ખંચાય છે. છતાંય કહી દઇએ કે જૈનો પાસે દ્રવ્ય પુષ્કળ હોવાની માન્યતા પણ ભૂલ ભરેલી છે. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી ટ્રસ્ટી તરીકે કાર્ય કરી રહેલી છે. તેને માથે શ્રી શત્રુંજય તીર્થના માટેનો સાઠહજાર રૂપી-

આનો વાપક કર આપવાની જોખમદારી તાજેતરમાં ઉત્પન્ન થઇ છે, તેને પહોંચી વળવા માટે ભારે ફાંફાં મારવા પડે છે ને પડશે, તેથી જૈનો પાસે પુષ્કળ દ્રવ્ય સંપત્તિ હોવાનો ખ્યાલ ખોટો છે એમ જણાવીશું.

અમે ત્યાં જૈનો માટેની સારી ધર્મશાળા, પુસ્તકાલય-વાંચનાલય, પાણીની સગવડ વગેરે કરવા માટે તે તીર્થના વહીવટદારોનું ધ્યાન ખેંચીએ છીએ.

વિશેષમાં તે તીર્થપરનાં મૂર્તિઓ-શિલાપટ્ટો-પાદુકાઓ વગેરે પરના અનેક શિલાલેખો નષ્ટ થયા છે ને થતા જાય છે તે સર્વના રબિંગ કરાવી મંગરવા તેમજ સર્વ જિનાલયોનો ઇતિહાસ આપવા ઉપરાંત તે સર્વના ફોટાઓ અને તે દરેકની ખાસ ઉમદા શિલ્પની કોતરણીના ફોટાઓ વગેરેનું એક આલ્બમ તથા 'બાઇડ' કરાવવાની જરૂર છે કે જે ભવિષ્યમા તે તીર્થપરના હક્ક અધિકારની સાબિતિના જબરા પુરાવા તરીકે તેમજ ગૂજરાતના શિલ્પકામના સંગ્રહસ્થાન તરીકે કામ લાગે. આમ દરેક તીર્થ માટે કરવાની અમારી શેઠ આણંદજી કલ્યાણજીને નમ્ર સૂચના છે.

જૈનોનાં દેવાલયોથીજ ગિરનારની શોભા છે. તે વગરનો ગિરનાર નિષ્પ્રભ કોઇ પણને જણાશે. અમે દરેક દેવાલય બારીકીથી જોયાં અને તેના શિલાલેખો વાંચી ઉતારી લેવાનો પણ પ્રયાસ કર્યો અને તે પરથી ઘણી ઐતિહાસિક હકીકતો મળી આવે છે, તેથી આનંદ થયો છે અને કેટલીક અપૂર્ણ મળે છે, ને તેના પૂરક ભાગો સાંપડતા નથી તેથી ખેદ પણ અમોને થયો છે. દા૦ ત૦ સંપ્રતિરાજાની, કુમારપાલરાજાની, સંગરામ સોનીની ટુંક એમ દહેરાનાં નામ છે છતાં તે પૈકી કોઇના ઉલ્લેખવાળો એક પણ શિલાલેખ નથી વગેરે વગેરે. જાગ્યા ત્યાંથી સવાર એમ ગણીને હજુએ ચેતાય તો સારૂં છે. કેટલાક શિલાલેખો ચુનાથી ધોળી દીધા છે ને કેટલાક ભુસાઇ ગયા છે તેનો ઉદ્ધાર કરવાની જરૂર છે.

અમોએ ઉતારેલા શિલાલેખો પૈકી અપ્રસિદ્ધ જૂનામાં જૂનો લેખ નંદીશ્વરદ્વીપનો શિલાપટ્ટ સંગ્રામ-સોનીના મંદિરમાં છૂટો પડેલો છે તે પરનો સં. ૧૨૫૬ નો છે. કુમારપાલ રાજાના સજ્જકનંદન (?) દંડનાયકના પુત્ર અભયદના પુત્ર વસંતપાલે નંદીશ્વરદ્વીપ જિનબિંબો જગદ્દેવના પ્રબોધથી કરાવ્યાં અને શ્રીચંદ્રસૂરિના શિષ્ય જિનેશ્વરના શિષ્ય દેવેન્દ્રસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી. મુખ્યમંદિરમાં ત્રણ મૂર્તિઓ એક સાથે મૂકી છે. નાની મૂર્તિ સં. ૧૨૭૫માં (કૃજંરા ? પ્રદીય ગચ્છના શાંતિસૂરિની છે ને તે સર્વદેવસૂરિએ કરાવેલી છે. મોટી મૂર્તિ શ્રી હેમચંદ્રસૂરિની અને તેના જેવડી મૂર્તિ શ્રી કુમારપાલ દેવની છે.

સં. ૧૩૩૦ માં અર્જુનદેવ રાજ્યે સુરાષ્ટ્રાયાં તન્નિયુક્ત ઠ. શ્રી પાલ્હે શ્રીમદ્ ઉદયપ્રભસૂરિ પ્રભૃતિ આચાર્યોએ મહં. ધાંધા પ્રમુખ પંચકુલે સમસ્ત શ્રી સંઘે મેવાડા જ્ઞાતીય સૂ૦ (સૂત્રધાર) ગોરા સુત સૂ૦ હરિપાલને શ્રી ઉજ્જયંત મહાતીર્થે શ્રી નેમિનાથ-પ્રાસાદાદિ ધર્મસ્થાને સૂત્રધારપણું કૃપા કરી આપ્યું:- એવો લેખ મુખ્ય મંદિરના વચલા એક કમાડની બાજુએ કોરેલો છે. સં. ૧૫૦૯ નો લેખ છે, ૧૫૧૯ નો માંડલિક વિજયરાજ્યનો ઉદયવલ્લભસૂરિનો પ્રતિષ્ઠા લેખ, સં. ૧૫૨૩માં રત્નસિંહસૂરિ, ઉદયવલ્લભસૂરિ, જ્ઞાનસાગરસૂરિ (એ બધા બૃહત્તપાગચ્છના સમકાલીન આચાર્યો)ના પ્રતિષ્ઠાના શિલાલેખો છે. માંડલિક કે જે યાદવવંશનો જુનાગઢનો છેલ્લો હિંદુ રાજા તેના સમયનો અર્ધો લેખ કારખાનામાં ગોટો દાખલ થતાં તેના ગઢમાં બહાર ચોડેલો છે તેમાં પહેલાં માંડલિકના ૨૧ પ્રશસ્તિ શ્લોકો છે ને તેમાં તેના રાજ્વંશનું વર્ણન છે. પછી શાણવર્ણન એમ લખી એક શ્લોક અધૂરો રહ્યો છે ને ત્યારપછીના શ્લોકોનો શિલાલેખ મળતો નથી. આ શાણ કોણ તેનો પત્તો કાઢતાં જણાય છે કે તે સ્તંભતીર્થ (ખંભાત)ના શ્રીમાલી વંશનો શાણરાજ છે, તેની વંશાવલી વૃદ્ધતપાગચ્છની એક પટ્ટાવલીમાં છે કે પૂના-જગત-વાધણનો પુત્ર વિક્રમાદિત્ય થયો કે જેણે તિમિરપુર (તિમરી)માં પાર્શ્વનાથનું ઉંચું વિશાલમંદિર બંધાવ્યું. તેના પુત્ર આલદેવે સંઘ કાઢી શત્રુંજય ને ગિરનારની યાત્રા કરી 'સંઘપતિ' બિરૂદ મેળવ્યું; તેના પુત્ર વયરસિંહને ભાર્યા ધવલદેથી પાંચ પુત્રો થયા. ૧ હરપતિ ૨ વયર, ૩ કર્મસિંહ, ૪ રામ, ૫ ચંપક. હરપતિને સજ્જનાદિ પુત્રો થયા. હરપતિએ સં. ૧૪૪૨ માં

પડેલા દુકાળમાં બહુ અન્ન વસ્ત્રદાન કર્યું, જયતિલક સૂરિના ઉપદેશથી સં. ૧૪૪૯ માં ગિરનારપર નેમિ પ્રાસાદનો ઉદ્ધાર કર્યો. પાતશાહનું ફરમાન લઇ ૭ દેવાલય સાથે સિદ્ધગિરિ અને ગિરનારપર સંઘ લઇ યાત્રા કરી અને સં. ૧૪૫૨માં સ્તંભતીર્થમાં જયતિલકસૂરિએ રત્નસિંહને આચાર્યપદ આપ્યું તેનો મહોત્સવ કર્યો. આ હરપતિના પુત્ર ઉક્ત સજ્જનસિંહનો પુત્ર તે **શાણરાજ. શાણરાજે** પોતાની બહેન કર્માદેવીના શ્રેયાર્થે મહેસાણામાં ઋષભદેવનો પરિકાર રચાવ્યો,મોઢેરાપુરવાસી દ્વિજ ને વણિકજાતિના બંદિવાનને છોડાવ્યા. તેણે **વિમલનાથ પ્રાસાદ ગિરનારપર બંધાવ્યો.** ચાર ગુર્જર પાતશાહ **અહમદાદિની** પાસે સારૂં માન મેળવ્યું. રત્નસિંહસૂરિના ઉપદેશથી સાધુશ્રી **શાણરાજે** સાતે ક્ષેત્રમાં ધન ખર્ચ્યું. તે સૂરિએ ગિરિપુર (ડુંગરપુર) નગરમાં 'ધીઆ વિહાર' નામના વૃષભદેવ પ્રાસાદમાં ૧૨૫થી અધિક મણના પિત્તલના સપરિકર ઋષભદેવબિંબની ચૈત્ય પ્રતિષ્ઠા કરી. આ સૂરિએ સ્થાને સ્થાને ચૈત્યબિંબોની પ્રતિષ્ઠા કરી. અમદાવાદના સુલતાન બાદશાહ અહમ્મદને પ્રતિબોધ્યો, અને તે અહમ્મદશાહે સં. ૧૫૦૯ માઘ શુદિ ૫ ને દિને તે આચાર્યના પગની પૂજા કરી," આ **શાણરાજે** ગિરનારપર કરાવેલા વિમલનાથ પ્રાસાદનું હમણાં સ્થાન દેખાતું નથી તે શોચનીય છે, પણ તેનો અર્ધો ઉક્ત શિલાલેખ મળી આવે છે.

આ શિલાલેખો ઉપરાંત બીજા અને ત્યારપછીના અનેક શિલાલેખો અમે ઉતારેલા છે તે હવે પછી સમય મળ્યે પ્રકટ કરવામાં આવશે. આ તીર્થયાત્રાનો ઉપયોગ આ રીતે શિલાલેખો ઉતારવામાં થયો તેથી અમારી જ્ઞાનયાત્રા પણ સાથે સાથે થઇ અને તેથી અમોને અતિ આનંદ થાય છે. શિક્ષિત સાધુ અને શ્રાવકો પ્રવાસમાં આવતા અનેક શિલાલેખો એકઠા કરવાની પ્રવૃત્તિ રાખે તો કેટલું બધું જૈન એતિહાસિક તત્વ સાંપડે !

એક વધુ આનંદપ્રદ શિલાલેખ ગિરનારપરથી ઉતર્યા પછી ૩૦મી મેની સવારે ઉપરકોટમાં જતાં ત્યાંના તળાવપર રાખેલા નળની પાસેના ખુણામાં ગદમાંજ જડેલા એક શિલાપટમાં કોતરેલો સં. ૧૫૦૭નો મળી આવ્યો. તેમાં માંડલિક રાજાએ રત્ન(સિંહ) સૂરિના પટ્ટાભિષેક વખતે સ્તંભતીર્થવાસી અમુકવણિકોની પ્રાર્થનાથી પોતાના રાજ્યમાં એકાદશીને અને અમાવાસ્યા વખતે અમારી હતી તેમાં પંચમી અષ્ટમી અને ચતુર્દશી એ દિનો વધારી મહિનામાં એ રીતે દશ દિવસો સમસ્ત રાજ્યમાં અમારિ પ્રવર્તે એવો સ્વહસ્ત લિખિત લેખ કરી આપ્યો તેનો ઉલ્લેખ છે અને તેમાં માંડલિકનાં પ્રશસ્તિ શ્લોકો પણ છે. આ આખો લેખ ખાસ નોંધ કરવા લાયક છે અને તે પરથી કેટલીક ઐતિહાસિક હકીકતો મળી આવે છે. આ આખા લેખનું બરાબર રબિંગ કરાવી તેને શુદ્ધ રીતે ઉકેલવાનો પ્રયાસ રાજકોટના વૉટસન મ્યુઝિયમના ક્યુરેટર રા. ડિસ્કલકર સેવે તો તેમને ઘણું જાણવાનું લખવાનું મળી આવશે અને જૂનાગઢના યાદવવંશી હિંદુ રાજાઓ અને ખાસ કરી છેલ્લા રાજા માંડલિક સંબંધી ઘણી હકીકતો સાંપડશે.

છેવટમાં આ અમારી યાત્રામાં સહાય કરનારા અમારા મિત્રો તેમજ બીજા સર્વે તેમજ જુનાગઢ રાજ્યનો ઉપકાર માનીએ છીએ. અને આ નોંધમાં જેને જેને અમે સૂચનાઓ કરી છે તે તે તેને પ્રેમપૂર્વક ધ્યાનમાં લઇ તેનો અમલ કરશે એવું ઇચ્છીએ છીએ.

૩. **અભિનંદન**—રા. મકનજી જૂઠાભાઇ મહેતા બેરિસ્ટર એટલો મુંબઇ યુનીવર્સિટીમાં એક ફેલો તરીકે ચુંટાયા છે તે માટે તેમને તથા રા. મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ સોલિસિટર મુંબઈ મ્યુનિસિપલ કોરપોરેશન (શહેર સુધરાઇ)ના એક સભ્ય ચુંટાયા છે તે માટે તેમને અભિનંદન આપીએ છીએ. આ બંને સુશિક્ષિત જૈનો જૈન સમાજના જાહેર હિતકાર્યોમાં ભાગ લઈ રહ્યા છે અને અનુક્રમે મુંબઈ માંગરોળ જૈન સભા અને મુંબઈના શ્રી મહાવીર જૈન વિદ્યાલયના માનદ મંત્રી તરીકે પોતાની સેવા આપે છે. જૈન સમાજના પરીધની બહારના મોટા વર્તુળમાં હવે કાંઇ કરી બતાવવું જોઈએ એવી ભાવનાથી તેમણે જે ઉક્ત કાર્યક્ષેત્ર જૈનસમાજની સેવા ઉપરાંત સ્વીકાર્યું છે તે માટે અમે ધન્યવાદ આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે તેઓ તેમાં કંઇ પણ કચાશ રાખ્યા વગર કાર્ય કરી બતાવી આપે કે જૈનો માત્ર

કોમી મેવાસાંજ રચ્યાપચ્યા રહેવા માગતા નથી પણ સમય આગ્યે યથાશક્તિ સામાન્ય જનહિતસેવામાં ભાગ આપવા તૈયાર રહે છે. રાષ્ટ્રહિત તે પ્રેરક બળ છે. કોમની સેવામાં પણ રાષ્ટ્રહિતનો અમુક અંશ છેજ. મુંબઈના વિદ્યાપીઠમાં રહીને વિદ્યાપ્રચારમાં અને શહેર સુધરાઈમાં રહીને મુંબઇ જેવા મહા શહેરની હિતકારી ઉન્નતિના કાર્યમાં ભાગ આપીને પણ રાષ્ટ્રહિતનો અમુક અંશ જળવાય છે જ. તે કાર્યમાં યશવન્તી મેવા તે બંને ભાઇઓ આપશે, વિશેષમાં રા. મકનજી સાથે બીજા જૈન ડૉક્ટર પ્રાણજીવનદાસ મહેતા પણ ચુંટાયા છે તેમને પણ અમે અભિનંદન આપીએ છીએ. વળી રા. મોતીચંદ સાથે આપણા કચ્છી જૈન બંધુઓ ડાક્ટર પુનશી મૈશેરી, રા. બી. એન. મૈશેરી રા. કાનજી માસ્તર તથા અન્ય છે તો બધા એક-બીજા સાથે સહકાર સાધી કાર્ય કરાશે એમ અમે ઇચ્છીએ છીએ.

**૪. યુવાનોનો અવાજ**—હવે પ્રૌઢ કે વૃદ્ધોને સાંભળ્યા વગર છૂટકો નથી. આખી દુનિયામા યુવાનો જાગ્રત થયા છે અને તેમની આતરિક શક્તિઓનાં અખંડ વહેણો વહેવા લાગ્યાં છે. ચિનના, ઇજીપ્તના યુવકો શું કરી રહ્યા છે તે જગજાહેર છે. ચિનમા પ્રજાસત્તાક શાસન લાવવામાં, ઇજીપ્તમાં આખું મિલ્નર કમિશન કામ કરતું બંધ કરી દેવામા યુવાનોએ સફળ પ્રયત્નો કર્યાં છે. ઇજીપ્તે કરી બતાવ્યું તેમ હિંદના યુવાનોએ 'સાયમન કમિશન' માટે કરી બતાવવું ઘટે એમ અહીંના કેટલાક આગેવાનોની હાર્દિક ઇચ્છા હતી. મુબઇમા 'યુથલીગ' થઈ, તથા 'યુવક પરિષદ' પણ થઇ. તેથી જુદે જુદે સ્થળે તેની શાખાઓ યા તે નામની સંસ્થાઓ સ્થપાઈ. કોમમાં સુધારા કરવા માટે કોમી 'યુથલીગો' ઉભી થઈ. મૂડીવાદ, સત્તાવાદ, શાહીવાદ તોડવા માટે રાજકીય ક્ષેત્રમાં યુવાનોએ સંસ્થા ઉભી કરી અને કોમની કુપ્રથાઓ તોડવા માટેની કોમી યુવક સંસ્થાનો નીકળી. સર્વ સ્થળે સમાનતાના હકકોની ઉદ્‌ઘોષણા થવા લાગી. કોમના જૂના આગે-વાનોની ઝુંસરી નીચે દબાઇ ગમે તેવા અન્યાયો અને રૂઢિનાં બંધનો સ્વીકારવા સામે યુવકોનો અવાજ થયો.

તે અવાજ માત્ર બોલીને બેસી રહ્યો નહિ, પરંતુ કંઈ કાર્ય પણ કરી બતાવ્યું. દા૦ ત૦ અમદાવાદના જૈન યુવકોએ ત્યાં એક વૃદ્ધની સાથે એક જુવાન જૈન બાળાના લગ્ન થવાની તૈયારી હતી ત્યાં કોરટ-માથી તે વરની સામે કામચલાઉ મનાઈ હુકમ મેળ-વ્યો; લગ્ન ન થાય તે માટે તેના ઘરની પાસે ઘણા જુવાનોએ આખા રાત જાગીને ચોકી કરી—વરે લગ્ન નહિ કરૂં એવો એ કરાર કરી આપ્યો ને પછી કોર-ટમાં તે કરાર પરાણે બળ જોરીથી લેવામાં આવ્યો હતો એમ જણાવતા તપાસ આગળ ચાલી અને જુવા-નોએ ઝુંબેશ ચાલુ રાખી. અમદાવાદના વિચારશીલ જજ મી. ડેવીસે એ ઝુંબેશની પાછળ રહેલા શુભ હેતુ અને ભાવનાની કદર કરી અને તેણે ત્યાંસુધી જજમેં-ન્ટમાં કહ્યું કેઃ—

'આ કેસમાં સૌથી વિચારવા જેવો સવાલ તે છોક-રીના જીવનસુખનો છે. આ યુવાન, ભણેલી, રૂપાળી ને બુદ્ધિશાળી બાળાને એક વૃદ્ધ પુરૂષની સગવડ ખાતર હોમી દેવાય એ વાત ધિક્કારપાત્રજ હોય. ..જેનો ચહેરો જોતાં પણ એને કમકમાટી છૂટે છે-એવા ઘરડા વર સાથે આ બાળા પરણે તેના કરતાં એ પોતે મરણ જ પામે તોયે શું ખોટું ?'

છેવટે એ લગ્ન ન થયું—અટક્યું અને તે માટે અમદાવાદના જૈનયુવકોને ગૂજરાતનાં અભિનંદન છે. તેમનું 'એ દૃષ્ટાંત ગૂજરાતને—ગૂજરાતના જુવાનોને ખૂબ માર્ગદર્શક બની શકે તેવું છે. અને એ દૃષ્ટાંત તો સ્પષ્ટ કરે છે કે હવે પછી જો આવું કોઇ ડોસા—લગ્ન ગૂજરાતમા થાય તો તે જે સ્થળે થાય તે સ્થ-ળના જુવાનોને વાંકે જ—તેમના આળસ અને શિથિ-લતાને પરિણામે જ થશે. તેમની પાકી ચોકી હોય, અખંડ સાવધતાથી તેઓ સમાજ પ્રત્યે દૃષ્ટિપાત કરતા હોય, તો પછી આવા ડોસા—લગ્નો અને બીજા સામાજિક અનાચારો પર અંકુશ મુકવાનું કાર્ય તેઓ જરૂર કરીજ શકે.' આજ રીતે તેજ શહેરમાં ઔદિ-ચ્ય બ્રાહ્મણ જ્ઞાતિના યુવકોએ જુવાન મરણની પાછળ થયેલ જમણને ચોકીપહેરો મૂકી અટકાવ્યું હતું—નિષ્ફળ કર્યું હતું.

'ધીમે ધીમે સુધારાનો સાર' એ રીતે કાર્ય કર્યા પછી અનુભવાયું છે કે સામાજિક રૂઢિઓ તેની સામે

પ્રચંડ વ્યવસ્થિત વિરોધ વગર જાય તેમ નથી. પરંતુ આવો વિરોધ કરવામાં ઉચ્છૃંખલતા, વડીલોનું ભયંકર અપમાન, અમર્યાદિત અવિનય, અને અવ્યવસ્થિત કોલાહલ કરવાથી મુક્ત રહેવાની યુવકોને અમારી સલાહ છે. પોતાની જવાબદારીની ઉંડી લાગણી અને 'ઓછું બોલો અને વધુ કામ કરો' એ જાતની હૃદયપૂર્વક ભાવના હોવી જોઇએ. માત્ર હૃદયના આવેશથી કંઈ સરવાનું નથી, પરંતુ બુદ્ધિ અને વિનયથી કાર્ય ધપાવવું જોઈએ. તેઓએ હૃદયમાં કોતરી રાખવું જોઇએ કે:—

'We are not what the world is probably told we are, all heart and no head...... We believe that each of us can and must lay a brick in the rearing of that sublime edifice–the Indian Nation. Go ahead–We have resolved to,–though it may prove a long obstacle race' —'Voice of Youth'

—દુનિયાને પ્રાયઃ એવું જે કહેવામાં આવે છે કે અમે હૃદયમયજ છીએ, અને અમારામાં બિલકુલ મગજ–બુદ્ધિ છે નહિ; એવા અમો નથી......અમો માનીએ છીએ કે અમારામાંનો દરેક હિંદની પ્રજારૂપી તે ઉમદા ઇમારતને ઉભી કરવામાં એક એક ઇંટ આપી શકીએ–આપવા બંધાયેલ જ છીએ. અમે નિશ્ચય કર્યો છે કે આગળ વધો. પછી ભલે તેમ કરવામાં વિપતકીઓની લાંબી દોડની સરત કરવી પડે.'

આ યુવાનોનો અવાજ છે. આજે સાંભળશો તો બહુ સારૂં છે, આજે નહિ સાંભળો તો તે આવતી કાલે સાંભળવો પડશે.

૫. '**દક્ષિણમાં જૈનધર્મ**'—આ મથાળા વાળો લેખ અમોએ જૈનયુગના ગયા સંયુક્ત અંકમાં આપ્યો હતો અને તેમાં અમે જણાવ્યું હતું કે આ શ્રીયુત શર્માના નિબંધનાં કેટલાંક પ્રકરણોની અતિ ટૂંકી નોંધ છે. આ પરથી તે મૂળ નિબંધ વાંચવા માટે મળી શકશે કે નહિ તે બાબતની અનેક સુશિક્ષિત જૈનો તરફથી પૂછપરછ અમને થઈ હતી તો તેના ઉત્તરમાં સર્વની જાણ માટે અમારે જણાવવાનું કે નિબંધકાર શ્રીયુત શર્મા એ બ્રાહ્મણ ગ્રેજ્યુએટ છે અને બી. એ. થયા પછી એમ. એ. ની પદવી લેવા માટે 'દક્ષિણમાં જૈન ધર્મ'' એ વિષય લઇને રેવરંડ હેરસ નામના મુંબઇની સેંટ ઝેવિયરના ઇતિહાસના પ્રોફેસર નીચે રહી તે નિબંધ તેમણે અંગ્રેજીમાં લખી મુંબઈ યુનિવર્સિટીમાં રજુ કર્યો હતો અને તે યુનિવર્સિટીએ તેને એમ. એ. ની પદવી માટે 'ફર્સ્ટ ક્લાસ' (પહેલા વર્ગ) માં મૂકી શ્રીયુતશર્માને ગયે વર્ષે તે ડીગ્રી આપવામાં આવી હતી. તે નિબંધની હાલ હસ્તલિખિત પ્રત તેમની પાસે છે. તે જ્યાં સુધી છપાય નહિ ત્યાં સુધી સર્વને વાંચવાને માટે ઉપલબ્ધ થઈ શકે તેમ નથી. દક્ષિણનો જૈન ધર્મ એ બારમી સદી સુધીનું દિગંબર જૈનોનું દક્ષિણ પર પ્રભુત્વ સિદ્ધ કરે છે તેથી આ નિબંધ ઘણા દાખલાદલીલ–પ્રમાણ સહિત તે પૂરવાર કરે છે, તે માટે તેના પ્રકાશનને માટે જૈનોએ અને ખાસ કરી દિગંબર જૈનોએ જરૂર સાધન કરી આપવાં જોઈએ. તેની એક હજાર નકલ છપાવવામાં બે હજાર રૂપીઆ લગભગ જોઇએ. નિબંધકાર તે છાપવા આપે તે માટે કંઈ પણ મૂલ્ય કે બદલો લેવા ચાહતા નથી. છે કોઇ શ્રીમંત શાસનરસિક જૈન કે જે તેનું ખર્ચ આપે? બહુરત્નાનિ વસુંધરા.

૬ '**ઉત્તર હિંદમાં જૈન ધર્મ**'—નર્મદાનદીના ઉપરનું હિંદ તે ઉત્તરહિંદ અને નીચેનું તે દક્ષિણહિંદ. દક્ષિણ હિંદમાં જે જૈનોનું પ્રભુત્વ વર્ત્તતું હતું તે દિગંબર જૈનોનું અને ઉત્તર હિંદમાં જૈનોનો ઇતિહાસ તે શ્વેતાંબર જૈનોનો. 'ઉત્તર હિંદમાં જૈન ધર્મ' એ વિષય પર અંગ્રેજીમાં નિબંધ એમ એ. ની ડીગ્રી માટે રે૦ હેરસની નીચે રહીને પાટણના જૈન ગ્રેજ્યુએટ બંધુ રા. ચીમનલાલ જેચંદ શાહ બી. એ. એ લખીને આ વર્ષમાં એમ. એ. ના પ્રથમ વર્ગમાં તે ભાઇ પાસ થયા છે. આ માટે ભાઈશ્રી ચીમનલાલને અમો હાર્દિક ધન્યવાદ આપીએ છીએ. આ ભાઈ આ માસિકમાં વખતોવખત લખનાર છે અને તેમનો છેલ્લો લેખ એક પત્રરૂપે ગત ના અંકમાં પૃ. મે પ્રસિદ્ધ થયેલ છે આ નિબંધમાં શ્રી **પાર્શ્વ**નાથ પ્રભુથી લઇને ઠેઠ શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના વલભી સંઘ સુધીનો ઇતિહાસ જુદાં જુદાં પ્રકરણો પાડીને આપ્યો છે અને અનેક વિષયોપર ઐતિહાસિક પ્રકાશ પાડ્યો

છે. તેમાં અનેક ચિત્રો–શિલાલેખોના ઉતારા વગેરે મૂકી વિષયને રસપ્રદ બનાવ્યો છે. તેમાં જે પ્રકરણો પાડયાં છે તેનો ટુંક સાર હવે પછી અમો આપીશું. આ પરથી જણાશે કે આપણા તે બંધુએ ઘણી જહેમત ભરી મહેનત લઇને અભ્યાસ ને શોધખોળ કરીને જૈન શ્વેતાંબર ધર્મની મોટી સેવા કરી છે. એમ કહેવામાં આવે છે કે જૈનોમાં શોધખોળ કરનારા નથી, અને શોધખોળમાં રસ લેનારા નથી, પણ તે વાત રા. શાહે અને બીજાએ ખોટી પાડી છેઃ પણ જે વાતની ખોટ છે તે અમને લાગે છે કે તેવા વિદ્વાનોની કદર કરનારાની છે. આ નિબંધનું પ્રકાશન તેવા કદરદાન શ્રીમંતો સુશિક્ષિતો કે સંસ્થાઓની રાહ જુએ છે. તેમાં ઓછામાં ઓછાં ત્રીસેક ચિત્રો છે તેની પ્લેઇટ કરી આખા નિબંધને છપાવતા ઓછામાં ઓછા ત્રણેક હજાર રૂપીઆની અમારા નમ્ર મત પ્રમાણે જરૂર છે. આખું પ્રકાશન કોઇ છપાવી આપે તો નિબંધકાર પોતે કંઇ લીધા વગર તેનો કોપીરાઇટ પણ આપી દે. શ્રીમતી કૉન્ફરન્સ પાસે દ્રવ્ય નથી કે જે આ માટે ફાજલ કરી શકે; આવા કાર્ય માટેનું ફંડ 'જૈન ગૂર્જર કવિઓ' પ્રથમ ભાગ અને 'ન્યાયાવતર' છપાવવામાં વપરાયું છે અને તે જૈન-ગૂર્જર કવિઓના બીજા બે ભાગ છપાવવામાં વપરાવાનું છે. અન્ય સંસ્થાઓ પાસેનાં ફંડ, જ્ઞાનખાતાંઓ, દેરાસરો પાસેનાં જ્ઞાનદ્રવ્ય વગેરેનો આવા કાર્યમાં સફલતાથી ઉપયોગ કરી શકાય. અમે ઇચ્છીશું કે કોઇ પણ ભાગ્યવાન્ વ્યક્તિ કે સંસ્થા કે ખાતું બહાર પડી આપણા વિદ્વાન્ બંધુ રા. શાહના નિબંધના પ્રકાશનની ગોઠવણ કરી આપી તેમની કદર કરે અને તેથી જૈનધર્મની મહત્તા વિદેશમાં પ્રમાણપૂર્વક બતાવી આપવાનો જશ લે.

## નીચેનાં પુસ્તકો વેચાતાં મળશે.

| | |
|---|---|
| શ્રી ન્યાયાવતાર | રૂ. ૧-૮-૦ |
| જૈન ડીરેક્ટરી ભાગ ૧ લો | રૂ. ૦-૮-૦ |
| જૈન ડીરેક્ટરી ભાગ ૧-૨ | રૂ. ૧-૦-૦ |
| જૈન શ્વેતામ્બર મંદિરાવળી | રૂ. ૦-૧૨-૦ |
| જૈન ગ્રંથાવળી | રૂ. ૧-૮-૦ |
| જૈન ગુર્જર કવીઓ ( પ્ર. ભાગ ) | રૂ. ૫-૦-૦ |
| પાઇઅલચ્છી નામમાલા ( પ્રાકૃત કોષ ) | રૂ. ૧-૦-૦ |

શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ
૨૦, પાયધુની મુંબઈ ૩

---

## જૈન ગ્રેજ્યુએટો તથા સંસ્થાઓ પ્રત્યે.

જૈન ગ્રેજ્યુએટો અને સંસ્થાઓનું એક રજીસ્ટર ગત કન્વેન્શન વખતે થએલા ઠરાવ અન્વયે આ સંસ્થાની ઓફીસમાં રાખવામાં આવ્યું છે, જેથી વિનંતિ કરવાની કે પોતપોતાના નામો વિગત સાથે સત્વરે ઉક્ત રજીસ્ટરમાં નોંધાવવા માટે નીચેના સીરનામે લખી જણાવવું.

એસીસ્ટંટ સેક્રેટરી,
શ્રી જૈન શ્વેતાંમ્બર કોન્ફરન્સ.
૨૦, પાયધુની મુંબઇ ૩.

---

અમારા અમદાવાદના એજન્ટ :-

### રા. જગશીભાઇ મોરાર

ઠે. અંબાલાલ હીરાલાલ પટેલના ઘર પાસે,
માદલપુરા-અમદાવાદ.

આ માસિક અમદાવાદમાં તેમના મારફતે ગ્રાહકોને પહોંચાડવા ગોઠવણ કરવામાં આવી છે. અમદાવાદના અમારા ગ્રાહકોને તેમજ અન્ય બંધુઓને જણાવવાનું કે નીચેના પુસ્તકો પણ તેમની પાસેથી વેચાતા મલી શકશે.

"જૈન ગુર્જર કવિઓ" (પ્ર. ભાગ), "જૈન શ્વેતામ્બર મંદિરાવલિ",
"જૈન ડીરેક્ટરી" ભાગ ૧-૨, "જૈન ગ્રંથાવલિ", વિગેરે.

---

અમદાવાદના ગ્રાહકો પ્રત્યે વિજ્ઞપ્તિઃ—આપનું લવાજમ હજુ સુધી મોકલાયું ન હોય તો સત્વરે અમારા એજંટને આપી પહોંચ લેશોજી.

No. B. 1996.

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

વાર્ષિક લવાજમ રૂ. ત્રણ.

પુસ્તક-૪ — અષાઢ-શ્રાવણ



અંક ૧૧-૧૨ — ૧૯૮૫

માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ હાઇકોર્ટ, મુંબઈ

# વિષયાનુક્રમ.

# જૈનયુગ.

卐

'એક માણસ લાખ્ખો રૂપિયા મેળવે છતાં તેનું જીવન નિષ્ફળ હોય. પૈસો મેળવવો એજ મોટામાં મોટી ફત્તેહ નથી. એક જાણીતા કરોડપતિની જીંદગી ખરેખર ફત્તેહમંદ નહોતી. તેને માત્ર એકજ લોભ હતો. તેના આત્માના પણ તેણે સિક્કા ઘડયા હતા. સર્વ શક્તિમાન્ પૈસો એજ તેનો સૂર્ય હતો અને તેની છબી હમેશાં તેના હૃદયમાં રહેતી. બીજી સઘળી લાગણીઓને, બીજી ઉત્તમ મહત્ત્વાકાંક્ષાઓને તે દબાવી દેતો. મોતનો ફટકો લાગવા સુધી તે પોતાના પૈસા મજબૂત પકડી રાખતો—છોડતો નહિ. મોત વખતે એક આંખના પલકારામાં દુનિયાના એક પૈસાદારમાં પૈસાદાર માણસની સ્થિતિમાંથી, દુનિયામાંથી પસાર થનાર નિર્ધનમાં નિર્ધન માણસની સ્થિતિમાં તે આવી ગયો.

એમર્સન કહે છે કે સુધારાની ખરામાં ખરી કસોટી, વસ્તીપત્રક કે શહેરોની લંબાઈ કે પાક નથી, પણ દેશમાં કેવા પ્રકારનાં માણસો નીવડે છે તે છે.' —આગળ ધસો. પૃ. ૩૦૭.

પુસ્તક ૪ વીરાત્ ૨૪૪૫ વિ. સં. ૧૯૮૫ અષાઢ—શ્રાવણ. અંક ૧૧-૧૨

## પ્રાર્થના.

ભગવન ઇધિર નિહારો વિપદા સતા રહી હૈ
કાલી ઘટાએં સર પર ઘનઘોર છા રહી હૈં ॥૧॥
ભાઈ પૈ ભાઈયોં કી આવાજ બનકે બિજુલી ।
પ્રેમી હૃદય કો, સ્વામિન, ડાકિન જલા રહી હૈ ॥૨॥
લડ્ડૂ જિમાને ખાતિર પંચોં કો, અય પ્રભુજી ।
કન્યા બજાર બિકતી આંસૂ બહા રહી હૈં ॥૩॥
અનમેલ વ્યાહ કરને માતા પિતા ન ડરતે ॥
વિધવાસમાજ વૃદ્ધિ જાતિ કરા રહી હૈ ॥૪॥
જિનકે ન કર ગે છુટી મેહદી કી સૂર્ખ રંગત ।
હોકર અનાથ વિધવા જીવન ગંવા રહી હૈ ॥૫॥
અબલાએં પડકે ફન્દે કામી ધની નરો કે ।
નિજ ધર્મ શીલ શ્રુત હો કચ્ચે ગિરા રહી હૈં ॥૬॥
રાગાદિ ભાવ સાગર ઇતના ઉમડ રહા હૈ ।
જાતિ કી નાવ ઉલટી મંઝધાર જારહી હૈ ॥૭॥
શીમાન્ જાતિભૂષણ જિનકો સમઝતે હમ થે ।
દુર્બુદ્ધિ નાથ ઉનકો, ભગવન્, નચા રહી હૈ ॥૮॥
પંચોં ને ન્યાય તજકર અન્યાય પર કમર કસ ।
લડ્ડૂ પૈ મુંડ ઇનને અપની મુંડા લઈ હૈ ॥૯॥
પંડે સમાજ કે 'જિન', એસે બિગડ ગયે હૈં ।
હા ! જીવિકા ધરમ કી હત્યા કરા રહી હૈ ॥૧૦॥
પીને હૈ બેચતે હૈ મધુ મદ્ય કી દવાએં ।
અકોંદિ શુદ્ધ ઔષધ ઠુકરાઈ જા રહી હૈ ॥૧૧॥
દુર ફન્ડ કઈ જગહ કા જો હૈ દબા કે બૈઠે ।
હૈં ધર્મવીર વે હી—આવાજ આ રહી હૈ ॥૧૨॥
કરતે વિરોધ ઉનકા જો શાસ્ત્ર છપ રહે હૈં ।
આમદ ઉસીકી લેકિન નખરે દિખા રહી હૈ ॥૧૩॥
કહાં તક બયાન તુઝસે અય 'વીર' હમ કરે, અબ ।
તેરી, વિભો, નજર મેં સબ હી સમા રહી હૈ ॥૧૪॥
કઈ ભેષ ધાર ગુન્ડે ભોલી સમાજ ભીતર ।
કરતૂત જો હૈં કરતે સમઝો લજા રહી હૈ ॥૧૫॥
સુમતા કા દાન દેકર કુમતા હટાઓ સત્વર ।
કલિયુગ કો, નાથ, યેહી સતયુગ બતા રહી હૈ ॥૧૬॥
તેરા સુયશ જગત મેં ચહું ઓર છા રહા હૈ ।
શાસ્રો પુરાણ સે યહ આવાજ આ રહી હૈ ॥૧૭॥
સેયે કુદેવ કુગુરુ હમને હજારોં ભગવન્ ।
ઉનસે યહ શાન્તિમુદ્રા નફરત દિલા રહી હૈ ॥૧૮॥
જિનને પ્રભુ તુમ્હારી આકર કે શર્ણ લીની ।
નિશ્ચય ઉન્હીં કી નૈયા ભવપર જા રહી હૈ ॥૧૯॥
ભવ ભવ મેં નાથ તુમસે "સૌભાગ્ય" એક ચાહતે ।
તેરા ન સાથ છૂટે ઇચ્છા સમા રહી હૈ ॥૨૦॥

—"સૌભાગ્ય" ઉર્ફ ઠોકર ।

જૈન જગત્ ૧૩-૭-૨૯.

# “પંચ દંડ” વાર્તાનું મૂળ અને તેનાં રૂપાંતરો.

(લેખકઃ—રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર, એમ. એ; એલ. એલ. બી.)

કવિ સામળભટે પોતાની “બત્રીસ પૂતળી” કાવ્યના ચોકઠામાં ‘પંચ દંડ’ ની વાર્તા ગોઠવી છે. પરંતુ संस्कृतसिंहासन द्वात्रिंशिका માં भोजप्रबन्ध માં, કે हत्कथासरित्सागर માં તે વાર્તા મળી આવતી નથી. શોધને પરિણામે विक्रमकथा નામના એક અજ્ઞાત જૈન લેખકનો સંસ્કૃત કાવ્યગ્રંથ મળી આવ્યો; તેમાં આ પંચદંડાત્મક છત્રવાળા સિંહાસનની કથા આવી જાય છે.

સિંહાસન બત્રીશીનું બીજું નામ કેટલેક ઠેકાણે ‘વિક્રમકથા’ આપેલું મળી આવે છે. પ્રોફેસર મેકડોનલ, ‘सिंहासन बत्रीशी’ અને वेतालपंचविंशति ના વાર્તાસંગ્રહોની ઉત્પત્તિ બૌદ્ધ ધર્મમાંથી થયેલી માને છે* પરંતુ, ગુણાઢ્ય—જે ઇસ્વીસનના પહેલા અથવા બીજા સૈકામાં થઈ ગયેલો માનવામાં આવે છે,—તેણે પૈશાચી ભાષામાં રચેલી (પણ હાલમાં ઉપલબ્ધ નહી એવી) बृहत्कथा માં વૈતાલ પંચવિંશીની વાતો મળી આવે છે. તે ઉપરથી જ, કાસ્મીરના સોમદેવે ઇસ્વીસનના અગીઆરમા સૈકામાં बृहत्कथासरित्सागर નામનો વિસ્તૃત સંસ્કૃત ગ્રંથ રચ્યો છે.

તે ગ્રંથમાં ત્રિવિક્રમસેન રાજાની કથા ‘શશાંકવતી’ નામના બારમા લંબકમાં આપી છે. આ ત્રિવિક્રમસેન, તે જ પછીનાં રૂપાંતરોમાંનો પરદુઃખભંજન વિક્રમ રાજા બની ગયો લાગે છે. બૃહત્કથામાં આપ્યા પ્રમાણે દક્ષિણના પેઠણ (પ્રતિષ્ઠાન) ના વિક્રમનો પુત્ર ત્રિવિક્રમ હતો અને વૈતાલની કૃપાથી તેણે વિદ્યાધરપદ મેળવ્યું હતું. ત્યાં વૈતાલની વાતો, પ્રાચીન વાતો તરીકે ઉદાહરણમાં આપેલી છે. તે ઉપરથી આ વાતોનું મૂળ તેથી યે પ્રાચીન હોવાનો સંભવ છે.

વિક્રમના સંબંધની ‘સિંહાસન બત્રીશી’ ની કથાનાં પ્રાચીન મૂળ જાણી શકાયાં નથી. પરંતુ એ કથાઓ પ્રાકૃત સમાજમાં ખૂબ પ્રચલિત હશે એમ માનવા આધાર છે. ક્ષેમંકર નામના એક જૈન કવિએ, પ્રાચીન અને શ્રેષ્ઠ એવી, મહારાષ્ટ્રી પ્રાકૃત ભાષાના કવિઓએ રચેલી, આ કથાઓ ઉપરથી સંસ્કૃત ભાષામાં ગદ્યપદ્યયુકત ગ્રંથ રચ્યો છે* એટલે લગભગ ઇસ્વીસનના બારમા શતકના આ ગ્રંથની રચના, લોકોમાં પ્રચલિત અને પ્રસિદ્ધ એવી લોકવાર્તાઓ ઉપરથી રચાઈ છે. આ ગ્રન્થની રચનાનો હેતુ વિશ્વોપકાર અર્થે ગુણ કીર્તન હેતુ હોવાનો કવિએ જણાવ્યો છે.† શ્લોકમાં આવતા અમર પંડિતના હર્ષની ખાતર' એ પદ ઉપરથી અમર પંડિત તે કયો? તે વિચારવા જેવું છે.

આ પ્રકારે પ્રાકૃત ભાષામાં રચાયલી વાતો, ઘણા જણના જાણવામાં આવી નહી હોય; તે તેના સંસ્કૃત સંસ્કરણને લીધે, દેશદેશની પ્રાકૃતને ન જાણનાર લોકોને પણ સુલભ થઈ ગઇ. કાળે કરીને ક્ષેમંકરનો સંસ્કૃત ગ્રંથ એટલો પ્રસિદ્ધિમાં આવ્યો કે પ્રાકૃત કવિઓનાં નામ અને કાવ્યો પણ ભૂલાઈ ગયાં; અને ક્ષેમંકરની જ વાતો તરીકે એ વિક્રમ પરાક્રમની કથાઓ જાણીતી થઇ. સં. ૧૪૯૦ માં રામચંદ્રસૂરિએ ડભોઈ (દર્ભિકા ગ્રામ) માં

* જુઓ પ્રો. મોહનલાલ દવેનો ‘સંસ્કૃત સાહિત્યના ઇતિહાસ’ નો અનુવાદ, પૃ. ૪૯૬,

* સરખાવો; એ ગ્રન્થની પુષ્પિકાઃ

श्री विक्रमादित्य नरेश्वरस्य ।
चरित्र मेतत्कविभिर्निबद्धम् ॥
पुरा महाराष्ट्रवरिष्ट भाषा ।
मयं महाश्चर्यकरं नराणाम् ॥

† કવિ પોતાની રચનાનો હેતુ જણાવતાં કહે છેઃ

क्षेमंकरेण मुनिना वरगद्यपद्य ।
बन्धेन युक्तिकृतसंस्कृतबन्धुरेण ॥
विश्वोपकारविलसद् गुणीकीर्तिनाय।
चक्रेऽचिरादमर पंडितहर्षहेतोः ॥

આ ગ્રંથ જામનગરના શ્રાવક હીરાલાલ હંસરાજે ૧૯૨૩ ની સાલમાં છપાવ્યો છે.

રહીને સંસ્કૃત પદ્યમાં વિક્રમચરિત્ર નામનું સિંહાસનની બત્રીસ પૂતળીઓની વાતોનું ૬૦૦૦ શ્લોકપુરનું પુસ્તક રચ્યું છે. તે અસલ છપાયું નથી. તેનો અનુવાદ પ્રો. મણિલાલ નભુભાઇએ ૧૮૯૪માં પાટણ ભંડારની સંસ્કૃત પ્રત ઉપરથી કરેલો તે છપાયો છે.

તેના અંત ભાગમાં કવિએ લખ્યું છે કે; "શ્રી વિક્રમાદિત્ય નરેશનું આ ચરિત્ર પૂર્વે કવિઓએ, ઉત્તમ એવી મહારાષ્ટ્ર ભાષામાં બાંધેલું હતું; અને અને તે સર્વને અતિ આશ્ચર્યકારક હતું. વિશ્વોપકારપ્રવણ ગુણથી જેની મહાકીર્તિ વિસ્તરેલી એવા ક્ષેમંકર મુનિએ ઉત્તમ સંસ્કૃત ગદ્યથી યુક્ત આ ચરિત જોઇ જોઇ, સ્મરણ રહે તે માટે તે આખું મેં પદ્યમાં રચ્યું છે. દર્ભિકા ગ્રામને વિષે આ કાવ્ય મેં પૂર્ણ કર્યું છે. તેને પરોપકારપરાયણ એવા સજ્જનોએ સુધારીને દોષમુક્ત કરી વાંચવું" વગેરે.

આમ જોઇ શકાય છે કે, વિક્રમાદિત્યનું બત્રીસ કથારૂપે બાંધેલું આ ચરિત્ર ક્ષેમંકરના ગ્રંથ ઉપરથી જ નિર્માયું છે. આ કાવ્યનું નામ 'વિક્રમ ચરિત્ર' છે; પણ એમાં તેના સંબંધી ઇતિહાસ બહુ અલ્પ છે. માળવાની રાજધાની ધારા નગરીના ભોજરાજાને, એક દિવ્ય સિંહાસન પ્રાપ્ત થયું. તેને શુદ્ધ કરાવી તે ઉપર તેણે બેસવાનો વિચાર કર્યો; પરંતુ જ્યાં એ સિંહાસન ઉપર પગ મૂકવા ગયો ત્યાં, બત્રીસ પુતળીઓએ તે ઉપર બેસતાં એને વાર્યો; એટલે ભોજરાજે તેમ કરવાનું કારણ પૂછ્યું. તેના ઉત્તરમાં દરેક પુતળી એક એક વાત કહે છે. આરંભમાં સિંહાસન ક્યાંથી આવ્યું, મૂળ કોનું હતું-વગેરેની ઉત્પત્તિ બતાવવામાં આવી છે. તેમાં કંઇક વિક્રમનું ચરિત્ર કહ્યું છે. પછીની જે જે વાતો કહેવામાં આવી છે તેનો ઉદ્દેશ એટલો જ છે કે દાન, શૌર્ય, સાહસ, પરાક્રમ, પરોપકાર ઇત્યાદિ વિક્રમના દિવ્ય ગુણોનું તે કથાઓમાં વર્ણન કરવું-એમાં વર્ણવ્યા પ્રમાણે ગુણ જો ભોજ રાજામાં હોય તો જ તેમણે સિંહાસને બેસવું-એમ પુતળીઓ કહે છે.

પરંતુ ધ્યાનમાં લેવા જેવું છે કે ક્ષેમંકરની 'સિંહાસન દ્વાત્રિંશિકા'ની વાર્તાઓમાંની પૂતળીનાં નામ તેમ જ વાર્તાઓનું વસ્તુ રામચંદ્રના 'વિક્રમ ચરિત્ર' માં બીલકુલ મળતાં આવતાં નથી. કોક કોક ઠેકાણે પાઠાન્તરથી વાર્તાનું સ્વરૂપ બદલેલું જોઈ શકાય છે ખરૂં. એટલે મૂળ મહારાષ્ટ્રી પ્રાકૃતમાં તથા તેનાં સંસ્કૃત રૂપાન્તરોમાં કેટલું ઓછું સામ્ય હશે, તે સહજ કલ્પી શકાય તેમ છે.

'બત્રીસ પૂતળી'ની વાતોનું આધુનિક' સંસ્કૃત રૂપાન્તર કલકત્તાના જીવાનન્દ વિદ્યાસાગરે ૧૮૮૧માં 'દ્વાત્રિંશત્ પુત્તલિકા' એ નામથી કર્યું છે. તેમણે માત્ર તેમની જાણમાં આવેલી પ્રચલિત ભોજ સંબંધીની વાતો ઉપરથી સાર લીધો છે; અને પૂતળીનાં નામ પણ પાડયાં નથી. વિક્રમાર્ક ચરિત્રમાં 'સિંહાસન ઉપાખ્યાન'ના પ્રસંગે અપ્સરાભોજસંવાદ થયેલો તેનાં બત્રીસ ઉપાખ્યાનો એ આપે છે. એમની વાતો વળી નવી જ આખ્યાયિકાઓ છે.

આટલા વિવેચન ઉપરથી એટલું તો ફલિત થયું કે બત્રીસ પૂતળીની વાતો બહુ પ્રાચીન છે; કેટલી પ્રાચીન તે કહેવા સાધન નથી. પ્રાચીન વિક્રમચરિત્રમા સિંહાસનની શી વાતો હશે તે કલ્પી શકાય તેમ નથી. આપણી પાસે ક્ષેમંકરની આવૃત્તિ છે તે ઉપરથી એટલું કહી શકાય કે અગીઆરમા શતકમાં થઈ ગએલા માલવેશ ભોજરાજા સંબંધીની જે પ્રસ્તાવના, સિંહાસનપ્રાપ્તિના ઉપાખ્યાનમાં અને આખી વાર્તાના સૂત્રરૂપે રહેલી તે સિંહાસનની બત્રીસ પૂતળીઓની વાર્તામાં ઓતપ્રોત થયેલી છે. અને તેથી, ક્ષેમંકરનો ગ્રંથ ભોજની કીર્તિ સાંભળીને જ રચાયેલો હોવો જોઇયે. ગુજરાતના સોલંકી ભીમદેવ પહેલાનો સમકાલીન ભોજ બહુ પરાક્રમી અને વિદ્યાવિલાસી હતો. તેથી તેની કીર્તિ કવિઓએ વધારી છે.

બત્રીસપૂતળીની વાતોનાં સંસ્કૃત રૂપાન્તરોનો ઇતિહાસ તપાસ્યા પછી, તે વાર્તાસમૂહનાં ગુજરાતી રૂપાન્તરો તરફ નજર હવે કરિયે. સં. ૧૫૬૧ માં નરપતિ નામના જૈનેતર કવિએ 'વિક્રમ કથા' નામથી દુહા ચોપઇ બદ્ધ જૂની ગુજરાતી ભાષામાં ગ્રંથ રચ્યો છે, એમાં માત્ર 'પંચદંડ છત્ર' મેળવ્યાનો પ્રસંગ બતાવનારી એક જ વાર્તા આવે છે. ઉપર

જણાવ્યું તેમ, વિક્રમ કથા, અને વિક્રમચરિત્રના નામથી અનેક ગ્રંથો રચાયલા મળી આવે છે; પણ એમાં વિક્રમનું આખું–બત્રીસે વાર્તાવાળું–ચરિત્ર છે, અથવા એમાંથી કોઈ પસંદ કરેલું એકાદ ચરિત્ર છે તે આખાં કાવ્યો વાંચ્યા વગર જાણવું અઘરૂં પડે તેમ છે.

સામળભટ્ટે 'પંચદંડ' નામની જે પાંચમી વાર્તા, પોતાની 'સિંહાસન બત્રીશી'માં હંસા નામની પૂતળીને મ્હોંએ કહેવરાવી છે તે ઉપર ગણાવી ગયા તેમ, સંસ્કૃત સિંહાસનબત્રીશી કે વિક્રમકથામાં જોઈ શકાતી નથી. સંસ્કૃત ભોજપ્રબંધનું નામ સામળભટ્ટ કેટલીક વખત, પોતાના આધાર તરીકે લે છે; * પરંતુ બલ્લાળ કૃત भोजप्रबंध તથા એક જૈન યતિકૃત भोजप्रबंध માં 'પંચદંડ'ના પ્રભાવની આ વાર્તા મળી શકી નથી.

પંચદંડછત્રાત્મક સિંહાસનની પ્રાપ્તિ વિક્રમને કેવી રીતે થઈ અને ઈંદ્રે કેવાં પરાક્રમોથી પ્રસન્ન થઈ, વિક્રમ રાજાને એ સિંહાસન ભેટ કર્યું તે બતાવતું "पंचदंडात्मकं विक्रमचरित्रम् ।" એક જૈન લેખકે પાંચ પ્રસ્તાવમાં, સંસ્કૃત શ્લોકબદ્ધ રચ્યું છે. આ કાવ્યની રચના સં. ૧૨૯૦ અથવા ૧૨૯૪ ના અરસામાં થયેલી છે. એની, શ્રાવક હીરાલાલ હંસરાજે ૧૯૧૪ માં છપાવેલી પ્રતમાં, રચનાસંવતનો ઉલ્લેખ નથી. પરંતુ રચના સંવતની છાપવાળી એક બીજી હસ્તલિખિત પ્રત વડોદરાના ઓરિયન્ટલ ઇન્સ્ટીટ્યુટના સંગ્રહમાંછે. આ વિક્રમચરિત્રના એક પંચદંડ–પ્રાપ્તિના પ્રસંગની કથા વાંચી જતાં, સામળભટ્ટ કૃત " પંચદંડ " સાથે તેનું ખૂબ સામ્ય જણાયું.

આ પ્રમાણે 'પંચદંડ'નું મૂળ હાથ લાગ્યું. આ સંસ્કૃત ગ્રંથની વાત સામળભટ્ટની કૃતિ સાથે સરખાવતાં, કથા ભાગમાં તો પૂરેપૂરી અનુસરે છે. માત્ર જૈન લેખકે દાખલ કરેલા જૈનધર્મની મહત્તા સ્થાપનારા પ્રસંગો, ઉલ્લેખો તથા સુભાષિતો અને પ્રાકૃત તથા અપભ્રંશ ગાથાઓ સામળભટ્ટે મૂકી દીધાં છે. લોક સાહિત્ય જેવાં, જૈન તેમ જ જૈનેતર સમાજમાં પ્રચલિત એવાં સુભાષિતોમાંનું એક સામળભટ્ટમાં ઊતરી આવ્યું છે. તે સંસ્કૃત પંચદંડાત્મક વિક્રમચરિત્રમાં*, તથા રામચંદ્રના બત્રીસ વાર્તાવાળા વિક્રમચરિત્રમાં× પણ દેખા દે છે. સામળભટ્ટ નીચે પ્રમાણે તે આપે છે.

" જુગારી પાસે રિદ્ધડી, માંકડ કોટે હાર;
ગેહેલી માથે બેડલૂં, છાજે કેતી વાર ? "–
—પંચદંડ કડી ૩૦૨§

મૂળ સંસ્કૃતને અનુસરતી એવી, પ્રાચીન ગુજરાતી પંચદંડની વાર્તા સં. ૧૫૬૧ માં રચેલી નરપતિની છે. તેણે ખૂબીથી કથાભાગ કાઢી લઈ, જૈન મતની બધી અસર ગાળી નાખી છે. એ કાવ્યની એક હસ્તલિખિત પ્રત વડોદરા, ઓરિયન્ટલ ઇન્સ્ટીટ્યુટના સંગ્રહમાં છે.

તે પછી એક રાજધરપ્રણિત "વિક્રમ પ્રબંધ" ગણાવવો જોઇએ. સંવતના સત્તરમા શતકના પૂર્વાર્ધની ભાષામાં રચાયેલો આ કાવ્યગ્રંથ, એક અશુદ્ધ પ્રત ઉપરથી સ્વ. રણજીતરામે "બુદ્ધિપ્રકાશ"ના ૧૯૦૯, અને ૧૯૧૦ ના બે ત્રણ અંકોમાં છાપવો શરૂ કર્યો હતો. પણ પછી કોણ જાણે કેમ તે અધૂરો જ રહ્યો છે. એમાં છપાયેલા કાવ્યખંડ ઉપરથી

---

\+ સરખાવો, બત્રીશ પૂતળી'ની પહેલી હરણની વાર્તા:
" સંસ્કૃત કાલિદાસ કૃત, નિરખ્યો ગ્રંથ જે નેહ:
તે પ્રાકૃત પ્રીતે કર્યું. "-કડી ૮
કેટલીક પ્રતોમાં વળી નીચેનો પાઠ મળી આવે છે:
" સંસ્કૃત માંહિથી શોધિયું. પ્રાકૃત કર્યું પુરાણ;
શાક વખાણ્યો જેહનો, તે વિક્રમ વીર સુજાણ. "

* उक्तंच ।
' જૂઆરી ઘર રિધડી, મંકડ કંઠે હાર,
ગહિલી માથે બેડલૂં, રહે કેતી વાર ? '
(છાપેલી પ્રત)–पंचदंडात्मकविक्रमचरित्र

× ' જુગારી ઘરિ રિદ્ધડી માંકડ કોટઇ હાર:
ગહિલી માથઈ બહેડલૂં, છાજઇ કેતી વાર ? '
રામચંદ્રસૂરિ કૃત–' विक्रमचरित्र '

§ આશાભાઈ શાહના 'કહેવત સંગ્રહ'માં આ દુહો જરા ફેરફાર સાથે આપ્યો છે.
' જુગારી હાથે વાંકડું, વાનર કોટે હાર;
ગાંડી માથે બેડલું, છાજે કેટલી વાર ? '

લાગે છે કે એ કવિ પણ 'પંચદંડ' પ્રાપ્તિનો જ પ્રસંગ વર્ણવે છે. જાનેવારી ૧૯૧૦ ના બુધ્ધિપ્રકાશનો અંક જોવાથી આ સંબંધી ખાત્રી થાય તેમ છે. આ કાવ્યની એક સારી પ્રત દી. બા. કેશવલાલ ધ્રુવ પાસે છે.

તે પછીનું આ વાર્તાનું સંસ્કરણ કરનાર જૈન કવિ લબ્ધિગણિ છે. એનું સં. ૧૭૨૮ માં રચેલું "વિક્રમ પંચદંડ ચઉપાઈ"નું કાવ્ય, ભાષામા સામળથી પ્રાચીન છતા, વર્ણનોમા સામળને ખૂબ મળતું–એવું જોવામાં આવ્યું છે. આ કાવ્યની સં. ૧૭૬૩ મા ઊતારેલી પ્રત પણ ઉપરના સંગ્રહમા છે.

સામળની પંચદંડની વાર્તા સં. ૧૭૭૭થી સં. ૧૭૮૫ સુધીમા રચાયલી માનવા માટે, 'સિંહાસન બત્રીશી'ની પહેલી પંદર વાતો સં. ૧૭૮૫મા રચાઈ ગઈ હતી. એવો કવિની ઉક્તિનો આધાર પૃષ્ ૮૧ ઉપર આપી દીધો છે.

એકંદરે આ શાળોપયોગી ગ્રંથમા, તુલનાત્મક દૃષ્ટિથી પંચદંડની તુલના કરવી એ અસ્થાને છે. તેથી જ મૂળ અવતરણો આપી, અનેક જાતનું સામ્ય, વૈવિધ્ય, કવિની કલા–વગેરે પ્રશ્નોને ચર્ચવાનો મોહ અટકાવ્યો છે. ભવિષ્યમાં, સંશોધનપૂર્ણ આવૃત્તિ, પુરોગામીઓનાં કાવ્યોને પરિશિષ્ટમાં આપી, મૂલ સંસ્કૃત કાવ્ય પણ સરખામણી માટે સાથે છાપી, સામળને તે કાવ્યો કેટલાં ઉપકારક થયાં છે તે બતાવી, તૈયાર કરવા ધારણા છે. તે પ્રસંગે આ વિષયોની સવિસ્તર ચર્ચા કરવાનું મુલતવી રાખી, આ લાંબો થયેલો પ્રસ્તાવના લેખ પૂરો કરવામાં આવે છે.*

* "પંચદંડ અને બીજાં કાવ્યો" નામના ૧૯૩૦ની મેટ્રીક પરીક્ષા માટેના ગુજરાતી પદ્યવિભાગની મ્હારી આવૃત્તિમાંથી.

---

# શ્રી જયસાગરકૃત શ્રી તીર્થમાળા સ્તવન

સંશોધકઃ—મુનિશ્રી ચતુરવિજયજી.

સરસતી માત નમી કહું, મુજ મુખ કરો નિવાસ.
તીરથના ગુણ ગાયવા, દેયો વચન વિલાસ. ૧
અરિહંત સિદ્ધ સદા નમુ, આચારજ ઉવઝાય.
સાધુ સકળ નમતાં થકાં, દિન દિન મંગલિક થાય. ૨
ન્યાયસાગર પ્રભુ મુજ ગુરૂ, ગુરૂ ગુણનો ભંડાર.
જય કહે ચરણકમળ નમી, કરશું તીરથમાળ. ૩

ઢાળ.

ભવિયણ હે ભવિયણ.

સોરઠ દેશમાં દીપતા શેત્રુંજો ગિરનારા, ભવિયણ.
સિદ્ધ અનંતા તિહાં હુઆ. ઋષભજી નેમુ જુહારા. ભવિયણ
તીરથ યાત્રા તુમે કરો. ૪
નાનાં મોટા દેહરાં, ત્રણ્ય સહેં ને છાસઠ. ભ૦
બિંબ તણી સંખ્યા સુણો, પન્નરસેંહેં પાસઠ ભ૦ તી૦ ૫
વઢિઆર દેશમા વંદિએ, શ્રી શંખેસરો પાસ.
પાટણમાહિ પંચાસરો, એકસો આઠ ચૈત્ય ખાસ. ૬
તારંગે અજીત જીણેસરૂ, અષ્ટાપદિ આદિનાથ.
સમેતશિખર વીસસિદ્ધ હુઆ, મુક્તિપુરીનો સાથ. ૭
ચંપાયે વા સુપૂજ્ય સિદ્ધિ વર્યાં, પાવાયે વીર જીણંદ.
આબુ દેવ જુહારીયે, ચોમુખ બાર જિનચંદ. ૮
વિમલ વસહિ વસ્તુપાલને, દેહરે પ્રભુ અતિ ચંગ.
કોરણી કીધી અતિ ઘણી, પૂજો મનને રંગ. ૯
દીવ અને મધરોળમાં, વેલાકુલ પાટણ જાણ.
પુરબિંદર નવેનગર, જિન ચૈત્ય તે મનમાં આણ.૧૦
જુનેગઢ ઘોરાજીએ, મહુએ મહાવીર દેવ.
ભાવનગરિ આદિનાથજે, ઘોઘે.પાસ નવખંડો સેવ.૧૧
સેરીસો ને સામલો, અઝારો મોહેરો પાસ.
વાડીને વલી ઢોકલો, સુરનર નારી ગાયે ભાસ. ૧૨
માંગીતુંગી મુગતાગિરે, સિદ્ધ ઘણાનો ઠામ.
નાશક ત્ર્યંબક ને ગિયે, જિન ચૈત્યને કરૂં પ્રણામ.૧૩
અવરંગાબાદ બુરહાનપુરે, ચ્યાર ને આઠ છે ચૈત્ય.
મુંગી પાટણ મુનિસુવ્રત, પાસ અંતરીક નમુ એકચિત્ત ૧૪
બાલાપુર મુલકાપુરે, ગાંદલી નંદરબાર.
મનવંછિતને રે, નમો, પાસ વિઘનહરો સુખકાર. ૧૫

દક્ષિણ માંહી જે હોયે નાહનાં મોહટાં ચૈત્ય.
ભાવ ધરીને તે નમું, જિન નવસારી નિત્ય નિત્ય.૧૬
સુરત ને રાનેરમાં આઠ છે જિનપ્રાસાદ.
દેહરાસર અતિ દીપતાં, જગ માંહિ જશવાદ. ૧૭
ભરૂઅચ નયરમાં ભેટીએ, પાસ કુહલોરો સ્વામ.
મુનિસુવ્રત આદિનાથ છે, શાંતિનાથને કરૂં પ્રણામ. ૧૮
સીનોર ગંધાર જંબુસરે, ડભોઇ લોઢણ પાસ.
વડોદરે દાદો પાસજી, તે સહુની પૂરે આસ. ૧૯
કાવી ખંભાત સોજ્યંતરે, એબે ચૈત્ય એકસો આઠ.
સુખસાગર થંભણ પાસજી, તે ટાળે કર્મના કાંઠ.૨૦
પેટલાદ નડિયાદ ધોળકે, બારેજે સાણંદ,
પાલ્યે સાચો દેવ છે, ભીડભંજણ ભેટે આણંદ. ૨૧
રાજનગર રલિઆમણાં, દહેરાં એકસો ચાલીસ.
દેહરા માંહિ દેહરાં, ભુંધરે ભેટો જગદીશ. ૨૨
દેહરાસર અતિ ફૂટડાં, બિંબ ઘણાં તિહાં જોય.
ભાવે ભગત્યે પૂજીઈ, સમકિત નિરમળ હોય. ૨૩
સુંધે ઉમરેઠ ગોધરે, આંતરોલી કપડવાન.
લુણાવાડે વીરપુરે, પ્રભુ નમતાં વાધે વાન. ૨૪
ઇડર મુહરો પ્રભુ, સાવલી પોસીહો પાસ.
મહેસદાવાદી નારંગપુરે ગોડી ટાળે ભવના પાસ.૨૫
અમનગરને વડનગર, મેંહેસાણે માંડળ સ્વામ.
ગાડરીયો ભટેવો નમો, વળી જિન નમો વીરમગામ.૨૬
વીજાપુર વડાળીયે, કુંભારીયે જિનપ્રસાદ.
સીરોહી સાદડી રાણપુરે, તે તો સરગસું માંડે વાદ.૨૭
ઉજ્જેણ માંહિ અવંતી નમો, વળી માળવે મગસી પાસ.
ફલોદી ચિંતામણી પ્રભુ, મુજ મનમાં કીધો વાસ. ૨૮
સાલ્માપુર સારંગપુરો, જીવંત પ્રભુ જાવર.
માંડવગઢ કૃષ્ણગઢ પ્રભુ, વળી જિન નમો રૂપનગર.૨૯
શ્રી નડોલાઇ યાદવો, વરકાણો મોહરી પાસ.
જીરાવલો અમીઝરો, મનમોહનનો હું દાસ. ૩૦
સુરત મંડણ કલિકુંડે, વળી ભાભો ઘૃતકલ્લોલ.
જગવલ્લભ ને સહસફણો, જોહારો જસા પોળ. ૩૧
સિધપુર પાલણપુર પ્રભુ, રાધનપુર ચૈત્ય વિશાદ.
સાચોર બંભણવાડમાં, મહાવીરજી ગુણો અગાધ. ૩૨
કરીયે જિન ચોવીસમો, ચૈત્ય સાંનલપુર મઝાર.
ધમડકે કરારીયે, જિનબિંબ નમો અંઝાર. ૩૩
કછ ભુજમાં ચૈત્ય જે હોય, વળી લાહોર પટણા માંહિ.
આગરે નાગોર મેડતે, તે જિન નમું હું ઉચ્છાહિ. ૩૪
આઠ ચૈત્ય બીકાનેરે, જેશલમેર બિંબ જુહાર.
જોધપુર જાલોર ભિનમાળમાં, તે જિન નમિ આતમતાર. ૩૫
અજમેર આંબેર સાંગાનેરે, મગસુદાવાદ જિનરાજ.
ઠેકે જયનગરે પ્રભુ નમી, સારો પોતાના કાજ. ૩૬
નાણે ને વળી નાંદિયે, જોહારો જીવતસ્વામ.
દેલવાડે દેવ લોટાણો નમો, જો મુગતિ તણું હોય કામ. ૩૭
રાજસાગર ને ચોમુખે, દયાલસાહે બિંબ કીધ.
પ્રતિષ્ઠા કરીને થાપીયા, ધન ખરચી લાહો લીધ.૩૮
ડુંગરપુર ઉદેપુર પ્રભુ, ચોહટા માંહે દેહરા ચોળ.
વાગમમાં રિષભદેવજી, સંઘ પૂજે કેશર ઘોળ. ૩૯
નંદીશ્વર દ્વીપે નમો, બાવન ચોમુખ જગદીશ.
એકસો ચોવીસ એકએકે, બિંબ ચોસઠ સહે અડતાલીસ.૪૦
આઠ કોડ છપન લાખ, વળી સતાણું હજાર.
બત્રીશશેં બ્યાશી શાશ્વતા, પ્રાસાદ તણો રે વિચાર.૪૧
કોડી પનરસેં બેતાલીસ, જિનબિંબ અઠાવન લાખ.
છત્રીશ હજાર એંશી નમું, શાશ્વતાં જીન એ ભાખ.૪૨
ઋષભાનન ચંદ્રાનન પ્રભુ, વારિષેણ ને વર્ધમાન.
શાશ્વત જિન નામ સાંભળી, તે પ્રભુનાં કરો ગુણગાન.૪૩
શાશ્વતી ને અશાશ્વતી, વળી સ્વર્ગ મર્ત્ય પાતાળ.
જીહાં જીહાં જિન પ્રતિમા હોય, તે હું વંદું ત્રણ કાળ.૪૪
અતીત અનાગતે પ્રભુ, હુઆ ને હોસે જેહ.
વર્ત્તમાન વરતે યદા, તે હું પ્રણમું ધરી નેહ. ૪૫
એકસો સિત્તર ઉત્કૃષ્ટા, શ્રી અજીતને વારે ગુણધામ.
નવકોડ કેવળી નિત્ય નમો, નવ સહસ કોડિ સાધુને શિરનામ. ૪૬
અનંત ચોવીસી જિન નમું, વળી સિદ્ધ અનંતી કોડ.
કેવળજ્ઞાની થિવિર સવે, હું વંદું બે કર જોડ. ૪૭
બે કોડી કેવળધરા, વળી વિહરમાન જિન વીસ.
સહસ યુગલ કોડી નમું, વળી સાધુ સર્વે નિશદીશ.૪૮
યાત્રા પૂજાનું ફળ સાંભળો, વળી દ્રવ્ય ભાવ હોય શુદ્ધ.
વૈમાનિક સુખ અનુભવી, વળી સિદ્ધિ લહે કહે બુદ્ધ.૪૯
સંવત અઢાર એકમાં, રહી રાજનગર ચોમાસ.
જમાલપુરના પાડામાં મુજ ઉપન્યો હર્ષ ઉલ્લાસ.૫૦

# નયચક્રનું પ્રકાશન

ગયા જ્યેષ્ઠ માસમાં મારે મારા વતન પાદરામાં જવાનું થતાં આત્મજ્ઞાની માણેકલાલભાઈને હું મળવા—અને તેથી જ્ઞાનલાભ પામવા—ગયો. એ જ્ઞાનરક્ત પુરૂષ દ્રવ્યાનુયોગના અન્યય અનુરાગી છે. વાત ઉપર વાત કરતાં નયચક્ર ઉપર વાત ઉપાડી: મલ્લવાદી કૃત દ્વાદશાર નયચક્રની એક પ્રત કુંવરજી ભાઇ પાસે હોવાનું જણાતાં તે મંગાવેલી—તેમણે લખેલું કે, 'અક્ષરો ઘણા ઝીણા અને લિપિ પડિમાત્રા વાળી હોવાથી એનું વાચન ઘણું કષ્ટસાધ્ય છે. અને તે વાંચી તેનું યથાર્થ સંશોધન કરી આપનાર કોઇ દેખાતું નથી. પંડિત સુખલાલ, અને પંડિત બેચરદાસ પણ તેનું સંશોધન કરવા અશક્ત છે.'[1] આમ તેમણે મને હકીકત જણાવી. મેં કહ્યું: ઉપરોક્ત પંડિતો એનું સંશોધન ન કરી શકે એ સંભવતું નથી. આથી એમણે જણાવ્યું કે તમે એમને પુછાવો અને એ ગ્રંથની મૂળ અને કોઇની કરેલી ટીકાવાળી સારી પ્રતનો—જે સુવાચ્ય હોય તેનો પત્તો લાગે તો એને છપાવી ઉધ્ધાર કરીએ.

જેથી મેં આમાટે ઇતિહાસ અને ગુજરાતી સાહિત્યના અપ્રતિમ વિદ્વાન સાક્ષર રત્ન શ્રી મોહનલાલ દેશાઇ સાથે પત્ર વ્યવહાર કરવાનું માથે લીધું. આ ચોમાસામાં જગમશહુર આત્મારામજી મહારાજના શિષ્ય રત્ન પુજ્યપાદ મુનિ શ્રી અમરવિજયજી સિનોર પધારેલા છે. તેઓ વિદ્વાન્ અને જ્ઞાનના અસાધારણ ઉપાસક હોઇ, પ્રાચીન અને અર્વાચીન હસ્તલિખિત અને મુદ્રિત ગ્રંથોનો જબરો સંચય ધરાવે છે. તેના શિષ્ય પંડિત ભૂપણ ચતુરવિજય જેઓ સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યના ઉંડા અભ્યાસિ છે, અને પ્રસિદ્ધ સંશોધક રા. હીરાલાલ કાપડીઆના કાર્યના અનન્ય સહાયક છે; તેમની સાથે મારો પણ ઘણો જુનો અને ગાઢ સંબંધ હોવાથી, પાદરામાં થયેલી વાત મેં એમના આગળ કહી. એટલે એમણે દ્વાદશાર નયચક્રની ઉપાધ્યાય શ્રી યશોવિજયજીની ટીકાની પ્રત પોતાના ભંડારમાં હોવાનું જણાવ્યું. એ પ્રત—એઓ શ્રી જ્યારે સર્વજનપ્રસિદ્ધ શેઠ અનુપચંદ મલુકચંદ હયાત હતા તે વખતે ભરૂચ સ્થિત થયેલા ત્યારે કોઈ લહિઆ બે નકલો તાજી લખેલી લેઈ આવેલો તે તેની પાસેથી એક મહારાજશ્રીએ અને બીજી શેઠ અનોપચંદભાઈએ રાખી લીધેલી. દ્વાદશાર નયચક્ર ઉપર શ્રી સિદ્ધાર્ષિની કરેલી પણ ટીકા છે, એમ રા. હીરાલાલ કાપડીઆએ પ્રસંગોપાત મુનિ મહારાજ શ્રી ચતુરવિજયજીને લખી જણાવેલું.આ ઉપરથી મહારાજશ્રી માર્ફત રા. કાપડીયાને પુછાવેલું પણ એમનો એ વિષે કશો ખુલાસો અમોને મળ્યો નહિ. મારૂં ફરી અષાડ સુદમાં પાદરે જવાનું થયું; અને મારા પુજ્ય મુરબ્બી શ્રી મોહનલાલભાઇ વકીલ જેઓ અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળના આત્મા હોઈ આટલી ઉમરે પણ એક સમર્થ યુવાનને શરમાવે એવા ઉત્સાહ અને ત્વરિત ગતિથી શ્રુતપ્રગટન કરી રહ્યા છે, જે પહેલી

[1] માનનિય જ્ઞાનરંગ વકીલ શ્રી મોહનલાલભાઈ સાથે આ વિષે હું ફરી જ્યારે વિજયાદશમી રોજ પાદરે ગયો ત્યારે વાત નિકળતાં—કુંવરજી ભાઇએ મોકલેલી પ્રત અને કાગળ વિષે જણાવતાં તે પ્રત નયચક્રની નહિ પણ પ્રમાણનય તત્ત્વાલોકાલંકારની હતી.

વખતે મે વેકશન હોવાથી બહાર ગયેલા જેથી મળી શકેલા નહિ તેમનું આ વખતે મળવું થતાં, મેં ઉપરની બધી હકીકત એમના પુછવાથી નિવેદન કરી. એ વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ માનનીય પુરૂષે એ ગ્રંથને જે કાંઇ શ્રમ લેવો પડે તે લઈને ત્વરિત ગતિએ પ્રસિદ્ધમાં મૂકવાની સક્રમતા બતાવી. અને હું સિનોર જઇ મુનિ મહારાજ શ્રી અમરવિજયજી પાસેથી પ્રત લઇ એમને મોકલું તો તે લઈ તેઓ અમદાવાદ પંડિત સુખલાલજી પાસે જઇ આવે. મેં એમને-મહારાજે* ડભોઈથી પ્રત મંગાવી આપવાથી તે ભાદ્રપદમાં મોકલી વળી તેમને એક કાગળ મુંબાઈ રા. હીરાલાલ કાપડીઆને લખેલો તેનો જવાબ તેમના ઉપર આવેલો તેની ખબર મને એમણે કરી. રા. રા. શ્રી મોહનલાલભાઈ દેશાઈ સાથે થયેલા પત્ર વ્યવહારમાં આ વિષે ઉલ્લેખ કરવામાં આવેલો. નયચક્ર ઉપર શ્રી યશોવિજયજીની ટીકા છે એ જાણતાં એમણે આનંદાશ્ચર્યતા બતાવી અને પંડિત સુખલાલ ને બેચરદાસ એનું સંશોધન કરી શકે એ મારી શ્રદ્ધા એમને પણ શ્રધ્ધેય લાગી. સિદ્ધર્ષિની ટીકાનો ઉલ્લેખ હર્મન જેકોબીએ 'સમરાઇચ્ચ કહા'ની પ્રસ્તાવનામાં કર્યો છે, એમ એ ટીકા વિશે પુછપરછ કરતાં એમણે જણાવ્યું. આ દરમ્યાન "જૈનયુગ"માં એ પંડિતદ્વયે પ્રસ્તુત ગ્રંથના પ્રકાશ કાર્ય ઉપર પ્રકાશ નાંખતો લેખ પ્રસિધ્ધ કરાવ્યો. આ ઉપરથી એ કાર્ય કેટલું ગંભીર વિસ્તીર્ણ અને કષ્ટસાધ્ય છે અને દ્રવ્ય તથા કાળનો કેટલો બધો ભોગ આપવો પડે એમ છે તેનો ખ્યાલ આવી શકે છે. તેમના તરફથી એકવાત એ જાણવામાં આવીકે શ્રી યશોવિજયજીના નામથી ઓળખાતી તે ટીકા શ્રીસિંહ ક્ષમાશ્રમણની રચેલી અને શ્રી યશોવિજયજીએ તેનો છેલ્લો આદર્શ તૈયાર કરેલો. રા. રા. દેશાઈ શ્રી યશોવિજયજીનું ચરિત્ર તૈયાર કરે છે. તેમણે એમના ગ્રંથોની એક સંગિન યાદી કરવા માંડી છે. આ કામ પરત્વે નયચક્ર ટીકામાં કયા કયા સ્વ અને પરદર્શનના ગ્રંથોનો ઉલ્લેખ આવે છે તેની નોંધ કરી મોકલવા મહારાજશ્રીને વિનંતિ કરવાથી મુનિશ્રી ચતુરવિજયજીએ એ ટીકા ઉપલક જોઇ જેથી ઉપલી હકીકતને ટેકો મળતો તેમને જણાયો. આખોગ્રંથ તપાસી જઈને તેમાંના રા. રા. દેશાઇએ માગ્યા પ્રમાણેના ઉલ્લેખો તારવી તેમને મોકલવા બન્યું નથી પણ આદ્ય અંત્ય ભાગના ઉલ્લેખના સંગ્રહ વાળું પ્રુફ કે જે રા. હીરાલાલ કાપડીયા તરફથી તપાસી જોવા મારે આવ્યું હતું—એમની પણ શ્રી યશોવિજયજીના જીવન કથાને અંગે એમના રચિત ગ્રંથોની યાદી તૈયાર કરી છે—તે એમને મોકલી આપ્યું. એ પ્રુફમાં કરેલો અંત્યભાગનો ઉલ્લેખ મહારાજશ્રીની પ્રતમાં નથી.

આ દરમ્યાન, હું ફરી પાદરે ગયો ત્યારે મારા સુરજી, રા. રા. મોહનલાલભાઈ વકીલે આર્હત મત પ્રભાકર તરફથી, તેમના ઉપર તાજો આવેલો નિચેનો પત્ર મારા હાથમાં મૂકયો.

તા. ૨૧-૧૦-૨૮

વિ. વિ. આપ દ્વાદશાર નયચક્ર નામક જટિલ ગ્રંથનું આવશ્યક સંપાદન અને પ્રકાશન કાર્ય કરવાના છો, એ સમાચાર મને જૈનયુગમાંથી જાણવા મળ્યા. તેમજ હોય તો આપને અનેકશઃ ધન્યવાદ !- ધન્યવાદ આપી બેસી રહેવામાં હું યોગ્ય નથી માનતો. આપને તદ્વિષયક યોગ્ય જે બનતી મદદ કરી શકીશ. પંડિત સુખલાલ પાસેથી ઉક્ત ગ્રંથ છપાવવા પ્રેસ કૉપી રૂપમાં મેં એક મોટી કોપી રૂ.૧૨૦) માં મેળવેલી અને તે પણ તે ગ્રંથનું પ્રકાશનકાર્ય આરંભ કરવા મેં ધારેલું તદર્થેજ: પત્ર લખવાનો ઉદ્દેશ એજ કે આપણે બેઉ જણા એકજ ગ્રંથ છપાવીએ એ ઠીક નથી. માટે આપ છપાવવા હજી ચોક્કસ હો તો ઉક્ત કૉપી રૂ. ૧૨૦) માં આપને આપી અમારૂં આ ગ્રંથપ્રકાશનનું કાર્ય હજુ કંઇએ કર્યું નથી, નહિ કરીએ. અને આપનેજ મદદ કરીએ. પત્રોત્તર આવ્યાથી કૉપી મોકલી આપીશ. પત્રોત્તર જલ્દી મળે એવી ઈચ્છા છે. કાર્ય સેવા લખશો.

ભવદીય મોતીલાલ.

* ડભોઇમાં શ્રી અમરવિજયજી મહારાજના ઉપદેશથી, પત્થરનું રા. વીશ હજારના ખર્ચે જ્ઞાનમંદિર તૈયાર કરાવેલું છે જેમાં તેમના પુસ્તકો રાખવામાં આવ્યાં છે. શ્રીરંગ વિજયજી પણ પોતાના પુસ્તકો તેમાં ગોઠવે છે બન્ને મુનિનું જન્મસ્થાન ડભોઇ છે. અને તે વસ્તુપાલનો બંધાવેલો પુરાતન કિલ્લો, મહોપાધ્યાય શ્રીયશોવિજય ગણિના સમાધિ, અને કવિ દયારામના નિવાસસ્થાન તરિકે તે ઇતિહાસપ્રસિધ્ધ છે. વર્તમાનમાં પણ તે ઘણા સાધુ અને સાધ્વીઓનું જન્મ સ્થાન છે.

પંડિત સુખલાલ અને પંડિત બેચરદાસનો સંપાદનકાર્ય પર પ્રકાશ નાંખતો લેખ બહાર પડ્યા પછી રા. રા. મોહનલાલભાઈએ હું તે અરસામાં પાદરે ગયો ત્યારે પોતાની ઋજુતા પ્રમાણે મારા આગળ જણાવેલું કે, ગ્રંથનું સંપાદન તો ખરેખર એ પ્રમાણે થવું જોઈએ પણ લાખ રૂપીઆ જેટલી રકમ હાલ તુરત એકઠી કેવી રીતે કરવી ? વળી તે દશ વર્ષે તૈયાર થનાર ગ્રંથને હું આ જીવનમાં સંપૂર્ણ કરી શકીશ કે કેમ ? કારણ કે બધું કાર્ય મારે એકલે હાથે ઉપાડવાનું છે અને પશ્ચાત્ તે પુરૂં કરે એવું કોઇ નથી. પાંચેક હજારના ખર્ચથી એકાદ બે વર્ષમાં પતી જાય એમ હોય તો તેને માટે પ્રયત્ન કરત. એમ વિચાર થવાથી મુનિ મહારાજ શ્રી અમરવિજયજી મહારાજ વાળી પ્રત તેમને આપવા મને પાછી આપી, અને રા. રા. મોતીલાલ લાધાજીને પણ તેમના કાગળના જુવાબમાં એ મતલબનું તેમને લખી દીધું અને સાથે સાથે તે ગ્રંથ તેઓજ પ્રસિધ્ધ કરે એમ ખાસ ભલામણ કરી. રા. મોતીલાલ લાધાજીનો તે પછી કાંઈ જુવાબ મળ્યો નથી.

આશા છે કે કોઇ પણ સંસ્થા અગર વ્યક્તિ આ મહા મૂલ્યવાન્ ગ્રંથનું સંપાદન અને મુદ્રણકાર્ય ત્વરિત હાથ ધરશે અને એ રીતે એ ગ્રંથને અંધકારમાંથી બહાર લાવી શ્રુત-ઉદ્ધારણનું પુણ્યાનુબંધી પુણ્ય ઉપાર્જન કરશે.+

અશાડ સુદ ૧૪ **ગોરધનભાઇ વિરચંદ શાહ.**
ચૌમાસી ચૌદશ.
સં. ૧૯૮૫ સિનોર.

---

# અર્થશાસ્ત્રનું રહસ્ય શું ?

[લેખક રા. ઝવેરચંદ નેમચંદ શેઠ જુનીઅર બી. કૉમ. મહાવીર જૈન વિદ્યાલય]

૧.

અત્યારે અર્થશાસ્ત્ર એટલું જરૂરનું છે કે દરેક મનુષ્યે પોતાના જીવનમાં તેનો સંપૂર્ણ અભ્યાસ કરી તેને વર્તનમાં મુકવું જોઇએ. પ્રાશ્ચાત્ય દેશોમાં તો દરેક બાળક પુખ્ત ઉમરનો થાય ત્યાર સુધીમાં તે એને શીખી લે છે. અહિંઆ તો એને બહુજ થોડા જાણે છે. એને તો ધરગથ્થુનું ઉપનામ આપીયે તો વાંધો નહિ. અર્થશાસ્ત્ર એટલે ફક્ત પૈસા કેમ પેદા કરવા તે બતાવનારૂં શાસ્ત્ર નહિ, પરંતુ સમાજમાં રહીને દરેક વ્યક્તિ પોતાની હાજતો પોતાની વાર્ષિક આવકના પ્રમાણમાં કેમ પુરી પાડે, દરેક ક્ષણે તેને જ્યારે પૈસા વાપરવાનો પ્રસંગ આવે ત્યારે તે વિચારે કે અમુક રીતે ખર્ચ કરવાથી વધુ લાભ થાય, અને અમુક રીતે કરવાથી ઓછો થાય. માર્શલ કરીને એક અંગ્રેજી અર્થશાસ્ત્રી કહે છે કેઃ—

Political Economy is a study of man's actions in the ordinary business of life; it inquires how he gets his income and how he uses it.

અર્થાત્ અર્થશાસ્ત્ર એ જીવનના દરેક સામાન્ય વ્યવસાયમા મનુષ્યના કાર્યની સમાલોચના છે. તે બતાવે છે કે માણસ પોતાની વાર્ષિક આવક કેમ પેદા કરે છે અને તેને કેવી રીતે મેળવે છે.

વળી અર્થશાસ્ત્રમાં મનુષ્યને પૈસા માટે જ સર્જ્યો છે એવું કાંઇ નથી. પૈસા તેને માટે છે, તેના સુખને અંગે છે, અને મનુષ્ય તેને ભોગવવા માટે છે.

અમેરીકાનો એક સમર્થ અર્થશાસ્ત્રી એલી કહે છેઃ

---

+ આ લેખ પ્રસિધ્ધ કરવાનો હેતુ એટલો જ છે કે, કોઇને પણ ગ્રંથ છપાવી બહાર પાડવા વિચાર હોય તો, તેને માટે જોઇતી સાધનસામગ્રી મેળવવામાં સુગમતા થાય.

Economics is the science which treats of those social phenomena that are due to wealth-getting and wealth-using activities of man. Economics treats of wealth; and of Man's activities in connection with wealth. Economics treats of man's welfare, studying man not simply as a producer of wealth, but as one for whose benefit all wealth is produced.

—અર્થશાસ્ત્ર એ એવી વિદ્યા છે કે જે પૈસા કમાવવાને અંગે અને તેને વાપરવાને અંગે માણસ જે જે કાર્યો કરે છે તેનાથી થતા સામાજિક પરિવર્તનનું બારીક રીતે અવલોકન કરે છે. અર્થશાસ્ત્રમાં અર્થ આવે છે, અને સાથે અર્થ માટે થતી તૈયારીઓ અને કાર્યો કે જે તે પૈસા કમાવનારો કરે છે તે પણ આવી જાય છે. વળી અર્થશાસ્ત્ર માણસને પૈસા મેળવનારો જ છે એમ કહેતું નથી, પણ સર્વ સંપત્તિઓ તેના જ સુખને ખાતર છે, એમ સાબિત કરી બતાવે છે.

આમ આપણે જો અર્થશાસ્ત્રને બરાબર અવલોકીયે તો જરૂર લાગશે કે એ કાંઇ નજીવું શાસ્ત્ર નથી, એ કાંઇ ભૂગોળ, ઇતિહાસ, કે વિજ્ઞાનના જેવું નથી, પણ મનુષ્યની જીંદગીને પ્રતિક્ષણે અવલોકતું, તેના જીવનના સુખમય સ્થાને પહોંચતું, તેના અંતરને દૈન્યથી સુખને માટે પ્રેરતું જીવતું અને જાગતું શાસ્ત્ર છે.

સાધારણતઃ અર્થશાસ્ત્રના મુખ્ય ચાર વિભાગો છે (૧) Production અથવા ઉત્પત્તિ, (૨) Distribution અથવા વહેંચણી, (૩) Consumption અથવા વપરાશ, અને (૪) Exchange અથવા બદલો. કેટલાક આ ચાર વિભાગમાં એક પાંચમો વિભાગ પણ ઉમેરે છે. તેને Taxation કહેવામાં આવે છે. આનો અર્થ કર અથવા વેરો એમ થાય.

Economics અથવા અર્થશાસ્ત્ર




Production ઉત્પત્તિ — Distribution વહેંચણી — Consumption વપરાશ — Exchange બદલો

હવે આપણે એક પછી એક વિભાગ તપાસીયે. પ્રથમ Production અથવા ઉત્પત્તિ લઇએ. તેના નીચે પ્રમાણે ચાર વિભાગ પાડવામાં આવ્યા છેઃ—

(૧) Land અથવા જમીન, (૨) Labour અથવા મહેનત, (૩) Capital અથવા સાધનો (૪) Organisation વ્યવસ્થા.

દરેક વસ્તુનું તેના જન્મ સ્થાનથી લઇને તેના નાશ સુધીમાં તેનું ઉપર બતાવ્યા પ્રમાણે મુખ્ય ચાર સ્થિતિમાં પરિવર્તન થાય છે. ખરી રીતે તો કોઈ પણ વસ્તુ દુનિયામાં નવીન ઉદ્દભવતિ નથી, પરંતુ જેમ રૂ, ઘઉં, ચોખા, બાજરી, વગેરે ઉત્પન્ન થાય છે તેમ તે નવીન થાય છે. રૂ જ્યારે થયું ત્યારે તેને ઉત્પન્ન કરવાને જુદા જુદા પદાર્થોની જરૂર પડી હતી, અને ત્યારે તેમાંના કોઇને પણ બહારની દુનિયામાંથી લાવવામાં નો'તા આવ્યા. તેવી જ રીતે અર્થશાસ્ત્રમાં ઉત્પત્તિ એટલે વસ્તુનું રૂપાન્તર એમજ અર્થ થાય છે. અને તે રૂપાંતર એવી રીતે થાય છે કે જેથી તે રૂપાંતરનો સારામાં સારો ઉપયોગ થઇ શકે. રૂ જ્યાંસુધી પીંજાયું ન હતું, વણાયું ન હતું અને તેમાંથી કપડું ઉત્પન્ન થયું ન હતું ત્યાં સુધી તે નકામું હતું. પણ જ્યારે તેનું રૂપાન્તર થયું એટલે રૂમાંથી કપડું થયું ત્યારે જ તે ઉપયોગમાં આવ્યું. આ રૂપાંતરને અર્થશાસ્ત્રમાં આપણે ઉત્પત્તિ કહીયે છીએ.

અર્થશાસ્ત્રમાં એક સિધ્ધાંત છે કે The increase of product is in general less than in proportion of the increase of capital and labour. અર્થાત્ સામાન્ય

રીતે જેમ જેમ વસ્તુની પેદાશ વધે તેમ તેમ **તેની વધતી જતી કિંમત સાધન અને મહેનત એ બેના કરતાં ઓછી હોય છે.** આને Law of Diminishing Returns કહેવામાં આવે છે. આપણે એને ઘટતી જતી પેદાશનો સિધ્ધાંત કહીયે.

એક દાખલો લઇએ. એક વીઘું જમીનનું ખેતર છે. તેમાં ઘઉં વાવ્યા છે. વરસને અંતે તે ઘઉં ઉગાડતાં આપણને ચાર બળદ, પચાસ મજુરો એક કુવો, વગેરે કરાવ્યાનો ખર્ચ થયો. તે ખેતરમાંથી એકંદર ૨ કળશી ઘઉં થયા. જે બધો ખર્ચ થયો તેની કિંમત રૂ. ૭૫ આવી, અને ઘઉંની કિંમત રૂ. ૧૩૮ થઇ. બીજે વરસે તે ખેતરમાં કુલ ખર્ચ રૂપીયા ૧૦૦નો કર્યો અને ઘઉં રૂ. ૧૫૦ રૂપીયાના થયા. ત્રીજે વરસે વળી ૧૨૫ રૂપીયા વાપર્યા અને એકંદરે ૧૬૫ રૂપીયાના ઘઉં થયા. વળી ચોથે વરસે ૧૫૦ નો ખરચ કર્યો અને ૧૮૦ રૂપીયાના ઘઉં થયા આને આપણે નીચે પ્રમાણે ક્રમવાર ગોઠવીયે—

| વર્ષ | કુલ ખર્ચ રૂ. | કુલ પેદાશ રૂ. | એકંદર નફો રૂ. |
|---|---|---|---|
| ૧ લું | ૭૫ | ૧૩૮ | ૬૩ |
| ૨ જું | ૧૦૦ | ૧૫૦ | ૫૦ |
| ૩ જું | ૧૨૫ | ૧૬૫ | ૪૦ |
| ૪ થું | ૧૫૦ | ૧૮૦ | ૩૦ |

આમ જેમ જેમ આપણે ખરચ વધારતા જઇએ તેમ તેમ દરેક વર્ષે વધેલા ખરચના પ્રમાણમાં આપણને મળતી આવક ઓછી થતી જશે. પછી પણ જો આપણે અટકીશું નહિ તો એવું પરિણામ આવશે કે આપણો ખરચ ખૂબ વધી જશે અને તે વધતા જતા ખરચથી થતી પેદાશ ઓછી થતી જશે, અને આખરે તે શૂન્ય થશે. હજુયે જો આગળ વધીશું તો તે પેદાશ (અથવા નફો) વધુ ઓછો અથવા minus થશે. પ્રથમ વરસે આપણને ૬૩ રૂપીયા મળ્યા, બીજે વરસે ૨૫ રૂપીયાના વધુ ખરચથી ૫૦ રૂપીયા મળ્યા, ત્રીજે વરસે તેટલાજ રૂપીયાના ખરચથી ૫૦ રૂપીયા નહિ, પણ ૪૦ મળ્યા. આ બાબત આપણા સિધ્ધાંતની સત્યતા દર્શાવે છે.

આ સિદ્ધાંત સામાન્ય રીતે બધેય લાગુ પડે છે. ફક્ત તેના વખતમાં ફેર પડે છે. જ્યાં જમીન નવી હોય ત્યાં વધુ વખત લાગે, જ્યાં જમીન ફળદ્રુપ હોય ત્યાં પણ વાર લાગે, વળી જ્યાં ખાતર વગેરે સારૂં વપરાતું હોય ત્યા પણ વખત લાગે, અને જ્યાં જમીનને ખેડવાને વખત ઘણો થયો હોય, વળી તે ફળદ્રુપ ન હોય, ખાતર વપરાતું ન હોય ત્યાં આ સિધ્ધાંત જલદી લાગુ પડે છે. અમેરીકા જેવા નવા દેશમાં આ સિદ્ધાત બહુ મોડો લાગુ પડે છે, અને હિંદુસ્થાન અને ચીન જેવા પ્રાચીન દેશમાં ક્યારનોયે આ સિધ્ધાંત લાગુ પડ્યો છે.

ઉપરનો સિધ્ધાંત ન કિંતુ જમીન ઉપર, પણ ખાણોમા, અને રહેવાના ઘર બાંધકામમાં પણ લાગુ પડે છે. પરંતુ ખાસ કરીને એને જમીન ઉપર લાગુ પડતો વધુ જોવામાં આવે છે.

હવે આપણે ઉત્પત્તિના દ્વિતીય વિભાગમાં એટલે મજુરી ઉપર આવીએ. અર્થશાસ્ત્રમાં મજુરી બે પ્રકારની છે. Productive labour અને unproductive lobour, ઉત્પાદક-અથવા ઉત્પત્તિ કરનારી મજુરી અને અનુત્પાદક-અનુત્પત્તિ કરનારી મજુરી. વસ્તુતઃ દરેક મજુરીનો હેતુ કાંઇક ઉત્પન્ન કરવાનો હોય છે. પરંતુ કોઇક મજુરી એવા હેતુથી થાય કે જેથી સમાજને લાભકારક થવાને બદલે હાનિકારક થાય, અથવા તે હેતુ પાર ન પડે અને આરંભેલા કાર્યને વચમાં જ મુકી દેવું પડે. આવું જ્યારે થાય ત્યારે આપણે તે મજુરીને અનુત્પત્તિ કરનારી મજુરી કહીયે. દાખલા તરીકે ભઠીયારો, રસોઇયો, વકીલો, દાક્તરો સર્વે ઉત્પત્તિ કરનારી મજુરી કરે છે, પણ ચોર, ઠગ, વગેરે અનુત્પત્તિ કરનારી મજુરી કરે છે.

દુનિયામાં મજુરી બે વસ્તુઓ ઉપર આધાર રાખે છે. એક તો મજુરોની સંખ્યા અને બીજું તેઓની કાર્યદક્ષતા અથવા efficiency. જો કામદારો વધારે હોય તો વધારે મજુરી થાય, અને ઓછા હોય તો ઓછી થાય અને બીજી બાજુએ કામદારોની સંખ્યા ખૂબ હોય-જેમ આપણે હિંદુસ્થાન

અમેરિકા એમને જગ્યા ન આપે, આફ્રિકા ઘર ન આપે, ઓસ્ટ્રેલીયા પગ પેસારો ન કરવા દે. યુરોપના લોકો તો ગમે ત્યાં જઈ શકે તેમ છે, એટલે એમને કાંઈ હરકત નથી, પણ હિંદીઓ અને ચીનાઓને ખાસ વિચારવા જેવું છે.

અસ્તુ. હવે પછી આપણે કાર્યદક્ષતા કેમ વધે અને શાથી વધે તે જોઈશું.

---

૨

[ આપણે ઉપર જોઇ ગયા કે અર્થશાસ્ત્રના ચાર વિભાગો છે. તેમાં Production અથવા ઉત્પત્તિના Land અથવા જમીન, Labour અથવા મજુરી, Capital અથવા સાધન અને Organisation અથવા વ્યવસ્થા એ ચાર ભાગો છે. જમીનમાં આપણે 'ઓછી થતી પેદાશ' નો સિદ્ધાંત જોયો. આપણે મજુરીમાં મજુરોની સંખ્યા શાના ઉપર આધાર રાખે છે તે પણ જોયું. હવે આ લેખ માળામાં આપણે મજુરોની કાર્યદક્ષતા શાના ઉપર આધાર રાખે છે તે જોઈશું ]

કાર્યદક્ષતા પ્રથમ (૧) આબો હવા (૨) વંશ (૩) જીંદગીની જરૂરીયાતો (૪) તે મજુરની બુદ્ધિ, કલ્પના શક્તિ, વગેરે (૫) પ્રમાણિકતા, ખંત, વગેરે નૈતિક ગુણો, (૬) આશા, સ્વતંત્રતા અને (૭) તાત્કાલિક અને યોગ્ય બદલો એ મુખ્ય સાત બાબતો પર આધાર રાખે છે.

(૧) પ્રથમ આબો હવા લઇએ. દાખલા તરીકે હિંદની આબોહવા અને યુરોપની. અહિં ઉનાળામાં તાપ સખ્ત, ચોમાસામાં વરસાદ ખૂબ, અને શિયાળામાં પંજાબ જેવા ભાગમાં ઠંડી પુષ્કળ; તેથી ઉલટી આબોહવા યુરોપની. ત્યાં તાપ થોડો, વરસાદ પણ થોડો અને ઠંડી પણ જોઇએ તેવી અને માફક આવે તેવી. અહીં ઉનાળાનો તાપ એટલે સુધી અસર કરે છે કે આપણે બપોરના સુવાનું મન થાય, કામ કરવાનું ગમે નહિ. વર્ષા આવે ત્યારે આસામ અને સમુદ્ર કાંઠાના પ્રદેશોમાં બહાર સુવાનું ગમે નહિ; અને જ્યારે શિશિર આવે ત્યારે સવારમાં ઉઠાય મોડું, સુવાય વહેલું-આમ આબોહવા આપણી કાર્યદક્ષતા ઉપર અસર કરે છે. યુરોપમાં મજુરોને ઉત્સાહિત કરે તેવી આબોહવા છે. એટલે એ લોકો સારૂં કામ કરી શકે છે.

(૨) પછી લઇએ વંશ. વંશમાં અગત્યતા જેવું કાંઇ જણાતું નથી. પણ એટલું કહીયે કે એક બાજુ ક્ષત્રિય વંશજોનો લડાયક સ્વભાવ, સુંદર સર્વાંગ પ્રખર ઓજસ અને બીજી બાજુ વણિક અને બ્રાહ્મણની કોમળ કાયા, એ બેમાં ફેર પડે છે તેમ તે બન્નેની કાર્યદક્ષતામાં પણ કેટલેક અંશે અને કેટલેક સમયે ફેર પડે છે. તેથી આપણે તેને પણ ગણત્રીમાં લઇશું.

(૩) ઉપરની બાબતોથી પણ વધુ અગત્યની જીંદગીની જરૂરીયાતો છે. હિંદી મજુરો અંગ્રેજી મજુરો કરતાં બુદ્ધિમાં એક લેશ માત્ર પણ કમ નથી. કદાચ વધે પણ ખરા. પરંતુ તેમની હૃદયદ્રાવક દશા જોઇને આપણી બુદ્ધિ કાંઈ કામ કરતી નથી. દુઃખ જોયું જતું નથી. એમનો ખોરાક ફક્ત દેહ અને પ્રાણને સાંધી રાખવાની ખાતર જ. પગાર જોઇએ તેટલો શું પણ પોતાને પોષવાને પણ પુરતો નહિ મળે. પછી વસ્ત્રનો સવાલ ક્યાં આવ્યો? યુરોપીય મજુરોને અઠવાડિયાના સરેરાશ ૩ પાઉન્ડ મળે છે. એટલે ૪૦ રૂપીયા થયા. જ્યારે હિંદી મજુરને અઠવાડિયાના સરેરાશ ૬-૭ રૂપીયા મળે છે! આવું હોય ત્યારે આપણે એ બેને ક્યાં સરખાવીયે?

(૪) મજુરની બુદ્ધિ તેના કામમાં નાનો સુનો ભાગ ભજવતી નથી. બુદ્ધિથી કાર્ય જેટલું સુંદર થાય છે તેટલું શારીરિક બળથી ભાગ્યે થાય. એક અમલદાર મહીને રૂ. ૬૦૦) મેળવે છે, બીજો જ અમલદાર રૂ. ૩૦૦) મેળવે છે; એક ઝવેરી રોજના રૂ. ૨૦૦) કમાય છે, જ્યારે બીજો જ ઝવેરી રૂ. ૫૦) સેવ માંડ માંડ મેળવે છે.

(૫) આમ બુદ્ધિ, ચાતુર્યતા, પ્રમાણિકતા વ્યક્તિએ વ્યક્તિએ ફેર પાડે છે.

(૬) હવે લો સ્વતંત્રતા અને આશા. ગુલામ જેટલું અને જેવું કામ કરે છે તેના કરતાં અધિક સુંદર પગારદાર માણુસ કરે છે. બારડોલીનો દુબળો ખેતરમાં આખો દિવસ કામ કરે અને રાતનાયે

થોડાક કલાક કામ આપે. તેનાથી ગુજરાતનો ૭ કલાક કામ કરતો મજુર વધુ કામ કરે છે.

(૭) ગરીબ બિચારા દુબળાને ખબર નથી કે એના સારા કાર્યની કિંમત એના માલીક પાસે કેટલી થશે. એને મન ગમતો બદલો મળશે કે નહિ. તેથી એ કામ ઓછું કરે અને બીન કાળજીથી કરે.

કાર્યદક્ષતા વળી મજુરની કેળવણી ઉપર આધાર રાખે છે. દાખલા તરીકે એક રંગારો હોય. તેને તેના કામ માટે અમુક જાતની, અમુક હદ સુધીની અને અમુક પ્રમાણની કળાની જરૂર છે. રસ્તામાં ચાલતો માણસ એનું કામ સફાઇથી ન કરી શકે. તેની જ રીતે સુથાર, લુહાર, કડીયો, વગેરે. આ ઔદ્યોગિક કેળવણીની વાત થઇ. આની સાથે દરેક મનુષ્યને તેના માનુષિકપણાને અંગે, થોડીક સર્વજન્ય-સામાન્ય કેળવણીની જરૂર છે. જેમકે એને લખતાં, વિચારતાં જાણવું જોઇએ. એ તો તેને જેટલું જીવવું આવશ્યક હોય તેટલું જ બલ્કે તેથી ઉતરતું છે. મનુષ્ય પોતાનું કર્તવ્ય સમજે અને કરી જાણે એટલું તો તે જરૂર શિખે. આનાથી તે પોતાનું કાર્ય વધુ સરળ રીતે અને સારી રીતે કરી જાણે છે. મજુરને પણ, તેથી, આની જરૂર છે.

× × ×

### (૩) સાધન મૂડી વા Capital.

આ પછી આપણે ઉત્પત્તિના તૃતીય વિભાગ સાધનને તપાસીયે. આ જમાનો એવો છે, વખત એવો છે અને સદી પણ એવી છે કે જેમાં પ્રતિક્ષણે માણસને સાધનોની જરૂર પડે છે. પૂર્વકાળમાં ઘણું કામ હાથથી થતું. તે વખતમાં સાંચા કામ નજીવું હતું. અત્યારની 'મીલો' તે વખતમાં 'ચરખા' હતી, અને 'રેલ્વે' 'પગ' હતી. તેથી દરેક ઉદ્યોગમાં-ખેતીવાડી, ર કંતામણ, કાપડ વણાટ, મોટરો, એંજીનો, વગેરે સાધનોની ખૂબ જરૂર છે. સાધનો પૈસા શિવાય ન મળે. એટલે મુડીવાદનો જમાનો આવ્યો છે એમ કહીયે.

તો પછી સાધનો દેશમાં એકંદર રીતે કેમ વધે, અથવા લોકો મુડીવાળા કેમ થાય એનો વિચાર કરીએ. આ નીચેની બાબતો ઉપરથી જોઇ શકાયઃ-

(૧) જેટલે દરજ્જે લોકો **ભવિષ્યની જરૂરીયાતોને** આજે વિચારી શકે,-તેને માટે આજથી વ્યવસ્થા કરી મુકે તેટલી મુડી દેશમાં વધે. આ મુડીથી દેશને ખૂબ લાભ થાય. દેશના ધંધાઓ એના ઉપરજ નભે છે. અને તેથી જેટલાં સાધનો વધારે તેટલા ધંધા વધારે, અને તેટલી લોકોની સમૃદ્ધિ વધારે.

(૨) પૈસાના **બચાવ પાછળનો ઇરાદો** એક નથી હોતો. મુખ્યત્વે કરીને તે તેના કુટુંબની જરૂરીયાતોને માટે પૈસા બચાવે છે. જેટલે અંશે તેની કુટુંબ પ્રત્યેની પ્રીતિ વધુ તેટલે અંશે તે વધુ બચાવે. આનો ઇરાદો વળી પૈસાદાર થવાનો પણ હોય છે. સમાજમાં પોતે વધુ શ્રેષ્ઠ ગણાય તેથી તે વધુ પૈસા બચાવે. આથી પણ દેશમાં પૈસા વધે.

(૩) જરૂરીયાતોને પુરી પાડતાં બચતો હિસ્સો. હિંદીઓની માણસ દીઠ સરેરાશ વાર્ષિક આવક રૂા. ૨૬) ની છે તેમાંથી તેનો ખોરાક બાદ કરીયે તો ભાગ્યે એકાદ રૂપીયો રહે. ખોરાક પણ પુરતો મળતો નથી. બીજી બાજુ અમેરિકા અને ઇંગ્લાંડ લો. અમેરીકનની સરેરાશ આવક રૂા. ૭૦૦ ની છે અને ઇંગ્લાંડની રૂા. ૪૦૦ ની છે. તેમનો ખરચ બાદ કરતાં તેઓ હિંદીના કરતાં વધુ બચાવી શકે છે.

(૪) જીંદગીની અને મિલ્કતની સહીસલામતતા. લોકો પૈસા ત્યારે જ બચાવી શકે જ્યારે તેઓને એમ લાગે કે તેમનો જાનમાલ સહીસલામત રહેશે. એઓ એમની ગમે તેટલી ઇચ્છા ધરાવે છતાં તે ફરજીયાત એમને પૈસા બચાવવા નહિ પડે. તેઓ જાણે છે કે પૈસા ગમે તેટલા બચાવ્યા છતાં તેઓ તેને ભવિષ્યમાં વાપરી શકશે નહિ. તો પછી તેઓ શું કરવા બચાવે? કદાચ લુંટારૂઓ લઈ જાય, સરકાર વેરો નાખી મિલ્કતને લુંટવી લે, દુશ્મન રાજા દેશને જીતી લઈ તેને પાયમાલ કરે. આથી જે જે દેશમાં પ્રજાનો જાનમાલ સહીસલામત હોય તે દેશમાં મુડીદાર લોકો વધુ હશે, લોકો ધનવાન હશે, સમૃદ્ધ હશે, અને સુખી હશે. અફઘાનીસ્તાન એ દાખલારૂપ બસછે.

(૫) પૈસાનો ઉપયોગ—દુનીયામાં યુરોપ જેવા પ્રખર અને સમર્થ પ્રગતિમાન્ પ્રદેશ પણ છે, જ્યારે આફ્રિકા, અને દક્ષિણ અમેરિકા જેવા પછાત પ્રદેશો પણ છે. આફ્રિકાની કેટલીક જાતો સિક્કા શું છે એ પણ જાણતી નથી હોતી. તેથી તે લોકો પૈસાને બચાવી તો શું શકે? બચાવવાનું કાંઈ બાકી રહ્યું હોય તો તે અનાજ, વગેરે. પણ અનાજ તો અમુક પ્રમાણમાં અને અમુક વખત સુધીજ રાખી શકાય. તેથી તે બહુ ભેગું ન કરાય. તે બગડી જાય, સડી જાય, બળી જાય તેથી જે દેશના લોકો પૈસાનો ઉપયોગ સારીરીતે જાણતા હોય તે જ પૈસાને બચાવી શકે છે, અને તેજ લોકો ધનવાન્ અને સમૃદ્ધ હોઈ શકે.

(૬) બચતના પૈસાને રોકવાના સહીસલામત અને ફાયદાકારક સ્થાનો—આ સ્થાનો તે અત્યારે બેંકો, શેર કંપનીઓ, વગેરે છે. લોકોને પોતાનાં નાણાં સહીસલામત રાખવાં હોય તો તેમને જમીનમાં દાટવા કરતાં બેંકોમાં અથવા દેશના ઉદ્યોગોમાં રોકે. આથી એ લોકોને ફાયદો થાય અને દેશને પણ ફાયદો થાય. વળી દેશમાં મુડી વધે અને દેશ સમૃદ્ધિવાન બને. જમીનમાં દાટેલાં નાણાં વ્યાજ ન આપે. જ્યારે બેંકોમાં મુકેલાં નાણાં વ્યાજ આપે અને બેંકો તે નાણાને ઉદ્યોગોમાં રોકતી હોવાથી ઉદ્યોગોને પોષણ મળે. પરિણામે દેશ સમૃદ્ધ થાય.

આથી જ્યાં બેંકો વધુ હોય, તે સારી રીતે ચાલતી હોય, દેશના વ્યાપાર, ઉદ્યોગને અનુકુળ અને યોગ્ય પ્રમાણમાં હોય ત્યાં લોકો પૈસાને વધુ બચાવશે. આ વાત યુરોપમાં દ્દઢીભૂત થઇ છે. લોકો તો નાણાં બચાવે, પણ પછી તો તે નાણાને સહીસલામત રાખવાને બેંક જ ખોળવાના તેથી જ્યાં બેંકિંગ સુદૃઢ, સુયોગ્ય અને સુરક્ષિત હોય, જ્યાં ઉદ્યોગો યથાયોગ્ય પ્રમાણમાં ચાલતા હોય ત્યાં પૈસા વધુ બચે અને મુડી વધે એ નિર્વિવાદ છે. હિંદુસ્થાનમાં મુડી બહુ નથી એનું કારણ બેંકોની દુર્દશા પણ છે. કેટલાયે લોકો બેંકોને જાણતા પણ નથી!

(૭) વ્યાજનો દર—પૈસાને તો બચાવ્યા. પણ પછી ઈચ્છા થાય જ કે એ પૈસા નકામા પાસે પડી રહે એના કરતાં એને કોઈને ધીરી વ્યાજ કમાઇએ તો ઠીક. જ્યાં વ્યાજ વધુ મળે ત્યાં આપણી ચિત્તવૃત્તિ દોરાય. સાથે મિલ્કતની સુરક્ષિતતા પણ જળવાઈ રહે તે આપણે જોઇએ છીએ તેથી જ્યાં વ્યાજ સારા પ્રમાણમાં મળે અને મુડી સલામત હોય ત્યાં પૈસા વધુ ધીરાય. વળી ત્યાં જ લોકોને પૈસા બચાવવાની લાલસા થાય. એ લોભથીયે લોકો પૈસા બચાવે.

ઉપર પ્રમાણે આપણે સાત વાતો કહી. જ્યાં એમની ઉણપ હોય ત્યાં મુડીની અને મુડીદારોની, સમૃદ્ધિની અને 'સમૃદ્ધિવ'તોની અને છેવટે સુખની અને સુખીઓનીયે ઉણપ હોય. અત્યારના મુડીવાદના જમાનામાં જ્યાં મુડીની રેલછેલ હોય ત્યાંજ સમૃદ્ધિ હોય. ત્યાં મનુષ્ય પ્રયત્ન અને કુદરત કદાચ પાણી ભરે. યુરોપમાં હિંદુસ્થાનના પ્રમાણમાં આ સાતેય વાનાં વધારે ઠીક પ્રમાણમાં છે અને તેથી જ ત્યાં કુદરત પ્રમાણમાં વિરૂદ્ધ હોવા છતાં ઉદ્યોગો સારી રીતે ચાલે છે, અને લક્ષ્મી અઢળક છે. કર્મવીર હિંદુસ્થાન કુદરત હસ્તામલકવત્ હોવા છતાં ગરીબાઇનું પાસું સેવે છે. એનું ધન કહેવાય છે કે માથા દીઠ ૨૦ રૂપીઆ આવે છે; અને એકંદરે ૫૦૦ થી ૮૦૦ કરોડ રૂપીયા ગણાય છે. આના વડે એ હિંદ અન્ય વસ્તુઓ સુલભ હોય તો ઘણુંયે કરી શકે. આ બાબતમાં મુખ્ય ખામી તો બેંકીંગની છે. અને તે સુધારવાની ખૂબ જરૂર છે.

× × ×

### (૪) વ્યવસ્થા વા Organisation

હવે છેવટે ઉત્પત્તિના ચોથા ભાગ ઉપર આવીયે વ્યવસ્થા એ આ વિભાગ. એને અંગ્રેજીમાં Organisation કહે છે, કોઇ પણ મીલ હોય તેમાં રૂ, દાખલા તરીકે, કંતાતું હોય અને વણાતું હોય. તે મીલમાં આંતરવ્યવસ્થા તથા બહારની વ્યવસ્થા સારી હોવી જોઇએ. તેમાં રૂ સાફ કરવાનું કામ અમુક વિભાગમાં હોય, તેને પિંજવાનું કામ બીજામાં, વણવાનું ત્રીજામાં એમ દરેક જુદું જુદું કામ વહેંચાઈ ગયું હોય. પછી દરેક વિભાગમાં જોઈતી વસ્તુઓ તુરત તુરત આવતી જતી હોય. તેમાં વખતનો દુર્વ્યય ન થાય. વળી દરેક વિભાગ અરસપરસ આ-

ધાર રાખતો હોવાથી તે દરેકનું કામ યોગ્ય રીતે થાય. આ રીતની જે વ્યવસ્થા તેને આપણે Organisation અથવા વ્યવસ્થાનું સ્વરૂપ આપીએ.

આધુનિક ઉદ્યોગોની વસ્તુસ્થિતિ જોતાં આ વિભાગમાં નીચેના મુદ્દાઓ ધ્યાનમાં લેવા ઘટે છેઃ—

(૧) યંત્રો અથવા machinery (૨) કાર્ય વહેંચણી અથવા Division of Labour (૩) પ્રદેશીય ઉદ્યોગો અથવા Localisation of Industries (૪) બહોળી અને નાની ઔદ્યોગિક ઉત્પત્તિ અથવા Large-scale and small-scale Production (૫) વ્યાપાર નિગ્રહ અથવા Control of Business.

આ મુદ્દાઓને એક પછી એક લઈએ. અને તેમને તપાસી જોતાં માલમ પડશે કે અત્યારના સમયમાં વ્યવસ્થા અથવા Organisation ઉદ્યોગોમાં કેટલો અગત્યનો ભાગ ભજવી રહી છે. જુઓ યંત્રો. દુનીયાના દરેકે દરેક ઉદ્યોગમાં યાંત્રિક ઉત્પત્તિ પગ પેસારો કરી રહી છે. કાપડ વણાટ, ખેતી, એક ઠેકાણેથી બીજી જગ્યાએ લઈ જવાનાં વાહનો, ઘર બાંધકામ, વગેરે સર્વ ઠેકાણે યંત્રો કામ કરી રહ્યાં છે. તેમાંયે સૌથી પ્રાધાન્યતાવાળો દેશ જુઓ તો તે અમેરિકા છે. એ યંત્રોનો વિકાસ પ્રાચીન નથી. અઢારમા સૈકામાં તો તેની ફક્ત શરૂઆત જ થઈ હતી. અને આજે દોઢસો, બસો વરસમાં તો તેણે બાજી પથરી દીધી છે. ઇગ્લાંડ એ એની પહેલ કરનાર હતું. અને તેથી તે આજે સર્વ બાબતોમાં શ્રેષ્ઠ પદ ભોગવે છે.

હવે પછી આપણે યંત્રથી થતા ફાયદા અને ગેરફાયદા વગેરે જોઈશું.

---

# જ્ઞાતિભોજન

## ૧

## પ્રાચીન

अन्नाद् भवन्ति भूतानि । અન્નથી પ્રાણીમાત્ર પેદા થાય છે. મનુષ્યમાત્ર કોઇ પણ પ્રકારના ભોજન વિના જીવી શકે નહિ. ઘણા પ્રાચીન કાળમાં મનુષ્યની વસતિ કરતાં વનસ્પતિ અનેકગણી વધારે હતી. લોકો કંદમૂળ અને ફળ ઉપર જીવન ગુજારતા. મનુષ્યની વસતિ થોડી હોવાથી વનસ્પતિને જરૂરનો કાર્બન-અપાનવાયુ મળી રહેતો નહિ. આથીજ દ્રવ્યના યજ્ઞ કરવાની શોધ; અને એ પ્રથાએ ધાર્મિક સ્વરૂપ લીધું. દ્રવ્યપદાર્થોની ઉત્પત્તિ ઘણી, આથી યજ્ઞમાં હોમવાના દ્રવ્યનો હિસાબ ન હતો. યજ્ઞથી હવામાં અપાનવાયુનું પ્રમાણ વધી જતું, વનસ્પતિને પોષણ મળતું. વનસ્પતિથી વરસાદ આવતો. વરસાદથી અન્ન પાકતું. અન્નથી ભૂતમાત્રનું પોષણ થતું. આથી જ ગીતાજીમાં કહ્યું છે કેઃ—

अन्नाद् भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद् भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥

ગીતા અ. ૩, શ્લોક ૧૪.

"પ્રાણીઓ અન્નથી પેદા થાય છે, અન્ન વરસાદથી નિપજે છે, વરસાદ યજ્ઞથી વરસે છે, યજ્ઞ કર્મ કરવાથી થાય છે."

પરન્તુ આજ અન્નાહારીઓની સ્થિતિ દુઃખમય છે. અનેકને આજ અન્ન માટે વલખાં મારવાં પડે છે. જંગલો કપાયાં અને કપાતાં જાય છે. આજ વીસમી સદીનો સમય છે. અંગ્રેજી શોષક રાજ્યનીતિનો આજ અમલ થઇ રહ્યો છે. આવે સમયે દ્રવ્યપદાર્થોનો દુરુપયોગ અસહ્ય છે. યજ્ઞમાંથી ઘટીને જ્ઞાતિભોજનમાં દ્રવ્યપદાર્થોનો દુરુપયોગ વધી ગયો છે. દુઃખી સ્થિતિને એ પ્રથા વિશેષ દુઃખમય બનાવે છે.

ફળાહારના એ સમયમાં મનુષ્યને વિવિધ વાનગીઓનું કે સ્વાદનું ભાન ન હતું. સ્વાદ લેતા, તે માત્ર સાત્વિક જ. ખરી રીતે સૃષ્ટિને અનુરૂપ, પશુપક્ષીઓને અનુરૂપ મનુષ્યનું પણ જીવન હતું. તેમને આધિ, વ્યાધિ કે ઉપાધિ ન હતી. પૃથ્વી તેમની જ હતી. પેટ પુરતું મેળવવાની જ તેઓ તરદી લેતા. જતે દિવસે મનુષ્યોની બુદ્ધિએ કંઈ કંઈ

શોધી કાઢયું. રાજ્યો સ્થપાયાં, ધર્મના વાડા બંધાયા, સમાજો સ્થપાયા. ટાઢ તાપ કે વરસાદનો ભય ન રહે, તેવાં ઘર બાંધવાની કળા શોધાઈ. વલ્કલ તજ્યાં અને ભાતભાતનાં વસ્ત્રો રચાયાં. અન્નમાંથી અનેક પ્રકારના રાજસિક અને તામસિક સ્વાદની શોધ થઈ. વિવિધ વાનગીઓ તૈયાર કરવાની રીતો યોજાઈ. મનુષ્ય જડવાદમાં ખૂબ આગળ વધ્યો. જીંદગીની ભવિષ્યની આવશ્યકતાઓ અને એશઆરામની વસ્તુઓ વધારે અને ચિરસ્થાયી કેમ થાય, તે તે શોધવા લાગ્યો. ધનિક અને ગરીબના વર્ગ પડી ગયા. ઇન્દ્રિયોની તૃપ્તિ અને લોભની પાછળ કામ, ક્રોધ, મોહ, મદ, મત્સર, દ્વેષ, ઇર્ષ્યા ઇત્યાદિ અનેક રોગોએ જડ ઘાલી. દેવસ્વરૂપ મનુષ્યે કુદરતથી વિમુખ બની આસુરી સ્વરૂપ ધારણ કર્યું. ચિન્તા વધી અને ઉપરથી સુખી જણાતું દુ:ખમય જીવન પ્રાપ્ત થયું. સંસારના સ્વાદમાં તેને પરમ સુખ જણાયું. આ નવી સ્થિતિમાં તે પોતાને સુધરેલો માનવા લાગ્યો. જમવાજમાડવાની પ્રથા હવે ઉત્પન્ન થઈ. માંગલિક પ્રસંગોએ ભાઇપિત્રાઇને, સગાંસંબંધીને અને મિત્રમંડળને તે આમન્ત્રણ આપવા લાગ્યો. હરેક ધાર્મિક ક્રિયાની પાછળ જમવાજમાડવાની રીત પડી. સગાંસંબંધી મિત્રો યજમાન તથા કુળગુરુ સૌ ભેગા થાય, સૌ આનંદ કરે, ધાર્મિક ક્રિયા થાય અને ભેગા બેસી સૌ જમે. આમાં સંસારીઓ એક મહા આનંદ માનતા હોય અને તેથી આવી પ્રથા જન્મ પામી હોય, તો તેમા આશ્ચર્ય પામવા જેવું નથી. સર્વત્ર ભ્રાતૃભાવ હતો, ઇશ્વરકૃપાની ઉણપ ન હતી, સૌ દેવાના ઉમળકાથી શક્તિ પ્રમાણે પ્રસંગ ઉજવતા.

આ પ્રમાણે જ્ઞાતિભોજનનું શરૂઆતનું સ્વરૂપ હશે, તેનો ખ્યાલ પૂર્વ આફ્રિકામાં વસતા ગુજરાતી ભાઇઓના જીવનમાંથી ઠીક આવશે. દરેકને પોતાનું મિત્રમંડળ હોય છે. જેની સાથે સારો સંબંધ હેતભાવ કે સગાઈ હોય છે, તેનો આમાં સમાવેશ થાય છે. સારે પ્રસંગે સૌ પોતપોતાના મિત્રમંડળને જમવાનું આમન્ત્રણ આપે છે. આવા મિત્રમંડળમાં વીશથી પચાશ માણસ હોય છે. આવા પ્રસંગો કેટલાક જાણી જોઇને લાવે છે. કેટલાક ગ્રેડ મળે તો, પહેલી વખત પત્ની આવે તો, કોઇ મિત્ર દેશમાં જતો હોય તો, પુત્રનો જન્મ થયો હોય તો, અથવા એવા કોઈ બીજા કારણથી આવાં જમણવાર કરે છે. આ અયોગ્ય કે નિંદ્ય તો નથી જ, પરંતુ સમજી શકાય છે કે આમાંથી જ જતે દિવસે ફરજીઆત પ્રથા જન્મ પામે છે. ઘણી વખત જમણ કરવાની વૃત્તિ ન હોવા છતાં, પગાર ઓછો હોવા છતાં, બીજાઓને ત્યાં સંબંધને ખાતર જમી આવેલા હોવાથી અને મિત્રોની હસતાં હસતાં થએલી ટકોરથી ઘણાને આવાં જમણ કરવાં પડે છે. પ્રાચીનકાળમાં પણ આવી કંઇક સ્થિતિ હશે અને તેમાંથીજ જતે દિવસે ફરજીઆત રૂઢિ પડી ગઇ હશે. અહીં પણ જો કાયમનો વસવાટ થાય, તો દેશની માફક જમણવારની રૂઢિ જડ ઘાલે.

જતે દિવસે ગામો અને ગોળ બંધાઈ ગયા અને સૌ પોતાની ફરજ સમજી જમવા જમાડવા લાગ્યા. માંગલિક પ્રસંગો ઉજવવા લાગ્યા. પ્રેતભોજન કેવી રીતે જન્મ પામ્યાં, તેનો નિર્ણય કરવો સહેલો નથી. હું માનું છું કે છેક શરૂઆતમાં પ્રેતભોજન નહિ હોય, માંગલિક પ્રસંગો જ ઉજવાતા હશે. શ્રાદ્ધની ધાર્મિક ક્રિયા હતી. શ્રાદ્ધની ક્રિયામાં સુંદર ભાવના હતી. ગરીબોને અને મંદિર, ગૌશાળા, મઠ, વગેરે ધાર્મિક સંસ્થાઓને દાન અપાતાં. ગાયની પૂજા થતી. બ્રાહ્મણો સમાજનું કલ્યાણ કરતા અને ત્રણે વર્ણ તેમને દાન આપી પોષતા, શ્રાદ્ધને નિમિત્તે પ્રેતને કલ્યાણાર્થે ભૂદેવને જમાડવાની ભાવના જાગી હશે. અને એ વિશાળ થતાં વૃદ્ધિ પામી કુટુંબ અને કુટુંબમાંથી આખું ગામ જમાડવાની પ્રથા ઉત્પન્ન થઈ હશે. લોકો અન્નદાનને શ્રેષ્ઠદાન ગણતા. તેમનું અજ્ઞાન વધતું ગયું અને બ્રાહ્મણો લોભી થતા ચાલ્યા. અંધશ્રદ્ધા વધવા લાગી. પ્રેતની સદ્‌ગતિ થાય, એવી ભાવનાથી અન્નદાનની—પ્રેતભોજનની—પ્રથા જન્મ પામી હશે. સામાન્ય વર્ગ પાસે ધનધાન્ય ઘણાં હતા; આથી જ્ઞાતિભોજનને સ્વરૂપે અન્નદાન આપવાં એ સૌને સહેલું થઇ પડયું હશે.

છેક અંગ્રેજી રાજ્યના અમલ સુધી ઇશ્વરકૃપા સારી હતી. જમણુમાં શું જોઇએ ? ઘી ઘઉં, ચોખા, દાળ અને બીજી કેટલીક પરચુરણ વસ્તુઓ. પ્રસંગ આવવાનો હોય તે પહેલાં છ માસથી ઘરની ભેંસોનું ઘી એકઠું કરવામાં આવતું, થોડુંઘણું ઉછીનું લેવાતું; જવલ્લેજ કોઈ વેચાતું લે. આમ ઘીની સગવડ થતી. જ્ઞાતિભોજનના ખર્ચના આંકડામાં ઘીનો જ આંકડો મુખ્ય હોય છે. અલબત પહેલાં પૈસો મોંઘો હતો, પણ સાથે સાથે સોંઘવારી પણ આશ્ચર્ય પમાડે તેવી હતી. આના પ્રમાણ માટે 'નવજીવન'ની પાછળની ફાઇલોમાંથી મોગલાઇનો સમયના ભાવના આંકડા જોઇ લેવા. ઘી એકઠું થઈ શકતું, તે ઘણા માની શકશે નહિ; પણ અવલોકન કરનારથી એ વાત અજાણી ન હોય. વીશેક વર્ષ ઉપર મારા કુટુંબમાં લગ્નખર્ચ માટે પાંચ મણ ઘી એકઠું કરવામાં આવ્યુ હતું. વીશ વપ પહેલાં આટલું જો શકય હતું, તો તે પહેલાં જ્યારે એક ભેંસ દરરોજનું ઓછામાં ઓછું બે રતલ ઘી આપતી, ત્યારે શું નહિ હોય ? સામાન્ય રીતે બે ભેંસ તો ઘણા ખેડુતો રાખતા અને રાખે છે. એકજ ભેંસ દૂઝણી હોય, તો પણ છ માસમાં પાંચથી આઠ મણ ઘી એકઠું થઇ શકે. ઉણપ રહે તો ઉછીનું લે. ઉછીનું પણ ઘણું મળે. ભાતૃભાવ સારો હતો. સૌ પરસ્પર મદદ કરતા. ઘઉં, ચોખા, કઠોળ વગેરે ધાન્ય ખેતરમાં પાકતાં. જ્યાં ઘઉં ન પાકતા, ત્યાંના લોક કેરીઓ અથવા બીજા અનાજના બદલામાં ઘઉં લાવતા, તે જાણીતું છે. કેરીઓના બદલામાં ભાલમાંથી ઘઉંનાં ગાડાં ખેડુતો ભરી લાવતા, અને આજ પણ લાવે છે એ મેં નજરે જોયું છે. બાકીની વસ્તુઓ જાતમહેનતથી અથવા દામ ન આપવા પડે તેવા બદલાથી મળી રહેતી. સગાંવહાલાંને આપવાનો રોકડ નાણાંનો વ્યવહાર અત્યારે ખૂબ વધી ગયો છે, પહેલાં છેક થોડો હતો. અત્યારની પેઠે જરૂરીઆતો વધી ગઈ ન હતી. જેની પાસે જેટલું હોય તેમાંજ તેની જરૂરીઆતો સમાતી. વાળંદ ઇત્યાદિ વસવાયાંને રોકડ કંઇ જ અપાતું નહિ, અનાજ અપાતું. ગાડીભાડાં, દીવાબત્તી લાકડાં, ઘાસ, મજુરી કે ભાડનું તો મુદ્દલ ખર્ચ ન હતું. પૈસો રૂપીઆ બરાબર હતો. જીવન સોંઘાં હતાં અને જ્ઞાતિભોજન પણ સોંઘાં હતાં. આજ જીવન મોંઘાં બન્યાં છે, ત્યારે જ્ઞાતિભોજનનાં ખર્ચ પણ નિઃસીમ વધી ગયાં છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે અંગ્રેજી રાજ્ય પહેલાં દેશ કેટલો સમૃદ્ધ અને ફળદ્રુપ હશે. અંગ્રેજી રાજ્યમાં જમણવાર માટે રૂપીઓ પૈસા બરાબર થઇ ગયો છે, અગાઉ પૈસો રૂપીઆ બરાબર હતો. દેશનો સામાન્ય વર્ગ અત્યારે નિર્ધનતામાં પીડાય છે. અનેકને એક ટંક પણ પેટ ભરીને ખાવાનું મળતું નથી. અગાઉ પૈસો ભલે ન હોય, પણ અઢળક અન્ન પાકતું હોવાથી કોઇ ભુખે ન મરતું. કોઠીઓ ભરીને ધાન્ય સંઘરાતાં. ભાતૃત્વ સારૂં હતું. કળશી અનાજની મદદ કરવી, એ સહેલું હતું. કોઇ ભુખે કયાંથી મરે ? અત્યારની પેઠે મજુરી, ગાડીભાડાં, દીવાબત્તી, ભાતભાતનાં કપડાં, લાકડાં કે ઘાસનાં ખર્ચ તે વખતે ન હતાં. બહારનો ઠાઠ ન હતો. જાતમહેનતથી થોડે ખર્ચે ઘર બાંધી શકાતાં. નવરાશના સમયનો ઉપયોગ રેંટીઓ કાંતી જોઇતું કાપડ ઉપાર્જન કરવામાં થતો. આજે અનેક જણ અંગ્રેજી રાજ્યના સમયને આબાદ ગણે છે, કારણકે તેઓ પૈસાને ઠેકાણે રૂપીઓ વાપરી શકે છે. આવા માણસો પોતાની જાતને ભલે સુખી માને, પણ બીજા અનેકની સ્થિતિ તેમનાથી અજાણી હશે. તે ભલે માને કે અંગ્રેજી રાજ્ય પહેલાં લોકો દરિદ્ર હતા. જ્યારે વરસાદ નિયમિત વસતો હતો, ભરપુર ધાન્ય પાકતાં હતાં, જમીન ફળદ્રુપ હતી અને મહેનતના બદલામાં બધો કસ આપતી; જ્યારે સ્રીપુરુષો શરીરે શક્ત હતાં, અત્યારના જેવાં વિલાસી અને અશક્ત ન હતાં; જ્યારે ગાયભેંસ બહુ ઘીદૂધ આપતાં; જ્યારે ભાતૃત્વ દૃઢ હતું, ગામ અને સમાજ સંપેલાં હતાં; જ્યારે અનેક પ્રકારના કજીઆને સ્થાન ન હતું; જ્યારે સર્વત્ર લીલોતરી હતી, જંગલો ઘણાં હતાં, ખેતરો લીલાંછમ હતાં; જ્યારે લોકોનાં જીવન પૈસા અને વરા પાછળ કુતરા જેવાં ન હતાં; જ્યારે અક્ષરજ્ઞાન ઓછું હતું, પણ ધર્મ-

નિષ્ટ સત્ય પ્રેમ ભ્રાતૃત્વ અને દયા જેવાં ઉચ્ચ તત્ત્વો વિશેષ હતાં; અમુક સ્થળોમાં મુસલમાની રાજ્યના અપવાદ સિવાય જ્યારે રાજ્ય તરફથી ત્રાસ હતો નહિ; જ્યારે જનસમૂહ પોતાની પાસે હોય તેમાંથી જ પોતાની બધી જરૂરીઆતોનો સમાવેશ કરતો; જ્યારે સ્વાર્થનું પ્રમાણ ઓછું હતું; જ્યારે જ્ઞાતિભોજનના ખર્ચને ત્રાસે દીકરીઓ દૂધપીતી કે અળખામણી નહોતી થતી; જ્યારે બાળવિધવાઓનું આવું ભયંકર પ્રમાણ ન હતું; જ્યારે રોગીઓનું, સુવાવડી સ્ત્રીઓના મરણનું કે ભુખે મરતાંનું પ્રમાણ અત્યારના જેવું હૃદયવેધક ન હતું; જ્યારે તીર્થયાત્રા થોડા ખર્ચમાં પગપાળા થઈ શકતી; જ્યારે કપડાંનું ખર્ચ આટલું બધું ન હતું, જાતમહેનતથી ઉત્પન્ન કરેલા કપાસમાંથી કાંતીને જરૂરનાં વસ્ત્રો બનાવી લેવાતાં–તે સમયને કોણ કહેશે કે તે અત્યારના સમય કરતાં અનેકગણો સમૃદ્ધ અને સારો ન હતો ?

જમણની પ્રથા દિવસો જતાં દૃઢ થઈ; ગામો અને ગોળ બંધાઈ ગયા; જ્ઞાતિઓ, પેટાજ્ઞાતિઓ અને ધર્મના વાડા રચાયા; રૂઢિએ મરજીઆત મટી ફરજીઆત સ્વરૂપ ધારણ કર્યું; અમુક પ્રસંગે અમુક ભાગ કે ખડકી જમાડવી, અમુક પ્રસંગે ગામ જમાડવું, એવી રૂઢિઓનું સ્વરૂપ ફરજીઆત થઈ ગયું. બીજાનું ખાધું, એટલે જમણ કરવું જ પડે; નહિ તો કોઈ ટકોર મારે. આમ રાજ્યદંડ ન હોય, તો પણ રૂઢિદંડથી કેટલીક વસ્તુઓ ફરજીઆત થઈ જાય છે. સ્થિતિ સારી છે, માટે જ્ઞાતિભોજનના ઉત્સવ કરવા એ વસ્તુનો લોપ થયો; ભ્રાતૃત્વ ઘટતું ચાલ્યું, દ્વેષભાવ પેદા થયો; ઈશ્વરની પણ અવકૃપા થવા લાગી; જંગલો કપાવા લાગ્યાં, વરસાદ અનિયમિત થયો, જમીનના કસ ઉતરવા લાગ્યા; ઘી, દૂધ અને ધાન્ય પરદેશ ઘસડાવા લાગ્યાં; કુસંસ્કારી બાળકોની પરમ્પરા ઉતરવા લાગી, બાળલગ્ન કરવાં અનિવાર્ય ગણાવા લાગ્યાં; જ્ઞાતિભોજન આપવાથી કુળવાનપણું આવે છે એ માન્યતા દૃઢ થવા લાગી, પ્રેતની પાછળ મોટાં જમણ થવા લાગ્યાં; મોટાં જ્ઞાતિભોજન ન આપી શકે તેઓ કુલહીન ગણાવા લાગ્યા; કન્યાની આપલે પણ વરની લાયકાત પ્રમાણે નહિ, પણ કુળ પ્રમાણે થવા લાગી; જીવનની જરૂરીઆતો વધી ગઈ; અનીતિ, અતિ વિષયભોગ, સ્વાદેન્દ્રિયની અતિશયતા–આવું આવું ખૂબ વધવા લાગ્યું. પરંતુ હવે આ સાથે અંગ્રેજી રાજ્યનો અમલ શરૂ થયો, તેનું અવલોકન આપણે હવે પછી કરીશું.

સારમાં, માંગલિક અને અમાંગલિક અનેક પ્રસંગોએ મરજીઆત જ્ઞાતિભોજન અપાતાં. પણ તેને માટે એ સમૃદ્ધ લોકોને આપણે વખોડી ન શકીએ. શરૂઆત સારી કહેવાય. અંધશ્રદ્ધા અને અજ્ઞાનથી સમય જતાં અનર્થોએ પ્રવેશ કર્યો, એ જ વિનાશક થઈ પડ્યું કહી શકાય.

---

## ૨
## અર્વાચીન.

અંગ્રેજી રાજ્ય આવ્યું. જુની વસ્તુઓ નાશ પામી, નવી દાખલ થઈ; રીતભાતમાં આડંબર વધ્યો, જરૂરીઆતો વધતી ચાલી, પૈસાની જગ્યાએ રૂપીઓ વપરાવા લાગ્યો; આગગાડી આવી, દેશની નિકાશ સાથે દેશની આબાદી અને નૂર પરદેશ ઘસડાવા લાગ્યાં. ઘી દૂધ અને ધાન્ય ઘટવા લાગ્યાં; જંગલો કપાવા લાગ્યાં, વરસાદ ઓછો અને અનિયમિત થઈ ગયો, દુકાળ અતિવૃષ્ટિ અનાવૃષ્ટિ અને હિમ જેવા ઈશ્વરી કોપ થવા લાગ્યા; જમીનના કસ ઉતરી ગયા. ગાય, ભેંસ બળદ વગેરે ઢોર નબળાં પડવા લાગ્યાં; મનુષ્યનું શારીરિક બળ અને તેની સાથે તેની જીવનશક્તિ ઓછી થવા લાગી. રોગ વધવા લાગ્યા; કામ ક્રોધ દ્વેષ કુસંપ વગેરે દુર્ગુણો વધવા લાગ્યા, પૈસા ગમે તે રીતે મેળવવા એ જીવનનું ધ્યેય થઈ પડ્યું; ગ્રામ્ય જીવન નષ્ટ થવા લાગ્યું, શહેરો મનુષ્યોથી ઉભરાવા લાગ્યાં; પશ્ચિમનો યંત્રવાદ દાખલ થયો, પ્રબળ થયો અને વ્યક્તિસ્વાતંત્ર્યનો નાશ થયો; રેંટિયો ચૂલામાં હોમાવા લાગ્યો, ગૃહઉદ્યોગ નષ્ટપ્રાય થયો; પૈસા હોય તો બધુંય મળે, એટલે ધાન્ય કરતાં ધનની જરૂર વધી; ખેડુતોના હાથમાં રોકડ દામ પડવા લાગ્યા, પણ તે માળામાંના પક્ષી જેવા, જરૂર પડે ત્યારે તેજ વ-

સ્તુના બેવડા દામ આપે; ટપાલ, આગગાડી, તાર વગેરે બહુ ઉત્તમ અને કલ્યાણકર સગવડો ગણાવા લાગી: દૂધની ડેરીઓ સ્થપાઇ, બાળકો શક્તિહીન થવા લાગ્યાં, બાળમરણનું પ્રમાણ વધવા લાગ્યું; દિનપ્રતિદિન સંસ્કારહીન નિર્બળ બાળકોની પરમ્પરાઓથી આજે જોવામાં આવતી નિર્બળતાએ ઘર કર્યું; ભૂખમરો વધતો ચાલ્યો, એક તો જમીનના કસ ઉતરી ગયા અને બીજું એ કે ધનધાન્ય પરદેશ ચઢવા લાગ્યું. આમ અંગ્રેજી રક્તશોષક રાજ્ય નીતિના અમલ સાથે સામાન્ય જનસમૂહ નિર્બળ અને નિર્ધન થઈ ભૂખે મરવા લાગ્યો. આ વિનાશ સીધો નથી, આડકતરો છે; ઉપરથી ભરાવદાર તંદુરસ્ત દેખાય અંદરથી ફોલી ખાય. આ સ્થિતિને સૌ સુખી માનવા લાગ્યા.

પ્રાચીન કાળનો ઉલ્લેખ ઉપર વિસ્તારથી કર્યો છે. હવે વાચક વિચાર કરે, કે અગાઉ કેવી સ્થિતિમાં જ્ઞાતિભોજન અપાતાં અને આજ કેવી સ્થિતિમાં અપાય છે, અગાઉ કેવાં મરજીઆત અને સાદાં હતાં, આજ કેવાં રૂઢિને બંધે ( કે પછી મહેણાને બંધે ) ફરજીઆત અને નિરંકુશ થઈ ગયાં છે. જરૂરની વસ્તુઓ પહેલાં સ્વપ્રયત્ને વિના દામે મળી રહેતી, આજ મોં માગ્યાં દામ દેવા પડે છે. પહેલાં સામાન્ય વર્ગ સુખી હતો, આજ સ્થિતિ હૃદયભેદક છે. આજ બેવડા નુકશાનમાં જ્ઞાતિભોજન થઇ રહ્યાં છે. કોઈ પ્રશ્ન કરશે, કે 'આવી સ્થિતિ છે, તો જ્ઞાતિભોજન થઈ શકે છે કેવી રીતે?' 'જમણનાં ખર્ચ કરવાથી કોણ ભિખારી થઈ ગયું?'' આવા પ્રશ્નોના જવાબ માટે 'પાટીદાર' માસિકના ચાલુ વર્ષના પોષ માસના અંકમાંનો મારો લેખ 'પૈસા નથી છતાં છે' વાંચી લેવો. આ પ્રશ્નોના જવાબ આવા ટુંકા લેખમાં ન આપી શકાય.

'બાપદાદા મૂર્ખ હતા?' આવો પ્રશ્ન આજ શિક્ષિત અને અશિક્ષિત સૌ કરે છે. આવા માણસોએ વિચાર કરવો જોઈએ કે બાપદાદાની સ્થિતિ કેવી હતી અને અત્યારે કેવી છે. માંગલિક પ્રસંગોએ અપાતાં ભોજનો નિંદ્ય ન હોય, તોપણ તે આપવા અત્યારનો સમય જ ના પાડે છે. બાપદાદા પાસે પૈસા ન હતા. પણ જ્ઞાતિભોજન માટે જરૂરી ચીજો અખૂટ હતી. અત્યારે પૈસા ઉછળતા લાગે છે, પણ વસ્તુતઃ ગરીબાઈ છે. જો આપણી સ્થિતિ જ્ઞાતિભોજન આપવા જેવી ધનવાન હોય તો અનેક માબાપને જ્ઞાતિભોજનના ખર્ચ માટે મુઝાવાનું ન હોય, નિર્દોષ બાળકીઓને દૂધ પીતી કરવામાં આવતી ન હોય, વિધવાઓને આજીવિકાનો સવાલ ન હોય, ઈશ્વરી કોપ સામે ટકવાની અશક્તિ ન હોય, ચોતરફ 'હાય હાય' ના પોકાર ન હોય, જીવન અનીતિમય ન હોય, ઘર કે જમીન ગીરો મુકવાનાં ન હોય, મોં માગ્યાં વ્યાજ આપી પૈસા લાવવાના ન હોય, દીકરીઓ અળખામણી ન હોય, કન્યાવિક્રય કે વરવિક્રયને સ્થાન ન હોય, ખરતા કે પડતા ઘરને સમરાવવા માટે મુઝાવાનું ન હોય, વહૂઓ લઢી મરતી હોય તોપણ એક જ ઘરમાં પડી રહેવાનું ન હોય, કજીઆ કુસંપ અને ભ્રાતૃત્વનો અભાવ ન હોય, પૈસા એકઠા કરવા પેટે પાટા બાંધવાના ન હોય, આફ્રિકા જેવા દેશોમાં સાહસ માટે જવાનું હોય-વખાના માર્યા જવાનું ન હોય, ઘી, દૂધ અને છાશ માટે બાળકો ટળવતાં ન હોય; આવું આવું અનેક ધનવાન સ્થિતિમાં ન હોય. વાત એમ છે કે જ્ઞાતિભોજનનાં ખર્ચ ઉપર કુળવાન અને કુળહીનનાં ધોરણ મનાયાં છે, અને તે કોઈથી તોડી શકાતાં નથી-જાણી જોઇને ખાધેલો ફાંસો ગળેથી છુટતો નથી; એટલે અનેક દલીલો કરવામાં આવે છે; નથી સમજાતું કે બાપદાદાને પગલે ચાલવા જેવા હવે આપણે મુદલ રહ્યા નથી.

આમ જ્ઞાતિભોજનનો સમય હવે નથી પ્રેતભોજન તો તદ્દન સમજ્યા વગરનાં ગાડરીઆ પ્રવાહ જેવાં છે, એને તો નિર્મૂળ કરવાં જોઇએ. આજ તો લગ્ન જેવા અનેક માંગલિક પ્રસંગોએ પણ જ્ઞાતિભોજનને સ્થાન ન હોઈ શકે. બહુ તો નિકટનાં સગાં અને મિત્રમંડળ મળી વધારેમાં વધારે ૫૦ માણસોનો જમણમાં સમાવેશ થઈ શકે; સમય પણ એકાદ દોઢ દિવસથી એક સાથે વધુ ન હોવો જોઇએ. કોઈ પણ પ્રકારનું બંધન જ ન હોવું જોઇએ,

સઘળું મરજીઆત હોવું જોઈએ. દીવામાં દિવેલ ખૂટયું છે અને વહેલું મોડું આમ થયેજ, નહિ તો હોલવાયે જ છુટકો છે. જ્યારે હજારો દેશબંધુઓ ભૂખે મરે છે, જ્યારે અનેક પુણ્યાત્માઓને પુનિત સંસ્થાઓ માટે નાણાંની અનિવાર્ય જરૂર છે, જ્યારે પરદેશીઓ દેશનું રક્ત શોષી રહ્યા છે. જ્યારે સર્વત્ર હૃદયભેદક 'હાય' ના પોકાર થઇ રહ્યા છે, જ્યારે ગરીબોને લાચારીથી આંસુ નાખતા ભાઈ પિત્રાઈની ટકોર ન સહન થવાથી જ્ઞાતિભોજન આપવાં પડે છે, ત્યારે ધનિકો પણ નાગી કુળવાનશાહીના તુચ્છ ધોરણ માટે જ્ઞાતિભોજનનાં અઢળક ખર્ચ કેમ કરી શકે? આજકાલ ધનિકોનું ધન પણ નૈતિક રીતે પ્રાપ્ત થએલું હોતુ નથી, અનેક ધનિકો હજારોનાં ગળાં રેંસીને ધન પ્રાપ્ત કરે છે, જીવન કુતરા જેવું થઈ ગયું છે. સત્કાર્યમા ધનિકોનાં દાન તે 'એરણની ચોરી અને સોયનું દાન' જેવાં છે. 'પૈસા છે તો પ્રભુની કૃપા છે, તો, ખરચ કરીએ છીએ. જ્ઞાતિભોજન આપી જશ ન લેવાય, ત્યારે પૈસા શા કામના?' આવી દલીલો અનેક શ્રીમંતો કરે છે અને કુળવાનપણું મેળવવા પાણીની પેઠે ધન વાપરે છે. એ ધન મેળવતાં બીજી અનેક વસ્તુનો લોપ થતો હોય—નીતિનો નાશ થતો હોય, તો તેની પરવા કરતા નથી. આ કેટલું દુઃખદાયક છે! ધનિકોએ પોતાના ગરીબ ભાઈની દયા લાવીને પણ જ્ઞાતિભોજન બંધ કરવાં જોઇએ.

આજનાં જ્ઞાતિભોજન બીજાને આંજવા માટે થાય છે; ભાઈ કરતાં ભાઇ ચઢે છે. જ્ઞાતિભોજન ઉપર કુળવાનશાહીનાં ધોરણ મનાયા છે. જ્ઞાતિભોજન આપે તેનામાંજ શક્તિ છે, તેની જ પાસે વતન છે, તેજ આબરૂદાર છે, એમ મનાય છે. (પાંચ દશ વરસની બાળા વિધવા થઇ હોયતો તેને બળાત્કારે વૈધવ્ય પળાવવું એમાં પણ કુળવાનશાહી છે; પછી ભલે બળાત્કારે પળાતા વૈધવ્યમાં અનેક પ્રકારનાં દુરાચરણનો પ્રવેશ થાય. તેઓ જ કુળવાન ગણાય, તેમનાં જ દૂધ ભર્યાં બાળકો પારણામાંથી ઝડપાય, અનેક જણ તેના વેવિશાળ માટે નજર રાખે! ઉછીના વ્યવહાર થઈ ગયા છે:) એકે જ્ઞાતિભોજન આપ્યું, બીજો ગરીબ હોય પણ તેનો ભાઈ હોવાથી તેના જેટલું જ ખર્ચ કરે, કારણકે ન કરે તો પાંચ માણસો વચ્ચે મૂંગા રહેવું પડે; સહેજ બોલવા જાય તો કોઇ ટકોર મારે: 'હેં, તારી ડોશીનું બારમું તો થયું નહિ અને સફાઇ શાની મારે છે!' આવી ઈર્ષ્યા એટલે સુધી પહોંચે કે તેના દીકરાનો કોઇ વિવાહ કરવા આવતું હોય, તો પિતરાઇઓ તેને આડુંઅવળું સમજાવી પોતાનો જોગ સાધે. આ જ કારણથી સંસ્કારી યુવકો પણ વડીલોને વશ થાય છે. વસ્તુતઃ આ ધોરણ નથી. ઉપર બતાવેલા ભયથી, પૈસા ન હોય તો દેવું કરીને પણ ખર્ચ કરનાર આબરૂદાર ગણાય, તેનાં છોકરાં મૂર્ખ અક્કલવગરનાં અને અભણ હોય તો પણ તેને ભણેલી કન્યા મળે; બિચારી કન્યા આખો ભવ દુઃખી થાય. તેની દીકરી અભણ હોય, તોપણ તેનું લગ્ન કોઈ કેળવાએલા યુવક સાથે થાય; કેળવાએલા યુવકનાં માબાપ જાણે, અમને સારા ઘરની કન્યા મળી. તે જ વયનાં અથવા વિચારોનાં કજોડાં થાય અને આ જીવનકલહ મચે. આવી સ્થિતિ દરેક ગામમા સેંકડે નેવું ટકા જેટલાની છે. આ ધોરણ સર્વ રીતે વિનાશક છે, એ હવે સ્પષ્ટ સમજાશે. એ ધોરણ જ આજકાલ બાળલગ્ન અને કજોડાં કરાવે છે, એ ધોરણથી જ બાળવિધવાઓની સંખ્યા વધતી જાય છે, એ ધોરણથી જ સમાજ દુઃખી થઇ રહ્યો છે; એ ધોરણનો સર્વથા નાશ કર્યેજ છુટકો છે. "અમને અમારા બરાબર મળતું નથી. શું કરવું? નાનો તો નાનો, સૌ આવી મળશે. ઘર તો સારૂં છે! કોઈ ખોડ તો નહિ કાઢે!" આમ બમો પાંચસો રૂપીઆ વધારે આપીને પણ વિવાહ કરે. આ શું? ઉઘાડી આંખે આજ આવા અનેક દાખલા જોઉં છું! લગ્ન એટલે શું બજારની ચીજોના જેવા સોદા? 'કન્યા મોટી છે, પણ હા પાડી ને હવે ના પડાય?' કેવી ગાંડછા! જીવનભરની દંપતીની જવાબદારીની આમ એક બે કલાક કે એક બે શબ્દોમાં માંડવાળ! વજ્રલેપ જેવું એકવચનીપણું! હા પ્રભુ! જે સમાજમાં માબાપ જ આમ લગ્ન કરી આપે છે, તે સમાજ નિર્બળ થાય, તેમાં શી નવાઇ!

લાયકાત એ જ ધોરણ હોવું જોઇએ; જ્ઞાતિભોજન નહિ, ગરીબનો મોટી વયનો સંસ્કારી અને શક્ત પુત્ર વિવાહ કરવા યોગ્ય ગણાવો જોઇએ, એથી ઉલટું પૈસાદારનાં પણ મૂર્ખ છોકરાં કુંવારાંજ રહી જવાં જોઇએ.

અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, હિમ ને દુકાળ જેવા મોટા મોટા ઇશ્વરી કોપ થયા, અને છતાંય કોઇની આંખ ઉઘડતી નથી. ગમે તે થાય, જ્ઞાતિભોજનોનાં ખર્ચ તો જેમ ને તેમ રહેવાનાં. જુના વિચારના પ્રૌઢ પુરુષો જુના ધોરણને જ પોતાનું જીવન માને છે. એ ધોરણ સાથે એમનાં જીવન વણાઈ જ ગયાં છે. [કદાચ ચરોતરનું એકેએક ઘર પડી જાય, જમીનમાં -ખેતરોમાં મોટા મોટા ખાડા ટેકરા થઇ જાય અને જીવવાનું કશું સાધન ન રહે, તોપણ એ વડીલોને મુઝવણ થવાની કે આવેલો પ્રસંગ કેમ ઉજવવો! કદાચ બહુ શ્રીમંત હોવાથી થોડુંક ધન બચવા પામ્યું હોય, તો ભુખે મરતા પિતરાઇને એક બે દિવસ જ્ઞાતિભોજન આપી જશ અને પુણ્ય મેળવે! પૈસા ન હોય તેઓ ઇશ્વરને પ્રાર્થના કરે અને બાધાઓ રાખે. વરસાદ ન વરસે તો અનાજના વેપારમાં નફો મળે, એ વાંછનાથી ઘણા લોકો હનુમાનજીને મણ બે મણ તેલ ચઢાવવાની બાધા રાખે (એ નજરે જોયું છે)! આમ જેને તેઓ પોતાનું જીવન માને છે, તેને માટે તેઓ હલકામાં હલકું કામ કરવાના; તેમાં રહેલું વિનાશક તત્ત્વ નહિ સમજવાના.] દેહમાં જીવ હશે, ત્યાં સુધી તેઓ તેમનું જીવન નહિ બદલવાના; ક્યાંથી બદલે? શરીરમાંથી જીવ જાય તો દેહ છુટો પડે. એમનાં જીવનમાં જ એ વસ્તુ-જ્ઞાતિભોજન આપવાં, કુળવાન થવું, આપવા લેવાના વ્યવહાર રાખવા, પૈસા ન હોય તો દીકરીને દૂધપીતી કરવી, વિધવાને તરછોડવી, વહુને ટોકરે ચઢાવવી, કુતરા જેવું જીવન જીવીને પણ પૈસો એકઠો કરવો, એવી એવી અનેક વસ્તુ-સર્વાંગ વણાઇ ગઇ છે.

ત્યારે હવે સમજવાનું રહ્યું ઉછરતા જુવાન સિક્ષિત વર્ગ. જુનો શિક્ષિત વર્ગ તો લગભગ બધોય જુની ગાદીમાં બેસી ગયો છે, નવી ગાદીમાં બેસવાનાં મોટાં તતુડાં ફૂંક્યા પછી પણ ઘણા તો જુની ગાડીમાં બેઠેલા છે. આથી એ જુના ધોરણને તોડવા ઉગતા જુવાનોના ત્યાગ અને આત્મબળની જરૂર પડશે. યુવકોએ બંડ જગાવવાં જોઇશે. વડીલોનાં મન દુભવવાં પડશે, તેમનાં કડવાં અને બીભત્સ વેણ ધીરજથી સાંભળવાં જોઇશે, તેમનો માર સહન કરવો જોઇશે, વિવિધ દુઃખ વેઠવાં જોઇશે.

જ્ઞાતિભોજનની પ્રથા-જેના ઉપર કુળવાનશાહીનું ધોરણ મનાયું છે તે-સમાજનો પ્રાણઘાતક રોગ છે. એનું નિવારણ બંડખોર શિક્ષિત યુવકવર્ગની વધતી જતી સંખ્યા ઉપર અવલંબે છે. આ વાંચનાર દરેક યુવકને ઉપરની સ્થિતિ દીવા જેવી સમજાવી જોઇએ. જુના ધોરણને તોડવા તેણે જ્ઞાતિભોજનમાં બિલકુલ ભાગ ન લેવો જોઇએ. 'હસવું અને લોટ ફાકવો' સાથે નહિ બને. વડીલો, જેમનું જ્ઞાતિભોજન એ જ જીવન છે, તેમને રાજી રાખવાં હશે તો જ્ઞાતિભોજન કદાપિ બંધ નહિ થાય. યુવકે સમજવું જોઇએ કે કોઇ પણ પ્રકારનાં જ્ઞાતિભોજનને અત્યારની સ્થિતિમાં સ્થાન ન હોઇ શકે. વડીલોની સામે થવામાં વડીલોનું જ ભલું સમાયું હોય, તો બંડ જગાવી શા માટે તેમનું કલ્યાણ ન કરવું? શા માટે તેમને વશ થઇ આડકતરી રીતે તેમનું અકલ્યાણ કરવું?

માબાપે ઉછેરીને મોટા કર્યા, એટલે તેમને પગલે જ ચાલવું જોઇએ, તેમને દુભવવાં એ પાપ છે, તેમના પ્રત્યેનું ઋણ અદા કરવું જ જોઇએ, તે પછી જ સમાજસેવા કે દેશસેવાઃ આવી દલીલો અનેક ભોળા શિક્ષિત યુવકો કરે છે અને વડીલોને વશ થાય છે. શુભ કાર્ય પહેલું, સત્ય પહેલું કે માતાપિતાનો પ્રેમ પહેલો? આ તત્ત્વના ઉકેલ માટે 'રાઇનો પર્વત' લખાયું છે. સત્ય માટે સર્વનો ત્યાગજ ઇષ્ટ હોઇ શકે. સત્ય ને પ્રેમ જુદાં હોઇ શકે જ નહિ. સત્ય એ તો ત્રિકાલાબાધિત છે. સત્ય એ પ્રેમ છે; પ્રેમ એ સત્ય છે. પ્રેમ જો સત્યથી ભિન્ન શિખવે, તો તે પ્રેમ નથી, પણ અજ્ઞાને કરીને ઉત્પન્ન થએલો મોહ છે. એ મોહને વશ થવું એમાં પુત્રધર્મ

સમાયો છે, એમ માનવું તે ભ્રમ છે. આમાં બે મત હોઇ શકે જ નહિ. પહેલું સત્ય અને પછી વડીલોનો પ્રેમ.

એ શુભ કાર્યની પહેલ કરનાર યુવકોને ધન્યવાદ ઘટે છે. બીજા અનેક યુવકો એમાં જોડાય. કાર્યમાં મંદ એવું વાણીયાપણું એ કાયરતા છે. ઇશ્વર આપણને સૌને શક્તિ આપો.

દારેસલામ(ટાંગાનાયકા) (પાટીદાર જેઠ, અષાઢ ૮૫) } ડાહ્યાભાઈ મનોરભાઈ પટેલ

---

# આપણી સંસ્થાઓ.

## શ્રી જૈન દવાખાનું, પાયધુની મુંબઇ.

**સ્થાપના**—ઉપરોક્ત દવાખાનું, પ્રભુ મહાવીરના જન્મદિવસે એટલે સં. ૧૯૮૫ના ચૈત્ર શુદિ ૧૩ ને રવિવારના રોજ તેના મકાનના ભોંયતળીએ એક મેળાવડો કરી શેઠ કસલચંદ કમળસીના હાથે ખુલ્લુ મુકવામાં આવ્યું છે. ખુલ્લું મુકતીવેળા થયેલા મેળાવડામાં હાજર રહેલા ભાઇઓએ અપવાદ સિવાય આવા ખાતાની જરૂરીઆત સ્વીકારી હતી અને કેટલાક ભાઇઓએ નાણાંની મદદ આપી હતી. કેટલાયે જાહેર કરી હતી. તેમાં પ્રમુખે આ ખાતાને વધારે પ્રગતિમાં મૂકવા માટે જાહેર કરેલી રૂપીઆ પાંચ હજારની રકમ ખાસ ધ્યાન ખેંચે છે.

**ઉત્પત્તિ**—આ દવાખાનાની ઉત્પત્તિ સને ૧૯૧૮ના ઇન્ફલુએન્ઝા વખતે મુંબઇમાં ખોલેલી શ્રી 'જૈનરીલીફ હૉસ્પિટલ'ના ફંડમાંથી વધેલાં નાણાં જે રૂ. પંદરહજારની 'ફેસ વેલ્યુ'ના ગવર્મેંટ પેપરમાં રોકેલા હતા તે શેઠ દેવકરણ મુલજીભાઇએ પોતાના મંદવાડને લઇને તે રકમ તેના બીજા એક ટ્રસ્ટી શેઠ ગુલાબચંદ નગીનચંદ કપુરચંદ ને સોંપી હતી અને એમ ઠરાવવામાં આવ્યું કે જૈન લત્તામાં એક સારૂં અને સગવડવાળું દવાખાનું ખોલવામાં આવે તો આ રકમનું વ્યાજ તે ખાતાને આપવું અને ભવિષ્યમાં જરૂર લાગે તો ટ્રસ્ટીઓ ઠરાવ કરી તે રકમનો આ સંસ્થાને લાભ આપે.

**પ્રગતિ**—ઉપરની રકમનું નક્કી થયા પછી બે ત્રણ વખત કેટલાક ઉત્સાહી ભાઇઓએ મળી આ ખાતાને પગભર કરવા વિચારો કરી એક વખતે રૂ. ૨૦૦૧) આપનાર પહેલા વર્ગના પેટ્રન, રૂ. ૧૦૦૧ આપનાર બીજા વર્ગના પેટ્રન અને રૂ. ૫૦૧) આપનાર લાઇફમેમ્બર તથા સભાસદ થવાના ત્રણ વર્ગ રાખવામાં આવ્યા તેમાં વાર્ષિક રૂ. ૧૦૧) આપનાર પહેલા વર્ગના સભાસદ, રૂ. ૫૧) આપનાર બીજા વર્ગના સભાસદ અને રૂ. ૨૫) આપનાર ત્રીજા વર્ગના સભાસદ થઇ શકે એવી યોજના કરવામાં આવી. હાલમા લાઇફમેમ્બર તરીકે બે ગૃહસ્થ તથા પહેલા વર્ગમા સાત મેમ્બરો, બીજા વર્ગમાં દસ અને ત્રીજા વર્ગમાં આસરે પચાસ મેમ્બરો થયેલા છે. તે સિવાય ફરનીચર માટે પરચુરણ રકમો ભેટ તરીકે જુદી જુદી વ્યક્તિ તરફથી સ્વીકારવામાં આવેલી છે. ઉપરાંત જવેરીબજારના મોતીના કાંટાના ટ્રસ્ટી સાહેબોએ પણ આ ખાતાને હાલમાં રૂ ૫૦૦) ની રકમ આપી છે અને માસિક સારી રકમ આપશે એવી આશા છે.

**ઉદ્દેશ**—આ સંસ્થાનો ઉદ્દેશ જૈન દરદીઓને સારા અને સગવડવાળા દવાખાનાનો લાભ આપી નીરોગી અને તંદુરસ્ત બનાવવા એજ હોઇ શકે. અને આ દવાખાનાનો લાભ જૈન કોમના ત્રણે ફીરકા જેવા કે શ્વેતાંબર દીગંબર તથા સ્થાનકવાસીનો કોઈ પણ જૈન દરદી લાભ લઇ શકશે.

**કાર્ય**—આ દવાખાનું પાયધુની ઉપર આવેલાં આપણાં દેહરાસરોની સામે જૈન લત્તામાં હોવાથી જૈન દરદીઓને આશીર્વાદ સમાન નીવડ્યું છે. એ

એટલા ઉપરથી જણાશે કે અઢીથી ત્રણ માસ જેટલા ટુંકા વખતમાં આસરે પાંચ હજાર જેટલા દરદીઓએ આ દવાખાનાનો લાભ લીધો છે અને હાલમાં દરરોજની દરદીની સંખ્યા સો ઉપર પહોંચવા લાગી છે.

**સગવડતા**—આ દવાખાનું સવારના ૮ થી ૧૨ તથા સાંજના ૫ થી ૭ વાગ્યા સુધી ખુલ્લું રહે છે. અને ડૉ૦ પૂનમચંદ મહેતા એમ. બી. બી. એસ તથા ડૉ. શાંતિલાલ પોપટલાલ એમ. બી. બી. એસ જૈન ડાક્ટરોની નીમણુંક કરવામાં આવી છે. તે ઉપરાંત ડૉ. મીસ કુમુદ મ્હેતા લેડી ડૉક્ટર કે જેમણે એમ. બી. બી. એસ પાસ થઈ વિલાયત જઈ સ્ત્રીઓનાં દરદોનો ખાસ અભ્યાસ કરી ઉંચી ડીગ્રી મેળવી છે તેઓ સ્ત્રી દરદીઓ માટે અઠવાડીઆમાં બે દીવસ હાજરી આપી સેવા ભાવથી કામ કરે છે. વળી ડૉ. હામાણી જેઓ પણ અત્રે પાસ થઇ વિલાયતની ગળા કાન ને નાક તથા આંખની ઘણી ઉંચી ડીગ્રીઓ મેળવી આવેલા છે તેઓ પણ અઠવાડીઆમાં બે વખત હાજરી આપી આ દવાખાનાને પોતાની સેવાનો અમૂલ્ય લાભ આપી રહ્યા છે. આ બન્નેનો સંસ્થા પર ઉપકાર છે.

**કાર્યકર્તા મંડળી**—આ ખાતું ચલાવવા તથા દેખરેખ રાખવા એક પ્રોવીઝનલ (કામ ચલાઉ) કમિટી નીમવામાં આવેલ છે અને તે કમિટી પ્રોવીઝનલ સેક્રેટરીઓ મારફત વહીવટ ચલાવે છે. તેમાં શેઠ નેમચંદ અભેચંદ ઝવેરી પ્રમુખ તથા ડૉ. નાનચંદ કસ્તુરચંદ મોદી, ડાહ્યાભાઈ ન્યાલચંદ, વીરચંદ, કેવલભાઈ તથા જેસંગલાલ રતનચંદ પ્રો. ઓનરરી સેક્રેટરીઓ તરીકે સુંદર કાર્ય કરી રહ્યા છે. વધુ મેમ્બરો થયેથી રીતસરના બંધારણ પૂર્વક સામાન્ય સભા તથા વ્યવસ્થા મંડળ વિગેરે ચૂંટી કાઢવામાં આવશે.

**વિનંતિ**—કોઈ પણ જાતના નાત જાત તથા ફીરકાના ભેદ સિવાય સંગીન અને જરૂરી કાર્ય કરતા આ ઉપરોક્ત જૈન દવાખાનાને યથાશક્તિ મદદ કરવા દરેક સાધનસંપન્ન જૈનભાઇઓને આગ્રહપૂર્વક વિનંતી છે અને દુઃખ અને દરદથી પીડાતા પોતાના સ્વધર્મી બંધુ તરફ સ્વામીવાત્સલ્ય દર્શાવવો એ દરેક સાચા જૈનની ફરજ છે.

**ભાવના**—હાલમાં આ દવાખાનામાં એકથી બે બીછાનાંની સગવડતા રાખવામાં આવેલી છે કે જેથી નાનાં 'ઓપરેશન' કરી શકાય અને સાધારણ દરદી ચોખ્ખી હવા, આરામ અને ડાક્તરી સારવાર મળવાથી સ્હેલાઇથી તનદુરસ્તી મેળવી શકે. આવી સગવડનો લાભ હુલ્લડ વખતે ઈજા પામેલ એક જૈનભાઈએ થોડા દિવસ લીધો હતો. કાર્યકર્તાઓની અંતિમ ભાવના એવી છે કે જો ઉદાર જૈનભાઇઓ નાણાંની સહાય સારા પ્રમાણમાં આપે તો આ દવાખાનાને આધુનિક છેલ્લી ઢબની-સર્વ ઓજારો સગવડો અને બિછાનાઓ વાળા જૈન હૉસ્પિટલમાં ફેરવી નાંખવામાં આવશે.

---

# Shri Antariksha Parshvanth Case.

## Privy Council Judgment.

*Privy Council Appeal No. 69 of 1927.*

nasa Ramasa Lad Dhakad and others ... ... *Appellants*

*v.*

lyanchand Lalchand Patni Gujrathi and others ... *Respondents*

FROM

## THE COURT OF THE JUDICIAL COMMISSIONER OF THE CENTRAL PROVINCES.

DGMENT OF THE LORDS OF THE JUDICIAL COMMITTEE OF THE PRIVY COUNCIL, DELIVERED THE 9TH JULY, 1929.

*Present at the Hearing:*
LORD BLANESBURGH.
LORD TOMLIN.
SIR LANCELOT SANDERSON.
[*Delivered by* LORD BLANESBURGH.]

At Shirpur, in the District of la, there has stood for five hun- years, and it may be for much er, the Jain Temple of Antari- Parasnath. The Jains are rou- ranged into two main divisions— Digambaris, represented in this by the appellants, and the Swe- baris, represented by the respon- s. One of the essential religious rences between the two is that mbari idols are worshipped in a of complete nudity, while the of the Swetambaris are revered ed and decorated with jewellery ornaments. This deep-seated dectrinal or liturgical difference between these influential sections of the Jain community lies at the root of the dispute which has ripened into this portentous litigation.

In the temple at Shirpur there is an ancient idol, "Shri Antariksha Parnasnathji Maharaj," believed by the Swetambaris to be self-existent. The deity is held in deep veneration by them, also by the Digambaris. It has apparently been a subject of controversy time out of mind whether it is a Swetambari or a Digambari idol, and whether as originally existent it was covered at the waist by a tie or

band carved out of the stone or sand of which it is composed—as the Swetambaris assert—or whether, it being apparently agreed that the private parts are not visible to the worshipper, this resulted not from any tie or band or other physical covering but from the actual posture of the idol itself, as is the contention of the Digambaris. The Swetambaris had been used from time to time to plaster the idol's body as a result of which that which was alleged by them to be a self-existent waist band had in the Digambari view been produced and the immediate occasion of the suit was that on the 13th February, 1908, the defendants 1 to 7, with other Digambaris acting in the interests of that sect, chiselled, as the plaintiffs alleged, by means of iron instruments, the alleged self-existent tie and waistband from the body of the idol and removed the plaster and erased the lines on its hands and ears, outraging thereby the religious feelings of the Swetambaris. For all this the plaintiffs claimed Rs. 15,003 as damages. But tne scope of the suit was not limited to that claim. It became the medium for vindicating Swetambari pretensions ranging far beyond its immediate occasion. By their plaint the plaintiffs asserted that the property in and right of management of the entire temple was and always had been exclusively in the Swetambaris. On that footing they claimed substantive relief against the defendants as representing the Digambaris. And the defendants were not slow to take up the challenge so thrown down, for although from time to time objecting to the regularity of the suit during its progress in India, they joined, without regret apparently, in this prolonged conflict, which, after nearly 23 years of litigation in India, has at length been brought before His Majesty in Council for final adjudication.

The Swetambari case as put forward by them can be shortly stated. Both the Temple of Shri Antariksha Parasnath at Shirpur and that idol therein belong to their sect of the Jain community. It had been the uninterrupted privilege of the sect from time immemorial to worship the idol with the part showing the male organ covered up by a waist-tie and band and jewels and pastings on the body. The Swetambaris alone had uninterruptedly managed the affairs of the temple and of this idol, the Digambaris having no part or lot therein, until 1905, when, with due consideration, as it is put, for the desire of the Digambaris to worship the sacred deity in their own way, some members of the Swetambari sect disinterestedly effected an arrangement whereby the Digambaris

were permitted to worship the idol at specified times without ornaments and under certain rules which safeguarded the religious beliefs and the customs of the Swetambaris. But after two years' co-operation the Swetambari followers had become convinced that the continuance of the association with the Digambaris was detrimental to the religious sentiments, rights and management of the Swetambaris, and on the 13th February, 1908, matters came to a head, when the idol was mutilated by defendants 1-7 in the manner already referred to. Since then the defendants had been obstructing the Swetambaris in placing upon the deity its accustomed ornaments and in restoring it to its self-existent form. And the plaintiffs claimed damages: injunctions restraining the defendants and other Digambari followers from raising any obstacle to the management of the Samsthan by the Swetambaris or the restoration of the image to its original form by them. Declarations were asked for, framed so as to obtain a decision from the Court that the Swetambari management of the temple and idol was absolute and uncontrolled; that no worship of the deity except in its self-existent condition and covered as required by the religious principles of the Swetambaris should take place, and injunctions were sought to make these declarations effective at the instance of the Swetambari.

The answering case of the Digambaris may not inadequately be described as a complete repudiation of the claims of the Swetambaris, with the counter-assertion, by themselves, of rights over the temple and the idol as extensive and as absolute as those put forward by the Swetambaris. Their case is to be found in the written statement of defendant No. 8, which was adopted as their own by the other defendants.

In the course of that statement the charges of the plaintiffs with reference to the alleged mutilation of the idol by defendants are repudiated, and the views of the Digambaris with reference to the original form of the idol are put forward. With reference to these charges it may at once be stated that the plaintiffs' allegations as to the defendants' responsibility were not established at the trial, and their claim for damages, which was resisted by the defendants on technical as well as on substantial grounds, has failed and is no longer persisted in.

For the rest, the case presented by the written statement referred to was that the temple in question originally and absolutely belonged to the Digambari Jains, the Digamaris at Shirpur doing all the management, with the help and advice of other followers at Khamgaon and Karanja.

the ejectment of the Polkars and the quarrel over the plastering of the idol in 1908, the two sects managed the temple through their committee, and worship was carried on by each sect in accordance with its own ceremonies and observances as prescribed by the time-table propounded in 1905. And, in the view of the learned Trial Judge, these arrangements set at rest all disputes as to worship and as to the management of the Samsthan so far as the peculiarities of their worship and devotion went, and they practically set a seal upon the recognised privileges of each party. Giving effect, therefore, to a plea of estoppel set up by the defendants, he held that the plaintiff Swetambaris could no longer deny the right of the Digambaris to the joint management of the temple and to the worship of the idol in their own way as both of these matters were left in the year 1905.

The learned Judge's decree is dated the 27th March, 1918. Naturally no declaration that the Swetambaris are entitled to any exclusive right of management is made, while the claims of the Swetambaris to exclusive privileges of worship are disallowed. The parties are to adhere to the time table of 1905 and to obey the time regulations and procedure or worship in their own time as settled then. The collections of money and offerings are to be made by the two sects as hitherto from the time of the separation of their *gadis* and cash. The Swetambaris are to be entitled to worship the image with the ornaments *chaksu*, *tika* and the like, according to their forms of worship, but only in their own time: no injunction is to restrain the Digambaris from insisting upon their right to worship the image without ornaments, and in their own way and in their own time according to the time-table. Each party is therefore directed strictly to adhere to the time-table and the time limit imposed therein.

Finally, an injunction is granted against the defendants and all other Digambaris restraining them from interfering with the Swetambaris in the plastering of the idol so as to show the configuration on it of a waistband and waist-tie and certain marks on the ears and palms, but the order directs that "these marks shall not be so bold and prominent so as to be offensive in any way, and that they shall be shown with as light a touch of plaster and as faintly as possible."

Both parties were dissatisfied, and the surviving plaintiff Swetambaris by notice of appeal and the defendant Digambaris by cross-objections to the decree, set up again before the Court of the Judicial Commissioner, Central Provinces, their respective cases as originally pleaded. Before that Court,

however, as stated in its judgment, the Swetambari appellants no longer contested the right of the Digambaris, as declared by the decree of the Trial Judge, to worship in their own way and in their own time, according to the time-table, to which must be added the statement of their Counsel before the Board that they now make no claim to the collections of money and offerings made by worshippers during the periods of worship assigned to the Digambaris. The cross-objections of the Digambaris having failed to impress the Court, the issue there, at the end of the day, resolved itself into the question whether the Subordinate Judge was wrong in refusing to grant to the Swetambaris a declaration of their exclusive right of management, Counsel for the Digambaris finally contending only for the retention of the joint management as decreed by the Subordinate Judge. In the result the Appellate Court declared and held that the Swetambaris were, on the facts found, entitled to the exclusive management of the temple, and that the plea of estoppel set up by the written statement had no reference to that position.

The conclusions of the Court are embodied in its decree of the 1st October, 1923. It is from that decree that the present appeal is brought.

On full consideration of the whole case their Lordships have reached the conclusion that the decree is right.

The plea of estoppel contained in the written statement is perfectly general in its terms, and the defendants, when asked, refused to give any particulars of its meaning. In the absence of such particular it seems to their Lordships impossible for the appellants to contend with success that it was thereby intended to set up against the plaintiffs' claim to exclusive management an estoppel which would at once be fatal to the same claim then being substantively put forward by themselves.

But the question is not only one of form or of pleading. It is also one of substance. The appellants' case forcibly presented to the Board was that the facts found by the learned Trial Judge imported an agreement between the two sects as definite and permanent in the matter of joint management, as the time-table in the matter of worship was now admitted to be. No such agreement, however, is pleaded even in the alternative. No issue with regard to it was directed. No such issue could have been directed as the existence of such an agreement was entirely contary to the only pleaded case either of the plaintiffs or of the defendants. Moreover the evidence taken was not pointed

to any such issue, and, as it stands, is, in all its prolixity on this issue, incomplete. In saying this, their Lordships have specially in mind the absence of Kalyanchand from the witnessbox—an absence only justifiable by the fact that this matter on which his evidence must have been so direct was not in issue at the trial. Lastly, the concession of the time-table now made by the respondents does not, as it seems to their Lordships, carry with it any admission of a right on the part of the Digambaris to participate in the management. No one has, in fact, suggested that the time-table without management is valueless. On the contrary, the evidence shows that this has been the prevailing order since the final rupture between the parties took place in 1908.

Their Lordships need hardly affirm that what they may call the Digambari right to the time-table as now declared, with all its implications, is in no sense a matter of favour. It is a matter of right of being enforced in execution. The Swetambaris will understand that any interference with the full enjoyment of that right by the Digambaris will bring them into conflict with the Courts. Nor will they forget that, by the admission of their learned Counsel before the Board, they make no claim to the collections of money and offerings made by worshippers during the Digambari periods of worship. With these matters kept fully in mind by the Swetambaris there seems to their Lordships to be no reason why under this arrangement the relations between the two sects should not in this matter be in the future entirely harmonious.

In the result, therefore, the appeal fails and their Lordships will humbly advise His Majesty that it be dismissed with costs.

Their Lordships will further humbly advise His Majesty that a petition lodged by the appellants for a stay of execution of the decree of the Judicial Commissioner be also dismissed with costs.

---

# જયદેવમુનિનું ભાવનાસંધિપ્રકરણ કાવ્ય: એ અપભ્રંશ કાવ્યનો પ્રસ્તાવ.

લેખક: રા. મધુસૂદન ચિ. મોદી. M. A.

૧.

અત્યાર સુધી અપભ્રંશ કાવ્યો અનેક જૈનભંડારોમાં અણવંચાયલાં પડી રહ્યાં હતાં. હજુય ઘણાં પડી રહ્યાં છે અને નંધાયાંય નથી. અપભ્રંશભાષાનું સાહિત્ય વિશાળ છે. સિદ્ધરાજ કુમારપાલ સમા ચાલુક્ય ગુર્જરાધિપોના જ્વલંત અને પ્રગતિમય કાળમાં અપભ્રંશ સાહિત્ય નિરર્ગલ વાધ્યું. હેમચંદ્રજી સમા સમર્થ પ્રાકૃતભાષાના અને વળી મુખ્યત્વે અપભ્રંશ ભાષાના સમર્થ પાણિનિ આ બન્નેય નરાધિપોની કારકીર્દિમાં જ જન્મ્યા હતા. અપભ્રંશ તે કાલના સમર્થ, પ્રતાપી અને ઉર્જ્વલ ગુર્જરત્રાની માનીતી લોકભાષા હતી. ઉત્તરે તે ઠેઠ જેસલમીરની પેલીપાર, અને દક્ષિણે ઠેઠ વિંધ્ય પર્વતના પ્રદેશોમાં એણે પોતાની હાકલ વગાડી હતી. અને તે એકફેરો જીવંત અપભ્રંશભાષાની દુહિતા આપણી અર્વાચીન ગુર્જરી. અત્યારસુધી તે વિસરાઇ હતી. છેલ્લા દાયકામાંજ આપણે એના તરફ કાંઇક લક્ષ દોરાયલું જોઈએ છીએ તે ખરેખર આનંદદાયક છે. પણ હજુ કાંઇ અપભ્રંશનો અભ્યાસ વધ્યો એમ તો ન કહેવાય. ગર્ભજીવનમાં છે એ ખરું. અને તેનાં વધવાનાં ચિન્હ વાતાવરણમાં તરવરે છે એ પણ ખરું. દિવસે દિવસે પ્રજાકીય વ્યક્તિત્વની ઉગતી ભાવના અને પ્રાન્તીય લોકભાષાની વધતી જતી ઐતિહાસિક અને પ્રજાકીય ઉપયુક્તતા ઝટ સમજાતી જાય છે. પ્રજાના ઇતિહાસમાં ભાષા, પ્રજાની મનોભાવનાના વ્યક્ત સ્વરૂપ તરીકે કાંઇ ઓછી મહત્તા ભોગવતી નથી. ભાષા સાધન છે અને સાધ્ય નથી એ વાત ખરી. પણ શૂરવીર યોદ્ધાને યુદ્ધમાં શત્રુઓને સંહારતી પાણીદાર તરવારની ઉત્તમ ધાર એજ ઉપયુક્ત છે. રત્નજડિત મૂઠ કે સુશોભિત મ્યાન ઉપયુક્ત નથી. છતાંય પાણીભરી ધારની સાથે સાથે તેને રત્નજડિત મૂઠ કે સુશોભિત મ્યાન ગમે છે. નરી ઉપયુક્તતા માનવહૃદયને સ્વાભાવિક નથી; ઉપયુક્તતાની ઉપરાંતનું કાંઇક અમાલ્ય ગ્રૈવાને માનવહૃદય તલસે છે. અને તેજ તેજીલું હૃદય ભાષાને લલિત સાહિત્યમાં, ફીલસુફીના ઝીણા વાદોમાં, ભાષાશાસ્ત્રના ઇતિહાસમાં કે શબ્દશાસ્ત્રની સૂક્ષ્મ ગલીકુંચીઓમાં નિસર્ગતઃ દોરી જાય છે. આ પ્રજાના તેજસ્વી જીવનમાં સારા પ્રમાણમાં બને છે. આવું જીવન પ્રજામાં જો આવ્યુ નથી તો પણ તેની આગાહિ જણાય છે. અને ભવિષ્યના ભાષાશાસ્ત્રી અને ઇતિહાસકારને બદલાતાં મૂલ્યના તાંતણે પ્રયત્નો આદરવા પડશે. ભવિષ્યના વૈયાકરણો અને ભાષાશાસ્ત્રીઓ પાસેથી અપભ્રંશ વધારે ઉંડા ધ્યાન, પૃથક્કરણ અને ગવેષણાની અપેક્ષા રાખશે.

હેમચંદ્રનું અપભ્રંશ (જો અપભ્રંશભાષાનું સાહિત્ય આપણને મળ્યું છે તેને આપણી સગવડ ખાતર એ સંજ્ઞા આપી શકીએ) પશ્ચિમ હિંદુસ્તાનની જૂની લોકભાષાઓની માતા છે એમ કહીએ તો ચાલે અને અત્યારે પણ તે જૂની લોકભાષાની લગોલગ શબ્દશાસ્ત્ર અને વ્યાકરણના દૃષ્ટિબિંદુથી તેનો અભ્યાસ થાય તો ઘણાંજ ઉપયોગી પરિણામો મળી આવે. જૂની લોકભાષામાં થોડાંક પુસ્તકો પ્રસિદ્ધ પણ થયાં છે. દાખલા તારીકે પ્રાચીન ગુર્જરકાવ્ય સંગ્રહ (સંપાદિતઃ ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલ: ગાયકવાડ ઓરીએન્ટ સીરીઝ) જૂનાં ડિંગલ કાવ્યો (સંપાદિતઃ ડૉ. ટેસીટરી બીબ્લીઓથીકા ઇંડિકા), પ્રાચીન ગુર્જર કાવ્ય (સં. કે. હ. ધ્રુવ) કે ત્રિભુવનદીપક પ્રબંધ (સં. લા. ભ. ગાંધી) ઇત્યાદિ જૂનાં ગુર્જર, હિંદી કે રાજસ્થાની કાવ્યો જોવાં જેવાં છે.

૨.

આપણો જે કાવ્યની સાથે સંબંધ છે તેનું નામ

'ભાવનાસંધિ પ્રકરણ' છે. આ કાવ્ય અપભ્રંશ ભાષામાં લખાયલું છે. તેમાં ૭ કડવાં છે અને દરેક કડવામાં દશ કડીઓ છે. છેલ્લા કડવામાં ૧૧ કડી છે; અને શરુઆતમાં સ્તુતિરૂપ એક કડી વધારે છે. એટલે બધી મળી કાવ્યમાં ૬૨ કડી છે.

આ કાવ્ય ક્યારે લખાયું તે કહેવું મુશ્કેલ છે. કાવ્યમાં મુદત દર્શાવતો એકજ ચોક્કસ પૂરાવો કહી શકાય. કાવ્યની પાંચમી કડીમાં મુંજ અને વિલાસવતીની પ્રેમકથાનો ઉલ્લેખ છે. (જૂઓ મૂળ કાવ્ય) અપભ્રંશભાષામાં આ પ્રેમકથા સારું સ્થાન ભોગવે છે. એટલે આ કાવ્ય મુંજના મૃત્યુ (સં. ૧૦૫૪) પછી લખાઈ હોવી જોઇએ. ભાષાની ઢબ પણ તેરમા ચૌદમા સૈકામાં આ કાવ્ય લખાયું હોય તેવી છે. એટલે કદાચ એ આ કાવ્યનો સમય હોય એમ અનુમાન કરાય. મુંજ સંબંધી ગાથા નીચે પ્રમાણે છેઃ—

मनरचि रमणीरमणीयदेहि
वसमंसरुहिर मलमुत्तगेहि
दढ देषिरत्तु मालवुनरिंद
गयरज्जपाण हुय पुहविचंदु ॥ ५ ॥

આ કાવ્યમાં લેખકનું નામ તેના ગુરુ સાથે છેલ્લી કડીમાં નિર્દિષ્ટ છે.

निम्मलगुणभूरिहिं सिवदिवसुरिहिं
पढमसीसु जयदेवमुणि
किय भायणसंधी सिभावुसुगंधी
निसुणवि अन्न वि धरउमणि॥ ६२ ॥

એટલે જયદેવમુનિએ આ કાવ્ય લખ્યું અને તેના ગુરુનું નામ શિવદેવસૂરિ હતું. કદાચ જૂની પટ્ટાવલિઓમાં આ ગુરુશિષ્યનાં નામ આવતાં હોય તો મને ખબર નથી. પણ જો એ પ્રમાણે હોય તો આ લેખકનો સમયનિર્ણય કરવો ઘણોજ સહેલો થાય.

પ્રસ્તુત કાવ્યને ઉંચી કક્ષાની કોટિમાં ન મૂકી શકાય. સાધારણ જનતાને માટે તે લખાયું છે અને સાધારણ જનતાને ગમે એવી તેમાં સામાન્યતાઓ જ છે. લોકોના ઉપદેશની આ કવિતા છે. ઐહિક જીવનનાં સુખદુઃખબંધનો અને તેની હડહડતી જુગુપ્સા, નરકનાં અસહ્ય દુઃખોનો ચિતાર અને જન્મમરણની શૃંખલાનાં વર્ણન એ આ કવિતાના વિષય છે. કાવ્યકર્તાનો ઉદ્દેશ ભાવનાની યથાસ્થિત સમજાવટ કરવાનો છે અને મનુજત્વની દુર્લભતા દશ દષ્ટાન્તોથી બતાવવાનો છે. એ ઉદ્દેશ કવિ નીચેની કડીમાં સમજાવે છે.

इय बारहभावणु सुवणसुहावण भणवि देव जीवहंस किसु
दुलहु मनुयत्तणु धम्मपवित्तणु दसदिट्ठंतिहि वज्जरिसु ॥ ११॥

ઉપરનીજ કડીમાં કવિ ભાવનાઓ બાર છે એમ કહે છે; પણ એ બાર ભાવનાઓનું પધ્ધતિપુરઃસર વિવરણ એણે કર્યું નથી. કાવ્યમાં બાર ભાવનાઓ કઇ છે તે જણાવ્યું સરખુંય નથી. आयरंगसुत्त (श्रुतस्कंध २ चूलिका ३) માં આ બાર ભાવનાઓનો નિર્દેશ કર્યો છે. તે નીચે પ્રમાણે છેઃ

पढममणिच (१) मसरणं, (२) संसारो (३) एगया य (४) अन्नतं (५)
असुइत्तं (६) आसव (७) संवरो (८) य तह निज्जरा (९) नवमा ॥७६॥
लोगसहावो (१०) बोहियदुलहा (११) धम्मसाहओ अरहा (१२)
पयाइं हुंति बारस जहकम्मं भावणीयाओ ॥७७॥

સંસ્કૃતછાયાઃ

[ प्रथममनित्यत्व (१) मशरणं (२) संसार (३) एकता (४) चान्यत्वं (५) ।
अशुचित्व (६) माश्रवः (७) संवर (८) श्च तथा निर्जरा (९) नवमा ॥७६॥
लोकस्वभावो (१०) बोधिश्च दुर्लभा (११) धर्मस्वभावोऽर्हतः (१२)
एता भवन्ति द्वादश यथाकर्म भावनिकाः ॥ ]

અભિધાન રાજેન્દ્રમાં 'भावना' શબ્દઃ भाव्यन्ते मुमुक्षुभिरभ्यस्यन्ते इति भावनाः એ પ્રમાણે સમજાવ્યો છે. તેમાં પણ આચારાંગ સૂત્રની પેઠેજ બાર ભાવનાઓ ગણાવી છેઃ

भावयितव्यमनित्यत्वमशरणत्वं तथैकतान्यत्वे
अशुचित्वं संसारः कर्माश्रवसंवरविधिश्च ।
निर्जरणलोकविस्तर धर्मस्वाख्याततत्त्वचिन्ता च
बोधेः सुदुर्लभत्वं च भावना द्वादशविशुद्धाः ॥

અભિધાન રાજેન્દ્રમાં બારેય ભાવનામાં પ્રત્યેકનું સવિસ્તર વર્ણન કરેલું છે. તે અધિક જિજ્ઞાસાવાળાએ વાંચી લેવું. આ બાબતનું આંહિ સંપૂર્ણ વર્ણન કરવું અપ્રસ્તુત છે.

૩

હેમચંદ્રસૂરિના વ્યાકરણની ભાષા કરતાં આ કાવ્યની ભાષા તદ્દન જૂદી એમ છેજ નહિ. પણ એટલું તો ખાસ માલૂમ પડીજ આવે છે કે રચના, શબ્દ સંબંધ અને વ્યાકરણનાં રૂપ, રૂપાન્તરોમાં શિથિલતા અને છૂટછાટ આ કાવ્યની ભાષામાં છે. ભાષા–પ્રવાહ પશ્ચિમ હિંદુસ્તાનની લોકભાષાના જૂના સ્વરૂપ તરફ દીસે છે. શબ્દોચ્ચારણ વિકારોની અનિયતતા કાંઈ ઓછી નથી. રચનાશિથિલતાનાં દૃષ્ટાન્તઃ કુંક ૨૬ પં. ૧. पंचासवि अज्जिय पइं जि दुक्ख अणुहवसि ताइं तथेव तिक्ख।; કુંક. ૪૬; કુંક ૬૨ વિગેરે૦; સમાસની શબ્દ ગોઠવણની અનિયતતા : કુંક. १४. चुल्लगाइयदिट्ठंतदसदुलहे; કુંક. ૫. मालवुनरिंद, ઇત્યા૦ છંદ પૂરણ કાજે प નિપાતનો ઉમેર જે લોકભાષામાં ઘણીવાર વપરાય છે : घरि पलित्तंमि खणि सकइ को कुवप॥ ઇત્યાદિ, ઇત્યાદિ૦.

[૧] નામ: વિભક્તિરૂપોઃ—

પ્ર૦ (એક વ૦) वज्झभावु, नरिंद, णायिओ (કું. ૧૨, મહા૦) सत्तउ (કું. ૬). (અનેક વ૦) नरय, तिरियह (કું, ૮) નપું૦ (અનેક વ૦) सहियाइं, तज्जणाइं

દ્વિ૦ (એક વ૦) सायर, चउवीसइं, अप्पं, अणंतउ, कालउ (કું.૧૨) मणुयत्तणं गत्तु (અનેક વ૦) अट्ठकम्म, भावणु, सुवणसुहावण (કું. ૧૧).

તૃ૦ (એક વ૦) मणि (કું. ૧.) इक्केण (સં. વિ.) नयण (કું. ૮. છંદ માટે લોપ) अप्पेण, मुचमेहिं (કું. ૨૭) (અનેક વ૦) दिट्ठंतिहि, कम्मेहिं, विसयहि.

ચ૦ मुत्तिय (मौक्तिकाय) मुत्तए (मुक्तये સં૦ વિ૦ (કું. ૫૨).

પં૦ जमह (यमेभ्यः)

૫૦ वसुहु, अप्पणं, लोगह (અનેક વ૦) मणुयभवतरुह (એક વ૦ ? કું. ૧૫). दाहस्स (કું. ૨૦) निम्मलगुणभूरिहिं सिवदिवसूरिहिं (અનેક વ૦. કું. ૬૨).

સ૦ संसारि, लोइ (૩) मन (૪) नलए (૭) मणुयत्तणे दुलहे (૧૪) विसाए (૫૩. સં. વિ.) खाइंमि (કું. ૪૦. પં. ૧.) (મહા૦ વિ૦) अणायंमि (૧૨) संखकालंमि (૧૩) गोलेसु, जलणजालासु (અનેક. વ૦ સં. વિ.)

સં૦ जीव, जीय, मूढ ઇત્યાદિ૦......

વિશેષણો કે વિશેષણ માફક વપરાએલાં કૃદંતોની વિભક્તિપ્રક્રિયા નામના જેવીજ છે એટલે વિભક્તિ પ્રકારનાં દૃષ્ટાન્તોમાં તેનો ઉપયોગ કરી શકાય. આ પ્રમાણે આ કાવ્યમાં વપરાએલાં નામનાં વિભક્તિ રૂપોનું વૃત્તાન્ત અને વર્ણન.

[૨] સર્વનામ: વિભક્તિરૂપોઃ તેનાં તદ્ધિતરૂપોઃ

(૧) વિભક્તિરૂપોઃ—

પ્ર૦ कोइ (कोऽपि) सहु (सर्वम्-देश्यता ? ગૂજરાતી; 'સૌ') (૨) तउं तुम (त्वम् કું. ૩; ૧૮.) एहु (एषः કું. ૪) सो, स (કું. ૨૬) तो (નપું. એક. વ૦; નર૦ પણ) सा (नारी०) जो, जि (यः નર૦ નપું૦; અન્તેય) जे (અનેક વ૦ ये) ते (અનેક વ૦: तद् નર૦) ताइं (અનેક વ૦ નપું. કું૦ ૨૬).

દ્વિ૦ નાં રૂપ પ્ર૦ જેવાંજ છે; આ કાવ્યમાંથી એને કાજે ખાસ દૃષ્ટાન્તો ટાંકી શકાય એમ નથી.

તૃ૦ इण (अनेन. કું. ૪) पइं, पइ (त्वया) जिणि जेण (येन) तिणि (तेन), जेहिं, एहिं, सव्वेहिं (અનેક૦ વ૦).

પં. तह (કું૦ ૪૦ ?) (तस्मात्ः જૂઓ નીચે સર્વનામનાં તધ્ધિતરુપોમાં).

૫. तुह तुज्झ (तव) तासु (કું. ૪૦) तस, सस्स (तस्य) इह (अस्य જૂઓ. સર્વ૦

તધ્ધિતરુપો, નીચે) जस्स (यस्य)

स. सव्वि (सर्वस्मिन. હું. ૩.)

(૨) तद्धितરૂપો—

ह—इह (इत्थं), इक्त्था: વૈદિક) तह (तथा) कह (कथा વૈદિક. कथं) जह (यथा) अह (अथ).

त्थ—इत्थ (अत्र હું. ૩૮) इत्थइत्थंमि (પ-ધારાની સપ્તમી. હું. ૨૦) तत्थ (तत्र) कत्थ (कुत्र) अन्नत्थ (अन्यत्र) (હું. ૪૭).

इस—इसि (एतादृशी) किसु (कीदृश:) कीसविह (कीदृग्विधम).

य—इय (હું. ૧૧, ૧૨. इदानीं ? કે વિભક્તિરૂપ ? કદાચ નિપાતજ).

ज्जि—આ પ્રત્યય જુદોજ છે; અને બીજે સ્થળે ભાગ્યેજ માલમ પડે છે; કેટલાક શબ્દો ભાષામાં એક સાથે ઘણીવાર અને ઘણા કાળથી વપરાતાં આવ્યા હોય તો તે એક બીજાના અવિભક્ત અંગરૂપ બની જાય છે એ ભાષાશાસ્ત્રનો નિયમ છે. नवि (नापि) નું દૃષ્ટાન્ત મોજૂદ છે. ઘણીય ફેરો अपिની યથાર્થતા नवि વાપરતાં વીસરાઈ છે, એ આ કાવ્યમાં તેમજ અન્યત્ર માલમ પડશી.

जि=यदि जुज्जि (હું. ૬. હું. ૧૭ यो यदि) तिज्जि (तद् यदि એટલે तस्मात् 'તેથી' હું. ૧૯.)

[૩] તદ્ધિત પ્રત્યયો—

उल—पक्कुलड (पक्वाकी)

वण—सुहावण (शोभनं)

अणु—सुहअणु (शोभनं હું. ૨૧)

त्तण—मणुयत्तणु (मनुजत्वं) पवित्तणु (पवित्रत्वं)

ओ (क: સંસ્કૃત) माणुसओ (मनुष्यक:) कम्मंसओ (कर्मांशक:)

इल्ल—गढिल्ल (गाढम्. હું. ૨૪)

इर—सोडिर (હું. ૫૪.) (शौण्ड:)

[૪] નિપાત

रे, पुण (पुन:) च, य, अ (च) नवि (नापि, જાણે એક જ શબ્દ હોય તેમ એનો વપરાશ છે; ઘણીય ફેરો वि ની યથાર્થતા વીસરાઇ છે) सिजि (सद्य: ? હું. ૪ કે પછી આજ્ઞાર્થ બીજો પુરૂપ એકવચન सज्ज ? ) ता અને વળી जा-ता (यावत्-तावत् કે यदा-तदा વૈયાકરણો આ બતાવતા નથી ) जिम-तिम (यथा-तथा) जं-तं (यद्-तद् હું. ૭ કેટલીક વાર तं ફક્ત અર્થ વિના નિપાત ત- રીકે વપરાય છે. આ કાવ્યમાં દૃષ્ટાન્ત મળશે )

जो-तो (અપભ્રંશમાં यदा-तदा; છુટો तो અપભ્રંશમાં तत:, तदा; બીજી પ્રાકૃતોમાં તેનો અર્થ तु થાય છે. ) अह (अथ) त्ति (इति) वि (अपि) झत्ति (झटिति) रेसि (તાદર્થ્ય સૂચક નિપાત હું. ૭) भूरि (સં. भूरि) बहु (मनसे સાથે; સંસ્કૃત ઉપયોગ) कहवि અને कहकहवि (कथमपि અને कथंकथमपि) व्व (इव હું. ૧૮) जइ (यदि) सययमेव (सततमेव હું. ૨૬) हंत (हन्त. સં. હું. ૨૭) हि (ही સં. हे) संपइ (संप्रति હું. ૩૧) पास (पार्श्वे. હું. ૩૧. સરખાવો. ગુજ. 'પાસે') जुगव (युगपत् હું. ૩૩) नो (नो કે न સં. હું. ૩૫) णेगहा (अनेकधा) किर (किल) मज्झि (मध्ये) पच्चसि (प्रत्यक्षेण હું. ૫૦) लहु (लघु કડી. ૫૫ 'ઝટ.') तव (ताव ! એટલે तावत् કડી. ૫૭) हेव (ખરૂં અપભ્રંશરૂપ हव्वं=हव्यं એટલે 'शीघ्रं' સરખાવો ગૂ. 'હવે' અને જૂની ગુજરાતી કવિતાનું 'હવ' કડી. ૧૧) य (छंदोनिपात)

આ સિવાય અન્ય નિપાતો સંસ્કૃતને મળતા છે; તે આદિ નોંધવાની જરૂર નથી.

"जि" નો અર્થ "एव" થાય છે અને તે પ્રમાણે તેનો વપરાશ પણ બહુ છે. 'પાઇઅસદ્દ મહણ્ણવો' जि=एव આપે છે, એટલે तिज्जि અને जिज्जि =तदेव અને यदेव થાય; પણ जि નો સંબંધ મૂળ સર્વનામ સાથે હોવો જોઇએ. માટે મેં સર્વનામ સાથેજ એનો સંબંધ રાખ્યો છે. જૂની ગુજરાતીમાં પણ जि અને તેનું વિકૃતરૂપ ज સાથે સાથે મળે છે. અર્વાચીન ગુજરાતીમાં પણ 'જ' નિશ્ચયાર્થનિપાત તરીકે વપરાય છે.

[૯] આખ્યાત

(૧) વર્તમાનકાળઃ

૧. પુરૂષ (એક. વ૦) मंनामि

૨. „ (એક વ૦) सहसि, संवरेसि, वाहसि, सि (असि) अवमंनसे होसि. (भवसि. ડુંક. ૨૦) नोग्घसि (न स्वपिपि. ડુંક. ૨૪ પણ આનો ઉપયોગ આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનના અર્થમાં છે)

૩. પુરુષ (એક. વ૦) पडिवोहइ, निरोहइ, अत्थि, पडिइ, होइ, भणइ, वच्चए, हारए, चिक्कए (જૂઓ ડુંક. ૧૬, ૧૭.) (અનેક વ૦) सद्दहंति, हं (हुं)ति. (ડુંક. ૯)

અપભ્રંશભાષાએ સંસ્કૃતભાષાના અલંઘનીય ગવિભાગ અને પરસ્મૈપદ આત્મનેપદના ભેદોની અગણના કરી છે. કેટલીકવાર સંસ્કૃત ધાતુઓના ણવિભાગ કરતાં અપભ્રંશ કેટલાક ધાતુઓ કાજે દાજ ગણ સ્વીકાર્યો છે. પરસ્મૈપદ અને આત્મનેપના ઉપયોગ છંદની આપત્તિઓ ટાળવા અનિયંત્રિત રવામાં આવ્યા છે (જૂઓ ડુંક. ૧૬. ૧૭.)

(૨) આજ્ઞાર્થઃ

૨ પુરુષ (એક વ૦) निसुणि, करि, सज्जि, धरि, साइ (हि ?=साहय ડું. ૪૦) उग्गाहि (उद्ग्राहय) (અનેક. વ૦) सुणहं (૨૦) कुणह, पामह (૫૧)

૩ પુરુષ (એક વ૦) अच्छउ, धरउ (અનેક વ૦) निवडंतु

(૩) ભૂતકાળ

૨ પુરુષ (એક વ૦ आसि (आसीः) (ડુંક. ૧૧. ડું. ૩૩.)

(૪) વર્તમાનકાળ (કર્મણિપ્રયોગ)

૨ પુરુષ (એક વ૦) रजसे, पचसे, वाहिज्जसे, भक्खिसज्जसे

૩. પુરુષ(એક વ૦)खिज्जए, लुज्जए, भिजए, किज्जए„ भुज्जए, धाविज्जए, कहिज्जइ पाविज्ज, भज्ज (ડું. ૧૦) निहिणिज्ज (ડું. ૩૭ પૂર્વવત્) (આ સર્વ વિધ્યર્થ કૃદંત છેઃ પણ એમનો ઉપયોગ વર્તમાકાળ કર્મણિપ્રયોગ જેવો થયો છે માટે આંહિ ટાંકયાં છે.)

(૫) ભવિષ્યકાળ

૧. પુરુષ અનેક વચન वज्जरिसु (૧૨) निंदेसु (૬૧)

૩ „ એક વચન सहिसइ, देसइ, पडिसिइ... ...

[૬] કૃદંતવિભાગ

(૧) વર્તમાન કૃદંતઃ रुयंत, पडंता, किलकिलंत, तडफडंत (નાદોત્પન્ન આખ્યાત) ઇત્યાદિ. (જૂઓ ડુંક. ૪૬)

(૨) હેત્વર્થ કૃદંતઃ गिन्हिउं (गृहीतुंः સં વિ. ડું. ૧૭) खणि (ડું. ૫૭.):—આ કૃદંત કેટલીક વાર આખ્યાતને નામ ગણી તેના દ્વિ. ચ. કે૫. નાં વિભક્તિરૂપો મૂકી બનાવવામાં આવે છે. આ ઉપયોગ વેદમાં માલમ પડે છે. કેટલીકવાર સંબંધક ભૂતકૃદંતનો ઉપયોગ પણ અપભ્રંશમાં હેત્વર્થકૃદંત તરીકે થાય છે.

(૩) કર્મણિભૂતકૃદંતઃ આ કૃદંતનો ઉપયોગ ભૂતકાળ બનાવવાં મુખ્યત્વે થાય છે. અર્વાચીન ગૂજરાતીમાં તો આ સિવાય ભૂતકાળ દર્શાવવાનાં રૂપજનથી निज्जरिय, हुय (૨૧ गाइय कड्ढिओ, ढिओ, उप्पन्न, चत्त, गिन्हिय, खद्ध (૨૬) ઇત્યાદિ.

(૪) સંબંધક ભૂતકૃદંતઃ पणमवि, मिलहेविणु, सिढिलेवि, पयडवि, मरवि तोडि, छंडि, छंडेविणु, अणुहूय (ડું. ૨૮. સં. વિ) भत्तूण (ડું. ૬૧. પ્રા. વિ.)

(૫) કર્મણિ વિધ્યર્થ કૃદંતઃ देयं (સં. વિ.) (જૂઓ ૩૫ઃ पाविज्ज, भज्ज, निहिणिज्ज કર્મણિ વર્તમાનકાળમાં)

આ પ્રમાણે આ કાવ્યમાં વપરાયલા સામાન્ય વ્યાકરણપ્રયોગોનું ધ્યાન પુરૂં થયું.

**આ કાવ્યમાં વપરાયલા છંદો.**

૪. આ કાવ્યમાં ત્રણ છંદો વપરાયા છે. કડવક. ૧. ૩. અને ૫. માં એક પ્રકારનો છંદ છે, અને બાકીનાં કડવાંમાં એટલે ૨, ૪ અને ૬ માં બીજો છંદ છે. દરેક કડવાની છેલ્લી ટુંકમાં અને કાવ્યના આદિમાં સ્તુતિની ટુંકમાં એકજ પ્રકારનો એટલે ઉપરના બે છંદોથી જૂદાજ પ્રકારનો છંદ છે. આ પ્રમાણે આખા કાવ્યમધ્યે ત્રણજ છંદો વપરાયા છેઃ

આ ત્રણ છંદોનાં નામ અને ઘટના નીચે પ્રમાણે છે.

૧) **पज्झडिअः** આ છંદ પિંગલે નીચે પ્રમાણે વર્ણવ્યો છે.

चउमत्त करहु गण चारि ठाइँ
ठवि अन्त पओहर पाइँ पाइँ।
चउसट्ठि मत्त पज्झरइ इन्दु
पॅम चारि पाअ पज्झडिय छन्दु ॥१०२॥

(प्राकृतपिंगलसूत्राणि (काव्यमाला) પાન ૬૦)

આ સૂત્ર પ્રમાણે આ છંદમાં ૪ પાદ છે; દરેક પાદમાં ૪ ગણ છે; અને દરેક ગણમાં ચાર માત્રા છે. છેલ્લો ગણ **पयोधर** છે એટલે તેની ઘટના ⏑–⏑ છે. કડવાં. ૧, ૩ અને ૫ માં આ છન્દ છે. દાખલા તરીકે:

४ ४ ४ ⏑⏑⏑ ४
रे जो। च निसुणि। चंचल। सहाव etc

(ટુંક ૨)

૨) આ છંદ કડવાં. ૨, ૪, ૬ માં વપરાએલો છે. છંદનું નામ મને માલમ નથી. છંદમાં ચાર પાદ છે; દરેક પાદમાં ૪ ગણ છે; દરેક ગણમાં પાંચ માત્રા છે; છેલ્લા ગણની ઘટના –⏑– છે. મારા જાણવા પ્રમાણે પિંગલે આ છંદ વર્ણવ્યો નથી. પણ કદાચ પિંગલે બતાવેલો **निशिपालछंद** આપણા છંદને મળતો આવે. આ છંદની વ્યાખ્યા—

हार धरु तिण्णि सम हिण्णि परि तिग्गणा
पच गुरु दुण्ण लहु अन्त कुरु रग्गणा
एत्थ सहि चन्दमुहि वीस लहु मालणा
कव्ववर सप्प भण छन्द णिसिपालआ॥

—(એજન પાન ૧૭૧)

ભાવાર્થઃ નિશિપાલ છંદમાં દરેક પાદમાં વીસ માત્રા-એટલે ૫ માત્રાના ૪ ગણ હોય છેઃ પહેલા ત્રણ ગણમાં ઘટના –⏑⏑⏑ હોય છે અને અંતે છેલ્લામાં –⏑– હોય છે.'

આપણા છંદમાં પહેલા ત્રણ ગણમાં નિશિપાલ છંદમાં નિયમબધ્ધતા છે તેવી નથી. છેલ્લા ગણમાં બન્નેય છંદોમાં નિયમબદ્ધતા સાધારણ છે. આપણે છંદ નીચે પ્રમાણે છેઃ

५ ५ ५ –⏑–५
इय अणा। यंमिसं। सार तम। णाइओ।
आसि गो। लेसु क। म्मेहि मु। च्छाइओ।

(ટુંક ૧૨)

૩) **घत्ता**: આ છંદ દરેક કડવાની છેવટની કડીમાં છે; સ્તુતિની કડીમાં-કાવ્યના આરંભની કડીમાં-પણ આજ છંદ છે. પિંગલે આ છંદની વ્યાખ્યા અને વર્ણન નીચે પ્રમાણે આપ્યું છેઃ

पिंगलकइदिट्ठउ छंद उकिट्ठउ घत्त मत्त बासट्ठि कर
चउमत्तसत्तगण वेवि पाअ भण तिण्णि तिण्णि लहु अंत धरि ॥९९॥
पढमं दह वीसामो बीए मत्ताइं अट्ठाइं
तीए तेरह विरई धत्ता मत्ताइं बासट्ठि ॥१००॥

આ છંદમાં બે પાદ છે; ઉપલા બંન્નેય છંદોમાં ચાર પાદ હતા. આથી ઘત્તા એ દુવઈ (द्विपदी)ને પ્રકાર છે; ઉપલા છંદો ચોપઈ (चतुष्पदी)ના પ્રકાર હતા. આ છંદના એક પાદમાં ૪ માત્રાના ૭ ગણ + ૩ લઘુમાત્રા છેવટે. આ પ્રમાણે દરેક પાદમાં ૩૧ માત્ર અને આખી કડીમાં ૬૨ માત્રા. દરેક પાદમાં ત્રણ યતિ આવે છે. તે યતિ પ્રમાણે પાદના ભાગ પાડીએ તો -૧૦+૮+૧૩=૩૧ પ્રમાણે ભાગ પડે. આ છંદમાં દરેક પાદની પહેલી બે યતિના છંદોને મળતા આવે છે. આ છંદમાં ત્વરિતતા ઠીક છે એટલે એનો ઉપયોગ કડવાંના ઉપસંહારની કડી તરીકે ઘણોજ સુંદર થઈ શકે છેઃ આ છંદનું દૃષ્ટાન્ત

[१०] [८]
पणमवि गुणसायर। भुवणदिवायर।
[१३] [=३१]
जीणचउवीसइ इक्कमणि
अप्पं पडिबोहइ। मोह निरोहइ। कोइ भव्व
भावणविसणु॥ (ટુંક ૧)

છંદોના યથાર્થ નિરીક્ષણથી હાથપ્રતોમાં થએલી લહિઆની ભૂલો કે કાવ્યની અવાચ્યતા અને ત્રુટક શબ્દો મેળવી કે બેસાડી શકાય છે. છંદો નિરીક્ષણ કાવ્યના પાઠ સિધ્ધ કરવામાં ઘણું ઉપયોગી છે અને તેમાંય અપભ્રંશભાષા જેવી અનિયન્ત્રિત ભાષામાં તો ખાસ.

૫.

આ કાવ્યની નકલ મને આ માસિકના તંત્રી શ્રી. મોહનલાલ દલીચંદ દેશાઈ પાસેથી મળી'તી. તેમના એ કૃપાદાન ખાતર અત્ર તેમનો આભાર માનવો ઘટે. તેમને એ નકલ મુનિશ્રી અમરવિજયજી પાસેથી મળી હતી. આ કાવ્યનો ઉલ્લેખ શ્રી. મો. દ. દેશાઇએ એમના "જૈન ગુર્જર કવિઓ' ભાગ ૧માં કર્યો છે. આ પ્રમાણે મને મળેલી પ્રત ઉપરથી જ મેં ઉપરની ગવેષણા લખી છે. એજ પ્રત ઉપર આધાર રાખી, અંગ્રેજી ઉપોદ્ઘાત, શબ્દકોષ અને સંસ્કૃતછાયા સહિત મેં આ કાવ્ય તૈયાર કર્યું છે. તે થોડા સમયમાં 'ઍનાલ્સ ઑફ ભાણ્ડારકર ઑરિએન્ટલ રીસર્ચ ઇન્સ્ટીટયુટ' નામના ત્રિમાસિકમાં પ્રસિધ્ધ થશે. આ અર્ધ્ય આંગ્લભાષાથી અપરિચિત અપભ્રંશ અને પ્રાકૃત પંડિતો સમક્ષ મૂકવા તૈયાર કર્યો છે;—અને વળી ગુર્જરીની માતા સંબંધે ગુર્જરીમાંજ લખવું સુયોગ્ય. અસ્તુ. આ કાવ્યની મૂળપત્ર સીનોરના ભંડારમાં છે અને તેના ઉપરથી મને મળેલી નકલ ગૂજરાતી લીપિમાં હાથી છાપના ઝીણા કાગળમાં એક બાજુએ સ્વચ્છ અક્ષરથી લખેલાં ત્રણ પત્રોની બનેલી છે. મૂળ હાથપ્રતમાં ૪ પત્રો છે. આપણા કાવ્યે દોઢ પત્ર રોક્યું છે—એટલે ૩ પૃષ્ઠો એક પૃષ્ઠ ઉપર સરાસરી ૨૦ પંક્તિઓ છે; અને દરેક પંક્તિમાં સાધારણ રીતે ૬૦ અક્ષર છે. આખીય હાથ-પ્રતમાં નીચેનાં કાવ્યો છેઃ

१. गुर्वावलीरास गा. ३६ अपभ्रंश
२. श्रावकविधिप्रकरणम् गा. २२.
३. पवज्जाविहाणम् गा. २८.
४. दानकुलकम् गा. २०.
५. शान्तिनाथनमस्काराष्टकम् गा. ८. , अपभ्रंश
६. चारित्रमनोरथमाला गा. ३०.
७. भावनासंधिप्रकरणम् गा. ६२ अपभ्रंश.

૬.

આ પ્રમાણે કાવ્યનો પ્રસ્તાવ પૂરો થયો. પ્રસ્તાવને સવિસ્તર અને સંપૂર્ણ બનાવવા પ્રયાસ તો આદર્યો છે. અપૂર્ણતા કે કદાચ પ્રમાદેય રહી ગયા હોય અને તે માલમ પડે કે તરતજ એની ચર્ચા થાય તો સારૂં. હજુ કદાચ આ ઉપોદ્ઘાતમાં નહિ બતાવાયલી કે વીસરાયલી અધિકતા રહી ગઇ હોય તે પણ વિદ્વાન વાંચકો બહાર લાવે અને ચર્ચે. આ પ્રસ્તાવ લખવામાં પાશ્ચાત્ય ગવેષણા-પધ્ધતિનો મેં આસરો લીધો છે. આ પદ્ધતિનો ઉપયોગ પ્રાકૃત અને અપભ્રંશના જ્ઞાનમાં અજેય જૈન પંડિતવર્યો કરે તો જૂની અને નવી પદ્ધતિનું, પાશ્ચાત્ય અને પૌર્વાત્ય શાસ્ત્રીય ઢબોનું સુલગ્ન સધાય. એમને કાજે આ નમ્ર અર્ધ્ય કદાચ ઉપયોગી થાય.

आपारितोषाद्विदुषां साधु न मन्ये प्रयोगविज्ञानम्।
बलवदपि शिक्षितानामात्मन्यप्रत्ययं चेतः॥

[ આ જયદેવમુનિના ભાવના સંધિ પ્રકરણ કાવ્ય અમોએ જૈનયુગના માસ ચૈત્ર અને વૈશાખ સં. ૧૯૮૫ના સંયુક્ત અંકમાં પૃ૦ થી પ્રકટ કર્યું છે. તો તે મૂલ જોવા ઇચ્છનાર વાંચકે ત્યાંથી જોઈ લેવું. આ કાવ્ય સંબંધમાં વિશેષ પ્રકાશ પાડી શકે એવા સમર્થ જૈન પંડિતો શ્રી બહેચરદાસ અને શ્રી લાલચંદ છે તેઓ બંને પ્રતિરૂપે સુધારા વધારા વગેરે સૂચવશે. ગૂજરાતી ભાષા સંબંધે વારસો મેળવવા કે બતાવવા ઇચ્છનારે અપભ્રંશ ભાષાનો અવશ્ય ઊંડો અભ્યાસ કરવોજ પડશે અને તે માટેનાં સાધનો પૂર્વ જૈનોએ કૃતિરૂપે-સંગ્રહરૂપે પુરાં પાડયાં છે તે બહાર પ્રકાશમાં લાવવાં ઘટે છે માટે મુનિ શ્રી અમરવિજય, ચતુરવિજય, પુણ્યવિજય-આદિ સાહિત્યરસિકો તે સંબંધી જે કંઇ મોકલશે તે અમે આનંદથી પ્રકટ કરીશું. તંત્રી. ]

# જડેશ્વર ઉપર સેનિટેરિયમની જરૂર.

વાંકાનેર તા. ૨૨-૬-૨૯

શ્રીયુત ભાઈશ્રી. મોહનલાલભાઇ,

વિ. અહીંની હદમાં જડેશ્વર મહાદેવની ટેકરી ઉપર આવેલ સુવિખ્યાત જગ્યા આબોહવા માટે બહુ વખણાય છે. સાજા થતા આવતા માણસો અહીં હવા ફેર સારૂ આવે છે તેમને સારો લાભ વહેલો થાય છે. ક્ષય જેવા દરદમાં દાકતરો તે સ્થળમાં રહેવા ભલામણ કરે છે અને શરૂઆતના દરદીને તેથી આરામ થઈ જાય છે. આ જગ્યા ટેકરીવાળા ભાગમાં ઉંચાણ-ઉપર આવેલ છે અને આજુ બાજુ ગામડાં ગાઉ બે ગાઉ દુર આવેલ છે તેથી બીજી રીતે શાંતિ વાળી છે અને દરદીઓને લાલચમાં પડે તેવી ખાદ્ય ચીજ ન મળી શકે તેથી પથ્ય પાળવામાં અનુકુળતા વાળી છે.

શ્રી જડેશ્વર મહાદેવના મંદિરની હદમાં મકાનો જાત્રાળુઓ માટે પુરતાં હોવાથી હવાફેર માટે આવતા માણસો સારૂ તેમાંથી મકાન ફાજલ પડી શકે છે પણ ક્ષયનું દરદ ચેપી ગણાતું હોઇને ક્ષયના દરદી માટે જરા છેટે અલગ મકાનની સેનેટોરીયમ તરીકે બહુ જરૂર છે એમ હવે કેટલાકનો અભિપ્રાય રહે છે તેથી પહેલા સ્ટેજના ક્ષયના દરદીઓને જોકે હાલ કેટલાક સાવચેતીના ઉપાયો લેવાની સરતે ત્યાં અમુક વખત માટે રહેવા દેવામાં આવે છે પણ બીજા પ્રકારના દરદીઓની તેમજ જાત્રાળુઓ વિગેરે નાહિતની ખાતર અલગ મકાનની જરૂરીયાત જણાય છે.

આ સ્થળે સેનેટોરીયમ માટે મકાન ચણાવવામાં શરૂમાં રૂા. ૧૫,૦૦૦) આશરેની જરૂર છે. સખી ગૃહસ્થો ધારે તો એકજ આશામી આવી રકમ આપીને પુન્ય હાંસલ કરી શકે છે અને જન સમાજ ને ઉપયોગી થઇ શકે છે. અહીના એક સાધારણ સ્થિતિના ક્ષયના દરદના ભોગ થયેલા વણીક ગૃહસ્થે એવું મકાન કરાવવા સારૂ રૂા. ૨,૫૦૦) વીલથી આપેલ છે તો વધારે રકમની જરૂર હોવાથી આપ આ સંબંધમાં મદદ કરી શકે તેવા ગૃહસ્થોના કાન-પર આ વાત લાવવા મે. કરશો તો ઉપકાર થશે.

જરૂર જોગ રકમ આ કામ માટે મળી આવેથી તેને માટે જમીન મેળવવા, મકાન ચણાવીને તૈયાર કરાવવા અને તેની વ્યવસ્થા તથા દેખરેખ રાખવા સારૂ એક કમીટી નાણાં ભરનારાઓ તરફથી નીમાય અને તે યોગ્ય વ્યવસ્થા રાખે તે સંબંધમાં જરૂરને વખતે આપની કીંમતી સૂચનાઓ આપશો તેમ ભરૂસો રાખું છું. તા. ૨૨ જુન ૧૯૨૯.

**લિ૦ મોતીચંદ રતનસી શાહના જયજીનેંદ્ર.**

---

# તાજા જૈન ગ્રેજ્યુએટો.

## (શ્રી. મહાવીર જૈન વિદ્યાલયનું પરિણામ.)

આ વર્ષે વિદ્યાલયમાંથી મુંબઈ યુનીવર્સીટિની જુદી જુદી પરીક્ષાઓમાં કુલ્લે ૭૦ વિદ્યાર્થીઓ બેઠા. તેમાંથી (૫૩) વિદ્યાર્થીઓ ઉત્તીર્ણ થયા છે. ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓ પૈકી **ચાર** ફર્સ્ટ ક્લાસ અને **પંદર** સેકન્ડ ક્લાસમાં આવ્યા છે. કુલ્લે પરીણામ **૭૭ ટકા** આવ્યુ છે જે સંતોષકારક કહી શકાય. પરીણામ નીચે પ્રમાણે છેઃ—

એમ. બી. બી. એસ. ૨માંથી ૨, બી. એસ. સી. ૩માંથી ૪, જુનીઅર. બી. એસ. સી. ૪માંથી ૩, ઈન્ટર સાયન્સ ૧૩માંથી ૯, બી. કોમ. ૧માંથી ૧, ઈન્ટર કોમર્સ ૬માંથી ૨, બી. એ. ૧માંથી ૧, ઇન્ટર આર્ટસ ૩માંથી ૧, પ્રીવીઅસ ૨૩માંથી ૧૭, એલ. સી. પી. એસ. ૧માંથી ૧; ઈન્ટર એગ્રીકલ્ચર ૧માંથી ૧ એલ. એલ. બી. પહેલી ૨માંથી ૨ એલ. એલ. બી. છેલી ૧માંથી ૧ સેનીટરી એન્જીનીઅરીંગ. ૨માંથી ૨ બી. ઈ. ૫માંથી ૫. બી. ઇ. બીજી ૧માંથી ૧ એમ. એ. ૧માંથી ૧ એમ ૭૦માંથી ૫૩ પાસ થયેલ છે તે ઉપરથી માલમ પડશે કે આ સાલ ઉક્ત વિદ્યાલયમાંથી પાંચ ઇજનેરો, ત્રણ બી. એસ. સી., બે સેનીટરી ઇસ્પેકટર્સ, એક એમ. એ, એક બી એ, એક વ્યાપારી ગ્રેજ્યુએટ, એક વકીલ, અને એક દાક્તર એમ પંદર ગ્રેજ્યુએટ થયા છે.

# ભક્તામર સ્તોત્ર અને શ્રી માનતુંગાચાર્ય.

[ લખનારઃ—સ્વ૦ શ્રી પોપટલાલ કેવળચંદ શાહ, રાજકોટવાળા. ]

જૈન ભાઈઓમાં પ્રસિદ્ધ એ ચમત્કારી સ્તોત્ર વિષે વિશેષ ચર્ચા થવાના હેતુથી નીચેની હકીકત દાખલ કરી છે.

આ સ્તોત્રના કર્તા શ્રી માનતુંગાચાર્ય ક્યારે થયા, તે સંબંધી ખાત્રીપૂર્વક કહી શકાતું નથી. કોઇ માનતુંગાચાર્યને બાણમયૂરના સમકાલીન ઠરાવે છે. મયૂરનું સૂર્યશતક, બાણનું દેવીશતક અને શ્રી માનતુંગસૂરિનું ભક્તામર સ્તોત્ર, એ ત્રણે સ્તુતિકાવ્યો એક સમયમાં-રાજા ભોજના વખતમાં થયાનું બતાવવા માટે આ પ્રમાણે આધાર બતાવી શકાય છે.

કવિ બાણભટ્ટને એક રાત્રિએ પોતાની સ્ત્રી સાથે અત્યંત પ્રણયકલહ થયો. સ્ત્રીને મનાવવા માટે બાણે અત્યંત દીનતા દાખવ્યા છતાં પણ સ્ત્રીએ કંઈ કાને ધર્યું નહિ, ને વધારે વધારે અપમાન કરવા લાગી ત્યારે કંટાળીને બાણે કહ્યું કેઃ—

गतप्राया रात्रिः कृशतनुशशी शीर्यत इव ।
प्रदीपोयं निद्रा वशमुपगतो घुर्णितइव ॥
प्रणामान्तो मानस्त्यजसि न यथा त्वं कथमहो ।
कुचः प्रत्यासत्या हृदयमपि ते सुभ्रु कठिनम् ॥

બાણનો સસરો મયૂર પ્રાતઃકાળે તે તરફથી જતો હતો. તેણે સઘળું સાંભળ્યું. પોતાની દીકરી પાસે બાણે કેટલા બધા કાલાવાલા કર્યા હતા તે મયૂર પંડિતના ધ્યાનમાં હતું. તેથી ઉપરનો શ્લોક પૂરો થયો ત્યારે નીચેથી મયૂર પંડિત બોલ્યો કે હે બાણ તારી સ્ત્રીને સુભ્રુ શબ્દ ઘટતો નથી. એ સુભ્રુ નથી, પણ અત્યારે તો મહા કોપાયમાન થએલી હોવાથી ચંડી છે. માટે સુભ્રુને બદલે चंडी કરો, આ પ્રમાણે મયૂર બોલ્યા. દીકરીના મર્મ પ્રકાશવાથી દીકરીએ બાપ મયૂરને શાપ દીધો, ને તેથી મયૂર કોઢીઓ થયો. સૂર્યની ઉપાસના કરી સૂર્ય શતક રચવાથી મયૂરનો કોઢ ગયો, ને તેની કાયા કંચનવર્ણી-નિરોગી થઈ, તેથી ભોજ રાજાના દરબારમાં તેની પ્રશંસા થઈ, તે બાણથી સહન થઈ નહિ. મયૂરના જેવો ચમત્કાર બતાવવા માટે તેણે પોતાના હાથ પગ કાપી નાંખ્યા. દેવીની ઉપાસના કરી દેવી શતક રચવાથી હાથ પગ જેવા હતા તેવા થઇ ગયા. બંને પંડિતોએ પોતાનાં કાવ્યથી સૂર્યચંડીનો આવો પ્રભાવ બતાવેલો જોઇ ભોજરાજા સાનંદાશ્ચર્ય પામ્યા અને બોલ્યા કે-શિવદર્શન વિના બીજા કોઇ દર્શનમાં આવો ચમત્કાર બતાવનાર છે? તે વખતે સભામાં બેઠેલા શ્રાવક ભાઇઓએ કહ્યું કે હાજી અમારા માનતુંગાચાર્યજી ચમત્કાર બતાવી શકશે. રાજાએ માનસહિત આચાર્યને ઉજ્જયિનીમાં બોલાવી કંઇ ચમત્કાર બતાવવા કહ્યું:-ઉચ્ચાસનપર વિરાજમાન થઇ રાજાને આશિર્વાદ દઈ આચાર્યજી બોલ્યા કે મજબુત કમાડ વાળા ઓરડામાં હાથ પગ સખ્ત બેડી બંધનથી બાંધીને મને પુરો. એ પ્રત્યેક બંધનને તાળાં દઈ આચાર્યજીને ચોકી કરનાર સિપાઇઓ સહિત ઓરડામાં પુર્યા. ત્યાં સૂરિએ શ્રી આદીશ્વરની સ્તુતિ કરી, આ ૪૪ શ્લોકનું સ્તોત્ર રચ્યું. દરેક શ્લોકે એક એક બંધન તુટતાં, છેલ્લે કમાડ પણ તૂટી ગયું ને આચાર્યજી બહાર આવ્યા.

મયુર પોતાની દીકરીના મર્મ પ્રકાશે, ને દીકરી તેને શાપ આપે અને આવો ચમત્કાર થાય, એ તરફ ઘણાં વાંચનાર સંદેહની નજરથી જોશે. માળવાની ગાદીએ જે પ્રખ્યાત ભોજરાજા થયો તે તો અગીઆરમા શતકમાં હતો. તેથી માનતુંગસૂરિનો કાળ અગીઆરમા શતકનો ગણીએ; પણ એક ગ્રંથકાર તેને આઠમા શતકની શરૂઆતે થએલા ગણાવે છે. પ્રબંધ ચિંતામણીનું ભાષાંતર કરનાર વિદ્વાને ફુટનોટમાં જણાવ્યું છે કે "માળવાની ગાદીએ થનારા કેટલાક રાજા ભોજનામે ઓળખાય છે. સંવત ૭૦૦ માં થએલા પેલા ભોજના વખતમાં માનતુંગાચાર્ય હતા." એમ તેઓનું લખવું છે, આ એક પક્ષનું કહેવું છે. ગુજરાતના એક પ્રસિદ્ધ સાક્ષર કે

જેને માટે મને બહુ માન છે, અને જેમનો હું અનૃણી થઈ શકું તેમ નથી, તેઓ માનતુંગાચાર્ય સંબંધી નીચે પ્રમાણે કહે છે:—

"ભક્તામર સ્તોત્રના કર્તા માનતુંગાચાર્ય છે. એમ સમાપ્તિ શ્લોકના છેલ્લા ચરણ ઉપરથી જણાય છે. એ બાણ અને મયુરના સમયમાં થયાનું જે કહેવામાં આવે છે તે નિરાધાર છે; બલકે ખોટું પણ છે. મયુરે સૂર્યશતક નામે સૂર્યની સ્તુતિનું કાવ્ય રચ્યું છે. તેમાંનો ત્રેવીશમો શ્લોક ભક્તામર સ્તોત્રના ૧૬ મા શ્લોકનું મૂળ જણાય છે. બંને શ્લોકો નીચે આપ્યા છે.

१ नो कल्पापायवायोरदयरयदलत्क्ष्माधरस्यापि गम्या।
२ गाढोद्गीर्णोज्ज्वलश्रीरहनि न रहिता नो तमःकज्जलेन॥
प्राप्तोत्पत्तिः पतङ्गान्न पुनरुपगता मोषमुष्णत्विषो वो।
३ वर्तिः सैवान्यरूपा सुखयतु निखिलद्वीपदीपस्य दीप्तिः॥२३॥
२ निर्धूमवर्तिरपवर्जिततैलपूरः
३ कृत्स्नं जगत् त्रयमिदं प्रकटीकरोषि।
१ गम्यो न जातु मरुतां चलिताचलानां.
३ दीपो परस्त्वमसि नाथ जगत्प्रकाशः॥

નીશાનીવાળા ભાગ સરખાવવાથી જણાશે કે મયુરના સ્લોકની માનતુંગે નકલ કરી છે. સૂર્યને વિષે દીપનો આરોપ સાહજીક સ્ફુટ ઉપપન્ન છે. તેટલે દરજ્જે જિનેંદ્ર કે અન્ય દેવ વિષે નથી, માનતુંગનું અપવર્જિતપદ સૂર્ય અને જિનેંદ્ર બંનેને સામાન્ય બને તેવું છે. પરંતુ મયુરનું ત્રીજું ચરણ સૂર્યનાજ રૂપકનુંજ અંગ બની શકે એમ છે. માનતુંગના ત્રીજા ચરણમાં પ્રલયકાળના પવનનો આક્ષેપ લેવો પડે છે એટલે કે તેમાં ન્યૂન પદત્વ છે, મયુરનું તેને મળતું પહેલું ચરણ અન્યૂન છે. માનતુંગનું બીજું ચરણ તેનાજ ચોથા ચરણના છેલ્લા પદથી પુનરુક્ત છે. આ રીતે માનતુંગનો સ્લોક મયુરની છાયા લઇ રચેલો છે એટલુંજ નહીં; પણ બંનેની શક્તિમાંજ તારતમ્ય છે તેને લીધે માનતુંગનો સ્લોક નિકૃષ્ટ બન્યો છે. હવે સમકાલીન વિરૂદ્ધ ધર્મના કવિઓ એક બીજાની ચોરી કરે એ સંભવતું નથી. સબબ માનતુંગ મયૂર પછી થએલ એમ માનવું પડે છે. વળી માનતુંગને જિનેંદ્રે કરેલા સાહાય્યની ચમત્કારીક કથા બાણ મયૂરને ચંડી સૂર્યે કરેલા સહાયની ચમત્કારીક કથા ઉપરથી થએલી છે. ને તે ત્રણે કથાઓ તે તે દેવનોજ મહિમા વધારવા ઉપજેલી છે એ વાત પણ માનતુંગનું અર્વાચીનત્વ બતાવે છે.

માનતુંગ સંબંધી ચમત્કારીક કથાનું મૂળ, સ્તોત્રના શ્લોક ૩૪ થી ૪૬ જણાય છે. કલ્યાણમંદિર સ્તોત્ર તેને અનુસરીને રચાયું છે. તેનો ખરો કર્તા કુમુદચંદ્ર છે. એમ છેલ્લા શ્લોકથી જણાય છે, તથાપિ લોકમાં તે સિદ્ધસેન દિવાકરને નામે પ્રસિદ્ધ છે. તે સિદ્ધસેન દિવાકર શકકાર વિક્રમના સમયમાં થયાની જૈન આખ્યાયિકા છે. હવે કલ્યાણ મંદીર સ્તોત્ર સિદ્ધસેનેજ રચ્યું માનીએ તો તેના આધાર ભૂત ભક્તામરનો કાળ તેથી પણ પ્રાચીન થવા જાય છે, તેમ લઇએ તો વિક્રમ સંવતના છઠા સાતમા શતકમાં થએલા બાણ મયૂરના સમકાલીન માનતુંગ થઈ શકે નહિ.

બાણ મયૂર સાથે માનતુંગનું નામ જોડવાનાં બે કારણ દિસે છે. એક તો ચમત્કારીક કથાઓનું સામ્ય, બીજું બાણ મયૂરના સમયમાં બૌદ્ધ માતંગ દિવાકર થયો હતો તેના નામ સાથે પાછળથી માનતુંગના નામનો ભ્રમ થયો."

જે સાક્ષરશ્રીએ શોધ કરી આટલું લખી જણાવવાની મહેરબાની કરી છે તેનો આ સ્થળે ઉપકાર માની મારે જણાવવું જોઇએ કે જ્યાં સુધી વિદ્વાનો અને આપણા આચાર્યો આ વિશે વિશેષ ચર્ચા કરશે નહિ ત્યાંસુધી આવા ચામત્કારિક સ્તોત્રના કર્તાના દેશકાળનો સંપૂર્ણ નિર્ણય થશે નહિ.

ભક્તામર સ્તોત્રની સંસ્કૃત ટીકા લખનાર સિદ્ધિચંદ્ર અકબર જલાલુદ્દીન પાદશાહના વખતમાં થયાનું નીચેના શ્લોક ઉપરથી જણાય છે.

अकब्बर सुरत्राण, हृदयांबुजषट्पदः
दधानः शुष्फहमिति, विरुदं शाहिनार्पितम्

**तेन वाचकचंद्रेण, सिद्धिचंद्रेण तन्यत्ते**
**भक्तामरस्य बालानां, वृत्तिर्व्युत्पत्तिहेतवे**

આ ઉપરથી જણાશે કે ભક્તામર સ્તોત્ર ઉપર ટીકા સોળમા સૈકામાં લખાએલી છે તો તે પહેલાં ભક્તામર સ્તોત્ર લખાયું હશે એટલું તો નિર્વિવાદ છે. માનતુંગસૂરિના દેશકાળ વિષે ટીકાકાર કાંઇ જણાવતા નથી, હિંદુસ્તાનીમા ટીકા લખનાર કવિ હેમરાજે પણ તે વિષે કાંઇ લખ્યું હોય એમ વાંચવામાં આવ્યું નથી.

જૈન ધર્મના આચાર્યો આવા ચમત્કાર દર્શાવવા રાજાની સભામાં જાય અને જૈન ધર્મના તીર્થંકર આદીશ્વર તેને સહાય કરે એ વાત જૈન ધર્મના માનાનુયાયીઓને પસંદ આવે નહિ એમ કેટલાકનું કહેવું છે. એનો ઉત્તર એટલોજ છે કે અન્ય દર્શન અને જૈન દર્શન વચ્ચે સ્પર્ધા ચાલતી હોય, ત્યારે જૈન દર્શનનો મહિમા વધારવાને સંસાર ત્યાગી આચાર્યો તેમ કરે એ બનવા જોગ છે વળી દરેક તીર્થંકરના શાસનમાં રક્ષણ અર્થે યક્ષ યક્ષણી થએલ છે તેમ શ્રી આદીશ્વરના વખતમા થએલ યક્ષ યક્ષણીએ માનતુંગસૂરિને સહાય કરી હોય એ બનવા જોગ છે.

કહેવાય છે કે આ પ્રાભાવિક સ્તોત્રનો પાઠ ઘણા લોકોએ એ ચમત્કાર પછી કરવા માંડયો. સહેજ નજીવું દુઃખ આવી પડે તો પણ લોકો આ પાઠ કરી આદીશ્વરની સહાય માગે. ગાય કે ભેંસ દોવા ન દે તો આ પાઠ પઢીને આદીશ્વરને બોલાવે. આથી આદીશ્વરના શાસનની દેવીને બહુ મહેનત પડવા માંડી. તે દૂર કરવા શ્રી માનતુંગાચાર્યે દરેક શ્લોક પછી મંત્રના બીજ મુક્યાં તેથી હવે જે સ્તોત્રની સાથે મંત્રના એ બીજને જાણતો હોય તેને તેનો પાઠ ફલદાતા થાય છે પણ આમ સકામ ભક્તિ એ કનિષ્ઠ છે. નિષ્કામ ભક્તિમાંજ શ્રેષ્ઠતા છે. આ સ્તોત્રમા મૂળ શ્લોક ૪૪ છે પણ ૪ ક્ષેપક ઉમેરાઇને ૪૮ થયા છે. કેટલાક શ્લોકો ઉપરથી જણાઇ આવે છે કે આ કાળે અન્યદર્શન અને જૈન દર્શન વચ્ચે સ્પર્ધા ચાલતી હતી. ૧૦ મો ૧૫ મો અને ૨૦ મો એ ત્રણ શ્લોકમા ત્રિપુટિમાંના ત્રણે દેવો ઉપર કટાક્ષ છે.

---

# પ્રેમઘેલા પાડોશીઓ.

(એક વિનોદાત્મક લેખ.)

(લખનાર—રા. શાન્તિલાલ મકનજી મહેતા B. A. LL. B.)

કોલેજના સુપ્રિન્ટેન્ડન્ટ પાસેથી ખબર મળી કે આ ટર્મમાં હોસ્ટેલમાં રૂમ નહી મળે ત્યારે મુંબઇના કોઈ માળામા એકાદ રૂમ મેળવવા તપાસ શરૂ કરી. છેવટે કામ ચાલે તેવી એક રૂમ મળી.

એક શુભ ચોઘડીયે હું મ્હારા નવા રૂમમાં રહેવા ગયો. હજી મ્હારો સામાન ઉતરાવી ગોઠવાવું ત્યાં તો ચાર પાંચ મેલા ઘેલા છોકરાઓ રૂમ પાસે ભેગા થયા અને અંદર અંદર મોટેથી વાતો કરવા તેમજ હોહા કરવા લાગ્યા. "અલ્યાઓ અહિં કેમ એકઠા થયા છો ?" કરતો ફકત ગોદણ સુધીનું પોતીયું પ્હેરી...પેટ ઉપર હાથ ફેરવતો આધેડ વયનો એક પુરૂષ મ્હારા રૂમમાં જાણે પોતાના બાપનું ઘર હોય તેમ દાખલ થયો...હજી હું તો કાટી આંખે જોઇ રહ્યો હતો ત્યાં તો મ્હારા વણ્-નોતર્યાં પરોણાએ મ્હારી ઈઝી ચેર ઉઘાડી. લાંબા પગ કરી નિરાંતે બેઠા. હું એક શબ્દ બોલું તે પહેલાં તો 'તમે કયા ના ?' થી માંડીને એક પછી એક અનેક સવાલો જાણે કોઈ છાપાનો પ્રતિનિધિ હોય તેમ પુછવા શરૂ કરી દીધા. એટલામાં બીજા એક મિસ્ટર પણ વગર રજાએ અંદર પધાર્યા. લાંબું નાક, બેસી ગયેલા ગાલ, મોટા ચશ્મા ને ચકચકતો મેલો કોલર જેને જોઈનેજ મ્હને ચીઢ ચઢી—તે પ્રથમ આવનાર સાથે સહકાર કરી અનેક પ્રશ્નો પુછવા લાગ્યો. 'બીડી પીઓ છો કે ?" તેના જવાબમા મ્હેં જ્યારે ના કહી ત્યારે તેણે

સહેજ અજાયબી બતાવી 'ને આજકાલ જરા ભણ્યા એટલે પહેલાં તો બીડી પીતાં શીખે.' એવો તેણે અભિપ્રાય દર્શાવ્યો.

'એ આપની ખોટી માન્યતા છે' મ્હેં કહ્યું 'કોલેજમાં આવનારામાં બહુ તો પાંચ ટકા બીડી પીતા હશે.' પણ તેના અભિપ્રાય વિરૂદ્ધ મ્હારો અનુભવ તેને ગમ્યો નહીં. અને જરા ઉશ્કેરાયેલા અવાજે બુમ મારી કહ્યું. 'હવે બધી ખબર છે; બ્હાર હિંમતથી ન પીએ તો ચોરી છુપીથી પીએ.'

એટલામાં ત્યાં છાપું વેચવાવાળો આવ્યો ને મ્હેં 'ટાઇમ્સ' ખરીદ્યું. 'આ 'ટાઈમ્સ' લ્યો એ ઠીક નહી.' મ્હારા હાથમાંથી છાપું લઈ પ્રથમ તો પોતે વાંચવાનું શરૂ કરી દીધું...' ટાઇમ્સની પોલીસી તો તમે જાણો છો. હમે અહિંયા સર્વેએ તેનો બહિષ્કાર કર્યો છે. કેમ ખરૂ ને? છગનભાઈ!' પ્રથમ આવનાર ગ્રહસ્થ છગનભાઈ છે તે મ્હેં હમણાં જ જાણ્યું...' હા...હા...કોઈ ગુજરાતી પેપર હોય તો મ્હારા જેવાય વાંચે...આ બીલાડામાં કંઈ આપણને ખબર ન પડે." સ્વાર્થી છગનભાઇને અંગ્રેજી નથી આવડતું તેની પણ મ્હને ખબર પડી.

ત્યાં વળી એક ગૃહસ્થ કાઠિયાવાડી પાઘડી પ્હેરી મ્હારા રૂમ પાસેથી નીકળ્યા. 'આવો મગનભાઈ!' જાણે પોતાનું જ ઘર ન હોય તેમ છગનભાઇએ મગનભાઇને પણ નોતર્યા ને મગનભાઈ પણ ધબ ધબ કરતાં કયાંય જગ્યા ન મળી કે મ્હારા ટ્રંક ઉપર જ આવી બેઠા. મ્હને એવી ચીડ ચઢી કે એક ધોલ મારી એની પાઘડી જ ઊડાડી નાખું પણ લાચાર...દરિયામાં રહેવું હોય તો મગર સાથે વેર કેમ બંધાય!

'હવે જરા નિરાંતે બેસો. શાક કયાં ભાગી જવાનું હતું?' છાપામાંથી માથુ સ્હેજ ઊંચુ કરી ચકચકતા કોલરમાંથી હંસ જેવી ડોક કરી 'ટાઈમ્સ' નો વાંચનાર બોલ્યો 'પાછું બજારમાં જવાનું મોડું થાય ને.' મગનભાઇ જેટલા ચાલવે ધપધપીયા હતા, એટલા બોલવે નરમ લાગ્યા.

'મને લાઈફ્રુ કે કોઈ નવું આછવું રેથી.' પાનની પીચકારીથી મ્હારા રૂમ પાસેની ગેલેરી ગંદી કરતા આ અને બાકીનું અધુરૂં વાકય પાન સાથે જ ચાવી જતા આ સુરતી કાકા પણ મ્હારા રૂમમાં એક ખુણામાં બિરાજ્યા.

ધીમે ધીમે મંડળી જામતી ગઇ ને છેવટે મ્હારા પ્રેમઘેલા પાડોશીઓ અનેક વાતોનું કચુંબર કરી એક પછી એક ઉઠવા લાગ્યા. જેમ દાખલ થતી વખતે મ્હારી રજાની જરૂર તેમને નહોતી લાગી; તેમ પાછા જતી વખતે મ્હારી રજા લેવાનું તેઓને યોગ્ય નહીં લાગ્યું હોય. છેવટે એ ગયા ને હું હાશ કરીને ઈઝીચેર પર પડયો.

હજી ઘડીયાળમાં એકનો ટકોરો થયો ત્યાં તો એક ઊંચી જાડી બાઇ મ્હારા રૂમ પાસે આવીને ઊભી 'હમે તમારા પાડોશી છીએ; કંઇ કામ હોય તો કહેજો. મ્હને સ્હવારે બચુના બાપે વાત કીધી."

ત્યાં બીજી કેટલીક સ્ત્રીઓ હાજર થઇ ને ફરી મ્હારી ઉલટ પાલટ તપાસ શરૂ થઇ. મ્હારા માત પિતા કયાં રહે છે? હમે કેટલા ભાઈ બ્હેન? હું પરણેલો છું કે કુંવારો? વિગેરેની પ્રશ્નાવલી ફરી શરૂ થઇ. 'તમે શું ધંધો કરો છો?' તેના જવાબમાં મ્હેં જ્યારે કહ્યું કે હજી હું ભણું છું ત્યારે તેઓની અજાયબીનો પાર ન રહ્યો. પણ હું બી. એ. નો અભ્યાસ કરૂં છું તે આ લોકોને કોઈ પણ રીતે ન સમજાવી શકયો. લગભગ બે કલાક માથા ફોડ કરી; છેવટે મ્હારી મદદે એક બંગડીવાળો આવ્યો. કારણ તેની બુમ સાંભળતાં બધીયે નીચે બંગડીઓ જોવા દોડી.

મ્હને ખબર ન હતી કે રાત્રે પણ આ પ્રેમઘેલા પાડોશીઓ મ્હારો પીછો નહી છોડે. ફરી સ્હવાર વાળા ગૃહસ્થો—આખા દિવસના પરસેવાથી ગંધાતા—બીચારાઓને મ્હોં ધોવાની પણ ફુરસદ કયાં હતી?—મ્હારા રૂમમાં એકઠા થયા. શેરના ભાવ, રૂનો બજાર, વરલી ઉપર કોઇનું ખૂન...આખા દિવસના બધા સમાચાર અને સામાજિક, રાજકીય—વિ૦ અનેક વાતોનું મિશ્રણ કરી રાત્રે અગિયાર વાગે સહુ છુટા પડયા.

સાત સગાં કરતાં એક પાડોશી ભલો એ હું

માનતો હતો. અને પાડોશીધર્મનું રહસ્ય સમજાવવા પાડોશીઓ, તેમની સ્ત્રીઓ તેમજ તેમનાં છોકરાંઓએ આખા દિવસમાં મ્હારી ખુબ સારી ખબર લીધી હતી. એ લોકો તો એમની ફરજ સમજતા હતા; પણ મ્હને કંટાળો આવતો હતો. અને એમના ઉપકારની લાગણી નીચે મ્હને દાબી ન દે તે સારૂ પ્રભુ પાસે પ્રાર્થના કરી. ફરી આજનો પ્રોગ્રામ કાલે નહી ભજવાય એવી આશામા હું ઘસ ઘસાટ ઊંઘી ગયો.

"વૈષ્ણવ જન તો તેને કહીયે." વાળું ભજન કોઈ ભેંસાસુર અવાજે ગાતું હતું ને ઉઠીને બારણું ઉઘાડું ત્યાં તો મોઢામાં દાતણ સાથે 'કા, દાસભાઈ' કરતા મ્હારા પાડોશીઓ પાછી મ્હારી ખબર અંતર પુછવા લાગ્યા. ગઈ કાલનો 'પ્રોગ્રામ' ફરી શરૂ થયો. ફેર એટલોજ હતો કે ગઈ કાલ કરતા આજે મ્હારી સાથે, મ્હારા 'ફર્નીચર' સાથે તેમજ બીજી વસ્તુઓ સાથે તેઓ વધારે છુટ લેતા હતા.

આ પીડામાંથી કેમ છુટવું એ વિષે મેં અનેક વિચારો ચલાવ્યા. હું મ્હારા ઘરનો રાજા હતો. શા સારૂ આ લોકોને 'નોટિસ' ન આપું કે આમ મ્હને હેરાન ન કરે...ને મ્હારા 'રૂમ' પર no admissionનું પાટિયું લગાવું ..કે પોલિસને ખબર આપું...વ્યવહારની દૃષ્ટિએ એકે વિચાર અમલમા મુકાય એમ ન હતો.

એક ઉપાય સુઝયો ને દોડયો 'હોસ્ટેલ સુપ્રિન્ટેન્ડન્ટ' પાસે...જ્યારે બહુજ કરગરી મ્હને કયાંય જગ્યા નથી મળતી ને ટર્મ ભર્યા સિવાય પાછું ઘેર જવું પડશે એમ કહ્યું ત્યારે તે ભલા સાહેબે તેના અધિકારીને મળી એક બીજા વિદ્યાર્થી સાથે તેના રૂમમા સગવડ કરાવી આપી.

અને, તેજ સાંઝે મ્હારા ગાંસડા પોટલાં ઉંચકી માળાવાળા શેઠને પાંચ રૂપીયાનો ચાંલ્લો કરી– મ્હારા પાડોશીઓની રજા લીધા વગર જ હું હોસ્ટેલ તરફ સીધાવ્યો.

---

# પ્રો. ઠાકોરનો એક વિચારશીલ પત્ર.

સુનારવાડ, ભરૂચઃ તા. ૧૯–૫–૨૯.

**રા. રા. ભાઇ મોહનલાલ,**

× × ×

કે. હ. ધ્રુવનો ઇ. સ. પંદરમા શતકના પ્રાચીન ગુર્જર કાવ્યનો સંગ્રહ અહીં નવરાશમાં જોઈ ગયો છું. રણમલ્લ છંદ સિવાયની કૃતિઓની ભાષા રચ્યા સાલની નહીં લખ્યા સાલની ગણવાની, એમ મ્હને લાગે છે. આ સંગ્રહમાં ઉત્તમ છેલ્લી કૃતિ પ્રબોધચિંતામણિ છે, પરંતુ તેની જૂનામાં જૂની પ્રતો ન મેળવો ત્યાર ? ૧૬૨૨ ની લખેલી પ્રત તો રચનાસમય પછી આશરે દોઢસો વર્ષે લખાયલી. વિ. સં. ૧૫૨૨ લગભગની, બે એક બીજીથી સ્વતંત્ર પ્રતો મળે તો અત્યંત ઉપયોગી થઈ પડે. કેમકે લેખક સારા કવિ છે. વિષય ભવ્ય છે, અને રણમલ્લ છંદ, વસંતવિલાસ, અને આ પ્રબોધ ચિંતામણિ कान्हड दे' प्रबंधथी જૂની એટલે આપણી જૂનામાં જૂની જૈનેતર વિષયો ઉપરની કૃતિઓ છે અને તેમાં પ્રબોધચિંતામણિ સાહિત્યની દૃષ્ટિએ ઉત્તમ એમા શક જ નથીઃ મતભેદને અવકાશ જ નથી. કર્તા કે તેના કોઈ જાણીતા શિષ્ય કે જાણીતા શિષ્યપૌત્ર (શિષ્યના શિષ્ય)ના હાથની લખેલી

પ્રત મળે તો એના જેવું સદ્‌ભાગ્ય એકે નહીં. આ વિષયના મહત્ત્વ પ્રમાણે જ હું એના ઉપર ભાર દઉં છું અને ત્હમે સંમત થઈ આને માટે ખાસ શોધ ચલાવો એમ ઇચ્છું છું.

ઋષભદાસની પણ પ્રત્યેક કૃતિની સારી પ્રતો અને બને તો કવિના હસ્તાક્ષરની જ પ્રતો ભેગી કરો તો સારૂં. મ્હારા પ્રવેશકમાં હુમાયુની ચ્હડાઇને લગતી એક ઘોર વિગત એમના કુમારપાલ ચરિતમાંથી કહાડી આપી છે તે ઉપરથી મ્હને થાય છે કે બીજી પણ **ઐતિહાસિક** વિગતો એની કૃતિઓમાંથી મળી આવશે. **ઐતિહાસિક** વિગતો ઘણુંખરું કવિતામાં અલંકારિક flourishes સાથે એવી તો મળી ગઈ હોય છે કે તેમને તારવવી અશક્ય થઈ પડે છે. દાખલા તરીકે ખંભાત વર્ણન ઉપરથી એ મોટું ધનાઢ્ય વેપારવણજથી છલકાતું ચોરાશી બંદરના વાવટા જેવું નગર હતું, એ ઉપરાંત ચોક્કસ વિગત જેવું આપણે થોડું જ મેળવી શકિયે. ચોકખી ઐતિહાસિક વિગત તારવવાની જેટલી મુસ્કેલી છે તે પ્રમાણમાં જ તારવી શકિયે તે વિગતની મહામૂલ્યવત્તા પણ છે.

અભિમન્યુ આખ્યાન ઉપરનો ત્હમને આપેલો તે નિબંધમાં મેં આપણા શિષ્ટ સાહિત્ય-દયારામ લગીના સાહિત્ય-માંનાં આખ્યાનોમાં એક વર્ગ દૃષ્ટાંતકાવ્યનો જણાવ્યો છે અને અભિમન્યુ આખ્યાન તથા ઉપાહરણને તેના દાખલા લેખે જણાવ્યાં છે. આ વર્ગમાં પ્રથમ સ્થાન, રચ્યા સાલની ગણનાએ પ્રથમ એટલે સૌથી વહેલું રચાયલું હોવાનું લક્ષણ પ્રબોધચિંતામણિનું જ રહેશે એમ ધારૂં છું અને કે. હ. ધ્રુવ એમની પ્રસ્તાવનામાં દલીલ કરે છે કે કવિએ નાટકને બદલે આખ્યાન રચ્યું તે રૂપપસંદગી ખરેખર ઉત્તમ ગણવાની છે; તથા એની તારીફમાં એમાં કવિએ યોગ્ય રીતે વાપરેલા વિવિધ વૃત્તો અને દેશીઓને ગણાવે છે; તે એમની દલીલ પણ સર્વમાન્ય થાય એવી છે. કવિની આ રચનામાં ભાષા ઉપર જે પ્રભુત્વ જણાય છે, જાણે શીઘ્રકાવ્ય જેટલી ઝડપથી લીલા કરતા હોય તેમ આ રચ્યું અને તેમાં સ્થળે સ્થળે યથાયોગ્ય અલંકરણ આપોઆપ પ્રકટ થતાં ગયાં, એવી પ્રતીતિ થાય છે, તે પણ આ કૃતિને ઉચ્ચ સ્થાન અપાવે છે. એમણે બીજી ગુજરાતી કૃતિઓ પણ રચી હશે. વિશેષ શોધ કરો જોઇએ? જે મળી આવશે તે સારૂં જ હોવાનો દરેક સંભવ છે.

છેવટ, એક બાબત જરા દોઢડહાપણ જેવું કહું તે સહી જશો. મૅકોલે, જોન્સન, આદિ યુરોપીય વિવેચકોને પૂછો તો દૃષ્ટાન્ત કાવ્યો allegories ઉંચી પ્રતિનાં ના ગણાય: § વળી ચોકખો બોધ આપતી કવિતા dedactic poetry અધમ જ ગણાય. આ દૃષ્ટિબિંદુ હિંદની અર્વાચીન ભાષાઓના જૈનેતર તેમ જૈન શિષ્ટ સાહિત્ય એટલે કે ઇ. સ. ૧૮૫૭-૮ (વિ. સં. ૧૯૧૩-૧૪) લખીના સાહિત્યનું અવલોકન કરતાં આપણે સ્વીકારી શકિયે એવું ખરૂં? વિચાર કરી જોશો. એ દૃષ્ટિબિંદુએ સૈકાઓ સુધી જે આપણા લોકોમાં અત્યંત ઉંચું પવિત્ર અને ખાસ મોંએ કરવા લાયક ગણાઇને ફેલાયું જીવ્યું અને આપણા લગી પહોંચવા પામ્યું, તેનું મૂલ્ય કેટલું તો ઊતરી જાય તે વિચારશો. ભાગવત જેવાં પુરાણો તેમ એમાંથી થયેલાં હરિશ્ચંદ્રાખ્યાન, ધ્રુવાખ્યાન, સુદામાખ્યાન જેવાં આખ્યાનોનું મૂલ્ય કેટલું બધું ઊતરી

---

§ દૃષ્ટાંતકાવ્યો સંબંધી આ પત્રના ઉત્તરમાં મેં તા. ૮ મી જુન ૧૯૨૯ ના મારા પત્રમાં પ્રો. ઠાકોર સાહેબને જણાવ્યું હતું કે 'દૃષ્ટાંત કાવ્યો દરેક પ્રજાના સાહિત્યમાં વિરલજ છે. **જૂનામાં જૂનું આખા વિશ્વમાં** હું અત્યાર સુધીની માહિતી પ્રમાણે સિદ્ધર્ષિકૃત સંસ્કૃત ઉપમિતિ ભવ પ્રપંચા કથા નામનું સં. ૯૬૨ માં રચાયેલું જૈનોનું છે એટલે Didactic ઉપર જ તે સિવાયનું હોય ને તેથી તે પુષ્કળ પ્રમાણમાં હોય તે સ્વાભાવિક છે. તેવી poetry સરલ અને ગદ્ય જેવી છંદબદ્ધ હોય છતાં તેનું સ્થાન તો તે તે જમાનામાં હતું. લોકોને તે સિવાય શું જ્ઞાન-સાધન હતું?' વગેરે. આના જવાબમાં પ્રોફેસર સાહેબે તા. ૧૧-૬-૨૯ ના કાર્ડથી જે મિતાક્ષરી જણાવ્યું છે તે જાણવા યોગ્ય છે: 'ઉપમિતિ ભવ પ્રપંચના તરજુમાનું એક વૉલ્યુમ મેં જોયું છે. દૃષ્ટાંતકાવ્યોની જાત ઋગ્વેદ-જાતકમાલા-ઓલ્ડ ટેસ્ટમેન્ટના જૂનામાં જૂના ભાગ અને તેથી જૂના મિસરના સાહિત્ય જેટલી જૂની છે. સાહિત્ય, કે ચિત્રકલા શરૂ થતાં જ દૃષ્ટાંતકૃતિની જાતિ પણ ઉત્પન્ન થઈ જાય છે. માનવમાનસનું એ એક વલણ જ છે'

—તંત્રી

પડે એ ખૂબ વિચારી જોશો. ઝમાને ઝમાને દેશે દેશે સંસ્કૃતિ સંસ્કૃતિએ થોડુંઘણું મૂલ્યપરિવર્તન અનિવાર્ય છે. સાહિત્યના અને વિવેચનના ઇતિહાસમાં મૂલ્યપરિવર્તનના બનાવો બન્યા જ કરે છે. પણ એક ધાએ સૈકાઓ લગી જે પરમ મૂલ્યવાળી વસ્તુઓ, આપણા જીવનના જીવન જેવી વહાલી આપણા પૂર્વજોએ ગણેલી, તે આપણે—આપણી ધર્મભાવના આપણી કલાભાવના કરતાં-આમ છેક ઉતારી પાડિયે, એ વ્યાજબી પણ છે શું? પૂર્વજભક્તિ, દેશભક્તિ, ભાષાભક્તિ; પુરાણભક્તિ સર્વ કરતાં સત્યભક્તિ ચડે એ મ્હારો તો ખાસ સિદ્ધાંત છે. સત્યભક્તિ આટલું બધું મૂલ્યપરિવર્તન ફરમાવે તો તે ફરમાનને પણ હું તો માથે ચડાવું. પણ સત્યનો કાંટો આટલું મોટું મૂલ્યપરિવર્તન શું ખરેખર દેખાડે છે?—એજ મ્હારો સવાલ છે.

હાલ એ જ વિ.

જિનવિજયજીના છેલ્લા સમાચાર?

બળવંત ક. ઠાકોરના સલામ.

# લંડનનો પત્ર.

લંડન તા. ૨૬–૬–૨૮.

× × ×

ગયા અઠવાડિયામાં અહિંના કેટલાંક સ્થળો જોયા. કેટલીક ચિત્રશાળાઓ (આર્ટગૅલેરીઓ) અને પ્રસિદ્ધ લાયબ્રેરીઓ જોઈ. સેંટપૉલનું જે જગપ્રખ્યાત મંદિર છે તે પણ જોયું. પાર્લિયામેંટ હાઉસ વગેરે બહારથી જોયા છે અંદર હજી નથી પેઠો. બે ત્રણ ગાઇડ બુકો ભેગી કરી લીધી છે અને પ્રથમ ઉપર ઉપરથી વાંચી જાઉં છું જેથી બધા સ્થળોનું કાંઇક પ્રથમ રેખાદર્શન થઇ જાય. પછી તેમાંથી તારણ કરીને જે જે મુખ્ય જોવા લાયક છે તે પ્રથમ જોઇશ. બાકી અહિં શું જોવું ને શું ન જોવું તેવું થઇ જાય છે. હજારો વસ્તુઓ જોવા જેવી છે ને તેમાં કેટલીક તો એવી છે કે જે એકને જ સંપૂર્ણ રીતે જોતાં દિવસોના દિવસો જોઇએ. પરમ દિવસે એક આર્ટગૅલેરી જોવા ગયો. તેમાં હજારો નવાં જૂનાં મહત્ત્વનાં ચિત્રો ગોઠવેલાં છે. સેંકડો ચિત્રો તો એવા છે કે જેના પર કલાકોના કલાકો કલાવિદો પોતાના વિદ્યાર્થિઓ આગળ વ્યાખ્યાનો આપે છે ને તે ચિત્રના ભાવો સ્પષ્ટ કરે છે. આવી ચિત્રશાળા આપણે ફક્ત કલાક-બે કલાકમાં જોઇ કાઢવાની હોય. હજી તો બ્રીટીશમ્યુઝીઅમમાં પગ નથી મુકયો.

અહિં જ્યાં જુઓ ત્યાં એટલાં બધાં મોટા મોટાં મકાનો ખીચોખીચ આવેલાં છે કે જેથી બહારથી તો સાધારણ રીતે કોઇ પણ મકાન વિષે કશી કલ્પનાજ નથી આવી શકતી. જ્યારે તેનું પૂરૂં ઠામ ઠેકાણું મેળવ્યું હોય ત્યારેજ તેનો પતો ખાય. હજી રોયલ એશિયાટિક સોસાયટી કયાં આવેલી છે તેનો પત્તો નથી લાગ્યો. અહિંની ગાઇડોમાં તો તેનો નિર્દેશ સરખોએ નથી. ત્યાં એના નામનો દિવસમાં દશ વાર જાપ થતો પણ અહિં તેનો શો પત્તો લાગે. જો કે ટેલીફોન વગેરેની ડીરેકટરીમાંથી તેનો પત્તો મેળવી લઇશ પણ અહિંનાં સ્થળોની કલ્પના કરવા આ ઉદાહરણ કામ આવે એવું છે. અને સાચેજ આ મહાનગરમાં, બીજી બીજી મહાન્ સંસ્થાઓ અને કંપનીઓના કારખાનની આગળ એશિયાટિક સોસાયટી કઇ વિસાતમાં. એ સોસાયટીનો એક પંતુજીની સંસ્થા ગણાય પરંતુ અહિં તો આખા ઈન્ડિઅન એંપાયરની પણ એવી જ દશા સમજની જોઈએ. આપણે જાણીએ છીએ કે બ્રિટીશ સામ્રાજ્યમાં જે કાંઇ મહાન્ વસ્તુ છે તે હિંદુસ્થાન છે અને તેથી લંડનમાં પણ હિંદુસ્થાનનું તે માહાત્મ્ય નજરે પડે તેવું કાંઇક હશે. પરંતુ અહિં તેવું કશુંજ નજરે નથી પડતું. નથી કાંઇ હિંદુસ્થાન વિષે ધ્યાન ખેંચનારૂં કોઇ ભવ્ય મકાન, નથી કોઈ તેવી સંસ્થા, નથી કોઇ તેવી પ્રવૃત્તિ, કે નથી કોઇ તેવું સમાચારપત્ર. અહિં રહેનારને તો ભાગ્યે જ એમ જણાતું હશે કે હિંદુસ્થાન જેવી કોઈ મોટી

ચીજ બ્રીટીશ પ્રજાના જીવન-મરણ સાથે સંકળાએલી છે. અહિંનાં મોટાં મોટાં છાપાંઓમાં પણ કયારે કયારે અઠવાડિઆ સુધી એક અક્ષર સરખોયે આવતો નથી. અહિંનાં છાપાંઓ અહિંનીજ પ્રવૃત્તિઓથી ભરેલાં હોય છે જેમાં એ ખાસ કરીને પાર્લામેંટનાં ભાષણો ઉપરાંત તો, રેસોની ને રમતોની, સિનેમાની ને નાટકોની, તરવાની ને ઉડવાની, નાચવાની ને કૂદવાની આવી આવી વાતોનાં જ તેમાં ભરણાં હોય છે. સર્વ સાધારણ પ્રજા તો પોતપોતાના પ્રાંતોની પ્રવૃત્તિ તરફ ખાસ ધ્યાન આપનારી હોય છે. બાકી હિંદુસ્થાનમાં શું થાય છે ને શું થવું જોઇએ તેનું જ્ઞાન માત્ર કેબીનેટ કે ઇન્ડિઆ ઑફિસના નોકરોનેજ હોય છે. હિંદુસ્થાન માટે કેબીનેટ કે ઇન્ડિઆ ઓફિસ શું કરે છે તેની પરવા બ્રીટીશ પ્રજાને હોય તેમ લાગતું નથી. પ્રજાના મોટા ભાગને તો હિંદુસ્થાન વિષે ઘણું જબરૂં અજ્ઞાન દેખાઈ રહ્યું છે. એવી સ્થિતિમાં બ્રીટીશ પ્રજા પાસેથી આપણા દેશે શી આશા રાખવી? પરમ દિવસે રવિવારે હાઈડપાર્કના વ્યાખ્યાન મેદાનમાં ઇન્ડિઅન ફ્રીડમ લીગ નામની સંસ્થાના આશ્રય હેઠળ કેટલાક ભાઈઓ લેકચરો કરતા હતા તે વખતે જે શ્રોતા વર્ગ ત્યાં દેખાતો હતો અને તેમાંથી જે કેટલાક શ્રોતાઓ વિચિત્ર વિચિત્ર પ્રશ્નો કરતા હતા તે જોઇને મનમાં ખૂબજ ગ્લાનિ થઇ. હિંદુસ્થાનના જીવન વિષે આટલી બધી ઉપેક્ષા અને આટલી બધી બેદરકારી જે પ્રજાને હોય તે પ્રજાને આપણા ભાગ્યની વિધાત્રી ગણવી કે માનવી એ વાત આપણી પામરતાની ચરમ સીમા સિવાય બીજું કશુંજ સૂચવતી નથી. બ્રીટીશ પ્રજાને આપણી પરિસ્થિતિથી જો પૂર્ણ માહિતગાર કરવી હોય ને એની કુંભકર્ણી નિદ્રા ઉડાડવી હોય તો આપણા દેશે ઘણી મોટી ચળવળ અહિં ઉભી કરવી જોઇએ અને તે માટે ઘણા મોટા દ્રવ્યની આહૂતિ આપવી જોઈએ. પણ તે શી રીતે કરવી અને કરવી આવશ્યક છે કે નહિં એ મુખ્ય પ્રશ્ન છે ના? અસ્તુ.

હું તો લંડનના રસ્તાઓ ને મકાનોના વર્ણન ઉપરથી એકદમ હિંદુસ્થાનના સ્વાતંત્ર્યના વિચાર ઉપર જઈ બેઠો. પણ તેમાં કાંઇ અનૌચિત્ય ન માનશો. અહિં આવીને જે કાંઈ જોવાય છે અને અનુભવાય છે તેની સાથે આપણા દેશની પરિસ્થિતિનું ભાન જો ન થતું જાય તો પછી અહિં આવ્યાનો અર્થ શો.

હવે દશ વાગ્યા છે. સુઈ જવું જોઈએ. બાકી માટે આવતી કાલ ઉપર વાત.

—જિનવિજય

---

# ભાંડાગારિક નેમિચંદ્ર

કોઠી પોળ, **વડોદરા** વીર સં. ૨૪૫૫ વૈ. વ. ૧૧ સોમ.

અનેક સદ્‌ગુણ સંપન્ન-ઇતિહાસ પ્રેમી-સાહિત્ય રસિક-સાક્ષર બન્ધુ-માનનીય-શ્રીયુત મોહનલાલભાઇ દ. દેશાઇ યોગ્ય. **મુંબાઈ.**

'જૈનયુગ'નો છેલ્લો ત્રિમાસિક અંક મળ્યો છે, તેમાં આપનો જૂનો લેખ 'ભાંડાગારરિક નેમિચંદ્ર' જેનાં દિગંબર બંધુઓએ જૈનશ્વેતાંબર તીર્થોની જેમ જૈન શ્વેતાંબર ગ્રંથોને પણ વિકૃત બનાવી સ્વીય કરવા અઘટિત પ્રયત્નો કર્યાં જણાય છે-એ તરફ મ્હારૂં લક્ષ્ય ખેંચાયું છે. પરંતુ એ લેખમાં જણાવેલ ગ્રંથ આપ જણાવો છો તેમ **'આ નામથી શુદ્ધ** છપાયો નથી' એ હકીકત બરાબર નથી. પં. હી. હં.ની આવૃત્તિ સિવાય અન્યત્ર મુનિ મોહનલાલજી જૈન ગ્રંથમાલા નં. ૨ માં એ ગ્રંથ વીર સં. ૨૪૪૩ (ઈ. સ. ૧૯૧૭ વિ. સં. ૧૯૭૩)માં બનારસમાં સટીક પ્રકાશિત થયેલો છે, જેનું સંશોધન પં. હરગોવિંદદાસે કરેલું છે. કિં. ૦-૮-૦ આઠ આના છે.

ત્યાં એ ગ્રંથ 'सड्ढिसयपयरणं' નામથી પ્રસિદ્ધ થયેલો છે. આ લેખમાં ટાંકેલા સં. ફકરાઓ એ ગ્રંથની સાથે મૂકેલી ટીકામાં છે, અને મૂળ પાઠો પણ એ જ છે. બીજું એ ભાં. નેમિચંદ્રે અપભ્રંશ ભાષા (જૂની ગુજરાતી)માં જિન વલ્લભ સૂરિ-ગુણ વર્ણન ગીતો રચ્યાં હતાં, જેમાંની માત્ર છેલ્લી લિ-ટીઓ અંહિ ઓ. ઇ. માં રહેલી એક અપૂર્ણ પ્રતિ પરથી જણાય છે. આ સંબંધી સહજ સૂચન મેં જે. ભાં. સૂચી (અપ્રસિદ્ધ પૃ. ૩૬-૩૭)માં જિનેશ્વરસૂરિના પરિચયમાં કર્યું છે. તથા 'અપભ્રંશ કાવ્યત્રયી' (ભૂમિકા પૃ. ૧૧)માં જિનવલ્લભ સૂરિ-પ્રશંસાપરનાં પદ્યોને એજ 'સઢિસય પયરણ' (ષષ્ટિ શતક પ્રકરણ)માંથી ઉદ્ધરવા સાથે સૂચન કર્યું છે. 'જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય-સંચય'મા જિનેશ્વર સૂરિ-દીક્ષા વિવાહ વર્ણન રાસ (પૃ. ૨૨૪-૨૨૭)મા તથા તેના સાર (પૃ. ૧૧૪-૧૧૫)માં એનો ઉલ્લેખ કર્યો છે. તથા 'જૈનયુગ' (સં. ૧૯૮૩ કા. મા. પુ૦ ૨, અં. ૩-૪ પૃ. ૧૫૮-૧૬૮)માં પણ એ શ્વેતાંબર જૈન શ્રાવક ભંડારી નેમિચંદના પુત્ર જિનેશ્વર સૂરિનો તથા તેમના શિષ્યોનો પરિચય કરાવ્યો છે. ભંડારી નેમિચંદ એ જિનવલ્લભસૂરિ પ્રકાશિત વિધિ-માર્ગના અનુયાયી હતા કે જે માર્ગનો ખ્યાલ અપભ્રંશ કાવ્યત્રયી અવલોકન કરનારને થઈ શકે તેમ છે. એમાંના કાવ્યદ્વયના વ્યાખ્યાતા જિનપાલ ઉપાધ્યાયે ચર્ચરી અને ઉપદેશરસાયનની વ્યાખ્યા પ્રસ્તુત ભાંડાગારિક નેમિચંદના પુત્ર (જિનેશ્વરસૂરિ)ના ગચ્છાધિપત્યમાં રચેલી હતી. અપભ્રંશ કાવ્યત્રયીમાં દર્શાવેલ વિધિ માર્ગને પોષતો વિષય પ્રસ્તુત ભાં. નેમિચંદ્રના સઢિસય (ષષ્ટિ શતક) પ્રકરણમાં છે, કે જેનું નામ, દિગંબર બંધુઓએ 'ઉપદેશ સિદ્ધાંત રત્ન-માલા' કલ્પ્યુ છેઃ એ સર્વ જોતાં **નેમિચંદ્ર** નામ પરથી દિગંબર બંધુઓને થયેલો વ્યામોહ દૂર થશે અને એ વ્યામોહથી પરાણે ખેંચી પકડીને સ્વચ્છંદતાથી કરેલા વિચિત્ર અર્થો અને આક્ષેપો માટે શરમાશે એવી મ્હારી ખાત્રી છે.

અસ્તુ.

---

# આત્મ શોચ.

[ રા. ગોરધનભાઈ વીરચંદ શાહ. સિનોર. ]

કોઇ પ્રેમી અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે-એ રાહ
મતિભ્રષ્ટ શું થયો! જીવ! તું મતિભ્રષ્ટ શું થયો?!
ભૂલી ભાન નિજ આતમ કેરૂં, કારજ શું કરી રહ્યો!
માયાના રંગે રંગાઈ-કૃત અકૃત નવ લહ્યો.
જીવ તું મતિભ્રષ્ટ કાં થયો? (૧)
ધરી જ્ઞાન સદ્ અસદ્ ભાવોનું કર્મમલીન કરી રહ્યો,
થશે હા! શું ફળ હવે એહનું? ભમાવ્યો ત્યમ્ ક્યમ ભમ્યો?
જીવ અરે! મતિભ્રષ્ટ શું થયો! (૨)
મોહ અંધ થઈ જરા ન જોયું! મારગ અવળે ચઢ્યો!
અનુપમેય વિમલ આત્મવિણ અરેરે! ઝાંખો પડ્યો!
જીવ! તું મતિભ્રષ્ટ શિદ થયો? (૩)
ક્ષણભંગુર આ પુદ્ગલ રચના મમત્વ તેથી ધર્યો,
અનંત સુખ સાગર ગુણ લક્ષ્મી જરા ન જોવા ફર્યો.
જીવ! તું મતિભ્રષ્ટ ક્યાં થયો? (૪)
માનવ ભવની પ્રાપ્ત શક્તિનો શ્યો ઉપયોગ થઇ ગયો?!
કર્મ ભાર શિર પર લાધીને ભવ પંકે જઇ ગળ્યો!
જીવ! તું મતિભ્રષ્ટ ક્યાં થયો? (૫)

સં. ૧૯૮૨ અસાડ વદી ०)).

**પ્રાસંગિક બે વચન**—રા. રા. ચંદ્રશંકર પંડ્યાએ પોતાના એક કાવ્યને 'વસંત પત્ર' માર્ફત પ્રસિદ્ધ કરતાં કહ્યું હતું કે-'ભાવની નવિનતા નથી પણ સ્વરૂપની સચ્ચાઈ તો છેજ.' એજ શબ્દો હું આ કાવ્યને માટે પણ લાગુ પાડું છું.

ભાવ નવિન નથી પણ અંતર આત્માની સ્વ-પરિણતિનું સાચું ચિત્રાલેખન છે, અને એમાંજ એની રમણિયતા છે!

**कय पावोवि मणुस्सो, आलोइय निंदिअ गुरु सगासे।**

**होइ अइरेग लहुओ, ओहरिअ भरुव्व भार वहो॥**

પાપનો કરનાર એવો મનુષ્ય પણ, ગુરૂ પાસે કરેલા પાપને પ્રકાશતો તથા પાપની નિંદા કરતો. એટલે મિચ્છામિ દુક્કડ (મિથ્યા દુષ્કૃત) દેતો થકો ઘણા પાપથી હલકો થાય; જેમ ભાર (બોજો) લઈ જનાર માણસ ભાર ઉતારી હળવો થાય છે તેમ (પ્રતિક્રમણ કરતો) તે કાર્યરૂપ ભારે કરીને હળવો થાય છે.

આ કાવ્ય જ્યારે પ્રસિદ્ધ થશે ત્યારે એને અનુરૂપનું વાતાવરણ વ્યાપ્ત થયેલું જણાશે. પાપનો સ્વદોષને જોવું અને પોતાની જાતને તે પ્રમાણે જનમંડળ આગળ ઓળખાવવી; એ એ પાપના ડંખના ઝેરની વેદનામાંથી મુક્ત થવાનો ખરો ઉપાય છે. પણ એજ દોષને તેના ખરા રૂપમાં જોવા અને તેના સેવનના બળે થનારા ભાવિ ફળને વર્તમાનમાં જાણીને નમ્ર વિનમ્ર બનીને પોતાની જાતને નિંદવી-ગર્હવી તે મુશ્કેલ છે. લક્ષ્મણા નામની સાધ્વી મહાભીષણ તપસ્વિની હતી; બાલ્યકાળથીજ વિધવા થયેલી હતી. જીવનનું સાફલ્ય, એણે શ્રમણ ધર્મના આરાધનમાં માન્યું હતું. એક વખત એને ચકલા ચકલીનું મિથુન જોયું; અને પોતે આ સુખથી રહિત રહી તેને માટે પોતાને નિર્ભાગી માનવા લાગી; એટલુંજ નહિ, પણ-શ્રમણ માર્ગના સ્રષ્ટા અર્હત દેવ પોતે નિર્વેદી હોઇ વેદોદયનું દુઃખ એઓ શું જાણે!-એમ એ સર્વજ્ઞ પ્રભુને અજ્ઞ કલ્પ્યા; પણ તરતજ પોતે શું ચિંતવ્યું!-તેનું પોતાને ભાન થયું. અને આવી પતિતાવસ્થા અનુભવી તેને માટે તીવ્ર પસ્તાવો થયો. પાપની આલોયણા (પ્રાયશ્ચિત્ત) લેઇ તેથી શુદ્ધ થવા તે અર્હત પ્રભુના સમોવસરણમાં જવા લાગી. રસ્તામાં તેને પગમાં કાંટો વાગ્યો, આથી અપશુકન માની તે પ્રાયશ્ચિત્ત માટે સંશય-ઝોલાએ ચઢી; આખરે તેને તે પાપનું પ્રાયશ્ચિત્ત માગ્યું, પણ આવું પાપ પોતે કર્યું છે એમ તે માનવશાત્ કહી શકી નહિ; અને પાપશલ્યથી મુક્ત પણ થઈ શકી નહિ. -મુશ્કેલ કહેવાનું કારણજ એ છે. સંસ્કારી જીવોને-જેને પોતાનું આત્મહિત હૈયે દાઝે છે તેને-પોતાના પાપનો પશ્ચાત્તાપ થાય છે. કહેવાય છે કે ઔરંગઝેબ બાદશાહ દક્ષિણ જીતવા ગયેલો, અને ત્યાં રોગથી મરણોન્મુખ થયો ત્યારે તેને તેની છાતી ઉપર પાપો ચઢી બેઠેલાં તેને જણાયાં. એનો આત્મા ચુસ્ત ઈસ્લામ સંસ્કારી હતો. અને એ ધર્મની મહઝબ મુજબ હું ખુદાને શું મોઢું બતાવીશ! એના ફર્માનનું મેં પાલન કર્યું નથી-એમ એની નજર શ્રેયમાર્ગ ખોળતી થઇ. ગોશાળાએ ભગવાન્ મહાવીરની વિરૂદ્ધ અનેક પ્રવૃત્તિ આદરી; તેમનાથી પોતે અધિક છે એમ ઘમંડ રાખ્યું; અને પોતાનો પક્ષ વિસ્તાર્યો, પણ એણે જ્યારે કાળની કરાળ દાઢ નિરખી ત્યારે તેને પોતાનાં સમગ્ર કર્મો યથાર્થ રૂપમાં ભાસ્યાં: એટલુંજ નહિં પણ એ કર્મોને અંગે પોતે કઈ સ્થિતિને પાત્ર છે, તે પણ તેને પોતા ભકતોને ખુલ્લે ખુલ્લું જણાવી દીધું. કેટલી નિખાલસતા! પાપાચરણ માટે તીવ્ર લાગણી પૂર્વક પશ્ચાત્તાપ થયો, અને પોતે અધમાધમ છે એમ સ્પષ્ટ માનવું મનાવવું, એ હૃદયપલટો કોઇ ધન્ય ક્ષણેજ થાય છે.

કેશલોચન મળધારણ સુણો સંતાજી
ભૂમિશય્યા વ્રતયાગ ગુણવંતાજી
સુકર સકળ છે સાધુને સુણો સંતાજી
દુઃકર માયા ત્યાગ ભગવંતાજી
—શ્રી યશોવિજયજી:

માટેજ એ વાત ખરી છે કે—

અધમાધમ અધિકો પતિત સકળ જગતમાં હુંય,
એ નિશ્ચય આવ્યા વિના સાધન કરશે શુંય?
—કવિ રાયચંદ રવજીભાઇ.

ઉચ્ચાત્માઓ અને નીચાત્માઓ એ વર્ગીકરણનું મૂળ આ તત્ત્વમાં રહેલું છે. વાસુદેવો પ્રતિવાસુદેવો તેમ રાજ્યરક્ત ચક્રવર્તિઓ, અતિ ઘોર હિંસાઓ કરે છે, અને તીવ રૌદ્રધ્યાની રહે છે, છતાં તે ઉચ્ચાત્માઓ છે. મહા ભયંકર બહારવટીઓ બાબરદેવા, આચાર્યશ્રી વિજયલબ્ધીસુરિને વિહાર પ્રસંગે મળેલો; તે કાળે એને તેમની સાથે જે વર્તન બતાવેલું તે ઉપરથી એમણે ધાર્યું હતું કે આ ક્રૂર કૃત્યો કરવા છતાં ઉચ્ચાત્મા છે. અને એની ખાત્રી એ કે-એ જ્યારે વડોદરા રાજ્યના પોલિસ ખાતાના વડાના હાથે

જ્યારે ફાંસીએ ચઢાવવા માંડ્યો. ત્યારે પણ એનું હૃદય એનાં દુષ્કૃત્યોના સ્મરણથી ભરાઇ આવ્યું. એના રૂંવે રૂંવે પાપડંખોની મહા આકરી વેદના થઈ. પશ્ચાત્તાપના મહાસાગરમાં તે ડુબી ગયો. હાથમાં ગીતોપનિષદ્ રાખી મન તેની ભાવનાને અનુરૂપ કરી તે મરણને ભેટયો!

મનુષ્યના હાથે ઘણી વખત નહિ ઇચ્છવા યોગ્ય અધમ કૃત્યો થાય છે. સારાસારનું સ્પષ્ટ અસ્પષ્ટ જ્ઞાન તેને હોય છે, પણ જ્યાં સુધી હૃદયને આઘાત લાગતો નથી, ત્યાં સુધી તે તેનાથી પરાઙ્મુખ થતો નથી. આઘાત થતાંની સાથેજ તેના સંસ્કાર જાગૃત થાય છે અને પોતે બહુ ખોટું કર્યું એમ ખિન્નતા પૂર્વક પશ્ચાત્તાપ કરે છે.

પ્રતિક્રમણની ક્રિયા આજ વસ્તુતત્ત્વને પ્રગટ કરે છે. વ્રતોમાં લાગેલા અતિચારો માટે નિજ આત્માને નિંદી ગર્હી શુદ્ધ થવું એ પ્રતિક્રમણનો પ્રધાન ઉદ્દેશ છેઃ કલાપી ઠીક કહે છેઃ

રે પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું ને
પાપી તેમાં ડુબકી દઇને પુણ્યશાળી બને છે.

પણ જીવનના ઉલ્લાસનો ભંગ કરનાર, આવા સાહિત્યની જરૂર શી? શું જીવનનો ઉલ્લાસ જીવનના સાચા ઉદ્દેશનો સંપૂર્ણતઃ અનાદર કરીનેજ ભોગવવાનો છે? ઉલ્લાસના ઉપભોગમાં સ્વસ્થાનથી ચ્યુત થવું, એતો સારાસાર વિવેકને તિલાંજલી આપનારને જ પાલવે. બાકી એની આવશ્યકતા છેઃ આત્મવિકાસમાં પણ એની આવશ્યકતા છે; અને તે સ્વીકારાઇ પણ છે. જૈન સાહિત્ય અને સાહિત્યકારોને ઉલ્લાસમાન જીવનના વિરોધીઓ તરિકે ઓળખાવતાં પહેલાં, વાસ્તવિક વસ્તુસ્થિતિ શું છે, તે જાણવા અને સમજવા આ જાતના વાદીએ પ્રયત્ન કર્યો હોત તો પોતાની જાતને અજ્ઞાનતાથી ઉપહાસનીય બનાવી છે તેમ ન થાત!

જૈન શાસ્ત્રકારોએ દિવસના મધ્યાન્હ પહેલાં સઝાય-વૈરાગ્ય પદોને સંભળાવવાનો નિષેધ કર્યો છે, તે એટલા માટે કે દિવસના પ્રારંભકાળે ઉલ્લાસને પક છે. પ્રાતઃકાળના રાઈ પ્રતિક્રમણની વિધિ, ઉલ્લાસ વૃદ્ધિના ધોરણને અનુલક્ષી બંધાઇ છે, ત્યારે દિવસને અંતે કરવાના દેવસી પ્રતિક્રમણની વિધિ, એ કારણ તરફ ઉદાસીન રહે છે. એમ જૈન શાસ્ત્રકારો કારણ પરત્વે વસ્તુ સ્વીકાર કરે છે, અને યોગ્ય સ્થાને તેનું સ્થાપન કરે છે. જીવોની સ્થિતિ પ્રમાણે તેને તે તે વસ્તુ ગુણકારી થાય છે; એમ જૈનશાસ્ત્રો નિશ્ચયપૂર્વક માને છે. એ એનો અનેકાંતવાદ છે.

જરા વધારે આગળ જવાયુંઃ પણ સમય અને શ્રમ તદ્દન નિરર્થક ગયાં નથી. કાવ્યની વસ્તુ ઉપર જે પ્રકાશ નાંખવાની જરૂર હતી તે આમ નાંખ્યો છે. આથી કાવ્યની ખરી દિશા સમજાશે.

**जहा विसं कुट्ठगयं मंतमूल विसारया ।**
**विजाहणंति मंतेहिं तोतं हवइ निव्विसं ॥**

—મંત્ર મૂળના વિશારદ વૈદ્ય કોષ્ટગત એટલે શરીરવ્યાપ્ત વિષને મંત્રોએ કરી હણે છે ત્યારે તે શરીર નિર્વિષ થાય છે.

**इत्थं सहेतुकयथाक्रमसूत्रयुक्त्या**
**साधुःप्रतिक्रमणकृन्निजकर्मजालं ।**
**सद्यो विभिद्य धृतकेवलविक्रमेण**
**मुक्तिं भजेत भृशमक्षयसौख्यलक्ष्मीम् ॥**

—આ પ્રમાણે હેતુ સહિત અનુક્રમ પ્રમાણે સૂત્રો કહેવાની યુક્તિએ કરીને પ્રતિક્રમણ કરતા. એવા સાધુ પોતાની કર્મજાળ પ્રત્યે તત્કાળ ભેદન કરીને કેવળ જ્ઞાન રૂપી પરાક્રમ વડે અત્યંત અને અક્ષય લક્ષ્મી છે જ્યાં એવી મુક્તિ પ્રત્યે પામે.

**स्वस्थानाद्यत्परस्थानं प्रमादस्य वशाद्गतः।**
**तत्रैव क्रमणं भूयः प्रतिक्रमणमुच्यते ॥**

—પ્રમાદ વશે પોતાના સ્થાનથી પરસ્થાને ગયેલાએ મૂળ સ્થાને પાછું ફરવું તેનું નામ પ્રતિક્રમણ.

**पडिक्कमणं पडिअरणं पडिहरणा वारणा नियत्तीय ।**
**निंदा गरिहा सोही पडिक्कमणं अट्ठहा होइ ॥**

—પડિક્કમણ, પડિઅરણ, પડિહરણા, વારણા, નિવૃત્તિ, નિંદા, ગર્હા અને શોધી-આ પ્રમાણે પ્રતિક્રમણના આઠ પ્રકાર છે. શ્રાવણ શુકલ ૧૪ સં. ૧૯૮૨.

# દીક્ષા-મીમાંસા.

લખનાર—તંત્રી.

## ભાગ ૧ લો. પ્રાચીન.

शुद्धन्यायवशायत्तीभूतसद्भूतसंपदे ।
पदे परे स्थितायास्तु श्री जिनप्रभवे नमः ॥

जयन्तु ते पूर्वमुनीशमेघा ये विश्वमाश्वेव हृतोपतापम् ।
चक्रे बृहद्वाङ्मयसिन्धुपानप्रपन्नतुंगातिगभीररूपैः ॥

—मुनिचंद्र सूरिकृत धर्मबिंदु टीका मंगलाचरणं

—શુધ્ધ ન્યાયને અનુસરનારી સદ્ભૂત-જ્ઞાન સંપત્તિવાળા અને પરમપદ-મોક્ષમાં સ્થિત એવા શ્રી જિન-પ્રભુને નમસ્કાર હો !

—મહાન્ વાઙ્મય-શાસ્ત્રસિધ્ધાન્ત રૂપ સમુદ્રનું પાન કરી પોતાનું સ્વરૂપ ઉચ્ચ અને અતિ ગંભીર કરેલ છે, એવા જે પ્રાચીન આચાર્યો રૂપી મેઘોએ આ જગત્‌ને સત્વર તાપરહિત કરેલું છે તેઓ જયવંતા રહો !

### પ્રસ્તાવ.

દીક્ષા સંબંધી પૂર્વાચાર્યોએ જે કંઇ વક્તવ્ય કર્યું છે તે શું છે તે સર્વનો આપણે સંગ્રહ કરવો—અને તેટલો યથાતથ્યપણે અર્થને મચડ્યાં વગર ટીકાને અનુલક્ષીને આપણી લોકભાષામાં મૂકવો ઘટે; કે જેથી તેના પર પૂરતો વિચાર અને ઉંડું મનન કરી શકાય-અને તે પર હાલની સ્થિતિ-સંજોગ ધ્યાનમાં રાખી ઊહાપોહ કરી શકાય—સામાજિક અને ધાર્મિક દૃષ્ટિથી ચર્ચા કરી શકાય; અને તેના મંથન રૂપે થતા નિર્ણયો પ્રમાણે અનુસરણ-પ્રવર્ત્તન થઇ શકે. મહર્ષિઓનાં વક્તવ્ય ગૂઢાશય વાળા અને પરિસ્થિતિને સમજીને થયેલાં હોય છે તેથી તેના દરેક શબ્દને માત્ર વાચ્યાર્થમાં જ ઘટાવવા ઉપરાંત તેના અંતરમાં ઉતરી તેનો પરમાર્થ શોધી કાઢવાની અને તે સાંપ્રત સ્થિતિને અનુસરીને યોજવાની પૂરી જરૂર છે.

શ્રી ગણધરોનાં ગુંથેલાં અને હાલ મુદ્રિત આગમોમાં આના વિધિરૂપે દીક્ષા સંબંધી શું પ્રકાશેલ છે તે તો કોઇ આગમને સંપૂર્ણ રીતે અક્ટ કરવું ઘટે. અમને જ્યાં સુધી ખબર મળી છે ત્યાં સુધી દીક્ષા સંબંધી સીધે સીધું અને વિસ્તારથી સ્પષ્ટ વક્તવ્ય તેમાંથી બહુ ઉપલબ્ધ નથી. પંચકલ્પચૂર્ણિ, નિશિથચૂર્ણિ આદિ અપ્રકટ આગમોમાં કંઇક મળી આવે છે એમ સાંભળ્યું છે. જો કંઈ અંગ ઉપાંગાદિ આગમોમાં તે સંબંધી જણાવેલું હોય તે કોઈ મુનિ મહારાજશ્રી તેના ઉતારા કરી તેના ભાષાંતર સહિત મોકલી આપવા કૃપા કરશે તો તે પ્રકટ કરીશું.

આ કારણે આગમ સિવાયના અન્ય ગ્રંથોના રચનારા જે શ્રુતજ્ઞાની મહાપુરુષો થયા તેઓ શું કહે છે તે જાણવાનું રહ્યું. તે પૈકી શ્રીમદ્ હરિભદ્રસૂરિનું સ્થાન અતિ મહત્વનું છે. તેમનો સમય પરંપરા પ્રમાણે સં. ૫૩૦ (૫૮૫) લગભગ છે જ્યારે શ્રી જિનવિજય આદિ હાલની શોધખોળ પ્રમાણે સં. ૭૫૭ થી ૮૨૭ સુધીનો તેમનો સમય મૂકે છે. ગમે તેમ, પણ તેઓ એક સમર્થ પૂર્વાચાર્ય છે. તેમણે રચેલા અનેક ગ્રંથો પૈકી પંચવસ્તુક નામનો ગ્રંથ સ્વોપજ્ઞ

વસ્તુઓમાં પહેલીજ વસ્તુ પ્રવ્રજ્યા એટલે દીક્ષાનું વિધાન છે, તેમાં દીક્ષા સંબંધી વિસ્તારથી વિવેચન છે તેથી તેને પ્રધાનપણે રાખી તેનો ટુંક સાર અત્ર આપીશું અને સાથે સાથે તેમના બીજા ગ્રંથો નામે ધર્મબિન્દુ (પ્ર૦ આ૦ સમિતિ તથા ગૂ૦ ભા૦ સહિત પ્ર૦ આ૦ સભા), પંચાશક (પ્ર૦ જૈ. ધ. સભા), અષ્ટક (પ્ર૦ શેઠ મનસુખભાઇ ભગુભાઈ અને ગૂ૦ ભા૦ પ્ર. ભી. મા૦) તથા અન્ય ગ્રંથોમાંથી તુલનારૂપે ઉતારા આપીશું. ધર્મબિંદુ પર સં. ૧૧૭૮માં સ્વર્ગસ્થ થયેલ મુનિચંદ્રસૂરિએ, પંચાશક પર સં. ૧૦૨૪ માં નવાંગવૃત્તિકાર અભયદેવસૂરિએ અને અષ્ટક પર સં. ૧૦૮૦માં જિનેશ્વરસૂરિએ ટીકાઓ રચી છે.

આ શ્રીમદ્ હરિભદ્રસૂરિ ઉપરાંત સં. ૧૧૪૦ આસપાસ નેમિચંદ્રસૂરિએ પોતાના પ્રાકૃતમાં રચેલા પ્રવચનસારોદ્ધારના ૧૦૭ થી ૧૧૦ દ્વારમાં જે દીક્ષાને માટે અયોગ્ય છે તે બતાવેલ છે અને તેના પર સિદ્ધસેનસૂરિએ સં. ૧૨૪૮ માં સંસ્કૃત ટીકા રચી છે કે જે મૂલસહિત શેઠ દે૦ લા૦ જૈન પુ. ફંડ નં. ૬૪ માં પ્રકટ થયેલ છે. તેનો આશ્રય આં. જયશેખરસૂરિએ લઇ ઉપદેશ ચિંતામણીમાં લખ્યું છે. તથા સં. ૧૭૩૧ માં માનવિજયે ધર્મસંગ્રહ નામનો ગ્રંથ સ્વોપજ્ઞ ટીકાસહિત રચ્યો છે તેમાં ત્રીજા અધિકારમાં દીક્ષા સંબંધી ઉપરોક્ત ગ્રંથોમાં જે છે તેનું દોહન મૂકેલું છે. દીક્ષાના માટે આટલાં સાધનો અમારા લક્ષમાં આવેલ છે, આ ઉપરાંત બીજાં જે કંઇ સાધનો હોય તે પર અમારૂં લક્ષ દોરનારનો આભાર થશે.

આ લેખમાળાનું નામ દીક્ષા–મીમાંસા રાખવામાં આવ્યુ છે તેમાં મીમાંસાનો અર્થ વિચારણા છે. **'मीमांसा तु विचारणा' इति हैम्यां ॥** તેના બે ભાગ કરવાના છે. પહેલા ભાગનું 'પ્રાચીન' એ નામ આપ્યું છે તેમાં જે કંઇ પ્રાચીન ગ્રંથોમાંથી બીજા ભાગનું નામ 'અર્વાચીન' રાખવામાં આવશે. ને તેમાં આ આખો દીક્ષાનો વિષય 'પ્રાચીન' ને લક્ષી તે પર ઊહાપોહ રૂપે–તેમાંથી નિષ્પન્ન થતા વિચારો રૂપે તથા સાથે સાથે તે સામાજિક દૃષ્ટિએ–ધાર્મિક દૃષ્ટિએ–તેમજ બીજી દૃષ્ટિએ દેશકાળને નજર સમીપ રાખી આપવાની ધારણા છે. વાંચકો પોતાને થતા વિચારો, નિર્ણયો, કલ્પનાઓ, શંકા–સંદેહો જે કંઇ ઉદ્ભવે તે પ્રસન્નતાથી અમોને જણાવે એવી વિનતિ કરીએ છીએ કે જેથી હાલ ચર્ચાતા દીક્ષાના સવાલ પર બને તેટલો પૂર્ણ પ્રકાશ પાડી શકાય. આ લેખ લખવામાં જે કંઇ સ્ખલના–ક્ષતિ જણાય તે પણ તેઓ સૌજન્યપૂર્વક દર્શાવશે. આટલું પ્રસ્તાવમાં જણાવી હવે વિષય પર આવીશું.

---

**૧ પ્રવ્રજ્યાનો અર્થઃ**—(પંચવસ્તુક ૧, ગાથા ૫)

**पव्वयणं पव्वज्जा पावओ सुद्धचरणजोगेसु ।**
**इअ मुक्खं पइवयणं कारणकज्जो वयाराओ ॥**

—પ્રવ્રજન–પ્રવ્રજ્યાનો વ્યુત્પત્તિ અર્થ પ્રકર્ષથી વ્રજ્ એટલે જવું એ છે. શેમાંથી ? પાપોથી એટલે પાપહેતુઓથી, અને તે પાપહેતુઓ ગૃહસ્થાનુષ્ઠાનવિશેષ કહેવાય છે, કારણમાં કાર્યનો ઉપચાર થતો હોવાથી શુદ્ધચરણ યોગો એટલે સંયમવાળા વ્યાપારો–મુખવસ્ત્રિકાદિ પ્રત્યુપેક્ષણાદિ કહેવાય છે. એરીતે મોક્ષ પ્રતિ પ્રતિવ્રજન–પ્રકર્ષપણે જવું તેનું નામ પ્રવ્રજ્યા. તેમાં પણ કારણમાં કાર્યનો ઉપચાર થયો છે તે આ રીતે કે કારણ તે શુદ્ધચરણયોગ અને તેનું કાર્ય તે મોક્ષ નામનું કાર્ય; અને શુદ્ધ ચરણયોગ તેજ મોક્ષ. જેમકે આપણે કહીએ છીએ કે ઘી તે આયુષ છે–જીવન છે.

આ પ્રમાણે મોક્ષનું કારણ શુદ્ધ ચરણયોગો છે અને તે શુદ્ધચરણયોગથી મોક્ષપ્રતિ વિશેષપણે જે લઈ જાય છે તે પ્રવ્રજ્યા છે. મોક્ષે લઈ જવામાં શુદ્ધ ચરણયોગ કારણ છે માટે પ્રવ્રજ્યા એટલે શુદ્ધ

ચરણયોગ. શુદ્ધ ચરણયોગ એટલે સંયત વ્યાપારો અર્થાત્-સંયમવાળા વ્યાપારો તે પ્રવ્રજ્યા.

[બીજા પંચાશકમાં હરિભદ્રસૂરિએ જિનદીક્ષા વિધિ આપી છે, તેમાં દીક્ષાનું સ્વરૂપ બીજી ગાથામાં આપ્યું છે કેઃ—

**दिक्खा मुंडणमेत्थं तं पुण चित्तस्स होइ विणेयं ।**
**ण हि अप्पसत्तचित्तो धम्महिगारी जओ होइ ॥**

—દીક્ષા એટલે મુંડન. (દ્રવ્યથી મુંડન તે કેશ ઉતારવા એ છે, ભાવથી મુંડન તે ક્રોધાદિને ઉતારી નાંખવા તે છે, કહ્યું છે. કે પાંચ જાતના મુંડ-મુંડાયેલા કહેલા છે-ક્રોધમુંડ, શિરમુંડ ઇત્યાદિ. ધાતુ પાઠમાં પણ દીક્ષા એટલે મૌંડ્ય-મુંડન એ પ્રમાણે કહ્યું છે. અહીં શું દ્રવ્યમુંડન પણ દીક્ષા? તો ઉત્તરમાં જણાવે છે કે) અહીં જિનદીક્ષાના અધિકારમાં તે મુંડન, પુનઃ એટલે પૂર્વોક્ત અર્થના વિશેષણાર્થ રૂપે ચિત્તનું-ભાવનું (એટલે મિથ્યાત્વ ક્રોધની ચળ ઇત્યાદિરૂપ) મુંડન છે એમ જાણવું. સર્વ વિરતિની દીક્ષામાં શિરોમુંડન પણ હોય છે તો આમ ચિત્તનું મુંડન કેમ કહ્યું? તો કહે છે કે અપ્રશાંત ચિત્ત એટલે ઉત્કટ ક્રોધાદિભાવ ન જ હોય તોજ ધર્માધિકારી એટલે સમ્યગ્દર્શનાદિરૂપ કુશલકર્મ રૂપ ધર્મમાં નિયોગવાળા થવાય છે. કહ્યું છે કેઃ—

**तत्रास्य विषयतृष्णा प्रभवत्युच्चै र्न दृष्टिसंमोहः।**
**अरुचि र्न धर्मपथ्ये न च पापा क्रोधकण्डूतिः॥**

—તેને વિષયતૃષ્ણા પ્રભવતી નથી તેમ વિશેષ દૃષ્ટિસંમોહ થતો નથી. ધર્મરૂપી પથ્યમાં અરૂચિ હોતી નથી તેમ પાપમય ક્રોધની ચળ થતી નથી.]

**૨ પ્રવ્રજ્યાના ચાર નિક્ષેપે ભેદ (પં. વ. ૧, ૬થી૮)**

તે ચાર નિક્ષેપોથી ચાર ભેદે છે. ૧ નામ પ્રવ્રજ્યા-માત્ર નામથી-નામ લેવારૂપ, ૨ સ્થાપનાપ્રવ્રજ્યા-પ્રવ્રજ્યાની સ્થાપના કરવામાં આવી હોય તે, ૩ દ્રવ્ય પ્રવ્રજ્યા-ચરકપરિવ્રાજકભિક્ષુ આદિની દ્રવ્યરૂપે અપ્રધાન પ્રવ્રજ્યા ૪ ભાવ પ્રવ્રજ્યા-તે ભાવથી-પરમાર્થથી.

**भावेण जिणमयम्मि उ आरंभ परिग्गहच्चाओ ॥**

—આવી ભાવપ્રવ્રજ્યા તો જિનમતમાં જ-વીતરાગ શાસનમાં છે કારણકે તે શાસનમાંજ આરંભ અને પરિગ્રહનો ત્યાગ છે, અન્ય શાસનોમાં તેવો ત્યાગ નથી-સમ્યક્ત્યાગનો સંભવ નથી.§

આરંભ એટલે પૃથિવીકાય આદિનો સંઘટ્ટનાદિ રૂપ આરંભ; અને પરિગ્રહ બે પ્રકારના-બાહ્ય અને અભ્યંતર. બાહ્ય પરિગ્રહ તે ધર્મસાધનને છોડીને અન્યનું પરિગ્રહણ-અન્યમાં મૂર્છા, અને અંતરંગ તે મિથ્યાત્વ, અવિરતિ દુષ્ટયોગો છે. આ પરિગ્રહથી જીવ કર્મવડે પરિગ્રહાય છે. આરંભ પરિગ્રહનો ત્યાગ સમ્યક્ પ્રકારનો-પ્રવચનથી કથેલી વિધિ પ્રમાણેનો-ત્યારે ગણાય કે જ્યારે તે મનવચન અને શરીર વડે આરંભ અને પરિગ્રહમાં પ્રવર્ત્તન ન થાય. **આવો ત્યાગ જેમાં હોય તેજ ખરી પ્રવ્રજ્યા અને તેજ પ્રવ્રજ્યા મોક્ષના ફલવાળી નિયમે-અવશ્ય થાય છે. ભાવ વગર આરંભાદિમાં પણ મનોપ્રવૃત્તિનો અસંભવ છે-કારણકે મનોપ્રવૃત્તિ એજ ભાવ છે અને ભાવથી આરંભાદિનો ત્યાગ થાય તોજ ભાવપ્રવ્રજ્યા સંભવે-માટે ખરી-શુદ્ધ મોક્ષફલવાળી પ્રવ્રજ્યા તો ભાવપ્રવ્રજ્યા જ છે.**

§ આથીજ શ્રીહેમચંદ્રાચાર્યે વીતરાગ સ્તોત્રના બારમા પ્રકાશમાં કહ્યું છે કેઃ—

दुःखहेतुषु वैराग्यं न तथा नाथ निस्तुषम् ।
मोक्षोपायप्रवीणस्य यथा ते सुखहेतुषु ॥२॥
दुःखगर्भे मोहगर्भे वैराग्येनिष्ठिताः परे ।
ज्ञानगर्भं तु वैराग्यं त्वय्येकायनतां गतम् ॥७॥

—હે નાથ! મોક્ષના ઉપાયમાં એટલે સમ્યગ્રત્નત્રયીના આરાધનમાં કુશળ એવા તને સુખહેતુઓમાં જેવો વૈરાગ્ય વર્ત્તે છે તેવો ઇષ્ટ વિયોગાદિ દુઃખહેતુઓમાં સંભવતો નથી. દુઃખગર્ભિત અને મોહગર્ભિત વૈરાગ્યમાં જ્યારે અન્ય દર્શનો-શાસનો નિમગ્ન છે, ત્યારે તારા એકલામાં **જ્ઞાનગર્ભિત વૈરાગ્ય** સ્થાન પામેલ છે-અર્થાત્ ભાવપ્રવ્રજ્યા તારા શાસનમાં છે.

## ૩ ભાવદીક્ષા કેને અને ક્યારે થાય છે ?—

(પંચાશક ૨, ગાથા ૩ થી શરૂ).

અનાદિથી ચાલ્યા આવતા ભવવાળા જીવોના પુદ્દગલ પરાવર્ત્તમાં જ્યારે છેલ્લો પુદ્દગલ પરાવર્ત્ત રહેલો હોય ત્યારે આ ભાવ-મુંડનરૂપી દીક્ષા શુદ્ધ સ્વભાવવાળા-યથાપ્રવૃત્તિ કરણથી દીર્ઘ કર્મસ્થિતિ અપચિત એટલે ઓછી કરવાથી થયેલા નિર્મલ સ્વરૂપ-વાળા તથા તે પ્રકારે તત્કાલોચિત શુદ્ધિ વડે ઉત્તરોત્તર વિશુદ્ધ થતી વિશુદ્ધિ અનુભવતા (એટલે કે સંક્લિ-શ્યમાન નહિ એવા) જીવને થાય છે એમ જિનોએ કહ્યું છે. (પંચાશક ૨, ૩.)

આમ ચરમ પુદ્દગલ પરાવર્ત્તમાં વિશુદ્ધ થતા જતાની એવી દીક્ષા થાય છે એમ કહી સામાન્ય અધિકારી જણાવ્યો. તેને વિશેષતાથી નિરૂપતાં જ-ણાવે છે કેઃ—

## ૪ ભાવદીક્ષાનો વિશેષ અધિકારી—

પહેલાં જણાવેલ સ્વરૂપવાળી દીક્ષામાંજ તેને રાગ-અનુરાગ હોય છે (કે જે રાગનું સ્વરૂપ હવે કહેવામાં આવશે). તથા તેને લોકવિરૂદ્ધ એવાં અનુ-ષ્ઠાનોનો ત્યાગ હોય છે. આમ દીક્ષાધિકારીનાં લક્ષણ બે કહ્યાં-એક તો (૧) દીક્ષારાગ અને બીજું (૨) લોકવિરૂદ્ધનો ત્યાગ. હવે બીજો સંયોગ બતાવે છે કે વળી (૩) સુંદર ગુરૂ એટલે સમ્યગ્જ્ઞાન અને સદનુ-ષ્ઠાનથી સંપન્ન એવા દીક્ષાદાયક આચાર્ય-નો સંબંધ પણ હોવો જોઈએ. આ ત્રણ હોય તો તે જિનદી-ક્ષાને યોગ્ય થઈ શકે છે.

## ૫ (૧) દીક્ષારાગ એટલે શું ?—

પ્રકૃતિથી એટલે નિસર્ગથી પોતાની મેળે તેવા પ્રકારનો કર્મનો ક્ષયોપશમ થવાથી દીક્ષામાં શ્રદ્ધા થાય છે અથવા તો કેટલાક દીક્ષાના ગુણને પ્રતિ-પાદન કરનાર શ્રુત ધર્મને યા દીક્ષા લીધેલા જીવોના સંબંધીનું સાંભળીને દીક્ષામાં શ્રદ્ધા થાય છે યા તો કેટલાક દીક્ષિત જીવો કે જે સમ્યગ્દર્શનાદિરૂપ મા-ર્ગને અનુસરી ચાલે છે તથા જે સદા ધાર્મિકજનથી બહુમત-સંમત હોય છે તેવાને આંખેથી જોઇને દી-ક્ષામાં શ્રદ્ધા થાય છે. અહીં સમ્યગ્દર્શનની પ્રાપ્તિ નિસર્ગથી (એટલે પ્રકૃતિથી) અને અધિગમથી (સાંભળી વા જોઇને) એમ બે પ્રકારે થાય છે (તત્ત્વાર્થ સૂત્ર) એ સિદ્ધ કર્યું. દીક્ષા કે જે ભવજલધિમાં મહા-નાવરૂપ છે તેમાં શ્રદ્ધા નિરપેક્ષ એટલે સ્પૃહારહિત એટલે સાંસારિક ફલોની અપેક્ષા વગરની તથા લૌકિક ધર્મ દેવ ગુરૂની પ્રતીતિની અપેક્ષા વગરની અને સાનુબંધ (તેના ભાવ સંતાનથી અવ્યવચ્છિન્ન) હોવી જોઇએ. તેવી (૧) શ્રદ્ધા હોવા ઉપરાંત દીક્ષા લેતાં (૨) વિઘ્નોનો અભાવ હોવો જોઇએ અને કદાચ નિરૂપક્રમ ક્લિષ્ટ કર્મના દોષથી વિઘ્નો આવી પડે તો દીક્ષા પ્રત્યે અત્યંત ચિત્તની સ્થિરતા-મનની દૃઢતા હોવી જોઈએ. આ પ્રમાણે શ્રદ્ધા, વિઘ્નાભાવ અને ચિત્તસ્થૈર્ય એ ત્રણ (કે જેનું સ્વરૂપ હવે પછી કહેવામાં આવશે) વાળો દીક્ષાનુરાગ જોઈએ. એ દીક્ષાનુરાગ સમયજ્ઞોએ કહેલ છે.

## ૬ (૨) લોકવિરૂદ્ધ અનુષ્ઠાન અને તેનો ત્યાગ.

સમસ્ત લોકની નિન્દા-જુગુપ્સા લોકવિરૂદ્ધ છે કારણ કે જેની નિંદા કરીએ તેજ નિન્દકપ્રતિ વિરૂદ્ધ થાય છે. તથા વિશેષે કરીને જ્ઞાનાદિ ગુણની ઋદ્ધિવાળા-ગુણસમૃદ્ધની નિંદા પણ લોકવિરૂદ્ધ છે કારણ કે ગુણવાનોના લોકો પક્ષપાતી હોય છે તેથી તેમની નિંદા વિશેષે કરી લોકવિરૂદ્ધ છે. સરલ-અ-વ્યુત્પન્ન બુદ્ધિવાળા સ્વબુદ્ધિ અનુસાર કુશલાનુષ્ઠાનોનું સેવન-ધર્માચરણ કરે તેઓનો ઉપહાસ કરવો, જનો-માં જે પૂજનીય છે એવા રાજા, અમાત્ય, શ્રેષ્ઠી, તેના ગુરૂ વગેરેની હેલના કરવી, તથા ઘણા જનો-સાથે વિરોધ કરનારાઓ સાથે સંગ રાખવો, દેશા-ચારનું ઉલ્લંઘન કરવું, ઉડાઉ જેવા ભોગ કરવા-લુગડાં પહેરવા અને તેની પેઠે દાનાદિ કરવું, એ પ્રકટ રીતે લોકવિરૂદ્ધ છે એમ બીજા આચાર્યો કહે છે; કારણ કે તેમ કરવાથી લોકમાં ઉપહાસ થાય છે. દુષ્ટ રાજા આદિએ ઉપજાવેલાં સાધુઓ-શિષ્ટ જનો પરનાં કષ્ટોમાં પ્રમોદ રાખવો (કે જેમ કર-

વાથી તે સાધુઓ અને તેના પક્ષનાં વિરૂદ્ધ થાય છે) અને સાધુઓપર આવી પડેલ સંકટ સમયે તેમાંથી તેમને ઉગારવાનું સામર્થ્ય હોય ત્યારે કંઈ ઉપાય ન કરવો—આ સર્વ લોકવિરૂદ્ધ અનુષ્ઠાનો જાણવાં.

૭ (૩) સુંદર ગુરૂયોગ—

જ્ઞાનાદિ યુક્ત હોય તે ગુરુ, એટલે લોકવિરૂદ્ધ એવા સર્વ જનની નિંદા આદિમાં, દીક્ષાચાર્ય ગુરૂ સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રથી યુક્ત હોય તો તે ગુરૂ સુંદર બને છે. તેનો યોગ કેવો હોય, તો કહે છે કે સ્વપ્નમાં જલ અગ્નિ ખાડ વગેરેમાંથી તેવો યોગ બચાવે છે તેથી ગુરૂ સાથે દીક્ષાના ઉત્સુકનો યોગ, આ સુંદર ગુરના યોગનું પરિજ્ઞાન થવાથી સુંદર યોગ કહેવાય છે. એ રીતે પર્વત પ્રાસાદ વૃક્ષ શિખર વગેરે પર ચડાયું છે વા તેજ પ્રકારે એટલે સ્વપ્નમાં તેની સાથે રહેવાથી જલ આદિથી તરાય છે તેવી રીતે વ્યાલ-સર્પ આદિથી રક્ષા થાય છે.

પંચાશક ૨, ૪ થી ૧૧ સુધી. ]

૮ પ્રવ્રજ્યાના પર્યાય-સમાનાર્થવાચી શબ્દો. (પં. વ. ૧, ૯)

**पव्वज्जा निक्खमणं समया चाओ तहेव वेरग्गं ।**
**धम्मचरणं अहिंसा दिक्खा एगट्ठियाइं तु ॥**

પ્રવ્રજ્યા, નિષ્ક્રમણ, સમતા, ત્યાગ, તેમજ વૈરાગ્ય, ધર્મચરણ, અહિંસા, દીક્ષા એ સર્વ એકાર્થી છે.

પ્રવ્રજ્યા—કે જેનો શબ્દાર્થ ઉપર કહેવાયો છે.

નિષ્ક્રમણ—દ્રવ્યસંગ અને ભાવસંગથી નીકળી જવું તે.

સમતા—સર્વે ઇષ્ટ અનિષ્ટ વિષયોમાં સમભાવ.

ત્યાગ—બાહ્ય અભ્યંતર પરિગ્રહનો ત્યાગ.

વૈરાગ્ય—વિષયોમાં વિરાક્તતા.

ધર્મચરણ—ક્ષાન્તિ આદિ દશ ધર્મનું આસેવન.

અહિંસા—પ્રાણીઘાતનું વર્જન-કોઇને દુભવવાથી વિરતિ.

દીક્ષા—સર્વ સત્ત્વ એટલે પ્રાણીને અભયદાન આપી ભાવસત્ર-ભાવયજ્ઞ કરવો.

આ સર્વે શબ્દનયથી એકાર્થવાચી છે; સમભિરૂઢ નયથી વિધવિધ અર્થવાળા છે. કારણ કે ઉક્ત શબ્દો ભિન્ન ભિન્ન પ્રવૃત્તિના નિમિત્તથી પ્રયોજાયા છે. આનું તાત્પર્ય એ છે કે ખરી દીક્ષામાં આ સર્વના બધા અર્થોનો સમાવેશ થાય છે.

૯ દીક્ષા આપનાર ગુરૂમાં કેટલી યોગ્યતાઓ જોઈએ ?*—(પં. વ. ૧, ગાથા ૧૦-૧૩).

પહેલાં તો તે ગુરૂ પ્રવ્રજ્યાને જે યોગ્ય હોય તેના સર્વ ગુણોથી યુક્ત હોવો જોઇએ. પ્રવ્રજ્યા લેનારમાં જે સોળ ગુણો હોવા જોઈએ (કે જે હવે પછી કહેવામાં આવશે) તે ગુણો દીક્ષા આપનાર ગુરૂમાં પ્રથમ હોવા જોઇએ; કારણ કે તેમ હોય તો જ તે દીક્ષા આપવાને લાયક ગણાય. વળી

(૧) તેણે **વિધિપૂર્વક** પ્રવ્રજ્યા લીધી હોવી જોઇએ. આ પ્રવ્રજ્યાની વિધિ હવે પછી કહેવામાં આવશે.

(૨) તેણે **ગુરૂકુલવાસ** સમ્યક્ પ્રકારે સેવેલો હોવો જોઇએ.

[ ગુરૂકુલમાં વાસ કરવો એટલે ગુરૂની આજ્ઞામાં રહેવું-ગુરૂને પરતંત્ર રહેવું-ગુરૂ એટલે જ્ઞાનમાં અધિક એવા આચાર્ય તેને આધીન રહેવાથી વિશિષ્ટ જ્ઞાન વગરનાને પણ જ્ઞાન-બોધ થાય છે એટલે ગુરૂપારતંત્ર્ય જ્ઞાનફલને સાધનાર છે. કહ્યું છે કે જે ઉપયોગરહિત શ્રાદ્ધ નિરનુબંધ દોષથી પાપભીરૂ હોય છે

---

* શ્રી હરિભદ્રે આ યોગ્યતાઓ પંચવસ્તુકની ઉક્ત ગાથાની ટીકામાં જણાવેલ છે તેમાં જણાવ્યું છે કે, અન્યત્ર પણ કહેલ છે. તો તે 'અન્યત્ર' તે પોતાનો ધર્મબિંદુ ગ્રંથ છે કે જે આ પરથી પંચવસ્તુક પહેલાં રચાયેલો હોવો જોઇએ.

गुरुपदार्हस्तु इत्थंभूत एव-विधिप्रतिपन्नप्रव्रज्यः १, समुपासितगुरुकुलः २, अस्खलितशीलः ३, सम्यगधीतागमः ४, तत एव विमलतरबोधात्तत्त्ववेदी ५, उपशान्तः ६, प्रवचनवत्सलः ७, सत्त्वहिततरतः ८, आदेयः ९, अनुवर्त्तकः १०, गंभीरः ११, अविषादी १२, उपशमलब्ध्यादिसंपन्नः १३, प्रवचनार्थवक्ता १४, स्वगुर्वनुज्ञातगुरुपद १५, चेतीति. ४-२३०.

તે પણ ગ્રહરહિત ગુરૂ પ્રત્યે ભક્તિવાળો હોય તો તેના ફલથી જ્ઞાનીજ થાય છે. એક દેખતો હોય ને બીજો તેના મત પ્રમાણે ચાલનાર અંધ હોય તો તે બંને જે માર્ગે જવું હોય તે માર્ગે અર્થ સાથે ચાલી શકે છે." ગુરૂને વશ રહેવાથી જ્ઞાન ઉપરાંત શ્રદ્ધાન-સમ્યગ્દર્શન થાય છે. એ બે એટલે જ્ઞાન અને દર્શન વગર કોઇ પણ ચારિત્ર ધારણ કરનારાને ચારિત્ર-સામાયિક થતુ નથી. તેનું ઉદાહરણ આગમપ્રસિદ્ધ એવા અતિ જડ સાધુઓ માષતુષ આદિ છે. એવા ગુરૂની આજ્ઞામાં રહેનારાને સારા અનુષ્ઠાન પાળવા રૂપ ધર્મ પ્રાપ્ત થાય છે માટે તે વિધિ પ્રતિષેધવાળું સદનુષ્ઠાન આજ્ઞાના સારરૂપ જાણવું. આવું સમ્યગનુષ્ઠાન અગીતાર્થને કેવી રીતે થાય? ગુરૂકુલવાસથી-ધર્માચાર્ય પાસે રહેવાથી ગુરૂકુલવાસથી તે કેવી રીતે થાય? કારણ કે ગુરૂકુલવાસથી ગીતાર્થની આજ્ઞાને જ્ઞાનપૂર્વક અનુસરવાનું-આગમજ્ઞના વચનનું જ્ઞાનપૂર્વક સેવન-થતા તે ગીતાર્થ થાય છે. ×× આજ્ઞા એ મોટી વસ્તુ છે-આજ્ઞા એટલે આપ્તોપદેશ અને તે આજ્ઞા પ્રકૃષ્ટ અર્થસાધનનો ઉપાય છે; એ પ્રસિદ્ધ વાત છે માટે ગુરૂકુલ-ગુરૂગચ્છ છોડવું ન ઘટે. કારણ કે આચારાગ નામના પ્રથમ સૂત્રમા એ પ્રમાણે દર્શાવ્યુ છે કે **'सुयं मे आउसंतेणं भगवया एवमक्खायं'**-એવું (ગુરૂકુલમા) વસનારા એવા મેં ભગવાનને એ પ્રમાણે કહેતા સાભળ્યું. આ ગુરૂકુલ તજવાથી ખરેખર ભગવાનની આજ્ઞા તજાય છે, અને તે ભગવદાજ્ઞા તજાતા બંને લોકનો ત્યાગ થાય છે એટલે ઉભય લોકથી વિરૂદ્ધ પ્રવૃત્તિ થાય છે. માટે ચરણના પરિણામ હોય એટલે ચારિત્રના અધ્યવસાય હોય તો આ ગુરૂકુલનો ત્યાગ આદિ, સાધુ ધર્મમા અસમંજસ થાય છે. આસન્નસિદ્ધિવાળા જીવોને પણ તેજ પ્રમાણે સમજવું એમ આગમમા કહ્યું છે:-'ગુરૂકુલમા વસનારો હમેશ શ્રુતજ્ઞાનનો અભ્યાસ કરવાનો હોવાથી શ્રુતજ્ઞાનનો ભાગી થાય છે તથા સ્વ ને પર સમયના તત્ત્વશ્રવણથી સમ્યગ્દર્શનમા અને ચારિત્રમા અતિશય સ્થિર થાય છે માટે જેઓ યાવજ્જીવ ગુરૂકુલવાસ છોડતા નથી તેને ધન્ય છે.' વળી ગુરૂકુલમા વસનારાઓને આજ્ઞાનું સ્વશક્તિ અનુસાર પાલન કરવાથી જ્ઞાનાદિવૃદ્ધિના કારણે ચારિત્ર પરિપૂર્ણ થાય છે. ગ્લાનાદિમાં બાહ્યથી અનુષ્ઠાનોનો અભાવ દેખાય છતાં ભાવથી-પરિણામથી સદ્‌ગુરૂના ઉપદેશશ્રવણથી ઉપજેલા સંવેગવડે તેમનામા ચારિત્ર પરિપૂર્ણ થાય છે.-પંચાશક ૧૧, ૭ થી ૧૭. વળી વિશેષમા જુઓ તે ૧૧ મુ પંચાશક ગાથા ૧૮ થી ૩૩.]

(૩) તેનું **શીલ** સતત એટલે પ્રવ્રજ્યા લીધી ત્યારથી તે અંતસુધી અસ્ખલિત-અખંડિત હોવું જોઇએ. વળી તેનામાં પરનો દ્રોહ કરવાનો અભાવ હોવો જોઇએ.

(૪) તેણે સમ્યક્ પ્રકારે-શાસ્ત્રોક્ત યોગવિધાનવડે સૂત્રોનો અભ્યાસ કર્યો હોવો જોઇએ.

(૫) તેવા સૂત્રાધ્યયનથી તે સૂત્રો સંબંધી અતિ વિમલબોધ થતો હોવાથી તેવા સૂત્રાધ્યયન વડે તત્ત્વજ્ઞ-વસ્તુતત્ત્વનો જાણનાર તે હોવો ઘટે.

(૬) ઉપશાંત-ક્રોધવિપાકનો ઉપશમ તેનામાં જોઇએ.

(૭) પ્રવચન એટલે સંઘ કે સૂત્ર, તે પર વાત્સલ્યભાવ વડે યુક્ત જોઇએ.

(૮) સત્ત્વહિતરત એટલે સામાન્ય જીવોના હિતમા-ઉદ્યુક્ત હોવો જોઇએ.

(૯) વિશેષમા આદેય એટલે ગ્રાહ્ય વાક્યવાળો-(જેના વચન અને ચેષ્ટા બીજાઓને ગ્રહણ કરવા લાયક છે-ધર્મબિંદુ ટીકા)

(૧૦) અનુવર્ત્તક—ભાવાનુકૂળતાથી સમ્યક્‌પણે પાલન કરનાર.

(૧૧) ગંભીર-વિશાલ ચિત્તવાળો.

(૧૨) પરલોકમા અવિષાદી-પરિષહોથી શરીર પીડાતાં તેના સંરક્ષણની ચિંતા વગેરેમા દીનતા ન પામનાર.

(૧૩) ત્રણ લબ્ધિઓ નામે ઉપશમલબ્ધિ, ઉપકરણલબ્ધિ અને સ્થિરહસ્ત લબ્ધિથી યુક્ત હોવો જોઇએ.

(૧૪) વળી પ્રવચનાર્થવક્તા-સૂત્રના અર્થને કહી શકે એવો.

(૧૫) જેનામાં સ્વગુરૂ-આચાર્યે ગુરૂપદ સ્થાપિત કર્યું છે એવો જોઇએ.

**—આવો ઉપરના ગુણોવાળો જે ગુરૂ હોય તેજ દીક્ષા આપવાને ખરી રીતે યોગ્ય-લાયક છે એમ વીતરાગોએ પ્રતિપાદન કર્યું છે.** આવો કહેતાં કાલદોષથી તેનામાં કોઇકિ ગુણ ન હોય તો બહુતર-ઘણા વધારે ગુણોવાળો તો હોવો જોઇએ.

**पव्वावियेण गुरुणा सम्मं परिसाइ कज्ज-रहियेणं ।**
**पवज्जा दायव्वा वयणुग्गह निज्जराहेउं॥१७॥**

**—આવા ગુરૂએ-આચાર્યે સમ્યક્‌પણે એટલે અવિપરીત વિધિવડે પર્ષદ્ આદિના કાર્યથી રહિતપણે એટલે 'મારી પર્ષદ થશે-પાણી આદિનો લઈ આવનારો મળશે' એવા એવા ઐહિક કાર્યની અપેક્ષા રાખ્યા વગર તે દીક્ષા લેનારનો વિનયવડે અનુગ્રહ કરવા માટે અને તેની નિર્જરા એટલે કર્મક્ષયને અર્થે પ્રવ્રજ્યા-દીક્ષા આપવી.**

**૧૦ વળી દીક્ષા આપનાર એવા ગુરૂમાં બીજા કયા ગુણો જોઈએ ?-(પં. વ. ૧, ૧૫ થી ૩૧)**

આવા ગુરૂમાં તેનામાં નવી દીક્ષા લેનાર પ્રત્યે બાહ્ય વિનય રૂપી ભક્તિ અને બહુમાન-ભાવપ્રતિબંધ અવસ્ય-હોવાં ઘટે કારણકે તેમ હોય તો ચરણ-ચારિત્રમાં તેની શ્રદ્ધા અને સ્થિરતા થાય છે; નહિ-તો નહિ. તે ગુરૂ તો ગુણરત્નસમુદ્ર હોવો જોઇએ.

તેણે શિષ્યને અતિ અનુવર્ત્તક-અનુવર્ત્તી-અનુકૂલ રહેવું, (એ ઉપર ૧૦મા ગુણમા જણાવ્યું છે) કારણ કે તે જીવોને, જીવોના અનુવર્ત્તવા યોગ્ય અનેક રૂપી જુદા જુદા સ્વાભાવોને તથા અનુવર્ત્તવાના ઉપાયને જાણે છે. (અનુવર્ત્તક-એટલે વિચિત્ર સ્વભાવવાળા પ્રાણીઓને વિષે નવા ગુણનું આરોપણ કરવાની બુદ્ધિથી તેમને અનુસરનાર એટલે જે પ્રકારના સ્વભાવવાળો પ્રાણી હોય તેને વિષે તે તે પ્રકારના ગુણોનું આરોપણ કરવાને તેમને અનુસરનારા-મુનિચંદ્રકૃત ધર્મબિંદુ ટીકા) આમ અનુકૂલતાએ વર્તવાથી (પ્રવ્રજ્યાર્હ) શિષ્યો પ્રાયઃ મોક્ષપ્રતિની પરમ યોગ્યતા પામે છે કેમકે રત્ન પણ રત્નશોધકના પ્રભાવથી ગુણોત્કર્ષ પામે છે તેજ રીતે સુશિષ્યો પણ ગુરૂ પ્રભાવથી ગુણોત્કર્ષ પામે છે. પ્રવ્રજ્યાવિધાનમાં તો પૂર્વાભ્યાસથી જડ કરેલા એવા પ્રમાદથી ભૂલો કોની નથી થતી ? માટે જે ગુરૂ તેવી ભૂલોને સમ્યક્ પ્રકારે-શાસ્ત્રોક્ત વિધિથી કાઢી નંખાવે છે તેનું ગુરૂપણું સફલ છે. જે સારથી સારા અશ્વોને દમે તેને સારથી કોણ કહે ? જે નઠારા અશ્વોને દમી સારા બનાવે તેને લોકો સારથી કહે છે.

**जो आयरेण पढमं पव्वावेऊण नाणुपालेइ ।**
**सेहे सुत्तविहीण सो पवयणपच्चणीओ त्ति ॥२०॥**

**જે ગુરૂ આદર-બહુમાનથી પહેલાં પ્રવ્રજ્યા લેવરાવીને પછી શિષ્ય પાસે સૂત્રવિધિથી તેનું પાલન કરાવતો નથી તે પ્રવચનપ્રત્યનીક-શાસનશત્રુ છે.‡**

**(કારણકે) જે (શિષ્યો) પરમાર્થ-પ્રવચનમાંનો સદ્‌ભાવ જાણ્યા વગરનાં વિરૂદ્ધ આચરણ કરે છે, તે શિષ્યો આ ભવે તેમજ પરભવે જે અનર્થ પ્રાપ્ત કરે છે તે સર્વના નિમિત્ત તે ગુરૂ છે. તે શિષ્યોને પાપ આચરતા જોઇને જિનશાસનની નિન્દા થાય છે તેના પણ તે ગુરૂ નિમિત્તભૂત છે. આવા ગુરૂ અનનુવર્ત્તક છે, માટે આમ થાય છે.**

વળી જે (ગુરૂ), સ્વભાવની અનુકૂલતાથી (શિષ્યોને) અનુવર્ત્તે-અનુસરે છે-હિતમાં યોજે છે, (આગમોક્ત) જ્ઞાન અને ક્રિયાપૂર્વકની વિધિથી તેની પાસે ક્રિયા લેવરાવે છે અને તેની પાસે આચરાવે છે તે ગુરૂ તે શિષ્યોના તેમજ અન્ય જીવોના આત્માને પરમપદ પર-મોક્ષ પર લઈ જાય છે-મોક્ષ પ્રાપ્ત કરાવે છે. જ્ઞાનાદિ લાભથી ખરેખર અનુવર્ત્તનારા શિષ્યો સ્થિર થાય છે, તેથી જ્ઞાન અને દર્શનનો લાભ મેળવે છે, તે લાભથી ખરેખર રોગાદિ દોષોનો

‡ સરખાવો—શ્રીયશોવિજયકૃત ૩૫૦ ગાથાનું સીમંધર સ્તવ ઢાલ ૧,૧૪
જિમ જિમ બહુશ્રુત બહુજનસંમત, બહુ શિષ્યે પરવરિયો,
તિમ તિમ જિનશાસનનો વૈરી, જો નવિ નિશ્ચયદરિયો.

ત્યાગ કરે છે અને ચારિત્ર વૃદ્ધિગત થાય છે. એ રીતે અભ્યાસના અતિશયથી તે જન્મમાં વા બીજા જન્મમાં કર્મક્ષય થતાં શિષ્યોને પરમપદ-મોક્ષ મળે છે.

આવા જ્ઞાનાદિયુક્ત ગુરૂઓ આ જિનશાસનમાં ખરેખર છે એવું જોઇને ગુણપક્ષપાતી એવા બીજાઓનો પણ અનુરાગ જિનશાસન પ્રત્યે થાય છે- આ જિનશાસન ભવ્ય-શોભન છે એમ તેમને થાય છે. એથી સમ્યકત્વ રૂપી મોક્ષનું બીજ રોપાય છે- કેટલાક (અન્યશાસની) ના અનુરાગનો અતિશય થતાં તેમની શ્રવણ પ્રવૃત્તિ થાય છે-જૈન ગુરૂઓને સાંભળવામાં તેઓ પ્રવૃત્ત થાય છે-શોભન શાસનને કેટલાક સાંભળે છે અને કેટલાક સ્વીકારે છે અને એ રીતે કુશલસંતાનની પ્રવૃત્તિ બીજા દર્શનીઓની શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે થાય છે એટલે કે તેમને વિજ્ઞાન આદિ ગુણોનો લાભ થતાં તેઓ પરમપદ પામે છે. [ આ પરથી એ પણ ફલિત થાય છે કે જો તેવા ગુરૂઓ ન હોય તો જૈનશાસનની અવહેલના અન્ય દર્શનીઓમાં થાય છે. ] એવા ગુરૂઓનો હેતુ કુશલ પક્ષમાં હોય છે, સ્વ અને પરના ઉપકારમાં તેઓ હમેશાં ઉદ્યુક્ત રહે છે અને 'ગુરૂ' શબ્દને સફલ કરનારા તેઓ યથા ઇચ્છિત કાર્ય-પરમપદને સાધે છે.

વિધિ વડે શિષ્યના અનુવર્ત્તનારા ગુરૂ બન્યા છતાં શિષ્યો ( કર્મના પરિણામે) જે (સૂત્રમાં) પ્રતિષિદ્ધ-નિષિદ્ધ છે તેને સેવે છે તો તેમાં ભગવાનની આજ્ઞા પ્રમાણે અનુવર્ત્તન કરવાથી ગુરૂ દોષિત નથી. કોઇ એમ કહે કે અન્યના સેવનથી અર્થાત્ અનુવર્તિત શિષ્યના અપરાધના સેવનથી ગુરૂને પાપ લાગે તેથી તે અનુવર્તન ન્યાયથી બાહ્ય છે, ત્યારે તેનો ઉત્તર એ છે કે ભગવદ્‌ની આજ્ઞાનો ભંગ થાય તો પાપ, તે સિવાયના બીજા કશામાં પાપ નથી તો ગુરૂનું અનુવર્તન કઇ રીતે ન્યાયબાહ્ય કહેવાય? ન્યાયબાહ્ય નથીજ. (૨૮) તે માટે શિષ્યોનું અનુવર્ત્તન કરવું. ગુરૂથીજ તે શિષ્ય ગુણયુક્ત છે, અનુવર્ત્તના કરવામાં સમર્થ હોય એવા ગુરૂએજ પ્રવ્રજ્યા આપવી ઘટે. આમાં અપવાદ એ છે કે ગુરૂમાં ઉત્તરત્ત કાલથી દોષ હોય તો એકાદિ ગુણથી વિહીન એવા અન્ય શીલયુક્તે પ્રવ્રજ્યા આપવી. આ બીજે શીલયુક્ત વિશેષે કાલોચિત ગુરૂ કેવો હોવો જોઇએ તે જણાવે છે કે જે ગીતાર્થ એટલે જેણે સૂત્રનો અર્થ ગ્રહણ કર્યો છે તે, કૃતયોગી એટલે જેણે સાધુના આચાર પાળ્યા છે તે, ચારિત્રી એટલે શીલવાન્, ગ્રાહણાકુશલ એટલે ક્રિયા કલાપના શિક્ષણમાં નિપુણ, અનુવર્ત્તક એટલે (શિષ્યના) સ્વભાવને જોઇ વર્ત્તનાર-સ્વભાવની અનુકૂલના પ્રમાણે હમેશાં આમન રહેનાર, ભાવાપત્તિઓમાં અવિષાદી, બીજે- અપવાદિક પ્રવ્રાજનાચાર્ય-પ્રવ્રજ્યા આપનારો ગુરૂ હોવો જોઇએ.

## ૧૧ કોણ દીક્ષા લેવા લાયક છે?-કેવાને દીક્ષા આપવી જોઇએ?

[ ધર્મબિંદુમાં હરિભદ્રસૂરિએ ૪થા અધ્યાયમાં ત્રીજું સૂત્ર આપેલ છે કેઃ-**अथ प्रव्रज्यार्हः-आर्यदेशोत्पन्नः १, विशिष्ट जाति कुलान्वितः २, क्षीणप्रायकर्ममलः ३, तत एव विमल बुद्धिः ४, दुर्लभं मानुष्यं, जन्म मरणनिमित्तं, संपदश्चपलाः, विषया दुःखहेतवः, संयोगे वियोगः, प्रतिक्षणं मरणं, दारुणो विपाकः-इत्यवगत संसार नैर्गुण्यः ५, तत एव तद्विरक्तः ६, प्रतनुकषायः ७, अल्पहास्यादिः ८, कृतज्ञः ९, विनीतः १०, प्रागपि राजामात्यपौरजन बहुमतः ११, अद्रोहकारी १२, कल्याणांगः १३, श्राद्धः १४, स्थिरः १५, समुपसंपन्न १६, इति ।** ]

આ ૧૬ ગુણવાળા દીક્ષાર્હને પંચવસ્તુકમાં પહેલી વસ્તુની ગાથા ૩૨ થી ૩૬ માં જણાવ્યા છે.

૧ આર્યદેશ સમુત્પન્ન-આર્ય દેશ એટલે સાડી છવીસ દેશોમાં ઉત્પન્ન થયેલ

૨ વિશેષ-વિશુદ્ધ જાતિ અને કુલમાં ઉત્પન્ન થયેલ. માતામાંથી ઉદ્‌ભવેલ તે જાતિ, અને પિતામાંથી ઉદ્‌ભવેલ હોય તે કુલ કહેવાય છે.

૩ ક્ષીણપ્રાયકર્મમલ-જેનાં કર્મમલ લગભગ ક્ષીણ થયેલ છે-જેનાં કર્મ અલ્પ છે.

૪ વિમલબુદ્ધિ-કર્મક્ષયથી જેની બુદ્ધિ વિમલ હોય; અને તેથી

૫ અવગતસંસારનૈર્ગુણ્ય-મનુષ્યત્વ દુર્લભ છે, જન્મ મરણ માટે છે, સંપદ્ ચપલ છે, વિષયો દુઃખના હેતુ છે, સંયોગમાંથી અવશ્ય-નિયમે વિયોગ છે, પ્રતિક્ષણે સમયે સમયે મરણ છે, કર્મનો વિપાક દારૂણ-અતિરૌદ્ર છે એવું જાણીને સંસારની સ્વભાવથી નિર્ગુણતા જેને અવગત થઈ છે.

૬ સંસારવિરક્ત-સંસારના નિર્ગુણ સ્વભાવથી સંસાર પર જે વિરક્ત થયેલ છે;

૭ પ્રતનુકષાય-જેના કષાય ઓછા થયા છે.

૮ અલ્પહાસ્ય-જેનું હાસ્ય-રતિ અલ્પ થયેલ છે, થોડા હાસ્યાદિ કરનારો

૯ સુકૃતજ્ઞ-ઉપકારીનો ઉપકાર ન ભૂલનાર, કર્યા ગુણનો જાણ.

૧૦ વિનીત-વિનયવંત.

૧૧ રાજાદિનો અવિરૂદ્ધકારી-રાજા મંત્રી આદિથી અવિરૂદ્ધકારિ-વિરૂદ્ધ નહિ જનાર (પં. વ.) દીક્ષા લીધા પહેલાં પણ રાજા, મંત્રી અને પૌર જનોએ બહુમાન કરેલો (ધ. બિં.)

૧૨ અદ્રોહકારી-કોઇનો દ્રોહ નહિ કરનાર (ધ. બિં.)-આ પંચવસ્તુકમાં નથી.

૧૩ કલ્યાણાંગ-કલ્યાણકારી અંગ વાળો.

૧૪ શ્રાદ્ધ-શ્રદ્ધાળુ

૧૫ સ્થિર-સ્થિરતાવાળો (આરંભેલા કાર્યને વચમાંથી ન મુકી દે તેવો)

૧૬ સમુપસંપન્ન-સં એટલે સારી રીતે સર્વથા આત્મસમર્પણ વડે ઉપસંપન્ન એટલે સમીપ આવેલો.

**૧૨ અપવાદપક્ષ,** (પં. વ. ૧, ૩૭ થી ૪૯)

**ઉત્સર્ગથી** આ સર્વગુણો હોવા જોઇએ. હવે **અપવાદથી** જણાવે છે કે કાલપરિહાણિ દોષથી-ઉતરતા કાલે એકાદિ ગુણથી રહિત હોય પણ બહુ ગુણથી સંપન્ન જે હોય તે પ્રવ્રજ્યાને યોગ્ય જાણવા. મનુજ આદિ ધર્મથી યુક્ત જેઓ હોય તેટલાથી તેઓ યોગ્ય નથી, પ્રાયઃ આર્યગુણસંપન્ન હોય તેઓ ગુણપ્રકર્ષના સાધક બને છે માટે પ્રવ્રજ્યા લેનારે ગુણપ્રકર્ષ સાધવો જોઇએ. માટે **એવા બહુ ગુણસંપન્ન હોય અને ભવ એટલે સંસારથી જેમનું ચિત્ત વિરક્ત થયું હોય તેમનેજ દીક્ષા આપવી** કારણકે દીક્ષા તે અત્યન્ત દુષ્કર છે અને તેમાં સ્થિર આલંબન ભવવિરક્ત ચિત્તવાળાઓ સદા વૈરાગ્ય ભાવથી કરે છે. મોહરૂપી વૃક્ષ તે ઘણું મોટું અને અતિ ભયંકર છે, તેનું મૂળ અનાદિ ભવભાવનાથી-વિષયસ્પૃહાથી વ્યાપ્ત છે તેથી જેઓ અત્યંત અપ્રમત્ત હોય છે તેઓજ દુઃખનું ઉન્મૂલન કરી શકે છે. આ અપ્રમાદ સંસારથી વિરક્ત હોય તેમનેજ થઇ શકે છે, સંસારમાં અભિનંદનારાને થઇ શકતો નથી. કોઇ કહે કે જિનવચનથી તેવાને અપ્રમાદ થઇ શકે, તો તેના ઉત્તરમાં જણાવે છે કે **ભવાભિનંદીઓને જિનવચન પણ પ્રાયઃ ગુણસાધક નિવડતું નથી.**

ગુરૂકર્મ એટલે પ્રચુર કર્મવાળા હોય છે. તેમનાં ચિત્ત પણ કિલષ્ટ એટલે મલિન હોય છે, તેમને જિનવચનનો ભાવાર્થ-શુદ્ધ અવિપરીત અર્થ સમ્યગ્રૂપે પરિણમતો નથી. જેમકે કુંકુમ રંગ મલિન વસ્ત્રપર સારો આવતો નથી. જેમ શકરને ગમે તેટલો ઉપદેશ દઇએ યા નિવારીએ તોપણ તેને વિષ્ટામાં જતાં અટકાવી શકાતો નથી-તે પરાણે પ્રવર્તે છે તેવી રીતે સંસારમાં શકર જેવો પ્રાણી સંસારમાં અવિરક્ત હોય છતાં તેને અકાર્યમાં જતાં અટકાવી શકાતો નથી.

**ता धन्नाणं गीओ उवाहिसुद्धाण देइ पव्वज्जं ।**
**आयपर परिच्चाओ विवज्जए मा हविज्जत्ति४९ ॥**

-તેથી આર્યદેશસમુત્પન્ન આદિ ઉપાધિ એટલે વિશેષણોથી શુદ્ધ એવા ધન્ય-પુણ્યભાગ્ જીવોને ગીત એટલે ગીતાર્થ દીક્ષા આપે કારણ કે તેના વિપર્યયમાં અર્થાત્ અધન્ય અને જે ઉપાધિશુદ્ધ ન હોય એવાઓને પ્રવ્રજ્યા દેતાં આત્મપરપરિત્યાગ નિયમે-અવસ્ય થાય એટલે કે પોતાને અને પરને ડુબાડે. એ અધન્ય-અવિનીત દીક્ષિત શિક્ષા શીખતો નથી અને પ્રતિષિદ્ધ-નિષિદ્ધની સેવા કરે છે -અવિહિત અનુષ્ઠાનમાં પ્રવર્તે છે, માટે તેવાને શિક્ષણ

આપવાથી તેનો આત્મા સદા પરિત્યકત થાય છે એ-ટલે હણે છે.-માર્ગભ્રષ્ટ થાય છે. તે અધન્યને-અ-શિક્ષામાં વર્તનારને આર્તધ્યાન થાય છે. તેનામાં શ્ર-દ્ધાનો ભાવ હોય-તે શ્રાદ્ધ હોય છતાં તે અશિક્ષામાં પ્રવર્તતો હોય તેથી ઉભયલોકમાં તેનું જીવિત અફલ થાય છે-આ લોકમાં ભિક્ષાટનાદિ યોગથી અને પર લોકમાં કર્મબંધથી. તેનો પરિત્યાગ (વૈદ્ય)ક્રિયાના ઉદાહરણ જેવો છે. તે ઉદાહરણ એ છે કે જેવી રીતે આ લોકમાં પણ વૈદ્ય અસાધ્ય વ્યાધિવાળા રોગીઓને જે ઔષધાદિ ક્રિયા કરે છે તે પોતાને તથા તે રોગીઓને ક્લેશમાં પાડે છે; તેજ પ્રમાણે આચાર્ય તે ધર્મવૈદ્ય છે, તે જો અહીં જણાવેલ એવા અસા-ધ્યોને-કર્મવ્યાધિવાળાને કર્મરોગનો નાશ કરવા માટે પ્રવ્રજ્યારૂપી ભાવક્રિયા યોજે તો તેની--તે ધર્મવૈદ્ય-ની પણ ઉપમા તેજ પ્રમાણે સમજવી--એટલે તે ધર્મ-વૈદ્ય પોતાને તથા તે દીક્ષિતોને ક્લેશમાં--વિટંબનામા નાખે છે.

જિનક્રિયાને અસાધ્ય-એટલે જિનક્રિયાની જેને અસર નથી એવા કોઇપણ પ્રાણી આ લોકમાં વસતાનથી. પણ જિનક્રિયાના પ્રયોગને માટે કર્મવ્યાધિને લઇને જે અયોગ્ય છે તેજ અસાધ્ય સમજવા એમ અહીં કહેવાનો પરમાર્થ છે.--અર્થાત્ સ્વકર્મ એવું સંભવે કે જે અસાધ્ય વ્યાધિરૂપ હોય અને તેવા વ્યાધિ-ગ્રસ્ત પર જિનક્રિયા સમર્થ હોવા છતા કારગત નિવડતી નથી.

## ૧૩ બધા ગુણો કે ઓછા?—

આ પ્રમાણે પંચવસ્તુકમાં દીક્ષા લેનાર માટે અપવા-દમાર્ગ જણાવ્યો છે. અપવાદ માર્ગમાંથી એટલું તો ફલિત થાય છે કે દીક્ષા લેનાર માટેના જે ૧૬ ગુણો કહ્યા, તેમાં અપવાદમાં એકાદ બે ચાર ગુણો ન હોય તો ચાલે, પણ મોટા ભાગના ગુણો તો જોઈએ અને તેમાં પણ છઠો ગુણ સંસારવિરક્તિનો તથા બીજો ગુણ ક્ષીણપ્રાયકર્મમલનો એટલે અલ્પકર્મનો, દશમો વિનીતનો, ચૌદમો શ્રદ્ધાળુનો અને સોળમો સમુપસંન્નનો—આત્મપરપરિત્યાગનો ગુણ એટલા તો હોવાજ જોઇએ. હવે ધર્મબિંદુ લઈએ-તેમાં ઉપર પ્રમાણે દીક્ષા લેનારના ૧૬ અને ત્યારપછી દીક્ષા આપનારના ૧૫ ગુણો કહ્યા છે તે ઉપર કહે-વાઇ ગયું છે અને પછી કહ્યું છે કે તે ઉત્સર્ગપક્ષ છે, અનેઅપવાદ તરીકે એવું સૂત્ર હરિભદ્રસૂરિ ત્યાં આપે છે કે **पादार्द्ध गुणहीनौ मध्यमाऽवराचिति।** આ સૂત્ર દીક્ષા આપનાર ગુણો પછી મૂકાયેલુ છે તેથી તે દીક્ષા આપનારને લાગુ પડે છે એ સ્પષ્ટ છે, પરંતુ વૃત્તિકાર મુનિચંદ્રસૂરિ દીક્ષા આપનાર અને દીક્ષા લેનાર એ બંનેને લાગુ પાડે છે. હવે તે સૂત્ર (અ-ધ્યાય ૪, ૫) જોઇએઃ—

પૂર્વે જે ગુણો કહ્યા તેમાંથી ચોથા ભાગના ઓછા હોય તો-પોણાભાગના ગુણો હોય તો તે મધ્યમ અને અર્ધા ગુણ ઓછા હોય-એટલે અર્ધા ભાગના ગુણો હોય તો તે જઘન્ય જાણવો. એટલે બંને દીક્ષા લેનાર અને દીક્ષા આપનાર ઓછામાં ઓછા લાયક પણ ત્યારેજ કહેવાય કે તે દરેકના જે ગુણો કહ્યા છે તેમાંથી અર્ધા ગુણો તો હોવાજ જોઇએ પોણાભા-ગના ગુણો હોય તો તે મધ્યમ પ્રમાણમાં લાયક અને બધા ગુણો હોય ત્યારે પુરા પ્રમાણમાં લાયક ગણાય.

## ૧૪. તે સંબંધી ૧૦ પરમત—

આ બાબતમાં **ધર્મબિંદુ**માં ચોથા અધ્યાયમાં સૂત્ર ૬ થી ૨૧ માં દશ પ્રકારના પરતીર્થિક (અન્ય મતિઓ) ના મત મૂલ સૂત્રકાર ટાંકે છે અને તે પર વૃત્તિકાર વિવેચન કરે છેઃ ૧ વાયુનો એવો મત છે કે (સર્વગુણો) નિયમે-અવસ્ય હોવા જોઇએ એટલે દીક્ષા લેનાર અને આપનારમાં તેના જે ગુણો પૂર્વે કહ્યા છે તે બધાયે અવસ્ય તેમનામાં હોવા જોઇએ. નહિ તો તે યોગ્ય કહેવાયજ નહિ; કારણકે સમગ્ર ગુણ વડે સાધવા યોગ્ય એવા કાર્યની સિદ્ધિ તે ગુણોનો અર્ધો ભાગ હોય છતાં પણ અસંભવ છે. ઉપલક્ષણથી ગુણોનો પોણો ભાગ હોય તો પણ કાર્યસિદ્ધિ ન સંભવે. જો એમ ન હોય તો કાર્ય કારણની વ્યવસ્થા-મર્યાદાનો લોપ થાય. ૨ વાલ્મીકિ એમ કહે છે કે એમ નથી; એટલે વાયુ કહે છે તેમ બધાયે ગુણો હોવા જોઈએ એવું કંઈ નથી, કારણકે ગુણ વગરનાને કથંચિત્ ગુણના ભાવની ઉપપત્તિ થાય છે-અર્થાત્ નિર્ગુણ જીવને

કોઇ પ્રકારે એટલે પોતામાં રહેલી યોગ્યતા વડે પ્રથમ ગુણભાવની પ્રાપ્તિ થાય છે-દીક્ષા લેનારને તથા દીક્ષા આપનારને તેના ગુણો ઉત્પન્ન થવાની ઘટનાનો સંભવ છે; કારણકે તેનામાં તે તે ગુણોનો અભાવ છતાં તેનામાં રહેલ યોગ્યતા રૂપ વિશેષ ગુણ રહ્યો છે તેથી તે તે ગુણો પ્રાપ્ત થવાનો સંભવ છે. જેમ નિર્ગુણ જીવ પણ વિશિષ્ટ કાર્યના હેતુ એવા ગુણો પ્રથમ મેળવે છે, તેવી રીતે તે, તે ગુણોના અભાવે પણ કથંચિત્ વિશિષ્ટજ કાર્યને પામશે તેમાં શું વિરોધ આવે છે? કંઇ નહી. એમ જોવાય છે કે દરિદ્રને પણ કોઈની રાજ્યાદિ વિભૂતિનો અકસ્માતથીજ લાભ થઇ જાય છે. ૩ **વ્યાસ**-જણાવે છે કે ઉક્ત **વાલ્મીકિ**નું કહેવું અકારણ-નિષ્ફળ છે કારણકે ગુણ માત્ર-પછી તે સ્વાભાવિક હોય કે તુચ્છ ગુણ હોય-તેની અસિદ્ધિ પ્રથમ હોય.તેની પછી બીજા વિશેષ ગુણની ઉત્પત્તિનો નિયમાએ અભાવ છે, માટે પોતાને અનુરૂપ-યોગ્ય એવા કારણ પૂર્વકજ કાર્યનો વ્યવહાર હોય છે. કહ્યું છે કે 'કારણ વગરનું કાર્ય ન હોય, અને અન્ય કારણ જેનું કારણ છે એવું પણ કાર્ય ન હોય એટલે જેનું કારણ જે હોય તેજ તેનું કારણ કહેવાય, પણ અન્યનું કારણ અન્ય ન થાય. જો એમ ન કહીએ તો કાર્ય અને કારણ એ બેની વ્યવસ્થા કદી પણ ન થાય. જેમ સૂત્રનો પિંડ આદિ વસ્ત્રાદિનાં કારણ છે તે ઘટ આદિનાં કારણ થતાં નથી. ૪ **સમ્રાટ** (નામનો રાજર્ષિ) કહે છે કે **વ્યાસ** જેમ જણાવે છે તેમ નથી કારણકે;સંભવથી-યોગ્યતાથીજ (સર્વ પ્રયોજનોના) શ્રેયપણાની સિદ્ધિ છે: એટલે માત્ર ગુણથી અર્થાત્ કેવલ યોગ્યતાના અભાવથી શ્રેયપણાની સિદ્ધિ થતી નથી. તાત્પર્યાર્થ એ છે કે ગુણ માત્ર છતાં પણ જ્યાં સુધી દીક્ષા લેનાર કે દેનાર જીવ વિવક્ષિત કાર્યપ્રતિ યોગ્યતા ન લાભે ત્યાં સુધી તે તેનું આરંભેલું કાર્ય પણ સિદ્ધ થતું નથી કારણકે તેનામાં અધિકારિપણું નથી; અને અનધિકારીઓનો કાર્યમાં સર્વત્ર નિષેધ છે; માટે યોગ્યતાજ સર્વ કાર્યોમાં શ્રેયોભાવની સંપાદક-મેળવી આપનાર છે. ૫ **નારદ** કહે છે કે .**સમ્રાટ**નું કહેવું યોગ્ય નથી કારણકે યોગ્યતા માત્ર ગુણથી બીજા ગુણનો ભાવ થાય છતાં પણ ઉત્કર્ષનો યોગ ન થાય; એટલે ઉત્કૃષ્ટ ગુણોનો સંભવ ન થાય. જો તેમ થાય તો સર્વ પ્રાણીઓમાં પ્રાયઃ યોગ્યતા હોવાનો સંભવ છે, તેથી ઉત્કૃષ્ટ ગુણના પ્રસંગ સર્વને સામાન્ય ગુણ રૂપે થાય પણ તેમ થતું નથી, માટે વિશિષ્ટ એવી યોગ્યતાજ ગુણના ઉત્કર્ષની સાધક છે એ વાત સિદ્ધ છે. ૬ **વસુ** એમ કથે છે કે તે પણ (એટલે ગુણના ઉત્કર્ષનો યોગ પણ યોગ્યતાના ગુણ માત્રથી બીજા ગુણનો ભાવ થતાં) એવીજ રીતે (એટલે પૂર્વ પૂર્વ ગુણોને ઉત્તરોત્તર ગુણોનું આરંભકપણું છે તેથી થાય છે. કોઇનું પણ નિર્બીજ કાર્ય કદી પણ થતું નથી એ પ્રમાણે **વસુ** કહે છે તે થોડુંક **વ્યાસ**ના મતને અનુસરે છે. ૭ **ક્ષીરકદંબ** એમ કહે છે કે કાર્ષાપણજ (એક અતિ હલકો રૂપાનો સિક્કો) જેનું ધન છે-સર્વસ્વ છે તેને તેમાંથી બીજા કાર્ષાપણનું ઉપાર્જન થાય તો પણ તેનામાં કોટિ (ધ્વજ) ના વ્યવહારનું આરોપણ કરવું તે અયુક્ત છે. હલકો વેપારી કોટિધ્વજ પોતાને માને તે ખોટું-અઘટિત છે. તેવો વ્યવહાર અતિ બહુ કાલે સાધ્ય થાય, પણ તેટલા કાળસુધી જીવવું સંભવતું નથી. આમ **ક્ષીરકદંબક** અને **નારદ**ના મતમાં તત્ત્વથી ભેદ લાગતો નથી-માત્ર વચનમાંજ ફેર છે, ૮ **વિશ્વ** એમ જણાવે છે કે યોગ્યતામાં દોષ નથી. કાર્ષાપણ ધનવાળાની યોગ્યતા થતાં-તથાવિધ ભાગ્ય થતાં સો, હજાર એમ કાર્ષાપણ પ્રાપ્ત કરતાં કોટિ વ્યવહારીનું ઉચિત આરોપણ પામે. એવા દાખલા બનેલા સાંભળ્યા છે આ **વિશ્વ**નો મત **સમ્રાટ**ના મતને થોડો મળતો છે. ૯ સુરગુરૂ (બૃહસ્પતિ) નો એવો વાદ છે કે કોઇ ગુણનું વિકલપણું--ઓછાપણું છતાં પણ ગુણોનું ઘણાપણું હોય, તેજ તત્ત્વથી યોગ્યતા છે. (એટલે પોણાભાગના ગુણવાળા તે મધ્યમ, અને અર્ધાગુણવાળા તે જઘન્ય યોગ્ય ઇત્યાદિ ચિંતા ન કરવી; અને ૧૦ સિદ્ધસેન (નીતિકાર) કહે છે કે સર્વ યોગ્ય છે. પુરૂષ પરાક્રમથી સાધ્ય સમસ્ત ધર્મ અર્થ કામ મોક્ષના વ્યવહારોમાં જે જે કાલે નિમિત્તપણે બુદ્ધિમાનોથી ઉત્પ્રેક્ષા કરાયેલું--ઘટતું હોય તે તે સર્વ બધું અનુકૂલ છે. ઉપપન્નપણું તેજ યોગ્યતા.

**૧૫ હરિભદ્ર સૂરિનો મત.**

આ દશવાદો અન્યમતીના જણાવી સૂત્રકાર હરિભદ્રસૂરિ ધર્મબિંદુમાં પોતાનો મત જણાવે છે કેઃ—

**भवन्ति स्वल्पा अपि असाधारण गुणाः कल्याणोत्कर्ष-साधकाः ॥ ४-२१ ॥**

—અસાધારણ ગુણો અલ્પ હોય તોપણ કલ્યાણના ઉત્કર્ષના સાધક-સાધનારા છે. (કારણકે અસાધારણ ગુણો નિયમાએ કરીને બીજા ગુણોને ખેંચી લાવે છે માટે ઉપર જે જણાવ્યું કે પોણા ભાગના ગુણવાળા મધ્યમ અને અર્ધા ભાગના ગુણવાળા તે જઘન્ય તે યુક્ત છે. કેવળ યોગ્યતાજ પરિપૂર્ણ કાર્યની સાધનારી નથી. જે વાદ અસાધારણ ગુણનું પ્રતિપાદન કરે તે સ્વીકાર્ય છે. માટે **દીક્ષા લેનાર અને દેનારમાં અસાધારણ ગુણો અવશ્ય જોઇએ.**

(ક્રમશઃ)

---

# RELIGION OF MAHATMA GANDHI.

By J. K. MEHTA, M A.

The personality and principles of Mahatma Gandhi have attracted so much word-wide interest that the question as to what is the exact religious belief of this unque figure in the present-day world would prove interesting.

Mahatma was born of parents who were Vaishnavs (a Hindu Sect following Shri Krishna) and were orthodox. He himself never appears to have been orthodox and even at an early age manifested that love for abstract truth which in later life was to serve the purpose of religion. Beyond this love of truth and a rigid vegetarianism Mr. Gandhi had not any of the distinguishing signs of an orthodox Hindu when he was in London studying for the bar.

He began to study the Bhagvadgita in fact at that very time. His keenly analytical mind and his ruthless self-introspection were not a fit preparatory ground for evolving a religious or a mystical personality.

He remained in India and practised as a Barrister for a few years, after which he went to South Africa and settled there.

Throughout all this period he remained a devoted lover of truth, but in religious matters was more or less ecleptic. In South Africa he came under the influence of Christian missionaries and friends, and the Message of the Man of Sorrows must have struck some responsive chord in his heart as he himself admits he was on the point of being converted to Christianity.

One thing with Mahatma Gandhi always is his transparent, reckless and courageous honesty, and the defects and deficiencies of Hinduism, as he saw it, could not be glossed over nor hidden away from sight even before his own inner self.

Having knocked, however, at the gates of Christianity, he retraced his steps towards his ancestral religion and took to Hinduism albeit with a tinge of Christianity.

His correspondence with Tolstoy must have also influenced his religious beliefs, specially when he realised that Chirstianity, as Tolstoy interpretted it, had room for the Passive Resistance movement as he conceived it for the relief of sufferings of his countrymen in South Africa. Probably what led to his final decision against Christianity was his extreme vegetarianism, which did not find a sufficient satisfaction in the Christian doctrines and precepts.

Only a faw years back when I had occasion to point out to him the incomparable excellence of the Message of Christ, he remarked that even so far as the New Testament was concerned there was no prohibition or disapproval of the slaughter of animals. To him the animal life is so very important and precious that he cannot approve even of the silence of the New Testament ( sometimes the silence even turns into approval), with regard to this question.

What moulded his mind and temperament with regard to such questions and religious beliefs in general was more than anything else teachings of a Jain merchant named Rajchandra, whose writings evinced a very deep study of Jain Philosophy and Religion. These books are intensely ethical and have earned from the Jains his reputation almost of a later-day Saint.

Jainism like Buddhism, is mainly an ethical religion and is more or less materialism in its outlook. It does not recognise God but sees of the Universe as a system of Law and Order without beginning and without end. Though it does not recognise any one Prophet, it recognises several *Tirthankars*—great men who by their power of mind and religious exercises have been a powerful force for good in the world.

Mahatma Gandhi calls himself a Sanatani Hindu, that is, an orthodox Hindu believing not in castes and sub-castes but only in four principal castes. He does not, however, believe in untouchability nor in restrictions on interdining.

His love of truth has led him to write on not a few occasions in scathing terms regarding some of the evils of Hinduism and he has many a time several defects under his powerful and unflinching searchlight.

Though he styles himself as an orthodox Hindu, he is not recognised as such by the orthodox pandits, many of whom are opposed to him because of his fight for the un-

touchables and his radical views regarding social reforms.

His interpretations even of the religious Scriptures are all his own, and sometimes novel and original. Thus he reads even in the Bhagvat Gita (The Song of Songs) support to his favourite doctrine of Non-Violence, though this Gospel was preached by Shri Krishna to Arjun on the field of battle, and the Message was to cheer up the drooping spirits of the latter, who was entirely unnerved on seeing opposed to him in seriel ranks his friends, his preceptors and his intimate relations.

Shri Krishna asked him on various reasons put forward one after another with the skill of a dialectician and the logic of a statesman to take up arms and fight.

Similarly the views of Mahatma Gandhi on Brahmacharya ( rigorous chastity ), though they find an echo in Hindu Scriptures, get their support from some Jain doctrines and beliefs. Mahatma Gandhi would ask husbands and wives to observe Brahmacharya and maintain brotherly and sisterly relations to each other. This is not a message of Hinduism but the doctrine of Non-Violence in its extreme form he enjoins is also not a product of Hindu Religion but a direct emanation of Jain teachings and writings.

There are public prayers held in Mahatma Gandhi's Ashram twice a day, one at 4 a. m. and one at 6 p. m. There are religious songs sung on such occasions, but no passion or fervour is introduced in such songs on these occasions as is the case with Hindu religious songs generally.

The atmosphere at 4 a. m. is peacelul quiet and calm and under the light of the Stars peaceful and soft singing is followed by a few words generally explanatory of the songs from Mahatma Gandhi himself. His speech is chaste but incisive and the general tenor of worship is theistic. Members of any religion can take part in these morning and evening worships.

Mahatma Gandhi cannot be said to belong to any definite religious creed, and, as he reiterates often, his religion is the Religion of Truth and Non-Violence.

What has affected most, however, his beliefs and principles is Jainism and he may, therefore, be more of a Jain than of anything else.

[ *The Mumbai Mitra* ]
14-7-29.

# જ્ઞાન ગોચરી.

## જૂનું નવું ને જાણવા જેવું.

(જૂદી જૂદી વ્યક્તિ પત્રકાર કે ગ્રંથકાર કે લેખક પોત પોતાની બુદ્ધિ પ્રમાણે પોત પોતાનાં મંતવ્યો બહાર પાડે તે આપણે ધ્યાનમાં લઇ તેનો તોલ કરવાની જરૂર છે. કોઈ પણ વક્તવ્યથી ભડકવાનું નથી, તેમજ તે સર્વથા સંમત માની લેવાનું નથી. અનેકાંતવાદ એ જુદી જુદી દૃષ્ટિબિંદુઓ પર નજર રાખી સર્વનું સમસ્ત પ્રકારે તોલન કરી જે વાત યોગ્ય લાગે તે ગ્રહણ કરવાનું શીખવે છે–પછી તે ઉત્સર્ગથી હોય કે અપવાદથી વાત કહી હોય. જૈનશાસ્ત્રમાં કહ્યું છે કે—

**तम्हा सव्वाणुन्ना सव्वनिसेहो य पवयणे नत्थि ।**
**आयं वयं तुलिज्जा लाहा कंखिव्व वाणिओ ॥**

—માટે સર્વ આજ્ઞા અને નિષેધ પ્રવચનમાં નથી, તેથી લાભની ઇચ્છાવાળા વાણીઆની પેઠે આવક તથા જાવકનો તોલ કરવો.

તેવી રીતે ગમે ત્યાં કોઈ વાત કહી હોય તે ધીરજથી સાંભળી જેમ અધિક લાભ થાય તેમ પ્રવર્તવું. કૂપમંડૂક એટલે કુવામાં રહેલો દેડકો પોતાનો કુવોજ, સમસ્ત વિશ્વ માને તેવી દશામાં રહેવાથી દૃષ્ટિ વિશાળ થતી નથી. આ કારણે જુદા જુદા સામયિક પત્રોમાંથી તેમજ ગ્રંથમાંથી અવતરણો લઈ વિચાર માટે વાચક સમક્ષ મૂકવાનો અમે નિર્ધાર કર્યો છે. આ નિર્ધાર પ્રમાણે દરેક વખત તેવો વિભાગ પૂરો પાડવાની અશક્તિ અમે જાહેર કરીએ છીએ કારણકે એકલપંડે બીજાની સહાય વગર તંત્રી દરેક વખતે આ કડાકુટીઉં કામ કરી ન શકે; છતાં જો સંસ્કારી વાંચકો અને સમાજના સુજ્ઞ લેખકો અને શિક્ષિતો વિચારણીય વસ્તુઓ પોતાને જ્યાં જ્યાં વાંચતાં મળી આવે ત્યાં ત્યાંથી તેની કાપલીઓ યા ઉતારાઓ કરી મોકલાવી આપશે તો તે યોગ્ય લાગતાં જરૂર તેને આ પત્રમાં સ્થાન આપીશું.) તંત્રી.

### ૧ જેલમાં સુધારો.

કોઇ પણ-જેલમાં ન જાય એટલે નિંદનીય ગુન્હા કોઈ ન કરે એ ઇચ્છવું અને એ માટે ઉપદેશાદિના યત્નો કરવા ઇષ્ટ છે, છતાં કોઈ ગુન્હો કરી જેલમાં જાય તો ત્યાં શિક્ષા ભોગવતા ગુન્હેગારને મનુષ્યોચિત સુખ સગવડતા મળવાં જોઈએ. એવું જેલમાં ઘણુંય છે કે જેની સામે વિરોધ લઈ યોગ્ય સુધારા કરાવી શકાય તેમ છે. જૈન સમાજનું અને તેના લાગવગ ધરાવનારા આગેવાન-કાઉન્સિલરોનું નીચેની હકીકત પર ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે. શ્રી કલ્યાણજીભાઈ ગૂજરાતના એક પ્રબળ અને સેવાભાવી કાર્યકર્તા છે. તેમણે રાજકેદી તરીકે લીધેલા જેલના અનુભવો લખ્યા છે તેની હારમાળા સુરતના **"ગાંડીવ"** પત્રમાં આવ્યાં કરે છે તે ખાસ વાંચવા જેવી છે. તે પૈકીના એકમાં નીચેનું તા. ૮-૫-૨૯ના અંકમાં આવેલ છે.

'બ્રાહ્મણીયા વીસીઃ જેલની વીસીમાં ઉંચી નાતના હિંદુઓ અને જૈનોની ધાર્મિક લાગણી સચવાય એવો કશો પણ પ્રબંધ કરવામાં આવ્યો નથી. સાબરમતીમાં સારા નસીબે 'બ્રાહ્મણિયા વીસી' જુદી છે, પણ તેનો લાભ બ્રાહ્મણ કેદીનેજ મળે છે. અપવાદ રૂપે જૈન, પાટીદાર, વાણિયા ઇત્યાદિ માંસને ન અડનાર કોમના માત્ર રાજદ્વારી કેદીઓનેજ એ વીસીનો લાભ મળે છે. જ્યારે એજ કોમના બીજા ગુન્હેગારોને સામાન્ય વીસીનો ખોરાકજ લેવો પડે છે.

આમિષ નિરામિષનો ડખોઃ—આભડછેટની દૃષ્ટિ જેલમાં ભાગ્યેજ કોઈ રાખતું હશે પણ હું જે લખું છું તે આભડછેટની દૃષ્ટિથી નહિ પણ રવિવારે માંસાહારીઓ માટે માંસ પકાવાય છે તે પણ એજ સામાન્ય વીસીમાં, એના એજ ચૂલા ઉપર અને એનાં એજ વાસણોમાં!

માંસ ન ખાનારને પહેલાં દાળ વહેંચી દેવાય છે

અને તે પછી તેજ પવાલીમાં માંસનું પાણી અને રોજ જે કથરોટમાં રોટલા મૂકાતા હોય તેમાંજ માંસના કકડાને લાવી પીરસાય છે. એ વાસણો માંજ્યને સવારમાં પાછા કાંજી ભરી લાવવાના ઉપયોગમાં ને બપોરે દાળભાજી લાવવાના ઉપયોગમાં લેવાય છે. સાફ કેટલી કાળજીથી થતાં હશે તે રામ જાણે!

આપણી દષ્ટિ:—ઉંચી નાતના હિંદુઓ અને જૈનોની આ સંબંધમાં કેવી તીવ્ર લાગણી હોય છે એ જેલ સત્તાવાળાઓની અક્કલમા જ ઉતરી શકતું નથી. યૂરોપમાં વેજીટેરિયનો હોય છે તેઓ ઇંડાં પણ ખાઇ શકે છે; અને માંસ પકાવનાર તેજ ચૂલાપર અને તેજ વાસણોમાં એને માટે નિરામિષ ભોજન તૈયાર કરી આપે તેમાં કશી હરકત ત્યાં લેખાતી નથી. પણ આપણું દષ્ટિબિંદુ નિરાળું જ છે. અને તે આપણેજ સમજી શકીએ છીએ.

જૂદા રસોડાની જરૂર:—અમે માસ પકાવવા માટે જૂદી જૂદી વ્યવસ્થા કરાવવાની ચળવળ ઉપાડી હતી. સુપ્રિન્ટેન્ડન્ટને અને ત્રૈમાસિક તપાસ સમિતિને એ સંબંધમાં ફરિયાદ કરી હતી.

મને સુપ્રિન્ટેન્ડન્ટ તરફથી જવાબ મળેલો કે તમારી રસોઇ તો જૂદીજ થાય છે. બ્રાહ્મણિયા વીસી તદન અલગ છે. મેં કહ્યું, કે મારા એકલા વિષેની ફરિયાદ નથી કરતો પણ મારી કે મારા કરતાયે ઉંચી ગણાતી કોમના જિનરાજદ્વારી કેદીઓ અહીં ઘણા છે. તેમને મારી પેઠે બ્રાહ્મણિયા વીસીનો ખોરાક મળતો નથી. તેમનો ધર્મ જળવાતો નથી તે માટે આ ફરિયાદ છે. મને પ્રશ્ન કરવામાં આવ્યો, "તેં વીસી જોઇ છે"

"ના...મને તો જોવાનું ઘણુંયે મન છે. પણ તમે ક્યાં અમને કશુયે બતાવવા દો છો?" "ત્યારે વીસી જોયા વિના તમે કેમ કહી શકો કે ધર્મ સચવાતો નથી." "જેઓ વીસીમાં જઇ શકે છે તેવા કેદીઓએ કહેલી હકીકત ઉપરથી." "એ હકીકત ખોટી જાણો. માસ પકાવવાની વ્યવસ્થા જૂદીજ છે." અમારે સારે નસીબે વાગરાવાળા ભાઇ ઉમેદરામે વીસી સુધારવા માટે ત્યાં કામ કરવાનું સ્વીકાર્યું હતું. તેમણે પણ કમિટિને આ સંબંધમાં ફરિયાદ કરી અને પોતાના અનુભવ ઉપરથી થતા ગોટાળા વિષે સૌની ખાત્રી કરાવી આપી કે એક હિંદુ અને જૈનની દષ્ટિએ વીસીમાં કશી જ સંતોષકારક વ્યવસ્થા નથી.

થોડા વખત પછી વળી એક પ્રસંગે મેં મેજર ડોઇલને એ સંબંધમાં કહ્યું. તેઓ બોલ્યા 'જૂદું રસોડું બાંધવા નાણાં જોઇએ. સરકાર પાસે તે નથી. તું કેટલા આપે છે?'

"કેદીઓનો ધર્મ સચવાય એવી ગોઠવણ કરવાની સરકારની ફરજ છે. છતાં ધર્મની ખાતર હું જરૂર પડે અમુક ફાળો ઉઘરાવી આપવા તૈયાર છું." પછી એ વાત એટલેથી રહી.

યરોડાનું અંધેર:—યરોડા આખા ઇલાકામાં મોટી સેન્ટ્રલ જેલ ગણાય છે. જેલોના ઇન્સ્પેક્ટર જનરલના કચેરીવાળા શહેરમા એ આવેલી છે અને છતાં તાજુબીની વાત એ છે કે ત્યાં બ્રાહ્મણિયા વીસી જ નથી! જેલ મેન્યુઅલ પ્રમાણે આવી વ્યવસ્થા માટે સરકાર બંધાયેલી છે. ભાઇ ભણશાળી વગેરેએ યરોડામાં બ્રાહ્મણિયા વીસીની વ્યવસ્થા કરાવવા પ્રયત્ન કરેલો. મેજર જોન્સે એમની માગણીની વાસ્તવિકતા સ્વીકારેલી અને બનતું કરવા વચન આપેલું. પણ કહે છે કે તે વખતનો જેલર આડો પડયો અને અંધેર ચાલુ રહ્યું. મને નવાઇ એ લાગી કે દક્ષિણ અને કર્ણાટકમાંથી મોટા મોટા નેતાઓ આ જેલને પાવન કરી ગયા હતા. તેમણે આ ત્રુટી માટે ચળવળ ન કરી હશે? મારી માગણી બીજા કેદીઓ કરતાં સારી વ્યવસ્થા માટે જૂદી વીશીની નથી પણ નિરામિષાહારીઓની જે અત્યંત નાજુક લાગણી અને છીટ હેય છે તેને લઇને છે.

હું તો યરોડામાં પ્રવેશનાર સૌથી છેલ્લો અસહકારી કેદી હતો એટલે મારે માટે એ ચળવળ ચલાવવી ઘણી મોડી હતી. મારા પુરોગામીઓને ચાલ્યું તો મને કેમ ન ચાલે? એ દલીલ તૈયારજ હતી. પરિણામે યરોડામાં રવિવારે સાંઝનું ખાણું અને સોમવારે સવારની કાંજી લેવાનું અમારે માંડી વાળવું પડતું.

જેલ કમિટિના અને ધારાસભાના હિંદુ અને જૈન સભ્યોની ફરજ છે કે તેમણે દરેક જેલમાં માંસાહારી અને નિરામિષાહારી માટેનાં રસોડાં જુદાં કરાવવા પ્રયત્ન કરવો જોઇએ અને સાબરમતીની હાલની બ્રાહ્મણિયા વીસીનો લાભ બ્રાહ્મણ, વાણિયા, જૈન, પાટીદાર, બ્રહ્મક્ષત્રિય ઇત્યાદિ નિરામિષાહારી તમામ કોમના કેદીઓને મળવો જોઇએ, મકાન અને વાસણ પણ જુદાંજ."

## ૨ ભેટોનાં લીલામ.

'આજ પ્રસંગમાં થોડો વિષયાન્તર થાય છતાં પૂ. બાપુજી જે રીતે સૂતરની હાર કે બીજી ભેટોનાં લીલામ કરે છે, તે પદ્ધતિ પ્રત્યે મારો અણગમો છે તે જણાવું છું. હું પૂજ્ય બાપુજીને સમજાવી નથી શકયો એ મારી અશક્તિ છે, પણ સહજાનંદ સ્વામીની પ્રસાદીની ચરણ છાપનું, કે તેમનાં નખ કેશનું, વસ્ત્ર કે વાસણનું વેચાણ કે ઇશુના ક્રોસના લાકડાનાં છોડિયાનું વેચાણ, કે નેપોલિયનના બૂટનું વેચાણ એ જેમ અપ્રામાણિક વેપારનું સાધન બન્યાં છે, તેમજ આ પણ બને એમ છે.

સહજાનંદ સ્વામીનું વસ્ત્ર પ્રાપ્ત કરવામાં કે પૂ. બાપુજીનો હાર પ્રાપ્ત કરવામાં કાંઈ વિશેષ પુણ્ય રહ્યું છે, એવી શ્રદ્ધા બંધાયા વિના એને માટે કોઈ મન માની કિંમત આપે નહિ, અને એવી શ્રદ્ધા અંધશ્રદ્ધાને જ પોષે. જેમ પૂ. બાપુજીએ ફાળો મેળવવા માટે યે ધંધાદારી નાટકની મદદ લેવી નૈતિક દૃષ્ટિએ અયોગ્ય માની, તેમ ફાળો મેળવવા માટે આવી વસ્તુનાં લીલામને હું ધાર્મિક દૃષ્ટિએ અયોગ્ય સમજું છું. ભલે એ ધન આજે દેશહિતાર્થેજ વપરાતું હોય, પણ એને મેળવવાની આ પદ્ધતિ આગળ જતાં એવો દોષ નિર્માણ કરશે કે જેને માટે એમ કહી શકાય કે "એ છે પરપંચ સૌ પેટ ભરવા તણા." તમારા મંદિરો પણ પેટ ભરવાનાં સાધન ન બની જાય તે સંભાળજો.'

પ્રતાપ—૨૨-૬-૨૯.

આ જાતનું કથન મહાત્મા ગાંધીજી પ્રત્યે પૂજ્યભાવ ધરાવનાર શ્રી કિશોરલાલ ઘ. મશરૂવાળાએ બાલ સેવામંડળ દાદરના ૭મા વાર્ષિક ઉત્સવ પ્રસંગે આપેલ વ્યાખ્યાનમાં કરેલું છે. તે કથન પર પુખ્ત વિચાર કર્યા પછી નિર્ણયપર આવવા માટે વાચકોને અમારી વિનતિ છે. **તંત્રી.**

## ૩ તિથિઓની તકરારો.

**'એ સુવર્ણ દિન કયાંથી કે એકજ સંવત્સરી મનાય!'** એ લેખ દ્વારા શ્રી બિહારી સ્થાનકવાસી પત્ર નામે **જૈનપ્રકાશ**ના તા. ૨૩-૭-૨૯ અંકમાં નીચે પ્રમાણે ખેદ કરે છે!

"એવો સુવર્ણનો દિન આપણા સમક્ષ જૈનશાસન માટે ક્યારે ઉદય થશે કે જૈનધર્મના આ પંચમકાળના પ્રબળપણાને લીધે ત્રણ મુખ્ય ફાંટાઓમાં એકહૃદય થઈ પોતપોતાના માર્ગ પ્રમાણે પોતપોતામાં માની લીધેલી તમામ વિહિત ક્રિયાઓ કરે પણ, જ્યાં જ્યાં જે જે રીતે થઈ શકે કે કરી શકાય તે રીતે ત્યાંત્યાં સાથે મલી હૃદયની શુદ્ધતાપૂર્વક શાસનની પ્રભાવના આપણે કરીએ! અસ્તુ! આ કામ તો એક વ્યક્તિ કે એકાદ પ્રસંગના પ્રયાસથી થવા સંભવ નથી પણ આપણી માનવંતી કોન્ફરંસેવી બીજા આપણાજ અંગીભૂત બે અંગોની (મૂર્તિપૂજક અને દિગમ્બર બન્ધુઓ) સાથે, એ બે અંગોની પણ એટલીજ અને એવી સહાનુભૂતિ અને સહિષ્ણુતા સહિત સહયોગપૂર્વક પ્રેમયોગની સાધના કરે તો હમણાં નહિં તો હવે પછી પણ ઘણે અંશે સફળતા આપણે સાધી શકીએ.

આ સ્થાને હમણાં તો આકાશ કુશમવત્ દેખાતા ત્રણે પક્ષની એક સંવત્સરીની ભાવના મનોરથ કરવાની કિંમત જેટલીજ મનાશે, પણ વાસ્તવિક રીતે આકાશ કુશમવત્ મનાતા આ કાર્યને ભાવિ પ્રજા એનો લાભ લીધા વગર નહિજ રહે એમ આ લેખક ખચીતપણે માને છે.

આ સ્થાને કોઈ દિગમ્બર કે શ્વેતામ્બર મૂર્તિપૂજક બન્ધુ આ લેખક કે આ લેખક જે ધર્મ માન્યતા ધરાવે છે તે ફિરકા માટે એમ કદાચ કહે તો કહી શકવા શક્તિમાન જરૂર થશે કે અમો અને અમારા બેની ચિંતા તો આપઆપના સમૂહબળ સાથે કરો છો એ તો પ્રશસ્ત છે; એ માટે તમો

ધન્યવાદ પાત્ર છો પણ અમો બન્નેને એમ કહેવા દેશો કે તમારા સાધમાર્ગિના તમામ સંઘાડામાં એક રોજ સંવત્સરી વર્ષની આરાધના કરી શકો છો ?" હું આના જવાબમાં સ્પષ્ટપણે કબૂલ કરીશ કે હજુ અર્મારામાં પણ એ ધન્ય દિવસ જોઈ શકાયો નથી ! અહો, ઇતિ મહા ખેદો !"

આટલું જણાવી તે લેખક નીચેનો માર્ગ સૂચવે છેઃ—

" આવા સંયોગોમાં તીથીઓની આપણી તકરારો કેટલી નિર્બળ અને એકદેશીય છે ? કેટલી સ્વાર્થી અને સંકુચિત વૃત્તિવાળી છે. અને આપણામા પવિત્ર ભ્રાતૃભાવને નુકશાની અને નાશ કરનાર છે ? જ્યા સ્વધર્મની, સ્વામિવાત્સલ્યની, વર્તમાન સંયોગોની વિવિધતાની, વિચિત્રતાની, આપણી અત્યારની મનોદશા અને જરૂરીઆતની જો પુરેપુરી લાગણી ધરાવીએ તો આપણા તમામ મુનિવરો અને હિન્દુસ્તાન ભરના તમામ શ્રાવકોએ આવી તકરારને જેમ બને તેમ ઉપશમાવવા સંપૂર્ણપણે પ્રયાસ સેવવો જોઇએ. હું તો એટલા સુધી પણ કહી શકું છું કે જો આપણા સાધમાર્ગિ સમાજમાં એકસંપી થઈ શકતી હોય તો કોન્ફરન્સ દેવી તરફથી જે પર્વની તિથીઓની ટીપ બાહેર પડે એજ વગર આનાકાનીએ કબુલ મંજુર કરી દેવી જોઈએ. સહુથી શ્રેષ્ઠ અને સહુથી સરળ રસ્તો હમણાના સંયોગો પ્રમાણે આ એકજ મને દેખાય છે."

### ૪ ધર્માચાર્યો જાગૃત કયારે થશે ?

આ નામના એક ચર્ચાપત્રમાં એક ભાઇએ **ગુજરાતી** તા. ૨૩–૭–૨૯ મા નીચે પ્રમાણે જણાવ્યું છે.

"ધર્માચાર્યો ધર્મનું ઉંડું રહસ્ય કેમ સમજાવતા નથી ? ધર્મ ભાવનાને તેમના સિવાય બીજો કોણ જાગ્રત કરે ? દેશના ઉદ્ધારનો મુખ્ય આધાર ધર્મગુરૂઓ ઉપર અવલંબે છે. જ્યાં સુધી દેશના ધર્મગુરૂઓ તૈયાર ન થાય ત્યાં સુધી દેશ અધોગતિમાં ગરકાવ રહેવાનો જ. આખા દેશભરમાં ધાર્મિક ચળવળ શરૂ થવી જોઈએ. વેદ ધર્મના સિદ્ધાંતો જનસમૂહને સમજાવવા માટે ઠેર ઠેર સભાઓ સ્થાપવી જોઈએ. ધર્મના ઉપદેશો આપવા જોઈએ. અને વર્તમાન પ્રજામાં અને ભાવી પ્રજામાં ધર્મની જાગૃતિ આણવી જોઈએ. ધર્મ વિનાનો મનુષ્ય તે મનુષ્ય નથી. ધર્મ વિનાનો સમાજ તે સમાજ નથી. ધર્મ વિના સ્વતંત્રતા કદિ પ્રાપ્ત થઇ શકતી નથી. ધર્મ એજ સર્વ વિજયનું મૂળ છે. માટે ધર્મનેજ સર્વ સ્થાને અગ્રસ્થાન આપવું જોઈએ.

### ૫ ધર્મભાવનાની અસરો.

આ વિષય પર રા. અંબાલાલ બુ. જાનીએ સુરતમાં તા. ૧૫–૬–૨૯ ને દિને એક વ્યાખ્યાન આપ્યું હતું કે—

"ધર્મભાવનાનો અર્થ આપણા ધર્મ પ્રાણુ લોકોને સમજાવવો પડે એવો નથી. આપણા દેશના સુભાગ્યે પરાપૂર્વથી ધર્મ આ લોક તથા પરલોકનાં જીવનને ઉજ્જ્માળનારૂં મહત્ત્વનું તત્ત્વ લેખાએલું છે. ધર્મ ભાવનાનું સ્વરૂપ અને લક્ષ્ય વિવિધ પ્રજાઓમાં કાળે કાળે જીવનના ધ્યેયને અનુસરીને બદલાતું જોવામાં આવે છે. તથાપિ આર્ય પ્રજાનું જીવન તો ધર્મભાવનાથીજ કેન્દ્રિત થએલું છે અને ધાર્મિક ભાવના ભવિષ્યમા પણ આપણી ભાવી પ્રજાના જીવનનું કેન્દ્ર રહેશે.

ધર્મભાવનાની પહેલી અસર એ છે કે આપણું મન જે અનેક લાલચો અને વાસનાઓથી માંકડાની પેઠે ભમતું અને રઝળતું રહે છે તેને ધર્મરૂપી કેન્દ્રમાં સ્થિર કરે છે; તે છે. આપણી જીવનનૌકા યોગ્ય લક્ષ્યને અભાવે ભવસાગરમાં ગમે ત્યાં(ન) અટવાય અને નાશ ન પામે તેને સારૂ ધર્મરૂપી હોકાયંત્રથી તેને ચોક્કસ લક્ષ્ય તરફ વાળવાની જરૂર છે. અને તેમ કરવામાં આવે તો આ લોકનું તથા પરલોકનું હિત સાધી શકાય.

ધર્મભાવનાની બીજી અસર એ છે કે, વ્યવહારને સિદ્ધ કરવાની આપણી શક્તિ વિખેરાઈને છિન્નભિન્ન થઈ જતી અટકે છે અને યોગ્ય દિશામાં અને યોગ્ય કર્તવ્યમાં ધર્મભાવના વડે તે પ્રેરાય છે. એટલે એક તરફથી ધર્મભાવના વડે કર્તવ્યની દિશા

જાણવામાં આવે છે, તો બીજી તરફથી તે વડે તે કર્તવ્ય તરફની પ્રેરણા મળે છે.

આપણાં બાળકોની કેળવણી જો બાલ્યાવસ્થાથી જ ધર્મ ભાવનાથી પ્રેરિત હોય તો તે તેમને તેમના આખા જીવનમાં ઘણે અંશે કર્તવ્યપરાયણ રાખે. ધર્મભાવના સુદઢ હોવાને લીધેજ આપણું ભૂતકાળનું જીવન ઉજ્જવલ અને નિર્મલ હતું. કાળ બળે આપણી એ ધર્મભાવના શિથિલ થઈ અને અનેક રાજ્યક્રાંતિઓના પરિણામે હાલ તો એ ભાવના મંદ અને નષ્ટભ્રષ્ટ થઈ ગએલી જણાય છે. બ્રિટીશ અમલ આવવા અગાઉ આપણી ધર્મભાવના પામર દશામાં આવી પડી હતી. પછી પાશ્ચાત્ય ચસ્માંથી આપણે આપણા ધર્મને અને સમાજ વ્યવસ્થાને જોવા લાગ્યા. અને હવે પાછો ક્રમે ક્રમે આપણા ધર્મના યથાર્થ અવલોકનથી આપણે આપણી પ્રાચીન ધર્મભાવનાની ઝાંખી કરી શકીશું એવી આશા રહે છે.

આપણી ધર્મભાવનાની સુષુપ્ત દશામાં આપણા જીવનનું, કેળવણીનું અને વ્યવહારનું લક્ષ્ય કેવળ ઐહિક સુખની દિશા તરફજ હતું. હજી એ દશા સુધરી નથી. પણ સુધરવાની આશા રહે છે. આપણા દેશનું ભાવી ઉજ્જવલ કરવું હોય તો શાળા પાઠશાળાઓમાં ધર્મ શિક્ષણ આપવાની વ્યવસ્થા થવી જોઇએ. ધર્મભાવનાને અભાવે આપણી લગ્ન ઇત્યાદિની ભાવનાઓ પણ પલટાવા લાગી છે. શ્રીમંત ગાયકવાડ સરકાર લગ્નવિચ્છેદ (છૂટા છેડાનો કાયદો) દાખલ કરવા પ્રેરાય છે, એ દિલગીરી ભરેલું છે. લગ્નની આપણી ધર્મભાવનાને કરારનું સ્વરૂપ આપવાનું કોઇ પણ પગથીઉં નાપસંદ કરવા યોગ્ય છે. બીજી તરફથી આપણે આપણા ગૃહસંસારમાંથી કેટલીક નાની નાની બદીઓ, બેદરકારીઓ અને દુઃખોને દૂર કરવાને યે પ્રયત્ન કરવો જોઇએ. આપણી વિધવાઓ બહુજ દુઃખી છે. તેમને સતીનાં જીવન ગાળવાનું કહીએ છીએ, પણ સતી પ્રત્યે દાખવવો જોઇતો પૂજ્ય ભાવ અને તેને પોષે એવાં સાદાં નિર્મલ જીવન જીવવાની અનુકૂલતા આપણે કરી આપતાં નથી. મહાજનોને આ મહત્ત્વની બાબત ઉપર ધ્યાન આપવાને મારી વિનતિ છે. સર્વેઓ પણ કેટલેક સ્થળે દુઃખી છે, તેમનાં દુઃખો અને સંતાપો દૂર કરવા એ જ્ઞાતિઓના મહાજનોની આવશ્યક ફરજ છે. તેમની સ્થિતિ સુધરતાં લગ્ન સાગેની વિરૂદ્ધતા પણ જતી કરો.

આપણી અધોગતિ એ ધર્મભાવનાની શિથિલતાનુંજ પરિણામ છે. ધર્મના ઉચ્ચ આદર્શો પ્રેરવાને ધર્મ શિક્ષણની ખાસ જરૂર છે. અને તેને અંગે સંતો, મહંતો અને આચાર્યોએ પણ આ વિષયમાં માત્ર સહાનુભૂતિજ નહિ પણ સબળ સહાયતા અને પ્રેરણા આપવાની સર્વોપરિ અગત્ય છે. તેઓ ધારે તો સમાજને સચેત અને કર્તવ્યપરાયણ કરી શકે અને સામાજિક અંધાધુંધીને વિદારી શકે. અત્યારે તેઓએ પરસ્પર કલહ કરવાનો વખત નથી. લોકોએ તેમજ ધર્માચાર્યોએ મળીને ધર્મશિક્ષણનું કાર્ય ઉપાડી લેવું જોઇએ."

—ગુજરાતી ૨૩-૬-૨૯

## ૬ યૌવનની પાંખો.

" જુવાનો જાગો, દેશ અને સમાજમાં ચાલી રહેલી ચળવળને તમારા જીવનમાં ઉતારોઃ સ્વદેશીને સાથ આપો. આ જમાનામાં તમારી આંખો નિદ્રાથી ઘેરાય એ તો કેવળ કંગાલિયત ગણાય. જ્યારે રણમોરચા મંડાતા હોય, સંગ્રામની શરણાઇ બજી રહી હોય, પાણીદાર અશ્વો ખુંખારા મારતા હોય, ત્યારે જેના સ્નાંગસ્નાયુમાં થનગનાટ થાય નહિ, તે સૈનિક શાનો? વીર શાનો? યુવાન શાનો? યુવાન, તારૂં યૌવન, એટલે તો સમર્થ શક્તિફૂવારો! યુવાનનું અંગ એટલે અભેદ્ય બખ્તરઃ ભડવીર યુવાન, તું અભિમન્યુ થાઃ તારી પાસે તો, યુવાનીને વટાવી ગએલા અમારા જેવાને, કેટકેટલા ચકાવા વીંધાવવાના છે. કવિઓની કલ્પના પ્રમાણે ચંદ્ર અને સૂર્ય, એ નભોમંડળની જેમ આંખો છે; તેમ સાહસ અને પરાક્રમ, બે યૌવનની પાંખો છે. યુવાન, તું સાહસિક થાઃ પરાક્રમી થા. પુરૂષ તે જ, જે પુરૂષા-

તન દાખવે; જુવાન એજ, જે સેવામને સદૈવ સજ્જ હોય.

યુવકબન્ધુઓ, ક્રાન્તિ સિવાય શાંતિ નથી અને સમાજ સુધારા સિવાય ઉદ્ધાર નથી. કાળા કોલસા જેવા ઠંડાગાર પડી રહેવાથી જીવતરનો કશો જ સાર નથી; કોલસાપર કીડી સરખો ઝીણો જંતુ પણ સ્વાર થશે; અંગાર સામે આવનાં વનનો વનરાજ પણ ડરશે; તમે અનિષ્ટ બદીઓ સામે અંગાર પેઠે ભભુકી ઉઠો: ભદ્રતાની ખાતર રૂદ્ર સ્વરૂપ ધારણ કરો: જ્ઞાતિનાં અનીતિ, અન્યાય, આપખુદ સત્તા, બળજોરી કે બેવકુફાઈ સામે બેઠો બળવો જગાડો: તમારે હૈડે, જ્ઞાતિહિતની, સમાજહિતની, દેશહિતની લગની લગાડો–તે માટે હોમાઇ જાઓ–ખપી જાઓ અને, અને જીવનનું સાચું ધન કમાઓ—"

ગાંડીવ ૨૯–૫–૨૯.

## ૭ સ્વામી વિવેકાનંદ અને મૂર્ત્તિપૂજા.

સંવત્ ૧૯૮૫ ના પોષના **પ્રસ્થાન**ના અંકમાં સ્વામી વિવિદિષાનંદજીનો સ્વામી વિવેકાનંદ પર લેખ છે તેમાંથી મૂર્ત્તિપૂજાની સિદ્ધિનો એક પ્રસંગ નીચે પ્રમાણે નોંધાયો છે.

"અલવરના દેશી રાજ્યમાં બનેલા એક પ્રસંગનું હું અત્રે વર્ણન કરૂં છું. સ્વામીજીનો ઉતારો સ્ટેટના દિવાન સાહેબને ત્યાં હતો, પણ તેમણે દિવાન સાહેબ સાથે એવી શરત કરી હતી કે મને મળવા આવનાર માણસ, પછી તે ભણેલ હોય કે અભણ, તવંગર હોય કે ગરીબ, દરેકને અહીં આવવાની પૂરેપૂરી છૂટ હોવી જોઇએ. અલવરના તે વખતના મહારાજા સાહેબ મંગળસિંહ રહેણીકરણી તેમ જ આચારવિચારમાં તદ્દન પાશ્ચાત્ય ઢબના થઇ ગયા હતા અને તેમના મનમાં કહેવાતા સાધુઓ માટે પૂરેપૂરો તિરસ્કાર હતો. અંગ્રેજી ભાષાનું તેમ જ આપણાં ધર્મશાસ્ત્રોનું અગાધ જ્ઞાન ધરાવનાર એક સાધુ દિવાન સાહેબને ત્યાં આવેલ છે એમ સાંભળીને મહારાજાને તેમને મળવાની ઇચ્છા થઇ, અને દિવાન સાહેબને ત્યાં પધાર્યા. સાથે અધિકારી વર્ગનો પણ મોટો સમૂહ હતો. સ્વામીજી અને મહારાજા સાહેબ વચ્ચે ઘણી બોધદાયક વાતચીત થઇ. મહારાજા સાહેબે વાતચીત દરમિઆન કહ્યું:–"બાબાજી મહારાજ, મને મૂર્ત્તિપૂજામાં જરાયે શ્રદ્ધા નથી. અજ્ઞાન જનસમૂહની માફક હું લાકડા, માટી, પત્થર કે ધાતુની મૂર્ત્તિને કેવી રીતે પૂજી શકું? જો હું મૂર્ત્તિપૂજા નહિ કરૂં તો શું હું નરકે જઇશ?"

સ્વામીજીએ શાંતિથી જવાબ આપ્યો, "મારા ધારવા પ્રમાણે જેવી જેની શ્રદ્ધા તે પ્રમાણે ફળ મળે છે."

સ્વામીજીનો ભક્તગણ તો આ જવાબથી વિચારમાં પડી ગયો! મહારાજાના ધર્મશાસ્ત્રથી વિરુદ્ધના મતને સ્વામીજી અનુમોદન કેમ આપી રહ્યા હશે? સ્વામીજીને તો મૂર્ત્તિપૂજામાં ઘણી શ્રદ્ધા હતી.

પણ એટલામાં તો સ્વામીજીએ અધિકારી મંડળને પોતાની ચતુરાઇથી આશ્ચર્યચકિત કરી દીધું. પાસે ઉભેલા એક માણસને દિવાલ પર લટકતી મહારાજાની છબી લાવવાનું કહ્યું. તે છબીને હાથમાં લઇને સ્વામીજીએ દિવાનને તેના પર થુંકવા કહ્યું. અધિકારી વર્ગના મ્હોં પર ગભરાટના ચિન્હ દેખાવા લાગ્યાં. ભયભીત અધિકારીઓ સમજી ન શકયા કે સ્વામીજી શું કરવા માગે છે. સિંહગંભીર અવાજે ફરીથી સ્વામીજી ગર્જી ઉઠયા, "થુંકો, આ છબી ઉપર થુંકો. આ તો એક કાગળનો ટુકડો જ છે."

ધ્રુજતાં ધ્રુજતાં ભયભીત દિવાનજી બોલી ઉઠયા, "આ શું? સ્વામીજી, આપ મને શું કરવાનું કહો છો? આ તો અમારા મહારાજા સાહેબની છબી છે, તેના પર મારાથી કેવી રીતે થુંકાય?"

આ જવાબ સાંભળી સ્વામીજી બોલ્યા, "તેમ કરવામાં વાંધો શો છે? તમારા મહારાજા સાહેબ એ કાગળના ટુકડામાં બેઠેલા નથી. છબી તો માત્ર કાગળનો ટુકડો છે. તેમાં કાંઇ હાડમાંસ નથી. તમે થુંકતા નથી તેનું ખરૂં કારણ તો એ છે કે તેમાં મહારાજા સાહેબની છાયા છે. તેના ઉપર થુંકવાથી તમે તમારા મહારાજા સાહેબનું અપમાન કરો છો એમ તમને લાગે છે."

અધિકારી વર્ગનો છવ આ સાંભળી હેઠો બેઠો. પછી મહારાજા તરફ ફરી સ્વામીજી બોલ્યાઃ-"મહારાજા, જુઓ. એક રીતે કહીએ તો તમે આ છબીમાં નથી, પણ જરા વિચાર કરીશું તો બીજી રીતે તમે આ છબીમાં છો, તેથી દિવાન અને તમારો બીજો અધિકારી વર્ગ તેના ઉપર થુંકવાને રાજી નથી, અને તેઓની આ નાખુશી તદ્દન વાજબી છે. મૂર્તિઓ દ્વારા ઈશ્વરની પૂજા કરનાર ભક્તગણની સ્થિતિ પણ આને મળતી જ છે. કોઇ પણ હિંદુ મૂર્તિને પત્થર કે લાકડાના ટુકડા તરીકે પૂજતો નથી. ભક્ત તો એ મૂર્તિદ્વારા એક સર્વવ્યાપી, સર્વશક્તિમાન, સર્વજ્ઞ ઇશ્વરને જ પૂજે છે. મૂર્તિ તો મનને એકાગ્ર કરવાને માટે બાહ્ય સાધનરૂપ જ છે." આ રીતે સ્વામીજીએ મૂર્તિપૂજાનું રહસ્ય સમજાવ્યું. મહારાજાને કબુલ કરવું પડયું કે અત્યાર સુધી હું મૂર્તિપૂજાનો ખરો મર્મ સમજ્યો નહોતો, તમે મારી આંખ ઉઘાડી છે."

## ૮ જુવાનોની જવાંમર્દી.

"ઓ નૌજવાનો, તમારી ધોરી નસોમાં ધસમસતા શક્તિસંપન્ન રૂધિરના પ્રબળથી તમે સમાજને હચમચાવી મૂકો. તમે ભરતગોત્રજો છો, સિંહબાળને ખેલાવનાર અને સિંહ સામે થતાં તેની સાથે બાથ ભીડનાર શકુન્તલાના વીર પુત્ર સર્વદમનના તમે ગોત્રજો છો. પરમપૂજ્ય ઋષિમુનિઓની પાકભૂમિ ભરતખંડના આર્યકુળમાં ઉત્પન્ન થએલા જવાંમર્દ છો. તમારી જવાંમર્દીને નિરર્થક નબળાઈથી રોળાઇ જવા ન દેતા. કોઈ પણ સંજોગોમાં કાયર ન થતા. કાયરને જીવવા માટે જગતમાં સ્થાન નથી. આપણો યશોજ્જ્વલ ઇતિહાસ સ્વચ્છ અરિસા પેઠે સદૈવ દૃષ્ટિ સમક્ષ રાખો અને કર્તવ્યપંથે કુચ કરો. ધ્રુવ બાળક ખોટા મહેણાને ખમી શકયા નહિ, તેણે રાજ્યમ્હેલાતને પણ લાત મારી. તે ઉગ્ર તપ તપ્યો અને પોતાની ગ્યતા તેણે પુરવાર કરી આપી. પ્રહ્લાદ બાળક અનીતિયુક્ત આજ્ઞાને તાબે થયો નહીં. તેણે અપાર સંકટ વેઠયાં અને આખરે ધીકતા અંગારાની ભઠ્ઠીમાંથી તવાઇને સો ટચના સુવર્ણ સરખો તરી પાર ઉતર્યો. વાલ્મીકિ રામાયણમાં જણાવ્યા પ્રમાણે વિશ્વામિત્રની યજ્ઞવેદીને અભડાવનાર દાનવોનો નાશ કરવા, પંદર વર્ષનીજ વયના રામ-લક્ષ્મણ હથિયાર લઇને તૈયાર થયા હતા. "દશમો લીઓ" એ ઉપનામ તમે પશ્ચિમના ઇતિહાસમાં વાંચ્યું છે ? ફર્ડીનાન્ડને હંફાવનાર એ જોન ડી. મેડીસાઈ માત્ર પંદર વર્ષનીજ વયે વડા ધર્માધિકારીના પદે પહોંચ્યો હતો. ફ્રેંચ પ્રજામાં સર્વોત્તમ ગણાઈ ચુકેલો પેલો પેરકલ !? તેણે સોળ વર્ષ જેટલી ઉંમરે મહાન ગ્રંથ લખ્યો હતો ! ગ્રીસનો મહાન ઇતિહાસવેત્તા ગ્રોસ્યસ ! તે સત્તર વર્ષથીજ જનતામાં અતિ જાણીતો થયો હતો. કલાપીનું નામ કોને પરિચિત નથી ? તેણે અઢારની વયે કાશ્મીરનો પ્રવાસ કર્યો અને પ્રવાસનું પ્રશંસનીય પુસ્તક લખ્યું. છવીસમે વર્ષે તો તેનો દેહોત્સર્ગ થયો. તે દરમ્યાન ગુજરાતી સાહિત્યમાં તેણે કેવો સુંદર ફાળો આપ્યો હતો ! કાર્થેજના મહાન યોદ્ધા હાનિબાલે પહેલીજ પચીસીમાં ઇટાલીને સર કર્યું હતું. ઇરાનમાં બળવાન રાજ્યને તારાજ કર્યું, ત્યારે સિકંદરની ઉમર પણ પચીસ વર્ષનીજ હતી. તુર્ક રાજ્યનો પરાજય કરનાર ડોન જહોન પણ પહેલીજ પચીશીને આરે ઉભો હતો. નેપોલીઅનનું નામ જગતભરમાં નામાંકિત થએલું તે તેની પહેલીજ પચીસીમાં ! જવાંમર્દો, યાદ રાખો કે "The history of heroes is the histroy of youth. Almost everything that is great, has been done by youth."—માટેજ સમસ્ત વિશ્વની દૃષ્ટિ નવલોહીયા નૌજવાનો પર ઠરે છે."

ગાંડીવ ૨૯-૫-૨૯. (ખડાયત યુવકોની પરિષદનાં પ્રમુખ શ્રી હીરાલાલ પારેખના ભાષણમાંથી).

## ૯ યુવકોને પ્રહ્લાદનું દૃષ્ટાંત.

"मातृदेवो भव। पितृदेवो भव। आचार्यदेवो भव॥

દેવત્વ જેમાં છે, એવી માતા વાળા હો; દેવત્વ જેમાં છે, એવા પિતાવાળા હો; દેવત્વ જેમાં છે, એવા આચાર્યવાળા હો. હે માતૃદેવ, તમારામાં દેવત્વ

છે, માટે તમને નમસ્કાર; હે પિતૃદેવ, તમારામાં દેવત્વ છે, માટે તમને નમસ્કાર; હે આચાર્યદેવ, તમારામાં દેવત્વ છે, માટે તમને નમસ્કાર. માતાપિતાએ સંતાનને પાળી પોષી મોટાં કર્યા, એટલા માટે સંતાન એમનાં ઋણી છે. દેવભાવે અને નિઃસ્વાર્થે સંતાનને આજ્ઞા આપવાનો એમનો અધિકાર છે, તે પાળવાનો સંતાનનો ધર્મ છે. પણ માતાપિતામાંથી દેવભાવ ખસે અને પશુભાવ-સ્વાર્થભાવ વમે ત્યારથી એમનો એ અધિકાર ખસી પડે છે. પશુભાવે-સ્વાર્થભાવે એમણે કરેલી આજ્ઞા પાળવામાં ધર્મસંતાન અધર્મ કરે છે. અને શું એ સાચું નથી; કે આજે માતાપિતા ધર્મભાવે નહિ, પણ વિલાસભાવે-પશુભાવે-સ્વાર્થભાવે સંતાનને જન્મ આપે છે. પાળે છે, પોષે છે ને સંસારમા એજ ભાવે એને વ્યવહારચક્રે ચઢાવે છે ? અને ત્યારે એ પણ સાચું જ છે કે એવે ભાવે એમણે કરેલી આજ્ઞા પાળવામા સુસંતાન સ્પષ્ટ પાપ આચરે છે. પ્રહ્લાદ એવા સુસંતાન હતા. યુવકો, પ્રહ્લાદ તમારા આચાર્યદેવ હો !

[ પાટીદાર. ]

## ૧૦ જૈન સમાજ કે વિદ્વાનોં સે પ્રશ્ન.

'**શ્વેતાંબર જૈન**'ના ૪-૭-૨૯ ના અંકમા યતિશ્રી ધરણીંદ્રગણી નીચેના સવાલો પૂછે છે.

(૧) વિવાહ ધાર્મિક હૈ યા સામાજિક ?

(૨) ભિન્ન જાતિ મેં વિવાહ કરના શાસ્ત્ર સમ્મત હૈ યા શાસ્ત્ર વિરૂદ્ધ ?

(૩) વિજાતિવિવાહ સમાજ રક્ષા કે ઉદ્દેશ્ય સે ઉચિત હૈ યા અનુચિત ?

(૪) વિધવા કા વિવાહ હો સકતા હૈ યા નહી?

(૫) વિધવાવિવાહ ધર્મ સે વિરુદ્ધ હૈ યા અવિરુદ્ધ ?

(૬) ભિન્ન જાતિ વ્યક્તિ કો જૈન ધર્મ મેં આને પર ઉસસે રોટી બેટી વ્યવહાર કરના શાસ્ત્રાનુસાર હૈ યા નહી ?

(૭) અસ્પૃશ્ય જાતિયાઁ આજ કલ કૌન ૨ સી હૈં ?

(૮) જાત પાંત કા માનના જૈન ધર્માનુકૂલ હૈ યા નહી ?

(૯) અછૂત ભાઈ, જૈન મન્દિર, સ્થાનક એવં ઉપાશ્રય મેં જાકર દર્શન સ્વાધ્યાય ઇત્યાદિ કરને કે અધિકારી હૈં યા નહી ? ઇતિ ॥

નોટ—સમાજ કે માનનીય ઉદ્‌ભટ વિદ્વાનોં સે પ્રાર્થના હૈ કિ ઇન પ્રશ્નો કે ઉત્તર શાસ્ત્રાનુસાર નિઃસંકોચતયા દેને કી કૃપા કરે. ઉત્તર "શ્વેતામ્બર જૈન" મેં હી આને ઉચિત હૈં. આ જૈનયુગમાં કોઇ વિદ્વાન્ ઉત્તર મોકલશે તો તેમાં પ્રસિદ્ધ થશે. તંત્રી.

## ૧૧ જુવાનોનું ગીત.

( ગાંડીવ ૨૬-૭-૨૯ માંથી ઉદ્ધૃત )

એ પેટ કે ગુલામો ! ઉઠો કિ વક્ત આયા
દુનિયાં કે બદનસીબો ! ઉઠો કિ વક્ત આયા
રસ્મોરિવાજ સારે, તોડો જહાં કે જિતને
ઉઠો ગુલામી છોડો, પૈગામ નૌ યહ લાયા
ઇંસાફ હૈ ગરજતા, છોડૂંગા લેકે બદલા
દુનિયા નયી બનેગી, સુન લો હૈ યહ સુનાયા
ફિર હો રહા હૈ પૈદા, અબ સે નયા જમાના
સબ કુછ ઉન્હી કા હોગા, અબ તક જો હૈ બે માયા
ઉઠો ગરીબ ભાઇઓ ! અબ કમર બાંધ નિકલો
જંગ આખિરી લડો તુમ, ફર્માન યહ હૈ આયા
જુલ્મોસિતમ હૈ જિતને, ઉનકો મિટા કર ઇકદમ
આરામ સે રહો તુમ, યહ ગીત હમને ગાયા !

# ધર્મ અધર્મનો નિર્ણય.

[ એક દિગંબરી સુશિક્ષિતના દિગંબરી સમાજ માટેના વિચારો. ]

હિંદીમાં લેખકઃ **શ્રીમાન ડૉ૦ નિહાલકરણજી શેઠી.** ડી. એસ. સી.

અનુવાદકઃ **રા. ચંદુલાલ શકરચંદ શાહ.** B. A. LL. B.

આજકાલ જે કોઈ બાબતનો-વિરોધ કરવો હોય તો તે ધર્મ વિરૂદ્ધ છે એમ બનાવવું એ એક રીવાજ જેવું થઇ પડયું છે. અને જૈનસમાજના મોટા ભાગ માટે તો ધર્મવિરૂદ્ધ એ શબ્દજ જાદુઇ અસર કરે છે અને તેની સામે તેની સઘળી વિચાર-શક્તિ શિથિલ થઇ જાય છે. ધર્મવિરૂદ્ધ એ શબ્દ બોલ્યા કે પછી તે બાબતમાં કાંઈ પણ સવાલ કરવાની કોઇને જરૂર લાગતી નથી. કોઈ બાબત ધર્મવિરૂદ્ધ છે એમ બનલાવનાર વ્યક્તિ કોણ છે? તેણે કયા કયા ધર્મશાસ્ત્રોનું અધ્યયન કર્યું છે? અને અધ્યયન કર્યું હોય તો તેનો કેટલો અર્થ સમજે છે? અને એ શાસ્ત્રોના ઉપદેશનો તેના મન ઉપર કેટલો પ્રભાવ પડયો છે? અને તેવા પ્રભાવનો કાંઇ પણ અંશ તેના જીવનમાં કોઇ પણ પ્રકારે વ્યક્ત થયો છે કે કેમ?

ઉપરના સવાલો જવા દો. એનો સંતોષકારક જવાબ મેળવવો એ કંઇ સહેલું નથી. અમારા દુર્ભાગ્યથી ઘણી તપાસ કરતાં પણ જે વ્યક્તિના વ્યાવહારિક જીવનથી કોઇને પણ જૈનધર્મના સિદ્ધાંતોનો આભાસ થાય તેવી વ્યક્તિ મળી શકતી નથી. અમારામાં સાધુઓનો તો સર્વથા અભાવજ છે. જે વ્યક્તિઓ પોતે પોતાને આ વખતમાં મુનિ-આચાર્ય આદિ પદવીઓ લગાડી અહીં તહીં (દિગંબર સમાજમાં) ફરતા દેખાય છે તેઓ અમારી દયાને પાત્ર છે × × × નથી તેઓને તેવું શિક્ષણ મળ્યું કે જેથી તેમને જૈન ધર્મનું જ્ઞાન થાય અને સમજે કે અસત્ય આચરણ ઘણું નિંદ્ય પાપ છે અને નથી તેઓ એવા સદ્‌ગૃહસ્થોના કુળમાં ઉત્પન્ન થયા કે નથી તેમને બાળપણમાં સચ્ચારિત્ર સજ્જનોની સાથે જીવન ગાળવાનો મોકો મળ્યો કે જેથી તેમનામાં ધાર્મિક ભાવનાઓ સ્વાભાવિક રીતેજ ઉત્પન્ન થાય. આથી આવા લોકો તરફથી આશા રાખીયે કે તેઓ અમને ધર્મ અધર્મનું વિવેચન કરી સત્ય માર્ગ બતાવશે તો તેવી આશા વ્યર્થ છે. પંડિત નામ ધારણ કરનારા જીવો અહીં તહીં સર્વત્ર જોવામાં આવે છે તેમનો ઇતિહાસ પણ ઘણો જ હૃદયને ચીરનાર છે. જે સંસ્થાઓમાં રહીને તે લોકોએ શિક્ષણ મેળવ્યું છે અને મેળવે છે ત્યાં જઇને તપાસ કરવાથી તેનો થોડો ઘણો પત્તો મળી જશે. સમાજના કયા કયા ખુણામાંથી પંડિત બનવાની ઈચ્છાવાળા વિદ્યાર્થીઓ આવી સંસ્થાઓમાં આવે છે, તેઓને ભોજન વસ્ત્ર કયાંથી મળે છે, તેમના માતપિતા ત્યાં તેમને કેમ મોકલે છે એ વાતોનો પત્તો દુર બેઠાં મળી શકતો નથી. તેમને શિખવાડનાર કેવા છે, તેઓ કેવું શિક્ષણ આપે છે, તેમના ચારિત્ર્યના ઘાટ કેવી રીતે ઘડાય છે અને તે શિક્ષણમાં ખટપટ કેટલો ભાગ ભજવે છે તેનો પત્તો સાધારણ તપાસથી પણ મળી શકતો નથી. દુર્ભાગ્યથી જેમને તે સંસ્થાઓના વહિવટ સાથે કાંઇ પણ સંબંધ છે અને ત્યાંની કમિટી, વિદ્યાર્થીઓ, શિક્ષકો, નોકરો વિગેરેના મામલાઓ અને ઝગડાઓ જેમને પતાવવા પડે છે તેઓજ આ કરૂણ હકીકતને જાણે છે. એ હકીકત પ્રગટ કરવાનું આ સ્થળ નથી. સંસ્થાઓમાંથી નિકળ્યા પછી તેઓને જીવન નિર્વાહ કરવાને કેવા ઉપાયો લેવા પડે છે. તે વૃત્તાંત તો જરૂર જનસમાજ થોડું ઘણું જાણે છેજ. પોતાને આશ્રય આપનાર ધનવાનોને ખુશ રાખવા માટે કઇ કઇ બાબતોમાં તેમને અધર્મ દેખાય છે અને કેવી કેવી નિંદ્ય વાતોને તેઓ

પરમ ધાર્મિક બતાવે છે તે કંઇ છાનું નથી. શાસ્ત્રો છપાવવાં એ અધર્મ એમ તેઓ બતાવે છે છતાં પોતે શાસ્ત્રોને છપાવી વેચે એ તેમનો નિત્ય કાર્યક્રમ છે. અનેક પલિ કરવા જેવા કાર્યને ધાર્મિક બતાવવાને કલાકના કલાક સુધી ભાષણ કરવામાં તે લોકોને શરમ આવતી નથી. બાલવિવાહના સમર્થનમાં ઋતુમતી સ્ત્રીના પતિને બ્રહ્મચર્ય પાળવાથી દુર્ગતિ થાય છે તેવો ભય બતાવનાં આ સ્વાર્થીઓ જરા પણ અચકાતા નથી. આવાના પૂર્વજો "ત્રિવર્ણાચાર" જેવા ગ્રંથો લખીને, આચાર્ય પ્રણિત શાસ્ત્રોમાં સેળભેળ કરી ભ્રષ્ટ માર્ગનો પ્રચાર કરી ગયા છે. તેથી એ લોકો પાસેથી એવી આશા કેમ રાખી શકાય કે તેઓ અમને બરાબર વિવેચન કરીને અમુક કાર્ય ધર્મસંમત છે કે ધર્મવિરૂદ્ધ છે તે યથાર્થપણે બતલાવી આપે?

મુનિઓ અને પંડિતોના અભાવમા અમે શુ કરીયે? અમને કેમ ખબર પડે કે ધર્મ અને અધર્મમાં ફેર શો છે? આચારગ્રંથોમાં સામાજિક વાતોનો ઉલ્લેખ મળતો નથી. તેમાં તો જેટલો ઉપદેશ છે તે બધો સંસારથી વિરક્ત થયેલા માણસો માટે છે. કેવી રીતે પોતાની ઇંદ્રિયોને વશ કરવી જોઈએ, કેવી રીતે પોતાની વાસના અને ઇચ્છાનો નિરોધ કરવો જોઇએ, તેનો કીંમતી ઉપદેશ એ ગ્રંથોમાં છે. એ ઉપદેશ અમારે માટે ઘણો મહત્વનો છે અને તે ઉપદેશ પ્રમાણે અમે જેટલું ચાલી શકીયે તેટલું અમારૂં ધાર્મિક જીવન ઉન્નત થઇ શકે પણ આથી એમ ન સમજવું કે અમારા ભંડારોમાં જેટલા આચારગ્રંથો છે તે બધા ઉત્કૃષ્ટ છે. "ત્રિવર્ણાચાર" જેવી અનેક હલકી કૃતિયો ભંડારોને હજી પણ કલંકિત કરી રહી છે. અહીં તો ફક્ત સાચા જૈન મુનિઓએ લખેલા ગ્રંથોનીજ વાત છે. પણ તે ગ્રંથોથી પણ આજકાલના સર્વ પ્રશ્નોનો નીકાલ થતો નથી.

એ ગ્રંથોમાં ખંડેલવાલ, અગ્રવાલ, ઓસવાલ આદિ જાતિઓનો ઉલ્લેખ નથી તેમજ અમુક જાતિ સાથે ખાનપાનનો વહેવાર કરવો અને અમુક જાતિ સાથે ન કરવો તે પણ ક્યાંયે લખ્યું નથી. ભોજન કેટલી શુદ્ધતાથી બનાવવું જોઈએ, તે બનાવવામાં અને ગ્રહણ કરવામાં હિંસાથી કેવી રીતે અને કેટલી હદ સુધી બચવું જોઇએ તે વાત તેમાંથી મળશે. ખંડેલવાલોનાં ૮૪ ગોત્રોનો તેમાંથી કંઈ પત્તો મળતો નથી તેમજ વિવાહ કરતી વખતે ચાર ગોત્ર ટાળવાં જોઇએ કે બે ગોત્ર તેનું પણ કાંઈ વિવેચન નથી. ખંડેલવાલ અગ્રવાલ સાથે લગ્ન કરી શકે કે નહિ એ બાબત ઉપર પણ એ આચારગ્રંથો સર્વથા મૌન છે. કયા માણસે વિવાહ કરવો અને કયા માણસે વિવાહ ન કરવો તે વાતનો ખુલાસો પણ તે ગ્રંથોમાં શોધખોળ કરતાં પણ મળતો નથી.

આવી દશામાં આજકાલના અમારા સામાજિક પ્રશ્નોની ધાર્મિકતા અથવા અધાર્મિકતાનો નિર્ણય આ ચરણાનુયોગના ગ્રંથોથી થઇ શકતો નથી; અને આ બાબત માટે તે ગ્રંથોના રચનાર આચાર્યોનો દોષ અમે કાઢતા નથી. કારણ કે તેઓ તો એ માર્ગ બતાવવા હતા કે, જેનાથી આ સઘળા સંસારના ઝઘડાઓની નિવૃત્તિ મેળવી અમારો આત્મા પોતાના નિજસ્વરૂપને પ્રાપ્ત કરવાને શક્તિમાન થાય. તેમણે ઉપદેશ વૈરાગ્યનો કરવાનો હતો. વિવાહ વખતે કયાં કયાં કાર્યો કરવા તેની તેમને શું પડી હતી કે તેના વિવેચનમાં તેઓ પોતાનો અમૂલ્ય વખત ગુમાવે? તેઓમાં આ લોકનાં, અને, પરલોકનાં કાર્યોનો તફાવત સમજવાની શક્તિ હતી અને પોતાના ઉપદેશને ચિરકાળ માટે ઉપયોગી બનાવવાના પ્રયત્નમાં તેઓ રહેતા હતા.

મુનિઓ, પંડિતો અને ચરણાનુયોગના ગ્રંથોથી નિરાશ થઇ હવે જેમની ઉજ્વલ કીર્તિના આધારે જૈન ધર્મ હજારો વર્ષોથી અનેક મોટી ટક્કરો સહન કરીને હજી સુધી જીવંત રહ્યો છે તેવા મહા પુરૂષોનાં ચરિત્રોનું વર્ણન આવેલું છે તેવા ગ્રંથો તરફ આવીએ. પંડિત ન હોય તેવા સાધારણ માણસો માટે આ ગ્રંથો સમજવાનું તો વધારે સહેલું છે.

પરંતુ અહીંયા આવીને યે બુદ્ધિ ચકરાવામાં પડે છે. આ મહાપુરૂષોના સમયના સામાજિક જીવનનું જે દૃશ્ય આ ઐતિહાસિક પુરાણ ગ્રંથોમાં દેખાય છે તે અને તેઓના પોતાના વ્યક્તિગત-જીવનના સામાજિક અંશનું જ્યારે અમે અવલોકન કરીએ છીએ ત્યારે અમારા અત્યારના સામાજિક જીવનમાં અને તે સમયના સામાજિક જીવનમાં એટલો મોટો તફાવત જોવામાં આવે છે કે તેની ધાર્મિકતાના વિષયમાં એકદમ કાંઇ પણ ચોક્કસ અભિપ્રાય આપવાનું સાહસ અમારાથી કરી શકાતું નથી.

અમને ચાલુ રીવાજ શીખવાય છે અને પંડિતો શાસ્ત્રોની દુહાઇ (કોણ જાણે ક્યાંથી લાવીને) આપીને તે રીવાજોની ધાર્મિકતાની ઘણા જોરથી ઘોષણા કરે છે કે મામાની છોકરી સાથે લગ્ન કરવું તે મહા પાપ છે. પુરાણના મહાપુરૂષો આ-આધુનિક નીતિ મુજબનું ધર્મવિરૂદ્ધ-કાર્ય વિના સંકોચે કરે છે અને કોઇ પણ આચાર્ય અથવા ગ્રંથકર્તાએ તેમને રોકવાનું સાહસ કર્યું નથી. ચાર ગોત્રો ટાળવામાં તો ઉદ્દેશ પણ શું છે ? તે લોકો તો બીજી જાતિની કન્યાઓ સાથે અને ભારતવર્ષની બહારની મ્લેચ્છ જાતિની કન્યાઓ સાથે પણ વિવાહ કરવામાં અધર્મ સમજતા ન હતા બલ્કે તેમાં તો પોતાનું ગૌરવ સમજતા હતા. આજ તો મ્લેચ્છના સ્પર્શથી પણ ધર્મ ડુબી જાય છે અને વૈશ્ય વરની સાથે વૈશ્ય વર્ણની કન્યાના લગ્નની વાત સાંભળતાંજ અમારા ધર્મધીર અને ધર્મવીર લોકો રૌરવ નરકનું દૃશ્ય દેખવા માંડે છે. એ અત્યંત પ્રાચીન સમયમાં સ્ત્રિઓમાં કાંઇ સ્વત્વ હતું. તેમને પડદાની અંદર કેદ રાખવામાં મહાપાતક સમજવામાં આવતું હતું. પુરૂષોના જેવીજ ઉંચી કોટિનું શિક્ષણ કન્યાઓને આપવું તે દરેક પિતા પોતાની ફરજ સમજતો હતો અને વિદુષી સ્ત્રીઓ વિદ્વાનોની સભામાં બેસીને દરેક કાર્યમાં ભાગ લેતી હતી. જૈન ધર્મના ઉત્કર્ષના કાળનાં આ સર્વ કાર્યો પરમ ધર્મસંમત ગણાતાં હતાં. આજ એ સર્વ બાબતોમાં પાપની ગંધ આવે છે અને અમારા પંડિત ગણાતા લોકોને તેમાં પાશ્ચાત્ય સભ્યતા અને તેથીજ અધાર્મિકતા દૃષ્ટિગોચર થાય છે. જ્યાં બ્રહ્મચર્યનું પાલન મોટા ગૌરવની વાત હતી ત્યાંજ આજે નાનાં નાનાં બાળકો અને અજ્ઞાન બાળિકાઓના બ્રહ્મચર્યનો પરાણે ભંગ કરવો એ ધર્મનું પરમ અંગ બની ગયું છે.

હાલના જૈન સમાજમાં અને પુરાણોમાં વર્ણન કરેલા આદર્શ જૈન સમાજમાં એટલો તફાવત પડી પડી ગયો છે કે તેનું થોડું પણ દિગ્દર્શન કરવામાં આવે તો પણ મોટું પુસ્તક ભરાય. તેથી તેનું અધિક વર્ણન ન કરતાં માત્ર અમે અમારી કઠણાઇઓ બતાવીએ છીએ. પુરાણ ગ્રંથોના અવલોકનથી અમે મોટા સંશયમાં પડી ગયા છીએ. આધુનિક અને પ્રાચીન સામાજિક દ્રષ્ટિબિંદુ એક બીજાથી તદ્દન ભિન્ન છે. જો પ્રાચીન જીવન-પ્રણાલી ધર્મથી પરિપૂર્ણ હતી એમ માનીએ તો એટલું નક્કી સમજાશે કે આધુનિક રીતિ રીવાજોમાંથી તો એ ધર્મ-તદ્દન લુપ્ત થયો છે, અને આજકાલના પંડિતો સરાસરી અમને અધર્મનો ઉપદેશ આપી રહ્યા છે; અથવા જો એ પંડિત લોકધર્મની સાચી વ્યાખ્યા સમજે છે તેમ હોય તો પુરાણકાળના સામાજિક નિયમો હલકા અને પાપમય હતા. આ બે પરિણામમાંથી એક તો અનિવાર્ય છે. આવી સ્થિતિમાં સાધારણ બુદ્ધિનો માણસ ક્યા પરિણામને વધારે સંભવિત અથવા સત્ય માનશે અને હાલના ધર્મ રક્ષકોની ધાર્મિકતાની પીછાનની કેટલી કીંમત કરશે તે કહેવાની આવશ્યકતા નથી.

વળી, એક બીજો રસ્તો છે જેનાથી આ આકરી સમસ્યાનો ઉકેલ થઇ શકે. એ બીજો રસ્તો, દ્રવ્યાનુયોગના ગ્રંથોનું અધ્યયન અને મનન કરવું તે છે. એ રસ્તો કઠણ છે કારણ કે તે કાર્ય માટે બુદ્ધિ તીક્ષ્ણ અને પરિમાર્જિત જોઇએ. દરેક વિષય ઉપર ઉંડો વિચાર કરવાની પણ આવશ્યકતા છે. આવી શક્તિ ગ્રંથોનું પોપટની માફક રટણ કરવાથી પ્રાપ્ત થતી નથી. તે મેળવવા માટે તર્કની આવશ્યકતા છે. દરેક વાતમાં શંકા-ઉઠાવવી એ તર્ક કરવા માટેનું અગ્રનું સાધન છે. પણ દુઃખની વાત છે કે સામા-

જિક સત્તા આ ધનવાનો અને પંડિત કહેવડાવના-રાઓના હાથમાં આવી છે અને તેઓ તે સત્તાનો એવો દુરૂપયોગ કરે છે કે અત્યંત સાહસ કર્યા વગર કોઇ વિવેચન શક્તિને પૂર્ણ ખીલવી શકતું નથી.

એ લોકો પોતાની મૂર્ખતા અને અંધશ્રદ્ધાને લીધે એવા અસહિષ્ણુ બની ગયા છે કે એમણે કહેલી કોઈ પણ વાતમાં શંકા યાને તર્ક કરવો તે સમાજ દંડ કરી શકે તેવો ગુન્હો સમજવા લાગ્યા છે. આધુનિક વિજ્ઞાનની ઉન્નતિનો મૂળ મંત્ર–જે વિજ્ઞાનનો દરેક પ્રોફેસર પોતાના શિષ્યોને સર્વથી પ્રથમ શીખવે છે તે–એ છે કે જ્યાંસુધી તમે કોઇ પણ વાત તમે પોતે તમારી બુદ્ધિ, વિવેક અને પ્રયોગ દ્વારા પરીક્ષા કરીને ન જોઈ લો ત્યાં સુધી કોઈ પણ વાત ન માનો. પછી ચાહે તેટલા મોટા અથવા પ્રખ્યાત માણસની કહેલી તે બાબત હોય. આના આધારે જ રોજ રોજ નવી નવી વાતોનું જ્ઞાન થતું આવે છે. અને પ્રકૃતિની શક્તિઓ ઉપર મનુષ્યનો અધિકાર વધતો ચાલ્યો આવે છે. અહીંયાં અમારા ધર્મધુરંધરો કહે છે કે શંકા કરવી મોટું પાપ છે–ધાર્મિક બાબતોમાં તર્ક કરવો તે મોટો અધર્મ છે એટલુંજ નહિ પણ અક્ષમ્ય અપરાધ છે.

ચોરી, ફરેબ, વ્યભિચાર, બાળહત્યા, ખૂન વિગેરે સામાજિક ગુન્હાઓ છે. તેની સજા રાજ્ય કરે છે. પંચાયતોનો તેની સાથે કાંઈ સંબંધ નથી, અથવા બહુ તો પંચાયતો તેને નામ માત્રનો દંડ કરીને ક્ષમા અવશ્ય આપી શકે છે જ. કિંતુ સામાજિક નિયમ અને વિવાહ આદિના રીતિરીવાજોના સંબંધમાં કાંઈ પણ શંકા ઉત્પન્ન કરવી, તેમાં કાંઇ દોષ બનાવવા, તેને સુધારવાના ઉપાયોની ચર્ચા કરવી, તેના સમર્થનમાં અને વિરૂદ્ધમાં જે તર્કો હોય તે સમાજ પાસે રજૂ કરવા અને વિચારસ્વાતંત્ર્યને ઉત્તેજન આપવું; આ બધા સર્વથા અક્ષમ્ય અપરાધો જ છે. આ અપરાધ કરનાર તો મૂળમાંથી નાશ કરવા લાયક છે. અને જો રાજ્યનો ભય ન હોત તો જરૂર આ પંચાયતવાળાઓ આવો ગુન્હો કરનાર વ્યક્તિને પ્રાણુદંડની સજા ફરમાવત અને કદાચ તેને જીવતો અગ્નિ ઉપર સળગાવી દેત અને તેનાં બળી જવાના દૃશ્યને જોઇને આનંદથી નાચવા લાગત. જો આ લોકોની તરફેણમાં કોઇ અચ્છો પુરૂષ હોય તો તે એ માણુસ હોઇ શકે કે જે પોતાની ખોપરીમાંથી મગજ બહાર કાઢી તેઓના પગમાં અર્પણુ કરે કે જેથી તેઓ તેનો નાશ કરી નાખે. પછી મગજ વગરની વ્યક્તિ બનીને પશુની માફક તેમનો નચવ્યાં નાચે અને તેઓ જેને ધર્મ કહે તેનેજ પોતે પણુ ધર્મ કહે. એ લોકો પોતાની સભામાં એવો નિયમ કેમ પાસ નથી કરતા–જેવો નિયમ તેમના જેવા મતના–તેમના પૂર્વજ ભટ્ટારકોએ કર્યો હતો–કે ગૃહસ્થોએ ગ્રંથસ્વાધ્યાય કરવોજ નહિ. બલકે આનાથી પણુ સરસ ઉપાય તો એ છે કે જે ગ્રંથોના અધ્યયનથી તેમની આજ્ઞાઓમાં લોકો અનૌચિત્ય બતલાવવા લાગ્યા છે તેવા ગ્રંથોનો નાશ કરી નાખવો. શું એમનામાં એક પણુ એવો મહાત્મા નથી કે જે પોતાના ધર્મબળથી એવી યોજના કરે કે જેથી જૈન સમાજનાં બાળકોમાં પેદા થવાના સમયથીજ મસ્તક યાને મગજ રહે જ નહિ એમ થયાં કરે?

પરંતુ જ્યાં સુધી તેઓ તેવો કોઇ ઉપાય નહિ કહાડે ત્યાં સુધી તો જૈન ધર્મના અહિંસા અને કર્મના સિદ્ધાંતોનો આશ્રય લઇનેજ ધર્મ અને અધર્મનું વિવેચન કરવાનું છે. જે જે ઉપાયોથી ગૃહસ્થોના પરિણામોમાંથી અશુદ્ધતા ઘટે, જે રિવાજોથી તેનું જીવન વધુ સરળ અને સુગમ બની શકે, જે બાબતોથી તેને દગાફટકાથી બચવાની વધારે તક મળે, અને જે પ્રકારે પરહિંસા અને આત્મગ્લાનિનાં કાર્યોથી તે દૂર રહે તે સર્વ સારાં અને ધાર્મિક કાર્ય સમજવા જોઇશે. જે બાબતો કરવાથી પાપમાં પડેલા દુર્બળ આત્માઓ પોતાના આત્માને તે પાપોથી થોડા પણુ બચાવી શકે તે કાર્યો તેમને માટે પરમ ધાર્મિક કાર્યોજ છે. તેજ કાર્યો આગળ ચાલીને તેમને બીજાં પાપોથી બચવામાં મદદ કરશે. આ બધો વિચાર કરીને જ જૈન ધર્મમાં એવો ઉપદેશ નથી કર્યો કે દરેક વ્યક્તિએ અમુક એક પ્રકારનું કાર્ય કરવુંજ. દરેક કાર્ય પોતાની શક્તિ અનુસાર કરવાની આજ્ઞા

છે. આથીજ મુનિધર્મના નિયમો ગૃહસ્થ ધર્મથી જુદા છે. તેજ કારણથી ગૃહસ્થ ધર્મમાં પણ જુદી જુદી પ્રતિમાઓની યોજના કરવામાં આવી છે. જે કામ એક વ્યક્તિને માટે શ્રેષ્ટ ધર્મ છે તેજ અન્ય વ્યક્તિ માટે નિંદ્ય પાપ હોઇ શકે છે. આ બધી બાબતોનો વિચાર કરીને પછી ધર્મ અધર્મનો નિર્ણય કરવાનો હોય છે.

એક બીજી વાત પણ છે. ઘણા લોકોની એવી ધારણા છે કે જોકે કોઇ કાર્ય શાસ્ત્રસંમત હોય છતાં પણ જો તે કાર્ય લોકવિરૂદ્ધ હોય તો તે અધર્મ છે. આ વાત કેટલી ભ્રમાત્મક છે તે સાબીત કરવાની આ સ્થળે જરૂર નથી. એટલુંજ કહેવાનું પ્રાપ્ત થાય છે કે જો સંસાર આજ સુધી આ સિદ્ધાંત ઉપર જ ચાલ્યો હોત તો આજ પણ વૈદિક યજ્ઞો અને ભયંકર પશુ બલિદાનની પહેલાંની સ્થિતિ હોત, અને આજે પણ આખો હિંદુસમાજ માંસાહારી હોત. જૈનધર્મનો આખો ઇતિહાસ આ સિદ્ધાંતનો વિરોધ કરે છે. પ્રત્યેક તીર્થંકર અને ધર્મોપદેશકનું જીવન આની સાક્ષી પુરે છે. પ્રચલિત રિવાજની વિરૂદ્ધ જ શ્રી નેમીનાથ ભગવાને પશુ વધનો વિરોધ કર્યો હતો. ભગવાન્ મહાવીર તથા બુદ્ધ ભગવાને પણ તે સમયની ભયંકર બ્રાહ્મણ લીલા અને જાતિ પંક્તિના મિથ્યા અભિમાનનો સખત વિરોધ કર્યો હતો. આજ જે કાંઇ મનુષ્યત્વ, સભ્યતા અને પારલૌકિક ભાવ આ સંસારમાં દેખાય છે તે સર્વ તે મહાત્માઓની કૃપાનું ફળ છે કે જેમણે પોતાના કષ્ટની પરવા ન કરતાં, પોતાના ઉપર કરવામાં આવેલા અનેક અત્યાચારોને સહન કરીને પ્રચલિત, લોકસંમત પણ ભ્રમમૂલક અને અત્યંત નુકશાનકારક રીવાજોનો ઘોર વિરોધ કરવામાં પોતાનું જીવન વ્યતિત કર્યું. એવા મહાત્માઓનું નામજ આ સંસારમાં ચિરસ્મરણીય રહેશે.

[ જૈન જગત્ તા. ૧૬-૬-૨૯ ].

---

# પ્રભુની વાટ વસમી છે.

જવું ક્યાં ! ગાઢ જંગલમાં,
ભર્યાં કાંટા અને પત્થર;
પડે ચીરા મૃદુ પદમાં,
**પ્રભુની વાટ વસમી છે.**
રમત રમતા ન થાકે તું,
રવિ સંતાય સંધ્યાયે;
જરા જો જામતી રજનિ,
**પ્રભુની વાટ વસમી છે.**
ઉંચે છે આભ જલ સઘળે,
તુટેલું નાવ તારૂં ત્યાં;
ન દે દર્શન દિવાદાંડી,
**પ્રભુની વાટ વસમી છે.**

અહો ! મૃગ દોડતું હાંફે,
સુગંધી કસ્તુરી સારૂ;
ન સમજે પાસ પોતાની,
**પ્રભુની વાટ વસમી છે.**
પતિત થાવું સુગમ સહુને,
ચડે ઉંચે વિરલ કોઇ;
નજર કરતાં; ગબડતાં બહુ,
**પ્રભુની વાટ વસમી છે.**
જગત અણુમાત્ર છે તુજમાં,
બધે એકત્વ અનુભવને;
પછી જો, દિવ્ય દ્રષ્ટિથી,
**પ્રભુની વાટ અટકી છે.**

—ડાહ્યાલાલ દલીચંદ દેસાઇ.

---

# જૈનત્વની ખરાબે ચઢેલી નૌકા.

લેખક :—રતિલાલ જેકણદાસ શાહ. (શીનાર)

ભારસમુદ્રમાં એક જીર્ણ નૌકા શાંતિથી ચાલી રહી છે. આ નૌકાની ખ્યાતિ એક વખત સારા ભારતના ખુણે ખુણે ગાજી રહી હતી. એક વખત એનો વિજયધ્વજ દુનિયામાં ફરકી રહ્યો હતો, તે એક વખતની સુંદરતા તથા વેગને માટે જગત્‌માં પ્રસિદ્ધ નૌકા આજે જીર્ણ દેખાય છે. આ નૌકાને જમીનદોસ્ત કરવા માટે વંટોળીયાએ ઘણા વખત હુમલા કરેલા, પણ તે હુમલાને ના ગણકારતાં તે શાંતિથી પોતાનું કાર્ય બજાવી રહી હતી. આ નૌકા જો આજે અસ્તિત્વ ધરાવતી હોય તો તેના બહાદુર અને ઉત્સાહી સુકાનીઓના ભાતિભોગથી અને તેમાં બેઠેલા વફાદાર ઉતારૂઓની તનતોડ મહેનતથી.

આજે તે જીર્ણ નૌકા કંઇક શાંતિ અનુભવતી ક્વચિત્ ખરાબા સાથે અથડાતી પોતાની મંદગતિએ ચાલી રહી હતી; ત્યાંતો તેને દુનીયાપરથી નાબુદ કરવા અસાઢ માસની ઘનઘોર વાદળી ચઢી આવી. પ્રલયકાળનો વંટોળીયો વાવા લાગ્યો. નૌકા ડામાડોળ થવા લાગી. ઉતારૂઓ ગભરાવા લાગ્યા. નૌકાનું અસ્તિત્વ રહેશે કે કેમ તેનો વિચાર થઇ પડ્યો; પણ નૌકાએ હજુ સુધી પોતાનું ગૌરવ ગુમાવ્યું નથી, કારણકે તેના ઉત્સાહી સુકાનીઓએ નૌકાને સીધે રસ્તે દોરવા વંટોળીઆ સામે ઝુકાવ્યું. જ્યારે જ્યારે નૌકા આવી ગંભીર સ્થિતિમાં પડેલી ત્યારે ત્યારે તેના સેવાભાવી ખલાસીઓએ અને ફરજદાર ઉતારૂઓએ જાતિભોગ આપીને પણ તેણું રક્ષણ કરેલું હતું.

ઘનઘોર રાત્રી વ્યાપી ગઇ છે. નૌકા સામે એક મહાન્ ખડક પડેલો છે. તેને ફુબાડવા માટે પરધર્મીરૂપી તાર્મીંગલો ચારે બાજુથી ઘેરી રહ્યા છે. નૌકા ક્યા ટાઇમે ખરાબા સાથે અથડાશે. તેનું ઠેકાણું રહ્યું નથી. તેના સુકાનીઓ તથા ઉતારૂઓની શી દશા થશે?-તેનો જરા પણ વિચાર સેવ્યા વગર શાંતિથી નિદ્રામાં નવીન સ્વપ્ન આવવા લાગ્યાં. કેટલાક સુજ્ઞ ખલાસીઓએ તેને આફતમાંથી ઉગારવા પ્રયત્ન આદર્યો, પણ ઘનઘોર રાત્રિમાં પ્રકાશનું પ્રતિબિંબ ક્યાં સુધી ટકે? જ્યાં બધા સુકાનીયો પોતાની ફરજ ચુકી ગયા હોય ત્યાં એક ફરજદાર શું કરે?

પણ એટલામાં કાંઇ કારણસર સુકાનીઓમાંજ તકરાર પડી. તેઓ અંદરા અંદર લડવા લાગ્યા, તે લડવામાં એટલા બધા મશગૂલ થઇ ગયા કે તેમણે ન કરી પરવા નૌકાની કે ન કરી પરવા ઉતારૂઓની. તેમાંના ઉતારૂઓ પણ નૌકાની શી દશા થશે, તેનો વિચાર કર્યા સીવાય સામા સામા ડોળા ચડાવીને બળતામાં ઘી હોમવા લાગ્યા. કેટલાક સુજ્ઞ ખલાસીઓએ તથા ઉતારૂઓએ ટંટો બંધ પાડવા કોશીશ કરી પણ તે ફોકટ!

આજે આપણો જૈનસમાજ ઉપર બતાવેલી નૌકા જેવી ડામાડોળ સ્થિતિમાં આવી પડેલો છે. આજે આપણા કહેવાતા સુકાનીઓ પોતાના સુમાર્ગમાંથી ખસીને અવનતિની ગહન ગર્તમાં ગબડીને સમાજને ગબડાવી રહ્યા છે. આજે જ્યારે દુનીઆના કહેવાતા સમાજનેતાઓ પોતાનો સમાજ આગળ કેમ વધે, તેનાં મહાન્ સ્વપ્નાં સેવી રહ્યા છે, ત્યારે આપણા સમાજનેતાઓ પોતાનો ધર્મ ભૂલીને કલહપ્રિય બન્યા છે. આજે જ્યારે આપણી ઉપર પરધર્મીઓના જે ખુની હુમલા થઇ રહ્યા છે, તેને શી રીતે અટકાવવા તેનો વિચાર ના સેવતાં ઉગતા જૈનસમાજને મૂળમાંથી ઉખેડી રહ્યા છે. મને નથી સમજાતું કે સભ્યસમાજ આવા સમાજનેતાઓને શામાટે પોષી રહ્યો છે? અને ક્યાં સુધી પોષશે? ઓ! રાહુની વિષમ દશામાં ઘેરાયેલા સમાજ! જાગૃત થા! આજે જેના શબ્દોથી અને વર્તનથી સમાજમાં દાવાનળ સળગતો હોય, જેના શબ્દો અને વર્તાવ સમાજને હાનિકર્તા હોય તે ભલે યુવાન્ હો, વા વૃદ્ધ હો, કવિ હો વા લેખક હો, તેને દૂર કરી-નિષ્પ્રાણ બનાવી તું આગળને આગળ વિજયમાર્ગે ધપવા કટિબદ્ધ થા!

# તંત્રીની નોંધ.

**૧ જૈનસમાજની નૌકા શું ડૂબે છે ?—**

એક જૈનભાઇ સીનોરથી જે લખી જણાવે છે તે આ પહેલાના ટુંક લેખમાં જણાશે. જ્યાં કલેશ અને અશાંતિનું વાતાવરણ અમુક રાગાંધ અને પ્રમલકષાયી વ્યક્તિઓ દિનપ્રતિદિન જાહેર વર્તમાનપત્રો દ્વારા, ચોપાનીઆં અને છાપેલ કાગળીઆં દ્વારા અનેક સત્યાસત્ય-અસત્યમિશ્રિત આવેશમય અને અસભ્ય વાણીનું સેવન કરીને-પ્રચાર કરીને ઉપજાવી રહી છે, ત્યાં સમજુ અને સત્યપ્રિય સંયમી જનો મૌનનું જ સેવન કરે છે અને પ્રભુને પ્રાર્થના કરે છે કે આ કષાયનો ઉદય વીતરાગના શાસનમાં આવ્યો છે તે ઝટ વેદાઈ જાય ને નવાં કષાય આદિથી થતા કર્મબંધનમાં સમાજ ન પડે એવી સદ્બુદ્ધિ આપ. શ્રીમન્ મહાવીર પ્રભુ વીતરાગ થયા પહેલાં 'જ્યાં મારાથી અરૂચિ થાય ત્યાં મારે ન રહેવું ઘટે' એમ ભાવી તેવા સ્થાનનો ત્યાગ કરતા હતા: તેમણે વીતરાગ થવાની તૈયારી માટે બાર વર્ષ સુધી મૌન સેવ્યું હતું-એવા મહાન્ ધર્મપ્રવર્તકના અનુયાયીઓ પૈકી કેટલોક ભાગ વિશેષે કરીને મુંબઇ જેવી મહાન્ નગરીમાં મૌન એટલે વચનગુપ્તિ તો દૂર રહી, પણ વચનસમિતિ જાળવ્યા વગર યદ્વાતદ્વા બકે જાય છે ત્યારે ઘણાને એમ લાગે છે કે ગાંડા મિથ્યાપ્રલાપીઓનો સમૂહ આપણી સમાજમાં ઘણો મોટો છે. કેટલાકને આ સ્થિતિ ભયાવહ લાગે છે અને તેથી શું જૈનત્વની નૌકા ખરાબે ચડી છે ? રખેને તે ડૂબી જાય, યાતો તે ડૂબવાની છે યા ડૂબતી જાય છે એમ પણ કેટલાકને લાગે છે.

અમોને આવી ડૂબવાની વાતો ગમતી નથી એટલુંજ નહિ પરંતુ અમને તો તેમાં કંઇ જાગૃતિનાં ચિન્હો દેખાય છે. નિરાશાવાદી થવાની જરૂર નથી. નિરાશાવાદી થઇએ તો ચેતનવંતા થવાતું નથી. પણ એટલું તો સાથે સાથે ખરૂંજ છે કે આ જમાનોજ એવો છે કે તેમાં રહીને બહુ કાળજીવાળા થવાનું છે અને ખોટા પ્રવાહની સાથે તણાયા વગર તેની સામે મોરચો માંડી સાત્વિક ભાવે પણ જોસથી ધસારો કરવાનો રહે છે. અસત્ અને અનુચિત સાથે અસહકાર કરી-તેની સામે લડી સત્ અને ઉચિતનું શોધન કરી તેને વળગી વિધાયક એવા સમાજના ઉદ્ધારનું કાર્ય કર્યા કરવાનું છે.

વર્તમાન સમય પૂર્વે પણ અનેક નિરર્થક ઝઘડાઓ થયા છે. નાની નાની બાબતને મોટામાં મોટું રૂપ અપાયું છે, તેથી પક્ષો-વાડાઓ-ગચ્છો-મતમતાંતરો અખંડ અને નિરાબાધ એવા વીર-શાસનમાં પડયા છે, અને એવી ભૂલો સમયે સમયે થતી ગઈ છે. તેની ભૂલો ન થાય, થયેલી ભૂલોનું વિસ્મરણ કરાય અને સનાતન જૈન શાસનના ચુસ્ત અનુયાયીઓ રહી શકીએ એ સમજી લેવા વર્તમાન જમાનો કહે છે. રા. વિહારી નામના એક જૈન બંધુ જૈનના પૂર્વના ઝઘડાઓનું નીચે પ્રમાણે ટુંકમાં આલેખન કરે છે:-

'કોઇએ એકાંત ક્રિયામાર્ગ કબૂલ્યો, કોઇએ જ્ઞાનમાર્ગ સ્વીકાર્યો; કોઇએ મૂર્તિનો આશરો લીધો, કોઈએ મુહપત્તીનો. કોઈએ મુહપત્તીમાં દોરો ઘાલવાનો અને કોઇએ હાથપત્તી તરીકે રાખવાનો ધંધો કર્યો. કોઇએ મેલાં કપડાંનો વાંધો કાઢયો, કોઇએ પીળાં કપડાંનો. કોઈએ દયા દાનનો નાશ કર્યો એટલે કોઇએ બાહ્યાડંબરમાંજ મોક્ષવાસ નિશ્ચયરૂપે ધાર્યો. કોઇએ દહેરાં, મૂર્તિઓ, સંઘો કાઢવામાં મહાપુણ્ય બતાવ્યું, કોઈએ પાટોત્સવ, દીક્ષા-ઉત્સવ અને ચોમાસાના ઠાઠોત્સવમાં પોતાની મહત્તા ગાઇ; કોઈએ એક દિવસ આગળ સંવત્સરી ઉજવવી, કોઇએ બીજે કે ત્રીજે દિવસે પર્યુષણ માન્યાં; કોઈએ નગ્નાવસ્થામાંજ કેવળજ્ઞાન, મુનિપણું માન્યું. કોઇએ પુસ્તકો, કપડાંઓ વગેરેના ગાંસડાઓ બાંધી પોતાની માલિકીના ઉપાશ્રય, કબાટો, પેટી, પટારાઓમાં રાખ્યા-રખાવ્યા, કોઇએ કોરા શંખ વગેરેમાં સ્થાપના માની-મનાવી, કોઈએ એના વગરજ ચલાવ્યું એટલે કોઇએ પૂજા ભણાવવામાં જ મોક્ષાનંદ માન્યો વગેરે.'

આ શબ્દો શબ્દો રૂપેજ પકડી ન લેતાં તેમાં રહેલ આશય વિચારવાનો છે. એટલે કે આમ અનેક મતો પડેલા તે પૈકી દરેક અમુક નયે ઉપયોગી અને મહત્ત્વના હોય, પણ બધી દૃષ્ટિએ વિચારતાં

તે સર્વ એકાંતિક ગણાય, અને તેથી જૈનના અનેકાંતમાર્ગમાં તેનું સર્વથા સમર્થન ન થઈ શકે. સર્વ ગચ્છગચ્છાંતરો થયા છે તેની ઉત્પત્તિ તપાસીશું તો મૂળ કોઈ એકાંતિક વિચારનું–વિધિનું પૂરા જોરથી કરેલું પોષણ મળી આવશે. શાસન–ભેદ થયા ને તેથી શાસનની છિન્નભિન્નતા થઈ. આ શાસનની અવિચ્છિન્નતા થાય એટલે કે બધાનું, સંગઠન થઈ અખંડિત વીરશાસનના એકછત્ર નીચે બધા આવી રહે એવો સુધન્ય દિવસ આવે ત્યારે ખરો, પણ જે જે કંઇ સ્થિતિ છે તેમાં વિશેષ શીર્ણતા આવીને વિશેષ તડાં અને પક્ષો ન પડે એવી કાળજી તો સૌ શાસનપ્રેમી સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકાએ રાખવી ઘટે જ.

કાકા કાલેલકરના શબ્દો અત્રે ઉલ્લેખવા યોગ્ય હોઇ અમે ઉતારીએ છીએઃ—

'આ ક્રાંતિનો સંધ્યાકાળ છે. આદર્શો ઘડાય છે. જૂનું ઘણું તોડવાનું છે. એની સાથે કેટલુંક સાચવવાનું છે. તેજસ્વી ભવિષ્યકાળની ઝાંખી કરી તે સિદ્ધ કરવા માટે અવિરત પુરુષાર્થ કરવાનો છે. ઝટ થાકી જાય કે કંટાળી જાય, અશ્રદ્ધાળુ બને કે નિરાશ થાય એવા અલ્પવીર્યોનું એ કામ નથી આખો સમાજ આશાનિરાશાનાં આંદોલનમાં સપડાયો છે. આવે વખતે જેનાથી થાય તેણે દૃઢતા કેળવી બતાવવી જોઇએ. દૃઢતા એ ચેપી વસ્તુ છે. એટલે યુવાનોએ (કાર્યકર્તાઓએ) સહેલી મીમાંસા અને સહેલા રસ્તાઓ નહિ શોધતાં સાચા રસ્તા અને આકરા ઇલાજો પણ અજમાવવા જોઇએ. જે રૂઢિનાં બંધનો તોડે તેનું જીવન આર્યત્વને છાજે એવું આદરણીય હોવું જોઇએ. અજ્ઞાન, આળસ અને વિલાસપ્રિયતા એ ત્રણ પાયા પર સામાજિક સડો ઊભો છે. આ ત્રણે પગ તોડવા જોઇએ.'

**૨ "ઉત્તર હિંદુસ્તાનમાં જૈન ધર્મ–ઇ. સ. પૂર્વે ૮૦૦ થી ઇ. સ. પછી ૫૨૬"**

ભાઈશ્રી **ચીમનલાલ જેચંદ શાહ**ના ઉપલા યુનિવર્સિટી–થીસીસ બાબત અમે અમારા ગયા અંકમાં જણાવી ગયા છીએ. આજની આ નોંધમાં વાચકવર્ગને એ પુસ્તકનો થોડોક ખ્યાલ આપવા ધાર્યો છે.

ભાઈ શાહે એમના નિબંધમાં ઉત્તર હિંદુસ્તાનના જૈનોનો પ્રભુ **પાર્શ્વ**થી તે દેવર્ધિગણી ક્ષમાશ્રમણ સુધીનો ઇતિહાસ તપાસ્યો છે, એટલે જૈનોના ઇતિહાસની દ્રષ્ટિએ એની ઉપયોગિતા વિષે બે મત ન હોય. દેવર્ધિગણી ક્ષમાશ્રમણ યા વલભીની પરિષદ પછીનો આપણો જે ઇતિહાસ છે તેને માટેનાં સાધનો પુરતાં છે અને સુલભ છે, જ્યારે પરિષદ પહેલાંની પરિસ્થિતિ માટેનાં સાધનોનો ઉપયોગ કરવામાં બહુજ વિવેક વાપરવાની જરૂર રહે છે અને ઘણું ખરૂં ગુંચવાઇ જવાય તેવું છે.

પ્રાસ્તાવિક નોંધમાં જૈન ધર્મ બાબત ચાલી આવતી કેટલીક ગેરસમજોનો, તથા હિંદુસ્તાનના ઇતિહાસની દ્રષ્ટિએ જૈનોના ઇતિહાસની ઉપયોગિતાનો વિચાર કર્યા બાદ આ નિબંધના પ્રથમ પ્રકરણમાં પ્રભુ **મહાવીર** પહેલાંના જૈન ધર્મનો વિચાર કરવામાં આવ્યો છે. આ બાબતમાં પ્રથમ તો **મહાવીર** સ્વામી પહેલાંના આ યુગના ત્રેવીશ તીર્થંકરોનો ઉલ્લેખ કર્યા બાદ **પાર્શ્વનાથ** પ્રભુની ઐતિહાસિકતા વિષે વિસ્તારપૂર્વક ચર્ચા કરી છે.

પુસ્તકના બીજા પ્રકરણમાં પ્રભુ મહાવીર તથા એમના સમયનો વિચાર કરવામાં આવ્યો છે. આ પ્રકરણના ચાર વિભાગ પાડી નાંખ્યા છે. પ્રથમ વિભાગમાં મહાવીર સ્વામિનો સમય, બ્રાહ્મણોની સર્વોપરિતા, તથા દેશના ધાર્મિક તેમજ સામાજિક ક્ષેત્રોમાં ચાલી રહેલા મંથનો એ બધાનું ઠીક સ્પષ્ટીકરણ કર્યું છે. પ્રકરણના બીજા વિભાગમાં મહાવીર સ્વામીના જીવન બાબત ટુંકમાં થોડુંક લખ્યું છે જ્યારે ત્રીજા વિભાગમાં જૈન ધર્મના મૂળ સિદ્ધાંતો તથા એની કેટલીક વિશિષ્ટતાઓ બાબત જરા વિસ્તારપૂર્વક સારી નોંધ લીધી છે. અંતમાં ચોથા વિભાગમાં પ્રભુ મહાવીરના સમયથી જૈન સમાજમાં પડેલા ભાગલાઓનો વિચાર કરવામાં આવ્યો છે, અને તેમાં દિગંબર-શ્વેતાંબરો બાબત કેટલુંક વિચારવા યોગ્ય લખાયું છે.

ત્રીજા પ્રકરણમાં પ્રભુ**પાર્શ્વ**થી કે મૌર્યોના અંત સુધીના રાજ્યવંશોમાં જૈન ધર્મનો કેટલો પગપેસારો થયેલો તે બાબત કેટલીક ઉપયોગી વાતો કરી છે. જૈન ઇતિહાસની દ્રષ્ટિએ આ પ્રકરણ ઠીક અજવાળુ પાડે તેવું છે, અને ભાઇ **શાહે** કેટલાક જરૂરી સાધનોનો ઉપયોગ કરવામાં મહેનત પણ ઠીક લીધી

છે. આની પછીના બીજાં ત્રણ પ્રકરણો પણ ઐતિહાસિક દ્રષ્ટિએ એટલાજ ઉપયોગી છે. ચોથા પ્રકરણમાં કલિંગ દેશમાં જૈન ધર્મ એનો ઉલ્લેખ છે. આ પ્રકરણની ખાસ વિશિષ્ટતા એ છે કે ખારવેલ રાજાના હાથી ગુમ્ફાના શિલાલેખનો પુરતા વિસ્તારપૂર્વક ઉલ્લેખ કરવા ઉપરાંત ઉદયગિરિ તથા ખંડગિરિ ઉપરનાં બીજા સાધનોનો પણ એમાં સમાવેશ કરી લીધો છે.

પાંચમા તથા છટ્ઠા પ્રકરણમાં કુશાન તથા ગુપ્ત સમયનો જૈનોનો ઇતિહાસ આવી જાય છે. આમાં મથુરાના શિલાલેખો વિગેરેનો સમાવેશ થઈ જાય છે. આ ઉપરાંત સાતમા તથા આઠમા પ્રકરણમાં આ સમય સુધીના જૈન સાહિત્ય તથા જૈનકળાને પુરતો નહિતો ઠીકઠીક ન્યાય આપ્યો છે.

**૩ નવા રેસી. જનરલ સેક્રેટરીઓ**—રા. ચીનુભાઇ લાલભાઇ સોલીસીટર શ્રીમતી કૉન્ફરન્સના રેસી૦ જનરલ સેક્રેટરી નીમાયા પછી તેમની સાથે સહકારીપણે કાર્ય કરી શકે એવા શેઠ નગીનચંદ કરમચંદ પાટણવાળાની બીજા જનરલ સેક્રેટરી તરીકે નિમણુક થઈ હતી. આ બંને પૈકી શેઠ નગીનચંદે પોતાથી નાદુરસ્ત તબીયતના અંગે કાર્ય બની શકે તેમ નથી એ કારણે ૨૭-૮-૨૮ ના પત્રથી રાજીનામું આપ્યું તે આખરે ૨૦-૧-૨૯ ને રોજ સ્વીકારાયું. પછી રા. ચીનુભાઈ એકલ હાથે કાર્ય કરતાં આખરે તેમણે પણ તા. ૨-૮-૨૯ ના પત્રથી રાજીનામું આપ્યું ને તે ૧૩-૯-૨૯ ના દિનની સ્ટેન્ડિંગ કમિટીમાં સ્વીકારાયું. આની પહેલાંની સ્ટેન્ડિંગ કમિટીની સભામાં શેઠ નગીનદાસની જગ્યાએ શેઠ છોટાલાલ પ્રેમજી માંગરોળવાળાની નિમણુક કરવામાં આવી અને ૧૩-૯-૨૯ ના દિને રા. ચીનુભાઈની જગ્યાએ શેઠ રણછોડભાઇ રાયચંદ મોતીચંદ ઝવેરીની નિમણુક કરવામાં આવી. સામાન્ય રીતે એવો રવૈયો હતો કે એક શ્રીમંત આગેવાન અને તેની સાથે એક સુશિક્ષિત બંધુ એ રીતે બે સેક્રેટરીઓની નિમણુક કરવામાં આવતી. પછી રા. મકનજી જે. મહેતા અને રા, મોતીચંદ ગિ. કાપડીઆ એમ બે સુશિક્ષિત બંધુઓની નિમણુક થઇ અને પછી રા. મોતીચંદ વિલાયત જતાં તેની બદલીમાં સુશિક્ષિતોમાંથી રા. મોહનલાલ ભગવાનદાસ ઝવેરી સોલીસીટરની નિમણુક થઇ. પછી તે બંનેની બદલીમાં એક સુશિક્ષિત રા. ચીનુભાઈ સોલીસીટર અને શેઠ નગીનચંદ શ્રીમંત શ્રેષ્ઠીની નિમણુક થઈ. હવે તે બંનેની બદલીમાં બંને શ્રીમંત આગેવાનોની નિમણુક થઇ છે.

શેઠ છોટાલાલ પ્રેમજીએ તો અંગ્રેજી કેળવણી પણ કોલેજ સુધીની લીધી છે અને તેઓ બાહોશ કાર્યવાહક છે. શેઠ રણછોડભાઈ પણ એક ભલા અને સમજુદાર શ્રીમંત છે. આ બંનેના સહકારથી કૉન્ફરન્સની ઑફિસનું કાર્ય સારૂં ચાલશે એમાં શંકા નથી. શ્રીમતી કૉન્ફરન્સમાં સમાજસેવા બહુ મોટા પ્રમાણમાં કરી શકાય એવી શક્યતા ભરેલી છે. તેની દ્વારા અનેક કાર્યો સંઘને ઉપયોગી થાય તેવાં કરી શકાય તેમ છે. રા. મોહનલાલ સોલિસિટરે પોતાની કારકીર્દિમાં જબરો પત્રવ્યવહાર કરી અનેક કાર્યોનો ઝીણવટથી અભ્યાસ કરી યોગરદમ જાગૃતિ ઉત્પન્ન કરી હતી અને તેમાં રા. મકનજીભાઈ બેરિસ્ટરનો જબરો સહકાર હતો અને તેથી તે બંને બંધુશ્રીના સમયમાં સારૂં પ્રચારકાર્ય વગેરે થયું હતું. નવા સેક્રેટરીઓ એ બધા કાર્યપર નજર ફેરવી જઈ અણઉકેલાયેલા જૂના પ્રશ્નોને ફરી ચેતવશે, નવા ઉભા થયેલા પ્રશ્નોને શાંતિ અને સંયમપૂર્વક છણી તેનો તોડ કાઢશે અને કૉન્ફરન્સ ઓફિસને ગમે તે ભોગે નભાવી તે દ્વારા જ્યારે સંજોગો અનુકૂલ થાય ત્યારે તેનું અધિવેશન બોલાવવા પૂરી જહેમત લેશે એમ અમે ઇચ્છીશું. કૉન્ફરન્સના સુભાગ્યે આપણને યોગ્ય મંત્રીઓ મળ્યેજ જાય છે. એકની બદલીમાં બીજા લાયક મંત્રી જડે છે એ સારા ભવિષ્યની આગાહી છે.

**૪ વિદેશમાં 'જૈનવસતિ'**—હવે આ દેશની એવી સ્થિતિ થઇ છે કે તેના વાસીઓને વિદેશ સાથે સંબંધ અને પરિચય રાખવાના તથા તેની મુલાકાત પણ લેવાના પ્રસંગો લીધા વગર છૂટકો

નથી. પૂર્વે પણ જૈન તેમજ બીજા ધર્મના વ્યાપારીઓએ સમુદ્રપ્રયાણ કર્યાના દાખલા ઘણા છે. અનેક જૈન કથાઓમાં—રાસમાં તેનાં વર્ણનો આવે છે. શ્રીપાળ રાજાનો રાસ તો ઘેર ઘેર વંચાય છે—તે શ્રીપાળ રાજાએ સમુદ્રપ્રયાણ કર્યું હતું. હવે પૂર્વનાં વહાણો કરતાં વધુ સહીસલામત સમુદ્રયાત્રા થઇ શકે તેવાં આગબોટ આદિ સાધનો થયાં છેઃ દેશનો વ્યાપાર આ વિદેશી સરકારની હકુમતમાં વિદેશના વ્યાપારની ગતિપર અવલંબે છે. જૂદા જૂદા ધંધા અને શિક્ષણની લાઇનો પરદેશમાં હોવાથી ત્યાં તે સાધવા માટે પણ ગયા-વગર છૂટકો નથી. અનેક જૈન ઝવેરીઓ અને જૈન વિદ્યાર્થીઓ ત્યાં ગયા છે અને જતા જાય છે. હવે વિદેશગમનનો પ્રતિબંધ જે થોડાં વર્ષો પ્હેલાં દૃષ્ટિગોચર થતો હતો તે રહ્યો નથી. બંગાલના જૈન બાબુઓમાં પણ થોડુંક થયાં તેવો પ્રતિબંધ ક્યાંક રહ્યો સહ્યો હતો તે બાબુ પૂરણચંદ નહાર આદિના શુભ પ્રયાસથી દૂર થયો છે.

વાણીઆને વ્યાપારથી લક્ષ્મી મેળવવાનું લક્ષ્ય હોય છે, ને તે મેળવવા ગમે ત્યાં જવું પડે તો ત્યાં જઇ વાણીઓ લઈ આવે. विदेशे वसति लक्ष्मीः—એ વાત ચોક્કસ છે. તેથી વિદેશમાં જઇ અહીંના કારીગરો જે સસ્તા મજૂરીના દરથી ઉંચી જરી-ભરતની યા બીજી કારીગરીની વસ્તુઓ તૈયાર કરી આપે છે તે તથા બીજી બનાવટની ચીજો માટે ત્યાં દુકાનો રાખી સારી કમાણી કરી શકાય તેમ છે અને તે દ્વારા આ નિર્ધન થયેલા અને ઉત્તરોત્તર થતા જતા દેશમાં તે ધન લાવવું ઘટે છે.

આ સર્વ સ્થિતિમાં વિદેશ ગયા વગર છૂટકો—ગતિ નથી, પણ વિદેશમાં હિંદીઓ માટે રહેવા વગેરેની સગવડો જોઇતા પ્રમાણમાં નથી તેથી કલકત્તાના પ્રસિદ્ધ શેઠ બીરલાએ હિંદુઓ માટે 'આર્યભુવન' એ નામનું એક મકાન લંડનમાં ખોલ્યું છે અને તેમાં ઘણી સગવડતાઓ હિંદુઓ માટે કરી આપી છે. ત્યારપછી પારસીઓએ પણ હમણાં તાજેતરમાં Zoarastrian House એ નામનું નિવાસસ્થાન લંડનમાં ઉઘાડ્યું છે ને જેની ઉદ્‌ઘાટન ક્રિયા તેમના ધર્માચાર્ય દસ્તુર ધાલાએ કર્યાના સમાચાર પ્રકટ થયા છે. પારસીઓ નિરામિષી નથી તેમજ બધા હિંદુઓ તેવા નથી, જ્યારે જૈનો સંપૂર્ણરીતે નિરામિષી છે. તેમને માટે વિદેશમાં ઘણી અગવડતાઓ છે; છતાં તેઓ તે વેઠીને જૈનત્વ પળાય તેટલું પાળે છે. આવી વસ્તુસ્થિતિ વિચારીને એતો કબૂલ કરવું પડશે કે અહીંના શ્રીમંત જૈનોએ લંડન, પારીસ, બર્લિન આદિ જૂદી જૂદી મહાન્ વિદેશી પ્રજાઓનાં પાટનગરોમાં જૈનો માટે 'વસતિ' કરી આપવી ઘટે. શ્રી જિનવિજયના શબ્દો તેમના લંડનના પત્રમાં *જૈનયુગના ગત અંકમાં પૃ. ૪૦૭ મે પ્રકટ થયા છે* તે અહીં પુનઃ ઉતારીએ છીએઃ—

'આપણા દેશવાળા જે ધર્મચુસ્ત ભાઇઓ દેશમાં સદાવ્રતો અને સામીવચ્છલો કરી કરી જેમ લ્હાવો લેવામાં આનંદ અને પુણ્ય માને છે તેમ જો આ દેશમાં કોઈ એકાદું શુદ્ધ ભોજનાલય સારા પાયા ઉપર સ્થાપે તો તેમાં કેટલું પુણ્ય અને તેની સાથે દેશસેવા સાધી શકે છે।

આવી 'જૈન વસતિઓ' વિદેશમાં સ્થળે સ્થળે થાય તો અનેક જૈનો વિદેશમાં જવા લલચાય અને પોતાનું નાનું સરખું 'Colony'—સંસ્થાન જેમ જૈનોએ પારિસમાં પ્રાયઃ કર્યું છે તેવું દરેક સ્થળે થાય અને પછી જૈન દેરાસરો—ઘર દેરાસરો પણ સ્થાપિત થાય. એ દ્વારા જૈન ધર્મ—દર્શનની ખૂબીઓ વિદેશીઓમાં વિસ્તારી શકાય. બીજું જે ક્યાંક ઉલ્લેખ પરદેશગમન કરનારા જૈનોને માટે થાય છે કે તેઓ દારૂ માંસ આદિ 'અભક્ષ્ય' પદાર્થો સેવે છે, તેવો ઉલ્લેખ કરવાનો પ્રસંગ કોઇને આવશે નહિ.

**૫ 'જૈનોના ઘેર પણ દારૂ ને ઇંડાં ખવાય છે?'**—એક મુનિએ પોતાના વ્યાખ્યાનમાં કેટલીક બાબતો જણાવવા સાથે જે વક્તવ્ય કર્યું તે તેમની પત્રિકામાં પ્રકટ થયું કે 'આજે સારા ઘરે પણ અભક્ષ્ય અપેયનો વિચાર નથી. જૈનોના ઘેર પણ દારૂના શીશા અને ઇંડા ચટણીની જેમ ખવાય છે' આ વક્તવ્યથી ચારે બાજુ ખળભળાટ થઇ ગયો. અનેક સભાઓ ભરાઇ, અનેક ઠરાવો પસાર થયા,

અનેક ચર્ચાપત્રો વર્તમાનપત્રોમાં આવ્યાં, અનેક હેન્ડબિલો નીકળ્યાં.

આ પરથી અનેક વિચારો પ્રકટ થયા છે કોઇ કહે છે કે 'આવું ભયંકર કથન કરી જૈન જનતા પર એક નર્યો બોમ્બ ફેંક્યો છે. જે ધર્મમાં બટાટા અને રતાળુ ખાવા એ પણ પાપ મનાય છે, જેમાં સંયમ એક મહા સિદ્ધાન્ત મનાયો છે, તે ધર્મના અનુયાયીઓ જો ઇંડા ખાતા થઇ ગયા હોય, તો ખરેખર એમ કહેવું જ જોઇએ કે એ ધર્મ હવે રસાતાળ જવાની તૈયારીમાં છે. જગત પર એનું અસ્તિત્વ હવે મહેમાનગીરી જેવું છે. થોડા કાળનુંજ છે' કોઈ કહે છે કે 'આવું કથન આખી જૈન કોમની બદનામી–નાલેશી કરનારૂં છે, માટે એવું કહેનાર પર કોર્ટમાં 'ડેફેમેશન' કેસ કરવો જોઇએ,' કોઇ કહે છે કે "તે જે કથન થયું છે તે આગળ પાછળનો સંબંધ જોતાં અનાર્યદેશમાં જઇ ભાન ભૂલી જે કોઇ વાપરતા હોય તેનેજ ઉદ્દેશીને થયું છે. બધા જૈનોને કે ઘણા જૈનોને તે લાગુ પડતું નથી. કારણ કે તેમાં જણાવ્યું છે કે 'આર્યદેશમાં પાકેલા હિંસા વધારવા પ્રયત્ન કરે છે. અહીંથી ત્યાં જઇ આવી નકલી બની પાપની ક્રિયાઓનો પ્રયાસ કરે છે," કોઇ કહે છે કે જૈન દારૂ ને ઇંડાં ખાતાજ નથી.'

આના સંબંધમાં અમે જણાવીશું કે બધા જૈનો ઇંડાં ખાતાં થઇ ગયા નથી, ને ધર્મ રસાતળ જવાની તૈયારીમાં નથી; આખી જૈનકોમને માટે જો કહેવામાં આવ્યું હોય તો તે માટે કાયદાની નજરે આખા વર્ગ (class) પર આક્ષેપ તે 'ડેફેમેશન' થઇ શકતું નથી એમ કોઇપણ સામાન્યરીતે કાયદો જાણનાર કહી શકે તેમ છે, તેમાં 'એડવોકેટ જનરલ'ની સલાહ કે અભિપ્રાય લેવાની જરૂર રહેતી નથી. બધા અનાર્યદેશમાં જઇ આવનાર જૈનો અભક્ષ્ય ખાય છે એમ પણ નથી, તેમ બધા આ આર્યદેશમાં રહેનારમાંથી કોઇપણ અભક્ષ્ય સેવતો નથી એમ પણ નથી. અમદાવાદના આબકારી ખાતાના અહેવાલો (રીપોર્ટો) જોવામાં આવશે તો દારૂ પીનારામાં કોઇક જૈનો પણ આવી જાય છે એવું જણાશે.

તો પછી આટલો બધો કોલાહલ શા માટે? એ પ્રશ્નના જવાબ માટે ઉંડાં ઉતરતાં એમ લાગે છે. તે કથન કરનારે જે જાતના શબ્દોનો ઉપયોગ કર્યો છે તે બહુ સારા અર્થવાહી અને સ્પષ્ટ શબ્દો નથી. દારૂના શીશા દારૂ પ્રવાહી હોઇ પીવાય પણ ખવાય નહી, ઇંડા પણ ચટણીની માફક ખવાતા નહિ હોય. ચટણી શબ્દ દ્વારા કરેલી ઉત્પ્રેક્ષા બરાબર નથી જણાતી, 'જૈનો' એ શબ્દ પહેલાં 'કોક' એ શબ્દ મૂકવો જોઇતો હતો. બોલવા કરતાં લખાણમાં વધુ કાળજી રખાય ને રાખવી ઘટે, વળી લોકો સામાન્ય નજરે જોનારા ને વાંચનારા, તેઓ કંઇ સાક્ષર નથી હોતા, કે જેઓ બરાબર પૂર્વાપર સંબંધ, કારક, વિભક્તિ, વિગેરેપર પૂર્ણ વિચાર કરી નિર્ણય પર આવે. જે કથન કહેવામાં આવ્યું તે સામાન્ય જનતાની સમક્ષ કહેવામાં આવ્યું હતું, નહિ કે સાક્ષરોની સમક્ષ. આથી સાક્ષરોના મત સામાન્ય લોકોને શું કામ લાગે? બહુતો સામાન્ય લોકો તેવું કથન કરનારને કહે કે આપ આપની સહી સાથે ખુલાસો બહાર પાડો એટલે તેનો નિકાલ આવે. આવું સહી સાથે બહાર પાડવાનું પણ તે મુનિએ સ્વીકાર્યું હત તો વધુ યોગ્ય થાત અને તેમાં તેમનો સરલસ્વભાવી ગુણ પરખાત.

આના જેવું કથન આની પહેલાં મહાકવિ નાનાલાલે તા. ૧૬ મી જુન ૧૯૨૯ ના દિને ભાવનગરમાં 'કાન્ત'ની જયંતીના પ્રમુખપદે વ્યાખ્યાન આપતાં કર્યું હતું. તે સંબંધી પારા નીચે પ્રમાણે છેઃ—

'પહેલું શલ્ય એમને ૧૮૯૮ માં વાગ્યું. એમણે ખ્રીસ્તશાસન સ્વીકાર્યું, એટલે સગાંઓ, સ્નેહીઓ, ન્યાતીલાઓએ એમનો પરિત્યાગ કીધો. ધર્મચુસ્ત પ્રાચીનપક્ષવાદી એવે અવસરે બહિષ્કાર કરે એ સ્વાભાવિક ને સહમનાય એવું છે. પણ આતો ઇરાની વ્હારોટી સેવનારે મણિભાઇનાં વ્હાપૂરી તજ્યાં; કેરીની-પેઠે ઇંડાં ચૂસનારે મણિભાઇ સંગાથે એક શેતરંજીએ બેસી પાણી પીવા ના પાડી; **ખ્રીસ્તીઓનાં મદ્યમાંસની છીટ નથી એમણે** મણિભાઇના ઘરના અન્નશાક છાંડયાં. સંસારનો ઢોંગ મણિભાઈને પ્રત્યક્ષ થયો. એ બહિષ્કાર કરતાં સનાતનતાને નામે આપણા સંસારે પ્રવર્તતો ઢોંગ મણિભાઇને વધારે સાલતો.' ગુજરાતીની સાહિત્યપૂર્તિ તા. ૩૦–૬–૨૯.

આમાં આપેલ શબ્દો ને ઉત્પ્રેક્ષા આદિ ઉપરોક્ત મુનિકથન સાથે સરખાવા યોગ્ય છે. વળી તે મુનિને આ કવિનું વ્યાખ્યાન વાંચવામાં આવ્યું હોય ને તેનો ભાવ મનમાં રહી ગયો હોય એ બનવા જોગ છે. ગમે તેમ હો! અમોને તો આવું કથન જરા થોડા સ્પષ્ટીકરણવાળા શબ્દો સહિત થયું હોત તો વધારે સારૂં થાત એમ લાગે છે. વળી તે કથન પરથી પણ આખી સમાજે એ બોધ લેવાનો છે કે તેવી બદી જરા પણ ઘર કરી ન જાય અને જ્યાં જ્યાં ખૂણે ખોચરે તેવી સ્થિતિ હોય તેને દૂર કરાવી તેનું નામ નિશાન ન રહે તેમ દરેક સ્થળના સંઘે-મુનિમંડળે કરવું જોઇએ. માત્ર કોલાહલ કરવાથી કે અંધ ધર્મઝનુનથી સરવાનું નથી. અમલી કાર્ય કરો, દોષને ફેંકી દ્યો, દરેક દોષ જવા જોઇએ-તોડવા જોઇએ. અનાર્યદેશમાં જનારમાં અનાર્ય દોષ ન પ્રવેશે તે માટે વિદેશમાં જૈનવસતિઓ-જૈનાલયો સ્થાપવાનું અમે ઉપર જણાવી ગયા છીએ.

**૬ દીક્ષાનો પ્રશ્ન**—નવ વર્ષના એક બાલકને દીક્ષા આપવાનો પ્રસંગ આવતાં જામનગરના સંઘે તે બાબતની આજ્ઞા-સંમતિ ન આપી એટલે તેને દીક્ષા અમદાવાદમાં આપવામાં આવી એ હકીકતે ઉગ્રસ્વરૂપ જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક કોમમાં પકડ્યું છે, અને તેવી દીક્ષા યોગ્ય કે અયોગ્ય કહેવાય તે સંબંધી ચર્ચા પૂર જોસથી ઉપડી છે. આવી ચર્ચા પહેલાં પણ થઇ હશે, પણ આટલા શોરબકોર અને જોસપૂર્વક થઇ હોય એવું યાદ નથી. તે સવાલ માત્ર મુનિમંડલનોજ છે એમ નથી પણ શ્રાવકમંડલનો પણ છે, કારણ કે તે મંડલમાંથીજ તે દીક્ષા લેનાર દીક્ષા લઇ મુનિપદ ધારણ કરે છે અને મુનિપદ લેતાંજ તે શ્રાવકમંડલનો વંદનીય બને છે.

'સાધુ' એ પદ જેવું તેવું નથી. શ્રી પંચપરમેષ્ટી 'નવકાર' મહામંત્રમાં પણ नमो लोए सव्व साहूणं- એટલે લોકમાં સર્વ સાધુઓને નમસ્કાર એ પદથી તેને સ્થાન મળ્યું છે. ભાગવતી દીક્ષા પરમકલ્યાણનું ભાજન છે એમ સમજુ વર્ગ સ્વીકારે છે. સાધુ અને સાધુદીક્ષા એ મહત્ત્વનાં અંગો હોઇ તેની અંદરની જવાબદારી પણ મહાન્-મહત્તાવાળી છે. આ જવાબદારી સંપૂર્ણપણે ધ્યાનમાં રાખી સાધુપદને યોગ્ય એવી તૈયારીઓ દીક્ષા લેનાર તેમજ દેનાર બંનેને માટે શાસ્ત્રકારે ફરમાવી છે. એ સર્વને તથા હાલના દ્રવ્યક્ષેત્ર કાળભાવને અનુસરી જે સમયાનુસારી આવશ્યક ધર્મ હોય તે સ્વીકારવો ઘટે. માટે આ દીક્ષાનો સવાલ જેટલો છણાય તેટલો-વધુમાં વધુ છણી તેના મન્થન રૂપે તેના નિયમો બરાબર અમલમાં મૂકી શકાય તેવા ઘડાવા જોઇએ.

એક સાંપ્રત વિચારવંત ભાઇ કહે છે કે 'દીક્ષા એટલે આત્મા અને કર્મનો અનંતકાળથી સંબંધ છે તે કર્મની સત્તાને ઉપશમાવવા કે ક્ષય કરવાની અવિરતપણે મચ્યા રહી આત્મભાવને પ્રાપ્ત કરવાની નિર્મળ સાધના. દીક્ષા એટલે દ્રવ્યક્ષેત્રકાળભાવને અનુસરી શાસ્ત્રાજ્ઞાને અનુકૂળ રીતે વર્તી માનવજીવન અને સાધુવ્રત પાળવાની જીંદગીની અખંડ પ્રતિજ્ઞા. દીક્ષિત સાધુ એટલે એકભાવ પૂર્ણસંવર આત્મોલ્લાસ અને અભેદવૃત્તિ સાથે વિશ્વપ્રેમ આરાધવારૂપ અહિંસાધર્મ, ત્રિકાલાબાધિત સત્ય, તીર્થંકર ગુરૂ અને જીવની આજ્ઞાવગર પરવસ્તુ ન ગ્રહણ કરવા રૂપ-એક ક્રિયા ન કરવારૂપ અદત્તવ્રત,-ને સેવનાર; વિચાર, વાસના વિકલ્પો એ વગેરેથી પરભાવમાં પ્રવર્તનરૂપ અબ્રહ્મચર્યને મનવચનકાયાથી ત્યાગનાર બ્રહ્મચારી તથા આત્મધન સિવાય સર્વ વસ્તુ વિનાશી છે એમ ધારી મૂર્ચ્છાભાવને ત્યાગનાર સંયમી-અકિંચન વ્રતધારી; દીક્ષિત સાધુ એટલે હું તું તારૂં મારૂં એ ક્ષુલ્લક વાસનાને ભૂલી જવા કોશીશ કરતો અથવા તેને ભૂલી ગયેલો એક પૂજ્ય આત્મા; અને અનેક આત્માઓ પ્રત્યક્ષરૂપે જૂદા જૂદા દેહ મધ્યે બીરાજીત છતાં નિશ્ચયનયના પરિણામરૂપ एगे आया ના અંતરભાવમાં રહેલા આશયને પ્રગટપણે સેવતો શ્રીમાન્ પ્રભુ મહાવીર દેવનો શિષ્ય; આત્મવાદ જ્ઞાનપ્રવાદ કર્મ-ક્રિયા અને લોકના સ્વરૂપને જાણનાર આત્મવિદ મહાનુભાવ, જ્ઞાનયુક્ત ત્યાગપૂર્ણ નિર્મળ પણ સચેતન જાગ્રતમૂર્તિ અને વિશ્વપ્રેમ દિવ્યદૃષ્ટિ દૃઢ સંકલ્પ શક્તિથી જગતના વિલાસોને જોઇ હસનાર એક મસ્ત યોગી.

આવી દીક્ષા મેળવી ખરા સાધુ બનવા માટેનો પૂરો અભ્યાસ, સદાચાર, વ્રતાચરણ વગેરે તૈયારીઓ તે દીક્ષા લીધા પહેલાં થાય તો-દીક્ષાર્હ બનીને દીક્ષા લેવાયતો તે લેનારને, દેનારને તથા સંઘને ગૌરવ અને મહત્તા અર્પનાર લાભનું-કલ્યાણનું કારણ થાય એમાં કંઇ શક નથી. આવી તૈયારીઓ માટે 'ગુરૂકુલ' 'મુનિશાળાઓ'-ખરા મુનિ ઉત્પન્ન કરવાની શાળાઓ મુનિમંડલ કાઢે એ વિશેષ અભિનંદનીય છે. અમે દીક્ષા સંબંધી શાસ્ત્રો-પૂર્વાચાર્યોની કૃતિઓ શું કહે છે તેનો અભ્યાસ કરવા માંડયો છે ને તેના આદિ પ્રયાસ રૂપે 'દીક્ષા-મીમાંસા' એ નામથી લેખમાળાનો એક ભાગ આ અંકમાં આપ્યો છે, અને હવે પછી આપવા વિચાર છે. શ્રી સાગરાનંદસૂરિ તરફથી દીક્ષા સંબંધીનું એક ચોપાનીયું નીકળ્યું છે અને હવે પછી 'દીક્ષાપ્રકાશ' નામનો એક વિસ્તૃત ગ્રંથ તેમના તરફથી બહાર પડનાર છે, પાટણમાંથી પવિત્ર-દીક્ષા નામની એક નાની ચોપડી પ્રકટ થઇ છે, જામનગરથી પંડિત હીરાલાલ હંસરાજ તરફથી એક ચોપાનીઉં પ્રકટ થયું છે અને એ રીતે સર્વ વિદ્વાન મહાશયો પ્રકટ અપ્રકટ શાસ્ત્રોમાંથી દીક્ષા સંબંધીનું જે જે કંઇ વક્તવ્ય છે તે બહાર પાડે અને તેથી સમાજના આ દીક્ષા સંબંધીના મહાન પ્રશ્નનો તોડ નીકળે એ અતિ આવશ્યક છે. ઉપસ્થિત થતા સામાજિક અને ધાર્મિક સવાલોને દાબ્યા રાખવાથી અત્યારે દેખાતાં અનિષ્ટ દૃશ્યો નજરે પડે છે, માટે તેનો ઉકેલ કર્યેજ છૂટકો છે.

**૭ અંધ ધર્મઝનુન અને વિચારની અસહિષ્ણુતા**—આ એક જાતનો રોગ-માનસિક રોગ છે. તેથી મન અસ્વસ્થ રહે છે અને અજ્ઞાન-જનોમાં તેથી ભયંકર અસર થાય છે. તે રોગનો નાશ થવો ઘટે-કરવો ઘટે. કઈ રીતે થાય એ એક ભારી પ્રશ્ન છે. સારા વિચારકો એ કહે છે કે એવી મનોદશા બદલાવવા માટે સુશિક્ષણનો પ્રચાર એ ઉપાય છે. સામાન્ય જનનામાં સર્વત્ર તેનો પ્રચાર એકદમ થઇ જાય એવી સ્થિતિ નથી તે માટે મફત અને ફરજીયાત શિક્ષણનો કાયદો સરકારે કરી અમલમાં મૂકવો ઘટે પણ તેનો અમલ તે વિદેશી સરકાર જ્યાં સુધી તેના પર ફરજ નહિ પડે ત્યાં સુધી નહિ કરે તેથી ત્યાં સુધી રાહ જોઇ શકાય તેમ નથી. તેની સામે વિચારકોએ સંયમપૂર્વક વિધાયક-પ્રતિપાદક વિચાર અને કાર્યના ધોધ ઉડાડવા જોઈશે-એવા ધોધ disinfectant ની ગરજ સારશે. આક્ષેપોની સામે આક્ષેપો તેવીજ ભાષામાં કે તેના જેવી રીતે ફેંકવાથી દ્વેષ અને ઇર્ષ્યામાં વધારો થાય છે તેથી તેવા આક્ષેપો કરવાની સામે અમારો વિરોધ છે. સમજુ સત્પુરૂષોએ તો શાંત અને સ્વસ્થ મન રાખી સહન કરવું જોઇએ અને પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરવી ઘટે કે આવા અરસ્પરસ ફેંકાતા ગલીચ આક્ષેપો દૂર થાય.

આયરીશ વીર મેંકસ્વીનીના છેલ્લા શબ્દો એ હતા કે This contest on our side is not of one of rivalry or vengeance but of endurance. It is not those who can inflict the most, but those who can suffer the most will Conquer.
—આ અમારી લડાઇ હરીફાઈની કે વેરની નથી, પણ સહનશીલતાની છે. જેઓ સૌથી વધારે ઘા મારી શકે તેઓ વિજય નહિ પામે પણ જેઓ સૌથી વધારે સહન કરશે તેઓ વિજયમાલા પહેરશે.

આવી સહનશીલતા એ એક જાતનો પરિષહ છે-એક જાતની આંતરિક તપશ્ચર્યા છે. તપશ્ચર્યાનાં ગુણગાન જૈનધર્મે બહુ ગાયાં છે. તપસ્વીની સામે વિરોધીઓનો વિરોધ ગમે તેટલો પ્રબળ હોય છતાં તે તપસ્વીને સ્પર્શતો નથી અને તપસ્વીની તપશ્ચર્યા તે વિરોધીઓમાં રહેલા વિરોધને બાળી ભસ્મ કરે છે અને તેથી તે વિરોધી પણ મિત્ર બને છે.

આજકાલ છૂટથી છપાતાં ને વહેંચાતાં અસભ્ય ભાષા અને અસત્ય હકીકતોથી મિશ્રિત ચોપાનીઆંઓ આ ચોમાસાંમાં અળશીઆની માફક મુબઇમાં ઉભરાઇ ગયાં છે ને ઉભરાય છે. અનેકને ન છાજતા શિરપાવો અપાયા છે અને અપાતા જાય છે. વ્યક્તિગત વેરના પોષણ માટે સમાજની અંદર પક્ષો બની અસહિષ્ણુતા વધતી જાય છે. છત્રાછત્રી, મુક્કામુક્કી, મારામારી પણ ક્યાંક ક્યાંક દેખા દે છે. એક કુટુંબમાં જુદા જુદા રાગ થયા છે. આવી સ્થિતિના નિમિત્તભૂત જે હોય તે કુદરત પાસે પોતાને

માટે શું કરાવવા ઇચ્છે છે એ કદિ તેમણે વિચાર્યું છે? બીજી સમાજોમાં જૈન સમાજ માટે અને જૈન સાધુઓ માટે હાલ શું કહેવાય છે અને કહેવાશે તેનો ખ્યાલ તેમણે કર્યો છે?

આ વાતાવરણ દુઃખમય છે-વેદના ઉત્પન્ન કરે તેવું છે. તેના ઉત્પાદકો સારૂં ફળ કાઢે એમ અમો માનતા નથી. પ્રામાણિક મતભેદ હોય તેનો પ્રામાણિક સાધનોથી ઉકેલ કરવો જોઇએ-વચનગુપ્તિ ન હોય તો વચનસમિતિ રાખી રખાવી સમતાભાવે-સાત્ત્વિક ભાવે વિવાદગ્રસ્ત પ્રશ્નોની ગુંચ કાઢી નાંખવી ઘટે. બાકી જે રચનાત્મક કાર્યમાં શ્રદ્ધા રાખે છે તેમણે તો તેવું કાર્ય ધપાવ્યેજ રાખવું જોઇએ-પછી તે પૂર્વાચાર્યોના પુસ્તક પ્રકાશન રૂપે, જૈન ઇતિહાસનાં સાધનો બહાર પાડવા રૂપે અને સાહિત્યની સેવા કરવા રૂપે માનવજીવન કેમ ઉત્તમ વહન કરી શકાય તે માટેના સતત ઉપદેશ આપવા કે લેખ લખવા રૂપે વગેરે ગમે તે રીતે હોય; તે વિધાયક કાર્ય કર્યે રાખવાથી સ્થાયી ફત્તેહ છે.

**૮ શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી અને 'ખરતર વસિ'નો પ્રશ્ન:**—શ્રી શત્રુંજય મહાતીર્થ સમસ્ત જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સમાજને માન્ય વંદનીય છે. તેની ઉજ્જવલતામાં તથા તેને City of Temples બનાવવામાં જૈનોએ પુષ્કળ-દ્રવ્ય ખર્ચ્યું છે. 'ખરતર વસિ' એ નામનું મંદિર ત્યાં હતું અને છે એ વાતની સાબીતીઓ ઐતિહાસિક સાધનો પૂરી પાડે છે. શ્રી હીરસૌભાગ્ય કાવ્યમાં 'જગદ્ગુરૂ' શ્રી હીરવિજય સૂરિ શ્રી શત્રુંજયની યાત્રાએ ગયા ત્યારે દરેક મંદિરનાં દર્શન કર્યા હતાં.

ततः खरतराभिधां वसतिमभ्युपेत्य प्रभुः
स्ववासत इवागतं रचनयात्र नन्दीश्वरं ।
सराजिमतिकां स्फुरच्चतुरिकां पुनर्नेमिनो
निभाल्य जिनपुंगवानिह तमामनंसीन्मुदा ॥

—સર્ગ ૧૬, શ્લોક ૪૮.

—ત્યારપછી એટલે રૈવતાવતાર-વસ્તુપાલ વસતિમાં જિનપતિને નમન કર્યાં પછી પ્રભુ હીરવિજયસૂરિએ ખરતર (છપાયેલું ખરહત છે તે યોગ્ય નથી) **નામની વસતિમાં**-ખરતર વસતિ-ખરતર વસિ (ટીકા. ખરહત? એ નામ જેનું છે તે વસતિ-ખરહત? નામના વ્યવહારિએ **પોતાના નામથીજ** બનાવેલા પ્રાસાદમાં) કે જે વસતિ જાણે નન્દીશ્વર દ્વીપજ પોતાના સ્થાનમાંથી અહીં આવ્યો હોય નહિ એવી રચનાવાળી છે ત્યાં આવીને રાજીમતિ સહિત નેમિની રચના ચાતુર્યથી શોભતી ચતુરિકા-'ચૌરી'ને જોઇને ત્યાં એટલે ખરતર વસતિમાં હર્ષથી જિનપુંગવોને નમસ્કાર કર્યા.

ખરતરને બદલે ખરહત જો કવિએ લખ્યું હોય, અને તેના પર કવિએ સ્વોપજ્ઞ ટીકા કરી છે તેમાં ખરહત નામના વેપારીએ તે પ્રાસાદ બંધાવ્યો છે એમ જણાવ્યું હોય તો તે તપાગચ્છના હોવાથી એક વિરોધક દૃષ્ટિએ લખ્યું સંભવે છે.

શ્રાવક કવિ ઋષભદાસ તપાગચ્છના અનુયાયી હતા તેણે હીરવિજય રાસ સં. ૧૬૮૫ માં રચ્યો તેમાં કહેલ છે કે:—

**ખરતર વસહીમાં** ઋષિ આવે, ભાવે પ્રણમી જિનગુણગાવે'
બિ સિં (૨૦૦) બિંબ મન ભાવે હો—

શ્રી હીરવિજયજી સં. ૧૬૫૨ માં સ્વર્ગસ્થ થયા પછી તે ખરતર વસતિમાં પાસે ચોમુખ મંદિર (ખરતર ગચ્છના) અમદાવાદના (દશા) પોરવાડ સોમજીના પુત્ર રૂપજી સંઘવીએ બંધાવ્યું યા જીર્ણોદ્ધાર કર્યો. તેની પ્રતિષ્ઠા ખરતર આચાર્ય જિનરાજસૂરિએ કરી સં. ૧૬૭૫. અને ત્યારપછી સમકાલીન કવિ સમયસુંદરજીએ સં. ૧૬૮૬ માં શત્રુંજય રાસ રચ્યો તેમાં જણાવ્યું છે કે:—

વંશ પોરવાડ પરગડો એ સોમજી સાહ મલાર,
રૂપજી સંઘવી કરાવીયો એ ચોમુખ મૂલ ઉદ્ધાર.
શ્રી જિનરાજ સૂરીશ્વર એ ખરતરગચ્છ ગણધાર,
સ્વહાથે જેણે પ્રતિષ્ઠા કરી એ શુભ દિવસ શુભ વાર.
ચોમુખ પ્રતિમા ચરચીયે એ ભમતીમાંહે ભલાં બિંબ,
પાંચે પાંડવ પૂજીયે એ અદબુદ આદિ પ્રલંબ.
**ખરતર વસહી** ખાંતશું એ, બિંબ જુહારૂં અનેક,
નેમિનાથ 'ચૌરી' નમું એ, ટાલું અલગ ઉદ્વેગ.

સં. ૧૮૪૦ માં તપાગચ્છના અમૃતવિજયે રચેલ વિમલાચલ તીર્થમાલામાં પણ જણાવ્યું છે કે:—

**ખરતર વસહીની** બારીયે એ પહેલું શાંતિભવન,
બહુંતેર જિનશું વંદીયે એ ચોવીશવટ્ટા ત્રન,

પાસે પાસ જિનેસરૂએ બેઠા ભુવનમઝાર,
ચોવીશવટ્ટો એક તેહમાં એ સાધુમુદ્રા હોય ધાર.
તેહમાં નંદીશ્વર થાપના એ બાવન જિન પરિવાર,
અવધિ આશાતના ટાલીને એ બિંબ ઉમણ્યાસી જુહાર.
× × ×
પાસે વિહાર ઉત્તંગ વિરાજે રંગમંડપ દિશિ ચાર,
શેઠ શિવા સોમજીયે કરાવ્યો ખરચી વિત્ત ઉદાર.
અનંત ચતુષ્ટય ગુણ નિપજાવાજી સરખાં ચારે રૂપ,
પરમેશ્વર શુભ સમયે થાપ્યા ચારે દિશાયે અનૂપ.
તે શ્રી ઋષભ જિનેશ્વર ચૌમુખ બીજા જિન ત્રેતાલ,
શુદ્ધ નિમિત્ત કારણ લહી એહવાં હું પ્રણમું ત્રણ્યકાલ.
× × ×

શ્રી જિનવિજય સં. ૧૯૭૩ માં પ્રકટ થયેલ સ્વ સંપાદિત શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધની પ્રસ્તાવનામાં જણાવે છે કેઃ—

**ચોમુખજીની ટુંક**—આ ટુંક બે વિભાગમાં વહેંચાયેલ છે. બહારના વિભાગને **ખરતર-વસહી** કહે છે અને અંદરની ને 'ચોમુખ-વસહી' કહે છે. ચોમુખ વસહીની ટુંક અહમદાવાદના શેઠ સોમજી સવાઇએ સંવત ૧૬૭૫ માં બંધાવેલ છે. વગેરે.

આ સ્થિતિ છે તો શ્રી ગિરનાર પરની ટુંકોનાં નામો જેવાં કે સંપ્રતિ મહારાજાની ટુંક, કુમારપાળ રાજાની ટુંક, વસ્તુપાલ તેજપાલની ટુંક વગેરે બધાં મંદિરોના ઘુમટ ઉપર બહારથી નામો મૂકવામાં આવ્યાં છે અને તેનાં પાટીઆં પણ મૂકવામાં આવ્યાં છે. તેજ પ્રમાણે શ્રી શત્રુંજય પરની જે નામો છે તે નામોનાં પાટીઆં યા તે નામો બરાબર જળવાઇ રહે તેવી રીતે લખાયેલ કે કોતરાયેલ તરીકે-ગમે તે રીતે બહાર મૂકવામાં કોઇ જાતની હરકત હોઇ ન શકે, પણ તેથી તે તે ટુંકોનો ઇતિહાસ જળવાઇ રહેશે અને દરેક ટુંકનું નામ જણાયે તેનું તે નામ જાણવાની દરેક યાત્રાળુને જિજ્ઞાસા થશે ને તેને તૃપ્ત કરવા જાણકારને પૂછી મહાન્ પ્રભાવક મંદિરનિર્માતાઓની કીર્તિનાં ગાન ગાશે. માટે શેઠ આણંદજી કલ્યાણજીને અમારી વિનતિ છે કે **ખરતર વસહિ** આદિનાં નામો દરેક સ્થળે મૂકવાનો પ્રબંધ કરશે અને તેથી ખરતરગચ્છના જૈન બંધુઓમાં જે પ્રતિવાદ થયો છે અને લાગણી ઉશ્કેરાઇ છે તેને શાન્ત કરશે. જે જે યોગ્ય રીતે ઝગડાઓ, ક્લેશો અને વિવાદો શાંત થાય તે તે સર્વ રીતો ગ્રહણ કરવાની જરૂર છે કે જેથી સમાજમાં એકસંપી બની રહે, અંદર અંદર લડાઇ ન થાય અને પોતે સંગઠિત થઇ આખા દેશના સંગઠનમાં ફાળો તે આપી શકે.

**૯ સંઘની મહત્તા:**—અમુક ગામના 'સંઘ'ની પણ મહત્તા જાળવી રાખવા માટે પહેલાં બહુ પ્રયત્ન થયા હતા અને તેની આજ્ઞાની અવગણના કરનારને 'સંઘ બાહ્ય' જેવી મહાન્ શિક્ષા કરવા પ્રત્યે વલણ રહેતી હતી. શ્રીમન્ મહાવીર પ્રભુએ 'ચતુર્વિધ સંઘ'ની સ્થાપના કરી તેમાં સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા એ ચાર પ્રકારના સંઘનો સમાવેશ થાય છે. દરેક ગામ અને શહેરમાં જૈન દેરાસર આદિની વ્યવસ્થા તે તેનો સંઘ કરે છે તેમાં સંઘનો અર્થ શ્રાવક સંઘ છે. સંઘને લગતાં વ્યાવહારિક-સામાજિક કાર્યો તે સંઘ કરે છે. બાકી જિનાજ્ઞા સહિત જે હોય તે સંઘ છે. જિનનો સ્થાપેલો સંઘ જિનની આજ્ઞા પાળનારો હોય જ, અને તેથી તે સંઘ કહેવાય. સંબોધસિત્તરીમાંના 'હાડકાનો માળો' એ શબ્દો લઇ સંઘ માટે વાપરવા તે અમોને ઠીક લાગતું નથી. આથી ક્લેશવૃદ્ધિ થાય છે અને સામાન્ય રીતે સર્વ સ્થળે સંઘની સ્થિતિ, શ્રમણની સ્થિતિ, તે બંને તરફ લોકોનાં પ્રેમ અને ભક્તિ બની રહેલ છે તે પર કુઠાર પડે છે અને વિષમ સ્થિતિ ઉત્પન્ન થાય છે. સંબોધસિત્તરી નાગપુરીય તપાગચ્છના જયશેખર સૂરિએ નહિ પણ તેમના શિષ્ય રત્નશેખર સૂરિએ 'સૂત્રોમાંથી સારનો ઉદ્ધાર કરી'ને કરી છે તેમાં સંઘ સંબંધી અને ગચ્છ સંબંધી તેમ ઘણી બાબતો સંબંધીની ગાથાઓનો ઉદ્ધાર છે. એ બધાને દરેક બાબત પર ઘટાવતાં શું સાર નીકળે તે વિચારવાનું છે. છતાંય તે ગ્રંથમાં સંઘ સંબંધી માત્ર ત્રણ ગાથાઓ છે તે સર્વ નીચે જણાવીએ છીએઃ—

सुहसीलाओ सच्छंदचारिणो वेरिणो सिवपहस्स ।
आणाभट्ठाओ बहुजणाओ मा भणह संघुत्ति ॥३६॥
एगो साहू एगा च साहुणी सावओवि सड्ढी वा ।
आणाजुत्तो संघो सेसो पुण अट्ठीसंघाओ ॥३७॥

निम्मलनाणपहाणो दंसणजुत्तो चरित्तगुणवंतो ।
तित्थयराण य पुज्जो वुच्चइ एयारिसो संघो ॥३८॥

—સુખશીલીઆ-સાંસારિક સુખો ભોગવવાની પ્રકૃતિવાળા, સ્વચ્છંદાચારી, મોક્ષ પથના વૈરી, આજ્ઞાભ્રષ્ટ બહુજનો હોય તેને તું સંઘ ન કહે.

—એક સાધુ અને એક સાધ્વી, એક શ્રાવક પણ ને એક શ્રાવિકા પણ આજ્ઞાયુક્ત હોય તો તે સંઘ છે જ્યારે બાકીનો અસ્થિસંઘાત છે.

—નિર્મલ જ્ઞાનની પ્રધાનતાવાળો, દર્શન એટલે સમ્યકત્વ યુક્ત, ચારિત્ર ગુણવાળો એવો સંઘ તીર્થંકરોનો પણ પૂજ્ય છે.

સંબોધ પ્રકરણમાં શ્રી હરિભદ્રસૂરિએ ચૈત્યવાસીઓને ઉદ્દેશીને ઘણું વક્તવ્ય કર્યું છે. કુશીલીઆ સાધુઓ વધી પડયા હતા તેથી તેવા સાધુઓનાં લક્ષણ-શુદ્ધસંઘ અને ગચ્છનાં લક્ષણ વગેરે એટલું બધું કહ્યું છે કે તે સર્વનું ગૂજરાતી ભાષાંતર કરી કરાવીને મુનિમંડલે બહાર પાડવાની જરૂર છે. શ્રી સંઘમાં શાસ્ત્રોક્ત સર્વ ગુણો છે, શ્રાવક શ્રાવિકામા શાસ્ત્રોક્ત સર્વ ગુણો છે અને સાધુસાધ્વીમાં પણ તેમ છે એ સર્વથા બની શકે તેવું નથી. જે ગુણોની ખામી હોય તે તે કાઢી નાંખવી જોઇએ. એકબીજાએ સહકાર સાધી દોષનું નિવારણ સર્વકાળે કરવું જોઇએ.

છેવટે અમે સંઘનું મહાત્મ્ય દર્શાવતી શ્રી શાંત્યાચાર્યકૃત ચેઈયવંદણ મહાભાસ-ચૈત્યવંદન મહાભાષ્યમાંથી ગાથાઓ ટાંકીશું.

संघो महाणुभावो तित्थंकरवंदिओ तदायारो ।
सूइज्जंतो सम्मं रिसिगुणसंपायगो होइ ॥१०५॥
जो अवमन्नइ संघं अन्नाणतमोहमोहिओ जीवो ।
सो पावइ दुक्खाइं सगरसुयाणं व संदाहो ॥१०६॥
जोउ महग्घे संघे पभावणं कुणइ नियसत्तीए ।
सो होइ वंदणिज्जो देवाण वि वइरसामि व्व ॥१०७॥

—મહાનુભાવસંઘ તિર્થંકરવડે વંદિત-વંદના કરાયેલ છે તેનો આચાર સમ્યગ્ રીતે સૂચવવામાં આવે તો તે ઋષિગુણને પ્રાપ્ત કરનારો થાય છે.

અજ્ઞાનરૂપી અંધકારના સમૂહથી મોહિત એવો જે જીવ સંઘની અવગણના કરે છે તે જેમ સગરના પુત્રોનો સંદાહ થયો-તેઓ બળ્યા તે પ્રમાણે દુઃખો પામે છે.

—જે સ્વશક્તિ પ્રમાણે મોંઘા સંઘમાં પ્રભાવના કરે છે તે વજ્રસ્વામીની પેઠે દેવોનો પણ વંદનીય બને છે.

---

# વિવિધ નોંધ.

## (કૉન્ફરંસ ઑફિસ-પરિષદ્ કાર્યાલય તરફથી.)

૧. **શ્રી અંતરીક્ષજી-કેસ અને રા. મોતીચંદભાઇ:**—શ્રી અંતરીક્ષ-પાર્શ્વનાથજીના તીર્થથી ભાગ્યેજ કોઇ વ્યક્તિ અજ્ઞાત હશે. આ તીર્થની માલેકી અને સંપૂર્ણ વ્યવસ્થા શ્વેતાંબર જૈનસમાજ હસ્તક લાંબા કાળથી છે, પરંતુ દિગંબર ભાઇઓએ કેટલાક વખતથી તેમાં હસ્તક્ષેપ કરવા પ્રયાસો હાથ ધર્યા હતા અને તેના પરિણામે દિગંબરો સાથે વીશેક વર્ષથી હીંદુસ્થાનની કોર્ટોમાં કેસ ચાલતો હતો. નાગપુરના એડીશનલ જુડીશીયલ કમીશનરોએ સન્ ૧૯૨૩ માં તે કેસનો ચુકાદો શ્વેતાંબરોના લાભમાં આપ્યા પછી દિગંબર ભાઇઓએ તે વિરૂદ્ધ પ્રીવ્હી કાઉંસીલમાં અપીલ નોંધાવી હતી. આ અપીલ ગત માર્ચ ૧૯૨૯ માં પ્રીવ્હી કાઉંસીલ સમક્ષ નીકલી હતી. શ્વેતાંબર સંઘ તરફથી આપણા સુપ્રસિદ્ધ, વિદ્વાન સોલીસીટર રા. શેઠ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ આ કેસ સમજાવવા માટે વિલાયત ગયા હતા. તેઓએ આ કેસ, શરૂઆતથી અત્યાર સુધીમાં બનેલા બનાવો, જુના દસ્તાવેજો, પુરાવાઓ વિગેરેનો પુરેપુરો અભ્યાસ કરી જાતે લંડન જઈ આપણા કાઉંસેલને ઘણીજ કુનેહ સાથે સર્વ વિગતો સમજાવી હતી, અને લગભગ એક માસ ત્યાં રોકાઈ ઘણુંજ સુંદર કાર્ય કરી બતાવ્યું હતું. તેઓ આ પ્રકારના કેસોમાં શરૂઆતથી રસ લે છે અને તીર્થ અને સમાજસેવા પ્રત્યેનો આ એક તાજો દાખલો

રાજકોટ, B. Sc. મા. રૂા. ૪), અમૃતલાલ હરીચંદ દોશી, મહુવા, મા. રૂા. ૩), નંદલાલ પ્રેમચંદ અજમેરા, વીંછીઆ, L. C. P. S. મા. રૂા. ૪), કૃષ્ણસિંહ ભંડારી, બનેડા (મેવાડ), બી. કૉમ. મા. રૂા. ૩), મી. વાડીલાલ મોહનલાલ શાહ, બોટાદ, B. A. LL. B. રૂા. ૬૦) (લોન તરીકે). કુલ રૂા. ૯૮) માસિક તથા રૂા. ૬૦) લોન તરીકે મંજુર કર્યા છે.

**૭. સં. ૧૯૨૯-૩૦ માટે પાઠશાળાઓને મંજુર કરવામાં આવેલી મદદ:**—શ્રી નૂતન જૈન પાઠશાળા, બોરસદ મા. રૂા. ૩), શ્રી અમરેલી જૈન શ્વે. મૂ. પાઠશાળા તથા કન્યાશાળા મા. રૂા. ૪), શ્રી જૈન શ્વે. પાઠશાળા આમોદ, મા. રૂા. ૩), શ્રી ભક્તિવિજયજી જૈન પાઠશાળા, છનીઆર મા. રૂા. ૨), શ્રી આત્મહંસ જૈન પાઠશાળા, સામખીઆરી-કચ્છ મા. રૂા. ૨) શ્રી જૈન પાઠશાળા, ડભોલ મા. રૂા. ૨), પંન્યાસજી મણીવિજયજી જૈન પાઠશાળા, સાલડી મા. રૂા. ૨), શ્રી યશોવૃદ્ધિ જૈન શ્વે. પાઠશાળા, મુજપુર મા. રૂા. ૨), શ્રી વેજલપુર જૈન પાઠશાળા મા. રૂા. ૨), જૈન પાઠશાળા સેલાણા, મા. રૂા. ૨), શ્રી મુક્તિવિજયજી જૈન પાઠશાળા, વિઠલાપુર મા. રૂા. ૩), શ્રી મુક્તિવિજયજી જૈન કન્યાશાળા, બોરસદ મા. રૂા. ૨), શ્રી જૈન શાળા, બોટાદ મા. રૂા. ૨), શ્રી મહુધા જૈન પાઠશાળા મા. ૩), શ્રી જૈન પાઠશાળા, લાંઘણુજ મા. રૂા. ૨), શ્રી જૈન પાઠશાળા, રાંણા, મા. રૂા. ૨), શ્રી વિજયનેમીસૂરી જૈન પાઠશાળા, મહુવા મા. રૂા. ૩), શ્રી જૈન પાઠશાળા, ભુઠણા મા. રૂા. ૨, શ્રી આત્મારામજી જૈન પાઠશાળા, દલોલ મા. રૂા. ૨), શ્રી જૈન પાઠશાળા, માતર રૂા. ૩), શ્રી વિજયસિદ્ધિસૂરી જૈન પાઠશાળા. કૈયલ મા. રૂા. ૨), શ્રી જૈન પાઠશાળા, વરળ, મા. રૂા. ૩), શ્રી જૈન પાઠશાળા, ખોરજડાભા મા. રૂા. ૨), શ્રી જૈન પાઠશાળા, કોળીઆક મા. રૂા. ૨), કુલ અરજીઓ ૨૫ આવી તેમાંથી ૨૪ પાઠશાળાઓને મા. રૂા. ૫૭) ની મદદ મંજુર કરવામાં આવી.

---

આ માસિકનું ચોથું વર્ષ પૂરૂં થયું. તે વર્ષની વિષયાનુક્રમણિકા હવે પછીના નવા વર્ષના પ્રથમના અંક સાથે આપવામાં આવશે.

લેખક પાઠક-વાચકનું કલ્યાણ થાઓ ! !



॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

વાર્ષિક લવાજમ રૂ. ત્રણ.

પુસ્તક ૫ ભાદ્રપદથી કાર્તિક

અંક ૧-૨-૩ ૧૯૮૫-૬



માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

વકીલ-હાઇકોર્ટ, મુંબઈ

# વિષયાનુક્રમ.

# જૈનયુગ.

દરેક મોટી લડતમાં વિજય લડવૈયાઓની સંખ્યાથી નહિ પણ તેમનાં શૌર્ય, વીરતા, સહનશક્તિ આદિથીજ થાય છે. જગતની બધી મહાન વ્યક્તિઓએ તેમનાં મોટાંમાં મોટાં કામો એકલાજ રહીને કર્યાં છે.

મૅક્સમુલરે એક જગ્યાએ કહ્યું છે. 'હિંદુસ્તાનનાં લોકોના જીવનનો આદર્શ માત્ર કર્ત્તવ્યનો જ છે; તેમાં અધિકારની વાતજ નથી.' એ વાતનો પુરાવો આપણાં શાસ્ત્રોમાંથી પણ મળે છે. પોતાના કર્ત્તવ્યપાલનથી માણસને કેટલાક અધિકારો પ્રાપ્ત થાય છે એ ખરૂં, પણ આ અધિકારોનો ઉપયોગ જો કોઈ સ્વાર્થ માટે કરે તો તે પદભ્રષ્ટ થાય. અધિકારનો ઉપયોગ પણ પારમાર્થિક દૃષ્ટિથીજ થવો જોઈએ. જ્યારે કોઈ વ્યક્તિ અધિકાર મેળવવાના હેતુથીજ પોતાનું કર્ત્તવ્ય બજાવે છે ત્યારે નથી તે શોભતું, નથી તેને અધિકાર મળતો; અને એ મળે તો પણ તે તેને બોજારૂપ થઈ પડે છે. —ગાંધીજી.

પુસ્તક ૫ વીરાત્ ૨૪૪૫-૬ વિ. સં. ૧૯૮૫-૬ ભાદ્રપદથી-કાર્ત્તિક. અંક ૧ થી ૩

## આત્મ-ક્ષમાપના

ભવોબ્ધિમાં પડી ભૂલો,
અજબ સંયોગ સંસ્કારે;
છતાં સંબંધ નવ સમજ્યો,
ખમાવું આજ હું સહુને.

અનંતા જન્મ પામીને,
કમાણી શી કરી જીવે ?
અરે ! ઘટ કર્મ-થર-પર-થર; !
ખમાવું આજ હું સહુને.

ફર્યો મદ મોહમાં પૂરો,
કરી દરકાર ના કોની;
ગયો બાજી હવે હારી;
ખમાવું આજ હું સહુને.

ઘવાયાં કાળજાં કુણાં,
ઉચારી આકરી વાણી;
દયાદૃષ્ટિ કૃપા વૃષ્ટિ;
ખમાવું આજ હું સહુને.

વસ્યાં જે વેર હૈયામાં,
ભર્યાં જે ઝેર આ જગનાં;
અમીની આંખથી જોજો,
ખમાવું આજ હું સહુને.

કર્યા અપરાધ જાણીને,
વિચારે ચિંતવ્યું બૂરૂં.
બળી એ ભસ્મ થઈ જાજો,
ખમાવું આજ હું સહુને.

વિચારૂં તત્વ આ ઉંડા,
પ્રભુ મહાવીરનાં પ્રેર્યાં;
સદા કલ્યાણ કરનારાં,
ખમાવું આજ હું સહુને.

ક્ષમા યાચું, ક્ષમા આપું,
હળુ-કર્મી થવું, બંધુ;
કરૂં સંપ્રાપ્ત પદ-સિદ્ધિ,
ખમાવું આજ હું સહુને.

રવિવાર ભાદરવા શુદ ૫.

ડાહ્યાલાલ દલીચંદ દેશાઈ.

# જૈન દૃષ્ટિએ મહાત્મા ગાંધી.

[ સં. ૧૯૨૦-૨૧ માં આપેલ વ્યાખ્યાન. મુંબાઇમાંગરોળ જૈનસભા ભાષણ શ્રેણી. ]

મહાત્મા ગાંધીને જૈન દૃષ્ટિએ ચર્ચીએ, કહીએ તે પહેલાં જૈન દૃષ્ટિ એટલે શું તે વિચારીએ. જિનના સિદ્ધાન્તોને અનુસરનાર એ જૈન. જિન એટલે જીતનાર-જય મેળવનાર. કોને જીતનાર તો શત્રુને, કયા શત્રુ-સામાન્ય નહિ, પણ જે આત્માને વિરોધ કરનારી શક્તિરૂપી-આત્માની અંદર રહેલી રાગદ્વેષની ભાવનારૂપી શત્રુઓ. બાહ્ય શત્રુઓ ઉપર જય મેળવવો સહજ સ્વાભાવિક સુલભ બને, પણ આંતરિક શત્રુઓ ઉપર જય મેળવવો જ પરમ દુર્લભ્ય અને અતિ અસાધ્ય છે. જે પુરૂષ એ શત્રુઓને જીતી લે છે-એમના પર વિજય મેળવે છે-તેજ પુરૂષ 'જિન' એ મહાન્ વીરત્વ સૂચક વિશેષણને પાત્ર થાય છે. એવા જિનોને આપણા પરમ નમસ્કાર હો.

આવા જિનજ જગતને કલ્યાણનો ખરો માર્ગ બતાવી શકે તથા તૃષ્ણાના વેગમાં તણાતા જતા જીવાત્માઓને ધારી રાખનાર યથાર્થ ધર્મની પ્રતિષ્ઠા કરી શકે. આવા સાર્થક 'જિન' નામધારી સમર્થ પુરૂષોએ ચલાવેલા અને બતાવેલા ધર્મનો અનુયાયી તે 'જૈન'.

આ 'જૈન' ની દૃષ્ટિથી જોતાં ગાંધીજી જૈન ગણાય? એ પ્રશ્નનાં ઉંડાણમાં ઉતરી ઉત્તર લેતાં જણાશે કે ગાંધીજી પોતાને કુલધર્મ તેમજ પોતાના સ્વીકારેલા ધર્મથી વૈષ્ણવ જણાવે છે, છતાં તે 'જૈન' છે એટલુંજ નહિ, પરંતુ તેમના વિચાર અને આચાર જોતાં પરમ જૈન છે એવું ઘણા સ્વીકારે છે.

પરમ જૈન-મહદ્ જૈન કોણ છે એ માટે એક સુંદર પદ શ્રીમદ્ યશોવિજયજીએ રચ્યું છેઃ-

**પરમ જૈન-મહદ્ જૈન.**

(રાગ ધનાશ્રી.)

જૈન કહો ક્યું હોવે? પરમ ગુરૂ! જૈન કહો ક્યું હોવે?
ગુરૂ ઉપદેશ વિના જન મૂઢા, દર્શન જૈન વિગોવે-પ૦
કહત કૃપાનિધિ સમજલ ઝીલે, કર્મ મેલ જો ધોવે,
બહુલ પાપ મલ અંગ ન ધારે, શુદ્ધ રૂપ નિજ જોવે-પ૦
સ્યાદવાદ પૂરન જો જાને, નયગર્ભિત જસ વાચા,
ગુન-પર્યાય દ્રવ્ય જો બૂઝે, સોઇ જૈન હૈ સાચા-પ૦
ક્રિયા મૂઢમતિ જો અજ્ઞાની, ચાલત ચાલ અપૂઠી,
જૈન દશા ઉનમેં હી નાહી, કહે સો સબહી જૂઠી-પ૦
પરપરનતિ અપની કરી માને, કિરિયા ગર્વે ઘેહેલો,
ઉનકું જૈન કહો ક્યું કહિએ, સો મૂરખમેં પહિલો-પ૦
જૈનભાવ જ્ઞાની સબમાંહી, શિવસાધન સદ્દહિએ,
નામ ભેખસેં કામ ન સીઝે, ભાવ ઉદાસી રહિએ-પ૦
જ્ઞાન સકલ નવસાધન સાધો, ક્રિયા જ્ઞાનકી દાસી,
ક્રિયા કરત ધરતુ હૈ મમતા; યાહિ ગલેમેં ફાંસી-પ૦
ક્રિયા વિના જ્ઞાન નહિ કબહું, ક્રિયા જ્ઞાન બિન નાહિ,
ક્રિયા જ્ઞાન દોઉ મિલત રહતુ હૈ, જ્યોં જલ રસ જલ-માંહિ-પરમ૦
ક્રિયા મગનતા બાહિર દીસત, જ્ઞાન શક્તિ જસ ભાંજે,
સદ્‌ગુરૂ શીખ સુને નહિ કબહુ, સો જન જનતેં લાજે-પ.
તત્ત્વબુદ્ધિ જિનકી પરનતિ હૈ, સકલ સૂત્રકી કૂંચી,
જગ જૈસવાદ વદે ઉનહીકો, જૈન દશા જસ ઉંચી-પ૦

**—યશોવિજયજી.**

"પ્રસંગોપાત, આવાજ એક મહદ્ જૈનનો પરિચય કરાવું તો અસ્થાને નહિં ગણાય. એવી કોને કલ્પના હશે કે ભગવાન્ મહાવીર અને બુદ્ધ પછી વર્તમાન કાળમાં અહિંસા ધર્મનો પુનરૂદ્ધાર જૈનેતર કુટુંબમાં જન્મ પામેલ એક નરવીરથી થશે? આજ દેશના નવજીવનના મંત્રો અવ્યાહત નાદથી મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી ઉચ્ચારી રહ્યા છે અને સમગ્ર આર્યાવર્તની નવ પ્રજા તે મંત્રોને અપૂર્વ શ્રદ્ધા અને ભક્તિથી ઝીલી રહી છે. તે મંત્રનું રહસ્ય માત્ર અહિંસા, સત્ય અને સંન્યાસ (યા સ્વાર્પણ) માં સંક્રાંત થાય છે. જો આમ્રફળને આપણે તે ફળની છાલથી જૂદું કલ્પી શકીએ, જો આકાશને રંગબેરંગી વાદળોથી ભિન્ન સમજી શકીએ, જો વસ્તુને પડછાયાથી વ્યતિરિક્ત ગ્રહણ કરી શકીએ તો એ

પણ સહજ સમજાય તેવું છે કે મહાત્મા ગાંધી જૈન ધર્મનોજ પ્રકાશ છે. અને જૈનધર્મ મહાત્મા ગાંધીના નિર્માણનું મૂળ છે. તેમણે સત્યાગ્રહ આશ્રમમાં દાખલ થનાર માટે જે પાંચ વ્રતો આવશ્યક ગણ્યાં છે તે શું છે? અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. આમાં અને આપણા પાંચ મહાવ્રતમાં શું ફેર છે? તેમની જીવનચર્યા તપાસો તો પણ એકજ ઝંખના માલૂમ પડશે કે મારા જીવનમાંથી હિંસાને કેમ દૂર કરૂં, અસત્યને કેમ નિર્મૂલ કરૂં, સ્વાર્થને કેમ બહિષ્કાર કરૂં? આજ દેશની રાજકીય નૌકા તેમની પ્રવૃત્તિઓથી હાલકડોલ થઈ રહી છે. આખું વાતાવરણ ક્ષોભાયમાન બની રહ્યું છે. દેશ અધર્મ અને પરતંત્રતાથી છૂટો થાય અને સ્વાશ્રયને સ્વીકારે એ તેમનો જીવન સંદેશ સમગ્ર પ્રજાને તે સંભળાવી રહ્યા છે. દેશને સ્વાતંત્ર્ય અપાવવું છે પણ તે મારામારી, છળકપટ કે ખૂનરેજીથી નહિ, પણ અહિંસાથી, સત્યથી, સહનશિલતાથી, સ્વાર્પણથી, દેશના ખૂણે ખૂણે તે અહિંસાનો પટહ વગાડી રહ્યા છે. સત્યનું સિંચન કરી રહ્યા છે, આત્મભોગથી ઉત્તેજી રહ્યા છે. આવા મહદ્ જૈનને જૈન સાધુ તેમજ શ્રાવક વર્ગ હજુ કેમ ઓળખી શક્યો નથી તેજ આશ્ચર્ય છે.

"આવા એક નહિ પણ અનેક પ્રગટ તેમજ અપ્રગટ મહદ્ જૈનો દેશમાં વસે છે. પણ એકતો આપણને તેમની ઓળખ થવી બાકી છે અને બીજું આપણી ભાવનાઓ તેટલી વિશાળ બનવા પામી નથી. આપણે એટલું નથી સમજી શક્યા કે જૈન ધર્મને જાતિ કે કુળ સાથે સંબંધ નથી, વર્ણ કે દેશ સાથે સંબંધ નથી, પણ માત્ર આચાર અને ચારિત્ર સાથેજ સંબંધ છે. આટલી વિશાળ આપણી ભાવનાઓ બને અને તે ઉપર આપણા જીવનમાર્ગો ઘડાય તો ટૂંકી દૃષ્ટિના કલહો એની મેળે શમી જાય, કૃત્રિમ બંધનો સહેજે ટળી જાય, સાધારણ બાબતોમાં વધી જતા વિવાદો એકદમ બંધ થાય અને આપણી જૈન સમાજનું જીવન વિશેષ ઉજ્જ્વલ અને લોકોપયોગી બની શકે. આશા છે કે ભાવી જૈન પ્રજા આ અભિલાષને સફળ કરશે." (રા. પરમાનંદ કુંવરજી આણંદજી. તા. ૧-૯-૨૦. મહાવીર જૈન વિદ્યાલયના પાંચમા વર્ષના રીપોર્ટના પુંઠાપરથી).

જિનપ્રરૂપિત અહિંસામાં અપવાદ હોયજ નહિ અને ગાંધીજી પણ જણાવે છે કે:—

**અહિંસાનો નિરપવાદ કાયદો**—'અહિંસાનો અપવાદ વિનાનો કાયદો શોધનારા ઋષિમુનિઓ પોતે મહાન યોદ્ધા હતા. જ્યારે તેમણે આયુધ બળની તુચ્છતાને જોઈ લીધી, મનુષ્ય સ્વભાવનો સાક્ષાત્કાર કર્યો ત્યારે તેઓ આ હિંસામય જગતમાં અહિંસાનો નિયમ જોઇ શક્યા. આત્મા આખા જગતને જીતી શકે છે, આત્માનો મોટામાં મોટો શત્રુ આત્માજ છે, તેને જીતો એટલે જગતને જીતવાનું જોર આવ્યું એવું શિક્ષણ તેઓએ આપણને બતાવ્યું.

'એ કાયદો ઋષિઓએ શોધ્યો તેથી તેઓજ પાળી શકે એવું કંઇ તેઓએ જાણ્યું, જણાવ્યું કે શીખવ્યું નથી, તેઓએ જણાવ્યું કે બાળકને સારૂ પણ કાયદો તો એજ છે અને તે તેને પાળી પણ શકે છે. એ સાધુ સંન્યાસીજ પાળે છે એમ નથી; બધા થોડે ઘણે અંશે તો પાળેજ છે. અને થોડે ઘણે અંશે પાળી શકાય તે સર્વાંશે પણ પળાય.

ગાંધીજીનું નવજીવન (૪૩૦).

આ રીતે શ્રી મહાવીર બુદ્ધાદિ અહિંસા પ્રવર્તકોને પોતે માન આપે છે, અને તેમના પ્રરૂપેલા અહિંસા સિદ્ધાંતનું નિરપવાદ રીતે પ્રતિપાદન કરે છે.

**પોતાનો દેહરખો કે ક્ષેત્રરખો ધમ નથી**—હવે જૈનધર્મ તેમજ દરેક આર્યધર્મ Universal Brotherhood-વિશ્વના દરેક જીવ પ્રત્યે બંધુભાવ શીખવે છે, તો ગાંધીજી શામાટે હિન્દ પ્રત્યેજ અભિમાન રાખી ક્ષેત્રરખો ધર્મ રાખે છે? એ પ્રશ્નનો ઉત્તર તેમના નીચેનાં વાક્યોથી મળી જશે કે પોતે તેટલા સંકુચિત નથી, એટલુંજ નહિ પણ હિન્દ પ્રત્યેની પોતાની મમતા વાસ્તવિક છે—

'હિન્દુસ્તાનને મારો મુલક ગણી હું અભિમાન ધરાવું છું, કેમકે હું માનું છું કે હિન્દુસ્તાન આત્મ-

બળની સર્વોત્તમતા જગતને બતાવવાની શક્તિ ધરાવે છે. જ્યારે પશુબળની સર્વોત્તમતાનો સ્વીકાર હિન્દુસ્તાન કરે ત્યારે તેને મારી માતૃભૂમિ કહેવામાં મને હર્ષ ન રહેવો જોઇએ, મારા ધર્મને ક્ષેત્રની, ભૂગોળની મર્યાદા નથી એમ મારૂં માનવું છે. દેહરખો કે ક્ષેત્રરખો ધર્મ હું નથી માનતો એમ સિદ્ધ કરવાની મારી શક્તિ હો એવી મારી પ્રભુ પાસે પ્રાર્થના છે."

નવજીવન (૪૩૧).

"જે દિવસે આ દેશમાં તલવાર ખેંચાશે તે દિવસે મને હિમાલયનાં અરણ્યો તરફ ચાલી નીકળેલો જોશો. હિન્દ જે દિવસે તલવારનો ન્યાય સ્વીકારશે તે દિવસે હિન્દી તરીકેનું મારૂં જીવન સમાપ્ત થશે. હિન્દુસ્તાનને આ દુનિયામાં પ્રભુના ઘરનો વિશેષ આદેશ છે એમ હું માનું છું તેથીજ, અને હિન્દના પ્રાચીન ઋષિઓએ સેંકડો વર્ષોના અનુભવ પછી પશુબળ ઉપર ખડો થયેલો ન્યાય નહિ, પણ આપભોગ ઉપર, યજ્ઞ (સ્વાર્પણ) ઉપર, કુરબાની ઉપર ખડો થયેલો ન્યાયજ આ સંસારમાં કોઇ પણ મનુષ્યને માટે ખરી વસ્તુ છે એ મહાન્ સત્યને શોધી કાઢ્યું છે એમ હું માનું છું; તેથીજ એ સિદ્ધાન્તને વળગી રહ્યો છું અને મરણની ઘડી લગી વળગ્યો રહીશ.

નવજીવન ૪૪૫.

## જૈનો સાથે પરિચય.

અજૈન કુલમાં-વૈષ્ણવધર્મમાં રહીને પણ મહદ્ જૈન એવા ગાંધીજીના વિચારોનો પરિચય કરીએ તે પહેલાં જૈનોના પરિચયમાં તેઓ આવ્યા છે અને તેમની પાસેથી જૈનત્વ લીધું છે, તે સંબંધી ટુંકમાં અત્ર જણાવીશું:—

તેમના માતુશ્રી ચુસ્ત વૈષ્ણવ હતા. તેમને ત્યાં બેચરજી સ્વામી કરીને સ્થાનકવાસી જૈન સાધુ આવતા. ગાંધીજીએ વિલાયત જવાનો આગ્રહ લીધો અને માતુશ્રીએ ના પાડી એવું કહીને કે ત્યાં તું વટલી જા-માંસ લેતો થા તે મને ન પોષાય. ગાંધીજીએ ખાત્રી આપી કે હું માંસ કદિ પણ ખાઇશ નહિ; પણ માતાજીને શ્રદ્ધા ન બેસે. બેચરજી સ્વામીએ તોડ કાઢ્યો અને બાધા આપી. ગાંધીજીએ તે વિલાયતમાં સાંગોપાંગ સાચવી. તે વખતના તેમના સહાધ્યાયીઓ અહીંથી ગયેલા ઉચ્ચ વર્ણના-બ્રાહ્મણો વગેરે હતા છતાં ભ્રષ્ટ થયા હશે પણ તેમાં અપવાદ રૂપ ગાંધીજી રહ્યા. ત્યાં ટાઢ હતી તો નવશેકું પાણી રાંધી પીતા, ઘઉં પલાળી ખાતા; વગેરે વગેરે. આ તપશ્ચર્યા ૧૯ મા વર્ષથી માતાજી ને બેચરજી સ્વામીની બાધા સાચવવા કરી. ત્યાર પછી વિલાયતથી પાસ થઇ આવ્યા. ત્યારે રાજ્યચંદ્રજીનો સમાગમ થયો. આત્મા શું છે તે જાણવામાં અને તેનો ઉહાપોહ કરવામાં સાથે રહી કેટલોક સમય ગાળતા. હિંદમાં ૧૯૪૭ માં નાસ્તિકતાનું વાદળ ચઢી આવ્યું હતું. વિલાયતવાસી થયેલા માંસ ખાતા, અનાત્મભાવ ઘણામાં હતો. ત્યાં રાજચંદ્રજીનો પરિચય સુભાગ્યે થયો. પછી આફ્રિકા ગયા; અને ત્યાં ખ્રીસ્તી પાદરીઓ સાથે સંબંધ થયો. મિશનરીઓ ગરીબની સેવા કરતા એ બહુ નિહાળ્યું, પોતાને આત્મામાં પૂર્ણ શ્રદ્ધા હજુ આવી નહોતી. હિંદુશાસ્ત્રોમાં જ્ઞાન જે કાંઇ ભર્યું હોય તે બહાર હિંદુઓમાં પ્રત્યક્ષ દેખાય નહિ, જ્યારે ખ્રીસ્તીઓમાં કેટલાંક સારાં તત્ત્વોનો સાક્ષાત્કાર જોવામાં આવ્યો,' એટલે તે પ્રમાણે જણાવી પોતાને ખ્રીસ્તિ થવાની ઇચ્છા પ્રકટ કરી સાથે તેમણે કેટલાક પ્રશ્નો પૂછ્યા. (આ પ્રશ્નો શ્રીમદ્ રાજચંદ્રમાં તેમના ઉત્તર સહિત છપાયા છે.) આમાં પહેલોજ પ્રશ્ન એ હતો કે આત્મા શું છે ? તે કંઈ કરે છે ? અને તેને કર્મ નડે છે કે નહિ ? આ અને આવા બીજા અનેક પ્રશ્નોથી પોતાની શંકાઓ ઉઠાવી. શ્રીમદ્ રાજચંદ્ર મહા બુદ્ધિવાન્ ફિલસુફ અને સુન્દર ન્યાયપુરઃસર, સમદષ્ટિથી આંતરિક ભાવ જાણી મર્મને પ્રકટ કરનારા હોઇ તેમણે અતિ બુદ્ધિગમ્ય ઉત્તર આપ્યા. છેલ્લો ૨૭ મો પ્રશ્ન તો જરા અજબ હતો કે 'મને સર્પ કરડવા આવે ત્યારે તેને મારે કરડવા દેવો કે મારી નાંખવો ? તેને બીજી રીતે દૂર કરવાની મારામાં શક્તિ ન હોય એમ ધારીએ છીએ'—આનો ભવ્ય ઉત્તર શ્રીમદ્ રાજચંદ્રે આપ્યો કે 'સર્પ તમારે કરડવા દેવો એવું કામ બતાવતાં વિચારમાં પડાય તેવું છે, તથાપિ તમે જો 'દેહ અનિત્ય છે' એમ જાણ્યું હોય, તો

પછી અસારભૂત દેહના રક્ષણાર્થે, જેને તેમાં પ્રીતિ રહી છે એવા સર્પને, તમારે મારવો કેમ યોગ્ય હોય? જેણે આત્મહિત ઇચ્છયું હોય તેણે તો ત્યાં પોતાના દેહને જતો કરવો એજ યોગ્ય છે. આત્મહિત ઇચ્છવું ન હોય તેણે કેમ કરવું? તો તેનો ઉત્તર એજ અપાય કે, તેણે નરકાદિને પરિભ્રમણ કરવું; અર્થાત્ સર્પને મારવો એવો ઉપદેશ ક્યાંથી કરી શકીએ? અનાર્યવૃત્તિ હોય તો મારવાનો ઉપદેશ કરાય–તે તો અમને તમને સ્વપ્ન પણ ન હો એજ ઇચ્છવા યોગ્ય છે."

આ પ્રમાણે ઉત્તરો આપી ષડ્દર્શન સમુચ્ચય નામના ગ્રંથને સમજવા જણાવ્યું. ગાંધીજીના પ્રશ્નો ઉપરથી જણાય તેવું છે કે તેમના મનની સ્થિતિ તે વખતે જડવાદ પરની હતી, પણ તે સાથે એ પણ ખરૂં કે તેમની સત્યની શોધ તરફજ પ્રગતિ હતી, અને આચરણ પવિત્ર હતું. સત્યની શોધ કરતો નાસ્તિક અંધશ્રદ્ધાવાળો, જ્ઞાનહીન યા ક્રિયાજડ હજારો આસ્તિક કરતાં ચડીઆતો છે કારણકે તે નાસ્તિક હમેશ સત્યની શોધમાં પ્રગતિ કરતોજ જાય છે અને પછી તે ઉત્ક્રાન્ત થતો થતો અંતિમ આસ્તિક એવા પ્રકારનો થાય છે કે તેની અટલ શ્રદ્ધા બ્રહ્મા પણ ચળાવી ન શકે, તેના સિદ્ધાંતો અચળ રહે.

ગાંધીજીના ઘણા વિચારો પરમ જૈન ફિલસુફ બોલતો હોય તેવા છે, સૂત્ર જેવા છે અને જણાય છે કે તે પર શ્રીમદ્ રાજ્યચંદ્રની છાપ છે. તેઓ પોતે પણ શ્રીમદ્ રાજ્યચંદ્ર સંબંધી જણાવે છે કેઃ–

'યુરોપીય તત્ત્વજ્ઞાનીઓમાં હું ટૉલ્સ્ટૉયને પ્રથમ અને રસ્કિનને બીજો ધારું છું; પણ એ ઉભય કરતાં કવિ રાજ્યચંદ્રભાઇનો અનુભવ ઉચ્ચ હતો.

"ઘણીવાર કહીને લખી ગયો છું કે મેં ઘણાના જીવનમાંથી ઘણું લીધું છે. પણ સૌથી વધારે કોઇના જીવનમાંથી મેં ગ્રહણ કર્યું હોય તો તે કવિશ્રીના જીવનમાંથી છે. દયાધર્મ પણ હું તેમના જીવનમાંથી શીખ્યો છું."

આવા શ્રી રાજ્યચંદ્રની સાથે પત્રવ્યવહાર થયો તેમાં રાજ્યચંદ્રજીએ ગાંધીજી પર લખેલા ત્રણ પત્રો 'શ્રીમદ્ રાજ્યચંદ્ર' માં છપાયા છે તે ખાસ મનનીય છે. પછી વિચાર થયો કે સમાગમ કરી સમાધાન કરવું એ યોગ્ય છે તેથી સં. ૧૯૫૧–૫૨ માં આફ્રિકાથી આવ્યા. મુંબઇ છમાસ રાજ્યચંદ્રજી સાથે રહ્યા. ખ્રીસ્તી ધર્મમાં જવાના વિચાર ઉડી ગયા હતા ને અહિંસાઆદિ સનાતન તત્ત્વો પર પૂર્ણ શ્રદ્ધા થઇ. રાત્રે ફરવા સાથે જતા હતા. જૈનધર્મ પર પ્રીતિ જામી. ત્યારપછી પોતાની આત્મદશા વૃદ્ધિ પામી. છેવટે એવો વિચાર થયો કે રાજ્યચંદ્રની સાથે રહી ધર્મનો ઉદ્યોગ કરવો ત્યાં તો શ્રીમદ્ રાજ્યચંદ્ર સ્વર્ગસ્થ થયા.

શ્રીમદ્ રાજ્યચંદ્રનું આત્મસિદ્ધિશાસ્ત્ર છે તેનો પોતે અંગ્રેજીમાં અનુવાદ કર્યો હતો, પણ તે મનસુખભાઇના પ્રમાદથી ગુમાઇ ગયો. રાજ્યચંદ્રજીનું ઉત્તમ પદ નામે 'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?' એ હજુ સુધી ગાંધીજી આનંદપૂર્વક લલકારે છે અને તે પદની છેલ્લી ચાર લીટીઓ તો હૃદયમાંથી ખસતીજ નથી–નામે

એહ પરમપદ પ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં<br>
ગજાવગર ને હાલ મનોરથ રૂપ જો.<br>
તો પણ નિશ્ચય રાજ્યચંદ્ર મનને રહ્યો<br>
પ્રભુ આજ્ઞાએ થાશું તેજ સ્વરૂપ જો.<br>
—અપૂર્વ૦

ગાંધીજી અહિંસાવાદને તેના logical conclusion ઉપર લઈ ગયા છે–તર્ક જ્યાં સુધી લઈ જાય ત્યાં સુધી અહિંસાનું નિરપવાદ સ્વરૂપ તેમણે સ્વીકાર્યું છે અને તે આદરવા ઘણાં વર્ષોથી સતત રીતે પ્રયત્નવંતા થઇ રહ્યા છે. અન્યાયી અન્યાય કરે તો તે અન્યાય સામે ઝૂઝવું–તેને નિર્મૂળ કરવા સર્વ આત્મભોગ આપવા, પણ તે અન્યાયી સાથે દ્વેષ–ક્રોધ ન રાખવો, પણ પ્રેમ રાખવો; નિરપરાધી સ્ત્રીની ઉપર અત્યાચાર કરનાર પુરૂષની સામે આપણે પોતે પોતાનું બલિદાન આપી તેને અત્યંત પ્રેમ બળવડે વશ કરવો; ધર્મમાં કોઇ પણ અંશે

અસત્ય ન હોય-કઠોરતા ન હોય-હિંસા ન હોય, ધર્મનું માપ પ્રેમથી દયાથી સત્યથી થાય છે, ને તેના ત્યાગથી મળેલું સ્વર્ગ પણ નિંદ્ય છે—સત્યનો ત્યાગ કરવાથી હિંદુસ્તાનને સ્વરાજ્ય મળતું હોય તો તે નકામું છેઃ—વગેરે સૂક્ષ્મદૃષ્ટિના અહિંસામય વિચાર ધરાવનાર ગાંધીજીના વિચારો શઠં પ્રતિ શાઠ્યંના સૂત્રપર ચાલનાર 'પોલીટીકલ' મનુષ્યો યા દેશપ્રેમ ખાતર સર્વસ્વ-સદ્ગુણાદિ ખપાવી નાંખવું જોઇએ એવી માન્યતા ધરાવનાર અને દુષ્ટને સખ્ત નસીયતે પૂરી સજા કરી પહોંચાડવો જોઇએ એવા દેશભક્ત નેતાઓને પ્રથમ દૃષ્ટિએ ન ગમે એ સ્વાભાવિક છે. આના ઉદાહરણ તરીકે લાલા લજપતરાયને લઇએ.

**લાલા લજપતરાય અને ગાંધીજી સને ૧૯૧૬ માં**—પંજાબના પુરૂષસિંહ-નરકેસરી દેશભક્ત લાલા લજપતરાય મૂળ જન્મથી જૈન હતા અને પછીથી આર્ય સમાજી થયા-તેમને જૈનધર્મ પ્રત્યે પૂર્ણ માન નથી એમ તેમનાં અત્યાર સુધીનાં લખાણો અને ઉદ્ગાર પરથી જણાય છે. ગાંધીજી રહ્યા સંપૂર્ણ અહિંસાવાદી. માંસ મિશ્રિત સેરવો આપ્યા વગર પોતાની ધર્મપત્નિનો દેહ પડે એ કબૂલ કરનાર અને આત્મા કરતા દેહ વહાલો ન ગણનાર, ને દેહથી આત્મા જૂદો જાણી દેહની **હિંસક** રક્ષા કદિ પણ ન સ્વીકારનાર મહાત્માજીના અહિંસાવાદ પરના તેમનાં ભાષણો થયાં અને તેના જે છાપામાં રીપોર્ટ આવ્યા તેથી લજપતરાયજીને ઘણું લાગી આવ્યું. તેને લાગ્યું કે અહિંસાપરમો ધર્મ એ ઘેલછા છે, તેને સ્વીકારનાર જૈન કોમ નિઃસત્ત્વ અને બાયલી બની છે, તેનો આદર કરવાથી હિન્દનું અધઃપતન થયું છે, અને તેથી ગાંધીજી હાલમાં અહિંસાવાદ જે રીતે ફેલાવે છે તેથી હિન્દનો વિશેષ અધઃપાત થશે માટે તેને ચેતવણી આપવાની પોતાની ફરજ છે—આમ માની એક લેખ 'અહિંસા પરમો ધર્મ—સત્ય છે કે ઘેલછા' એ નામનો લખી નાંખ્યો અને તે મૉડર્ન-રિવ્યુ જુલાઈ ૧૯૧૬ ના અંકમાં પ્રસિદ્ધ થયો.

આ લેખ ઘણો વિચારપૂર્ણ અને દેશભક્તિની પૂરી લાગણીથી લખાયો છે એ નિર્વિવાદ વાત છે, પણ તેના લખનાર ગમે તેવા મહાન્ હોય, છતાં તેની સાથે મતભેદ ન જ હોય-આપણે ન રાખી શકીએ એવું કંઇ નથી. તેમાં તેમણે જે વિરોધવાળું જૈનધર્મ-અહિંસા સંબંધી દર્શાવ્યું છે તેનો ઉલ્લેખ કરી ગાંધીજી તેનો પ્રત્યુત્તર આપે છે તે પણ આપણે જોઇએઃ-લાલાજી જણાવે છે કેઃ—

'અહિંસાના વિપરીત આચરણના દુરૂપયોગને લીધે અથવા સર્વ ઉચ્ચ તત્ત્વોને ભોગે તેને અમર્યાદિત મહત્વ આપવાથીજ હિંદુઓનો સામાજિક, રાજકીય તેમજ નૈતિક અધઃપાત થયો.

'જૈનધર્મના સંસ્થાપકો આત્મસંયમન અને દેહદમનમાં જીવનને વ્યતિત કરનાર મહાત્માઓ હતા, તેમના અનુયાયી જૈનસાધુઓ વિકારોનો નાશ કરવામાં મહાન્ સંભવિત વિજય પ્રાપ્ત કરનારા મહા પુરૂષોની કોટિમાં આવે છે. ટૉલ્સ્ટૉયનો અહિંસા-સિદ્ધાંત થોડાંજ વર્ષ પહેલાં જ જન્મ પામ્યો છે. જૈન અહિંસાને ભારતવર્ષ ત્રણ હજાર વર્ષથી જાણતો આવ્યો છે. પૃથ્વીતળ ઉપર એકે એવો દેશ નથી કે જેને ભારત વર્ષની માફક સૈકાઓ થયાં આવા અનેક અહિંસાવાદીઓ શોભાવી રહ્યા હોય, પણ પૃથ્વીતળ ઉપર એવોયે એક દેશ નથી કે જે હાલના અથવા છેલ્લા પંદર શતકના ભારતવર્ષ માફક તદન કચડાઇ ગયેલો અને પુરૂષત્વના એકે એક અંશ ગુમાવી બેઠેલો હોય. કેટલાક લોકો કહેશે કે ભારત વર્ષની આ સ્થિતિ અહિંસાવાદનું પરિણામ નથી, પણ બીજા સદ્ગુણોને તિલાંજલી આપવાનું પરિણામ છે. પણ હું **તો આગ્રહપૂર્વક માનું છું** કે ગૌરવ, મનુષત્વ, અને સદ્ગુણના માર્ગને વિસારે પાડી અધઃપતન આણનાર જે જે કારણો છે, તેમાંથી એક અહિંસાવાદના ઉચ્ચ સત્યની વિકૃતિ છે.

'અહિંસાના અમર્યાદિત વ્યવહારે જૈનોને અન્ય કોમ કરતાં વધારે ઉચ્ચ નીતિના પંથે ચડાવ્યા નથી. વસ્તુતઃ જોર જુલમ અને લુટફાટને લીધે જો કોઇ કોમને વધારે ખમવું પડતું હોય તો તે જૈન કોમજ છે, કારણકે વારસામાં મળેલી ભીરૂતા અને બળના ઉપયોગ તરફ તિરસ્કારને લીધે બીજા કરતાં તેઓ

વધારે લાચાર હોય છે. તેઓ આત્મરક્ષણ કરી શકતા નથી, તેમજ પોતાના પ્રિયજનની આબરૂને સાચવી શકતા નથી."

હમણાં શું કર્તવ્ય છે?–એના સંબંધમાં તેઓ વિશેષ જણાવે છે કેઃ—

"વર્તમાન કાળે યુરોપ, સામર્થ્યના દેવી હક્ક માગનાર અવતાર છે. ત્યાં ટૉલ્સ્ટૉયનો અવતાર યુરોપના સદ્‌ભાગ્યે જ થયો. પરંતુ ભારતવર્ષની સ્થિતિ તદ્દન જુદીજ છે. જુલમાટના, આક્રમણના કે લુટફાટનાં કર્તવ્યો માટે બરજોરી કે જબરદસ્તી ન વાપરવાનો (હિંસા ન કરવાનો) ઉપદેશ આર્યસંતાનો આપેજ નહિ. મને વિશ્વાસ–શ્રદ્ધા છે કે આર્યભૂમિ એટલી પતિત થશેજ નહિ"–આમ કહી પછી ગાંધીજીના અહિંસાવાદને માટે ગાંધીજીને ઉધડા જ લીધા છે. એમાં આપણે નહિ ઉતરીએ, હાલ પ્રસ્તુત ઉલ્લેખોનો ગાંધીજીએ શું ઉત્તર આપ્યો છે તે જોઇએઃ–
(જુઓ જુલાઈ ૧૯૧૫ નું જૈન શ્વે. કૉ. હેરલ્ડ)

'With due deference to Lalaji, I must join issue with him when he says that the elevation of the doctrine of Ahinsa to the highest position contributed to the downfall of India. There seems to be no historical warrant for the belief that an exaggerated practice of Ahinsa synchroinised with our becoming bereft of manly virvirtues. During the past 1000 years we have as a nation given ample proof of physical courage, but we have been torn by internal dissensious and have been dominated by love of self instead of love of Country. We have that is to say been swayed by the spirit of irreligion than of religion. × × ×

I donot know how far the charge of unmanliness can be made good against the Jains. I hold no brief for them. By birth I am a Vaishnavite, and was taught Ahinsa in my childhood. I have derived much religious benefit from Jain religious works as I have from scriptures of the other great faiths of the world. I owe much to the living company of the deceased philosopher Raichand Kavi who was a Jain by birth. Thus though my views on Ahinsa are a result of my study of most of the faiths of the world, they are no longer dependent upon the authority of these works. They are a part of my life and if I suddenly discovered that the religious books read by me bore a different interpretation from the one I had learnt to give them, I should still hold the view of Ahinsa as I am about to set forth here.

Our shastras seem to teach that a man who really practises Ahinsa in its fulness has the world at his feet, he so effects his surroundings that even the snakes and venonous reptiles do him no harm. This is said to have been the experience of St. Francis of Assisi. × ×

A man cannot deceive the loved one; he does not fear or frighten him or her. अभयदान (Gift of life) is the greatest of all gifts. A man who gives it in reality, disarms all hostility. He has paved the way for an hono-

urable understanding. And none who is himself subject to fear can bestow that gift. He must therefore be himself fearless. A man cannot then practise Ahinsa and be a coward at the same time. The practice of Ahinsa calls forth the greatest courage. It is the most soldierly of soldier's virtues. General Gordon has been represented in a famous statue as bearing only a stick. This takes us far on the road to Ahinsa. × × ×

If we are unmanly to-day, we are so, not because we do not know how to strike, but because we fear to die. He is no follower of Mahavira, the apostle of Jainism, or of Buddha or of the Vedas, who being afraid to die, takes flight before any danger, real or imaginary, all the while wishing that somebody else would remove the danger by destroying the person causing it. He is no follower of Ahinsa (I agree with Lalaji) who does not care a straw if he kills a man by inches by deceiving him in trade, or who would protect by force of arms a few cows and make away with the butcher, or who in order to do a good to his country does not mind killing off a few officials. All these are actuated by hatred, cowardice and fear. Here love of the cow or the country is a vague thing intended to satisfy one's vanity, or sooth a stinging conscience.

Ahinsa, truly understood, is, in my humble opinion, a panacea for all evils mundane and extra-mundane. We can never over-do it. Just at present we are not doing it at all. Ahinsa does not displace the practice of other virtues, but renders their practice imperatively necessary before it can be practised even in its rudiments. Lalaji need not fear Ahinsa of his father's faith. Mahavira and Buddha were soldiers, and so was Tolstoy. Only they saw deeper and truer into their profession, and found the secret of a true, happy, honourable and godly life. Let us be joint sharers with these teachers, and this land of ours will once more be the abode of Gods.

**—Jain Gazette.**

Novembar. 1916.

આ બંને લેખો વાંચવા વિચારવા અને મનન કરવા યોગ્ય છે. દરેકનું દૃષ્ટિ બિન્દુ વિચારવાનું છે, અને તે છતાં હું અહિંસાવાદી છું તેથી કે ગમે તેમ પણ મને તો ગાંધીજીના વિચાર સત્ય જણાય છે.

આવીજ રીતે ભાઇ જી. કે. નરીમાને ખુલ્લો પત્ર ગાંધીજીને લખી તેણે ઉઠાવેલી શંકાઓમાં છેલ્લી એક શંકા જૈનની અહિંસા સંબંધી હતી. તેને ગાંધીજીના શબ્દોમાંજ જણાવીએ:—

'અહિંસાનો મારો ઉપદેશ હાસ્યજનક છે, તે કેવળ જૈનનેજ માન્ય છે; ને તે પ્રમાણે વર્તનારે આપઘાતજ કરવો જોઇયે.'

આનો જવાબ પોતે નીચે પ્રમાણે દીધો છે:—

'અહિંસાનો મારો ઉપદેશ હાસ્યજનક લાગે. તેમાં હિન્દુ ધર્મ રહેલો છે. તેના વત્તા ઓછા પા-

લનમાં બધા ધર્મની જડ છે. જેટલી દયા તેટલોજ ધર્મ છે. દયાની સીમા ન હોય. હદ બાંધવી એ મારૂં કામ નથી. હદ પોતપોતાની સહુ બાંધી લેછે. વૈષ્ણવ ધર્મમાં અહિંસા પ્રધાન છે. જૈન ગ્રંથોમાં તેનો સવિશેષ વિચાર છે એ મને માન્ય છે. પણ અહિંસાનો ઈજારો જૈન કે બીજા કોઈ મતને નથી. અહિંસા એ સર્વવ્યાપક અચલિત નિયમ છે. જૈન દર્શનમાં અપવાસાદિ નિયમો છે તેને આત્મઘાતના પોષક કહેવા એ જૈન દર્શનને ન સમજવા જેવું મને લાગે છે. પણ અહિંસાના અન્તિમ લક્ષણની ચર્ચાની અહીં જરૂરજ નથી. તેનો સ્વીકાર ન કરાય તોયે અત્યારે આપણું કર્તવ્ય શાન્તિપૂર્વક સહન કરીનેજ યુદ્ધ કરવાનું છે એ સહુને સ્વીકાર્યા વિના ન જ ચાલે."

ગાંધીજીનું નવજીવન ૧૦૧૫.

**રાજ્ય પ્રકરણમાં ધાર્મિક તત્ત્વનું મિશ્રણ યોગ્ય છે?**—શ્રી મહાવીર બુદ્ધાદિએ ધર્મનો ઉપયોગ રાજ્ય પ્રકરણની બાબતમાં કર્યો નથી, ત્યારે ગાંધીજીએ ઉપયોગ કર્યો છે એ કંઈ ઓછી વાત ન ગણાય? વળી જ્યાં શઠં પ્રતિ શાઠ્યં રહેતું હોય એવી 'પોલિટિક્સ'-રાજનીતિમાં અહિંસા સત્યના ઉંચાં ધર્મતત્ત્વો કેમ જાળવી શકાય? અને ગાધીજી રહ્યા ધાર્મિક વૃત્તિના અને 'મહાત્મા' ગણાયા તો તેમણે ધર્મનું મિશ્રણ 'પોલિટિક્સ'માં ન કરવું જોઇએ આવો પ્રશ્ન સહેજ ઉઠે.

આ સંબંધે ગાંધીજીએ એક વખત મજુરો પાસે ભાષણ કરતાં જણાવ્યું છે કે:-

'ઇચ્છાપૂર્વક કે આપણી ઇચ્છા વગર પણ રાજ્યબંધારણ જોડે આજે આપણો સંબંધ જ એવા પ્રકારનો બંધાઇ ગયો છે કે જો આપણે તેમાં ઉંડા ઉતરીને આપણું જોતાં ન શીખીએ તો કચડાઇ જ જઇએ. આથીજ હું ધાર્મિક વૃત્તિનો અને રાજ્ય પ્રકરણી બાબતમાં જેને બિલકુલ રસ રહ્યો નથી એવો માણસ છતાં છેલ્લા કેટલાક મહિનાથી એમાં જ ગુંથાઇ ગયો છું. આનું કારણ એટલુંજ છે કે રાજ્યપ્રકરણી બાબતમાં આવો ભાગ લીધા વગર આજે હું મારો ધર્મ સાચવી શકું કે કેમ એ વિષે મને શંકા થઈ છે.

શઠંપ્રતિ શાઠ્યમ્ એટલે જેવા સામે તેવા એ પશ્ચિમના રાજદ્વારીઓનું સૂત્ર છે. લોકમાન્ય તિલકાદિ પણ એજ સૂત્ર સ્વીકારતા હતા. તેમણે લો. તિલકે લખેલું કે રાજ્યપ્રકરણ એ સાધુઓની નહિ પરંતુ સંસારીઓની બાજી છે અને **अक्रोधेन जिनेक्रोधं** એ બુદ્ધના ઉપદેશ કરતાં **'ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम्'** એ શ્રીકૃષ્ણનું સૂત્ર માનવાનું હું વધારે પસંદ કરૂં છું વ૦'-'આનો ઉત્તર ગાંધીજીએ એ આપ્યો કે 'લોકમાન્યે જણાવેલાં બંને સૂત્રોમાં મને તો કંઇ વિરોધ લાગતો નથી. બુદ્ધનું સૂત્ર સનાતન સિદ્ધાંત રજુ કરે છે. અને ભગવદ્ ગીતાનું સૂત્ર તો તિરસ્કારને પ્રેમથી અને અસત્યને સત્યથી જીતવાના સિદ્ધાંતનો પ્રયોગ બતાવે છે. બીજા સાથે આપણે જેવું વર્તન રાખીએ તેવુંજ વર્તન પ્રભુ આપણી સાથે રાખે છે એ ખરૂં હોય તો ગીતાવાક્યનો તો એ અર્થ થાય કે સખત શિક્ષામાંથી છૂટવું હોય તો આપણે ક્રોધનો બદલો ક્રોધથી નહિ પણ મૃદુતાથીજ વાળવો જોઇએ. આ નિયમ વૈરાગીઓ માટે નહિ પરંતુ ખસુસ કરીને સંસારીઓ માટેજ છે. લોકમાન્યને માટે મને માન છે, છતાં હું કહેવાની હિંમત ધરૂં છું કે સંસાર સાધુઓ માટે નથી એમ કહેવામાં માનસિક મંદતા જણાઇ આવે છે. પુરૂષાર્થ કરવો એ સર્વ ધર્મનો ઉપદેશ છે. અને પુરૂષાર્થ એ સાધુ-ખરેખરા દરેક અર્થમાં ગૃહસ્થ gentleman થવાના વિષમ પ્રયાસ સિવાય બીજું કંઇજ નથી. છેવટે, જ્યારે મેં લોકમાન્યના મત પ્રમાણે 'રાજ પ્રકરણમાં બધુય ચાલે' એ વાક્ય લખ્યું ત્યારે તેમણે ઘણીવાર ઉચ્ચારેલું '**शठंप्रति शाठ्यम्**' એ વાક્ય મારા મનમાં રમી રહેલું હતું. મારી નજરે તો તેમાં ખોટી નીતિ સમાયેલી છે. **शठं प्रति शाठ्यम्**માં સમાયેલા વ્યવહારસૂત્રની સામે હું મારો એક જમાનાનો અનુભવ ખડો કરૂં છું. ખરી નીતિ તો **शठे प्रत्यपि सत्यम्**' એ જ છે. પૃ. ૨૦૪-૫ ગાંધીજીનું નવજીવન.

અહીં સાથે કહેવાનું કે એક જણે પ્રશ્ન આવો જ પૂછયો હતો. 'આપ પૉલિટિક્સમાં ધર્મની ભેળવણી નથી કરી દેતા? પૉલિટિક્સ મહાત્માઓને સારૂ હોઇ શકે? શું આપે આફ્રિકામાં ને ખેડામાં થોડાને સારૂ વિજય મેળવ્યો તેથી કરોડો માટે પણ મેળવી શકશો?'

આના ઉત્તરમાં ગાંધીજીએ જણાવ્યું કે 'હું અવશ્ય ધર્મનું મિશ્રણ રાજપ્રકરણી વિષયોમાં કરૂં છું. દુનિયાની એક પણ ક્રિયા ધર્મ રહિત ન હોવી જોઇએ એમ મારી અલ્પમતિ છે. 'મહાત્મા' ને સારૂં શું ન હોઈ શકે એ સવાલ છે. જો તે સર્વ દુઃખોમાં ભાગ ન લે તો મહાત્મા શાનો? મારાથી બધાં દુઃખોમાં ભાગ નથી લેવાતો તેથી હું 'મહાત્મા' હોવાનો દાવો નથી કરતો. પણ મહાત્મા થવાનો પ્રયત્ન આપણે બધા કરીયે તેમાં અવિવેક નથી. આપણા રાજ્યપ્રકરણમાં આપણે ધર્મનીતિને દાખલ ન કર્યા તેથી તો સ્વરાજ્ય મળતાં આટલો વખત લાગ્યો. જેવું એકે તેવું અનેકે એ કાયદો છે. જે ધોરણે ખેડામાં લડી શકાયું તેજ ધોરણે ભારતવર્ષમાં લડી શકાય, ને જીત પણ મળે.'

આજના વિષયમાં આ રાજપ્રકરણમાં ગાંધીજીએ શું કર્યું? આફ્રિકામાં ચંપારણ્યમાં અને ખેડામાં કેવી રીતે યુદ્ધ કર્યું, રોલેટ એક્ટ દૂર કરવા કેવી રીતે 'સત્યાગ્રહ ચલાવ્યો' પંજાબ અને ખિલાફતના અન્યાયો દૂર કરવા કેવાં કેવાં પગલાં નામે અસહકાર, સત્યાગ્રહ, ધારાસભાનો બહિષ્કાર, સ્વદેશી હિન્દુ-મુસલમીન વગેરેની એકતા, સવિનય કાયદાનો ભંગ વગેરે લીધાં ને બહાર પાડયાં, કેવી રીતે કોંગ્રેસને લોકોની ખરી પ્રતિનિધિ રૂપ મહાસભા બનાવી, કેવી રીતે સરકારે તેમને જેલમાં નાંખ્યા વગેરે બાબતો વસ્તુતઃ ચર્ચવા યોગ્ય ગણાય નહિ, છતાં એટલું તો ચોક્કસ છે કે એ સર્વમાં શુદ્ધ ધાર્મિક વૃત્તિ, આત્મશુદ્ધિ, અહિંસા અસ્તેય સત્ય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ વ્રતોનું પાલન ઘણે અંશે સંપૂર્ણતાથી જોવામાં આવશે. તદુપરાંત જેમ દરેક 'જિન' શુદ્ધ ક્ષત્રિય-વીર યોદ્ધા હોઇ આંતરિક શત્રુ સામે લડે છે, દરેક શુદ્ધ જૈન પણ યોદ્ધા હોય છે તે પ્રમાણે ગાંધીજી પણ એક પ્રબલ ધાર્મિક યોદ્ધા આપણને સ્પષ્ટતાથી જણાઈ આવે છે.

તેઓ લખે છે કે 'એક ગૃહસ્થે સવાલ પૂછ્યો કે આપણે જે કાર્ય કરી રહ્યા છીએ તે યુદ્ધ કહેવાય ખરૂં? મેં તો તુરત જવાબ આપ્યો 'આપણી લડતમાં યુદ્ધનાં બધાં લક્ષણ છે. જે આપણને જોઇયે છીયે,-સ્વરાજ-તે યુદ્ધ વિના નજ મળે. તેથી સાધનો પણ યુદ્ધનાંજ હોવાં જોઇએ. એટલે કે આપણો સામાન્ય વ્યવહાર બંધ કરી આપણે આપદ્ધર્મ આચરવો જોઇયે. યુદ્ધમાં અને આમાં ફરક માત્ર અથવા મોટો ફરક એ છે કે આપણા યુદ્ધમાં પશુબળ-શસ્ત્રબળને અવકાશ નથી; એટલુંજ નહિ પણ શરીરબળમાં આપણી હાર છે. બીજાં લક્ષણ આ યુદ્ધમાં સામાન્ય યુદ્ધના જેવાંજ છે. જેમ સામાન્યમાં તેમ આમાં આપભોગની, તાલીમની, યોજના ઇત્યાદિની આવશ્યકતા છે."

આ વીરયોદ્ધાના વિચારો જૈનધર્મના સૂત્રોને-વિચારોને મળતા આવે છે તે અત્ર મુકીશું. તે વિચારો આજકાલના નથી પરંતુ ઘણા વર્ષો પૂર્વેના પોતાના પુત્રાદિને પત્રો લખ્યા તેમાં સ્વતઃ સ્ફુરિત હૃદયના ઉદ્દગારો છે. તે વિચારો તે પત્રોમાંથી જ ટાંકવામાં આવ્યા છે.

**ધર્મ એટલે શું.**

ધર્મોની સરખામણી કરવાની જરૂર નથી. આપણા ધર્મને પ્રૌઢ સમજી બીજા સમજવા. સાધારણ રીતે સરખામણી કરવામાં દયાધર્મ તે માપ છે. જેમાં દયાનો અવકાશ વિશેષ છે ત્યાં ધર્મ વિશેષ છે. (પૃ. ૩૮)

સરખાવો.

**सव्वासो वि नईओ कमेण जह सायरंमि निवडंति।**
**तह भगवई अहिंसं सव्वे धम्मा समिलंति ॥**

—સંબોધસત્તરી.

—જેમ સર્વ નદીઓ અનુક્રમે સમુદ્રમાં આવીને મળે છે, તેમ ભગવતિ અહિંસા (દયા)માં પણ સર્વ ધર્મ આવીને મળે છે.

**જૂદા જૂદા ધર્મ.**

હકીકતમાં જેટલા માણસ તેટલા ધર્મ છે. માણસ જુદા છે ત્યાં સુધી ધર્મ જુદા જ રહેશે. જે માણસ પોતાના આત્માની બીજાના આત્મા સાથે ઐક્યતા જોશે તે ધર્મમાં પણ ઐક્ય જોશે. પૃ. ૩૯.

**ઇશ્વર.**

ઇશ્વર છે ને નથી. **તેના મૂળ અર્થે નથી.** મોક્ષ પામેલો આત્મા ઈશ્વર છે, એટલે તેને સંપૂર્ણ જ્ઞાન છે. ભક્તિનો ખરો અર્થ તો આત્માની શોધ એ છે. જ્યારે આત્મા પોતાને ઓળખે છે ત્યારે ભક્તિ મટી જ્ઞાન પ્રકટ થાય છે. (પૃ. ૩૭)

**અવતાર.**

ઇશ્વર નથી એમ કહેનારા અવળે રસ્તે ચડે. કેમકે તેઓએ આત્મા નથી એમ કહેવું પડશે. (૩૮) અવતારની **જરૂર** છે ને સદાય રહેવાનીજ. જ્યારે લોકોમાં અત્યંત નિરાશા પેદા થાય અને અનીતિ ફેલાય ત્યારેજ અવતાર **મનાય.** ઘણા દુષ્ટ લોકોમાં કેટલાક સાધારણ નીતિ જાળવનારા પોતાને સારૂ મદદ ઇચ્છે છે, તેવે સમયે જે બળવાન નીતિવાળો છે, ને દુષ્ટોથી દબાતો નથી પણ દુષ્ટો તેનાથી દબાય છે, તે અવતાર રૂપે તેના મરણ પછી **કે જીવતાંજ મનાય છે. ઘણે ભાગે તે પોતે અવતાર છે એમ જન્મથીજ માને છે એમ નથી બનવા જોગ.** ૩૮. પૃ.

૧. સવાલ—ઈશ્વર ન હોય તો મોક્ષ ક્યાંથી હોય ? મોક્ષનો અર્થ શું ?

જવાબ—ઇશ્વર ન હોય તો મોક્ષ ક્યાંથી એ મોક્ષ ન સમજવા જેવું છે. મોક્ષનો અધૂરો અર્થજ આપણે જાણી શકીએ. બાકી તો અનુભવાય પણ વર્ણવાય નહીં. તેનું વર્ણન કરવાની આપણી પાસે ઇંદ્રિય નથી. જે જાણી શકાય તે આ:-અનેક પ્રકારના દેહોની પ્રાપ્તિમાંથી ને તેથી નિપજતા ક્લેશોમાંથી છૂટવું. છતાં ઇશ્વર નથી એમ કહેવાની જરૂર નથી. ઇશ્વરનો ખરો અર્થ આપણા જ્ઞાનની સીમા પ્રમાણે કરીએ. ફળ **દેનારો ને કર્તા ઇશ્વર તો નથી.** પણ દેહધારી આત્માઓ છૂટા થયા છે ને પછી જે આત્મા કલ્પી શકાતો હોય તો તે ઇશ્વર છે. ને જે જડ વસ્તુ નથી પણ શુદ્ધ ચૈતન્ય છે, ઇશ્વરની કોઈ કાળે ને કોઇ સ્થિતિએ જરૂર નથી. **ને જરૂર માનવાથી આત્માની અનંત શક્તિની આપણે હદ બાંધીએ છીએ.** પૃ. ૯૯-૧૦૦

**શ્રીકૃષ્ણાદિ.**

'કૃષ્ણ, રામ, બુદ્ધ, જીસસ વિ. માં કોણ મોટું તે કહેવું મુશ્કેલ છે. બધાંનાં કાર્ય જુદાં, જુદે વખતે, ને જુદા સમયને લઇને હતાં. ચારિત્રનોજ વિચાર કરતાં વખતે બુદ્ધ ચઢી જાય. પણ કેમ કહેવાય ? તેઓનાં વર્ણન ભક્તોએ ઠીક લાગ્યાં તેમ કર્યાં છે. કૃષ્ણને વિષે પૂર્ણ કળા વૈષ્ણવોએ માની છે. ને માનવીજ જોઇએ. **તે વિના અનન્ય ભક્તિ ન ઉપજે.** ખ્રીસ્તિ, જીસસને વિષે એવું માને છે. હિન્દુસ્થાનમાં કૃષ્ણ છેલ્લા તેથી તેમનો મહીમા વિશેષ છે. જેઠ ૧૯૬૯ (પૃ. ૩૭-૩૮).

**કૃષ્ણલીલા.**

'ભાગવતનો શ્લોક તમે ટાંક્યો, તેના શબ્દાર્થને વળગાય તેમ નથી. કૃષ્ણની લીલા કૃષ્ણજ જાણે. તે કામનાવાળા થઇને કામ કરે તો પણ આપણે સ્થૂલ પ્રાણીથી તેમ ન થાય. તેની પ્રભુતા તેને છુટ આપે તે આપણાથી ન લેવાય. બાકીતો કૃષ્ણને વિષે ભાગવતને લખનારે પોતાના જ્ઞાનની હદ પ્રમાણે લખ્યું. **ખરા કૃષ્ણને કોઇ જાણતું નથી.** અસાડ ૧૯૬૯ (પૃ. ૪૨)

હવે સં. ૧૯૫૦ માં પોતાને રામકૃષ્ણ માટે પ્રશ્ન થયો હતો અને શ્રીમદ્ રાજ્યચંદ્રને પૂછ્યો હતો ત્યારે શ્રીમદ્ રાજ્યચંદ્રે શું ઉત્તર આપ્યો હતો તે જોઇએઃ-

પ્રશ્ન-'કૃષ્ણાવતાર ને રામાવતાર એ ખરી વાત છે ? એમ હોય તો તે શું ? એ સાક્ષાત્ ઈશ્વર હતા, કે તેના અંશ હતા ? તેમને માનીને મોક્ષ ખરો ?

ઉત્તર. (૧) બન્ને મહાત્મા પુરૂષ હતા એવો તો મને પણ નિશ્ચય છે. આત્મા હોવાથી તેઓ ઇશ્વર હતા; સર્વ આવરણ તેમને મટયાં હોય, તો તેનો મોક્ષ પણ સર્વથા માનવામાં વિવાદ નથી. ઈશ્વરનો અંશ કોઇ જીવ છે એમ મને લાગતું નથી, કેમકે

તેને વિરોધ આપતાં એવાં હજારો પ્રમાણ દૃષ્ટિમાં આવે છે. ઇશ્વરનો અંશ જીવને માનવાથી બંધ, મોક્ષ. બધાં વ્યર્થ થાય, કેમકે ઇશ્વિરજ અજ્ઞાનાદિનો કર્ત્તા થયો; એમ અજ્ઞાનાદિનો જે કર્ત્તા થાય તે પછી, સહેજે ઇશ્વિર હોય તોય, ઇશ્વિરપણું ખોઇ બેસે; અર્થાત્ ઉલટું જીવના સ્વામી થવા જતાં ઇશ્વિરને નુકશાન ખમવાનો પ્રસંગ આવે તેવું છે. તેમ જીવને ઇશ્વિરનો અંશ માન્યા પછી પુરૂષાર્થ કરવો યોગ્ય શી રીતે લાગે? કેમકે તે રીતે તો કંઈ કર્ત્તાહર્ત્તા ઠરી શકે નહીં; એ આદિ વિરોધથી ઇશ્વિરના અંશ તરીકે કોઇ જીવને સ્વીકારવાની મારી બુદ્ધિ થતી નથી; તો પછી શ્રીકૃષ્ણ કે રામ જેવા મહાત્માને તેવા યોગમાં ગણવાની બુદ્ધિ કેમ થાય? તે બન્ને 'અવ્યક્ત-ઇશ્વિર' હતા, એમ માનવામાં અડચણ નથી; તથાપિ તેમને વિષે સંપૂર્ણ ઐશ્વર્ય પ્રગટ્યું હતું કે કેમ? તે વાત વિચારવા યોગ્ય છે. (૨) 'તેમને માનીને મોક્ષ ખરો કે?' એનો ઉત્તર સહજ છે. જીવને સર્વ રાગ, દ્વેષ, અજ્ઞાનનો અભાવ અર્થાત્ તેથી છૂટવું તે મોક્ષ છે. તે જેના ઉપદેશે થઇ શકે તેને માન્યે, અને તેનું પરમાર્થ સ્વરૂપ વિચારી સ્વાત્માને વિષે પણ તેવીજ નિષ્ઠા થઈ, તેજ મહાત્માના આત્માને આકારે (સ્વરૂપે) પ્રતિષ્ઠાન થાય ત્યારે, મોક્ષ થવો સંભવે છે. બાકી બીજી ઉપાસના કેવળ મોક્ષનો હેતુ નથી. તેના સાધનનો હેતુ થાય છે. તે પણ નિશ્ચય થાયજ એમ કહેવા યોગ્ય નથી.

પ્રશ્ન—બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર તે કોણ?

ઉત્તર—સૃષ્ટિના હેતુરૂપ ત્રણ ગુણ ગણી તે આશ્રયે રૂપ આપ્યું હોય, તો તે વાત બંધ બેસી શકે છે, તથા તેવાં બીજાં કારણોથી તે બ્રહ્માદિનું સ્વરૂપ સમજાય છે; પણ પુરાણમાં જે પ્રકારે તેમનું સ્વરૂપ કહ્યું છે, તે પ્રકારે સ્વરૂપ છે, એમ માનવા વિષેમાં મારૂં વિશેષ વલણ નથી, કેમકે તેમાં કેટલાંક ઉપદેશાર્થે રૂપક કહ્યાં હોય એમ પણ લાગે છે; તથાપિ આપણે પણ તેનો ઉપદેશ તરીકે લાભ લેવો અને બ્રહ્માદિના સ્વરૂપનો સિદ્ધાંત કરવાની જંજાળમાં ન પડવું; એ મને વિશેષ ઠીક લાગે છે.

(શ્રીમદ્ રાજચંદ્ર પૃ. ૨૯૮-૨૯૯)

આવી રીતે ઇશ્વરને કર્તા હર્તા માનવાથી આત્માની અનંત શક્તિને દૂષણ લાગે છે એમ ગાંધીજીને કહી જૈનધર્મનો એક મહાન્ સિદ્ધાન્ત પ્રતિપાદિત કરે છે. આત્મા ઇશ્વરનો અંશ નથી, પણ અવ્યક્ત ઇશ્વર પોતેજ છે, આત્મા અનંત શક્તિ વાળો હોઇ અવ્યક્તમાંથી વ્યક્ત ઇશ્વિર બની શકે છે-મોક્ષ પામી શકે છે. આત્મા પોતેજ ઇશ્વર છે-જીવ તે શિવ છે, અને આત્મા અનંત શક્તિવાળો હોઈ અન્ય આશ્રયની-સહાયની સર્વથા સર્વકાળે અપેક્ષા રાખી શકે જ નહિ. શ્રીમહાવીર પ્રભુએ ઇન્દ્રની સહાય સ્વીકારીજ નહિ. મોક્ષ આત્મા પોતાની શક્તિથી સ્વતંત્ર રીતે પામી શકે છે. આ જૈનનો પરમ સિદ્ધાન્ત અતિ ઉત્તમ અને ઉચ્ચતમ કોટિ પર લઇ જનારો છે.

**આત્મા અનંત શક્તિમાન્ છે.**

'તમે મોક્ષનું તત્ત્વ સમજો અને મોક્ષેચ્છુ થાવ એ મારી તીવ્ર આશા છે, અને તે જ્યાંસુધી તમારામાં સ્વતંત્ર વિચાર કરવાથી શક્તિ અને દૃઢતા નહિ આવે ત્યાંલગી કદી બનશે નહિ. હાલ તો તમારી દશા વેલડીના જેવી છે, વેલડી જે ઝાડ ઉપર ચઢે છે, તેનું રૂપ પકડે છે. અને એ દશા આત્માની નથી. આત્મા તો સ્વતંત્ર છે અને મૂળ રૂપે સર્વ શક્તિમાન્ છે. (૪૮)

'તમારે નિરાશ નહિ થવું એ તમારૂં કર્ત્તવ્ય છે. મહાપ્રયત્નથી ચઢી શકશો. પણ જ્યારે તમે ચઢશો ત્યારે એવી ઉજ્વળતા પામશો કે તેની હદ ન બાંધી શકાય. સાહસ મોટું છેજ ને કરવાને **તમે સમર્થ છો, કેમકે આત્મા માત્રના ગુણ સરખા છે. જે આવરણો છે તેને ઉખેડો એટલે તમારી શક્તિ તમેજ જોઈ શકશો.** તેની ચાવી યમ નિયમ છે. (૫૧)

'મારો આત્મા તમે સમર્થ માનતા હો તેવોજ તમારો છે. આપણા આત્મા **આત્મા સરખા છે.** વિષે કશો ભેદ નથી. પણ તમારામાં એટલું અનાત્મપણું-ભીરતા-સંશય-અનિશ્ચય વિગેરે હોય તે કહાડી

નાંખો એટલે આપણે બન્ને સરખાજ છીએ. તફાવત એજ રહ્યો છે કે મહાપ્રયાસે મેં ઘણા મઠ કહાડયા છે તેટલા અને તેથી વધારે તમે દઢતાપૂર્વક સાહસ કરશો એટલે કહાડી શકશો."

**૭ સ્થાનક.**

જૈનમાં આત્મસિદ્ધિ અર્થે ૭ 'સ્થાનક કહ્યાં છે, તેનો નિશ્ચય થયા વગર સમ્યક્ત્વ-સર્વપ્રાપ્તિ પરમાર્થપ્રાપ્તિ થતી નથી "આત્મા છે', 'તે નિત્ય છે', 'છે કર્તા નિજકર્મ' 'છે ભોક્તા' વળી 'મોક્ષ છે', મોક્ષ ઉપાય સુધર્મ.

સરખાવો આની સાથે 'ગાંધીજીનાં'વચનઃ—

'ઇશ્વર પરમાત્મા છે, આત્મા છે, તેનો મોક્ષ છે-પાપ પુણ્ય છે. **આ ભવે પણ મોક્ષ સંભવે.** આટલું દઢ થઈ ગયા પછી આપણે સંશોધન કર્યા જ કરવાનું છે. જે ચાલે છે તે ચાલે છે તેથી જ ઠીક છે, અથવા તો વડીલોએ કર્યું વાસ્તે અમુક બરોબર છે, એ માનવાનું રતીભાર કારણ નથી, એ **આત્માની વિરોધી વાત** છે. પ્રાચીન ઘણુંએ સરસ છે. પણ અગ્નિની પાછળ જેમ ધૂમાડો છે, તેમ પ્રાચીન ઉત્તમતામાં કનિષ્ટતા રહેલી છે. તેનું પૃથક્કરણ કરી આપણે તત્ત્વ ખેંચવું તેમા જ્ઞાન રહેલું છે.'

પોતાની પત્નિની સખ્ત બીમારી હતી ત્યારે પોતે જણાવે છે કેઃ—

**આત્મા છે છે ને છે એટલે અમર છે. દેહ ક્ષણિક છે.**

'છેવટે મોત આવે તો પણ આપણે તો મોતથી ડરવાનો નિશ્ચય કર્યો છે. ચિંતામાં પડવાનું છે નહિ. શરીર તો પડવાનુંજ છે, તે વળી **પોતાને પડવાને દહાડેજ પડે છે.** ને તેને અનુસરીને આપણને ઇલાજો સુઝે છે. વળી આત્મા તો અમર છે. ને જોકે આપણે સંબંધ તો શરીરનોજ રાખતા જણાઇએ છીએ, છતાં ખરો સંબંધ તો આત્માને વિષેજ હોવો જોઇએ શરીરમાંથી જીવ ગયા પછી આપણે ઘડીભર તેને સાચવતા નથી એ તો ચોકસ વાત છે. આમ સમજી... ના શરીરના વિષે ઉપાયો લીધા પછી હું તો નિશ્ચિંત રહું છું, ને તમે બધા રહો એમ ઇચ્છું છું. હવે શરીરની આવી સ્થિતિ જાણી આપણે સાધુતા ને ઉદાસીનતા પકડવાં જોઇએ. સાધુતા એટલે સ્થૂળ વૈરાગ અથવા જગતમાં ભટકવું એ નહિં, પણ આ ઠેકાણે તેનો અર્થ શુદ્ધ ચારિત્રને લગતો છે. ઉદાસીનતા એટલે દીલગીરી નહીં, પણ વિષયોનો અણગમો ને સંસાર વિષે નિર્મોહપણું. (૪૦-૪૧)

**મરકીથી તો પછી શું કામ બીને નાસવું?**

'રાજકોટમાં ઉંદર મર્યા એટલે મેં સહુને ઘર કે ગામ ફેરવવાની સલાહ આપી. એ મારા વિચારો તે વખતના (૧૯૫૮) તેમાં હવે મને ભૂલ થઈ એમ જણાય છે. એવા મારા વિચારો બહુ ફરેલા છે. બધી વેળાએ હેતુ એકજ હતો-સત્યની શોધ. હવે જોઉં છું કે **એમ ઘર ફેરવવાં એ આત્માના ગુણની અજ્ઞાનતા છે.** આનો અર્થ એમ નથી કે કોઇ કાળે ગમે તેમ થાય તો પણ ઘર ન બદલાય. ઘર બળી જતું હોય તો તેને ખાલી કરીએજ. તેમાં સર્પ, વિંછુ એટલા નિકળી પડે કે તેમા રહેવું એ તત્કાળ મૃત્યુને મળવાનું થઈ પડે તો તે વેળાએ પણ ફેરવાય. જોકે **આમ કરવું એમાં પણ દોષ નથી એમ મારૂં કહેવું નથી.** જેણે આત્માને સંપૂર્ણ ઓળખ્યો-અનુભવ્યો છે તેને માટે તો છાપરૂં આકાશનું હોય. તે જંગલમાં વસતા સર્પ, વિંછુને મિત્ર સમ ગણે. આ દશા નહિં ભોગવનારા આપણે ટાઢ તડકાથી ડરીને ઘરમા વસીએ તેથી ત્યાં ભય ઉત્પન્ન થવાથી ઘર તજીએ પણ ખરા, છતા મનમાં ઉમેદ એવી રાખીએ કે **આપણને ઉતાવળે આત્માનું દર્શન થાય.** નિદાન મને તો આ પ્રમાણે લાગે છે. મરકીની વેળાએ મો-ગયા ને તેના પટેલને ઘર સાચવવા મૂકી ગયા. **આમ કરવું એ માણસને અનુચિત** છે. જો ઘર બળતું હત તો પટેલ પણ જાત. આ દાખલા ઉપરથી તમે ભેદ ઘટાવી શકશો. મરકી આદિનો ભય સાધારણ ગણ્યું છે. મુસલમાન

ઘર નથી છોડતા પણ ઈશ્વર ઉપર આસ્થા રાખી પડી રહે છે. જો તેની સાથે જરૂર પડતા ઉપાય લે તો વધારે સારૂં કરે. જ્યાં લગી આપણે નાશભાગ કરીએ છીએ ત્યાં લગી મરકી જવાનો થોડોજ સંભવ છે. જે જે ગામમાં મરકી થાય છે તે તે ગામમાં આપણે કારણ શોધવાને બદલે ભાગી છુ-ટીએ એ દીનતા સમજાય. (૧૪-૧૫)'

પોતાની સ્ત્રીની દેહ પડવા જેવી સ્થિતિમાં પણ પોતે જણાવે છે કે:-પોતાની સ્ત્રીને 'બા' કહેતા.

"બાને સેરવો આપ્યા વિના બાનું શરીર પડત તો મને તે કબુલ હતું પણ બાની પરવાનગી વિના હું તો તેને સેરવો નજ આપવા દેત. આત્મા કરતાં દેહ વહાલો ન થવો જોઇએ. જે આત્માને જાણે છે છે તે દેહથી જુદો છે એમ જાણે છે. તે દેહની હિંસક રક્ષા નહિ કરે. આ બહુ અઘરૂં કામ છે પણ જેના સંસ્કાર અતિ પવિત્ર છે તે સહેજે સમજે છે, ને તે પ્રમાણે કરે છે. દેહમાં રહીનેજ આત્મા સારૂં અથવા ખરાબ કરી શકે છે એ માન્યતા બહુ ભૂલ ભરેલી છે, ને **તેવી માન્યતાથી દુનિયામાં અઘોર પાપ થયાં છે × × દેહ તે દમન કરવા આપણને મળ્યો છે.** (૩)

**શરીર નાશવંત તો પછી સગાં વ. નાં મરણથી શોક શા માટે?** પોતાનો ભાઈ મરણ પામતાં પોતે લખે છે કે:—

'આવા આઘાતોથી માણસમાં મૃત્યુ વિશે વ-ધારે નિર્ભયતા આવતી જાય છે. શા માટે એ બ-વથી મારા હૃદયમાં ખળભળાટ ઉઠવો જોઇએ? આવા શોકમાં સ્વાર્થની છાયા છે. જો હું મૃત્યુ માટે તૈયાર થાઉં અને આવકારદાયક પ્રસંગ તરીકે મૃત્યુને ગણું તો મારો ભાઈ મરી ગયો એ કંઇ આપત્તિ નથી. મૃત્યુનો આપણને ડર લાગે છે તેથી આપણે બીજાઓના મૃત્યુ માટે રૂદન કરીએ છીએ. શરીર નાશવંત છે અને આત્મા અમર છે એમ જાણ્યા જતાં શરીર અને આત્મા છુટા પડતાં હું શોક કેમ કરી શકું? પણ આ સુન્દર અને આશ્વાસન ભર્યા સિદ્ધાન્તમાં સાચી માન્યતા હોય તોજ એ સ્થિતિ પ્રાપ્ત થાય. જેને આમાં શ્રદ્ધા હોય છે તેણે શરીરનું લાલનપાલન ન કરવું ઘટે પણ તેનો નિયંતા બનવું ઘટે. તેણે પોતાની શારીરિક જરૂરીઆતો એવી 'રા-ખવી જોઇએ કે જેથી દેહ દેહી ઉપર અધિકાર ન ભોગવતાં પોતાના તાબામાં રહે.' (૭૫)

દક્ષિણ આફ્રિકાની પોતાની લડતમાં કેટલાક તેમના આશય ન સમજતાં તેમને વિષે વહેમી બની તેમનો જીવ લેશે એવો ભય રખાતો હતો તે વખતે પોતે શું લખે છે?'

'મને જાત સાંભળવાની ભલામણ કરો છો, પણ આપણું શિક્ષણ એવું છે કે જાત (આત્મા) નથી મરતો, નથી મારતો, કે નથી મરાવતો. શરી-રને 'જાત' માની તેને સંભાળવાનું કહો તો તેને શ્રી ભગવાને મોહ કહ્યો છે. હવે મારે શું સંભાળવું? હું તો જાતજ સંભાળીશ એટલે કે તેનું જ્ઞાન બન-તા પ્રયત્ને કરીશ. તેમ કરતાં દેહને જતો કરવા જેટલી તાકાત તો આવવીજ જોઇએ. (૧૦)

બીજા પત્રમાં 'મારે વિષે ચિન્તા કરવાની જરૂર નથી. હું માનું છું કે મારો ભોગ આપવોજ પડશે. (જનરલ) સ્મટ્સ છેવટ સુધી દગો દઈ શકે એવું માનતો નથી. લોકો અધિરા થાય છે, અને તેથી જીંદગી ઉપર ઘા કરવા તલપી રહ્યા છે. તેઓને લાગ મળે છે. તેમ થાય તો સંતોષ માનવાનો છે. જેને હું કલ્યાણ માનું છું તે કરતાં જીંદગીનો ભોગ આ-પવો પડે તો બીજું કુશળ મોત કયું?'

'ગો...ને મરવું યોગ્ય હતું. તો પછી મોતથી જીવ ઉદાસ કેમ થાય? આ દુનિયા ફાની છે. તો પછી મારો જીવ આ દુનિયામાંથી જશે તેમાં હેતુ-ઓની ચિંતા કરવી કેમ ઘટે છે? મરણ પર્યન્ત મારાથી અઘટિત ન થાય એ ઇચ્છવું બસ છે, ને તેમ રખેને થઇ જાય તેની ચિંતા રાખવી ઘટે છે. હું મોક્ષ પામું એવી દશા તો હજુ નથી, પણ એમ માનું છું કે જો મારા વિચારો હાલ જે પદ્ધતિને પામ્યા છે તે વિચારોમાં હું આ શરીર છોડું તો પુનર્જન્મ એવો થાય કે સદ્ય મોક્ષ મળે.' (૧૨)

સરખાવોઃ—

**संसारासक्त चित्तानां मृत्यु भीर्तिभवेन्नृणां।**
**मोदायते पुनः सोऽपि ज्ञानवैराग्यवासिनां॥**

—મૃત્યુ મહોત્સવ.

**તદ્દભવમોક્ષ સંભવે?**

ઉપર કહ્યું કે 'ઇશ્વર પરમાત્મા છે...આ ભવે પણ મોક્ષ સંભવે. આટલું દૃઢ થઈ ગયા પછી આપણે સંશોધન કર્યાજ વાનું છે.' આ વિચાર શ્રીમદ્ રાજચંદ્રે બહુ સ્પષ્ટતાથી અંગત જણાવ્યો છે:—

'આ ભવ વણ ભવ છે નહિ, એજ તર્ક અનુકૂળી,
વિચારતાં પામી ગયા, આત્મધર્મનું મૂળ.
વર્ષ ૧૮-૧૯ (પૃ. ૧૧૩).

**યમનિયમ—**

ઉપર કહ્યું કે આત્મા ઉપરનાં-આવરણો (એટલે કે રાગદ્વેષ) ઉખેડો એટલે તમારી શક્તિ તમેજ જોઈ શકશો અને તેની ચાવી યમનિયમ છે. આ યમનિયમ સંબંધમાં ટુંકામાં તેમણે પોતાના પુત્ર પરના એક પત્રમાં જણાવ્યું છે તે જોઈએ:—

'અહિંસાનું અંગ દયા, અક્રોધ, અમાન વિગેરે છે. સત્યાગ્રહનો પાયો અહિંસા ધર્મ છે. × × (યમનિયમ) -એ વ્રતો પાળવામાંજ હિંદુસ્તાનનો ને આપણો મોક્ષ રહ્યો છે, એમ હું સાક્ષાત્ જોઈ શકું છું.

'અપરિગ્રહ વ્રત પાલવામાં મુખ્ય ધ્યાનમાં રાખવાનું એ છે કે ન જોઇતું કંઇ પણ ન સંઘરવું. ખેતી કરતાં બળદ હશે તો બળદ તથા તેમને લગતો સામાન સંઘરશું. દુષ્કાળનો ભય સદાય હશે ત્યાં દાણા સંઘરશું. પણ બળદની કે દાણાની જરૂર છે કે નહિ એ સવાલ હમેશાં પૂછશું. બધા યમો આપણે વિચાર દશાએ પાળવાના છે, એટલે તેમાં દૃઢતા દિવસે દિવસે વધતી જશે ને નવા ત્યાગો સૂઝતા જશે. ત્યાગની હદજ નથી. જેમ વિશેષ ત્યાગ થશે તેમ આત્માનું દર્શન વિશેષ કરશું. મનની ગતિ પરિગ્રહના ત્યાગ તરફ હશે ને શરીરશક્તિ મુજબ ત્યાગ કરીશું એટલે અપરિગ્રહ વ્રત પાળ્યું ગણાશે.

'તેમજ અસ્તેય વિષે અપરિગ્રહમાં ન જોઇતી વસ્તુના સંગ્રહનો સમાસ થાય છે. અસ્તેયમાં તેવી વસ્તુના ઉપયોગનો સમાસ છે. મને એક પહેરણથી શરીર ઢાંકવાનું બને છતાં હું બે પહેરૂં તો બીજાની મેં ચોરી કરી છે, કેમકે જેનો ઉપયોગ બીજા કરી શકત તે પહેરણ મારૂં ન કહેવાય. જો હું પાંચ કેળાંથી મારો નિર્વાહ ચલાવી શકું તો મારે છઠ્ઠું ખાવું તે ચોરી છે. ધારો કે આપણે બધાને જરૂરના જાણી ૫૦ લિંબુનો પરિગ્રહ રાખ્યો. મને માત્ર બેની જરૂર છે પણ વધારે છે તેથી હું ત્રીજું લઉં છું. તે ચોરી થઇ.

'આમ વિશેષ ઉપયોગ એ અહિંસાવ્રતનો પણ ભંગ કરે છે. જો અસ્તેય ભાવનાથી ઉપયોગ ઘટાડીએ તો આપણામાં ઉદારતા વધે. જો અહિંસા ભાવનાથી ઉપયોગ ઓછો કરીએ તો દયા ભાવના વધે. પ્રાણી-જીવ-માત્રને હંમેશાં આપણે અભયદાન આપીએ તેમાં દયા-પ્રેમ-નું ચિંતવન રહ્યું છે. તે ચિંતવન જે કરશે તેની સામે સ્વપ્ને પણ કોઇ જીવ નહિ થાય એ શાસ્ત્રનો ખાસ નિશ્ચય છે. મારો અનુભવ છે.

'આ બધાં વ્રતોનું સૂત્ર સત્ય છે, મનને છેતરી જે ચોરી હોય તેને અચોરી મનાય, મનને છેતરી પરિગ્રહને અપરિગ્રહ મનાય, એટલે ડગલે ડગલે સત્યને આપણે ઘણા સૂક્ષ્મ વિચારથી પ્રવર્તાવી શકાય. જ્યારે અમુક વસ્તુને સંઘરવી કે નહિ એ વિષે શંકા હોય ત્યારે ન સંઘરવી એ સીધો નિયમ છે. ત્યાગમાં સત્યનો ભંગ નથી. જ્યાં બોલવા વિષે શંકા હોય ત્યાં મૌન રહેવું એ સત્યવ્રતીનું કર્તવ્ય છે.' (૯૪-૯૫).

આ દરેક વ્રત માટે ઘણા વિસ્તારથી સ્પષ્ટ અને સાદી ભાષામાં ગાંધીજીએ જણાવ્યું છે તે અતિ મનનીય અને આચરણીય છે. તેમની અહિંસાએ રાજકીય પ્રકરણમાં પોતાનું જોર ઝૂંકાવ્યું છે અને તેમાંથી ઝરતું અમૃત પોતાના 'નવજીવન'માં પાને પાને ભર્યું છે; અને તે સર્વ વિસ્તારથી ચર્ચવાની ઇચ્છા છે તે બીજા લેખમાં પાર પડી શકશે. વિશેષમાં ગાંધીજી જૈનોને શું સંદેશો આપી રહ્યા છે? જૈનો તેમની પાસેથી શું ગ્રહણ કરી શકે તેમ છે? ગાંધીજીને પોતાના અગ્રનેતા બનાવી તેમના અહિંસાતત્ત્વના પ્રચારમાં કેટલો ફાળો આપી શકે તેમ છે? એ પણ આપણે અન્ય પ્રસંગે ચર્ચીશું. અત્યારે તો શ્રીમન્ મોહનદાસને સંપૂર્ણ બલ, દીર્ઘ આયુષ્ય અને ઉત્તરોત્તર વધતી જતી અપ્રમત્ત દશા પ્રાપ્ત થાઓ કે જેથી તેમના ઉમદા સિદ્ધાન્તોનો વિશ્વમાં વિશેષ પ્રચાર થાય એવું આપણે પ્રભુ પાસે સદૈવ પ્રાર્થના કરી યાચીશું.

મોહનલાલ દલીચંદ દેશાઈ B.A.LL.B.

# વર્ત્તમાન સમસ્યા.

મૈં જબસે પરિવ્રાજક સ્વામી સત્યદેવજીકા લેખ સુનકર ડાકટર બાનાજીકે નામસે પરિચિત હુઆ હૂં તબસે ઉનકો એક બાર મેરે નેત્ર દિખાનેકી આન્તરિક ઇચ્છાથી । ઇન દિનોંમેં મેરે આખોંકા ધુંધલાપન બઢ જાનેકે કારણ શીઘ્રહી બમ્બઇ જાકર ઉક્ત ડાકટર સાહેબસે પરીક્ષા કરાલેનેકા વિચાર કરતાહી થા કિ એકાએક સમાચાર પત્રોમાં વહાંકે જૈની ભાઇયોંમેં પરસ્પર વૈમનસ્ય બઢ કર કલહ કે વિકટ સ્વરૂપ હોનેકા ઔર પુલિસ તકકી સહાયતા લેનેકી નૌબત આ જાને કા સમાચાર સુનકર ચિન્તા સી હુઇથી।

અસ્તુ, મૈં નાગપુર મેલસે રવાના હુઆ ઔર યથા સમય બોરી બંદર સ્ટેસન પહુંચા। પ્લેટફાર્મ પર મેરે મિત્ર ઉપસ્થિત થે। વે મુઝે અપને મોટરસે બંગલેમેં લે ગયે। વહ એક સ્વાસ્થ્યકર સ્થાન થા ઔર શહરસે કુછ માઇલિકે ફાસલે પર થા ઇસી કારણ ડાકટરોંસે આંખેં દિખલાને મેં ૨-૩ દિન લગ ગયે। ઔરભી કઇ કારણોંસે વહાં કઇ દિન ઠહરના પડા। વહાંકે સાધર્મ્મી બન્ધુઓંમેં પહલે હીસે 'દીક્ષા' વિષય પર જો હલચલ મચ રહીથી ઇસ પર પ્રતિદિન સંવાદ પત્રિકાઓં ઔર હેંડબિલોંસે જનતા કે વિચાર ઔર વહાંકી પરિસ્થિતિ મુઝે અચ્છી તરહ ઉપલબ્ધ હોતી રહી। મૈં ભી ઇસ વિષય પર સોચતા રહા ઔર વર્ત્તમાન સમસ્યા પર જો કુછ મેરા અનુભવ હુઆ હૈ વહ દો અક્ષરોં મેં પાઠકોં કે સન્મુખ ઉપસ્થિત કરનેકા સાહસ કિયા હૂં, આશા હૈ કિ હમારે વિચારશીલ પાઠકોં કો અરુચિકર ન હોગા।

સહૃદય બન્ધુગણ સમઝતે હોંગે કિ આજ દીક્ષાકા જો પ્રસ્ન ઉઠા હૈ ઉસકી મીમાંસા અપને આગમાદિ સિદ્ધાન્ત કે વાક્ય પર હી નિર્ભર હૈ ઔર શ્રી વીર પરમાત્માસે લેકર આજ તક જિતને અલ્પવયસ્કોંકો દીક્ષા હુઇ હૈ ઉન દૃષ્ટાન્તોં પર હી યહ પ્રસ્ન હલ હો સકતા હૈ ઔર ઇસ વિષય પર જો ઝગડા છિડા હુઆ હૈ ઉસકા યહીં મુખ્ય કારણ હૈ। પરંતુ હમ યહ કદાપિ સ્વીકાર નહીં કરેંગે। આજ અપને જિતને બડે ૨ કેંદ્ર હૈં જૈસે 'રાજનગર, જામનગર, સૂરત, પાટન, પાલણપુર, રાધનપુર' ચાહે 'જૈન, જૈન જીવન, વીરશાસન' ઇત્યાદિ સર્વત્ર સ્થાન ઔર પત્રિકાઓં મેં ઉપસ્થિત 'દીક્ષા' પ્રસ્ન પર વાદવિવાદ બઢતા જાતા હૈ। 'દીક્ષા' કોહી પ્રધાન રોગ સમઝકર ઉસકે નિદાન ઔર ઔષધિકી ચારોં ઓરસે ચેષ્ટા હો રહી હૈ। મેરે તુચ્છ વિચાર મેં ઇસ રોગકા કૈસાહી નિદાન ક્યોં ન હો, કૈસીહી કડી સે કડી ઔષધિ ક્યોં ન સેવન કરાઇ જાય, યહ રોગમુક્તકી કદાપિ આશા નહીં હૈ। કારણ રોગ દૂસરા હી હૈ, યહ વ્યાધિ કોઇ વ્યક્તિગત, સ્થાનજ, ધાર્મિક યા સામાજિક નહીં હૈ। યહ સમયકા જ્વલન્ત ઉદાહરણ હૈ। આજ આપ જિસ ઓર આંખેં ખોલકર દેખેં વહીં સમયકા ફોટો ખિંચા હુઆ મિલેગા। જો સજ્જન અસલી સ્વરૂપકો ભૂલકર ચાહે નામવરીકે લિયે ચાહે અંધ વિશ્વાસસે અથવા બહકાનેસે ગરડિયા પ્રવાહકી તરહ અંધ સત્તાકો સરધેંગે વે થોડે હી કાલમેં અવશ્ય ઠોકર ખાયંગે। મૈં કોઇ પક્ષકી બાતેં પુષ્ટ કરનેકો યહ લિખનેકા પ્રયાસ નહીં કિયા હૂં બલ્કિ અપને શ્રી સંઘકી સાધુ સાધ્વી, શ્રાવક શ્રાવિકાઓંકી શક્તિ, સમય ઔર અર્થ, અયથા નષ્ટ હોતે દેખકર સમય રહતે અપના વિચાર પ્રગટ કરના કર્ત્તવ્ય સમઝ કર હી ધૃષ્ટતા કિયા હૂં। દેખિયે! છોટે બડે સભાંકી દીક્ષા બરાબર હોતી ચલી આતીથી, ફિર આજ ઐસા પ્રસ્ન ક્યોં ઉઠા? મેરા વહી એક ઉત્તર હૈ કિ સમય કે કારણ હી આજ યહ તૂફાન ઉઠા હૈ, યહ દલબન્દિયા હો રહી હૈં, લડને કે લિયે કોષ સંગ્રહ હો રહે હૈં, યહાં તક કી ધર્મકથાઓં મેં ભી વહી દન્તકથા સુની જાતી હૈ। વ્યાખ્યાનમેં નાના પ્રકાર કટાક્ષપૂર્ણ જોશીલે ભાષણ હો રહે હૈં ઔર જનતા ઇસી પર અપના મહત્વ સમઝ રહી હૈ।

મૈં જબ બમ્બઇમેં થા સુના કિ પરસ્પર મેં સમઝૌતે કે લિયે દોનોં પક્ષસે નિર્દિષ્ટ સંખ્યક મેમ્બર ચુનાવ હોકર વે લોગ કલહકા અંત કરેંગે। એસે

સરલ પ્રસ્તાવકો કાર્ય રૂપમેં પરિણત કરનેકી ચેષ્ટા ભી હોતી રહી પરંતુ યહાં તો રોગ દૂસરાહી થા, કોઈભી આશાપ્રદ શાન્તિ માર્ગ દિખાઇ ન પડા। દેખિયે! આજ સભી સમાજ, સભીધર્મવાલે 'બાબા વાક્યં પ્રમાણમ્' કા હઠ છોડકર ઉન્નતિ કે પથ પર અગ્રસર હો રહે હૈં। ચાહે કિસી સ્થાનકે કોઈ સાધર્મી બન્ધુ અથવા કિસી ગચ્છકે કોઇભી આચાર્ય, કિસીભી જૈનાગમ કે કોઇભી મૂલ યા ટીકાઓંકી ઓટમેં સમય'કે વિરુદ્ધ કુછભી સફલતા પ્રાપ્ત નહીં કર સકેંગે। યદિ કિસીકો ઇસ સિદ્ધાન્ત કે વિપરીત વિશ્વાસ હો તો ઉનકા ભ્રમ હૈ। વે ધોખા ખાયગે। ઇસિ વિષય પર એક હી સિદ્ધાન્તકો સ્મરણ રખિયે કિ સમય કભીભી અન્યાયકા સ્રોત નહીં બહાતા। જિસ સમય લોગ અપને ૨ કર્ત્તવ્ય સમઝેંગે, દૂસરોં કે હકોં પર ધાવા નહીં ડાલેંગે, સ્નિગ્ધ મસ્તિષ્કસે જનતાકા મૂલ સિદ્ધાન્ત આંખેં ખોલ કર દેખેંગે તો હસ્તામલક વત્ સ્વયંશાન્તિ હો જાયગી; પુનઃ પૂર્ણ શક્તિ ઔર બલ પ્રાપ્ત હોગા। યહ સમય ભવિષ્યકે અંધકારમેં હૈ। યદિ વર્ત્તમાનમેં રોગકી અવધિ દીર્ઘ-વ્યાપી હોગી તો ન જાને દિનો દિન કૈસે ૨ નયે ઉપસર્ગ ખડે હોતે જાંયગે। નયે ૨ સ્થાનોં મેં ભી વિકટ સ્થિતિ દિખાઈ દેગી ઔર સમઝૌતે કે બૈઠકોં કા કોઇભી ફલ ન હોગા ઔર જબ અવધિકે અંત કા સમય સમીપ રહેગા ઉસ સમય અનાયાસસે પૂર્ણ શાન્તિ પ્રાપ્ત હો જાયગી।

અંતમેં પરમાત્માસે પ્રાર્થના હૈ કિ શ્રી સંઘ કે વર્ત્તમાન એસી સંકટમય સમસ્યા કે સમય પારસ્પરિક ઇર્ષ્યા ઔર દ્વેષભાવકો દૂર હઠાદેં ઔર સમયાનુકૂલ વિચારકી શક્તિ દેકર શ્રી સંઘ કે મહત્વકો અક્ષુણ્ણ રક્ખેં।

કલકત્તા — નમ્ર નિવેદક
તા. ૩૦-૮-૨૮ — પૂરણચંદ નાહર.

---

# "ઉત્તર હિંદમાં જૈનધર્મ—ઈ. સ. પૂર્વે ૮૦૦ થી ઈ. સ. પછી પરદ"

કર્ત્તા—રા. ચીમનલાલ જેચંદ શાહ એમ. એ.

## અનુક્રમણિકા.

**પ્રાસ્તાવિક—પૃ. ૧-૧૩**

જૈનધર્મ એ પુરાતત્વની એક નહિ ખેડાયેલી શાખા—બૌદ્ધધર્મે પાશ્ચાસ વિદ્વાનોનું પ્રથમ ધ્યાન ખેંચ્યું—ખોટા ઉલ્લેખોનાં કેટલાંક ઉદાહરણો—ભૂલથી બૌદ્ધ ધર્મની એક શાખા તરીકે મનાયો-ઉત્તર હિંદના જૈનોના ઇતિહાસનું કંઇજ ન થયેલું સંશોધન-ઉત્તર હિંદના ઇતિહાસની દ્રષ્ટિએ એની ઉપયોગિતા—સાહિત્ય, કળા વિગેરે ક્ષેત્રોમાં આપેલો સામાન્ય કિંમતી ફાળો—"ઉત્તરહિંદ" ની મર્યાદા.

**પ્રકરણ પહેલું—૧૪-૩૪**

**મહાવીર પહેલાંનો જૈન ધર્મ.**

જૈન ધર્મ એટલે શું?—એનું મૂળ-અર્વાચિન સંશોધનની દ્દષ્ટિ કરતાં ચાલી આવતા મન પ્રમાણે વધુ જુનો-ઐતિહાસિક વ્યક્તિઓ તરીકેની પાર્શ્વ અને મહાવીરની ગણના-પાર્શ્વની ઐતિહાસિકતાના પુરાવાઓ-પાર્શ્વ અને મહાવીરના ધર્મનો સંબંધ-બૌદ્ધ અને હિન્દુ સાહિત્યમાં જૈન ધર્મ બાબતના ઉલ્લેખો-જૈન ધર્મની પુરાતનતા વિષે અત્યારના વિદ્વાનો—

**પ્રકરણ બીજું—૩૫-૧૪૭**

**મહાવીર અને તેનો સમય.**

પોતાના પૂર્વજ પાર્શ્વ પછી ૨૫૦ વર્ષે-હિંદમાં ધર્મ બાબત જબરૂં મંથન-બ્રાહ્મણોની વધતી જતી અસરનું જણાવું-ધર્માધિકારી મંડલોની અમર્યાદિત સત્તાનો તથા સમાજમાં ચાલુ કટ્ટર જાતિભેદનો મહાવીર તથા બુદ્ધના પ્રગટ થતાં અંત આવ્યો-હિંદના આ બળવા પાછળ બ્રાહ્મણો સામે તીરસ્કાર જેવું કંઇ નહોતું-આતો લોકોના માનસમાં તથા એમની દ્દષ્ટિમાં થઈ રહેલું હળવું પરિવર્તન હતું.

આવા જબરા મંથનકાળમાં મહાવીરનું આવવું-જૈન ધર્મનો પ્રજાજીવનમાં ધીમે ધીમે પ્રવેશ થવો-સામાન્ય દૃષ્ટિએ જૈન ધર્મ-મહાવીરનું જીવન-ગર્ભનો બદલો-આ હકિકત પાછળ રહેલી વસ્તુનો ખુલાસો-મહાવીરના માતપિતા પાર્શ્વના પૂજનારા અને શ્રમણોના અનુયાયીઓ-ત્રીશ વર્ષ સુધી મહાવીર ગૃહસ્થાશ્રમી-બાર વર્ષ સાધુ તરીકે ફર્યા-પ્રથમ તેર માસ સુધી કપડાં રાખ્યાં-મહાવીરની નગ્નતા અને જૈન શાસ્ત્રોનો ખુલાસો-એમનું ભ્રમણ ઘણા પ્રદેશોમાં થયું-બેતાલીશ વર્ષે કેવલી થયા-ત્રીશ વર્ષ સુધી જૈન ધર્મમાં સુધારક તરીકે રહ્યા-૭૨ વર્ષની ઉંમરે કાળ કર્યો-મહાવીરનો નિર્વાણ સમય.

મહાવીરનો સુધારેલો જૈન મત-જૈનોની દૃષ્ટિએ સૃષ્ટિની ઉત્પત્તિ-સમજી શકાય તેવા પ્રથમ કારણમાં ન માનનારા-જેને જૈનો શ્રદ્ધાપૂર્વક માને છે તેનાં ખાસ લક્ષણો-જિનો જૈનોના આધ્યાત્મિક નેતાઓ-જીવ, અજીવ, પાપ, પુણ્ય, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષ-મોક્ષ એ જીવને બહાર મેળવવાની વસ્તુ નથી. કર્મબંધનોથી છુટા થવું એટલે મોક્ષ-મોક્ષનો માર્ગ ત્રણ રત્નો દ્વારા છે-મુક્ત આત્મા ઇશ્વરનાં બધાંય લક્ષણો અનુભવે છે-સર્વજ્ઞો તીર્થંકરો કહેવાય છે-જૈન ધર્મના કેટલાંક મુખ્ય લક્ષણો-અહિંસાનો આદર્શ-અહિંસા કોઇની ફરજોની આડે એમ નહિ-વિશ્વવ્યાપી પ્રેમ અને ભ્રાતૃભાવ એ અહિંસાનાં પરિણામો-વિશ્વભાવના એ જૈનદર્શનનું મુખ્ય લક્ષણ-જૈનોની ઉદારતા અને પ્રજા તંત્રીય સંસ્થા-સામાયિક અને પ્રતિક્રમણ એ બે આવશ્યક ક્રિયા-જૈનોનો સ્યાદ્વાદ-હિંદના ન્યાયશાસ્ત્ર ખાતે ખાસ ફાળો-સ્યાદ્વાદ એ સંશયવાદ નથી.

જૈનધર્મમાં પડેલા મુખ્ય ભેદો-જૈનધર્મના સાત નિન્હવો-મહાવીરનો મુખ્ય અને મહાભયંકર પ્રતિસ્પર્ધી ગોશાળ-હિંદના તે વખતના મંથનકાળનું પરિણામ તે ગોશાળ-તે સમયના ધાર્મિક ઉત્સાહના ઉછાળામાં મંખલીપુત્તનું સ્થાન-ડૉ. બરૂઆ અને આજીવિકો-મહાવીરના જૈનધર્મ ઉપર ગોશાળની અસર-ગોશાળના અવસાનની તારીખ-ઐતિહાસિક દૃષ્ટિએ આજીવિકો-જૈનધર્મમાં બીજો મહત્વનો ભેદ-આ ભેદ બાબત શ્વેતાંબરી અને દિગંબરી કથનો-ભેદના સમય બાબત બંનેનું સામાન્ય મળતાપણું-ભેદનું મૂળ કારણ-સાધુતાની ખાસ આવશ્યકતા નગ્નતા?-જૈનો અને નગ્નતા-મથુરાના શિલ્પો અને આ મોટો ભેદ-ઈ.સ. ની શરૂઆત સુધીમાં આવા ભાગલા હયાતીમાં નહિ-વલભીની પરિષદ્‌ના સમયે છેવટનું જુદાપણું-સ્થાનકવાસી અને બીજા જૈનધર્મમાં પડેલા ભેદો-ભેદો પાડવા એ જૈનોની ખાસીયત-જૈનોની હયાતીનાં કારણો-જૈનોની સ્થિતિચુસ્તતા અને એમનું ભાવિ.

**પ્રકરણ—ત્રીજું—૧૪૭-૨૬૯.**

**રાજ્યવંશી કુટુંબોમાં જૈનધર્મ—ઈ. સ. પૂર્વ ૮૦૦ થી ઈ. સ. પૂર્વે ૨૦૦.**

પાર્શ્વનો સમય—કાશીના રાજા અશ્વસેનના પુત્ર-કુશસ્થલના પ્રસેનજિત રાજાના કુટુંબમાં લગ્ન થયાં-બંગાળમાં સમ્મેત શીખર ઉપર કાળ કર્યો-પાર્શ્વના સમય માટે જૈન સાહિત્ય સિવાય બીજું કંઈ નથી. ઐતિહાસિક અને સાહિત્યની દૃષ્ટિએ આ સાહિત્યની ઉપયોગિતા અને મહત્તા-પાર્શ્વના સમયમાં રજવાડાઓની મદદ-મહાવીર સમય કરતાં ઓછી નહિ-પાર્શ્વથી મહાવીર સુધી કંઈ સાધન નથી. લગભગ ૨૫૦ વર્ષનું અંધારૂં-છતાં જૈનધર્મ એક જીવંત ધર્મ હતો-મહાવીરનો સમય-એના પિતા સિદ્ધાર્થ જ્ઞાતૃ વંશના ક્ષત્રિય-વિદેહનો, લિચ્છવીઓ, જ્ઞાતૃકો અને વજ્જીઓનો વજ્જીયા લિચ્છવી સંઘ-મલ્લકી જાતો અને કાશી કોસલના ગણરાજાઓ સાથેનો એ લોકોનો સંબંધ-આ બધા વંશો મહાવીર યા એમના ધર્મની અસર હેઠળ આવેલા-મહાવીર અને એમનો વિદેહનો સાથેનો સંબંધ-મહાવીર અને એમનો લીચ્છવીઓ સાથેનો સંબંધ-મહાવીરની માતા ત્રિશલા એક લીચ્છવી રાજ્યપુત્રી-વૈશાળી તે લીચ્છવીઓનું મુખ્ય ધામ-ચેટક વૈશાળીનો રાજા-પ્રભાવતી, પદ્માવતી, મૃગાવતી, શિવા, જ્યેષ્ઠા, સુજ્યેષ્ઠા અને ચેલ્લના ચેટકની પુત્રીઓ-આમાંની ૭ રાજ્યવંશોમાં પરણાવેલી-એક સાધ્વી થઈ-આ બધા રાજ્યવંશોનો જૈનધર્મ સાથેનો સંબંધ-આ પ્રમાણે

લીચ્છવીઓ દ્વારા સૌવિર, અંગ, વત્સ, અવન્તિ, વિદેહ, અને મગધ કે જે તે વખતનાં મોટાં રાજ્યો ગણાતાં તેમાં મહાવીરના ધર્મનો પ્રસાર થયો-જૈન સાહિત્યમાં લીચ્છવીઓ બાબતના બીજા કેટલાક ઉલ્લેખો-વેદેહનોની માફક તે લોકો પણ જૈનો હતા -કુંડગ્રામ અને વૈશાલી વચ્ચેનો સંબંધ-જ્ઞાતૃકો અને જૈનો-જ્ઞાતૃક વંશનો ઉમદા સીતારો તે મહાવીર-જ્ઞાતૃકો પાર્શ્વના અનુયાયીઓ-આથી સ્વાભાવિક રીતેજ એમના ઉપર નાતપુત્તના સિદ્ધાંતોની સારી અસર પડેલી-વીજ્જીઓ અને જૈનધર્મ એકંદર રીતે રીતે જોતાં વજ્જયન યા લીચ્છવી સંઘ મહાવીરના દર્શનને સારા ટેકા રૂપ હતા-મલ્લકીઓ અને મહાવીરના સીદ્ધાંતો-કાશી-કોસલના ગણરાજાઓ અને તે લોકોનો મહાવીર પ્રત્યેનો પ્રેમ.

આમ સોળ મોટાં રાજ્યો (મહાજનપદો)માંથી ઘણા ખરા જૈન ધર્મની અસર. નીચે આવેલા-મગધના સામ્રાજ્યની ચઢતી-જૈન ઇતિહાસની દષ્ટિએ મગધની ભૌગોલિક તથા ઐતિહાસિક ઉપયોગિતા-મગધમાં રાજ્ય કરી ગયેલા જુદા જુદા વંશો-શૈશુનાગો અને મગધનું સામ્રાજ્ય-શૈશુનાગોના આધિપત્ય હેઠળ જૈનધર્મ-નન્દો અને મગધનું સામ્રાજ્ય-નન્દોની હેઠળ જૈનોની સ્થિતિ-ચાણક્યદ્વારા મૌર્યોની ચઢતી-મૌર્યોની હેઠળ મગધના સામ્રાજ્યનો વિસ્તાર-મૌર્યોના રાજ્યમાં જૈન ધર્મની પ્રગતિ-મગધની પડતી અને કલિંગની ચઢતી.

---

## પ્રકરણ ચોથું—૨૭૦-૩૨૬.
## કલિંગદેશમાં જૈનધર્મ.

કલિંગદેશમાં જૈનધર્મ એટલે ખારવેલના સમયનો જૈનધર્મ-હાથીગુમ્ફાનો શિલાલેખ એજ એક ઐતિહાસિક સાધન-જૈન-ઈતિહાસની દ્રષ્ટિએ ઓરીસ્સાનું મહત્વ-હાથીગુમ્ફાના શિલાલેખની આજુબાજુના ખંડેરો-ઉદયગિરિ અને ખંડગિરિના બંને પર્વતો ઇ. સ. પૂર્વેની બીજા અને ત્રીજા સૈકાની ગુફાઓથી પથરાએલા છે-સતબખર, નવમુનિ અને અનન્ત ગુફાઓ-બાર ભુજા, ત્રિશૂલ અને લાલટેન્ડુ કેસરી ગુફાઓ-ઉદયગિરિ ઉપરની ગુફાઓ-રાની અને ગણેશ ગુફાઓ-જયવિજય, સ્વર્ગપુરી, ટાઇગર અને સર્પન્ટ ગુફાઓ-આ છુટાં છવાયાં ખંડેરોની ઐતિહાસિક ઉપયોગિતા-પાર્શ્વને અપાયેલું આધિપત્ય હાથીગુમ્ફાનો શીલાલેખ-આ શિલાલેખની ઐતિહાસિક તવારીખની દષ્ટિએ ઉપયોગીતા-ખારવેલનો સમય-શિલાલેખની વસ્તુ-ખારવેલની ૩૫ લાખની પ્રજા-ખારવેલનું રાજ્યદ્વારી જીવન-આન્ધ્રરાજ શતકર્ણિ સામે મોટું લશ્કર મોકલાવ્યું. શતકર્ણિ હરાયો નહિ, પરંતુ મુષિક રાજ્યધાની કબજે કરી-પોતાના રાજ્યના ચોથા વર્ષે રાષ્ટ્રિકો અને ભોજકોને હરાવ્યા. મગધ ઉપર ચઢાઇ કરી-ઉત્તરપંથના રાજાઓમાં હાહાકાર વર્તી ગયો-નન્દ રાજા લઇ ગયેલા કલીંગના જિન નામની પ્રતિમા ઘેરા લાવ્યો-બ્રહસતીમિત્ર અને પુષ્ય મિત્રનું એક હોવું-કલિંગમાં જૈનધર્મની પુરાતનતા-જૈનધર્મ અને તેમાં ખારવેલનો ફાળો-યાપ ગુરૂઓને દાનો-જીવ અને દેહ તાત્વિક અભ્યાસ તરફ એનો પ્રેમ-ઉપસંહાર.

---

## પ્રકરણ પાંચમું—૩૩૭-૩૬૬.
## મથુરાના શિલાલેખો.

ખારવેલ પછી મહત્વનો બનાવ તે મથુરાના શિલાલેખો-વચલો સમય ખાલી નથી-ઉજ્જયીનીનો વિક્રમાદિત્ય-વિક્રમનો સંવત અને સિદ્ધસેન દિવાકર-વિક્રમના પૂર્વજ ગર્દભિલ્લ-કાલિકાચાર્ય અને ગર્દભિલ્લ-કાલિકાચાર્ય અને પ્રતિષ્ઠાનપુરનો સાતવાહન-સિદ્ધસેન દિવાકર અને તેનો વખત-પાદલિપ્તાચાર્ય અને એમને અંગેની કેટલીક વાતો-વિક્રમની હયાતી અને જૈન સાહિત્યની ઐતિહાસિકતા-જૈનોનું પશ્ચિમ તરફનું પ્રયાણ-મૌર્યોના સમયથી મથુરાના શિલાલેખોના સમય સુધીની ઉત્તર હિંદના ઇતિહાસની ભૂમિકા-મથુરાના શિલાલેખોની ઐતિહાસિક ઉપયોગિતા-મથુરાના જૈન લેખોનું મૂળ કંકાલીટીલા-જુનામા જુનો શિલાલેખ-મથુરાના સત્રપો સાથે સંબંધ ધરાવતા શિલાલેખો-સત્રપોએ ઉપયોગમાં લીધેલો

સંવત્-પ્રાચીન એ મથાળા હેઠળ મૂકાયેલા બીજા કેટલાક શિલાલેખો-સંવતવાળા અને વગરના કુશાન લેખો-દેવોએ બંધાવેલો વોડવ સ્તૂપ-જૈન ઇતિહાસની દ્રષ્ટિએ મથુરાના શિલાલેખોની ઉપયોગિતા-શિલાલેખોની ભાષા.

---

## પ્રકરણ છઠું—૩૬૭-૩૯૧.

## ગુપ્તકાળમાં જૈનધર્મની સ્થિતિ.

કુશાન સમયથી ગુપ્તો આવ્યા ત્યાં સુધીની ઐતિહાસિક ભૂમિકા-ગુપ્ત સામ્રાજ્યની મર્યાદા-ગુપ્ત કાળમાં ધર્મની પરિસ્થિતિ-જૈનો તરફની ગુપ્તોની લાગણીના શિલાલેખી પુરાવા-કુમારગુપ્ત અને મથુરાના બીજા બે શિલાલેખો-ગુપ્ત સંવત-ગુપ્તો સાથે સંબંધ ધરાવતા બીજા બે લેખો-કુમારગુપ્ત પહેલાનો ઉદયગીરી ગુફાનો લેખ-સ્કન્દગુપ્ત પહેલાનો કહાઉનો સ્તંભ પરનો લેખ-કુવલયમાલા અને ગુપ્ત સમયનો જૈન ઇતિહાસ-ગુપ્તકાલમાં જૈનધર્મ એક જીવંતધર્મ-વલભીઓ ચઢતી અને ગુપ્તોનું પતન-વલભીવંશ ચોથો રાજા ધ્રુવસેન પહેલો-ધ્રુવસેન અને જૈન ઇતિહાસના unrecorded period નો અંત.

---

## પ્રકરણ સાતમું—૩૯૨-૪૩૯,

## ઉત્તરનું જૈન સાહિત્ય.

પ્રાસ્તાવિક ઉદ્દગારો—જૈનોના સિદ્ધાન્ત-શ્વેતાંબર શાસ્ત્ર વિષે દિગંબરોનો મત-પાટલીપુત્રની પરિષદ-વલ્લભીની બીજી પરિષદ-શ્વેતાંબરની તરફની કેટલીક ભૂમિકાઓ-જૈનશાસ્ત્ર પાછળા સમયની રચના નથી. ૧૪ પૂર્વો-૧૨ અંગો-૧૨ ઉપાંગો-૧૦ પઇન્ના-૬ છેદસૂત્રો-૪ મૂલસૂત્રો-૧૨ બીજા ગ્રંથો-જૈન શાસ્ત્રોની ભાષા-શાસ્ત્રો સિવાયના જૈન સાહિત્યના બે વિભાગો ટીકા સાહિત્ય કે જે નિર્યુક્તિ તરીખે ઓળખાય છે અને બીજા સ્વતંત્ર ગ્રંથો-પ્રથમ ટીકાકાર તે ભદ્રબાહુ-મહાવીરના સમયના ધર્મદાસ ગણી-જૈન સાહિત્યના બે જાણીતા સીતારા તે સિદ્ધસેન દીવાકર અને પાદલિપ્તાચાર્ય-એ બન્નેના ગ્રંથો-ઉપસંહાર.

---

## પ્રકરણ આઠમું—૪૪૦-૪૬૮.

## ઉત્તરની જૈનકળા.

સ્થાપત્યમાં જૈનધર્મની મોટાઈ જણાઇ આવે છે. કેટલાક સ્થાપત્યના તથા ચિત્રોના નમુના આપણા સમયની બહારના છે-આપણા સમયના-હિંદીકળાની કેટલીક ખુબીઓ-ધર્મ દષ્ટિએ કળાના વિભાગો કરવા તે ખામી ભર્યું-બધી હિંદુ કળાજ ધાર્મિક છે-ઓરીસ્સાની ગુફાઓ-એની કળાની દ્રષ્ટિએ ઉપયોગિતા-જૈનોમાં સ્તૂપ પૂજા જૈનોમાં મૂર્તિપૂજા-જૈન મૂર્તિનું સ્વરૂપ-મથુરાનાં જૈન ખંડેરો-કેટલાક સામાન્ય ઉદ્ગારો-મથુરાના આયાગપટો-દેવોએ બંધાવેલો વોડવ સ્તૂપ-મથુરાનું 'તોરણ' સ્થાપત્ય-હરિણગમેશની પ્રવૃત્તિ દેખાડતું શિલ્પ-ઉપસંહાર.

---

ઉપસંહાર—૪૬૯-૪૭૧.

વાંચેલાં પુસ્તકોની નોંધ—૪૭૨-૫૦૫.

પરિશિષ્ટ ખારવેલનો લેખ.

---

'ઉત્તર હિંદમાં જૈનધર્મ' એ નામનો નિબંધ લખી રા. ચિમનલાલે M. A. ના પહેલા વર્ગની ડીગ્રી મેળવી છે અને તે પ્રકાશ કરવા લાયક છે એ વાત અમે અગાઉ જણાવી હતી; તથા તેમાં શું હકીકતો સમાવી છે તે ટૂંકમાં જણાવવાનું વચન આપેલું હતુ તે વચન આ અનુક્રમણિકા આપી પૂરૂં કરીએ છીએ. આના પ્રકાશન માટે જૈન એસોસિએશન ઓફ ઇંડિયા, શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી વગેરે સાથે પત્રવ્યવહાર અને વાટાઘાટ ચાલે છે અને આશા છે કે તેનું પરિણામ સંતોષકારક આવશે. **તંત્રી.**

# श्री वादिदेवसूरिकृत प्रमाणनयतत्त्वालोकालंकारः

અનુવાદકઃ—મોહનલાલ ભગવાનદાસ ઝવેરી સોલિસિટર.

ગત જ્યેષ્ઠના અંક પૃ. ૪૧૩ થી ચાલુ.

## अथ षष्ठः परिच्छेदः

यत्प्रमाणेन प्रसाध्यते तदस्य फलम् ।१।
तद्द्विविधमानन्तर्येण पारम्पर्येण च । २ ।
तत्रानन्तर्येण सर्वप्रमाणानामज्ञाननिवृत्तिः फलम् ।३।
पारम्पर्येण केवलज्ञानस्य तावत्फलमौदासीन्यम् ।४।
शेषप्रमाणानां पुनरुपादान हानोपेक्षाबुद्धयः ।५।
तत्प्रमाणतः स्याद्भिन्नमभिन्नं च प्रमाणफलत्वान्यथानुपपत्तेः ।६।
उपादानबुध्ध्यादिना प्रमाणाद्भिन्नेन व्यवहितफलेन हेतोर्व्यभिचार इति न विभावनीयम् ।७।
तस्यैकप्रमातृतादात्म्येन प्रमाणादभेद व्यवस्थितेः ।८।
प्रमाणतया परिणतस्यैवात्मनः फलतया परिणतिप्रतीतेः ।९।
यः प्रमिमीते स एवोपादत्ते परित्यजत्युपेक्षते चेति सर्वसंव्यवहारिभिरस्खलितमनुभवात् ।१०।
इतरथा स्वपरयोः प्रमाणफलव्यवस्थाविप्लवः प्रसज्ज्येत ।११।
अज्ञाननिवृत्तिस्वरूपेण प्रमाणादभिन्नेन साक्षात्फलेन साधनस्यानेकान्त इति नाशङ्कनीयम् ।१२।
कथञ्चित्तस्यापि प्रमाणाद्भेदेन व्यवस्थानात् ।१३।
साध्यसाधनभावेन प्रमाणफलयोः प्रतीयमानत्वात् ।१४।
प्रमाणं हि करणाख्यं साधनम्, स्वपरव्यवसितौ साधकतमत्वात् ।१५।
स्वपरव्यवसितिक्रियारूपाज्ञाननिवृत्त्याख्यं फलं तु साध्यम् प्रमाणनिष्पाद्यत्वात् ।१६।
प्रमातुरपि स्वपरव्यवसितिक्रियायाः कथञ्चिद्भेदः ।१७।
कर्तृक्रिययोः साध्यसाधकभावेनोपलम्भात् ।१८।
कर्ता हि साधकः स्वतन्त्रत्वात्; क्रिया तु साध्या, कर्तृनिर्वर्त्यत्वात् ।१९।
न च क्रिया क्रियावतः सकाशादभिन्नैव, भिन्नैव वा; प्रतिनियतक्रियाक्रियावद्भावभङ्गप्रसङ्गात् ।२०।
संवृत्त्या प्रमाणफलव्यवहार इत्यप्रमाणिकप्रलापः, परमार्थतः स्वाभिमतसिद्धिविरोधात् ।२१।
ततः पारमार्थिक एव प्रमाणफलव्यवहारः सकलपुरुषार्थसिद्धिहेतुः स्वीकर्तव्यः ।२२।

## છઠ્ઠો પરિચ્છેદ.

[ આ પરિચ્છેદમાં ચર્ચા મુખ્યત્વે હેત્વાભાસ સંબંધી છે, તે આ પ્રમાણેઃ-હેત્વાભાસ ત્રણજ છે; અસિદ્ધ, વિરુદ્ધ, અનૈકાન્તિક-વધારે નથી તેનું યુક્તિ પુરઃસર પ્રતિપાદન; હેત્વાભાસના ઉપભેદો. સામાન્યતઃ પ્રમાણ અને તેનાં ફલ, બન્નેનો ભેદાભેદ, તથા પ્રમાણને લગતા સર્વ પ્રકારના આભાસોની ચર્ચા છે. ]

**પ્રમાણફલ**—(પ્રત્યક્ષાદિ કોઈ પણ) પ્રમાણથી જે (અજ્ઞાન નિવૃત્તિ આદિ) સાધવામાં આવે તે એ (પ્રમાણ)નું ફલ. ૧.

પ્રમાણના લક્ષણ સંખ્યા તથા વિષય દર્શાવી હવે ફલ કહે છે.

**ફલના બે પ્રકાર**—સાક્ષાત્-નિકટ અને પરંપરાનું-દૂરનું એમ તે (ફલ) બે પ્રકારનું હોય છે. ૨.

**સર્વ પ્રમાણનું સાક્ષાત્ફલ**—તે (બે પ્રકારો) માં સર્વ પ્રમાણનું સાક્ષાત્-અનન્તર ફલ અજ્ઞાન-નિવૃત્તિ છે. ૩.

સંશય, વિપર્યય, અનધ્યવસાય આદિ જ્ઞાનની અનિશ્ચિતતાની એટલે અજ્ઞાનની નિવૃત્તિ અર્થાત્ સ્વ તથા પરનો નિશ્ચય એજ સાક્ષાત્ ફલ સમજવું. સરખાવો પ્રમાણ-

મીમાંસા "फलमर्थप्रकाशः" ૧-૧-૩૫ તથા "अज्ञाननिवृत्तिर्वा" ૧-૧-૩૬

**કેવળ જ્ઞાનનું પરંપરાનું ફલ**——કેવળ જ્ઞાનનું તો પરંપરાએ ફલ ઉદાસીનતા છે. ૪.

હેય સંસાર અને તેનાં કારણનો ત્યાગ કરેલો હોવાથી અને ઉપાદેય મોક્ષ અને તેનાં કારણનો અંગીકાર કરેલો હોવાથી કેવલિઓ સિદ્ધ પ્રયોજન છે, તેથી તેઓને વિવિધ પદાર્થો અનુભવતાં પણ ઉપેક્ષાબુદ્ધિ અર્થાત્ માધ્યસ્થ્યજ રહે છે. બીજી રીતે કહીએ તો રાગ અને દ્વેષનો ક્ષય કરેલો હોવાથી તેઓને માધ્યસ્થ ભાવજ રહે છે. સરખાવો

न्यायावतार श्लोक २८–

प्रमाणस्य फलं साक्षादज्ञानविनिवर्त्तनम् ।
केवलस्य सुखोपेक्षे शेषस्यादानहानधीः ॥

અત્ર ઉપેક્ષા ઉપરાંત કેવળજ્ઞાનના પારંપરિક ફલ તરીકે સુખનો નિર્દેશ કરવામાં આવ્યો છે. પછીના નૈયાયિકોએ તેનો નિર્દેશ કર્યો નથી. એમ કલ્પના થઇ શકે છે કે શ્રી સિદ્ધસેન દિવાકરે બહિરંગ–બાહ્ય દૃષ્ટિથી તેમજ અંતરંગ–આંતર દૃષ્ટિથી ઉપેક્ષા અને સુખનો કેવળજ્ઞાનના ક્રમિક ફલરૂપે ઉલ્લેખ કર્યો હશે અને પછીના નૈયાયિકોને આ અંતરંગ ફલનો નિર્દેશ ઉપયોગી ન લાગવાથી મૂકી દેવાયો હશે. જુઓ आप्तमीमांसा श्लोक १०२–

उपेक्षा फलमाद्यस्य शेषस्यादानहानधीः ।
पूर्वावाऽज्ञाननाशो वा सर्वस्यास्य स्वगोचरे ॥

અત્ર ઉક્ત બે શ્લોકોની સરખામણીથી શ્રી સમંતભદ્ર શ્રી સિદ્ધસેન દિવાકર પછી થયલા હોવાનું અનુમાન થાય છે તે જણાવી દેવું અસ્થાને નહિ ગણાય.

**બાકીનાં પ્રમાણોનું પારંપરિક ફલ**-(કેવળ જ્ઞાન સિવાય) બાકીનાં પ્રમાણોનું તો (પરંપરાએ) ગ્રહણ, ત્યાગ તથા ઉપેક્ષાબુદ્ધિરૂપ ફલ છે. ૫

સરખાવો प्रमाणमीमांसा–"अवग्रहादीनां वा क्रमोपेक्षजननधर्माणां पूर्वपूर्वं प्रमाणमुत्तरमुत्तरं फलम्" તથા "हानादिबुद्धयो वा" ૧૭–૪૦, ૪૧

**પ્રમાણ અને તેનાં ફલનો ભેદાભેદ**—તે (ફલ) પ્રમાણથી કદાચ ભિન્ન અને કદાચ અભિન્ન હોય છે, કારણકે અન્યથા પ્રમાણફલપણું ઘટતું નથી. ૬.

પ્રમાણ અને ફલનો એકાન્ત ભેદ કે અભેદ કહેવાવાળા નૈયાયિક તથા બૌદ્ધોનું અત્ર ખંડન છે. નૈયાયિક એકાન્ત ભેદ માને છે અને બૌદ્ધો એકાન્ત અભેદ માને છે.

**હેતુના વ્યભિચારની શંકાનો નિષેધ**—પ્રમાણથી ભિન્ન ઉપાદાન બુદ્ધિ આદિરૂપ વ્યવહિત ફલથી હેતુનો વ્યભિચાર છે એમ ધારવું નહિ, ૭.

નૈયાયિક હેતુનો વ્યભિચાર છે એવી શંકા કરે છે તેનો અત્ર પ્રતિષેધ છે. પ્રતિષેધનો હેતુ નીચેના સૂત્રમાં દર્શાવ્યો છે.

**હેતુ વ્યભિચાર નિષેધમાં હેતુ**—તે (ફલ) નું એક (૪) પ્રમાતા સાથે તાદાત્મ્ય હોવાથી (તે ફલનો) અભેદ વ્યવસ્થિત થાય છે–ઘટે છે. ૮.

પ્રમાણથી જે જાણે છે તેજ પ્રમાતાને તે પ્રમાણનું ફલ ઉપાદાન બુદ્ધિ આદિ થાય છે તેથી એકજ પ્રમાતા સાથે પ્રમાણ તેમજ તેના ફલનું તાદાત્મ્ય છે તેથી પ્રમાણ અને તેનું ફલ સર્વથા ભિન્ન નથી અર્થાત્ કથંચિત્ અભિન્ન છે.

**તાદાત્મ્યમાં શંકાનું નિવારણ**—પ્રમાણપણે પરિણત થયેલા આત્માનીજ ફલરૂપ પરિણતિ પ્રતીત થાય છે. ૯.

અત્ર શંકા નિવારણ કરી પ્રમાણ અને તેના ફલનું એકજ પ્રમાતા સાથે તાદાત્મ્ય છે તે નિર્વિવાદ સિદ્ધ કર્યું છે, અને એ રીતે પ્રમાણ અને ફલનો અભેદ પણ સિદ્ધ કર્યો છે.

**સાર્વજનીન અનુભવથી સમર્થન**—કારણકે જે પ્રમાણથી જાણે છે–નિશ્ચય કરે છે તેજ ગ્રહણ કરે છે, ત્યાગ કરે છે, અને ઉપેક્ષા કરે છે એવો દરેક વ્યવહારિયાનો અસ્ખલિત–અખંડ અનુભવ છે.૧૦

**અન્યથા અવ્યવસ્થા પ્રસંગ**—અન્યથા પોતાના પ્રમાણને ફલ તથા બીજાના પ્રમાણને ફલ એવી વ્યવસ્થાના નાશનો પ્રસંગ ઉભો થાય. ૧૧.

એકજ પ્રમાતા સાથે પ્રમાણ તેમજ તેના ફલનું તાદાત્મ્ય નહિ સ્વીકારવામાં આવે તો આ પ્રમાણને ફલ પોતાનાં તથા આ પ્રમાણને ફલ બીજાનાં એવું ચોક્કસ નહિ થઈ શકે. આ રીતે ઉપાદાન બુદ્ધિ આદિ વ્યવહિત ફલમાં પ્રમાણ સાથેનો અભેદ સિદ્ધ થતો હોવાથી છઠ્ઠા સૂત્રમાંના હેતુમાં વ્યભિચારદોષ નથી એ સિદ્ધ કર્યું.

**અન્ય વ્યભિચાર શંકા પ્રતિષેધ**—પ્રમાણથી અભિન્ન અજ્ઞાનનિવૃત્તિરૂપ સાક્ષાત્ ફલને લઇને હેતુમાં અનેકાન્ત દોષ છે એવી શંકા કરવી નહિ. ૧૨

ઉક્ત સૂત્રમાંની શંકા પ્રમાણ અને ફલનો સર્વથા અભેદ માનનાર બૌદ્ધોની છે,–જેઓ કહે છે કે પ્રમાણફલ અજ્ઞાનનિવૃત્તિરૂપ હોવાથી પ્રમાણથી અભિન્ન છે.

**શંકાપ્રતિષેધહેતુ**—કારણકે તે (સાક્ષાત્ ફલ) ની પણ પ્રમાણથી કથંચિત્ કોઇ પ્રકારે ભિન્નરૂપે વ્યવસ્થા છે. ૧૩.

**પ્રમાણફલભેદ સિદ્ધિપ્રકાર નિર્દેશ**—પ્રમાણ અને ફલનો સાધ્ય સાધનભાવ માલમ પડતો હોવાથી (એ રીતે ભેદ સિદ્ધ થાય છે.) ૧૪.

જે સાધ્ય સાધનભાવરૂપે પ્રતીત થાય છે તે પરસ્પર ભિન્ન હોય છે જેમકે કુઠાર-કુહાડી અને છેદનક્રિયા; પ્રમાણ તથા તેનું અજ્ઞાનનિવૃત્તિરૂપ ફલ સાધ્યસાધનભાવ રૂપે પ્રતીત થાય છે તેથી પરસ્પર ભિન્ન છે. અહિંયાં પ્રમાણ તે સાધન અને તેનું ફલ તે સાધ્ય સમજવું.

**પ્રમાણમાં સાધનપણાનું સમર્થન**—પોતાનાં તથા અન્યનાં અવધારણ(રૂપક્રિયા) માં પ્રમાણ વિશિષ્ટ સાધક હોવાથી તેજ કરણ નામનું સાધન છે. ૧૫.

જે ક્રિયામાં સાધકતમ-વિશિષ્ટ સાધક હોય તે કરણ નામનું સાધન હોય જેમકે કુહાડી છેદનક્રિયામાં વિશિષ્ટ-સાધક હોવાથી કરણ નામનું સાધન છે; પ્રમાણ પણ સ્વ-પર વ્યવસાયરૂપ ક્રિયામાં સાધકતમ હોવાથી કરણ નામનું સાધન છે.

**ફલમાં સાધ્યપણાનું સમર્થન**—સ્વપર અવ-ધારણાત્મક ક્રિયારૂપ-અજ્ઞાનનિવૃત્તિરૂપ ફલ તો સાધ્ય છે, કારણકે પ્રમાણવડે નિષ્પાદ્ય છે. ૧૬.

૧૪ મા સૂત્રમાં કહ્યા પ્રમાણેનો પ્રમાણ અને ફલનો સાધ્યસાધનભાવ સિદ્ધ થતાં તે બન્નેનો ભેદ સિદ્ધ થાય છે; તેથી પ્રમાણ અને તેનું ફલ એકાન્ત અભિન્ન છે એમ કહેવું ઠીક નથી, સર્વથા તાદાત્મ્ય હોય તો પ્રમાણ અને તેનું ફલ એવી વ્યવસ્થા ઘટે નહિ. જ્યાં સર્વથા તાદા-ત્મ્ય હોય ત્યાં સાધ્યસાધનભાવ ઘટે નહિ, પ્રમાણ અને તેના ફલ વચ્ચે સાધ્યસાધનભાવ છે, તેથી પ્રમાણ અને ફલનું સર્વથા તાદાત્મ્ય નથી અર્થાત્ બન્ને વચ્ચે કથંચિત્ ભેદ સિદ્ધ થાય છે.

કદાચ એમ કહેવામાં આવે કે સર્વથા તાદાત્મ્યમાં સારૂપ્ય તે-પ્રમાણ અને અધિગતિ તે ફલ એમ ઘટે છે તો તે ઠીક નથી કારણકે અતિપ્રસંગ થાય છે. તેના જવા-બમાં એમ કહેવાય કે પ્રમાણની અસારૂપ્ય વ્યાવૃત્તિ તે સારૂપ્ય અને અનધિગતિ વ્યાવૃત્તિ તે અધિગતિ એમ વ્યા-વૃત્તિ ભેદથી, એક હોવા છતાં, પ્રમાણ અને ફલ એવી વ્યવસ્થા ઘટે છે; તો એમ કહેવું ઠીક નથી, કારણકે સ્વ-ભાવભેદ સિવાય અન્ય વ્યાવૃત્તિમાં પણ ભેદ ઘટતો નથી, નહિતો પ્રમાણની અપ્રમાણ અફલ વ્યાવૃત્તિથી જેમ પ્રમાણ વ્યવસ્થા ઘટાવવામાં આવે છે તેમ અન્ય પ્રમાણ-અન્ય ફલ આવૃત્તિથી અપ્રમાણપણું અને અફલપણું પણ કેમ ઘટાવી ન શકાય? માટે સ્વરૂપભેદ સિવાય માત્ર વ્યાવૃત્તિ-ભેદથી ખરેખરો ભેદ સિદ્ધ થઈ શકતો નથી.

**પ્રમાણફલનો પ્રમાતાથી ભેદ**—સ્વપરનો નિશ્ચય કરનારી ક્રિયા (રૂપ પ્રમાણફલ) પ્રમાતાથી-નિશ્ચયાત્મક જ્ઞાન પ્રાપ્ત કરનારથી પણ કથંચિત્ ભિન્ન છે. ૧૭.

જ્યારે પ્રમાણફલનો પ્રમાતાથી ભેદ છે ત્યારે તેને પ્રમાણથી તો હોયજ એમાં સંદેહ શો?

**પ્રમાણફલ અને પ્રમાતાના ભેદમાં હેતુ**—કારણ કે કર્તા અને ક્રિયામાં સાધ્ય સાધકભાવની ઉપલબ્ધિ છે. ૧૮.

જે સાધ્ય સાધક ભાવે માલમ પડે તે ભિન્ન હોય છે જેમકે દેવદત્ત અને કાષ્ટછેદનક્રિયા, પ્રમાતા અને સ્વપરવ્યવસિતિક્રિયા સાધ્ય સાધક ભાવે માલમ પડે છે તેથી ભિન્ન છે. ઉક્ત દૃષ્ટાંતોમાં સાધક તે દેવદત્ત અને પ્રમાતા, સાધ્ય તે કાષ્ટ છેદન ક્રિયા અને સ્વપર વ્યવસિતિ ક્રિયા.

**હેતુમાં અસિદ્ધતા દોષનો પ્રતિષેધ**—(ક્રિયામાં) સ્વતન્ત્ર હોવાથી કર્તાજ સાધક છે, ક્રિયા તો સાધ્ય છે કારણ કે તે કર્તા વડે સંપાદ્ય છે-થાય છે. ૧૯.

એમ કર્તા અને ક્રિયામાં સાધ્ય સાધક ભાવ સિદ્ધ થતો હોવાથી બન્નેમાં કથંચિત્ ભેદ ઘટે છે.

**ક્રિયા ક્રિયાવાનના એકાંત ભેદ કે અભેદનો નિષેધ**—ક્રિયા ક્રિયાવાનથી અભિન્નજ છે કે ભિન્નજ છે એમ નથી, કારણ કે તેમ હોય તો પ્રતિ-નિયત ક્રિયા ક્રિયાવદ્ ભાવના ભંગનો પ્રસંગ ઉભો થશે. ૨૦.

ક્રિયા અને ક્રિયાવાનનો એકાન્ત અભેદ બૌદ્ધો માને છે. એકાન્ત ભેદ વૈશેષિક આદિ માને છે. એ બન્નેનું અત્ર ખંડન છે. એકાન્ત અભેદમાં માત્ર ક્રિયાવાનજ તાત્ત્વિક હોઈ શકે, ક્રિયા ક્રિયાવાન્ બન્ને નહિ, અભેદ પ્રતિજ્ઞાના વિરોધનો સંભવ હોવાથી. એકાન્ત ભેદમાં ક્રિયા ક્રિયાવાનમાં અમુક નિર્ધારિત

પદાર્થનીજ આ ક્રિયા એવા સંબંધનું અવધારણ-નિશ્ચિત ગ્રહણ થઇ શકતું નથી કારણ કે તે નિર્ધારિત પદાર્થ જેમ તે ક્રિયાથી એકાન્ત ભિન્ન છે તેમ જ સર્વ પદાર્થો પણ તેવીજ રીતે ભિન્ન હોવાથી (અર્થાત્ ભેદમાં વિશેષતા ન હોવાથી) તે ક્રિયા સર્વ પદાર્થની કેમ ન સંભવે ? બન્ને પક્ષમાં આ રીતે ક્રિયા ક્રિયાવદ્ ભાવના ભંગનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. સમવાય પણ નિયામક ન સંભવે, કારણ કે તે વ્યાપક હોવાથી નિયામક તરીકે પૂરતો નથી.

**પ્રમાણફલવ્યવહાર કાલ્પનિક હોવાનો પ્રતિષેધ**—પ્રમાણફલવ્યવહાર સંવૃત્તિથી-વ્યાવૃત્તિથી-કલ્પનાથી છે એ અપ્રામાણિક પ્રલાપ છે, કારણ કે પરમાર્થથી સ્વાભિમત સિદ્ધિનો વિરોધ થાય છે. ૨૧.

પ્રમાણફલવ્યવહાર સંવૃત્તિથી છે એમ કહેનારને સ્વ કથન સિદ્ધ કરવા પ્રમાણ આપતાં પ્રતિજ્ઞાભંગનો પ્રસંગ પ્રાપ્ત થાય છે અને કાલ્પનિક કે અપ્રામાણિક પ્રમાણ, કે અપ્રમાણ કંઈ પણ સિદ્ધ કરી શકતું ન હોવાથી તે દ્વારા પણ સ્વાભિમતસિદ્ધિ થઈ શક્તી નથી.

**પ્રમાણફલવ્યવહાર પારમાર્થિકજ છે એવું નિગમન**—માટે સકલ પુરુષાર્થની સિદ્ધિમાં હેતુભૂત પ્રમાણફલવ્યવહાર પારમાર્થિકજ છે એમ સ્વીકારવું જોઇયે. ૨૨.

प्रमाणस्य स्वरूपादिचतुष्टयाद्विपरीतं तदाभासम् ।२३।

अज्ञानात्मकानात्मप्रकाशकस्वमात्रावभासकनिर्विकल्पकसमारोपाः प्रमाणस्य स्वरूपाभासाः ।२४।

यथा सन्निकर्षाद्यस्वसंविदितपरानवभासकज्ञानदर्शन विपर्यय संशयानध्यवसायाः ।२५।

तेभ्यः स्वपरव्यवसायस्यानुपपत्तेः ।२६।

सांव्यवहारिकप्रत्यक्षमिव यदाभासते तत्तदाभासम् ।२७।

यथाऽम्बुधरेषु गन्धर्वनगरज्ञानं, दुःखे सुखज्ञानं च ।२८।

पारमार्थिकप्रत्यक्षमिव यदाभासते तत्तदाभासम् ।२९।

यथा शिवाख्यस्य राजर्षेरसंख्यातद्वीपसमुद्रेषु सप्तद्वीपसमुद्रज्ञानम् ।३०।

अननुभूते वस्तुनि तदितिज्ञानं स्मरणाभासम् ।३१।

अननुभूते मुनिमण्डले तन्मुनिमण्डलमिति यथा ।३२।

तुल्ये पदार्थे स एवायमिति, एकस्मिंश्च तेन तुल्य इत्यादिज्ञानं प्रत्यभिज्ञानाभासम् ।३३।

यमलकजातवत् ।३४।

असत्यामपि व्याप्तौ तदवभासस्तर्काभासः ।३५।

स श्यामो मैत्रतनयत्वादित्यत्र यावान्मैत्रतनयः स श्याम इति यथा ।३६।

पक्षाभासादिसमुत्थं ज्ञानमनुमानाभासमवसेयम् ।३७।

तत्र प्रतीतनिराकृतानभीप्सितसाध्यधर्मविशेषणास्त्रयः पक्षाभासाः ।३८।

प्रतीतसाध्यधर्मविशेषणो यथाऽऽर्हतान् प्रत्यवधारणवर्जं परेण प्रयुज्यमानः समस्ति जीव इत्यादिः ।३९।

निराकृतसाध्यधर्मविशेषणः प्रत्यक्षानुमानागमलोकस्ववचनादिभिः साध्यधर्मस्य निराकरणादनेकप्रकारः ।४०।

प्रत्यक्षनिराकृतसाध्यधर्मविशेषणो यथा नास्ति भूतविलक्षण आत्मा ।४१।

अनुमाननिराकृतसाध्यधर्मविशेषणो यथा नास्ति सर्वज्ञो वीतरागो वा ।४२।

आगमनिराकृतसाध्यधर्मविशेषणो यथा जैनेन* रजनिभोजनं भजनीयम् ।४३।

लोकनिराकृतसाध्यधर्मविशेषणो यथा न पारमार्थिकः प्रमाणप्रमेयव्यवहारः ।४४।

स्ववचननिराकृतसाध्यधर्मविशेषणो यथा नास्ति प्रमेयपरिच्छेदकं प्रमाणम् ।४५।

अनभीप्सितसाध्यधर्मविशेषणो यथा स्याद्वादिनः शाश्वतिक एव कलशादिरशाश्वतिक एव चेति वदतः ।४६।

* 'जैनैः'—इति पाठांतरम् ।

**પ્રમાણાભાસ લક્ષણ**—પ્રમાણના સ્વરૂપ વગેરે ચારથી (જે) વિપરીત (તે) પ્રમાણાભાસ.

સ્વરૂપાદિચાર તે પ્રમાણનાં સ્વરૂપ સંખ્યા વિષય અને ફલ. આગલા પરિચ્છેદોમાં એ ચારેની વ્યાખ્યા કરવામાં આવી છે. તે (સ્વરૂપાદિ)ના જેવા લાગે-પણ ખરી રીતે તે નહિ–તે સ્વરૂપાભાસ, સંખ્યાભાસ, વિષયાભાસ અને ફલાભાસ; એ સર્વે પ્રમાણાભાસો સમજવા.

**સ્વરૂપાભાસ લક્ષણ**—અજ્ઞાનરૂપ, પોતાને નહિ પ્રકાશનાર, માત્ર પોતાનો ભાસ કરનાર–પ્રકાશનાર, નિર્વિકલ્પ અને સમારોપ એ પ્રમાણના સ્વરૂપાભાસો (જાણવા.) ૨૪.

નિર્વિકલ્પક એટલે દર્શન અર્થાત્ સામાન્ય સત્તા માત્રનો ભાસ.

સંનિકર્ષાદિ અજ્ઞાનાત્મક સ્વરૂપાભાસનું ઉદાહરણ; અસ્વસંવિદિત જ્ઞાન અનાત્મપ્રકાશકનું ઉદાહરણ; પરાનવભાસક જ્ઞાન સ્વમાત્રાવભાસક–બાહ્યાર્થાપલા વિજ્ઞાનનું ઉદાહરણ; દર્શન એ નિર્વિકલ્પકનું ઉદાહરણ અને વિપર્યય આદિ ત્રણે સમારોપનાં ત્રણ ઉદાહરણો સમજવાં. સરખાવો. परीक्षामुख ६–२ " अस्वसंविदितगृहीतार्थदर्शनसंशयादयः प्रमाणाभासाः "

**ઉક્ત ઉદાહરણો સ્વરૂપાભાસ હોવામાં હેતુનિર્દેશ**—એનાથી પોતાનો તથા પરનો નિશ્ચય-અવધારણ થતો નથી. ૨૬

स्वपरव्यवसायिज्ञानं प्रमाणम् ૧–૨, અર્થાત્ પોતાના સ્વરૂપનો તેમજ અન્ય પદાર્થનો નિશ્ચય કરનારું જ્ઞાન તે પ્રમાણ. જે જ્ઞાનથી એ રીતે સ્વપરવ્યવસાય-નિશ્ચય ન થાય તે પ્રમાણ નહિ પણ પ્રમાણાભાસ, એટલે કે સ્વપરનો નિશ્ચય ન થવો એ પ્રમાણાભાસ સિદ્ધ કરવામાં હેતુ છે. સરખાવો પરીક્ષામુખ ૬–૩ "स्वविषयोपदर्शकत्वाभावात्" પ્રમાણસ્વરૂપાભાસ સામાન્યતઃ કહીને વિશેષતઃ કહેવાની ઈચ્છાથી પહેલાં સાંવ્યવહારિક પ્રત્યક્ષાભાસ કહે છે:-

**સાંવ્યવહારિક પ્રત્યક્ષાભાસ**—સાંવ્યવહારિક પ્રત્યક્ષ જેવું ભાસે ( પરંતુ વસ્તુતઃ તે નહિ ) તે સાંવ્યવહારિક પ્રત્યક્ષાભાસ. ૨૭.

સાંવ્યવહારિક પ્રત્યક્ષ ઇન્દ્રિયનિબન્ધન અને અનિન્દ્રિયનિબન્ધન એમ બે પ્રકારનું બીજા પરિચ્છેદના ૫ મા સૂત્રમાં કહ્યું છે. સાંવ્યવહારિક પ્રત્યક્ષાભાસના પણ તેથી બે પ્રકાર છે અને તે બન્ને પ્રકારનાં ઉદાહરણો નીચેના સૂત્રમાં આપ્યાં છે.

**બે પ્રકારના સાંવ્યવહારિક પ્રત્યક્ષાભાસનાં બે ઉદાહરણો**—જેમકે વાદળાંમાં ગન્ધર્વનગર ( હોવારૂપ ) જ્ઞાન, તથા દુઃખમાં સુખ ( હોવારૂપ ) જ્ઞાન. ૨૮.

પહેલું ઉદાહરણ ઇન્દ્રિયનિબન્ધન સાંવ્યવહારિક પ્રત્યક્ષાભાસનું છે; બીજું તો અનિન્દ્રિયનિબન્ધન સાંવ્યવહારિક પ્રત્યક્ષાભાસનું ઉદાહરણ છે. અવગ્રહાભાસ આદિ ઉપભેદો વાંચકોએ સ્વબુદ્ધિથી જાણી લેવા.

**પારમાર્થિક પ્રત્યક્ષાભાસ**—પારમાર્થિક પ્રત્યક્ષ જેવું ભાસે (પરંતુ વસ્તુતઃ તે નહિ) તે પારમાર્થિક પ્રત્યક્ષાભાસ. ૨૯.

પારમાર્થિક પ્રત્યક્ષ વિકલ અને સકલ એવા બે પ્રકારનું છે એ બીજા પરિચ્છેદના ૧૯ મા સૂત્રમાં કહ્યું છે. પારમાર્થિક પ્રત્યક્ષાભાસ વિકલ પારમાર્થિક પ્રત્યક્ષમાંના અવધિજ્ઞાનનોજ સંભવે છે, કારણકે વિકલપારમાર્થિક પ્રત્યક્ષનો બીજો પ્રકાર મનઃપર્યય જ્ઞાન તો સંયમવિશુદ્ધિથી થતું હોવાથી તેનો વિપર્યય–આભાસ કદાપિ સંભવતો નથી તેમજ સકલ પારમાર્થિક પ્રત્યક્ષ એવું કેવલજ્ઞાન સમસ્તાવરણના ક્ષયથી ઉદ્ભવતું હોવાથી તેનો પણ વિપર્યય–આભાસ કદાપિ સંભવતો નથી.

**પારમાર્થિક પ્રત્યક્ષાભાસનું ઉદાહરણ**—જેમકે શિવ નામના રાજર્ષિનું અસંખ્યાત દ્વીપસમુદ્રોમાં સાતજ દ્વીપસમુદ્ર (હોવારૂપ) જ્ઞાન. ૩૦.

જૈન સિદ્ધાંતમાં કહ્યા પ્રમાણે શિવ નામના રાજર્ષિને આવું અવધિજ્ઞાનના આભાસરૂપ વિભંગજ્ઞાન થયું તે પારમાર્થિક પ્રત્યક્ષાભાસના ઉદાહરણ રૂપે છે. હવે સૂત્રકાર પરોક્ષાભાસ કહેવાની ઈચ્છાથી તેનો એક પ્રકાર સ્મરણાભાસ સોદાહરણ સૂત્ર ૩૧ તથા ૩૨ થી દર્શાવે છે:—

**સ્મરણાભાસ લક્ષણ**—નહિ અનુભવેલી વસ્તુમાં તે (અનુભવેલી) અમુક છે એવું જ્ઞાન તે સ્મરણાભાસ. ૩૧.

નહિ અનુભવેલી વસ્તુ એટલે કોઈ પણ પ્રમાણથી નહિ ગૃહીત થયેલી વસ્તુ. સ્મરણાભાસ સમજવા સ્મરણનું લક્ષણ વિચારવું જોઇયે. ઉક્ત લક્ષણ માટે જુઓ ત્રીજા પરિચ્છેદનું ૩ જું સૂત્ર તથા પ્રમાણમીમાંસા ૧–૨–૩. પરીક્ષામુખકાર સ્મરણનું લક્ષણ આવું કરે છે. "संस्कारोद्बोधनिबन्धना तदित्याकारा स्मृतिः ।" ३–३ તથા સ્મરણાભાસનું લક્ષણ આવું કરે છે:-"अतस्मिंस्तदिति ज्ञानं

स्मरणाभासं जिनदत्ते स देवदत्तो यथेति" ६-८. પરીક્ષામુખકારના સ્મરણાભાસના આ લક્ષણ કરતાં પ્રમાણનયકારનું ઉક્તસૂત્રમાંનું સ્મરણાભાસનું લક્ષણ વિશેષ સારૂં લાગે છે, કારણકે "अननुभूते" એ વિશેષણ 'अतस्मिन्' કરતાં સ્મરણાભાસ વધારે સ્ફુટતાથી દર્શાવે છે. વળી પરીક્ષામુખકાર પ્રત્યભિજ્ઞાનાભાસનું લક્ષણ આવું કરે છેઃ- सदृशे तदेवेदं तस्मिन्नेव तेन सदृशं यमलकवदित्यादि प्रत्यभिज्ञानाभासम्।" ६-९ પ્રત્યભિજ્ઞાનાભાસના પરીક્ષામુખકારના આ લક્ષણ તથા તેનાજ સ્મરણાભાસના લક્ષણ વચ્ચે ખાસ ફરક રહેતો નથી, કારણકે સ્મરણાભાસમાં પણ ભ્રમથીયે કંઈક સાદૃશ્ય જોયા સિવાય "अतस्मिंस्तद्" એવું જ્ઞાન ઉદ્ભવતું નથી; એથી પ્રત્યભિજ્ઞાનાભાસ લક્ષણમાંનો "सदृशे तदेवेदम्" એ વિભાગ સ્મરણાભાસને તથા તે વિભાગદર્શિત પ્રત્યભિજ્ઞાનાભાસને "अतस्मिंस्तद्" એવું સ્મરણાભાસનું લક્ષણ લાગુ પડે છે. એથી ઉક્ત લક્ષણ નિર્દોષ માલમ પડતું નથી.

પ્રમાણનયકારના સ્મરણાભાસના લક્ષણ તથા પ્રત્યભિજ્ઞાનાભાસના લક્ષણ વચ્ચે એવું સંમિશ્રણ થતું નથી એ વાંચક સ્વતઃ જોઈ શકશે. વળી પરીક્ષામુખકારનું સ્મરણાભાસનું ઉક્ત લક્ષણ સમારોપને લાગુ પડતું હોવાથી પણ દૂષિત છે. સમારોપ પ્રમાણના સામાન્યતઃ સ્વરૂપાભાસનો એક પ્રકાર છે, વિશેષતઃ સ્વરૂપાભાસ નથી, અર્થાત્ પ્રમાણવિશેષના આભાસનાં વિશિષ્ટ તત્ત્વો તેમાં નથી. સમારોપ એ નિશ્ચયાત્મક જ્ઞાનનો વિરોધી છે ને તેમાં અમુક પ્રકારનાં અયથાર્થ જ્ઞાનનો સમાવેશ થાય છે; પરંતુ તેમાં સ્મરણાભાસાદિ રૂપ અયથાર્થ જ્ઞાનનો સમાવેશ નથી, કારણકે સમારોપ વિપર્યય, સંશય તથા અનધ્યવસાય એમ ત્રણજ પ્રકારનો છે, અને તે એકેમાં ખરૂં કે ખોટું અનુસંધાન નથી જે સ્મરણાભાસમાં છે. ટુંકમાં દોરડીમાં સાપનું જ્ઞાન, દોરડી છે કે સાપ છે એવું સંશયાત્મક જ્ઞાન, અને રસ્તે જતાં પગે કંઇક લાગ્યું એવું અનિશ્ચયાત્મક જ્ઞાન એ સમારોપનાં ક્રમે ત્રણ પ્રકારનાં ઉદાહરણો છે પરંતુ તેમાંથી એકે સ્મરણાભાસ નથી. પ્રમાણનયકારે સમારોપનું લક્ષણ આવું કર્યું છેઃ-"अस्तस्मिंस्तदध्यवसायः समारोपः" આ લક્ષણ અને પરીક્ષામુખકારના સ્મરણાભાસના લક્ષણ વચ્ચે ફરક લાગતો નથી. પરીક્ષામુખ પરની પ્રમેયરત્નમાલા નામની અનંતવીર્ય કૃત ટીકામાં સ્મરણાભાસનાં લક્ષણ ઉપર વિવેચન કરતાં अतस्मिन् એટલે अननुभूत इत्यर्थः એમ સ્પષ્ટ લખ્યું છે, જે દેખાડે છે કે अतस्मिन् શબ્દ अननुभूते ને સ્થાને પ્રયોજાયો છે, અર્થાત્ પ્રમાણનયકારની વ્યાખ્યા સ્પષ્ટ અને શુદ્ધ છે.

. . સ્મરણાભાસ અને પ્રત્યભિજ્ઞાનાભાસ વચ્ચે ખરો તફાવત તો આ છે. સ્મરણમાં અનુભૂત વસ્તુનું અનુસંધાન થાય છે, અને સ્મરણાભાસમાં ભ્રમને લઈને અનનુભૂત વસ્તુ અનુભૂત છે એવું અનુસંધાન થાય છે, અથવા નિર્મૂલ-મિથ્યા અનુસંધાન થાય છે. પ્રત્યભિજ્ઞાનમાં દૃષ્ટ અને સ્મૃત પદાર્થનું યથાર્થ સંકલન થાય છે, પ્રત્યભિજ્ઞાનાભાસમાં ભ્રમયુક્ત કે મિથ્યા સંકલન થાય છે, ભલે તે ભ્રાન્તિ દૃષ્ટમાં જુદું ખોટું સમજવાથી હોય કે સ્મૃતમાં ખોટું સ્મરણ કરવાથી હોય.

**સ્મરણાભાસ ઉદાહરણ**—જેમકે નહિ અનુભવેલાં-અપરિચિત મુનિમણ્ડલમાં તેજ મુનિમણ્ડલ છે. ૩૨.

**પ્રત્યભિજ્ઞાનાભાસ લક્ષણ**—(પૂર્વે જોયેલ પદાર્થ) સદૃશ (અન્ય) પદાર્થમાં તે (પૂર્વે જોયેલ પદાર્થ) જ છે એવું જ્ઞાન તેમજ (પૂર્વે જોયેલ કોઈ એક પદાર્થમાં તે (પૂર્વે જોયેલ પદાર્થ)ના સદૃશ (અન્ય પદાર્થ) છે ઈત્યાદિ જ્ઞાન તે પ્રત્યભિજ્ઞાનાભાસ. ૩૩.

પ્રત્યભિજ્ઞાન તિર્યક્ સામાન્ય તથા ઊર્ધ્વતા સામાન્ય આદિને વિષય કરે છે તે ત્રીજા પરિચ્છેદના પાંચમા સૂત્રમાં દર્શાવ્યું છે. માટે સદૃશ પરિણામ લક્ષણ તિર્યક્સામાન્યવાળા ભિન્ન પદાર્થમાં તેજ દૃષ્ટપૂર્વ પદાર્થ છે એ જ્ઞાન તથા પરસ્પર વિવર્તવ્યાપિ ઊર્ધ્વતા સામાન્ય સ્વભાવવાળા અનુવર્તનારા એકજ દ્રવ્યમાં દૃષ્ટપૂર્વ પદાર્થ તુલ્ય ભિન્ન પદાર્થ છે એવું જ્ઞાન તેમજ "આદિ" શબ્દથી તેવાં બીજાં જ્ઞાનો પણ પ્રત્યભિજ્ઞાનાભાસ છે. તિર્યક્ સામાન્યવાળા તથા ઊર્ધ્વતા સામાન્યવાળા પદાર્થનાં દૃષ્ટાંતો દિગ્સૂચન અર્થે છે. તે સિવાયના પણ બન્ને પ્રકારના પ્રત્યભિજ્ઞાનાભાસનાં અન્ય ઉદાહરણો સંભવે છે.

પ્રત્યભિજ્ઞાનાભાસ ઉદાહરણ—જેમકે જોડિયા જન્મેલની જેમ. ૩૪.

એકજ સ્ત્રીના એકજ દિવસે જન્મેલ પૂર્વે જોયેલ જોડિયા છોકરાઓમાંનો પહેલો બીજાના જેવો છે એ સમજવાને બદલે તે બીજોજ છે એમ સમજવું, અથવા તો તેને ને તેનેજ બીજી વખતે જોતાં પ્રથમ જોયેલ હતો તેના જેવો આ બીજો છે એવું જ્ઞાન થવું તે જોડિયા સંભવે છે. જોડિયા જન્મેલામાં આ પ્રકારના પ્રત્યભિજ્ઞાન

ભાસો થાય છે તેથી જોડિયા જન્મેલ પ્રત્યભિજ્ઞાનાભાસ થવામાં ઉદાહરણભૂત છે.

**તર્કાભાસ લક્ષણ**—વ્યાપ્તિ ન હોવા છતાં તે (વ્યાપ્તિ હોવા)નો ભાસ તે તર્કાભાસ. ૩૫.

વ્યાપ્તિ એટલે અવિનાભાવ સંબંધ—સહભાવ તેમજ ક્રમભાવનો નિયમ, તેનું જ્ઞાન તે ઊહ અપરનામ તર્ક. તર્કના લક્ષણ માટે જુઓ ત્રીજા પરિચ્છેદનું ૭મું સૂત્ર.

**તર્કાભાસ ઉદાહરણ**—જેમકે મૈત્રતનય-મિત્રાનો તનય હોવાથી તે શ્યામ છે-એમાં "જેટલા મૈત્રતનય હોય તેટલા શ્યામ હોય" એવી ધારી લીધેલી વ્યાપ્તિ. ૩૬.

ઉક્ત વ્યાપ્તિ તર્કાભાસનું ઉદાહરણ છે. મૈત્રતનયત્વ હેતુની શ્યામપણા સાથે વ્યાપ્તિ નથી; કારણ કે શાકાદિ આહારની પરિણતિ હોય ત્યારેજ શ્યામતા હોય અર્થાત્ માતાએ કરેલા શાકાદિ આહારનાં પરિણામવાળો પુત્ર તેજ શ્યામ હોય. અત્ર એમ વ્યાપ્તિ ન હોવા છતાં માની લેવામાં આવી છે તેથી તે તર્કાભાસનું ઉદાહરણ છે.

**અનુમાનાભાસ**—પક્ષાભાસ વગેરેથી ઉત્પન્ન થતા જ્ઞાનને અનુમાનાભાસ જાણવું. ૩૭.

સૂત્રમાંના આદિ શબ્દથી હવે કહેવામાં આવનારા સ્વરૂપવાળા હેત્વાભાસાદિથી ઉત્પન્ન થતું જ્ઞાન પણ અનુમાનાભાસ છે એમ સૂચવાયું છે. પક્ષાભાસનું લક્ષણ આગળ કહેવાશે. સ્વ પ્રતિપત્તિ-બોધને અર્થે હોય ત્યારે સ્વાર્થાનુમાનાભાસ અને પરપ્રતિપત્તિ અર્થે હોય ત્યારે પરાર્થાનુમાનાભાસ એમ અનુમાનાભાસના બે પ્રકાર જાણવા. અનુમાનાભાસમાં પ્રથમ પક્ષાભાસ ભેદોપભેદ સહિત વર્ણવે છેઃ—

**ત્રણ પ્રકારના પક્ષાભાસ**—સાધ્યધર્મ વિશેષણ જેમાં (પૂર્વે) પ્રતીત થયું હોય તે, નિરાકૃત-બાધિત હોય તે, તથા અનભીપ્સિત-અનિષ્ટ હોય તે એમ ત્રણ પક્ષાભાસ જાણવા. ૩૮.

પ્રતીત સાધ્યધર્મ વિશેષણ પક્ષાભાસનાં બીજાં નામ "સિદ્ધસાધન" તથા "પ્રસિદ્ધ સંબંધ" છે. જે પક્ષને પ્રતીતસાધ્યધર્મ વિશેષણ હોય તે પ્રતીતસાધ્યધર્મ-વિશેષણ નામનો પક્ષાભાસ; તેજ પ્રમાણે નિરાકૃતસાધ્યધર્મવિશેષણ તેમજ અનભીપ્સિતસાધ્યધર્મવિશેષણ નામના પક્ષાભાસો સમજી લેવા. હવે પ્રતીતસાધ્યધર્મ, નિરાકૃતસાધ્યધર્મ, તથા અનભીપ્સિતસાધ્યધર્મી એટલે શું? તે વિચારીયે. ત્રીજા પરિચ્છેદના ૧૪મા સૂત્રમાં સાધ્યનું લક્ષણ આમ આપ્યુંછેઃ—"अप्रतीतमनिराकृतमभीप्सितं साध्यम्"; તેજ પરિચ્છેદના ૧૮ થી ૨૦ સૂત્રોથી માલમ પડે છે કે વ્યાપ્તિગ્રહણ સમયે ધર્મજ સાધ્ય છે, અને અનુમાનિકજ્ઞાન સમયે ઉક્ત ધર્મથી જે વિશિષ્ટ છે અર્થાત્ ધર્મી છે તે સાધ્ય છે. એ ધર્મી એટલેજ પક્ષ. વ્યાપ્તિગ્રહણ સમયનો સાધ્યધર્મ જ્યારે અનુમાન સમયે ધર્મી-પક્ષમાં પહેલાંથીજ પ્રતીત હોય, કે નિરાકૃત અર્થાત્ અન્ય કોઈ પણ પ્રમાણથી બાધિત હોય, કે અનભીપ્સિત કહેતાં સાધ્ય તરીકે ઈષ્ટ ન હોય ત્યારે તે તે ધર્મી સમ્યક્ પક્ષ ન હોઇ પક્ષાભાસ થાય છે અને તેના ત્રણ પ્રકાર ઉપરના ૩૮મા સૂત્રમાં દર્શાવ્યા છે. ન્યાયાવતાર શ્લોક ૨૧ માં પક્ષાભાસ આમ વર્ણવ્યો છેઃ—

प्रतिपाद्यस्य यः सिद्धः पक्षाभासोऽक्षलिङ्गतः ।
लोकस्ववचनाभ्यां च बाधितोऽनेकधामतः ॥

એ શ્લોકમાં અનભીપ્સિત સાધ્યધર્મ વિશેષણ નામનો ત્રીજો પક્ષાભાસ સ્પષ્ટ રીતે દર્શાવ્યો નથી, તેમજ આગમ નિરાકૃત સાધ્યધર્મ વિશેષણ નામનો બીજા પક્ષાભાસનો ઉપભેદ પણ સ્પષ્ટ રીતે દર્શાવ્યો નથી.

અત્ર ન્યાયની વિચારણા અને વિકાસને અંગે ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી કંઈક વિવેચન કરીશું. ન્યાયના વિકાસ અને વિચારણામાં જૈન બૌદ્ધ તથા હિંદુઓનો ફાળો છે. જૈન અને બૌદ્ધ વિચારકોએ અરસપરસ અસર કરી છે. જૈનોનો પદ્ધતિસર રચાયલો માત્ર ન્યાયના વિષયને ચર્ચતો સૌથી પહેલો ગ્રંથ ન્યાયાવતાર છે. બૌદ્ધોમાં મહાન નૈયાયિક દિઙ્નાગ થયા તેણે પ્રમાણસમુચ્ચય, ન્યાયપ્રવેશસૂત્ર આદિ અનેક મહત્ત્વના ગ્રંથો રચ્યા. ત્યારબાદ બૌદ્ધોમાં પ્રસિદ્ધ નૈયાયિક ધર્મકીર્તિ થયા, જેણે દિઙ્નાગના પ્રમાણસમુચ્ચય પર પ્રમાણવાર્તિકાલંકાર નામની ટીકા રચી તેમજ ન્યાયબિંદુ, હેતુબિંદુ નામના સ્વતંત્ર ગ્રંથો રચ્યા. પ્રો. જેકોબી વગેરે કેટલાક વિદ્વાનો ન્યાયાવતારકાર શ્રી સિદ્ધસેન દિવાકર બૌદ્ધાચાર્ય દિઙ્નાગ તેમજ ધર્મકીર્તિ પછી થયા એમ માને છે. લેખક શ્રીસિદ્ધસેન ઉક્ત બન્ને બૌદ્ધાચાર્યો પહેલાં થયા એમ માને છે, પરંતુ તેનાં કારણોની ચર્ચા સ્થળસંકોચને લઇને અત્ર કરવી શક્ય નથી. જૈન પરંપરા શ્રી સિદ્ધસેનને વિક્રમાદિત્યના સમકાલીન માને છે જેથી ન્યાયાવતારકાર બન્ને બૌદ્ધાચાર્યો પહેલાં થયા એમ માલમ પડે છે. પક્ષાભાસ સંબંધી આ ગ્રન્થકારોની ચર્ચા તેઓના અન્યોન્ય પૌર્વાપર્યનો કંઈક નિર્ણય કરાવી શકે, એ હેતુથી સંક્ષેપમાં અત્રે નોંધી છે. ધર્મકીર્તિકૃત ન્યાયબિંદુમાં (કાશી સંસ્કૃત સીરિઝ) પૃ. ૭૮ પર પક્ષનું લક્ષણ આવું છેઃ—" स्वरूपेणैव स्वयमिष्टोऽनिराकृतः

પક્ષ इति । આ લક્ષણમાંના स्वरूपेण-एव-स्वयम्-इष्टो એ શબ્દોની સાર્થકતા દર્શાવી अनिराकृत શબ્દની સાર્થકતા બતાવતા ગ્રન્થકાર કહે છે:-एतल्लक्षणयोगेऽपि यः साधयितु मिष्टोऽप्यर्थः प्रत्यक्षानुमानप्रतीतिस्ववचनै निराक्रियते न स पक्ष इति प्रदर्शनार्थम् । तत्र **प्रत्यक्षनिराकृतो** यथा-अश्रावणः शब्द इति । **अनुमाननिराकृतो** यथा-नित्यः शब्द इति । **प्रतीतिनिराकृतो** यथा-अचन्द्रः शशीति । **स्ववचननिराकृतो** यथा-नानुमानं प्रमाणम् । एतदेव तु यथसत्यार्थमन्यान्यसत्यार्थानि न दर्शितानि भवन्ति । **इति चत्वारः पक्षाभासा निराकृता भवन्ति ।** ધર્મકીર્તિ પહેલાં થયલા બૌદ્ધાચાર્ય દિઙ્નાગ પોતાના "ન્યાયપ્રવેશ સૂત્ર" ગ્રંથ-કે જેની ઉપર પ્રસિદ્ધ હરિભદ્રસૂરિએ ટીકા કરી છે-તેમાં પક્ષાભાસ આમ વર્ણવે છે:- "साधयितुमिष्टोऽपि प्रत्यक्षादिविरुद्धः पक्षाभासः।" तद्यथा। प्रत्यक्षविरुद्धः १ अनुमानविरुद्धः २ आगमविरुद्धः ३ लोकविरुद्धः ४ स्ववचनविरुद्धः ५ अप्रसिद्धविशेषणः ६ अप्रसिद्धविशेष्यः ७ अप्रसिद्धोभयः ८ प्रसिद्धसंबन्धश्च महामति સિદ્ધસેન દિવાકર ન્યાયાવતારના ઉપર-ટાંકેલા શ્લોકમાં "प्रतिपाद्यस्य यःसिद्धः"એ શબ્દોમાં જે પક્ષાભાસ વર્ણવે છે તેજ દિઙનાગનો પ્રસિદ્ધસંબન્ધ છે. બાકીના "पक्षाभासो क्षलिङ्गतः लोकस्व वचनाभ्यां च बाधितः એ શબ્દોથી ન્યાયાવતારમાં વર્ણવેલ પક્ષાભાસો ન્યાયપ્રવેશસૂત્રકારના પ્રત્યક્ષવિરુદ્ધ, અનુમાનવિરુદ્ધ, લોકવિરુદ્ધ તથા સ્વવચનવિરુદ્ધ નામના પક્ષાભાસો છે. ન્યાયપ્રવેશસૂત્રકારે આગમવિરુદ્ધ, અપ્રસિદ્ધવિશેષણ, અપ્રસિદ્ધવિશેષ્ય, અપ્રસિદ્ધોભય એ પક્ષાભાસો વધારે જણાવ્યા છે. ન્યાયબિંદુકાર ધર્મકીર્તિ પ્રતીતિનિરાકૃત નામનો પક્ષાભાસ ઉમેરે છે અને ન્યાયાવતારનો લોકબાધિત તેમજ દિઙ્નાગના આગમવિરુદ્ધ તેમજ અપ્રસિદ્ધવિશેષણ આદિ ત્રણ છોડી દે છે. ન્યાયાવતારની પક્ષાભાસનિરૂપણપદ્ધતિ અને ન્યાયપ્રવેશસૂત્રની પક્ષાભાસનિરૂપણપદ્ધતિ સરખાવતાં ન્યાયાવતારની પુરાણી માલમ પડે છે જેમાં ન્યાયપ્રવેશકારે વિકાસ કરી વધારો દર્શાવ્યો. ધર્મકીર્તિએ તેના પૂર્વવર્તી દિઙનાગનું કેટલેક સ્થળે ખંડન પણ કર્યું છે અને પોતે તેની સમાલોચના કરી પોતાનો સ્વતંત્ર મત પણ દર્શાવ્યો છે. પોતાના પૂર્વવર્તી નૈયાયિકોએ પ્રરૂપેલા પક્ષાભાસોમાંના કેટલાક તેથી તેણે ઠીક ન લાગવાથી મૂકી દીધા અને પ્રતીતિનિરાકૃત ઉમેર્યો છે. એ પ્રતીતિનિરાકૃતમાંજ તેણે લોકનિરાકૃતનો સમાવેશ કર્યો હોય એમ લાગે છે. આગમો પણ પ્રતીતિ-શ્રદ્ધા-માન્યતા પર આધાર રાખતા હોઈ આગમનિરાકૃતનો પણ પ્રતીતિનિરાકૃતમાં સમાવેશ કરવા ધાર્યો હશે એમ લાગે છે, દિગંબર પરીક્ષામુખકાર કે જે ધર્મકીર્તિ પછી થયા તેમણે "तत्रानिष्टादिः पक्षाभासः" ३-१२ बाधितः प्रत्यक्षानुमानागमलोकस्ववचनैः", એ સૂત્રોથી પૂર્વવર્તી નૈયાયિકોએ ન વર્ણવેલા અનિષ્ટ નામનો પક્ષાભાસ વિશેષ દર્શાવ્યો છે, બાકી દિઙ્નાગના પ્રત્યક્ષવિરુદ્ધ, અનુમાનવિરુદ્ધ, આગમવિરુદ્ધ, લોકવિરુદ્ધ, સ્વવચનવિરુદ્ધ અને પ્રસિદ્ધસંબંધ પક્ષાભાસો સ્વીકાર્યાં છે, અને દિઙ્નાગના બાકીના મૂકી દીધા છે. પરીક્ષામુખકારના લોકબાધિત તથા સ્વવચનબાધિતનાં ઉદાહરણો પણ દિઙ્નાગે આપેલા તેજ છે. પ્રમાણનયતત્ત્વાલોકાલંકારે અત્ર વર્ણવ્યું છે તેમ પરીક્ષામુખકારે સ્વીકારેલા સર્વે પક્ષાભાસો સ્વીકાર્યાં છે. પૂર્વવર્તી કોઇ પણ નૈયાયિકોએ ન દર્શાવેલા એવા, રત્નાકરાવતારિકા ટીકાકારે સ્ફુટ કર્યા પ્રમાણે, સ્મરણનિરાકૃત, પ્રત્યભિજ્ઞાનનિરાકૃત, તથા તર્કનિરાકૃત આ પક્ષાભાસો સૂચવ્યા છે-જુઓ-આજ પરિચ્છેદના ૪૫ મા સૂત્રનું વિવરણ. બૌદ્ધનૈયાયિકો તો આ ત્રણેનો અનુમાનનિરાકૃતમાં સમાવેશ કરી શકે તેથી તેમણે પૃથક્ નિર્દેશ ન કર્યો હોય એ સંભવે છે. પરંતુ પરીક્ષામુખકારને તો આ પૃથક્ દર્શાવવા પડે અને માનવા પડે. વળી રત્નાકરાવતારિકા ટીકાકારે દિઙનાગના અપ્રસિદ્ધવિશેષણ, અપ્રસિદ્ધ વિશેષ્ય, અપ્રસિદ્ધોભયનું ખંડન આજ પરિચ્છેદના ૪૬ મા સૂત્રની ટીકામાં કર્યું છે. પ્રમાણમીમાંસાકાર પક્ષનીતેની વ્યાખ્યાપરથી પરીક્ષામુખકારે તથા પ્રમાણનયકારે સ્પષ્ટ રીતે વર્ણવેલા પક્ષાભાસો સ્વીકારે છે તે માલમ પડે છે, પરંતુ આગમ અને લોક બાધિતથી પ્રતીતિબાધિત ભિન્ન માની વિશેષ દર્શાવ્યો છે જુઓ: " प्रत्यक्षानुमानागमलोकस्ववचनप्रतीतयो बाधाः ॥ " ૧૨-૧૪ ॥ પ્રમાણ મીમાંસાકારની પક્ષની વ્યાખ્યા:- " सिषाधयिषितमसिद्धमबाध्यं साध्यं पक्षः " ૧-૨-૧૩.

**પ્રથમ પક્ષાભાસનું ઉદાહરણ**—પ્રતીત સાધ્યધર્મવિશેષણ (નામનો પક્ષાભાસ), જેમકે આર્હતો-જૈનો પ્રતિ અન્યથી કરાતો "જીવ છે" ઇત્યાદિ એકાન્ત વગરનો પ્રયોગ. ૩૯.

જૈનો જીવાદિ સકલ વસ્તુ અનેકાન્તાત્મક માને છે તેથી અન્ય કોઈ વાદીએ એકાન્ત રહિત કરેલો સમસ્ત

વાક્ પ્રયોગ જૈનોના પ્રતીત-પ્રસિદ્ધ-સ્વીકૃત અર્થનેજ કહે છે. માટે તેમના પ્રત્યેનો તેવો વાક્પ્રયોગ પ્રમાણ વાક્ય અથવા સુનયવાક્ય હોઇ પ્રસિદ્ધ અર્થનુંજ ઉદ્ભાવન કરતો હોઈ વ્યર્થ છે.

**દ્વિતીય પક્ષાભાસના અનેક પ્રકાર**—નિરાકૃત સાધ્યધર્મ વિશેષણ (નામનો બીજો પક્ષાભાસ) પ્રત્યક્ષ, અનુમાન, આગમ, લોક અથવા સ્વવચન આદિ વડે (થતાં) સાધ્ય ધર્મનાં નિરાકરણ-બાધને લઇને અનેક પ્રકારનો છે. ૪૦.

આદિ શબ્દથી સ્મરણનિરાકૃતસાધ્યધર્મવિશેષણ, પ્રત્યભિજ્ઞાનનિરાકૃતસાધ્યધર્મવિશેષણ, તથા તર્કનિરાકૃતસાધ્યધર્મવિશેષણ એવા અન્ય પ્રકારો સૂચવાયા છે. પ્રમાણ મીમાંસા ૧-૨-૧૪ માં પ્રતીતિબાધિત જેમકે "अचन्द्रः शशी" એવો વિશેષ પ્રકાર દર્શાવ્યો છે. ધર્મકીર્તિકૃત ન્યાયબિન્દુ તૃતીય પરિચ્છેદમાં પણ તેમજ છે જુઓ તેનું પૃ. ૮૪.

**પ્રત્યક્ષનિરાકૃતસાધ્યધર્મવિશેષણનું ઉદાહરણ**—પ્રત્યક્ષ નિરાકૃત સાધ્યધર્મ વિશેષણ (નામનો પક્ષાભાસ) જેમકે મહાભૂતથી ભિન્ન આત્મા નથી.૪૧.

શરીર રૂપે પરિણમેલા પૃથિવી, અપ્, તેજ ને વાયુથી જુદો આત્મા સ્વાનુભવરૂપી પ્રત્યક્ષથી માલમ પડે છે તેથી મહાભૂતથી વિલક્ષણ આત્માના નિષેધની પ્રતિજ્ઞા એ સ્વસંવેદન પ્રત્યક્ષથી બાધિત થાય છે જેમ અગ્નિ અનુષ્ણ-શીતલ છે એવી પ્રતિજ્ઞા બાહેન્દ્રિય પ્રત્યક્ષથી (અર્થાત્ સ્પર્શેન્દ્રિયથી સ્પર્શ કરવાથી) બાધિત થાય છે.

**અનુમાનનિરાકૃતસાધ્યધર્મવિશેષણનું ઉદાહરણ**—અનુમાનનિરાકૃતસાધ્યધર્મવિશેષણ (નામનો પ્રત્યક્ષાભાસ) જેમકે સર્વજ્ઞ અથવા વીતરાગ નથી. ૪૨.

ઉક્ત ઉદાહરણમાં તાત્પર્ય એ છે કે કોઇ પણ પુરુષમાં રાગાદિ દોષનો તથા જ્ઞાનનાં આવરણોનો સંપૂર્ણ નાશ-ક્ષય થતો નથી. હવે જે કોઇ દોષ-મલનો ક્ષય કરવાના ગુણવાળો છે તે કોઈક વખત તેવી કારણસામગ્રી મળતાં દોષનો નિર્મૂલ ક્ષય કરે છે, જેમકે સુવર્ણાદિના મલનો સંપૂર્ણ નાશ થાય છે. આ પ્રમાણે દોષ તથા આવરણોનો સંપૂર્ણ નાશ આ અનુમાનથી કોઇક પુરુષવિશેષમાં સિદ્ધ થાય છે. એજ પુરુષ તે સર્વજ્ઞ તેમજ વીતરાગ. ઉક્ત સૂત્રમાંનું ઉદાહરણ તેથી અનુમાનબાધિત સાધ્યધર્મવાળા પક્ષાભાસનું સ્પષ્ટ થાય છે. બીજું ઉદાહરણ આમ આપી શકાય: "શબ્દ અપરિણામી છે" ઈત્યાદિ પ્રતિજ્ઞા, "કૃતકત્વ અન્યથા ઘટતું ન હોવાથી શબ્દ પરિણામી છે" એ અનુમાનથી બાધિત છે.

**આગમનિરાકૃતસાધ્યધર્મવિશેષણનું ઉદાહરણ**—આગમનિરાકૃતસાધ્યધર્મવિશેષણ (નામનો પક્ષાભાસ), જેમકે જૈને રાત્રિભોજન કરવું જોઇયે. ૪૩.

પ્રસિદ્ધ પ્રામાણ્યવાળાં આગમનાં વચનોથી રાત્રિભોજન પક્ષનો પ્રતિષેધ થતો હોવાથી એ સારૂં છે-કરવા યોગ્ય છે એમ સિદ્ધ થતું નથી, અર્થાત્ એ આગમબાધિતસાધ્યધર્મવાળા પક્ષાભાસનું ઉદાહરણ સિદ્ધ થાય છે. તેજ પ્રમાણે "જૈને પરસ્ત્રીનો અભિલાષ કરવો જોઇયે" ઇત્યાદિ પણ તેનાંજ ઉદાહરણ છે.

**લોકનિરાકૃતસાધ્યધર્મવિશેષણનું ઉદાહરણ**—લોકનિરાકૃતસાધ્યધર્મવિશેષણ (નામનો પક્ષાભાસ) જેમકે પ્રમાણ પ્રમેયનો વ્યવહાર પારમાર્થિક નથી (અર્થાત્ કાલ્પનિક છે). ૪૪.

અત્ર લોક શબ્દથી લોકપ્રતીતિ સમજવી, લોકપ્રતીતિથી નિરાકૃત સાધ્યધર્મવિશેષણ એવો અર્થ થાય છે. સમસ્ત લોકની પ્રતીતિ એવી છે કે પ્રમાણ પારમાર્થિક છે, કાલ્પનિક નથી, અને તેથી તત્ત્વાતત્ત્વનો પારમાર્થિક-સાચો વિવેક થાય છે. ઉક્ત પક્ષાભાસનો પ્રત્યક્ષાદિ પ્રમાણનિરાકૃતમાં અંતર્ભાવ થાય છે, પરંતુ તેનો પૃથક્ નિર્દેશ શિષ્યાદિની બુદ્ધિના વિકાશ અર્થેજ છે. એજ પ્રમાણે "મનુષ્યનાં માથાની ખોપરી પ્રમુખ પવિત્ર છે કારણ કે પ્રાણિનું અંગ છે, શંખ તથા શુક્તિની જેમ"-એ પણ ઉક્ત પક્ષાભાસનું ઉદાહરણ છે. એજ ઉદાહરણ ન્યાયપ્રવેશસૂત્રકારે તથા પરીક્ષામુખકારે પોતાના ગ્રન્થમાં આપ્યું છે.

**સ્વવચનનિરાકૃતસાધ્યધર્મવિશેષણનું ઉદાહરણ**—સ્વવચનનિરાકૃતસાધ્યધર્મવિશેષણ (નામનો પક્ષાભાસ) જેમકે પ્રમેયને ગ્રહણ કરનારૂં-વિષય કરનારૂં પ્રમાણ નથી. ૪૫.

પ્રમાણ માત્રનો નિષેધ કરનારનું વચન પોતાના અભિપ્રાયને પણ પ્રતિપાદન કરી શકતું નથી, તેથી તેને તો મૌન જ ધારણ કરવું સારૂં છે. "પ્રમાણ પરિચ્છેદક પ્રમાણ નથી" એમ, પોતાનાં વચનને પ્રમાણભૂત માની,

વિષ્ણુ કે નાભીકમલ સે બતલાઈ હૈ. ઇસ પ્રકાર દેવદાનવ રૂપી દો વિરોધી ધર્મ એક વિષ્ણુમેં રહે હુવે થે પ્રકટ હુવે અતએવ વ્યાસ ઔર શંકરાચાર્ય આદિ દાર્શનીકોં કા જો યહ મત હૈ કિ-પરસ્પર વિરોધી ધર્મ એક સ્થાનપર નહીં રહસકતે યહભી ઉનકા ભ્રમ હૈ. ઔર બ્રહ્મસૂત્રકા 'નૈકસ્મિન્ સંભવાત્' આદિ સૂત્ર વિજ્ઞાનકે સામને અસત્ય ઠહર જાતેહૈં. આજકા જમાના વિજ્ઞાનકા હોનેસે નિરાધાર લિખ દેને વાલેકી દાલ નહીં ગળતી. ઇસ જમાને મેં તો પ્રત્યક્ષ પ્રમાણ દ્વારા વક્તવ્યકો સિદ્ધકર બતલાદેના પડતાહૈ. અબ "બાબા વાક્યં પ્રમાણં" માનને વાલેંકા જમાના નહીં હૈ.

નિયતિવાદ, કાલવાદ, સ્વભાવવાદ, પરમાણુવાદ, કર્મવાદ, સત્કાર્યવાદ; સત્કારણવાદ, હેતુવાદ, દૃષ્ટિસૃષ્ટિવાદ, કર્તૃત્વવાદ, એકાત્મવાદ, નાનાચિદાત્મવાદ, આભાસવાદ, દ્વૈતવાદ, અદ્વૈતવાદ આદિ સભી વાદોંકે ઝગડોં કો મિટાકર શાંતિ દેને વાલા આર્હત્ મતકા સુદર્શનચક્રરૂપ અનેકાન્તવાદ હૈ. યહવાદ સભી વાદોંકે સાપેક્ષરીત્યા યથાર્થ જ્ઞાન દેકર સભીકો અવિરોધી બના દેતા હૈ ઔર પંડિતજીને ઇસ વિષયકા યહ નિબંધ લિખકર સંસારપર બડા ઉપકાર કિયા હૈ.

એક વાત હમેં પંડિતજીસે ફિર યહ કહનાકિ, ઇસ નિબંધકે પ્રથમ પૃષ્ટપર આપને યહ લિખા હૈ કિ-"જૈન પરંપરાસે ઇનકા (ઉમાસ્વાતિ) સમય વિક્રમકી પ્રથમ શતાબ્દિ માના જાતા હૈ. યહ ઠીક નહી હૈ. હાં! દિગંબર સમ્પ્રદાય તત્વાર્થકે કર્તાકા સમય વિક્રમકી પહલી શતાબ્દિ માનતી હૈ. પરંતુ શ્વેતામ્બર સમ્પ્રદાય ઇનકા સમય વિક્રમકે પહલેકા માનતી હૈ. ઇસ વિષયમેં મેરા એક લેખ લિખા હુઆપડાહૈ વહ છાપનેસે પંડિતજી દેખસકતે હૈં.

અન્તમેં યહ લિખતે હુવે અત્યાનન્દ હોતા હૈ કિ-પંડિતજીને અનેકાન્તકી વૈજયંતિ ફહરાનેવાલી યહ અદ્વિતીય નિબંધ લિખા હૈ. ઇસકે લિયે શ્રીમાન્ વિજયવલ્લભસૂરિજીકો, પંડિતજીકો ઔર મંડલકો મેરા હાર્દિક કોટીશઃ ધન્યવાદ હૈ.

શ્રી વર્ધમાન જૈન આશ્રમ,
ખામગાંવ.
(બેરાર) તા. ૧૩-૧૦-૨૯

બાલચન્દ્રાચાર્ય.

---

# અર્થશાસ્ત્ર એટલે શું ?

લેખકઃ—ઝવેરચંદ નેમચંદ શેઠ, જ્યુનીયર બી. કૉમ.

(ચાલુ ગતાંક પૃ. ૪૫૨થી)

[અત્યાર સુધીમાં આપણે અર્થશાસ્ત્રના મુખ્ય ચાર વિભાગો પૈકી પેદાશ (અથવા production) જોઈ ગયા. તે "પેદાશ"ના વળી ચાર વિભાગો-જમીન (land), મજુરી (labour), સાધન (capital) અને વ્યવસ્થા (organisation)-પૈકી પ્રથમ ત્રણ વિભાગો જોઇ ગયા છીએ. હવે આપણે પેદાશનો અંતિમ ભાગ "વ્યવસ્થા" જોઇશું.]

પૂર્વે અર્થશાસ્ત્રમાં આ વિભાગ હતો જ નહિ. પ્રાચીન સમયમાં એટલે યંત્રસંશોધન થયું તે પહેલાના અર્થશાસ્ત્રમાં આ વિભાગની અગત્યતા જણાઈ ન હતી. તેથી આ વિભાગને આધુનિકજ કહી શકાય. અત્યારે એ વિભાગ પ્રથમના ત્રણેય વિભાગો કરતાં વધુ અગત્યતા ધરાવે છે. એ જેને આપણે અત્યારે કાર્યદક્ષતા અથવા efficiency કહીયે છીએ તેને માટે બહુજ ઉપયોગી છે. એ જ કાર્યદક્ષતા લાવે છે એમ કહીયે તો પણ ખોટું નહિ. હવે આ વિભાગ મુખ્યત્વે કરીને ચાર રૂપોમાં ચર્ચી શકાય. એ ચાર રૂપો તે આ છેઃ-(૧) યંત્ર અને કાર્ય વહેંચણી. (૨) ક્ષેત્ર વિભાજ્યતા (અથવા geographical division of labour)અને પ્રદેશીય ઉદ્યોગો (અથવા localization of industries), (૩) જથ્થાબંધી પેદાશ અને નાની પેદાશ (અથવા large scale

and small scale production ) અને (૪) ઉદ્યોગ સંમાર્જન ( અથવા Business management. )

પ્રથમ તો આપણે યંત્ર અને કાર્ય વહેંચણી લઇએ. અત્યારના સમયમાં જ્યાં જ્યાં જોશો ત્યાં ત્યાં યંત્રથી જ કામ થઇ રહ્યું હશે. હા, કોઈ જગ્યાએ થોડા પાયા પર હોય, ને કોઇક જગ્યાએ બહોળા સ્વરૂપે હોય. હિંદુસ્થાન જેવા દેશમાં યુરોપની સરખામણી કરતાં યંત્રનો ઉપયોગ ઓછો થાય છે એ આપણને સ્હેજે માલુમ પડે છે. પાશ્ચાત્ય દેશોમાં તો ડગલેને પગલે યંત્ર વપરાય છે. લોઢાના કારખાનાથી માંડી ઘરના ચુલા સુધીમાં યંત્રથી કામ લેવાય છે, ચાલવું તે યંત્રથી, બોલવું તે પણ ટેલીફોન ને ટેલીગ્રાફની મદદ લઈને, ખાવું તો તે પણ રસોઇ તો વિજળીના ચુલાઓથી થયેલી હોય તેનાથી, કપડાં વગેરે પણ યંત્રની મદદથી જ તૈયાર થાય, બુટ પણ એમ જ, મોજાં પણ એમજ, અને લગભગ બધુંયે એ યંત્રદેવની સહાયથી જ થાય.

પણ યંત્રનો મુખ્ય ઉપયોગ તો જે કાર્ય મનુષ્યથી ઝડપથી, સ્હેલાઇથી અને સારી રીતે ન થઇ શકે તેમાં છે. દાખલા તરીકે, ઇમારતો બાંધવી, પત્થરો લાંગવા, કાપડ વણવું, દરિયાઇ વ્યાપાર કરવો, વગેરે આ બધામાં યંત્રની જરૂરિયાત કાંઇ થોડી નથી. તેથી એ સર્વેમાં યંત્રો વપરાય છે. મનુષ્ય એકલાથી ઇમારતો બાંધી શકાતી નથી, પત્થરો તોડી શકાતા નથી, કાપડ સ્હેલાઇથી વણી શકાતું નથી ને દરિયાઇ વ્યાપાર તુરત થઇ શકતો નથી.

યંત્રના ફાયદાઓ છે, ને હાનિ પણ છે, એના ફાયદા તો સહજ સમજી શકાય તેવા છે. જ્યાં મોટી મોટી નહેરો બાંધવાની હોય, જ્યાં પુલો, વગેરે બાંધવાનું હોય, જ્યાં પર્વતો તોડીને ગાડી માટે રસ્તો કરવાનો હોય ત્યાં યંત્રનો ઉપયોગ અનિવાર્ય છે. વળી યંત્ર મનુષ્ય કરતાં વધુ ઝડપથી કાર્ય કરે છે. જ્યારે મનુષ્ય કલાકના સાધારણ રીતે ચાર, પાંચ માઈલ જઇ શકે ત્યારે આગગાડી, અથવો મોટર કલાકના પચીસ, ત્રીસ માઇલ સ્હેજે જઇ શકે. વળી યંત્રથી તોં જે કાર્ય મનુષ્યથી સારી રીતે ન થઇ શકે તે થાય છે. આંખ જેવી અમુલ્ય અને કોમળ વસ્તુનું ઓપરેશન યંત્રની મદદથી જ થાય, અને વસ્તુઓનું સૂક્ષ્મ વજન કરવામાં પણ યંત્રજ જોઇએ. આ તો આપણે યંત્રના ફાયદા જોયા.

વસ્તુને, પ્રાયઃ પ્રત્યેક વસ્તુને બે બાજુંઓ હોય. એક ધોળી ને બીજી કાળી, એક સારી ને બીજી ખરાબ, એક ગુણવંતી, બીજી દોષવંતી એમ હોય. મુંબઇ, અમદાવાદ, કલકત્તા વગેરે મોટાં શહેરોમાં જો દૃષ્ટિપાત કરો તો આપને માલુમ પડશે કે ત્યાં હજારો મીલો ચાલી રહી છે. એમાં કામ કરતા મજુરોનું જીવન આપણને એકવાર તો લજવારે છે. બિચારાઓનાં ઘર તરફ દૃષ્ટિ કરીએ તો એમનાં બાળકોની દશા ઘણીજ શોચનીય છે. રહેવાનું ઘર એક નાની કોટડી સરીખડી હોય. એના કરતાં તો કેદખાનું વધારે સારૂં, એ મજુરોનું જીવન પણ ઘણું ટુંકું, કારણકે એમને યંત્રની સાથે આખો દિવસ કામ કરવાનું, ને એની ગંધ લેવાની. તેથી જીવન ટુંકું થઇ જાય. જોકે યંત્રની સાથે કામ કરનારોની કાર્યદક્ષતા વધે છે, કારણકે એમાં અમુક દરજ્જા સુધીના કેળવાયલા માણસો જોઇએ, છતાં યંત્રે ઘણાનું જીવનપોષણ લઇ લીધું છે. એ આવ્યું એટલે દર યંત્રે નવ, દશ માણસોને રજા મળે, ને ઘેર બેસે. વળી ચિત્રકળા, સુથારી કામ, લુહાર કામ વગેરેમાં કળાની સુંદરતા યંત્રથી નષ્ટપ્રાય થઈ જાય છે.

તેથી આપણે એમ કહીયે કે જ્યાં યંત્રનો યોગ્ય ઉપયોગ થઇ શકતો હોય ત્યાં કરવો. યંત્રને સૌથી પહેલવહેલાં જ્યારે દાખલ કરશો ત્યારે તો બેકારી વધવાની. પણ જેમ જેમ એનો ઉપયોગ વધશે તેમ તેમ એનાથી ઉત્પન્ન થયેલી વસ્તુ સસ્તે ભાવે મળશે, ને આપણે એમને વધુ ને વધુ વાપરીશું. આથી આપણી વાર્ષિક આવકમાંથી વધુ વસ્તુઓ ખરીદી શકીશું. આપણી માંગ વધશે. ને તેને પહોંચી વળવાને વધુ ને વધુ માણસો રોકાવા પડશે. આમ બેકારી ઓછી થતી જશે. આથીજ હિંદુસ્થાનમાં જ્યાં જ્યાં યંત્રનો ઉપયોગ તાત્કાળિક થાય છે ત્યાં ત્યાં બેકારી વધે

છે, જ્યારે યુરોપમાં યંત્ર ઘણા પ્રાચીન કાળથી વપરાતું હોવાથી બેકારી ઓછી છે.

ઉપર પ્રમાણે આપણે યંત્રના ગુણદોષ જોયા. તેથી આપણને ખાત્રી થાય કે જ્યાં જ્યાં યંત્રની યોગ્યતા હોય ત્યાં ત્યાંજ ઉપર કહેલા હેતુ માટે જ તે વપરાય.

હવે આપણે કાર્યવહેંચણી (અથવા division of labour) જોઇએ. આધુનિક સમયમાં આપણે જ્યાં જોઇશું ત્યાં કાર્યવહેંચણીથી થતા ફાયદા માલુમ પડશે. જ્યાં ધંધો, વેપાર મોટા પાયા ઉપર ચાલતા હોય ત્યાં કાર્યવહેંચણી વધારે હશે, જ્યાં ધંધો, વેપાર નાના પાયા ઉપર હશે ત્યાં કાર્યવહેંચણી થોડી હશે. દાખલા તરીકે એક જીનીંગ ફેક્ટરી અથવા કપાસ પીલવાની એક નાની મીલ હોય, ત્યાં એક વિભાગમાં કપાસ તોલવાનું કામ થતું હશે. બીજા વિભાગમાં કપાસમાંથી કપાસીયા અને રૂ જુદાં પડાતાં હશે. વળી ત્રીજા વિભાગમાં જે રૂ જુદું થાય તેને ત્યાં લાવીને ગાંસડી રૂપે બંધાવવામાં આવતું હશે. ચોથા વિભાગમાં પેલી બંધાયેલી ગાંસડી લોઢાના પાટાથી બંધાતી હશે. આમ કપાસ પીલવાની એક નાની મીલમાં મુખ્ય કાર્ય કપાસીયા ને રૂ જુદું કરવાનું. પણ તેના ચાર વિભાગો થયા. આ ચાર વિભાગોને આપણે કાર્યવિભાજ્યતા કહીયે. જો આવા ચાર વિભાગ ન પાડવામાં આવે તો કપાસ પીલવાનું જે મુખ્ય કાર્ય છે તે યોગ્ય રીતે ન થાય. એમાં બધું કામ વેડંગી જાય. જ્યાં કપાસ તોલાતો હોય ત્યાંજ જો રૂ ને કપાસ જુદો થાય, તો કપાસ ને રૂ સારૂં ન નીકળે. માટે આ કાર્યવિભાજ્યતાની જરૂર અનિવાર્ય જ છે. જ્યાં એ ન હોય ત્યાં એમ પણ કદાચ કહી શકાય કે એકડા વિનાનાં મીંડાં નકામાં.

આ કાર્યવિભાજ્યતાથી અનેકશઃ ફાયદા થાય છે, જેવા કે, (૧) વ્યક્તિયોગ્ય કાર્ય વહેંચણી (૨) ઐાદ્યિક વિકાસ (૩) કાળકરકસર (૪) યોગ્ય સાધન સંપન્નતા ને વપરાશ (૫) યંત્રોપયોગ (૬) સંશોધન.

કપાસ પીલવાની મીલમાં ઉપર પ્રમાણે ચાર વિભાગ પાડવાથી જે વ્યક્તિ જે કાર્યને યોગ્ય હોય તેનેજ આપણે રાખીયે. જો કાર્યવિભાજ્યતા ન હોય તો આપણે ચારેય વિભાગને માટે એક જ વ્યક્તિ રાખવી પડે. તેથી તે બાબતમાં જે વિભાગને માટે તે વ્યક્તિ અયોગ્ય હોય તે વિભાગનું કામ પણ તેને સોંપાય. કાર્યવિભાજ્યતા હાનિ દૂર કરે છે. એમાં તો જે વ્યક્તિ જેને માટે યોગ્ય હોય તેનેજ માટે એને આપણે રાખીયે. કપાસ તોલનાર કપાસ તોલવાનું જ કામ કરે, ને કપાસીયા, રૂ જુદું કરનાર એવું જ કામ કરે.

પછી આવ્યો ઐાદ્યિક વિકાસ. ઉપર પ્રમાણે દરેક વ્યક્તિ સ્વશક્તિયોગ્ય કાર્ય કરવાથી એમાં જ વધુ ને વધુ ટેવાય, અનુભવી થાય ને પછી એમાંજ નિપુણ બને. આમ ઐાદ્યિક વિકાસ થાય.

જો કાર્યવિભાજ્યતા ન હોય તો દરેક વ્યક્તિને એક કામમાંથી બીજા કામમાં વારંવાર જવું પડે. ને તેમાં કાળક્ષેપ થાય. પણ જો તે એકજ કામ હર વખતે કરતો હોય તો એને એકમાંથી બીજામાં જવાનો કાળક્ષેપ ન કરવો પડે. આ પણ કાર્યવિભાજ્યતાનો જ ફાયદો કહી શકાય.

ચોથો લાભ સાધનસંપન્નતા ને વપરાશ. એકજ માણસ એક જ જગ્યાએ કામ કરતો હોવાથી એ એનાં સાધનોનો સંપૂર્ણ ઉપયોગ કરે છે. કપાસ પીલવાની મીલમાં કપાસ તોલનાર આખોય દિવસ ત્યાંજ રોકાયેલો હોવાથી કપાસ તોલવાના કાંટાનો પરિપૂર્ણ ઉપયોગ થાય છે. પણ જો એને એના ઉપરાંત બીજાં કાર્ય કરવાનાં હોય, તો એ બીજાં કાર્યો કરતી વખતે કાંટો નકામો પડી રહે ને યોગ્ય ઉપયોગ ન થાય. આ પણ કાર્યવિભાજ્યતાનો ફાયદોજ ગણાય.

યંત્ર એ એવી વસ્તુ છે કે જો એનો ઉપયોગ કરવાનો હોય તો એને સદૈવ ચાલતું જ રાખવું. નહિ તો એને ખરીદવાથી થતો ખર્ચ યથાયોગ્ય વાળી ન શકાય. એંજીનને દિવસના જો ફક્ત અડધો અથવા કલાકજ ચલાવવાનું હોય તો એનો ખર્ચ વ્યાજબી નથી. એને જો ખરીદીયે તો તો એને આખોય દિવસ ચલાવવું જોઇએ. તેથીજ એનો સદુ-

પયોગ થઈ શકે. આ થયો કાર્યવિભાજ્યતાનો પાંચમો લાભ.

એક વ્યક્તિ આખોય વખત એકજ કાર્ય કરતી રહે તો એ એમાં નિપુણ બને. પછી એને અનેક વિચારો સુઝે ને એમાંથી નવી શોધો થાય. આ શોધો એના કાર્યને વધુને વધુ સ્હેલું કરે. આ થયો કાર્યવિભાજ્યતાનો અંતિમ લાભ.

કાર્યવિભાજ્યતાથી હાનિ પણ છે. પણ લાભનું પલ્લું વધી જાય છે, ને તેથી એ હિતકર છે. માણસ એકજ કાર્ય હરહંમેશ કરતો રહે તો એના બુદ્ધિ ક્ષેત્રની સંકુચિત થઇ જાય છે. વળી એ જો એક ઉદ્યોગમાં પુરા પૈસા ન મેળવી શકવાથી બીજામાં જોડાય તો એને બીજો ધંધો ન આવડે. ને તેથી એ ભૂખે મરે. આ બે કાર્યવિભાજ્યતાની હાનિઓ.

હવે આપણે વ્યવસ્થાના પ્રથમ મંત્રને કાર્યવહેંચણીના વિભાગ પરથી પ્રદેશીય ઉદ્યોગો ને ક્ષેત્રવિભાજ્યતા ઉપર આવીયે. જ્યારે સેંકડો કારખાનાંઓ એકજ ધંધો કરતાં હોય ને છતાંયે એકજ પ્રદેશમાં આવી વસ્યાં હોય ત્યારે આપણે એને પ્રદેશીય ઉદ્યોગો (અથવા localisation of industries ) કહી વર્ણવીયે.

આનાથી ઘણા ફાયદા થાય છે. મુંબઇ અથવા અમદાવાદ જેવા શહેરોમાં એકી સાથે પચાસથી સો મીલો કાપડ વણે છે. એ બધી મીલો ધંધો એકજ કરે છે. આથી મુંબઇ અથવા અમદાવાદની મીલોનું કાપડ બધે વખણાય છે. ન્હેલીકાનું કાપડ બધાયે વખાણે. પછી કહેવાય કે આ તો અમદાવાદી કાપડ. તેવી જ રીતે ઢાકાનું કાપડ પૂર્વે વખણાતું.

વળી એકજ જગ્યાએ અનેક મીલો એક ધંધો કરતી હોય તેથી ત્યાં એને જોઇતા મજુરો બહુ વસે. મજુરો જેઓ કાપડવણાટમાં હોંશિયાર હોય તેઓ ત્યાં આવી વસે ને રોજી મેળવે. મીલોવાળાઓ પણ એમને જોઈએ તેવા કામદારો મેળવી શકે. આથી મજુર વર્ગ તેમજ મીલમાલીકોને ફાયદો થાય.

મીલો એકજ પ્રદેશમાં આવેલી હોવાથી એમને જોઇતું દ્રવ્ય ત્યાંની બેંકોમાં પુરતું મળી શકે. જો એઓ છુટી છવાઇ વહેંચાઈ ગયેલી હોય તો દરેકને પુરતું દ્રવ્ય મેળવવું અઘરૂં થઈ પડે. ત્યાં બેંકેય ન હોય. પણ સમૂહમાં ઘણી બેંકો હોય ને તેઓ મીલોને દ્રવ્ય પુરૂં પાડે.

આમ આપણે ઘણા ફાયદાઓ કહી શકીયે હવે પછી આપણે જથ્થાબંધી પેદાશથી થતા ફાયદાઓ જોઇશું. (ચાલુ)

× × ×

# મેરૂનંદન ઉપાધ્યાયકૃત અજિત–શાન્તિ સ્તવ.

## વિક્રમ ૧૫ મા શતકની ગૂજરાતીમાં-રચ્યા સં. ૧૪૩૨ આસપાસ.

સં૦-તંત્રી.

મંગલ કમલાકંદુ એ સખિ સાગરપૂનિમચંદુ એ
જગગુરૂ અજિય જિણંદુએ, સંતીસર નયણાનંદુ એ. ૧
એ જિણવર પણમેવિ એ, બિહુ ગુણ ગાઇસુ સંખેવીએ
પુણ્યભંડાર ભરેસુ એ, માનવભવ સફલ કરેસુ એ. ૨
કોડિ હિ લાખ પંસાસુએ, સાગર જિણ સાસણિ ભાસુએ,
રિસહ જિણેસર વંસુએ, ઉવજ્ઝાઉરિ સરવર હંસુ એ. ૩
ઇણિ અવસરિ તિહ રાજીયઉ એ, રાજા જિતશત્રુ જગિ ગાજીઉ એ,
વિજયા તસ ઘરિ નારિ એ, એ રમઇ તુ પાસ સારી એ.૪
કૂકખહિ જિણ અવતાર એ, તિણિ રાઉ મનાવિઉ હારએ,
ઉવરિ વસિઉ દસ માસુ એ, પુણ પૂરઇ જણણી આસુ એ. ૫.
બિહુ જણ મનિ આણંદિયઉ એ, સુત નામ અજિય જિણ તુહ દીયઉ એ,
તિહુયણ સયલ ઉછાહુ એ, ક્રમિ ક્રમિ વાધઈ જગ નાહૂ એ. ૬
હંસ ધવલ સારસ તણીએ, ગતિ સુલલિત નિજ ગતિ નિરજણીએ,
મયપતિ ચાલઇ ગેલીએ, જણનયણ અમીયરસ રેલિ એ. ૭
અવર ન સમઉ સંસારીએ, બલ નાણ વિવેક વિચારિએ
ગુણ દેખી ગજ ગહગહઈએ, લંછણ મિસિ પગ લાગી રહઇએ. ૮
જોવન વય જય આવીયઉએ, તવ વર રમણી પરણાવીયઉએ,
પ્રિય સાધઈ સવિ કાજુએ, પ્રભ પાલઈ પુહવિહિ રાજુએ. ૯
હવિં હત્થિણાઉર ઠામિએ, વિસસેણ નરેસર નામએ
રાજ્ય અયરા દેવિએ મણહર સુખ માણઈ બેવિએ. ૧૦
ચઉદ સુમિણે પરવરિઉએ, અયરા ઉયરિહિં સુત અવતરિઉએ,
માનવદેવિ વખાણીયઈ એ, ચક્કીસર જિણવર જાણીયઇએ. ૧૧
દેસિ નયરિ હુએ સંતિએ, તીણ નામ કીયઉ સિરિ સંતિએ
જિણ ગુણ કુણ જાણઇ કહીએ, તિહૂં ભવણે તસ ઉપમ નહીએ. ૧૨
નયણ સલૂણઉ હરિણુલઉએ વનિ સિંહિં બીહઇ એકલઉએ
નયર સમાધિ નિરોધૂએ અનઈ નયણે નારિ વિરોધૂ એ. ૧૩
ગીતહ રાગ સુરંગ એ, પુણ પભણઇ લોક કુરંગએ
તઉ ઉલગઇ સસંકૂ એ, તીણઈ પામિઉં નામ કલંકુએ. ૧૪
ઇણિપરિ મૃગ અંતિ ખલભલિઉએ, ભયભંજણ સામી સાંભલિઉએ,
તુ આણંદિઉ મનિ આપણઇએ, પાય સેવઇ મિસિ લંછણ તણઇએ. ૧૫
લીલા પતિ પરણઈ ઘણીએ, નવનવીય કુંયરી રાયહ તણીએ.
બલછલિં અરિજણ જોગવઈ એ, પ્રીય રાજ ભલીપરિ ભોગવઇએ. ૧૬
કુમર તણઈ મંડલિ સમએ,પંચાસ સહસ વરસહ ગમએ
તઉ તેજહિ દિણયર જિસઉએ, ઊપન્નઉ ચક્કરયણ ઇસઉએ. ૧૭
સાધીય ભરહ છ ખંડ એ, વરતાવિય આણ અખંડ એ,
ચઉદહરયણ નવનિહિ સહીએ, વર સોલ સહસસ જકખ ચાહીએ. ૧૮
સહસ બહત્તરિ પુરવરહ, બત્તીસ મઉડધર નરવરહ
પાયક ગામહ કોડિએ, છન્નવઇ નવઈ કરજોડિએ. ૧૯
હય ગય રહ વર જૂજૂઆએ, લખ ચઉરાસી મંદિર હૂઆએ

લખત્રિ વાજિંત્ર વમધઇએ, બત્રીસ સહસ્સ નાટક
રમઇએ ૨૦

રૂપિ જિસી સુરસુંદરીએ, લખણ બાવન લીના ભરીએ
જંગમ મોહણગ વેલુરીએ, ઇમી ચઉસઠિ સહસ્સ અંતે-
ઉરીએ. ૨૧

આવાજ ગિદ્ધિ પ્રકારએ, મણિ કંચણ રયણ ભડારએ
તિણિ કહિવાઈ કુણ જાણએ, બપુ બપુરે પુન્ન પ્રમા-
ણએ. ૨૨

ઇમ ચક્કીસર પંચમઉએ, ચઉથઈ દ્દસમ સુસમઉએ,
વરિસ સહસ્સ પચવીસએ, સવિ પચીય મનહિ
જગીસએ. ૨૩

ઇણિપરિ બિહું તિત્થંકર, ચિર પાળીય ગજ વિવિહ
પરિહ,
જાણિઉ અવસર સારઉ, બિહું લીધઉ સંજમ ભાર
એ ૨૪

બિહું ખમદમ ભારિમ ધરિએ, બિહું મોહ મયણ
મદ પરિહરીએ,
બિહું જાણ ઝાણ સમાણએ, બિહું પામિઉ કેવલ
નાણએ. ૨૫

બિહું દેવહ કોડિહિ મલિય, બિહું ચઉતીસઈ અઇસઇ
સહીય,
સમઉસરણ બિહું ઠાણુએ, બિહું જોજન વાણિ
વખાણુએ. ૨૬

નાચઇ રણકત નેઉરીએ, બિહું આગલિ ઇંદ્ર અતેઉરીએ,
ટગમગ જોવઈ જગ સહુએ, રંગિહિ ગુણ ગાવઇ
સુર બહુએ. ૨૭

બિહું સિરિ છત્ર ચમર વિમલ, બિહું પગતલિ નવ
સોવન કમલ,
બિહું જિણ તણઇ વિહારિએ, નવિ રોગ ન સોગ ન
મારિ રે ૨૮

બિહું ઉવયારિ ભવણ ભરીએ, બિહું સિદ્ધિ રમણિ
સિઉ વરવરીએ,
બિહું ભવિય ભવકંદૂએ, બિહું ઉદય ઉપર માણુંદૂએ ૨૯

ઇમ બીજઉ અનઇ મોલમઉ એ, જિણ ચિંતામણિ
સુરતરુ સમઉએ,
ગુણગણ મંડિખવિહાણિએ, તહ નવ પરિ ભણ
વિહાણિએ." ૩૦

એ ઉચ્છવ મંગલ કરણ, બિહું સયલ સંઘ દુરિયા હરણ
બિહું વરકમલ વયણનયણ એઉ શ્રીય જિણરાજ
ભવણપણ. ૩૧

ઇમ ભગતિહિ બોલમ તાણીએ, સિરિ અજય સંતિ
જિણ શુભ ભાણીએ,
સરખુ બિહું જિણ પાએ, શ્રી મેરુનંદણ ઉવજ્ઝાયએ ૩૨

---

# Place of Mantra, Vidya & Tantra in Jainism.

Bombay, 14th November 1920

In reply to an inquiry made by Sjt. Chintaharan Chakravarty, the writer was asked by His Holiness Shri Vijayavallabhasurji to prepare a brief article describing to what extent Mantra, Vidya and Tantra are known to or recognised in Jainism and refutation if any, of Tantric practices therein In pursuance thereof the following is being submitted —

It is necessary to distinguish Mantras and Vidyas from Tantrism as a creed, for historically the Tantric creed commenced in or about 2nd or 3rd century A. D as a secret doctrine and came only to be preached openly after 600 A. D. It

natural therefore that ancient holy criptures of the Jainas do not conain refutation of Tantric creed. This loes not mean that whatever references to Mantra & Vidya there are in the said scriptures encourage any of the condemned doctrines of Tantrism. On the contrary the Atharvan sacrifices involving killing of living beings are described as being practised by followers of one of the heretic creeds in Sutrakritanga 1-8 p. 168-9. This creed may be taken as the precursor of the later Tantrics. In that case that is a refutation of the predecessors of Tantrics and shows the true origin of the Tantrics. Of course, they do recongnise Mantras and Vidyas but that is for a distinct purpose and seem to be incorporation of Adhidaivikavada and Upasanamarga of Vedic and Aupanishadic period.

"सत्यमेगे तु सिक्खंता, अतिवायाय पाणिणं ।
एगे मंते अहिज्जंति, पाणभूय विहेडिणो ॥४॥
पृ. १६८ सूत्रकृतांग १-८

शीलांकाचार्य टीका :—किञ्च एके केचन पापोदयात् मन्त्रानभिचारकानाथर्वणानश्वमेध पुरुषमेध सर्पमेधादि यागार्थमधीयन्ते etc. पृ. १६९ (क)

Also see भगवती श० १४ उ० ८ मंतजंभग meaning deitiesc onnected with मन्त्रs and at the same place विज्जाजंभग meaning deity connected with विद्या ॥

There is difference of opinion in respect of the source and origin of tantrism as a creed. Until recently it was usually believed to be a development of the Atharvan practices co-mingling with the Adhidaivikavada of the Upanishads and Puranic Traditions about the marvellous achievements of gods and goddesses. Benoyatosha Bhattacharya, the learned Editor of "Sadhanamala" thinks Tantrism originated with the Buddhist and was copied by others. This writer thinks that though the Buddhist Vajrayana's contribution was very great to the spread of Tantrism it did not originate Tantrism. Tantrism is but a development of popular belief in the miracle-working powers of Mantras co-mingling with the Adhidaivikavada of Vedic times and Atharvan practices referred to in commentary on Sutrakritanga 1-8 p. 169.

Amongst the Jainas, it appears these Mantras and Vidyas were recognised mainly for the peace and tranquility of body mind and soul from the respective afflictions howsoever caused with the aid of particular deities presiding over the particular Mantras or Vidyas, otherwise Mantrashastra is classed amongst 29 kinds of पापश्रुत and practice thereof is prohibited for instance in Samavayanga 29. see

वेयावच्चगराणं संतिगराणं सम्मदिठी समाहिगराणं ॥ which is one of 'sutras' comprised in the 6 Avashyakas and indicates the mode in which aid of deities was sought for by the Jains.

In Shri Bhagwati Sutra 20th Shataka 9th Uddesha Sutra 683 p. 793 there is reference to Vidyācharana as follows:—

कइविहा णं भंते! चारणा पन्नता? गोयमा! दुविहा चारणा पं० तं० विज्जाचारणा य जंघा चारणा य से केणट्ठेणं भंते। एवं वुच्चइ विज्जाचारणा? गोयमा! तस्सणं छट्ठं छट्ठेणं अनिक्खित्तेणं तवोकम्मेणं विज्जाए उत्तरगुणलद्धिं खममाणस्स विज्जाचारणलद्धीनाम लद्धी समुप्पज्जइ से तेणट्ठेणं जाव विज्जाचार० ॥

Cammentary by Shri अभयदेवसूरि at p. 794 ( A. Samiti Edn ) or विज्जाचारण सू. ६८३ ॥ 'विज्जाचारण'त्ति विद्या–श्रुतं तच्च पूर्वगतं तत्कृतोपकाराश्चारणा विद्या चारणा ॥ सू. ६८३

This shows that Vidya was a part of 'Purva' literature which is considered most sacred and forms the 12th Anga of the Jainas. Similarly aid of deities through Mantras or performance of austerity was taken for performance of proper Repentances as also for guiding Sadhus if they happened to lose their way in jungles. See Vyavahara Sutra Churni :—and Nishitha Sutra 16th Uddesha. In Dikshavidhi as well as Pratishthavidhana the Kayotsargas (meditations) of goddesses sacred to learning earth and divisions thereof as also Shantidevtas ( goddess of peace) and Shashanadevta ( deity presiding over the Jain Fold. ) are referred.

Such references can be easily multiplied from the Jaina literature but the few quotations already cited will be deemed sufficient.

Referring particularly to the inquiry whether there is relutation of Tantrism, this writer has not been able to trace any direct reference but may point out the remarks of Shri Haribhadrasuri in Sambodhaprakarana in reference to certain degraded Sadhus who can be identified as Chaityavasis. From page 13 to 18 Haribhadrasuri condemns them saying these are no Sadhus but are selfish persons out only to look to their personal satisfaction and pleasure and says " Before whom should we complain about these, who are like shooting pain in one's own head". To understand the said remarks it should be noted that these Chaityavasi Sadhus flourished from about 200 A. D. to 1000 A. D. when they were finally vanquished in the 'Sabha' of King Durlabharaj of Jujratby Shri Jineshwar-suri. These Chaityavasis were loose in their practices and generally indulged in the Shatkarmas described in the Tantras. Their origin amongst Jains is contemporaneous with the rise of Vajrayana amongst the Buddhists but the rigour with which the Jainas dealt with this looseness of principles by driving out of the fold those who least dared to tamper with the sacred fountains of Jainism viz :—the holy scriptures, as Nihnavas, acted as sufficient check upon them and Jainism did not degrade nor ultimately suffer heavily as did Buddhism

which finally vanished from the land of its origin. The word तन्त्र is used in several places in ancient Jaina scriptures in the sense of शास्त्र of दर्शन but as far as this writer has been able to search not in the sense of विद्या or मन्त्र.

Haribhadrasuri in his शास्त्रवार्ता समुच्चय स्तवक 10-88 p. 385 refers to शाबरमन्त्र, and शबर being a known Tantric this is an indirect reference to Tantric, but according to recent investigations Haribhadrasuri is known to have flourished in the 8th century. There does not appear to be any reference to तान्त्रिक in these scriptures.

It is not the object of this short article to trace the history of Mantravada in Jainism from its beginning to the present day but it is sufficient to state that all the same it was there and is still there. It does not occupy that prominent position which it did amongst the Buddha and Hindu Tantrics. It is subordinate and subservient to and harmonious with the tenets of Jainism. The writer therefore leaves it to be dealt with in details for another occasion.

C/o Jhavery & Co.
35 Meadows Street,
Bombay.

**Mohanlal Bhagwandas Jhavery.**
B. A. LL. B. Solicitor.

---

# અપભ્રંશમાં સીમંધર સ્વામિ સ્તોત્ર.

સં૦-તંત્રી.

મે નમિ સુર અસુર નરવંદિ વંદી પયં
ખિહર કરનિકર કિત્તિભરપૂરિયં
પયસઇ ધાણુદ પરિમાણુ પરિમંડિયં
થુણઉ ભત્તીઇ **સીમંધર** સામીયં. ૧
મેરૂ ગિરિ સિહર ધય બંધણું જો કુણઇ
ગયણિ તારા ગણઇ વેલુઆ કણ મુણઈ
ચરમ સાયર જલે લહરિમાલા મુણઇ
સો વિ તુહ સામિ ન હુ સવ્વહા ગુણ થુણઈ. ૨
નહવિ જિણનાહ નિય જમ્મ સહલીકએ
વિમલ સુહ ઝાણ સિદ્ધાણુ સંસિદ્ધ એ
અસુહ દલ કમ્મ મલ પડલ નિન્નાસણું
તાન કરિ વાણિ તુહ સંથવં બહુ ગુણું. ૩
મોહ ભર અદલ જલ પૂરિ સંપૂરિયે
વિષય ઘણ કમ્મ વાયુરાજ સંરાઉયે
ભવ જલહિ મઝ નિવડંતુ જંતુકએ
સામિ **સીમંધરો** પોય જિમ સોહએ. ૪
તે ય ભર ભરિય દિસિ વિદિસ ગયણંગણો
પબલ મિચ્છત્ત તમ તિમર વિધ્વંસણો
ભવિય જણ કમલ વણ સંડ બોહંકરો
સામી **સીમંધરો** દિપ્પએ દિણયરો. ૫
સુજણ મણ નયણ આણંદ સંપૂરિકં
દુરિત હરતા રતા રૂક્રમણીનાયકં
સયલ જગ જંતુ ભવ પાપ તાપાપહં
નમઉ **સીમંધરં** ચંદ સોભાવહં. ૬
સુર ભુવણિ ગયણિ પાયાલિ ભૂમંડલે
નયરિ પુરિ નીરિ નિદ્ધિ મેરૂ પુવ્વય કુલે
દેવ દેવી ગણા નારિ નર કિંનરા
તુમ્હ જસ નાદ ગાયંતિ સાદર પુરા. ૭

નાણુ ગુણુ ઝઝાણુ ગુણુ ચરણુ ગુણુ મોહિયા,
સાર ઉવયાર સંભાર...સોહિયા
રયણિ દિણુહરિ સિ વસિ સુત્ત જાગર મણા
તાત તુહ નામ ઝાયંતિ તિહુયણુ જણા. ૮

સિદ્ધિ કરિ બુદ્ધિ કરિ રિદ્ધિકર સંકરા
વિષયવિષ અમીયભરિ સામિ સીમંધરા
પુવ્વભવ વિહિય વર પુન્ન ચય પામિયા
રાખિ હિવ ભૂરિ ભવ ભમણુ મૂસામીયા. ૯

કંમ્મ ભર ભાર સંસાર અઇ ભગ્ગઉ
ધણઉં ફિરિભિણુ જિણુ પાય તુહ લગ્ગઉ
મજઝ હીણુરસ દીણુરસ સિવ ગામીયા
કરવિ કરુણાર સંસારૂ કરિ સામીયા. ૧૦

કઠિન હઠ ધાય તિરિય તણે તાઙીઓ
નરય ગઇ કરણુ વિલવંત નહુ લાઙીયઓ
મયણુ ગય હીણુ પરિ કમ્મવાસિ પડિયઓ
લાગિ તુહ ચરણુ આણુંદ હિવ ચડિયઓ. ૧૧

કેવિ તુહ દંસણે દેવિ સિવ સાહિગા
કેવિ વાણી સુણી ચરણુ ભવમોહિગા
ભરહખિત્તંમિ હઉં ઝઝાણિ છઉં લગ્ગઓ
દેહ આલંબણું નાહ જઇ જગ્ગઓ. ૧૨

ધન્ન તે નયર જિહિ સામિ સીમંધરો,
વિહરએ ભવિય જણુ સવ્વ સંસયહરો
કામઘટ દેવ મણિ દેવતરૂ ફલીયઓ
તીહ ઘરિ ઝહરઇ સામિ તુહ મિલીયઓ ૧૩

કરજુયલ જોડિ કરિ વયણુ તું નિસુણિસો
બાલ જિમ હેલ દે પાય તુમ્હ પણુ મિસો
મહુર સિરિ તુમ્હ ગુણુ ગાહણુ હઉં ગાઇસો
નિય નિયણુ રૂવ રોમ ચિયં જોઇસો. ૧૪

તુમ્હ પામે હિઓ ચરણુ પરિપાલિસો
હણીય કમ્માણુ કેવલસિરિ પામિમો
તુમ્હ જિણુ નિયઇ કરૂ સિરસિ સંઠવિસઉ
સો વિ કઇયા વિ મૂ હોઇસઈ દિવસઉ. ૧૫

ભરહખિત્તં મિ સિરિ કુંથુઅરૂ અંતરે
જમ્મ પુંડરગિણી વિજય પુખલ વરે
મુણિ સુવ્વઇ તિત્થિ નમિ અંતરં અહિજુયા
રજ્જ સિરિ પરહરવિ ગહિય સંજમતયા. ૧૬

હણિય કમ્માણિ લહુ લદ્ધ કેવલ સિરી,
દેહિ મે દંસણું નાહ! કરૂણા કરી
ભાવિએ ઉદય જિણુ સત્તમે સિવ ગએ
બહુય કાલેણુ સિદ્ધિં ગએ સામીએ. ૧૭

મોહ(ભ)ર માનભર લોભભર ભરિયઉ
દંભભર રાગભર કામભર પૂરિઉ
એહ પરિ ભરહખિત્તં મિમૂં સામીયા.
સાર કરિ સાર કરિ તારિ ગો સામીયા. ૧૮

ભોગપદ રાજપદ નાણુપદ સંપદં
ચક્કપદ ઇંદપદ જાવ પરમં પદં
તુજઝ ભત્તીય સવ્વંપિ સંપજ્જએ
એહ માહપ્પુ તુહ સયલ જગિ ગજ્જએ. ૧૯

તુહિ જ ગતિ તુહિ જ મતિ તુહિ જ મમ જીવનં
તાત તૂં પરમ ગુરૂ કંમ્મમલ પાવનં
કમ્મ કરિ વિણુય વર જોડિ કરિ વીનવું
દેહિ મે દંસણું અલજયા અભિનવું ૨૦

ઇય ભુવણુભૂષણુ દલિયદૂષણુ સવ્વ લક્ખણુ મંડણો
મદ માનગંજણુ મોહભંજણુ વામકામવિહંડણો
સુરરાયરંજણુ નાણુદંસણુ ચરણુ ગુણુ જયનાયગો
જિણુનાહ ભવિ ભવિ તાત ભવ મે બોધિબીજહ
દાયગો. ૨૧

—ઇતિશ્રી સીમંધર સ્વામિ સ્તોત્રં સમાપ્તમ્.
(આની હસ્તલિખિત પ્રત અમારી પાસે છે. તંત્રી)

## વિજયતિલક સૂરિની પાદુકાનો લેખ.

अर्हं नमः ॥

ए ९० ॥ संवत् १६७६ वर्षे । फागुण सुदि २ दिने । महाराजश्री सुरताणजी सुत महाराजाश्री राजसिंह युवराजश्री अखयराजजी । विजय राज्ये । श्री सीरोही वास्तव्यं । प्राग्वाट ज्ञातीय वृद्धशाषीय सकल मंत्रिशिरोमणि । सा । तेजपाल वस्तुपाल । वर्द्धमान संघवी जयमल्ल । सं । मेहाजल । सं । वीदा नाना प्रमुख समस्त संघेण । श्री तपागच्छ नायक श्री दिल्लीसुरत्राण प्रतिबोधक । भट्टारक श्री हीरविजयसूरीपट्ट प्रभावक श्री दिल्ली सुरत्राण सभासमक्ष विजितानेकवादिवृंद भट्टारकश्री ५ विजयसेन । सूरिपट्टोदय गिरिदिनमणिं शुद्ध प्ररूपक । सुविहित साधु शिरोमणि भट्टारक श्री विजयतिलक सूरीणां पादुका कारिता । प्रतिष्ठिता च । भट्टारक श्री विजयाणंदसूरिभिः श्री तपागच्छ संघ वंद्यमाना चिरं नंदतात् श्रियेस्तु ॥

## વિજયાણંદ સૂરિની પાદુકાનો લેખ.

॥ संवत् १७१३ वर्षे मार्गशीर्ष शुदि ३ रवौ महाराजश्री राजसिंहजी सुत महाराजाश्री अखयराजजी युवराजश्री उदयभाणजी विजयराज्ये श्री सीरोही वास्तव्य प्राग्वाट ज्ञातीय वृद्ध शाखीय सकल मंत्रिशिरोमणी मं । धर्मदास । मं । धनराजप्रमुख विजयपक्षीय सकल संघेन तपागच्छनायक भ । श्री हीरविजय सूरिपट्ट प्रभावक भ । श्री विजयसेनसूरि पट्टोद्योतक शुद्धप्ररूपक भट्टारक श्री ५ श्री विजयतिलकसूरि पट्टोदय गिरिदिनमणि सकल सुविहित साधुशिरोमणि भट्टारक श्री विजयाणंद सूरीश्वराणां पादुका कारिता प्रतिष्ठिता च तत् पट्टधरै भट्टारक श्री विजयराज सूरिभिः श्री तपागच्छ संघे वंद्यमाना । चिरं नंदतात् श्रियेस्तु ॥

—તંત્રી.

---

# છૂટાં સુભાષિત.

### ૧ એક પાનાની ખંડિત પ્રતમાંથી.

ઉભે લાકડ વેહ પડે, પણિ કાંઇ કાંઇ
ઉતાવલા ઉબરા સુપરિ પાવે નહી.
કીયા ઉતાવલ લાજ કાજ પણિ વિણસે હાવો,
એક હાસો વલી હાણ પણિ પછે પછતાવો,
ઉતાવલા સો બાવલા ધીસ લછ નિશ્ચલ થાઈ,
સાસતા કાજ સીઝે સયલ, વહે પેમ હરખીત હીઈ. ૧
બારંતી બાલા નિસુ નરખે,
સારવણી સેવાલ, જસી મંકોડા કીડિ,
પીડા દેખી જોય ન સુહારિ ઘણ ઘસી,
જાતો શાણો કદી ન મારઇ, ભગત કરે ભરતાર તણી,
એહવી ધરિ ધરણી જે નર પામા તે સરજ્યા કૈલાસ ધણી. ૨
સુંદર માન ન કીજે, માન ન રચઇ મન
કે કીજઇ તેણઇ આભરણે, કણઅસ તોડે કંન. ૩
કંથ કદી ન છડરી જે કર વલગી હોય,
ગુણ સક ન વચારીઈ, પણિ કણય ન નખઇ કોય. ૪
સુંદર તેનો માન કર, જેતો કંથ સુહાય
જે લાખીણી વાણ હી, તો પિરેવી પાય. ૫
સુંદર તે સાચો વવો, જડ ન જ પોલાય,
જેણી કુખઈ નર ઉપજઇ, તે વાહણી કમ હોઈ. ૬
જે દુહા તો ચારણા, ચારણ દુહા કામ,
જિહાં કેસર વનરપણો, તુઉ કેસર વનવસરાય. ૭

\+ \+ ×

પેટ કરાવંઇ વેઠ, પેટ ચાકરી કરાવઇ
પેટ કરાવઇ ઘેર, પેટ સિર નીર વહાવઇ,
પેટ કરઇવે પાખંડ, પેટ ગુણ માન ગલાવઇ,
પેટ કરઇવે પાપ પેટ, પરદેસ ભમાવઈ,
અભિમાન ગાલે ઘણો, પેટ કાજ સુરા મરઇ
અણંદ સિધ સાધક જિકો, પેટ કાજ ધરિઘર ફરઇ. ૮

(આની સાથે આવો શામળદાસનો છપ્પો છે તે સરખાવો)

જિથી દીપે કામ વિકાર, ઇસ્યા વચન બોલે અવિચાર,
ભડ તણી પરિ ચેષ્ટા કરઇ, લોક હસાડિ ગ્રત
અતિ ચરિ.
મુખથી બોલે આલપંપાલ. લોક માહિ ભણાયઇં
વાચાલ. ૧૦

---

## ૨ બીજી એક પાનાની ખંડિત પ્રત પરથી.

લેપ સંદેસો ન મોકલઉ, એતા દિવસ મઝારિ,
તે દુષ મુઝનઇ અઇઇ, જિમ કરવતની ધાર. ૧
સજન ! કાં તઈ ટાલિઉ, સંદેશા વિવહાર,
વાંક કસિઉ અમ્હારડો, માયા તજી અપાર. ૨
તુમ્હ ગામિ કાગલ નથી, કઈ માંસ નથી ત્રીલોક,
કઈ અમ્હારો પપ નથી, લેપ ન લપીઉ એક. ૩
જોઉ તુમ્હનિ આલસ થઉ, અમ્હનિ લિષતાં લેપ,
તો કો હાથિ સંદેસડો, સિં ન કાહાવિઉ એક. ૪
હરપઈ કાગલ હૂં લિષું, વચિં ૨ કરૂં સલામ,
તુમ્હ અમ્હ વીછુડે તે દીનથી નીદ હરામ. ૫
જઉ અંગુલ ચીવડી, મોકલતા ધરી નેહ,
તો તે વાલત ચઉગણી, પાડ રાષત એહ. ૬
ભમર સમરઇ માલતી, હાથી સમરઇ વિંઝ
મરૂથલી સમરઈ કરહડો, તિમ સમરૂં તુઝ. ૭
ટલવતાં નિસિ નીગમઉ, પાપી દિવસ ન જાઇય,
દિન ઝૂરંતાં જઉ ગમૂં, તુ વિહાણું ન વિહાઇ, ૮
બોલંતી મૂષિ અમીઝરી, હસંતાં ફુલ પરંતિ,
તું ગુણવતી ગોરડી, કિમ દીસારી જંતિ. ૯
નયણે વીધું હીયડલઉ, વયણે સાંધ નેહ,
તું ગોરી કિમ વીસરઇ, જાં નં મલઇ એહ દેહ. ૧૦
સજન તાહરિ વિયોગડઇ, જે મુજઝઇ છઈ દુષ,
તે દુષ જગદીસર લહઇ, મીંઈ ન કાહાઇ મુષિ. ૧૧
મુજઝ ઊપરિ માયા નથી, જાણતું છઉં તુમ્હ વાત,
હૂં તુઝ ઉપરિ આલહું, તે જાણિ જગનાથ. ૧૨
કહિતાં દીસઇ કારિમઉ, મંભારૂં સદીવ,
થોડે અક્ષરે જાણિજ્જો, તુમ્હ પાસઇ છઇ જીવ. ૧૩
મન ભીતરિ કો બલિ, બાહરિ ધુમ ન હોઇ,
વાલેસર એક તું વિના, કુણ ઉલાવઇ સોઇ. ૧૪
નયણે દીસઇ નવનવી, રૂપવંતી ઘણી નારિ,
પણુ તુજઝ સિઉં મુઝ નેહલઉ, અજર નહી
સુપન્ન મુઝારિ. ૧૫
અંબરિ ગાજઇ જેતલઇ, તલીથી નાચઇ મોર,
જે જેહનિ મનિ વસઇ, તે તેહનઇ નહી દુરિ. ૧૬
સરોવર સઘલિ કમલ છઇ, નીરમલ નીર અપાર,
વિણુ ભાન સરોવર હંસનું, ન ઠરઇ મલ (ન) લગાર.૧૭
મોરા ડુંગરડે લવઇ, ઉપરિ ગાજઈ મેહ
દુરિ ગયાં ન વીસરઇ, સજનતણા સનેહ. ૧૮
સજન તું જેણુઇ દેસડઇ, તિહાં જાણિ મુઝ પ્રાણ,
કાયા સુની રડવડિ, કસી ન દીસઇ સાન. ૧૯
સજન મ જાણિ સિનેહ ગઉ, ઘણે દીહાડઇ દુરિ,
વરસ છેહડઈ મેહ મિલઈ, નાચઇ હરષિ મયુર.૨૦
સજન તુઝ વિણુ મુઝ નહી, જે દુષ છઈ
નિસિ દીન,
કઇ મન જાણિ માહરૂં, કઇ જાણે જગદીસ. ૨૧
એક નારી અતિ સામલી, પાણીમા

---

## ૩ ત્રીજી એક પાનાની પ્રત પરથી

દૂહા

જિણુ દીઠઈ ક્રોધ ઉપસમઈ, વાધે અધિક સનેહ
પરવ ભવ સંબંધ તઉ, તિણુ સેતી કોઈ તેહ. ૧
જિણુ દીઠઈ પ્રેમ ઉપસમે, જાગઈ ક્રોધ કપાઇ,
વયર ભાવ કોય પાછલઉ, તિણુસેતી કેહિવાય. ૨

સીતલ અન્ન ૧, જનમ પુત્રીનઉ ૨,
કરસણુ હણુઉ કુવાયજી ૩,
વયર વિરોધ સગાસું ન્યારે ૪,
સ્વાદહીન કહિવાયજી. ૧

---

લુંણ ઘણુ કુમાંણુસાં, ઈ ત્રિહો એક સભાવ,
જિહાં જિહાં મોડિ વાસ હો, તિહાં તિહાં ફેડે દાંયો. ૧

---

ઊણખાંણુ કુમિત્ર ગુણ, કીઓ સો ગત ગાયો,
નીચ ન જાંણે નંમ્મયો, બલહટ ચોપટીયો. ૧

---

## ૪ ચોથી એક પાનાની પ્રત પરથી

સમુદ્ર તુ મહોદધિ, ગોટા સુવવહાર

એક પહાર(થ) બેચકર, કાએ ન ઉતારે ખાર.
સકલ છત્રપતિ બસ કીએ, આપ નહીંઃબલ બાલ,
મુર્ખ લોક સબલને અબલા કતજ માલ. ૫
સીધુડા સર બીટલી, હાથે લાલ કમાણુ,
મુરખ મુરખ છુડ કે, મારા ચતુર સુજાણુ.
નર સટ દેર જગાવતી, ઉદીક પડતો કંથ,
સાગ ધમક કુસહા અર ગજ હથીકા દંત.
સુરા ચડે સંગ્રામકું, દેસ પાવલી ન જોએ,
મરવાકો બે દુર કર, કરતા કરે સો હોય.
ખણુ ખાડો, ખણુ વાટલો, ખણુ ખાપણુ ખણુ લીહ,
ચાંદા સા મન સરજીયા, સહુ સરખા (ન) દીહ.
આપણુ આદરીયા, ઉદાઉ બજીએ નહી
જયહર ધતુરા વરૂએ વરવઈ નહી.
ચિંતા કીધિ કવણુ ગુણ, જેણે તન કાલો હોય
સત આદર સંતો(પ) કર, લખો ન મીટઇ કોય.
કડે, કટારી અસતો, પોરૂ હથીઆરી ને જાએ,
જે આગે કસ ખોવતી, સો લાજ સરહે માય.
જેકા બાઇ ઝડપડે, ઉભી રહે કી રોડ
જે આગે કસ ખોલસુ, ઉવટી બાહ મરોડ.

[આ બધાં હસ્ત લિખિત પાનાં અમારી પાસેછે.

તંત્રી.]

---

# જૈન તીર્થ ભીમપલ્લી અને રામસૈન્ય

(લેખક—મુનિ કલ્યાણવિજયજી.)

વિક્રમની ચૌદમી, પંદરમી અને સોલમી સદીમાં લખાયેલા ઘણાએક ગ્રન્થો અને શિલાલેખોમાં **ભીમપલ્લી** અને **રામસૈન્ય**નો તીર્થ તરીકે અથવા પ્રાચીન નગર તરીકે ઉલ્લેખ થયેલો જોવામાં આવે છે. કેટલાંક સ્તોત્રો અને ચૈત્ય-પરિવાડિયોમાં આ બંને સ્થળોને તીર્થ ગણીને વંદન કર્યું છે. આ ઉપરથી એ વાત તો નિસ્સંદેહ છે કે **'ભીમપલ્લી'** અને **રામસૈન્ય'** કોઇ પ્રાચીન જૈન તીર્થછે, પણ તે કયા દેશમાં આવેલાં છે અને હાલમાં કયા નામથી ઓળખાય છે એ વાતની કોઇકને ખબર હશે.

### ભીમપલ્લી

ભીમપલ્લી નગર કે જે એક વખત ઘણી પ્રસિદ્ધિને પામેલ હતું, જેના નામથી **'ભીમપલ્લીય** નામનો ગચ્છ નિકલ્યો હતો અને જેની પ્રાચીનતા અને સમૃદ્ધતાને સૂચવનારી હજી પણ અનેક દંતકથાઓ ત્યાંના નિવાસિયોના મુખ થકી ખેદ અને ગ્લાનિ પૂર્વક સાંભળીયે છીએ તે આજે એક ન્હાના ગામડાના રૂપમાં **'ભીલડી'** એ નામથી ઓળખાયછે.

**ભીલડી** ગામ પાલણપુર એજન્સીમાં ડીસા-કેમ્પથી લગભગ આઠ કોશને છેટે પશ્ચિમદિશામાં આવેલું છે. ડીસા પાસે આવેલી બનાસ નદીને લીધે લોકોમાં આના વર્તમાન નામના સંબંધમાં એક એવી દંતકથા પ્રચલિત થયેલી છે કે [1]શ્રેણિક રાજા પોતાના બાપથી રીસાઇને ઘરથી નિકળી પડી પરદેશ યાત્રા કરતો અત્રે આવ્યો હતો અને ભીલ કુમારીના પ્રેમમાં ફસી જઇ તેણીની સાથે પરણવાને તૈયાર થયો હતો, પણ પાછળથી તેને જણાયું કે ભીલડીની જોડે પરણીને પોતે એક અયોગ્ય કામ કરનારો ગણાશે. આ વિચારથી તેણે પરણવાનું માંડી વાળ્યું, પણ હૃદયમાં ઉગેલા પ્રેમની જડને તોડી શક્યો નહિં. છેવટે પોતાના પ્રેમને જીતનારી ભીલડીનો પ્રસંગ ચિરસ્મરણીય રાખવાના વિચારથી તે નગરને-કે જે તે પહેલાં **'ત્રંબાવતી'**ના નામથી ઓળખાતું હતું-**'ભીલડી'** એવું નામ અપાવીને ત્યાંથી વિદાય થયો.'

---

૧ શ્રેણિક ચરિત્રમાં એવી હકીકત આવે છે કે ઘરથી નિકલીને મુસાફરના વેશમાં ફરતો ફરતો શ્રેણિક બેન્નાતટ નગરમાં ગયો હતો. વિશેષ સંભવ છે કે આ હકીકત ઉપરથી જ બનાસ નદીની પાસે આવેલા ભીમપલ્લી નગરની સાથે શ્રેણિકના સંબંધ વાળી દંતકથા ઘડાઈ હશે.

ઉપર્યુકત દંતકથા ઇતિહાસની સાથે કોઇ પણ જાતનો સંબંધ રાખતી હોય એમ અમારૂં માનવું નથી. ભારતવર્ષમાં ઘણાં એક નગરો અને તીર્થોના સંબંધમાં જે પ્રકારની દંતકથાઓ જન્મ પામે છે તેજ પ્રકારની આ એક છે. આની પ્રકૃતમાં કંઈ પણ ઉપયોગિતા હોય તો તે એટલી જ કે **ભીમપલ્લીની** પ્રાચીનતા સૂચવનારૂં તે એક આડકતરૂં પ્રમાણ છે.

**ભીમપલ્લીનો** પ્રાચીન ઇતિહાસ કયાંઇ જોવામાં આવતો નથી અને તેથી તેની પ્રાચીન હકીકત જાણવાનું કઠિન થઇ પડે છે. અમો કહી નથી શકતા કે **ભીમપલ્લીની** સ્થાપના કયારે થઈ? તેની જાહોજલાલી ક્યાં સુધી રહી ? અને તેની અનિષ્ટ દશા કયારથી બેઠી ? લોકો કહે છે કે **ભીલડી** એક સમૃદ્ધ નગર હતું, પણ અકાલ કાલકોપને લીધે તે અગ્નિથી બળીને ભસ્મીભૂત થઈ ગયું. સુભાગ્યે નગરનિવાસિયોને આ અકાલ ઘટનાની ખબર કોઈ એક મુનિએ પ્રથમથી જ જણાવી દીધી હતી તેથી લોકો ઘણે ભાગે જાનમાલ બચાવી શકયા હતા. લોકો એમ પણ કહે છે કે તે નિમિત્તજ્ઞ સાધુની કૃપાથી નગરનિવાસિયો પોતાના પ્રિયનગરનો ત્યાગ કરીને ઘણા કોશો દૂર જઇને એક નવું નગર વસાવીને રહ્યા જે નગર આજે **રાધનપુરના** નામથી ઓળખાય છે. ત્યાર પછી નિશ્ચિત દિવસે **ભીલડી** નગર બલીને રાખ થયું. આ કથનની સત્યતાના વિષયમાં એવું પ્રમાણ અપાય છે કે **ભીલડીમાં** જૂના વખતનું એક દેવીનું મંદિર છે; આ દેવી **રાધનપુરના** ઘણાંક કુળોની કુલદેવી છે અને હજી પણ લગ્ન વિગેરેના પ્રસંગોએ રાધનપુરી લોકો એ દેવીને ખાસ જુહારવા આવે છે. એથી **ભીમપલ્લીના** લોકોથી **રાધનપુર** વસ્યાની હકીકત સત્ય ઠરે છે.

ગામ બળી ગયાની સત્યતા લોકો એટલા ઉપરથી માને છે કે હજી પણ ગામમાં કે તેની આસપાસ ખોદતાં બે ત્રણ હાથના ઉંડાણમાંથી રાખનો થર નિકળે છે અને કેટલીક બળેલી ઇમારતો પણ નિકળે છે.

ઉપરની દંત કથામાં સત્યાંશ કેટલો હશે તે બતાવવાની વિશેષ ચેષ્ટા નહિ કરતાં અમો એટલું જ કહિશું કે ઉપરની દંતકથા કેવળ નિરાધાર નથી પણ, કોઇક ખરી ઘટના ઉપરથી જન્મેલી હોઈ ઐતિહાસિક સત્યતા દાખવનારી છે. ઐતિહાસિક સત્યની ઝાંખી કરાવનારો ઉલ્લેખ પંદરમી સદીના પ્રૌઢ વિદ્વાન્ આચાર્ય **મુનિસુંદરસૂરિની ગુર્વાવલીમાંથી** પણ મળી આવે છે જે નીચે પ્રમાણે છે–

'**श्रुतातिशायी पुरि भीम पल्ल्यां**
**वर्षासु चाद्येपि हि कार्तिकेऽसौ ।**
**अगात् प्रतिक्रम्य विबुद्धच भावि,**
**भङ्गं परेकादश सूर्यबुद्धम् ॥ ६४ ॥**
**ગુર્વાવલી પૃ. ૬૧.**

ભાવાર્થ—'અતિશયવંત શ્રુત જ્ઞાનના ધારક તે (આચાર્ય **ધર્મઘોષના શિષ્ય શ્રીસોમપ્રભસૂરિ) ભીમપલ્લી** નગરીમાં ચૌમાસુ રહ્યા. આ ચાતુર્માસમાં બે કાર્તિક માસ હતા તેથી શાસ્ત્રના નિયમ પ્રમાણે બીજા કાર્તિક સુદિમાં ચૌમાસી પ્રતિક્રમણ કરીને ચોમાસું સમાપ્ત કરવાનું હતું, પણ લગ્ન કુંડલીમાં બારમા ભુવનમાં પડેલા સૂર્યપરથી તેઓએ જાણ્યું કે થોડા જ વખતમાં આ નગરનો ભંગ થવાનો છે. આથી તેઓ પ્રથમ કાર્તિકમાં જ ચૌમાસી પ્રતિક્રમણ કરીને ત્યાંથી વિહાર કરી ગયા.

આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે કોઈ પણ અકસ્માતથી **ભીમપલ્લીનો** નાશ થયો હતો અને દંતકથા પ્રમાણે તે અગ્નિથી થયો હોય તો અસંભવિત નથી.

**ગુર્વાવલીના** પૂર્વોકત પદ્ય ઉપરથી એ વાત પણ સ્પષ્ટ થાય છે કે **ભીમપલ્લીની** પડતી આચાર્ય **સોમપ્રભના** વખતમાં થઈ હતી, **સોમપ્રભસૂરિ** તપગચ્છીય આચાર્યશ્રી **ધર્મઘોષસૂરિના** પટ્ટધર હતા અને તેમનો સાધુત્વકાલ **ગુર્વાવલીમાં** જણાવ્યા પ્રમાણે ૧૩૨૧થી ૧૩૭૩ સુધીનો હતો[1]

[1] "दिग्विश्ववर्षे १३१० जननं कृपाणि–विधे १३२१ व्रतं प्राप्य रसत्रिचंद्रे १३३२ ।
पदप्रतिष्ठां च गुणर्जगाम त्रिसप्तविश्वे च स देवधाम ॥६६॥–गुर्वावली पृष्ठ ६१.

એટલે ચૌદમી સદીના લગભગ મધ્યભાગમાં **ભીમપલ્લીનો** નાશ થયો હશે. **ભીમપલ્લીનાં** પ્રાચીન ખંડેરો, તેમાંથી નિકળતી ઇંટો અને બીજા પદાર્થો ઉપરથી એમ જણાય છે કે બારમી અને તેરમી સદીમાં **ભીમપલ્લી** નગરી સંપૂર્ણ જાહોજલાલી ભોગવતી હતી.

**ભીમપલ્લીમાં** ઘણી એક મ્હોટી તેમ જ ન્હાની પાષાણની પ્રાચીન જિનપ્રતિમાઓ છે, પણ કોઇના ઉપર લેખ જોવામાં આવતો નથી, આ ઉપરથી સહેજ અનુમાન થઈ શકે કે આ પ્રતિમાઓનો ઘણો ભાગ અગ્યારમી અથવા બારમી સદીનો હોવો જોઇએ, જ્યારે કે પ્રતિમા ઉપર લેખ લખવાની પદ્ધતિ લગભગ નહિં જેવી હતી. કેટલાક છુટા છવાયા લેખો ત્યાં દેખાય છે ખરા, પણ તે અર્વાચીન સમયના છે. હાલમાં ત્યાં મળતા લેખોમાં જુનામાં જુનો સં. ૧૨૧૫ ની સાલનો એક ધાતુની પ્રતિમાનો લેખ છે, પણ આ પ્રતિમા **ભીમપલ્લીમાં** પ્રતિષ્ઠિત થવાની ખાતરી મળી શકે તેમ નથી. ત્યાંના લેખોમાં અર્વાચીન ૧૩૫૮ ની સાલનો એક દેવતાની મૂર્તિનો લેખ છે, ત્યાર પછી અઢારમી સદી સુધીમાં લખાયેલ એક પણ લેખ જોવાતો નથી. આ ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે ચૌદમી સદીના મધ્ય ભાગ સુધી તો **ભીમપલ્લીમાં** ધાર્મિક પ્રવૃત્તિ થયાં કરતી હતી, પણ ત્યાર પછી **ભીમપલ્લી** સદાની શાંત નિદ્રામાં સૂતેલી લાગે છે. આ પછી ઠેઠ પાંચસો વર્ષ પછી **ભીમપલ્લી**-હાલનું **ભીલડી**-ગામ કંઈક ઉજાગર દશામાં આવ્યું હોય એમ તે ગામમાં સં. **૧૮૯૨** માં થયેલી નેમિનાથની પ્રતિષ્ઠા ઉપરથી જણાય છે.

## વર્તમાન દશા.

પૂર્વે કહ્યું તેમ વર્તમાનમાં **ભીમપલ્લી** એક ન્હાના ગામડાના રૂપમાં **ભીલડીના** નામે ઓળખાય છે. **ભીલડીની** દશા ખરે જ ભીલડીના જેવી છે. કેટલીક અન્ય વસતિની સાથે માત્ર પાંચ સાત ઘર શ્રાવકોનાં છે અને તે પણ સાધારણ સ્થિતિનાં. ગામમાં ધર્મશાળાની અંદર શ્રી **નેમિનાથનું** દેહરાસર છે જેની પ્રતિષ્ઠા સં. **૧૮૯૨** ની સાલમાં તપગચ્છના શ્રીપૂજ્યના હાથે થયેલી છે.

પશ્ચિમ તરફ ગામને છેડે એક વિશાલ ધર્મશાળા અને ભોંયરાવાળું એક મંદિર આવેલ છે. મંદિર નવીન છે, પણ તેની નીચેનું ભોંયરું અસલના વખતનું છે. તીર્થનાયક પાર્શ્વનાથ જે '**ભીલડિયા પાર્શ્વનાથ**'ના નામથી પ્રખ્યાત છે. તે આજે ભોંયરામાં મૂલનાયકને સ્થાને બિરાજે છે. આજુબાજુમાં નેમિનાથ વિગેરેની કેટલીક મૂર્તિયો છે જે લગભગ સર્વે લેખ વગરની છે. મૂળનાયકને સમ્મુખ પૂર્વ તરફ ગૌતમ સ્વામિની મૂર્તિ છે જેની પ્રતિષ્ઠા **જિનપ્રબોધ સૂરિએ** કર્યાનો લેખ છે.

**ભીલડિયા પાર્શ્વનાથની** આજુબાજુના ગામ નગરોમાં સારી પ્રખ્યાતિ છે. પ્રતિવર્ષ પૌષ દશમીને દિવસે ત્યાં મેળો ભરાય છે જેમાં **કેમ્પ, ડીસા, પાટણ** વિગેરેથી હજારો યાત્રાળુઓ એકત્ર થાય છે. આ તીર્થનો વહીવટ **ડીસા-ટાઉનનો** સંઘ કરે છે. **ડીસાના** સંઘની દેખરેખ નીચે આવ્યા પછી આ તીર્થ સારી સ્થિતિમાં મૂકાણું છે. આ વાત જણાવતાં અમને આનંદ થાય છે. છેવટે ભાવિક જૈનોને આ તીર્થની યાત્રા કરવાની ભલામણ કરીયે છીયે.

## રામસૈન્ય.

**ભીમપલ્લીથી** ઉત્તર દિશામાં બાર કોશ અને **ડીસા-કેમ્પથી** વાયવ્ય કોણમાં દશ કોશને છેટે પ્રાચીન જૈન તીર્થ '**રામસૈન્ય**' આવેલું છે, જે હાલમાં **રામસેણ**' ના નામથી ઓળખાય છે.

**રામસૈન્યની** પ્રાચીનતા અને જાહોજલાલીને જણાવનારા શિલાલેખો મળી આવે છે. ગુર્વાવલીઓ અને ચૈત્યપરિવાડીયો પણ આની પ્રાચીનતા અને તીર્થ તરીકેની ખ્યાતિ આપણને જણાવે છે.

આચાર્ય **મુનિસુંદરસૂરિ** પોતાની ગુર્વાવલીમાં લખે છે કે 'આચાર્ય **સર્વદેવ સૂરિએ** વિક્રમ સં. ૧૦૧૦ ની સાલમાં **રામસૈન્ય** નામક નગરના ઋષભદેવના મંદિરમાં આઠમા તીર્થંકર શ્રીચંદ્રપ્રભના બિંબની વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી આ અર્થને જણાવનારૂં **ગુર્વાવલીનું** પદ્ય નીચે પ્રમાણે છે-

"नृपाद्दशाग्रे शरदां सहस्त्रे
यो रामसैन्यापुरे चकार ।
नाभेयचैत्येष्टमतीर्थराज–
बिम्बप्रतिष्ठां विधिवत् सदर्च्यः ॥८७॥"
ગુર્વાવલી. પૃ. ૧૪

આ ઉપરથી જણાશે કે **એક હજાર અને દશાની સાલમાં** ચંદ્રપ્રભની પ્રતિષ્ઠા થઇ તે પહેલાંનું ત્યાં ઋષભદેવનું મંદિર પ્રતિષ્ઠિત હતું.

**રામસૈન્યમાં** એક પ્રાચીન સમયનો ધાતુનો પરિકર નિકલેલ છે. તે પરિકર ઉપર વિક્રમ સં. ૧૦૮૪ ની સાલનો આર્યા છંદમાં રચેલો લેખ છે. લેખનો કેટલોક ભાગ ઘસાઇ જવાથી સ્પષ્ટ વંચાતો નથી, પણ જેટલો વંચાય છે તેનો અર્થ નીચે પ્રમાણે થાય છે.

'વર્તમાન શાસનના નાયક ભગવાન્ **વર્ધમાન** સ્વામિની શિષ્ય પરંપરામાં વજ્ર નામના આચાર્ય થયા કે જે વજ્રની ઉપમાને ધારણ કરનાર હતા. ॥૧॥

તેની શાખામાં ( વજ્રી શાખામા )......[1]ચંદ્રકુલીન મહામહિમાવંત **વટેશ્વર** નામના આચાર્ય થયા ॥ ૨ ॥

તે **વટેશ્વરથી થારાપદ્ર** નગરના નામથી '**થારાપદ્ર**' નામક ગચ્છ ઉત્પન્ન થયો. જે સર્વ દિશાઓમાં ખ્યાતિ પામ્યો છે અને જેણે પોતાના નિર્મલ યશ વડે સર્વ દિશાઓને ઉજ્વલ કરી દીધી છે ॥૩॥

તે ગચ્છમાં ઘણાએક વિદ્વાન આચાર્યો ઉત્પન્ન થઈ દેવગત થયા પછી **જ્યેષ્ઠાર્ય** નામના આચાર્ય થયા. જ્યેષ્ઠાર્ય પછી **શાંતિભદ્ર**, શાંતિભદ્ર પછી સિદ્ધાંત મહોદધિ **સર્વદેવ સૂરિ** અને સર્વદેવની પછી **શાલિભદ્રસૂરિ** થયા ॥૪॥'

[1] મૂલ લેખમાં આ સ્થલે "સ્થાનીયકુલોદ્ભૂતો" આવું કંઇક વંચાય છે, પણ **વટેશ્વરને** માટે "ચન્દ્રકુલોદ્ભવ" વિશેષણ જુદું લખેલ હોવાથી "સ્થાનીયકુલોદ્ભૂત" એ વિશેષણ કોને લાગુ પાડવું તે ગુંચવણ ભરેલું છે. આની લીટે જ "મહામહિમા" શબ્દ મૂકેલો છે, પણ તે "સ્થાનીયકુલોદ્ભૂત"નું વિશેષ્ય માનવાને કંઈ પણ આધાર નથી, વિચારક વર્ગને આ સ્થલ લક્ષ્યપૂર્વક જોવાની ભલામણ કરીયે છીયે.

આ પછીનો છઠ્ઠી આર્યા અને સાતમો અનુષ્ટુપ એ બે પદ્યો બરાબર વંચાતાં નથી, છઠ્ઠી આર્યાનો પ્રથમનો "શ્રી શાંતિભદ્રસૂરૌ વ્રતપતિ" આટલો ભાગ સ્પષ્ટ વંચાય છે. ત્યાર પછી બીજા પાદમાં "**પૂર્ણભદ્ર**" ત્રીજા પાદમાં "**રઘુસેન**" એ નામો વંચાય છે. સાતમા શ્લોકની આદિનાં ત્રણ અક્ષરો વંચાતાં નથી, બાકીના શ્લોક નીચે પ્રમાણે વંચાય છે—

"......यदिदं बिंबं नाभिसूनोर्महात्मनः
लक्ष्म्याश्चंचलतां ज्ञात्वा जीवितव्यं विशेषतः॥"

છેવટે "મંગલં મહાશ્રીઃ ॥ સંવત ૧૦૮૪ चैत्रपौर्णमास्याम् ॥" આટલો ગદ્યનો ફકરો લખી લેખની સમાપ્તિ જણાવી છે. છેલ્લા ખંડિત બે પદ્યોના અર્થનું પૂર્વની સાથે અનુસંધાન કરતાં એવું તાત્પર્ય સમજાય છે કે ઉપર જણાવેલ આચાર્ય **શાંતિભદ્રના** સમયમાં સં. ૧૦૮૪ ના ચૈત્ર શુદિ ૧૫ પુર્ણિમાને દિવસે **પૂર્ણભદ્રસૂરિએ** ભગવાન્ શ્રી ઋષભદેવના બિંબની પ્રતિષ્ઠા કરી. છઠ્ઠી આર્યાના ત્રીજા પાદમાં જે "રઘુસેન" નામ વંચાય છે તે પ્રતિષ્ઠા કરાવનાર ગૃહસ્થનું લાગે છે, અને તે ગૃહસ્થ **રામસૈન્યનો** રાજા હોવાની સંભાવના થાય છે, કારણ કે ઉપર જણાવેલા વર્ષમાં જ પ્રતિષ્ઠિત થયેલી એક ધાતુની ઉભી પ્રતિમાના લેખમાં "રઘુસેનીયરાજ્યે" આવો ઉલ્લેખ જોવામાં આવે છે.

**ગુર્વાવલીકાર ૧૦૧૦**ના વર્ષમાં ઋષભદેવના ચૈત્યમાં ચંદ્રપ્રભની પ્રતિષ્ઠા થયાનું જણાવે છે, ત્યારે ઉપર્યુક્ત **રામસૈન્યનો** લેખ ૧૦૮૪ માં ઋષભદેવની પ્રતિષ્ઠા થયાની હકીકત પ્રકટ કરે છે. આ ઉપરથી બન્ને લેખોનો પરસ્પર વિરોધ માની લેવાનું સાહસ કરવું જોઈએ નહિ, કારણ કે ધાતુના પરિકરનો લેખ અને તેજ વર્ષના લેખવાલી કાર્યોત્સર્ગસ્થિત ધાતુની પ્રતિમા એમ સૂચવે છે કે સં. ૧૦૮૪ના વર્ષમાં પ્રતિષ્ઠિત થયેલી ઋષભદેવની પ્રતિમા ધાતુની હોવી જોઈયે અને તે પ્રમાણમાં અચલગઢના જિનમંદિરમાં બેઠેલી પ્રતિમા જેવડી મ્હોટી.

**મુનિસુંદરસૂરિ** જે ઋષભદેવના ચૈત્યનો ઉલ્લેખ કરે છે તે આ પ્રતિમાવાલું નહિ, પણ આથી પ્રાચીન

બીજું પાષાણની પ્રતિમાવાળું સમજવું જોઈયે અને તે ઘણું કરીને હાલનું ભોયરૂં અથવા તેને લગતું મંદિર હશે અને હાલમાં ભોયરામાં શાંતિપ્રકટાવતી ચાર જિન પ્રતિમામાંની કોઈ એક પ્રતિમા ઋષભદેવની હોઈ પૂર્વે તેના મૂલ નાયકના સ્થાને બીરાજતી હશે.

આ બધું જોતાં એટલું તો ચોક્કસ થાય છે કે **રામસૈન્ય** એક પ્રાચીન તીર્થ છે. વિક્રમની અગ્યારમી સદીમાં ત્યાં પ્રભાવક આચાર્યોના હાથે અનેક પ્રતિષ્ઠાઓ થઈ હતી. તે વખત તો **રામસૈન્યનો** રાજા **'રઘુસેન'** પોતે જૈન હોઈ તીર્થંકરોના મંદિરો અને પ્રતિમાની સ્થાપના કરાવતો હતો. આવી રીતે રાજ્યાશ્રયને પામીને અગ્યારમી સદીનું **રામસૈન્ય** ધાર્મિક ઉન્નતિની ટોચે પહોંચ્યું હતું. હજી પણ જ્યાં ત્યાં ખોદકામ કરતાં પ્રાચીન પ્રતિમાઓ, ઇમારતોનાં ખંડેરો, મંદિરોના પત્થરો, કુવા વાવડિયોના દેખાવો અને સિક્કા વિગેરે પ્રાચીન ઉન્નતિનાં સ્મારકો ઘણી અજાયબી વચ્ચે પ્રગટ થઇ દેખનારના હૃદયને આકર્ષે છે અને સાથેજ નગરની પૂર્વકાલીન સમૃદ્ધિની સાથે આજની કંગાલિયત દશાનો મુકાબલો કરાવી વજ્રહૃદયી માનવના હૃદયને પણ પિગલાવી એ આંસુ સરાવે છે.

## વર્તમાન સ્થિતિ.

આપણે ઉપરની હકીકતથી જાણી શકયા કે આજનું **રામસેણ** ગામ એક સમયે સમૃદ્ધિશાલિ '**રામસૈન્યનગર**' હતું, પણ હાલમાં એની કેવી સ્થિતિ છે તે પણ જણાવવાની જરૂર છે.

ગુજરાત અને મારવાડની સીમા ઉપર આવેલા આ ગામમાં આજે કેટલીક અન્ય [illegible]સતિની સાથે પંદર ઘર શ્રાવકોનાં બાકી રહ્યાં છે.

**રામસેણ** એક વાઘેલા રાજપૂત ઠાકોરના તાબાનું ગામ છે કે જે ઠાકોરની પ્રશંસાનું આ સ્થળ ન હોવા છતાં પણ એટલું કહેવું પડે છે કે તે ભલા ઠાકોરના જેવા જાગીરદારો વિરલાજ હશે અને જિન મંદિરની તરફની તેની લાગણી ધરાવનારા તો ભાગ્યે કોઇ ખોળ્યા મળશે.

પશ્ચિમ તરફ ગામને છેડે ઘણાજ જુના વખતનું એક ભોંયરૂં છે અને તેમાં અખંડિત લગભગ ત્રણ ત્રણ ફીટના પ્રમાણવાલી પાષાણની સુંદર ચાર જિનપ્રતિમાઓ છે. આ પ્રતિમાઓ ઘણીજ પ્રાચીન છે. લાંછનો ઓલખાતાં નથી તેથી તે ક્યા ક્યા ભગવાનની છે તે કહેવું મુશ્કેલ છે. પ્રચલિત પરીક્ષા પ્રમાણે પ્રાચીનતાનાં ચિન્હો જોતાં તે સંપ્રતિરાજાના વખતની છે એમ કહેવામાં કંઇ વાંધો નથી, પણ અમો આ પરીક્ષા ખરી હોવાનો દાવો કરતા નથી. તેથી એટલુંજ કહી શકીયે કે હાલની પ્રતિમાઓ સંપ્રતિરાજાના વખતની ન હોય તો પણ તે અગ્યારમી સદી પછીની તો નથી જ.

કેટલાક વર્ષો પહેલાં એક ધાતુની કાર્યોત્સર્ગસ્થિત મ્હોટી પ્રતિમા કોઇનાં ખેત્રમાંથી નિકળેલી, પણ ઠાકોરજીની મૂર્તિ જાણી શ્રાવકોએ લીધી નહિ તેથી રામજીના મંદિરમાં પધરાવવામાં આવી. આ પ્રતિમાને અમોએ નજરે જોયા પછી જિનપ્રતિમા હોવાનું જણાવી જૈન ભોંયરામાં પધરાવવાનો બંદોબસ્ત કરાવ્યો હતો.

એ સિવાય એક અંબિકાની મ્હોટી સુંદર મૂર્તિ, કેટલીક ધાતુની જિનપ્રતિમાઓ અને મંગલગ્રહ વિગેરેનાં કેટલાંક ત્રાંબાનાં યંત્રો પણ ભોયરામાં જોનારનું ધ્યાન ખેંચે છે. આ સર્વ ચીજો જુદા જુદા અવસરે જમીનમાંથી નિકળેલી અને ભોંયરામાં પધરાવેલી છે.

ત્યાંના લોકોનો એવો દૃઢ વિશ્વાસ છે કે જિનમંદિરની પત્થર સુદ્ધાં કોઇ પણ ચીજ ઘરના કામમાં વાપરવાથી વાપરનારને તત્કાલ નુકસાન પહોંચે છે. આ વિશ્વાસના ખરાપણા વિષેનાં અનેક દૃષ્ટાંતો ત્યાંના નિવાસિયોની જબાન પર નાચી રહ્યાં છે, જેમાંના એક બેનો અત્ર ઉલ્લેખ કરવો વાંચકોના વિનોદનું કારણ થઇ પડશે.

કહે છે કે એક મ્હોટો પ્રાચીન જૈનમંદિરનો પત્થર ગામ બહાર રખડતો પડયો હતો, તેને લઇને એક કુવાવાળાએ ન્હાવા ધોવાને વાસ્તે પોતાના કુવા ઉપર મૂકી દીધો, આનું પરિણામ એ આવ્યું કે એકજ દિવસમાં કુવો ઢલીને સમો તગો થઇ ગયો, આથી હેરાન થઇ લોકોએ તે પત્થરને ત્યાંથી દૂર કહાડી નાખ્યો.

તેજ પત્થરને કાલાંતરે કોઇ બીજા કુવાવાલો પોતાના કુવા ઉપર લઈ ગયો અને તેના પણ કુવાની તેવીજ દશા થઈ જેવી પહેલાની થઈ હતી.

એકવાર ત્યાંના જૈનમંદિરની રખડતી એક શિલા પોતાના મકાનના ઓટલા ઉપર બીડાવી, પણ રાત્રે એવો કોઇ અગમ્ય ચમત્કાર તેના જોવામાં આવ્યો કે બીજે દિવસે ઓટલો ખોદાવીને તે શિલા કહાડી નાખવી પડી.

એક વખત દેહરાના કોટની બહાર ઠાકોરની જમીનમાં ઉભેલું નિંબડાનું વૃક્ષ પવનના ઝપાટાથી ઉખડીને મંદિરના કંપાઉંડમાં જઇ પડ્યું. આ વૃક્ષ પોતાના તાબાની જમીનમાંનું હોવાથી ઠાકોર સાહેબે પોતાના કબજામાં લેઇ લીધું, પણ દૈવેચ્છાથી તેમને કોઈ અગમ્ય ભય લાગ્યો કે કાપ્યું કપાવ્યું તે ઝાડ ઠાકોરે પાછું દેરાસરમાં મોકલાવી દીધું. ઇત્યાદિ અનેક ચમત્કારિક વાતો **રામસેણના** લોકોના મુખથી સંભળાય છે. આ ચમત્કારોની સત્યતા વિષે વિવેચન કરવાનું આ સ્થલ નથી, પણ આ ચમત્કારોનું જે પરિણામ આવવું જોઇયે તે સંપૂર્ણ રીતે આવ્યુ છે, ગામની સર્વ પ્રજાનો જિનમંદિર પ્રત્યે ભક્તિભાવ પ્રત્યક્ષ જોવાય છે. ગામના ઠાકોર સાહેબની પણ આ દેહરા તરફ ઘણી સહાનુભૂતિ છે. અને કોઈ જીર્ણોદ્ધાર કરાવનાર હોય તો તે માટે જોઇયે તેટલી જમીન મફત આપવાનું પોતે જણાવે છે. હું જ્યારે ત્યાં હતો ત્યારે પહેલેજ દિવસે એક મુસલમાન વ્હોરે આવીને દેહરાની બરાબર સાર સંભાળ રાખવાના માટે શ્રાવકોને ઉપદેશ કરવાની મ્હને ભલામણ કરી હતી. આ દાખલાઓ ઉપરથી **રામસેણના** લોકોની જૈન મંદિર પ્રત્યેની પૂજ્યબુધ્ધિનું માન થઇ શકે તેમ છે.

હાલમાં જે ભોંયરામાં પ્રતિમા છે તે જીર્ણ થયેલું હોઇ સુધરાવવા યોગ્ય છે. ભોંયરા ઉપર ન્હાનું શિખરબંધ દેહરૂં બંધાવવાનું કામ થોડા વર્ષ પહેલાં ગામના શ્રાવકોએ શરૂ કરાવ્યું હતું જે બે હજાર જેટલી રકમ ખર્ચાયા પછી દ્રવ્યના અભાવે બંધ પડયું છે.

ભોંયરાની આજુબાજુ જુના વખતનો કોટ છે જે કેટલેક ઠેકાણે-મુખ્યતયા દક્ષિણ તરફનો-પડીને જમીનદોસ્ત થયો છે અને તે ઠેકાણે હાલમાં કાંટાની વાડ કરવામાં આવી છે.

ઉપરના થોડાજ વિવરણથી વાંચકો સમજી શકયા હશે કે **રામસેણ** તીર્થની વર્તમાન સ્થિતિ ઘણી ખરાબ છે.

ભોંયરાની મરામત, અપૂર્ણ શીખરની પૂર્ણતા અને નવા કોટને માટે હાલ તરત ઓછામાં ઓછી દસ હજાર રૂપીયાની જરૂર છે.

આની ઉપયોગીતાનો ઉપદેશ કરતાં તે વેળાએ **ડીસા-કેમ્પના** સંઘે આ કામ ઉપાડી લેવાની હિમ્મત દેખાડી હતી અને તે માટે ટીપ પણ શરૂ કરી દીધી હતી, જેમાં **કેમ્પ** અને **રાજપુર** વિગેરેની મળી લગભગ રૂ. ૨૦૦૦) ની રકમ તેજ વખતે લખાઈ ગઈ હતી અને શેઠ **આણંદજી કલ્યાણજીની** પેઢી તરફથી યોગ્ય મદદ મળતાં કાર્ય શરૂ કરવાનો વિચાર રાખ્યો હતો. આ માટે **ડીસા કેમ્પના** સંઘનું એક ડેપ્યુટેશન **આણંદજી કલ્યાણજીની** પેઢીની મુલાકાતે ગયું અને યોગ્ય મદદની માગણી કરી, પણ પેઢી તરફથી ઉત્તર મળ્યો કે આવતી જનરલ મિટીંગમાં આનો વિચાર થશે. છેવટે જનરલ મીટીંગ થઈ અને બીજી પણ કેટલીયે મીટીંગો ભરાઈ ગઈ; પણ સાડા ત્રણ વર્ષ સુધી ડીસા-કેમ્પના સંઘની માગણીનો કંઈ પણ ઉત્તર મળ્યો નહિં. આ પ્રમાણે મદદના અભાવે અને કાર્ય ઉપાડનાર સંઘના પ્રમાદના પરિણામે **રામસૈન્ય** તીર્થના જીર્ણોદ્ધારનું કાર્ય રખડયું.

હમણાં મ્હારા જાણવામાં આવ્યું છે કે **રામસેણના** જીર્ણોદ્ધાર માટે એક હજારની રકમ આપવાનો ઉક્ત પેઢીએ નિર્ણય કર્યો છે અને તે રકમ લેઈ જવા માટે **ડીસા-કેમ્પના** સંઘને પેઢી તરફથી હાલમાંજ ખબર અપાઈ છે.

આ પ્રસંગે મ્હારે **ડીસા-કેમ્પના** સંઘને ઉદ્દેશીને બે બોલ કહેવાની જરૂર જણાય છે કે તેણે જે ઉત્સાહથી આ તીર્થના ઉદ્ધારનું કામ માથે લીધું હતું તેજ ઉત્સાહથી હવે શરૂ કરી દેવું જોઇએ. એ કહેવાની જરૂર નથી કે આ કામને માટે હજી ૭ સાત હજારની જરૂર છે, પણ મ્હને વિશ્વાસ છે કે આ કામને માટે ઉક્ત સંઘ જો થોડી પણ

મહેનત કરશે તો તેટલી રકમ વગર મુશ્કેલીએ મેળવી શકશે.

શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને પણ મ્હારી નમ્ર ભલામણ છે કે જો આ કાર્યને માટે ડીસા કેમ્પનો સંઘ પોતાની અશક્તિ જ બતાવે તો તાકીદે આ કામ પેઢીએ પોતાના હાથમાં લઈ નામશેષ થતા પ્રાચીન જૈન તીર્થનો ઉદ્ધાર કરી પોતાની ફરજ અદા કરવી જોઇએ.

ભીમપલ્લી અને રામસૈન્ય તીર્થના સંબંધમાં જુનો અને નવો જે કંઈ ઇતિહાસ અમારા જાણવામાં હતો તે સંક્ષેપમાં ઉપર જણાવી દીધો છે. આશા છે કે નવીન મંદિર કરાવવા કરતાં જીર્ણનો ઉદ્ધાર કરવામાં આઠ ગણું ફલ બતાવનારે અને માનનાર વૈરાગી અને ગૃહસ્થ વાચકો ઉપર્યુક્ત બન્ને તીર્થોને વિષે પણ તે ઉપદેશને લાગુ પાડશે. તથાસ્તુ.

રામપુરા (ભંકોડા) તા. ૧૧-૮-૧૯૨૦ } મુનિ કલ્યાણવિજય.

## પરિશિષ્ટ અ.

### ભીમપલ્લીય ગચ્છ સંબંધી લેખો[1]

૧ સં૦ ૧૫૦૬ વર્ષે વૈશાખ શુ. ૧૨ ગુરૌ ગુર્જર જ્ઞા૦ દો૦ ગોપાલ ભા૦ સાઈ પિતૃમાતૃશ્રેયસે સુત ધર્માસાયરાભ્યાં શ્રીશીતલનાથબિમ્બં કા૦ શ્રીપૂર્ણિમાપક્ષે ભીમપલ્લીય ભ૦ શ્રીજયચંદ્રસૂરીણામુપદેશેન પ્ર૦ ॥

૨ સં૦ ૧૫૦૭ વર્ષે વૈશાખ શુદિ ૧૦ બુધે શ્રીશ્રીમાલ જ્ઞાતીય વ્ય૦ સોમ ભા૦ ગુંહવદે પુત્ર સુરા ભા૦ સુહાગદે પિતૃમાતૃશ્રેયસે સુ૦ પાંચાકેન શ્રીસંભવમુખ્ય પંચતીર્થી કા૦ પૂર્ણિમાપક્ષે શ્રીભીમપલ્લીય શ્રીપાસચંદ્રસૂરિપટ્ટે ભ૦ શ્રીજયચંદ્રસૂરીણામુપદેશેન પ૦ વિધિના ॥

૩ સં ૧૫૩૬ વર્ષે માહવદિ ૭ સોમે શ્રીશ્રીમાલજ્ઞાતીય મં૦ માડણ ભા૦ માલ્હણદે સુત મં૦ ભાપર ભા૦ કરમી પિત્રોઃ શ્રેયસે પુત્ર મં૦ દેવસીકેન શ્રીવિમલનાથબિંબં કા૦ શ્રીપૂર્ણિમાગચ્છે ભીમપલ્લીય ભ૦ શ્રીભાવચંદ્રસૂરિપટ્ટે ભ૦ શ્રી ચારિત્રચંદ્રસૂરીણામુપદેશેન પ્રતિ પાડલા ગ્રામવાસ્તવ્ય ॥

૪ સં૦ ૧૫૭૮ વર્ષે માઘવદિ ૯ સોમે શ્રીશ્રીમાલ જ્ઞા૦ મં૦ નારદ ભા૦ રંગી પુ૦ મં૦ વરજાંગેન ભા૦ જીવુ પુ૦ મં૦ કાન્હ મં૦ મેઘરાજાદિસમસ્ત કુટુંબયુતેન કાકરવાસ્તવ્યા ધર્મભગિની શ્રા૦ ચાંપૂશ્રેયસે શ્રીવિમલનાથબિંબ કા૦ શ્રીપૂર્ણિમાપક્ષે ભીમપલ્લીય ભ૦ શ્રીચારિત્રચંદ્રસૂરિપટ્ટે ભ૦ શ્રીમુનિચંદ્રસૂરીણામુપદેશેન પ્ર૦ પત્તનવા૦ ॥

૫ સ્વસ્તિશ્રીઃ સંવત્ ૧૫૯૮ વર્ષે પોષવદિ ૧ સોમે શ્રીઉકેશવંશે વ્યવ૦ પરવત ભા૦ કેદૂ સત્પુત્ર વ્ય૦ જયતા ભા૦ અહિવદે પુ૦ વ્ય૦ શ્રીપાલપરિવારેણ સો (સ્વો) ક્તવિત્તેન કર્મનિર્જરાર્થં સ્વાત્મપરિવારશ્રેયોર્થં શ્રીપાર્શ્વનાથબિંબં કા૦ પ્રતિ૦ શ્રી પૂર્ણિમાપક્ષે ભીમપલ્લીય ભ૦ શ્રીમુનિચંદ્ર સૂરિપટ્ટે શ્રીવિનયચન્દ્ર સૂરીણામુપદેશેનેતિ ભદ્રં ॥ * (ના૦ ૧ નં. ૬૦૪ માં પણ આ લેખ છે.)

[આ સિવાય ઉક્ત જયચંદ્રસૂરિ કે જે પાસચંદ્રસૂરિના પટ્ટધર હતા તેમના બીજા લેખો નામે સંવત ૧૪૮૨ નાહર ૨, નં. ૧૫૬૪, ૧૪૯૨ ના. ૩ નં. ૨૩૦૯ બુ. ૧, નં. ૯૦૯ અને ૧૨૪૦, ૧૫૦૨ બુ. ૧ નં. ૨૩૦, ૧૫૦૩ ના. ૩ નં. ૨૩૧૮, બુ. ૨ નં. ૨૭૫, ૧૫૦૪ બુ. ૨ નં. ૬૯, ૧૫૦૮ બુ. ૧ નં. ૮૨૭, ૧૫૦૯ બુ. ૧ નં. ૯૩૧ તથા ના. ૩ નં. ૨૩૨૯, ૧૫૧૬ બુ. ૧ નં. ૨૧૬ અને બુ. ૨ નં. ૬૩૨, ૧૫૧૮ ના. ૩ નં. ૨૩૪૨, વિ૦ ૧ નં. ૩૨૦ અને ૩૨૧, સં. ૧૫૨૦ બુ. ૧ નં. ૨૯૯ અને ૩૦૫, સં. ૧૫૨૩ વિ૦ ૧ નં. ૩૭૬, સં, ૧૫૨૪ બુ. ૨ નં. ૩૪ અને સં. ૧૫૨૬ બુ. ૨ નં. ૩૨૪ માં મળે છે. તે જયચંદ્રના પટ્ટધર જયરત્નસૂરિનો સં. ૧૫૪૭ નો લેખ વિ. ૧, નં. ૪૯૪ માં પ્રાપ્ત થાય છે. ચારિત્રસુંદર

---

૧ આ લેખોમાં કેવળ 'ભીમપલ્લીય' શબ્દનો જ ઉલ્લેખ છે. 'ગચ્છ' શબ્દ લખવામાં આવ્યો નથી, ગચ્છ તરીકે 'પૂર્ણિમાપક્ષ' અને 'પૂર્ણિમાગચ્છ' શબ્દો લખાયા છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે 'ભીમપલ્લીય ગચ્છ' પૌર્ણમિક ગચ્છની જ એક શાખા છે; તથાપિ શાખાને સ્વતંત્ર ગચ્છ તરીકે ઉલ્લેખવાની પ્રણાલી રહીને અનુસરીને અમોએ આ સ્થાનકે 'ભીમપલ્લીય' શબ્દની સાથે 'ગચ્છ' શબ્દ જોડ્યો છે.

* ઉપરના પાંચે લેખો શ્રીબુદ્ધિસાગરસૂરિ સંગ્રહીત 'જૈન ધાતુપ્રતિમા લેખ સંગ્રહ' ભાગ ૧ લા માં અનુક્રમે નંબર ૩૦૯-૧૧૩-૩૪૪-૩૮૫-૩૮૩ તરીકે છપાયેલ છે.

સૂરિના પટ્ટધર ઉક્ત મુનિચંદ્રસૂરિના બીજા લેખો સં. ૧૫૫૮ શુ. ૨ નં. ૧૧૨, ૧૫૭૫ ના. ૩ નં. ૨૪૬૯, સં. ૧૫૭૬ ના. ૨ નં. ૧૩૦૨, સં. ૧૫૭૭ ના. ૧ નં. ૧૩૨, અને સં. ૧૫૯૧ શુ. ૨ નં. ૬૨ મા પ્રાપ્ત થાય છે. તંત્રી. ]

## परिशिष्ट ख.

### भीमपल्ली ( भीलडिया ) तीर्थना लेखो–

૧ સંવત્ ૧૨૧૫ વર્ષે વૈશાખ શુદિ ૯ દિને શ્રે૦ તિહુણસર (?) ભાર્યા હાંસી શ્રેયોર્થં રતમા (ના) કેન શ્રી શાંતિનાથબિંબં કારિતં પ્રતિષ્ઠિતં ન–તિ–ગચ્છીય શ્રી...( વર્દ્ધમાન ? ) સૂરિશિષ્યૈ શ્રી રત્નાકરસૂરિભિઃ ।[1]

૨ સંવત્ ૧૩૨૪ વૈશાખ વદિ ૫ બુધે શ્રી ગૌતમસ્વામિમૂર્તિઃ શ્રી જિનેશ્વરસૂરિશિષ્ય શ્રી જિનપ્રબોધસૂરિભિઃ પ્રતિષ્ઠિતા કારિતા ચ સા...પુત્ર સરિવધજનેન મૂલદેવાદિભ્રાતૃસહિતેન સ્વશ્રેયોર્થં કુટુંબશ્રેયોર્થં ચ ।[2]

૩ સં૦ ૧૩૪૪ વર્ષે જ્યેષ્ટ શુદિ ૧૦ બુધે શ્રે૦ લખમસિંહેન અંબિકા કારિતા ।[3]

૪ સં૦ ૧૩૪૪ વર્ષે જ્યેષ્ટ શુદિ ૧૦ શ્રે૦ લખમસિંહેન કારિતઃ ।[4]

૫ સં૦ ૧૩૫૧ વર્ષે ગૂર્જરજ્ઞાતીય ઠ૦ ખીમાસુતયા ઠ૦ લક્ષ્મીકુક્ષિસંભૂતયા બાઈ હીરલયા આત્મશ્રેયસે શ્રીપાર્શ્વનાથબિંબં કારિતં પ્રતિષ્ઠિતં શ્રીસૂ (ન ? ) રેશ્વરસૂરિભિઃ । શુભં ભવતુ ।[5]

૬ સંવત ૧૩૫૮ વર્ષે આશ્વિન વદિ ૧૫ સોમે શ્રીમાલજ્ઞાતીય શ્રેષ્ઠિ સોભણ સુત સમરાકેન મૂર્તિઃ કારાપિતા ।[6]

---

૧ આ લેખ ભીલડિયાના દેહરામાં રહેલી એક ધાતુની પ્રતિમા ઉપર છે

૨ આ લેખ ભોંયરાની અંદર એક આલામાં બેઠેલી ગૌતમ સ્વામિની પ્રતિમાને નીચે છે.

૩-૪ આ બન્ને લેખો જમીનમાંથી નીકળેલ અને હાલ ગામમાં નમિનાથના મંદિરમાં રહેલી અંબિકાની અને એક દેવની મૂર્તિ નીચે કોતરેલા છે.

૫ આ લેખ પણ ભીલડિયાના મંદિરમાંની એક ધાતુની પ્રતિમા ઉપર છે.

૬ ધર્મશાળાની દક્ષિણ ભીંત પાસેના શિવમંદિરની ભીંતમાં જડેલા એક પત્થર ઉપર કોઈક દેવતાની ન્હાની ન્હાની મૂર્તિ છે અને તેની નીચે આ લેખ કોતરેલો છે. આ લેખ જૈન હોવાની અમને શંકા છે.

## परिशिष्ट क.

### रामसैन्यतीर्थना लेखो

१ अनुवर्तमानतीर्थ-प्रणायकाद् वर्धमानजिन-
वृषभात् ।
शिष्यक्रमानुयातो जातो वज्रस्तदुपमानः॥
तच्छाखायां जात स्थानीयकुलोद्भूतो (द्भवो)
महामहिमा ।
चंद्रकुलोद्भवस्तत (तो) वटेश्वराख्यः
क्रम-बलः ॥
थारापद्रोद्भूतस्तस्माद् गच्छोत्र सर्वदि-
क्ख्यातः ।
सुद्धा-यसो (शुद्धाच्छयशो) निकरैर्धवलि-
तदिक्चक्रवालोस्ति ॥
तस्मिन् भूरिषु सूरिषु देवत्वमुपागतेषु
विद्वत्सु ।
जातो ज्येष्ठार्यस्तस्मात्श्रीशांतिभद्राख्य.॥
तस्माच्च सर्वदेवः सिद्धांतमहोदधिः सदागाहः।
तस्माच्च शालिभद्रो भद्रनिधिर्गच्छगतबुद्धिः॥
श्रीशांतिभद्रसूरौ प्रतपति जा—पूर्णभद्राख्यः।
रघुसेना—स्ति———शुद्धीन् ॥
—प(य?) दिदं बिंबं नाभिसूनोर्महात्मनः॥
लक्ष्म्याश्चचलतां ज्ञात्वा जीवितव्यं विशेषतः॥
मंगल महाश्रीः ॥ संवत् १०८४ चैत्रपौर्ण्णि-
मास्याम् ॥[1]

२ श्रीथीरापद्रीयगच्छे रघुसेनीयराज्ये सं०
१०८......[2]

३ संवत् १२८९ वर्षे वैशाख शुदि १० गुरौ श्रे० राजा धनाकयोः सुत वेलहणेन भ्रातृ श्रेयोर्थं प्रतिमा कारिता प्रतिष्ठिता पं० पूर्णकलसेन ॥[3]

---

૧ આ પ્રશસ્તિ જમીનમાંથી નિકળેલ અને હાલમાં રામસૈન્યના જિનમંદિરના કોટની અંદર પડેલા ધાતુના એક મ્હોટા પરિકર ઉપર લખેલી છે.

૨ આ લેખ ખેતરમાંથી નિકળેલા ધાતુના મ્હોટા કાઉસગ્ગિયાના પગની પાસે લખેલો છે. લેખનો છેલ્લો કેટલોક ભાગ ત્રુટિ ગયો છે. સં. ૧૦૮૪ માથી ચોગડો ઉડી ગયો જણાય છે તેથી હાલ સં. ૧૦૮ વંચાય છે.

૩ આ લેખ વગડામાંથી નિકળેલ એક ન્હાની ધાતુની પ્રતિમાની પછવાડે છે.

# સમયસુંદરકૃત સત્તાશીઆ દુકાળનું વર્ણન.

[સં. ૧૬૮૭ માં ગૂજરાતમાં પડેલો મહા દુકાળ]

સંશોધક તંત્રી.

રૂડી શ્રી ગુજરાતિ દેશ સગલામાં દાખી,
ધર્મ કર્મ સુવિવેક સુખઇ, લોક મીઠો ભાખી;
સુખી રહિ શરીર શાક તો સખરા ભાવઈ,
ઉચા કરઇ આવાસ લાખ કોડિ દ્રવ્ય લગાવિ.
ગેહીની દેહ ગરહણે ભરઇ હોંસિ લોક તણો હીઓ,
સમયસુંદર કહિ સત્યાસીઓ અસઇ પડયો અભાગીઓ.૧

જોયો ટીપણો જાણુ સાઠ સંબત્સરી સાખિ,
ગુરાચાર શનિચાર હુતા તે લીધા હાથિ;
કપૂર ચક્ર પણિ કાઢિ જાણુ જોતકી એ જોઓ,
આરાધક થયા અંધ ખિજમતિ ફલ સઘલો ખોયો.
નિપટ કિણુઇ જાગ્યો નહી ખરો શાસ્ત્ર ખોટો કીઓ,
સમયસુંદર કહિ સત્યાસીઓ પડયો અજાણ્યો પાપીઓ.૨

મહિઅલ ન હુઆ મેહ, હુઆ તિહાં થોડા હુઆ,
ખડયા પડયા રહ્યા ખેત કલબી જોતરીયા કુઆ;
કદાચિત્ નિપનો કેય કોલી તે લીધો કાપી,
ઘટા કરી ઘનઘોર પણિ વૂઠો નહી પાપી.
ખલક લોક સહુ ખલભલ્યા જીવઈ કિમ જલ બાહિરા,
સમયસુંદર કહિ સત્યાસીઓ તે કરતૂત સહુ તાહરા. ૩

લાગી લૂટાલૂટ ભય કરી મારગ ભાગા,
લતો ન મંકિલંડ નારિ નર નિકરઇ નાગા;
ખઇરિ નિં ઝાલિ બંધ માટીનિ મોહકમ મારઇ,
બંદિખાનિ બંધ ઉભી થઇ સઉ પર ઝારઈ.
દુહિલો દંડ માપઇ કરી લીપમ ગાવિં ભીલડા,
સમયસુંદર કહિ સત્યાસીઓ ચારો કાલો મુહ પગ નીલડા. ૪

ભલા હુતા ભૂપાલ પિતા જિમ પૃથવિ પાલિ,
નગરલોક નરનારિ નેહસ્યું નજર નિહાલિ;
હાકમનિ હુઓ લોભ ધન લેઇ પોતિ ધારઇ,
મહા મોગો કરઈ મોલ દેખી વેચઇ દરબારિ.
મસકીન લોક પામઈ નહી લેતા ધડ ન લાગઈ ધકા,
સમયસુંદર કહિ સત્યાસીઓ તઇ કુમતિ દીધી તકા. ૫

સૂંડિ રૂપઇયઈ સેર મૂંગ અઢીસેર માઠા,
સાકર ઘી ત્રણ્યસેર ભૂંડો ગોલ માહિ ભાઠા;
ચોખા ગોહૂં ચ્યારિ સેર તૂંયર પણિ નં મલિ તેહી,
બહુલા બાજરી પાડ અધિક ઉ જાહુઈ એહી,
સાલિ દાલિ ઘૃત ઘોલસ્યું જે નર જિમતા સામટઉ,
સમયસુંદર કહિ સત્યાસીઓ તઇ ધવરાવ્યો બાવટો. ૬

માટી મુંકી નયરિ મૂકયા બઇરે પણિ માટી,
બેટે મુકયા બાપ ચતુર જે દેતા ચાટી;
ભાઇ મૂકિ ભઇણુ ભયણુ પણિ મુકયા ભાઇ,
અધિકો વાલ્હો અન્ન ગઇ સહુ કુટંબ સગાઇ.
ઘરબાર મૂકી માણુસ ઘણા પરદેશઈ ગયા પાધરા,
સમયસુંદર કહિ સત્યાસીઓ તઇ નવરાવ્યા આધરા. ૭

ધરે તેડિ ઘણીવાર ભગવનના પાત્રા ભરતા,
ભાગા તે સહુ ભાવ નિપટ વિહરણુ થયા નિરતા;
જિમતાં જુડે કમાડ કહે સવાર છિં કેઇ,
ઘઇ ફેરા દસ પાંચ યતી નેટિ જાઇ લેઇ.
આપઇ દુખઇ અણુછૂટતા તે દૂષણુ સહુ તુઝ તણુા,
સમયસુંદર કહિ સત્યાસીઓ એ વિહરણા નહી વિગોવણુા. ૮

પડિકમણો પોશાલ કરણુ કો શ્રાવક નાવિં,
દેહરાં સઘલાં દીઠ ગીત ગાંધર્વ ન ગાવિં;
શિષ્ય ભણુઇ નહી શાસ્ત્ર મુષ ભૂપ ઇમ ચકોડિ,
ગુરુ વાંદણુ ગઇ રીતિ છતી પ્રીતિ માણુસ બોડિ.
વપાણુ પાણુ માઠા પડયા ગચ્છ ચોરાસી એહ ગતિ,
સમયસુંદર કહિ સત્યાસીઓ કાં દીધિ તિં એ કુમતિ. ૯

દૂષીયા થયા દરસણી ક્ષુધા આઘી ન પમાયઇ,
શ્રાવક ન કરઈ સાર થિર ધીરજ કિમ થાએ;
ચેલે કીધી ચાલ પૂજ્ય પરિગ્રહ પરહો છાડઉ,
પુસ્તક પાના વેચિં જિમ તિમ અમ્હનિં છવાડઉ.
વસ્ત્ર પાત્ર પુસ્તક વેચિં કરિ કેતો કાલ કાઢીયઓ,
સમયસુંદર કહિ સત્યાસીઓ તીએ તનઇ નિરદાઢીઓ. ૧૦

પછિ આયો મો પાસિ તું આવનો મઇ દીઠો,
દુરબલ કીધી દેહ મ કરિ કહિઉ ભોજન મીઠો,
દૂધ દહી ધૃત ઘોલ નિપટ જીમિવા ન દીધા,
શરીર ગમાડી શક્તિ કેઈ લંઘણ પણિ કીધા.
ધરમ ધ્યાન અધિકા ધર્યાં ગુરૂ દત્ત ગુણણો પિણ ગુણ્યો,
સમયસુંદર કહિ સત્યાસીઆ તુંનિ હાક મારિ નિ
મિં હણ્યો. ૧૧

સોબાસિ **શાંતિદાસ** પરગલ આપણા ગુરૂ પોષ્યા
પાત્રાં ભરિ ભરિ પૂર સાધનિ ઘણું સંતોષ્યા
ઉસાપાણિ આણિ વસ્ત્ર પણિ ભલા વિહરાવ્યા
સપર કીયા લઘુ શિષ્ય ગચ્છ પણિ ગરૂઅડિ પાયા
સાગર જિકે સાહમી કીયા સહુ જિહનિં સંતોષીયા
સમયસુંદર કહિ સત્યાસીઆ તઇ સાગરાંનિ ન સંતા-
પિઆ. ૧૩

સત્યાસીઇ સંહાર કીયો નરનારિ કેરો
આણદાણ વરતાવિ હુંઢ ઢંઢેરા ફેરઉ
મહાવીરથી માંડિ પડયા ત્રણ્ય વેલા પાપી
બાર વરસી દુકાલ લોક લીધા સંતાપી
પણિ એકલિ એક તઈ તે કીઓ બારવરસી બાપડા
સમયસુંદર કહિ સત્યાસીઆ થારિં લોકિં ન લહ્યા
લાકડા. ૧૪

ઇસઈ પ્રસ્તાવિ ઇંદ્રસભા સુર ધરમા બઇઠો
દીઠો અવધિ દુકાલ પાપી ભરતમિં પઈઠો
ગિરૂઈ શ્રી ગુજરાતિ નિપટ દુખી કરિ નાખી,
સીદાણા સહુ સાધ સહી હુ ન શકું સાખી
તુરત **અઠયાસીઉ** તેડિનિં એહું કામ ઇદ્રિઇ કીએ.
**સમયસુંદર** કહિ **અઠયાસીઆ,** તું મારિ કાઢિ
સત્યાસીઆ. ૧૫

ઇંદ્રનો લેઈ આદેશ આયો અઠયાસિઉ ઇહાં
અહમ્મદાવાદિ આવિ પૂછો કાસમપૂરો કિહાં
મહિ વરસાવ્યા મેહ ધાન ધરતી નીપજાયો
આણી નદી અતાગ પ્રજા લોક ધીરજ પાયો
ગુલ ખાંડ ચાવલ ગોહું તણા પોઢ આણિ પરગટ કીયા
સમયસુંદર કહિ સત્યાસીઆ તું પરહો જા હિવ
પાપીઆ. ૧૬

[ આ એક પાનાની બે બાજુ લખેલી પ્રત છે. પછીનું પાનું નથી મળ્યું તેથી આ કાવ્ય થોડું અધૂરૂં રહ્યું છે. આ વર્ણન સં. ૧૬૮૮ મું વર્ષ દુખકારી નિવડયા પછી કવિએ કર્યું જણાય છે. આ ઉપરાંત કવિએ પોતાની એક કૃતિમાં આ દુકાળનું વર્ણન ગૂજરાતીમાં કર્યું છે તે માટે જુઓ આ કવિ પરનો મારો નિબંધ (આનંદ કાવ્ય મહોદધિ વેૉ. ૮ મું) તથા સંસ્કૃતમાં પણ કર્યું છે (જુઓ મારો જૈન સાહિત્યનો ઇતિહાસ.]

# દીક્ષા મીમાંસા.

[ ગતાંક પૃ. ૪૯૯ થી ].

### પ્રયોજક—તંત્રી.

## પ્રકરણ બીજું.

### દીક્ષા લેનારનું વયઃપ્રમાણ.

आहारमिच्छे मियमेसणिज्जं सहायमिच्छे निउणत्थबुद्धिं।
निकेयमिच्छेज्ज विवेगजोग्णं समाहिकामे समणे तवस्सी ॥

—ઉત્તરાધ્યયન અધ્ય૦ ૩૨ ગાથા ૪

—જ્ઞાનદર્શન ચારિત્રની સમાધિના ઇચ્છનાર તપસ્વી એવા શ્રમણ એટલે સાધુને જો આહારની ઇચ્છા થાય તો એષણીય મિત આહાર-મર્યાદાપૂર્વક દોષરહિત આહાર વાંછે, જો સહાય-શિષ્ય-ગચ્છવર્તી સાધુની ઇચ્છા થાય તો નિપુણાર્થ બુદ્ધિ એટલે જીવાદિક નવતત્ત્વના અર્થને વિષે જેની નિપુણ બુદ્ધિ છે તેવા શિષ્યને વાંછે, જો નિકેત-સ્થાન-આશ્રય-ઉપાશ્રયની ઇચ્છા થાય તો વિવેકયુક્ત -વિવેકયોગ્ય એવા એટલે સ્ત્રી પશુ નપુંસક રહિત એવા ઉપાશ્રયને વાંછે.

गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः॥

—ભવભૂતિ.

—ગુણીઓને માટે લિંગ કે ઉમર પૂજાનું સ્થાન નથી, પણ ગુણોજ પૂજાનું સ્થાન છે-પૂજનીય છે.

---

**૧૬ પંચવસ્તુકમાં દીક્ષા લેનારના વય માટેનું વક્તવ્ય—[ગાથા ૫૦ થી ૭૩].**

વીતરાગ-જિનોએ કહ્યું છે કે આ પ્રવજ્યા લેવાને યોગ્ય જે કહ્યા તેમનું વયઃપ્રમાણ ખરી રીતે જઘન્ય (ઓછામાં ઓછું) આઠ વર્ષ છે એટલે દ્રવ્યલિંગની પ્રતિપત્તિ-પ્રાપ્તિમાં આટલી ઉમર ઓછામાં ઓછી છે, જ્યારે ઉત્કૃષ્ઠ (વધારેમાં વધારે) વયઃપ્રમાણ અત્યંત વૃદ્ધાવસ્થા ન આવી હોય તેટલા સુધી છે.

**૧૭ આઠ વર્ષથી ઓછી ઉમરનાને કેમ દિક્ષા ન આપવી?—પંચવસ્તુક ગાથા ૫૧.**

પૂર્વપક્ષઃ-કોઈ એમ પ્રશ્ન કરે કે આઠ વર્ષથી ઓછું પ્રમાણ કેમ નહિ? તો તેના ઉત્તરમાં કહે છે કેઃ-આઠ વર્ષની નીચેની વય પરિભવનું ક્ષેત્ર-ભાજન છે. એવા આઠ વર્ષની અંદરની વયવાળા બાલકોને પ્રાયઃ ચરણપરિણામ એટલે ચારિત્રનું પરિણામ થતું નથી. (૫૧)

કોઈ કહે કે આમ કહેવાથી સૂત્રનો વિરોધ આવે છે, કારણ કે સુત્રમાં કહ્યું છે કે 'छम्मासियं छसुजयं माऊए समन्नियं वंदे'-એટલે છમાસના અને ૭ જીવ નિકાયની રક્ષા કરતા અને માતાએ અર્પણ કરેલા અથવા માતાએ સહિત એવા (વજ્રસ્વામીને) હું વંદના કરૂં છું. વજ્રસ્વામી ૭ કાયમાં યતના કરનારા હતા અને તે ચરિણ પરિણામ વગરના ભાવથી બની શકે નહિ; તો તેના ઉત્તરમાં સૂત્રકાર જણાવે છે કે તે કદાચિત્ ભાવસૂચક સૂત્ર છે (૫૧). (વજ્રસ્વામીને એવી રીતે ચારિત્રની પ્રાપ્તિ થઈ એ આશ્ચર્ય છે. અને એવી વાત કોઈ કાલેજ-કદાચિતજ બને છે, અને તેથી અહીં 'પ્રાયઃ' શબ્દ વાપર્યો છે અને તે કારણે અહીં સૂત્રવિરોધ નથી. (વળી જુઓ મલયગિરિની પંચસંગ્રહના બીજાદ્વારની ૪૩મી ગાથા પરની ટીકામાં પણ ઉપર પ્રમાણે કહ્યું છે. પૃ. ૬૬.)

**૧૮ બાલભાવ વગરના-ભોગ ભોગવ્યા હોય તેનેજ દીક્ષા આપવી ઘટે?—**

બીજાઓના અભિપ્રાય દર્શાવે છે-કેટલાક (તંત્રાંતરીય એટલે અન્યદર્શની ત્રૈવૈદ્યવૃદ્ધ આદિ) એમ કહે છે કે આ અષ્ટ વર્ષનાને વયયુક્ત કહ્યા છે તે ખરેખર બાલજ છે કારણ કે તેમનામાં ક્ષુલ્લકભાવ-બાલભાવ છે અને તેથી તે ચરણ-ચારિત્રને યોગ્ય નથી. બીજાઓ (ત્રૈવૈદ્યવૃદ્ધો), તેણે ભોગો ભોગવ્યા છે એટલે જેમણે યૌવન વ્યતીત કર્યું છે તેવાનેજ પાપ-રહિત-નિર્દોષ પ્રવજ્યા આપવી ઘટે એમ, પ્રતિપાદન કરે છે કારણ કે જે દોષો ક્ષુલ્લકોને થાય છે તેજ સંભાવનીય દોષો-વિષયસેવનના અપરાધો, યૌવન વયમાં થાય છે માટે યતિઓએ જે દોષનો સંભવ હોય તેને પરિહરવો જોઈએ. જેણે વિષયનો સંગ અનુભવ્યો હોય તેઓ એટલે જેમણે યૌવન વ્યતીત કર્યું હોય તેઓ તેથી ખરી રીતે સુખે કરી પ્રવ-જ્યાનો યોગ પાળે છે કારણ કે તેઓમાં કૌતક ભાવ

જતા રહ્યા હોય છે-'નિમિત્ત કારણ હોય તો પ્રાયઃ સર્વનું દર્શન થાય.' એ વચનને અનુસરીને વિષયના આલંબન રૂપ કૌતુકની નિવૃત્તિ થવાથી તેની પ્રવ્રજ્યા અશંકનીય થાય છે. માટે લોકમાં ચારે પુરૂષાર્થો નામે ધર્મ (અહિંસાદિના લક્ષણવાળો), અર્થ (હિરણ્ય આદિ), કામ (ઇચ્છા મદન લક્ષણવાળો) અને મોક્ષ (અનાબાધ) એ સર્વે નિજ નિજ કાલે સેવવા ઘટે. (નહિ તો કામના ઉત્પાદક કર્મ ક્ષીણ થયા વગર તેનો પરિત્યાગ કરતાં દોષની ઉપપત્તિ થાય). તથા જેમણે ભોગ નથી ભોગવ્યા તેમના દોષો સુરત વિષયમાં ઉત્સુક્તારૂપ કૌતુક, તેનું અનાસેવનનો ઉદ્રેક થતાં થતો વિભ્રમ-કામગ્રહ, સ્ત્રી માટેની પ્રાર્થના આદિ થાય છે તે યોગ્ય અધિકારી એવા ગત યૌવનવાળામાં ત્યજાયેલા થાય છે. એટલે તે તેઓને થતા નથી, માટે તેવા ગતયૌવનવાળાને દીક્ષા આપવી યોગ્ય છે-અન્યને ઉક્ત દોષોની ઉપપત્તિને કારણે આપવી અયોગ્ય છે. ૫૨-૫૬.

આ પૂર્વપક્ષને ઉત્તર હવે સૂત્રકાર આપે છેઃ-જે ક્ષુલ્લક ભાવ-બાલભાવ કહેવામાં આવે છે તેની સાથે, કર્મના ક્ષયોપશમ ભાવમાંથી જેની ઉત્પત્તિ થાય છે એવા ચરણ-ચારિત્રનો શું વિરોધ છે કે જેથી કરીને ક્ષુલ્લકો અયોગ્ય છે એવો અસદ્ગ્રાહ-કદાગ્રહ કરવામાં આવે છે? અર્થાત્ તેવો કાંઈ વિરોધ નથી. એટલે બાળભાવ અને ચારિત્રને વિરોધ નથી. ચારિત્ર મોહનીય કર્મના ક્ષયોપશમ જૂદાં જૂદાં કારણોથી ઉદ્ભવે છે અને નહિ કે વયના કારણથી, એમ અર્હંતાદિએ કહ્યું છે તેથી તે બંને વચ્ચે એટલે વય અને ચરણ પરિણામ એ બે વચ્ચે અવિરોધ છે, જેનું યૌવન વ્યતીત થઇ ગયું છે એવા પુરૂષો પણ બાલની પેઠે -યૌવનમત્તની પેઠે દુર્ગતિનાં કારણ એવાં કર્મો આચરે છે જ્યારે કેટલાક યૌવનવંતાઓ પણ તેવાં કર્મો કરતાં નથી. (૫૭)

( કોઈ એમ કહે છે કે ) યૌવન અવિવેકજ છે એમ પરમાર્થથી જાણવું. અવિવેકનો અભાવ તે યૌવનનો વિગમ-વ્યતીત, થવાપણું છે, પુનઃ અવિવેકનો અભાવ જિનોએ કદાચિત્ નિષેધ્યો નથી; વળી જો યૌવનરૂપ હેતુ વ્યભિચારી હોય તો પછી શામાટે વય ઉમરનો (આઠ વર્ષની વયનો) એવો નિયમ કર્યો છે?-તો તેનો ઉત્તર એ છે કે એમ કહ્યું નથી. **અહીં તો આઠ વર્ષની નીચેની વય** બંને પ્રકારે પરિભવ સ્થાનાદિનું કારણ છે એમ પૂર્વે કહેલું છે.

એમ પૂર્વપક્ષમાં જે કહેવામાં આવ્યું કે આઠ વર્ષના વયના ક્ષુલ્લકો સંભાવનીય દોષવાળા છે તે પણ કહેવામાં આવ્યું છે છતાં તે કથન અનઘ-પાપરહિત શોભન નથી, કારણકે સારી રીતે ભોગ ભોગવવા વાળાને પણ-વયને વટાવી ગયેલા ઋષિશૃંગપિતા વગેરેને પણ સંભાવનીય દોષપણું સરખુંજ હોય છે, કારણકે કર્મોમાં ઓઘે મિથ્યાત્વ આદિથી આરંભી અશુભતાથી પ્રધાન એવું વેદનીયથી તે મોહનીય સુધીનો યોગ ( તે જૈન પ્રક્રિયા પ્રમાણે-અને તંત્રાંતર પ્રમાણે ભવાભિનંદિની અવિદ્યા ) રહે છે ત્યાં સુધી-ચરમદેહ વાળા પણ સંભાવનીય દોષવાળા રહે છે. તેટલા માટે જ્યા સુધી અનિવૃત્તિ બાદર ગુણસ્થાન ન થાય ત્યાં સુધી-ક્ષપકશ્રેણી પ્રક્રમે જ્યાં સુધી અનિવૃત્તિ બાદર ન થાય ત્યા સુધી-દીક્ષિત ન કરવા (એ જૈન પ્રક્રિયા પ્રમાણે). (તંત્રાતરોની પરિભાષામાં આનંદશક્તિના અનુબોધથી અણિમા આદિ ભાવો પ્રાપ્ત કર્યા હોય ત્યાં સુધી.) અને તે અનિવૃત્તિ બાદર અથવા અણિમા આદિ ભાવો પ્રાપ્ત કરનાર પ્રાયઃ દીક્ષાવિકલ-પ્રવ્રજ્યાથી શૂન્ય ન રહેવા જોઇએ-એવી વિષમ સ્થિતિ થાય છે, દીક્ષા વગર વિશિષ્ટ ગુણો ન આવે, અને વિશિષ્ટ ગુણો વગર દીક્ષા ન આપવી એમ ઇતરેતરાશ્રય વિરોધ આવે છે.

પૂર્વ પક્ષમાં વિષયનો સંગ જેમણે અનુભવ્યો હોય તેને દીક્ષા આપવી ઇત્યાદિ જે કહ્યું છે તે પણ મારા પક્ષે પણ સરખું છે કારણકે વિષયના સંગથી જે અજ્ઞાત છે તેવા કેટલાક પણ તેવો સંગ અનુભવનારના ગુણોવાળા હોય છે, પ્રાયઃ કામ અભ્યાસથી વધુ જન્મે છે તેથી અશુભ પ્રવૃત્તિના નિમિત્ત રૂપ તેજ ભવનો અભ્યાસ જેણે વિષય નથી અનુભવ્યો તેમાં નથી હોતો (અન્ય ભવનો કંઇક અભ્યાસ હોય તે દૂર હોય છે) માટે અજ્ઞાત વિષય સંગવાળા તો વધુ સારા. (૬૬) ધર્મ અર્થ કામ અને મોક્ષ સંબંધી પૂર્વપક્ષવાદીએ જે કહ્યું છે તે તુચ્છ-અસાર છે કારણકે પ્રકૃતિથી-સ્વભાવથી અર્થ અને કામથી

કર્મ બંધ થાય છે તેથી તે બંને સંસારના હેતુ છે, અને ધર્મ સંબંધી એ જાણવાનું છે કે આ સંસાર અશુભ અને મહા પાપ રૂપ છે, તેવા સંસારનો પરિક્ષય કરવા માટે બુદ્ધિમાન્ પુરૂષે શુદ્ધ ધર્મ કર્તવ્ય છે-શુદ્ધ ધર્મ તે સ્વ (જૈન) પ્રક્રિયા પ્રમાણે ચારિત્ર ધર્મ છે અને તંત્રાંતર અનુસારે અપ્રવૃત્તિ છે. અન્ય જીવન સ્થિતિમાં વિજળીના જેવું ચંચલ અને સ્વરૂપે અસાર છે તેમ પ્રિયજનનો સંબંધ પણ તેવોજ છે માટે ધર્મ આરાધવો-કરવો. મોક્ષ સંબંધી આવતાં મોક્ષ એ ધર્મનું ફલ છે એમ પરમાર્થે જાણવું,'માટે મોક્ષાર્થે પણ જિનભણિત ધર્મજ-ચારિત્ર ધર્મ અપ્રમત્તે કર્તવ્ય છે.

જેણે ભોગો ભોગવ્યા નથી તેના સંબંધી પૂર્વ પક્ષવાદીએ જે કહ્યું છે તે ખાલી ઉક્તિ રૂપે-વચન માત્ર રૂપે છે કારણકે બીજાઓ એટલે જેમણે ભોગ ભોગવ્યા છે, તેઓના સ્મૃતિ આદિ દોષો વધારે દુષ્ટ છે. જેમણે ભોગ ભોગવ્યા નથી તેઓ બાલભાવ વગેરેથી-બાલપણાથી આરંભીને જિન વચનમાં પરોવાયેલી મતિવાળા હોય છે અને તેમ થતાં તે વિષયથી અનભિજ્ઞને વિષયસુખના દોષો (કૌતુકાદિ) પ્રાયે થતા નથી.

कप्पइ निग्गन्थाण वा निग्गन्थीण वा, खुड्डगं वा खुड्डियं वा साइरेग अट्ठवासजायं उवट्ठावेत्तए वा संभुंजित्तए वा ॥१८॥

(શિષ્યનો જન્મપર્યાય જાણવા માટે આ સૂત્ર છે તે કહે છે:) નિર્ગ્રન્થ (સાધુ) કે નિર્ગ્રન્થી (સાધ્વી), ઊનાષ્ટ વર્ષ જાત એટલે અષ્ટ વર્ષથી ઓછી ઉમરવાળા ક્ષુલ્લક કે ક્ષુલ્લિકાને ઉપસ્થાપવાને-દીક્ષા દેવાને, કે (માંડલી) સાથે જમાડવાને કલ્પે નહિ, તથા નિર્ગ્રંથ કે નિર્ગ્રન્થીએ આઠ વર્ષથી વધારે વયવાળા ક્ષુલ્લક કે ક્ષુલ્લિકાને ઉપસ્થાપવાને (દીક્ષા દેવાને) તથા મંડલીમાં સાથે જમાડવાનું કલ્પે.

આના પર ભાષ્ય કહે છે કે:-શામાટે આઠથી ઓછી ઉમરનાને ઉપસ્થાપન (દીક્ષા) આદિ ન કલ્પે?

ऊणट्ठए चरित्तं न चिट्ठइ चालणीए उदगं वा।
बालस्स य जे दोसा भणिया भणिया आरोवणा दोसा॥९४

તો કહે છે કે આઠ વર્ષથી ઓછા વર્ષે જન્મેલા બાળમાં ચાળણીમાં પાણી ન ટકે તે પ્રમાણે ચારિત્ર ટકતું નથી. તથા બાલના જે દોષો કહ્યા છે તે દોષો બાલના ઉપસ્થાપનમાં-દીક્ષામાં આરોપિત થાય છે.

બાલના દોષો કહે છે:—

—તે બાલના કાય વાગ્ અને મનના (શરીર, વાણી અને મનના) યોગો અનવસ્થિત હોય છે તેથી તેને ઉપસ્થાપવો–દીક્ષા દેવી નહિ.

અપવાદ-આમાં પણ અપવાદ છેઃ-સંબંધીને અનાભોગમાં દુર્ભિક્ષમાં સહસાકારથી સંભોજનમાં અપવાદથી આઠ વર્ષથી ઓછી વયવાળાને પણ દીક્ષા આપવી. સંબંધી સંબંધી કહે છે કેઃ-આ બાલક મારી સાથે જમશે એમ કહીને મંડલીમાં લીધો હોય તે હવે તે આચાર્ય વગર જમવાની ઇચ્છા ન રાખતો હોય, તો તે આચાર્યનો સ્નેહથી સંબંધ હોવાથી લીધેલી પ્રવ્રજ્યામાં સાથે ભોજન કર્યા વગર રહી શકે ? ન રહી શકે.

**૨૦ બાલ અને વૃદ્ધ દીક્ષાને યોગ્ય નથી. (પંચકલ્પચૂર્ણિ.)**

**પંચકલ્પચૂર્ણિ**—કે જે હજુ મુદ્રિત થયેલ નથી તેમાં દીક્ષાને માટે અઢાર પ્રકારના અયોગ્ય પુરૂષ બનાવ્યા છે તેમાં બાલ અને વૃદ્ધનો સમાવેશ થાય છે. તેનો પાઠ નીચે પ્રમાણે છે.

बाले वुड्ढे नपुंसे य जडे कीवे तवाहत (य वाहिते)
तेणे रायावकारी य उम्मत्ते य अदंसणे ॥
दासे दुट्ठे य मूढे य अणत्ते जुंगिए इय ।
उवद्धए य भयए सेयनिप्फेडिया इय ॥

इत्थीसु एऐचेव नवरि गुव्विणी बालवच्छा य अट्ठिया भाणियव्वा ॥

—'બાલ, વૃદ્ધ, નપુંસક, ક્લીબ, જડ, વ્યાધિત, સ્તેન, રાજાપકારી, ઉન્મત્ત, અદર્શન, દાસ, દુષ્ટ, મૂઢ, અણુત્ત એટલે ઋણાર્ત (કરજથી પીડાયેલો), જુંગિત, અવબદ્ધ, ભતક અને શૈક્ષનિષ્ફેટિકા.

સ્ત્રીઓના માટે પણ આ અઢાર ઉપરાંત ગર્ભિણી સ્ત્રી અને બાળકવાળી સ્ત્રી એ વીશ પ્રકારની અયોગ્યતા જાણવી." [સુઘોષા ફા૦ શુ. ૧૫ સં. ૧૯૮૩ 'દીક્ષાનું શાસ્ત્ર' પૃ. ૮].

**પ્રવચન સારોદ્ધાર** નામનો ગ્રંથ નેમિચંદ્રસૂરિએ સં. ૧૧૨૯ થી ૧૧૪૧ એ સમયમાં રચેલ જણાય છે તેમાં પણ લગભગ સરખી એવી ઉપલી ગાથાઓ ૭૯૦ અને ૭૯૧ દ્વાર ૧૦૭ માં મૂકી છે. તેના પર **સિદ્ધસેનસૂરિએ** સં. ૧૨૪૮માં ટીકા કરી છે તેમાં બાલ અને વૃદ્ધનો શું અર્થ કર્યો છે તે નીચે જણાવીએ છીએઃ-[આગમોદય સમિતિથી પ્રકાશિત પ્રવચન સારોદ્ધાર વૃત્તિ પૃ. ૨૨૯-૨૩૦].

**૨૧ બાલનો અર્થ-સિદ્ધસેનસૂરિ.**

"જન્મથી માંડીને આઠ વર્ષો સુધીનો તે અહીં બાલ કહેવાય છે; તે ગર્ભમાં રહ્યો થકો નવ માસથી કાંઇક અધિક એમ પૂરા માસ કરે છે અને જન્મ્યો છતો આઠ વર્ષો સુધી દીક્ષા લેતો નથી, કેમકે આઠ વર્ષની નીચે રહેલા સર્વ મનુષ્યોને પણ દેશથી વિરતિ (શ્રાવકવ્રત) કે સર્વથા વિરતિ (સાધુવ્રત) ની પ્રતિપત્તિ એટલે પ્રાપ્તિનો-અંગીકાર કરવાનો અભાવ છે-એ તે પ્રકારનો સ્વભાવ છે. કહ્યું છે (પંચ વસ્તુક ગાથા ૫૦ માં) કે 'વીતરાગ-જિનોએ જાણેલું છે કે આ પ્રવ્રજ્યા લેવાને યોગ્ય જે કહ્યા તેમનું વયઃપ્રમાણ ખરી રીતે જઘન્ય એટલે ઓછામાં ઓછું આઠ વર્ષ છે'-(વળી) બીજાઓ તો ગર્ભથી આઠમા વર્ષ વાળાને પણ (એટલે ગર્ભથી સાત વર્ષને ત્રણ માસ થઇ ગયાં હોય તેને પણ) દીક્ષા હોય એમ માને છે જે માટે નિશીથ ચૂર્ણિમાં કહ્યું છે કે

'आदेसेण वा गब्भट्ठमस्स दिक्खा'.

—(કોઇક આચાર્યના) આદેશ-મત પ્રમાણે ગર્ભથી આઠમા વર્ષ વાળાને દીક્ષા હોય.

(કોઇ એમ કહે કે) આમ કહેવું તે ભગવાન્ વજ્રસ્વામીના દૃષ્ટાંત સાથે અસંગત થાય છે, કારણકે ભગવાન્ વજ્રસ્વામીએ ૭ માસના થયા છતાં પણ ભાવથી સર્વસાવદ્યવિરતિ-સાધુપદ સ્વીકારેલ એમ સંભળાય છે; તેવું સૂત્ર પણ છે કે,

छम्मासियं छसुजयं माऊए समन्नियं वंदे ।

—૭ માસની (વયના) ૭ જીવાદિમાં યતના કરતા તથા માતાએ સહિત એવા (વજ્રસ્વામિને) હું વંદના કરૂં છું. ઉત્તર-આ વાત એવી રીતે સત્ય છે. પરંતુ બાલ્યકાળમાં ભગવાન્ વજ્રસ્વામિની એવી ભાવથી ચરણપ્રતિપત્તિ-ચારિત્રની પ્રાપ્તિ એ આશ્ચર્યકારક છે. એવી વાત કોઇ કાલેજ બને તેવી કાદાચિત્કી છે, તેથી તેમાં અસંગતતા નથી-વ્યભિચાર દોષ નથી.

**(૧) પંચવસ્તુકમાં પણ ૫૧ મી ગાથામાં**

કહ્યું છે કે 'આઠ વર્ષની નીચેની વય પરિભવનું ક્ષેત્ર-ભાજન છે.

આઠ વર્ષની અંદરની વયવાળા બાલકોને પ્રાયઃ ચરણપરિણામ એટલે ચારિત્રનું પરિણામ થતું નથી'-આ ગાથાની વ્યાખ્યા ઉપર કરી દીધી છે.

(૨) અન્યત્ર જણાવ્યું છે કે બાલદીક્ષામાં સંયમ વિરાધના આદિ દોષો છે.

તે (બાળક) લોઢાના ગોળા સમાન છે તેથી તે (ગોળો) જે પ્રમાણે સ્પન્દમાન થાય છે-જ્યાં ત્યાં દડી જાય છે તે પ્રમાણે તે બાલ અજ્ઞાનીપણાને લીધે જ્યાં ત્યાં દોરાઈ જતાં તેનાથી છ જીવનિકાયનો વધ થઈ જાય છે.

(૩) વળી આ (દીક્ષા આપનાર) શ્રમણોમાં અનુકંપા નથી અને તેથી તેઓ બાળકોને પણ બળથી-પરાણે દીક્ષાકારના આગારમાં-બંદીખાનામાં ફેંકી દે છે અને તેથી તેમની સ્વચ્છંદતાનો ઉચ્છેદ કરે છે એવી જનનિન્દા થાય છે.

(૪) વળી માતૃજન જેવી રીતે પરિચર્યા કરે તેવી પરિચર્યા કરવામાં મુનિઓને સ્વાધ્યાયમાં અંતરાય આવે છે. [આથી સર્વથા બાલક દીક્ષા આપવાને યોગ્ય નથી.]

**૨૨ વૃદ્ધનો અર્થ** (સિદ્ધસેનસૂરિ. પ્ર સા. વૃત્તિ)

હવે વૃદ્ધનો અર્થ સિદ્ધસેનસૂરિ કરે છે તે જોઇએઃ-સીતેર વર્ષથી અધિક તે વૃદ્ધ કહેવાય છે. વળી બીજાઓ એમ કહે છે કેઃ-(તે સીતેર વર્ષથી) પહેલાં પણ ઇંદ્રિયાદિની હાનિ થતી દેખાય છે તેથી સાઠ વર્ષ કરતાં વધારે તે વૃદ્ધ કહેવાય છે. આનું પણ સમાધાન કરવું દુઃશક્ય છે કારણકે કહ્યું છે કેઃ—

उच्चासणं समीहइ विणयं न करेइ गव्वमुव्वहइ ।
वुड्ढो न दिक्खियव्वो जइ जाओ वासुदेवेणं ॥

—(૧) ઉંચા આસન ઉપર બેસવાની ઇચ્છા કરે, (૨) વિનય કરે નહિ અને (૩) ગર્વને ધારણ કરે તેથી વાસુદેવનો પુત્ર હોય તો પણ વૃદ્ધને દીક્ષા આપવી નહિ.

इदं च वर्षशतायुष्कं प्रति द्रष्टव्यं, अन्यथा यद् यस्मिन्काले उत्कृष्टमायुस्तद् दशधा विभज्य अष्टनवम दशमभागेषु वर्तमानस्य वृद्धत्वमवसेयं ।

—આ વાત સો વર્ષના આયુષ્યને આશ્રીને જાણવી; અથવા-બીજી રીતે જે કાળે જે ઉત્કૃષ્ટ (વધુમાં વધુ) આયુષ્ય (ગણાતું) હોય, તેના દશ ભાગ પાડીને તેના આઠમા નવમા અને દશમા ભાગમાં રહેનારને વૃદ્ધપણું છે એમ જાણવું.

[આજ પ્રમાણે ધર્મસંગ્રહમાં અક્ષરશઃ ઉતારી લીધું છે. ઉત્તર ભાગ પૃ. ૩]

[એટલે ધારોકે આ કાળમાં વધુમાં વધુ ૬૦ વર્ષનું આયુષ્ય સામાન્ય રીતે જોવામાં આવે તો તેના દશ ભાગ પાડતાંઆઠમા નવમા ને દશમા ભાગના એટલે ૪૩) વર્ષથી તે ૬૦ મા વર્ષ સુધીના ) ને વૃદ્ધ ગણી તેને દીક્ષા લેવા માટે અયોગ્ય ગણવા ઘટે. ]

દીક્ષાને માટે નપુંસક કલીબ જડ આદિ જે બીજા પ્રકારો છે તે હવે પછી જોઇશું. અહીં ઉમરનો સવાલ હોવાથી બાલ અને વૃદ્ધનું વિવરણ કર્યું છે. બાલપણું વીત્યા પછી યૌવન આવે છે, અને યૌવન આવ્યે ગૃહસ્થાશ્રમ શ્રાવકો માંડે છે. હવે કોઇ પ્રશ્ન કરે કે યૌવનમાં ગૃહસ્થાશ્રમ માંડી તેના ભોગો ભોગવ્યા પછી દીક્ષા લેવાય તો નહિ સારૂં ? કે જેથી દીક્ષા લીધા પછી પુનઃ ભોગની ઇચ્છા ન રહે અને સંયમ સુખેથી નિર્વહાય, કારણકે કહ્યું છે કે

यौवनं विकरोत्येव मनः संयमिनामपि ।
राजमार्गे प्ररोहन्ति वर्षाकाले किलांकुराः ॥

—યૌવનાવસ્થા છે તે મુનિઓના મનમાં પણ વિકાર ઉત્પન્ન કરે છે, કેમકે વર્ષાકાલમાં તો રાજમાર્ગમાં પણ અંકુરાઓ ઉગી નીકળે છે.

—ઉપદેશતરંગિણી.

આ વાત પૂર્વે ચર્ચાઇ ગઈ છે.

(૧) કેટલાક એમ કહે છે કે ગૃહસ્થાશ્રમ સારો અથવા (૨) ગૃહસ્થાશ્રમી શ્રાવક દશામાં જે ૧૧ શ્રાવક પ્રતિમા -વ્રતવિશેષ કહેલ છે તે બરાબર પાળી પછી દીક્ષા ગ્રહણ કરવામાં આવે તો ઘણું વધારે સારૂં ન કહેવાય ? કારણકે તેમ થવાથી દીક્ષાનો આચાર પાળવામાં

બાધા કે મુશ્કેલી આવતી નથી. આ છેલ્લી બે બાબત હરિભદ્રસૂરિએ અનુક્રમે પંચવસ્તુક પ્રથમ વસ્તુમાં અને પંચાશકના દશમા પંચાશકમાં ચર્ચી છે તે બતાવીશું.

**૨૩ શું ગૃહસ્થાશ્રમ નહિ સારો? (પંચવસ્તુક ગાથા ૭૪ થી ૭૮)**

પૂર્વપક્ષ-મંદબુદ્ધિ અન્ય વાદીઓ જણાવે છે કે ગૃહાશ્રમજ-ગૃહસ્થાશ્રમજ વધારે શ્લાઘ્ય છે કારણકે તેઓમાંથી સર્વે આશ્રમીઓ નિયમે અન્નલાભાદિથી ઉપજીવિકા પ્રાપ્ત કરે છે.

ઉત્તર—આનો ઉત્તર એ છે કે ઉપજીવિકા કરવાનું-આપવાનું જો પ્રાધાન્ય હોય તો તે ગૃહાશ્રમથી વધારે પ્રધાન-શ્લાઘ્ય હલ ખેંચનાર પૃથિવી જલ આદિ પદાર્થો ગણાય કારણકે તેમાંથી-તેના ધાન્યલાભથી તે ગૃહસ્થો પણ ઉપજીવિકા પ્રાપ્ત કરે છે.

પૂર્વપક્ષ—આમાં શંકા એ છે કે તે હલ આદિ આ ધર્મમાં નિરત એવા ગૃહસ્થોને ધાન્યપ્રદાનવડે ઉપકાર કરે છે એવું પોતે જાણતા નથી તેથી તેમનું પ્રાધાન્ય કેવી રીતે?-એટલે તેમનું પ્રાધાન્ય છે નહિ કારણકે તેનામાં મનનો અભાવ છે.

ઉત્તર-આનો ઉત્તર એ છે કે તે હલ આદિજ તે ગૃહસ્થોને ક્રિયાવડે અધિક પ્રધાન છે-તેની ક્રિયાઓ છે તેથીજ ધાન્યાદિનો લાભ થાય છે અને તેનાથી ગૃહસ્થોને ઉપજીવિકા મળે છે-આ ઉદાહરણથી ક્રિયાનું પ્રાધાન્ય હોવા છતાં હલઆદિ પદાર્થો જ્ઞાનાદિથી વિરહિત છે, તેથી તેમના જ્ઞાનાદિનું પ્રાધાન્ય થાય છે, તેમના ઉપજીવિકા આપવાપણાનું પ્રાધાન્ય નથી.

ત્યારે હવે શું?-તો કહેવામાં આવે છે કે:-

યતિ-દીક્ષિતોનાં જ્ઞાન આદિ જેથી વિશુદ્ધ થાય છે તે હેતુ વડે તે યતિઓનું પ્રાધાન્ય યુક્ત છે. જેથી આરંભ થાય તે પાપહેતુ છે, તેથી તે આરંભના રહિતપણાને લીધે તે યતિઓનું પ્રાધાન્ય યુક્ત છે.

**૨૪ શ્રાવકપ્રતિમાના પાલન પછી દીક્ષા લેવી ઉચિત છે. (પંચાશક ૧૦, ગાથા ૩૯.)**

૧૧ શ્રાવક પ્રતિમાના પાલન પછી શું કરવું ઘટે તે જણાવે છે:—'

भाविऊणत्ताणं उवेइ पव्वज्जमेव सोपच्छा।
अहवा गिहत्थभावं उचियत्तं अप्पणो णाउं ॥३९॥

—(૧૧) પ્રતિમાના અનુષ્ઠાન વડે ભાવિત બની-વાસિત રહી તે શ્રાવક, પછી એટલે પ્રતિમાના પાલન કર્યા પછી, પ્રવ્રજ્યા (અનગારત્વ) પોતાના આત્માને માટે ઉચિત છે એમ જાણવામાં આવે તો આત્માને પ્રવ્રજ્યા પાસે લઇ જાય છે એટલે પ્રવ્રજ્યા લે છે અથવા ગૃહસ્થભાવ (ગૃહિત્વ) પોતાને ઉચિત લાગે તો ગૃહસ્થભાવમાં વર્તે છે.

હવે શા માટે પ્રતિમાથી ભાવિત રહેતાં આત્માને પ્રવ્રજ્યા પ્રત્યે લઇ જાય છે તેની શંકાના ઉત્તરમાં જણાવે છે કે:—

गहणं पवज्जाए जओ अजोगाण णियमतोऽणत्थो।
तो तुलिऊणप्पाणं धीरा एयं प्रव्वज्जंति ॥४०॥

**—પ્રવ્રજ્યા (શ્રામણ્ય)નું ગ્રહણ અયોગ્ય-નાલાયકો માટે નિયમે કરીને-અવશ્યમેવ અનર્થકારક છે તેથી કરીને ધીર જનો આત્માની-પોતાની તુલના કરીને ભાવનાથી પરીક્ષા કરીને આ પ્રવ્રજ્યાનો અંગીકાર કરે છે.**

કેવી રીતે તુલના કરવી? તો કહે છે કે:—

तुलणा इमेण विहीणा एतीए हंदि नियमतो विणेया।
णो देसविरइ कंडयपत्तीए विणा जमेस त्ति ॥४१॥

—ઉપર કહેલી તુલના એટલે યોગ્યતાની પરીક્ષા વિધાનવડે એટલે ૧૧ શ્રાવકની પ્રતિમાના અનુષ્ઠાન વડે આ પ્રવ્રજ્યા માટે નિયમે કરીને જાણવી. કારણ કે દેશવરતિ એટલે અણુવ્રતાદિની પ્રાપ્તિ રૂપી પરિણામના કંડકો એટલે અધ્યવસાયના સ્થાનોની જે પ્રાપ્તિ તેનો અભાવ હોય તો તે પ્રવ્રજ્યા થઇ શકતી નથી.

[અહીં ટીકાકાર અભયદેવસૂરિ ઉમેરે છે કે અહીં પ્રાયિક જાણવું પ્રાયઃ એટલે મોટે ભાગે એમ ઉમેરવું; કારણકે સિદ્ધોનો અસંખ્યાતમો ભાગ દેશવિરતિ જેણે પ્રાપ્ત કરી નથી છતાં પણ સિદ્ધત્વને પામેલો છે કારણ કે જણાવ્યું છે કે—
'भागेहिं असंखेज्जेहिं (ण) फासिया देसविरइ उ त्ति'
વળી તુલના આ વિધિથી કરવાની કહી છે તે પણ પ્રાયિક સમજવું. એ વાત સૂત્રકાર આગળ દર્શાવશે.]

આમ તુલનાપૂર્વક પ્રવ્રજ્યા લેતાં જે થાય છે તે બતાવે છેઃ—

तीए य अविगलाए वज्झा चेठा जहो दिया पायं ।
होंति णवरं विसेसा कज्जति लक्खिजेण ण तहा ॥४२॥

—ઉક્ત તુલનાપુરસ્સર લીધેલી પ્રવ્રજ્યા હોય તો તે યોગ્યતાના નિશ્ચય વડે લીધેલ હોવાથી-તેમાં જેવી આગમમાં બતાવી છે તેવી બાહ્ય ચેષ્ઠાઓ-પ્રત્યુત્પેક્ષણ આદિ સામાચારીની અનુપાલનારૂપ ક્રિયાઓ **પ્રાયઃ** થાય છે. (પ્રાયઃ મૂકવાનું કારણ એ કે ઉક્ત વિધિથી વિપરીત વર્તતા ભારે કર્મી પ્રાણીઓ સંબંધી વ્યભિચાર દોષ ન આવે.) આવી અનુપાલના ગ્લાન મુનિઓ યા પ્રવજ્યા લીધેલામાં નથી દેખાતી એવી આશંકા કરી કહે છે કે તે સામાન્યપણે હોય છે એટલુંજ નહિ પરંતુ તે વિશેષપણે કદાચિત્ દેશ કાલે કાઇ પુરૂષને પુષ્ટાલંબન આદિના આશ્રય લેવાના અપવાદ કારણે સ્થૂલ દૃષ્ટિઓથી જોઈ શકાતી-લક્ષમાં આવતી નથી. (ગર્દભિલ્લ રાજાએ હરેલી સાધ્વીના છોડાવવા માટે ઉજ્જયિનીમાં કાલિકાચાર્યે ૯૬ સામંતોનું સૈન્ય આપ્યું હતું તે ઉદાહરણ અહીં સમજી લેવું. ટીકાકાર અભયદેવસૂરિ).

શામાટે દીક્ષામાં આગમોક્ત ચેષ્ટા તેઓ પ્રતિમાપાળી દીક્ષા લેનારાઓ કરી શકે ? કારણ કે—

भवणिव्वेयाउ जतो, मोखे रागाउ णाणपुव्वाओ ।
सुद्धासयस्स एसा, ओहेण वि वणिया समए ॥४३॥

—કારણ કે આ (પ્રવ્રજ્યા) શુદ્ધ આશય એટલે નિર્મલ અધ્યવસાયવાળા જીવને માટે ઓઘવડે એટલે સામાન્ય રીતે પણ (સામાયિક માત્રની પ્રાપ્તિની અપેક્ષા વડે સામાન્ય રીતે, પણ વિશેષપણે તો અપ્રમત્તાદિ સામાયિકની પ્રાપ્તિ થાય ત્યારે) ભવનિર્વેદ એટલે સંસાર પ્રત્યેના વિરાગ માટે અને તેથી સમ્યગ્ જ્ઞાનપૂર્વક મોક્ષ પ્રત્યેના વિરાગ માટે **સમય એટલે સિદ્ધાન્તમાં** વર્ણવેલી છે. આથી તે પ્રવ્રજ્યામાં આગમમાં ન જણાવેલ એવી ચેષ્ટા કેમ થઇ શકે ? એ ગાથાનો અર્થ છે.

જે વચન વડે પ્રવ્રજ્યા **સિદ્ધાંતમાં** વર્ણવી છે તે કહે છેઃ—

तो समणो जइ सुमणो भावेण य जइ ण होइ पावमणो,
सयणे य जणे य, समो य माणावमाणेसु ॥४४॥

—(અહીં પ્રાકૃત શૈલીએ શ્રમણ શબ્દની વ્યુત્પત્તિ કરે છે) તે માટે सहमणेण चित्तेण वट्टइ त्ति समणो-મન એટલે ચિત્ત સહિત જે વર્તે તે શ્રમણ (માત્ર મનનું અસ્તિત્વ એમ અત્ર અર્થ નથી પણ સામાયિક વિશેષનું જે મનથી પ્રતિપાદન થાય છે તે -કે જે મન સર્વ સંજ્ઞી જીવોમાં સાધારણ છે.) વળી સુ એટલે સારૂં-શોભન જેવું મન છે-ધર્મધ્યાનાદિમાં પ્રવૃત્ત જેનું ચિત્ત છે એવો સુમનસ્ તે શ્રમણ. આમ સદ્ગુણથી યુક્ત એવા મનવાળો શ્રમણ કહ્યો. હવે દોષરહિત મનવાળો પણ હોવો જોઇએ તે માટે કહે છે કે ભાવ એટલે આત્મપરિણામવડે તત્ત્વથી-નિરૂપચરિત વડે જેનું મન પાપ એટલે પ્રાણાતિપાતાદિ વાળું વા નિદાનવાળું હોય છે એવો જે હોતો નથી; સ્વજનમાં કે અન્યજનોમાં સમદૃષ્ટિવાળો અને માન કે અપમાનમાં સમભાવ રાખનારો તે-શુદ્ધાશયવાળો શ્રમણ, એમ શ્રમણ વર્ણવાયો છે.

૨૫ અપવાદ.

કોઇ પણને પ્રતિમાનુષ્ઠાન કર્યા વગર શાસ્ત્રોક્ત પ્રવ્રજ્યા બની શકે ? તેના ઉત્તરમાં જણાવે છે કે એવું માત્ર એવો કર્મક્ષયોપશમ હોય તોજ બની શકે.

ता कम्मखओवसमा जो, ए य पगार मंतरेणा वि ।
जायति जहोइय गुणो, तस्स वि एसा तहाणेया ॥४५॥

—જે પ્રવ્રજ્યા ભવનિર્વેદાદિના લીધે વિશુદ્ધ આશયવાળાની બને છે એમ વર્ણવી છે તે કારણે કર્મના ક્ષયોપશમથી-જ્ઞાનાવરણાદિ કર્મના વિગમવિશેષના કારણે જે પ્રાણી એ પ્રકાર વગરનો હોય એટલે બાલત્વાદિ કારણે પ્રતિમાનુષ્ઠાનનો વ્યતિરેક-અભાવ હોય તે છતાં પણ પ્રવ્રજ્યાને ઉચિત ગુણવાળો તે પ્રાણીને આ પ્રવ્રજ્યા થાય છે એટલે કે પ્રતિમા કરીને જેવી પ્રવ્રજ્યા થાય તેવી પ્રવ્રજ્યા પ્રતિમા ન કરનારને **કર્મક્ષયોપશમથીજ** થાય છે.

પ્રતિમાપ્રાપ્તિ વિના પણ પ્રવ્રજ્યા થાય છે એના સમર્થનમાં વળી જણાવે છે કે—

एत्तो च्चियं पुच्छादिसु, हंदि विसुद्धस्स सति पयत्तेणं ।
दायव्वा गीतेणं, भणियमिणं सव्वदंसीहिं ॥४६॥

—એ પ્રકાર સિવાયની પણ ઉચિત ગુણવાળાને, પ્રતિમા કરનારા જેવી યથોક્ત પ્રવ્રજ્યા થાય છે એ કારણે પૃચ્છા આદિમાં એટલે પૃચ્છાથી, કથનથી અને પરીક્ષાથી વિશુદ્ધ એટલે નિર્દોષ જે જણાય તેને પ્રયત્ન એટલે આદર વડે (સકૃત સદા) પ્રવ્રજ્યા **ગીતાર્થે**–સૂત્રાર્થવિદે (બીજાએ નહિ) આપવી એમ સર્વદર્શી એટલે કેવલીઓએ જણાવ્યું છે. આમાં પૃચ્છા કેમ કરવી તો કહે છે કે को सि तुमं कत्तो वा पव्वयसि वा किं निमित्तं એટલે 'તું કોણ છે? શું કરનાર છો, શા માટે દીક્ષા લે છે' એ આદિ પ્રશ્નો વડે પૃચ્છા કરવી. કથન કેમ કરવું તો કહે છે કે પ્રવ્રજ્યાનું સ્વરૂપ કહેવું કે जहचेव मोक्खफलया आणा आराहिया जिणिदाणं, संसार दुक्खफलया तह चेव विराहिया होइत्ति ॥ એટલે કે 'આમાં જિનેંદ્રોની આજ્ઞા આરાધવામાં આવે તોજ તે મોક્ષફલની દેનારી છે, અને જો તેમાં આજ્ઞાની વિરાધના થાય તો તે સંસારનાં દુઃખોનું ફલ દેનારી છે.' એ વગેરે સ્વરૂપ કથવું. પરીક્ષા કેમ કરવી તો ટીકાકાર જણાવે છે કે છ **માસાદિના** કાલપ્રમાણ વિનય આદિ વડે તેની યોગ્યતાનું નિરૂપણ કરવું. આ પૃચ્છા, કથન અને છ માસ સુધી પરીક્ષા કરતાં જો **ગીતાર્થને** તે પ્રવ્રજ્યાનો અધિકારી જણાય તોજ તે દીક્ષા આપે.

વળી પુનઃ સામાન્ય રીતે પણ પ્રવ્રજ્યાનું ગ્રહણ થાય છે તેનું સમર્થન કરે છેઃ—

तह तम्मि तम्मि जोए, सुत्तुवओगपरिसुद्धभावेण ।
दरदिणाए वि जओ, पडिसेहो वणिओ एत्थ ॥४७॥

—તે પ્રકારે તે તે જોગમાં એટલે પ્રવ્રાજન મુંડન આદિના પ્રવ્રજ્યા દેવાના વ્યાપારના વિષયમાં, જેમનો સૂત્રના ઉપયોગ વડે એટલે આગમની ઉપયુક્તતાથી પરિશુદ્ધ–વિશુદ્ધ ભાવ એટલે અધ્યવસાય છે એવા ગુરૂથી અપાનારી કે નહિ અપાયેલી પ્રવ્રજ્યામાં આવો પ્રતિષેધ–નિષેધ વર્ણવ્યો છે–એટલે કે **અયોગ્યને માટે** હવે પછી કહેવાતા પ્રવ્રજ્યા નામના સૂત્રમાં **પ્રવ્રજ્યાનો નિષેધ કહ્યો** છે. આથી પ્રતિમાનુષ્ઠાન વગર પણ પ્રવ્રજ્યાભિધાન થાય એમ જણાય છે તેમ આ ગાથાનો અર્થ છે.

હવે કેવી રીતે સૂત્રમાં પ્રવ્રાજનામાં પ્રતિષેધ નિષેધ કહ્યો છે તે જણાવવા બતાવે છે કેઃ—

पव्वाविओ सियत्तिय, मुंडावेउ माइ जं भणियं ।
सव्वं च इमं सम्मं, तप्परिणमे हवति पायं ॥४८॥

—જેમાં પ્રવ્રજ્યાનો નિષેધ વર્ણવ્યો છે તે સૂત્રમાં આદિ पव्वासिओ सियत्ति અને मुंडाविओ सियत्ति છે, તે સૂત્ર આ પ્રમાણે છેઃ—

"पव्वाविओ सि य त्ति य, मुंडावेउं अणायरणजोगो ।
ते चिय मुंडावेंते, पुरिमपय निवारिया दोसा ॥
मुंडाविओ सि य त्ति य, सिक्खावेउं अणायरणजोगो ।
ते चिय सिखावें ते, पुरिमपयनिवारिशा दोसा ॥
एवं उठावेउं एवं भुंजोवेउं एवं संवासेउं"

—कल्पभाष्ये.

—પ્રવ્રજ્યા જેને અપાઇ છે તે જો મુંડાવવામાં–અષ્ટ આગ્રહણથી લોચ કરાવવામાં અનાચરણને લાયક-અયોગ્ય થાય તો પણ મુંડનાર એ આચાર્યનો આજ્ઞાભંગાદિ પ્રવ્રાજન–દીક્ષા આપવા સંબંધીના દોષો અનિવાર્ય થાય છે, તેજ પ્રમાણે જેને મુંડ્યો છે તે જો શિક્ષા પામવામાં અનાચરણને લાયક–અયોગ્ય થાય તો તે શિખવનાર–આચાર્યને મુંડવાના દોષો અનિવાર્ય લાગે છે. એ પ્રમાણે ઉભા રહેવામાં, સાથે જમાડવામાં, અને સાથે વાસો કરવામાં સમજી લેવું.

(પ્રસ્તુત અર્થ પર આવતાં) માટે આ (પૃચ્છાદિથી વિશુદ્ધ થયેલાને પ્રવ્રજ્યા આપવી વગેરે આગમમાં જણાવેલ વસ્તુ) સર્વ **પ્રાયઃ** સમ્યક્પણે–સમીચીન થાય, અથવા સમ્યક્ત્વના પરિણામે યથાવત્ પ્રવ્રજ્યાની પરિણતિમાં પ્રાયઃ પરિણમે, ('પ્રાયઃ' મુકવાનું કારણ એ કે અંગારમર્દક આદિનો વ્યભિચાર દોષનો પરિહાર કરવા માટે). માટે પ્રતિમાકરણ સિવાય પણ પ્રતિમા કરનાર જેવી પ્રવ્રજ્યા બની શકે એ ભાવાર્થ છે.

ખરી રીતે જો પ્રતિમાકરણ વગર પણ પ્રવ્રજ્યા સમ્યગ્ રૂપે થાય છે તો તે પ્રતિમા કરવાની જરૂર શી? તે વગર ચલાવી શકાય. તો કહે છે કેઃ—

### ૨૬ ઉત્સર્ગ માર્ગ-સામાન્યે આ કાળે અનુસરણીય માર્ગ

जुत्तो पुण एस कमो, ओहेण संपयं विसेसेणं।
जम्हा असुहो कालो, दुरणुचरो संजमो एत्थ ॥४९॥

—જો કે બીજા પ્રક્રમથી પ્રવ્રજ્યા થાય છતાં પણ પુનઃ ઉપર કહેલ **પ્રતિમાનુષ્ઠાન આદિનો ક્રમ-પ્રવ્રજ્યા પ્રતિપત્તિ માટેની પરિપાટિ ઓઘથી એટલે સામાન્ય પણે છે,** (સર્વથા નહિ, કારણકે તે વગર બહુએ પ્રવ્રજ્યા લીધી છે) **અને સાંપ્રત એટલે વર્ત્તમાન કાલમાં વિશેષે કરીને આ ક્રમ એટલે શ્રાવકની ૧૧ પ્રતિમા વહન કરી પ્રવ્રજ્યા લેવી એ ક્રમ યુક્ત છે કારણકે આ (દુઃષમા લક્ષણવાળો) અશુભ એટલે અશુભ અનુભાવ (પરિણામ) વાળો કાળ વર્ત્તે છે અને તેથી તે અશુભ કાળમાં સંયમ (સંયતપણું) દુરનુચર એટલે દુઃખે કરીને પાળી શકાય તેવું છે માટે સાંપ્રતકાળે પ્રવ્રજ્યા લેવા ઈચ્છનારે પ્રતિમાનો અભ્યાસ કરવો જોઇએ એ ભાવ છે એમ આ ગાથાનો અર્થ છે.**

બીજાં તંત્રો એટલે અન્ય દર્શનોમાં એ પ્રસિદ્ધ વાત છે કે પ્રતિમાપૂર્વક પ્રવ્રજ્યાનું યોગ્યત્વ છે તે બતાવતાં કહે છે કેઃ—

तंततरेसु वि इमो, आसममेओ पसिद्धओ चेव।
ता इय इह जइयव्वं, भवविरहं इच्छमाणेहिं ॥५०॥

—તંત્રાન્તર એટલે બીજાં દર્શનોમાં (જિન પ્રવચન એક બાજુ રાખો) પણ આ ઉપર કહેલ આ આશ્રમભેદ એટલે "ब्रह्मचारी गृहस्थश्च वानप्रस्थो यतिस्तथा" (૧) બ્રહ્મચારી, (૨) ગૃહસ્થ (૩) વાનપ્રસ્થ (૪) યતિ એટલે સંન્યાસી રૂપી ચાર પ્રકારની ભૂમિકાવાળો કહેલો પ્રસિદ્ધજ છે.

તેટલા માટે એટલે (૧) અશુભકાલ હોવાને લીધે અને (૨) તે કાળમાં સંયમ પાળવું મુશ્કેલ હોવાને લીધે-એમ ઉક્ત બે કારણને લીધે, અથવા અહીં એટલે જૈન પ્રવચનમાં તેમજ અન્ય દર્શનોમાં પ્રસિદ્ધ રીતે સિદ્ધ કરેલ છે (નવું સાધ્ય કરવાનું રહેતું નથી) તે કારણે-યુક્ત ન્યાય પૂર્વક-અહીં સંસારથી મુક્તિ મેળવવાની ઈચ્છા રાખનારાઓએ—સર્વ શાસનમાં પ્રવર પારગત એવા કેવલી ભગવાનોનાં આગમોનું અવલંબન કરનારાઓએ પ્રતિમાપૂર્વક પ્રવ્રજ્યા લેવા માટે પ્રયત્ન કરવો.

અહીં સાથે સાથે ભાવદીક્ષા કોને અને કયારે થાય છે, તેનો વિશેષ અધિકારી કોણ, તેને દીક્ષારાગ જોઇએ, લોક વિરૂદ્ધ અનુષ્ઠાનનો તેણે ત્યાગ કરવો જોઇએ, એ ગત અંકના ૪૯૧ મા પાને પંચાશક-બીજું પંચાશક ગાથા ૩ થી ૭ નો ભાવાર્થ આપેલ છે તે પણ વિચારી લેવા વાંચકોને ભલામણ છે કે જેથી તે સર્વ કરી શકવામાં જેને દીક્ષા આપવામાં આવે તેની ઉમર કેટલી હોવી જોઇએ તેનો વિચાર બરાબર થઈ શકે.

(ક્રમશઃ)

---

# રત્નવિજયકૃત અમદાવાદ તીર્થમાળા સં. ૧૯૧૨

[ સંગ્રાહક—તંત્રી. ]

વચન સુધારસ વરસતિ, સરસતિ સમરી માય;
ગુરૂ ગીરૂઆ ગુણ આગલા, તેહના પ્રણમું પાય. ૧
ગુજ્જર ધરમેં ગાજતો, રાજનગર શુભ થાન,
મોટા મંદિર જિનતણાં, સુનીયે સત અનુમાન. ૨
કિણ કિણ પોલે દેહરાં, તીર્થંકર અભિધાન,
રસના શુચિ કરવા ભણી એ ભણું તસ અહીઠાણ. ૩

૧ ઢાલ પ્રભુ પાસનું મુખડું જોવા, ભવભવનાં દુખડાં ખોવા-એ દેશી.

જાહુરીવાડે જિનવરધામ, માનુ શિવમારગ વિસરામ;
પહેલાં ધર્મજિણંદ જુહારો, મનમોહન સંભવ સારો.૧
સુપારસનાથ નિહાલો, આજ આણંદ અધિક દિવાલી;
શોદાગર પોલમેં સાર, શાંતિજિન જગદાધાર. ૨
જાહુરી પોલ નેં લેહરીયા નામ, બે વીર જિનેસર ધામ;
વાસુપૂજ્ય દિઠાં આણંદ, બે શાંતિનાથ જિણંદ. ૩
જગવલ્લભ જગતનો સ્વામિ, નિસાપોલમેં અંતરજામી;
સહસ્રફણા શ્રી પારસનાથ, ધર્મ શાંતિ શિવપુરસાથ.૪
ચિંતામણ પારસદેવ, સુર ઈંદ કરેં સહુ સેવ;
પાડે શેપને ચ્યાર વિહાર, વાસુપૂજ્ય શીતલ જયકાર.૫
શાંતિનાથ નેં અજિત જિણંદ, મુખ જોતાં કરમ નિકંદ
દેવસાને પાડે ન્યારય, ચિંતામણી સાવલા પાસ. ૬

ધર્મનાથ જગતનો સૂર, શાંતિનાથ દિઠાં સુખપૂર;
તિલકસાની પોલ સુથાન, શાંતિજિન તિલક સમાન.૭
પોલ પાંજરે ચ્યાર પ્રાસાદ, ભેટિ શાંતિ મેટો વિખવાદ;
વાસપૂજ્ય શીતલ જિનસાર, પ્રભુ પુજી કરો ભવપાર.૮

મુહેવાની ખડકી એક, તિહાં દેહરાં દોય વિવેક;
મુહેવા પારસ પાંમિ, ધર્મનાથ નમું શિરનામી. ૯
શાંતિનાથ હરણ ભવતાપ, મહાજનનેં પાંજરે આપ;
એક ચૈત્ય કાલુપૂર દીઠો, જિન શાંતિ સુધારસમીઠો.૧૦

ધનાસુથારની પોલ પ્રકાસ, ત્રણ દેહરાં દિઠાં ઉલ્લાસ;
શ્રી આદીશ્વર દીનદયાલ, દીઠા પારસ પાપ પખાલ.૧૧
કુંથુનાથ વંદો નરનાર, કાલુ સંઘવીની પોલ મઝાર;
બે દેહરાં અમરવિમાન, ચિંતામણી અજીત નિદાન.૧૨

જાંપડાપોલ જૂહારણ કોડ, શાંતિનાથ નમું કરજોડ;
રાજામેતાની પોલ ઉદાર, દોય દેહરાં સુખદાતાર. ૧૩
કુંથુનાથ આદીશ્વર તાર, બીજો તારક નહી સંસાર;
ચંગપોલમેં નેમસુરંગ, મુખદેખણ અમનેં ઉમંગ.૧૪

ગોલવાડની પોલ સમાજ, જિનરાજ મહાવીર મહારાજ;
પુર સારંગ તલિયા જાણ, પ્રભુ પારસ અભિનવ ભાણ. ૧૫

કામેશ્વર પોલ નિહાલ, જિન સંભવનાથ સંભાલિ;
વાગેશ્વરી પોલ વિખ્યાત, આદીશ્વર ત્રિભુવનતાત. ૧૬

ચાકાચેડ્યાની પોલ પ્રધાન, નાથ સંભવચંદ્ર સમાન;
પોલ નામેં સાવલા પાસ, વીર શાંતિ નમો ઉલ્લાસ.૧૭
જિનવંદન લાભ અપાર, બોલે ગણધર સૂત્ર મઝાર;
જિન વંદે થઇ ઉજમાલ, ભવ ત્રીજેં વરે શિવમાલ.૧૮

દોહા.

ચંદ્રકિરણસમ શોભતો, ચંદ્રપ્રભુ જસ નામ;
ધન પિંપલીપોલેં સદા, અતિ ઉત્તમ જિનધામ. ૧

ઢાલની પોલેં વંદના, મુનિસુવ્રત મહારાય;
તુમ પદવંદન ભવિ લહેં, તીર્થંકર પદ પ્રાય. ૨
જમાલપુરના પાસજી, કીજે પર ઉપગાર;
ગોડિ જોડિ તુમતણી, સુંણિ નહિ સંસાર. ૩

૨. ઢાલ એક દિવસેર શેઠ સુમત પોસો કરે. એ દેશી.

પોલ માંડવીજી તે માંહે પોલાં ઘણી,
કાકા બલિયાની સુવિધિ તણી પ્રતિમા સુણી,
હરિ કિસનાજી પોલ સેઠની અતિ ભલી,
પર ઉપગારીજી શાંતિ નિરખો રંગ રલિ.
રંગ રલિ જિન પાસ પેખો, સહસ્રનાથ ફણાવલિ,
પોલ ત્રીજી સમેતશિખરે, જોતાં જિન કમલા મલિ,
સુરદાસ સુસાર શ્રેષ્ઠી પોલ તેહના નામની,
આદિ જિનને નિરખ સજની કાંતિ ધનગેં દામની. ૧

જિન વિમલરે લાલભાઈની પોલમેં,
નાગ ભુધરરે શાંતિ જિન રંગ રોલમેં,
ચોક માણકરે મહુર્ત પોલ વિશાલ છે,
જિન શીતલ રે ત્રિભુવન નાથ દયાલ છે.
દયાલ દીઠો અજિત જિનવર પોલ લૂહાર તણી સુણી,
રૂપ સુરચંદ પોલ પ્રતિમા, વાસુપૂજ્ય સોહામણી,
તીર્થસ્વામિ વિમલ નામિ દાઇની ખડકી સદા,
પોલ ઘાંચી નાથ સંભવ સાથ દાયક શિવ મુદા. ૨

જિન સંભવરે ક્ષેત્રપાલના પાસમેં,
ગતિ છેદીરે નાથ મલ્યા સુખ રાસમેં,
ભેટી સુમતિરે મુકો મનનો આવલો,
ચ્યાર દેહરારે પોલ ફતાસાની સાંભલો.
સાંભલો ભાવે સુજાંણ ચેતન વાસપૂજ્ય વિરાજતા,
શ્રેયાંસ જિનવર જગત ઈશ્વર સજલ જલધર ગાજતા,
વીર મોટો ધીર મહીમેં ચૈત્ય ચોથો મન ધરો,
સુમતિ રમણી સ્વાદ લેવા ભવિક સેવા નિત કરો. ૩

નેમિ જિનવરરે બ્રહ્મચારી શિરસેહરો,
પોલ ટીંબલરે દીઠો અભિનવ દેહરો,
પોલ હાજેરે છાજે નવ શાસનપતિ,
પોલમાંહિરે શાંતિનાથની શુભ મતિ,
શુભ મતિ સેવો ચંદ્ર શાંતિ જે ભણી ગ્રંથે વિધિ,
નાંમ પોલનું રામ મંદિર મહાવીર મહિમાનિધિ,
એહ પોલે ભવિક નિરખો શ્રી સુપારસ દિનમણી,
પીપરડીની પોલમાંહિ સુમતિ જિન શોભા ઘણી. ૪

પાસાનીરે પોલેં ઋષભ દિવાકર,
દુજા જિનવરરે ધર્મ અનંત ગુણાકર,
કૂવે ખારેરે પોલે સંભવ જિન તપે,
લાંબેશ્વરરે બે જિન યોગીશ્વર જપે.
જપે યોગી સહસફણના સાવલા સુહામણા,
નામ સમરો ભવિક ભાવે પાસ પ્રભુ રલિયામણા,

દોસીવાડે' દોય દેહરાં નાથ સકલ ગુણાકરા,
પાર્શ્વભાવા જગત ચાવા સ્વામિશ્રી સીમંધરા. ૫

વાડે કુસમેરે શાંતિ જિન પ્રતપેં અતિ,
મારવાડિરે ખડકી માંહે જિનપતિ,
દેવ દુજારે નિત સમરે સુરનરપતિ,
પોલ સારીરે કોઠારીની શુભ મતિ,
શુભ મતિ સુણજ્યો તેહ માંહિં પોલ વાઘણ પરગડી,
જગતવલ્લભનાથ સમરૂં કેમ વિસરૂં ઇક ઘડી,
તેહ પાડે ચૈત્ય સારાં પટ તણી સંખ્યા સુણો,
આદીશ્વર ને અજિત સ્વામિ દોય શાંતિ જિન ભણો.૬

ચિંતામણીરે પારસ આસા પુરતો,
વીર વંદોરે સંકટ સંઘનાં ચૂરતો,
પોલ ચૌ મુખરે કલિકુંડ નામે પાસ છે,
વલિ શાંતિરે દિનકર જેમ પ્રકાશ હે.
પ્રકાશ પ્રભુનો પોલ નગીના આદિ જિનવરનો સુણ્યો,
સાહપુરમેં નાથ સંભવ ભકિતભાવે' સંથુણ્યો,
પંચભાઈની પોલ રૂડી ચૈત્ય બે જિન રાજતા,
આદિ શાંતિદેવ દેખી દેવ દુજા લાજતા. ૭

દુહા

ઈસલ પારસનાથના, ગુણગણમણી ગંભીર,
પૂજી ડીકા પોલમેં, ભવજલ તરવા ધીર. ૧
ભાવેં નિરખું હરખમેં, સંભવ પ્રભુ દીદાર,
લુણસે વાડે નિત નમું, નાથ હીયાનો હાર. ૨
દરવાજે' દિલ્લિતણે', વાડી શેઠને' નામ,
કીધી તિરથ થાપના, શિવમારગ વિશરામ. ૩
દિવાકર પ્રભુ દીપતા, ધર્મનાથ અભિધાન,
ઓર ન અરજ હજૂરમાં, મુજરો લીજ્યો માન. ૪

૩ ઢાલ-હીવે અવસર જાણી કરે સંલેખણ સાર એ દેશી.

સહુ ચૈત્ય નમીને' વંદો ગુરૂ ગુણવંત,
સદબુદ્ધિ સાથેં અનુભવ સુખ વિલસંત;
પરિસહને સહવા દંતી જિમ રણધીર,
શ્રુતરયણે ભરીયા દરિયા જિમ ગંભીર. ૧
દુર્ગુણને ટાલે પાલે શુદ્ધાચાર,
જસ ઉપશમ ઝીલિ વિમલ કરે અવતાર;
મદા જંગી ઉઠગો કામ સુભટ નિરધાર,
નવકલ્પી કરતા ઉત્તમ આપ વિહાર. ૨

સહુ આગમનાયક ન્યાય તણો ભંડાર,
વ્યાકરણ પ્રમુખ્લિત કરતા શબ્દ વિચાર;
કોશ નાટક વક્તા સાહિત્યને વલિ છંદ,
રાયસભામાં જઇને કરે કુતીર્થીનિકંદ. ૩
ટીકા અવચૂરી નિર્યુકિતના જાણ,
ચૂર્ણી ભાષ્યાશય દ્યોતક અભિનવ ભાણ;
ષટ્ શાસ્ત્રને જાણે તાણે નહી લવલેશ,
વીસ વરસ પ્રમાણે વિહરે સગલે દેશ. ૪

સહુ દેશના સંઘને ઉપજાવે પરતીત,
રૂચિ પદને ધરવા રહે આપ અતીત;
શુદ્ધ ચારિત્ર ધરતા વીસા વરસ દુવીસ,
પ્રાય તેહને આપે આચારિજ ગણ ઈસ. ૫

પડિરૂવાદિક સહુ ઉપદેશમાલા વકતુ,
ષટ્ત્રિશંત ગુણ ગણ સૂરિપદના યુકત;
પદ ધરવા એ વિધિ વિશેષાવશ્યવીજ,
યદિ શિવસુખ અર્થી ગુરૂ એહવાને' ધીજ. ૬

સાધુ ને શ્રાવક પંડિત જેહનાં નામ,
વલિ ગચ્છના સ્વામિ લિજે તસ પરિણામ,
દેશકાલ સંભાલિ શુદ્ધ કરે ઉપદેશ,
લૌકિક લોકોત્તર બાધક નહી લવલેશ. ૭

તસ આંણા ધીરો જે કહે તે ઠીક,
ઉપદેશપદાદિક ષોડશ સમેત હતીક;
ગીતારથ આપે પીજ્યો વિષ ને આપ,
અમૃતે આપે અગીતારથ છાપ. ૮

તસ અમૃત છડો નીર્ણીત એક અસાર,
ગચ્છાચાર પયન્ને જોવો એ અધિકાર;
પડિક્કમણા અવસર અથવા બીજીવાર,
આહાર દે સુખી જે સુત્રોચ્ચાર. ૯

એ રીતે વંદો ચિઉ દેશના અણગાર,
સદગુરૂને અભાવે વંદન એહ પ્રકાર;
મૂઢ મતસરધારી અક્ષરો નવિ બોધ,
જગજોધા થઇને કરે પરંપર શોધ. ૧૦
કાયકલેશ ને કરતા ધરતા મેલો વેશ,
મનમાન્યું બોલે કરે આગમ ઉદ્દેશ;
જિનશાસન ડોલે બોળે જલધિમઝાર,
ત્રિકયોગે કરજ્યો એહવાનો પરિહાર. ૧૧

અનુમાન કરંતા કરવા પર અપમાન,
માંજારતણી પરિ ક્રિયાનો તોફાન; .
ક્રોધી ને કપટી લંપટી રસના જેહ,
છલ હેરે કહીણા કુગુરૂ કહાવે તેહ. ૧૨

જે સાધુ થઈને કરે કુશીલાચાર,
પદ તેહને કરતાં વિધિ વંદન વ્યવહાર;
જિણ આણ વિરાધે કરે અનંત સંસાર,
મહાવીર પયંપે મહાનિશીથ મઝાર. ૧૩

દોષ ઉત્તર દેખી રાખો સમપરિણામ,
શુદ્ધ ધર્મ સુણાવે એહિજ ઉત્તમ કાજ;
મલમાંહિ મોતી લેવાનો નહિ દોષ,
ઉપદેશ સુણીને ધરજ્યો મન સંતોષ. ૧૪

દોહા.

કામભોગ મેલાઅ છે, આર્ત્ત રૌદ્રનાં બીજ;
ધન્ય જન એહથી ઓસર્યાં, પ્રગટ્યા જસ બોધબીજ. ૧

રૂપવિજય વિદ્યાનિધિ, વિમલ ઉદ્યોત સુસંત;
વીરવિજય વચનાવલિ, યથાથી વીર ગુણવંત;

શેઠ હઠિસિંઘ સાંભરે, જેહના ગુણ અભિરામ;
વિસાર્યા નવિ વીસરે, સજ્જન જનના નામ. ૩

કામ કલણ શુઝા નહિ, તિન સમય અણગાર;
શ્રાવક ને વલિ શ્રાવિકા, વંદો વાર હજાર. ૪

૪ ઢાલ—હવે શ્રીપાલકુમાર એ દેશી.

તપગચ્છનો સુલતાન સિંહ સૂરીશ્વર જગ જ્યોજી;
સત્યવિજય અભિધાન, શિષ્ય વિભૂષણ તસ થયોજી. ૧

કીધો ધર્મ ઉદ્ધાર, સંવેગી નભ દિનમણીજી;
કપૂરવિજય પટધાર, ઉજ્જવલ કમલા તસ તણીજી. ૨

પદકજ મધુકર રૂપ, ક્ષમાવિજય ગુણ આગલાજી;
જિનવિજય જિનરૂપ, પાટે તેહની નિરમલાજી. ૩

વૃદ્ધિવિજય પંન્યાસ, હંસવિજય ગુરૂ ગુણનિધિજી;
મોહનવિજય પાસ, આરાધનની બહુ વિધિજી. ૪

તેહના શિષ્ય પ્રધાન, અમૃતવિજય સોહામણાજી;
શીતલચંદ્ર સમાન, અતિશય ગુણગણના મણાજી. ૫

પાલીપુરને પાસ, હાય પ્રતિષ્ઠા સાંભલીજી;
ઝાઝો પ્રભુનો ઉજાસ, જિન જોતાં મતિ અતિભલીજી. ૬

કાજલ કેશર જાત, નયણે જેહને નિહાલજોજી;
એહવા તસ અવદાત, ગુણ ગીરૂઆ સંભાલજોજી. ૭

બહુલા જૈન પ્રાસાદ, તસ ઉપદેશે નીપનાજી;
દીઠાં અધિક આલ્હાદ, ઇંદ્રલોકે ગુરૂ ઉપનાજી. ૮

તરણી તુલ્ય પ્રકાશ, ગણધર ગોયમ જેહવાજી;
તસ પદ અધિક ઉલ્લાસ, તેજવિજય ગુણી તેહવાજી. ૯

તપગણ હવણાં અધિપ, દેવેન્દ્રસૂરિ પેખજોજી;
કિજે અવગુણ ત્યાગ, કેવલ ગુણને દેખજોજી. ૧૦

અમદાવાદ અચંભ, શેઠ હેમાભાઇ મહાગુણીજી;
સુણીઈ શાસનથંભ, શેઠ હીયે કરૂણા ઘણીજી. ૧૧

સાધુ સમતાવંત, ગુણવંતી ગુરૂણી ઘણીજી;
નરનારી ધનવંત, ખાંણ રતનની ઇહાં સુણીજી. ૧૨

ઓગણીસેંને બાર સાર ચોમાસો સેહરમાંજી;
મુજ સિદ્ધચક્ર આરાધ, પાર ઉતારે લહેરમાંજી. ૧૩

શુક્લાશ્વિન મઝાર, નવપદ ઓલી ઉજલીજી,
આઠમ દિન ગુરૂવાર, વાંણી ગુરૂ ગંગા જલીજી. ૧૪

શિતલ જિન ગુણમાલ, ચંદ્રકલા ગગને ટલીજી;
એ ભણી ચ્યારે ઢાલ, મનની આશા અમ ફલીજી. ૧૫

તેજવિજય જયકાર, શાંતિવિજય સમતા ધણીજી;
ઉપગારી અવતાર, બલિહારી તસ પદભણીજી. ૧૬

તસ પદકિંકર માન, રત્નવિજય મુનિ શિવ ભણીજી;
તીરથમાલા નામ, કીધી રચના જિનતણીજી. ૧૭

અલીકોચ્ચારણ પાપ, મિચ્છામિ દુક્કડ મો ભણીજી;
કીજો અવગુણ માફ, લીજો સજ્જન ગુણ મણીજી. ૧૮

# વસ્તુ–તેજયુગમાં સાહિત્યપ્રવૃત્તિ.

## જૈનસાહિત્યના ઇતિહાસના ચોથા વિભાગનું ચોથું પ્રકરણ.

[ સં. ૧૨૭૫ થી સં. ૧૩૦૩ ]

### પ્રયોજક—તંત્રી.

[ જૈનસાહિત્યનો ઇતિહાસ હમણાં છપાય છે તેમાંનું એક પ્રકરણ વાનગી તરીકે આ માસિકના વાંચકો પા નિવેદિત કરવામાં આવે છે કે જે પરથી તેમને તે ઇતિહાસ કેવી શૈલી પર લખાય છે તે જાણવાનું મળી આ આ ઇતિહાસ પૂરો થતાં જૈન ગૂર્જર કવિઓનો બીજો ભાગ બહાર પડશે, કારણકે તે ઇતિહાસ તે ગ્રંથની પ્રસ્તાવ તરીકે છે. ]

पीयूषादपि पेशलाः शशधरज्योत्स्नाकलापादपि
स्वच्छा नूतनचूतमंजरिभरादप्युल्लसत्सौरभाः ।
वाग्देवीमुखसामसूक्त विशदोद्गारादपि प्रांजलाः
केषां न प्रथयन्ति चेतसि मुदं श्री वस्तुपालोक्तयः ॥

—અમૃતથી પણ મધુર, ચંદ્રમાની ચાંદનીના સમૂહથી પણ સ્વચ્છ, નૂતન આમ્રમંજરીના ઢગથી પણ વિશેષ ઉઠતી સુગંધવાળી અને સરસ્વતીના મુખના સામસૂક્તિઓના શુદ્ધ ઉદ્‌ગારો કરતાં પણ મનોરમ એવી શ્રી વસ્તુપાલની ઉક્તિઓ કેના ચિત્તમાં પ્રમોદ પ્રસારતી નથી ?

–રાજશેખર પૃ. ૯૨, જિનહર્ષ પૃ. ૮૩, ઉપદેશતરંગિણી પૃ. ૭૦.

૫૩૧. વસ્તુપાલ વીર પુરૂષ હતો એટલુંજ નહિ પરંતુ પ્રસિદ્ધ વિદ્વાન્ પણ હતો–કવિ હતો. તેણે નરનારાયણાનંદ નામનું કાવ્ય (પ્ર. ગા. ઓ. સી. નં. ૨) ૧૬ સર્ગમાં રચ્યું, તેમાં પોતાનું નામ કર્તા તરીકે કવિ હરહર અને સોમેશ્વરે આપેલ 'વસન્ત-પાલ' રાખેલ છે (જુઓ સર્ગ ૧૬–૩૮) અને તેજ નામ પરથી બાલચંદ્રસૂરિએ તેના ચરિત્રરૂપ 'વસંત-વિલાસ' નામનું મહાકાવ્ય રચ્યું. આ નરનારાયણાનંદ કાવ્યમાં કૃષ્ણ અને અર્જુનની મિત્રતા, બંનેનો ગિરિનારપર આનંદવિહાર, અર્જુનદ્વારા સુભદ્રાનું કૃષ્ણે કરાવેલું હરણ–એ મહાભારતમાંથી લીધેલ વિષય છે, અને તેમાં મહાકાવ્યનાં બધાં લક્ષણો કવિ માઘકૃત શિશુપાલવધના નમુના પ્રમાણે સમાવ્યાં છે. તેનો રચનાકાળ સં. ૧૨૭૭ થી ૧૨૮૭ ની મધ્યમાં અનુમાનાય છે. આની પહેલાં સંસ્કૃતમાં આદિજિનેશ્વર મનોરથમય સ્તોત્ર રચ્યું હતું. (જુઓ નરનારાયણાનંદ ૧૬–૨૯. તેની પરિશિષ્ટમાં મુદ્રિત) તથા અંબિકા-સ્તવન રચ્યું (જુઓ જૈનસ્તોત્ર સમુચ્ચય પૃ. ૧૪ તેણે અનેક સૂક્તિઓ બનાવી હતી કે જે પૈકી કે લીકનાં અવતરણ યાદવ રાજા કૃષ્ણના સૈન્યના ચ હાથીઓના ઉપરી જહ્લણે પોતાના સૂક્તિમુક્તાવ નામના ગ્રંથ કે જેમાં હેમચંદ્ર, સિદ્ધરાજ, શ્રીપા સોમપ્રભ, અરસિં (અરિસિંહ) ઠક્કર, વિજયપા વગેરે ઘણા કવિઓનાં કાવ્યોને સ્થાન મળ્યું છે તેમ પ્રબંધચિંતામણિ, ચતુર્વિંશતિ પ્રબંધ, સારંગધર પ તિમાં લેવાયાં છે. સોમેશ્વરના ઉલ્લાસરાઘવપરથી[૩૯] જણાય છે કે વસ્તુપાલને સૂક્તિઓ રચવાનો શો હતો; અને વિશેષમાં વસ્તુપાલની કવિ તરિકેની ખ્યાતિ ફક્ત ગૂજરાતમાંજ નહીં પણ ચારે દિશાએ પ્રસર પામી હતી. તેનાં બિરૂદો પણ તે વાત સિદ્ધ ક છે. પોતે પોતાને સરસ્વતીપુત્ર–વાગ્દેવીસૂનુ (સરખાવે શારદા પ્રતિપન્નાપત્ય–ગિરનારપ્રશસ્તિ), જણાવે છે બીજાં બિરૂદો કાવ્યદેવી પુત્ર ( ગિરનાર પ્રશસ્તિ 'કવિકુંજર' 'કવિચક્રવર્તિ' 'મહાકવિ વગેરે હતાં અ આબૂની પ્રશસ્તિમાં સોમેશ્વરે તેને 'શ્રેષ્ઠ કવિ વર્ણવેલો છે. એક કવિએ पीयूषादपि पेशला એ શ્લોકથી તેની સૂક્તિઓનું વર્ણન કર્યું છે તે આ પ્રકરણની આદિમાં મૂકેલ છે.

૫૩૨. વસ્તુપાલ મહાકવિ હતો છતાં તેનામાં ે માટે અભિમાન ન્હોતું; એ વાત પોતાના નરનારાયણા-

૩૯૧. अंभोजसंभवसुता वक्त्रांभोजेऽस्ति वस्तुपालस्य।
यद्वीणारणितानि श्रूयन्ते सूक्तिदंभेन ॥
ઉ० ૨।० ૮ મો સર્ગ.

નંદમાં છેવટે આપેલ નમ્રતાભર્યા શ્લોકપરથી સ્પષ્ટ જણાય છે.

उद्भास्वद् विश्वविद्यालयमयमनसः कोविदेन्द्रा वितन्द्रा
मन्त्री बद्धांजलि वों विनयनतशिरा याचते वस्तुपालः ।
अल्पप्रज्ञाप्रबोधादपि सपदि मया कल्पितेऽस्मिन्प्रबन्धे
भूयो भूयोऽपि यूयं जनयत नयनक्षेपतो दोषमोषम् ।

—પ્રકાશવન્તા વિશ્વવિદ્યાનાં સ્થાનરૂપ જેનાં મન છે એવા હે વિતન્દ્ર કોવિદો ! આપને હસ્તાંજલિ જોડી વિનયથી શિર નમાવી વસ્તુપાલ મંત્રી યાચના કરે છે કે અલ્પમતિજ્ઞાનથી પણ એકદમ મેં કલ્પેલા આ પ્રબંધમાં આપ વારંવાર દૃષ્ટિક્ષેપ કરી દોષને દૂર કરશો.

૫૩૩. તેનામાં ટીકાકારની–સમાલોચકની, કાવ્યના ગુણ દોષ પારખવાની અને બીજાઓનાં કાવ્યોની ભૂલો શોધી કાઢવાની વિવેચક શક્તિ હતી. સુંદર કાવ્યકલાને તે હમેશાં પ્રશંસતો, જ્ઞાનના પ્રચાર અને ઉદ્ધાર માટે બહુ ચીવટ રાખતો. અઢાર કરોડ રૂપીઆના મોટા ખર્ચે ત્રણ પુસ્તકાલયો (ભંડાર) કરાવ્યાં હતાં.[૩૯૨]

૫૩૪. તે કવિઓનો આશ્રયદાતા હતો. રાજ-પુરોહિત **સોમેશ્વર** આદિ કવિઓને ભૂમિ આદિ દાનથી પુષ્કળ આજીવિકા કરી આપી હતી તે કૃતજ્ઞતા પ્રકાશવા માટે **સોમેશ્વરે** એક શ્લોક કર્યો હતો કેઃ—

सूत्रे वृत्तिः कृता पूर्वं दुर्गसिंहेन धीमता ।
विसूत्रे तु कृता तेषां वस्तुपालेन मंत्रिणा ॥

આશય–પૂર્વકાલમાં બુદ્ધિમાન્ દુર્ગસિંહે સૂત્રોમાં (વ્યાકરણના સૂત્રોમાં) વૃત્તિ (વ્યાખ્યા) કરી, પરંતુ અદ્ભુત તો એ છે કે વસ્તુપાલે વિસૂત્રોમાં (સૂત્રોની રચના કર્યા વગર પણ) વૃત્તિ (આજીવિકા) કરી આપી.

૫૩૫. **સોમેશ્વર**—પોતાના સુરથોત્સવ કાવ્યમાં પોતાનો પરિચય આપતો કવિપ્રશસ્તિવર્ણન નામનો સર્ગ છે તે પરથી જણાય છે કે તેના પૂર્વજો ચૌલુક્ય મૂલરાજથી રાજપુરોહિત તરીકે કામ કરતા વંશપરંપરા ચાલ્યા આવ્યા છે. મૂળ પુરૂષ **સોલ** તે ગુલેચા કુલનો બ્રાહ્મણ, તે દ્વિજોના 'નગર' (આનંદપુર–વડનગર) માં રહેતો તે મૂલરાજનો પુરોહિત થયો. તેનો પુત્ર લલ્લશર્મા ચામુંડરાજનો, અને તેનો પુત્ર મુંજ દુર્લભરાજનો પુરોહિત હતો. તેનો પુત્ર **સોમ**–તેનો પુત્ર **આમશર્મા** કર્ણનો પુરોહિત હતો. તેનો પુત્ર કુમાર **સિદ્ધરાજનો** પુરોહિત હતો અને તેનો પુત્ર વિષ્ણુનો ઉપાસક **સર્વદેવ** (૧)–તેનો **આમિગ** ને તેનો **સર્વદેવ** (૨જા) એ કુમારપાલનાં ફૂલ ગંગાજીમા નાંખ્યા. સર્વદેવ (૨) ના નાનાભાઇ **કુમાર** (બીજા) એ ઘવાયેલ **અજયપાલની** વ્યથા દૂર કરી. તે રાષ્ટ્રકૂટ વંશના **પ્રતાપમલ્લનો** પ્રધાન બન્યો ને પછી ચૌલુક્ય રાજાનો સેનાપતિ પણ થયો હતો. તેને લક્ષ્મી નામની સ્ત્રીથી ત્રણ પુત્ર નામે **મહાદેવ**, **સોમેશ્વર** અને **વિજય** થયા તે પૈકી **સોમેશ્વરે** યામાર્ધ (દોઢ કલાક) માં એક નાટક અને એક સુંદર ભાવપૂર્ણ કાવ્યની રચના કરીને ભીમ (ભોળા-ભીમ) ની સભાના સભ્યોને પ્રસન્ન કર્યા. (આ કાવ્યનું શું નામ હતું તે જણાતું નથી) ત્યાર પછી તે **વીરધવલનો** રાજપુરોહિત થયો. તે વસ્તુપાલનો આશ્રિત કવિ હતો. વસ્તુપાલે અનેક વખત જાગીર વગેરે બક્ષીસ તેને આપી હતી. તેના ગ્રંથો ૧ **સુરથોત્સવ**–૧૫ સર્ગનું ૧૧૮૭ શ્લોકનું કાવ્ય. આનો વિષય **માર્કંડેય** પુરાણના દેવીમાહાત્મ્ય યા સપ્તશતી ચંડી આખ્યાનમાંથી લીધો છે અને તેની શૈલીપર લખાયું છે (પ્ર૦ કાવ્યમાલા નિ. પ્રેસ.) ૨. **રામશતક**–(તેની ડા. ભાંડારકરને ૧૨ પત્રની પ્રતિ પ્રાપ્ત થઇ છે) ૩ ઉલ્લાઘરાઘવ–નાટક કે જેના દરેક અંકને અંતે એક શ્લોક વસ્તુપાલની પ્રશંસાનો લખ્યો છે. ૪ કીર્તિકૌમુદી–૯ સર્ગનું ૭૨૨ શ્લોકનું મહાકાવ્ય તેમાં વસ્તુપાલની કીર્તિકૌમુદીનું પ્રધાનતઃ વર્ણન છે

૩૯૨. अष्टादश कोटिसुवर्णव्ययेन सरस्वतीभाण्डागाराणां स्थानत्रये भरणं कृतम् ।—જિનપ્રભસૂરિના તીર્થંકલ્પમાંના વસ્તુપાલ સંકીર્તનમાંથી. સ્વ૦ ચી૦ દલાલે 'પાટણના ભંડારો'. નામના લેખમાં જણાવ્યું છે કે 'વસ્તુપાલના સ્થાપેલા ભંડારોનો નાશ મુસલમાનોના હાથે થયો જણાય છે. શેઠ હાલાભાઇના તાડપત્રના સંગ્રહમાં શ્રી ચંદ્રસૂરિની બનાવેલી જીતકલ્પવૃત્તિની સંવત્ ૧૨૮૪માં ઉતારેલી પ્રત મળી આવે છે તેને છેવટે વસ્તુપાલની સ્તુતિમાં બનાવેલ શ્લોકો મળી આવે છે; તેથી આ વસ્તુપાલના ભંડારમાંની એક પ્રત હોય એમ ધારી શકાય છે.'

અને તે આપતાં આદિના શ્લોકોમાં વાલ્મીકિ, વ્યાસ, કાલિદાસ, માઘ, ભારવિ, બાણ, ધનપાલ, બિલ્હણ, હેમસૂરિ, નીલકંઠ, પ્રલ્હાદનદેવ, નરચંદ્ર, વિજયસિંહ, સુભટ, યશોવીર અને વસ્તુપાલની પ્રશંસાના ચમત્કૃત શ્લોક લખ્યા છે. વિશેષમાં મૂલરાજથી લઇ વીરધવલ સુધીનું વૃત્તાંત છે. આથી આ એક ઐતિહાસિક કાવ્ય છે. તે લગભગ સં. ૧૨૮૨ માં રચાયું લાગે છે. (ગૂ. ભા. સ્વ. વલ્લભજી હરિદત્ત આચાર્યકૃત ગુ. વ. સો. એ પ્રકટ કર્યું છે.)

૫૩૬ આ ઉપરાંત સં. ૧૨૮૭ માં આબૂના 'લૂણવસહી' મંદિરમાં લગાવેલી પ્રશસ્તિ, સં. ૧૨૮૮ માં ગિરિનાર પર્વતપર વસ્તુપાલ તેજપાલે જીર્ણોદ્ધૃત મંદિરપર લગાવેલી ગદ્યપદ્ય પ્રશસ્તિ, સોમેશ્વરે રચી છે. વળી વીરનારાયણ નામનો પ્રાસાદ વીરધવલે પાટણમાં કરાવ્યો હતો તેમાં સોમેશ્વરે ૧૦૮ શ્લોકની પ્રશસ્તિ રચી હતી એમ ચતુર્વિંશતિ પ્રબંધમાં હરિહર પ્રબંધ પરથી જણાય છે પણ તે હાલ ઉપલબ્ધ નથી. સોમેશ્વરે પોતાની કવિતાની પ્રશંસા કરતાં સુરથોત્સવમાં જણાવ્યું છે કે વસ્તુપાલ, હરિહર, સુભટ આદિ કવિપ્રવરો પોતાની કવિતાની ઘણી પ્રશંસા કર્યા કરતા હતા.

૫૩૭ **હરિહર**—ગૌડદેશી પંડિત હતો. તેણે ગૂજરાતમાં આવી સોમેશ્વરનો દ્વેષ છતાં રાજસભામાં આદર પામ્યો. પછી તેને અને સોમેશ્વર વચ્ચે સારો મેળ થયો હતો. હરિહરની 'નૈષધીય' ની પ્રત પોતે ચતુરાઇથી ઉતારી વસ્તુપાલે પોતાના પુસ્તકાલયમાં રાખી હતી. [વધુ માટે જુઓ ચતુર્વિંશતિ પ્રબંધમાં હરિહર પ્રબંધ]

૫૩૮ **સુભટ**—તેમનું રચેલું દૂતાંગદ નામે એક અતિ લઘુ નાટક છે. દેવશ્રી કુમારપાલદેવના મેળામાં મહારાજાધિરાજ ત્રિભુવનપાલની પરિષદ્‌ની આજ્ઞાથી આ નાટક ભજવાય છે એમ આરંભમાં સૂત્રધાર જાહેર કરે છે. માત્ર એકજ અંકનું આ નાટક છે, અને તેમાં પણ રાજશેખર ભર્તૃહરિ આદિ પૂર્વના કવિઓમાંથી કાંઇક કાંઇક લીધું છે—છતાં આ કવિ માટે સોમેશ્વર કહે છે:—

'सुभटेन पदन्यासः स कोऽपि समितौ कृतः।
येनाधुनाऽपि धीराणां रोमांचो नापचीयते ॥'

દૂતાંગદમાંના કેટલાક શ્લોકને આ પ્રશંસા લાગુ પાડી શકાય એવી છે ખરી, પરંતુ અત્રે તેમજ અન્યત્ર પણ 'કવિપ્રવર' માં એમની ગણના થઇ છે તે માટે તો આ લઘુ નાટક કરતાં કાંઇક વધારે મહત્વની કૃતિ તેણે રચેલી હોવી જોઇએ એમ લાગે છે.

૫૩૯. **નાનાકપંડિત**—તે પણ તેજ સમયના બીજા એક સંસ્કૃત કવિ હતા. વડનગર પાસેના એક ગામમાં કપિષ્ઠલ ગોત્રના એક કુળમાં એ જન્મ્યા હતા. એ કવિપંડિત જ્ઞાતિએ નાગરે, શ્રીમાન્ અને વેદ રામાયણ ભરત નાટક અલંકાર આદિ વિષયોમાં ઘણા નિપુણ હતા. એમનું એકે કાવ્ય ઉપલબ્ધ થતું નથી.

૫૪૦. આ સર્વ સોમેશ્વરથી માંડી નાનાક પંડિત સુધીના સર્વ કવિઓ જૈનેતર હતા. અરિસિંહ જૈન હતો કે શૈવ તે ખાત્રીથી કહી શકાતું નથી. સોમેશ્વરના પોતાના સમયમાં કેટલાક નવીન કવિઓની કદર થવા માંડી હતી એમ તેણે તેની યાદી પોતાના ગ્રંથમાં આપેલી છે તે પરથી જણાય છે. જૈન-બ્રાહ્મણ વચ્ચેનો ભેદ ભૂલાઇ જઇ હેમચંદ્રની વાણી કેવી લોકપ્રિય થઇ હશે એ પણ એમના વિષેના શ્લોક પરથી જણાય છે. વળી જૈન મન્ત્રી પણ બ્રાહ્મણોને દાન આપતા એવો એ બે ધર્મના અનુયાયીઓનો પરસ્પર પ્રીતિભર્યો સંબંધ હતો એમ દેખાય છે.

૫૪૧. "ગૂજરાતમાં જૈનધર્મની સાથે બ્રાહ્મણધર્મનો શૈવસંપ્રદાય પ્રચલિત હતો અને વિષ્ણુભક્તિ પણ અજ્ઞાત ન હતી. સોમેશ્વરની કીર્તિકૌમુદીમાં વસ્તુપાલ સંબંધે શ્લોક આ પણ છે કે:—

(૧) नानर्च भक्तिमान्नेमौ नेमौ शंकरकेशवौ ।
जैनोऽपि यः सवेदानां दानाम्भः कुरुते करे ॥

—નેમિ ભગવાનમાં ભક્તિવાળા આ વસ્તુપાલે શંકર અને કેશવનું પૂજન ન કર્યું એમ ન સમજવું; જૈન છતાં વેદધર્મીઓના હાથમાં પણ એ દાનનું પાણી આપે છે.

એટલુંજ નહીં પણ કેટલેક ઠેકાણે એ કાવ્યમાં શંખપૂજાનો ઉલ્લેખ જોઇએ છીએ, અને એ કાવ્યના

પહેલાજ શ્લોકમાં ચતુર્ભુજ ભગવાનની (કૃષ્ણની) પ્રાર્થના છે; તેણી તેજ સમયનો એક બીજો કવિ-નામે સુભટ-દૂતાંગદ એટલે કે 'અંગદવિષ્ટિ' નામના એક નાટકમાં લખે છે:—

'भूयाद् भूत्यै जनानां जगति रघुपतेर्वैष्णवः कोऽपि भावः'

( રઘુપતિનો અવર્ણ્ય વૈષ્ણવભાવ જગતમાં લોકનું કલ્યાણ કરો.)

( ૨ ) વિષ્ણુભક્તિ ગ્રંથો જેવા કે શ્રીમદ્-ભાગવત, રામાયણ, મહાભારત અને હરિવંશ ગુજરાતમાં જાણીતા હતા. ( સોમેશ્વરના સુરથોત્સવ, કીર્તિકૌમુદિ ગ્રંથ પરથી જણાય છે. )

( ૩ ) કૃષ્ણલીલા-બાલક્રીડા અને કૃષ્ણરાધાની લીલા પણ હતી. જુઓ સુરથોત્સવમાંનો એક શ્લોકઃ-

" स पातु गोवर्धनभारखिन्न-यदंगसंवाहनकैतवेन
गोप्यो गुरूणां पुरतोऽप्यशंकमवापुराश्लेषसुखं स्मरार्त्ताः
राधाऽस्तु सिध्यै रतिविग्रहे या..."

—એ કૃષ્ણ તમારું રક્ષણ કરો-ગોવર્ધન પર્વત ઉપાડવાથી થાકેલાં જેનાં અંગ ચાંપવાને બહાને, કામથી પીડાએલી ગોપીઓએ, મ્હોટેરાંની સમક્ષ પણ નિઃશંક રીતે, આલિંગનનું સુખ મેળવ્યું, અને રાધા પણ તમારી મનવાંછના પુરી કરો—"રતિકલહમાં."

( ૩ ) વળી સિદ્ધરાજ અને કુમારપાળના સમયનો સર્વોત્તમ જૈન વિદ્વાન્ હેમચંદ્ર, પોતાના 'કાવ્યાનુશાસન' નામના ગ્રંથમાં નીચે મુજબ બે શ્લોકો ટાંકે છેઃ—

" कृष्णेनाम्ब ! गतेन रन्तुमधुना मृद्भक्षिता स्वेच्छया
सत्यं कृष्ण ! क एवमाह ? मुसली, मिथ्याम्ब ! पश्याननम् ।
व्यादेहीति विकाशिते शिशुमुखे माता समग्रं जगद्
दृष्ट्वा यस्य जगाम विस्मयपदं पायात् स वः केशवः ॥
कनककलशस्वच्छे राधापयोधरमंडले
नवजलधरश्यामामात्मद्युतिं प्रतिबिम्बिताम् ।
असितसिचयप्रान्तभ्रान्त्या मुहुर्मुहुरुत्क्षिप-
ञ्जयति जनितव्रीडाहासः प्रियाहसितो हरिः ॥

—"મા, કૃષ્ણ રમવા ગયો હતો ત્યાં એણે હમણાંજ ફાવે તેટલી માટી ખાધી;' 'કૃષ્ણ, ખરી વાત છે?' 'કોણે કહ્યું?' 'બળદેવે કહ્યું;' 'મા, એ ખોટું કહે છે-લે મારું મોં.' 'ઉઘાડ, જોઇએ.'-એમ કહેતાં વેંત બાળકે મોં ઉઘાડયું અને એ મોંમાં સમસ્ત જગત્ જોઇ એની મા વિસ્મય પામી-એ કૃષ્ણ તમારું રક્ષણ કરો.

—કનકકલશ જેવા સ્વચ્છ રાધાના સ્તનમંડળમાં કૃષ્ણની નવજલધર જેવી શ્યામ કાન્તિનું પ્રતિબિમ્બ પડયું. એને કાળું લુગડું સમજી કૃષ્ણ વારંવાર ખસેડવા જાય છે ! એ જોઇ રાધા હસી. અને કૃષ્ણ પણ એ વિસ્મયકારક ભૂલ માટે શરમાયા અને હસ્યા-એ કૃષ્ણને જય હો !

આટલા ઉતારાઓથી સ્પષ્ટ જણાઈ આવશે કે સિદ્ધરાજ કુમારપાળથી માંડી લવણપ્રસાદ વીરધવલ અને વસ્તુપાલના સમય સુધીમાં પણ શ્રીમદ્ ભાગવત તેમજ રામાયણ મહાભારત અને હરિવંશ ગૂજરાતમાં જાણીતાં હતાં, એટલુંજ નહીં પણ કૃષ્ણ અને રાધાની લીલા પણ પ્રસિદ્ધ હતી."-વસન્તઃ ભાદ્રપદ ૧૯૬૧.

૫૪૨ **અરિસિંહ**—તેના પિતાનું નામ લવણસિંહ હતું. તે પણ વસ્તુપાલનો આશ્રિત હતો. તેણે સુકૃતસંકીર્તન નામનું ૧૧ સર્ગનું ૫૫૫ શ્લોકનું મહાકાવ્ય વસ્તુપાલે કરેલાં સુકૃત્યોના વર્ણન રૂપે બનાવ્યું. ( વે. નં. ૧૭૮૬; વિષયવર્ણન ઈ. એ. ૨૩, પૃ. ૪૭૭-૪૯૫; પ્ર૦ આ. સભા નં. ૫૧ ) તેમાં વનરાજથી સામંતસિંહ ચાવડાની વંશાવલી તથા મૂળરાજથી ભીમદેવ અને અર્ણોરાજથી વીરધવલનો સંક્ષિપ્ત વૃત્તાંત આપી વસ્તુપાળનું વિસ્તૃત ચરિત્ર આપેલું છે. તેના દરેક સર્ગની અંતે અમર પંડિતે બનાવેલા પાંચ પાંચ શ્લોકો લગાડેલા છે; તે પાંચ શ્લોકો પૈકી પ્રથમના ત્રણ વસ્તુપાલની પ્રશંસાના, ચોથો અરિસિંહ અને તેની કવિચાતુરીની પ્રશંસાનો છે અને પાચમો શ્લોક ઉપરના ચાર શ્લોક અમર પંડિતે રચેલ છે તે જણાવે છે. ઉપદેશતરંગિણીના આધારે અરિસિંહને પણ કીર્તિકૌમુદીના કર્ત્તા સોમેશ્વરની માફક વસ્તુપાલે ગામ ગિરાસ તથા બીજાં દાન યાવજ્જીવ આપ્યાં હતાં.

૫૪૩. તેને 'ઠક્કુર' પદ લાગેલું છે તેથી તે વણિક કે બારોટ હશે તેની શંકા થાય, પરંતુ ઠક્કુર પદ વણિક કોમમાં પણ સાધારણ હતું. તેનો ધર્મ જૈન કે શૈવ હતો તે સંદેહવાળી વાત છે, છતાં કુમારપાળના આત્માને બોલાવી તેની પાસે ભીમદેવને આજ્ઞા કરાવે છે કે જૈન ધર્મનું માહાત્મ્ય તારે ફરીથી સજીવન કરવું, તે બિના તેમજ ગ્રંથની આદિમાં દેખાતી બ્રહ્માની સ્તુતિ ખરી રીતે નાભિભૂ ઋષભ-

દેવની સ્તુતિ છે, તે તેને જૈન હોવાનું પૂરવાર કરે છે. વસ્તુપાલની માતા કુમારદેવી જૈન ધર્મ પાળનારામાં એક અગ્રગણ્ય હતી છતાં તેને શૈવ ધર્મમાં પણ શ્રદ્ધા હતી તે વાત તેણેજ આપેલી હોવાથી તે આપણને તે શૈવ હોવાનું કારણ આપે. સૂક્ત મુક્તાવલી નામના ગ્રંથમાં જહ્લણેજ અરસી ઠક્કુરના ચાર શ્લોક આપેલ છે તે અરસી ઘણે ભાગે આ અરિસિંહજ જણાય છે. ઉક્ત અમરચંદ્ર તે અરિસિંહને 'સારસ્વતામૃત-મહાર્ણવપૂર્ણિમેન્દુ જેવા સુકવિ' જણાવે છે.

૫૪૪. **અમરચંદ્રસૂરિ**—એ સંસ્કૃત સાહિત્યમાં એક નામાંકિત વ્યક્તિ છે. તેના ગ્રંથોની કીર્તિ માત્ર જૈન સમાજમાંજ નહિ પરન્તુ બ્રાહ્મણોમાં પણ વિસ્તરેલી હતી. બ્રાહ્મણોમાં તેના ગ્રંથો બાલભારત તથા કવિકલ્પલતા વિશેષ પ્રખ્યાત હતા. બાલભારત તેણે બ્રાહ્મણોની પ્રેરણાથી અદ્દભુત કાવ્યોની રચનાપૂર્વક સંસ્કૃત મહાકાવ્ય વિશલદેવના રાજ્યમાં રચ્યું. (ભાં. ૪, ૬; વે૦ નં. ૧૭૫૯ પ્ર૦ પંડિત વૉ૦ ૪-૬ અને નિ. પ્રેસની કાવ્યમાલા સન ૧૮૯૪). કવિકલ્પલતા પર પોતે કવિશિક્ષાવૃત્તિ નામની ટીકા પણ રચી છે (વે. નં. ૧૩૧) કે જેમાં પોતાના ગ્રંથો નામે છંદોરત્નાવલિ; મંજરી નામની ટીકાસહિત કાવ્યકલ્પલતાપરિમલ, અલંકારપ્રબોધનો ઉલ્લેખ કરેલ છે. (વે. નં. ૬૦) તેના હાલમાં ઉપલબ્ધ થતા બીજા ગ્રંથોમાં છન્દોરત્નાવલી, સ્યાદિસમુચ્ચય (બુહ. ૪, નં. ૨૮૭, પ્ર. ય૦ ગ્રં.) અને પદ્માનંદકાવ્ય મુખ્ય છે. પદ્માનંદકાવ્ય પાટણના એક વાયડા વાણીઆ નામે કોષ્ઠાગારિક પદ્મની પ્રાર્થનાથી રચવામાં આવ્યું તેથી એ નામ આપેલું છે; ને તે 'વીરાંક'થી અંકિત છે, તેમાં ૨૪ તીર્થંકરોનાં ચરિત્રો આપ્યાં છે. (કાં. વડો. પી. ૨, ૨.) તેથી તેનું બીજું નામ ચતુર્વિંશતિ જિનચરિત્ર-જિનેંદ્રચરિત્ર છે. પ્રબંધકોશમાં તેના બીજા જે બે ગ્રંથોનાં નામ પણ આપ્યાં છે તે સૂક્તાવલી તથા કલાકલાપ નામનાં છે.

૫૪૫. તેણે બાલભારતમાં એક જગ્યાએ પ્રભાતવર્ણનના એક શ્લોકમાં વેણી-અંબોડાનું વર્ણન કરતાં તેની કૃપાણ-તરવાર (કામદેવની) સાથે સરખામણી કરી છે તેથી તેને 'वेणीकृपाणोऽमरः' પણ કહેતા હતા. અમરચંદ્ર તે વિવેકવિલાસના કર્ત્તા [૩૯૩] વાયડગચ્છીય જિનદત્તસૂરિ (જુઓ પારા ૪૯૬)ના શિષ્ય હતા. પ્રબંધકોશમાં રાજશેખર જણાવે છે કે જિનદત્તસૂરિના શિષ્ય અરિસિંહ કવિરાજ પાસેથી અમરચંદ્રને સિદ્ધ સારસ્વત મંત્ર મળ્યો. તે મંત્રને ૨૧ દિવસ જપવાથી સરસ્વતીએ પ્રત્યક્ષ થઈ વર આપ્યો કે તું એક સિદ્ધ કવિ થઇશ અને બધા રાજાઓ તને માન આપશે. તેજ પ્રબંધકોશ તેને વીશલદેવના દરબારમાં પ્રવેશ તથા તેની દ્વારા તેના ગુરૂ અરિસિંહનો પ્રવેશ કેમ થયો તેનું વર્ણન કરે છે. પ્રબંધચિંતામણિ જણાવે છે કે અમરચંદ્રે વસ્તુપાલના વખતમાં ધોલકાના દરબારમાં પ્રવેશ કર્યો હતો અને ત્યાં શક્તિશાલી તથા કીર્તિવંત કવિ તરીકે તે સન્માનિત હતો. અમરચંદ્ર પોતે અરિસિંહનો શિષ્ય હતો એવું પોતાના એક પણ ગ્રંથમાં જણાવતો નથી, પણ ગ્રંથો પરથી એટલું જણાય છે તે પોતે અરિસિંહ અને તેની કવિતાને બહુજ માન દૃષ્ટિથી જોતો હતો. અરિસિંહદ્વારા અમરચંદ્રને સિદ્ધસારસ્વત મંત્ર મળવાની બિના તથા વિશલદેવના દરબારમાં અરિસિંહનો અમરચંદ્ર દ્વારા થયેલ પ્રવેશ-એ બંને બાબતો સત્ય હોય એ બહુ વિચારણીય છે, પણ એક વસ્તુ સ્પષ્ટ છે કે વિશલદેવના દરબારમાં અરિસિંહ અને અમરચંદ્ર એ બંને કવિ તરીકે નામાંકિત દરજ્જો ભોગવતા હતા. જેમ સુકૃતસંકીર્ત્તનમાં અમરચંદ્રે ચાર શ્લોકો રચ્યા છે તેવી જ રીતે અમરચંદ્રની કાવ્યકલ્પલતામાં કેટલાંક સૂત્રો અરિસિંહે અને કેટલાંક સૂત્રો અમરે બનાવ્યાં છે; [૩૯૪] વળી તેમાં અમરચંદ્રે જણાવ્યું

૩૯૩. વાયડગચ્છમાં સૂરિપરંપરામાં જિનદત્ત, રાશિલ્લ અને જીવદેવસૂરિ વારંવાર આવ્યાં કરે છેઃ—

अमीभिस्त्रिभिरेव श्री जिनदत्तादिनामभिः ।
सूरयो भूरयोऽभूवन् तत्प्रभावास्तदन्वये ॥
—પદ્માનંદકાવ્ય પ્રશસ્તિ શ્લોક ૩૫.

૩૯૪. सारस्वतामृतमहार्णवपूर्णिमेन्दोर्मत्वाऽरिसिंहसुकवेः कवितारहस्यं ।
किंचिच्च तद्रचितमात्मकृतं च किंचिद् व्याख्यास्यते त्वरितं काव्यकृतेऽत्र सूत्रं ॥
—काव्यकल्पलता वृत्ति १-१.

છે કે અરિસિંહે કવિતારહસ્ય નામનો એક વધુ ગ્રંથ પણ રચ્યો છે અને સુકૃત સંકીર્તનમાં અરિસિંહને એક શક્તિસંપન્ન તાર્કિક તરીકે અમરચંદ્રે જણાવ્યો છે.

૫૪૬. અમરચંદ્રના[૩૯૫] શીઘ્રકવિત્વનો એક રમુજ પ્રસંગ એક સ્થળે નોંધાયો છે. એકદા તેણે વ્યાખ્યાન કરતાં એક શ્લોકાર્ધ કહ્યો:—

अस्मिन्नसारे संसारे सारं सारंगलोचनाः ।

—"આ અસાર સંસારમાં મૃગનયની (સ્ત્રીઓ) સારરૂપ છે."

આ વખતે વંદના કરવાને મંત્રી વસ્તુપાલ આવ્યો હતો. તેણે બારણામાં આવતાં આ શ્લોકાર્ધ સાંભળતાં વિચાર્યું 'અહો ! આ મુનિ તો સ્ત્રીકથામા આસક્ત થયેલ છે.' તેથી તેણે નમન કર્યું નહિ. તેનો અભિપ્રાય જાણી તે આચાર્યે ઉત્તરાર્ધ કહ્યો કે:-

यत्कुक्षिप्रभवा एते वस्तुपाल ! भवादशाः ॥

—કે જેની કુખમાંથી હે વસ્તુપાલ ! તમારા જેવા જન્મ્યા છે."

આ સાંભળીને વસ્તુપાલે આચાર્યના પગમાં પોતાનું શિર ઝુકાવ્યું.

" એમ કહેવાય છે કે આ અમરચંદ્ર વીશલદેવ રાજાની સભામાં આવ્યા તે વખતે ગુર્જરેશ્વર પુરોહિત સોમેશ્વરદેવ, વામનસ્થલીના કવિ સોમાદિત્ય, કૃષ્ણનગરના કમલાદિત્ય તથા વીસલનગરના-મહાનગરના નાનાક પંડિત બેઠા હતા. તેમાં જુદા જુદા કવિઓ એ અમરચંદ્રને જે સમસ્યા પૂછી તેમાં નાનાક પંડિતની 'गीतं न गायतितरां युवति र्निशासु'ની પૂર્તિમાં અમરચંદ્રે કહ્યું.-

श्रुत्वा ध्वनेर्मधुरतां सहसावतीर्णे भूमौ मृगे विगत-
लांछन एव चन्द्रः ।
मागान् मदीयवदनस्य तुलामतीव गीतं न गायतितरां
युवति र्निशासु ॥

તાત્પર્ય કે—હું ગાઇશ તો આ ચન્દ્રમાંનો મૃગ તે સાંભળવા નીચે ઉતરી આવશે અને આમ મૃગલાંછનથી મુક્ત થઇને ચન્દ્ર મારા મુખની બરોબરી કરી શકશે: તેથી એ સ્ત્રી રાત્રે ગાતી નથી !

આ પ્રસંગે અમરચંદ્રસૂરિએ કુલ ૧૦૮ સમસ્યા પૂર્યાનું કહેવાય છે.

૫૪૭. વસ્તુપાલની કવિઓ તરફ દાન-વીરતા એટલી બધી હતી કે તેને 'લઘુ ભોજરાજ' કહેવામાં આવતો. સોમેશ્વર, હરિહર, અરિસિંહનો તે ખાસ આશ્રયદાતા હતો અને દામોદર, નાનાક, જયદેવ, મદન, વિકલ, કૃષ્ણસિંહ, શંકર સ્વામી, સોમાદિત્ય કમલાદિત્ય અને તે ઉપરાંત ભાટ ચારણો અને અન્ય કવિઓને તેણે ધનવાન્ બનાવ્યા હતા.

## બાલચંદ્રસૂરિ.

बहुप्रबन्धकर्तुः श्री बालचन्द्रस्य का स्तुतिः ।
मन्त्रीशवस्तुपालेन यः स्तुतः कवितागुणात् ॥

—પ્રદ્યુમ્નસૂરિકૃત સમરાદિત્યસંક્ષેપ સં. ૧૩૨૪

—બહુ પ્રબન્ધ કરનાર બાલચંદ્ર કે જેની સ્તુતિ કવિતાના ગુણને માટે મંત્રીશ્વર વસ્તુપાલે કરી હતી તેની શું સ્તુતિ કરવી ?

૫૪૮ પ્રબંધ ચિંતામણીમાં વસ્તુપાલ મંત્રી પ્રત્યે આ બાલચંદ્ર પંડિતે એક સ્તુતિશ્લોક[૩૯૬] કહ્યો હતો તેનો ઉલ્લેખ છે:-

गौरी रागवती त्वयि त्वयि वृषो बद्धादरस्त्वं युतो
भूत्या त्वं च लसद्गुणः शुभगणः किं वा बहु ब्रूमहे ।
श्री मंत्रीश्वर ! नूनमीश्वरकलायुक्तस्य ते युज्यते
बालेन्दुं चिरमुच्चकै रचयितुं त्वत्तोऽपरः कः प्रभुः ॥

—હે મંત્રિ ! તારામાં અને શિવમાં હવે કંઇ ફેર રહ્યો દેખાતો નથી, કેમકે શિવને ગૌરી (પાર્વતી) જેમ વ્હાલી સ્ત્રી છે તેમ તને ગૌરી-ગૌર અંગવાળી વ્હાલી સ્ત્રી છે, જેમ શિવમાં વૃષને-નંદીને ઘણો આદર છે તેમ તારામાં વૃષ-ધર્મનો આદર છે, જેમ શિવ ભૂતિ-ભસ્મથી યુક્ત છે, તેમ તું પણ ભૂતિ-સમૃદ્ધિથી યુક્ત છે. જેમ શિવ ગુણથી શોભે છે તેમ તું પણ ગુણથી શોભે છે, જેમ શિવને શુભ ગણ છે તેમ તને શુભ ગણ-સેનકો છે એથી તું ઈશ્વરની-શિવની કલાયુક્ત છો. શિવને (ભાલમાં)

૩૯૫. આવો ઉલ્લેખ ઉપદેશતરંગિણીમા છે પરન્તુ રાજશેખરના ચ૦ પ્ર માં પૃ. ૧૧૯ તેમજ જિનહર્ષના વ. ચ. માં ગૂ ભા. પૃ. ૧૨૬-૧૩૫. સ્તંભનતીર્થમાં સ્તંભનપાર્શ્વનાથના ચૈત્યના અધ્યક્ષ કવીશ્વર મલ્લવાદીના સંબંધમાં આ પ્રસંગ વર્ણવાયો છે.

૩૯૬. આ શ્લોકને લગભગ મળતો શ્લોક બાલચંદ્રે જૈત્રસિંહ સંબંધે કહ્યો છે તે માટે જુઓ વસંતવિલાસ ૩ જા સર્ગને અંતે મૂકેલો શ્લોક પૃ.૧૬.

બાલેન્દુ છે તે રચવાનું-આ બાલચંદ્રને સ્વીકારવાનું તને યોગ્ય છે. તારા કરતાં બીજો કયો પ્રભુ છે ?

આ કહેનાર બાલચંદ્રને તેની આચાર્યપદ સ્થાપનામાં વસ્તુપાલે એક હજાર દ્રામ ખર્ચ્યા.

૫૪૯. આ કર્ત્તાએ પોતાની હકીકત પોતાના વસંતવિલાસ કાવ્યના પ્રથમ સર્ગમાં આપી છે કેઃ— મોઢેરક નામના શહેરમાં (ગાયકવાડ રાજ્યના કડી પ્રાંતમાં આવેલું મોઢેરા) ધરાદેવ નામનો પ્રસિદ્ધ મોઢ બ્રાહ્મણ હતો. તે દીન જનોને રક્ષતો અને જિનપ્રણીત શાસ્ત્રના રહસ્યનો જાણનાર હતો. તેને વિદ્યુત (વીજળી) નામની પત્નિથી મુંજાલ નામનો પુત્ર થયો. તે પિતાના ઘરમાં રહેતો હોવા છતાં સંસારને જાલ સ્વરૂપ સમજતો હતો. હરિભદ્રસૂરિની વાણી સાંભળી વિવેક રૂપી સંપત્ મેળવી માબાપની અનુમતિથી જૈનમતનું વ્રત અભ્યાસ્યું-ક્રમે ક્રમે સમગ્ર કલામાં ગુરૂ પાસેથી નિપુણ થઇ દીક્ષા લીધી અને બાલચંદ્ર નામ રાખ્યું. હરિભદ્ર સૂરિએ પોતાના આયુષ્યને અંતે બાલચંદ્રને પોતાના પદમાં સ્થાપ્યા. ટુંકમાં તેના ધર્માચાર્ય અને સૂરિપદપ્રદાતા હરિભદ્ર સૂરિ હતા. રત્નશ્રી ગણિનીના તે ધર્મપુત્ર હતા. ચૌલુક્ય ભૂપાલો જેના ચરણમાં નમતા અને જે સરસ્વતીના નિવાસ સ્થાન રૂપ હતા એવા ચૌલુક્ય રાજગુરૂ પદ્માદિત્ય તેના અધ્યાપક હતા. વાદિ દેવસૂરિ ગચ્છના આચાર્ય ઉદયસૂરિએ તેને સારસ્વત મંત્ર આપ્યો હતો. એક વખત તેણે સરસ્વતીનું ધ્યાન કરતાં યોગનિદ્રામાં એક મુહૂર્ત આવી શારદાએ કહ્યું 'વત્સ ! તારા બાલ્યકાળથી સારસ્વતકલ્પથી કરેલા મારા ધ્યાનથી હું તારા પર પ્રસન્ન થઈ છું અને જેમ પૂર્વે કાલીદાસ આદિ બુદ્ધિશાળી મારી ભક્તિથી કવીન્દ્રો થયા તેમ વત્સ ! તું પણ થશે.' આ સરસ્વતીના પ્રસાદથી જેણે મહાકવિત્વરીતિ મેળવી છે એવો હું આ વસન્તવિલાસ કાવ્ય રચું છું.' તેણે પોતાને 'વાગ્દેવીપ્રતિપન્નસૂનુ' તરીકે ઓળખાવેલ છે. (પી. ૩, ૧૦૦; પી. ૫, ૪૮).

૫૫૦. પોતાની ગચ્છ પરંપરા પોતે ઉપદેશ કંદલી વૃત્તિમાં આપી છે કેઃ-ચંદ્ર ગચ્છમાં પ્રદ્યુમ્ન સૂરિ થયા કે જેણે તલવાટકના રાજાને પ્રબોધ્યો હતો, તેની પછી ચંદ્રપ્રભ સૂરિ થયા કે જેણે જિનની આલાતિક સ્તુતિ રચી હતી, તેના ધનેશ્વરસૂરિ થયા જેણે પોતાના સ્વર્ગસ્થ ગુરૂ પાસેથી મંત્ર પ્રાપ્ત ક હતો અને સમયુ નામના નગરના દેવતા-પુરદેવત પ્રબોધ્યો હતો. તેને સરસ્વતીના ચાર હસ્ત જે ચાર શિષ્ય નામે વીરભદ્ર, દેવસૂરિ, દેવપ્રભ ર દેવેન્દ્રસૂરિ થયા, તે પૈકી છેલ્લા દેવેન્દ્રસૂરિએ જિ પ્રાસાદો જ્યાં પુષ્કળ હતાં એવી અંડલી (માંડલ) નામ નગરીમાં મહાવીર ચૈત્યની પ્રતિષ્ઠા કરી. તેના ભદ્રે સૂરિ અને તેના અભયદેવસૂરિ થયા કે જેનું ધર્મોપદે મૃત પીને આસડે પોતાની વિવેકમંજરી ચ ઉપદેશકંદલી રચી. તેના શિષ્ય હરિભદ્ર સૂરિ ષડ્દર્શ અને સાહિત્યમાં નિષ્ણાત થયા; અને તેના શિષ્ય બાલચંદ્ર. સમરાદિત્યસંક્ષેપાદિના કર્ત્તા અને અં ગ્રંથોના સંશોધક પ્રસિદ્ધ પ્રદ્યુમ્નસૂરિને પદપ્રતિષ્ઠાપ્રા આ સુકવિ બાલચંદ્ર દ્વારા થઈ હતી.

૫૫૧ આ બાલચંદ્રસૂરિએ કરૂણાવજ્રાયુધ ( આ. સભા ) એ નામનું પંચાંકી નાટક રચ્યું, વીરધવલના મંત્રી વસ્તુપાલની આજ્ઞાથી શત્રુંજ મંડન પ્રથમ તીર્થંકર (ઋષભદેવ) ના ઉત્સવ ભજવાયું હતું તે પરથી જણાય છે કે તે મં શત્રુંજયની યાત્રાએ ગયા (સં. ૧૨૭૭) ત્યારે ર તેમાં વજ્રાયુધ ચક્રવર્ત્તિએ પોતાના પ્રાણના ભે પણ પારેવાનું રક્ષણ કર્યું તે પ્રસિદ્ધ વસ્તુને અવ ભીને આ નાટક રચાયેલું છે. પોતાના સમકાલ મહાકવિ આસડે રચેલા ગ્રંથો નામે વિવેકમંજ અને ઉપદેશકંદલી ઉપર ટીકાઓ તેણે ર વિવેકમંજરી ટીકા સં. ૧૨૪(૭)૮ માં રચી ( ૨, ૫; પી. ૩, ૧૦૦), કે જે નાગેંદ્ર ગચ્છ વિજયસેનસૂરિએ અને બૃહદ્ગચ્છના શ્રી પદ્મસૂરિ શોધી તથા તેમાં દેવાનંદગચ્છના કનકપ્રભસૂરિ શિ પ્રદ્યુમ્નસૂરિએ સહાય કરી; અને ઉપદેશકંદલી વૃત્તિ રચી કે જેની તાડપત્રની સં. ૧૨૯૬ની પાટણના ભંડારમાં છે. (પી, ૫,૪૨). અને તે ઉપર વસન્તવિલાસ નામનું મહાકાવ્ય (ગા. ઓ. સી. નં. બનાવ્યું છે, તેમાં કીર્ત્તિકૌમુદીનીપેઠે વસ્તુપાલ પરાક્રમો વર્ણવેલાં છે. વસ્તુપાલ સોમશર્મા હરિહરાદિ કવિઓથી વસંતપાલ કહેવાતો હતો તેથી

નામ પરથી કાવ્યનું નામ વસન્તવિલાસ રાખ્યું છે. આમાં વસ્તુપાલના મૃત્યુનો ઉલ્લેખ હોવાથી તે મૃત્યુ સંવત્ ૧૨૯૬ પછી અને તે વસ્તુપાલના પુત્ર જૈત્રસિંહના વિનોદ માટે રચાયું તેથી તે ગ્રંથનો રચનાસમય વિક્રમ તેરમા સૈકાની આખરનો અથવા ચૌદમા સૈકાની શરૂઆતના આશરાનો છે એ ચોક્કસ છે. તેમાં ૧૪ સર્ગ છે અને તેમાં ગૂજરાતના ઇતિહાસ માટે કેટલીક સામગ્રી મળી આવે છે.[૩૯૭]

૫૫૨ **જયસિંહસૂરિ**—તે વીરસૂરિના શિષ્ય અને ભરૂચના મુનિસુવ્રત સ્વામીના મંદિરના આચાર્ય હતા. તેજપાલ મંત્રી એકદા મંદિરની યાત્રાએ આવતાં તે આચાર્યે કાવ્યથી તેની સ્તુતિ કરી અને અંબડના શકુનિકાવિહારમાંની ૨૫ દેવકુલિકા માટે સુવર્ણધ્વજ દંડ બનાવી આપવા કહ્યું. વસ્તુપાલની સંમતિથી તેજપાલે કરાવી આપ્યા તેની સ્મૃતિમાં આ સૂરિએ બંને ભાઇઓના આ દાન માટે એક સુંદર લાંબું પ્રશસ્તિકાવ્ય રચ્યું, કે જેમાં મૂળરાજથી વીરધવલ સુધીના રાજાઓની વંશાવલીએ ટુંક વર્ણન પણ આવેલ છે. અને તે ઉક્ત મંદિરની ભીંતના પથ્થરમાં કોતરવામાં આવ્યુંહતું તેમ લાગે છે. જો કે શકુનિકા વિહારની મસજીદ બનાવવામાં આવી છે, છતાં તે તેના અન્ય નાટક ગ્રંથ હમ્મીરમદમર્દન-કાવ્યની પ્રતની અંતે લખાયેલ મળી આવ્યું છે. (જુઓ પારા ૫૨૮) બીજો ગ્રંથ નામે ઉક્ત હમ્મીરમદ મર્દન (ગા. ઓ. સી. નં. ૧૦)તે ગૂજરાત ઉપર મુસલમાનોએ કરેલો હુમલો બંને ભાઇઓએ પાછો હઠાવ્યો એ ગૂજરાતના ઇતિહાસમાંના એક અગત્યના બનાવને નાટકના રૂપમાં રજુ કરતું કાવ્ય છે; અને તે નાટક વસ્તુપાલના પુત્ર જયન્તસિંહની આજ્ઞાથી (ખંભાતના) ભીમેશ્વર[૩૯૮] ભગવાનની યાત્રાના ઉત્સવ પ્રસંગે ખંભાતમાં પહેલ વહેલું ભજવાયું હતું. આમાં પાંચ અંક છે. તેની તાડપત્રની સં. ૧૨૮૬ ની લિખિત પ્રત મળી આવે છે તેથી તે પહેલાં અને વસ્તુપાલનો કારભાર સં. ૧૨૭૬ માં થયો ત્યારપછી રચાયેલું છે.

૫૫૩ **ઉદયપ્રભસૂરિ**—આ વસ્તુપાલના ગુરૂ ઉપર્યુક્ત વિજયસેનસૂરિના શિષ્ય હતા. તેને વસ્તુપાલ મંત્રીએ સૂરિપદથી સમલંકૃત કરાવેલ હતા. તેણે સુકૃતકલ્લોલિની (કાં. છાણી) નામનું પ્રશસ્તિકાવ્ય રચ્યું (પ્ર૦ હમીરમદમર્દન પરિ૦ ૩ ગા. ઓ. સી.) તેમાં વસ્તુપાલ અને તેજપાલનાં સુકૃત્યો-ધાર્મિક કાર્યો અને યશનો ગુણાનુવાદ બતાવેલ છે. વસ્તુપાલે શત્રુંજયની યાત્રા કરી (સં. ૧૨૭૭) તે પ્રસંગે આ કાવ્ય રચાયું લાગે છે, અને વસ્તુપાલે પોતે બંધાવેલા ઇંદ્રમંડપના એક મોટા પથ્થરની તખતી ઉપર તે કોતરાવ્યું હતું. આમાં કાવ્યતત્વના ઉંચા ગુણો હોવા ઉપરાંત ઐતિહાસિક દૃષ્ટિએ આપણને ઘણી માહિતી મળે છે. અરિસિંહના સુકૃતસંકીર્ત્તન કાવ્યની માફક આમાં પણ વસ્તુપાલની વંશાવલી આપેલી છે અને ચાપોત્કટ (ચાવડા) અને ચૌલુક્ય વંશના રાજાઓનું વર્ણન આપ્યું છે. વિશેષમાં બહુ મોટા ગ્રંથો ઉક્ત સૂરિએ રચ્યા છેઃ-૧ ધર્માભ્યુદય મહાકાવ્ય વસ્તુપાલના યાત્રા પ્રસંગે 'લક્ષ્મ્યંક' રચ્યું છે. (પી. ૨, ૩૩ પી. ૩, ૧૬) તેનું બીજું નામ સંઘાધિપતિ ચરિત્ર મહાકાવ્ય છે. તેમાં પ્રથમ તથા છેલ્લા સર્ગમાં વસ્તુપાલ તથા તેના ગુરૂ અને બીજા જૈનાચાર્યો સંબંધી ઐતિહાસિક વૃત્તાંત છે. બાકીનો ભાગ આદિનાથ અને નેમિનાથ વગેરે તીર્થંકરોનાં ચરિત્રોનો છે. તેને મલધારી નરચંદ્રસૂરિએ સંશોધ્યું. (પા. ભં. તાડપત્ર) ૨ જ્યોતિષનો ગ્રંથ નામે આરંભસિદ્ધિ (પ્ર૦ પુરૂષોત્તમ ગીગાભાઇ ભાવ૦) ૩ સંસ્કૃત નેમિનાથચરિત, ૪-૫ ષડશીતિ અને કર્મસ્તવ એ બે કર્મગ્રંથોપર ટિપ્પન, તથા ૬ સં. ૧૨૯૯ માં ધર્મદાસ ગણિકૃત ઉપદેશમાલા પર ઉપદેશમાલાકર્ણિકા નામની ટીકા ધોળકામાં રચી પૂર્ણ કરેલ છે.

૫૫૪ વસ્તુપાલનો પોતાનો પુસ્તકભાંડાગાર જબરો હતો અને તેમાં સર્વ જાતના કિંમતી અને

૩૯૭ જુઓ તેના પર સ્વ૦ સાક્ષર ચિમનલાલ દલાલની અંગ્રેજી પ્રસ્તાવના, કે જેના ગૂ૦ ભાષાન્તર માટે જુઓ જૈનયુગ સં. ૧૯૮૩ ભાદ્ર૦ આશ્વિન ને સં. ૧૯૮૪ ના અંકો.

૩૯૮. આ ભીમેશ—ભીમેશ્વરના ખંભાતના મંદિરમાં સોનાના કલશ અને ધ્વજદંડ વસ્તુપાલે કરાવ્યા હતા—જુઓ જિનહર્ષકૃત વસ્તુપાલચરિત ૪-૭૨૦, અને સુકૃતસંકીર્તન ૧-૩.

અલભ્ય ગ્રંથોનો અપૂર્વ સંગ્રહ એકત્રિત કર્યો હતો (હરિહર પ્રબંધ). પ્રસિદ્ધ આલંકારિક માણિક્યચંદ્રસૂરિ કાવ્યપ્રકાશ પરની ટીકા નામે કાવ્ય પ્રકાશ સંકેત રચવામાં વ્યગ્ર હોવાથી વસ્તુપાલે તીર્થયાત્રામાં સાથ આપવા બોલાવ્યો છતાં આવી શકયા નહોતા, તેમને પોતાના પુસ્તકાલયની સર્વ ધાર્મિક ગ્રંથોની પ્રતો આપવાની આશા કરી હતી. તે સૂરિએ તે મંત્રીને 'સર્વ ધર્મશાસ્ત્રોના એક આદર્શ' એવું બિરૂદ આપ્યું હતું. (જિનહર્ષકૃત વ. ચ.)

૫૫૫. વસ્તુપાલ કાવ્યશક્તિની કદર કરતો એટલું જ નહિ પરંતુ ગ્રંથકારોને ધાર્મિક તેમજ સાહિત્યના ગ્રંથો રચવાને પોતાના બોધ અને આનંદ માટે વિનવતો-પ્રેરતો; તેના ઉદાહરણ તરીકે નીચે જણાવવામાં આવ્યું છે.

૫૫૬. નરચંદ્રસૂરિ કે જે હર્ષપુરીય ગચ્છના જયસિંહસૂરિ-અભયદેવસૂરિ (મલધારી)-હેમચંદ્ર સૂરિ-શ્રીચંદ્રસૂરિ-મુનિચંદ્ર સૂરિના શિષ્યો દેવાનંદ અને યશોભદ્ર,-તેમના શિષ્ય દેવપ્રભસૂરિના શિષ્ય હતા તે વસ્તુપાલની સંઘયાત્રામાં ગયા હતા ને તેની સાથે ઘણો પરિચય ધરાવતા હતા. તેમને એકદા વસ્તુપાલે વિજ્ઞપ્તિ કરી કે 'આપે મારા શિર પર હાથ મૂકવાથી હું સંઘાતિપત્ય પામ્યો, સેંકડો ધર્મસ્થાનો અને દાનવિધિઓ કર્યાં, અને હવે જૈનશાસનકથાઓ સાંભળવા મારૂં ચિત્ત ઉત્કંઠ છે' તેથી તેમણે ૧૫ તરંગોમાં કથારત્નસાગર રચ્યો. (સં. ૧૩૧૩ની તાડપત્રની પ્રત પા. સૂચિ) વિશેષમાં એક વિજ્ઞપ્તિ કરી કે 'અતિ વિસ્તૃત અને અતિ સંક્ષિપ્ત એવા ગ્રંથો છે તે કલેશથી સમજાય છે અને કાવ્યરહસ્યનો નિર્ણય તેથી થઇ શકતો નથી તો અતિ વિસ્તૃત નહિ પણ કવિ કલાનું સર્વસ્વ જેમાં આવી જાય અને દુર્મેધને પણ બોધક થાય એવું અનન્યસદૃશ શાસ્ત્ર કહો,' આથી તે સૂરિએ પોતાના શિષ્ય નરેન્દ્રપ્રભ સૂરિને તેવો ગ્રંથ રચવાની આજ્ઞા કરતાં વસ્તુપાલના આનંદ માટે નરેંદ્રપ્રભે આઠ પ્રકરણમાં અલંકારમહોદધિ નામનો ગ્રંથ રચ્યો.

૫૫૭ નરચંદ્રસૂરિએ વળી [૩૯૯]મુરારિકૃત અનર્ઘરાઘવ પર ૨૩૫૦ શ્લોક પ્રમાણ ટિપ્પન (જે. નં. ૨૨૦), શ્રીધરકૃત ન્યાયકંદલી પર ટીકા (કે જેમાં વિમલસૂરિએ સહાય આપી હતી જે. ૪), જ્યોતિઃસાર (વે. નં. ૩૧૧; પી. ૩, ૨૭૫) કે જે નારચન્દ્ર જ્યોતિષ્ સાર કહેવાય છે, પ્રાકૃત દીપિકા-પ્રબોધ કે જેમાં હેમાચાર્યના અષ્ટમાધ્યાયના આખ્યાનોની રૂપસિદ્ધિ છે. (બુહ્. ૭ નં. ૮; પા૦ ભં.), ચતુર્વિંશતિજિન સ્તોત્ર (પી. ૫, ૯૬) ઇત્યાદિ અનેક ગ્રંથો રચ્યા છે.[૪૦૦] તેમજ સ્વગુરૂ દેવપ્રભસૂરિનું પાંડવચરિત અને ઉદય પ્રભસૂરિનું ધર્માભ્યુદય કાવ્ય સંશોધ્યાં છે. તેમના આદેશથી ગુણવલ્લભે વ્યાકરણ ચતુષ્કાવચૂરિ સં, ૧૨૭૧ માં રચી. સં. ૧૨૮૮ માં તેમણે રચેલા વસ્તુપાલની પ્રશસ્તિરૂપ સ્તુતિકાવ્યો ગિરનાર પર શિલાલેખમાં મોજૂદ છે. (જે. પૃ. ૩૨ અને ૬૫) તેમણે સમરાદિત્ય સંક્ષેપના કર્ત્તા પ્રદ્યુમ્નસૂરિને ઉત્તરાધ્યયનસૂત્રની વાચના આપી હતી.[૪૦૧]

૫૫૮ નરચંદ્રસૂરિના ગુરૂ દેવપ્રભસૂરિએ સં. ૧૨૭૦ લગભગ 'છઠ્ઠા અંગોપનિષદ્-જ્ઞાતા ધર્મકથા અને ત્રિષષ્ટિશલાકા પુરૂષચરિત્ર ઇત્યાદિ જોઇને કૌતુહલથી પાંડવોના ચરિત્ર રૂપે' ૧૮ સર્ગનું ૮૦૦૦ શ્લોક પ્રમાણ પાંડવ ચરિત્ર મહાકાવ્ય રચ્યું તેનું યશોભદ્રસૂરિ રત્નચંદ્રસૂરિ અને નરચંદ્રસૂરિએ સંશોધન કર્યું હતું. (પી. ૩, ૧૩૨; વે૦ નં. ૧૭૪૮ પ્ર૦

૩૯૯. 'મુરારિનું અનર્ઘરાઘવ ગૂજરાતમાં ઘણું પ્રિય થએલું માલૂમ પડે છે, કારણકે તેના ઉપર મલધારી દેવપ્રભાચાર્યનો અનર્ઘરાઘવ રહસ્યાદર્શ (ગ્રંથ ૭૫૦૦), તેમના શિષ્ય નરચંદ્રાચાર્યનું મુરારિ ટિપ્પન (ગ્રંથ ૨૫૦૦) અને તપાગચ્છના જયચંદ્રસૂરિના શિષ્ય જિનહર્ષની અનર્ઘરાઘવવૃત્તિ એમ ત્રણ ટીકાઓ છે.'-૨૧૦ દલાલ.

૪૦૦. આ નરચંદ્રસૂરિના વંશમાં પદ્મદેવસૂરિ-શ્રીતિલકસૂરિશિષ્ય રાજશેખરસૂરિએ શ્રીધરકૃત ન્યાયકંદલિ પર પંજિકા (પી. ૩, ૨૭૨-૨૭૫) રચી છે તેમાં નરચંદ્રસૂરિના ગ્રંથો જણાવેલા છે કે:—

टिप्पनमनर्घ्यराघवशास्त्रे किल टिप्पनं च कंदल्यां
सारं ज्योतिषमदभ्रचः प्राकृतदीपिकामपि च ॥१५॥

૪૦૧. श्रीमते नरचन्द्राय नमोऽस्तु मलधारिणे ।
ददे मेऽनुत्तरा येनोत्तराध्ययनवाचना ॥२३॥

કાવ્યમાલા સન ૧૯૧૧. તેનું ગૂ. ભા. ભી. મા. તરફથી મુદ્રિત ); વળી દેવપ્રભે ધર્મસારશાસ્ત્ર[402]–અપરનામ મૃગાવતી ચરિત્ર પાંચ વિશ્રામમાં ( જેસ. પૃ. ૫૨) તથા મુરારિના અનર્ઘરાઘવ પર અનર્ઘરાઘવ-કાવ્યાદર્શ. (ગ્રંથ ૭૫૦૦ ) રચ્યાં. ઉક્ત નરેંદ્રપ્રભે અલંકાર મહોદધિ ઉપરાંત કાકુત્સ્થકેલિ નામનો ગ્રંથ રચ્યો હતો.[403]

૫૫૯. આ સમયે 'કવીન્દ્રબન્ધુ' નામનું બિરૂદ ધરાવનાર યશોવીર તે જાબાલિપુરમાં ચાહમાન રાજા ઉદયસિંહનો મંત્રી હતો. એ બહુશ્રુત વિદ્વાન્ અને રાજનીતિનિપુણ પ્રધાન હતો. મહામાત્ય વસ્તુપાલ તથા તેજપાલની સાથે આની ગાઢ મૈત્રી હતી. તેજપાલના બનાવેલા આબુ પરના નેમિનાથ ચૈત્યના શિલ્પકામમાં એણે કેટલાક દોષો બતાવ્યા હતા. (જુઓ જિનહર્ષનું વ૦ ચ૦). તેણે માદડીમા સં. ૧૨૮૮માં બિમ્બ પ્રતિષ્ઠા તથા સં. ૧૨૯૧માં આબુ પર દેવકુલિકા કરાવી હતી[404]

૫૬૦. આ સમયે અનેક પુસ્તકોની તાડપત્ર પર પ્રતિઓ લખાઈ હતી. તે પૈકી કેટલીકનો ઉલ્લેખ ઉપલબ્ધ થાય છે તે આ પ્રમાણેઃ–સં. ૧૨૭૪માં સિદ્ધસૂરિએ જિનભદ્ર ગણિકૃત ક્ષેત્રસમાસ પર રચેલી ટીકાની (પા. સૂચિ નં. ૪૪) સં. ૧૨૭૫માં તાડપત્ર પર કર્મવિપાક ટીકાની (પા. સૂચિ નં. ૨૦), સં. ૧૨૮૪માં તાડપત્ર પર શ્રીચંદ્રસૂરિકૃત જીતકલ્પચૂર્ણિ (પા. ભં. પી. ૫, ૧૨૯), ની પ્રતો લખાઇ; તથા આઘાટદુર્ગમાં જૈત્રસિંહના રાજ્યમાં ને જગતસિંહના મહામાત્યપણામાં હેમચંદ્ર નામના શ્રાવકે સમસ્ત સિદ્ધાંતોનો ઉદ્ધાર કર્યો એટલે કે સર્વ સૂત્રો તેણે તાડપત્ર પર લખ્યાં-લખાવ્યાં. આ પૈકી દશવૈકાલિક, પાક્ષિક સૂત્ર અને ઓઘ નિર્યુક્તિની પ્રતો ખંભાત શાંતિનાથના ભં. મા વિદ્યમાન છે ( પી. ૩,૫૨ ). સં. ૧૨૮૬માં જયસિંહ સૂરિકૃત હમીર મદમર્દનની તાડપત્ર પર લખાયેલી પ્રત હાલ જે. ભં. માં છે. સં. ૧૨૮૮માં ગોવિન્દ ગણિકૃત કર્મસ્તવ ટીકાની પ્રત ગુરૂ દેવનાગની આજ્ઞાથી શીલચંદ્રે જિનસુંદરી નામની ગણિનીને માટે તાડપત્ર પર લખી ( પા. ભં., ડી. ૩ નં. ૧૪૮ ) ગર્ગ ઋષિકૃત કર્મવિપાક પરની પરમાનન્દ સૂરિકૃત ટીકા અને બૃહદ્ ગચ્છીય હરિભદ્ર સૂરિકૃત આગમિકવસ્તુવિચારસારવૃત્તિ લખાઈ ( પા. સૂચિ નં. ૧૯ ) સં. ૧૨૮૯મા દ્રોણાચાર્ય કૃત ઓઘનિર્યુક્તિ વૃત્તિ, મલયગિરિકૃત પિંડનિર્યુક્તિવૃત્તિ, દશવૈકાલિક, તે પરની નિર્યુક્તિ તથા હરિભદ્રસૂરિકૃત ટીકા તાડપત્ર પર લખાઇ ( જે. ૪૧ ) સં. ૧૨૯૧માં લખાયેલા એક તાડપત્રના પુસ્તકમાં ( પા. ભં. ) સિદ્ધસેન, પાદલિપ્ત, મલ્લવાદિ અને બપ્પભટ્ટિનાં પ્રાકૃત પદ્યમાં ચરિત્રો છે. બપ્પભટ્ટિ ચરિત્રમાં ગૌડવહોના કર્તા બપ્પઇરાયને બપ્પભટ્ટિએ જૈન બનાવ્યો એ વાત

---

૪૦૨. तत्कर्मिको देवप्रभसूरिः किल पांडवायनचरित्रं ।
श्री धर्मसारशास्त्रं च निर्ममे सुकविकुलतिलकः ॥१३॥
—રાજશેખરકૃત ન્યાયકંદલિપંજિકા પી. ૩, ૨૭૫.

૪૦૩. तस्य गुरोः प्रियशिष्यः प्रभु र्नरेंद्रप्रभः प्रभावाढ्यः ।
योऽलंकारमहोदधिमकरोत्काकुत्स्थकेलिं च ॥१६॥
—એજન.

૪૦૪. માદડી તે હાલનું માદ્રી કે જે એરનપુરારોડથી ૩૦ માઈલ પશ્ચિમ જોધપુર રાજ્યમાં આવેલું નાનું ગામ છે, તે તે વખતે મોટું શહેર હશે. ત્યાંના બે શિલાલેખો સં. ૧૨૮૮ના 'જૈન' તા. ૧૩-૧૧-૨૭ પૃ. ૭૮૭ માં પ્રકટ થયા છે તે પરથી જણાય છે કે તે વર્ષમાં ખંડેરક ગચ્છાચાર્યોના ચરણોના ઉપાસક શુદ્ધવંશી સમસ્ત રાજાઓમાં જાગૃત યશવાળા અને ઉદયસિંહના પુત્ર યશોવીર મંત્રીએ સ્વમાતા ઉદયશ્રીના કલ્યાણાર્થે પોતે કરાવેલા ચૈત્યમાં જેઠ શુદ ૧૩ બુધે શાંતિનાથનું બિંબ તથા જિનયુગલની કાયોત્સર્ગસ્થ મૂર્તિઓ શાંતિસૂરિએ પ્રતિષ્ઠિત કરી; અને સં. ૧૨૯૦ના લેખ માટે જુઓ જિ૦ ૨, નં. ૧૦૮-૦૯–તેમાં જણાવેલ છે કે તેના પિતાનું નામ મંત્રી શ્રી ઉદયસિંહ હતું કે જે વિપુલ ધનનું દાન કરવાથી દાનવીર, ગિરનાર આદિ તીર્થોની મહાન્ આડંબર સાથે યાત્રા વગેરે ધર્મકૃત્યો કરવાથી ધર્મવીર અને રાજા-મહારાજાઓનું પણ માનમર્દન કરવાથી યુદ્ધવીર-એમ ત્રિવિધવીર ચૂડામણી કહેવાતો હતો. તે પિતાના પુણ્યાર્થે આ યશોવીર કે જેને સરસ્વતી અને લક્ષ્મીએ એકીસાથે અંગીકાર કર્યો છે તેણે સુમતિનાથની પ્રતિમાયુક્ત એક, અને પોતાની માતા અર્થે પદ્મપ્રભની પ્રતિમાવાળી બીજી એમ બે દેવકુલિકાઓ કરાવી.

વર્ણવેલી છે. આ પ્રાકૃતચરિત્રો પ્રાચીન હોવાથી સંસ્કૃત કરતાં વધારે વિશ્વસનીય છે (સ્વ. દલાલ) સં. ૧૨૯૨માં વીજાપુરમાં દેવભદ્રગણિ, પં. મલયકીર્ત્તિ, પં. અજિતપ્રભગણિ વગેરેનાં વ્યાખ્યાનથી સમસ્ત શ્રાવકોએ સંઘના પઠન-વાચનાર્થે મલયગિરિકૃત નંદીટીકા તાડપત્ર પર લખાવી. (પી. ૩, ૩૬) સં. ૧૨૯૪માં સ્તંભતીર્થવાસી શ્રીમાલવંશીય ઠ. સાઢાસુત ઠ૦ કુમરસીંહે નિશીથચૂર્ણિની પ્રત તાડપત્ર પર લખી (કી. નં. ૩૮) સં. ૧૨૯૫માં શ્રીમન્ નલકમાં મહારાજા જયતુગિદેવના રાજ્યમાં મહાપ્રધાન ધર્મદેવના સમયમાં ઉપકેશ વંશના ચિત્રકૂટવાસી સા૦ સાલ્હાકે કર્મસ્તવ તથા કર્મવિપાકની ટીકાની તાડપત્ર પર પ્રત લખી (જે. પૃ. ૨૬) અને તેજ વર્ષમાં વીસલદેવ રાજ્યે દંડાધિપતિ વિજસિંહના વારામાં સંડેરગચ્છીય ગણિ આસચંદ્ર શિ૦ પંડિત ગુણાકરે ષડ્વિધાવશ્યક વિવરણ (યોગ શાસ્ત્રમાંથી) ની તાડપત્ર પર પ્રત લખી (પા. સૂચિ નં. ૩૭) સં. ૧૨૯૬માં ત. દેવેન્દ્રસૂરિ, વિજયચંદ્રસૂરિ, ઉપા. દેવભદ્રગણિના વ્યાખ્યાનની અસરથી વીજાપુરમાં નાગપુરીય શ્રાવકોએ પાક્ષિક પ્રતિક્રમણની ચૂર્ણિ અને વૃત્તિ તાડપત્રપર લખાવી (પી. ૧, ૩૫; ખં. શાંતિ. ભં.) અને તે વર્ષમાં મહારાજા ભીમદેવના રાજ્યમાં મહામંડલેશ્વર રાણક વીરમદેવની રાજધાનીમાં વિદ્યુત્પુર (વીજાપુર)માં રહીને મલયગિરિકૃત સંગ્રહિણી ટીકા તાડપત્ર પર લખાઇ (જે. ૩૫.)

૫૬૧ આ સમયમાં (સં. ૧૨૯૦ પછી) વિશેષાવશ્યક પર શિષ્યહિતા નામની ટીકાની તાડપત્ર પરની પ્રત આશાદિત્ય નામના દ્વિજે લખી તે લેખકે ખ૦ જિનપતિસૂરિના પરમભક્ત મોઢ વંશીય શાંતિ નામના શ્રાવકને યશોમતિ નામની ભાર્યાથી થયેલ પ્રદ્યુમ્ન નામના પુત્રની ભાર્યા લક્ષ્મી માટે પ્રશસ્તિ રચી પ્રાંતે મૂકી છે. તે લક્ષ્મીએ વર્દ્ધમાન (વઢવાણ) નામના પુરમાં દેવભદ્રસૂરિનાં વ્યાખ્યાન સાંભળી આ પ્રત લખાવી તેજ સૂરિને અર્પણ કરી તે ભાં. ઇ. માં મોજૂદ છે.

૫૬૨ આ વસ્તુ-તેજ-યુગમાં બીજા ઘણા ગ્રંથકારો થયા:- સં. ૧૨૭૬માં રાજગચ્છના અભયદેવસૂરિ (સંમતિ ટીકાકાર)-ધનેશ્વર-અજિતસિંહ-વર્ધમાન-શાંતિભદ્ર-ભરતેશ્વર-વૈરસ્વામી-નેમિચંદ્ર-સાગરેન્દુસૂરિ શિષ્ય) માણિક્યચંદ્રસૂરિ કે જેમણે સં. ૧૨૧ (૪) ૬ માં કાવ્યપ્રકાશસંકેત રચ્યો હતો તેમણે પાર્શ્વચરિત (પી. ૩, ૧૫૭; જે. ૫) ભિન્નમાલવંશીય શ્રેષ્ઠિ દેહડની પ્રાર્થનાથી સં. ૧૨૭૬માં દિવાળી દિને વેલાકૂલ શ્રીદેવકૂપકમાં પૂર્ણ કર્યું; અને શાંતિનાથ ચરિતાદિ (જે. પ્ર. ૪૯) ગ્રંથો રચ્યા. સં. ૧૨૭૭માં મૂલ ચંદ્રપ્રભ સૂરિકૃત પ્રાકૃત સમ્યકત્વ પ્રકરણ-દર્શનશુદ્ધિ પર ચક્રેશ્વરસૂરિએ અધૂરી ટીકા મૂકી સ્વર્ગે જતાં તેના પ્રશિષ્ય પૂર્વોક્ત તિલકાચાર્યે પૂરી કરી; (કાં. વડો. નં. ૧૬૯) અને તેમણે સં. ૧૨૯૬માં આવશ્યક નિર્યુક્તિલઘુવૃત્તિ (પી. ૨, ૬; પી, ૪, ૭૪) તેમજ દશવૈકાલિક ટીકા (પી. ૫, ૬-૫૨) તથા બીજા સામાચારી-જૈન સાધુ શ્રાવકોના આચાર-સંબંધી સં. ૧૩૦૪માં અનેક ગ્રંથો પર વૃત્તિઓ જેવી કે શ્રાવક પ્રાયશ્ચિત્ત સામાચારી-પૌષધિક પ્રાયશ્ચિત્ત સામાચારી-ચૈત્યવંદના-વંદનક-પ્રત્યાખ્યાન લઘુવૃત્તિ-શ્રાવક પ્રતિક્રમણ સૂત્રવૃત્તિ-સાધુ પ્રતિક્રમણસૂત્ર લઘુવૃત્તિ (પી. ૪, ૧૦૮), પાક્ષિકસૂત્ર-પાક્ષિકક્ષામણકાવચૂરિ આદિ રચી. (જૈસ. પ્ર. ૨૦, ૩૬) તેઓ સં. ૧૩૦૪ સુધી વિદ્યમાન હતા.

૫૬૩. વળી સં. ૧૨૭૮માં ચંદ્રકુલના વર્ધમાનસૂરિ-જિનેશ્વર-નવાંગીવૃત્તિકાર અભયદેવ-જિનવલ્લભ-જિનશેખર-પદ્મેન્દુ શિષ્ય અભયદેવસૂરિ (બીજા) એ 'શ્રી' એ શબ્દથી અંકિત જયન્તવિજય કાવ્ય (પ્ર. કાવ્યમાલા નં. ૭૫), સં. ૧૨૮૦માં શ્રીપ્રભસૂરિએ હેમચંદ્રના કારકસમુચ્ચયોધિકારત્રયમાંથી પહેલા બે અધિકાર પર વૃત્તિ, સં. ૧૨૮૧માં લક્ષ્મીધરે તિલકમંજરીકથાસાર, સં. ૧૨૮૨માં (ખ૦ જિનપતિસૂરિ શિ૦) ઉક્ત પૂર્ણભદ્ર ગણિએ સ્થાનાંગ-ભગવતી-ઋષિસ્તવમાંથી ઉદ્ધરી અતિમુક્તચરિત્ર પાલણપુરમાં, અને તેણેજ સં. ૧૨૮૫માં જેસલમેરમાં ૭ પરિચ્છેદવાળું ધન્યશાલિભદ્રચરિત તેમજ જેસલમેરમાં સં. ૧૩૦૫ (બાણશૂન્યાનલગ્નૌ?) કૃતપુણ્યચરિત્ર (મોટી ટોલી ભં. પાલીતાણા) આદિ રચ્યાં. આ ધન્યશાલિભદ્રચરિતમાં સર્વદેવસૂરિએ સહાય આપી છે અને

તેના સંશોધક સૂરપ્રભવાચક હતા કે જેમણે વાદિ યમદંડ નામના દિગંબરને ખંભાતમાં જીત્યો હતો, કાલસ્વરૂપકુલક વૃત્તિ રચી હતી અને જેમણે ચંદ્રતિલક ઉપાધ્યાય અને વિદ્યાનંદને અભ્યાસ કરાવ્યો હતો.

૫૬૪. સં. ૧૨૮૫ના અરસામાં પાર્શ્વનાથ ચરિત્રાદિ વિંશતિ (૨૦) પ્રબંધના કર્ત્તા આચાર્ય વિનયચંદ્ર વિદ્યમાન હતા. તેમનો કવિશિક્ષા નામનો કાવ્યસાહિત્ય પર રચેલ (વિનયાંક) ગ્રંથ તાડપત્ર પર પાટણ ભંડારમાં વિદ્યમાન છે. (પા. સૂચિ નં. ૫૯) તે કવિ તેમાં કહે છે કે બપ્પભટ્ટી ગુરુની વાણીમાં કવિશિક્ષા કહીશ (**नत्वा श्री भारतीं देवीं बप्पभट्टिगुरोर्गिरा। काव्यशिक्षां प्रवक्ष्यामि नानाशास्त्रनिरीक्षणात्।**) બપ્પભટ્ટી કાવ્યશૈક્ષ કહેવાતા હતા; અને તેમની રચેલી કાવ્યશિક્ષાનો વિનયચંદ્રે પોતાના ગ્રંથમાં ઉપયોગ કરેલો હશે. પ્રસ્તુત શિક્ષામાં તે વખતના ૮૪ દેશોની [૪૫૦]માહિતી આપેલી છે; તે પૈકી સુરાષ્ટ્ર નવહજાર ગામનો, લાટ દેશ એકવીસ હજાર ગામનો, ગૂર્જર દેશ સિત્તેર હજાર ગામનો વગેરે જણાવ્યું છે. પ્રાયઃ આ વિનયચંદ્રે સં. ૧૨૮૬ માં મલ્લિનાથચરિત્ર મહાકાવ્ય રચ્યું ને ઉદયસિંહે રચેલી ધર્મવિધિવૃત્તિને સુધારી-શોધી. (કાં. છાણી)

૫૬૫. સં. ૧૨૮૫ના વર્ષમાં જગચ્ચંદ્રસૂરિએ ઉગ્ર તપ આદર્યું હતું તેથી મેવાડના રાજાએ 'તપા' બિરુદ તેમને આઘાટમાં આપ્યું અને તેનાથી 'તપા-ગચ્છ' સ્થપાયો. (મેવાડની ગાદીપર સં. ૧૨૭૦ થી ૧૩૦૯ સુધી જૈત્રસિંહ નામે રાજા હતો. સં. ૧૨૭૯ સુધી મેવાડની રાજધાની નાગદ્રહ-નાગહદ-હાલનું નાગદા શહેર હતું, તે તૂટ્યા પછી ચિતોડ રાજધાની થઇ. આઘાટ તે ઉદયપુર પાસેનું આહાડ કે જે મેવાડનું એક પ્રાચીન નગર હતું.) આ તપા જગચ્ચંદ્રસૂરિ અને તેના શિષ્યમંડળને વસ્તુપાલે [૪૦૬] ગૂજરાતમાં અતિ માન આપ્યું અને તેથી ગૂજરાતમાં તપાગચ્છનો પ્રભાવ અત્યાર સુધી જબરો ચાલ્યો આવ્યો છે. આ જગચ્ચંદ્રસૂરિના શિષ્ય વિજયચંદ્રસૂરિ તે મૂળ વસ્તુપાલના ગૃહમાં લેખ્ય કર્મ

૪૦૫. ચોરાશી દેશોનાં નામ નીચે પ્રમાણે ગણાવેલાં છે:- 'चतुरशीतिर्देशाः गौडकन्यकुब्ज कौल्लाक कलिंग अंग वंग कुरंग आचाल्य कामाक्ष ओष्ट्र पुंड्रउडीश मालवलोहित पश्चिम काछवालभ सौराष्ट्र कंकण लाट श्रीमाल अर्बुदमेदपाट मरुवरेन्द्र यमुनागंगातीरअंतर्वेदि मागध मध्य कुरुकाहल कामरूप कांची अवंती पापांतक किरात सौवीर औशीरवाकाण उत्तरापथ गुर्जर सिंधुकेकाण नेपाल टक्क तुरुष्क ताइकार वर्बरजर्जर काश्मीर हिमालय लोहपुरुष श्री राष्ट्र दक्षिणापथ सिंधल चौल कौशल पांडु अंध्र विन्ध्य कर्णाटद्रविड श्रीपर्वत विदर्भ धाराउरलाजी तापी महाराष्ट्र आभीर नर्मदातट द्वीपदेशाश्चेति॥

हीरुयाणी इत्यादि षट्कं । पत्तनादि द्वादशकं । सांतरादिश्चतुर्विंशतिः । वड्ड इत्यादि षट्त्रिंशत् । भालिज्जादि चत्वारिंशत्। हर्षपुरादि द्विपंचाशत्। श्रीनारप्रभृति षट्पंचाशत् । जंबूसरप्रभृति षष्टिः। षडवाण प्रभृति षट्सप्ततिः । दर्भावतीप्रभृति चतुरशीतिः । पेटलापद्रप्रभृति चतुरुत्तरशतं। पदिराउकाप्रभृति दशोत्तरं शतं । भोगपुरप्रभृति षोडशोत्तरं शतं । धवलक्क प्रभृति पंचशतानि । माहणवासाद्यमर्घाष्टमशम् । कौंकणप्रभृति चतुर्दशाधिकानि चतुर्दशशतानि । चंद्रावतीप्रभृति अष्टादशशतानि । द्वाविंशति शतानि महितटं । नव सहस्राणि सुराष्ट्राः । एकविंशति सहस्राणि लाटदेशः । सप्तति सहस्राणि गूर्जरो देशः पारतश्च । अहूडलक्षाणि ब्राह्मणपाटकं । नवलक्षाणि डाहलाः । अष्टादशलक्षाणि द्विनवत्यधिकानि मालवो देशः। षड्त्रिंशल्लक्षाणि कन्यकुब्जः। अनंतमुत्तरापथं दक्षिणापथं चेति ॥ —ષટ્ક એટલે ૭ ગામોનો સમુદાય; ઇત્યાદિ.-સ્વ. સાક્ષર ચિમનલાલ દલાલનો 'પાટણના ભંડારો અને ખાસ કરીને તેમાં રહેલું અપભ્રંશ તથા પ્રાચીન ગૂજરાતી સાહિત્ય' એ લેખ. (પાંચમી ગૂજરાતી સા. પરિષદ્નો અહેવાલ)

૪૦૬. तदादिचाणद्विपभानु वर्षे १२८५ श्री विक्रमात्
प्राप तदीय गच्छः ।
बृहद् गणाह्वोऽपि तपेति नाम श्रीवस्तुपालादि-
भिरर्च्यमानः ॥
—મુનિસુંદર ગુર્વાવલી શ્લો. ૯૯.

આ ગુર્વાવલીમાં જણાવ્યું છે કે આઘાટપુરમાં નૃપ-સભામાં ૩૨ દિગંબર વાદીને જીતવાથી રાજાએ જગચ્ચંદ્રને 'હીરલા' એવું બિરુદ આપ્યું. શ્લો. ૧૦૯.

કરનાર મંત્રિ-હિસાબી મહેતા હતા અને તેને આચાર્યપદ અપાવવામાં પણ વસ્તુપાલની સામેલગીરી હતી. (મુનિસુંદરકૃત ગુર્વાવલી શ્લો. ૧૨૨-૧૨૫) આ વિજયચંદ્રસૂરિથી 'વૃદ્ધ પોશાલિક તપાગચ્છ' સ્થપાયો.

૫૬૬. સં. ૧૨૮૬માં નાગોરના રહીશ દેલ્હાના પુત્ર પૂનડ કે જેણે સં. ૧૨૭૩માં બિંબેરપુરથી શત્રુંજયની પ્રથમ યાત્રા કરી હતી તેણે શેત્રુંજયની યાત્રા માટે સંઘ કાઢ્યો. અને વસ્તુપાલે ભક્તિ સારી કરી સાથે રહી યાત્રા કરી હતી. (ચ. પ્ર.) સં. ૧૨૮૭માં સર્વદેવસૂરિએ જેસલમેરમાં સ્વપ્નસપ્તતિકાવૃત્તિ રચી (કાં. છાણી).

૫૬૭. ખ૦ જિનપતિસૂરિ શિષ્ય જિનપાલ ઉપાધ્યાયે (કે જેમણે સં. ૧૨૬૨માં ષટ્સ્થાનક વૃત્તિ અને પછી સનતકુમારચક્રિચરિત મહાકાવ્ય સટીક રચેલ છે) સં. ૧૨૯૨માં જિનદત્તસૂરિકૃત ઉપદેશ રસાયન પર વિવરણ, સં. ૧૨૯૩માં જિનવલ્લભસૂરિકૃત દ્વાદશ કુલક પર વિવરણ અને પંચલિંગી વિવરણ-ટિપ્પન, સં. ૧૨૯૪માં જિનદત્તસૂરિકૃત ચર્ચરી નામના અપભ્રંશ કાવ્ય પર વિવરણ, (પ્ર. ગા. ઓ. સી.) તથા તે ઉપરાંત સ્વપ્નવિચારભાષ્યાદિ રચ્યાં. (અપભ્રંશ કાવ્યત્રયી. પ્રસ્તાવના પૃ. ૬૫-૭૦, જેસ. પ્ર. ૪૧. વે૦ નં. ૧૬૨૩)

૫૬૮. સં. ૧૨૯૨માં દિગંબરી પંડિત આશાધરે ત્રિષષ્ટિસ્મૃતિ માલવાના પરમાર દેવપાલના રાજ્યમાં અને સં. ૧૩૦૦માં જયતુગિ દેવ (જયસિંહ)ના રાજ્યમાં ધર્મામૃત શાસ્ત્રની રચના કરી. આ ઉપરાંત તેણે અનેક ગ્રંથો રચ્યા છે.

૫૬૯. સં. ૧૨૯૪માં આં. ધર્મઘોષ સૂરિના શિષ્ય અને પટ્ટધર મહેન્દ્રસૂરિએ ઉક્ત ધર્મઘોષની શતપદીમાં કેટલાક પ્રશ્નો ઉમેરી, ઉદ્ધરી, ક્રમરચનામાં ક્વચિત્ ફેરફાર કરી તે શતપદી-પ્રશ્નોત્તર પદ્ધતિનો સમુદ્ધાર કર્યો (પી. ૧, ૧૨; પી. ૫, ૬૭). કે જેની સં. ૧૩૦૦ માં લખાયેલી પ્રત પા. ભં. માં છે. વળી તેણે ૧૧૧ ગાથાનું તીર્થમાલા સ્તોત્ર-પ્રતિમા સ્તુતિ પ્રાકૃતમાં સટીક રચ્યું (બુદ્. ૮ નં. ૪૨૮ મુ૦ વિધિપક્ષ પ્રતિક્રમણ. બી. મા.) જીરાવલ્લી પાર્શ્વનાથ સ્તોત્ર (પી. ૧ નં. ૩૧૬)ના રચનાર મહેંદ્રસૂરિ આ હશે. આ મહેંદ્રસૂરિના શિષ્ય (પ્રાયઃ ભુવનતુંગસૂરિએ) ચતુઃશરણાવચૂરિ રચી (લીં.)

૫૬૯. વળી સં. ૧૨૯૪માં ચંદ્ર કુલના વિબુધપ્રભસૂરિ શિષ્ય પદ્મપ્રભસૂરિએ મુનિસુવ્રતચરિત (પી. ૩, ૩૦૨) અને કુંથુચરિત (કે જેની સં. ૧૩૦૪ની પ્રત જેસ. ભં. માં છે) રચ્યાં. પાર્શ્વસ્તવ ભુવનદીપક આદિના ગ્રંથકાર આ પદ્મપ્રભ છે કે બીજા તેનો નિશ્ચય થયો નથી.

૫૭૦. સં. ૧૨૯૫માં ખ. જિનપતિસૂરિ શિષ્ય સુમતિ ગણિએ મૂલ જિનદત્તસૂરિકૃત ગણધરસાર્ધશતક પર બૃહદ્વૃત્તિ રચી. તે વૃત્તિ પહેલાં ખંભાતમાં આરંભીને ધારાપુરી-નલ કચ્છકાદિ વિહાર કરતાં કરતાં છેવટે મંડપદુર્ગ-માંડવગઢમાં પૂરી કરી, અને તેને જૈન વિદ્વાન્ જલ્હણે લખી; અને તેનો પ્રથમાદર્શ ખ. જિનેશ્વરસૂરિ શિષ્ય કનકચંદ્રે લખ્યો. (જેસ. ૩૯, જે. પ્ર. ૫૦; ભાંડા. રી. ૧૮૮૨-૮૩ પૃ. ૪૮). આજ વર્ષમાં ઉદયસિંહસૂરિએ જિનવલ્લભની પિંડવિશુદ્ધિ પર સૂત્ર સહિત ૭૦૩ શ્લોક પ્રમાણ દીપિકા રચી. (પા. સૂચિ)

૫૭૧ સં. ૧૨૯૬માં ગુણાકરસૂરિએ નાગાર્જુનકૃત યોગરત્નમાલા પર વૃત્તિ કરી; સં. ૧૨૯૮માં ચંદ્રગચ્છમાં (ભદ્રેશ્વરસૂરિ-હરિભદ્ર-શાન્તિસૂરિ-અભયદેવ-પ્રસન્નચંદ્ર-મુનિરત્ન-શ્રીચંદ્રસૂરિશિષ્ય) દેવેન્દ્રસૂરિએ ૫૭૩૦ શ્લોક પ્રમાણ ઉપમિતિભવપ્રપંચકથા સારોદ્ધાર (પી. ૬, ૪૦) રચ્યો કે જેનું સંશોધન પ્રસિદ્ધ સંશોધક પ્રદ્યુમ્નસૂરિએ કર્યું હતું, આ દેવેન્દ્રસૂરિને સૂરિપદ તેના ગુરૂ શ્રીચંદ્રસૂરિના પટ્ટધર યશોદેવસૂરિએ આપ્યું હતું.

૫૭૨. 'ગૂર્જરેશ્વર ભીમદેવ અને મહારાણા વીરધવલના મહામાત્ય, ગૂજરાતના ગૌરવને વિસ્તારનાર, પ્રૌઢપ્રતિભાસંપન્ન, લક્ષ્મી અને સરસ્વતીના લાડીલા ધર્મપુત્ર, તેજપાલના જ્યેષ્ઠ બંધુ, પોતાના પ્રચંડ બાહુબલથી વૈરીઓના વિક્રમને પરાસ્ત કરનાર યુદ્ધવીર, દિલ્હીના સુલતાન મોજદીન પાદશાહને વિચક્ષણતાથી ગૂર્જરભૂમિ સાથે સંધિ કરાવનાર, મહારાણા વીરધવલ દ્વારા શત્રુંજયની પૂજા માટે અંકેવાલિય ગામ શાસનમાં અપાવનાર, શત્રુંજય-ગિર-

ર-આબુ વગેરે અનેક તીર્થસ્થાનોમાં-દેવમંદિરોમાં-ધયાત્રા મહોત્સવોમાં તથા સેંકડો અન્ય ધર્મ-ાનકોમાં કરોડો અને અબ્જોની સંખ્યામાં લક્ષ્મીનો દ્વ્યય કરનાર ધર્મવીર, ચતુરતાપૂર્વક નિર્દોષ ધર્મા-રણો આચરી કલિયુગમાં પણ કૃતયુગને ઉતારનાર ર્વ દર્શનોને સન્માન અને સમભાવથી જોનાર, વિઓના આશ્રયદાતા, સુવર્ણધારાધર વરસાવી મસ્ત યાચકોને સંતુષ્ટ કરનાર દાનવીર, નરનારાયણાનંદ હાકાવ્ય આદીશ્વર મનોરથમય સ્તોત્ર સૂક્તિઓ ગેરે રચનાર, વિચારચતુર, વિવેકવાચસ્પતિ વિખ્યાત ંત્રીશ્વર વસ્તુપાલનું[૪૦૭] શત્રુંજયની તેરમી યાત્રા માટે યાણ કરતાં માર્ગમાં વિ. સં. ૧૨૯૬માં માઘમાસની ચમી તિથિએ રવિવારના પ્રથમ પહોરમાં ધર્મરાજ-ુત્રી સહગતિ સાથે પાણિગ્રહણ થયું-સ્વર્ગમન થયું. વ૦ વિ૦). મંત્રી તેજપાલ સં. ૧૩૦૪મા વર્ગસ્થ થયો. ૪૦૮

૫૭૩ વસ્તુપાલના મુખથી મૃત્યુ પહેલા જે પદ્યો નીકળેલાં રાજશેખર જણાવે છે તેથી તેની અંતર્ગત ભાવનાનું સ્વરૂપ સમજાય છે.

शास्त्राभ्यासो जिनपदनतिः संगतिः सर्वदार्यैः
सद्‌वृत्तानां गुणगणकथा दोषवादे च मौनम् ।
सर्वस्यापि प्रियहितवचो भावना चात्मतत्त्वे
सम्पद्यन्तां मम भवभवे यावदाप्तोऽपवर्गः ॥

૫૭૪. 'ઇ. સ. ૧૩મો સૈકો સોમેશ્વરદેવ, નાનાક પંડિત, સુભટ, અરિસિંહ, અમરચંદ્રસૂરિ વગેરે સમ-કાલીન કવિઓના તેજથી ઉજ્જ્વળ દીપે છે. આ યુગ સાહિત્યના વિલાસનો હતો. કુમારપાળ, ભીમદેવ, લવણપ્રસાદ, વીરધવલ, વીશળદેવ, વસ્તુપાળ, તેજપાળ વગેરે સાહિત્યના શોખીન ઉત્તેજકો હતા. ભોજ અને વિક્રમરાજાની સભામાં જેમ કવિમંડળો મળતાં, તેમ આ સમયમાં ગૂજરાતના રાજાઓની સભાઓ પણ વિવિધ દેશના કવિઓની ચાતુરી બતાવવાનું સ્થાન હતું. અનેક નાના મોટા કવિઓ ત્યાં એકઠા થતા, પરસ્પર સ્પર્ધા કરતા, અને જ્યાં કવિતા અઢળક દ્રવ્ય પ્રાપ્ત કરવાનું સાધન હતું ત્યાં 'કાવ્યચૌરનો અભાવ ન હોય તે સ્વાભાવિક છે.'૪૦૯

૫૭૫ 'પાટણના ગૂર્જર રાજ્યની સ્થાપના જૈનોથી થયેલી છે; અને વનરાજના સમયથી પાટણ જૈનોના મધ્યબિન્દુ તરીકે પ્રસિદ્ધ થયેલ છે. જૈન ધર્મ તથા તેના આચાર્યોને મળતા રાજ્યાશ્રયથી ૧૦ થી ૧૩ મા શતક સુધીમાં જૈન આચાર્યોએ ગૂજરાતના પાટનગરમાં તથા અન્ય સ્થળોએ રહીને ઘણા અગત્યના ગ્રન્થો રચીને ગૂજરાતનું સાહિત્ય ઉત્પન્ન કરેલું છે. જૈન આચાર્યોએ રચેલું સાહિત્ય બાદ કરીએ તો ગૂજરાતનું સાહિત્ય અત્યંત ક્ષુદ્ર દેખાશે. સાહિત્યની પ્રવૃત્તિ પુસ્તકોના સંગ્રહ વગર અશક્ય છે અને તેથી જૈનોએ પોતાના ધાર્મિક સાહિત્ય ઉપરાન્ત બૌદ્ધ તથા બ્રાહ્મણ ગ્રંથો પાટણ, ખંભાત વગેરેના સ્થળોના ભંડારોમાં સંગ્રહેલા હતા; અને આ ભંડારોના લીધેજ બૌદ્ધો તથા બ્રાહ્મણોના પ્રાચીન ગ્રંથો જે કોઇ પણ ઠેકાણેથી મળે નહીં તેવા અહિંયા ઉપલબ્ધ થયેલા છે.'૪૧૦

૪૦૭. પંડિત લાલચંદનો લેખ 'સિદ્ધરાજ અને જૈનો.'

૪૦૮ સ્વ. લ૦ મ૦ ત્રિપાઠીને એક છૂટું પ્રતના પાનામાં પણ લખેલું મળ્યું હતું કે

'सं. १२९६ महं० वस्तुपालो दिवं गतः ।
सं. १३०४ महं० तेजःपालो दिवं गतः ॥'

જ્યારે ચ૦ પ્ર માં વસ્તુપાલનું અને તેજપાલનું મૃત્યુ સ. ૧૨૯૮ અને ૧૩૦૮ માં અનુક્રમે થયેલું જણાવેલું છે, તે ઠીક નથી.

૪૦૯. પ્રો૦ આનન્દશંકરનો લેખ 'ગુજરાતનું સંસ્કૃત સાહિત્યઃ એ વિષયનું થોડુંક રેખાદર્શન.'(ત્રીજી ગૂ. સા. પરિષદ્‌નો અહેવાલ)

૪૧૦. સ્વ. ચીમનલાલ દલાલનો લેખ 'પાટણના ભંડારો અને ખાસ કરીને તેમાં રહેલું અપભ્રંશ તથા પ્રાચીન ગૂજરાતી સાહિત્ય' (સુરત ગૂ સા. પરિષદ્‌નો અહેવાલ) તેમજ તેમનો લેખ નામે 'પાટણના ભંડારો'-લાઇબ્રેરી મિસેલેની-જુલાઈથી અક્ટોબર સને ૧૯૧૫.

# લંડનના પત્રો.

( ગતાંક પૃ. ૪૮૪ થી ચાલુ )

૧

લંડન તા. ૧૧-૭-૨૮
અષાડ વદ ૯ બુધવાર ૧૯૮૪

પ્રિય......

× × આ અઠવાડિયામાં ખાસ કાંઇ જોવાયું નથી. કેન્સીંગ્ટન ગાર્ડન પેલેસ કરીને જે જૂનો રાજમહેલ છે તે એક દિવસે જોઇ આવ્યો. એમાં રાણી વિક્ટોરિયાનો જન્મ થયો હતો. અને એનું બાળપણ પણ એમાંજ વ્યતીત થયું હતું. અમારા મકાનથી બહુ પાસેજ એ મહેલ આવેલો છે.

× × હમણાં ઋતુ બહુ સારી રહે છે. વરસાદ કે વાદળ નથી. સૂર્ય તપે છે ને આજે તો જાણે આસો માસનો અનુભવ થતો હોય એમ લાગે છે.

પંજાબી મી. દારાનો ચિત્રસંગ્રહ ફરી જોયો. ઘણો કિંમતી સંગ્રહ છે. એ બધી સામગ્રી જોઇને હિંદુસ્થાનની વિભૂતિનો સંહાર કેવી રીતે થઇ રહ્યો છે તે માટે મનમાં બહુ બહુ દુઃખ થયું. એ માણસ વ્યાપારી તો છેજ, પણ તેની સાથે અભ્યાસી અને દેશપ્રેમી પણ છે. કલાકોના કલાકો બેસીને વાતો કરીએ છીએ, કાંઇ કાંઇ વાંચીએ છીએ અને રડીએ પણ છીએ. એમણે મને થોડાંક યુરોપિયન ચિત્રો વિદ્યાપીઠમાં મોકલવા માટે આપ્યાં છે. ચિત્રકળાનો અભ્યાસ કરવા ઇચ્છનાર પ્રાથમિક અભ્યાસીને એ ઉપયોગી છે. આવતા મેલમાં એ મોકલવા ઇચ્છું છું. બહુ મોટાં અને વજનદાર છે. તેથી પેક વગેરે કરવાની ખૂબ માથાફોડ છે. એવું કામ સહેલાઇથી થઇ શકે તેમ નથી. પેક કરવા માટે તેવાજ કોઇ ધંધાદારીને ત્યાં જવું જોઇએ ને તે માંગે તે પૈસા આપવા જોઇએ.

જિનવિજય.

૨

લંડન તા. ૨૫ જુલાઇ, ૨૮
શ્રાવણ સુદ ૮, બુધવાર, ૧૯૮૪

એક કાગળ આજે નાસ્તો કરતી વખતે મળ્યો. ૫ મી તારીખનો લખેલો આજે મળ્યો અને ૬ ઠીએ લખેલો ગઇ કાલે મળ્યો! કારણ એ છે કે થોમસ કુકની ઑફિસમાંથી જેમ જેમ પત્રોનું વિશ્લેષણ થતું જાય તેમ તેમ એ લોકો ટપાલમાં રવાના કરતા જાય. રજીષ્ટર્ડ વગેરે પત્રો એકદમ જુદા કાઢી લે છે અને બાકીના પછી ધીમે ધીમે છાંટતા જાય અને રવાના કરતા જાય. એની ઑફિસ એટલે એક જબરદસ્ત પોષ્ટઑફિસજ છે. હજારો કાગળો એની માર્ફત મુસાફરોને આવે છે ને જાય છે. એ, બી, થી લઇને ઝેડ સુધીના દરેક અક્ષરવાર જુદા જુદા કંપાર્ટમેંટ છે ને તે દરેકમાં અકેક છોકરી કામ કરતી હોય છે. મારૂં નામ મુનિ એટલે મારે 'એમ' ના ખાનામાં જઇને મારૂં કાર્ડ આપવું અને ટપાલ માંગવી. હોય તો તરત કાઢી આપે, ન હોય તો તેવો જવાબ આપે. આવીજ રીતે બેંકના ખાતાઓ, લગેજના ખાતાઓ, રેલ્વે ટીકીટના ને સ્ટીમરની ટીકીટના ખાતાઓ, મોટર વાટે મુસાફરી કરવાના ખાતાઓ, વિદેશી નાણું પુરું પાડનારા ખાતાઓ વગેરે અનેક ખાતાઓ એની ઑફિસમાં કામ કરતા હોય છે. દુનિઆના ગમે તે ભાગમાં આપણે મુસાફરી કરવી હોય અને તે ગમે તે વાહન-જેમકે મોટર, રેલ્વે, સ્ટીમર, વિમાન-દ્વારા કરવી હોય તો તેની બધી વ્યવસ્થા એ ઑફિસ કરી આપે છે! કેટલી બધી વ્યવસ્થા અને કેટલી બધી યોજના! અને આવી તો અહિં અનેક કંપનીઓ અને ઑફિસો છે.

મુંબઇથી મારૂં રજીસ્ટર્ડ પત્ર આવ્યું તે મારૂં નામ ઠામ લખી લઇ, પાસપોર્ટ જોઇ, મારી સહી લઇને મને આપવામાં આવ્યું તે લઇને પછી હું બેંકિંગ ડિપાર્ટમેંટમાં ગયો. ત્યાંના માણસે ડ્રાફ્ટ જોયો, મારી સહી માંગી, નામઠામ પાસપોર્ટ વગેરે તપાસ્યાં, ને ત્રણ મિનિટમાં મને પૈસા આપી દીધા. મુંબઇમાં આટલાજ કામ માટે ઓછામાં ઓછા ત્રણ કલાક જોઇએ. ત્યાંથી પછી ટ્રાવેલીંગ ચેકના ડિપાર્ટમેંટમાં ગયો. ત્યાં તે પૈસાના ટ્રાવેલર્સ ચેક લેવાના

હતા. એટલે ત્રણ મિનિટમાં બધા ફૉર્મ ઉપર સહીઓ વગેરે કરાવી લીધી ને કહ્યુ કે સાંજે પાંચ વાગ્યા સુધીમાં આવીને ચેક લઈ જશો. એ ટાઇમે ત્યાં જઇને ઉભા ને રસીદ બતાવી કે એક મિનિટમાં આપણને આપણા ચેક આપી દીધા. ત્યાંથી પછી ટીકીટડિપાર્ટમેંટમાં જઇને એંટવર્પની ટીકીટ લઇ લીધી. ટીકીટો કાઢવાની પણ એવી સુગમ રીત કરી રાખેલી છે કે પાંચ મિનીટમાં ગમે તે સ્થળની ને ગમે તે માર્ગની ટીકીટ કરી આપે. આપણને રેલ કે સ્ટીમરની સીટ રીઝર્વ કરાવવી હોય તો તે પણ કરી આપે. કોઇ પણ શહેરમાં અગાઉથીજ હોટેલની એરેંજમેંટ આપણને જોઇતી હોય તો તે પણ કરી આપે. આપણે માત્ર પાઉંડ ગણી ગણીને આપે જવા બાકી બધું એ કરી આપશે. આપણે આખા જગતની મુસાફરી કરવી હોય ને કહીએ કે દરેક દેશમાં દરેક દર્શનીય વસ્તુ બતાવી શકે અને તેનું વર્ણન સમજાવી શકે એવો એક માણસ સાથે જોઇએ તો તે પણ એ ઑફિસ આપવા તૈયાર છે. આ તે વ્યવસાય આ તે વ્યાપાર ને આ તે ઉદ્યોગ. આ રીતે લાખો કરોડો રૂપીઆ મેળવાય છે ને દેશની સ્મૃદ્ધિ વધારાય છે.

આજે બુધવાર છે. આવતી કાલે સાંજની આઠની ગાડીમાં નીકળી હું એંટવર્પ જાઉં છું. ટીકીટ લઈ લીધી છે. આજે બધો સામાન પેક કરવો છે. પેક કરવાની મારી રીત તમે જાણો જ છો લંડનમાં આવે ૧ મહિનો ને ઉપર ૧૮ દિવસ થઈ ગયા. આટલા દિવસ અહિંનો ઘર કરીને જ જાણે રહ્યા હોઇએ તેવું લાગે છે માટે સામાનસુમાનને ગોઠવવાની માથાકુટ ઉભી થાયજ ને.

બે પાર્સલ ગઇ કાલે તમારા તરફ રવાના કરવા ટપાલમાં નાંખી દીધા. એકમાં છોકરાઓને જોવા માટે કેટલીક ચિત્રોની સાદી ચોપડીઓ ને એક હેંડબેગ... ને માટે મોકલી છે અહિંની સ્ત્રીઓની–આખા યુરોપની સ્ત્રીઓની જે એક વિશેષતા મારી નજરે પડી તે એ કે ઘરથી બહાર નીકળતી વખતે દરેક સ્ત્રી–નાની કે મોટી ગમે તે હોય પણ પોતાના હાથમાં એક હેંડબેગ અવસ્ય રાખે છે. એ બેગ વગરની એક પણ સ્ત્રી જાતિને મેં હજીસુધી રસ્તામાં જોઈ નથી. એટલે આવી બેગ નમુના તરીકે મોકલ્યું છું. આનો ઉપયોગ અહિંની સ્ત્રીઓને દર મિનીટે હોય છે. પૈસાટકા એમાં રખાય, રૂમાલ એમાં રખાય, જરૂરી કાગળો વગેરે એમાં રખાય ને વધારે મહત્ત્વની વસ્તુ જે અહીંની સ્ત્રીઓ માટે છે તે મોં પર લગાડવાના પાઉડરની ડબી અને તેને લગતું સાહિત્ય તે એમાં રખાય. આપણને તો એ જોઇને કાંઇક નવાઇ લાગે કાંઈક હસવું આવે ને કાંઇક શરમ પણ આવે પરંતુ અહિંની સ્ત્રી જાતિ માટે એ ભારે આવસ્યક વસ્તુ મનાય છે કે તેણે પોતાનું મોઢું હમેશાં દર ક્ષણે પાઉડરથી રંગેલું રાખવું જોઇએ. રેલમાં જુઓ, ટ્રામમાં જુઓ, મોટરમાં જુઓ, રેસ્ટોરામાં જુઓ કે પછી ગમે ત્યા બેઠેલી કે ચાલતી જુઓ–અહિંની સ્ત્રી, ૧૨ વર્ષની છોકરીથી લઈ ૭૨ વર્ષની બુઢ્ઢી સુધાં, બે ચાર મિનિટે પોતાની હેંડબેગ ઉઘાડે, તેમાના કાચમાં મોઢું જુએ ને પછી પાઉડરનું ફુંમડું લઇ જ્યા જરૂર હોય ત્યા તે ફેરવે ને પાછી કામે લાગે. બાકી અહિંની સ્ત્રીઓ કેટલી બધી પુરુષાર્થી છે, કેટલી ઉદ્યોગી છે ને કેટલી નિર્ભીક છે એ બધું તો અવસરે લખીશ.

છોકરાઓ માટે જોવાનાં અહિંના થોડાંક ચિત્રો ને થોડીક ઈંગ્રેજીની સેવી ચોપડીઓ જો બનશે તો આજે લઇને મોકલીશ.

લગભગ, અહિં દોઢ મહિનો રહેવાથી મને ઘણું જ્ઞાન અને અનુભવ મળી ગયાં. હવે આખા યુરોપમાં મુસાફરી કરતા મને જરાએ મુઝવણ થાય તેમ નથી. હું સીધો અહિં આવ્યો તે ઘણુંજ કાર્યસાધક થઇ પડ્યું. જો કે અભ્યાસને અવકાશ મળ્યો નથી પણ તે કરતા બીજું ઘણું આવસ્યક જ્ઞાન પ્રાપ્ત થઈ ગયું.

લંડન આખું ઉપર ઉપરથી જોવાઇ ગયું. ઇંગ્રેજ જાતિના રીતરીવાજ, સ્વભાવ, વ્યવસાય, દેશ, ભુમિ અને જલ વાયુ વગેરે બાબતોનો ગ્યેગ્ય પરિચય થઈ ગયો. એ પરિચય દ્વારા યુરોપની બીજી પ્રજા-

ઓનો પરિચય સ્હેલાઇથી થઇ શકશે અને તેની વિશેષતા જોઇ શકાશે.

આ ગયા રવિવારે, ઇંગ્લીશ રાજવંશનો જે જગ પ્રખ્યાત જૂનો રાજમહેલ ને કિલ્લો છે તે જોઈ આવ્યો. એનું નામ વિંડસર છે. અહિંથી ૨૦-૨૨ માઇલના આંતરે છે.

તેની પાસેજ એક ઇટન કરીને ગામ છે જ્યાં એક ૫૦૦ વર્ષની જૂની કોલેજ છે. આખા ઈંગ્લાંડમાં એ પહેલી પબ્લીક સ્કૂલ છે ને એનો ઇતિહાસ અદ્દભુત છે. એ ખૂબ ધ્યાનથી જોઈ આવ્યો. એના વિષે આજ લખવાનો અવકાશ નથી. પણ એ જોઈ મને જે કલ્પનાઓ આવી અને જે ઉર્મિઓનો અંતઃક્ષોભ થયો તે અકથ્યજ છે. રાષ્ટ્રીય વિદ્યાપીઠ કેવું હોઇ શકે છે અને તેણે શું કરવું જોઇએ એનું પ્રત્યક્ષ ભાન આ સંસ્થા જોયા સિવાય થવું અશક્ય હતું. આની બધી વિગત લખવા માટે મન ઘણું ઉછાળા મારે છે પણ સમયના અભાવે લાચાર છું. હવે પછી લખીશ.

વિદ્યાપીઠમાં મોકલવા માટે, એક મિત્રે મને કેટલાક યુરોપીય જગ વિખ્યાત ચિત્રોના સુંદર ફોટાઓ આપ્યા છે તે આજે પેક કરવા છે પણ તેમની સાઇઝ અને વજન વધારે પડતાં ભારે છે તેથી પેક કરવાની મુશ્કેલીમાં પડ્યો છું. પુંઠા કાગળો વગેરે લઈ આવ્યો છું ને હવે તે કામ કરવા મંડું છું. લગભગ ૪૫ ચિત્રો છે. તે દરેક સામે તેના વર્ણનનું એકેક છાપેલું બોર્ડ છે. પાર્સલ કાકા સાહેબના નામનું કરીશ.

મારા અહિંના નિવાસ દરમ્યાન મને ભાઇ સવાઇલાલની મદત ઘણી કિંમતી અને મહત્ત્વની થઈ પડી. બ્રાઇટન અને વિંડસર વગેરે એણે જ મને બતાવ્યાં.

શરીરે મઝાનું છે. કોઇ જાતની ફર્યાદ નથી. મન પણ સ્વસ્થ છે. તમારી બધાની સ્મૃતિ તો અનિવાર્ય છે. સુંદર, સત્ય અને શિવનાં દર્શન થાય ત્યારે સ્વજનની સ્મૃતિ ન થાય તો પછી ક્યારે થાય. જીવનના બાલકાળનો ઇતિહાસ સ્મરૂં છું ને-ને અહિં આવ્યા પછી વધારે ને વધારે સ્મૃતિપટ ઉપર દશ્ય થતો જાય છે-પોતાના અસ્તિત્વના વિષે શ્રમિષ્ટ બનું છું. એક જ જીવનમાં-એક જ ભવમાં માત્ર ૪૦ જ વર્ષમાં-અનેક જીવનના-અનેક ભવના-અનેક યુગોના અનુભવોનો જાણે એક વિચિત્ર સમૂહ બનેલો નજરે પડે છે. જગતમાં આવા ઘણા થોડા મનુષ્યો હશે જેના જીવનમાં મારી જેમ જગત્ ન જાણે તેવી રીતે, મહાન્ પરિવર્તનો થયાં હશે. મનને જરાક અવકાશ મળે છે કે ખૂબ અંતરાવલોકન થવા માંડે છે. ચોપીઆ ને લંગોટીની ધૂન ગઇ નથી ને જવાની પણ નથી, પણ એતો બધું......

આ દેશમાં કાગળ લખવાની પણ ભારે કળા છે. કયા માણસને કેવા કાગળો એટલે કે કેવી જાતના કવરો અને કાગળો વાપરવા તે પણ એક સંસ્કારની શિષ્ટતા સૂચવે છે. આ વખતે હાથનો લખેલો કાગળ જોઇને મને આપણા સંસ્કારની ગ્લાનિ થઈ આવી. આવી જાતનો લખેલો કાગળ જો અહિં કોઈ મનુષ્યના દેખતાં આપણે વાંચીએ કે ઉઘાડીએ તો પૂરી કિંમતજ થઇ જાય. ફાટેલા કાગળના ગમે તે જાતના કકડા ઉપર, અહિં વિદેશમાં બેઠેલા શિષ્ટ પુરુષ ઉપર, લખીને મોકલવામાં ભારે અનૌચિત્ય છે. બ્રેકફાસ્ટ લેતી વખતે એ કાગળ મળ્યો. કવર કાઢીને અંદર જોતાં જ મારે આમનો આમ કાગળ ખીસામાં મુકી દેવો પડયો. પાસેના ટેબલ પર બેઠેલા જનોનું ધ્યાન તે પર જાય ને જુએ તો આપણી સંસ્કૃતિની ઘણી માઠી અસર તેમના પર થાય. જે કાગળો પર આપણે લખીએ છીએ તેના કરતાં વધુ સુંદર કાગળો તો અહિંના જાજરૂ માટે ઉપયોગમાં લેવાય છે. ચ્હાના કપ રકાબીઓ નીચે મુકવાના જે કાગળો આવે છે તેટલી કિંમતના તો આપણી પાસે હાથ મોં લુંછવાના રૂમાલ પણ નથી હોતા.

છોકરાઓને કહેજો કે લખવા માટે સારામાં સારા નોટ પેપર માંગી લે. ગમે તે નોટમાંથી ફાડીને કોઈ કાગળ પર ન લખે. આપે પણ ધ્યાનમાં રાખવું. લખનારને ખાસ સૂચના કરવી. ઘરમાં

ઘણાએ નોટ પેપરો પડયા છે. ન હોય તો બજારમાંથી સારા નોટ પેપરો ને સારા કવરો થોડાક મંગાવી લેવા. આવી બાબતો પર અહિં ઘણું ધ્યાન અપાય છે. રદી કાગળો કે કવરો પર હોટેલના માણસો પણ પૂરી નજર નથી નાંખતા અને કાંઈ ચિથરાયું સમજીને ફેંકી દે છે. બાહ્ય દેખાવ પર આખા યુરોપમાં ઘણું ભારે વજન અપાય છે, એક પૈસાની ચીજ પણ પૈસાના પાકીટમાં પેક કરીને આપવાની અહિં પદ્ધતિ છે. આ બાબત બધાએ ધ્યાનમાં લેવી ને તે પ્રમાણે બિનચુક કરવું.

શ્રી પાઠકજી અને ભાઈ રસિકલાલના કાગળો મળ્યા છે. જવાબ હવે પછી લખીશ. અત્યારે તો બધાને માત્ર જય જય.

ખેચરભાઈના સર્વ પરિવારને આશીર્વાદ.

બધાનો

**જિનવિજય.**

---

# વીકાકૃત અસૂત્રનિરાકરણ બત્રીશી.

**વીર** જિણેસર મુગતિ હિં ગયા,
સઈં **ઓગણીસ** વરસ જવ થયાં,
**પણયાલીસ** અધિક માજનઇ,
પ્રાગવાટ પહિલઈ સાજનઈ. ૧
લૂંકા લીહાની ઉતપત્તિ, સીખ્યા બોલ દસ વીસની છિત્તિ,
મતિ આપણી કરિઉ વિચાર,
મૂલિ કષાય વધારણ હાર. ૨
તસ અનુવઇ હુઓ લાખણસીહ,
જિનવર તણી તીણું લોપી લીહ,
ચઉપ્પદી કીધઉ સિદ્ધાંત, કરિઉ સતાં સંસાર અનંત. ૩
વિણ વ્યાકરણિ હિં બાલાબોધ,
સૂત્ર વાત બે અર (થ વિવિધ);
કરી ચઉપડા જણ જણ દયા,
લોક તણા તીણું ભાવ જિ ગયા. ૪
ઘર ખૂણઇ તે કરઈ વખાંણ,
છાંડઇ પડિકમણું પચખાણ,
છાંડી પૂજા છાંડિઉં દાન,
જિન પડિમા કીધઉં અપમાન. ૫
પાંચમિ આઠમિ પાખી નથી,
મા છાંડીનઈ ગાડી ઇચ્છી,
વિનય વિવેક તિજિઉ આચાર,
ચારિત્રીયાં નઇ કહઇ ( ) ખાધાર. ૬
મુગ્ધ સ્વાભાવી જે ગુણવંત,
તે ભોલવીયા એણું અનંત,
નાલક નાલકિ ત્રસ બહૂ કહઈ,
તીણું વાત ભવિયણ લહિબહઈ. ૭
સ્વામી તો નવિ બોલઇ ઇમિ, આપણ પૂજા કીજઈ કીમ,
અચિત પ્રદેશિ સચિત કિમ ચડઈ,
ઇણું બોલિઇ સહૂ સંશય પડઇ. ૮
જ્ઞાતાધર્મ્મ કથા જે અંગ, તેહનુ એહે કીધઉ ભંગ,
દ્રોવઈ સઇવર મંડપ ઠાણિ,
જિન પૂજ્યા જિણહર સંઠાણિ. ૯
ઉપપાતિકનઇ રાજપ્રશ્રેણિ,
જીવાભિગમ સુત્ત મજ્ઝેણ,
અષ્ટપગારી પૂજા ખરી,
સૂરીયાભ દેવિઈ તિહાં કરી. ૧૦
શ્રી આવશ્યકિ બોલિઉં સહી,
નામ ઠવણ દવ્ય ભાવ જિ કહી,
ચિહુ ભેદે બોલ્યા જિનરાજ,
કુત્સિત મતી ન માનઈ આજ. ૧૧
અષ્ટાપદ કુણિ દીઠઉ કહઈ,
નંદીસર વર નવિ સાંસહઇ,
મેરૂ ચૂલાં જે વનિ પ્રાસાદ,
તે ઉથાપઈ કરઈ કુવાદ. ૧૨
ભુવનાધિપ વ્યંતર માહિ જેઉ,
દેવલોકિ યોતિષ બિહુ લેઉ,
જિણહર પડિમા સાસઇ બહૂ,
તે મતવાલે લોપિઉં સહુ. ૧૩

સમવસરણ જે સમઇ પ્રસિદ્ધ,
તેહ તણઉ એ કરઇ નષિદ્ધ,
પૂજા દ્રવ્ય ભાવ બિહું તણા,
ઠામિ ઠામિ અક્ષર છઇ ઘણા. ૧૪
એક વચન તીર્થંકર તણૂં, જમ્માલિઇ ઉથાપિઉં ઘણૂ,
તીણું કીધઇ બહૂ કાલ જિ રલિઉ,
એહૂ મત તેહ નઈં જઇ મિલિઉ. ૧૫
અર્થ પ્રરૂપઇ શ્રી અરિહંત,
સૂત્ર રચઈ ગણધર ગુણવંત,
ચઊદ અનઇ દશ પૂરવધાર,
સૂત્ર રચઈ બિન્હઇ સુવિચાર. ૧૬
પ્રત્યેકબુદ્ધ વિરચઇ તે સહી,
એહ વાત જિન આગમિ કહી,
સૂત્ર ન માનઇ તે કુણ કિરયા,
આરાધકનઈં મનિ કિમ ત્રરયા. ૧૮
બિ મારગ શ્રી જિનવરિ કહિયા,
ભવ્ય જીવ તેહે તે ગ્રહિયા,
ધુરિ સુશ્રમણ સુશ્રાવક પછઈ,
સંવિગ પાખિક ત્રીજા અછઇ. ૧૮
મહાવ્રત અણુવ્રત છાંડી બેઉ,
તીહં ટલતુ તપ બોલઇ જેઉ,
બેડી છતાં સિલાં તે ચડઇ,
ભવસાગરિ તે નિશ્ચિઈ પડઈ. ૧૯
સુંદર બુદ્ધિ વિમાસઇ ઘણૂં,
રૂડઉં વિચારિઉં તુ હુઈ આપણું,
જિન વાણી જે બહૂ અવગણઈ,
તેહનેઇ પાત્ર મૂરખ વલી ભણઈ. ૨૦
ષડાવસ્યક જે જિનવરિ ભણ્યા,
એહેતે સઘળાં અવગણ્યાં,
અણુવ્રત સામાઇક ઉચ્ચાર,
પોષધ પ્રતિમા નહી વિવહાર. ૨૧
થાપઇ જીવ દયામઇ ધર્મ, સૂક્ષમ બાદર ન લહઇ મર્મ,
સન્નિ અસન્ની જે આતમા,
એકંદ્રી પંચેંદ્રી સમા. ૨૨
ભવ્ય અભવ્ય જેહવઇ, વીતરાગ દલવા ડંસવઇ,
ખાંડઇ પીસઈ છેદઈ સદા,
પ્રાશુક વિધિ નવિ માનઇ કદા. ૨૩

પૂજા ટાલઈ હંસા ભણી, સવરિં ભીતે હુ ઘણી,
સર્વાદરિ માંડઈ વ્યવસાય,
ધન મેલઇ બહૂ કરી ઉપાય. ૨૪
પાત્ર અપાત્ર થકી નવિ વમઈ,
મન ગમતૂ ભોજન નિત જિમઇ,
તે ગનિ માનેઇ તેહજિ સહી,
ધર્મ ધ્યાનથી વાત જિ રહી. ૨૫
નીસા સાડ ચકા દિઈ ઘણા,
પર નિંદાની નહી કાંઈ મણા,
રાગ દોસ બે મહુવડિ કરિયા,
ક્રોધાદિ કિમ દિછઇ પરિવરિયા. ૨૬
ટીંટહુડી ઊંચઉ પગ કરઈ, આભ પડંતાં ઠાઢણ ધરઇ
તિમ જાણઈ અમ્હે તારક અછું,
પાત્રપણું સઘલઇ અમ્હ પછું. ૨૭
નવા વેષ નવલા આચાર,
ભણઇ ગુણઈ વિણ શૌચાચાર,
જ્ઞાન વિરાધઇ મૂરખપણઈ,
જાણ શિરોમણિ તેહનઈ ભણઇ. ૨૮
લાભ છેહા નવિ જાણઈ ભેઉ,
ઉત્સર્ગ અપવાદ ન માનઇ બેઉ,
નિશ્ચય નઈં વ્યવહાર જિ કિસિઉ,
સ્વામી બોલ ન બો...ઉ ૨૯
દ્રવ્ય ક્ષેત્રનઈ કાલ જિ ભાવ,
તેહ ઉપરિં છઈ ખરઉ અભાવ,
મૂલોતર ગુણ જે છઈ ઘણા,
તે લોપ્યા જિનસાસન તણા. ૩૦
નિન્હવિ આગઇ બોલ્યા બોલ,
આ તો સિવહું માહિં નિટોલ,
નિન્હવ સંગતિ જે નર કરઇ,
કાલ અનંત સંસારિ જિ ફિરઇ. ૩૧
ઇમ જાણી સંગતિ મન કરઉ,
આપણપૂં આપિહિં રાગ ધરઉ,
એ બત્રીસી લૂંકા તણી,
સાધુ શિરોમણિ વીકઇં ભણી. ૩૨
—ઇતિ અસૂત્ર નિરાકરણ બત્રીસી. સમાપ્તા. ૭.
શ્રી. પત્ર ૧ પં. ૧૫ ગોકુળભાઇ નાનજીનો સંગ્રહ રાજકોટ.

# ત્રણ રાજેમતિ ગીતો

## ૧ પ્રીતમવિજયકૃત.

બપીયડા ! તું ચતુર સુજાણ, તાહરિ મધુરિ વાણિ,
માહરો પીઉડો ગુણખાણ, તેહનઇ તું મનાવિ આણ રે–બપી૦
તું ગઢ ગિરનારે વસિઉ, નેમ શિવ રમણિનો રસિઉ,
મુઝ મુકી રાઉ ધસમસીઉ રે. ૨
તું તો પંથ તણા દુઃખ સહિજે, જા થાક તિહાં રેહજ્યઇ,
જીવનને સમાચાર કહિજ્યઇ બોલડે બોલે તેહનઇ દેહજ્યઈ રે–૩
તુઝ ધરિણિ રાજલ નારિ, રાગ માંડિ કાં ધુતારિ,
એહથી કુણ છે સારી, વણ વાંકે મુકી નિરધારિરે–૪
યૌવન રસ લહેરિ જાઈ, પીઉ વિના કિમ રહેવાઇ,
તેણઇ દુખડે અન ન ખાઇ, એમ દુખીયાંના દિન જાઇ રે–૫
દુખ આગિ કરિ દેહ ગાલી, અંગની સુશ્રૂષા ટાલિ,
તુઝ પાખિ હુઇ સા કાલિ, નાહ નેહ વાચા નવિ પલી રે–૬
દરસણ વિણ સા કમલાણિ, જિમ મેહ વિના સરપાણિ,
નાહ સંગ પખે અકલાણિ, જિમ ખાધિ કોદરા માણી રે–૭
નિઃસ્નેહા નેહસું બાંધિ, કાં મુકી પદમની લાધિ,
તાહરિ મુગતિ રમણિ મન બાધિ, તું તો રાજલનો અપરાધિ રે–૮
રાજલ પીઉ પાએ લાગિ, ભવભ્રમણ થકી સા ભાગિ,
લાધિ દિખ્યા આદેશ માગી, પ્રીતમવિજય મુગતિનો રાગીરે. ૯

---

## ૨. રૂચિરવિમલકૃત.

રાજિ મૃગાનયણીરી નાકરી ફૂલી, ફુલડી કાનલસારઇ રાજઙ હ્યો ભમરની જારાં મારઇ મૃગાનયણીરી નાકરી ફૂલી–એ દેશી.

માત શિવાદેવી જાયા, રાજિ, સુરનર નારી ગુણ ગાયા, રાજી ઘર આવોરે.
હઠીલા હઠ છોડી, રાજિ હૂં તો અરજ કરૂં કરજોડી રાજી ઘર આવો રે. ૧
જીવદયા મન આંણી, રાજિ કાં છોડો રાજુલ રાણી. રાજી૦
થેં તો જાદવ કુલરા હીરા, રાજિ રથ ફેરો રે નણું-દલના વીરા. રાજી૦ ૨
ધણ છાંડયાં જગ હાસો, રાજિ ઘર આવી કરો ઘરવાસો,
છેહ જ્યલ્લ ન દીજે, રાજિ ધણ જોવન લાહો લીજઇ. રાજી૦ ૩
થેં તો માસૂંજી પ્રીત ઉતારી, રાજિ થાંને અવર મીલી ધૂતારી. રાજી૦
પ્રીયા માંસૂંજી પ્રીત ઠગોરી, રાજિ, કરી ચિત્તડું લીધું ચોરી, રાજી૦ ૪
સખી કટકી કીડી કાજઇ, રાજિ કરતાં કિમ કંત ન લાજઈ, રાજી૦
સખી નયણા નીંદ ન આવઈ, રાજિ સામલીયો સયણ સોહાવઈ. રાજિ ઘર૦ ૫
પીયા થે છોજી કામણગારા, રાજિ અબલારાં પ્રાંણ આધારા, રાજી૦
પીઉ રૂઠા રીસ ન આંણે, રાજિ અવગુણ તે ગુણ કરી જાંણે. રાજી ઘ૦ ૬
ઇમ પ્રીઉનઇ ઓલંભા દેતી, રાજિ પ્રીઉ પાસેં સંજમ લેતી, રાજી૦
રૂચિરવિમલ ગુણ ગાયા, રાજિ નેમિ રાજૂલ સવ સુખ પાયા. રાજિ ઘર આવોરે હઠીલા હઠ છોડી૦ ૭

---

## ૩. મેઘમુનિકૃત.

કહે કરજોડી રાજુલ નારિ કે, સુણના સામલા રે લો,
થેં છો યાદવ કુલરા ચંદ કે, નિરૂપમ નિરમલા લો. ૧
પાછે પૂરવ ભવની પ્રીત કે, ગેલો આમલો રે લો,
દેખી પંજરમાંય પશુવૃંદ કે, કીધા મોકલો રે લો. ૨
વલીયા તોરણથી તતખેવ કે, થયા મન આકલા રે લો,
એહ ન ઘટે તુમને વાત કે, નેમજી નાહલો રે લો. ૩

મેં છાં ભવ ભવ તુમચા દાશ કે, ચાકર રાવલા રે લો,
આવ્યો આપણા ઘરમાંહિ કે, માંડાવીયા ચાકલા રે લો.૪
બેસો સાંગામાંચી માહિ કે, ઘોલું પાવલા રે લો,
કીજે ભોજનની ભલી ભાત કે, મીઠા અતિ ગલ્યા રે લો.૫
નેમજી દીધા વરસી દાન કે, ખરી મન ખંતશું રે લો,
ચઢીયા ગઢ ગિરનાર કે, રૂડી રીતશું રે લો. ૬
ધાતે કીધો સંજમનો સાથ કે પૂરણ પ્રીતશં રે લો,
સાથે સહસ પરિવારિ કે, સમતા ચિત્ત શ્યૂં રે લો. ૭
એહવું સુણીને રાજુલ નારિ કે, પૂરવ પ્રીતશું રે લો,
ચાલી પોતે પીઉને પાસ કે, ગજગતિ ગાંમિનીરે લો. ૮
લીધા પંચ મહાવ્રત ભાર કે, ભલી પરે ભામિની રે લો,
કીધો શિવપુરનો સંઘાત કે, સાથે સ્વાંમની રે લો. ૯
નેમજી રાખો અવિહડ નેહ કે, રાજુલ નારિશું રે લો,
આપો શીલશું રંગો ધાટ કે, વ્રત આધાર શું રે લો.
પોહતા મોક્ષ પુરી મુઝાર કે, સહું પરિવારશું રે લો,
ધન ધન બાવીસમો જિનરાય કે, શીયલ સણગારશુંરે લો.
પ્રભુજી પોતાનો કરી દાસ કે, પાર ઉતારજ્યો રે લો.
દેજ્યે દોલત દીન દયાલ કે, દુરજન વારજ્યે રે લો.
તાહરા સેવકની અરદાસ કે ચિત્તમાં ધારજ્યે રે લો,
માંગે મેઘ મુનિ માય બાપ કે મુઝને તારજ્યે રે લો.૧૬

---

# જર્મનીના પત્રો.

૧

હામ્બુર્ગ, તા. ૮-૮-૨૮.
અધિક શ્રાવણ વદ ૭, બુધવાર, સં. ૧૯૮૪.

પ્રિયઃ—

ગયા મેલમાં લખ્યા પ્રમાણે, ગત ગુરુવારની સવારે એંટવર્પથી વિદાય થઇ સાંજના નવ વાગે અહિં હાંબુર્ગ આવી પહોંચ્યો-છું. એ દિવસની મુસાફરી બહુ આનંદથી થઇ. રસ્તામાં આખો હોલાંડ દેશ જોવા મળ્યો, અને તે ઉપરાંત જર્મનીનો ઉત્તર પ્રદેશ જોવામાં આવ્યો. હામ્બુર્ગ જર્મનીના ઉત્તર ભાગમાં લગભગ કિનારા ઉપર આવેલું છે. મુંબઈ જેવું શહેર છે. આલ્બે અને આલ્સ્ટર આ નામની બે નદીઓ આ શહેરની વચ્ચે વહે છે. આલ્બે એ ઉત્તર જર્મનીની મુખ્ય નદી છે. અહિંથી ૬૦ માઇલ નીચે જઈ એ ઉત્તર સમુદ્રમાં મળે છે. હામ્બુર્ગ આખા યુરોપમાં સૌથી મોટું બંદર છે. આલ્બે નદીના કાંઠા પર લગભગ ૧૦ માઇલ સુધી આ બંદર પથરાએલું છે. દુનિઆના બધા ભાગોમાંથી અહિં સ્ટીમરો આવે છે ને જાય છે. બંદર પર નાની મોટી હજારો સ્ટીમરો પડેલી કે દોડાદોડ કરતી હોય છે. જગતની મોટામાં મોટી સ્ટીમરો અહિં હામ્બુર્ગના બંદરમાં જ બંધાઈ છે. જર્મનીના વ્યાપાર અને વહાણવટાનું હામ્બુર્ગ મુખ્ય સ્થાન ગણાય છે.

મેં એંટવર્પથી આગળ જ લખી જણાવ્યું હતું તેથી સ્ટેશન ઉપર ભાઈ શ્રી ભાઇલાલ પટેલ, મુંબઇવાળા ડૉ. શ્રી ત્રિભોવનદાસના ચિરંજીવ ભાઈ શશિકાંત અને પ્રો. તવાડીઆ સામે લેવા આવ્યા હતા. એ ભાઇઓએ અગાઉથીજ ઉતરવા માટે એક રૂમ નક્કી કરી રાખેલું હતું તેમાં આવીને મુકામ કર્યું.

ભાઇલાલ પટેલ નડીઆદના વતની છે ને ગ્રેજ્યુએટ છે. અહિં વ્યાપાર કરે છે. મુંબઈમાં ઘણા વર્ષો સુધી રહેલા તેમજ પરમાણંદ શેઠને ત્યાં બાળકોના ટયુટર તરીકે કામ કરતા હતા તેથી મારાથી પરિચિત છે. બહુ ઉત્સાહી અને સેવાપ્રિય સજ્જન છે. જર્મન ભાષા ઘણી સરસ રીતે બોલે છે. કોઇ પણ હિન્દીને પોતાની સેવા આપવા એ હંમેશાં તત્પર રહે છે. પ્રો. તવાડીઆ એક પારસી યુવક છે. મુંબઇ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ છે. ૬ વર્ષથી અહિંની યુનિવર્સિટીમાં ગૂજરાતી અને હિન્દી ભાષાના લેકચરર તરીકે કામ કરે છે. એ હમણાં જ ડૉકટર Ph. D. થયા છે. બહુ સજ્જન, પ્રેમી અને જ્ઞાનપ્રિય મનુષ્ય છે. યુનિવર્સિટીમાં અભ્યાસ કરતી અને ડૉકટરની ડીગ્રી માટે તૈયાર થએલી એક જર્મન બાનુ સાથે એમણે લગ્ન કર્યાં છે. બાઈ પણ બહુ ભલાં અને સુસંસ્કારી છે. એ બ્હેને Ph. D. ની ડીગ્રી માટે પઉમચરિયંનો અભ્યાસ કરવા માંડયો હતો. એના કેટલાક ભાગનો

જર્મન ભાષામાં અનુવાદ પણ એમણે કરેલો. એમના પિતા એક સારા ઈન્જિનીઅર હતા. મારો ઉતારો એ દંપતીએ પોતાના મકાનની બાજુમાં જ એમણે રાખ્યો છે. ખૂબ સદ્ભાવ અને પ્રેમ બતાવે છે. સવાર સાંજ ચહા વગેરે માટે એમને ત્યાં જ બેસવા કરવાનું રાખ્યું છે. પરમ દિવસે અહિંના ચીડીપાર્કમાં બધા સાથે ફરવા ગયા હતા. તે વખતે મિસીસ તવાડીઆએ મારો એક ફોટો લઇ લીધો હતો. જેની કોપી આ સાથે તમને બધાને જોવા મોકલું છું. જમણી બાજુએ મિ. તવાડીઆ બેઠા છે. તવાડીઆને જૂની ગૂજરાતીના અભ્યાસ તરફ શોખ છે ને તે માટે એ વિષયને લગતા પુસ્તકોના સંગ્રહની એમને આવશ્યકતા રહે છે. આ સાથે એમને જોઇતા પુસ્તકોની એક યાદી મોકલું છું તે આપ ભાઇ શ્રી કેશવલાલ મોદી વગેરે માર્ફત મોકલી આપવાની ગોઠવણ કરશો.

પ્રો. શુબ્રીંગ હાલ અહિં નથી. યુનિવર્સિટીમાં રજા પડેલી હોવાથી તે ક્યાંએ બહાર પ્રવાસે ગયા છે. પણ મારી બધી સગવડ માટે પ્રો. તવાડીઆને ખૂબ ભલામણ કરતા ગયા છે. પ્રો યાકોબી અહિં આવેલા છે. તેમને મળવા માટે આવતી કાલે અગર પરમ દિવસે જવાનું થશે.

બીજા સ્નેહિઓમાં, શ્રી વાડીલાલભાઇ પણ અહિંજ છે. અવારનવાર મળીએ છીએ ને પોતાની ધુનની વાતો કર્યા કરીએ છીએ. એક નવા સ્નેહી અહિં મળ્યા છે ને તેમના સહવાસનો અમૂલ્ય આનંદ મળે છે. એમનું નામ ડૉ. ભાષ્કરરાવ પટેલ છે. સોજીત્રાના ખાનદાન પાટીદાર છે. અસહકારના જમાનામાં સરકારી કોલેજ છોડી ખેડા જીલ્લામાં ખૂબ કામ કરતા હતા. શ્રી મહાદેવ દેશાઈના ખાસ મિત્ર છે. આપણા મંડળનાજ વ્યક્તિ છે. ૫-૬ વર્ષથી આસ્ટ્રીઆ અને જર્મનીમાં રહી ડોકટરી લાઇનનો ખૂબ અભ્યાસ કર્યો છે અને વીએના યુનિવર્સિટીના M. D. થએલા છે; અહિં એક મોટી હોસ્પીટલ છે તેમાં અનુભવ મેળવવાની ખાતર આસિસ્ટંટ તરીકે કામ કરે છે. અહિં કોઈ પણ હિન્દીને આ કામ સોંપાયું હોય તો તે આ ડૉ. ભાસ્કરનેજ સોંપાયું છે. ઘણા ઉત્સાહી, રસિક અને આનંદી છે વારે ઘડીએ મળીએ છીએ ને પરસ્પર ખૂબ આનંદ અને દેશની વાતો કરીએ છીએ. આમ અહિં ત્રણે આરે સ્નેહિઓનો ખૂબ અલભ્ય સહવાસ પ્રાપ્ત છે.

ખાવાની સગવડ પણ લંડન પેરીસ કરતાં અહિં ઘણી સારી છે. એક ખાસ વેજીટેરિઅન રેસ્ટોરા છે જેમાં આપણને જોઇતો શુદ્ધ ખોરાક સરસ રીતે મળે છે. એ રેસ્ટોરાના માલિક અને તેના આખા કુટુંબ સાથે શ્રી પટેલ માસ્તરનો ઘર કરતાં પણ વધુ નિકટ જેવો સંબંધ છે અને તેથી જાણે ઘરમાંજ બેઠા જમતા હોઇએ તેટલો આનંદ ત્યાં મેળવી શકાય છે.

આમ અહિં જોઈતી બધી સામગ્રી સારા પ્રમાણમાં પ્રાપ્ત છે તેથી હવે હાલ અહિંજ રહેવાનો અને અભ્યાસનો કાર્યક્રમ ગોઠવવાનો નિશ્ચય કર્યો છે.

અત્યારે જે મકાનમાં ઉતારો કરેલો છે તે બરાબર માફકસર ન હોવાથી ગઈ કાલે બીજા મકાનની તપાસ કરી લીધી છે અને આજે સાંજે પાંચ વાગે એ જગ્યાએ સામાન ફેરવી નાંખીશ. આવતી કાલથી હવે જર્મન ભાષાના રટણની શુરુઆત થશે. અહિં એના માટે યથેષ્ટ સગવડ સુલભતાપૂર્વક મળી શકશે.

આમ હવે હું ઠેઠ ઇચ્છિત સ્થાને આવી પહોંચ્યો છું. તમારા બધાના શુભાશીર્વાદના પ્રતાપે આનંદ અને ઉલ્લાસમાં છું.

હવે મને અહિં તમારે જે મોકલવાનું હોય તે ખુશીથી મોકલશો. બીજું, ગદ્યસંદર્ભ અને પ્રબંધચિંતામણીને લગતી પ્રતો. પ્રેસકોપી વગેરે મોકલાવશો. એટલે ધીમે ધીમે એ પણ કામ કરતો રહીશ. પ્રબંધચિંતામણિની એક પ્રત લુહારની પોળમાંથી ભાઇ મોદી લાવવાના હતા તે લાવ્યા કે કેમ? ન મળી હોય તો ફરી તેમની પાસે માંગણી કરવી ઉચિત લાગે તો કરશો.

પ્રસ્થાનના તમારા લેખવાળા અંકની બે ત્રણ કોપીઓની જરૂર છે. સંશોધકના છેલ્લા અંકની પણ બે ત્રણ નકલો મોકલવી. પ્રો. શુબ્રીંગને એ અંકની એક નકલ બારોબાર મોકલાવી દેશો.

ડૅા. તવાડીઆ માટે, આપણા પુસ્તકોમાંથી-જૈનગૂર્જર કાવ્યસંચય, લેખસંગ્રહ, કૃપારસકોષ, વિજ્ઞપ્તિ ત્રિવેણી, જીતકલ્પચૂર્ણિ, શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ વગેરે પુસ્તકોની એકેક નકલ જોઈએ. સંશોધકની ૨ જા ૩ જા ભાગની ફાઇલ પણ.

પુરાતત્ત્વમંદિરના પુસ્તકો પણ જો બધાં એમને મોકલી શકાય તેમ હોય તો પ્રયત્ન કરશો. એ બધાનો રીવ્યુ લેવા તૈયાર છે ને હું પાસે હોવાથી સારી પેઠે સમજાવી પણ શકીશ.

તમારો-**જિનવિજય.**

૨.

**હામ્બુર્ગ.** તા. ૧૫-૮-૨૮

પ્રથમ શ્રાવણ વદ ૧૫, બુધવાર. સં. ૧૯૮૪.

પ્રિય...

કાગળના સમાચાર તો અલબત્ત બહુ જૂના જ લાગે. કારણ મહિના દોઢ મહિના પહેલાં લખેલી વાતનો જબાપ જ્યારે વાંચવા મળે ત્યારે અહિં તો કેટલુંએ બદલાઈ ગયું હોય. ભારત તો સદાનો સ્થિતિશીલ દેશ છે એટલે ત્યાંની દૃષ્ટિએ તો એ બધું બરાબરજ હોય પણ યુરોપ તો ગતિશીલ છે. અહિં તો દરેક મનુષ્યને નિશ્ચિત ભાન છે કે આપણે જે પૃથ્વીપર વસીએ છીએ તે ભમરડાની માફક અવિરત વેગે ફરી રહી છે. એની ગતિ સાથે આપણે પણ ગતિશીલ છીએ. એ ભાનથી પ્રજા પણ, ગતિ કે પ્રગતિ ગમે તે કહો, પ્રતિક્ષણે તેના વેગમાં ચાલી જાય છે. ૧૯૦૮માં યુરોપનો-આખા પૃથ્વી ખંડનો જે જાતનો નકશો હતો તે ૧૯૧૮માં નથી રહ્યો અને ૧૯૧૮માં જે વસ્તુસ્થિતિ જર્મનીની હતી તે આજે ૧૯૨૮માં સ્વપ્નવત્ છે.૧૦ વર્ષમાં તો જાણે આખી દુનિઆ બદલાઈ ગઈ, આખી સંસ્કૃતિ બદલાઈ ગઇ, આખી માનવજાત બદલાઇ ગઇ હોય એમ દેખાય છે. ખેર. આ ફિલસુફીને ક્યાં ડોળીએ. મુદ્દાની વાત કરીએ.

અહિંના પરિચિત મંડળના સમાચાર તો ગયા કાગળમાં લખ્યા છે. આવતી કાલે અહિં આવે મને એક પક્ષ થઈ જશે. જર્મન ભાષાનો અભ્યાસ શુરુ થઇ ગયો છે. ૩-૪ કલાક એ અભ્યાસમાં જાય છે. રહેવા કરવાનો કાર્યક્રમ ગોઠવાઈ ગયો છે. શહેરની વચ્ચોવચ્ચ એક મોટું તળાવ છે જેની ચારે બાજુએ શહેર વસેલું છે. એ તળાવના કિનારાપર એક ઘર જેવી હોટેલ છે તેમાં હાલ રહ્યો છું. રોજના પાંચ માર્ક (પાંચ શિલીંગ) ભાડું છે તેમાં રહેવાનું અને સવારની ચહા બ્રેડ મળે મુંબઇના વાલકેશ્વર રોડ જેવો આ લતો છે. મકાનમાં બેઠા બેઠા આખું તળાવ અને તેની બધી બાજુએ વસેલું શહેર દેખાય છે આબેહુબ મુંબઈના ચોપાટીના દરિઆ જેવો દેખાવ છે. ચોપાટીના દરિઆમાં જ્યારે એકલા પાણીના મોજાજ દેખાય છે ત્યારે અહિં તેના બદલે તળાવમાં હજારો નાની મોટી ફરતી હોડીઓને સ્ટીમ બોટો દેખાય છે. આ હોડીઓ ને સ્ટીમ બોટો ફક્ત લોકોના આનંદ અને આરોગ્યની વસ્તુઓ છે. આવડું મોટું તળાવ છે અને તેની ચારે બાજુએ શહેરની મુખ્ય વસ્તી રહેલી છે છતાં એક પણ માણસ તેમાં હાથ કે પગ પણ બોળતો નથી તો પછી બીજી ચીજો નાંખવાની તો વાતજ શી. આપણે ત્યાં જો આવી વસ્તી વચ્ચે આવું તળાવ હોય તો તેને મોટું ગટરનું જ રૂપ મળે. સવાર સાંજ હજારો સ્ત્રી પુરુષોને બાળકો પોતપોતાની નાની હોડીઓમાં બેસી તળાવમાં સહેલ કરવા નીકળે છે. શનિ રવિ જેવા રજાના દિવસોમાં તો નાના તંબુઓ વગેરે લઈ હોડી મારફત કોઈ દૂરના ખુલ્લા મેદાનમાં કે જંગલમાં ચાલ્યા જાય અને ત્યાં તંબુ વગેરે નાંખી આખો દિવસ ખુલ્લી હવા અને સૃષ્ટિસૌંદર્યનો આનંદ મેળવે. ગરીબ અને તવંગર બધાનો આવો સરખો જીવનક્રમ છે, કહે છે કે હાંબુર્ગમાં આવી જાતની કોઇ ૨૦ હજાર પ્રાઇવેટ હોડીઓ છે. ભાડે ફરતી તો વળી નોખીજ છે.

પ્રજાનું આરોગ્ય આશ્ચર્ય ઉપજાવે તેવું છે. એવા આરોગ્યની તો આપણને કલ્પના પણ ન હતી. આપણા દેશના જેવા દુર્બળ કે નિઃસત્ત્વ શરીર વાળા તો એક પણ મનુષ્ય હજી મારી નજરે સુધાં

ચડ્યો નથી, હું દરેક મનુષ્ય તરફ ધારી ધારીને જોઉં છું કે આપણા જેવા શરીર વાળો કોઇ હવાલ્યો આ ભૂમિ ઉપર નજરે પડે છે? પણ હજી સુધી નથી દેખાયો. ત્યારે અહિં પણ જેટલા હિન્દીઓ છીએ તે બધાજ વધતા ઓછા એક જ નમુનાના છીએ. દરેક નાનું બચ્ચું અને દરેક સ્ત્રી પુરુષ મજબુત બાંધાના અને બેવડા હાડના દેખાય છે. ૧૫ વર્ષની છોકરી આપણે ત્યાંની ૨૫ વર્ષની જુવાન સ્ત્રી કરતાં વધુ પુખ્ત દેખાય ત્યારે આપણે ત્યાંની ૨૫ વર્ષની બાઈડીઓ ૧૨-૧૪ વર્ષની છોકરીઓ કરતાં નિઃસત્ત્વ દેખાય. આનું કારણ આરોગ્ય અને જીવનની રહેણી છે. અહિં સ્ત્રી અને પુરુષ સરખી રીતે જ મહેનત કરે છે, કામ કરે છે અને કસરત કરે છે. એક દિવસે અહિંની કસરતશાળામાં ગયો. ત્યાં હજારો સ્ત્રીઓ આપણા અખાડાબાજોની માફક ખુલ્લા મેદાનમાં ઉઘાડી રીતે કસરતો કરતી દેખાણી. હું તો જોઇને દિઙ્મૂઢ જ થઇ ગયો. આની તો મને કલ્પના પણ ન હતી. આખા જર્મનીમાં આવી ઘણી મોટી મોટી કસરતશાળાઓ છે જેમાં વ્યવસ્થિત રીતે કસરત અને વ્યાયામનું સાયંટિફીક જ્ઞાન આપવામાં આવે છે. જર્મનીમાં વ્યાયામની જે મુખ્ય સંસ્થા છે તેના ૧૬ લાખ સ્ત્રી પુરુષો મેંબર છે અને એ મેંબર તે કાંઇ આપણે ત્યાંના નામના મેંબરો નહિં પણ દરરોજ નિયમિત કામ કરનારા. જર્મનીમાં જે પૂર્વે ફરજીઆત લશ્કરી તાલીમ લેવાતી તે યુદ્ધની સુલેહ પ્રમાણે બંધ કરવામાં આવી ત્યારે તેના બદલે પ્રજાએ એ તાલીમને આ વ્યાયામનું રૂપ આપ્યું. જો જર્મનીને જરૂર પડે તો એક અઠવાડીઆમાં આ ૧૬ લાખ કસરતશાળાના મેંબરો લશ્કરીના રૂપમાં ફેરવાઇ જાય તેમ છે. અને આવી તો કેટલીક સંસ્થાઓ અને કેટલી કલબો છે. જર્મની પાસે કોઇ મોટો દરીઓ નથી કે સમુદ્ર કિનારો નથી છતાં નૌકાવિદ્યામાં જર્મની આજે પણ સર્વશ્રેષ્ઠ ગણાય છે. હાંબુર્ગની એલ્બે નદી કલકત્તાની હુગલી કરતાં અડધી પણ નથી છતાં તેમાં જગતની સૌથી મોટામાં મોટી સ્ટીમરો બંધાય છે ને તરે છે. આજ સુધીના કાળમાં સૌથી મોટી બે સ્ટીમરો જર્મનીએ બાંધી હતી જે લડાઈના દંડ તરીકે અમેરીકા અને ઇંગ્લંડને આપી દેવી પડી. તેના બદલે ફરી બીજી તેવી બે સ્ટીમરો જર્મનીએ નવી તૈયાર કરી છે જેમાંની એક આજેજ અહિંની ગોદીમાં તરતી થશે અને બીજી આવતી કાલે બ્રેમેન શહેરની ગોદીમાં પ્રેસીડેંટ હિંડેનબર્ગના હાથે તરતી થશે. ઇગ્લાંડના છાપાઓ આ જોઇ મનમાં બળી રહ્યા છે અને વ્યંગમાં લખે છે કે જર્મની હજી પણ નૌકાસંગ્રહમાં જગતમાં બીજું સ્થાન મેળવી રહ્યું છે. જર્મનીની બાંધેલી સ્ટીમરોને ઇંગ્રેજી કે અમેરીકન નાવિકો બરાબર ચલાવી પણ નથી શકતા. આવો આ પ્રજાનો પુરુષાર્થ છે. પણ આ તો બધું વિષયાન્તર થતું જાય છે. અલમિત્યનેન પ્રક્રાંતમનુસરામઃ

ગયે શુક્રવારે પ્રો. યાકોબીને મળી આવ્યો. અહિં તેમના એક પુત્ર વ્યવસાય કરે છે. તેને ત્યાં તે ઉતર્યા છે. ડોસા ઘણા પ્રેમ અને આદરથી મને મળ્યા. બહુ જ સદ્ભાવ બતાવ્યો છે. મારી સાથે ડૉ. તવાડીઆ હતા. બધી ખુશ ખબરો પૂછી રસ્તાની મુસાફરી કેવી નીવડી તે વિષે પૂછ્યું. યુરોપ કેવું લાગે છે તે પુછ્યું. બધી વિગતથી વાતો કરી. અવસ્થાને લઇને કાને જરા ઓછું સંભળાય છે. તેથી સંસ્કૃત શબ્દો કાન બરાબર ઝીલતા નથી. લગભગ પોણો કલાક બેઠો હોઇશ. હમણા કયાં પુસ્તકો હું તૈયાર કરું છું તે વિષે પૂછ્યું. પછી તમારા વિષે વાત નીકળી. મેં યોગ્ય પરિચય આપ્યો. તે સાંભળી બહુ ચકિત થયા. સમ્મતિ માટે બોલ્યા કે ઘણું સુંદર અને આદર્શ કામ થાય છે. ખાસ કરીને નીચે જે સરખામણી માટેની ટિપ્પણીઓ આપેલી છે તે માટે તે વધુ આકર્ષિત દેખાયા અને તે આપણે સમજી શકીએ છીએ. અહિંના વિદ્વાનોનો બધો અભ્યાસ તુલનાની પદ્ધતિએ હોય છે તેથી એવી તુલનાત્મક વસ્તુ એમને વધારે આકર્ષે છે. તમારી માફક સમ્મતિની એકે એક પંક્તિને અર્થ દૃષ્ટિએ લગાવી શકે કે સમજી શકે તેવો તો કોઇ પણ વિદ્વાન્ આખા યુરોપમાં મળે તેમ નથી. પંક્તિ તો શું પણ આખું પ્રકરણ પણ કોઇ સમજી શકે તેમ નથી. આપણા દેશના ન્યાયશાસ્ત્રોની ઝીણી તર્ક પરંપરાનો એ લોકો

જરાએ અભ્યાસ નથી કરતા. એમનાં અભ્યાસનો સંપૂર્ણ ઝોક ભાષા અને ઇતિહાસની વસ્તુઓ તરફ વળેલો હોય છે. અસ્તુ.

હું બોન ક્યારે આવીશ એ વિષે ડૉસાએ બહુ ઈંતેજારીથી પૂછ્યું. મેં મારી વાત કહી અને હાલ થોડો સમય અહિં રહેવા ઇચ્છું છું એમ જણાવ્યું. ડૉસાએ કહ્યું બોનમાં બે ત્રણ મારા વિદ્યાર્થીઓ છે જેઓ નવાજ પી. એચ. ડી. થએલા છે તેમની સાથે તમને બહુ મજા પડશે અને તેઓ તમને જોઇતી દરેક મદત ઘણી ખુશીથી આપશે વગેરે વગેરે. પછી ઉઠતી વખતે ડૉસાએ મારા મકાને મળવા આવવા માટે ઇચ્છા જણાવી. ત્યારે મેં કહ્યું કે તમે વૃદ્ધ છો અને અશક્ત છો તેથી એવી કશી તકલીફ લેવાની જરૂર નથી. છેવટે બોનમાં આવતી તારીખ ૨૧ થી ૨૫ સુધીમાં જર્મન સ્કૉલરોની કૉન્ફરન્સ છે તેમાં આવવા માટે ખાસ જણાવ્યું છે. પણ અહિંથી અત્યારે ત્યાં જઇને ફરી પાછા અહિં આવતાં જતાં નકામો વધુ ખર્ચ થાય તેમ હોવાથી મારૂં મન મોળું જ છે. પ્રો. શુબ્રીંગે પણ બોનમાં મળવાનું જણાવ્યું છે.

અહિં હમણા બધો ક્રમ ગોઠવી દીધો છે. મિત્ર મંડળ પણ બહુ જ મજાનું મળી ગયું છે. ભાઈલાલ પટેલ અને ડૉ. ભાસ્કરરાવ, તેમજ ડૉ. તવાડીઆ અને તેમના પત્ની વગેરે સાથે યથાવસરે ખૂબ આનંદ લેવાય છે.

રોજ સવારે ઉઠી (લગભગ ૬॥-૭ વાગે ઉઠાય છે) શૌચ વગેરે જઇ મુખ પ્રક્ષાલન કરી, બરાબર આઠ વાગે ચહાને નાસ્તો લઉં છું. અહિંના નાસ્તાનો ક્રમ લંડન કરતાં જૂદો છે લંડનમાં તો બરાબર પેટ ભરીને ખાવાનું મળતું અહિં તેવું નથી. નાસ્તો કરીને અભ્યાસ કરવા બેસું તે લગભગ ૧૨ વાગ્યા સુધી ચાલૂ રહે. પછી કપડાં વગેરે પહેરી બહાર નીકળું તે આમ તેમ ફરી કરી એક વાગે રેસ્ટોરામાં પહોંચું. ત્યાં ભાઇ પટેલ વગેરે આવે. બધા સાથે ખાઇ કરી પાછા મકાને આવીએ અને પછી ૧ કલાક સુધી વાંચીએ. હજી તો જર્મન હું પટેલ માસ્તર પાસે જ વાંચું છું આવતી ૨૨ તારીખથી એક જર્મન ટીચર આવશે. તેને કલાકના રોજના બે માર્ક ઠરાવ્યા છે. આમ ૪ વાગ્યા સુધી વાંચી કરી છુટા પડીએ. પછી ફરવું હોય તો જરા ફરી આવું અગર બીજે કોઇ ઠેકાણે જવું હોય તો ત્યાં જાઉં. સાંજના ૭ વાગે પાછા રેસ્ટોરામાં મળીએ અને જમી કરી રાતના ૯-૧૦ વાગે મકાને આવી વાંચવાની ઇચ્છા હોય તો વાંચું નહિં તો સુઈ જાઉં. આ અત્યારનો કાર્યક્રમ છે.

જર્મનભાષામાં પ્રગતિ ઠીક થતી જાય છે અને જો બરાબર સરખી રીતે ચાલ્યૂં તો ૩-૪ મહિનામાં એનું સારૂં સરખું જ્ઞાન થઈ શકશે.

તમારો

જિનવિજય.

# અમારો જ્ઞાનપ્રવાસ–૧ ઝીંઝુવાડા.

[તંત્રી]

निःस्वादिवैश्वर्यमनाप्य झंझु–
पुरार्कतो दुर्जनशल्यभूमान् ।
रूपं यतः स्मारमिवाप्य देव–
सद्मेव यश्चैत्यमचीकरच्च ॥

–हीरसौभाग्य सर्ग १ श्लो. ४०.

श्री हीरसौभाग्य મહાકાવ્યમાં (રચ્યા સં. ૧૬૪૬ પહેલાંથી સ. ૧૬૭૧ સુધી) ઝંઝુપુરનો જે ઉલ્લેખ છે તે ઉપરના શ્લોકમાં છે. તે કાવ્યમાં ગૂજરાતનું વર્ણન કરતાં તેમાં આવેલ તીર્થસ્થળો પૈકી શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનું વર્ણન પ્રથમસર્ગના શ્લોક ૩૨ થી ૪૩ માં આપ્યું છે તે પૈકી ૪૦ મો શ્લોક ઉપર આપ્યો છે તેનું ગૂ૦ ભાષાંતર નીચે પ્રમાણે છેઃ—

દુર્જનશલ્ય નામનો રાજા થયો તેણે ઝંઝુપુર એટલે ઝંઝુવાડા (હાલનું ઝીંઝુવાડા) ના (અધિષ્ઠાયક વાળા) સૂર્ય દેવતા પાસેથી નિઃસ્વ એટલે દારિદ્ર પાસેથી ઐશ્વર્ય ન મળે તે પ્રમાણે પોતાને કામદેવ જેવું રૂપ ન મળવાથી અને જે શંખેશ્વર પાર્શ્વનાથ પાસેથી મળવાથી તેમનું દેવસદ્મ–સુપર્વવિમાન જેવું ચૈત્ય (શિલ્પિઓ પાસે) કરાવ્યું.

ટીકામાં કવિ કહે છે કે–ઝંઝુપુરમાં એટલે ઝંઝુવાડા નામના ગામમાં જે અર્ક એટલે અધિષ્ઠાયક સહિત સૂર્યપ્રતિમા હતી ત્યાંથી પોતાનું રૂપ પ્રાપ્ત થશે એમ ધારી દુર્જનશલ્ય નામનો રાજા પહેલાં સૂર્યની પાસે ગયો હતો. ત્યાં તેના અધિષ્ઠાયકે જણાવ્યું કે 'તારા અંગના કુષ્ઠાદિ રોગ મારાથી દૂર કરી શકાય તેમ નથી, તેથી તું શંખેશ્વર પાર્શ્વનાથ પાસે જા, તે જ તારા સર્વ અંગના રોગો દૂર કરશે' પછી શંખેશ્વર પાર્શ્વનાથને આરાધી સમ્યગ્ રૂપવંતો થયો એવો સંપ્રદાય છે.

આના સમર્થનમાં કવિ ટીકામાં પૂર્વાચાર્યપ્રણીત ૭ સ્તુતિ કાવ્યોનો ઉલ્લેખ કરે છે તેમાં છેલ્લું કાવ્ય ઝંઝુપુરને લગતું એ છે કેઃ—

झंझूपुरे सूर्यपुरोऽनवाप्तं
त्वत्तोऽधिगम्यांगमनंगरूपं ।
अचीकरद् दुर्जनशल्यभूपो
विमानतुल्यं तव देवचैत्यं ॥

—ઝંઝુપુરમાં સૂર્યની પાસે જે નહોતું મળ્યું તે તારી પાસે કામદેવ જેવા રૂપવાળું શરીર મળતાં દુર્જનશલ્ય નામના રાજાએ તારૂં વિમાન જેવું દેવચૈત્ય–દેવમંદિર કરાવ્યું.

આ ઉપરની દંતકથા પરથી એટલું તો લાગે છે કે ઝીંઝુવાડામાં પૂર્વે સૂર્યનું દેવળ હતું. સૂર્યને કાઠી લોકો ઇષ્ટદેવ તરીકે પૂજે છે અને તેની નિશાની તરીકે કાઠિયાવાડમાં થાન ગામે પાસે સૂર્યદેવળ છે ત્યાં કાઠી લોકો–રાજાઓ પૂજા અર્થે જાય છે. ઝીંઝુવાડા ઠાકોરોના હાથમાં છે ને તે ઠાકોરો હાલ કોળી ઠાકોરો કહેવાય છે પણ પૂર્વે તે કાઠી હશે એમ અનુમાન થાય છે.

હીર સૌભાગ્ય કાવ્યની રચના પહેલાંના બે ધાતુપ્રતિમા લેખો સં. ૧૫૨૦ અને સં. ૧૫૪૭ ના હાલમાં વીરમગામના શાંતિનાથજીના મંદિરની અને રાધનપુરના શાંતિનાથના મંદિરની ધાતુમૂર્તિઓ પર કોતરેલા મળે છે કે જેમાં ઝીંઝુવાડાનો ઝંઝૂવાટક અને ઝંઝુવાડા તરીકે ઉલ્લેખ છે. તે નીચે પ્રમાણે છેઃ–

—સં. ૧૫૨૦ વર્ષે ચૈત્ર વ૦ ૮ શુક્રે **ઝંઝૂવાટકે શ્રી ૨ માલ** (શ્રીશ્રીપાલ) જ્ઞા૦ શ્રે૦ ગોવલ ભા૦ પૂંજી સુત સુહુપ ભા૦ ચાહિણદે સુત પાતઉ વનઉ પાતાભાર્યા રમકૂ સહિતેન શ્રે૦ પાતાકેન આત્મશ્રેયસે પૂર્વજન (નિ)મિતં(ત્તં) શ્રી **શીતલનાથ** બિંબં કારિ૦ પ્રતિ૦ શ્રી **આગમગચ્છે** ભટ્ટારક....(વિ. ૧ નં. ૩૪૫)

—સં. ૧૫૪૭ વર્ષે માઘ સુદિ ૧૦ ગુરૌ **શ્રી શ્રીમાલ** જ્ઞાતીય વ્યવ (૦) કોતાભાર્યા

કશ્મીરદે સુત મેહા ભાર્યા માણિકિ। તથા સ્વશ્રેયસે શ્રીજીવિતસ્વામિ શ્રીસુમતિનાથબિંબં કારિતં। વટપ્રદીય શ્રીપૂર્ણિમા પક્ષે શ્રીદેવસુંદરસૂરીણામુપદેશેન પ્ર૦ ઝંઝુવાડા. [ વિ ૧. નં. ૪૯૫ ]

[ આ બંને લેખોને કરાવી પ્રતિષ્ઠા કરાવનાર શ્રીમાલી જ્ઞાતીય વણિકો હતા. વીસા કે દશા શ્રીમાલી તે લેખોમાં જણાવ્યું નથી. હાલમાં ઝીંઝુવાડામાં બંને જ્ઞાતીના વણિકો વસે છે; ને દશાશ્રીમાલીની સંખ્યા વધારે છે પણ આજુબાજુનાં ગામોમાં દશાશ્રીમાલી વણિકોની વસ્તી નથી જણાતી, જ્યારે વીસાશ્રીમાલી વણિકોની જોવામાં આવે છે. ]

આ ગામ સાથે ગૂજરાતના પ્રસિદ્ધ રાજાઓ કર્ણ અને સિદ્ધરાજ-જયસિંહના નામીચા મંત્રી ઉદયનનો સંબંધ હોય એમ સ્પષ્ટ જણાય છે, તે પરત્વે સ્વ. સાક્ષરશ્રી તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીએ એક નોટ સને ૧૯૧૫ના જાન્યુઆરીના 'બુદ્ધિપ્રકાશ'ના શ્રી પોરબંદર રાજ્યમાં કાંટેલા ગામમાં મહાકાલેશ્વર મંદિરનો સં. ૧૩૨૦ નો શિલાલેખ' એ લેખમાં કરી હતી કેઃ—

'ઉદયન મંત્રી-એ હેમચંદ્ર તથા કુમારપાળ સાથે નિકટ સંબંધથી અતિ પ્રસિદ્ધ છે. એ ધર્મે જૈન અને જ્ઞાતિએ શ્રીમાલી વાણીઓ હતો. એનું વૃત્તાંત ગુજરાતી રાસમાળામાં (આ. ૨) ભાગ ૧ પૃ. ૧૫૪-૫ ના ટિપ્પનમાં તથા પૃ. ૨૪૮-૨૮૪-૨૮૫ માં સંગ્રહીત છે.

લેખો આદિ ઉપરથી અવગત થાય છે કે એ કોઇ પણ સમયે ગુજરાતના મહામાત્ય (પ્રધાન—Minister) પદને પામ્યો ન હતો, પણ મંત્રી (Councillor) પદ પામ્યો હતો.

કર્ણના સમયમાં શ્રીમાલ (ભિન્નમાલ) થી તે પ્રથમ ગુજરાતમાં વ્યાપાર સારૂ આવ્યો, સિદ્ધરાજે તેને સ્તંભતીર્થ (ખંભાત)નો અધિકારી નિયમ્યો હતો. કુમારપાલ જ્યારે સિદ્ધરાજથી નાસતો રહેતો હતો ત્યારે તે મંત્રી ઉદયન પાસે ગયો હતો અને પાથેય (ભાથું) માગ્યું હતું, પણ રાજ્યભયથી આપ્યું ન હતું. પરંતુ હેમચંદ્ર (જેના પિતાએ યનની પ્રેરણાથી તેને સાધુ થવા દીધો હતો અને ઉદયનનો આશ્રિત હતો) તેણે કુમારપાલ ભવિષ્ય રાજા થશે એ વચન કહેવાથી તેને પાથેયાદિ આ જવા દીધો (પ્રભાવક ચરિત.)

ઝિંઝુવાડાના પ્રાચીન કિલ્લાના કેટલાક ભાગ મદ઼ શ્રી ઉદલ એમ અક્ષરો છે, તે દર્શાવે છે કે અધ્યક્ષતાએ તે બંધાયો હશે. (રાસમાલા ભા. ૧ ૩૭૯) કુમારપાલ રાજા થયો ત્યારે તેણે તેના લામાં ઉદયનના પુત્ર વાહડને (મહાકવિ-વાગ્ભટ વાગ્ભટ્ટ) મહામાત્ય પદ આપ્યું (કુમારપાલ ચરિત સંવત્ ૧૨૧૩ ના એક લેખમાં એ વાત સ્પષ્ટ કુમારપાલે ઉદયનને સૌરાષ્ટ્ર છતવા મોકલ્યો હ ત્યાં આશરે સં. ૧૨૦૫ (કે ૧૨૦૮)માં જીવિતાંત પામ્યો

આમાંનું ઘણું ખરૂં ઝીંઝુવાડા સંબંધી જાણવામાં આવતાં તે જોવાની ઉત્કંઠા થઇ અને વિશેષે કરી હું જ્યારે વડોદરા પ્રથમ વાર પંડિત લાલચંદને ત્યાં ઉતર્યો તે વખતે કવિ ઋષભદાસકૃત નવતત્ત્વ રાસની પ્રત ઝીંઝુવાડાના ભંડારની જોઇ ત્યારે ત્યાં પુસ્તક ભંડાર હોવો ઘટે એમ સમજી ત્યાં જઇ આવવાની તીવ્ર ઇચ્છા રહેતી હતી. સ્વ. મુનિશ્રી ખાન્તિવિજયજીએ એક સારો સંગ્રહ હસ્તલેખિત પ્રતોનો કરી ત્યાં રાખ્યો છે તેની ખબર મળતાં તે ઇચ્છાને વધુ વેગ મળ્યો.

અમે અહીંથી વઢવાણવાળા રા. રતિલાલ લખમીચંદ સાથે ૧૨ મી અક્ટોબરે રાત્રે મેલમાં ઉપડી વીરમગામ ઉતર્યા, ત્યાંથી ખારાગોઢા જતી બીજી ટ્રેનમાં જઇ ખારાગોઢા ઉતર્યા. ત્યાંથી ઝીંઝુવાડાની ભાડાની મોટરમાં બેસી ૧૩ મીએ સાંજે ચાર વાગે ઝીંઝુવાડા આવ્યા.

અહીં શ્રી ઉમેદ-ખાન્તિ જૈન જ્ઞાનમંદિર સ્થપાયું છે. તેના સ્થાપક પ્રસિદ્ધ મુનિશ્રી ખાન્તિવિજયજી હમણાંજ ખંભાતમાં સ્વર્ગસ્થ થયા, તે મંદિર એક માળવાળું પાકું છે, અને બજારમાં આવેલું છે, પણ જગ્યાની પગતાણ નથી, તેમાં લૂગડાંના બંધનવાળી

પોથીઓમાં પુસ્તક રાખવામાં આવ્યાં છે. હસ્તલિખિત પ્રતો ૪૨૭ છે, તે ઉપરાંત છાપેલ પ્રતો–પ્રતાકારમાં ગ્રંથો, પણ તેટલી છે ને છાપેલ પુસ્તકો ૧૧૫૭ છે. એકંદરે છાપેલાં પુસ્તકની ચુંટણી બહુ સારી કરી છે. આમાંના હસ્તલિખિત પુસ્તકોમાં ભાષામાં લખાયેલ રાસ ચોપઇ આદિ બધાં જોઇ લીધાં તેમાંથી મારા સંગ્રહમાં આવેલ રાસ વગેરેથી કોઇ નવીન ન સાંપડયું, છતાં તેમાં આપેલી લેખક (લહીયા)ની પ્રશસ્તિઓ વગેરે ઉતારી લીધું, તે ભાષાનાં પુસ્તકોમાં અહીં હીર રત્નસૂરિના વંશજો–યતિઓ રહેતા તેમનો સંગ્રહ મુખ્યત્વે કરીને છે. આ રીતે જૈન ગૂર્જર કવિઓને લગતું મુખ્ય કાર્ય કરવાનું હતું તે કરી લીધું. ભાષા સિવાયનાં પુસ્તકો જોવાનું ન બની શકયું, કારણકે વિશેષ રોકાવાનું બની શકે તેમ ન હતું, તે હવે ભવિષ્યમાં થઈ રહેશે. આ સિવાય સંઘનો કે દેરાસરનો જુદો કંઈ પુસ્તકભંડાર નથી.

દેરાસર મોટું પાકી બાંધણીવાળું છે, તેને ઉપરો એક માળ છે. તેનો પાયો સં. ૧૯૦૧ માં નંખાયો ને સં. ૧૯૦૫ માં પ્રતિષ્ઠા થઇ હતી. મૂળ નાયકની પાષાણપ્રતિમાપર લેખ નથી પણ તેની નીચે પરઘર છે તેમાં નીચે પ્રમાણે કોતરેલ છે:—

—સંવત ૧૯૦૭ ના વર્ષે વૈસાષ માસે શુકલપક્ષે ૩ સનીવાસરે શ્રી પરઘરજનૂ હવને સા૦ હઠીસંઘ કેસરીસંઘજીની લાહની કારી સા. વજલાલ ભગવાનદાસે શ્રી ઝીંઝપુર મધ્યે રાજરા...સંઘ સમસત થઈ કરાપીત સીરસ્તુ કલ્યાણમસ્તુ.

આમા જણાવેલ સા. હઠીસંઘ કેસરીસંઘ તે અમદાવાદના પ્રસિદ્ધ હઠીસિંઘ શેઠ કે જેમનું દિલ્હીના દરવાજે મોટા જિનાલય સાથનું મંદિર પ્રસિદ્ધ છે કે જેને 'હઠીસિંઘની વાડી' કહેવામાં આવે છે, વળી આમાં જણાવેલ શા. વ્રજલાલ ભગવાનદાસ તે તે ઝીંઝુવાડાનાજ રહીશ વીસાનેમા વાણિયા હતા એ વાત ત્યાં એક ધાતુની પ્રતિમા છે તે પરના નીચેના લેખ પરથી જણાય છે:—

સં. ૧૯૦૩ માહા વ. ૫ સુકે ઝંઝુપુર વાસતવ્ય વિસા નેમા સા. વરજલાલ સ્વાર્થ પાર્શ્વનાથ બિંબં સપ્રવીસ.

આ મૂર્ત્તિ અતિ ચકચકીત છે, તે વજનમાં ભારે છે ને સોનાની હોય નહિ તેવી કાંતિ આપે છે તેથી તેમાં સોનાનો ભાગ વિશેષ હોય એમ જણાય છે.

પહેલા માળ પર બે પાષાણપ્રતિમા છે તે પરના લેખ નીચે પ્રમાણે છે:—

સંવત્ ૧૮૫૪ મહા વદિ ૫....રાજવીજય સૂરિ ગછે શ્રીમુક્તિરત્ન સૂરી રાજયે.

સંવત્ ૧૮૫૪ વર્ષે મહા વદિ ૫ ચંદ્રે રાજવીજય સૂરી ગછે....

આ દેરાસરમાં ધાતુની મૂર્ત્તિઓ લગભગ બે ડઝન છે. ધાતુની પ્રતિમાઓ મુખ્યત્વે જૂની હોય છે અને તે દરેક પર પ્રાયઃ જરૂર લેખ લખાયેલ હોય છે. પ્રાચીન શોધકોએ દરેક સ્થળે ધાતુની પ્રતિમાઓના લેખો લઇ લેવા ખાસ કાળજી રાખવી કારણકે તેમાંથી પુરાતત્ત્વને લગતી સામગ્રી મળી આવે છે. આ ધાતુની મૂર્ત્તિઓ પરના લેખો ઉતારી સંવત વાર અત્ર મૂકીએ છીએ:—

૧ સં. ૧૪૧૧ વૈશાષ શુ ૫. શ્રીમાલી જ્ઞાતીય પિતૃ સોભિત માતૃ શ્રીમલદે પિતૃ રાણિમ પિધો શ્રેયસે સા. માલત શ્રી શાંતિનાથં કારિતં પ્ર૦ શ્રી વિદ્યાધર ગચ્છે શ્રી લલતપ્રભ સૂરિભિઃ સવલષણ મુજ (૫) ૨.

૨ સં. ૧૪૧૩ વૈશાખ....શનૌ શ્રીમાલ જ્ઞા. પિતૃ ભલપા ભાર્યા સુહજાદે ભૂત દેવજ પાતલ પડપૌત્ર શિષર...કા. પ્ર૦ શ્રી બ્રહ્માણગચ્છે સલખણ પુરીય શ્રી મુણિચંદ્ર સૂરિભિઃ

૩ સં. ૧૪૩૨ ફાગુ શુદિ ૨ શુક્રે મોઢ જ્ઞા૦ શ્રે૦ પદમ ભા૦ રૂપલ પુ૦ નરસીહ ભા. મદન પુ૦ ઉદયસિંહેન પિતૃ પિતૃ યયોઃ શ્રે૦ શ્રી પાર્શ્વનાથબિંબં કા. પ્ર.

વિદ્યાધરગચ્છે શ્રી લલતપ્રભસૂરિ પટ્ટે શ્રી મુનિપ્રભસૂરિભિઃ

૪. સં. ૧(૪)૩૫ માહ વદિ ૧૨ સોમ શ્રી શ્રીમાલ જ્ઞાતીય વ્યવ૦ દેવસીહ ભાર્યા દેવલદે નિમિત્તં ભ્રાતૃવ્ય વયરાકેન શ્રી સુમતિનાથ બિંબં કા૦ પ્ર૦ પિપ્પલગચ્છે શ્રી મુનિપ્રભસૂરિભિઃ

૫ સં. ૧૪૫૦ વર્ષે માહ વદિ ૯ સોમે શ્રી શ્રીમાલ જ્ઞાતીયં સંઘ ઝેલૂઆ ભાર્યા ધાંધલદે શ્રેયસ પુત્ર ચતુર્ભુજેન શ્રી ધર્મનાથબિંબં ૨છં કા૦ શ્રી પૂર્ણિમા શ્રી રત્નસાગરસૂરીણામુપ૦ પ્ર. શ્રી સૂરિભિઃ

૬ સં. ૧૪૭૧ વર્ષે માઘ શુદિ ૯ શનૌ શ્રી શ્રીમાલ જ્ઞાતીય વ્યવ રાજપાલ ભા૦ ભયમાદે સુત સંગ્રામ પિત્રોર્ભ્રાતુ શ્રેયસે સુત સા માલન શ્રી આદિનાથ બિંબં કા૦ પ્ર૦ પિપ્પલ૦ ગછે શ્રી સોમચંદ્ર સૂરિભિઃ ॥

૭ સં. ૧૪૯૧ વર્ષે આઠા આંદાદિ ભત્વે ક્ષય ભાર્યા સારૂ પુત્ર સા૦ ગગાકેન કેરા સ.ઉધરણ સુતેન શ્રી નેમિબિંબં કારિતં પ્રતિષ્ઠિતં શ્રી સૂરિભિઃ શ્રીઃ ॥ હ

૮ સં. ૧૪૯૬ વર્ષે પ્રાગ્વાટ જ્ઞા૦ મં૦ ગેલા ભાર્યા ધારૂ સુત મં૦ સહસા ભા૦ માંજૂ સુત મં૦ વાનરેણ સ્વપિતૃવ્ય શ્રેયસે શ્રી શ્રી શ્રેયાંસનાથ મૂલનાયક ચતુર્વિંશતિજિનપટ્ટકઃ કારિતઃ પ્રતિષ્ઠિતઃ શ્રી તપાગચ્છેશ શ્રી સોમસુંદર સૂરિભિઃ ॥

૯. સંવત્ ૧૫૦૩ વર્ષે માર્ગશર શુદિ ૩ પ્રાગ્વાટજ્ઞાતીય મહં સહિસરાજ ભાર્યા ચમકૂસુત સાયરેણ ભાર્યા ડાહી સુત હરાજણલાદિ કુટુંબયુતેન સ્વશ્રેયોર્થં શ્રી પાર્શ્વનાથબિંબં કારિતં પ્રતિષ્ઠિતં તપાગચ્છ નાયક શ્રી જયચંદ્રસૂરિભિઃ શ્રી વીરમગ્રામ વાસ્તવ્યઃ ॥

૧૦. સં. ૧૫૦૩ વર્ષે જ્યેષ્ઠ વદિ ૨ સોમે શ્રી શ્રીમાલ જ્ઞાતીય વ્ય૦ ધીરા ભા૦ ધરગાદે સુ૦ ડાહ્યા ભા૦ જમકલદે આત્મશ્રેયોર્થં શ્રીધર્મનાથ બિંબં કારિતં પ્રતિષ્ઠિતં પિપ્પલગછે શ્રી ગુણદેવસૂરિ પટ્ટે૦ શ્રી ચંદ્રપ્રભસૂરિભિઃ શુભં ॥

૧૧. સં. ૧૫૦૯ વર્ષે વૈશા૦ શુદિ ૧૫ સોમે શ્રી શ્રીમાલજ્ઞા૦ વ્ય૦ ગોસલ ભા૦ અહ્લૂ સુ૦ તૂંભા કૂભા વેલાભિઃ સંમલિતેન પિતૃવ્ય દેસલ ન(નિ)મિતં । આત્મશ્રેયસે શ્રી શાંતિનાથ બિંબં કારિતં પ્રષ્ઠિતં આગમગચ્છે શ્રી હેમરત્નસૂરિભિઃ

૧૨. સં. ૧૫૧૦ માઘ માસે દેકાવાટકીય પ્રા૦ શ્રે૦ સિંધા ભાયપોની પુ૦ કૂંભા ભાર્યયા શ્રા૦ સારૂ નામ્ન્યા શ્રી કુંથુનાથ બિંબં સ્વ શ્રેયસ કારિત પ્રતિષ્ઠિતં તપા શ્રી સોમસુંદરસૂરિ શિષ્ય શ્રી શ્રી શ્રી રત્નશેખરસૂરિભિઃશ્રીઃ॥

૧૩. સં. ૧૫૧૧ વર્ષે કાર્તિક વદિ ૫ રવૌ શ્રી શ્રીમાલજ્ઞાતીય વ્યવ૦ દેવરાજ ભા૦ દેવલદે સુત ભૂસવ ટીડાભ્યાં પિતૃમાતૃ લાડણ શ્રેયસે શ્રી શીતલનાથ બિંબં કા૦ પંવ૦ શ્રી પૂર્ણિમા પક્ષે ભ૦ શ્રી રાજતિલક સૂરીણામુપ૦ પ્રતિષ્ઠિતં સૂરિભિઃ ।

૧૪. સં. ૧૫૧૩ વર્ષે જ્યેષ્ઠ વદિ ૧૩ રવૌ શ્રી શ્રીમાલજ્ઞાતીય શ્રે૦ જઇતા ભાર્યા સારૂ સુત કર્મસી મૂલૂ ધના સૂરા મૂલૂ ભાર્યા માલૂણદે સુત માંડણ મહિપા મા-

ણિક માધવ કર્મસીભાર્યા હીરૂ સ્વપૂર્વિજ ભાતૃસયાર્થે શ્રીસુવિધિનાથ બિંબં કારિતં પ્રતિષ્ઠિતં આગમ ગચ્છે શ્રી આણુંદપ્રભ સૂરિભિઃ ॥ મૂલૂસણુ વાસ્ત૦

૧૫ સંવત ૧૫૧૬ વર્ષે ચૈત્ર વદિ ૪ ગુરૌ । શ્રી શ્રીમાલજ્ઞાતીય વ્યપ ચાંપા ભા. ચાંપલદે પુત્ર જૂગકેન ભા૦ જસમાદે સહિતેન પિતૃમાતૃ શ્રેયોર્થં શ્રી સુનિ-સુજત સ્વામિ બિંબં કા૦ પ્ર૦ શ્રી નાણુરૂ ગછેશ્રી પહાણુંદ સૂરિ પટ્ટે શ્રી વિનય પ્રભ સૂરિભિ ॥ કાકરેચ્ય ગુરૂ ॥

૧૬ સં. ૧૫૧૭ વ....ક્ષિક સ્વભ્રાતૃ નિમિત્તં ગોઈંદેન આત્મશ્રેયસે શ્રી કુંથુનાથબિંબં કા૦ પ્ર૦ ચૈત્રગછ ધારણાદ્રીય। શ્રી લક્ષ્મી-દેવ સૂરિભિઃ દેવાસર ગ્રામે મં ૨

૧૭ સં. ૧૫૨૦ (૧૫૨૯) વર્ષે પોસ વદિ ૫ શ્રી શ્રીમાલ જ્ઞા૦ ઠા૦ ટાપર ભા૦ નાંઇ સુ૦ કજા ભા (૦) એ મકગદિ આત્મ શ્રેયસે શ્રી જીવત સ્વામિ શ્રીસુમતિના બિં૦ કા૦ પ્ર૦ શ્રી ના૦ શ્રી ગુણસમુદ્ર સૂરિણાં શ્રી ગુણદેવસૂરિ પ્રમુખ સહ.

૧૮ સં. ૧૫૨૭ જ્યેષ્ઠ વદિ ૮ સોમે શ્રી શ્રી (માલ) જ્ઞા૦ શ્રે૦ ઋધરણ ભા૦ વર્જૂ સુ૦ રાજૂ સ્વભૃતૃ નિમિત્તં આ આત્મા શ્રેયસે સુવિધિનાથ જીવિતસ્વામિ બિંબં પ્ર૦ શ્રી બ્રહ્માણ ી વીરસૂરિભિઃ ॥શ્રીઃ॥

૧૯ સં. ૧૫૩૬ વર્ષે વૈશાખ વ. ૧૧ શ્રી શ્રીમાલ જ્ઞા૦ પિતૃવ્ય રણુ સા. કુંઉરા ભ્રાતૃ કાન્હા તદામ્ (....) વાકેન શ્રી વાસ-પૂજ્ય પંચતીર્થી કારિતા । શ્રી દેવભદ્ર-સૂરીણામુપદેશાત ।

૨૦ સંવત્ ૧૫૬૫ વર્ષ પોષ વદિ ૫ ગુરૌ ઉસવાલ ન્યાતીય સાહ ગુણીયા ભા૦ વાલ્હી સુત સૂરા ભા. અજીતેન સ્વશ્રેયો નિમિત્તં શ્રી કુંથનાથ બિંબં કારિતં । પ્રતિ૦ હારીજગછે શ્રી શીલભદ્રસૂરિભિઃ સીધા (થા) વા૦

[અપૂર્ણ]

---

# તંત્રીની નોંધ.

## ૧ સાંવત્સરિક પ્રતિક્રમણ.

દર વર્ષે તેના અંતમાં તે વર્ષમાં થયેલ સર્વ જીવો પ્રત્યે મૈત્રી દાખવી તેના પ્રત્યે કંઈ પણ પોતાને વેર નથી એવી પ્રઘોષણા કરી તેઓ પ્રત્યે મન વચન કાયાએ થઈ ગયેલા દોષ, સ્ખલન, અપરાધ, ગુન્હા, વિરોધ માટે ક્ષમા યાચી પોતે તે દરેકના દોષાદિ પ્રત્યે ક્ષમા આપવા જેટલી ઉદારતા બતાવવા માટે સમજુ જૈન સાંવત્સરિક પ્રતિક્રમણ કરે છે, અને તેટલુંજ તેમાં કરવામાં આવે છે એમ નથી, પણ તે ઉપરાંત હવે પછી તેવા દોષાદિ નહિ થાય એમ મન વચન કાયાએ પ્રયત્ન કરીશ એવી સાથે સાથે પ્રતિજ્ઞા પણ સેવામાં આવે છે.

આ ઘોષણા આ પ્રતિજ્ઞા—આ હૃદયનિષ્ઠા શુદ્ધ અને નિર્મળ હોય તો અનેક બંધો-ક્લેશમય બંધો-આત્માની ઉન્નતિના બાધક બંધનો તૂટે અને કલ્યાણ થાય. વ્યક્તિ અને વ્યક્તિ વચ્ચેના, વ્યક્તિ અને પંચ-સમાજ વચ્ચેના, પંચ પંચ વચ્ચેના, સંઘ સંઘ વચ્ચેના, મુનિ મુનિ વચ્ચેના ઝઘડાનો અંત આવે અને નિરાબાધ શાંતિમય વાતાવરણ સર્વત્ર ફેલાય.

પરંતુ આવું જોવાતું નથી—તેનો કિંચિદ્ અંશ પણ પ્રકટપણે દષ્ટિગોચર નથી થતું તેથી એમ સમજી શકાય છે કે આ માત્ર પ્રથાખાતર સેવાય છે, તે સેવનામાં ઢોંગ-દંભ અને આત્મવંચના થાય છે અને તેથી નથી થતું પોતાનું કલ્યાણ, કે નથી થતું સંઘનું.

એક ગાળ ન દે અને શાંત બેસી રહે એટલે બીજો આવી ગાળ આપે, ને મોઢામાં આંગળી નાંખી બોલાવવાનો પ્રયત્ન કરે, એક ભાઇ એક આક્ષેપ કરે તો બીજા છતા અછતા અનેક આક્ષેપ કરે, એક એક નાનું ચોપાનીઉં પ્રકટ કરે તો બીજો સામા અનેક લાંબા ચોપાનીઆં છપાવે, એક અંગત વાત કરે તો બીજો તેના બાપના બાપને ચોપડાવે, આમ અનેક તિરસ્કરણીય દેખાવો નજરે પડે, ત્યારે વીતરાગનો પ્રરૂપેલો ધર્મ તેના અનુયાયીઓના વિપરીત આચરણને લઇને-રાગદ્વેષમાં અંધતાને પરિણામે વગોવાય છે; અને શ્રીદેવચંદ્રજીની વાણીમાંથી એક નાનું પદ યાદ આવી જાય છે કેઃ—

તત્ત્વરસિક જન થોડલારે બાહ્ય ક્રિયા રૂચિ જીવ,
ઉપદેશક પણ એહવારે, શું કરે ? જીવ નવીન
ચંદ્રાનન જિન !

આમાંથી કવચિત્ નિરાશા એક બાજુ થાય છે, બીજી બાજુ સદોદિત અમે એ વિચારવાળા છીએ કે જાગ્રતિ કયારે આવશે કે જ્યારે કંઇક ચંચલતા હશે તો, નરી સ્મશાનશાંતિ નિર્બળતાની નિશાની છે. કાદવ ઉખેળવાથી પણ તે કાદવને કાઢી નાંખવાની ભાવના થતાં કાદવ દૂર થશે ને પાણી વધુ અખંડ રીતે નિર્મળ રહેશે. સમજુએ પોતાના ધ્યેયપર નજર રાખી આગળ ધપ્યેજ જવું. સ્વકાર્યમાં—સ્વધર્મમાં શ્રદ્ધા રાખી યથાશક્તિ સેવા કર્યે જવી.

અમારાથી બને તેટલી સેવાભાવના રાખી સંઘની હિતદષ્ટિ નજરમાં રાખી જે કંઇ કર્યું છે તે વાંચકો અને સંઘ સમસ્ત સમક્ષ પ્રકટ છે, તેમાં અમારી નરૂરશી અજાણે [illegible]

ગેલા ભાર્યા ધારૂ સુત મં૦ સહસા ભા૦ માંજૂ સુત મં૦ વાનરેણ સ્વપિતૃવ્ય શ્રેયસે શ્રી શ્રી શ્રેયાંસનાથ મૂલનાયક ચતુર્વિંશતિજિનપટ્ટકઃ કારિતઃ પ્રતિષ્ઠિતઃ શ્રી તપાગચ્છેશ શ્રી સોમસુંદર સૂરિભિઃ ॥

૯. સંવત્ ૧૫૦૩ વર્ષે માર્ગશર શુદિ ૩ પ્રાગ્વાટજ્ઞાતીય મહં સહિસરાજ ભાર્યા

૨ સ્વર્ગસ્થ ઝવેરી મણિલાલ સુરજમલઃ—

આ ભાઇના આત્માએ સં. ૧૯૮૫ના પર્યુષણ પર્વમાંજ આ ફાની સંસારનો ત્યાગ કરી દીધો તેથી મુંબઇની અનેક સંસ્થાઓએ-સંઘે એક ઉત્સાહી વિચારવાન્ કાર્યકર્ત્તા ગુમાવ્યો છે અને સખ્ત આઘાત અમારા જેવા અનેકને કર્યો છે. જે કાંઇ તેમના પરિચયમાં આવેલ હોય તે એટલું તો વિના સંકોચે સ્વીકારશે કે તે પોતાનું મગજ કે મિજાજ કદિ પણ ખોતા નહિ. શાંતિથી વિચાર કરી પ્રત્યુત્તર આપે, પડેલી ગુંચનો તોડ કાઢે, અને સલાહ લેવા આવનારને સાચી અને વ્યવહારૂ સલાહ આપે, એવા એ નર હતા.

તેઓ જૈન એસોસિયેશન ઑફ ઇંડિયાના એક માનદ મંત્રી હતા. સહમંત્રી ઉત્સાહી યુવક હોઇ કદિ ઉતાવળા થઇ જાય તો તેના તે 'Break' (બ્રેક) સમાન હતા. બંનેએ એક બીજાનું જાળવી તે સંસ્થાનું માન-પ્રતિષ્ઠા વધારેલ છે. કૉન્ફરન્સ સ્ટૅન્ડિંગ કમિટીના એક આગેવાન સભાસદ હતા અને તે તરીકે તેમણે તેની લગભગ દરેક મીટિંગમાં હાજરી આપી રજુ થયેલા સવાલોને માટે પોતે જે અભિપ્રાય દર્શાવતા તે લગભગ સ્વીકાર્યજ થતા. સ્ટૅન્ડિંગ કમિટીનું પૂર વિશેષ વધારવાની મંત્રીઓની દરખાસ્ત રજુ થાય તે પહેલાં બંધારણપર નજર ખેંચી તે કૉન્ફરન્સના ઠરાવ વગર બની ન શકે તેમ અભિપ્રાય જાહેર કરવા ઉપરાંત જો તે છતાંય દરખાસ્ત મંજૂર રાખવામાં આવે તો પોતે જણાવેલા બીજા અનેક ઉત્સાહી અને શિક્ષિત [illegible]ની પૂરણી કરવી ઘટે એમ તેમણે નિડરપણે
સુત હતું, આ અભિપ્રાય મીટિંગે મંજૂર રાખી
શ્રી શીકમિટીના સભ્યોના પ્રમાણ માટે આવતા
પૂર્ણિ પર વાત રાખવાનું સ્વીકારાયું હતું. આ
ણાસુપાવેલી નિડરતા ખરેખર પ્રશંસાપાત્ર હતી.
૧૪. સં. ૧ કૉન્ફરન્સના અધિવેશનો વખતે તેમજ
શ્રી શ્રીર તભંડાર ફંડના સેક્રેટરી, ખજાનચી આદિ
કૉન્ફરન્સની સેવાઓ બજાવી છે. તેમના
સારૂ રેક મોટી ખોટ પડી છે એમાં જરાય શક નથી.
ભાર્યા મહાવીર જૈન વિદ્યાલયની અને મુંબઇ માંગ-

રોળ જૈન સભાની વ્યવસ્થાપક સમિતિના એક પ્રખર કાર્યકર્તા સભ્ય હતા. તે સિવાય શ્રી યશોવિજય જૈન ગુરૂકુલ તેમજ બીજી અનેક સંસ્થા સાથેનો સંબંધ હતો. આગમોદય સમિતિના માનવંતા મંત્રી તરીકે ઘણું સુંદર કાર્ય બજાવ્યું છે. એક ભાષાંતર કરવા માટે ફંડ થયું હતું ને તેના મંત્રી તરીકે તે નીમાયા હતા પણ દુર્ભાગ્યવશાત્ તે ફંડનો કંઇ પણ ઉદ્દેશ પાર પડ્યા પહેલાં તે ફંડ પાછું ભરનારાઓને આપી દેવાથી માતૃ ભાષામાં જૈનોને ધાર્મિક ગ્રંથોનો બોધ આપવાનું બંધ રહ્યું.

તેઓ પાલણપુરના રહીશ હતા. પાલનપુર વાસીઓમાં ઉંચા પ્રકારનું માન અને આદર ધરાવતા હતા. મુંબઇમાં અને કલકત્તામા ઝવેરાતની દુકાનો હતી. પોતાનો ધંધો કુશલતાથી ચલાવવા ઉપરાંત જાહેર કામોમાં પુષ્કળ વખતનો ભોગ આપતા એ નિર્વિવાદ છે. આપણા શ્રીમંતો તેમના આ ગુણનું અનુકરણ કરે એમ અમે ઇચ્છીએ છીએ. તેમને વાચવાનો પુષ્કળ શોખ હતો અને તે માટે ઉત્તમ, મહત્ત્વનાં અને ઉપયોગી પુસ્તકોનો મોટો સંગ્રહ પોતે કરેલ છે. ધાર્મિક જ્ઞાન પણ સારૂં હતું અને તેથી કેટલાય જિજ્ઞાસુઓની શંકાઓનું સમાધાન તેઓ કરતા. મિત્રોને પ્રેરણા આપતા અને લેતા. સાધુઓની વૈયાવચ્ચ કરતા અને તેમને અનેક રીતે સહાયક નિવડતા. જ્યોતિષનું ઉંડું જ્ઞાન હતું અને તેથી પ્રતિષ્ઠા, દીક્ષા, પ્રવેશ આદિનાં દિન મુહૂર્ત કાઢી આપતા અને તે રામબાણ નિવડતા. કોઇ સાધુ તો તેમને તેથી 'જોશી'ની ઉપમા આપતા. આવા સંસ્કારી બાહોશ આત્મભોગી વીર બંધુ પચાશ વર્ષ પૂરાં કર્યા પહેલાંજ એક જવલંત તારાની પેઠે અચાનક અદૃશ્ય થયા તે માટે તેમના કુટુંબી જનો આદિ પ્રત્યે અમે સમવેદના બતાવી તેમના આત્માને જાગૃતિ વાળી સદ્ગતિ મળો એમ હૃદયથી વિશેષને વિશેષ પ્રાર્થીએ છીએ.

### ૩ સંઘ એટલે શું? શ્રાવકવર્ગ.

આ સંબંધમાં હીરસૌભાગ્ય કાવ્યના એક શ્લોક અને તેની ટીકા પરથી જે પ્રકાશ પડે છે તે નીચે પ્રમાણે:—

पुरसंघजनैः प्रणोदितैः रमुनाधीतिकृते कृतीन्दुना ।
प्रतिबिम्बमिव सुरसद्गुरो द्विज आनायि ततः कृतश्रम ॥

સર્ગ ૬ શ્લો. ૫૦

—ત્યાર પછી કૃતીન્દુ એટલે કોવિદમાં ચંદ્ર એવા આ હીરહર્ષગણિને સ્વાધ્યયન કાર્ય માટે પ્રેરિત થઇ પુર એટલે દેવગિરિ નગરના સંઘજનો એટલે શ્રાદ્ધ વર્ગ પાસે કોઈ સ્થાનમાંથી સ્વર્ગના સદ્ગુરૂ એવા બૃહસ્પતિનું પ્રતિબિંબ હોય નહિ—બીજું રૂપ હોય નહિ એવો એક દ્વિજ બોલાવરાવ્યો—

આમાં સંઘ શબ્દ પર કવિએ પોતાનીજ ટીકામાં જણાવ્યું છે કે यद्यपि साधुसाध्वी श्रावक श्राविका रूप चतुर्विधःसंघः प्रोच्यते तथापि अत्राधिकारात् संप्रदायाद् वा श्राद्धवर्ग एव संघः ।

—જોકે સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકારૂપ ચાર પ્રકારનો સંઘ કહેવાય છે છતાં પણ અહીં **અધિકારથી** અથવા **સંપ્રદાયથી** શ્રાદ્ધવર્ગ એજ સંઘ છે.

આ ઉપરથી અધિકાર પરત્વે તેમજ સંપ્રદાય પરત્વે જે 'સંઘ' નો સામાન્ય અર્થ અને ભાવ છે તે શ્રાવકવર્ગ—શ્રાદ્ધવર્ગના સંઘનો છે. મુનિઓ પોતાના અરસ્પરસના વ્યવહાર અર્થે તેમજ આચાર્યાદિ પોતાના સાધુશિષ્યો સાથેના વ્યવહાર અર્થે જે કંઇ કરે તે શ્રમણ સંઘના માટે કરે છે ને તેમાં સંઘનો અર્થ શ્રમણસંઘ થઇ શકે. શ્રાવકોને તીર્થો-દેરાસરો સંભાળવાના છે, તેનો વહીવટ કરવાનો છે, સ્વામી વાત્સલ્ય સંઘના થાય તેમાં મુખ્યત્વે શ્રાદ્ધ સંઘ ભાગ લે છે, અને તે રીતે શ્રાવકનો સંઘ પોતે સંઘના નામે કાર્ય કરી શકે છે, તેમજ સાધુ સાધ્વી વગેરેના આહાર વિહાર માટે તેમજ ઉપાશ્રયાદિ માટે તેમજ ઉપકરણો માટે વ્યવસ્થા શ્રાવક—સંઘ કરે છે. એજ રીતે શ્રાવકસંઘ પોતાના સંઘના શ્રાવક શ્રાવિકા પ્રત્યે આદેશ આપી શકે છે તેમજ સાધુ સાધ્વીમાંથી જે કોઈ ભ્રષ્ટ—શિથિલાચારી થાય અને સમજાવતાં પણ ઠેકાણે ન આવે તો તેનો ઓઘો મુહપત્તિ લઈ ઉપાશ્રયમાંથી-ગચ્છમાંથી બહાર કાઢવાનો અધિકાર પણ શ્રાવક સંઘને મળેલો છે. વળી એ પણ ખરૂં છે કે સંઘના આગેવાનો જો નીતિ ને ધર્મ

વિરૂદ્ધ ચાલતા હોય, પોતાના હાથ નીચે ચલાવતાં ટ્રસ્ટો કે ધર્માદા ખાતાનાં વહીવટોમાં અંધેર પ્રવર્ત્તતું હોય, અને તેના હિસાબો બરાબર રહેતા ન હોય કે ન દેખાડતા હોય તો અન્ય શ્રાવકો સંઘ તરીકે ભેગા મળી તે આગેવાનો પાસેથી તેમનો અધિકાર-સત્તા લઇ તેની બદલીમાં બીજા આગેવાનોને નીમી શકે છે અને સુવ્યવસ્થા કરી શકે છે.

## ૪ નવીન વર્ષ

વિક્રમાર્ક ૧૯૮૫ નું વર્ષ પૂરૂં થયું ને સંવત્ ૧૯૮૬ નો પ્રારંભ થયો. ગત વર્ષમાં ભારતે અનેક મુશ્કેલીઓ સહન કરી અને આ વર્ષમાં હજુ શું શું વિશેષ ઉપાધિઓ તેના કપાલે નિર્માયેલી છે તે જ્ઞાની જાણે! પણ આપણે બધાએ એ પ્રતિજ્ઞા લેવી ઘટે કે આપણે એવા પ્રયત્નો પ્રમાદ તજી કરીએ કે જેથી આવનારી ઉપાધિઓથી થતા દુઃખને થોડે ઘણે અંશે નિવારી શકીએ, સુખના આનંદ લઈ શકીએ, અને આપણે આપણી જાત, સંઘ, દેશ વગેરેને ઉન્નત કરી શકીએ.

માત્ર 'નવી સાલ મુબારક' એમ એક બીજાને કહેવાથી કે લખવાથી દહાડો વળવાનો નથી. માત્ર ઇચ્છાથી બની શકતું હોત તો કામધેનુ, કલ્પ વૃક્ષ આદિ કલ્પવાની જરૂર રહેત નહિ.

શુભ ઇચ્છા કરવાની ના નથી પણ તે ઇચ્છા સાથે તે પાર પાડવાનું બળ ફોરવવું જોઇએ-તે માટે જે જે સામગ્રીઓ જોઇએ તે એકઠી કરી તેને કામે લગાડવી જોઇએ, સર્વ ઇંદ્રિયોના વ્યાપારો તેમાં તદાકાર-તલ્લીન બની ઇચ્છેલા ધ્યેયની સિદ્ધિ કરવી જોઇએ.

સંઘના અનેક સવાલો છે. સંઘની સત્તા શું છે? સંઘ અને મુનિનો સંબંધ, સંઘની વ્યવસ્થા અને તેના નિયમો, સંઘમાં રહેલાં અનેક ટ્રસ્ટફંડો અને ધર્માદા ખાતાં, તેમાં રહેલ અંધેરનું નિવારણ અને તેની સુઘટના, વગેરે જો હાથ ધરવામાં આવે તો દરેકનો તોડ હાલે કરી બનતી ત્વરાએ લાવી શકાય તેમ છે. સંઘમાં ભાવના ફેલાવો, દરેક વ્યક્તિના ધર્મો સમજાવો, સાથે મળીને કાર્ય લ્યો અને આપો, શ્રીમંતો અને શિક્ષિતોનો સહકાર સાધો, શિક્ષા અર્થેના તલસતા જીવોને શિક્ષા આપો, વ્યાધિગ્રસ્તને માટે દવાનાં સાધનો આપો, વ્યાધિ ન થાય તે માટે યા વ્યાધિ જોર કરી ન જાય તે માટે આરોગ્યભવનો, સસ્તા ભાડાની ચાલીઓ સ્થાપો-સ્થપાવો, ધર્મના ચેતનરહિત દેખાતા પિંજરમાં પ્રાણ રેડી શુદ્ધ ધર્મને ખિલાવો-બતાવો-આચરી બતાવો, વીતરાગના ધર્મમાં-ધર્મના અનુયાયીઓમાં જ્યાં જ્યાં રાગદ્વેષનું વર્ધમાનપણું છે તેમાં ત્યાંથી દૂર કરાવી એખલાસ-સંપ-ઐક્ય વધારી સંગઠન કરો, દેશનાં જીવંત પ્રશ્નોમાં ભાગ લઈ દેશ જે બોજાથી સૈકાઓ થયાં કચડાઈ રહ્યો છે તે બોજા દૂર કરો, સામાજિક રૂઢિબંધનો-કુપ્રથાઓનો હાંકી કાઢો. આ સર્વ થશે એટલે આપણને આપણું સ્વરાજ મળી જશે.

આટલું કહી શ્રીમાન્ શેઠ મહાસુખભાઈ ચુનીલાલે નૂતન વર્ષાભિનંદન નિમિત્તે અમારા પર મોકલેલ પોતાની ભાવના-પ્રાર્થના છેવટે રજુ કરીએ છીએ.

સર્વે કાર્ય સ્વતંત્રતાથી કરવા શક્તિ પ્રજામાં વસે,
શ્રદ્ધા ને દૃઢતા સ્વરાજ્યની વસે ભ્રાંતિ ભ્રાંતિની ખસે,
ઇર્ષા ક્લેશ કુસંપને તજી દઈ સુસંપ શાંતિ સજે,
એવો દિવસ આ નવા વરસમાં વિશ્વેશ તું આપજે.
કોમી ઝેર વિવાદ વાદ ઝગડા વિનાશ પામે સહુ,
સર્વેનાં દિલ સાફ થાય સઘળે શુદ્ધિ પ્રવર્તે બહુ,
ભ્રાતૃભાવ વસે પરસ્પર વળી દ્વેષી મતિને તજે,
એવો દિવસ આ નવા વરસમાં વિશ્વેશ તું આપજે.
લક્ષ્મી દેવીની દૃષ્ટિ હો અમિસરી વેપારના કાર્યમાં,
પામે રહાય સહાય આ અવનિમાં ઉત્કર્ષના માર્ગમાં,
પામે નાશ અરે બુરી અવદશા લાચાર બેકાર જે,
એવો દિવસ આ નવા વરસમાં વિશ્વેશ તું આપજે.
વ્યાધિ ને પરિતાપ જાય તનથી કાયા નિરોગી રહે;
મંત્રશક્તિનું રક્ત સૌ નસનસે વેગે પ્રજામાં વહે,
પામે યુવક સંઘ વિજય મહા છે દેશનું નૂર જે,
એવો દિવસ આ નવા વરસમાં વિશ્વેશ તું આપજે.
બુદ્ધિમાન મહા પુરૂષ પ્રકટે ખ્યાતિ ખીલે વિશ્વમાં,
કંપે દુશ્મન દેખી આર્ય નરને શક્તિ વસે અંગમાં,
પામે હિંદી મહાસભા સફળતા છે દેશનો આત્મ જે,
એવો દિવસ આ નવા વરસમાં વિશ્વેશ તું આપજે.
ભૂમિબાળ ગજાવી દે વળી મુખે "વન્દે ભૂમિમાતરમ્"
માગે ઈશ્વર પાસ સ્તુતિ કરીને "કુર્યાત્ સદામંગલમ્"
પામી આમ પ્રજા મહા સુખ નવા વર્ષે પ્રભુને ભજે,
એવો દિવસ આ નવા વરસમાં વિશ્વેશ તું આપજે,

**૫ બાબુ પુરણચંદ નાહર અને ગુલાબકુમારી લાયબ્રેરી**—મુર્શિદાબાદ જીલ્લામાં આવેલ અજીમગંજનું નાહર કુટુંબ એક પ્રસિદ્ધ ઓસવાલ જૈન કુટુંબ છે. ઓસવાલ મૂલ ક્ષત્રિય હતા, તેમાં પ્રમાર કરીને થઈ ગયા તે નાહર કુટુંબના સ્થાપક ને તેની ૮૧ ગી પેઢીએ રાય સિતાબચંદ નાહર બહાદુર થયા. વખત જતાં આ કુટુંબની અનેક શાખાઓ થઇ. ૩૫ મા વંશજ આશધરજીએ 'નાહર' એ બિરદ ધારણ કરેલું અને ત્યારથી જૈન ધર્મમાં તે આવ્યા. ઉક્ત રાય સિતાબચંદના બીજા પુત્ર તે પુરણચંદ નાહર સન ૧૮૭૫ માં જન્મ; ૧૮૯૧ માં કલકત્તા યુનિ. માં એન્ટ્રન્સ પરીક્ષા ને ૧૮૯૫ માં બી. એ. ની પરીક્ષા પાસ કરી, પછી બી. એલ. ની પરીક્ષા પાસ કરી. ૧૯૦૩ માં બેર્હામપોરમાં વકીલાત કરીને પછી M. A. ની પરીક્ષા સન ૧૯૦૮ માં પાસ કરી. બંગાળાના જૈનોમાં તેઓ પહેલા ગ્રેજ્યુએટ અને વકીલ છે. ૧૯૦૮ માં કલકત્તામાં આવ્યા પછી કલકત્તાની હાઇકોર્ટની ચેમ્બર પરીક્ષા પાસ કરી ૧૯૧૪ માં ત્યાંના વકીલ તરીકેની સનંદ લીધી. તેમનો સ્વભાવ મિલનસાર, એક સજ્જન અને સદ્‌ગૃહસ્થને સર્વ રીતે છાજતી સભ્ય અને શાંત રીતભાત, ઉંચી કેળવણી અને સાર્વજનિક હિતમાં રસ લેવાની વૃત્તિ—એ સર્વ કારણોએ તેમણે પોતાની કોમમા લોકપ્રિયતા સાથે ઉંચું સ્થાન પ્રાપ્ત કર્યું, અને અનેક પદો મેળવ્યાં:—૧. લાલબાગ ઇન્ડિપેન્ડંટ બેંચના ઑનરરી માજી સ્ટ્રેટ (સન ૧૯૦૧), ૨ અજીમગંજ મ્યુનિસિપાલિટીના કમિશનર ( સન ૧૮૯૮ ), ૩ ત્યાંની ધર્માદા દવાખાનાની વ્યવસ્થાપક સમિતિના સભ્ય, ૪ મુર્શિદાબાદની લોકલબોર્ડના સભ્ય ( ૧૯૦૯ ), ૫ ત્યાં જીઆગંજના એડવર્ડ કોરોનેશન ઇન્સ્ટિટ્યુશનના મંત્રી અને ૧૯૦ સ૦ ના સભ્ય, ૬ હિંદુ યુનિવર્સિટી કોર્ટના સભ્ય. ૭ હીંદ સરકારના પુરાતત્ત્વખાતાના માનદ 'કૉરસ્પૉન્ડન્ટ'. ૮ કલકત્તા અને ઢાકા યુનિવર્સિટીમાં પરીક્ષક ૯ 'હિસ્ટોરિકલ રેકર્ડ્ઝ કમિશન'ના સભ્ય (૧૯૨૩), ૧૦ થી ૨૮ કલકત્તા યુનિવર્સિટી ઇન્સ્ટિટયૂટના 'સીનિયર' સભ્ય, પૂના ભાંડાકરના આજીવન સભ્ય, જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડના આજીવન સભ્ય, કલકત્તાની રામમોહન લાયબ્રેરીના આજીવન સભ્ય અને જૈનસાહિત્ય સંશોધક સમાજ પુનાના આજીવન સભ્ય, ગ્રેટબ્રિટન અને આયર્લેંડની રૉયલ એસિયાટિક સોસાયટીના, કલકત્તાની એશિયાટિક સૅાસાયટી ઑફ બેન્ગૉલના, ૧૯૨૩ ના કલકત્તાના પ્રદર્શનના પુરાતત્ત્વ અને ઇતિહાસ ભાગના, કલકત્તા બંગીય સાહિત્ય પરિષદ્‌ના, કાશીની નાગરી પ્રચારણી સભાના, પટનાની બિહાર અને ઓરિસા રીસર્ચ સોસાયટીના, આસામની કામરૂપ અનુસંધાન સમિતિના લંડનની ધી ઈંડિયા સોસાયટીના, કલકત્તાના સંસ્કૃત મહામંડલના, કલકત્તાની સંસ્કૃત પરિષદ્‌ના ને સંગીત પરિષદ્‌ના, કલકત્તાની સોસાયટી ઑફ ઓરિયેન્ટલ આર્ટના, તથા કાશીની ભારતકલા પરિષદ્‌ના સભ્ય છે અને કલકત્તાની અહિંસા ધર્મ પરિષદ્‌ના આજીવન સભ્ય છે.

તેમની જાગીરીનો વહીવટ, આખા નાહર કુટુંબનો બોજો વગેરે હોવા છતાં પોતાનો ઘણો સમય વાંચનમાં, અંગ્રેજી, હિંદી અને બંગાલીમાં નિબંધ લેખો લખવામાં તથા પુસ્તકો બહાર પાડવામાં ગાળે છે. તેમણે જૈન શિલાલેખ સંગ્રહના ત્રણ ભાગ બહાર પાડયા છે તેમાં તેમણે પ્રવાસ ગામેગામ કરી ખૂબ પ્રયાસ કરી શિલાલેખોને લઇ એકત્રિત કરી બહાર પાડયા છે તે પરથી જૈન ઇતિહાસમાં એક અગત્યની પૂરવણી ઉમેરી છે.

અમે કલકત્તાની જૈન કૉન્ફરન્સના અધિવેશન વખતે ગયા હતા, ત્યારે તેમના મોટાભાઇ મણિલાલ નાહરના તરફથી એક મોટા મકાનમાં પુરાતત્ત્વનો જબરો સંગ્રહ—સિક્કા, ચિત્રો, હસ્તલિખિત પ્રતો, જૂનાં વસ્રો વગેરે રાખેલો જોયો હતો. તે સરકારને સોંપી દેવામાં આવ્યો છે. બાબુ પૂરણચંદની તે સંગ્રહ કરવામાં ઘણી મહેનત હતી. આ છતાં તે સિવાયનો બહુ જબરો સંગ્રહ તેમણે કરેલો તે પોતાના પૂજ્ય માતુશ્રી ગુલાબકુમારીના નામથી 'ગુલાબકુમારી લાયબ્રેરી' કલકત્તામાં ઇન્ડિયન મિરરસ્ટ્રીટમાં કાઢી તેમાં રાખેલો છે. તેમાં પુરાતત્ત્વને લગતી ઘણી જરૂરી સામગ્રીઓ જેવી કે અલભ્ય જર્મનીમાં ને યૂરોપાદિ દેશમાં બહાર પડેલાં કેટલૉગો, જર્નલો, ઇતિહાસો,

હસ્તલિખિત પ્રતો, સિક્કાઓ, હિંદી પ્રાચીન ચિત્રકળાનાં ચિત્રો, શિલાલેખો વગેરે છે. આ એક મહાન્ સંસ્થા તેમણે પોતાના દ્રવ્યથી એકલે હાથે ઉભી કરી છે તે માટે સમગ્ર જૈન સમાજને અભિમાન લેવાનું છે. આવું કાર્ય મોટાં મોટાં દેશી રાજ્યો કે સરકાર કે મોટી સંસ્થાઓ ભાગ્યેજ કરી શકી છે તે તેમણે કરેલ છે. હસ્તલેખિત પ્રતોનાં ૧૫૪ બંડલો છે. અને તેમાં કુલે ૪૮૧૯ પ્રતો છે. આ ઉપરાંત ૧૩૫ ગુટકાઓ છે કે જે દરેકમાં એક કરતાં વધુ કૃતિઓ લખાયેલી છે. આવો જબરો સંગ્રહ માત્ર એકત્રિત કરી સંઘરી રાખવામાંજ પુરૂષાર્થ ન માનતાં તેનો લાભ તેના અભ્યાસીઓને જોઇતી સામગ્રી પૂરી પાડવામાં પણ આવે છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. અમોને વેબરનાં વૉલ્યૂમો, પોતાનાં સૂચિપત્રો, કેટલીક હસ્તલિખિત પ્રતો પૂરી પાડેલ છે તે માટે તેમનો હાર્દિક આભાર માનીએ છીએ.

આ લાયબ્રેરીનું અનુકરણ કરી અમદાવાદ, ખંભાત આદિ જ્યાં જ્યાં જુદાં જુદાં ભંડારો છે તે સર્વ એકત્રિત કરી એક 'ફાયરપ્રુફ' મકાનમાં મૂકી તેની સુવ્યવસ્થા માટે 'ક્યુરેટર' જેવા અધિકારી નીમી સર્વે અભ્યાસીઓને પુસ્તકો નિયત કરેલા નિયમોએ મળી શકે તેમ કરવાની જરૂર છે. દરેક સ્થળના ભંડારના વહીવટદારો આટલી સગવડ કરે તો કેટલો બધો લાભ જૈન સાહિત્યના પ્રચાર અર્થે થાય! શ્રી મોહનલાલજી સેંટ્રલ લાયબ્રેરીમાં જૂની પ્રતોનો જેમ બને તેમ વધુ સંગ્રહ કરવાનું ધ્યાનમાં રાખે એમ ઇચ્છીશું. આગ્રાની વિજયધર્મસૂરિ લાયબ્રેરી તો બંધજ લાગે છે, તેનો પુનરૂદ્ધાર થાય તો સારૂં.

**૬ દેશી રાજાઓને માનપાન**—દરેક દેશી રાજ્ય પોતપોતાના સંસ્થાનમાં એક રાજા કે ઠાકોરની કુલ સત્તાની નીચે ચાલે છે અને જ્યાં સુધી gross misgovernment એટલે અતિ ઉગ્ર અંધેર-ગેરવહિવટ ન હોય ત્યાં સુધી સાર્વભૌમ (Paramount) બ્રિટિશ સરકાર વચ્ચે આવતી નથી એ જાતનો સિદ્ધાંત હમણાં સ્પષ્ટાકારે લૉર્ડ ઇર્વિન વાઇસરોય સાહેબના ખાનગી સેક્રેટરીએ બહાર પાડેલ છે. એટલે દેશી સંસ્થાનમાં વસતી પ્રજા તેના રાજાની ઇચ્છા અને છંદ પ્રમાણે ચાલે છે અને તેનું જેટલું ગાંડુ મનસ્વીપણું કે શાણપણવાળું વર્તન તે પ્રમાણે પ્રજા પર જુલમ કે ન્યાય થાય છે. સામાન્ય રીતે આદર્શ રામરાજ્ય દેશી સંસ્થાનોમાં દેખાતું નથી. હવે લોકશાસનની ઉપયોગિતા-કિંમત સમજાઇ છે. આ દેશી રાજ્યો પોતાની પ્રજાપર કેવો ત્રાસ ફેલાવી રાજ કરી રહ્યાં છે તે સંબંધીની બહાર પડતી બીનાઓ ધ્યાનમાં લઇ પછી કહી શકાય તેમ છે. તે વાત એક બાજુએ મૂકીએ, પણ તે રાજાઓને બ્રિટિશ હિંદમાં વસતી પ્રજાએ કે તે પ્રજાના અમુક ભાગે માનપાન આપી તેમના પ્રજાપરના અનિયંત્રિત કારોબારને વિશેષ ઉત્તેજન આપવું જોઇતું નથી. દેશી રાજ્યની પ્રજા સાથે સમવેદના અનુભવી તેમની વ્હારે ધાવું એ તો દૂર રહ્યું, તેમના દુઃખોપર મલમપટા કરવા એક બાજુ રહ્યા, પણ 'દાઝયા ઉપર ડામ' એ રૂપે તેમના ઝારશાહી રાજાઓને માનપાનથી ફુલાવવા એ યોગ્ય નથી એમ અમને લાગે છે.

'આપણી સંસ્થાઓ અને દેશી રાજ્યો' એ મથાળા નીચે અમે સં. ૧૯૮૫ના કારતક માગશરના અંકમાં પૃ. ૧૬૭-૮ માં જણાવ્યું હતું તે ફરીથી યાદ દેવાડીએ છીએ.- તેમાં અમે વઢવાણમાં રહેતા પ્રસિદ્ધ રા. મોહનલાલ પીતામ્બરદાસ સંઘવીએ મુંબઇની જીવદયા મંડળીએ ધ્રાંગધ્રા નરેશને માનપત્ર આપવા બદલ તે મંડળીને જે ખુલ્લો પત્ર લખી પ્રકટ કર્યો હતો તેમાંથી અનેક ફકરાઓ ટાંકયા હતા. તેમાંનો એક નીચે પ્રમાણે હતો.

'છેવટે મુંબઇના લક્ષ્મીનંદનો પાસે એક પ્રાર્થના કરી લેવા લલચાઉં છું કે કોઈ પણ દેશી રાજ્યની પ્રજાના સ્થિતિ-સંયોગોની સાચી કેફીયત જાણ્યા સિવાય આપ આપની મહોબત તરફ તણાઇ રાજાઓના મદમસ્ત અભિમાનમાં ઔર વધારો ન કરાવો. આથી બને છે એ કે રાજા પોતાની પ્રજાની પામરતા કલ્પી તે તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોયાં કરે છે. અને એથી પ્રજાપર નવાં સંકટો મુકાય છે. આ સ્થિતિ અનુભવીજ જાણી શકે તેવું છે, દેશી રાજ્યની પ્રજાના દુઃખમાં સહાય કરવાનો આપનો ધર્મ છે એટલે આપ જો પ્રજાને બીજી રીતે મદદ કરી ન શકો તો પણ જલસાના આવા તમાશા પરથી આપનું લક્ષ ઉઠાવી લેશો તો રાજાઓને પોતાની પ્રજાની મહોબતનો મોહ ઉત્પન્ન થશે, તે તરફ માનબુદ્ધિ જાગશે ને કાંઈ નહિ તો એ પ્રજા તિરસ્કારથી મુક્ત રહેશે એવી મારી શ્રદ્ધા છે.'

- આવી ખરી સલાહ નથી મનાતી અને કંઇક સ્વાર્થથી યા ધારેલા મનોરથ પૂરા પાડવા યા ગમે તે કારણે લક્ષ્મીનન્દનો રાજાઓને માનપાન આપવા જાય છે એથી પોતાનો મનોરથે સિદ્ધ થતો નથી, અને તે રાજાની પ્રજાનો એક રીતે દ્રોહ થાય છે.

અત્ર વિલાયતથી જામ સાહેબ પધાર્યા એટલે કેટલાક જૈન ગૃહસ્થો પોતાની ટોળી સાથે બંદર પર હારતોરા વગેરેથી માન આપવા ગયા, વળી અમદાવાદ અને આનંદ સ્ટેશને અમુક જૈન સોસાયટીનાં માણસો માન આપવા ગયા, એવું બહાર આવ્યું છે. જામ સાહેબ તો છાસવારે વિલાયત જાય છે ને આવે છે છતાં કોઈ વખત નહિ અને આ વખતે જ આમ માન આપવાની વૃત્તિ ઉભરાઇ આવે તેનું કારણ શું હોઈ શકે ? જામ સાહેબ તો મહા વિચક્ષણ રાજા છે અને તે આનો ભેદ ન સમજી શકે તેવું બનવા જોગ નથી. જૈનોની મનોદશા કોઇ વિલક્ષણ છે. તે બદલાઇ શુદ્ધ નિર્મળ બને અને દેશી પ્રજાને સાથ દે યા સાથ ન દે તો તેનો દ્રોહ થાય યા તેને નુકશાન થાય એવું એક પણ પગલું ન ભરે એમ અમે ઇચ્છીએ છીએ.'

શ્રી શત્રુંજય તીર્થના સંબંધમાં પાલીતાણા દરબાર સાથે ઝગડો થતાં ત્યાં યાત્રાએ ન જવાની દુહાઈ ફેરવાઈ ને બે વર્ષ સુધી ત્યાં ન જવાની જૈન પ્રજાએ ટેક સાચવી રાખી છતાં આખરે તેના પરિણામે પંદરનો સાઠ હજારનો રૂપિયાનો ચાંલ્લો થયો. આ રીતે પતાવટ થઇ એટલે એકના ચારગણા દામ આપવાનું નક્કી થયું. તે કેમ થયું તે જાણીતી વાત છે. પણ તેથી મલકાઈ જવાનું અને તે માટે તે દરબાર અમદાવાદ કે મુંબઈ પધારે ત્યારે મોટું માન આપવાનું કારણ ઉપસ્થિત થતું નથી, છતાં માનપાન અપાય તો પછી જે દેશી રાજાઓના સંસ્થાનોમાં આપણાં બીજાં તીર્થો છે તે તીર્થો માટેના કર લેવાતા નથી યા ઓછા લેવાતા હશે તે રાજાઓ માટે આપણે કંઇ પણ કરતા નથી, તેથી તેઓને પણ વધારે કર નાંખવા લેવાનું ઉત્તેજન મળે કે જેથી તેમને પણ માનપાન મળે. સાઠ હજાર માટેનું ઉઘરાણું પૂરું થયું ને ભેગી થએલી રકમના વ્યાજમાંથી ૩૫ વર્ષ સુધી તે રકમ અપાઇ શકાશે એવું-શ્રીમંતપણું આપણે દર્શાવી આપ્યું છે. તેથી તે મુદ્દત પછી તે રકમ વધુ કરવાની હઠ પાછા પાલીતાણા દરબાર પકડે તો નવાઈ નહિ. આપણામાં મુસદ્દીગિરિ કેટલી છે તે પુરવાર કરવામાં આ આખો ઇતિહાસ ઠીક સાધન પુરૂં પાડે છે.

**૭ જુન્નેરમાં કૉન્ફરન્સના અધિવેશનનું આમંત્રણ**—કૉન્ફરન્સનું અધિવેશન પૂનામાં થઇ ગયું હતું. પાછું મહારાષ્ટ્રમાં અધિવેશન જુન્નેર મુકામે કરવા માટે ત્યાંથી આમંત્રણ આવતાં તે આમંત્રણ સ્ટૅન્ડિંગ કમિટિએ સ્વીકાર્યું છે, હવે તે અધિવેશન સફળ કરવા માટે ભગિરથ પ્રયત્ન મહારાષ્ટ્રના જૈન નેતાઓએ કરવાના છે. પ્રમુખ સાહેબની પહેલાં પ્રથમ નિમણુક થાય તે માટે ડેપ્યુટેશન નીકળી યોગ્ય જૈન-નેતાના પર વરમાળ આરોપવાની છે. પ્રમુખ પર મહા સભાના વિજયનો ઘણો આધાર છે. તે માટે અમારી નજર અમદાવાદના પ્રસિદ્ધ વિદ્વાન-શ્રીમંત આગેવાન શેઠ કસ્તૂરભાઇ લાલભાઇ પર પહેલી જાય છે. તેમણે કન્વેન્શનના પ્રમુખ તરીકે સુંદર કાર્ય તેમણે બજાવી આપ્યું હતું અને ત્યાર પછી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીએ તેમને વહીવટદાર પ્રતિનિધિ પૈકી એક-તેના પ્રમુખ તરીકે નીમી તેમની યોગ્ય કદર પીછાણી હતી. તેઓ મિલ માલેક છે અને જાહેર હિતમાં રસ ભર્યો ભાગ લેછે. જીનીવાની કૉન્ફરન્સમાં તેઓ પ્રતિનિધિ તરીકે જઈ પોતાની બાહોશી તેમણે બતાવી આપી છે. એવા નરપ્રાપ્ત થાય તો એક નંબરની વાત છે. ત્યાર પછી કૉન્ફરન્સના સ્થાપક તે રા. ગુલાબચંદજી ઢઢા M. A. છે. ઢઢા સાહેબની કારકીર્દિ સુવિખ્યાત છે તેમની સેવાઓ જાણીતી છે અને તેમની કદર આવા વખતે નહિ કરીએ ત્યારે ક્યારે કરીશું ? ત્યાર પછી રા. મકનજી જે. મહેતા બૅરિસ્ટરનું નામ હોઠે આવે છે. તેમણે વકીલાત કરવા માંડી ત્યારથી તે અત્યાર સુધી કૉન્ફરન્સની સેવા ઓછી કરી નથી. જૈન ગ્રેજ્યુએટસ એસોસિયેશનનાં સ્થાપક તેઓ હતા કે જે દુર્ભાગ્યે બંધ

પડી છે. કૉન્ફરન્સના મુંબઈ અધિવેશનોમાં સેક્રેટરી તરીકેની જહેમત ભરી સેવા સર્વને વિદિત છે. તેમજ રેસિડેન્ટ જનરલ સેક્રેટરી તરીકે પણ સારૂં કાર્ય બજાવ્યું છે. શેઠ અમૃતલાલ કાળીદાસ એક ઉત્સાહી યુવાન્ શ્રીમંત અને પ્રતિષ્ઠિત પુરુષ છે. શેઠ આણંદજી કલ્યાણજીના એક વહિવટદાર પ્રતિનિધિ છે. આમ જે નામો અમારી નજરમાં હાલ આવે છે તેનો ઉલ્લેખ કર્યો છે.

આ અધિવેશનમાં યોગ્ય પ્રશ્નોનો-ઠરાવો-પ્રસ્તાવોનો પણ વિચાર કરવાનો રહેશે. તે તૈયાર કરવાની જરૂર છે. કૉન્ફરન્સરનું બંધારણ જેટલે જેટલે અંશે ખામી વાળું હોય તે દૂર કરી વિશેષ વ્યાપક અને વ્યવહારૂ કરવાની જરૂર છે. આ પર સ્વાગત સમિતિ પુરેપૂરૂં લક્ષ રાખશે એવી અમોને આશા છે.

૮ **દિગંબર પરિષદ્**—નું સાતમું અધિવેશન શ્રી અંતરીક્ષજી તીર્થ ભરાયું ને તેમાં થયેલા ઠરાવોની હકીકત દિગંબર પત્રોમાં આવી છે. તેમાંના જાણવા યોગ્ય ઠરાવો એ છે કેઃ ૧ જૈન જાતિના હ્રાસને દષ્ટિમાં રાખી આ પરિષદ્ ઉચિત સમજે છે કે જે જૈન ધર્માનુયાયી જાતિઓમાં જેના આચાર વિચાર સમાન જેવા છે તેમાં પરસ્પર વિવાહ સંબંધ કરવો (બહુ મતથી પસાર) ૨ પ્રાણીઓના આત્મહિત અને ઉન્નતિને માટે જૈન ધર્મનો પ્રચાર કરવો તથા જે મહાશય જૈન ધર્મની દીક્ષા લેવાનું ઇચ્છે તેને દીક્ષિત કરવો અને જે વ્યક્તિ જૈન ધર્મની દીક્ષા લે તેને આપણે ભ્રાતૃભાવથી અપનાવવો. ૩ જૈન પાઠશાલાઓ માટે આ પરિષદ્ આવશ્યક સમજે છે કે જૈન સિદ્ધાંતના આધારે નવીન શૈલીથી હિન્દી પુસ્તકો Readers ના ઢંગ પર તૈયાર કરવી. તે માટે શ્રીયુત પ્રો૦ હીરાલાલજી એમ. એ. એડવર્ડ કૉલેજ અમરાવતીને પ્રેરણા કરવામાં આવે છે કે આવાં પુસ્તકો તેઓ એક વર્ષમાં તૈયાર કરી આપે. ૪ વર્તમાન ઇતિહાસોમાં જૈન ધર્મ સંબંધી અનેક ભૂલો છે, તેને સુધારવા માટે આ પરિષદ્ એક ઇતિહાસ સંશોધક બૉર્ડ (૧) પ્રો. હીરાલાલજી અમરાવતી, (૨) શ્રી કામતાપ્રસાદજી અલીગંજ (૩) શ્રી જુગલ કિશોરજી મુખ્તાર-દિલ્હી (૪) શ્રી નાથુરામજી પ્રેમી-મુંબઇ (૫) બા૦ છોટેલાલજી-કલકત્તાની નિયત કરે છે અને તેનું મંત્રિત્વ ઉક્ત પ્રો૦ હીરાલાલજીને સોંપે છે. ૫ પ્રાચીન જૈન-કલાર જાતિ મધ્ય પ્રાંતમાં કલચૂરી વંશની સંતાન બે લાખ ઉપર છે. તેને પોતાની પ્રાચીનતા સમજાવવા શેઠ માણેકચંદ જુબિલીબાગ ટ્રસ્ટ ફંડ મુંબઇ દ્વારા મોકલેલ બ્ર૦ કુંવર દિગ્વિજયજીએ જે ઉદ્યોગ કર્યો છે તેને અનુમોદના આપે છે અને તે કાર્ય આગળ વધુ તેજીથી વધારવું એમ ઠરાવ કરે છે. ૬ શારદા એકટ નામનો બાલવિવાહ પ્રતિબંધક કાયદો પસાર કરાવવા માટે શારદાજીને મુબારકબાદી આપે છે અને તે કાયદો સમાજ માટે અતિ લાભદાયક છે એમ માને છે-સમજે છે. ૭ હિંદુસ્થાનની મનુષ્ય ગણના સંબંધી વસ્તીપત્રકમાં જૈનો માટે જુદું ખાનું રાખવામાં આવે છે અને જૈન ધર્મ હિંદુ ધર્મથી સ્વતંત્ર છે, તો મનુષ્ય ગણના સમયે જૈનોનું જૂદું ખાનું રહેવાથી સહજમાં જૈનોની સંખ્યાની પરિસ્થિતિનું જ્ઞાન થાય છે તેથી જૈન સમાજની દષ્ટિથી જૈનોની મનુષ્ય ગણના વખતે એક જુદું ખાનું છે તેમ રાખવાનું અત્યંત આવશ્યક છે અને તે ખાનું જૈનો માટેનું કાઢી નાંખવું નહિ અને તે માટે હિંદુ સભાએ આંદોલન કર્યું છે તેનો વિરોધ આ સભા કરે છે...

૯ **બાબુ જુગલકિશોર અને સમન્તભદ્રાશ્રમ:**—બાબુ જુગલકિશોર મુખત્યારે મેટ્રિક સુધી અંગ્રેજી અભ્યાસ કર્યો છે, પણ ધર્મ અને શાસ્ત્રનું પર્યાલોચન અને સતત્ અભ્યાસમાં આખી જીંદગી તેમણે રોકી છે. તેઓ આધુનિક નવીન વિચારપ્રણાલીના જ્ઞાતા પણ છે. પ્રાચીન અને અર્વાચીન વિચારપ્રવાહનો સમન્વય કરી ઐતિહાસિક દષ્ટિથી ધાર્મિક સાહિત્ય પર અને વર્ત્તમાન સમસ્યાઓ પર અનેક તાત્ત્વિક અને વિચારપૂર્ણ લેખો તેમણે લખ્યા છે. ધાર્મિક સાહિત્યમાં અનેક જાલી-વિકૃત સ્વરૂપો દાખલ થઇ ગયાનો ઘટસ્ફોટ કર્યો છે. જૈન હિતૈષીના સંપાદક તરીકે ઉત્તમ કાર્ય કર્યું છે. અનેક ગ્રંથોની તલસ્પર્શી સમાલોચના લીધી છે. જ્યાં જ્યાં દિગંબરી

ભંડારો છે ત્યાં ત્યાં જઇ તેમાંના ગ્રંથોની પ્રશસ્તિઓ ઉતારી આખા દિગંબર જૈન સાહિત્યનો ઇતિહાસ લખવાના અને પ્રશસ્તિસંગ્રહ પ્રકટ કરવાના તેમના કોડ છે. પુરાતત્ત્વનો તીવ્ર શોખ છે. આ કોડ અને શોખ પૂરા પાડવા માટે તેમણે દિલ્હીમાં કરોલ બાગમાં 'સમન્તભદ્રાશ્રમ' નામની સંસ્થા સ્થાપી છે. સમન્તભદ્ર નામના મહાન્ તાર્કિક, અને શાસ્ત્રકાર પૂર્વાચાર્ય થઇ ગયા કે જેમનું શ્વેતાંબરોમાં પણ 'વનવાસી' તરીકે સ્થાન છે. તેમના નામ પરથી આ આશ્રમનું નામ અપાયું છે તે યોગ્ય છે. ધર્મ તથા સમાજનું ઉત્થાન કરવાનું, તેના લુપ્તપ્રાય ગૌરવને પુનઃ પ્રકાશમાં લાવવાનું, પ્રાચીન કીર્તિઓને સુરક્ષિત રાખવાનું, ઇતિહાસનો ઉદ્ધાર કરવાનું અને સમાજની વ્યક્તિઓમાં જ્ઞાનવૃદ્ધિ કરી તેને તેના કર્ત્તવ્યનો સાચો બોધ કરાવવાનું બહુ જરૂરી છે અથવા જૈન જાતિની જીવિત જાતિઓમાં ગણના કરાવી તેનું ભવિષ્ય સુધારવાનું અને જૈન શાસનને સમુન્નત કરવાનું અતિ આવશ્યક છે તેટલા માટે આ આશ્રમની સ્થાપના છે.

શ્રી જુગલકિશોરજીએ અધિષ્ઠાતા તરીકે વિજ્ઞપ્તિ પત્ર બહાર પાડયું છે તેમાં સમજાવ્યું છે કે આમાં સેવાભાવી વિદ્વાનો સહયોગ કરી શકે છે, ત્યાં આવી નિવાસ કરી શકે છે ને તે માટે ધનની ખાસ જરૂર છે. કેટલાક પ્રાયઃ એમ ધારતા હોય કે આ કાર્યો જૈનસમાજમાં થવાં અશકય છે યા તેની શક્તિથી બહારનાં છે, તો તેઓ ભૂલ કરે છે કારણકે જૈનસમાજમાં કેટલાયે વિદ્વાન્ છે, શ્રીમાન્ છે, સેવા કરવાના ભાવુક પણ છે અને તેઓ ધનસંપત્તિનો વ્યય ધર્માદિમાં કરતા પણ રહે છે. જો કામ કરવાને યોગ્ય વ્યક્તિ પોતાની શક્તિ ગોપવ્યા વગર સેવાનું વ્રત લે-પ્રતિદિન કલાક અર્ધો કલાક યા દરેક અઠિયાડિયે થોડા કલાક આ કાર્યોમાં લે-અર્પણ કરે તો તે સર્વ કાર્યો બની શકે તેમ છે. ખેદનો વિષય એ છે કે સમાજમાં સંગઠન નથી, વ્યવસ્થા નથી, કર્ત્તવ્યનો સાચો બોધ નથી, સમયની ગતિ-દેશકાલની પરિસ્થિતિ અને ઉપયોગિતા-અનુપયોગિતાની જોઈએ તેવી પિછાન નથી, તેથી ઘણી વ્યક્તિઓનો સમય પ્રમાદ, આલસ્ય અને વ્યર્થ કામોમાં જાય છે, અને આપસ આપસની ખેંચતાણને મારામારીમાં-ઝઘડા કલેશમાં વ્યતીત થાય છે. ખરૂં કાર્ય તેથી થતું નથી.

જો સમાજ આવા સેવા-આશ્રમ દ્વારા પોતાની શક્તિને કેંદ્રિત કરે, સંગઠિત પ્રયત્ન તથા વ્યવસ્થિત રૂપમાં કાર્ય કરવાનું મહત્ત્વ સમજે, સાચા સેવકોને પિછાને અને પોતાના લોકમાં ઉત્સાહ તથા સેવાભાવ જાગૃત કરે, તો સમાજની સર્વ વ્યક્તિ નિયમિત રૂપે સેવા કરવાનું *શીખી* જાય અને તેમ કરવું પોતાનું કર્ત્તવ્ય-સ્વધર્મ સમજે-તો આજ આ એક આશ્રમ દ્વારા ધર્મ તથા સમાજનું ખાસ અભ્યુત્થાન્ થઇ શકે છે. ગઇ કાલે જે શક્તિ વગેરેનો દુરૂપયોગ થતો હતો તેનો આજથી સદુપયોગ થતો જાય, અને આ સંસ્થા પરસ્પરના વૈમનસ્યને દૂર કરવામાં સહાયક બનતી બનતી જૈનના સર્વ સંપ્રદાયોને મેળવી લેવા અથવા તેમાં પ્રેમ પ્રતિષ્ઠિત કરી વ્યાવહારિક તથા સામૂહિક એકતા સ્થાપિત કરવા માટે એક પુલના જેવું કામ દેતી થાય તો તેના નામ પ્રમાણે સર્વત્ર ભદ્ર-કલ્યાણ થાય. જૈન સમાજને જીવવું હોય અને લોકમાં ઇજ્જત સહિત જીવવું હોય તો તેણે સર્વ કંઈ કરવું પડશે અને પ્રાયઃ આવાં આશ્રમો દ્વારાજ તે થઇ શકશે.

**૧૦ સમન્તભદ્રાશ્રમે કરવા ધારેલાં કાર્યો**- ખાસ વિચારવા યોગ્ય છે. તે સર્વ વિધાયક-રચનાત્મક (constructive) છે. તે નીચે પ્રમાણે છેઃ-

૧ ગ્રંથસંગ્રહ-એટલે આશ્રમના ભારતી-ભવનમાં સંપૂર્ણ જૈન ગ્રંથોની ઓછામાં ઓછી એક એક પ્રતિનો સંગ્રહ કરવો અને સાથે સાથે બીજા ધાર્મિક તથા ઐતિહાસિકાદિ અનેક વિષયોનો ઉત્તમોત્તમ તથા ઉપયોગી ગ્રંથોનો એક વિશાલ સંગ્રહ કરવો કે જે આશ્રમનાં કામોમાં સર્વ રીતે સહાયક બને અને જનતા તેનો સારો લાભ લઇ શકે.

૨ લુપ્તપ્રાય જૈન ગ્રંથોની ખોજ-એટલે જે ગ્રંથોની રચના વગેરેનો પત્તો મળે છે પરંતુ જે મળતા

નથી તેને ભારત કે ભારતની બહારનાં શાસ્ત્ર-ભંડારોમાં તપાસ કરી પ્રાપ્ત કરી રાખવાં.

૩ ગ્રંથ પ્રશસ્તિ આદિનો સંગ્રહ—એટલે જૈન ગ્રંથોમાં અપાયેલ ગ્રંથકાર આદિનો પરિચય તથા બીજા ઐતિહાસિક ભાગોનો સંગ્રહ કરવો.

૪ પૂર્ણ જૈન ગ્રંથાવલીનું સંકલન—અર્થાત્ સંપૂર્ણ જૈન ગ્રંથોની એક બૃહત્ સૂચી તૈયાર કરવી કે જેમાં ગ્રંથ નામ, કર્ત્તા, ભાષા, વિષય, શ્લોક સંખ્યા, નિર્માણ સમય, લેખન સમય અને ભંડાર નામ આપવામાં આવે અને જરૂર પડતાં તે ગ્રંથની અવસ્થા સંબંધી ખાસ 'રિમાર્ક' આપવામાં આવે.

૫ જૈન શિલાલેખ સંગ્રહ-જૈન મૂર્તિઓના લેખ સંગ્રહ સહિત.

૬ જૈન તામ્રપત્ર, ચિત્ર અને સિક્કાઓનો સંગ્રહ.

૭ જૈન મંદિરાવલી, મૂર્ત્તિ સંખ્યાદિ સહિત-સર્વ સ્થળનાં જૈન મંદિરોની પૂરી સૂચી.

૮ ત્રિપિટક આદિ પ્રાચીન બૌદ્ધ ગ્રંથો પરથી જૈન ઇતિહાસનો (અનુકૂલ કે પ્રતિકૂલ સર્વ વૃત્તાંતનો) સંગ્રહ.

૯ પ્રાચીન હિન્દૂ ગ્રંથો પરથી જૈન ઇતિહાસનો સંગ્રહ.

૧૦ બીજા પ્રાચીન ગ્રંથો પરથી જૈન ઇતિહાસનો સંગ્રહ.

૧૧ પ્રાચીન જૈન સ્મારકો તથા કીર્ત્તિસ્થંભોનો ઠીક ઠીક પરિચય-વિશેષ શોધ સહિત.

૧૨ જૈન સંબંધી આધુનિક અજૈન વિદ્વાનોના વિચારોનો સંગ્રહ-તેમનાજ શબ્દોમાં.

૧૩ દિગંબર-શ્વેતાંબર ભેદ પ્રદર્શન (અનુયોગ ભેદે ચાર ભાગોમાં)-અર્થાત્ બંને સંપ્રદાયોમાં પરસ્પર કઈ કઇ બાબતોમાં ભેદ છે તેની સૂચી.

૧૪ બૌદ્ધ અને જૈન પરિભાષાઓ (Technical terms) નો વિચાર; સમાનતા અને મૌલિકતાની દૃષ્ટિથી.

૧૫ ઉપજાતિઓ તથા ગોત્ર આદિના ઇતિહાસનો સંગ્રહ.

૧૬ ઐતિહાસિક જૈન કોશનું નિર્માણ, કે જેમાં જૈન આચાર્યો, વિદ્વાનો, રાજાઓ, મંત્રિઓ, તથા અન્ય ઐતિહાસિક વ્યક્તિઓનું, તેમના સમય આદિ સહિત, સંક્ષેપમાં પ્રામાણિક પરિચય.

૧૭ જૈન ઇતિહાસનું નિર્માણ, પૂર્ણ શોધ સહિત.

૧૮ ભારતીય ઇતિહાસની અપૂર્ણતા અને ત્રુટિઓ દૂર કરવાના પ્રયત્ન.

૧૯ પુરાતન જૈન વાક્ય સૂચી-ખાસ ખાસ પ્રાચીન ગ્રંથોની શ્લોકોની અનુક્રમણિકાઓ, સંસ્કૃત પ્રાકૃતના વિભાગ પ્રમાણે બે ભાગમાં. उक्तं च આદિ શ્લોકોની તપાસ તથા ગ્રંથાદિના સમય નિર્ણયના કામમાં સહાયતા લેવા માટે.

૨૦ ગ્રંથાવતરણ સૂચીઓ-વિચાર પૂર્વક—ગ્રંથોમાં આવેલાં ઉધ્ધૃત વાક્યોની સૂચીઓ તે ગ્રંથોના પૂરા પત્તા સહિત કે જ્યાંથી તે ઉદ્ધૃત કરાયેલાં હોય.

૨૧ જૈન લક્ષણાવલીનું નિર્માણ—અને પ્રાચીન જૈન ગ્રંથોમાં આવેલા પદાર્થો આદિનાં લક્ષણોનો મહત્ત્વપૂર્ણ સંગ્રહ કે જેથી સર્વનું વસ્તુતત્ત્વ જાણવામાં સહેલાઈ થાય.

૨૨ જૈન પારિભાષિક શબ્દકોશની રચના.

૨૩ મહત્વના ખાસ ખાસ ગ્રંથોના અનુવાદ.

૨૪ જૈન સુભાષિત સંગ્રહ-જૈન ગ્રંથોમાં અનેક વિષય પર સુંદર શિક્ષાપ્રદ રસભરી સૂક્તિઓનો સંગ્રહ.

૨૫ કથાસાર સંગ્રહ-પુરાણો આદિ પરથી અલંકારાદિ છોડીને મૂળ કથા ભાગનો સંગ્રહ.

૨૬ વિષયભેદથી ગ્રંથોનો સાર સંગ્રહ અથવા ખાસ ખાસ વિષયોપર મહત્ત્વપૂર્ણ યા અસાધારણ વાક્યોનો સંગ્રહ.

૨૭ જૈન સ્થિતિ-પરિજ્ઞાન, ગણના તથા દેશભેદથી સામાજિક રીતિ રિવાજોના પરિચય સહિત—સાથે સાથે એવાં જૈન કુટુંબોનો પરિચય મળશે કે જેની આમદની રોજની ચાર આનાથી પણ ઓછી છે.

૨૮ મહાવીર ભગવાન્ અને તેમના પછી થયેલા ખાસ ખાસ પ્રભાવક આચાર્યોનાં ચરિત્રોની રચના-પૂરી શોધ સહિત.

૨૯ પાઠય પુસ્તકોનું નિર્માણ–૧ બાલકો માટે, ૨ સ્ત્રીઓ માટે ૩ સર્વ સાધારણ માટે.

૩૦ ગૃહસ્થ ધર્મ ઉપર એક ઉત્તમ અને સર્વોપયોગી પુસ્તકની રચના કે જે uptodate સર્વ વાતોનો સંતોષજનક ઉત્તર દઇ શકતું હોય.

૩૧ જૈનયોગ વિદ્યાની શોધ–જૈન ગ્રંથોમાં યોગ સાધનાદિ સંબંધી જે મહત્ત્વનાં કથન છે તે સર્વનો સંગ્રહ કરી તેમાંથી સાર ખેંચવો.

૩૨ જૈન તત્ત્વોના રહસ્યનું ઉદ્‌ઘાટન અને જૈન ધર્મની વિશેષતાઓ તથા તેની ઉદારનીતિનું પ્રતિપાદન.

૩૩ જૈન ધર્મનો લોકમાં સર્વત્ર પ્રચાર અને પ્રસાર.

૩૪ જૈન સમાજને સ્વાવલંબી, સુખી અને વર્દ્ધમાન બનાવવી–પ્રગતિ કરવી.

૩૫ 'અનેકાન્ત' પત્રનું સંપાદન અને પ્રકાશન, કે જેની નીતિ સદા ઉદાર અને ભાષા શિષ્ટ શાંત તથા ગંભીર રહેશે.

૩૬ ઉપયોગી પુસ્તકોનું પ્રકાશન.

આવા આશ્રમની ખાસ જરૂર છે. તેને મદદ કર્યા વગર તેવું આશ્રમ નીભી ન શકે. શ્વેતાંબર ભાઇઓ આવાં આશ્રમો ખોલે તો સારૂં, પણ મુખત્યાર જેવા સેવાભાવી ભાઇઓ ક્યાં છે? હોય તો તેને સહાય આપનાર ક્યાં છે? છતાંય જ્યાં સુધી તેવી સંસ્થા ન સ્થપાય ત્યાં સુધી શ્રી મહાવીર જૈન વિદ્યાલય-મુંબઇ, ગુજરાનવાલા ગુરૂકુલ વગેરે પણ કંઇ આ સંબંધી કરી શકે તેમ છે. તે જાગૃત થાય તો સારૂં.

**૧૧ 'અનેકાન્ત' પત્ર**—આ પત્ર ઉક્ત આશ્રમ તરફથી બહાર પાડવાનું ધાર્યું હતું તેનો પ્રથમ અંક બહાર પડી ગયો છે. તેમાં 'વિશ્વમાં સત્ય, શાંતિ અને લોકહિતના સંદેશ તેમજ નીતિ વિજ્ઞાન–દર્શન ઇતિહાસ–સાહિત્ય–કલા અને સમાજશાસ્ત્રના પ્રૌઢ વિચારો, પ્રકટ કરવાનું બીડું સંપાદક મહાશય બાબુ જુગલ કિશોરે ઝડપ્યું છે. તેમાં જાણીતા વિદ્વાનોના લેખો મેળવી પ્રકટ કરવાનો તેમજ પોતે શોધ અને ગવેષણાથી પૂર્ણ લેખો લખી બહાર પાડવાનો પુરુષાર્થ તંત્રીશ્રી કરશે એમ આશા રાખી હતી તે ઘણે અંશે પહેલો અંક જોતાં પાર પડી છે. વિષયોની સૂચી તેમણે પસંદ કરી હતી તે એ છે કે ૧ અનેકાંતતત્ત્વ યા રહસ્ય, ૨ અનેકાન્તવાદ, સ્યાદ્‌વાદ અને સપ્તભંગીવાદ, ૩ તત્ત્વવિવેક અથવા જૈનતત્ત્વજ્ઞાન, ૪ દર્શનશાસ્ત્રોના તુલનાત્મક અધ્યયન, ૫ જૈનધર્મની ઉદારનીતિ, ૬ જૈની અહિંસા, ૭ ભક્તિમાર્ગ અને સ્તુતિપ્રાર્થનાદિનું રહસ્ય, ૮ શુદ્ધિતત્ત્વમીમાંસા, ૯ ઐતિહાસિક અનુસંધાન, ઐતિહાસિક જૈનવ્યક્તિઓ પુરાણી વાતોની શોધ, ૧૦ દુષ્પ્રાપ્ય અને અલભ્ય સાહિત્ય, ૧૧ જીવનજ્યોતિ જગાવનારી સુભાષિત મણિઓ, ૧૨ હુટાયેલ જૈની, ૧૩ મરણોન્મુખ જૈનસમાજ, ૧૪ જિનવાણિ સાથેની જૈનોની બેવફાઇ, ૧૫ સેવાધર્મ, ૧૬ મહિલાસમુત્થાન, ૧૭ વૈજ્ઞાનિક જગત, ૧૮ બલની આરાધના, ૧૯ કોઇ પ્રભાવકનું ચરિત્ર યા ઐતિહાસિક ગલ્પ, ૨૦ દાનના અર્થશાસ્ત્રનું રહસ્ય, ૨૧ ખાદીના વ્યવહારમાં ત્યાગનું તત્ત્વ.

આ પત્રનો પ્રથમ અંક માર્ગશિરનો બહાર પડ્યો છે તેમાં વિષયસૂચી જાણવા જેવી છે. ૧ કામના (કાવ્ય) 'યુગવીર' ૨ ભગવાન્ મહાવીર ઔર ઉનકા સમય એક શોધથી ભરેલો લાંબો લેખ. તંત્રી મુખ્તારજી ૩ નીચ ઔર અછૂત (કાવ્ય) લે૦ ભગવન્ત ગણપતિ, ૪ અનેકાંતકે ઇતિહાસપર એક દૃષ્ટિ–બા૦ કામતા પ્રસાદજી, ૫ અનેકાંત (કાવ્ય)–કલ્યાણકુમાર જૈન, ૬ ધનિક–સંબોધન (કાવ્ય)–યુગવીર, ૭ અનેકાન્તવાદકી મર્યાદા–એક શાસ્ત્રીય લેખ લે૦ શ્રીમાન્ પં. સુખલાલજી, ૮ વિદ્યુચ્ચર–ગલ્પ લે૦ જૈનેન્દ્રકુમાર, ૯ અહિંસા ઔર અનેકાન્ત–એક પાનાનો ટુંકો લેખ લે૦ પં. બેચરદાસ, ૧૦ મહાકવિરત્ન લે૦ શાંતિરાજજી શાસ્ત્રી, ૧૧ સુભાષિતમણિયાં, ૧૨ સ્વાસ્થ્યરક્ષાકે મૂલમન્ત્ર લે૦ પં. શીતલપ્રસાદ રાજવૈદ્ય, ૧૩ સંપાદકીય છે. આખો અંક મહત્ત્વપૂર્ણ લેખોથી ભરપૂર છે. સંપાદકીયમાં સમન્તભદ્રાશ્રમની યોજના સમજાવી છે. તેમાં તે આશ્રમના ૪ ઉદ્દેશ્ય આપ્યા છે. (૧) એવા સાચા સેવક ઉત્પન્ન કરવા કે જે વીરના ઉપાસક, વીરગુણ–વિશિષ્ટ અને પ્રાયઃ લોક

---

# વિવિધ–નોંધ.

( કૉન્ફરન્સ ઑફિસ તરફથી )

**(૧) સ્વ. શેઠ મણીલાલ સુરજમલ ઝવેરી:**—ગત ભાદરવા માસમાં થએલાં સમાજના એક અગ્રેસર પુરૂષના એકાએક દેહાવસાનની નોંધ લેતાં અત્યંત ખેદ થાય છે. સમાજમાં ઉત્સાહપૂર્વક કાર્ય કરનાર વ્યક્તિઓ ગણી ગાંઠીજ છે. તેમાંથી એક બાહોશ, કાર્યકુશળ અને અનુભવી આ વ્યક્તિની ખોટ ન પૂરી શકાય તેવી છે. શેઠ મણીલાલભાઈ કૉન્ફરંસની સ્ટેન્ડીંગ કમિટીના એક સભ્ય હોવા ઉપરાંત ઑ. ટ્રેઝરર તરીકે પણ કાર્ય કરતા હતા. તેઓએ આ અગાઉ વખતો વખત સંસ્થાના દરેક કાર્યમાં રસ લઈ સમાજની અમૂલ્ય સેવાઓ બજાવી છે. સ્વર્ગસ્થ જૈન એશોશિએશન ઑફ ઇંડીઆના એક ઑનરરી મંત્રી તરીકે પણ વિવિધ જાતની સેવાઓ બજાવી રહ્યા હતા. તેઓના દિલગિરી ભર્યા અવસાનની નોંધ–કૉન્ફરંસે તા. ૧૩ સપ્ટેંબર ૧૯૨૯ ની સ્ટેન્ડીંગ કમિટીની મિટીંગમાં નીચે મુજબ ઠરાવ કરી–લીધી હતી, જેની નકલ મર્હુમના ભાઇ રા. ડાહ્યાચંદ ઉપર મોકલી આપવામાં આવી હતી.

" શ્રી જૈન શ્વે. કૉન્ફરંસની સ્ટેન્ડીંગ કમિટીના એક ઉત્સાહી સભ્ય શેઠ મણીલાલ સુરજમલ ઝવેરી જેઓ કૉન્ફરંસના દરેક કાર્યમાં ઉત્સાહથી ભાગ લેતા હતા, જેમણે આ સંસ્થાની સુકૃત ભંડાર ફંડ કમિટીના સેક્રેટરી તરીકે ઘણા વખત સુધી કાર્ય કર્યું હતું–જેઓ આ સંસ્થાના ટ્રેઝરર તરીકે પણ કામ કરતા હતા, જેમનો અભ્યાસ સાર્વત્રિક હતો અને જેઓ ઘણાં કાર્યોમાં આત્મભોગ આપી કાર્ય કરી રહ્યા હતા તેમના અચાનક અવસાનથી આ સંસ્થાએ સારો કાર્યવાહક ગુમાવ્યો છે. તેમની સેવાની નોંધ આજની મિટીંગ ઘણા ખેદ સાથે લે છે અને મર્હુમના આત્માને શાંતિ ઇચ્છે છે."

**(૨) કૉન્ફરંસ નિભાવ ફંડ:**—સંસ્થાના નિભાવાર્થે કેટલીક ચર્ચાઓ તા. ૧૩ સપ્ટેંબર ૨૯ ની સ્ટેન્ડીંગ કમિટીની સભામાં નિકલી હતી, અને તેના પરિણામે 'શ્રી કૉન્ફરંસ નિભાવ ફંડ'માં સ્ટેન્ડીંગ કમિટીના સભ્યોએ ટીપમાં જે નાણાં ભર્યા છે તે બદલ આભાર માનવાની આ તક લઇએ છીએ, અને આશા રાખીએ છીએ કે બીજા સભ્યો પણ સંસ્થાના નિભાવ અર્થે પોતાથી બનતો ફાળો આપી જરૂર સંસ્થા પ્રત્યેની ફરજ બજાવશે.

૧૦૧) શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી

૧૦૧) શેઠ રણછોડભાઇ રાયચંદ ઝવેરી.

૫૧) શેઠ ગુલાબચંદજી ઢઢ્ઢા.

૫૧) શેઠ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ
૫૧) શેઠ મણીલાલ મોતીલાલ મૂલજી.
૫૧) શેઠ ગોવિંદજી ખુશાલભાઈ.
૫૧) શેઠ રવજી સોજપાળ
૪૧) શેઠ નાનજી લધાભાઇ
૨૫) શેઠ મોહનલાલ દલીચંદ દેશાઇ
૨૫) શેઠ વીરચંદ પાનાચંદ
૨૫) શેઠ પ્રેમજી નાગરદાસ
૨૫) શેઠ લલ્લુભાઈ કરમચંદ
૨૫) શેઠ લાલભાઈ કલ્યાણભાઈ
૨૫) શેઠ અમરચંદ ઘેલાભાઈ
૧૫) શેઠ છોટાલાલ પ્રેમજી
૧૫) શેઠ નરોતમ ભગવાનદાસ શાહ
૧૫) શેઠ વાડીલાલ સાંકળચંદ વોરા
૧૫) શેઠ મોહનલાલ બી. ઝવેરી
૧૫) શેઠ રમણિકલાલ કે. ઝવેરી
૧૫) શેઠ ચીનુભાઈ લાલભાઇ
૧૫) શેઠ ઓધવજી ધનજી શાહ
૧૫) શેઠ હીરાલાલ મંછાચંદ શાહ
૧૫) શેઠ મકનજી જે. મહેતા.
૧૫) શેઠ ગોવિંદજીભાઇ લાલજી
૨૫) શેઠ જીવતલાલ પ્રતાપશી

(૩) **શ્રી તીર્થંકરોના ફોટાઓની થતી આશાતના:**—અમારા ઉપર એક પત્ર શ્રી રંગૂન જૈન દેરાસરજીના મેનેજીંગ ટ્રસ્ટી શેઠ પ્રાણજીવનદાસ જેઠાભાઇ તરફથી શ્રી મહાવીર સ્વામીના ફોટાઓની થતી આશાતના અટકાવવા સંબંધે આવેલ છે. આ પત્ર ઉપર અમારા તરફથી યોગ્ય કાર્યવાહી ચાલુ છે.

આ વિષય ઉપર વિચાર કરતાં જણાઇ આવે છે કે આપણા પરમપૂજ્ય તીર્થંકર દેવોની છબીઓ આજે બજારમાં દરેક સ્થળે વ્હેંચાતી નજરે ચઢે છે. ફેરીઆઓ અજ્ઞાન હોઈ એ ફોટાઓને અશુદ્ધ જમીન ઉપર મૂકતાં બિલ્કુલ અચકાતા નથી. દિવાળીના તહેવાર પ્રસંગે હજારોની સંખ્યામાં પોસ્ટકાર્ડ પગરસ્તા (સડક) ઉપર રાખતા કેટલાક લોકો આપણે જોઇ શકીએ છીએ. આપણા જૈન બંધુઓ જ તે છબીઓ અને પોસ્ટકાર્ડોને ખરીદ કરી તેઓને એક જાતનું ઉત્તેજન આપતા હોય એમ સ્હેજ કલ્પના થઇ શકે છે. ગમે તે હોય પણ આ જાતની આશાતનાં એક અથવા બીજી દૃષ્ટિએ ખાસ અટકાવવા યોગ્ય લાગે છે, અને તે તરફ સમાજના સુજ્ઞ બંધુઓનું લક્ષ ખેંચીએ છીએ.

(૪) **શ્રી સુકૃતભંડાર ફંડમાં ફાળો:**—શ્રી પર્યુષણ પર્વાધિરાજમાં સુકૃત ભંડાર ફંડ ઉઘરાવવા અમારા તરફથી બનતા પ્રયાસો હાથ ધરવામાં આવ્યા હતા. મુંબઇના શ્રી ગોડીજી મહારાજના દેરાસરના ટ્રસ્ટી સાહેબોને પણ અમારા પ્રયાસમાં મદદ આપવા વિનંતિ કરવામાં આવી હતી. શેઠ મણીલાલ મોતીલાલ મૂલજી–જેઓ તે વખતે ઉકત દેરાસરજીના મેનેજીંગ ટ્રસ્ટી તરીકે કાર્ય કરતા હતા તેઓએ અમારી આ ફંડની સ્કીમને અમલમાં મૂકાવવા આચાર્ય શ્રીમદ્ વિજયવલ્લભ સૂરીશ્વરજીના વ્યાખ્યાનમાં શ્રી સંઘ સમક્ષ અપીલ રજુ કરી હતી. વ્યાખ્યાનમાં હાજર રહેલા અન્ય નેતાઓએ પણ તે સમયે આ સ્કીમને વધાવી લઈ પોતાનો ફાળો આપ્યો હતો. આ પ્રકારે શરૂઆત થતાં શ્રોતાવર્ગમાંથી ફંડ ઉઘરાવવા સૂચના થઈ હતી અને તેમ કરતાં ફંડમાં રૂા. ૨૨૮) વસુલ આવ્યા હતા. અમારા આ પ્રયાસને સફલ બનાવવા માટે શ્રી ગોડીજીના દેરાસરના ટ્રસ્ટી સાહેબોનો આ સ્થાને આભાર માનતાં અમોને આનંદ થાય છે.

(૫) **નવા રેસીડેન્ટ જનરલ સેક્રેટરી:**—શેઠ ચીનુભાઈ લાલભાઇએ પોતાના ઓદ્ધાનું તા. ૫–૭–૨૯ ના પત્ર દ્વારા આપેલ રાજીનામા સંબંધે સંસ્થાની સ્ટેન્ડીંગ કમિટીઓમાં વિચાર થતાં તા. ૨૮–૭–૨૯ ના રોજ મળેલી સભાએ તેઓનું રાજીનામું નહીં સ્વીકારતાં સેક્રેટરી તરીકે ચાલુ રહેવા આગ્રહ કર્યો હતો. તેના જવાબમાં શેઠ ચીનુભાઇ તરફથી આવેલ તા. ૨–૮–૨૯ નો પત્ર-તા. ૧૩ સેપ્ટેંબર ૨૯ ના રોજ સ્ટે. કમિટીમાં રજુ કરવામાં આવ્યો હતો, કમિટીએ વિચાર કરી તેઓએ બજાવેલી સેવાની આભાર સાથે નોંધ લઇ દિલગિરી સાથે રાજીનામું સ્વીકારવાનો ઠરાવ કર્યો અને આ રાજી-

નામાના પસાર થવાથી ખાલી પડેલી જગ્યા માટે બીજી નિમણુંક કરવાના વિચાર પર આવતાં સર્વાનુમતે રા. શેઠ રણછોડભાઇ રાયચંદ મોતીચંદ ઝવેરીની નવા એ. રેસીડેન્ટ જનરલ સેક્રેટરી તરીકે નિમણુંક કરવામાં આવી હતી.

(૬) **કાન્ફરંસનું તેરમું અધિવેશનઃ**—સાદડી મુકામે કૉન્ફરંસનું બારમું અધિવેશન ભરાયા પછી કેટલાક ઉત્સાહી આગેવાનોની ઇચ્છા અને શેઠ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, શેઠ મકનજી જે. મહેતા, શેઠ મોહનલાલ દલીચંદ દેશાઇ, મોહનલાલ હેમચંદ ઝવેરી આદિના શુભ પ્રયાસથી મુંબઇમાં શેઠ કસ્તુરભાઈ લાલભાઇના નેતૃત્વ હેઠળ કન્વેન્શનની બેઠક બોલાવવામાં આવી હતી, અને જેમાં સમાજ-હિતને લગતા કેટલાક પ્રશ્નો ચર્ચાયા પછી આગામી અધિવેશનને ભલામણ કરનારા ઠરાવો થયા હતા. તે પછી શ્રી શત્રુંજયના પ્રશ્ન અંગે શ્રી ખાસ અધિવેશન કલકતા નિવાસી શેઠ બહાદુર સિંહજી સીંધીના પ્રમુખપણા નીચે મુંબઇમાં બોલાવી સમાજમાં નવીન જાગૃતી પ્રકટાવી તીર્થાધિરાજના વિકટ પ્રશ્નમાં કૉન્ફ્રંસે પોતાનો અમૂલ્ય ફાળો આપ્યો હતો, જેના પરિણામે સમસ્ત હિંદના જૈનોમાં સંપ સાથે એક અજબ જુસ્સો પ્રકટ થયો હતો. કૉન્ફરંસના ઉક્ત ખાસ અધિવેશન પછી રા. મકનજી જે. મહેતા, બાર. એટલૉ અને રા. મોહનલાલ બી. ઝવેરી સોલીસીટર જેવા કાર્યકુશળ રેસીડેન્ટ જનરલ સેક્રેટરીઓએ પોતાના ઓદ્દાના રાજીનામાં મોકલાવ્યા તેઓની જગ્યાએ શેઠ ચીનુભાઇ લાલભાઇ સોલીસીટર અને તેઓ સાથે શેઠ નગીનદાસ કરમચંદની નિમણુંક કરવામાં આવી જે તેઓ તરફથી સહર્ષ સ્વીકારવામાં આવી હતી. શેઠ નગીનદાસ કરમચંદે નાદુરૂસ્ત તબિયતના કારણથી કૉન્ફરંસનું કાર્ય કરવા પોતાની અશક્તિ દર્શાવી રાજીનામું આપ્યું. શેઠ ચીનુભાઇ બાલાભાઇએ કલકતા, પાલણપુર, વઢવાણ અથવા તો તેવા અન્ય સ્થળે અધિવેશન ભરવા બનતા પ્રયત્નો કર્યા અને તે તરફના કેટલાક આગેવાન ગૃહસ્થો સાથે પત્ર વ્યવહારની શરૂઆત પણ કરી હતી. દરમ્યાન શેઠ ચીનુભાઇએ પણ રાજીનામું મોકલાવ્યું. બે નવા સેક્રેટરીઓ ચુંટી કાઢવા સ્ટેન્ડીંગ કમિટી સમક્ષ પ્રશ્ન ઉપસ્થિત થતાં રા. શેઠ છોટાલાલ પ્રેમજી અને રા. શેઠ રણછોડભાઇ રાયચંદ મોતીચંદ ઝવેરીની નિમણુંકો કરવામાં આવી.

મહારાષ્ટ્ર પ્રાંતમાં 'જુન્નેર' મુકામે કૉન્ફરંસનું અધિવેશન થાય એમ મહારાષ્ટ્રના કેટલાક ઉત્સાહી બંધુઓની ઇચ્છા થતાં તેઓએ પ્રથમ મુંબઇમાં કેટલાક આગેવાનો સમક્ષ પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી, અને તે માટે નિશ્ચય કરવા શેઠ મોતીલાલ વીરચંદ–સેક્રેટરી શ્રી મહારાષ્ટ્રીય જૈન શ્વે. પ્રાંતિક પરિષદ્–ને આ સંબંધે વાટાઘાટ કરવા મોકલ્યા હતા. તેઓ તથા મહારાષ્ટ્રના અન્ય આગેવાનો તા. ૧૨–૧૦–૨૯ ના પત્ર દ્વારા જુન્નેરમાં અધિવેશન ભરવા આમંત્રણ આપતાં સ્ટેન્ડીંગ કમિટીની મિટીંગ બોલાવવા આગ્રહ કર્યો હતો. આ ઉપરથી સંસ્થાની સ્ટેન્ડીંગ કમિટીની એક સભા તા. ૧૪–૧૦–૨૯ સોમવારના રોજ રાતના સ્ટાં. ટા. ૮ વાગતે સંસ્થાની ઑફીસમાં રા. શેઠ ગોવિંદજી ખુશાલના પ્રમુખપણા હેઠલ મળી હતી, જે વખતે શેઠ મોતીલાલ વીરચંદે હાજરી આપી કેટલીક હકીકતો રૂબરૂમાં રજુ કરી હતી. કમિટીએ આજુબાજુના સર્વ સંજોગો વિચારી સર્વાનુમતે નીચે મુજબ ઠરાવ કર્યો:—

"રા. શેઠ મોતીલાલ વીરચંદ તરફથી કૉન્ફ્રંસના અધિવેશન સંબંધે આવેલ પત્રની નોંધ આજની સભા આભાર સહિત લે છે અને ઠરાવ કરે છે કે જુન્નેર મુકામે માઘમાસ લગભગ કૉન્ફ્રંસ બોલાવવા સંબંધે ઑલ ઇંડીઆ સ્ટેન્ડીંગ કમિટીના સર્વે સભ્યોને પત્રો લખી તેઓના અભિપ્રાય આશુ વદ ૦)) સુધીમાં મેળવવા અને તે અભિપ્રાયો કૉન્ફરંસની આવતી સ્ટેન્ડીંગ કમિટી (સ્થાનિક) સમક્ષ રજુ કરી તે પર વિશેષ વિચાર કરી નિર્ણય ઉપર આવવું."

ઉપરોક્ત ઠરાવ અન્વયે નીચે મુજબ એક પત્ર તા. ૧૫ મી ઑક્ટોબર ૧૯૨૯ ના રોજ (જા. નં. ૧૩૭૩) લખવામાં આવ્યો હતો:—

## શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ ઑલ ઇંડીઆ સ્ટેન્ડીંગ કમિટીના મેમ્બરો જોગ.

સુજ્ઞ શ્રી,

સવિનય વિજ્ઞપ્તિ કે અત્યારે જૈન કોમમાં અનેક પ્રશ્નો ઉપસ્થિત થયા છે તેના સંબંધમાં સામાજિક નજરે વિચાર કરવાની જરૂર છે. અત્યારે વાતાવરણ સંક્ષુબ્ધ થયું છે, તેના સંબંધમાં માર્ગસૂચક ઠરાવો કરવાનો અવસર આવી લાગ્યો છે. કૉન્ફરન્સ ઑફિસ પર તે સંબંધી પત્રો આવ્યા છે અને જાહેર પત્રોમાં સૂચનાઓ થઈ છે. આ પ્રસંગે કૉન્ફરન્સ જેવું મોભાદાર મંડળ પોતાનો અભિપ્રાય વિચાર કરી જાહેર કરે તે સર્વમાન્ય થઇ પડવાનો ઘણો સંભવ રહે છે.

દરમ્યાન, મહારાષ્ટ્રના આપણા અનેક ઉત્સાહી ભાઇઓ એક કેન્દ્રસ્થ સ્થળમાં કૉન્ફરન્સનું અધિવેશન કરવા તૈયાર થયા છે એવો પ્રસંગ મળતાં આપણે વિચારવિનિમય કરવાનું બની આવશે અને આપણી અનેક ગુંચવણોનો નીકાલ થઈ જશે. કૉન્ફરન્સનું અધિવેશન જેમ બને તેમ જલદી થાય તે ઇષ્ટ છે, એમ કેટલાક ભાઇઓનો મત થતાં એ સંબંધમાં છેવટનો નિર્ણય કરવા પહેલાં ઑલ ઇંડીયા સ્ટેન્ડીંગ કમિટીનો વિચાર જાણવાની જરૂર લાગી છે.

તો આપશ્રીને વિજ્ઞપ્તિ કે આવતા માધ માસ લગભગમાં મહારાષ્ટ્રમાં કૉન્ફરન્સનું અધિવેશન કરવા સંબંધમાં આપનો અભિપ્રાય જરૂર લખી મોકલશો. આવી મહત્વની બાબતમાં અભિપ્રાય આપ્યા વગર ન રહેશો એવી વિજ્ઞપ્તિ છે. અત્યારની બાબતોમાં વિચાર કરવાની ખાસ જરૂર છે અને વિચાર કરવા માટે સાધન અને તક ઉભા કરવા યોગ્ય લાગે છે.

આપ બરાબર વિચાર કરી દિવાળી (તા. ૩૧-૧૦-૨૯) પહેલાં અમને મળે તેમ આપનો જવાબ લખી મોકલશોજી. એટલે એ સર્વ પત્રનો સાર તુરતમાં સ્થાનિક સ્ટેન્ડીંગ કમિટી સમક્ષ રજુ કરી છેવટનો નિર્ણય રજુ કરવામાં આવશે.

આપ જવાબ જરૂર તુરત લખશોજી.

આ પત્રના જવાબમાં અમોને ગુજરાત, કાઠીઆવાડ, પંજાબ, બંગાલ, સંયુક્તપ્રાંત, સિંધ, કચ્છ, મહારાષ્ટ્ર, મધ્યહિંદ, મેવાડ, મારવાડ, માળવા, દિલ્હી આદિ હિંદના લગભગ સર્વે પ્રાંતોના તથા સ્થાનિક સ્ટેન્ડીંગ કમિટીના સભ્યો તરફથી પણ અભિપ્રાયો પ્રાપ્ત થયા હતા. ૫૧ સભ્યોએ અધિવેશન ભરવાની તરફેણમાં, ૩ સભ્યોએ અસ્પષ્ટ (સંદિગ્ધ) રીતે, તથા ૧ સભ્યે વિરૂદ્ધમાં અભિપ્રાય લખી મોકલાવતાં તે સર્વે છેવટના નિર્ણય માટે કૉન્ફરંસની તા. ૭-૧૧-૨૯ ની સ્ટેન્ડીંગ કમિટી સમક્ષ રજુ કરવામાં આવ્યા હતા, જે સમયે શેઠ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, શેઠ જીવતલાલ પ્રતાપશી, શેઠ મકનજી જે. મહેતા, રા. મોહનલાલ દલીચંદ દેશાઇ, શેઠ મોહનલાલ બી. ઝવેરી, શેઠ રણછોડભાઈ રાયચંદ, શેઠ છોટાલાલ પ્રેમજી, શેઠ કકલભાઇ બી. વકીલ, શેઠ મુળચંદ હીરજી, શેઠ ગોવિંદજી ખુશાલ, શેઠ હીરાલાલ મંછાચંદ શાહ, શેઠ ઓધવજી ધનજી શાહ, શેઠ વીરચંદ પાનાચંદ, શેઠ નાનચંદ કે. મોદી, શેઠ નાનજી લધાભાઇ, શેઠ પરમાણંદ કુંવરજી કાપડીઆ, શેઠ લલ્લુભાઇ કરમચંદ, શેઠ વાડીલાલ સાંકળચંદ, શેઠ મગનલાલ મુળચંદ, શેઠ નરોત્તમ ભગવાનદાસ શાહ અને શેઠ ચુનીલાલ વીરચંદ એ હાજરી આપી હતી. પ્રમુખસ્થાન શેઠ મકનજી જુઠાભાઇ મહેતા, બાર. એટ-લૉ ને આપવામાં આવ્યુ હતું. કાર્યક્રમ હાથ ધરતાં ઉપર જણાવવામાં આવેલા અધિવેશન ભરવા સંબંધેના અભિપ્રાયો વાંચી સંભળાવવામાં આવ્યા હતા. તે ઉપર વિચાર કરતાં સર્વે ઉપસ્થિત સભ્યોએ પોતાના મત, આમંત્રણ સ્વીકારી અધિવેશન ભરવાની તરફેણમાં આપ્યા હતા. પરિણામે રા. શેઠ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, સોલીસીટરે નીચેનો ઠરાવ રજુ કરતાં સમાજમાં ફેલાયેલી અશાંતિ અને તેથી ઉત્પન્ન થતાં નુકશાનોનું સંક્ષેપમાં દિગ્દર્શન કરાવ્યું હતું. તે સાથે કૉન્ફરંસ જેવી સંસ્થાએ સમાજ હિત માટે કરવાનાં કાર્યો તરફ સભ્યોનું લક્ષ ખેંચ્યું હતું. આ ઠરાવને રા. મોહનલાલ દલીચંદ દેશાઈ બી. એ. એલ એલ. બી. એડવોકેટ તરફથી ટેકો આપવામાં આવ્યો હતો.

**ઠરાવઃ**—'ઑલ ઈંડીઆ સ્ટેન્ડીંગ કમિટીના કૉન્ફરંસના અધિવેશન ભરવા સંબંધી આવેલા અભિપ્રાયો વિચારતાં આગામી કૉન્ફરંસના અધિવેશન માટે શ્રી જુન્નેરનું આમંત્રણ આવ્યું છે તે સ્વીકારવું."

આ ઠરાવને સર્વે સભ્યોએ હૃદયપૂર્વક વધાવી પાસ કરવા અનુમતિ દર્શાવી હતી અને પ્રમુખે તે

મુજબ ઠરાવ સર્વાનુમતે પાસ થએલો જાહેર કર્યો હતો.

(૭) **કૉન્ફરંસનો સં. ૧૯૮૪ ની સાલનો હિસાબઃ**—સંસ્થાની તા. ૭-૧૧-૨૯ ના રોજ મળેલી સ્ટેન્ડીંગ કમિટીની બેઠક વખતે સં. ૧૯૮૪ની સાલનો ઑડિટ થએલ હિસાબ સરવૈયું તથા આવક-જાવકનો હિસાબ રજુ કરવામાં આવતાં શેઠ નાનચંદ કે. મોદીની દરખાસ્તને શેઠ વાડીલાલ સાંકલચંદનો ટેકો મળતાં સર્વાનુમતે પાસ કરવામાં આવ્યો છે. આ હિસાબ અન્યત્ર પ્રકટ કરીએ છીએ.

(૮) **ઑડીટરની નિમણુંકઃ**—સંસ્થાના ઑનરરી ઑડિટર તરીકે છેલ્લા ચાર વર્ષથી શેઠ નરોત્તમ ભગવાનદાસ શાહ પોતાના સમયનો ભોગ આપી સેવા બજાવી રહ્યા છે, તેની નોંધ લેતાં અમે તેઓનો આભાર માનીએ છીએ. સંવત્ ૧૯૮૪ ની સાલનો હિસાબ તેઓએ તપાસી આપતાં સંસ્થાની સ્ટેન્ડીંગ કમિટીએ પાસ કર્યો છે અને આવતા વર્ષ-એટલે કે સં ૧૯૮૫ ની સાલ માટે ફરી તેઓની ઑનરરી ઑડિટર તરીકે-નિમણુંક સ્ટેન્ડીંગ કમિટી તરફથી કરવામાં આવી છે.

(૯) **જૈન તીર્થોના ઇતિહાસ સબંધે અમારો ખુલાસોઃ**—જૈનજીવનના ગતાંકમાં 'સત્ય શું છે' ના મથાળા હેઠલ જે ટીકાઓ કરવામાં આવી છે તેના ખુલાસા રૂપ ઉક્ત પત્રના તંત્રી ઉપર જા. નં. ૧૨૧ તા. ૩૦-૧૧-૧૯૨૯ ના રોજ લખવામાં આવેલ છે જે અત્રે પ્રકાશિત કરીએ છીએઃ—

મે. અધિપતિજી 'જૈનજીવન.' પુના.

વિ. આપના તા. ૨૧ નવેમ્બર ૧૯૨૯ ના અંકમાં 'સત્ય શું છે' ના મથાળા હેઠળ ભાઇ નાથાલાલ છગનલાલ શાહ પાલણપુર વાલા તરફથી પ્રકટ થનાર શ્રી જૈન તીર્થોના સચિત્ર ઈતિહાસ નામક પુસ્તક સંબંધે કેટલીક હકીકતો જનતામાં ગેરસમજ ફેલાવનારી હોઇ અમારે જણાવવું જોઇએ કે કૉન્ફરંસે આ ઐતિહાસિક સાહિત્ય બહાર પાડવાના કાર્યમાં આ ભાઇને કોઇ પણ જાતની નાણાં સંબંધી સહાયતા આપવાનું ઠરાવ્યું નથી. માત્ર આ પુસ્તકના ગ્રાહકો પાસેથી ડિપાઝીટના જે રૂપીઆ આવે તે ઑફિસમાં જમા રાખવા સિવાય અમારે તે સાથે વિશેષ સંબંધ નથી, અને કિંમત માટે જે ટીકા 'સાહિત્ય પ્રેમી' તરફથી કરવામાં આવી છે તે આ જાતના ઐતિહાસિક સાહિત્ય અને તેને મેળવવા પાછળ થતાં ખર્ચથી તદ્દન અજાણ્યા હોય એમ સ્પષ્ટ જણાઈ આવે છે. શોધખોળના કાર્યો મહેનત અને આત્મભોગ શિવાય થઈ શકતા નથી અને તે બીના લક્ષમાં રાખતાં-ખર્ચના પ્રમાણમાં-અમોને તો આ પુસ્તકની કિંમત વ્યાજબી જણાય છે.

આશા છે કે આ ખુલાસો આપના આવતા અંકમાં જરૂર પ્રસિદ્ધ કરી આભારી કરશોજી. પત્રની પહોંચ સ્વીકારવા વિનંતિ છે.

---

## શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરંસનું સંવત્ ૧૯૮૪ ના આસો વદ ०)) સુધીનું સરવૈયું.

જ — ઉ

| જ | ઉ |
|---|---|
| ૧૦૯૦૦-૫-૯ શ્રી ખાતાઓ. | ૧૩૬૨-૯-૯ શ્રી અંગત લ્હેણા ખાતે. |
| ૪૩૭૦-૯-૬ શ્રી કૉન્ફરંસ નિભાવ ફંડ ખાતે જમા. | ૪૪-૩-० ઉપદેશક વાડીલાલ સાંકળચંદ ના ખાતે ઉધાર. |
| ૬૪૨૯-૫-૩ શ્રી પુસ્તકોદ્ધાર ફંડ ખાતે જમા. | ૧૨-૮-૩ ઉપદેશક રાજમલ ભગવાનદાસના ખાતે ઉદાર. |
| ૭૬-०-० શ્રી પુસ્તક વેચાણ ખાતે જમા. | ૪૯-०-૯ ઉપદેશક હરસનદાસ વનમાળીના ખાતે ઉધાર. |

૧૫-૦-૦ શ્રી જીવદયા ખાતે જમા.

૧૦૬૦૦-૫-૯

૮૪૨૨૧-૨-૧ શ્રી વ્યક્તિગત ખાતાંઓ.

૧૩૩૫૬-૬-૭ શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ ખાતે જમા.

૧૦૦૦૦-૦-૦ શ્રી બીજી કૉન્ફરંસ રિશેપ્શન કમિટી ફંડ ખાતે જમા.

૪૯૨૮૬-૧૦-૩ શ્રી બનારસ હિંદુ યુનિવર્સિટી જૈન ચેર આદિ મદદ ફંડ ખાતે જમા.

૬૮૦૯-૭-૩ શ્રી શત્રુંજય પ્રચાર કાર્ય ફંડ ખાતે જમા.

૧૦૫૮-૯-૬ શ્રી અણઘટતા આક્ષેપો લખાણો માટે યોગ્ય ઉપાયો લેવાના ફંડ ખાતે જમા.

૩૪૭૦-૬-૯ શેઠ ફકીરચંદ પ્રેમચંદ સ્કૉલરશિપ પ્રાઇઝ ફંડ ખાતે જમા.

૧૪-૯-૯ રા. શંભુલાલ જગશી અમદાવાદ વાળા ખાતે જમા.

૨૨૫-૦-૦ ઉપદેશકોના પગાર ખાતે જમા.

૮૪૨૨૧-૨-૧

૯૫૧૨૧-૭-૧૦

૮૮-૧૧-૦ શ્રી જૈન ધર્મ પ્રચારક સભા ભાવનગર ખાતે ઉ.

૫૫૦-૦-૦ ધી ડાયમંડ જ્યુબીલી પ્રિ. પ્રેસ અમદાવાદ ખાતે.

૧૨-૧૧-૯ બાબુ કીર્તિપ્રસાદજી ખાતે.

૨૫૦-૦-૦ મી. હરીલાલ એન. માંકડ ખાતે.

૧૦૦-૦-૦ પ્રૉ. પી. એલ. વૈદ્ય ખાતે.

૧૧૩-૫-૬ સીપાઇ રામજી દેવજી ખાતે.

૧૦૯-૧૨-૦ શેઠ મુળચંદ આશારામ ઝવેરી અમદાવાદ ખાતે.

૩૦-૦-૦ મી. મંગળદાસ ત્રીકમલાલ ઝવેરી મુબાઇ વાળા ખાતે.

૨-૫-૬ મી. માણેકલાલ ડી. મોદી ખાતે.

૧૩૬૨-૯-૯

૯૧૦૯૭-૪-૦ શ્રી સિક્યોરિટીઓ તથા રોકડ.

૧૦૦૦૦-૦-૦ સીટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ બોંડ ખાતે.

૭૫૦૦-૦-૦ સાડા ત્રણ ટકાની સન્ ૧૯૦૦-૧ ની લોન ખાતે.

૪૯૬૮૪-૪-૭ સાડા ત્રણ ટકાની જૂદા જૂદા સનની લોન ખાતે.

૩૦૦૦-૦-૦ ત્રણ ટકાની લોન ખાતે.

૪૦૦૦-૦-૦ પોસ્ટલ કેશ સર્ટિફિકેટ ખાતે.

૧૪૭૨-૧૩-૨ બેંક ઓફ ઇંડીઆના ચાલુ ખાતે.

૪૯૦૦-૦-૦ બેંક ઓફ ઇંડીઆના સેવિંગ બેંક ખાતે.

૧૦૦૦૦-૦-૦ બેંક ઓફ ઇંડીઆ લી. ના ફિક્સ્ડ ડિપોઝીટ ખાતે.

૩૫૦-૧-૩ ઇમ્પીરિઅલ બેંક ઓફ ઇંડિઆના ચાલુ ખાતે.

૧૯૦-૧-૦ શ્રી પુરાંત રોકડ
ઑફીસમાં.

૯૧૦૯૭-૪-૦

૨૬૬૧-૧૦-૧ શ્રી ખાતાંઓ.

૬૮-૨-૬ શ્રી જૈનયુગ ખાતે.
૧૪૬૨-૨-૦ શ્રી જૈન ગુર્જર કવિઓ પ્રથમ ભાગ ખાતે.
૧૬૧-૫-૧૦ શ્રી કૉન્ફરંસ ખાસ અધિવેશન ખાતે.
૭૨૩-૧૦-૩ શ્રી ડેડ સ્ટૉક ફ઼રનીચર ખાતે.
૧૧૫-૮-૦ શ્રી લાઇબ્રેરી ખાતે.
૩-૧૫-૬ શ્રી ન્યાયાવતાર ખાતે.
૧૩૪-૧૪-૦ શ્રી જૈન ગુર્જર કવિઓ ભાગ ૨. ખાતે.

૨૬૬૧-૧૦-૧

૯૫૧૨૧-૭-૧૦

I have examined the cash book, Ledger and the Vouchers. I have obtained all the explanation I demanded and to the best of my knowledge, the above Balance-Sheet truly represents the condition of the Conference as at Asho Vad 30th. Samvat 1984. I have seen the receipt of the Securities lying with the Bank of India Ltd.

Bombay, 29-10-29 Sd. **NAROTTAM B. SHAH.**
Hony. Auditor.

નોટ: સ્થળ સંકોચના લીધે આ અંકમાં આવક જાવકનો હિસાબ તથા સિક્યોરિટીઓનું લિષ્ટ આપી શક્યા નથી.

---

## ગ્રાહકોને વિનંતિ.

ચાલુ નવી સાલનું લવાજમ રૂ. ત્રણ આ અંક મળેથી મોકલી આપવા તસ્દી લેવી. હવે પછીનો અંક પણ તૈયાર જ છે એટલે લવાજમ મોકલી આપવામાં નહિં આવ્યું હશે તો આવતો અંક વી. પી. થી મોકલવામાં આવશે તો તે સ્વીકારી લેવા વિનંતિ છે.

**જૈનયુગ-ઑફીસ.**
C/o. જૈન શ્વેતાંબર કૉન્ફરંસ.
૨૦, પાયધોની, મુંબઈ ૩.

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

વાર્ષિક લવાજમ રૂ. ત્રણ.

પુસ્તક ૫ | માગસર-પોષ

અંક ૪-૫ | ૧૯૮૬



માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

એડવોકેટ હાઇકોર્ટ, મુંબઈ.

# અનુક્રમણિકા.



## સૂચનાઓ—

૧ આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર છે.

૨ અભ્યાસ, મનન અને શોધખોળના પરિણામે લખાયેલા સર્વ લેખો, વાર્તાઓ અને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩ લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પરબારો પત્રવ્યવહાર કરવો.

૪ કોઇપણ લેખ પૂર્વે જાતે કે બીજાએ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન મોકલવો.

૫ લવાજમ સંબંધી તેમજ જૈનયુગ મંગાવવા કે ન પહોંચ્યાની ફર્યાદ કરવા વગેરે સર્વ બાબતનો પત્રવ્યવહાર જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિસ, ૨૦ પાયધુની મુંબઈ નં. ૩ એ સરનામે કરવો. તે માટે તંત્રીને તસ્દી આપવી નહિ, તેમ તે પર તંત્રી ધ્યાન આપી શકશે નહિ.


મોહનલાલ દલીચંદ દેશાઈ, B. A. LL. B.
એડવોકેટ હાઇકોર્ટ લોહારચાલ, મુંબઈ, માનદ તંત્રી.



પ્રાપ્તિસ્થાન ને પત્રવ્યવહાર.
જૈન શ્વે. કૉન્ફરન્સ ઑફિસ, ૨૦ પાયધુની મુંબઈ.

# જૈનયુગ.

卐


માથા દીઠ ભાગ્યેજ દશ હજારમાંથી એક મોટરકાર રાખી શકે તેમ છે. આવી સ્થિતિ છતાં આપણે આપણો દેખાવ ટકાવી રાખવા માટે બાપીકી મિલ્કતો આરગેજ મૂકીને અથવા કરજ કરીને પણ મોજશોખ કરીએ છીએ. જેમ તમામ દરદોમાં ક્ષયનો રોગ ઘણો ભયંકર છે તેવીજ રીતે કેળવણીએ આપણા પર અદૃશ્ય રીતે છત મેળવી ભયંકર અસર કરી છે. મેકૉલે એ ભવિષ્યસૂચનકાર પેઠે કહ્યું હતું કે આપણે હિંદીઓનો એવો વર્ગ ઉત્પન્ન કરવો જોઈએ કે જે લોહી અને રંગમાં હિંદી હોય પણ તેમનો શોખ ઇંગ્લિશ હોય. પ્રભુને ખાતર તમે નકલ કરતાં શીખશો નહિ. નકલી પીંછાંવાળા જાનવરની સ્થિતિ કઢંગી થઇ પડે છે.

—સર પ્રફુલ્લચંદ્ર રૉય.


પુસ્તક ૫ | વીરાત્ ૨૪૫૬ | વિ. સં. ૧૯૮૬ | માગસર-પોષ. અંક ૪-૫


# On the Results of Critical Research into the Siddhanta.


By

Professor Walthes Schubring Ph. D.


The great Indian scholar, Ramkrishna Gopal Bhandarkar, on returing from his visit to the Congress of Orientalists held at Vienna in 1886, published a lecture on his impressions in the Journal of the Bombay Branch of the Royal Asiatic Society, Nr. XLVI, in which he says: " The great excellence of German scholarship consists in the spirit of criticism and comparison that is brought on the facts that come under observation, and the endeavour made to trace the gradual development of thought and language and to determine the chronological relations of events. " The manner in which Indian philology has developed since these words were written does not allow of applying this description solely to the German scholars. For although a number of literary monuments have been critically examined for the first time by Germans, critical research may nevertheless be said to be essentially in accordance with the structure of the European and American mind in general.

I may not suppress the fact that Dr. Bhandarkar utters some doubts which to a certain degree must be said to be justified. For it stands to reason that criticism must not be exaggerated, that it must be founded on "innate ability and naturally sound judgment". But then every scholar applying the critical method to his work is of course convinced that he possesses both these gifts and that errors and exaggerations of which he may have been guilty, will be set right, sooner or later, by the public discussion of his work. But the resistance which is to be felt in Dr. Bhandarkar's words and which probably most of his countrymen will feel with him, lies rather within the sphere of sentiment than in the sphere of intellect. The imperishable works, religious and literary, of ancient and mediaeval India are too near the heart of the Hindu than that it should always be agreeable to him, that Western scholars should scrutinize them and examine their pretensions to age, authenticity and homogeneousness. In this respect the European thinks differently. For a long time and during different periods scholars had been at work examining the two great epics of Ancient Greece, the Iliad and the Odyssey, with regard to their origin and composition, when, in 1795, the German scholar F. A. Wolf became the father of methodical Homeric research, on which since then classical scholars try their discrimination. The German's Mahabharata is the "Nibelungenlied"; since 1816, this highly revered work, too, was brought, by Lachman, into the range of vision of what may be termed the historical spirit in philology. Biblical research began at a much earlier date, but especially in the last century the Christian divines have learned to admit, even in these questions, affecting so nearly their feeling and their creed, the existence of various sources, of older and younger parts, of parts genuine and spurious. Now what is the general result, which all these researches into the three greatest works of western antiquity have in common? Far from breeding indifference and coldness towards these works, they have only strenghthened our reverence and love for them. For in the first place the impression which the spirit and the wisdom of the old poems and tenets will leave, will be the deeper the more searchingly they have been studied. In the second place this disintegration of the elements will have the result that the genuine parts stand out in their full splendour; more distinctly than before we recognize the will and the words of Christ, of His Apostles, of the old Biblical Authors and of the poets of old Greece and Germany. And those parts which we

make out to be of younger origin, are none the less of great value to us. For, being the expression of a later time and its religious and poetical sentiments, they are eminently characteristic of the development of the human mind and its attitude towards the monuments of past times which it is for ever striving to preserve, to defend, or to interpret anew.

These few words I felt obliged to say before presenting to my Indian friends, the Jains, a few specimens of the notions, I have conceived through applying the above-mentioned critical method to some texts of the old Siddhānta. The employment of this method would lead to results identical with those described above: not only would the condition and the creed during some of the earlier periods of the Jain Church come out more clearly as far as they have not already been made more tangible by the researches especially of Prof. Jacobi, but we would also behold more clearly the venerable figure of the Lord Mahavira; perhaps we might even learn to discriminate between His own words and those attributed to Him to further some pious design. I may mention here only a few facts taken from my German editions of the Ayaranga× ( Acharanga ) Kappa (Kalpasutra), Nisiha (Nisitha), Mahanisiha (Mahanisitha). Vavahara (Vyavahra) and from some other texts and translations as yet unprinted.

× Works written in Prakrit I quote by the prakrit title belonging to them or due to them.

The comparative examination of the two oldest collections of Jain monastic rules allows an insight into their relation to each other and their composition. *Kappa* and *Vavahara* must not be separated; on the contrary they serve as supplements to one another. Anybody reading the two texts will notice instantly that the words *niggantha*, *nigganthi*, *bhikkhu* which denote the Jain monk or nun, interchange with each other here. On comparing the sutras in which these different terms are found, with regard to their contents, it is seen that in the *bhikkhu*-sutras, as I should call them, the monk is considered in the first place in the quality of culprit (*bhikkhu ya ahigaranam kattu...*), of confessant (*bhikkhu ya...padisevitta aloejja*), of penitent (*pariharakappa-tthie bhikkhu*) and in the quality of faster (*bhikkhu ya uggaya-vittie...*). In the second place the bhikkhu-sutras treat the death of a monk or a teacher -and the consequences resulting therefrom for his companions and subordinates (*bhikkhu ya ahaccavisambhejja...*), and in the third place the rules for the behaviour of a monk towards his superiors are laid down (*bhikkhu ya icchejja...*) especially in the case of

his leaving the "gana". A number of rules in Kappa and Vavahara are not bhikkhu-sutras, properly speaking, as the word *bhikkhu* does not occur in them, but on account of their contents and their mode of expression they may not be separated from the former. They treat the superiors themselves and their replacement or occupy themselves with the matters mentioned above with regard to the "companions" (*sahammiya*) or with regard to monks partly engaged in absolving a penance (*parihariya* and *aparihariya*).

The *niggantha*-sutras it is not possible to group together in this way. They form a variegated collection of what is lawful and proper in the different sphere of monastic life. The comprehensive expression for this is Kappa and from it the collection has received the name Kappa-sutta. Now, starting from the fact that in the Kappa the niggantha-sutras are in the majority, whereas in the Vavahara the bhikkhu-sutras prevail, it must be supposed that the kind of sutras prevalent in either text forms its primary component, an isolated minority of which has somehow got into the other text. We must therefore assume the existence of an older Kappasutta, lost to us, which did not contain any bhikkhu-sutras, and of an older Vavaharasutta without the niggantha-sutras. The *Kappa* is the fundamental law.× *Vavahara* comprises the more minute regulation of gradation and subordination and of the proceeding against persons guilty of transgressing the law, which were worked out when once the *kappa* had been fixed. It is quite in keeping with this succession in the genesis of the two collections that in the old times we find their names arranged in the order Kappa-Vavahara, in the reverse order of to-day.

The two texts have some other kinds of sutras in common. Those terming the monk *samana niggantha* occupy themselvss with the district (*oggaha*) in which he may live and with the inhabitants of which he may have intercourse (e. g. K. 3, 29-33), and also with his spiritual age (*pariyaga*; e. g. V. 3, 3-10). The sutras of this third class are of later origin than the ones treated hitherto. This is shown clearly by the fact that the canonical literature is known to them in its full expansion, so that K. and Vav. themselves are mentioned. We observe, moreover, in the Pajjosavanakappa (i. e. the Samacari in the "Kalpasutra of Bhadrabahu"), that the introduction and conclusion speak, in opposition to the principal part, of *samana niggantha*; they quite evidently form the subsequently written

× Isolated sutras of both kinds are to be found in the Thananga (Sthananga) and in the Viyahapannatti (Bhagavati).

frame of the whole. In the texts not exclusively disciplinary we have *samana niggantha* as the usual term in monastic rules and in other connexions (compare for instance the Thananga ).

Kappa and Vavahara have further more in common enumerations occurring in some sutras (e. g. K, 4, 1–8, V. 6,2 foll.) They also hardly belong originally to one of the two collections; the expression *"pannatta"* shows that they do not make new statements, but only summarize tenets already existent.

Lastly the *sagariya*-sutras must be mentioned which treat the host of the monk and gifts proceeding from him (e. g. K. 2, 19–28).

The texts Kappa and Vavahāra, then, as known to us to-day, are the result of a fusion of these five sources. A few sutras it is not possible to place in any of them; and several additions beginning with the words *se kim ahu bhante* are quite obviously of later origin, as they are attached to sutras of the different groups mentioned above. The same probably is the case with some sentences using a peculiar mode of expression, e. g. K. 4,14. To Kappa and Vavahara belongs together with the before-mentioned Pajjosavanakappa. In this text also the two main groups are to be discerned. With regard to the special intention of the collection they have been brought to an outward conformity through the use of the same opening words, which proves the text to be of later origin than Kappa and Vavahara. For disciplinating rules after the manner of the Vavahara there was no room in this collection adapted as it was to the special conditions of the rainy season.

My exposition, the references to which will be found in my edition of the Vavahara and Nisihasutta, has proved to us that the precepts for nigganthas and bhikhus are the oldest ones, the former word being used earlier in its technical sense than the latter. The texts mentioned hitherto belong to an earlier period than the great collections we now shall have to examine, viz. the *Nisiha*sutta and the first and second Cula of the Ayaranga. This is proved by a grammatical observation. The word *niggantha*, occurring already in the Magadhi as *niyantha*, has the feminine *nigganthi*. This is also used for the feminine in the bhikkhu-sutras of Kappa and Vavahara–the Pajjosavanakappa has no example–instead of bhikkhuni (compare Vav. 5,11 foll. with 4,11 foll.). The same is the case in the Nisiha, compare 4,23 foll 12,2. The form *niggantha* is met with only one in the Nisiha, viz. 17,15. Its occurrence is explained by the fact that sutra 15 begins with *ja nigganthi*,

which quite naturally is not followed by *bhikkhu* but by the corresponding male form *nigganthe*. The next groups of sutras follow this example. Only in the second srutaskandha of the Ayaranga (and once before in the Vimoha in Ayaranga I) *bhikkhu* and *bhikkhuni* appear in juxtaposition and in almost exclusive use. Only in a very few passages still speak of *niggantha* and *nigganthi*, viz. the beginning of the Vatthesana and Paesana. These regulations, contracting strongly with the bulk of rules as to contents and outward appearance, and, standing moreover at the beginning of their sections must of necessity be older than what follows. For also the bhavanas in II 15 which speak only of *niggantha*, are attested as already existent by K. 3,24.

Although on the strength of this observation we have ascertained that the Nisiha is on a level with the Vavahara, it is nevertheless younger than the latter, since into its last section it has received the greater part of Vavahara 1. On the other side it would precede the first and second Culas of Ayaranga II. Though on first sight it seems to be quite natural that the numerous sutras of the Nisiha corresponding with sutras in the Ayaranga should have been taken from the latter, the relation of the two texts is probably of a different kind. For the Culas of the Ayaranga are more or less a mixture of fragments of different origin (the foregoing observation concerning the word *niggantha* reveals only two such cases ). This shows them to be a selection of rules already existent. To a far greater extent these rules-together with a number of regulations from Kappa and Vavahara-have been received into the Nisiha. The Nisiha therefore does not borrow from the Ayaranga; both borrow from one and the same source or from several sources. That these sources were made use of to such an extent by the Nisiha, may have been the cause or their loss. Our conjecture is strengthened by a comparison between the careful arrangement of the matter in the Ayaranga and the lack of a perceptible order in the composition of the Nisiha. A retrogression from the former to the latter cannot well be explained.-Tradition asserts that the Nisiha belonged, for a time, to Ayaranga II as fifth Cula. One should say that the designation Nish'ajjhayana dates from this period.

In the texts treated hitherto the analysis and the rearrangement of the precepts could be accomplished, for the greater part, on the strength of the outward appearance of the sutras. A confusion in the use of the terms, in those old times when the rules for monks and nuns were first fixed and given an authoritative and

binding from, is as little to be thought of as nowadays a decree which in the course of its paragraphs would apply different terms to one and the same object in thorough confusion. For in every governmental precept, whether issued by secular or by clerical rulers, the unambiguous, homogeneous designation of the object is the fundamental condition of its efficiency and lucidity. Now if the parts grouped together on the strength of outward criteria fit into each other also in their contents, their homogeneousness may be looked upon as definitely proved.

But it is not always a case of simply being guided by certain characteristic terms. When analyzing the *Mahanisiha*, I had to survey greater portions. I found the composition of the text to be the following:—

A. On unreserved confession: Chapter I.

B. On the fatal consequences of evil deeds: 2 I–foll.

C. On the shunning of intercourse with bad fellow monks:

  a. The species of the single monk worthy of censure 3 I, XIII foll., the consequences of the intercourse with such: 4.

  b. A description of the bad gaccha: 5 III

  c. A description of the bad teacher: 5 IV–VIII.

D. On fidelity towards the precepts: 6 I, III–V, VIII foll.

The legends of D besides this lay great stress upon:

E. The unreserved confession 6 VI and upon penance: 6 V. 6 II foll. VII treat both these themes.

Supplement: {Concerning the penance: 7 I–III, V foll. Concerning disregard of the penance: 7 VII; 8.

This shows the composition of the Mahanisiha to be carefully considered. A middle part systematically arranged is inserted into the main discourse. It is written in prose, the main discourse–always taken as a whole–in verse. Starting from the confession it returns to this theme at least by indications. The themes B and D stand in a natural connection by their train of thought. Finally, even if the last two chapters were not expressly stated, in the colophon, to be a supplement, the arrangement of Chapter 1–6 would show them to be such. They are logical suppplements of the main part: confession is followed by penance.

In this composition and its supplement we are able to discern several inserted pieces. Thus we designate those portions, which, from outward or inner reasons contrast distinctly with the rest. These are:

A description of sexual sensations 2 VI–IX.

A treatise on "fasting to show reverence" with an inserted piece dealing with the piety of monk and layman 3 II-XII.

A description of the good and bad teacher and gaccha 5 II.

Spells and magic emblems protecting from perils 7 IV.

In contradistinction to the confusion of the texts above mentioned, we perceive as said before, a carefully considered arrangement of matter in the Mahanisiha. We see here (the fact is proved by a grammatical study of the entire work, the results of which I of course cannot give in detail within the compass of this essay) a single scholar at work, combining trestises on different subjects which, however, stand in a certain connection with each other, and erecting from this material a carefully thoughtout structure; the whole he then clothes in the language in which his own individual mode of thinking expresses itself. May it fall to my lot to publish this text which is so interesting in every respect. The manuscripts at present within my reach do not suffice for this work. I am sure, though that one or the other of the readers of these lines might succeed in procuring me a good old manuscript, and I would beg earnestly to keep this possibility in mind.

To the portions received into this work belongs one named the Pacchitta-sutta. It is a collection of short sentences, which quite without the solemnity perceptible in the older disciplinary texts specify the punishment* due for the various small offences of a *monk*. Compared with the poems in sloka and gatha and with the romantic and devotional tales, this piece is one of the least remarkable portions of the Mahanisiha; I mention it only because I think that the name of the whole work has been derived from it. For exactly as in the Nisiha we have in this piece a variegated collection of all possible offences.

Whereas in the Mahanisiha it was a matter of discriminating between pieces which, from their contents and style, rendered this work of differentiation fairly easy, this proceeding is far more difficult with regard to one of the oldest "Angas" of the Svetambara-Siddhanta, the first part of the *Ayaranga*. Together with the Suyagadanga (Sutrakrtanga, the second "Anga") this work which stands at the head of the whole canon, enjoys the greatest respect. For, like the former, it is provided with a detailed commentary written by the learned and industrious Silanka. Silanka's task, in the execution of which he, however, depended upon a previous work,

* *nivvigaiya, egasana, purimaddha* etc., *cauttha pacchitta, chattha* p. etc, *khavana, micch' ukkada.*

the Cunni ( Curni ) written in Prakrit, was very difficult. The Ayaranga came into his hands far less as a succession of polished expositions in carefully arranged periods than of short, incoherent sentences, joined together in a seemingly desultory, fashion, of energetic demands, interrogations and formulatory sentences, with a great number of Sloka-and Tristubh-verses and padas strewn in between, the metrical nature of which cannot have been hidden from the commentators, even if they do not refer to it by a single word. Silanka has sought to establish, within each chapter, an uninterrupted logical connection between the isolated fragmentary sentences and parts. What could be done in this respect he has done. The translation of the Ayaranga and Suyagadanga, made by Prof. Jacobi for the Sacred Books of the East, reflects clearly the interpretation which, since the time of Silanka, has become traditional. I do not in the least want to depreciate the reverential feeling, which of necessity comes to be connected with a notion handed down from one century to another, but I may not suppress the fact that, from philological researches, I have come to a different conception of the Ayaranga. The violence which is to be felt in Silanka's work, on account of his constantly being obliged to have recourse to logical complements and laboured interpretations, will, by following the way taken by me, be exchanged for the course of natural development. The method is the same as the one set forth above,* with the addition of a rigorous separation of all metrical parts (even the traces of such) from the prose parts In the piece which, for the sake of an example, I invite the reader to turn his attention to, on the supposition that he has at hand Prof. Jacobi's edition or mine we need not occupy ourselves with the verse parts. The composition of the Ayarangs ( which here always means the 1st. Srutaskandha, the so called Bambhaceraim ), is to be seen with special clearness in the *Vimoha* without my researches, however, having started from this chapter. The first two thirds of the 2nd. Uddesa (*se bhikkhu parakkamejja va...*) treat (A) the case of a householder offering to, or preparing for, a monk nourishment, equipment and shelter of a nature not according to the rules; the monk therefore refuses to accept the gifts. In the last third (B) we have other expositions, some of them with verse lines strewn in between; the last part consists of continuous prose (C). This mixture (B) continues in the third Uddesa (D), but in its last section we again have (E) a conver-

* The texts treated above have been examined *after* the Ayaranga.

sation between a householder and a monk, this time with the aim of lighting a fire against the cold ( *tam bhikkhum siyaphasa-parivevamana-gayam*...). Uddesa 4-7 (F) all begin with rules concerning the use of the garments. In the fourth Uddesa we have attached to these rules a protasis (G) speaking of a monk unable to endure the cold ( *jassa nam bhikkhussa*...); the apodosis is wanting, for assuredly nobody would think of taking the words (H) *se vasumam*... in this sense. In the 5th. Uddesa also ( J ) a monk is infirm, but refuses the nourishment provided by the householder ( *jassa nam bhikkhussa evam bhavai: puttho*...... ). This is followed (K) by an account of an arrangement with other monks in case he or one of them should fall ill; this extends to the sentence (L) *evam se*..., before which an incision must be made. In the 6th Uddesa we have, following the rule concerning the dress a small piece (M) treating the proper way of eating ( *se bhikkhu va bhikkhuni va*... ), after this ( N ) a monk's resolve to fast ( *jassa nam bhikkhussa*...), and lastly (O) verses and prose *tam saccam*...). In the 7th. Uddesa the above-mentioned beginning is followed by an arrangement (P) similar to the one just mentioned, and lastly ( Q ) we meet again with a resolve to fast. The 8th Uddesa (R), written throughout in slokas, describes an ascetic fasting of this sort.

The Uddesas described above present a section which reproduces faithfully the distinctive features of the whole and which therefore I think very well adapted to demonstrate my opinions. It is, first of all, quite improbable that the single parts should have been put together thus confusedly by one author; the state of a mind working in this manner simply cannot be imagined. We must rather join together the pieces with the same contents. By thus joining together A, E, G, J, N, Q and R we obtain a section with the following train of thought:

> The monk renounces 1. nourishment, equipment or shelter which a householder has offered to him exclusively. 2. In cold-weather he renounces the warming provided for him by a householder. 3. When unable to walk he renounces the nourishment procured for him by a householder. 4. Rules for fasting exercises, when the monk does not want to take nourishment.

I must add, that Q is simply a variant of M giving the resolve to do mortification in a more precise form. For in Q the monk renounces 1. his body ( *kayam ca* ) 2. the moving of his limbs ( *jogam ca* ) and 3. walking

શ્રવણ પાલિ ગોફણ ગુણ સાંધી, ઝાલિ ચક્ર રહ્યો તોલીજી. ભવિ૦ ૧૪
વેધક વચન કુંભ ઋંતિ તીખા, ભુજ બોગ લઉલાસીજી;
નેઉર પર વરણ તૂર વજાવઈ, કાયરના મદ ગાલઈ જી. ભવિ૦ ૧૫
તે ગસ્સવેગ ગ્રહી તવ મુનિવર, ધ્યાને ફલક કરિ લીધુંજી;
જિન ઉપદેસ ભલ્લઉ લાલી, મયણનઈ મહઇણું દીધુંજી. ભવિ૦ ૧૬
ઉઠિઅ નાડિ હવઈ કિહાં જાઇસ, આજ હરૂં તુહ પ્રાણજી;
નંદિષેણ આદ્રમ સુતકેરાં, વાલુ વયર સુજાણજી. ભવિ. ૧૭
બલ કરિ આગઈ બયલ છેતરીઆ, તેણઈ ન કલ્યો તુઝ તાગજી;
હું તુઝ મૂલ મરમ સવિ જાણું, ઈહાં નહી તુઝ લાગજી. ભવિ. ૧૮
અરણકમુનિ રહનેમિ સંભારી, મ કરિસિ મતિ ઉન્માદજી;
જંબૂ પ્રમુખ પણઈ મુનિ રાવઈ, તુઝ ઉતાર્યો માદજી. ભવિ૦ ૧૯
જાણું છઉં હું સવિ માંટીપણું, મરમ કસ્યા કહું આજજી;
શાતાદિક તારિ જબ જીતો કિસી રહી તુઝ લાજજી. ભવિ. ૨૦
ઇમ અતુલીબલ કામ નિકંદી, ચાકઉ કહાંણી કીધીજી;
કોસ્યા મુનિ ગર્દિ ધર્મ વસાવી, વિજય પતાકા લીધીજી. ભવિ. ૨૧
ચઉરાસી ચઉવીસી સુધી, રાખ્યું અવિચલ નામજી;
થૂલિભદ્ર મુનિના ખ વરણઇ, હોયો વિનય પ્રણામજી. ભવિજન વંદો ભાવિ ગણધર. ૨૨

દૂહા.

તસ પાટિં આર્ય મહાગિરિ, બીજા આર્ય સુહસ્તિ;
જિણઈ તુલના જિન કલ્પની, કીધી સાધુ ગભસ્તિ. ૨૩
દીક્ષા દેઈ દ્રુમ કનઇ જિણઇ, સંપ્રતિ નૃપ કીધ;
જિન મંડિત પ્રથવી કરી, ત્રિણઇ બહુલો જસ લીધ. ૨૪
નોમઇ પાટઈ વીરથી, સુસ્થિત સુપ્રતિ બુદ્ધ;
કોટિ મંત્રના જાણથી, કૌટિક નામ પ્રસિદ્ધ. ૨૫
ઈંદ્રદિન્ન સૂરીસરૂ, તાસ પટ્ટોધર ધીર;
દિન્ન સૂરી તસ પટધણી, રત્નાકર ગંભીર. ૨૬
પ્રભુથી પાટઇ બારમઈ, દિન્ન સૂરીના સીસ;
સીહ ગિરિ નામઇ હૂઆ, અધિકી જીસ જગીસ. ૨૭

ઢાલ. રાગ રામગિરી,
રાંમ ભણઈ હરિ ઉઠિઇ હું લાવ્યો તુઝ નીરરે, એ દેશી. અથવા દેશી લલનાની.

ધનિ ધનગિરિ નંદન, માત સુનંદાનો પૂતઈ;
જાતીસમરણ જનમથી, પામ્યા અતિ અદભુતરે. ૨૮
ધનિ ધનગિરિ નંદન. એ આંચલી.
સંયમ લેવાનઇ કારણઈ, રૂદન કરઇ નિતિ મેવરે;
આકુલિ માઇ વહરાવિઓ, ધનગિરિનઇ તત ખેવરે. ધનિ. ૨૯
આણિ ગુરૂ કરિ આપીઉ, વજ્ર બરાબરિ ભારરે;
નામઈ વજ્ર બોલ્યાવિઓ, વાધઈ જિમ સહકારરે. ધનિ. ૩૦
અંગ ઇગ્યાર અ...ડાવીઆં, સૂતાં પાલણા માહિરે;
લહુ પણિ ચારિત્ર આદર્યું, આણી અધિક ઉત્સાહરે. ધનિ. ૩૧
પૂરવ સૂરિજન સુર વરઈ, આવી પારખા હેતેરે;
કોહલાપાક દેખાડિઓ, નવિ વિહરઇ સાવચેતરે. ધનિ. ૩૨
વિદ્યા દ્યઈ નભ મ ગામની, તૂઠા દેવ તે વરિરે;
ઇમ પરિખા વલી છેતરઈ, વૈક્રિય લબધી દિસારરે. ધનિ. ૩૩
કન્યા રૂકમણી રાગિણી રાગિણી, કંચણ કોડિ સમેતરે;
ધનપતિ તાતઈ આગલિ ધરી, નવિ પરણઇ પુન્ય હેતરે. ધનિ. ૩૪
લેઇ સુભિક્ષ દુભિક્ષથી, લબ્ધિ પોહ વાગ્યો સંઘરે;
આણી ફૂલ પરદેસથી, રાખ્યો જૈનનો રંગરે. ધનિ. ૩૫
તે શ્રી વયર સ્વામી હૂઆ, પ્રભુથી તેરમઇ પાટિરે;
શ્રી વયરસેન સૂરીસરૂ, તસ પાટઈ ગુણ હાટરે. ધનિ. ૩૬
નિજગુરૂ વયણ તે સંભરી, પોહોતા સોપારઈ ગામિરે;
ભોજનમાં વિષ મેલતો, દીઠો વિવહારી તામરે. ધનિ. ૩૭
બાર વરસ પૂરાં થયાં, થાસિ કાલિં સુગાલરે;
ઇમ કહી તેહ ઉગારીયા, વચન ફલ્યાં તતકાલ. ધનિ. ૩૮
વિવહારી વ્યાપારી પુત્રસ્યું, લીઈ સંયમ ભારરે;
પાલી સંયમ નીરમલો, પામ્યો ભવનણો પારરે. ધનિ. ૩૯

આચારિય પદ થાપિઆ, તે વ્યાપારઇ અણગારરે;
શાખા ચ્યાર તેહથી હવી, જિન શાસન સિણગારરે.
ધનિ. ૪૦
નાગેંદ્ર ચંદ્ર નિ નિવૃતિ, વિદ્યાધર ગણધારરે;
તેહ માહિ ચંદ સુરિસરૂ, પાંટિ પનરમઈ સારરે.
ધનિ. ૪૧
સામંતભદ્ર સુરિસરૂ પાટિં સોલમઇ સેવિરે;
સતુરમઇ પાટિં સુખકરૂ, સૂરીસર વૃદ્ધ દેવરે.
ધનિ. ૪૨
પ્રદ્યોતન સુરી તસ પાટિ, તસ પાટિં શ્રી માનદેવરે,
લઘુ શાંતિ સ્તવ જોડતાં, શાંતિ કરી તતખેવરે.
ધનિ. ૪૩
માનતુંગસૂરિ તસ પટોધર, ભક્તામર જેણઇ કીધરે;
બેડી તાલાં ઊઘાડતાં, જગિ મોટો જસ લીધરે.
ધનિ. ૪૪
વીરાવીરય તસ પાટિં, જસદેવ ગણધર તાસરે;
દેવાનંદ સૂરીસરિં, કિય તસટઈ પ્રકાસરે. ધનિ. ૪૫
વિક્રમ સૂરીસ હવિં હૂઆ, નરસિંહ તેહના સીસરે;
સમુદ્ર સુરિંદ પચ્છી હુઆ, વલિ માનદેવ સૂરીસરે.
ધનિ. ૪૬
વિબુધ પ્રભુ તસ પટ ધણી, સુરીસર જયાણંદરે;
સુરિ રવિપ્રભ તસ પટિં, જસોદેવ તસ પટીં ચંદરે.
ધનિ. ૪૭
જે સાસનનારે રાગ્યા, સુરિ પ્રદ્યુત્ત જાણિરે;
વલિ માનદેવ સુરીસરૂ, વિમલ સુરિંદ વખાંણિરે.
ધનિ. ૪૮
ઉદ્યોતન સુરિ તસ પટિં, સુરિ શ્રી સર્વદેવરે;
દેવસુરી તસ પટધણી, વલિ સુરિ સર્વદેવરે. ધનિ. ૪૯
શ્રી યશોભદ્ર સુરીસરૂ, સુરિશ્રી નેમિચંદરે;
પાટઇ એ ગુણ ખ્યાલમઈ, દોઇ પચ્છિ મુનિ વંદરે.
ધનિ. ૫૦

દૂહા.

અજિતદેવ સૂરીસરૂ, વિજયસિંહ વરપટ્ટ;
શ્રી મણિરત્ન સુરીસરૂ, સોમપ્રભ પરગટ્ટ. ૫૧
પાટિં ચઉઆલીસમઇ, મહાવીરથી જાણિ;
શ્રી જગચંદ્ર સૂરીસરૂ, તપ કિરિઆ ગુણખાંણિ. ૫૨
બાર વરસ આંબિલ કરી, આવ્યા આહડ માંહિ;
'તપા' બિરૂદ ત્યારિ દીઓ, રાણઇ ધરી ઉત્સાહ. ૫૩
વાદ ચઓરાસી જીતિઆ, કીરિઆ કીઓ ઉધારિ;
બિરૂદ ધરાવ્યું 'હીરલા,' ધનિ ધનિ એ ગણધાર. ૫૪
થી દેવેંદ્ર સૂરીસરૂ, તસ પાટઈ શ્રૃંગાર;
કર્મગ્રંથ જેણઈ કીયા, ભાષ્યાદિક સુવિચાર. ૫૫

ઢાલ. સારદ બુદ્ધિદાઈ. એ દેશી.

તસ પાટિ ધુરંધર સુરિશ્રી ધર્મઘોષ,
ઉજ્જેણી માહિં જેણે કીધો ધર્મપોષ.
જોગીઈ કજીઓ મુનિનઇ વિઘન કરતો,
જન સર્વ વખાણઇ ગુરૂની સકતિ અનંતો.

ત્રુટક.

ગુરૂની સકતિ અનંત વખાંણો, સોમપ્રભ તસ સીસ;
સોમતિલક તસ પટ્ટ ધુરંધર, દેવસુંદરહ ચઉ ઇસ;
તસ પાટિં શ્રી સોમ સુંદરગુરૂ, રાણપુરિ જસવારિ;
ધરણો સંઘપતિ દેઉલ કરાવઇ, દેવભવન અનુકારિ. ૫૬
તિહાં બિંબ પ્રતિષ્ઠા શ્રી ગુરૂ કીધા રંગિ,
પાટિં તસ ઉદયા મુનિસુંદર ગુરૂ ચંગિ;
સંતિકરૂં તેણઇ કીધું જગમાંહિં મારિ નિવારિ;
શ્રી રત્નસેખર સુરિ, હૂઆ તસ પટધારી;

ત્રુટક.

હૂઆ તસ પટધાર ધુરંધર, મુનિ મધુકર અરવિંદ,
જેણઇ સબલાં ગ્રંથ નીપાયા, સરસ સુધારસ કંદ;
વિધિ શ્રાવકની કીધ ભલેરી, વંદિતાની વૃત્તિ,
વલી આચાર પ્રદીપ નીપાયો, હારઇ પંડિત ચિત્ત. ૫૭
પંડિત ચિત્ત હારઈ લક્ષ્મીસાગરસુરી,
ઉદયા તસ પાટિં, સુમતિ સાધુ ગુણપૂર;
હૂઆ હેમવિમલસૂરી, પંચાવનઇ પાટઇ,
આણંદવિમલ ગુરૂ, અજુઆલઈ પુણ્યવાટ.

ત્રુટક.

પુણ્યવાટ અજુઆલઇ સહગુરૂ કિરિયાનિ ઉદ્ધારઇ,
કુમત પંકમાંહિં પડતા પ્રાણિ વિહાર કરંતા તારઇ;
વીરતણું સાસન અજુઆલ્યું કલિયુગિં કિઉ અછેરૂં,
વિદ્યાસાગર કરઇ સખાયત, જોડું એહ ભલેરૂં. ૫૮
તસ પાટિં નભાંગણ દિનમણિ તેજ નિધાન,
પટોધર પ્રગટ્યા, સુરિ શ્રી વિજયદાન;

પ્રતિબોધ્યા ભવિજન, જેણઈં કીધા ઉપગાર,
એહવા ગુરૂ નમતાં, લહુ તરીઈં સંસાર;

ત્રુટક.

લહુ તરીઈં સંસાર મહાજલ રમતાં ગુરૂ પદપદ્મ,
તસ પાટિં શ્રી હિરવિજયગુરૂ, ઉદયા ગુણમણિ સદ્મ;
જેણઈં અકબ્બર પ્રતિબોધ્યો વર્ત્તાવવી અમ્મારિ,
અકર અનિતિ અનેક ટલાવ્યા સયલ (ગુણ)નુ હિરકાર. ૫૯

શ્રી હેમસૂરિંદઇ...હી દુક્કર નરેસ,
પ્રતિબોધ્યો એહમાં અચરજ નહિ લવલેસ,
આ મોટું અચરજ મુગલ કિઓ મહરવાન,
ધનિ ધનિ રે જગ ગુરૂ જગિ વાધ્યો તુઝ વાન.

ત્રુટક.

જગિ વાધ્યો તવ વાંન ઘણેરો, સત્રુંજ નઈં ગિરિનારિ,
કર મુંકાવ્યો યાત્રા કેરો કુંરાકુલ સિણગાર;
લુંકાનો ગચ્છપતિ રિષિ મેઘજી ગુરૂ પાસિં લઈ દીખ્યા,
શ્રી ઉદ્યોતવિજય આરાધું મેઘ તણી પરિ સિખ્યા. ૬૦
તે સાથિં મુનિવર આવઇ અઢાવીસ,
તે સહૂની આશા પૂરઈ હીર સૂરિસ;
જગિ માંહિં હુઇ એ પણિ અચરિજ વાત,
પુણ્યઈં કેરા વલી નિસુણો અવદાત.

ત્રુટક.

વલી જુઓ ગુરૂની પુણ્યાઈ ગોપાલ નઈં કલ્યાણ,
મલિક સહસકરણના કુંઅર ધર્મ્મ મર્મના જાંણ;
બાર વારિસ કુંઅર ગોપાલઇ અધિકી કીધી વાત,
જંબૂ પરિ લીધું ચોથું વ્રત દુઃખ આણઇ મનિ તાત. ૬૧

અનુમતિ નવિ પામઇ માય બાપની તેહ,
લૂખઇ મનિ વસિ આ સિવકુમાર પરિ ગેહ;
પણિ કેતે વરસે માય બાપ અભાવઈં,
દિખ્યાનિ હેતિં રાજનગરમાંહિ આવઈં,

ત્રુટક.

રાજનગરિ આવ્યા ભગનીપતિ, સહા હનુઆ આવાસિં,
'વસતા પુરૂપ ઘણાનિ કીધો, સંયમનો ઉલ્હાસ;
છ મહીના ફૂલેકે ફૂરીઆ, ધન છત્રસ હજાર,
રૂપઇઆ ત્યારઇ ખરચાણા, દીખ્યા મહોત્સવસાર. ૬૨

જગગુરૂનઈં હાથઈં સાથઇ જણ અઢાર;
દોઇ બંધવ ભગનિ ત્રિણિ ત્રિભુવન સાર,
સાધવી વિમલશ્રી સોમવિજય ઉવઝાય;
શ્રી કીર્તિવિજય ગુરૂ હુવા વાચકરાય.

ત્રુટક.

હૂઆ વાચક શિષ્ય જેહના વલી અનેક યતેરા,
શ્રી કલ્યાણવિજય વાચકબુધ લાભાણંદ ગુરૂ કેરા;
ઇણિપરિ શિષ્ય અનેક નીપાયા તપ વલિ બહોલા કીધા,
ભાદ્રવા સુદિ ઇગ્યારસ દિવસઇ, ઊનામાંહિં સીધા. ૬૩
વલી મોટું અચરિજ જિહા ગુરૂનો સંસ્કાર,
તિહાં ફલિઆ ડાલઈં વિણુ કાલઇ સહકાર;
તસ પાટિં પટોધર પ્રગટા ગુરૂ જેસિંગ,
જેણઇ રાજસભાઈં જીત્યા વાદ અભંગ.

ત્રુટક.

વાદ અભંગ જેણઈં બહુ જીત્યા મોડ્યા કુમતિ માંન,
બિંબ પ્રતિષ્ઠાદિક ઉત્સવના કુણ બોલઇ તસ માંન;
જેણઇ ઉત્સૂત્ર નિવારિ દૂરઇ વિમલ કિઉ મુનિપંથ,
વિજયસેનસૂરિ સૂરિ શિરોમણિ ઉદયો મહાનિર્ગ્રંથ. ૬૪
તસ પાટિં ઉદયાચલ નિરમલ ભાનુ સમાન,
શ્રી વિજયદેવસૂરિ ઉદયા યુગહપ્રધાન;
શ્રી વીરજિણેસર સાસન સોભાકાર,
ઇણિ પંચમ આરઇ,ગુરૂ ગૌતમ અવતાર.

ત્રુટક.

ગૌતમ ગણધર સમ એ મુનિવર, લબ્ધિવંત સોભાગી,
ગુણ ગંભીર પુરૂષોત્તમ, જનમ થકી વઇરાગી;
દરીસણ દીઠઇ સવિ દુખ નાસઇ, લહીઈં પરમાણંદ,
કોડી વરસ જીવો જગવલ્લભ, ભવિજન લોચનચંદ. ૬૫
ધનિ ધનિ ઇડરપુર ધનિ ધનિ સાહ થિરપાલી,
ધનિ ધનિ રૂપાઇ સુકુલીણી સુકુમાલ;
જેણઇ જનમ્યાં ગચ્છપતિ, સુવિહિત મુનિ અણગાર,
જિન શાસન દીપક ઓસવંસ સિણગાર.

ત્રોટક.

ઓસ વંસ સિણગાર સુલક્ષણ જાણી ગુણ આધાર,
ખંભનયરમાંહિં પટિ થાપઈં શ્રી વિજયસેન ગણધાર;
શ્રીમલ્લ સબલ પદ મહોત્સવ ઉન્નતિ કરઈં અપાર,
રૂપઈઆ ચઢત ઇમ તરંગઈં ખરચઇ સહસ અઢાર. ૬૬

તે ગુરૂ જસવંતા વિચરઈ દેસ વિદેસ,
અહનિસિ ઉપગારી ભવિકનઈ દિઈ ઉપદેસ;
કનડી વીજાપુર સોરઠ પ્રમુખ વિહાર,
કિધિ દેસઈ ગુજ્જર મરધર.

ત્રોટક.

ગુજ્જર મરધર દક્ષણ દેસઈ બિંબ પ્રતિષ્ઠા કીધી,
કરિ ઉન્નત જગમાંહિ જિનશાસનિ સિખિર પતાકા લીધી,
ઠામ ઠામના મોટા નરપતિ, આવી પ્રણમઇ પાય;
જીવ અમારિ પ્રમુખ દિનદિન પ્રતિ, ધર્મ મહોત્સવ થાય. ૬૭

તસ પાટઇ પ્રતપઈ જયવંતા યુવરાજ,
શ્રી સૂરિશિરોમણિ વિજયસિંહ મુનિરાજ;
ગચ્છભાર ધુરંધર બુદ્ધિઈં અભયકુમાર,
શ્રુતધર સંવેગી ગુણમહિમા ભંડાર;

ત્રોટક.

ગુણ મહિમા ભંડાર મુનીસર ઉપસમ રસ ભરપૂર,
દીપાવ્યું જિન શાસન જગમાં જિમ ગયંગણ સૂર;
થિર ગંભીર પ્રકૃતિ ઉત્તમ ખિમાવંત માહિં લીહ,
વીર પરંપર સોભાકારક વિજયસિંહ મુનિસીહ. ૬૮
મેદનિપુર મંડણસાહ નથમલ્લ સુજાણ,
નાયકદે પરણી તસ સુભ કરણિ ખાંણિ;
તેણઈ જનમ્યા તપગચ્છ મુગટ છત્ર,
શ્રી સૂરિ સિરોમણિ જંગમ તીરથ ધન્ય.

ત્રોટક.

જંગમ તીરથ ધનિ એ જેણઇ લીધો સંયમભાર,
રાગરંગ રમારસ છાંડયો જાંણી અથિર સંસાર;
સાત ખેત્રે ધન કરી કનક કૃતારથ નિજ પરમારથ સાધઈ,
માતાપિતા ત્રિહું બંધવ સાથઇ સુભ સંયમ આરાધઇ. ૬૯

ગુણવંત વયરાગી કનકવિજય અણગાર,
દિન થોડઈ પામ્યા શાસ્ત્ર સયલનો પાર;
અનુક્રમઇ પામ્યા પુણ્યઈ પદ ઉવઝાય,
સુધઈ મનિ સેવઈ શ્રી વિજયદેવ સૂરિપાય.

ત્રોટક.

શ્રી વિજયદેવ સૂરિસર જાંણી, જોગ્ય સકલ ગુણવંત,
ઈડર નગરમાહિં પટિ થાપઇ, જિમ સોહમનઇ ભગવંત;
દિનિ દિનિ ઉદય અધિક હોઈ સાસનિં શ્રી ગુરૂ પુણ્ય પ્રતાપઈ,
કુમતિમાન ગલઈ મહિં મંડલિ, જસ કીરતિ જગ વ્યાપઈ. ૭૦

કલિયુગ અનુભાવઇ વિજય(સિંહ) સૂરીસ,
સુરલોકિ પધાર્યા, નહી તસ રાગ નિ રીસ;
તવ નિજ પટિં થાપ્યા, શ્રી વિજયદેવ સૂરિંદઈ,
વિજયપ્રભગણધર ગચ્છદીપક આણંદઇ.

તુટક.

આણંદઈ નિજ પાટિં થાપ્યા શ્રીવિજયપ્રભ મુનિરાય
કચ્છદેસ મંડણ શિવગણ સુત ભાણી કુઅર સુહાય,
ઓસવંસ ઉન્નતિકર ઉદયો સીલવંત માહિં લીહ;
સંવેગી જિનશાસન મોહન નિરમલ ચિત્ત નિરીહ. ૭૧

કલસ.

એ વીરજિનવર પટ્ટ દીપક મોહજીપક ગણધરા,
કલ્યાણકારણ દુખનિવારણ વરણવ્યા જગિ જયકરા
હીરવિજય સૂરિ સીસ સુંદર કીર્તિવિજય ઉવઝાય એ,
તસ સીસ ઇમ નિસદીસ ભાવઈ વિનય ગુરૂ ગુણ ગાયએ. ૭૨

**इति श्री पट्टावली सज्झायः सम्पूर्णः । श्रीरस्तु । कल्याणमस्तु ।**

આ પટ્ટાવલી સઝાયમાંથી વિશેષ નવીન કંઇ મળતું નથી. માત્ર વીરપ્રભુ પછી સુધર્માથી માંડી પાટ પરંપરાનાં નામો આપ્યાં છે ને તે તપાગચ્છની પાટમાં છેવટે વિજયપ્રભસૂરિ બેઠા ત્યાં સુધી છે. ખાસ જાણવા જેવું મળે છે ;તે એ છે કે પોતાના ગુરૂ કીર્ત્તિવિજય સંબંધી હકીકત કહી ૬૧ થી તે ૬૩ સુધીની છે. મલિક સહસકરણના બે પુત્રો નામે ગોપાલ અને કલ્યાણ હતા. ગોપાલે બાર વર્ષ સુધી ચોથું વ્રત (બ્રહ્મચર્યવ્રત) લઇ પાળ્યું છતાં માબાપ તેમને દીક્ષા લેવાની અનુમતિ આપે નહિ. આખરે કેટલાંક વર્ષ પછી માબાપ સ્વર્ગસ્થ થયાં ત્યારે રાજનગર-અમદાવાદમાં પોતાના બનેવી સાહ હનુઆને ત્યાં રહી હજારો રૂપીઆ દીક્ષા મહોત્સવમાં ખર્ચી જગદ્ગુરૂ હીરવિજયસૂરિ પાસે તે બંને

બંધુએ તેમજ તેમની બહેને દીક્ષા લીધી અને બહેનનું નામ વિમલશ્રી અને પોતે ગોપાલ અને કલ્યાણનાં નામ સોમવિજય અને કીર્તિવિજય રાખ્યા. આ દીક્ષા વખતે ૧૮ જણે સાથે દીક્ષા લીધી હતી. સોમવિજય અને કીર્તિવિજય પછી ઉપાધ્યાય થયા હતા. (જુઓ સૂરીશ્વર અને સમ્રાટ્ પ્રથમાવૃત્તિ પૃ. ૨૧૭–૮).

બીજી હકીકત જે મળે છે તે વિજયદેવસૂરિના યુવરાજ વિજયસિંહસૂરિ સંબંધી છે. તેઓ મેદિનિપુર (મેડતા)ના શાહ નથમલ્લ અને તેની પત્ની નાયકદેના પુત્ર હતા. તેમણે માતપિતા તથા ત્રણ બંધવ સાથે દીક્ષા લીધી હતી. તેમને ૧૬૮૨માં આચાર્યપદ આપવામાં આવ્યું. પછી ગુરુ વિજયદેવસૂરિની હયાતીમાંજ તેઓ સ્વર્ગસ્થ પામ્યા એટલે વિજયપ્રભને સૂરિપદ વિજયદેવસૂરિએ આપ્યું. (જુઓ ઐતિહાસિક સજ્ઝાયમાળા ભાગ ૧લો પ્રસ્તાવના પૃ. ૨૭),

આની નકલ મુનિશ્રી પુણ્યવિજયે ઉતારેલી તે શ્રી જિનવિજય તરફથી મળી છે તેને યથાસ્થિત મૂકી અત્ર પ્રકટ કરવામાં આવી છે. અમે તે બંને મહાશયોનો ઉપકાર માનીએ છીએ. તંત્રી.

---

# અલભ્ય પ્રાભૃતગ્રંથો.

લેખક—રા. મોહનલાલ ભગવાનદાસ ઝવેરી B. A. (hons). LL. B. સોલિસિટર.

તત્ત્વનિર્ણયપ્રાસાદ પૃ. ૫૩૦ પર સ્વર્ગસ્થ આચાર્યશ્રી ૧૦૦૮ વિજયાનંદસૂરિજી-આત્મારામજી લખે છે કે "ચતુર્દશ પૂર્વમેં શબ્દ પ્રાભૃત ૧, નાટય પ્રાભૃત ૨, વાદ્યપ્રાભૃત ૩, સંગીતપ્રાભૃત ૪, સ્વરપ્રાભૃત ૫, યોનિપ્રાભૃત ૬, ઇત્યાદિ સર્વ જગતકી વિદ્યાકે પ્રાભૃત થે. તિનમેસેં શબ્દ પ્રાભૃતમેં સર્વ શબ્દોકે રૂપોંકી સિદ્ધિ થી, નાટય પ્રાભૃતમેં સર્વ નાટકોંકે વિધિકા કથન થા, ઔર પ્રમાણનય પ્રાભૃતમેં સપ્તશતાર નયચક્રકી સવાલક્ષ કારિકાથી, તિસકી એક કારિકા ઉપરસેં શ્રી મલ્લવાદિ આચાર્યને દ્વાદશાર નયચક્રતુંબ નામક તર્કશાસ્ત્ર રચા, સો વૃત્તિ સહિત અષ્ટાદશ સહસ્ત્ર (૧૮૦૦૦), શ્લોક સંખ્યા હૈ. તિસકી પ્રથમકારિકા યહ હૈ.

'विधिनियमभंगवृत्तिव्यतिरिक्तत्वादनर्थकमबोधम्।
जैनादन्यच्छासनमनृतं भवतीति वैधर्म्यम् ॥१॥'

તથા સમ્મતિતર્ક મૂલ ૧૬૮, કારિકા વૃત્તિસહિત ૨૫૦૦૦ શ્લોક પ્રમાણ હૈ. યહભી, પૂર્વકે પ્રમાણનયપ્રાભૃતસેં ઉદ્ધાર કરકે વિક્રમાદિત્ય રાજાકે સમયમેં વીરાત (વીર–મહાવીરકા સંવત્) ૪૫૦ વર્ષકે લગભગ શ્રી સિદ્ધસેન દિવાકરને રચા હૈ."

લેખકના જૈનયુગના તૃતીય વર્ષના પૃ. ૧૬૨ પરના "અલભ્ય પ્રાભૃતગ્રંથો" એ નામના લેખના અનુસંધાનમાં નીચે મુજબ ઉલ્લેખ કરવામાં આવે છે. અત્ર કરવામાં આવેલા અવતરણમાં નોંધાયલું નાટયપ્રાભૃત તે રાયપસેણી સૂત્રની ટીકામાંના નાટય વિધિ પ્રાભૃતનું સંક્ષિપ્ત નામ સમજાય છે. વળી ગાંધર્વપ્રાભૃત હોવાની કલ્પનાને ઉપરના અવતરણમાંના વાદ્યપ્રાભૃત તથા સંગીત પ્રાભૃતના ઉલ્લેખથી ટેકો મળે છે. સ્વર પ્રાભૃતનો ઉલ્લેખ ઠાણાંગ સૂત્રની ટીકામાં છે તેજ ઉપર નોંધાયું છે. યોનિપ્રાભૃત વગેરેનો ઉલ્લેખ ભદ્રેશ્વરસૂરિની કથાવલિમાં પાલિત્ત ચરિતમાં છે. અત્રે આપેલા અવતરણમાં નિર્દિષ્ટ શબ્દપ્રાભૃત પરથી વેદાંગ ઉપવેદાદિ ગૌણ સાહિત્ય સમસ્તનો પ્રાભૃત ગ્રંથોમાં સમાવેશ કરવામાં આવેલો હોવાની લેખકની કલ્પનાને ટેકો મળે છે વિશેષમાં જૈનન્યાયનાં મૂળ તરીકે તેમજ દ્વાદશાર નયચક્ર અને સમ્મતિતર્કના મૂળ તરીકે પણ પ્રમાણનય પ્રાભૃત ઉક્ત અવતરણમાં દર્શાવવામાં આવ્યું છે તે વિચારવા જેવું છે.

અત્ર સમવાયાંગ સૂત્રના ૨૯મા સમવાયમાં દર્શાવેલા ૨૯ પાપશ્રુત સંબંધી ઉલ્લેખ ઉપયોગી હોવાથી ટાંકવામાં આવે છે.

'पगूणतीसइविहे पावसुयपसंगे णं पं० तं०

भोमे उप्पाए सुमिणे अंतरिक्खे अंगे सरे वंजणे लक्खणे, भोमे तिविहे पं० तं० सुत्ते विजी वत्तिए, एवं एक्केक्कं तिविहं २४ विकहाणुजोगे २५ विज्जाणुजोगे २६ मंताणुजोगे २७ जोगाणुजोगे २८ अणतित्थियपवत्ताणुजोगे २९ આમાં આઠ પ્રકારનાં નિમિત્ત સૂત્ર વૃત્તિ તથા વાર્તિક એમ દરેક ત્રણ પ્રકારે હોઈ ૨૪ પાપશ્રુત થયા. પછી વિકથાનુયોગમાં અર્થ અને કામ સંબંધી કામન્દક વાત્સ્યાયનકૃત શાસ્ત્રો અથવા મહાભારત વગેરે ગણ્યાં છે. વિદ્યાનુયોગમાં રોહિણી આદિ વિદ્યાઓની સાધનવિધિના તથા મન્ત્રાનુયોગ એટલે ચેટકાદિ મન્ત્રસાધનવિધિના તથા યોગાનુયોગ એટલે વશીકરણાદિ અર્થે ચૂર્ણાદિ વર્ણનના હરિમેખલા-હરમેખલાદિ શાસ્ત્રો ગણ્યાં છે અને છેવટે સમુચ્ચયરૂપે અન્ય દર્શનીના ગ્રંથોનો અન્યતીર્થિક પ્રવૃત્તાનુયોગમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

---

# વિદ્યાર્થીજીવનમાં બ્રહ્મચર્યની આવશ્યકતા.

**[ લે. મુનિશ્રી અમરવિજય શિષ્ય મુનિશ્રી ચતુરવિજય ]**

વિદ્યાર્થિજીવન એજ જીવનના પ્રારંભનો સુખમય સમય છે. આ જીવન કુટેવોથી રહિત અને બ્રહ્મચર્યાદિ સદ્‌ગુણોથી જેટલું દૃઢ અને પવિત્ર હોય ટેટલું સુખ અને દીર્ઘાયુ પ્રાપ્ત થવા ઉપરાંત તે મોક્ષદાયક બને છે.

આ લોક અને પરલોકમાં ઉચ્ચ દશા મેળવવાનું કારણ, સર્વ ગુણોનો મૂળ પાયો, અને યશઃપ્રાપ્તિનું સાધન બ્રહ્મચર્ય વ્રત છે. વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળનારમાં અપૂર્વ શક્તિ, અત્યંત તેજ અને મજબુત મનોબળ હોય છે, તેથી તેઓ ગહનમાં ગહન અને કઠિનમાં કઠિન કાર્યમાં પણ સહેલાઇથી પસાર થઇ શકે છે. પ્રયત્નસાધ્ય કાર્ય કરતાં પણ શ્રાંત થતા નથી અને બીજા ઉપર પોતાની મજબુત છાપ બેસારી શકે છે.

**ब्रह्मणि चरणं ब्रह्मचर्यम्** અર્થાત્ આત્મસ્વરૂપમાં વિચરવું-રમવું એ બ્રહ્મચર્ય છે. આ હદ સુધી પહોંચવાને માટે શરીરની આરોગ્યતાની ખાસ આવશ્યકતા છે અને રોગોનું આગમન વીર્યના અભાવથી (નબળાઇથી) થાય છે તેથી વીર્યનિરોધની પ્રથમ અગત્ય છે, એ માટે વીર્યનિરોધનેજ અહિં બ્રહ્મચર્ય નામ અપાય છે.

વીર્ય એ શરીરનો રાજા છે. પ્રજા જેમ રાજાને આધીન હોય છે તેમ શરીરના પ્રત્યેક અંગ ઉપાંગની પ્રવૃત્તિ વીર્ય ઉપર આધાર રાખે છે. રાજા હણાઇ જાય ત્યારે નગરની હાનિ થવી સ્વાભાવિક છે તેમ વીર્યની પાયમાલી થતાં શરીરમાં કાંઇ સત્વ બચવા પામતું નથી. જેમ સેલડીને કોલુમાં પીલવાથી તેનો રસ બહાર નીકળી જતાં માત્ર તેના કુચાજ બાકી રહે છે તેમ શરીરમાંથી વીર્યરસ નીકળી જતાં શરીર કુચા સમાન બની જાય છે. દહીંમાંથી ઘી કાઢી લેતાં પાછળ છાસરૂપે પાણી રહે છે તેમ શરીરમાંથી વીર્યરૂપ તત્ત્વ નાશ પામતાં શરીરનું પાણી થઇ જાય છે.

આજકાલ જુવાનીઆ વર્ગમાં ભાગ્યેજ કોઈ એવો જોવામાં આવશે કે જેણે પોતાની વીર્યની યથાવિધિ રક્ષા કરી હોય. શાળાઓમાં અને વિશેષતઃ કોલેજોમાં ભણતા વિદ્યાર્થીઓની કેવી ખરાબ હાલત હોય છે તે બારીક વિચાર કરનાર પુરૂષોથી છુપી નથી.

**ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः**-આ જ્ઞાનથી સર્વથા અનભિજ્ઞ હજારો વિદ્યાર્થિઓ પોતાના દુષ્ટ સાથિઓ (friend) દ્વારા હસ્તકર્માદિ કુચેષ્ટાઓ શીખી પોતાનું સત્યાનાશ વાળે છે. ભણેલા વર્ગમાં આશરે નવાણું ટકા છોકરાઓ આ ક્રિયામાં ઓછાવત્તા સપડાએલા હોય છે, અને ઉગતી યુવાનીમાંજ આ ઉધઇરૂપી કુટેવથી કાંતિ, શક્તિ, અને ઉત્સાહ વિગેરે નાશ પામે છે. યકૃત ક્રિયાહીન થઇ રંગ પીળો પડે

છે. જઠરાગ્નિ મંદ થઈ ભૂખ નષ્ટ થાય છે. આંતરડાની ક્રિયા શૂન્ય થવાથી કબજીયાતનો રોગ લાગુ પડે છે અને માથાનું દરદ થયા કરે છે. મગજ નબળાં પડી જવાથી યાદશક્તિ જતી રહે છે. કોઈની સાથે વાત કરવી પણ ગમતી નથી, અને ચીડીયાપણું વધી જાય છે. હદપારની ટેવ વધી જવાથી ક્ષયાદિ રોગોના ભોગ બની પથારીવશ થઇ થોડાજ વખતમાં પરલોક ગમન કરી જાય છે. હસ્તક્રિયાના દોષથી બચી જઇ કદાચ જો થોડું વીર્ય રહી ગયું હોય તો સામાજીક કુરુઢિઓને અંગે બાળલગ્નનો ભોગ થઇ, સ્ત્રી સમાગમમાં અત્યંત આસક્ત બની શારીરિક શક્તિનો અંત આણે છે.

વર્ત્તમાન સમયમાં દરેક જ્ઞાતિમાં બાળલગ્નનો ઘણો ફેલાવો થએલો જોવાય છે. અજ્ઞાન માતપિતાને એમ થયા કરે છે કે 'ક્યારે છોકરાની વહુનું મોઢું દેખું ?' એ દુરભિલાષાથી નાની ઉમરના (પતિપત્ની કર્તવ્યથી સર્વથા અજાણ) છોકરાઓને વિષયરૂપ અગ્નિની જ્વાળામાં પટકે છે, તેમના વિદ્યાભ્યાસને તિલાંજલી અપાવે છે અને તેમના ભાવી અભ્યુદય ઉપર છુરી ફેરવે છે.

શાસ્ત્રીય નિયમ પ્રમાણે વિચારતાં પચીશ વર્ષ તો શરીરનો બાંધો બંધાતો રહે છે, તે પહેલાં કુમાર-કુમારીને વિવાહબંધનમાં નાખવા એ કુદરતની સ્હામે હુમલો, કરવા જેવું છે.* તળાવમાં પાણી ભરાતું હોય તે વખતે બીજી તરફથી પાણીને નિકળવાનો રસ્તો આપવામાં આવે તો તળાવ પાણીથી ભરાય ખરૂં ? તેમજ આંબાની જડ મજબુત થતા પહેલાં તેના ઉપર કુહારાઘાત કરવામાં આવે તો તે આંબો બનીને કેરીઓ આપવાનો હતો ખરો ?

યોગ્ય ઉમર પહેલાં પરણેલાં સ્ત્રીપુરુષોથી થનારી સંતતિ અતિ દુર્બલ અને સત્વહીન હોવા ઉપરાંત લાંબો વખત જીવી શક્તી નથી.

ચરકશાસ્ત્રકાર ફરમાવે છે કે—

**ऊनषोडशवर्षायामप्राप्तः पञ्चविंशतिम् ।**
**यद्याधत्ते पुमान्गर्भं कुक्षिस्थः स विपद्यते ॥**
**जातो वा न चिरंजीवेद् जीवेद् वा दुर्बलेन्द्रियः ॥**

"સોળ વર્ષ સુધી નહી પહોંચેલી સ્ત્રીમાં પચીસ વર્ષની ઉમરને નહી પ્રાપ્ત થએલ પુરૂષ યદિ ગર્ભાધાન કરે તો તે ગર્ભ કુક્ષિમાંજ મરણને શરણ થાય છે, અગર જન્મ લે છે તો વધુ વખત જીવતો નથી, અને જીવે તો તેની જીંદગી દુર્બલ અવસ્થામાં પસાર થાય છે."

ઘણી વખત અગાધ શારીરિક બળ અને અત્યંત માનસિકબળ ધરાવનારા પૂર્વ મહાત્માઓનાં ચરિત્રો શ્રવણગોચર થતાં આપણને મહાન્ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે, પણ બ્રહ્મચર્યના પ્રતાપ આગળ કંઇ અસાધ્ય નથી. પચીશ ત્રીસ મણ બોજો ઉપાડી લઇ જવો, લોઢાની મજબુત સાંકળને આંચકો મારી તોડી નાંખવી, જોશભેર ચાલી જતી મોટર ઉભી રાખવી, પોતાની છાતી ઉપરથી ગાડી ચાલી જવા છતાં આંચકો ન ખાવો, એકેક કલાકમાં બસો ત્રણસો શ્લોકો કંઠસ્થ કરી લેવા, કરોડો શ્લોક પ્રમાણ ગ્રંથો રચવા, ચતુરંગી મહાસભાઓમાં પ્રબલ વાદિસિંહોને પરાસ્ત કરી વિજયપતાકા મેળવવી, મોટી વિદ્વત્પરિષદોને અતિ પ્રૌઢ વક્તૃત્વથી આકર્ષણ કરવી એ બધો બ્રહ્મચર્ય રાજેશ્વરનોજ પ્રસાદ છે. પ્રાચીન કાળમાં જેઓ મહાત્મા-મહાપુરૂષ બની પોતાના પવિત્ર નામરેખાને અમર કરી ગયા છે તેઓ સાચા બ્રહ્મચારી હતા. જ્યારે અર્જુને એક પ્રતિસ્પર્ધિને હાર દીધી ત્યારે એ પરાજીત પ્રતિસ્પર્ધિએ અર્જુનને કહેલું કે—"તમે મને આ પરાજય આપો છો એ તમારા બ્રહ્મચર્યનો પ્રતાપ છે." અત્યારની પ્રજા બ્રહ્મચર્યના મહાત્મ્યને ભૂલી છે તેથીજ દિનદિની પરાધીનતાની શૃંખલા પહેરી દુઃખાવસ્થામાં આવી પડી છે.

લોહના ચણા ચાવવા, સિંહની સાથે કુસ્તી કરવી, સર્પના મ્હોંમાં હાથ ઘાલી દાંત ગણવા અને કાચો પારો પચાવવો એ સહેલ છે પણ ભર જુવાનીમાં સાનુકૂલ સંયોગો છતાં ઇંદ્રિયોનો નિગ્રહ કરી બ્રહ્મચર્યવ્રત પાલણ કરવું એ અત્યંત કઠિન છે. તેથી જો બ્રહ્મચર્યનું રક્ષણ કરવું હોય તો બ્રહ્મચર્યને વિરોધી સંયોગોથી દૂર રહેવું એજ શ્રેયસ્કર છે. મનુસ્મૃતિમાં ફરમાવ્યું છે કે—

ात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ।
लवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥

અર્થાત્—માતા, બ્હેન અને પુત્રી સાથે પણ એકાંતમાં રહેવું નહી. કેમકે ઈંદ્રિયો બહુ બળવાન છે. અને તે વિદ્વાનને પણ ચક્કરમાં નાંખે છે.

આ શ્લોકથી માતા બ્હેન અને પુત્રી સાથેનો પણ એકાંતવાસ નિષેધ્યો છે તો પછી અન્ય સ્ત્રી સાથેનો એકાંતવાસ સુતરાં નિષિદ્ધ થાય છે. એકાંતવાસરૂપ ભુજંગના સહવાસમાં બ્રહ્મચર્યરૂપ દૂધ સહિસલામત રહી શકે એ કઠિનતા ભરેલું છે. નારદ પરિવ્રાજકોપનિષદમાં જણાવ્યું છે કે—

न संभाषेत स्त्रियं काश्चित् पूर्वदृष्टां च न स्मरेत्।
कथां च वर्जयेत् तासां न पश्येल्लिखितामपि॥

અર્થ—સ્ત્રી સાથે સંભાષણ ન કરવું, પૂર્વ પરિચિત સ્ત્રીને યાદ કરવી નહી, સ્ત્રીની કથા કરવી નહી, અને સ્ત્રીનું ચિત્ર પણ જોવું નહીં

બ્રહ્મચર્યની રક્ષા માટે મૈથુનના આઠ અંગો વર્જવાની જરૂર છે. દક્ષસ્મૃતિમાં કહ્યું છે કે—

ब्रह्मचर्यं सदा रक्षेदष्टधा रक्षणं पृथक् ।
स्मरणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् ॥
संकल्पोऽध्यवसायश्च क्रियानिर्वृत्तिरेव च ।
एतन्मैथुनमष्टाङ्गं प्रवदन्ति मनीषिणः ॥

ભાવાર્થ—મૈથુન આઠ પ્રકારનું છેઃ સ્મરણ, કીર્તન, ક્રીડા, જોવું, ગુહ્યભાષણ, સંકલ્પ, અધ્યવસાય અને કુપ્રવૃત્તિ. આ મૈથુનના આઠ અંગથી દૂર રહેવાથીજ બ્રહ્મચર્યનું પાલન થઇ શકે છે.

આમ્રાદિ રસાલ વૃક્ષની રક્ષા માટે જેમ વાડ કરવામાં આવે છે, તેમ બ્રહ્મચર્યના રક્ષણ માટે જૈન શાસ્ત્રમાં નવ પ્રકારની વાડ કરવાનું ફરમાવેલું છે—તે નવ વાડ આ પ્રમાણેઃ—

वसहि-कह-निसिज्जिंदिय-कुड्डितर-पुव्वकीलिय-पणिए ।
अइमायाहारविभूसणाइं नव बंभचेर गुत्तीओ ॥

સારાંશ—સ્ત્રીયુક્ત સ્થાન વર્જવું, સ્ત્રીની કથા ન કરવી, સ્ત્રીના આસને બેસવું નહી. વિકારદૃષ્ટિએ સ્ત્રીનાં અંગોપાંગ જોવાં નહી. સ્ત્રીપુરૂષ ક્રીડા કરતા હોય-શબ્દ સંભળાય તેવા સ્થળે ભીંતને આંતરે પણ સોવું નહીં. પૂર્વક્રીડિત યાદ ન કરવાં, અતિસ્નિગ્ધ અને માપ ઉપરાંત ભોજન ન કરવું તેમ શરીરની વિશેષ ટાપટીપ ન કરવી. આ નવ પ્રકારથી બ્રહ્મચર્ય જાળવી શકાય છે."

અહિં કદાચ કેટલાકોને એવી શંકા ઉદ્ભવે કે બધાએ યદિ બ્રહ્મચારી થઇ જશે તો પછી સંસાર સંતતિ શી રીતે ચાલશે ? પરંતુ આ કથનમાં કંઈ વજુદ નથી. બ્રહ્મચર્યના બે વિભાગ છે. એક સાધુનું બ્રહ્મચર્ય અને બીજુ ગૃહસ્થનું બ્રહ્મચર્ય. સાધુને માટે તો સર્વસ્ત્રીવિરમણરૂપ મહદ્ બ્રહ્મચર્ય છે અને ગૃહસ્થને માટે સ્વસ્ત્રીસંતોષરૂપ લઘુ (દેશતઃ) બ્રહ્મચર્ય છે. વૈદિક સંપ્રદાયમાં ચાર આશ્રમો યોજ્યાં છે તેમાં પણ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતા પહેલાં વિદ્યાર્થીજીવન ગાળતાં સુધી બ્રહ્મચર્યાશ્રમ પાળવાનું ફરમાવેલું છે અને ગૃહસ્થાશ્રમી થયા બાદ પણ પરસ્ત્રી, વેશ્યા વિગેરેનો ત્યાગ કરી સ્વદારાસંતોષી થવાનો ઉપદેશ કરવામાં આવેલ છે.

વિષયસેવનની પ્રવૃત્તિને બહુજ નિયમિત બનાવવાથી વીર્ય પુષ્ટ થવાના પરિણામે તેનાથી ઉત્પન્ન થતું સંતાન પણ તેજસ્વી, પ્રૌઢદેહ અને બુદ્ધિશાલી બને છે. જેઓ બહુ પુત્રોની લાલસાથી સ્ત્રીમાં અત્યંત આસક્ત રહે છે તેઓની સંતતિ નિર્માલ્ય નીવડે છે અને નિર્માલ્ય પ્રજા વધવાથી શો ફાયદો ? ઉલટું આર્થિક દૃષ્ટિએ દેશને નુકશાનજ ખમવું પડે છે.

હાલના વિદ્યાર્થીઓએ બ્રહ્મચર્યનો ઉચ્ચ આદર્શ ગુમાવ્યો છે. જીવનમાં પ્રથમ પચ્ચીશ વર્ષો તનના અને મનના વિકાશમાં વ્યતીત થવાં જોઇએ એ પુરાતન ભાવનાને આજના વિદ્યાર્થીજીવનમાં સ્થાન નથી રહ્યું, બ્રહ્મચર્યદીક્ષાની ભાવના સર્વ સંમાનિત જીવનધર્મ તરીકે જીવંત નથી રહી શકી, આપણા પૂર્વજો બ્રહ્મચર્યની જે કિંમત આંકતા તે કિંમત આપણે નથી આંકી શકતા, એ જોઇને મને અનહદ ગ્લાનિ ઉત્પન્ન થાય છે.

જો તમોને મહાન્ કાર્યો કરવાની હોંશ હોય, હિંદના તેજસ્વી હીરા બનવાની આકાંક્ષા હોય, સ્વરાજ્ય મેળવવાની હાર્દિક અભિલાષા હોય, દેશ સમાજ અને જ્ઞાતિનો પુનરુદ્ધાર કરવાની ધગસ હોય, અને જીવનના અંત સુધી રોગરહિત તંદુરસ્ત શરીર ટકાવી રાખવાની ઉત્કંઠા હોય તો નઠારી સોબતોનો ત્યાગ કરો, ઘણા ગરમ અને માફક પદાર્થો ઓછા વાપરો, નાટક સિનેમા જોવાનું તથા શૃંગારરસપૂર્ણ–વિકારોત્પાદક નોવેલ વિગેરે પુસ્તકો વાંચવાનો શોખ તજી ઉચ્ચ મહાત્માઓના નીતિપૂર્ણ ગ્રંથોનું વાચન વધારો અને મન વચન અને કાયાથી સંપૂર્ણ રીતે બ્રહ્મચર્યનું પાલન કરી દુનિયાને આદર્શરૂપ બનો. એ શિવાય કોઇ અન્ય શ્રેષ્ઠ માર્ગ નથી. **सुज्ञेषु किं बहुना ?**

सद् ब्रह्मचर्य व्रत मादरेण
विद्यार्थिनः शुद्धधियोऽविकाराः ।
ये पालयन्ति प्रतिवासरं ते
लोकेऽत्र सौख्यं च यशो लभन्ते ॥

---

# વિનયવિજય ઉપાધ્યાયકૃત શ્રી આનંદલેખ.

મહોપાધ્યાય વિનયવિજય એ પ્રસિદ્ધ અને નામાંકિત વ્યક્તિ છે. તેમણે સંસ્કૃતમાં રચેલ પુસ્તકો નામે કલ્પસૂત્રપર કલ્પસુબોધિકા ટીકા સં. ૧૬૯૬, લોકપ્રકાશ સં. ૧૭૦૮, હૈમ લઘુપ્રક્રિયા વ્યાકરણ સં. ૧૭૧૦, નયકર્ણિકા, શાંતિ સુધારસભાવના, અર્હન્નમસ્કાર સ્તોત્ર તથા જિનસહસ્ર નામ સં. ૧૭૩૧ માં આદિ તેમજ ગૂજરાતીમાં રચેલ શ્રીપાલરાસ અર્ધો, સં. ૧૭૩૮, ચોવીશી વીશી આદિ સ્તવનો વગેરે જાણીતાં છે. તેમના સંબંધી ટુંકમાં ચરિત્ર માટે જુઓ ગૂ. ભાષાંતર સહિત છપાયેલ નયકર્ણિકામાં અમારી આપેલી પ્રસ્તાવના ને તે તેમણે ઉદ્ધૃત કરીને એક સંસ્કૃતમાં વિજ્ઞપ્તિ લેખ રચ્યો હતો તે વિજયપ્રભસૂરિને સુરત મોકલવામાં આવ્યો હતો. તે નિર્ણયસાગરની કાવ્યમાલામાં પ્રસિદ્ધ થઇ ગયો છે અને તેનો ઉલ્લેખ શ્રીજિનવિજયે પોતાની વિજ્ઞપ્તિ ત્રિવેણીની પ્રસ્તાવનામાં (પૃ. ૬ થી ૧૯માં) જરા વિસ્તારથી કર્યો છે. તેમાં જોધપુર, સુવર્ણાચલ (જાલોર) આબૂ, સિદ્ધપુર, અમદાવાદ, વડોદરા ભરૂચ અને પછી સુરતનાં સુંદર વર્ણન કરેલાં છે. આની પહેલાં એક વિજ્ઞપ્તિ લેખ–લેખપ્રબંધ વિજયાનંદસૂરિને લખ્યો હતો. શ્રીવિજયદેવસૂરિના સમયમાં ધર્મસાગર ઉપાધ્યાયના ઝઘડાને લઇને જે વિજયતિલકસૂરિને તે વખતના કેટલાક સાધુના મંડળ તરફથી સ્થાપવામાં આવ્યા હતા તેમણે સં. ૧૬૭૬માં વિજયાણંદસૂરિને સ્થાપી પોતે કાલ કર્યો હતો એટલે વિજયાનંદસૂરિ વિજયદેવસૂરિના પ્રતિસ્પર્દ્ધિ તરીકે થયા હતા. આ વિજયાનંદસૂરિપર ખંભાતમાં સં. ૧૬૯૭ના ધનતેરસને દિને વિનયવિજય ઉપાધ્યાયે ઉક્ત લેખ મોકલ્યો હતો; આ વખતે એક બાજુ વિજયદેવસૂરિ અને બીજી બાજુ વિજયાનંદસૂરિ એમ સ્પર્દ્ધા જામી હતી ને ગચ્છના બે ભેદ પડી ગયા હતા કે જેના લીસોટા દેવસૂર અને આણંદસૂર પક્ષ–ગચ્છ તરીકે હજુ સુધી ચાલ્યા આવ્યા છે. આ વિજ્ઞપ્તિનું નામ વિજયાનંદસૂરિ પરથી આનંદ લેખ આપેલું છે અને તેની રચનાના વર્ષ સં. ૧૬૯૭માં વિનયવિજયજી વિજયાણંદસૂરિની આજ્ઞા નીચે હતા એમ સ્પષ્ટ જણાય છે. પાછળથી તેમનાપર દબાણ થયું હશે તેથી કે ગમે તે કારણે વિજયદેવસૂરિના પક્ષમાં જઇ વિજયદેવસૂરિના પટ્ટધર વિજયપ્રભસૂરિની આજ્ઞા સ્વીકારી જણાય છે ને તે તેમની રચેલી અને અત્યારસુધી અમુદ્રિત તથા આ અંકમાં પ્રકાશેલી તપાગચ્છની પટ્ટાવલી પરની સઝાય પરથી, તેમજ તેમના ગ્રંથોની પ્રશસ્તિ પરથી સ્પષ્ટ જણાય તેમ છે.

આ આનંદલેખમાં કુલ ૨૫૧ શ્લોક છે ને તે જુદા જુદા છંદમાં છે ને તેમાં કેટલાંક ચિત્ર કાવ્યો છે. તે પાંચ અધિકારમાં વિભક્ત છે. પહેલા અધિકારમાં ૫૧ શ્લોક છે ને તેનું નામ પ્રથમાવયવવ્યાવર્ણન

રૂપ ચિત્ત ચમત્કાર છે, બીજામાં સ્તંભતીર્થ નગરનું વર્ણન છે કે જ્યાં તે વખતે વિજયાનંદસૂરિ બિરાજતા હતા. તેમાં તેનો દુર્ગ, વપ્ર, સાગર, જિનમંદિર, શ્રીમંતોનાં ગૃહો, ઉપાશ્રય, સ્ત્રીપુરૂષો, ચોક વગેરેનું વર્ણન છે તે ૫૨ થી ૧૦૭ શ્લોકમાં છે ને તે અધિકારનું નામ તન્નેત્યવયવ વ્યાવર્ણન રૂપ અલંકાર ચમત્કાર આપ્યું છે. ત્રીજામાં ૧૦૮થી ૧૫૧ શ્લોક તેમાં પ્રથમ બારેજા (દ્વારપુર) નગર-ગામનું વર્ણન છે. અહીંથી કવિ આ લેખ રચી મોકલે છે. આમાં પોતાના ગ્રંથ નામે કલ્પસુબોધિકાનો પણ ઉલ્લેખ છે. આ અધિકારનું નામ 'ઉદન્ત' વ્યાવર્ણન રૂપ આપેલ છે. ચોથામાં ગચ્છાધિરાજ **વિજયાનંદસૂરિનું** વર્ણન છે. તેઓ **પ્રાગ્વાટ** વંશના (મારવાડના) **શ્રીરોહ** નગરીના **શ્રીવંત**ના વંશના ને **શૃંગારદે**ના પુત્ર હતા એમ જણાવ્યું છે, તેમાં ચિત્રકાવ્યો પણ મૂક્યાં છે. તે ૧૫૨થી ૨૧૨ શ્લોકમાં છે ને તેનું નામ 'તૈસ્તાતપાદૈ' ઇત્યાદિ અવસર પ્રાપ્ત શ્રી ગુરૂવર્ણન રૂપ એ રાખ્યું છે. પાંચમામાં લેખપ્રશંસા અને સુજન દુર્જન સ્વરૂપ વ્યાવર્ણન છે અને તે ૨૧૪થી ૨૫૧ શ્લોકમાં પૂર્ણ થાય છે.

આ લેખની આદિ આ પ્રમાણે છેઃ—

स्वरित श्रियां मन्दिर मिन्दिराली
मिन्दिन्दिराली मिव यः पिपर्त्ति।
रज्यत्प्रवालायितपादपद्मं
पद्मं यमाहुः प्रवितीर्णपद्मम् ॥ १ ॥

છેવટની પ્રશસ્તિ નીચે પ્રમાણે છેઃ—

मनो मदीयं तु यथा सरोजे
सौरम्यमौग्ध्यमिवाऽमराद्रौ।
दुग्धे जलं शैत्य मिवाप्सु वन्हा-
वुष्णत्वमिन्दाविव कौमुदी च ॥ २४३ ॥
माधुर्यमिक्षाविव वः क्रमाब्जे
तथागतं तन्मयतां ततः किम्।
लिखामि यच्छ्री गुरु नामधेय-
माहं नमाम्याईतपादपद्मान् ॥ २४७ ॥ युग्मं।
संवत्सरे वार्द्धि निधानचन्द्र
कलामिते ( १६९७ ) वाहुलमासि दिव्ये।
मनोरथो मे फलितस्तु धन्य-
त्रयोदशी सेज्ञतिथौ बभूव ॥ २४८ ॥
यावद् धरित्री फलके सुमेरुः
शंकु र्निखातो दिनमानकारी।
प्रतिष्ठित स्तावदयं प्रबन्धो
जीयात् प्रबुद्धश्रवणाध्वनीनः ॥ २४९ ॥
कल्याणमारोग्यमभीष्टसिद्धिः
समृद्धिलब्धिश्च गुणप्रसिद्धिः।
महोन्नतिः कीर्त्तिततिः प्रतीतिः
संघेऽनघेस्ताद् विततेति भद्रं ॥ २५० ॥
पूज्यार्हद् भक्त भट्टारके ततितरुणी
चन्द्रकान्तव्यलेखा-
राघ्यश्री श्रीश सु श्री नतवद **विजया-**
**नन्द** सूरीशपूज्यान्।
ध्येयप्राधान्य धन्यां **स्तपगणनृपतीन्**
व्यक्त विज्ञप्तिपत्रें.
नाम स्मृत्येकतानः शिशु रिति नगरे
**स्तंभतीर्थे** ऽढुढौकत् ॥ २५१ ॥

—इति महोपाध्याय श्री **कीर्त्तिविजय** गणि शिष्योपाध्याय श्री **विनयविजय** गणिना श्री श्री परमगुरूणां प्राभृतीकृते **आनन्दलेख** नाम्नि लेख-प्रबन्धे लेखप्रशंसा सुजनदुर्जनस्वरूप व्यावर्णनरूपो दृष्टान्तचमत्कार नामा पंचमोऽधिकारः सम्पूर्णः ॥छ॥ संपूर्णश्चायमानन्दलेख नामा लेखप्रबन्धः॥

આ લેખપ્રબંધની નકલ શ્રીમન્ મુનિમહારાજશ્રી અમરવિજયજીના શિષ્ય ચતુરવિજયજીએ લખીને અમારા મિત્ર રા. સારાભાઈ મગનભાઈ મોદીપર અમારી પ્રેરણાથી મંગાવતાં મોકલવામાં આવી હતી અને ત્યાંથી જોવા મળી. આ માટે તે સર્વનો ઉપકાર માનીએ છીએ.

આ લેખ લખ્યાની સાલ ૧૬૯૭ છે નહિ કે ૧૬૯૪, વાર્ધિ એટલે સમુદ્ર એ ૪ તેમજ ૭ બંને અંક સૂચવે છે. કલ્પસુબોધિકા ટીકા સં. ૧૬૯૬ માં સંપૂર્ણ થઈ અને તેનો આ લેખમાં ઉલ્લેખ છે તેથી સાતનો અંક ચારને બદલે સ્વીકારવો યોગ્ય છે.

તંત્રી.

# પૂર્ણિમા ગચ્છની ગુર્વાવલી

## અપભ્રંશ તથા ગૂજરાતીમાં

(આદિની બે કડી નથી મળી)

..............ણિક્કમિ તિણિ
અનુક્રમિ દસપુવ્વધરમુણિંદ,
સિરિ વયરસામિ પણમઇ સુરિંદ;
તસુ સીપવર છણિ ગચ્છ ચ્યારિ,
થાપ્યા સોપારા પુર મઝારિ. ૩
તિહિં ચન્દ્રગચ્છિ ગુરુગુનિહાણું, ?
પુહ ચંદપ્પહુ સૂરિ જગપહાણુ;
વિહિ પક્ખ ગયણ મંડણમયં,
કમિ છત્ર નિકંદણ મનિ નિસંકુ. ૪
જિણિ અણહિલપુર પાટણ વિદિતુ,
ચઉરાસી વાદી સૂરિ જિત્ત;
સાવઈ પઋિ પૂનિમ પમાણુ,
છઇ માસિ નઇક્કૂઉ જિણહ આણ. ૫
જીણઈ ચઉપટ ઊવટ કિરીય દૂરિ,
ચઉદસીઆ દીક્ષા પંચસૂરિ;
છત્તીસ સૂરિ સિદ્ધંત સાર,
ઉદ્ધરાવી અસંજ્જિમતણુઉ રાં ભાર. ૬
તસુ પઢમ સીસુ સૂરિ ધમ્મઘોષ,
સિદ્ધરાય નમંસીય રહીય રોપ.
જે નિરીહ સિરોમણિ મણુહરાણિ,
પરહરઇ પચ્ચસઈ જિણહરાણિ; ૭
જિણિ આવહીઅ મૂકીય એકમનિં,
ચૂરેવિણ દમ્મ હલપતિન્નિ;
એગંતર વરિસ પંચાસ જેણ,
ખીચ કંઉઉ પારીય મુણિવરેણ. ૮
સિરિ દેવભદ્દસૂરિ સુગુરુરાઉ,
જિણદતસૂરિ પણમું ધરીય ભાઉ;
સિરિ સંતિભદ્દસૂરિ ગુરુ પહાવ,
જગુણાં નણઈ નિમ્મલગુણ સહાવ. ૯
જસુ પટ્ટ મહોચ્છવ વીરઠામિ,
મેઘમંડપ વૂઠઉં પાદ્રગામિ;
સિરિ ભુવણતિલકસૂરિ ભુવણભાણુ,
સૂરિ રયણપ્પહ આગમિ સુજાણ. ૧૦
સિરિ હેમતિલકસૂરિ કંચુદૃગિ,
ગોધણજક્ખ આણિઉ જિણહમગ્ગિ;
વીનઉ ઉ નરેસર સમરસીહ,
પડિબોહીઉ લિહીઅ સુચંદ લીહ. ૧૧
સિરિ હેમરયણ સૂરિ નમઉં પાય,
પહુ હેમપ્પહ સૂરિ ગયકસાય;
ગુરુ રયણસેહરસૂરિવર પસંસુ,
જિણવરપયપંકજરાયહંસ. ૧૨
દૂસગિ દલિ ભૂયંબલિ જે ભડંતિ,
નવ નવ ગુણ શ્રેણિહિનિ નુવડંતિ;
સિરિ રતનસાગર સૂરિ મુણિ વરિંદ,
શ્રીસંઘહ પૂરઇ મનિ આણંદ. ૧૩
વંદણ રસ સીતલ સીયર સાર,
ગુણ ગણ મણિ સોહઈ બહુ વિચાર;
શ્રી ગુણસાગરસૂરિ ગુણ ભંડાર,
તમ્હિ વંદિઉ ભવિયણ સવ્વે વાર. ૧૪
જિનશાસન ભાસન ભાનુરૂપ,
સમતાગુણિ ગંજઇ મોહભૂપ;
તસુ પટ્ટિ પઇટ્ઠિય ઝગમગંતિ,
શ્રી ગુણસમુદ્રસૂરિ ગુરુ જયંતિ. ૧૫
કલિયુગિ કલપત્તર કામધેનું,
ચિંતામણિ સુરઘટ્ટ સગુણ શ્રેણિ;
તસ્સ પટ્ટિ પૂરવ ગણહર સમાન,
શ્રી સુમતિ પ્રભુ સૂરિ ઉદયઉ ભાણુ. ૧૬
તસ બંધવ નંદન અતિ ઉદાર,
બાલાપણિ ધરિઉ ગચ્છ ભાર;
જન રંજન ગુર સેવક સાધાર,
શ્રીય પુણ્યરયણસુરિ પુનિ ભંડાર. ૧૭
તસુ પાટિ પ્રગટ ગુરૂ ગુણનિહાણ,
શ્રી સુમતિરયણ રિ જુગપહાણ.
જસ વાણી સરસ અમી સમાણ,
તુમ્હિ વંદુ ભવિયણ નિત સુજાણ. ૧૮

ઇતિ ગુરાવલી.

આજ હરિખ હઇઇ મઝ અતિઘણા,
ગુણગાવા શ્રી સહગુરુ તણા;

પૂનિમપાખિ નિરમલ જસધરૂ,
**શ્રી સુમતિરતનસૂરિ** મુનિવરૂ. ૧
અન્તરાય સંધે નિરાકરી,
યતિધર્મ્મ ચિંતામણિ ચિતિ ધરી;
સાતા વરીસે સંયમ શ્રીવરી,
ગુરુચરણ કમલ સેવા કરી. ૨
રૂપ નિરુપમ ભાગ્ય સોહામણા,
લક્ષણ ગુણ લાવણ્યે નીહી મણા;
દિન થોડે આગમ બહુ ભણ્યા,
એ મહીયલિ મહિમા પુણ્ય તણા. ૩
સહજઇ સલલિત રલીઆમણા,
વિધિ વિનયાદિક ગુણમણિ તણા;
સોભાગઇ સિરિ જંબૂ જસ્યા,
નિરખંતા ગુરુનઇ મનિ વસ્યા. ૪
મંડવગઢિ સાહ દેવા તણુ,
પુત્ર કરઇ મહોત્સવ તિહા ઘણુ;
માન માગઇ ગુરુપદ થાપણુઈ,
ધન વિલસઇ ભાવઈ આપણુઇ. ૫
પન્નરસતતાલઈ વૈશાખ ધરિ,
ગુરુ પંચમિ જંગમાડિઉ સપાર;
સવિ સુજન રોમાંચિઊ સશા,
વેગઇ કરઈ સજાઈ હસમશા. ૬
કરજોડી પૂજ્ય પાએ નમઇ,
પ્રભુ પાત્ર કહુ જે તુમ્હ ગમઈ,
પરિવાર પૂછી તવ દાખીઆ,
જાગરાજ જસાદિક હરખીઆ. ૭
નઈંણ આવાર કરાવીઆ,
અનુપમ અલંકાર પહરાવીઆ;
સુહવિ સવિ હેજિ વધાવીઆ,
દૂરિ દૂજણ દોષ નિવારીઆ. ૮
નાંદિ મંડપ ઘાલયા મોકલા,
ચિહું દિસિના સંઘ જોવા મલ્યા,
રંગિ ધવલ મંગલ મહિલા દીઇ
આવી લગન વેલા આણંદીઇ. ૯
ગુરુઇ સઇ હાથિ વાસ આરોપીઇ,
વિધિ મારગ કિસિઉ ના લોપીઇ;
શ્રી સૂરિમંત્ર કાને નિસ્યા,
પરમાણંદ હૃદયકમલિ વસ્યા. ૧૦
વરીસ પનરમઇ સૂરિપદ લહઈ,
નામઈ **સુમતિરતન** સૂરિ ગહેઇ;
ગુરુ આદેશઇ ઉપદેશ દીધ,
સુધારસ વચન વિલાસ કીધ, ૧૧
ઘણુ વાજિત્ર વાજઇ મધુરસરઇ,
યાચિકજન જયજય ઉચ્ચરઈ;
સાહમીવત્સલિ સવિ કહઈ પોપીઇ,
ચઉરાસી ગચ્છ સંતોષીઇ. ૧૨
સાતે ક્ષેત્રે નિજ વિત વાવરઇ,
જીવરાજ કીરતિ જગિ વિસ્તરઈ;
આચારિજ દિનિ દિનિ દીપતા,
તપ તેજઈ રવિ સસિ જીપતા. ૧૩
દ્રઢ પંચમહાવ્રત સાદરૂ,
છઈતાલીસ દોષ નિરાદરૂ;
જિનશાસનમંડનસુંદરૂ,
સવિ સુવિહિત સાધુ પુરંદરૂ. ૧૪
ગુરુ પાયકમલિ અહનિશિ વસઈ,
પ્રમાદ પ્રતિઈ નવિ વીસસઈ;
ક્રોધ માન માયા લોભ મદહરૂ,
ભવીયણ તારઇ સહિગરૂ. ૧૫
પ્રવચન આરાધક સમરથૂ,
નિજ આણ મનાવિઉ મનમથૂ;
લક્ષ્મીવંત જંગમતીરથૂ,
સેવકજનં કરણ કૃતારથૂ.
સિદ્ધાંત પયોનિધિ સિસિધરૂ,
વાણી જસી સજલ પયોધરૂ;
પ્રતિન્યા મેરુ મીહીધરૂ,
છીત્રી સૂરિવર ગુણધરૂ.
આઠ પ્રવચનમાત રક્ષાકરૂ,
અન્નાણ તિમિર ભર દિનકરૂ;
ત્રસ થાવર જીવ કૃપાકરૂ,
નવ બ્રહ્મચર્ય વિધિ તતપરૂ.
ભવિયણ જણ કામિત સુરતરૂ,
સંસાર સમુદ્ર તારણતરૂ;

પંચાચાર વિચાર ચતુરનરૂ,
પ્રજ્ઞાબલિ નિર્જિત સુરગુરૂ. ૧૯
વિહરઇ મહિમંડલિ શ્રુતધરૂ,
શ્રાવય કુલ કમલ પ્રભાકરૂ;
લબ્ધિવંત જીહં કરઇ સિરિકરૂ.
તીહં મંદિરિ રુદ્ધિ પ્રભાભરૂ. ૨૦
શ્રીવંશ મંત્રિ મુંધાગરૂ,
સુતમાતા પૂગી જયુવિરૂ;
શ્રી અરિહં દેવ આરાધકૂ,
પુહવઇ પરમારથ સાધકૂ. ૨૧

એ ગુરુ ગુણ શ્રેણી નિત ગુણઇ,
ઘરિ વિલસઇ વંછિત તીહતણઈ;
પ્રભુચરણરેણુ હું ભામણઇ,
સીસ ઉદયસમુદ્ર વલી વલી ભણઇ. ૨૨

ચંદ્ર ગછિ શ્રી ગુરુ રતનસાગર,
સૂરિશ્રી ગુણસાગરૂ;
સૂરિ ગુણસમુદ્ર શ્રી સુમતિપ્રભરૂએ,
સીસ નમિત યતીશ્વરૂ;
જયવંત શ્રીગુરુ ગુરૂઅગણધર,
પુણ્યરત્ન સૂરીશ્વરૂ.
પાટિ સુમતિરત્નસૂરિ ગુણ જંપતાં,
સુખસમૃદ્ધિ સ્વયંવરૂ. ૨૩

કડી ૩-૬ દશ પૂર્વધર વજ્રસ્વામીના ચાર શિષ્યોએ ચાર ગચ્છ સોપારાપુરમાં સ્થાપ્યા. તે પૈકીના ચંદ્ર ગચ્છમાં ચંદ્રપ્રભસૂરિ થયા તેઓ વિધિપક્ષના મંડન હતા અને અણહિલ્લપુર પાટણમાં ૮૪ વાદી આચાર્યોને જીતી પૂર્ણિમા બતાવી. ચૌદસીઆ-ચૌદસમાં માનનારા પાંચ સૂરિને પોતાના પક્ષની દીક્ષા આપી.૭-૮ પ્રથમ શિષ્ય ધર્મઘોષ સૂરિ થયા કે જેને સિદ્ધરાજ જયસિંહ નમતો હતો. તેણે પાંચસે સુંદર જિનગૃહો કરાવરાવ્યા. ૪૯ વર્ષ સંયમ પાળ્યો ૯-૧૧ પછી દેવભદ્રસૂરિ, પછી જિણદત્તસૂરિ, શાંતિભદ્રસૂરિ, કે જેના પટ્ટમહોત્સવ વખતે પાદ્ર (પાદરા ?) ગામમાં મેઘ વૂઠ્યો હતો, શ્રી ભુવનતિલકસૂરિ, રત્નપ્રભ, હેમતિલકસૂરિ કે જેણે કુંથુદુર્ગમાં (કંથકોટમા) ગોધણ પક્ષને જૈન માર્ગમાં લાગ્યો અને સમરસિંહ રાજાને પ્રતિબોધ્યો હતો, ૧૨-૧૪ પછી હેમરત્નસૂરિ, પછી હેમપ્રભસૂરિ, પછી રત્નશેખરસૂરિ, પછી રત્નસાગર સૂરિ, પછી ગુણસાગરસૂરિ થયા. ૧૫-૧૮ તેના પટ્ટે ગુણસમુદ્રસૂરિ અને તેના પટ્ટે સુમતિપ્રભુસૂરિ-તેના પછી ગુરૂભ્રાતા પુણ્યરત્નસૂરિ પાટે આવ્યા. ને તેની પાટે સુમતિરત્નસૂરિ થયા. આ રીતે અપભ્રંશ ભાષામાં ગુર્વાવલી પૂરી થાય છે.

આ પછી ૨૩ કડીનું ઉક્ત સુમતિરત્નસૂરિ સંબંધી ગૂજરાતીમાં કાવ્ય છે. તેનો ટુંક સાર એ છે કે માંડવગઢમાં સાહ દેવાના પુત્રે આ ગુરૂની પદસ્થાપનાનો સં. ૧૫૪૭ વૈશાખ શુદ ૫ ગુરૂવારે મહોત્સવ કર્યો. તે સૂરિએ સૂરિપદ લીધું ત્યારે ૧૫ વર્ષની તેમની ઉમર હતી. તેમનો શ્રીવંશ (શ્રીમાલીવંશ), પિતાનું નામ મુંગાધરૂ અને માતાનું નામ પૂગી હતું. આ કાવ્ય રચનાર આ સૂરિના શિષ્ય ઉદયસમુદ્ર છે. આ રચના પણ સં. ૧૫૪૭ માં કે તે પછી તે અરસામાં થયેલી લાગે છે. આ શ્રી જિનવિજયના સંગ્રહમાંથી મુનિશ્રી પુણ્યવિજયના હસ્તે લખાયેલી નકલ પરથી છપાવવામાં આવેલ છે તેથી તે બંનેનો ઉપકાર માનીએ છીએ.

પ્રતિમા લેખો-આમાં જણાવેલ સૂરિઓ પૈકી રત્નશેખરસૂરિનો સં. ૧૪૩૨ બુ. ૨ નં. ૫૯૯, ગુણસાગરસૂરિના સં. ૧૪૮૩ બુ. ૨ નં. ૪૬૫, ૧૦૧૪, અને સં. ૧૪૮૬ ના બુ. ૨ નં. ૧૦૬૭, સં. ૧૫૦૪ બુ. ૧ નં. ૭૩૮ ગુણસમુદ્રસૂરિના સં. ૧૪૯૨ વિ. નં. ૧૫૮, સં. ૧૫૦૧ બુ. ૧ નં. ૨૨૫, ના. ૨. નં. ૧૫૬૫, સં. ૧૫૦૪ વિ. નં. ૨૦૫, સં. ૧૫૦૬ બુ. ૧. નં. ૭૩૮, બુ. ૨. નં. ૧૦૭૯, સં. ૧૫૦૭ બુ. ૧ નં. ૪૨૫, બુ. ૨. નં. ૪૪૧, સં. ૧૫૦૮ બુ. ૧ નં. ૧૦૧૭, બુ. ૨ નં. ૯૫૭, ના. ૩ નં. ૨૩૨૬, સં. ૧૫૦૯ બુ. ૨ નં. ૧૦૩૪, સં. ૧૫૧૦ બુ. ૨ નં. ૯૬૪, સં, ૧૫૧૧ બુ. ૨ નં. ૧૩૮, ૩૭૭ અને ૪૬૨ અને વિ. નં. ૨૬૭ અને સં. ૧૫૧૨ ના. ૩ નં. ૨૧૩૬: પુણ્યરત્નસૂરિના સં. ૧૫૧૫ બુ. ૧ નં. ૧૦૬, સં. ૧૫૧૭ ના. ૨ નં. ૨૦૮૫, સં. ૧૫૧૮ બુ. ૨ નં. ૧૭૦, સં. ૧૫૧૯ બુ. ૧ નં. ૨૮૭, ના. ૨ નં. ૧૬૬૭ સં. ૧૫૨૨ બુ. ૨, નં. ૫૩૩,

સં. ૧૫૨૪ બુ. ૧ નં. ૧૧૭૦, બુ. ૨ નં. ૧૦૮૧ ના. ૩ નં. ૨૫૮૪, સં. ૧૫૨૮ બુ. ૧ નં. ૮૮૭, સં. ૧૫૩૧ બુ. ૨ નં. ૪૪૦ અને ૪૪૯ વિ. નં. ૪૩૮ થી ૪૪૧ તથા ના. ૧ નં. ૬૬, સં. ૧૫૩૨ ના. ૨, નં. ૧૧૯૮, સં. ૧૫૫૩ બુ. ૧ નં. ૧૨૦૦, સં. ૧૫૬૦ બુ. ૨ નં. ૭૭૪ અને સુમતિરત્નસૂરિના સં. ૧૫૬૮, બુ. ૨ નં. ૪૧૯, સં. ૧૫૭૬ બુ. ૨ નં. ૩૦૫, સં. ૧૫૮૦ બુ. ૨ નં. ૨૭ અને સં. ૧૫૮૭ બુ. ૧ નં. ૧૨૩૪, એ પ્રતિમાલેખો ઉપલબ્ધ થાય છે. (આમાં બુ. એટલે બુદ્ધિસાગર, ના. એટલે નાહર પૂરણચંદ અને વિ. એટલે વિજયધર્મ યા વિદ્યાવિજયના લેખ સંગ્રહ સૂચવે છે. ૧, ૧, ૩ એ તે નંબરના ભાગ સૂચવે છે).

તંત્રી.

---

# આબૂ તીર્થાદિનો આનંદ-પ્રવાસ

કેળવણી માસિકપત્રના ડિસેંબર ૧૯૧૨ ના અંકમાં 'ગુજરાતની દેવતાઈ દોલતપર રા. પોપટલાલ ગોવિંદજી સાંગાણી કહે છે કે:—

જુઓ પેલો આબુ, ગિરિગગન સ્પર્શ કરતો,
વળી આ શત્રુંજો, પતિત જનનાં પાપ હરતો;
જુનાણે ઝુકેલો, તીરથનૃપતિ રૈવત પડયો,
ખજાનો દેવાંશી, પુનિત ગુજરાતે બહુ ભર્યો.

**પંચાસરા પારસનાથનું દહેરૂં**—તેમાં મુખ્ય મૂર્તિ પારસનાથની છે. તે દહેરાની અંદર હેમાચાર્યની શ્વેત આરસની દબદબાભરેલી સુંદર મૂર્તિ એક આરસના ગોખમાં આવી રહેલી છે. આસપાસ ઉદયન અને કુમારપાળની નાની મૂર્તિઓ સેવ્યસેવકભાવનું સંપૂર્ણ સૂચન કરતી હેમાચાર્ય તરફ હાથ જોડી ઊભેલી દષ્ટિએ પડે છે. બીજા એક ગોખમાં વનરાજ અને તેના પ્રધાન ચાંપાની મૂર્તિઓ છે. વનરાજની ભવ્ય મૂર્તિ ઉપર રાજ્ય ચિન્હ તરીકે આરસનું રાજ્ય છત્ર, કાને કુંડળ, લાંબી દાઢી અને હાથમાં પોંચી છે. વળી જનોઇને સ્થળે સુંદર લાંબો કંઠો ધારણ કરેલો દૃષ્ટિએ પડે છે. પાટણમાં આ પંચાસરા પારસનાથ અને તેના દેરામાં આવી રહેલી હેમાચાર્ય, કુમારપાળ, ઉદાયન, ચાંપો, વનરાજ વગેરેની પ્રાચીન સમયના રીતરિવાજનું સહેજ ભાન કરાવનારી ભવ્ય મૂર્તિઓ ખાસ જોવા લાયક છે. ગુજરાત શાળાપત્ર. માર્ચ ૧૩ ના આનંદપર્યટન નામના લેખમાંથી.

**પાટણનગર**—મહાબલિષ્ઠ ચાવડામણિ જયશિખરીના પ્રતાપી પુત્ર વનરાજે સ્થાપેલું, અને મૂળરાજ તથા સિદ્ધરાજ જેવા વીરનરોએ અલંકૃત કરેલું, તેમજ જૈનધર્મી કુમારપાળે સેંકડો દહેરાં બંધાવી મહિમાવાન્ કરેલું આ વિસ્તીર્ણ અને સુંદર પણ અત્યારે અશ્રુ પડાવનાર આ પાટણનગર છે.

-ઉપરના લેખમાંથી.

**માઉંટ આબુ અને આબુ ઉપર મુખ્ય જોવાયોગ્ય સ્થળો:**—આબુરોડ સ્ટેશનથી માઉંટ આબુ ખરૂં જોતાં ઘણું દૂર નથી, તો પણ એક માઈલની ઉંચાઈએ જવા માટે નાના મોટા વીસેક પર્વતો ઓળંગી ચક્રાવામાં "સપ્તધુમ" ખાઇ ઉપર જવાનો રસ્તો હોવાથી આશરે અઢારેક માઇલ દૂર થાય છે. માઉન્ટ આબુ ઉપર જવામાટે સરકારે ઠેઠ સુધી પાકો રસ્તો બાંધેલો છે; અને તેના રસ્તા ઉપર, સરકાર પાસેથી રસ્તો ઇજારે રાખનાર કંપનિ ખાસ કરીને ત્રણ પ્રકારની ભાડાની ગાડીઓ ફેરવે છે. તેનો સઘળો વહીવટ સરકારી કંપનિઓના જેવોજ નિયમિત ચાલે છે. અમે સઘળા ૧૦ ગાડીઓ (ટમટમ) ભાડે કરી માઉન્ટ આબુ ઉપર જવા તૈયાર થયા. આબુ ઉપર જવાનું ઘણું મુશ્કેલ હોવા છતાં સરકારે રસ્તો બંધાવી ઘોડાગાડીઓની ઘણી સારી ગોઠવણ કરેલી છે. શરૂઆતમાં ત્રણ ચાર માઇલ સુધીનો રસ્તો તદ્દન સરસ અને સપાટ જેવોજ છે. પરંતુ ત્યારપછી ઊંચા ઊંચા પર્વતો અને તેની બખોલોમાં થઇને તે રસ્તો જાય છે. લગભગ અડધી મુસાફરી કર્યા પછી રસ્તો બાંધેલો હોવા છતાં ઘણો વિષમ આવે છે. છાતીપુર સીધા પર્વતો ઉપર ચઢવા માટે એક પછી

એક એમ ૭ સાત ચક્રાવા ખાઈ તે રસ્તો આગળ ચાલ્યો જાય છે. રસ્તે જતાં આજુ બાજુ દષ્ટિ ફેરવતાં ચારે તરફ ઊંચાં ઊંચા પહાડોની હારને હાર દષ્ટિગોચર થાય છે. એક એકને વળગી રહેલાં હોઈ હમણાં જ જાણે તૂટી પડશે એવાં જણાતાં પ્રચંડ શિલામય શેખરો નિહાળતાં, તેમજ આવા દુર્ઘટ પ્રદેશથી અજાણ્યા માણસને ભય પમાડનારા, અને સૃષ્ટાની અગાધ શક્તિનું ભાન કરાવતા ગિરિસમૂહોમાં થઇને જતાં જે બેહદ આનંદ અને કર્તાની રચનાનું સંપૂર્ણપણું અનુભવાય છે, તે દર્શાવવા જતાં અક્કલ અટકી પડે છે. દૂરના પર્વતોના ઉપરના ભાગમાં અને સમીપના પર્વતોની ખીણોમાં આવી રહેલાં નાનાં મોટાં વિધવિધ પ્રકારનાં વૃક્ષોની રમણીય ઘટાઓ, વચ્ચે વચ્ચે શિલાસમૂહોમાંથી બહાર આવતાં નાનાં નાનાં ઝરણાંઓ, નજર ન પહોંચે તેવી ભયંકર ખાઈઓ, દૂરથી જોતાં પચરંગી નભપટ ઉપર આચ્છાદિત થયલા કલ્પિત ચીચરવટા જેવા નીચાણના પ્રદેશમાં આવી રહેલા દષ્ટિગોચર થતા રસ્તાઓ, એક એકની પાછળ ડોકીઆં કરી રહેલાં ગિરિશૃંગો–આ સઘળું નિહાળતા, ઈશ્વરની અગાધ શક્તિનું ગાન કરતા અને સઘળા મુંગાં પશુઓની સહાયતાથી આગળ ને આગળ વધવા લાગ્યા. આશરે બાર તેર માઇલનો રસ્તો કાપ્યા પછી નાટકનાં પાત્રોની માફક ગોઠવાઇ રહેલાં નાનાં મોટાં પુષ્પવૃક્ષો અને લતાઓની મંજરીઓમાંથી નીકળતો સુવાસ, શીતળ અને મધુર પણ મંદ પવનની લલિત લહરીઓ, અને કવચિત દષ્ટિગોચર થતા અચળેશ્વરના દહેરાથી હૃદય આલ્હાદિત બનવા લાગ્યું. સૃષ્ટિસૌંદર્યના અભ્યાસીને આનંદ સાથે ઈશ્વરની અગાધ શક્તિનું ભાન કરાવનારી આ અદ્દભુત અને રમ્ય લીલા પહેલીજવાર નિહાળનારા અમારામાંના કેટલાક શિષ્યોના મુખમાંથી હર્ષભર્યા ઉદ્દગાર નીકળ્યા કે “બસ, અત્યારસુધીનો-મુસાફરીનો સઘળો ખર્ચ અને શ્રમ વિભુની વિભુતા દર્શાવનારાં આ રમણીય ગિરિશૃંગો અને ખીણોમાં આવી રહેલી આ રમ્ય વૃક્ષવટિકાઓના દર્શનથીજ સફળ થઈ ગયો.” જેમ જેમ ઈષ્ટ સ્થાન પાસે આવવા લાગ્યું તેમ તેમ હૃદયનો આનંદ સર્વના મુખ ઉપર સ્પષ્ટ થવા લાગ્યો.

ભિન્ન ભિન્ન વર્ણના બુટ્ટાવાળી ખુલ્લા પોપટીઆ રંગની સાડી ધારણ કરનારી સૃષ્ટિને બદલે હવે દૂરથી દષ્ટિગોચર થતા માઉન્ટ આબુ ઉપર આવી રહેલા બંગલાઓ તરફ દષ્ટિ ખેંચાવા લાગી. તા. ૧૨–૧૧–૧૨ ના રોજ સાંજના આશરે ૪½ વાગે ડાક્ટરનું સર્ટિફિકેટ મેળવેલું હોવાથી કેન્ટોન્મેંટના મેજિસ્ટ્રેટના હેડક્લાર્ક ઉપરના ભલામણપત્રથી અમે નખીતળાવ ઉપર રઘુનાથજીના મંદિરમાં અમારો મુકામ ત્રણ દિવસ માટે નિર્માણ કીધો. અમારા સામાનની યોગ્ય વ્યવસ્થા કર્યા પછી બનતી ઝડપથી મળેલા વખતનો લઈ શકાય તેટલો લાભ લેવા સાયંકાળ થયા છતાં તૈયાર થયા. અમે સઘળા માઉન્ટ આબુ ઉપરનાં જોવા યોગ્ય મુખ્ય મુખ્ય સ્થળો સંબંધી અધ્યાપક સાહેબ તરફથી મળતું સંક્ષિપ્ત વર્ણન શ્રવણ કરતા, સંધ્યા સમયનું નિર્મળ, આસમાની અભ્ર અવલોકતા, મંદમંદ અને શીતળ પવનની લહેરો લેતા શ્રમિત હોવા છતાં હર્ષપૂર્વક નખીતળાવનું પરિક્રમણ કરવા લાગ્યા. આ વિશાળ અને રમ્ય સરોવરની આસપાસ ચારે બાજુ બાંધેલો રસ્તો છે. રસ્તાની એક બાજુ પહાડોનાં પ્રચંડ શિખરો જાણે સરોવરના અમૃત જળનું પાન કરવા સારૂ નીચી ડોક નમાવતાં હોય, અને કોઇ કોઇ તો જાણે આ શીતળ જળના પાનથી તૃપ્ત બની ઉચ્છૃંખલ માતંગની પેઠે મસ્ત થઇ રસ્તા ઉપર ધસી પડતાં હોય તેવાં ભાસે છે. સરોવરની આસપાસ આવી રહેલી લીલાંકુંજાર વૃક્ષોની ઘટાનું, સરોવરના નિર્મળ જળમાં દૂરના દીપકોના પ્રતિબિંબથી થઇ રહેલા આનંદકારક દેખાવનું, સ્વચ્છ આકાશમાં ઝગઝગાટ કરતા દીપકોનું અવલોકન કરતા, અને આ સમયના શીતળ, સુખદ અને સુવાસિત મંદમંદ પવનના સપાટાથી આખા દિવસના શ્રમિત તનમનને શાંતિ આપતા અમે આગળને આગળ ચાલ્યા. સરોવરની આસપાસ ફરતા મુસાફરોના મુખમંડળ ઉપર આ સ્થાનની ભવ્યતાથી અને ખુશનુમા શીતળ પવનની લહરીઓથી ઉદ્દભવતો આનંદ તેઓના વાર્તાવિનોદમાં અને મસ્ત બની ચાલવાની ઢબમાં પ્રત્યક્ષ થતો હતો. આશરે બેએક માઇલના વિસ્તારવાળા આ સુંદર સરોવરની આસપાસ ફરતાં કવીશ્વર

આરસની હોઇ રત્ન જડિત છે. આ બંને ભવ્ય અને ચિત્તાકર્ષક મૂર્તિઓ અને તેની આસપાસ આવી રહેલી નાની નાની બીજી રત્ન જડિત મૂર્તિઓ જોતાં તેના સ્થાપકોના વૈભવથી બહારની દુનિઆનું તદ્દન વિસ્મરણ થઇ જાય છે. આ દેહરામાં આવી રહેલા તેના સઘળા ભાગોનું વર્ણન આપતાં પાનાંનાં પાનાં ભરાય તોપણ તે વર્ણન અપૂર્ણજ રહે તેમ છે. વસ્તુપાળ તેજપાળના દહેરાંનું અવલોકન કરનારની દૃષ્ટિમાંથી દેરાણી જેઠાણીના સુંદર ગોખલાઓનું બારીક કોતરકામ ભાગ્યેજ ખસશે! આ દેહરાં બાંધનાર કારીગરોનેત્યાં પણ સુવર્ણનો વરસાદ વરસી રહ્યો હતો! કોતરણી કરવામાં જેટલી પથ્થરની રજ ખરી પડે તેટલું રૂપું દરેક કારીગરને આપવામાં આવતું!! કારીગરોએ પોતાની કમાઇમાંથી એક દહેરૂં બંધાવેલું છે. તેમાં પારસનાથની મૂર્તિ છે. આ દહેરૂં પણ ઘણું સુંદર છે, તોપણ આ સ્થળે ઝગઝગાટ કરતા સૂર્યના તેજ આગળ આનું નાની સરખી ચણુગારી જેટલું તેજ નહિ જેવુંજ લાગે છે, ખરેખર, ગુર્જર ભૂમિના ગૌરવનું આ મુખ્ય સ્થળ એકવાર જોયું હોય તો જિંદગીમાં ન વિસરાય તેવું છે.

**અચળેશ્વર**—માઉન્ટ આબુથી આશરે પાંચેક માઈલ દૂર છે. રસ્તો લગભગ દેઠ સુધી બાંધેલો છે; પરંતુ ઘણા ભાગમાં વાહન ચાલી શકે તેમ નથી તેથી પગેજ મુસાફરી કરવી પડે છે. આબુ ઉપર જોવાનું અને જાણવાનું એટલું બધું ભર્યું છે કે તેને માટે જેટલો શ્રમ અને જેટલું દ્રવ્ય ખરચીએ તે સઘળું નહિ જેવુંજ છે? આનંદની રેલછેલ આગળ આખા દિવસનો શ્રમ થોડા કલાકના વિશ્રામ સાથેજ ચાલ્યો જાય છે! વસિષ્ઠાશ્રમ જેવી અહિં જવા આવવાની મુશ્કેલી નથી તોપણ રસ્તો લાંબો અને અતિશય ઢાળવાળો હોવાથી પોચા હૃદયના માણસો તો અડધેથીજ પાછા વળે છે! રસ્તાનો ઘણો ભાગ ચાલ્યા પછી અચળેશ્વર મહાદેવનું દહેરૂં આવે છે. આ ભવ્ય દહેરામાં શંકરના ચરણનો અંગુઠો પુજાય છે. દંતકથા પ્રમાણે તેમના મસ્તકનું પૂજન બનારસમાં થાય છે. એમ કહેવાય છે કે અર્બુદગિરિને સ્થાને અગાઉ ભયંકર ખીણ હતી. તેથી ઋષિ મુનિઓને જતાં આવતાં ઘણી મુશ્કેલીઓ નડતી; આથી વસિષ્ઠજીએ હિમાલય પાસે તેના નંદિવર્ધન પુત્રની માગણી કરી; પરંતુ તે પાંગળો હોવાથી શેષનાગ ઉપર આરૂઢ થઇ અહીં આ ખાઇ પુરવા માટે આવ્યો હતો. એ ખાઈમાં પોતે સમાઈ ગયો તો પણ બે જગાએ પોલાણ ભાગ રહી ગયો છે જેમાંનો એક આ દહેરામાં અને બીજો ગૌતમાશ્રમ તરફ આવેલો છે. એ પોલાણ—ભાગ અનુમાન ન કરી શકાય તેટલો ઊંડો હોઈ "બ્રહ્મખાઇ" નામે ઓળખાય છે. આ દહેરાની પાસે ડાબા હાથ તરફ આવી રહેલા એક કુંડ ઉપર દક્ષિણાભિમુખે ત્રણ મહિષ ઉભેલા અને તેની પાછળ એક બાજુ "પરમાર ધારાવર્ષનું" બાવલું તીર તાણીને ઊભેલું જોવામાં આવે છે. આ સ્થાનની પાસે ગુરુ દત્તાત્રયનું મંદિર છે; તે મંદિરની પાસે ભર્તૃહરિ અને ગોપીચંદની આશ્ચર્યકારક ગુફાઓ છે. આ સઘળા દેખાવોનું અવલોકન કરી, શિખર ઉપર જવા માટે મુસાફરોને થકવી નાખી પોતાનું સામર્થ્ય દર્શાવવા તૈયાર થઈ રહેલા શિલાખંડોમાં થઇ સીધા ઢાળવાળો વિષમ રસ્તો આગળ ચાલ્યો જાય છે. તે રસ્તે થઇ થોડે દૂર જઈ શિખર ઉપર ચડતાં એક મોટો દરવાજો દૃષ્ટિએ પડે છે. ત્યાંથી અંદર જતા પથ્થરનો બાંધેલો એક રસ્તો છે. તેની આસપાસ નાનું સરખું પરૂં વસેલું છે, સહેજ આગળ વધતાં ડાબે હાથે એક જૈન દેહરૂં આવે છે. એ દહેરામાં મુખ્ય મૂર્તિ પારસનાથની છે. આ ભવ્ય દહેરાની નિરીક્ષા કરનારની દૃષ્ટિમાંથી પેલી ૧૪૪૪ મણ સોનાની પરિક્રમણ કરતાં ચારે બાજુએ દૃષ્ટિએ પડતી, આદીશ્વર ભગવાનની મૂર્તિ ભાગ્યેજ ખસવા પામશે! આ સુંદર જૈન દહેરૂં કુંભારાણાની વિધવા રાણીએ બંધાવ્યું છે. આ દહેરાને છોડી આગળ જતાં ભેરવપોળ, શ્રાવણભાદરવો પોળ, (ત્યાં આગળ "શ્રાવણ ભાદરવો" નામનું સરોવર આજુબાજુ ગોઠવાઇ ગયલા પથ્થરોની ખીણમાં આવેલું હોઇ ઘણું ઉંડાણમાં છે) વગેરેમાં થઈ આગળ જતાં હરિશ્ચંદ્રની ગુફા તથા ઠેઠ શિખર ઉપર કુંભારાણાના કિલ્લાનાં ચિહ્નો જોવામાં આવે છે. એ કિલ્લાનો એક નાનો સરખો ઓરડો અદ્યાપિ જીર્ણ સ્થિતિમાં

ઉભો રહેલો દષ્ટિએ પડે છે. આ સ્થળેથી આજુ-બાજુ દષ્ટિ ફેંકતાં આબુપર્વતનાં નાનાં મોટાં અનેક શિખરો; તેની ખીણોમાં અને ઉપરના ભાગમાં આવી રહેલાં વૃક્ષોની ઘટાઓ; શિલાસમૂહોમાંથી બહાર આવતાં નાંનાં પણ મોહક ઝરણાંઓ; અને તેની આસપાસ કુદરતી રચનાની પરિપૂર્ણતા દર્શાવનારા, આંખને ઠારી નાખનારા, ભિન્ન ભિન્ન વર્ણના પણ બહુધા લીલાછમ દેખાતા સ્વાભાવિક ગાલીચાઓ નિહાળતાં અમારામાંના એક મિત્ર રા. છોટુભાઈ દાજીભાઇના હૃદયમાંથી નીચેના ઉદ્‌ગારો નીકળી ગયાઃ—

સવૈયા.

જે ગિરિને કવિઓએ વખાણ્યો વખાણ્યો કર્યો બહુ શ્રેષ્ઠ ખરે,
આ અરબુદ ગિરિ શુભ દર્શન માટ ન ઉત્સુક કોણ અરે;
પુણ્ય ભૂમિ મહીં પુણ્ય સ્થળો વર્યો સૃષ્ટિ લીલા બહુ નેત્ર ગમી,
ચિત્ત ચલિત ન થાય અરે ક્યમ નીરખવા ઈઠી સુર ભૂમિ.

તેનું ફરી ફરીને મનન કરતાં, વિભુની વિભુતા નિહાળતા, અતિશય શ્રમિત હોવા છતાં—નાટકના પડદાની પેઠે એક પછી એક દષ્ટિએ આવતા ભિન્ન ભિન્ન અને સુંદર દેખાવોનું અવલોકન કરવામાં મશગુલ બનેલા અમે સઘળા બનતી ત્વરાથી મુકામ તરફ પ્રયાણ કરવા લાગ્યા. સમયની તંગાશને લીધે ગુરુશિખર, ગૌતમાશ્રમ વગેરે સ્થળો જોવાનાં પડતાં મૂકી તા. ૧૪-૧૧-૧૨ ને રોજ પાછા ખરેડી આવી ત્યાંથી રાતના ૧૧ કલાક ૧૭ મિ. ની ટ્રેનમાં અજમેર તરફ પ્રયાણ કીધું. આખા દિવસના શ્રમિત હોવાથી ટ્રેનમાં બેઠા પછી નિદ્રાદેવીએ પોતાની સત્તા ઝડપથી અમારા ઉપર જમાવી દીધી. જે સમયે અરૂણે આવી સોનાની કુંચી વડે પૂર્વ તરફનો મોટો દરવાજો ઉઘાડયો તથા જે સમયે દિવાકરના ચોપદાર કુકડાઓએ નેકી પોકારીને સૂર્ય દેવતાની પધરામણીનો વખત થયો એમ સૂતેલી દુનીઆને જાહેર કીધું તે સમયે સઘળા ધીમે ધીમે જાગૃત થવા લાગ્યા. પછી પૂર્વ તરફના ઝગઝગાટ કરતા સોનેરી આકાશમાં પ્રતિક્ષણે બદલાતા ભિન્ન ભિન્ન આલ્હાદક અદ્‌ભુત રંગોનું અવલોકન કરતા, બાળ સૂર્યકિરણોની ખુબી નિહાળતા, આગળ જતાં ફેલાઇ જઈ આછા આછા થતા કેશરી રંગથી બની રહેલી ખુબીથી મળતો આનંદ અનુભવતા, ટ્રેનબાઈના અગાધ સામર્થ્યથી એક પછી એક સ્ટેશનોની મુલાકાત લઇ અંતે સવારના સવા આઠ વાગ્યાને સુમારે અજમેર સ્ટેશને ઉતર્યા. નામદાર વાઇસરૉયની પધરામણી થવાની હોવાથી ધ્વજાવાવટાથી તે લશ્કરી સોલ્જરોની ઉત્તમ ગોઠવણથી શહેરને સારી રીતે શણગારવામાં આવ્યું હતું. સર્વ સ્થળે આનંદ આનંદ વર્તાઇ રહ્યો હતો. અમે પણ આવી રીતે અલંકૃત બનેલા શહેરને અવલોકવા—ભાગ્યશાળી બન્યા તેથી તેઓના આનંદમાં સહભાગી થયા. (ગુ. શા. જાન્યુ. ૧૯૧૩)

# ઓશવાલ સંપ્રદાયકી ઉત્પત્તિ

ભગવાન્ પાર્શ્વનાથ કે સમય સે જૈનિયોં કા જો સાધુ સમ્પ્રદાય ચલા આ રહા થા ઉસકે નાયક કેશીમુનિ ભગવાન્ મહાવીર કે સમસામયિક થે। આપ (કેશીમુનિ) પહિલે મહાવીર કો તીર્થંકર બોલ કર સ્વીકાર કરને મેં ઔર ચતુર્યામ ધર્મ્મ કે બદલે પઞ્ચયામ* ધર્મ સ્વીકાર કરને મેં સમ્મત નહીં હુવે। તીર્થંકર ભગવાન્ મહાવીર કે પ્રથમ શિષ્ય ઔર પ્રથમ ગણધર ઈન્દ્રભૂતિ ગૌતમ કે સાથ કેશીમુનિ કી ઇસ સમ્બન્ધ મેં આલોચના હુઇ ઔર ઉસીકે ફલ સ્વરૂપ કેશીમુનિ ને મહાવીર કો ચૌવીસવેં તીર્થંકર ઔર ઉનકે પ્રવર્તિત પંચયામ ધર્મ કો સ્વીકાર કિયા×।

કેશી મુનિ કે પ્રશિષ્ય રત્નપ્રભસૂરિને વીર નિર્વાણ કે પર સમ્બત્સર મેં પાર્શ્વનાથ કે શિષ્ય સમ્પ્રદાય કે સાધુઓં કે પ્રધાન આચાર્ય્ય પદકો પ્રાપ્ત કિયા। આપ સશિષ્ય ગ્રામાનુગ્રામ વિચરણ કરતે હુએ 'ઉકેશ' યા 'ઉપકેશ' પુર મેં પધારે।

ઉપકેશપુર÷ વર્તમાન જોધપુર સે ૩૦--૩૨ મીલ ઉત્તર કી તરફ હૈ। અધ્યાપક અમૃતલાલ શીલ મહાશય ને ગત ચૈત્ર માસ કી "પ્રવાસી" મેં પ્રકાશિત પ્રબન્ધ મેં જો લિખા હૈ કિ-"ઓશ ગ્રામ આધુનિક જોધપુર સે ૬ ક્રોસ દક્ષિણ કી તરફ ઇત્યાદિ"-વહ સમ્પૂર્ણ ભ્રમપૂર્ણ હૈ। નહીં માલૂમ અધ્યાપક મહાશય ને કહાં સે યહ ભ્રમાત્મક સમ્બાદ સંગ્રહ કિયા। ઉપકેશપુર કા નામ ભી હમલોગોં કો 'ઉએશપુર' 'ઉકેશપુર' 'ઉપકેશપુર' 'ઓશ' એવં 'ઓસિયાં' ઇન કઇ આકારોં મેં મિલતા હૈ। લેકિન ઓશ શબ્દ કહીં ભી નહીં પ્રાપ્ત હુઆ। શીલ મહાશય ને ઓશ શબ્દ હી બાર બાર પ્રયોગ કિયા હૈ। યહ શબ્દ ઉનકો કહાં મિલા ઇસ પર વે અવસ્ય હી પ્રકાશ ડાલેંગે।

ઉસ સમય ઉપકેશપુર, અગ્નિકુલ કે પ્રમાર વંશીય ઉત્પલ દેવ કે શાસન મેં થા। આપ 'ભિણમાલ' નગર કે (પૂર્વનામ 'શ્રીમાલ') રાજા ભીમસેન કે પૌત્ર થે। આપ કે પિતા કા નામ થા શ્રીપુઞ્જ। કિસી ૨ કે મત સે વહ ભીમસેન કે પુત્ર ભી કહલાતે હૈ। કિસી એક કારણ કે વશીભૂત હોકર 'ઉત્પલ' યા 'ઉપ્પલ' દેવ ને 'ભિણમાલ' પરિત્યાગ કર મન્ત્રી 'ઊહડ' ઔર અષ્ટાદશ સહસ્ર પરિજનોં કે સાથ મરુદેશ કે અન્તર્ગત ઉપકેશપુર મેં આકર વાસ કિયા। જયાદા સમ્ભવ તો યહી હૈ કિ કોઇ શત્રુ દ્વારા પ્રપીડિત હોકર હી ઉન લોગોને મરુપ્રદેશ કે દુર્ગમ સ્થાન મેં આકર આશ્રમ લિયા, નહીં તો ઇતને અધિક મનુષ્ય એક હી બાર સ્વદેશ છોડ કર મરુભૂમિ મેં આશ્રય લેં, ઇસકા કોઇ દૂસરા સંગત કારણ નહીં દિખાઇ દેતા। જો હો ઉપકેશપુર થોડે હી દિનોં મેં વિસ્તૃતિ લાભ કર સમૃદ્ધિસમ્પન્ન હો ઉઠા।

* જૈન ધર્મકે પ્રધાન પાંચ વ્રતોંકો પઞ્ચ મહાવ્રત કહતે હૈ। ઉનકે નામ (૧) પ્રાણાતિપાત વિરમણ (૨) મૃષાવાદ વિરમણ (૩) અદત્તાદાન વિરમણ (૪) મૈથુન વિરમણ ઔર (૫) પરિગ્રહ વિરમણ. તેઇસવેં તીર્થંકર ભગવાન્ પાર્શ્વનાથ કે સમય તક મૈથુન ઔર પરિગ્રહ કા ત્યાગ એક હી મહાવ્રત કે અન્તર્ગત સમઝા જાતા થા। ઔર ઇસલિયે ઉસ સમય તક પઞ્ચ મહાવ્રત કી જગહ ચતુર્યામવ્રત હી પ્રચલિત થે ઇસીકો ચતુર્યામ ધર્મ ભી કહા કરતે થે। ભગવાન્ મહાવીર ને મૈથુન ઔર પરિગ્રહ કો પૃથક્ કર પંચ મહાવ્રત કા પ્રવર્તન કિયા યહી પઞ્ચયામ ધર્મ કે નામ સે ખ્યાત હૈ।

× ઉત્તરાધ્યયન સૂત્ર ૨૩ અધ્યાય।

÷ "So called from the town of Osia or Osian in Marwar about 30 miles north of Jodhpur city"—Todd's Annals and Antiquities of Rajasthan by Crooke Vol. II. P. 603.

"Osia.........is situated thirty two miles north—Northwest of Jodhpur"—Archaeological survey of India 1908-9. P. 100 (The temples of Osia).

"જૈન સમ્પ્રદાય શિક્ષા" પૃ૦ ૬૦૮

જિસ સમય રત્નપ્રભુસૂરિ વહાં ગયે થે ઉસ સમય વહ નગર અચ્છા સમૃદ્ધિશાલી હો ઉઠા થા । રત્નપ્રભસૂરીને મન્ત્રી ઊહડકો સપરિવાર એવં ઔર ભી ૧૨૫૦૦૦ (મતાન્તરમે ૧૮૪૦૦૦) વ્યક્તિયોંકો જૈન ધર્મ મેં દીક્ષિત કિયા એવં અઠારહ ગોત્ર કી સ્થાપના કી । ઉપકેશગચ્છીય પટ્ટાવલી મેં ઐસા લિખિત હૈ કિ રત્નપ્રભસૂરિ ને મન્ત્રી ઊહડ કો હી જૈન ધર્મ મેં દીક્ષિત કિયા કિન્તુ અન્યાન્ય પુસ્તકોં સે તથા કિંવદન્તિયોં સે યહ માલુમ હોતા હૈ કિ રાજા ઉત્પલદેવ મન્ત્રી ઊહડ કે સાથ દીક્ષિત હુવે । યહાં હમ ઓસવાલોં કી ઉત્પત્તિકે સમ્બન્ધ મેં પ્રચલિત એક ગાથા ઉદ્ધૃત કરતે હૈ । કિન્તુ ગાથા કી ભાષા સે માલૂમ હોતા હૈ કિ યહ ગાથા વિશેષ પુરાતન નહી હૈ ।

વર્ધમાન તને પછે વરષ બાવન પદ લિયો ।
શ્રી રત્નપ્રભસૂરિ નામ તાસુ સતગુરૂ વ્રત દિયો ।
ભીણમાલ સૂં ઉઠિયા જાય ઓસિંયા વસાના ।
ક્ષત્રિ હુવા શાખ અઠારા ઉઠે ઓસવાલ કહાના ॥
એક લાખ ચૌરાશિ સહસ ઘર રાજકુલી પ્રતિબોધિયા ।
શ્રીરત્નપ્રભ ઓસ્યા નગર ઓસવાલ જિન દિન કિયા ॥

ઉપકેશપુર મેં દીક્ષિત જૈનીગણ ઉસ નગરકે નામ કે અનુરૂપ ઉકેશ યા ઉએશ વંશીય બોલકર પરિચિત હોને લગે ! પશ્ચાત ઉએશપુર 'ઓશ' એવં ઓશિયાંમેં ઔર ઉએશ વંશ 'ઓશ વંશ' મેં પરિણિત હુવા । 'ઓશ' શબ્દ કે સાથ 'વાલ' શબ્દ પીછે મિલ કર 'ઓશવાલ' શબ્દ કી ઉત્પત્તિ હુઇ । ઉપકેશપુર કે નામાનુસાર સે રત્નપ્રભસૂરિ કે સાધુસમ્પ્રદાય કા નામ ભી 'ઉપકેશગચ્છ' હુવા । મતાન્તર સે પલાયનપર વ્યક્તિકો (Refugee) ડિંગલ અર્થાત રાજસ્થાની ભાષા મેં 'ઓશિયાલ' કહતે હૈ । ઉત્પલદેવ એવં ઉનકે અનુયાયીગણ પલાયન કર આયે થે ઇસીલિયે વે લોગ 'ઓસિયાલ' નામસે અભિહિત હોને લગે તથા ઇસી 'ઓસિયાલ' શબ્દ સે ઓસવાલ એવં ઓસિયાં કી ઉત્પત્તિ હુઇ ઐસા કહા જાતા હૈ । ઓસિયાં નગરકા પૂર્વનામ 'માલેપુર પટ્ટન' અથવા 'નવનેરી નગરી' થા । હમ લોગોં કો યહ મત સમીચીન નહીં માલુમ હોતા કારણ જો સબ શિલાલિપિ પાઇ જાતી હૈ ઉનમેંસે પુરાતનો મેં 'ઉએશ' યા 'ઉકેશ' પુર યા બંશ કા નામ દૃષ્ટિગોચર હોતા હૈ ઔર પીછે વાલોંમેં 'ઓશ' શબ્દ ભી પાયા જાતા હૈ 'ઓશિયાં' સે 'ઉએશ' યા 'ઉકેશ' શબ્દ નિષ્પન્ન હોને કી અપેક્ષા 'ઉએશ' યા 'ઉકેશ' શબ્દ સે 'ઓશ' શબ્દ નિષ્પન્ન હોના અધિકતર સમ્ભવ હૈ ।

અધ્યાપક શીલ મહાશયને ઉક્ત પ્રબન્ધમેં લિખા હૈ કિ દક્ષિણાત્યકે કલ્યાણનગરકે ચન્દ્રવંશીય ક્ષત્રિય સમાજ કે એક રાજકુમારને મનોમાલિન્ય કે કારણ સ્વદેશ ત્યાગ કર મરૂદેશ કે રાજા કે અધીન અઓશ ગ્રામમેં વાસ કિયા એવં ઉસ સ્થાન મેં એક મહીને વાસ કરને કે બીચ હી ઉનકે પુત્ર કો પીડા, આરોગ્ય લાભ, ઔર ઉન સબોંકા જૈનધર્મ ગ્રહણ વ્યાપાર સંઘટિત હુએ । હમ લોગોંને "ઉપકેશગચ્છીય પટ્ટાવલી" "જૈન સમ્પ્રદાય શિક્ષા" "જૈન ગોત્ર સંગ્રહ," Todd's Annals and Antiquities of Rajasthan પ્રભૃતિ ગ્રન્થોમેં દક્ષિણાત્ય કે કલ્યાન નગર કે ચન્દ્ર વંશીય રાજકુમાર કા ઉલ્લેખ નહીં પાયા પરન્તુ સબ જગહ પ્રમાર વંશીય ઉત્પલદેવ યા ઉપ્પલદે કી કથા હી લિખી હુઇ હૈ । અધ્યાપક મહાશય કો યહ વૃત્તાન્ત કહાં સે મિલા માલુમ નહી । આશા હૈ આપ ઉસ પર અવશ્ય પ્રકાશ ડાલેગેં ।

રત્નપ્રભ સૂરિ ને મહાવીર નિર્વાણ કે ૭૦ સમ્વત્સર મેં ઉપકેશપુર મેં મહાવીર કી પ્રતિમા ઔર મન્દિર કી પ્રતિષ્ઠા કી । ક્ષત્રિયોં કા જૈનધર્મ ગ્રહણ ભી ઉસી સાલ હુઆ થા ઐસા પ્રસિદ્ધ હૈ । પ્રમાર વંશ કી કુલદેવી "સચ્ચિયા માતા" કા મન્દિર ભી ઓસિયાં મેં હૈ । 'સચ્ચિયાદેવી' કા પૂર્વ નામ ચામુણ્ડ થા એવં ઉનકો પશુબલિ ભી દી જાતી થી કિન્તુ પ્રમારવંશ વાલોં કે જૈન હોને કે બાદ પશુબલિ બન્દ કર દી ગયી । આશ્ચર્ય કી બાત તો યહ હૈ કિ ઓસવાલોં કી એક ઘર કી વસ્તી ભી અબ ઓસિયાં મેં નહીં હૈ લેકિન બહુત જગહ કે ઓસવાલ ચૂડાકરણ એવં વિવાહ સંસ્કાર ઉપલક્ષ મેં સચ્ચિયામાતા કી પૂજા કરને કો વહાં જાયા કરતે હૈ ।

"ઓસવાલોં" કે બાદ હી જૈન શ્વેતામ્બર સમ્પ્રદાય મેં "શ્રીમાલોં" કી ગિનતી આતી હૈ। બડે બડે સહરોંમેં જો જૌહરી હૈ વે અધિકતયા 'શ્રીમાલ' હૈ। ઈનકે સાથ ઓસવાલોં કી સામાજિક યા ધાર્મિક કિસી વિષય મેં કોઇ ભિન્નતા નહીં હૈ। સમ્વત ૭૯૫ અબ્દ મેં શંખેશ્વરગચ્છ કે શ્રીઉદયપ્રભ સૂરિ નામક એક આચાર્યને ભિનમાલ નગર કે શ્રીમાલ બ્રાહ્મણ જાતિકે મહા ધનાઢ્ય ૬૨ શ્રેષ્ઠિયોંકો જૈન બનાકર શ્રીમાલ* વંશ કી સ્થાપના કી। શ્રીમાલોં કે જૈન ધર્મ ગ્રહણ કરને કે પહિલે હી ઓસિયાં મેં ક્ષત્રિયગણ જૈન હુએ થે।

ઉપકેશગચ્છ કી પટ્ટાવલી મેં યહ વર્ણિત હૈ કિ વીર નિર્વાણકે ૭૦ વર્ષ બાદ હી ઓશવાલોં કી ઉત્પત્તિ હુઇ। ઇસ પટ્ટાવલી મેં ભગવાન પાર્શ્વનાથ સે આરમ્ભ કર પટ્ટાધારી આચાર્યોં કે નામ તથા ઉનકે સમય કી ઉલ્લેખયોગ્ય ઘટનાઓં કા સમાવેશ હૈ। અન્યાન્ય જિન સબ ગ્રન્થોં મેં ઓસવાલોં કી ઉત્પતિ કા વિવરણ દિયા ગયા ઉનકે આધાર પર યહ પટ્ટાવલી, યા કુલ ગુરૂઓંકા લિખિત વિવરણ યા કિંવદન્તી હૈ। ઇનકે અતિરિક્ત ઔર કિસી પુસ્તક કા વિવરણ નહીં મિલતા। ઐસા કોઇ વિશ્વાસ યોગ્ય પ્રમાણ ભી નહીં મિલતા જિસસે પટ્ટાવલી મેં લિખિત ઘટનાઓં કી પરિપુષ્ટિ સાબિત હો સકે। ઉપકેશગચ્છ મેં રત્નપ્રભસૂરિ, યક્ષદેવસૂરિ, કક્કસૂરી, દેવગુપ્તસૂરિ ઔર સિદ્ધસૂરિ અનુક્રમ સે કેવલ માત્ર યે પાંચ નામકે આચાર્ય હૈં। ૩૫ વાં પટ્ટમેં દેવગુપ્તસૂરિ હોનેકે બાદ રત્નપ્રભસૂરિ એવં યક્ષદેવસૂરિ યે દો નામ ઉડા દિયે ગયે ઔર સિર્ફ તીન નામ કે હી આચાર્ય હુએ। ઇસલિયે ઓસવાલોં કે પ્રતિબોધક રત્નપ્રભસૂરિ જો પ્રથમ રત્નપ્રભસૂરિ હી થે યહ સ્થિર કરના કઠિન હૈ। ભાટ ઔર ચારણો મેં યહ કિમ્વદન્તી પ્રચલિત હૈ કિ સમ્વત ૨૨૨ (વીયે વાઇસે) સાલ મેં ઓસવાલોં કી ઉત્પત્તિ હુઈ। કિન્તુ ઇસ કિમ્વદન્તી કો પરિપુષ્ટ કરને કે લિયે અભી તક કોઈ ભી પ્રમાણ આવિષ્કૃત નહીં હુવા। યહ ૨૨૨ સાલ વિક્રમાબ્દ હૈ યા શકાબ્દ હૈ યા ઔર કોઈ અબ્દ હૈ ઈસકા ભી કુછ ઠીક નહીં।

ઓશિયાં મેં વર્તમાન મેં મહાવીર સ્વામીકા જો મન્દિર હૈ ઉસકે 'નાલ મણ્ડપ'કી પ્રશસ્તિ † સે યહ માલુમ હોતા હૈ કિ ઇસ મન્દિર કે નાલમણ્ડપ કો 'જિન્દક' નામક એક વ્યક્તિ ને સમ્વત ૧૦૧૩ મેં બનવાયા થા। શિલાલિપિ બહુત અસ્પષ્ટ હો ગઈ હૈ। જહાં તક પાઠોદ્ધાર હુવા હૈ ઉસસે યહ પતા ચલતા હૈ કિ પહિલે બને હુવે મન્દિર મેં હી જિન્દકને એક મણ્ડપ તૈયાર કરાયા થા। ઈસ શિલાલિપિ મેં પ્રતિહાર વંશ કે રાજાઓં કા ઉલ્લેખ હૈ। ઔર યહ ભી વર્ણિત હૈ કિ પ્રતિહાર વત્સરાજ ને ઉકેશપુર મેં રાજ્ય કિયા થા। વત્સરાજ ઇસ્વી અષ્ટમ શતાબ્દી કે અન્ત ભાગ મેં હુવે ઈસી કારણ પ્રસિદ્ધ ઐતિહાસિક ભણ્ડારકર કી રાય મેં ઓશિયાં કા યહ મહાવીર કા મન્દિર ઇસ્વી અષ્ટમ શતાબ્દી કે કિસી સમય મેં નિર્મિત હુવા હૈ। કિન્તુ ઈસ જગહ વિચારને કી વાત તો યહ હૈં કિ જો સબ રાજપુત-ક્ષત્રિય જૈન હુવે થે ઉનકે રાજા પ્રમાર વંશ કે થે એવં ઉન્હીં કે સમય મેં મહાવીર કા મન્દિર નિર્માણ હુવા। વત્સરાજ પ્રતિહાર વંશ કે હૈ અતઃ યહી માલુમ હોતા હૈ કિ ઉન્હોંને પ્રમારોં કો હરાકર ઉકેશપુર પર અધિકાર કર લિયા। સમ્વત ૧૦૧૩ સાલવાલી શિલાલિપિ મેં પ્રતિહારોં કી વર્ણના હૈ, પ્રમારોં કા કોઇ ભી ઉલ્લેખ નહી। ઈસસે યહી ધારણા હોતી હૈ કિ પ્રમારગણ હીનબલ હોને સે પ્રતિહારગણ ને ઓશિયાં પર અધિકાર કર લિયા। ઉત્પલ દેવ કા સમય પ્રમારોં કે અભ્યુદય કા સમય થા ઔર ઉસી સમય મહાવીર કે મન્દિર કી પ્રતિષ્ઠા હુઈ। અતઃ યદિ મન્દિર કા નિર્માણ કાલ વત્સરાજ કે સમય સે (ઇસ્વી ૮મી શતાબ્દી) પહિલે ધર લિયા જાય તો કોઈ અનુચિત નહીં હોગા। જૈન લેખ સંગ્રહ ૩ રે ખંડ કી ભૂમિકા મેં 'ઓસવાલ જાતિ' શીર્ષક આલોચના મેં શ્રીપુત પૂરણચન્દ

* જૈન ગોત્ર સંગ્રહ પૃ૦ ૨૩૧

† Archaeological report 1908-9. Jain Inscription Part 1. P. 192.

જી નાહર ને લિખા હૈ કિ સમ્વત ૫૦૦ સે ૧૦૦૦ સમ્વત કે વીચ કિસી સમય મેં ઓસવાલોં કી ઉત્પત્તિ હુઈ હોગી । ઓશિયાં મેં ઔર એક પાર્શ્વનાથ કી પ્રતિમા* મિલી હૈ। ઉસમેં '૧૦૧૧ સમ્વત' 'ઉપકેશીય ચૈત્યગૃહ' એવં 'કક્કાચાર્ય' નામ મિલતે હૈ । ૧૦૧૩ સમ્વત કી પ્રશસ્તિ સે યહ ઔર ભી દો વર્ષ પહિલે કી હૈ । અતઃ પ્રશસ્તિ કે પહિલે ભી મૂલ મન્દિર થા ઇસ વાત મેં ઔર કોઈ સંશય નહી રહતા । 'ઉપકેશીય ચૈત્ય ગૃહ' શબ્દ સે યહ માલુમ હોતા હૈ કિ ઉપકેશપુર યા ઉપકેશવંશ કા જો મન્દિર થા ઉસમે ઔર ભી નઇ પ્રતિમા સ્થાપન કી ગઈ એવં 'કકકાચાર્ય' નામ ઉપકેશગચ્છીય પટ્ટાવલી મે લિખિત નામકી પરિપુષ્ટિ સાધન કરતા હૈ ।

ઉપકેશગચ્છ કી પટ્ટાવલી મે લિખા હૈ કિ, ઉપકેશપુર મેં મહાવીર કી પ્રતિમા પ્રતિષ્ઠિત હોનેકે ૩૦૩ વર્ષ બાદ કઇ અપરિણામદર્શી દુષ્ટબુદ્ધિ યુવકોં ને પ્રતિમા કે હૃદયસ્થિત ગ્રન્થિયોં કા છેદન કિયા । ઇસ ઘટનાસે જૈન સમાજ મેં અત્યન્ત ચાઞ્ચલ્ય એવં ભીતિ કા સંચાર હુવા । ઉપકેશગચ્છ કે ઉસ સમય કે આચાર્ય કક્કસૂરિ ને ઉપદ્રવ નિવારણ કરને કે લિયે તેલા કિયા । તેલે કે તીસરે દિવસ સ્વયં શાસનદેવી આવિર્ભૂત હુઇ ઔર કહા કિ યુવકોં ને બહુત અન્યાય કિયા હૈ એવં ઇસ મહાપાતક કે ફલસ્વરૂપ ઉપકેશ નગરકા ધીરે ધીરે ધ્વંશ હોગા, ઉપકેશગચ્છ મેં શ્રાવકોંકે અન્દર કલહ હોગા ઇત્યાદિ બહુત અનર્થ હોંગે । ઇસ વર્ણના સે યહી વિચાર મેં આતા હૈ કિ ઉસ સમય જૈનેતર અન્ય કોઇ સમ્પ્રદાય કે આક્રમણ સે યા મહામારી, દુર્ભિક્ષ યા ઐસે કોઇ કારણ સે પ્રમારવંશ કા બલ હ્રાસ હુવા તથા ઉસી સમય યા ઉસકે થોડે દિન બાદ હી ઓશિયાં અન્ય કિસી જાતિ દ્વારા વિજિત હુઈ । યહ વિજેતા પ્રતિહાર વંશ કે વત્સરાજ ભી હો સકતે હૈ । યદિ યહ હો તો વત્સરાજ કે સમય-ઇસ્વી ૮ મી શતાબ્દી કે શેષ ભાગ-સે ઔર ભી ૩૦૦ વર્ષ પહિલે અર્થાત્ ૫ મી શતાબ્દી મેં યા ઉસસે ઔર ભી કુછ પહિલે ઓશિયાં મેં મહાવીર કી પ્રતિમા કી પ્રતિષ્ઠા હુઇ યહ અનુમાન કિયા જા સકતા હૈ। ઔર વહી સમય ક્ષત્રિયો કે જૈન ધર્મ ગ્રહણ કા સમય હૈ ઐસા ભી સોચ સકતે હૈ । કિન્તુ જબતક ઔર કોઇ શિલાલિપિ યા વૈસા હી કોઇ અન્ય વિશ્વાસયોગ્ય પ્રમાણ નહીં મિલેગા તબ તક સન્દેહ કી છાયા કો દૂર કરનેકા કોઇ ઉપાય નહીં દિખાઈ દેતા ।

* Jain Inscriptoin by Nahar, Part Iinscription No 134

અધ્યાપક શીલ મહાશય ને ઔર ભી લિખા હૈ કિ "ઇન ક્ષત્રિયોં કો છોડ કર ઔર કોઇ ભી યુદ્ધ વ્યવસાયી ક્ષત્રિય ને અધિક સંખ્યા મેં શાયદ જૈન સમાજ મેં પ્રવેશ નહી કિયા । એવં બાદ મેં અનેક જૈની દશ પાંચ દિન 'અઓશ' ગ્રામ મેં રહકર અપને કો 'અઓશવાલ' બોલ કર પરિચય દેને લગે । કિન્તુ વાસ્તવ મેં યે દોનોં ઉક્તિયાં સત્ય નહીં હૈં । પરવર્તીકાલ મેં ભી જૈનાચાર્ય ગણ ને બહુ રાજપૂત પરિવાર કો જૈન ધર્મ મેં દીક્ષિત કિયા થા ઔર જૈન કરને કે સાથ સાથ ઉનકો ઓસવાલ સમાજ કે અન્તર્ભુક્ત કર લિયા ઔર વે ઓસવાલ નામ સે અભિહિત હોને લગે । ઇસ યહાં પર પરવર્તી કાલ મેં જો જૈન હુવે હૈં ઉનકા કઇ દૃષ્ટાન્ત દેતે હૈ । ઇસસે માલુમ હો જાયગા કિ પરવર્તીકાલ મેં ભી રાજપૂત ક્ષત્રિયગણ જૈન હુવે થે ।

વિક્રમ સમ્વત ૧૦૨૬ મેં ચૌહાન રાજપુત સે સચ્ચેતિ ગોત્ર

| | | | | |
|---|---|---|---|---|
| ,, ,, | ૧૦૬૧ ,, | ભાટી | ,, ,, | ભણ્ડસાલી ,, યા ભણસાલી ,, |
| ,, ,, | ૧૧૫૨ ,, | પડિહાર | ,, ,, | ચોપડા ,, |
| ,, ,, | ૧૧૫૫ ,, | ખીચી | ,, ,, | ચોરડિયા ,, ગોલેછા પ્રભૃતિ |
| ,, ,, | ૧૧૭૭ ,, | ખીચી | ,, ,, | દુગડ ,, |
| ,, ,, | ૧૨૨૧ ,, | પ્રમાર | ,, ,, | પાલાવત ,, દુધેડિયા આદિ |

હમને યહા પર અધિક કે ભય સે બહુત થોડે

ગોત્રોં કા ઉલ્લેખ કિયા હૈ ઓસવાલોં કે ગોત્ર ઔર શાખાયેં બહુત હો ગયી હૈં । કહાવત હૈ કિ એક સમય ગણના કરને પર ૧૪૪૪ ગોત્ર ગિને ગયે એવં કઇ ગોત્ર છુટ ગયે ઐસા સન્દેહ થા । 'જૈન સમ્પ્રદાય શિક્ષા' કે ગ્રન્થકાર ને ૬૦૬ ગોત્રોં કી તાલિકા દી હૈ । ઇન સબ ગોત્રોં કે ઓસવાલ અધિકાંશ રાજપૂત હૈ । ઇસી રૂપ સે ઓસવાલોં કી ઉત્પત્તિ ઔર વિસ્તૃતિ હુઈ ।

---

# જ્ઞાનમેરૂકૃત કુગુરૂછત્રીશી ચોપઈ

## કેમ તરશે ગુરૂ કેમ તારશે ?

પ્રણમું જિનવર ગુરૂના પાય, પ્રણમું જે સૂધા ગુરરાય;
ભવિક સદા ઇમ વિચારસી, કિમ તરસી ગુર કિમ તારસી ? ૧
પૃથિવી પાણી અગ્નિ ને વાય, વનસ્પતી છઠી ત્રસકાય,
ત્રિવિધિ જીવ જે સંહારસી. કિમ૦ ૨
સાધુ થઇને બોલે કૂડ, તિણિ વાંદ્યાં જાએ દ્રહ બુડ;
પ્રપંચ કરી બોલે પારસી. કિમ૦ ૩
અણદીધે લીયે ઇક તૃણે, જિનવર ચોર સરીખો ગણે;
ભજે સદા ગત સોનારસી. કિમ૦ ૪
ન રહે સાધુ જિહાં હુવે નારિ, જાગે નારી દેખિ વિકારઇ
કરે સ્ત્રીસંગ ચારિત છારસી. કિમ૦ ૫
સચિત અચિત પરિગ્રહ દોઇ ભેદ, સાધ ન રાખે દૂ વેદ;
પરિગ્રહ રાખે કરમ ભારિસી. કિમ૦ ૬
દીપણુ રાતી ભોજન જિકે, કેવલનાણી જાણે તિકે;
દોષ લગાવે જિહ્વારસી. કિમ૦ ૭
ક્રોધ કરીને બોલે ગાલ, દેવાનુપ્રિય વચન રસાલ;
વાણી અતિ બોલે ખારસી. કિમ૦ ૮
કરત રહે આઠે અભિમાન, ભણ્યો ગુણ્યો તેહનો અપ્રમાણુ;
ગાદહ જિમ નિતુ હુંકારસી. કિમ૦ ૯
કૂડ કપટ બોલે અણગાર, સાધુ તણો સાચો વિવહાર;
મનિ ધારે જે મંજારસી. કિમ૦ ૧૦
જૈન પરવનો જે ઉપવાસ, કરતો વીસ કરે વેખ્પાસ;
કરે સોમ આદિત ઇગ્યારસી. કિમ૦ ૧૧
ચવદસિરે દિન ચવવાર, ખૂણે બેસિ કરે આહાર;
કરે ચોથિ નોરતા બારસી. કિમ૦ ૧૨
મહા માઈ ખેતલ અંબાઇ, જપતિ રહે જિનધર્મ વિહાઇ;
તે મિથ્યાત્વ કિમે વારસી. કિમ૦ ૧૩
ઓષધ મંત્ર તંત્ર ને યંત્ર, સાધુ પ્રયુંજે નહી કુતંત;
કહે જોતિષ નિજ વ્રત ડારિસી. કિમ૦ ૧૪
કરે પીઠી લગાવે તેલ, દિનમાંહિ નાહવે દોલ વેલ,
લાઇ ફૂલેલ દેખે આરસી. કિમ૦ ૧૫
કેસર ચંદનની કરાવે ખોલ, પહિરે ઝીણા વસ્ત્ર અમોલ;
ઇમિ દેહી જે સંગારસી. કિમ૦ ૧૬
ધરિ પહિરણુ ન હૂતા ત્રાપડા, પછે વણાવે સખર કાપડા
ફૂલડી જાલ તિહાં કારિસી. કિમ૦ ૧૭
હીયડામાહિ નહી જિનધર્મ, દે. ઉપદેશ વધાવે કર્મ;
માતો કરે નિર્ભય સારસી. કિમ૦ ૧૮
સાધુ વચનનો એહ વિવેગ, સુણિ સુણિ મન જાગે સંવેગ;
કહે દોહા વિરહી સંહારસી. કિમ૦ ૧૯
રાસ ધમાલ વિરહ ચઉપઇ, કહે વખાણુ વિષે મતિ દઇ;
સુણિ સુણિ રીઝે નારસી. કિમ૦ ૨૦
આગે નારી પુ(ઠે) નારી, મૂસક હસે મનમે સવિકાર;
તિહાંથી દષ્ટિ ન જે ડારસી. કિમ૦ ૨૧
લિંગિનિ વિધવા સંગે દોષ, સમકિત નાશ કહ્યો નિરઘોષ;
તેહસું રમી જનમ હારિસી. કિમ૦ ૨૨
જેહવો વંત અને ઉચ્ચાર, તેહવો આધા કર્મ આહાર
સ્વાદ અરથે જે મુનિ આહારસી. કિમ૦ ૨૩
સાધુ સરસ આહાર ન લેએ, શીલરત્ન રાખણુ મતિ દેએ;
સર્વથી ભજને વારિસી. કિમ૦ ૨૪
ક્રોધ લોભ માયા ને માન, કરે સદા ન કરે ધર્મધ્યાન;
કર્મ અગિનિ તે સ્યું તારિસી. કિમ૦ ૨૫

વિરતિ નહી કો નહી પચખાણ, કૂડો લંપટી નિપટ અજાણ;
તે ગુરૂ નરકે સંચારસી. કિમ૦ ૨૬
ન કરે ક્રિયા સૂદ્ધ સજ્ઝાય, આદહ જિમ છૂટે મુખ ખાય,
અહિનિશિ સિજ્યા સંથારિશી. કિમ૦ ૨૭
કહે પુસ્તક ચેલારૂં કામ, શ્રાવક પાસે રાખે દામ,
ઇમ ભોલા જન સંભારસી. કિમ૦ ૨૮
અર્થવિહૂણી સોભન હોઇ, એહવી વાત જાણે સહુ કોઇ,
કહાવે પાઠક વાણારસી. કિમ૦ ૨૯
ભલો કુગુરથી કાલો સાપ, આગે કોઈ ન કરે સંતાપ,
કુગુરૂ અનંત ભવ લગિ મારિસી. કિમ૦ ૩૦
કુગુરૂ ગમાવે સમકિતનગ્ગ, કાલો મુહ તસુ નીલા પગ,
જાતાં કુગતિ ન આધારસી. કિમ૦ ૩૧
આપ ન ચાલે સૂધે માગ, સૂધા સાંધાં સું કરે લાગ,
ન્યાય મતિ કદે ન ધારિસી. કિમ૦ ૩૨
પીવે રાખડીયા ને દૂધ, જાણે મુગતિ જાઇસિ સૂધ,
તિણિ ન કરે નવકારિસી. કિમ૦ ૩૩
ઇહ પરભવસું જાસ ન કાજ, ધીઠા ન કરે કિણની લાજ,
તેહને જિન કયું સિક્કારસી. કિમ૦ ૩૪
સીખ કહે જ્ઞાનમેરૂ મુનિ ઇસી, ભવિકા લાગે અમૃત જિસી,
જે મનમાંહિ ન સંભારિસી. કિમ૦ ૩૫

-(મુનિ જશવિજય સંગ્રહ)

---

# તેજપાલકૃત કુગુરૂપચીસી.

## તે ગુરૂ કેમ તરશે તારશે ?

દુહા.

શ્રી જિનવર પ્રણમી સદા, લેઈ સદગુરૂ આધાર,
કુગુરૂ તણા લક્ષણ કહું, સુંણયો સહુ નરનાર. ૧

ઢાલ ચોપાઇ.

મન શુદ્ધિ સુંણયો નરનાર, હૃદય ન ધરજો રીસ લગાર,
પંચપ્રમાદ જે નવિ છાંડસિ, તે ગુરૂ કેમ તરસિ તારસિં. ૧
કંઠ લગેં નિત્ય ભોજન કરે, જે પરલોક થકી નવિ ડરે,
સાંમી સાંઝથી સંથારસિં. તે ગુરૂ૦ ૨
દિન ઉગ્યા વિણુ દાતણ કરે, મનમાં સુગપણું આદરે,
ન કરે કદિ એ નવકારસિં. તે ગુરૂ૦ ૩
પટિયાં પાડે સમારે કેશ, નિત્ય નિત્ય નવા બનાવે વેશ;
મુખ ધોવે જોઇ આરસિ. તે ગુરૂ૦ ૪
સાકર દુધ પીયે પ્રેભાત, ચાવલ દાલ જમે નિત ભાત;
સાખ (શાક) વિણુ ન વિસારસિ. તે ગુરૂ૦ ૫
સ્ત્રીસું વાત કરે જે ઘણી, મનિ મેં શંકા કરે કોતણી;
જે ખટકાય નવિ ઉગ્ગરસિ, તે ગુરૂ૦ ૬
ઉનો નીર નવિ પીયે કદા, જલ કુંભ ભરિ મુંકે સદા;
ઝહઝરીએ પાંણી ઢારસિ. તે ગુરૂ૦ ૭
તે મુનિ રાતે દીવો કરે, પડદો બાધિ ખુંણે ઉતરે;
ભક્ષ્ય અભક્ષ નવિ જાંણસિ. તે ગુરૂ૦ ૮
સેવે મૈથુન રાખે દાંમ, નાંમ ધરાવે ગૌતમસાંમ;
વિષય કષાય જે નવિ વારસિ, તે ગુરૂ૦ ૯
દિવસ સારે જે ભમતા ભમે, રાત પડે સારે પાસે રમે;
એક જીતે એક હારસિં, તે ગુરૂ૦ ૧૦
ધમ ધમ મારગ ચાલ્યો જાય, ઇર્યા સમિતિ નવિ જોવાઇ,
મનમાં જયણા નવિ ધારસિ. તે ગુરૂ૦ ૧૧
જડી બુટિને જન્મોતરી, હલુઓ હાથ કરે હિત ધરી,
સાપ વિંછું જે ઉતારસિ. તે ગુરૂ૦ ૧૨
ગાડાં ભર્યાં ચલાવે વલી, વણજ વ્યાપાર કરે મન રલી,
સાવદ્ય કરણી સંભારસી, તે ગુરૂ૦ ૧૩

# અમદાવાદનો બાદશાહી સમયનો ઘરેણાખતનો દસ્તાવેજ

## સં. ૧૭૭૧

શ્રી ગણેશાય નમઃ ॥ સ્વસ્ત શ્રીમન્નૃપ વિક્રમાર્ક્ક સમયાતિત સંવત્ ॥
॥ ૧૭૭૧ વર્ષે શાકે ૧૬૩૭ પ્રવર્તમાંને અસાડવદિ ૧૧ ભ્રગૂવાસરે લીષીત ॥
॥ મીદં ગ્રહ ૧ તસ્ય અડાણક પરસ્પર ષતપત્રમમી લીષ્યંતે સમસ્ત ।
॥ રાજાવલી સમલંકૃત વૈરી વીરૂથીની ગજઘટા કુંભસ્થલવી ।
॥ દારણૈક એવ પંચાનના ન્યાયેન વૃક્ષોન્મૂલન તેજ પ્રૌઢ પ્રતાપમા ।
॥ તંડ રીપૂ વનદહન દાવાનલ માહારાજા ધીરાજ સૂરત્રાણ પાતશા ।
॥ હા શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી ૭ પાતશાહા ફૂરૂકશાહા બાહાધૂરા ।
॥ ગાજી શ્રી ઘહ્નામધ્યે વિજયરાજ્યં ક્રીયતે તત્ર વજીરાં વજીર શ્રી ।
॥ ૫ નબાબ અબ્દુલ્લાષાંન તત્ર શ્રી અેંહેંમ્મદાવાદ મધ્યે સો બેસાહેં ॥
॥ બ માહારાજાજી શ્રી ૫ માહારાજા અજીતશંઘજી શ્રી જયોદ્ધપુરમ ॥
॥ ધ્યે વિરાજેં છિ તેના સકલકાર્જ્યં કર્ત્તા નાયબ શ્રી ૫ ભંડારી વીજ ।
॥ યરાજજી ધર્મન્યાયાં પ્રવર્ત્તતેત તત્ર પાતશાહી દીવાંન શ્રી ૫ મી ॥
॥ જોં મોહોતરમષાંન તત્ર બકશી શ્રી ૫ મીર્જા મેંહેંરઅલી ષાંન ત ॥
॥ ત્ર કાજી શ્રી ૫ શેષ અબ્દુલ પેરલ્લાંષાન તત્ર મુફતી શ્રી ૫ મૂલ્લાં ॥
॥ નૂરલ્લા તત્ર કોટવાલ શ્રી ૫ મીર્જા અબૂતાલ્યબ તત્ર ચોતરા ॥
॥ નો અમલ દસ્તુર મંડપીકા માફ છિ તત્ર હવાલદાર કાંહાંનૂંગોએ ॥
॥ ૯ તથા ધર્મે દીપકસમસ્ત માહાજન સંજ્ઞકે એવં પંચકુલાન્વ ॥
॥ યે તત્ર શ્રી શ્રી હવેલ્યાં ચ્યકલે ઢીકૂઆનેં ઝવેંરી પાડાની પો ॥
॥ લ્ય મધ્યે દેવશી સાહાના પાડાની પોલ્ય મધ્યે તત્ર સ્થાંને વાસ્તવ્ય ॥
॥ લેનાર વણીક મોઢ ગોભૂજા જ્ઞાતીય લઘુ શાષાયાં સાહા. લક્ષ્મીચંદ ॥
॥ બીન હરીદાસ બીન દ્વારકાદાસ એ સાહા. લક્ષ્મીચંદ પારસ્યાત્ આપ ॥
॥ નાર વણીક મોઢ ગોભૂજા જ્ઞાતીય સ્વજ્ઞાતીય સાહા. જસવંત બીન ક ॥
॥ લ્યાણજી બીન મહંકાલ તે સાહા. જસવંત શ્રી ઉજ્યેણ મધ્યે વિરાજે ॥
॥ છિ તેના વકીલ પોતાના ગોરભટ. ગણેશ બિન ઇશ્વર બીન લક્ષ્મીધ ॥
॥ ૨ તે ભટ. ગણેશ હસ્તાક્ષરાંણી દત્તા યત્ ઘર ૧ પશ્ચમાભીમૂખ ॥
॥ નૂં છિ એ ઘર મધ્યે ઓરડો ૨ પશ્ચમાભીમૂખના બે । ડાગલા જડી ॥

॥ ત્ર છિ અગ્રે પટશાલ્યો ૨ બે પશ્ચીમાભીમૂખની ડાગલા જડીત્ર છિ અ ॥
॥ ગ્રે ચોક અગાસો છિ ઓરડી ૧ દક્ષણાભીમૂખની છે તે ઓરડીની જોડે ॥
॥ પાંણીહારૂ ૧ દક્ષણાભીમૂખનૂં છિ તે મધ્યે ઘડું ૧ ઉદક ભરવાનૂં છિ તે એ ॥
॥ ઘર ઢેસે(ડે) છિ તથા ભાગ ૨ બે બીજા અનાંમત છિ તે ઘર ૨ બેના છિ એ ઘરના ॥
॥ ઢાલ ૨ બે છિ એ ઘરના ખૂંટ ૪ પૂર્વ દીશે એ ઘરતાં પછીત્ય પાછલા પડાલ ॥
॥ નાં નેવ ગોઆર્યનાં નેત્ર મોહોતીએં છિ તથા ઘરમાં નેવ ફીનારીએં છિ ૫ ॥
॥ શ્ચમ દીશે એ ઘરનૂં દ્વાર ચાલે નેવ છિ તથા ગોપ છજાની બારી ૧ છિ ચોક સા
॥ થ્ય છિ દક્ષિણ દીશે એ ઘરના ઘરેણાના આપનારનૂ ઘર છિ તે સાહા ॥
॥ હીરચંદ બીન રહીઆ પાસે આડઘરેણે છિ કરો તથા ફડેતાલ સાથ્ય છિ ॥
॥ તથા એ ગોઆરીનૂ દ્વાર ચાલનેવ ચોકમાં પડે છિ તે ગોઆર્ય તથા ॥
॥ એ ઓરડી એક કર્યો છિ ઉત્તર દીશે એ ગોઆર્યનો કરો છિ તે મોરાં ॥
॥ મૂગલાંણી બીબીની છીડી છિ તથા ઓરડીને કરે એ સાહા સેઠ. સાંતી ॥
॥ દાસ સાહાના પરીવારના ફરતખાંના મધ્યે પડે છિ એહવેમપા પછી ॥
॥ ત્યનેવ ઉપર લ્યપ્યાં છિ તે મૂગલાંણી બીબીની બીજી છીંડી મધ્યે પડે ॥
॥ છિ એહવી વીધ્યનૂં ઘર ૧ ભટ. ગણેશે એ સાહા. લક્ષ્મીચંદ હસ્તે ઘ ॥
॥ રેણે આપ્યૂં તે સાહા. લક્ષ્મીચંદે લીધૂં તસ્ય દ્રવ્યમાંન નાંણાવટ ॥
॥ ફડી અટચલ ન્યાયેન નત્રી ૨ ॥ નાં માસા ૧૧ ॥ ના અમદાવાદી ॥
॥ ટંકસાલના બાકરપાંની યત્ રૂપૈઆ ૪૦૧) અંકે રૂપૈઆ ॥
॥ ચ્યારસે હેં ને એક પૂરા સાહા. લક્ષ્મીચંદે ભટ. ગણેશ હસ્તે ॥
॥ એક મૂક્યાં દત્તા ભટ. ગણેશ તેના ગ્રહીતા એગૂરૂથ રૂપૈઆ ૪૦૧ ॥
॥ અંકે રૂપૈઆ ચ્યારસે હેને એક પૂરા સાહા. લક્ષ્મીચંદ પા ॥
॥ સેથી લેઇને એ ઘર ઘરેણે આપ્યૂં તે સાહા. લક્ષ્મીચંદે લીધૂં તે ઘર ॥
॥ નૂં ભાડું નહી દ્રવ્યનૂં વ્યાજ નહી નેવાં રહેનાર સંચરાવે પોટ નલી ॥
॥ યાંની ધણીને માથે વલતીયૂં વર્ષ ૧ પ્રત્યે દોકડા ૨૫ છૂટા ત્રાંબા ॥
॥ ના વલે સહી એ ઘર પડયૂં આપડયૂં ધણી સમરાવે ધણી હાજર ન હો ॥
॥ ય તો પંચને દેખાડી પરચે મુલ દ્રવ્ય સાથેં વર્ત્તિ આપેં હવે એ ઘ ॥
॥ ર મધ્યે સાહા. લક્ષ્મીચંદ તથા લક્ષ્મીચંદના પુત્ર પરીવાર વસે ॥
॥ વસાવે ભાડે આડઘરેણે મૂકે ત્યારે એ ઘરના ધણી કશી વાત ॥
॥ ની કનવાર ન કરે એ ઘર મધ્યે સાહા. લક્ષ્મીચંદ ત્યારલગણ ॥

॥ રહે ઞાર લગણ ભટ. ગણેશ દ્રવ્ય નાપે ઞારે ભટ. ગણેશ તથા ॥
॥ ભટ. ગણેશના પુત્ર પરીવાર દ્રવ્ય રૂપૈઆ ૪૦૧ અંકે રૂપૈઆ ॥
॥ ચ્યારસેંહે ને એક પૂરા આપે ત્યારે એ ઘર ઘરેણેથી ॥
॥ છૂટે પાલી કરી આપે ઘડી ૧ નો અજર ન કરે એ ઘરનૂં કો વાર ॥
॥ સ હીસાદાર સકાદાર કર્જદાર જે કોઇ આવી પ્રગટ થાયે તે ॥
॥ હેને ભટ. ગણેશ તથા ગણેશના પુત્ર પરીવાર જ્યવાબ કરે સમ ॥
॥ ઞાવે સહી એ ઘરનો પાલ પ્રનાલ નેવ નીછારો વાડો પારા પાં ॥
॥ ણી નીકેઈ એ સર્વ પૂર્વ રીત્યે સંબંધ સહીતં એહવાં પત સાહાંમસાં ॥
॥ હાંમાં લ્યપી લીધાં છિ રૂપૈઆ ૨૭૫ અંકે રૂપૈઆ બ્યસેંહે નેં પંચ્યોતે ॥
॥ ૨ પૂરા બા. રાજકૂંઅર્ય સાહા. માંણ્યક પંજીનીં દીકયરીને અપાવ્યા સમ ॥
॥ સ્ત પંચ હજૂર અપાવ્યા છિ તથા રૂપૈઆ ૧૨૬ અંકે રૂપૈઆ એકસો ને છ ॥
॥ વીસ પૂરા એ ઘર ઉપર પર્ચ્યાછિ જમલ્ને રૂપૈઆ ૪૦૧ અંકે રૂપૈઆ ચ્યા ॥
॥ રસેહે ને એક પૂરા માટે એ ઘર ઘરેણે આપ્યૂં છિ એવાં પત સાંમસાંમાં છિ ॥

૧ અત્ર મતુમ્ ॥

૧ સાહા. જસ્વંત કલાણજીના વકીલ દવે । ગણેસ ઇસવરજી મતુ ઉપર લખા પમણે ખત રૂ. ૪૦૧ નું કરીઆપુ છે.

૧ અત્ર સાક્ષરાણી ॥

૧ સા. રાણછેડદાસા દાવારકાદસા સાખ । ધાણી બી હાજરી
૧ સા. રામાદાસ કાસીદાસ સાખાલા ખાતા ભરવી જે...
૧ સા. નાતા વાછારાજ સાખા ધાણ બી હાજરી
૧ સા. હરમાં દસ્ત્રરી ખા ધાન બ હરજ
૧ સા. નાનચંદ લાલ સાખ
૧ પરી. તારાચંદ ઠકરસી મંતુ ઉપર લખુ ત સહી
૧ સોમચંદ નાનજી સાખ ધણી ૨ હજુર કરી છે
૧ નાથ અમરસી સાખ ધણ બ હજુર કર ૭
૧ આમારસી નાળકજીના સખા ધણ લઇ હજુર

(ખત પાછળ જમણી બાજુ આ પ્રમાણે બીજા બાર જણની સાખ લીધી છે ને તે બધાએ બોડીઆ અક્ષરમાં સાખ કરી છે.)

[વળી ખત પાછળ ડાબી બાજુએ પણ ઉક્ત ગણેશના હસ્તાક્ષરમાં લખ્યું છે કેઃ—]

૪॥ જમે એ ઘર ઉપર ખરચ ચઉ
૪॥) રૂ. ૪॥નો ગત
૨) રૂ. ચોરસાં ચેહણા પછતે
૨) મજુરી કડીઆ
०॥ સુખડી લ. ગણેસ ઇસવર સં. ૧૭૭૪ શ્રાવણ શુદ ૧૦

[આ લેખ લૂગડા-કાપડ પર લખાયેલો છે અને તે અમને જૈન ગૂર્જર કવિઓ સંબંધીની હસ્ત-લેખિત પ્રતોની શોધમાં પહેલાં પ્રથમ અમદાવાદ જતાં અમારા મિત્ર મી. છોટાલાલ વાડીલાલ પાસેથી મળેલો. તે અત્યાર સુધી સાચવેલો ને તે પરથી આબાદ નકલ કરી અત્ર આપવામાં આવે છે. આ લેખ સં. ૧૭૭૧ નો છે એટલે ઔરંગઝેબ બાદશાહના પછીના સમયનો-તેના મરણ પછીના સાતમે આઠમે વર્ષનો છે તે વખતે દિલ્હીમાં ફરૂકશીર બાદશાહ હતો વઝીર નવાબ અબ્દુલ્લાખાન હતો અને અમદાવાદમાં સત્તા જોધપુરના અજયસિંહ રાજાના નાયબ (દિવાન) વિજયરાજની પ્રવર્તતી હતી પણ અમલદારો બધા મુસલમાન હતા. પાતશાહી દિવાન મોહોતરમખાંન, બક્ષી મીર્ઝા મહેરઅલીખાંન, કાઝી અબ્દુલ ખેરલ્લાખાન, મુફ્તી મુલ્લાં નૂરલ્લા અને કોટવાલ મીર્ઝા અબૂતાલ્યબ નામના હતા. એ બધાનો ઉલ્લેખ આ લેખમાં છે અને આ લેખ દેવનાગરી લિપિમાં લખાયેલ છે ને તે વખતે કેવી જાતના દસ્તાવેજ લખાતા હતા તેનો નમુનો આપણને આથી મળે છે. સંસ્કૃત શબ્દો પણ અત્ર તત્ર વપરાતા હતા ને વિશેષે ગૂજરાતી ભાષા વપરાતી. મુસલમાની વખતમાં લખાતા દસ્તાવેજો પૈકી બેના નમુના શ્રી જિનવિજયે 'પુરાતત્ત્વ' ત્રિમાસિકમાં બહાર પાડયા છે અને તે પર પોતાનું વિવેચન પણ કર્યું છે. તેમાં આ લેખથી એક વધુ નમુનાનો ઉમેરો થયો છે. આમાં દસ્તાવેજ કરી આપનાર અને કરાવી આપનાર મોઢ ગોભૂજા વણિક છે અને તે પૈકી એકનો વકીલ (મુખત્યાર) બ્રાહ્મણ છે. ઘરની ચતુર્સીમામાં જૈનોમાં પ્રસિદ્ધ નગરશેઠ શાંતિદાસના કુટુંબના ફરતખાનાનો ઉલ્લેખ છે. આથી ઘણી બાબતો પર પડતા પ્રકાશથી પુરાતત્ત્વના શોખીનોને આનન્દ થશે. તંત્રી. ]

---

# દીક્ષા-મીમાંસા.

પ્રયોજક—તંત્રી ગતાંક પૃ. ૭૮ થી

तहा जागरिज्ज धम्मजागरिआए, को मम कालो, किमेअस्स उचिअं, असारा विसया निअमगामिणो विरसावसाणा ।

मीसणो मच्चू सव्वाभावकारी अविन्नायागमणो अणिवारणिज्जो पुणो पुणोणुबंधी ।

—(અણુવ્રતાદિ) તથા (ભાવનિદ્રાનો ત્યાગ કરી તત્ત્વના વિચારરૂપ) ધર્મજાગરણવડે જાગવું (એટલે વિચારવું કે) મારો (અવસ્થારૂપ) કાલ (હાલ) કયો છે? આ (કાળ) ને ઉચિત એવું શું (ધર્માનુષ્ઠાન છે)? અસાર એવા (કામ ભોગાદિક) વિષયો નિયમે (એટલે અવશ્ય) ચાલ્યા જવાવાળા છે તથા વિરસ (એટલે કડવાં) પરિણામવાળાં છે. ભીષણ-ભયંકર એવું મરણ સર્વનો અભાવ-વિનાશ કરનારૂં છે, અને તેનું આગમન અવિદિત છે છતાં તે અનિવાર્ય-ચોક્કસ આવનારૂં છે, ને પુનરપિ પુનઃ જન્માદિકના અનુબંધવાળું છે.

धम्मो एअस्स ओसहं, एगंतविसुद्धो, महापुरिससेविओ सव्वहिअकारी निरइआरो परमाणंदहेऊ ॥

—આનું (આવા મૃત્યુનું) ઓસડ ધર્મ છે, (કારણકે તે નિવૃત્તિરૂપ ધર્મ) એકાંત વિશુદ્ધ છે, (તીર્થંકરાદિ) મહા પુરૂષોથી સેવાયેલો છે, (મૈત્રી આદિરૂપે) સર્વને હિતકારી, અતિચાર રહિત પ્રમાણે પાળવાથી પરમાનંદનો હેતુ-મોક્ષના કારણરૂપ છે.

नमो इमस्स धम्मस्स । नमो एअधम्मप्पगासगाणं । नमो एअधम्मपालगाणं । नमो एअधम्मपरूवगाणं । नमो एअधम्मपवज्जगाणं । इच्छामि अहमिणं धम्मं पडिवज्जित्तए सम्मं मणवयणकायजोगेहिं। होउ ममेअं कल्लाणं परमकल्लाणाणं जिणाणमणुभावओ सुप्पणिहाणमेवं चिंतिज्जा पुणो पुणो । एअ धम्मजुत्ताणमववायकारी सिआ । पहाणं मोहच्छेअणमेअं । एवं विसुज्झमाणे भावणाए कम्मापगमेण उवेइ एअस्स जुग्गयं । तहा संसारविरत्ते संविग्गे भवइ अममे अपूरोवतावी विसुद्धे विसुद्धे विसुद्धमाणभावे ॥

—(ઉપર કહેલા) આ ધર્મને નમસ્કાર, તે ધર્મને પ્રકાશનાર (અર્હંતો) ને નમસ્કાર, આ ધર્મને પાળનાર (મુનિ-

આ ) ને નમસ્કાર, આ ધર્મની પ્રરૂપણા કરનાર (સાધુઓ) ને નમસ્કાર, તથા આ ધર્મને અંગીકાર કરનાર (શ્રાવકો) ને નમસ્કાર. હું આ ધર્મને સમ્યક્ (શુભ) મન વચન અને કાયાના યોગ વડે અંગીકાર કરવા ઇચ્છું છું. પરમ-કલ્યાણરૂપ જિનોના અનુભાવ-અનુગ્રહવડે આ (આ ધર્મની પ્રાપ્તિરૂપ) કલ્યાણ મારે હો. આવું શુભ પ્રણિધાન-એકાગ્રધ્યાન પુનઃ પુનઃ વારંવાર ચિંતવવું, તથા આ ધર્મથી યુક્ત એવા (સાધુઓ) ની આજ્ઞા પાળનાર થવું, (કારણકે) આ (તેમની આજ્ઞામાં વર્તવું) તે પ્રધાન છે, મોહને છેદનારૂં છે. આ પ્રમાણે (કુશળ અભ્યાસવડે) ભાવનાએ કરીને (શુભ ભાવનાએ) વિશુદ્ધ થતો થતો કર્મનો વિનાશ થવાથી આ (ધર્મ) ની યોગ્યતાને પામે છે. તથા (સંસારના દોષ જાણવાથી) સંસારથી વિરક્ત થાય છે, સંવેગવાળો-મોક્ષનો અર્થી થાય છે; મમતારહિત થાય છે, અપરોપતાપી-પરની પીડાનો પરિહાર કરનાર થાય છે, (ગ્રંથિ ભેદાદિકવડે) વિશુદ્ધ થાય છે અને (શુભ કંડકની વૃદ્ધિ વડે) વિશુધ્ધ ને વિશુધ્ધ થતો જાય છે.

## પ્રકરણ ૩ જું.

### માતાપિતાદિને ઉપતાપ આપી દીક્ષા લેવી ન ઘટે.

'परोपतावो हि तप्पडिवत्तिविग्घं'

—પરોપતાપ જ ધર્મ અંગીકાર કરવામાં વિઘ્ન રૂપ છે. —પંચસૂત્ર.

આ પ્રકરણ માટે પહેલાં આપણે **પંચસૂત્ર** લઇએ. તે પ્રાકૃતમાં છે અને તેના ગ્રંથકાર ચિરંતનાચાર્ય કહેવાય છે અને તેના પર પ્રસિદ્ધ યાકિનીપુત્ર શ્રીમાન્ હરિભદ્રસૂરિએ ટીકા કરી છે કે જે આખી ટીકા હજુ અમોને હસ્તગત થઈ નથી. તે મૂલ અને તેની ઉક્ત ટીકા પરથી ગૂજરાતી અનુવાદ થોડા વિવેચન સહિત શાસ્ત્રી જેઠાભાઇ હરિભાઇએ કરેલો છે તે ભાવનગર શ્રાવિકા સમાજ તરફથી સં. ૧૯૮૩ માં પ્રસિદ્ધ થયેલ છે અને તે આઠ આનાની કિંમતે જૈન ધ. પ્ર. સભા ભાવનગર પાસેથી મળી શકે છે. અમોને આ છાપેલ ગ્રંથ અમારા મિત્ર રા. મોહનલાલ ઝવેરી પાસેથી જોવા મળતાં તેનો ઉપયોગ અત્ર કરીએ છીએ.

આ પ્રાચીન ગ્રંથ ઘણો સુંદર અને અર્થગંભિર સૂત્રોથી પૂર્ણ છે અને તેમાં પાંચ ભાગ-સૂત્ર હોવાથી તેનું નામ 'પંચસૂત્ર' રાખેલું છે. તે પાંચે સૂત્રનાં નામ આ પ્રમાણે છે:-૧ પાપપ્રતિઘાત-ગુણબીજાધાન સૂત્ર એટલે પાપનો વિનાશ કરી ગુણરૂપ બીજ (સમ્યક્ત્વને) ધારણ કરવું તે, ૨ સાધુધર્મપરિભાવના સૂત્ર એટલે સાધુધર્મની ભાવના કરવી તે (અણુવ્રતાદિક પાળવા સાથે), ૩ પ્રવ્રજ્યાગ્રહણવિધિ સૂત્ર એટલે પ્રવ્રજ્યા-દીક્ષા ગ્રહણ કરવાની વિધિ-કેવી રીતે ગ્રહણ કરવી તે, ૪ પ્રવ્રજ્યાપરિપાલનાસૂત્ર એટલે પ્રવ્રજ્યાનું સમ્યક્ પ્રકારે પ્રતિપાલન કરવું તે, તથા ૫ પ્રવ્રજ્યાફલસૂત્ર એટલે પ્રવ્રજ્યાનું પાલન કરવા જે (મોક્ષરૂપ) ફલ પ્રાપ્ત થાય છે તે.

'આ પાંચે એક પછી ક્રમ પ્રમાણે મૂકેલ છે તેમાં આશય એ સ્પષ્ટ છે કે:-પ્રથમ પાપકર્મનો નાશ કરી સમ્યકત્વાદિક ગુણરૂપ બીજને ધારણ કર્યા વિના પ્રવ્રજ્યાની શ્રદ્ધારૂપ અંકુર પ્રગટ થતો નથી; તેની વિના સાધુધર્મની ભાવના થઇ શકતી નથી; સાધુધર્મની ભાવના વિના પ્રવ્રજ્યા ગ્રહણ કરવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી, પ્રવ્રજ્યા ગ્રહણ કર્યા વિના તેનું પાલન કરવાનો યત્ન થઇ શકતો નથી, અને પ્રવ્રજ્યાનું પાલન કર્યા વિના તેનું ફળ પામી શકાતું નથી. આમાં સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ક્રિયાનો યોગ હોવાથી આજ સમગ્ર પ્રવચનનો સાર છે. અન્યથા એટલે સમ્યક્ જ્ઞાન-ક્રિયા વિના આ અનાદિ સંસારમાં યથા કથંચિત્ પ્રકારે અનેકવાર અનેક જીવોને આ પ્રવ્રજ્યાદિકની પ્રાપ્તિ થયેલી હોય છે, પરંતુ તેના મુખ્ય ફળરૂપ મોક્ષની પ્રાપ્તિ તે સર્વ જીવોને થવી જોઇએ તે થયેલી નથી. કેમકે યથા કથંચિત્ પ્રાપ્ત કરેલી પ્રવ્રજ્યાનું ગૌણ ફળ તરીકે સુદેવત્વાદિક-ઉત્તમ દેવાદિક થવું તે કહેલું છે, અને તેથી કરીનેજ 'અનેક પ્રાણીઓ અનંતીવાર ગ્રૈવેયકમાં પણ દેવપણે ઉત્પન્ન થયા છે એમ શાસ્ત્રમાં કહેલું છે. તો સાધુપણું લઇને તે સંબંધી ક્રિયા કર્યા વિના તો ત્યાં ઉત્પત્તિ થઇ શકતી જ નથી. અને તેમાં જેઓ સમ્યગ્દષ્ટિ હોય છે તેમનો તો અપાર્ધપુદ્ગલપરાવર્ત્ત કરતાં અધિક સંસારજ હોતો નથી. માટે સિદ્ધ થાય છે કે

સમ્યક્ત્વ ગુણરૂપ બીજ વિના માત્ર ક્રિયા કરનારથી અનંતવાર નવગ્રૈવેયકની પ્રાપ્તિ થઈ શકે. પરંતુ સમ્યક્ત્વગુણ રૂપ બીજ સહિત સમ્યક્ ક્રિયાની પ્રાપ્તિ થઇ હોય તો દીર્ઘકાળ સંસારભ્રમણ કરવું પડતુંજ નથી.

આ અતિ ગંભીર રહસ્યને ભવાભિનંદી જીવો સમજી પણ શક્તા નથી, તો તેને અંગીકાર કરી આચરણમાં તો ક્યાંથીજ મૂકે ?"

સૂત્ર પહેલું—પ્રારંભમાં સૂત્રકાર વીતરાગાદિક વિશેષણોથી વિશિષ્ટ એવા અરિહંત ભગવાનના નમસ્કારરૂપ મંગલ કરી અનાદિ કર્મયુક્ત જીવ અનાદિ દુઃખમય સંસારમાં પરિભ્રમણ કરે છે; આનાથી મુક્ત થવા માટે એક શુદ્ધ ધર્મનેજ કારણરૂપે બનાવે છે. તે શુદ્ધ ધર્મની પ્રાપ્તિ તથાપ્રકારના ભવ્યત્વાદિકના પરિપાકથી પાપકર્મનો વિનાશ થયેજ થઇ શકે છે, અને તે ભવ્યત્વના ઉદયનાં સાધનો તરીકે ૧ અરિહંત, સિદ્ધ, સાધુ અને ધર્મ એ ચારનું શરણ, ૨ દુષ્કૃતની નિંદા અને ૩ સુકૃતની અનુમોદના એ ત્રણ બાબતો કહી તેનો સવિસ્તર વિધિ બતાવ્યો છે. આ સૂત્ર સમ્યક્ત્વ માટે ખાસ માનનીય છે.

સૂત્ર બીજું—રસાયનાદિકનું વિધિપૂર્વક સેવન કરી રોગનિર્મુક્ત થઇ અમર થવાની ઇચ્છાવાળા પુરુષે પ્રથમ તે રસાયન ઉત્પન્ન કરવા માટે જેમ પારદાદિકને અમુક અમુક ઔષધાદિકની ભાવના કે વાસના, પુટ દેવામાં આવે છે, તેમ ચારિત્ર-રસાયનનું વિધિપૂર્વક-નિરતિચારપણે સેવન કરી ભવરોગથી નિર્મુક્ત થઇ મુક્તિપુરીમાં જઇ અમર થવાની ઇચ્છાવાળા પ્રાણીએ પ્રથમ તે ચારિત્ર-રસાયન ઉત્પન્ન કરવા માટે મનરૂપ પારદને અમુક અમુક **અણુવ્રતાદિક** રૂપ ઔષધાદિકની ભાવના આપવી યોગ્ય છે, તેથી પ્રથમ સૂત્ર વડે તત્ત્વશ્રદ્ધાન-**સમ્યક્ત્વ** પ્રાપ્ત થયા પછી **અણુવ્રતાદિ** ગ્રહણ કરી જિનાજ્ઞાના આરાધક થવાની સંપૂર્ણ શિક્ષા આપી છે. તે સાથે અધર્મ મિત્રનો ત્યાગ અને ધર્મમિત્રની સેવા કરવા બાબત સવિસ્તર ભલામણ કરી છે. મન, વચન અને કાયાની શુદ્ધિ કરવાની રીત અને જરૂરીયાત બતાવી છે, તથા **ગૃહસ્થના** સર્વ આચાર બતાવતાં ધર્મજાગરિકાનું સ્વરૂપ, તેમાં કરવા લાયક ચિંતવન અને તે કરવાથી પ્રાપ્ત થતી ચારિત્રની યોગ્યતા વગેરે યુક્તિ અને વિસ્તાર સહિત કહ્યું છે. આ સૂત્રજ ભાવનાવિષયક હોવાથી નિરંતર સ્વાધ્યાય કરવા લાયક છે. ગૃહસ્થના વ્રતો-અણુવ્રતો આદિ કરવામાં સાધુધર્મની પરિભાવના છે તેથી આ સૂત્રનું તે નામ આપ્યું છે ને તેનો વિષય ગૃહસ્થનાં વ્રતો આદિ છે.

સૂત્ર ત્રીજું—આને પ્રવ્રજ્યા ગ્રહણ કરવાની વિધિનું સૂત્ર એ નામ આપ્યું છે. તે વિધિ અમુક વિધાન ક્રિયા નથી પણ કંઇ નવીન અપૂર્વ તત્ત્વવાળી છે અને તે એ છે કે-આપણે જાણીએ છીએ કે માત્ર શ્રાવકે પણ ગૃહ, ઉપાશ્રય કે ચૈત્ય વગેરે મકાન બાંધતાં આડોશપાડોશમાં કોઇ પણ જીવને નારાજ કરવા નહી, બલ્કે સ્થાવરની દયાને માટે પણ ચૂનો ઇંટો વગેરે બાંધકામની વસ્તુઓ પણ તે તે વ્યાપારી પાસેથી તૈયાર હોય તેજ લેવી, પણ તેને તૈયાર કરવા માટે આગળથી સૂચના કે સાટું વગેરે કાંઇ પણ કરવું નહિ. તેમાં પણ ચૈત્યાદિક ધર્મકાર્યને માટે તો વિશેષે કરીને આ નિયમ પાળવાનું શાસ્ત્ર ફરમાન છે. તો પ્રવ્રજ્યા જેવી સાક્ષાત્ મોક્ષ મેળવવાની અદ્વિતીય અને એકાંત કારણરૂપ ધર્મક્રિયા અંગીકાર કરનાર ભવ્ય સંસ્કારી અને પુણ્યશાળી જીવ કયા જીવને ઉપતાપ ઉત્પન્ન કરવાનું નિમિત્ત બને ? અરે ! જે ચારિત્ર અંગીકાર કરીને સ્થાવર જીવોને પણ ઉપતાપ તો ઉપજાવવાનો નથી, પરંતુ તેમના ઉપતાપનું નિમિત્ત પણ થવું નથી-એવા ઉત્કૃષ્ટતર હદનો અધિકારી જીવ તે ચારિત્રને ગ્રહણ કરતાં માતા, પિતા, ભ્રાતા, ભાર્યા, પુત્ર વગેરે બાંધવોને પરિતાપ ઉત્પન્ન કરે, કે તેનું કારણ બને, તેનું સ્વપ્ન પણ ન હોવું જોઇએ. બલ્કે પોતે એવા ઉત્તમ ધર્મનો અધિકારી થયો હોય તો તે પોતાના બાંધવોનો, મિત્રોનો અને યાવત પ્રાણીમાત્રનો મૈત્રી ભાવનાને લીધે ઉદ્ધાર કરવા તત્પર થઇ પોતાની ધારણા પાર પાડે છે. આવો ભાસ સ્પષ્ટ રીતે આ સૂત્રમાં વિસ્તારપૂર્વક કર્તા મહાત્માએ મુખ્યપણે આપ્યો છે. પ્રાયઃ આખું સૂત્રજ આ વિષયવાળું છે. તેમાં કદાચ અનેક પ્રકારે પ્રયાસો કર્યા છતાં માતાપિતાદિક

આ ઉત્તમોત્તમ કામમાં સંમત ન થાય તેમ તેમ તેમને સમજાવવાના અનેક અનેક ઉપાયો ગ્લાનના દૃષ્ટાંતની રીતે બતાવ્યા છે, કે જેથી પોતે કાંઇ પણ પરોપતાપ ઉપજાવ્યા વિના પોતાનું ઉત્કૃષ્ટ ધર્મકાર્ય સાધી શકે. કેમકે (આ પ્રકરણમાં મથાળે ટાંકેલ છે તે સૂત્ર એટલે ) 'परोवतावो हि तप्पडिवत्तिविग्घं'—'પરોપતાપજ ધર્મ અંગીકાર કરવામાં વિઘ્ન રૂપ છે' —આમ સ્પષ્ટ શબ્દથી પરોપતાપનેજ વિઘ્નરૂપ કહ્યો છે, તે ઉપર કહ્યા પ્રમાણે યુક્તિયુક્તજ છે. આ બાબત વધારે દૃઢ કરવા માટે સૂત્રકાર મહાત્માએ જ ત્રિલોકપૂજ્ય ચરમ તીર્થંકર શ્રી મહાવીર સ્વામીનું દૃષ્ટાંત આપ્યું છે, તે આપણને સુપ્રસિદ્ધ છે. **આ મુખ્ય વિધિ તો આ કાળમાં અદશ્યપ્રાય થયો હોય એમ જણાય છે, તે અલ્પ શોચનીય નથી. આત્માર્થી** મુમુક્ષુ જનોએ તો ઉક્ત ઉત્તમ વિધિનો અધિક આદર કરતા રહેવાની જરૂર છે, છેવટ સૂત્રકારે બે ત્રણ લીટીમાંજ જિનપૂજાદિક કરીને યાવત્ સામાયિકનો ઉચ્ચાર કરવા વગેરેનો સંક્ષિપ્ત અતિદેશ (ભલામણ) કર્યો છે."

—જુઓ અનુવાદકની પંચસૂત્ર પર પ્રસ્તાવના.]

ઉપર કહેલ ત્રીજા સૂત્રમાંના વક્તવ્યને અત્ર સવિસ્તર મૂકીશું. ધર્મ ગુણ અંગીકાર કરવાની શ્રદ્ધા ઉત્પન્ન થયે સતે **અણુવ્રતાદિક ગ્રહણ કરવા દ્વારા સાધુધર્મની ભાવના ભાવવી,** એ હકીકત બીજા સૂત્રમાં કહી છે. હવે તે સાધુધર્મની ભાવના ભાવીને પછી શું કરવું? તે કહેવા માટે શાસ્ત્રકાર આ ત્રીજું સૂત્ર આરંભે છે કે જે આખું સૂત્ર તેનાપરથી હરિભદ્રસૂરિની ટીકા કે જે બંને અભિધાન રાજેંદ્ર કોષમાં पवज्जा ના મથાળા નીચેના ૧૯ માં પૃ. ૭૪૭ થી ૭૪૯ માં આપેલ છે તે પરથી જોઇશું.

**૨૭ પરોપતાપ કરી દીક્ષા ન લેવાય. (પંચસૂત્રનું ત્રીજું પ્રવ્રજ્યા વિધિસૂત્ર)**

परिभाविए साधुधम्मे जहोदिअगुणे जइज्जा सम्ममेअं पडिवज्जित्तए अपरोवतावं। परोवतावो हि तप्पडिवत्तिविग्धं,अणुपाओ खु एसो,न खलु अकुसलारंभओ हिअं॥

—( સંસારવિરક્ત, સંવિગ્ન, અમલ, અપરોપતાપી, વિશુદ્ધ અને વિશુધ્યમાન ભાવવાળા થવાના) કહેલા (બીજા સૂત્રમાં-આ પ્રકરણની આદિમાં અમોએ મૂકેલાં સૂત્રોથી દર્શાવેલ) ગુણવાળો સાધુધર્મ વિશેષપણે ભાવ્યે સતે-વિચાર્યે સતે **બીજાને ઉપતાપ-સંતાપ ન થાય તેવી રીતે સમ્યક્ પ્રકારે(એટલે વિધિ પ્રમાણે) આ ધર્મ અંગીકાર કરવા માટે (દીક્ષા લેવા માટે) પ્રયત્ન કરવો જોઇએ; કારણકે પરોપતાપ-બીજાને ઉપતાપ કરવો એ તે (ધર્મ) અંગીકાર કરવા માટે વિઘ્નરૂપ-અંતરાય છે. આ (પરોપતાપ) ધર્મ અંગીકાર કરવામાં ) અનુપાયજ છે એટલે ઉપાયરૂપ નથીજ, (કેમકે) નિશ્ચે અકુશલ આરંભ એટલે પાપારંભ થકી (પ્રાણીનું-દીક્ષા લેનારનું) હિત થતું નથી- એટલે કે ધર્મ અંગીકાર કરવામાં (દીક્ષા લેવામાં) પરોપતાપ કરવો તે અકુશલ આરંભજ છે.**

**૨૮ સંભવતા પરોપતાપને દૂર કરવા માટે શું કરવું ? પ્રતિબોધ પમાડવો.**

अप्पडिबुद्धे कहिंचि पडिबोहिज्जा अम्मापियरे।

**—કોઇપણ પ્રકારે ( એટલે કર્મના વિચિત્રપણા વડે ) પ્રતિબોધ નહીં પામેલા માતાપિતાને પ્રતિબોધ પમાડવો જોઇએ.**(ઘણું કરીને મહા સત્ત્વશાળીના માતાપિતા પ્રતિબોધ પામેલાજ હોય છે.)

**૨૯ માતાપિતાને શી રીતે પ્રતિબોધ પમાડવો ?-નીચે પ્રમાણે સમજાવીને.**

(એવી રીતે કે) 'બંને લોકમાં સફલ એવુંજ જીવિત પ્રશંસા કરવા યોગ્ય છે, તથા સમુદાયે કરેલાં શુભ કર્મો પ્રકમે સમુદાયને (શુભ) ફળ આપનાર હોય છે; અને અન્યથા એટલે શુભ કર્મ નહીં કરવાથી આ પ્રકારે (એટલે ભવપરંપરાએ કરીને) આપણા સર્વનો અતિ દીર્ઘકાળનો વિયોગ થશે. અને એ (દીર્ઘ કાળનો વિયોગ થાય એવી ચેષ્ટા તો) એક વૃક્ષ પર વસનાર પક્ષી તુલ્ય થશે.

જેમકે કહ્યું છે કેઃ—

" वासवृक्षे समागम्य विगच्छन्ति यथाऽण्डजाः ।
नियतं विप्रयोगान्तस्तथा भूतसमागमः ॥ "

—જેવી રીતે પક્ષીઓ વસવાના વૃક્ષપર ભેગા થઇ ચાલ્યા જાય છે તેવીજ રીતે પ્રાણીઓનો સમાગમ છેવટે વિયોગમાં નિશ્ચિતપણે પરિણમે છે.

(કારણ કે ) મૃત્યુ ઉદ્દામ એટલે નિવારી ન શકાય તેવું અને ( પ્રાયઃ જીવો અલ્પ આયુષ્યવાળા હોવાથી) પ્રત્યાસન્ન એટલે નજીકમાંજ રહેલું છે; તથા (ભવ રૂપી સમુદ્રમાં) મનુષ્યપણું સમુદ્રમાં પડી ગયેલા (ચિંતામણિ) રત્નના લાભ તુલ્ય દુર્લભ છે, (કારણ કે) બીજા (મનુષ્ય સિવાયના) ભવો ( પૃથ્વી કાયાદિકના ભવો ) અતિ પ્રભૂત-ઘણા છે,

[ કેમકે કહ્યું છે કેઃ—

असंखोसप्पिणिसप्पिणीउ एगिंदियाण उ चउण्हं ।
ता चेव ऊ अणंता, वणस्सतीए उ बोधव्वा ॥

—અસંખ્ય ઉત્સર્પિણિ અવસર્પિણીઓમાં ચાર એકેંદ્રિયોના અને વનસ્પતિના અનંત જાણવા. ]

અને ઘણાં દુઃખવાળા છે-ઉત્કટ અસાતા વેદનીયવાળા છે, ( મોહનીય કર્મના તીવ્ર ઉદયથી ) મોહરૂપી અંધકારવાળા છે અને પ્રકૃતિથી અસત્ ચેષ્ટાના કારણે ) અકુશલાનુબંધી એટલે અશુભ કર્મના અનુબંધવાળા છે તેથી ( તે ભવો ) શુદ્ધ ધર્મને-ચારિત્ર લક્ષણવાળા ધર્મને માટે અયોગ્ય છે, અને યોગ્ય તો ભવ રૂપી સમુદ્રમાં તારનાર વહાણ રૂપ આ (મનુષ્ય ભવ) જ છે, તેથી સંવરથી (પ્રાણાતિપાતાદિક) છિદ્રોને ઢાંકનારું, જ્ઞાન રૂપી કર્ણધાર (સુકાની) વાળું અને (અનશનાદિક) તપ રૂપી પવન વડે વેગવાળું આ મનુષ્ય ભવરૂપી વહાણ સ્વકાર્યમાં (ધર્મ રૂપ આત્માના કાર્યમાં ) જોડવાને યોગ્ય છે. (કારણ કે) સર્વ કાર્યમાં ઉપમાથી પાર ગયેલો એવો-અનુપમેય આ ( મનુષ્ય ભવરૂપી) ક્ષણ-અવસર સિદ્ધિ એટલે મોક્ષને સાધનારા ધર્મનો સાધક હોવાથી દુર્લભ છે, વળી આ (સિદ્ધિજ) જીવોને ઉપાદેય-ગ્રહણ કરવા લાયક છે. કારણકે આ સિદ્ધિને વિષે-સિદ્ધિ પામ્યા પછી ફરીથી જન્મ નથી, વૃદ્ધાવસ્થા નથી, મરણ-પ્રાણત્યાગ નથી, ઇષ્ટ જનનો વિયોગ નથી, અનિષ્ટનો સંયોગ નથી, ક્ષુધા-ભૂખ નથી, તરસ નથી, તેમ અન્ય (શીત ઉષ્ણ વગેરે) કોઇ પણ દોષ (ઉપદ્રવ) નથી; સર્વ પ્રકારે પરતંત્રતા રહિત અશુભ રાગાદિકથી રહિત, (ક્રોધાદિક રહિત હોવાથી શક્તિથી) શાંત, (સમગ્ર અશિવ એટલે અકલ્યાણના અભાવથી) શિવ-કલ્યાણ રૂપ અને (ક્રિયા રહિતપણું હોવાથી ) વ્યાબાધારહિત એવું જીવોનું ત્યાં અવસ્થાન છે.

જ્યારે ( બીજીઆજુ ) આ સંસાર ( જન્માદિરૂપવાળો હોવાથી સર્વે ઉપદ્રવોનું સ્થાન છે તેથી

કારણકે કહ્યું છે કેઃ—

जरा मरणदौर्गत्य व्याधय स्तावदासतां ।
मन्ये जन्मापि धीरस्य भूयो भूयस्त्रपाकरं ॥

—તેમાં જરા મરણ દુર્ગતિપણું વ્યાધિઓ હોય છે તેથી તેમાં ધીરનો જન્મ પણ ઘણો લજ્જાકારક માનું છું")

નિશ્ચે સિદ્ધિ એટલે મોક્ષથી વિપરીત છે (તેથી સંસાર) અનવસ્થિત-અસ્થિર સ્વભાવવાળો ( કહેવાય છે ), આ ( સંસાર ) માં સુખી પ્રાણી પણ અસુખી છે, છતી (વસ્તુ ) પણ ( પર્યાયથી ) અછતી થઇ જાય છે-વિનાશ પામી જાય છે, સ્વપ્નની જેમ આ સર્વ આળપંપાળ છે, તેથી આ (સંસાર) માં પ્રતિબંધ-મમતા કરવા વડે સર્યું-મમતા કરવી નકામી છે: તેથી મારા પર અનુગ્રહ-કૃપા કરો, આ (સંસાર) નો ઉચ્છેદ-વિનાશ કરવા ઉદ્યમ કરો. હું પણ આપની-તમારી આજ્ઞાથી આ ( સંસારવિચ્છેદ ) ને સાધું-સાધીશ, ( કારણ કે ) જન્મ મરણ વડે હું નિર્વેદ-ખેદ-કંટાળો પામ્યો છું તથા મારૂં (સંસારવિચ્છેદ રૂપ ) ઇચ્છિત ગુરૂના પ્રભાવવડે સમૃદ્ધિવાળું થશે-સિદ્ધ થશે.'

આ પ્રકારે બીજાં ( સ્ત્રી પુત્રાદિક )ને પણ બોધ આપવો ઘટે-ઉચિત પ્રમાણે પ્રતિબોધ કરવો ઘટે-સમજાવવાં ઘટે. ત્યારપછી એઓની સાથે ધર્મને (ચારિત્રધર્મને ) સેવવો-પાળવો જોઇએ તથા ઉચિત કર્તવ્યને (એટલે પંચ મહાવ્રતના સેવનને ) ( આ લોક અને પરલોકની) આશંસા રહિત થઇ સર્વદા કરવું ઘટે એવું પરમમુનિ (શ્રી વીતરાગનું) શાસન-આજ્ઞા છે.

**૩૦ પ્રતિબોધ પમાડવા પ્રયત્ન કરતાં છતાં માતા પિતાદિ પ્રતિબોધ ન પામે તો શું કરવું? નિર્વાહાદિ સાધન કરી આપવું.**

હવે કર્મ પરિણતિને લઇ ( માતા પિતા-

**દિક) બોધ નહિ પામે તો યથાશકિત પોતાની શકિત પ્રમાણે સ્વમતિથી-સ્વબુદ્ધિથી આવક (નવી ઉપજ તે આવક) અને ઉપાય (વ્યાજ વગેરેથી ઉત્પન્ન થાય તે ઉપાય) થી શુદ્ધ એવું તેઓ (માતપિતાદિક) નું ઉપકરણ એટલે નિર્વાહનું સાધન (અર્થપ્રાપ્તિ) કરી આપવું જોઇએ,** (કારણ કે) નિશ્ચે એજ કૃતજ્ઞતા છે અને (એવી કૃતજ્ઞતા અને દયા) લોકને વિષે ધર્મની (શાસનની) પ્રધાન માતા-શાસનની ઉન્નતિને ઉત્પન્ન કરનારી કરૂણા-દયા છે. **(આમ કર્યા પછી તેમની અનુજ્ઞા** લઇ ધર્મ-ચારિત્ર ધર્મ અંગીકાર કરવો (દીક્ષા લેવી.)

### અંતિમમાર્ગ-અપવાદમાર્ગ.

**૩૧-૩૨ પ્રતિબોધ આપતાં નિર્વાહાદિ સાધન કર્યા છતાં પણ માતપિતાદિક આજ્ઞા ન આપે તો શું કરવું? ૧ માયારહિતપણે માયા સેવવી, અને ૨ માયાથી ન માને તો અસ્થાને રહેલા ગ્લાનનો ઔષધ મેળવવા માટે ત્યાગ કરવો પડે એ દૃષ્ટાંતે તેમનો ત્યાગ કરવો.**

અન્યથા (તેઓ પ્રયાસ કર્યા છતાં પણ તેમની અનુજ્ઞાના અભાવે) અનુપધિ એટલે ભાવથી ઉપધિ-માયા કપટ રહીત છતોજ ઉપધિ યુક્ત એટલે માયાવાળા (બહારથી)થવું-બહાનાં કાઢવાં (કહ્યું છે કે निर्माय... એ શ્લોક હવે પછી આવશે)

ધર્મનું આરાધનજ સર્વ પ્રાણીઓને હિતકારક છે, (તેથી) તથાપ્રકારે (એટલે દુષ્ટ સ્વપ્નાદિક કહેવા વડે) ધર્મનું આરાધન પ્રાપ્ત કરવું.

આ સંબંધી એકજ પ્રકારનું પણ જરાક જુદા ક્રમમાં હરિભદ્રસૂરિએ પોતાનાં ધર્મબિંદુના ચોથા અધ્યાયમાં જે જણાવ્યું છે તે બતાવીશું.

तथा गुरुजनाद्यनुज्ञेति ॥२५॥

तथा तथोपधायोग इति ॥२६॥

दुःस्वप्नादिकथनमिति ॥२७॥

तथा विपर्ययलिंगसेवेति ॥२८॥

दैवज्ञैस्तथा तथा निवेदनमिति ॥२९॥

न धर्मे मायेति ॥३०॥

उभयहितमेतदिति ॥३१॥

यथाशक्ति सौविहित्यापादनमिति ॥३२॥

આનો અર્થ મુનિચંદ્રસૂરિની ટીકાસહિત આપીશું. ગુરૂજન (એટલે માતાપિતા વગેરે) આદિ (એટલે બહેન, સ્ત્રી આદિ બાકીના સંબંધી જનો)ની અનુજ્ઞા (એટલે તું પ્રવ્રજ્યા લે એવી અનુમતિ રૂપની) લેવી એમ વિધિ પાળવી. (જ્યારે તે સંબંધી વર્ગ તે તે પ્રકારના ઉપાયોથી આજ્ઞા માગતાછતાંપણ દીક્ષા લેવાની આજ્ઞા ન આપે તો પછી જે કરવું તે કહે છે) તે તે પ્રકારે (એટલે સર્વથા બીજાને માલૂમ ન પડે એવા પ્રકારે) ઉપધા એટલે માયાનો યોગ-પ્રયોગ કરવો. (શી રીતે માયા-કપટ કરવી તે કહે છે) દુઃસ્વપ્ન એટલે નઠારાં સ્વપ્ન (જેવા કે ગધેડાં, ઉંટ પાડા વગેરે અયોગ્ય વાહન ઉપર બેસવાનાં સ્વપ્નો દીઠાં કે જે મૃત્યુસૂચક ગણાય છે) આદિ (એટલે માતૃમંડળ-દેવીઓનું ટોળું વિગેરે વિપરીત દેખાવ પ્રમુખ)નું (માતા પિતા વગેરેને) કહેવું-નિવેદન કરવું; તથા વિપર્યય (એટલે પોતાની પ્રકૃતિથી વિપરીત ભાવ)નાં લિંગ એટલે ચિન્હનું સેવન કરવું (એટલે મરણ સૂચક ચિન્હો બતાવવાં કે જેથી માતાપિતા વગેરે વડિલ જન 'આનું મૃત્યુ નજીક આવ્યું છે' એમ જાણી દીક્ષા લેવાની આજ્ઞા આપે) ૨૮. દૈવજ્ઞ (એટલે નિમિત્ત શાસ્ત્રને જાણનારા જોશી લોકોની) પાસે તે તે પ્રકારે (એટલે તે તે નિમિત્ત શાસ્ત્રના પાઠાદિરૂપ ઉપાય વડે) નિવેદન (ગુરૂજન આદિ પાસે વિપરીત ભાવના ચિન્હનાં કથનની પેઠે) કરાવવું. ૨૯ (આવી માયા કરનાર દીક્ષા લે તેથી શું ફાયદો? એ શંકાના ઉત્તરમાં કહે છે કે) ધર્મમાં માયા નથી એ વિધિ છે (એટલે ધર્મમાં માયા કરવામાં આવે તે માયા-વંચના નથી થતી કારણ કે પરમાર્થે તે અમાયાપણું છે) ૨૫-૩૦ (આમ શાથી કહો છો? તેના ઉત્તરમાં કહે છે કેઃ-) તે (એટલે એવું પ્રવ્રજ્યાવિધિમાં માયા-કપટ કરવું તે) બંનેને (સ્વને તેમજ ગુરૂજન આદિને) હિત એટલે શ્રેયરૂપ

છે (કારણ કે તેના ફલરૂપે લેવાતી પ્રવ્રજ્યા સ્વ અને પર બંનેને ઉપકારી છે.

કારણકે કહ્યું છે કેઃ—

'अमायोऽपि हि भावेन माय्येव भवेत्क्वचित् ।
पश्येत् स्वपरयोर्यत्र सानुबंधं हितोदयं ॥'

'જ્યાં પોતાનો અને અન્યનો નિરંતર હિતનો ઉદય જોવામાં આવે ત્યાં ભાવથી (અંતઃકરણથી) માયા વગરનો મનુષ્ય ક્વચિત્ માયાવી પણ થાય') ૩૧

(હવે આ પ્રમાણે કરતાં છતાં પણ નિર્વાહ ન મેળવી શકે એવા માતાપિતા ગુરુજન આદિ હોય તો તેઓ તેને પ્રવ્રજ્યા અર્થે અનુજ્ઞા આપતા નથી તો શું કરવું ? તો કહે છે કે) પોતાની શક્તિ પ્રમાણે (જેની જેટલી શક્તિ હોય તેણે તેટલી શક્તિ પ્રમાણે) સુવિહિતપણું (એટલે માતાપિતા પ્રમુખનું સો હજાર વગેરે પ્રમાણવાલા નિર્વાહના કારણરૂપ દ્રવ્યાદિના આપવા રૂપ સુસ્થપણું) કરવું (જેથી પ્રવ્રજ્યા લીધા પછી તેઓ દુઃખી ન થાય તે માટે તેમના નિર્વાહનો ઉપાય કરી જવો એ ભાવ છે. આમ કરવાથી પોતે કૃતજ્ઞતા કરેલી થશે તેમજ કરૂણા થશે. તે માર્ગની પ્રભાવનાનું બીજ છે, તેથી માતા પિતાદિની અનુજ્ઞા લીધા પછી પ્રવ્રજ્યા લેવી.)

આ રીતે ધર્મબિંદુમા ક્રમ એ આવ્યો કે (૧) માતાપિતાદિની આજ્ઞા લેવી (૨) ન આપે તો માયા સેવવી–દુસ્વપ્નાદિ કહીને તથા મરણસૂચક ચિન્હાદિ બતાવીને જોશી પાસે તેવું કંઇ કહેવરાવીને. (૩) તેમા સફલતા ન થાય તો નિર્વાહનાં સાધન પૂરાં પાડી જવાં; જ્યારે આની પહેલાના પંચસૂત્રમાં ક્રમ એ હતો કે (૧) આજ્ઞા લેવી–ઉપતાપ ન ઉપજાવવો (૨) ઉપતાપ દૂર કરવા પ્રતિબોધ પમાડવો (૩) તેમ છતાં ન માને તો નિર્વાહાદિ સાધન કરી આપવાં (૪) તે છતાં ન માને તો પછી માયા સેવવી. ધર્મબિંદુકાર અને તે પર ટીકાકાર બંનેની સમક્ષ પંચસૂત્ર હતું એ સ્પષ્ટ છે. આ પ્રમાણે બંનેનો મુકાબલો કરીને હવે પ્રથમ આપેલ પંચસૂત્રનું ત્રીજું સૂત્ર આગળ લંબાવીશું.

सव्वहा अपडिवज्जमाणे चइज्जा ते अट्ठाणगिला-णोसहत्थचागनाएणं ॥ .

—सर्वथाऽप्रतिपद्यमानान् त्यजेत् तानस्थानग्लानौ-षधार्थत्यागज्ञातेन ॥

—સર્વથા પ્રકારે પ્રતિપાદન ન કરનારા–અંગીકાર નહિ કરનારા એટલે આજ્ઞા નહિ આપતા એવા તે (માતા પિતાદિક)ને અસ્થાને (રહેલા) ગ્લાનનો ઔષધ માટે ત્યાગ કરવો પડે એ દૃષ્ટાંતે ત્યાગ કરવો.

**૩૩ અસ્થાને રહેલ ગ્લાનના ઔષધના ત્યાગનું દૃષ્ટાંત શું છે ?**

તે દૃષ્ટાંત કહે છે–તે અમુક નામવાળો કોઇ પુરૂષ કોઇક પ્રકારે જંગલમાં માતાપિતા સહિત (ઉપલક્ષણથી ભાર્યાદિ સહિત) ગયો સતો તે (માતપિતા ભાર્યાદિકના) પ્રતિબંધ એટલે મમતા વાળો જાય, ત્યાં જંગલમાં તેમને નિશ્ચયે પ્રાણઘાત–મરણ કરે એવો, (અને) પુરૂષ (સામાન્ય માણસ) માત્રથી અસાધ્ય છતાં જેને માટે ઔષધ સંભવે છે એવો, મહા વ્યાધિ, થાય, ત્યાં તે પુરૂષ તેમના પ્રત્યેના પ્રતિબંધ–મમતાથી આ પ્રમાણે આલોચીને–એટલે આ (માતા પિતાદિક) નિશ્ચયે ઔષધ વિના નહી રહે–નહી જીવે, અને ઔષધ સતે સંશય છે એટલે કદાચ જીવે પણ ખરા, તથા આ (માતાપિતાદિક) કાળને સહન કરે તેવા છે એટલે થોડા કાળમાં મરણ પામે તેવા નથી–એમ વિચારીને **તથાપ્રકારે (એટલે ભોજન આચ્છાદન વગેરે પ્રકારે સમ્યક્ પ્રકારે) સ્થાપીને (એટલે તેમની સારી ગોઠવણ કરી આપીને) તેમના ઔષધ નિમિત્તે અને પોતાની વૃત્તિ અર્થે તેમનો ત્યાગ કરતો તે શોભન છે-સારો છે કેમકે આ ત્યાગ તે (વાસ્તિવિક રીતે પાછા સંયોગના ફળવાળો હોવાથી)અત્યાગ છે,** અને તેમનો અત્યાગ (તેમને થોભીને બેસવારૂપ અત્યાગ) (વિયોગ રૂપ ફળવાળો હોવાથી) ત્યાગજ છે. (જો આમ જ છે તો પછી શું? તો કહે છે કે) આ બાબતમાં બુધ એટલે પંડિતોને ફળજ પ્રધાન છે. ધીર પુરૂષો આ બાબતને દેખનારા હોય છે એટલે નિપુણ બુદ્ધિથી ફલદર્શી હોય છે.

**૩૪ આ દૃષ્ટાંતનું રૂપક પ્રસ્તુત વાતમાં લાગુ પાડે છે.**

તે પુરૂષ તે માતાપિતાને ઔષધ લાવી આપવા વડે (જીવાડવાનો) સંભવ હોવાથી જીવાડે-તેવો સંભવ હોવાથી તે પુરૂષને આ પ્રકારે ત્યાગ કરવો ઉચિત છે (એ દૃષ્ટાંત કહ્યું—તેનો અર્થોપનય કહે છેઃ—) એજ પ્રમાણે શુકલપાક્ષિક મહાપુરૂષ (એટલે જેનો સંસાર પરીત એટલે મર્યાદિત છે એવો, કારણકે કહ્યું છે કેઃ—

"जस्स अवड्ढो पोग्गल-परियट्टो सेसओ असंसारो ।

सो सुक्कपक्खिओ खलु, अहिगे पुण कण्हपक्खीओ ॥

'જેનો સંસાર અર્ધપુદ્‌ગલપરાવર્ત્તથી ઓછો શેષતઃ બાકી છે તે ખરે શુકલપાક્ષિક છે; ત્યારે જેનો અધિક છે તે કૃષ્ણપાક્ષિક છે.')

સંસારરૂપી અટવીમાં પડયો સતો માતાપિતા સહિત (ઉપલક્ષણથી ભાર્યાદિ સહિત) ધર્મથી પ્રતિબિદ્ધ થઇ વિચરે, ત્યાં (એટલે સંસાર અટવીમાં) (તે માતા પિતાને) નિશ્ચયે વિનાશકારી, બોધબીજાદિ જેણે પ્રાપ્ત કરેલ નથી એવા પુરૂષ-સામાન્ય પુરૂષ માત્રથી અસાધ્ય (પણ) સમ્યકત્વાદિ ઔષધ જેનું સંભવે છે એવા મરણાદિવિપાક-ફળવાળો (કિલષ્ટ) કર્મરૂપી મહા વ્યાધિ થાય, ત્યારે તેમાં-તે બાબતમાં તે શુકલપાક્ષિક પુરૂષ ધર્મના પ્રતિબંધના હેતુએ આ પ્રમાણે સમાલોચના-વિચાર કરીને, એટલેકે-આ (માતા પિતા) સમ્યકત્વ આદિ ઔષધના અભાવે અવસ્ય વિનાશ પામશે, અને તે (સમ્યકત્વાદિક ઔષધની પ્રાપ્તિ વડે) વિભાષા છે (એટલે કદાચિત્ તે મળશે યા કદાચિત્ નહિ મળે એ રૂપી વિભાષા છે-યાતો વિનાશ કદાચ પામે યા ન પામે એ વિભાષા છે) અને વળી તે (માતપિતા) કાળને સહન કરનારા છે (એટલે વ્યવહારથી જાણી શકાય છે કે હજુ તેમનું આયુષ્ય છે, પણ નિશ્ચયથી જીવન-સંભવ ન કહેવાય. કારણકે કહ્યું છે કેઃ—

आयुषि बहूपसर्गे, वाताहतसलिलबुद्बुदानित्यतरे ।
उच्छ्वस्य निःश्वसिति यः, सुप्तो वा यद्विबुध्यते तच्चित्रं ॥

—આયુષ બહુ ઉપસર્ગવાળું અને પવનથી હાલતા જલના પરપોટાથી વધુ અનિત્ય હોવા છતાં જે માણસ ઉચ્છ્વાસ લઇ નિઃશ્વાસ લઇ શકે છે અથવા લે છે તે સુતો છે વા જાગે છે તે કહેવું વિચિત્ર છે.")-

એમ વિચારી-તે પ્રકારે (એટલે જે પ્રકારે તેમને મનમાં સંતોષ-તૃપ્તિ થાય તે પ્રકારે તેમનાં યોગ્ય નિર્વાહનાં સાધનોને) સ્થાપન કરીને આ લોકની ચિંતા વડે તે (માતાપિતા)ના સમ્યકત્વાદિક ઔષધને નિમિત્તે વિશિષ્ટ ગુરૂ આદિના ભાવ વડે (ધર્મકથા આદિ ભાવવડે), અને પોતાની વૃત્તિને નિમિત્તે (તદ્યોગ્ય) કૃત્ય કરવાના હેતુથી સંયમની પ્રાપ્તિ વડે તેમનો ત્યાગ કરતો તે સિદ્ધિના વિષયમાં સાધુ-સારો છે-ધર્મશીલ છે. (કારણકે) આ ત્યાગ તત્ત્વભાવનાથી (તેમના હિતની પ્રવૃત્તિ વડે) અત્યાગ છે, (અને) અત્યાગ એજ મિથ્યા ભાવનાથી (તેમના અહિતની પ્રવૃત્તિ વડે) ત્યાગ છે. અહીં પરમાર્થથી તત્ત્વફલ-તાત્વિકફળ (તેના અનુબંધ સહિત) (પંડિતોને) પ્રધાન છે. આવું જોનારા-દૃષ્ટાઓ ધીરજનો આસન્નભવ્ય હોય છે.

તે (શુકલપાક્ષિક પુરૂષ) તે (માતાપિતા)ને સમ્યકત્વાદિ ઔષધને મેળવીને અમરણ એટલે છેલ્લા મરણના અવંધ્ય બીજના યોગ વડે-અવંધ્ય કારણ સમ્યકત્વાદિ યોગ વડે (જીવાડવાનો) સંભવ હોવાથી આત્યંતિક એટલે અત્યંત-ફરી મરવું ન પડે તેવી રીતે જીવાડે એ (એટલે આ પ્રકારે તેમનો ત્યાગ) સત્પુરૂષને ઉચિત છે, (ટુંકમાં તેમનું ભવિષ્યમાં કલ્યાણ કરવાની ઇચ્છાપૂર્વક તેમનો ત્યાગ કરવાની શાસ્ત્રકાર છૂટ આપે છે.)

(આ પ્રમાણે હરિભદ્રસૂરિ ધર્મબિંદુમાં ग्लानौषधादिज्ञातात् त्याग इति ॥ ३३ ॥ એટલે ગ્લાનનો ઔષધાદિના દૃષ્ટાંતે ત્યાગ કરવો એવું ટૂંકું સૂત્ર આપે છે અને તે ઉપર ચિરંતનાચાર્યે જે દૃષ્ટાંત આખું આપી સમજાવ્યું છે તે પ્રમાણે તે ધર્મબિંદુના સૂત્ર પરની ટીકામાં મુનિચંદ્રસૂરિએ આપ્યું છે.)

## ૩૫ ચિરંતનાચાર્યશ્રીએ છેવટે કરેલો ઉપસંહાર -શ્રીમહાવીર પ્રભુનું અનુકરણીય દૃષ્ટાંત.

दुप्पडिआराणि अ अम्मापिईणि । एस धम्मो सयाणं । भगवं इत्थ नायं परिहरमाणे अकुसलाणुबंधि अम्मापिइसोगं ति । एवमपरोतावं सव्वहा सुगुरुसमीवे पूइत्ता भगवंते वीअरागे साहू अ तोसिऊण विह-

वोचिअं- किवणाई, सुप्पउत्तावस्सए सुविसुद्धनिमित्ते समहिवासिए विसुज्झमाणो महया पमोएणं सम्मं पव्वइज्जा लोअधम्मेहिंतो लोगुत्तरधम्मगमणेण । एसा जिणाणमाणा महाकल्लाण त्ति न विराहिअव्वा बुहेणं महाणत्थभयाओ सिद्धिकंखिणा ॥

—दुष्प्रतिकारौ च मातापितरौ । एष धर्मः सतां । भगवानत्र ज्ञातं परिहरन् अकुशलानुबन्धिनं मातापितृशोकमिति । एवमपरोपतापं सर्वथा सुगुरुसमीपे पूजयित्वा भगवतो वीतरागान् साधूंश्च, तोषयित्वा विभवोचितं कृपणादीन्, सुप्रयुक्तावश्यकः सुविशुद्धनिमित्तः सममिवासितो विशुध्यमानो महता प्रमोदेन सम्यक् प्रव्रजेत् लोकधर्मेभ्यो लोकोत्तरधर्मगमनेन । एषा जिनानामाज्ञा महाकल्याणे ति न विराधितव्या बुधेन महानर्थभयात् सिद्धिकांक्षिणा ॥

—માતાપિતા દુષ્પ્રતિકાર છે એટલે તેમનો પ્રત્યુપકાર-સામો ઉપકાર ન કરી શકાય તેવો છે એટલે તેમના ઉપકારનો બદલો વાળી શકાય તેમ નથી એમ સમજી કાર્ય લેવું એ સત્પુરૂષોનો ધર્મ છે. આ બાબતમાં (પોતાની પ્રવ્રજ્યા લેવાથી ઉદ્ભવતા) અશુભ કર્મના અનુબંધવાળા (તથા કર્મ પરિણતિ વડે થતા) માત પિતાના શોકને (ગર્ભમાંથી અભિગ્રહ લઈને) દૂર કરતા એવા ભગવાન્ (શ્રી મહાવીર પોતે) દષ્ટાંત રૂપ છે. (કહ્યું છે કે:-

"अह सत्तमम्मि मासे, गब्भत्तो चेवऽभिगहं गेण्हे । णाहं समणो होहं, अम्मापियरे जियंतम्मि ॥

—"હવે ગર્ભથી સાતમે માસેજ અભિગ્રહ લે છે કે જ્યાં સુધી માતાપિતા જીવતા હશે ત્યાં સુધી હું શ્રમણ થઇશ નહિ-દીક્ષા લઇશ નહિ"—આવશ્યકનિર્યુક્તિ)

(પ્રસ્તુત નિગમન માટે કહે છે કે) આવી રીતે **અપરોપતાપ**-પરને ઉપતાપ ન થાય તેમ સર્વથા-સર્વપ્રકારે-સમ્યક્ પ્રકારે પ્રવ્રજ્યા લેવી એ યોગ છે. (બાકીની વિધિ કહે છે) સુગુરુ સમીપે, (અન્યત્ર નહિ), ભગવાન વીતરાગ (જિનો)ને તથા સાધુઓને-યતિઓને પૂજીને વૈભવને ઉચિત રીતે કૃપણાદિ-દુઃખિત જીવોને તુષ્ટ કરીને-સંતોષ પમાડીને, સુપ્રયુક્ત આવશ્યકવાળા થઈને એટલે સમુચિત વેશાદિથી યુક્ત થઇ,અતિ વિશુદ્ધ નિમિત્ત જોઇ,પ્રતિયોગે સમભિવાસિત એટલે ગુરૂએ ગુરૂમંત્રથી અધિવાસિત થઈ, વિશુદ્ધમાન થઇ મોટા પ્રમોદ-હર્ષ વડે લોકોત્તર એવી સમ્યગ્ભાવવંદના આદિ શુદ્ધિ વડે (પ્રવ્રજ્યા લેવી) એટલેકે (સબલ એવા) લોક ધર્મમાંથી લોકોત્તર ધર્મમાં જવા વડે પ્રકર્ષેણ જવું-પ્રવ્રજ્યા લેવી. આ જિનોની આજ્ઞા છે માટે આ પ્રમાણે પ્રવ્રજ્યા લેવી. અને આ આજ્ઞા મહા કલ્યાણકારક છે એમ જાણી સિદ્ધિના ઇચ્છનાર ડાહ્યા માણસે વિરાધવી નહિ-અન્યથા ન કરવી, કારણકે વિરાધનાથી મહા અનર્થનો ભય છે (આજ્ઞાવિરાધન જેવો બીજો કોઇ અનર્થ નથી; માટે અર્થવાળી તેની આરાધના છે. તેથીજ કહ્યું છે કે સિદ્ધિના ઇચ્છક-મુક્તિના અર્થીએ તે ન વિરાધવી. નિશ્ચયે આજ્ઞાના આરાધનથી બીજો સિદ્ધિનો માર્ગ નથી એમ ભાવવું.) આ પ્રમાણે પંચસૂત્રનું ત્રીજું પ્રવ્રજ્યાગ્રહણ વિધિ નામનું સૂત્ર પૂર્ણ થયું.

### ૩૭ શ્રી મહાવીર પ્રભુના દૃષ્ટાંત પર હરિભદ્રસૂરિનું પુણ્યાનુબંધિ પુણ્ય પ્રધાનફલ નામનું અષ્ટક (૨૫ મું)

શ્રી હરિભદ્રસૂરિના (આઠ શ્લોકનો સમૂહ તે અષ્ટક એવા) ૩૨ અષ્ટક છે તે પર ચંદ્રકુલના વર્ધમાનસૂરિના શિષ્ય જિનેશ્વરસૂરિએ સં. ૧૦૮૦માં જાબાલિપુર (જાલોર) માં ટીકા રચી. આ બંને શ્રી વિજયનેમિસૂરિના ઉપદેશથી સ્વ. શેઠ મનસુખભાઇ ભગુભાઈ તરફથી પ્રકટ થયેલ છે.

શ્રી હરિભદ્રસૂરિએ ૨૪ મા પુણ્યાનુંબંધિ પુણ્યાદિ વિવરણ નામના અષ્ટકમાં પુણ્યાનુબંધિ પુણ્ય, પાપાનુબંધિ પુણ્ય, પાપાનુબંધિ પાપ અને પુણ્યાનુબંધિ પાપ એ ચાર ભાંગાનું સ્વરૂપ સમજાવ્યું છે; તેમાં પુણ્યાનુબંધિ પુણ્યથી પ્રાણી, મનુષ્ય રૂપી સારા ભવમાંથી નિકળી તેથી વધારે સારા દેવાદિ ભવમાં જાય છે, પુણ્યાનુબંધિ પુણ્યથી નાશ ન પામે એવી સઘળી મોક્ષ આદિ સંપદાઓ પ્રાપ્ત થાય છે. તેવું પુણ્ય હમેશાં આગમથી શુદ્ધ થયેલા ચિત્તથી કરાય છે, અને તે આગમથી શુદ્ધ ચિત્ત જ્ઞાનવૃદ્ધો પાસેથીજ મળે છે. તેવા પુણ્ય માટે ઉપાય એ છે કે પ્રાણીઓ પ્રત્યે દયા, વૈરાગ્ય-વિરાગતા-વિગતદ્વેષતા, વિધિપૂર્વક ગુરૂનું પૂજન, વિશુદ્ધ શીલવૃત્તિ એ પુણ્યાનુબંધી પુણ્ય

છે-એટલે તેથી તેવું પુણ્ય થાય છે. આ રીતે આ અષ્ટકમાં પુણ્યાનુબંધિ પુણ્યનું સ્વરૂપ કહ્યું.

હવે સાર પછીના **૨૫ મા અષ્ટકમાં** પુણ્યાનુબંધિ પુણ્યનું પ્રધાન એટલે મુખ્ય ફલ શું છે તે જણાવે છેઃ—

આ પુણ્યાનુબંધિ પુણ્યનો અતિ પ્રકર્ષ-વૃદ્ધિ થાય તો તેનું ઉત્તમ-પ્રધાન ફલ સદા (ગર્ભાવસ્થાથી સર્વકાલ) ઔચિત્ય પ્રવૃત્તિ વડે-જે પ્રમાણે યોગ્ય છે તે પ્રમાણે વર્ત્તવાથી મોક્ષને સાધનારૂં એવું તીર્થંકરપણું છે. ૧

સદાકાલ ઔચિત્ય પ્રવૃત્તિ ગર્ભથી માંડીને તેની (એટલે જે પ્રકૃષ્ટ પુણ્યાનુબંધિ પુણ્યના ફલભૂત એવા તીર્થંકર તેની) (થાય છે) (શાથી થાય છે તો કહે છે કે) જે કારણથી ત્યાં (ગર્ભમાં) પણ (પ્રવ્રજ્યાની પ્રાપ્તિમાં) ન્યાય્ય-ઉચિત અભિગ્રહ એટલે પ્રતિજ્ઞા-વિશેષ (કે જે હવે પછી કહેવામાં આવશે) જગદ્ગુરૂનો (ત્રિલોકમાં ગૌરવને યોગ્ય મહાવીરનો) થયેલો સંભળાય છે. ૨

હવે તે અભિગ્રહ કેવો અને શું હતો તે કહે છેઃ—

पितृद्वेगनिरासाय महतां स्थितिसिद्धये ।
इष्टकार्यसमृध्यर्थमेवंभूतो जिनागमे ॥३॥
जीवतो गृहवासेऽस्मिन् यावन्मे पितराविमौ
तावदेवाधिवत्स्यामि गृहानहमपीष्टतः ॥ ४ ॥

—માતા અને પિતાના ઉદ્વેગ એટલે ચિત્ત-સંતાપનો નિરાસ-નાશ-અભાવ કરવા માટે (વિશ્વનો પણ ઉદ્વેગ કાઢવા માટે મહાન્ પુરૂષો પ્રયત્ન કર્યા કરે છે એ તેમનો સ્વભાવ છે તેથી, અને વિશેષપણે માતા પિતા દુષ્પ્રતિકાર છે એટલે તેમનો ઉપકાર વાળી શકાય તેમ નથી તેથી) મહાપુરૂષોની સ્થિતિસિદ્ધિ માટે-વ્યવસ્થાસાધન માટે (એટલે અન્ય મહાપુરૂષો પણ માતા પિતાના ઉદ્વેગ દૂર કરવા વડે પ્રવર્ત્તે છે એ માટે એ મહાન્ પુરૂષોના પ્રધાનમાર્ગને અનુસરવાપણે) તથા ઇષ્ટકાર્ય (વાંછિત પ્રયોજન એવી મોક્ષાર્થીની પ્રવ્રજ્યા) ની સમૃદ્ધિ-નિષ્પત્તિ માટે (આ અભિગ્રહ લીધો તે મોક્ષની સિદ્ધિ અર્થે હતો. ઉચિત પ્રવૃત્તિથી મોક્ષની સિદ્ધિ-પ્રાપ્તિ થાય છે, અનુચિત પ્રવૃત્તિ તેમાં વિઘ્ન રૂપ છે) એવી રીતનો અભિગ્રહ (કે જે નીચે કહેવામાં આવશે) જિનાગમમાં-આપ્ત વચનમાં સંભળાય છે (આવશ્યક નિર્યુક્તિનો પાઠ अह सत्तमम्मि ...અગાઉ કહેવાઇ ગયો છે) ૩

(શ્રી વીરપ્રભુએ અભિગ્રહ લીધો) કે જ્યાં સુધી આ ગૃહસ્થાવાસમાં મારાં માતા પિતા જીવે ત્યાં સુધી હું પણ મારી ઇચ્છાથી ગૃહમાં રહીશ. ૪

હેમચંદ્રાચાર્યે ત્રિષષ્ઠિશલાકા પુરૂષચરિતના દશમા પર્વમાંના શ્રી મહાવીરચરિતમાં આ અભિગ્રહની વાત જણાવી છે પણ ટીકાકાર જિનેશ્વરસૂરિ હેમચંદ્રાચાર્યથી પહેલાં થઇ ગયા, તે આ શ્લોકની ટીકા કરતાં મહાવીરપ્રભુનો અભિગ્રહ સાથે સાથે જણાવે છે તે પણ જોઇશું કેઃ-) ખરે ભગવાન્ શ્રીમન્ મહાવીર-વર્ધમાનસ્વામી દેવભવમાંથી ચ્યવન કરી પૂર્વભવમાં ઉપાર્જિત નીચગોત્ર નામનું કર્મ બાકી રહેવાથી બ્રાહ્મણકુંડગ્રામ નામના નગરના નિવાસી ઋષભદત્ત નામના દ્વિજાતિ-બ્રાહ્મણની દેવાનન્દા નામની સ્ત્રીની કુક્ષિમાં ઉત્પન્ન થયા પછી એંશીમે દિવસે પોતાનું સિંહાસન ચલિત થવાથી ઇંદ્રે અવધિજ્ઞાનથી તે વાત જાણીને હરિનૈગમેષિ નામના દેવદ્વારા ક્ષત્રિયકુંડ નામના નગરના નાયક સિદ્ધાર્થ નામના નરપતિપ્રધાનની ત્રિશલા નામની પત્નીના ગર્ભમાં પ્રભુને સંક્રમાવ્યા.ત્યારે દેવાનંદા, પોતે જોયેલ ચૌદ મહા સ્વપ્નના અપહારથી પોતાના ગર્ભના સંહારની સંભાવના જાણીને પોતાનું સર્વસ્વ લૂંટાઇ ગયું એમ સમજી અતિ શોકસાગરમાં મગ્ન થઇ, એમ (પ્રભુએ) જાણીને 'અહો ! મારા નિમિત્તથી આને અવર્ણ્ય દુઃખ થયું તો હવે આ ત્રિશલા પણ મારા અંગહલનની ચેષ્ટા નિમિત્તે અસુખ પ્રાપ્ત ન કરેતો સારૂં' એમ વિચારીને પોતે નિશ્ચલ રહ્યા ત્યારે તે ત્રિશલાને ગર્ભનું ફરકવું થતું નહોતું જાણીને મારો ગર્ભ ગળી ગયો કે શું એવી ભાવનાથી ગાઢતર દુઃખ ઉત્પન્ન થયું. પછી ભગવાન્ તેના દુઃખને દુર કરવા ફરકયા અને તેમણે વિચાર્યું કે હજી મને જોયેલ નથી ત્યાં મારા પ્રત્યે માતા પિતાનો આવો ગાઢ સ્નેહ છે તો પછી મને જોયા બાદ પરિચયથી મારા ગુણગ્રામ જાણીને તેઓ વિશેષ ગાઢ સ્નેહવાળા થશે, પછી પ્રવ્રજ્યા લેતી વખતે શોકના અતિશયથી તેમને

મહાન્ અંતઃસંતાપ થશે, તેથી તેઓ જીવતાં તેમના સંતાપને દૂર કરવા માટે મારે અપ્રવ્રજિત રહેવું એમ ભાવીને સાતમે માસે અભિગ્રહ (ઉપર કહ્યો તે) લીધો.

(આ અભિગ્રહ પોતાની ઇચ્છાથી લીધો કારણકે તેટલો વખત ચારિત્રમોહનીય કર્મનો ઉદય હતો તેથી ગૃહાવસ્થામાં રહેવાનું કર્યું, અન્યથા નહિ. હવે જો એમ કર્મ વિશેષનો ઉદય ગૃહાવસ્થાનું કારણ હોય તો પછી તે માટેનો અભિગ્રહ લેવાનું શું પ્રયોજન? આમ ટીકાકાર એક પક્ષ ઉભો કરી તેનો ઉત્તર આપે છે કે તે પક્ષ અસંગત છે. મોહકર્મવિશેષના ઉદયના અભાવે વિરતિને તો ભાવ વડે ગૃહાવસ્થાનો અસંભવ છે, તો આવો અભિગ્રહ લેવો વ્યર્થ છે તે (પક્ષ) માટે કહેવાનું કે મોહનીયનો વિશેષ ઉદય છે તેથી તેનું અવસ્થાન છે, પરંતુ તે કર્મનું સોપક્રમપણું હોવાથી માતાપિતાના ઉદ્વેગને દૂર કરવા રૂપ અવલંબન એવો અભિગ્રહ ન લેવા છતાં વિરતિને તો ભાવથી ગૃહમાં રહેવાના હેતુ રૂપ અભિગ્રહ લેવાનું અસંગત નથી. કર્મનું સોપક્રમપણું કહેવામાં આવે છે કારણકે કહ્યું છે કેઃ—

" उदयक्खयखओवसमोवसमा जं च कम्मुणो भणिया।
दव्वं खित्तं कालं भवं च भावं च संपप्प ॥
–उदयक्षयक्षयोपशमोपशमा यच्च कर्मणो भणिताः।
द्रव्यं क्षेत्रं कालं भवं च भावं च संप्राप्य ॥

—કર્મના ઉદય, ક્ષય, ક્ષયોપશમ, ઉપશમ જે કહેવામાં આવ્યા છે તે દ્રવ્ય ક્ષેત્ર કાલ ભવ અને ભાવને સંપ્રાપ્ત કરીને–આશ્રીને કહેવાયા છે."

તે માટે અહીં ઉક્ત વિશેષણવાળો અભિગ્રહ તે ભાવને આશ્રીને ચારિત્રમોહનો ઉદય છે, તેના અભાવનાં લક્ષણરૂપ ભાવને આશ્રીને તેનો ક્ષયોપશમ છે તેથી અભિગ્રહ લેવો તે વ્યર્થ નથી

અહીં કોઇ શંકા કરે કે એવી રીતનો અભિગ્રહ કરવાથી, માતાપિતાના ઉદ્વેગનો નાશ થાય અને એવી રીતની મહાનોની સ્થિતિસિદ્ધિ થાય તે તો બરાબર, પરંતુ તેનાથી પ્રષ્ટકાર્ય એટલે મોક્ષની પ્રવૃદ્ધિ મળવાનું કહ્યું તે તો બરાબર નથી લાગતું કારણકે ગૃહાવસ્થાને પ્રવ્રજ્યાનું વિરોધિપણું છે; તો તે શંકાના ઉત્તર રૂપે કહે છે કેઃ—

इमौ शुश्रूषमाणस्य गृहानावसतो गुरू ।
प्रव्रज्याप्यानुपूर्व्येण न्याय्यान्ते मे भविष्यति ॥ ५ ॥

—આ (પ્રત્યક્ષ આસન્ન) એવા ગુરૂ એટલે માતાપિતાની સેવા ગૃહમાં રહ્યા છતાં કરતાં થકાં (તેમના ઉદ્વેગના નિરાસ ઉપરાંત) અનુપૂર્વીએ–પરિપાટિથી–પરંપરાએ (તે ગુરૂશુશ્રૂષાના અંતે) યુક્ત એવી (ઇચ્છેલી) પ્રવ્રજ્યા થશે. ૫

सर्वपापनिवृत्तिर्यत् सर्वथैषा सतां मता ।
गुरूद्वेगकृतोऽत्यन्तं नेयं न्याय्योपपद्यते ॥ ६ ॥

**—સર્વ પાપોમાંથી નિવૃત્તિ જેમાંથી સર્વથા–સર્વ ભાવે (નિમિત્ત ભાવથી પણ) થાય છે એવી આ પ્રવ્રજ્યા સારા–વિદ્વાન્ માણસોએ માનેલી છે અને તેથી ગુરૂ એટલે માબાપને ચિત્તસંતાપ કરાવનારને** (અતિશયથી તેમને સંબોધન કર્યા વગર–પ્રતિબોધ પમાડયા વગર યાતો શાસ્ત્રોક્ત રીતે તેમને સંબોધન કરવાના ઉપાય અજમાવ્યા વગર દીક્ષા લેવા પ્રવૃત્ત થનારને) **આ (પ્રવ્રજ્યા) ન્યાયયુક્ત ઘટતી નથીજ.**

ટીકાકાર વધુમાં ઉમેરે છે કેઃ-પિતાના સંતાપને રક્ષવાના–દૂર કરવાના ઉપાયમાં અપ્રવૃત્ત રહેવાથી અને નિમિત્ત ભાવ વડે તેઓનાં ચિત્તસંતાપ રૂપી પાપ કરવાથી તેને દીક્ષા ઘટતી નથી. તેમનો ચિત્તસંતાપ દૂર કરવો જોઇએ; કારણકે કહ્યું છે કેઃ-अपडिवुज्झमाणे...अम्मापियरे (પંચસૂત્રનું આ કથન અગાઉ ૨૮ મા શીર્ષકમાં કહેવાઇ ગયું છે)-તે પ્રમાણે તેમને પ્રવ્રજ્યાના અભિમુખ કરવા જોઇએ એ અર્થ છે. 'अपडिवुज्झमाणेसु...धम्मं' (આ પંચસૂત્રનું કથન છે ને તેનો અર્થ ૩૦ મા શીર્ષક નીચે આપ્યો છે) તે છતાં અનુજ્ઞા ન આપે તો अणुवहे...सिआ (એટલે માયારહિત છતાં માયાયુક્ત થવું એ પણ પંચસૂત્રનું કથન છે ને તે ૩૧–૩૨ મા શીર્ષકમાં આપ્યું છે.) અર્થાત્ હું અલ્પાયુ છું ઇત્યાદિ રૂપી માયા કરવી. આ રીતે ઉપાયમાં પ્રવૃત્ત થયા પછી પણ જ્યારે તેઓ

મોકળ-છૂટ ન આપે ત્યારે તેમને તજવાં. તેમને તજતાં તેમને રહેતો ચિત્તસંતાપ હોવા છતાં પણ વિશુદ્ધ-ભાવ હોવાથી દીક્ષા લેનારનો દોષ થતો નથી કારણકે કહ્યું છે કે 'सव्वहा...नाएणं' (એ પંચસૂત્રનું સૂત્ર ૩૧-૩૨ મા શીર્ષકના છેવટના ભાગમાં આપણે અર્થ સહિત આપી ગયા છીએ) એટલેકે જેમ માર્ગમાં ગ્લાન થયેલા માતા પિતાના ઔષધાદિ માટે જનારને તેમનો ત્યાગ, ભાવથી અત્યાગજ છે,એ રીતે તેમના, પોતાના અને પરના ઉપકાર માટે પ્રવ્રજ્યા લે છે એમ શુભભાવના છે, માટે 'सोयणमक्कन्दण...दोसो' (પંચ-વસ્તુ ગાથા ૮૦ કે જેનો ભાવાર્થ હવે પછી મૂકીશું.) ઇત્યાદિ આક્ષેપનો પરિહાર થયો. 'अब्भुवगमेण...... विसुद्धचित्तस्स' (પંચવસ્તુ ગા. ૯૦ કે જેનો અર્થ હવે પછી મૂકીશું.)

[શામાટે માતા પિતાને સંતાપ આપીને લેવાતી દીક્ષા ન્યાયયુક્ત નથી? તો કહે છે કેઃ-]

प्रारंभमंगलं ह्यस्या गुरुशुश्रूषणं परं ।
एतौ धर्मप्रवृत्तानां नृणां पूजास्पदं महत् ॥ ७ ॥

—કારણકે આ (દીક્ષા) નું ઉત્તમ પ્રારંભમંગલ -આદિમંગલ એટલે ભાવમંગલ માતા પિતાની શુશ્રૂષા કરવાપણું છે, (કારણકે) ધર્મમાં પ્રવૃત્ત થયેલા-મોક્ષ હેતુ રૂપ સદ્ અનુષ્ઠાનમાં સારી રીતે ઉપસ્થિત થયેલા -માણસોને આ એટલે માતાપિતા મોટું પૂજાનું સ્થાનક છે. [કારણકે કહ્યું છે કેઃ—

'माता पितृपूजा आमुष्मिकयोगकारणं, तदनुज्ञया प्रवृत्तिः प्रधानामिनवोपनयनं, तदभोगेऽभोगोऽन्यत्र तदनुचिताद्'

—'માતાપિતાની પૂજા આમુષ્મિક યોગનું કારણ છે, તેમની અનુજ્ઞાથી પ્રધાન એવું નવું ઉપનયન એટલે નવી દીક્ષાની પ્રવૃત્તિ કરવી. તેમનો અભોગ તે અભોગ છે કારણકે અન્યત્ર તે અનુચિત છે.'

હવે માતાપિતાના પૂજાસ્પદપણાનું સમર્થન કરે છેઃ—

स कृतज्ञः पुमान् लोके स धर्मगुरुपूजकः ।
स शुद्धधर्मभाक् चैव य एतौ प्रतिपद्यते ॥ ८ ॥

—જે માણસ આ (માતાપિતા)ની સેવા કરે છે તે આ લોકમાં (લૌકિક માર્ગે) કૃતજ્ઞ છે-તેમના કરેલા ઉપકારનો જ્ઞાતા છે, તથા તેજ ધર્મગુરૂનો (દીક્ષાચાર્યનો) પૂજનાર છે (એટલે ધર્મ ગુરૂપૂજક થશે એ અત્ર ભાવાર્થ છે, કારણકે કહ્યું છે કે

'उपकारीति पूज्यः स्याद् गुरू चाप्युपकारिणौ ।
तावप्यर्चयते यो न स हि धर्मगुरुं कथं ॥

—જે ઉપકારી છે તે પૂજ્ય થાય છે, અને ગુરૂ (એટલે માતાપિતા) ઉપકારી છે. તેમને જે ન પૂજે તે ધર્મગુરૂને કઇ રીતે નિશ્ચયે પૂજશે?') તથા તેજ શુદ્ધ ધર્મને ભજનારો છે-નિર્દોષ કુશલ ધર્મનો પાત્ર થાય છે. [માતાપિતાની સેવા કરવી કારણકે તેઓ દુષ્પ્રતિકાર છે. કહ્યું છે કેઃ-

दुष्प्रतिकारौ मातापितरौ स्वामी गुरुश्च लोकेऽस्मिन् ।
तत्र गुरुरिहामुत्र च सुदुष्करतरप्रतिकारः ॥

—આ લોકમાં માતા પિતા, સ્વામી અને ગુરૂ દુષ્પ્રતિકાર છે એટલે તેમના ઉપકાર વાળી શકાય તેમ નથી, તેમાં ગુરૂ તો આ લોકમાં તેમજ પરલોકમાં અધિકતર દુષ્પ્રતિકાર છે.]

## ૩૮ માતાપિતાનો ઉપકાર વાળી શકાય તેમ નથી એ સંબંધી સ્થાનાંગમાં ઉલ્લેખ.

(પ્રસિદ્ધ વિનયવિજયના ગુરૂ કીર્તિવિજય કે જે શ્રીમાન્ હીરવિજયસૂરિના શિષ્ય થાય તેમણે વિચારરત્નાકર નામનો ગ્રંથ સં. ૧૬૯૦ માં રચ્યો છે અને જે શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડના ગ્રંથાંક નં. ૭૨ માં પ્રકટ થયો છે તેના ૨૫ મે પાને એવું જણાવ્યું છે કેઃ)

"આ જ જગદ્ગુરૂશ્રી વર્દ્ધમાન સ્વામીએ પણ અનુમત કરેલા પરમોપકારી પોતાના માતાપિતાની પ્રત્યેની ભક્તિના અતિશય માટે અને ધર્મના અવબોધ આદિ શુભ પરિણામ માટે પ્રાજ્ઞોએ સર્વથા યત્ન કરવો જોઇએ. તે માતાપિતા પોત પોતાની વેદવિક્રિયાના ઉપશમન માટે પ્રવૃત્ત થયા હતા અને તેથી જેમ પૃથ્વી અને જલનો સંયોગ થતાં તૃણ ઉત્પન્ન થાય છે એ ન્યાયે તેઓએ પ્રાણીનો જન્મ આપ્યો તેમાં તેમણે ઉપકાર શું કર્યો?-આવું કથન કહેવું ન જોઇએ. જન્મ થયા પછી પણ તે માતપિતાએ

ધારણ, પાલન, પોષણ, વાત્સલ્ય આદિ અનેક ઉપકાર કરવાથી તેઓનો પ્રત્યુપકાર કરવો-તેમના ઉપકારનો બદલો વાળવો તે અશક્યજ છે. આ લૌકિકજ વાત છે એમ નથી, પરંતુ આગમમાં પણ જણાવ્યુ છે; ને તે નીચે પ્રમાણેઃ—

तिण्हं दुप्पडियारं समणाउसो! तं जहा-**अम्मा-पिऊणो** भट्टिस्स धम्मायरियस्स, संपाओविय णं केइ पुरिसे अम्मापियरं सयपागसहस्सपागेहिं तिल्लेहिं अब्भंगित्ता गंधवट्टएण उव्वट्टित्ता तीहिं उदएहि मज्जवित्ता सव्वालंकारविभूसियं करेत्ता मणुण्णं थालीपागसुद्धं अट्ठारस वंजणाउलं भोयणं भोयावित्ता जावज्जीवाए पिट्ठिवडिसयाए परिवहेज्जा, तेणावि तस्स अम्मापिउस्स दुप्पडियारं भवइ, अहेणं से तं अम्मापियरं केवलिपन्नते धम्मे आघवइत्ता पन्नवइत्ता परूवइत्ता ठावित्ता भवइ तेणामेव तस्स अम्मापिउस्स ॥

—હે શ્રમણ! હે આયુષ્મન્! ત્રણ દુષ્પ્રતિકાર છે એટલે ત્રણના ઉપકાર એવા છે કે જેના કરેલા ઉપકારની પ્રતિક્રિયા દુઃખથી થઈ શકે એટલે કે તેના ઉપકાર વાળી શકવા દુઃશક્ય છે, કહો કે અશક્ય છે. (આમ ભગવાને શિષ્યને સંબોધી કહ્યું છે) (એક તો) માતાપિતા (બીજા) ભર્તા-ધણી-સ્વામી-પોષક. (ત્રીજા) ધર્માચાર્ય-(આ ત્રણ દુષ્પતિકાર છે એ માટેનો શ્લોક दुष्प्रतिकारौ...प्रतीकारः। ઉપર બતાવેલો છે તે અહીં પણ વૃત્તિમાં આપ્યો છે.) (આમાં માતપિતા કે જે જન્મદાતા છે તેનું દુષ્પ્રતિકારપણું બતાવે છેઃ) પ્રભાત સમકાલે કોઈ પણ કુલીન પુરૂષ-માનવ માતા પિતાને શતપાક સહસ્રપાક તેલથી અભ્યંગ કરીને, ગંધાષ્ટકથી ચોળીને ત્રણ જાતના (ગંધોદક, શીતોદક અને ઉષ્ણોદક) પાણીથી ન્હવરાવીને સર્વ અલંકારથી વિભૂષિત કરીને મનોજ્ઞ સ્થાલીપાકથી શુદ્ધ અને અઢાર વ્યંજનવાળું ભોજન જમાડીને યાવજ્જીવ ખાંધે ધરેણાની માફક કરીને વહે પણ એટલે એમ કરવા છતાં પણ તે માતા પિતાનો ઉપકાર વળી શકે તેમ નથી.

હવે તે પુરૂષ તે માતાપિતાને ધર્મમાં સ્થાપે છે-સ્થાપવાના લક્ષણવાળો બને છે. (શું કરીને? તો કહે છે કેઃ-) કેવલીએ કહેલા ધર્મને કહીને-ધર્મનાં આખ્યાન કરીને, તે ધર્મને પ્રજ્ઞાપીને-ધર્મબોધ આપીને, તે ધર્મની પ્રરૂપણા કરીને-તેના ભેદોપભેદ સમજાવીને ધર્મમાં સ્થાપે છે-ધર્માનુષ્ઠાનમાં દૃઢ કરે છે. આવી ધર્મસ્થાપનાથીજ (ખાંધે ચડાવીને નહિ) તે માતા પિતાઓનો ઉપકાર વાળવો. સ્થાનાંગ તૃતીય સ્થાનકે પ્રથમોદ્દેશકે ૪૪૦ પ્રતૌ ૧૦૧૧ પત્રે ॥

# સુભાષિત.

હંસાનઇ સરોવર ઘણા, ફૂલ ઘણા ભમરાઇ
સગુણાનઇ સજ્જન ઘણા, દેસ વિદેસિ ગયાઇ. ૧
સહિજ સલૂણી સગુણાણી, હસતી રમતી હીઇ ચડી
વાલિંભલીસિઉં વાટઇ મિલ્યા તુ ખુખારાની ખાધિપડી.૨
હૂંતી મોટી આસ, સાયર ઝીલેવા તણી,
હંસા હૂઆ નિરાસ, પરી દીઠી પાણી તણી. ૩
દિઠેણુવિ હોઇ સુહં, જઇ વિ ન પાવંતિ અંગ સંગાઇ,
દૂર ઠિએવિ ચંદો, આસા સઇ સયલ કુલ સુમાઇ. ૪
હંસં તરંતુ પરીખીઇ, પાણી નદી વહંત
સોનૂં કિસી પરીખાઇ, માણુસ વાત કરંત. ૫
કાગ કરંકિ હિ હંસ જલિ, બગ છલ્લરિ ખર છારિ,
ગુણીઓ ગુણી આ સિઉં મિલઇ, મૂરખ મિલઇ ગમાર.૬
બહૂઆ નર દીસંતિ, નારી નઈ બૂડી મૂઆ
વિરલા કેવિ તરંતિ, તારૂનઈ તારૂ હૂઆ. ૭
જોઇ લીજઇ જાતિ, વરિવર સાસુ વલંબીઇ,
જિમ પટોલે ભાતિ, ફાટઈ પણ ફીટઇ નહી.
છેહે દીઠે છેહ, હિઆ મ દાખસિ આપણો
કરિ બહુતેરા નેહ, ઉંછાં તેઊ મીટસઇ.
(નહો કહવિ ન કિ[illegible]

વિહસતિ હસતી હસતી હિયડું હરઇ ગજ ગતિ ચમકંતી સંચરઇ,
મુખે મયંક મનોહર સાધરૈં, મનહ તે રમણી કિમ ઉતરઇ.
વર્ષા કાલે ચિણા મીઠા ઉષ્ણકાલે ચ ગૂધરી,
સીત કાલે તિલા મીઠા, સદા મીઠી ચ બાજરી.
કલિ કૂડો કવિઅણ ભણઇ, કહ્યું ન જાણઇ કોય
જસ કીજઇ ઉવયારડો, સો ફિર વયરી હોય. ૫
(આંખો ૧ ભેંસ ૨ પોઠી ૩ પુરૂષ સ્ત્રી શીલ મં ભરમસાત્ કૃતઃ ॥ )
સુખ ગયાં સવિ સાસરઇ, પીહરિ ટલીયાં માન
કાંત વિહુણી કામિની, જિહાં જાઇ તિહાં રાન. ૬
રે સીહા મમ ગવ્વ કરિ, ચઢિ આયો સુલતાંન,
કિં બલ દાખવિ અપ્પણો, કિ અવગાહો રાંન. ૭
વાજાં વાજો જણું મિલ્યો, મલો તે રાણોરાણ,
જઉ મુઝ દીઠઈ ડંગ ભરિ, તો જનની અપ્રમાંણ. ૮

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

વાર્ષિક લવાજમ રૂ. ત્રણ.

પુસ્તક ૫ — માહ-ફાગણ-ચૈત્ર



અંક ૬-૭-૮ — ૧૯૮૬

માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

એડવોકેટ હાઇકોર્ટ, મુંબઈ

# અનુક્રમણિકા.



## સૂચનાઓ—

૧ આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર છે.

૨ અભ્યાસ, મનન અને શોધખોળના પરિણામે લખાયેલા સર્વ લેખો, વાર્તાઓ અને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩ લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પરબારો પત્રવ્યવહાર કરવો.

૪ કોઈપણ લેખ પૂર્વે જાતે કે બીજાએ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન મોકલવો.

૫ લવાજમ સંબંધી તેમજ જૈનયુગ મંગાવવા કે ન પહોંચ્યાની ફર્યાદ કરવા વગેરે સર્વ બાબતનો પત્રવ્યવહાર જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિસ, ૨૦ પાયધુની મુંબઈ નં. ૩ એ સરનામે કરવો. તે માટે તંત્રીને તસ્દી આપવી નહિ, તેમ તે પર તંત્રી ધ્યાન આપી શકશે નહિ.

# જૈનયુગ.

卐

**The Man Of The Day.**

It is not the critic who counts. nor the man who points out how the strong man stumbles, or where the doer of deeds could have done better. The credit belongs to the man who is actually in the arena; whose face is marred by dust and sweat, who strives valiantly; who errs and may fail again because there is no effort without error or shortcoming, but who does actually strive to do the deeds, who does know the great enthusiasm, the great devotion, who spends himself in a worthy cause; who at the best, knows in the end the triumph of high achievement, and who at the worst if he fails, at least fails while daring greatly, so that his place shall never be with those cold and timid souls who know neither victory nor defeat.

**આજનો મર્દ**—જે ટીકાકાર હોય તેની કે મજબૂત માણસ કેવી રીતે ઠેસ ખાય છે અથવા કાર્યો કરનાર વધુ સારાં કાર્ય કઈ દિશામાં કરી શકત એ બતાવનાર માણસની કિંમત નથી. ખરૂં ગૌરવ તો તે મનુષ્યનું છે કે જે ખરેખરો મયદાનમાં હોય; જેનો ચહેરો ધૂળ અને પરસેવાથી ખરડાયેલો હોય, જે બહાદુરીથી પ્રયત્ન કરતો હોય, જે ભુલ કરતો હોય અને પુનઃ પુનઃ નિષ્ફળતા પામતો હોય, જે મહાન્ ઉત્સાહ, મહાન્ ભક્તિ પિછાનતો હોય, જે સત્કાર્યમાં પ્રવૃત્ત હોય, જે વધુમાં વધુ આખરે પોતાની પ્રવૃત્તિની ફત્તેહ જાણે, યા તો જે બહુ થાય તો નિષ્ફળતા પામે તોયે ઓછામાં ઓછું મહાન્ હિંમતથી ધપ્યે ગયા પછી નિષ્ફળતા પામે છે, કે જેથી તેની ગણના જે ઠંડા અને કાયર આત્માઓ વિજય કે પરાજય શું છે તે જાણતા નથી તેમની સાથે કદિ પણ થઈ શકશે નહિ.

---

પુસ્તક ૫ વીરાત્ ૨૪૫૬ વિ. સં. ૧૯૮૬ માહ થી ચૈત્ર અંક ૬-૮.

---

## શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ
## તેરમું અધિવેશન જુન્નર.

**શનિવાર માહા સુદ ૧૦ વીર સંવત ૨૪૫૬.**

—મંગલ—

### શાર્દૂલ વિક્રીડિત

વંદૂં પાર્શ્વ જિનેંદ્રના ચરણમાં પ્રેમે સદા સર્વદા
શ્રી શાંતિ પ્રભુ પાદ વંદન કરૂં ટાળો સહુ આપદા
થાજો સન્મતિ સર્વની શુભ અહીં ઉત્સાહ વાધો ઘણો
તેથી મંગલ સર્વનું શુભ થાજો આનંદ વર્તો ઘણો

### હરિગીત

શિવભૂપજન્મ પવિત્ર ભૂમિ નામ જુન્નર જેહનું
શિવભક્તિ અદ્દભુત પ્રેરણા શિવનેરિ કારણ તેહનું
તે પુણ્યભૂમી પ્રેરજો ઉત્સાહ જૈન સમાજમાં
નિજ તેજ શૌર્ય પ્રકાશ થાજો આજ જૈન સમાજમાં

## સંઘ-ભકિત

પ્રેમે નમન સંઘ ચરણે
ભારતભૂષણ સુરનર વંદિત ॥ નમન૦ ॥
રીતિ કુરૂઢી સકલ નિવારી
ધર્મવિરૂદ્ધ પ્રચાર વિદારી
સદાચાર ચિતમાં નિતધારી
કરજો શાંત મને ॥ નમન૦ ॥ ૧
કન્યા-વિક્રય દૂર નિવારો
વૃદ્ધ વિવાહ થતો નહીં સારો
વ્યર્થ ખર્ચ સહુ સત્વર વારો
વિનવું સંઘ તણે ॥ નમન૦ ॥ ૨
જૈનધર્મ અનુસાર વિધાનો
યોગ્ય ધરી ચિતમાં તે માનો
એજ માર્ગ છે શુભ તરવાનો
ધરજો એહ મને ॥ નમન૦ ॥ ૩

## સુધારા કરો

કરો સુધારો સાર બંધુઓ કરો સુધારો સાર
સંસાર તણો આધાર બંધુઓ કરો સુધારો સાર—
કન્યા વિક્રય બાળલગ્નને ઘણા કુધારા જેહ
ટાળો વેગે થઇને શૂરા પાપ પુંજ છે તેહ ॥ બંધુ ॥
બુઢા બાપા ડગમગ હાલે દંત હીન નિર્માલ્ય
એવાનો નહીં વિવાહ કરશો ચાલો સારી ચાલ.॥બંધુ॥
વેશ્યા નારી ભૃષ્ટ અમંગલ મંગલમાં ન ગણાય
ઉચ્ચ કુળમાં જન્મી આવા નીચ કામ કેમ થાય ?॥બંધુ॥
ખર્ચ નકામા સાર વિનાના રીત ગણીને થાય
બંધ કરી તેં સત્કારણમાં વાપરજો એ ન્યાય. ॥બંધુ॥
લગ્ન રીત જે જૈન ધર્મની શુભ સંસ્કાર ગણાય
તે આદરજો પ્રેમે સારી સમકિત નિર્મળ થાય. ॥બંધુ॥

પદ (શામ સુનરિયા દે દે મોરી—એ ચાલ)

પાસ ચરણમેં લાગું તેરે
નિશ દિન શીશ નમાઉં જિનંદસેં
મૂરતિ તેરી મુજ મન ભાવે તજી લય સારે. ચરનમેં.
ત્રિભુવન તિલક શ્રી પાર્શ્વ જિનંદા સાધૂ મયૂરકે મેઘ મુનિંદા
અમ સંકટ સબ દૂર હરે. ॥ ચરનમેં. ॥

## "પ્રવાસી પડ પ્રભુ પન્થે."

ઉદય કર્મે ઉઠીને તું, પડયો આ ધર્મશાળામાં;
સમજ આ રાત-વાસો છે, પ્રવાસી પડ પ્રભુ પન્થે.
રમી નિર્દોષ ખેલનમાં, દશા બચપણ વિતાવી તેં,
ચડયો ચીલે દુઃખી થાવા, પ્રવાસી૦
વિષય ધ્યાને ધરાયો ના, અમલ ઘેને ઘવાયો તું;
હવે તો ચાલ બદલીને, પ્રવાસી૦
કરી ધંધા કમાયો શું ? પડયો તું પાપ પંકજમાં;
જગત જંજાળ આ જાણી, પ્રવાસી૦
મૃદુતા, ન્યાય નીતિ ને, અહિંસા, ત્યાગ મન શાંતિ;
ધીરજ ધર તું કમર કસજે, પ્રવાસી૦
સદા શુભ ચિંતવી સહુનું, મધુર વચનો વદી ભાવે;
કર્યે જા કર્મ-તું તારા, પ્રવાસી૦
શ્રવણ કર સંતની વાણી, હૃદય ઉંડે ઉતારી દે;
ભલા, ભાતુ ભરી લઈને, પ્રવાસી૦
સહન કર સત્યને કાજે, સુખે સ્વીકાર આફતને;
પછી આ આત્મ ઓળખવા, પ્રવાસી પડ પ્રભુ પંથે.

ડાહ્યાલાલ દલીચંદ દેશાઇ.

રાજકોટ તા. ૧૬-૩ શનિવાર મધ્યાન્હ.

# શ્રીમતી 'જૈનકૉન્ફરન્સ' અને સમાજ સંબંધી થોડા વિચારો.

## પ્રસ્તાવ.

આખી કોમના હિતના સવાલો ચર્ચવા, નુકસાનકારક તત્ત્વોને કહાડી નાંખવા, કલ્યાણના ઉપાયો યોજવા અને ટુંકામાં સર્વ પ્રકારની પ્રગતિ કરવા—ને કોમના સર્વ પ્રકારના લોકોને એકત્રિત કરી તેમનો સહકાર સાધવા તથા તે સર્વનું એકત્રિત બળ ઉત્પન્ન કરી યોગ્ય રસ્તે વાપરવા માટે મહાસભાની જરૂર દરેક કોમે સ્વીકારી છે; અને તે માટે આપણે અઠાવીસ વર્ષો થયાં. તેવી મહાસભાના પ્રચાર અને કાર્ય માટે થોડો ઘણો પણ પ્રયાસ સેવ્યો છે અને સહાનુભૂતિ બતાવી છે. આ મહાસભાનો વિચાર કરતાં તે સાથે સમાજનો વિચાર કરવો આવશ્યક છે, એ સમાજના તાજેતરમાં કેટલાયે સ્થંભો આપણે ગુમાવ્યા છે તે આપણી નજર સામે ખડા થાય છે.

## નાયકોની ખોટ.

વેપારી છતાં દેશ અને કોમની સેવામાં જીગરથી ભાગ લેનાર શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરી, અમદાવાદની પાંજરાપોળની વ્યવસ્થા સાચવવાનું છૂપું પરંતુ સતત કાર્ય કરનાર શેઠ જમનાભાઇ ભગુભાઇ, અનેકવિધ પ્રવૃત્તિઓ ઉભી કરી તે માટે શહેરે શહેર ફરનાર શા. વેણીચંદ સુરચંદ, જબરો વેપાર કરનાર અને વિશાળ વિચારો દાખવનાર શેઠ નરોત્તમ ભાણજી, બીજી મુંબઇ પરિષદ્‌ના પ્રમુખ રાય બદ્રીદાસજીના પુત્ર રાજકુમારસિંહ વગેરેનાં અવસાનથી દુઃખ થાય છે. અને

તાજેતરમાં વાગેલો ઘા શેઠ દેવકરણ મૂળજીનો ભૂલાય તેમ નથી. તેઓ અનેક સખાવતો કરી અનેક સંસ્થાના આત્મા હતા અને છેવટે પણ પોતાની રહેલી મિલકતનો પ્રાયઃ બધો ભાગ વિલ કરી સમાજના ઉપયોગી ખાતાંઓ માટે આપી ગયા છે.

આવા સ્વાર્થ સાથે પરમાર્થ સાધતા અનેક નરો ને જૈનકોમે ગૂમાવ્યા છે અને ગૂમાવતી જાય છે. તેમની જગ્યાએ તેજ પ્રકારે કાર્ય કરે એવા નરો પ્રાપ્ત કરવા તે ભાગ્યશાળી બનતી નથી તેથી કોમનું ભવિષ્ય કેવું થશે એ વિચાર મુંઝવે છે પણ શાસન જયવંતું છે થોડા ઘણા કાર્યકર્તાઓ મળતા જાય છે તે હવે પછી પણ આપણી સંસ્થાઓમાંથી ભવિષ્યના કાર્ય કરનાર લોક નાયકો સાંપડશે એ આશાએ દિલાસો મળે છે.

## પરિષદ્‌ની જરૂર અને યુવકોનો ફાળો.

કૉન્ફરન્સ તે જૈનશ્વેતામ્બર કોમની મહાસંસ્થા છે. કોમી સંસ્થાનું અસ્તિત્વ કોમીવાદને વધારે દૃઢ અને દેશના હિતને ઘાતક થવા માટે નથી પરંતુ કોમની અંદરની બદીઓ અને કુરિવાજોની જડ તોડી દેશની સાધનામાં મદદગાર થવા માટે છે; કોમની અંદર જે જે અનિષ્ટો અને બદીઓ છે તેની સાગે લડવામાં મોરચો માંડવા માટે છે. જરા પણ શરમ વિના તે બદીઓ બહાર પાડવી જોઇએ અને વિનયને છેવટ સુધી સાચવી બને તેટલા ઉપાયોથી તેનો નાશ કરવો જોઇએ. આવી સંસ્થાઓમાં મોટા તેમજ નાના, વૃદ્ધ તેમજ યુવાન સર્વેએ ભેળાઇ કાર્ય કરવું જોઇએ. મોટાએ અને વૃદ્ધો એકલાથી કામ ચાલવાનું નથી પણ દરેક શહેર કે તાલુકાના સામાન્ય યુવક મંડળની સાથે સંબંધ રાખવો જોઇએ અને મધ્યબિંદુ તરીકે કૉન્ફરન્સ જેવી મહાસભાની મંત્રણા સલાહ અને જરૂર પડે ત્યાં કુમકનો લાભ તેમને આપવો જોઇએ. યુવકમંડળો પોતપોતાના ગામ અને શહેરમાં જે જે પોતાથી શક્ય હોય તેવા ઠરાવો કરી પોતાના સ્થાનિક સંઘમાં તેને અમલમાં મૂકે તો કામ ઘણું સારૂં થાય.

## યુવકમંડળો.

યુવકમંડળો સારૂં કાર્ય કરવાની શક્તિવાળું હોઇ તે શક્તિ બહાર લાવી પોતાનું અમલી કામ વિનયપૂર્વક મક્કમતાથી કરતાં હોય તો તે માટે તેમની પ્રશંસા થાય છે. યુવકો દેશ, કોમ અને જ્ઞાતિના ઉદયમાં મોટો ફાળો આપી શકે છે. તેમના તરફથી ચળવળો હવે વિશેષ જોરમા આખા દેશમાં ચાલુ થઇ છે. પણ તે જે રીતે કાર્ય કરે છે, એટલે કે

બોલવામાં, અભિપ્રાયો આપવામાં નેતાઓની ટીકા, કરવામાં જે જાતની પદ્ધતિ સ્વીકારે છે તે તરફ આવતાં કેટલાકને તે સંબંધી ઉગ્ર પણે કહેવાનું મન થઇ જાય છે, એટલે કે યુવકોને બહુ કામ કરવાની દાનત નથી, તેમને માત્ર તમાશા જોઇએ છીએ, સોંઘી રીતે નેતા બનવું છે, એવા આક્ષેપો તેમનાપર આવવા માંડયા છે.

યુવકોએ કશુંજ કામ કર્યું નથી એમ તો કેમ કહેવાય? પણ યુવકોએ એ વિચારવાનું છે કે તેમનાં મંડળોમાં જે ચર્ચાઓ ચાલે છે તેમાં કામ કરવા વિશેની કેટલી છે અને માત્ર તમાશા જેવી કેટલી છે? બીજું એ વિચારવાનું છે કે યુવકો પોતે પોતાની પ્રવૃત્તિ વિશે શું માને છે? એવા ઘણા યુવકો છે કે જેઓ પોતેજ યુવકમંડળની પ્રવૃત્તિને તમાશા જેવી માને છે, તેવા મંડળમાં ખરૂં કામ કરનારા આગળ પડીને કામ નથી કરી શકતા અને ધાંધલિયા ફાવી જાય છે, એમ માને છે. યુવકોને પોતાને પોતાનાં મંડળો માટે માન ન હોય તો બીજાને માન આવવાનું નથી.

બીજું યુવકોએ એ યાદ રાખવું જોઇએ કે આપણા દેશમાં તાલિમની મુખ્ય ખોટ છે અને તે ખોટ તેમનામાં પણ છે. અત્યાર સુધી સરકારી નિશાળો અને કોલેજોમાં જે તાલિમ મળતી હતી તે જ્યાં સુધી સરકાર પોતાનાં કામોથી આપણું માન જીતી ન શકે ત્યાં સુધી તે સરકારી શાળા કે કોલેજમાં મળવાની હવે આશાજ નથી. એટલે યુવકો માટે સૌથી મોટી જરૂર તાલિમ કેળવવાની છે. બધાં સારાં કાર્યો કરી નાંખવાની ઇચ્છા અને તેને માટે સહન કરવાની અને ત્યાગ કરવાની તૈયારી છતાં તાલિમ વિના કશુંજ થઈ શકવાનું નથી. અને તેમનામાં તાલિમ કેટલી છે તે યુવકમંડળો સાથે સંબંધ ધરાવનાર દરેક યુવક, કહી શકશે. યુવકમંડળના દર્શનથી તેની તાલિમ દેખાઇ આવે છે. તાલિમ કદી છૂપી રહી શકતી નથી અને તાલિમ નહિ સુધરે ત્યાં સુધી જાહેર પ્રજામતને તેઓ મેળવી શકશે નહિ.

સામાન્ય રીતે ત્રીસ વરસે જમાનો બદલાય છે. પણ હવે આપણે ત્યાં દર પાંચ વરસે બદલાતો જણાય છે. જમાનાનો ભેદ એકદમ તીવ્ર પડવા માંડે છે. તેમાં જૂના જમાનાના માણસો યુવકમંડળને દોરતા નથી એમ વાંક કાઢવાને બદલે, યુવકમંડળ તેમની સાથે વાટાઘાટ કરે, પોતાના માટેનું લાયક કામ નક્કી કરે અને લાંબી છુટીઓમાં તે કરે તે તેમને માટે ખરી રીતે શોભાવાળું છે. છતાં જૂના નેતાઓનું કામ તેમને ગમે નહિ, તો જૂના જમાના વાળાને તેમને રસ્તે રહેવા દઈ પોતાને મનગમતું કામ કરવા માંડે. કામનો તોટો નથી, કામ કરનારને નવરાશનો તોટો નથી. તેમનામાં સેવાવૃત્તિ, સૈનિકભાવ અને અહંતાનો ત્યાગ એ ત્રણે વૃત્તિ ખીલતી જાય, અને તે દ્વારા સમાજનું કલ્યાણકારી ઘડતર કરે તેટલા માટે તેમનું યૌવન પવિત્ર અને પરાક્રમી રહો એવી પરમાત્મા પાસે પ્રાર્થના છે.

### ગંદું વાતાવરણ.

આજે કેટલેક સ્થળે ગંદું વાતાવરણ થઇ ગયું છે તે નાબૂદ થવું જોઇએ. ઝગડો કરતાં વાર નથી લાગતી; ધૂળ જેવી બાબતમાં ઘમંડ કરી લડવાને કેટલાક ઉભા થઈ જાય છે, હાલતાં ચાલતાં ગાળાગાળી કે મારામારી પર કે તોફાન પર આવી જવાય છે. અંગત આક્ષેપવાળા ચોપાનીયાંઓ ફડફડાટ કરતાં નીકળતાં જાય છે. પોતાના વિચાર સામેના મતો પ્રત્યે ક્ષમા નથી, તે સાંભળવા કે વિચારવા જેટલી ધીરજ નથી, આવેશ એટલો બધો આવી જાય છે કે મગજ કંઈ કામ કરતું નથી, વિવેકબુદ્ધિ નથી, તાલીમ જેવી વસ્તુ નથી; અને તેથી વીતરાગના અનુયાયીઓમાં રાગ અને દ્વેષનું વધતા પણું વધતું જાય છે. આથી નિપજતાં ઝેર અને વેર શાંતિ આપી શકેજ નહિ. આના ઉપાય માટે એ જરૂરનું છે કે આપણે દરેકનો એ હક હૃદય પૂર્વક સ્વીકારવો જોઇએ કે તેને પોતાના વિચાર બતાવવા છૂટ છે, અને તે બતાવવા માટે તેના પર કોઈ પણ જાતનો તિરસ્કાર કે દ્વેષ લાવવો ન જોઇએ. સામાના અણગમતા વિચારો શાંતિથી સાંભળી તેનો તોલ કરવો જોઇએ. અને સામુદાયિક સંસ્થામાં એક બીજાથી વિરોધી વિચારો આવે તો તેનો નિર્ણય બહુ મતિથી કરવો જોઇએ

અને તે બહુમતિ આપણા વિચાર પ્રમાણે ન હોય છતાં તે બહુમતિને હસતે મુખે અને જીગરથી તાબે થવું જોઇએ. આ તાલિમનો એક મોટો સિદ્ધાંત છે. 'મારો કક્કોજ ખરો' અગર 'હું કહું તેજ સાચું' એ ખોટો આગ્રહ છે. કવિ દલપતભાઇ ધોળશાજી ખરૂં કહે છે કે 'મારૂં તે સાચું માને મુરખજન, સાચું તે મારૂં માને પંડિતજન.'

## નવી નવી સંસ્થાઓ.

અત્યાર સુધીનો જમાનો સમાજના અને કુટુંબના વર્ગો પાડવાનો રહ્યો છે. જેટલા વર્ગો પાડી શકાય તેટલા પાડવા અને તે તે વાડાના અભિમાનીઓને ભેગા કરી તેમને જોરે લડવું એ થોડાક અભિમાનીઓનો ધંધોજ થઈ પડયો છે. ન્યાત જાતના ઝઘડામાં આપણી શક્તિ વેડરી નાંખતા હતા એ સ્થાને વર્ગોના ઝઘડા દાખલ કરવાથી નવો રસ જામે છે પણ નવી શક્તિ કેળવાતી નથી. જરૂર જણાય તો અમુક વખતને માટે ભલે આવા વર્ગો પાડીને ઝઘડો ચલાવાય, પણ કાયમના ભેદ પાડવા એ ઇષ્ટ નથીજ.

નવી સંસ્થાઓ ઉભી કરવાનો મોહ આપણે ત્યાં વ્યપ્યો છે. અનેક સંસ્થાઓ આરંભે શૂરાની માફક થોડોક વખત ચાલી મરણ પામે છે યા માત્ર નામની રહે છે, અને વળી બીજી ઉભી થાય છે. નવું ઉત્પન્ન કરીને નિર્માલ્ય વિસ્તાર કરવા કરતાં જે છે તેને વધુ સંગીન બનાવવાના પ્રયાસ થાય એજ વધારે સારૂં છે.

## જૂની સંસ્થામાં પ્રાણસંચાર.

આપણી સંસ્થાઓ થોડા અપવાદ સિવાય નિષ્પ્રાણ થઈ રહીછે,લોકજીવન ઘડવાને બદલે લોકજીવનથી દૂરછે. સંસ્થાના સભાસદો અને કાર્ય કર્ત્તાઓ જેવા હોય તે પર તેનો આધાર છે. કેળવણી પામેલાઓમાં સેવા વૃત્તિ, સૈનિકભાવ અને અહંતાનો ત્યાગ એ ત્રણે વૃત્તિ હોવી જોઇએ, વકીલ, ડાકટર આદિ ભણેલાઓ, શિક્ષક અને નોકરીઆત વર્ગ, શ્રીમંત વેપારી કે કારીગર સર્વે પોતાના કામમાં તલ્લીન રહીને બીજા એટલે કોમ સમાજનાં અનેક કામોમાં રસ લઇ જીવન જીવવાની ખરી રીત અમલમાં મૂકી શકે તેમ છે. આથી પ્રજાજીવન ઘડાશે.

આખા દેશમાં જે જે પરિષદ્ થાય છે તેનું સ્વરૂપ પ્રાયઃ કૃત્રિમ, દેખાવવાળું અને વાણીના વિલાસવાળું સર્વ ઠેકાણે જોવામાં આવે છે. તેને વ્યવહાર સ્વરૂપ આપવું ઘટે. નૈતિક ઉન્નતિની ધગશ અને કરેલા ઠરાવો અમલમાં મૂકવાની સંકલ્પ શક્તિએ તેનું યોગ્ય લક્ષણ છે. તેમાંથી મતભેદને કારણે પક્ષાપક્ષી ઉભી થઇ કકડા થવાનો સંભવ નાબુદ કરી સમાજ સુધારો અને કેળવણી એ બે ક્ષેત્રજ રાખ્યા હોય તોયે તેમાં ધર્મનિષ્ઠ, દેશપ્રેમી, તેજસ્વી નાયકોની આગેવાની નીચે ઘણું કામ થઇ શકે. દાખલા તરીકે હજારમાં એક કન્યાવિક્રય કરે અને પૈસાના લોભે વૃદ્ધ સાથે પરણાવે તો ત્યાં કન્યા આપનાર ને લેનાર બંને પાપી બને છે, અને બંને આવી પરિષદ્‌માં તે સંબંધી થયેલા ઠરાવોને તોડે છે; પણ તે ઉપરાંત આ પાપ છૂપાં નથી થતાં, પણ ઉઘાડે છોગે તેની જાન, વરઘોડા, નાચ, જમણ; આદિ થાય છે ને તેમાં ઘણા બીજાઓ ભાગ લે છે, અને તે રીતે ઉત્તેજન આપે છે, તેથી તેઓ પણ પાપના ભાગી થાય છે; કારણકે હિંસા કોઇને મારી નાંખવાથી થાય છે એટલુંજ નહિ પણ પ્રાણીને દુખ દેવાથી પણ થાય છે. એ હેતુથી વિચારતાં બીચારી ભોળી કન્યાઓને આખી ઉમર સુધી મહા ત્રાસ વેઠવામાં તેના માબાપો ઉપરાંત તેના લગ્નમાં ભાગ લેનાર સગાં સંબંધીઓ નિમિત્ત ભૂત થાય છે, ને ઠરાવને તોડે છે. માટે આવાં મોટાં પાપોનો ત્યાગ કરવો ઘટે અને પરિષદ્‌ના ઠરાવોનો તે રીતે અમલ કરવો ઘટે.

## કૃત્રિમ ભેદો.

આખી જૈનકોમ પ્રાયઃ વણિક જ્ઞાતિની છે તેમાં ઓસવાળ, પોરવાડ, શ્રીમાલ, આદિ જુદી જુદી જ્ઞાતિઓ છે તે દરેક જ્ઞાતિમાં દશા વીસા એવી શાખાઓ છે. આવી શાખાઓ અને જ્ઞાતિઓ વચ્ચે ભોજન વ્યવહાર હોવા છતાં બેટી વ્યવહાર નથી. વળી એકજ શાખાની એક જ્ઞાતિમાં પ્રાન્તિક ભેદો છે જેવા કે સુરત, અમદાવાદ, પાટણ, પાલણપુર વગે-

કંઇ કંઇ તીર્થો અને દેરાસર આદિનાં જબરા ફંડો છે તે ફંડોનો સીદાતાં તીર્થો કે દેરાસરોમાં ઉપયોગ થવો યોગ્ય છે. ગમે ત્યાં ફંડ હોય તો તે એકજ દરબારનું છે. સમસ્ત સંઘનું છે. સંઘનું ફંડ સંઘની હેઠળનાં મંદિરો માટે વાપરવામાં કાંઇ હાનિ નથી. દાખલા તરીકે કેશરીયાજી તીર્થમાં રૂપીઆ જવાહીર વગેરે એટલું બધું છે કે તેની આવક અન્ય તીર્થ મંદિરોદ્વારમાં વાપરી શકાય અને સર્વત્ર નહિ તો મેવાડ દેશમાંજ વાપરવામાં આવે એવી પ્રાર્થના ઉદયપુર મહારાણા સાહેબને તથા તે તીર્થના મેંબર સાહેબોને કરી શકાય.

જીર્ણોદ્ધાર માટે અનેક ટીપો થાય છે પણ એકેક પ્રદેશ કે ગામનાં દેરાસરોનું કામ તે પ્રદેશ કે ગામની શક્તિ અને જરૂરના પ્રમાણમાં પૂરૂં થાય તેવી વ્યવસ્થા પૂર્વક જીર્ણોદ્ધારનું કામ તાકીદે પૂરૂં થવું જોઇએ. ઉદાહરણ તરીકે મેવાડ જીર્ણોદ્ધાર કમિટી હાલ કેટલાંક વર્ષોથી કામ કરી રહી છે તે રીતે પણ કામ થતાં ઘણાં મંદિરો નવીન જીવન મેળવી શકશે.

**અહિંસાતત્ત્વ.**

ધર્માનન્દ કોસંબી એક સ્થળે કહે છે કે 'પાણી એ જગતનું જીવન છે, પણ તે જ્યારે એક જગ્યાએ ભરાઇ રહે છે ત્યારે તેમાંથી મચ્છર વગેરે રોગના જન્તુ થાય છે અને તે સર્વને નુકસાનકારક થાય છે. આ પ્રમાણે અહિંસાતત્ત્વનું છે. તેનો પ્રવાહ સતત વહેતો રહેવો જોઇએ, અને તે પ્રમાણે વહેતો રાખવો એ કામ પ્રજ્ઞાનું છે. બુદ્ધના અંતઃકરણમાં ઉદ્‌ભવેલા આ તત્ત્વનો પ્રવાહ હિન્દમાં સાતસો આઠસો વરસ સુધી કેટલા જોરથી વહ્યો તે હિન્દના પ્રાચીન ઇતિહાસના વાચકોને જણાવવાની જરૂર નથી, પણ પછી શું થયું? ચોમાસામાં વહેતી એકાદ નદી ચોમાસું **બંધ થયા પછી સુકાઈ જાય છે અને નાનાં નાનાં ખાબોચીયાં થઈ જાય છે, તેમાં મચ્છરો થાય છે, અને પાડાઓ, ભેંસો અને ડુક્કરો તેમાં યથેચ્છ આળોટે છે.** એજ પ્રમાણે બૌદ્ધ ધર્મનું થયું. જે વિહારમાંથી મોટા મોટા ધર્મોપદેશકો હિન્દમાંજ નહિ પણ ચીન વગેરે દેશોમાં પણ આ (અહિંસા) તત્ત્વનો પ્રવાહ ચાલુ રાખતા હતા તેજ વિહારમાં મંત્ર તંત્રના ગ્રંથો રચાવા લાગ્યા. એમાંજ લકુપકુ મહિપ જેવા મહંતો પડ્યા રહેવા લાગ્યા. તે વિહારો નકામાજ નહીં પણ નુકસાનકારક થવા લાગ્યા. આપણે આજે ટીબેટમાં જઇએ તો ત્યાં પણ આજ સ્થિતિ અત્યારે પણ માલુમ પડશે. તેટલા માટે અહિંસાતત્ત્વનો પ્રવાહ સુકાય નહિ અને તેમાં એવાં સંકુચિત ખાબોચીયાં થાય નહિ. એ માટે આપણે ખબરદારી રાખવી જોઇએ, અને એ કામ પ્રજ્ઞાથીજ થાય છે એટલે પ્રજ્ઞા વધારવા માટે પણ આપણે સતત તત્પર રહેવું જોઇએ.

**સ્ત્રી કેળવણી.**

હમણા મહિલા પરિષદો જ્યાંત્યાં ભરાય છે. તેવી એક પરિષદ હમણાંજ અમદાવાદમાં ભરાઇ ગઇ. તેના પ્રમુખે અનેક વિચારો બતાવ્યા તેમાં કેટલાક તો ઘણાયને ભડકાવનારા લાગે. છતાં એક વાત તેણે ખૂબ ભાર દઇને કહી હતી કે 'સ્ત્રીઓનું **માનસ બદલાવવું જોઇએ. સ્ત્રીઓમાં જે હલકાપણાની-ઉતરતાપણાની ભાવના આવી ગઈ છે તે દૂર થવી જોઈએ. અને તેને માટે (૧) વિશાળ શિક્ષણ અને (૨) આર્થિક સ્વતંત્રતા એજ ઉપાય છે.** બાળલગ્ન, અનેક સ્ત્રીઓ કરવાનો રિવાજ, પડદાનો રિવાજ, વિધવાઓની પરાધીનતા, અનાથ સ્ત્રીઓની અધમ સ્થિતિ, એ સર્વ આ બે ઉપાયથી નાબુદ થઇ શકે તેમ છે. **સ્ત્રીઓની સ્થિતિ સુધારવા, તેમની ખરી સ્થિતિનું ભાન કરાવવા, સ્ત્રી સમુદાયો એકઠા કરી અખંડ ભાષણો, ચિત્રો, સિનેમા વગેરે રજુ કરવાં, કલાની મારફત સ્ત્રી જીવનમાં આનંદ અને ઉત્સાહ આવશે તો પછી તેમને આ નવાં કામોમાં રસ પડશે. જેમને અક્ષરજ્ઞાન નથી તેમને પણ આ રીતેજ જ્ઞાન આપી શકાશે વગેરે.'**

સ્ત્રીઓનું માનસ બદલાવીએ તેની સાથે આપણું, સ્ત્રીઓ પ્રત્યેનું માનસ પણ બદલાવું જોઇએ. સ્ત્રી દાસી નથી પણ આપણું અર્ધું અંગ છે—અર્ધાંગના છે. સ્ત્રી એક સામાન્ય વસ્તુ નથી, પણ ચેતનમય

પ્રાણવાન્ મનુષ્ય તરીકે સહધર્મ ચારિણી છે. **તેને કેળવવાથી વધારે સંસ્કારી બનાવવાથી સંતતિ સુધરે છે અને દેશ જાગ્રત થાય છે. મરદ ગમે તેટલો શૂરવીર, સંસ્કારી અને પંડિત થાય, પણ તેનું અર્ધું અંગ જો બળ રહિત સંસ્કાર રહિત, કેળવણી રહિત, રહે તો સંસાર સારો નિભતો નથી, કુટુંબના કલેશો વધે છે અને દેશનો ઉદય સાધી શકાતો નથી. માટે સ્ત્રીઓમાં ભયંકર અભયપણું છે તે દૂર થવું જોઇએ.** આર્થિક સ્વતંત્રતા સ્ત્રીઓને સંપૂર્ણ હોવી જોઇએ અને તે માટે જુદા જુદા ધંધાઓ મરદો કરે છે તેવા કરો તેવા પોતે લેવા જોઇએ. એ વાતમાં સંમતિ ઘણાઓ આપી શકશે નહિ. તેઓ તો ગૃહ દેવીઓ તરીકે ઘરની રાણી તરીકે રહે. તે પ્રકારનો મોભો સર્વ હક્ક સહિત આપવો જોઇએ—તેવો મોભો તેઓ જાળવી શકે તે માટે સર્વ પ્રકારનું સારા સંસ્કારવાળું શિક્ષણ આપી તેમનો વિકાસ કરવો જોઇએ. પુરૂષોપર કુટુંબના નિર્વાહની જવાબદારી છે ને તે તેમણે નિભાવવી જોઇએ. પણ જ્યાં તેવા નિર્વાહ કરનાર કોઇ ન હોય ત્યાં સ્ત્રીઓની થતી દુર્દશા નિવારવી જોઇએ; અને તે બીજા ન નિવારી શકે તો પછી સ્ત્રીઓ માથે તે ફરજ આવી પડે છે તે અદા કરવા જેટલી અને જેવી કેળવણી તો તેમને આપવી જોઇએ અને તેમણે લેવી જોઈએ.

આજની સ્થિતિમાં પણ કુટુંબોનાં ચરિત્ર ટકાવવાની જવાબદારી, કુટુંબનો મોભો સાચવવાની ઈંતેજારી અને કરકસરથી જીવન શોભાવવાની કુનેહ સ્ત્રીઓનીજ હોય છે. છોકરાછોકરીઓને અનુકૂળ વહુવર શોધી કાઢવાની જવાબદારી પણ ઘણે ભાગે એમનીજ હોય છે. ઘરના કુટુંબના ને જ્ઞાતિના જીવનનો મોટો ભાર સ્ત્રીઓ પરજ હોય છે. તેઓ જે પરિષદમાં ભાગ ન લઇ શકે તેવી પરિષદ્ શા કામની? પરિષદ્‌ના કાર્યમાં ભાગ લઇ શકે એવી બહેનો નથી. એવો વલોપાત કરવાને બદલે સમાજનું હિત અહિત હમેશ જેમના હાથમાં રહેલું છે અને જેમની શક્તિ પ્રમાણેજ આખરે પરિષદોના સામાજિક ઠરાવોનો અમલ થવાનો છે, તેમના સ્વભાવને અનુસરીનેજ આપણે પરિષદો ગોઠવવી ઘટે, એમ થતાં સામાજિક જીવન કેટલું નબળું છે તે પણ જણાઇ આવશે. કંઈ નહિ તો કુટુંબમાં તેમજ કોમમાં સ્ત્રી જીવન અને પુરૂષજીવન વચ્ચે જે મોટું અંતર પડી ગયું છે અને જેને લીધે પ્રગતિ અટકી છે, તે તો દૂર થશેજ. ગાડાનું એક પૈડું બહુજ મોટું અને બીજું બહુજ નાનું હોય તો ગાડું ગોળ ગોળજ ફરશે અને અંદર બેસનારાઓ અંદર ટકવાના નથી.

## શારીરિક કેળવણી.

આજના જમાનામાં આપણી સમાજમાં શારીરિક દુર્બળતા જોવામાં આવે છે. ખાનપાનાદિ આહાર જેવાં જોઇએ તેવાં ન હોવાથી, શરીરની શક્તિનો અણછાજતો ઉપયોગ થવાથી, અને માથે પડેલી જવાબદારીઓને પહોંચી ન વળવાથી રહેતી માનસિક ચિંતાઓથી, કસરત ન કરવાથી તેમજ શ્રમજીવી જીવન ન હોવાથી એમ અનેક કારણોથી જૈનોમાં પૂર્ણ તંદુરસ્તી, ખડતલ શરીર, અને ગમે તેવા મહાભારત કામો ખેડવાનું બળ જેવું જોઇએ તેવું જોવામાં નથી આવતું. ૨૦ વર્ષની ઉંમરે માણસ જુવાનીમાં આવી ગયેલો ગણાય, ૪૦ વર્ષે યુવાવસ્થા પુરી થાય અને આપણા દેશમાં ૫૦ વર્ષે નમતી દશા આવેલી ગણાય. શારીરિક શક્તિ, ઉંચાઇ, બાંધો વગેરેનો આધાર હવા પાણી ખોરાક, કસરતની ટેવ, ધંધા, બાળલગ્ન વગેરે અનેક બાબતો પર રહે છે છતાં કહેવું પડશે કે ખ્રીસ્તી પારસી તથા મુસલમાન કરતાં હિંદુઓ અને હિંદુઓ કરતાં જૈનો વધુ સાંકડી છાતીવાળા, વધુકમવજનદાર અને ઓછા સંગીન અને ઓછા મજબુત છે.

ગૂજરાતનું હિંદુ રાજ્ય સ્થાપવામાં જૈન મંત્રીઓનો જબરો હિસ્સો હતો અને તે મંત્રીઓ માત્ર મુસદ્દી અને રાજકુશલ હતા એટલુંજ નહિ, પરંતુ પ્રચંડકાય, શૂરવીર, લડવૈયાઓ હતા- તેઓમાં કેટલાક તો દંડનાયક-સેનાપતિઓ હતાં અને લડાઈમાં જઇ તેમણે દેશો સર કર્યા હતા. આવા પૂર્વજોનાં ગાન ગુણ ગાઇનેજ બેસી ન રહેતાં તેમનો દાખલો લઇ શરીરબળમાં વધારો કરવો જોઈએ. પ્રાચીન

પદ્ધતિ પ્રમાણે પ્રાણાયામ અને આસન આદિથી તે માટે ઘણી સફળતા મળેલી છે. તે પદ્ધતિ પ્રમાણે બચ્ચાંઓને કસરત શીખવ્યા બાદ હાલની મરદાનગી ભરી રમતગમતો નામે કુસ્તી, લકડીપટા, લાઠી, જુજુત્સુ, મુક્કાબાજી વગેરેની જરૂર રહે. શરીરને કસવામાં અને જુદા જુદા અવયવો ખીલવવામાં લાઠી એ કસરતનું અંગ નથી પણ એને સ્વરક્ષાને અર્થે કે એવાં બીજાં કારણોસર અપાતી તાલીમનો ભાગ ગણવો જોઈએ.

પરમ શ્રાવક કવિ ઋષભદાસ હિત શિક્ષારાસમાં જણાવે છે કે મનુષ્યે (શ્રાવકે) અંગકસરત અવશ્ય કરવી; તેના અનેક પ્રકાર છે, તે બરાબર સમજી લઈને પોતાના શરીરને માફક આવે તેવી કસરત કરવી. કસરતથી શરીર હલકું થાય છે; શરીરની જડતા દૂર થાય છે, માંસ અને તેની ગાંઠો સ્થિર અને વ્યવસ્થિત થાય છે, પાચનશક્તિ વધે છે, દુઃખ સહન કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે, અને ઘડપણ મોડું આવે છે. આ રીતે કસરતથી બળવાન થવાય છે. પરંતુ માત્ર બળવાન થવાથી બીજાના અન્યાયી હુમલા સામે હિંમત ન હોય તો રક્ષા થઈ શકતી નથી. હિંમત હોય તો સુકલકડી પણ બળવાન્ સામે કામ કરી જાય છે. માટે બળ અને હિંમત બંને કેળવવાં જોઈએ. તે બંને વગર ગોધરામાં અને કુકચીમાં જૈનોની શું સ્થિતિ થઈ તે આપણી સમક્ષ તાજા દાખલા છે. શરીર વિકાસથી પ્રસન્નતા અને તેથી હિંમત વગેરેના ગુણવાળો માનસિક વિકાસ થાય છે અને આવો મનુષ્ય સામાન્ય રીતે વિષયમાં આસક્ત નથી રહેતો પણ વિષય વાસનાની સામે ટક્કર ઝીલે છે.

### વિદ્યાર્થી ભુવનો.

કોમના ગરીબ વિદ્યાર્થીઓ વિદ્યા લઈ શકે તે માટે બને તેટલાં સાધનો સમાજે પૂરાં પાડવાં જોઈએ અને તેમ ક્યાંથી કેળવણીમાં વધારો થશે એ હેતુથી વિદ્યાર્થીઓ માટે ભુવનો શહેરે શહેર ખોલવામાં કૉન્ફરન્સે જબરું વાતાવરણ ઉત્પન્ન કર્યું છે અને તેથી તેવાં ભુવનો જ્યાં ત્યાં ખોલાયાં છે, એ એક ઉદયની નિશાની છે. પરંતુ તેવાં ભુવનો રૂઢિગ્રસ્ત થાય અને નૈતિક પ્રગતિ વગરનાં સ્થિરનાં સ્થિર રહે અને ફક્ત વ્યવહારિક કેળવણી લીધાં કરે તો આ સંઘ શત્રુંજયે નહિ પહોંચે. આવાં ભુવનોના વ્યવસ્થાપકોએ જાગતા રહેવાનું છે—જાગવાનું છે લક્ષપૂર્વક વિકાસ સાધી પ્રગતિને મોખરે રહેવાનું છે અને પ્રગતિમાં પોતાનો ફાળો આપવાનો છે.

વિદ્યાર્થીભુવનો એ નિશાળ કે કૉલેજને અનુકૂળ વીશીઓ ઊભી કરવાથીજ ઉત્પન્ન થયાં છે. ફેર એટલો કે તેમાં ગૃહપતિ રાખ્યો, વ્યવસ્થા મૂકી, નિયમો કર્યા અને આદર્શો પણ મૂક્યા. હવે તો આ ભુવનો માર્ફત સામાજિક પરિવર્તન કરવાનાં પણ લોકો સ્વપ્નાં રચી રહ્યા છે. કુટુંબ સંસ્થાની અવેજીમાં વિદ્યાર્થીભુવનોની સંસ્થા કેટલે દરજ્જે બેસી શકે એના પણ વિચાર લોકોના મનમાં આવવા લાગ્યા છે, અને જો મારી આગાહી સાચી પડે તો આ ભુવનો દ્વારા કોમોનું સંગઠન પણ થવાનું છે. સમાજના જીવતા જાગતા પુરુષો, વિચાર વાન અને પુરુષાર્થી સેવકો જે સંસ્થા હાથમાં લે તે સામાજિક જીવનની શિરોમણિ થવાની જ. આજનો જમાનો એ રીતે જોતાં આશ્રમોનો એટલે ગુરૂકુળોનો છે અને વિદ્યાર્થીભુવનો તો આશ્રમોની એટલે ગુરુકુળોની હળવી લોક સુલભ વ્યવહાર કુશળ આવૃત્તિ છે. એટલે હવે પછીની પ્રજાનું ઘડતર મોટે ભાગે વિદ્યાર્થીભુવનોમાંથીજ થવાનું છે એમ કહું તો તેમાં કોઈ નવાઈ નહિ માને. આ સંસ્થાઓનું રૂપાંતર થવાનું છે અને એમાથી એક મોટું સંગઠન થયેલું આપણે જોઈશું. તેમની માર્ફત આખા સમાજનું પરિવર્તન કરી શકાય તેમ છે. ખાસ કરીને સમાજ સુધારાનું કામ તો બીજી કોઈ પણ સંસ્થા કરતાં વિદ્યાર્થીનાં આશ્રમો જ વધારે કરી શકશે.

### દીક્ષા.

બાલદીક્ષા એટલે આઠથી નવ વર્ષની પહેલાંના બાળકને દીક્ષા ન આપવી ઘટે એ સર્વ સ્વીકારે છે, પણ ત્યારપછી નવ કે ૧૮ વર્ષની ઉમર' વાળાને દીક્ષા આપવી યોગ્ય છે. કે નહિ એ પ્રશ્ન હિંદમાં

ઘડાએલા કાયદાએ ૧૮ વર્ષની અંદરના ઉમર વાળાને સગીર–અજ્ઞાન જણાવેલ છે અને તેથી તેના તરફથી સર્વ કામ તેના વાલી જ કરે છે અને તે પોતે કોઈ પણ જાતનો કરાર કે લેવડદેવડ કરી શકતો નથી, કરે તો તે કાયદાસર ગણાતું નથી; માટે તેવા સગીરની દીક્ષા આપતા પહેલાં તેના વાલીની સંમતિ લેવી ઘટે એ સર્વે સ્વીકારશે. કેટલાક આવી સંમતિ લેવા છતાં એવા સગીરને કોઈ પણ સંજોગે દીક્ષા આપવા સામે વિરોધ બતાવે છે, જ્યારે કેટલાક અમુક વર્ષસુધી અભ્યાસ અને ચારિત્ર પાલન હોય ને તે પરથી યોગ્યતા જણાય તો જ તેવી દીક્ષા આપવામાં સંમતિ આપે છે.

કેટલાક સામાન્ય રીતે દીક્ષા આપવામાં માવિત્ર, વડિલો, સ્ત્રી આદિ પરિવાર, અને સંઘની રજા આવશ્યક ગણે છે; કેટલાક દીક્ષા એ એક અંગત પ્રશ્ન છે તેથી તેની ઇચ્છા થતાં દીક્ષા લેનારને કોઇ પણ અટકાવી શકે નહિ અને કોઇની રજા લેવાની જરૂરીઆત નથી એમ જાહેર કરે છે કેટલાક તો એટલી હદે જાય છે કે દીક્ષા લેનારને નસાડી ભગાડીને પણ દીક્ષા આપવામાં મહાપુણ્યનો ઉદય માને છે, જ્યારે કોઇ તેટલી હદે જવા બિલકુલ ખુશી નથી.

વંશ પરંપરા વધારવા માટે જે દીક્ષા હોય તે નહિ પણ ત્યાગના પોષણ અને રક્ષાપૂર્વક વૈરાગ્ય ભાવનામાં રંગાઇ જવા અને સદોદિત સમાજસેવામાં અને આત્મકલ્યાણમાં પોતાનું જીવન અર્પણ કરી દેવા માટે–દીક્ષા છે અને એ દીક્ષા લેનારા આ જીવન કાર્ય કર્તાઓ–એ સમાજને ઉન્નતપથે ચડાવી છે અને ચડાવી શકશે. દીક્ષા લેનારને મુરબ્બી વડિલો હોય છે, અન્ય સગાંઓ હોય છે, સ્ત્રી પુત્ર પરિવાર હોય છે, તેનો દીક્ષા લેનારનો, દીક્ષા આપનાર ગુરૂનો અને સંઘનો આમ ચાર બાજુઓનો વિચાર કરવાનો હોય છે. જેનાં માબાપો ગરીબ હોય, આંધળા હોય, રોગીયા હોય, એવાઓની સેવા કરવામાં બીજા કોઇ ન હોય અને તેથી રઝળી પડતા હોય, જેના સ્ત્રી-આદિ પરિવારની સ્થિતિ એવી હોય કે સામાન્ય ખોરાક પુરતું પણ સાધન નહોય, આખી જીંદગી અસહ્ય ગાળવી પડતી હોય એટલે ટુંકમાં નિરાધાર સ્થિતિ હોય, દીક્ષા લેનાર કરજદાર હોય, અનાચારી હોય, દુરાચારી હોય, વિનય, તપ, અભ્યાસ, સઝાય, ધ્યાન કરી શકે તેમ નહોય, દીક્ષા આપનારનો હેતુ માત્ર વંશવધારવાનો હોય તે નસાડવા ભગાડવાના પ્રયત્નો કરે, દીક્ષા લેનારના અનાચાર જાણવા છતાં તે પર લક્ષ ન આપે, જેને દીક્ષા આપતાં સંઘ કે સમાજમાં કુસંપ દ્વેષ કે તકરારો થાય તે સર્વેનો વિચાર કરવાનો હોય અપવાદ માર્ગના સેવન પ્રતિ મોહ ન રાખતાં ઉત્સર્ગના માર્ગના સેવન પ્રત્યે જવું જોઇએ.

**મુનિઓ અને મુનીસંમેલન.**

મુનિઓ તારણહાર છે. તેઓ આખા ભારતવર્ષમાં સતત વિહાર કરી સમાજને ઉંચી કોટિપર લઇ જઇ શકે તેમ છે.

આપણને સાધુઓ પ્રતિ માનને બદલે રાગમોહ જાગ્યો એટલે આપણે તેમને વિનંતિ પર વિનંતિ કરી ગૂજરાત બહાર વિહરવા ન દીધા; પરિણામમાં આપણી સંખ્યા ધર્મોતર આદિને લીધે દિનપ્રતિદિન ઓછી થતી ગઇ અને કેટલાક પ્રદેશોમાં આપણાં નામ નિશાન રહ્યાં નથી. વિહારનો હેતુ એ છે કે એક તરફ કુદરતી પ્રભાતની તાજગી આપતી હવા માનસિક વિચારણા માટે સ્ફૂર્તિ આપે છે, બીજી તરફ તેથી શારીરિક સ્થિતિ સારી રીતે જાળવી શકાય છે, ત્રીજી તરફ વચન તરફનો સંયમ કેળવાય છે અને ચોથી તરફ વિહારમાં આવતાં ગામોમાં અમુક સમય સુધી સ્થિરતા થવાનું રહેતાં જડ જેવા લાગતાં લોકોને દર્શન અને ઉપદેશ દ્વારા જાગ્રતદશાના પંથે મૂકી શકાય છે. જૂદાજૂદા દેશના લોકોની ભાષા, વિચાર, રહેણીકરણી જાણવામાં આવે છે, ભગવાનના સિદ્ધાંતોનો પ્રચાર થાય છે અને સમાજ એ રીતે શુદ્ધ નીતિ અને આચારનો વિસ્તાર થતાં ઉંચો ચડે છે.

મુનિસંમેલન થવાની ઘણી જરૂર છે. શત્રુંજય તીર્થનો મોટો મામલો ઉભો થયો તે વખતે પણ તે ન થઇ શક્યું; છતાં હવે પણ તેની જરૂર વિશેષને વિશેષ જણાય છે. દીક્ષા, વિહાર, અરસપરસ

એકતાં, જુદાજુદા ગચ્છના પ્રત્યે વલણ, સાહિત્ય પ્રચાર, મૌલિક ગ્રંથોની રચના, દુનિયામાં જૈન સાધુઓની રહેલી પ્રતિષ્ઠા જાળવી રાખવાના ઉપાયો, પરસ્પર થતા મિથ્યા આક્ષેપોનો નિષેધ, આચારમાં ક્યાંક જણાતી શિથિલતાનો નાશ, જમાનાની જરૂરીઆતો, સાતે ક્ષેત્રની ઉન્નતિના પ્રયાસો વગેરે એટલું બધું કરવાનું છે કે તેનો ઉકેલ તેજ વિશેષ સારી રીતે કરી શકે. શ્રાવકોને એક કંઇ ઉપદેશે, બીજા જુદુંજ ઉપદેશે તેથી તેમની માનસિક દશા વિમાસણમાં અને મુંઝવણમા પડે છે તે પણ તેથી દૂર થશે. અને તે માટે પૂજ્ય મુનિઓના સંમેલન રૂપે થવી જોઇતી એકતા તરફ સમજુ વર્ગ વધુ આશા રાખે છે.

### રાજકીય વિષય.

આપણા પૂર્વ પુરુષોએ રાજકારણમા ભાગ લઇ જબરો ફાળો આપ્યો છે. ગુજરાતનો વનરાજથી તે વાઘેલા રાજા સારંગદેવ સુધીનો ઇતિહાસ જૈન મંત્રીઓએ ઘડેલો હતો. હમણાં સુધી જુદાં જુદાં રાજ્યોમા દિવાનગીરી જૈનોએ કરી છે. આખો દેશ રાજકીય વિષયોમાં રસ લેવા લાગ્યો છે. તેથી રાજકારણના હાઉથી બી જવાનું નથી. કોઇ પણ વિષય લઇએ તો તેને સીધી કે આડકતરી રીતે રાજકીય બાબત સાથે સંબંધ હશેજ. પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવી, સ્વદેશી કાપડ અને સ્વદેશી ચીજો વાપરવા સર્વ કોમો અને પેટા કોમોમાં એકતા કરવી, બાળલગ્નનો નિષેધ કરવો, શુદ્ધિ સંગઠન વગેરે ઘણી ઉપયોગી અને જરૂરી સામાજિક બાબતો છે અને તેની અસર અંતે તો રાજકીય છેજ. હુંડિયામણના માટે અને શરાફી બેંકિંગ સંબંધી અનેક ચળવળો કરવાની છે માટે જૈનોને લગતા 'રાજકીય' સવાલો કૉન્ફરન્સે લેવાની પૂરી જરૂર છે.

### અંતિમ નિવેદન.

આપણામાં એક ધર્મકૃત્ય પ્રાચીનકાળથી ગૃહસ્થના કર્ત્તવ્ય રૂપે સ્વીકારાયું છે. તે એકે ગૃહસ્થે પોતાની આવકનો દશાંશ, અને બહુ ગરીબ હોય તો વીશાંશ, ધર્મકાર્યમાં આપવો જોઇએ. સમાજ પ્રત્યેનું દેવું અદા કરવા માટે આ નાનામા નાનો હપ્તો છે. ધર્મબુદ્ધિથી આ દશાંશ અથવા વીશાશ નિયમિત રીતે સમાજના કાર્ય માટે અર્પણ કરવો એ કમાતા જૈન માટે-વેપારી કે ગ્રેજ્યુએટ માટે ઓછામાં ઓછું કર્ત્તવ્ય છે. વિશેષમાં ઉમેરવાનું કે આ ઉપરાંત વળી દિવસનોયે દશાંશ, વીશાંશ (કે ચાળીશાંશ પણ) સમાજસેવા માટે દરેક જૈન ખાસ કરી જૈન ગ્રેજ્યુએટ સમાજસેવા માટે આપવાનો ટેક રાખે તો એ ગ્રેજ્યુએટ પાસેથી વધારે પડતી આશા રાખી નહિ ગણાય. એકલો હોય તો એકલો અને બીજાના સાથમાં હોય તો મંડળમા રહીને જે જગ્યાએ પોતે હોય ત્યાં કાંઇક પણ સમાજની નિઃસ્વાર્થ સેવાની પ્રવૃત્તિ ચાલુજ રાખે; જીવનની મામુલી ઘરેડમાંજ પડયો ન રહે.

આ વિચારો દરેક સમજુ જૈન ધ્યાનમાં રાખી સમાજનું કલ્યાણ કૉન્ફરન્સ જેવી મહાસંસ્થા દ્વારા યથાશક્તિ અને યથામતિ કરવા કટિબદ્ધ થાય એમ અમે ઇચ્છી અમારૂં આ લાંબું વક્તવ્ય પૂરૂં કરીશું. જૈન પરિષદનો-જૈન શ્વે૦ મહાસભાનો જય હો! જય હો!

તંત્રી.

# તંત્રીની નોંધ.

## જુન્નેર કૉન્ફરન્સની તૈયારી.

મહારાષ્ટ્રના જૈન આગેવાનોએ પોતાની પ્રાન્તિક જૈન કૉન્ફરન્સ જુન્નેર મુકામે નોતરી હતી તે પ્રસંગ ને સમયે સમગ્ર ભારતવર્ષની જૈન શ્વે૦ કૉન્ફરન્સનું અધિવેશન આપણે ન કરી શકીએ એ વિચાર તેમને ઉદ્‌ભવ્યો. તે માટે મોટી તૈયારી મોટું ખર્ચ કરવું પડે તે માટે શું વ્યવસ્થા કરવી એ મનમાં ને મનમાં વિચારાયાં કરતું હતું. મુંબઇની કૉન્ફરન્સ ઑફિસમાં તે સંબંધી કેટલાક માસ પહેલાં આવી આ સંબંધમાં ઉહાપોહ થયો હતો. તેઓ પછી એવા મક્કમ વિચાર પર આવ્યા કે કોઇની પણ મદદ વગર આપણા પોતાના પગપર રહી આ મહાકાર્ય કેમ ન કરી શકીએ? આ બાબતમાં તેમણે પ્રચાર કાર્ય કર્યું તો માલૂમ પડ્યું કે મહાસભા બોલાવતાં સંઘની સેવા ને તેનાં દર્શન કરવાનો અમૂલ્ય અવસર સાંપડે એ ભાવનાથી પ્રેરાયેલ અનેક જૈનો જણાયા ને જ્યાંથી કંઇ ન આશા રાખી શકાય ત્યાંથી સહાય અને ફી મળવાનાં વચનો મળવાં લાગ્યાં. આથી મહારાષ્ટ્રીય આગેવાનોનાં પગ વધુ મજબૂત થયા અને કૉન્ફરન્સનું આમંત્રણ આપ્યું; અને કૉન્ફરન્સ ઓફિસે જુન્નેરમાં મહાપરિષદ્ ભરવાનું આમંત્રણ સ્વીકારવું કે નહિ તે સંબંધી અભિપ્રાયો સર્વ સ્થળેથી મંગાવ્યા. એકાદ બે અપવાદ સિવાય સર્વત્ર સંમતિના જવાબ ફરી વળ્યા અને સ્ટેન્ડિંગ કમિટીએ તે આમંત્રણ આનંદસહિત સ્વીકાર્યું. મુંબઇમાં કૉન્વેન્શન ભરાઇ હતી, ત્યાર પછી ખાસ બેઠક શ્રી શત્રુંજય તીર્થના અંગેની મુંબઇમાં ભરાઇ—તે બાદ કરીએ તો મુખ્ય પરિષદ્‌ની બેઠક ભરાયે દશેક વર્ષ વીતી ગયાં હતાં તેથી આવેલા આમંત્રણને સ્વીકારતાં હર્ષ કેમ ન થાય?

મહારાષ્ટ્રીય આગેવાનોને ખબર મળતાં તેમના આનંદનો પાર નહોતો અને સાથે જવાબદારીનો બોજો પણ મોટો હતો. તે જવાબદારી પૂરી રીતે બજાવવા માટે તેમાંના ખાસ આગેવાન પુરુષોએ પોતાનો ધંધો વ્યવસાય છોડી સહકુટુંબ જુન્નેરમાં આવી માત્ર સેવા ભાવથી મહાસભા માટેની તૈયારી કરવા માટે જુન્નેરમાં પોતાનું થાણું નાંખ્યું. મંડપ માટે અસલ જ્યાં હિન્દુ મુસલમાનોનો ન્યાય કાજીદ્વારા તોળાતો હતો તે જૂના સ્થળની પ્રાપ્તિ તેના માલિક એક જૈન ગૃહસ્થ તરફથી થઇ. જમખંડીમાં ભરાયેલ દરબારની સામગ્રી મળી આવી અને એક ભવ્ય વિશાળ અને સાદા છતાં દબદબા બંધ મંડપ તૈયાર કરવામાં રાતદિન મહેનત લેવામાં આવી. બીજી બાજુ જૈન દેરાસરની સામેની તેની ખાલી જમીન પર ભોજનાર્થે મંડપ બાંધી તેમાં સોળેક 'બ્લૉકો' (ભાગો) પાડવામાં આવ્યા ને એક સાથે પાંચ છ હજારની રસોઇ થઇ શકે એવા રસોડાની વ્યવસ્થા કરવામાં આવી. પાણી માટે માટીની નાંદોની વરદી આપી. ન્હાવા માટેની દેરાસરમાં સગવડ કરવામાં આવી અને ઉતારા માટે જુન્નેરના જૈનોએ પોતાનાં મકાનો કાઢી આપ્યાં. ચારે બાજુ જઇ પ્રચારકાર્ય શરૂ કરી દીધું. મહારાષ્ટ્રના જૈનોએ જુન્નેરમાં આવી સ્વયંસેવક તરીકે કાર્ય કરવાની તૈયારી બતાવી. જુદી જુદી કાર્યની વહેંચણી રૂપે પેટા સમિતિઓ નીમવામાં આવી ને સ્વાગત સમિતિ નીમાઇ, ને તેના પ્રમુખ તરીકે જાહેર કાર્યમાં આત્મભોગ આપી રસપૂર્વક ભાગ લેતા રાજુરીના વેપારી શ્રીયુત **ચુનીલાલ સ્વરૂપચંદ પારેખની** નીમણૂક થઈ.

## પ્રમુખ માટેની શોધ.

આવી સર્વ તૈયારી છતાં મુખ્ય કાર્ય તે યોગ્ય પ્રમુખને મેળવવાનું હતું. તે મળી જાય ત્યાર પછીજ ચારથી પાંચ હજાર આમંત્રણ પત્રિકાઓ મોકલાવી શકાય કારણકે તે પત્રિકામાં પ્રમુખનું નામ લખવુંજ જોઇએ. આ માટે મહારાષ્ટ્રના કાર્ય કરનારાઓનું એક ડેપ્યુટેશન નીકળ્યું. મુંબઇમાં અગાઉથી કરેલી યોજના પ્રમાણે અમદાવાદના શ્રીમંત અને વિદ્વાન શેઠ કસ્તૂરભાઇ લાલભાઇને ત્યાં જઇ આગ્રહ કરવામાં આવ્યો પણ તેમણે પોતાના સાંસારિક કાર્યમાં ઘણી અડચણ આવે કારણકે વિદેશમાં ઘણો વખત રહી આવેલ, તેથી પોતે માફી માગી લીધી, એટલે

અમદાવાદના શેઠ અમૃતલાલ કાલીદાસને સાં જઈ તેમને વિનતિ કરી, પણ તેઓ ઉપરનો બનાવ બનતાં સ્વીકારી ન શક્યા. એટલે શ્રી કૉન્ફરન્સના સ્થાપક-ઉત્પાદક–પિતા શ્રીયુત ગુલાબચંદજી ઢઢાને પત્રદ્વારા વિનતિ કરવામાં આવી પણ તેમણે દેશી રાજ્યની નોકરી અંગેના તેમજ બીજાં કારણને અંગે દિલગીરી બતાવી અને છેવટે રાવસાહેબ શેઠ રવજી સોજપાલ કે જેઓ સંમેતશિખરની યાત્રાએથી તે ટાંકણે મુંબઇ પાછા ફર્યા તે પર દૃષ્ટિ ગઇ. તેની પાસે જઇ વાટાઘાટ અનેક વખત કર્યા પછી, કચ્છી બંધુ શ્રીયુત કાનજીભાઇની પ્રેરણા અને પ્રોત્સાહનથી પ્રમુખપદ પ્રેમપૂર્વક અને વિના સંકોચે સ્વીકાર્યું, અને એથી મહારાષ્ટ્રના કાર્ય કર્તાઓનું બોજાવાળું કાર્ય ઘણું હળવું થયું. મામલો એવો હતો કે દીક્ષાના સવાલ તેમજ તે સંબંધી સંઘની સત્તાના સવાલથી વાતાવરણ ચકચારવાળું થઇ ગયું હતું, અને તેથી પ્રમુખ તરીકેની ભારે જવાબદારી સ્વીકારવા જેટલી હિંમત, અને સેવાભાવ ભરી નિખાલસ નિડરતા બતાવવા કોઇ તૈયાર થાય એવો નાયક મેળવવામાં પડેલી ભારે મુસ્કેલીનો અંત આવ્યો. પ્રમુખ તટસ્થ જોઇએ, છતાં દરેક પક્ષને વ્યાજબી છૂટ આપવામાં તૈયાર સજ્જન જોઇએ. કોઇપણ પ્રશ્ન કોઇપણ પ્રતિનિધિ છણવા તૈયાર હોય તો તે જરૂર મહાસભા પાસે મૂકી શકે અને તેમાં વાંધો લઇ ન શકાય એ વિચાર સ્વતંત્રતાનું અને સંગઠિત સંસ્થાનું આવશ્યક સૂત્ર છે અને તે સ્વીકારવું જ જોઇએ. આ વાત તેમના પાસે પૂરી રીતે મૂકવામાં આવી હતી અને તેમાં તેમણે સંમતિ આપી હતી. બાકી બને ત્યાંસુધી વિવાદગ્રસ્ત પ્રશ્નોનો નિકાલ શાંતિથી સમન્તવટથી અને ઐક્યના લક્ષપૂર્વક કરવામાં આવશે અને તેમાં સર્વે પ્રમુખને સહકાર આપશે એ પણ સ્પષ્ટ જણાવવામાં આવ્યું હતું. આ ચુંટણીમાં મુંબઇની કૉન્ફરન્સ ઓફિસે તથા કાર્યવાહકોએ સારી મહેનત લીધી હતી.

**પ્રમુખ સાહેબ.**

પ્રમુખ સાહેબ રાવસાહેબ રવજી સોજપાલની ઓળખાણ વિશેષ શબ્દોમાં આપવાની જરૂર રહેતી નથી. તેમને ખાસ શ્રી શત્રુંજય કૉન્ફરન્સની બેઠક વખતે મુંબઇની સ્વાગત સમિતિના અધ્યક્ષ તરીકે પસંદ કરવામાં આવ્યા હતા. તેઓ કચ્છી વીસા ઓસવાળ જ્ઞાતિના એક મોટા આગેવાન અને પ્રધાન પુરૂષ છે અને તે જ્ઞાતિના જૈન બંધુઓએ કૉન્ફરન્સ પ્રતિનિધિ તરીકે ચુંટાઇ હાજરી આપી જબરો સાથ આપ્યો હતો. તેમનું જીવન ચરિત્ર ટુંકમાં અગાઉ જૈનયુગમાં શત્રુંજય કૉન્ફરન્સનો અહેવાલ આપવામાં આવ્યો છે ત્યારે પ્રકટ થયું છે.

**સ્વાગત સમિતિના અધ્યક્ષ.**

શ્રીયુત ચુનીલાલ સરૂપચંદ રાજુરીકર એક સાદી સેવા ભાવી વ્યક્તિ છે. તેમનું ચરિત્ર પ્રકટ થયું નથી, પરંતુ જે કંઇ થોડું જાણવામાં આવ્યું છે તે ટુંકમાં એ છે કે તેમણે મહેસાણાની જૈન પાઠશાળામાં અભ્યાસ નાનપણમાં કરેલો હતો. પાટણની જૈન કૉન્ફરન્સમાં એક સ્વયંસેવક તરીકે કાર્ય બજાવ્યું હતું. તે વખતે જૈન સમાજની ઉત્કટ સેવા કરવાના ભાવ ઉછળ્યા હતા ને મનોરથ પણ થયા હતા કે એવો અપૂર્વ અવસર ક્યારે આવે કે કૉન્ફરન્સના ઉચ્ચાસને બિરાજીએ. આ સમય સ્વાગત સમિતિના અધ્યક્ષ તરીકે જુન્નેરમાં આવ્યો ને હવે કદિ તેથી પણ ઉંચા આસને બિરાજવાનું થાય! આ રીતે તેમણે ઢઢા સાહેબ પાસે ઉચ્ચારી દીધું હતું. પોતે ધંધામાં પડી ઘર ખર્ચ જેટલું રાખી બાકીનું સર્વ લોકહિતના કામમાં કે રાષ્ટ્રીય હિતના કાર્યમાં ખરચી નાંખતા. લોકમાન્ય તિલકના સમયમાં તેમના તે અનન્ય ભક્ત હતા. પછી શ્રીયુત કેલકર આદિની રાષ્ટ્રિય પ્રવૃત્તિ પ્રત્યે રસ લઈ રહ્યા હતા, પરંતુ જ્યારે મહાત્મા ગાંધી પ્રત્યેના અશોભન ઉદ્‌ગારો તેમના પક્ષ તરફથી નીકળતા જોયા યા ગૂજરાતીઓ પ્રત્યે અવમાનના ભર્યા શબ્દો નીકળ્યા, ત્યારથી તેમનું ચિત્ત તે પક્ષથી પરાંગમુખ થયું. દેશહિતને માટે તેમણે સરકારના મહેલ પણ સેવેલ છે. આવો ખાદી ટોપી ધારી સાદા કપડામાં સજ્જ થયેલો અને લોકોના હિતમાં કાર્ય કરી લોકપ્રિયતા

પાસેલો રાજુરીનો રાજુરીકર તે પ્રદેશમાં એક લોક-પ્રતિષ્ઠા પામેલો રાજા સમાન હતો, તેવા સેવાભાવી સજ્જને સ્વાગત સમિતિના અધ્યક્ષ તરીકે મેળવવામાં જુન્નેર કૉન્ફરન્સ અભિમાન લઇ શકે તેમ છે.

**જુન્નેર શહેર.**

તે ઘણું પ્રાચીન છે, પૂર્વે તે વેપારનું મથક હતું. થોડાં વર્ષો પહેલાં આશરે ૮૦૦ જૈનો વસતા હતા. હાથે કાગળ તૈયાર કરવાનો ધંધો જૈનોના હાથમાં હતો. તેની પાસેના શિવનેરી પહાડ-કિલ્લામાં મહારાષ્ટ્રના મહાન્ વીર પુરૂષ શિવાજી મહારાજનો જન્મ થયો હતો અને પાસેના બીજા પર્વતો પર જૂના કાળની કોતરેલી ગુફાઓ છે કે જે પરથી ત્યાં શ્રમણોના વિહાર અને અધ્યયન થતાં હતાં. ત્યાં હાલ બે મોટાં જૈન મંદિરો છે. ત્યાં ન્હાવાની સારી ગોઠવણ અને આસપાસની વાડીઓ ફૂલ આપે છે. તેમાં પ્રભુ પૂજા કરતાં ચિત્તને ઘણો આલ્હાદ થાય છે તે પૈકી એક મંદિરમાં રાખેલી ધાતુ પ્રતિમાઓ પરના લેખો અમે ૧૧-૨-૩૦ ને દિને ઉતારેલા તે નીચે પ્રમાણે છેઃ—

૧. સં. ૧૨૮૫ ફાગુ. વદિ ૨ રવૌ । **પીંપલ** વાસ્તવ્ય બાહડ સુત તાતિ ભા૦ ચેતીલૂ પુ૦ નાગચંદ્ર અમીયાં શ્રેયસે પુ૦ જયતાકેન **પાર્શ્વનાથ** બિંબં કારાપિતં પ્રતિષ્ઠિતં શ્રી વડગચ્છ શ્રી **પદમપ્રભ** સૂરિભિઃ ॥

૨. સં. ૧૫૦૯ ફા૦ વ. ૧૦ લાડઉલિશ્રી **શ્રીમાલ** શ્રે૦ સહજા ભા૦ ધર્મિણિ પુત્ર દેવદાસ અલાબ્યાં શ્રેયસે શ્રી **આદિનાથ** બિં. કા૦ પ્ર૦ **પૂર્ણિમા પક્ષે શ્રી ગુણસમુદ્ર સૂરિભિઃ** ॥

૩. સં. ૧૫૧૩ વૈ૦ વ૦ ૨ સોમે ઊ૦ સા૦ (ઝા) સૂદા ભા૦ સહજુદે પુત્રાઃ નગરાજ દેવસી ચોગા નાસણ નામાનઃ તેષુ દેવસીકેન ભા૦ ભભાદે યુતેન સ્વ ભા૦ શ્રેયોર્થં શ્રી **શાંતિનાથ** બિં૦ કા૦ પ્ર૦ તપા ગચ્છનાયક શ્રી **સોમસુંદરસૂરિ** શિષ્ય શ્રી **રત્નશેખરસૂરિભિઃ વીસલનગરે** ॥

૪. સં. ૧૫૧૫ વર્ષે માઘ શુદિ ૧૦ ઊકેશ જ્ઞા૦ શ્રે૦ ડુંગર ભા૦ માપરિ સુત શ્રે૦ ઠકુરસિંહ (હે)ન ભા૦ હૂબી પ્રમુખ કુટુંબયુતેન સ્વશ્રેયસે શ્રી **અજિતનાથ** બિંબં કા૦ પ્ર૦ **તપા** શ્રી **સોમસુંદર** સૂરિશ્રી મુનિસુંદર સૂરિપદે શ્રી **રત્નશેખર** સૂરિભિઃ ॥ **વાપીગ્રામે** ॥ છ ॥ શ્રીઃ ॥

૫. સં. ૧૫૨૧ વર્ષે જે૦ શુ૦ ગરો **શ્રીમાલ** જ્ઞાતિ સેઠીયા સં. કમલાં ભા૦ કમલસિરિ પુ૦ **સંઘીવા** ભાર્યયા સં. ગુણરાજ ભા૦ વાં (ચાં) પલદે પુત્ર્યી શ્રી૦ ધ્રણસિરિ નામ્ન્યા સ્વશ્રેયસે ૨૪ બિંબાનિ કારયિત્વા શ્રી **ચંદ્રપ્રભ** બિંબં કા૦ પ્ર૦ **તપાગછ** નાયક શ્રી **લક્ષ્મીસાગરસૂરિભિઃ** ॥

૬. સં. ૧૫૨૪ વૈશાખ શુક્લ તૃતીયાયાં સોમે શ્રી **કોરંટગચ્છે** । શ્રી નન્નાચાર્ય સંતાને ઉપ૦ સા૦ **જેસા** ભા૦ જાસલદે પુ૦ સા૦ **પાસા** ભા૦ રંગાઇ પુ૦ સા૦ કુંરાલયેન વૃદ્ધ **ભાતૃ** સા૦ **વીરા** રત્નાભ્યાં શૃંગારિતેન નિજ ભ્રાતૃ-પિત્રોઃ પુણ્યાર્થં સ્વશ્રેયસે ચ શ્રી **સંભવનાથ** મુખ્ય જિનચતુર્વિંશતિપટ્ટઃ કા૦ પ્ર૦ શ્રી કક્કસૂરિ પટ્ટે શ્રી **સાવદેવસૂરિભિઃ** । શ્રી **સ્તંભતીર્થ નગરે** ॥

૭. સં. ૧૫૪૨ વૈશાખ શુદિ ૭ સોમેશ્રી મૂલસંઘે ભ૦ શ્રી **વિદ્યાનંદિ** પટ્ટે ભ૦ શ્રી **મલ્લિભૂષણ** ગુરૂપદેશાત્ **સિંહપુરા** જ્ઞાતીય શ્રે૦ **રાણા** ભા૦ બાઈ લાછિ સુતા બમાઇ (દિગંબરીય)

૮. સંવત ૧૬૨૨ વર્ષે પોસ વદિ ૧૨ વૈ **ઓસવાલ** જ્ઞાતીય લઘુસંખ (શાખા) સાહા બંગા પુત્ર સાહા જિતપાલ ભા૦ મકૂ પૂત્ર સાહા જીનજી ભા૦ કૂઅર શ્રી પારસ્વ (**પાર્શ્વ**)**નાથ** બિંબ (બં) કારાપા(પિ) તં શ્રી **તપાગચ્છે** શ્રી શ્રી વજ (વિજય) દાન સૂરભી (સૂરિભિઃ) પ્રતષ્ટતં (પ્રતિષ્ઠિતં) ॥

૯. સંવત ૧૬૨૫ વર્ષે સાહા ઉદિ ૫ રવૌ શ્રી મૂલસે. **સરસ્વતીગચ્છે** બલાત્કાર ગણે શ્રી કુંદકુંદાચાર્યાન્વયે ભ૦ શ્રી જ્ઞાનભૂષણ તત્પટ્ટે ભ૦ શ્રી વેરાકી (?) તત્પટ્ટે શ્રી સુ (શુ) ભચંદ

તત્પટ્ટે ભ૦ શ્રી સુમતિકીર્ત્તિ ગુરૂપદેશાત્ તેલવાડાવા૦ બઘેરવાલ જાતીય કમલેસ્વર ગા(ગો)ત્રે સં. સાધઆં ભા૦ સરૂપદે તયો(ઃ) પુત્ર સં. વેસા ભા૦ દાડમદે બ્ર૦ સં. રૂપા ભા૦ પારમાદે તયો(ઃ) પુત્રા સં. શ્રીવંત બ્રા૦ સં. સુરદાસ સં. સારંગિ એતે સર્વે નિસ સુમતિનાથ પ્રણમતિ ॥ (દિગંબરીય)

૧૦. સં. ૧૬૬૯ વર્ષે ચૈત્ર સુ. ૧૫ રવૌ ભ. લલિતકીર્ત્તિ ભ૦ ધર્મ્મકીર્ત્ત્યુપદેશાત્ સા ચતુર્ભુજ લપમીચંદે નમંતિ ॥ (દિગંબરીય!)

૧૧. સં. ૧૯૦૯ સિતાંબર લક્ષ્મીચંદ.

૧૨. સં. ૧૯૨૧ વ૦ માહા સુદિ ૭ ગુરૂ દિનેશ્રી **શાંતિનાથ** જિન બિંબં.

૧૩. સં. ૧૯૪૬ સા. ૧૮૧૧ કા૦ શુ. ૧૦ દને સા ધનજી અગજી સ્થાપીતં **મહાવીર સ્વામી** ॥

૧૪. સાં. ૧૯૪૬ સા૦ ૧૮૧૧ ના કા૦ શુ. ૧૦ દન શ્રી **પાર્શ્વનાથ** સા ગૌતમ અમીચંદ સ્થાપીતં કલ્યાણમસ્તુ.

આ ધાતુપ્રતિમા લેખો **શાંતિનાથ**ના મંદિરમાં છે અને એક પાષાણ પ્રતિમાપર એવો લેખ છે કેઃ

૧૫. સંવત ૧૯૪૯ મહા સુદિ ૧૦ શુક્રવાસરે શ્રી **ચંદ્રપ્રભુ** જીનબિંબં...**વિજયરાજસૂરિ.**

બીજા મંદિરમાં નીચે પ્રમાણે લેખ મળે છે.

૧૬. સં. ૧૮૯૩ માઘ શુકલ ૧૦ બુધે **રાજનગર** વાસ્તવ્ય ઉ(**ઓ**)**શવાલ** જ્ઞાતિય **વૃદ્ધ શાખાયાં** દોસી **અમરચંદ** તત્ પુત્ર **મોહકમચંદ** તત્ પુન્યાર્થે શ્રી **અજિતનાથ** બિંબં કરાપિતં પ્રતિષ્ઠિતં ભ૦ **શાંતિસાગર** સુરિ**સાગર** ગચ્છે ।

આ લેખોપરથી જણાય છે કે ધાતુની મૂર્ત્તિઓ કોઇ વીસલનગરમાં સ્તંભતીર્થમાં, વાપી (દમણ રોડ સ્ટેશન પાસેના) ગામમાં, પ્રતિષ્ઠિત થઇ છે ને કોઇ પ્રતિષ્ઠા કરાવનાર પિંપલ ગામના, રાજનગર (અમદાવાદ)ના વાસી છે. આથી તે તે ગામના જુનેરમાં શ્વેતાંબર જૈનો રહેવા આવ્યા હોય તે સંભવિત છે. તે પૈકી કેટલાક ઓસવાલ, કેટલાક શ્રીમાલ છે અને એક લાડવા (લાડકલિ) શ્રીમાલ પણ છે દિગંબરોતી બે ત્રણ છે તે પરથી દિગંબરોની વસ્તી ત્યાં હોવી જોઇએ અને ત્યાં તપાસ કરતાં પહેલાં સારી વસ્તી હતી એમ કહેવામાં આવે છે. દક્ષિણ દેશ આખો દિગંબર જૈન ધર્મીઓથી વસાયેલો હતો, અને ત્યાં તેમનું જબરૂં પૂર હતું એ તેનો ઇતિહાસ કહી આપે છે.

**સ્વાગત સમિતિના અધ્યક્ષનું ભાષણ.**

અતિ પ્રોત્સાહક જોશીલું અને મહારાષ્ટ્રના જુસ્સાને છાજે તેવું હતું. યુવાન્ વર્ગને વિશેષ પ્રેરણા આપનારૂં હતું. પૂનામાં ભરાયેલ બેઠક પછી મહારાષ્ટ્રમાં આ સ્થાને મહાસભા ભરાય છે તે બંને વચ્ચે ઘણું અંતર છે અને તે બંનેની સરખામણી કરતાં જમાનાની અસર તાદૃશ દેખાઇ આવે છે. તેઓ જણાવે છે કેઃ—

"ઘણાએક બંધુઓની એવી માન્યતા જોવામાં આવે છે કે જુનોજ કક્કો ઘુંટયા કરશે, અને 'પાછેરૂં આઈ' વાળી કહેવત ખરી કરવી અને નવું કરવા જેવું કાંઈ હોઇ શકેજ નહીં. આવી ખોટી માન્યતા હવે ટકવી અશક્ય છે. ભારતવર્ષનો યુવક વર્ગ હવે જાગ્રત થયો છે. નવી પ્રેરણા, નવી શક્તિ અને નવી ઉમેદ પ્રગટ થઇ ચૂકી છે. મહાન્ કોંગ્રેસ જેવી સંસ્થા પણ તેવા પ્રવાહમાંથી બચી શકી નથી તો જૈન જેવી વેપારી અને રૂઢી કોમમાં નવો પવન ફુંકાય તેમાં નવાઈ જેવું નથી નૂતનવર્ગ જૂનાઓની મર્યાદા રાખી મોઢે ડૂચો મારવાનું સહન કરી શકે તેમ નથી. જુનાઓ પાસે કાર્યનો હિસાબ તેઓ માંગશે અને કાર્યપ્રવૃત્ત થઈ એકદન આગળ વધશે. સત્યની પ્રેરણાથી યુવકવર્ગ પ્રચંડ ક્રાંતિ કરી મૂકશે, ત્યારે તેવા પ્રવાહને રોકવું (વો) એ તદન અશક્યપ્રાય છે."

આટલું જણાવી સાથે સાથે લક્ષ કેવું રાખવું જોઈએ તે ટૂંકમાં સૂત્રરૂપે બતાવ્યું છે કેઃ—

'માટે કાળ આગળ નમતું આપી મુખ્ય સિદ્ધાંતને વળગી રહી પ્રગતિમાં સાધકરૂપ બનવું એજ યોગ્ય છે; તેમજ યુવક અને પ્રગતિમાન ઉત્સાહી બંધુઓએ પણ કાર્યનું મહત્ત્વ, જૂનાઓનો અનુભવ અને તેઓએ અનુભવેલા સારાસાર વિચારોનો પણ સાથેજ વિચાર કરવો જોઇએ. વૃધ્ધોમાં જેમ સાહસ હોતું નથી તેમ યુવાનોમાં વિચારની ગંભીરતાનું વૈગુણ્ય હોય છે–એ વાત નજર બહાર રાખી પાલવે

તેમ નથી. માટે વૃધ્ધોનો અનુભવ અને યુવાનોનું સાહસ અને એના ભેગા મેળ સાથે હાલના પ્રગતિ પ્રિય જમાનામાં કાર્ય પ્રવૃત્ત થવું જોઇએ જેથી કોઇને પસ્તાવવાનો પ્રસંગ આવશે નહિ. સમાજથી ઝીલી ન શકાય એવા પ્રશ્નો સમાજ આગળ ધરી પહેલેથીજ અભાવ ધારણ કરનાર બીકણ સમાજને એકદમ ભડકાવી મૂકી સુધારા વિષે પરાંગમુખ કરી નાંખવાનું સાહસ કરવાનો હજુ સમય આવ્યો નથી; ......પણ સંઘજ જો નિર્માલ્ય, અવ્યવસ્થિત અને અસંઘટિત હશે તો પછી બાકી ઉત્સાહ અને ક્રિયાઓ વ્યર્થજ નિવડશે.

મુખ્યત્વે અધ્યક્ષે પોતાના મહારાષ્ટ્રના ખાસ સવાલો ચર્ચ્યા હતા અને પોતાના તે દેશપર મજબૂત ભાર અને જવાબદારી તે માટેની જ્વલંત આશા સાથે પણ મૂકીને કહ્યું હતું કેઃ—

'અમોને આશા છે કે જૈનોના પુનરૂદ્ધારનો પાયો એજ પુણ્ય ભૂમિમાં નંખાશે, અને જૈનોમાં નવચેતન રેડવાનું માન મહારાષ્ટ્રનેજ મળશે........ મહારાષ્ટ્રે પોતાની અનેક કૉન્ફરન્સો ભરી કૉન્ફરન્સના ઠરાવોનો અમલ શરૂ રાખ્યો છે, અને દરેક જાતની જાગૃતિ કાયમ ટકાવી રાખી છે. મહારાષ્ટ્રમાં અમો જૈનો ઘણા નાના નાના 'ગ્રુપો' (Groups) માં વહેંચાઈ ગયેલા છીએ. અમારૂં જૈનત્વ ટકાવી રાખવું હોય તો અમારે કૉન્ફરન્સનો કાર્યક્રમ ઉપાડી લેઈ પ્રચારકાર્ય શરૂ કરી દેવું જોઇએ. (૧) જૈનસમાજ ને જૈનધર્મ ટકેલો રહેશે, તોજ અમારૂં કાંઈક ગૌરવ ટકી રહેશે તે માટે અમારે વ્રતારોપ સંસ્કાર જેવા સંસ્કારોનો ઉદ્ધાર કરવો જોઇએ. (૨) અન્ય ધર્મી જૈન ધર્મપર આસ્થા મૂકી જૈન ક્રિયાઓ ભાવપૂર્વક કરે તો તેનો આદર કરવો ઘટે. (૩) સરળ સ્વભાવી જૈનને તેના સામાજિક આરોપ માટે તેના ધાર્મિક હકો પર ત્રાપ ન પડવો જોઇએ. (૪) ગામ ઉપરથી, પ્રદેશ ઉપરથી કે રેહેણી ઉપરથી નાના પ્રકારના વાડાઓ નજરે પડે છે તો તેવાં તડો ઘોળ ભાગલાઓ જેવા કૃત્રિમ ભેદોથી લગ્ન વ્યવહાર થતા નથી, સેંકડો વાંઢાઓ નજરે પડે છે, તેમ અનેક બાલ વિધવાઓ દુઃખી થઇ ફરે છે—આ બધી ખામીઓનો તોડ કાઢવો જોઇએ. (૫) શુદ્ધિની પ્રાચીન પરંપરાનો ઉદ્ધાર કરવો વગેરે.

આમાં બતાવેલ સુધારા બીજા પ્રદેશોને પણ લાગુ પડે છે. સામાન્ય પ્રશ્નો કે જે સર્વને લાગુ પડે છે તે જમાનાના પ્રવાહપર લક્ષ રાખી બતાવ્યા છે કે જૈનોમાં વધુ ને વધુ થતી જતી ગરીબાઇ માટે જૈન બેંક જેવું ખાતું ખોલવાને સ્વદેશની ચળવળ થતાં ખાદીની હીલચાલને ટેકો આપવાનો આગ્રહ કર્યો હતો.

મુસલમાન આદિ તરફથી થતાં મંદિરો અને વરઘોડા પ્રત્યેના આક્રમણો ને બીજા અત્યાચારો સામે જોસપૂર્વક જણાવ્યું હતું કેઃ—

'આપણે આવે વખતે આપણું ક્ષત્રિયત્વ પ્રગટ કરવું જોઈએ અને આપણાં ધર્મસ્થાનોનું અને આપણી મા બહેનોનું રક્ષણ કરવું જોઇએ. આપણે આમજ બેસી રહીશું તો મને ધાસ્તી છે કે આપણે થોડા દિવસમાંજ નામ શેષ થઇ જઇશું. આપણે શારીરિક કેળવણી છૂટથી મેળવવી જોઈએ. દરેક ગામમાં વ્યાયામશાળાઓ—કસરતશાળાઓ અને સાર્વજનિક બુદ્ધિથી એકદમ યાહોમ કરી ધર્મરક્ષણ કરનારા વીરો આપણે પેદા કરવા જોઇએ. આ પ્રશ્ન આપણે બિલકુલ પાછળ રાખી શકાય તેમ નથી. **આપણે આવાં કાર્યોમાં શ્વેતામ્બરી દિગંબરી કે સ્થાનકવાસી આવા ક્ષુદ્ર ભેદો ભૂલી જવા જોઈએ.** આપણે હાલમાં આપસમાં આપણા બંધુઓનાજ-માથાં ભાંગવામાં બધું શૂરાતન અજમાવવા બેઠા છીએ. તેથી આપણું ગૌરવ તો વધતુંજ નથી પણ દરેક પરધર્મી આપણી તરફ ઘના (ઘૃણા)ની નજરે જોવા માંડયો છે.'

પોતાના ભાષણને અંતે કરેલા કેટલાક બુદ્ધિગમ્ય વિચારો નોંધવા લાયક છે.

'આપણા તીર્થના ઝગડાઓ દિગંબરી બંધુઓ સાથે ચાલતા કંકાસ આપણે ખાનગી લવાદી મારફતે દૂર થવા જોઇએ. ધર્મના નામે ઝગડાઓ પોષવાના દિવસો હવે વહી ગયા છે માટે ક્લેશ અને ઝગડાઓ ઓછા કરવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ.

'નવાં મંદિરો બંધાવવા કરતાં તો જૂનાં પ્રાચીન તીર્થોનો ઉદ્ધાર કરવા તરફ આપણે વધારે લક્ષ આપવું જોઈએ.

'વીસમી સદીનાં અજવાળાં આપણા છીર્ણ ગ્રંથોને બતાડવા જોઇએ; અને દુનિયાની પ્રચલિત ભાષામાં તેનાં ભાષાંતરો' પ્રગટ થવાં જોઈએ. પ્રાચીન મહાગ્રંથો અર્વાચીન પદ્ધતિને અનુસરી લખાવી ભાષાંતરિત કરવા જોઇએ, કે જેથી તેમાં રહેલા અમૂલ્ય રહસ્યો લોકો જાણતા થાય અને તેનું ગૌરવ વધે.

'આપણા ધર્મનો વિદેશીઓ અને અન્યધર્મીઓ પણ અભ્યાસ કરે તે માટે ઘટતાં સાધનો આપણે પૂરાં પાડવાં જોઈએ.

આ ભાષણમા કટાક્ષમય કે માર્મિક વચનો કરેલા હોય એમ લાગે છે ને તે જરા વધુ પડતા શબ્દોમા (જૂની આંખે તપાસતાં) કર્યાં છે. આ જેને જેને લાગુ પડે છે તેણે તેણે આ જમાનાના વિચારો શુ છે તે સમજી લેવા ઘટે. તે વચનો નીચે પ્રમાણે છેઃ—

'આપણામાં કેટલાએક એવા **બડેખાંઓ** હજુ મ્હાલે છે કે જેઓએ વૃદ્ધવિવાહ, બાલવિવાહ, કજોડા, કન્યાવિક્રય, વેશ્યા નાચ–ગાયનો વિગેરે ઠરાવોને પગ તળે કચડી નાખી 'વૃદ્ધા નારી પતિવ્રતા' (?) બની બીજાઓને ઉપદેશ કરવાનો ડોળ ઘાલે છે, આવા **વૃદ્ધકપિઓ** પોતે હજુ ઓદ્ધા ધારણ કરવામાં પણ શરમાતા નથી. આવા લોકો તરફ આંગળી કરી કૉન્ફરન્સના કાર્યનો હિસાબ લોકો રજુ કરે છે. આવા આવા ઓદ્ધેદારોને આપણે વીણીવીણીને દૂર કરવા જોઇએ, અને નવા ઉત્સાહી, નિરપેક્ષ, કાર્ય કરવાની હિંમત ધરાવનારા ચતુર અને ડાહ્યા લોકોની નિમણુક કરવી જોઇએ.

'વૃદ્ધવિવાહ તો હજુ કોઇ વખતે થાય છે, પણ આવા **બુઢ્ઢા કાકાઓનો** સમાજમા હવે મોભો રહ્યો નથી. આવા ઘરડા વરરાજાઓ તરફ બધા તિરસ્કારની નજરે જુએ છે અને તેમની **ફજેતીના રાસડાઓ** ગવાય છે. હવે આવા લક્ષ્મીનંદન બુઢ્ઢાઓને વધુ **સખત સજા** અમારો યુવકવર્ગ કરશે એવી ખાત્રી છે.'

એકંદરે ભાષણ કરનાર યુવાનના સેવાધર્મથી પ્રેરિત હોય તેમ જણાતું હતું. ગૂજરાતમાં લોહીના લાડુની પિકેટિંગ કરનાર યુવાનોનું કાર્ય તેણે ઉચિત જ ગણ્યું છે; અને હાનિકારક પ્રથાઓ દૂર કરવા કરાવવા પર તેણે યુવાનોપરજ મદાર રાખ્યો છે. ગૂજરાત અને મુબઇને હલમલાવી રહેલ દીક્ષાના, દેવદ્રવ્ય કે એવા વિવાદગ્રસ્ત વિષયપર સ્પષ્ટાકારે એક શબ્દ પણ ન કહેતાં તેમણે મૌનજ સેવ્યું છે; તે પરથી મહારાષ્ટ્રે પોતાની નિરપેક્ષતા–નિર્પક્ષતા સિદ્ધ કરી છે.

**પ્રમુખનું ભાષણ.**

એક ગંભીર ભારેખમ માણસ ઉંચે આસને બેસી એક ફિલસુફ જે નજરે વિચાર કરે અને પોતાની તટસ્થતા રાખી લખે, એવું આ ભાષણ હતું. તેમાં 'હકાર' (મ્હને, તેહેમના, તમ્હને, એ સર્વ નામોમાં અને રહમજ વગેરે શબ્દોમાં) બહુ આવતો હતો અને ક્યાક ક્યાક લાબાં લાબાં વાક્યો પણ આવ્યાં છે અને કેટલેક સ્થળે નવી નવી વ્યાખ્યાઓ આપી છે. ભાષા ઘરગતુ પણ વેગવાળી ને જોસીલી તેમજ હૃદયમા આરપાર જાય તેવા શબ્દોવાળી છે. વિવાદગ્રસ્ત વિષયો પણ તટસ્થતા સાચવી રાખવાના લક્ષપૂર્વક પણ બંને બાજુનું થોડું આછું દિગ્દર્શન કરાવવા જેટલા છેડયા છે પણ પૂરેપૂરી 'lead' આપવાથી અળગાપણું સેવ્યું છે. આ ભાષણમાં સાધુ અને સુધારક બંનેને લીધા છે અને ગર્ભિત રીતે બંનેને કંઇને કંઈ સંભળાવ્યું છે, ને આમ કરવામાં પ્રમુખે જાહેર હિંમત બતાવી છે એમ કહી શકાશે.

નવી વ્યાખ્યાઓની વાનગીઓ પહેલા આપીએઃ—(૧) મનુષ્યના ખરા શત્રુ કોણ? બે; એક ભીરુતા અને બીજો પાશવવૃત્તિ. (૨) જૈન કોણ?—એ બે શત્રુઓને જીતવાની જેણે તાલીમ લીધી છે તે જ. (૩) મહાન્ 'બંધ' કોણ?—એજ બે એટલે ભીરુતા અને પાશવવૃત્તિ એજ સમાજ અને દેશની પ્રગતિ અટકાવનાર મહાન્ 'બંધ' છે. (૪) સંયમ એટલે મનોનિગ્રહ (૫) ગુપ્તિ એટલે પોતાની શક્તિઓનું પ્રદર્શન કરવાના મોહને જીતવાપણું. (૬) બ્રાહ્મણ એટલે નિર્મલ અને પ્રકાશિત બુદ્ધિવાળો (૭) ક્ષત્રિય એટલે-રક્ષાના બળવાળો (૮) વૈશ્ય અર્થાત્ વ્યાપારી

સ્નેહ-વ્યવહાર કુશળતા વાળા (૯) શૂદ્ર એટલે સેવા-બુદ્ધિથીજ જીવનારો (૧૦) સમાજ એટલે પોતાની રક્ષા અને પ્રગતિની ગરજથી પોતા જેવી ગરજવાળા બીજાઓને એકઠા મેળવી કરાયલું સંગઠન.

પહેલાં ભાષણમાં 'આપણા જૈન સમાજમાં પણ-યુવક વર્ગમાંજ માત્ર નહિ પણ **પુરાણપ્રેમી** વર્ગમાં પણ-લાંબો વખત સૂતેલી વિચાર શક્તિ અને ક્રિયાશક્તિ ટૂંકા મારવા લાગી છે, થાય તે થવા દેવું, ઘર સાચવીને બેશી રહેવું એવી જે ભાવનાના પાસમાં દેશ અને સમાજ જકડાયા હતા તે ભાવના શિથિલ થવા લાગી છે' એ જાતના હાલના આપણી આસપાસના 'જીવતા વાતાવરણ' માં વિકાસક્રમમાં આગળ વધવા માટે 'વિવિધતાઓમાંથી એકતા રચવા' ની જૈનફિલસુફીની વાત કરી વ્યક્તિગત પ્ર(પ્રા)માણિક અભિપ્રાય એ સામાજિક કાર્યની જરૂરીઆત છે તેથી બહુમતના મહત્વનું પ્રતિપાદન કરી 'પોતાના અભિપ્રાયોને ડખલગીરી કરવા નહીંજ દઉં' એમ જણાવી કહ્યું છે કે:—

'તે સાથે એ પણ એકરાર પ્રગટ કરવાની મ્હારી ફરજ છે કે કોઇ પણ વ્યકિત કે વ્યક્તિઓ-પછી તે **સુધારક** હોવા **પુરાણપ્રેમી** હો ગમે તે હો—સભાના સર્વમાન્ય નિયમોને ઈરાદાપૂર્વક ભંગ કરવા કોશીશ કરશે તો તેવે વખતે તેવી થોડી વ્યકિતઓની ક્ષણભરની લાગણીઓ તરફ નહિ, પણ કૉન્ફરન્સના ભૂષણ તથા સમાજના હિત તરફ વધુ ઝુકીશ. મ્હને કોઇ પક્ષ તરફની વાહવાહ જોઇતી નથી, કારણ કે જ્યાં એક પક્ષ તરફની વાહવાહ છે ત્યાં બીજા પક્ષ તરફની નિંદા પણ સાથેજ છે. પ્રમુખ એ સમાજનો 'દાસ' છે, પણ દાસ છે તેથી જ સમાજનું ઘર જાળવવાની જોખમદારી ભૂલવી એને પાલવી શકે નહિ. **ત્હમારો નોકર ત્હમારા મ્હોટા પુત્ર તેમજ ન્હાના પુત્ર બન્નેની ભક્તિ કરતો હશે, પરન્તુ જો એજ બે પુત્રોમાંનો એક ત્હમારા ઘરને આગ લગાડવાની કોશીશ કરતો જોવામાં આવશે તો તેવે વખતે તે નોકર ત્હેના સ્હામે હાથ જોડી પૂતળા માફક ઉભો રહેશે કે ત્હેના હાથમાંથી જબરદસ્તીથી આગની સામગ્રી છીનવી લેશે?** (આ છેલ્લું જ કાર્ય કરશે. કેવું સુંદર દૃષ્ટાન્ત!)

વાજબી કે ગેરવાજબી રીતે **પોતે માનેલા નેતાની એકહથ્થુ સત્તા સમાજપર ઠોકી બેસાડવાનો પાઠ શીખીને કોઈ આવ્યું હોય** તો એ પાઠને મંડપની બહાર ઝાટકી આવ્યા પછીજ પવિત્ર વીતરાગ દેવના **મિશનરૂપ** આ યજ્ઞમાં જોડાય.'

આ શબ્દો કૉન્ફરન્સમાં વિક્ષેપ પાડનાર માટે સ્પષ્ટાકારે ચેતવણી રૂપ ગણાય. આ કરતાં પણ વધુ કડક અને સ્પષ્ટ શબ્દો ત્યાર પછી મૂકાયા છે કે જે કેટલાકને વિશેષ ખૂંચ્યા હશે. તે શબ્દો નીચે પ્રમાણે છે:—

'આપણે બધા કોઇ હવાઇ પ્રદેશમાં રહેતા નથી પણ સ્થૂલ **પૃથ્વી** પર રહીએ છીએ, જ્યાં ઇચ્છાએ કે વગર ઇચ્છાએ પણ કોઇ **રાજાના કાનુનો** પાળવા સિવાય ચાલતું જ નથી અને **જાહેરમતની** પણ દરકાર કર્યા વગર ચાલતું નથી, **તથા જ્યાં ગમે તેવા વિદ્વાન સાધુ પણ કાયદાને માન આપ્યા સિવાય, પાપી (?) ગૃહસ્થાશ્રમ પાસેથી મેળવેલું અન્ન ખાધા સિવાય, પાપ મૂલક (?) પૈસાની મદદ સિવાય અને મિથ્યાત્વી (?) દુનિયાના અભિપ્રાયની દરકાર કર્યા સિવાય તો એક ડગલું ભરી શકે તેમ નથી.** બે ને બે ચાર કહેવા જેવી આ સાદી વાતો સ્મરણમાં રાખીને કામ કરાય તો વિવિધ અભિપ્રાયો અને વિવિધ બળો તો ઉલટાં આપણી ગતિને શકિત પૂરનાર થઈ પડે, અને જો એ સાદાં સત્યોને ઇરાદાપૂર્વક તરછોડવામાં આવે તો છેદન ભેદન થઈ ચૂકેલો આપણો સમાજ નષ્ટપ્રાય થવા સાથે આપણે બધા જગતની હાંસીને પાત્ર બનીએ એ કહેવાની ભાગ્યેજ જરૂર હોય.'

આ શબ્દોમાં સુધારક તેમજ પુરાણપ્રેમી બંનેને હિત વાકયો સંભળાવ્યા છે. દરેકના અભિપ્રાયની દરકાર કરવામાં આવી છે અને આપણી સમાજમાં સત્તાધારી અને ઉંચે આસને બિરાજતો સાધુ વર્ગ

પણ કાયદાને આધીન રહીજ ચાલી શકે છે એમ બતાવ્યું છે. સાધુ વર્ગ માટે તેમ કહેતાં જે શબ્દો પાસે પ્રશ્નાર્થક ચિન્હ મૂકેલ છે જેવા કે પાપી (?) ગૃહસ્થાશ્રમ, પાપમૂલક (?) પૈસા અને મિથ્યાત્વી (?) દુનિયા, તે શબ્દો પાસે તે ચિન્હ મૂકીને કટાક્ષ પણ કરવામાં આવેલ હોય એમ લાગે છે. એ પ્રશ્નાર્થક ચિન્હ મૂકનાર એ શબ્દોને યથાર્થ તરીકે માનતો નથી એમ ગણી શકાય; અને તેથી ગૃહસ્થાશ્રમ પણ અપાપી બની શકે છે, પૈસા પણ અપાપમૂલક હોઇ શકે છે, અને (અમુક) દુનિયા પણ સમ્યકત્વી થઇ શકે છે એવો પણ ભાવાર્થ નીકળે છે. અમને લાગે છે કે એ પ્રશ્નાર્થક ચિન્હ ન મૂકાયેલ હત તો કેટલાકને ઓછું ખુંચત, અને એ બધા શબ્દોવાળું આખું લાંબું વાક્ય બીલકુલ ન મુકાયું હત તો તે કેટલાકને જરાયે ખુંચત નહિ. પણ એટલુ તો અમને લાગે છે કે પ્રમુખ સાહેબનો કોઇપણને ખૂંચતું બોલવાનો આશય હતો જ નહિ.

પ્રમુખ સાહેબના ભાષણમાં ચાલુ વાતાવરણમા જે ભયકારક તત્ત્વ હતું તેનો ઇસારો કરવામાં આવ્યો છે અને તે માટે સુધારક અને પુરાણપ્રેમી બંનેને સંબોધન કરીને તે બંનેમાં જે સત્તાલોલુપી–સત્તાધીશ હોય યા થવા માગતા હોય તેને ઝાટકવામા આવ્યા છે; અને સાચા નેતા અને સ્વયંસેવકને પ્રશંસવામાં આવ્યા છે. તે આ રીતેઃ—

'થોડાકો કે જેઓને પુરાણા કે નવા અભિપ્રાયો પૈકી એકકેની ગરજ કે ચાહ નથી પણ માત્ર પોતાની સત્તા જમાવવાની જ ચિંતા છે તેવા થોડાઓ લોકોના ભોળપણનો લાભ લઇ પુરાણા કે નવા વિચારોની રક્ષાની આડમાં **સ્વાર્થનો શિકાર ખેલતા હોય છે.** હરેક સમાજ અને હરેક દેશને ખરો ભય આ દિશાનોજ હોય. ચેતવાનું ત્યાંજ હોય; કારણકે એ વર્ગ કોઇપણ જાતના સિદ્ધાન્તને **માથે મ્હડાવવા** માંગતો હોતો નથી પણ **પોતાના સ્વાર્થનો શિકાર ખેલવામાં સિદ્ધાન્ત માત્રને હાથ્ગોળા તરીકે વાપરતો હોય છે. એવા સત્તાલોલુપીઓ** રાજદ્વારી ક્ષેત્રમાં, ધાર્મિક ક્ષેત્રમા, સમાજ-ક્ષેત્રમાં, સર્વત્ર હોય છે. એ એમનોજ પ્રતાપ છે કે જે વડે **કંઈ દેશોની સ્વતંત્રતાનાં લીલામ થવા પામ્યાં છે, કંઈ પ્રજાઓ નાશ પામી છે, કંઈ સમાજો છિન્નભિન્ન થઇ ગયા છે, કંઈ ધર્મો સૈતાનીઅતનાં સ્થાન બનવા પામ્યાં છે.'**

'નેતા કે સ્વયંસેવક સમાજને સંગઠિત અને સશક્ત કરે છે તેની સીપાઇગીરીના પાયામાં સમાજપ્રેમ, કાનુન અને વ્યવસ્થા તરફ શ્રદ્ધા અને આજ્ઞાપાલનમાં મરી ખૂટવાની તાલાવેલીઃ એ તત્ત્વો અવશ્ય જોઇએ. **સીપાઇગીરી એ કાંઇ દાદાગીરી નથી.'**

વિવાદગ્રસ્ત વિષયો પણ છેડવામાં આવ્યા છે. (૧) વિધવા વિવાહ સંબંધી જણાવતાં.

'આપણામાંના કેટલાકો આપણા મ્હોટા ભાગને હજુ અપ્રિય એવા વિધવા લગ્નાદિ સુધારા કૉન્ફરન્સના ઠરાવ તરીકે કેમ સ્વીકારવામાં આવતા નથી એવો પ્રશ્ન કરે છે ત્યારે મ્હને આપણી **વ્યવહાર કુશલતાની** ખામી માટે અફસોસ થયા વગર રહેતો નથી. (પછી ગરીબને ખાજાં ખાવાનું દૃષ્ટાંત આપેલ છે) **લગ્નને લગતા અંતીમ સુધારા** કૉન્ફરન્સ જેવી પ્રતિનિધિ સંસ્થામાં ઉપસ્થિત કરવા **પહેલાં** વિદ્યમાન વિધવાઓની સ્થિતિ સુધારવાનાં તથા વિધવા થવાના માર્ગો બંધ કરવાનાં કામો વગર વિલંબે હાથ ધરવાં જોઇએ. (એ સ્થિતિ સુધારવાનાં કામો એ ગણાવ્યાં છે કે) નર્સિંગ અથવા બીમારની યથાયોગ્ય માવજત, શાસ્ત્રીય પદ્ધતિથી બાળ ઉછેર, સ્ત્રીવર્ગને જરૂરી શિક્ષણ આપવાનું કામ, ગામોગામ ફરી સ્ત્રીવર્ગમાં સ્વમાન અને સંસ્કાર પ્રેરવાનું કામઃ વિદ્યમાન વિધવાઓને આ કામ માટે તૈયાર કરવાનું સુવ્યવસ્થિત ખાતું ખોલવું જોઇએ. (વિધવા થવાના માર્ગો બંધ કરવાનાં કામો એ ગણાવ્યાં છે કે) જે **અકુદરતી કારણોથી** એટલે કે આપણી મૂર્ખાઇના કારણથી હજારો સ્ત્રીઓને વિધવા સ્થિતિ પ્રાપ્ત થાય છે તેવાં કારણોને–બાળલગ્ન, વૃદ્ધલગ્ન ઇત્યાદિને–આપણા દરેકના ઘરમાંથી સર્વથા બહિષ્કાર કરીને અને આપણા લાગતા વળગતાઓ પર આપણું નૈતિક દબાણ ચલાવીને શામાટે આપણે આ પ્રાથમિક સુધારો એકજ **વર્ષમાં** ન કરી શકીએ? (આ એક

વર્ષની મહેનત મૂકીને તે પ્રમાણે તેટલા સમયમાં બાળલગ્નાદિ બદીઓનો બહિષ્કાર કરાવ્યા પછી તો એ સવાલ લાવી શકાય એવું સૂચન પ્રમુખ સાહેબના આ ભાષણમાં નથી નિકળતું ?)

બીજો સવાલ દીક્ષાનો છે કે જે સંબંધીનો કોલાહલ હમણાં હમણાં પૂરજોસમાં થઈ રહ્યો છે અને જેને માટે સંઘની સત્તાનો પણ સવાલ તેમાં અંતર્ગત છે. તે બળતો પ્રશ્ન છેડતાં.

'ગડગુંબડ લોહીમાં થયેલા વિકારની જાહેરખબર છે. એ ગુમડાને મલમપટ્ટીથી નાબુદ કરવાથી કાંઇ લોહીનો વિકાર દૂર થવાનો નથી. અંદરનો બગાડ દૂર કરવામાં આવશે એટલે એની જાહેરાત રૂપ ગડગુંબડની શરીરને જરૂરજ ન રહેવાથી તે **આપો આપ** અદૃશ્ય થશે. (તેવીજ રીતે) **દીક્ષાનો ઝઘડો** એવી **જાહેરખબર માત્ર છે.** અને, **જાહેરખબર કુદરતની જરૂરીઆત છે.** (અને તે દીક્ષાનો ઝઘડો એમ જાહેર કરે છે કે) લાંબા વખતથી સમાજ શરીરમાં વિકાર થવા લાગ્યો હતો પણ ત્હેને થાગડથીગડથી ઢાંકી રાખવાની ભૂલ સેવવામાં આવવાથી તે રોગ હવે વધી પડયો છે અને બહાર ઉભરાઇ આવ્યો છે. (સાધુવર્ગ પર હવે ચીમકી લગાવે છે કે) માત્ર આપણાજ ધર્મના નહિ પણ દુનિયાભરના તમામ ધર્મોના ધર્મગુરૂઓ બાબતમાં કેટલીએ ગંભીર ફર્યાદો ચોક્કસ પણે નજરે જોવામાં આવે છે અને તે પર ઢાંક પીછોડો કરવા ઉપરાંત કેટલાક સ્વાર્થીઓ ઉલટો બચાવ કરતા રહ્યા છે. પરિણામે એ ક્ષેત્રમાં વિકાર જામતો જાય તો એમાં તાજુબ થવા જેવું શું છે ? (સાધુઓએ પોતાના સંમેલનથી આનો નિર્ણય કરવો જોઇએ, અને જો તેમ ન કરે તો પછી) જેમ એક પક્ષને (સાધુપક્ષને) પોતાની મરજી મુજબ વર્ત્તવાની છૂટ છે તેમ બીજો (શ્રાવક પક્ષ) પણ પોતાની મરજી મુજબ વર્ત્તાજ કરશે એને અટકાવી કોણ શકશે ? (સંઘની સત્તાની વાત કરતાં) શાસ્ત્રકારોએજ ફરમાવ્યું હતું કે સાધુ-સાધ્વી શ્રાવક-શ્રાવિકા ચારે શ્રી 'સંઘ'નાં અંગ માત્ર ગણાશે અને ચારેને 'સંઘ'ની આજ્ઞામાં રહેવું જોઇશે; અને પૈસો પાંડિત્ય અને પદવી કરતાં પવિત્રતાનું સ્થાન ઉચું ગણાશે. (આટલી વાતનો અમલ થાય તો) આ દીક્ષાપ્રશ્ન અને એવા ૧૨૦૦ પ્રશ્ન આપોઆપ શાન્ત થઈ જાય, અને **કૉન્ફરન્સને** પોતાની શક્તિઓનો ઉપયોગ **સર્જનાત્મક** કાર્યમાંજ કરવાની સરળતા થાય. (આ પ્રશ્ન કૉન્ફરન્સ લઇ શકે નહિ તે બાબત ઉપર ગર્ભિત રીતે બતાવ્યા પછી કાનુની પ્રશ્નોના મથાળા નીચે જણાવ્યું કે) શ્રાવકોની રક્ષા અને ઉન્નતિનો કોઈ સવાલ એવો નહિ હોય કે જે **સાધુવર્ગ,** અન્ય કોમો, દેશ અને સરકાર સાથે પ્રત્યક્ષ કે પરોક્ષ સંબંધ ધરાવતો ન હોય, એ વાત ધ્યાનમાં રાખીને કૉન્ફરન્સનું કાર્યક્ષેત્ર વિસ્તૃત કરશો તો વાજબીજ કર્યું ગણાશે.

ત્રીજો વિવાદગ્રસ્ત દેવદ્રવ્યનો પ્રશ્ન પણ ઉકેલતાં પ્રમુખ સાહેબે પોતાનો અભિપ્રાય જણાવ્યો છે કેઃ—

'**હવે પછીથી** થતી ઘીની બોલીમાં સાધારણનો ભાગ રાખવાનો ઠરાવ કરવો વાજબીજ ગણાશે. એથી એ ભાગનાં નાણાંમાંથી સંઘની ઉન્નતિ ઘણું કામ બની શકશે.' (આ પ્રશ્ન કૉન્ફરન્સે ચર્ચ્યોજ નથી)

આપણી સુપ્રસિદ્ધ આણંદજી કલ્યાણજીની પેઢી તથા ધર્માદા ખાતાને માટે જે કરવું યોગ્ય છે તે આ ભાષણમાં કહેવાયું છે, અને તે 'સખાવતો' એ નામના મથાળા નીચે જણાવ્યું છે. તેમણે તે ખાસ નોંધી રાખવા જેવું છે અને તેમાં પણ તેનો કાર્યવહેંચણીનો છેલ્લો પારાગ્રાફ. આર્થિક બિમારી જે બધાને પજવી રહે છે, જાહેર પ્રજા સાથે સહકાર કે જેના મથાળા નીચે શારીરિક કેળવણી-આરોગ્ય સંબંધી પ્રચારકાર્ય-સારદા બિલ (ઍક્ટ જોઇએ) સાથે સહાનુભૂતિ વગેરે સંબંધી ઉચિત વક્તવ્ય કર્યું છે. ધર્મસાહિત્ય સંબંધી ખાસ જણાવ્યું છે કે '**ઝનુનને** સ્થાને પ્રેમ, અને **અંધશ્રદ્ધાને** સ્થાને **દેખતી શ્રદ્ધા-જીવતી શ્રદ્ધા** ઉત્પન્ન થાય એવું સાહિત્ય રચાવું જોઈએ. કાનુની પ્રશ્નો નીચે કોમીવાદનો તિરસ્કાર કરી કોમી પ્રતિનિધિત્વ પર ટકોર કરી તે અસ્વીકાર્ય ગણી જણાવ્યું છે કે 'આપણે સરકારને તેમજ દેશને જાહેર કરીશું કે અમારી કૉન્ફરન્સની મોહોરવાળા સબ્દનેજ કોમના અવાજ તરીકે માનવો.'

આખા ભાષણમાં આપણે ધર્મોપદેશકવર્ગ ઉપર સુધારાની પ્રગતિનો ઘણો આધાર છે તે બતાવવા સાધુવર્ગ પર કેટલેક સ્થળે ટકોર અને ઇસારા માત્ર રૂપે હિતવચન કહી સમાજની પ્રગતિનો મદાર ઘણો બાંધ્યો છે. તેમ કરવા જતાં ક્યાંક અમને નિશેની ફિલસુરીની થોડી ગંધ આવે છે. તે ફિલસુરી અમે જાણતા નથી-તેમ તેનો પૂરો ખ્યાલ નથી છતાં જે કંઇ અસ્પષ્ટ ખ્યાલ છે તે પરથી આમ અમે કહીએ છીએ. આ સંબંધી ભાષણના ફકરા થોડા આપીશું.

'**સાધુ** હો વા **સુધારક** હો, એમની મોરલી પર નાચનારાઓ માત્ર પોતાના પગને થકવે છે અને સાર્થકતા કંઈજ પામતા નથી. તે કરતાં તો લોકોને પોતાની બુદ્ધિ પ્રમાણે પોતાનું ફેંડી લેવાને સ્વતંત્ર રહેવા દેવામાં આવે એ જ વધુ પ્ર (પ્રા)માણિક છે. પોતાના પગે ચાલતાં, પડતાં, આથડતાં, વહેલા મોડા પણ તેઓ પોતાનો માર્ગ કાપી શકશે. **'દયાળુ' ઓએ જ દુનિયાને ડૂબાવી** છે (આમાં નિશેની ફિલસુરીની અમને ગંધ આવે છે. એવું કહેવડાવામા કારણભૂત ન થવાય તો ય ગનીમત છે.

'આખી દુનિયાની દયા ખાવા નીકળેલા, સર્વ જીવોને વીતરાગ માર્ગના રસીઆ બનાવવાનું **મિશન** લઇ બેઠેલા, ક્રોધ-માન-માયાનો જગતમાંથી બહિષ્કાર કરવાનો સતત્ ઉપદેશ કરનારા, અને માલીકી તથા મમત્વ ભાવનાના ત્યાગ રૂપ **દીક્ષા** પામેલા **સાધુવર્ગમાં** પોતામાં એક બીજા પ્રત્યે કલેશ કે નિંદા જોઇ શકતા હોઇએ તો 'ગૃહસ્થવર્ગમાં પક્ષાપક્ષી, ગાળાગાળી અને મારામારી જોઇને કોણ આશ્ચર્ય પામશે? પાલીતાણાનું સંકટ આવી પડયું ત્યારે પણ **સાધુવર્ગ** પોતાનું સંમેલન ન કરી શકયો એ શું આપણે ચોતરફ જાહેર પ્રજામાં આપણી કોમની અને ધર્મની હાંસી થાય છે તે છતાં એ એ હાંસી કરાવનાર કારણનો વિચાર કરવા પુરતીય **સાધુપરિષદ** ભરવાનું તેઓથી બન્યું નથી. **ગૃહસ્થવર્ગની કૉન્ફરન્સને સાધુવર્ગની કોઈ બાબતનો ઠરાવ કરવાનો હક્ક નથી એમ કહીને જ સંતોષ ન પકડતાં** તેઓ પોતાનું સંમેલન કરવાના ય અખાડા કરવાનો આગ્રહ કરે તો એનો અર્થ તો એજ થવા પામે કે, **સ્વચ્છંદનો જ નિશ્ચય છે.**

"લોકોમાં **ધર્મપ્રેમ** જગાડી શાન્તિ, પ્રગતિ અને સંગઠન રચવાને બદલે **ધર્મઝનુનના** હથીઆર વડે સમાજનું સત્યાનાશ કરનારા જે કોઇ હોય તે બધાઓ દેશરિપુ ગણાશે અને હિંદના પુનરૂત્થાન કાળમાં એમની શી દશા થશે એ કહેવા કોઇ ભવિષ્યવેત્તાની જરૂર ભાગ્યે જ પડે. જરા સબુર કરો, લોકોને અસહ્ય સ્થિતિમાં આવવા દો, પોતા સિવાય કોઇ પોતાને બચાવી શકતું નથી એવું ભાન ઉગવા દો, પછી **'પરગજુ' ઓની સ્થિતિ જોજો.** (આ 'પરગજુ' શબ્દ વાપરી કટાક્ષ કરવામાં નિશેની ફિલસુરીની ગંધ આવે છે.)

"વસ્તુસ્થિતિ જ્યારે અસહ્ય બનશે ત્યારે કાંતો આ **કૉન્ફરન્સને** હસ્તક્ષેપની ફરજ પડશે, કાંતો **યુવાન વર્ગ** નિરંકુશ બનશે, કાંતો **આત્માર્થી સાધુઓ** અને **એવા શ્રાવકો** સમાજથી અલગ થવાનું પસંદ કરશે. ત્રાસની અવધિ થાય ત્યારે **રાજ્યક્રાંતિ** થાય છે, એ વાત રખે કોઈ ભૂલે. જો હુકમીની માત્રા વધી પડે ત્યારે નબળી પ્રજા પણ સંગઠન શીખે એ પણ કોઇ રખે ભૂલે.

આ પ્રમાણે પહેલાં હાવકાઇથી પણ જરા માર્મિક રીતે પોતાને જે કહેવું છે તે પોતાના પૂજ્ય સાધુવર્ગને સામાન્ય રીતે સંભળાવી દીધું અને તેમાં સમજાય તો ઠીક છે, નહિતો ક્રાંતિ થશે એ પણ જણાવ્યું, છતાંયે સાધુઓનું ગૌરવ રાખીને તેમનામાં પોતાની પૂજ્ય બુદ્ધિ છે તે અનુસાર તેમની મહત્તા અને ઉપયોગિતા છે તે લક્ષમાં રાખી કથેલ છે કેઃ-

'સાધુવર્ગમાં કંઇ રત્નો મોજૂદ છે અને જો બધા સંઘાડાના સાધુવર્ગોનું સંમેલન થાય તો **શાસ્ત્રો, સ (સા)માચારીઓ** અને **પોતાની વિવેકબુદ્ધિ**-એ ત્રણેની મદદથી તેઓ **દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવના** ઉપયોગપૂર્વક નિયમો કર્યા વગર નજ રહી શકે.

"ધર્મ પ્રવૃત્તિમાં છૂપા આશયો, પેચ, કાનુની

જાળ, શરમા શરમી મુદ્દલ ન જોઇએ. જીવનનાં અન્ય ક્ષેત્રોમાં ધર્મપ્રવાહ વહેવડાવીને ત્યાંની અપવિત્રતા ધોઈ નાંખવાની અને એ ક્ષેત્રોને ઉન્નત બનાવવાની ફરજ જે ધર્મને માથે છે તે ધર્મને નામે તેજ ધર્મના ક્ષેત્રમાં વક્રતાની બરદાસ નજ થઈ શકે. જ્યારે આ વાતની કાળજી કરતા થવાશે ત્યારે ધર્મનો વિજયધર્મ સઘળાં ક્ષેત્ર ફરફરશે અને માનવ જાતિનું જીવન દૈવી બનવા લાગશે.

"ધર્મસાહિત્ય રચવાનું કામ માથે લેનાર વિદ્વાનોમાં તત્ત્વજ્ઞાન, સાયન્સ, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર એ સર્વનું જ્ઞાન હોવું જરૂરી છે.

"ફક્ત સાધુઓજ એકસંપી કરે તો આખો સમાજ પુનર્જન્મ પામે.

"સાધુઓ, વિદ્વાનો, શ્રીમંતો અને સ્વયંસેવકોએ સર્વનો સહકાર હોય તો આખા દેશનું કલ્યાણ સાધી શકે (શકાય).

'વિદ્વાનો અને સાધુઓ એમની પાસેથી તો આપણે હૃદયની ચાવી મેળવવાની હોય, એમને ઇસારો પણ કરવો પડે એતો દુઃખનો વિષય ગણાવો જોઇએ. સ્વર્ગસ્થ રાષ્ટ્રભૂષણ **લાલા લજપતરાય** જેવી વ્યક્તિઓએ જૈન સમાજથી અલગ થવાનું કેમ પસંદ કર્યું હશે એ પર ઉંડો વિચાર કરવાનું હું વિદ્વાનો અને સાધુઓનેજ સોંપીશ. ઉંડું મનન, વ્યાપક દૃષ્ટિ, ઉદાર ભાવના અને જાહેર જુસ્સાનો જો તેઓ ખપ કરે તો જૈન સૂર્યનો ઉદય હમણાં થવા લાગે. ક્ષણિક અને તાત્કાલિક પ્રાપ્તિઓનો મોહ છોડયા સિવાય કોઈ જાતની મહાન્ સિદ્ધિ સંભવતી નથી. શ્રી શાસનનાયક સર્વને સિદ્ધિની શક્તિ આપો!"

આમ છેવટે વિદ્વાનો અને સાધુઓને પ્રાર્થના કરી પ્રમુખનું આખું ભાષણ સમાપ્ત થાય છે. ઠરાવોની સમાલોચના હવે પછી કરવાની ધારણા રાખી છે.

---

## જૂનાં પદો.

### પદ રાગ કેદારો.

ગુણ અનંત અપાર પ્રભુ તેરા ગુણ અનંત અપાર.  
સહસ રચનાં કરત સુરગુરૂ, તોહી ન પાવૈ પાર. ૧ પ્રભુ૦  
કૌંન અંબર ગિણૈં તારા, મેરૂ ગિરકો ભાર,  
ચરમ સાગર લહિર માલા, કરત કૌંન વિચાર. ૨ પ્રભુ૦  
ભકિત ગુણ લવલેસ ભાખ્યે, સુવિધ જન સુખકાર,  
**સમયસુંદર** કહત હમકું, સ્વાસ તુમ્હ આધાર. ૩ પ્રભુ૦  
[ મુનિ જશવિજય સંગ્રહ ].

### પદ.

મેરે ધતનો ચાહીયેં, નિત દરસણ પાવું,  
ચરણકમલ સેવા કરૂં, ચરણે ચિત લ્યાવું. ૧ મેરે૦  
શિવ મંદિર કે મહેલમેં, પ્રભુ **પાસ** બસાઉં,  
નિપટ નજીકે હોય રહું, મેરો જીવ રમાવું. ૨ મેરે૦  
પ્રભુજી અંતરજામી એક તું, અંતરીક ગુણ ગાઉં,  
**આનંદ** કે પ્રભુ પાસજી, મૈંતો અવર ન ધ્યાવું. ૩ મેરે૦  
( એજન ).

તા. ૮ મી ફેબ્રુઆરી ૧૯૩૦ ના રોજ જુન્નેર મુકામે, ધી જૈન સેનેટરી એસોસીએશન તરફથી આરોગ્યતાના પ્રદર્શનને ખુલ્લુ મુકવાની ક્રિયાના પ્રસંગે ડૉ. પ્રાણજીવનદાસ એમ. મહેતા, એમ. ડી. એમ. એસ. (મુંબઈ) એફ. સી. પી. એસ, તરફથી પ્રમુખ સ્થાનેથી આપવામાં આવેલું

# ભાષણ.

સજ્જનો અને સન્નારીઓ,

આજે આ સ્થાન મને અર્પણ કરીને મારૂં જે બહુમાન કર્યું છે તે માટે હું આપ સૌનો આભાર માનું છું, આજનો આપણો વિષય સ્વાસ્થ્ય સંરક્ષણ અને જનસુખાકારીનો છે. દરેક મનુષ્યને વૈદકનું જ્ઞાન ભલે ન હોય, પરંતુ પોતાનું શરીર સ્વાસ્થ્ય કેમ જાળવવું અને પોતાની આસપાસનાઓની સુખાકારી કેમ જળવાય એ જાણવું, એ તો પ્રત્યેક સ્ત્રી પુરૂષનો ધર્મ છે. આપણે આપણી એ ફરજ કેટલી સમજીએ છીએ ? કેટલી અદા કરીએ છીએ ? તેનો વિચાર કરવો એ આજનો પ્રસંગ છે. એટલે એ વિષયે હું મારા વિચારો યથાશક્તિ રજુ કરવાની તક લઉં છું.

માનવ દેહની રચના એવી અદ્દભૂત અને ગહન છે કે, અનેક યુગોથી ચાલી રહેલાં માનવ પ્રયત્નો તેને સંપૂર્ણ રીતે તો નથીજ સમજી શક્યા. વિશ્વના પંચ મહાભૂતોનું એમાં એવું અજબ સંમિશ્રણ કરવામાં આવ્યું છે કે, તેને સંપૂર્ણ સમજવાની કે વર્ણન કરવાની શક્તિ માનવામાં તો નથીજ. અલબત આજના વિજ્ઞાન યુગમાં શરીર વિષે આપણે ઘણું જ્ઞાન મેળવી શક્યા છીએ, છતાંયે હજુ ઘણું એવું બાકી રહ્યું છે કે જે આપણે હજી જાણી, સમજી કે ઉકેલી શક્યા નથી.

માનવદેહરૂપી યંત્ર એટલે અસ્થિ અને સ્નાયુઓ, ચરબી અને પિંડો, રક્ત અને ત્વચા, એવા અનેક અનેરાં તત્વોનું અજબ યુક્તિથી કરાયેલું સંયોજન–તે યંત્રમાં ગોઠવેલા હૃદય કે ફેફસાં, મગજ કે મુત્રપિંડ, હોજરી કે આંતરડાં, હાથ કે પગ ઇત્યાદિરૂપી નાનાં મોટાં અનેક ચક્રોની, શ્વાસોશ્વાસ કે રૂધિરાભિસરણ ક્રિયા, પાચન કે વિસર્જન ક્રિયા, સમજ કે ગતિક્રિયા ઇત્યાદિ એટલીજ અદ્દભૂત અને અલૌકિક ક્રિયાઓ, સતત ચાલી રહી છે કે જેનો વિચાર કરતાં કુદરતની રચના–શક્તિના પ્રભાવમાં મનુષ્ય બુદ્ધિ મુગ્ધ થઈ જાય તો નવાઇ નથી. વિશ્વભરના બધા સર્વોત્તમ તત્વો અને તેની શક્તિઓને સાડાપાંચ ફીટ ઉંચા, દોઢેક ફીટ પહોળા, અને એકાદ ફુટ જાડા એવા ત્રણ મણના માનવદેહમાં ગોઠવીને કુદરતે પોતાના હાથ ધોઈ નાખ્યા છે.

કુદરતના એક એક અણુની, તેના રચેલાં નાનામાં નાના જીવોની જીવનક્રિયા એટલી અદ્દભુત અને ગ્રેય છે, કે તે પ્રત્યેકની રસભરી કથા કરવા અનેક પુસ્તકો રચવાં પડે. કુદરતની આવી મહાન અને ગહન રચનાનો એટલોજ મહાન અને ગહન હેતુ તો અવશ્ય હોવો જોઇએ.

માનવ બુદ્ધિને એ કોયડો અણઉકેલ છે. વિધવિધ ધર્મોમાં એ કોયડો ઉકેલવા પ્રયત્ન કરવામાં આવ્યો છે, પરંતુ ધર્મ એ શ્રદ્ધાની ભુમિકાપરથી પોતાનો નિર્ણય દર્શાવે છે. જ્યારે આજના વિજ્ઞાનયુગમાં અનેકને શ્રદ્ધા નહિ પણ બુદ્ધિગમ્ય વાત જોઇએ છે. સામાન્ય રીતે માનવ બુદ્ધિ મર્યાદિત હોઇને પરિણામે તો અંધકારજ વધ્યો છે. અને સૌ કોઇ પોતપોતાના મનમાન્યા ઉદ્દેશ ઘડી કાઢી તેની સિદ્ધિમાં સુખ માને છે અને તેની પ્રાપ્તિના પ્રયત્નમાં રચ્યા પચ્યા રહે છે.

માનવ દેહના ધ્યેયનો નિર્ણય ગમે તે થાય, પરંતુ એટલું તો સ્પષ્ટ છે કે પ્રત્યેક માનવી પોતાના ધ્યેયને સંપૂર્ણ સિદ્ધિ તો જરૂર ઇચ્છે છે. એ ઇચ્છા ત્યારેજ પરિપુર્ણ થાય કે જ્યારે ધ્યેયના સાધનરૂપી દેહની શક્તિઓનો સંપુર્ણ સદ્દુપયોગ થાય, એ દેહનું અસ્તિત્વ લંબાય અને સારૂંએ આયુષ્ય સંપૂર્ણ સ્વાસ્થ્યપુર્ણ જીવન શક્તિથી વહેતું હોય.

પરંતુ પ્રશ્ન એ છે કે આજે માનવ સૃષ્ટિમાં એવી સ્થિતિ છે કે કેમ? આપણે અનુભવી રહ્યા છીએ કે મનુષ્યના આયુષ્યની મુદત ટુંકી થતી જાય છે, અને ખાસ કરીને હિન્દમાં તો સરાસરી તેમજ વ્યક્તિગત જીવન દોરી ઘણીજ ટુંકી થતી જાય છે. વળી જેટલું જીવન જીવાય છે તે પણ સંપુર્ણ સ્વાસ્થ્યપુર્ણ તો ભાગ્યેજ હોય છે. કુદરતી રીતે સ્હેજે જે સ્વસ્થતા હોવી જોઇએ, તે એટલી મહામુલી બની ગઈ છે કે "પહેલું સુખ તે જાતે નર્યા" એવું જન બુદ્ધિમાં કહેવતરૂપે ઠસાવવું પડે છે. સ્વાસ્થ્ય ભર્યું જીવન એટલે ચૈતન્યશક્તિ, ઓજસ્વિતા, સ્ફુર્તિ, આશાવાદ, સહજાનંદ, એવું જીવન જીવનારા આજે આપણને બહુ થોડા મળશે, સામાન્ય રીતે આપણે એમ માનીએ છીએ કે, માણસ ખાય પીએ અને હરે ફરે એટલે તે તંદુરસ્ત છે. આવી ઉપલક દૃષ્ટિએ માણસ નિરોગી કદાચ હોઇ શકે, છતાં તેનામાં જો જીવનશક્તિ ન હોય, સ્ફુર્તિ ન હોય, આશાવાદ ન હોય, સહજાનંદ ન હોય, તો તેવો સ્વાસ્થ્ય વિહોણો માનવી પોતાના જીવનના ધ્યેયની સિદ્ધિ કયાંથી કરી શકે?

એટલે આપણે વિચાર એ કરવાનો રહે છે કે કુદરતે સંપૂર્ણ શક્તિઓ આપી સર્જેલો માનવદેહ મળવા છતાં તેના સંપૂર્ણ સદુપયોગની મનુષ્યની શક્તિ કાં ઘટી ગઇ? શાથી હણાઇ ગઈ? આ પ્રશ્નોનો સવિસ્તર વિચાર કરતાં પહેલાં વિશ્વના વ્યવહારમાં મનુષ્યનું સ્થાન કયાં છે અને વિશ્વના નિયમો સાથે મનુષ્યનો સંબંધ કેવા પ્રકારનો છે તેનું વિહંગાવલોકન જરા કરીએ તો તે અસ્થાને નહિં ગણાય.

વિશ્વમાં કુદરતની ઉત્તમોત્તમ કૃતિ તે માનવદેહ—કુદરતની કોઇપણ જડ કે ચૈતન્યશક્તિ એને તોલે ન આવે—પરંતુ કુદરત પોતાની રચનામાં જેમ જેમ ઉત્તરોત્તર વધારે જીવનશક્તિ રેડતી ગઈ તેમ તેમ તે કૃતિઓને પોતાની સહાય ઓછી કરતી ગઈ, એટલે પોતાની જે કૃતિને કુદરતે ઓછામાં ઓછી જીવનશક્તિ આપી છે, તે તેના લાડકાં નાનાં બાળકો છે, જ્યારે વધુમાં વધુ જીવનશક્તિવાળા તેના મોટાં બાળકો છે, અને એ મોટાં બાળકની કુદરત પછીથી ઓછી કાળજી રાખે છે, આ વાત આપણે દૃષ્ટાંતથી વિચારીએઃ—

"એમીબા" (Ameeba) કે જે એકજ અણુંનો બનેલો જીવ છે, તેને જીવનશક્તિ ઓછામાં ઓછી આપી છે, પરંતુ જીવનોદ્ધાર (Power of Regeneration) ની સહાય વધુમાં વધુ કરી છે. તેના બે કકડા થાય તો તેનો નાશ થતો નથી, પરંતુ બંને કકડાના બે આખા "એમીબા" બની જાય છે. "એમીબા"થી ચડતી કોટીમાં જતા અણુશીયાનું દૃષ્ટાંત લઇએ, તેને જીવનશક્તિ "એમીબા"થી વિશેષ મળી છે, પરંતુ જીવનોદ્ધારની સહાય ઓછી થતી આવે છે, એટલે કે અણુશીયાનું પુંછડું કપાય તો તેમાંથી અણુશીયા નથી થતાં, પરંતુ બેમાંનો મોટો કકડો પુંછડું પાછું મેળવી મૂળ સ્વરૂપમાં આવી શકે છે. આ પ્રમાણે ઉત્તરોત્તર વધતાં સૌથી ચઢીયાતી શ્રેણીનાં માનવદેહનું દૃષ્ટાંત લઇએ, તેને જીવનશક્તિ અન્ય સર્વ જીવોથી વિશેષ, પણ તેટલાજ પ્રમાણમાં તેને જીવનોદ્ધારની સહાય ઓછી. દાખલા તરીકે મનુષ્યનું કોઇપણ અવયવ કપાતાં તે મનુષ્યને પાછું સાંપડતું નથી. આજ ક્રમ અને નિયમ પુનઃ મનુષ્ય દેહમાં પણ દૃષ્ટિગોચર થાય છે. મનુષ્ય દેહ એટલે અસંખ્ય અણુઓનો સમુહ. તે બધાં અણુઓ એક સરખી કોટીના નથી, તેમાં કેટલાક સામાન્ય કોટીના અને કેટલાક વિશિષ્ટ કોટીનાં; ઉપરોક્ત ક્રમાનુસાર સામાન્ય અણુ જેવાં કે ત્વચા કે અસ્થિનો પુનરોદ્ધાર શકય છે, એટલે કે તે કપાય તો ફરીથી મળી શકે છે; જ્યારે સૌથી વિશિષ્ટ એવાં મગજના અણુઓનો પુનરોદ્ધાર અશકય છે.

એજ પ્રમાણે કુદરત પોતાના નાના બાળકોને બીજી રીતે પણ સંરક્ષે છે. દૃષ્ટાંત તરીકે લીલ ફુગ જેવા જીવોને જીવન ટકાવવાના પ્રતિકુળ સંયોગો ઉપસ્થિત થતાં કુદરત તેને Suspended Animation એટલે સમાધિની સ્થિતિ બક્ષે છે. એટલે કે એવે પ્રસંગે તે જીવો પોતાનો સઘળો જીવન વ્યવહાર સંકેલી સુરક્ષિત બને છે અને પુનઃ સાનુકુળ સંયોગો પ્રાપ્ત થતાં તે પોતાની સમાધી અવસ્થા

ત્યાગી જીવન લીલા પુનઃ શરૂ કરે છે. આમ કુદરતે આ પ્રકારના જીવોને સંમુર્છિમ દશા બક્ષી તેમના સંરક્ષણનો પ્રબંધ કર્યો છે, જ્યારે મનુષ્ય જાતિને કુદરતે આવી સહાયથી વંચિત રાખી છે. આમ મનુષ્યને કુદરતે સૌથી વિશેષ શક્તિવાળો બનાવ્યો પણ તેની પડખેથી પોતાનો સહાયક હાથ ખેંચી લીધો.

પોતાની મળેલી શક્તિ અને સ્વતંત્રતાથી સ્વચ્છંદી બનતો મનુષ્ય કુદરતની રચના અને નિયમોનું ઉલ્લંઘન કરવા લલચાય છે અને પોતાની બુદ્ધિ પર વિશ્વાસ રાખી અકુદરતી જીવન વ્યવહાર રચતાં અચકાતો નથી. પરંતુ કુદરતના નિયમો તો વિશ્વના સૌ જડ અને ચૈતન્ય માટે એક સરખાંજ છે, તો મનુષ્યને તેના દરેક અકુદરતી પગલાં માટે સહેવું પડે છે અને તેથી તેની જીવનશક્તિ તેટલી ઓછી થાય છે, હણાય છે.

દષ્ટાંત તરીકે કુદરતે દેહના પરમાણુઓના રક્ષણ માટે ચામડી બનાવી. પૃથ્વીપરના સર્વ પ્રાણીઓએ એટલેથી સંતોષ માન્યો. ત્યારે મનુષ્યે કપડાં બનાવ્યાં. પરિણામે ચામડીની રક્ષણશક્તિ કમી થઈ. કુદરતના મહાન તત્વો જેવાં કે, સૂર્યનાં કિરણો અને તેજ અને ખુલ્લી હવા વિગેરેનો લાભ ઘટયો અને તેટલી કુદરતી સહાય ઓછી થઈ.

કુદરતે પૃથ્વીની જમીન અને આકાશનું છાપરૂં બનાવ્યું, ત્યારે મનુષ્યે અહર્નિશ રહેવા બંગલો અને મકાનો બનાવ્યા. તેટલા પ્રમાણમાં સૂર્યની ગરમી, તેજ અને હવાનો લાભ ગુમાવ્યો.

કુદરે નદી, ઝરણાં, અહર્નિશ ખળખળ વહેતાં મૂક્યાં. મનુષ્યે કુવા, તલાવો બાંધ્યા અને છેવટે નાની નાની ટાંકીઓ અને નળો રચ્યા. વહેતાં પાણી કરતાં સ્થીર પાણીમાંથી કુદરતી તત્વ કમી થયું. કુદરતે મનુષ્યની સંખ્યા કરતાં જમીન ઘણી વિશેષ બનાવી કે જેથી મનુષ્ય છુટો છુટો વસી શકે, જ્યારે માનવીએ ગીચોગીચ એકજ સ્થળમાં વસવાનું કર્યું. પરિણામે ખુલ્લી અને સ્વચ્છ હવાના તત્વો વિપરીત બન્યા. પ્રાણ-વાયુ નષ્ટ થયો.

કુદરતે મનુષ્યને ચાલન શક્તિ એટલી ઓછી આપી કે ભાગ્યેજ દિવસના દશ કોષ જઇ શકે. માનવીએ યંત્રો રચી દિવસમાં જળ, સ્થળ કે આકાશમાં સેંકડો યોજનો કાપવા માંડયાં. કુદરતનો કાનુન એવો છે કે જીવ જે સ્થળ કે વાતાવરણમાં ઉત્પન્ન થાય તેજ વાતાવરણમાં તેને જીવવું અનુકુળ પડે; મનુષ્યે શીત કે ઉષ્ણ પ્રદેશના પ્રતિબંધો પણ ઉલ્લંધ્યા. આ રીતે ભિન્ન હવા પાણીમાં જઇ વસતા મનુષ્યની જીવનશક્તિ હણાય છે.

કુદરતે મનુષ્યને આહાર માટે ફલફુલાદિ અને વનસ્પતિ આપ્યાં. મનુષ્યે પાકશાસ્ત્ર રચ્યું અને જીભને રાજી કરી. ખોરાક કુદરતી રીતે ટકી શકે તેથી યે વધુ વખત તેને સાચવવાના પ્રબંધો રચ્યા. પરિણામે ખોરાકમાંથી પોષક તત્વ કમી થયું.

કુદરતે મનુષ્ય-દેહરૂપી સાંચા કામની રચનાની સાથે ઉંઘ, પીશાબ, દસ્ત વિગેરે દ્વારા એ સંચાને આરામ અને સાફસુફની પણ વ્યવસ્થા કરી. મનુષ્ય તે ક્રમ તોડવામાં પણ અચકાતો નથી અને પરિણામે, યંત્રના આયુષ્ય અને કાર્યશક્તિ બંનેપર જાણ્યે અજાણ્યે પ્રહાર કરે છે.

આમ રાજકુમારની જેમ સત્તા એટલે શક્તિવાળો પણ ભણ્યા વિનાનો એટલે અજ્ઞાન એવો કુદરતનો રાજકુમાર માનવી સ્વચ્છંદી બન્યો. અજ્ઞાનમાં ફાંફાં મારતાં જીવનનો સ્વાભાવિક ક્રમ ચુકાય અને તેથી શાંતિ અને સ્વસ્થતા નષ્ટ થાય, આથી માનવી મુંઝાય. સ્વાભાવિક સુખ નષ્ટ થતાં કૃત્રિમ વિલાસ મેળવવા મનુષ્ય પ્રયત્ન કરે. ક્ષણિક સુખ મળે, પરંતુ પરિણામ તો મરતા ઘોડાને ચાબુક મારી ચલાવવા જેવું થાય. આનંદ કરતાં થાક વધે અને એકંદરે સ્વસ્થતા તુટે.

વાસના વધતાં સુખ, દુઃખ, રાગ અને દ્વેષ ઉદ્ભવે, પોતાનું અને પારકું એવા વિભાગો પડે. એ વિભાગોમાં સૌ પોતાના માટે વિશેષ મેળવવા મથે અને એ રીતે પરિગ્રહ રચના થાય-સ્વાર્થમાં પડતાં ધ્યેય ચુકાય અને ધ્યેયને બદલે સ્વાર્થની સિદ્ધિ અર્થે વિવિધ પ્રબંધો રચાય. એ પ્રબંધોમાં મનુષ્ય એવો તો ગરકાવ થઇ જાય કે પોતે કયાં તણાય છે ? શું કરે છે ? તેનું ભાન ભુલી જાય. આ

આત્મવિસ્મરણ તે માયા. અને માયાના મદમાં મનુષ્ય કુદરતના નિયમોનું ઉલ્લંઘન કરતાં એ પણ ભૂલે, કે વિશ્વમાં અસંખ્ય જડ અને ચૈતન્યનો વાસ થઇ રહ્યો છે, સહુ સહુના માર્ગે વહી રહ્યા છે, તેમાં મનુષ્ય ઉત્પાત રચે, વિશ્વભરતી જડ અને ચૈતન્ય-શક્તિનાજીવન-પ્રવાહમાં ઉલ્કાપાત કરાવે, પોતાની વાસના પોષવા કરોડો પ્રાણીઓને ત્રાસ આપે, અમાપ ચૈતન્ય, અવાજ, અગ્નિ, વિદ્યુતશક્તિને વેડફે, અમાપ જડ, ધાતુ, માટી, પત્થરને ફેદે અને વિશ્વના નિયમબદ્ધ વ્યવહારમાં સ્ખલન પહોંચાડે તે કુદરત કયાં સુધીસાંખી લે ?

'Might is right' અથવા 'બલીયાના બે ભાગ' ની કહેવત રચનાર માનવી ઘડીભર પણ ન ભુલે કે કુદરતને પોતાની નાની કે મોટી સર્વ કૃતિઓ એક સમાન છે; અને તે સૌના જીવન વ્યવહાર સંરક્ષિત રાખવા એવા સચોટ અને સંપુર્ણ નિયમો ઘડ્યા છે કે તેનો લેશ માત્ર પણ ભંગ કરનારને કુદરત પુરેપુરી સજા આપે છે. કુદરતે એવું તો અનંત કુંડાળું રચ્યું છે કે જેમાં વિશ્વભરના નાના નાના મોટા સૌ જીવો એકબીજાપર અવલંબી રહ્યા છે.




જો આ કુંડાળાને બદલે સીધી લાઈનનો ક્રમ હોત તો નાના જીવોથી વધતાં વધતાં છેક સૌથી મોટો જીવ તે મનુષ્ય આવત અને તેના પછી કોઇજ ન રહેત; એટલે મનુષ્ય નિરંકુશ અને નિર્ભય બનત; પરંતુ કુદરતે તો અનંત કુંડાળું રચી પહેલાનો ભેદ રાખ્યોજ નથી. અનંત કુંડાળામાં તો ઉત્તરોત્તર એક બીજા જીવો એક સરખી કોટીમાં ગોઠવાઇ ગયા છે. પરિણામે મોટામાં મોટો એવો મનુષ્ય જીવ પણ નિરંકુશ કે નિર્ભય વિચરી શકતો નથી. મનુષ્ય પોતાને સૌથી મોટો માને તોયે અનંત કુંડાળા પ્રમાણે તો તેની ઉપર નાનામાં નાનો વનસ્પતિ જીવ આવે છે. એટલે જો મનુષ્ય પાછળના જીવોને વેદે કે ત્રાસે તો તેની પછીનો જીવ જરૂર તેને સજા કરે, એ આ કુંડાળાનો નિયમ છે અને આજનું વિજ્ઞાનશાસ્ત્ર સિદ્ધ કરે છે કે મનુષ્યને નાનામાં નાનો જીવ *Bacteria* વધારેમાં વધારે સજા કરી શકે છે. આમાંથી સાર એ નિકળે છે કે મનુષ્ય જાતિ અન્ય જીવોના જીવન પ્રવાહમાં જેટલી ઓછી અડચણ કે હરકત કરશે તેટલીજ ઓછી અડચણ કે હરકત પોતાના જીવન વ્યવહારમાં થશે. આજ 'અહિંસા પરમો ધર્મઃ' ના સૂત્રનું મૂળ.

જ્યારે કુદરતની મર્યાદાના ઉલ્લંઘનનો અતિરેક થાય ત્યારે કુદરત પોતાની આંખ ફેરવે છે. માનવ પછીના જીવો એટલે Germs, Bacteria દ્વારા કોઇ મહા રોગના ઉપદ્રવથી અથવા મનુષ્ય બુદ્ધિને માયાથી ભ્રમિત કરી મહા વિગ્રહ જગાડી કરોડો મનુષ્યની જીવનશક્તિ અકાળે નષ્ટ કરી ધરતીમાં રેડી વિશ્વની ડોળાયેલી સમતોલતા પુનઃ સ્થાપિત કરે છે અને સર્વત્ર શાંતિ પ્રસરાવે છે.

આટલું છતાંએ કુદરતમાં પોતાની ઉત્તમોત્તમ કૃતિ માનવ જાત માટે ઉંડે ઉંડે પ્રેમ તો છેજ. જો માનવી ઘડીભર માટે પણ આત્માનો તેના ધ્યેયનો વિચાર કરે અને પરિગ્રહ વિહોણો બને એટલે કે મારા તારાનો ભેદ ભૂલે અને વાસના મુક્ત બને તો તેટલો સમય પણ અન્યથા વિપરીત વર્તનવાળા માનવીને કુદરત સહજાનંદ આપે છે. ધર્મમાં માનનારા દેવમંદિરે અને પ્રભુ પ્રાર્થનામાં એ સ્થિતિ પામી શકે છે. ધર્મમાં નહિ માનનારા પણ નિર્દોષ રમત ગમત અથવા કુદરતના દશ્યોના દર્શન ઇત્યાદિથી અશાંત જીવનમાં થોડીક પણ શાંતી મેળવી શકે છે.

આમ વિશ્વમાં મનુષ્યનું સ્થાન અને સંબંધનો વિચાર કરતાં જગતમાં ત્રણ પ્રકારનું જીવન શક્ય જણાય છે.

(૧) કુદરતના નિયમોને સંપુર્ણ અનુસરતું સ્વાસ્થ્યપુર્ણ જીવન.

(૨) કુદરતના સામાન્ય નિયમો વિષે બેદરકાર પરંતુ વિશિષ્ટ નિયમોને અનુસરતું, 'અહિંસા પરમો ધર્મ:' માં માનનારૂં જીવન.

(૩) સ્વચ્છંદી એટલે કુદરતની તદન અવગણના કરતું જીવન.

પહેલું જીવન તે સાધુનું; બીજું તે સામાન્ય સંસારીનું અને છેલ્લું તે સેતાનનું.

સાધુનું જીવન કુદરતી હોય, દેહ હોવા છતાંયે વિદેહી એટલે કે 'વિગતમ્ દેહસ્ય ભાવના યસ્મ' તરીકે તે વિચરે. આ પૃથ્વીમાં વસવા છતાં તેમનું ક્ષેત્ર મહાવિદેહ ક્ષેત્રરૂપ બની ગયું હોય, તેમને સહજાનંદ હોય, તેમને ન રાગ હોય ન દ્વેષ; ન ઈચ્છા હોય ન વાંચ્છના. સર્વ વિશ્વના જડ અને ચૈતન્ય તેમને સમાન છે. કુદરતના નિયમોનો ભંગ થતો થતો નથી તેથી કુદરતે તેમને કાંઇ કહેવાનું રહેતું નથી.

બીજો પ્રકાર તે સામાન્ય સંસારીનું જીવન. તેમાં જાણ્યે અજાણ્યે માયાના આવરણથી કેટલાક દોષો થયા કરે છે. પરંતુ કુદરતના મુખ્ય નિયમોનું પાલન ચુકાતું નથી. તેથી કુદરત તેની નાની નાની ભુલો તરફ ક્ષમાદ્દષ્ટિથી જુએ છે. છતાંયે જેટલા પ્રમાણમાં ભૂલ થાય તેટલા પ્રમાણમાં જીવન પ્રવાહમાંથી શોષણ તો થાયજ; પછી ભલે તે ભૂલ અજ્ઞાનતાને લીધે હો કે બેદરકારીથી હો કે અનાથતાને લીધે હોય. અહિં માનવ જાત જરૂર વિચાર કરે કે આ ભૂલ શી રીતે ઓછી કરી શકાય? અને તેનો શી રીતે પ્રતિકાર કરી શકાય, અજ્ઞાનને ચેતવીને અને અનાથને સહાય કરીને મનુષ્યની જીવનશક્તિ સંરક્ષી શકાય, આ જ્ઞાન તે સ્વાસ્થ્ય સંરક્ષણા અને જનસુખાકારી (Sanitation and Hygiene)

ત્રીજો પ્રકાર તે સેતાનનું જીવન. તેને તો કુદરતની એકદમ અવગણના કરવી છે, આનો પ્રતિકાર માનવી શોધી ન શકે એને તો કુદરતજ જ્ઞાન આપે.

હવે સંસારી જીવનની સ્વસ્થતા જાળવવા માટે મનુષ્યે વ્યક્તિગત સંભાળ લેવાની જરૂર છે. તેમજ સમાજે સામુદાયિક સંભાળ લેવાની જરૂર છે. એટલા માટે દરેક વ્યક્તિએ શરીર નિરોગી અને સ્વાસ્થ્યપૂર્ણ કેમ રહે, સ્વાસ્થ્ય શાથી ઓછું થાય છે અને તે કેમ અટકાવી શકાય તેનો વિચાર કરવો જોઇએ. વ્યક્તિએ સ્વાસ્થ્યભર્યા જીવન માટે આહાર વિહારનો અતિહીન કે મિથ્યાયોગ થવા ન દેવો જોઇએ, મિતાહાર પાન કરવું, નિયમસર વર્તવું, જરૂરી વ્યાયામ અને શ્રમ કરવો, શરીર અને મકાનની સ્વચ્છતા રાખવી, વિગેરે તેની ફરજ છે. વળી જન સુખાકારીનો કેટલોક આધાર સમુદાય પર રહે છે. એક માણસ ગમે તેટલી કાળજી રાખે પરંતુ તેનો પાડોશી ગંદકી કરે તો તે પરિણામે સૌને ભોગવવું પડે છે. ચેપી રોગોનો ફેલાવો એવીજ રીતે થાય છે. અને તેમાં એકની ભૂલથી ઘણાને ખમવું પડે છે. આવી ભૂલ કરનાર આત્મદ્રોહી તેમજ સમાજદ્રોહી બને છે. આવી ભૂલો સુધારવા માટે મ્યુનીસીપાલીટી અને સ્વાસ્થ્ય સંરક્ષક મંડળો (Sanitary Association) ની જરૂર છે.

કોઈ પ્રશ્ન કરશે કે આપણા બાપદાઓના વખતમાં મ્યુનીસીપાલીટીઓ કે સ્વાથ્ય સંરક્ષક મંડળો કયાં હતા? તેમને તે વિના ચાલ્યું તો આપણને તેની શી જરૂર છે? તેનો જવાબ એ છે કે તેમના અને આપણા જીવનમાં ઘણો ફેર પડી ગયો છે. તેમનું જીવન ગ્રામ્ય હતું. સૂર્ય અને વાયુ તેમની ઘણી ભૂલો સુધારી લેતાં. વળી તે વખતે મહાજનો સમાજ હિતના કાર્યો જરૂર કરતા. આજે પશ્ચિમના પવનથી આપણે છવાઈ રહ્યા છીએ. ગામડાં ભાંગીને શહેરો વસવા લાગ્યા છે. શહેરમાં સાંકડા અને ગંદા મકાનોમાં સેંકડો કુટુંબોને વસવાટ કરવો પડે છે અને તેથી કુદરતના સાધનોનો ઉપયોગ ઘટતાં માનુષી સાધનોની જરૂર અનિવાર્ય થઈ પડે છે.

મનુષ્ય જીવનનો આધાર હવા, પાણી, ખોરાક, વ્યાયામ અને સંયમ નિયમ ઉપર છે. આમાં હવા સૌથી અગ્રસ્થાન ભોગવે છે, કેમકે તેના વિના મનુષ્ય ભાગ્યેજ થોડી મીનીટો પણ જીવી શકે. એટલે ખુલ્લી અને ચોખ્ખી હવાની જરૂર અનિવાર્ય છે. પ્રત્યેક પળે આપણે જે શ્વાસોશ્વાસ લઇએ તે આપણા લોહીને શુદ્ધ કરે છે. જેમ હવા ખુલ્લી અને સ્વચ્છ તેમ લોહીની શુદ્ધિ વિશેષ. આથીજ સ્વાસ્થ્ય વિહોણા બનતા માનવીને આપણે હવાફેર કરવાની, એટલે જ્યાં હવા વધારે ખુલ્લી અને સ્વચ્છ હોય ત્યાં જવાની સલાહ આપીએ છીએ.

હવા બગડવાના કારણોમાં આપણા શરીર બહાર નીકળતો શ્વાસ, મળમુત્ર, ગટરો, ગંદા પાણીના વહેણો, કારખાનાના ધુમાડા, અને અન્ય પ્રકારની ગંદકી વિગેરે છે. આ અશુદ્ધ થયેલી હવા કુદરત, વાતાવરણની ગતિ, સૂર્યનો તાપ અને વરસાદથી સાફ કરે છે. પરંતુ જ્યાં મનુષ્યનો વસવાટ ગીચ છે, ત્યાં કુદરત પોતાનું એ કાર્ય પુરૂં કરી શકતી નથી અને તેથી મનુષ્યે પણ મળમુત્ર વિસર્જન, કપડાં ધોવાં, ગટરો બાંધવી વિગેરે બાબતોમાં હવા જેમ બને તેમ અશુદ્ધ ન થાય તે પ્રમાણે વર્તવું જોઇએ અને બીજા પ્રબંધો રચવા જોઇએ. વળી રહેવાના મકાનોમાં પણ જેમ બને તેમ વધારે હવા આવજા થાય તે પ્રમાણે બારીબારણા રાખવા જોઇએ. સુવું, બેસવું, ચાલવું વિગેરે ક્રિયાઓમાં પણ શ્વાસોશ્વાસની ક્રિયા નિયમિત બને તે પ્રમાણે વર્તવું જોઇએ.

હવાના જેટલીજ બીજી અનિવાર્ય વસ્તુ પાણી છે અને તે પણ નિર્મલ હોવું જરૂરી છે. સૌથી વધુ સારૂં પાણી તે સતત હોય તે છે. ગ્રામ્ય જીવનમાં તે સુલભ હોય છે વળી ગામડાંઓમાં કુવાઓનું પાણી પણ મોટે ભાગે પીવા લાયક હોય છે, કેમકે એવા કુવાઓમાં પાણીની આવક જમીનની ઉંડાણમાં વહેતાં ઝરાઓમાંથી હોય છે. એ કુવાઓની પાસે શહેરોની માફક ગટરો કે બીજા ગંદા પાણીનો પ્રવાહ હોતો નથી. પાણી અસ્વચ્છ થવાનું કારણ પણ આસપાસથી એકઠો થતો મેલ, તેની નજદીકમાં મળમુત્ર વિસર્જન, તેમાંજ કપડાં ધોવાં વિગેરે છે. વળી મોટા શહેરોમાં તો સંગ્રહેલું પાણી નળવાટે પૂરૂં પાડવામાં આવે છે. આવા સંચય કરેલા પાણીમાં ખળખળ વહેતાં પાણીમાંના સઘળા તત્વોની આશા ક્યાં રાખી શકાય? જેમ ખરાબ હવાથી રોગનો ચેપ ફેલાય છે, તેમ પાણીથી પણ બને છે. એટલે પીવાનું પાણી બને તેટલું ચોકખું હોવું જોઇએ. પાણી સ્વચ્છ બનાવવાની રીત જૈનોને તો ભાગ્યેજ શીખવવાની હોય? પાણીને ઉકાળીને પછી ઠંડુ પાડીને પીવું એ સૌથી સહેલો અને ઉપયોગી ઉપાય છે.

પાણી પછી જીવન માટે ત્રીજી જરૂરી વસ્તુ ખોરાક છે, આજે જૈન સમાજનો મોટો વર્ગ શરીરના પોષણ કરતાં જીભના સ્વાદની વિશેષ કાળજી કરતો દેખાય છે. દરેક પ્રકારની ખાધ વનસ્પતિઓ અને અનાજમાં કુદરતના જુદા જુદા તત્વો જુદા જુદા પ્રમાણમાં હોય છે. એ તત્વોમાંથી શરીરનું પોષણ થાય છે અને હાડકાં, માંસ, રક્ત, ત્વચા, વિગેરે તેમાંથી બને છે.

હવે કયા ખોરાકમાંથી કેટલું પોષણ મળે છે તેનો નિર્ણય કરવાને નીચેની ત્રણ બાબતોનો વિચાર કરવાનો રહે છેઃ—

(૧.) રસાયણીક પથક્કરણ-પ્રોટીન-ફેટ-કાર્બોહાઈડ્રેટ-સોલ્ટ (ક્ષાર) અને પાણીનું પ્રમાણ.
(૨.) બાહ્ય ગુણ અને અન્નસત્વ (Physical Properties and Vitamine.)
(૩.) મનુષ્યની પાચનશક્તિ અને મનોદશા.

થોડાં વર્ષ અગાઉ જ્યાં સુધી અન્નસત્વ Vitamine સમજાયું નહોતું, ત્યાં સુધી રસાયણીક પૃથકરણ પરજ ખોરાકની કિંમત અંકાતી. હવે Vitamine પર વિશેષ લક્ષ અપાય છે. જેમ ખોરાકમાં *Vitamine* વિશેષ, તેમ શરીરનું ચૈતન્ય વિશેષ સુધરે છે. હવા જેમ કલુષિત બનતાં "પ્રાણવાયુ" નષ્ટ થાય છે, તેમ ખોરાક પણ વાસી બનતાં કે યંત્રોના અટપટા પ્રયોગોમાંથી પસાર થતાં વીટામીન નષ્ટ થાય છે, જેમ દૂધ, ફળફુલાદિ તાજાં વિશેષ, તેમ પ્રમાણમાં વીટામીન વિશેષ અને પાચન પણ સહેલાઇથી થઈ શકે. ધાનનું વીટામીન યંત્રપ્રયોગોથી નષ્ટ થઇ જાય છે, જેથી હાલના આપણા શહેરના ખોરાકના લગભગ દરેક અંગમાંથી સત્વ નષ્ટ થયું છે. આપણો મુખ્ય પૌષ્ટિક ખોરાક દુધ, ઘી, ઘઉં અને ચોખા છે. શહેર અને ગામડાના દુધની સરખામણી ક્યાં કરવી? શેડકઢું દૂધ સર્વોત્તમ હોય છે, પણ શહેરમાં તો તે મળવું અશક્ય છે. ગામડામાં ઢોરો ખુલ્લાં ખેતર કે વગડામાં આખો દિવસ ફરી, ચારો કરી જીવનસત્વ મેળવે તે શહેરમાં હવા ઉજાશ વિનાના ગંદા તબેલામાં આખો દિવસ સબડતા ઢોરો ક્યાંથી મેળવે? તેથી ગામડાં અને શહેરના દુધમાં ઘણો ફેર રહે છે. ઉપરાંત શહેરમાં સેળભેળની તો વાતજ પૂછવી નહિ.

બીજું ઘઉં પણ યંત્રોમાં પીસાતાં તેનો આટો એટલો બારીક અને લીસો બને છે કે તે મનુષ્યને કબજીઆત કરી તેનું સ્વાસ્થ્ય બગાડે છે, અને તેની શક્તિ હણે છે.

ચોખાના સંબંધમાં પણ ડાંગર યંત્રમાં સાફ થતાં ચોખા ઉપરનું વીટામીન ધરાવતું તેનું ફોતરૂં નીકળી જાય છે અને ચોખાનો દાણો સત્વહીન બને છે. શહેરી જીવનમાં આહાર પરત્વે આવી સ્થિતિ પ્રવર્તે છે.

શરીરની સ્વસ્થતા માટે આ ઉપરાંત વ્યાયામની ખાસ જરૂર છે, ખાસ કરીને આપણા વર્ગને જે વર્ગ મહેનતુ છે તેમને તો તેમના નિત્યના કામમાં પણ જરૂરી વ્યાયામ મળી રહે છે, પરંતુ વેપારી અને માનસિક ધંધાધારીને વ્યાયામની ખાસ જરૂર છે. આપણામાં મોટા સ્ત્રી પુરૂષો તો શું? પરંતુ બાળકોમાં રમતગમત પ્રત્યે બહુ અભિરૂચિ નથી. ક્રીકેટ, ફુટબોલ જેવી રમતો અથવા બીજી રમતોનો અને સામાન્ય કસરતનો પ્રચાર કરવો આવશ્યક છે. "ફીઝીકલ કલ્ચર" શારિરીક તાલીમ માટે અતિશય ખર્ચાળ નહિ એવા ગામડામાં ગામડાને યોગ્ય અને શહેરોને અનુકુળ પ્રબંધો રચવા જોઇએ.

સંયમ–ખાવાપીવામાં તેમજ જીવનની અન્ય રહેણી કરણીમાં સંયમ જાળવાવો જોઇએ. જીભના ખોટા સ્વાદોનો ત્યાગ કરવો જોઇએ. માદક અને કેફી પીણાઓ સર્વથા બંધ કરવા જોઇએ. ચા, બીડી જેવી વસ્તુઓનું સેવન બને તેટલું બંધ અથવા ઓછું કરવું જોઇએ. જનન વિજ્ઞાન (Sexual science) આહાર, ભય, મૈથુન અને પરિગ્રહ એ ચાર સંજ્ઞામાં મૈથુન સંજ્ઞા મનુષ્યમાં પ્રાધાન્ય છે. છતાંએ આપણામાં આજે તે વિષયે શરમ કે એવા કારણે તદન અજ્ઞાન પ્રવર્તે છે. એ જ્ઞાનના ફેલાવા સામે એવી દલીલ કરવામાં આવે છે કે જે કુમળાં મગજોને જાતિય ભાન ન હોય તેને એવા પુસ્તકોથી આપણે ભાન કરાવીએ છીએ. પરંતુ આ માન્યતા ખોટી છે. જ્યાં ચારે તરફ સંસારી જીવનમાં Sex life ચાલી રહી હોય ત્યાં બાળકોને તેના પ્રત્યે જીજ્ઞાસા વૃત્તિ નજ પેદા થાય એ માનવું એ કેવળ ભ્રમ છે, અને જ્યારે સત્ય જ્ઞાનથી એ જીજ્ઞાસાને ઉત્તર મળતો નથી ત્યારે ખોટે માર્ગેથી એ જ્ઞાન મેળવવા પ્રયત્ન થાય છે. અને એવા ખરાબ જ્ઞાનથી અથવા તો કેવળ અજ્ઞાનથી યુવાનો અવળે માર્ગે દોરાય છે.

આ બધાં કામો વ્યક્તિગત તેમજ સામુદાયિક રીતે થઈ શકે. વ્યક્તિએ પોતાના શરીરની રક્ષાનો તેમજ પોતાના પાડોશી, સમાજ અને દેશ પ્રત્યેનો ધર્મ સમજવો અને સમજીને અદા કરવો જોઇએ. સમુદાયે એટલે કે આપણા જેવા મંડળે સ્વાસ્થ્ય સંરક્ષણ પ્રત્યે લોકમત કેળવવો, પોળ, ગામ કે શહેરની સ્વચ્છતાના પ્રબંધો રચવા, વ્યાયામ–શાળાઓ સ્થાપવી, સ્વાસ્થ્ય સંરક્ષણ માટે પ્રદર્શનો ગોઠવવાં, પત્રિકાઓ, ભાષણો, મેજીક લેન્ટર્ન કે સીનેમા ફીલ્મ દ્વારા સ્વાસ્થ્ય રક્ષણનું જ્ઞાન પ્રસરાવવું, કોમના જન્મ મરણ પ્રમાણના આંકડા અને હકિકતો એકઠી કરવી, મરણ પ્રમાણ વધવાના કારણોની તપાસ કરાવવી, તે કારણો દૂર કરવાના પગલાં લેવાં, પ્રજાના જીવન વિકાસમાં આડે આવતી સામાજીક કુરૂઢિઓ દૂર કરાવવા પ્રયત્નો કરવા, સમાજને દૂધ, અનાજ વિગેરે સારાં મળે તેવા પ્રબંધો રચવા અને છેવટ સ્વાસ્થ્ય વિહોણ અને અશકતોની સેવાર્થે યોજનાઓ કરવી એવા અનેકવિધ કામો પડ્યાં છે, પરંતુ આવા સામુદાયિક કાર્યોમાં સમાજની પ્રત્યેક વ્યક્તિએ સહકાર આપવોજ જોઇએ; એટલે કે સમાજના આવા કાર્ય કરતા મંડળના સભ્ય તરીકે જોડાઈ મંડળના કાર્યમાં રસ લઈ, તેમાં પોતાનો ફાળો એક યા બીજી રીતે આપવો જોઇએ. આવો સહકાર સધાતાં જૈન કે જેની કુલ વસ્તી નાના ગામડાથી માંડીને મોટા શહેરોમાં વસી રહી છે, તે સહુનો પૃથક્ પૃથક્ વિચાર કરી, તે તે સ્થળોને અનુકુળ પડે એવા સ્વાસ્થ્ય સંરક્ષણના પ્રબંધો રચવા જોઇએ.

જૈન કોમનો ૩/૪ ભાગ મોટા શહેરોમાં વસે છે. આમાંનો મોટો વર્ગ એક યા બીજે કારણે સાંકડા, હવા ઉજાસ વિનાના મકાનોમાં વસે છે. આવા સ્થાનમાં વસતા કુટુંબોનો નિર્વાહ કરનાર પુરૂષ વર્ગને આખો દિવસ સવારથી રાત સુધી વૈતરૂં કરવાનું હોય છે. આ બધાઓને આરામ, પૌષ્ટીક ખોરાક, ખુલ્લી હવા વિગેરે ક્યાંથી મળે? કોમની હ્રાસ પામતી જીવનશક્તિના સંરક્ષણ માટે બધી ઉણપો પૂરવી એ ઉપરોક્ત મંડળનું જરૂરી કર્તવ્ય છે.

જૈનોની ચોણાબાર લાખની વસ્તીમાં સાડા પાંચ લાખ સ્ત્રીઓ અને બાલિકાઓ છે. તેમાંથી ૨ લાખ ૩૮ હજાર પરણેલી છે અને એ ૨ લાખ ૩૮ હજારમાંથી ૧ લાખ ૪૩ હજાર એટલે કે પરણેલી સ્ત્રીઓમાં અર્ધ કરતાં પણ વિશેષ સંખ્યા વિધવાઓની છે. વિધવાઓનું જીવન હિંદુસ્થાનમાં કેવું છે તે આપણે સૌ જાણીએ છીએ. જૈન જેવી ઉચ્ચ વિચારશ્રેણીપર વિહરતી કોમ મનુષ્યજીવનના આટલા આત્માઓ વિના વાંકે રહેંસાઈ જતાં હોય તેનો કાંઇ ઉકેલ કરી ન શકે, એ જરા અજુગતું નથી લાગતું? આચાર કે વ્યવહાર બંધનના આંતરેક જડમૂળથી તોડનાર જૈન કોમ શા માટે વિધવાજીવનનો ઉકેલ કરવા પ્રયત્ન કરતી નથી? વાણિજ્યવૃત્તિમાં પ્રાધાન્ય ભોગવતી જૈન કોમ પોતાની જનસમૃદ્ધિ આટલી વિધવાઓની મોટી સંખ્યાને કારણે ઘટતી જાય છે તેનો વિચાર નહિ કરે? વધુ નહિ તો છેવટ દયા કે વ્યવહારીક દૃષ્ટિએ પણ એવી બહેનોને કોમની સેવાર્થે (Nursing) નર્સીંગનું શિક્ષણ આપી એક સેવાદળ તો સહેજે ઉત્પન્ન કરી શકે.

આવા કાર્યોમાં ખર્ચ તો અવશ્ય થાય, પરંતુ નફા તોટાનો હિસાબ ગણીએ તો પરિણામે તો કોમે ઉપાડેલા સેવાકાર્યોથી સરવાળે નફોજ રહે છે. દાખલા તરીકે શહેરોમાં વસતા જૈન કોમના ૩½ લાખ માણસોમાંથી સેંકડો કુટુંબને સામુદાયિક રાહત કાર્યોદ્વારા મદદ આપી શકાય તો તેટલા કુટુંબોનું કેટલું ખર્ચ બચે અને તે ઉપરાંત કેટલી જનસમૃદ્ધિ નાશ પામતી અટકે તેના આંકડા કાઢવા બેસીએ તો મતિ મુંઝાઇ જાય છે.

સદ્‌ભાગ્યે જૈન કોમ આર્થિક દ્રષ્ટિએ હિંદમાં અગ્રસ્થાન ભોગવતી કોમોમાંની એક છે, એમ કહેવાય છે કે હિંદુસ્થાનના વેપાર અને નાણાં પ્રકરણનો લગભગ અડધો હિસ્સો જૈનોના હાથમાં છે. દુઃખ માત્ર એટલુંજ છે કે આવી કોમનું લક્ષ્યબિંદુ પૈસો ટકોજ થઇ પડયું છે. વેપાર અને દ્રવ્ય પ્રાપ્તિની દિવાલોમાં જૈન કોમ ગોંધાઇ રહી છે. એ વૃત્તિમાં સ્વાર્થ પ્રધાનપણે રહે એ દેખીતુ છે. જૈન કોમ દાનપરાયણ છે, પરંતુ તેના દાનના માર્ગો જનહિતાર્થે બહુ ઓછા છે. હવે એવો સમય આવી લાગ્યો છે કે દાનના એ ઝરણાઓ સમાજના કલ્યાણ પ્રત્યે વાળવાની જરૂર છે.

છેલ્લે એક વાત કહી લઉં અને તે વધારે સૌથી ઉપયોગી છે. હવે માત્ર બોલવાનો, ભાષણ કરવાનો જમાનો ગયો છે. બોલેલું કાર્યમાં, વર્તનમાં ઉતારવાનો સમય આવી લાગ્યો છે. આવા એક તો શું પરંતુ સેંકડો ભાષણ કરવાથી વસ્તુ સ્થિતિ સુધરવાની નથી. દરદીના બીછાના પાસે દર્દ શાથી થયું? શું ઉપાય કરવો? એવી ચર્ચા માત્ર કરવાથી દરદીને આરામ થતો નથી, પરંતુ દર્દની ચિકિત્સા કરી, તેનું ઔષધ આપવાનું ચાલુ કરવાથીજ આરામ થઇ શકે છે. જરૂર પડયે એક કરતાં વધુ ડાકટરોની સલાહ પણ લઇએ છીએ. સડો જણાય ત્યાં વાઢ કાપ (Operation) પણ કરીએ છીએ. ટુંકામાં જેમ દરદીને આરામ કઈ રીતે થાય, દર્દ કેમ દૂર થાય એજ જેમ લક્ષ્યબિંદુ હોય છે તેમજ સમાજના રોગના નિવારણ માટે પણ એટલીજ એક ચિત્તતાથી કાર્યકર્તા થઈ જવું જોઇએ.

હું તો એમ પણ સુચવું કે શા માટે વિચારશીલ વ્યક્તિઓની એક કમિટી આજેજ ન સ્થાપવી? કે જે કમિટી સમાજની આજની સ્થિતિથી સંપૂર્ણ વાકેફ થાય, સમાજના દર્દની ચિકિત્સા કરે અને તેના ઉપાયો શોધી, તે ઉપાયો કરવા લાગી જાય. જો આપણો શિક્ષિત વર્ગ ધ્યાનમાં લે તો આ કામ એવું વિકટ નથી કે ન થઇ શકે. દુનિયાના પ્રગતિશીલ દેશોના દષ્ટાંત આપણી નજર સમક્ષ છે. થોડાક યુવાનોએ સેવા ભાવથી બહાર પડવાની જરૂર છે. શું જૈન સમાજ એટલી નિર્માલ્ય થઇ ગઇ છે કે તેમાંથી કોમની સેવા અર્થે થોડી વ્યક્તિ નહિ મળી શકે? આજના જાગૃતિ અને વેગના યુગમાં એવી નિરાશા, એવો નિરૂત્સાહ નિર્માલ્યમાંજ સંભવે. જેનામાં લેશ પણ જીવન છે—જીવનશક્તિ છે તે જરૂર આશાવાદ છોડી શકતો નથી. જૈન કોમના યુવકને હાકલ છેઃ—

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥

ઉઠ, જાગ અને શ્રેષ્ઠને પ્રાપ્ત કર.

શાંતિ! શાંતિ!! શાંતિ!!!

શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ

# તેરમું અધિવેશન જુન્નર.

## રવિવાર માહા સુદ ૧૦ વીર સંવત ૨૪૫૬.

### મંગલાચરણ.

હરિગીત.

આનંદ મંદિર તરણતારણ શાંત શ્રી અરિહંતને
સિદ્ધાર્થ કુલદીપક સુરેશ્વર વંદના શ્રી વીરને ॥
સદ્ભાવના પ્રેરક જિનેશ્વર સન્મતિ પ્રગટાવજો ।
શાંતી જને પથરાવિને શુભ ઐક્ય જનમાં લાવજો ॥૧॥
હાની કરે જે ધર્મની ને ઉચ્ચકુલની લોકમાં ।
રૂઢી અને કુરીતિઓ નિઃશેષ થાઓ લોકમાં ॥
નિજ ધર્મની ને કોમની સેવા શુભોન્નતિ જામજો ।
ધનધાન્ય વૃદ્ધી સર્વ થઇને ભક્તિપુંજ પામજો ॥૨॥
નિજ કોમમાના કલહબીજો દગ્ધ હોજો આજથી ।
અતિ પ્રેમના ઉછરંગ હોજો સ્નેહમીલન કાજથી ॥
વિદ્યા અલંકૃતિ વિવિધ સુંદર લોકને દીપાવજો ।
ડંકો વિજયનો જૈન મતનો લોકમાં વગડાવજો ॥૩॥

### ભલે પધારો

( ગઝલ )

આવો ભલે પધારો આનંદને વધારો
શ્રી વીરના સુપુત્રો નિજ કોમને સુધારો ॥૧॥
મુક્તા ફળે વધાવો આનંદનો લ્યો લ્હાવો ।
સુવિચારને સુધારો વિદ્યા ઘણી વધારો ॥૨॥
કન્યા સુતો તમારા કરજો સુવિદ્ય સારા ।
આચાર શુદ્ધ ધારો નિજ તેજને વધારો ॥૩॥
શ્રી જૈન ધર્મ કેરા આધાર છો અનેરા ।
શ્રી સંઘને પુગોથી હેતે વધાવો સારા ॥૪॥
બેસી સુશાંત ચિત્તે કાઢો વિચાર સારા ।
આ બાલની વિનંતી ધારો મને હો પ્યારા ॥૫॥

### ભૂપાળી

ઉઠો શ્રી વીર તણા વ્હાલા
ધ્વજા હાથમાં જૈન ધર્મની ફરકાનો વ્હાલા ધ્રુ૦
ઉંઘ ક્યાં સુધી હજુ લેશો
જાગૃતિ દીસે સુત અગ્રમાં સ્પષ્ટ તમે જોશો ૧
બંધૂઓ જાગ્યા લોક ભલા
કૃત્રિમ નિદ્રા લઈ આળસુ થાવું નહી વ્હાલા ૨
ભણાવ્યો ત્યાગ જગત સહુને
માંસ અંગનું આપ્યું કાઢી ત્વરિત પારધીને ૩
નમો તે શાંતિ પ્રભુ ચરણે
પારેવાની દયા દાખવી ધર્મતણે શરણે ૪
કાલિકાચાર્ય ધન્ય મુનિજી
શસ્ત્ર ધર્યું સંરક્ષણ કારણ સાધ્વી શીલ સજી ૫
ફેરવી સંવત્સરી ત્યાંથી
કુશલ ત્યાગનું તત્વ દાખવ્યું શરુ થયું જ્યાંથી ૬
એહવો સત્ય ધર્મ જીનનો
તત્વ વિચારો સંશય છોડી કુશલ યોગ મનનો ૭

---

## સોમવાર-મહા શુદ ૧૨ વીર સંવત્ ૨૪૫૬

### મંગલાચરણ–રાગ ભૈરવી તાલ ઠુમરી

(રામ કહો રહિમાન કહો કોઉ કાહાન કહો)

આવો આવો ભલે પધારો સકલ સંઘ મળી સાથ રે
જુન્નર નગરે આજ મહોદય ઉન્નતિ કેરો થાત રે ॥
આવો આવો વંગ નિવાસી કાશી અયોધ્યા નિવાસી રે
પંજાબી સૌરાષ્ટ્રી ગુર્જર મારવાડ સુવિલાસારી રે ॥
વૈદર્ભી તિમ મદ્રનિવાસી મહારાષ્ટ્રના આવો રે
સુવિચારો શુભ વાણી તેમજ સદાચારને લાવો રે ॥
સેવું ચરણ તમારા હેતે મુક્તાફલથી વધાવું રે
સકલ સંઘ સ્વાગત મંગલ આ હેતે શીર નમાવું રે ॥
ભાગ્ય ફળ્યા મહારાષ્ટ્ર સંઘના સકલ દિવસ થયો આજ રે
ચરણ સ્પર્શથી પૂનિત ભૂમી સફળ થયા સવિ કાજ રે ॥

### રાગ પ્રભાત

( માત પૃથિવી સુત આત ઉઠી નમો )

જાગજો બંધુઓ છોડી નિદ્રા હવે ઉદયનો કાળ
આવ્યો સમીપે
યુવક પક્ષી થયા જાગતા હિંદમાં કાઢતા અસ્ફુટ
ધ્વનિ સુવેગે ૧

ઉંઘ પૂરી કરો ભવ્ય પ્રભાતમાં જાગૃતિ ચિન્હ
સહુ સ્પષ્ટ દિસે
મધુર મંજુ ધ્વની વિવિધ મંગલ થયા જાગવાનો
થયો સમય દિસે ૨
ઉંઘમાં કાળ બહુ ખર્ચ કીધો હવે જાગૃતી લોકમાં
સ્પષ્ટ આવી
રૂઢિના બંધનો ક્યાં સુધી રાખશો આળસુ થઈ
તમે ઉંઘ લાવી ૩
દેવ ગુરુ ધર્મને નિત્ય આરાધજો કુપ્રથા મૂળને
દૂર છંડી
કુમતિ સહુ છોડજો સુમતિ આદર કરી પ્રગતીના
માર્ગપર જાઓ મંડી ૪
વિજય ડંકો કરો વાગતો જગતમાં જૈનનો અમર
કીર્તિ પ્રસારી
તેહથી સફળ તુમ જન્મ થાશે ખરો ટેક રેહેશે
ખરી અમર સારી ૫

---

## स्वागत-गीत.

पधारो प्रतिनिधी महाराज.
जुन्नेर नगरी आप पधारे, धन्य धन्य है
भाग्य हमारे,
हो तुम हम सिरताज पधारो ॥१॥
महावीरके पुत्र पधारो, मिलकर कुछ
सन्मार्ग विचारो,
व्याकूल जैन समाज. पधारो ॥२॥
भारतकी जब हलकी जाति, है उन्नतिके
पथपर जाति,
तब हम है मुहताज. पधारो. ॥३॥
शुभागमन यह आज तुम्हारा, शीघ्र करे
निज कौम सुधारा,
होवे हम कृत काज. पधारो ॥४॥
ऐक्य भावनामें जोडो, हानिकारक बंधन
तोडो,
सफल करे दिनराज. पधारो ॥५॥

तिलक वि.

---

## जैन झंडा.

झंडा उंचा रहे हमारा, जैन धर्मका बजे
नगारा. झंडा
वृषभदेवने इसको रोपा, भरत चक्रवर्तीको
सौंपा,
उसने इसका किया प्रचारा. झंडा ॥१॥
महावीरने इसे उठाया, भारतको संदेश
सुनाया,
धर्म अहिंसा जग हितकारा. झंडा ॥२॥
गौतम गणधरने अपनाया, अनेकान्त जगको
समझाया,
स्याद्वाद करके विस्तारा. झंडा ॥३॥
हुवा कुमारपाल भूपाला, जैन तत्वको जिसने
पाला,
इस झंडेका लिया सहारा. झंडा ॥४॥
जिन दत्त रत्नप्रभ सूरिरायें, लाखों नूतन
जैन बनाये,
यही तत्व जगमें विस्तारा. झंडा ॥५॥
आज इसे गांधीने संभाला, भारतमें कर
दिया उजाला,
यही करेगा देश सुधारा. झंडा ॥६॥
स्याद्वाद और दयाधर्मकी, दुनिया प्यासी
इसी मर्मकी,
इसमें तत्व भरा है सारा. झंडा ॥७॥
हम सब मिलाकरके सेवेंगे, नही जरा नमने
देवेंगे,
हो चाहे बलिदान हमारा. झंडा ॥८॥

तिलक विजय.

# जैन नगर कीर्तन, जुन्नर कॉन्फरन्स.

( फुले वेलीची-हीं चाल )

पटवि जनतेला, या जैनधर्म गुरुवेला
हिंसायुग हें संपत आलें, तत्व अहिंसा मनीं घाणलें
शुद्ध तत्व हें जगास पटलें, काळ हा आला १
परम सनातन जैनधर्म हा, जीवें भरलें विश्वचि पाहा
सत्वचि पटलें व्यापक देहा, दिवस चदेला २
घोस कशाला हें पटवाया, आगमग्रंथीं लिहिन्ये माया
जगास निश्चल हें समजाया, समय हा झाला . ३
राजकारणीं, धर्मकारणीं, समाजहित पटवाया सुजनीं
तत्व अहिंसा आणा स्वपनीं, सार हें बोला ४
जगा सुखें इतरांस जगूंद्या, सुखातुनी सुख तत्व पटूं द्या
हिंसा दुःखा कारण आद्या, हेतु हा झाला ५
उठा उठा तुह्मी जैनबंधुनो, निद्रा सोडा तुह्मीं सुजनांनो
काळ पुन्हां नच येइ बंधुनो, स्वकरी हेला ६
जगास शिकवा फिरा घरोघर, देशिं विदेशीं चलाचि सत्वर
खरे पुण्य हें यांत खरोखर, धरुनि तत्वाला ७
राष्ट्र परिषदा कितिही उघडा, शस्त्रांचा संन्यास बडबडा
नाहि अहिंसेवाचुनि पगडा, हृदय निज खोला ८
घारडोलिचा विजय कशाचा, गांधीजींचा विजय कशाचा
असे अहिंसा विजयचि साचा, सु जय जय बोला ९
नांदाया सुख खरी शांतता, टाळाया जगतांत विषमता
जैनधर्म शिकवा शुभ समता, नाद हा झाला १०
जैनांनो भांडार उशाशीं, विसरुनि फिरतां अनेक देशीं
सर्वचि आहे बा तुजपाशीं, पटवि स्वमनाला ११
व्हावें गुरु जगताचें आपण, धर्मासाठीं देह समर्पण
जनसेवेला व्हावें अर्पण, बोल सुमनाला १२
क्रियाकांड हें केवळ साधन, साध्य अहिंसा तत्व प्रचारण
कां न पहा हे स्वमनीं शोधुन, हृदयीं डोला १३
वीराचे तुह्मी वंश ह्मणविता, मागे मागे कांहो सरता
शंका खोटी चित्तीं धरिता, खातसा झोला १४
उठा अहिंसा शस्त्र सावरा, मोह भीरुता त्वरित आवरा
जैन धर्म या जगात सारा, सत्वरी बोला १५
जुन्नर सेवा समिति बोले, जैन तत्व हे निजमनीं डोलें
युवकांनो कां खाता झोले, धरा धैर्याला १६

---

**જુન્નર જૈનસંઘ સમસ્ત તરફથી શેઠ ચુનીલાલ સરૂપચંદ પારેખ.**
**સ્વાગતા ધ્યક્ષને અપાયેલ માનપત્ર;**

**વન્દે શ્રીજિનવરમ્.**

**જૈન સમાજ ભૂષણ દેશભક્ત**

## શ્રીયુત શેઠ ચુનીલાલ સરૂપચંદ પારેખ, રાજુરીકર. (જુન્નર)

પ્રિય બન્ધુ વર્ય.

આપ શ્રી અખિલહિંદની મહાસભા—પરિષદ તથા મહારાષ્ટ્રીય પરિષદના અધિવેશનો પ્રસંગે તેની સફલતા સાધવાના હેતુથી મહારાષ્ટ્રીય જૈનો તરફથી જુન્નરના શ્રીસંઘને મદદ કરવામાં જે સહાનુભુતિ દાખવી છે તે બદલ આપને શ્રી જૈન સંઘ સમસ્ત જુન્નર તરફથી અભિનંદન આપવાની તક લઇએ છીએ.

પરિષદોની સફલતા મેલવવામાં આપના સ્વાર્થત્યાગ અહર્નિશ કરેલી મહેનત, સમદષ્ટી અને જૈનધર્મ અને સમાજની સેવા કરવાની અપ્રતિમ અને અવિરત ધગશને લઈ આપ તે સાફલ્ય મેલવવા ભાગ્યશાલી નિવડ્યાછો તે બદલ આપને ધન્યવાદ આપીએ છીએ.

આ મહદકાર્ય ઉપરાંત આપે મહારાષ્ટ્રીય જૈન સમાજની સુંદર અને અજોડ સેવા બજાવવાની તકો મેલવવાનું આપને વ્યસન છે અને તેવા કાર્યો હાથ ધરવાની આપ એક પણ તક ગુમાવતા નથી એ આપની સેવા વૃત્તિનો જીવન્ત પુરાવો છે.

આપ સમય ધર્મને પિછાણનારા હોવાથી આપની દાનવૃત્તિ સમયાનુકૂલ દિશાએ, વિદ્યાદાન, કેલ-

વણી શિષ્ય વૃત્તિઓ આપવા વગેરે કાર્યોમાં આપની સમૃધ્ધિનો ઉપયોગ કરી રહ્યા છો એ હર્ષની વાત છે.

આપની આ સમયધર્મની ભાવના સાથે ભવ-પૂજા, ઉજમણાદિ ધાર્મિક ક્રિયાઓમાં આપની જે જે પ્રવૃત્તિ જાણીતી છે તે બન્નેનો સુયોગ આપનામાં સાંપડેલી જોઇ અમને હર્ષ પ્રદર્શિત કરવા મલેલી આ તક અમે જતી કરી શકતા નથી.

આ ઉપરાંત આપના તરફથી મહારાષ્ટ્રનાં કુટુમ્બોને અનેક પ્રકારની ઘટતી સહાય્ય આપવામાં આવ્યા બદલ આપનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

જુન્નરમાં આપના શુભ પ્રયાસો વડે "જૈન સેવા-સમિતિ" સ્થાપન કરવામાં આવી છે અને તેણે આપની શુભાશિષો અને શુભ વાંછનાઓના સામર્થ્ય વડે મહારાષ્ટ્રના અનેક સેવા દલોમાં ઉચ્ચ સ્થાન મેલવ્યું છે તે આપના હાર્દિક પ્રયત્નોને આભારી છે એમ કહ્યા વિના ચાલતું નથી.

આપના નિવાસસ્થાન રાજુરીમાં હિંદુમુસલમાનનો જે અનિષ્ટ ઝગડો જાગ્યો હતો તે વખતે આપે જિંદગીના જોખમે પણ ન્યાયપક્ષને પડખે ઉભા રહી અન્યાયની સામે જે પ્રચંડ વિરોધ દાખવ્યો હતો અને ન્યાય મેળવવા ભાગ્યશાળી નિવડયા હતા. એટલુંજ નહીં પણ વ્યાસપીઠ ઉપરથી ઉંચે અવાજે સંઘટનના વિષય ઉપર વ્યાખ્યાન કરનારાઓ કરતાં આપ સંઘટનના સિદ્ધાન્તોને ક્રિયામાં સમર્થ નિવડયા તે બદલ આપને ધન્યવાદ ઘટે છે, અને સદરહુ આપની પ્રવૃત્તિ લક્ષમાં લઇ પૂના જીલ્લા તરુણ હિંદુ સભાના ઉપપ્રમુખનું માનભર્યું સ્થાન મલ્યું છે એ બદલ પણ આપને અભિનંદન આપવાની આ તક લઇએ છીએ.

આપણા પરમ પવિત્ર તિર્થાધિરાજ શ્રીશત્રુંજય અંગે ઉપસ્થિત થએલા મામલા પ્રસંગે સદરહુ કાર્ય માટે શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરંસના ખાસ અધિવેશન વખતે નિમાએલ **'શ્રી શત્રુંજય પ્રચાર સમિતિ'**ના કાર્યોમાં મદદ આપી જરૂર પડે સત્યાગ્રહ કરવા સુધી પણ સમાજમાં મક્કમતા કેલવી આપે શ્રી શત્રુંજયના પ્રશ્ન અંગે ઐક્ય જાળવવામાં જે સહાય આપી સેવા બજાવી છે તેની નોંધ લેવાનું અમે ચૂકી શકતા નથી.

જૈન સમાજની સેવાનાં અનેક કાર્યો આપે કર્યાં છે અને કરવાની ધગશ ધરાવો છો. એટલુંજ નહીં રાષ્ટ્ર હિતના સાર્વજનિક કાર્યો કરવાની તીવ્ર ઇચ્છા આપને હૈયે સન ૧૯૦૮ થીજ લાગેલી છે અને મહારાષ્ટ્રના આપ એક ખરા સેવા ભાવી રાષ્ટ્રીય નેતા છો એ અમને અને જૈન સમાજને ગગરુરી લેવાનું કારણ છે અને અમે ઇચ્છીએ છીએ કે આપ આ બન્ને દિશામાં આપની સેવા આપવા વિશેષ ભાગ્યશાળી નિવડો, વિશેષ સમૃદ્ધ બનો અને દિર્ઘાયુષી થાઓ.

રાજુરીમાં જમીન મહેસુલ ગેરવાજબી રીતે સરકારે વસૂલ કરવાની નીતિ દાખવેલ તે પ્રસંગે આપે અવિશ્રાન્ત શ્રમ લઇ કર ભરનારાઓમાં મજબુત સંઘટન કરી ન્યાય નહીં મલે ત્યાંસુધી કર નહીં ભરવાની જે ઝુંબેશ ઉપાડી હતી અને તે બદલ આપને કારાગૃહવાસ શુદ્ધાં ભોગવવા ફરજ પાડવામાં આવી હતી છતાં આપના પ્રયાસોમાં આપની અડગતા અને સત્યની લડત, ધૈર્ય અને શુદ્ધ બુદ્ધિના કારણે આપ સફલતા પામ્યા. આપે તે વિજય મેળવી બારડોલીની લડતમાં આદર્શ પૂરો પાડયો તે બદલ આપને કોટીશઃ ધન્યવાદ આપીએ ચીએ.

છેવટે અમે શાશનદેવ પ્રત્યે એટલુંજ પ્રાર્થીએ છીએ કે આપ આપના કુટુમ્બ પરિવાર સહિત સમૃદ્ધિ યશ અને સમ્પૂર્ણ આબાદી ભોગવો અને જૈન સમાજ અને રાષ્ટ્રની ઉન્નતિના કાર્યો સાધવા સમર્થ બનો એવી અમારી શુભ વાંછના સહ પ્રણમીએ છીએ ૐ શાન્તિ.

લિ૰ શ્રી સંઘ સેવકો,

જુન્નર (પૂના)
તા. ૧૫ ફેબ્રુઆરી
૧૯૩૦.

**શા. મોતીચંદ દલીચંદ.**
**શા. છગનદાસ માનચંદ.**
**શા. મોતીચંદ પીતામ્બર.**
**શા. દલપતભાઈ રવચંદ.**

# જુન્નર કૉન્ફરન્સ અને કહેવાતા શાશનપ્રેમીઓનો દંભ કે ખુલાસો ?

મે. અધિપતિ સાહેબ,

વિશેષ જણાવવાનું કે જુન્નેર મુકામે મલેળા શ્રીજૈન શ્વેતાંબર કૉન્ફરન્સના તેરમા અધિવેશનની સ્વાગત સમિતિનો હું એક આગેવાન સભ્ય હતો અને રૂપીઆ પચાસ આપી તેની બીજા નંબરની સ્વાગત ટિકીટ ખરીદી હતી.

તારીખ ૮ મી ફેબ્રુઆરી ૩૦ના રોજ કોન્ફરન્સમાં કેટલાક બહાર ગામથી આવેલ બંધુઓએ એક ખુલાસો પ્રકટ કર્યો છે તેમાં જણાવવામાં આવ્યું છે કે કોન્ફરન્સના કાર્યવાહકોએ તેઓ માટે ખાવાપીવા, ચા, પાણી વગેરેની વ્યવસ્થા કરી ન્હોતી તથા જુન્નર છોડી જતી વખતે તે વ્યવસ્થા પુનાવાલા ચીમનલાલ લખમીચંદ તરફથી કરી ભક્તિપૂર્વક બરદાસ કરવામાં આવી હતી. આ સંબંધે મ્હારે ભારપૂર્વક ખુલાસો કરવો જરૂર પડે છે કે હું ઉપર જણાવ્યા મુજબ સ્વાગત સમિતિનો સભાસદ છું અને મ્હેં જુન્નર છોડી જનાર પાર્ટીને જે મદદ આગતા સ્વાગતા કરી હતી તે અંગત ન્હોતી. સ્વાગતાધ્યક્ષ તથા સ્વાગત સમિતિના સેક્રેટરી વગેરે તરફથી મહા-રાષ્ટ્રીયન તરીકે આ કાર્ય મ્હને સોપવામાં આવતાં સ્વાગત સમિતિ તરફથી તેની વત્તી મ્હારાથી બની શકે તે વ્યવસ્થા કરી છે એટલે જુન્નેરની સ્વાગત સમિતિ ઉપર જે આક્ષેપ સદ્દહું મંડલીએ કર્યો છે તે તદ્દન ખોટો અને બિન પાયાદાર છે. સ્વાગતસમિતિએ મ્હારા દ્વારા બધી બની શકતી યોગ્ય ગોઠવણો કરી હતી. આ ખુલાસો એટલા માટે કરવા જરૂર પડે છે કે લોકો ગેરરસ્તે દોરાય નહીં અને અમારા મહારાષ્ટ્ર પર તદ્દન અસત્યપૂર્ણ આક્ષેપ આવે નહીં. આશા છે કે ગેરસમજુતી આટલેથી દૂર થશે. આ શિવાય મોટરવાળાઓએ વધારે પૈસા માંગી અગવડતા ઉભી કરી હોવાના જે બીજો આક્ષેપ કરવામાં આવ્યો છે તે પણ તેટલોજ અસત્ય છે. મોટરો કરી આપવાની વ્યવસ્થા મ્હારા હસ્તક હતી અને તે મુજબ મ્હેં કરી આપી હતી. મોટરવાળાઓએ વધુ પૈસા માંગ્યા નથી અને તેઓ સાથે કન્ટ્રાક્ટ થએલો હોવાથી તે રીતે વધુ માંગવા હક્કદાર ન્હોતા એ હું જાણતો હતો. આ હકીકત ગેર સમજુત ઉત્પન્ન કરવાના ઇરાદાથીજ પ્રકટ કરવામાં આવેલી છે. આ જુન્નર છોડી જનાર પાર્ટીમાં ૭-૮ ખાનગી મોટરો ટૂરીંગ કાર હતી અને ૭-૮ ભાડાની હતી. બધા મલી જુન્નેર છોડી જનાર માણસોની સંખ્યા ૧૨૫ થી ૨૦૦ની વચ્ચે હતી એમ હું ખાત્રી પૂર્વક જાહેર કરૂં છું. એક હજાર માણસ જુન્નર છોડી ગયાની જે હકીકત જાહેર તેમણે કરી છે તેમાં લેશ પણ સત્ય નથી હું તેમની સાથેજ હતો એટલે વિશેષમાં કહી શકું છું કે જુન્નરમાં હજાર અગર તેથી ઓછી વધતી સંખ્યામાં તેઓ સભા ભરી શકયા નથી અને ભરી પણ નથી. આવી ખોટી અફવાઓ અને હકીકતો પ્રકટ કરવામાં શાશનની કઇ જાતની સેવા આ ભાઈઓ બજાવી રહ્યા છે અગર શાશન પ્રત્યેનો-પોતાનો પ્રેમ પ્રકટ કરી રહ્યા છે તે સમજી શકાતું નથી.

**શા. ચીમનલાલ લખમીચંદ દાઃ પોતે.**

જુન્નર તા. ૧૫-૨-૩૦

# જુન્નરના મોટરવાળાઓ શું કહે છે ?

## શાસનપ્રેમીઓને જવાબ.

મે. અધિપતિ સાહેબ,

વિશેષ જૈન કૉન્ફરન્સમાં આવેલાં કેટલાક મુંબઇના અને બીજા જેઓ તારીખ ૮ મી ફેબ્રુઆરીની સાંઝના જુન્નર છોડી ગયા હતા તેમના જાહેર વર્તમાનપત્રોમાં થએલા ખુલાસા તરફ અમારૂં ધ્યાન ખેંચાતાં અમને નવાઇ ઉપજે છે કે આવી ખોટી હકીકતો શાસન પ્રેમીઓ તરફથી શા માટે પ્રકટ કરવામાં આવી છે. તા. ૮–૨–૩૦ નારોજ સાંજના અમે તેમને પૂના તરફ લઇ જવા માટે તેમની માંગણી મુજબ તેજ વખતે કબૂલ કર્યું હતું. અમે રૂપીઆ પાંચ પ્રત્યેક સીટ દીઠ માંગ્યા હોવાનું કહેવામાં આવ્યું છે તે તદ્દન જુઠું છે. અમે કૉન્ફરન્સના સંચાલકો સાથે દરેક સીટ હિ રૂપીઆ ૧–૮–૦ દોઢ લઈ કોઈની પણ વર્દી એક કલાકમાં પુરી પાડવા સંબંધે કંટ્રાકટ કરી લેખિત દસ્તાવેજ કર્યો હતો એટલે અમે તે મુજબજ રૂપીઆ દોઢની માંગણી કરી છે, અમે વધુ માંગણી કર્યાનું કહેવામાં આવે છે તે તદ્દન જુઠુ છે એમ ભારપૂર્વક કહીએ છીએ. પૂનાવાળા શેઠ ચીમનલાલ પણ તે વખતે હાજર હતા અને ઠરાવેલા દરે અમે અમારી મોટરો ભાડેથી આપી હતી. તેઓની સંખ્યા આશરે સવાસોની અમારી ભાડુતી ગાડીઓમાં હતી અને બીજી ૬–૭ ખાનગી ટુરીંગ ગાડીઓ હતી. જનારાઓની સંખ્યા ૧૨૫ થી ૨૦૦ ની વચ્ચે હતી. એક હજારની સંખ્યા જણાવવામાં આવે છે તે તદ્દન ગલત અને અસત્ય છે. અમારી આ હકિકતને વિશેષ ટેકો જોઇતો હોય તો અમે નારાયણગામની પોલીસ ચોકી પર કેટલી ગાડીઓ તેટલા વખતમાં ગઇ હતી તે તપાસી પૂરવાર કરી શકીએ તેમ છીએ. આવી જુઠી હકીકતો છપાવી અમારા જુન્નર અને મહારાષ્ટ્ર પર જે આરોપ મૂકવામાં આવ્યો છે તદ્દન અસત્ય છે.

શિવપ્રશાદ વિઠલપ્રશાદ–એજંટ.
કિશનસિંહ ગોવિંદસિંહ પાર્ટનર
રાયલ મોટર સર્વિસ.

---

# જૈન શ્વે. કૉન્ફરન્સની ઑલ ઇંડિયા સ્ટેંડિંગ કમીટીના સભ્યો.

**જનરલ સેક્રેટરીઓ**—શેઠ ગુલાબચંદજી ઢઠ્ઠા, જેપુર. શેઠ છોટાલાલ પ્રેમજી, મુંબઇ. શેઠ રણછોડભાઇ રાયચંદ, મુંબઇ. શેઠ અમૃતલાલ કાલીદાસ, અમદાવાદ. બાબુ કીર્તિપ્રસાદજી, ગુજરાનવાલા. **પ્રાંતિક સેક્રેટરીઓ**–શેઠ પુરણચંદજી નહાર, બેંગાલ. બાબુ સુખરાજજી રાય, બિહાર ઓરીસા: લાલ દયાળચંદજી, સંયુક્તપ્રાંત. લાલા નેમીદાસજી, પંજાબ. શેઠ પોપટલાલ ત્રીભોવનદાસ, સિંધ. શેઠ ખેતસીભાઈ (ક્ષમાનંદજી), કચ્છ. શેઠ બાલચંદ હીરાચંદ, મહારાષ્ટ્ર. **કાઠિયાવાડ**-શેઠ ભગવાનદાસ હરખચંદ ઝાલાવાડ. શેઠ કુંવરજી આણંદજી, ગોહીલવાડ. શેઠ મોતીચંદ પાનાચંદ, હાલાર. ડૉક્ટર પ્રભુદાસ ત્રીભોવનદાસ, સોરઠ. ઉ. **ગુજરાત**–શેઠ મૂળચંદ આશારામ વૈરાટી અમદાવાદ. શેઠ ડાહ્યાભાઈ દોલતચંદ, પાટણ તાલુકો. શેઠ વાડીલાલ મગનલાલ વૈદ્ય, વડોદરા–ખેડા વિ. શેઠ હરજીવનદાસ દીપચંદ વકીલ, રાધનપુર–એજન્સી. શેઠ મણીલાલ ખુશાલચંદ, પાલણપુર–એજન્સી. શેઠ મહાસુખભાઈ ચુનીલાલ, કડી પ્રાંત. શેઠ ફતેહચંદ મોતીચંદ, મહીકાંઠા વિભાગ. **દક્ષિણ ગુજરાત**–શેઠ જીવણલાલ કપુરાજી, સુરત જીલ્લો. શેઠ ચુનીલાલ હીરાચંદ, ભરૂચ. શેઠ નગીનદાસ રાયચંદ, નવસારી. વલસાડ. **મુંબઇ**–શેઠ ચતુરભાઈ પીતાંબરદાસ, દક્ષિણ મહારાષ્ટ્ર. શેઠ ગુમાનમલ રાઈગીજી, મદ્રાસ–મહિસુર. શેઠ રૂગનાથમલ ગણેશમલ, નિઝામ રાજ્ય. શેઠ હર-

ખચંદ હોંશીલાલ, બાલાપુર-મધ્યપ્રાંત. શેઠ કેસરીમલ જુહારમલ, મારવાડ. શેઠ ચંદનમલજી નાગોરી, મેવાડ. શેઠ જેસીંગલાલ મનસુખલાલ, બરમા. શેઠ પુનમચંદજી દેરે, પૂર્વ રાજપૂતાના. શેઠ હીરાચંદજી સંચેતી, અજમેર–મેરવાડા. લાલા ઉમરાવસિંહજી ટાંક, દિલ્હી. શેઠ અચલમલજી મોદી, માળવા. શેઠ રિધરાજજી ધાડીવાલ, મધ્યહિંદ પુર્વ-વિભાગ.

**સભ્યો.**

(૧) **બંગાળા ૭**—બાબુ રાયકુમાર સિંહજી, શેઠ નરોત્તમદાસ જેઠાભાઇ, મહારાજ બહાદુરસિંહજી, રાજા વિજયસિંહજી, બાબુ પુરણચંદજી નહાર, શેઠ અમૃતલાલ માવજી શાહ, શેઠ કાલીદાસ જસરાજ. (૨) **બીહાર-ઓરીસા ૧**—બાબુ સુખરાજરાય, નાથનગર. (૩) **સંયુક્ત પ્રાંતો ૬**—લાલા દયાળચંદજી જોહરી, આગ્રા. બાબુ જાવહીરલાલ લોઢા, આગ્રા. લાલા કનૈયાલાલ જૈન, કરથલા. બાબુ કીર્તિપ્રસાદજી જૈન, બીનૌલી. બાબુ મિશ્રીલાલજી, મિરજાપુર. બાબુ ગુલાબચંદજી રાય સુરાણા, બનારસ. (૪) **પંજાબ ૧૦**—બાબુ ગોપીચંદજી જૈન, અંબાલા. બાબુ નેમીદાસજી જૈન, અંબાલા. લાલા બાબુરામજી, ઝીરા. લાલા ખેતુરામજી, ઝીરા. મોહનલાલ જૈન, અમૃતસર. લાલા માણેકચંદ જૈન, ગુજરાતવાલા. લાલા ટેકચંદ ઝંડીયાલા ગુરૂ લાલા ભોળાનાથ જૈન, જલંધર સીટી. લાલા માણેકચંદ, લાહોર. લાલા મુકુટ બિહારીલાલ, લાહોર. (૫) **સિંધ ૨**—શેઠ પોપટલાલ ત્રીભોવનદાસ, કરાંચી. ચત્રભુજ પીયસી, કરાંચી. (૬) **કચ્છ ૧૨**—શેઠ કલ્યાણજી ધનજી, કોડાય. કાનજી રવજી, નાનીખાખર. હીરજી શીવજી, ભૂજપૂર. જીવરાજ માઠણ, બીડદા. ખેતશીભાઇ (ક્ષમાનંદજી) ભૂજપૂર. સાંકરચંદ પાનાચંદ, ભૂજ. પ્રેમચંદ સાંકરચંદ, માંડવી. દામજી ધારશી, અંજાર. જસરાજ સાંકરચંદ, મુદ્રા. ગોવિંદજી ખીમજી. વેલજી પાસવીર ગોસર. ત્રીકમજી દામજી. (૭) **કાઠિયાવાડ ૩૬**—ઝલાવાડ ૮—શેઠ હરિલાલ જુઠાભાઈ, ધ્રાંગધ્રા. ભગવાનદાસ હરખચંદ, લીંબડી. લાકડચંદ પાનાચંદ, બોટાદ. જગજીવન જીવરાજ, રાણપુર. જેચંદ વેલશી, મૂળી. મણીલાલ વલ્લભજી કોઠારી, મનસુખલાલ કસલચંદ, ચોટીલા. ઠાકોરદાસ મંગળજી, વઢવાણ શહેર. સોરઠ ૧૦—શેઠ નરોત્તમદાસ ધનજી, વંથલી. ઉત્તમચંદ દામોદર, જુનાગઢ. જાદવજી રવજી, ધોરાજી. ડૉ. પ્રભુદાસ ત્રીભોવનદાસ, જુનાગઢ. શેઠ પ્રેમજી નાગરદાસ, માંગરોળ. ગોવિંદજી ખુશાલ, વેરાવળ. ઝવેરચંદ પરમાણંદ, પોરબંદર. તારાચંદ જુઠાભાઇ, ધોરાજી. ગોહિલવાડ ૧૦—શેઠ કુંવરજી આણંદજી, ભાવનગર. જીવરાજ ઓધવજી, ભાવનગર. ફતેચંદ ઝવેરચંદ, દેવચંદ દામજી, જમનાદાસ અમરચંદ, વનમાલીદાસ બેચરભાઈ, ડુંગરશી મૂલજી, કરસનદાસ ગુલાબચંદ, વનમાલી ગોપાલજી દોશી, હરગોવન રામજી, હાલાર. ૮—પંડિત ફતેચંદ ક. લાલન, શેઠ મનસુખલાલ હીરાલાલ, મોતીચંદ પાનાચંદ જામનગર, ધનજી છગનલાલ, ભગવાનજી હેમચંદ, વીરચંદ પાનાચંદ, પ્રભુદાસ નેણશી, છોટાલાલ તેજપાલ, રાજકોટ. **ઉત્તર ગુજરાત—અમદાવાદ શહેર અને જીલ્લો ૧૬**—શેઠ ચીનુભાઈ લાલભાઇ, અમૃતલાલ કાલીદાસ, કસ્તુરભાઇ લાલભાઈ, મુલચંદ આશારામ વૈરાટી, ભોગીલાલ તારાચંદ, મણીલાલ મોકમચંદ, ચંદુલાલ સારાભાઇ મોદી, પોપટલાલ શામળદાસ, કેશવલાલ પ્રેમચંદ મોદી, મોહનલાલ હેમચંદ ઝવેરી, રમણીકલાલ કે. ઝવેરી, સારાભાઇ ડાહ્યાભાઈ, પ્રતાપસિંહ મોહોલાલભાઇ, ચીમનલાલ દલસુખભાઇ, સારાભાઈ એમ. દલાલ, માણેકલાલ જેઠાભાઇ ગુલાબચંદ. **પાટણ તથા તાલુકો ૭**—નગરશેઠ પોપટલાલ હેમચંદ સંઘપતિ, પાટણ બાબુ દોલતચંદ અમીચંદજી, શેઠ ડાહ્યાભાઈ દોલતચંદ, અમૃતલાલ સુરજમલ ઝવેરી, અમીચંદ ખેમચંદ, ફતેચંદ લલ્લુચંદ; જેસંગલાલ પુનમચંદ. **વડોદરા, ખેડા તથા આસપાસનો વિ. ૭**—શેઠ ઠાકોરદાસ પી. શાહ, ખંભાત, વાડીલાલ આશારામ, ખેડા. રા. સા. હરીલાલ ગોકલદાસ, ખેડા. શેઠ સવાઇચંદ જગજીવનદાસ. **વડોદરા ૧** વાડીલાલ મગલાલ વૈદ્ય, **વડોદરા** ૨. નેમચંદ પીતાંબરદાસ, મીયાગામ. રાધનપુર ૫-શેઠ મોહનલાલ ખોડીદાસ, સુનીલાલ વીરચંદ, વાડીલાલ પુનમચંદ, ચીમનલાલ શિરચંદ, હરજીવનદાસ દીપચંદ. **પાલનપુર એજન્સી ૫**—નગરશેઠ ચીમનલાલ મંગલજી,

પારી મણીલાલ ખુશાલચંદ, શેઠ નાગરદાસ હકમચંદ શાહ, કાલીદાસ સાંકલચંદ દોશી, હીરાલાલ મછાચંદ શાહ, કડી પ્રાન્ત ૭–શેઠ મહાસુખભાઇ ચુનીલાલ, વીસનગર. વાડીલાલ સાંકળચંદ, વડનગર. ભીખાભાઇ લલ્લુભાઇ, બીજાપુર. મંગળદાસ ભીખાભાઇ, એરાળુ. મોહનલાલ ચુનીલાલ વીસનગર. ચીમનલાલ ચુનીલાલ, મહેસાણા. મહીકાંઠા ૭–શેઠ ફતેહચંદ મોતીચંદ, હીંમતનગર. નીહાળચંદ લક્ષ્મીચંદ, સાદરા. વર્ધમાન સરૂપચંદ, પ્રઢર. વીરચંદ કૃષ્ણાજી, માણસા. નગીનદાસ સાંકળચંદ, પેથાપુર. **દક્ષિણ-ગુજરાત** સુરત જીલ્લો ૮–શેઠ બાબુભાઇ ગુલાબચંદ, નગરશેઠ. દલીચંદ વીરચંદ, ધનરાજ ઝવેરચંદ પરમાર. સાકરચંદ માણેકચંદ ધડીયાલી. જીવનચંદ કપુરાજી, વાંઝ, કુંદનમલ હીરાચંદજી ઝવેરી. ભાઇચંદભાઇ નગીનનભાઇ મંછુભાઈ, ઠાકોરદાસ નગીનદાસ. ભરૂચ જીલ્લો ૩–શેઠ ચુનીલાલ રાયચંદ, ભરૂચ. ચુનીલાલ હીરાચંદ, ભરૂચ. કીકાભાઇ અમરચંદ, સીસોદરા, **વલસાડ-નવસારી બીલીમોરા સાથ** ૭–શેઠ ફકીરચંદ કેસરીચંદ, ડૉ. ચીમનલાલ જયચંદ શ્રાફ, શેઠ નગીનદાસ રાયચંદ, લલ્લુભાઇ દીપચંદ, ઝવેરચંદ ઠાકરશી, નગીનદાસ જગજીવનદાસ, દેવચંદ મોતીચંદ **ઉત્તર-મહારાષ્ટ્ર** ૧૬–શેઠ બાળચંદ, હીરાચંદ, માલેગામ. પોપટલાલ રામચંદ, પૂના. બાબુલાલ નાનચંદ, પુના મોતીલાલ વીરચંદ સોલાપુર કીશનદાસ ભુખણદાસ, માલેગામ. મોતીલાલ ચુનીલાલ, ચાંદવડ. ચુનીલાલ સરૂપચંદ, રાજુરી (પુના). વીરચંદ શ્રીચંદ, સંગમનેર. રાજમલ માનલાલ, મંચર. છગનલાલ દામોદરદાસ, નાસિક, મંગળદાસ સરૂપચંદ, સુરબાડ, ભીખુભાઇ કંકુચંદ, જુન્નર, ગમનાજી પિતાજી, પુના, શીવલાલ ભગવાનદાસ, સોલાપુર, ધનરાજ કીશનદાસ, નગર, ભીકમદાસ કીશનદાસ, પૂના. **દક્ષિણ મહારાષ્ટ્ર** ૯–શેઠ ગોવિંદજી કસ્તુરચંદ નહાર બીજાપુર, ગણપત છગનલાલ, નિપાણી, ડુંગરચંદ અમથારામ, એકસંબા, બાલારામ ગૌતમચંદ, એકસંબા. રાજારામ મયાચંદ, કરાડ. રામચંદ દેવચંદ, તાસગામ. ચતુરભાઇ પીતાંબરદાસ, સાંગલી. લાલચંદ દેવચંદ, સાંગલી, દુકમીચંદજી ડોંગાજી, કોલાપુર. **મદ્રાસ મહિસુર** ૨ શેઠ નવમલ ઠાકરજી આદીની, ગુમાનમલ રાઈગજી, આદોની. **નિઝામ રાજ્ય** ૨–શેઠ રૂગનાથમલ ગણેશમલ, લાલજી મેઘજી, **મધ્યપ્રાંત** ૫– શેઠ બંસીલાલ વીરચંદ, બુરાનપુર, માણેકલાલજી કોચર, નરસીંહપુર, સુંદરલાલ ગુલેચ્છા, જબલપુર. જમનાલાલજી ચોપડા રાયપુર. હરખચંદ હોંસીલાલ, બાલાપુર. **મારવાડ** ૧૦–શેઠ વસ્તીમલ ગુલાબચંદ, કાંકરીયા, પાલી. હીરાચંદજી પરમાર, સાદડી. કેસરીચંદજી જુહારમલ લલવાણી, કોસેલાવ, ચુનીલાલજી રાણાવત, ખુડાળા. ઝવેરચંદ પ્રેમચંદજી, બાલી. હીરાલાલ મોતીજી કાલંદરી. ભુરમલ ગુલાબચંદજી, પાડીવ. મોતીલાલ લાધાજી, તવરી. જેઠમલ અસલાજી ચડવાળ. હીંદુમલ જેતરાજ, કાલંદરી. **મેવાડ** ૫– શેઠ ચંદનમલજી નાગોરી, છોટી સાદડી. ચુનીલાલજી ચામડ, ઉદેપુર. કેસરીમલજી સીરોઆ, ઉદેપુર. રોશનલાલજી ચતુર, ઉદેપુર. મદનસીંહજી કોઠારી, ઉદેપુર. **પુર્વ રજપુતાના** ૩–શેઠ પુનમચંદજી ઢોરે, જેપુર. **અજમેર મેરવાડા** ૨–શેઠ હીરાચંદજી સંચેતી અજમેર. **બર્મા** ૨–શેઠ જેશીંગલાલ મનસુખશાહ. રવજીભાઇ ગોશર. **દિલ્હીપ્રાંત** ૩–લાલા દલીલસીંહજી જોહરી, ઉમરાવસીંહજી ટાંક, ખેરાતીરામજી જોહરી. **માળવા** ૫–શેઠ અચલમલજી મોદી, રતલામ, નથમલજી ચોથરા, ઇંદોર. **મધ્ય હિંદ પૂર્વવિભાગ** ૫–શેઠ રીધરાજજી ધાડીવાલ, ગ્વાલીયર લશ્કર. **મુંબઈ** ૪૫–શેઠ મોતીચંદ ગિ. કાપડીયા, મકનજી જે. મહેતા, મોહનલાલ દલીચંદ દેશાઈ, મોહનલાલ ભગવાનદાસ ઝવેરી, મગનલાલ મૂળચંદ શાહ, લલ્લુભાઇ કરમચંદ દલાલ, ડૉ. નાનચંદ કસ્તુરચંદ મોદી, જીવણચંદ ધરમચંદ ઝવેરી, નગીનદાસ કરમચંદ, જીવાભાઈ મહોકમચંદ, પાનાચંદ માવજી, ઉમેદચંદ દોલતચંદ બરોડીયા, સારાભાઈ, નેમચંદ હાજી, પરમાનંદ કુંવરજી કાપડીયા, મૂળચંદજી સજ્જમલજી, રણછોડભાઇ રાયચંદ ઝવેરી, છોટાલાલ પ્રેમજી, કકલભાઇ બી. વકીલ, જીવતલાલ પ્રતાપશી, મણીલાલ મોતીલાલ મૂળજી, હીરાલાલ હાલાચંદ દલાલ, રતનચંદ ખીમચંદ મોતીશા, ઓધવજી ધનજીશાહ, વલ્લભદાસ ફુલચંદ શાહ, લાલજી ભારમલ, પાસુભાઇ ભણશી, કાનજી કરમશી માસ્તર,

નાનજી લધાભાઇ, દેવજી ટોકરશી મૂળજી જે. પી. રવજી ઘેલાભાઇ, ઘેલાભાઈ પૂનશી, શાંતિદાસ આશકરણ, ગલાલચંદ શીવજી, ખીમજી શામજી, દેવજી ધારશી, જે. પી. ચાંપશી કુંવરજી, ભગવાનજી અરજણ ખીમજી, પુનશી હીરજી મૈશ્રી, શીવજી ચત્રભૂજ, પુંજાભાઇ કેશવજી, હીરજી કાનજી મણશી, ગુલાબચંદ વનાજી, મેઘજી સોજપાળ, કાનજી ઉદેસીંગ, સોભાગ્યચંદ ઉમેદચંદ દોશી.

નોટ—સ્થાયી સમિતિમાં બાકી રહેલાં સભ્યોના નામ બંધારણાનુસાર કાર્યવાહી સમિતિ મુકરર કરી જાહેર કરશે.

### શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ

જુન્નેર અધિવેશન વખતે કોન્ફરન્સ નિભાવફંડમાં ભરવામાં આવેલ નામવાર રકમોની-યાદી.

૨૫૦૧ રાવસાહેબ શેઠ રવજીભાઇ સોજપાળ મુંબઇ ૨૫૧ ઝવેરી રણછોડભાઇ રાયચંદ મોતીચંદ ૨૦૧ શેઠ લાલજી ભારમલ ૨૦૧ દોલતચંદ અમીચંદ બાબુ ૧૫૧ હીરજી ઘેલાભાઈ ૧૫૧ ટોકરશી મુળજીભાઈ ૧૫૧ લાલજી પુનશી ૧૫૧ કુરપાળ હરશી ૧૫૧ તેજુકાયા હસ્તે શેઠ દેવશી ધારશી રાવસાહેબ ૧૩૧ મણુશી લખમશી ૧૦૧ ધનજી ભોજરાજ ૧૦૧ મોતીચંદ ગીરધર કાપડીયા ૧૦૧ લલુભાઈ કરમચંદ દલાલ ૧૦૧ કુરપાળ હેમરાજ ૧૦૧ લલુભાઈ દીપચંદ. હસ્તે શેઠ મગનભાઈ ૧૦૧ નરશી નાગજીની કુંપની ૧૦૧ પાનાચંદ માવજી ૧૦૧ આણંદજી જીવન ૧૦૧ માણેક કરપાળ એન્ડ બ્રધર્સ ૧૨૧ ફકીરચંદ કેશરીચંદ ભાણાભાઇ ૧૦૧ મણીભાઇ મોતીલાલ મુલજી ૧૦૧ ગોવીંદજી ખુશાલભાઇ ૧૦૧ પુંજાભાઈ ધારશીની કુંપની ૧૦૧ જીવનલાલ કપુરાજી વાંઝવાળા–૧૦૧ મવલચંદ હેમચંદ અમરચંદ મુંબઇ ૫૧ મકનજી જુઠાભાઇ મહેતા મુંબઈ ૫૧ ડૉકટર પુનશી હીરજી મૈસરી ૫૧ શેઠ છોટાલાલ પ્રેમજી ૫૧ કકલભાઈ બી. વકીલ ૫૧ વીરચંદ પાનાચંદ ૫૧ પં. લાલનની વીંટીના હરરાજીના હઃ નેમચંદ જી. શાહ. રોકડા મંડપમાં ૫૧ ધનરાજ ઝવેર પરમાર સુરતવાળા ૫૧ મુલચંદ આશારામ વૈરાટી અમદાવાદવાળા ૫૧ સોમચંદ ધારશી મુંબઇ ૫૧ છોટાલાલ વલભજી ૫૧ છગનલાલ ધનજી સુરતવાળા ૫૧ બાબુભાઇ નાનચંદ પુનાવાળા ૫૦) પરચુરણ હઃ સૌ. ગુલાબ બ્હેન તથા વાલી બેન રોકડા મંડપમાં ૨૫ શેઠ પુનશી દેવશી ૨૫ા કેશવજી પુંજાભાઇ ૨૫ા નેણશી દેવરાજની કુંપની ૧૫ રમણીકલાલ કેશવલાલ ઝવેરી ૨૫ મોહનલાલ દલીચંદ દેસાઇ ૧૧ નરશી શામજી ખીમજી ૧૧ ચુનીલાલ માશીંગજી કોલ્હાપુર ૧૧ વીઠલદાસ કાલીદાસ મુંબઇ ૧૧ જૈન યુવક મંડલ વડોદરા ૧૧ જીવણલાલ નાનજી ગાંધી ધ્રાંગધ્રાવાળા ૧૧ આગજી ભીમજી માંગરોળવાળા ૧૧ ચાંપસી કુંવરજી ૧૧ "જૈન પત્ર" ભાવનગર ૧૦ા માદન કાંઇઆં ૧૦ા મેઘજી પાશારીયા ૧૦ા પુંજા મુલજી ૧૦ા શીવજી મેઘરાજ. પરચુરણ રૂપીઆ દશની નીચેની રકમો મંડપમાં આવી રૂા. ૨૪૬)

૧૬૪૧ાા મંડપમાં બીજા રોકડા આવ્યા તે. કુલ રૂ. ૬૬૯૦ાાા૬

---

## " જે બોલો તે ગમે તે ભોગે કરી બતાવજો. "

આજે ઘણાએ પ્લેટફોરમ્ ઉપર ચઢીને ઘણુંજ સુંદર અને આકર્ષક બોલે છે. પણ જે તે બોલે છે તે પોતે પણ પાળવાને અસક્ત હોય છે. જે હું બીજાને કહું છું તે મારામાં છે કે નહી, તે તપાસતાં શીખજો. જે માણસ બોલે અને પછી જો તે પાલે નહીં તો તેની કીંમત વાંકા બોલ્યા વેપારી સમી થાય છે. જેમ વાંકા બોલ્યો વેપારી પોતાનું બોલ્યું ઘડી ઘડીમાં ફેરવે છે, તેવા વેપારીની કીંમત જેમ બીજા વેપારીઓમાં થાય છે, તેમ જે બોલે અને ન પાળે તેની કીંમત પણ તેવીજ થાય છે. માટે જે બોલો તે પરીપૂર્ણ વીચાર કરીને બોલજો ને " જે બોલો તે ગમે તે ભોગે કરી બતાવજો. "

વિમળભાઈ મુલચંદભાઈ વૈરાટી,
"વિમળેષ", અમદાવાદ.

# શ્રી પ્રશ્ન: તેરમી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સનું ભવિષ્ય શું?

**પ્રશ્ન સમય: તા. ૭-૨-૩૦ શુક્રવાર, સવાર સ્ટા. ટા. ૧૦-૧૮ મી કલાકે જુન્નર.**

પ્રશ્ન કુંડલિ (સાયન)




૨. લગ્નેશ મંગળ ઉચ્ચ રાશીમાં પણ છેલ્લા અંશમાં અને શત્રુક્ષેત્રમાં બેઠેલો છે એ ઉપરથી કૉન્ફરન્સને શરૂઆતથીજ શત્રુ હોઈ નવીન શત્રુ પણ પેદા થશે અને શત્રુ તરફથી નિરૂત્સાહી થવાના ઘણા પ્રસંગો ઉપસ્થિત થશે, પરંતુ લગ્ન પૂર્ણ બલવાન હોવાના લીધે કલમ ૧ માં જણાવ્યા પ્રમાણે તે (કૉન્ફરન્સ) યશ સંપાદન કરશે એટલુંજ નહીં પણ શત્રુ પાસેથી પણ માન્યતા મેળવશે. માત્ર લગ્નમાં મેશ રાશી ઉદિત હોવાના લીધે તેના કાર્ય પ્રત્યે અનેક પ્રકારના નિષ્કારણ સંશય અને તેની પ્રગતિને વિરોધ કરવાના પ્રયત્નો કરવામાં આવશે પણ તે (કૉન્ફરન્સ) કોઈ પણ હરકતની પરવા નહીં કરતાં પોતાનો પગ આગળ ધપાવશે. અપયશમાંથી યશ

મળશે તે સઘન હશે. માત્ર તેઓની મદદ સહેલાઈથી નહીં મળતાં પ્રયત્ન વડે મળશે. સરવાળે સ્વાગત સમિતિનું કાર્ય સારૂં થશે અને માન્યતા મેળવશે પણ અનેક જાતના અપવાદો સહન કરવા પડશે.

૫. ઠરાવ:—સમાજ સુધારણાના ઠરાવો મહત્વ-પૂર્ણ થશે કારણ ચંદ્ર એ સમાજનું ઉદ્યોતક ગૃહ બુધ તરફથી શુભ દષ્ટ છે. આ સંસ્થામાં પહેલાંના જે માનદ્ સત્તાધારી અધિકારીઓ (મંડળ) હશે તેની સત્તા કમી પડતાં લોક મતની સત્તા પ્રસ્થાપિત થશે અને તે સત્તા પોતાની બુદ્ધિ, બળ અને ચાતુર્યને પ્રભાવે આધિપત્ય પ્રાપ્ત કરશે. ધાર્મિક બાબતના ઠરાવ માત્ર પૂર્વ પરંપરાને અનુસરીને થશે નહીં તેથી દ્વેષ અને શત્રુત્વ વધશે. વાદ વિવાદ ઘણો થશે "પૂણ્ય સદ્મ" ઉપર ગુરૂ અને શનીની પુર્ણ અશુભ દૃષ્ટિ હોવાના લીધે અને ગુરૂ શનિમાં અશુભ યોગ થએલો હોવાના લીધે અને ગુરૂએ ધર્મને વ્યયસ્થાનનો અધિપતિ હોવાથી કોંગ્રેસનો આખો વાદ વિવાદનો ભાર આ વિષય ઉપર રહેશે—ટંટા બખેડા મારા મારીના પ્રસંગો આ વિષય ઉપર ઉભા થશે. આ બાબત ફંડ પણ થોડું થશે. વિદ્યાવૃદ્ધિ, સામાજિક (ધાર્મિક નહીં) સુધારણા આ બાબતમાં કાયમ ફંડ જોગો કરવામાં આવશે. ધાર્મિક વૃત્તિની દિશા બદલવાના પ્રયત્નો થશે ને તેને બહુ હરકતો આવશે.

તાત્પર્યઃ લગ્ન પ્રગતિ પ્રિય જનેશથી; કાર્ય કરવાની ઇચ્છા ધરનાર જોકે હોય તોપણ લગ્નેશ મંગલ તદ્દન નિર્બલ હોવાના લીધે ઉપરના સર્વ કામો અનેક વિઘ્નોમાંથી થશે. તંટા, બખેડા, ન્હાની ન્હાની મારામારીઓ થવાનો સંભવ છે.

૭-૨-૧૯૩૦ બપોરના ૧-૩૦ વાગતે } રઘુનાથરાવ ઉર્ફે અન્ના સાહેબ ચોથાઇ—પ્રોપ્રાઇટર કાળદર્શી ઑફીસ. ૩૫૭, સદાશિવપેંઠ—પૂના.

નોટઃ આ પ્રશ્ન પૂછ્યા બાદ તેનો ફળાદેશ લખી કવર (પાકીટ)માં સીલબંધ મુકીને સ્વાગત સમિતિ-પ્રમુખને સોપવામાં આવનાં તે અધિવેશનના અધ્યક્ષની રવાનગી વખતે તોડવામાં આવ્યું હતું, અને મુંબઇ વગેરેના આગેવાનો સમક્ષ રજુ કરવામાં આવ્યું હતું. આ ભવિષ્ય જોઈ સર્વ ખુશી થયા હતા, અને રૂપીઆ ૧૧) અગ્યાર જ્યોતિષીને ભેટ આપવામાં આવ્યા હતા.

---

# Junnar Conference Incident.

With regard to incident that took place at first day session of Jain conference at Junnar about which one telegram has already been sent, general secretaries of conference have issued following statement.

In order to create disturbance, some nonprogressivists came down to Junnar. They numbered about two to three hundred. From time they arrived, they tried to create troub'es with office bearers and staff of conference without any substantial reasons. They then objected to certain passages in presidential address which was already published and asked for deletion of same. They refused to take meals until their proposal was accepted. After great persuation they did take meals. Some of their leading members had purchased delegate and visitor tickets and were already in pandal. Others who could not succeed in their mischief tried to enter pandal without obtaining tickets. Most of these were not delegates and insisted to have delegate tickets. Volunteers in charge of pandal refused to admit anybody without tickets. They made rush on volunteers. Officers immediately reached on spot and tried to pacify rushing mob but it

was to no purpose. These mischief-mongers then began to throw stones on pandal as well as volunteers some of whom were hit. At this stage police appeared on scene and dispersed mob. One of general secretaries approached some of their leaders and offered to admit their party for time being even without tickets and to issue tickets on their producing authorized list and to pay accordingly. They raised their old contention at this stage and said that as long as remarks on burning questions of day existed in presidential address they were unable to take part in sessions. It was suggested that they can attend sessions and put forth their objections and protest. In case they found majority on their side they can have their view point carried. If that was not possible they could record their protest and walkout. They did not dare to take this step. When this was going on, Mr. Dalpatbhai Ravchand, resident of Junnar in whose house these people were accommodated was hit by stone thrown by some from amongst members of this party who had gathered there. This excited owner of house-who fearing serious mischief asked them to vacate at once. Police authorities had posted constables on outside house and on streets to preserve order. Attitude of this party was very turbulent. When they found that was difficult for them to carry on their mischief they immediately resolved to leave Junnar and to spread false rumours. In interests of Conference and Reception Committee we deem it necessary to issue this statement in order to avoid any misunderstanding. The conference sessions on the first day conducted proceedings very peacefully and further work is carried on smoothly.

Junnr, 9th. Feb. 30

**Chhotalal Premji.**
રણછોડભાઈ રાયચંદ.
**G. C. Dhadha.**
General Secretaries
Jain Swetamber Conference.

" કોલાહલ મચાવવાના આશયથી, લગભગ બસોથી ત્રણસો સ્થિતિચુસ્તોની એક સેના જુન્નેર મુકામે આવી પહોંચી હતી. આવાગમનકાળથી જ, કંઇપણ સંગીન કારણ રજુ કરવા સિવાય, કોન્ફરન્સ અને તેના કાર્યવાહકોને હેરાન કરવાનો તેઓએ પ્રયાસ આરંભ્યો, પ્રમુખસ્થાનેથી રજુ કરવાનું ભાષણ કે જે પ્રગટ થઇ ગયું હતું, તેમાંનો કેટલોક ભાગ રદ કરવાની તેઓએ માંગણી રજુ કરી અને જ્યાંસુધી તે માગણીને સત્કારવામાં ન આવે ત્યાંસુધી - ભોજન નહિ લેવાની હઠ પકડી. ઘણી વાટાઘાટ ચાલવા પછી તેઓએ આખરે ભોજન લીધું. આમાંના કેટલાક સભ્યોએ પ્રતિનિધિ કે પ્રેક્ષક તરીકેની ટીકીટ ખરીદી હતી, અને તેઓએ સભા મંડપમાં પોતાનું સ્થાન પણ લઇ લીધું હતું. જ્યારે બાકી રહેલાઓએ, પોતાના તોફાનમાં ન ફાવવાથી. ટીકીટ સિવાય મંડપમાં દાખલ થવાને માટે પ્રયાસ કર્યો, આમાંના કેટલાએક પ્રતિનિધિ નહિ હોવા છતાં પ્રતિનિધિની ટીકીટ મેળવવા આગ્રહ કર્યો, પ્રવેશદ્વારે ઉભા રહેલા સ્વયંસેવકોએ, ટીકીટ વિના પ્રવેશ કરતા તેઓને અટકાવ્યા, તેઓએ સ્વયંસેવકો ઉપર હલ્લો કર્યો, આ

કોલાહલ જોઇ અધિકારીઓ તુર્તજ ત્યાં આવી પહોંચ્યા અને ધસતાં ટોળાંને શાન્ત કરવા પ્રયત્નો કર્યા, પરંતુ પ્રયાસ નીષ્ફળ જતાં 'ટોળીએ' સભા–મંડપ તેમજ સ્વયંસેકો ઉપર પત્થરોનો વરસાદ શરૂ કર્યો. પરિણામે સ્વયંસેવકોને કેટલીએક ઇજા થઇ, આ તબકે પોલીસપાર્ટી આવી, અને તેણે ટોળું વિખેરી નાખ્યું. ત્યારબાદ કોન્ફરન્સના એક જનરલ સેક્રેટરીએ આ ટોળીના આગેવાનો પાસે આવી ટીકીટ નહિ ધરાવનારાઓને પણ કેટલાક સમય માટે મંડપમાં પ્રવેશ કરવા દેવા અને પ્રતિનિધિ હોવાના પ્રમાણભૂત કારણો રજુ કરે તેઓને યોગ્ય ચાર્જ લઇ ટીકીટ આપવા માટે જણાવ્યું, ત્યારે ટોળીએ પોતાનો જુનો વિરોધ રજુ કરી જ્યાંસુધી પ્રમુખના વક્તવ્યમાંથી બળતા પ્રશ્નોનો ભાગ રદ કરવામાં ન આવે ત્યાંસુધી અધિવેશનમાં ભાગ લેવાની પોતાની અશક્તી જણાવી. સેક્રેટરીએ સૂચવ્યું કે તેઓ મંડપમાં આવે, તેઓના વાંધા રજુ કરી તે માટે વિરોધ ઉઠાવે અને વિરોધની દરખાસ્ત બહુમતીએ સ્વીકારવામાં આવે તો તે દરખાસ્ત મંજુંર રાખવામાં આવશે, અને જો આ પ્રયાસમાં તેઓ નીષ્ફળ નીવડે તો તેઓ પોતાનો વિરોધ નોંધાવી મંડપ બહાર જઈ શકે છે. આ સૂચના માન્ય રાખવાની હિંમત તેઓ દાખવી શક્યા નહિ. આ પ્રકરણ ચાલતું હતું તેવામાં જુન્નેર નિવાસી મી. દલપતભાઈ રવચંદ કે જેના ઘરમાં તેઓનો કેમ્પ હતો, તેમને આ ટોળીમાંના કોઇ તરફથી ફેંકાએલ પત્થર વાગતાં તે ઉશ્કેરાયા અને ભવિષ્યમાં આ પાર્ટી કદાચ ગંભીર તોફાન જન્માવે એ બીકથી પોતાનું મકાન ખાલી કરવા તે ટોળીને તેમણે જણાવ્યું. શાન્તિ જાળવવા પોલીસખાતાએ મકાન અને રસ્તાઓ ઉપર પોલીસનો બંદોબસ્ત કર્યો, આ પક્ષની વલણ ઘણી તોફાની જણાતી હતી.

આખર કોલાહલ મચાવવાની પોતાની આશા સ્વપ્નવત્ ભાસવાથી આ પાર્ટીએ તુર્તજ જુન્નેર છોડવાનો અને કોન્ફરન્સ કે સત્કાર સમિતિને અંગે બીન પાયાદાર અફવાઓ ઉડાવવાનો નિશ્ચય કર્યો. આ બનાવ પછી કોન્ફરન્સનું કાર્ય શાંતિપૂર્વક શરૂ થયું છે. પ્રથમ દિવસનું કાર્યક્રમ પસાર થવા પછી આગળનું કામ સરળતાથી ચાલી રહ્યું છે.

જાહેર જનતામાં ગેરસમજ ઉત્પન્ન ન થાય તે આશયથી આ ખુલાસો રજુ કરવાની અગત્ય ઉભી થઇ છે.

છોટાલાલ પ્રેમજી.
રણછોડભાઈ રાયચંદ અને ગુલાબચંદજી ઢઢા.
શ્રી જૈન શ્વે. કો. ના જનરલ સેક્રેટરીઓ.

---

## આદર્શ પાઠશાળાનું રેખાદર્શન.

આપણા ધર્મનાં મૂળતત્વોજ ગણ્યા ગાંઠયા જેમાં સર્વ બીજાં તત્વોને ઘટાવી શકાય તેટલાંનું એક નાના કદનું પુસ્તક છેક પાચથી સાત વર્ષનાં બાળકો સમજી શકે તેવી વાર્તાઓ–મુળ તત્વોને બોધતી તૈયાર કરાવી નાજુક કરકમલમાં મુકવી. તેમાં સુત્રોને ફુટનોટમાં આપવાં. ને તે જે ભાષામાં તેઓ મુળ રચાયાં હોય તે ભાષામાં છાપવાં, ને વાર્તાના દેહમાં જો તે સુત્રો આપવાં યોગ્ય ગણવામાં આવે તો તે મોટા ટાઇપમાં માતૃભાષામાં લખવાં. આવી બાલપોથી એક વર્ષમાંજ ભણી શકાય તેટલાજ પાઠોવાળી બનાવરાવવી જોઇએ. સાથે સાથે ભાષાનું વ્યાકરણ પણ તેટલીજ સરલતાથી તેમાં આપવું જોઇએ. આવી શાલાના ગુરૂઓ બનવામાં પ્રથમ લાઇન દોરી નાંખવા માટે ઉત્સાહી, કૃપાળુ આચાર્યોએ પણ ભાગ લેવો જોઇએ. તેટલું બસ નથી પણ તેમણે દેખરેખ પણ રાખવી જોઇએ અને બાલ સંઘ યુવક સંઘ તથા આ ઘેડ સંઘમાં ઉત્સાહન દિન પર દિન વધતું રહે તેવી રીતની પોતાની જ્યાં જ્યાં, જ્યારે જ્યારે હાજરીની જરૂર જણાય ત્યાં ત્યાંને ત્યારે ત્યારે આપવી જોઇએ, કારણે આ ધાર્મિક સંસ્થા છે અને ધર્મનો પ્રચાર, નિભાવ અને અભિવૃદ્ધિ કરવાનું મુખ્ય કાર્ય તેમનું છે અને જ્યાં જ્યાં દ્રવ્યની જરૂર પડે ત્યાં ત્યાં તે જૈન સંઘે પુરૂં પાડવું જોઇએ. જેની ઉપર કહી તેવીજ વધુ વિશેષ ધર્મ સુત્રો ને વાર્તાઓવાળી તથા યોગ્ય ટીકાઓવાળી ચોપડીઓ ક્રમશઃ તૈયાર કરાવવી જોઇએ. આ બધું જલદી થાયને જૈન સંઘ સાચા ધાર્મિક જ્ઞાનથી વંચિત ન રહે તેટલા માટે કોઇના અધ્યક્ષપણા નિચે એક કમીટી નીમાવવી જોઇએ અને જોઇતો વખત લેઇ જેમ બને તેમ તાકીદે પુસ્તકો તૈયાર પ્રથમ કરાવાં જોઇએ. **વિમળભાઇ મુલચંદ ઝવેરી.**

# વિવિધ નોંધ.

( પરિષદ્ કાર્યાલય તરફથી )

## તા. ૯-૩-૩૦ના રોજ મળેલ કાર્યવાહી સમિતિના કામકાજનો ટુંક અહેવાલ.

સભા કૉન્ફરન્સ ઓફીસમાં સ્ટા. ટા. ૩ વાગતે રા. શેઠ **ચુનીલાલ સરૂપચંદ રાજીરીકરના** પ્રમુખસ્થાન હેઠળ મળી હતી. ઓગણપચાસ સભ્યોએ હાજરી આપી હતી.

૧ ગઈ બેઠકની મિનિટસ વંચાતા પસાર કરવામાં આવી. બાદ કાર્યવાહી સમિતિના પ્રમુખ તરીકે રા.સા. શેઠ રવજી સોજપાલ તથા ઉપપ્રમુખ તરીકે શ્રીયુત મકનજી જે. મ્હેતા બાર-એટ-લૉ. ની સર્વાનુમતે ચુંટણી થઇ હતી.

૨. બાદ નીચે જણાવેલી પેટા સમિતિઓ નિમવામાં આવી.

૧ કાર્યવાહી સમિતિના કામકાજને લગતા પેટા કાનુનો ઘડનારી પાંચ સભ્યોની એક સમિતિ નિમાઇ.

૨ સુકૃત ભંડાર ફંડ વસુલ કરવા, તે અંગે પ્રચારકાર્ય અને જરૂર પડે પ્રવાસ કરવા તથા ઘટતું ખર્ચ કરવાની સત્તા સાથે ત્રીશ સભ્યોની એક સમિતિ નિમાઇ.

૩ જૈનયુગ અને પ્રકાશન કાર્યને લગતી સમિતિ-જૈનયુગની સર્વ વ્યવસ્થા તેમજ કૉન્ફરન્સને લગતું પ્રકાશન કાર્ય સંભાળવા માટે પાંચ સભ્યોની એક સમિતિ નિમવામાં આવી.

૩ શ્રી પાવાપુરી તીર્થના ચાલતા કેસમાં મદદ મેળવવા સંબંધેનો પત્ર રજુ થતાં તેની નોંધ લેવામાં આવી શ્રીયુત ધન્નુલાલજીના કાર્ય પરત્વે સહાનુભુતિ દર્શાવવામાં આવી. તથા આ કેસના અંગે અત્યાર સુધી મળેલી મદદ થએલ ખર્ચ તથા હવે પછીની જરૂરીઆત સંબંધેની વિગતો માંગવા ઠરાવવામાં આવ્યું.

૪ સરદાર વલ્લભભાઇના જેલમાં જવા બદલ તેમને અભિનંદન આપનારો તથા સરકારની દમન-નીતિને વખોડી કાઢનારો ઠરાવ પસાર કરવામાં આવ્યો.

૫ સમયાભાવે અન્ય પેટા સમિતિ નિમવાનું તથા સ્થાયી સમિતિના સભ્યોની ખાલી રહેલી જગા પૂરવાનું તથા પ્રચારકાર્ય સમિતિના ખર્ચ અને કાર્ય વ્યવસ્થાનું કાર્ય મુલતવી રાખવામાં આવ્યું.

### પેટાકમીટીઓ.

( તા. ૯-૩-૩૦ ના રોજ મળેલ કાર્યવાહી સમિતિમાં નિમાએલ પેટા કમિટીઓ. )

**૧ સુકૃત ભંડાર ફંડ કમિટીઃ—**

સભ્યોનાં નામઃ-

રા. શેઠ. લલુભાઇ ક. દલાલ, રા. શેઠ રતનચંદ ખીમચંદ, રા. શેઠ નાનજી લધાભાઇ, રા. શેઠ લાલજી ભારમલ, રા. શેઠ મેઘજી સોજપાલ, રા. શેઠ દેવજી ટોકરશી જે. પી. રા. શેઠ મણીલાલ મોતીલાલ મૂલજી, રા. શેઠ ગોવિંદજી ખુશાલભાઈ, રા. શેઠ વીરચંદ પાનાચંદ શાહ, રા. શેઠ જમનાદાસ અમરચંદ, રા. શેઠ મણીલાલ મોકમચંદ, રા. શેઠ ચીમનલાલ સીરચંદ, રા. શેઠ અમૃતલાલ કાલીદાસ, રા. શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી, રા. શેઠ મૂલચંદજી સજમલજી, રા. શેઠ ગુલાબચંદ વનાજી, રા. શેઠ ચુનીલાલ વીરચંદ રા. શેઠ અમીચંદ ખેમચંદ, રા. પંડિત ફ. ક. લાલન, રા. શેઠ ગલાલચંદ શિવજી, રા. શેઠ કાનજી કરમશી માસ્તર, રા. શેઠ નગીનદાસ કરમચંદ, રા. શેઠ છવાભાઈ પ્રતાપશી, રા. શેઠ સાંકરચંદ માણેકચંદ, રા. શેઠ કાલીદાસ સાંકરચંદ, રા. શેઠ કાનજી ઉદેસીંગ, રા. શેઠ ડૉ. પૂનશી હીરજી મૈશરી, રા. શેઠ મગનલાલ મૂલચંદ શાહ, રા. શેઠ વલ્લભદાસ ફુલચંદ મ્હેતા, રા. શેઠ વીરચંદ કૃષ્ણાજી. (અને સ્થાનિક મંત્રીઓ).

**૩ જૈનયુગ અને પ્રકાશન સમિતિઃ—**

જૈનયુગની સર્વ વ્યવસ્થા તથા કૉન્ફરન્સને લગતું પ્રકાશન કાર્ય સંભાળવા માટે નીચેના ગૃહસ્થોની પેટા સમિતિ નિમવામાં આવી છે. સભ્યોનાં નામ. રા. શેઠ મોહનલાલ દલીચંદ દેશાઈ, (૨) મોતીચંદ ગિ. કાપ-

ડીઆ. (૩) રા. ઓધવજી ધનજી શાહ. (૪) રા. જમનાદાસ અમરચંદ ગાંધી. (૫) રા. પરમાણુંદ કુંવરજી કાપડીઆ.

## ૪ પ્રાંતિક સમિતિઓની રચનાઃ—

પ્રાન્તિક સમિતિની રચના માટે વિભાગ વાર પ્રાંતિક સેક્રેટરીઓને સૂચનાઓ નીચે મુજબ આપવામાં આવી છે.

૧. કૉ. નાં બંધારણની કલમ ૧૩ અન્વયે દરેક પ્રાન્ત મા વિભાગે પોતા માટે પ્રાન્તિક સમિતિ રચવી જરૂરી છે.

૨. પોતાના પ્રાન્તના સ્થાયી સમિતિમાં (સ્ટેન્ડીંગ કમિટી) ચૂંટાએલા સભ્યો તે પ્રાન્તની સમિતિના સભાસદો ગણાશે.

૩. પ્રાંતિક સમિતિના સભ્યોની સંખ્યા વધારેમાં વધારે ૫૦) પચાશની હોવી જોઇએ; સ્થાયી સમિતિના સભ્યોની સંખ્યા બાદ જતાં બાકીની પચાશમા ઓછી રહેતી સંખ્યા માટે ચુંટણી કરવી. પચાશથી ઓછી સંખ્યા પણ રાખી શકાય. પોતાના પ્રાન્તના સ્થાયી સમિતિના સભાસદોની મીટીંગ કરી આવી પ્રાંતિક સમિતિ રચવી.

૧. સ્થાયી સમિતિના સભ્યો; (૨) પોતાના પ્રાન્તનાં મુખ્ય ગામોનો ઓછામાં ઓછો એકેક સભાસદ; (૩) બાકીના સ્થાનિક સભ્યો લેવા.

૪. આવા સભ્યો માટે પોતાના પ્રાન્તને અનુકૂળ હોય તેવી રકમ સુકૃત ભંડાર ફંડમાં ઓછામાં ઓછા ફાળા તરીકે પ્રતિવર્ષ માટે નક્કી કરી મુખ્ય કાર્યાલય (મુંબઇ)ને ખબર આપવી અને ફાળો મોકલતા રહેવું.

૫. જેઓ સ્થાયી સમિતિના સભ્યો હોય તેમણે આ પ્રાન્તિક કમિટીના સભ્ય તરીકેનો ફાળો આપવો કે નહિ તે તેની મરજી ઉપર રાખવું.

૬. આ પ્રાંતિક સમિતિની સભાએ જરૂર પડે પ્રાંતિક સેક્રેટરીઓએ પોતાના પ્રાન્તને લગતા કામકાજ કરવા માટે બોલાવવી. બને ત્યાં સુધી દર માસે બોલાવવી.

૭. પત્રવ્યવહાર, મિટીંગની મિનીટસ વિગેરે રાખવાને સ્ટેશનરી, પોસ્ટેજનું જરૂરી ખર્ચ કૉન્ફરન્સના હિસાબે કરે અને તેનો હિસાબ દરમાસે કૉન્ફરન્સ ઓફીસના મુખ્ય કાર્યાલયને મોકલતા રહેવું તથા માસિક કામકાજનો રિપોર્ટ મોકલવો.

## ૮. કામકાજઃ—

૧. કૉન્ફરન્સના ઠરાવોનો સામાન્યતઃ અમલ કરવો, કરાવવો તથા કૉન્ફરન્સનું ધ્યેય અને ઉદ્દેશો અનુસાર પોતાના પ્રાન્તને લગતાં કાર્યો કાર્યવાહી સમિતિની અનુમતિ મેળવીને કરવા.

૨. પોતાના પ્રાન્તના ગામોમાં મહાસભાની ગ્રામ્ય અને શહેર સમિતિઓ સ્થાપવી અને તે દ્વારા ઠરાવોનો અમલ કરાવવો.

૩. કેળવણીની સંસ્થાઓ જરૂર હોય ત્યાં ઉભી કરવા તજવીજ કરવી. કેળવણી લેવા ઇચ્છતા બાલક-બાલીકાઓ-વિદ્યાર્થીઓ માટે ચાલતા ગુરૂકુલો, બોર્ડીંગોમાં રહેવા, ખાવા, ભણવા વગેરેની સગવડો જરૂર હોય તેને મેળવી આપવી.

૪. કેળવણી લેવા માટે લોકોમાં પ્રેરણા કરવી અને બને ત્યા અને ત્યારે તે સંબંધે ભાષણો આપવાં, અપાવવાં.

૫. સામાજિક કુરિવાજો દૂર કરવા કરાવવા ભાષણો દ્વારા પ્રયત્નો કરવા.

૬. પાઠશાળાઓ, લાયબ્રેરીઓ ન હોય ત્યાં સ્થાપન થાય તેવા પ્રયાસો કરવા.

૭. વ્યાયામશાળાઓ સ્વયંસેવક મંડળોની જરૂરીઆત સમજાવવી, ન હોય ત્યાં સ્થાપવા પ્રયાસ કરવા. વ્યાયામને જનસેવાની અગત્ય સમજાવવી.

૮. આર્થિક દૃષ્ટિએ પ્રાન્તના જૈનોની સ્થીતિ સંબંધે ખબર મેળવી તે સુધારવા; જરૂર જણાય તો તેના ઉપાયો યોજવા અને તે સંબંધે વખતોવખત મહાસભા મારફતે રિપોર્ટ પ્રકટ કરવા યોગ્ય કરવું.

૯. કૉન્ફરન્સનો તેમજ તેને અંગે ચાલતા કાર્યોનો મુખ્ય આધાર સુકૃત ભંડારફંડ હોઇ દરેક સ્થળેથી ઠરાવનો અમલ થાય અને ફાળો પ્રતિવર્ષ કૉન્ફરન્સને મળતો રહે તેવી વ્યવસ્થા કરવી. સમિતિના બહાર ગામના સભ્યો અને શહેર અને

ગ્રામ્ય સમિતિ મારફતે તે તે ગામોમાં પ્રયાસ કરવો, અને પ્રાન્તમાં સેવાભાવી મંડળો, સંઘોની સહાય માંગી ફંડ વસૂલ કરવું અને મુખ્ય કાર્યાલયમાં મોકલી આપવું. કેળવણી, નિરાશ્રિત વગેરે અનેક ખાતાઓનો આધાર આ ફંડ ઉપર છે તે સમજાવવું.

૧૦. કૉન્ફરન્સના મુખપત્રનાં ગ્રાહકો વધારવા તથા તેના પ્રકાશનો ખરીદાય તેવી તજવીજ કરવી.

૧૧. શ્રી કૉન્ફરન્સના **એજ્યુકેશનલ બોર્ડ** મારફતે લેવામાં આવતી ધાર્મિક પરીક્ષાઓમાં દરેક ગામના વિદ્યાર્થીઓ બેસે તેવી તજવીજ કરવી. (અભ્યાસક્રમ આદિ સૂચનાઓ અત્રેથી મંગાવવી).

આ ઉપરાંત વખતો વખત કામકાજ માટે સૂચના અપાતી રહેશે.

**૫. પ્રચારકાર્ય અને પ્રાંતિક સેક્રેટરીઓના રિપોર્ટ.**

૧. કચ્છ **વિભાગના** પ્રાંતિક સેક્રેટરી **શ્રી ક્ષમાનંદજી શ્રીજીમહાજ** લખી જણાવે છે કેઃ—**તા.૩૦-૩-૩૦** ના રોજે માંડવી તાબે **મેરાઉ** ગામમાં જૈનોની ધર્મશાળા મધ્યે એક જાહેરસભા (આપણા સમાજની) ભરવામાં આવી. કૉન્ફરન્સના હેતુ અને ઉદ્દેશ સમજાવી જુન્નેર મુકામે પસાર થએલા ઠરાવો વાંચી સંભળાવવામાં આવ્યા અને દરેક ઠરાવો પર વિવેચન કર્યું. ભાષણ બે કલાક ચાલ્યું. પરિષદનું નામ સરખું ન જાણનાર વર્ગમાં પણ એની શ્રેષ્ઠતા સ્વીકારવામાં આવી. જાહેરસભાએ પરિષદનો વિજય ડંકો હિંદભરમાં વાગે એવી મનોભાવના જાહેર કરી.

૨. **તા. ૩૧-૩-૩૦** ના રોજે માંડવી તાબે **બારા** મુકામે જૈન મહાજન વાડીમાં જૈનોની પ્રચંડ સભા મળી. સભાનો સમય રાત્રિનો હોવા છતાં સ્ત્રી પુરૂષોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. અહિં પણ બે કલાક ભાષણ ચાલ્યું. બાડા ગામમાં જાહેર પ્રવૃત્તિ કે કોઇ પણ સામાજીક વા રાજકીય ચળવળનું નામ નિશાન નથી. બહુજ જૂના વિચારનું સ્થીતિચુસ્ત ગામ છે, પણ આ ભાષણથી જૈનસમાજમાં સારી જેવી જાગૃતિ આવી છે અને સમાજે પરિષદ પ્રત્યે પોતાની આંતરિક સદ્ભાવના જાહેર કરી તેની ફતેહ ઇચ્છી છે.

૩. **તા. ૬-૪-૩૦** ના રોજ માંડવી તાબે **લાયજા ગામે શેઠ રવજીભાઇ સોજપાળની** આગેવાની તળે જાહેરસભા મળી. શેઠ રવજીભાઇએ વકતાની ઓળખાણ આપ્યા બાદ 'પરિષદની ઉપયોગિતા અને આપણી ફરજ' એ વિષય પર લગભગ બે કલાક ભાષણ અપાયું. તેમાં પરિષદના "હાનિકારક રિવાજો" વાળા ઠરાવ પર ખૂબજ ભાર દઇને નાબુદ કરવા મજબુત અપીલ કરી. પરિણામે રવજીભાઇના અનુમોદનથી 'મરણ પાછળનાં ખર્ચ' બંધ કરવા માટે ખૂબ ચર્ચા થઈ. દરેકજણે આ રિવાજ નિરૂપયોગી હોવાનું સ્વીકાર્યું. સભાએ આ હાનિકારક રિવાજ થોડા વખતમાંજ મહાજનની ધોરણ સર સભા મેળવી નાબુદ કરવાનો ઠરાવ કરવા નક્કી કર્યું.

તે ઉપરાંત એક **મિત્રમંડળની સ્થાપના** કરી બાળકો અને યુવાનોને તાલીમ આપી કેળવવા માટેની જરૂરીઆત સ્વીકારાઈ. આ સભામાં મેદની ખુબ જામી હતી. સભાસ્થાન વિશાળ હોવા છતાં જનતાથી સંકીર્ણ બન્યું હતું. પરિષદ પ્રત્યે સભાએ પોતાની આંતરિક સહાનુભૂતિ જાહેર કરી.

પરિષદના કાર્ય માટે ત્રણ ગામોમાં સભા મેળવી છે. અને લોક લાગણી વધતી જાય છે. પ્રાંતિક સમિતિ રચવા માટે પ્રયત્ન ચાલુ છે.

**દીક્ષાનો ઠરાવ—**જે પરિષદે પસાર કર્યો છે તે કચ્છમાં સંપૂર્ણ રીતે અમલમાં આવશે. કચ્છના માટે તો આ ઠરાવ બહુ મોળો છે એટલે એનો અમલ સહેલ વસ્તુ છે.

૪. **જામનગર**—હાલાર વિભાગ પ્રાંતિક સેક્રેટરી **શેઠ મોતીચંદ પાનાચંદ મહેતા** લખી જણાવે છે કેઃ—શ્રી જુન્નેર મુકામે મળેલ જૈનશ્વેતાંબર કૉન્ફરન્સમાં જે ૨૧ એકવીશ ઠરાવો સર્વાનુમતે કૉન્ફરન્સે મંજૂર કર્યા છે, તેજ ૨૧ એકવીશ ઠરાવો અત્રે પરમ પૂજ્ય મુ. શ્રી. રામવિજયજી

મહારાજશ્રીના અધ્યક્ષપદે તા. ૧૧-૪-૩૦ ના રોજ ઉજવાએલ શ્રી મહાવીર પ્રભુની જન્મ જયન્તીના સુમંગલ અવસરે એકત્ર થએલ ચતુર્વિધ સંઘે માન્ય રાખી તેને ટેકો આપેલ છે. ચતુર્વિધ સંઘના ફરમાનથી અતિ સંક્ષેપમાં વાંચી રજુ કરનારઃ-ડૉ. ગુલાબચંદ મૂલચંદ બાવીશી આફ્રીકાળા M. D. L. M. P. H. etc.

ટેકો આપનારઃ-શ્રીમાન આગેવાન શેઠ ઝવેરી ઝવેરચંદભાઇ પ્રાગજી, વધુ ટેકોઃ શ્રી પાર્વતીબાઇ જૈન કન્યાશાળાના ટ્રસ્ટી શ્રીમાન્ મોતીચંદ પાનાચંદ મહેતા. (સર્વાનુમતે પસાર). લિઃ શા. ઝવેરચંદ પ્રાગજી, સાંકળચંદ નારાયણજી શાહ, મેતા ટોકરશી પાનાચંદ, તારાચંદ પાનાચંદ, પારખ હઠીસંગ માનસંગ, શેઠ પ્રભારામ હરખચંદ, દોશી પદમશી દામજી, મોતીચંદ પાનાચંદ (ની સહીઓ છે).

૫. **પાલણપુર-વિભાગ** પ્રાંતિક સેક્રેટરી શ્રી. **મણીલાલ ખુશાલચંદ પારી.** આચાર્ય મહારાજ શ્રી વિજ્યકેસર સૂરિજીનાં શિષ્ય ન્યાયવિજયજીની પંન્યાસ પદ્દી પ્રસંગે ફાગણ શુદિ ૩ **સીપોર** આવવું થયું. શુદ ૪ ના દિવસે તેઓશ્રીના વ્યાખ્યાન પ્રસંગે 'કૉન્ફરન્સની જરૂર દસ્તિ-આજ સુધી કરેલ કાર્યો-ઠરાવો-તેને ટકાવી રાખવા અને સુકૃત ભંડાર ફંડ મોકલી આપવા સારી રીતે સમજાવવામાં આવ્યું. શુદ ૫ **વડનગર.** શુદ ૬ **વીસનગર** આવી સભા બોલાવી શુદ ૭ સભા રાખવામાં આવી પરંતુ તે દિવસે મૃત્યુ થતા સભા બંધ રાખવી પડી. સીપોર તથા વડનગરનું વસ્તી પત્રક ભરાવવામાં આવેલ છે.

૬ **સુરત જીલ્લા પ્રાંતિક સમિતિ**—સુરતના વતની અને કૉન્ફરન્સના એક રેસીડેન્ટ જનરલ સેક્રેટરી **શ્રીયુત રણછોડભાઇ રાયચંદ ઝવેરીને** જૂન્નર અધિવેશન મેળવી અથાગ શ્રમ સેવ્યો અને આત્મભોગે કામ કરવા બદલ અભિનંદનનો મેળાવડો થયો. સુરત જીલ્લા યુવક સંઘના આશ્રય હેઠળ જૈન કૉન્ફરન્સ અને આપણી ફરજ એ વિષય ઉપર નગીનચંદ હૉલમાં જાહેર વ્યાખ્યાન થયું હતું જે વખતે કૉન્ફરન્સના ખાસ આગેવાન કાર્ય કર્તાઓ પધાર્યા હતા. જેનો ટુંક અહેવાલ આ સાથે જૂદો મોકલ્યો છે. **પ્રાંતિક સમિતિની** સ્થાપના કરવામાં આવી છે અને વ્યવસ્થિત કાર્ય ટુંક સમયમાં શરૂ કરવામાં આવશે. પ્રાંતિક સેક્રેટરી શ્રીયુત **જીવણલાલ કપુરાજીને** પોતાના દરેક કાર્યમાં **રા. ઉજમશી** ત્રી. શાહે દરેક જાતની મદદ આપવા સ્વીકાર્યું છે.

૭ **વડોદરા-ખેડા વિભાગ** પ્રાંતિક સેક્રેટરી **રા. વાડીલાલ મગનલાલ વૈદ્યઃ**-શ્રી મહાવીર જયંતી પ્રસંગે એક ખાસ મેળાવડો યોજવામાં આવ્યો હતો જેનું પ્રમુખ સ્થાન કૉન્ફરન્સના એક રેસીડેન્ટ જનરલ સેક્રેટરી **રા. શેઠ છોટાલાલ પ્રેમજીએ** સ્વીકાર્યું હતું. અંગબળ અને કસરતના આકર્ષક પ્રયોગો શ્રી વીરવ્યાયામ મંડળના વિદ્યાર્થીઓએ કરી બતાવ્યા હતા. આ મંડળને **શેઠ રણછોડભાઈ રાયચંદ ઝવેરી** તરફથી રૂ. ૨૫) તથા **શેઠ કાનજી રવજી** તરફથી રૂ. ૨૫) ની ભેટ આપવામાં આવી હતી. 'કૉન્ફરન્સ અને આપણી ફરજ' એ વિષય ઉપર જાહેર વ્યાખ્યાન થયું હતું. સભાનું પ્રમુખસ્થાન અત્રેના સુપ્રસિદ્ધ **ડૉક્ટર બાલાભાઇ મગનલાલ** નાણાવટીએ સ્વીકાર્યું હતું. જેમણે સુકૃત ભંડાર ફંડમાં અપીલ થતાં રૂ. ૫૧) ભરી આપ્યા હતા. અત્રેના યુવક સંઘે સૂતરના હાર મુબઇથી પધારેલા આગેવાનોને પહેરાવી તેમને માન આપ્યું હતું. પ્રાતિક સમતિની રચના કરવામાં આવી. વ્યવસ્થીત કાર્ય તુરતમાંજ શરૂ કરવામાં આવશે.

૮. **ઉત્તર-વિભાગ** ના પ્રાતિક સેક્રેટરી શેઠ **મુળચંદ આશારામ વૈરાટી** અમદાવાદ તેમજ આસપાસના ગામોમા કૉન્ફરન્સના ઠરાવોને અમલમાં મૂકાવવા તુરતમાંજ બહાર નિકળવા વકી છે. ઠરાવો તથા બંધારણની કાપીઓ પ્રતિષ્ઠિત બંધુઓ ઉપર 'સંઘ સમસ્ત' કરી મોકલી આપેલ છે અને શ્રી સુકૃત ભંડાર ફંડ નિયમિત રીતે વસૂલ આવે તે માટે ખાસ પત્ર દ્વારા તેમણે વિનંતિ કરી છે. તેઓએ પ્રાંતિક સમિતિ નીમવા માટે પણ સ્કીમ તૈયાર કરી રાખેલ છે જે પ્રવાસમાં નિકળ્યા પછી અમલમાં મૂકવા ધારે છે.

### ૯. મુંબઈમાં જાહેર સભા:—

મુંબઇમાં ગત તા. ૯ મીએ માર્ચ ૧૯૩૦ રવિવારના દિવસે મહાવીર જૈનવિદ્યાલયના હોલમાં '**કોન્ફરન્સના સંદેશ**' ને અંગે જાહેરસભા મળતાં શ્રી હરિલાલ માન્કરના પ્રાથમિક નિવેદન પછી શાહ વીરચંદ પાનાચંદની દરખાસ્ત અને શેઠ મગનલાલ મુળચંદના ટેકાથી **શેઠ નાનજી લધાભાઇને** સભાનું પ્રમુખસ્થાન આપવામાં આવ્યું, બાદ મુખ્ય વક્તા શ્રી મોહનલાલ દલીચંદ દેશાઈ બી. એ. એ જુન્નેરની પ્રાચીનતા અને ગૌરવ ઉપર વિવેચન કરવા બાદ પરિષદ મળવા પૂર્વેની સ્થિતિ, મહારાષ્ટ્રીય ભાઇઓના કોન્ફરન્સને સફળ કરવાની અડગ ભાવના, પ્રતિનિધિઓ અને કોન્ફરન્સને અંગે આવેલ ગમે તે વર્ગનું અતિથ્ય કરવા માટે રાખવામાં આવેલ સુંદર વ્યવસ્થા અને શાન્તિપૂર્વક કામ કરવાની અખત્યાર કરવામાં આવેલ પદ્ધતિ સમજાવી હતી. છેવટ સમય ધર્મ અને આજના યુગની પ્રગતિને લક્ષમાં લઇ પસાર કરવામાં આવેલા ઠરાવો ખાસ કરીને દીક્ષા વિગેરેના, મહત્વના અને જરૂરી હોવાનું સૂચવી પોતાનું ભાષણ સમાપ્ત કર્યું હતું. બાદ મી. મોહનલાલ બી. ઝવેરીએ કૂપ મંડુકવૃત્તિ છોડી વિશાળતામાં પ્રવેશ કરવા અને વ્યાપાર વિકાસ તથા અંગ્રેજીને અંગે કોન્ફરન્સે જે ઠરાવો પસાર કર્યા છે તે દિશામાં કાર્યની શરૂઆત કરવાની અગત્ય દર્શાવી હતી. બાદ પં. લાલને સંઘ-સંહતિ ઉપર બોલવા પછી દીક્ષાના ઠરાવને અંગે જણાવ્યું કે-આપણે દીક્ષાના વિરોધી નથી પરંતુ અયોગ્યતાના વિરોધી છીએ. દીક્ષા એ સાધન છે અને પ્રભુ મહાવીર જેટલો વિકાસ એ સાધ્ય છે માટે દીક્ષામાં સુવર્ણની પસંદગી યોગ્ય ગણાય, પીચગોલ્ડથી અયોગ્યને દીક્ષા આપવી એ પીચગોલ્ડ લેવા જેવું ગણાય. બાદ પંડિત આણંદજીભાઇએ અડધા કલાક સુધી પ્રભાવીક વક્તવ્ય રજુ કરતા જૈનસમાજનું પુર્વે જૈનત્વ અને અત્યારે થયેલ વિચારણીય પરિસ્થિતિનું સુંદર શબ્દોમાં ચિત્ર રજુ કર્યું, અને રા. રાજુકર તથા રા. મણીલાલ સુંદરજીના વક્તવ્ય પછી પ્રમુખશ્રીએ ઉપસંહાર કરતા કોન્ફરન્સના ઠરાવોની સમાલોચના રજુ કરી તેને અમલમાં મૂકવામાં ભલામણ કરી હતી, છેવટે રા. મોતીચંદ ગી. કાપડીયાએ પ્રમુખાદિનો આભાર માનવા બાદ સભા વિસર્જન કરવામાં આવી હતી.

### ૧૦ સુરતમાં જાહેરસભા.

જુન્નેર જૈન કોન્સફરન્સના નિર્ણયોનું રહસ્ય સમજાવવા ગયા રવિવારે જૈનોની જાહેર સભા શેઠ **દલીચંદ વીરચંદના** પ્રમુખસ્થાને નગીનચંદ હોલમાં મળતાં કોન્સફરન્સના આગેવાન કાર્યવાહકોએ મુંબઇથી આવી આ સભામાં હાજરી આપી હતી. તેમજ શહેરના આગેવાન ગૃહસ્થોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. પ્રારંભમાં પ્રમુખશ્રીએ નિવેદન રજુ કરતાં કેળવણીના ફેલાવા અને સમાજમાં આજે બીજી જે જરૂરીઆતો ઉભી છે તેને પહોંચી વળવા સુકૃત ભંડાર ફંડને વધાવી લેવાની વિનતી કરી, બાદ શ્રી મકનજી જુઠાભાઈ મહેતા. બાર-એટ-લો એ કોન્ફરન્સના આદર્શને અંગે વિવેચન કરી આજની રાજકીય લડતમાં જૈનોના સ્થાનને અંગે જણાવ્યું કે હાલમાં રાષ્ટ્રિય લડત ચાલી રહી છે તેમાં મદદ આપવી એ આપણું કર્તવ્ય છે. કોન્ફરન્સ મહાત્માજીની સરદારી નીચે ચાલતી લડતમાં ભાગ લેવાની જૈન સમાજને ભલામણ કરે છે. દેશને ખાતર જૈનો પણ પોતાનો ભોગ આપવામાં કોઇપણ રીતે ઉતરે એમ નથી તે બતાવી આપવા માટે બળીદાન આપવા આજે આબાલવૃદ્ધે તૈયાર થવાની ફરજ છે. મહાત્માજીનો વિહાર જૈન સાધુ જેવો છે. તેમનો ઉપદેશ અને જીવન પણ જૈન સાધુના જેવુંજ છે. આપણા પરમ પુજ્યોએ જે સૂત્ર આપ્યું છે તે સૂત્ર તેઓ જગતને આપી રહ્યા છે. બાદ કોન્ફરન્સનું આગામી અધિવેશન પોતાના આંગણે મેળવવાનો યશ સુરત મેળવવા ભાગ્યશાળી નીવડે એવી ઇચ્છા સાથે કોન્ફરન્સની કાર્યરેખાને અંગે જણાવ્યું છે કે દુનીયામાં જૈન સાહીત્યની કીર્તિ જળકી રહી છે છતાં યુનીવરસીટીમાં જૈન સાહિત્યનું નામ ન હતું. જૈન કોન્ફરન્સ પછી મુંબઇ, કલકત્તા અને બનારસ યુનીવરસીટીમાં જૈન સાહિત્ય દાખલ કરવામાં આવ્યું છે.

હાલમાં જૈન સાહિત્ય શીખવવા માટે બનારસ યુનીવરસીટીમાં રૂા. ચાલીશ હજાર આપવાનો જુન્નેર કોન્ફરન્સે ઠરાવ કર્યો છે. આપણી કોમના પરદેશ કેળવણી લેવા જતા અભ્યાસકોને પણ કોન્ફરન્સ મદદ કરે છે. સરકાર આપણી પવિત્ર જીન-પ્રતિમાઓ વિલાયતમાં લઈ જાય ત્યાં પ્રદર્શનમાં મૂકે છે. આ કમથી આશાતના લાગે એમ જાણી તેનો પ્રતિબંધ કરવા હાલમાં કોન્ફરન્સે તે કાર્ય હાથ કર્યું છે. અને તે કામ શ્રીયુત સારાભાઈ નેમચંદ હાજીને સોંપવામાં આવ્યું છે. આ ઉપરાંત રાજકીય દૃષ્ટિએ કોન્ફરન્સની લડતનો ખ્યાલ આપવામાં આવ્યા બાદ શ્રી મોતીચંદ ગીરધરલાલ કાપડીયાએ કોન્ફરન્સના કાર્ય-પ્રદેશ ઉપર પ્રકાશ પાડતા જૈન સમાજનું હૃદય જીવતું છે એ વાત સ્પષ્ટ કરી હતી. બાદ પંડીત આણંદજીએ જણાવ્યું કે આજે દેશના સરદારો ખડે પગે ઉભા છે ત્યારે જૈન યુવાનો પોતાના ભૂતકાળીન ગૌરવ પર મીટ માંડવામાં ચુકશે ? રાષ્ટ્રનું પરિવર્ત્તન યુવાનોએ કર્યું છે. એ જગતનો ઇતિહાસ પોકારે છે. રામચંદ્ર, શ્રીકૃષ્ણ, શ્રી મહાવીર, શ્રી ગૌતમબુદ્ધ જેવાએ યુવાવસ્થામાં જે કાર્ય કર્યા છે તે સૌને વિદિત છે. આપણા મહાપુરૂષોએ પરિવર્તન કર્યા છે આજે પણ આપણે પરિવર્તન માંગીએ છીએ જે કરવાનો આપણો જન્મ સિદ્ધ હક છે. ત્યારબાદ શ્રી મોહનલાલ દલીચંદ દેશાઇ. B. A. LL. B., શ્રી છોટાલાલ પ્રેમજી શેઠ મગનલાલ મૂળચંદ વિગેરેએ પ્રાસંગીક વિવેચનો કર્યા હતાં. બાદ સુકૃત ભંડાર ફંડની શરૂઆત કરવામાં આવતાં લગભગ રૂપિયા પાંચસો નોંધાયા હતા. છેવટે પ્રમુખશ્રીના યોગ્ય ઉપસંહાર પછી સભા વિસર્જન કરવામા આવી હતી.

## ૧૧ વડોદરામાં કૉન્ફરંસનું પ્રચાર કાર્ય.

મુબઇથી શ્રી મહા વીર જયંતી ઉજવવા અને પરિષદના પ્રચાર કાર્ય માટે ખાસ બોલાવેલી સભામાં હાજરી આપવા શેઠ ઝવેરી રણછોડભાઈ રાયચંદ, શેઠ છોટાલાલ પ્રેમજી, શેઠ કાનજી રવજી, પં૦લાલન, પં૦ આણંદજી વગેરે તા. ૧૨ મી એપ્રિલના દિવસે ત્યાં ગયા હતા.

શ્રી મહાવીર સ્વામીના માન અર્થે નીકળેલા સરઘસમાં સૌએ ભાગ લીધો હતો અને શેઠ છોટાલાલ પ્રેમજીના પ્રમુખપણા હેઠળ મળેલી સભામાં હાજરી આપી હતી. સભામાં પ્રસંગાનુસાર ભાષણો થયા હતા જે વેળાએ પ્રેક્ષકોની મોટી હાજરી હતી. વીર વ્યાયામ મંદીરના વીદ્યાર્થીઓએ કસરતના ખાસ આકર્ષક પ્રયોગો કરી દેખાડ્યા હતા.

રાતના ૮ વાગે જાણીતા તબીબ અને ૧૦ મી જૈન કોન્ફરન્સના પ્રમુખ ડૉ૦ **બાલાભાઈ નાણાવટીના** પ્રમુખપણા હેઠળ જૈનોની એક જંગી સભા મળી હતી તેમાં રેસીડેન્ટ જનરલ સેક્રેટરી શેઠ છોટાલાલ પ્રેમજીએ કોન્ફરન્સના હેતુઓ સમજાવતાં પરીષદનો ઇતીહાસ આપ્યો હતો. તેમણે જુન્નેર કોન્ફરન્સની અપુર્વ ફતેહપર ભાર મેલતાં પરોણા અને ડેલીગેટોના સ્વાગત માટે તૈયારીઓ વખાણ કર્યા હતા અને કોન્ફરન્સે કેળવણીવીષયક કરેલા ઠરાવો પર ભાર મેલતાં સુકૃત ભંડારના ફંડ માટે અપીલ કરી હતી.

ઝવેરી મુલચંદ આશારામે (અમદાવાદ નિવાસી) જૈન બેંક હાઉસીંગ સોસાયટી તથા સુકૃત ભંડાર પરીષદને સોપવા વગેરેને લગતા કોન્ફરન્સે જે ઠરાવો કર્યા હતા તેની સમજ આપી હતી.

પં૦ આણંદજી જુસ્સાદાર શબ્દોમાં મોટી સંખ્યામાં એકઠા થઇ કોન્ફરન્સની પ્રવૃત્તિને ટેકો આપવા અને દીક્ષા સંબંધીના ઠરાવની મજબુત હીમાયત કરવા અપીલ કરી હતી.

પં. લાલને પણ તેને અંતઃકરણથી ટેકો આપવા અને સુકૃત ભંડાર ફંડને મદદ કરવા અપીલ કરી હતી.

શ્રી. વાડીલાલ વેદ પ્રાંતીક કમીટી સ્થાપવા અને તેમાં વડોદરા અને કમીટીને સ્થાન આપવા જણાવ્યું હતું

સુકૃત ભંડાર ફંડને ત્યાંજ મદદ મળી હતી.

જૈન યુવકસંઘે પરોણાઓને હારતુરા પહેરાવ્યા પછી સભા વીસર્જન થઈ હતી.

## ૧૨. તા. ૬-૪-૩૦, રવિવારના રોજ મળેલી કાર્યવાહી સમિતિની બેઠકનો ટુંક અહેવાલ.

ઉપર જણાવેલ દિવસે કૉન્ફરન્સ ઑફીસ-પરિ-

૫૬ કાર્યાલયમાં કાર્યવાહી સમિતિની એક બેઠક બપોરના સ્ટા. ટા. ૨-૩૦ વાગતે મળી હતી જે વખતે સભાનું પ્રમુખ સ્થાન રા. શ્રીયુત મકનજી. જે. મ્હેતા-જેઓ આ સમિતિના ઉપપ્રમુખ છે-તેમણે લીધું હતું. સભાસદોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. કામકાજ નીચે મુજબ થયું હતું.

૧. જુન્નર અધિવેશનમાં નિમાએલ પ્રચાર સમિતિના સભ્યોના પ્રવાસ તથા તે અંગે થનાર ખર્ચ સબંધે ચર્ચાને અંતે ઠરાવવામાં આવ્યું કે જે જે વિભાગ માટે સભ્યોની નિમણુંક થઇ છે તે તે વિભાગમાં નિમાએલ સભ્યોએ ઠરાવો અમલમાં મૂકવા, સુકૃત ભંડાર ફંડ વસૂલ કરવા કરાવવાનું વગેરે કામ કાજ કરવું. પ્રવાસાદિ ખર્ચ આપવું. રેલ્વેનું થર્ડ ક્લાસનું ભાડું આપવું. આ સભાસદો પૈકી કોઇને બીજા વિભાગમાં મોકલી શકાય એવું હોય અને તેઓ જઇ શકે તેમ હોય ત્યાં તેવો ફેરફાર કરવો. આ સબંધે પત્ર વ્યવહાર કરી સેક્રેટરીઓએ યોગ્ય કરવું. યતિ શ્રી બાલ ચંદ્રાચાર્યને બીરાર વિભાગમાં તેમની માંગણી મુજબ કૉન્ફરન્સનાં પ્રચાર કાર્ય માટે નિમવામાં આવ્યા. પં. લાલનને કચ્છ, પં. આણંદજીને ગુજરાત વિભાગમાં તેમજ ઝવેરી મૂલચંદ આશારામને કાઠીયાવાડ માટે નિયુક્ત કરવામાં આવ્યા.

૨. સ્થાયી સમિતિના સભ્યોની ખાલી રહેલી જગાઓ પૂરવા માટે તે તે વિભાગના પ્રાંતિક સેક્રેટરીને એક માસમાં તેવી નિમણુંક કરવા જણાવવું અને તેમ ન બને તો સ્થાનિક મહામંત્રીઓએ તે જગાઓ પૂરવા ગોઠવણ કરવી.

૩. પેટા કાનુનો ઘડનારી પેટા સમિતિએ કરેલો રિપોર્ટ રજુ થતાં કાર્યવાહી સમિતિના કામકાજના નિયમો નિર્ણીત થયા તે-આ સાથે છાપવામાં આવ્યા છે.

૪. સભાસદોને જૈનયુગ વિના મૂલ્ય આપવા સબંધે શેઠ કકલભાઇ બી. વકીલનો ઠરાવ રજુ થતાં ઠરાવવામાં આવ્યું કે 'જૈનયુગ અને પ્રકાશન સમિતિનો રિપોર્ટ રજુ થયા પછી તે પર વિચાર કરવો.

૫ શ્રી પાવાપુરીજીના ચાલતા કેસ માટે બાબુ ધન્નુલાલજી તરફથી રૂા. ૧૫૦૦૦)ની મદદની જરૂર હોવાનો બીજો પત્ર આવેલો તે રજુ થતાં વિચાર કર્યા બાદ શ્રી શત્રુંજય પ્રચારકાર્ય ફંડની જે શિલક બાકી રહે છે તેમાંથી રૂા. ૨૦૦૦) બે હજાર આપવા ઠરાવવામાં આવ્યું.

**૧૩. કાર્યવાહી સમિતિના પેટા કાનુનો** ઘડવા જે પેટા સમિતિ નીમાઇ હતી તેના રિપોર્ટ ઉપર તા. ૬-૪-૧૯૩૦ની કાર્યવાહી સમિતિએ વિચાર કરી સર્વાનુમતે નીચેના નિયમો પાસ કર્યા છે:—

૧. **કોરમ**—મિટીંગ માટે ૧૫ મેંબરોનું (સભ્યોનું) કોરમ ગણાશે.

૨. **કોરમ ન હોય તો**—મિટીંગ (સભા) માટે નક્કી કરેલા વખત પછી ૩૦ મિનીટની અંદર જરૂરી કોરમ (કાર્ય સાધક હાજરી) ન થાય તો બીજા અઠવાડીઆમાં તેજ દિવસે, વખતે અને જગ્યાપર મીટીંગ (સભા) મુલતવી રહેશે. અને જો એવી મુલતવી રહેલ મિટીંગમાં જરૂરી કોરમ ન થાય તો હાજર રહેલા મેંબરોનું કોરમ ગણાશે અને જે કામ માટે મિટીંગ બોલાવવામાં આવી હોય તે જ કામકાજ તેઓ બજાવી શકશે.

૩. **મીટીંગના પ્રમુખ**—દરેક મિટીંગમાં પ્રમુખ અને તેમની ગેરહાજરીમાં ઉપ-પ્રમુખ પ્રમુખસ્થાન લેશે. જો પ્રમુખ કે ઉપ-પ્રમુખ મિટીંગ ભરવા માટે નક્કીકરેલા વખત પછી પંદર મિનીટની અંદર હાજર ન થાય તો, હાજર રહેલા મેંબરો પોતામાંથી એકને પ્રમુખસ્થાન લેવા માટે ચુંટી કાઢશે.

૪. **બહુમતિથી નિર્ણય**:—હાજર રહેલા મેંબરોની બહુમતિથી મિટીંગમાં રજુ કરવામાં આવેલા દરેક સવાલના નિર્ણય કરવામાં આવશે. જો મત સરખા હશે તો મેંબર તરીકેના પોતાના મત ઉપરાંત એક વધારાનો મત ચેરમન આપશે.

૫. **મિટીંગના પ્રકારો**—સામાન્ય રીતે મહિનામાં એક વાર સ્થાનિક મહા-મંત્રીઓ કાર્યવાહી સમિતિની મિટીંગ બોલાવશે. પરંતુ ખાસ મિટીંગો કોઇપણ વખતે બોલાવી શકશે, અને મેંબરોના ૧૫ કે વધુ મેંબરોના રેકવીઝીશન-Requisition (વિ-

નીતિ પત્ર) ઉપરથી એક ખાસ સભા તેઓએ બોલાવવીજ જોઇશે.

૬: મીટીંગની નોટીસ—અસાધારણ પ્રસંગ સિવાય, દરેક પ્રકારની મિટીંગ બોલાવનારો સરક્યુલર (ખબર પત્ર) દરેક મેમ્બરને મિટીંગના વખતની ઓછામાં ઓછા ૨૪ કલાક આગળ મળવો જોઇશે.

૭. કોષાધ્યક્ષ કોણ ?—સ્થાનિક મહા-મંત્રીઓ કોષાધ્યક્ષ (ખજાનચી) તરીકે પણ કામકાજ કરશે.

૮. સુકૃત ભંડાર ફંડના ફાળાની વસૂલાતઃ—દરેક સભ્યે પોતાનો સુકૃત ભંડાર ફંડનો ફાળો વધારેમાં વધારે ચાર માસની અંદર દર વર્ષે ભરી દેવો જોઇશે. મજકુર મુદ્દત પછી તેવો ફાળો નહીં ભરનાર સભ્ય તરીકે બંધ થએલો ગણવામાં આવશે.

નોંધઃ-પહેલાં એટલે ચાલુ સાલ માટે સુકૃત ભંડાર ફંડનો ફાળો ભરવાની મુદ્દત કૉન્ફરંસ ભરાયાની તારીખથી ચાર માસ ગણી તે દરમીઆન ભરી આપવો, તથા પછીના વર્ષોમાં કારતક શુદિ ૧ થી ચાર માસની મુદ્દતમાં ભરી આપવો જોઇશે.

૧૪. પ્રકીર્ણઃ—

સ્થાયી સમિતિમાં નિમાએલ સભ્યોને તેઓની જુન્નર અધિવેશનમાં થએલ નિમણુંકના ખબર આપવામાં આવ્યા. આ સમિતિના લગભગ ઘણા ખરા સભ્યોએ પોતાનો ચાલુ વર્ષનો સુકૃત ભંડાર ફંડનો ફાળો મોકલી આપ્યો છે. જેઓ તરફથી તેવો ફાળો હજુ સુધી મોકલવામાં આવ્યો ન હોય તેમને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે પોતાનો ફાળો તુરત કૉન્ફરન્સ ઑફીસ ૨૦, પાયધુની મુંબઇ એ શીરનામે મોકલી આપવો.

શારડા એકટઃ—શ્રી હરબિલાસ શારડાને અધિવેશને પસાર કરેલા ઠરાવ અન્વયે અભિનંદન આપનારો પત્ર લખવામાં આવ્યો.

હાઇજીલઃ—સદરહુ બિલ દેશહિતને અનુલક્ષી મંજુર કરવા માટે ધારાસભા તથા તેમાં બિરાજતા સભ્યોને આ બિલને સંપૂર્ણ સહાનુભૂતિ આપવા લખી જણાવવામાં આવ્યું.

વસ્તી ગણત્રીઃ—આગામી વસ્તીપત્રકમાં જૈનોની સંખ્યાના આંકડા જૂદા દેખાડવા માટે પત્રવ્યવહાર શરૂ કરવામાં આવ્યો છે.

કેળવણીને લગતા આંકડાઓ ના. સરકાર તથા મ્યુનીસીપલ શાળાઓના વાર્ષિક રિપોર્ટોમાં જૈન વિદ્યાર્થીઓ માટે જૂદા પ્રકટ થવા બાબત જણાવવામાં આવતાં અમને જણાવ્યું છે કે તેવા આંકડાઓ જૂદા બહાર પાડવામાં આવે છે.

ના. વાઇસરૉયને અધિવેશને પસાર કરેલા નં. ૩-૯-૧૦ અનુક્રમે હાઇજીલ (કોસ્ટલ રેઝર્વેશન બિલ) હુંડીઆમણ તથા બેંક વહીવટને લગતા ઠરાવો મોકલી આપવામાં આવ્યા છે અને લાગતાવળગતા ખાતાઓની જાણ માટે મોકલી આપવામાં આવ્યાનું જણાવવામાં આવે છે.

જૈનચેર—બનારસ વિશ્વવિદ્યાલયમાં જૈનચેર સ્થાપવાને લગતા ઠરાવ અન્વયે સદરહુ યુનીવર્સીટી સાથે અત્યારસુધી ચાલેલ પત્રવ્યવહાર ધ્યાનમાં લેતાં નિર્ણિત થએલ શરતોવાળાં કરારનામાંનો ડ્રાફ્ટ-ખરડો તેમને મોકલવામાં આવ્યો છે. જે સ્વીકારાએથી રૂા. ૪૦ હજાર મોકલવામાં આવશે.

પ્રાંતિક સમિતિઓની સ્થાપના માટે જૂદા જૂદા વિભાગના સેક્રેટરીઓને સૂચના પત્રક જે અન્યત્ર છપાએલ છે તે મોકલવામાં આવ્યું છે. સુરત, વડોદરામાં સમિતિની સ્થાપના થઇ ચુકી છે. કચ્છમાં થોડા સમયમાં થશે. અન્ય સેક્રેટરીઓને તુરત તે કાર્ય અમલમાં મૂકવા સૂચના કરવામાં આવી છે.

સુકૃત ભંડાર ફંડ—બીરાર સી. પી. માં એક ઉપદેશક મી. કરસનદાસને મોકલવામાં આવ્યા છે. પાલણપુર વિભાગમાં ઉપદેશક મી. વાડીલાલ સાંકલચંદ શાહને મોકલવામાં આવ્યા છે. શેઠ હીરાચંદ વસનજીએ આ ફંડમાં સ્વેચ્છાએ રૂા. ૧૦૦) અંકે એકસો પોરબંદરથી મોકલી આપ્યા છે. તેમની આ ઉદારતા બદલ તેમનો આભાર માનીએ છીએ.

કૉન્ફરન્સ નિભાવ ફંડ—જુન્નર મુકામે મળેલ અધિવેશન વખતે આ ફંડમાં ભરાએલ ઘણી-

| નંબર | નામ | સેન્ટર | મા. | ઇ.રૂ. |
|---|---|---|---|---|
| ૫૭ | લાલભાઇ મફતલાલ | અમદાવાદ | ૬૫ | ૧ |
| ૫૮ | કાંતીલાલ ગિરધરલાલ | અમદાવાદ | ૬૫ | ૧ |
| ૫૯ | ધીરજલાલ ગોરધનદાસ | ભાવનગર | ૬૪ | ૧ |
| ૬૦ | ચંદુલાલ ગુલાબચંદ | ડીસા-રાજપુર | ૬૪ | ૧ |
| ૬૧ | રતીલાલ સકરચંદ | અમદાવાદ | ૬૪ | ૧ |
| ૬૨ | રમણલાલ ભોગીલાલ | ખંભાત | ૬૪ | ૧ |
| ૬૩ | નંદલાલ કસ્તુરચંદ | લીંબડી | ૬૪ | ૧ |
| ૬૪ | રતીલાલ પ્રાણજીવન | લીંબડી | ૬૪ | ૧ |
| ૬૫ | ધીરજલાલ કેશવલાલ | ,, | ૬૩ | ૧ |
| ૬૬ | માણેકલાલ છોટાલાલ | પાટણ | ૬૩ | ૧ |
| ૬૭ | હીંમતલાલ માણેકલાલ | ખંભાત | ૬૩ | ૧ |

ભાવસાર

| નંબર | નામ | સેન્ટર | મા. | ઇ.રૂ. |
|---|---|---|---|---|
| ૬૮ | મફતલાલ ચુનીલાલ | પાલણપુર | ૬૨ | ૧ |
| ૬૯ | કાંતીલાલ ચત્રભુજ | વઢવાણકૅમ્પ | ૬૨ | ૧ |
| ૭૦ | કેશવલાલ તારાચંદ | ખંભાત | ૬૨ | ૧ |
| ૭૧ | હીરાલાલ ગુલાબચંદ | લીંબડી | ૬૧ | ૧ |
| ૭૨ | તારાચંદ દુલભસી | ડીસા-રાજપુર | ૬૦ | ૧ |
| ૭૩ | ઇશ્વરલાલ ધરમચંદ | રાંદેર | ૬૦ | ૧ |
| ૭૪ | જયંતિલાલ તારાચંદ | લીંબડી | ૬૦ | ૧ |
| ૭૫ | ફુલચંદ મગનલાલ | કરજણ-મિયાગામ | ૬૦ | ૧ |
| ૭૬ | વ્રજલાલ લખમીચંદ | લીંબડી | ૬૦ | ૧ |
| ૭૭ | ચંદુલાલ જીવાભાઈ | ખંભાત | ૫૮ | ૧ |
| ૭૮ | બબલચંદ ભીખાભાઇ | ચાણસ્મા | ૫૮ | ૧ |
| ૭૯ | મણીલાલ છગનલાલ | ખેડા | ૫૮ | ૧ |
| ૮૦ | ઇશ્વરલાલ માણેકલાલ | સુરત | ૫૭ | ૧ |
| ૮૧ | કાંતીલાલ અમુલખ | પાલણપુર | ૫૭ | ૧ |
| ૮૨ | જયંતિલાલ પુનમચંદ | પાટણ | ૫૭ | ૧ |
| ૮૩ | મનસુખ ફતેસિંગ | ભાવનગર | ૫૬ | ૧ |
| ૮૪ | મંગલદાસ ભીખાભાઈ | ખંભાત | ૫૬ | ૧ |
| ૮૫ | મોહનલાલ જયચંદ | સુરત | ૫૬ | ૧ |
| ૮૬ | પાનાચંદ ભાઈચંદ | લીંબડી | ૫૬ | ૧ |
| ૮૭ | રતીલાલ દલસુખ | છાણી | ૫૬ | ૧ |
| ૮૮ | ચુનીલાલ ગુલાબચંદ | મુંબઈ | ૫૬ | ૧ |
| ૮૯ | કાંતીલાલ લહેરચંદ | ઉંઝા | ૫૬ | ૧ |
| ૯૦ | ચીમનલાલ જીવરાજ | પાલણપુર | ૫૫ | ૧ |
| ૯૧ | ચંદુલાલ જીવરાજભાઈ | અમદાવાદ | ૫૫ | ૧ |
| ૯૨ | મણીલાલ મોતીચંદ | ઇડર | ૫૫ | ૧ |
| ૯૩ | શાંતીલાલ ડાહ્યાલાલ | ,, | ૫૫ | ૧ |
| ૯૪ | શાંતીલાલ વાડીલાલ | ખંભાત | ૫૫ | ૧ |
| ૯૫ | ડાહ્યાલાલ ધીરજલાલ | કરાંચી | ૫૪ | ૧ |
| ૯૬ | જયંતિલાલ ત્રીકમલાલ | સુરત | ૫૪ | ૧ |
| ૯૭ | જંબુભાઈ ઠાકોરલાલ | ખંભાત | ૫૩ | ૧ |
| ૯૮ | અમૃતલાલ વાડીલાલ | ખંભાત | ૫૩ | ૧ |
| ૯૯ | કીર્તિલાલ ફોજાલાલ | પાલણપુર | ૫૨ | ૧ |
| ૧૦૦ | બાબુભાઇ પ્રેમચંદ | સુરત | ૫૨ | ૧ |
| ૧૦૧ | હીરાલાલ સુખલાલ | લીંબડી | ૫૨ | ૧ |
| ૧૦૨ | બાબુભાઇ છોટાલાલ | ખંભાત | ૫૧ | ૧ |
| ૧૦૩ | રમણલાલ હીરાચંદ | રાંદેર | ૫૧ | ૧ |
| ૧૦૪ | માણેકલાલ પુંજાભાઈ | ખંભાત | ૫૧ | ૧ |
| ૧૦૫ | અમૃતલાલ છગનલાલ | ભાવનગર | ૫૧ | ૧ |
| ૧૦૬ | છોટાલાલ નાગજીભાઇ | લીંબડી | ૫૧ | ૫ |
| ૧૦૭ | ગીરધરલાલ ખીમચંદ | બોટાદ | ૫૧ | ૧ |
| ૧૦૮ | કાંતીલાલ મોહનલાલ | ભાવનગર | ૫૧ | ૧ |
| ૧૦૯ | ચંદુલાલ ચતુરદાસ | પાલણપુર | ૫૦ | ૧ |
| ૧૧૦ | ગોદડભાઇ ચતુરદાસ | ચાણસ્મા | ૫૦ | ૧ |
| ૧૧૧ | મુલચંદ અમૃતલાલ | અમદાવાદ | ૫૦ | ૧ |
| ૧૧૨ | મોહનલાલ સાંકળચંદ | લીંબડી | ૫૦ | ૧ |
| ૧૧૩ | દુલભદાસ છગનલાલ | ભાવનગર | ૫૦ | ૧ |
| ૧૧૪ | ચંપકલાલ વર્ધમાન | લીંબડી | ૫૦ | ૧ |
| ૧૧૫ | સરૂપચંદ કપૂરચંદ | સુરત | ૫૦ | ૧ |
| ૧૧૬ | મંગુલાલ કુબેરદાસ | ઇડર | ૫૦ | ૧ |
| ૧૧૭ | ચંદુલાલ હઠીસંગ | મહેસાણા | ૫૦ | ૧ |
| ૧૧૮ | ચંદુલાલ હરજીવન | કપડવણજ | ૫૦ | ૧ |
| ૧૧૯ | ચીમનલાલ ફતેચંદ | કરાંચી | ૫૦ | ૧ |
| ૧૨૦ | શિવલાલ ડાહ્યાભાઈ | મહેસાણા | ૪૯ | |
| ૧૨૧ | કાંતીલાલ નથુચંદ | ચાણસ્મા | ૪૯ | |
| ૧૨૨ | રમણિકલાલ કેશવલાલ | અમદાવાદ | ૪૯ | |
| ૧૨૩ | સુખમલભાઇ મંગલજી | ડીસા રાજપુર | ૪૮ | |
| ૧૨૪ | ચીમનલાલ છગનલાલ | ભાવનગર | ૪૮ | |
| ૧૨૫ | ચીમનલાલ મોહનલાલ | ડીસા રાજપુર | ૪૮ | |
| ૧૨૬ | અમૃતલાલ પ્રેમચંદ | જુનાગઢ | ૪૮ | |

| નંબર | નામ | સેન્ટર | મા. | ઈ.રૂ. |
|---|---|---|---|---|
| ૧૨૭ | અંબાલાલ પોપટલાલ | ચાણસ્મા | ૪૮ | |
| ૧૨૮ | ચીમનલાલ ઝવેરચંદ | લીંબડી | ૪૮ | |
| ૧૨૯ | ઇશ્વરલાલ ગભરૂચંદ | ચાણસ્મા | ૪૭ | |
| ૧૩૦ | અમૃતલાલ મંગલજી | પાલણપુર | ૪૭ | |
| ૧૩૧ | જેતસીભાઈ છોટાલાલ | કરાંચી | ૪૭ | |
| ૧૩૨ | ઠાકોરલાલ નગીનદાસ | આમોદ | ૪૭ | |
| ૧૩૩ | ધરમચંદ છગનલાલ | આમોદ | ૪૭ | |
| ૧૩૪ | ત્રીકમલાલ અમૃતલાલ | બારેજા | ૪૬ | |
| ૧૩૫ | બબુલાલ ન્યાલચંદ | રાજપુર-ડીસા | ૪૬ | |
| ૧૩૬ | મણીલાલ ખુબચંદ | ખંભાત | ૪૬ | |
| ૧૩૭ | ચીમનલાલ માનચંદ | સુરત | ૪૫ | |
| ૧૩૮ | જગન્નાથ પાનાચંદ | જુનાગઢ | ૪૫ | |
| ૧૩૯ | ખુશાલચંદ ધારશી | જુનાગઢ | ૪૫ | |
| ૧૪૦ | મણીલાલ પાનાચંદ | જુનાગઢ | ૪૫ | |
| ૧૪૧ | હરીલાલ દામોદર | જુનાગઢ | ૪૫ | |
| ૧૪૨ | સેવંતીલાલ ચીમનલાલ | પાટણ | ૪૫ | |
| ૧૪૩ | કેશવલાલ ચંદુલાલ | પાલણપુર | ૪૫ | |
| ૧૪૪ | રસિકલાલ પ્રેમચંદ | મુંબઇ | ૪૫ | |
| ૧૪૫ | લાલચંદ ખેતસીભાઇ | લીંબડી | ૪૫ | |
| ૧૪૬ | જયચંદ મોહનલાલ | મહેસાણા | ૪૪ | |
| ૧૪૭ | શામલજી ઝવેરચંદ | જુનાગઢ | ૪૪ | |
| ૧૪૮ | અમૃતલાલ શાંતિલાલ | વઢવાણકેમ્પ | ૪૪ | |
| ૧૪૯ | કાંતીલાલ ભોગીલાલ | ખંભાત | ૪૪ | |
| ૧૫૦ | નગીનદાસ ભગવાનદાસ | મુંબઇ | ૪૩ | |
| ૧૫૧ | શાંતિલાલ સરૂપચંદ | ડીસા-રાજપુર | ૪૩ | |
| ૧૫૨ | ઝવેરચંદ રૂપચંદ | સુરત | ૪૩ | |
| ૧૫૩ | ચીમનલાલ મણીલાલ | ખંભાત | ૪૩ | |
| ૧૫૪ | હીરાલાલ આલજી | ભાવનગર | ૪૨ | |
| ૧૫૫ | હસ્તીમલ શોભાચંદજી | સાદડી | ૪૨ | |
| ૧૫૬ | ભાણાભાઇ ડાહ્યાભાઇ | બીલીમોરા | ૪૨ | |
| ૧૫૭ | મોહનલાલ લલ્લુભાઇ | મહેસાણા | ૪૨ | |
| ૧૫૮ | ગેરીલાલ વખ્તાવરમલ | મહેસાણા | ૪૨ | |
| ૧૫૯ | જગજીવન ગુલાબચંદ | ભાવનગર | ૪૧ | |
| ૧૬૦ | સવાઇલાલ રાયચંદ | ભાવનગર | ૪૧ | |
| ૧૬૧ | અમૃતલાલ મંગનલાલ | મુંબઇ | ૪૧ | |
| ૧૬૨ | બાબુલાલ નગીનદાસ | પાલણપુર | ૪૧ | |
| ૧૬૩ | ચીમનલાલ વર્ધમાન | ભાવનગર | ૪૦ | |
| ૧૬૪ | ઠાકોરલાલ સોમચંદ | આમોદ | ૪૦ | |
| ૧૬૫ | હીરાલાલ શંકરલાલ | મહુધા | ૪૦ | |
| ૧૬૬ | મણીલાલ ઇશ્વરલાલ સોની | રાજપુર ડીસા | ૪૦ | |
| ૧૬૭ | નંદલાલ નાગરદાસ | વઢવાણ કેમ્પ | ૪૦ | |
| ૧૬૮ | કેશવલાલ ન્યાલચંદ | લીંબડી | ૪૦ | |
| ૧૬૯ | પાનાચંદ ઇશ્વરલાલ | મીયાગામ કરજણ | ૩૯ | |
| ૧૭૦ | કાંતીલાલ મોહનલાલ | પાલીતાણા | ૩૯ | |
| ૧૭૧ | મોહનલાલ રાયચંદ | બીલીમોરા | ૩૯ | |
| ૧૭૨ | કાંતીલાલ હરીલાલ | ભાવનગર | ૩૮ | |
| ૧૭૩ | પદમશી પુનશી | મુંબઇ | ૩૮ | |
| ૧૭૪ | કાંતીલાલ મંગલદાસ | ગોધરા | ૩૮ | |
| ૧૭૫ | પોપટલાલ કેશવલાલ | લીંબડી | ૩૭ | |
| ૧૭૬ | મગનલાલ પ્રાગજી | કરાંચી | ૩૭ | |
| ૧૭૭ | મણીલાલ પ્રેમચંદ | વઢવાણકેમ્પ | ૩૭ | |
| ૧૭૮ | મદનલાલ ચંદુલાલ | સુરત | ૩૭ | |
| ૧૭૯ | વસંતરાય અમૃતલાલ | ભાવનગર | ૩૭ | |
| ૧૮૦ | હરીલાલ ગિરધરલાલ | લીંબડી | ૩૬ | |
| ૧૮૧ | શાંતીલાલ ભુખણદાસ | પાલણપુર | ૩૬ | |
| ૧૮૨ | અમૃતલાલ છોટાલાલ | મુંબઇ | ૩૬ | |
| ૧૮૩ | બાબુભાઇ વાડીલાલ | ગોધરા | ૩૬ | |
| ૧૮૪ | પુનમચંદ મોતીલાલ | મિયાગામ કરજણ | ૩૫ | |
| ૧૮૫ | ઓટરમલ જોહારમલ | ખુડાલા | ૩૫ | |
| ૧૮૬ | નટવરલાલ ગિરધરલાલ | ગોધરા | ૩૫ | |
| ૧૮૭ | દીપચંદ માણેકચંદ | સુરત | ૩૫ | |
| ૧૮૮ | લવજીભાઇ મગનલાલ | પાલીતાણા | ૩૫ | |
| ૧૮૯ | ચીમનલાલ તલકચંદ | પાલણપુર | ૩૫ | |
| ૧૯૦ | સુમતીલાલ મોહનલાલ | અમદાવાદ | ૩૫ | |
| ૧૯૧ | ધરમસી પ્રેમચંદ | અમદાવાદ | ૩૫ | |
| ૧૯૨ | વાડીલાલ કસલચંદ | કરાંચી | ૩૫ | |
| ૧૯૩ | મોહનલાલ ચીમનલાલ | આમોદ | ૩૪ | |
| ૧૯૪ | પુકરાજ રીકબાજી | ખુડાલા | ૩૪ | |
| ૧૯૫ | નરેન્દ્ર ડીકાભાઇ | પાલીતાણા | ૩૪ | |

| નંબર | નામ | સેન્ટર | મા. | ઇ.રૂ. |
|---|---|---|---|---|
| ૧૦૪ | મથુરાલાલ ગંભીરમલ પોરવાડ | રતલામ | ૩૩ | |
| ૧૦૫ | કાંતીલાલ ગોવીંદજી | ભાવનગર | ૩૩ | |
| ૧૦૬ | હકમીચંદ ડુંગરસી | જુનાગઢ | ૩૩ | |
| ૧૦૭ | પદમકાન્ત કાંતીલાલ મહેતા | પાલીતાણા | ૩૩ | |
| ૧૦૮ | ચંપકલાલ ચુનીલાલ શાહ | ,, | ૩૩ | |
| ૧૦૯ | અમૃતલાલ જાદવજી રામાણી | જુનાગઢ | ૩૩ | |
| ૧૧૦ | ઠાકોરલાલ ગુલાબચંદ | સુરત | ૩૩ | |
| ૧૧૧ | રતીલાલ કુરજી મતા | જુનાગઢ | ૩૩ | |
| ૧૧૨ | અમરચંદ રાયચંદ મોતીવાલા | સુરત | ૩૩ | |
| ૧૧૩ | જયંતીલાલ ભુદરજી મહેતા | જુનાગઢ | ૩૩ | |
| ૧૧૪ | અનુપચંદ માણેકચંદ ધોલકીઆ | જુનાગઢ | ૩૩ | |
| ૧૧૫ | જયંતિલાલ પરસોતમદાસ | ભાવનગર | ૩૦ | |

**પુરૂષ ધોરણ ૧:—**

| નંબર | નામ | સેન્ટર | મા. | ઇ.રૂ. |
|---|---|---|---|---|
| ૧ | મોહનલાલ છોટાલાલ શાહ | બોરસદ | ૬૭ | ૧૫ |
| ૨ | અંબાલાલ લક્ષ્મીચંદ શાહ | આમોદ | ૬૫ | ૧૦ |
| ૩ | મોહનલાલ પ્રેમચંદ શાહ | પાલનપુર | ૫૮ | ૬। |
| ૪ | છોટાલાલ લલ્લુભાઈ | આમોદ | ૫૮ | ૬। |
| ૫ | અમુલખ પુનમચંદ શાહ | પાલનપુર | ૫૮ | ૬। |
| ૬ | હિંમતલાલ નથુભાઇ | ભાવનગર | ૫૫ | ૩ |
| ૭ | ડાહ્યાલાલ કકલદાસ | પાલણપુર | ૫૫ | ૩ |
| ૮ | ચીમનલાલ તારાચંદ | ભાવનગર | ૫૫ | ૩ |
| ૯ | નરોત્તમદાસ નગીનદાસ | મહેસાણા | ૫૫ | ૩ |
| ૧૦ | પોપટલાલ કકલભાઇ શાહ | પાલણપુર | ૫૩ | ૨ |
| ૧૧ | હીરાલાલ ખેમચંદ શાહ | પાલણપુર | ૫૨ | ૧ |
| ૧૨ | પ્રતાપરાય માણેકલાલ | ભાવનગર | ૫૨ | ૧ |
| ૧૩ | ગિરધરલાલ કપુરચંદ મહેતા | જુનાગઢ | ૫૨ | ૧ |
| ૧૪ | રતીલાલ નિહાલચંદ પરીખ | પાલનપુર | ૫૧ | ૧ |
| ૧૫ | અમૃતલાલ મોહનલાલ ભોજી | મહેસાણા | ૫૧ | ૧ |
| ૧૬ | નગીનદાસ હરગોવિંદ સલોત | બોટાદ | ૫૧ | ૧ |
| ૧૭ | સંઘવી ડોસજી ઉત્તમચંદ | પાલણપુર | ૫૦ | ૧ |
| ૧૮ | લલ્લુભાઇ કાળુજી | સુરત | ૫૦ | ૧ |
| ૧૯ | ભીખાલાલ ચેલજી પરીખ | પાલણપુર | ૫૦ | ૧ |
| ૨૦ | લીલાધર ફુલચંદ મહેતા | બોટાદ | ૫૦ | ૧ |
| ૨૧ | હઠીસંગ અમુલખ કોરડીઆ | મહેસાણા | ૫૦ | ૧ |
| ૨૨ | જયંતિલાલ મંગલદાસ મગનલાલ | ગોધરા | ૪૯ | |
| ૨૩ | ચીમનલાલ અમીચંદ | આમોદ | ૪૮ | |
| ૨૪ | મોહનલાલ ગંગારામ શાહ | સુરત | ૪૮ | |
| ૨૫ | પુરસોત્તમદાસ નથુભાઇ શાહ ભીયાગામ | કરજણ | ૪૭ | |
| ૨૬ | નરસિંહલાલ બાવનજી શાહ | મહેસાણા | ૪૭ | |
| ૨૭ | ઇશ્વરલાલ કચરસીંધ કોઠારી | પાલણપુર | ૪૬ | |
| ૨૮ | મફતલાલ રાજકરણ શાહ | ,, | ૪૬ | |
| ૨૯ | શાંતીલાલ વર્ધમાન | ભાવનગર | ૪૫ | |
| ૩૦ | ચીમનલાલ જેઠાલાલ ગોરખીઆ | પાલણપુર | ૪૫ | |
| ૩૧ | જયંતીલાલ માણેકલાલ છગનલાલ | ગોધરા | ૪૫ | |
| ૩૨ | પોપટલાલ લલ્લુભાઇ શાહ | પાલણપુર | ૪૫ | |
| ૩૩ | મુલચંદ પુનમચંદ મહેતા | ,, | ૪૫ | |
| ૩૪ | કાંતીલાલ ચુનીલાલ બક્ષી | ,, | ૪૫ | |
| ૩૫ | ચંદુલાલ વીરચંદ | ,, | ૪૪ | |
| ૩૬ | ચંદનમલ સલગીઆ પ્રતાપગઢ | રતલામ | ૪૪ | |
| ૩૭ | ચીમનલાલ ગગલચંદ | પાટણ | ૪૪ | |
| ૩૮ | માણેકલાલ દલસુખભાઇ | સુરત | ૪૩ | |
| ૩૯ | અંબાલાલ ચેલજીભાઈ | પાલણપુર | ૪૨ | |
| ૪૦ | રતીલાલ મંગલદાસ શાહ | સુરત | ૪૨ | |
| ૪૧ | માનચંદ ત્રીભોવન પરીખ | પાલણપુર | ૪૨ | |
| ૪૨ | જયન્તિલાલ ખેચરદાસ શાહ | ભાવનગર | ૩૯ | |
| ૪૩ | વિનોદરાય લલ્લુભાઈ | ,, | ૩૮ | |
| ૪૪ | મણીલાલ કસ્તુરચંદ | સુરત | ૩૫ | |
| ૪૫ | પોપટલાલ નિહાલચંદ | પાલણપુર | ૩૪ | |
| ૪૬ | સોમચંદ દેવસી શાહ | મહેસાણા | ૩૩ | |
| ૪૭ | દલીચંદ મગનલાલ | આમોદ | ૩૩ | |
| ૪૮ | મીશ્રીલાલ માનાજી માલવી | રતલામ | ૩૩ | |

| નંબર | નામ | સેન્ટર | મા. | ઇ. રૂ. |
|---|---|---|---|---|
| ૪૯ | રાજમલ રતીચંદ માલવી | રતલામ | ૩૩ | |

**પુરૂષ ધોરણ ૨:—**

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ચોથમલ મુલાજી શાહ | મુંબઇ | ૭૩ | ૨૦ |
| ૨ | ગાંડાલાલ પોપટલાલ જૈની | મહેસાણા | ૭૨ | ૧૫ |
| ૩ | સાકરલાલ તાપીદાસ તલાટી | આમોદ | ૫૩ | ૧૦ |
| ૪ | રતનચંદ ડાહ્યાભાઇ | આમોદ | ૪૫ | |
| ૫ | નંદલાલ હરીચંદ શાહ | કરાંચી | ૩૫ | |
| ૬ | ભાયલાલ રતીલાલ | મુંબઇ | ૩૪ | |

**પુરૂષ ધોરણ ૩:—**

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | મનસુખલાલ નાગરચંદ પારેખ | ભાવનગર | ૬૬ | ૨૦ |
| ૨ | કુંવરજી મોહનલાલ શાહ | ભાવનગર | ૫૩ | ૧૫ |

**પુરૂષ ધોરણ ૪:—**

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | પોપટલાલ ત્રી. મોનજી ગેના | જુનાગઢ | ૭૨ | ૩૦ |

**પુરૂષ ધોરણ ૫:—(વિભાગ-૨ જો).**

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | અમૃતલાલ પુરૂશોત્તમ શાહ | અમદાવાદ | ૭૫ | ૨૦ |
| ૨ | હીરાલાલ જૈન | ગુજરાતવાલા | ૬૭ | ૪ |
| ૩ | મણીલાલ કેશરીચંદ | ગુજરાનવાલા | ૫૭ | ૨ |
| ૪ | ઉમેદલાલ વૃજલાલ શાહ | ગુજરાનવાલા | ૫૫ | ૨ |

**પુરૂષ ધોરણ ૫:—(વિભાગ-૩ જો).**

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ભગવાનદાસ મીઠાભાઇ શેઠ | મહેસાણા | ૬૩ | ૨૦ |
| ૨ | જયચંદ નીમચંદ પારેખ | કરાંચી | ૬૨ | ૫ |

**પુરૂષ ધોરણ ૫:—(વિભાગ ૭ ક:)**

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ભૂરાલાલ કાલીદાસ જૈન | મહેસાણા | ૧૦૪ | ૨૫ |
| ૨ | સુમંતરાય અમૃતલાલ શાહ | ભાવનગર | ૧૦૨ | ૧૫ |
| ૩ | અંબાલાલ ચુનીલાલ શાહ | મહેસાણા | ૭૬ | ૧૦ |
| ૪ | વસંતરાય કાનજીભાઇ શાહ | ભાવનગર | ૭૦ | ૪ |
| ૫ | જયંતિલાલ લક્ષ્મીચંદ શાહ | ભાવનગર | ૬૮ | ૩ |
| ૬ | લહેરચંદ હેમચંદ શાહ | મહેસાણા | ૬૭ | ૩ |
| ૭ | ચંપકલાલ જયચંદ શાહ | ભાવનગર | ૬૬ | ૩ |
| ૮ | કંચનલાલ રાયચંદ પટેલ | ખેડા | ૬૪ | ૨ |
| ૯ | રતિલાલ વેલચંદ શાહ | ભાવનગર | ૬૨ | ૨ |

**કન્યા ધોરણ ૧:—**

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | બ્હેન હસમુખ હિંમતલાલ શાહ | છાયાપુરી | ૯૪ | ૧૨ |
| ૨ | ,, પ્રભાવતી જેસંગલાલ ઉત્તમચંદ | પાટણ | ૮૮ | ૯ |
| ૩ | ,, ચંદ્રમણી ત્રીભોવનદાસ | છાણી | ૮૭ | ૭ |
| ૪ | ,, હીરા ગિરધર | ઇડર | ૮૬ | ૬ |
| ૫ | ,, મંગુ ચુનીલાલ શાહ | છાયાપુરી | ૮૦ | ૪ |
| ૬ | ,, કમળા કેશવલાલ | કપડવણજ | ૭૯ | ૩ |
| ૭ | ,, શાંતા જેશંગલાલ લહેરચંદ | પાટણ | ૭૯ | ૩ |
| ૮ | ,, તારા નગીનદાસ | છાણી | ૭૬ | ૨ |
| ૯ | ,, રંભા ઉકાભાઇ | પાલીતાણા | ૭૬ | ૨ |
| ૧૦ | ,, તારા ધનજીચંદ | ચાણસ્મા | ૭૫ | ૨ |
| ૧૧ | ,, શાંતા ડાહ્યાચંદ વીરચંદ | પાટણ | ૭૫ | ૨ |
| ૧૨ | ,, કાન્તા હીરાલાલ ભણસાલી | પાલણપુર | ૭૫ | ૨ |
| ૧૩ | ,, વિમલા સામત મલજી મેહતા | પાલણપુર | ૭૪ | ૧ |
| ૧૪ | ,, કમલા ચુનીલાલ | છાયાપુરી | ૭૪ | ૧ |
| ૧૫ | ,, ચંપા ધુરાભાઈ શાહ | છાણી | ૭૪ | ૧ |
| ૧૬ | ,, ચંપા મોહનલાલ શાહ | છાણી | ૭૩ | ૧ |
| ૧૭ | ,, સકરી દલસુખભાઇ | છાણી | ૭૩ | ૧ |
| ૧૮ | ,, પદ્મા ચંદુલાલ | છાણી | ૭૩ | ૧ |
| ૧૯ | ,, શાન્તા ગિરધરલાલ | કપડવંજ | ૭૨ | ૧ |
| ૨૦ | ,, કમલા ઓછવલાલ | કપડવંજ | ૭૨ | ૧ |
| ૨૧ | ,, ભીખી ઉજમચંદ | ચાણસ્મા | ૭૧ | ૧ |
| ૨૨ | બ્હેન લલીતા વીરચંદ | ચાણસ્મા | ૭૧ | ૧ |
| ૨૩ | ,, લીલાવતી મોહનલાલ | ઇડર | ૭૦ | ૧ |
| ૨૪ | ,, ચંપા વાડીલાલ | કપડવંજ | ૭૦ | ૧ |
| ૨૫ | ,, શાંતા મોહનલાલ છોટાલાલ (પ્રથા. વ.) | અમદાવાદ | ૬૯ | ૧ |
| ૨૬ | ,, ડાહી ચકુભાઇ | સમી | ૬૯ | ૧ |
| ૨૭ | ,, સવી કેશવલાલ ગાંધી | પાલણપુર | ૬૮ | ૧ |
| ૨૮ | ,, હીરા ગાંડાભાઇ | ખંભાત | ૬૮ | ૧ |
| ૨૯ | ,, ચંદન વાડીલાલ | કપડવંજ | ૬૮ | ૧ |
| ૩૦ | ,, કાંતા પુનમચંદ | ઇડર | ૬૮ | ૧ |
| ૩૧ | ,, સુભદ્રા મણીભાઇ પરાખ | પાલણપુર | ૬૭ | ૧ |

| નંબર | નામ | સેન્ટર | મા. | ઇ.ર. |
|---|---|---|---|---|
| ૩૨ | ,, મંગુ ઘેલજી | ઇડર | ૬૭ | ૧ |
| ૩૩ | ,, જસકુંવર બાવચંદ | પાલીતાણા | ૬૬ | ૧ |
| ૩૪ | ,, ધુરી મગનલાલ | ઇડર | ૬૬ | ૧ |
| ૩૫ | ,, ખીમી વીરચંદ | પાલીતાણા | ૬૪ | ૧ |
| ૩૬ | ,, હીરામણી ચુનીલાલ | ખંભાત | ૬૩ | ૧ |
| ૩૭ | ,, હીરા અમુલખભાઇ | પાલણપુર | ૬૩ | ૧ |
| ૩૮ | ,, પરસન ત્રીકમભાઇ | પાલીતાણા | ૬૨ | ૧ |
| ૩૯ | ,, શારદા ચીમનલાલ શાહ | ખેડા | ૬૨ | ૧ |
| ૪૦ | ,, વિમલા નગીનદાસ | કપડવણજ | ૬૨ | ૧ |
| ૪૧ | ,, શાંતા નેમચંદ | ખંભાત | ૬૧ | ૧ |
| ૪૨ | ,, ચંપા રતનશી | પાલીતાણા | ૬૧ | ૧ |
| ૪૩ | ,, નંદન હીરાચંદ | છાયાપુરી | ૬૦ | ૧ |
| ૪૪ | ,, કંચન તલકશીભાઇ | વઢવાણકેમ્પ | ૫૯ | ૧ |
| ૪૫ | ,, કમલા ત્રીભોવનદાસ | ખંભાત | ૫૯ | ૧ |
| ૪૬ | ,, શાંતા મોહનલાલ | છાણી | ૫૮ | ૧ |
| ૪૭ | ,, આનંદ મગનલાલ | ખેડા | ૫૮ | ૧ |
| ૪૮ | ,, નંદન છગનલાલ | છાણી | ૫૬ | ૧ |
| ૪૯ | ,, યશોમતી નરોત્તમદાસ | અમદાવાદ (શ્રા.ઉ.શાળા) | ૫૫ | ૧ |
| ૫૦ | ,, રંભા જીવરાજ | પાલીતાણા | ૫૫ | ૧ |
| ૫૧ | ,, સુભદ્રા છોટાલાલ | મહુધા | ૫૫ | ૧ |
| ૫૨ | ,, ગોટા પીતાંબરભાઇ મેતા | પાલણપુર | ૫૪ | ૧ |
| ૫૩ | ,, મંગુ સાંકલચંદ | ખેડા | ૫૪ | ૧ |
| ૫૪ | ,, હીરા માણેકલાલ શાહ | ખેડા | ૫૪ | ૧ |
| ૫૫ | ,, કાન્તા જમનાદાસ | અમદાવાદ દ.મ. (શા. ભુવન) | ૫૪ | ૧ |
| ૫૬ | ,, શાન્તા મણીલાલ શાહ | ખેડા | ૫૩ | ૧ |
| ૫૭ | ,, શારદા મણીલાલ | ખેડા | ૫૩ | ૧ |
| ૫૮ | ,, સુભદ્રા માવજી | પાલીતાણા | ૫૩ | ૧ |
| ૫૯ | ,, કાન્તા કેશવલાલ ગાંધી | ખેડા | ૫૩ | ૧ |
| ૬૦ | ,, કંચન કેશવલાલ | અમદાવાદ (પ્રધાન ક.) | ૫૨ | ૧ |
| ૬૧ | ,, મણી ભાઇલાલ | ખેડા | ૫૨ | ૧ |
| ૬૨ | ,, શારદાગૌરી ધરમચંદ | રાંદેર | ૫૨ | ૧ |
| ૬૩ | ,, શાન્તા પાનાચંદ | કપડવંજ | ૫૨ | ૧ |
| ૬૪ | ,, સુભદ્રા ગિરધરલાલ | મહુધા | ૫૧ | ૧ |

| નંબર | નામ | સેન્ટર | મા. | ઇ.ર. |
|---|---|---|---|---|
| ૬૫ | ,, ગુણવંતી શંકરલાલ | મહુધા | ૫૧ | ૧ |
| ૬૬ | ,, ચંદનબ્હેન અમૃતલાલ મહેતા | પાલણપુર | ૫૧ | ૧ |
| ૬૭ | ,, કાન્તા જવાભાઇ શાહ | ,, | ૫૧ | ૧ |
| ૬૮ | ,, તારા શાંતિલાલ શાહ | વઢવાણકેમ્પ | ૫૦ | ૧ |
| ૬૯ | ,, જશી હીરાચંદ | છાયાપુરી | ૫૦ | ૧ |
| ૭૦ | ,, કાન્તા મોહનલાલ | ખેડા | ૫૦ | ૧ |
| ૭૧ | ,, લીલી હીરાલાલ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૫૦ | ૧ |
| ૭૨ | ,, પ્રભાવતી હેમચંદ | અમદાવાદ (ગંગા. ક.) | ૫૦ | ૧ |
| ૭૩ | ,, ચંપા કુંવરજી | પાલીતાણા | ૫૦ | ૧ |
| ૭૪ | ,, શાંતા ધરમચંદ મગનલાલ | પાલણપુર | ૫૦ | ૧ |
| ૭૫ | ,, લીલી કાલીદાસ | ,, | ૫૦ | ૧ |
| ૭૬ | ,, વસુમતી સારાભાઇ | અમદાવાદ (ગંગા. ક.) | ૫૦ | ૧ |
| ૭૭ | ,, મંગુ મલુકચંદ | પાલણપુર | ૪૯ | |
| ૭૮ | ,, કાન્તા જેસંગભાઇ | અમદાવાદ (દ. મ. શારદા ભુ.) | ૪૮ | |
| ૭૯ | ,, સુશીલા મણીલાલ | અમદાવાદ (ગંગા. ક.) | ૪૭ | |
| ૮૦ | ,, કાન્તા ચીમનલાલ | ખેડા | ૪૭ | |
| ૮૧ | ,, વિમલા અમૃતલાલ | પાલીતાણા | ૪૭ | |
| ૮૨ | ,, વિમલા સાંકલચંદ | ખેડા | ૪૭ | |
| ૮૩ | ,, શારદા મગનલાલ | અમદાવાદ (શ્રાવિકા. ઉ.) | ૪૬ | |
| ૮૪ | ,, કમલા રતનચંદ | અમદાવાદ (દ. મ. શા. ભુવન) | ૪૫ | |
| ૮૫ | ,, શાન્તા મણીલાલ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૪૫ | |
| ૮૬ | ,, શાન્તા ફુલચંદ | કરાંચી | ૪૫ | |
| ૮૭ | ,, વસુમતી ચંદુલાલ | અમદાવાદ (પ્રધાન ક.) | ૪૪ | |
| ૮૮ | ,, પુરીબેન ખુશાલચંદ | કરાંચી | ૪૩ | |
| ૮૯ | ,, ચંદ્રાવતી મણીલાલ | મુંબઇ | ૪૩ | |

| નંબર | નામ | સેન્ટર | મા. ઉ. રૂ. |
|---|---|---|---|
| ૯૦ ,, | વસુમતી ફુલચંદ | અમદાવાદ (પ્રધાન ક.) | ૪૩ |
| ૯૧ ,, | હેમકોર ગુલાબચંદ | કરજણ મિયાગામ | ૪૩ |
| ૯૨ ,, | ચંદનબ્હેન દલસુખભાઇ | ,, | ૪૨ |
| ૯૩ ,, | કાન્તા મોતીચંદ નાગજી | ભાવનગર | ૪૨ |
| ૯૪ ,, | શાન્તા કેશવલાલ | છનીઆર | ૪૧ |
| ૯૫ ,, | ભુરી મોતીચંદ | બીલીમોરા | ૪૧ |
| ૯૬ ,, | ચંદ્રા ગુલાબચંદ | ભાવનગર | ૪૧ |
| ૯૭ ,, | મંજુ ચમનલાલ | અમદાવાદ (પ્રધાન ક.) | ૪૧ |
| ૯૮ ,, | કાન્તા તારાચંદ | ખંભાત | ૪૧ |
| ૯૯ ,, | પ્રભા દલપતભાઇ | ખંભાત | ૪૧ |
| ૧૦૦ ,, | વસંત નાગરદાસ દેવચંદ | ભાવનગર | ૪૧ |
| ૧૦૧ ,, | વસુમતી મોહનલાલ | ખેડા | ૪૦ |
| ૧૦૨ ,, | કેશરબેન ખેતસી | ડીસા-રાજપુર | ૪૦ |
| ૧૦૩ ,, | કાન્તા મુલચંદ | અમદાવાદ (ગંગાબા ક.) | ૪૦ |
| ૧૦૪ ,, | કાન્તા ચુનીલાલ મોદી | વઢવાણકેમ્પ | ૪૦ |
| ૧૦૫ ,, | સુભદ્રા સાંકલચંદ | અમદાવાદ (શ્રાવિકા ઉ.) | ૪૦ |
| ૧૦૬ ,, | સાંકુ મણીલાલ | અમદાવાદ (પ્રધાન ક.) | ૪૦ |
| ૧૦૭ ,, | શાંન્તા મોહનલાલ | અમદાવાદ (દ. મ. શારદાભુ.) | ૪૦ |
| ૧૦૮ ,, | લીલાવતી મંગલદાસ | અમદાવાદ (ગંગાબા. ક.) | ૩૯ |
| ૧૦૯ ,, | શાન્તા ચમનલાલ | અમદાવાદ (પ્રધાન ક.) | ૩૮ |
| ૧૧૦ ,, | મંછા નથુભાઇ | ભાવનગર | ૩૮ |
| ૧૧૧ ,, | શારદા નાથાલાલ | અમદાવાદ (દ. મ. શારદાભુવન) | ૩૭ |
| ૧૧૨ ,, | હીરા ભીખાભાઇ | ભાવનગર | ૩૭ |
| ૧૧૩ ,, | મંગુ ખેતસીભાઇ | હીરારાજપુર | ૩૭ |
| ૧૧૪ ,, | ચંદ્રમણી લાલભાઇ | અમદાવાદ (જૈન. ક.) | ૩૬ |
| ૧૧૫ ,, | શારદા મફતલાલ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૩૬ |
| ૧૧૬ ,, | હરી ઉત્તમચંદ | સુરત | ૩૬ |
| ૧૧૭ ,, | કાન્તા ગુલાબચંદ | બોરસદ | ૩૬ |
| ૧૧૮ ,, | વિજયા માવજીભાઇ | કરાંચી | ૩૫ |
| ૧૧૯ ,, | નારંગી ખેમચંદ | અમદાવાદ (પ્રધાન. ક) | ૩૫ |
| ૧૨૦ ,, | સુર્યબાલા જગાભાઇ | અમદાવાદ (લાલભાઇ નિશાળ) | ૩૫ |
| ૧૨૧ ,, | લીલા કેશવલાલ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૩૫ |
| ૧૨૨ ,, | ચંદન પોપટલાલ | ભાવનગર | ૩૫ |
| ૧૨૩ ,, | જયાગૌરી છગનલાલ | ભરૂચ | ૩૫ |
| ૧૨૪ ,, | ચંદનગૌરી વાડીલાલ | મહુધા | ૩૫ |
| ૧૨૫ ,, | પદ્માવતી હિમતલાલ | મહુધા | ૩૪ |
| ૧૨૬ ,, | પદ્માવતી મણીલાલ | મુંબઇ | ૩૪ |
| ૧૨૭ ,, | વિમલા બાપુલાલ | મુંબઇ | ૩૪ |
| ૧૨૮ ,, | સકરી મોહનલાલ | પાલણપુર | ૩૪ |
| ૧૨૯ ,, | શાન્તા ઘેલાભાઈ | અમદાવાદ (ગંગાબા. ક.) | ૩૪ |
| ૧૩૦ ,, | નંદકુંવર કેશવલાલ | ભાવનગર | ૩૪ |
| ૧૩૧ ,, | પ્રભાવતી ચુનીલાલ | મહુધા | ૩૪ |
| ૧૩૨ ,, | ભાનુમતી કાનજી હરજીવન | ભાવનગર | ૩૩ |
| ૧૩૩ ,, | મનહર રાયચંદ | અમદાવાદ (ઉજમબાઇ ક.) | ૩૩ |
| ૧૩૪ ,, | સવિતા મણીલાલ | અમદાવાદ (ગંગાબાઈ ક.) | ૩૩ |
| ૧૩૫ ,, | રંભા પ્રભુદાસ | ભાવનગર | ૩૩ |
| ૧૩૬ ,, | કંચન મોતીચંદ | ભાવનગર | ૩૩ |
| ૧૩૭ ,, | શારદા ચીમનલાલ | અમદાવાદ (પ્રધાનબા. ક.) | ૩૩ |
| ૧૩૮ ,, | તારા નગીનદાસ | કરજણ મિયાગામ | ૩૩ |

| નંબર | નામ | સેન્ટર | મા. | ઇ. રૂ. |
|---|---|---|---|---|
| ૧૩૯ | ,, વિમલા નાનાલાલ | અમદાવાદ (શ્રા ઉદ્યોગશાળા) | ૩૩ | |
| ૧૪૦ | ,, વિમલા મોહનલાલ | અમદાવાદ (પ્રધાનબા. ક.) | ૩૩ | |
| ૧૪૧ | ,, લીલી હાથીભાઇ | ,, | ૩૩ | |
| ૧૪૨ | ,, રૂક્ષ્મણી નાનચંદ | બીલીમોરા | ૩૩ | |
| ૧૪૩ | ,, ગુલાબ વીરચંદ | ,, | ૩૩ | |
| ૧૪૪ | ,, વસુમતી બબાભાઇ | અમદાવાદ (પ્રધાનબા. ક.) | ૩૩ | |
| ૧૪૫ | ,, ચંપા મોહનલાલ | ભાવનગર | ૩૩ | |
| ૧૪૬ | ,, જયાલક્ષ્મી હરગોવંદદાસ | ,, | ૩૩ | |
| ૧૪૭ | ,, વિદ્યા અમૃતલાલ | અમદાવાદ (ગંગાબાઇ ક.) | ૩૩ | |
| ૧૪૮ | ,, કંચન પ્રેમચંદ | ભાવનગર | ૩૩ | |
| ૧૪૯ | ,, કંચન મણીલાલ | ભાવનગર | ૩૩ | |
| ૧૫૦ | ,, તારા ખેતસીભાઇ | ડીસા રાજપુર | ૩૩ | |

**કન્યા ધોરણ ૨:—**

| નંબર | નામ | સેન્ટર | મા. | ઇ. રૂ. |
|---|---|---|---|---|
| ૧ | બ્હેન ચંપાવતી મોહનલાલ | ઇડર | ૭૯ | ૧૦ |
| ૨ | ,, સરસ્વતી મણીલાલ પારેખ | પાલણપુર | ૭૭ | ૭ |
| ૩ | ,, અણગૌરી જેસિંગલાલ | પાટણ | ૭૬ | ૫ |
| ૪ | ,, કાન્તા મોહનલાલ | સમૌ | ૭૪ | ૪ |
| ૫ | ,, ધુળી કેવળદાસ | ઇડર | ૭૨ | ૩ |
| ૬ | ,, મણી પાનાચંદ | ઇડર | ૭૧ | ૨ |
| ૭ | ,, મોતીકોર હરલોચન | ભરૂચ | ૬૯ | ૨ |
| ૮ | ,, શાંતી હીરાચંદ | સમૌ | ૬૮ | ૨ |
| ૯ | ,, હીરા ગુલચંદ | ઇડર | ૬૭ | ૧ |
| ૧૦ | ,, લક્ષ્મી મણીલાલ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૬૬ | ૧ |
| ૧૧ | ,, શાન્તા શંકરલાલ | કપડવંજ | ૬૫ | ૧ |
| ૧૨ | ,, રેવા મોતીચંદ | ઇડર | ૬૫ | ૧ |
| ૧૩ | ,, કુસુમ મણીલાલ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૬૪ | ૧ |
| ૧૪ | ,, તારા અમૃતલાલ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૬૩ | ૧ |
| ૧૫ | ,, કાન્તા ડાહ્યાભાઇ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૬૩ | ૧ |
| ૧૬ | ,, વિમલા જેસંગભાઇ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૬૩ | ૧ |
| ૧૭ | ,, સુભદ્રા મંગળદાસ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૬૨ | ૧ |
| ૧૮ | ,, રૂક્ષ્મણી મણીલાલ દેસાઈ | પાલનપુર | ૬૧ | ૧ |
| ૧૯ | ,, મંગુ ડાહ્યાલાલ | ઇડર | ૬૧ | ૧ |
| ૨૦ | ,, ચંદન ભોગીલાલ | કપડવંજ | ૬૦ | ૧ |
| ૨૧ | ,, કાન્તા જીવણલાલ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૫૯ | ૧ |
| ૨૨ | ,, જસી ભાઈલાલ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૫૯ | ૧ |
| ૨૩ | ,, સવિતા છોટાલાલ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૫૭ | ૧ |
| ૨૪ | ,, મૃગાવતી અમુલખ ત્રી. શાહ | ભાવનગર | ૫૭ | ૧ |
| ૨૫ | ,, જશોદા મોતીલાલ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૫૭ | ૧ |
| ૨૬ | ,, સુનંદા માણેકલાલ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૫૬ | ૧ |
| ૨૭ | ,, કાન્તા રતીલાલ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૫૫ | ૧ |
| ૨૮ | ,, જીનમતી જીવણલાલ | કપડવંજ | ૫૪ | ૧ |
| ૨૯ | ,, ધનલક્ષ્મી ભોગીલાલ સુતરીઆ | અમદાવાદ (શ્રા. ઉ.) | ૫૪ | ૧ |
| ૩૦ | ,, શારદા છગનલાલ | સુરત | ૫૩ | ૧ |
| ૩૧ | ,, લીલાબેન જીવાભાઈ | રાધનપુર | ૫૩ | ૧ |
| ૩૨ | ,, કાન્તા રતનચંદ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૫૩ | ૧ |
| ૩૩ | ,, મરઘા ચીમનલાલ | અમદાવાદ (શા. જુ) | ૫૨ | ૧ |
| ૩૪ | ,, મંજુલા ત્રીકમલાલ | અમદાવાદ (દ. મ. શા) | ૫૧ | ૧ |
| ૩૫ | ,, સૂર્યબાલા તારાભાઇ | અમદાવાદ (દ. મ. શા.) | ૫૧ | ૧ |
| ૩૬ | ,, સુભદ્રા ચીમનલાલ | અમદાવાદ (ગંગા. ક.) | ૫૦ | ૧ |

| નંબર | નામ | સેન્ટર | મા. | ઇ. રૂ. |
|---|---|---|---|---|
| ૩૭ | ,, મંછા રાયચંદ | ભાવનગર | ૫૧ | ૧ |
| ૩૮ | ,, શારદા જમનાદાસ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૪૯ | |
| ૩૯ | ,, વિમળા વાડીલાલ | અમદાવાદ (દ. મ. શા.) | ૪૯ | |
| ૪૦ | ,, વિદ્યા ચંદુલાલ કોઠારી | અમદાવાદ (ગંગાબાઇ ક.) | ૪૯ | |
| ૪૧ | ,, મનુ બહાદુરસિંહ | અમદાવાદ (ગંગાબા. ક.) | ૪૯ | |
| ૪૨ | ,, શાન્તા વીરચંદ | અમદાવાદ (ગંગાબા. ક.) | ૪૯ | |
| ૪૩ | ,, નંદકોર ડાહ્યાલાલ | ભાવનગર | ૪૮ | |
| ૪૪ | ,, લીલી બ્હેન કરમચંદ | રાધનપુર | ૪૭ | |
| ૪૫ | ,, સુભદ્રા નગીનદાસ | અમદાવાદ (શ્રા. ઉ.) | ૪૬ | |
| ૪૬ | ,, કંચનબેન કરમચંદ | રાધનપુર | ૪૬ | |
| ૪૭ | ,, જીવી મગનલાલ | ભાવનગર | ૪૫ | |
| ૪૮ | ,, કંચન મોહનલાલ | અમદાવાદ (ગંગાબા. ક.) | ૪૫ | |
| ૪૯ | ,, સવિતા સોમચંદ | અમદાવાદ (દ. મ. શા.) | ૪૫ | |
| ૫૦ | ,, ભગવતી ધરમચંદ | મુંબઇ | ૪૪ | |
| ૫૧ | ,, શારદા રતીલાલ | અમદાવાદ (ગંગાબા. ક.) | ૪૩ | |
| ૫૨ | ,, કાન્તા લક્ષ્મીચંદ | ભાવનગર | ૪૨ | |
| ૫૩ | ,, લીલી બ્હેન કમળશી-ભાઈ | રાધનપુર | ૪૨ | |
| ૫૪ | ,, કુમુદસુંદરી બાલુભાઈ ભગવાનદાસ | મુંબઇ | ૪૦ | |
| ૫૫ | ,, રમા છોટાલાલ | ભાવનગર | ૪૦ | |
| ૫૬ | ,, વિમલા પુનમચંદ | રાધનપુર | ૪૦ | |
| ૫૭ | ,, પુષ્પાવતી સારાભાઇ | અમદાવાદ (ગંગાબા. ક.) | ૪૦ | |
| ૫૮ | ,, શાન્તા ગોવિંદજી | ભાવનગર | ૩૯ | |
| ૫૯ | ,, શ્રીમતી પરશોત્તમદાસ | અમદાવાદ (ગંગાબા. ક ) | ૩૯ | |
| ૬૦ | ,, કાન્તા ધરમશીભાઈ | વઢવાણકેમ્પ | ૩૯ | |
| ૬૧ | ,, મણી ચુનીલાલ | કપડવંજ | ૩૭ | |
| ૬૨ | ,, વિજ્યા રામચંદ ફતેચંદ | ભાવનગર | ૩૬ | |
| ૬૩ | ,, વિમલા રતીલાલ | અમદાવાદ (ગંગાબા ક.) | ૩૬ | |
| ૬૪ | ,, સવિતા અમૃતલાલ | અમદાવાદ (શ્રા. ઉ.) | ૩૫ | |
| ૬૫ | ,, જાસુદ વાડીલાલ | અમદાવાદ (દ. મ. શા.) | ૩૫ | |
| ૬૬ | ,, પાર્વતી નંદલાલ | મુંબઇ | ૩૫ | |
| ૬૭ | ,, સવિતા પરમાણંદ | ભાવનગર | ૩૪ | |
| ૬૮ | ,, લીલાવતી મોહનલાલ | ભાવનગર | ૩૪ | |
| ૬૯ | ,, સજ્જન મિશ્રીલાલજી | રતલામ | ૩૪ | |
| ૭૦ | ,, સુભદ્રા હીરાલાલ | રાધનપુર | ૩૪ | |
| ૭૧ | ,, વિદ્યા પરસોત્તમદાસ | અમદાવાદ (ગંગાબા ક.) | ૩૪ | |
| ૭૨ | ,, સાંકલી ઝવેરચંદ | ભાવનગર | ૩૩ | |
| ૭૩ | ,, પ્રભાવતી શામજી | ભાવનગર | ૩૩ | |
| ૭૪ | ,, રંભા ઓધવજી | ભાવનગર | ૩૩ | |
| ૭૫ | ,, શારદા સારાભાઈ | અમદાવાદ (પ્રધાન. ક.) | ૩૩ | |
| ૭૬ | ,, ચંદ્રાવતી મણીલાલ | અમદાવાદ (ગંગા. ક.) | ૩૩ | |
| ૭૭ | ,, કળાવતી ડાહ્યાભાઇ | અમદાવાદ (ગંગા. ક.) | ૩૩ | |
| ૭૮ | ,, નિર્મલા જીવાભાઇ | મુંબઇ | ૩૩ | |
| ૭૯ | ,, કંચન પ્રાગજી | રાધનપુર | ૩૩ | |
| ૮૦ | ,, સંપત પનાલાલજી | રતલામ | ૩૩ | |
| ૮૧ | ,, શારદા મોહનલાલ | અમદાવાદ (ગંગા. ક.) | ૩૩ | |
| ૮૨ | ,, સવિતા જેસંગભાઈ | અમદાવાદ (ગંગા. ક.) | ૩૩ | |
| ૮૩ | ,, મંજુ ત્રીકમલાલ | અમદાવાદ (ગંગા. ક.) | ૩૩ | |

**સ્ત્રી ધોરણ ૧:—**

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | જીવીબેન રતનચંદ | કપડવંજ | ૮૩ | ૨૦ |
| ૨ | બ્હેન સમરથ વીરચંદ | ભાવનગર | ૮૨ | ૧૫ |
| ૩ | ,, ચંપા સરૂપચંદ | ઇડર | ૮૨ | ૧૫ |

| નંબર | નામ | સેન્ટર | મા. | ઈ. રૂ. |
|---|---|---|---|---|
| ૪ | ,, લલિતા મણીલાલ | ઈડર | ૮૧ | ૧૨ |
| ૫ | ,, મૂળી ગિરધર | ઇડર | ૭૮ | ૯ |
| ૬ | ,, સુભદ્રા નાગરદાસ | રાધનપુર | ૬૬ | ૭ |
| ૭ | ,, વિમળા દલસુખભાઇ | ખંભાત | ૬૫ | ૫ |
| ૮ | ,, ચંપા અંબાલાલ | ખંભાત | ૬૩ | ૨I |
| ૯ | ,, મોતી સાંકલચંદ | ,, | ૬૩ | ૨I |
| ૧૦ | ,, દિવાળી ભોગીલાલ | ખંભાત | ૬૩ | ૨I |
| ૧૧ | ,, જસકોર દુર્લભદાસ | ભાવનગર | ૬૦ | ૧ |
| ૧૨ | ,, લલીતા ગોવિંદજી | ભાવનગર | ૫૮ | ૧ |
| ૧૩ | ,, કાન્તા ગફુરભાઇ | ખંભાત | ૫૮ | ૧ |
| ૧૪ | ,, નારંગી મણીલાલ | અમદાવાદ | ૫૮ | ૧ |
| ૧૫ | ,, મંછા પ્રભુદાસ | ભાવનગર | ૫૬ | ૧ |
| ૧૬ | ,, લીલી મંગળદાસ | અમદાવાદ | ૫૬ | ૧ |
| ૧૭ | ,, ચંદન કુબેરદાસ | ખેડા | ૫૫ | ૧ |
| ૧૮ | ,, મોતી સુખલાલ | ખેડા | ૫૪ | ૧ |
| ૧૯ | ,, સવિતાબેન ચમનલાલ | અમદાવાદ | ૫૪ | ૧ |
| ૨૦ | ,, ચંપાબેન પુરશોત્તમ જીવરાજ | ભાવનગર | ૫૩ | ૧ |
| ૨૧ | બ્હેન કુસુમ મોતીલાલ | ,, | ૫૧ | ૧ |
| ૨૨ | ,, શારદા મણીલાલ | અમદાવાદ | ૫૧ | ૧ |
| ૨૩ | ,, શાન્તા પ્રેમચંદ | ,, | ૪૮ | |
| ૨૪ | ,, પાર્વતી બાલાભાઇ | ખેડા | ૪૮ | |
| ૨૫ | ,, જાસુદ મોહનલાલ | ,, | ૪૮ | |
| ૨૬ | ,, મણી ચીમનલાલ | ,, | ૪૮ | |
| ૨૭ | ,, લીલાવતી મગનલાલ | ભાવનગર | ૪૭ | |
| ૨૮ | ,, જાસુદ જેસંગભાઇ | અમદાવાદ | ૪૭ | |
| ૨૯ | ,, શકરી લલ્લુભાઇ | ખંભાત | ૪૬ | |
| ૩૦ | ,, ડહી મગનલાલ | ,, | ૪૫ | |
| ૩૧ | ,, જીવી પાનાચંદ | ગોધરા | ૪૫ | |
| ૩૨ | ,, સવિતા મોહનલાલ | અમદાવાદ | ૪૫ | |
| ૩૩ | ,, વસંત માણેકલાલ | ભાવનગર | ૪૪ | |
| ૩૪ | ,, શારદા ચંદુલાલ | અમદાવાદ | ૩૯ | |
| ૩૫ | ,, ચંદ્રાવતી ચીમનલાલ | અમદાવાદ | ૩૮ | |
| ૩૬ | ,, બાળાબેન ત્રીકમલાલ | ,, | ૩૮ | |
| ૩૭ | ,, કમલા સકરચંદ | ,, | ૩૮ | |
| ૩૮ | ,, પ્રભાવતી જગાભાઈ | ,, | ૩૪ | |
| ૩૯ | ,, લક્ષ્મીબેન વાડીલાલ | ,, | ૩૩ | |
| ૪૦ | ,, સીતા જગશીભાઈ | રાધનપુર | ૩૩ | |
| ૪૧ | ,, ઇન્દુમતી લાલભાઇ | અમદાવાદ | ૩૩ | |
| ૪૨ | ,, ચન્દ્રાવતી અમૃતલાલ | અમદાવાદ | ૩૩ | |

## સ્ત્રી ધોરણ ૩:—

| નંબર | નામ | સેન્ટર | મા. | ઈ. રૂ. |
|---|---|---|---|---|
| ૧ | બ્હેન ચંચલ લવજી જેઠા | પાલીતાણા | ૬૭ | ૨૫ |
| ૨ | ,, જેકોર રઘનાથ | ,, | ૬૫ | ૧૫ |
| ૩ | ,, સુરજ મગનલાલ | ,, | ૬૦ | ૧૦ |
| ૪ | ,, અજવાલી છગનલાલ | ,, | ૫૯ | ૧ |
| ૫ | ,, શકરી તલકચંદ | ચાણસ્મા | ૫૮ | ૧ |
| ૬ | ,, પુરી ઝવેરચંદ | પાલીતાણા | ૫૫ | ૧ |
| ૭ | ,, ચંપા પુનમચંદ | કપડવંજ | ૫૪ | ૧ |
| ૮ | ,, મણી પોપટલાલ (ડાહીબાઇ પા.) | અમદાવાદ | ૫૨ | ૧ |
| ૯ | ,, વિમળા મુલચંદ | પાલીતાણા | ૫૦ | ૧ |
| ૧૦ | ,, સાંકલી માધવજી | ,, | ૪૫ | |
| ૧૧ | ,, કમળા રતીલાલ (દ. મ. શા.) | અમદાવાદ | ૪૫ | |
| ૧૨ | ,, કેશર પ્રેમચંદ | ચાણસ્મા | ૪૨ | |
| ૧૩ | ,, કમલા લવજી | પાલીતાણા | ૩૬ | |
| ૧૪ | ,, ઈંદુ ચંપકલાલ (દ. મ. શા.) | અમદાવાદ | ૩૬ | |
| ૧૫ | ,, કંચન વિઠ્ઠલભાઇ | પાલીતાણા | ૩૫ | |
| ૧૬ | ,, કંચન શામજી | પાલીતાણા | ૩૪ | |

## સ્ત્રીધોરણ ૪:—

| નંબર | નામ | સેન્ટર | મા. | ઈ. રૂ. |
|---|---|---|---|---|
| ૧ | હીરાબેન સારાભાઇ મોદી | મુંબઇ | ૬૦ | ૨૫ |
| ૨ | મોતીબેન આલમચંદ | ચાણસ્મા | ૫૪ | ૧૫ |
| ૩ | ચંચલબેન આલમચંદ | ચાણસ્મા | ૫૩ | ૧૦ |
| ૪ | મોંઘીબેન સુંદરજી | બોટાદ | ૫૧ | ૨ |
| ૫ | ચંપાબેન ત્રીભોવનદાસ છગનલાલ | મુંબઇ | ૫૦ | ૨ |
| ૬ | હીરાબેન મણીલાલ | મુંબઇ | ૪૫ | |
| ૭ | રઇબેન ચુનીલાલ | ચાણસ્મા | ૪૩ | |
| ૮ | વીજીબેન પ્રેમચંદ | ચાણસ્મા | ૩૪ | |

| નંબર નામ | સેન્ટર | મા. | ઇ. રૂ. |
|---|---|---|---|
| **સ્ત્રીધોરણ પઃ—બીજો વિભાગ.** | | | |
| ૧ લીલાવતીબેન સોમાભાઇ | કપડવંજ | ૭૦ | ૨૦ |
| ૨ ધીરજબેન બાલાભાઇ | કપડવંજ | ૫૨ | ૩ |
| **સ્ત્રી ધોરણ પઃ—(વિભાગ ૩ જોઃ)** | | | |
| ૧ પ્રધાનબેન પ્રેમચંદ | કપડવંજ | ૫૩ | ૨૦ |
| **સ્ત્રી ધોરણ પઃ—વિભાગ ૪ क) અને (ख)** | | | |
| ૧ ગુણવંતાબેન ચંદુલાલ | અમદાવાદ | ૭૧ | ૨૫ |
| क વિભાગ (ફતાશા પો. પા.) | | | |
| ૨ સમુબેન કેશવલાલ | અમદાવાદ | ૪૮ | |
| क વિભાગ (ફતાશા પો. પા.) | | | |
| ૩ સરસ્વતીબેન વિઠ્ઠલદાસ | અમદાવાદ | ૮૭ | ૨૫ |
| ख વિભાગ (ફતાશા પો. પા.) | | | |

## પુરૂષ વિભાગના ઇનામો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| બાલ ધોરણ | ૧ | ઇનામ | ૧૧૯ | રૂ. | ૧૫૫—૦—૦ |
| બાલ ધોરણ | ૨ | ,, | ૭૪ | રૂ. | ૧૦૮—૦—૦ |
| પુરૂષ ધોરણ | ૧ | ,, | ૨૧ | રૂ. | ૬૮–૧૨–૦ |
| ,, | ૨ | ,, | ૩ | રૂ. | ૪૫—૦—૦ |
| ,, | ૩ | ,, | ૨ | રૂ. | ૩૫—૦—૦ |
| ,, | ૪ | ,, | ૧ | રૂ. | ૩૦—૦—૦ |
| ,, | ૫ વિ.૨ | ,, | ૪ | રૂ. | ૨૮—૦—૦ |
| ,, | ૫ વિ.૩ | ,, | ૨ | રૂ. | ૨૫—૦—૦ |
| ,, | ૫ વિ.૭ क | ,, | ૯ | રૂ. | ૬૭—૦—૦ |
| | | | | | ૫૬૧–૧૨–૦ |

## સ્ત્રી વિભાગના ઇનામો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કન્યા ધોરણ | ૧ | ઇનામ | ૭૬ | રૂ. | ૧૧૮—૦—૦ |
| કન્યા ધોરણ | ૨ | ઇનામ | ૩૭ | રૂ. | ૬૪—૦—૦ |
| સ્ત્રી ધોરણ | ૧ | ઇનામ | ૨૨ | રૂ. | ૧૦૧–૧૨–૦ |
| ,, | ૨ | ,, | ... | રૂ. | ... ... |
| ,, | ૩ | ,, | ૯ | રૂ. | ૫૬—૦—૦ |
| ,, | ૪ | ,, | ૫ | રૂ. | ૫૪—૦—૦ |
| ,, | ૫ વિ.૨ | ,, | ૨ | રૂ. | ૨૩—૦—૦ |
| ,, | ૫ વિ.૩ | ,, | ૧ | રૂ. | ૨૦—૦—૦ |
| ,, | ૫ વિ.૪क | ,, | ૧ | રૂ. | ૨૫—૦—૦ |
| ,, | ૫ વિ.૫ख | ,, | ૧ | રૂ. | ૨૫—૦—૦ |
| | | | | રૂ. | ૪૮૬–૧૨–૦ |

નોટઃ—પરીક્ષક મહાશયને અનિવાર્ય અકસ્માતિક કાર્ય ઉપસ્થિત થએલ હોવાના લીધે કન્યા ધોરણ ૨ માં બેઠેલ વિદ્યાર્થીઓનું પરિણામ આપી શક્યા નથી જે હવે પછી પ્રકટ કરવામા આવશે.

લિ. સેવક;

**વીરચંદ પાનાચંદ શાહ,**

**સૌભાગ્યચદ ઉમેદચંદ દોશી,**

માનદ મંત્રીઓ

શ્રી જૈન શ્વે. એજ્યુકેશન બોર્ડ.

૨૦, પાયધુની મુંબઇ ૩.

## શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ તેરમું અધિવેશન જુન્નર.
## સ્વાગતસમિતીના પ્રમુખ શેઠ ચુનીલાલ સરૂપચંદ રાજુરીકરનું

# ભાષણ.

માહા સુદી ૧૦-૧૧-૧૨ વીર સંવત ૨૪૫૬
તા૦ ૮-૯-૧૦ ફેબ્રુઆરી સન ૧૯૩૦

श्री शांतिपार्श्वौ शिरसा नमामि
श्री संघपादौ मनसा स्मरामि ।
आद्रीयतां स्वागतपुष्पमालां
या गुम्फिता सुन्दरबालभावैः ॥१॥

**પ્રિય બન્ધુઓ અને બ્હેનો !**

આજના માંગલિક પ્રસંગે આપ સહુનું મહારાષ્ટ્રના જૈન બંધુઓ તરફથી અત્યંત પ્રેમથી સ્વાગત કરૂં છું. અને સ્વધર્મી બંધુઓની સેવા કરવા માટે આપણે બધા એકત્ર મળ્યા છીએ તે માટે શાસનદેવના હું ઉપકાર માનું છું. આપ ધર્મબંધુઓના દર્શન થયા તે માટે પોતાને મહા ભાગ્યવંત સમજું છું. અને જૈન સમાજના પુનરૂદ્ધાર માટે આપ એકત્ર મળી કાંઈક રચાથી ઘટનાઓ તૈયાર કરો અને એવી યોજનાઓથી જૈન સમાજની ઉન્નતિ થઈ શ્રી જીનશાસનનો યશોધ્વજ આખી દુનીયામાં ફરકતો થાય તેની શાસનદેવની પ્રાર્થના કરૂં છું.

આપ સાહેબ પોતાના મહેલો અને વાડીઓ છોડી, પોતાના મનોહર અને સુંવાળા આસનો છોડી, અહીંઆ કેવળ શાસન અને સ્વધર્મીઓના પ્રેમની ખાતર એકત્ર મળી બધા બંધુઓ સાથે ભેગા થઈ સહકાર્ય કરવા તૈયાર થયા તે માટે આપના જેટલા ઉપકાર માનીએ તેટલા ઓછાજ કેહેવાય. આપ મોજશોખ અને આરામ સ્વાદીષ્ટ અને મીષ્ટ ભોજન છોડી દક્ષીણની ચટણી અને ભાકરી ખાવા અહીંઆં કેવળ શાસન પ્રેમથી એકત્ર થયા છો તે આપની શાસનશક્તિ અને ઉદારતા પુરવાર કરે છે.

આશરે ત્રણસો વર્ષ પેહેલા આજ પુણ્યભૂમીમાં હિંદુઓનો ઉદ્ધાર કરનારી પ્રચંડ શક્તિ શિવાજીના રૂપમાં પ્રગટ થએલી હતી. અને હિંદુઓનું અસ્તિત્વ કેવળ મહાન શિવાજીનેજ આભારી હતું. તેથીજ એક કવિએ કહ્યું છે કે,

**शिवाजी नहीं होत तो सुन्नत होत सबकी.**

કેવળ જંગલી માવળાઓની મદદથી શિવાજીએ મહાન શક્તિ ઉત્પન્ન કરી હતી. જોડેના ડુંગર ઉપરના કીલ્લા ઉપર એ મહાન પુરૂષનો જન્મ થયો હતો. હજુ પણ શિવનેરી કીલ્લાનું નામ ઉચ્ચારતાની સાથે મહારાષ્ટ્રીય લોહીમાં સ્વાભિમાનની જાગૃતિ થઈ આવે છે. હજુ પણ મહારાષ્ટ્રીઓના અંતરંગમાં સ્વાતંત્ર્યની જ્યોતિ પ્રગટ થાય છે, અને આશાના કીરણો ચળકી ઉઠે છે. અમોને આશા છે કે જૈનનોના પુનરૂદ્ધારનો પાયો એજ પુણ્ય ભૂમીમાં નખાશે. અને જૈનનોમાં નવચેતન રેડવાનું માન મહારાષ્ટ્રનેજ મળશે. આપ સર્વે બંધુઓ કેવળ અર્ઇક્ય, ઉન્નતિ, પ્રગતિ અને શાસન પ્રેમના બીજારોપણ પોતાના હૃદયમાં કરી આ કાર્ય ઉપાડી લેશો અને જેવી રીતે શિવાજીએ કેવળ શૂન્યમાંથી સર્વવ્યાપી શક્તિ પ્રગટાવી તેવીજ રીતે જૈનસમાજની એકત્ર શક્તિ પ્રગટ કરશો એવી મને પ્રબળ આશા છે.

કોન્ફરન્સની બેઠક હાલમાં કેટલાએક વરસોથી ભરવી બંધ પડેલી જોઈ, અમારા કેટલાએક ઉત્સાહી બંધુઓના મનમાં એવો વિચાર આવ્યો કે, આપણે કોન્ફરન્સની શિથિલતા દુર કરવા માટે મહારાષ્ટ્રમાં જો કોન્ફરન્સની બેઠક ભરીએ તો કેવું સારૂં ? આ વિચાર દેખીતો ઘણો આકર્ષક અને ઉત્સાહજનક હતો. પણ તેની સાથેજ તેની જવાબદારીઓનો ખ્યાલ કરતા તે અત્યંત કષ્ટપ્રદ હતો. અત્યાર સુધી જે જે ભાગમાં કોન્ફરન્સ થઈ ત્યાં ફરી નોતરૂ બીલકુલ મળ્યું નથી. એટલુંજ નહી પણ

અનેક લાયક ગામોએ કોન્ફરન્સને પોતનો આંગણે નોતરવાનું હજુ યોગ્ય ધાર્યું નથી. આવી પરિસ્થિતીમાં મહારાષ્ટ્રે આ બીજીવાર આમંત્રણ આપવાનું સાહસ કેવળ સંઘના દર્શન કરવાની ઉત્સુકતા અને સંઘની શોભા અને મહત્વ વધે એવા સાત્વિક ભેદના લીધે ઉપાડી લીધું છે.

જે વખતે આપણા સમાજમાં અનેક પક્ષોપ પક્ષો ઉત્પન્ન થયા છે, અને એકજ ઘરમાં બે તડા જેવા દેખાવ થવા લાગ્યો છે. અને કોણ ગૃહસ્થ કયા પક્ષનો હશે એ સમજવું પણ મુસ્કેલ થઈ પડેલું છે, તેમજ સલાહ સંપ કરાવવામાં જ્યારે આપણામાંના ઉત્તમમાં ઉત્તમ અને ગંભીર વિચારવાળાઓના મગજો ખાલી થયા છે. આવા કટોકટીના વખતમાં મહારાષ્ટ્રે કેવળ પોતાના આત્મવિશ્વાસ ઉપર અને આપ સાહેબ જેવા સમાજના આગેવાન શાંત અને વિચારક વર્ગ ઉપર વિશ્વાસ રાખી આ સાહસ માથે વ્હોરી લેવું યુક્ત ધાર્યું છે. માટે આપ સાહેબ અ-મારી આ ધારણા યશસ્વી કરી સમતા, શાંતિ અને ધર્મપ્રેમથી પ્રેરાઇ યોગ્ય ઘટનાઓ અમલમાં લાવશો એવી મને સંપૂર્ણ આશા છે.

પ્રિય બંધુઓ !

**જુન્નર શેહેર** ઘણું પ્રાચીન છે અને પ્રાચીન કાલમાં તે વેપારનું એક મોટું મથક હતું. તેમજ મુંબઇ અને પુનાને જોડનારૂ એક અમોઘ સાધન હતું. તેથી અહીંઆ મોટો વેપાર ચાલતો હતો અને લાખો રૂપીઆનો વેપાર આ ક્ષેત્રમાં ખેડાતો હતો. થોડાજ વર્ષો પાછળ જુન્નર શેહેરમાં આશરે ૮૦૦ જૈનો વસતા હતા અને વેપારના બધા સૂત્રો જૈનોનાજ હાથમાં રમતા હતા. જુન્નરમાં હાથે કાગળ તૈયાર કરવાના મોટા કારખાનાઓ ચાલતા હતા. અને તે બધો વેપાર જૈનોનાજ હાથમાં હતો. હજુ પણ થોડા કાગળો અહીંઆ બને છે. અને કેટલાએક ગૃહસ્થો પોતાના ચોપડાઓ માટે તે પસંદ કરે છે. પરંતુ કાલવશાત્ અર્વાચીન રેલવે વિગેરેના સાધનોથી આ શેહેર વંચિત રેહેવાના કારણે અત્રેનો વ્યવહાર પડી ભાંગ્યો હતો, અને વેપારીઓ જુદાજુદા ભાગમાં વિખેરાઈ ગયા હતા. અને તેથીજ જૈનોની વસ્તી ઘણીજ ઘટી ગયેલી છે. અત્રેના બંને વિશાળ જૈન મંદિરો જોવાથી અત્રેના જૈનોની જાહોજલાલીની કલ્પના થઇ શકે તેમ છે.

અત્રે નજીકમાં જાણીતા પર્વતોમાં ભગવાન મહાવીર અને બુદ્ધદેવના કાળમાં કોતરેલી ઘણી ગુફાઓ છે જેમાં વિદ્યાર્થીઓના રહેઠાણો તેમજ ભણાવનાર આચાર્યોના નિવાસ અને સાથે બેસી ભણવાના મોટા મોટા હોલો જોવાથી આપની ખાત્રી થશે કે, આ ક્ષેત્ર પ્રાચીન કાળની મોટી યુનિવર્સીટી હોવી જોઇએ. હાલમાં તે શૂન્ય અને ઉજ્જડ જેવી દેખાય છે, પણ પ્રાચીન વૈભવના તે જાગતા પુરાવાઓ છે, એ સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે. એ ઉપરથી જોઇ શકાશે કે, આ એક પુણ્યભૂમિ છે અને આપણા પુનરૂદ્ધારનો આપણે વિચાર કરીએ તેને અનુકુલ વાતાવરણ અહીંઆ મળી શકે તેમ છે.

કાલચક્રના ચડતી પડતીના સપાટામાં કોણ નથી સપડાતું ? જોકે, જુન્નર શેહેરના જૈન બંધુઓ ઉપર ઘણી આપત્તિઓ આવી પડી છે. અને જૈનો છીન્ન વિછીન્ન થઇ ગયેલા છે પણ શ્રી સંઘની સેવા ભક્તિ કરવાના અંકુરો હજુ એવાને એવાજ ટકી રહેલા છે. અને તેથીજ અમોએ અમારે આંગણે શ્રી સંઘને આમંત્રણ આપ્યું છે. અમારી લુખી સુકી સેવા આપ સ્વીકારી લેશો અને અમારી પ્રત્યક્ષ સેવા તરફ નહી પણ અમારી અંતઃકરણની પ્રેમની લાગણી તરફ જોઇ અમારી દરેક ખામીઓ માટે દરગુજર કરશો એવી અમોને આશા છે.

અત્યાર અગાઉની કોન્ફરન્સોના પ્રમુખોમાંથી કોઈ કોઇ પ્રમુખ સાહેબોએ એવા ઉદ્દગારો કાઢ્યાનું મારા સ્મરણમાં છે કે, નાનાનાના **ગામડાઓમાં પણ કોન્ફરન્સનું અધિવેશન થઈ શકે** તેવી યોજના થવી જોઇએ. તે ઉદ્દગારોને માન આપી અમોએ આ સાહસ ખેડવાનું મનમાં લાવી કેવળ શાસનદેવની કૃપાઉપર અને આપ સાહેબોના પ્રેમ ઉપર આધાર રાખી આ કાર્ય ઉપાડી લીધું છે.

કોન્ફરન્સને આમંત્રણ કરવા બાદ જ્યારે એ વાત પ્રગટ થઈ ત્યારે કોઈએ કૌતકથી અને

કોઇએ હીતસ્વી દ્રષ્ટીના ભયથી આ કાર્ય તરફ અવલોકન કર્યું હતું. અમારા આસપાસના પુના જીલ્લાના દરેક જૈન વસ્તીવાળા ગામે પ્રસંગનું મહત્વ જોઈ ઉદાર હૃદયે તન મન અને ધનથી પોતાની મદદ આગળ ધરી હતી. તેમજ મહારાષ્ટ્રના જુદા જુદા ભાગોમાંથી અમૂલ્ય મદદ અમોને આવી પોહોંચી હતી. જેના વખાણ કરવા મારી શકતીની બહાર છે. અમોએ જે ગૃહસ્થ પાસે જેટલી મદદની અપેક્ષા રાખી હતી તે ઉપરાંત પણ અમોને પ્રેમથી મદદ મળી હતી. એ ઉપરથીજ હજુ સુધી જૈનોમાં સમાજ પ્રેમ અસ્તિત્વમાં છે એમ પ્રત્યક્ષ જોવામાં આવે છે. એટલુંજ નહી પણ કોન્ફરન્સના કાર્યો તરફ સહાનુભૂતિ પણ જોવામાં આવે છે. એવા પ્રત્યક્ષ દાખલા જોવાથી એ વાત સિદ્ધ થાય છે કે, જો કુશલ કાર્યવાહક હોય તો જૈનોસારી જાગૃતિ કરી શકે અને કોન્ફરન્સના ઠરાવોને અમલ પણ સારા પ્રમાણમાં થાય તેમ છે. અમો ગામડીઓએ અત્યારસુધી શેહેરો મદદ આપે છે કે નહીં તેની દરકાર કર્યા વગર યથાશક્તિ કોન્ફરન્સના ફંડમાં નાણા ભરી આપેલા છે.

અમોએ કોન્ફરન્સનું આમંત્રણ આપ્યું ત્યારથી કેટલાએક અમારા જરીપુરાણા ચાંભલાઓએ પોતાનો અશુભ સ્વર કાઢી અમારા માર્ગમાં કાંટા પસારવામાં બાકી રાખી નથી. આમ છતાં તમારા આ ભાઈઓના આવા ભુંડા કાર્યની અમોને ઉલટી મદદજ થએલી છે. અને આવા કાર્યોથી અમારા સહકારી બંધુઓનો ઉત્સાહ દ્વિગુણિત વધી ગયો હતો. આવી બાલીશ લીલાઓથી સમાજ પોતાના કાર્યથી પરાઙ્મુખ થાય એ બનવું તદન અશક્ય છે. સારાંશ કે મહાન કાર્યોમાં વિઘ્ન વગર તેની ખુબી જણાતી નથી અને ખરા આત્મવિશ્વાસનો સંતોષ મળતો નથી. તેવી દ્રષ્ટીથી આ અમારા ભાન ભુલેલા બંધુઓનો પણ અમો ઉપકારજ માનીએ છીએ.

ધણાએક બંધુઓની એવી માન્યતા જોવામાં આવે છે કે, જુનોજ કક્કો ધુંટયા કરવો. અને 'પીછેસે આઇ' વાળી કેહેવત ખરી કરવી અને નવું કરવા જેવું કાંઈ હોઇ શકેજ નહીં, એવી ખોટી માન્યતા હવે ટકવી તદન અશક્ય છે. ભારત વર્ષનો યુવકવર્ગ હવે જાગૃત થયો છે. નવી પ્રેરણા, નવી શક્તિ અને નવી ઉમેદ પ્રગટ થઇ ચુકી છે. મહાન્ કોંગ્રેસ જેવી સંસ્થા પણ તેવા પ્રવાહમાંથી બચી શકી નથી તો જૈન જેવી વેપારી અને ડાહી કોમમાં નવો પવન ફુંકાય તેમાં નવાઇ જેવું કાંઈ નથી. અને એને રોકવા જેટલા પ્રયત્નો થશે તેટલા તદન વ્યર્થજ થવાના. એમાં શંકા જેવું કાંઇ નથી. નૂતન વર્ગ જુનાઓની હવે મર્યાદા રાખી મોઢે ડુચો મારવાનું સહન કરી શકે તેમ નથી. જુનાઓ પાસે કાર્યનો હીસાબ તેઓ માંગશે. અને કાર્ય પ્રવૃત્ત થઈ એકદમ આગળ વધારે. **સત્યની પ્રેરણાથી યુવક વર્ગ પ્રચંડ ક્રાંતિ કરી મુકશે.** ત્યારે તેવા પ્રવાહને રોકવું એ તદન અશક્ય પ્રાય છે. માટે કાળ આગળ નમતું આપી મુખ્ય સિદ્ધાંતને વળગી રહી પ્રગતીમાં સાધક રૂપ બનવું એજ યોગ્ય છે. તેમજ યુવક અને પ્રગતિમાન ઉત્સાહી બન્ધુઓએ પણ કાર્યનું મહત્ત્વ, જુનાઓનો અનુભવ અને તેઓએ અનુભવેલા સારાસાર વિચારોનો પણ સાથેજ વિચાર કરવો જોઇએ. વૃદ્ધોમાં જેમ સાહસ હોતું નથી તેમ યુવાનોમાં વિચારની ગંભીરતાનું વૈગુણ્ય હોય છે. એ વાત નજર બહાર રાખી પાલવે તેમ નથી. માટે વૃદ્ધોનો અનુભવ અને યુવાનોનું સાહસ એના ભેગા મેળ સાથે હાલના પ્રગતિપ્રિય જમાનામાં કાર્યપ્રવૃત્ત થવું જોઇએ જેથી કોઇને પસ્તાવાનો પ્રસંગ આવશે નહીં. સમાજથી ઝીલી ન શકાય તેવા પ્રશ્નો સમાજ આગળ ધરી પહેલેથીજ અભાવ ધારણ કરનાર બીકણ સમાજને એકદમ ભડકાવી મુકી સુધારા વિષે પરાઙ્મુખ કરી નાખવાનું સાહસ કરવાનો હજુ સમય આવ્યો નથી. એમ મને લાગે છે.

**જ્યાં જુઓ ત્યાં કોન્ફરન્સે શું કરી બતાવ્યું?**

લાખોનું ખરચ મફત ગયું. વિગેરે ઉદ્દગારો કાઢી કેટલાએક સમાજના હેતના કટકા આમ બોલવામાં જાણે પોતે મોટો વાઘ માર્યો હોય એમ માને છે. અને કોન્ફરન્સના કાર્યકર્તાઓને જાણે આપણે નિરુત્તર કરી નાખ્યું હાય એવો ડોળ ઘાલે છે. પણ પ્રાચીન ધર્મદ્રષ્ટીથી વિચાર કરીએ તો પણ ઉજમણા,

ઓત્સવો, વરઘોડા, સ્વામીવચ્છળ, સંઘજાત્રા વિગેરે ધાર્મિક કાર્યોમાં કોઇ પાપ માનતું નથી. એટલુંજ નહીં પણ તેમાં મોટું પુણ્ય માને છે. દેવજાત્રા કે દેવપૂજા કરવામાં પુણ્ય મનાય ત્યારે સંઘ, કે જેને પચીસમા તીર્થંકરની ઉપમા આપી તે નામથી આપણે સંબોધીએ છીએ, તેવા સંઘને-પચીસમા તીર્થંકરને-પોતાને આંગણે આમંત્રી કે તેના દર્શન કરી વિચાર વિનિમય કરવાથી કાઇ પુણ્ય નહી હોય એમ એવા લોકો માને છે શું? અમારૂં તો એવું સ્પષ્ટ માનવું છે કે, દેવજાત્રા કે દેવપૂજા કરનારો શ્રી સંઘજ છે અને સંઘના અંગભૂત બીજી ક્રિયાઓ છે. સંઘની જાહોજલાલી અને ઉન્નતીમાંજ બધા પુણ્ય કર્મો સમાઈ જાય છે. સંઘ ધનધાન્ય અને બુદ્ધિ વિદ્યાનથી પુષ્ટ હોય તોજ બાકી પ્રગતિ થવી શકય છે. પણ સંઘજ જો નિરમાલ્ય, અવ્યવસ્થિત અને અસંઘટિત હશે તો પછી બાકી ઉત્સાહ અને ક્રિયાઓ વ્યર્થજ નિવડશે એ દ્રષ્ટીથી જોતા પણ કોન્ફરન્સની ઉપયોગિતા અને ધર્મદ્રષ્ટીએ પણ પુણ્ય કાર્ય છે એમ સમજાશે. કદાચ જુના વિચાર વાળાઓને કોન્ફરન્સ શબ્દથી સુગ ચડતી હોય તો સંઘ, સમાજ, સભા, સંમેલન કે બીજા કોઇ નામથી સંબોધવામાં જરાપણ હરકત નથી.

આવા વિચારો ઉદ્ગારનારા બંધુઓએ કોન્ફરન્સના કાર્યનો બીલકુલ અભ્યાસ કરેલો હોતો નથી **કોન્ફરન્સે દરેક ઠરાવ પરત્વે શું પ્રગતિ કરી છે?** તેમજ સમાજની કોન્ફરન્સ પૂર્વેની મનોદશા કેવી હતી અને આજની મનોદશા કેવી છે? કોન્ફરન્સે સામાન્ય કેળવણી અને ધાર્મિક કેળવણીને અંગે શું કામો કર્યા છે? તેનો વિચાર કરવાથી તેની ઉપયુક્તતા જોવામાં આવશે. તેમજ ધાર્મિક સંસ્થાઓ અને ખાતાઓ પેહેલા કેમ ચાલતા હતા અને હાલમાં કેમ ચાલે છે તેનો પણ વિચાર કરવાથી પ્રગતિજ નજરે પડશે. હાનીકારક રીવાજોમાં અન્યધર્મીઓના પરવો અને વિધિ વિધાનોનું આપણા સમાજ ઉપર કેટલું આક્રમણ હતું અને હાલમાં તે કેટલું ઘટયું છે તેનો પ્રત્યક્ષ વિચાર અને અનુભવ જોતાં આપણી કોન્ફરન્સે કાઇજ કર્યું નથી એ વિચારો છોડવાજ પડશે. અલબત જેટલું થયું છે તેટલું બસ છે. અને હવે કાંઇ કરવાપણું રહેતું નથી એવા સંકુચિત વિચારો રાખવા પણ ભૂલ ભરેલા છે. પ્રગતિને માટે ઘણુંજ મોટું કાર્યક્ષેત્ર પડેલું છે માટે કોન્ફરન્સ ભરાતી રહેશે તોજ તેવા કાર્યો આપણે હાથ ધરી શકીશું કોન્ફરન્સે શું કર્યું? એવો પ્રશ્ન પૂછનારાં જાણે એમજ માનતા જણાય છે કે, કોન્ફરન્સવાળા અમુક લોકો અથવા અમુક વ્યક્તિઓજ છે. અને તેઓનાજ માથે બધી જવાબદારી રહેલી છે. અને શંકા કાઢનાર, પ્રશ્ન કરનાર જાણે કોન્ફરન્સ સાથે કોઇ જાતનો સંબંધ ધરાવતો નથી. અને કોન્ફરન્સની ખામીઓ માટે પોતે જાણે બીલકુલ જવાબદારજ નથી. આવા વાદપ્રેમી લોકો સાથે વાદ કરવામાં નકામો વખત ગાળવો પણ વ્યર્થ છે. જ્યારે કોન્ફરન્સે અમુક કાર્ય કેમ ન કર્યું એવા પ્રશ્નો કરે છે ત્યારે પ્રશ્નકારને એ ભાન નથી હોતું કે કોન્ફરન્સ એક વિચારપ્રેરક અને પ્રગતિનો માર્ગ દેખાડનારૂં મંડળ છે. નિગ્રહાનુગ્રહ કરી કોઇને સજા કરનારૂં કે જોર જુલમથી સુધારાઓનો અમલ કરાવનારૂં મંડળ નથી. આવો વિચાર કરશો તો કોન્ફરન્સે જે કાંઈ કાર્ય કર્યું નહી હોય તે માટે આપણે બધાઓ અંશતઃ જવાબદાર છીએ. આપણે એકમતે કોઈ ઠરાવ પસાર કર્યો અને ઘેર જઇ તે ઠરાવ છાપરે ચઢાવી દીધો તો પછી કોન્ફરન્સ શું કરે? અહીંઆં ઠરાવ કરતી વખતે દરેક ગૃહસ્થ તેની ગંભીરતા સમજે અને પોતે ઠરાવ પાળી પોતાના બંધુઓને તે ઠરાવ પાળવા માટે પ્રેરણા કરે તો પછી આમ ટીકા કરવાનો વખતજ ન આવે. એ ઉપરથી એ સિદ્ધ થાય છે કે, કોન્ફરન્સ એટલે આપણે બધા ભેગા મળી બનાવેલી સંસ્થા તેના આપણે બધા અવયવો છીએ. તેના ગુણદોષના આપણે બધા સરીખા સહભાગી છીએ. અને કોન્ફરન્સ એ વિચાર પ્રચાર કરનારૂં પ્રગતિકારક મંડળ છે. અને તેના હાથમાં હજુ આપણે નિગ્રહાનુગ્રહની શક્તિ આપી નથી. એવા પ્રકારનો આપણે દ્રષ્ટીકોણ રાખવો જોઇએ.

### ટીકાકારોનું એક શસ્ત્ર

ટીકાકારોના હાથમાં એક મોટું શસ્ત્ર આવી

જાય છે, તે એ છે કે, આપણામાં કેટલા એક એવા બડેખાઓ હજુ મ્હાલે છે કે, જેઓએ વૃદ્ધ વિવાહ, બાલ વિવાહ, કન્જોડા, કન્યા વિક્રય, વેશ્યા નાચ, ગાયનો વિગેરે ઠરાવોને પગતળે કચડી નાખી **વૃદ્ધા નારી પ્રતિવ્રતા** બની બીજાઓને ઉપદેશ કરવાનો ડોળ ધાલે છે. આવા વૃદ્ધકપીઓ પોતે હજુ ઓદ્દા ધારણ કરવામાં પણ શરમાતા નથી. આવા લોકો તરફ આંગળી કરી કોન્ફરન્સનો કાર્યનો હીસાબ લોકો રજુ કરે છે. આવા આવા ઓધ્ધેદારોને આપણે વીણી વીણીને દૂર કરવા જોઇએ. અને નવા ઉત્સાહી, નિરપેક્ષ, કાર્ય કરવાની હીંમત ધરાવનારા ચતુર અને ડાહ્યા લોકોની નીમણુક કરવી જોઇએ.

મહારાષ્ટ્રે પોતાની અનેક કોન્ફરન્સો ભરી કોન્ફરન્સના ઠરાવોનો અમલ શરૂ રાખ્યો છે. અને દરેક જાતની જાગૃતી કાયમ ટકાવી રાખી છે. બીજા પ્રાંતના કોઇપણ ભાગે એવી પરંપરા કાયમ રાખી નથી અને એને લીધેજ મહારાષ્ટ્રે આવા કટોકટીના સમયમાં પણ કોન્ફરન્સને આમંત્રણ આપ્યું છે. એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, કોન્ફરન્સની હીલચાલ હમેશ ચાલુ રાખવીજ ઘટે છે. ગુજરાત કાઠીઆવાડ મારવાડ પંજાબ કે બંગાલ કે જે પ્રમુખોની ખાણ તરીકે ઓળખાય છે; ત્યાં કોઈ પણ જાતની કોન્ફરન્સની હીલચાલ કાયમ રહી નથી એ કાર્ય ફક્ત મહારાષ્ટ્રે કરી બતાવ્યું છે એ ધ્યાનમાં રાખવા લાયક છે અને એ હીસાબેજ કોન્ફરન્સના કાર્યનો હીસાબ લેઇ શકાય અને આખા દેશે આગળ જતા આ દાખલો લેવાની ખાસ જરૂર અમો જોઇએ છીએ.

## કોન્ફરન્સના બંધારણ

ઉપર આપણે પેહેલા ઘણા વિચાર કરી ગયા છીએ. પણ યથાકાલે પરિસ્થિતિ બદલાય છે. માટે બધા આક્ષેપોનો નિવેડો થવા માટે આપણે બંધારણનો ફરી વિચાર કરી તે પાકુ અને પ્રત્યક્ષ કાર્યકારી બનવું જોઇએ. મુખ્ય યંત્રાગારમાં ચાવી ફેરવવાથી જેમ અનેક નાના મોટા યંત્રો એકી સાથે ચાલવા માંડે છે તેમ આપણે આખા હીંદમાં એવી યોજના ગ્રેરવી જોઇએ કે મુખ્ય હેડ ઓફીસમાં કોઈ ઠરાવ થાય કે તરતજ તેનો અમલ આખા હીંદમાં એકી સાથે થવો જોઇએ. આમ થવાથી કોન્ફરન્સને હાલમાં વગોવાનું કેટલાએકોને મન થઈ આવે છે તે બંધ પડશે. માટે બંધુઓ, હવે ઉઠો, કટિબદ્ધ થાઓ અને કોન્ફરન્સના બંધારણ ફરીથી તૈયાર કરો અને જૈન સમાજની ઉન્નતિના પાયા મહારાષ્ટ્રની આ પુણ્યભૂમીમાં નાખો.

બંધુઓ, કેળવણીની બાબતમાં આપણે કેટલુ એક કાર્ય કરીએ છીએ. ધાર્મિક હરીફાઈની પરિક્ષાઓ લેવાય છે. અને મહાવીર વિદ્યાલય જેવી સંસ્થાઓ હાલમાં જન્મ પામી છે. પણ જ્યાંસુધી આપણે દરેક જૈન વસ્તીવાળા ગામમાં પાઠશાળા એકજ ધટનાથી ખોલી ન શકીએ અને દરેક મોટા જૈન વસ્તીવાળા ગામમાં જૈન હાઇસ્કુલો, ગુરૂકુલો આપણે ન ખોલી શકીએ ત્યાર સુધી આપણી કેળવણીની ખામી તો દેખીતી રીતે કાયમજ રહેશે. આપણે જૈન વિશ્વવિદ્યાલય સ્થાપન કરવાની આકાંક્ષા રાખવી એ કાંઇ અશક્યપ્રાય વસ્તુ છેજ નહીં. આપણે આમ તો ધનાઢ્ય કોમ ગણાઈએ છીએ. અને લાખો રૂપીઆઓ અનેક ધાર્મિક કામોમાં ખર્ચી નાખીએ છીએ. પણ તે ધનને ઉત્પાદક અને કાર્યસાધક માર્ગે ખર્ચવાનું આપણે મનમાં લાવીએ તો કેટલું સારૂં? આપણે વેપારી છીએ. અને એટલા માટેજ આપણે આપણા દ્રવ્યનો વધારેમાં વધારે બદલો મળ્યો કે કેમ તે જોવાનું આપણું કર્તવ્ય છે. સાત ક્ષેત્રમાં ધન ખર્ચવાનું શાસ્ત્રકાર કહે છે પણ તેમાં વિશેષ કરી જે ક્ષેત્ર નબળુ પડી ગયું હોય તેવા ક્ષેત્રમાં આપણે નાણાનો ઉપયોગ નહિ કરતા અન્ય ક્ષેત્રોમાં નાણાનો ઉપયોગ કરીયે છીએ એ હાલની પરિસ્થિતિ જોતાં અત્યંત ખેદજનક છે. અવળો પ્રવાહ ફેરવી સવલો પ્રવાહ કરવાથી આપણે જે નાણા ખર્ચીયે છીએ તેનો વધારેમાં વધારે લાભ આપણે લેઈ શકીએ તેમ છે. માટે આ તરફ અમારા ધનાઢ્ય લોકોનું લક્ષ જશે એવી અમોને આશા છે.

મહારાષ્ટ્રમાં અમો જૈનો ઘણા નાના નાના ગ્રૂપોમાં વહેંચાઈ ગયેલા છીએ. અનેક ગામોમાં અમો થોડા થોડા પ્રમાણમાં છીએ. અને ધાર્મિક

આક્રમણો અમારી ઉપર થતા રહ્યા છે. અનેક બંધુઓ એવા છે કે, જે નામનાજ જૈનો રહેલા છે. તેમના કાન ઉપર આપણી આ મહાસભાનો અવાજ સરખો પણ ગયો નથી. અન્ય ધર્મીઓના તહેવારો, તેમના આચારવિચારો, તેમના દેવતાઓ, તેમના ધર્મગુરૂઓ અને બ્રાહ્મણ પુરોહિતોનું અમારા ઉપર એટલું આક્રમણ થયું છે કે, અમારી અમલની સંસ્કૃતિ ભુલાતી જાય છે. અને ધીમે ધીમે અમારા બંધુઓ અન્ય ધર્મમાં ઘસડાતા જાય છે. અમારૂં જૈનત્વ ટકાવી રાખવું હોય તો અમારે કોન્ફરન્સનો કાર્યક્રમ ઉપાડી લેઇ પ્રચાર કાર્ય શરૂ કરી દેવું જોઇએ. જૈન સમાજને જૈનધર્મ ટકેલો રહેશે, તોજ અમારૂં કાંઇક ગૌરવ ટકી રહેશે તે માટે અમારે **વ્રતારોપ સંસ્કાર** જેવા સંસ્કારોનો ઉદ્ધાર કરવો જોઇએ. દરેક જૈન માટે આ સંસ્કાર ફરજીઆત રાખવો જોઇએ. અને આ સંસ્કાર કરતી વખતે જૈનોના દેવ, ગુરૂ, મંદિર, જ્ઞાન, શ્રાવકના ગુણો સમજાવવા ઉપરાંત નવકાર મંત્ર અને આવશ્યક ક્રિયાઓનું જ્ઞાન તો અવશ્ય કરાવવુંજ જોઇએ. દર વરસે અનેક કારણોથી આપણી સંખ્યા ઓછી થતી જાય છે અને એજ અનુક્રમ ચાલુ રહેશે તો મને ભય લાગે છે કે, આપણે જૈન તરીકે તદ્દન નામશેષ થઇ જઇશું. માટે આપણે સંઘટન કરી દરેક આક્રમણનો પ્રતિકાર કરવા માટે તૈયાર રહેવું જોઇએ. અન્ય ધર્મીઓના વિધિવિધાનોને જૈનેતર ગુરૂઓના સંસ્કારોથી આપણે બચવું જોઇએ. અને લગ્નવિધિએ જૈનધર્મને અનુસરીને કરવી જોઇએ. ઘણા લોકો તો જૈન કુળમાં જન્મ પામ્યા તેથીજ જૈન કહેવાય છે. પણ જૈન કુલનું ગૌરવ તેઓ ભાગ્યેજ સમજે છે. માટે જૈન વ્રતારોપ સંસ્કાર અમલમાં મુકવો જોઇએ.

કોઈ અન્યધર્મી ભાવિક ગૃહસ્થ જૈન ધર્મઉપર આસ્થા મુકી દેવદર્શન, જીનપૂજા આદિક્રિયાઓ ભાવપૂર્વક કરતો હોય, તેની અન્ય શ્રદ્ધા જૈન ધર્મ ઉપર હોય છતાં તેનો આદર કરવો તો બાજુ ઉપર રહ્યો, પણ તેને ધાર્મિક ચઢાવા લેવામાં હરકત કરનારા પણ ભોળા ધર્મી લોકો અમારામાં પેદા થયા છે. એટલું જ નહી પણ પ્રત્યક્ષ જૈન હોય, ભાવ ભક્તિ સહીત જૈનોના ધર્મ પાળતો હોય એવા સરળ સ્વભાવી જૈનને પણ તેના ઉપરના કોઈ સામાજીક આરોપ માટે તેના ધાર્મિક હકો ઉપર ત્રાપ મારવાનો પણ અમારા કેટલાએક બંધુઓ આચકાતા નથી. જૈનધર્મ જેવો ઉદાર ધર્મ હોવા છતાં પણ આવા લોકોના હાથમાં તેના સુકાન આવી પડયા છે કે, તેઓ તેને નિર્માલ્યવત્ બનાવી દે છે. અને નાના પ્રકારની આડખીલીઓ લાવી ઉભી કરે છે. આવા પ્રસંગે જૈનોની સંખ્યા વધારવાનો સવાલ તો બાજુપર રહ્યો પણ છે તેને ટકાવી રાખવાની પણ સુબુદ્ધિ અમારા બંધુઓમાં જોવામાં આવતી નથી. અન્યધર્મીઓના આચારો અને સંસ્કારોનું આ અશુભ પરિણામ છે એ આપના જોવામાં આવશે.

પ્રિયબંધુઓ હાલમાં આખી કોમને હચમચાવી નાખે એવો વિલક્ષણ પ્રશ્ન આપણી આગળ ખડો થયો છે. આપણા મુસલમાન બંધુઓ હીંદુઓ મંદીરો મૂર્તિઓ અને ધર્મસ્થાનો ઉપર અવાર નવાર હુમલાઓ કરે છે. અને હિંદુઓ સ્ત્રીયો ઉપર અત્યાચાર અને બલાત્કાર કરવાના દાખલાઓ અનેક જોવામાં આવે છે. અને અત્યંત ખેદની વાત છે કે, જૈનો આવા હુમલાઓથી અને અત્યાચારોથી બચી ગયેલા નથી. ગુજરાતમાં અને મહારાષ્ટ્રમાં પણ જૈનોના મંદીરો અને મૂર્તિઓ તેમજ જૈનોની ધર્મ ભાવનાઓ ઉપર અત્યાચારો થયાના અને છેવટ ખુનામરકી સુધી જુલમ થયાના દાખલાઓ નોંધાઇ ચુકેલા છે. કુડચી ગામમાં જૈન મંદીરો ઉપર હુમલો થએલો હતો, અથણી ગામમાં પણ તેવોજ હુમલો થયાના સમાચાર મળ્યા છે. ઉદેપુર સ્ટેટમાં કાંકરોળીમાં થએલા અત્યંત નીચ કૃત્ય બધાઓ સારી પેઠે જાણે છે. ગોધરાના અત્યાચાર અને ખુનામરકીની હકીકતથી કોઇ અજાણ્યું હોય એમ મને લાગતું નથી. આ બધું આપણે મુંગે મોઢે સહન કરી રહેલા છીએ. આપણી કોઇ ફરયાદ સાંભળવા તૈયાર નથી. અને આપણું કોઇ વાલી પણ નથી. આપણે ક્ષત્રિઓ છતાં હતપ્રભ; નિર્વીર્ય અને છેક બાયલા બની ગયા છીએ;

ગમે તે માંણસ ગુજરાતી કે મારવાડીની ટેકડી કરવામાં મઝા માણવા લાગ્યો છે. બંધુઓ, આ બધું ઉઘાડી આંખે જોવા છતાં તમો ઉંઘતા રહેવા માગો છો શું? તમારામાં તાકાદ હોય, હીંમત હોય, અને જુલમનો પ્રતીકાર કરવાની શક્તિ હોય તો ગમે તેઓ જાલીમ પણ કાંઇ કરી શકવાના નથી આપણે આવે વખતે આપણું ક્ષત્રિયત્વ પ્રકટ કરવું જોઇએ અને આપણા ધર્મસ્થાનોનું અને આપણી બાબેહેનોનું રક્ષણ કરવું જોઇએ. આપણે આમજ બેશી રહીશું તો મને ધારતી છે કે, આપણે થોડા દીવસમાંજ નામશેષ થઇ જોઇશું આપણે શારીરીક કેળવણી છુટથી મેળવવી જોઇએ. દરેક ગામમાં વ્યાયામ શાળાઓ, કસરતશાળાઓ અને સાર્વજનીક બુદ્ધીથી એકદમ યાહોમ કરી ધર્મરક્ષણ કરનારા વીરો આપણે પેદા કરવા જોઇએ. આ પ્રશ્ન આપણે બીલકુલ પાછળ રાખી શકાય તેમ નથી. આપણે આવા કાર્યોમાં શ્વેતાંબરી, દીગંબરી કે સ્થાનકવાસી આવા ક્ષુદ્ર ભેદો ભુલી જવા જોઇએ. આપણે હાલમાં આપસમાં આપણા બંધુઓનાજ માથા ભાંગવામાં બધુ શુરાતન અજમાવવા બેઠા છીએ. તેથી આપણું ગૌરવ તો વધતું નથીજ પણ દરેક પરધર્મી આપણી તરફ ધૃણાની નજરે જોવા માંડયો છે.

હાલમાં દક્ષિણ મહારાષ્ટ્રમાં અન્ય ધર્મી લોકોની શુદ્ધિ કરવાનું કાર્ય આપણા દીગંબરી બંધુઓએ હાથ ધર્યું છે. અને આમ કરી જૈનોની સંખ્યામાં ઉમેરો કરવાનું કાર્ય હાથ ધર્યું છે. આ કાર્ય કદાચ નજીવું જણાશે અને તે તરફ ઉપેક્ષાની નજરે આપણે નિહાળીશું પણ આ રીતે આ કાર્યની ઉપેક્ષા કરવી તે પોતાને છેતરવા સમાન છે. થોડાજ સૈકાઓ પહેલા હજારો જૈનો જુલમથી, આર્થીક લોભથી અને અજ્ઞાનતાથી અન્ય ધર્મમાં ચાલી ગયાનો ઇતિહાસ મોજુદ છે. અને કદાચ કોઇ સમર્થ પુરૂષ આવા સંસ્કારનું કાર્ય ઉપાડી લે તો નવાઈ જેવું નથી. આપણે જો આમ આગ લાગવા પછી કુવો ખોદવાનું કાર્ય ઉપાડીશું તો તે કવખતનુંજ ગણાશે. માટે આપણે પહેલાથીજ સાવધ થવું જોઇએ. અને પરતી સગવડ કરી આપવી જોઇએ. આપણે બીજાઓને જૈન ધર્મમાં દાખલ કરી લઇએ છીએ એ નવી વાત નથી. પણ શાસ્ત્રમાં તેના સંખ્યાબંધ દાખલાઓ મોજુદ છે. આપણે ફકત પ્રાચીન પરંપરાનો પુનરૂદ્ધાર કરવો છે કે કેમ તેટલોજ પ્રશ્ન વિચારવાનો છે. અને પ્રસંગોપાત આપણે એ પ્રશ્ન ઉપાડી લેવોજ પડશે એમાં શંકા નથી.

પ્રિય બન્ધુઓ, **જૈનોની ગરીબાઇનો** આપણે ઘણોજ ઓછો વિચાર કરીએ છીએ. થોડાક શ્રીમાન બંધુઓ તરફ નિહાળી આપણે ગરીબાઇની ઉપેક્ષા કરી મુકીએ છીએ. એ ચલાવી લેવા યોગ્ય છે શું? જે કુટુંબો ખાઇ પી સુખી ગણાતા હતા તેઓ હાલમાં ચીંથરે હાલ થયા છે. જેઓ મોટા જમીનદાર ગણાતા હતા તેઓ ઘરબાર વગરના થઇ ગયા છે. વેપાર પડી ભાંગ્યો છે ઉપરસે તો ખુબ બની અંદરફીરામ જાણે એવી દશા થઈ ગઇ છે. શ્રીમંતોની સંખ્યા દીવસે દીવસે ઘટતી જાય છે. તેનો આપણે વિચાર કરીશું નહી શું? કેળવણીના અભાવે અન્યધર્મીઓ ગુજરાતી અને મારવાડીઓ તરફ હમેશ તીરસ્કારની નજરથી જોતાં આવેલો છે અને જૈનોને જો કોઈ કારણથી ઉત્કર્ષ જણાય છે તો તેઓ તે તોડી પાડવા પ્રયત્ને કરે છે. માટે અમારે સમાજ તરીકે જીવવું હોય તો સંઘટન અને વ્યવહારીક કેળવણીનો ખુબ પ્રચાર કરવો જોઇએ.

પ્રિયબન્ધુઓ, જૈનોની ગરીબાઈ અને બેકારીના પ્રશ્નનો આપણે બનતી ત્વરાએ નીવેડો કરવો જોઇએ એવો વખત આવી લાગ્યો છે. આપના સાર્વજનીક નાણાઓ સરકારી બેંકોમાં અને પ્રોમીસરી નોટોમાં આપણે રોકીએ છીએ. તેને બદલે આપણે જો સારા પાયા ઉપર એક જૈન બેંક શરૂ કરીએ તો તે સેહેલાઇથી ચલાવી શકીએ એમાં શંકા નથી. સહકારી તત્વઉપર લાયક જૈનોને જો નાણા ધીરવામાં આવે તો ગરીબાઇને આપણ અંશતઃ હટાવી શકીએ. પણ એ બધું થવાને અમારા શ્રીમંત મુરબ્બીઓએ પોતાના મોંજશોખ અને આરામ જરા બાજુ ઉપર મુકી જનતાની સેવા કરવા માટે આગળ આવવું જોઈએ. તેમની વ્યાપારી દીર્ઘદ્રષ્ટી, જાતી અનુભવ અને વેપારી કુશળતા લોકોના ઉપયોગમાં

આવવી જોઇએ. જૈનો જેવી વેપારી કોમને પોતાની ગરીબાઇ અને બેકારી દુર કરવા માટે આટલું કહેવું પડે એ આશ્ચર્યની અને ખેદની વાત છે.

આખા હિંદના હિતમાંજ આપણી કોમનું હિત પણ સમાયેલું છે એ ધ્યાનમાં રાખી આપણે દરેક **સાર્વજનિક હીલચાલ**મા ભાગ લેવો જોઇયે. મ્યુનિસિપાલિટીઓ લોકલબોરડો, સ્કુલબોર્ડો અને છેવટ કૌન્સિલો અને અસેંબ્લી સુધી પણ આપણે દરેક ખાતાઓમાં જૈનોનું અસ્તિત્વ દાખલ કરવું જોઇએ. આપણે એમાં શું કરવું છે. આપણો એમાં સંબંધ નથી. એવા જુના વિચારો હવે તરતજ મુકી દેવા જોઈએ. આપણી લાગવગ અને મોભો વધવાથી દરેક કાર્યમાં આપણે કાંઈ ને કાંઈ કરી શકીશું નહીં, તો આપણે કેવળ એક તિરસ્કૃત સમાજમાં પડી રહીશું. દરેક રાજકીય સવાલમાં આપણે રસ લેતા શીખવું જોઇએ. અને આપણે આપણો દરજો સ્થાપિત કરવો જોઈએ.

**ખાદીની હીલચાલ** આપણે અત્યંત પ્રેમથી અને સ્વત્વની દ્રષ્ટીથી ઉપાડી લેવી જોઇએ. ખાદીના પ્રચારમાં રાષ્ટ્રકાર્ય અને ધાર્મીક દ્રષ્ટીથી અહિંસા કાર્ય એવા બન્ને કાર્યો સાથે સાધી શકાય તેમ છે. ખાદીની ઉપયુક્તતા વિશે ઘણા વિદ્વાનોના લેખો પ્રગટ થયેલા છે. માટે અહિંસા વિશેષ વિવેચન કરવાની હું આવસ્યકતા જોતો નથી.

રાષ્ટ્રીય આકાંક્ષા અને હિંદમાતાને મુક્ત કરવા માટે જે જે હીલચાલો દેશભરમાં ચાલતી હોય તેના સૂરમા આપણો સૂર મેળવી દેશના ઉદ્ધારના મહાન કાર્યમાં આપણે સામેલ થવું જોઇએ. આપણી સંઘટના શુદ્ધિ અને પુષ્ટી કરવી એનો મુખ્ય હેતુ આપણો પોતાનો ઉપયોગ આપણો દેશ આપણો ધર્મ અને આપણો સમાજ એ બધાને થવો જોઇએ. આપણા સમાજની ઉન્નતી કેવળ દેશની ઉન્નતીને આશ્રિત થઇને રહેલી છે. દેશના કલ્યાણમાં આપણા સમાજનું પણ કલ્યાણ છે. આપણે ધર્મસાધન કરવા માટે શાંતતા જોઇએ તો આપણે મહાન દેશભકતોના પગલે ચાલી દેશહિતના દરેક કાર્યમાં સહાયભૂત થવું જોઇએ. અમોને મોટી આશા છે કે કોન્ગ્રેસ જેવી મહાસભામાં જૈનોનું તેજ પડે તેવા દેશોદ્ધારક વીરનરો પેદા થવા જોઇએ. આપણે જો દેશદ્રોહી અને ખુશામતીઆ પેદા કરીશું તો આપણું અસ્તિત્વ નકામુંજ છે. આપણે હિંદુઓ સાથે મળી જઇ દરેક રાજકીય, સામાજીક, ઔદ્યોગિક અને ધાર્મીક આકાંક્ષાઓમાં સહભાગી થવું જોઇએ તેમાંજ આપણો અને આપણા દેશનો ઉદ્ધાર છે. હિંદમાતાના બંધનો દુર થઇ તેને સ્વાતંત્ર્યનો લાભ થાય એવી આકાંક્ષા આપણે રાખવી જોઇએ.

જાણે અમારા દુઃખો બીજી રીતે ઓછાજ છે એમ માની **તડો, ઘોળ, ભાગલાઓ** ગામ ઉપરથી, પ્રદેશ ઉપરથી, કે રેહેણી ઉપરથી નાના પ્રકારના વાડાઓ નજરે પડે છે. અને એવી રીતે છીન્ન વિછીન્ન થઈ અમોએ હાથે કરીને સમાજના કડકાઓ કરી મુક્યા છે. હવે એમાંથી શી રીતે બચવું એ અમારી આગળ મહાન પ્રશ્ન છે. યોગ્ય વર કન્યાનું જોડું મળવા છતાં કેવળ આવા કૃત્રિમ ભેદોથી અમો લગ્નમાં જોડી શકતા નથી. અમારામાં સેંકડો વાંઢાઓ નજરે પડે છે. તેમ અનેક બાલવિધવાઓ દુઃખી થઇ ફરે છે આ બધી ખામીઓનો અમોએ તોડ કાઢવો જોઈએ.

**ધાર્મીક ખાતાઓ**ના હીસાબોના કારણોથી સંઘમાં નાના પ્રકારના મતભેદો ઉત્પન્ન થયા છે તડો પડે છે. અને દેવદ્રવ્યનો અનેક રીતે નાશ થઇ જાય છે. માટે દરેક ધાર્મીક કે સાર્વજનિક ખાતાઓના હીસાબોની ચોખવટ આપણે રાખવી જોઇએ. અને બની શકે તો પ્રગટ પણ કરવા જોઇએ. આપણે વેપારી છીએ તેથી કોઈને પણ દુઃખ ન લાગે એવી રીતે દેવદ્રવ્યનું નુકસાન થતું આપણે અટકાવી શકીએ એવી યોજના ઘડી કાઢવી ઘટે છે.

**બાલવિવાહ** માટે આપણે હવે ઠરાવો કરવાની આવસ્યકતા રહી નથી. સારડા બીલનો કાયદો થવાથી આપણને મોટો લાભ થયો છે. આપણી સ્વાભાવિક પ્રવૃત્તિ પણ બાલવિવાહ રોકવા તરફજ છે. વૃદ્ધવિવાહ તો હજુ કોઇ કોઇ વખતે થાય છે. પણ આવા બુઢ્ઢા કાકાઓનો સમાજમાં હવે મોભો રહ્યો નથી. આવા ઘરડા વર રાજાઓ તરફ બધા તિરસ્કારની

લાગતું હોય તો આપણને વચ્ચે આવવાનો અધિકાર નથી. આવી કેળવણી તો મોટી વયની યુવતીઓ માટે રહી એટલે પોતે શાને માટે યોગ્ય છે તે પોતેજ વિચાર કરી શકે એટલે કંઇ પણ કહેવું અસ્થાને ગણાય, પણ એટલું તો કહેવુંજ જોઇએ કે જો કોઇ બ્હેન આવી રીતે કેળવણી મેળવવા જેટલી ભાગ્યશાલી થાય તો તેણે પોતાના માબાપોએ અને સમાજે મુકેલ વિશ્વાસ અને રાખેલ આશા પુરી કરવા માટે હરહમેશ તૈયાર રહેવું જોઇએ. અને પોતાને મલેલ છુટનો દુર ઉપયોગ ન થવો જોઇએ.

ગૃહીણીઃ-બાલીકાઓ માટે જે આવશ્યકતા છે તેજ ગૃહીણી માટે પણ છે અને સંજોગ વશાત્ જો તેઓ યોગ્ય કેળવણી લઇ ન શકયા હોય તો પણ જો હોંસ અને ખંત હોય તો ઘણું શીખી શકાય અને જીંદગી સુધારી શકાય. અલબત્ એમને માટે આખો વખત શાળામાં રહી પદ્ધતિસર અભ્યાસ કરવો તે અશ્યકજ છે પણ જો તેમનામાં ખંત અને સમાજની સહાનુભુતિ હશે તો એનામાં રહેલ ન્યુનતા ઘણે અંશે દુર કરી શકાશે કોઇપણ બ્હેનને અન્યાય ન કરતાં હું એટલું તો પુછી શકીશ કે આપણામાં કેટલી બ્હેનો પોતાને મળેલ વખતનો સદ્ઉપયોગ કરે છે? કલહ કુથલી કે વાટાઘાટમાં કીંમતી વખત ગુમાવવો તેના કરતાં તો અરસપરસ હળીમળી એક બીજાને જાણીતી બાબતો શીખી શીખાવવી એ બંને માટે વધુ લાભકારક છે. જો કોઇ બ્હેનને વેતરતાં આવડતું હશે અને કોઇને શીવતાં આવડતું હોય તો કોઇને ગુંથતાં ભરતાં તો કોઇને ઉત્તમ પકવાન કરતાં આવડતું હશે. માટે જો દરેક બ્હેન નકામો વખત ન ગુમાવતાં અરસપરસ શીખવે અને શીખે તો દરેક બ્હેન ઘણું જાણી શકે અને ઘણું કરી શકે અને સમાજમાંથી કજીયા કંકાસ પણ ઓછા થાય અને સુગરતા વધે, વલી બપોરના વખતે જ્યારે પુરૂષ વર્ગ કામે જાય ત્યારે ઘણી ખરી બ્હેનોને અવકાશ હોય છે. અને તેવે વખતે જો સંખ્યા પુરતી થાય તો સિવણ ગુંથણ કે કોઇ એવો ઉપયોગી કલાસ કાઢી બધી બ્હેનો ભેગી મલી શીખે તો તેમાં કાંઇ બેહુદુ લાગતું નથી. આવા કલાસો જો બ્હેનો ધારે તો ઠેરઠેર ચલાવી શકે અને થોડે ખર્ચે ઘણું શીખી શકે. વળી આ બાબતમાં બ્હેનોજ એકલી બધુ કરી શકે તેમ નથી. જે ભાઇઓ સ્ત્રી કેળવણી તરફ સહાનુભુતિ ધરાવતા હોય તેઓ પણ આર્થીક અને નૈતિક ટેકો આપી આપી સંસ્થાઓને ઉત્તેજન આપી શકે છે. અને સ્ત્રીઓની જીંદગી સુધારી શકે છે. મારા વીસ વર્ષના અનુભવમાં હું એવા પણ લોકોના સહવાસમાં આવી છું કે જાતે ભણતરની ટોચે પુગવા છતાં પોતાની સ્ત્રીઓને અભણ રાખવામાંજ શોભા માને છે. અને કંઇક જગ્યાએ સ્ત્રીમાં ઉત્સાહ હોય તો પણ તે તોડી પાડવામાં આવે છે. હું જો કે અભણ હઇશ તો પણ એક બણ મીનીટ આવા ભાષા શાસ્ત્રી

ઓની અદેખાઇ તો નજ કરી શકું. પ્રભુ એમને એટલી સદ્‌બુદ્ધિ આપો ! કેળવણી ખાતાએ પણ જ્યાં આગળ આવી જાતના કલાસો નીકળી શકવાનો સંભવ હોય ત્યાં ત્યાં તેવા કલાસો કાઢવાના પ્રયત્નો કરવા જોઇએ. ભવિષ્યની પ્રજાનો વિચાર કરતાં વર્તમાન પ્રજાને ભુલ જવી એ સારી રીતી નથી. સારા પાયા ઉપરજ મજબુત ઇમારત બાંધી શકાય છે.

કુરિવાજો:-કેળવણી પામેલી સ્ત્રી હવે પોતાના સમાજનાં નિષ્ઠુર રિવાજો તરફ દુર્લક્ષ્ય ન કરી શકે. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે રાજકીય સુધારા માટે જેટલી ચળવળ કરીએ છીએ તેનાથી અરધ પણ જો સામાજીક સુધારા માટે કરીએ તો આપણી અધોગતિ લગભગ પોણો ભાગ દુર થાય. આપણામાં થોડીકજ બ્હેનો એવી હશે કે જે પોતાના અંતરમાં આવા રીતરિવાજોથી ત્રાસથી ન હોય છતાં એક કરે તે બીજાએ કરવું અને બાપદાદાથી ચાલતી આવેલ રૂઢી શી રીતે મુકાય એ બીકથી મને કે કમને પણ એના વમળમાં ખેંચાય છે. રડવું કુટવું ન્યાતવરા પાછળ બીન જરૂરી હજારો રૂપીઆ ઉડાવવા. આવા રિવાજો તો દુ:ખ ઉપર ડહામ સમાન છે. અને તે કેવી રીતે અને શા માટે હસ્તીમાં આવ્યા હશે તેનો લેશ પણ ખ્યાલ કર્યાવગર ગાડરિયા પ્રવાહની માફક તણાયે જાય છે. આ પ્રગતિના જમાનામાં આવા નિષ્ઠુર રિવાજો આપણે એક દિવસ પણ સાંખી શકીએ એજ આપણી નિર્બળતા ગણાય. જો આપણે એક મતે આવા રિવાજોને વખોડી કાઢી આવા કુરિવાજોને દુર કરવા નિશ્ચય કરીયે તો થોડાકજ વખતમાં એ રિવાજોને જડમુળથી નાબુદ કરી શકીએ એ નિર્વિવાદ છે. અને સમજુ પુરૂષો પણ આપણુને અપ્રયાસમાં અવશ્ય મદદ કરશેજ.

વરવિક્રય કે કન્યાવિક્રય કદાચ હાલ તુરત એકદમ તો બંધ થવો કદાચ અશકય હોય પણ જેમ બને તેમ તેનો જુલમ ઓછો કરવો જોઇએ.

ન્યાતોના વ્યવહારોમાં પણ જુની રીતને મુકી દઈ જમાનાને અનુકુળ ઓછો ખર્ચ કરવો જોઇએ.

કાયદામાં જોઈતા ફેરફાર:-કાયદામાં સ્ત્રીજાતિને થતા ઘોર અન્યાય સામે જ્યારે આખા દેશની સ્ત્રી સંસ્થાઓ પોકાર ઉઠાવી રહી છે. ત્યારે આપણે મુંગે મોઢે બેસી રહીએ એ કેમ બને ? ધારાસભામાં શારદાબીલ પસાર થયું એટલેજ કંઇ આપણુને જોઇતી સમાનતા કે ન્યાય મળી ગયા નથી. અલબત શારદાબીલ પસાર થયું એનો અર્થ એટલોજ કે આપણુને ભૂતકાળમાં ગમે તેટલાં કચડયાં હોય પણ હાલનો સુધારેલો

સમાજ આપણુને થતા અન્યાયો દુર કરવા તત્પર છે. શારદા એકટ જેવા જરૂરી કાર્યદાઓ સામે પણ ધર્મને નામે વિરોધ બતાવાય છે. એ આશ્ચર્યજનકજ કહેવાય. છતાં સારા નશીબે એ વિરોધ થોડાક ધર્માંધોમાંજ રહેલો છે. એટલે વખત ગયે એ કાયદાનાં મીઠાં ફળ ભારત જનતા ચાખી શકશે. આવા જરૂરી અને માનુષી કાયદા પસાર કરાવવા માટે રા. બ. શારદાએ ઉઠાવેલ મહેનત માટે આપણે તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. અને મેં ઉપર કહ્યું તેમ શારદ એકટમાં લગ્નની ૧૪ વર્ષની મર્યાદા કરી છે. પણ તે તો ઓછામાંઓછી ઉમર એટલે માત્ર એ કાયદાનેજ નહીં પરંતું એના શુભ આશયને કરવો જોઇએ અને ચૌદ વર્ષ પુરાં થયાં એટલે બાળીકાઓને પરણુવાની ઉતાવળ ન કરવી જોઇએ. પણ તેમની અને સમાજની જેમ ઉન્નતિ થાય તેમ વર્તવું જોઇએ. એક શારદા એકટથીજ આપણુને કાયદામાં જોઇતો ન્યાય મળી જતો નથી. બે હજાર વર્ષ પુર્વે કાયદા આજે બદલાયલા સંજોગો અને સમાજોમાં પણ માન્ય છે. અને એ કાયદાનો ખરો અર્થ સમજાવ્યા વિના ગમે તેમ મારી મચડી પોતાને યોગ્ય ગોઠવી કાઢી તેમ પ્રસિદ્ધિ આપી દૃઢ કરેલ કાનુનો વિસમી સદીમાં વાપરવામાં આવે એ ઘોર અન્યાય નહિં તો બીજું શું ?

રાજકીય બાબતોમાં કાળા કાયદાઓ સામે થનાર પોતાનાજ સમાજમાં દ્રઢ બની ગએલા કાળા કાયદાઓ સામે કેટલો પોકાર ઉઠાવે છે? તેને દુર કરવા કેટલા પ્રયત્નો કરે છે.? કેટલી હદ સુધી જવા તત્પર છે? રાજકીય અન્યાય માટે દેહ અર્પણ કરવા ઉત્સુક દેશભક્ત સમાજમાં થતાં ઘોર અન્યાય માટે બંડ ઉઠાવવા કયાં તૈયાર છે?

એક દેશીય સમાજ સ્વતંત્ર થશે તેથી પણ શું ? સામાજીક સુધારા વિના સઘળું વ્યર્થ છે. ભારત માતાના રૂદન માટે દેહાર્પણ કરવા ઇચ્છતા દેશાભિમાની જો સમાજમાં સડતી અને અન્યાય પામતી પોતાનીજ માતા તરફ દ્રષ્ટી કરશે તો તેના પર થતા અન્યાય દુર કરવા એ કોઇપણ ભોગે તૈયાર થશે. અને બીજાનામાં એ અન્યાયની ઝાંખી કરાવીએ તે પહેલાંજ આપણુને થતા અન્યાયનું આપણુને પોતાને ભાન થવું જોઇએ. અને બીજાને તે સમજાવી શકવું જોઇએ. ખાસ કરીને મારા મત પ્રમાણે નીચેની બાબતોમાં કાયદામાં ફેરફાર થવો જોઇએ. અને કાનુનો એ મુજબ અમલમાં મુકાવા જોઇએ.

**લગ્નમાં કન્યાની અનુમતી:**—(૧) પહેલાં તો લગ્નના કાયદામાં શારદા એકટ પસાર થયો એટલે સંપૂર્ણતા થતી નથી. મુંબઇ હાઇકોર્ટે તો કાયદાનો અર્થ એમ કર્યો છે કે

જો એકવાર બાપે લગ્ન નક્કી કર્યાં તો કાંતો લગ્નમાં પુત્રીની સમંતિ ન હોય તો પણ કરવાંજ જોઇએ નહિં તો નુકશાની આપવી જોઇએ. વડીલો પ્રત્યે પુરતા માનની લાગણી છતાં હું એટલું તો કહી શકીશ કે ભલે ઢીંગલા ઢીંગલીનાં લગ્ન કરવામાં આમ સંમતિની જરૂર ન હોય પણ મોટી વયની કેળવાયલી સ્ત્રી ભાગ્યેજ એ સાંખી શકે. અને વખત અનુસાર કાયદામાં યોગ્ય ફેરફાર થવો જોઇએ. અસલ તો કન્યાને પસંદગી કરવાનો અધિકાર હતો. અને તેથીજ સ્વયંવર અને ગંધર્વ લગ્ન હિંદુ ઇતિહાસમાં જાણીતાં થયાં છે. પણ મુસલમાન વખતમાં પરીણીત સ્ત્રીઓનું હરણ કરવું તે પાપ મનાતું હોવાથી માત્ર કુંવારી બાળાઓનું હરણ મુસલમાનો કરતા અને તેથી બાળલગ્નની પ્રથા ચાલુ થઇ લાગે છે. અને તેવે વખતે પિતા પોતાની મેળેજ બાલકીને વરાવી દેતા એ સ્વભાવીક છે. પણ હવે તો પંદર સોળ વર્ષની કેળવાયલી કન્યા પોતાના સારાસારનો વિચાર સારી રીતે કરી શકે એમ છે. એટલે એક વખતની રૂઢીને અનુસરી અન્યાયો કાયમ રાખવા એ ભાગ્યેજ પરવડે. અને એવાં સંમતિવિના થયેલ લગ્નની સફળતા પર પણ થોડોજ ભરોસો રાખી શકાય.

જીવતીપર બીજી:-(૨) જોકે હિંદુ રૂઢી પ્રમાણે એકજ સ્ત્રી પરણાય છે છતાંએ ધર્મમાં ગમે તેટલી સ્ત્રી કરવાની છુટ છે. હિંદુ લગ્નમાં કાંઇ છુટાછેડા જેવા પાશ્ચાત્ય રિવાજને સ્થાન નથી. એટલે એક વખત પરણી પછી ગમે તેટલી સ્ત્રીઓ કરવાની ધર્મ બહાલી આવે એ નવાઇ જેવું છે. જીવતીપર બીજી કરવી એ રૂઢી માત્ર સમાજમાં વગોવાઈ બેસી રહેવાય એમ નથી. ગુન્હેગારને કાયદામાં યોગ્ય શિક્ષા થવી જોઇએ.

કજોડાઃ-(૩) જોકે કજોડાં હવે દિનપ્રતિદિન ઓછાં થતાં જાય છે. છતાં પણ કાયદામાં એનો નિષેધ નથી. અને તેથી એક શ્રીમંતને હૃદય વેચી કન્યાવિક્રય કરવા તત્પર હોય તો બુઢ્ઢાપામાં પણ કાંઇ યુવતીની જીંદગી બગાડી શકે છે. અને કેટલીક વાર તો માત્ર આર્થિક લાભને ખાતરજ નહિં. પરંતુ મિથ્યાભિમાનથી પણ આવાં કજોડાં થાય છે તે થતાં અટકાવવા કાયદા રચાવા જોઇએ. એક પંદર વર્ષના છોકરાને ચાલીસ પચાસ વર્ષની સ્ત્રીની કલ્પના કરી જોશો તો ખ્યાલ આવશે કે તે રીતી કેટલી ભયંકર છે. વરકન્યાની ઉમર તે વચ્ચે પંદરથી વધુ વર્ષનો ફેર હોવો ન જોઇએ.

વારસા હક્ક—(૪) સ્ત્રી જાતીને વારસા સંબંધી હકમાં થતો અન્યાય પણ અક્ષમ્ય છે, પુત્રને ભણાવી ગણાવી કમાતો કરી સંતોષ ન પામતાં પોતાનો સંપુર્ણ વારસ તેને કરવો અને પુત્રી ગમે તેટલા કઠીન સંયોગોમાં હોય છતાં પણ તેને ભાઈ ભોજાઈની દયા

ઉપરજ જીવવાનું રહ્યું. કોઈપણ સુધરેલો દેશ આમ ન કરી શકે, પુત્ર અને પુત્રી વચ્ચે વારસા હકમાં કાંઇપણ ફેર ન હોવો જોઇએ. એકજ પિતાના બંને બાળકોને સરખીજ અભિલાષા હોય છે. અને કાયદો તેમાં આટલો ફેર રાખે એ કેમ ચાલે. અને તેથી એ વધુ પોતાની અંગત પુત્રી મુકી જો પિતા અપુત્રવાન ગુજરી જાય તો દૂરનાં પર પિત્રાઇ હકદાર થાય એ તે કયો ન્યાય ? પુત્રી બીજા કુળમાં પરણી જાય તેથી તેનો હક ડુબી જાય. એ હસવા જેવું છે. એથી પણ આગળ વધીને કહીશ કે પુત્રીને પુત્ર કરતાં મદદની વધારે જરૂર છે. માટે પુરૂષ સ્ત્રીનો વારસ હક તો સમાન હોવોજ જોઇએ. આ હક તરફ આપણે ઘણુંજ દુર્લક્ષ કરીએ છીએ. આ તરફ આપણે દરેક પ્રકારની ચળવળ કરવી જોઇએ, અને સઘળી દિશામાંથી સહાનુભુતિ મેળવી જેમ બને તેમ જલદી એ હક મેળવવા જોઇએ. જે કોઈ પિતા કે ભાતૃને આપણા આ હકમાં વિશ્વાસ હશે તેમને તો મારે એટલુંજ કહેવાનું કે ભલે કાયદો તેમની તરફેણમાં હોય તો પણ પોતાના હાથેજ કાયદાને બ્હાને પોતાનાજ સંતાનોને આવો સ્વાર્થી અન્યાય ન કરે અને સરખી રીતે વ્હેંચણી કરી આપે વળી જે મીલ્કતની સ્ત્રી હકદાર થાય તે તેની જીંદગી સુધીનીજ અને તેમાં પણ અમુક ખાસ સંજોગો સિવાય ઉપભોગ પુરતીજ આ પણ ન હોવું જોઇએ. પ્રથમ તો બન્નેને મીલ્કતમાં સમાન હક આપવા જોઇએ, અને ભાગે જે મીલ્કત આવે તેની ઉપર સંપુર્ણ મુખત્યારી હોવી જોઇએ આપણા સાસરામાં પણ અવિભક્ત કુટુંબમાં આપણે માત્ર ખોરાકીનાંજ હકદાર નહીં પરંતુ મીલ્કતમાં ભાગ મળવો જોઇએ. એક તો પતિ વિના નિરાધાર થવું અને વળી તેમાં સઘળી માલ મીલ્કત ભાઈ ભાડું કે પરપિત્રાઇ ખાય અને આપણને ફક્ત ખોરાકી એ બેવડો જુલ્મ કેમ સહન થઇ શકે. ટુંકમાં સ્ત્રી પુરૂષના વારસા સમાન અને સંપુર્ણ હોવા જોઇએ. અને વધુમાં સ્ત્રી હકદારોને ભાગ છુટા પડાવવાનો પણ હક મળવો જોઇએ.

પરિષદ શું કરી શકે ?:—હવે આપણે આ સઘળું કેમ કરી શકીએ તેનો વિચાર કરવો રહ્યો. મેં પહેલાંજ કહ્યું હતું તેમ પરિષદનું કામ ઠરાવો પસાર કરવાનું નથી. પણ તેને અમલમાં મુકવાનું છે. માટે આપણાંમાંની દરેક બ્હેને નિશ્ચય કરવો જોઇએ કે જે કાંઈ આપણે નક્કી કરીએ તે પાર પાડવાને પોતાનાથી બનતી મદદ, તન, મન અને ધનથી કરવી. આખા દેશનું વાતાવરણ પ્રગતિમય થઇ રહ્યું છે. તેવે વખતે આપણે સામાજીક અને રાજકીય બાબતોમાં બનતો ફાળો આપવો જોઇએ. માટે અત્રે એકઠી મળેલ સઘળી બ્હેનોને મ્હારી તો એજ વિનંતી છે કે પરિષદનો કાર્યક્રમ ઘડવામાં પોતાથી બનતો ફાળો આપે અને પરિષદનો આદેશ પોતે અમલમાં મુકવા

कर्या पछी कोमनी हालनी केळवणीनी जरूरीआतो पुरी पडे अने अन्य कोमोनी साथे सरखामणीमां जैन कोम केळवणीमां वधु प्रगति करी शके तेवुं एक पांच वर्षनुं प्रोग्राम छ मासमां घडवुं अने ते प्रोग्रामने अमलमां मुकवाना दरेक प्रयासो करवा अने तेनो रिपोर्ट कॉन्फरन्सनी आवती बेठक वखते रजु करवो.

दरखास्त मुकनारः—**शेठ वीरचंद पानाचंद शाह,** बी. ए. **( मुंबई. )**
टेको आपनारः—**श्रीयुत बाबु किर्तिप्रसादजी जैनी, ( पंजाब. )**
,, ,, **शेठ बाबुलाल नानचंद, ( पुना. )**
,, ,, **व्हेन राणबाई, ( कच्छ. )**
,, ,, **पंडित लालन, ( काठीयावाड. )**
,, ,, **अ. सौ. सुन्दरबाई, ( पुना. )**

**३. हाजी बीलने टेको:—**

महाराष्ट्र तरफथी चुंटी वडी धारासभामां मोकलवामां आवेला आपणा जैन बंधु श्रीयुत **साराभाई नेमचंद हाजी** बेरीस्टर तरफथी हिंदी व्यापार अने देशी वहाणवटाना उद्योगनी उन्नति अर्थे **कोस्टल रिझरवेशन बील** ( हींदी कांठाना व्यापारने लगतुं बील ) वरिष्ट धारासभामां रजु कर्युं छे तेने आ कॉन्फरन्स संपूर्ण सहमत छे अने आ बील देशहीतने अनुलक्षी मंजुर करवा एसेम्बलीना सभासदोने तथा नामदार हिंद सरकारने आग्रहपूर्वक भलामण करे छे.

**प्रमुखस्थानेथी.**

**४ शारदा एक्ट.**

बाळ लग्न प्रत्ये आ कॉन्फरन्से मुळथीज विरोध दर्शाव्यो छे अने तेथी एवा लग्नो अटकाववा माटे श्रीयुत **हरविलासजी शारडाए** जे कायदो वरीष्ट धारासभामां पसार कराव्यो छे तेने आ कॉन्फरन्स वधावे छे, तेटला माटे श्रीयुत शारडाजीने धन्यवाद आपे छे अने देशी संस्थानो आवो कायदो पोताना राज्यमां जल्दीथी करी अमलमां मूके एम आ कॉन्फरन्स तेमने भलामण करे छे.

**प्रमुखस्थानेथी.**

**५. जैन बेंक.**

जैनोमां बेकारी वधी छे, वेपार धंधाओ मोटे भागे पडी भांग्या छे ने नदन पडी भांगवाना संभव वधता जाय छे. नाणांनी सगवडताना अभावे जैनो आगळ आवी शकता नथी तो तेना निवारणनो एक उत्तम उपाय जैन बेंक जेवुं खातुं छे. अने सार्वजनिक खाताओनां नाणां सामान्ये सरकारी बेंको के सिक्योरीटीमां रोकाय छे तो जैनोने आश्रयने सहाय्य आपवा रुपे जैन बेंक

द्वारा तेनो विशेष सदुपयोग थई शके एम आ कॉन्फरन्स माने छे. आवी जैन बैंकने व्यवहार रुपमां मुकवा माटे एक योजना घडी काढवा नीचेना गृहस्थोनी एक कमिटी वधारानी सत्ता साथे नीमवामां आवे छे.

शेठ अमृतलाल कालीदास अमदावाद, शेठ साराभाई नेमचंद हाजी मुंबई, शेठ रवजी सोजपाल मुंबई, शेठ शांतिदास आशकरण मुंबई, शेठ नगीनदास जगजीवनदास शाह मुंबई, शेठ चतुरभाई पीताम्बर शाह सांगली, शेठ अंबालाल साराभाई अमदावाद, शेठ दलीचंद वीरचंद सुरत, शेठ दोलतचंदजी अमीचंदजी मुंबई अने शेठ बाबुलाल नानचंद पुना.

आ कमीटी कॉन्फरन्सना सेक्रेटरीओ बोलावशे अने ते कमिटी पोतानो रिपोर्ट एक वर्ष सुधीमां घडशे अने तेपरना स्टेन्डींग कमिटीना अभिप्रायो लई सेक्रेटरीओ आवती बेठकमां रजु करे.

प्रमुखस्थानेथी.

## ६. शुद्धि अने संघठन.

समस्त जैन कोमनी उन्नतिने माटे जैन कोमना त्रणे फिरकाओमां प्रेम वृद्धि करी संघटना करवी जरुरी छे ए हेतुथी त्रणे फिरकाना अगेवानोनी सभा थाय तो तेमां सहयोग आपवा आ कॉन्फरन्स तैयार छे. जैनोना जुदा जुदा फिरकानी धार्मिक जुदीजुदी मान्यतामां बळात्कारे दखल गीरी न करवी घटे ए आ कॉन्फरन्सनी भलामण छे अने स्वेच्छापूर्वक जैनधर्म स्वीकारनारने जैन तरीके ग्रहण करवा तेमज स्वामीवच्छल नवकारसी जेवा जमणमां तेमने भाग लेवानी छूट आपवा आ कॉन्फरन्स भलामण करे छे. साथे साथे आ कॉन्फरन्सनो आ अभिप्राय छे के जे जैनधर्म पाळती ज्ञातिओने पालीताणानी श्री आणंदजी कल्याणजीनी पेढी तरफथी तथा बीजे स्थळोए थती नवकारशीमां बाकात राखवामां आवे छे ते योग्य नथी तो तेवी रीते तेने बाकात हवे पछी न राखवा, शेठ आणंदजी कल्याणजीनी पेढीने तथा सर्व स्थळना संघोने आग्रहपूर्वक भार दईने भलामण करे छे.

नीमवी, ट्रस्टीओए नाणां पोताने त्यां न राखतां सद्धर जामीनगीरीमां राखवा घटे अने व्यवस्थापक समितिए करेली व्यवस्थानो हिसाब बराबर राखी तेने दर वरसे ऑडीट करावी प्रसिद्ध करवो घटे एम आ कॉन्फरन्सनो खास अभिप्राय छे के जेम थतां वहिवटदारो अने ट्रस्टीओ उपर थता आक्षेपो दुर थशे अने चोक्खा वहिवटनी लोकोमां श्रद्धा बेसशे.

दरखास्त मुकनार—शेठ महासुखभाई चुनीलाल, (वीसनगर.)
टेको आपनार—शेठ मोहनलाल दलीचंद देशाई, (मुंबई.)
,, ,, शेठ मोहनलाल दीपचंद चोकशी ,,

## ८. ऐतिहासिक साधनोनो उद्धार.

जैनोनी प्राचीन स्थिति महापूर्वजो अने तेमना साहित्य स्थापत्य आदि प्रत्ये फाळो वगेरेनो ईतिहास समाज पासे यथार्थ स्वरूपे सिलसिलाबंध मुकी शकाय तेटला माटे ऐतिहासिक साधनो जेवा के शिलालेखो, धातुप्रतिमा लेखो, नकशा अने दरेक भंडारोमां रहेल ग्रंथो आदि सुरक्षित राखवानी अने प्रसिद्ध करवानी जरूर छे एम आ कॉन्फरन्सनो चोकस मत छे अने तेथी खास भलामण करे छे के:—

(क) सर्व लेखोने उतरावी पुस्तकाकारे प्रसिद्ध करवा कराववा.

(ख) ग्रन्थ भंडारोनी टीप ऐतिहासिक स्थळो अने साधनोनी शोधखोळ करवी अने कराववी.

(ग) ग्रन्थ भंडारोने देशना जैन वस्तीवाळा मोटा मोटां शहेरोमां एकत्रित करीने 'क्युरेटर' आदिना प्रबन्धवाळा एक 'फायर प्रुफ' मकानमां राखवा जोईए के जेथी आखा देशमां कोई पण अभ्यासीने या प्रकाशकने अमुक शरते कोईपण कृति मळी शके तथा तेज प्रमाणे,

(घ) उपयोगी ऐतिहासिक जाणवा योग्य वस्तुओनो संग्रह, एक 'म्युझीयम' ना आकारमां सारा मकानमां करवो.

दरखास्त मुकनार—शेठ मोहनलाल दलीचंद देशाई, बी. ए. एल एल बी.; एडवोकेट, (मुंबई)
टेको आपनार—शेठ मुलचंद आशाराम झवेरी, (अमदावाद.)

## ९. हुंडीनो दर.

जैन कोम ए व्यापारी कोम होवाथी श्री जैन श्वेताम्बर कॉन्फरन्सनी आ बेठक एवो अभिप्राय धरावे छे के १ शीलींग ६ पेन्सना हुंडीना दरे हिंदना व्यापार उद्योग अने खेती उपर घणी माठी असर उपजा करी छे, तेनी साथे सरकारी ट्रेझरी बीलोनां वेचाणथी नाणां खेंचवानी पद्धति अने

चांदीना ओछामां ओछा भावना वेचाणथी देशनी बरबादी थती जाय छे तेथी आ कॉन्फरन्स नामदार वाईसरोय अने हिंदी सरकारने आग्रहपूर्वक भलामण करे छे के विलायतनी हुंडीनो दर विना विलंबे शीलींग १।४ पेन्सनो नक्की करवो अने उंचा व्याजना दरवाळा ट्रेझरी बीलथी नाणां खेंचवानी अने चांदीना वेचाणनी चालु नुकसानकारक पद्धति बंध करवी.

दरखास्त मुकनार—शेठ लल्लुभाई करमचंद दलाल ... मुंबई.

टेको आपनार—शेठ मगनलाल मुलचंद शाह ,,

## १०. बेंक वहीवट.

आ देशमां नाणांनी सगवडोनी घणी खामी छे अने ते दुर करवा इन्डीयन मरचन्टस चेम्बर तथा बीजां व्यापारी मंडळोए ईम्पीरीअल अगर स्टेट बेंकनी शाखाओनो वहीवट शराफोने गेरंटीड एजन्ट तरीके सोंपी देवा अने ते पद्धति अखत्यार करवा जे भलामणो करी छे तेने आ कॉन्फरन्स संपूर्ण टेको आपे छे. प्रमुखस्थानेथी.

## ११. शारिरीक विकास.

हालमां अन्यकोमो तरफथी जैनोना धार्मिक उत्सव प्रसंगे रथ यात्राओ अने धार्मिक स्थानो उपर अनेक हुमलाओ थाय छे ते जोतां तेमज जैनोमां मरण प्रमाण असाधारण वधतुं जाय छे अने शारीरिक नबळाई वधती जाय छे ते जोतां शारीरिक केळवणी मेळववाना साधनो एटले व्यायाम शाळाओ अने अखाडाओ, शारीरिक स्थिती सुधरे ते माटे सुखाकारी स्थळोए आरोग्य गृहो अने स्थळे स्थळे दवाखानांओ अने मोटां शहेरोमां सस्ता भाडानी चालीओ उभी करवानी जरुरीआत आ कॉन्फरन्स स्वीकारे छे.

दरखास्त मुकनार—डॉ. पुनशी हीरजी मैशरी, जे. पी. (मुंबई.)

टेको आपनार—डॉ. चीमनलाल एन. श्रॉफ ,,

,, ,, रा. वाडीलाल मगनलाल वैद्य (वडोदरा.)

उमेदचंद डी. बरोडीआ (मुंबई.)

## १२ जैन गणत्री.

जैनकोम ए हिंदु कोमनो एक अगत्यनो भाग होवाथी तेमज देशनी अग्रगण्य व्यापारी कोम होवाथी सरकारी अने म्युनीसीपल खाताओ तरफथी जे आंकडाओ वखतो वखत बहार

पाडवामां आवे छे तेमां नीचेनी पद्धति अखत्यार करी घटतो फेरफार अमलमां मूकवो जरूरी छे एवो दृढ अभिप्राय आ कॉन्फरन्स धरावे छे अने तेटला माटे सुचवे छे केः

(क) वस्ती गणत्री वखते तैयार करवामां आवतां वस्ती पत्रकोमां जैनोनी वस्ती नी संख्याना आंकडा जुदा पाडवा.

(ख) म्युनिसीपालीटीना रजीष्टरोमां जैनोनां जन्म अने मरण वगेरेनी संख्या अने प्रमाणने लगता आंकडा जुदा दर्शाववा.

(ग) सरकारी केळवणी खातां तरफथी केळवणीने लगता आंकडाओमां केळवणी लेतां जैन विद्यार्थीओ अने कन्याओना आंकडानी नोंध जुदी राखवी.

(घ) चुंटणीने लगता मतदारोना लीष्टमां जैन मतदारोनां नामो हिंदु मतदारो साथेज एकत्र विभागमां दाखल करवां. **प्रमुखस्थानेथी.**

## १३ डेक्कन ऍग्रीकल्चरिष्ट रीलीफ एक्ट.

खेडुतोना संरक्षण माटे घडायेलो डेक्कन ऍग्रीकल्चरिष्ट रीलीफ एक्ट नामनो कायदो जे हेतु पार पाडवा माटे घडी काढवामां आवेल छे ते हेतुओ पार पाडवाने बदले ते खेडुतो अने व्यापारीओना हितने नुकशानकारक निवडयो छे तेथी आ कॉन्फरन्स सदहु कायदो रद करवा नामदार मुंबई सरकारने आग्रहपूर्वक भलामण करे छे.

दरखास्त मूकनार—**शेठ मकनजी जे. म्हेता**, बार-एट-लॉ (मुंबई.)
टेको आपनार—**शेठ मोतीलाल वीरचंद, शेठ केशवलाल बालाराम.**
**शेठ रायमल हीरजी.**

## १४ बनारस विश्व विद्यालय अने जैन चेअर.

बनारस हिंदु युनिवर्सिटीमां जैन चेअर स्थापवा माटे कलकत्तानी बेठक वखते थयेल ठराव तथा स्टेन्डींग कमीटीए नीमेली पेटा कमिटीओना रिपोर्ट अने सदहु युनिवर्सीटी साथे थयेल पत्रव्यवहार विगेरे ध्यानमां लई आ कॉन्फरन्स ठरावे छे के निश्चीत थयेली शरतो प्रमाणे सदहु युनिवर्सिटीमां जैन चेअर स्थापवा माटे गोठवण करवी अने एकत्रित थयेल फंडमांथी रु. ४००००) सदहु युनिवर्सिटीना सत्तावाळाओने सोंपवा. **प्रमुखस्थानेथी.**

## १५ सुकृत भंडार फंड.

आ कॉन्फरन्स एवो दृढ अभिप्राय धरावे छे के '**श्री सुकृत भंडार फंड**' उपर समाजनी दरेक जातनी केळवणी अने अन्य खाताओनो आधार छे अने तेथी दरेक जैन बंधु अने व्हेनने

आग्रहपूर्वक भलामण करे छे के दरेके ओछामां ओछा वार्षिक चार आनानो फाळो प्रति वर्ष संस्थानी ऑफीसमां मोकली आपवो.

अत्यार सुधी जे जे गाम अने शहेरना श्री संघोए पोताना फाळो आप्यो छे तेमने धन्यवाद आपे छे अने समाजने प्रतिवर्ष पोतानो फाळो आपवा आग्रह करे छे.

दरखास्त मूकनार—शेठ छोटालाल प्रेमजीभाई (मुंबई.)
टेको आपनार—शेठ मूलचंद आशाराम (अमदावाद.)
" " शेठ बाबुलाल नानचंद (पुना.)
" " खेतशीभाई श्रीजी (कच्छ.)
" " मोतीलाल वीरचंद (सोलापुर.)

## १६ प्रचार कार्य.

कॉन्फरन्सना ठरावोने अमलमां मूकवा तथा तेनुं सर्व जातनुं प्रचार कार्य करवा माटे आ कॉन्फरन्स नीचेना सभ्योनी संख्या वधारवानी सत्ता साथे एक प्रचारकार्य समीति नीमे छे. आ समीति रेसीडेन्ट जनरल सेक्रेटरीओनी सलाहथी काम करशे अने दरेक पोतानां कार्य मुश्केली अने तेना उपायनो रिपोर्ट दर वर्षे करशे.

बाबु कीर्तिप्रसादजी जैन गुजरानवाला (पंजाब), शेठ पोपटलाल रामचंद शाह पुना (महाराष्ट्र खानदेश), शेठ हीराचंद कुबेरचंद (द. महाराष्ट्र), शेठ चंदनमल नागोरी छोटी सादडी (मालवा-मेवाड), शेठ मूळचंद आशाराम वैराटी अमदावाद (गुजरात), शेठ नवल-कुमारसिंह नवलखा अजीमगंज (बंगाळ), शेठ मणीलाल कोठारी अमदावाद (काठीयावाड), शेठ मणीलाल खुशालचंद पालणपुर, पंडित आणंदजी (कच्छ), शेठ केशरीचंद जुहारमल कोसेलाव (मारवाड), पंडीत फतेचंद कपुरचंद लालन. प्रमुखस्थानेथी.

## १७ हानिकारक प्रथाओ.

अनेक हानिकारक प्रथाओ कोमनुं जीवन चुसी रही छे तेथी ते दूर करवा तेमज फेरववा माटे जोशपूर्वक काम करवानी जरुर छे अने तेमां खास करी नीचेनी बाबतपर कोमनुं खास लक्ष खेंचवामां आवे छे के, दरेक न्यात तथा साथ पोतपोतामां तेनो अमल करवा योग्य प्रयत्नो आदरशे.

(१) पुत्रोने अढार वर्षनी उमर नीचे अने पुत्रीने चौद वर्षनी उमर नीचे परणाववा नहीं आथी ओछी उमरना लग्नोमां भाग न लेवो.

(२) ४५ वर्ष पुरां थयां होय एवा कोईपण गृहस्थे लग्न करवुं नहि.

(३) एक उपर बीजी स्त्री करवा सामे प्रतिबंध होवो जोईए.

(४) मरण तेमज सीमंत पाछळ थतां जमणो बंध करवां, अने लग्नादि नातवरा तथा फरजीआत तेमज नकामां खर्चो बंध अगर ओछा करवा.

(५) कन्याविक्रय के वर विक्रयनी प्रथा बंध करवी अने लग्नादि प्रसंगे वेश्याना नाच न कराववा.

दरखास्त मूकनार—**शेठ महासुखभाई चुनीलाल, विसनगर.**

टेको आपनार—**श्री खेतसीभाई श्रीजी, कच्छ.**

१८ बंधारण.

श्री जैन श्वेताम्बर कॉन्फरन्सनुं बंधारण नीचे मुजब मुकरर करवामां आवे छे.

दरखास्त मुकनार—**शेठ मगनलाल मुलचंद शाह** (मुंबई)

टेको आपनार—**शेठ मोतीचंद गिरधरलाल कापडीआ, सोलीसीटर.** „

**१९ आर्थिक परिस्थितिनी तपास.**

जैन कोममां बेकारी वधती जाय छे धंधा रोजगार अने व्यापार उद्योगमां आपणी कोमनुं स्थान कमती थतुं जाय छे, समाजमां अनेक बंधुओ अने बहेनो निराश्रित अने असहाय दशा भोगवी रह्या छे वगेरे बाबतोमां अने समग्र रीते आपणे समाजनी आर्थिक परिस्थितिनी तपास करवानी जरूरीयात जुए छे अने ते माटे एक तपास कमीशननी निमणुंक करवा माटे योग्य प्रबंध करवा तथा कमीशननो रीपोर्ट तैयार थयाथी समाजनी जाण माटे प्रसिद्ध करवा अने ते अंगे घटता उपायो योजवा आ कॉन्फरन्सनी ऑल इन्डीया स्टेन्डींग कमीटीने सत्ता आपवामां आवे छे.

**प्रमुखस्थानेथी.**

**२०. देश अने समाजोद्धार.**

भारत देशना उद्धारमांज जैन समाजनो उद्धार ओतप्रोत समायेलो छे तेथी भारतना उद्धारना कार्य माटे जे शुभ प्रजाकीय चळवळो अने प्रवृत्तिओ छे तेमां सक्रिय भाग लेवा जैनो माटे आवश्यक छे एम आ कॉन्फरन्स माने छे अने आपणा देशनी उन्नतिनो एक मुख्य मार्ग स्वदेशी वस्तुओनो उपयोग छे तो आपणे त्यां तेमज आपणा दरेक जाहेर स्थानोमां बने तेटली स्वदेशी वस्तुओ वापरवी तेमां स्वदेशी कापड अने विशेष करी हाथ सुतरनी हाथवणाटनी खादी वापरवा आ कॉन्फरन्स आग्रहपूर्वक भलामण करे छे.

**प्रमुखस्थानेथी**

**२१. दीक्षा.**

दीक्षा संबंधी आ कॉन्फरन्सनो एवो अभिप्राय छे के दीक्षा लेनारने तेनां मातापिता आदि अंगत सगांओ तथा जे स्थळे दीक्षा आपवानी होय त्यांना श्री संघनी संमतिथी योग्य जाहेरात पछी दीक्षा आपवी.

**प्रमुखस्थानेथी.**

# श्री जैन श्वेतांबर कॉन्फरन्स.

२०, पायधुनी, मुंबई नं. ३.

## तेरमां अधिवेशनमां पसार थयेलुं बंधारण.

---

१. **उद्देश:**—आ कॉन्फरन्स के जेनुं नाम **श्री जैन श्वेतांबर कॉन्फरन्स** राखवामां आव्युं छे तेनो उद्देश जैनने लगता केळवणीना प्रश्नो संबंधमां तेमज धार्मिक, सामाजिक, आर्थिक, राजकीय अने बीजा जैन कोम अने धर्म संबंधी सवालो उपर विचार चलावी योग्य ठरावो करवानो अने ते ठरावोने अमलमां मुकवा माटे उपायो योजवानो छे.

२. **कार्य विस्तार:**—समस्त जैन कोमने ( संघ ) लागु पडता सवालोज कॉन्फरन्स हाथ धरशे. त्यातना, स्थानिक संघना, महाजनना अने पंचना तकरारी विवादग्रस्त विषयो सीधी के आडकतरी रीते कॉन्फरन्स हाथ धरी शकशे नहि.

३. **अधिवेशन:**—कॉन्फरन्सनी आगली बेठक वेळाए ठरावयामां आवेल वखते अने स्थळे आ कॉन्फरन्स साधारण रीते दर वर्षे एक वखत भेगी मळशे.

(अ) जो एवो कोई पण ठराव आगली बेठक वेळाए करवामां आवेलो नहि हशे तो कार्यवाही समितिए कॉन्फरन्सनी बेठक अनुकुळ तीर्थ स्थळमां म्होटा पर्वना दिवसो लगभग भरवा माटे सगवड करवी.

(ब) जो कदाच तेवी गोठवण न थई शके तो कार्यवाही समितिए तेनी बेठक मुंबईमां भरवा गोठवण करवी.

(क) कॉन्फरन्सनी बेठक अनुकुळ तीर्थ स्थळोमां अगर तो मुंबईमां भरवानुं संयोगवशात् बनी नहीं शके तो महामंत्रीओ ( जनरल सेक्रेटरीओ ) अने कार्यवाही समिति स्थायी समिति ( स्टेन्डींग कमीटी ) नी तथा समाजना अन्य संभावित प्रांतिक आगेवानोनी सभा अनुकुळ स्थळे कोमना अगत्यना प्रश्नोनी विचारणा माटे दर वर्षे बोलावशे.

४. **प्रतिनीधी:**—आ कॉन्फरन्स प्रतिनिधीओथी बनशे. जेओ श्वेतांबर मूर्तिपूजक जैनो हशे अने जेओए सुकृत भंडार फंडमां पोतानो फाळो दर वर्षे आप्यो हशे तेओज नीचेना नियमोने अनुसरी प्रतिनिधि थई शकशे.

९. **स्थायी समिती ( स्टेन्डींग कमीटी ) नुं कार्यः**—नीचे जणावेला कार्यो माटे कॉन्फरन्सनी बेठक वेळाए एक स्थायी समिती ( स्टेन्डींग कमिटी ) नीमवामां आवशे, जे साधारण रीते दरेक कार्यो कार्यवाही समिती द्वारा करशे.

(१) कॉन्फरन्से पोतानी बेठक बेळाए जे ठरावो पसार कर्या होय ते अमलमां मुकवा.

(२) कॉन्फरन्सनी आवती बेठक भरवा माटे गोठवण करवा.

(३) कॉन्फरन्समां जोईतां नाणां भेगा करवा तथा खर्च करवा.

(४) कॉन्फरन्सने सोंपेला नाणां तथा सखावतोनो वहीवट करवा.

१० **स्थायी समिती ( स्टेन्डींग कमीटी ) नी नीमणुंकः**—दर कॉन्फरन्सनी बेठक वखते विषय विचारिणी ( सबजेक्टस कामिटी ) लगभग २५० अढीसोनी संख्यानी एक अखील हिंदनी स्थायी समिति ( ऑल इन्डिया स्टेन्डींग कमिटी ) नी चुंटणी करी ते नामो कॉन्फरन्सनी बहाली माटे रजु करशे. स्थायी समिती ( स्टेन्डींग कमिटी ) मां नीचे प्रमाणे प्रांतो अने शहेरोमांथी चुंटणी करवामां आवशे.

| | |
|---|---|
| बंगाला | ७ |
| बिहार ओरीस्सा | १ |
| संयुक्त प्रांतो | ६ |
| पंजाब | १० |
| सिंध | २ |
| कच्छ | १२ |
| **काठीयावाड ३६.** | |
| झालावाड विभाग | ८ |
| गोहिलवाड ,, | १० |
| सोरठ ,, | १० |
| हालार | ८ |
| **उ. गुजरात ५४.** | |
| अमदावाद शहेर अने जील्लो | १६ |
| पाटण शहेर अने तालुको | ७ |
| वडोदरा, खेडा तथा आसपासनो विभाग | ७ |
| राधनपुर एजन्सी | ५ |
| पालणपुर एजन्सी | ५ |
| कडी प्रान्त | ७ |
| महिकांठा विभाग | ७ |
| **द. गुजरात १८.** | |
| सुरत जील्लो | ८ |
| भरुच जील्लो | ३ |
| वलसाड, नवसारी बीलीमोरा अने आसपासनो वि. | ७ |
| **मुंबई** | **४५.** |
| उ. महाराष्ट्र | १६ |
| द. महाराष्ट्र | ९ |
| मद्रास–मैसूर साथे | २ |
| निजाम राज्य | २ |
| मध्य प्रान्त | ५ |
| मध्य हिंद पूर्व | ५ |
| मालवा | ५ |
| मारवाड | १० |
| मेवाड | ५ |
| पूर्व रजपुताना | ३ |
| अजमेर–मेरवाडा | २ |
| बरमा | २ |
| दील्ही प्रान्त | ३ |

कॉन्फरन्सना अधिवेशनोना प्रमुखो पोताना होदाने रूए स्थायी समिती ( स्टेन्डींग कमीटी) ना सभ्यो गणाशे.

अखिल हिंद स्थायी समिती ( ओल इन्डीया स्टेन्डींग कमीटी ) नी बेठक आमंत्रण करीने कोईपण एकस्थळे बोलावया कार्यवाहक समिती गोठवण करशे तथा आ समिती ( कमिटी ) नुं काम सरळताथी थाय तेमाटे पेटा नियमो करवा ते समिती ( कमिटी ) ने सत्ता रहेशे.

स्थायी समिती ( स्टेन्डींग कमिटी ) नी बेठक ( मीटींग ) वर्षमां ओछामां ओछी एकवार अनुकुळ स्थळे बोलाववी. कोईपण अगत्यना प्रश्नो संबंधे वीचार करवा ओछामां ओछा आ समिती ( कमीटी ) ना पांत्रीस मेम्बरोनी सहीवाळुं मागणी पत्र (रेक्विझिशन) आवेतो स्थानिक महामंत्रीओ (रेसीडन्ट जनरल सेक्रेटरीओ) बनती त्वरांए स्थायी समिती (स्टेन्डींग कमिटी) नी बेठक (मीटींग) बोलावशे.

**नोंध (नोट):**—जेओ स्थायी समिती ( स्टेन्डींग कमिटी ) ना सभासदो तरीके चुंटाशे तेओए सुकृत भंडार फंडमां ओछामां ओछा वार्षिक रू. ५) पांच पोताना फाळा तरीके आपवा पडशे. समिती ( कमिटी ) ना कोईपण सभासद उपर प्रमाणे पोतानो फाळो आपवामां निष्फळ जशे तो ते स्थायी समिती ( स्टेन्डींग कमिटी ) ना सभासद तरीके बंध पडेल गणाशे अने तेवा सभासदने बदले बीजा सभासदनी नीमणुक करवामां आवशे.

स्थायी समिती ( स्टेन्डींग कमिटी ) ना कोईपण सभासदनी जग्या गमे ते कारणसर खाली पडशे तो तेनी जग्याए जे प्रांतना सभासदनी जग्या खाली पडी होय ते प्रान्तना चालु सभासदो एक मासनी अंदर नवा सभासदनी नीमणुक करी महामंत्री ( रेसीडेन्ट जनरल सेक्रेटरी ) ने खबर आपशे; जो ते प्रमाणे खबर आपवामां नहिं आवे तो कार्यवाहक समिती ( कमिटी ) ते प्रांतमांथी लायक गृहस्थनी नीमणुक करी खाली पडेली जग्या पुरशे.

**कार्यवाही समिति:**—अखिल हिंद स्थायी समिती [ ओल इन्डीया स्टेडींग कमिटी ] मां मुंबईमांथी चुंटायेला सभ्यो तथा सदरहु कमिटीना बीजा विभागोमांथी चुंटायेला सभ्यो जे मुंबईमां रहेता हशे अथवा हाजर हशे तेओनी एक कार्यवाही समिति बनशे अने ते कार्यवाही समिति कॉन्फरन्सनुं तेमज स्थायी समिती [स्टेडींग कमिटी] ने सोपायल दरेक कार्य करशे अने स्थायी समिती [ स्टेन्डींग कमिटी ] ना ठरावोनो अमल करशे. सदरहु

कार्यवाही समिति पोताना प्रमुख [ चेरमेन ] अने उप-प्रमुख [ वाईस चेरमेन ] नी नीमणुंक करशे अने स्थानिक महामंत्रीओ [ रेसीडेन्ट जनरल सेक्रेटरीओ ] सदरहु समितिना मंत्रीओ [ सेक्रेटरीओ ] गणाशे आ कार्यवाहक समिति पोताना कामकाज करवाना पेटा कानुनो घडी काढशे.

**महामंत्रीओ ( जनरल सेक्रेटरीओ ):**—नीमायेल स्थायी समिती ( स्टेन्डींग कमिटी ) मांथी कॉन्फरन्सनी बेठक वखते पांच महामंत्रीओ ( जनरल सेक्रेटरीओ ) नी निमणुक करवामां आवशे जेमांथी बे मुंबईना रहेवाशी जोईए. मुंबईमां रहेता महामंत्रीओ ( जनरल सेक्रेटरीओ ) स्थानिक महामंत्रीओ ( रेसीडेन्ट जनरल सेक्रेटरीओ ) ना नामथी ओळखाशे. पांच महामंत्रीओ ( जनरल सेक्रेटरीओ ) मांथी कोइनुं पण राजीनामुं आवशे तो मुंबईनी कार्यवाहक समिती कामचलाउ निमणुक करशे.

१३. **प्रांतिक समितीओ:**—कॉन्फरन्सना अधिवेशन वखते दरेक प्रांतना स्थायी समिती ( स्टेन्डींग कमिटी ) ना सभ्यो ( मेम्बरो ) चुंटाय तेमांथी ते ते प्रांतना प्रांतिक सेक्रेटरीओनी कॉन्फरन्से नीमणुक करवी. आवा प्रांतिक सेक्रेटरीए ते ते प्रांतनी समिती, ते ते प्रांतमांथी स्थायी समिती ( स्टेन्डींग कमिटी ) ना जे मेम्बरो चुंटाया होय ते उपरांत योग्य लागे तो बीजा उमेरीने वधुमां वधु ५० नी संख्यानी प्रांतिक समिती रचवी अने ते समिती द्वारा ( जनरल सेक्रेटरीओ ) ए कॉन्फरन्सने लगतां कार्यो करवां तथा ठराव अमलमां मुकवां प्रयत्नो करवा. आवी प्रांतिक समितीओ बीजी स्थानिक समितीओ नीमशे. आवी स्थानिक समितीओना सभ्यो जो ते स्थानमां रहेता होय तो तेओ तेना सभ्य गणाशे.

१४. **कॉन्फरन्सना प्रमुखनी नीमणुक:**—ज्यां कॉन्फरन्सनुं अधिवेशन थवानुं होय त्यांनी स्वागत समिती ( रीसेप्शन कमिटी ) स्थानिक महामंत्रीओ ( रेसीडन्ट जनरल सेक्रेटरीओ ) नी सलाह लई ते अधिवेशनना प्रमुख नीमी शकशे.

१५. **कॉन्फरन्स मुख्य कार्यालय [ हेड ओफीस ]:**—कॉन्फरन्सनुं मुख्य कार्यालय [ हेड ओफीस ] मुंबईमां कार्यवाही समितीनी देखरेख नीचे रहेशे अने कार्यवाही समितीनी मीटींगमां बहारगामना स्थायी समिती [ **स्टेन्डींग कमीटी** ] ना सभ्यो [ मेम्बर ] मुंबईमां होय त्यारे भाग लई शकशे.

१६ **सखावतो:**—कॉन्फरन्सना उद्देश अने कार्योने अंगे जे जे सखावतो जाहेर करवामां आवशे तेनो वहिवट स्थानिक महामंत्रीओ [ रेसीडेंट सेक्रेटरीओ ] कार्यवाही समिती द्वारा थशे. ते सिवायनी बीजी कोईपण सखावतो जाहेर करवा देवामां आवशे नहिं.

१७. अहेवाल [रिपोर्ट] तथा हिसाबः—स्थानिक महामंत्रीओ [ रेसीडन्ट जनरल सेक्रेटरीओ ] कॉन्फरन्सने लगता दरेक कामकाजनो अहेवाल [ रीपोर्ट ] दरेक महामंत्री [ जनरल सेक्रेटरी ] तथा प्रांतिक समितीओ [ कमिटीओ ] ना मंत्रीओ [ सेक्रेटरीओ ] पासेथी विगतो मंगावी तैयार करशे अने तेनो हिसाब तपासावशे [ ऑडीट करावशे ] अने ते अहेवाल [ रीपोर्ट ] तथा हिसाब छपावी बहार पाडी कॉन्फरन्सना अधिवेशन वखते रजु करशे.

---

## कॉन्फरन्सनी बेठक वेळाए कामकाज चलावबाना कानुनो.

१ कॉन्फरन्सनी दरेक बेठक स्वागत कमिटीए जाहेर करेला वखते अने जग्याए मळशे.

२ कॉन्फरन्सना पहेला दिवसनुं कामकाज बनतां सुधी नीचे मुजब रहेशे.

- क स्वागत कमिटीना प्रमुख तरीकेनुं प्रतिनिधिओने आवकार आपनारुं भाषण.
- ख कॉन्फरन्सना नीमायेल प्रमुखनो यथाविधि स्वीकार अने तेमनुं भाषण.
- ग कॉन्फरन्सना कामकाजनो रिपोर्ट.
- घ विषय विचारिणी समिति [ सबजेक्ट कमिटी ] नी चुंटणी.

३ कॉन्फरन्सनी दरेक बेठक शरु थाय ते आगमज बनी शके त्यां सुधी ते दिवसना कामकाजना कार्यक्रमनी छापेली नकल सेक्रेटरीओ वहेंचशे.

४ कॉन्फरन्स सन्मुख जे भाषणो थाय ते उपर अथवा तेमां दर्शावेला विचारो उपर कोईपण जातनो वादविवाद चलावबा देवामां आवशे नहीं.

५ कानुनने लगता अने कामकाज चलाववानी रुढीने लगता सघळा सवालोनो प्रमुख पोतें वगर दलीले निर्णय करशे, अने तेमनो निर्णय सघळा दाखलाओमां छेवटनो अने बंधनकर्ता गणाशे.

६ कांई गंभीर गडबडने लीधे अथवा बीजा कोई चोकस कारणसर चोकस वखत सुधी अथवा कोईपण दिवस नक्की कर्या विना कॉन्फरन्स मुलतवी राखवानी सत्ता प्रमुखने रहेशे.

७ कार्यक्रममां जे अनुक्रम राख्यो होय ते अनुक्रममां फेरफार करवानी प्रमुखने सत्ता छे.

८ कोईपण ठराव रजु करवा माटे तेनी दरखास्त मुकनार, तेने टेको आपनार अने तेना वधु समर्थन माटे अनुमोदन आपनार सबजेक्ट कमिटीए चुंटी काढेला प्रतिनिधिओ होवा जोईए.

ते सिवाय कोई बीजाने बोलवा देवानी रजा आपवी के न आपवी ते प्रमुखनी मुनसफी उपर छे.

९ सबजेक्टस कमिटीए दरखास्त अने टेको आपनारनां नाम साथे मुकरर करेला ठराव पण प्रमुखने योग्य जणाय तो ते पोता तरफथी रजु करी शकशे. अने तेमां कोईपण वांधो लई शकशे नहिं.

१० सघळा बोलनाराओने अमुक वखत सुधीज बोलवा देवानो, तेमज वळी कोईपण बोलनारने कानुनसर वर्तवा कहेवानो तथा कोई बोलनार प्रमुखनी तरफनी चेतवणी छतां चर्चाना नियमोनुं चालु उल्लंघन करे तो तेने ठरावेला वखतनी हद पुरी थाय ते अगाऊ पण वधु बोलता अटकाववानी कॉन्फरन्सना प्रमुखने सत्ता रहेशे.

११ कॉन्फरन्सना कार्यमां विघ्न करनार या कानुननो भंग करनार कोईपण प्रतिनिधि के प्रेक्षकने कारण जणाव्या के फी पाछी आप्या वगर मंडप छोडी जवानुं प्रमुखने फरमान करवानी सत्ता छे.

१२ स्वागत कमिटी तरफथी नक्की करवामां आवे ते करारो अने शरतो मुजब प्रेक्षकोने कॉन्फरन्सनी बेठको वेळाए तेओ माटे राखवामां आवेला एकायदा भागमां हाजर रहेवा देवामां आवशे. तेओने फी आप्या सिवाय सभा छोडी जवाने कॉन्फरन्सना प्रमुख कोईपण वखते फरमावी शकशे.



## शुद्धि पत्रक.

| पृष्ठ. | लाइन. | अशुद्ध. | शुद्ध. |
|---|---|---|---|
| ३ | ९ | (१२) महाराष्ट्र १२, | (१२) महाराष्ट्र १३. |
| ,, | १४ | मां ख तरीके | मां प्रमुख तरीके |
| ,, | २० | सामति | समिति. |

# એમાં શું ?

( લેખક—શા. મુલચંદ આશારામ વૈરાટી. અમદાવાદ. )

એમાં શું ! એમ કરીને દરરોજ આપણે જરૂરી કે બીન જરૂરી નાની નાની રકમોનો વ્યય કરે જઇએ છીએ. યુરોપીઅનોના સહવાસ પછી આપણા જીવનમાં ઘણી બીન જરૂરી હાજતો વધવા પામી છે, સોડા, લીંબુ, આઇસક્રીમ. ચા. સીગરેટ, અને હોટલ આદિના હાનીકારક ખાણા પછવાડે દરરોજ નાની નાની રકમો કરતાં આપણી મોટી રકમો ઘસડાઈ જાય છે. આપણા ઘરની કળા પૂર્ણ પ્રાચિન ચીજો આપણે કચરાના મુલે કાઢી નાંખી. ઘર શણગારમાં અનેક નાની મોટી બીન જરૂરી પરદેશી ચીજોનો સંગ્રહ કરતા જઇએ છીએ. અને એમાં શું ! એમ કરી કરીને આપણી તીજોરીના ખુણાઓ ખાલી કરતા જઇએ છીએ. આપણા બીન જરૂરી ખરચો ઉપર આપણે ધીરે ધીરે સંયમને કેળવતા જઇએ. અને નાની નાની રકમો બચાવતા જઈએ તો તે રકમો કાળે કરી કેવી ધરખમ રકમો બનવા પામે છે. તે નીચેના કોઠાથી આપણને સમજાશે.

### દરરોજ એક નાની શી રકમ બચાવ્યાથી દર વરષે દર સેંકડે પાંચ ટકા પ્રમાણેના ચઢતા વ્યાજે તે કેટલી રકમ થાય છે તે સમજાવનારો કોઠો.

| દરરોજ બચાવાની રકમ. | ૧૦ વરસે થનારી રકમ. | ૨૦ વરસે થનારી રકમ. | ૩૦ વરસે થનારી રકમ. | ૪૦ વરસે થનારી રકમ. | ૫૦ વરસે થનારી રકમ. |
|---|---|---|---|---|---|
| રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| ૦—૨—૨. | ૬૨૮-૧૪-૦ | ૧૬૫૩—૪-૮ | ૩૩૨૧-૧૫-૦ | ૬૦૩૯—૭-૮ | ૧૦૪૬૭—૬-૪ |
| ૦—૪—૪ | ૧૨૫૭-૧૨-૦ | ૩૩૦૬—૯—૪ | ૬૬૪૩-૧૪-૦ | ૧૨૦૭૯-૧૫-૪ | ૨૦૯૩૪-૧૨-૮ |
| ૦—૮—૮ | ૨૫૧૫—૮-૦ | ૬૬૧૩—૨-૮ | ૧૩૨૮૭-૧૨-૦ | ૨૪૧૫૯-૧૪-૮ | ૪૧૮૬૯—૯-૪ |
| ૦-૧૩—૨ | ૩૭૭૩—૪-૮ | ૯૯૧૯-૧૨-૮ | ૧૯૯૩૧-૧૦-૮ | ૩૬૨૩૯-૧૪-૮ | ૬૨૮૦૪—૬-૮ |
| ૧—૧—૬ | ૫૦૩૧—૨-૮ | ૧૩૨૨૬—૬-૦ | ૨૬૫૭૫—૮-૦ | ૪૮૩૧૯-૧૪-૮ | ૮૩૭૩૦—૩-૪ |
| ૧—૫-૧૦ | ૬૨૮૮-૧૫-૪ | ૧૬૫૩૨-૧૫-૪ | ૩૩૨૧૯—૬-૮ | ૬૦૩૩૯-૧૪-૦ | ૧૦૪૬૭૪—૦-૦ |
| ૨-૧૧-૧૦ | ૧૨૫૭૭-૧૪-૦ | ૩૩૦૬૬-૧૫-૪ | ૬૬૪૩૮-૧૩-૪ | ૧૨૦૭૯૯-૧૨-૮ | ૨૦૯૩૪૮—૦-૦ |
| ૫—૭—૮ | ૨૫૧૫૫-૧૨-૦ | ૬૬૧૩૧-૧૪-૮ | ૧૩૨૮૭૭-૧૦-૦ | ૨૪૧૫૯૯—૯-૪ | ૪૧૮૬૯૬—૦-૦ |
| ૮—૩—૬ | ૩૭૭૩૩-૧૦-૦ | ૯૯૧૯૭-૧૪-૦ | ૧૯૯૩૧૬—૮-૦ | ૩૬૨૩૯૯—૬-૦ | ૬૨૮૦૪૪—૦-૦ |
| ૧૦-૧૫—૪ | ૫૦૩૧૧—૮-૦ | ૧૩૨૨૬૩-૧૩-૪ | ૨૬૫૭૫૫—૫-૪ | ૪૮૩૧૯૯—૨-૮ | ૮૩૭૩૦૨—૦-૦ |
| ૧૩-૧૧—૨ | ૬૨૮૮૯—૬-૦ | ૧૬૫૩૨૯-૧૨-૮ | ૩૩૨૧૯૪—૨-૮ | ૬૦૩૯૯૮-૧૫-૪ | ૧૦૪૬૭૪૦—૦-૦ |

### પાઠશાળાના શીક્ષકોએ સંસ્કારી બાળકોની ખાતર !

૧ બાળ સ્વભાવ અને બાળ શિક્ષણનો અભ્યાસ કરવો જોઇએ.

૨ બાળકની તંદુરસ્તી અને સ્વભાવને આણંદી બનાવવા બધા પ્રયત્નો કરવા જોઇએ.

૩ પાઠશાળાનું મકાન તેના બીછાના ચોપડીઓ, સાંપડા ઠવણી મુહપતિ, અને પાઠશાળાના સર્વ સાધનોને સ્વચ્છ રાખવાનું અને વ્યવસ્થીત રીતે ગોઠવવાનું શીક્ષણ આપવું જોઇએ.

૪ જ્ઞાન પંચમી, કલ્યાણકના દીવસો અઠાઇના દીવસો આદી તહેવારના દીવસોએ તે તહેવારની કથાઓ ( બાળકો સમજે તેવી સહેલી ભાષામાં ) સંભળાવવી અને તહેવારોનું મહાત્મ સમજાવવું જોઇએ.

૫. પાઠશાળાનું મકાન બનતા સુધી વસ્તીથી જરા નીરાળું રાખવા પ્રયત્ન કરવો. મકાનને કંમ્પાઉન્ડની સગવડ વાળું બનાવવું. મકાનના જોડે એક સુંદર બગીચો, એક નાનકડી કસરત શાળા, એક નાનકડી લાયબ્રેરી અને એક નાનું શું જ્ઞાન, દર્શન, ચારીત્રના ઉપકરણો અને ભાવપૂર્ણ ચીત્રો વાળું પ્રદર્શન પણ ગોઠવવું જોઇએ. પ્રદર્શનથી શીક્ષણ આપતી વખતે કેટલીએક ચીજો પ્રત્યક્ષ પ્રમાણ તરીકે બતાવી શકાય. બગીચાથી વનસ્પતી આદિ જીવોનું પ્રત્યક્ષ જ્ઞાન આપી શકાય. અને કસરત વડે શરીરના અવયવોની ખીલવણી સાથે નિર્ભયતાના સંસ્કાર પાડી શકાય.

૬. બાળકોની ટેવો ઉપર સદૈવ લક્ષ આપવું જોઇએ અને તેમની કુટેવો ભુલાવવાને અખંડ પ્રયત્નો કરવા જોઇએ. તેઓને નિંદા કરતાં અટકાવવાં અને તેવી ટેવો ખાસ ભુલાવવી જોઇએ.

૭. ભાષાની સભ્યતા અને વિનયગુણને કેળવવા પુરતા પ્રયત્નો કરવા જોઇએ.

૮. સ્વદેશી, શુદ્ધ અને સ્વચ્છ કપડાં પહેરવાની ફરજ પાડવી જોઇએ.

૯. બાળકોને એકબીજાના કાર્યમાં મદદ કરતાં શીખવવું જોઇએ, અને સહધર્મી વાત્સલ્યનો મર્મ સમજાવવો જોઇએ.

૧૦. અઠવાડીઆમાં ૧ અથવા બે વખત ગામ બહાર ખુલ્લી હવામાં ફરવા લઇ જવા અને ત્યાં કુદરતી ચીજોનુ શિક્ષણ આપવું અને ડ્રીલ વગેરેની તાલીમ આપવી જોઇએ.

૧૧. વધારે ગાથાઓ કંઠસ્થ કરાવવાનો લોભ નહી કરતાં શુદ્ધ ઉચ્ચાર અને ભાવ સમજાવવા બનતા પ્રયત્નો કરવા જોઇએ.

૧૨. સંગીતનું શીક્ષણ તાલ બદ્ધ ખાસ સંગીત શીક્ષક મારફતજ અપાવવું જોઇએ !

૧૩. સત્ય, અહિંસા, પ્રમાણિકતા આદી સદ્‍ગુણો તેના જીવનમાં ખીલવા પામે તે માટે બનતા બધા પ્રયત્નો કરવા જોઇએ.

૧૪. જમણ કે મીજબાનીના પ્રસંગો વરસમાં અમુક વખતે ગોઠવી તેની સઘળી વ્યવસ્થા બાળકો પાસેજ કરાવી જમણમાં શાન્તી, વ્યવસ્થા, સ્વચ્છતા, નીયમીતપણું અને છાંડવું નહીં આદિ જમણના નિયમોનું શીક્ષણ તે મારફતે આપવું જોઇએ. અને પોતાનું કામ પોતાના હાથેજ કરી લેવાની ટેવ પાડવી જોઇએ.

૧૫. પાઠશાળામાં પદમાસને બેઠેલ ભગવંતની ધ્યાનસ્થ અવસ્થાનો ખ્યાલ ઉપજાવે તેવી. (અલંકારો વિનાની) એક સુંદર છબી પૂર્વ અથવા ઉત્તર દીશામાં રાખવી.

૧૬. પાઠશાળાનો ટાઇમ મુકરર રાખવો. અને તેજ ટાઇમે બધાં બાળકોએ પ્રવેશ કરવો. અભ્યાસ શરૂ થતાં પહેલાં સર્વ બાળકો અને શીક્ષકોએ સાથે ભગવંતની છબી સામે પ્રાર્થના કરવી. પ્રાર્થના માટે ભાવપૂર્ણ સ્તોત્રો અને સ્તવનોની પસંદગી કરવી. સંગીત શીક્ષકની સગવડ હોય તો વાજીંત્ર સાથે તાલબદ્ધ સંગીત ગાવાની ટેવ પાડવી.

---

એજ્યુકેશન બોર્ડ શીક્ષકો અને શીક્ષીકાઓ તૈયાર કરવા માટે એક યોજના ઘડી કાઢવી અને દર વરસે ઓછામાં ઓછા પાંચ શીક્ષકો કે શીક્ષીકાઓ તૈયાર કરવા.

બધી પાઠશાળાઓના આદર્શ રૂપ એક સર્વાંગ સુંદર પાઠશાળા મુંબાઇમાં એજ્યુકેશન બોર્ડે ચલાવવી.

**મુળચંદ આશારામ વેરાટી.**
અમદાવાદ.

No. B. 1996.

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

વાર્ષિક લવાજમ રૂ. ત્રણ.

પુસ્તક ૫ | વૈશાખ-જેઠ
અંક ૯-૧૦ | ૧૯૮૬



માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

એડવોકેટ હાઇકોર્ટ, મુંબાઈ

# અનુક્રમણિકા.



## સૂચનાઓ—

૧ આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર છે.

૨ અભ્યાસ, મનન અને શોધખોળના પરિણામે લખાયેલા સર્વ લેખો, વાર્તાઓ અને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩ લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પરબારો પત્રવ્યવહાર કરવો.

૪ કોઇપણ લેખ પૂર્વે જાતે કે બીજાએ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન મોકલવો.

૫ લવાજમ સંબંધી તેમજ જૈનયુગ મંગાવવા કે ન પહોંચ્યાની ફર્યાદ કરવા વગેરે સર્વ બાબતનો પત્રવ્યવહાર જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિસ, ૨૦ પાયધુની મુંબઈ નં. ૩ એ સરનામે કરવો. તે માટે તંત્રીને તસ્દી આપવી નહિ, તેમ તે પર તંત્રી ધ્યાન આપી શકશે નહિ.

મોહનલાલ દલીચંદ દેશાઈ, B. A. LL. B.
એડવોકેટ, હાઈકોર્ટ લોહારચાલ, મુંબઈ, માનદ તંત્રી.

પ્રાપ્તિસ્થાન ને પત્રવ્યવહાર.
જૈન શ્વે. કૉન્ફરન્સ ઑફિસ, ૨૦ પાયધુની મુંબઈ.

# જૈનયુગ.

卐

'જૈન' પત્રની રજત-જયંતિ પ્રસંગે મહાત્મા ગાંધીજી જૈનસમાજને નીચેનો સંદેશ પાઠવે છેઃ—

પોતાને શ્રાવક માનનારા, અહિંસાને પરમધર્મ તરીકે ઓળખનારા, ખાદી સિવાયનું બીજું વસ્ત્ર કેમ પહેરે, એ મારાથી તો સમજાયું જ નથી. શું તેઓના દયાધર્મમાં હીંદુસ્તાનના અગણિત ભૂખે મરતાઓને કંઇ સ્થાન નથી? જેની દયાની સમાપ્તિ કીડીયારૂં પૂરવાની કે પાંચ માછલાંને બચાવવામાં થાય છે તે શ્રાવકની દયા ન હોય. શ્રાવકના વિશાળ હૃદયમાં તો પ્રત્યેક દુઃખી પ્રાણીને સારૂ નિરંતર સ્થાન હોય.

મોહનદાસ ગાંધી.

પુસ્તક ૫ | વીરાત્ સં. ૨૪૫૬ | વિ. સં. ૧૯૮૬ | વૈશાખ-જેઠ અંક ૯-૧૦

## મહાત્મા મોહનદાસ ગાંધી.

રાગ કાન્હરો.

( બલમારે સુંદરવા મોહકો લાલ મંગાદે—એ લયમાં ).

જગદ્વંદ્ય પુરૂષ એક મોહન,
જુગ જુગ જીવો એ મનમોહન—જગદ્વંદ્ય૦
તેત્રીસ કોટિ માનવ માટે, કારાગ્રહ સેવે એ મહાજન—જગદ્૦
સત્ય અહિંસા તેજથી શોભિત, યોગી બેઠો સ્થિર પદ્માસન—જગદ્૦
સાર્વભૌમ સત્તાથી અણનમ, ચિંતે ભારત નિશ્ચિત સ્વાધિન—જગદ્૦
દાંડી પીટી દેશ જગાડ્યો, કર્યાં કુરબાન બધાં તનમનધન—જગદ્૦
જીવનમુક્ત એ સ્વાતંત્ર્ય લેશે, એને અમારાં કોટિ વંદન—જગદ્૦
જુગ જુગ જીવો એ મનમોહન,
જગદ્વંદ્ય પુરૂપ એક મોહન.

જબરા અભ્યાસી અને અનુભવીઓએ બેચ્યું છે અને વધારામાં કૉન્ફરન્સે બેચ્યું, પણ સરકારે તેના પર કાંઇ પણ લક્ષ હજુ સુધી આપ્યું હોય એમ જણાતું નથી. લોકોને બોલવાનો સ્વભાવ છે, તેથી અમે સાંભળીએજ શેના? અગર તેના પર અમે ભવિષ્યમાં-અમારી સગવડે લક્ષ આપીશું એવો જવાબ સરકાર વાળે છે તો પ્રજાએ ઠરાવ કરી બેસી ન રહેતાં વિશેષ અસરકારક ચળવળ ચલાવવી ઘટે અને એવી સ્થિતિ ઉભી કરી મૂકવી જોઈએ કે બહેરાની પણ ધાક નીકળી જઈ તેને સાંભળ્યા વગર અને સાંભળીને તુરત અમલ કર્યા વગર છૂટકો ન રહે. આ માટે એકાદ બે ચાર વેપારીઓથી કંઇપણ ન બને, પણ બધા ભેગા મળી સામુદાયિકપણે કાર્ય હાથમાં લે તોજ આવી ફર્યાદોનો અંત આવે. હુંડિયામણની બેંકો (Exchange Banks) મુખ્યત્વે પરદેશી બેંકો છે. જ્યાંસુધી સ્વદેશી હુંડીયામણની બેંકો ઉભી ન થાય ત્યાંસુધી ધાર્યું ફળ નિપજી ન શકે.

હુંડીઆમણની બેંક એક બાજુએ રહી, પણ સાદી બેંક પણ દેશીઓનાં નાણાંથી દેશીઓના હાથે ચાલતી ઘણી જુજ છે. દરેક કોમમાં જોઈશું તો તેનાં પોતાનાં અનેક ખાતાંઓનાં નાણાં છે. જૈન કોમમાં અસંખ્ય સંસ્થાઓ છે અને મંદિરો છે. તે સર્વનાં નાણાંનો સરવાળો કરીએ તો લાખોનો થાય. આ બધાં નાણાંની વ્યવસ્થા ખાનગી ધીરધારમાં, મુખ્ય કારવતાના જાણીતા શરાફોને ત્યાં અનામત રાખવામાં, સરકારી જામીનગીરીઓમાં, યા કોઈનાં મકાનો પર ધીરવામાં થાય છે. એમ કરવામાં ઘણી વખત નાણાં ખોટાં થાય છે, ખોટ ખમવામાં આવે છે અને કોઈ વખત તો તેના વ્યવસ્થાપકો કે ટ્રસ્ટીઓ ઉડાવી-પચાવી-હજમ કરી જાય છે. આ સ્થિતિ દૂર કરવા માટે બધાં ખાતાંનાં નાણાંને એકત્રિત સહિસલામત જગાંમાં રાખવામાં આવે તો તેનો લાભ ઘણી રીતે તે ખાતાંને મળે એટલુંજ નહિ, પરંતુ જે કોમનાં તે ખાતાં હોય તે કોમને પણ સાથે સાથે લાભ મળે. આવી જગા તે જૈન બેંકની સંસ્થા છે, આવી સંસ્થા સંબંધી કૉન્ફરન્સે એવો પ્રસ્તાવ પાસ કર્યો છે કેઃ—

જૈનોમાં બેકારી વધી છે, વેપાર ધંધાઓ મોટે ભાગે પડી ભાંગ્યા છે ને તદ્દન પડી ભાંગવાના સંભવ વધતા જાય છે, નાણાંની અગવડતાના અભાવે જૈનો આગળ આવી શકતા નથી તો તેના નિવારણનો એક ઉત્તમ ઉપાય જૈન બેંક જેવું ખાતું છે અને સાર્વજનિક ખાતાંઓનાં નાણાં સામાન્યે સરકારી બેંકો કે સિક્યુરિટીમાં રોકાય છે તો જૈનોને આશ્રય ને સહાય આપવા રૂપે જૈન બેંકદ્વારા તેનો વિશેષ સદુપયોગ થઈ શકે એમ આ કૉન્ફરન્સ માને છે.

આવી જૈન બેંકને વ્યવહાર રૂપમાં મૂકવા માટે એક યોજના ઘડી કાઢવા ૧૦ અનુભવી ગૃહસ્થોની એક સમિતિ સંખ્યામાં વધારો કરવાની સત્તા સાથે નીમવામાં આવી છે.

આવી બેંક કાઢવા માટે ઘણાં વર્ષોથી પોકાર થાય છે, છતાં તેનું વ્યવહારૂ સ્વરૂપ આવ્યું નથી ને તેથી ઉપરની સમિતિને તેવું સ્વરૂપ ઘડવા માટે ખાસ નીમેલ છે. તે સમિતિનું કાર્ય ક્યારે સફલ થાય કે જૈન કોમમાં જુદાં જુદાં જાહેર ખાતાંઓ-દહેરાસરો, અપાશરા, પુસ્તકોદ્ધારનાં ફંડો, સંસ્થાઓનાં ફંડો વગેરેના કાર્યવાહકો જૈન કોમનું સામુદાયિક હિત ધ્યાનમાં લઈ આવી બેંકમાં નાણાં મૂકવાં કબૂલ થાય. જ્યાં સુધી તેમ નહિ થાય યા તેવો એક પણ સંભવ નહિ હોય ત્યાં સુધી ગમે તેવી સુંદર અને વ્યવહારૂ યોજના ઘડવામાં આવે તે અભેરાઇપર યા કાગળપર રહેશે. બીજી વાત એ પણ છે કે સારા થોડા ટ્રસ્ટીઓ પણ ડિરેક્ટર તરીકે બહાર પડી બેંકની સ્થાપના કરે ને તેમાં પોતાનાં ટ્રસ્ટોનું નાણું રોકે. તો પછી બીજાં ખાતાંઓના ટ્રસ્ટીઓ પણ તેમનાં ટ્રસ્ટોનાં નાણાં તેમાં મૂકવા લલચાય. અમે આશા રાખીએ છીએ કે નીમેલી સમિતિને મેળવી રીપોર્ટ ઘડાવવા માટે તાકીદે પગલાં ભરવામાં આવશે. જૈન લોકોમાં ગરીબાઈ અને બેકારી વધતી ગઈ છે ને આવી યોજના અમલમાં આવે તો કંઇક રોજીનું તેમજ ધંધાનું બારણું ઉઘડે. અનેક જૈનો બેંકની નોકરીમાં રહી શકે અને અનેક જૈનો જુદી જુદી જાતની આર્થિક સગવડો પામી શકે.

**૪ આર્થિક પરિસ્થિતિની તપાસ**—જૈન કોમમાં બેકારી વધતી જાય છે તે દીવા જેવી સ્પષ્ટ

વાત છે, ધંધા રોજગાર અને વ્યાપાર ઉદ્યોગમાં જૈન કોમનું સ્થાન કમતી થતું જાય છે. સમાજમાં અનેક બંધુઓ અને બહેનો નિરાશ્રિત અને અસહાય દશા ભોગવી રહ્યા છે વગેરે બાબતોમાં અને સમગ્રરીતે આપણી સમાજની આર્થિક પરિસ્થિતિ તપાસવાની, તેનાં કારણો શોધવાની અને તે માટે ઉપાયો યોજવાની જરૂરીઆત છે અને તે કોઈ અનુભવીઓની સમિતિદ્વારા થઈ શકે તે માટે એક તપાસ કમિશનની નિમણુક કરવા માટે યોગ્ય પ્રબંધ કરવા તથા કમિશનનો રીપોર્ટ તૈયાર થયાથી સમાજની જાણ માટે પ્રસિદ્ધ કરવા અને તે અંગે ઘટતા ઉપાયો યોજવા આ કૉન્ફરન્સે ઑલ ઇન્ડિયા સ્ટૅન્ડિંગ કમિટીને સત્તા આપેલ છે.

આવી સમિતિ હજુ સુધી ઘડાઈ નથી, કારણકે હમણાં જે ચળવળ આખા દેશમાં પ્રસરી રહી છે તેમાં આવું કરવા પ્રત્યે લક્ષ જાય તે કરતાં વધુ લક્ષ દેશમાં ચાલતા રચનાત્મક કાર્ય પ્રત્યે જાય એ સ્વાભાવિક છે. દર સવાર થાય કે ઉત્સાહની-દમનની જુવાળના સમાચાર ચાલ્યાજ આવે છે. આખો દેશ નિર્ધન થયો છે અને તેથી બન્યું છે એમ કે 'उत्पद्यन्ते विलीयन्ते निर्धनानां मनोरथाः' નિર્ધનોના મનોરથો ઉઠે ને શમી જાય છે, આ નિર્ધનતાની સામે આખી ચળવળને તાકવામાં આવી છે, ચરખો-તકલી -સ્વદેશી વસ્ત્રનોજ ઉપયોગ, વિદેશી વસ્તુઓનો ત્યાગ ને તેમાં ખાસ કરી બ્રિટિશ કાપડ-વસ્તુનો બહિષ્કાર આ પર ખાસ લક્ષ આખા દેશના નેતાઓએ ખેંચ્યું છે અને કૉન્ફરન્સ ઑફિસે 'સ્વદેશી પ્રચાર અને બ્રિટિશ બહિષ્કાર' સમિતિ નીમી તે અંગે સર્વ પ્રકારની યોજના ઘડવા, ચળવળ ચલાવવાની તેને સત્તા આપી છે. કૉન્ફરન્સ ઑફિસ ઠરાવને આ રીતે અમલમાં મૂકી રહી છે તે માટે ધન્યવાદ ઘટે છે ને તેના સંચાલકોમાં ખાસ કરી મહામંત્રી શેઠ રણછોડભાઇ રાયચંદનો ઉત્સાહ અદમ્ય છે. જુન્નેર કૉન્ફરન્સમાં બીજા જે ઠરાવો થયા છે તેની ટુંક સમાલોચના હવે પછી કરીશું.

**૫ શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી અને 'ખરતર વસી'નો પ્રશ્ન—**

આ મથાળા નીચે અમે ગત આષાઢ-શ્રાવણ સત્યતા પ્રમાણપૂર્વક બતાવી શેઠ આણંદજી કલ્યાણજીને વિનતિ કરી હતી કે 'ખરતર વસહિ' આદિનાં નામો દરેક સ્થળે મૂકવાનો પ્રબંધ કરશે અને તેથી ખરતર ગચ્છના જૈન બંધુઓમાં જે પ્રતિવાદ થયો છે અને લાગણી ઉશ્કેરાઇ છે તેને શાન્ત કરશે. જે જે યોગ્ય રીતે ઝઘડાઓ ક્લેશો અને વિવાદો શાંત થાય તે તે સર્વ રીતો ગ્રહણ કરવાની જરૂર છે કે જેથી સમાજમાં એકસંપી બની રહે, અંદર અંદર લડાઈ ન થાય અને પોતે સંગઠિત થઈ આખા દેશના સંગઠનમાં ફાળો તે આપી શકે.' આ અમારો લેખ ઉક્ત પેઢીની એક સભામાં વંચાયો હતો.

અમને જાણીને આનંદ થાય છે કે ખરતર ગચ્છીય બંધુઓ અને પેઢી સાથે ઘણો પત્રવ્યવહાર થયા પછી અને જરાક મમત્વ ને આવેશનું પ્રદર્શન થઇ ગયા પછી આખરે સમાધાનવૃત્તિ પેઢીએ બતાવી અને સં. ૧૯૮૬ ના માહ શુદ ૧૩ ને દિને આ ઝઘડાનો અંત આવ્યો, અને તે મંદિરમાં 'ખરતર વસી'નું પાટીઉં લગાડવામાં આવ્યું. આ માટે પેઢીના ચાલુ કાર્યવાહકોને અમે ખરેખર ધન્યવાદ આપીએ છીએ.

ખરતરગચ્છ અને તપાગચ્છ વચ્ચે ઝઘડાઓ પૂર્વે ચાલ્યા હતા. શ્રી હીરવિજયસૂરિના સમયમાં તે ઝઘડાના ઉત્પાદક મુખ્ય પુરુષ ધર્મસાગર ઉપાધ્યાય હતા; પણ તે સૂરિ દૂરદર્શી અને ઐક્યપ્રેમી હતા. તેમણે સંઘના સર્વ ઝઘડાને દાબવા ખાસ ફરમાન રૂપે સં. ૧૬૪૬ માં કાઢેલ બાર બોલમાં 'પરપક્ષીને કોઇએ કઠણ વચન કહેવું નહિ, પરપક્ષી કૃત ધર્મકાર્ય સર્વથા અનુમોદવા યોગ્ય નહિ એમ કોઇએ કહેવું નહિ. જે માંહી દાન રૂચિ પણું, સ્વભાવે વિનીતપણું, અલ્પકષાયીપણું, પરોપકારી પણું, ભવ્યપણું, દયાળૂપણું, દાક્ષિણ્યપણુ પ્રિયભાષીપણું ઈત્યાદિક સર્વત્ર એટલે જ્યાંજ્યાં તે જોવામાં આવે તે અનુમોદવા યોગ્ય છે. એમ જણાવ્યું હતું. આ પરપક્ષીમાં અજૈનોનો ચોખ્ખો સમાવેશ થાય છે. આવા ઝઘડાનો લેશ માત્ર પણ ઉદ્‌ભવ થવો ન જોઇએ. અરસપરસ બાઝી કજીઆ કરી દરેક સમાજે ઘણું ગમાવ્યું છે અને દેશના હિતકાર્યને

ફાળો આપી શકીએ તેમ છીએ. ખરતરગચ્છીય બંધુઓનાં આથી દિલ શાન્ત થયાં અને પોતાની વ્યાજબી લડતનું શુભ ફલ આવ્યું એ જાણી અમને આનંદ અને સંતોષ થયાં છે અને તેઓ સંયમપૂર્વક આવેશમાં આવ્યા વગર શાન્તિથી કાર્ય કરે અને જૈનસમાજને પૂરી રીતે દૃઢ અને એક કરે એમ ઈચ્છીશું. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના ચાલુ સંચાલકો અસલી ઉડાવવાની રીતિને દૂર કરી ઉપસ્થિત થતા પ્રશ્નોનો તાબડતોબ નિકાલ દીર્ઘદૃષ્ટિપૂર્વક કરવાની વૃત્તિ ધરાવે છે એ તેમણે આ મામલામાં પૂરવાર કર્યું છે તે માટે તેમને મુબારકબાદી આપી ઇચ્છીશું કે તેઓ એવીને એવી વૃત્તિ સદોદિત રાખી જિન શાસનની પ્રભાવના કરે.

ગાંધીજીએ બહાર આવી તેને તે ચળવળના અનેક પ્રયોગો સદોદિત ચાલુ રાખી આખા દેશમાં સતત અપ્રતિબંધ વિહાર કરી ઉપદેશ દ્વારા જાગૃતિ લાવી મૂકી. આફ્રિકાથી હિંદમાં આવ્યા પછી આખું જીવન ગાંધીજીએ ભારતસેવામાં અર્પણ કરી પોતાની પાછળ આખા દેશને દોરી જવા માટે જે આંદોલનો કર્યા છે તેનો ઇતિહાસ સોનેરી અક્ષરોથી ભારતના જીવનકાળમાં કોતરાઈ રહેશે.

કોંગ્રેસની મહાસંસ્થા કે જે આપણી કૉન્ફરન્સ અત્યાર સુધી કામ કરે છે તે પ્રમાણે ઠરાવો પસાર કરવામાં ઇતિકર્તવ્ય માનતી હતી તેનું બંધારણ ફેરવી અમલી કાર્ય કરતી સંસ્થા બનાવવાનો યશ ગાંધીજીનેજ શિરે છે. તેની અસર દેશની બીજી દરેક

કારની કેબિનેટ ટેકો આપશે એવી માત્ર મુખની કબૂલાત મંગાઇ પણ તે ન અપાઇ એટલે સરકારને કાંઇ કરવું નથી ને ખોટાં ઢોલ ચડાવી બહાનાં કાઢી વાત ઉડાવવી છે એમ માનવાને કારણ મળ્યું. લાહોરની મહાસભાએ ૩૧-૧૨-૨૯ ને દિને સંપૂર્ણ સ્વરાજનું ધ્યેય પોતાનું નકી કર્યું.

૧૨ મી માર્ચે સાબરમતી આશ્રમમાંથી મહાત્માજીએ ૮૦ સ્વયંસેવકોની સેના લઈ પગે કુચ કરી ૨૮ મે દિવસે-૫મી એપ્રિલે દાંડી પહોંચી છઠીએ બીન જકાતી મીઠું લઈ મીઠાના કાયદાનો ભંગ કર્યો. તે દરમ્યાન ગાંધીએ દરેક ગામડામાં ગામડીઆઓ-ખેડૂતોને તેમનો રાજકીય ચળવળમાં શું ધર્મ-ભાગ છે તે સમજાવી તે આખા પ્રદેશને પ્રજ્વલિત કર્યો. દેડી એએ ગાંધીજીને પકડી ૧૮૧૭ના જૂના કાયદાનો આશ્રય લઇ સરકારે બંદીવાસમાં નાંખ્યા ને આખો દેશ સળગી ઉઠયો. ધારાસણા વડાલા આદિમાં પોલીસનો માર સ્વયંસેવકોના પર સખત પડયો. પેશાવરનો ગોળીબાર ને મુંબઇમાં કૂતરાના કિસ્સાથી ગોળીબાર થયો, મુસલમાન બંધુઓ કકળી ઉઠયા. ઓર્ડિનંસો પ્રેસ વિરૂધ્ધ તેમજ પિકેટિંગ વિરૂધ્ધ વાઇસરોયે બહાર પાડી ચાલુ કાયદાને ટપાવી જાય, ને એકદમ હુકમથી અને પોલીસના માર ને ધરપકડથી ચળવળ દબાવી દેવાની સરકારની કાર્યપધ્ધતિ થઈ. મુંબઇમાં પિકેટિંગ કરતાં નિર્દોષ પારસીઓ પર માર પડયો. પારસીઓ કકળી ઉઠયા. મુંબઈના મેદાનપર સ્ત્રીઓ પર પડયો એટલે લિબરલોએ પણ વિરોધ બતાવ્યો. સ્ત્રીવર્ગમાં જુસ્સો અજબ થયેલો તેને જોર મળ્યું. આમ અનેક રીતે ચળવળને જોર મળતું રહ્યું.

તેમાં અહિંસાના તત્ત્વને મુખ્યપણે માનનારા જૈનોનો ઓછો ફાળો નથી. છતાં તેમણે જે કર્યું છે તે જો કે લખતાં ઘણાં પૃષ્ઠો ભરાય તેમ છે છતાં તે કંઇજ નથી કર્યું એમ સમજી પ્રજાકીય હિલચાલમાં વિશેષ ફાળો આપવો ઘટે છે ને તેમાં ખાસ કરી સ્વદેશી વસ્તુનો વાપર અને વિદેશી વસ્તુનો ત્યાગ ને તેમાં બ્રિટિશ વસ્તુનો તો જરૂર બહિષ્કાર કરવાનો જૈનોનો ધર્મ થયો છે. લીધા વગર ચલાવી શકાય તો ચલાવો, તેમ ન ચલાવી શકાય તો થોડું-અધું લઇને ચલાવો અને તે થોડું પણ સ્વદેશીજ લ્યો. આવો સાર લોક નેતાઓના ઉપદેશનો નીકળે છે.

આ માટે કૉન્ફરન્સ તરફથી 'સ્વદેશી પ્રચારને બ્રિટિશ બહિષ્કાર' સમિતિની થોડુંક થયાં સ્થાપના થઇ છે અને તેણે શું કાર્ય કર્યું છે તેની રૂપ રેખા આવતા અંકમાં આપવામાં આવશે.

દરેક જૈન સ્વદેશી પ્રચારની લડત-હિલચાલ ઉપાડી લેશે એમ અમારી વિનતિ છે.

---

# વર્તમાન સમયમાં ધર્મગુરૂઓની ફરજ શું છે?

(લે. શ્રી. બાલચંદ્રાચાર્યજી c/o લોંકાગચ્છ જૈન ઉપાશ્રય કોટ-મુંબઈ).

આ વખતે ભારતમાં અશાંતિ ચાલી રહી છે. આખો દેશ ખળભળી ઊઠયો છે. ભારતની પ્રજા દુઃખદ અવસ્થા ભોગવી રહી છે. અને તેથી તેણે સ્વાશ્રય માર્ગનો સ્વીકાર કરેલો છે. અત્યારે શાંતિ જાળવી કાર્ય કરવાનું છે. ત્યાગ માર્ગને સુખનું કારણ માની આજે ભારત ત્યાગી બન્યો છે. નેતાઓ કૃષ્ણજન્મસ્થાનમાં જઇ વસ્યા છે. દેશમાં ૬૦ લાખ ભિક્ષુકો ગણાય છે. ધર્મગુરૂઓની ગણના પણ લોકો ભિક્ષુક વર્ગમાંજ કરે છે, અને કહે છે કે-"ભિક્ષુકો દેશને ભારરૂપ છે." માટે આ વખતે ધર્મગુરૂઓએ પોતાની ફરજ અદા કરવી જોઈએ. ત્યાગીઓએ પોતાનો ત્યાગ ખરો છે એમ પ્રજાને દર્શાવી આપવું જોઇએ. પોતે દેશહિત અને પવિત્રતા માટે ખાદીનાં વસ્ત્રો પહેરવાં અને પોતાના ભક્તોને તેવાં વસ્ત્રો લેવાનો ઉપદેશ કરવો ઘટે છે. અહંકારનું શસ્ત્ર એટલે માનેલું મોટાપણું મુકી પરસ્પરમાં ધર્મગુરૂઓએ ઐક્ય અને મિત્રભાવ વધારવાં જોઇએ. પરસ્પરના દ્વેષ અને કલહને ભૂલી જવાં જોઈએ; તોજ ધર્મગુરૂઓએ કાંઇ કર્યું કહેવાય.

સ્થાનકવાસી જૈન સાધુઓમાં કેટલાક દેશ કાર્યને

મદદ કરવા લાગ્યા છે. સંવેગી જૈન સાધુઓમાં શ્રીઃ વિજયેન્દ્રસૂરી, વિદ્યાવિજયજી, ન્યાયતીર્થ-ન્યાયવિજયજી અને જૈન યતિવર્ગમાં રાયપુરના યતિ જતન લાલજી આદિ પણ પોતાના ભક્તોને દેશ હિત માટે ઉપદેશ કરે છે અને એમ સ્વીકારે છે કે મહાવીર પ્રણિત અહિંસક માર્ગ વધારવાનો આ સમય છે. ઉપરોક્ત મહાનુભાવોનું અનુકરણ કરી બીજાઓએ આ શુભ કાર્યમાં જોડાઇ જવું જોઇએ છે. પ્રતિક્રમણાદિ આવશ્યકીય ક્રિયાના વખતે પણ ખરા અંતઃકરણપૂર્વક શાંતિપાઠ ઉચ્ચારવા ઘટે છે. કેટલાક ધર્મગુરૂઓ વિરોધી ગણાય છે. તેઓએ વિરોધ મુકી અવિરોધ આદરી આ વખતે જોડાઇ જવું જોઇએ. કારણ ઇર્ષ્યા અને દ્વેષ ધર્મનું મૂલ નથી પણ પાપનું મૂલ છે. માટે વિરોધ રાખવાથી ત્યાગમાર્ગનો સમૂલ ઉચ્છેદ થઇ જાય છે. ગુરૂતાનો નાશ થાય છે. જે દેશના અન્નજલથી પોપણ મળે છે તે દેશના ધર્મગુરૂઓ દેશહિત સાધવા કાંઇ ન કરે તો પછી તેઓનો ધર્મ પણ કેમ ટકી શકે? મોભો પણ કેમ રહે? માટે દેશહિતને ધર્મહિતનું કારણ માની કાંઇ પણ કરવું ઘટે છે. દેશ દરિદ્ર દશા ભોગવતો હોય તો ધર્મગુરૂઓને તેનો હિસ્સો મલ્યા વગર કેમ રહે? અને દેશ સમૃદ્ધિશાલી હોય તોજ તેઓના કાર્યને પુષ્ટિ મળી શકે છે. માટે ધર્મગુરૂઓએ આ વખતે પ્રમાદી રહેવું અયોગ્ય ગણાય.

બીજી વાત એ છે કે, જે ધર્મગુરૂઓ પોતાના ધર્મને વિશ્વધર્મ માનવાનો દાવો કરતા હોય તેઓનું કર્ત્તવ્ય એ છે કે-આખું વિશ્વ સુખી બને, વિશ્વમાં શાંતિ સચવાય, કોઇ દુઃખી ન થાય, કોઈ કોઇના ઉપર બલજબરી કે અત્યાચાર ન કરી શકે, એવા ઉપાયો લેવા ઘટે છે. પુનર્જન્મ માનનાર સાધુપુરૂષને તો યાતનાનો ભય મુકી. અભય સ્વીકારી. સત્ય ને અને તેજ સાચો ધર્મગુરૂ મનાય છે-બીજા ઉપર વિશ્વાસ રાખી ચાલનારને ધર્મશાસ્ત્રો અનધિકારી માને છે, નીતિશાસ્ત્ર પણ અનીતિજ્ઞ કહે છે. માટે ધર્મગુરૂઓએ દેશોન્નતિને ધર્મોન્નતિનું કારણ માની, સ્વાવલંબી બની નિડર થઇ, કામ કરવું જોઇએ; તોજ ધર્મગુરૂ કે સાધુપદને યોગ્ય મનાય. આશા છે કે-ભારતના ધર્મગુરૂઓ મારા વક્તવ્યપર લક્ષ આપી કંઈ કરવા તત્પર બની પોતાની સાર્થકતા દર્શાવી આપશે.

લાલબાગમાં વસતા મુનિશ્રી રામવિજયજીનો ફન્દરજ્યુ તા. ૧૨-૭-૩૦ ના મુંબઇ સમાચારમાં પ્રકટ થયો છે. તેમાં શબ્દછલ કરી રામવિજયજી રેંટીઆ, તકલીને યંત્ર (પીલન) કર્મમાં ઠહરાવવા માંગે છે. પણ જૈન શાસ્ત્રાનુસાર રેંટીઆ અને તકલીનો પન્નર કર્માદાનમાં સમાવેશ થતો નથી. "યંત્ર કર્મને પરાપૂર્વથી જૈનશાસ્ત્ર પાપરૂપ માને છે" એમ રામવિજયજી કહે છે એના ઉત્તરમાં જણાવવાનું કે રેંટીઓ તકલીને આપ યંત્ર પીલન કર્મમાં બતાવી શકશો કે કેમ?

લાકડાને ચરખપર ચઢાવી પાત્ર (કે જે ખાસ જૈન સાધુઓના વપરાસ માટેજ વ્યાપારીઓ બનાવી વેચે છે અને શ્રાવકો ત્યાંથી વેચાતાં લઈ વોહોરાવે છે) તેવાં પાત્ર શ્વેતાંબર મુનિઓ રાખે છે તેમાં અને પાત્રાંઓ ઉપર રોગાન અને રંગ જે દેવામાં આવે છે તે પણ કર્મદાન રૂપે છે અને તેવા રંગ રોગાન સાધુઓ પોતાના હાથે પાતરાંઓના ઉપર પણ ચઢાવી રંગે છે, અમદાવાદમાં તો જૈનસાધુઓ માટે વપરાતાં લાકડાના પાત્રવાલાઓની દુકાનો છે ત્યાં વેચાતાં લઇ શ્રાવકો સાધુઓને વોહોરાવે છે. તે પાત્ર યંત્ર (ચરખ) પર ચઢયા વગર બનતાજ નથી. તેવા પાત્ર જેવા રંગ કરવામાં જૈન સાધુઓને કેમ પાપ લાગતું નથી? અને રેંટીઆ તકલીનો ઉપદેશ આપવાથી પણ કેમ દોપ લાગે છે?

મહોત્સવ ગુર્જરમંડલના સંઘને પાટણમાં બોલાવી કર્યો. પછી વિજયદાનસૂરિએ સુરત બંદરમાં ચાતુર્માસ કર્યું કે જ્યાં જયવિમલ કે જે પછી વિજયસેનસૂરિ તરીકે પ્રસિદ્ધ થયા તેને દીક્ષા આપી (સં. ૧૬૧૩) અને (પછી પાટણ ગયા અને ક્રમે વિહાર કરતા) તે વિજયદાનસૂરિ વટપલ્લિ (વડલી)માં સ્વર્ગસ્થ થયા (સં. ૧૬૨૧ વૈ. શુ. ૧૨) ને ત્યાં શ્રી સંઘે ગુરૂ પાદુકાની સ્થાપના રૂપ એક સ્તૂપ બંધાવ્યો. હીરવિજયસૂરિ હવે તેના પટ્ટધર અને તપાગચ્છના નાયક થયા.

૪ હીરવિજયસૂરિએ ડીસામાં ચાતુર્માસ કર્યું-ત્યાં સૂરિમંત્ર આરાધતાં પરિણામે જણાયું કે જયવિમલ સર્વશિષ્યોમાં શિરોમણિ છે તે ગાદી દીપાવશે, અને શાસનની શોભા વધારશે. આ વાત તેમણે મનમાં રાખી. ક્રમેક્રમે વિહાર કરતાં અહમ્મદાવાદમાં આવતાં ત્યાં અકમિપુરના સંઘના આગ્રહથી જયવિમલને ઉપાધ્યાય પદ અને પછી આચાર્યપદ આપ્યું, ને નામ વિજયસેનસૂરિ રાખ્યું. ત્યાંના મૂલા નામના શ્રેષ્ઠિએ તે આચાર્યપદના મહોત્સવમાં ઘણું દ્રવ્ય ખર્ચ્યું. તે અવસરે લોંકાપક્ષના મેઘજી નામના મુનિ કે જેને તે પક્ષનો સ્વામી કુંઅરજી નામનો ઋષિ પોતાના પદે સ્થાપનાર હતો તેણે ભગવત્પ્રતિમાનો અધિકાર સિદ્ધાન્તમાં જોયા પછી પોતાના ૩૦ શિષ્યો સહિત તે પક્ષ તજી હીરવિજયસૂરિ પાસે પુનઃ દીક્ષા લેવા અકમિપુર આવીને તપાગચ્છની દીક્ષા લીધી. [સં. ૧૬૨૮] તેનો ઉત્સવ પૂર્વ દિશાના અકબ્બર માન્ય રામાસાહપુત્ર સ્થાનસિંહાદિ અને ગૂર્જર શ્રાવકોએ કર્યો. મેઘજીઋષિનું નામ ઉદ્યોતવિજય રાખ્યું.

૫ અનુક્રમે વિહાર કરતાં પાટણમાં આવી ગચ્છભાર વિજયસેનસૂરિને સોંપ્યો-તેનો આચાર્ય પદાનુજ્ઞા વંદનાદિ મહોત્સવ હેમરાજ નામના મંત્રીએ કર્યો. હીરવિજયસૂરિએ લાખો મૂર્તિબિંબોની પ્રતિષ્ઠા કરી; સેંકડો વણિક પુત્રોને દીક્ષા આપી-તેની શાખા વિમલ, વિજય, સાગર, સુંદર આદિ અને પ્રશાખાઓ આનંદ, હર્ષ, સૌભાગ્ય, વિશાલ, કુશલ આદિથી પરિવૃત્ત થયેલ તે સૂરિ થયા. લાટ મંડલના તિલકરૂપ સમુદ્ર તટ પર રહેલ ગંધાર નગરે ચોમાસુ કર્યું, જ્યારે તેમની આજ્ઞાથી વિજયસેનસૂરિનું ચાતુર્માસ પાટણમાં હતું.

૬ ગુર્જર જનપદની પૂર્વમાં સર્વ દેશમાં પ્રધાન મેવાત નામનું મંડલ-દિલ્હી દેશ હતો તેમાં દિલ્હી નગરીમાં મુદ્દગલેંદ્ર (મોગલ) હમાંઉનો પુત્ર અકબ્બર દિગ્વિજય માટે સર્વત્ર સૈન્ય સહિત ફરી સર્વ પ્રતિપક્ષોને જીતી એક ચક્રે રાજ કરતો હતો. ત્યાંથી આગરા નગરમાં પોતાની સ્થિતિ કેટલાંક વર્ષોથી કરી હતી. ત્યાં શિલ્પિ પાસે પોતાની આજ્ઞાથી બાર ગાઉમાં આવેલું એવું ડાબર નામે સરોવર ખોદાવી તે તળાવની પાસે શ્રીકરી (સીકરી) નામનું નગર વસાવી ત્યાં રહેવા લાગ્યો. તેણે પોતે સર્વત્ર વિજય કર્યો તે ખાતર તેનું નામ ફત્તેપુરસીકરી આપ્યું. એ સમ્રાટ્ થયેલા અકબ્બરે હવે એકદા મોક્ષસાધક માર્ગ એવા ધર્મનો વિશેષ પરિચય લેવાનું મન કર્યું એટલે પોતાની સભામાં વિદ્વાનોને બોલાવી શાસ્ત્રગોષ્ઠી કરતો હતો. મારા મહામંડલમાં સર્વ દર્શનોમાં કોઇ પ્રસિદ્ધ સાધુ મહાત્મા છે કે જે નિષ્પાપ માર્ગની પ્રરૂપણા કરતો હોય? એવા તેના પ્રશ્નના ઉત્તરમાં સભાજનોમાંથી કોઇએ જણાવ્યું કે એવા તો જૈનમાં હીરવિજયસૂરિ છે. તેમનું ગુણવર્ણન સાંભળી તેમને જોવાની ઉત્સુકતા અકબ્બરને થઈ ને તેમને બોલાવી લાવવા બે દૂતોને આજ્ઞા કરી કે આ વખતે તે સૂરિ લાટ (લાડ) દેશના) સમુદ્ર તીરે આવેલા ગંધાર નગરમાં છે તો ગૂજરાતમાં સેવક-સામંત (સૂબો) સાહિબખાન છે તેને આ 'ફરમાન' (લેખ) આપજે ને તે સર્વ કરશે. દૂતોએ તે લઇ અહમ્મદાવાદ (અકમિપુર) માં આવી સાહિબખાનને ફરમાન આપ્યું. 'તસલીમ' પૂર્વક તે સ્વીકારી સાહેબખાને ત્યાંના વૃદ્ધ શ્રાવકોને બોલાવી પાતશાહનું ફરમાન સંભળાવી તે સહિત ગંધાર સૂરિ પાસે મોકલ્યા, કે પહેલાં અહમદાબાદ આવે. તે શ્રાવકોએ ગાંધાર જઇ ફરમાન આપી સર્વ હકીકત નિવેદન કરતાં સૂરિને જણાવ્યું કે 'અકબ્બર પાતશાહ પ્રતિબોધનો ધરે, કોઇ આવી મને અભ્યર્થના કરે એવું મારે કામ કરવું એવી અપેક્ષા ન રાખવી, સંતપુરૂષો સ્વભાવથીજ સર્વનાપર ઉપકાર કરે છે. જે કારણે પાતશાહ શ્રીમદ્ માટે સમુ-

ર્કંઠ છે તે કારણે શ્રીમદે તેની પાસે જઇ તેના પર ઉપકાર કરવા ઘટે ? આપની દેશનાની અકબ્બર શાહના હૃદયમાં પ્રતિષ્ઠા થશે' સૂરિએ વિચાર્યું કે આથી જૈન શાસનનો ઉદય થશે ને હિંસક પ્રચંડ આશયવાળા દંડ આપતા એવા અકબરના હૃદયમાં દયા મૂકી શકાશે-જૈનધર્માભિમુખ તેને કરી શકાશે તેથી જણાવ્યું કે 'અકબર બાદશાહે ખાસ બોલાવેલ છે, મારે પણ પ્રાચ્ય દેશમાંના જિનોનાં દર્શન કરવાનાં છે તેથી મારા જવાથી ધર્મવૃદ્ધિ થશે માટે કોઈએ મારા જવામાં નિષેધ દર્શાવવાની ના કહેવી નહિ.'

૭ સૂરિ વિહાર કરી મહી નદી ઉતરી વડદલું ગામ થઇ શિષ્યપરિવાર સહિત અમદાવાદ આવી સાહેબખાનને મળ્યા. બહુમાનપૂર્વક પોતાને ત્યાં બોલાવી આચાર્યનો આદરસત્કારથી ખાને વાત કરી કે 'સૂરિ જે કંઈ માગે તે આપી ફત્તેપુર મારી સમીપે મોકલો એમ પાતશાહનું આમંત્રણ છે તો દ્રવ્ય, રથ, હાથી અશ્વ પાલખી આદિ આપને માટે તૈયાર છે.' સૂરિએ ઉત્તરમાં કહ્યું 'મોક્ષના કામી જૈન સાધુઓ તેનો કિંચિન્માત્ર સ્પર્શ ન કરે-તજે માટે મારા કાજે લાવેલી કોઈ પણ ચીજ મોક્ષ હેતુ નથી, તેથી તે અમારે માટે નકામી છે.' પછી અકમિપુરમાં થોડા દિન રહી અહમ્મદાબાદથી પ્રસ્થાન કર્યું. આગળ મોદી અને કમાલ નામના મેવાડા-સાહના દૂતો ચાલતા હતા. વિશ્વલપુર (વીસલપુર), મહીશાનક (મહેસાણા) આદિને વટાવી અણહિલ્લપાટક પાસે આવતાં વિજયસેનસૂરિએ આવી વંદન કર્યું. પાટણમાં પ્રવેશ કરી ત્યાં રહી વિજયસેનસૂરિ પ્રમુખ મુનિમંડલ સહિત વટપલ્લિકા (વડલી) ગામમાં આવી ત્યાંના સ્વગુરૂ વિજયદાનસૂરિના સ્તૂપ પાસેની પાદુકાને નમન કર્યું. સિદ્ધપુર ગયા. વિજયસેનસૂરિ આદિ પાછા વળ્યા. ત્યાંથી ચાલતાં લિલ્લોના શિરોત્તરા નામના ગામમાં આવતાં ત્યાંનો મુખી અર્જુન પોતાને ઘેર લઇ ગયો, ત્યાં ઉપદેશ આપતાં તેણે તથા બીજા ભિલ્લોએ અહિંસા આદિ નિયમો લીધા. પછી આબૂ પર્વતપર આવી સર્વ ચૈત્યોનાં-વિમલવસતિ-વસ્તુપાલ વસતિ-કુમારપાલપ્રાસાદ આદિનાં દર્શન કર્યાં; પછી શિવપુરી (સિરોહી)માં સુરત્રાણ નામના રાજા, દેવડા નાગના રાજપુત્રો તથા લોકોએ વિનતિ કરતાં આવ્યા. ત્યાંથી સાદડી જતાં ત્યાં કલ્યાણવિજય ઉપાધ્યાય પહેલાં વાગડ (ગુર્જર અને માલવ વચ્ચેનો પ્રદેશ), વિરાટ (માલવ અને દક્ષિણ વચ્ચેનો પ્રદેશ-વઇરાડ-વરાડ), ખાન (લાટની દક્ષિણનો પ્રદેશ), લાટ, ગુર્જર અને અર્બુદ ગિરિ થઇ સાદડીમાં આવી પહોંચ્યા. પછી બધા રાણપુર જઇ ધરણના પ્રાસાદમાં ઋષભદેવની યાત્રા કરી. આઉઆમાં આવતાં ત્યાંના તાલ્હાસાહે પીરોજી નાણાંની પ્રભાવના કરી. ત્યાંથી કલ્યાણવિજય વાચક પાછા વળ્યા.

૮ સૂરિશ્રી મેદિનીપુર (મેડતા) આવ્યા. ત્યાં મ્લેચ્છો રહેતા હોવાથી તે વખતે તે 'મક્કા' કહેવાતું હતું. ત્યાં વિક્રમનગર (બીકાનેર) અને નાગપુર (નાગોર)ના સંઘોએ આવી પ્રણામ કર્યો. ત્યાંના સાદિમા સુલતાને પણ બહુમાન કર્યું. ફલાવર્ધિ પાર્શ્વનાથને પ્રણામ કર્યા. વિમલહર્ષ વાચક સિદ્ધપુરથી નીકળી મેડતામાં આવી મળ્યા, તેને અગાઉથી અકબર બાદશાહ પાસે મોકલ્યા. સીહવિમલને ઉપાધ્યાય પદ આપ્યું. વિમલહર્ષે અકબર પાદશાહને ફતેપુર સીકરી જઇ સૂરિના આવાગમન સંબંધી જાણ કરી. સૂરિ સાંગાનેર હતા ત્યાં સંઘ જઇ અભિરામાબાદ લઇ આવ્યા. ફતેપુરમાં આવતાં (સં. ૧૬૩૯ જેઠ વદિ ૧૩) અકબ્બરશાહની આજ્ઞાથી સ્થાનસિંહ આદિ સંઘજનોએ મહાન ઉત્સવ કર્યો. શાહે અલંકૃત કરેલી શ્રીકર. (સીકરી)માં આવી જગમલ્લ કચ્છવાહના ગૃહમાં તેમણે ... સો કર્યો, ને વ્યાખ્યાન કર્યું. તેને અંતે શ્રાદ્ધોએ દાન આપ્યું. ... ...ી ત્રીજી આંખ જેવો અને તુરૂષ્ક (મુસ્લિમ)નાં ...ત્રોનો જ્ઞાતા શેખ અબુલફજલ હતો તે પોતાને ત્યાં ...રિને લઇ ગયો ને ત્યાં ખુદા (દેવ), કુરાન (શાસ્ત્ર) ... ધર્મ સંબંધી પ્રશ્નોત્તર થયા. પછી અકબર ... ...કે દરબાર ભરી ત્યાં સૂરિને બોલાવ્યા અરસપરસ ...કુશલ પ્રશ્ન પૂછાયા પછી ગંધાર નગરથી પગે ચાલી ...ન આવવાનું થયું કારણ કે આ સૂરિ જૈન ... ...ા આગાર પ્રમાણે પગે ચાલીને વિહાર કરે છે, ... ...વાર જમે છે અને તે પણ નિર્દોષ આહાર, ... ...: સૂએ છે, ઉપવાસાદિ તપ કરી શરીર શોષી રાગે... ...પને જીતે છે, અનિત્ય

ભાવના ભાવે છે, અને આ સૂરિને તીર્થરૂપ સમજી વંદન કરવા હજારો લોકો આવે છે—આ હકીકત મોકલેલા મેવાડા દૂતો પાસેથી જાણી અકબરને આશ્ચર્ય થયું. જૈન તીર્થો ક્યાં તે પૂછતાં સૂરિએ સૌરાષ્ટ્રમાં શત્રુંજય અને ગિરનાર, અર્બુદ (આબુ), સંમેતશિખર, અષ્ટાપદ, કાશી પાર્શ્વનાથ, ગણાવ્યાં. સૂરિએ અકબરને અને તેના શાહજાદાને ધર્મ લાભ આપ્યો. (૧૩મો સર્ગ પૂર્ણ).

૯ પછી સૂરિને ચિત્રશાલામાં લઇ ગયા, ત્યાં ગલીચો હતો તે પર ન ચલાય તેથી ત્યાં થોભી ગયા, કારણ કે રખેને તે નીચે જીવ હોય તેથી તે ચંપાય. આ જાણી બાદશાહે ગાલીચો ઉપાડ્યો તો ત્યાં નીચે કીડીઓ દેખાઇ એથી તે વિસ્મિત થયો. પછી ચિત્રશાળામાં સૂરિએ ધર્મદેશના આપી સંસાર ને લક્ષ્મીની અસ્થિરતા, દેવ ગુરૂ ધર્મનું સ્વરૂપ, મુનિનાં મુખ્ય પાંચ વ્રતો—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ તથા છઠ્ઠું રાત્રિભોજન વિરમણ અને સાતમું નિમિત્તાદિનું કથન કરવું એમ સાત વ્રતોનું નિરૂપણ કર્યું. શાહે પરીક્ષા કરવા પોતાના અમુક જન્મગ્રહોનું ફળ જાણવા માગ્યું. સૂરિએ કહ્યું કે એ ફલ મોક્ષ પથે જનાર કદિ કહેતા નથી. આથી બાદશાહ મુગ્ધ થયો. પછી શિષ્યસંખ્યા પૂછતાં તે વાત જણાવવી એ આત્મગૌરવ કરવા જેવું છે એમ સૂરિએ જણાવ્યું. શાહે લોકશ્રુતિ પ્રમાણે બે હજાર શિષ્યો તેમના જાણી સંતોષ બતાવ્યો. સાથેના શિષ્યોનો પરિચય કર્યો. તેના મોટા પુત્ર શેખુજીએ (સલીમે) પેટીમાંથી પુસ્તકો કાઢી ખાનખાન મીયાંખાન માર્ફત મોકલ્યાં, તેમાં જૈન અજૈન પુસ્તકો જોઇ સૂરિએ આ પુસ્તકો બાદશાહ પાસે કેમ આવ્યાં તે પૂછતાં બાદશાહે જણાવ્યું કે પંડિતરાજ નામના વારાણસીના વિપ્રને સભા સમક્ષ જીતનાર પદ્મસુંદર નામના અમારા મિત્ર હતા તેના સ્વર્ગગમન પછી તેનું સર્વ લિખિત પુસ્તક મને આપવામાં આવ્યું હતું. આ સર્વ આપને આપુંછું. સૂરિએ કહ્યું અમારે તેની જરૂર નથી કારણ કે અમારી પાસે જોઇએ તેટલું છે. વિશેષની મૂર્છા શા માટે? બાદશાહે શેખ અબલફૈજ તથા રામાશાહના પ્રતાપદેવીથી થયેલા થાનસિંહને બોલાવી ગમે તે પ્રકારે સૂરિ તે પુસ્તક ગ્રહણ કરે તેમ કરવા કહ્યું. તે બંનેએ ખૂબ વિજ્ઞપ્તિ કરી, અને અંતે તે ગ્રહણ કરવાનું સ્વીકાર્યું. પછી ઉપાશ્રયે ગયા. ઉક્ત પુસ્તકો માટે કોશ-ભંડાર સ્થાપી તેને થાનસિંહની અધીનતામાં રાખ્યો. પછી ઉગ્રસેન-આગરા નગરમાં સૂરિ ગયા; ને ત્યાં ચોમાસું ગાળ્યું. (સં. ૧૬૩૯) યમુનાને હોડીથી ઓળંગી ત્યાંથી ૨૨મા તીર્થંકર અરિષ્ટ નેમિનાથની જન્મભુમિ શૌર્યપુર ગયા. ત્યાં બે દિવસ રહી ઋષભદેવ અને નેમિનાથની અપ્રતિષ્ઠિત રહેલી બે પ્રતિમાને પ્રતિષ્ઠિત કરી પછી આગરા પુનઃ આવ્યા. ત્યાં ચિંતામણિ પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી. પછી પુનઃ ફતેપુર સીકરી આવ્યા. ત્યાં શેખ અબલફૈજને ત્યાં બોલાવતાં ગયા.

૧૦. બાદશાહ ત્યાં આવતાં (બીજીવારનો મેળાપ) તેણે અશ્વ હાથી વગેરે ભેટ કરવા જણાવ્યું. આચાર્યે તે પોતે સ્વીકારીજ ન શકે તે જણાવ્યું. કંઇ પણ ભેટ લેવા આગ્રહ કરતાં આચાર્યે બંદિવાનોને કેદમાંથી મુક્ત કરવા અને પિંજરમાં પૂરેલાં પક્ષીઓને છોડી મૂકવા કહ્યું. પોતા માટે કંઈ માગવાનું કહેતાં તેમણે પર્યુષણના આઠ દિન હિંસા ન થાય એમ કરવા જણાવ્યું. બાદશાહે તેમાં પોતાના પુણ્યાર્થે ચાર દિન ઉમેરી બાર દિવસ સમસ્ત રાજ્યમાં 'અમારિ' પ્રવર્તે એમ પોતાની સહી અને મહોરવાળાં છ ફુરમાન કરી હીરવિજયસૂરિને આપ્યાં. પહેલું ગુર્જર અને સૌરાષ્ટ્ર મંડલ માટે, બીજું ફતેપુર રાજધાનીવાળા મેવાત મંડળ માટે કે જેમાં દિલ્લીની પાસેનો ભાગ અંતર્ગત હતો, ત્રીજું અજમેર દેશ કે જેમાં મરૂસ્થલી નાગપુરાદિ દેશ આવે છે તેને માટે, ચોથું માલવમંડલ-અવન્તિ દેશ કે જેમાં દક્ષિણનો સર્વ ભાગ આવી જતો હતો તેને માટે, પાંચમું લાભપુર (લાહોર) દેશવાળા પંજપ (પંજાબ) નામના મંડલ માટે કે જેમાં તેની સમીપનો મુલતાન આદિ ભાગ આવી જાય છે, છઠ્ઠું સૂરિને પોતાની પાસે બતાવવા રાખવા માટે. પછી શાંતિચંદ્ર ગણિએ ડામર તળાવનાં માછલાં દયા માટે વિનતિ કરતા હોય નહિ એવા શ્લોકો કહેવાથી તે આખું તળાવ હીરવિજયસૂરિને અર્પણ કર્યું એટલે ત્યાં માછલાંનો થતો વધ બંધ કર્યો; કદિ પણ શિકાર નહિ કરૂં એની પ્રતિજ્ઞા લીધી. નવરોજ નામના પર્વને દિવસે 'અમારિ'નું પ્રદાન

કર્યું. વળી તે અવસરે હીરવિજયસૂરિને 'જગદ્ગુરૂ' એ નામનું બિરૂદ આપ્યું. આ વખતે બંદીવાનોને છોડી મૂકયા, સૂરિના સચિવ ધનવિજયને સાથે લઇ જઈ ડામર તળાવે જઈ ત્યાંના પાંજરામાં પૂરેલાં પક્ષિઓને મુક્ત કર્યાં. ગુરૂ ઉપાશ્રયે ગયા.

૧૧. પછી થાનસિંહે (ફતેપુરમાં) કરેલા મહોત્સવ પૂર્વક સૂરિએ અનેક જિનબિંબની પ્રતિષ્ઠા કરી અને શાંતિચંદ્રને ઉપાધ્યાય પદ આપ્યું. બાદશાહના માન્ય ઝવેરી દુર્જનમલ્લ નામના શ્રાવકે સૂરિ પાસે ભગવદ્બિંબોની પ્રતિષ્ઠા કરાવી. પછી સૂરિ મથુરા જઇ સંઘ સહિત પાર્શ્વ અને સુપાર્શ્વની યાત્રા કરી અને જંબૂ પ્રમુખના ૫૦૦ સ્તૂપોને વંદન કર્યું. પછી ગોપાલ શૈલ-ગ્વાલેરગઢમાં બાવનગજા ઋષભનાથની મૂર્તિનાં દર્શન કર્યાં, ત્યાંથી ફરી (આલાહાબાદમાં સં. ૧૬૪૧ માં ચાતુર્માસ કરી વળી આગરામાં આવ્યા, ને ત્યાં મેદિનીપુર-મેડતાના વાસી સદારંગ શ્રાવકે ઘણું દાન કર્યું. ( આમ સં. ૧૬૩૯ થી ૧૬૪૨ માં આગ્રા, ફતેપુર, અભિરામાબાદ અને આગ્રા એમ અનુક્રમે ચાર ચોમાસાં કર્યાં-ધ૦ ૫૦ પછી બાદશાહ પાસે શાંતિચંદ્રઉ૦ ને રાખી નાગપુર(નાગોર)માં ચાતુર્માસ રહ્યા. (સં. ૧૬૪૩) કે જ્યાં જગમાલ નામનો રાજા હતો ને તેને મેહાજલ નામનો વણિક મંત્રી હતો. તે મંત્રી સૂરિની સેવા કરતો હતો. અને જેસલમેરથી સંઘ સહિત આવેલ કોઠારી માંડણે ત્યાં સૂરિને સોનૈયાથી પૂજી વિવિધ દાન કર્યું. અનેક દેશના સંઘો સૂરિના વંદનાર્થે આવ્યા. ચાતુર્માસ પૂરૂં કરી વિહાર કર્યો. પીપાડ્ડિ (પીપાડ) ગામમાં આવતાં ત્યાંના તાલા સાહે પ્રવેશ-ઉત્સવ કર્યો વિરાટનગરના સ્વામી શ્રીમાલ ભારમલ્લના પુત્ર ઇંદ્રરાજે પોતે કરાવેલા જિનમંદિરમાં મૂર્તિની પ્રતિષ્ઠા કરવા આવવા વિનંતિ કરી એટલે સૂરિએ મૂળ દરખાના પુત્ર એવા કલ્યાણવિજય ઉપાધ્યાયને ત્યાં મોકલ્યા-તેણે પ્રતિષ્ઠા કરી-ત્યાં ઇંદ્રરાજે ૪૦ (ચત્વારિંશત્) હજાર રૂપયા તેમાં ખર્ચ્યા. પીપાડ્ડિપુરથી સૂરિ શ્રીરોહિણીમાં (શિરોહીમાં) ત્યાંના સંઘે કરેલ ચતુર્મુખ પ્રાસાદમાં બિંબપ્રતિષ્ઠા કરવા ચાલ્યા. વચમાં વરકાણક (વરકાણા) ના પાર્શ્વનાથને નમીને શીરોહી આવતાં વિજયસેનસૂરિ મળ્યા. ત્યાં આસપાલ સંઘપતિએ કરાવેલા ચતુર્મુખ પ્રાસાદમાં આદિનાથની, અને નેનાકે કરાવેલ અજિતનાથ ચૈત્યમાં અજિતનાથની પ્રતિષ્ઠા કરી આબુનાં દર્શન કરી ચોમાસું શિવપુરી-શિરોહીમાંજ કર્યું. [સં. ૧૬૪૪] જ્યાં સુધી સૂરિ ત્યાં રહે ત્યાં સુધી આખા રાજ્યમાં અમારિ રહેશે તથા લોકો પરનો કર માફ રહેશે એવો બોલ ત્યાંના રાજા સુરત્રાણે આપ્યો. ચાતુર્માસ પછી ગ્રામાનુગામ વિહાર કરતાં ગુર્જર દેશના અણહિલ્લપુર પત્તનમાં આવ્યા. (અહીં ચોમાસું કર્યું સં. ૧૬૪૫ ધર્મસાગર પટ્ટાવલી) (સં. ૧૬૪૬ ના પોષ શુદિ ૧૩ ને દિને પાટણથી બાર બોલનો પટ્ટો લખી બહાર પાડયો.)

૧૨ શાંતિચંદ્ર ઉપાધ્યાય કે જે એ સૂરિની આજ્ઞાથી અકબર બાદશાહ પાસે રહી તેને પોતે રચેલ કૃપારસકોશ નામનું બાદશાહની પ્રશસ્તિ ૩૫ કાવ્ય તેને સંભળાવતા તેમણે સૂરિને મળવાની ઉત્કંઠા થતાં પોતાના સ્થાને ભાનુચંદ્ર વિબુધને રાખી બાદશાહની રજા માંગી. બાદશાહે સૂરિ પાસે જઇ પોતા તરફથી ભેટ કરવા માટે જજીયા નામનો હજુ ગૂજરાતમાં કર લેવાતો તે કાઢી નાંખનારૂં ફુરમાન પોતાની મુદ્રા મારીને આપ્યું કે જે શાંતિચંદ્રે ગૂજરાતમાં આવી સૂરિને આપ્યું. બાદશાહે વિશેષમાં દયાળુ થઇ અમારિ માટે અગાઉ જાહેર કરેલા પર્યુષણાદિ બાર દિવસમાં બીજા દિવસો ઉમેર્યાં-બાર માસમાં જેટલા રવિવાર આવે તે, સોફીવાન દિવસો-સૂફી લોકોના દિવસો, ઇદના દિવસો, સંક્રાતિના દિવસો, પોતે જે માસમાં જન્મેલ તે આખો માસ, મિહિરના દિવસો, નવરોજના દિવસો, પોતાના (ત્રણ) પુત્રોના જન્મ માસો, રજબ (મોહરમ) મહિનાના દિવસો; એટલે આ સર્વ મળી એક વર્ષમાં કુલે ૭ માસને ૭ દિન થાય છે તેમાં કોઇ પણ જીવની હિંસા કોઇ પણ ન કરે એવા હુકમ હીરવિજયસૂરિના ઉપદેશને પરિણામે અકબર બાદશાહે કાઢયા હતા.

૧૩ કાસ્મીરના રાજા જયનસે ૪૦ કોશમાં જયનલંકા નામનું એક સરોવર કરાવ્યું હતું ત્યાં બાદશાહ જતાં ત્યાંજ ભાનુચંદ્રે અરજી કરી કે શત્રુંજય તીર્થમાં જતા યાત્રાળુ પરનો લેવાતો કર માફ કરવો એટલે બાદશાહે તે આખા પર્વતને કરથી મુક્ત કરીને હીરવિજયસૂરિને અર્પણ કરી દીધો અને તેનું ફરમાન મ્હોરવાળું કરીને સૂરિ પ્રત્યે મોકલાવી દીધું.

સૂરિએ વિજયસેનસૂરિ સાથે પાટણથી (ખંભાતમાં સં. ૧૬૨૬ માં જઈ સોની તેજપાલે કરાવેલ હજારો રૂપીઆના ખર્ચે કરાવેલ મંદિરની પ્રતિષ્ઠા કરી ધર્મસાગર પટ્ટાવલી) સં. ૧૬૪૭-૪૮માં અમદાવાદ રહી ૧૬૪૮ માં રાધનપુરમાં ચોમાસું કર્યું. ત્યાં શત્રુંજય કરથી મુક્ત થયાનું અને તેના દાનનું ફરમાન બાદશાહે મોકલ્યું તે મળવાથી સંતુષ્ટ થઈ ત્યાંથી વાસક્ષેપ મોકલી લાહોરમાં ભાનુચંદ્રને ઉપાધ્યાય પદ અપાવ્યું. આ જાણ્યા પછી અકબરને વિજયસેન સૂરિનાં દર્શન કરવાનું મન થયું અને તેમને બોલાવવા પોતાના ફુરમાન સહિત બે મેવડાને મોકલ્યા. આ ફરમાન વાંચી સૂરિએ શિક્ષા આપી વિજયસેનસૂરિને લાહોર મોકલ્યા.

૧૪ વિજયસેનસૂરિએ અકબરને પ્રસન્ન કર્યો અને ભાનુચંદ્રના ઉપાધ્યાય પદનો નન્દિવિધિ કર્યો. આ વખતે શેખ અબલફજ્‌લે છસો રૂપૈયા અશ્વદાન પૂર્વક યાચકોને આપ્યા. વિજયસેનસૂરિએ અકબરની પરિષદ્-રાજસભામાં ૩૬૬ બ્રાહ્મણ વાદીઓને જીત્યા તેથી અકબરે તેને 'સવાઇ વિજયસેનસૂરિ' એ બિરૂદ આપ્યું. આ જાણી હીરવિજયસૂરિ આનન્દ પામ્યા.

૧૫ હીરવિજયસૂરિએ ઘણા શ્રેષ્ઠિપુત્રોને સમહોત્સવ દીક્ષા આપી, ઘણાં હજારો મૂર્ત્તિઓની પ્રતિષ્ઠા કરી અને જિનશાસન પર એક છત્રે રાજ્ય કર્યું (૧૪ મો સર્ગ પૂર્ણ)

૧૬ હવે સૂરિને સૌરાષ્ટ્રના શત્રુંજય તીર્થની યાત્રા કરવા ઇચ્છા થતાં તે તરફ સંઘ લઇ ગુજરાતથી ચાલ્યા. (સં. ૧૬૪૯ નાં શીયાલામાં શત્રુંજયનું વર્ણન ૧૫ મા સર્ગમાં આવે છે) પાલીતાણા આવતાં ત્યાં ચારે બાજુથી આવેલા સંઘો એકઠા થયા, અને યાત્રા કરી. (સં. ૧૬૫૦) ત્યાંથી ઉતરી પાલિપ્ત (પાલીતાણા) થી દ્વીપ (દીવ) બંદર અને ઉન્નતપુર (ઉના) પ્રત્યે પ્રસ્થાન કર્યું. અજય (અજાહર) પુરીના અન્તરા પાર્શ્વનાથની યાત્રા કરી. ત્યાં દીવનો સંઘ આવ્યો કે જે સહિત દીવ ગયા. ત્યાંથી પાછા ઉનામાં આવ્યા, ત્યાં નવીનનગર (નવાનગર), જીર્ણદુર્ગ (જૂનાગઢ) મંગલપુર (માંગરોલ), વિલાકુલ (વેરાવળ), દેવપત્તન (પ્રભાસપાટણ) વગેરેનાં સંઘો વંદનાર્થે આવ્યા હતા. ત્યાં ચાતુર્માસ કર્યું. [સં. ૧૬૫૧]

૧૭ આ સૂરિને શિષ્યપરંપરામાં ૧૫૧ પંડિતો-પંન્યાસ (પ્રજ્ઞાંશપદધારી) ૭ ઉપાધ્યાયો, બે હજાર સાધુઓ, ૩૦૦ સાધ્વીઓ અને વિજયસેન નામના સૂરિ હતા. તેમના ઉપદેશથી ઘણાં દેહરાસરો અને ગૃહચૈત્યો થયાં હતાં. તેમણે હજારો જિનબિંબની પ્રતિષ્ઠા કરી હતી અને સર્વે દિશામાં વિહાર કર્યો હતો. આબુ, સંમેત શિખર, શત્રુંજય, ગિરિનાર આદિ તીર્થોની યાત્રા કરી હતી, તેમનું ચાતુર્માસ સ્તંભતીર્થ (ખંભાત)માં થતાં ત્યાંના સંઘે કોટિ ટંકોનું દાન કર્યું હતું.

૧૮. આ સૂરિએ છેલ્લું ચાતુર્માસ ઉનામાં કર્યું. તપાદિ કરી સંલેખના કરી સર્વ વ્રતોમાં થયેલ શિથિલતાની આલોચના કરી આરાધનાપૂર્વક સં. ૧૬૫૨ ના વર્ષે ભાદરવા શુદ ૧૧ ની રાત્રિએ સ્વર્ગસ્થ થયા. વિજયસેનસૂરિ ગચ્છનું શાસન કરે એમ વિમલ હર્ષ અને સોમવિજય ઉપાધ્યાયને કહેતા ગયા. આ વખતે ઉનાની પાસેના ગામમાં રહેતા એક બ્રાહ્મણને દિવ્ય વિમાનનું દર્શન થયું. તેના મૃતદેહને ગારે કથીપા આદિ વસ્ત્રની માંડવી કરી, તેમાં બે હજાર કહારી બેઠી. દેહસંસ્કાર કર્યો. અકબર બાદશાહને તેના સ્વર્ગગમનની ખબર તેજ દિને સ્વપ્નદ્વારા મળી. ત્રયોદશીને દિને સવારે દેહસંસ્કાર સ્થળે નાટક થતાં વણિકોએ જોયું તેથી તે સ્થળ તીર્થભૂમિ ગણાયું. પાસેનો આંબો ફળ્યો ને તેની કેરી બાદશાહને મોકલવામાં આવી.

૧૯ પરીખ મેઘનામના દીવના શેઠે કે જેને લાડકી નામની સ્ત્રી હતી તેણે દેહસંસ્કારના સ્થળે સ્તૂપ બનાવ્યો ને તેમાં સૂરિપાદુકા મૂકી. તેની પૂજા નિમિત્તે ખર્ચને કારણે અકબર બાદશાહે ૨૨ વીઘાં જમીન આપી. તે સ્તૂપની આસપાસ વન હતું. ત્યાં અનેક યાત્રિકો આવતા.

૨૦ આ વખતે વિજયસેનસૂરિ કે જેઓ અકબર બાદશાહ પાસે લાહોર ગયા હતા ને જેમણે તેને સંતુષ્ટ કરેલ હતો અને તેની રાજસભામાં વાદીઓને જીત્યા હતા, તેમને હીરવિજયસૂરિના સ્વર્ગવાસ પહેલાં અકબર બાદશાહે ફરમાન આપી તે સૂરિ પાસે જવા મોકલ્યા હતા. તે ફરમાનમાં એવું જણાવેલું હતું કે

ભેંસ, પાડા, ગાય ને બળદ એ ચારને કોઇએ મારવા નહિ, અને મારા કોઈ પણ સેવકે માણસોને બંદિ તરીકે પકડવા નહિ. વિજયસેનસૂરિ અણહિલ્લપુર પત્તને આવ્યા તે લગભગમાં હીરવિજયસૂરિના સ્વર્ગવાસની ખબર તેને પડી ગઇ, અને ભારે શોક થયો. તે સૂરિ ગચ્છનું પાલન કરતા હતા. તેની પાટે હાલ આ (વૃત્તિ કરતી વખતે) વિજયદેવસૂરિ ગચ્છનાયક છે.

૨૧. કર્તા દેવવિમલ ગણિ અંતે પોતાની પ્રશસ્તિમાં જણાવે છે કેઃ—

**શ્રી**પતિ નામના પંડિત થયા કે જેઓ વૈરાગ્યવાન, તેજસ્વી અને કવિ હતા. તેમના શિષ્ય જગર્ષિ (જગા ઋષિ) થયા કે જેમણે ૭ વિકૃતિ (વિગઇ) નો ત્યાગ કર્યો હતો અને છઠ વડે પારણું કરતા હતા અને એકજ સ્થળે ખાવુંપીવું કરતા હતા અને જેમણે લુંપાક (લોંકા સંપ્રદાયવાળા)થી વ્યાપ્ત થયેલ સૌરાષ્ટ્ર દેશને પ્રતિબોધ આપ્યો હતો; જેના પાશચંદ્ર વાચક માલદેવના જોધપુરમાં રહેતા અને અનેક મુનિઓ ગણાધીશને ભજતા હતા. તેમના શિષ્ય સીહવિમલ થયા કે જેઓ સ્વર્ગસ્થ થયા હતા (?) અને જેમણે ગૌતમ નામના વાદીને સભા સમક્ષ જીત્યો હતો, નારાયણ દુર્ગના રાજાને સ્વર્ગમાં પણ પ્રસન્ન કર્યા હતા અને જેમણે માંડલિક ચંદ્રભાણ નામના કાયસ્થને પોતાનો ભક્ત શિષ્ય બનાવ્યો હતો તથા મિથ્યાત્વી સ્થાનસિંહને જૈનધર્મી બનાવ્યો હતો, જિનવૃષભસમવસરણ પ્રકર તથા ભવિક પ્રકર રચ્યાં હતાં, તેમના ચરણકમલ સેવકે વિબુધ દેવવિમલે આ હીરસૌભાગ્ય કાવ્ય રચ્યું અને તેના પર સુખાવબોધા નામની વૃત્તિ પણ રચી. આ આખું કાવ્ય કલ્યાણવિજય વાચકના શિષ્ય ધનવિજયવાચકે સંશોધ્યું છે.

---

## ઋષભદેવ સ્તવન.

### રાગ ભૈરવ.

આજ તો વધાઈ રાજા નાભિકે દુવાર રે
મરૂદેવીને બેટા જાયા જાયા ઋષભ કુમાર રે— આજ. ૧

અજોધ્યામેં ઉચ્છવ હુવો મુખ બોલે જયકાર રે,
ઘનન ઘનન ઘંટા વાજે પાત્ર કરે થેઇકાર રે— આજ. ૨

ઈંદ્રાણી મિલિ મંગલ ગાવે લાવે મોતી માલ રે,
ચંદન સરચી પાએ લાગે પ્રભુ જીવો ચિરકાલ રે— આજ. ૩

નાભિરાજા દાંન દેવે દેવે અક્ષત ધાર રે,
ગામ નગરપુર પાટણ દેવે દેવે મણિભંડાર રે— આજ. ૪

હાથી દેવે સાથી દેવે દેવે રથ તોખાર રે,
હીર ચીર સિરબંધ પિતંબર દેવે સબ સિણગાર રે—આજ. ૫

તીન લોકમેં દિનકર પ્રગટયા ઘર ઘર મંગલમાલ રે,
કેવલ કમલા રૂપ નિરંજન આદીસર દયાલ રે— આજ. ૬

રૂપચંદ.

---

# આપણી સંસ્થાઓ.

## શ્રી પાટણ જૈનમંડળ બોર્ડિંગ.

આજથી ૧૭ વર્ષ પહેલાં સં. ૧૯૬૯ ના માગશર શુદ ૭ ના રોજ પાટણની જૈન પ્રજામાં કેળવણીનો પ્રચાર કરવાના ઉદ્દેશથી શ્રી પાટણ જૈન મંડળની સ્થાપના કેટલાક ઉત્સાહી ભાઈઓએ કરી. પાટણ જેવી આગળ વધેલી જૈન નગરીમાં આ વખતે બહાર ગામના વિદ્યાર્થીઓને અભ્યાસ કરવા રહેવા-ખાવા પીવા માટે કાંઇ પણ સાધન નહોતું. આવાં સાધનના અભાવે બહારગામના વિદ્યાર્થીઓ આગળ અભ્યાસ કરી શકતા નહોતા. આ વિશે ચાણસ્માના વકીલ શ્રીયુત સ્વચંદભાઇ આલમચંદે મંડળનું ધ્યાન ખેંચ્યું અને મંડળે આ ઉપયોગી કાર્ય હાથ ધર્યું. તેના ફળ સ્વરૂપ સં. ૧૯૭૦ ના ફાગણ વદ ૬ ના રોજ શ્રી પાટણ જૈનમંડળ બોર્ડિંગની પ્રો૦ હર્મન જેકોબીના પ્રમુખપણા નીચે સ્થાપના કરી રંગુનના જાણીતા ઝવેરી શેઠ મુળચંદભાઇ ખેમચંદના શુભ હસ્તે બોર્ડિંગ ખુલ્લી મૂકવામાં આવી.

**ઉદ્દેશ—**

પાટણ તેમજ બહાર ગામના વિદ્યાર્થીઓને શિક્ષણની વ્યવસ્થા અને અનુકુળતા માટે જોઇતાં સાધનો પૂરાં પાડવાં, વિદ્યાર્થીઓનો શારીરિક, માનસિક અને ધાર્મિક વિકાસ કરવા તરફ લક્ષ રાખવું, વિદ્યાર્થીઓને ઉચ્ચ, સંસ્કારી ગૃહજીવન પુરૂં પાડવું, વિદ્યાર્થીઓનો અનેક પ્રકારે યથાયોગ્ય વિકાસ થાય અને તેઓ પ્રાણવાન, સ્વાશ્રયી અને ચારિત્રવાન શહેરીઓ ઉત્પન્ન થઇ સમાજ અને ધર્મદેશ અને રાષ્ટ્રના સાચા સેવકો થાય તેવા યથાશક્તિ પ્રયત્ન કરવા એ છે.

**મકાન વ્યવસ્થા—**

બોર્ડિંગની શરૂઆતથી શ્રીમાન શેઠ ઝવેરચંદ ગુમાનચંદના સુપુત્ર શેઠ જેસીંગભાઇ ઝવેરચંદે પોતાની ભમરીયાની વાડીમાંનો એક બંગલો અને થોડી છુટી જમીન બોર્ડિંગના ઉપયોગ માટે આપેલી.

બોર્ડિંગની વધતી જતી જરૂરીઆતોને પહોંચી વળવા આ મકાનો પુરતાં નહોતાં, બોર્ડિંગની ઉપયોગીતા શ્રીયુત જેસીંગભાઇ શેઠના ધ્યાનમાં હતીજ. કાર્યવાહકોની વિનંતિથી એ દાનવીર રત્ને પોતાની આખી વાડી, સઘળી છુટી જમીન આશરે ૧૧ વીઘા, બે નવા બંગલાઓ, એક જુનો બંગલો, બગીચો, પાડો કુવો વગેરે સુંદર જગ્યા અને મકાન બોર્ડિંગને ૧૯૮૦ માં ભેટ આપ્યાં છે. શ્રીમાન શેઠ જેસીંગભાઇની આ ઉદારતા અને કેળવણીના પ્રેમને ધન્યવાદ ઘટે છે. આજે તો કમીટીએ મકાનોમાં સારો વધારો કર્યો છે. બાલાશ્રમ બોર્ડિંગમાં લાવવામાં આવ્યું હોવાથી રૂ. ૧૫૦૦૦ ખર્ચ કરી એક સુંદર મકાન બનાવ્યું છે. રસોડું વધારીને વિશાળ બનાવવામાં આવ્યું છે, વ્યાયામ માટે એક એકઢાળીયાંવાળો મોટો અખાડો, ન્હાવા ધોવા માટે ૧૨ ચકલીઓવાળી ટાંકી, બાગવાનને રહેવાને મકાન, ઘાસ ભરવા ઓરડી તથા બળદને રાખવાને ઢાળીયું આદિ ઉપયોગી મકાનો કરી બોર્ડિંગની મકાનની જરૂરીઆતો પૂરી પાડવામાં આવી છે.

**ફંડ વ્યવસ્થા—**

બોર્ડિંગના સ્થાયી ફંડમાં રૂ. ૯૧૬૪૯ ભરાણા છે તેમાં ૯૦૩૪૬ વસુલ આવ્યા છે આ ઉપરાંત દહેરાસર ખાતે જુદા જુદા ગૃહસ્થો તરફથી ફ્રી વિદ્યાર્થી, ઇનામી ફંડ તથા જમણતિથિ આદિના મળી. ૧૫૦૦૦) લગભગનું ફંડ છે. આ જમા રકમ જનરલ કમીટીના નિયમ પ્રમાણે સદર મિલો, બેન્કો તથા સરકારી જામીનગીરીઓમાં એટલે કે બોન્ડ, લોન ડીબેન્ચર વિગેરેમાં સાત ટ્રસ્ટીઓ પૈકી ચાર જણના નામે રોકવામાં આવી છે.

**આવકના માર્ગ—**

સ્થાયી ફંડના વ્યાજમાંથી બોર્ડિંગનો ખર્ચ ચાલી શકે નહિ તેથી વિદ્યાર્થી જમણ ડીપોઝીટની યોજના

કરવામાં આવી છે જેથી ૫૦૧) આપીને સાધર્મી વાત્સલ્ય દાતા કોઇ પણ ગૃહસ્થ થઇ શકે છે તેમની એક તિથિ ગણવામાં આવે છે અને એ રીતે આજ સુધીમાં માત્ર ૭ તિથિઓ નોંધાઇ છે. પાટણ જેવા પ્રસિદ્ધ નગરમાં આટલી તિથિઓ બહુ ઓછી ગણાય. આ ઉપરાંત રૂ. ૨૦૦૦ આપી એક ફ્રી વિદ્યાર્થીના પાલક બની શકાય છે. આવાં નામો દિન પ્રતિ દિન વધુ આવવાની જરૂર છે. શેઠ ભીખાભાઈ વસ્તાચંદ તરફથી બોર્ડિંગના મકાનમાં દહેરાસર બંધાવવા ૫૦૦૦૧ તેમની તરફથી બાપુભાઇએ આપ્યા છે. કામ ચાલુ છે.

લાઇબ્રેરી, નિભાવફંડ, ઇનામીફંડ અને યાત્રા પ્રવાસ આદિમાં યથાશક્તિ દાન દઇ બોર્ડિંગને વધારે ઉન્નત અને પ્રાણવાન બનાવી શકાશે.

### કમિટી-વ્યવસ્થા—

બોર્ડીંગનું કાર્ય જનરલ મીટીંગ લગભગ ૧૭૦ સભ્યો દ્વારા અને તેમાંથી ચુંટેલા ૨૮ સભ્યોની મેનેજીંગ કમીટી જેમાંથી એક પ્રમુખ, એક ઉપપ્રમુખ બે સેક્રેટરી, એક ખજાનચી તથા ૭ ટ્રસ્ટીઓ દ્વારા નિયમ અનુસાર ચલાવવામાં આવે છે.

### વિદ્યાર્થીઓ અને સગવડો.

આજ સુધી જુદા જુદા ૬૬ ગામના ૨૬૯ વિદ્યાર્થીએ બોર્ડીંગનો લાભ લીધો છે. આજ સુધીમાં ૩૧ વિદ્યાર્થીઓ મેટ્રિક પાસ થઇ ગયા છે. કેટલાક તો ગ્રેજ્યુએટ થાય છે, કેટલાક સ્વતંત્ર વેપાર કરે છે, કેટલાક સારી નોકરીઓ કરે છે. આજે ૫૧ વિદ્યાર્થી જુદા જુદા ધોરણમાં અભ્યાસ કરે છે, અને ગયા વર્ષથી બાલાશ્રમની વ્યવસ્થા પણ બોર્ડીંગને સોંપવામાં આવી છે, જેથી બાલાશ્રમના ૨૦ વિદ્યાર્થી મળી કુલ [illegible] વિદ્યાર્થીઓ લાભ લે છે.

બોર્ડિં[illegible]૧ વિદ્યાર્થીઓમાં પેઇંગ વિદ્યાર્થી ૨૯, હાફ ફ્રી ૧૦, ફ્રી ૧૧ અને લોકલ ૧ વિદ્યાર્થી છે. બાલાશ્રમમાં ૨૦ માંથી ૨ ફ્રી, ૨ હાફ ફ્રી અને ૧૬ પેઇંગ છે—પેઇંગ વિદ્યાર્થી પાસેથી બોર્ડિંગમાં ૮, માસિક અને બાલાશ્રમમાં ૭ માસિક લેવામાં આવે છે—કપડાં અને સ્ટેશનરી સિવાય, પલંગ શેતરંજી, ગાદલું-રજાઇ, બનુસ, ઓશીકું, ટેબલ-ખુરશી લોટો, પ્યાલો આદિ સાધનો બોર્ડિંગ તરફથી આપવામાં આવે છે. કસરતનાં સાધનો, સંગિતશિક્ષણ, ટ્યુશનની વ્યવસ્થા પણ કરવામાં આવી છે. વિદ્યાર્થીઓને ઉપયોગી બધાં સાધનો પૂરાં પાડવામાં આવે છે. ધોબી, હજામ દીવાબત્તીની વ્યવસ્થા બોર્ડિંગ તરફથીજ આપવામાં આવે છે.

### ધાર્મિક-શિક્ષણ—

ધાર્મિક શિક્ષણ પદ્ધતિસર અને વ્યવસ્થિત આપવાની ગોઠવણ છે—એક વિદ્વાન પંડિત શ્રી. વીરચંદભાઇની બોર્ડિંગની શરૂઆતથી તે માટેજ ગોઠવણ કરવામાં આવી છે. તત્વાર્થ સુધીના અભ્યાસની યોજના કરવામાં આવી છે. ધાર્મિક સંસ્કારમાં કંદમૂળ, રાત્રિભોજન ને પાંચ તિથી લીલોતરીનો ત્યાગ છે; તેમજ નિયમિત સેવાપૂજા, નિયમિત ધાર્મિક અભ્યાસ તથા પાંચ તિથિ પ્રતિક્રમણ-સામાયિક અને યથાશક્તિ વ્રત પચ્ચખાણ પોતાની ભાવનાથી કરે છે. હમેશાં સમૂહ-પ્રાર્થના તથા ઉપયોગી પ્રવચન થાય છે. વિદ્યાર્થીઓમાં જીવનને ઉપયોગી વિધવિધ પ્રવૃત્તિઓથી ઉચ્ચ સંસ્કાર ઘડવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

### પુસ્તકાલય—

બોર્ડિંગમાં ઉપયોગી મહાન પુરૂષોનાં જીવનચરિત્રો નીતિ, તત્વજ્ઞાન, રાષ્ટ્રીય અને બોધક ગૂજરાતી અંગ્રેજી હિંદી પુસ્તકોનો સારો સંગ્રહ છે—આ ઉપરાંત વાંચનાલયમાં અંગ્રેજી-ગૂજરાતિ દૈનિક-અઠવાડિક-માસિક ત્રૈમાસિક ૧૫ જેટલાં પત્રો આવે છે.

### વિધવિધ પ્રવૃત્તિઓ—

વ્યાયામ અને કસરત માટે, અખાડા અને દેશી રમતો માટે વ્યવસ્થા કરવામાં આવે છે. બે હીંચકા એક પેરેલલ બાર્સ, એક મલખંભ, અખાડો, ફુટબોલ, બોલબેટ, ડ્રીલ આદિ સાધનો રાખવામાં આવ્યા છે. વિદ્યાર્થીઓ તેનો સારો લાભ લે છે, વિદ્યાર્થીઓના વજનની નોંધ લેવામાં આવે છે.

વિદ્યાર્થી-મંડળની પણ યોજના કરવામાં આવી છે. લેખન તથા વક્તૃત્વમાં વિદ્યાર્થીઓ રસ લેતા

થાય તેમજ સારી ભાષામાં પોતાના વિચારો ઘડી-લખી-બોલી શકે તેથી દર રવિવારે ભાષણ શ્રેણી ચલાવવામાં આવે છે તથા નિબંધો લખાવવામાં આવે છે, આ માટે વિદ્યાર્થીઓને ઇનામ આપવાનો નિયમ છે.

**પ્રવાસ** એ શિક્ષણનું મહત્વનું અંગ હોઈ દર વર્ષે જુદા જુદા યાત્રાના સ્થળોએ તેમજ ઐતિહાસિક જગ્યાઓએ યાત્રાએ લઇ જવામાં આવે છે.

વિદ્યાર્થીઓની લેખનશક્તિના વિકાસ માટે એક **દ્વિમાસિક** હસ્ત લિખિત શરૂ કરવામાં આવ્યું છે.

આટલા કાર્યથી કમીટીને સંતોષ નથી. હજી ઘણું કાર્ય કરવાની અભિલાષા છે. બની શકે તો નજદીકના ભવિષ્યમાં એક વેપારીશાળાની યોજના કરવા ભાવના છે ઉદ્યોગના શિક્ષણની વ્યવસ્થા પણ જલદી કરવા ઉમેદ છે. ૭૧ થી ૧૦૦ વિદ્યાર્થીનો સમાવેશ કરી શકાય તેમ ઇચ્છા છે.

શેઠ ઉજમશી પીતાંબરની શ્રી આયુર્વેદિક મહા વિદ્યાલયમાં અભ્યાસ કરતા જૈન વિદ્યાર્થીઓને પણ બોર્ડિંગમાં દાખલ કરવામાં આવે છે.

ભવિષ્યમાં બોર્ડિંગમાં એક સ્વતંત્ર શિક્ષણશાળા ખોલવાના પણ મનોરથ છે.

---

# શ્રી હીરવિજયસૂરિનો સલોકો.

## સં. મુનિશ્રી ચતુરવિજય.

શાસન દેવિ તુમ પાએ લાગું,
ગુરૂ ગુણ ગાવે બુદ્ધજ માંગું;
**હીરવિજય સૂરિ** સલોકો,
વરણવી કહું છું સાંભળજો લોકો. ૧
**પાલ્હણપુર** નગરી કેહવી વખાણું,
અમરાપુરીયથી અધિકેરી જાણું;
**શાહ કુંવરો** તિહાં મોટો વિવહારી,
સતિઆં શિરોમણિ **નાથી** છઇ નારી. ૨
સીંહ સુપન દેખી સુત જાયો,
મહોત્સવ મોટો તાતિ કરાયો;
લખ્યણ બત્રીશ રંગિ રંગીલો,
કુંયર વાધઇ ચ્યપલ છબીલો. ૩
વયરાગ પામી ચારિત્ર લીધો,
કુંયરે કામ અવહ્લ કીધો;
**હીરહરખ** મુનિ સિરદાર,
ભણિઆ સિદ્ધાંત અંગ અગ્યાર. ૪
**શ્રી આણંદવિમલ** સૂરિ શિરોમણી,
જેણિં દીપાવ્યું શ્રી જિનશાસન;
**આગરા** લાહોર દિલ્હી મુલતાન,
મરૂધર માલવ મેવાડ માન. ૫
સોરઠ કચ્છ ગુજર હુલાર,
દખ્યણ કોંકણ મરહઠ સાર:
એહવે દેશે કીધો વિહાર,
પ્રતિબોધિ શ્રાવક કીધા સુવિચાર ૬
સઘલપંથ દુર્નય ટાલી,
શ્રી જિનશાસન અતિહિં અજુઆલી;
**શ્રી આણંદવિમલ** પાટ દીપાયો,
**શ્રી વિજયદાન** સૂરિ ક્રપાયો. ૭
સૂરિમંત્ર જપઇ સૂરિસર ધ્યાનઇ,
શાસન દેવી આવ્યા બહુમાનઇ;
ગુરૂજીઇ પુછ્યું કહ્યું દેવી આપી,
**હીર** ગુરૂજી કર્યો છઇ પ્રતાપી. ૮
શ્રી **હીરવિજયસૂરિસર** કીધા,
ષટ્ દરશનમાં હૂઆ પ્રસિદ્ધા;
દેશ પ્રદેશ કીધા વિહાર,
ચોમાસું પોહોંતા નયર **ગંધારઈ**. ૯
પૂરે પકવાને સાહીઆ પોષિઇ,
યાચક જન દાને સંતોષઇ;
પૂજા સ્નાત્રઉચ્છવ રંગરોલ,
દેવરાઇ રાતિજગે તંબોલ. ૧૦
હવિં **આગરામાંહિ** હૂઇ જે વાત.
**થાનસંગ માનસંગ** કેરડી માત;
નામિં તે **ચાંપાબાઈ** પ્રસિદ્ધ,
મોટો તે તપ છમાસી કીધ. ૧૧

સેહર **આગરામાં** હુઇ બહુ ખ્યાત,
પાતિસાહિં સાંભલી એ તપ વાત;
જુહુઅ બોલિ હિંદુ કાફર,
પાતસાહપેટિં ચઢયું છઇ આફર. ૧૨
હુકમ કરીને **ચાંપા** બોલાવ્યા,
સુખપાલ બેસી દરબાર આવ્યા;
તપને તેજિં પાતસાહ કાંપઇ,
પૂછ્યા જબાપ **ચાંપા** તે આપઇ. ૧૩
અનાજ વગર કયું કહો રહેવાય,
ચાર મહિને રાજે કયું થાય;
ચોકીય છોડું મોહલમાં રહણા,
અમ્હ જાણું સાચા તુમ્હ કહણા. ૧૪
મહેલમાં બેઠા તપ આરાધિ,
તપને મહિમા ઘણો જશ વાધઈ;
કોરઇ મારો કિનકુ કાંઇ સૂઝઇ,
અનકી કરામત કોઇ ન બૂઝઇ. ૧૫
કયા હૈ કરામતિ **ચાંપા** તુજ પાસે,
પાતસાહજી પૂછઇ મન ઉલ્લાસે.
રોજે કરૂં મેં દેવગુરૂ ધ્યાને,
પાતસાહ બોલાવિ દેઇ બહુમાને. ૧૬
તેરેઇ ચાહિયે સો માંગો ઉલાસિ,
તેરે રોજેકું બહોત સાબાસી;
દિલ્લીપતિ સાહ ઘણુ નિવાજી,
પાતસાહી નોબત આગલ વાજી. ૧૭
**થાનસંગ માનસંઘ** દીધા બહુ માન,
બાર હજારી ઘોડા દીવાન;
પાતસાહીમાં હૂઆ વે વજીર,
**થાનસંઘ** રહે છે પાતસાહ હજૂર. ૧૮
પાતસાહ મનમાં એહવો સંદેહ,
ગુરૂકી કરામતિ રોજે કરે એહ;
ઇનકે ગુરૂકું ઇહાં બોલાવું,
તે એસિ કરામતિ મેં ભીઅ પાઉ. ૧૯
રંજ્યોઈ આપે પાતસાહ મોજી,
ષટ્દર્શનની જોઈસી ખોજી;
તુમારે ગુરૂકા કહો **ચાંપા** નામ,
કહાં વસને હીરકો કોણ ગામ ? ૨૦

**હીરવિજયસૂરિ** પાતસાહ ગોર હમારા,
સકલ દુનિયાંકું કરે ઉપગારા;
**ગુરજર** દેશિ કરે વિહાર,
ચોમાસું સુણિયા નયર **ગંધારિ**. ૨૧
**ચાંપા** ગુનહ કર્યો મુહલામાં તેડી,
બહેન માનીને ઘર સંપ્રેડી;
હુકમ ફરમાનિ હજરત બોલાએ,
હાથ જોડિનઇ આગલિ આએ. ૨૨
બડે ફરમાને લિખ્યું એકતાએ,
**હીરગુરૂ**કું પાતસાહ બોલાએ;
તરત **ગુજરાતિ** મેવાડા ચલાએ,
દિન સાત પાંચ **ગુજરાતિ** આએ. ૨૩
**ગુજરાતિ** સુબા ફરમાન દીધા,
તસલેમ કરી હાથમેં લીધા;
ફરમાન સુબો હિવ વાંચઇ,
**હીરગુર** તેડણ કર્યા પ્રપંચ. ૨૪
પાતિસાહિ લખી ઐસીઅ કહણા,
સતાબી ચલણા ઇજા ન દેણા;
રોજ મદીના પાતસાહી પીણા,
હલુએ હલુએ **આગરે**મેં લાણા. ૨૫
સુબે આદમી તરત ચલાએ,
આસવાર દો સીઈ **ગંધાર** આએ;
પાતસાહ ફરમાને આગલ છોડે,
**હીરગુર** વાંચે મનને એ કોડે. ૨૬
સંઘ સહુકો મલી વિમાસે,
**હીરગુર** તેડયા પાતસાહ પાસે;
**અકબર** પાતસહ જે મહા ખુની,
વિનતી ન માનિ ઉવરા કોહિની. ૨૭
પુન્યજી પાતસાહ હી અતિદુષ્ટ,
મહા મુગલ તે રખે દે કષ્ટ;
એ દિસ્યું કુડકપટ રચાઇ,
વાહણ બેસારી દીવ પહોંચવીઇ. ૨૮
**હીરગુર** વલતુ ઇમ પ્રકાસઇ,
ધર્મ પ્રભાવિં મંગલિક થાસિઇ;
શ્રી જિનશાસન સબલીજ શર્મ,
નાશીય જાનાં નવિ રહે ધર્મ. ૨૯

વાર મહુરત કર્યું પ્રસ્થાન,
જયપતાકા કુશલ કલ્યાણ;
શકુન સબલા મારગ થાઇ,
કન્યાઓ ઉભી મોતિએ વધાઇ. ૩૦

ડાવીય દેવિ તોરણઇ ઉચાસ,
જમણે ભેરવ પૂરેશે આસ;
ખર ડાવો નઈ ડાવાં જ લાલી,
જમણું તોરણ બાંધે મલ્હાલી. ૩૧

સુકન સબલે હુઆ ઉચ્છાહિ,
**હીર**ગુર ચાલ્યા ચઉમાસા માંહિ;
પાતસાહિં મેવડા સાથિયઇ દીધા,
હલુઇએહિ ચલણા ગુરજી હે પ્યાદા. ૩૨

**અમદાવાદિ** સંઘઇનિં બહુ ભાવિ,
ઇતિ આડંબર સામીઆં આવિં;
**રાજ્યનગર**માં પૂજ્ય પધાર્યા,
**ખાન ખાનાસાહેબ** વાંદવા આવ્યા. ૩૩

નિકહી નિકહી ગુર **હીર**જી આ ચલણા,
પાતસાહ ચાહેતહે તુમ્હાં મિલણા;
ઇમ કહીને નબાપજ વલિઆ,
**રાજનગર**ના શ્રાવક સહુ મલિઆ. ૩૪

શાંહ **સૂરા** ને **કુંવરજી** જવહરી,
**પનિયાસાહા** પ્રમુખ ઘણા વિવહારી,
પૂજ્ય ! કહો તો નબાપ ફેરવીએ,
પર્વ પજુવણ ઇહાં કણે કરીએ. ૩૫

પૂજયજી બોલ્યા મન ઉચ્છાહે,
છે છીંડી બોલી સિદ્ધાંત માંહે;
પ્રભાતિં તેણિ કારણ પાંગરેવું,
પાતિસાહી હુકમ પાછો ન કરવો. ૩૬

અનુબાન વાચક અનઇ પન્યાસ,
સાથે અ ચલાવ્યા ઠાણ પાંત્રીસ;
મીણીઆ માંફા અને સેજવાલા,
વેહલુ દોસીઅ સાથિઅ ચાલ્યા. ૩૭

પાતસાહિ નોબત નીશાન વાજે,
આડંબરિં ચાલ્યા શ્રી ગુરરાજ;
**મિસાણા પાલણપુર સિદ્ધપુર** માહિં;
**સરોતર** નગર ઇમ પહુતા ઉછાહિ. ૩૮

**સરોતર** સબલા શ્રાવક વાસ,
**સહસા અર્જનનો** મોટો મેવાસ,
**સહસા અર્જન** એ મહવાસી બલિયા,
ગુરૂ પગે લાગીયા ને મલિયા. ૩૯

ગુરજી ચોમાસું ઇહાંકણ કરિઈ,
પૂજ્ય પરમેસરથી ઇહાં ડરીઇ;
કહો તો મ્લેચ્છ છ મારીનઇ કાઢું,
કુશલિ ખેમિ સંઘ ઘેરિ પહોંચાડું. ૪૦

ગુર કહિ અઘટતું કિમ કરીઈ,
પાતસાહ કન્હે જાતાં ઘણું જશ વરીઈ;
તો પર્વ પજુસણ ઇહાંકણિ કરીઇ,
અમાર પલાવિ જીવ ઉદ્ધરિઈ. ૪૧

પજુસણ કરવા પૂજ્યજી રહિયા,
નવમ વખાણે કલ્પ સાંભલિયા;
સંવત્સરિ દાન સોનયા આપ્યા,
યાચકજનના દાલિદ્ર કાપ્યા. ૪૨

પારણા પૂજા સબલ સજાઇ,
ધન ધન **હીર**ગુરની કમાઇ;
**સહસા અર્જુનનઇં** દઇ પ્રતિબોધ,
નાસંતા ન માર બાંધિએ લીધા. ૪૩

પજુસણ કરી પૂજ્ય પાંગરીઆ,
નગર **સીરોહી** જઇ ઉતરીઆ;
**સુરતાણ** રાય આવ્યા સામીહીઇ,
તેના વર્ણન કેતાંઅ કહીઇ. ૪૪

**જાલોહોર ચોધપુર મેડતા** માંહે,
પૂજ્ય પધાર્યા અતિ ઉચ્છાહે;
× × × ×,
લુંછણે યાચક હાથિયા દીધા. ૪૫

પાતસાહિ મેવડા આગલ ચલિઆ,
હીરગુર આવ્યા **અકબર** સાંભલીઆ;
**થાનસંઘ માનસંઘ** સબલ સજાઇ,
દિલ્હી સાહ આગલ દીધી વધાઈ. ૪૬

**મેડતાથી** પૂજ્ય કર્યું પ્રીયાણ,
નગર **ફતેપુર** હુઆ મેલ્હાણ;
સેખુજી સામ્હા પાતસાહ મોકલીઆ,
**આગરા** સંઘ મનોરથ ફલિઆ. ૪૭

પાતસાહિ નેજા વડા નિસાણુ,
નોબત વાજે મોટે મંડાણુ;
પાતિસાહિ ઘોડા હાથી પાખરીયા,
કોતલ દોરિ આગલિં કીયા. ૪૮
પંચશબ્દાં ને કરણાંલો વાજે,
ઢોલ ક્રમુકે અંબર ગાજે;
માદલ તાલ સરણાઇ વાજે, × × × ×. ૪૯
આગરા સંઘ કર્યું સામ્હીઉં,
વરણવ્યું ન જાઇ તે પણ કહિઉં;
મહોત્સવ મોટે પૂજ્ય પધરાવ્યા,
**હીરવિજયસૂરિ આગરામાં** આવ્યા. ૫૦
પરભાવના સબલી હુઇ રૂપીએ,
યાચક સંતોષી બહુ રૂપીએ;
**આગરાઇ** શ્રાવક ચતુર સુજાણ,
**થાનસંઘ માનસંઘ** માનું કલ્યાણ. ૫૧
ગુરૂજી ઉતરીયા દરબાર નેડા,
પરભાતિં પાતસાહિં મહોલમાં તેડયા;
**હીરગુરૂ** સાથિં ઠાણાજ સાત,
પાતસાહ પૂછઇ શી શીખ વાત. ૫૨
આશીશ દેઇ આગલ રહિઆ,
દરિસણ દેખી પાતસાહ ગહગહિઆ.
દિલ્લી સાહ દેખી દરિસણ આણંદે,
હાથ જોડી સહુ ઉમરાવ વંદે. ૫૩
પાતસાહ ગલીચા સોનેરી દીઠા,
કાંબલી વિછાઇ આગલિં બઇઠા,
પાતસાહ કહે ગુરૂજી બેઠો દુલીચે,
સાધુ એક બોલ્યો જીવ હોઈ નીચે. ૫૪
અતિ ઉચ્છાહિં શાહ **સેઠાંગરંગ** × × ×;
મહોલમાં જીનાવર કિહાંસુંઅ હોવઇ,
પાતસાહ મોજ ખોજીઅ જોવઇ,
જોઅંતાં કીડી ન્હાની બિચાર,
દેખીઅ ચમક્યો દીયા મઝાર. ૫૫
એહ નહિ માનવી આદમરૂપ,
અલ્લા ખુદાકા સહિ સરૂપ,
**અબજલફ્જલ સેખ દિવાન.**
**માનસંઘ કછુઆ સુરસેન** જાણ. ૫૬

**વીરબલ** રાજા **ટોડરમલ્લ,**
**રતનસંઘ** ડાહો ઉમરાવ અવલ્લ;
સહુ સભામાં પાતસાહ આપે,
**હીરગુર** નામ **જગતગુરૂ** થાપે. ૫૭
પાતસાહ બોલિઈ બોલ બિચારા,
કઇસા હૈ ઇલમ ગુરૂજી તુમ્હારા ?
જીવ ઉગારૂં જુઠ ન બોલું,
ચોરી ન લ્યું નાકા નવિ ખોલું. ૫૮
દુનિયા ન જોઉં રાતિં ન ખાઉં,
ઐસાહિ ઇલમ સદા નિરવાહું;
બાત સુણીને પાતસાહ દિલ બેઠે,
હુકમ હુઆં ને ગુરૂજી ઉઠે. ૫૯
મજલસ બીજી પૂજ્ય પધારિ,
ષટ્ દર્શનમાં લાજ વધારી;
**મુકુંદ** સન્યાસી ગોદડી ફુચી,
હાથિં હલકાર્યો ન થાય ઉંચી. ૬૦
જગતગુરૂ કેશો ગોદડી ઉઠાડઇ,
પાતસાહ રીઝ્યો એ હઠ માંડઇ;
ગુરૂજી એ બિરૂદ આપણો રાખો,
ગોદડી ઉઠાડી અલગીઅ નાંખો. ૬૧
**માલદેવ** ચિંત્યો હવિં ઇહાં આજ,
કિમ કરિ ખોઇઅ દરિસણ લાજ;
હકારી **હીર** ગોદડી ઉઠાડી,
**સોફિઈ** એક કરામતિ માંડી. ૬૨
નિજ માથાથીઅ ટોપી ઉછાળી,
ઉઠી આગાસિં પાતસાહ નિહાલી;
દિલ્હી સાહ બોલ્યા તવ એક તારી,
ગોદડી ટોપી લીઉં ઉતારી. ૬૩
ગોદડી ટોપી **માલદેવ** ખીલ્યા,
સોઝી સન્યાસી અંગ થયાં ઢીલાં;
પાતસાહ હુકમ કર્યો સેં ફેરી,
ગોદડી મંગાવો અબ કચેરી. ૬૪
આપણો ઓઘો **માલદેવ** ચલાવે,
કોટે ગોદડી ટોપી બે મારીને લાવે;
સોઝી સન્યાસી દો હુઆ ચિંતા,
પાતસાહ દરબાર **હીરગુર** જીતા, ૬૫

જગગુરૂ બિરુદ રાખ્યું જાણું,
અઈ અઇ હીરગુરૂ પુણ્ય જ માણું;
બ્રાહ્મણ મિથ્યાતિ અતિ ઉન્માદ,
ષટ્ દર્શન સ્યું જીત્યા છે વાદ. ૬૬

માલદેવમુનિ અભિગ્રહ લીધો,
આજથી હીરગુરૂ માથે કીધો;
દિલ્લી સાહ અકબર હીરગુણ ગાઇ,
પાતસાહ રહિં માંગો બહોત પસાઇ. ૬૭

હાથી ઘોડા ને પરગણે ગામ,
જો ચાહિએ સો તિનકા લ્યો નામ;
માંગ્યા સો દ્યો તો અમારિ પલાવો,
નવ મોહરી છાપુ દેસેં ચલાવો. ૬૮

પરવ પજૂસણ અમારી વરતાવે,
શેત્રુંજો તીરથ મુકતો કરાવે:
હુકમ હજરત ગાયો છોડાવી,
બંદીવાન્ લાખ તરત મેલાવી; ૬૯

પંખીઅ મૃગલાં ઘણાં ઉદ્ધરિયાં,
ડાબર સરોવર જાલ છોડાવીયાં;
જીજીઓ ધુંબા દાણ મેલાવી,
શ્રીજિનશાસન ધાટ રોપાવી. ૭૦

શ્રીજિનશાસન સબલા જ ધર્મ,
હીરવિજયસૂરિ શુભ કર્મ;
એહ ચોમાસું આગરે રહીને,
બીજું ચોમાસું કીધું ફતેહપુર જઇને. ૭૧

પાતસાહજી બહુત ફુરમાન ભેજે,
ત્રીજું ચોમાસું આગરે રહીજે;
અકબરશાહનો આગ્રહ જાણી,
ધન ધન હીરગુરૂની કમાણી. ૭૨

ત્રીજું ચોમાસું આગરે આવે,
સબલ સામહીઇ પૂજ્ય પધરાવે.
અકબર સાહ સબલ તે રીઝયો,
શ્રીગુરૂ વચને ઘણો પ્રતિબુઝ્યો. ૭૩

પામરી પુસ્તક ભેટણા કીધાં,
અકબર આગ્રહે કાંઈપ ન લીધાં;
અકબરસાહે આગરિં કર્યો ભંડાર,
જગગુરૂ કીધો અતિ મનોહાર. ૭૪

લાખ પિસ્તાલીસ પુસ્તક સંચ,
ષટ્દર્શનના શાસ્ત્ર પ્રપંચ;
પારણે પૂજ્ય કરી પાંગરીએ,
હજરત સલામતિ હુકમ કરિઇ ૭૫

પાતસાહે બહુત કર્યા ખુસમાના,
જે તુમ ચાહે તે તુમ લેણા.
જિમ શ્રેણિક વાહલો શ્રીમહાવીર,
અકબર વહાલા સૂરિશ્રી હીર. ૭૬

કેશીઇ કીધો પરદેશીઈ સીધો,
શ્રીગુરૂ અકબર તિમ પ્રતિબોધ્યો.
શાંતિચંદ્ વાચક પાસે હજુર,
થાપી પાંગરીયા શ્રી હીરસૂર. ૭૭

મરૂધર ગુજ્જર પાવન કરતા,
શ્રીજિનશાસન માંહિ ગહગહતા.
મેઘજી ઋષિ આચાર્ય લુંકે,
ઠાણું સતાવીસ નિજમતિ મુંકી.

પ્રતિમા જુહારી સંસાર તરિયા,
હીરગુરૂ દરિસણ પામી ઉદ્ધરિયા;
પંચમહાવ્રત ઉચ્ચરિયા ફેરી,
લુંકા મતિ કાઢ્યું ઝંઝેરી. ૭૯

શ્રીહીરવિજય સૂરિગુણ ગાયા,
દિન દિન પ્રતપો કોડિ સવાયા,
વીવાહ મંગલ ઉત્સવ કાજે,
એ સલોકો ભણજો વરરાજ. ૮૦

શ્રી આણંદવિમલસૂરિ શિષ્યના શિષ્ય,
દેવવિમલગુરૂ પંડિત પ્રત્યક્ષ;
તસ શિષ્ય મંગલિક સલોકો ગાયો,
વીર વિદ્યાધર આણંદ પાયો. ૮૧

કલશ—

એ શ્રીહીરવિજયસૂરિતણો સલોકો,
સાંભલિ લોકો પરહરજો શોકો;
ભણે ગણે તિહાં ઘરે એહ સલોકો,
કોઠી કલ્યાણ મંગલીક થોકો. ૮૨

-ઇતિ શ્રી હીરવિજયસૂરિ સલોકો સંપૂર્ણ, ગણિ કેશરવિજય વિજય લિખીતં, સંવત્ ૧૭૬૧ વર્ષે જ્યેષ્ઠ સુદિ ૨ દિને લિપીકૃતં પ્રેમાપુર મધ્યે શ્રીરસ્તુ.

# જિનચંદ્રસૂરિ સંબંધી કાવ્યો.

૧

રાગ આસાઉરી

ભલઈ રી માઇ શ્રી જિનચંદ સૂરિ આએ,
શ્રી જિનધરમ મરમ બૂઝણકું અકબર સાહિ
બૂલાએ. ૧ ભ૦
સદગુરૂ વાણિ સુણી સાહિ અકબર, પરમાણંદ
મનિ પાએ,
હફ્ત હરોજ અમારિ પાલણકું, લિખિ ફુરમાણ
પઠાએ. ૨ ભ૦
શ્રી ખરતર ગચ્છ ઊનતિ કીની, દુરિજન દૂરિ પુલાએ,
સમયસુંદર કહઇ શ્રી જિનચંદસૂરિ, સબ જનકે
મનિ ભાએ. ૩ ભ૦

૨

રાગ આસાઉરી

સુગુરૂ ચિર પ્રતપે તું કોડિ વરીસ
ખંભાયત બંદિર માછલડી, સબ મિલિ દેત
આસીસ. ૧ સુ૦
ધન ધન શ્રી ખરતરગચ્છ નાયક, અમૃત વાણિ વરીસ,
સાહિ અકબર હમકું રાખણકું, જાસુ કરી બગ-
સીસ. ૨ સુ૦
લિખિ ફુરમાણ પઠાવત સબહી, ધન કમચંદ મંત્રીસ,
સમયસુંદર પ્રભુ પરમકૃપા કરિ, પૂરઉ મનહીં
જગીસ. ૩ સુ૦

—ઇતિ શ્રી જિનચંદ્રસૂરિ ગુરૂ ગીતદ્વયં સમાપ્તં.

૩

સવૈયા

જિનચંદકી વાણિ સુણીસુ અકબ્બર વંસ ઉદ્યોતકરા,
જસુ પાય નમઇ નરભૂપ, અનૂપ સરૂપ મહોદય ભાગ્યધરા,
મુનિ કેશવદાસ ઉલાસ કહઇ પ્રતપઉ ગુરૂ જાં
સૂર ભૂમિધરા
જિનસાસનમઇ જિનચંદ ભટ્ટારક અઉર ભટ્ટારક
પેટભરા. ૧

જિનચંદ મુણિંદ મહામુનિ રાજ જયઉ જસ વાણિ,
પિયૂષ ઘટા
કુમતી મદમત્ત મતંગજ કુંભ વિદારણ (જૈસી)
સિંહઘટા,
મુનિ કેશવદાસ નમઈ ગુરૂકું જિણ જીતઉ કામ
મહાસુભટા,
જિનસાસનમઇ જિનચંદ ભટ્ટારક અઉર કરઈ
સવિ પેટ નટા. ૨

અકબ્બર સાહિ કહઇ પતિસાહિ ભલઉ જિણચંદ
સુરિંદ જતી,
ખરતર ગચ્છપતી જસ વાણિ સુણી સવિ દૂરિ
ગએ કુમતી,
તસુ નામ મહાનિધિ સિદ્ધિ કરઇ, જસુ પાય નમઇ
સૂર ભૂમિપતી,
મુનિ કેશવદાસે કહઇ જિનચંદ જયઉ જિનસાસન
છત્રપતી. ૩

દરસણ સુખકર વિકટ સંકટહર,
દરભર તાપ પાપ નાસી ગયઉ દૂરકો
કંચણવરણ કાય સવ નર સેવઇ પાય,
તહાં બહુ સુખ થાય સુભ ભરપૂરકો,
સકલ કલાનિધાન, જંગમ જુગપ્રધાન,
નીકઉ વડઉ ભાગ ભઈયા જિનચંદ સૂરકો,
કહત કેશવદાસ મુઝમતિ પૂરઉ આસ,
જિનચંદ વંદવારૂ વંદન સનૂરકો. ૪

(મુનિશ્રી જશવિજયના સંગ્રહમાંથી)

[ આ ત્રણ કાવ્યમાં પહેલાં બે **સમયસુંદરનાં** રચેલાં છે. તે સમયસુંદર જિનચંદ્રસૂરિ સાથે અકબર બાદશાહ પાસે ગયેલા હતા. ત્રીજા કાવ્યના રચનાર કેશવદાસ મુનિ પણ તે સૂરિના સમકાલીન છે. ]

# સ્વીકાર અને સમાલોચના.

૧—**પ્રાચીન લેખ સંગ્રહ** ભાગ ૧ લો-સંગ્રાહક સ્વ૦ શ્રી વિજયધર્મસૂરિ સંપાદક મુનિ વિદ્યાવિજય મૂલ્ય રૂ. ૨. પ્ર૦ યશોવિજય જૈન ગ્રંથમાળા ભાવનગર. પૃ. ૬૨+૧૪૬) અત્યારસુધીમાં જૈનપ્રતિમા લેખના સંગ્રહ શ્રી જિનવિજયજીના બે ભાગો, પૂરણચંદ નાહરના ત્રણ ભાગો, સ્વ૦ શ્રી બુદ્ધિસાગર સૂરિના બે ભાગો પ્રગટ થયા છે; અને તેમાં આથી એક ઉમેરો થયો છે. આ સંગ્રહની વિશિષ્ટતા લેખોને કાલાનુક્રમે ગોઠવીને મૂકવાની રીતિ છે. આ રીતિ અમને ઘણી પસંદ પડી છે. એજ રીતે સર્વ સંગ્રહ થાય તો દરેક શતકવાર એકી સાથે આપણે દરેક ગચ્છમાં કયા કયા આચાર્ય હતા તે જાણી શકાય. આ સંગ્રહમાં સં. ૧૧૨૩ થી શરૂ કરી સં. ૧૫૪૭ સુધીના એકંદર પાંચસો લેખો છે. તેના સંબંધમાં વિધવિધ અનુક્રમણિકાઓ જેવી કે જે જે ગામમાંથી લેખ લીધા તેની, જાતિવંશ કુલની, ગોત્ર શાખા અન્વયની, ગચ્છોની, ગચ્છની અંતર્ગત શાખાઓની, આચાર્યો સાધુઓની તેમના ગચ્છ સહિતની, લેખમાં આવેલ ગામોની અનુક્રમણિકાઓ આપીને સંગ્રહ તૈયાર કરનારે ઘણી સગવડતા કરી આપી છે. આવી જાતની અનુક્રમણિકા દરેક આવી જાતના સંગ્રહમાં હોવી ઘટે. વળી લેખો સંસ્કૃતમાં હોવાથી તે અને સાથે અનુક્રમણિકાઓ બાળબોધ લિપિમાં આપવાથી દરેક તેનો લાભ લઈ શકે તેમ છે. લેખો આપવામાં જ્ઞાતિનું, ગામનું, ગચ્છનું, પ્રતિષ્ઠાપકનું નામ વધુ કાળા અક્ષરોમાં આપવાથી અભ્યાસકને વધુ સરળતા કરી છે. લેખનો સંગ્રહ કરવામાં કાળજી એ મુખ્ય વસ્તુ છે અને તે આ સંગ્રહમાં સચવાઈ હોય તેમ લાગે છે; છતાં પણ પ્રેસ દોષાદિને લઇ ક્યાંક સ્ખલન રહેવા સંભવ છે તે શુદ્ધિપત્રમાં બન્યો તેટલો દૂર કરેલ છે. અનુક્રમણિકાની 'નોટો' આપી છે તેમાં પણ ચોકસાઈ જોવામાં આવે છે. આવા સંગ્રહ વધુ બહાર પડે અને તેથી ઐતિહાસિક સાધનોમાં વધારો થયાં કરે એમ અમે ઇચ્છીએ છીએ.

દરેક વિદ્વાન્ સાધુ કે શ્રાવક જુદાંજુદાં સ્થળે જવાનું થતાં ત્યાંના દરેક દેરાસરમાંની પાષાણને ધાતુમય પ્રતિમાનું બરાબર યથાસ્થિત વાંચન કરી કરાવી લેખોની નોંધ કરી લે અને તે માસિકમાં મોકલાવી આપે યા મોટો સંગ્રહ થતાં પુસ્તકાકારે બહાર પાડે કે પડાવે તો ઘણું કાર્ય થઈ શકે. અમે તો આ બાબત પર ખાસ ધ્યાન રાખીએ છીએ અને દરેકને રાખવા વિનવીએ છીએ. આ રીતે કાર્ય થશે તો જે લેખો ભુસાઇ ગયા કે દટાઈ ગયા છે તેનો થતો શોક ઘણે અંશે દૂર થશે અને અવનવું પ્રકાશ જુદા જુદા સમયનું પડવાથી જૈન ઇતિહાસનાં ખૂટતાં પ્રકરણો લખવામાં ભારે સહાય મળશે. વિશેષમાં કહેવાનું છે કે—

શિલાલેખોમાં આવેલી અટકોની થોડી ટુંકાક્ષરી પ્રસ્તાવનામાં સમજાવી તેની સાથે બીજી ટુંકાક્ષરી પણ સમજાવી હોત તો વધુ યોગ્ય થાત. જેમકે भांडा०=ભાંડાગારિક, महं० નો અર્થ આપ્યો નથી પણ તે મહંતમનું ટુંકું રૂપ છે. का०=કારાપિતં=કરાવ્યું, प्र०=પ્રતિષ્ઠાપિતં-પ્રતિષ્ઠા કરાવી भा०=ભાર્યા सु०=સુત पु०=પુત્ર. उप०=ઉપદેશેન. श्रे०=શ્રેયસે.

૨ **દાનપ્રદીપ**—[શ્રી આત્માનંદ જૈન ગ્રંથમાળા નં. ૫૦, વકીલ હરીચંદ નથુભાઇ સીરીઝ નં. ૧ પૃ. ૨૬+૪૯૬ આનંદ પ્રી. પ્રેસ ભાવનગર કિં. ત્રણ રૂ.]

આ ગ્રંથ તપાગચ્છના સોમસુંદરસૂરિના પાંચ શિષ્યો પૈકી જિનસુંદરસૂરિના શિષ્ય ચારિત્રરત્ન ગણિએ ૧૨ પ્રકાશમાં ૬૬૭૫ શ્લોક પ્રમાણ સં. ૧૪૯૯ માં ચિતોડગઢમાં રચી પૂર્ણ કર્યો છે. આ ગ્રંથકારે સં. ૧૪૯૫ નાં ચિતોડગઢમાં જ મહાવીર સ્વામીના મંદિરની પ્રશસ્તિ તરીકે મહાવીર પ્રશસ્તિ ચિત્રકૂટ પ્રશસ્તિ (કાથવટે રીપોર્ટ આખી રૉયલ એશિયાટિક જર્નલ પુસ્તક ૩૩ નં. ૬૩ સન ૧૯૦૮ પૃ. ૪૨ થી ૬૦ માં ડા૦ દેવધર ભંડાકરે પ્રકટ કરાવી છે) તેમાંથી ઘણી ઐતિહાસિક વિગતો મળી આવે છે. (જુઓ ટિપ્પણ ૪૪ તથા પારા ૬૮૯ મારો 'જૈન સાહિત્યનો ઇતિહાસ) દાનનો વિષય

કથા અને ઉપકથાથી ઘણો મનોરમ્ય અને ઉપદેશક શૈલીમાં સમજાવવામાં આવ્યા છે. વિષય સ્ફુટ કરવા માટે અનેક સુંદર સુભાષિતોનો ઉપયોગ કર્યો છે અને પ્રમાણો પણ ટાંકયાં છે.

દાનના પ્રકારે—૧ જ્ઞાનદાન ૨ અભયદાન ૩ ઉપષ્ટંભદાન એટલે કે જેનાથી ધર્મનો ઉપષ્ટંભ–ઉપકાર–અવલંબન થાય તે. સમ્યકત્વધારીને–તેથી ચડતા એવા દેશવિરતિ શ્રાવકને અને તેથી ચડતા સર્વ વિરતિ મુનિને અન્નાદિક દાન આપવું તે ઉત્તરોત્તર ઉત્તમ ઉપષ્ટંભદાન છે. ગ્રંથકાર કહે છે કેઃ—

જે મુનિઓ પોતાની આજીવિકાને નિમિત્તે જ્યોતિષશાસ્ત્ર નિમિત્તશાસ્ત્ર ગણિતશાસ્ત્ર મંત્રતંત્ર કામણ ઔષધ ઇંદ્રજાળાદિક કૌતુક અને શાંતિ આદિક પ્રયોગોનો ઉપયોગ કરે છે તેઓ વ્રતની વિરાધના કરવાથી દુર્ગતિને પામે છે. તે વિષે ઉપદેશમાળામાં કહ્યું છે કેઃ—

जोइस निमित्त अक्खर कोउ आएस भूइकम्मेहिं ।
करणाणु मोअणा हिय साहुस्स तवक्खओ होइ ॥

—જ્યોતિષ, નિમિત્ત, અક્ષર, કૌતુક, આદેશ, ભૂતિકર્મ (શરીર આદિની રક્ષાને માટે કરવામાં આવતા ભસ્મલેપન–સૂત્રબંધન આદિ) અને કોઇએ કાંઇ કર્યું તેની અનુમોદનાએ કરીને સાધુના તપનો ક્ષય થાય છે.

માટે ઉત્તમ પુરુષોએ યતીશ્વરોને જે દાન આપવું, તે આ લોકના ઉપકારનું ફળ પામવાથી ઇચ્છાથી આપવું નહીં; કેમકે જિનભાષિત આગમનો અભ્યાસ કરનારા મુનીશ્વરો ઉપકારની બુદ્ધિ વડે તેમની પાસેથી લેતા નથી. પૃ. ૧૫૯–૧૬૦.

(આ જ્યોતિષ આદિનો વ્યવસાય કે ઉપયોગ કરનારા મુનિઓનો ઉલ્લેખ ગ્રંથકારે કર્યો છે તે પરથી તેમના સમયમાં પણ એવા હતા. એટલું જ નહિ પણ ઉપદેશમાળાકારના સમયમાં પણ એ જાતનો ઉપયોગ થતો. સાંપ્રતકાળે કેમ ચાલે છે તે પણ ઉત્તમ પુરુષોએ ઉદાણથી જોઇ તેનો ઉપયોગ કરનારા શુદ્ધ આચારથી ખરા સાધુ હોઇ શકે–થઇ શકે કે નહિ એનો નિર્ધાર કરવો ઘટે)

આ ગ્રંથકારના સમયમાં વલ્લભી સંપ્રદાયનો ઉદ્ભવ થયો નહોતો છતાં વૈષ્ણવો–વિષ્ણુ ભક્તિની વિદ્યમાનતા હતી તે તેણે વૈષ્ણવનું દૃષ્ટાંત પૃ. ૧૬૦–૧૬૧ પર આપેલ છે તે પરથી જણાય છે.

ઉપષ્ટંભદાનના–પાત્ર દાનને આઠ જાતની યોગ્ય વસ્તુથી ઉપષ્ટંભ–ઉપકાર કરાય તેથી તેના આઠ પ્રકાર પાડયા છેઃ–તે આઠ વસ્તુ ઉપદેશમાળામાં આ પ્રકારે જણાવી છેઃ—

वसही सयणासण भत्तपाण भेसज्ज वत्थपत्ताई ।

—વસતિ, સાધન, આસન, ભક્ત–ભોજન, ભેષજ–ઔષધ, વસ્ત્ર અને પાત્ર–વાસણો.

આ ઉપરાંત દાન સંબંધી અનેક હકીકતો આપી છે. આ ગ્રંથનું ગૂજરાતી ભાષાંતર કરાવી તેને પ્રકટ કરી સભાએ તેમજ તેમાં આર્થિક સહાય આપનાર શાહ નાનાલાલ હરિચંદે વાંચક વર્ગ પર ઉપકાર કર્યો છે.

૩–૫ **યુગાદિદેશના** પત્રાકારે પત્ર ૨૩૦ સં. અને પ્ર૦ પંડિત અમૃતલાલ અમરચંદ વિ.સં. ૧૯૭૯ મળવાનું ઠેકાણું પં. ત્રિભુવનદાસ અમરચંદ પાલીતાણા કિંમત રૂ. દોઢ

**યુગાદિદેશના** ગૂ૦ ભાષાંતર—પ્ર૦ જૈનધર્મ પ્રસારક સભા ભાવનગર વિ.સં. ૧૯૭૨ પૃ. ૬+૨૦૨ આનંદ પ્રિ. પ્રેસ. કિંમત આઠઆના.

**युगादि–जिनदेशना**—હિંદીમાં અનુવાદિકા સાધ્વી શ્રીમતી વિનયશ્રીજી પ્ર૦ જૈનાર્યા શ્રીમતી પુણ્યશ્રીજી સ્મારક ગ્રંથમાળા જયપુર સિટી રાજપૂતાનાં વિ. સં. ૧૯૮૩ પૃ. ૮+૩૦૩ શ્વેતાંબર પ્રેસ આગરા. કિં. સદુપયોગ.

પ્રથમ તે મૂળ સંસ્કૃત પદ્યમાં ૨૪૨૦ શ્લોકમાં છે અને બીજું પુસ્તક તે ગૂજરાતીમાં અને ત્રીજું તે હિંદીમાં થયેલ ભાષાંતર છે. મૂળ ગ્રંથ તે તપાગચ્છના સોમસુંદર સૂરિના પાંચ શિષ્ય પૈકી સિદ્ધ સારસ્વત કવિ મુનિસુંદર સૂરિના શિષ્ય સોમમંડનગણિએ રત્નશેખર સૂરિના રાજ્યમાં રચ્યો છે. આમાં પાંચ ઉલ્લાસ છે. યુગની આદિમાં થયેલ આદિનાથ ભગવાનની દેશના–ઉપદેશવાણી એ

આ ગ્રંથના નામનો અર્થ છે. પહેલા ઉલ્લાસમાં આદિનાથના પુત્ર ભરતચક્રવર્તીથી ઉદ્વેગ પામી તેમની પાસે આવેલ પુત્રોને ક્રોધ માન માયા અને લોભ એ ચાર કષાયનું ત્યાજ્યપણું જણાવી કષાયી છતાં પાર પામનાર કમલશ્રીનું દૃષ્ટાંત અને સકષાયી કુટુંબનું દૃષ્ટાંત આપ્યું છે. બીજામાં મોહનો ત્યાગ ખપ બતાવી અભવ્યાદિ પાંચ કુળપુત્રોનું, અને મોહદુઃખ પર સરસ્વતી આદિનાં દૃષ્ટાંતો, ત્રીજામાં લક્ષ્મીના ત્યાજ્યપણા પર રત્નાકરાદિનાં, ચોથામાં ઇંદ્રિયોના વિષયોના ત્યાજ્યપણા પર સુંદર સુંદરી આદિનાં દૃષ્ટાંત આપ્યાં છે ને પાંચમા ઉલ્લાસમાં ભરતને થયેલો પશ્ચાત્તાપ, તેનું પ્રભુ પાસે જવું, તેની મુનિદાનની પ્રબળ ઇચ્છા,ભગવંતે બતાવેલ અવગ્રહનું સ્વરૂપ, ભરતે કરેલી સ્વામીવાત્સલ્યની શરૂઆત ને તેનું પરિણામ ઇત્યાદિ વર્ણવ્યા પછી ભરતે બાહુબલિ પાસે મોકલેલ દૂત, તેનું કથન, બાહુબલિનો ઉત્તર, દૂતે ભરતચક્રીને કહેલી હકીકત, સુષેણ સેનાપતિની સલાહ, યુદ્ધ કરવા કરેલ પ્રમાણ, બાહુબલિનું સામે નીકળવું, યુદ્ધની શરૂઆત, દેવોએ કરેલ પ્રતિબોધ, તેણે સ્થાપેલ પાંચ પ્રકારનું (દૃષ્ટિયુદ્ધ, વાગ્યુદ્ધ, બાહુયુદ્ધ, મુષ્ટિયુદ્ધ અને દંડયુદ્ધ) દ્વંદ્વયુદ્ધ–તે પાંચમાં થયેલ ભરતની હાર, ભરતે મૂકેલ ચક્ર, તેનું પાછું ફરવું, બાહુબલિએ ઉપાડેલ મુષ્ટિ અને તેને થયેલા સદ્વિચારથી તેણે કરેલ તેજ મુષ્ટિથી કેશલોચ, ગ્રહણ કરેલ ચારિત્ર, ઉત્પન્ન થયેલ માન, તેમનું કાયોત્સર્ગે સ્થિત થવું, બ્રાહ્મી સુંદરીના કહેવાથી તેને થયેલ બોધ ને ત્યાંથી પગ ઉપાડતાં થયેલ કેવલજ્ઞાન, ભગવંત સહિત ૧૦૮ મહાપુરૂષોનું સમકાળે નિર્વાણ, ભરતચક્રીને આરીસા ભુવનમાં થયેલ કેવલજ્ઞાન, તેની તથા બ્રાહ્મી સુંદરીની મુક્તિ–ઇત્યાદિ હકીકત આપી છે.

સંસારી જીવોને ઉપદેશમાં આવશ્યક પાંચે બાબતો નામે કષાય, મોહ, લક્ષ્મી, સ્ત્રી અને રાજઋદ્ધિનું પરિણામ કેવું આવે છે તે આમાં જણાવી દૃષ્ટાંતો વડે સુદૃઢ કરેલ છે. વચમાં વચમાં સુભાષિતો યોજાયાં છે. કેટલીક ઉપયોગી હકીકત મળી આવે છે દાખલા તરીકે ગ્રામ, પત્તન, નગર, દ્રોણ આદિમાં શું ભેદ છે, દરેકનાં લક્ષણ શું છે તે જણાવેલ છે કેઃ—

ग्रामादीनां च लक्षणमिदं:—

ग्रामो वृत्त्यावृतः स्यान्नगरमुरुचतुर्गोपुरोद्भासि शीर्भं
खेटं नद्यद्रिवेष्टं परिवृतमभितः कर्व्वटं पर्वतेन ।
ग्रामैर्युक्तमटम्बं दलितदशशतैः पत्तनं रत्नयोनिः
द्रोणाख्यं सिन्धुवेलावलयितमथ सम्बाधनं चाद्रिशृंगे ॥ ५–५५१

—વાડથી વીંટાયેલું તે 'ગામ' કહેવાય છે. કિલ્લો અને મોટાં ચાર ગોપુર એટલે દ્વારથી શોભીતું હોય તે 'નગર' કહેવાય છે; નદી ને પર્વતના ઘેરાવાવાળું તે 'ખેટ' કહેવાય છે, ચારે બાજુ પર્વતથી પરિવૃત હોય તે 'કર્બટ' કહેવાય છે. એક હજાર ગામોથી યુક્ત હોય તે 'અટંબ' કહેવાય છે, જ્યાં રત્નની ખાણ તે 'પત્તન' કહેવાય છે, સમુદ્રની વેલાથી ઘેરાયેલું હોય તે 'દ્રોણ' કહેવાય છે.

આવા કથામિશ્રિત ઔપદેશિક ગ્રંથોની સામાન્ય લોકોને બહુ જરૂર છે અને તેથી તેનાં ભાષાંતર ગૂજરાતી અને હિંદીમાં થવા ઘટે છે. આ ગ્રંથ સંબંધે મૂળ ઉપરાંત બંને ભાષામાં ભાષાંતર પ્રકટ થયાં છે જાણી આનંદ થાય છે.

૬ **रत्नपालनृप कथानकं**—આત્માનંદ ગ્રંથ રત્નમાલા નં. ૨૨ પત્રાકારે સંપાદક પ્રવર્તક શ્રી કાન્તિવિજય શિષ્ય મુનિ ચતુરવિજય પત્ર ૩૨ વિ૦ સં૦ ૧૯૬૯ કિંમત જણાવી નથી નિર્ણયસાગર પ્રેસ ).

આ કૃતિ ઉપર્યુક્ત સોમમંડન ગણિની છે. આમાં પણ રચ્યા સંવત્ કર્તાએ આપેલ નથી, પણ રત્નશેખરસૂરિના રાજ્યમાં જ રચેલ છે એટલે બંને કૃતિઓ લગભગ સાથે રચાઇ છે ને તે વિક્રમ સોળમા શતકના પહેલા બીજા દશકમાં એ નિર્વિવાદ છે. આ રત્નપાલની કથા દાનના માહાત્મ્ય પર છે, ને તે માટે ૮૭૯ સંસ્કૃત શ્લોક રચ્યા છે.

# ઊના સંઘ તરફથી વિજયસિંહસૂરિને વિજ્ઞપ્તિપત્ર સં. ૧૭૦૫

× × સ અક્ષર બ્રાહ્મી લિપિનઇ વિષઇ, વિરાજમાન સતતાલીસ સહસ્ર જોયણ ઝાઝેરા થકી સૂર્ય માહિઃ લિઇ આવઇ તેહના પ્રકાશક અડતાલીસ સહસ્ર વર પાટણના ધણી ચક્રવર્ત્તિના વંદનીક છઉ ઉગણ પંચાસ દિહાડા સત્ત સત્તીયા ભિક્ષુ પડિમાના ઉપદેશક નવ બ્રહ્મચર્યના એકાવન ઉદ્દેશણ કાલના પ્રકાશક ઇત્યાદિ બહુભિ રાયક શ્રી પૂજ્યજી જાયસંપન્ને કુલસંપન્ને બલસંપન્ને રૂપસંપન્ને વિનયસંપન્ને નાણસંપન્ને દંસણસંપન્ને ચારિતસંપન્ને ઉયંસી તેયંસી વચ્ચંસી જસ્સંસી જીયકોહે જીયમાણે જીયમાએ જીયલોહે જીયપરીસહે જીયઈદીય જીવિયાસા મરણભય વિપ્પમુક્કે તવપ્પહાણે ગુણપ્પહાણે એવં ચરણકરણ નિગ્ગહ નિચ્છહ ખંતીય અજ્જવ મદ્દવ ગુત્તી મુત્તી વિદ્યામંત બંભચેર નયનિયમ સચ્ચસોય નાણદંસણ ચરિત્તે ઉરાલે ઘોર તવસ્સી ઘોર બંભચેરવાસી અચ્છઢ સરીરે ઇત્યાદિ ગુણકરી અલંકૃત.

અસિતગિરિ સમસ્યા કજ્જલં સિંધુપાત્રે
સુરતરુવર શાખા લેખિનીપત્રમુર્વી
લિખતિ યદિ ગૃહીતં શારદા સર્વકાલે
તદપિ તવ ગુણાનામીશ પારં ન યાતિ. ૧

દૂહા

ગયણંગણ કાગલ કરૂં લેખણ કરૂં સબ વણરાય,
મહિય કરૂં મસિયાંજણું, તુહિ ગુણ લખ્યા ન જાય. ૨
અમ્હ હિયડું દાડિમકુલી, ભરિઉં તુમ્હ ગુણેણ,
અવગુણ એક ન સંભરઇ, વીસારીજ્જઇ જેણ. ૩
હિયડા તે કિમ વીસરઇ, જે સુહ ગુર સુવિચાઙિ
દિન દિન પ્રતિ તે સાંભરઇ, જિમ કોયલ સહકાર. ૪
ચિત્ત તુહ પાસહી, તુહ ગુણ સુણિ એણુ શ્રવણ સંતોસો,
જીહા નામગ્ગહણે, એગા દિટ્ઠી તરુફ્ડએ. ૫
યથા સ્મરંતિ ગૌ વત્સં ચક્રવાકી દિવાકરઃ
સતી સ્મરંતિ ભર્ત્તારં તથા હં તવ દર્શનં. ૬
નિત્યં બ્રહ્મ યથા સ્મરંતિ મુનિ(ન)યો હંસો યથા માનસં
સારંગા સ્ફુટ શિક્ષણીવનયુતં ધ્યાયંતિ રેવા ગજ્જં
યુષ્મદ્ દર્શનલાલસા પ્રતિદિનં યુષ્માન્સ્મરામો વયં
ધન્યઃ કોપિ સ વાસરો ન ભવિતા યત્રાવયો સંગમઃ ૭
સો દેશો જત્થ તુમં, તે દીહા જેહિ દીસં સે નિચ્ચં
નઇણાં તે સુકયત્થો, જે તુમ્હ મુહિએ લોયંતિ. ૮
યથા કેકી સ્મરંતિ મેહા ચંદ્ર ખીર પયોનિધે
માનસે રાજહંસાશ્ચ તથા હં તવ દર્શને. ૯
વીસાર્યો ન વીસરઇ સમર્યો ચિત્ત ન સમાહિ
તે સાજન કિમ વિસરઇ જે વિણ ઘડીય ન જાઇ.૧૦

ભૂમૌ કલાપી ગગને ચ મેઘો
લક્ષ્યાંતરે ભાનુ જલેષુ પદ્મં
દ્વૌ લક્ષ્ય સોમ્યે કમલઃ પ્રદંતે
યો યસ્ય ચિત્તે નહિ કદાચિ દૂરે. ૧૧

અહો તે નિચ્ચિઓ કોહો અહો માણો પરાજિઓ
અહો તે નિરક્કિયા માયા અહો લોહો વસી કઓ.૧૨
ત્વં નામ નામ મંત્રાયં તસ્ય જગતિ વિશ્રુતઃ
ક્રોધાદિવિષસંકીર્ણો કિં સ્યાદેતજ્જગત્રયં. ૧૩

ઇત્યાદિ સર્વોપમા યોગ્ય આચાર્ય પુરંદર આચાર્ય શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી શ્રી (એમ ૨૧ વાર શ્રી) **વિજયસિંહ સૂરીશ્વરણાં ઊનાનગરાત** સદા આદેશકારી ચરણસેવક દો. કાવા કુંયરજી દો૦ તેજપાલ હરજી દો. અમીપાલ દેવચંદ દો૦ વીર નાન વ૦ રૂપા હીરજી દો૦ રામજી દેવજી દો૦ ગોવિંદ વીરપાલ દો૦ માધવ પદમસી દો૦ મંગલજી ધરમસી દો૦ કમલસી ભૂધર દો૦ ધનજી કેશવ વ૦ શ્રીપાલજી પૂરજી વ૦ કાન્હજી ભાયા વ૦ સોમજી ભાયા દો૦ સિવચંદ ઉદયકરણ દો૦ વિજયકરણ સિવસી દો૦ મકકૂ ધનજી દો૦ રામ કુંયરજી દો૦ શ્રીમલ્લ સિવજી દો૦ પ્રેમા દેવજી દો૦ કેસવ હરજી દો૦ વિશ્રામ ભાયા સાળ વિમલ રાયચંદ સં૦ કેશવજી દો૦ વછરાજ રામજી કેન પ્રમુખ સમસ્ત શ્રી સંઘની ત્રિકાલ વંદના અવિધારવી.

યતઃ શ્રી પૂજ્યજીના ચરણકમલપ્રસાદથી સુખ સાતાસ્યું ધરમ ધ્યાન નિરવદ્ય છઇ શ્રી પૂજ્યજીના શરીરના સુખસમાધના લેખપ્રસાદ કરિવા જિમ સંઘનઇ સંતોષ ઊપજઇ અપરં શ્રી પજૂષણા પર્વ મહા મહોછવ સેતી આરાધ્યા છઇ તથા સતરભેદ પૂજા ૭ થઇ છઇ પૂજા સંક્ષેપઇ ૫ દેહરે ૫૦, ૫૦

એક, એક સમસ્ત દેહરઈ થઈનઇ બસઈ અનઇ ૫૦ થઇ છઇ અપરં ચૈત્ય પરિવાડ સરવ દેહરઈ, થૂભઈ મહા મહોછવ પૂરવક હુયા છઇ તથા પાખીના પારણા સમસ્ત ચાસેછઇ તથા સંવત્સરીના પારણા સા. ફીકા હીરજી દીવના શ્રાવકઇં કરાવ્યા છઈ તથા પારણા કરાવી ઊપરિ શ્રીફલ આપ્યા છઇ શત ૨ નઇ માંજનઇ શ્રાવક શ્રાવિકાનઈ સમસ્તનઇ આપ્યા છઇ તથા શ્રી (પૂ)જ્યજીને આદેસઇ ગણેશ શ્રી હરષવિજય ઠાણું ૨ સાથે પધાર્યા તિણુઈ સમસ્ત સંઘને સંતોષ ઊપના તથા ગણેસ ઘણું વઇરાગી સંવેગી છે જેહવા શ્રી પૂજ્યજીના શિષ્ય જોઇયઈ તેહવા છઇ તે અવિ ધારવા તથા સમસ્ત ઊનાના સંઘ શ્રી અજાહરા પાર્શ્વનાથની યાત્રા કરઇ છઇ ૧૦ દશમઇ તિહાં શ્રી પૂજીનઇ સંભારઇ છઇ તથા દિનપ્રતિઇ પરમ ભટ્ટારક શ્રી શ્રી શ્રી હીરવિજયસૂરિનું થુભ વાંદઇ છઇ તિહાં શ્રી પૂજ્યજીનઇ સંભારઇ છઈ તે અવિધારવું શ્રી પૂજ્યજીના ચરણકમલ ભેટવાની ઉત્કંઠા છઇ છે તે માટઇ શ્રી પૂજ્યજીયઇ શ્રી સોરઠ દેશ પાઉન કરિવા શ્રી શેત્રુંજઉ શ્રી ગિરિનારિ શ્રી અજાહર પાર્શ્વનાથ જુહારિવા પધારિવૂં જિમ શોરઠ દેશના સંઘનઇ પરમ સંતોષ ઊપજઇ તે અવિધારવૂં તથા શ્રી પૂજ્યજીના સમસ્ત પરિવારનઇ ઊનાના સંઘની ત્રિકાલ વંદના પ્રસાદ કરવી સંવત્ ૧૭૦૫ વર્ષે આસૂ વદિ ૭ દિને.

[ ચારે બાજુ લાલ, વાદળી, કાળા એમ ત્રણ રંગમાં વેલડીઓ-ભાત મુકી પછી લાલ પીળા રંગની લીટી દોરેલી છે એવા બે ફુટ લાંબા ને દશ ઇંચ પહોળા કાગળમાં બાળબોધ-દેવનાગરી લીપીમાં સળંગ લખાણ રૂપી આ વિજ્ઞપ્તિલેખ ઊનાના સંઘ તરફથી પાટણ બિરાજેલા તપગચ્છીય ભટ્ટારક શ્રી વિજયસેનસૂરિ કે જે હીરવિજયસૂરિના પટ્ટધર થાય તેમના શિષ્ય વિજયદેવસૂરિ અને તેમના શિષ્ય વિજયસિંહસૂરિ (સ્વ. ૧૭૦૮) પર મોકલેલ છે. પ્રથમ ભાગ નીકળી ગયો છે. તેમાં એવી વિનતિ કરી છે કે ઊના પધારવું સોરઠમાં શત્રુંજય ગિરિનાર અજાહરા પાર્શ્વનાથની જાત્રા કરવા પધારવું. પર્યુષણમાં જે જે બન્યું તે જણાવ્યું છે–આ વખતે હરખવિજય બેઠાણાં ઊનામાં વિરાજતા હતા, સંવત્સરીનાં પારણાં દીવના પ્રસિદ્ધ શ્રાવક ફીકા હીરજીએ કરાવ્યાં ને ઉપર શ્રીફળની લહાણી કરી હતી. ઉના પાસે અજાહરા પાર્શ્વનાથ છે અને આ ઉનામાં હીરવિજય સૂરિએ સં ૧૬૫૨ માં કાળ કર્યો ને ત્યાં તે વખતે બનાવેલી થૂભ તે વખતે હતી ને હજુ હયાત છે. (તંત્રી.)

---

# કવિ દેપાલકૃત સમરા સારંગનો કડખો.

અથ સમરા સારંગનો રાસ લિખ્યતે.

દુહા

પ્રણમી પાસ જિણંદના, ચરણકમલ સુખકાર,
સકલ જંતુના સુખકરણ, જૈન ધર્મ જયકાર. ૧
પાતસાહા મુમુદ જકે દિલીપત સુલતાન
તાસ તણો વજીર ગે ખાન મુલક મહેમાન. ૨
પાતસાહ પોતા થકી હય ગયરથ અસવાર
વહલ સુખાસન પાલખી છત્ર ચાંમર લે સાર. ૩
મહા સુદ સાતમ દિને શુભ મુરત લે સાર
સંવત તેર ઠકોતરે મેલિયો સંઘ શ્રીકાર. ૪
સમરા સારંગ ભાવદો સકલ સંઘ અતિપૂર,
ચાલ્યા તીરથ સિદ્ધગિરિ શુભ ભાવે ભરપૂર. ૫

ઢાલ કડખો

સમરા સારંગ શેત્રુંજ ભણી સંચરા
ભરત અનુસાર તિહાં દેખી ભૂલે,
આપ અસવાર અઢારસે ઓપતે
સત સણુધારા ગજ આઠહિ ઝૂલે. ૧
પાખરા પવંગ પોતા તણા પાંચસે
સહસન તાંમ સેજવાલ છાજે.
પંચ લખ સંઘ નર નારી પાલા પલે

ત્રણસે વિવિધ વાજિત્ર વાજે. ૨
સંઘ મુકાંમ કરે એકહી પારમાં,
પાંચસેં મુનિવર આહાર પામે
સહસ એક જૈન જક જોડે જમે
સંઘ સુઠાઠ ચલે ધર્મ પામે. ૩
ત્રણસે યતિ ગુરૂરાજ તપગછ તણા
ચિત્ત એક ચીંતતાં રંગ દીસે
ચતુર્વિદ્ધ સંઘ કાજ નીત દીજીયે,
વાડ સુત શુદ્ધ વિદ્યા દીસો દીસે. ૪
મંદ દલીપત દીતા સેત્રુંજ યાજ,
પંથ દન રાત નવકાર બોલે
મોર સોના તણી થાલ તે ત સુણી
સાથે પંચસેર મોદક તોલે. ૫
આપહી આવતો થીર કરી થાપતો,
વીશ્વમાં વ્યાપતો ધર્મધોરી
બંધી નવલાખ સોરઠ તણા લાવતો
સાંમો મલો સુલતાંન ગોરી. ૬
કરી હકમંત ફરમાય છત્રપતી તાણા
આપ છોડાવતો સર્વ (બં)ધિ
સોહ નીરવાહ સમરા સારંગ કરે,
કાઢીયા લીયા જમ જગત વંદી. ૭
પંડીયા રાય છોડાય નિજ રાજ દીયો
સોઇ સેત્રુંજે ગિરિ રાય પાંમી
દાંન નવલાખ લેખેં કીયા લુછણા
દીઠલા જાંમ આદ્દલ સામી. ૮

દુહા

સારંગ તું સોનૈયેણુ સર ઉઠો સેત્રુંજ ભણી,
બંદી જણુ બાપેણુ પીઉ પીઉ કહેતાં પામીયો. ૯
સારંગ તું સારંગધર તે બલ ચંપો પઆલ,
કે દાલીદર દુર કર, કે બલ રાજા દેખાડ. ૧૦
સારંગ કે સુલતાન, ત્રીજો તુ તોલે નહી
કે આદિનાથની આંણ, જો મુખ જૂઠું બોલવા. ૧૧
સારંગસાહ (પાતસાહ), બીજારેં પાવલીયા
નદી તો ગંગ પ્રવાહ, બીજા સેવાવલીયા. ૧૨

ઢાલ કડખો

દેવગૃહ સિખરબદ્ધ દસ પોસાલ હેઅંવ,
વાવકું દાસ ખાસન મોટા,
બહોલધર મસાલ સત્રુકાર વિસરામ પર,
સાતસે સહ મીલ્યાં નાંમે મોટા. ૧
તોરણુ ચ્યાર એક એક સવા કોડનું,
રયણુ જડીત ધ્વજા સુઘટ ધારે
સોઇ સેત્રુંજ ગિરનાર આણુ આજને તો,
મોકલા મોટાં કા તીર્થ માટે. ૨
**સંવત તેર એકોતરે**...આય સેત્રુંજે ઉદ્ધાર કીનો
કોડ અગિઆર ધન ખરચી શુભ સંઘ કિયો
લછવંતે લછ લાહો લીધો. ૩
વરસમાં ત્રણ સંઘ પુજા રચે
સાંમી ભગતવાવર જમે સંઘ નીતી
સંકરદાસ કહે સારંગ સમરા તણી,
કીરત કાંમની વિશ્વ ગાતી. ૪

(ઢાલ)

અમે ઉદ્ધાયા વાયાં અતિ ઘણુ ઉવાયાં
સાખા સરખી ભેદ ન હુઈ ત્યાં લગે લેંણે લાહ્યાં. અમ. ૧
દૂધ તે ઘોલો છાસ પણ ઘોલી, અમાંણુ મન કાચુ
એણે પીત લીયા ઓત બોલાયા,સાચલે કીધુ સાચુ.અમ.૨
પુત્રો અમારી ઝામકઝુંમક, અસુરે લીધા ઉલાલી,
રાજ કરે સમરાના જાય, પ્રતપે કોડ દીવાલી.અમ.૩
દેસલહરા ભરતેસર ભણીયે, સેજાહરો સવાઉ,
માલવી આઇ બીછડ ટાલવા, દેસ માંને ભલે
આયો. અમ. ૪
ચોરાસી ચારણો આસીસ દીએ, માંગરોલ સરની પાજે
તેહ તણા કથન સાંભલાં, કહીયાં કવિ દેપાલે.અમ.૫

રાગ સામેરી

ધન ધન્ય જિનશાસન સુજસતા, મહિમા મેરૂ સમાંન
સારંગસા અણમાંગ્યું આપે, કર કમલા ચડદાંન,ધન.૧
છણે અંગુઠડે લબધી ઝાઝી વીર ગોયમને જેમ,
સારંગસા અંગુઠડે હાય સોહાવે તેમ. ધન. ૨
એણુ અંગુઠે પર સરસી, વિધિ ગુરૂએ ગોઠ
સારંગ સા અંગુઠડે દેને દાલીદર કંઠ. ધન. ૩
જાત્રા કરી ઘેર આવીયા, વરતો જે જેકાર,
કર જોડી દેપાલ ભણે તુ ઓસવંસ સણગાર. ધન.૪

—ઇતિ સમરા સારંગનો કડખો સમાપ્ત ॥ લખી-
તંગ ભોજક ફૂલા દરખા જે વાંચે તેહને હમારો

જૈનાયં નમઃ (જિનાય નમઃ)॥ બે પાનાંની પ્રત, દરેકમાં પંક્તિ ૧૩. મુનિ જશવિજયસંગ્રહ

[કવિ દેપાલે માંગરોળના સરોવરની પાસે ચારણો પાસે જે જૂનાં કડખો કવિત સાંભળ્યાં તે અહીં નોંધેલ છે. તે કવિત કરનારા એકનું નામ શંકરદાસ છે. સારંગે માંગણ ચારણ આદિને પુષ્કળ ભેટ સોગાત આપી જણાય છે. સમરો અને સારંગ બંને ભાઇઓ હતા. મોટો સંઘ લઇ સં. ૧૩૭૧ માં સિદ્ધગિરિ-તથા ગિરનારની જાત્રા કરી હતી. આ કવિ દેપાલ વિક્રમ સોળમા સૈકાની શરૂઆતમાં થયેલ છે. જૂઓ અમારો ગ્રંથ નામે જૈનગૂર્જર કવિઓ ભાગ ૧ લો પૃ. ૩૭ થી ૪૧. સમરા સારંગ દેસલહરા હતા અને તેમના વંશજો દેસલહરા કહેવાતા હતા. તે વંશજોનો આશ્રિત તે હતો, નહિ કે સમરા સારંગનો, કારણકે સમરા સારંગ સં. ૧૩૭૧ માં થયા, જ્યારે દેપાલ સં. ૧૫૦૧ થી ૧૫૩૪ સુધીમાં હયાત હતો. બંને વચે લગભગ સો ઉપર વર્ષોનું અંતર છે. આ ન્હાની કૃતિ ઉક્ત અમારા ગ્રંથમાં નોંધાઇ નથી, કારણકે હમણાંજ તે મુનિ જશવિજય પાસેથી તે પ્રાપ્ત થઇ. તે ઐતિહાસિક હોઇ ઉતારી અત્ર મૂકી છે અને તેમ કરવામાં ઉક્ત મુનિશ્રીનો ઉપકાર છે. સમરા સારંગ માટે વાંચો. પં. લાલચંદનો સમરસિંહ પર લેખ જૈનયુગ વર્ષ ૧ પૃ. ૧૦૨, ૧૮૩. ૨૫૫, ૪૦૩. તંત્રીઃ

---

# હંસરત્નજીની સજઝાય. (ઐ૦)

ગુરૂ ગીરૂઓ ગુણસાગરુ, પર ઉપગાર પ્રધાન
પરમ દયાલ પરસોતમ, પરદુંખ ભંજ પુરણુ...
તે ગુરુ હંસને વંદીએ લીજે ધરમનું વાહો (વાહન)
પંન્યાસ પદને ફરસવા, ચતુરવિધ સંઘને ચાહો-૨
ધરમ ધુરે ધોરી પરે, નિરમલ નિરવહે નિત,
ધીર ગુણ મેરૂ ધીનિધિ, વાસેં દસો યશકીરત-૩
ચંદ્ર વદન ચાહતા ઘણું, ચતુર નરનયણ ચકોર,
વાંણી જલધર વરસતી, સુંણતાં ભવીયણ મોર. ૪
શાસ્ત્ર સંદેહ નિવારતા, જાણે સુરગુર સુધ
ભગત ભગવતના ભાવસું, ભજતા...સદા શુદ્ધ. ૫
પરમ જૈન પર જૈનનેં, ઉડાડી વાયુ પર એન
જોતી સરૂપા જલહલે, વખાંણ્યો ન જાયે વેણુ ૬
માંનબાઇ માતા ઉઅરે, પ્રગટયો પુંત્ર રત્ન,
સા વરધમાંન વંસ વધારીને, ધરમનાં કીધાં જતન.૭
વાચક શ્રી જ્ઞાનરતનનો, શિષ્ય શિરોમણી સંત,
શ્રી ઉદય વાચકનો સોદર, હંસરતન નામ સોહંત..૮
સતરસેં અઠાંણુંના, ચઈતર સુદ દશમીદિનં,
શનીવાર સોહાવીયો, જાંણેં સરગ ભોવન. ૯
મનોહર મીયાંગાંમમાં, પુરે જે પ્રગટ આયાસ,
ત્રિવિધેં ત્રિકાલેં સેવીએ, ગુરના ચરણને ખાસ. ૧૦
નાંમે નવનિધિ સંપજે, સંકટ ભાજે સરવ,
મહીપતી માંન દીયે મુદા; ગુરુ ન્નતાં તજીએ ગરવ. ૧૧
ભુત પ્રેત વ્યંતર સાકની, નાંમથી નાસે જોર
તાપ સંતાપ ત્રાસેં સદા, પાપ પરાં જાય ઘોર. ૧૨
માંડવીઈ મન મોહીઉં, થુંભે થીર થોભ,
સંસાર સંઘ તે સોભીયો, એ જઇન ધર્મનો મોભ.૧૩
કીહાં કીહાં ગુંણ કહી શકે, કવીજન માનવ માત્ર,
સકલ કલાનું સાર એ છે; ગુરૂ ઉત્તમ પાત્ર. ૧૪

—ઇતિ પંન્યાસ શ્રી હંસરત્નજીની સજઝાય લખી છે.

પુનઃ કીહાં મરધર કીહાં મેવાડ, પાંચવડું કીહાં પોરવાડ હો;
અવસર જોર બન્યો સંયમ લોભી,
એતો પ્રવચન માતાનો ગોભી હો. ૧ અવસર૦
વરધાસુત માંનબાઇ જાયા, હેમરાજ કહી હૂલરાયા હો. અવ૦
કીહાં રાજવીજ્ય સૂરીગછ, હંસરતન થયાજ હંસ વછ હો. ૨ અવ૦
કીહાં ગુજર કીહાં કાંનમ ધરતી, ચોફેર ફરસી જોણેં ફરતી હો, અવસર.
સઘળા મેહલી સહવાસ, મીયામાં પુર્યો જોણેં વાસ હો. અવસર. ૩
કાંનમેં ગીતારથ કીધો, મીયાં માંહે માહા જસ લીધો હો. અવસર.

વાંચું જીહાં ભગવતી સુત્ર, સઘલે શતકે સસૂત્ર.
અવસર. ૪

**સતરસેં અઠાણુઆ** વરષે, ચઇતર સુદ શુકર હરષે હો, અવસર.
નવમીએ થયું નીરવાણ, દસમીએ જાંણ્યું કલ્યાંણ હો.
અવસર. ૫
નવકાર આંબેલ તપ આદેં, આપ્યાં બહુ વાદોવાદ હો અવ૦
વંન દૂર માંનપરને પેખું, લખું ન આલખુ હો
અવ૦ ૬
સોના રૂપા ને પુંલે, વધાવે બહુ અમૂંલ હો અવ૦
પઈસાનો ન લહું પાર, જાણે વુઠો જલધાર હો.
૭ અવસર.
માંડવીઇ મનડું મોહૂં, સઘળાં કરજે ઘણું સોહા હો
અવસર.
શુભની રચના થીર થાપી, સુંકુનેં જણ સુંભ આપી હો અવસર. ૮
સનાત્ર વાધેં રંગરોલ, વાગાં જીહાં જાંગી ઢોલ હો
અવસર.
ઉદયરતન વાચક ઇમ બોલેં, ના આવે કોઇ હુંસને તોલેં હો અવસર.૯

શ્રી ઉદયરતનની સજઝાય લખી છે.
સકલ વારી સીરસેહરો, શ્રી ઉદયરત્ન ઉવજઝાય,
ધ્યાઉં ગુરૂ ધ્યાંનમાં
એક મનેં એકાસનેં સેવીએ ગુરૂ નીકલંક-ધ્યાઉં
સદા દીવો ગુરૂ છે સંસારમાં સાર-ધ્યાઉં
ગુરૂ સૂરજ ગુરૂ ચંદ્રમા અજ્ઞાન તિમિર હરનાર ધ્યા૦
પ્રથમ તે .. ...

આ પછીનું પાનું દુર્ભાગ્યે નથી. નહિ તો આ સજઝાય પૂરી મળતાં તેમાંથી ઉદયરત્નજીના માતાપિતા તથા સ્વર્ગવાસ વગેરે સંબંધી હકીકત જરૂર મળી શકત. હજુ પણ ખેડાના રસુલપુરના ભંડારમાં જે ત્રૂટક પાનાં પડયાં છે તેમાં શોધ કરતાં કદાચ આ પાનું જડી આવે તેવો સંભવ છે. હંસરત્નજી તેમના સમકાલીન હતા. તેઓ સં. ૧૭૯૮માં મીઆંગામમાં સ્વર્ગસ્થ થયા ને તેની દેરી પણ ત્યાં થઈ છે તે કોઇ મીઆંગામનો રહીશ શોધી તે બાબતનો લેખ વગેરે હોય તે લખી મોકલશે તો આભાર થશે, હંસરત્નના સુંદર અક્ષરે લખેલાં પુસ્તકો મેં ખેડા ભંડારમાં જોયાં છે.

તંત્રી.

---

# પાટણથી નીકળેલ સંઘ સં. ૧૯૨૨.

શ્રી જિનાય નમ ॥ દુહા.
શ્રી શંખેશ્વર પાસજી, નમી પદમાવતી માય,
નિજ ગુરૂ ચરણનેં સરસ્વતિ, પ્રેમે પ્રણમું પાય. ૧
પંચ તીરથ ભેટણ ભણી, મુજ મન હરષ અપાર,
**ઉગણીસ બાવીસ પોસ વદ, બેર તેર સમતુહાર.** ૨
ઢાલ । સાંમલિયાનિ । દેશી ॥
પાટણમાં પંચાસરો ભેટિ રે,
સીખ લીધી સજ્જન ગુણ પેટી રે;
સંઘ પંચ તીરથ જાયે રે,
નરનારી મલી ગુણ ગાયે રે. ૧
જિન રાય રે, પંચમી ગતિ શિવસુખદાય રે,
જિનરાય રે. આંકણી૦
સખિ સંઘવી તે વજેસંઘ ભાઈ રે,
સખિ સંઘપણ ભાગવાંનબાઇ રે.
સખિ બહેન ભાંણેજી તે ઝાઝા રે,
એક એકની ધરતાં માઝા રે. ૨ જિન.
ઇત્યાદિક લેઇ પરિવાર રે,
સંઘ ચાલ્યો તે હરખ અપાર રે,
શ્રાદ્ધ સાધવી જે ગુણ ભરીયા રે,
શ્રાવક સાચી આંણા સિર ધરિયા રે. ૩ જિ૦
સખિ સાહામીવછલ થાય રે,
સખિ ગોરી મંગલ ગાય રે,
સખિ વિધિસ્યું જિનવર પૂજે રે,
સખિ કુમતિ તણા મન ધ્રૂજે રે. ૪ જિન૦
સખિ સંઘની જે શોભા સારી રે,
સખિ જાંણે સહુ નરનારી રે,
સખિ સંઘ તણો પરિવાર રે,
સખિ જાંણે ગોતમ કેરી માલ રે. ૫ જિન૦

**મેતરાણે** મનોહર મલીયા રે,
**આદિનાથ** દીઠા પુન્ય બલીયા રે,
**સિદ્ધપુર મહાવીર** જિણંદ રે,
પ્રભુ દીઠે પરમ આણંદ રે. ૬ જિન૦
કુમારી એકંત તે મિલિયા રે,
રાજુલ નારી **નેમેસર** બલીયા રે,
**આદિ વીર** ને **પાસ** તે જાણું રે,
જિન દેહરા પંચ પ્રમાણું રે. ૭ જિન૦
**ગોલામાં** તે **વીર** જિણંદ રે,
મુખ સોહે તે પુન્યમચંદ રે,
**પાલવિયા પાલણપુર** દીઠા રે,
**સાંતિ સંભવ** આદે લાગ્યા મીઠા રે. ૮ જિન૦
સખિ **આબૂની** ઉમેદવારી રે,
**મહા વદ ત્રીજે** કીધી તયારી રે,
સખિ મજલે મજલે ચાલો રે,
સખિ ભર્તૃ નૃપતિ પરે માહાલે રે. ૯ જિન૦
આબૂ દેખીને પ્રેમ ઉલસીયો રે,
દાંન દયાનો મન તિહાં વસીઓ રે,
**અવચલગઢ** ચોમુખ વદો રે,
દૂખ દોહગ દૂરે કંદો રે. ૧૦ જિન૦

ઢાલ.

ચાલો ચાલોને ભાવિકા જીકે, પંચતીરથ જાઇયે;
ભેટિ તીરથ ભાવિકા જીકે, પંચમી ગતિ પાઇયેરે-આંકણી
**આબૂ આદિસર** જીકે, **અવિચલગઢ** ચલિઓ,
ચોમુખ ભેટીને જીકે, મોહાદિક છલીઓ–ચાલો. ૧
**સીરોઈમાં** સાહેબ જીકે, આદેસર દીઠા,
જિનઘર તે ચઉદે જીકે, લાગ્યા મુઝ મીઠા–ચાલો. ૨
ઇત્યાદિક વાટે જીકે, જિનવર બહુ દીઠા,
**રાંણકપુર** રસીયો જીકે, ચોમુખજી મીઠા–ચાલો. ૩
ઘાણેરે જિનઘર જીકે, નવ નિરૂપમ જોયા,
આદિ વીરને વાંદિ જીકે, પાપ મેલ ધોઇયા–ચાલો. ૪
**નાડોલ નાડલાઈ** જીકે, જાદવા તિહાં સોહે,
પદ્મ પ્રભુ ભેટી જીકે, **વરકાંણે** મન મોહે–ચાલો. ૫
વામાનો જાયો જીકે, **વરકાંણે** જોયા,
મુખ પુનમચંદો જીકે, દેખી સુર મોહ્યા–ચાલો. ૬
**પાલીમાં** પ્રેમે જીકે, મુઝ મન લલચાયો,
નવલખા દેખી જીકે, મનડું તિહાં ઠાયો–ચાલો. ૭
**ચૈત્રી બીજેથી** જીકે, સી..........

( અપૂર્ણ. એક પાનું. મુનિ જશવિજય સંગ્રહ ).

( સં. ૧૯૨૨ પોસ વદ ૧૩ ને દિને સંઘ લઇ સંઘવી વિજયસિંઘ સંઘવીણ ભાગ બાઈની સાથે નીકળ્યા. મેતરાણામાં આદિનાથ, સિદ્ધપુરમાં મહાવીર આદિનાં પાંચ દેરાસર, ગોલામાં મહાવીરનાં, પાલણપુરમાં પાલવીયા પાર્શ્વનાથ, શાંતિનાથ, સંભવનાથ આદિનાં દર્શન કરી આબુએ મહા વદ ત્રીજે આવ્યા. અહીં પંચતીર્થી બતાવી છે–આબુ-અચલગઢ, સિરોહી કે જ્યાં ૧૪ દેરાસર હતાં, વચમાં રાણકપુર, ઘાણેરાવ કે જ્યાં ૯ દેરાસર હતાં, નાડોલ અને નાડલાઇ કે જ્યાં નેમનાથ ને પદ્મપ્રભુનાં દેરાસર હતાં, વરકાણાંમાં પાર્શ્વનાથની યાત્રા કરી પાલીમાં નવલખા (પાર્શ્વનાથ)નાં દર્શન કર્યાં. આ વખતે ચૈત્ર સુદ ૨ હતી. પછી આ નાની કૃતિ અટકે છે ને અપૂર્ણ રહે છે. તંત્રી–

# Was Amichand a Jain? No.

## Politics in Bengal a Hundred and Fifty Years Ago.

Clive once wrote to Orme that he could supply volumes of materials for a history, in which would appear "fighting, tricks, chicanery, intrigues, politics and the Lord knows what." Such was the history of Bèngal, indeed, more or less of all India, at the dawn of the British Empire in the East. The battle of Plassey was not a great battle from a military point of view: it is a landmark in the history of India, because it effected a revolution in the Muhammadan government of Bengal, overthrowing an enemy and installing a friend of the British, and it demonstrated to the native races the political and military capacities of the white traders. In the early stages of his quarrel with the British, and especially in the first flush of his victory after the capture of Calcutta, Siraj-uddaula thought that Europe did not contain more than ten or twelve thousand men, and that a pair of slippers was all that was necessary to govern his European subjects. There must have been others at his court who cherished the same illusion. That illusion was dispelled by the events of 1757. The historical records of the period, however, do not impress one with the magnitude of military operations; they rather throw a flood of light on the tricks and intrigues—the "Oriental games," as they were called—in which Natives and Europeans alike took part. Indeed, Mr. S. C. Hill, in his Introduction to the three volumes of Records which he has published for the Government of India, doubts whether even now the native of Bengal appreciate at their full value the benefits they have received by the liberation of the country from the tyranny of a man like Siraj-uddaula, or the disinterestedness of the work done since then by the servants of the East India Company and of the British Crown. Clive did not and could not profess to be immaculate. Siraj-uddaula once asked Clive and Watson reproachfully whether men of the Book, as they professed themselves to be, were going to break their treaties, when even the Mahrattas abode by the terms of their agreements. While the general tone of political morality was far from being high among all races, it is possible that Omichand was sincere when he once remonstrated with the Nawab that he had lived for forty years under English protection, and he never knew them once to break their agreement. If a lie could be proved against any person in England, he added, he would be "spit upon and never trusted." Omichand swore to this statement by touching a Brahman's foot: no wonder that, when not long afterwards he was undeceived, or shamefully deceived by the white men whom he threatened to betray, he went nearly mad. At the present moment, when the demand for self-government and the rupture between Hindus and Muhammadans are among the leading features of "politics" in Bengal, we would turn from the servants of the Company—the future rulers of the country—to the Native characters in the instructive drama.

Siraj-uddaula was a young man of twenty-six. It cannot be said that he was more sinned against than sinning; but he was a spoilt child, and as there was no constitutional check on his faults of temper

and the excesses in which he indulged, he may well be pitied for the fate which befell him. If he had contempt for the British, he had no higher opinion for the people of Bengal. "Thou art a Bengali coward," he once fulminated against a dependant Raja, who counselled peace with the British. Even the British do not seem to have been quite of the same opinion in those days regarding the fighting qualities of the natives of Bengal. Governor Drake, in his narrative of the siege of Calcutta, mentions how the inhabitants were terrified by the approach of the Nawab's army, but adds: Govindram Metre (Mitra) who employed several hands at his part of the town in felling down trees and cutting through the roads to break the enemy's passage, stopped up the small avenues leading into our town, and destroyed many houses where the enemy might have obtained shelter." He was thrown into jail for his loyalty to the British: from his prison he managed to send secret information to them regarding the distribution of the Nawab's troops, and in reply he was allowed to enter the service of the Nawab so as to regain his liberty. With the exception of a few officers whom he had raised to power, almost every man's hand was against the Nawab. Among the favourites whom he raised to positions of influence and trust were Mohan Lal, whom he made his prime minister, and Manick Chand, whom he appointed Governor of Calcutta. Mohan Lal was, like himself, a man of inordinate pride. It is believed that he was once poisoned by rival courtiers, and on his recovery from illness, his intellect seems to have been so disordered that he asked all the grandees and chiefs to come and salute him. The Nawab supported his adviser in this absurd demand, with the result that he alienated the sympathy of all self-respecting nobles, among whom was Mir Jafar. Manick Chand is described as a man "presumptuous, arrogant, destitute of capacity, and wholly without courage." Sharing his master's contempt for the British, he once exposed himself to personal risk at Budge Budge and received a bullet through his turban. Both these officers, as also Mir Madan, a man of low origin raised to the position of the General of Household Troops, Coja Hadi, an Armenian adventurer, and Naba Singh Hazari, were present at the battle of Plassey. With the fall of Mir Madan, the Nawab gave up hopes of a victory, Rai Durlabh, Mir Jafar, and Lutf Khan commanded separate detachments, but struck no blow, as they were not interested in the Nawab's triumph. Indeed, the last two Muhammadan commanders were hostile to Siraj-uddaula, and Mir Jafar had already entered into a treaty with the British. The fatuous young ruler had incurred the implacable hatred of the Jagat Seths by slapping them in the face in open Durbar, in a fit of uncontrollable temper. They supported Mir Jafar and espoused the cause of the English. In his flight after the battle of Plassey, Siraj-uddaula was recognised and betrayed by one Dana Shah, whom he had disgraced by ordering his ears and nose to be cut off. Mahammud Beg, who consented to be the murderer of the unhappy Nawab while in Miran's custody, fell upon him and despatched him with the cry that the death of Hasan Kuli Chan, his first victim, was thereby avenged. It will thus be seen that the enemies of this Muhammadan rular were not all Hindus. On the other hand,

there were Hindus among the Nawab's trusted friends. It was not religious bigotry, but his insensate pride and folly, that brought about the ruin of Siraj-uddaula. There was no likelihood of any Hindu competitor supplanting him in his office of Nawab of Bengal; for the Emperor of Delhi was not likely to appoint an unbeliever as the head of a province. Before the British and their allies set up Mir Jafar against him, he apprehended danger from his cousin Shaukat Jang, who had been secretly intriguing at Delhi. Shaukat is described by a Mahammadan chronicler as a man who used to stupefy himself with drugs and to boast that he would not only conquer Bengal, but place a new Emperor on the throne of Delhi and govern India from Kandahar or Khorassan, because the climate of India did not suit him. He is said to have obtained a *farman* appointing him Nawab of Bengal, and the situation was so dangerous that Siraj-uddaula had to wage war upon him with the help of the Hindu Ramnarain, whom he summoned from Patna. The rival armies met near Raj Mahal, and Shaukat was shot dead in the action. Siraj-uddaula's spies were many of them Hindus. The head spy was one Rajaram, *naib* of Midnapur. Rajaram's brother, Narain Das, seems to have been another spy at any rate he was expelled from Calcutta as such by Governor Drake, when he was found to have brought some secret message to Omichand's house. Yet another spy in the service of the Mahammadan ruler was one Mathura Lal. One of the most distinguished of Siraj-uddaula's officers was Rai Durlabh, who was a Dewan and who also held a high military command. It was he who captured Calcutta and who boasted himself as the conqueror of the white men there. Later on, he joined Mir Jafar's party. Rai Ballabh was as important a personage in what might be called Siraj-oddaula's navy as Rai Durlabh was in his army. He was a native of Dacca, evidently a Bengali; and he had the management of the fleet of boats stationed at that town to hold in check the pirates of the Sunderbans. Later on he was appointed to watch the movements of the British ships which arrived from Madras and to resist their progress, if possible. He also seems to have been disgusted with his master and discharged his duties indifferently. Nand Kumar was another Hindu who held a high position. He was Faujdar of Hooghly. He was bought over by the British, and he in his turn bribed Rajaram, the Nawab's head spy, thus enabling his master's enemies to know his intentions and movements. The leading characters in the drama at this time do not seem to have been Bengalis. But we read of several of them in subordinate positions, which also carried some amount of influence with them. Thus Governor Manick Chand had an agent, Radha Krishna Mallik, who was employed in the Governor's negotiations with Clive. Ras Bihari, who was sent by Siraj-uddaula to take charge of certain Faujdaris in Purneah, when he heard of Shaukat Jang's intrigues, was evidently a Bengali.

The leading Hindu characters were the Jagat Seths and Omichand. The family of the Jagat Seths was founded by a Jain merchant Manick Chand, who handed over his business to his nephew Fath Chand. The title of Jagat Seth, or Merchant of the World, was for the first time conferred on this representative of the family by Murshid Kuli Khan, who appointed him Imperial Banker. The Seths who figure in the

history of Bengal in 1757 were Fath Chand's grandsons, Seth Mahtab Rai and Maharaja Svarup Chand. It appears that about two-thirds of the revenues of Bengal were paid into the house of the Jagat Seths and the Government drew its cheques upon their bank as merchants would do, and the Seths are said to have made in this manner an annual income of about forty lakhs. Their influence, in consequence of their wealth, was sufficiently great to constitute them "king-makers," if they could find a capable rival to the Nawab for the time being. They had already helped one of Siraj-uddaula's predecessors to the throne, and now they financed Mir Jafar. They were parties to the famous treaty, which Clive effected with Siroj-uddaula's rival, and from which Omichand's name was omitted, because of the opposition of the Seths. **Omichand was a Punjabi by race and a Sikh by religion.** It is said that he also was offered the honour and appointment of a Jagat Seth shortly before the Nawab's attack on Calcutta. Anyhow he was a rival of the descendants of the Jain Manick Chand. He had for many years acted as the agent of the English, and he figures as an important personage in the negotiations of the British with other parties. Governor Drake had a cavalier way of dealing with spies and other natives suspected of treason: just as he expelled Narain Das from Calcutta, he also imprisoned Omichand when he suspected him of treachery in 1756. Omichand surrendered without resistance, but his brother-in-law Hazari Mal and his Jamadar made a stout resistance. The Jamadar, as was the custom in those days, when men laid down their lives in a fight, killed with his own hands thirteen women and three children and set fire to the house, before the soldiers who had come to arrest Omichand could effect their purpose. Omichand's house is said to have been full of weapons, but whether he intended any treason or whether the weapons were required for the defence of his property is doubtful. In those days men frequently changed sides, and few were implicitly trusted. Clive once professed to be willing to abide by the arbitration of the Nawab's officers and their common friends in the settlement of the dispute between Siraj-uddaula and the British. None of these arbitrators, however, seemed to have been uniformly trusted by either party. Every man had his price and politics was a combination of indifferent fighting and heavy bribery. While the Jagat Seths set up Mir Jafar, their rival Omichand supported Lutf Khan. The British preferred Mir Jafar as the more capable man. The Jagat Seths insisted upon the exclusion of Omichand's name from the treaty with Mir Jafar, and Omichand threatened to betray the plot to the Nawab if his name was left out. The Jagat Seths do not seem to have held out a like threat in case their request was not complied with ; yet there was no certainty as to the line of action they would adopt. The Jagat Seths were also at one time suspected of setting up the Nawab against the English. In the circumstances Clive decided upon the famous trick whereby he outwitted the Punjabi banker. Clive's defence of his conduct is contained in the following statement made to the Select committee of Parliament :

Omichand had insisted upon 5 *per cent* on all the Nabob's treasures, and thirty *lack* in money, and threatened if he did not

comply with that demand he would immediately acquaint Serajah Dowlah with what was going on, and Mr. Watts should be put to death. When he received this advice he thought art and policy warrantable in defeating the purposes of such a villain, and his Lordship himself formed the plan of the fictitious treaty to which the Committee consented. . . His Lordship never made any secret of it; he thinks it warrantable in such a case, and would do it again a hundred times: *He had no interested motive in doing it*, and did it with the design of disappointing the expectations of a rapacious man.

It was a characteristic feature of the political life of the period that the Government was always to be approached through middlemen, who exacted their heavy commissions. Another man besides Omichand and the Jagat Seths, who lent his services as a political broker, was the Armenian Coja Wazid. Though clever and influential, he was excessively timid, and he drops out of the plot of the Revolution which placed Mir Jafar on the throne of Bengal. He was also once suspected of intriguing against the British, though his services were now and then requisitioned by them. Indeed, even those who had co-operated with the English in placing Mir Jafar on the throne were not above suspicion. After Mir Jafar had taken possession of the Nawab's palace at Murshidabad, when Clive was about to enter the town, the Seths warned him that Miran, Rai Durlabh, and others had formed a plot to kill him on his way to the palace. Clive had, therefore, to postpone his visit unital the next day, when he made his entry with an adequate guard of troops, and after making every preparation to meet any contingency that might arise in consequence of the plot.

The "chemistry" of human progress is sometimes very instructive and more strange than the chemistry of biological growths. Out of the repelling ingredients of manure are built up the lovely and fragrant petals of the rose. The seeds of British Empire in India were cast in a soil impregnated with "tricks, chicanery, intrigue and the Lord knows what"—even the drunkenness of the Company's soldiers. The restoration of Calcutta would no doubt have been sought, if necessary, by recourse to arms. But it was the Black Hole tragedy which particularly cried out for revenge. The circumstances in which that horror was perpetrated were remarkable. Calcutta had fallen, the Muhammadan priests were singing a psalm of thanksgiving, and the Europeans were left unmolested, when the scene changed suddenly because some European soldiers made themselves drunk and assaulted the Natives. The Nawab's officers were already enraged at the losses inflicted on them by the defenders of the fort, and they executed with fiendish eagerness the orders of their master that the Europeans might be punished for the assault by being confined in the room in which it was usual to imprison soldiers who had misbehaved themselves. They did not respect even sex, and among the unhappy prisoners to the number of 146 who were forced into the room, 18 feet square, was a lady, who, strangely enough, survived the dreadful night. The imprisonment of the woman, at least, must have been an act of thoughtless contempt for the lives of Europeans, and not a deliberate act. It is acknowledged by contemporary writers that the Muhammadans did not ill-treat women,

and even during a siege respected the privacy of women's apartments. It seems that Mrs. Watts, a celebrated character in the history of Calcutta in those days, used to say that she was saved from the Nawab's harem by the intercession of his mother, Amina Begam. But Siraj-uddaula also, with all his faults of character, was credited with chivalry, and he could not be responsible for the presence of Mrs. Carey in the Black Hole. Indeed, it is amusing to read how even Englishmen sometimes took advantage of the respect paid by Muhammadans to the *dholey* and the veil. Mr. Watts did not dare to go openly to Mir Jafar's palace to secure his signature to the treaty with the future Nawab. The Armenian Coja Petrus conveyed him in a *dholey* to the palace at night and the signature was obtained! With all the redeeming features in the character of the leading personages, the growth of the British Empire took place amid surroundings which none would wish back again. When Native politicians in Bengal show a tendency to divide themselves into two camps, associated with their respective religions, there is at least one feature of the politics of a hundred and fifty years ago which may be recalled with advantage and instruction, and that is how the Muhammadan and the Jain, the Panjabi and the Bengali, the Englishman, the Hindu and the Armenian, served one another irrespectively of their religious faiths, and even in seeking personal profit, each unconsciously worked in a cause which ultimately made for liberty and righteousness.

January 1907 East and West.

**B. M. Malabari.**

[ We have given certain sketches about Jagatseth's House in J. C. Herald and its geneology in J. Uga. Jagatsheth's family has performed a greater part in Bengal Politics a century ago than in Jain religious affairs. To give a fairly good idea thereof we crave leave of the Editor 'East and West' to publish the above. By the way we may point out that the noted Amichand was not a Jaina Bania as many wrongly allege. Editor.]

# શ્રી વાદિદેવસૂરિકૃત પ્રમાણનયતત્ત્વાલોકાલંકારઃ

અનુવાદકઃ—મોહનલાલ ભગવાનદાસ ઝવેરી સોલિસિટર

ગત ભાદ્રપદ-કાર્તકનો અંક પૃ. ૩૦ થી ચાલુ.

**असिद्ध विरुद्धानैकान्तिकास्त्रयो हेत्वाभासाः॥४७॥**

**હેત્વાભાસના ત્રણ પ્રકાર**—અસિદ્ધ, વિરુદ્ધ, તથા અનૈકાંતિક એમ હેત્વાભાસો ત્રણ છે. ૪૭.

હેતુના લક્ષણ માટે જુઓ પરિચ્છેદ ૩ જો સૂત્ર ૧૧. હેતુના એવા લક્ષણથી રહિત અહેતુ પણ હેતુ-સ્થાને મૂકાતાં હેતુ જેવા ભાસે છે.

પ્રમાણમીમાંસાકાર શ્રી હેમચંદ્રસૂરિ પણ એજ સૂત્ર શબ્દશઃ આપે છે. જુઓ પ્રમાણમીમાંસા ૨-૧-૧૬. પ્રમાણમીમાંસા પરની સ્વોપજ્ઞટીકામાં તેઓ કહે છે કે હેતુ ન હોવા છતાં હેતુ જેવા ભાસે તે અસિદ્ધાદિ હેત્વાભાસો જાણવા. અસિદ્ધાદિ ખરી રીતે સાધનના દોષો જ છે, અને સાધન દુષિત થતાં તેનો (સાધનનો) અભાવ થાય છે; તો પણ સાધન-વાચક હેતુમાં ઉપચારથી હેત્વાભાસનું નિરૂપણ પૂર્વાચાર્યોએ કર્યું છે, તેથી તેની તેની પ્રસિદ્ધિમાં બાધા ન લાવવાની ઇચ્છાથી અમે પણ હેત્વાભાસો હેતુદોષ તરીકેજ વર્ણવીએ છીએ.

અત્ર લેખકનું કહેવું એ છે કે હેતુ, હેત્વાભાસ અને અહેતુ એ ત્રણે ભિન્ન ભિન્ન વસ્તુસ્થિતિ દર્શાવે છે. જ્યાં નિર્દિષ્ટ લક્ષણવાળો સદ્‌હેતુ હોય છે ત્યાં તેનું સાધ્ય સાથે સર્વથા અર્થાત્ અવ્યભિચરિત સાહચર્ય-અવિનાભાવ સંબંધ હોય છે એટલે વ્યાપ્તિ નિર્દોષ હોય છે. હેત્વાભાસમાં સાધ્ય સાથે પ્રાયઃ સાહચર્ય-અવિનાભાવ સંબંધ હોય છે અર્થાત્ પ્રથમ દર્શને વ્યભિચાર લક્ષમાં આવતો નથી. વધુ વિચારને પરિણામે સાહચર્ય કોઇ સ્થળે વ્યભિચરિત, કોઇ સ્થળે બળવત્તર પ્રમાણથી બાધિત, કોઇ સ્થળે તુલ્ય બળવાળા વિપરીત સાધક હેતુના અસ્તિત્વથી સંદિગ્ધ કોટિમાં રહી સાધ્યસિદ્ધિ માટે ઉક્ત હેતુ-હેત્વાભાસ દોષ-અસમર્થ નિવડે છે અને બીજા પ્રમાણની અપેક્ષા રહે છે. અહેતુમાં તો સાધ્ય સાથે બિલકુલ સાહચર્ય અર્થાત્ અવિનાભાવ સંબંધ હોતો જ નથી. ત્રણેનાં ઉદાહરણો અત્ર આપવામાં આવે છેઃ (૧) પર્વત અગ્નિવાળો છે કારણ કે ધૂમાડાવાળો છે-એમાં ધૂમાડાવાળા હોવું તે હેતુ છે. (૨) પર્વત ધૂમાડાવાળો છે કારણકે અગ્નિવાળો છે-એમાં અગ્નિવાળા હોવું તે હેત્વાભાસ છે. (૩) પર્વત ધૂમાડાવાળો છે, કારણકે ઘડાવાળો છે-એમાં ઘડો અહેતુ છે.

પ્રમાણમીમાંસાની ટીકામાં શ્રી હેમચંદ્રાચાર્ય ઉક્ત સૂત્ર પર વિવેચન કરતાં લખે છે કે સૂત્રમાંનો "ત્રણ" શબ્દ ત્રણથી ઓછી તેમજ વધતી સંખ્યાના વ્યવચ્છેદ અર્થે યોજાયો છે, અર્થાત્ તે એમ દેખાડે છે કે હેત્વાભાસ ત્રણજ છે વધુ પણ નથી તેમ ઓછા પણ નથી. એટલે **કાલાતીત** અને **પ્રકરણસમ** હેત્વાભાસનો વ્યવચ્છેદ થાય છે. તેમાં કાલાતીતનો પક્ષાભાસમાં અન્તર્ભાવ થાય છે. ધર્મિ પ્રત્યક્ષ કે આગમથી બાધિત છે એવો નિર્દેશ થયા પછી થતો પ્રયોગ તે **કાલાત્યયાપદિષ્ટ** અપરનામ **કાલાતીત**નું ઉદાહરણ પૂરૂં પાડે છે. જેમકે, તૈજસ અવયવથી બનેલ અગ્નિ અનુષ્ણ-શીતલ છે, કૃતક હોવાથી, જેમ કે ઘટ. **પ્રકરણસમ** હેત્વાભાસ સંભવતોજ નથી કારણ કે યથોક્તલક્ષણવાળાં અનુમાનના પ્રયોગમાં તેમજ અદૂષિત અનુમાન પ્રયોગમાં બીજા અનુમાનનો સંભવ જ નથી.

મહામતિ સિદ્ધસેન દિવાકર ન્યાયાવતારના શ્લોક ૨૨-૨૩ માં હેત્વાભાસનું લક્ષણ કરી તેના ત્રણ પ્રકારનાં પણ લક્ષણ આપે છેઃ—

अन्यथानुपपन्नत्वं हेतो र्लक्षणमीरितम् ।
तदप्रतीतिसन्देहविपर्यासैस्तदाभता ॥२२॥
असिद्धस्त्वप्रतीतो यो योऽन्यथैवोपपद्यते ।
विरुद्धो योऽन्यथाप्यत्र युक्तोऽनैकान्तिकः स तु ॥२३॥

ન્યાયદર્શનકાર પાંચ હેત્વાભાસો વર્ણવે છેઃ-

सव्यभिचार, विरुद्ध, प्रकरणसम, साध्यसमातीतकाला हेत्वाभासाः । १-२-४

તર્કસંગ્રહકાર પણ પાંચ હેત્વાભાસો વર્ણવે છેઃ– सव्यभिचार, विरुद्ध, सत्प्रतिपक्षासिद्ध बाधिताः पञ्च-हेत्वाभासाः । વળી તર્કસંગ્રહકાર સવ્યભિચાર અપર-નામ અનૈકાંતિક હેત્વાભાસના સાધારણ, અસાધારણ, અને અનુપસંહારિ એવા ત્રણ ભેદ દર્શાવે છે, અને અસિદ્ધ હેત્વાભાસના આશ્રયાસિદ્ધ, સ્વરૂપાસિદ્ધ અને અને વ્યાપ્યત્વાસિદ્ધ એવા ત્રણ ભેદ દર્શાવે છે.ન્યાય-દર્શનકાર જેને સાધ્યસમ હેત્વાભાસ કહે છે તેનેજ જૈન તેમજ બૌદ્ધ નૈયાયિકો તથા તર્કસંગ્રહકાર આદિ વૈદિક નૈયાયિકો અસિદ્ધ હેત્વાભાસ કહે છે. ન્યાયદર્શનકાર જેને પ્રકરણસમ હેત્વાભાસ કહે છે તેનેજ તર્કસંગ્રહકાર સત્પ્રતિપક્ષ કહે છે. ન્યાયદ-ર્શનકાર પ્રકરણસમની વ્યાખ્યા આમ કરે છેઃ–"જે હેતુથી પક્ષ પ્રતિપક્ષ રૂપ પ્રકરણની ચિન્તા થાય તે જો સાધ્યસાધનાર્થે યોજાય તો તેને પ્રકરણસમ કહીએ."

પરીક્ષામુખકાર શ્રીમાણિક્યનન્દિ તથા ન્યાય-દીપિકાકાર શ્રીધર્મભૂષણ આદિ દિગંબર જૈન નૈયાયિકો **અકિંચિત્કર** નામનો ચોથો હેત્વાભાસ વર્ણવે છે પરંતુ પ્રમાણનિર્ણય પૃ. ૫૦, ૫૨ દિગંબર વાદિ-રાજસૂરિ અત્ર વર્ણવેલા ત્રણજ હેત્વાભાસો વર્ણવે છે, અકિંચિત્કર એવો જુદો હેત્વાભાસ વધારા તરીકે વર્ણવતા નથી. પરીક્ષામુખના ટીકાકાર અનંત-વીર્ય પ્રમેયરત્નમાલા નામની ટીકામાં કહે છે કે લક્ષણનિરૂપણ પૂરતીજ અકિંચિત્કરની ઉપયોગિતા છે, કારણકે વ્યુત્પન્ન પુરુષનો પ્રયોગ પક્ષદોષ દર્શા-વ્યાથીજ દુષ્ટ સિદ્ધ થઇ જાય છે. વળી સિદ્ધસાધન અને બાધિતવિષય નામના અકિંચિત્કરના બે પ્રકાર પ્રતીત અને નિરાકૃત નામના પક્ષાભાસોથી જુદા પાડી શકાય એમ નથી. અને પક્ષદોષ હોય ત્યાં હેતુદોષ જરૂર કહેવોજ જોઇયે એવું કંઇ નથી, કારણકે એમતો દૃષ્ટાન્તાદિ દોષો પણ કહેવા પડશે. આ રીતે **કાલા-ત્યયાપદિષ્ટ** અપરનામ **કાલાતીત**નો પણ નિ-રાસ થઈ જાય છે, અર્થાત્ પ્રત્યક્ષાદિનિરાકૃત પક્ષાભાસ માં તેનો અંતર્ભાવ થાય છે. **પ્રકરણસમ** પણ જુદો સંભવતો નથી, કારણકે સાધ્ય સાધક તથા સાધ્ય વિપર્યયસાધક એવા બે હેતુ હોય ત્યારે **પ્રકરણ-સમ** થાય છે અને પ્રકૃત બન્ને સાધનો તેમની અન્ય થાનુપપત્તિનો નિશ્ચય ન હોવાથી **અસિદ્ધ** હેત્વા ભાસમાંજ અંતર્ભૂત થાય છે–એમ જૈન તર્કપરિ ભાષામાં (જુઓ પૃ. ૧૨૫) ન્યાયવિશારદ યશોવિ-જયજી કહે છે. આ ગ્રંથની સ્યાદ્વાદ રત્નાકરાવ તારિકા નામની ટીકામાં રત્નપ્રભસૂરિ લખે છે કે પ્રકરણસમ હેત્વાભાસ વર્ણવવાની જરૂર નથીઃ પ્રક-રણસમનું આવું ઉદાહરણ અપાય કેઃ–"શબ્દ અ-નિત્ય છે કારણકે નિત્યધર્મની અનુપલબ્ધિ છે" એમ એક કહે તેને બીજો ઉત્તર આપે કે "શબ્દ નિત્ય છે કારણકે અનિત્યધર્મની અનુપલબ્ધિ છે;" આ કંઇ ઘટી શકે નહિ, કારણકે જો નિત્યધર્મની અનુ-પલબ્ધિ નિશ્ચિત હોય તો એ હેતુથી અનિત્યપ-ણાની સિદ્ધિ કેમ ન થાય? અર્થાત્ શબ્દ અનિત્ય છે એમ સિદ્ધ થાયજ. જો નિત્યધર્મની અનુપલ-બ્ધિ અનિશ્ચિત હોય તો સંદિગ્ધાસિદ્ધ નામનો હેત્વાભાસ થાય છે. ઉક્ત ઉદાહરણમાં પ્રતિવાદીને તો નિત્ય ધર્માનુપલબ્ધિ સ્વરૂપાસિદ્ધજ છે, કારણકે તેને ત્યાં નિત્યધર્મની ઉપલબ્ધિ સિદ્ધ છે. અનુપ-લબ્ધિનાં યોગ્યાયોગ્ય વિશેષણ મૂકી દઇને–અર્થાત ઉપલબ્ધિની યોગ્ય સામગ્રીના સદ્ભાવમાં જે અનુ-પલબ્ધિ તે યોગ્ય અનુપલબ્ધિ અને તેવી સામગ્રીના અભાવમાં જે અનુપલબ્ધિ તે અયોગ્ય અનુપલબ્ધિ એ વિચારણામાં ઉતર્યા સિવાય-નિત્યધર્મની અનુ-પલબ્ધિ માત્ર નિશ્ચિત હોય તો તે વ્યભિચારી અપર નામ અનૈકાંતિક હેત્વાભાસજ છે. આથી સિધ્ધ થાય છે કે સૂત્રકારે વર્ણવ્યા પ્રમાણે હેત્વાભાસો ત્રણ જ છે. પ્રસિધ્ધ બૌધ્ધ નૈયાયિકો દિઙ્નાગ અને ધર્મકીર્તિ પણ અસિધ્ધ વિરુધ્ધ અને અનૈકાંતિક એમ ત્રણજ હેત્વાભાસો વર્ણવે છે. જુઓ ન્યાયપ્ર-વેશ સૂત્રમાં ૨૨ મું સૂત્રઃ–असिद्धानैकान्तिकविरुद्धा हेत्वाभासाः । તથા ન્યાયબિંદુ ત્રીજો પરિચ્છેદ પૃ. ૧૧૦ :–एवं त्रयाणां रूपाणामेकैकस्य द्वयोर्द्वयोर्वा रूपयो-रसिद्धौ संदेहे च यथायोगमसिद्धविरुद्धानैकान्तिका-स्त्रयो हेत्वाभासाः ।

न्यायप्रवेश सूत्रमां प्रसिद्ध बौद्ध नैयायिक आचार्य दिङ्नाग उक्त त्रण हेत्वाभासोना उपभेदो नीचे प्रमाणे दर्शावे छेः–असिद्ध हेत्वाभासना उभयासिद्ध,अन्यतरासिद्ध,संदिग्धासिद्ध तथा आश्रयासिद्ध एवा चार प्रकार; अनैकांतिक हेत्वाभासना साधारण, असाधारण, सपक्षैक देशवृत्तिविपक्षव्यापी, विपक्षैक देशवृत्तिसपक्षव्यापी, उभयपक्षैक देशवृत्ति तथा विरुद्धाव्यभिचारी एवा छ प्रकार, अने विरुद्ध हेत्वाभासना धर्मस्वरूप विपरीतसाधन, धर्म विशेष विपरीतसाधन, धर्मिस्वरूप विपरीतसाधन तथा धर्मिविशेष विपरीतसाधन एवा चार प्रकार.

प्रसिद्ध बौद्धाचार्य धर्मकीर्तिकृत न्यायबिन्दुमां असिद्ध हेत्वाभासना आचार्य दिङ्नाग कथित उक्त चार प्रकारो उपरांत धर्म्यसिद्ध एवो एक विशेष पांचमो प्रकार मान्यो छे (जेनो दिङ्नागना मत प्रमाणे तो आश्रयासिद्धमांज समावेश थाय छे.) धर्मकीर्तिए अन्यतरासिद्धना वादासिद्ध अने प्रतिवादासिद्ध एवा बे उपभेदो मानी बे उदाहरणो आप्यां छे. आवी रीते आचार्य दिङ्नागे वर्णवेला हेत्वाभासोना प्रकारोमां धर्मकीर्तिनी प्रायः संमति मालम पडे छे, परंतु आचार्य दिङ्नागे अनैकांतिकना एक प्रकार तरीके वर्णवेला "विरुद्धाव्यभिचारी"नो स्वीकार धर्मकीर्ति करता नथी, अने तेना बीजा प्रकारो "साधारण" "असाधारण"नो स्पष्ट रीते पृथक् उल्लेख करता नथी, परंतु साधारणनो स्वीकार उदाहरणमां करे छे, अने साधारणने तेमज सपक्षैक देशवृत्ति विपक्ष व्यापी, विपक्षैक देशवृत्ति सपक्ष व्यापी तथा उभयपक्षैक देशवृत्तिने 'असिद्ध विपक्ष व्यावृत्तिक'मां घटावता होय एम तथा असाधारण जुदा प्रकार तरीके मानता होय एम लागे छे. विरुद्ध हेत्वाभासना धर्मकीर्ति बेज प्रकार माने छे; अने तेनां उदाहरणो परथी एम कल्पना थाय छे के साध्य विपर्यय साधनमां योजातो हेतु-खरी रीते तो हेत्वाभास-स्वभाव हेतु तरीके योजाय त्यारे एक प्रकार अने कार्य हेतु तरीके योजाय त्यारे बीजो प्रकार, एवी रीते विरुद्धना बे प्रकारो पाडेला छे. आ बन्ने प्रकारो आचार्य दिङ्नागना मत प्रमाणे "धर्मस्वरूप विपरीतसाधन" नामना तेणे मानेला प्रकारमां घटावाय. वळी धर्मकीर्ति पोते मानेला प्रकारमांज आचार्य दिङ्नागे मानेला "इष्ट विघातकृत्" अर्थात् "धर्मविशेष विपरीतसाधन"नो समावेश थइ जाय छे एम कहे छे, अने आचार्य दिङ्नागे मानेला विरुद्धना "धर्मिस्वरूप विपरीतसाधन" अने "धर्मिविशेष विपरीत साधन"मां संमति दर्शावता नथी. आ छेल्ला बे प्रकारनुं रत्नाकरावतारिका टीकाकार पण खंडन करे छे.

प्रस्तुत ग्रंथना सूत्रकार जैन नैयायिक श्रीवादिदेवसूरि दिङ्नाग करतां धर्मकीर्तिने वधु मळता आवे छे ए स्वाभाविक छे; कारण के प्रथम दिङ्नाग थया अने तेमनी पछी धर्मकीर्ति अने तेमनी पछी वादिदेवसूरि-एटले न्यायनो विकास थतो गयो अने तेमां क्रमे पोताना पूर्ववर्ती नैयायिकोनी धर्मकीर्तिए समालोचना करी अने केटलेक स्थळे स्वतंत्र मत प्रगट कर्यो अने तेमनी योग्य टीकाओनो स्वीकार करी अने अन्यत्र तेमना मतथी जुदा पडी पोतानो स्वतंत्र अभिप्राय रजु करी न्यायनो बहु सारो विकास वादिदेवसूरिए कर्यो. दिगंबर जैन नैयायिको तेमज अन्यान्य वैदिक नैयायिकोनी पण समालोचना तेमणे करी अने पोताना समय सुधीनां सर्व न्यायग्रंथोनो निष्कर्ष काढी विशेष विकासरूपे प्रस्तुत ग्रंथनी तेमणे रचना करी. हेत्वाभासनुं तेमनुं वर्गीकरण आनो पुरावो छे.

श्री वादिदेवसूरि असिद्ध हेत्वाभासना उभयासिद्ध तथा अन्यतरासिद्ध एवा बेज प्रकार, अने अनैकांतिक हेत्वाभासना निर्णीत विपक्षवृत्तिक तथा संदिग्ध विपक्षवृत्तिक एवा बेज प्रकार वर्णवे छे; परंतु विरुद्धना बिलकुल भेद पाडता नथी; अने बौद्ध तथा वैदिक नैयायिकोए मानेला प्रकारो जे तेमने संमत छे ते बधानो आ वर्गीकरणमां तेओ समावेश करे छे. दाखला तरीके धर्मकीर्तिए मानेला वादासिद्ध अने प्रतिवादासिद्धनो श्री वादिदेवसूरिए मानेला अन्यतरासिद्धमां समावेश थाय छे, तेमज संदिग्धासिद्ध आश्रयासिद्ध तथा धर्मकीर्तिए मानेल धर्म्यसिद्ध ए सर्वेनो अत्रे मानेला असिद्धना बे प्रकारोमां विवक्षा प्रमाणे पहेला के बीजामां समावेश थइ जाय छे.तेमज वैदिक नैयायिकोना आश्रयासिद्ध, स्वरूपासिद्ध

તથા વ્યાપ્યત્વાસિદ્ધના એક પ્રકારનો પણ અત્ર સમાવેશ થઇ જાયછે. સ્વરૂપાસિદ્ધનો ઉભયાસિદ્ધમાં તથા બાકી બેનો વિવક્ષા પ્રમાણે એક કે બીજા પ્રકારમાં સમાવેશ થાયછે. રત્નાકરાવતારિકામાં તો આશ્રયાસિદ્ધનું ખંડન કરેલું છે અને વ્યાપ્યત્વાસિદ્ધના બીજા પ્રકાર સોપાધિકને અનૈકાંતિકના ભેદ તરીકે વર્ણવ્યો છે. વાદિરાજસૂરિ આશ્રયાસિદ્ધનો સ્વરૂપાસિદ્ધમાં અંતર્ભાવ કરે છે. અત્રે માનેલ અનૈકાંતિક હેત્વાભાસના બે પ્રકારોમાં તર્કસંગ્રહકારે માનેલ સાધારણ, અસાધારણ, તથા અનુપસંહારિ તેમજ દિઙ્નાગે માનેલ ઉક્ત ૭ અથવા ધર્મકીર્તિ–સંમત પાંચ પ્રકારોનો સમાવેશ થઇ જાય છે, જો કે જૈન તથા બૌદ્ધ નૈયાયિકોના મતે દૃષ્ટાન્ત અનુમાનનું અંગ ન હોવાથી અનુપસંહારિ એવો જુદો પ્રકાર સંભવતો નથી. તર્કભાષાકારે પણ અનુપસંહારિ નામનો જુદો પ્રકાર માન્યો નથી. રત્નાકરાવતારિકાના મતે અસાધારણનો વિરુદ્ધમાં સમાવેશ થાય છે. વળી દિઙ્નાગ સંમત વિરુદ્ધાવ્યભિચારીનો જૈનમતથી વિરુદ્ધમાં અથવા સંદિગ્ધ વિપક્ષવૃત્તિ અનૈકાંતિકમાં સમાવેશ થાય છે. વિરુદ્ધના પ્રકાર વૈદિક નૈયાયિકો પાડતા નથી અને અત્ર પણ પાડ્યા નથી અર્થાત્ બૌદ્ધોએ માન્યા છે પણ બીનજરૂરી છે એવો પાછળના નૈયાયિકોનો તેમજ શ્રી વાદિદેવસૂરિનો મત છે.

લક્ષણદોષોનો સમાવેશ પણ હેત્વાભાસમાંજ થાય છે તે આ સ્થળે દર્શાવીશું. લક્ષણની વ્યાખ્યા અકલંકદેવ આમ કરે છેઃ—

"व्यतिकीर्णवस्तुव्यावृत्तिहेतुर्लक्षणम् ॥ " પરસ્પર ભેગી મળેલી વસ્તુઓ જેવડે જુદી પાડી શકાય તે લક્ષણ. લક્ષણના આત્મભૂત અને અનાત્મભૂત એવા બે પ્રકાર છે. જે સ્વરૂપને અનુલક્ષી હોય તે આત્મભૂત અને તેથી ભિન્ન તે અનાત્મભૂત.અગ્નિની ઉષ્ણતા તે આત્મભૂત અને દેવદત્તનો દંડ તે અનાત્મભૂત લક્ષણો છે—એટલે ઉષ્ણતાવાળો પદાર્થ તે અગ્નિ અને દંડધારી તે દેવદત્ત એમ કહેવાય ત્યાં ઉક્ત રીતે લક્ષણનું વર્ગીકરણ થાય. અનાત્મભૂતને તટસ્થ પણ કહે છે. લક્ષણ જેવું પણ લક્ષણ નહિ તે લક્ષણાભાસ. તેના ત્રણ ભેદ છે એટલે લક્ષણદોષો ત્રણ પ્રકારના છેઃ—અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ, અને અસંભવ. આ ત્રણે દોષોનો સમાવેશ અસિદ્ધ હેત્વાભાસમાં થાય છે. તર્કભાષાકાર અતિવ્યાપ્તિનો વ્યાપ્યત્વાસિદ્ધમાં સમાવેશ કરે છે, કારણ કે વિપક્ષ માત્રમાં અસત્ત્વનો અભાવ અને સોપાધિકપણું છે—જેમકે ગાયનું પશુ એવું લક્ષણ કરવામાં આવે તો પશુપણું નહિ પણ-સાસ્નાદિમત્ત્વ (ગળે ઝુલતી ચામડી–કામળો હોવો તે) પ્રયોજક છે–જુદી પાડી ઓળખાવે છે. તેમજ અવ્યાપ્તિ એ ભાગાસિદ્ધ હેત્વાભાસ છે જેમકે ગાયનું ચિત્રિત હોવું તે. અસંભવ એ સ્વરૂપાસિદ્ધ છે; જેમકે ગાયનું એકશફત્વ-આખી ખરી હોવી એવું લક્ષણ.

यस्यान्यथानुपपत्तिः प्रमाणेन न प्रतीयते

सोऽसिद्धः ।४८।

स द्विविध उभयासिद्धोऽन्यतरासिद्धश्च ।४९।

उभयासिद्धो यथा परिणामी शब्दश्चाक्षुपत्वात् ।५०।

अन्यतरासिद्धो यथा अचेतनास्तरवो विज्ञानेन्द्रियायुर्निरोधलक्षणमरणरहितत्वात् ।५१।

અસિદ્ધ હેત્વાભાસ લક્ષણ—જેની અન્યથાનુપપત્તિ-અવિનાભાવ પ્રમાણદ્વારા ન માલમ પડે તે અસિદ્ધ ૪૮.

હેતુનું લક્ષણ "અન્યથાનુપપન્નત્વ"જ છે એ બૌદ્ધો સામે તેમના હેતુનાં "ત્રિલક્ષણ" કે "ત્રિરૂપ" એવાં લક્ષણનું ખંડન કરતાં દિગંબર જૈનાચાર્ય પાત્રસ્વામિએ રચેલા આ શ્લોકો સૂક્ષ્મમતિ બૌદ્ધાચાર્ય શાંતરક્ષિતે પૂર્વપક્ષમાં પોતાના તત્ત્વસંગ્રહ નામના ગ્રંથમાં ઉદ્ધર્યા છે (જુઓ તત્ત્વસંગ્રહ ભાગ ૧લો પૃ. ૪૦૫-૬):—.

अन्यथानुपपन्नत्वे ननु दृष्टा सुहेतुता ।
नासति त्र्यंशकस्यापि तस्मात्क्लीबास्त्रिलक्षणाः ॥१३६४॥
नान्यथानुपपन्नत्वं यत्र तत्र त्रयेण किम् ।
अन्यथानुपपन्नत्वं यत्र तत्र त्रयेण किम् ॥१३६९॥

હવે હેતુના લક્ષણરૂપ અન્યથાનુપત્તિથી વિપરીતને વિરુદ્ધ તથા અનિશ્ચિત અન્યથાનુપપત્તિને અનૈકાન્તિક હેત્વાભાસ તરીકે હવે પછી વર્ણવવામાં આવશે તેથી અહિંયાં હેતુસ્વરૂપની અપ્રતીતિદ્વારા એકજ પ્રકારની અન્યથાનુપપત્તિની અપ્રતીતિ સમજવી, જો કે આ અપ્રતીતિ અજ્ઞાન, સન્દેહ કે વિપર્યયથી પણ થાય. ટૂંકામાં હેતુનું જૈન લક્ષણ ધ્યાનમાં રાખી તપાસીએ તો ત્રણ હેત્વાભાસની જૈન પ્રરૂપણા

અન્યથાનુપપત્તિની અપ્રતીતિ, અનિશ્ચિતતા, તથા વિપરીતતા પર થયેલી છે, અને બૌદ્ધોની તો ત્રણ રૂપમાંના એકેક અથવા બબ્બેની અસિદ્ધિ કે સંદેહ ઉપર રચાઈ છે. આજ જૈન અને બૌદ્ધ વચ્ચેના હેત્વાભાસ સંબંધી મતભેદનું મૂલ છે.

**અસિદ્ધના બે પ્રકાર**—તે (અસિદ્ધ હેત્વાભાસ) ઉભયાસિદ્ધ અને અન્યતરાસિદ્ધ એમ બે પ્રકારનો છે. ૪૯.

ઉભયને અસિદ્ધ એટલે વાદિ તેમજ પ્રતિવાદિ બન્નેને અસિદ્ધ; અન્યતરને અસિદ્ધ એટલે વાદિ અથવા પ્રતિવાદિને અસિદ્ધ.

**ઉભયાસિદ્ધનું ઉદાહરણ**—ઉભયાસિદ્ધ જેમકે શબ્દ પરિણામી છે કારણકે આંખથી જોઇ શકાય એવો છે. ૫૦.

શબ્દ જોઇ શકાય એવો ન હોઇ કાનથી સાંભળી શકાય એવો હોવાથી વાદિ અને પ્રતિવાદિ બન્નેને અસિદ્ધ છે. આ સ્વરૂપાસિદ્ધનું ઉદાહરણ છે, કારણકે ચાક્ષુષત્વની સ્વરૂપથીજ શબ્દમાં અપ્રતિપત્તિ છે.

**અન્યતરાસિદ્ધનું ઉદાહરણ**—અન્યતરાસિદ્ધ જેમકે વૃક્ષો અચેતન છે કારણકે વિજ્ઞાન ઇંદ્રિય અને આયુષના નિરોધ-નિવૃત્તિ-રૂકાવટ રૂપ મરણ રહિત છે. ૫૧.

બૌદ્ધોનું આવું કથન જૈનોને અસિદ્ધ છે, કારણકે જૈનાગમોમાં વૃક્ષમાં પણ વિજ્ઞાન, ઇંદ્રિય અને આયુષની સિદ્ધિ સપ્રમાણ કરેલી છે. આ પ્રતિવાદિને અસિદ્ધ હોય તેનું ઉદાહરણ છે. વાદિને અસિદ્ધ હોય તેનું ઉદાહરણઃ-"સુખાદિ અચેતન છે કારણકે ઉત્પન્ન થાય છે."

અહિંયાં ઉત્પત્તિ ધર્મ સાંખ્યવાદિ માનતો ન હોવાથી તેને તે અસિદ્ધ છે, કારણકે તેનો ધર્મનો આવિર્ભાવ થાય છે એમ સર્વત્ર માને છે, અર્થાત તે ઉત્પત્તિ અને નાશ માનતો નથી પરંતુ આવિર્ભાવ અને તિરોભાવ માને છે.

પ્રમાણમીમાંસાકાર અસિદ્ધનું આવું લક્ષણ આપે છેઃ-

" नासन्ननिश्चितसत्त्वो वाऽन्यथानुपपन्न इति सत्त्वस्यासिद्धौ सन्देहे वाऽसिद्धः " २-१-१७ પ્ર. મી. પૃ. ૭૯

સ્વોપજ્ઞટીકામાં તેઓ અસિદ્ધના સ્વરૂપાસિદ્ધ અને સંદિગ્ધાસિદ્ધ એવા બે પ્રકાર દર્શાવે છે. તેમના મતે સ્વરૂપાસિદ્ધ તે ઉભયાસિદ્ધજ છે. સ્વરૂપાસિદ્ધના સંબંધમાં તેઓ લખે છે કે પક્ષધર્મત્વ ન હોવાથી આ અસિદ્ધ છે એમ ન માનવું, એતો અન્યથાનુપપત્તિરૂપ હેતુલક્ષણથી રહિત હોવાથી અસિદ્ધ છે. પક્ષધર્મત્વ કંઈ હેતુનું લક્ષણ નથી, તેના અભાવમાં પણ અન્યથાનુપપત્તિના બલથી હેતુપણું ઘટે છે એ કહેવાઇ ગયું છે. કુમારિલભટ્ટ પણ એમ જ કહે છેઃ-

" पित्रोश्च ब्राह्मणत्वेन पुत्रब्राह्मणतानुमा ।
सर्वलोकप्रसिद्धा न पक्षधर्ममपेक्षते ॥ "

સંદિગ્ધાસિદ્ધના વાદિ, પ્રતિવાદિ તથા ઉભયને અસિદ્ધ એમ ત્રણ પ્રભેદો તેઓ વર્ણવે છે.

દિગંબર વાદિરાજસૂરિ અસિદ્ધના ત્રણ પ્રકાર આમ વર્ણવે છેઃ-

" असिद्धोऽपि त्रिविध एव ।
स्वरूपाज्ञातसंदिग्धासिद्धविकल्पात् । "

સ્વરૂપાસિદ્ધ જેમકે, " શબ્દ નિત્ય છે, કારણકે ચક્ષુગ્રાહ્ય છે."

અજ્ઞાતાસિદ્ધ જેમકે, " શબ્દ અનિત્ય છે, કૃતકત્વાદિ હોવાથી," આ અજ્ઞાતાસિદ્ધ છે કારણકે પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રમાણથી શબ્દમાં કૃતકત્વ સિદ્ધ થતું નથી.

સંદિગ્ધાસિદ્ધ જેમકે, જ્યારે આકળ છે કે ધૂમાડો છે એવો સંદેહ પૃથ્વી આદિ પદાર્થસમૂહ જોતાં થાય ત્યારે "અહિંયાં અગ્નિ છે કારણકે ધૂમાડો છે " એમ કહેવામાં આવે તો સંદિગ્ધાસિદ્ધ થાય. વાદિરાજસૂરિ આશ્રયાસિદ્ધનો સ્વરૂપાસિદ્ધમાં અંતર્ભાવ કરે છે.પ્રમાણમીમાંસાકાર વિશેષ્યાસિદ્ધ, વિશેષણાસિદ્ધ, ભાગાસિદ્ધ, આશ્રયાસિદ્ધ, આશ્રયૈકદેશાસિદ્ધ, વ્યર્થવિશેષ્યાસિદ્ધ, વ્યર્થવિશેષણાસિદ્ધ, સન્દિગ્ધવિશેષ્યાસિદ્ધ, તથા સન્દિગ્ધવિશેષણાસિદ્ધને વાદિપ્રતિવાદ્યુભયાસિદ્ધમાં સમાવેછે.

ન્યાયદર્શનકાર સાધ્યસમ અપરનામ અસિદ્ધની આવી વ્યાખ્યા કરે છેઃ- " साध्याविशिष्टः साध्यत्वात्साध्यसमः " એટલે જે હેતુ સિદ્ધ ન હોઇ સાધ્ય

કોટિમાંજ હોય તે સાધ્યના જેવોજ હોવાથી સાધ્યસમ અર્થાત્ અસિદ્ધ કહેવાય. સાધ્ય અસિદ્ધ હોય છે, તેથી જે હેતુ અસિદ્ધ હોય તેને સાધ્યસમ કહે છે.

તર્કભાષાકાર અસિદ્ધનું આવું લક્ષણ આપે છે કે જે ઉદયનાચાર્યે કરેલું છે:–

"व्याप्तस्य पक्षधर्मताप्रतीतिः सिद्धिस्तदभावोऽसिद्धिरित्यसिद्धलक्षणमुक्तम्"

અને અસિદ્ધના આશ્રયાસિદ્ધ, સ્વરૂપાસિદ્ધ તથા વ્યાપ્યત્વાસિદ્ધ એવા ત્રણ ભેદ વર્ણવે છે, અને તે દરેકનાં આમ લક્ષણ બાંધે છે:–(૧) "यस्य हेतोराश्रयो नावगम्यते स आश्रयासिद्ध यथा गगनारविन्दं सुरभि अरविन्दत्वात् सरोजारविंदवत् ।" અહિંયાં અરવિન્દ પણાનો ગગનારવિન્દરૂપ આશ્રય જ નથી તેથી આશ્રયાસિદ્ધ થાય છે. (૨) "स्वरूपासिद्धस्तु स एवोच्यते यो हेतुराश्रये नावगम्यते । यथा सामान्यमनित्यं कृतकत्वादिति ।" કૃતકત્વ હેતુ સામાન્યરૂપ આશ્રયમાં નથી તેથી સ્વરૂપાસિધ્ધ થાય છે. (૩) "व्याप्यत्वासिद्धस्तु स यत्र व्याप्तिर्नावगम्यते । स द्विविधः । एकः साध्येनासहचरितः । अपरस्तु सोपाधिकतया साध्यसंबन्धः । तत्र प्रथमो यथा यत्सत्तत्क्षणिकं यथा जलधरः ।" સત્ત્વરૂપ હેતુની અહિંયાં ક્ષણિકત્વરૂપ સાધ્ય સાથે વ્યાપ્તિ હોવાનું કંઇ પ્રમાણ નથી તેથી પહેલા પ્રકારનો વ્યાપ્યત્વાસિધ્ધ થયો. બીજા પ્રકારનું ઉદાહરણ:–"તે શ્યામ છે, મિત્રાપુત્ર હોવાથી, જેમ મિત્રાના પ્રત્યક્ષ દેખાતા બીજા પુત્રો શ્યામ છે." અહિંયાં શાકાદ્યન્નપરિણતિ ઉપાધિ છે.

તર્કભાષાકારના મતે ભાગાસિદ્ધ તેમજ વિશેષણાસિદ્ધ, વિશેષ્યાસિદ્ધ, અસમર્થ વિશેષણાસિદ્ધ, અસમર્થ વિશેષ્યાસિદ્ધ આદિ પણ સ્વરૂપાસિદ્ધનાજ ભેદો છે.

હેતુના અન્યોન્યાશ્રય, ચક્રક અને અનવસ્થા પણ દોષો છે, અને એ દોષોથી હેતુ અસિધ્ધ થાય છે તેથી અસિધ્ધ હેત્વાભાસમાં એ ત્રણેનો સમાવેશ થઇ શકે છે, જ્યાં એક હેતુને સિધ્ધ કરવાને બીજો હેતુ અને એ બીજા હેતુને સિધ્ધ કરવાને પાછો પહેલો હેતુ યોજાય, અથવા જ્યાં હેતુને સિધ્ધ કરવાને સાધ્યનેજ હેતુ બનાવવામાં આવે ત્યાં અન્યોન્યાશ્રય દોષ કહેવાય; જેમકે, આકાશ અનિત્ય છે, કારણકે કાર્ય છે, અને આકાશ કાર્ય છે કારણકે અનિત્ય છે. આ દોષ પરસ્પરાશ્રય અથવા ઇતરેતરાશ્રય પણ કહેવાય. જ્યાં ત્રણથી વધારે હેતુની સિધ્ધિ એકબીજા ઉપર અવલમ્બી રહે ત્યાં ચક્રક દોષ થાય. જ્યાં ઉત્તરોત્તર નવી નવી ખોટી કલ્પનાઓ કરવી પડે અને તે કલ્પનાઓનો અન્ત ન હોય તો ત્યાં અનવસ્થા દોષ થાય. કલ્પનાઓ જો સપ્રમાણ હોય તો એ દોષ થતો નથી. આ ત્રણે દોષો લક્ષ્ય લક્ષણ, કાર્યકારણ વગેરેમાં સંભવે છે. જુઓ પં. દરબારીલાલકૃત ન્યાયપ્રદીપ પૃ. ૬૫–૬૬

રત્નાકરાવતારિકા ટીકાકાર જૈનેતર નૈયાયિકોએ ગણેલા અસિધ્ધના પચીશ પ્રકારો ઉદાહરણ સહિત આપે છે તેનો અત્ર સ્થળસંકોચને લઇને માત્ર નામનિર્દેશ કરીશું. પોતે તે પ્રકારોનું વર્ણન નથી કર્યું તે માટે ગ્રંથકાર કહે છે કે જ્યારે બંને વાદિપ્રતિવાદિની અપેક્ષાએ અસિધ્ધ કહેવાય ત્યારે તેનો ઉભયાસિધ્ધમાં અને બેમાંથી એકની અપેક્ષાએ અસિધ્ધ કહેવાય ત્યારે અન્યતરાસિધ્ધમાં સમાવેશ થાય છે.

એ પચીશ પ્રકારનાં નામો આ પ્રમાણે છે:–(૧) સ્વરૂપાસિધ્ધ (૨) વ્યધિકરણાસિધ્ધ (૩) વિશેષ્યાસિધ્ધ (૪) વિશેષણાસિધ્ધ (૫) ભાગાસિધ્ધ–પક્ષૈકદેશાસિધ્ધ (૬) આશ્રયાસિધ્ધ (૭) આશ્રયૈકદેશાસિધ્ધ (૮) સંદિગ્ધાશ્રયાસિધ્ધ (૯) સંદિગ્ધાશ્રયૈકદેશાસિધ્ધ (૧૦) આશ્રયસંદિગ્ધવૃત્ત્યસિધ્ધ (૧૧) આશ્રયૈકદેશસંદિગ્ધવૃત્ત્યસિધ્ધ (૧૨) વ્યર્થવિશેષણાસિધ્ધ (૧૩) વ્યર્થવિશેષ્યાસિધ્ધ (૧૪) સંદિગ્ધાસિધ્ધ (૧૫) સંદિગ્ધવિશેષ્યાસિધ્ધ (૧૬) સંદિગ્ધવિશેષણાસિધ્ધ (૧૭) એકદેશાસિધ્ધ (૧૮) વિશેષણૈકદેશાસિધ્ધ (૧૯) વિશેષ્યૈકદેશાસિધ્ધ (૨૦) સંદિગ્ધૈકદેશાસિધ્ધ (૨૧) સંદિગ્ધવિશેષણૈકદેશાસિધ્ધ (૨૨) સંદિગ્ધવિશેષ્યૈકદેશાસિધ્ધ (૨૩) વ્યર્થૈકદેશા-

સિધ્ધ (૨૪) વ્યર્થવિશેષણૈકદેશાસિધ્ધ (૨૫) વ્યર્થવિશેષ્યૈકદેશાસિધ્ધ.

શ્રીવાદિદેવસૂરિ ઉપલા પચીશ પ્રકારોમાંના કેટલાકનું ખંડન કરે છે. તેઓના મતે વ્યધિકરણાસિધ્ધ આશ્રયાસિધ્ધ ને આશ્રયૈકદેશાસિધ્ધ સંભવતા નથી; સંદિગ્ધાશ્રયાસિધ્ધ હેતુદોષ નથી પણ પક્ષદોષ છે કારણકે ધર્મી અસિધ્ધ છે, તેમજ સંદિગ્ધાશ્રયૈકદેશાસિધ્ધ પણ પક્ષદોષ છે. આશ્રયસંદિગ્ધવૃત્યસિધ્ધ તો હેત્વાભાસ ત્યારેજ કહી શકાય કે જો હેતુનું પક્ષધર્મત્વ અનુમાનનાં અંગ તરીકે સ્વીકારાય.તેજ પ્રમાણે આશ્રયૈકદેશસંદિગ્ધવૃત્તિ પણ અસિધ્ધ ન કહેવાય. વ્યર્થવિશેષણાસિધ્ધ, વ્યર્થવિશેષ્યાસિધ્ધ ને વ્યર્થૈકદેશાસિધ્ધ વગેરેમાં વક્તાની કુશલતાને અભાવેજ વચનની વ્યર્થતા આવે છે તેથી તે કંઇ અસિધ્ધના ભેદ નથી. એ પ્રમાણે દશ પ્રકાર અસ્વીકાર્ય હોઇ બાકીના પંદર પ્રકારજ સંભવે છે અને તેનો અંતર્ભાવ વિવક્ષાની અપેક્ષાએ ઉભયાસિધ્ધ કે અન્યતરાસિધ્ધમાં થાય છે.

**साध्यविपर्ययेणैव यस्यान्यथानुपपत्तिरध्यवसीयते स विरुद्धः ।५२।**

**यथा नित्य एव पुरुषोऽनित्य एव वा, प्रत्यभिज्ञानादिमत्त्वात् ।५३।**

**વિરુદ્ધહેત્વાભાસ લક્ષણ**—જેની અન્યથાનુપપત્તિ સાધ્યથી વિપરીતપણે જ માલમ પડે તે વિરુદ્ધહેત્વાભાસ ૫૨.

પ્રમાણમીમાંસાકાર વિરુદ્ધનું આવું લક્ષણ આપે છે:—"विपरीतनियमान्यथैवोपपद्यमानो विरुद्धः । प्र० मी. ૨-૧-૨૦ પૃ. ૮૦. તર્કભાષાકાર આવું લક્ષણ આપે છે:—" साध्यविपर्ययव्याप्तो हेतुर्विरुद्धः । ", तर्कभाषा पृ. १०६

સાધ્યના વિપરીત સાથે અવિનાભાવ સંબંધવાળો હેતુ સાધ્યની સાથે અવિનાભાવ સંબંધ હોવાની ભ્રાન્તિથી કોઈ યોજે ત્યારે વિરુદ્ધ હેત્વાભાસ થાય.

વિરુદ્ધનું ઉદાહરણ—જેમકે પુરુષ નિત્યજ છે અથવા અનિત્યજ છે કારણકે પ્રત્યભિજ્ઞાનાદિવાળો છે.

પ્રત્યભિજ્ઞાનાદિમાંના "આદિ" શબ્દથી સ્મરણ પ્રમાણ અને તેના આભાસ વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે.

ઉક્ત ઉદાહરણમાં પ્રત્યભિજ્ઞાનાદિમત્ત્વ હેતુ પ્રત્યગ્ આત્માનું નિત્યત્વ-સ્થિરૈકસ્વરૂપત્વ... સિધ્ધ કરવાને સાંખ્યોએ યોજ્યો છે.

અહિંયાં સ્થિરૈકસ્વરૂપવાળો પુરુષરૂપ સાધ્યથી વિપરીત પરિણામિ પુરુષથી પ્રત્યભિજ્ઞાનાદિમત્ત્વ હેતુ વ્યાપ્ત છે, તેથી વિરુદ્ધ હેત્વાભાસ થાય છે. સ્થિરૈકસ્વરૂપવાળા પુરુષમાં નિદ્રામાં જેમ બાહ્યપદાર્થને ગ્રહણ કરવારૂપ પ્રવૃત્તિનો અભાવ છે તેમજ જાગૃત અવસ્થામાં પણ બાહ્યપદાર્થગ્રહણપ્રવૃત્તિનો અભાવ તેનાં સ્થિરસ્વરૂપને લઇને માનવોજ પડશે, અને તેમ માનીએ તો તેને પ્રત્યભિજ્ઞાનાદિ બિલકુલ થશે નહિ; અને તે પ્રત્યભિજ્ઞાનાદિ થાય છે એમ માનીએ તો તેનું સ્થિરપણું રહેશે નહિ. આના બચાવમાં એમ કહેવામાં આવે કે આ વ્યવહાર તો અવસ્થાભેદને લઇને છે તો એમ કહેવું પણ યોગ્ય નથી, કારણકે અવસ્થાથી અવસ્થાતો (અવસ્થામાં રહેનાર)નો કેવલ ભેદ કે કેવલ અભેદ ઘટતો નથી. જો નિતાંત ભેદ હોય તો તે તે અવસ્થાઓ તે અવસ્થાતાની છે એવો (અવસ્થાતા અને અવસ્થાનો) સંબંધ ઘટશે નહિ કારણકે નિતાંત ભેદ હોય ત્યાં કોઇ પણ સંબંધ સંભવે નહિ. જો નિતાંત અભેદ હોય તો કેવલ અવસ્થાતાજ છે અને અવસ્થાભેદજ સંભવે નહિ કારણકે નિદ્રિતાવસ્થા આદિ બાલ્યાવસ્થા વૃધ્ધાવસ્થા આદિની જેમ અભિન્ન માનીએ તો અવસ્થાતાજ તે તે અવસ્થાવાળો હોઇ અવસ્થાનો અભાવ પ્રાપ્ત થશે.

ઉક્ત પ્રત્યભિજ્ઞાનાદિમત્ત્વ હેતુથી બૌધ્ધો એકાન્ત અનિત્યત્વ સાધે છે. તોપણ હેતુ પરિણામિ (અર્થાત્ નિત્યાનિત્યધર્મી) પુરુષથી વ્યાપ્ત હોવાથી વિરુધ્ધ હેત્વાભાસ થાય છે. પુરુષ જો અત્યન્ત વિનાશધર્મી હોય તો પૂર્વક્ષણ કે સમયનો પુરુષ ઉત્તરક્ષણ કે સમયના પુરુષથી તદ્દન અસંબધ્ધ અને જુદોજ સંભવે—જેવી રીતે ગમે તે કોઇ એક પુરુષ બીજા ગમે તે કોઇ પુરુષથી જુદો હોય છે. હવે જેમ ગમે તે એક

પુરુષના ચિત્તે અનુભવેલ વસ્તુનાં સ્મરણ કે પ્રત્યભિજ્ઞાન ગમે તે કોઇ બીજા પુરુષને થતાં નથી તેમ પૂર્વસમય–ક્ષણના પુરુષના ચિત્તે અનુભવેલ વસ્તુનાં સ્મરણ કે પ્રત્યભિજ્ઞાન ઉત્તરસમય–ક્ષણના પુરુષને થતાં નથી અર્થાત્ સ્મરણ પ્રત્યભિજ્ઞાન અત્યન્ત-વિનાશ ધર્મી પુરુષમાં સંભવેજ નહિ. પરંતુ નિત્યાનિત્યધર્મી પુરુષમાં બધું સ્પષ્ટ ઘટે છે, કારણકે સામાન્ય તથા વિશેષ જ્ઞાન વચ્ચે તથા ચિત્રજ્ઞાનમાં જેમ વિરોધ સંભવતો નથી તેમ નિત્યાનિત્ય ધર્મમાં પણ સંભવતો નથી.

રત્નાકરાવતારિકા ટીકાકાર વિરુધ્ધના સપક્ષ હોય ત્યારે ચાર અને ન હોય ત્યારે ચાર એમ કુલ આઠ પ્રકાર ઉદાહરણ સહિત વર્ણવે છે. અત્ર તેનો માત્ર નામનિર્દેશજ કરવામાં આવે છેઃ—

સપક્ષ હોય ત્યારે ચાર પ્રકાર હોય તે આમઃ–
(૧) પક્ષવિપક્ષવ્યાપક (૨) વિપક્ષૈકદેશવૃત્તિ પક્ષવ્યાપક (૩) પક્ષવિપક્ષૈકદેશવૃત્તિ (૪) પક્ષૈકદેશવૃત્તિ વિપક્ષવ્યાપક;

સપક્ષ ન હોય ત્યારે બીજા ચાર પ્રકાર એવાજ હોય; એટલે કુલે આઠ પ્રકાર થયા.

કોઇ જો એમ કહે કે વિરુદ્ધના આવા આઠ પ્રકાર યોગ્ય નથી અને જે ચાર પ્રકારો પક્ષવ્યાપક છે તેજ ખરી રીતે વિરુદ્ધ ભેદ છે કારણ કે જે પ્રકારો પક્ષૈકદેશવૃત્તિ છે તેને તો અસિદ્ધનું લક્ષણ લાગુ પડે છે, તો તેમ કહેવું ખોટું છે. તે પક્ષૈકદેશવૃત્તિ ચાર પ્રકારોને અસિદ્ધ અને વિરુદ્ધ બન્નેનાં લક્ષણ લાગુ પડતાં હોવાથી તેને માત્ર અસિદ્ધનાજ પ્રકારો નહિ પણ વિરુદ્ધના પણ પ્રકારો તરીકે વર્ણવી શકાય, જેમ ત્રાજવું છે તે એક વસ્તુ હોઇ પ્રમેય છે (એટલે પ્રમાણનો વિષય છે) અને અન્ય વસ્તુનાં તોલનરૂપ નિશ્ચિત જ્ઞાન કરતું હોઇ પ્રમાણ પણ છે.

તેજ ટીકાકાર આગળ કહે છે કે બૌદ્ધોને સંમત ધર્મિસ્વરૂપ વિપરીતસાધન અને ધર્મિવિશેષ વિપરીત–સાધન હેત્વાભાસો સંભવતાજ નથી, કારણ કે સાધ્ય સ્વરૂપથી વિપરીત સાધકનેજ વિરુદ્ધ હેત્વાભાસ એવું નામ અપાયું છે. તેમ નહિ માનીએ તો સમસ્ત અનુમાનના ઉચ્છેદનો પ્રસંગ પ્રાપ્ત થશે, જેમકે "કૃતક હોવાથી શબ્દ અનિત્ય છે," એમાં કૃતકત્વરૂપ હેતુ અનિત્યપણું તો સાધે છે પરંતુ જે જે કૃતક હોય તે કંઇ શબ્દ હોતો નથી, જેમકે ઘટ; વળી " જે જે કૃતક હોય તે સાંભળી શકાય એમ પણ નથી, જેમકે ઘટ, " એ ઉદાહરણોથી ધર્મિનું સ્વરૂપ તેમજ ધર્મિવિશેષને પણ સાધે છે તેથી તે અહેતુ થશે પણ એમ કૃતકત્વ-હેતુ માનવું તે યોગ્ય નથી. તેથી ધર્મિસ્વરૂપ વિપરીતસાધન અને ધર્મિવિશેષ વિપરીત સાધન સંભવતાજ નથી એમ ઠરે છે. આ બે પ્રકારનું સમર્થન કોઈ જૈન નૈયાયિકે કર્યું હોય તો તે દિગંબર વાદિરાજસૂરિ છે, જુઓ તેમનો પ્રમાણ–નિર્ણય પૃ. ૫૮ થી૬૧ તેઓ કહે છેઃ–" साध्यार्थाभावनिश्चितो विरुद्धो हेत्वाभासः,। स चानेकधा, धर्मतद्विशेषाभ्यां धर्मितद्विशेषाभ्यां च विपरीतस्यैव साधनात् ॥ " इत्यादि ।

**यस्यान्यथानुपपत्तिः संदिह्यते सोऽनैकान्तिकः स द्वेधा–निर्णीतविपक्षवृत्तिकः सन्दिग्धविपक्षवृत्तिकश्च ।५५।**

**निर्णीतविपक्षवृत्तिको यथा नित्यः शब्दः प्रमेयत्वात् ।५६।**

**सन्दिग्धविपक्षवृत्तिको यथा विवादपदापन्न पुरुषः सर्वज्ञो न भवति वक्तृत्वात् ।५७।**

**અનૈકાન્તિક હેત્વાભાસ લક્ષણ**—જેની અન્યથાનુપપત્તિ સંદિગ્ધ હોય તે અનૈકાંતિક ૫૪.

હેતુ સાધ્ય હોય ત્યાં હોય તેમજ કોઈક સ્થળે સાધ્યના અભાવમાં પણ હોય ત્યારે અન્યથાનુપપત્તિ સન્દિગ્ધ થાયછે. તર્કભાષા પૃ. ૧૦૭ પર અનૈકાંતિકનું લક્ષણ આમ છેઃ— " साध्यसंशयहेतुरनैकांतिकः " ।
પ્રમાણમીમાંસાકાર અનૈકાંતિકનું આવું લક્ષણ કરે છેઃ– " नियमस्यासिध्धौ सन्देहे वाऽन्यथाप्युपपद्यमानोऽनैकांतिकः " । ૨।૧।૨૧ પૃ. ૮૧. અનૈકાંતિકના ઉદાહરણ સહિત જૈનેતર નૈયાયિકોએ કહેલા આઠ પ્રકારો, જે નિર્ણીત વિપક્ષવૃત્તિનાજ ભેદો છે, પ્રમાણમીમાંસા માટે જુઓ ટીકા પૃ. ૮૨

**અનૈકાંતિકના બે પ્રકાર**—તે ( અનૈકાંતિક હેત્વાભાસ ) બે પ્રકારે છેઃ–( જેનું વિપક્ષમાં હોવું

નેર્ણીત-નિશ્ચિત છે તે ) નિર્ણીતવિપક્ષવૃત્તિક અને જેનું વિપક્ષમાં હોવું સંદિગ્ધ છે તે ) સન્દિગ્ધ-વેપક્ષવૃત્તિક. ૫૫.

સંદિગ્ધવિપક્ષવૃત્તિકને સંદિગ્ધવિપક્ષવ્યાવૃત્તિક, સન્દિગ્ધાન્યથાનુપપત્તિક, અને સંદિગ્ધવ્યતિરેક એવાં પણ નામ અપાય છે. પ્રમાણમીમાંસાકારની પણ ઉક્ત બેજ પ્રકારમાં સંમતિ છે.

**નિર્ણીતવિપક્ષવૃત્તિકનું ઉદાહરણ**—નિર્ણીત વિપક્ષવૃત્તિક જેમકે શબ્દ નિત્ય છે, કારણકે પ્રમેય ( પ્રમાણનો વિષય ) છે. ૫૬.

સપક્ષ એવા નિત્ય આકાશાદિમાં તેમજ વિપક્ષ એવા અનિત્ય ઘટાદિમાં પણ પ્રમેયપણું એક સરખી રીતે માલમ પડતું હોવાથી તે પ્રમેયપણાનો નિત્યપણા સાથે અવિનાભાવ છે કે અનિત્યપણા સાથે અવિનાભાવ છે એમ અન્યથાનુપપત્તિ સંદિગ્ધ હોવાથી ઉક્ત ઉદાહરણમાં અનૈકાંતિક હેત્વાભાસ હોવાનો નિર્ણય થાય છે, અને વિપક્ષમાં પ્રમેયપણું નિર્ણીત હોવાથી આ નિર્ણીત વિપક્ષવૃત્તિકનું ઉદાહરણ થાય છે. વૈદિક તથા બૌદ્ધ નૈયાયિકોએ માનેલ અનૈકાંતિકના સાધારણ નામના એક પ્રકારનું ઉક્ત ઉદાહરણ છે, તેથી એમ ઠરે છે કે સાધારણ એ નિર્ણીત વિપક્ષવૃત્તિક અનૈકાંતિક છે.

**સંદિગ્ધ વિપક્ષવૃત્તિકનું ઉદાહરણ**—સંદિગ્ધવિપક્ષવૃત્તિક જેમકે વિવાદનો વિષય થયલો પુરુષ સર્વજ્ઞ નથી કારણકે (તેનામાં) વક્તૃત્વ છે. ૫૭.

વિપક્ષ એવા સર્વજ્ઞમાં વક્તૃત્વનું હોવું સંદિગ્ધ છે, કારણકે સર્વજ્ઞ વક્તા હોય છે કે નથી હોતો એવો સંદેહ થાય છે. એજ પ્રમાણે "એ પુરુષ શ્યામ છે કારણકે મિત્રાનો પુત્ર છે" એ પણ સંદિગ્ધવિપક્ષવૃત્તિક અનૈકાંતિક હેત્વાભાસનું બીજું ઉદાહરણ છે. વૈદિક નૈયાયિકો એને સોપાધિક હેત્વાભાસ કહે છે અને અસિદ્ધના એક પ્રકાર વ્યાપ્યત્વાસિદ્ધના ઉપભેદ તરીકે વર્ણવે છે, પણ ખરી રીતે તો તે સન્દિગ્ધ વિપક્ષવૃત્તિક અનૈકાંતિક જ છે. એને બીજાઓ અપ્રયોજક એવું નામ આપે છે. પરંતુ વ્યાપ્તિ પર આધાર રાખતો હેતુ તે અપ્રયોજક અસાધક પર તે ઉપાધિ તે અત્ર છે, તેથી આવો હે ખરી રીતે અપ્રયોજક હેત્વાભાસ છે. તર્કકૌમુદીકાર મતે સોપાધિ હેત્વાભાસ સંભવતો નથી (જુઓ તર્કકૌમુદી પૃ. ૧૬ )

ટીકાકાર અનૈકાંતિકના આઠ પ્રકારો ઉદાહર સહિત વર્ણવે છે. તેનો સ્થળસંકોચને લઇને અ માત્ર નામનિર્દેશજ કરવામાં આવે છેઃ—

(૧) પક્ષસપક્ષવિપક્ષવ્યાપક (૨) પક્ષવ્યાપ સપક્ષવિપક્ષૈકદેશવૃત્તિ (૩) પક્ષસપક્ષવ્યાપક વિ ક્ષૈકદેશવૃત્તિ (૪) પક્ષવિપક્ષવ્યાપક સપક્ષૈકદેશ વૃત્તિ ( ૫ ) પક્ષસપક્ષવિપક્ષૈકદેશવૃત્તિ, ( ૬ ) પ સપક્ષૈકદેશવૃત્તિ વિપક્ષવ્યાપક (૭) પક્ષ વિપક્ષૈકદેશ વૃત્તિ સપક્ષવ્યાપક (૮) સપક્ષ વિપક્ષવ્યાપક પક્ષૈ દેશવૃત્તિ. આ આઠ પ્રકાર જૈનેતર નૈયાયિકોએ પ્રરૂપેલા છે, અને તેનો નિર્ણીત-વિપક્ષવૃત્તિમાં અંત ર્ભાવ થાય છે.

હેત્વાભાસ પછી ક્રમપ્રાપ્ત સાધ્યાભાસ સાધ્યન લક્ષણથીજ નિરાકૃત હોઇ સૂત્રકારે વર્ણવ્યા નથી સાધ્ય અને સાધ્યાભાસની વ્યાખ્યા દિગંબર વાદિ રાજકૃત પ્રમાણનિર્ણય પૃ. ૬૧-૬૨ પર આવી આપ છેઃ—"साध्यं शक्यमभिप्रेतमप्रसिद्धमिति।" "ततो: परे साध्याभासम्॥" સાધ્યાભાસના પાંચ પ્રકા ઉદાહરણ સહિત નીચે પ્રમાણે છેઃ—(૧) પ્રત્યક્ષવિરુ જેમકે "प्रतिक्षणं विशरारवो भावाः। (૨) અનુમા વિરુધ્ધ, જેમકે "न संति बहिरर्थाः" (૩) આગમ વિરુધ્ધ, જેમકે "नास्ति सर्वज्ञ इति मीमांसकस्य।" तत्र "हिरण्यगर्भं प्रकृत्य सर्वज्ञ" इत्यादौ तत्सद्भावस्य श्रवणात्। (૪) સ્વવચનવિરુધ્ધ, જેમકે "न वाचं वस्तुविषयाः।" (૫) લોકવિરુધ્ધ, જેમકે "मिथ्यैव सर्वे प्रत्ययाः।"

॥ नमो तित्थस्स ॥

# જૈન યુગ

[ શ્રી૦ જૈન શ્વે૦ કૉન્ફરન્સનું માસિક-પત્ર ]

વાર્ષિક લવાજમ રૂ. ત્રણ.

પુસ્તક ૫ આષાઢ-શ્રાવણ



અંક ૧૧-૧૨ ૧૯૮૬

માનદ તંત્રી

મોહનલાલ દલીચંદ દેશાઈ

બી. એ. એલએલ. બી.

એડવોકેટ હાઇકોર્ટ, મુંબઈ

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| મહાત્માજીને સમજો ને તેમના વિચારોને જ્ઞાનપૂર્વક અનુસરો. ... ... | ૪૨૧ |
| રેંટીયાની સઝાય ... ... | ૪૨૩ |
| એક મહાન સંત ... ... | ૪૨૫ |
| અમારો જ્ઞાન પ્રવાસ–૧ ઝીંઝુવાડા | ૪૨૭ |
| **શ્રીવિનયચંદ્રકૃત બાર વ્રત રાસ** | ૪૩૦ |
| જેસલમેરના ભંડારોના જૂના ગ્રન્થોના ફોટા | ૪૩૫ |
| વસ્તિગકૃત વીશ વિહરમાન જિન રાસ | ૪૩૮ |
| નવાં મંદિરો ... ... ... | ૪૪૦ |
| નવસૂરિકૃત અર્બુદ ચૈત્ય પ્રવાડી ... | ૪૪૪ |
| આપણી સંસ્થાઓ ... ... | ૪૪૬ |
| જર્મનીના પત્રો ... ... | ૪૪૯ |
| **શ્રી વાદિદેવ સૂરિકૃત પ્રમાણનયતત્ત્વાલોકાલંકારઃ** ... ... | ૪૫૩ |
| વિવેકહર્ષકૃત હીરવિજય સૂરિ (નિર્વાણ) રાસ | ૪૬૦ |

| વિષય. | |
|---|---|
| જૈન ધાતુ પ્રતિમા લેખ સંગ્રહ ... | |
| માનવિજયકૃત અને ભાવવિજયકૃત નેમિસ્તવન | |
| સં. ૧૫૩૫માં લખાયેલાં પ્રાચીન કાવ્યો | |
| ખ. જિનચંદ્ર સૂરિને અકબર બાદશાહનું ફરમા | |
| સાત ક્ષેત્રો ... ... ... | |
| કવિ સોમકૃત મેઘજી–હીરજી સંવાદના સવૈયા | |
| સમય સુંદરકૃત આબુ તીર્થભાસ | |
| હંસરાજકૃત હીરવિજયસૂરિ ચતુમાર્સ લાભ પ્રવહણ સજ્ઝાય . ... | |
| **પ્રાચીન થેરાવલી** ... ... | |
| જયસોમ ઉપાધ્યાયકૃત શ્રી કર્મચંદ્ર વંશાવલ પ્રબંધ ... ... ... | |
| જૂનું નવું ને જાણવા જેવું ... | |
| સમાલોચના ... ... ... | |
| પિતા મહાવીર પુત્રોને ! ... | |
| બનારસ હિંદુ યુનીવર્સીટીમાં જૈન ચેર . | |

## સૂચનાઓ—

૧ આ પત્રમાં પ્રકટ થતા લેખો માટે તે તે લેખના લેખકો જ સર્વ રીતે જોખમદાર છે.

૨ અભ્યાસ, મનન અને શોધખોળના પરિણામે લખાયેલા સર્વ લેખો, વાર્તાઓ અને નિબંધોને પ્રથમ સ્થાન મળશે.

૩ લેખકોએ તેમજ અવલોકન માટે પુસ્તકો મોકલવા ઇચ્છતા સજ્જનોએ તંત્રી સાથે પરબારો પત્રવ્યવહાર કરવો.

૪ કોઇપણ લેખ પૂર્વે જાતે કે બીજાએ અન્ય સ્થળે પ્રસિદ્ધ કર્યો હોય તો તે કૃપા કરી ન મોકલવો.

૫ લવાજમ સંબંધી તેમજ જૈનયુગ મંગાવવા કે ન પહોંચ્યાની ફર્યાદ કરવા વગેરે સર્વ બાબતનો પત્રવ્યવહાર જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિસ, ૨૦ પાયધુની મુંબઈ નં. ૩ એ સરનામે કરવો. તે માટે તંત્રીને તસ્દી આપવી નહિ, તેમ તે પર તંત્રી ધ્યાન આપી શકશે નહિ.

મોહનલાલ દલીચંદ દેશાઈ, B. A. LL. B.
એડવોકેટ, હાઇકોર્ટ લોહારચાલ, મુંબઈ, માનદ તંત્રી.

માસિકસ્થાન ને પત્રવ્યવહાર.
જૈન શ્વે. કૉન્ફરન્સ ઑફિસ, ૨૦ પાયધુની મુંબઈ.

# જૈનયુગ



ઉન્નત વિચાર માત્રથી બ્રહ્મચર્યનું પાલન તદ્દન શક્ય ને સહેલું છે. વાંચનાર ઘડીભર અંતરિક્ષમાં શાંત ચિત્તે વિચારે ને બ્રહ્મચર્યખંડનની મલિનતાનો પૂરો ચિતાર પોતાની આંખ આગળ ખડો કરે તો તેને ચીતરી નહિ ચડે? પણ જ્યારે મનુષ્યને મેલા વિચાર આવે છે ત્યારે તે ઘેલો બને છે; તે શરાબ પીધા વિના મૂર્છિત થાય છે ને બેભાન સ્થિતિમાં મેલી ક્રિયામાં સુખ માને છે, ને ક્ષણિક સુખ ભોગવ્યા પછીનો કડવો અનુભવ ભૂલી જઈ પાછો તેનો તેજ બને છે.

બ્રહ્મચારી દુર્બળ હોયજ નહિ. તેનું મન, તેનું શરીર, તેનો આત્મા ધાર્યું કામ આપે છે. બ્રહ્મચારીને પશુબળની આવશ્યકતા નથી. ઘણા એમ માનતા જણાય છે કે બ્રહ્મચારી એટલે પશુબળવાળો, બ્રહ્મચારીનું શરીર થાકતું જ નથી એમ કહીએ તો ચાલે. એવા બ્રહ્મચારી ક્વચ્ચિત્ જ જોવામાં આવે છે.

—મહાત્મા મોહનદાસ. ૧૨: ૨: ૨૨:

પુસ્તક ૫ વીરાત્ સં. ૨૪૫૬ વિ. સં. ૧૯૮૬ આષાઢ-શ્રાવણ અંક ૧૧-૧૨

## મહાત્માજીને સમજો ને તેમના વિચારોને જ્ઞાનપૂર્વક અનુસરો.

'હું ધર્મયજ્ઞમાં દેશને પણ હોમવા તૈયાર થાઉં એવી મારી ભાવના છે. મારું સ્વદેશાભિમાન ધર્માભિમાનથી મર્યાદિત છે; તેથી જો દેશહિત ધર્મહિતનું વિરોધી હોય તો દેશહિતને જતું કરવા હું તૈયાર થાઉં. અન્ત્યજને અસ્પૃશ્ય ગણવામાં હું અધર્મ માનું છું, ને અધર્મ આચરીને દેશહિત કરવાની મારી લેશ ઇચ્છા નથી. મારી દૃઢ માન્યતા છે કે દેશમાં જ્યારે ખરી ધર્મ જાગૃતિ થશે ત્યારેજ સ્વરાજ મળશે. એવી જાગૃતિનો સમય આવ્યો જણાય છે....... (૭૨૨)

'મેં જો કંઇપણ વસ્તુનું આ જગતમાં અનન્ય દૃઢતાથી સેવન કર્યું હોય તો તે અહિંસાનું, સત્યનું ને બ્રહ્મચર્યનું તે ત્રણેનું પાલન કેટલું કઠિન છે એ મારો આત્માજ જાણે છે, ત્રણેનું કાયિક વાચિક પાલન મેં સારી રીતે કર્યું છે એમ મારી માન્યતા છે. મનમાં ક્રોધ નથી આવ્યો એમ કહું તો અસત્ય ભાષણ થાય; મનમાં વિષયવાસના નથી જાગેલી એમ કહું તો પાપી બનું. છતાં, આ ત્રણે વ્રતનું સર્વાંશે પાલન કરવાની પૂર્ણ શક્તિ મારામાં આવી ગઇ હોય તો જે સંશય રા૦......ને ઉદ્ભવ્યો છે તે ન જ ઉદ્ભવત, એવો એ ત્રણ વ્રતના કાયિક, વાચિક ને માનસિક પાલનનો પ્રભાવ છે એમ માનું છું. (૭૫૪)

'હું નિર્મળ થવા અને રહેવા પ્રયત્ન કરૂં છું; ભૂલથી ભરેલો છું, ભૂલ સુધારવા તત્પર છું. આ જગતમાં એવું મારૂં કંઇજ નથી કે જે હું છૂપાવવા ઇચ્છું છું. જે વિચારો મને સૂઝે છે તે હું તુરત જાહેર કરૂં છું. પણ હું અતિશય વિચારપૂર્વક કામ કરનારો હોવાથી મારો મત એકાએક છોડી શકતો નથી. આથી મને મારા સાથીઓ પણ 'આપખુદી' માનતા હોય તો નવાઇ નથી. હું 'ઑટૉક્રેટ' નથી એવી મારી નમ્ર માન્યતા છે. આપખુદ માણસ બીજાનું સાંભળવાજ ઇચ્છતો નથી. મને તો એવાં જ સ્મરણ છે કે હું બાળકોનું પણ સાંભળું છું, અને

તેમની પાસેથી ઘણુંયે શીખ્યો છું. મેં ભરવાડો, ઓડ્ઢો પાસેથી ઘણુંયે જ્ઞાન મેળવ્યું છે.

'મેં કોઇને ધર્મગુરૂનું પદ આપ્યું નથી. મને પોતાને હું તે પદને સારૂ લાયક ગણતો નથી. જ્યાં સુધી મનથી, વાચાથી ને કાયાથી હું યમનિયમાદિનું વ્રત સંપૂર્ણપણે પાળવાની શક્તિ નથી મેળવી શક્યો ત્યાં સુધી અનેક ભૂલોને પાત્ર છું. તેવા માણસથી કોઇને શિષ્ય બનાવાય જ નહિ. એક જ મિત્રને તેના આગ્રહને વશ થઈ શિષ્ય ગણવાની થોડાં વર્ષો પહેલાં મેં ભૂલ કરેલી; તેમાં હું ડંખાયો. મારૂં ગુરૂપણું ચાલીજ ન શક્યું. મારી પરીક્ષા ખોટી હતી. (૭૫૫)

'આ યુગમાં કોઇને ગુરૂ બનાવવા અથવા કોઇએ ગુરૂ બનવું એ બહુ જોખમકારક ગણું છું. ગુરૂમાં આપણે પૂર્ણતા કલ્પીયે છીયે. અપૂર્ણ મનુષ્યોને ગુરૂ બનાવી આપણે અનેક ભૂલોમાં પડીયે છીયે. તેથી જ મેં ઈરાદાપૂર્વક કહ્યું છે કે મારા **વિચારના** અનુયાયી મને પસંદ છે; અનુયાયી હું ઈચ્છતો નથી. વિચારોને અનુસરવામાં જ્ઞાનની આવશ્યકતા છે. મનુષ્યને અનુસરવામાં શ્રદ્ધા પ્રધાન છે. હું મારી શ્રદ્ધાભક્તિ માગતો નથી; મારા વિચારોની ભક્તિ અવશ્ય માગું છું. તે તો જ્ઞાનપૂર્વક જ હોય. એમ છતાં હું જાણું છું કે અત્યારે અનેક માણસો મારી ઉપર મોહિત હોવાથી મારા વિચારોને અનુસરે છે. તેમનું પાપ હું નહિ વહોરૂં, કેમકે તેઓને હું મારા અનુયાયી નથી ગણતો. મારા અનુયાયી ને મારા વિચારના અનુયાયી વચ્ચે એટલો તફાવત છે જેટલો ગ્લૅડસ્ટને એક માણસને મૂર્ખ કહેવો ને તેના વિચારોને મૂર્ખ કહેવામાં બતાવ્યો હતો.

'ચરણસ્પર્શથી ને જયઘોષોથી હું બહુ અકળાયેલો છું, ભાઇ......તે ચરણસ્પર્શરૂપી પ્રહારથી મને બચાવવા હમેશાં ભારે પ્રયત્નો કરે છે, ઘણા સ્વયંસેવકો પણ તેમાં રોકાયલા રહે છે. પણ તેમાંથી હું સાવ બચી શકયો નથી. તેની સામે અપવાસ કરીને અગર લોકોની સામે અબોલાનું વ્રત લઇ સત્યાગ્રહ કરવાની મારામાં હિમ્મત નથી, મને ઇચ્છા નથી. જયઘોષથી હું એટલો અકળાઉં છું કે મારા કાનમાં હું ઘણીવેળા ખરેજ રૂનાં પુમડાં મુકું છું, પૂજાથી ભૂલાવામાં ન પડવાની ને તિરસ્કારથી મારૂં કર્ત્તવ્ય ન છોડવાની હું રા૦...ને ખાત્રી આપુંછું.(૭૫૬)

'અહિંસા ધર્મનો સંપૂર્ણ પાળનારો જ સંપૂર્ણ મરદાની બતાવી શકે. એક માણસ પણ અહિંસા જીવન સંપૂર્ણપણે ગાળવાને તૈયાર હશે તો દુનિયાને વશ કરી શકશે. હું નમ્રતાથી કહીશ કે **આજે મારા આ જર્જરિત દેહે પણ આટલી ભારે લડત ઉઠાવવાની મારી** કંઇક શક્તિ છે, તેનું કારણ **મારૂં અહિંસાધર્મનું પાલન છે.** અને હિન્દુ પોતાના ધર્મને ઓળખી તેને માનશે તો પોતાની છાપ જગતમાં પાડશેજ. હિન્દુસ્તાન જે દિવસે હિંસા ધર્મને પ્રાધાન્ય આપશે તે દિવસે મારૂં જીવન શૂન્યરૂપ થઈ પડશે.

'આ ધર્મમંદિરમાં હું તમારી પાસે એટલું જ માગું છું કે **આત્મવિકાસના આ યુદ્ધમાં** મને ઈશ્વર **આરોગ્ય અને સન્મતિ આપે, દ્વેષ અને કાયરતાથી મને સદાય વેગળો રાખે** એવી તમે પ્રાર્થના કરો.' (૫૧૧)

—ગાંધીજી.

---

### રેંટિયો

'રેંટિયો નિરૂપયોગી તો નથીજ, પણ તે દરેક ઘરની આવશ્યક અને જેના વિના ન ચલાવી શકાય તેવી ઘરવખરી છે. દેશની બરકતનું અને દેશની મુક્તિનું તે ચિન્હ છે. દુનિયાના દેશોને દ્વેષનો નહિ પણ પ્રીતિનો અને સ્વાશ્રયનો સંદેશો તેના મીઠા ગંભીર સૂરથી તે સંભળાવે છે. કરોડાના એક એટલા નિશ્ચયની તેને જરૂર છે કે અમારાજ ઘરમાં આજે જેમ અમે અમારા કુટુંબ માટે અન્ન રાંધી લઇએ છીએ તેમ અમારાજ ઘરમાં અમે અમારા કુટુંબને માટે સુતર કાંતી લઇશું. મારી ઘણી ભૂલચુકો માટે હું ભવિષ્યની પ્રજાના શાપને પાત્ર ભલે હોઉં, પણ રેંટિયાને સજીવન કરવાની સલાહ આપવા સારૂ તો તેઓ મને આશિષજ આપશે એવો મારો અચળ વિશ્વાસ છે. ૯૮ ૧૯-૧૨-૨૧. ગાંધીજી.

# રેંટીઆની સઝાય.

પ્રથમ નમું મરૂદેવી મલ્હાર, જે જિન ઊતારિ ભવપાર,
કલિ કાલિ ભાવો ભાવના, લાભ ઘણા હોઇ તેહના. ૧
શ્રાવકનિં ઘરિ હોઈ સંતાન, કઇ બેટા કિ બેટિ જાણિ,
સરિખિ ધરમ વંશ વિવાહ, કરિ ધરી નિજ મન
ઉછાહ. ૨
માબાપિં વર જોઉ ભલો, સહૂ સમ સખિ! પરણુ નાહલુ,
જાણ્યુતુ સુખ સરજ્યુંહસિ, પરણિ મૂઉ પનોતો તસિ. ૩
જિણિ જિમણો દીધો હાથ, તિણિ ભરતારિ મેહલ્યુ
સાથ,
તવ આદર્યો સગુણ રતનસી, તેહસું પ્રીતિ જ
ગાઢી વસી. ૪
કહીઈ તે નવિ અલગો રહિ, ઘરનો ભાર સહૂ નિરવહિ,
હાથિ હાથ ન મેલિ કદા, નિત નાચિ વાત કરિ સદા. ૫
રતનશીનો રૂડો સાથ, ઘરસૂતાઈ એહનિ હાથિ,
કહિઇ પાસુ મેહલિ નહી, કહુ કરઇ સુકલીણો સહી.૬
એ ભઈઆ સમ અવર ન કોઇ, પેટાફ્ટીઉ એહથી
હોઈ,
વિધવા સધવા સહૂ આદરિ, કલિયુગ પેટ ભરાઇ કરિ.૭
પાંચ સાત મલિ ગાઉ ગાન, રતનસીનિ કરોં કલ્યાણ,
કુવચન કલંક તણો ભય ધરો, તો એ રતનસી આદરો.૮
એ રહિટીઉ મહકરયો કોઇ, હીઆ આગલિ રાખો સોઈ,
ધણીઆણી સુશ્રુષા કરિ, રતનસી રખે વીસરઇ. ૯
પ્રથમ દુખ જે સ્ત્રી અવતાર, બીજઉ દૂખ જે મુઉ
ભરતાર,
ત્રીજું દુખ જે નહીં સુત રતન, ચોથું દુખ જે નહિ
ઘર ધન. ૧૦
પાંચમું દુખ જે કરવું પાપ, છઠું દુખ જે નહિ માયબાપ,
ગરભ ધરો તો વહિવો ભાર, બહુલાં દુખ તણો
ભંડાર. ૧૧
ઇમ જાણી ચારિત્ર આદરો, નહિંતરિ સધો સંવર કરો,
જિમ છૂટો સ્ત્રી વેદહ થકી, કાઢો જડ સઘલી પાપની.૧૨
દુખ ઘણાં સુખ થોડાં હોઇ, જિનવર વચન વિચારી જોઇ,
એ સંસાર એહવો જાણ્યો, લાલવિજય દુખ માંણ્યો.

ઇતિશ્રી અરટીયા સઝાય.

( આ લાલવિજય તે શુભવિજયના શિષ્ય થાય જુઓ જૈન ગૂર્જર કવિઓ પ્રથમ ભાગ નં. ૨૩ પૃ. ૪૮૭ )

સાર—પ્રથમ મરૂદેવીના પુત્ર શ્રી ઋષભનાથને નમી તે જિન, ભવને પાર ઉતારનારા છે એવી ભાવના કલિકાલમાં ભાવવાથી ઘણા લાભ થાય છે શ્રાવકોને ત્યાં પુત્ર પુત્રી આદિ સંતાન થાય છે અને સરખા ધરમીના વંશમાં વિવાહ તેઓ ઉત્સાહપૂર્વક કરે છે. માબાપે મારા માટે સારો વર જોયો, નાથને પરણું ને જાણ્યું કે સુખ સરજેલું હશે, પણ પરણ્યા પછી પનોતો નાથ મૃત્યુ પામ્યો. જેને જમણો હાથ અર્પ્યો હતો તે ભર્તારે સાથ મૂકી દીધો—સંસાર તજી ચાલી ગયો. એટલે સગુણ રતનસી ( રેંટીઆ )ને આદર્યો અને તેની સાથે ગાઢ પ્રીતિ બંધાઇ. તે કદિપણ અળગો રહે નહિ અને આખા ઘરનો ભાર નિભાવે. હાથ પકડી હાથ કદિ મૂકતો નહિ, હમેશાં નાચ કરે ને સદા વાતો કરે. આવો રૂડો સાથ રતનસી (રેંટીઆ)નો થયો. આખું ઘરસૂત્ર તેના હાથમાં હતું, મારૂં પડખું મૂકે નહિ અને તે એટલો બધો સુકુલીન—ખાનદાન કે મારૂં કહ્યું કરે. એ ભૈયા (ભાઇ) જેવો બીજો કોઇ મળે નહિ, એનાથી પેટીઉ પૂરૂં પડતું. આનો આદર વિધવા કે સધવા સહુ કરતી અને કલિયુગમાં તેનાથી પેટભરાઇ કરતી. પાંચ સાત (સ્ત્રીઓ) મળીને તેનું ગાન ગાતી કે રતનસીનું કલ્યાણ થજો; ખોટાં વચન અને કલંકનો ભય હોય તો તે દૂર કરવાને રતનસીનો આદર કરજો. એ રેંટીઆને મૂકશો—તજશો નહિ અને તેને હૈયા આગળ રાખજો. ધણી આણી—લાવી યાતો ધણીઆણી જેવી તે સુશ્રૂષા—ચાકરી કરે છે તો રખેને તે રતનસીને વિસરતા.

પહેલું દુઃખ સ્ત્રી અવતાર છે, બીજું દુઃખ પતિનું મૃત્યુ છે, ત્રીજું દુઃખ રતન જેવા પુત્રનો અભાવ, ચોથું દુઃખ ઘરમાં ધનની ખામી, પાંચમું દુઃખ તે પાપ કરવું પડે તે છે, છઠું દુઃખ તે માબાપ ન

હોવાં એ છે. મનુષ્યે ગર્ભ ધર્યો તો પછી સંસારનો ભાર વહેવાનો છે જ અને તેમાં ઘણાં દુઃખ સહન કરવાંજ પડે. આ જાણી ચારિત્ર લ્યો એટલે સંસારનો ત્યાગ કરો, તે ન બને તો શુદ્ધ સંવર કરો—કર્મનિરોધ કરો, કે જેથી સ્ત્રીજાતિમાં આવવું ન પડે અને સઘળાં પાપની જડ જાય. જિનવરનું વચન છે કે આ સંસાર એવો છે કે તેમાં ઘણાં દુઃખ અને થોડાં સુખ છે માટે લાલવિજય કહે છે કે દુઃખ આણશો નહિ.

રતનબાઇની રેંટીઆની સઝાય પ્રસિદ્ધ થઇ ગઈ છે તેમાં એક રેંટીઆથી કેટલું બધું થઇ શકે છે તે જણાવ્યું છે. આ સઝાય એક વધારો છે. કર્તા લાલવિજય એ એક સાધુ-મુનિ છે અને તેમણે બતાવી આપ્યું છે કે સધવા વિધવાનો ખાસ તારણહાર આ રેંટીઓ છે. આવો ઉપદેશ આપનાર ત્યાગી પુરૂષનો દાખલો હાલના ત્યાગીઓ લેશે કે? તેમણે-અપવાદ સિવાય સર્વેએ આ યુગમાં લેવોજ ઘટે.

શ્રીમન્ મહાવીર પ્રભુના પહેલાથી—કહો કે ઋષભદેવ પ્રભુના વારાથી કાંતવાની કળા ચાલી આવે છે અને તેથી તે ઋષભદેવને પહેલાંજ આ કવિએ નમસ્કાર કરેલ છે. આમાં યંત્રપીલનનું કર્માદાન નથી. શ્રી મહાવીર પ્રભુનું દેવદૂષ્ય વસ્ત્રનું અર્ધું એક યાચક બ્રાહ્મણને તેમણે આપ્યું, પછી ઝાંખરામાં ભરાયેલું બીજું અર્ધું વસ્ત્ર તે બ્રાહ્મણ પાછળ પાછળ ભમીને લઈ ગયો અને તે બંનેને તંતુવાય-તૂણનાર પાસે તુણાવીને-સરખું કરાવીને આખું બનાવી શક્યો એ વાત શ્રીહેમચંદ્રસૂરિના મહાવીરચરિત્રમાં આવે છે.

શ્રી હરિભદ્રસૂરિ ઉપદેશપદમાં વણકર અને તૂણનારની બુદ્ધિને કર્મજા બુદ્ધિ તરીકે જણાવતાં કહે છે કેઃ-

एमेव कोलिगोविहु पुंजा माणाइ अविगलं मुणइ ।-

× × × ×

तुणाए पुण तुंणइ मणायसंधिं दुयंचेव ॥ २५ ॥

टीका—एमे यत्ति-एवमेव कोलिगो विहुत्ति-कोलिकोऽपिपुंजात् सूत्रपिंडरूपात् दृष्टाद्धस्तगृहीताद्वा मानादिमानं तंतुप्रमाणं आदि शब्दात् तन्निःपाद्यपटप्रमाणं-च अविकलं-अव्यभिचारि मुणति-जानीते.

× × × तुन्नाए इति तुन्नवायः त्रुटितवस्त्रादिसंधानकारो पुनः तुणणत्ति तुणणं-वस्त्रसंधानं अज्ञातसंधि परैरनुप लक्षितविभागं द्रुतं-चैव शीघ्रम् एव अभ्यासात् करोति यथा भगवता स्कंधवस्त्रस्य.

तथाहि-भगवान् महावीरः सांवत्सरिकदानपूर्वं प्रतिपन्नव्रतस्तत्कालमेव शक्रारोपितस्कंधप्रदेशदेवदुष्यः कुंडग्रामाद् बहिर्देशे विहरन् दानकालासन्निहितगृहस्थपर्यायमित्रब्राह्मणेन आगत्य प्रार्थनयोपरुद्धः सन् तस्मै देवदूष्यार्द्धं ददौ। साधिकवर्षान्ते च सुवर्णवालुकानदीतटप्ररूढवृक्ष-कंटकाक्षेपात् भूमौ पपात द्वितीयमर्धं। गृहीतं च तत्तैनैव पृष्टलग्नेन ब्राह्मणेन। समर्पितं च खंडद्वितयमपि तुन्नवायस्य। तेनापि तथा तदज्ञातसंधि योजितं यथा लब्धप्राच्यलक्षप्रमाणमूल्यं संजातमिति॥

મૂળગાથા—એ પ્રમાણેજ વણકર પણ સૂત્રની દડીથી તેનું બરોબર માપ જાણી લ્યે છે. ×× તેમજ સાંધો માલમ ન પડે તે રીતે ઝટવારમાં કપડું તૂણવું તે કર્મજા બુદ્ધિ છે.

ટીકા—એજ રીતે કોલિક એટલે વણકર પણ પુંજ એટલે સૂત્રની દડી જોઈ અથવા હાથમાં લઇ તે ઉપરથી તેનું માન એટલે કેટલાં તાંતણાં થશે તેનું માપ તથા 'આદિ' શબ્દથી તેમાંથી કેટલું કપડું વણાશે તે બરોબર જાણી લ્યે છે.

× × × તેમજ તૂણનાર બીજાને સાંધાની ખબર ન પડે તેમ વસ્ત્રને ઝટ સાંધી આપે છે જેમકે ભગવાનના ખાંધ-ખભાનું વસ્ત્ર સંધાયું હતું તેમ.

તેની એમ વાત છે કે ભગવાન્ મહાવીર સંવત્સરી દાન દઇ દીક્ષિત થયા તે વખતે ઇંદ્રે તેમના સ્કંધપર દેવદૂષ્ય મૂક્યું (ને) તેઓ કુંડગ્રામથી બહાર વિહરવા લાગ્યા. હવે (સાંવત્સરી) દાનના વખતે ગેરહાજર રહેલ એક બ્રાહ્મણ કે જે ગૃહસ્થપણામાં ભગવાનનો મિત્ર થતો હતો તેણે ભગવાનને ખૂબ પ્રાર્થના કરી એટલે તેમણે તેને દેવદૂષ્યમાંથી ફાડી અર્ધું આપ્યું. બાદ એક વર્ષ કરતાં કંઇક અધિક સમય જતાં સુવર્ણવાલુકા નદીના કાંઠે ઊગેલા ઝાડના કાંટાથી ખેંચાઇને બીજું અર્ધું (દેવદૂષ્ય) જમીન પર પડી ગયું તે પણ પૂંઠે ફરતા તે બ્રાહ્મણે લઇને એ અર્ધાં કોઈ તુણનારને આપ્યાં. તેણે તે કાઇને સાંધાની

ખબર ન પડે તેમ સાંધ્યા તેથી તે વસ્ત્ર પ્રથમ પ્રમાણે લક્ષમૂલ્ય બન્યું.

અનેક આરંભ સમારંભ થાય છે, સંસારમાં રહેતા ગૃહસ્થને અવસ્ય કરવા પડે છે, સાધુ મુનિને ઉપકરણો એટલે વસતિ, શયન, આસન, ભક્ત-ભોજન, ભૈષજ-ઔષધ, વસ્ત્ર અને પાત્ર-વાસણોને વાપરવા વગેરેની ક્રિયામાં અલ્પ પણ ક્રિયાજનિત કર્મ બાંધ્યા વગર છૂટકો થતો નથી. સંસારીઓને કરવા પડતા વ્યવસાય ધંધા આદિની પ્રવૃત્તિમાં રેંટિયાની પ્રવૃત્તિ અન્યની અપેક્ષાએ ઓછા આરંભવાળી છે. તેનાથી થતા સુતરની વણવાની ક્રિયા, ચપેલ કાપડને બરાબર તૂણી સાંધવાની ક્રિયામાં કર્મજા બુદ્ધિ-કળા રહેલી છે. આ સર્વ કળાવાળી ક્રિયાઓ સાધી પોતાનો, દેશનો ઉદ્ધાર કરવામાં-દેશની ચડતી કળા કરવામાં ફાળો આપવો એ આજના યુગમાં દરેક ગૃહસ્થનો પરમ ધર્મ છે. તંત્રી.

---

# એક મહાન્ સંત.

## ( અંગ્રેજીમાં લેખકઃ-મહાત્મા ગાંધીજી )

અનુવાદક રા. ચંદુલાલ એસ, શાહ B.A.LL.B.

( નોંધઃ-મોડર્ન રીવ્યુ માસીકના જુન ૧૯૩૦ ના અંકમાં પહેલો લેખ નીચેનો મહાત્મા ગાંધીજીનો લેખ પ્રગટ થયો છે. તે લેખ ઉપર તે પત્રના તંત્રીજી બાબુ રમાનંદ ચેતરજીએ એક લાંબી નોંધ લખી છે. તે નોંધ વાંચનારને ઉપયોગી થશે એમ ધારી તેનો અનુવાદ પણ નીચે આપ્યો છે.

[ મોડર્ન રીવ્યુના અધિપતિની નોંધઃ—મહાત્મા ગાંધીના આ ન્હાના લેખ પાછળ કાંઈક ઇતિહાસ છે. દશ પંદર વર્ષ પહેલાં મહાત્માજીના એક લખાણમાં મેં વાંચ્યું કે આધુનિક સમયના જે ત્રણ મહાપુરૂષોએ તેમના જીવન ઉપર ઉંડી છાપ પાડી છે તેમાં ગુજરાતનાં કવિ રાજચંદ્ર અથવા રાયચંદભાઈની અસર બીજાઓ કરતાં વિશેષ હતી. આ વાંચીને મ્હેં ગાંધીજીને લખ્યુ કે તેમણે શ્રીમદ્ રાજચંદ્ર ઉપર એક લેખ મને લખી આપવા મહેરબાની કરવી. તેમણે મને લેખ આપવા વચન પણ આપ્યું હતું, પણ છેલ્લાં કેટલાક વરસથી તેઓ પ્રવૃત્તિમાં ઘણા રોકાયેલ હોવાથી મેં તેમને યાદ દેવડાવવા પત્રો પણ ન લખ્યા અને તેઓ પણ આ બાબત વિસરી ગયા. ગયા વરસમાં એક નાનો લેખ મોકલવા મેં તેમને વિનતિ કરી અને તેમના વચનની પણ યાદ દેવડાની. જવાબમાં ડીસેંબરની સોલમી તારીખે તેમણે વર્ધાથી નીચેનો પત્ર લખ્યોઃ—

"તા. ૨૬-નવેંબરનો તમારો પત્ર આજેજ મલ્યો. તમો એક હજાર શબ્દોનો લેખ માંગો છો પણ હાલમાં તે હજાર જીવતા દાંત ખેંચી કાઢવા જેટલું મુશ્કેલ છે. અને તમારે આ લેખ નાતાલના અંક માટે જોઇએ તો તે માટે તો ઘણુંજ મોડું થયું છે અને મોડું ન હોય તોપણ તમે માંગો છો તેવડો લેખ લખવો મારે માટે શકય નથી. મારી પ્રત્યેક મિનિટ અત્યાર અગાઉથીજ રોકાઈ ગઈ છે. તમને આપેલ વચન હું સાવ વીસરી ગયો છું. પણ જાન્યુઆરીમાં હું યરોડાના આરામગૃહમાં ન હોઉં અને તમે મને યાદ દેવડાવો અને ત્યાં સુધી રાહ જોઈ શકો તો હું ઘણી ખુશીથી મારૂં વચન પુરૂં કરીશ—"

મહાત્માજીની દરેકે દરેક પળ માનવ જાતિના ઉદ્ધારના કામમાં રોકાયેલી હતી તેથી તેમને મેં ફરી પત્ર લખી આ બાબત યાદ દેવડાવી નહિ. પણ તેમને પોતાનું વચન પાળ્યું ? અને તે પણ પોતે અગાઉથી ધારેલું તે મુજબ યરોડામાં મુકાયા પહેલાં આ લેખ તેમણે ડાંડી જતાં રસ્તામાં લખ્યો લાગે છે કારણકે તે વખતના તેમના સેક્રેટરી શ્રીયુત પ્યારેલાલ મને લખે છે કે તમને અગાઉ આપેલા વચન પ્રમાણે મોડર્ન રીવ્યુ માટે ગાંધીજી શ્રીમદ્ રાજચંદ્ર ઉપર લખેલો લેખ રજીસ્ટરથી અમારી ડાંડીની કુચ દરમ્યાન તા. ૧૫ મી માર્ચના અરસામાં રવાના કર્યો છે.

તંત્રી મૉડર્ન રીવ્યુ ]

કવિ રાજચંદ્રનો જન્મ કાઠિયાવાડના વવાણીઆ ગામમાં થયો હતો. સને ૧૮૯૧ માં હું વિલાયતથી પાછો આવ્યો ત્યારે ડા. પી. જે. મહેતાને ત્યાં મુંબાઈમાં મારો તેમની સાથે પ્રથમ મેળાપ થયો. હું તેમને હમેશાં કવિ કહેતો. તેઓ ડા. મહેતાના નજદીકના સંબંધી હતા. શતાવધાની એટલે એક

સામટી થતી સો વાતો યાદ રાખી શકનાર પુરૂષ તરીકે તેમનો મને પરિચય કરાવવામાં આવ્યો. તે વખતે કવિની ઉમ્મર મારા જેટલીજ એટલે એકવીસ વરસનીજ હતી, પણ તેમણે પોતાની અસાધારણ શક્તિઓનો જાહેર પરિચય આપવાનું બંધ કર્યું હતું અને ફક્ત ધાર્મિક વિષયોમાંજ રસ લેતા. તેમની સાદાઈ અને સ્વતંત્ર તુલના શક્તિનો મારા ઉપર સારો પ્રભાવ પડયો. તેમનામાં અંધ પક્ષપાત બીલકુલ નહતો. તેમણે ધંધાનો ધર્મ સાથે વ્યવહારમાં સમન્વય કર્યો તેની મારા ઉપર ખાસ છાપ પડી. તેઓ ધર્મના સિદ્ધાંતોના સતત અભ્યાસી હતા અને પોતાની માન્યતાઓ પ્રમાણે વર્તન કરવાનો પ્રયત્ન કરતા. તેઓ જૈનધર્મી હતા છતાં બીજા ધર્મો તરફ તેમની સહિષ્ણુતા ઘણીજ હતી. વિલાયત અભ્યાસ કરવા જવાના તેમને સંયોગો અનુકુળ હતા પણ તેઓ ન ગયા. ઇંગ્રેજી પણ ન શીખ્યા. તેમની કેળવણી પ્રાથમિક હતી. પણ તેઓ એક મહાન્ પ્રતિભાશાળી પુરૂષ હતા. તેમને સંસ્કૃત અને માગધીનું તથા હું ધારૂં છું કે પાલી ભાષાનું પણ જ્ઞાન હતું. ધાર્મિક સાહિત્ય તેઓ ઘણુંજ વાંચતા અને ગુજરાતી પુસ્તકો દ્વારા તેમણે ઇસ્લામ, ખ્રિસ્ત અને પારસી ધર્મનો પણ પોતાના ખપ જેવો સાધારણ પરિચય મેળવી લીધો હતો. આ



પુરૂષે ધાર્મિક બાબતોમાં મારૂં હૃદય જીતી લીધું અને હજી સુધી કોઈ પણ માણસે મારા હૃદય પર તેવો પ્રભાવ પાડયો નથી. મેં બીજે સ્થળે કહ્યું છે કે મારૂં આંતરિક જીવન ઘડવામાં કવિ સાથે રસ્કિન અને ટૉલ્સ્ટૉયનો ફાળો છે, પણ કવિની અસર મારા ઉપર વધુ ઉંડી છે કારણકે હું કવિના (પ્રત્યક્ષ) ગાઢ પરિચય અને સહવાસમાં આવ્યો હતો. ઘણી બાબતમાં કવિનો નિર્ણય-તુલના મ્હારા અંત-

રાત્માને-મારી નૈતિક ભાવનાને ખૂબ સમાધાનકારક થતો. કવિના સિદ્ધાંતનો મૂળ પાયો નિઃસંદેહ "અહિંસા" હતો. અપંગ ઢોર અને ઝીણી જીવાત બચાવવામાંજ જેમનું ક્ષેત્ર મર્યાદિત હોય છે તેવા અહિંસાના કહેવાતા અનુયાયીઓના જેવી નિઃસત્વ અપક્વ અહિંસા તેમની ન હતી. પણ કવિની અહિંસાના ક્ષેત્રમાં ઝીણામાં ઝીણા જંતુથી માંડીને આખી મનુષ્ય જાતિનો સમાવેશ થતો હતો.

આમ છતાં હું કવિને એક પૂર્ણ પુરૂષ માની શક્યો નથી. પણ જે બધાં માણસોને મેં જાણ્યાં છે તેમાં કવિ સૌથી વિશેષ પૂર્ણ સ્વરૂપની નજદીક હતા એમ મને લાગ્યું છે. ખેદની વાત છે કે તેઓ તેત્રીસ વર્ષની બહુજ નાની વયે-જે સમયે કવિને લાગ્યું કે તેઓ ખાત્રીપૂર્વક સત્યનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરશે-તેવા સમયે તેમનો દેહાન્ત થયો. તેમની પાછળ તેમના ભક્તો ઘણા છે પણ તેમના ખરા અનુયાયીઓ બહુ થોડા છે. તેમનાં લખાણો, જે મોટે ભાગે મુમુક્ષુઓને લખેલા આત્માનુ અંતર્દર્શન કરાવતા પત્રોના રૂપમાં છે તેમના સંગ્રહરૂપે પુસ્તકાકારમાં છપાયાં છે. તેનો હિંદી અનુવાદ કરવાનો પ્રયત્ન થાય છે. અને હું જાણું છું કે તેનો ઇંગ્રેજી અનુવાદ શક્ય છે. તેમનાં લખાણો માટે હૃદયના અનુભવ ઉપર રચાયેલાં છે-

નાપા-તા. ૧૮-૩-૩૦.

[મહાત્મા ગાંધીપર એક જૈન ફિલસુફનો પ્રભાવ કેવો પડયો છે તે આ ટૂંક લેખમાં તેમણે પોતેજ ડાંડી સુધીની કૂચ દરમ્યાન અથાગ પરિશ્રમ અને અવકાશાભાવ પોતાને રહેતા હોવા છતાં લખેલા આ ટૂંકા લેખમાં વ્યક્ત કરેલ છે. ગૂજરાતી ભાષામાં તેમણે જે લખેલું તે 'રાયચંદભાઇનાં કેટલાંક સ્મરણો' એ નામથી જૈન સાહિત્ય સંશોધકના ખંડ ૩ અંક ૧ માં પ્રસિદ્ધ થયેલ છે. જૈનધર્મની ચોખ્ખી અને સુરેખ અસર મહાત્મા મોહનદાસના અંતરાત્મા પર અહિંસા અને સત્યની ઉંડી ઝીણવટપૂર્વક થઇ છે તેનું ખરું માન શ્રીમદ્ રાજચંદ્રને છે એમ જણાય છે. મહાત્માજીની આત્મકથામાં પોતે તેમના સંબંધી જણાવ્યું છે. તેમના જીવનચરિતનો-અક્ષરદેહનો પરિચય વિશેષને વિશેષ સમાજમાં થતો જાય છે એટલુંજ નહિ પણ હિંદી અને અંગ્રેજીમાં અનુવાદ થઈ બહાર પડતાં અખિલ હિંદમાં અને તેની બહારના જગતને થશે, અને તેના પર ઊહાપોહ થતાં ઘણું જાણવાનું મળશે. તંત્રી જૈનયુગ.

---

# અમારો જ્ઞાનપ્રવાસ-૧ ઝીંઝુવાડા.

( ગતાંક પૃ. ૧૧૧ થી )

ગઢ ઉપર અને ખાસ કરી કરેલા મોટા દરવાજાના પથ્થરોમાં જ્યાં ત્યાં महं श्री ऊदल એવા અક્ષરો પુષ્કલ કોતરેલા છે. એકાદ સ્થલે બીજા અક્ષરો નજરે પડયા છે તે એ છે કે 'महं श्री जमा; महं श्री हरपाप(ल), महं श्री मदणसी. વળી એક ઠેકાણે ૧૧૧૩ महं श्री ऊदल રાજબાઇ માતાની પાસેના કોટપર ચડતા કોતરેલું જણાયું છે. વળી પથ્થરોના ભેવાં પર हा એમ મૂકી તેની પાસે ૨, ૬ વગેરે અનેક આંકડાઓ પાણવાળા છે. આ हा નો શું અર્થ છે તે કોઇ સમજાવશે?

ગઢને ચાર મોટા દરવાજા છે કે જે દર્શનીય અને કારિગિરિના નમુનારૂપ છે. બે દરવાજા વચ્ચેનું ઉપળું પા પા ગાઉનું છે. આ ગઢનો ખાસ કરી દરવાજાઓનો ફોટો લેવા યોગ્ય છે.

રાજબાઈ માતાની પાસેનાં કોટની ઉપર એકઠ છે ત્યાં મોટો શિલાલેખ છે તેનું ખાસ રબીંગ કરી સંપૂર્ણ ઉકેલવા યોગ્ય છે. ભાંગ્યું તૂટયું જણાયું તે એ છે કેઃ—

१ संवत १६८२ वर्षे फागण मासे शुक्ल पक्षे रवीवासरे वा

२ स्तव्य झंझूवाडा मांहो अभरक्वमे नरपती राज-
मक(वा)णा
३ वसस......राजा
४ वकणनो काठीया पामा करावो आठमणो राव्वनो...
५ जीणाद आ राखी सेन कराव्यो जीर्णकोटनाथी...
६ राजी...खरचौ उगमणा रांग उर्चो करावी गढ
७ मांहे कराव्यो...बेठक रा महा मकरावाको देवार्यो.

આ પરથી જણાય છે કે ગઢની રાંગ સરખી કરાવી. જીર્ણકોટ સમરાવી ઉગમણી રાંગ ઉંચી કરાવી ને તેમાં ખર્ચ કર્યો તે સં. ૧૬૮૨ માં મકવાણાના રાજ્યમાં થયું.

દેરાસરની ઉપર પહેલે માળે એક છૂટો પથ્થર પાદુકાનો છે તેમાં બે પાદુકાદ્વય છે તેમાં ચારે બાજુ થઇને નીચે પ્રમાણે કોતરેલું છેઃ—

॥ कल्याणक बभूव

॥ ९० ॥ संवत १७३४ वर्षे शाके १५९९ प्रवर्त्त-(माने) वा श्री हीररत्नसूरीश्वरस्य पट्टोधर भट्टारक श्री जयरत्नसू...स्य श्री भावरत्नसूरिणा श्री गुरुणां पादुका प्रतीं(ष्ठिता) ॥ संवत् १७३५ वर्षे मार्गसिर मासे...उद सिंघ हवि......

॥ संवत १७३५ वर्षे श्री च...धिकाजू-भट्टारक श्री हीररत्न सूरीश्वरस्य...(બહુ ઘસાઈ ગયું છે ચારે બાજી)

શ્રીઆણંદ પાસે જૂની એક નાની દેરી છે તેમાં પાદુકા મૂકી છે ને તેમાં કોતરેલું છે કેઃ–ભટ્ટારકશ્રી હીરરત્નસૂરિ પાદુકા. આ દેરી જ્યાં તે સૂરિનું શબ ત્યાં બાળવામાં આવ્યું હોય ને ત્યાં કરાવવામાં આવી હોય એમ લાગે છે. તે દેરીમાં ચાર નાનાં થાંભલા છે.

આની પાસેના સ્થળમાં જે પાળીઆ હતા તે જોયા તો એકમાં સંવત ૧૬૨૫...બીજામાં 'શ્રી ગંગા માય નમઃ સંવત ૧૬૯૫ વર્ષે વૈશાખ વદ ૧ બુધે કવેઃ ભગદસન ગત્ર દસકમ માણુયય ભગ અતા...' ત્રીજામાં 'સંવત ૧૬૮૫ જ્યેષ્ઠ માસ' કોઇનું મરણ થયાના હતા. કોઇમાં ઘોડેસ્વાર, કોઈમાં ઉટસ્વારનાં ચિત્ર હતાં. આ પૈકી સં. ૧૬૨૫ ને ૧૬૯૫ ના પાળીઆ ચુડાંવાળા હાથ ખભા પછીના કાટખુણે મુકેલ હતા તે સ્ત્રીના જણાય છે. ને તે સતી થયાના હોય યા રાજવંશી સ્ત્રીઓના દાહસ્થાન હોય એમ લાગે છે.

તળાવપર દેરી છે તેમાં ચાર પાદુકાદ્વય છે. તેમાં ચારે બાજુ નીચે પ્રમાણે કોતરેલ છે.

**૯૭। સંવત ૧૮૯૦ ના શાકે ૧૭૬૫ ના જેઠ સુદ ૧૧ પં. રામરત્નજી દેવગત થયા.**

**॥ ભ૦ શ્રીમત્ શ્રી કીર્ત્તિરત્ન સૂરીશ્વર પાદુકા**

**તત્ શિષ્ય પં. મયારત્નજીની પાદુકા**

**તત્ શિષ્ય પં. સૌભાગ્યરત્નજીની પાદુકા**

**તત્ શિષ્ય પં. શ્રીપ રામરત્નજીની પાદુકા છે.**

**સં. ૧૯૦૧ શાકે ૧૭૬૬ પ્રવર્ત્તમાન માહા વદ ૬ વાર ગુરૂ।**

**પં. શ્રી રામરત્નજી પાદુકા સ્થાપન કરી છે. ચેલા તેજરત્નજીઈ.**

કાઠિયાવાડ સર્વ સંગ્રહ પૃ. ૪૧૦ થી ૪૧૨માં જણાવ્યું છે કેઃ–"ઝીંઝુવાડા–અમદાવાદના સુલતાનોના રાજ્યના આરંભમાંજ આ તાલુકો સુલતાનોના તાબામાં આવ્યો. પછી જ્યારે અકબર બાદશાહે ગુજરાત જીતી લીધું ત્યારથી અહીં મુગલોનું એક થાણું રહેતું. અઢારમી સદીમાં મુગલ રાજ્ય પડી ભાંગ્યું ત્યારે કોળીઓએ તાલુકો જીતી લીધો ને તેમની પાસેથી હાલના તાલુકદારોના પૂર્વજ કુંભોજીએ ખુંચવી લીધો. એ તાલુકદારો કોળી ઠાકરડા છે. તે કહે છે-કે તેઓ પહેલાં ધ્રાંગધ્રાના કોઇ કોળી કન્યા વેરે પરણવાથી તેને નાતબહાર કાઢયો હતો. એ તાલુકદારોની બે શાખા છેઃ (૧) રાસાણી ને (૨) મેસાણી. મૂળપુરૂષ કુંભોજીના પૌત્રના પૌત્ર રાયસિંગજી (રાસોજી) તથા મેસોજી ઉપરથી એ શાખાઓનાં નામ પડ્યાં છે. ઝીંઝુવાડાના કુળમાં એ શાખાઓના ઘણા વંશજો છે. ધ્રાંગધ્રાના રાજસાહેબ અમરસિંગજીએ ઇ. સ. ૧૮૧૪માં તે જીતી લીધું ને તેનો બે વર્ષ સુધી વહિવટ કર્યો. પણ ઇ. સ. ૧૮૧૬માં આયક-

વાડ સરકારને ખંડણી આપી નહિ શકયાથી તે સરકાર તરફથી એ તાલુકાનો વહિવટ વિઠ્ઠલરાવ દેવાજી એ ઇ. સ. ૧૮૧૮–૧૯ સુધી ચલાવ્યો. પછી ઇ. સ ૧૮૨૦–૨૧ સુધી એ તાલુકો ઇજારે આપવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૮૨૭ ની આખરે અમદાવાદના કલેકટરે એ તાલુકા ઉપર જપ્તી મૂકી; પણ ઇ. સ. ૧૮૩૯માં એને કાઠીઆવાડ એજન્સીની હુકુમતમાં સોંપ્યો તે હાલ સુધી છે. દસાડાના થાણાના તાબામાં એ હતો પણ તાલુકદારો કરજમાં ડૂબી ગયલા હોવાથી તે એજન્સી તરફના એક સરકારી કામદારના હવાલામાં સોંપાયો. લેફ્૦ કર્નલ જી. એલ. વારડને એ તાલુકા વિરૂદ્ધના દાવાઓનો નિકાલ કર્યો ત્યારથી તે આજ સુધીમાં તાલુકાનું ઘણું ખરૂં કરજ ફેડાઇ ચૂકયું છે ને થોડાંક વર્ષમાં આ આબાદ તાલુકો ઋણમુક્ત થશે. ( હજુ સુધી આ એજંસીની નીચે છે)

" ઝીંઝુવાડા કચ્છના નાના રણના પૂર્વ કિનારાથી એક મૈલ અંદરના ભાગ તરફ આવેલું છે. અગાઉ આ તાલુકામાં ઝીંઝુવાડા, ફતેહપુર ને ઓડુ એ ત્રણ ગામોમાં **મીઠાના અગર** હતા; પણ હાલમા એ બંધ કર્યાને બદલે બ્રિટિશ સરકાર તરફથી તાલુકદારોને દર વર્ષે અમુક રકમ નુકસાની દાખલ મળે છે. ઝીંઝૂવાડામાં સુરોખાર થાય છે.

" તાલુકામાં સત્તર ગામ છે. સૌથી મોટું ઝીંઝુવાડા (વસ્તી ૩૭૭૦) ખારઘોડા રેલવે સ્ટેશનથી સોળ મૈલ ઉત્તર તરફ આવેલું છે. એ ઘણું પુરાતન ગણાય છે ને સુંદર દેખાવડું કિલ્લાવાળું હોઇ તેમાં પત્થરે બાંધેલું એક તળાવ છે. બહારની કિલ્લેબંદીના દરવાજા હિંદુ લોકોના બાંધકામના સારા નમુના છે. કિલ્લાના ઘણાખરા પત્થરો ઉપર **મહાન શ્રી ઉદલ** એ અક્ષરો કોતરેલા છે.

'દંતકથા એવી છે કે પ્રસિદ્ધ સિદ્ધરાજ જયસિંહે એ કિલ્લો તથા તળાવ બંને બંધાવ્યાં હતાં ને ઉદલ તે **સિદ્ધરાજનો મંત્રિ** હતો. કહે છે કે સિદ્ધરાજનો જન્મ ઝીંઝુવાડામાં થયો હતો. કરણની રાણી મીનલદેવી ગર્ભવતી હતી ત્યારે ઝૂંઝો રબારી જેણે ઝીંઝુવાડા વસાવ્યું કહેવાય છે તેણે રાણીને ઝીલાનંદના બાવાની સહાય માગવા કહ્યું હતું ને તેની મદદથી સિદ્ધરાજનો પ્રસવ થયો. આથી જ્યારે સિદ્ધરાજ પાટણની ગાદીનો અધિપતિ થયો ત્યારે ઝૂંઝા રબારી ઉપર તેની ઘણી મહેરબાની હતી.

'ઝીંઝુવાડા એ નામ પાડવાનો સંભવિત ખુલાસો એ લાગે છે કે આ ગામ રણને મોખરે આવ્યાથી અહીં ઝાંઝવા ઘણાં થાય છે તેથી એ નામ પડયું હશે.

'ઝીંઝુવાડામાં એક નિશાળ ને પોસ્ટ ઓફીસ છે. ઝીંઝુવાડાથી ઉતરતું ગામ આદ્રિઆણા ( વસ્તી સને ૧૮૭૨માં ૧૭૮૧ ) ઝીંઝુવાડાથી ઇશાને ૭ મૈલ ઉપર છે. એમાં એક તળાવ છે. પાસેના રણનો ઘણોક ભાગ ઝીંઝૂવાડા તાલુકાનો છે. એ ભાગમાં ઘણા બેટ છે જેમાનો મુખ્ય ઝીલાનંદ છે.

'ઝીલાનંદ એ નામની ઉત્પત્તિ આવી કે ઝીલ એટલે કુંડ ને આનંદ એક રાજાનું નામ. એ રાજાને રક્તપીતનો આજાર હતો. એ સોમનાથ પાટણની જાતરા કરવા જતો હતો તેવામાં આ કુંડમાં તેણે સ્નાન કર્યું તેથી તેનો કોહોડ જતો રહ્યો ને તેથી એ કુંડ એના નામથી ઓળખાવા લાગ્યો. અહીં ભાદરવા વદ અમાસને દહાડે જાતરા ભરાય છે. એ ટાપુ નવ દશ ચોરસમૈલ વિસ્તારનો છે અને તેમાં કેટલાંક નાનાં તળાવ તથા ઊના પાણીના **ભોટવા** (ઝરણ) છે.

ઝીંઝુવાડાના તાલુકદાર મરી જાય છે ત્યારે તેને સ્મશાને લઇ જતી વખતે તે આ પાપી દુનિયામાંથી છૂટયો તેનો આનંદ જણાવવાના હેતુથી તાસાં વગાડે છે ને બંદુક ફોડે છે. વળી બીજો રીવાજ એ છે કે તાલુકદારની વહુઓ પોતાની સાસુની પણ લાજ કાઢે છે."

આ ઝીંઝુવાડાનું બારીક નિરીક્ષણ કરતાં એમ લાગે છે કે તે પહેલાં બંદર હશે મોટા મોટા પાણા કિલ્લા પાસે હતા તેમાં લોઢાનાં કડાં પણ હતાં કે જે સાથે વહાણ નાગરવા માટે દોરડાં બાંધવા વપરાતાં હોઈ શકે. ઉપરના ઝીલાનંદની મુલાકાત અમે લીધી અને ત્યાં હીરરત્નસૂરિની પાદુકા તથા પાળીઆ વગેરેની હકીકત જણાવી. ત્યાંથી ભોટવો જોયો. તેનું પાણી નિર્મલ સ્ફટિક જેવું અને સ્વાદે જરા ભાંભરૂં છે.

ત્યાંથી બાણગંગા, નળેશ્વર ને ગાયની ખરી એ નામથી ઓળખાતાં ઝરણો જોયાં. 'અહીંથી વાછડા સોલંકીનો કુંડ છે તે પશ્ચિમમાં રણમાં સાત ગાઉ ઉપર છે. તેનું પાણી પીવાથી હડકવા દૂર થાય છે એમ કહેવાય છે.

આ ઝીંઝુવાડામાં વાણીઆનો મોટો ભાગ પણ છે. તેમાં વીસા શ્રીમાળીનાં ૪૦ અને દશાશ્રીમાળીનાં ૬૦ ઘર છે. ભાષામાં ક નો ચ (કયાંને બદલે ચ્યાં), સનો હ (લેસો ને બદલે લેહો) એમ બોલાય છે. આ ગામથી વડગાંમ પાંચ ગાઉ દૂર છે ત્યાં જઇ ત્યાંના જૂના દેરાસરમાં આદિનાથની પ્રતિમાનાં દર્શન કર્યાં. આ ગામથી શંખેશ્વર પાર્શ્વનાથ આઠ ગાઉ છે કે જેમની યાત્રા અમે પૂર્વે કરેલી હતી અને સમય ન્હોતો તેથી ત્યાં ન જવાયું. પંચાસર (વનરાજના પિતા જયશિખરીની રાજધાની) પણ બીજી બાજુ આઠ ગાઉ છે. ઉપરીયાળું ગામ ૧૩ ગાઉપર સ્ટેશન છે, અને ત્યાંના દેરાસરની પ્રતિષ્ઠા સ્વ. વિજયધર્મ-સૂરિએ વધારી ને તેની વર્ષગાંઠ ફા. શુ. ૮ છે. અહીં પણ ન જવાયું.

ઝીંઝુવાડાના તળાવનું સેંહેસર નામ અપાય છે ને તે ઝૂંઝા રબારીના ભાઈ સેંહેસાના નામથી સિદ્ધરાજે કરાવ્યું એમ કહેવાય છે. વાવનું નામ સમળવાવ છે તે ઘણી સુંદર અને પ્રાચીન છે ને તેમાં બેસવાના ગોખો મૂકેલા છે. ફોટો લેવા યોગ્ય છે. તેને ખૂટલની વાવ પણ કહે છે ને તેની એક દંતકથા કહેવાય છે. વસ્તી અંદર જ્યાં વસેલી છે તેને રાજગઢી કહેવામાં આવે છે ને તે માટે એમ કહેવાય છે કે સં. ૧૮૬૮ ના દુકાળમાં ઠાકોરો–તાલુકદારોએ પોતાની રાજગઢી છોડી ઉજળી વસ્તીને અંદર રહેવા દીધી ને પોતે બહાર જઇ વસ્તીનું રક્ષણ કર્યું. હીરરત્નસૂરિના વંશજો-યતિઓ અહીં રહેતા ને તેઓ આ ગામને સૂર્યપુર કહીને લખતા. યતિવર્ગના લખેલાં પુસ્તકો મળી આવે છે અને તે ઉમેદ–ખાંતિ જ્ઞાનમંદિરમાં રખાયાં છે. તે યતિમાં એક મંત્રતંત્રવાદી જતી થઈ ગયો એવી તેની દંતકથા પણ ચાલે છે. હાલ કોઇ પણ યતિ નથી. હાલના વિજયેદાનસૂરિની અને એક મુનિ પુણ્યવિજયની જન્મભૂમિ આ ઝીંઝુવાડા છે.

પાઠક મતિકીર્ત્તિના શિષ્ય સુમતિસિંધુરે 'તિડોત્તર સંવત સત્તરઇ શ્રાવણ વદિ નંવમી દિનઇ' અઠોત્તર પાર્શ્વનાથ સ્તોત્ર આઠ કડીનું રચ્યું છે. તેમાં ઝીંઝૂવાડામાં પાર્શ્વનાથનું બિંબ હોવાનું જણાવ્યું છે. કેઃ—

કાકર વીસલનગરમઈ, ઘાઘ નયરિ સિર સામિ;
ઝંઝૂવાડે પદ્રાઢવઇ, રાણપુર ભિન્નમાલ સામિ.

---

श्री विनयचंद्रकृत

## बारव्रत रास

सं. १३३८

× × × × × ×

......पीयकूतीयडां समसतीड खजूरा चीछी भमरा ।
हिव पंचिंदिय पभिसउं । जलचर फछव माछा मगरा ॥ १० ॥
थलचर ऊंदिर नउल बिडाला । सप्पगोह फकिंड घिरोला
लउंकड मंकड सस हरिण । गयवर वसह तुरंगम वेसरं ।
पंखि जाति आगासचर । चिडी काग बगला वांती तीर ॥ ११ ॥
नर सुर नारय सवि पंचिंदिय । निरपराध नवि मारउ जीय ।
निरदयबंधनुं लंघणउं । जीय घहावउ म अतिभार ।
अंकणछेयण मत करउ । गोरू छोरू भूपियां सार ॥ २२ ॥
अगलि पाणी कहवि म पालउ । अणसोधिउं इंधण म प्रजालउ ।
चूलिह अगासी मत करउ । पंहउ पीसउ सोधिउं धानु ।
पूंजउ म धर द्युबारोयए । लिंपणि गूंपणि जयण मधान ॥ १३ ॥

पुण निरदय जीव वहंते । कालसूयर जिम नरयह जंते ।
धि जीव जि संहरइ । कु(प)रिसराम जिम नरयह जंते ।
कराकर पुण जे करइ । लोढा जिम बहु दुख सहंते ॥ १४ ॥
ीयां त्रिसियां धाहइ जे पुण । ढढणकुमार जेम दुहभायण ।
पुण पालइं जीवदया । तांह हुंति इद्रिय सवि पुरा ।
र कलत्र बंधव सहित । चिरु जीवइं नीरोगसरीरा ॥ १५ ॥
तिनाहि पारेवउ रापिउ । नेमिहिं अभयदानु पुस दापिउ ।
पिउ कुचु मेया(र)ज रिसि । कुमरराइ हेमसूरि उपदेसि ।
ऊद वरिस अम्मारि किय । व्यसन निवारिय सातइ देसिहिं ॥ १६ ॥
हं दरिसण छन्नवइ पसडह । सयल लोयह अनुब्रम्हंडह ।
ायदया विणु धम्मु नवि । सुणि हिव बीजउं व्रतु जिम होए ।
ठउं वयणु न बोलीयए । सचइ समु न धम्मु जि कोए ॥ १७ ॥
सु जिम कूडी सापि न दीजइ । आलू न सीता जिम भासीजइ ।
ब्रभेदु मसिभेदु नवि । राउल देउल तत्ति निवारउ ।
ड कपट वेसासघन कृतघनपणइ म बोइ जमारउ ॥ १८ ॥
ाइ भूमि कन्नालि म भासउ । परनिंदउ मत आप प्रससउ ।
ा हरपाइं वोलि मनइ सामिद्रोहु मित्रद्रोहु न कीजइ ।
सियइं तर किं वयरु परे पंडव कौरव जिम विणसीजइ ॥ १९ ॥
ठा बोला कोइ न धीरइ । मुखु दुर्गंधु जीभ अरु हीरइ ।
ाला मूयला बोबडा । सच्च परिखा हरिचंदु राओ ।
ुरमणि पुरि कालिगसूरि जाउ । सचमूल सवि धम्म जगउ ॥ २० ॥
ीजउं व्रतु सुणि अदत्तादाणु । परिहरि कूडतुला कूडमाणु ।
ावि तृण मात्र चोरीयए । मत लइ पडिउ पुडिउ वीसरियउं ।
ठवइ ग्रांस न कीजइय नवि । ओलवियइ थांपणि थवियउ ॥ २१ ॥
ोरहसउ संसर्ग न कीजइ । चोराहउ नहि लीजइ दीजइ ।
ोरइ पचइ पातगीय । परधनु चोरइ नरगिसु जाए ।
नवि भवि दासु जि दालिद्रिय । तसु वेससइ न बापु न माए ॥ २२ ॥
ूक समउ जो परधनु पेखइ । प्रभव जेम भवदुख न देखइ
ोहिणीउ जिम निस्तरए । चउथउं व्रतु मैथुनपरिहारो ।
ब्रह्मचर्युं परिपालीयय । नवलख जीवह रापि संहारो ॥ २३ ॥
वेसा संगिहिं वे भवजते । सातिहिं व्यसनिहिं ते बूडंते ।
न गुरु न देवु न बधुजणु । माइ बहिनि जिम परस्त्री मन्नउ ।
परस्त्रीय लगि दस वयण विणठउ । चंद्रपद्योतु सुवधोयओ ॥ २४ ॥
पुण्यवंत जो पालइ सीलु । सेवइ देवासुर पयमूलु ।
सेठि सुदसण सीलधरो ॥ २५ ॥
अखंडसीलु थूलिभद्र मुणिराओ । वयरसामि अनुगणहरराओ ।

चंदणबाल महासईय । सोलवंति(ती) रायमइ पवित्ती ।
रहनेमि जिणि प्रतिबोधीयउ ।-नवभव नेमि अवरु नवि चित्तीं ॥ २६ ॥
बंभी सुंदरि सीय दवदंती । अंजणसुंदरि सुभद्रा कूंती ।
अखलीयसील कलावईय । वंचइ ना पुण निय भत्तारो ।
धरणह भज्जा लच्छि जिम सा दोहागिणि भमइ संसारो ॥ २७ ॥
राणी संकलि हणिय विगुत्ती । मीठलु छंडिउ चोरहरन्ती ।
दोहवि चुक्क सीयाल जिम । सुकुमालीं मारिउ भत्तारो ।
पंगुलु माथइ किउ वहए । हिव सुणि नारि कुलीण आचारो ॥ २८ ॥
देवह जिम भत्तार मन्नीजइ । सासुससरा भगति करीजइ ।
नीलज वयणु न बोलियउं । नीचइं सउं नालापु संभासो ।
सउकिवि नवि अपमानीयए । नणंद भगति गुरुजण संवासो ॥ २९ ॥
करि आवर्जन सयल परिवारह । बंधव गोरू भूषियां सार ।
अजमि वरहि ति जिमइ नवि । एकले बारे न गमीजइ ।
दीण अणाह दुत्थियह । हुंता मानि विशेषिइं दीजइ ॥ ३० ॥
पंचम व्रतु परिग्रहपरिमाणू । धण धन दुपय चउप्पय माणू ।
रूपउं सोनउं पेत्तु घरो । वरवक्खर सहु परिमितु कीजइ ।
सुखु संतोषह समुं नहीय । विणु संतोषह लोभु न छीजइ ॥ ३१ ॥
सगर राउ नवि वेटे तृपतउ । कुचकनु सेठि न गोधनि सपत्तउ ।
द्रव्यइ तृपतउ नंदु नवि । कण संग्रहि नवि तृपतउ तिलको ।
लोभ मूल सवि पातकइं । लोभिं पामिउ कोणी नरको ॥ ३२ ॥
लोभिं न गणइ वापु न माया । लोभिं विहडइ सोदरभाया ।
जिम भरथेश्वरु बाहुबलि । लोभिं कणयकेति सुत विनडिय ।
पव्वउ मारिउ चाणकइं । लोभिं अंतिरा पढिआ पंडिअ ॥ ३३ ॥
अभयकुमार जिम लोभु न कीजइ । राजु तिजीउं विरइव्रतु लीजइ ।
चक्रवइ सनतकुमार जिम । दसाणभद्रिहिं छांडिउं राज्जों ।
पूरीय इंद्रिहिं सउं अडए । वीर पासि लिउ संजमराज्जो ॥ ३४ ॥
सोना लव कजु कोडि न निठिउ । कपिलु संतोषिहिं केवलि परिठियउ
चोरइ बोधिय पंचसइं । ब्रह्मदत्ति निउ त्रिउ चित्रभाओ ।
चक्रवर्त्ति पदु भोगवओ । सो संतोषि सिद्धि जाओ ॥ ३५ ॥
कलिंग देसि रायाकरकंडू । विरतउ देषीउ गोकुलि संडू ।
जातिसमरणि व्रतु लियउं पंचालाहिब दुम्मुहराओ
रिद्धि अरिद्धि इंद्रधज । बीजउ प्रत्येकबुद्ध सुजाओ ॥ ३६ ॥
मिथिलविदेहाधिपु नमि राया । दाघज्वरि तसु वेयण जाया ।
कंकण शब्दिं बोधीयओ । नग्गइ पुण गंधारनरिंदु ।
अंबय रिद्धि अरिद्धि लगु । सो प्रतिबूझीउ हुउ मुणिंदु ॥ ३७ ॥ ठवणि ॥१।
छट्ठउ व्रतु करि दिसिहिं माणु । न चढेयउं प्रवहणि ।
जोअण सउ पहु दिसिहिं गिरिहिं चढिवा दो जोयण ।

सातमव्रति भोगोपभोगि परिहरि महु मज्जइ ।
मदिरा जादवकुल मलओदधि वारम्मइ ॥ ३८ ॥

परिहरि पींपल वड पिलंपउं ऊंबर काळंबर ।
मूला सूरण लहसण कंदढिस आदां गज्जर ।
सूयर वल्लगलोय वंस कर लइ सत्तावरि
कोमल अंबिलि अमृतवेलि खिल्लूडा थोहरि ॥ ३९ ॥

गिरणय किसलइ लूण लोढ आलू पिंडालू ।
नोली हलद्र कचूर मोथ पल्लंक कुंआरी ।
आमिषु मंषणु कुहिय अन्न चिस हिम करमट्टी ।
रींगण वयंगण घोलवणय अत्थाण पंपुट्टी ॥ ४० ॥ ठवणि ॥ २ ॥

रयणि भोयणु रयणि भोयणु जे करइ मूंढा ।
ताहिं कीडीय मति हणइ वमण मखि जूयह जलोदरु ।
वीछी फोडइ ताळूउं कुठरोगु कोलिउ असुंदरु ।
अन्न भवंतरि सेहवइं अहि घूयड मंजार ।
वायस रखस रयणि चरभुंड गिरोल सीयाल ॥ ४१ ॥ वस्तु

मंस वसणि सोदास राय जिम नरगि गमीजइ ।
अणजाण्यं फल वंकचूल जिम नीमु करीजइ ।
नितु चीतवीइ चिगइ द्रव्य सचित्त प्रमाणु ।
न्हाण चिलेपण सयण जाण मेहुण पचखाणु ॥ ४२ ॥

म करि तलारउं कूरकर्मु खीरुय ईटवाउ ।
चूडउ भाड उगरकम्म तरुवल्लीछेउ ।
गाडां घडविमवी कणउ मत भांडइं वाहउ
खाणि म मंडउ कूव वावि सरभूमि म फोडउ ॥ ४३ ॥

आगरि मत लिउ चमर दंत नख लाख गुलीतह ।
बहुरि म मंखण मधु मदिर वेंदां अनु चउपय ।
वीकणि मत विसु हथियारु तिलदंड म पीलउ
ढंच मडालिम नास विंधि मत रइ पालतउ ४४ ॥

पोसि म कुकूड सुणह मोर सूया सालहिया ।
मत चदइ दवु मत सोसि सिंधु द्रह कूप तलाया ।
व्रति आठम्मइ अणथदंडि अंटझीणु न कीजइ
विणु दाखी नह पाप कर्म्म उपदेसु न दीजइ ॥ ४५ ॥

आउध अंगि न आपिइं झोलण हींडोला
साधि म औषध मंत्र यंत्र परिहरि कलि-झगडा ।
अलि उ घि जउ न खेलिय प नलि हारिउ राजो
जूय पसाइग वार वरिस पडव वणवासो ॥ ४६ ॥ ठवणि ३

णवमउं व्रतु परिपालि चंद्रवतंसक राय जिम
सामायकु बिहु कालि कोडि सुवन्नह दान समु ।
दसमइ देशावगासि दिसि संकोडिउ पा(प)चखउ
चाणुकु दिसि संन्यासि अणसणु लेविणु सग्गि गयउ ॥ ४७
कामदेव जिम पालि पोषध व्रतु इग्यारमउं
पापारंभ सवि टालि आठमि चऊदसि पख तिथो ।
बारम व्रति संविभाउ सूझतु दीजइ मुणिवरहं
जिम धनु सारथवाह तीर्थंकर घृतदानि हूउ ॥ ४८ ॥
धणि धणवइ संजूति मुणिवरु पाणी पाइयउ
नव भव हुइ विभूति नेमिनाहु अनु रायमए-।
मोदक दिइ नयसारु, मारगि भूला मुणिवरह
सो तीर्थंकरु सारु, वीर जिणेसर वन्नियए ॥ ४९ ॥
मुंणि परमन्नु जु देइ, सालिभद्र कयवन्न जिम
उत्तम भोग लहेइ, नंदिसेण अइयकुमरु ।
विरूयउं जो मुणि देइ , नागसिरि दुर्गंध जिम
सो संसार भमेइ, जिम रुपिणि भवि पाछिलए ॥ ५० ॥
औषध दान प्रधानि, जिम रिसहेसर विज्ज भवे
वीरह औषधदानि, रेवइ होसिइ तीथयरो ।
पंचसइं वेयावच्चि, भरहेसरु हुउ चक्कधरो
वीसामणा पवंचि, बाहूबलि बलवंतु जगे ॥ ५१ ॥
अवयंतीसुकुमालु, वसति-दाणि नलिणिहिं गयउ
धम्मोवगरण सयल, सुरवर मुनि जिम आपीयए ।
जिणवरबिंब भरावि बिंबप्रतिष्ठा पुस्तकइं
चउविह संघह भावि, सात खेत्रि धनु वावीयए ॥ ५२ ॥
तेरसइ आठ त्रीसि, सावय धम्मुवएस सवि
रयणसिंह सूरि सीसि, विनयचंद्र सूरि उद्धरीय ।
पास जिणिंद पसाइं, सानिधि सासणदेवि तणइं
जे उपदेस कराइ, ते मणवंछिय सुह लहइं ॥ ५३ ॥

# જેસલમેરના ભંડારોના જુના ગ્રન્થોના ફોટા

( વિવેચન સહિત )

સાહિત્યના વર્ધન અને રક્ષણ માટે મધ્યકાલમાં **મારવાડે** ઘણીજ સારી નામના મેળવી છે. તેમા પણ **જેસલમેરનું** નામ આ કાર્યમાં મોખરે ચડયું છે. અનેક વિષયના સંસ્કૃત, પ્રાકૃત, માગધી, અપભ્રંશ, શૌરસેની, પાલી, ગુજરાતી, મારવાડી અને હિન્દી ભાષાના જુના ગ્રન્થો તાડપત્ર-કાગળ વસ્ત્રાદિ ઉપર સુન્દર યતનાપૂર્વક લખેલા આજસુધી પણ જેસલમેરના પુનીત ભંડારોમાં ઉપલબ્ધ છે. અજૈન ગ્રન્થો પણ જે અન્ય સ્થલે નથી મળતા તેવા ગ્રન્થો પણ અહિંના ભંડારમાં અસ્તિત્વ ધરાવે છે. પહેલા તો દરેકની જેમ જેસલમેરના ભંડારાધિકારીઓ અત્યન્ત સંકુચિત ચિત્તવાળા હોવાથી તે પવિત્ર ગ્રન્થોના દર્શન કરવા પણ સાહિત્ય સેવીઓને દુર્લભ હતા. પરન્તુ જમાનાની હવાથી તે સંકુચિતતા જુજ થતી જાય છે. તેથી હજારો માઇલ દૂરથી **યૂરોપીયનો અને ભારતીય વિદ્વાનો** મારવાડ જેવાં શુષ્કપ્રદેશમા મુસાફરીની વિડંબના વેઠીને પણ જેસલમેર, ઉત્કંઠા અને નમ્રતા ભર્યાં હૃદયે આવીને ગ્રન્થોના આદર્શો, પ્રશસ્તિ સાહિત્યગ્રન્થ, ગ્રન્થકર્તાના નામો વિગેરે લખીને તેના ઉપર સાહિત્યના સુન્દર લેખો લખે છે. સાહિત્યસેવી **ગાયકવાડ ઓરીયન્ટલ સિરીઝને** પણ આવું કાર્ય અત્યાવશ્યક લાગ્યું. તેથી તે સંસ્થા તરફથી સાહિત્યના મહાન્ વિદ્વાન્ શ્રીયુત **શ્રાવક ચીમનલાલ દલાલ M. A.** ને જેસલમેર મોકલી કેટલાક ગ્રન્થોની સુન્દર નોંધ કરાવી હતી, તે પછી તેમના અકાલ મૃત્યુથી સેન્ટ્રલ લાયબ્રેરીના જૈન પંડિતવર્ય શ્રાવક **લાલચંદ ભગવાનદાસ ગાંધીએ** આ નોંધોને વ્યવસ્થિત કરી તે ઉપર પોતાનું સંસ્કૃત ભાષામાં ઇતિહાસોપયોગી ટિપ્પણ લખી તૈયાર કરી તે પછી 'जेसलमीरभाण्डागारीयग्रन्थाना सूची, નામથી ઉપર્યુક્ત સિરીઝે ૨૧ મા ગ્રન્થ તરીકે સન્ ૧૯૨૩ માં સુન્દર રીતે તે સૂચીપત્ર બહાર પાડયું છે, જેસલમેરના તાડપત્ર ઉપર **લખાએલા ગ્રન્થો પૈકી ૧૧ ગ્રન્થો** ( જે અત્યન્ત જીર્ણ થઇ ગયા છે. ) ના **કેમેરા દ્વારા ફોટા ઉતરાણા છે. ફોટોગ્રાફર ભાઈ ભગવાનદાસ હરજીવનદાસ** ભાવનગરી છે. આ બધા (૧૧) **ગ્રન્થોના ફોટાઓનાં** દર્શન મને **મુંબઇના ચાતુર્માસ** દરમ્યાન (ઇ. સન્ ૧૯૨૭મા ) શ્રી **મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાયબ્રેરીમાં** થયાં. બધી થઇને **ફોટાની પ્લેટો ૨૫૪** છે. કીમત રૂ. ૩૦૦)ની છે. અક્ષર સાફ દેખાય છે. આમાં નીચે લખેલ નામના ૧૧ ગ્રન્થો છે.

## ૧. द्रव्यालंकारवृत्ति.

શ્રી **હેમચન્દ્રાચાર્યના** શિષ્ય પ્રબંધશતકર્તા મહાકવિ **રામચન્દ્ર** અને **ગુણચન્દ્રની** પ્રસ્તુતકૃતિ ન્યાય અને સિદ્ધાન્ત વિષયની છે. આ કૃતિને તાર્કિકોએ તથા સૈદ્ધાન્તિકોએ પ્રામાણિક ગણી છે. **સ્યાદ્વાદમંજરી,** આદિ ગ્રન્થોમાં '**तथा च द्रव्यालंकारकारो**[૧] ઇત્યાદિ વાકયોથી આ ગ્રન્થકારોનો તથા ગ્રન્થનો ઉલ્લેખ આવ્યો છે. પ્રમેયના વિષયમા આ ગ્રન્થ સારો પ્રકાશ પાડે છે. પરન્તુ દુઃખની વાત છે કે આ ગ્રન્થના ત્રણ **પ્રકાશો પૈકી પહેલો પ્રકાશ જેસલમેરના ભંડારમાં પણ નથી.** છેલ્લા બે પ્રકાશો ત્યા છે. સાહિત્ય સેવીઓને મારી તો નમ્ર પ્રાર્થના છે કે 'તેઓ આ કીમતી ગ્રન્થના ઉપલબ્ધ ભાગને પણ છપાવી મહાપુણ્ય હાસીલ કરે ' આ ગ્રન્થનો છેલ્લો ભાગ મેં ઉતાર્યો છે, **બીજા પ્રકાશના છેડે** આ પ્રમાણે છે—

रूपं च सत्व=(त्व) मथवादिथिरैर्विलुप्तमित्थं यदा[૨] स्थितिमनीयतपुद्गलानाम् । तन्मा कदाचिदपि पुद्गलतार्थमीनो[૩] (?) सदीदृशन्

૧. તત્વમાશ્લોકની સ્યાદ્વાદમંજરી ટીકામાં પૃ. ૬૩ ॥ ૨ જેસલમેર ભાંડાગારીય ગ્રન્થાનાં સૂચીમાં "यया" પાઠ ઉતાર્યો છે ॥ ૩ "पुद्गलतामगीनो" પાઠ જે. ભા. સૂચીમાં લખ્યો છે.

दधि भवन्तितमाम्(मां) कृतज्ञाः ॥

इतिश्रीरामचन्द्रगुणचन्द्रविरचितायां स्वोपज्ञद्रव्यालंकारटीकायां द्वितीयपुद्गलप्रकाशः समाप्तः ।

ત્રીજા પ્રકાશના અન્તે નીચે પ્રમાણે ઉલ્લેખ છે.

नोत्प्रेक्षावहुमानतो न च परस्पर्द्धासमुल्लासतो
नाऽपीन्दुद्युतिनिर्मलाय यशसे नो वा कृते संपदः ।
आवाभ्यामयमादृतः किमु बुधा द्रव्यप्रपंचश्रमः
संदर्भांतरनिर्मितावनवमप्रज्ञायकर्पश्रिये ॥

इतिश्रीरामचन्द्रगुणचन्द्रविरचितायां स्वोपज्ञद्रव्यालंकारटीकायां तृतीयोऽकंपप्रकाश इति संवत १२०२ सहजिगेन(ना) लिखि ।

## २. प्रमाणमीमांसा.

સર્વવિદ્યાનિષ્ણાત **આચાર્યશ્રી હેમચન્દ્રસૂરિજી** રચિત આ ગ્રન્થ **ગૌતમકૃત ન્યાયભાષ્યની** પદ્ધતિનો છે. પાંચ અધ્યાયમાં આ ગ્રન્થ પૂરો કરેલો હોવો જોઇએ એમ પ્રમાણમીમાંસાના પ્રારંભના 'आह्निकसमूहात्मकैः पञ्चभिरध्यायैः शास्त्रमेतदरचयदाचार्यः, ( स्वयं श्री हेमचन्द्रसूरिः ) ઉલ્લેખથી જણાય છે, આ ગ્રન્થ પૂરો હજી ઉપલબ્ધ થયો નથી જેસલમેરની પ્રતિના અન્તે 'समासपरीक्षानामप्रकरणं' છે **આર્હતમત પ્રભાકર મંડલ પૂનામાં** ૧॥ અધ્યાય 'न विप्रतिपत्त्यप्रतिपत्तिमात्रम् ॥२।१।३४॥ સૂત્ર સુધી મૂલ, અને न चाविज्ञातस्वरूपं परपत्रं भेत्तुं शक्यमित्याहुः ॥ (પૃષ્ટ. ૧૦૮) ટીકા સુધી, છપાણો છે. એટલે કે **મુદ્રિતભાગ કરતાં જેસલમેરમાં થોડો વધુ ભાગ છે.** આખો ગ્રન્થ (પાંચ અધ્યાયનો) ઉપલબ્ધ થાય તો ઘણા વિદ્વાનોને નવું જાણવાનું મળશે, અનુમાન કરતાં આખો ગ્રન્થ **લગભગ ૫૦૦૦)** શ્લોકનો હોવો જોઇએ એમ લાગે છે, જેમાં પ્રમાણ અને જીવાદિ[1] પ્રમેયનું વિસ્તારથી વર્ણન હશે. ?

સાહિત્યપ્રેમી સંસ્થા અથવા ગૃહસ્થોએ [2]**સમન્તભદ્રાશ્રમની** જેમ આ ગ્રન્થ માટે સારૂં **ઈનામ** કાઢી અથવા ગમે તે ઉપાયોથી આ ગ્રન્થ જ્યાં હોય ત્યાંથી તેનો પત્તો લગાડવો અત્યાવશ્યક છે. પૂજ્ય મુનિરાજોએ પણ આ ગ્રન્થની હરેક ભંડારોમાં શોધ કરવી જોઇએ. જો વધારે ભાગ ન મળે તો જેસલમેરના ઉપલબ્ધભાગને સારી રીતે શુદ્ધતાપૂર્વક છપાવવો જરૂરનો છે. **આર્હતમત પ્રભાકરની આવૃત્તિ ઘણી અશુદ્ધ છપાણી છે.** આ ગ્રંથ **કલકત્તા યુનીવર્સિટી**ની જૈન. શ્વે. **ન્યાયતીર્થ** પરીક્ષામાં છે.

## ३. कुवलयमाला ।

મુખ્યતયા **પ્રાકૃત** અને **અપભ્રંશ** ભાષામાં રચેલી આ કથા ભાષાના ઇતિહાસમાં સારો પ્રકાશ પાડનારી છે. થોડાજ ભંડારોમાં આની પ્રતિઓ છે. યૂરોપીઅન સ્કોલરો આની બહુજ પ્રતીક્ષા

1. યદ્યપિ ઉપલબ્ધ ત્રણ આહ્નિક (૧॥ અધ્યાય)માં પ્રમેયનું વર્ણન આવ્યું નથી. પરન્તુ ગ્રન્થકારે પોતેજ (શ્રી હેમચન્દ્રાચાર્યે) પ્રારંભમાં કહ્યુ છે કે—तेन न प्रमाणमात्रस्यैव विचारोऽत्राधिकृतः किन्तु तदेकदेशभूतानां दुर्नयनिराकरणद्वारेण परिशोधितमार्गाणां नयानामपि । "प्रमाणनयैरधिगमः" इति हि वाचकमुख्यः ।, (દુર્નય અને નયોનું વર્ણન પણ ૧॥ અધ્યાયમાં આવ્યું નથી.) सकलपुरुषार्थेषु मूर्द्धाभिषिक्तस्य सोपायस्य सप्रतिपक्षस्य मोक्षस्य च । ( विचारोऽधिकृतः ) । एवं हि पूजितो विचारो भवति । प्रमाणमात्रविचारस्तु प्रतिपक्षनिराकरणपर्यवसायी वाकलहमात्रं स्यात् ।' પ્રમાણ મીમાંસા સૂત્ર ૧. પૃ. ૪ આર્હતમત પ્રભાકરની આવૃત્તિ; ॥ તેથી જણાય છે કે આ પ્રમાણમીમાંસામાં નય, દુર્નય, આસ્રવ, સંવર, નિર્જરા, મોક્ષાદિનું વર્ણન પણ તત્ત્વાર્થની જેમ હશે ? તેમજ પૃથ્વીકાયાદિ જીવની સિદ્ધિ પણ વિસ્તારથી હશે. એ પણ પૃ. ૨૮ સૂત્ર ૧-૧-૨૨ ના (पृथ्व्यादीनां च प्रत्येकं जीवत्वसिद्धिरग्रे वक्ष्यते । ઉલ્લેખથી અનુમાન કરાય છે. । प्रमाणस्य विषयो द्रव्यपर्यायात्मकं वस्तु॥ ૧-૧-૩૧ સૂત્રથી તો સામાન્ય પ્રમેયનુંજ લક્ષણ છે તેતો પ્રમાણ લક્ષણ પછી પહેલા આહ્નિકમાંજ આવી ગયું છે.

2. દિલ્લીના સમન્તભદ્રાશ્રમે લુપ્તપ્રાય જૈન (દિગંબર જૈન) ગ્રન્થોનો પત્તો લગાડવા ૨૭ ગ્રંથો માટે ૧૫૦૦ રૂપિયાનું ઇનામ કાઢ્યું છે. વિશેષ પરિચય માટે જુઓ અનેકાન્તનો અંક ફાલ્ગુન (૪) થું પૃષ્ઠ ૨૫૩.

કરી રહ્યા હતા. પુરાતત્ત્વમંદિર આને પ્રકાશિત કરવા વિચાર કરે છે. રચનાકાલ ૧૨૦૦ વર્ષ જુનો છે. અપભ્રંશ ભાષામાટે કથાનો આવો જુનો બીજો ગ્રન્થ મારા ધારવા પ્રમાણે હજી મળ્યો નથી.

૪. सावगधम्म (श्रावकधर्म) (प्राकृत)
૫. कर्मप्रकृतिचूर्णिटिप्पण (संस्कृतमां)
૬. हरिवंश
૭. विलासवईकहा (विलासवतीकथा)

પ્રસિદ્ધ આચાર્યરત્ન શ્રી હરિભદ્રસૂરિ વિરચિત समराइच्चकहा (समरादित्यकथा)ના ભાવને લઇને ૧૧ સંધિ (વિભાગો)માં અપભ્રંશભાષાની આ કથા હજી સુધી ક્યાંય પણ છપાણી નથી ગ્રન્થ કર્તાએ પોતાનું નામ 'साधारण' લખ્યું છે અને તો લાગે છે કે તેમનું ઉપનામ 'साधारण' હશે ? જેમ 'સન્મિત્ર' 'વીરપુત્ર' 'ભિક્ષુ' 'બંસી'. તેમનું મૂલ નામ તો સિદ્ધસેનસૂરિ હતું. તેઓ કોટિકગણના બપ્પભટ્ટસુરિના સમુદાયમાં થયા છે એવો ઉલ્લેખ કરે છે. તેનો છેલ્લો ભાગ આ પ્રમાણે છે.

कह विलासवइ पह समाणिय नियबुद्धिहिं मं जारिस जाणिय ।
पह कह निसुणेविणु सारु मुणेविणु सयलप-मायई परहरहु ॥
असुहहं मणु संचहु जिणवर अंचहु साहरणु विरमणु वरहु ।
—इह(अ) विलासवइकहाए पगारसमा संधी समत्ता । समत्ता । विलासवइकहा ॥

૮. धर्मोत्तरटिप्पण.

બૌદ્ધાચાર્ય ધર્મપાલના શિષ્ય ઇસ્વી સાતમી શતાબ્દિના પૂર્વાધમાં થએલ બૌદ્ધ ધર્મકીર્તિ રચિત ન્યાયબિન્દુ ઉપર બૌદ્ધ ધર્મોત્તરાચાર્યે [1]ટીકા રચી, તે ટીકા ઉપર શ્રી મલ્લવાદિ જૈનાચાર્યનું પ્રસ્તુત ટિપ્પણ સુન્દર રહસ્યોપેત છે. ધર્મોત્તરનો સમય આજકાલના કેટલાક શોધકો ઇસ્વી આઠમી શતાબ્દીનું પૂર્વાર્દ્ધ અને કેટલાક ઇસ્વી૦ નવમીનું પૂર્વાર્દ્ધ માને છે. તો પછી પ્રસ્તુત ટિપ્પનના કર્તા મલ્લવાદિનો સમય ક્રમમાં કમ ઇસ્વીની આઠમી અથવા નવમી શતાબ્દી હોવો જોઇએ. નયચક્રવાલના કર્તા પ્રચણ્ડ તાર્કિક મલ્લવાદિથી આ ટિપ્પનકાર મલ્લવાદિ ભિન્ન હોવા જોઈએ કેમકે જૈનપરંપરા પ્રમાણે નયચક્રવાલ ના કર્તાનો સમય ઈસ્વી ચોથી શતાબ્દીનો છે. આ ટિપ્પણ ને ગાયકવાડ ઑરીયન્ટલ સિરીઝ છપાવે તો સારૂં થાય.

૯. सर्वसिद्धान्तप्रवेश.

સર્વદર્શનસંગ્રહની પદ્ધતિનો 'આ ગ્રન્થ જૈનાચાર્યનો હોવો જોઇએ. કેમકે આના મંગલાચરણમાં શ્રી જિનેશ્વરને નમસ્કાર કર્યો છે. આમા નૈયાયિકાદિ સાત દર્શનોનું મુખ્યતયા વર્ણન કર્યું છે તેનો છેલ્લો ભાગ નીચે પ્રમાણે છે.

लोकायतिकानां संक्षेपतः प्रमेयस्वरूपमितिलोकायतराद्धांतः समाप्तः । सर्वसिद्धांतप्रवेशकः समाप्तः । नैयायिकवैशेषिकजैनसांख्यबौद्ध मीमांसकलोकायतिकमतानि संक्षेपतः समाख्यातानि ॥

૧૦. संयमाख्यानक

૧૧. प्रकीर्ण

ઉપર્યુક્ત ૧૧ ગ્રન્થો પૈકી 'દ્રવ્યાલંકારવૃત્તિ' 'કુવલયમાલા' 'વિલાસવઈકહા' 'ધર્મોત્તરટિપ્પણ' અને 'સર્વસિદ્ધાન્તપ્રવેશ' આ પાંચ ગ્રન્થો તો પ્રકાશમાં સત્વર લાવવા આપણી કહેવાતી સાહિત્યસેવી ધનસંપન્ન સંસ્થાઓ અથવા આનંદજી કલ્યાણજીની પેઢી ( જ્ઞાનખાતાના અઢલક દ્રવ્યમાંથી ) યથાશક્ય પ્રયત્ન કરશે એવી આશા રાખી હું વિરમું છું. શ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ લાયબ્રેરી મુંબઈની હસ્તલિખિત ઉપયોગી પ્રતિઓની મેં નોંધ કરી છે તે સંબન્ધી સમય મલ્યે વિવેચન સહિત લખવા પ્રયત્ન કરીશ.

શિવપુરી: ન્યાયતીર્થ મુનિ
હિમાંશુવિજય અનેકાન્તી.

[1] પ્રસ્તુત ટીકાસહિત 'ન્યાયબિન્દુ' હરિદાસ ગુપ્ત બનારસમાં છપાણું છે.

**તંત્રીની નોંધ—**'પ્રમાણમીમાંસાના મુદ્રિત ભાગ કરતાં જેસલમેરની પ્રતમાં થોડો વધુ ભાગ છે' એ વાતની અમને શંકા છે. જે૦ ની પ્રતની અંતે 'સમાસ પરીક્ષા નામ પ્રકરણ' છે એમ લેખક જણાવે છે તો તેવું પ્રકરણ વ્યાકરણના સમાસનું હોય એમ સંભવે છે, રા. મોહનલાલ ઝવેરીએ મુંબઇની શ્રી મોહનલાલજી જૈન સેંટ્રલ લાયબ્રેરીમાંના ઉલ્લિખિત ફોટાની નકલ છે તે જોઇ હતી ને હમણાં પુનઃ જોઇ તો તેમનું કહેવું મુદ્રિત ભાગ જેટલુંજ જેસલમેરની પ્રતમાં છે એવું થાય છે. છતાં પણ લેખક જે થોડો ભાગ જે૦ પ્રતમાં વધુ હોવાનું જણાવે છે તે થોડો ભાગ લખી મોકલાવશે તો અમારી શંકાનું કારણ નહિ રહે, એટલુંજ નહિ પરંતુ અમે તે પ્રસિદ્ધ કરીશું. આર્હતમતપ્રભાકરનો પ્રમાણ મીમાંસા ઘણી અશુદ્ધ છપાણી છે એવું લેખકનું કથન અમે સ્વીકારતા નથી; છતાં પોતાના ઉક્ત કથન માટે પ્રમાણો લેખક લખી મોકલાવશે તો તે પણ પ્રકટ કરીશું.

---

# વસ્તિગકૃત વીશ વિહરમાન જિન રાસ.

**રચ્યા વિક્રમ સંવત્ ૧૩૬૮ માઘ શુદ ૫ શુક્રવાર.**

**સં. તંત્રી.**

વિહરમાન તિત્થયર પાય કમલ નમેવિય,
કેવલધર દુન્નિ કોડિ સવિ સાધુ નમેવિઅ ॥ ૧
જિણુ ચઉવીસઇ પાય નમેસો,
ગુરુયાં સહિ ગુરૂ ભત્તિ કરેસુ
સમરિય સામિણિ દેવિ,
પઢિસિઉ જિણ વીસઇ સંખેવિ. ૧
સંવત તેર અઠસઠઈ માહ મસવાડઇ
પાંચમિ હુઈ શુક્રવારિઇ પહિલઇ પખવાડઈ
તઉ આરંભિઅ અભિનવ રાસો
જિમ હુઇ કામણમરણવિણાસો,
મુઝ મૂરખ નવિ બોલવા ઠાઉ
પુણ ગુરુયાં શ્રી સંઘ પસાઉ ॥ ૨
મઝ મનિ ઊપનઉ ભાઉ હુઉં અનાનદ હોઉં
સહિગુરૂ તણુઉ પસાય, એ પ્રભાવ હોઈ ॥
આગમ માહિ એહ કહીએઉ સારો ।
એ નર કર્મભૂમિ તણુઉ વિચારો ।
સંખેપિઈ લવ એક કહીજઈ
પસાઉ કરી ભવિઆ નિસુણીજઇ ॥ ૩
અઢઇ દીપ મઝારિ કર્મભૂમિ ભણીજઈ
જોઅણ લખ પંચ તાલીસ વિસ્તાર જાણીજઈ ।
તેહ વિચિ જંબૂદીપ ભણીજઈ,
જોઅણ લાખ એક નિસુણીજઇ ।
લવણસમુદ્ર છઇ વિલયાકારે
દુન્નિ લાખ જોઅણ વિસ્તારે. ૪
પાછલિ ધાતકીખંડ લખ ચ્યારિ જાણીજઇ
કાલોદધિ સમુદ્ર લખ આઠ ભણીજઇ ।
પુખ્ખર વર દીવ અર્દ્ધઉ હોઈ
આઠ લાખ જોઅણ હુઇ સોઇ ।
એ જોઅણ દેવકા ભણીજઈ
એક જોઅણ સઈ ચ્યારિ જાણીજઇ ॥ ૫
સાઠ બાવીસ લાખ પૂરવ દિસિ ભાગે
અણિ પરિ થાકઉ અર્દ્ધ પાછિમ દિસિ લાખેઈ ।
તે વિચિ ગુરુઉ મેરૂ ભણીજઇ
ઊચઉ લાખ જોઅણ સુણીજઇ
પૂરવ પશ્ચિમ દિસિ બેઇ જોએ
દુન્નિ દુન્નિ મેરૂ પાખલિ હોઈ
મેરૂ મેરૂ નિણિ...ભણીજઇ
ઐરાવત પંચ પંચ મહાવિદેહ જાણીજઇ ।
ક્ષેત્રિ ક્ષેત્રિ વિજયા બત્રીસ
પંચક્ષેત્રિ વિહરઈ જિન વીસ
સુસમ(મ) કાલ વિશેષિઈ જોઅ
વિજય વિજય તિર્થંકર હોઇ ॥ ૬
પંચક્ષેત્રિ સઉ સાટ જિનવર વિહરંતા
દસઇ ક્ષેત્રિ દસ હોઈ । સઉ સનરિ મિલંતા ।

સુસમતણુઉ જોઅ પ્રભાવો
નિસુણુઇ શ્રી સંઘ કરીય પસઉ (પસાઉ)
હુઆ નવ કોડિ કેવલધર દિનકર
નવઇ સહસ કોડિ મુનિ ચારિતધર ॥ ૭

(વસ્તુ)

અવધારિ સામિઅ અવધારિ સામિઅ શ્રી સીમંધર સ્વામિ
તુમ્હ દરસણિ વિણુ હીંડીઉં, અનંતકાલ બહુ દુખ પામિય ।
ભમ ભમંતઇ લધ્ધુ મઇ ગુરૂ સુસાધુ જિનવર સુસામિઅ
ભરતક્ષેત્રિ થઉ વીનવઉં, સામિઅસુ અવધારિ
ભમ ભમંતઉ ઊમનઉ, જામણ મરણુ નિવારિ જામ૦ ॥ ૮ ॥ ૨

હિવ પુણ દૂસમ જાણીઇએ । એવડઉ અંતરિ નિહાલિ
પંચ મહાવિદેહિ વીસ જિણ વહરઇ સંપઇ કાલિ ૧
દુન્નિ કોડિ કેવલહધરહ ॥ પંચ ક્ષેત્ર વિહરંતિ
દુન્નિ સહસ કોડિ મુણિ રયણ નિર્મલ ચારિત પાલંતિ ॥ ૨

પહિલઇ ક્ષેત્રિ મહાવિદેહે જંબૂદ્દીપ મઝારિ
વિહરમાન તિત્થંકરહં વંદિસુ જિનવર ચ્યારિ । ૩
ત્રિભુવનતિલક સુસામીય એ, શ્રીઅ સીમંધર સ્વામિ
શ્રી યુગમંધર બાહુ સુબાહુ, જાઇ પાપ લિઇ નામિ. ૪
ત્રિહુઅ ગ્યાનેસિયં અવયરિઅ, ઇદ્રિહિ કંઠ (?) છાઓ
પૂરવલાખ ચઉરાસીયહ, આઉપઉ જગનાહ. ૫
સામિઅ રૂપ સુવન્નમઇ એ, પાચસઈ ધનુપ પ્રમાણિ
દેવ રચઇ સમોસરણુ યોજન વાણિ વખાણિ. ૬
બારઇ પર્ષદિ બઇસઇ તિહા બઇસઈ સુરવઇ ઇંદ્ર
અમિઅવાણિ દેસણ સુણઇ એ અમૂલઇ ભવકંદ ૭
સુરનર પંન્નગ ભુવનપતે જોઈસી દેવ મિલંતિ
અસંખ્ય કોડિ દેવહંતણીઅ સામિઅ સેવ કરતિ
ધન્નુ તે ધન્નુ તે નરનારિ. ૮
જે તુમ્હ પાયકમલ નમઇ સામિય સભા જિણંદ
સમોસરણુ દેસણ સુણઇ, સુરપન્નગ ઇંદ્રિ. ૯
તે નર ધન્ન મલખણા જે તુમ્હ સેવ કરતિ
સૂધઇ નામિઇ જે નમઈ, તે સંસાર તરંતિ. ૧૦

ધાતકીએ ખંડ મઝારિ, આઠ તીર્થંકર વિહરમાન
સામિઅ એ સંસાર, તારંતિ સહુ પ્રભુ ઋષભ હઉં નમઉં. ૧
જિણુવરૂ એ આણુંત વીર, દિઇ સુખ અણુંતા એ
નિમલૂએ કરઉ સરીર, ધરઉ ધ્યાન સામી તણું. એ. ૨
લીજઇ એ નામ ઉચ્ચાર, સુર દેવો વિશાલ જિન
તારઇ એ ભવ સંસાર, વિજયધરો ચંદ્રાનનૂંઅ. ૩
સામિઅ એણિ કરઈ વિહાર, દેવકમલ સંચારઇ એ
ઊપરિ એ ઢલઇ છત્ર, આગલિ ચમરં ઢલંતયા એ. ૪
સરમીય એ દેવહં કોડિ આગ ઉલગ સામીયં કરઇ એ
રાખઊ એ ભવ ભમંડત, વલીય વલીય તે ઇમ ભણઇ એ. ૫
અતિસય એ હુઇ ચઉત્રીસ, વિહરમાન તિત્થંકરહં
તહિ મેરૂ (?) એ ધજ તે દીસ, પાયકમલ સામી નમઇ એ. ૬

(વસ્તુ)

ધન્નુ ભુમિય ધન્નુ ભૂમિય સાહુ સુપવિત્ત
ધન નરવઇ ધન દેસ તહિં, જિણું જિનવર વિહરંતિ
સમોસરણુ દેસણુ સુણઈ નિતુ નવા ઉચ્છવ કરંતિ
વિહરમાન તિત્થંકરહં, સામિઅં વીસ જિણંદ
ત્રિભુવન તુમ્હ સેવા કરઇ આવઇ ચઉસટ્ઠિ ઇંદ્ર. ૭
સેવક વીનવઈ તુમ્હ તણુઉ, સામિ વીનતી અવધારિ
આઠ જિણેસર વિ(હ)રમાન પુષ્પરદીપ મઝારિં
વંદઉ સામી ય ચંદપ્પહો, વંદઉ ભુયંગદેવ
કુસુમલ પાપહ છોડવઉં એ, કરઉ સંસારહ છેહ
ધા(સા)મીયં ઇસર પ્રણુમઇએ, સામીયં મુગતિ દાતાર
સમરઉં સામિઅ નેમિપ્રભો, જિમ પામઉ ભવ પારો
ત્રિધા શુદ્ધિઇ જે નમઇ એ, સામિઅ સુગતિ દાતાર
પંચમ ગતિહિં તે ગમઈ એ, છંડઇ એહ સંસાર. ૪
પંચમ ક્ષેત્રિ મહાવિદેહ, નરે સૂણા, વંદિસુ જિનવર ચ્યારિ
વયરસેન સામિઅ ગાયસિઉં એ નરે૦
સામિઅ તિહુઅણુનાહ. નરે૦
મહાપ્રભો જિનવર અચ્છઇએ નરે૦ સામિઅ દેવાધિદેવ
દેવયશો સામી નમૂં એ નરે૦ હેડલઇ ભાઉ ધરેવિ. ૫
અજિતવીર જિણુ વંદિઅસિઉ
છંડવિ દુખ સંસારતણા નરે૦ જિવ શિવ નયરીયં જોઇ

સપરિવારા પ્રભુ વાંદિસિઉં એ નરે૦ સામિઅ વીસ જિણિંદ
દિઇ સુખ સિદ્ધિઇ પણા નરે૦ ત્રોડે સો ભવકંદ. ૩
માન પ્રમાણા સિવ હૂં સમાં, નરે૦ સરિખુ બેઇ સમાચાર
સંસારસમુદ્ર તારણ તરંડો નરે૦ સામિઅ ગુણહ અપાર. ૫
સિંહાસણિ સામિઅ સમોસરણિ નરે૦ અમીય વાણિ વરસંત
ભવદહ દાહ જિ અલ્હવઇ એ નરે૦ શિવપુરિ લેઇ મૂકંતિ. ૬
કાલઉં ગહિલઉં વીનવઉં એ નરે૦ તુમ્હચઉ સેવક હોઇ
મૂરખિ પઢી આશાતના એ નરે૦ તે સહૂ ક્ષમા કરેઉ. ૭
**લોટા ગંણે વસ્તિગ** ભણુઇ એ નરે૦ સામિઅ વીનતી અવધારિ
કર્મ-નટાવઇ નચાવીઉ એ નરે૦ ચઉદહ રાજહ મઝારિ. ૮
તે ભવ બીહતઉ વીનવઉં એ નરે૦ સામિઅં કરઉ પસાયઉ
એતલઉ માગઉ લાડતઉ નરે૦ દિઉ અમરાપુરિ ઠાઉ. ૯
વીસ જિણેસર ગાયસિઉં એ નરે૦ લેસિઉં નામ ઉચ્ચાર
ચિહૂંગતિ મીડઉંવાલિ એ નરે૦ છૂટિસુ ભવસંસાર. ૧૦
તારામંડલ જા અછઇ એ નરે૦ અનય સુરિજચંદ
તેમ એઉ નંદઉ સુરિગુરો, નરેસ્યા ચઉવિહ સંઘ આણંદ. ૧૧

—ઇતિ વિંશતિ વિહરમાન રાસ સમાપ્તં ॥છા
પત્ર ૨-૧૩ **મુનિ જશવિજય સંગ્રહ.**

---

# નવાં મંદિરો

આપણે નવા જમાનાના લોકો પહેલાં જેટલો મંદિરોનો ઉપયોગ નથી કરતા. મંદિરોમાં જવું આપણને લગભગ નકામો વ્યાપાર લાગે છે. કોઈ ખાસ ઉત્સવ હોય અને જવું પડે તો વાત જુદી. નહિ તો મંદિરો હવે અશિક્ષિત રૂઢિચુસ્તો, ડોસીઓ, વિધવાઓ અને દક્ષિણાર્થી ગોર બ્રાહ્મણો માટે જ છે, એવી આપણી લાગણી થઇ ગઇ છે. કોઇ મંદિરની મૂર્તિ ખાસ રૂપાળી હોય અથવા વિશેષ શણગાર પહેરતી હોય તો એ મોહકતા જોવા મન લલચાય ખરૂં. પણ દર્શન માટે ભેળા થયેલા અસંસ્કારી લોકો પોતાના કોલાહલથી ક્યાંયે મોહકતા અને કાવ્ય ટકવા દે ત્યારે ને! ગોર લોકો, પંડાઓ અને માગણો આપણને એક મિનિટનીયે શાંતિ મળવા ન દે. મૂર્તિનું ધ્યાન ધરવા એક ક્ષણ ઊભા રહીએ ત્યાં તો 'ચરણતીર્થ લો અને દક્ષિણા આપો'ની ઊઘરાણી શરૂ થઇ જ સમજવી.

કેટલાંક મંદિરોના દેવો ગર્ભશ્રીમંત રજવાડા જેવા હોય છે. રજવાડામાં જેટલાં ભોગવિલાસ અને વ્યસનો હોય તે બધાં એ દેવોને ગળતાં જોઈએ. એક મંદિરમાં તો મેં વેશ્યાઓને મંદિરનાં પગથિયાંની પગચંપી કરતાં જોઈ છે. આ દેવોના રણવાસમાં અનેક દેવીઓ પણ હોય છે, અને રજવાડાની પેઠે રાણીઓને મળવાના વાર પણ નક્કી કરેલા હોય છે. ઇશ્વર જેવા ભકતો જે દિવસે થશે તે દિવસ સુદિન. પણ ત્યાં સુધી ઇશ્વરને પોતાના ભક્ત જેવા થવું પડે છે એ વાત સાચી છે. મત્સરી પ્રજાના દેવો પણ મત્સરી. જોહુકમીથી ટેવાયેલી પ્રજાના દેવો પણ ઘડીકમાં રહીમ બને છે ને ઘડીકમાં કહાર બને છે. આપણા કેટલાક દેવો શીઘ્રકોપી છે, કેટલાક રુધિરપ્રિય છે. અને આ સ્વભાવ આખરે પૂજાવિધિમાં પ્રગટ થાય છે.

જેમ આપણા ધનિકો મેળવેલી સંપત્તિ પેઢી-ઊતાર ચાલે એટલા માટે એનું સ્થાવર જમીનમાં રૂપાંતર કરે છે તેમ જ જેને કંઇક પૂજાનો વિધિ સૂઝ્યો તે તરત તેને શાસ્ત્રની આજ્ઞાનું સ્વરૂપ આપી તેને ચિરંતન કરી મૂકે છે. દરેક મંદિરની પૂજાપ્રણાલિકા જુદી, પણ એક વાર ચાલી એટલે એમાં ફેરફાર ન થાય. સરકારની જબરદસ્તી અથવા શંકરા-

ચાર્ય જેવાની શિરજોરી આગળ જે ફેરફાર થાય તે ખરો.

આપણાં મંદિરોની સંપત્તિ અને એનો થતો ઉપયોગ કોઇ પણ માણસને અસ્વસ્થ કરી મૂકે એવાં છે. છતાં એની વ્યવસ્થામાં ઊતરીને કંઇક સદુપયોગનું કાર્ય કરાય એ આશા લગભગ ફોગટ છે. શીખ લોકોએ પોતાનાં મંદિરોમાં સુધારો દાખલ કરવાનો પ્રયત્ન કર્યો ત્યાં તો ખૂનામરકી સુધી વાત આવી. દક્ષિણમાં મંદિરોની આવક પર સમાજનો કે સરકારનો કાબુ બેસાડવાનો કાયદો ઘડવાની હીલચાલ ચાલે છે. જ્યાં સુધી સરકારને મહાયુદ્ધ જેવા પ્રસંગે મંદિરોની સંપત્તિમાંથી વૉર–બૉન્ડને સારુ પૈસા મળે છે ત્યાં સુધી સરકાર પણ શા માટે મંદિરોની વ્યવસ્થામાં દાખલ કરે?

'મંદિર એ સંસ્થા જડતાથી ઘેરાયેલી છે. એમાં કશો સુધારો થવાનો નથી. એની મેળે જ્યારે એ જીર્ણ થશે ત્યારે થશે.' એમ માનનારા ઘણા હશે. પણ હમણાં હમણાં અમરેલી તેમજ દાહોદ જેવે ઠેકાણે સમાજસેવકોએ પોતે જ મંદિરો સ્થાપ્યાં છે ત્યારે એ સંસ્થા નિષ્પ્રયોજન નથી થઈ એમ જ કહેવું પડે છે.

આપણી નવી ભાવના, નવી આધ્યાત્મિક ભૂખ અને નવા સામાજિક સવાલો અને નવા આદર્શોનો વિચાર કરીને જ આપણે નવાં મંદિરો સ્થાપીએ અને નવા નિયમો ઘડીએ. આજે નવાં મંદિરો ભલે રમકડાં જેવાં હોય. એ મંદિરો સ્થાપવામાં મદદ કરનાર મધ્યમ વર્ગના લોકોનાં મનમાં ભલે મંદિરો વિષેની આસ્થા અને શ્રદ્ધા મોળી હોય. અજ્ઞાન લોકોને આશ્વાસન આપવાની 'લોકસંગ્રહ'ની દાનતથી જ ભલે આવાં મંદિરો સ્થપાતાં હોય. પણ જો એમની આસપાસ ધાર્મિક બુદ્ધિથી કરેલી સમાજસેવાનું તપ વધે તો એ મંદિરો ભવિષ્યકાળમાં જાગૃત સ્થાનો તરીકે લેખાશે, અને હજારો અને લાખો લોકો એ મંદિરોને સેવશે. તેથી અત્યારથી જ એ મંદિરોની સ્થાપના, તેમની રચના, અને પૂજાઅર્ચાનો વિધિ ભવિષ્ય તરફ દૃષ્ટિ રાખીને આપણે નક્કી કરતાં ઘટે છે.

આપણાં જૂનાં મંદિરો નાનાં હોય કે મોટાં, મુખ્ય દેવની મૂર્તિ તો અંધારામાં જ રહેવાની. ઋષિઓએ જ નહોતું ગાયું એ પુરાણપુરુષ 'ગુહાયાં પ્રવિષ્ટ' છે? અંધારાની મદદથી મૂર્તિ વિષે ભય અને ગૂઢ ભાવ પેદા થાય છે; અને બારણે બેઠેલા વ્યવસ્થાપક કે ગોર મહારાજની આવક નિશ્ચિત થઇ જાય છે. ઇતિહાસની દૃષ્ટિવાળો માણસ કહેશે કે મૂર્તિ કોઇ તોડી ન નાંખે, મૂર્તિને કોઈ લૂંટી ન લઇ જાય એટલા ખાતર તેને આમ સુરક્ષિત અંધારામાં સંતાડવામાં આવે છે. સંસ્કૃતિની સ્વાભાવિકતા તપાસનાર લોકો એમ પણ કહે કે પ્રખર તાપવાળા આ દેશમાં જાડા જાડા પથરાનાં શીતળ મંદિરોમાં ખૂબ ઊંડાણમાં અર્ધ અંધકારવાળી શીતળ ઓરડીઓમાં બપોરનો વખત ગાળવો એ જ લોકોને સુખાવહ અને શાંતિપ્રદ હોય છે; તેથી પૂજાનાં સ્થાનો આવાં જ બંધાય.

એ ગમે તેમ હો, પણ હવે પછીનાં મંદિરો દેવોને અંધારામાં ન જ બેસાડે એ જરૂરનું છે. જોહુકમી બાદશાહનું દર્શન ભલે દોહ્યલું હોય, પ્રજાનાયક તો બધાની વચ્ચે જ શોભે. હવે પછીનાં આપણાં મંદિરો ચારે બાજુથી ખુલ્લાં હોય. મજબૂત થાંભલા ઉપર શિખર ચણવામાં આવ્યું હોય તો શોભામાં જરાયે ઊણપ ન આવે. એવા મંદિરમાં જો મૂર્તિ ઊંચા ઓટલા પર સ્થાપવામાં આવે, અને ઓટલાની આસપાસ પૂરતી જગા છોડી કઠેડો કરવામાં આવે, તો મૂર્તિયે સુરક્ષિત અને દર્શન પણ સહેલું. દર્શન કરવા આવનાર લોકોની સંખ્યા જો અમર્યાદ હોય તો **કેટલાંક જૈન અને બૌદ્ધ મંદિરમાં હોય છે તેમ મંદિરના મધ્યમાં ચાર દિશામાં જોતી ચાર મૂર્તિઓ બેસાડી દેવી. અને જો મૂર્તિ એકમુખી જ હોય તો એના રક્ષણને અર્થે પાછળની બાજુ એક નાનકડી શિલા ઊભી કરી હોય તોયે બસ છે.**

મંદિર ભલે નાનકડું હોય, પણ એની આસપાસ પૂરતી ખુલ્લી જગા હોવી જોઇએ. આપણાં કેટલાંયે મંદિરો ચારે બાજુ ગીચ વસ્તી કરીને આપણે બગાડી મૂક્યાં છે. પ્રજા સમસ્તને મંદિરની આસપાસ ખુલ્લી

જગાની જરૂર જણાય તો તેની જગાઓ મેળવવી એ અઘરૂં નથી, અઘરૂં તો યાત્રાળુઓની સગવડ ખાતર નાનાં મોટાં છાપરાં ચારે બાજુ ઉતારવાનો મોહ જતો કરવો એ છે. પ્રથમ મંદિરની આસપાસ મંડપો બંધાય છે, પછી ધર્મશાળાઓ આવે છે, અને આગળ જતાં ભાડાના લોભથી તેની દુકાનો બની મંદિરનું વાતાવરણ જ હણાય છે. મંદિરમાં કે આસપાસ જે કોઇ દીવાલ બાંધે છે તે તે દિશામાં દર્શનની સગવડ રોકવાનું પાપ કરે છે.

મંદિરની બાબતમાં કરવા જેવો મુખ્ય નિયમ તો નૈવેદ્ય અથવા ભોગ વિષેનો છે. હિંદુધર્મને પરદેશીઓ 'ચુલાધર્મ' અથવા 'રસોડાધર્મ' કહે છે. જ્યાં રાંધેલી રસોઇનો સવાલ આવ્યો ત્યાં ન્યાતજાતના અને આભડછેટના બધા જ સવાલો આવે છે. આપણા ઋષિઓએ કંદમૂળ અને ફળ એટલી જ વસ્તુઓ પવિત્ર ગણવામાં ભારે ડહાપણ વાપર્યું છે એમાં શક નથી. આપણાં મંદિરોમાં સૂકાં કે લીલાં, કાચાં કે પાકાં ફળો જ ભોગ તરીકે લઇ જવાય એવો નિયમ કરવો અત્યંત જરૂરનો છે. બહુ બહુ તો સાકર, દૂધ, માખણ અને દૂધમાંથી તૈયાર થતી તાજી મીઠાઇ એટલું જ નૈવેદ્ય માટે યોગ્ય ગણાય. આપણી હોજરી અને આપણો સ્વાદ કૃત્રિમ, તેથી આપણે અનાજ બાફીને અને જાતજાતના મસાલાથી બગાડીને ખાઇએ છીએ. નિત્યતૃપ્ત ઇશ્વરને એવો જ ખોરાક ધરવાની શી આવશ્યકતા? વાલ્મીકિએ કહ્યું છે ખરૂં.

यदन्नः पुरुषो भवति तदन्नास्तस्य देवताः ।

માણસ જેવો ખોરાક ખાય છે તેવો જ દેવોને અર્પણ કરે છે. એ જ રીતે અનાર્ય દેવો અને દેવીઓ ઘેટાંબકરાં અને પાડાનો ભોગ માંગતાં થયાં. આપણે જો પરિશુદ્ધ હિંદુધર્મના દેવોની ઉપાસના કરવા માગતા હોઇએ તો પરમપાવન ઋષિઓએ હવિષ્ય ગણેલાં, કંદમૂળ, ફળ અને બીજનું જ નૈવેદ્ય ધરાવવું ઘટે છે. ઋષિપંચમીને દિવસે બળદની સેવાથી ઉત્પન્ન થયેલું કશું ન ખાવાનો નિયમ હોય છે. સ્વાર્થને લીધે પશુઓ પર આપણે જે જુલમ ગુજારીએ છીએ તેનું ભાન એ જ નિયમ કરાવે છે. માણસજાત હમેશને માટે એ નિષ્પાપ ખોરાક લેતી થાય એ આપણું સત્યયુગ માટેનું સ્વપ્નું છે. આપણા પૂજાવિધિ દ્વારા એ આશા પોષાય એ કંઇ ઓછો લાભ નથી.

**જૈનોમાં પ્રભુ પાસે અતિ નિષ્પાપ ચીજો ધરવામાં આવે છે, છતાં તેને નિર્માલ્ય ગણી તે પોતે જમતાજ નથી-પ્રસાદ તરીકે હિંદુઓ માફક સ્વીકારતા નથી તેમાં હેતુ આ લેખમાં જણાવ્યો તેવો હોવો ઘટે.**

પૂજામાંથી ચુલાધર્મનો છેદ ઉડાડયા પછી પુરાણકારની નીચેની ભલામણ સ્વીકારતાં આપણા લોકોને ઝાઝો વાંધો નહિ આવે:

कृष्णालयसमीपस्थान् कृष्णसेवार्थमागतान् ।
चांडालान्पतितान्व्रात्यान् स्पृष्ट्वा न स्नानमाचरेत् ॥

આપણા પૂજાવિધિમાં કર્મકાંડ અને તંત્રને આપણે વધારે પડતું સ્થાન આપ્યું છે. પૂજામાં તો હૃદયધર્મની ઉત્કટતા અને સાદાઇ હોવી જોઇએ. ઇશ્વરને માણસ જેવી બધી હાજતો હોય છે એમ કલ્પીને ષોડશ ઉપચારનો આડંબર વધારવા કરતાં ઇશ્વરને કશાની જરૂર નથી એ ઋષિઓનું વચન યાદ રાખી આપણી ભક્તિ અને આપણી પૂજા આપણા હૃદયને સંતોષે એ જાતની ગોઠવીએ તો ઘણી ઉપાધિમાંથી આપણે બચી જવાના. ઇશ્વરની પૂજા એ ભાવપ્રધાન હોવી જોઇએ. રસાયણશાસ્ત્રના પ્રયોગો અથવા વૈદલોકોના દવા બનાવવાના વિધિઓ જેવી ઇશ્વરપૂજા કર્મકાંડી બનાવવાની કશી જરૂર નથી. ઔષધની ભસ્મ તૈયાર કરવામાં ભુલ થઇ તો તે ઝેર થઇ જાય છે, એ જ રીતે પૂજાવિધિમાં જરાક ભુલ થઈ તો મહાદેવ કે માતા આપણને ભસ્મ કરી નાંખશે એવી બીક કેળવવાથી સકામ ભક્તિમાં ભલે ઉત્કટતા આવી હોય, પણ ધાર્મિકતા દૃઢ થાય જ છે એમ ન કહી શકાય. પૂજાવિધિ સાદો અને ઉત્કટ ભક્તિવાળો હોવો જોઈએ.

એવી પૂજા કરવા માટે કોઈ ખાસ ગોર, બ્રાહ્મણ કે તપોધન, બાવા કે મુખિયાજી રાખવાની જરૂર નથી. ધંધાદાર પૂજારી રાખ્યો એટલે એની પાછળ અસંખ્ય બદીઓ આવવાની જ. જૂનાં મંદિરોની વાત આપણે અહીં નથી કરતા. એમને એમના

બધા અટપટા સવાલો મુબારક હો. નવાં મંદિરોમાં તો આપણે ચોખ્ખા રહીએ. જેમને મૂર્તિપૂજાનો વિરોધ નથી એવા બધા લોકો-પછી તે ગમે તે ધર્મના હોય-મંદિરમા દર્શનને અર્થે આવી શકે છે. એમણે મંદિરની મર્યાદા જાળવવી જોઇએ એટલો નિયમ હોય એટલે બસ. અને પૂજામાં તો એ મંદિરમા માનનાર હરકોઇ હિંદુને માન્ય વિધિ પ્રમાણે પૂજા કરવાની છૂટ હોવી જોઇએ. પુરુષ હોય કે સ્ત્રી, નહાઇને, ધોયેલાં સ્વચ્છ કપડાં પહેરીને ભૂખે પેટે પૂજા કરવા મંદિરમાં જાય. એમાં ન્યાતજાતનો ભેદ ન હોય. સ્ત્રીપુરુષનો પણ ભેદ ન હોય. જે લોકોએ મળીને મંદિર બંધાવવાનો ઉપક્રમ કર્યો હોય તે સા પૂજાના વારા બાંધે. પૈસાથી મંદિરો બાંધવાની અને ચલાવવાની સગવડ જ્યારથી લોકોને સુઝી ત્યારથી હિંદુસમાજમાં જરૂર કરતાં વધારે મંદિરો બંધાયા. ભક્તિને પોષવા અર્થે નહિ પણ અમુક લોકોની હોશ અથવા પ્રતિષ્ઠાની લાલસા તૃપ્ત કરવા ખાતર મંદિર ચલાવવાનું ખર્ચ ઞઞ્યું ન જ હોવું જોઇએ. જેઓ મંદિર બંધાવે તેમણે જ મંદિર ચલાવવાનું ખર્ચ ઉપાડવું જોઇએ.

દર્શન કરાવવા માટે દક્ષિણા લેવાનું તો હોય જ નહિ. દર્શન કર્યા પછી કોઇને કંઇ આપવાનું મન હોય તો તે ભલે લેવાય; પણ આવી રીતે ભેગું થયેલું ધન મંદિરના માલિકો, ચાલકો, પૂજારી (જો દુર્ભાગ્યે હોય તો) કે મંદિરના દેવની માલિકીનું ન ગણાય. જે સમાજમાંથી એ દ્રવ્ય આવે છે તે સમાજની ભાવના પ્રમાણે સમાજસેવાના કોઈ પણ યોગ્ય કાર્યમાં એ ધન વપરાય. પણ એ સ્વતંત્ર વિષય થયો. એની ચર્ચા સ્વતંત્ર કરવી ઘટે છે.

હિંદુઓના મંદિરોમાં હજારો કે લાખો લોકો ભલે ભેગા થતા હોય, પણ પૂજા તો ઘણે ભાગે વ્યક્તિગત જ હોય છે. સામુદાયિક ઉપાસના ભાગ્યે જ જોવામાં આવે છે. આને કારણે મંદિરોમા સંગીતને બદલે જ્યાં ત્યાં અવકળા જ દેખા દે છે. મંદિર એ મુખ્યતઃ સામાજિક સંસ્થા છે. ધર્મનું સામાજિક સ્વરૂપ એમાં ખીલે એ તરફ દુર્લક્ષ ન થવું જોઇએ. શુદ્ધ, સાત્ત્વિક, પવિત્ર અને કલારસિક આગેવાનોએ મંદિરની સંસ્થાનું બધું તંત્ર યોજવું જોઇએ. પૂજાવિધિ પણ એને અનુસરતો જ હોય.

જેમ મંદિરમાં વપરાતા અથવા ધરાવાતા ખોરાક વિષે ચોખવટ કરી તેમ પૂજામાં કે મંદિરમાં વપરાતા વસ્ત્ર વિષે પણ ચોકસ નિયમ હોવો જોઇએ. પરમાત્મા ‘દીનદુઃખહરણ’ છે, પતિતપાવન છે. એને રાજવિલાસ કે વૈભવના શણગાર ન હોય. શુદ્ધ ખાદીના કપડા જ એને શોભે. સિંહાસન પર બેઠેલા રામ કરતા અહલ્યાનો ઉદ્ધાર કરનાર, ગુહકને ભેટનાર, અને શબરીનાં બોર ચાખનાર તપસ્વી કે વનવાસી રામની જ મૂર્તિ મને વધારે અનુકૂળ લાગે છે.

આવી રીતે સમાજના ભવિષ્યકાળને પોષક એવી મંદિરોની રચના કર્યા પછી સમાજનાં ઐહિક અને પારલૌકિક કલ્યાણને માટે એ મંદિરોનો શી રીતે લાભ લેવાય એ વિચારવા યોગ્ય વસ્તુ છે.

નવજીવન ૧૫-૪-૨૮

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર.

---

**તંત્રીની નોંધ:**—આ લેખ કાકા સાહેબે જૈનેતર મંદિરોને ઉદ્દેશીને લખ્યો છે અને તે સંબંધી લખતાં જૈનમંદિરોની કેટલીક ગ્રહણ કરવા લાયક બાબતો પણ બતાવી છે. આપણે આ લેખમાથી જે સારી યોગ્ય સૂચનાઓ લાગે તે સ્વીકારી શકીએ છીએ અને તેટલા માટે આ બોધક લેખને અત્ર સ્થાન આપ્યું છે.

# નન્નસૂરિકૃત અર્બુદચૈત્યપ્રવાડી.

સં. ૧૫૫૪

શ્રીય અરબુદ ગિરિવર જોઇઅણ બાર,
જિહાં બારઇ પાજઇ બારઇ ગામ ઉદાર,
બારઇ ગામ વસઇ જસુ ઉપરિ, પગિ પગિ નીરપ્રવાહ,
કોઇલિ વાસિઇં મોર કીગાઇ નાચઇ ધુરિ ઉચ્છાહ
ચંપક કેતકિ કરણી કરમદી, નારિંગા સહકાર,
ઇમ દેખી કાસદ્રા પાજિઇં ચડતા હરખ અપાર. ૧
અચલહ ગઢિ સંહસા સુરતાણી પ્રાસાદિ,
ચઉમષિ પીતલમઇ પોઢા ચ્યારઇ આદિ.
આદિ નમી ઉરહીઇ ચં(વં)દઉં કુંથુનાથ મનખંતિ,
કુમરવિહારમાલા ગિરિ ઊધરિઉ તિહાં પ્રણમઉં શ્રીશાંતિ.
ધારાવરષ પરમાર મહિપસિઉં, તટિ મંદાગિનિ કુંડ,
અચલિંગ અચલેસર આગલિ પીતમઇ વરસંડ. ૨
હિવ હુંબડ દેઉલ, દેઉલવાડઇં ગામિ,
પ્રણમી તિહાં આદિલ ચઉમુખિ નવફણ સ્વામિ;
ચઉમુખિ સંઘપતિ મંડલિક કેરઇં ચ્યારિ પાસ નિહાલિઇં,
તેર ચ્યાસીઇ કારીય જિણહર ઝંઝણદે શ્રીમાલિ,
તિહાં પીતલમઇ આદિજિણેસર થાપિઉ જગત્ર વખાણઇ
તે પણિ કુંભલમેરિ ગઢિ આણિઉ સમધર કુંભઇં રાણઇંઉ
ગંત્રિ ગઢઇં હવિઉ આદિલ વલિ પનરહ પંચવીસઇં,
સયમણ પીનલમઇ પરિગરસિઉં તિહાં દિસિ,
દીસઇ લુણસીહ હિવ વસહી નેમિનાથ ગુણરાસી,
પુત્રનામિ તેજલિઇ કરાવી વચ્છરિ બારસત્યાસી,
વિવિધભાતિ કોરણીય અપૂરવ પાછલિ દસહથિ સાલ,
ઊચા સામિ પજૂનપાસ નમિ જો કુંબી પોસાલ. ૪
દસ અઠયાસી કઇ મુહંતઇ વિમલ કરાવી,
આઠ(દ)મુતજે વિસહી રિસહ નમઉ તિહાં આવી.
આવી તિહાં બાવન દેહરીએ જિણવર કરઉ જુહાર,
આગલિ સમોસરણ દસ કુંજર વિમલમંત્રિ અસવાર,
વિમલબંધવ સંતાનિઇં દશરથે બારહસઇં પંચિતાલઇ
તુરગ સહિત હથિસાલ કરાવી ધન ધન તેજિ નિહાલિ. ૫
અછઇ અરબુદદે દેવી વિચરિદિ વિણ આધારિ,
રસિ રસિઉ ઊભઉ શ્રીમાતાનઇં બારિ.
શ્રીમાતા દેખી રિષિ વિશિએ અહિતા(હા)ણ,
તિહાં પાલ્હણ પરમારે પીતલમઇં ગૌતમ વડઉં પ્રધાન
ઇણિપરિ અરબુદ ચૈત્રપ્રવાડિજિ કીજઇ આણંદ પૂરિ
પનર ચઉપનઇં ભણઇ મનરંગિઇં કોરંટ ગચ્છિ
નનસૂરિ.

"श्री अरवुदचैत्रप्रवाडि"

કર્તા નનસૂરિ કોરંટગચ્છના હતા; ને સર્વદેવ સૂરિના શિષ્ય હતા. તેમની ગૂજરાતી ભાષાની કૃતિએ સંબંધી ને પ્રતિમાલેખો સંબંધી જુઓ મારો જૈન ગૂર્જર કવિઓ પ્રથમ ભાગ પૃ. ૯૬ થી ૯૮ કે જે શ્રીમતી જૈન શ્વે૦ કૉન્ફરન્સે બહાર પાડેલ છે.

આ કૃતિ સં. ૧૫૫૪ માં રચાઇ છે ને તેમાં આબૂ ગિરિપરનાં મુખ્ય જૈન મંદિરોની પરિપાટી આપી છે, 'આબૂ બાર જોજનનો, અને તેની બારે પાજે બાર ગામ છે, તેનાપર નીરપ્રવાહ વહ્યાં કરે છે, કોયલ વસે છે, મોર ઉત્સાહભર નાચે છે. ચંપક કેતકી કરેણ કરમદી નારંગી આંબાનાં વૃક્ષો ઝૂકેલાં હોય છે ને તે કાસદ્રાની પાજે ચઢતાં જોઇને આનંદ થાય છે.

અચલગઢમાં [1]સહસા સુરતાણીના પ્રાસાદમાં ચોમુખ પીતલમય પ્રૌઢ ચાર પ્રતિમા આદિનાથની છે. આદિનાથને વંદી કુંથુનાથ ને પછી કુમારવિહારના ઉદ્ધારેલા મંદિરમાં શાંતિનાથ છે. (આ શ્રી શાંતિનાથવાળું મંદિર કુમારવિહાર હશે અને તેમાં મૂળ મહાવીરની પ્રતિમા હતી ને તેનો જીર્ણોદ્ધાર થતાં ત્યાં શાંતિનાથની પ્રતિમા બેસાડી હશે એ મુનિ જયંતવિજયની 'આબુ' પૃ. ૧૬૮ પરની કલ્પના સત્ય છે.)

---

૧ મુનિજયંતવિજયના 'આબૂ' નામના પુસ્તકમાં પૃ. ૧૫૮ માં જણાવ્યું છે કે સહસો પોરવાડ સંઘવી સાલિગનો પુત્ર ને અચલગઢવાસી હતો તેણે ચોમુખજીનું મુખ્ય મંદિર બંધાવ્યું ને તેમાં ઋષભનાથની મોટી પ્રતિમા તપાગચ્છના જયકલ્યાણ સૂરિ પાસે સં. ૧૫૬૬ માં કરાવી એમ જણાવ્યું છે પણ આ કૃતિ ૧૫૫૪ ની છે તો તે વખતે આ મંદિર થઇ ગયું હશે.

ધારાવર્ષ પરમારે પીતલનું અચલલિંગ–અચલેશ્વર મંદિરમાં મંદાકિનિકુંડના તટ ઉપર મદિર સાથે કરાવ્યું છે, તે બાબતનો લેખ કે જે પૂરો હાલ ઉકલતો નથી તે હોવો જોઇએ (જુઓ આબૂ પૃ. ૧૭૩. તેમાં લેખનું વર્ષ સં. ૧૪૯૪ થી કાંઇક પહેલાંનું છે તેમાં ૧૪૯૪ ને બદલે ૧૨૯૪ જોઇએ એમ જણાય છે.)

હવે દેલવાડા ગામમાં હુંબડ (દિગંબર)નું દેવલ છે. (આબૂ પૃ. ૧૪૧) ત્યાં આદિનાથને વંદી પછી ચોમુખમાં નવફણા સ્વામીને વંદવા. આ ચોમુખમાં ચાર પાર્શ્વનાથની મૂર્તિ સંઘપતિ મંડલિકે કરાવી (સં ૧૫૧૫ આબુ પૃ. ૧૪૨.) અને ઝંઝણદે શ્રીમાલીએ સં. ૧૩૮૩ માં એક જિનગૃહ કરાવ્યું તેમાં પીતલમય આદિ જિનેશ્વરની મૂર્તિ સ્થાપી અને તે પણ કુંભલમેર ગઢમાંથી કુંભા રાણાએ આણી. (સં. ૧૫૧૮ આબુ પૃ. ૧૫૮) એનાં વખાણ બધાં કરે છે.

વળી (ત્યાં) સં. ૧૫૨૫ માં મંત્રિ ગદાએ સો મણ પીતલમય પરિકરવાળી આદિનાથની પ્રતિમા સ્થાપી. (આબૂ પૃ. ૧૩૩–૧૩૧ મા પૃષ્ઠપર વિ. સં. ૧૩૭૩ ને ૧૪૮૯ વચ્ચે આ મંદિર બન્યું હોવું જોઈએ એમ જણાવ્યું છે પણ હવે સં. ૧૩૮૩માં ભીમાશાહે નહિ પણ ઝંઝણદે શ્રીમાલીએ બંધાવ્યું એમ આમાં જણાવ્યું છે તો સં. ૧૩૮૩ ચોક્કસ મળે છે. તે કરાવનાર ભીમાશાહ કે ઝંઝણદે–અગર બંનેએ કરાવેલ મંદિર એક કે જૂદા એ સંબંધી 'આબૂ'ના કર્તા વિશેષ તપાસ કરી બીજા ભાગમાં જણાવશે.)

પછી હવે લુણસીહ વસતિ કે જે તેજલે (તેજપાલે) સં. ૧૨૮૭માં કરાવી કે જેમાં વિવિધ ભાતિની કોરણી અપૂર્વ છે. પછી દશ હાથીની શાળા છે. અને ઉંચા સ્વામી પ્રદ્યુમ્ન, પાર્શ્વનાથ, નમિનાથ (ની મૂર્તિવાલી) પોશાલ (પોષધશાલા) છે.

પછી સં. ૧૦૮૦ માં વિમલમહેતાએ કરાવેલી અદ્દભૂત ઋષભ વસહિ છે ત્યાં આવીને નમો. ત્યાં બાવન દેહરીઓ છે તેમાંના જિનવરોને જુહારો. આગળ સમોસરણ રચના છે. દશ હાથી ને વિમલમંત્રી (ઘોડાપર) અસવાર થયા છે. વિમલમંત્રીના બાંધવ–ભાઇના સંતાનિક દશરથે સં. ૧૨૪૫ માં ઘોડા સહિત હાથીઓની શાલા કરાવી છે (વિમલના ભાઈ નેઢનો પુત્ર ધવલ–આનંદ–પૃથ્વીપાલ તથા મદિંદુના પુત્ર હેમરથ અને દશરથ બે ભાઇઓ. આ બે ભાઇઓએ સં. ૧૨૦૧ માં વિમલવસહીની અંદર ૧૦ મા નંબરની દેરીનો જીર્ણોદ્ધાર કરાવ્યો વગેરે 'આબૂ' પૃ. ૨૧ પર જણાવ્યું છે ને પૃથ્વીપાલ મંત્રીના પુત્ર મંત્રી ધનપાલે પોતાના મોટાભાઇ જગદેવના અને પોતાના નામથી છેલ્લા ત્રણ હાથીઓમાંના બે હાથીઓ સં. ૧૨૩૭ માં કરાવ્યા છે, ત્રીજા હાથી ઉપરનો લેખ ખંડિત થઈ ગયો છે, પરંતુ એ ત્રીજો હાથી પણ મંત્રી ધનપાલેજ કરાવ્યો હશે એમ જણાય છે. આ ધનપાલે પણ પોતાના પિતાના પગલે ચાલીને આ વિમલવસહી મંદિરની કેટલીક દેરીઓનો જીર્ણોદ્ધાર સં. ૧૨૪૫ માં કરાવ્યો છે'–એમ 'આબૂ' પૃ. ૨૨ પર જણાવ્યું છે, પણ આ કૃતિમાં ચોખ્ખું જણાવ્યું છે કે તુરંગસહિત હાથીઓ ધનપાલે નહિ પણ દશરથે સં. ૧૨૪૫ માં કરાવેલ છે એટલે ત્રીજા હાથી પરનો ખંડિત થયેલ લેખ દશરથનો સં. ૧૨૪૫ નો હોવો જોઇએ) ૫.

અર્બુદદેવી વિણુ આધારે વિચરે છે (તેને લોકો અધર દેવી પણ કહે છે. 'આબૂ' પૃ. ૧૮૧) અને શ્રીમાતા (કન્યાકુમારી)ના મંદિરની બહાર રસિઓ ઉભો છે (રસિયા વાલમની મૂર્ત્તિ છે.) 'આબૂ' પૃ. ૧૮૦)

શ્રીમાતાને જોઇને પછી ઋષિ વશિષ્ટનું અધિષ્ઠાન આશ્રમ આવે છે. ત્યાં પાલ્હણુ (પ્રહ્લાદન) પરમારની પિત્તલની મૂર્ત્તિ છે (તેને કોઈ ઇંદ્રની અને કોઈ આબૂના રાજા પરમાર ધારાવર્ષની હોવાનું બતાવે છે–આબૂ પૃ. ૧૯૫, પણ ખરી રીતે આ કૃતિના સમયમાં તે પાલ્હણુની મૂર્ત્તિ ગણાતી) પછી ગૌતમ વડો પ્રધાન (એટલે ગૌતમાશ્રમ) આવે છે.

આ રીતે અર્બુદ (આબૂ)નાં ચૈત્યોની પરિપાટિ

આનંદ પૂરીને કરવી ઘટે એમ કોરંટગચ્છના નન્નસૂરિ મનના રંગેથી સં. ૧૫૫૪માં કહે છે. ૬.

આ નાની કૃતિ છે છતાં તે અને સોળમા સૈકાના મધ્યની હોઈ જૂની છે ને ઘણી વાસ્તવિક હકીકતો પૂરી પાડી કેટલાંક સંશયોને નિવારે છે. આશા છે કે આને પ્રકટ કરી તેનો આધાર લઈ 'આબૂ'નાં બીજા ભાગમાં મુનિશ્રી જયંતવિજય તેનો યોગ્ય ઉપયોગ કરશે. મને જે જણાયું તે ઉપર સાર રૂપે 'આબુ'ના પહેલા ભાગમાંથી ઉતારા ટાંકી સંદેહસ્થાનો પર લક્ષ ખેંચી જણાવી દીધું છે.

આ કૃતિ શ્રી જિનવિજયે પોતાનાં ઐતિહાસિક સાધનો પ્રસિદ્ધ કરવા માટે ઉતરાવી હતી અને તે ઉપલબ્ધ થતાં અત્ર મૂકી છે તો તેમનો ઉપકાર અત્ર સ્વીકારૂં છું.

તંત્રી.

---

# આપણી સંસ્થાઓ.

## કોઠારી મગનલાલ ભુરાભાઈ જૈન શ્વે૦ મૂર્ત્તિપૂજક વિદ્યાર્થીભવન, લીંબડી.

કોઈપણ રાષ્ટ્ર કે સમાજના નવસૃજન માટે જો કોઈ પણ પ્રથમ કર્તવ્ય હોય તો તે લોકશિક્ષણજ છે. કોઈપણ રાષ્ટ્ર કે સમાજની અવનતિ જેમ તેની અજ્ઞાનતાને આભારી છે તેમ તેનો ઉત્કર્ષ તેના શિક્ષણ-પ્રચારને આભારી છે. આજ અનુભવે કેળવણીના પ્રચાર દ્વારા પ્રત્યેક રાષ્ટ્ર અને સમાજે પોતાની ઉન્નતિ સાધી છે. છેલ્લી પચીસીમાં આવો પ્રચાર કેળવણીની સંસ્થાઓથી થયો છે.

એ કેળવણીની સંસ્થાઓમાં ઝાલાવાડ (કાઠીયાવાડ)ના લીંબડી શહેરમાં જૈનત્વનું અપૂર્વ ભાન કરાવતી, કાઠીયાવાડ અને ખાસ કરીને ઝાલાવાડમાં જ્ઞાનની નવજ્યોત ફૂંકનાર-ઝાલાવાડનું 'નુર' ગણાતી **"કોઠારી મગનલાલ ભુરાભાઈ જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક વિદ્યાર્થીભવન"** નામની જૈન સંસ્થા છે તેનો ટુંક પરિચય જૈન સમાજને આપવો અસ્થાને નહિજ ગણાય.

આજથી પંદરેક વર્ષ પૂર્વે સુપ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રીમદ્ વિજય ધર્મસૂરિજીનું આગમન લીંબડીમાં થયેલું ત્યારે તેમણે લીંબડીના જાગૃત જૈન નાયકોને ઘડી આપેલી એક યોજનાના પરિણામે આ સંસ્થાનો જન્મ થયો છે. તેનું સુકાન લીંબડીના આગેવાન અને અગ્રગણ્ય શહેરીઓ શેઠ કેશવલાલ લાલચંદ દોસી અને શેઠ ઉમેદચંદ નાનચંદ પરિખને સોંપાયું. તેમનો સતત પરિશ્રમ અને વ્હોળી લાગવગથીજ આ સંસ્થાનું નાનું વૃક્ષ બન્યું. કમભાગ્યે જ્યારે સમાજ આ વૃક્ષનાં ફળો ચાખી રહ્યું છે ત્યારે આ સંસ્થાના એ આત્માઓ સ્વર્ગસ્થ થયા છે એ આ સંસ્થાને તો શું પણ સારાય લીંબડી શહેરને ન પુરાય તેવી ખોટ છે.

**સ્થાપના.** સંવત ૧૯૭૨ ની વસંત પંચમીએ માત્ર આઠ દશ વિદ્યાર્થીઓ અને અલ્પ સાધનોથી એક નાનકડા મકાનમાં થઇ. ક્રમશઃ આઠ દશ વિદ્યાર્થીઓમાંથી ત્રીશ અને ત્રીશમાંથી પચાશ એમ કરતાં આજે એ સંસ્થા દોઢસો દોઢસો વિદ્યાર્થીઓનું ભાવી ઘડી રહી છે એજ તેની પ્રગતિનો પુરાવો છે.

**વ્યવસ્થા.** આવી પ્રગતિ એ સંસ્થાના વ્યવસ્થાપકોનું સુનિયંત્રિતપણું અને બારિક તપાસનું ફળ છે. સંસ્થાની જરૂરીયાતો મુજબ સામાજિક સહકાર મળતો ગયો. સંસ્થાને પોતાનું સ્થાયી મકાન છે. સંસ્થાના વિદ્યાર્થીઓ માટે ભવ્ય જિનમંદિર છે. આથી કોઈ એમ ન સમજે કે સંસ્થાને હવે સહકારની જરૂર નથી. સંસ્થાની હજુ ઘણી મુરાદો છે, જરૂરીયાતો પણ તેટલીજ છે તેથી હજુ પણ સમાજના વધુ સહકારની સંસ્થાને અપેક્ષા છે.

## વિદ્યાર્થીઓને મળતા લાભ.

આપણી કેટલીક સંસ્થાઓમાં છે તેમ બધાજ વિદ્યાર્થીઓને વગર લવાજમે તમામ સગવડ પુરી પાડવાની પ્રથા આ સંસ્થામાં નથી અને એવી પ્રથા નભાવી લેવા જેવી નથી. દરેક સમજદાર વ્યક્તિ સમજી શકે છે કે જે વસ્તુની કિંમત ખર્ચમાં આવતી નથી તેની કિંમત સમજાતી નથી અને એમજ કેળવણીને અંગે પણ છે. જ્યાં ખર્ચ લેવાતો નથી ત્યાં વાલીઓનો સંપૂર્ણ સહકાર મેળવી શકાતો નથી. પણ ખર્ચ થતાં સ્વાભાવિક રીતેજ વાલીનું લક્ષ પોતાનો આશ્રિત શું કરી રહ્યો છે, તે સંસ્થા તેની શું પ્રગતિ કરે છે, સંસ્થામાં કેટલી ઉણપો છે, કેટલી જરૂરીયાતો છે તે જોઈ શકે છે, સમજી શકે છે અને દૂર કરવા બનતો સહકાર આપે છે. એટલે 'પેઈંગ', 'હાફ્પેઈંગ', અને 'ફ્રી' વિદ્યાર્થીઓ રાખવાની અને બાકીનું ખર્ચ વિદ્યાર્થીઓનું નૈતિક ઋણ ગણવાની પ્રથા આ સંસ્થામાં રાખી છે ને તે ઇચ્છવા યોગ્ય છે. કોઈ વિદ્યાર્થી એમ ન સમજે કે 'હું ગરીબ છું' વિદ્યાર્થીમાં એ ગરીબાઇની ભાવના જ ન રહેવી જોઇએ. એ ભાવનાથી પેદા થતી નિર્માલ્યતા અને કંગાલીયત સમાજના અધઃપતનનું કારણ બને છે. જ્યારે વિદ્યાર્થી સમજતો હોય કે 'મારૂં જીવન કોઈ પર નથી નભતું, મ્હારે પગભર રહેવું જોઇએ' ત્યારે જે સ્વાભિમાન અને સ્વતંત્ર જીવનની ભાવના ઉદ્‌ભવે છે તે એમના જીવનમાં કોઈ અનેરૂંજ પ્રેરણાબળ રેડે છે.

**શારીરિક વિકાસ**

આજનો બાળક ભવિષ્યની સમાજનો સ્થંભ છે; એ માંયકાંગલો અને નિર્માલ્ય નજ હોઇ શકે. આપણી સમાજમાં શારીરિક પરિસ્થિતિ શરમાવનારી છે એ વિષે બેમત છેજ નહિ. શારીરિકવિકાસ એ કેળવણીનું મહત્વનું અંગ છે. એ પ્રત્યે આ સંસ્થા બેદરકાર નથી. આ સંસ્થાએ એક ભવ્ય અખાડો અને વ્યાયામશાળા સ્થાપ્યાં છે. ઉપરાંત દેશી વિદેશી રમત ગમતનાં સાધનો તો ખરાંજ. એ આ સંસ્થાની વિશિષ્ટતા છે.

**માનસિક વિકાસ**

માનસિક વિકાસ અર્થે એક સુંદર પુસ્તકાલય કે જે '**દોશી કેશવલાલ લાલચંદ સાર્વજનિક પુસ્તકાલય**' નામે ઓળખાય છે તેની વ્યવસ્થા કરી છે. તેમાં સર્વ જાતનાં પુસ્તકોની સારી સંખ્યા છે અને સંસ્થાના આત્મારૂપ સ્વ૦ શેઠ કેશવલાલ લાલચંદ દોસીનું કાયમી સ્મરણ આ સંસ્થા સાથે જોડાયેલું રહે તે માટે આ પુસ્તકાલય માટે સુંદર રકમ આપી તેમના સુપુત્ર ભાઈ **બાપાલાલે** આ પુસ્તકાલયને સમૃદ્ધ કર્યું છે એ પણ આ સંસ્થાની સંગીન પ્રવૃત્તિ છે.

આ ઉપરાત સુંદર **વાંચનાલય** પણ છે તેમાં યુવાનજીવન ઘડતા સર્વ પત્રો મગાવવામાં આવે છે, તેનો પણ સારો લાભ લેવાઈ રહ્યો છે.

વિદ્યાર્થીઓ પોતાની વકતૃત્વ શક્તિ ખીલવી શકે છે અને જાહેરમા પોતાના વિચારો અને મંતવ્યો રજુ કરી શકે એ હેતુથી 'ડીબેટીંગ સોસાયટી' જેવું **વાદવિવાદ મંડળ** ચાલે છે. ઉપરાંત વિદ્યાર્થીઓ પોતાના વિચારો લખી શકે અને ભવિષ્યમાં સાહિત્યક્ષેત્રમા ફાળો આપી શકે એવી તાલીમ આપતુ "**વિદ્યાર્થીબન્ધુ**" નામક હસ્તલિખિત માસિક પણ આ સંસ્થાના વિદ્યાર્થીઓ તૈયાર કરે છે. વિગેરે માનસિક વિકાસની વિધવિધ પ્રવૃત્તિઓ છે.

**સંગીત વર્ગ**

સંગીત એનો જીવનમાં ઉત્તમ ભેટ છે. આપણાં સ્તવનો, સજ્ઝાયો, રાસાઓ, કાવ્યો તેની ઉપયોગીતા સમજાવે છે. આ સંસ્થાએ સંગિતવર્ગ પણ ચાલુ કરેલ છે જેનો લાભ વિદ્યાર્થીઓ લઇ રહ્યા છે.

**પ્રવાસ**

પ્રવાસ પણ શિક્ષણનું અંગ છે. મોટી રજાઓમાં આપણા પવિત્ર તીર્થોમાં અને નાની રજાઓમાં આસપાસનાં ગામડાંઓમાં પ્રવાસ થાય છે.

**ગૃહોદ્યાન**

વિદ્યાર્થીઓની રસવૃત્તિ ખીલે અને તેમને વનસ્પતિશાસ્ત્રનું જ્ઞાન પ્રત્યક્ષ મળે એ માટે આ સંસ્થામાં ન્હાના ન્હાના બગીચાઓ

છેવટે હામ્બુર્ગના આલસ્ટર સરોવરના કાંઠે આવેલા લોહમાનના પેન્સન હાઉસના નંબર ૯ વાળા રૂમમાં શરીર થોડીક ઉંઘ લઈ એ બધાં સ્મરણોનો જે ઉપસંહાર કરતું હતું ત્યાં આવીને વિશ્રાંતિ મળી.

જિનવિજય.

હાંબુર્ગ, તા. ૫ સપ્ટેંબર, ૧૯૨૮

---

દ્વિતીય શ્રાવણ વદ ૬, બુધવાર. સં. ૧૯૮૪.

પ્રિય,

× × અહિં યુરોપમાં ડાંસ (dance) એ મનુષ્ય જીવનની ખાવા પહેરવા જેટલીજ અગત્યની વસ્તુ છે. જેને ડાંસ ન આવડે એ અહિં મનુષ્ય અને પ્રાણી એ બેની વચ્ચેની કોટીનો કોઈ જીવાત્મા હોય એમ દેખાય છે. આપણે તો એમાંજ ખપવાના નહિ.

બારડોલીના વિજયના સમાચાર વાંચી હૈયું ગદ્ગદ થયું. સ્વાધીન પ્રજાને આવા પ્રસંગે કેટલો આનંદ અને ઉલ્હાસ થતો હશે તેની કલ્પના તો અહિંજ થઇ શકે. તેમજ પ્રજાને સ્વાધીન થવા કે રહેવા માટે કેવી શક્તિ અને ચેતનતા મેળવવી જોઇએ તેનો ખ્યાલ હિંદુસ્થાનમાં બેઠે કે હિન્દી પ્રજાને જોયે કિંચિત્ પણ આવી શકે તેમ નથી. આપણા સ્વભાવ અને સામર્થ્યની દૃષ્ટિએ બારડોલીનો પ્રસંગ અદ્ભુત લાગે પણ બીજીજ ક્ષણે આ દેશોની પ્રજાની સામર્થ્યની જ્યારે સરખામણી કરીએ—અને તે પ્રતિક્ષણે આંખ આગળ તરતી હોવાથી કર્યા વગર છુટકો નહિં—ત્યારે ભારતના મહાન્ દુર્ભાગ્યનું મહચ્ચિત્ર આંખ આગળ આવીને ઉભું થાય છે અને દિલ ભરાઇ જાય છે. ગયા માસની ૧૧ મી તારીખ એ જર્મન રીપબ્લીકની સ્થાપનાનો દિવસ હતો. અહિંની પ્રજાએ એ દિવસ ખૂબ આનંદથી ઉજવ્યો તે જોવાનો પ્રસંગ મળ્યો. હાંબુર્ગના મુખ્ય નગરભુવન આગળ બપોરના અને રાતના એમ બે પ્રોગ્રામ હતા. રાતનો પ્રોગ્રામ જોવા હું પણ પ્રેક્ષકોની વચ્ચે ત્રણ કલાક ઉભો રહ્યો. એ ત્રણ કલાકમાં મને કોઇ ત્રણસો વાર રોમાંચ થયા અને હર્ષખેદના ઉચ્છ્વાસ-નિશ્ચ્વાસ આવ્યા. એ વખતે સ્વાધીન પ્રજાની સાચી ચેતનતાનું પ્રત્યક્ષ ભાન થયું. કોઈ એક લાખ માણસોની મેદિનીએ એમાં ભાગ લીધો હતો. શહેરના સર્વ ભાગોમાંથી હજારો માણસોની સ્ત્રીઓની ને પુરુષોની સેંકડો ટુકડીઓ લશ્કરી ઢબે, દશે દિશાઓના રસ્તાઓ પરથી, એક સેકંડ કે એક પગલાનો પણ ક્રમભંગ કર્યા શિવાય આવીને હાજર થઇ. દરેકના હાથમાં બળતી મશાલો, દરેક ટુકડી આગળ લશ્કરી વાજાં અને જર્મન રાષ્ટ્રનો ધ્વજ અને દરેકના મુખમાં એકજ સૂરે ગવાતું જર્મન રાષ્ટ્રગીત. એક લાખ માણસોને એકજ સુરમાં જ્યારે પોતાનું રાષ્ટ્ર ગીત, જે અક્કડ રીતે ગાતા સાંભળવામાં આવે ત્યારે હિંદુસ્તાનના વંદેમાતરમ્ ગીતને ૧૦ માણસો પણ બેહુદી રીતે ગાતાં સાંભળવાનું દુઃખદ સ્મરણ કેટલું બધું સાલે? એક લાખ માણસો વચ્ચે પણ કેટલી નિઃસ્તબ્ધતા! કોઇનું નસ્કોરૂં સુધાં હાલે નહિ. અને આવી આવી તો અનેક બાબતો જે મને ડગલે ડગલે રોમાંચ કરાવતી હતી. આ જોવાથી કલ્પના આવી કે પ્રજાએ કેટલી તાલીમ લીધેલી છે અને પ્રસંગના મહત્ત્વને સમજવાની કેટલી ખંત રાખવામાં આવેલી છે. અસ્તુ

જિનવિજય.

---

શ્રાવણ સુદ ૧૩, બુધવાર સંવત ૧૯૮૪.
તા. ૨૯, ઑગષ્ટ, ૧૯૨૮
દિવસના બાર વાગે—હાંબુર્ગ.

પ્રિય

પ્રો. યાકોબીને મળ્યાની વાત આગળના પત્રોમાં લખી છે. ઓનની સભાના સમાચાર જાણવા ઉત્સુકતા દર્શાવી પણ તે તો બની શકયું નથી. જવા આવવામાં વધુ હેરાનગતિ હતી તેથી મનને વાળી રાખવું પડયું. તેમજ અહિંની વિદ્વત્પરિષદો કાંઇ આપણા દેશની સાહિત્યસભાઓ જેવી ઠાઠમાઠવાળી કે ધામધૂમવાળી ન હોય. એક ઠેકાણે માત્ર ૧૦-૧૫ વિદ્વાનો ભેગા થાય અને કાંઇ નવા નિબંધો કે નવી ચર્ચાઓ વાંચે વિચારે. કોઇ હોટેલ કે રેસ્ટોરાના રૂમમાં એ સભા બેસે અને વેરાઇ જાય. આખા જર્મનીમાં અત્યારે ૧૫-૨૦ માણસો આ કોન્ફરન્સમાં ભાગ લઇ શકે એવા છે. ઑક્ષ-

ફર્ડમાં જે પરિષદ્ મળવાની છે, તેમાં જરા વધારે માણસો એટલે ૩૦-૪૦ પંડિતો ભેગા થવાના. ડૉ. પાકોબી કે શુર્બ્રીંગ વગેરે કોઇ નથી જવાના.

હું તો અત્યારે અહિં જ સ્થિર થઇ ગયો છું. અભ્યાસની અનુકૂળતા બધી રીતે સારી મળી ગઇ છે અને કામ ઠીક ચાલે છે. અઠવાડીઆમાં ૩ કલાક એક જર્મન ટીચર આવે છે અને તેની પાસે જર્મન શીખું છું. રોજ લગભગ ૮ કલાક કામ કરૂં છું. જર્મન અને ઇંગ્રેજી બંને સાથે ચાલૂ છે. અલબત્ત સ્મરણશક્તિ ઉપર ભાર તો ખૂબજ પડતો હોય એમ લાગે છે. જેટલો ઉત્સાહ છે તેટલું મગજ કામ નથી કરતું.

સ્મરણશક્તિ ઘણી ઘસાઇ ગઇ છે. આ ઉમરે આવો નવી ભાષાના અભ્યાસનો ઉત્સાહ અહિંના લોકોને પણ કુતૂહલ ઉપજાવે છે. ભાષા જો કે ખાસ તેવી કઠણ નથી-મને તો તેવી નથીજ લાગતી; કેટલેક અંશે ઇંગ્રેજી કરતાં મને તો એ ઠીક ફાવે છે. ઇંગ્રેજીમાં વ્યાકરણ વિષયક માથાફોડ ઘણી ઓછી છે પણ સ્પેલીંગ અને ઉચ્ચારની વિવિધતા ઘણી મોટી છે. જર્મનમા સ્પેલીંગ અને ઉચ્ચારની કઠિણતા ઓછી છે અને વ્યાકરણની જટિલતા ઘણી છે. સંસ્કૃતની જેમ અનેક વિભક્તિઓ અને અનેક રૂપોની ખૂબ જ ભાંજગડ છે. પણ ત્રણેક મહિનાના ચાલૂ અભ્યાસથી કેટલોક પ્રવેશ થઇ શકશે એમ લાગે છે.

પરમ દિવસે, યુનિવર્સિટીનું મકાન અને ઓરિએન્ટલ ફેકલ્ટીની લાઇબ્રેરી જોઇ આવ્યો. ડૉ. તવાડીઆ તેડી ગયા હતા. લાઇબ્રેરી તો બહુજ નાની છે અને થોડાંક જ પુસ્તકો છે. પણ અહિં એવી વ્યવસ્થા છે કે જર્મનીની કોઇ પણ લાઇબ્રેરીમાંથી કોઇ પણ જાતનું પુસ્તક યુનિવર્સિટી મારફત અભ્યાસીને વગર ખર્ચે અને સુગમતાથી મળી શકે છે. તેમજ દરેક ફેકલ્ટી માટે જુદી જુદી લાઇબ્રેરીઓ હોય છે. યુનિવર્સિટી અને શહેરની બીજી લાઇબ્રેરીઓ ઘણી મોટી છે. અત્યારે તો રજાનો સમય હોવાથી પ્રોફેસરો વગેરે બધા બહાર ગયેલા છે. પ્રો. શુર્બ્રીંગે મારા માટે યુનિવર્સિટીમાં બેસવા કરવા માટેની ગોઠવણ પહેલાંથી જ કરી રાખી છે અને રૂમની કુંચી પણ મને મોકલાવી દીધી છે. તેમની સાથે કામ કરનાર બીજા એક ડૉક્ટર છે તે ગયા અઠવાડીઆમાં મને મળવા આવ્યા હતા અને અપેક્ષિત વસ્તુ માટે પૃચ્છા કરી ગયા હતા. એ ભાઈ ઑક્ષફર્ડની કોન્ફરન્સમાં ગયા છે.

કાશ્મીર જવાનું મન થાય છે તે જાણીને અનુમોદન તો કરૂં છું પણ મને મુકીને એકલા જવામાં તમને તેનો પુરો આનંદ નહિં મળે, માટે જો ધૈર્ય હોય તો વર્ષ-દોઢ વર્ષ થોભી જવું. અહિં ડગલે ને પગલે કાશ્મીર તો નહિં પણ દાર્જીલીંગ કે નેનીતાલ જેવાં દૃશ્યો નજરે પડયાં જ કરે છે પણ તે જોઇને મને કાંઇ અપૂર્વ આનંદ નથી જ આવતો કારણ સ્નેહનો સહચાર નથી. આબૂ અને અંબાજીના ટેકરાઓમાં રખડતાં જે આનંદ મળ્યો હતો તેનો શતાંશ પણ અહિં નથી મળતો. કેટલીક વખતે તો ઉલટાં એ દૃશ્યો મનને વિષાદ પણ ઉપજાવે. માટે જો ધૈર્ય રખાય તો રાખવું. નહિં તો જવામાં કશો વાંધો નથી. અહિં આવ્યાં પછી મારી તો જોવાની ઉત્સુકતા તો ઘણી મંદ થઇ ગઇ છે માત્ર અભ્યાસની ઉત્સુકતા તીવ્ર થઇ રહી છે.

વિદ્યાપીઠના ઉત્કર્ષના સમાચાર જાણી હર્ષ વધે છે. લંડનથી નીકળતી વખતે એક પાર્સલ કાકાના નામે મોકલ્યું છે તે પહોંચ્યું હશે. × ×

---

હાંબુર્ગ તા. ૨૪-૧૦-૨૮
વિજયાદશમી બુધવાર. સંવત્ ૧૯૮૪

પ્રિય

× × મારવાડની હવામાં ન્હાઇને પંડિતજી સારી પેઠે હલકા અને પ્રફુલ્લીત થઇને પાછા આવ્યા જ હશે. અરવલ્લીનું નામ યાદ આવતાંજ દિલમા અનેક જાતના જૂના-નવા તરંગો ઉછળવા લાગે એ સ્વાભાવિકજ છે. હિમાલય તો હજી સુધી જોયો જ નથી એટલે તેના વિષે કશું કહી શકાય તેમ નથી. બાકી, સહ્યાદ્રિ અને વિંધ્યની પર્વત માળા ઘણી વાર જોઇ છે પરંતુ મારૂં આકર્ષણ જેટલું એ અરવલ્લીની પર્વતમાળા

તરફ રહેતું આવ્યું છે તેટલું એ બીજીઓ તરફ નથી. મને એ પર્વતમાળા સદા સુંદર અને ભવ્ય લાગ્યાં કરી છે. અરવલ્લીનું નામ લેતાં જ આબુથી લઇ અજમેર સુધીની આખી પર્વતમાળા આંખ આગળ જાણે આવીને ખડી થઇ જાય છે અને તેનાં શિખરો પર રહેલા દુર્ગો એક પછી એક આંખ આગળથી જાણે પસાર થઈને ચાલ્યા જતાં હોય તેમ ભાસ થઇ આવે છે. આજે વિજયાદશમી છે ને સ્વાધીન ભારતના દિવસોમાં આજના દિવસે એ પર્વતમાળાના એકે એક શિખર અને એકે એક તળમાં વિજય અને આનંદના ઘનઘોર નિનાદો થયાં કરતા હતા. પણ આજે તો જાણે એ બધા પ્રાણુ-વિહીન શબ જેવા લાગે છે. અસ્તુ.

×અભ્યાસ ઠીક ચાલે છે. શરીર પણ પાછું ઠીક થયું છે. ગયે ગુરુવારે અહિંની એક સારી ગણાતી સ્કૂલ જોઈ આવ્યો. શિક્ષકોની શીખવવા વગેરેની પદ્ધતિનો સારો ખ્યાલ આવ્યો. બધા અધ્યાપકો પણ એક ઠેકાણે ભેગા થયા અને ચહા કૉફીનું પાન કરાવ્યું. હિંદુસ્થાનને લગતી ઘણી ઘણી વાતોચીતો થઇ. અધ્યાપકો સારી પેઠે બહુશ્રુત અને જિજ્ઞાસુ જણાયા. અહિંના રીવાજ પ્રમાણે ગઇકાલે રાત્રે મેં પણ એ મુખ્યાધ્યાપકને પાછા ચહાપાન માટે નોતર્યા. અહિંની નોતરવાની અને ચહા વગેરે પીવા-પીવડાવવાની રીતો ઘણી જ રમુજી અને રસવાળી હોય છે. બધી વિગતો તો આજે લખાય તેમ નથી. આવા અતિથિને આમંત્રણ આદિ માટે અહિં ખાસ સાર્વજનિક સ્થાનો પસંદ કરવામાં આવે છે જેને અહિં કાફે હાઉસ કહેવામાં આવે છે. એ કાફેહાઉસોમાં સેંકડો માણસોને બેસવાની ને ચહાપાનાદિ કરવાની વ્યવસ્થા હોય છે. એક બાજુએ સંગીત પાર્ટિ બેઠેલી હોય છે જે સતત સંગીતવાદન કરતી હોય છે. લોકો પોત-પોતાના સ્નેહિઓ મિત્રો વગેરેને લઈ ને આવે અને યોગ્ય લાગે તે જગ્યાએ બધા બેસી જાય. દરેક પાર્ટી માટે એકેકું ટેબલ વચ્ચે પડેલું હોય અને તેની આસપાસ પાંચ-૭ ખુર્શીઓ પડેલી હોય. બેસનારાઓ બેસી ગયા બાદ તરત નોકર આવે અને પીવા કરવા માટે શી વસ્તુ જોઇએ તે પૂછે. એટલે જે મંગાવવું હોય તેનો ઑર્ડર અપાય. બે ત્રણ મિનિટમાં બધું આવીને હાજર થાય એટલે બધા બેઠા બેઠા કલાકોના કલાકો સુધી પીધાં કરે અને વાતોચિતો કર્યાં કરે. સાંજના ૮ થી તે ૧૨ વાગ્યા સુધી અહિં આવો ક્રમ ચાલે છે. અમે પણ રાત્રે એજ ક્રમને અનુસર્યા. અતિથિને ૮॥ વાગે નોતર્યા હતા. તે બરાબર ૮-૩૦ મીનીટે આવીને હાજર થયા. બે પુરુષો અને બે સ્ત્રીઓ એ હતાં. હું ને મી. ભાઈલાલ પટેલ એમ ૬ જણાં હતાં. લગભગ ત્રણ કલાક બેસીને વાતો કરી. એ લોકોની જિજ્ઞાસા, એમનો વિનોદ, એમની રસવૃત્તિ, એમની શિષ્ટતા એ બધી વસ્તુંઓ ઘણી મનોરંજક અને આકર્ષક હતી.

મ. ગાંધીજીના વિષયમાં પણ ઘણી વાતો નીકળી. ખાસ કરીને સ્ત્રિઓને એ બાબતની બહુ જિજ્ઞાસા હતી કે સ્ત્રિઓના વિષયમાં ગાંધીજીના કેવા વિચારો છે અને હિંદુસ્થાનની સ્ત્રિઓના વિકાસ માટે તેઓ શું ઇચ્છે છે. ઈત્યાદિ. મહાત્માજીની ફોટૂ જોવા માટે પણ એ મહિલાઓએ ખૂબ ઇંતેજારી બતાવી. પરંતુ મારી પાસે તો તે છે નહિં એટલે શુબ્રીંગને ત્યાંથી લાવીને બતાવવાનું કહ્યું છે.

પરમ દિવસે શુબ્રીંગને ત્યાં ગયો હતો. ત્યાં પણ ત્રણ કલાક ગાળ્યા. શુબ્રીંગને સંગીતનો બહુ શોખ છે એટલે તેમણે પીઆનો વગાડયો અને જર્મનસંગીત વિષે કેટલીક માહિતી આપી. તેમની પત્નીને આપણું સંગીત સાંભળવાની બહુ ઇચ્છા થઇ એટલે મારે પણ જેમ તેમ બેચાર સૂર કાઢવા પડયા.

નવાવર્ષના મંગલમય પ્રભાતમાં બધા પ્રભુ-પ્રાર્થના કરવાનું અને ભગવાનની પૂજા કરવાનું ભૂલશો નહિં. એજ.

તમારો
જિનવિજય.

# श्री वादिदेवसूरिकृत प्रमाणनयतत्त्वालोकालंकारः

અનુવાદકઃ—મોહનલાલ ભગવાનદાસ ઝવેરી સોલિસિટર.

ગત વૈશાખ જેઠનો અંક પૃ. ૪૧૨ થી ચાલુ.

साधर्म्येण दृष्टान्ताभासो नवप्रकारः । ५८ ।

साध्यधर्मविकलः, साधनधर्मविकलः, उभयधर्मविकलः, सन्दिग्धसाध्यधर्मा, सन्दिग्धसाधनधर्मा, सन्दिग्धोभयधर्मा, अनन्वयोऽप्रदर्शितान्वयो, विपरीतान्वयश्चेति । ५९ ।

तत्रापौरुषेयः शब्दोऽमूर्तत्वाद् दुःखवदिति साध्यधर्मविकलः ।६०।१।

तस्यामेव प्रतिज्ञायां तस्मिन्नेव हेतौ परमाणुवदिति साधनधर्मविकलः ।६१।२।

कलशवदित्युभयधर्मविकलः ।६२।३।

रागादिमानयं वक्तृत्वाद्देवदत्तवदिति सन्दिग्धसाध्यधर्मा ।६३।४।

मरणधर्माऽयं रागादिमत्त्वान्मैत्रवदिति सन्दिग्धसाधनधर्मा ।६४।५।

नायं सर्वदर्शी रागादिमत्त्वान्मुनिविशेषवदिति सन्दिग्धोभयधर्मा ।६५।६।

रागादिमान् विवक्षितः पुरुषो वक्तृत्वादिष्टपुरुषवदित्यनन्वयः ।६६।७।

अनित्यः शब्दः कृतकत्वाद् घटवदित्यप्रदर्शितान्वयः ।६७।८।

अनित्यः शब्दः कृतकत्वाद्, यदनित्यं तत् कृतकं घटवदिति विपरीतान्वयः ।६८।९।

**સાધર્મ્યવાળા દૃષ્ટાન્તાભાસના નવપ્રકાર**—સાધર્મ્યથી થતાં દૃષ્ટાન્તના આભાસરૂપ-દૃષ્ટાન્તાભાસ નવ પ્રકારનો છે. ૫૮.

આ ગ્રંથના ત્રીજા પરિચ્છેદના ૪૩-૪૮ મા સૂત્રોમાં દૃષ્ટાન્તનાં લક્ષણ તથા સાધર્મ્ય અને વૈધર્મ્યથી થતા બે પ્રકારો ઉદાહરણો સહિત આપ્યા છે. હવે તેજ પરિચ્છેદના ૩૩-૩૪ માં સૂત્રોમાં દર્શાવ્યું છે કે "દૃષ્ટાન્તકથન કંઈ અન્યને નિશ્ચય કરાવી શકતું નથી કારણ કે તે નિશ્ચય કરાવવામા તો પક્ષ તથા હેતુના કથનનીજ પ્રવૃત્તિ નજરે આવે છે, તેમજ હેતુની અન્યથાનુપપત્તિનો પણ તે નિશ્ચય કરાવી શકતું નથી." વળી દૃષ્ટાન્તકથન વ્યાપ્તિસંબંધ-અવિનાભાવના સ્મરણ માટે પણ કાર્યકારી નથી, અને એક દૃષ્ટાન્ત જો આપણે પ્રયોગમાં આવશ્યક માની સ્વીકારીએ તો વિવાદ થતાં બીજું અને ત્રીજું અને એમ ઉત્તરોત્તર નવાં નવાં માનવા પડે અને એ રીતે અનવસ્થા દોષ પ્રાપ્ત થાય છે; છતા તેજ પરિચ્છેદના ૪૨ મા સૂત્રમાં ગ્રન્થકાર મંદમતિ અર્થે બાલપ્રયોગાદિમાં દૃષ્ટાન્ત, ઉપનય, તેમજ નિગમન પણ યોજવા એમ કહી તેનો સ્વીકાર કરે છે, તેથીજ અત્ર ગ્રન્થકાર દૃષ્ટાન્તાભાસ વર્ણવે છે અને આગળ ૮૦મા સૂત્રમાં ઉપનયાભાસ અને નિગમનાભાસ પણ વર્ણવશે. ત્રીજા પરિચ્છેદના ૫૩ મા સૂત્રમાં પક્ષ, હેતુ, દૃષ્ટાન્ત, ઉપનય, નિગમન એ પાંચે અવયવ કહેવાય છે એમ વર્ણવ્યું છે. વૈદિકનૈયાયિકો એ પાચેના પ્રયોગરૂપ પંચાવયવી ન્યાયવાક્ય અનુમાન માટે આવશ્યક માને છે. બૌદ્ધનૈયાયિકોમાં પ્રાચીન આચાર્ય દિઙ્નાગાદિ પક્ષ હેતુ અને દૃષ્ટાન્ત - એ ત્રણને અનુમાન માટે-અપ્રતીત અર્થના પ્રતિપાદન માટે આવશ્યક માનતા પરંતુ બૌદ્ધાચાર્ય ધર્મકીર્તિએ દૃષ્ટાન્તનું પૃથક્ કથન અનાવશ્યક છે એમ સિદ્ધ કર્યું અને પાછળના બૌદ્ધ નૈયાયિકો ધર્મકીર્તિને અનુસરે છે. જૈનોની પ્રાચીન પરંપરા એક એથી માંડી દશ અવયવ સુધી અધિકારી પ્રમાણે પ્રયોગ કરવાનું કહે છે. અને ઉક્ત પાચ અવયવો અને તે દરેકની શુદ્ધિ સાથે દશ અવયવ હોઈ શકે એમ દર્શાવે છે, અને તેથીજ ત્રીજા પરિચ્છેદના ૫૩માં સૂત્રની ટીકામા તે તે શુદ્ધિઓને પણ અવયવ સંજ્ઞા આપી છે.

પ્રમાણમીમાંસાકાર પણ કહે છે કે "न दृष्टान्तोऽनुमानाङ्गम् ।" ૧-૨-૧૮ પૃ. ૬૯ છતાં દૃષ્ટાન્તનું "स व्याप्तिदर्शनभूमिः ।" એવું લક્ષણ ૧-૨-૨૦ સૂત્રમાં આપે છે. પ્રમાણમીમાંસાની સ્વોપજ્ઞ ટીકામાં એ વિષયની ચર્ચા કરતા શ્રી હેમચંદ્રાચાર્ય કહે છે કે દૃષ્ટાન્તથી પ્રતીત થતી બહિર્વ્યાપ્તિના બલથી કોઈ પ્રમાતાને પણ અન્તર્વ્યાપ્તિની પ્રતીતિ થાય છે. તેથી દૃષ્ટાન્ત સ્વાર્થાનુમાનમાં ઉપયોગી છે તેમજ બોધ્ય પુરૂષની અપેક્ષાએ પણ દૃષ્ટાન્તપ્રયોગ જરૂરી થાય છે. તેથી દૃષ્ટાન્ત ઠીક છે કે નહિ એ પરીક્ષા આવશ્યક હોઇ સૂત્રકાર સાધર્મ્ય અને વૈધર્મ્ય દૃષ્ટાંતના જેવા પણ તે નહિ એવા બે પ્રકારના દૃષ્ટાંતાભાસોનું ઉપભેદો સહિત વર્ણન કરે છે. વળી બધાજ દૃષ્ટાન્તાભાસો કંઈ હેત્વાભાસનેજ લઇને થતા નથી; સમ્યગ્ હેતુ હોય તો પણ દૃષ્ટાન્તાભાસો સંભવે છે, તેથી પણ દૃષ્ટાંતાભાસોનું વિવરણ આવશ્યક છે.

દૃષ્ટાંતાભાસો એટલા માટે દૃષ્ટાંતના આભાસો કહેવાય છે કે તેમાં હેતુની અન્યથાનુપપત્તિ અર્થાત્ સાધ્ય સાથેનો અવિનાભાવ સંબંધ દર્શાવી શકાતો નથી.

બૌદ્ધાચાર્ય ધર્મકીર્તિ ન્યાયબિન્દુ ત્રીજો પરિચ્છેદ પૃ. ૧૩૧-૨ પર દૃષ્ટાન્ત અને દૃષ્ટાન્તાભાસોની નિરર્થકતા વિષે આમ કહે છે કેઃ—

" नचैभिर्दृष्टान्ताभासैर्हेतोः सामान्यलक्षणं सपक्ष एव सत्त्वं विपक्षे च सर्वत्रासत्त्वमेव निश्चयेन शक्यं दर्शयितुं विशेषलक्षणं वा। तदर्थापरत्वैषां निरासो वेदितव्यः ।"

શ્રી સિદ્ધસેન દિવાકર ન્યાયાવતારમાં પૂર્વવર્તી ન્યાયવિદોની પરંપરા પ્રમાણે સાધર્મ્ય અને વૈધર્મ્યથી થતા બન્ને પ્રકારના દૃષ્ટાંતાભાસોના ૭ ૭ ઉપભેદો વર્ણવે છે. વૈશેષિક સૂત્રના પ્રશસ્તપાદ ભાષ્યમાં પણ તેજ પ્રમાણે ૭ ઉપભેદો વર્ણવ્યા છે. બૌદ્ધાચાર્ય દિઙ્નાગ ન્યાયપ્રવેશ સૂત્રમાં પાંચ પાંચ પ્રકાર દર્શાવે છે, પરંતુ ધર્મકીર્તિ ન્યાયબિંદુમાં નવ નવ પ્રકારો વર્ણવે છે. એજ પ્રમાણે પ્રસ્તુત ગ્રંથકારે નવ નવ પ્રકારો વર્ણવ્યા છે. પરંતુ પ્રમાણમીમાંસાકાર શ્રી હેમચંદ્રાચાર્યે બન્ને પ્રકારના અનન્વય અને અવ્યતિરેક નામના એકેક ઉપભેદ છોડી દઇ માત્ર આઠ આઠજ ઉપભેદો માન્યા છે, કારણ કે તે બે ઉપભેદોનો અંતર્ભાવ તેઓ બીજા ઉપભેદોમાં કરે છે. જુઓ પ્રમાણમીમાંસા ૨-૧-૩૩. ન્યાયાવતારમાં સાધ્યવિકલ, સાધનવિકલ, ઉભયવિકલ, સંદિગ્ધસાધ્યધર્મ, સંદિગ્ધસાધનધર્મ, અને સંદિગ્ધોભયધર્મ એમ સાધર્મ્ય દૃષ્ટાંતાભાસના ૬ ઉપભેદો, અને સાધ્યાવ્યાવૃત્ત, સાધનાવ્યાવૃત્ત, ઉભયાવ્યાવૃત્ત, સંદિગ્ધસાધ્યવ્યતિરેક, સંદિગ્ધસાધનવ્યતિરેક, અને સંદિગ્ધોભયવ્યતિરેક એમ વૈધર્મ્ય દૃષ્ટાંતાભાસના ૬ ઉપભેદો વર્ણવ્યા છે. બૌદ્ધાચાર્ય દિઙ્નાગકૃત ન્યાયપ્રવેશસૂત્રમાં સાધર્મ્ય દૃષ્ટાંતાભાસના સાધનધર્માસિદ્ધ, સાધ્યધર્માસિદ્ધ, ઉભયધર્માસિદ્ધ, અનન્વય અને વિપરીતાન્વય એમ પાંચ, તથા વૈધર્મ્ય દૃષ્ટાંતાભાસના સાધ્યાવ્યાવૃત્ત, સાધનાવ્યાવૃત્ત, ઉભયાવ્યાવૃત્ત, અવ્યતિરેક અને વિપરીતવ્યતિરેક એમ પાંચ ઉપભેદો માન્યા છે. પ્રશસ્તપાદભાષ્યકારે ન્યાયપ્રવેશમાં માનેલ ઉપભેદો ઉપરાંત આશ્રયાસિદ્ધ નામનો એક વિશેષ ઉપભેદ સાધર્મ્ય દૃષ્ટાંતાભાસના તેમજ વૈધર્મ્ય દૃષ્ટાંતાભાસના ઉપભેદોમાં માન્યો છે.

દિગંબર જૈન નૈયાયિક પરીક્ષામુખકાર બૌદ્ધ ન્યાયપ્રવેશકારે માનેલ બેઉ પ્રકારના દૃષ્ટાંતાભાસોના પાંચ પાંચ ઉપભેદોમાંથી અનન્વય અને અવ્યતિરેક એમ એકેક છોડી દઇ ચાર ચારજ માને છે. તેથી આ બે ઉપભેદો જેમને માન્ય હોય એવા પ્રસ્તુત ગ્રંથકાર તથા ધર્મકીર્તિ અને ન્યાયપ્રવેશકારજ છે એ સ્પષ્ટ થાય છે.

આ દૃષ્ટાંતાભાસોના વિવિધ રીતે કરવામાં આવતા ભેદોપભેદ, શ્રી સિદ્ધસેન દિવાકર, બૌદ્ધ નૈયાયિકો દિઙ્નાગ અથવા ધર્મકીર્તિની અસર તળે આવ્યા હતા એવી પાશ્ચિમાત્ય વિદ્વાનોની માન્યતાની કસોટી કરવાના એક સાધન તરીકે હોઈ એમ માનવાને પ્રેરે છે કે ઉક્ત માન્યતા ભ્રાન્તિપૂર્ણ છે, કારણ કે શ્રી સિદ્ધસેન દિવાકરે કરેલું દૃષ્ટાંતાભાસોનું વર્ગીકરણ તથા નિરૂપણ સ્વતંત્રજ છે એ સ્પષ્ટ છે. કંઇક સામ્ય હોય તો માત્ર સંખ્યા સંબંધી પ્રશસ્તપાદભાષ્યકારે

કરેલા વર્ગીકરણ સાથે છે, પણ બન્નેએ માનેલા ઉપભેદો ચોખ્ખી-રીતે જુદા પડે છે. શ્રી સિદ્ધસેન જે પ્રાચીન પરંપરા માન્ય કરી પોતે વર્ગીકરણ કર્યાનો ઉલ્લેખ કરે છે તે કઈ હતી એ નિશ્ચયથી કહેવું જો કે શક્ય નથી, પણ પૂર્વમીમાંસામાંથી થયેલ ન્યાયશાસ્ત્રની ઉત્પત્તિ ધ્યાનમાં લેતા કોઈ પૂર્વમીમાંસકોની પરંપરા લક્ષી એ ઉલ્લેખ હોય એ બનવા જોગ છે.

**સાધર્મ્ય દષ્ટાંતાભાસના નવ પ્રકારોનો નિર્દેશ**—સાધ્યધર્મવિકલ, સાધનધર્મવિકલ, ઉભયધર્મવિકલ, સન્દિગ્ધસાધ્યધર્મ, સંદિગ્ધસાધનધર્મ, સંદિગ્ધોભયધર્મ, અનન્વય, અપ્રદર્શિતાન્વય, તથા વિપરીતાન્વય (એ સાધર્મ્ય દષ્ટાંતાભાસના પ્રકારો છે.)

**સાધ્યધર્મવિકલનું ઉદાહરણ**—શબ્દ અપૌરુષેય છે, અમૂર્ત હોવાથી, જેમકે દુઃખ-એ સાધ્યધર્મવિકલ છે. ૬૦. (૧)

અત્ર દુઃખ સાધ્યધર્મવિકલ દષ્ટાંતાભાસ છે કારણ કે સાધ્યધર્મ અપૌરુષેયત્વ તેમાં નથી. જો કે અમૂર્તત્વરૂપ સાધનધર્મ છે.

**સાધનધર્મવિકલનું ઉદાહરણ**—તેજ પ્રતિજ્ઞામાં અને તેજ હેતુ હોય ત્યારે, જેમકે પરમાણુ (એવું દષ્ટાંત યોજાય)-એ સાધનધર્મવિકલ છે. ૬૧. (૨)

પરમાણુને નૈયાયિકો અપૌરુષેય માને છે તેથી પરમાણુમાં સાધ્યધર્મ અપૌરુષેયત્વ તો છે, પરંતુ પરમાણુ મૂર્ત હોવાથી તેમાં અમૂર્તત્વરૂપ સાધનધર્મ નથી તેથી સાધનધર્મવિકલ નામનો દષ્ટાંતાભાસ થાય છે.

**ઉભયધર્મવિકલનું ઉદાહરણ**—(તેજ પ્રતિજ્ઞામાં અને તેજ હેતુ હોય ત્યારે) જેમકે કલશ (એવું દષ્ટાંત યોજાય)-એ ઉભયધર્મવિકલ છે. ૬૨. (૩) કલશમાં અપૌરુષેયત્વરૂપ સાધ્યધર્મ તેમજ અમૂર્તત્વરૂપ સાધનધર્મ બન્ને નથી તેથી ઉભયધર્મવિકલ દષ્ટાંતાભાસ થાય છે.

**સંદિગ્ધસાધ્યધર્મનું ઉદાહરણ**—આ રાગવાળો છે, વક્તૃત્વ હોવાથી, જેમકે દેવદત્ત-એ સંદિગ્ધ સાધ્યધર્મ દષ્ટાંતાભાસ છે. ૬૩ (૪)

અત્ર દેવદત્તમાં સાધ્યધર્મ રાગાદિનું હોવું તથા ન હોવું બન્ને સંદિગ્ધ છે, કારણ કે પરના મનના ભાવો પરોક્ષ છે અને રાગાદિ સાધ્ય સાથે કોઈપણ અવ્યભિચારી લિઙ્ગ માલમ પડતું નથી; તેથી સંદિગ્ધસાધ્યધર્મ નામે દષ્ટાંતાભાસ થાય છે.

**સંદિગ્ધસાધનધર્મનું ઉદાહરણ**—આ મરણધર્મવાળો છે, કારણ કે રાગાદિ રહિત છે, જેમકે મૈત્ર-એ સંદિગ્ધસાધ્યધર્મ નામે દષ્ટાંતાભાસ છે. ૬૪ (૫)

મૈત્રમાં રાગાદિમત્ત્વરૂપ સાધનધર્મ સંદિગ્ધ છે તેથી સંદિગ્ધસાધનધર્મ નામનો દષ્ટાંતાભાસ થાય છે.

**સંદિગ્ધોભયધર્મનું ઉદાહરણ**—આ સર્વદર્શી નથી, રાગાદિવાળો હોવાથી, જેમકે અમુક મુનિ એ સન્દિગ્ધોભયધર્મ છે. ૬૫ (૬)

સર્વદર્શિત્વ અને રાગાદિમત્ત્વરૂપ સાધ્યધર્મ અને સાધનધર્મ મુનિવિશેષમાં સંદિગ્ધ છે, કારણ કે તેને સિદ્ધ કરનાર અવ્યભિચારિ લિઙ્ગ-હેતુ માલમ પડતું નથી. તેથી સંદિગ્ધોભય ધર્મ નામનો દષ્ટાંતાભાસ થાય છે.

**અનન્વયનું ઉદાહરણ**—વિવક્ષિત પુરુષ રાગયુક્ત છે, વક્તૃત્વ હોવાથી, જેમકે ઇષ્ટ પુરુષ-એ અનન્વય છે. ૬૬ (૭)

જો કે ઇષ્ટ પુરુષમાં રાગાદિમત્ત્વ તથા વક્તૃત્વરૂપ સાધ્યસાધન ધર્મો છે તોપણ વક્તૃત્વસાથે રાગાદિમત્ત્વનો નિયત સહચાર-વ્યાપ્તિસંબંધ સિદ્ધ ન હોવાથી અનન્વય નામનો દષ્ટાંતાભાસ થાય છે.

**અપ્રદર્શિતાન્વયનું ઉદાહરણ**—શબ્દ અનિત્ય છે, કૃતકત્વ હોવાથી, જેમકે ઘટ-એ અપ્રદર્શિતાન્વય છે. ૬૭ (૮)

જો કે અહિંયાં ખરી રીતે તો કૃતકત્વ સાથે અનિત્યત્વનો વ્યાપ્તિસંબંધ છે, તોપણ વક્તાએ વચનદ્વારા પ્રકાશ્યો નથી તેથી અપ્રદર્શિતાન્વય નામનો દષ્ટાંતાભાસ થાય છે. અહિંયાં વાસ્તવિક કંઇ પણ દોષ નથી તોપણ પરાર્થાનુમાનમાં વચનના ગુણદોષ અનુસાર વક્તાના ગુણદોષની પરીક્ષા કરવાની હોવાથી આ પ્રયોગ દૂષિત છે. એજ પ્રમાણે વિપરીતાન્વય, અપ્રદર્શિતવ્યતિરેક તથા વિપરીતવ્યતિરેકમાં પણ સમજી લેવું, અર્થાત્ વચનની ન્યૂનતાને લીધે પ્રયોગ દુષિત સમજવો.

**વિપરીતાન્વયનું ઉદાહરણ**—શબ્દ અનિત્ય છે, કૃતકત્વ હોવાથી, જે અનિત્ય હોય છે તે કૃતક

હોય છે જેમકે ઘટ-એ વિપરીતાન્વય છે. ૬૮ (૯)

પ્રસિદ્ધ વસ્તુધર્મના અનુવાદથી અપ્રસિદ્ધ વસ્તુધર્મનું વિધાન હોય છે, અહિંયાં હેતુરૂપે યોજવાથી કૃતકત્વ પ્રસિદ્ધ છે અને સાધ્યરૂપે નિર્દેશ થયેલ હોવાથી અનિત્યત્વ અપ્રસિદ્ધ છે. તેથી પ્રસિદ્ધ કૃતકત્વનો અનુવાદ સર્વનામ "જે" થી ઉલ્લેખ યોગ્ય છે, નહિ કે અપ્રસિદ્ધ અનિત્યત્વનો; તેમજ અનિત્યત્વનો વિધિ સર્વનામ "તે" થી ઉલ્લેખ યોગ્ય છે, નહિ કે કૃતકત્વનો.

वैधर्म्येणापि दृष्टान्ताभासो नवधा ।६९।

असिद्धसाध्यव्यतिरेको,ऽसिद्धसाधनव्यतिरेको,ऽसिद्धोभयव्यतिरेकः, सन्दिग्धसाध्यव्यतिरेकः, सन्दिग्धसाधनव्यतिरेकः, सन्दिग्धोभयव्यतिरेको,ऽव्यतिरेको,ऽप्रदर्शितव्यतिरेको, विपरीतव्यतिरेकश्च ।७०।

तेषु भ्रान्तमनुमानं प्रमाणत्वाद् यत्पुनर्भ्रान्तं न भवति न तत् प्रमाणं यथा स्वप्नज्ञानमिति असिद्धसाध्यव्यतिरेकः, स्वप्नज्ञानाद् भ्रान्तत्वस्यानिवृत्तेः ।७१।१।

निर्विकल्पकं प्रत्यक्षं प्रमाणत्वाद् यत्तु सविकल्पकं न तत्प्रमाणं यथा लैङ्गिकमित्यसिद्धसाधनव्यतिरेको लैङ्गिकात्प्रमाणत्वस्यानिवृत्तेः ।७२।२।

नित्यानित्यः शब्दः सत्त्वाद् यस्तु न नित्यानित्यः स न संस्तद्यथा स्तम्भ इत्यसिद्धोभयव्यतिरेकः स्तम्भान्नित्यानित्यत्वस्य सत्त्वस्य चाव्यावृत्तेः ।७३।३।

असर्वज्ञोऽनाप्तो वा कपिलोऽक्षणिकैकान्तवादित्वाद् यः सर्वज्ञ आप्तो वा स क्षणिकैकान्तवादी यथा सुगत इति सन्दिग्धसाध्यव्यतिरेकः सुगतेऽसर्वज्ञतानाप्तत्वयोः साध्यधर्मयोर्व्यावृत्तेः सन्देहात् ।७४।४।

अनादेयवचनः कश्चिद्विवक्षितः पुरुषो रागादिमत्त्वाद् यः पुनरादेयवचनः स वीतरागस्तद्यथा शौद्धोदनिरिति सन्दिग्धसाधनव्यतिरेकः शौद्धोदनौ रागादिमत्त्वस्य निवृत्तेः संशयात् ।७५।५।

न वीतरागः कपिलः करुणास्पदेष्वपि परमकृपयाऽनर्पितनिजपिशितशकलत्वाद् यस्तु वीतरागः स करुणास्पदेषु परमकृपया समर्पितनिजपिशितशकलस्तद्यथा तपनबन्धुरिति सन्दिग्धोभयव्यतिरेक इति तपनबन्धौ वीतरागत्वाभावस्य करुणास्पदेष्वपि परमकृपयाऽनर्पितनिजपिशितशकलत्वस्य च व्यावृत्तेः सन्देहात् ।७६।६।

न वीतरागः कश्चिद्विवक्षितः पुरुषो वक्तृत्वाद् यः पुनर्वीतरागो न स वक्ता यथोपलखण्ड इत्यव्यतिरेकः ।७७।७।

अनित्यः शब्दः कृतकत्वादाकाशवदित्यप्रदर्शितव्यतिरेकः ।७८।८।

अनित्यः शब्दः कृतकत्वाद् यदकृतकं तन्नित्यं यथाऽऽकाशमिति विपरीतव्यतिरेकः।७९।९।

વૈધર્મ્યવાળા દૃષ્ટાન્તાભાસના નવ પ્રકાર-વૈધર્મ્યથી થતાં દૃષ્ટાંતના આભાસરૂપ દૃષ્ટાન્તાભાસ નવ પ્રકારનો છે. ૬૯

વૈધર્મ્ય દૃષ્ટાન્તાભાસના નવ પ્રકારનો નિર્દેશ—અસિદ્ધસાધ્યવ્યતિરેક, અસિદ્ધસાધનવ્યતિરેક, અસિદ્ધોભયવ્યતિરેક, સંદિગ્ધસાધ્યવ્યતિરેક, સંદિગ્ધસાધનવ્યતિરેક, સંદિગ્ધોભયવ્યતિરેક, અવ્યતિરેક, અપ્રદર્શિતવ્યતિરેક તથા વિપરીત વ્યતિરેક (એ વૈધર્મ્ય દૃષ્ટાન્તાભાસના નવ ઉપભેદો છે). ૭૦

અસિદ્ધસાધ્યવ્યતિરેકનું ઉદાહરણ-તે (ઉપભેદો)માં અનુમાન ભ્રાન્ત છે, પ્રમાણ હોવાથી, અને જે ભ્રાન્ત નથી હોતું તે પ્રમાણ નથી હોતું, જેમકે સ્વપ્નજ્ઞાન-એ અસિદ્ધસાધ્યવ્યતિરેક છે; કારણ કે સ્વપ્નજ્ઞાનમાંથી ભ્રાન્તત્વ અનિવૃત્ત છે. ૭૧ (૧)

અસિદ્ધસાધનવ્યતિરેકનું ઉદાહરણ-પ્રત્યક્ષ નિર્વિકલ્પક છે, પ્રમાણ હોવાથી, જે સવિકલ્પક છે તે પ્રમાણ નથી, જેમકે અનુમાન-એ અસિદ્ધસાધનવ્યતિરેક છે, કારણે કે અનુમાનમાંથી પ્રમાણત્વ અનિવૃત્ત છે. ૭૨ (૨)

અસિદ્ધોભયવ્યતિરેકનું ઉદાહરણ–શબ્દ નિત્યાનિત્ય (કથંચિત્ નિત્ય, કથંચિત્ અનિત્ય) છે, સત્તારૂપ-અસ્તિત્વરૂપ હોવાથી, જે નિત્યાનિત્ય નથી તે સત્તારૂપ-ભાવરૂપ નથી જેમકે સ્તમ્ભ-એ અસિદ્ધોભયવ્યતિરેક છે. ૭૩ (૩)

સન્દિગ્ધસાધ્યવ્યતિરેકનું ઉદાહરણ— કપિલ અસર્વજ્ઞ અથવા અનાપ્ત છે, ક્ષણિક એકાન્તવાદી ન હોવાથી, જે સર્વજ્ઞ કે આપ્ત હોય તે ક્ષણિક એકાન્તવાદી હોય, જેમકે સુગત-બુદ્ધ-એ સન્દિગ્ધસાધ્યવ્યતિરેક છે, કારણ કે સુગતમાથી અસર્વજ્ઞતા અને અનાપ્તત્વરૂપ સાધ્યધર્મોની વ્યાવૃત્તિ સંદિગ્ધ છે. ૭૪. (૪)

આ ખરી રીતે તો અસિદ્ધસાધ્યવ્યતિરેકજ છે, કારણ કે ક્ષણિક એકાન્ત પ્રમાણ બાધિત હોવાથી ક્ષણિક એકાન્તવાદી અસર્વજ્ઞ અને અનાપ્ત ઠરે છે, પરંતુ ક્ષણિક-એકાન્તવાદનો પ્રતિક્ષેપ-ખંડન કરનારા પ્રમાણનાં મહાત્મ્યની વિચારણા વગરના પ્રમાતાઓને સન્દિગ્ધસાધ્યવ્યતિરેક તરીકે ભાસે છે તેથી તેમજ વર્ણવ્યો છે

સન્દિગ્ધસાધનવ્યતિરેકનુ ઉદાહરણ— કોઇ વિવક્ષિત પુરુષ અનાદેયવચન (નહિ માનવા યોગ્ય વચનવાળો) છે, રાગાદિવાળો હોવાથી, અને જે આદેયવચન હોય તે વીતરાગ હોય, જેમકે શુદ્ધોદન પુત્ર બુદ્ધ-એ સન્દિગ્ધસાધનવ્યતિરેક છે, કારણ કે શૌદ્ધોદનિમાથી રાગાદિમત્ત્વની નિવૃત્તિ વિષે સંશય છે. ૭૫ (૫).

જો કે બૌદ્ધદર્શનાનુરાગિઓને બુદ્ધનું આદેયવચનત્વ પ્રસિદ્ધ છે, તોપણ રાગાદિમત્ત્વાભાવ તેના નિશ્ચાયક પ્રમાણને અભાવે સન્દિગ્ધજ છે

સન્દિગ્ધોભયવ્યતિરેકનું ઉદાહરણ— કપિલ વીતરાગ નથી, કારણ કે કરૂણાપાત્રને પણ પરમ કૃપાથી પોતાના માસના કટકા આપેલા નથી, પણ જે વીતરાગ હોય તેણે પરમ કૃપાથી પોતાના માસના કટકા કરૂણાપાત્રને આપ્યા હોય છે, જેમકે તપનબન્ધુ-બુદ્ધ-એ સન્દિગ્ધોભયવ્યતિરેક છે, કારણ કે તપનબન્ધુમાથી વીતરાગપણાના અભાવની તથા કરૂણાપાત્રને પણ પરમકૃપાથી પોતાના માસના કટકાના અનર્પણની વ્યાવૃત્તિ સંદિગ્ધ છે. ૭૬ (૬)

વૈધર્મ્ય દૃષ્ટાન્તભૂત તપનબન્ધુ રાગાદિવાળો છે કે વીતરાગ છે તે તથા તેણે કરૂણાપાત્રને પોતાના માંસના કટકા આપ્યા હતા કે ન હતા તે જાણી શકાતું નથી કારણકે તેનો નિશ્ચય કરાવનાર કોઈ પ્રમાણ માલમ પડતુ નથી તેથી સાધ્યધર્મ તેમજ સાધનધર્મનો વ્યતિરેક સંદિગ્ધ હોવાથી સંદિગ્ધોભયવ્યતિરેક થાય છે.

અવ્યતિરેકનુ ઉદાહરણ—કોઇ વિવક્ષિત પુરુષ વીતરાગ નથી, વક્તૃત્વ હોવાથી, જે વીતરાગ હોય તે વક્તા ન હોય, જેમકે પત્થરનો કટકો-એ અવ્યતિરેક છે. ૭૭ (૭)

જો કે પત્થરના કટકામાંથી સાધ્યધર્મ તેમજ સાધનધર્મ વ્યાવૃત્ત છે, તોપણ વ્યાપ્તિદ્વારા વ્યતિરેક સિદ્ધ થતો ન હોવાથી અવ્યતિરેક થાય છે.

અપ્રદર્શિતવ્યતિરેકનુ ઉદાહરણ--શબ્દ અનિત્ય છે, કૃતક હોવાથી, જેમકે આકાશ-એ અપ્રદર્શિત વ્યતિરેક છે. ૭૮ (૮)

અહિંયાં જે અનિત્ય ન હોય તે કૃતક પણ નથી હોતું એમ વ્યતિરેક વિદ્યમાન હોવા છતાં તેને વાદીએ સ્વવચનવડે પ્રકટ કર્યો નથી તેથી અપ્રદર્શિતવ્યતિરેક થાય છે

વિપરીતવ્યતિરેકનું ઉદાહરણ--શબ્દ અનિત્ય છે, કૃતક હોવાથી, જે કૃતક ન હોય તે નિત્ય હોય, જેમકે આકાશ-એ વિપરીતવ્યતિરેક છે. ૭૯ (૯).

વૈધર્મ્ય પ્રયોગમાં તો સાધ્યાભાવ સાધનાભાવથી આક્રાન્ત-વ્યાપ્ત દર્શાવવો જોઈયે. એમ અહિંયા દર્શાવ્યો નથી તેથી વિપરીતવ્યતિરેક થાય છે.

उक्तलक्षणोल्लङ्घनेनोपनयनिगमनयोर्वचने तदाभासौ ।८०।

यथा परिणामी शब्दः कृतकत्वाद् यः कृतकः स परिणामी यथा कुम्भ इत्यत्र परिणामी च शब्द इति कृतकश्च कुम्भ इति च ।८१।

तस्मिन्नेव प्रयोगे तस्मात् कृतकः शब्द इति तस्मात्परिणामीकुम्भ इति च (वा इति पाठांतरम्)।८२।

अनाप्तवचनप्रभवं ज्ञानमागमाभासम् ।८३।
यथा मेकलकन्यकायाः कूले तालहिन्ता-

ल्योर्मूले सुलभाः पिण्डखर्जूराः सन्ति त्वरितं गच्छत गच्छत शावकाः ! ।८४।

प्रत्यक्षमेवैकं प्रमाणमित्यादि संख्यानं तस्य संख्याऽऽभासम् ।८५।

सामान्यमेव, विशेष एव, तद्द्वयं वा स्वतन्त्रमित्यादिस्तस्य विषयाभासः ।८६।

अभिन्नमेव भिन्नमेव वा प्रमाणात्फलं तस्य तदाभासम् ।८७।

॥ इति फलप्रमाणस्वरूपाद्याभासनिर्णयो नाम षष्ठः परिच्छेदः समाप्तः ॥

**ઉપનયાભાસલક્ષણ તથા નિગમનાભાસલક્ષણ**—ઉપનય તથા નિગમનનાં કહેવાઇ ગયેલ લક્ષણોનું ઉલ્લંઘન કરતાં ઉપનય તથા નિગમન દર્શાવનાર વચન તે ઉપનયાભાસ તથા નિગમનાભાસ ૮૦

ત્રીજા પરિચ્છેદના ૪૨ મા સૂત્રમાં જણાવ્યા પ્રમાણે મન્દમતિ આશ્રિ દૃષ્ટાન્ત ઉપનય અને નિગમનનો પ્રયોગ કરવાનો છે, બાકી પરપ્રતિપત્તિમાં તે અસમર્થ છે, કારણ કે પરપ્રતિપત્તિ તો પક્ષ અને હેતુપ્રયોગથીજ થાય છે. ઉપનય તથા નિગમનનાં લક્ષણ ત્રીજા પરિચ્છેદનાં ૪૯ માં તથા ૫૨ માં સૂત્રમાં આમ આપ્યાં છે:— "હેતુનું પક્ષમાં ફરીથી કથન કરવું તે ઉપનય," અને "સાધ્યરૂપ ધર્મનું પક્ષમાં કથન કરવું તે નિગમન"—પક્ષ એટલે સાધ્યધર્મી.

આ લક્ષણોમાં દર્શાવેલી રીતથી ભિન્નપણે ઉપનય કે નિગમનનો પ્રયોગ થાય ત્યાં ઉપનયાભાસ તથા નિગમનાભાસ સમજવા.

**ઉપનયાભાસનું ઉદાહરણ**—જેમકે શબ્દ પરિણામી છે, કૃતક હોવાથી, જે કૃતક હોય તે પરિણામી હોય, જેમકે કુંભ–આ પ્રયોગમાં "અને શબ્દ પરિણામી છે" અથવા "અને કુંભ કૃતક છે" ( એવું ઉપનય વચન )–એ ઉપનયાભાસ છે. ૮૧

આ ઉપનયાભાસ થાય છે કારણ કે એક દાખલામાં સાધ્યધર્મનું પક્ષમાં અર્થાત્ સાધ્યધર્મીમાં કથન છે; અને બીજા દાખલામાં સાધનધર્મનું દૃષ્ટાન્તધર્મીમાં કથન છે, જ્યારે ખરી રીતે તો હેતુનું–સાધનનું સાધ્યધર્મીમાં–પક્ષમાં કથન હોવું જોઈયે એટલે "અને શબ્દ કૃતક છે" એવું ઉપનયવચન યોગ્ય છે.

**નિગમનાભાસનું ઉદાહરણ**–તેજ પ્રયોગમાં "તેથી શબ્દ કૃતક છે" અથવા "તેથી કુંભ પરિણામી છે" એ નિગમનાભાસ છે. ૮૨.

અહિંયાં "તેથી શબ્દ પરિણામી છે" એવું નિગમન કરવું જોઈયે તેને બદલે એક દાખલામાં સાધ્યધર્મીમાં–પક્ષમાં સાધનધર્મનું કથન છે અને બીજા દાખલામાં દૃષ્ટાન્તધર્મીમાં સાધ્યધર્મનું કથન છે. ખરી રીતે સાધ્યધર્મનું સાધ્યધર્મીમાં કથન તેજ નિગમન છે.

પાંચે અવયવોની પક્ષશુદ્ધિ આદિ જે પાંચશુદ્ધિઓ છે તેનો ભ્રાન્તિથી વિપરીત પ્રયોગ થાય ત્યારે તે તે શુદ્ધિના આભાસ થાય એ કલ્પી લેવું.

આજ પરિચ્છેદના ૨૩ મા સૂત્રમાં પ્રમાણના સ્વરૂપાભાસ, સંખ્યાભાસ, વિષયાભાસ અને ફલાભાસનો ઉલ્લેખ કરી સ્વરૂપાભાસનું વર્ણન ત્યાર પછીનાં સૂત્રોમાં કરવામાં આવે છે. સામાન્યતઃ સ્વરૂપાભાસ વર્ણવી વિશેષતઃ વર્ણવતાં એક પ્રકારના પ્રત્યક્ષાભાસ વર્ણવી પરોક્ષાભાસના પ્રકારોમાં સ્મરણાભાસ, પ્રત્યભિજ્ઞાભાસ તથા તર્કાભાસ વર્ણવી અનુમાનાભાસ વર્ણવતાં પક્ષાભાસ, હેત્વાભાસ, દૃષ્ટાન્તાભાસ, ઉપનયાભાસ ને નિગમનાભાસ વર્ણવે છે, હવે આગમાભાસ વર્ણવી પરોક્ષાભાસનો પાંચમો પ્રકાર પૂરો કરી પ્રમાણના સ્વરૂપાભાસનું વિવરણ પૂરૂં કરશે, અને ત્યારબાદ બાકીના ત્રણ સંખ્યાભાસ વિષયાભાસ અને ફલાભાસ વર્ણવી આભાસોનું વિવરણ ગ્રન્થકાર સમાપ્ત કરશે. આ સૂત્રથી અનુમાનાભાસની સમાપ્તિ થતી હોવાથી અનુમાનાભાસ કરવાવાળા મુખ્ય ત્રણ આભાસો પક્ષાભાસ, હેત્વાભાસ અને દૃષ્ટાન્તાભાસનો સમાવેશ હેત્વાભાસમાં કરી શકાય એ અત્ર દર્શાવીશું. અનુમાન દુષિત કરનારા પક્ષાભાસોનો મુખ્યત્વે આશ્રયાસિદ્ધ કે સ્વરૂપાસિદ્ધમાં અંતર્ભાવ થઈ શકે, અને દૃષ્ટાન્તાભાસો વ્યાપ્તિરોધ હોય ત્યાંજ ખરી રીતે અનુમાનાભાસ કરતા હોઇ વ્યાપ્યત્વાસિદ્ધમાં કે અનૈકાંતિકમાં અંતર્ભૂત થઈ શકે–જુઓ આથલ્યેનો તર્કસંગ્રહ પૃ. ૩૨૧.

**આગમાભાસ લક્ષણ**—અનાપ્તના વચનથી થતું જ્ઞાન તે આગમાભાસ. ૮૩

ચોથા પરિચ્છેદના ૪થા સૂત્રમાં આપ્તનું સ્વરૂપ આમ વર્ણવ્યું છે:—"કહેવાની વસ્તુને જેમ હોય તેમ જે જાણે તથા જેવી જાણે તેવી કહે તે આપ્ત" તેથી વિપરીત જે અનાપ્ત તેના કહેલાં વચનથી જે જ્ઞાન થાય તે આગમાભાસ.

**આગમાભાસનું ઉદાહરણ**—જેમકે મેકલ-કન્યકાનદીના તીરે તાલ અને હિન્તાલ વૃક્ષોના મૂલમાં ખજૂરફલો સુલભ છે, (માટે) હે પશુઓ ! જાઓ ! જલદી જાઓ ! ૮૪.

કોઈ રાગયુક્ત અનાપ્ત પુરુષ પોતાના વિનોદ માટે બીજું કંઈ નહિ મળતાં પશુઓની સાથે પણ રમવાને તૈયાર થઈ આ વાકય કહે છે, તેથી રાગદ્વેષરહિત આપ્ત-પુરુષ, જે યથાસ્થિત વસ્તુ જાણીને જેવું જાણે છે તેવુંજ કહે છે, તેનાં વચનની માફક ઉક્ત વાકય વિશ્વસનીય ન હોઈ આગમાભાસનું ઉદાહરણ છે. આ રીતે સ્વરૂપા-ભાસનું વિવરણ પૂરૂં થયું, હવે સંખ્યાભાસ કહે છે

**સંખ્યાભાસ વ્યાખ્યા**—પ્રત્યક્ષજ એક પ્ર-માણ છે ઈત્યાદિ સંખ્યાકથન તે તે (પ્રમાણ)નો સંખ્યાભાસ છે.

જૈનો પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બેજ પ્રમાણ માને છે, તેથી ઉલટી રીતે જે ચાર્વાક એકજ માત્ર પ્રત્યક્ષ માને છે, વૈશેષિક અને બૌદ્ધ અનુમાન સાથે બેજ માને છે, સાખ્ય, યોગી, તથા ધર્મશાસ્ત્રી શાબ્દ સાથે ત્રણજ માને છે, નૈયાયિકો ઉપમાન સાથે ચારજ માને છે, પ્રભાકર અર્થાપત્તિ સાથે પાંચજ માને છે, કુમારિલ ભટ્ટ અનુપલબ્ધિ–અભાવ સાથે છજ માને છે, પૌરાણિકો સંભવ અને ઐતિહ્ય સાથે આઠજ માને છે, નવમુ ચેષ્ટા તાંત્રિકોજ માને છે, દશમું પરિશેષ અમુક મીમાંસકોજ માને છે, અને અગિયારમું પ્રાતિભ કોઈ માને છે–તે માન્યતાઓ પ્રમાણનો સંખ્યાભાસ છે. બીજા પરિચ્છેદના ૧લા સૂત્રની ટીકામાં આ ચર્ચા વિસ્તારથી આપી છે જુઓ પૃ. ૪૭ થી ૫૦. ટૂંકામાં અનુમાન અને આગમ અર્થાત્ શાબ્દ જૈનોએ માનેલ પરોક્ષના પ્રકારજ છે, ઉપમાનનો અંતર્ભાવ પરોક્ષના એક પ્રકાર પ્રત્યભિજ્ઞાનમાં થાય છે, અર્થાપત્તિનો અનુમાનમા અંતર્ભાવ થાય છે, અભાવનો પ્રત્યક્ષ કે પ્રત્યભિજ્ઞાન, કે તર્ક કે અનુમાન કે આગમમાં યથા-સંભવ અંતર્ભાવ થાય છે, સંભવનો અનુમાનમાં અંતર્ભાવ થાય છે, ઐતિહ્ય અપ્રમાણ ન હોય તો આગમમાં અંતર્ભાવ થાય છે, ચેષ્ટાનો આગમમાં–શાબ્દમાં અંતર્ભાવ થાય છે, પરિશેષનો અનુમાનમાં અંતર્ભાવ થાય છે, અને પ્રાતિભનો પ્રત્યક્ષ કે અસ્પષ્ટ અનુમાનમાં અંતર્ભાવ થાય છે.

**વિષયાભાસ વ્યાખ્યા**.-(પ્રમાણનો વિષય) સામાન્યમાત્ર, વિશેષમાત્ર, અથવા સ્વતંત્ર રીતે તે બન્ને છે ઈત્યાદિ (કહેવું તે) ખરી રીતે તો પ્રમાણનો વિષયાભાસ છે. ૮૬.

પ્રમાણનો વિષય સામાન્યમાત્ર છે એમ સત્તાદ્વૈતવાદીઓ માને છે. વિશેષમાત્ર છે એમ બૌદ્ધો માને છે, સ્વતન્ત્ર-રીતે બન્ને છે એમ નૈયાયિકો માને છે. તેમની આવી એકાન્ત માન્યતા પ્રમાણનો વિષયાભાસ છે. સૂત્રમાંના આદિ શબ્દથી નિત્યજ કે અનિત્યજ કે સ્વતન્ત્ર રીતે નિત્ય અને અનિત્ય પ્રમાણનો વિષય છે એમ કહેવું પણ એકાન્તરૂપ હોઈ વિષયાભાસ છે. જૈન મત તો પરિચ્છેદ ૫ માનાં સૂત્ર ૧લામાં કહ્યા પ્રમાણે છે:—" પૂર્વોક્ત પ્રમાણનો વિષય સામાન્ય વિશેષાદિ અનેકાન્ત સ્વરૂપવાળી વસ્તુ છે."

**ફલાભાસ વ્યાખ્યા**-પ્રમાણથી તેનું ફલ ભિન્નજ અથવા અભિન્નજ છે–એ તે (પ્રમાણ) નો ફલા-ભાસ છે. ૮૭.

બૌદ્ધો પ્રમાણથી તેનું ફલ અભિન્નજ માને છે અને નૈયાયિકો ભિન્નજ માને છે. પ્રમાણથી તેનું ફલ જુદુંજ છે અથવા અભિન્નજ છે એવા બન્ને એકાન્ત અયોગ્ય છે તે આજ પરિચ્છેદના ૬ ઠ્ઠાથી ૨૨મા સુધીનાં સૂત્રોથી કહેવાઈ ગયું છે.

॥ इति प्रमाणनयतत्त्वालोकालंकारगुर्जरभाषानुवादे फलप्रमाणस्वरूपाद्याभासनिर्णयो नाम षष्ठः परिच्छेदः समाप्तः ॥

# વિવેકહર્ષકૃત હીરવિજય સૂરિ (નિર્વાણ) રાસ

ડિતશ્રી ૫ શ્રી અમરવિજય ગણિ ગુરૂભ્યો નમઃ

રાગ સામેરી

મે ચિંતી મનહ મઝારિ એ, પાટણથી કરઈ વિહાર એ
ગણધાર એ, રાજનગરિ પધારીઆ એ. ૧
ાહયા(જા) દઉં શાહ મુરાદ એ, હીરનઈ વંદઇ અતી
આલ્હાદ એ પ્રસાદ એ, માગઇ હીરજીની દુઆ
ઘણી એ. ૨
મગસીસ કરઈ સંભારણી એ, સહૂ સહિર સઠી ન
મારણી (એ), જગતારણી રે, જુઉ હીરજીની દેશના એ. ૩
શ્રી શત્રુંજય ગિરિવાટ એ, હીરજી અતિ ગહગાટ એ,
ઘાટ એ, મુગત્તા કીધા ગછધણી એ. ૪
અનુક્રમઈ પાલીતાણઈ એ, પુહતા ગચ્છપતિ મંડણા એ,
ગુન્નણ એ, યાત્ર કરઈ તીરથતણી એ. ૫
તિહાં પુહતા હીરજી સાંભલી, ઠામિ ઠામિના સંઘ
આવઈવલી, મનરલી, થાવર જંગમ ભેટવા એ. ૬
ઈક શત્રુંજય મુગતો હવો, વલી તિરથ ત્રિણ સંગમ
નવો, ચૈતિ દિન પુન્યઈ મિલઈ એ. ૭
સંઘ પાટણનઉં સામટઉ, અમદાવાદી અતિ ઊલટયઉ,
કુંસટયઉ ધીંગ ખંભાયતનો વલી એ. ૮
માલવનઉ સંઘ આવઈ એ, મનમોહન મોતી
વધાવઈ એ, રચવા એ, અંગ પૂજ આભરણસ્યું એ.૯
લાહુર સંઘ સુહામણઉ, મરમંડલનઉ પણિ અતિ ઘણઉ
દીવતણઉ સંઘ અતીહિં રલીઆમણઉ એ. ૧૦
સૂરતિ ભરુઅચ સંઘ એ, વીજાપુરનઉ કરઈ રંગ એ,
જંગ એ, કાંન્હવ દખ્યણનઉ કરઈ એ. ૧૧
તિહાં ખરચ તણા નહી પાર એ, સંઘવીએ કરવ્યે
ઉદ્ધાર એ, અપાર એ, લોક લેખઈ નહી એ. ૧૨

દુહા

સંઘ સબલ ખંભાઈતનઉં. કરઇ વીનતી હેવ,
પૂજ્ય ચઉમાસિ પધારિઈં, જુહારઉ થંભણ દેવ. ૧૩
પૂજ્ય કહઈ વઇરાગિઉ, આતમ સાધન હેવ,
પાલીતાણઈ રહી કરી, કરસું તીરથસેવ. ૧૪
દીવનણઉ સંઘ હઠ કરઈ, નિત્ય પ્રભુ ગુજરાતિ,
મનું દુખાપ અછે લહિઉ, મરધર અમૃત વેલિ. ૧૫
કૃપા કરો અહ્મ ઉપરિ, અતિ આગ્રહ અવધારિ,
ઉના નયર સમોસર્યા, ચોમાસું ગણધાર. ૧૬

રાગ મલ્હાર, ઢાલ

દીવ તણઉં પુણ્ય પાધરું, આવ્યઉ આવ્યઉ રે
તપગછરાય,
વૂઠઉ વૂઠઉ રે અમૃત મેહ, તું મનમોહન હીરજી,
શ્રાવક મોર અતિ ગહગહ્યા, અતિ નાચઈ રે મદ-
માચઈ રે,
ધરી અ સનેહ, તું મન મોહન હીરજી—આંચલી. ૧૭
ગાજઈ વાજિત્ર નિરઘોસ સું, તિહાં વાગાં રે (૨)
નવલાં નીસાણ, તું.
ધવલ સુધારસ મેહલઉ, હીર જોવા રે (૨) આવઈ
રાણી રાણિ, કે તું. ૧૮
હવઈ ઉપદેસ સુધારસિં, વરસઈ રે (૨) અમોઘ ધાર તું.
ભવ દુખ તાપ સમાવીઆ, પ્રતિબોધ્યા રે (૨) વરણ
અઢાર, તું. ૧૯
રયણાયર વ્યાપારિઆ, અતિ મોટા રે (૨) શ્રાવક
જોડિ, તું.
સાત ખેત્રિ વિત વાવરઈ, બહૂ વાવરઈ રે (૨) દ્રવની
કોડિ, તું. ૨૦
હીર આવઈ આનંદ હવા, ઘણું વૂઠી રે મહિઅલિ
મેહ, તું.
પ્રવહણ આવ્યાં પાધરાં, જેહના હુંતા રે ઘણા
સંદેહ, તું ૨૧
તિહાં પારેખ મેઘ શ્રાવક વડઉ, અતિ મોટઉ રે (૨)
મેરસમાણિ, કે તું૦
પ્રવહણપતિ વ્યવહારિઉ, જસ ઘરણિ રે (૨). લાડકી
જાંણી બહુ ગુણની ખાંણિ. તું. ૨૨
પ્રગટ પ્રતિષ્ઠા જિન તણી, મંડાવઈ રે (૨) સબલ
મંડાણિ, તું.
સંઘ મલઈ તિહાં સાંગટા, જંગ જોવા રે (૨)
આવઈ રાણી રાંણિ, તું. ૨૩
કરઈ પ્રતિષ્ઠા હીરજી, મેઘ ખરચઈ રે (૨) દ્રવ્ય
લાખ, તું.

અપર શ્રાવક જે ખરચીઆ, દ્રવ્ય કહિવા રે (૨)
કિમ મતિ મુઝ આખઈ, તું. ૨૪
મકા હુંતુ કરિ આવિઉ, આરતિઉ રે (૨)
આજમખાંન, તું.
પ્રથમ નમઈ હીર પાઉલે, આવ્યઉ (૨) રે ઉંના
ગામ, તું. ૨૫
ખાંન ભણઈ ગુરૂજી! સુણઉ, અમ મઈ જાણિઉ રે (૨)
અકબરસાહિ, તું.
પીર દાની વડ વીર તું, જિણિં પિછાણ્યો રે (૨)
દુનિઆંમઈ તું બડા ફકીર તું. ૨૬
મેમકસી ગુરૂ આગલિ, ખાંન રોવઈ (૨) રે મહુર કે
હજાર, તું.
સુગુરૂ કહઈ અમ્હ મનિ કાહરા, બંધ છોડયો રે (૨)
ઈણિ દ્રવ્ય અપાર, તું. ૨૭
ભણુસાલી અમજી ભલો, ગુરૂ વંદઇ રે (૨) જામ
રાજા જેઠી, તું.
મહુર અઢારસઈ અંગની, કરઈ પૂજા રે (૨) ખરચઈ
દ્રવ્ય કોડિ, તું. ૨૮
હિંસક મ્લેછ મહાહઠી, અતિ મોટઈ રે (૨)
સુંદ્રમદખાંન કે તું.
તે પ્રતિબોધ્યઉ હીરજી, ખાંન માનઈ રે (૨) લાડકી
બહિન સમાનિ તું. ૨૯

દુહા.

ગુરૂ દર્શનતઈ અલજયો, ગુજ્જરધરનો સંઘ,
વિનતી વલીવલી મોકઈ પ્રભુ, પૂરો અમ્હ મનિ રંગ. ૩૦

રાગ માલ૦

પ્રભુ! ગુજ્જરધર નીકી ચિંત કરી, આયો આયો
નિં લટક લટક કરી,
પ્રભુ! તમસું જો દિલ કઠિન કરઈ, તઉ નિજ સેવક
મનુ કિયુજ તરઈ,
બલિહારિ જાઉં બલિહારિ રે. ૩૧
તુમ્હ દેખનકું મનમોહી રહે, જિઉં અંતરતાપ ન જાઈ
કિહ્યો,
હુક દેખું નઈ સું જલ થઇ વિછુરી, રહી કયું બસ કઈ
યસમઈ વિછુરી. બલિ. ૩૨
તસખી તમ્હ લાભ બડુ લહઈ, તેણઈ તહ 'જગગુર'
બિરૂદ કહઈ,
અબ કપા તો તમ્હઉંહાં મોહ રહે, તુમ્હકું નહી રહણા
એકુ મહઈ. બલિ. ૩૩
પરપીડનકે ભંજન હીરજી હો, સુણી બીનતી
કહાઇસઇ ચુપ રહો,
નિગુણી કુનિ બલન ચ્યારિયું, નિજ દાસ હુકજી ગીતારિ
ઇયું, બલિ. ૩૪
હમમે પ્રભુ મૂઢ સયાનું નહીં, તોબી પ્યાર ધરઉ
સાહિબ તુમહી,
અબ આઉ ન આદિ નિટોર કરૂં, હુકમાંન હું બીનતી
પાઉં પરૂં. બલિ. ૩૫
ઇતનુ કહાયોર ગરીબ પરિ, તરિ બાટ દેખતહઈ
લોગ ખરે,
અબ ગુજ્જરદેશ પધારિ ઇયું, મુનિ બિવેકહર્ષ
બધારિ ઇયું. બલિ. ૩૬
ઇનની બીનતી ચિત્તમાં ધરીમઈ, જબ ચાલઈ
ગુરરાજ
રાખઈ શ્રીકક દવે નાચલી, કહી પ્રતિષ્ઠા કાજ. બલિ. ૩૭

ઢાલ રાગ સામેરી

મનમોહન હીરજીઉ એ, જેણિ મોહ્યો અકબર સાહિ રે
તું તઉ સુવિહિત સાધૂ સિરોમણિ રે, તુઝ દરિસન
મોહનગાર રે
હીરજી જેહ નિરખિ, જગતપતિ હરખિઉ એ જગત૦ ૩૮
હીર તઈ વૈશાખ સુદિમાં, વલી પ્રતિષ્ઠા કિદ્ધ,
ઉંના નયર મંડાણ મોટા, હવા જગત્ર પ્રસિદ્ધ
ચૈત્ર સુદિ આઠમિ થકી, તુઝ હવી ચલન-અસકિત,
તઉહિ પણિ તુઝ તીર્થયાત્રા, વિમલગિરિ વરિ
ભક્તિ સું. જગ૦ ૩૯
મેઘ વીનતી કરઇ પ્રભુ, કિમ આવસ્યઈ ઇમા બંધ
પાલખી પાવન કરો, પાવન કરઉ અહ બંધ
સુગુરૂ પભણઇ પૂર્વ મુનિઇ, મન કીધઉ મારહતિ
તઉ એ પરંપરા કિમ કીજઇ, નવી રીતિ ન ભંતિ
સુ૦ ૪૦
ચઉમાસિ વલી ઉંનઈ રહ્યા, બાધા તણુઇજ વિશેષિ
લાહુર ભણી માણસ ચલાવ્યા, દેઈ નિજ કર લેખ
આવવું તુહ્નિ દષ્ટ કાગલ, પૂછી અકબર સાહ
શ્રી વિજયસેન સૂરિ તુહ્નિ, મિલન અતિહિ ઉછાહ.
સું. ૪૧

લેખ દેખત હીરજીના, વિજયસેન સૂરિંદ
સાહિ અકબ્બરકું કહઈ, અહે દેઉ બિદા નરિંદ,
હીરવિજય સૂરિંદકું કબ્હુ હઇ દરદ દુક ગૂઠ,
સુણિ શાહિ હઇ કયા ખુદા કહઈ, ભએ અતિ દિગમૂઢ.
સું૦ ૪૨

શાહિ જંપઈ સુગુરૂકું, સુખ હેનિ ઘુ ખબરાતિ,
છક માસકી અમારિ પુનિ, ફરમાઉ સકલ બિભાતિ,
તુહ્મ ભી બિદાકી સૂખડી, ચાહુ સુ દેઉ સમાધિ,
સુગુરૂ જંપઈ સાહિ બગસઉ, જમઈ આધો આધિ.
સું૦ ૪૩

દાણ સબહી છયુડાઈ પ્રમુખ, કરી જગત્ર આશાન,
ખટ વિગઈ અભીગ્રહ ગ્રહી, આવઈ છઈ હીરપટભાસન,
શ્રી હીરવિજય સૂરીંદ ચરણે, આવ્યા તેહવા લેખ,
તે સુણી સંતોષ પામ્યા, જગગુરૂ સવિશેષ. સું૦ ૪૪
રાતિ દિવસ ચીંતવઈ, હીરવિજય જગત્રયતાત,
ક્યારિ શ્રી આચારજ મિલસઇ, તિમ કહું મનનિ વાત,
ગચ્છ વિશેષઈ ભલાવી, કીજઈ અણસણ સાર,
પણિ દુરિ પંથિ કિહાં કિહાંથી આવઈ, જો ન સરયું
કિરતાર. સું૦ ૪૫
અનુક્રમઈ આવ્યાં પજૂસણાં, જાંણ્યા સમય વિશેષ,
સંલેખના ઉપવાસ અટ્ઠમટ્ઠમઈ કરઈ વિશેષ,
મોકલઈ કાગલ રાજનગરઈ, તેડવું અવધારિ,
ઉવજ્ઝાય શ્રી કલ્યાણવિજયનઈ, શાસનિ(નિ)જ સં-
ભારિ. સું૦ ૪૬

રાગ મારૂણી દુહા.

ઇણિ અવસરિ દશમી દિનિ, ભાદ્રવ સુદિ દશમી દિનિ
જાવ આવિ માઝિમ રાતિ, જગવઈ તવ સહુ સાધનઈ.૪૭
બોલાવઈ ગુરૂ હીર, વડવઈરાગી હીર
સૂરહયોરે મુનિવરા, હીરજી જગત્ર વિખ્યાત. ૪૮
વિમલહર્ષ વાચક તથા, વાચક સોમવિજય સુવઝર,
આદિ દેઇ સહૂ સાધનઈ, અહ્મે અણસણ લેઉં છું હેવ.૪૯
ભવ ચરિમું પચખી કરી, ચ્યારે આહાર પચખી કરી
તિહાં સાખી જિનવર દેવ, ૫૦
વજ્રઘાત સમસુણિ વચન. વિલંપતો સોમવિજય
તિહાં સીસ,
ઇસું વચન ઇણિ જનમિ કાં, સંભલાવ્યું જગદીસ. ૫૧

ઢાલ.

કોઈ વારો રે (૧) હીરજીનઈ અણસણ કરતાં વારો
કોઇ ખ્યાઉરે ભવસમુદ્ર જિહાજ, અણસણ કરતાં વારો
રે. ૫૨
હીરવિજય તુઝ વિણ કઉણ છઈ, અહ્મ મનિ પ્રાણ
ધારો રે કોઈ જિનશાસનઉ આધારો રે,
શીલ સંયમ વાનગી, અહ્મ કુણ દેખાડણહારોરે
તુઝ વિણ કુણ દેખાડણહારોરે. ૫૩ કોઈ૦
તપ સંયમ ગુણ ગરીબનઈ, કુણ તુઝ વિણ તારણહારોરે
તુહ્મ ચરણે વલગા અહ્મો, તસ કુણ સમઝાવણ-
હારો રે. ૫૪ કોઈ૦
સંઘ ચતુરવિધ નયણડાં, કિમ ઠરસઈ વિણ પ્રભુચંદોરે
તુઝ વિણ કુણ પ્રતિબોધસઈ, સાહ અકબર સરીખો
નરિંદો રે. ૫૫ કોઈ૦
જીવદયા ગુણવેલડી; તસુ કુણ જગિ સીસણહારો રે
જિજિઆ પ્રમુખ છોડાવવા, જગની તુઝ વિણ કુણ
કરઈ સારો રે. ૫૬ કોઇ૦
દાણ મહીઅલિ માંડવી, તુઝ વિણ કુણ ઉઠાડઈ રે,
તુઝ વિણ કુણ નૃપ બૂઝવી, બંદા (દી) લાખનઈ
બંધથી કુણ કાઢઈ રે. ૫૭ કોઈ૦
કલિ કાલિ મુગલાઈમાં કુણ, તુઝ વિણ ગોવધ વારઈ રે,
શેત્રુંજય ગિરિનારિના દેવ, વિણ કરિ જગત્ર જૂહારઈ રે
એહવું કહઈ કુણ સૂરીનઈ વારઈ રે. ૫૮ કોઈ૦
અકબ્બર શાહઈ જે ઠવ્યઉ, નામ 'જગત્રગુરૂ' માહરોરે,
તે કહી કહઇનઈ બોલાવિઈ રે, તુઝ વિણ જગદાધારો
રે. ૫૯ કોઈ૦
આજ જિનશાસન જગિ જગમઈ, તુહ્મથી તે સવિ
સારો રે,
જનમ લગી ચાકરી અહ્મે તે કાંઇ આજ સભારો રે.
૬૦ કોઇ૦
અહ્મ ગરીબનઈ વિલવિલઈ, જઉ મનિ મહિરમાન
આંણોરે,
તઉ શ્રી વિજયસેન સૂરિંદજી, જાવ નાવઈ તિહાં લગઈ
તાંણો રે.
કાંઇ તેહનઈ મનમાંહિ આંણો રે. ૬૧.

રાગ આ(શા)ઉરી સિંધૂઉ, દુહા.

શ્રીગુરૂ જંપઇ મુનિવરા રે, કાં ધરઉ મનિ વિષવાદ,
સાહસનઉ આ સમય છઈ, તુહ્મ શ્રુતજલધિ અગાધ ૬૨
જે અહ્મ સમરાસક ગુણ, રયણાયર મૂખકંદ,
મઈ તુહ્મ થાપી આપીઆ, શ્રી વિજયસેન સુરિંદ. ૬૩
જિંણિ જિનશાસન મુઝ છતઈં, ભાસ્યું જિમ દિણંદ
તેહથી મુઝ ચિંતા નહીં, તુહ્મનઇ પરિ આણંદ,
ગચ્છનઈ પણિ જિનશાસન આનંદ. ૬૪
પણિ તે મુઝનઈ નવિ મિલ્યા, હવઇ તુહ્મે ધાઉં સાર,
કાલિ જોયો જે સ્યું હસઈ, મુઝ અણસણ થાઈ અસર ૬૫
ધન્ય ધન્ય 'જગગુરુ' હીરજી, જિણિ જાણિઉં નિજ નિર્વાણ,
પંચમ આરઇ કેવલી, હીરજી ત્રિભુવનભાણ,
કરઈ અણસણ હીરજી જાણ. ૬૬

ઢાલ.

સુપ્રભાતિ સહૂ સંઘ મિલ્યા, સુણિ રાતિની વાત નઈ જાણિનિ નિર્ણય વલી નિર્વાણનઉ એ;
ઇકિ અચરય બીજું દુખિ ભર્યા, અતિ ગહબર્યા હિઅડઇ (૨) નઈ સુણિ અણસણ ચઉવિહારનઉ એ. ૬૭
શ્રી ગુરૂ સંઘ પ્રતિં ભણઈ. સુણો માનવી આણનઈ (૨) શાસનપતિ જિન વીરની રે,
મુઝ આણાં જસ ત્રાલહી, તિણિ પાલવી આણનઈ (૨) શ્રી આચારયની સહી એ. ૬૮
અંગં પૂજ સદૂ સંઘ કરઈ, સુપ્રભાતિથી માડીનઈ માંડીનઈ રૂપ કનક મુદ્રા ઘણી એ,
અઢી પુહુર જિહાં દિન ચઢઈ એ, કોઈ ભાવિક વદ્ધાવઈનઈ (૨)
મુક્તાફલિ કરી ગચ્છધણી એ. ૬૯
સુખ સમાધિ નિર્વૃતિ ઘણી, સોવન તણી કાંતિનઈ (૨) ઝલકઈ અંગ સુહામણું એ,
મંડાણા સબલ મંડાણ એ, તિહાં આવઈ રાણોરાણિ એ, રાયરાણાએ નિરખઈ મુખ હીરનું તણું એ. ૭૦
જિનશ્રી વીર જિને, દેશના બઈ દિવસની દીધીનઈ (૨) જિનશાસનિ હિત મતિ ભણી એ,
તિમ મંધ્યાનું પડિકમણું સહૂ સાંભલઇ
સંઘનઈ (૨) કરાવઈ સ્વયં તપગચ્છધણી એ. ૭૧

જૂઉ તપ તેજ ગુરૂ હીરનું, કાંઈ ચઢત લઈ વાંનજી
ધ્યાનઈજી બઇઠા પડિકમણુ કરી રે,
ગણઈ નુકાર તે પડવડા પદમાસન પૂરીનઈ,
પૂરીનઈ ધ્યાન શ્રીમંધિર અનુસરી રે. ૭૨
ભાદ્રવ સુદિ અગ્યારસિ શુભ ગુરૂવાર યોગિજી,
સિદ્ધિ યોગિજી શ્રવણ નખ્યત્ર સોહામણઈજી,
રતિ ઘડીચ્યા પાચ જાતઈં, નઉકરવાલી પાંચમી (૨)
થાકતા 'જગગુરૂ' ઈમ ભણઇજી. ૭૩

વસ્તુ

હીર જંપઈ હીર જંપઈ અંત્ય ઉપદેશ
રે ગચ્છવાસી મુનિવરા ! સુણઉ અંત્ય હિતશીખ મોરી,
અહ્મઈ પરભવિં પંથી હવા, તુહ્મે હુયો હવિ ધર્મધોરી,
જિનશાસન દી(પા)વયોરે, સાધયો ઇહ પરલોક, ।
ઇમ કહી નોકરવાલી પાંચમીઈ, હીર પોહોતા સુરલોક૭૪

ઢાલ

જગનઈ વાહાલો રે હીરજી, હુંઉ જીવતાં જૈનનઉં છત્ર રે
ફલ તે દેખાડીઉં જગત્ર રે. ૭૫ જગ૦
હીરજી નિર્વાણ જાણી કરી, આવ્યાં દેવવિમાન રે
મહોચ્છવ કરઈ રે નિર્વાણના, કલિમાં અચેરા સમાનરે૭૬
વિમાન તે નજરિં દીઠડઉં, સીંગલેસર વાસી ભટ્ટ રે,
સુત(૨) પણિ દેખઈ પરગટ્ટ રે,
વાણી રે હવી આકાસમાં, તે પણિ સુણિ ઉદભટ્ટ રે. ૭૭ જગ૦
રાત્રિ વલી અંગજ પૂછીઉં, લ્યાહરી અઢીઅ હજાર રે
માડવી ઢોઈ ઉદાર રે,
કરી કથીપા પ્રગુખરસું, તિહા બઈઠી લ્યાહરી એક હજાર રે. ૭૮ જ૦
માડવી નીપજી જવ રહી, તવ રહી રતિ ઘડી ચ્યાર રે
તવ રે ઘંટાનાદ વાજીઉ, જેહવો ઇદ્રનઉ સાર રે
સુણિઉ તે વર્ણું અઢારરે, પછઈ વાગાં સાત ઉદારરે.૭૯જ૦
જવ ચિતામાંહિ પોઢાઢિઆ, જિહાં લગઈ દીઠું કાઈ અંગ રે,
તિહા લગઈ પૂજીઆ પૂજયજી, રૂપાં નાણઈ મનરંગ રે. ૮૦ જ૦
પન્નર મણ સૂકડિ ભેલી, અગર તે ત્રિણિ મણ જાણિરે,
કપૂર તે ત્રીણ સેર તિહાં મિલિઉ, ચૂઉ સેર પાંચ પ્રમાણ રે,

કસ્તુરી બિ સેર આંણિ રે, કેસર ત્રિણ સેર
વખાણિ રે. ૮૧ જ૦
ઇણિ પરિં હીર અંગ સંસ્કરિઉં, જમલિ લ્યાહરી
સાત હજાર રે,
તિણિ વાડી જે ઝર લાઈઆ, તેહજ મોર્યા સહકાર રે,
અદભૂત એ અપાર રે ૮૨ જગ૦
પ્રારખ મેઘઈ કરાવિઉ, થૂભ તિહાં અભિરામ રે,
તિહાં રાત્રિ આવઈ છઈ દેવતા, કરઈ હીરના ગુણગ્રામરે
નાટિક હોઈ છઈ તામ રે, વાજિત્ર વાજઈ તિણિ ઠામિ રે
પ્રસિદ્ધ હવું આખિ ગાંમરે. ૮૩ જ૦
તિહાં ખેત્ર જે વાસો વસઈ, વાણિઉ નાગર જાતિ રે
તિણિ તિહાં જઈનઈ જેઇઉં, ઉદ્યોત વનમાં ન માત રે
કાનિ સુણઈ ગીત ગાંન રે, વાંજિત્ર દેવતા
વાત રે. ૮૪ જ૦
ઇણિ પરિ હીરજી નિર્વાણના, આવ્યા પાટણ લેખ રે
તે શ્રી આચારયઈ સાંભલી, દુખ કીધઉં સવિશેષ રે
તે વિરહની વાત અલેખિ રે, મુજિ ચઢઈ તેહ દયાલ
હીર પેખી રે. ૮૫ જ૦

રાગ પરવી

હીરજી ગુર કહનઇ કહીઇં, વિજયસેન સૂરિંદ બોલઇ
કહું દેવદયાલ રે, હીરજી ગુર કહનઇ કહીઇં. ૮૬
દુર દેસ વિહાર કીધો, કાં જગત્રય તાત રે
વીરની પરિં હીર જાતઇ, કરી સઘલી વાત રે
મુઝ કિઉં ગૌતમ ભાંતિ રે. ૮૭ હી૦
સિદ્ધરસ રસકુંપિકા, કારકા કૈતી રસ પારસા,
ધાતુ રૂપનઈ કનક સાધઈ, નહીઅ તું ધાતુ
કનકરસા. ૮૮ હી૦
ગુઢમતિ અતિ મુઢ મતિ જા, જેહ નિપટ અજ્ઞાન રે,
અયોગ્ય પણિ તે યોગ્ય કીધા, ગુણઈ આપ સમાન રે
સખી હીર અધિકઈ વાનિ રે. ૮૯ હી૦
દુર દેશથી દરિશન રસઇ, કાં કૃપાલ કૃપા ન કીધી,
એકવાર દરિસનઈ. ૯૦ હી૦
શીખ દિન મતિ કઉણ દેસઈ, તુને વિના નિજ શાસનઇ,
જગત્રગુર હીરજી તુઝ વિણ, કહુ કુણ સૂરી સનઈ
૯૧ હી.

રાગ મેવાડો ધન્યાસી

શ્રી હીરજી ગુર કિમહિ ન વીસરઈ, જેહનો પરમ
ઉપકારોજી
જિણિ જિનશાસનિ જગત્ર જગનીઉં, ઇમ કહઈ
હીર પટોધરજી ૯૨ શ્રી
અકબર સાહના રે ધર્મસંદેસઉ કહઉ હવિ
કિહનઈ કહેસ્યુંજી,
હિત આસીસ ને કૃપા નજરિં મિલી, તુઝ વિણ
કુણથી લહેસ્યુંજી. ૯૩ શ્રી
નિર્વાણ ઉછવિ આયા દેવતા, જિમ તીર્થંકર વીરોજી
ગૌતમ જિમ મુઝ વિરહ દેખાડિઉ, તિમ કીધું
ગુરૂ હીરોજી. ૯૪ શ્રી
અંત્ય સમય જિહાં મુઝ સંભારિઉ, ધન્ય હીરજી
ગુરરાજે જી,
પણિ મઈ ચરણ તે નવિ ભેટી શકયાં, એ કાંઈ
મુઝ અંતરાયો જી. ૯૫ શ્રી
સંઘ સહૂ મિલિ ગુરનઈ વીનવઈ, મ કરો હીરનો
વિખવાદોજી,
જિણિ તુહ્મ અહ્મનઈ રે થાપીઆ, હીરનો મહા-
પ્રસાદો જી. ૯૬ શ્રી
શોક નિવારો રે સાસન-રાજીઆ, પ્રતિપાલો
સહૂ સંઘોજી,
અતિ આગ્રહ અવધારિ ગચ્છધણી, કરઇ જિન
શાસનઇ રંગોજી.
વિવેકહર્ષ જગ જગોજી. શ્રી હી૦ ૯૭

રાગ ધન્યાસી ઢાલ

જયઉ જયઉ જગગુરૂપટધરો, શ્રી(હીર)વિજય ગણધાર!
સાહ અકબર દરગાહ (બાર)માં, જિણિ પાંમ્યો જય
જયકારજી. ૯૮ જયઉ૦
જિહાં લગિ મેરૂ મહીધરો, જિહાં લગિ ગિરવરની રાજીરે
ચિરઉં પ્રતપઉ ગુરૂ ગચ્છધણી, શ્રી વિજયસેન
સૂરીસજી રે. ૯૯ જય૦
હીર પટોધર ઉગિઉ, પ્રગટ પ્રતાપી સૂ(ર) જી રે
કુમતિ તિમિર દૂરઈ કરઈ, ભવિઅણ સુખ ભરપૂરજી
રે. જય ઉ. ૧૦૦

વીજાપુર વર નયરમાં પાંડવ નયન વરીસ જી રે
હર્ષઆણંદ વિબુધ તણો, સીસ દીઈ આસીસ,
વિવેકહર્ષ કહઈ સીસજી રે. ૧૦૧ જય૦

—ઇતિ શ્રી હીરવિજયસૂરી જગગુરૂ રાસ સંપૂર્ણમ. પંડિતોત્તમ પંડિત શ્રી ૫ શ્રી અમરવિજયગણિ શિષ્ય મુનિ ગુણવિજય લિપિકૃતં શ્રી વિદ્યાપુરે પુરોપકારાય. ૬–૧૫ (મારી પાસે છે).

આ કૃતિ પાંડવ નયન (૫૨) એટલે સં. ૧૬૫૨ માં હીરવિજયસૂરિના સ્વર્ગવાસના વર્ષમાંજ તપગચ્છીય વિવેકહર્ષે વીજાપુરમાં રચી છે અને ત્યાંજ આની પ્રત લખાઈ છે. જુઓ જૈનગૂર્જર કવિઓ ભાગ ૧ લો નં. ૧૭૮ પૃ. ૩૧૧. તેઓ પોતે હર્ષાણંદના શિષ્ય હતા. અને હીરવિજયસૂરિની શિષ્ય પરંપરામાં થયેલા અને તેમના પટ્ટધર વિજયસેનસૂરિની આજ્ઞામાં રહેલા. વિવેકહર્ષ પ્રતાપી હતા તેમણે કચ્છના રાજા રાવ ભારમલ્લને (ભારમલ્લ પહેલા સં. ૧૬૪૨ થી ૧૬૮૮ આત્મારામ કૃત કચ્છનો ઇતિહાસ) પ્રતિબોધ્યો હતો. તેના સંબંધીની કચ્છની હકીકત કચ્છની મોટી ખાખરના શત્રુંજયવિહાર નામના જૈનમંદિરની અંદરનો એક મોટો શિલાલેખ છે તેમાં આપેલી છે (તે શિલાલેખ પંન્યાસશ્રી હંસવિજયજી કૃત પ્રશ્નોત્તર પુષ્પમાલા નામના પુસ્તકના પૃ. ૧૫૫ માં અને જિનવિજય ૨, નં. ૪૪૬ માં છપાયો છે.)

આ લેખનો સાર શ્રી જિનવિજય આપે છે કે– સં. ૧૬૫૬ માં તપાગચ્છના આચાર્ય વિજયસેન સૂરિની આજ્ઞાથી પં. વિવેકહર્ષગણિએ કચ્છ દેશમાં વિહાર કર્યો અને એક ચાતુર્માસ ભુજ શહેરમાં અને બીજું રાયપુર બંદરમાં કર્યું. તે દરમ્યાન તેમણે તત્કાલીન કચ્છના રાજા ભારમલ્લજીને પોતાની વિદ્વત્તાથી રંજિત કરીને તેની પાસેથી કેટલાક વિશેષ દિવસોમાં જીવહિંસા બંધ કરાવાનો અમારિ પડહ વજડાવ્યો; તથા રાવ ભારમલ્લજીએ ભુજ નગરમાં 'રાયવિહાર' નામે એક સુંદર જૈનમંદિર પણ બંધાવ્યું. ભુજથી વિહાર કરી પં. વિવેકહર્ષ ગણિ કચ્છના જેસલા નામે મંડળ (પ્રાંત)માં ગયા ત્યાં ખાખર ગામના સેંકડો ઓસવાલોને ધર્મોપદેશ આપી શુદ્ધ શ્રાવકના આચાર વગેરે શિખડાવી પૂર્ણ શ્રદ્ધાવાન કર્યા. તે વખતે ત્યાં સા. વયરસીએ તપાગચ્છના યતિઓને રહેવા માટે એક નવીન ઉપાશ્રય કરાવ્યો, તથા ગૂજરાતમાંથી સલાટોને બોલાવી કેટલીક જિન પ્રતિમાઓ તૈયાર કરાવી. સં. ૧૬૫૭ ના માઘ સુદિ ૧૦ સોમવારના દિવસે પં. વિવેકહર્ષગણિના હાથે તેમની પ્રતિષ્ઠા કરાવી.

આ લેખ પરથી સ્પષ્ટ જણાય છે કે વિજયહર્ષ ઉપાધ્યાયે આઠથી સો સુધી અવધાન કરીને મહારાષ્ટ્ર કોંકણના રાજા બુર્હાનશાહિ, મહારાજશ્રી રામરાજા ખાનખાના તથા નવરંગખાન આદિ અનેક રાજાઓ પાસેથી લીધેલા જીવો માટેના અમારિ પટહ તથા ઘણા કેદીઓના છુટકારા આદિ સુકૃતો કર્યા છે. મલકાપુરમાં મુલ્લા નામના મુનિને વાદમાં જીત્યા, પ્રતિષ્ઠાન (પૈઠણ) પુરમાં યવનોને મોઢે જૈનધર્મની સ્તુતિ કરાવી તથા બ્રાહ્મણ ભટ્ટોને યુક્તિવડે જીત્યા, અને બોરિદપુરમાં દેવજી નામના વાદીને જીત્યો. વળી જૈન ન્યાયથી દક્ષિણના જાલણા નગરમાં દિગંબરાચાર્યને હરાવી કાઢી મૂકાવ્યા, રામરાજાની સભામાં આત્મારામ નામના વાદીને જીત્યો.

આ ઉપાધ્યાયે કચ્છ દેશમાં સં. ૧૬૫૬ ને ૫૭ મા ત્યાંના રાજા ભારમલ્લને (સં. ૧૬૪૨–૧૬૮૮) પ્રતિબોધ્યો ને તેના પરિણામે તેણે લેખ કરી આપી પોતાના દેશમાં જીવહિંસાનો નિષેધ કર્યો કે 'હમેશાં ગાયની બિલકુલ હિંસા થાય નહિ, ઋષિપંચમી સહિત પર્યુષણના આઠ મળી નવે દિવસોમાં, શ્રાદ્ધપક્ષમાં, સર્વ એકાદશીઓ, રવિવારો, અમાવાસ્યાઓના દિનોમાં તથા મહારાજના જન્મદિવસ અને રાજ્યદિને સર્વ જીવોની હિંસા ન થાય.' વળી તે રાજાએ ભુજનગરમાં 'રાજવિહાર' નામનું ઋષભનાથનું જૈન મંદિર કરાવ્યું સં. ૧૬૫૮. ને તપાગચ્છના સંઘને સ્વાધીન કર્યું કે જે હાલ મોજૂદ છે. આ મુનિએ કચ્છના ખાખર ગામમાં ઓશવાલોને પ્રતિબોધી શ્રાવક ક્રિયાઓ સમજાવીને ત્યાં સં. ૧૬૫૭ માં ત્રણ મોટી પ્રતિમાની અંજનશલાકા કરી સં. ૧૬૫૮માં ત્યાં શત્રુંજયાવતાર નામના તૈયાર થયેલા ચૈત્યની પ્રતિષ્ઠા કરી (જિ. ૨ નં. ૪૪૬).

તેમણે (પોતાના ગુરૂભાઇ) પરમાનંદ, મહાનંદ, (પોતાના શિષ્ય) ઉદયહર્ષ સાથે જહાંગીર બાદશાહને વિનતિ કરી કે 'જો સમગ્ર રક્ષણ કરેલા રાજ્યમાં અમારા પવિત્ર બાર દિવસો-ભાદરવા પજુસણના દિવસોમાં હિંસા કરવાની જગ્યાઓમાં કોઈપણ જાતના જીવોની હિંસા કરવામાં નહિ આવે, તો અમને માન મળવાનું કારણ થશે. અને ઘણા જીવો આપના ઉંચા અને પવિત્ર હુકમથી બચી જશે. તેમ તેનો સારો બદલો આપના પવિત્ર-શ્રેષ્ઠ અને મુબારક રાજ્યને મળશે'-આથી બાદશાહે ફરમાન આપ્યું કે:-મજકૂર બાર દિવસોમાં દરવર્ષે હિંસા કરવાની જગ્યાઓમાં તમામ રક્ષણ કરેલા રાજ્યની અંદર પ્રાણીઓને મારવામાં આવે નહિ.' (જુઓ સૂરીશ્વર અને સમ્રાટ્માં પરિશિષ્ટ ग) વળી તેમણે પરબ્રહ્મ પ્રકાશ નામનો ગ્રંથ ભાષામાં પદ્યમય બનાવ્યો છે.

આ કૃતિમાં મુખ્યત્વે છેલ્લું ચોમાસું ઊનામાં હીરવિજયસૂરિએ કર્યું તેનું વર્ણન છે. પાટણથી અમદાવાદ પધાર્યા ત્યારે શાહજાદો મુરાદ ત્યાં સૂબો હતો. (અકબરે પોતાના શાહજાદા સુલતાન મુરાદબક્ષને આઠમો સૂબો સન ૧૫૯૨ થી ૧૬૦૦ સુધીમાં નીમ્યો ને તેના દિવાન તરીકે મહમદ સાદિકખાનને નીમ્યો. જુઓ બોમ્બે ગેઝેટિઅર વૉ. ૧ ભાગ ૧ પૃ. ૨૭૨) તે મુરાદે પાયે પડી હીરસૂરિની દુઆ માંગી. ત્યાંથી શત્રુંજયની યાત્રા કરવા પ્રયાણ કર્યું. પાલીતાણા પહોંચ્યા (સં. ૧૬૫૦ માં) ચૈત્રિ પુનમે મોટી યાત્રા કરી. તે વખતે પાટણ, અમદાવાદ, ખંભાત, માલવ, લાહોર, મરૂમંડલ (મારવાડ), દીવ, સુરત, ભરૂચ, વીજાપુર, દક્ષિણ કાનડાના સંઘો આવ્યા. તે તે સંઘના સંઘવીઓએ ઘણું ખર્ચ કર્યું, ખંભાતના સંઘે ચોમાસું ખંભાતમાં કરવાની વિનતી કરી પણ પૂજ્યે જણાવ્યું કે આતમસાધન પાલીતાણામાંજ રહી કરશું ને સાથે તીર્થસેવા બનશે. દીવના સંઘે આગ્રહપૂર્વક જણાવ્યું કે ગુજરાતમાં આપ બહુ રહ્યા પણ આ મરૂભૂમિમાં આપની અમૃતવેલિ દુષ્પ્રાપ્ય છે. આગ્રહને વશ થઇ જતાં ઉનામાં આવ્યા ને ત્યાં ચોમાસું કર્યું (નિર્ધારિત થયું)

(પહેલાં દાઠા-મહુવા વગેરે થઇને દેલવાડા અને ત્યાંથી અઝારા પાર્શ્વનાથને વંદી પછી) દીવ જઇ ઉપદેશ આપ્યો. ત્યાંના વેપારીઓ સમુદ્રના સફરી હતા. જેમનાં વહાણો પાછાં ફરવાનો સંદેહ હતો તેમનાં પાછાં ફર્યાં આથી આનંદ થયો. આગેવાનોમાં પારેખ મેઘજી હતો કે જેને લાડકી બાઈ નામની સુશીલ પત્ની હતી. ત્યાં પ્રતિષ્ઠા હીરસૂરિએ કરી ને તેમાં મેઘજી પારેખે લાખ દ્રવ્ય ખર્ચ્યું.

આ વખતે મક્કે હજ કરી આજમખાન પછો ફરતાં ઉનામાં આવી આચાર્યને નમ્યો અને હજાર મહોર આગળ ધરી. ગુરૂ પોતે નિષ્કંચન છે એમ જણાવી તે દ્રવ્યનો અસ્વીકાર કર્યો. જામનગરના જામસાહેબ સાથે (વજીર) અબજી ભણશાલીએ (ના. ર. નં. ૧૭૮૨) સૂરિની અંગપૂજા અઢારસેં મહોરથી કરી, ત્યાંનો ખાન મહેમદખાન હિંસક હતો તેની પાસે હિંસા છોડાવી ને તેણે લાડકીબાઈને પોતાની બહેન કરી. પછી ગૂજરાતમાં પધારવાની વિનતિ થઈ. આચાર્યે ઉનામાં વૈશાખમાં પ્રતિષ્ઠા કરી. આચાર્યની ચાલવાની અશક્તિ થઇ તેથી પાલખીથી વિહાર કરવાની વિનતિ થતાં ગુરૂપરંપરાથી તેવી રીતે વિહાર કરવો એ ખરી રીતિ નથી તેથી ઉનામાંજ ચાતુર્માસ કર્યું.

તબીયત બરાબર નહોતી તેથી લાહોરમાં વિજયસેનસૂરિને લેખ લખી માણસ મોકલ્યો કે અકબરશાહની સંમતિ લઈ દેખત કાગળે ચાલી નિકળજો. વિજયસેન સૂરિએ અકબરશાહની રજા માંગી ને જણાવ્યું કે આચાર્યની તબીયત બરાબર નથી એટલે શાહે દિલગીર થઈ આચાર્યની ખેરાત માટે વળી એક માસની અમારિનું ફરમાન વિદાયની સુખડી તરીકે તેમને આપ્યું. તે વિજયસેનસૂરિ દાણ છોડાવી ષટ્ વિગયના ત્યાગપૂર્વક અભિગ્રહ લઈ હીરસૂરિને મળવા એકદમ ચાલ્યા. એવામાં પજુસણ આવ્યાં એટલે હીરસૂરિએ રાજનગરથી કલ્યાણવિજય ઉપાધ્યાયને બોલાવ્યા.

ઉનામાં ભાદ્રપદ સુદિ દશમીને દિને મધ્ય રાત્રે હીરવિજયસૂરિએ વિમલહર્ષ અને વજીર સોમવિજય વાચકને બોલાવી પોતે અનશન લે છે એમ જણાવ્યું. વિજયસેનસૂરિ આવે ત્યાંસુધી ખેંચી પછી અનશન લ્યો તો સારૂં એમ તે મુનિઓએ કહ્યું એટલે સૂરિએ જણાવ્યું છે કે તે વિજયસેનસૂરિને ગચ્છનાયક તરીકે મેં સ્થાપ્યા છે તેથી તેઓ આવે નહિ તો ચિંતા નથી. પોતે ચારે જાતના આહાર વિહારને તજી અ-

ણુસણુ કરી પછી દેહ તજી દીધો. ભાદ્રવા શુદ ૧૧ ગુરૂવાર સિદ્ધિયોગ શ્રવણ નક્ષત્રે.

જૈનનો છત્રપતિ ગયો. દેવવિમાન આવ્યાં ને મહોત્સવ થયો. સિંગલેસરના એક વિપ્રે તે વિમાન નજરે દીઠું. અંગની પૂજા કરી અઠ્ઠી હજાર લાહરી ખર્ચી. શબને માટે માંડવી કથીપાના વસ્ત્રની કરાવી ને તેમાં એક હજાર લ્યાહરી બેઠી. તે તૈયાર થઈ એટલે ચાર ઘડી રાત રહેતાં ગેબી ઘંટાનાદ થયો તે બધાએ સાંભળ્યો. અગ્નિસંસ્કાર કર્યા પહેલાં ચિતા પર શરીરને મૂકતા દેખાતા દરેક અંગની પૂજા રૂપા- નાણે લોકોએ કરી. અગ્નિ સંસ્કાર વખતે ૧૫ મણુ સુખડી, ૩ મણુ અગર, ૩ શેર કપૂર, ૫ શેર ચૂઓ, ૨ શેર કસ્તુરિ, ને ત્રણુ શેર કેશર વાપરવામા આવ્યા. અગ્નિસંસ્કારમાં કુલ સાત હજાર લ્યાહરી ખર્ચ થયું. જે વાડીમાં સંસ્કાર થયો ત્યા આંબાને મોર આવ્યા. પારેખ મેઘજી (ઉક્ત દીવવાસી)એ ત્યાં સ્તૂપ કરાવ્યો. રાત્રે દેવતા આવી હીરજીના ગુણુગાનને આનંદના નાટક કરતા એમ લોકોમા પ્રસિદ્ધ થયું.

ત્યાં વસતા નાગર વાણીઆએ કાને દેવવાજિંત્ર સાંભળ્યા હતા.

હીરવિજયજીના સ્વર્ગવાસના ખબર લેખ દ્વારા પાટણુ મળ્યા. વિજયસેનસૂરિને દુઃખ થયું ને શોક કર્યો. તેમને બધા છેવટે વિનતિ કરવા લાગ્યા કે,

'શોક નિવારો રે શાસનરાજીઆ, પ્રતિપાલો સહૂ સંઘ
અતિ આગ્રહ અવધારિ ગચ્છધણી, કરો જિનશાસને રંગ.'

કર્તાના ગુરૂ હર્ષાણંદ તે આણંદવિમલ સૂરિના શિષ્ય ઋષિ શ્રીપતિના શિષ્ય હતા, અને કર્તાની શિષ્ય પરંપરામાં તેના જયાનંદ ગણિ, તેના ગજાનંદ ગણિ, તેના રૂપાનંદ ગણિ ને તેના પ્રેમાનંદ ગણિ થયા કારણકે કલ્પસૂત્ર પરના બાળાવબોધની એક પ્રત ખેડામાં જોઈ હતી તેમાં લેખકપ્રશસ્તિ એ છે કે આણંદવિમલ સૂરિ–ઋષિ શ્રીપતિ–હર્ષાનંદ ગણિ–મહા ઉપાધ્યાય વિવેકહર્ષ–જયાનંદ ગણિ–ગજાનંદ ગણિ–રૂપાનંદ ગણિ–પ્રેમાનંદગણિ વાચનાર્થં.

વળી આ વિવેકહર્ષનો સં. ૧૬૬૭નો પ્રતિમાલેખ નીચે પ્રમાણે ઉપલબ્ધ છેઃ—

"સં. ૧૬૬૭ વ૦ ઉ૦ શા૦ જડિયા ગો. સં૦ હોલા પુત્ર સં. પૂરણુમલ્લ પુત્ર સં. ભૂપતિના શ્રી વિમલનાથ બિંબં **મહોપાધ્યાય શ્રી વિવેકહર્ષ** ગણ્યુપદેશાત્ કા૦ પ્ર૦ તપા ગચ્છેંદ્ર ભ૦ શ્રી વિજયસેન સૂરિભિઃ" (ના૦ ૧, નં. ૧૨૦)

---

# જૈનધાતુપ્રતિમાલેખ સંગ્રહ

(૧–૩) માર્ચ ૧૯૩૦માં પાટણુમા વડોદરા રાજ્ય પાંચમી પુસ્તકાલય પરિષદમા ભાગ લેવા તેમજ ત્યા સાગરગચ્છના ઉપાશ્રયે વિરાજતા પૂજ્ય પ્ર૦ શ્રીમત્ કાન્તિવિજય અને મુનિશ્રી જશવિજય કે જેમની પાસે ગુર્જર સાહિત્યના હસ્તલેખોની પ્રતિઓ પુષ્કળ છે તેમનો લાભ લેવા ગયો હતો ત્યારે મણિયાતી પાડામાંજ શેઠ ખૂબચંદ હીરાચંદને ત્યાં ઉતર્યો હતો. તે પાડામાંના મંદિરમાં તથા નગરશેઠના ગૃહ દેરાસરમા પૂજા કરવા જતાં તે તે મંદિરની પ્રતિમાઓના લેખો ખાસ મહેનત કરી અવકાશ લઈ ઉતારી લીધા હતા. નગરશેઠના મંદિરમા સહસ્રકૂટ પિત્તલમય પ્રતિમાના લેખ લેવામાં મારા મિત્ર પંડિત લાલચંદ ભગવાનદાસ ગાધીએ મદદ કરી હતી. વળી સાક્ષર મુનિ શ્રી પુણ્યવિજય મને તથા પંડિતજીને પંચાસરા પાર્શ્વનાથ મંદિરમાં વનરાજની મૂર્ત્તિ નીચેનો લેખ પુનઃ ઉકેલવા લઈ ગયા હતા ત્યારે તે મંદિરમાના બીજા કેટલાક લેખ મેં ઉતારી લીધા તે અત્ર આપેલ છે. વનરાજની મૂર્ત્તિ નીચેનો લેખ જેટલો મોતી મહેનતથી ઉકેલાયો તે મેં સંસ્કૃત ચંદ્રપ્રભચરિતની મારી પ્રસ્તાવનામા આપો છે એટલે અત્ર મૂકયો નથી. પાટણુમાના

કેટલાક લેખો સ્વ. બુદ્ધિસાગરસૂરિ પ્રયોજિત જૈન પ્રતિમા લેખ સંગ્રહ ભાગ ૧લામાં પૃ. ૩૯ થી ૬૬માં અપાયા છે, પણ તે સિવાયના એટલા બધા-પુષ્કળ લેખો અપ્રકટ રહ્યા છે કે તેનો સંગ્રહ કરવાની અતિ આવશ્યકતા છે. શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી મુનિશ્રીઓ યા વિદ્વાનોદ્વારા આ બધી સામગ્રી એકત્રિત કરાવી પ્રકટ કરવાનો પ્રયત્ન સેવે તો ઇષ્ટ થશે.

(૪) કાઠિયાવાડમાં કાડીના જેતપુરના (૫) યાન-લખતર તાબેના (૬) ગોંડલના-દેરાસરોમાંના લેખો ત્યાં ત્યાં જવાનું થતાં ઉતારી લીધા તે અત્ર મૂક્યા છે.

તંત્રી.

**(૧) પાટણ-મણિયાતી પાડાના દેહરાસરમાં.**

૧ સં. ૧૪૬૯ વર્ષે **ઊકેશ** જ્ઞાતીય સં. આલ્હણસી ભા૦ (શું) ગારદે પુત્રાભયસિંહ ભાર્યયા શ્રે૦ તિહુણા ધરણ પુત્ર્યા લલિતાદેવ્યા સ્વપતિશ્રેયોર્થં શ્રી મુનિસુવ્રત ચતુર્વિંશતિ પટ્ટકઃ કારિતઃ પ્રતિષ્ઠિનશ્ચ (ષ્ઠિતશ્ચ) શ્રી **ગુણરત્નસૂરિભિઃ**

૨ ૧૪૮૩ વર્ષે ફા૦ શુ૦ **મોઢ** જ્ઞાતીય શ્રે૦ વીરપાલ ભા૦ સુહગલ સુતા શ્રા૦ રતનૂ નામ્ન્યા સ્વશ્રેયસે સ્વપતિ શ્રે૦ હીરા શ્રેયસે ચ શ્રી કુંથુનાથ બિંબં કારિતં પ્ર૦ શ્રી સૂરિભિઃ શ્રી **જ્ઞાનકલસ સૂરિ** ॥

૩ સં. ૧૪૯૧ આ૦ વ૦ ૭ શ્રી **શ્રીમાલ** વંશે **વડલી** વાસ્તવ્ય સ૦ સાંડા ભા૦ કામલદે સુત સં૦ ઠાલાકેન ભા૦ માકૂ સુત માંઇઆ ભૂચર પ્રમુખ કુટુંબ સહિતેન શ્રી ધર્મનાથ બિંબં કારિતં પ્રતિષ્ઠિતં શ્રી **સોમસુંદર** સૂરિભિઃ ॥

૪ સં. ૧૫૦૭ વર્ષે ફાલ્ગુ શુ. ૪ **મૂંજિગ પુરવાસિ શ્રીમાલ** જ્ઞાતિ મ૦ જેસા ભા૦ જાસલદે પુત્ર મં૦ પર્વત ભા૦ ભલી સુત રત્નાકેન ભા૦ જાસપુત્ર માંકા લઘુ ભ્રાત ધૂસાદિ કુટુંબયુતેન સ્વ પિતામહ શ્રેયસે શ્રી કુંથુનાથ મૂલનાયકાસં કૃતશ્ચતુર્વિંશતિ પટ્ટઃ કારિતઃ પ્રતિષ્ઠિતઃ **શ્રીસૂરિભિઃ**

૫ સં. ૧૫૧૮ વર્ષે **વૈશાખ** સુદિ ૩ વાર શનૌ શ્રી **પત્તન** વાસ્તવ્ય શ્રી **શ્રીમાલ** જ્ઞાતીય સા૦ કરેલા ભાર્યા મંજી સુત સા૦ વસ્તા ભા૦ ફદકૂ સુત રીડા યુતેન સૂભાર્યા ફદક શ્રેયસે શ્રી **શીતલનાથ** બિંબં કારિત પ્રતિ૦ શ્રી **મલધારિ ગચ્છે** શ્રી **ગુણસુંદર** સૂરિભિઃ ॥ શ્રી.

૬ સંવત્ ૧૫૩૧ વર્ષે વૈશાખ શુદિ શ્રે૦ ઠાકરસી ભા૦ ટબૂ પુત્ર હીરાકેન ભા૦ માણિકદે લઘુ ભ્રાતૃ ધીરા ભા૦ લખી પુત્ર લાલાદિ યુતેન શ્રી **શાંતિનાથ** બિંબ કારિત પ્રતિષ્ઠિત **તપાશ્રી લક્ષ્મીસાગર સૂરિભિઃ મહીજ** ગ્રામે ।

૭ સંવત્ ૧૫૪૪ વર્ષે વૈશાખ શુદિ ૩ સોમે । શ્રી **ઉએસ વંશે** ॥ વ્ય૦ દેવા ભાર્યા સખી પુત્ર સોની આણંદ સુશ્રાવકેણ ભા૦ અમરાદે ભ્રાત આના અર્જન ભ્રાતૃવ્ય વસ્તા જગપાલ સહિતેન માતુઃ પુણ્યાર્થે **પીપલગચ્છે** શ્રી **રત્નાસાગર** સૂરિભિઃ શ્રી **વાસુપૂજ્ય** બિંબ પ્રતિષ્ઠિતં ।

૮ સં. ૧૫૫૫ વર્ષે ફાગુણ શુદિ ૨ સોમે **પ્રાગ્વાટ** જ્ઞાતીય સં.-હરાજ ભા૦ છવિણિ પુ૦ સં. કરપાલેન ભા૦ કપૂરાઇ પુત્ર શ્રીરંગ શ્રીવછ શ્રીપતિ પ્રમુખ કુટુંબ યુતન શ્રેયોર્થે શ્રી**નમિનાથ** બિંબ કારિત પ્રતિષ્ઠિત **વૃદ્ધ તપાપક્ષે** ભટ્ટા. શ્રી **ઉદયસાગર** સૂરિભિઃ ॥

૯ સં. ૧૫૭૯ વર્ષે માગશર શુ. ૧૦ શુક્રે **શ્રીમાલ** જ્ઞાતીય **વિદ્યાપુરીય** ગાંધિક સ૦ હોદા ભા૦ લાડિકિ પુત્ર્યા સા૦ સહસકિરણ ભાર્યયા માકુ નામ્ન્યા સ્વપુણ્યાર્થં શ્રી શ્રી **શીતલનાથ** બિંબં કારિતં પ્ર૦ શ્રી **પૂર્ણિમાપક્ષે ભીમપલ્લીય** ભ૦ શ્રી **મુનિચંદ્ર સૂરીણામુપદેશેન પાટ** વાસ્તવ્ય.

૧૦ સંવત્ ૧૬૦૦ વર્ષે વૈશા૦ વદિ ૧૦ શુક્રે શ્રી **શ્રીમાલ** જ્ઞાતીય દોસી કુંઆ ભાર્યા ટહિકૂ સુત દોસી ધના ભાર્યા અપરાદે સુત શના । લક્ષ્મીદાસ । મંગા કર્મદાસ ॥ દોસી લક્ષ્મીદાસ ભાર્યા છબાઇ સ્વ આત્મ કુટુંબ શ્રેયોર્થે શ્રી **સંભવનાથા** દિચતુર્વિંશતિ પટ્ટઃ કારાપિત । શ્રી **પૂર્ણિમાપક્ષે પ્રધાનશાખાયાં** શ્રી કમલપ્રભસૂરિ પટ્ટે શ્રી **પુણ્યપ્રભસૂરિ** પ્રતિષ્ઠિતં વિધિના **પત્તન** વાસ્તવ્ય મણહટી **પાટકે** શ્રે.

(૨) પાટણ-પંચાસરા પાર્શ્વનાથના મંદિરમાં પાષાણ મૂર્ત્તિઓ. (૧૯-૩-૩૦)

૧ સં. ૧૬૬૨ વર્ષે વૈશાખ શુદ ૧૫ સોમે પત્તન વાસ્તવ્ય વૃદ્ધ શાખીય પ્રાગ્વાટ જ્ઞાતી । દો. શંકર ભા૦ વાહલી નામ્ન્યા સુત દો૦ કુઅરજી ભ્રાતૃવ્ય દો૦ શ્રીવંત ભા૦ અજાઇ સુત દો૦ લાલજી પુત્ર રતનજી પ્રમુખ યુતયા સ્વશ્રેયોર્થમ્ બૃહત્તપા ગચ્છેશ શીલાદિગુણધારક ભ૦ હેમવિમલ સૂરિપદભૂષણ ભ૦ શ્રી આણંદવિમલસૂરિ પટ્ટે પ્રભાવક શ્રી વિજયદાન સૂરિ પટ્ટાલંકારાણાં સ્વદેવી રંજિત શ્રી અકબ્બર પાતિસાહ વિહિત સર્વ્વ જીવાભયદાનપ્રવર્ત્તન શ્રીશત્રુંજયાદિકરમોચનાદિ વિહિતયશસાં લુંપાકમતેશ ઋ૦ મેઘજી નામ્ના દત્તદીક્ષાણાં ભટ્ટારકા શ્રી હીરવિજય સૂરીણા મૂર્તિઃ કા. પ્ર૦ ચ તત્પટ્ટાલંકારકારિભિઃ પાતિસાહ શ્રી અકબ્બરસભાલબ્ધજયવાદમનોહારિભિઃ ગોવૃષભમહિષીમહિષવધમૃતધનાદાન બંદ ગ્રહણ નિવારક ફુરમાન ધારિભિઃ ભટ્ટારકશ્રી ૬ શ્રીવિજયસેન સૂરિભિઃ

મહોપાધ્યાયશ્રી સોમવિજયગણિપરિવૃત્તૈઃ પત્તનાદિ મહં અમજી પ્રમુખ સકલ સંઘેન વંદ્યમાના ચ નંદતાત્ ।

૨ ૯૦ સંવત્ ૧૬૬૪ વર્ષે ફાલ્ગુન શુદ ૮ શનૌ પત્તન વાસ્તવ્ય વૃદ્ધ શાખીય પ્રાગ્વાટ જ્ઞાતીય દોસી શંકર ભા. વાહલી નામ્ન્યા ભ્રાતૃવ્ય દો૦ શ્રીવંત ભા૦ અજાઇ સુત લાલજી સુ. રતનજી પ્રમુખ કુટુંબ યુતયા સ્વ શ્રેયોર્થં તપાગચ્છાધિરાજ શ્રી હીરવિજય સૂરીશ્વર પટ્ટ પ્રભાવક ભટ્ટારક શ્રી શ્રી શ્રી વિજયસેનસૂરિ પટ્ટ પૂર્વાચલ સહસ્રકરાનુકારિ શીલાદિગુણગણાલંકૃતગાત્ર ભટ્ટારકપુરંદર સંપ્રતિ વિજયમાન યુવરાજપદ ધારકાચાર્ય શ્રી ૫ શ્રી વિજયદેવ સૂરીશ્વરાણા મૂર્તિઃ કારિતા પ્રતિષ્ઠાપિતા ચ ગીતાર્થૈઃ ।

મં. અમજી પ્રમુખ સંઘ ભટ્ટારકેણ વંદ્યમાના ચિરંજીયાન્નિતિ ભદ્રં

એટલે આજ વર્ષમાં સાથે સાથે હીરવિજય સૂરિ, વિજયસેનસૂરિ, વિજયદેવસૂરિની મૂર્તિ એકજ જણે કરાવેલી અત્રે વિરાજમાન છે.

(૩) પાટણ-નગરશેઠનું ઘર દેહરાસર-મણિયાતી પાડો તા. ૧૯-૩-૩૦

૧ સં. ૧૫૦૭ વર્ષે જ્યેષ્ટ સુ. ૧૦ સોમે પત્તન વાસ્તવ્ય શ્રી ઉસવાલ જ્ઞાતીય સુરૈ૦ શિવા ભા. સિંગારદે સુત સા૦ જયસિંહ ભ્રાત્ સા. ડાહા ભા૦ મરગદિ નામ્ન્યા પિતૃ સાહ લીંબા ભાર્યા માનૂ સુતયા નિજભર્તૃ સા૦ ડાહા શ્રેયસે શ્રેયાંસનાથ ચતુર્વિંશતિપટ્ટ કારિતઃ પ્રતિષ્ઠિતઃ શ્રી પલ્લીવાલ ગચ્છે શ્રી યશોદેવ સૂરિભિઃ

૨ સંવત ૧૫૧૫ વર્ષે ફા૦ વ. ૨ સોમે શ્રી શ્રીમાલ જ્ઞાતીય ૫૦ સીવા ભા૦ ચાંપૂ સુ૦ પાસાકેન ભા૦ સાહાસિણિ સુ. દેવાદિ કુટુંબ યુતેન્ સ્વમાતૃ જીવિતસ્વામિ શ્રી સંભવનાથ બિંબં શ્રી પૂર્ણિમા પક્ષે સદ્ગુરૂણામુપદેશેન પ્ર૦ વિધિના શ્રી પત્તને

૩ સંવત્ ૧૫૩૨ વર્ષે ચૈત્ર વદિ ૨ ગુરૂ ઉસિવાલ જ્ઞાતૌ તાતહડ ગોત્રે સા૦ સાજણ ભા૦ લછિ પુત્ર સા૦ સવા ભા૦ રયમાહી પુ૦ સા૦ શ્રીવંતેન સા૦ ગજર સા૦ કર્મ્મા ભ્રાતૃયુતેન શ્રી શાંતિનાથ બિંબં કારિતં પ્રતિષ્ઠિતં શ્રી ઉપકેશ ગચ્છ કુકુદાચાર્ય સંતાન શ્રી દેવગુપ્ત સૂરિભિઃ શ્રીઃ

૪ સંવત ૧૬૨૪ વર્ષે ફાગણ શુદિ રવૌ શ્રી શ્રીમાલ જ્ઞાતીય શ્રેષ્ટિ ગોધા ભાર્યા બાહીરાઇ પુત્ર શ્રેષ્ટિ રતના ભાર્યા ખાદકી બાઇ પુત્ર શ્રેષ્ટિ રાયમલ ભાર્યા બા. મગાઇ શ્રેષ્ઠિ રાયમલકેન પિત્ર શ્રેયોર્થં શ્રી શ્રેયાંસનાથ બિંબ કારિતં તપા ગચ્છ શ્રી હીરવિજયસૂરિભિઃ પ્રતિષ્ઠિતઃ પત્તન વાસ્તવ્ય ।

૫ સહસ્રકૂટ પ્રતિમાઓ જેના પર રહે છે તેની નીચે લેખ છે કે—

સંવત્ ૧૭૭૪ વર્ષે જ્યેષ્ઠ સુદિ ૮ સોમે । પત્તન મધ્યે । શ્રી શ્રીમાલી જ્ઞાતીય વૃદ્ધિ સાખાયા દો । શ્રી વીરા સુત । દોસી । શ્રીશિવજીસુત । દો. । શ્રી મેઘજી ભાર્યા સહિત વહુ સુત । દો । શ્રી જયતસી ભાર્યા રામ વહુ સુત । દોસી શ્રી તેજસી ભાર્યા દેવબાઇ સુતા પુર્જી । સુત ગુલાબ । દિ૦ ભાર્યા રાધા વહુ ગુના લ । ક્ષ્મી । મનુકચંદ પ્રમુખ સપરિવાર યુતઃ દો । શ્રી

તેજસીકેન સુખશ્રેયોર્થ । શ્રી પાર્શ્વનાથાદિ બિંબ સહસ્ત્ર પિત્તલમય કોષ્ટ: કારિત: પૂર્ણિમા પક્ષે । ભ. । શ્રી ભાવપ્રભસૂરિભિ: પ્રતિષ્ઠિત: ॥ શ્રી મહિમાપ્રભ સૂરિસૂ તત્પટ્ટે । ભ । શ્રી ભાવપ્રભ સૂરીણામુપદેશાત્ કૃતમહોત્સવેન પ્રતિષ્ઠપિતં શ્રી ઢંઢેરપાટક સંબંધિના ॥

પર્ક-નીચેનો લેખ કિનારી પરનો છે:-સં. ૭૭૪ જ્યે. । સુ. ૮ દો૦ શ્રી તેજસી ભાર્યા દેવ દે સુતા પુ૭ સુત ગુલાબ । દ્વિ૦ ભાર્યા રાધા સુતા લ. હીરકી સુત મલૂક પ્રમુખ સપરિવાર-યુતેન શ્રી તેજસીકેન સુખ શ્રેયોર્થે શ્રી પાર્શ્વનાથાદિ બિંબ સહસ્ત્ર પિત્તલમય કોષ્ટ: કારિત; શ્રી પૂર્ણિમા પક્ષે । ભ । શ્રી મહિમાપ્રભ સૂરિસૂ તત્પટ્ટે । ભ । ભાવપ્રભ સૂરિણામુપદેશાત્ કૃતમહોત્સવેન પ્રતિષ્ઠાપિતં શ્રી ઢંઢેરપાટક સંબંધિના ।

૬ સં. ૧૭૭૪ જ્યેઠ૦ સુ. ૮ દો૦ આણંદજી ભાર્યા રતન વહુ કારિત । શ્રી વાસૂપૂજ્ય બિંબં પ્ર૦

૪ જેતપુર-કાઠીનું-કાઠિયાવાડના દેહરાસરમાં (તા. ૧૯-૪-૧૯૩૦)

૧ સં. ૧૫૧૬ વર્ષે વૈશાખ વદિ ૧૧ શુક્રે શ્રી શ્રીમાલ જ્ઞાતીય શ્રે૦ કેહલા સુ૦ શ્રે૦ હરીયા ભા૦ રત્નૂ સુ૦ સાલિગેન ભા૦ આસૂ યુતેન । માતૃપિતૃ શ્રેયસે શ્રી કુંથુનાથ બિંબં કારિતં (પ્ર) બ્રહ્માણ ગચ્છે પ્રતિષ્ઠિતં શ્રી વિમલ સૂરિભિ: ॥ શ્રી: ॥ જયતપુરે ॥

૨ સંવત્ ૧૫૩૩ માઘ વદિ ૧૦ ગુરૌ શ્રી કોરંટ ગચ્છે શ્રી નન્નાચાર્ય સંતાને શ્રી ઉસવંશે વૃદ્ધ શાખીય શ્રેષ્ટિ નરીઆ ભા૦ નામલદે પુત્ર ભીલા ભાર્યા વની પુત્ર સાહ મૂંધા પસવીરા-ભ્યાં ભાતૃ વીરપાલ નિમિત્ત શ્રી સુમતિનાથ બિંબં કારિતં શ્રી કક્કસૂરિ પટ્ટે શ્રી સાવદેવ સૂરિભિ: પ્રતિષ્ઠિતં અહમદાવાદ નગરે ॥શ્રી॥

૩ સંવત ૧૬( )૨ વરશે શાંતિનાથ વિજયસન પ્રતિષ્ઠિતં.

૫ સરધારના દેરાસરમાં (૧૧-૫-૩૦)

૧ સંવત ૧૬૩૨ વર્ષે દ્વિતીય જ્યેષ્ટ શુદિ ચતુર્થી તિથૌ ગુરુવારે મવાનપુરે શ્રે૦ રાણા ભાર્યા રમાદે સુત શ્રે૦ રાજપાલેન સ્વ કુટુંબયુતેન શ્રી સુત(મ)તિનાથ બિંબં પ્રતિષ્ઠાપિતં પ્રતિષ્ઠિતં ચ શ્રી તપાગચ્છે । શ્રી હીરવિજય સૂરિભિ: શુભં ભવતુ

૨. સં. ૧૮૨૬ વર્ષે વૈસખ વદિ ૨ શુક્રે ઉસવાલ જ્ઞાતીય શા શ્રી ૫માધુ તત્ ભાર્યા બાઇ લાસુ ૨ સિદ્ધચક્ર કારાપિતં શ્રી વિજયધર્મ સૂરિભી પ્રતિષ્ઠીત શ્રી તપાગચ્છે

૩ ॥૬૦॥ સંવત ૧૯૨૧ના વરષે શાકે ૧૭૮૬ પ્રવર્તમાને માગ માસે શુકલપક્ષે સપ્તમી તિથૌ શ્રી ગુરૂવાશરે શ્રી અંચલગચ્છે પૂજ્ય ભટારક શ્રી રત્નસાગર સૂરીશ્વરાણામુપદેશાત્ શ્રી કચ્છદેશ । શ્રી શાધાંણનગર વાસ્તવ્ય ઉસવંશે લઘુ શાખીય શ્રી લોડાયા ગોત્રે । સા તેજસી હીરજી તદ્ ભાર્યા સારબાઇ । તત્પૂત્ર સા । માંડણ તન્નામના જિનબિંબ શ્રી મુનિસુવ્રત સ્વામીજી (કારા) પીતં: ॥

ત્રણ પાષાણ પ્રતિમા છે. મૂળનાયકની પર નીચેનો લેખ છે.

૪ શ્રી ૧૯૨૨ માં શુદ ૭ ગુરૂવારે શ્રી સરધારના સંઘ સમસત શ્રી આદિનાથ બિંબં ભરાપિતં શ્રી સિદ્ધખેત્ર.

૫ શ્રી ૧૯૨૧ શ ૧૭૮૬ પ્ર. માઘ શુદ ૭ ગુરૂ-વાશરે શાશ્રી આણંદજી કલ્યાણજી શ્રી સિદ્ધ-ક્ષેત્રે શ્રી શાંતિજીન બિંબ સર્વ સૂરિ પ્રતિ। (પ્ર૦=પ્રવર્તમાને) બીજામાં એજ પ્રમાણે.

આરસની ભીંતમાં તખતી.

૬ આ શ્રી ઋષભદેવ સ્વામીનું જિનાલય તથા તેની પાસેની ધર્મશાળા શ્રી જૈનધર્મી મૂર્તિપૂજક શ્રાવકોના ઉપયોગ વાસ્તે, શ્રી જામનગરના વતની જ્ઞાતે વીશા ઓસવાળ શ્રાવકો શા. લીલાધર કલ્યાણજી તથા વોરા અજરામર હરજી એઓએ રાજકોટ જીલ્લાના ગામ શ્રી સરધાર મધ્યે પ્રતિષ્ઠા મુહૂર્ત સંવત ૧૯૩૭ ના ફાગણ શુદ ૭ સોમવારે કર્યું છે.

(૬) થાન (લખતર તાબે) ના દેહરાસરમાં. (૧૩-૫-૩૦)

૧ ઍં સ્વસ્તિ સંવત ૧૩૪૩ વર્ષે વૈશાષ સુદિ ૧૫ ગુર્ઝરતીયાણ જ્ઞાતીય સા૦ મના ભાર્યા બ૦ ધાંધ સુત સા૦ રતનસીહેન ભા૦ સી૦ વાંઝ યુતેન

સ્વપુણ્યાર્થં શ્રી **પાર્શ્વનાથમૂર્ત્તિ શ્ચતુર્વિંશતિ પટ્ટ**: કારિતઃ ॥ શ્રી **જિનવર્દ્ધન** સૂરીણા સુપદેશેન । શ્રીઃ ના

૨ સંવ૦ ૧૫૦૫ કાર્ત્તિ. વ૦ ૫ પ્રા૦ જ્ઞા૦ વ્ય૦ છાડા સુ(ત) ધરણા ભા૦ દેઊ સુ૦ દો૦ હીરાકેન ભા૦ ટાણૂ ગા(ગૌ)રી પુ૦ સિવદાસ હેમા ખુશાલજી ભ્રાતૃ મં૦ વેલા શ્રા૦ દાજીએ । શ્રેયસે શ્રી **શાંતિનાથ** બિંબં કારિતં પ્રતિષ્ઠિતં શ્રી સાધુ૦ શ્રી **પુણ્યચંદ** સૂરિભિ ગુરૂપદૈ ॥ **અહમ્મદાવાદ** વા૦

૩ સં. ૧૫૩૩ વ૦ પોસ સુ. ૧૫ સો૦ **સિદ્ધપુરે ઉસવાલ** જ્ઞા૦ સા૦ મા...સુત જિણદાસકેન સ્વ શ્રેયસે શ્રી **ધર્મનાથ** બિંબં કા૦ પ્રતિષ્ઠિતં શ્રી **વૃદ્ધતપાપક્ષે** શ્રીજ્ઞાનસાગરસૂરિપટ્ટે શ્રી **ઉદયસાગરસૂરિભિઃ** ॥ શ્રીઃ ॥

( ૭ પાષાણુની પ્રતિમા છે, અને તેમાંની કોઇ પર લેખ નથી )

**(૭) ગોંડલના દેહરાસરમાં. (૨૫-૫-૩૦)**

૧ સં. ૧૧૦૯ આસાઢ સુદિ ૧૦...(પાર્શ્વનાથ) પરિકર તૂટેલો.

૨. સં. ૧૪૪૨ વર્ષે વૈ૦ સુ૦ ૧૫ શનૌ **ઉપકેશ** જ્ઞાતીય વ્ય૦ પાપર ભા૦ જાલ્હણ દેવિ સુ૦ ગૂંગડેન પિત્રો શ્રેયસે શ્રી **કુંથનાથ** બિં. કા૦ પ્ર૦ **ખરતર** પક્ષે શ્રી **જિનરાજસૂરિભિઃ** ॥

૩. સંવત્ ૧૫૧૯ વર્ષે વૈશાખ વદિ ૧૧ શુક્રે **ઉશવાલ** જ્ઞાતીય પડવડ ગોત્રે વર્દ્ધમાન શાખીય સા૦ વસ્તા પુ૦ સા૦ કાન્હડ ભા૦ લપમાઇ પુ૦ સા૦ સહદેવેન ભા૦ બાઈ સોભાદે પુ૦ સા૦ ગોરા શ્રેયસે શ્રી શ્રી **અનંતનાથ** બિંબં કારિતં શ્રી **ધર્મઘોષ** ગચ્છે ભટ્ટારક શ્રી વિજયચંદ્રસરિ પટ્ટે પ્રતિષ્ઠિતં શ્રી **સાધુરત્નસૂરિઃ** ॥

૪ સંવત્ ૧૫૨૮ વર્ષે પોષ વદિ ૫ શુક્રે શ્રી **શ્રીમાલી** જ્ઞાતીય ઠક્કુ૦ લાડા સુત ઠ૦ માંડણુ ભાર્યા રૂપા સુત ઠક્કુ૦ દેવાકેન ભાર્યા લાડિકિસુત આંબાયુતેન શ્રી **શાંતિનાથ** બિંબં કારાપિતં । પ્રતિષ્ઠિતં શ્રી **પૂર્ણિમા** પક્ષે ભટ્ટા૦ શ્રી **સાધુસુંદર** સૂરિભિઃ ॥ **માંગલ્યપુર** વાસ્તવ્ય ॥ શ્રી શ્રીરસ્તુ ॥ ( ચતુર્વિંશતિપટ્ટ ) ॥

૫. સંવત્ ૧૫૩૧ વર્ષે આસાઢ સુદિ-૫ બુધે **ઉસવાલ** જ્ઞાતીય **નાહર** ગોત્રે સા૦ નુડા ભાર્યા નાલ્હી પુ૦ રત્ના ભાર્યા રત્નાદે આત્મપુન્યાર્થે શ્રી **ચંદ્રપ્રભ** બિંબં કારાપિતં પ્રતિષ્ઠિતં શ્રી **ધર્મઘોષ** ગચ્છે ભ૦ શ્રી **પાસમૂર્ત્તિસૂરિ** । શુભં ॥

**ધાતુના સિદ્ધચક્ર.**

૧ સંવત્ ૧૮૩૧ વર્ષે માહ વદિ ૫ સોમવાસરે શ્રી **ગુડલ** નગરે ભ૦ શ્રી શ્રી **વિજય ધર્મ** સૂરીશ્વરજી પ્રતિષ્ઠિતઃ ॥

૨ સંવત્ ૧૮૭૮ વર્ષે વૈશાખ માસે । શુક્લપક્ષે । ૧૫ તિથૌ ગુરૂ વાસરે । **પોરવાડ** જ્ઞાતિય । વોરા । તલકસી રાઘવજી । સુત મોહનજીકેન । શ્રી સિદ્ધચક્રજી ભરાપિતં । ભ । શ્રી શ્રી**વિજયજિનેંદ્ર** સુરિભિ પ્રતિષ્ઠિતં ॥ શ્રી**મત્તપાગચ્છે** ॥ શ્રીરસ્તુ ॥ : ॥

૩ ૯૦૦૦ બિંબં સં. ૧૯૧૧ માઘ શુદિ ૧૦ કા રાજા **ધનપતિસિંહ** બાદુરેન પ્રસિદ્ધ સિરિ **બંગદેસે**:

**મંદિરના પત્થરના થાંભલામાં તખતી.**

॥ સ્વસ્તિ શ્રી સંવત્ ૧૮૪૪ વર્ષે । શાકે ૧૭૧૦ પ્રવર્ત્તમાને । માશોતમ માસે । વૈશાષ માસે કૃષ્ણપક્ષે પષ્ટી તિથૌ । સોમવસરે । શ્રી**મત્તપાગચ્છે**૦ । ભ૦ શ્રી **વિજયજિનેંદ્ર**સુરિ । શ્રી **ગુંડલ** નગર મધે રાજા **કુંભાજી** રાજ્યે અણહીલ્લપુર પત્તનાદી સંઘેન નવીન જિનપ્રાસાદ કારાપીતં પ્રાસાદ મધે પુરાણુ જિન પડિમા પુર્વ્વ સુરિ પ્રતીષ્ઠિતં । **ચંદ્રપ્રભજિન**બિંબ સ્થાપીતં ચણુનાર કડીયો ભીમજી ॥

**પાષાણપ્રતિમા**—મૂલનાયક ચંદ્રપ્રભપર લેખ નથી.

સં. ૧૯૨૧ શા. ૧૭૮૬ મા. શુ. ૭ દિને ગુરૂ **અંચલ**ગચ્છે કચ્છ દેં૦ કોડારાના વા. ઉશવા લઘુ શાખાયા ગાંધે (?) મોહોના ગોત્રે માં શ્રી નાયક મણુજી ભા૦ હીરમાઇ પુત્ર શ્રી કેશવજી શ્રી પાદલિપ્તન **સિદ્ધક્ષેત્રે** શ્રી **મલ્લિનાથ** જિનબિંબં ભ૦ ગચ્છનાયક ભ૦ શ્રી **રત્નસાગરસુરીજી** પ્રતિષ્ટીતઃ

બીજી બે પ્રતિમા નમિનાથ ને પાર્શ્વનાથની પણ ૧૯૨૧ ની સાલની છે.

સં. ૧૫૪૮ ની નાની પાષાણુ પ્રતિમા છે પણ તે અંધારામાં છે ને મહેનત કરતા ઉકેલાતી નથી.

# માનવિજયકૃત અને ભાવવિજયકૃત નેમિસ્તવન.

કાંઈ કહોરે નેમજીને વાતડીરે, ઇમ બોલે રાજુલ નારિરે
વયણ સુણા(વે) મૃગલોયણીરે, ઇમ જંપે વયણુ ઉદારરે
કોઇ૦

ખબર કરૂં સ્વામિ નેમિનીરે, જોવા ચાલી તે તતકાલરે,
ભમત ભમતાં શુદ્ધિ લહીરે, સખી આવી વેગે ચાલિરે.
કોઇ૦ ૨

ગઢ ગિરનાર નેમિજીરે, પુહતા જાણી રાજુલ નારિરે,
કરજોડી સંદેશા પાઠવેરે, સ્વામિ! તું મુજ હીયાના હારરે.
કોઇ૦ ૩

રાત-ચંદે કરી ઉજલીરે, વચે બિછાઇ સોવનખાટરે,
ગોખ સવાલખિ પોઢીએરે, વેગે આવો જોઉં તુમ્હ વાટરે.
કોઇ૦ ૪

સેજ ભલી સોવનતણીરે, આપણ રમસ્યું રંગ રસાલરે,
વિરહ દાવાનલ ટાલસ્યુંરે, નવભવ નેહ સંભાલિરે.
કોઇ૦ ૫

રાતદિવસ તુઝને જપુંરે, તુમ્હ વિણ ધડીય ન જાયરે,
દિન ગમું વાતેં કરીરે, રાત વલી દોહલી થાયરે.
કોઇ૦ ૬

સેજ બિછાઇ રાજીમતીરે, બેઠી ઝુરે મનહિ અપારરે,
આંસુડે ભીંજે કંચુઆરે, નેમિ! અબલાની કર સારરે.
કોઇ૦ ૭

નેમિ સંદેશા લહી કરીરે, પ્રતિબોધી રાજુલ નારિરે,
હાથ વલી માથે ઠવીરે, રાજુલ થાપી મુગતિ મઝારિરે.
કોઇ૦ ૮

તપગછ માંહિં સુંદરૂરે, શ્રી દેવવિજય ઉવઝાયરે
માનવિજય કહે ઇણીપરેરે, જિમ મનવંછિત થાયરે૦
કોઇ૦ ૯

## ભાવવિજયકૃત નેમિનાથસ્તવન.

રાગ મલ્હાર

સરસતિ માત પસાઉલેરે, થુણસ્યું નેમિજિણંદ,
સમુદ્રવિજય કુલચંદલોરે. જેણે જીત્યો ગોવિંદ
યાદવરાય જઇ રહ્યો, ગઢ ગિરનારે

નારિ તજી જેણે સુંદરૂરે, વારિ પશુઆ-મારિ-યાદવ૦
બાલ બ્રહ્મચારિ સુહામણોરે, શિવાદેવી માતમલ્હાર
શંખલંછન સ્વામિ શામલોરે, સૌરીપુર અવતાર.
યાદવ૦

તોરણથી જવ પ્રભુ વળ્યોરે, મન આણી વૈરાગ,
તવ રડતી રાજીમતીરે, ઇમ બોલે ધરી રાગ. યાદવ૦

પિયુડા કહે કુણ કારણેરે, તેં આણિ મન રીસ,
વિણ અપરાધેં કામિનીરે, કાંઇ છાંડો જગદીશ
યાદવ૦

વલ્લભ વેગેં પધારીને, મુઝ ધર ધરિ ઉચ્છાહ,
જો જાણી હું છાંડવીરે, તો કાંઇ માન્યો વિવાહ. યાદવ૦

એહ ચોરી એહ માંડવોરે, એહ મંદિર એહ વેશ,
સુણ સુણ તુજવિણુ નાહલારે, સુખ ન દિયે લવલેશ.

મેં જાણ્યા તુઝ બોલડારે, મયંગલ દંત પ્રમાણ,
તે સાજન તું કાંઇ કરેરે, કાછબ કોટિ સમાન. ૫

તુમથી પારેવાં ભલાંરે, પ્રેમતણેં અધિકાર,
ગગન ભમંતાં ભોંય પડેરે, જવ દેખે નિજ નાર. ૮

વાહલા વેહલો આવિનેરે, પહોચાડો મન રંગ,
વિરહદાવાનલ પરજલેરે, ઠારો મારૂં અંગ. યાદવ૦ ૯

એહવા રાજુલ બોલડેરે, જે ન ચલ્યો વડવીર,
સંયમ લેઈ મુગતિ ગયોરે, સમરથ સાહસ ધીર. ૧૦

કલશ

ઇમ મયણભંજણ મોહગંજણ ભુવનજનમનરંજણો,
શિવાદેવીનંદન દુઃખનિકંદન થુણ્યો સાહિબ આપણો.
નડુલાઈ નયરી સમીપ સુંદર ધરણીધર શિરમંડણો,
મુનિવિમલવાચક શિષ્ય નિત નિત નમે ભાવ ધરી ઘણો.

[ ભાવવિજય માટે જુઓ જૈનગૂર્જર કવિઓ —પ્રથમ ભાગ નં. ૨૭૩ પૃ. ૫૮૧ તંત્રી.]

# સં. ૧૫૩૫માં લખાયેલાં પ્રાચીન કાવ્યો.

## સીહાકૃત જંબૂસ્વામી વેલ.

લખ્યા સં. ૧૫૩૫ વૈ શુ. ૬ અભયપ્રભગણિના.

॥ ૯૦ ॥ ए

સમુદ્ર શ્રી પ્રિયપતિ ભણઈ, હંઉં જલ તું રત્નસારલિ
બગ કરિ સુગજ કંગુ વણ, ફલિયા મન ઉનમૂલિ
ગડમંડ કઇ સગધ જિહુ ચૂકિસિ, કામ ભોગ સુખ મૂલિ,૧
નાહ ન ભૂલીયઈ.
નવ પરણીય વર નારિ, હેલિ ન મેલ્હિયઈ.
યુગતા યુગત વિચારિ, દયા ધરમ પાલિયઈ,
કદલ કમલ વન મેલ્હિ, કનક ન રાચિયઈ,
ચંદનુ પાય મ ઠેલિ, અંગિ વિશેષિઈ, આચલી.
હસ્તિ કલેવર ત્રીયતણઉં, નઉં હઉં વાયસ નારિ;
વિષય લબુધુ સોતહિ રહિઉ, મહા સમુદ્ર મઝારિ,
દસ દિસિ પેખઇ પાર ન પામઇ, તિમ ન પડિસુ સંસારિ,
નારિ ન ભૂલિયઈ.
રયણુ અમૂકુ મેલ્હિ, કાચિ ન રાચીઇ,
મૂંકિ ફલિઉ સહકાર, કઈમિ ન ગૂઝિયઇ,
ભરિઉં સરોવર મેલ્હિ, કાદમિ (ન) ખુચિયઇ,
ભૂલી મુધિ ગમારિ, વિરહ ન બોલીયઇ, આંચલી
પદમસેના ભણઇ નાહ સુણિ, પ્રાણનાથ અવધારિ,
ઇકુ વાનર ઇક વાનરી, તરુ વિશેષિ નર નારિ,
લોભ લગઇ નર વાનર હૂઉ, તિમ તઉ બેઉ મ હારિ, ૪
નાહ ન ભૂલીયઈ
જંબુ ભણઈ પદમસેના સુણિ, ઇકુ નર દહઈ અંગાર,
ત્રિસિતુ સોવઈ સ નદી, સુતઉ સુપન મઝારિ,
ત્રિપતિ નહી તિણિ ખાર બિંદુએ તિમ એઉવિ વિષય
સસારિ. ૫
નારિ ન ભૂલિયઇ.
પદ્મશ્રી ભણઇ જંબુ સુણિ, નરિદ નારિ અવધારિ,
રાય મેલ્હિ ભુયગિ લગી, ભુયંગુ મેલ્હિ રત ચોરિ.
મછ મેલ્હિ સીયાલ, આમિષ જિમ તિમ ધર્મ
ચૂકિમિ સાર. ૬ નાહ ન ભૂલીયઈ.
વિજ્જાહરિ માનંગધુપ, પરણી વિજ્જારેસિ,
ઇકુ વિદ્યા સાધવિ ગયઉ, ઇકુ રહિયઉ પરદેસિ,
હઉ વિજ્જ માસતણી પરિ ન કરિ સુવસ્તુ, સુ નહીં
ગિહવાસ. ૭ નારિ ન ભૂલિયઇ.
કનકસેના ભણઇ મ કરિ પ્રિય દમક તપરિ
ગદ સંખ પૂરિત તણિ બઉ ગયા, તિમ તઉ મહારિ,
વિષય ભોગ ભોગવિ સુખ પહિલઉ, પછઇ મુકતિ
વર નારિ. ૮ નાહ ન ભૂલીયઇ.
જંબુ ભણઇ તં નારિ સુણિ, વાનરવનહં મઝારિ,
તિહં પ્રતિ મલિઉં, ઇકુ આવીયઉ, તિડિયા બેઉ
તિણિ વઇરિ.
ભાગઉ ત્રિપા લાવસિ, ખૂતઉ તિમ ન પડિસુ
સંસારિ. ૯ નારિ ન ભૂલિયઈ.
નભસેના ભણઇ નાહ સુણિ, સિધિ બુધિ ખરી,
યસ લોભ;
ધન કારણિ જરકુ પૂજિયઉ, સમા સમા વર લાધ,
એકઇ એક નયણુ જઉદધ, ઉ બીજી હુઇય રિંધ. ૧૦
નાહ ન ભૂલીયઇ.
જંબુ કુમરુ કથા કહઇ, સુંદરિ સુણિ ધરી ભાઉ,
છતીય સુંદર તુરિય ઇકુ, મહતા સમ પયરાઉ,
ધરમ તણઇ છનિ ચોરુ નિફ્લુ ભય ઉતિમ તુમ્હિ
વિષખ મ થાહુ. ૧૧ નારિ ન ભૂલીયઇ.
કનકવતી ભણઇ મ કરિ પ્રિય, જિણિ તિણિ
કીઉ ગમારિ,
વિલગઉ રાસભ પૂંછડઇ, પડિયા દંત બિ ચારિ,
અમલ બાલ અમ્હ સંયહુ કરિ કરિ પ્રિય,
મન મૂકિ નિરધારુ. ૧૨ નાહ ન ભૂલીયઈ.
જંબુકુમરુ કથા કહઈ, સોલઉ કુણુંબા લુદ્ધ.
ઘોડી મરી વેશ્યા હુઇ, ઉ હઉરખ રખવાલ.
સહઇ અપમાન તસુ નારિ તણા નિતુ,
તિમ ન કરિસિહું બાલ. ૧૩
નારિ ન ભૂલીયઇ.
કનકશ્રી ભણઇ સુણિન પ્રિય, ઇકુ પંખિયા વિચાર,
વાધા તણઇ મુખિ મંસુ તે લેયઇ, અનરુ કહઇ વવહારુ.
માસાહસ તણી પરિ મ કરિસિ, લાજિસિ તૂં ભરતારુ૧૪
નાહ ન ભૂલીયઇ.
જંબુકુમરુ ભણઇ, નારિ સુણિ, તિ નિમત્ત, અવધારિ
એકુ દાનિ ન તુ પોષિઇ, એકુ પર્વ તિથિ વારિ,
એક જુહાર મિતુ જઇ સરિસઉ, અમલ ન સમલ
સંસારિ. ૧૫ નારિ ન ભૂલીયઇ.
જયતિશ્રી ભણઇ, જોડિવિ કરુ મ ભણિસિ વારઇવાર,

પ્રાહણુ ધૂઅ કલ્પિત કથા, કોઇ કહઇ કરંઇક વાર.
૧૬. નાહ ન ભુલીયઇ.
જંબુકુમર ભણુઇ તં નારિ સુણિ, તરલ લતંગ કુમાર;
સંચરઈ વિપયલંબ્યુ, ઘાલિઉ નરક મઝરિ, પંચ પ્રકારિ,
વિષુ વિરતુ વિપ ભણે, સુહંઉ નારિ. ૧૭
નારિ ન ભુલીયઇ.
નવાણુવઇ કોડિ, કનક તજી જંબુકુમરૂ આઠ નારિ,
વીરજિણંદ મુદ્રા લઈ, વિરતઉ ઇણિ સંસારિ,
અનુદિનુ ચતુવિધ, સયલ સંઘ મુનિ, અણુદિણુ
સીહા સ્વામિ. ૧૮
—ઇતિ શ્રી જંબુસ્વામિ । વેલિ સમાપ્તઃ ॥ ૭.

## સીહાકૃત રહનેમિ વેલ.

લ. સં. ૧૫૩૫ વૈ. શુ. ૬ અભયપ્રભગણિના.
પ્રિય વંદણુ પરબતિ ચડી, વરિસઇ ગહિર ગંભીર,
ભીનઉ કંબલ કંચૂઉ, સુખ ગોમટું સરીર,
દેખી ગજગામિનિ ગયવર ગહિ ગહિઉ, જિમ કમલિણિ
મહુકાર, વેલિ પરાલી.
નેમિનાથ કેરી આણુ, ચલણુ ન પામીઇ,
સીઅલ સબલ રખિવાલ, વન અતિ રૂઅડું
સદમ તજઇ ગજ હોઈ, સુંડિ સંભાલીઇ,
રહનેમિ ભૂલિ મ ભૂલિ, નયણુડે ચાઇ(લી)ઇ, આંચલી
બહુત દિવસ દુક્કર કરી, રાણી તમ્હ લગઇ રેસ
તીણકરિ હૂઉ મેલાવડુ, ઊતર અવ મ દેસિ. ૨
વેલિપરા૦
ઇસે વગનિ તપ સંજમ દદેસ ઋષિ, નરગિ
પીઆણઉં દેસિ,
નેલીરે કરહા મન આલિ કરિ, સંજમ ભાર વહેસિ,
દેખી પીઆરાં રામ વન મન પસરત મ મહ્લિ
(મેલ્હિસિ) ૩ વેલિ૦
ધરિ તોપ મનિ પંચ ઇદ્રિય વસિકરિ, અવધડ
મારગિ મ ચાલિ,
સરસવ તુલ્લી દૂજિ મુનિ, તું ગિરિ મેરૂ સમાન,
ગજતરૂ કાંઇ ખરિ ચડઇ, ગંજ અપ્પાણુ. ૪ વેલિ૦
મ પડિ મ પડિ ગર્તદુગ્ગા ગમન કરિ, ચારિતરયણુ
મત હારિ.
પરસ્ત્રી દેખિ વિરાગ મુખ, તે વરલા સંસારિ:
ઘણા વિગ(તા) સાંભલ્યા, જે રત્તા પરનારિ. ૫ વેલિ૦
ઇઆ દેખી કુર ખઇ ગઇ, ભીમસેન ઝૂઆરિ,
રૂપ સરિધિય દેખિ કરિ, કીચક મનિ અભિલાપ,
પવનનંદન સમારકરિ, જગત્રિ રહાવી રેખ. ૬ વેલિ૦
શત ખંધે વિસિઉ અગનિ પ્રજાલી નેલઇ, સ્ત્રીકારણિ
મન ભૂલિ
સુંદ્ર સખાંઇ લંકગઢ, રાવણુ ધણી નિસંક
પરસ્ત્રી કરણિ ગંજિઉ, ત્રિભુવન માહિજ વંક. ૭
વેલિ પ્રી૦
સતી સીતા દેખી રામે રમાયણુ, જગિ જાણીઇ વિદીત
કનકમેરૂ ગિરિ જઉ ચલઇ, અગનિ કિ સીતલ હોઇ,
દિણયણુ પચ્છિમ ઊગમઇ, સીલ ન લોપું તોઇ.
ભણતિ રાજલિ રહનેમિ સુણિન ઋષિ, બલવંડ
દેહ ન હોઇ. ૮ વેલિ૦
આદિ લોકિ પરકાસિઉ, એ વ્યવહાર સોહ્લ,
અમ્હ તમ્હ સરિસું તિમ કર, કરિ પસાઉ સુખિ બોલ્લિ.
મ ભણિ મ ભણિ મન દુગય ગમને કરિ,
મિથ્યાત વચન મ બોલ્લિ. ૯ વેલિ૦
રહનેમિ ખરૂઅયાતુઅ, કૂડી સાટ કરેસિ,
રતન રાસિ મોતી વંડઇ, ગુંજા હલ કિમ લેસિ,
જે તું રે પઠિત મૂરખ અયાણુ ઋણિ(ષિ) બલવંડ
સ્ત્રી ન હોઇ.
અષ્ટ ભવંતર હું ફિરી, તુઝ બંધવ સિઉં નારિ,
તે પ્રતિપન્ન ને પાલઉં, હું પરિહરી સંસારી. ૧૧ વેલિ૦
તીણું હઠિઈ સંજમ ભતાર વરિસ ઋષિ, વસિસું
તમ્હારડઇ બારિ,
રાગી પ્રતિ વયરાગિણી, મઝ સિઉં કિસી રૂહાડિ,
ધરિ સંતોષ મનિ આપણઈ, જિમ રૂબકે નારિ. ૧૨ વેલિ
સુકિ અમ્હારડી અવર પુરૂપિ રાચઇ, મુગતિ રમણિ
વર નારિ.
ખેદન ખેદી મનિ રહિઉ, સતી કિમઇ ન પતીઆઇ.
તવ હીડઇ સંતાપીઉ, ધાઇ લગ્ગુ પાય. ૧૩ વેલિ૦
હૂં અનિગ અનઇ, બહુલ પાપ ઋષિ, ખમિન ખમિન
મોરી માઇ.
સીલ સુવંન સુણિ રાય મય, લગ્ગી મુણિવર પાય.
અમ્હ સામી તુમ્હ વીરદય, તસ પાય જઈ અવલોઇ.
૧૪ વેલિ૦

દુકૃત સુકૃત કરિ, વા સમરથ, તુમ્હિ ગુરૂ આકર
ઇસ હોઇ,
ચલણિ લાગી મુનિ ગહિઅરિઉ, સાગી ક્રિઉ અપરાધ,
હું અ જિ તુમ્હરઇ કિમ કહઉં, તમ્હિ જાણઉ
જગનાહ. ૧૫ વેલિ૰
વયરિ તમ્હારડઇ, સંગ્રામિ ગોત્ર ભડ, રાખિ
જાદવકુલનાથ,
સંઘદાસ સીહુ ભણઇ, ભવિ ભવિ નમિ પાયચલ,
રહનેમિ રાજલિ ચરિત સુણિ, પાપ પણાસઇ દૂરિ.
૧૬ વેલિ૰
પ્રસન ચતુર્વિધ સંઘ, સયલ મુનિ અનુદિન સીહાચા
સામિ. વેલિ૰

—ઇતિ શ્રી રહનેમિ વેલિ સમાપ્ત ॥ ૭. ॥

---

## ડુંગરકૃત નેમિનાથફાગ. (બારમાસ)

લ. સં. ૧૫૩૫.

અહે તોરણિ વાલંભ આવિઉ, યાદવકુલ કેરઉ ચંદ.
અહે પસુઅ દેખિ રથ વાલિઉ, દિહિ દિસિ હુઉ છ વિદ.૧
અહે નિશિ અંધારી એકલી, મધુર મેવાસિસિ મોર,
વિરહ સંતાવઇ પાપિઓ, વાલંભ હિઈ કઠોર. ૨
અહે ધુરિ આસાઢહ ઊનઇઉ, ગોરીને ગુણનેહ,
ગાઢઈ ગાજિમ પાપિઉ, છાનઉ વરિસિ ન મેહ. ૩
અહે શ્રાવણ વરિસઇ સરવડે, મેહ ન ખંડઇ ધાર,
મનમથિ મોરૂં મન વ્યાપિઉં, પ્રીયડઉ કરઈ ન સાર. ૪
અહે ભાદ્રવડો ભરિ ઊનટઈ, સરોવર લહકે જાઇ,
કાયા સરોવર અમ્હ તણઉ, સામીય વિણુમી દાઇ. ૫
અહે રાજહંસ પરબતિ ચડી, કિમઈ ન આવઇ હેરિ,
માનસરોવર પરિહરી, છીલરિ ઉપરિ દેરિ. ૬
અહે આસો આસા બંધડી, હૃ મેલ્હી ધણુ કતિ,
મધુકરિ માલતિ પરિહરી, પારિધિ પૂઠિ ભમંતિ ૭
અહે જિમ જિમ મહીયર સાસરઈ, જાતી દેખૂં માઇ,
તિમ તિમ મોરૂં મન આવરઉ, કિમઇ ન થાહરઇ કાંઈ.૮
અહે કાતી માસિ મેલાવડઉ, નેમિ ન કીધઉ આજ,
છપનકોડિ જાદવધણી, હું મૂકી કુણ કાજિ. ૯
અહે વિરહંતી ગોરડી ગયઉ, ગરૂયા ગણઇ ન ગોઝ,
જીવ દયાનૂ જઇ કિમઇ, માણસ રૂપિઇ રોઝ. ૧૦
અહે માગસર મઝ મેલ્હઇ, એમ સંભુઉ નાહ,
જાણે જિમ તીણિઇ પાલવિઉ, અનનાદ કેરઉ નાહ. ૧૧
અહે હંસ ભણી મઇ સેવિઉ, સુર બગલાનું કીન,
આંમ ભણી મઇ સેવિઉ, ફલ લીંબોલી દીધ. ૧૨
અહે પોસં માસિ જઉ પ્રિય મિલઇ, તઉ મનવંછિત હોઇ,
ભણઇ રાણી રાઇમઇ, નેમિ ન મેલઇ કોઇ. ૧૩
અહે કરડી કીધઉ મઇ વહિઉ, વારૂ વિસહર જાણિ,
દૃષ્ટિ વસઈ ગઝસિ ગયઉ, દેખિતિ રાણો રાણિ. ૧૪
અહે માહિ મહાગઢ ટાઢડી, ગાઢી લાગઇ ભૂખ,
નેહ-સાલ હીયડલઇ, નેમિ ન જાણઇ દૂખ, ૧૫
અહે હરણા હેજિઈ પરિભમઇ, પાખલિથી સવિચાર,
હરણઉ હીઇ કઠોરડઉ, ચરતે આક મદાર. ૧૬
અહે ફાગુણિ ફાગ ભમૂં ગમઉ, દમઈ તે મઇણ સરીરિ.
કામણગારો કંતડઉ, ગમઇ તિ સામલ ધીર. ૧૭
અહે કરહુ સહિજિ કુણુંપીઉ, મુહવાહઈ કરીરિ,
ફલી દ્રાખ પરિહરી, કંટક લાઇ સરીરિ. ૧૮
અહે ચૈત્રિ ન ચેતઇ કંતડઉ, સુવિ ફલી એ વણરાય,
પાડલ પરિમલ બહિકતા, મૂરિખ મેલ્હી જાઇ. ૧૯
અહે કહીઇ ઇસર કૂડિઓ, ગંગા વહઇ સિરિ કીધ,
ત ઠ પાહિ તૂં આગલઉ, દાહ અધિકેરડઉ દીધ. ૨૦
અહે વૈશાખે લૂઅ વાઇસિઇ, પરબત ઊપરિ નાહ,
આગઈ દુખિ દિન નીગમઈ, એ અ અધિકેરઉ નાહ. ૨૧
અહે બારહ માસહ માહિલઉ, જેઠ વડે વર હોઈ,
પભણઈ રાણી રાઈમઇ, નેમિ ન મેલઇ કોઈ. ૨૨
અહે કિમ ભણઈ સુણિ રાઇમઈ, મિલિમીઇ તોરત્ર સામિ.
અષ્ટ ભવંતર પ્રીત, સિદ્ધિહિ ઊપ કામિ, ૨૩
અહે જાણું યાદવ કૂડીઉ, હું આગઇ મનમાહિ,
સોલ સહસ ગોપી ધણી, માઇ વાતડીલ મનાહિ. ૨૪
અહે તપ જપ સંજમ આદરી, કીની નિરમલ કાય,
નેમિ પહેલી રાઈમઈ, રાખે શિવપુરિ જાઈ. ૨૫
અહે રાજમતિ(?) સિઉ રાઇમઇ, પુહુતી સિદ્ધિ શલાય.
ડુંગરસ્વામી ગાયતા, અફલ્યા ફલઇ તાહ. ૨૬

—ઇતિ શ્રી નેમિનાથ ફાગ સમાપ્ત ૭.

---

## ઉદયવંતકૃત નવકાર મહામંત્ર ગીત.

લ. સં. ૧૫૩૫,

અક્ષર સપત જપત પદિ પહિલઇ, બીજઇ બીજક પંચ
બીજઇ સાત સાત ચઉથઈ દલ, નવ પંચમઇ પ્રપંચ.૧
સુગુણી સુણીઇ નવકાગે, ચઉદહ પૂરવ સારો,
નવ ગંપદ પદ આઠ આઠ સહિ અક્ષર અક્ષર કારો.આચલી.

છઠ્ઠઈ સિઉં સાતમઈ આઠમઈ, પદિ અક્ષર આઠાઠ,
નઉમઇ નવવિધ એવંકારઈ, અડસઠિ અક્ષર પાઠ. ૨ સુ.
આઠદલ કમલ હૃદય જપ જપીઈ, ખપીઈ આઠઇકરમ,
ધુરિ લઇ પદિ વિદ્યાધર વિદ્યા, નાણી જાણઈ મરમ.
૩ સુગુણી૦

સમલીઅસમલિ આવિ હાર, ભરૂઅચ્છિ સહુ
કોઇ જાણઇ,
નઉકાર લગઇ નાગ નાગપંતિ, નાગલોકિ સુખ માણઈ.
૪ સુગુણી૦

પલિંદ પલિંદી નઉકાર ગુણતાં, કુણતાં વનિ મુનિ સેવ,
રાજ ભોગવી રાજસિંઘ નઈ, રતનવતી થ્યાં દેવ.
૫ સુગુણી૦

મારી તે અશોક શેખરિ, એ સમરિઉ મંત્ર પવિત્ર.
તં નિસુણી રણિ વીરસેન તીહં, શિત્ર પ્રીતી થયઉ મિત્ર.
૬ સુગુણી૦

થાવર જંગમ વિષમ મહા વિષ, ગરડ સગરૂડ સમાણ.
૭ સુગુણી૦

મહેસરી ધરિ પરણી તુરણી, શ્રાવક કુલની બાલા;
નઉકાર વડઇ ધડઇ થિકુ થયઉ, સરપ પુષ્પમાલા.
૮ સુગુણી૦

સેઠિ તણા બેટા ખઇ ભેટિઉ, ઠગવા એક પાખંડી,
નઉકારિ કરી સો સોનાનુ, પુરસઉ ભયઉ ત્રિદંડી.
૯ સુગુણી૦

જે ફલ તાવડિ કાવડિ લીધે, અડસઠિ તીરથ કીધે,
તેહતુ આઠ ગણઉં એહ આઠ સઠિ, વરણે કરણે પીધે.
૧૦ સુગુણી૦

ભગતિ સંત્ર એ મંત્રરાજ જે, વિધિપુરવ આરાધઇ,
લાખ જાપતે પાપ પખાલી, તીર્થંકર રિદ્ધિ સાધઇ.
૧૧ સુગુણી૦

નવ અંગે નવપદ નવકાર, નવગ્રહ વિગ્રહ વારઇ
અભિનવ વયર પંજર સર રક્ષા, નવભવમાહિ
શિવકારઇ. ૧૨ સુગુણી૦

એ નવકાર અખર અપૂરવ, આલમાલ ઝરી જાણઉ,
પૂરવધર ગણધર એ ધ્યાઇ, સકલ મંત્રટઉ રાણઉ.
૧૩ સુગુણી૦

પરમયઘ પાંચઇ પર મિઠી, સમરિઈ ચમરઇ પાવ,
કિં બહુણા સુરતરૂ ચિંતામણિ, નવનિધિ અધિક પ્રભાવ
૧૪ સુગુણી.

તપાગચ્છ નાયક ગુરૂઆ, સોમસુંદર ગુરૂ રાયા,
તાસ પસાઇ ઉદ(ય)વંત એ, પરમ મંત અમ્હિ પાયો.
૧૫ સુગુણી૦

## વૈરાગ્યકુલં.

લ. સં. ૧૫૩૫.

જીવતણી ગતિ જોઇએ, હિયલઇ કાંઇ આ ન થાઇરે,
કરમબંધનિ જીવ અવતરઇ, કર્મનિ બંધઉ જાઇરે. ૧
અજીઅ ન ચેતઇ કાંઇ જીવડા, એવડા ભ્રમણ ન જાઇરે:
સુગુરૂ વચન કાને સાંભલાં, સાંભલાં કાઇં ઇમ હારિરે.
૨ આંચલી.

અરે જીવ તાહરઉ કોઇ નથી; તું કહિનઉ નથી જાણિરે:
ધડીઇં વરસાસઉ પુહચિસિઇં, હુઇસિઇં હાણિ
વિહાણિરે; ૩ અજીઅ.

ચઉરાસી લાખ જાતિ જીવતણી, અનંતગણીવાર જોઇરે,
ભમત ભમત ભવ પ્રામીઉ, હવ ન કરઈ કસ ધોઇરે.
૪ અજીઅ.

પુદગલપરાવર્ત્ત તઈ કરિયાં, ભરિયાં રાજ અસં-
ખ્યાતી વારરે.
તહુઅ ન તુઝ ધર્મ સાંભરઇ. આવાગમણ દુખ સારરે.
૫ અજીઅ.

માસ દસ ગર્ભવાસતણા, તે દુખ કાંઇ ન સંભારઇરે,
નરગ સાતઈ જિહાં એકઠા, તે દીઠા લખવારરે.
૬ અજીઅ.

ગર્ભવાસ તઉ વછૂટઉ પણિ એતલઉ કરઉ,
વલી ન આવઉ તિમ સમાચરઉરે,
પાપ-પંત્રન સિરિ પ્રવેસ હૂઉ, તેતલઈ તુઝ કાંઇ
વીસારઉંરે ૭. અજીઅ.

માહરઉ તાહરઉ હીડઇ છઇ, ખત્ર અખત્ર કાંઇ ન જાઇરે
મરીઅનઇ જાંસિઇ એકલઉ, આપણપઉં કા...
વિગોઅઇરે. ૮ અજીઅ.

પાંચઇ ઇંદ્રી વસિ કરજે, ચ્યારિ કપાય કિમ દમેસિરે,
જઉ તું સંજમ ન પલઈ, તઉ ગુરૂપાએ અણુસરે.
૯ અજીઅ

પાપી જાણી રાખિજે, રાખે બહુ ગુણાયઈરે,
જઉ તું મેહિવસિ મોકલઉં, અવગુણુ અગિઅ ન માઈરે. ૧૦ અજીઅ

મનસા દષ્ટિ મિ અહનડી, એકઈ એકજિ જાણિરે,
વાચા તેહ દારિ દાસડી, એ રાખે નિરવાણિરે. ૧૧ અજીઅ૦

સંસાર સાગર મહિ મોહ ગિરિ, કામ ક્રોધ લોભ કપાયરે,
અભંગ જન ધર્મ બંડલી, સુગુરૂ સરતિ સુવાયરે. ૧૨ અજીઅ૦

કૂડ કપટ દ્રૂહ વંચપણુઉં, તેહતણા ફલ દેખિરે,
રૂઠી કુમજ નઈ પાગલા, અધ વલી વમેખિરે. અજીઅ. ૧૩

ધન જોવન સુખ તા લગઈ, જા હુઇ પોતઈ પુણ્યરે
તે હમ પુણ્ય વિહૂણડા, કેતા દીસઈ વિહમરે. અજીઅ.૧૪

જોતા સર્વ અનંત દીસઈ, દીસઇ જિનધર્મ સારરે,
**કરમસી** ભણઇ અરે જીવડા, દુધર છાડેવઉ ભવભારરે. અજીઅ ૧૫

—ઇતિ વૈરાગ્યકુલ.

---

## શાંતિસૂરિકૃત શેત્રુજય ભાસ

### લ. સં. ૧૫૩૫

કરિ કવિ-જણણિ પસાઉ,
હમઈ સરસતિ સરસતિ દઈ મૂં વયણુલાએ,
ગાયસતી રયરાઉ,
હંમઈ શેત્રુજ સેત્રુજ ભવસાયર તણુઉં એ, ૧
નાભિ નરિંદ મલ્હાર,
હમઈ નિસિ નિસિ ઘડીય ન વીસરઇએ,
વિમાહડઉ અપાર,
હમઈ અતજઉ અનજઉ અંગિ ન ઊર તરઇએ ૨
જાણુ ઊડી જાઉં,
હમઈ ગિરિવરિ ગિરિવરિ સિહિર સોહામણૂએ,
રિસહેસર ગુણ ગાઉં,
હંમઈ અહનિસિ અહનિસિ એહજ મૂરલીએ ૩
આખનડા રસ કોઈ,
હમઈ કોઇનિ કોઇનિ મન લાગી રહૂ એ,
જે પાણિ વડઈ ન મોઇ,
હમઇ તોઇ ન તોઈ ન જોઈ ન સામહ એ ૪
માન સરોવર માહિ,
હમઈ જે જલિ જે જલિ નિરમન નાહીઇએ;
અવર ભનેરડઈ ઠામિ,
હંમઇ તે કિમ તે કિમ હસ રમલિ કરઇ એ. ૫
કેતકિ પરિમન કેતિ,
હંમઇ જોઇ ન જોઈ ન ફલ ફૂલડા એ;
એ સરસ નતથી અતેતિ,
હમઈ ભૂનિ મ ભૂલિ મ ભોલા ભમરલા એ. ૬
જલહર તણુઉ સજાણુ,
હમઈ પાણીય પાણીય ચાતકિ ચાખિઉ એ.
સરવર નદી નિવાણિ,
હંમઇ ચાયનઈ ચાહ હઇ આપણી એ ૭
જે સેત્રુંજ ગિરિ જાઈ,
હમઈ જગગુર જગગુર રિસહ જુહારિવા એ,
કહિ કિમ તીહ સુહાઈ,
હમઇ તીરથ તીરથ ચિંતિ અનેરડું એ. ૮
આદિન અવલી રીતિ,
હંમઈ સગપણુ સગપણુ કેરી તાહરઈ એ;
આપસ્લ વઇ મઝ ચિંતિ,
હંમઇ મૂપણુ મૂપણુ થાહર નવિ દીઇ એ. ૯
તહમહ દરસણુ દેસિ,
હમઇ હૂં હિવ હૂં હિવ હઉઅ ઉતાવલઉ એ,
કહીંઇ પસાઉ કરેસિ,
હંમઈ દરસણુ દરસણુ દાખિ ન આપણુઉં એ. ૧૦
દૂરિ થિકઉ નહી દૂરિ,
હમઇ જઇ કિ મનઇ કિમ ઊજમ ઊપજઇ એ,
ઇમ બોલઇ **શાંતિસૂરિ**,
હંમઇ સેત્રુંજ સેત્રુંજ હઇ ધરિ આગણુઇ એ ૧૧

—ઇતિશ્રી શેત્રુજય ભાસ સમાપ્ત ॥છ॥ સંવત ૧૫૩૫ વર્ષે પુરઓદ મહાનગરે, અભયપ્રભગણિના લિખિત ॥

एकाहारी भूमिसस्ता (र) कारी । पद्भ्या चारी शुद्धसम्यक्त्वधारी ॥
यात्राकाले सर्व सचित्तपरिहारी ।
पुण्यात्मा स्यात् सत्क्रिया ब्रह्मचारी ॥ १ ॥

પદ્ રી શ્લોક ॥ શ્રી મધસ્ય શુભં ભવતુ ॥છ॥

# યુ૦ જિનચંદ્રસૂરિને અકબર બાદશાહનું ફરમાન.

અકબર બાદશાહે ખરતરગચ્છના જિનચંદ્રસૂરિની પ્રાર્થનાથી જે ફરમાન આપ્યું હતું તેની એક નકલ 'સરસ્વતી' હિન્દી માસિકના તંત્રી શ્રી મહાવીરપ્રસાદ દ્વિવેદીની પાસે કાશીના મુનિવર ઇન્દુ (? ઇંદ્ર) વિજયે મોકલી હતી. તે ફારસીમાં છે ને તેનાપર શાહી મોહરની નકલ છે. તેનું અક્ષરાન્તર તે તંત્રીજીએ પોતે 'C' (એટલે સા૦ સાક્ષર શ્રી ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલ) એ એક અંગ્રેજી લેખ નામે Hiravijaya Suri or the Jainas at Court of Akbar લખ્યો હતો (પ્ર૦ જૈનશાસન વીરાત્ સં. ૨૪૩૭નો દીવાળી અંક) તે પરથી 'હીરવિજયસૂરિ' નામનો હિંદી લેખ લખી સરસ્વતીના જુન ૧૯૧૨ના અંકમાં પહેલાં પ્રથમ પ્રસિદ્ધ કર્યો હતો તેમાં નીચે પ્રમાણે આપવામાં આવેલ છેઃ—

"ફર્માન જલાલુદ્દીન મોહમ્મદ અકબર બાદશાહ ગાજી—

હુક્કામ કિરામ વ જાગીરદારાન વ કરોરિયાન વ સાયર મુત્સદ્દિયાન મુહિમ્માત સૂબે મુલતાન બિદાનંદ।

"કિ ચૂં હમગી તવજ્જોહ ખાતિર ખૈરંદેશ દર આસૂદગી જમહૂર અનામ બલ કાફ્ફએ જાંદર મસરૂફ વ માતૂફસ્ત કિ તબકાત આલમ દરમહાદ અમન બૂદા બફરાગે બાલ બઇબાદત હજરત એજિદ મુતઆલ ઇસ્તગાલ નુમાયંદ। વ કબ્લે અઝી મુરતાજ ખૈરઅંદેશ જૈચંદ સૂર ખરતરગચ્છ કિ બફેજે મુલાજિમત હજરતે મા શરફ ઇખતિસાસ યાફતા હકીકત વ ખુદા તલબી ઓ બજહૂર પૈવસ્તા બૂદ। ઓરા મશગૂલ મરાહિમ શાહંશાહી ફરમૂદેમ્। મુશારન્ ઇલેહે ઇલતિમાસ નમૂદ કિ પેશ અઝી હીરબિજયસૂરિ સાગર શરફ મુલાજિમત્ દરિયાફતા બૂદ। દર હર સાલ દોવાજદહ રોજ ઇસ્તદુવા નમૂદા બૂદ કિ દરાં અય્યામ દર મુમાલિકે મહરૂસા તસલીખ જાંદારે ન શવદ। વ અહદે પૈરામૂન મુર્ગ વ માહી વ અમસાલે આં ન ગરૂદદ। વ અજરૂય મેહરબાની વ જાં પરવરી મુસ્તમસે ઊ દરજે કબૂલ યાફ્ત। અકનૂ ઉમ્મેદવારમ્ કિ યક હફ્તે દીગર ઈ દુવાગોય મિસ્લે આં હુક્મે આલી શરફ સુદૂર યાબદ। બિનાબર ઉમૂમ રાફત હુકમ ફરમૂદેમ્ કિ અજ તારીખે નૌમી તા પૂરનમાસી અજ શુકલ પછ અરગઢ દર હર સાલ તસલીખ જાંદારે ન શવદ। વ અહદે દર મકામે આજાર જાંદાર......મોરે ન ગરહદ। વ અસ્લ ખુદ આંનસ્ત કિ ચૂં હજરતે બેચૂં અજ બરાએ આદમી ચંદીં જથામતહાય ગૂનાગૂં મુહય્યા કરદાઅસ્ત। દર હેચ વક્ત દર આજાર જાનવર ન શવદ। વ શિકમે ખુદરા ગોર હૈવાનાત ન સાજદ। લેકિન બ જેહત બાજે મસાલહ દાનાયાન પેશ તજવીજ નમૂદા અંદ। દરીંવિલા આચાર્ય **જિનસિંહ** સૂરિ ઉર્ફ **માનસિંહ** બ અરજઅશરફ અકદસ રસાનીદ કિ ફરમાને કિ કબ્લ અઝી બશરહ સદર અજ સુદૂર યાફતા બૂદ ગુમ શુદા। બિનાબરાં મુતાબિક મજમૂન હુમા ફરમાન મુજદ્દદ ફરમાન મરહમત ફરમૂદેમ્। મે બાયદ કિ હરગુલ મસ્તૂર અમલ નમૂદા બ તકદીમ રસાનંદ। વ અજ ફરમૂદહ તખલ્લુફ વ ઇનહિરાફ નવરજંદ। દરીં બાબ નિહાયત એહતમામ વ કદગન્ અઝીમ લાજિમ દાનિસ્તા તગઇયુર બ તબદ્દુલ બકવાયદ આં રાહ ન દિહંદ। તહરીરન્ ફીરોજ રોજ સી વ યકુમ માહ ખુરદાદ ઇલાહી સન્ ૪૯।

(૧) "બ રિસાલએ મુકર્રબુલ હજરત સ્સુલતાની દૌલતખાં દર ચૌકી (ઉમદે ઉમરા)

(૨) "જુબદ તુલ આયાન રાય મનોહર દરનૌબત વાકયા નવીસી ખાજા લાલચંદ"

આનો હિંદીમાં અનુવાદ જોધપુર નિવાસી (હાલ સ્વ.) મુંશી દેવીપ્રસાદજીએ નીચે પ્રમાણે કર્યો છે તે ત્યાંજ છપાયો છેઃ-

**ફરમાન અકબર બાદશાહ ગાજીકા।**

"સૂબે મુલતાન કે બડે બડે હાકિમ, જાગીરદાર, કરોડી ઔર સબ મુત્સદ્દી (કર્મચારી) જાન લેં કિ હમારી યહી માનસિક ઇચ્છા હૈ કિ સારે મનુષ્યોં ઔર જીવ-જન્તુઓં કો સુખ મિલે, જિસસે સબ લોગ અમન ચૈનમેં રહ કર પરમાત્માકી આરાધનામેં લગ રહેં। ઇસસે પહલે શુભચિન્તક તપસ્વી જયચન્દ (જિનચંદ્ર) સૂરિ ખરતર (ગચ્છ) હમારી સેવામેં રહતા થા। જબ ઉસકી ભગવદ્ભક્તિ પ્રકટ હુઇ તબ

હમને ઉસકો અપની બડી બાદશાહીકી મહેરબાનિયોં મેં મિલા લિયા । ઉસને પ્રાર્થના કી કિ ઇસસે પહલે હીરવિજય સૂરિને સેવામેં ઉપસ્થિત હોનેકા ગૌરવ પ્રાપ્ત કિયા થા ઔર હર સાલ ૧૨ દિન માઁગે થે, જિનમેં બાદશાહી મુલ્કોમેં કોઇ જીવ મારા ન જાવે ઔર કોઈ આદમી કિસી પક્ષી, મછલી ઔર ઉન જૈસે જીવોંકો કષ્ટ ન દે । ઉસકી પ્રાર્થના સ્વીકાર હો ગઇ થી । અબ મૈં ભી આશા કરતા હૂઁ કિ એક સપ્તાહ કા ઔર વૈસાહી હુકમ ઇસ શુભચિન્તક કે વાસ્તે હો જાય । ઇસ લિએ હમને અપની આમ દયાસે હુકમ ફરમા દિયા કિ આષાઢ શુકલપક્ષકી નવમી સે પૂર્ણમાસી તક સાલમેં કોઇ જીવ મારા ન જાય ઔર ન કોઇ આદમી કિસી જાનવરકો સતાવે । અસલ બાત તો યહ હૈ કિ જબ પરમેશ્વરને આદમી કે વાસ્તે ભાઁતિ ભાઁતિ કે પદાર્થ ઉપજાયે હૈં તબ વહ કભી કિસી જાનવર કો દુઃખ ન દે ઔર અપને પેટ કો પશુઓંકા મરઘટ ન બનાવે । પરન્તુ કુછ હેતુઓં સે અગલે બુદ્ધિમાનોંને વૈસી તજવીજ કી હૈ । ઇન દિનો આચાર્ય **જિનસિંહ** ઉર્ફ **માનસિંહને** અર્જ કરાઇ કિ પહલે જો ઊપર લિખે અનુસાર હુકમ હુઆ થા વહ ખો ગયા હૈ । ઇસ લિએ હમને ઉસ ફરમાનકે અનુસાર નયા ફરમાન ઇનાયત કિયા હૈ । ચાહિએ કિ જૈસા લિખ દિયા ગયા હૈ વૈસાહી ઇસ આજ્ઞાકા પાલન કિયા જાય । ઇસ વિષયમેં બહુત બડી કોશિશ ઔર તાકીદ સમઝ કર ઇસકે નિયમોંમેં ઉલટ ફેર ન હોને દેં । તા૦ ૩૧ ખુરદાદ ઇલાહી, સન ૪૯ ।

હજરત બાદશાહ કે પાસ રહને વાલે [1]દોલતખાં કે હુકમ પહુઁચાને સે, ઉમદા અમીર ઔર સહકારી રાય મનોહરકી ચૌકી ઔર ખ્વાજા લાલચંદકે વાકિયા (સમાચાર) લિખનેકી બારીમેં લિખા ગયા ।"

આ ફરમાનથી સ્પષ્ટ થાય છે કે હીરવિજયસૂરિને બાર દિવસો માટે જીવહિંસા ન કરવામાં આવે એ વિષયમાં તો ફરમાન મળ્યું જ હતું. આની પછી જિનચંદ્રસૂરિને પણ એક સપ્તાહ (સાત દિન)ને માટે ફરમાન મળ્યું હતું.

---

### જિનચંદ્રસૂરિ સંબંધી કાવ્ય.

સબે મૃગ નયન ચલે ગુરુવંદન છૂટિ માનુ ગજરાજ ઘટા
કર કંકણુ નેવર હાર બણ્યો ગલ માલતિ બીચ છૂટ લતા
ગોરી ગાવત ગીત સુહાગિન પૂરત મોતિયાં ચૌક છટા
ભટ્ટારક તો જિનચંદ ભટ્ટારક ઓર ભટારક પેટ લતા.૧
એછી નિર્મલ પંચ મહાવ્રતધારક ભંજિત કામ કઠોર ઘટા
જ્ઞાનનૈ ધ્યાન મહી શ્રુતસાગર વાગ્ વિનિર્જિત વાદ ભટા
ભૂપતિ ભૂરિ ચલે ગુરુવંદન દર્શન નાશત દૂર વટા
જિનશાસન જિનચંદ ભટ્ટારક ઔર ભટ્ટારક પેટ નટા. ૨
મસ્ર પઠાન ગર્વ કિયો લૈયા વાદ વદૂં કોઇ પંડિત જાગે
શાહ સલેમ બોલાય થી પુજકું મોય ભરોસો ચદન ભાગે
ભટ્ટ હાર ગયો ઇક ચોટ શબ્દકી જીત ભઇ ઉ જૈન કે તાગે
બાદ જિત્યૌ જિનચંદ ભટ્ટારક યું પાતસાહ દિલીપતિ આગે. ૩

—શ્રીભંવરલાલ નાહટા–વીકાનેરસે પ્રેષિત.

---

### કર્મચંદ્ર સંબંધી કાવ્ય.

આચાર્ય જિનચંદ્ર સૂરિ કે લાહોર જાને પર યુગપ્રધાન પદ ઔર જિનસિંહસૂરિ કે આચાર્ય પદ કે અવસર પર કર્મચંદ્ર બચ્છાવત કી દિયા હુવા દાન વર્ણન.

નવ હાથી દિયા નરેશ સુતો મદસે મતવાલો
નવે ગાવ બગમીસ લોટ નિત લાવન હાલો
ઐરાસ્વી સૌ પાચ મો તો જગ સગલો જાણૈ
સવા ક્રોડ કો દાન મહ્લકો સચ્ચ બખાણૈ
કોઇ રાવન રાણૌ કર સકે શ્રી સંગ્રામ રાય જુ કિયા
યુગપ્રધાન કે નામ સે કર્મચંદ્ર ઇતના દિયા.

આચાર્યસીકી સ્વાગત.

ધરી પન્નો મદ ગયન શીશ સિંદૂર સંવારે
ચંવર પ્રમો લખ ચ્યાર સ્વામરા ચાચરા સુધારે
ધણી નાદ વીરઘંટ ઇણિ ઉપર અંબાડી
ઘૂઘર પાખર પેખતાં જુ થરહરાયે ભારી
પરતિખ ધ્વજા ફર નિજ ઇમ સામેલે મંચરે
જિનચંદ્ર સૂરિ આયા જુગતિ ઇમં કર્મચંદ ઉછાવ કરે.

—શ્રીભંવરલાલ નાહટા–વીકાનેર મેં પ્રેષિત.

---

1 દોલતખાન ખંભાતના રાય કલ્યાણનો ચાકર હતો. જુઓ મિરાતે એહમદીના ગુજરાતી અનુવાદનું પૃ. ૧૪૮. તે અને આ દોલતખાં એક કે ભિન્ન હતા તે કહી શકાતું નથી. (જુઓ સૂરીશ્વર અને સમ્રાટ પૃ. ૨૨૫ની નોંધ).

# સાત ક્ષેત્રો.

સાત ક્ષેત્રોમાં ધનરૂપી બીજ વાવવું જોઇએ એ વાત શાસ્ત્રકારે કહી છે અને તેથી ભાવિક જૈનો પોતાનું વિત્ત સાત ક્ષેત્રમાં વાપરે છે અને કેટલાક પોતાના વસિયતનામામાં પોતાનાં નાણાં સાત ક્ષેત્રમાં વાપરવાં યા સાતક્ષેત્રમાં જે સીદાતું ક્ષેત્ર લાગે તેમાં વાપરવાં. એમ પોતાના ટ્રસ્ટીઓને ભલામણ કરી જાય છે. પછી તે સંબંધી કેસ ઉત્પન્ન થતાં કોર્ટમાં જજસાહેબને સાત ક્ષેત્ર એટલે શું, તે સમજાવવાની જરૂર પડે છે. આવી એક સ્થળે જરૂર પડવાથી અમોને તે સાત ક્ષેત્ર સંબંધીનાં જૂનાં પ્રમાણો શોધી આપવાનું કહેવામાં આવતાં આ સાદી વાત શોધતાં પણ પ્રયાસ સેવવો પડયો. તેને પરિણામે નીચેની સાંપડેલી હકીકત જણાવીએ છીએઃ—

[ કર્પૂર પ્રકરણમાં સાતે ક્ષેત્રનું વર્ણન છે અને તે નીચે જણાવેલ સિંદુર પ્રકરણથી જૂનું છે. તે જૈન કથારત્ન કોષ ભાગ પાંચમામાં ભીમસી માણેક તરફથી પ્રકટ થયેલ છે તેમાંથી જોઈ લેવું. આ વાત આ લેખ લખાયા પછી જણાતાં તેનો વિસ્તારથી અત્ર ઉલ્લેખ કરી શકાયો નથી. ]

વિક્રમ તેરમી સદીમાં કુમારપાલ રાજાના સમયમાં થયેલા સોમપ્રભાચાર્યે સિંદુરપ્રકરણ નામનું ઓળખાતું એક શતક શ્લોકનું કાવ્ય રચ્યું છે કે જેનું બીજું નામ સૂક્તિમુક્તાવલિ પણ છે. તેનો ૮૦ મો શ્લોક દાનપ્રક્રમ સંબંધી એ છે કેઃ—

**तस्यासन्ना रतिरनुचरी कीर्त्तिरुत्कंठिता श्रीः**
**स्निग्धा बुद्धिः परिचयपरा चक्रवर्त्तित्वऋद्धिः।**
**पाणौ प्राप्ता त्रिदिवकमला कामुकी मुक्तिसम्पत्**
**सप्तक्षेत्र्यां वपति विपुलं वित्तबीजं निजं यः**
**॥ ८० ॥**

—જે મનુષ્ય પોતાનું વિપુલ વિત્તરૂપી બીજ **સાતક્ષેત્રોમાં** વાવે છે તે પુરૂષને રતિ સમીપવર્ત્તી થાય છે, કીર્તિ દાસી થાય છે, શ્રી એટલે સંપત્તિ મળવા ઉત્કંઠિત બને છે, બુદ્ધિ સ્નિગ્ધ-સ્નેહવતી રહે છે, ચક્રવર્તીની ઋદ્ધિ સુપરિચિત થાય છે, સ્વર્ગની કમલા એટલે શ્રી હસ્તગત થાય છે, મુક્તિરૂપી સંપત્-સિદ્ધિ કામુકી એટલે સાભિલાષ બને છે.

**સપ્તક્ષેત્રી** કયાં તે સંબંધી આ ઉપર ટીકા કરનાર હર્ષકીર્ત્તિ કે જે વિક્રમ ૧૮માં શતકમાં થયા તે જણાવે છે કે **सप्तक्षेत्र्यां जिनभुवन बिम्ब पुस्तक चतुर्विधसंघभक्तिरूपायां** એટલે સાત ક્ષેત્રોમાં અર્થાત્ જિનભુવન-બિંબ-પુસ્તક-ચતુર્વિધ સંઘની ભક્તિરૂપી સાત ક્ષેત્રોમાં. (ચતુર્વિધસંઘ એટલે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા).

આમ મૂળ ગ્રંથકારે 'સાત ક્ષેત્ર'નો ઉલ્લેખ કર્યો છે અને ટીકાકારે તે સાતનો નામનિર્દેશ કર્યો છે. ટીકાકાર ૧૮મી સદીના હોઇ મૂળ ગ્રંથકારની અપેક્ષાએ ઘણા અર્વાચીન ગણાય.

આ માટે એક અજ્ઞાત કવિએ **સં. ૧૩૨૭ માં 'સપ્તક્ષેત્ર રાસુ'** રચ્યો છે કે જે ગાયકવાડ ઓરિયેન્ટલ સીરીઝમાં નં. ૧૩માં પ્રકટ થયેલ પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહમાં પૃ. ૪૭ થી ૫૮ મધ્યે છપાયેલ છે તેમાં ઉપર્યુક્ત સાતે ક્ષેત્રોનું વિસ્તારથી વર્ણન કર્યું છેઃ—

સમક્તિમૂલ વ્રતુ બારહ ગહિયધરમિ પાલેવઉ,
સપ્તક્ષેત્રિ જિનભણિયા તિહ વિત્તુ વાવેવઉ. ૧૭

—સમ્યકત્વમૂલ બારે વ્રત ગૃહસ્થ ધર્મમાં પાળો, અને સાત ક્ષેત્રો જિને કહેલાં છે તેમાં વિત્ત વાવો-વાપરો.

**પહિલઉં ક્ષેત્ર સુ જિણહભુવણ** કરાવઉ ચંગૂ
જ્ છે મહિમા કરઇ સહુ શ્રી ચઉવિહસંઘૂ. ૨૦

× × × ×

**બીજઉં એત્રુ સુજિનહ બિંબુ** તે ઇહાં વિચારો
મણિમય રયણ સુવર્ણમએ બિંબ રૂપમ કારો. ૨૮

× × × ×

**ત્રીજઉ ક્ષેત્રુ સુ** સંભલઉ એ વરસોયણે ! જં ભણિઉં
વીયરાયે

क्षेत्रेषु जिनभवनबिम्बपुस्तक साधुसाध्वी श्रावक श्राविकारूपेषु सप्तसु प्रतिष्ठा तीर्थयात्रा सहितेषु नवसु वा।

ક્ષેત્રમાં એટલે જિનભવન-જિનબિંબ-પુસ્તક-સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા રૂપી સાતમાં, અથવા પ્રતિષ્ઠા અને તીર્થયાત્રા ભેગાં કરીએ તો નવમાં. આમાં વિકલ્પે વળી બે ઉમેર્યાં છે પ્રતિષ્ઠા અને તીર્થયાત્રા-આ બંનેનો સમાવેશ જિનભવન અને જિનબિંબમાં થઇ શકે.

પદ્મસાગરે સં. ૧૬૪૬ માં હીરવિજયસૂરિ સંબંધી જગદ્‌ગુરૂ કાવ્ય રચ્યું છે તેમાં એક શ્લોક છે કે:—

देशे यत्र पुरेषु येषु विहर्ति चक्रुः स्त्विमे सूरयः सप्तक्षेत्रधनव्ययो धनिकृतस्तत्राऽभवत्तेषु वा॥३९

—જે દેશ અને જે શહેરમાં આ સૂરિએ વિહાર કર્યો તે દેશ અને પુરમાં ધનિકોએ સાત ક્ષેત્રમાં ધનનો વ્યય કર્યો. તંત્રી.

---

# કવિ સોમકૃત મેઘજી-હીરજી સંવાદના સવૈયા.

લુંકા ગચ્છનાયક મેઘ કહૈ ગુરુ હીર! તપ ગચ્છ લીજિયૈંજી
તજું પદ મે હિ આચાર્યકો હીર! દેઇ દિખ્યા શિષ્ય કીજીયૈંજી
નંદી અત્યમાં જિનભવનમૈં હિર રશના ડંડ દીજીયૈંજી
સખાઈ સંશિષ્ય કરૈં વિનતી સોમ હીરજી નાઉ ન કીજીયૈંજી (ના ન પાડશો)
હીર કહે સુનીયે મેઘજી! તુમ્હ યૈ સૈં તપ ગચ્છ કૈસેં સહોગે
દીજૈં દીખ્યા ફિરકે ગુરકે કર્ય યોગ ખરો ખટ વહોગે
ઉહાં હિ તુહારે આચારજપકો પદ ઈહાં શિષ્યકે શિષ્ય હોયે રહોગે,
સોમ કહૈં નંદને જિનકું વન્યકું ઋષજી તુહા તારક હોગે. ૨
લુંકે કરો જું કરિ મેઘજી ઋષ ઓ અપનો ગચ્છ-નાયક તાથૈં
સિદ્ધાંતમૈં મેઘ કહિ પ્રતિમા તબ હોતૈં ગિતારથ પંડિત સાથૈં
શતાનીસ શિષ્ય અને મેઘજી ઋષ્ય લેઇ દિખ્યા ફેર હીરકે હાથ
આયો આચારય મેઘ ન પામે તબ સલ્ય પરી સોમ લુંકાતે માથૈં. ૩
કહા કહું કુમતિ મત કિ જિતકી પ્રતિમા મહા મૂઢ ન માનૈં
ઠોર હી ઠોર લિખિ પ્રતિમા હોમ કિર્ગ પેરિ સિદ્ધાંતકે પાનૈં
કિ...હૈં ભાવ ભવિ પ્રતિમા નન્યહે પ્રતિમા ચંદ સૂર ન માનૈં,
લોપે ગુરૂદેવ તજિ પ્રતિમા ગચ્છ દુર ભયે સોમ દૈવકે રાને. ૪
જિનમંદિરકુંજ આરંભ કહો વો ઉપાસરિ પત્થર કાહૈં ધરોરે,
સામિ જિમાઉ સમહિઈ કરો ઉર કાહેકું દેસમેં વ્યાર ફરોરે
એક પાંણીકૈં બિંદ અસંખ જીઆ તબ ઓ નદીઆં તુહ્ય કયાંઇ તરોરે
પોકારો દયા દયા સોમ કહૈં તુહ્ય પોથીકે વિંગણું કાહૈં કરોરે. ૫

# વિજયદાનસૂરિ સમયમાં સાધુસ્થિતિ.

૧. સંવત્ ૧૬૧૯ વર્ષે માર્ગશીર્ષે અશિત પક્ષે ૧ દિને શ્રી વિજયદાનસૂરિભિ ર્લિખતિ ॥ આજ પછી પરંપરાગત સામાચારી કેણુઈ આઘી પાછી કરવી નહીં । નવુ વિચાર ગચ્છ વિરૂદ્ધ કેણુઇ પ્રકાશવઉ નહી । કોઈ નવો વિચાર ગચ્છવિરૂદ્ધ પ્રકાશઈ તેહનઈ ગચ્છનઉ ઠબકઉ ॥ સહી સહી સહી ॥

અત્ર આચાર્યશ્રી હીરવિજયસૂરિ મતં ।
ઉ૦ સકલચંદ્ર ગણિ મતં ।
ઉ૦ શ્રી ધર્મ્મસાગર ગણિ મતં ।
ઉ૦ શ્રી રાજવિમલ ગણિ મતં ।
પં. કુશલહર્ષ ગણિ મતં ।
પં. શ્રી શ્રીકરણ ગણિ મતં ।
પં. વિમલદાન ગણિ મતં ।
પં. સૂરચંદ્રગણિ મતં ।
પં. સંયમહર્ષ ગણિ મતં ।
પં. કુલહર્ષ ગણિ મતં ॥છા

૨–॥ ૯૦ ॥ સંવત્ ૧૬૨૧ વર્ષે રાધનપુરે શ્રી વિજયદાનસૂરિભિ લિખતં ॥ આજ પછી કિણઇ સાત અધિક નિહ્નવ ન કહઇવા, જિકો કહઇ તેહનઇ ગચ્છનઉ ઠબકો. પ્રતિમા આશ્રી જિમ ચાલિઉં આવઇ છઇ તે તિમજ ચલાવવઉં ॥

અત્ર શ્રી હીરવિજય સૂરિ મતં ।
ઉપાધ્યાય શ્રી સકલચંદ્રગણિ મતં ।
ઉ૦ શ્રી ધર્મ્મસાગરગણિ મતં ।
પં૦ વિજયહંસગણિ મતં ।
પં૦ રૂપઋષિગણિ મતં ।
શ્રી કુશલવર્દ્ધનગણિ મત ।
પં૦ શ્રીકર્ણગણિ મતં ।
પં૦ વાનરગણિ મતં ।
પં૦ સૂરચંદ્રગણિ મતં ।
પં૦ દી(હા)પાગણિ મતં ॥

મહં. ગલા ગોગ એ લેપ ચિહું જણે મલીનઇ મહં ગલાનઇ મોકલ્યો છઇ ॥

૩ સ્વસ્તિ શ્રી આદિજિનં પ્રણમ્ય । રાધિનપુરતઃ શ્રી હીરવિજયસૂરિ, ઉ૦ સકલચંદ્રગણિ, ઉ૦ ધર્મ્મસાગરગણિ । પં૦ વાનરગણિભિ લિખતં શ્રીમતિ અહમ્મદાવાદે મહં ગલા યોગ્યં । ધર્મલાભ જાણયો । અપરં સાત અધિકા નિહ્નવ શાસ્ત્રઇ નથી તુહ્મે તિમ સદ્દહયો । પ્રતિમા આશ્રી પૂર્વઈ જિમ ચાલિઉં આવઇ છઇ તિમ સદ્દહયો ઇતિ મંગલં ॥

૪ શ્રી વિજયદાન સૂરિભિર્લિખિતં

૧ દિગંબરનાં ચૈત્ય યતી શ્રાવકનઇ વાંદવા યોગ્ય નહી.

૨ એકલા શ્રાવક ગૃહસ્થના પ્રતિષ્ઠા (ઠ્યાં) ચૈત્ય વાદવા યોગ્ય નહી.

૩ અભિનિવેશ મિથ્યાત્વીનું ધર્મકર્ત્તવ્ય અનુમોદવા યોગ્ય નહી.

૪ ઉત્કટ ઉત્સૂત્રભાષીનું ધર્મકર્ત્તવ્ય અનુમોદવા યોગ્ય નહી.

૫ દ્રવ્યલિંગીના દ્રવ્યઈ પ્રાસાદ પ્રતિમા નીપના હુઇ તે વંદનીક નહી.

૬ સ્વપંખીના ઘરનઈ વિષઈ અવંદનીક પ્રતિમા હુઈ તે સાધુનઇ વાસક્ષેપઇ વંદનીક હઇ.

૭ સાધુની પ્રતિષ્ઠા શાસ્ત્રઈ છઈ.

૫ સ્વસ્તિ શ્રી શાંતિજિનં પ્રણમ્ય ॥ તિરવાડા નગરતઃ પરમગુર શ્રી વિજયદાનસૂરિ સેવી ઉ૦ શ્રી ધર્મ્મસાગર ગણિ લિખતિ સમસ્ત નગરે સાધુસાધવી શ્રાવકશ્રાવિકા યોગ્યં ॥ આજ પછી અમ્હે પાંચ નિહ્નવ ન કહઉ પાંચ નિહ્નવ કહ્યા હુઇ તે મિચ્છામિ દુક્કડં ॥ ઉત્સૂત્ર કંદકુદ્દાલ ગ્રંથ ન સદ્દહઉં, પૂર્વઈ સદ્દહ્યઉ હુઈ તે મિચ્છામિ દુક્કડં ॥ પક્ખપરવી । ચતુપરવી આશ્રી જિમ શ્રી પૂજ્ય આસિ (આદેશ) દઇ છઈ તે પ્રમાણ ॥છા સાત બોલ જિમ ભગવન્ 'આસિ દઈ છઈ, તે પ્રમાણ ॥ **ચતુર્વિધ સંઘની આશાતના કીધી હુઇ** તે મિચ્છામિ દુક્કડં ॥ ચૈય પાયના ઉથાપ્યા હુઈ તે મિચ્છામિ

દુક્કડં ॥ આજ પછી પાંચનાં ચૈત્ય વાંદવાં ॥ તિરવાડા માંહિ શ્રી પૂજ્ય પરમગુરૂ શ્રી વિજયદાનસૂરિ નઈ મિચ્છામિ દુક્કડં ॥ દીધઉં છઇ સંઘ સમક્ષ એ બોલ આશ્રી જિણઇ ખોટઉં સદ્દહઉં હુઈ તે મિચ્છામિ દુક્કડં દેજ્યો ॥છ॥

૬ સ્વસ્તિ શ્રી વીરજિનં પ્રણમ્ય । શ્રી ડીસા સ્થાને પરમગુરૂ ગચ્છનાયક શ્રી ૬ શ્રી વિજયદાનસૂરિ ચરણાન્ ॥ ચરણસેવક શિવા લિખત શ્રી પત્તન નગરે સમસ્ત સાધ સાધવી શ્રાવક શ્રાવિકા યોગ્ય તથા પરપક્ષી સમસ્ત શિવઈ જે અસ્યો આજપછી પાંચ નિહ્નવ કહ્યા હતા તેહનઉં મિચ્છામિ દુક્કડં ॥છ॥ ઉત્સૂત્ર કંદકુદ્દાલ ગ્રંથની સદ્દહણા પૂર્વિઇ હતી સદ્દહઇતા તે મિચ્છામિ દુક્કડં ॥ ખોટી પ્રરૂપી તે ભણી શ્રી પૂજ્ય આશાતના તે ભણી અણાસ્તાં તિમ બોલ્યા જિમ શ્રી પૂજ્ય આસિ હઇ તે તિમ પ્રમાણ । ચતુર્વિધ સંઘની આશાતના શિવઇ કીધી ॥ તે મિચ્છામિ દુક્કડં ચૈત્ય પાંચનાં ઉથાપ્યાં હુઇ તે મિચ્છામિ દુક્કડં ॥છ॥ આજ પછી પાંચઇનાં ચૈત્ય વાંદઉં ॥ ડીસા માહિ શ્રી પૂજ્ય પરમગુરૂ શ્રી વિજયદાનસૂરિ નઇ મિચ્છામિ દુક્કડં દીધાં ॥ સંઘસમક્ષ્ય એતલા આશ્રી જે ખોટાં સદ્દહ્યાં હુઇ તેહનો મિચ્છામિ દુક્કડં ॥છ॥

(મુનિશ્રી જશવિજયના સંગ્રહમાંથી.

---

# સમયસુંદરકૃત આબૂતીરથભાસ.

આબૂ પરબત રૂયડઉ, આદીસર,
ઉંચઉ ગાઉ સાતસે, આદીસર દેવ,
પાજઈ ચડતાં દોહિલઉં, આ૦
પણિ પુણ્યની ઘણી વાતરે. આદીસરદેવ. ૧
આબૂતી યાત્રા કરી આ૦ સફલ કીયઉ અવતારરે. આ.
આબૂતી યાત્રા કરી. આદી. આંકણી.
પહિલા આદીસર પૂજિયા આ. વિમલ વસહી
સુજગીસરે. આદી.
દેવ જુહાર્યા દેહરી આ. અસ(શ્વ)ચડયા વિમલ
મંત્રીસરે. આદી. ૨
શ્રી નેમીસર નિરખીયા આ. સામસૂરતિ સુકમાલરે. આ.
કુણ મંડપની કોરણી આ. ધન વસતપાલ તજપાલરે.
આદી. ૩
ભીમ લૂણગ વસહી ભલી આ. ખરતર વસહી
જિણંદરે. આ
સગલા બિંબ જુહારિયા આ. દૂરિ ગયઉ દુખદંદરે.
આદી. ૪
અચલગઢઈ પાછઇ આવીયા આ. ચઉમુખ પ્રતિમા
ચ્યારરે. આ
શ્રી સાંતિનાથ કુંથનાથની આ. પ્રતિમા પૂજી
અપારરે. આદી.
આબૂની જાત્રા કરી આ. આવ્યા સીરોહી ઉલાસરે. આ.
દેવ અનઈ ગુરૂ વાંદ્યાં તિહાં આ. સહુની પૂગી આસરે.
આદી. ૬
જાત્રા કરી અઠયોતરેઈ આદી. શ્રી સંઘ પૂજા
સનાત્રરે. આ.
સમયસુંદર કહઇ સાસતી આદી. ભાસ ભલા હુયઇ
જાત્રરે. આદી. ૭

—ઇતિશ્રી આબૂતીરથ ભાસ.

# હંસરાજકૃત હીરવિજયસૂરિ ચતુર્માસ લાભપ્રવહણ સજ્ઝાય.

(દૂહા)

પ્રથમ જિણેસર મનિ ધરૂં, સમરૂં સરસતિ માય,
ગુણ ગાઉં તપગચ્છપતી, જસ નામિં સુખ થાય. ૧
સુખસાગર શ્રી જિનવરૂ, નાભિરાય કુલિ ચંદ,
મરૂદેવિકુંઅર જગતગુરૂ, પ્રણમું ઋષભ જિણંદ. ૨
ઋષભ અજિત સંભવ પ્રભુ, અભિનંદન જિનદેવ,
સુમતિ પદમપ્રભ સુપાસ જિન, ચંદ્રપ્રભ કરૂં સેવ. ૩
સુવિધ સીતલ શ્રેયાંસ જિન, વાસુપૂજ્ય અરિહંત,
વિમલ અનંત ધર્મ જિન, શાંતિનાથ ભગવંત. ૪
જેણઇ જનમિં મંગલ બહૂ, શાંતિ હૂઈ જગમાંહિ,
કમલાનિધિ લીલાપતી, સોલસમો જિનરાય. ૫
શાંતિ કુંથુ અરનાથ એ, ચક્રવર્તિ અનઇ અરિહંત,
છઇ રાજા પ્રતિબોધીઆ, મલ્લિનાથ ગુણવંત. ૬
મુનિસુવ્રત નમિ નેમિ જિન, યાદવકુલિ સિણગાર,
બ્રહ્મચારી શિરોમણિ સહી રાજીમતી ભરતાર. ૭
કમઠ હઠી મદ ગાલીઉ, પન્નગ કીઉ ધરણિંદ,
યાદવ દલ જીવાડીઉ, જય જય પાસ જિણંદ. ૮
થંભણ પાસ ત્રંબાવતી, સુખ સંપતિ દાતાર,
શાસનપતિ ચઉવીસમુ, વીરજિન કરૂં જુહાર. ૯
અતીત અનાગત વર્ત્તમાન, બિહુત્તરિ જિનવર ભાણ,
એ ત્રિહુ તીરથ અવરવર, તે સવિ જિણ વહૂં આણ. ૧૦

રાગ દેશાખ મલ્હાર.

આવિઉ (૨)રે આવ્યઉ માસ વસંત સહી,
વનસપતીરે સુહરી રઇ સવિ સંપદ લહી;
મોહિઆ માલતીરે, ભમરા ગુંજારવ કરઇ,
મિલીઆચલ તણઉરે, પવન ચિહૂં દિશિ વિસ્તરઇ. ૧૧
વિસ્તરઇ પરીમલ સુગંધ કુસુમહ કુંકુમ ચંદન છાટણાં,
એક કરઈ ક્રીડા નારિ ગ્રૌવડા ખડોખલીએ ઝીલણા;
મધુ માસ ગાઇ વેણિ વાઇ કુસુમ ધરિ સવ ભરઇ,
તિહાં મયણ રાજા રતિ અંતેઉરી સેનસ્યું લીલા કરઇ. ૧૨
ઇણિ અવસરિરે, આવિઉ તપગચ્છરાજીઉ,
ત્રંબાવતીરે, ત્રિભુવન મહિમા ગાજીઉ;
થંભણ પાસજીરે, આગઇ મધુ માધવ રમ્યા,
તિ તુ મનિ ધર્યારે, શ્રીપૂજ્ય પ્રભુ ચરણે નમ્યા. ૧૪
પ્રભુ નમ્યા ચરણે સુણ્યા વયણે, અમૃતનયણે નિરખતાં,
સીમંધર અરિહંત ભગવંત વંદઇ હીરજી હરખતાં;
કંસારી શ્રી પાસ જિનવર, સકરપુર ચિંતામણિ,
મહિમુંદ પુરિ સુલતાનપુરિ જિન,
આલીમાહિં ત્રિભુવન ધણી. ૧૫
જૂઉ અમ્હ ગુરૂરે, વસંત રમઇ રલીયામણઉ,
નંદનવનરે, પ્રવચન પરિમલ તિહાં ઘણઉ,
ઉપશમરસરે, મનોહર ભરીઅ ખડોખલી;
ઝીલઇ હીરજીરે, સંયમશ્રીસ્યું મનિ રલી. ૧૬
મનિ રલીઅ ઝીલઈ દુરિત ઠેલઈ,
ચંદન ગુરૂ ગુણ છાંટણાં,
કોકિલા કંઠિં કામિની તિહા, ગીત ગાઇ ગુરૂ તણાં;
ધ્યાન્ન મન્ન મોરા સહી ચકોરા,
મધુકર પરિ સુગુરૂ ચલણ કમલિ રમઇ,
ગુરૂ ધ્યાન સરોવર લહિરિ શીતલ
પાપ તાપ તે નીગમઈ. ૧૭
મુનિ ભૂપતિજી, રૂપિં મયણ મદ ગાલીઉ,
દીખ્યા-રાણીરે, રતિ તણઉ ગરવ ટાલીઉ;
સુવાસનારે, આચાર ઉત્તમ દીપીઇ,
હેલા માહિંરે, કર્મતણા દલ જીપીઇ. ૧૮
જીપીઇ વઇરી કર્મકેરા, સંતોષ સેજિઈં સુખ લહઇ,
કુસુમ પરિમલ કીર્ત્તિમાલા, સુગંધ યશ બહુ મહમહઇ;
દેસના વાજિત્રનાદ સુણે ભવિ, જિન પૂજા નાટિક કરઇ,
જૂઉ વસંતક્રીડા માહરા પૂજ્ય કેરી, મુગતિ સુંદરી
મનિ ધરઇ. ૧૯

ઢાલ-રાગ સામેરી.

જગજીવન પર ઉપગારી, આવિઉ પૂજ્ય મહાવ્રતધારી,
દેખી સંવનઇ હર્ષ ન માવઇ, મડાણિ ગુરૂ પધરાવઇ. ૨૦
મોટા શ્રાવક સાહ સારંગ,
સંઘવી જયવંતનઇ મનિ રંગ,
સાહ જાવડ સોની સહસધીર,
સંઘવી ઉદયકરણ ગંભીર. ૨૧
સાહ જયવંત નઈ સાહ રાજ,
કરઈ ધર્મતણાં બહૂ કાજ,

જૂઉ ઉદયકરણ ભંડારી,
કરઇ ભગતિ સહિગુરની સારી. ૨૨
દોસી વછા ઝીલા ભાકરાજ,
સાહ પતીઆ પરિખ કીકરાજ,
વુહરા જયરાજ સાહ મહિપાલ,
એહવા શ્રાવક બહુત દયાલ. ૨૩
જિમ મંદિર ગુરૂ પધરાવઇ, ભરી માણિક મોતી વધાવઇ,
સોહાગિણિ મંગલ ગાવઈ,
ઇમ ખંભાયતિ રૂયડું ભાવઇ. ૨૪
સાગોટઈ ઉપાસરઇ સોહઇ,
શ્રીપૂજ્ય બઇઠા ભવિ પડિબોહઇ,
નિતિ ઉછવ ઘરિઘરિ દીસઈ, ગુરૂ દેખી હીયડું હીસઇ. ૨૫

દૂહા

બિંબપ્રતિષ્ઠા જિનતણી, જિનશાસનિ મંડાણ,
સીતલ જિનવર થાપીઆ, વાજઇ ઢોલ નીસાણ. ૨૬
બિંબ બિસઇ પનર અવર, સુરનર જોઇ મુનિવૃંદ,
વાસખેપ અંજન ઠવે, શ્રી હીરવિજય સુરીંદ. ૨૭

ઢાલ એહજ.

સુણી વાણી શ્રી મુનિરાજ,
ધ્યન તે નર કરઈ એહવાં કાજ,
સંઘવી ઉદયકરણ ભાકરાજ,
ભાવિં વંદિ શ્રી ઋષિરાજ. ૨૮
જઇ વીનતી કરી પૂજ્ય પાસઇ,
લાભ જાંણિ રહી ચઉમાસઈ,
જેઠોઠી પરૂહણ ભરીયા, રૂડઇ વાય સુવાઈ તરીયાં;
ગયા ચોર કઠોર હીનોરા,
તે તુ ચરણપ્રસાદ ગુરૂ તોરા. ૨૯

રાગ ભીમમલ્હાર.

અનોપમ માસ આષાઢ કે, આસા સહૂ લહીરે,
કઇ આસ સહૂ લહીરે;
ગગનિ ધડૂક્યા મેહ કિ, વીજ ઝબૂકઇ સહીરે (૨) ૩૦
મોરા કરઇ કઇગાર કે, બાપી પીઉ કરઇરે (૨)
તેણંઈ સમઇ પીઉ પરદેશિ કઈ,
કામિની મનિ ધરઇરે (૨) ૩૧
એહવું જાણી પૂજ્ય પેખતાં, ભગતજન મન હરઇરે,
કઇ ભગત૦
મેઘ વરસઈ અખંડધાર, નદી પૂરઇ સર ભરઇરે (૨) ૩૨
પુન્યક્ષેત્ર સીંચઇ નીરિ, વાણી ઋષિરાજનીરે (૨)
મુખિ મીઠા પૂજ્ય વેલા ધ્યન આંજનીરે (૨) ૩૩

રાગ ધવલ ધન્યાસી.

આ ભવસંમુદ્ર સુભર ભર્યોએ, જિનધર્મ અવિહડ વાહણ
જિણંદ નીપાઇઉ એ,
તારઇ તારઈ કુંઅરાજી કુંઅરનુ વાહણ, ભલી પરિઇએ.
તારઇ (૨) કું. આંકણી.
જગંત્રના લોકનઇ તારવા એ, ઘડિઉં વિશ્વકર્મા એહ,
સયલ દુખ વારવા એ, તારઈ૦ ૩૪
સુક્તિ ક્રિયાણાં સુભર ભરિયા એ, લેઇ આવિઉ સાધુ કૃપાલ,
સગાલ થયા પુણ્ય તણા એ. તારઇ૦ ૩૫
ત્રિભોવન લોક સુખી થયા એ, ઇહ લોક નઇ પરલોક,
ભલઈ ગુરૂ આવીઆ એ. તારઈ૦ ૩૬
સમકિત દૃઢ સઢ દીપતો એ, સત્ય વચન તેહાં નેમ,
આગ્રા થંભ રોપીઉ એ. તારઈ૦ ૩૭
કીરતિધજ જસ લહકતી એ, સદ્દ્વહણા નાંગર દોર,
માલિમ તિહાં મુનિવરૂ એ. તારઇ૦ ૩૮
અનુકંપા સુંદર છત્રડી એ, ફુમતું અતિહિં ઉદાર,
ખિમા ઝૂલિ અતિ ભલી એ. તારઇ૦ ૩૯
મિથ્યાત્વ ડૂંગરડો જાલવઇ એ, કુમતી ચોર પ્રચંડ,
હેલામાં છીપીઆ એ. તારઈ૦ ૪૦
પુણ્યકરણી ગુણ ડાબડાં એ, આઉલાં વ્રત પચખાણ,
દયા દાન નોર ભલો એ. તારઈ૦ ૪૧
સંતોષ પંતાસ રૂડિ રાખીઇ એ, સંવેગ રસ જલ સાર,
બલવંત મુનિ ખલાસીઆ એ. તારઇ૦ ૪૨
વાજિત્ર નાદ સઝાયના એ, સાંભલઇ શ્રીય મુનીદ્ર,
માલિમ વર નાખૂઉ એ. ૪૩
ધનદત્ત શેઠ પરિવાર શું એ, સલામત આવિઉ ખંભાતિ,
ક્રિયાણાં સભર ભરી એ. ૪૪
દાન શીલ તપ ભાવના એ, ન્યાન દરિસંન ચારિત્ર,
વધારઈ વરતુ ભલી પરિઇ એ. ૪૫
શ્રાવક વુહરતિ આવીયા એ, વિજય કરી માગઈ વરતુ,
ઉત્તમ ગુરૂ અમ્હ દીઉ એ. ૪૬

રાગ સોરઠી.

ક્રિયાંણાં રે પેખુ માહરાં પૂજ્યનાં,-ન્યાન દરિસન ચારિત્રરે,
અમુલિક રયણ એ શીઅલસ્યું જાચા
હીરામાણિક નવતત્ત્વ રે. ૪૭

આસ પુહતી રે માહારા મનતણી, પેખતા પૂજ્ય દીદારરે,
સુકૃત ક્રિયાણા ભરી આનીઈં, કવિયા કુનિયા ધર્મ
વ્યાપાર રે. આસ પુહતી જે૦ આકણી. ૪૮
હીરજી ગુણ દાણા મોતી નિરમલા પાવિતે ભાવના મારરે,
અમુનિક રત્ન મહાવ્રત ધરઇ, ઉપદેશ જનહિર
આચાર રે આસ૦ ૪૯
પોંત સરાસર જાંણીઇ, ગાસખમણ દોઈ વીસ રે,
મકબ્બ સતરના પદ બિમઈ, સમોસરણ થયા સુ-
ત્રીસ રે. આસ૦ ૫૦
પાખખમણ પેટી હીરની, અપૂરવ દોઇ સિઇ સાત રે,
સંસારતારણ વીસ થાનિક, અઠીસઈ એ સૂક શક-
લાત રે. આસ૦ ૫૧
અઠ્ઠાઈ તે આરસઈ ચોલીયા, ઉપધાન દ્રાખ ભરપૂર રે,
આખાડ બદામ પોસા સામાયક, નવપદ ખારિક
ખજૂર રે. આસ૦ ૫૨
કલ્પ અઠ્ઠમ ઉપવાસ રંગિઈ, આબાલિનીની બીજા
તપ સાર રે,
નમજાં પસ્તા શ્રીફલ પૂગીફલ, એહ–નુહરતા લાભ
અપાર રે. આસ૦ ૫૩
સરમ અસાઢ સકવિં ફલઉં, ભરી આવિઉ પૂજ્ય
વડૂં વાહણ રે,
સાનિધ્ય કરઇ શાસન દેવતા, રખવાલ વાહણની
જાણ રે. આસ૦ ૫૪
કુસુમમાલા સુગંધ ભાવના, પરિમલ સુખ વલી લાભ રે,
જિન ગુણ ગીત ગાઇ તિહા,
દેસાઉરના આવ્યા ધરિ લાભ રે. આસ૦ ૫૫

રાગ ધન્યાસી.

શ્રાવણ માસ તે સરવડે, વરસઇ ભાદ્રવડે ભર મેહ,
શ્રીપૂજ્ય વાંણી એ પરિ વરસઈ,વાધ્યા ધર્મ સનેહરે. ૫૬
ભવીઆ પ્રણમુ પરઉપગારી, ગુરૂ હીરજી મહાવ્રતધારી,
હૂઉ બાલપણઇ બ્રહ્મચારી, જાનિ મોરા એ વ્યાપી
જેણે તારિયા બહુ નરનારીરે ભવીઆ૦ આકણી ૫૭
જગત સુખી થયુ પૂજ્ય પધારઇ, ઉત્સવ નિતિ મંડાણ,
સમોસરણ રચઇ સધવી,
ઉદયકરણ પ્રણમઇ ગચ્છપતિભાણરે. ભવીઆ ૫૮
પરવ પજુસણ રંગિ કીજઇ, ફલીઆ ધર્મવ્યાપાર,
વસ્તુ અપૂરવ બહુમૂલ આવઇ,
ખામણડા કરઇ સારરે. ભવીઆ. ૫૯
હરમજી વાહણુ બખાઠ આવ્યા, દીઆ લાભ અનંત,
આસ ફલી આસો મસવાડઇ, પુન્ય સગાન હવા
મંતરે. ભવીઆ ૬૦
શ્રીપૂજ્ય વાણી સફલઈ ફલી, ધ્યાન દરિસણ ચરિ ।,
કાર્તિક માસ તે કરસણ પાકા, દેસવૃત્તિ સર્વવૃત્તિરે.
ભવીઆ ૬૧
દેસ દેસના સંઘ પધારઇ, દાગન ગુરતણા ધ્યાવઇ,
ઉછવ મહોત્સવ કરઈ વધાવા, પ્રભાતના સંઘ કરાવઇરે.
ભવીઆ ૬૨
ઉપાધાન માલારોપણ મહાવ્રત, ચઉથા વ્રત વની બાર,
બિંબપ્રતિષ્ઠા અને અનશન, બહુત હુઆ લાભ
અપારરે. ભવીઆ. ૬૩
શ્રી ગુરૂ હીરવિજય સુરીસર, સકલચંદ ઉવઝાય
પંડિત શ્રી જયવિમલ મુનીસર, ગણિ વિદ્યાધર નમુ
પાયરે. ભવીઆ ૬૪
ગણિ રૂડા ગણિ કૃષ્ણવિજય ગણિ, લક્ષ્મીવિજય
ગુરૂ સંગિ,
ધર્મવિજય ગણિ મેઘવિજયગણિ, મુનિવિજય ઋષિ
સી(સા)રંગરે. ભવીઆ. ૬૫
પદ્મવિજય ઋષિ સૂરવિજય ઋષિ, જયવિજય ઋષિ
ધ્યાનહર્ષ,
ભાવવિજય ઋષિ દેવવિજય ઋષિ, સેવતા હુઇ
સુખરે ભવીઆ. ૬૬
ગણિ કુલધર ઋષિ મોટા તપસી, ગણિ જિનકુશલ
વઇરાગી,
કરઇ વયાવચ મુનિવરકેરા, સંયમસ્યુ લય લાગીરે.
ભવીઆ ૬૭
ચાહુ ઋષિ ખેમકુસલ રિષિ, નાગજી વિવેકવિમલ
કૃપાચંદ,
ભાવકુશલ રિષિ ભીમ, લબ્ધિવિજય નાંનડીઉ
રત્નચંદ ભવીઆ ૬૮
સાધ્વી પ્રભુશ્રી લાલશ્રી સાહિબશ્રી, માણિકસુમતિ
રતન,
ચારિત્રસુમતિ શ્રી વિનયશ્રી, ધ્યાનસુમતિ એ ધન્યરે
ભવીઆ૦ ૬૯
ચંપકશ્રી કનકશ્રી લાભસુમતિ એ, વઇરાગશ્રી
ગુરૂ પાસઈં,

ચ્યાલીસ ઠાણુંઇ શ્રી ખંભનગરમાં, હીરજી રહિયારે
ચઉમાસઇ. ભવીઆં. ૭૦
ખંભનગરનુ સંઘ વઇરાગર, પંચવિધ દાન દાતાર,
કનક ચીર સોનહરી ગંઠોડા, વરસઇ જિમ જલ
ધારરે. ભવીઆં. ૭૧
જિહાં જિહાં ગુરૂની આગ્ના વરતઇ, તિહાં તિહાં
ઉત્સવ થાઇ,
દિન દિન ચઢતઈ રંગ સોહાવઇ, **હંસરાજ** ગુણ
ગાવાઇરે. ભવીઆં. ૭૨

—ઇતિ શ્રી હીરવિજય સૂરીશ્વર ચતુર્માસક સંબંધી લાભપ્રવહણું સંપૂર્ણ મિતિ શ્રેય: । લિક્ષિમ । શુભં ભવતુ ।। મંગલં લેખકાનાં ચ પાઠકાનાં ચ મંગલં । મંગલં સર્વ જૈનાનાં સાધુ સાધ્વીતિ મંગલં ।। ૧ ।। સંવત્ **૧૬૮૫** વર્ષે માર્ગશીર્ષ શુ. ૧૦ બુધૌ તદા લિખિતમિદં **દેવપત્તને** ।। શુભં ભવતુ ।। ૭ ।। શ્રીરંસ્તુ । ૭ । ૪-૧૨ મારી પાસે.

(આમાં કેટલેક સ્થળે સુંદર કાવ્યત્વ છે. હીરવિજયસૂરિ ખંભાતમાં ચાતુર્માસ કરે છે તે વખતનું વર્ણન છે તેમાં ખંભાતનાં પરાં, મંદિરો, મોટા આગેવાન શ્રાવકો વગેરેનું પણ વૃત્તાંત જોઇ શકાય છે. તે વખતે સૂરિ સાથે ૪૦ ઠાણાં-શિષ્ય શિષ્યાઓ હતાં, તેમણે **શીત**લનાથની પ્રતિષ્ઠા કરવા સાથે ૨૧૫ જિનબિંબોની અંજનશલાકા કરી હતી. સૂરિ વહાણરૂપ છે ને તેથી શું શું લાભ થાય છે તે બતાવી આ કૃતિનું નામ લાભપ્રવહણ આપેલું છે, અને તેમાં વહાણ સાથે સંબંધ ધરાવતાં નામો (nautical terms) આપ્યાં છે તે ગૂજરાતના વહાણવટાના અભ્યાસીને ખાસ જાણવા જેવાં છે. આ કૃતિ રચનાર હંસરાજે મહાવીરસ્તવન સુંદર પદ્યમાં રચેલ છે ને તે આચાર્યના સમકાલીન છે.

આ સઝાયનું નામ પ્રવહણ સઝાય છે એટલે પ્રવહણ એટલે વહાણ રૂપી ગુરૂ હીરવિજયસૂરિ છે કે જે દ્વારા સંસારરૂપી સમુદ્ર તરી શકાય છે. કર્તાએ પ્રથમ સરસ્વતી અને પછી ૨૪ વર્ત્તમાન જિનની સ્તુતિ કરી છે અને ત્રંબાવતીના થંભણ પાર્શ્વનો પણ ઉલ્લેખ કરી બતાવ્યું છે કે હીરવિજયસૂરિ વહાણરૂપે ત્રંબાવતી એટલે ખંભાત વસંતમાસમાં પધાર્યા ત્યારે ત્યાંનાં મંદિરો જેવાં કે સીમંધર, કંસારી-પાર્શ્વ, સકરપુરનું ચિંતામણિ (પાર્શ્વનું) અને મહમદપુર તથા સુલતાનપુરનાં મંદિરોમાં જઈ દર્શન કર્યાં. આ માસનું સુંદર વર્ણન આમાં કર્યું છે.

સંઘમાં સાહ **સારંગ**, સંઘવી જયવંત, સાહ જાવડ, સોની સહસધીર, સંઘવી ઉદયકરણ, સાહ જયવંત, સાહ રાજ (રાજીયો હશે) ઉભંડારી ઉદયકરણ, દોસી વછા, ઝીલા, **ભાકરાજ**, સાહ પતીઆ, પરિખ કીકરાજ. વોહરા જયરાજ, સાહ મહિપાલ વગેરે શ્રીમંત શ્રાવકો હતા. પૂજ્યશ્રી સાગોટાના ઉપાસરે બિરાજતા હતા. તેમણે **શીત**લનાથની પ્રતિષ્ઠા કરી ને તે સિવાય ૨૧૫ બિંબોની અંજનશલાકા કરી. (આ સમય સંવત ૧૬૩૮ ના માહ શુ. ૧૩ હોવાં ઘટે. જુઓ નાહર ૧ નં. ૬૦૫, ના. ૨ નં. ૧૨૧૫, બુ. ૨, નં. ૨૫૫, ૧૧૦૦, ૧૧૨૩ કે જે પૈકી ૧૧૦૦ માં ખંભાતવાસી ઓસવંશીય સો૦ વચ્છાનું નામ આવે છે; ઉપર દોસી વચ્છા કહેલ છે તે દો૦ નું સો૦ ઉક્ત લેખમાં ભુલથી વંચાયું હોય; અને લેખ નં. ૧૧૨૩ માં ખંભાતવાસી ઓસવંશીય સા. ઉદયકર્ણનું નામ આવે છે.)

પછી સંઘવી ઉદયકરણ અને **ભાકરાજે** પૂજ્યજીને વિનતિ કરી કે ચોમાસું ખંભાતમાં કરવાની કૃપા કરો ને તેથી તેઓ લાભ જાણી ત્યાં ચોમાસું રહ્યા. (હવે આષાઢ માસનું વર્ણન આપી કુંરાના કુમાર-હીરવિજયને વહાણનું રૂપક આપી આખું રૂપક કવિ કાવ્યમાં ઉતારે છે) આષાઢનું એ રીતે વિસ્તારથી પૂરૂં વર્ણન કરી શ્રાવણ-ભાદ્રપદમાં પજુસણ પર્વ આવ્યાં ત્યારે સંઘવી ઉદયકર્ણે સમોસરણ રચ્યું. આસો ને કાર્ત્તિક ટૂંકમાં પતાવી તેમના ચોમાસાથી થયેલ લાભ જણાવી શિષ્ય પરિવારમાંથી સકલચંદ ઉ, જયવિમલ, વિદ્યાધર, કૃષ્ણવિજય, લક્ષ્મીવિજય, ધર્મવિ. મેઘવિ. મુનિવિ. સારંગ, સુરવિ. પદ્મવિ. જયવિ. ભાવવિ. દેવવિ. કુલધર, જિનકુશલ, ચાહુ, એમકુશલ, નાગજી, વિવેકવિમલ, ભાવકુશલ, ભીમ, લબ્ધિવા., નાનો રત્નચંદ્ર એ સાધુઓનાં નામ આપે છે પછી સાધ્વીઓ નામે પ્રજ્ઞ-લાલ-સાહિબ-માણિક-સુમતિ-રત્ન-ચારિત્રસુમતિ-વિનય-જ્ઞાન-સુમતિ-ચંપક-કનક-લાભ-સુમતિ શ્રી એ મળી ૪૦ ઠાણાં ત્યાં ખંભાતમાં હતાં. આ પ્રમાણે ચોમાસાની સઝાય કવિ હંસરાજ પુરી કરે છે. **તંત્રી.**

# प्राचीन थेरावली.

॥९०॥ सुहम्मं अगिवेसाणं जंबूनामं च कासवं ।
पभवं किच्चायणं वंदे वच्छं सिज्जंभवं तहा ॥१॥
जसभद्दं तुंगियं वंदे संभूयं चेव माढरं ।
भद्दबाहुं च पाइन्नं थूलभद्दं च गोयमं ॥२॥
एलावच्छस्स गुत्तं वंदामि महागिरिं सुहथिं च ।
तत्तो कोसियं गुत्तं बहुलस्स सरिवयं वंदे ॥३॥
हारिय गुत्तं साइं च वंदि मोहारियं च सामन्नं ।
वंदे कोसियगुत संडिलं अजिय जीयधरं ॥४॥
तिसमुद्द खाय कित्तिं दीवसमुद्दे सुगहिय पायालं ।
वंदे अज्ज समुद्दं अखुभिय समुद्दगंभीरं ॥५॥
भणगं करगं उरगं एभावगं नाणदंसणधराणं ।
वंदामि अज्ज मग्गं सुयसागर पारगंभीरं ॥६॥
वंदामि अज्जधम्मं वंदे तत्तो य भद्दगुत्तं च ।
तत्तोय अज्जवयरं नव नियमगुणेहि वयरसमं ॥७॥
वंदामि अज्जरेखिय खणेरखिय चरित्त सव्वसो ।
रयणकरंडगभूउ अणुयोगोरखिउ जेहिं ॥८॥
नाणंमि दंसणमि य तवविणय निचकालमुज्जंतं ।
अज्जानंदिल खमणं सरिसा वंदे पसन्नमणं ॥९॥
वड्ढो वायगवंसो जस वंसो अज(ज्ज) नागहत्थीणं ।
वागरण करणभंगिय कम्मपयडी पहाणाणं ॥१०॥
जच्च जणधाउ समप्पहाणं मुद्दीयकुवलयनिहाणं ।
वड्ढो वायगवंसो रेवइ निखत्त नामाए ॥११॥
अयलपुरानिखंते कालीयसुअणोगे धीरे ।
बंभ दीवग सहिए वायगपय मुत्तमं पत्ते ॥१२॥
जे सगे अणुगे पयरे अज्जावि अड्ढ भरहंमि ।
बहुयर निग्गया जस्स तं वंदे खंदिलारीए ॥१३॥
तत्तो हेमवंत महंत विक्कमे धीयपरिकम्मे मणंते ।
सज्झायमणंतधरे हेमवंत वंदिमो सरिसा ॥१४॥
कालीसुअणुगस्स धारे धारे पुव्वाणं ।
हिमवंत खमासमणे वंदे नागजिणारीए ॥१५॥
मीउ मद्दवसंपन्ने अणुपुव्विं वायगुत्तणं पत्ते ।
अहो सूयसमायरे नाग जिणवाइयं वंदे ॥१६॥
गोविंदाणं पय नमो अणुगेविउल धारणं दाणं ।
नव खंति दयाणं परोवणे दुलभिंदाणं ॥१७॥
तत्तो य भूयदिन्नं निचं त व सजमे अन्नविहत्रं ।
पडीजणसामन्नं वंदामि संजमवहन्नं ॥१८॥
वरकणगतवियचंपग विमलवरकमल गभसुरवन्ने ।
भविय जणहीयदए दयागुण विसारए धीरे ॥१९॥
अढ भरहपाणे बहुवी सज्झाय समयप्पहाणे ।
अणोगे वरवसभे नाइल कुलवंस नंदिकरे ॥२०॥
भूय अप्पगमे वंदे हं भूईदिन्न सारीए ।
भवभय वोछिकदे सीसे नागजिणारसीणं ॥२१॥
समणि निचानिचं समणी सततयधारे अनिचं ।
वंदे हं लोहच्च सभाव भावणानि च ॥२२॥
अत्थ महरवाणं सुसमणवपाण कहाण निव्वाणं ।
पीए मोहरखाणिं पउ पणमामि दूसगणं ॥२३॥
तव निग्गमसच्चसंजम विणय अज्जवखंति सुद्दवरयाणं ।
सीलगुण गंदीयाण अणुगे जगपहाणाणं ॥२४॥
सुकमाल कोमलतले तेसिं पणमामि लखपसथे ।
पावय पावणेणं पांडत्थग खए पणवीए ॥२५॥
जे अन्ने भगवंते कालीय सूअ अणोगे धीरे ॥
ते पणमीउण सरसा नाणस्स परूवणं वुत्थं ॥२६॥

—इति थिरावलीया समत्तं ।

[मुनि जशविजयसंग्रहः २ पत्रांकप्रतिः]

---

નોંધ—હિમવંતની સ્થવીરાવલિ પ્રાપ્ત થઇ છે એમ જણાવી તે પરથી પોતે કલિંગ ચક્રવર્તિ ખારવેલનું કેટલુંક વૃત્તાંત પંડિત હીરાલાલ હંસરાજે ગૂજરાતીમાં અંચલગચ્છની મોટી પટ્ટાવલીના પુસ્તકમાં આપ્યું છે અને તે સર્વ મૂલ સ્થવીરાવલિ પરથી નિષ્પન્ન થયું હોય તો ઘણો ઐતિહાસિક પ્રકાશ પાડી શકાય તેમ છે; પરંતુ દુર્ભાગ્યે પોતાની હમેશની રીતિ મુજબ પંડિતજી એ મૂલ હિમવંતની સ્થવીરાવલિ આપી નથી, ને પંડિતજી સ્વર્ગસ્થ થઈ ગયા છે. આ થેરાવલી કચ્છના એક ભંડારમાંથી પ્રાપ્ત થઈ હતી તેથી ત્યાંથી મળી શકશે એવું જણાવવામાં આવતાં તે માટે પ્રયાસ સાક્ષર મુનિશ્રી કલ્યાણવિજયજી અને પંડિત સુખલાલજી કરી રહેલ છે. તે મળશે કે નહિ એ મોટો

સવાલ છે, પણ મૂળ પરથી હીરાલાલ પંડિતે લખેલું છે એમ સ્વીકારી મુનિશ્રી કલ્યાણવિજયજીએ મોટા હીંદી લેખ લખી नागरी प्रचारिणी पत्रिका માં પ્રગટ કરેલ છે. હિમવંતનું નામ અહીં આપેલી થેરાવલીમાં ગાથા ૧૧ અને ૧૫ માં આવે છે; તેજ હિમવંત પંડિત હીરાલાલ જે હિમવંતની સ્થવિરાવલી જણાવે છે તે હોય કે ન હોય તેનો નિશ્ચય તે પ્રાપ્ત થાય તો થાય. આ પ્રાચીન થેરાવલી તેમાં કંઈક પ્રકાશ નાંખી શકશે એમ ધારી આ લોક સંપૂર્ણ શુદ્ધ સ્વરૂપમાં નથી છતાં બને તેટલી શુદ્ધ કરી અત્ર આપી છે. તંત્રી.

---

# જયસોમ ઉપાધ્યાયકૃત શ્રી કર્મચંદ્ર વંશાવલી પ્રબંધ.

પ્રસિદ્ધ મંત્રી કર્મચંદ્રની વંશાવલીનો આ સંસ્કૃત પ્રબંધ ઐતિહાસિક છે ને તેમાંથી ઘણી ઐતિહાસિક વિગતો મળી આવે છે. મૂળ પ્રબંધ સંસ્કૃતમાં રચનાર ખરતરગચ્છમાં શ્રી જિનકુશલામ્નાયમાં ક્ષેમકીર્તિશાખામાં ક્ષેમરાજશિષ્ય પ્રમોદમાણિક્ય ગણિના શિષ્ય જયસોમ ઉપાધ્યાય છે. તે સર્વ મળી ૫૩૬ છંદમાં છે. તેની પર સંસ્કૃત વૃત્તિ તેમના શિષ્ય ગુણવિનય ઉપાધ્યાયે રચી કે જેની આદિમાં નીચે પ્રમાણે છેઃ—

श्री फलवर्द्धिकपार्श्वं, प्रणम्य रम्यश्रियं शुभप्रसवं।<br>
प्रसभं श्री जिनकुशलं, कुशलं ददतं च भक्तानां ॥१॥<br>
प्रौढप्रताप तपनं, श्री जिनचंद्रं गुरुं कविप्रणुतं।<br>
बुधकृतमंगललीलं, क्रोडीकृत साधकं ध्यात्वा॥२॥<br>
श्री जिनसिंहमुनीन्द्रं, चंद्रप्रतिमं कुमुदविकासकृते।<br>
समुपन्लोक्य कृपालुं, प्रणमद् भूपालभूपालं ॥३॥<br>
पाठकपदप्रधानान, श्री जयसोमान् गुरून्मनसि धृत्वा।<br>
प्राप्य तदादेशमहं, विवृणोमि विभाव्य निजबुध्या.॥४॥<br>
स्वगुरुकृतमंत्रिराज, श्रीमद् वंशावलीमिमां सुगमां।<br>
अपि हंसगामिनी, वरप्रसाद विकसन्मतिः सरसां ॥५॥<br>
अथ ग्रन्थे कतिचिद् लौकिक रूढ्यापि संति नामानि।<br>
न च तत्र शब्दशास्त्रा,-पेक्षार्थं हार्दमत्र कवेः॥६॥<br>
लालित्यं ग्रन्थकृता, बालानां बोधनाय यद् विदधे<br>
श्री मंत्रिराजभावा, नुगामिता हेतुरिह तत्र ॥७॥

આ પર ટીકાકાર પોતે વળી ટીકા કરે છે કેઃ-

इह निर्विघ्नं स्ववचनरचनासूत्रसंगत्या चिकीर्षित श्री मंत्रीराजवंशावलीमुक्तावली-समारचनमिच्छुभिः स्वच्छमतिभिः श्री गुरुभिः श्री जयसोमोपाध्यायै रादौ शिष्टाचारप्रतिपालनायेष्टदेवता नमस्काररूपं वाचिकं मंगलमारभ्यते। तच्च त्रिधा कायिकं वाचिकं मानसिकं च। तत्राद्ये फलं व्यभिचरतः। क्वापि क्वापि पूर्वग्रन्थादौ तयोः सद्भावेपि समाप्तेरदर्शनात् अन्यस्य तु नमस्कारस्य निश्चयिकफलकत्वान्नादर्ये करणे। तथापि त्रिवेणीयोगवन्मानसिक नमस्कारसंबद्धे ते द्वे अपि यथोक्तपूर्णफलनिष्पादके। तत्रापि कायिकस्य तस्य ग्रन्थकर्तृ शिरोनमनांजलि करणादि कायव्यापाररूपत्वेन तत्क्षण एव जातत्वान्नपरेषामसन्निहितत्वादध्यक्षेणावगमः। मानसिकस्य तु तस्य मनोभवत्वेन नानतिशायि ज्ञानिभिः परिच्छेदः कर्त्तुं शक्यते। अतोत्र यद्वाचिक नमस्कारनिदर्शनं तच्छिष्यप्रशिष्यानुशिष्यार्थं। तद्दृष्ट्वा स्ववंश्या अपि शिष्या ग्रन्थादौ तत्समारभेरन्निति॥

ફલોધી પાર્શ્વનાથ અને જિનકુશલસૂરિને પ્રણમી જિનચંદ્રસૂરિનું ધ્યાન ધરીને જિનસિંહસૂરિના શ્લોકાનુવાદ કરીને પાઠક જયસોમ નામના ગુરુને મનમાં ધારી તેમનો આદેશ લઈ મારી બુદ્ધિથી આ પર વૃત્તિ રચું છું. સ્વગુરુએ કરેલી કર્મચંદ્ર મંત્રીશ્વરની

नरमणिमंडित भालास्तत्पट्टे नमदनेकभूपालाः। जिनचन्द्रा गणपाला वांछितदाने विबुधशालाः ॥५१०॥

श्री जिनपतिगुरुपादाः षट्त्रिंशद् वादलब्ध जयवादाः। स्थापित गणमर्यादास्ततोऽप्रमादाजयंत्याढ्याः ॥५११॥

तदनु जिनेश्वरगुरवस्समभूवन्नेमिचन्द्र कुलचन्द्राः। तदनु प्रबोध सूरिप्रवरा स्तत्पट्टसवितारः ॥५१२॥

कलिकालकेवलीति ख्यातिं प्राप्तास्ततश्च जिनचन्द्राः। बोधितभूपचतुष्टयकृतसेवा राजगच्छाख्याः ॥५१३॥

श्री जिनकुशलमुनीन्द्रा स्तत्पट्टे विघ्नकरटिपारीन्द्राः। विषमपथे जनमार्गित जलदानप्रथितपृथुयशसः ॥५१४॥

तत्पदपद्ममधुव्रतकल्या जिन पद्मसूरिनामानः। अवधानकरा राजत्कूर्चालसरस्वतिबिरुदाः ॥५१५॥

श्री जिनलब्धियतीन्द्रा लब्धिनिधानप्रधानगुणकलिताः। श्री जिनचन्द्रा गुरवस्तदनु जयन्ति प्रतापाढ्याः ॥५१६॥

कृत जैनशासनोदयविभवाः श्रीमज् जिनोदयास्तदनु। श्री जिनराजगणोदितमार्गरता स्तदनु जिनराजाः ॥५१७॥

श्री जिनभद्रयतीन्द्रा स्ततो विरेजुः क्रियासु निष्णाताः। तत्पट्टोदयभूधरसूरा जिनचन्द्र नामानः॥५१८॥

सद्गुणराशिसमुद्राः समुद्रसूरीश्वरास्ततो जाताः। तच्चरणकमलहंसा श्री जिनहंसा लसद्वंशाः ॥५१९॥

श्रीमज्जिनमाणिक्याः सूरिवराः प्राप्त सुगुणमाणिक्याः। प्रव्राजनगुरवो मम संजाता स्तदनु विख्याताः ॥५२०॥

तत्पट्टपूर्वाचलचूलिकारविः सपत्नशैलावलिपक्षसत्पविः। जगज्जनामोदकृदाननच्छविः सम्यग्यशो वर्णन सारवाक्कविः ॥५२१॥

युगप्रधानत्वपदप्रदानाज्जलालदीसाहिवरेण सत्कृतः। प्रौढप्रतापो जिनचन्द्रसूरि विराजते सद्विजयी महीतले ॥५२२॥ युग्मं

तच्चरणाम्बुजहंसाः श्रीजिनसिंहाः प्रतापजिनहंसाः। दीप्यंते शुचिवंशाः समस्तजनपूरिताशंसाः ॥५२३॥

श्री जैनशासनधुरा धरणाय धुर्ये सत्येकतः प्रबलसारयुगप्रधाने। मन्येऽन्यतोऽपि युगकौटिधृतौ समर्थः, श्रीसाहिना सुघटितो जिनसिंहसूरिः ॥५२४॥

श्री जैनचन्द्र सुगुरौ राज्ये विजयिनि विपक्षबलजयिनि। क्रमतो नृप विक्रमतः खभूतरसशशिमिते (१६५०) वर्षे ॥५२५॥

विजयदशम्यां विजया जयादि विबुधावलीभिरुपचरिते। पार्श्वे मानसविषयं कृत्वा विजये मुहूर्तेऽस्मिन् ॥५२६॥

श्री जिनकुशलाम्नाये श्रीमच्छ्री क्षेमकीर्ति शाखायां। श्री क्षेमराज शिष्य प्रमोदमाणिक्यगणिशिष्यैः ॥५२७॥

श्री जयसोमैर्विहिता धीसखवंशावलीगुरोर्वचसा। श्लोकैः प्राथमकल्पिकमतिविभव हेतवे मृदुभिः ॥५२८॥ युग्मं

यदधिकमत्राभिहितं न्यूनं वा वर्णितं मया विहितात।
तत्र मनागपि नागो यस्मादन्योक्तमिह लिखितं ॥५२९॥
रक्तमतिर्वदतितरां यस्मादधिकं कृतादपि प्रायः
क्लिष्टं कृतमपि सकलं न वदति यदपलपनाकुलितः ॥५३०॥
पूर्वजानामदृष्टत्वाद् रागद्वेषौ न तेषु मे।
दृष्टान्तां तु यथा दृष्टं वर्णना विदधे मया ॥५३१॥
वंशावली वाचक पुण्यसार मुखाद्यथा श्रावि तथा विविच्य।
अस्माभिरप्यादरसारचित्तै लिखीकृतेऽयं कृतिनां सुखाय ॥५३२॥
यद्राभस्यत्प्रमादाद् वा रसिकत्वेन वा मया।
न्यूनं तथाधिकं जाता कृत तद्दुष्कृतं मृषा ॥५३२॥
सुकृतानुमोदनातो यदर्जितं पुण्यमद्भुतं मयका।
तेनाखिलोऽपि लोको भवतु सुखी धर्मनिरतश्च ॥५३३॥
साहि श्रीमदकब्बरराज्यदिनादखिललोकसुखहेतोः।
अष्टत्रिंशे वर्षे लाभकृते लाभपुर नगरे ॥५३५॥
नंद्याद् वंशावलीग्रंथो ग्रथितोऽयं प्रमोदकृत।
आचंद्रार्कं शुभो दक्षैः सत्सम्यक्षैः च वर्द्धयन ॥५३६॥ युग्मं

ટીકાકાર ગુણવિનય છેવટે પોતાની પ્રશસ્તિમાં જણાવે છે કેઃ—

—इति श्री क्षेमशाखायां वाचनाचार्य श्री प्रमोदमाणिक्यगणि शिष्यरत्न श्री जयसोमोपाध्याय शिष्य वाचनाचार्य श्री गुणविनयैर्मंत्रिराज श्रीकर्मचंद्रवंशावलीवृत्तिः सम्पूर्णा चक्रे ॥

श्रीगुरुराजकृतानां श्लोकानामिव शुभार्थघटितानां।
पुण्यानां श्लोकानां कापि व्याख्या मया विदधे ॥
न च दोषलवो ग्राह्योऽनुगृह्य मे तत्र यद्विमर्शकृतौ।
व्यामोहः सुधियामपि का गणना मयि वराकेऽत्र ॥
गंभीरार्थानामपि वृत्तानां यद्विचारणे प्रगुणा।
मन्दापि मन्मतिरभूत् सा महिमा श्रीगुरोर्ज्ञेया ॥
श्रीकर्मचन्द्रमंत्री धन्यो यस्याद्भुता गुणश्रेणिः।
स्वमुखेन श्रीगुरुभिर्व्याख्याता दक्षतानिधिभिः ॥
रसबाण दर्शनेन्दु प्रमिते वर्षे च लक्ष मधुपक्षे।
विक्रमनृपतोऽष्टम्यां शनिवासरे पुष्यनक्षत्रे ॥५॥
श्रीतोसामपुरे वरवांछितदान प्रधानसुरवृक्षे।
श्रीमंत्रिराजकारित जिनकुशलस्तूपकृतरक्षे ॥६॥
श्रीकर्मचन्द्राग्रहेण सदनुग्रहेण कुशलगुरोः।
कुशलार्थं सार्थसंवादनाययार्थाभिधस्य गुरोः ॥
श्री जयसोमगुरूणां साहिसभालब्धविजयकमलाणां।
शिष्येण वाचकश्री गुणविनयेनैष्यसद्ग्रंथान ॥
रचिता निचिता सूक्तैर्मणिखचितामुद्रिके च हैमीयं।
सद्वर्णा सगुणापि च वृत्तिर्मान्या बुधैर्वाढम् ॥९॥
—ग्रंथाग्रं ३१५१। अक्षर १९॥

આ સવૃત્તિ ગ્રંથની સુંદર અક્ષરમાં નકલ શ્રીયુત પૂરણચંદ નહાર M. A. B. L. કલકત્તા પાસેથી અમને જોવા મળી હતી. તે આખી જોઈ જતાં તેમાંથી કેટલીક જાણવા યોગ્ય હકીકતો મળે છે, પણ તે ઉતારી લઇએ તે પહેલાં તે તેમને પાછી કરવાની જરૂર આવી પડી, તેથી તે અત્ર મૂકી શકાઇ નથી, માત્ર ગ્રંથનો કંઇક ભાસ થાય તેટલા પૂરતું નોંધી રાખેલું તે અત્રે રજુ કરવામાં આવેલ છે. પરંતુ અમારા મિત્ર શ્રીયુત કૃષ્ણલાલ વર્માજી પાસેથી પણ એક હસ્તલિખિત પ્રત પ્રાપ્ત થઇ છે તે પરથી હવે પછી કોઇ વખત અવકાશ સાધીને ઉપયોગી બિના રજુ કરવાની તક લઈશું. અમો રા. નાહર તથા વર્માજી બંને મહાશયનો ઉપકાર માનીએ છીએ. ગ્રંથના સં. ૧૬૫૦માં કર્તા ખરતરગચ્છના જયસોમ ઉપાધ્યાય છે ને તેના પર સં. ૧૬૫૬માં ટીકા કરનાર તેમનાજ શિષ્ય ગુણવિનય ઉપાધ્યાય છે. (કે જે સંબંધી જુઓ જૈનગૂર્જર કવિઓ પ્રથમ ભાગ પૃ. ૩૨૬) તે ગુણવિનયે આ સંસ્કૃત ગ્રંથ પરથી ગૂજરાતી ભાષામાં કર્મચંદ મંત્રી પ્રબંધ રચેલ છે કે જે શ્રી જિનવિજયજી સંપાદિત જૈન ઐતિહાસિક રાસ સંચયમાં પ્રસિદ્ધ થયેલ છે. વાસ્તવિક રીતે સંસ્કૃત અને ગૂજ-

રાતીમાં બહુ ફેર નથી, છતાં કેટલેક ઠેકાણે ગૂજરાતી કૃતિમાં રહી ગયેલ અસ્પષ્ટતા વગેરે સંસ્કૃત ગ્રંથની સહાયથી દૂર થાય છે. અકબર બાદશાહના સમયમાં તપાગચ્છના હીરવિજયસૂરિ આદિ સાધુઓએ અને થાનસિંહાદિ શ્રાવકોએ જૈનશાસનની સેવામાં મોટો ફાળો આપ્યો છે; તેમજ ખરતર ગચ્છના જિનચંદ્રસૂરિ આદિ સાધુઓએ અને કર્મચંદ્ર મંત્રી આદિ શ્રાવકોએ પણ સારો ફાળો આપ્યો છે. **તંત્રી.**

---

## ખમાવો !

### લાવણ્યસમયકૃત પાક્ષિક ચાતુર્માસક સાંવત્સરિક ગીત.

રાગ ધન્યાસી

સમકિત સરિખાં રયણા ન રાખ્યાં,
સત્ય વચન નવિ ભાખ્યાં
પરનારીસિઉં રંગિઇ રમીઆ, પસુઅ પરાણિઈં
દમીઆરે
ખમાવઉ રે ખમાવઉ હેવ ચિત ચોખઈ રહીએ
વરસ દિવસનાં ધાતક ધોઈ, નરવર નિરમલ થઈએ રે.
૧ ખમા૦
જીવ યતન સૂધાં નવિ કીધાં, આલ અયુગતાં દીધાં,
ગુરૂ ગુરૂણીના વિનય ન કરીઆ, દેવતણાં દ્રવ્ય
હરીઆ રે. ૨ ખમા૦
અણજાણતાં અબોલા કીધા, પરધન ચોરી લીધાં
બાર વ્રતના નિયમ વિરાધ્યા, સદ્‌ગુરૂ વચન ન સાધ્યાંરે.
૩ ખમા૦
ઈંદ્રી પંચ અલીદાં (ઢીલાં) મેહલ્યાં, દાન પુણ્ય જે ટેલ્યાં
લાખ ચુરાસી યોનિ પ્રસિદ્ધી, તેહની દહવણ કીધી રે.
૪ ખમા૦
કુંભકાર ધરિ ચેલઈ કુંભ જિ કાકરિ કાણાં કરીઆં,
ક્ષણિ ક્ષણિ મિછાં દુક્કડ દેતાં બિહુના કાજ ન સરીઆં રે. ૫ ખમા૦
ચંદનબાલ અનઈ મરધાવિઈં, તીણઈં જેમ ખમાવિઉ
કૂડ કપટ જુ મનથી ટાલિ, તુ કેવલ કરિ આવિઉ
રે. ૬ ખમા૦
ખમા ખમાતી ઉપશમ આણુઉ, જુ જિનશાસન જાણુ
મુનિ લાવણ્યસમયચી વાણી, ક્ષમા મુગતિ-પટરાણી
રે. ૭ ખમા૦

( મુનિ જશવિજય સંગ્રહ. એક પત્ર ).

---

## વર્તમાન વીતરાગધર્મ વિમુખતા.

( ભીમપલાસ રાગમાં )

વીતરાગ ધર્મવિમુખ અંધ લોક બહુ દિસે
લેતો કાલ ઉગ્રરૂપ વિષમતા બધે વસે—વીતરાગ૦
જ્ઞાન શાંતિનો ન મેળ, દષ્ટિરાગ સેળભેળ
કથણી રહેણી હેરફેર, ધામધૂમમાં ધસે—વીતરાગ૦
વક્તા વિચરે ઉલટ પંથ, મોહનીય કર્મ બંધ
બુડે બુડાડે લોક અંધ, મૂળમાર્ગથી ખસે—વીતરાગ૦
પુરૂષાર્થ ના ઉલ્લાસમાન, મળે ન કાંઇ ભેદજ્ઞાન
કરે ન શાસ્ત્ર-સમાધાન, જ્ઞાનીઓને બહુ હસે-વીતરાગ૦
ક્લેશ મતાભિનિવેશ, એકતા ન એક લેશ
સળગે જ્વાળા ક્રોધાવેશ, શ્વાન ગજપીઠે ભસે-વીતરાગ૦
એવા દુર્જનોથી દૂર, પામવા જ આત્મ-નૂર
મોક્ષ સાધે ભરત શૂર, શુદ્ધ રસ નસે નસે—વીતરાગ૦

**તંત્રી.**

---

## રાગદ્વેષનો ક્ષય એજ મોક્ષનો ઉપાય છે.

### સાધુવિહાર—મુનિકર્ત્તવ્ય.

**किं बहुणा इह जह जह रागद्दोसा लहुं विलिज्जंति ।**
**तह तह पयट्टियव्वं एसा आणा जिणिंदाणं ॥**

—યશોવિજયજીકૃત ધર્મપરીક્ષાની ઉપાંત્ય ગાથા ૧૦૭

—વિશેષ શું કહેવું ? આ સંસારમાં જે જે પ્રકારે રાગ અને દ્વેષ શીઘ્ર નાશ પામે તે પ્રકારે પ્રવૃત્ત થવું એ આજ્ઞા જિનેંદ્રોની છે.

આવું કથન આગમના જ્ઞાતા જૈન તર્કના સ્વયંભૂ સમ્રાટ્ યશોવિજયજી ઉપાધ્યાયે પોકારી પોકારી કહ્યું છે. 'જે જે અંશે નિરૂપાધિપણું તે તે અંશે ધર્મ' એવું મહાન્ સૂત્ર તેમણે સમાજ પાસે ટૂંકાક્ષરીમાં રજુ કર્યું છે તે પર લક્ષ સમાજ નહિ આપે તો તે કારણે સમાજની ઉત્તરોત્તર પડતી થઈ છે ને થતી જશે.

જ્યાં જ્યાં સાધુઓ વિહાર કરે ત્યાં ત્યાં તેઓ સંઘમાં પડેલી ફુટો, તડાંઓ, પક્ષો, ક્લેશો વગેરેના નિદાન

કારણમાં ઉતરી તેનો સમાધાનકારક ફેંસલો કરે, નવાં તડાં પડવામાં પોતે લેશ માત્ર પણ નિમિત્ત કારણ ન બને, અને જ્યાં એવું બનવાના સંયોગ ઉપસ્થિત થાય યા થયેલ ઝઘડાનું સમાધાન ન થાય તો ત્યાંથી વિહાર કરી ચાલ્યા જવું એ એક ઉત્તમ માર્ગ છે.

યશોવિજય અધ્યાત્મમતપરીક્ષામાં પણ ઉપરની ગાથા ઉપાંત્ય ૧૮૩ મી તરીકે મૂકે છે ને તેની ટીકામાં અર્થ કરે છે કેઃ—

અહીં ખરે રાગ અને દ્વેષ સંસારનું કારણ છે, તન્મૂલક પ્રવૃત્તિથી ઉત્પન્ન થયેલ ધર્મ અને અધર્મથી જાણે અપરાપર શરીર સંતાનરૂપ સંસારના ઉત્પાદનથી, તેનો વિલય થતાં એટલે તેની અનુપપત્તિ થતાં લોકોનો પુનર્ભવ-પુનર્જન્મ સંભવતો નથી એ નિર્વિવાદ છે; વળી જેઓ તત્ત્વજ્ઞાનથીજ મુક્તિ છે એમ કહે છે તેઓએ પણ તત્ત્વજ્ઞાનથી-મિથ્યાજ્ઞાન આદિના નાશક્રમથીજ તે તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ થતી હોવાથી રાગદ્વેષના નાશનું હેતુપણું તેનું હોવાથી તેને અવશ્ય આદરવું. વળી જેઓ કર્મનાજ પ્રાધાન્યથી મુક્તિહેતુ જણાવે છે તેઓ પણ તે કર્મનો નાશ-એટલે રાગદ્વેષનો નાશ થવાથી મુક્તિની ઉત્પત્તિ સ્વીકારે છે, હેતુના ઉચ્છેદમાં પુરૂષનો વ્યાપાર-પુરૂષાર્થ થાય છે માટે; વળી સ્યાદ્વાદ રૂપી અમૃતના પાનથી ફુલેલા હૃદયવાળા જ્ઞાનકર્મના સમુચ્ચયથી મોક્ષનું કારણ બતાવે છે તેઓ પણ તે જ્ઞાન અને કર્મ વડે રાગદ્વેષના નાશથી વીતરાગપણાની પ્રાપ્તિ વડેજ તેની-મોક્ષની ઉત્પત્તિ જણાવે છે. આથી તે બે (રાગ અને દ્વેષ)ના ક્ષયથી મોક્ષોત્પત્તિ છે એમ સર્વેની અનુમતિ છે-એકવાક્યતા છે. અને તે પ્રકારે જ તે રાગ દ્વેષના પર વિજય કરવાના ઉપાયમાંજ પ્રવર્ત્તવું ઘટે-પછી તે જ્ઞાનનિષ્ઠતાથી કે ક્રિયાનિષ્ઠતાથી કે તપોનિષ્ઠતાથી, એકાકીપણે કે અનેકાકીપણે કે ગમે તે પ્રકારે કહો-જેજેથી માધ્યસ્થભાવના જીવની જાગતી આવે તે તેજ ઉપાય સેવવો ઘટે. અત્ર તે માટે વિશેષાગ્રહ કરવાની જરૂર નથી કારણ કે હાથમાં લીધેલા કાર્ય માટે ઇષ્ટ દેશ પ્રતિ જવા ઇચ્છનારો હાથી ન હોય તો તે ઉપર ચઢીને જવા માટે તે આવે નહિ ત્યાં સુધી પ્રતીક્ષા કરતો નથી, ઘોડો હાજર હોય તો તેના પર ચઢીને જતો નથી એવું કંઈ નથી. માટે આજ ભગવાનની પરમ આજ્ઞા છે તે જાણીને તેની આરાધના કરવી જોઇએ. તેનાથીજ સર્વ અર્થની સિદ્ધિ છે એમ બધું જાણવું.

આવી રીતે પોતાનું ભાષ્ય મૂકીને પછી સંસ્કૃતમાં અંતિમ પ્રશસ્તિમાં તે જણાવે છે કે—

एतां वाचमुवाच वाचकवरो वाचंयमस्याग्रणी
रस्या एव च भाष्यकृत्प्रभृतयो निष्कर्षमातेनिरे।
एतामेव वहन्ति चेतसि परब्रह्मार्थिनो योगिनो
रागद्वेषपरिक्षयाद् भवति यन्मुक्तिर्न हेत्वन्तरैः॥
लावण्योपचयो यथा मृगदृशः कान्तं विना कामिनं
भैषज्यानुपशान्तभस्मकरुजः सद्भक्ष्यभोगो यथा।
अप्रक्षाल्य च पंकमंकसिचये कस्तूरिकालेपनम्
रागद्वेषकषायनिग्रहमृते मोघप्रयासस्तथा ॥२॥
आत्मध्यानकथार्थिनां तनुभृता मेता गिरः श्रोत्रयोः
श्रीमज्जैनवचोऽमृताम्बुधिसमुद्भूताः सुधाबिन्दवः।
एता एव च नास्तिकस्य नितरामास्तिक्यजीवातवः
सन्तप्तत्रपुसंभवद्रवमुचः पीडाकृतः कर्णयोः॥३॥

તંત્રી.

# જૂનું નવું ને જાણવા જેવું.

## ૧ જૈનયુગવિષે કૌમુદીકારનો અભિપ્રાય.

'કૌમુદી' પત્રના વિદ્વાન્ તંત્રી શ્રી વિજયરાય કલ્યાણરાયે ૧૯૩૦ ના માર્ચના અંકમાં આ પત્રના ગત ભાદરવાથી કાર્તકના અંક માટે 'ડાયરીમાંથી' એ મથાળા નીચે પૃ. ૧૯૭ માં જણાવેલું છે કે:—

'જૈનયુગ' (ભાદરવાથી કાર્તક)

**તા. ૨૨ મી:** ૭ અઠવાડિયાં પર આવેલ આ અંક આજે જ કૈંક નિવૃત્તિથી જોઈ શકાયો. તેનાં સવાસોથી પણ વધુ પાનાંમાં મોટે ભાગે તો જૈનોપયોગી કે પ્રાચીન સાહિત્યના અભ્યાસીઓને ઉપયોગી વિદ્વત્તા ભરચક ભરી છે. મિત્રદાવે મારૂં પહેલું ધ્યાન તો ગુજરાતના ગણતર તરુણ વિદ્વાનોમાંના એક ચીમનલાલ જે. શાહના ઉત્તર હિંદમાં જૈનધર્મ વિશેના એમના નિબંધની અનુક્રમણિકાએ ખેંચ્યું. આટલા પરથી જ લેખકની મહેનત ને ઝીણવટ એટલી બધી દેખાય છે કે આખું પુસ્તક પ્રગટ થયે એ વિષયના વાઙ્મયમાં કીમતી ઉમેરો થવાનો જ. આજ કથન તંત્રીરચિત 'જૈન સાહિત્યનો ઇતિહાસ'માંથી વસ્તુપાળ તેજપાળના યુગની સાહિત્યપ્રવૃત્તિનું પ્રકરણ પ્રસ્તુત અંકમાં અપાયું છે, તેને વિશે કરી શકાય. શો જીવન પર્યંત કર્યા જ કરેલો સાહિત્યસંચય ! મોહનભાઈ સામે કોઇ પણ વાજબી ફરિયાદ હોય તો એ જ હોઈ શકે કે પોતાનાં સાધન શક્તિનો લાભ આજ પહેલાં જુજ પ્રમાણમાં તેઓ આપતા હતા; હવે વધુ આપે છે, પણ હજી પૂરતા પ્રમાણમાં કદાચ નહીં. વસ્તુપાળ તત્કાલીન આંતરપ્રાંતીય પ્રતિષ્ઠાવાળા કવિ અને વિદ્યાપોષક હતા, તેમણે રૂ. ૧૮ હજાર (જો એ વાતમાં ખાસ અત્યુક્તિ ન હોય તો) માત્ર લાયબ્રેરીઓ પાછળ જ ખર્ચેલા તેથી એઓ તો સંવત તેરમા સૈકાના ગુજરાતી કાર્નેજી જેવા, આ બધું મને તો આ લેખે જ પહેલીવાર શીખવ્યું. જિનવિજયજીના લંડન અને હાંબુર્ગના પત્રો પણ સામાન્ય વાચકને રસ પડે તેવા, એમની લાક્ષણિક, સાદી, સાવ સાદી છતાં અરસિક નહીં, એવી શૈલીના નમૂના છે. અગાઉના તેમ આ પત્રોમાં પણ પરદેશીઓનાં જે ચારિત્ર અને વ્યવસ્થાશક્તિનાં એમણે વખાણ કર્યાં છે, તે અત્યારે તો આપણામાં નજેવાં જ છે ને? એ વધશે ક્યારે ? વધવામાં અંતરાયરૂપે આજની આપણી સર્વદેશી-સાંસ્કારિક, આર્થિક, રાજકીય-પરાધીનતા પણ ભાગ ભજવતી જ હશે ને ?

## ૨ ન્યાયાવતાર અને જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧ સંબંધી પ્રસિદ્ધ વક્તા શ્રી ચારિત્રવિજયજીનો અભિપ્રાય.

શ્રી મહાવીરચારિત્ર રત્નાશ્રમ સોનગઢ તા. ૨૨-૧૧-૨૯

શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના સેક્રેટરીઓ જોગ-મુંબઈ; આપના તરફથી ન્યાયાવતાર શ્રી સિદ્ધસેન દિવાકર વિરચીત તેમ જ જૈન ગુર્જર કવિઓ પ્રથમ ભાગ એમ બન્ને પુસ્તકો મળ્યા છે. તે હર્ષ સાથે સ્વીકારૂં છું અને તેના સંબંધમાં અભિપ્રાય લખવા જેવો છે જ નહીં કેમકે વસ્તુ સ્થિતિ સ્પષ્ટ છે. ન્યાયાવતાર પુસ્તક સ્કુલો અને કોલેજોમાં ભણનાર વિદ્યાર્થીઓ માટે તેમજ બીજા જીજ્ઞાસુ સાધુ સાધ્વિ વિગેરે માટે ઘણું જ ઉપયોગી છે અને તેવી જ શૈલીથી છપાયેલ છે. આવા ન્યાયના જૈનપુસ્તકો બહાર પાડવાથી કૉન્ફરન્સે અત્યુત્તમ કાર્ય કર્યું છે એમ હું કહું તો તેમાં બીલકુલ અતિશયોક્તિ નથી.

જૈન ગુર્જર કવીઓ પ્રથમ ભાગ-સંકલિત કરવામાં મોહનલાલ દલીચંદ દેશાઈએ અતિ પરિશ્રમ સેવી જૈન ઇતિહાસની અને જૈન સાહિત્યની ઉંચામાં ઉંચી સેવા બજાવી છે. હાલમાં સઝાય સ્તવનોના છપાતાં અનેક પુસ્તકોમાં જે દ્રવ્યનો ગેરઉપયોગ થાય છે તેના કરતાં વિદ્વાનોના હાથે આવા સ્વરૂપમાં જૈન ગુર્જર સાહિત્ય બહાર પાડવામાં આવે તો જૈનોને ઘણું જ જાણવાનું અને શીખવાનું મળે. કૉન્ફરન્સે અમુક અંશે જે પ્રયત્ન સેવ્યો છે તે આ-

પકાર દાયક છે અને જૈનોએ કૉન્ફરન્સને આવા પુસ્તકો બહાર પાડવામાં દ્રવ્યની સહાય આપવી જ જોઈએ એમ હું ઇચ્છું છું.

**લિ. મુનિ ચારિત્રવિજયના ધર્મલાભ.**

**૩ ડૉ. હર્મન જેકોબીનો અપભ્રંશ કાવ્યત્રયી સંબંધી અભિપ્રાય.**

Bonn, 30th April 1929
59 Niebuhrstrasse.

Dear Sir,

I am in respect of your letter dated 8th April 1929 and of the complimentary copy of No. XXXVII (Apabhramsakavytrayi) of the Gaekwad's Oriental Series and beg to offer my best thanks for either, I have gone over the greater part of this book with the most lively interest. The introduction is an admirable piece of scholarship giving an exhaustive information on the author of the 3 Kavyas, his life etc. With such materials as the Jain Pandit possesses it would be possible to give a substantiated account of the literature and the general culture of Oriental Gujarati during its palmy days. The original texts as well of the main edition as in the appendix are as far as I have been able to examine them as yet carefully edited. On the whole the volume leaves a most favourable impression.

With kind regards.

Yours faithfully,
Sd. **Prof. Hermann Jacobi,**
Jeheimer Regierungsrat.

'વહાલા સાહેબ–તમારી તા. ૮ એપ્રિલ ૧૯૨૯નાં પત્ર મળ્યો અને તે સાથે ઉપહાર તરીકે ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથમાલા નં. ૩૭ (અપભ્રંશ કાવ્યત્રયી) ની એક નકલ મળી. બંને માટે હું અત્યંત ઉપકાર માનું છું. તે ગ્રંથનો મોટો ભાગ અત્યંત જીવંત રસ સહિત જોઈ ગયો છું. પ્રસ્તાવના એ વિદ્વત્તાની સ્તુત્ય વાનગી છે અને તેમાં ત્રણે કાવ્યના કર્ત્તા, તેનું જીવન વગેરે સંબંધી સંપૂર્ણ હકીકતો આપી છે. આવી સામગ્રીઓ જૈન પંડિત ધરાવે છે તેથી જૂની ગૂજરાતીના ભવ્ય કાળમાં તેની સામાન્ય સંસ્કૃતિનો અને તેના સાહિત્યનો પ્રમાણપૂર્વક અહેવાલ આપવાનું શકય બને. મુખ્ય આવૃત્તિના મૂળ ભાગો તેમજ પરિશિષ્ઠો અત્યાર સુધી તેમનું બારીક નજરે નિરીક્ષણ કરી શકયો છું ત્યાં સુધી કાળજી પૂર્વક સંશોધિત કરવામાં આવ્યાં છે. એકંદરે આ પુસ્તકથી અત્યંત અનુકૂળ છાપ પડે છે. પ્રીતિભર્યા આદર સહિત આપનો વિશ્વાસુ **હર્મન જેકોબી.**'

આ અપભ્રંશ કાવ્યત્રયીના સંશોધક આપણા સાક્ષર પંડિત શ્રી **લાલચંદ ભગવાનદાસ ગાંધી** છે અને તે સંબંધી રા. મધુસૂદનભાઈનું વકતવ્ય પણ આ પત્રના ગતાંકમાં આવી ગયું છે.

**૪ શ્રીમદ્ હરિભદ્રસૂરિના કાલ સંબંધી ડા૦ હર્મન જેકોબીનો અભિપ્રાય.**

"......I have just finished reading the Sanskrit Kuvalayamala Katha which makes one desire for the original Prakrit work. If another mss, of the original should come to light, the Prakrit text should be edited as there are but very few *old* Prakrit works accessible. From the introduction of the Kuvalayamala Katha and from Jinavijaya's paper on the date of Haribhadra I see that I was wrong in my surmise that Haribhadra was the actual *guru*, and not the परंपरागुरु of Siddharshi...' Bonn 7-9-20.

—"...સંસ્કૃત કુવલયમાલા કથા મેં વાંચી હમણાંજ પૂરી કરી. તે વાંચીને તેના મૂળ પ્રાકૃત ગ્રંથની ઇચ્છા થાય છે. જો તે મૂળ ગ્રંથની બીજી હસ્તપ્રત પ્રકાશમાં આવે તો તે પ્રાકૃતના મૂળ ભાગનું સંશોધન થાય કારણ કે ઉપલબ્ધ થતા જૂના પ્રાકૃત ગ્રંથો ઘણા થોડાજ છે. કુવલમાલા કથાની પ્રસ્તાવના અને જિનવિજયના હરિભદ્ર સૂરિના કાલનિર્ણયપરના નિબંધ પરથી મને જણાય છે કે હું સિદ્ધર્ષિના પોતાનાજ ગુરૂ તરીકે અને નહિ કે પરંપરા ગુરૂ તરીકે હરિભદ્રને ગણવાના મારા વિચારમાં હું ખોટો હતો. ઑાન. ૭-૯-૨૦.

## ૫ 'જૈન સાહિત્યમાં વિકાર થવાથી થયેલી હાનિ' પર પ્રો. ઠાકોરનો અભિપ્રાય.

રા. રા. ભાઇ બેચરદાસ,

"જૈન સાહિત્યમાં વિકાર થવાથી થયેલી હાનિ" એ તમારો નિબંધ હું વાંચી ગયો છું. ઘણોજ આનંદ થયો. (૧) વાલભી વાચના લગી નેતાઓમાં સંયમ અને આખા સંઘ પ્રતિ કર્તવ્યબુદ્ધિ અને આખા ભરતખંડને જૈન બનાવવાની આશા ટકેલાં, તે પછી તેમાં પડતી થઇ તે હરિભદ્રસૂરિ જેવા કેટલાક "પ્રભાવકો" એ ફરી ફરીને બનતો પ્રયત્ન કરેલો તથાપિ મટાડી શકાઇ નહી. અને ઘણીજ દુઃસહ થઈ ગઇ છે; (૨) બૌદ્ધ ધર્મ તેવાનાં ઇતિહાસ અને વારાફેરાની સીધી તેમ આડકતરી અસર જેમ પૌરાણિક હિંદુ ધર્મ ઉપર થઇ તેમ તે જ અરસામાં એટલે ઇ. પૂ. ૫૦૦ થી ઇ. સ. ૫૦૦ લગીની સહસ્રાબ્દિમાં જૈન ધર્મ ઉપર પણ થઈ છે; (૩) હાલ જેમ હિંદુધર્મને નામે પ્રવર્તતો અધર્મ અને મુસ્લિમ ધર્મને નામે પ્રવર્તતો અધર્મ હિંદુ મુસ્લિમોની અધોગતિને જ વેગ આપી રહ્યો છે તેમ જૈન ધર્મ અને જૈન સમાજની પણ દુર્દશા જ છેઃ—એ ત્રણ વાત તમારા નિબંધમાંથી કોઇ પણ સમદર્શી અને ઇતિહાસ પદ્ધતિએ વાંચનાર ખુલ્લી જોઇ શકે છે.

તમને ખબર નહીં હોય કદાચ, પણ સંસ્કૃત બૌદ્ધ વાઙ્મય સ્થાપત્ય અને કલાઓમાં મહા પંડિતોમાંથી કેટલાક; અત્યારે (ક) પૌરાણિક દેવદેવીઓના હાલનાં સ્વરૂપો બૌદ્ધ અને તાંત્રિક બૌદ્ધની પૂજ્ય મૂર્તિઓનાં જ રૂપાંતર છે, (ખ) મૂર્તિપૂજા બુદ્ધનિર્વાણ પછી અને કદાચ અશોકના સમય પછી જ હિંદમાં થઇ, જોરદાર બની તો નિઃસંશય તે પછી, (ગ) આગલા બુદ્ધો અને બોધિસત્ત્વોનાં કલ્પનો પરથી જ હિંદુ વિચારમિનારમાં દશાવતાર અને ચોવીશ અવતારની કલ્પનાઓ પેઠી, વગેરે અનુમાનોને દઢાવવા મથી રહ્યા છે.

શહેરો મોટાં થાય છે અને દેશભરમાં વિચારવિનિમયનાં સાધનો જેવાં કે તાર ટપાલ છાપાં આગગાડી આદિ વધે છે તેમ તેમ અહ્ જથાની સ્વસંરક્ષણ શક્તિ (જે માત્ર જિજીવિષાની મૂલ પ્રેરણા instinctનું અર્વાચીન રૂપ છે તે) પણ પુંજીભૂત થઇ પુરાણોમાં વર્ણવેલા રાક્ષસોની માયાવી કલાઓ ધારણ કરે છે. स्थितं परिपालयेत् રૂપ આ ભૂત (=પ્રાચીન=માત્ર રૂઢ)પરસ્તી જ conservatism નો પાયો છે; તે વટવૃક્ષનાં મૂલ જેવાં ઉંડા ઉતરી ગયેલાં અને પહાણ સાથે પાષાણીભૂત થઇ ગયાં હોય છે. હાલના સુધારકોને સમાજનો ઉદ્ધાર કરવાનું કર્તવ્ય ઘણું જ વિષમ પડી જાય છે આને લીધે. તેમણે વધારે ત્યાગ દઢતા અને ચારિત્રબલથી એની સામે ઝઘડવાનું છે, તેમાંના વધારે વધારે એ માયાવી રાક્ષસની દંષ્ટ્રાઓમાં બલિરૂપે આનંદથી હોમાવાનું છે. પોપધર્મનો ઉચ્છેદ અનેલોસેકસન સમાજોમાં, ખલીફાધર્મનો ઉચ્છેદ હાલના ટર્કી અને ઇજિપ્તમાં આવા સુધારક શહીદોની પરંપરા વડે જ સધાયો. હિંદમાં હજી લગી સ્થિતિ શંકાસ્પદ છે. મોહનભાઈ ગાંધી જેવાની એકંદર અસર હિંદમાં મધ્યકાલને દ્રઢાવવાની જ થવાની કે અર્વાચીન કાળની પ્રસૂતિને વેગ દેવાની થવાની એ હજી તો નથી સમઝાતું. અને ક્રાંતિ, જેમાં અંધ અહ પરંતુ સામે મોએ લડી શકાય નહીં એવાં ધાડાંનું ઘોડાપંથી સાગ્રાજ્ય ઘડીભર જલપ્રલયની માફક બધે ફરી વળી ઘણો ઘણો વિનાશ જ કરી નાખે છે, તે ઝપાટાબંધ ચડતી જાય છે. આમાંથી કેવું ભાવિ ઘડાશે તે જોવાની મારી તો શક્તિ નથી.

આ નિબંધમાં તમે તમારા બીજા નિબંધો વિષે

સૂચનો કર્યા છે. (૧) વીર જીવન ઉપર (૨) જૈન-શ્રુત ઉપર (૩) શ્વેતાંબર દિગંબરના ઈતિહાસ ઉપર વગેરે ચાર પાંચ નિબંધો કે વ્યાખ્યાનો તમે લખો છો લખવાના છો એને જ તમે તમારી પરમસેવા ગણી રહ્યા છો વગેરે આ વ્યાખ્યાનમાં દરેક યોગ્ય સ્થળે આવે છે. તો આ વ્યાખ્યાનોમાંથી કે નિબંધો-માંથી કયાં પ્રકટ થયાં છે અને કયાં મળી શકે છે તે જણાવવા કૃપા કરશો.

જિનવિજયજીનો પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભ એ ગ્રંથ બ્હાર પડી ગયો? કે હજી પ્રસ્તાવના આદિ કર્તા જર્મનીથી મોકલાવે ત્યારે બ્હાર પડશે? જર્મ-નીથી એમના સારા સમાચાર જ આવતા હશે.

પંડિત સુખલાલજીને પ્રણામ. તમારૂં મહત્કાર્ય (magnum opus) ક્યાંલગી આવ્યું વારૂ? છેલ્લું વાલ્યુમ ક્યારે બહાર પડી જશે?
મદનઝાંપે વડોદરા તા. ૩૦-૧૧-૨૯

**બળવંતરાય ક. ઠાકોરના સલામ.**

જૈન ઇતિહાસ વાઙ્મય વિચારણા પરિભાષા સંકેતો આદિ વિષે એટલો તો અજ્ઞ છું તમારા નિબંધમાંથી મારે તમને ઠેકાણે ઠેકાણે પૂછવું પડે એમ છે. પરંતુ એતો પાછો જ્યારે મળવાનો યોગ થાય ત્યારે?

**૬ महाकवि वाग्भटके जैनग्रंथकी व्याख्या में गडबड**–આ નામનો એક લેખ મુનિશ્રી હિમાં-શુવિજયે લખેલો જૈનયુગના એક ગતાંકમાં પ્રકટ થયો હતો. આ સંબંધમાં તેના પ્રકાશક મોતીલાલ બનારશીદાસ પંજાબ સંસ્કૃત બુક ડીપો લાહોર સાથે પત્રવ્યવહાર કરતાં નીચેનો તા. ૧૪-૧૨-૨૯ નો પત્ર મળ્યો હતો તે ઉક્ત મુનિશ્રીએ અમને પૂરો પાડતાં પ્રકટ કરીએ છીએઃ–

પ્રકાશક પુસ્તક કે ટીકાકારસેં (વાગ્ભટાલંકાર જૈન ગ્રંથકી પ્રાપ્ત મનોરંજની ટીકા કે લીખનેવાલે શ્રીયુત પ્રો. ઈશ્વરીદત્ત શાસ્ત્રીસે) સહમત નહીં, ઔર જો ભૂલેં હો ગઈ હૈં વે અગલી આવૃત્તિમેં ઠીક કરા દી જાવેંગી ॥

**૭ પંજાબના સર્વ જૈન પુસ્તકોની ટીપ કરવા બાબત**–બાબુ કીર્તિપ્રસાદજીનો તા. ૧૩-૮-૧૯૩૦ નો પત્ર જૈન કૉન્ફરન્સ પર નીચે પ્રમાણે આવ્યો હતો ને તેના પર કૉન્ફરન્સની કાર્યવાહી સમિતિની તા. ૧૮-૮-૩૦ ની બેઠકમાં જે ઠરાવ થયો હતો તે પણ અમે નીચે આપીએ છીએ, કે જે પરથી દ્રવ્યની સહાયના અભાવને લીધે આવું ઉપ-યોગી સાહિત્ય-કાર્ય અટકી પડે છે તે ખેદનો વિષય છે. જૈન શ્રીમંતો કે જૈન સાહિત્યપ્રકાશની સંસ્થાઓ કે હમણાં અમદાવાદમાં ભરાનાર જૈન સાહિત્ય પ્રદર્શનની સમિતિ આ કાર્ય ઉપાડી લેવા દ્રવ્યની મદદ કરે, તો આ મહત્કાર્ય ટુંકામાં સારી રીતે કરાવી શકાશે. અમે તેમનું ધ્યાન ખેંચીએ છીએ ને ભલામણ કરીએ છીએ કે તેઓ આ કાર્ય ઉપાડી લે.

બાબુ કીર્તિપ્રસાદજી લખે છે કેઃ–પંજાબ મેં બહુતસે જૈન પુસ્તક ભંડાર હૈં ઔર ડૉ. બના-ર્સીદાસ Ph. D. Research scholar સે પતા લગા હૈ કિ ઉન ભંડારો મેં બહુતસે પ્રાચીન હસ્ત લિખિત ગ્રન્થ હૈં જો આપકે છપી હુઈ ગ્રંથાવલીમેં નહીં હૈં. વહ યહભી કહતે હૈં કિ અગર કરીબ એક હજાર રૂપીઆ કે યાની દો સાલ તક ૪૦ રૂ. માસિક કે હિસાબસે પંજાબ યૂનિવર્સીટીકો દીયા જાવે તો ડાક્તર સાહબ કોશીશ કરકે પંજાબ કે સબ જૈન ગ્રંથો કી બાકાયદા મકુમ્મલ ફેહરિસ્ત તૈયાર કરાકર ૨ સાલ કે અંદર Punjab University કી તરફસે છપવા દેવેં. યહ કામ બહુત જરૂરી હૈ ઔર કામહી સારે જૈન સમાજકા હોનેકે કારણ કૉન્ફરંસ કો રૂપીઆ ૧૦૦૦ દેનેકી ઉદારતા દિખલાની ચાહીયે આશાહૈ કિ ઈસ કામમેં આપ પુરી કોશિશ કરકે ઈસ રકમકી મંજુરી જરૂર જલ્દ ભેજેંગે... ઈસિલિયે અબ યહ મૌકા હૈ. કિ ઈસ કામમે મદદ કરતે પંજાબી ભાઈયોંકો સંતુષ્ટ કરે."...

તા. ૧૮-૮-૩૦ ની કાર્યવાહી સમિતિનો ઠરાવ એ છે કે–"પંજાબમાં આવેલા ભંડારોનું લીસ્ટ કરવા માટે રૂ. ૧૦૦૦ ની મદદ થવા બાબત શ્રી કીર્તિપ્રસાદજી ગુજરાનવાલાનો આવેલ પત્ર રજુ થતાં

# પિતા મહાવીરના પુત્રોને !

લેખક—પંડિત બહેચરદાસજી. અધ્યાપક ગુજરાત વિદ્યાપિઠ, અમદાવાદ.

**मित्ती मे सव्व भूएसु**

પ્રભુનું આ વાક્ય તો હમેશા ગાઇએ છીએ પણ આચરશું ક્યારે !

**જૈન સંઘ કહે છે કેઃ—**

બધા પ્રાણીમાં મારી મૈત્રી છે.

—: તો :—

શું એ પ્રાણીઓમાં ભૂખે મરતાં દેશબંધુઓ નથી સમાતાં !

શું એ પ્રાણીઓમાં જોધ જુવાન પણ બેકાર થયેલા લોકો નથી આવતા !

શું એ પ્રાણીઓમાં માટી, મીઠું કે શાક પાનજ આવે છે !

શું એ પ્રાણીઓમાં કીડી, મંકોડી કે માંકડ ચાંચડજ આવે છે !

શું એ પ્રાણીઓમાં બેકામ બનેલાં ખોડાં ઢોરજ આવે છે !

શું मित्ती मे सव्व भूएसु ના રટણને ખરું કરવું છે!

પ્રાણી માત્રમાં મનુષ્ય સર્વોત્કૃષ્ટ છે

અને તેમાં પણ દેશબંધુ

તેની સાથેની મૈત્રીમાંજ એ વાક્યની સાર્થકતા રહેલી છે.

---

## અમારી એટલે શું ?

મારી = મારવું 卐 અમારી = બચાવવું

વિદેશી કાપડના ઉપયોગને લીધે ભારતના લાખો મનુષ્યો ભૂખમરો વેઠે છે.

વિદેશી કાપડના મોહને લીધે ભારતનાં કરોડો મનુષ્યો બેકાર રહે છે.

વિદેશી કાપડની મમતાથી જગતને કચરી નાખનારો મુડીવાદ બળવાન બને છે.

વિદેશી કાપડના વપરાશથી ભારતના બેકાર મનુષ્યો આળસુ થઇ અનીતિના માર્ગે ચડે છે.

વિદેશી કાપડના વ્યવહારમાં મદ્યપાન, વ્યભિચાર અને અનેક કુટુંબોનો નાશ રહેલ છે.

વિદેશી કાપડની સુંવાળપમાં કરોડો પશુઓના લોહી રેડાય છે.

એવું વિદેશી કાપડ વાપરવું એ

**મારી છે કે અમારી?**

---

## ભગવન્ત શું કહે છે ?

[ અહિંસા, સંજમ અને તપ એજ મારૂં શાસન છે.]

શુદ્ધ સ્વદેશી કાપડથી ભારતનાં ભૂખ્યા લાખો મનુષ્યો અન્ન ભેગા થાય છે.

શુદ્ધ સ્વદેશીની ભાવનાથી દેશબંધુઓની બેકારી દૂર થાય છે.

શુદ્ધ સ્વદેશીના વ્યવહારથી દેશબંધુઓનાં આળસ અને અનીતિ ઉડી જાય છે.

શુદ્ધ સ્વદેશીના પ્રચારથી આડંબરને સ્થાને સાદાઈ આવે છે.

શુદ્ધ સ્વદેશી વસ્ત્રના ઉપયોગમાં સંયમ અને તપ કેળવી શકાય છે.

શુદ્ધ સ્વદેશી વસ્ત્રના ઉપયોગથી કરોડો પશુઓને અભયદાન મળે છે.

શુદ્ધ સ્વદેશીમાંજ સમસ્ત રાષ્ટ્રની આબાદી અને આઝાદી રહેલ છે.

---

## ઝીણાં અને સુવાળાં કપડાં

સાધુઓનાં બ્રહ્મચર્યનો નાશ કરનારાં છે

**માટે ભગવાન કહે છે કેઃ—**

સાધુઓએ સદા અપરિગ્રહી રહેવું એટલે વસ્ત્રો ન રાખવા એ મુખ્ય માર્ગ છે જ્યારે

બીજો માર્ગ જીર્ણ:—ફાટેલાં, તુટેલાં, વસ્ત્રોથી ચલાવી લેવાનો છે

દેશમાં કરોડો માણસો વસ્ત્ર વિના રડવડે છે, ત્યારે મુનિ મહારાજો હવે કેટલો કાળ વસ્ત્રનો શોખ માણશે !

—: કેમકે :—

યંત્રોમાં બનતું કાપડ મનુષ્ય જાતનો ઘાણ વાળી રહ્યું છે.

યંત્રોમાં બનતું કાપડ સેંકડો કતલખાનાંઓ નિભાવી રહ્યું છે.

યંત્રોમાં બનતું કાપડ કુટુંબોના નાશ કરનારા મદ્યને લાવે છે.

—: તો :—

ભગવાનની આજ્ઞા માનવી કે યંત્રમા બનતાં ઝીણાં અને સુંવાળા મલમલને વશ થવું ?

---

**તીર્થંકરોની જન્મભૂમિ**

જે ભૂમિમાં તિર્થંકરો જન્મ્યા છે,
જે ભૂમિમાં તિર્થંકરો વિચર્યા છે,
જે ભૂમિમાં તિર્થંકરોએ અહિંસા ધર્મનો પ્રચાર કર્યો છે,
જે ભૂમિમાં આનંદ, કામદેવ, જેવા ગૌપાલક શ્રાવકો થયા છે,
તે ભૂમિ હાલ કેવી બેહાલ બની છે ?
કે જ્યાં
મનુષ્યને ખાવાને પુરતું અન્ન નથી,
પહેરવાને પુરતાં વસ્ત્રો પણ નથી.
અને
જીવવાને કોઇ પ્રવૃત્તિ નથી
તે ભૂમિની સેવા માટે
તિર્થંકરોના અનુયાયીઓ કશું પણ નહીંજ કરે ?
શું તિર્થંકરોના અનુયાયીઓ પોતાની આંખે એ પવિત્ર ભૂમિના થતાં અપમાનો જોયાંજ કરશે કે ?

---

**[ શ્રમ કરે તે શ્ર-મ-ણ ]**

ભગવાનના સંઘમાં મચ્છીમાર હરીબળ, ચંડાલ હરિકેશી અને મુનિ મેતારજ, કુંભાર સદ્દાલપુત્ર, મહા ખેડુત આણંદ એ બધાને એક સરખુંજ સ્થાન છે.

પ્રત્યક્ષ મહિમા સંયમ, તપ અને શીલનોજ છે; પણ કોઈ જાતિવિશેષનો નથી;

**માટેજ ભગવાન કહે છે કે:—**

"બ્રાહ્મણપણું, ક્ષત્રિયપણું, વૈશ્યપણું અને શુદ્રપણું જાતિમાં નથી પણ પ્રવૃત્તિમાં છે"

મુંડન માત્રથી કંઈ શ્રમણ થવાતું નથી. જેઓ શ્રમણ થઈને બધી જાતની સગવડો ભોગવે છે, અને પોતાનો સમય પ્રમાદમાં ગાળે છે, તેઓને ભગવાને પાપ-શ્રમણો તરીકે ઓળખાવ્યા છે.

---

# બનારસ હિંદુ યુનિવર્સિટીમાં જૈન ચેર:—

આ યુનિવર્સીટીમાં જૈન તત્વજ્ઞાન અને ન્યાયની એક ચેર રૂા. ચાલીસ હજાર (સિક્યોરિટી રૂા. ૫૨૦૦૦ ની ફેસ વેલ્યુની ) આપી સ્થાપવામાં આવી છે. આ સંબંધમાં થયેલ છેવટનો પત્રવ્યવહાર નીચે પ્રમાણે છેઃ—

No. 4037

To,
The Vice-chancellor,
Benares Hindu University.
BENARES.

Dear Sir,

Re: Endowing a Jain Chair.

We beg to draw your attention to our proposal for endowing a Jain Chair of Logic and Philosophy in the Benares Hindu University which you have, by virtue of the resolution of your Council dated the 31st March 1930, accepted on the terms and conditions embodied in the resolution No. 5 of the meeting of the Council

dated the 21st August 1926.

We suggest that in case the interest from the funds endowed by us be not sufficient for maintaining the said Chair, the income may be complemented by such amount as may be necessary for the purpose from the general funds of the Benares Hindu University.

We further suggest that in making selection of the Professor for the Jain Chair preference should be given to a Jain Candidate if possessing requisite qualifications for the post.

In case the terms and conditions mentioned are not or can-not be carried out by the Benares Hindu University for any reason whatsoever the income of the said fund shall be utilised in giving scholarships to Jain students prosecuting their studies at the Benares Hindu University.

In connection with the above suggestions we had an interview with your goodself and Pandit Govind Malaviya and thank you for your acceptance of these terms.

We herewith forward the proposed amount invested in 3½% Government papers. The details of the said investment are as under :—

No. B100440,1854-55
Rs. 25,000/- One piece.
No. B100441,1854-55
Rs. 25,000/- One piece.
No. B129827,1900-1
Rs. 1,000/- One piece.
No. B103463,1900-1
Rs. 1,000/- One piece.

Yours faithfully,
Sd. શા. રણછોડભાઈ રાયચંદ ઝવેરી.
Resident General Secretaries.
Jain Swetamber Conference.

अनुवादः-ता. २१-८-१९२६ ना रोज मळेली काउन्सीलनी सभाना ठराव नं. ५ मां समापली शरतो अनुसार तमारी काउन्सीलनी ता. ३१ मी मार्च १९३० ना ठरावथी बनारस हिंदु युनिवर्सीटीमां न्याय अने तत्त्वज्ञान माटे जैन चेर स्थापवा माटेनो आपवा माटे नक्की थयेली रकमवाळी अमारी मांगणी तमोए स्वीकारी छे ते तरफ आपनुं ध्यान खेंचीए छीए.

अमे सुचवीए छीए के सदहुं 'जैन चेर' नुं खर्च नीभाववा माटे अमारा तरफथी आपवामां आवती रकम पूरती न थई पडे तेवो प्रसंग आवे त्यारे बनारस हिंदु युनिवर्सीटीना सामान्य भंडोळमांथी खुटती रकम तमारे उमेरवी.

वळी वधारामां एवी सूचना करीए छीए के उक्त 'जैन चेर' माटे प्रोफेसरनी नीमणुंक करती वखते जरूरी लायकात धरावनार जैन उमेदवार मळे तो पहेली पसंदगी तेनी करवी.

कोई पण संजोगोमां निर्णीत थएली शरतो बनारस युनिवर्सीटी अमलमां मुकी न शके तो सदहुं फंडनी उत्पन्न बनारस हिंदु युनिवर्सीटीमां अभ्यास करता जैन विद्यार्थीओने स्कॉलरशीप आपवामां खर्चवी.

उपरनी सूचनाओ संबंधे आप साहेब (पं. मदनमोहन मालवीआ वाईस चान्सेलर) तथा पंडीत गोविंद मालवीआ साथे अमोए

रुबरु मुलाकात लीधी हती अने आ शरतो स्वीकार्या बदल आपनो आभार मानीए छीए.

साडात्रण टकानी सरकारी लोनमां रोकेली सदहुं रकम आ साथे अमे मोकलीए छीए जेनी विगत नीचे मुजब छे.

* रु. २५००० नो टुकडो पक नं. बी. १००४४०-१८५४-५५, रु. २५००० नो टुकडो पक नं. बी. १००४४१-१८५४-५५, रु. १००० नो टुकडो पक नं. बी. १२९८२७-१९००-०१. रु. १००० नो टुकडो पक नं. बी. १०३४६३-१९००-०१, ५२००० कुल रुपीआ बावन हजार.

**Office of the Benares Hindu University.**

No. P/872 IV (B)-88 — Benares, Sept. 17, 1930.

To,

The Resident General Secretaries,
Shri Jain Swetamber Conference,
BOMBAY.

Dear Sir,

I am directed to forward herewith a copy of the resolution No. 73 of the meeting of the Council of the University held on the 23rd of August 1930, for your information and necessary action.

Yours Sincerely,
S. C. DE.
For Assistant Secretary
to the Council.

---

Copy of the resolution No. 73 of he meeting of the Council held on he 23rd of August 1930.

"Read letter No. 4037 dated the 18th of August 1930, from Resident General Secretaries, Shri Jain Swetamber Conference re: the proposal of endowing a Chair in Jain Philosophy and Logic and forwarding $3\frac{1}{2}\%$ Government Promissory Note of the face value of Rs. 52,000/-.

Resolved that the thanks of the Council be conveyed to the Secretaries to the Conference for forwarding the donation in G. P. notes for the endowment of a Chair in Jain Philosophy and Logic.

Resolved further that the Secretaries be informed that a lecturer in Jain literature and philosophy will be appointed.

Resolved further that the Secretaries of the Conference be informed that the Council is not in a position to supplement the amount accruing as interest from the fund from its own treasury towards its salary.

Resolved further that as is suggested by the Secretaries in making selection of a lecturer, preference will be given to a Jain candidate possessing the requisite qualifications for the post; and that in case a lecturer is not appointed, the amount will be utilized in giving scholarships to Jain students prosecuting their studies in the Benares Hindu University."

## જૈન ગ્રેજ્યુએટો તથા સંસ્થાઓ પ્રત્યે.

જૈન ગ્રેજ્યુએટો અને સંસ્થાઓનું એક રજીસ્ટર ગત કન્વેન્શન વખતે થએલા ઠરાવ અન્વયે આ સંસ્થાની ઓફીસમાં રાખવામાં આવ્યું છે, જેથી વિનંતિ કરવાની કે પોતપોતાના નામો વિગત સાથે સત્વરે ઉક્ત રજીસ્ટરમાં નોંધાવવા માટે નીચેના સીરનામે લખી જણાવવું.

એસીસ્ટંટ સેક્રેટરી,

**શ્રી જૈન શ્વેતાંમ્બર કોન્ફરન્સ.**

૨૦, પાયધુની મુંબઇ ૩.

અમારા અમદાવાદના એજન્ટ:—

**રા. જગશીભાઇ મોરાર**

ઠે. અંબાલાલ હીરાલાલ પટેલના ઘર પાસે,
માદલપુરા-અમદાવાદ.

આ માસિક અમદાવાદમાં તેમના મારફતે ગ્રાહકોને પહોંચાડવા ગોઠવણ કરવામાં આવી છે. અમદાવાદના અમારા ગ્રાહકોને તેમજ અન્ય બંધુઓને જણાવવાનું કે નીચેના પુતસ્કો પણ તેમની પાસેથી વેચાતા મલી શકશે.

"જૈન ગુર્જર કવિઓ" (પ્ર. ભાગ), "જૈન શ્વેતામ્બર મંદિરાવલિ", "જૈન ડીરેકટરી" ભાગ ૧-૨, "જૈન ગ્રંથાવલિ", વિગેરે.

અમદાવાદના ગ્રાહકો પ્રત્યે વિજ્ઞપ્તિઃ—આપનું લવાજમ હજુ સુધી મોકલાયું ન હોય તો સત્વરે અમારા એજંટને આપી પહોંચ લેશોજી.